महर्षिवेदव्यासप्रणीतं

# श्रीमद्भागवतमहापुराणम्
# श्रीधरीटीका एवं
# गुजरातीव्याख्यासहितम्

## [ प्रथम-खण्ड ]

( प्रथमः, द्वितीयः एवं तृतीयः स्कन्धः )



सच्चिदानन्दरूपाय विश्वोत्पत्त्यादिहेतवे।
तापत्रयविनाशाय श्रीकृष्णाय वयं नुमः॥
सदा सेव्या सदा सेव्या श्रीमद्भागवती कथा।
यस्याः श्रवणमात्रेण हरिश्चित्तं समाश्रयेत्॥

अनुवादिका : श्रीमती वैदेही पार्थिवकुमार अध्यारु

[ गीताप्रेस, गोरखपुर ]

# આશીર્વચન

શ્રીમદ્ ભાગવતની શ્રીધરી ટીકાના ગુજરાતી અનુવાદના આ બૃહદ્ ગ્રંથનું જ્યારે પ્રકાશન થઈ રહ્યું છે ત્યારે શ્રીમતી વૈદેહીબહેનના આ અભૂતપૂર્વ કાર્યને બિરદાવવા માટે શબ્દો ટૂંકા પડે છે. આવા કલ્યાણકારી પરંતુ અસંભવ જણાતા કાર્યનો તેમના મનમાં સંકલ્પ જન્મ્યો અને અનેક વ્યસ્તતાઓ અને કઠિનાઈઓ છતાં વીસ વર્ષના લગાતાર પ્રયત્નને પરિણામે આ કાર્ય સંપન્ન થયું તે શ્રીહરિની મહતી કૃપાનું સ્પષ્ટ પ્રદર્શન છે તેમાં કોઈ શંકા નથી. શ્રદ્ધા, ભક્તિ, નિયમિત ભગવત્સેવા અને પ્રભુની શરણાગતિને કારણે વૈદેહીબહેન આ કૃપાના ભાગી થયા છે એની મને ખાતરી છે અને પ્રભુની આવી કૃપા તેમના પર વરસતી રહે અને પ્રભુપ્રાપ્તિનું તેમનું ધ્યેય સિદ્ધ થાય તેવી પ્રાર્થના કરું છું.

સંસ્કૃત ભાષાનું ઊંડું જ્ઞાન ન ધરાવનારા સાધકો પણ પ્રભુના વાઙ્મય અવતારરૂપી આ પ્રાસાદિક ગ્રંથનું અધ્યયન કરી શકશે અને ભક્તિ અને જ્ઞાનના સૂક્ષ્મ રસનો આસ્વાદ લઈને ધન્યતા પ્રાપ્ત કરી શકશે. આ ભગીરથ કાર્ય કરીને વૈદેહીબહેને ગુજરાતી આધ્યાત્મિક સાહિત્યમાં એક મહત્ત્વનું પ્રદાન કર્યું છે અને શ્રીમદ્ ભાગવતના રસિકો હંમેશ માટે તેમના ઋણી રહેશે.

આ કાર્ય સંપન્ન કરવામાં ડૉ. લક્ષ્મેશભાઈ જોષીનો ફાળો અત્યંત મહત્ત્વનો છે. તેમનો પ્રેમ, તેમનું માર્ગદર્શન અને તેમના પ્રોત્સાહન ઉપરાંત તેમનો ઉત્સાહ અને તેમની તત્પરતાએ વૈદેહીબહેનને ખૂબ પ્રેરણા અને બળ આપ્યાં છે. ગીતાપ્રેસે સામેથી ચાલીને આ ગ્રંથના પ્રકાશનનું કામ માથે લીધું અને તેના દરેક તબક્કામાં સહકાર આપ્યો તે પણ ઈશ્વરીય સંકેત જ છે. વૈદેહીબહેનના અનેક સાથી સાધકોએ પણ આ ગ્રંથના પ્રકાશનની પ્રક્રિયામાં ઉત્સાહથી સાથ આપ્યો છે તે પણ નોંધપાત્ર છે. આ સર્વ પર પ્રભુની કૃપા વરસતી રહે, પ્રભુપ્રાપ્તિની પોતાની યાત્રામાં તેઓ સદા આગેકૂચ કરતા રહે અને અંતે તેમના ધ્યેયને પ્રાપ્ત કરે તેવી પણ પ્રભુને પ્રાર્થના કરું છું.

આ ગ્રંથનો બહોળો પ્રચાર થાય, વિશાળ સંખ્યામાં સાધકો તેનાથી લાભાન્વિત થાય અને એ રીતે આ ગ્રંથના નિર્માણ અને પ્રકાશનમાં જે મહાન પરિશ્રમ થયો છે તે સર્વ રીતે સફળ થાય તેવી શુભેચ્છાઓ પણ પાઠવું છું.

**ઓં તત્ સત્**

**– સ્વામી વિદિતાત્માનંદ**

**તત્ત્વતીર્થ**

ડિસે. ૩૦/૧૨/૨૦૧૭

# પ્રસ્તાવના

**॥ श्रीः ॥**

**श्रीधरस्वामिकृत-भावार्थदीपिका-संवलितम् मूलपाठ-श्रीधरीटीका-इति उभय गुजरातीअनुवादसहितम् श्रीमद्-भागवत-महापुराणम्**

**શ્રીધરસ્વામિકૃત-ભાવાર્થદીપિકા-સંવલિત, મૂળપાઠ અને શ્રીધરી ટીકા-બન્નેના ગુજરાતી અનુવાદ-સહિત શ્રીમદ્ ભાગવત મહાપુરાણ**

શ્રીમદ્ ભાગવત અને તેના પરની પ્રસિદ્ધ શ્રીધરી ટીકા એ બન્નેના અનુવાદનું ભગીરથ કાર્ય ભગવદ્-ઈચ્છાથી શ્રીમતી વૈદેહીબહેન દ્વારા પ્રારંભાયું એ પ્રસંગ અને તે પૂર્વેની આ પ્રસ્તાવના પ્રસ્તુત કરનારા અમારી મનોભૂમિકા વિષે થોડુંક વિચારી લઈએ.

અમારા ભારદ્વાજ ગોત્રના બ્રાહ્મણ કુટુંબમાં પૂ. પિતાજી શ્રીવલ્લભજીભાઈ પોતાના નિત્ય સ્વાધ્યાયમાં ભાગવતના બે અધ્યાયોનું પારાયણ કરતા. પૂ. મોટાભાઈ શ્રીરામશંકરભાઈ ભાગવતના પ્રસિદ્ધ વક્તા હતા. એટલે કુટુંબના સંસ્કારોમાંથી ભાગવત-સ્વાધ્યાયનાં બીજ અમારી મનોભૂમિકામાં વવાયાં હતાં. પરિવારની પરંપરામાંથી જીવન-વ્રતસ્વરૂપે અમને બે વસ્તુઓ પ્રાપ્ત થઈ હતીઃ (૧) પ્રાતઃસંધ્યાદિ કર્મ અને (૨) ભાગવતનો સ્વાધ્યાય. પરંતુ અર્વાચીન કોલેજો-યુનિવર્સિટીઓમાં વેદ, વેદાન્ત, ન્યાય, સાહિત્ય વગેરેનાં અધ્યયન-અધ્યાપનમાં બન્ને વ્રતોનું પાલન દુષ્કર જણાતું.

વળી, એક ઘટના બની. ગુજરાત યુનિવર્સિટીના એક પ્રિય પ્રાધ્યાપક મિત્રે સમ્માનપૂર્વક શ્રીધરી ટીકાસહિત ભાગવત-ગ્રંથ ભેટસ્વરૂપે અમને સમર્પિત કર્યો. ભાગવત-સ્વાધ્યાય-પ્રીતિને કારણે થોડા દિવસ ભાગવત-શ્રીધરીનો અમારો સ્વાધ્યાય ચાલ્યો પણ ખરો, પરંતુ નવ્યન્યાય-પ્રવેશ ગ્રંથ, સંપૂર્ણ બ્રહ્મસૂત્ર-શાંકરભાષ્યના ગુજરાતી અનુવાદનો ગ્રંથ વગેરેની રચના દરમ્યાન ભાગવતનો સ્વાધ્યાય છૂટી ગયો!

વળી, ભગવદ્-ઈચ્છાથી બીજી એક ઘટના બની. ઈ.સ. ૧૯૯૮માં એક દિવસે ઓચિંતાં એક બહેન અમારા ભરદ્વાજ-ભવનમાં (અમદાવાદ) આવ્યાં. પ્રાથમિક વાતચીત પછી એમણે પ્રસ્તાવ મૂક્યોઃ મારે આપના માર્ગદર્શન નીચે ભાગવતનો અને તેના પરની ટીકા શ્રીધરીનો ગુજરાતીમાં અનુવાદ કરવો છે. ભાગવતના અનુવાદો તો થયા છે, પરંતુ સમગ્ર ભારતમાં સુપ્રસિદ્ધ શ્રીધરી ટીકાનો અનુવાદ કોઈ ભાષામાં થયો નથી. આ પ્રસ્તાવ મૂકનાર બહેન હતાં શ્રીમતી વૈદેહીબહેન પાર્થિવભાઈ અધ્યારુ!

આ પ્રસ્તાવ સાંભળીને અમારી મનોભૂમિકામાં ભાગવત-સ્વાધ્યાયનાં સ્ફુટિત અંકુર સ્પંદન પામ્યાં. કુળપરંપરાથી પ્રાપ્ત ભાગવત-સ્વાધ્યાય વ્રત, થોડા સમય પૂર્વે મળેલી શ્રીધરી ટીકાસહિત ભાગવતની ભેટ અને શ્રીમતી વૈદેહીબહેનનો શ્રીધરી ટીકા-સહિત ભાગવતના અનુવાદનો પ્રસ્તાવ – આ ત્રણેય બિન્દુઓને જોડતાં અમને એવી પ્રતીતિ થઈ કે સ્વયં ભગવાન અમારા દ્વારા ભાગવત-શ્રીધરીનો સ્વાધ્યાય કરાવવા ઈચ્છે છે. આમ ભગવદ્-ઈચ્છાથી ભાગવતના અને શ્રીધરી ટીકાના અનુવાદનું આ કાર્ય પ્રારંભાયું. શ્રીમતી વૈદેહીબહેનને ભાગવતનાં પદ્યોના અને શ્રીધરી ટીકાના ગુજરાતી અનુવાદના કાર્યરૂપી અધ્યયનનો આનંદ હતો અને અમને આ અનુવાદરૂપી કાર્યના અધ્યાપનનો આનંદ હતો. આમ ઉભયપક્ષીય આનંદના

પરિણામ-સ્વરૂપે ભાગવતનાં અઢાર હજાર પદ્યોના અને શ્રીધરી ટીકાના અનુવાદનું આ કાર્ય, પ્રાયઃ વીસ વર્ષના, શ્રીમતી વૈદેહીબહેનના પ્રીતિપૂર્વકના તીવ્ર વિદ્યાતપના ફળ-સ્વરૂપે ગીતાપ્રેસ ગોરખપુર દ્વારા ભગવત્કૃપાથી પ્રકાશિત થઈ રહ્યું છે, એનો અમને આનંદ છે.

**ભાગવત પુરાણનો મહિમા :** પુરાણ સાહિત્ય ઘણું પ્રાચીન છે. પરમાત્માના નિઃશ્વાસમાંથી ઋગ્વેદાદિ વેદો પ્રકટ થયા. તેમની સાથે ઈતિહાસ-પુરાણ પણ પ્રકટ થયાં. (બૃહદારણ્યક ઉ. ૨/૪/૧૦.) સનત્કુમારની સમક્ષ નારદજી પોતે ભણેલાં શાસ્ત્રો ગણાવે છે, તેમાં ઋગ્વેદાદિ વેદોની સાથે ઈતિહાસ-પુરાણનો પણ નિર્દેશ છે (છાન્દોગ્ય ઉ. ૭/૧/૨). ભાગવતની સંસ્કૃત ભાષા ક્યાંક વેદભાષા જેવી છે. તેથી ભાગવત પરની શ્રીધરી વગેરે સંસ્કૃત ટીકાઓમાં છાન્દસ અને આર્ષ પ્રયોગોના નિર્દેશ કરેલા જોવા મળે છે.

વેદની ગહન વાતોને સમજી શકવાની બૌદ્ધિક ક્ષમતા જેમની ન હોય તેવા સાધારણ જનસમૂહ માટે ઈતિહાસ (મહાભારત) અને પુરાણ (ભાગવત) દ્વારા વેદની ગહન વાતોનો, વેદાર્થ-તત્ત્વજ્ઞોના મતો દ્વારા લોકભોગ્ય શૈલીમાં વિસ્તાર (ઉપબૃંહણ) કરવો એવો એક પ્રાચીન મત છે (મહાભારત ૧/૧/૨૦૪, સમીક્ષિત આવૃત્તિ, પ્રવીણ પબ્લિકેશન, રાજકોટ). ભાગવત માહાત્મ્યમાં કહ્યું છે કે વેદ અને ઉપનિષદોના સારમાંથી ભાગવતની કથા જન્મી છે (પદ્મપુરાણ માહાત્મ્ય ૨/૬૭).

અર્વાચીન સંશોધન અનુસાર ભાગવતનો રચનાકાળ ઈ.સ. ચોથી સદી માનવામાં આવે છે. મહાભારતની સમીક્ષિત આવૃત્તિ જેમ ભાંડારકર ઓરિએન્ટલ રિસર્ચ ઈન્સ્ટિટ્યુટ (બી.ઓ.આર.આઈ) પુણે દ્વારા પ્રકાશિત થઈ છે, વાલ્મીકિ રામાયણની સમીક્ષિત આવૃત્તિ જેમ ઓરિએન્ટલ રિસર્ચ ઈન્સ્ટિટ્યુટ વડોદરા દ્વારા પ્રકાશિત થઈ, તેમ શ્રીમદ્‌ભાગવત મહાપુરાણની સમીક્ષિત આવૃત્તિ બી.જે.ઈન્સ્ટિટ્યુટ ઓફ લર્નિંગ એન્ડ રિસર્ચ અમદાવાદ દ્વારા પ્રકાશિત થયેલી છે.

પ્રસિદ્ધ ઉક્તિ છે કે **विद्यावताम् भागवते परीक्षा** અર્થાત્ વેદાન્ત, વ્યાકરણ, ન્યાય વગેરે વિદ્યાઓ જાણનારાઓની ભાગવતમાં પરીક્ષા થઈ જાય છે. ભાગવતનાં પદ્યોમાં વેદ, બ્રાહ્મણ, આરણ્યક, ઉપનિષદના મંત્રોની પ્રતિછાયા ક્યાંક દેખાય છે. સાંખ્ય, યોગ, ન્યાય, વૈશેષિક, પૂર્વમીમાંસા, ઉત્તરમીમાંસા, વ્યાકરણ, છન્દોવૈવિધ્ય, અલંકારો, સંસ્કૃત-શબ્દ-પર્યાયો વગેરે ભાગવત-પદ્યોમાં વિપુલ પ્રમાણમાં હોવાથી સંસ્કૃતના પંડિતની વિદ્યાનું પરીક્ષણ એકાદ પદ્યની વ્યાખ્યામાં થઈ જાય છે. તેથી એક બીજી ઉક્તિ પ્રસિદ્ધ થઈ છેઃ **विद्या भागवतावधिः** અર્થાત્ વિદ્યાની પરાકાષ્ઠા કે પૂર્ણતા ભાગવતમાં થાય છે.

ભાગવતમાં અનેક અતિશયોક્તિ-પૂર્ણ કથાઓ આવે છે. તેવી કથાઓમાં માત્ર સૂચિતાર્થ સમજવાનો હોય છે. કોઈક નિર્મળ ચિત્તમાં વિજ્ઞાન અને વૈરાગ્યને જાગૃત કરવાં એ આ કથાઓનું – શબ્દવિસ્તારનું મુખ્ય પ્રયોજન છે, એમ ભાગવતના જ એક પદ્યમાં કહ્યું છે. (૧૨/૩/૧૪) કથાઓનું વિષયવસ્તુ પરમાર્થ – સર્વોચ્ચ સત્ય નથી. સર્વોચ્ચ સત્ય તો એક માત્ર ભગવાન જ છે.

ભાગવતનાં પદ્યોમાં અર્થનું ગાંભીર્ય કે ઊંડાણ અને વૈવિધ્ય અપાર છે. ભાગવતના પ્રથમ પદ્ય, **जन्माद्यस्य यतो**....નાં સો અર્થઘટનો, ભાગવતની શ્રીધરી ટીકા ઉપર વંશીધરી ટીકા રચનારા શ્રીવંશીધરજીએ કરેલાં છે. પૂ. શ્રીકૃષ્ણશંકર શાસ્ત્રીજીએ આ સો અર્થઘટનોનું સંપાદન કરીને ગ્રંથસ્વરૂપે પ્રકાશિત કરેલ છે. **श्रीवंशीधरनिबद्ध( आद्यपद्यस्य )व्याख्या-शतक-समलङ्कृतम् ग्रन्थरत्नम्।** – સોલા ભાગવત વિદ્યાપીઠ, અમદાવાદ, ઈ.સ. ૨૦૦૧.

સામાન્યતઃ શાસ્ત્રોમાં પ્રસ્થાન-ત્રયીનો અર્થાત્ ઉપનિષદ, ગીતા અને બ્રહ્મસૂત્ર એ ત્રણનો શબ્દપ્રમાણ તરીકે સ્વીકાર કરેલ છે, પરંતુ રામાનુજાચાર્ય, નિમ્બાર્કાચાર્ય, મધ્વાચાર્ય, વલ્લભાચાર્ય વગેરે આચાર્યો ભાગવતને ચોથું શબ્દપ્રમાણ માને છે (પ્રસ્થાન-ચતુષ્ટયી).

ભાગવતના મુખ્ય વિષય તરીકે ભાગવતના બીજા પદ્યમાં (૧/૧/૨) બે વસ્તુઓ દર્શાવી છેઃ (૧) મત્સર-રહિત સંતોનો કપટરહિત પરમ ધર્મ (જેમાંથી ભક્તિ જન્મે) અને (૨) આધ્યાત્મિક આદિ ત્રિવિધ તાપનો નાશ કરનાર અને મનુષ્યનું કલ્યાણ કરી દેનાર વાસ્તવિક વસ્તુ અર્થાત્ સચ્ચિદાનંદ પરમાત્મા. ભાગવતના ઉપક્રમમાં પરમ સત્ય-સ્વરૂપ પરમાત્માનો નિર્દેશ છે. [सत्यं परं धीमहि। ૧/૧/૧, પરમ સત્યનું અમે ધ્યાન કરીએ (છીએ).] અને ભાગવતના ઉપસંહારમાં પણ પરમ સત્ય પરમાત્માનો નિર્દેશ કરેલો છે. सत्यं परं धीमहि। ૧૨/૧૩/૧૯. એટલે ભાગવત ગ્રંથનું તાત્પર્ય પરમાત્માના નિરૂપણમાં જ છે. વળી, धीमहि એ પદ સૂચવે છે કે ભાગવત વેદના ગાયત્રીમંત્રનું ભાષ્ય છે. વળી, સત્યસ્વરૂપ પરમાત્માના ધ્યાનની વાત કરી અને તેને બદલે કૃષ્ણ કે શિવના ધ્યાનનો નિર્દેશ નથી કર્યો. એ સૂચવે છે કે ભાગવત એ કોઈ વિશિષ્ટ સંપ્રદાયનો ગ્રંથ નથી.

નિર્વિશેષ બ્રહ્મ જ મનુષ્યોના કલ્યાણ માટે જ સવિશેષ, સગુણ બ્રહ્મસ્વરૂપે અવતાર લે છે. માત્ર કંસ વગેરેનો નાશ કરવા માટે જ પરમાત્મા અવતાર ધારણ કરતા નથી. માત્ર ભ્રૂભંગથી કરોડો બ્રહ્માંડોનો નાશ કરી શકે છે, તે પરમાત્મા માટે કંસ વગેરે દૈત્યોનો નાશ કરવો એ બહુ મોટી વાત નથી.

**नृणां निःश्रेयसार्थाय व्यक्तिर्भगवतो नृप।**
**अव्ययस्याप्रमेयस्य निर्गुणस्य गुणात्मनः॥** (ભાગવત ૧૦/૨૯/૧૪)

અને તેના ઉપરની **तोषिणी टीका : नृणां जीवमात्राणां निःश्रेयसार्थाय...... तं साधयितुमेव इत्यर्थः। व्यक्तिः प्राकट्यम्...अन्यथा भ्रूविजृम्भमात्रेण ब्रह्माण्डकोटिसंहारसमर्थस्य भूभारसंहरणमात्रार्थं व्यक्तेः अनुपपत्तिः इत्यर्थः।** – શ્રીસનાતન ગોસ્વામી.

નિર્વિશેષ સ્વરૂપમાં સ્થિત એક-અદ્વિતીય પરમાત્મા પ્રલય સમયમાં રહે છે તે જ આ શ્રીકૃષ્ણ છે, એમ શ્રીકૃષ્ણના દ્વારકા પ્રતિ પ્રસ્થાનના પ્રસંગે હસ્તિનાપુરની સ્ત્રીઓ પરસ્પર કહે છે. **स वै किलायं पुरुषः पुरातनो य एक आसीदविशेष आत्मनि।** ભાગ. ૧/૧૦/૨૧. આ દર્શાવે છે કે ભાગવતના મતાનુસાર શ્રીકૃષ્ણ એ પરબ્રહ્મ પરમાત્મા જ છે.

ભાગવતનો એ સિદ્ધાન્ત છે કે ચૈતન્યસ્વરૂપ પરમાત્મા જ માયા દ્વારા કર્તા, કર્મ, કરણ વગેરે બને છે. **यस्मिन् यतो येन च यस्य यस्मै यद् यो यथा कुरुते कार्यते च।** – ભાગ.૬/૪/૩૦. આ સિદ્ધાન્ત બાદરાયણ મુનિના બ્રહ્મસૂત્ર ૨/૩/૪૧ માં છે. આ સૂત્રના ભાષ્યમાં ભગવાન શંકરાચાર્ય સમજાવે છે કે જીવાત્માની અવિદ્યા-અવસ્થામાં હેતુરૂપ બનતા ઈશ્વરથી, તેની અનુજ્ઞાથી, કર્તૃત્વ-ભોક્તૃત્વવાળા, જીવાત્માના સંસારની સિદ્ધિ થાય છે અને તે ઈશ્વરના અનુગ્રહરૂપી હેતુવાળા વિજ્ઞાનથી જ મોક્ષની સિદ્ધિ થાય છે. **परात् तु तत्-श्रुतेः।** એ સૂત્ર પરનું શાંકરભાષ્યઃ- **परात् तु तत् - श्रुतेः। अविद्या-अवस्थायाम् .....ईश्वरात् तदनुज्ञया कर्तृत्व-भोक्तृत्वलक्षणस्य संसारस्य सिद्धिः, तदनुग्रहहेतुकेन एव च विज्ञानेन मोक्षसिद्धिः भवितुम् अर्हति।** - બ્ર.સૂ.શા.ભા. પાર્શ્વ પબ્લિકેશન, અમદાવાદ, ઈ.સ.૨૦૧૧, પૃ.૧૨૪૮, ભાગ ૨. આમ ભાગવત અને બ્રહ્મસૂત્રના સિદ્ધાન્તોમાં ઘણું સામ્ય જણાય છે.

બ્રહ્મ અને જીવનો સંબંધ દર્શાવવા, પરવર્તી શાંકરવેદાન્તમાં પ્રતિબિંબવાદ અને અવચ્છેદવાદના સિદ્ધાન્તો સ્વીકારાયા. બુદ્ધિ આદિ ઉપાધિઓમાં પડતું ચૈતન્યનું પ્રતિબિંબ તે જીવ. જળમાં પડતું સૂર્યનું પ્રતિબિંબ જળ હાલે ત્યારે હાલતું દેખાય, પરંતુ ખરેખર સૂર્ય હાલતો નથી. તેમ દુઃખાદિના પ્રસંગે મન, બુદ્ધિ વગેરેમાં પડતું ચૈતન્યનું પ્રતિબિમ્બ દુઃખાદિ અનુભવે, પણ બિમ્બસ્વરૂપ ચૈતન્ય ઉપર દુઃખાદિની કોઈ અસર થતી નથી. **जलगतं हि सूर्यप्रतिबिम्बं.....जलचलने चलति...... न तु परमार्थतः सूर्यस्य तथात्वमस्ति।** શાંકરભાષ્ય, બ્રહ્મસૂત્ર ૩/૨/૨૦, પૃષ્ઠ ૧૪૮૬

ભાગવતમાં પણ પ્રતિબિમ્બવાદનું દૃષ્ટાન્ત જોવા મળે છે. જળમાં પડતું ચન્દ્ર-પ્રતિબિમ્બ, ઉપાધિરૂપ જળ હાલે ત્યારે કમ્પ અનુભવે, પરંતુ આકાશમાં રહેલો ચન્દ્ર કમ્પ અનુભવતો નથી. તેમ દેહ-બુદ્ધિ વગેરે ઉપાધિઓમાં પડતું ચૈતન્યનું પ્રતિબિંબ દેહાદિના ધર્મો અનુભવે, પરંતુ મૂળ ચૈતન્ય-સ્વરૂપ આત્માને એ ધર્મોનો અનુભવ થતો નથી.

**यथा जले चन्द्रमसः कम्पादिस्तत्कृतो गुणः।**
**दृश्यतेऽसन्नपि द्रष्टुरात्मनो नात्मनो गुणः॥** (ભાગ. ૩/૭/૧૧.)

પરવર્તી શાંકરવેદાન્તમાં સ્વીકૃત અવચ્છેદવાદ પ્રમાણે જેમ મહાકાશ, ઘટાદિની ઉપાધિથી અવચ્છિન્ન (મર્યાદિત) બને તેમ પરમચૈતન્ય દેહાદિની ઉપાધિથી અવચ્છિન્ન બને છે, તેને જીવાત્મા કહે છે. **न ईश्वराद् अन्यः संसारी, तथापि देहादिसंघातोपाधि-संबन्धः इष्यते एव, घटकरकगिरिगुहादि - उपाधिसंबन्धः एव व्योम्नः।** શાંકરભાષ્ય, બ્રહ્મસૂત્ર ૧/૧/૫; પૃ. ૩૧૭.

આ અવચ્છેદવાદનું નિરૂપણ ભાગવતમાં પણ જોવા મળે છે. જેમ ઉપાધિરૂપ ઘટને ભાંગી નાખવામાં આવે ત્યારે ઘટમાં રહેલું આકાશ જેવું પૂર્વે હતું તેવું થઈ જાય, તેમ પરાવિદ્યાથી અજ્ઞાનનો નાશ થતાં સ્થૂળ-સૂક્ષ્મ દેહનો નાશ થાય છે. ત્યારે જીવ બ્રહ્મસ્વરૂપ બની જાય. **घटे भिन्ने यथाकाशः आकाशः स्याद् यथा पुरा। एवं देहे मृते जीवो ब्रह्म सम्पद्यते पुनः॥** ભાગ. ૧૨/૫/૫.

શાંકરવેદાન્તમાં બ્રહ્મના સ્વરૂપમાં ભાસતા જગતને, દોરડીમાં દેખાતા સર્પ જેવું માનેલ છે. આ રજ્જુ છે, સર્પ નથી – એવું જ્ઞાન થવાથી મનુષ્યની બીક જતી રહે છે, એ પ્રયોજન વસ્તુવર્ણનથી પણ સિદ્ધ થાય છે. **रज्जुः इयं, नायं सर्पः इति वस्तुमात्रकथनेऽपि प्रयोजनस्य दृष्टत्वात्।** શાંકરભાષ્ય, બ્રહ્મસૂત્ર ૧/૧/૪, પરિચ્છેદ ૩૮, પૃ.૨૮૫, પાર્શ્વ પબ્લિકેશન, અમદાવાદ. ઈ.સ. ૨૦૧૧.

ભાગવતમાં પણ બ્રહ્મ કે આત્મા અને જગત વચ્ચેના સમ્બન્ધને દર્શાવવા માટે રજ્જુ અને સર્પનું દૃષ્ટાન્ત આપેલું છે. ભાગવતમાં કહ્યું છે કે જ્યારે મનુષ્યો આત્માનો આત્મા તરીકે અનુભવ ન કરી શકે, ત્યારે સમગ્ર જગત તેમની સામે ઊભું થાય છે. મનુષ્યને આત્માનો આત્મા તરીકે અનુભવ થાય ત્યારે તે જગત લય પામી જાય છે. રજ્જુનું જ્ઞાન ન હોય ત્યારે તે રજ્જુ સર્પના શરીરરૂપે દેખાય છે. રજ્જુનું રજ્જુ તરીકે જ્ઞાન થાય ત્યારે રજ્જુમાં સર્પશરીર હોતું નથી – દેખાતું નથી.

**आत्मानमेवात्मतयाऽविजानताम् तेनैव जातं निखिलं प्रपञ्चितम्।**
**ज्ञानेन भूयोऽपि च तत् प्रलीयते, रज्ज्वाम् अहेर्भोगभवाभवौ यथा॥**

(ભાગ. ૧૦/૧૪/૨૫)

અદ્વૈત વેદાન્તમાં કહ્યું છે કે વિવેકી પુરુષો જાગ્રત અવસ્થાના જગતને અને સ્વપ્નસૃષ્ટિને સમાન ગણે છે. **स्वप्नजागरितस्थाने ह्येकमाहुर्मनीषिणः।** – કારિકા ૫, વૈતથ્ય પ્રકરણ, માંડૂક્ય ગૌડપાદકારિકા. ભાગવતમાં પણ જગતને સ્વપ્ન અને કાલ્પનિક ગંધર્વનગર જેવું માનેલ છે.

**मन्यमान इदं विश्वं मायारचितमात्मनि। अविद्यारचित-स्वप्न-गन्धर्वनगरोपमम्॥**

ભાગ. ૪/૧૨/૧૫ ધ્રુવાખ્યાન.

અદ્વૈત વેદાન્તમાં મનાય છે કે જગતના કારણરૂપ બ્રહ્મ સત્ય છે અને જગતના કાર્યરૂપ પદાર્થો નામમાત્ર છે. છતાં વ્યવહાર માટે કાર્યભેદ આવશ્યક છે. માટીમાંથી બનતા ઘડો, કોડિયું વગેરે પદાર્થો માત્ર નામ અને આકારથી જુદા છે. **नामैव केवलं, न विकारो नाम वस्तु अस्ति।......मृत्तिकैव तु सत्यं वस्तु अस्ति।** – શાંકરભાષ્ય, છાન્દોગ્ય ૬/૧/૪. ભાગવતમાં પણ કહ્યું છે કે હાર, કુંડળ વગેરે અલંકારો આદિ, મધ્યમ અને અંતમાં માત્ર સુવર્ણસ્વરૂપ જ હોય છે. હાર, કુંડળ એવા કાર્યભેદ તો માત્ર વ્યવહારના પ્રયોજન માટે જ હોય છે. **विकारो व्यवहारार्थो यथा तैजसपार्थिवाः।** ભાગ.૧૧/૨૪/૧૭.

ભાગવતમાં જ્ઞાન અને ભક્તિ બન્નેની ખૂબ પ્રશંસા કરેલી છે. ક્યારેક મુક્તિ (બ્રહ્માનુભવાત્મક જ્ઞાન) અને ભક્તિ પરસ્પરના પર્યાય બની જતી જણાય છે. ભાગવતમાં કહ્યું છે કે મનુષ્ય અજ્ઞાનથી અધ્યસ્ત કર્તૃત્વ વગેરેથી યુક્ત, આત્માના અન્યથારૂપને છોડીને સ્વ-સ્વરૂપમાં સ્થિરતા પ્રાપ્ત કરે તેને મુક્તિ કહે છે. **मुक्तिर्हित्वान्यथारूपं स्वरूपेण व्यवस्थितिः।** ભાગ. ૨/૧૦/૬. વિવેકચૂડામણિ(૩૨)માં શંકરાચાર્ય કહે છે કે પોતાના સ્વરૂપનું અનુસંધાન કરવું એને ભક્તિ કહેવાય છેઃ **स्वस्वरूपानुसन्धानं भक्तिरित्यभिधीयते।** એટલે આત્માની સ્વરૂપમાં સ્થિતિને ભાગવત મુક્તિ કહે છે અને અદ્વૈત વેદાન્ત તેને જ ભક્તિ કહે છે.

ભાગવત કહે છે કે ભક્તિ બધાં પાપોને બાળી નાખે છે. ભગવાન શ્રીકૃષ્ણ એકાદશ સ્કન્ધમાં ઉદ્ધવજીને ઉપદેશ આપતાં કહે છે : હે ઉદ્ધવ, જેમ સુસમૃદ્ધ કે અત્યંત પ્રજ્વલિત જ્વાળાવાળો અગ્નિ લાકડાંને ભસ્મ કરી દે છે, તેમ મને વિષય બનાવતી ભક્તિ પાપોને સંપૂર્ણ રીતે બાળી નાખે છે. **यथाग्निः सुसमृद्धार्चिः करोत्येधांसि भस्मसात्। तथा मद्विषया भक्तिरुद्धवैनांसि कृत्स्नशः॥** ભાગ.૧૧/૧૪/૧૯ બીજી બાજુ ઉપનિષદ, ગીતા અને બ્રહ્મસૂત્ર પ્રમાણે બ્રહ્મજ્ઞાન સર્વ પાપોને બાળી નાખે છે. છાન્દોગ્ય ઉપનિષદમાં કહ્યું છે કે જેમ કમળના પાનને જળબિન્દુઓ ચોંટતાં નથી, તેમ આ પ્રમાણે બ્રહ્મને જાણનારાને પાપકર્મ વળગતું નથી. **यथा पुष्करपलाशे आपो न श्लिष्यन्ते एवम् एवंविदि पापं कर्म न श्लिष्यते।** છાન્દો.૪/૧૪/૩. ગીતામાં કહ્યું છે કે જ્ઞાનરૂપી અગ્નિ સર્વ કર્મોને ભસ્મ કરી નાખે છે. **ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात् कुरुते तथा।** ગીતા ૪/૩૭. બ્રહ્મસૂત્ર ૪/૧/૧૩ માં કહ્યું છે કે તે બ્રહ્મનું જ્ઞાન થાય ત્યારે મનુષ્યને પછી કરવામાં આવતા ક્રિયમાણ પાપકર્મનો સ્પર્શ થતો નથી અને પૂર્વે કરવામાં આવેલાં તેનાં સંચિત પાપકર્મોનો નાશ થઈ જાય છે **तदधिगमे उत्तरपूर्व-अघयोः अश्लेषविनाशौ तद्व्यपदेशात्॥** બ્ર.સૂ.૪/૧/૧૩.

આ સંદર્ભો જોતાં સ્પષ્ટ થાય છે કે મનુષ્યનાં પાપોને બાળી નાખનાર શક્તિ ભાગવતના મતે ભક્તિ છે અને વેદાન્તના મતે જ્ઞાન છે. આમ વિચારતાં જણાય છે કે સર્વોચ્ચ પ્રેમલક્ષણા ભક્તિ અને પ્રેમપૂર્વકનું સમ્યક્ જ્ઞાન બન્ને પરસ્પરના પર્યાય બની જાય છે.

ભાગવતમાં કહ્યું છે કે આ ભાગવત પુરાણમાં પરમહંસ કોટિના સંન્યાસીઓએ પ્રાપ્ત કરવા યોગ્ય શુદ્ધ-કેવળ અદ્વૈતને વિષય બનાવતું પરમ જ્ઞાન વર્ણવાયું છે. **यस्मिन् पारमहंस्यमेकममलं ज्ञानं परं गीयते।** ભાગ.૧૨/૧૩/૧૮. બીજી બાજુ ભાગવતમાં ભક્તિનો મહિમા પણ ખૂબ ગવાયો છે. એકાદશ સ્કન્ધમાં શ્રીકૃષ્ણ ઉદ્ધવજીને કહે છે કે ફલાસક્તિ વગરની પ્રબળ ભક્તિ જે રીતે મને પ્રાપ્ત કરાવી શકે છે, તે રીતે સાંખ્ય, યોગ, તપ, ત્યાગ અને ધર્મ વગેરે સાધનો મને પ્રાપ્ત કરાવી શકતાં નથી. શ્રદ્ધાયુક્ત એક માત્ર ભક્તિથી હું ગ્રહણ કરવા (પ્રાપ્ત કરવા) યોગ્ય બનું છું.

**न साधयति मां योगो न सांख्यं धर्म उद्धव।**
**न स्वाध्यायस्तपस्त्यागो यथा भक्तिर्ममोर्जिता॥**
**भक्त्याऽहमेकया ग्राह्यः श्रद्धया....॥**

(ભાગ.૧૧/૧૪/૨૦,૨૧)

ભાગવતમાં કહ્યું છે કે ભગવાન વાસુદેવ વિષે સમ્યક્ રીતે કેન્દ્રિત મનથી કરેલો ભક્તિયોગ મનુષ્યમાં જ્ઞાન અને વૈરાગ્યને જન્માવશે. (**वासुदेवे भगवति भक्तियोगः समाहितः। सध्रीचीनेन वैराग्यं ज्ञानं च जनयिष्यति॥** ભાગ.૪/૨૯/૩૭). એટલે તાત્પર્ય એવું જણાય છે કે ભાગવતમાં ભલે અદ્વૈત બ્રહ્મના જ્ઞાનનું નિરૂપણ થયેલું હોય, છતાં પ્રેમલક્ષણા ભક્તિનું પલ્લું વધારે નમતું જણાય છે.

આમ ભાગવતમાં નિરૂપિત આત્મા વિષેનું ગહન તત્ત્વજ્ઞાન, શાંકર વેદાન્તના કેટલાક મહત્ત્વના સિદ્ધાન્તો સાથે ભાગવતનું સુસ્પષ્ટ સામ્ય, જ્ઞાન અને ભક્તિના માહાત્મ્યનું ગંભીર છતાં પ્રસાદગુણપૂર્ણ શૈલીમાં નિરૂપણ વગેરે વિષે વિચારતાં જણાય છે કે ભાગવતનો મહિમા જેટલો ગાઈએ તેટલો ઓછો છે.

**ભાગવત ઉપરની ટીકાઓ :** ભાગવત ઉપર સંસ્કૃતમાં લખાયેલી ઘણી પ્રાચીન ટીકાઓ મળે છે. શ્રીકૃષ્ણશંકર શાસ્ત્રીજીએ આમાંની અનેક ટીકાઓનું સંપાદન કરીને બૃહત્કાય ગ્રંથરૂપે પ્રકાશિત કરી છે. (શ્રીભાગવતવિદ્યાપીઠ, સોલા, અમદાવાદ, ગુજરાત). તેમાં ભાગવત પદ્યના અન્વયરૂપે શાસ્ત્રીજીની પોતાની કૃષ્ણપ્રિયા વ્યાખ્યા અને ભાગવત-પદ્યનો હિન્દી અનુવાદ પણ સમાવિષ્ટ છે. તેમાંની કેટલીક મુખ્ય ટીકાઓ આ પ્રમાણે છેઃ શ્રીધરસ્વામીની ભાવાર્થદીપિકા (શ્રીધરી), શ્રીધરી ટીકા ઉપર લખાયેલી વંશીધરજીની ભાવાર્થદીપિકા-પ્રકાશ (વંશીધરી) ટીકા, શ્રીરાધારમણકૃત દીપિની ટીકા, શ્રીવીરરાઘવકૃત ભાગવતચન્દ્ર-ચન્દ્રિકા, શ્રીવિશ્વનાથકૃત સારાર્થદર્શિની, શ્રીગિરિધરલાલકૃત બાલપ્રબોધિની, શ્રીગંગાસહાયપ્રણીત અન્વિતાર્થ-પ્રકાશિકા, શ્રીભગવત્પ્રસાદાચાર્ય વિરચિત ભક્ત-મનોરંજની, શ્રીવલ્લભાચાર્યકૃત સુબોધિની (પુષ્ટિસંપ્રદાય), શ્રીવિજયધ્વજરચિત પદરત્નાવલી (દ્વૈતવાદ-પરિપોષક ટીકા), શ્રીશુકદેવકૃત સિદ્ધાન્તપ્રદીપ (નિમ્બાર્કાચાર્યના ભેદભાવવાદની પોષક ટીકા), શ્રીસનાતનગોસ્વામિપ્રણીત બૃહદ્વૈષ્ણવતોષિણી (ચૈતન્ય સંપ્રદાય), શ્રીજીવગોસ્વામિકૃત ક્રમસન્દર્ભ (ચૈતન્ય સંપ્રદાય), શ્રીસુદર્શનસૂરિ-પ્રણીત શુકપક્ષીય ટીકા (વિશિષ્ટાદ્વૈતવાદ-પોષક ટીકા) ઇત્યાદિ.

ભાગવત ઉપરની આટલી બધી પ્રાચીન સંસ્કૃત ટીકાઓ રચાયેલી છે એ વસ્તુ ભાગવતના અર્થગાંભીર્યને અને તેની ગરિમાને સૂચિત કરે છે.

**શ્રીધરી ટીકાનું માહાત્મ્ય :** શ્રીધર સ્વામીની ભાગવત ઉપરની ભાવાર્થ-દીપિકા ટીકા ભાગવત-પદ્યના ભાવાર્થને-મર્મને પ્રકાશિત કરી દે છે. સંસ્કૃત સાહિત્યમાં પ્રસિદ્ધ ટીકાકાર મલ્લિનાથજીનો ટીકાની રચના

વિષેનો એક પથપ્રદર્શક સિદ્ધાન્ત છે : – **नामूलं लिख्यते किञ्चित् नानपेक्षितमुच्यते।** અર્થાત્ કોઈ પણ ગ્રન્થની ટીકામાં વેદાદિ પ્રમાણભૂત ગ્રન્થના મૂળ સિવાય અથવા **(अ-मूलम्)** મૂળ ગ્રન્થના આધાર સિવાય કાંઈ લખાય નહીં અને મૂળ ગ્રંથને સમજાવવામાં જે અપેક્ષિત ન હોય તેવી અસંબદ્ધ વસ્તુનું વર્ણન ન થાય. શ્રીધર સ્વામીની શ્રીધરી (ભાવાર્થદીપિકા) ટીકામાં આ સિદ્ધાન્ત સંપૂર્ણ રીતે ચરિતાર્થ થયેલો જણાય છે.

બીજું, ભાગવત ઉપરની અન્ય ટીકાઓની અપેક્ષાએ શ્રીધરી ટીકા ઘણી પ્રાચીન છે. ભાગવત-શ્રીધરી-વંશીધરી ગ્રંથના પ્રાસ્તાવિકમ્‌માં ડૉ. બ્રહ્માનન્દ ત્રિપાઠી શ્રીધરસ્વામીનો સમય ઈ.સ.૧૩૦૦-૧૩૫૦ હોઈ શકે એવું અનુમાન અમુક પ્રમાણોના આધારે તારવે છે. આ સમયગાળામાં લખાયેલી શ્રીધરી ટીકા ભાગવતના ઉત્તરવર્તી ટીકાકારો માટે એક રાજમાર્ગનું નિર્માણ કરી આપે છે.

કાલિદાસ રઘુવંશ(૧/૪)માં કહે છે કે વાલ્મીકિ જેવા પૂર્વસૂરિ દ્વારા સૂર્યવંશનું – રઘુવંશનું વર્ણન સમ્યક્ રીતે થઈ ચૂકયું છે. વાલ્મીકિ-રામાયણની રચના પછીના ઉત્તરકાલીન વિદ્વાનો તે આદિકવિની રચનાને અનુસરીને પોતાની કૃતિઓ સરળતાથી રચી શક્યા છે. કઠિનતમ મણિમાં વજ્રથી છિદ્ર પાડ્યા પછી દોરાને તો માત્ર તે છિદ્રમાંથી આરપાર પસાર થવાનું હોય છે. (**मणौ वज्रसमुत्कीर्णे सूत्रस्येवास्ति मे गतिः।** રઘુવંશ ૧/૪). આ રીતે શ્રીધરી ટીકાની રચના થયા પછી ઉત્તરવર્તી ટીકાકારો માટે ભાગવત ઉપર ટીકા રચવાનો માર્ગ સરળ બની ગયો.

ભાગવત ઉપરની અનેક ટીકાઓમાં શ્રીધરી ટીકા સૌથી વધારે ચડિયાતી છે – શ્રેષ્ઠ છે એવો સામાન્ય અભિપ્રાય વિદ્વાનોમાં પ્રવર્તે છે. ભાગવત પરની શ્રીધરી-વંશીધરી ટીકાગ્રંથના પ્રાસ્તાવિકમ્‌માં ડૉ. બ્રહ્માનંદ ત્રિપાઠી લખે છેઃ – **बहुभिः आचार्यवर्यैः....बह्व्यः टीकाः कृताः। किन्तु ताः सर्वाः अतिशेते श्रीश्रीधराचार्यस्य नाम्ना एव ख्यातपदा श्रीधरीटीका।**

ડૉ. બ્રહ્માનંદ ત્રિપાઠી ભાગવત-શ્રીધરી-વંશીધરીના પ્રાસ્તાવિકમ્‌માં કહે છે તેમ, કેટલાક વિદ્વાનો શ્રીધરસ્વામીને બંગાળના માને છે, કેટલાક તેમને ઓરિસ્સાના, તો કેટલાક ગુજરાતના, કેટલાક મહારાષ્ટ્રના માને છે.

એક ઉચ્ચતમ મહાન ટીકાકાર શ્રીધરસ્વામીની કેવી નિર્દોષ, સરળ વિનમ્રતા છે! ભાગવત અધ્યાય ૧૦/૮૭ (વેદસ્તુતિ)ના પ્રારંભમાં એક સ્વરચિત પદ્યમાં તેઓ કહે છે કે પૂર્વેના આચાર્યોએ શ્રીમદ્‌ભાગવતની યથાર્થ વ્યાખ્યા કરી છે. સરળ હોવાથી જે ભાગોને તે આચાર્યોએ છોડી દીધા છે તે ભાગોને અને તે આચાર્યોના ઉચ્છિષ્ટ-અવશિષ્ટ ભાગો રહ્યા હોય તે ભાગોને હું તો માત્ર એકત્રિત કરું છું (અને ટીકા લખું છું).

**श्रीमद्भागवतं पूर्वैः सारतः सन्निषेवितम्।**
**मया तु तदुपसृष्टम् उच्छिष्टम् उपचीयते॥४॥**

આ શ્લોકમાં નિર્દિષ્ટ પદ પૂર્વૈઃ નો અર્થ વંશીધરજી કરે છે : – **हनुमत्-शंकर-चित्सुखादिभिः।** હવે જો ભાગવતના આ ટીકાકારોની ટીકાઓ પ્રાપ્ત થાય, તો આ પ્રાચીન ટીકાઓ અને શ્રીધરી ટીકાના તુલનાત્મક અધ્યયન માટે રસપ્રદ સંશોધનનો અવકાશ ઊભો થાય.

વળી, શ્રીધરસ્વામી સ્વરચિત મંગલાચરણના પદ્યમાં કહે છે : મન્દમતિ હું ક્યાં અને (ભાગવતરૂપી) ક્ષીરસાગરનું આ મંથન ક્યાં? જે સાગરમાં મન્દર પર્વત પણ ડૂબી જાય ત્યાં (મારા જેવા) પરમાણુની શી વાત!

**क्वाहं मन्दमतिः क्वेदं मन्थनं क्षीरवारिधेः। किं तत्र परमाणुर्वै यत्र मज्जति मन्दरः॥**

(ભાગવત ટીકા પ્રારંભ, મંગલાચરણ પદ્ય ૬.)

આ રીતે ભાગવતની સમાપ્તિમાં પણ એક સ્વરચિત પદ્યમાં શ્રીધરસ્વામી કહે છે : જુદા જુદા ગૂઢાર્થવાળું આ શ્રીમદ્ભાગવત પુરાણ ક્યાં અને ક્યાં હું મંદબુદ્ધિ (શ્રીધર)! પરંતુ કૃષ્ણપ્રેમ (મારા દ્વારા) શું શું ન કરાવી શકે? (બધું જ કરાવી શકે.)

**क्वेदं नानानिगूढार्थं श्रीमद्भागवतं क्व नु।**
**मन्दबुद्धिरहं कृष्ण-प्रेम किं किं न कारयेत्॥४॥**

શ્રીધરસ્વામી નૃસિંહ ભગવાનના ઉપાસક છે એમ તેમના સ્વરચિત પદ્ય પરથી જણાય છે. તેઓ કહે છે કે જે નૃસિંહ ભગવાનના મુખમાં સરસ્વતી છે, જેમના વક્ષઃસ્થળ ઉપર લક્ષ્મી છે, જેમના હૃદયમાં સમ્યક્ જ્ઞાન છે તે નૃસિંહ ભગવાનને હું ભજું છું.

**वागीशा यस्य वदने लक्ष्मीर्यस्य च वक्षसि।**
**यस्यास्ते हृदये संवित् तं नृसिंहम् अहं भजे॥**

(મંગલાચરણ પદ્ય - ૨, ભાગવત ૧૦/૮૭, વેદસ્તુતિ)

ભાગવતની સમાપ્તિમાં શ્રીધરસ્વામી એક સ્વરચિત પદ્યમાં કહે છે તેમ તેમના ગુરુ પરમાનંદ નામના આચાર્ય હોવાનું જણાય છે. તેઓ કહે છે કે પરમાનંદ નામના ગુરુના ચરણકમળના ભ્રમરની શોભાવાળા શ્રીધરે ભગવદ્-ભક્તને પ્રિય એવી આ ભાવાર્થદીપિકા ટીકા રચી છે.

**भावार्थदीपिकामेतां भगवद्-भक्त-वत्सलाम्।**
**परमानन्दपादाब्जभृङ्गश्रीः श्रीधरोऽकरोत्॥ १ ॥**

શ્રીધરસ્વામીની શ્રીધરી ટીકાનું અવલોકન કરતાં જણાય છે કે ભાગવતમાં અદ્વૈતજ્ઞાન અને ભક્તિરસનું મધુર સરસ રસાયન છે. અદ્વૈતજ્ઞાનના વિરોધી અને સંપ્રદાયવાદી કેટલાક વિદ્વાનો શ્રીધરી જેવી ઉત્તમ ટીકાનો વિરોધ પણ કરે છે, પરંતુ આનાથી શ્રીધરી ટીકાની ગરિમાને અને શ્રેષ્ઠતાને કોઈ હાનિ થતી નથી.

ભાગવત ઉપરની આવી એક સર્વોત્તમ શ્રીધરી ટીકાનો તેના રચનાકાળ બાદ લગભગ ૭૦૦ વર્ષ પછી શ્રીમતી વૈદેહીબહેન દ્વારા ગુજરાતીમાં કરેલો અનુવાદ પ્રકાશિત થઈ રહ્યો છે, તે પ્રસંગે પૂર્વે કહ્યું છે તેમ અમને અને સૌ ભાગવત-રસિકોને અતિશય આનંદ થાય છે.

**શ્રીમતી વૈદેહીબહેનના અનુવાદ-કાર્યની કેટલીક વિશિષ્ટતાઓ :** નોંધપાત્ર એ છે કે ભાગવતનાં પદ્યોનો અને શ્રીધરી ટીકાનો અનુવાદ વૈદેહીબહેન વ્યાકરણ, કોશ વગેરેના આધારે સ્વતંત્ર રીતે કરે છે. પછી તે અનુવાદને સુંદર અને સુઘડ અક્ષરોમાં અમારી સમક્ષ પરીક્ષણ માટે મૂકવામાં આવે. તેને વાંચતાં, વિચારતાં અમને કાંઈક સૂચનાર્હ લાગે તો અમે સુધારા-વધારા માટે સૂચન કરીએ. પછી વૈદેહીબહેન ગૃહકાર્યના સ્વાધ્યાયરૂપે તદનુસાર લેખનમાં સુધારા-વધારા કરીને, અનુવાદને પરિષ્કૃત કરીને શુદ્ધ પુનર્લેખન કરે. આ રીતે આ ગ્રંથમાં ભાગવતનાં પદ્યોનો અને શ્રીધરી ટીકાનો અનુવાદ થયેલો છે.

આ અનુવાદ-કાર્યમાં આવશ્યક જણાયું ત્યાં વ્યાકરણ, અલંકાર, છન્દ, પાઠશુદ્ધિ વગેરેની પણ ચર્ચા કરેલી છે. જેમ કે, **ब्रह्मशापम् उपेयुषः** અર્થાત્ સનત્કુમારના શાપને પ્રાપ્ત કરનારનો (હિરણ્યકશિપુનો ઘણો સમય વ્યતીત થઈ ગયો. ભાગવત ૭/૪/૨૦). **उप+इ** (પ્રાપ્ત કરવું), આ ધાતુનું પરોક્ષ ભૂતકૃદન્ત, **उपेयिवस्** નું ષષ્ઠી વિ.એ.વ.**उपेयुषः**. વળી, ક્યાંક પાણિનિસૂત્રને ટાંકીને પદ-વિભક્તિને વ્યાકરણની રીતે સમજાવેલ છે. જેમ કે, ઋષિઓ સૂતજીને કહે છે : – **सूत जीव समाः शाश्वतीः** અર્થાત્ હે સૂતજી, તમે અનંત વર્ષો સુધી જીવો! અહીં **शाश्वतीः समाः** એ દ્વિતીયા વિ.બ.વ.માં છે. જીવવાની ક્રિયા સાથે **शाश्वतीः समाः** (અનંત વર્ષો) એ કાળનો અત્યન્ત સંયોગ થાય છે. તેથી કાળને દર્શાવતાં પદો બીજી વિભક્તિમાં છે. **काल-अध्वनोः अत्यन्त-संयोगे ( द्वितीया )**, પા.સૂ. ૨/૩/૫.

આ અનુવાદ-કાર્યમાં ઉપમા, ઉત્પ્રેક્ષા, વિષમ વગેરે અલંકારોનો નિર્દેશ પણ કરેલો છે. ભાગવત ૧/૧૧/૨૭માં નિરૂપિત અભૂતોપમાને શ્રીધરી ટીકાને આધારે વૈદેહીબહેને યથોચિત રીતે સ્પષ્ટ રીતે સમજાવી છે.

ભાગવત-પદ્યોનું સૂક્ષ્મ અવલોકન કરતાં એ સ્પષ્ટ થાય છે કે ભાગવતમાં વ્યાકરણ-દોષને વહોરી લઈને પણ છન્દના નિયમનું રક્ષણ કરવામાં આવે છે. આ અનુવાદ-કાર્યમાં ભાગવતનાં અનેક પદ્યોના છન્દનો પરિચય આપવા પ્રયાસ કરેલ છે. જેમ કે ૪/૭/૨૯ માલિની, ૪/૭/૩૦ વસન્તતિલકા, ૪/૭/૩૧ ઉપજાતિ, ૪/૭/૩૨ અપરાન્તિકા, ૪/૭/૩૩ પ્રહર્ષિણી, ૪/૭/૩૪ રુચિરા, ૪/૭/૩૫ ભુજંગપ્રયાત, ૪/૭/૩૬ સ્રગ્વિણી, ૪/૭/૩૭ શાલિની, ૪/૭/૩૮ વરાસિકા, ૪/૭/૩૯ મંજુભાષિણી વગેરે.

વળી, ભાગવતના પદ્યના પાઠને, ક્યારેક શ્રીધરી ટીકાના પાઠને, શંકા થાય ત્યારે, બીજી આવૃત્તિઓના પાઠની સાથે સરખાવીને પરિષ્કૃત કરવા પ્રયત્ન કરેલ છે. ક્યારેક આવશ્યક જણાય ત્યાં અમદાવાદથી પ્રકાશિત થયેલી શ્રીમદ્ભાગવત પુરાણની સમીક્ષિત આવૃત્તિનો ઉપયોગ પણ વૈદેહીબહેને કરેલો છે.

શ્રીધરી ટીકામાં જ્યારે વેદ, બ્રાહ્મણ, આરણ્યક, ગીતા વગેરેમાંથી અવતરણ માત્ર શ્રુતિ કે સ્મૃતિના નિર્દેશ સાથે આપવામાં આવેલું હોય, ત્યારે વૈદિક કોશ (બ્લૂમફિલ્ડ), ઉપનિષત્-કોશ વગેરેના આધારે તે અવતરણનો મૂળ સ્રોત શોધીને ક્રમાંક વગેરે આપવા પ્રયાસ કરેલ છે.

ભાગવતના સ્કન્ધના કે વિભાગના પ્રારંભના મુખપૃષ્ઠ ઉપર વૈદેહીબહેન કથાને અનુરૂપ અથવા શ્રીકૃષ્ણનું સુંદર ચિત્ર આપે છે, કે જે આ ગ્રંથની શોભામાં અભિવૃદ્ધિ કરે છે. ક્યારેક સંકુલ વિષયને પૃષ્ઠના અધોભાગમાં ચિત્ર દ્વારા સ્પષ્ટ કરવા પ્રયાસ કરેલ છે. જેમ કે ભાગવત ૫/૧૬/૨૯માં વર્ણન આવે છે કે કેન્દ્રમાં બ્રહ્માની નગરી મનોમયી છે. તેની આઠેય દિશાઓમાં ઈન્દ્રાદિની અમરાવતી વગેરે નગરીઓ આવેલી છે. આ વસ્તુને ચિત્ર દ્વારા સ્પષ્ટ કરેલી છે.

આ અનુવાદ-કાર્યના ગ્રંથમાં કોઈક વિષયને પાદટીપ આપીને સ્પષ્ટ કરેલ છે. જેમ કે ભાગવતના પદ્ય ૧/૧/૫ માં સૂતજીની વાત આવે છે. આ સૂતજી સામાન્યતઃ લોકો માને છે તેમ શૂદ્ર નથી. પરંતુ યજ્ઞમાં બૃહસ્પતિ (બ્રાહ્મણ) અને ઈન્દ્ર (ક્ષત્રિય) એ બન્નેના હવિર્ભાગ મિશ્ર થઈ જવાથી યજ્ઞકુંડમાંથી સૂતજી પ્રકટ થયા, એટલે તેઓ શૂદ્ર નથી. ક્યારેક વૈદેહીબહેન ભાગવતના પ્રસિદ્ધ વક્તાઓના મત પાદટીપમાં આપે છે. જેમ કે ભાગવતના ૮/૨૨ના પ્રારંભમાં બલિરાજાના યજ્ઞની અને પૃથ્વીનાં ત્રણ ડગલાંની, વામન ભગવાને કરેલી યાચનાની કથા આવે છે. તેમાં બલિરાજા છેતરાયા કે હરિ પોતે છેતરાયા એ સંદર્ભમાં ભાગવતના સુપ્રસિદ્ધ વક્તા પૂ. ડોંગરેજીનો મત ટાંકેલો છે.

વૈદેહીબહેન શ્રીધરી ટીકાને વધારે સ્પષ્ટ કરવા વંશીધરી, બાલપ્રબોધિની વગેરે બીજી ટીકાઓની વિગતો પણ આપે છે. જેમ કે ભાગવત ૮/૭/૨૯માં આવતા વિષપાનના પ્રસંગે પ્રજાપતિઓ શિવજીનાં પાંચ મુખોની સ્તુતિ કરે છે. તે પાંચ મુખોના મન્ત્રોનો પદવિભાગ કરવાથી ૩૮ કલાત્મક મંત્રો નિષ્પન્ન થાય છે એવો માત્ર નિર્દેશ શ્રીધરી ટીકામાં છે. પરંતુ પાંચ મુખોના મંત્રોનો પદવિભાગ કરવાથી ૩૮ કલાત્મક મંત્રો કેવી રીતે નિષ્પન્ન થાય એ વાત શ્રીધરી ટીકામાં નથી. એટલે શ્રીધરી ટીકા ઉપરની વંશીધરી ટીકાને આધારે પાંચ મુખના મંત્રોનો પદવિભાગ કરીને ૩૮ કલાત્મક મંત્રો વૈદેહીબહેને સ્પષ્ટ કરેલા છે.

વેદમાં ઉદાત્ત સ્વરનો સ્થાન-ભેદ થવાથી વૈદિક પદનો અર્થ બદલાઈ જાય છે. ભાગવત-પદ્ય ૬/૯/૧૨માં **इन्द्रशत्रुः** એવું સામાસિક પદ આવે છે. વૃત્રાસુર ઈન્દ્રના નાશ માટે યજ્ઞ કરાવે છે. વ્યાકરણના નિયમ પ્રમાણે આ સામાસિક પદમાં પૂર્વેના ઈન્દ્ર પદમાં ઉદાત્ત ઉચ્ચારણ કરવામાં આવે તો **इन्द्रंशत्रुः** બહુવ્રીહિ સમાસ બને – **इन्द्रः शत्रुः यस्य सः** અર્થાત્ ઈન્દ્ર છે કાપનારો જે વૃત્રાસુરનો તે વૃત્રાસુર. અને આ સામાસિક પદમાં ઉત્તર પદમાં (**शत्रु** પદમાં) ઉદાત્તનું ઉચ્ચારણ કરવામાં આવે તો **इन्द्रशत्रुं** તત્પુરુષ સમાસ થાય – **इन्द्रस्य शत्रुः** અર્થાત્ ઈન્દ્રનો કાપનારો વૃત્રાસુર. આમ સામાસિક પદમાં ઉદાત્તના ઉચ્ચારણમાં ભેદ કરવાથી વિપરીત અર્થ પ્રકટ થાય. વૃત્રાસુરના યજ્ઞના ઋત્વિજોએ પૂર્વ પદમાં ઉદાત્તનું ઉચ્ચારણ કરવાથી ઈન્દ્રને બદલે વૃત્રાસુરનો નાશ થઈ ગયો. વેદના ઉચ્ચારણની આ સૂક્ષ્મ વસ્તુને વૈદેહીબહેને સુંદર રીતે શ્રીધરી ટીકાના અનુવાદમાં સ્પષ્ટ કરી છે.

અંતમાં શ્રીમદ્ભાગવતનો અને ભારતમાં સર્વપ્રથમ કરવામાં આવેલો શ્રીધરી ટીકાનો સરળ અને સુબોધ આ અનુવાદ ગુજરાતના ભાગવતના મર્મજિજ્ઞાસુઓને તથા પાઠશાળાઓમાં, કોલેજોમાં અને યુનિવર્સિટીઓમાં પુરાણશાસ્ત્ર ભણતા વિદ્યાર્થીઓને અત્યંત ઉપયોગી થશે એવી અમને શ્રદ્ધા છે. માત્ર આ અનુવાદ જ નથી, પરંતુ અનુવાદની સાથે ભાગવતના અને શ્રીધરી ટીકાના શુદ્ધ પાઠનું સંપાદન, વ્યાકરણ, અલંકાર, છન્દો વગેરે વિષેની નોંધો, સંશોધનાત્મક પાદટીપો વગેરે પણ હોવાને કારણે આ અનુવાદ યુનિવર્સિટીઓમાં થતા સંશોધનની કક્ષાનું કાર્ય બની રહે છે.

શ્રીમદ્ભાગવત અને શ્રીધરી ટીકાનું આવું સંશોધનાત્મક ઉત્તમ અનુવાદ-કાર્ય કરવા બદલ શ્રીમતી વૈદેહીબહેન પાર્થિવભાઈ અધ્યારુને અને તેમના સહાયક પરિવાર-જનોને અમારાં હાર્દિક અભિનંદન.

**ડૉ. લક્ષ્મેશ જોષી**
નિવૃત્ત પ્રો. અને અધ્યક્ષ,
સંસ્કૃત વિભાગ, ગુજરાત યુનિવર્સિટી,
અમદાવાદ, (ગુજરાત)
તા. ૬ - ૭ - ૨૦૧૬ બુધવાર
રથયાત્રા, વિ.સં. ૨૦૭૨.

**ડૉ. લક્ષ્મેશ જોષી**
'ભરદ્વાજ' ૬, રૂપલ સોસાયટી,
નારાયણનગર, પાલડી,
અમદાવાદ - ૩૮૦૦૦૭.
(ગુજરાત)
ફોન.નં (૦૭૯) ૨૬૬૩૦૬૧૨.

*****

**श्रीसद्गुरुप्रसादतः**

**॥ ॐ माँ ॥**

જગજ્જનની શ્રીશ્રી મા આનંદમયીની અપાર કરુણાથી શ્રીમદ્ ભાગવતનો અભ્યાસ કરવાનો સંયોગ પ્રાપ્ત થયો. દર્શનશાસ્ત્રી સ્વ. શ્રી નર્મદાશંકર કૃષ્ણારામ વ્યાસે સંપૂર્ણ ભાગવતનું શ્રીધરી ટીકા સાથે અધ્યયન કરાવ્યું. બાર વર્ષના અધ્યયન દરમ્યાન તેમણે જ્ઞાન, વિજ્ઞાન અને પ્રજ્ઞાનના પ્રદેશમાં પ્રવેશ કરાવ્યો. માતા-પિતાએ અંકુરિત કરેલા બીજને તેમણે સીંચ્યું અને તેનું સંવર્ધન કર્યું. પૂજ્ય શાસ્ત્રીજી પાસે જેનું અધ્યયન કર્યું હતું, તે શ્રીધરી ટીકાનો અનુવાદ કરવાનો મેં નિશ્ચય કર્યો.

શ્રીશ્રીધર સ્વામીની સરસ્વતીને ગુર્જર ગિરાનો ગરવો વાઘો પહેરાવવાનો આરંભ કર્યો ત્યારે જ પૂ. શાસ્ત્રીજી પોતાની જીવનલીલા સંકેલીને પ્રભુના ધામમાં સિધાવ્યા. હવે આ અનુવાદ કેવી રીતે થશે, એ વિષાદને પુનઃ એ જ પરમ કરુણામયીએ પ્રસાદરૂપે પરિવર્તિત કરી દીધો.

ગુજ. યુનિ, ભાષા સાહિત્ય ભવન, સંસ્કૃત વિભાગના નિવૃત્ત અધ્યક્ષ પરમ પૂજ્ય ડૉ. શ્રી લક્ષ્મેશભાઈ જોષીએ આ કાર્યમાં માર્ગદર્શન આપવાનું સ્વીકાર્યું. પ્રાતઃસ્મરણીય સંત મોરારિબાપુ દ્વારા ‘વાચસ્પતિ’ એવોર્ડથી પુરસ્કૃત, પરમ પૂજ્ય સંત ભાઈજી રમેશભાઈ ઓઝા દ્વારા ‘બ્રહ્મર્ષિ’ એવોર્ડથી સમ્માનિત અને ‘સોમનાથ’ ચન્દ્રકથી વિભૂષિત પ્રાધ્યાપક ડૉ. જોષી ગુરુરૂપે પ્રાપ્ત થયા. સંપૂર્ણ બ્રહ્મસૂત્ર શાંકરભાષ્યના વિદ્વત્તાપૂર્ણ અનુવાદથી તેમણે ગુર્જર ગિરાની ગરિમા વધારી છે. નવ્યન્યાયપ્રવેશ ગ્રંથ, ઉત્તરગીતાનો અનુવાદ તેમ જ અનેક મનનીય શોધપત્રોનું પ્રદાન કરનાર આ બહુશ્રુત સારસ્વતના માર્ગદર્શન અનુસાર અનુવાદનું કાર્ય સંપન્ન થવા લાગ્યું. શ્રીધર સ્વામીની સંસ્કૃત વ્યાખ્યાનો શબ્દશઃ અનુવાદ જોષીસાહેબ પરિશ્રમપૂર્વક ચીવટથી ચકાસતા. તેમના તલસ્પર્શી જ્ઞાન અને વિદ્યાનિષ્ઠાના પરિપાકરૂપ આ ગ્રંથ તૈયાર થતો ગયો. આ દીર્ઘકાલીન લેખનયાત્રા વીસ વર્ષ ચાલી. યાત્રાના કર્ણધારરૂપ અને નિઃસ્પૃહતાની મૂર્તિરૂપ ગુરુદેવનું ઋણ અનંતકાળ સુધી પણ ચૂકવી શકાય તેમ નથી. કેવળ પ્રણામ કરીને આ ગ્રંથ શ્રીગુરુદેવના ચરણોમાં સમર્પિત કરું છું.

શ્રીનૃસિંહકૃપાપ્રસાદપ્રાપ્ત આચાર્ય શ્રીધર સ્વામી આઠસો વર્ષ પૂર્વે થઈ ગયા. ભાગવત પુરાણની અનેક વ્યાખ્યાઓમાં શ્રીધર સ્વામીની શ્રીભાગવત-ભાવાર્થદીપિકા ટીકા મૂર્ધન્ય સ્થાન ધરાવે છે.

શ્રીધર સ્વામી ભગવાન વેદવ્યાસજીની અમોઘ પદબોધશક્તિને આત્મસાત્ કરી, એને અનુભૂતિનો પુટ આપી ગૂઢ રહસ્યોને ઉદ્ઘાટિત કરે છે. અપૂર્વ આત્મપ્રબોધ, અદ્ભુત આત્મપ્રસાદ અને અદ્વૈતનો અવબોધ કરાવતી આ ટીકા વિશદ, ભક્તિસભર વિવેચન ધરાવે છે તથા જ્ઞાન અને ભક્તિની પાંખો વડે અંતર્યાત્રા કરાવે છે. તેના શબ્દોની સૌરભ અને તેના સૌંદર્યને પામવા શ્રી વંશીધરજી શર્માની વ્યાખ્યાની સહાય જરૂરી છે. શ્રીધર સ્વામીની પારગામી દૃષ્ટિનો પ્રસાદ શ્રી વંશીધરજીની પ્રકાંડ વિદ્વત્તાથી પામી શકાય છે. પ્રસ્તુત ગ્રંથમાં કરવામાં આવેલો શ્રીધર સ્વામીની ટીકાનો અનુવાદ ‘વંશીધરી’ ના આધારે થયો છે. પરમનો સ્પર્શ પામેલી પારાશર્ય વેદવ્યાસજીની વાણી અવબોધની એવી અધિત્યકા પર વિલસે છે, કે શ્રીધરજીની વ્યાખ્યાની સરણી સિવાય ત્યાં પહોંચવું અઘરું છે. આથી ભાગવતનો મર્મ પામવા માટે આ વ્યાખ્યાઓ સમજવી અનિવાર્ય છે.

ભગવાન શ્રીજગન્નાથે જેના પર હસ્તાક્ષર કર્યા છે, તેવી શ્રીધર સ્વામીની વ્યાખ્યાના મૂળ શબ્દોને આ જ કારણથી પ્રસ્તુત ગ્રંથમાં તદ્વત્ ઉદ્ધૃત કરીને તેમનો સરળ ગુજરાતી અર્થ આપવામાં આવ્યો છે, જેથી કઠિન ટીકા સમજવામાં સરળ બને છે. વ્યાકરણનાં નિયમો, રૂપો, સંધિ, સમાસ, છંદ વગેરેની પણ આ અનુવાદમાં છણાવટ કરવામાં આવી છે.

શ્રીભાગવત વિદ્યાપીઠ (સોલા, અમદાવાદ)ના પ્રણેતા ઋષિવર્ય પૂજ્ય સ્વ. શ્રી કૃષ્ણશંકર શાસ્ત્રી દ્વારા સંપાદિત **‘अनेकव्याख्यासमलङ्कृतं श्रीमद्भागवतम्’** ના સોળ ગ્રંથોમાં તેરથી વધુ વ્યાખ્યાઓ પ્રકાશિત

કરવામાં આવી છે. આ સર્વ વ્યાખ્યાઓ સંસ્કૃતમાં છે. ગુજરાતી કે હિન્દીમાં પણ તેમનું ભાષાંતર થયું નથી, આથી તે મહામૂલો ભંડાર વિશાળ જિજ્ઞાસુ સાધકવર્ગ સુધી પહોંચી શક્યો નથી. આ પ્રજ્ઞાન અને ચિંતનથી વંચિત એવા સાધકોને આ સર્વ વ્યાખ્યાઓનો આંશિક રસાસ્વાદ પણ પ્રસ્તુત ગ્રંથમાં કરાવવાનો નમ્ર પ્રયાસ કરવામાં આવ્યો છે. વળી, મૂલપાઠની વિભક્તિઓ પ્રમાણે અનુવાદ કરવાનો પ્રયત્ન કર્યો છે, છતાં અનુવાદ ક્લિષ્ટ ન થાય તે માટે ક્યાંક વિભક્તિ બદલવી પડી છે.

વંશીધરી સહિત શ્રીધરી ઉપરાંત સુબોધિનીજી, અન્વિતાર્થપ્રકાશિકા, દીપિની, પદરત્નાવલી, બાલપ્રબોધિની, ભક્તમનોરંજની વગેરે વ્યાખ્યાઓમાંથી પણ મનોહર, હૃદયંગમ ભાવોની અભિવ્યક્તિઓનું મૂળ સહિત ભાષાંતર આ ગ્રંથમાં આવરી લેવામાં આવ્યું છે. શ્રીશ્રીધર સ્વામી સહિત આ સર્વ પૂર્વ સૂરિઓના ચરણોમાં હું કૃતજ્ઞતાપૂર્વક પ્રણામ કરું છું.

આ બૃહત્કાય ગ્રંથનું મુદ્રણકાર્ય એના અનુવાદના કાર્ય કરતાં પણ કઠણ હતું. તેનું પ્રકાશન ગીતાપ્રેસ (ગોરખપુર) જેવી વિશ્વપ્રતિષ્ઠિત સંસ્થા દ્વારા જે થઈ રહ્યું છે, તેમાં કેવળ ભગવાનની કૃપા જ કારણભૂત છે. ગીતાપ્રેસની હું અત્યંત આભારી છું. કેવળ ભગવત્કાર્યરત આ પ્રેસમાં સેવા આપનારા સર્વ મહાનુભાવોને હું પ્રણામ કરું છું.

અનેક વ્યક્તિઓના સહકારથી આ કાર્ય સંપન્ન થયું છે. ગુજરાતી અનુવાદનું અતિ શ્રદ્ધાપૂર્વક ટાઈપિંગ કરનાર ગુરુભગિની કુમારી રાધિકા પટેલ, એનું સૂક્ષ્મેક્ષિકાપૂર્વક પ્રૂફસંશોધન કરનાર શ્રી જયેશભાઈ રાવલ તથા શ્રી નિરંજનભાઈ શાહ, આ ગ્રંથની જાણકારી ગીતાપ્રેસને પહોંચાડનાર ગુરુભ્રાતા શ્રી નરેશભાઈ શાહ, સમગ્ર ગ્રંથનું પરિશ્રમપૂર્વક સેટિંગ કરનાર શ્રી રાકેશભાઈ શુક્લ, વારંવાર માર્ગદર્શન આપનાર પૂ. સ્વામિની વિદ્યાપ્રકાશાનંદાજી તેમ જ શ્રીમતી હેમંતિકા જોષી, શ્રીમતી ભાવના વ્યાસ, કુમારી સેજલ દવે અને ડૉ. શ્રીમતી રાધિકા જરીવાલા – આ સર્વનો હું કૃતજ્ઞતાપૂર્વક આભાર માનું છું. પૂજ્ય શ્રી જોષીસાહેબના જ્યેષ્ઠ પુત્ર ડૉ. શ્રી આશિષભાઈ અને પુત્રવધૂ અ. સૌ. ધાત્રી તથા સમગ્ર પરિવારે આ કાર્યમાં અથથી ઇતિ સુધી રસ લઈને મને ઉત્સાહપૂર્વક સાથ અને સહકાર આપ્યો છે. તે સમગ્ર પરિવારની હું ઋણી છું.

જેમના વિના સમગ્ર સંસારમાં કંઈ જ ન થઈ શકે તેવા સૂર્યનારાયણ જેવા પરમ પૂજ્ય સ્વામીજી વિદિતાત્માનંદજીના શ્રીચરણોમાં હું કૃતજ્ઞભાવે કોટિ કોટિ પ્રણામ કરું છું, કે જેમના આશીર્વાદથી સર્વ કાર્ય સંપન્ન થયું છે.

શ્રાવણના ઝરમર ઝરમર વરસતા વરસાદ જેવા મારા જીવનસાથીએ આ સમગ્ર લેખનયાત્રા દરમ્યાન મને સંપૂર્ણ સાથ અને ઉદારતાપૂર્વક સહકાર આપીને તથા લખવાની વ્યસ્તતાને કારણે ગૃહકાર્યમાં થતી અનેક ત્રુટિઓ સહન કરીને જે આધાર આપ્યો છે તે અવર્ણનીય છે. પરિવારજનો અને પરિજનોએ પણ મારા કામમાં ઘણી અનુકૂળતા કરી આપી છે. સર્વના સહકારથી ઋષિઓની સત્યપૂત વાણીનો પ્રસાદ અનેક સાધકો સુધી પહોંચાડવા માટે આ ગ્રંથ દ્વારા ઋષિઓની પ્રમાના પ્રસાદનું વિતરણ કરવામાં આવ્યું છે. આ ઋષિપ્રમાપ્રસાદ સૌનું મંગળ કરો, તેવી પ્રભુને પ્રાર્થના.

શ્રીનૃસિંહકૃપાપ્રસાદપ્રાપ્ત આચાર્ય શ્રીશ્રીધર સ્વામી ભક્તહૃદયવાસી ભગવાન શ્રીરામચંદ્રજીને પ્રણામ કરીને મંગલાચરણ કરતા પોતાની ટીકાનો આરંભ કરે છે, કારણ કે શ્રીરામાવતાર સિવાય કોઈ પણ અવતારમાં સેતુ બાંધવામાં આવ્યો નથી. 'આથી તેમની કૃપાથી શ્રીમદ્ ભાગવતરૂપી મહાસાગરને પાર કરવા મારી વ્યાખ્યા સેતુ બની રહો! તેમના આ ભાવ અનુસાર આપણે પણ પરમ કૃપાળુ પરમેશ્વરના ચરણોમાં પ્રણામ કરીને પ્રથમ ત્રણ સ્કંધની વ્યાખ્યાનો સમાવેશ કરતા આ પ્રથમ ખંડનો આરંભ કરીએ.

શ્રીકૃષ્ણકૃપાભિલાષી – **વૈદેહી પાર્થિવકુમાર અધ્યારુ**

# गोविन्द दामोदर स्तोत्रम्

करारविन्देन पदारविन्दं मुखारविन्दे विनिवेशयन्तम्।
वटस्य पत्रस्य पुटे शयानं बालं मुकुन्दं मनसा स्मरामि॥ १॥

श्रीकृष्ण गोविन्द हरे मुरारे हे नाथ नारायण वासुदेव।
जिह्वे पिबस्वामृतमेतदेव गोविन्द दामोदर माधवेति॥ २॥

विक्रेतुकामा किल गोपकन्या मुरारिपादार्पितचित्तवृत्तिः।
दध्यादिकं मोहवशादवोचद् गोविन्द दामोदर माधवेति॥ ३॥

गृहे गृहे गोपवधूकदम्बाः सर्वे मिलित्वा समवाप्य योगम्।
पुण्यानि नामानि पठन्ति नित्यं गोविन्द दामोदर माधवेति॥ ४॥

सुखं शयाना निलये निजेऽपि नामानि विष्णोः प्रवदन्ति मर्त्याः।
ते निश्चितं तन्मयतां व्रजन्ति गोविन्द दामोदर माधवेति॥ ५॥

जिह्वे सदैवं भज सुन्दराणि नामानि कृष्णस्य मनोहराणि।
समस्तभक्तार्तिविनाशनानि गोविन्द दामोदर माधवेति॥ ६॥

सुखावसाने इदमेव सारं दुःखावसाने इदमेव ज्ञेयम्।
देहावसाने इदमेव जाप्यं गोविन्द दामोदर माधवेति॥ ७॥

श्रीकृष्ण राधावर गोकुलेश गोपाल गोवर्धन नाथ विष्णो।
जिह्वे पिबस्वामृतमेतदेव गोविन्द दामोदर माधवेति॥ ८॥

*****

॥ श्रीहरिः॥

# श्रीमद्भागवतकी आरती

**आरति अतिपावन पुरानकी। धर्म-भक्ति-विज्ञान-खानकी॥**
**महापुरान भागवत निरमल। शुक-मुख-विगलित निगम-कल्प-फल।**
**परमानन्द-सुधा-रसमय कल। लीला-रति-रस रस-निधानकी॥ आ०**
**कलि-मल-मथनि त्रिताप-निवारिनि। जन्म-मृत्युमय भव-भय-हारिनि।**
**सेवत सतत सकल सुखकारिनि। सुमहौषधि हरि-चरित-गानकी॥ आ०**
**विषय-विलास-विमोह-विनाशिनि। विमल विराग विवेक विकाशिनि।**
**भगवत्तत्त्व-रहस्य प्रकाशिनि। परम ज्योति परमात्म-ज्ञानकी॥ आ०**
**परमहंस-मुनि-मन उल्लासिनि। रसिक-हृदय रस-रास-विलासिनि।**
**भुक्ति, मुक्ति, रतिप्रेम-सुदासिनि। कथा अकिञ्चनप्रिय सुजानकी॥ आ०**

# मंगलाचरण

वसुदेवसुतं देवं कंसचाणूरमर्दनम्
देवकीपरमानन्दं कृष्णं वन्दे जगद्गुरुम्।
कृष्णाय वासुदेवाय देवकीनन्दनाय च
नन्दगोपकुमाराय गोविन्दाय नमो नमः॥

नमः पङ्कजनाभाय नमः पङ्कजमालिने
नमः पङ्कजनेत्राय नमस्ते पङ्कजाङ्घ्रये।
अखण्डमण्डलाकारं व्याप्तं येन चराचरम्
तत्पदं दर्शितं येन तस्मै श्रीगुरवे नमः॥

अज्ञानतिमिरान्धस्य ज्ञानाञ्जनशलाकया
चक्षुरुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः।
गुरुर्ब्रह्मा गुरुर्विष्णुः गुरुर्देवो महेश्वरः
गुरुः साक्षात् परब्रह्म तस्मै श्रीगुरवे नमः॥

ब्रह्मानन्दं परमसुखदं केवलं ज्ञानमूर्तिं
द्वन्द्वातीतं गगनसदृशं तत्त्वमस्यादिलक्ष्यम्।
एकं नित्यं विमलमचलं सर्वधीसाक्षिभूतं
भावातीतं त्रिगुणरहितं सद्गुरुं तं नमामि॥

त्वमेव माता च पिता त्वमेव
त्वमेव बन्धुश्च सखा त्वमेव।
त्वमेव विद्या द्रविणं त्वमेव
त्वमेव सर्वं मम देवदेव॥



॥ શ્રીહરિઃ ॥

# વિષય-સૂચી

## પ્રથમ ખંડ

## બીજો સ્કંધ



## ત્રીજો સ્કંધ

॥ ॐ नमो भगवते वासुदेवाय ॥

# श्रीमद्भागवतमाहात्म्यम्

कृष्णं नारायणं वन्दे कृष्णं वन्दे व्रजप्रियम्।
कृष्णं द्वैपायनं वन्दे कृष्णं वन्दे पृथासुतम्॥

## अथ प्रथमोऽध्यायः

## દેવર્ષિ નારદનો ભક્તિ સાથે ભેટો

सच्चिदानन्दरूपाय विश्वोत्पत्त्यादिहेतवे।
तापत्रयविनाशाय श्रीकृष्णाय वयं नुमः॥ १

જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને વિનાશના કારણરૂપ તથા (આધ્યાત્મિક, આધિદૈવિક અને આધિભૌતિક – એ) ત્રણે પ્રકારનાં દુઃખોનો નાશ કરનારા સચ્ચિદાનંદ-સ્વરૂપ ભગવાન શ્રીકૃષ્ણની અમે સ્તુતિ કરીએ છીએ.

यं प्रव्रजन्तमनुपेतमपेतकृत्यं
द्वैपायनो विरहकातर आजुहाव।
पुत्रेति तन्मयतया तरवोऽभिनेदु-
स्तं सर्वभूतहृदयं मुनिमानतोऽस्मि॥ २

જેમનો યજ્ઞોપવીત સંસ્કાર કરવામાં આવ્યો નથી અને જેમને કંઈ પણ કર્તવ્ય કર્મ બાકી નથી, એવા સર્વ સંગ છોડીને ચાલી જતા જેમને (શુકદેવજીને) મહર્ષિ શ્રીકૃષ્ણદ્વૈપાયન વેદવ્યાસજી વિરહવ્યાકુળ થઈને 'હે પુત્ર...હે પુત્ર........' એમ પોકારવા લાગ્યા, ત્યારે તે શુકદેવરૂપ બનેલાં હોવાથી વૃક્ષોએ ઉત્તર આપ્યો, તેવા સૌનાં હૃદયમાં અંતર્યામીરૂપે વિરાજતા શ્રીશુકદેવ મુનિને હું નમસ્કાર કરું છું. ॥ ૨ ॥

नैमिषे सूतमासीनमभिवाद्य महामतिम्।
कथामृतरसास्वादकुशलः शौनकोऽब्रवीत्॥ ३

નૈમિષારણ્યમાં, કથામૃતરસનું આસ્વાદન કરવામાં કુશળ શ્રીશૌનકજી, ઉત્તમ આસન ઉપર બિરાજતા મહાબુદ્ધિમાન શ્રીસૂતજીને વંદન કરીને બોલ્યા.॥ ૩ ॥

शौनक उवाच

अज्ञानध्वान्तविध्वंसकोटिसूर्यसमप्रभ।
सूताख्याहि कथासारं मम कर्णरसायनम्॥ ४

**શૌનકજી બોલ્યા** – અજ્ઞાનરૂપી ગાઢ અંધકારને દૂર કરવામાં કરોડો સૂર્ય સમાન તેજસ્વી, હે સૂતજી, કાનને રસાયણરૂપ શ્રીમદ્-ભગવત્કથાસાર (ભગવાનનો ગુણાનુવાદ) મને કહો. ॥ ૪ ॥

भक्तिज्ञानविरागाप्तो विवेको वर्धते महान्।
मायामोहनिरासश्च वैष्णवैः क्रियते कथम्॥ ५

ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યથી પ્રાપ્ત થતો મહાન વિવેક કેવી રીતે વધે તથા વૈષ્ણવો માયા, મોહને કેવી રીતે દૂર કરી શકે? ॥ ૫ ॥

इह घोरे कलौ प्रायो जीवश्चासुरतां गतः।
क्लेशाक्रान्तस्य तस्यैव शोधने किं परायणम्॥ ६

અને વળી આ ભયંકર કળિકાળમાં જીવ ઘણે ભાગે અસુરપણાને પામ્યો છે. અનેક ક્લેશોથી દુઃખી થતા તે જીવને જ દુઃખોમાંથી છૂટવા માટેનું ઉત્તમ સાધન કયું છે, તે આપ અમને કહો. ॥ ૬ ॥

श्रेयसां यद्भवेच्छ्रेयः पावनानां च पावनम्।
कृष्णप्राप्तिकरं शश्वत्साधनं तद्वदाधुना॥ ७

વળી, જે પરમ કલ્યાણને આપનારું હોય, પાવન કરનારી વસ્તુઓમાં પણ જે અત્યંત પવિત્ર હોય, ભગવાન શ્રીકૃષ્ણની નિત્યપ્રાપ્તિ કરાવનારું જે કોઈ શ્રેષ્ઠ સાધન હોય, તે મને હવે કહો. ॥ ૭ ॥

चिन्तामणिर्लोकसुखं सुरद्रुः स्वर्गसम्पदम्।
प्रयच्छति गुरुः प्रीतो वैकुण्ठं योगिदुर्लभम्॥ ८

ચિન્તામણિ આ લોકનું સુખ આપે છે, કલ્પવૃક્ષ સ્વર્ગલોકની સંપત્તિ આપે છે, પરંતુ પ્રસન્ન થયેલા શ્રીસદ્ગુરુ યોગીઓને પણ દુર્લભ એવા વૈકુંઠને પ્રાપ્ત કરાવી આપે છે. ॥ ૮ ॥

सूत उवाच

प्रीतिः शौनक चित्ते ते ह्यतो वच्मि विचार्य च।
सर्वसिद्धान्तनिष्पन्नं संसारभयनाशनम्॥ ९

**સૂતજી બોલ્યા** – હે શૌનક, તમારા ચિત્તમાં ખૂબ જ પ્રસન્નતા છે. જેથી હું કહું છું અને જે કહીશ તે વિચારીને કહીશ, કે જે સર્વ શાસ્ત્રીય સિદ્ધાંતોના નિષ્કર્ષરૂપ છે અને સંસારરૂપી ભયનો વિનાશ કરનારું છે. ॥ ૯ ॥

भक्त्योघवर्धनं यच्च कृष्णसंतोषहेतुकम्।
तदहं तेऽभिधास्यामि सावधानतया शृणु॥ १०

વળી જે સાધન ભક્તિભાવને વધારનારું છે તેમ જ શ્રીકૃષ્ણને સંતોષ ઉપજાવવામાં કારણભૂત છે, તે હું તમને કહીશ. તમે સાવધ બની સાંભળો. ॥ ૧૦ ॥

कालव्यालमुखग्रासत्रासनिर्णाशहेतवे ।
श्रीमद्भागवतं शास्त्रं कलौ कीरेण भाषितम्॥ ११

શ્રીશુકદેવજીએ કળિયુગમાં સર્વ જીવોના કાળરૂપી અજગરના મુખમાં ગળાવાથી થતા ત્રાસનો નાશ કરવાને માટે શ્રીમદ્ ભાગવત શાસ્ત્ર કહેલું છે. ॥ ૧૧ ॥

एतस्मादपरं किञ्चिन्मनःशुद्ध्यै न विद्यते।
जन्मान्तरे भवेत्पुण्यं तदा भागवतं लभेत्॥ १२

અંતઃકરણની વિશુદ્ધિ માટે આ શ્રીમદ્ ભાગવત શાસ્ત્ર કરતાં બીજું કોઈ પણ શ્રેષ્ઠ સાધન છે જ નહીં. જો પૂર્વજન્મમાં પુણ્યકર્મ (સત્કર્મ) કર્યું હોય, (જો પૂર્વજન્મનું પુણ્ય હોય,) તો જ શ્રીમદ્ ભાગવત શાસ્ત્ર સાંભળવાનું અથવા પઠન-પાઠન કરવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થાય છે. ॥ ૧૨ ॥

परीक्षिते कथां वक्तुं सभायां संस्थिते शुके।
सुधाकुम्भं गृहीत्वैव देवास्तत्र समागमन्॥ १३

રાજા પરીક્ષિતને કથા કહેવા માટે શ્રીશુકદેવજી મહારાજ જ્યારે સભામાં બેઠા હતા, ત્યારે અમૃત ભરેલો ઘડો લઈને દેવો તે સ્થાનમાં આવ્યા.॥ ૧૩ ॥

शुकं नत्वावदन् सर्वे स्वकार्यकुशलाः सुराः।
कथासुधां प्रयच्छस्व गृहीत्वैव सुधामिमाम्॥ १४

પોતાનું કાર્ય સિદ્ધ કરવામાં કુશળ બધા દેવો શ્રીશુકદેવજીને વંદન કરીને બોલ્યા, ‘‘હે શુકદેવજી મહારાજ, આ સ્વર્ગીય અમૃત લઈને બદલામાં અમને કથારૂપી અમૃત આપો.’’ ॥ ૧૪ ॥

एवं विनिमये जाते सुधा राज्ञा प्रपीयताम्।
प्रपास्यामो वयं सर्वे श्रीमद्भागवतामृतम्॥ १५

આ પ્રમાણે અદલાબદલી થતાં રાજા પરીક્ષિત અમૃતપાન કરે અને અમે બધાં શ્રીમદ્ ભાગવતરૂપી અમૃતનું પાન કરીશું. ॥ ૧૫ ॥

क्व सुधा क्व कथा लोके क्व काचः क्व मणिर्महान्।
ब्रह्मरातो विचार्यैवं तदा देवाञ्जहास ह॥ १६

અમૃત ક્યાં અને શ્રીમદ્ ભાગવતની કથા ક્યાં? ચિન્તામણિ ક્યાં અને કાચનો ટુકડો ક્યાં? એવો વિચાર કરીને શુકદેવજીએ દેવતાઓને હસી કાઢ્યા. ॥ ૧૬ ॥

अभक्तांस्तांश्च विज्ञाय न ददौ स कथामृतम्।
श्रीमद्भागवती वार्ता सुराणामपि दुर्लभा॥ १७

શ્રીશુકદેવજીએ દેવોને અભક્ત – ભક્તિભાવ વિનાના જાણીને કથારૂપી અમૃત ન આપ્યું. (આ ઉપરથી સિદ્ધ થાય છે કે) શ્રીમદ્ ભાગવતની કથા દેવોને પણ દુર્લભ છે. ॥ ૧૭ ॥

राज्ञो मोक्षं तथा वीक्ष्य पुरा धातापि विस्मितः।
सत्यलोके तुलां बद्ध्वाऽतोलयत्साधनान्यजः॥ १८

રાજા પરીક્ષિતનો કેવળ સાત જ દિવસોમાં મોક્ષ થયેલો જોઈને પહેલાં તો બ્રહ્મા પણ વિસ્મય પામ્યા. (પછી) સત્યલોકમાં બ્રહ્માજીએ ત્રાજવું બાંધી બધાં સાધન તોળી જોયાં. ॥ ૧૮ ॥

लघून्यन्यानि जातानि गौरवेण इदं महत्।
तदा ऋषिगणाः सर्वे विस्मयं परमं ययुः॥ १९

એક પલ્લામાં મોક્ષને પ્રાપ્ત કરાવનારાં બીજાં બધાં સાધન તથા બીજા પલ્લામાં શ્રીમદ્ ભાગવત શાસ્ત્ર મૂકવામાં આવ્યું. બીજાં સાધનો હલકાં થયાં અને આ શ્રીમદ્ ભાગવત શાસ્ત્ર તેના ગૌરવપણાથી ભારે થયું, ત્યારે બધા ઋષિગણો ખૂબ જ આશ્ચર્ય પામ્યા. ॥ ૧૯ ॥

मेनिरे भगवद्रूपं शास्त्रं भागवतं कलौ।
पठनाच्छ्रवणात्सद्यो वैकुण्ठफलदायकम्॥ २०

પાઠ કરવાથી તેમ જ સાંભળવાથી ટૂંક સમયમાં વિષ્ણુલોકની પ્રાપ્તિ કરાવનારા શ્રીમદ્ ભાગવત શાસ્ત્રને કળિયુગમાં સાક્ષાત્ ભગવત્સ્વરૂપ માનવા લાગ્યા. ॥ ૨૦ ॥

सप्ताहेन श्रुतं चैतत्सर्वथा मुक्तिदायकम्।
सनकाद्यैः पुरा प्रोक्तं नारदाय दयापरैः॥ २१

જો આ શ્રીમદ્ ભાગવતને સાત દિવસમાં સાંભળે, તો તે સર્વથા મુક્તિ આપનારું છે. દયાળુ એવા સનકાદિ ઋષિઓએ પહેલાં નારદજીને આ ભાગવત સંભળાવેલું. ॥ ૨૧ ॥

यद्यपि ब्रह्मसम्बन्धाच्छ्रुतमेतत्सुरर्षिणा।
सप्ताहश्रवणविधिः कुमारैस्तस्य भाषितः॥ २२

જો કે નારદજીએ આ પહેલાં બ્રહ્મા પાસેથી આ શ્રીમદ્ ભાગવત શાસ્ત્ર સાંભળેલું હતું, પરંતુ સાત દિવસમાં સાંભળવાનો વિધિ (બ્રહ્માએ નહિ કહેલો,) સનકાદિકોએ નારદજીને કહી સંભળાવ્યો. ॥ ૨૨ ॥

शौनक उवाच

**लोकविग्रहमुक्तस्य नारदस्यास्थिरस्य च।**
**विधिश्रवे कुतः प्रीतिः संयोगः कुत्र तैः सह॥ २३**

**શૌનકજી બોલ્યા** – સાંસારિક પ્રપંચથી મુક્ત અને કોઈ એક જ સ્થળે સ્થિર નિવાસ કરી ન રહેનાર નારદજીને સપ્તાહનો વિધિ સાંભળવામાં શાથી પ્રેમ થયો અને તેઓની સાથે સુભગ મિલન ક્યાં થયું તે કહો. ॥ ૨૩ ॥

सूत उवाच

**अत्र ते कीर्तयिष्यामि भक्तियुक्तं कथानकम्।**
**शुकेन मम यत्प्रोक्तं रहः शिष्यं विचार्य च॥ २४**

**સૂતજી બોલ્યા** – આ બાબતમાં અનન્ય શિષ્ય જાણીને શ્રીશુકદેવજીએ મને ભક્તિયુક્ત જે ગુપ્ત કથાનક કહ્યું, તે હું તમને કહી સંભળાવીશ. ॥ ૨૪ ॥

**एकदा हि विशालायां चत्वार ऋषयोऽमलाः।**
**सत्सङ्गार्थं समायाता ददृशुस्तत्र नारदम्॥ २५**

કોઈ એક સમયે નિર્મળ અંતઃકરણવાળા ચાર સનકાદિ બ્રહ્મપુત્રો સત્સંગ માટે બદરિકાશ્રમમાં આવ્યા, ત્યાં તેમણે નારદજીને જોયા. ॥ ૨૫ ॥

कुमारा ऊचुः

**कथं ब्रह्मन्दीनमुखः कुतश्चिन्तातुरो भवान्।**
**त्वरितं गम्यते कुत्र कुतश्चागमनं तव॥ २६**

**સનત્કુમારો બોલ્યા** – હે નારદજી, આપ દીન વદનવાળા કેમ છો? શાથી ચિન્તાતુર છો? ઉતાવળા ઉતાવળા ક્યાં જઈ રહ્યા છો અને ક્યાંથી આવી રહ્યા છો? ॥ ૨૬ ॥

**इदानीं शून्यचित्तोऽसि गतवित्तो यथा जनः।**
**तवेदं मुक्तसङ्गस्य नोचितं वद कारणम्॥ २७**

ધન લૂંટાઈ ગયું હોય તેવા મનુષ્યની જેમ હાલમાં તમે શૂન્યમનસ્ક થયા છો. સર્વસંગથી પર એવા આપને માટે આ યોગ્ય નથી. આમ શાથી થયું તેનું કારણ કહો. ॥ ૨૭ ॥

नारद उवाच

**अहं तु पृथिवीं यातो ज्ञात्वा सर्वोत्तमामिति।**
**पुष्करं च प्रयागं च काशीं गोदावरीं तथा॥ २८**
**हरिक्षेत्रं कुरुक्षेत्रं श्रीरङ्गं सेतुबन्धनम्।**
**एवमादिषु तीर्थेषु भ्रममाण इतस्ततः॥ २९**
**नापश्यं कुत्रचिच्छर्म मनस्संतोषकारकम्।**
**कलिनाऽधर्ममित्रेण धरेयं बाधिताधुना॥ ३०**

**નારદજીએ કહ્યું** – હું પૃથ્વીને સર્વોત્તમ જાણી ત્યાં ગયો હતો અને પુષ્કર, પ્રયાગ, કાશી, ગોદાવરી, હરિક્ષેત્ર, કુરુક્ષેત્ર, શ્રીરંગ તથા સેતુબંધ આદિ તીર્થોમાં અહીં તહીં ભ્રમણ કરતા મારા મનને સંતોષકારક સુખ કોઈ સ્થળે મેં જોયું નહીં. હમણાં અધર્મના મિત્ર કળિયુગે પૃથ્વીને દુઃખી કરી મૂકી છે. ॥ ૨૮ ॥ ૨૯ ॥ ૩૦ ॥

**सत्यं नास्ति तपः शौचं दया दानं न विद्यते।**
**उदरम्भरिणो जीवा वराकाः कूटभाषिणः॥ ३१**

**मन्दाः सुमन्दमतयो मन्दभाग्या ह्युपद्रुताः।**
**पाखण्डनिरताः सन्तो विरक्ताः सपरिग्रहाः॥ ३२**

સત્ય રહ્યું નથી. તપ, પવિત્રતા, દયા, દાન રહ્યાં નથી. જીવો પોતાના જ ઉદરનું પોષણ કરવાવાળા, દીન, અસત્ય ભાષણ કરનારા, આળસુ, મંદ બુદ્ધિવાળા, વિવિધ પ્રકારના રોગો અને દુઃખોથી પીડાતા જણાય છે. સત્પુરુષો પાખંડમાં મગ્ન છે અને વૈરાગીઓ ઘરબારવાળા બની ગયા છે. ॥ ૩૧ ॥ ૩૨ ॥

तरुणीप्रभुता गेहे श्यालको बुद्धिदायकः ।
कन्याविक्रयिणो लोभाद्दम्पतीनां च कल्कनम् ॥ ३३

પ્રત્યેક ઘરમાં સ્ત્રીઓનું પ્રાધાન્ય અને સાળો સલાહકાર છે. લોભને લીધે લોકો કન્યાઓનો વિક્રય કરે છે અને પતિ-પત્ની પરસ્પર કલહ-કંકાસ કર્યા કરે છે. ॥ ૩૩ ॥

आश्रमा यवनै रुद्धास्तीर्थानि सरितस्तथा ।
देवतायतनान्यत्र दुष्टैर्नष्टानि भूरिशः ॥ ३४

આશ્રમો, તીર્થસ્થળો તથા નદીઓને યવનોએ રોકી લીધાં છે. આ પૃથ્વી ઉપરનાં ઘણાંય દેવ-દેવીઓનાં મંદિરોનો દુષ્ટ લોકોએ નાશ કરી દીધો છે. ॥ ૩૪ ॥

न योगी नैव सिद्धो वा न ज्ञानी सत्क्रियो नरः ।
कलिदावानलेनाद्य साधनं भस्मतां गतम् ॥ ३५

આજે કોઈ યોગી કે સિદ્ધપુરુષ, જ્ઞાની કે ઉત્તમ પ્રકારની સત્ક્રિયા કરનાર મનુષ્ય રહ્યો નથી. કલિરૂપી દાવાનળથી આજે બધાં જ સાધન બળીને ભસ્મ થઈ ગયાં છે. ॥ ૩૫ ॥

अट्टशूला जनपदाः शिवशूला द्विजातयः ।
कामिन्यः केशशूलिन्यः सम्भवन्ति कलाविह ॥ ३६

કળિયુગમાં બજારોમાં રાંધેલું અન્ન વેચાય છે, બ્રાહ્મણો વેદને વેચે છે, સ્ત્રીઓ ધન લઈને ચારિત્ર્યભ્રષ્ટ બની રહી છે. ॥ ૩૬ ॥

एवं पश्यन् कलेर्दोषान् पर्यटन्नवनीमहम् ।
यामुनं तटमापन्नो यत्र लीला हरेरभूत् ॥ ३७

આ પ્રમાણે કળિયુગના દોષોને બધે જ જોતો, પૃથ્વી ઉપર ફરતો ફરતો હું શ્રીયમુનાજીના તટે આવી પહોંચ્યો, કે જ્યાં શ્રીહરિની લીલા થઈ હતી. ॥ ૩૭ ॥

तत्राश्चर्यं मया दृष्टं श्रूयतां तन्मुनीश्वराः ।
एका तु तरुणी तत्र निषण्णा खिन्नमानसा ॥ ३८

ત્યાં મેં એક આશ્ચર્ય જોયું. હે મુનીશ્વરો, આપ એ આશ્ચર્યજનક વૃત્તાન્ત સાંભળો. દુઃખી મનવાળી એક યુવતી સ્ત્રી ત્યાં બેઠેલી હતી. ॥ ૩૮ ॥

वृद्धौ द्वौ पतितौ पार्श्वे निःश्वसन्तावचेतनौ ।
शुश्रूषन्ती प्रबोधन्ती रुदती च तयोः पुरः ॥ ३९

दशदिक्षु निरीक्षन्ती रक्षितारं निजं वपुः ।
वीज्यमाना शतस्त्रीभिर्बोध्यमाना मुहुर्मुहुः ॥ ४०

બાજુમાં પડેલા, નિઃશ્વાસ નાખતા અચેતન જેવા બે વૃદ્ધ પુરુષોની શુશ્રૂષા કરી રહેલી, જગાડવા પ્રયત્ન કરતી અને તેમની આગળ રડતી, પોતાના શરીરની રક્ષા કરનારને દશે દિશાઓમાં જોતી, સેંકડો યુવતીઓ દ્વારા સેવાતી અને વારંવાર સમજાવવામાં આવતી હતી. ॥ ૩૯ ॥ ૪૦ ॥

दृष्ट्वा दूराद्गतः सोऽहं कौतुकेन तदन्तिकम् ।
मां दृष्ट्वा चोत्थिता बाला विह्वला चाब्रवीद्वचः ॥ ४१

(યમુના કિનારે ફરતો) હું, દૂરથી તે સ્ત્રીને જોઈને કુતૂહલવૃત્તિથી પ્રેરાઈને તે સ્ત્રી પાસે ગયો. મને જોઈને તે સ્ત્રી ઊભી થઈ ગઈ અને વિહ્વળ થઈને કહેવા લાગી. ॥ ૪૧ ॥

बालोवाच

भो भोः साधो क्षणं तिष्ठ मच्चिन्तामपि नाशय।
दर्शनं तव लोकस्य सर्वथाऽघहरं परम्॥ ४२

बहुधा तव वाक्येन दुःखशान्तिर्भविष्यति।
यदा भाग्यं भवेद्भूरि भवतो दर्शनं तदा॥ ४३

नारद उवाच

कासि त्वं काविमौ चेमा नार्यः काः पद्मलोचनाः।
वद देवि सविस्तारं स्वस्य दुःखस्य कारणम्॥ ४४

बालोवाच

अहं भक्तिरिति ख्याता इमौ मे तनयौ मतौ।
ज्ञानवैराग्यनामानौ कालयोगेन जर्जरौ॥ ४५
गङ्गाद्याः सरितश्चेमा मत्सेवार्थं समागताः।
तथापि न च मे श्रेयः सेवितायाः सुरैरपि॥ ४६

इदानीं शृणु मद्वार्तां सचित्तस्त्वं तपोधन।
वार्ता मे विततप्यस्ति तां श्रुत्वा सुखमावह॥ ४७

उत्पन्ना द्रविडे साहं वृद्धिं कर्णाटके गता।
क्वचित् क्वचिन्महाराष्ट्रे गुर्जरे जीर्णतां गता॥ ४८

तत्र घोरकलेर्योगात्पाखण्डैः खण्डिताङ्गका।
दुर्बलाहं चिरं याता पुत्राभ्यां सह मन्दताम्॥ ४९

वृन्दावनं पुनः प्राप्य नवीनेव सुरूपिणी।
जाताहं युवती सम्यक्प्रेष्ठरूपा तु साम्प्रतम्॥ ५०

इमौ तु शयितावत्र सुतौ मे क्लिश्यतः श्रमात्।
इदं स्थानं परित्यज्य विदेशं गम्यते मया॥ ५१

**બાલાએ કહ્યું** – હે મહાપુરુષ, આપ ક્ષણવાર ઊભા રહો અને મારી ચિન્તાનો પણ નાશ કરો. આપ મહાપુરુષનું દર્શન લોકોનાં સર્વપ્રકારનાં પાપોનું હરનારું ઉત્તમ સાધન છે. ॥ ૪૨ ॥

હું માનું છું કે આપના વાક્યથી મારા દુઃખની અવશ્ય શાન્તિ થશે. જ્યારે અતિશય પુણ્ય હોય ત્યારે જ આપનાં દર્શન થાય છે. ॥ ૪૩ ॥

**નારદજી બોલ્યા** – તમે કોણ છો? આ બન્ને પુરુષો કોણ છે? અને આ કમળપત્ર સમાન નેત્રોવાળી સ્ત્રીઓ કોણ છે? હે દેવી, તમારા દુઃખનું કારણ વિસ્તારપૂર્વક કહો. ॥ ૪૪ ॥

**બાલાએ કહ્યું** – હું ભક્તિ નામે પ્રસિદ્ધ છું, આ જ્ઞાન અને વૈરાગ્ય બન્ને મારા પુત્રો છે. કાળને કારણે તેઓ વૃદ્ધ થઈ ગયા છે. ॥ ૪૫ ॥

અને મારી સેવા માટે આવેલી આ બધી ગંગા વગેરે નદીઓ છે. દેવોથી સેવાયેલી હોવા છતાં પણ મને શાન્તિ નથી. ॥ ૪૬ ॥

હે તપોધન, ધ્યાન દઈને તમે હવે મારી વાત સાંભળો. જો કે મારી વાત પણ લાંબી છે, છતાં તેને સાંભળીને મને સુખ ઉપજાવો. ॥ ૪૭ ॥

દ્રવિડ દેશમાં હું ઉત્પન્ન થઈ, કર્ણાટકમાં વૃદ્ધિ પામી, કોઈ કોઈ ઠેકાણે મહારાષ્ટ્રમાં મોટી થઈ અને ગુજરાતમાં હું જીર્ણ દશાને પામી. ॥ ૪૮ ॥

ત્યાં ભયંકર કળિયુગ શરૂ થઈ જવાથી પાખંડી તેમ જ નાસ્તિક લોકોએ મારાં અંગોના ટુકડે ટુકડા કરી નાખ્યા. પુત્રો સાથે ઘણા કાળ સુધી મારું બળ ક્ષીણ થઈ ગયું. ॥ ૪૯ ॥

ફરી પાછી વૃંદાવનમાં ગઈ, તો ત્યાં જતાંની સાથે જ હું નવીન સુંદર રૂપવાળી યુવતી બની ગઈ. મારું ઈચ્છિત રૂપ મને અહીં મળી ગયું. ॥ ૫૦ ॥

અહીં પોઢેલા આ બન્ને મારા પુત્રો છે. શ્રમથી તેઓ બહુ દુઃખી છે. તેથી હવે હું આ સ્થાન છોડીને બીજે સ્થાન જવા ઈચ્છું છું. ॥ ૫૧ ॥

जरठत्वं समायातौ तेन दु:खेन दु:खिता।
साहं तु तरुणी कस्मात्सुतौ वृद्धाविमौ कुतः॥ ५२

આ બન્ને પુત્રો વૃદ્ધ થયા, એ દુઃખથી હું ઘણી દુઃખી થઈ ગઈ છું. આ બન્ને વૃદ્ધ શાથી થઈ ગયા અને હું તરુણી શાથી બની ગઈ? ॥ ૫૨ ॥

त्रयाणां सहचारित्वाद्वैपरीत्यं कुतः स्थितम्।
घटते जरठा माता तरुणौ तनयाविति॥ ५३

અમે ત્રણ સાથે હરતાં-ફરતાં હોવા છતાં આવો ફેરફાર શાથી થઈ ગયો? કારણ કે માતા વૃદ્ધ હોય અને પુત્રો યુવાન હોય એ જ યોગ્ય છે, તો આ વિપરીત ફેરફાર શાથી થયો? ॥ ૫૩ ॥

अतः शोचामि चात्मानं विस्मयाविष्टमानसा।
वद योगनिधे धीमन् कारणं चात्र किं भवेत्॥ ५४

માટે આશ્ચર્યચકિત મનવાળી હું પોતાને માટે શોક કરું છું. આમાં મારું મન ખૂબ જ આશ્ચર્યચકિત થઈ ગયું છે. આપ યોગી છો, જ્ઞાની છો, મહાબુદ્ધિશાળી છો. મને કહો કે આ બાબતમાં શું કારણ હોવું જોઈએ? ॥ ૫૪ ॥

नारद उवाच

ज्ञानेनात्मनि पश्यामि सर्वमेतत्तवानघे।
न विषादस्त्वया कार्यो हरिः शं ते करिष्यति॥ ५५

**નારદજી બોલ્યા** – હે નિર્દોષ ભક્તિ, આ સર્વનો હું મારા દિવ્યજ્ઞાનથી અન્તરાત્મામાં વિચાર કરી જોઉં છું. તમારે ખેદ કરવાની જરૂર નથી. શ્રીહરિ તમારું કલ્યાણ કરશે. ॥ ૫૫ ॥

सूत उवाच

क्षणमात्रेण तज्ज्ञात्वा वाक्यमूचे मुनीश्वरः॥ ५६

**સૂતજી બોલ્યા** – મુનિશ્રેષ્ઠ નારદજી ભક્તિના શોકના કારણને ક્ષણવારમાં જાણી લઈને (નીચે પ્રમાણે) વચન બોલવા લાગ્યા. ॥ ૫૬ ॥

नारद उवाच

शृणुष्वावहिता बाले युगोऽयं दारुणः कलिः।
तेन लुप्तः सदाचारो योगमार्गस्तपांसि च॥ ५७

**નારદજી બોલ્યા** – હે બાળા, તમે સ્વસ્થ ચિત્તે સાંભળો. આ ભયંકર કળિયુગ ચાલી રહ્યો છે. તેણે સદાચારનો લોપ કર્યો છે, યોગના માર્ગ અને તપશ્ચર્યાઓનો નાશ કર્યો છે. ॥ ૫૭ ॥

जना अघासुरायन्ते शाठ्यदुष्कर्मकारिणः।
इह सन्तो विषीदन्ति प्रहृष्यन्ति ह्यसाधवः।
धत्ते धैर्यं तु यो धीमान् स धीरः पण्डितोऽथवा॥ ५८

આ કલિયુગમાં માનવો પાપરૂપી અસુર બની ગયા છે અને શઠતા ભરેલાં દુષ્કર્મ કરનારા થઈ ગયા છે. જે સજ્જન પુરુષો છે તેઓ દુઃખ ભોગવી રહ્યા છે, જ્યારે દુષ્ટ પુરુષો આનંદમાં રાચે છે. ખરેખર, જે ધૈર્ય ધારણ કરે છે તે ધીરપુરુષ છે અથવા તો તે બુદ્ધિમાન છે. ॥ ૫૮ ॥

अस्पृश्यानवलोक्येयं शेषभारकरी धरा।
वर्षे वर्षे क्रमाज्जाता मङ्गलं नापि दृश्यते॥ ५९

આ પૃથ્વી પ્રતિવર્ષે ક્રમશઃ સ્પર્શને અયોગ્ય તેમ જ દર્શનને પણ અયોગ્ય થતી જાય છે અને શેષનાગને કેવળ ભારરૂપ થઈ ગઈ છે. ક્યાંયે મંગળ જણાતું નથી. ॥ ૫૯ ॥

न त्वामपि सुतैः साकं कोऽपि पश्यति साम्प्रतम्।
उपेक्षिताऽनुरागान्धैर्जर्जरत्वेन संस्थिता॥ ६०

वृन्दावनस्य संयोगात्पुनस्त्वं तरुणी नवा।
धन्यं वृन्दावनं तेन भक्तिर्नृत्यति यत्र च॥ ६१

अत्रेमौ ग्राहकाभावान्न जरामपि मुञ्चतः।
किञ्चिदात्मसुखेनेह प्रसुप्तिर्मन्यतेऽनयोः॥ ६२

भक्तिरुवाच

कथं परीक्षिता राज्ञा स्थापितो ह्यशुचिः कलिः।
प्रवृत्ते तु कलौ सर्वसारः कुत्र गतो महान्॥ ६३

करुणापरेण हरिणाप्यधर्मः कथमीक्ष्यते।
इमं मे संशयं छिन्धि त्वद्वाचा सुखितास्म्यहम्॥ ६४

नारद उवाच

यदि पृष्टस्त्वया बाले प्रेमतः श्रवणं कुरु।
सर्वं वक्ष्यामि ते भद्रे कश्मलं ते गमिष्यति॥ ६५

यदा मुकुन्दो भगवान् क्ष्मां त्यक्त्वा स्वपदं गतः।
तद्दिनात्कलिरायातः सर्वसाधनबाधकः॥ ६६

दृष्टो दिग्विजये राज्ञा दीनवच्छरणं गतः।
न मया मारणीयोऽयं सारङ्ग इव सारभुक्॥ ६७

પુત્રો સાથે હાલમાં કોઈને પણ આપનાં દર્શન થતાં નથી. વિષયાંધ લોકો દ્વારા ઉપેક્ષા થવાથી જ તમે વૃદ્ધ થયાં છો. ॥ ૬૦ ॥

વૃંદાવનના સંયોગથી તમને પુનઃ તારુણ્ય પ્રાપ્ત થયું છે, તેથી ખરેખર વૃંદાવન ધન્ય છે કે જ્યાં ભક્તિ સતત નૃત્ય કરી રહેલ છે. ॥ ૬૧ ॥

અહીં આ તમારા બે પુત્રો (જ્ઞાન-વૈરાગ્ય) કોઈ ગ્રાહક ન હોવાથી વૃદ્ધાવસ્થાને છોડતા નથી, તેમ છતાં પણ અહીં એમને કંઈક આત્મસુખ મળવાથી નિદ્રા આવી ગઈ હોય એમ લાગે છે. ॥ ૬૨॥

**ભક્તિદેવી બોલ્યાં** – રાજા પરીક્ષિતે આવા અશુદ્ધ કળિયુગને શા માટે સ્થાન આપ્યું? વળી, જ્યારે કળિયુગ પ્રવૃત્ત થયો ત્યારે ધર્મનો બધો મહાન સાર ક્યાં ચાલ્યો ગયો? ॥ ૬૩ ॥

દયાળુ શ્રીહરિ પણ આવો અધર્મ શા માટે સાંખી રહ્યા છે? અધર્મરૂપ કળિયુગનું શા માટે રક્ષણ કરી રહ્યા છે? આ મારા સંદેહને આપ દૂર કરો. આપની વાણીથી હું પ્રસન્ન થઈ છું. ॥ ૬૪ ॥

**નારદજી બોલ્યા** – હે બાળા, જ્યારે તમે મને પ્રેમથી પૂછ્યું છે ત્યારે તમે પ્રેમથી સાંભળો. હે કલ્યાણી, હું તમને બધું જ કહીશ. તમારું દુઃખ દૂર થશે. ॥ ૬૫ ॥

ભગવાન શ્રીકૃષ્ણ જ્યારથી ભૂતળને છોડીને નિજધામ પધારી ગયા, તે જ દિવસથી મોક્ષપ્રાપ્તિનાં સર્વ સાધનનો નાશ કરનાર કળિયુગનો પ્રવેશ થયો છે. ॥ ૬૬ ॥

રાજા પરીક્ષિત જ્યારે દિગ્વિજય કરવા નીકળ્યા ત્યારે (તેમણે આ કળિયુગને જોયો અને મારવાની તૈયારી કરતાં) તે કળિયુગ રાંકની જેમ રાજાને શરણે આવ્યો. રાજાએ વિચાર્યું કે આ શરણે આવેલાને મારે મારવો ન જોઈએ, કારણ કે આ ભ્રમરની જેમ સારગ્રાહી છે. (અર્થાત્ આનાથી લાભ મેળવી શકાય તેવો છે.) ॥ ૬૭ ॥

यत्फलं नास्ति तपसा न योगेन समाधिना।
तत्फलं लभते सम्यक् कलौ केशवकीर्तनात्॥ ६८

જે ફળ તપ કરવાથી કે યોગસાધનાથી અથવા સમાધિથી નથી મળતું, તે ફળ કળિયુગમાં શ્રીકેશવ ભગવાનનું નામસંકીર્તન કરવાથી યથાર્થ રીતે મળી રહે છે. ॥ ૬૮ ॥

एकाकारं कलिं दृष्ट्वा सारवत्सारनीरसम्।
विष्णुरातः स्थापितवान् कलिजानां सुखाय च॥ ६९

આ પ્રમાણે કળિયુગ બધે એકાકાર કરનાર છે છતાં તેમાં સાર પણ છે. એટલે સારભૂત પદાર્થોને નીરસ બનાવી દેનાર હોવા છતાં બીજી અનેક રીતે વધુ ઉપકારક છે, એમ માની કળિયુગના જીવોના સુખ માટે રાજા પરીક્ષિતે તેને સ્થાન આપ્યું છે. ॥૬૯॥

कुकर्माचरणात्सारः सर्वतो निर्गतोऽधुना।
पदार्थाः संस्थिता भूमौ बीजहीनास्तुषा यथा॥ ७०

હાલમાં કુકર્મનું આચરણ વધી જવાથી વિશ્વમાંની સારભૂત વસ્તુઓમાંથી સાર સાર ચાલ્યો ગયો છે. દાણા વગરનાં ફોતરાંની જેમ પૃથ્વી ઉપર સર્વ પદાર્થો નિઃસાર થઈ ગયા છે. ॥ ૭૦ ॥

विप्रैर्भागवती वार्ता गेहे गेहे जने जने।
कारिता कणलोभेन कथासारस्ततो गतः॥ ७१

(જેમ બીજા પદાર્થોમાંથી કળિયુગના કારણે સાર ચાલ્યો ગયો છે તેમ) બ્રાહ્મણોએ શ્રીમદ્ ભાગવતની કથા અન્નના લોભે (અધિકાર જોયા વિના જ્યાં ત્યાં) ઘેર ઘેર હરકોઈને ત્યાં કરવા માંડી, તેથી કથાસાર ચાલ્યો ગયો. ॥ ૭૧ ॥

अत्युग्रभूरिकर्माणो नास्तिका रौरवा जनाः।
तेऽपि तिष्ठन्ति तीर्थेषु तीर्थसारस्ततो गतः॥ ७२

અતિ ક્રૂર કર્મ કરનારા, ધર્મકર્મ કે ઈશ્વરને ન માનનારા ઘોર નાસ્તિક મનુષ્યો પણ તીર્થોમાં રહે છે, જેથી કરીને તીર્થોનું માહાત્મ્ય ચાલ્યું ગયું. ॥ ૭૨ ॥

कामक्रोधमहालोभतृष्णाव्याकुलचेतसः।
तेऽपि तिष्ठन्ति तपसि तपःसारस्ततो गतः॥ ७३

કામ, ક્રોધ, મહાન લોભ, આશા, તૃષ્ણા વગેરેથી આકુળ-વ્યાકુળ ચિત્તવાળાઓ પણ તપશ્ચર્યા કરવા બેસી જાય છે, જેને લીધે તપનો સાર નાશ પામ્યો. ॥ ૭૩ ॥

मनसश्चाजयाल्लोभाद्दम्भात्पाखण्डसंश्रयात्।
शास्त्रानभ्यसनाच्चैव ध्यानयोगफलं गतम्॥ ७४

મનનો વિજય ન કરવાથી, લોભથી, દંભથી, પાખંડનું આચરણ કરવાથી, શાસ્ત્રનો અભ્યાસ છોડી દેવાથી ધ્યાન તથા યોગનું ફળ નાશ પામ્યું. ॥ ૭૪॥

पण्डितास्तु कलत्रेण रमन्ते महिषा इव।
पुत्रस्योत्पादने दक्षा अदक्षा मुक्तिसाधने॥ ७५

પંડિતો પુત્ર ઉત્પન્ન કરવામાં કુશળ પરંતુ મુક્તિ મેળવવામાં અકુશળ બની ગયા છે તથા પશુઓની જેમ પોતાની સ્ત્રીઓ સાથે રમણ કરે છે. ॥ ૭૫ ॥

न हि वैष्णवता कुत्र सम्प्रदायपुरःसरा।
एवं प्रलयतां प्राप्तो वस्तुसारः स्थले स्थले॥ ७६

સંપ્રદાય અનુસાર વૈષ્ણવ ધર્મ ક્યાંયે જોવામાં આવતો નથી. આ પ્રમાણે સર્વ સ્થાને વસ્તુઓમાંથી સાર લુપ્ત થઈ ગયો છે. ॥ ૭૬ ॥

अयं तु युगधर्मो हि वर्तते कस्य दूषणम्।
अतस्तु पुण्डरीकाक्षः सहते निकटे स्थितः॥ ७७

આ તો યુગધર્મ છે, તેમાં કોનો દોષ હોય? એટલા માટે તો પાસે રહેવા છતાં શ્રીહરિ સહન કરી રહ્યા છે. ॥ ૭૭ ॥

सूत उवाच

इति तद्वचनं श्रुत्वा विस्मयं परमं गता।
भक्तिरूचे वचो भूयः श्रूयतां तच्च शौनक॥ ७८

**સૂતજી બોલ્યા** – હે શૌનક, આ પ્રમાણેનું નારદજીનું વચન સાંભળી ખૂબ આશ્ચર્યચકિત બનેલાં ભક્તિદેવી ફરીથી જે વચન બોલ્યાં, તે તમે સાંભળો. ॥ ૭૮ ॥

भक्तिरुवाच

सुरर्षे त्वं हि धन्योऽसि मद्भाग्येन समागतः।
साधूनां दर्शनं लोके सर्वसिद्धिकरं परम्॥ ७९

**ભક્તિદેવી બોલ્યાં** – હે દેવર્ષિ નારદ! ખરેખર, આપને ધન્યવાદ છે. મારા સદ્‌ભાગ્યે આપનું અહીં આગમન થયું. મહાપુરુષોનું દર્શન જગતમાં સર્વ પ્રકારની પરમ સિદ્ધિને આપનારું છે.॥ ૭૯ ॥

जयति जगति मायां यस्य कायाधवस्ते
वचनरचनमेकं केवलं चाकलय्य।
ध्रुवपदमपि यातो यत्कृपातो ध्रुवोऽयं
सकलकुशलपात्रं ब्रह्मपुत्रं नतास्मि॥ ८०

જે આપના કેવળ એક વચનામૃત જીવનમાં ઉતારીને કયાધુનંદન પ્રહ્‌લાદજીએ જગતમાં ભગવાનની માયાને જીતી, વળી જે આપની કૃપાથી ધ્રુવજી પણ અવિચળ પદવીને પામ્યા, તેવા સર્વ કુશળતાના ભંડારસમા બ્રહ્મદેવના પુત્ર આપને હું નમન કરું છું. ॥ ૮૦ ॥

इति श्रीपद्मपुराणे उत्तरखण्डे श्रीमद्भागवतमाहात्म्ये भक्तिनारदसमागमो नाम प्रथमोऽध्यायः॥ १॥

આ પ્રમાણે શ્રીપદ્મપુરાણના ઉત્તરખંડમાં શ્રીમદ્ ભાગવત માહાત્મ્યનો પ્રથમ અધ્યાય સમાપ્ત થયો. ॥ ૧ ॥

*****

# अथ द्वितीयोऽध्यायः

## ભક્તિનું દુઃખ દૂર કરવા માટે નારદજીનો પ્રયત્ન

नारद उवाच

वृथा खेदयसे बाले अहो चिन्तातुरा कथम्।
श्रीकृष्णचरणाम्भोजं स्मर दुःखं गमिष्यति॥ १

**નારદજી બોલ્યા** – હે ભક્તિ, તમે વ્યર્થ ખેદ કરો છો. અરે, તમે આટલાં બધાં ચિન્તાતુર કેમ છો? શ્રીકૃષ્ણનાં ચરણકમળનું સ્મરણ કરો, સર્વ દુઃખ દૂર થઈ જશે. ॥ ૧ ॥

द्रौपदी च परित्राता येन कौरवकश्मलात्।
पालिता गोपसुन्दर्यः स कृष्णः क्वापि नो गतः॥ २

જે પ્રભુએ કૌરવોના ત્રાસમાંથી દ્રૌપદીનું રક્ષણ કર્યું, જેમણે ગોપાંગનાઓનું રક્ષણ કર્યું, તે શ્રીહરિ ક્યાંય દૂર ગયા નથી. ॥ ૨ ॥

त्वं तु भक्ते प्रिया तस्य सततं प्राणतोऽधिका।
त्वयाऽऽहूतस्तु भगवान् याति नीचगृहेष्वपि॥ ३

હે ભક્તિદેવી! તમે તો ભગવાનને સદાય પ્રાણોથી પણ અધિક પ્યારાં છો, તમારા દ્વારા બોલાવવામાં આવેલા પ્રભુ ષડૈશ્વર્યથી સંપન્ન હોવા છતાં નીચને ઘેર પણ જાય છે. ॥ ૩ ॥

सत्यादित्रियुगे बोधवैराग्यौ मुक्तिसाधकौ।
कलौ तु केवला भक्तिर्ब्रह्मसायुज्यकारिणी॥ ४

સત્યયુગ વગેરે ત્રણ યુગોમાં જ્ઞાન અને વૈરાગ્ય મુક્તિના સાધક છે, જ્યારે કળિયુગમાં તો કેવળ ભક્તિ જ સાક્ષાત્ મુક્તિ આપનારી છે. ॥ ४ ॥

इति निश्चित्य चिद्रूपः सद्रूपां त्वां ससर्ज ह।
परमानन्दचिन्मूर्तिः सुन्दरीं कृष्णवल्लभाम्॥ ५

આમ નિર્ણય કરીને પરમ-આનંદ ચૈતન્યમૂર્તિ જ્ઞાનસ્વરૂપ શ્રીહરિએ, પ્રભુનાં પ્યારાં, સત્સ્વરૂપવાળાં સુંદરીરૂપે આપને સર્જ્યાં. ॥ ५ ॥

बद्ध्वाञ्जलिं त्वया पृष्टं किं करोमीति चैकदा।
त्वां तदाऽऽज्ञापयत्कृष्णो मद्भक्तान् पोषयेति च॥ ६

કોઈ એક સમયે પ્રણામાંજલિ કરીને તમે પૂછ્યું કે હું શું કરું? તે સમયે શ્રીકૃષ્ણે તમને આદેશ આપ્યો કે ''મારા ભક્તોનું પોષણ કરો. મારા પ્રિય ભક્તોના હૃદયમાં વસીને તેમના આનંદની અભિવૃદ્ધિ કરો.'' ॥ ६ ॥

अङ्गीकृतं त्वया तद्वै प्रसन्नोऽभूद्धरिस्तदा।
मुक्तिं दासीं ददौ तुभ्यं ज्ञानवैराग्यकाविमौ॥ ७

પ્રભુની તે આજ્ઞાને તમે સ્વીકારી, ત્યારે શ્રીહરિ ખૂબ પ્રસન્ન થયા. તમને મુક્તિ નામની દાસી આપી તથા આ બન્ને જ્ઞાન અને વૈરાગ્ય પણ પ્રભુએ આપ્યા. ॥ ७ ॥

पोषणं स्वेन रूपेण वैकुण्ठे त्वं करोषि च।
भूमौ भक्तविपोषाय छायारूपं त्वया कृतम्॥ ८

તમે સ્વસ્વરૂપથી-ભક્તિરૂપે વૈકુંઠલોકમાં ભક્તોનું પોષણ કરો છો અને આ લોકમાં તમે ભક્તને પુષ્ટ કરવા માટે છાયારૂપ ધરીને રહ્યાં છો. ॥ ८ ॥

मुक्तिं ज्ञानं विरक्तिं च सह कृत्वा गता भुवि।
कृतादिद्वापरस्यान्तं महानन्देन संस्थिता॥ ९

મુક્તિ દાસી તથા જ્ઞાન અને વૈરાગ્યને સાથે રાખી તમે પૃથ્વી ઉપર ગયાં. સત્યયુગથી લઈને દ્વાપરયુગના અન્તભાગ સુધી ઘણા જ આનંદથી તમે ત્યાં રહ્યાં. ॥ ९ ॥

कलौ मुक्तिः क्षयं प्राप्ता पाखण्डामयपीडिता।
त्वदाज्ञया गता शीघ्रं वैकुण्ठं पुनरेव सा॥ १०

કળિયુગમાં મુક્તિ પાખંડરૂપી વ્યાધિથી પીડાઈને ક્ષીણ થઈ ગઈ અને તમારી આજ્ઞાથી ફરી પાછી શીઘ્ર વૈકુંઠ લોકમાં જ ચાલી ગઈ. ॥ १० ॥

स्मृता त्वयापि चात्रैव मुक्तिरायाति याति च।
पुत्रीकृत्य त्वयेमौ च पार्श्वे स्वस्यैव रक्षितौ॥ ११

તમે યાદ કરો ત્યારે મુક્તિ અહીં આવે છે અને જાય છે. આ બન્ને જ્ઞાન અને વૈરાગ્યને પણ તમે પુત્રરૂપે માની પોતાની પાસે જ સુરક્ષિત સાચવી રાખ્યા છે. ॥ ११ ॥

उपेक्षातः कलौ मन्दौ वृद्धौ जातौ सुतौ तव।
तथापि चिन्तां मुञ्च त्वमुपायं चिन्तयाम्यहम्॥ १२

આ કળિયુગમાં તમારા બન્ને પુત્રોનો આદર ન થવાથી તેઓ આળસુ અને વૃદ્ધ બની ગયા છે. છતાં તમે ચિન્તા છોડી દો, હું ઉપાય વિચારું છું. ॥ १२ ॥

कलिना सदृशः कोऽपि युगो नास्ति वरानने।
तस्मिंस्त्वां स्थापयिष्यामि गेहे गेहे जने जने॥ १३

હે સુમુખી! કળિયુગ જેવો કોઈ યુગ નથી. તે કળિયુગમાં ઘેરઘેર તેમ જ પ્રત્યેક માનવમાં હું તમારી સ્થાપના કરીશ. ॥ ૧૩ ॥

अन्यधर्मांस्तिरस्कृत्य पुरस्कृत्य महोत्सवान्।
तदा नाहं हरेर्दासो लोके त्वां न प्रवर्तये॥ १४

બીજા ધર્મોનો તિરસ્કાર કરીને, મોટા ઉત્સવોને આગળ કરીને વિશ્વમાં જો તમારો પ્રચાર ન કરું, તો હું શ્રીહરિનો દાસ નહીં. ॥ ૧૪ ॥

त्वदन्विताश्च ये जीवा भविष्यन्ति कलाविह।
पापिनोऽपि गमिष्यन्ति निर्भयं कृष्णमन्दिरम्॥ १५

વળી, આ કળિયુગમાં જે જીવો ભક્તિ કરનારા થશે, તેઓ પાપી હોય તો પણ નિર્ભય એવા વૈકુંઠલોકને પ્રાપ્ત કરશે. ॥ ૧૫ ॥

येषां चित्ते वसेद्भक्तिः सर्वदा प्रेमरूपिणी।
न ते पश्यन्ति कीनाशं स्वप्नेऽप्यमलमूर्तयः॥ १६

જેમના અન્તઃકરણમાં પ્રેમલક્ષણા ભક્તિ સદા વાસ કરી રહેલી હોય છે, નિર્મળ અન્તઃકરણવાળા તેઓ સ્વપ્ને પણ યમને જોતા નથી. ॥ ૧૬ ॥

न प्रेतो न पिशाचो वा राक्षसो वा सुरोऽपि वा।
भक्तियुक्तमनस्कानां स्पर्शने न प्रभुर्भवेत्॥ १७

ભક્તિયુક્ત અન્તઃકરણવાળાઓને સ્પર્શ કરવામાં પ્રેત, પિશાચ, રાક્ષસ કે દેવ પણ સમર્થ થઈ શકતા નથી. ॥ ૧૭ ॥

न तपोभिर्न वेदैश्च न ज्ञानेनापि कर्मणा।
हरिर्हि साध्यते भक्त्या प्रमाणं तत्र गोपिकाः॥ १८

તપશ્ચર્યાઓ કરવાથી, વેદોનું જ્ઞાન સંપાદન કરવાથી કે અધ્યયન કરવાથી, જ્ઞાનથી કે કર્મ કરવાથી પ્રભુ મેળવી શકાતા નથી. તે તો કેવળ ભક્તિથી જ સાધ્ય છે. તેમાં ગોપીકાઓ પ્રત્યક્ષ પ્રમાણ છે.॥૧૮॥

नृणां जन्मसहस्त्रेण भक्तौ प्रीतिर्हि जायते।
कलौ भक्तिः कलौ भक्तिर्भक्त्या कृष्णः पुरः स्थितः॥ १९

હજારો જન્મે મનુષ્યોનો ભક્તિમાં પ્રેમ પ્રગટે છે. સાચે જ, કળિયુગમાં ભક્તિ, કળિયુગમાં ભક્તિ જ (શ્રેષ્ઠ) છે. ભક્તિથી શ્રીકૃષ્ણ ભક્તો સમક્ષ પ્રકટ થાય છે. ॥ ૧૯ ॥

भक्तिद्रोहकरा ये च ते सीदन्ति जगत्त्रये।
दुर्वासा दुःखमापन्नः पुरा भक्तविनिन्दकः॥ २०

વળી, જેઓ ભક્તિનો દ્રોહ કરે છે તેઓ ત્રણે ભુવનોમાં દુઃખી થઈ જાય છે. પૂર્વે ભક્તિની નિન્દા કરનાર દુર્વાસા દુઃખ પામ્યા હતા. ॥ ૨૦ ॥

अलं व्रतैरलं तीर्थैरलं योगैरलं मखैः।
अलं ज्ञानकथालापैर्भक्तिरेकैव मुक्तिदा॥ २१

વ્રતાચરણ, તીર્થાટન, યોગસાધના, યજ્ઞયાગાદિની પ્રવૃત્તિ તેમ જ શાસ્ત્રજ્ઞાનની ચર્ચાઓ વગેરે કરવાની જરૂર નથી. કેવળ એક ભક્તિ જ મુક્તિ આપવામાં સમર્થ છે. ॥ ૨૧ ॥

सूत उवाच

इति नारदनिर्णीतं स्वमाहात्म्यं निशम्य सा।
सर्वाङ्गपुष्टिसंयुक्ता नारदं वाक्यमब्रवीत्॥ २२

આ પ્રમાણે નારદજીએ વર્ણવેલું પોતાનું માહાત્મ્ય સાંભળી પુષ્ટ થયેલાં સર્વ અંગોવાળાં ભક્તિદેવીએ નારદને આ વચન કહ્યું ॥ ૨૨ ॥

भक्तिरुवाच

अहो नारद धन्योऽसि प्रीतिस्ते मयि निश्चला।
न कदाचिद्विमुञ्चामि चित्ते स्थास्यामि सर्वदा॥ २३

**ભક્તિદેવી બોલ્યાં** – હે નારદજી, આપને ધન્ય છે. મારામાં આપની દૃઢ પ્રીતિ છે. તમને હું ક્યારેય પણ છોડીશ નહીં, સર્વકાળ આપના ચિત્તમાં વસીશ. ॥ ૨૩ ॥

कृपालुना त्वया साधो मद्बाधा ध्वंसिता क्षणात्।
पुत्रयोश्चेतना नास्ति ततो बोधय बोधय॥ २४

હે સાધુ પુરુષ, દયા કરીને આપે ક્ષણવારમાં મારી પીડા દૂર કરી દીધી છે. પરંતુ આ પુત્રોમાં ચેતના આવતી નથી, તેથી તેમને જાગૃત કરો, જાગૃત કરો! ॥ ૨૪ ॥

सूत उवाच

तस्या वचः समाकर्ण्य कारुण्यं नारदो गतः।
तयोर्बोधनमारेभे कराग्रेण विमर्दयन्॥ २५

**સૂતજી બોલ્યા** – ભક્તિનું વચન સાંભળીને નારદને કરુણા ઉપજી. હાથના અગ્રભાગથી ધીમે ધીમે મર્દન કરતાં તેઓ તે બંનેને જાગૃત કરવા લાગ્યા. ॥ ૨૫ ॥

मुखं संयोज्य कर्णान्ते शब्दमुच्चैः समुच्चरन्।
ज्ञान प्रबुध्यतां शीघ्रं रे वैराग्य प्रबुध्यताम्॥ २६

મુખને કાન સમીપ જોડી, મોટે સાદે ''હે જ્ઞાન, હે વૈરાગ્ય, જલદીથી જાગો.'' એમ બોલી જગાડતા હતા. ॥ ૨૬ ॥

वेदवेदान्तघोषैश्च गीतापाठैर्मुहुर्मुहुः।
बोध्यमानौ तदा तेन कथंचिच्चोत्थितौ बलात्॥ २७

વેદ, વેદાન્તના શબ્દો કર્ણમાં પડવાથી તેમ જ ગીતાપાઠથી વારંવાર જગાડવામાં આવેલા તેઓ પરાણે કંઈક જાગ્યા. ॥ ૨૭ ॥

नेत्रैरनवलोकन्तौ जृम्भन्तौ सालसावुभौ।
बकवत्पलितौ प्रायः शुष्ककाष्ठसमाङ्गकौ॥ २८

क्षुत्क्षामौ तौ निरीक्ष्यैव पुनः स्वापपरायणौ।
ऋषिश्चिन्तापरो जातः किं विधेयं मयेति च॥ २९

ઊઠતાંની સાથે જ આંખો ચોળતા, બગાસાં ખાતા, આળસયુક્ત થયેલા, બગલા જેવા શુભ્ર કેશવાળા, ઘણો સમય ભૂખ્યા રહેવાને કારણે કૃશ બની ગયેલા, સૂકા કાષ્ઠ જેવા અંગવાળા, ફરીથી સૂવાને ઇચ્છતા બન્નેને જોઈને નારદ ઋષિ ખૂબ ચિન્તાતુર થયા. એ વિચારવા લાગ્યા કે મારે શું કરવું જોઈએ? ॥ ૨૮ ॥ ૨૯ ॥

अहो निद्रा कथं याति वृद्धत्वं च महत्तरम्।
चिन्तयन्निति गोविन्दं स्मारयामास भार्गव॥ ३०

અરે, આ બન્નેની નિદ્રા કેવી રીતે દૂર થાય? એનાથી પણ વધીને આ ઘડપણ કેવી રીતે દૂર થાય? શૌનકજી! આ પ્રમાણેની ચિન્તા કરતા દેવર્ષિ નારદે ગોવિંદને યાદ કર્યા. (જ્યારે પોતાનો પુરુષાર્થ ન ચાલ્યો ત્યારે પ્રભુને સંભાર્યા.) ॥ ૩૦ ॥

व्योमवाणी तदैवाभून्मा ऋषे खिद्यतामिति।
उद्यमः सफलस्तेऽयं भविष्यति न संशयः॥ ३१

તે વખતે જ આકાશવાણી થઈ, ''હે ઋષિ, ખેદ ન કરો, તમારો આ પરિશ્રમ સફળ થશે જ એમાં શંકા નથી. ॥ ૩૧ ॥

एतदर्थं तु सत्कर्म सुरर्षे त्वं समाचर।
तत्ते कर्माभिधास्यन्ति साधवः साधुभूषणाः॥ ३२

દેવર્ષિ નારદ, આ માટે તમે કોઈ સત્કર્મ આદરો. સત્પુરુષોમાં પણ શિરોમણિ જેવા મહાપુરુષો તે સત્કર્મનું તમને કથન કરશે. ॥ ૩૨ ॥

सत्कर्मणि कृते तस्मिन् सनिद्रा वृद्धतानयोः।
गमिष्यति क्षणाद्भक्तिः सर्वतः प्रसरिष्यति॥ ३३

તે સત્કર્મ આચરવામાં આવતાં આ બન્નેની નિદ્રા સાથેની વૃદ્ધાવસ્થા ક્ષણવારમાં જ ચાલી જશે અને ભક્તિનો બધે જ સંચાર થઈ જશે.'' ॥ ૩૩ ॥

इत्याकाशवचः स्पष्टं तत्सर्वैरपि विश्रुतम्।
नारदो विस्मयं लेभे नेदं ज्ञातमिति ब्रुवन्॥ ३४

આ પ્રમાણેની આકાશવાણી બધાંએ જ સ્પષ્ટ રીતે સાંભળી. આ આકાશવાણી સમજાઈ નહીં, એમ બોલતા નારદજી વિસ્મય પામ્યા. ॥ ૩૪ ॥

नारद उवाच

अनयाऽऽकाशवाण्यापि गोप्यत्वेन निरूपितम्।
किं वा तत्साधनं कार्यं येन कार्यं भवेत्तयोः॥ ३५

**નારદજી બોલ્યા** – આ આકાશવાણી દ્વારા પણ ગૂઢરૂપે જ કહેવામાં આવ્યું છે. (એ નથી બતાવ્યું કે) કયું સાધન કરવું જોઈએ, જેનાથી તે બન્નેનું કાર્ય સિદ્ધ થાય. ॥ ૩૫ ॥

क्व भविष्यन्ति सन्तस्ते कथं दास्यन्ति साधनम्।
मयात्र किं प्रकर्तव्यं यदुक्तं व्योमभाषया॥ ३६

તે સંત ક્યાં હશે અને કયા પ્રકારનું સાધન બતાવશે? હવે આકાશવાણીએ જે કાંઈ કહ્યું છે, તે અનુસાર મારે શું કરવું જોઈએ? ॥ ૩૬ ॥

सूत उवाच

तत्र द्वावपि संस्थाप्य निर्गतो नारदो मुनिः।
तीर्थं तीर्थं विनिष्क्रम्य पृच्छन्मार्गे मुनीश्वरान्॥ ३७

**સૂતજી બોલ્યા** – હે શૌનકજી! જ્ઞાન-વૈરાગ્યને ત્યાં જ સ્થાપિત કરીને નારદમુનિ ત્યાંથી નીકળીને પ્રત્યેક તીર્થમાં જઈને માર્ગમાં મળતા મુનીશ્વરોને તે સાધન પૂછવા લાગ્યા. ॥ ૩૭ ॥

वृत्तान्तः श्रूयते सर्वैः किंचिन्निश्चित्य नोच्यते।
असाध्यं केचन प्रोचुर्दुर्ज्ञेयमिति चापरे।
मूकीभूतास्तथाऽन्ये तु कियन्तस्तु पलायिताः॥ ३८

તેમની વાત તો બધા જ સાંભળતા હતા, પરંતુ કોઈ કંઈ પણ નિશ્ચય કરીને ઉત્તર આપતું ન હતું. કેટલાકે તેને અસાધ્ય બતાવ્યું, બીજાઓએ કહ્યું: 'આ વિષયમાં જાણવું અઘરું છે.' કોઈ તો સાંભળીને ચુપ જ થઈ ગયા અને કોઈ કોઈ તો (પોતાની અવજ્ઞા થવાના ભયથી) વાતને ટાળીને સરકી ગયા.॥ ૩૮ ॥

हाहाकारो महानासीत्त्रैलोक्ये विस्मयावहः।
वेदवेदान्तघोषैश्च गीतापाठैर्विबोधितम्॥ ३९

भक्तिज्ञानविरागाणां नोदतिष्ठत्त्रिकं यदा।
उपायो नापरोऽस्तीति कर्णे कर्णेऽजपञ्जनाः॥ ४०

ત્રિભુવનમાં આશ્ચર્યજનક મહાન હાહાકાર વર્તાયો. વેદ, વેદાન્તના ઘોષથી તેમ જ ગીતાના પાઠોથી જગાડવામાં આવતી ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યની ત્રિપુટી જ્યારે ન જ જાગી, ત્યારે લોકો એકબીજાના કાનમાં કહેવા લાગ્યા કે હવે આમને જગાડવા માટેનો બીજો કોઈ જ ઉપાય બાકી રહ્યો નથી.॥ ૩૯ ॥ ૪૦॥

योगिना नारदेनापि स्वयं न ज्ञायते तु यत्।
तत्कथं शक्यते वक्तुमितरैरिह मानुषैः॥ ४१

एवमृषिगणैः पृष्टैर्निर्णीयोक्तं दुरासदम्॥ ४२

અરે! સ્વયં યોગી નારદજી પણ જેને ન જાણી શક્યા તેવા વિષયને બીજા મનુષ્યો તો જાણી શકે જ ક્યાંથી? ઋષિ-મુનિઓને પૂછતાં તેમણે કહ્યું કે આ સંદિગ્ધ વિષય છે, અમારાથી પણ સમજાતો નથી. ॥ ૪૧ ॥ ૪૨ ॥

ततश्चिन्तातुरः सोऽथ बदरीवनमागतः।
तपश्चरामि चात्रेति तदर्थं कृतनिश्चयः॥ ४३

ત્યાર પછી ચિન્તાતુર નારદજી ત્યાંથી બદરિકાશ્રમમાં આવ્યા અને કાર્યને પાર પાડવા માટે 'અહીં તપશ્ચર્યા કરું' એવો નિશ્ચય કર્યો. ॥ ૪૩ ॥

तावद्ददर्श पुरतः सनकादीन्मुनीश्वरान्।
कोटिसूर्यसमाभासानुवाच मुनिसत्तमः॥ ४४

તેટલામાં કરોડો સૂર્ય સમાન તેજસ્વી સનકાદિ મુનીશ્વરોને પોતાની સમક્ષ જોયા, એટલે મુનિશ્રેષ્ઠ નારદજી એમને પૂછવા લાગ્યા. ॥ ૪૪ ॥

नारद उवाच

इदानीं भूरिभाग्येन भवद्भिः संगमोऽभवत्।
कुमारा ब्रुवतां शीघ्रं कृपां कृत्वा ममोपरि॥ ४५

**નારદજી બોલ્યા** – મહાન સદ્ભાગ્યથી અત્યારે આપની સાથે સમાગમ થયો. હે કુમારો, મારા ઉપર કૃપા કરીને શીઘ્ર બોલો. ॥ ૪૫ ॥

भवन्तो योगिनः सर्वे बुद्धिमन्तो बहुश्रुताः।
पञ्चहायनसंयुक्ताः पूर्वेषामपि पूर्वजाः॥ ४६

આપ સર્વે ત્રિકાળજ્ઞાની છો, બુદ્ધિશાળી અને બહુશ્રુત છો. પાંચ વર્ષની વયવાળા હોવા છતાં પૂર્વજોના પણ પૂર્વજ છો. ॥ ૪૬ ॥

सदा वैकुण्ठनिलया हरिकीर्तनतत्पराः।
लीलामृतरसोन्मत्ताः कथामात्रैकजीविनः॥ ४७

સદૈવ વૈકુંઠમાં વસનારા, શ્રીહરિકીર્તન કરવામાં તલ્લીન, (પ્રભુના) લીલામૃત કથારસનું પાન કરવાથી ઉન્મત્તદશામાં રહેનારા અને એક માત્ર પ્રભુની કથાથી જ જીવનારા છો. ॥ ૪૭ ॥

हरि:शरणमेवं हि नित्यं येषां मुखे वचः।
अतः कालसमादिष्टा जरा युष्मान्न बाधते॥ ४८

જેમના મુખમાં સદાય **'हरिः शरणम्'** મંત્ર છે, જેથી કાળ ભગવાનથી પ્રેરાયેલી વૃદ્ધાવસ્થા આપને પીડા આપતી નથી. ॥ ૪૮ ॥

येषां भ्रूभङ्गमात्रेण द्वारपालौ हरेः पुरा।
भूमौ निपतितौ सद्यो यत्कृपातः पुरं गतौ॥ ४९

પૂર્વે આપની ભ્રૂકુટીના ભંગ માત્રથી ભગવાનના દ્વારપાળો (જય-વિજય) તરત જ પૃથ્વી ઉપર પડ્યા અને ફરી પાછા તે તમારી કૃપાથી પોતાના ધામમાં ગયા. ॥ ૪૯ ॥

अहो भाग्यस्य योगेन दर्शनं भवतामिह।
अनुग्रहस्तु कर्तव्यो मयि दीने दयापरैः॥ ५०

પરમ આનંદની વાત છે કે સદ્ભાગ્યે અહીં આપ સર્વનાં મને દર્શન થયાં. દયા કરવામાં તત્પર એવા આપે દીન એવા મારા ઉપર અનુગ્રહ કરવો જોઈએ. ॥ ૫૦ ॥

अशरीरगिरोक्तं यत्तत्किं साधनमुच्यताम्।
अनुष्ठेयं कथं तावत्प्रब्रुवन्तु सविस्तरम्॥ ५१

આકાશવાણીએ મને સત્કર્મ કરવાનું કહ્યું, તે સત્કર્મરૂપી સાધન કયું છે, તે કહો તથા એ કેવી રીતે કરવું તે પણ મને વિસ્તારપૂર્વક કહો. ॥ ૫૧ ॥

भक्तिज्ञानविरागाणां सुखमुत्पद्यते कथम्।
स्थापनं सर्ववर्णेषु प्रेमपूर्वं प्रयत्नतः॥ ५२

ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યને કેવી રીતે સુખ ઉપજે તે કહો, તેમ જ સર્વ વર્ણોમાં પ્રયત્નથી પ્રેમપૂર્વક તેમની પ્રતિષ્ઠા કેવી રીતે શક્ય બને, તે બધું કહો. ॥ ૫૨ ॥

कुमारा ऊचुः

मा चिन्तां कुरु देवर्षे हर्षं चित्ते समावह।
उपायः सुखसाध्योऽत्र वर्तते पूर्व एव हि॥ ५३

**સનત્કુમારો બોલ્યા** – દેવર્ષિ નારદ, આપ ચિન્તા ન કરો. મનમાં પ્રસન્નતા રાખો. આપે જે પૂછ્યું એનો સરળતાથી અનાયાસે સુખપૂર્વક સાધી શકાય એવો ઉપાય પહેલેથી નિશ્ચિત થઈ ગયેલો છે જ.॥ ૫૩ ॥

अहो नारद धन्योऽसि विरक्तानां शिरोमणिः।
सदा श्रीकृष्णदासानामग्रणीर्योगभास्करः॥ ५४

હે નારદ! આપને ધન્યવાદ છે. આપ વિરક્ત પુરુષોના શિરોમણિ છો. શ્રીકૃષ્ણના દાસોમાં આપ સદાય અગ્રેસર છો, યોગના પ્રકાશક સૂર્ય જેવા છો. ॥ ૫૪ ॥

त्वयि चित्रं न मन्तव्यं भक्त्यर्थमनुवर्तिनि।
घटते कृष्णदासस्य भक्तेः संस्थापना सदा॥ ५५

ભક્તિને માટે તમે આટલો પ્રયત્ન કરો છો એમાં કાંઈ આશ્ચર્ય નથી. ભક્તિની સ્થાપના કરવી એ તો શ્રીકૃષ્ણના દાસ માટે સદાય ઉચિત છે. ॥ ૫૫ ॥

ऋषिभिर्बहवो लोके पन्थानः प्रकटीकृताः।
श्रमसाध्याश्च ते सर्वे प्रायः स्वर्गफलप्रदाः॥ ५६

મહર્ષિઓએ ભગવત્પ્રાપ્તિ માટે વિશ્વમાં અનેક કલ્યાણના માર્ગો પ્રકટ કરેલા છે, પરંતુ તે ઘણા જ કષ્ટસાધ્ય છે અને મહદંશે સ્વર્ગરૂપી ફળ આપનારા છે. ॥ ૫૬ ॥

वैकुण्ठसाधकः पन्थाः स तु गोप्यो हि वर्तते।
तस्योपदेष्टा पुरुषः प्रायो भाग्येन लभ्यते॥ ५७

ભગવાનની પ્રાપ્તિ કરાવનારો માર્ગ તો ગુપ્ત જ રહ્યો છે. તે માર્ગનો ઉપદેશ કરનારો પુરુષ, પ્રાયઃ સદ્ભાગ્ય હોય તો જ મળી આવે છે. ॥ ૫૭ ॥

सत्कर्म तव निर्दिष्टं व्योमवाचा तु यत्पुरा।
तदुच्यते शृणुष्वाद्य स्थिरचित्तः प्रसन्नधीः॥ ५८

આકાશવાણીએ તમને પહેલાં જે સત્કર્મ જણાવ્યું તે સત્કર્મ આજે હું તમને કહું છું, તમે પ્રસન્ન મનથી સ્થિરચિત્તે (સાવધાન બનીને) સાંભળો. ॥ ૫૮ ॥

द्रव्ययज्ञास्तपोयज्ञा योगयज्ञास्तथाऽपरे।
स्वाध्यायज्ञानयज्ञाश्च ते तु कर्मविसूचकाः॥ ५९

દ્રવ્યયજ્ઞો, તપયજ્ઞો, યોગયજ્ઞો, સ્વાધ્યાય અને જ્ઞાન વગેરે અનેક યજ્ઞો ગણાવ્યા છે, પરંતુ તે બધા કર્મના જ સૂચક છે. ॥ ૫૯ ॥

सत्कर्मसूचको नूनं ज्ञानयज्ञः स्मृतो बुधैः।
श्रीमद्भागवतालापः स तु गीतः शुकादिभिः॥ ६०

સત્કર્મને સૂચવનાર જ્ઞાનયજ્ઞ છે, એમ વિદ્વાનો માને છે અને તે શ્રીમદ્ ભાગવત કથારૂપે શ્રીશુકદેવજી વગેરે જ્ઞાની જનોએ પ્રેમથી ગાયો છે. ॥ ૬૦ ॥

भक्तिज्ञानविरागाणां तद्घोषेण बलं महत्।
व्रजिष्यति द्वयोः कष्टं सुखं भक्तेर्भविष्यति॥ ६१

શ્રીમદ્ ભાગવતનો ઘોષ થતાંની સાથે ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યમાં અતિશય બળનો સંચાર થશે, બન્નેનું કષ્ટ દૂર થઈ જશે. ભક્તિને આનંદ થશે. ॥ ૬૧ ॥

प्रलयं हि गमिष्यन्ति श्रीमद्भागवतध्वनेः।
कलेर्दोषा इमे सर्वे सिंहशब्दाद् वृका इव॥ ६२

શ્રીમદ્ ભાગવતનો ધ્વનિ થતાં કળિયુગના બધા દોષો, સિંહની ગર્જના થતાં વરુઓ જેમ નાસી જાય તેમ નાશ પામશે. ॥ ૬૨ ॥

ज्ञानवैराग्यसंयुक्ता भक्तिः प्रेमरसावहा।
प्रतिगेहं प्रतिजनं ततः क्रीडां करिष्यति॥ ६३

ત્યારબાદ જ્ઞાન-વૈરાગ્યયુક્ત, પ્રેમરસધારા વહાવતી ભક્તિ ઘેરઘેર પ્રત્યેક મનુષ્ય(ના હૃદય)માં ક્રીડા કરશે. ॥ ૬૩ ॥

नारद उवाच

वेदवेदान्तघोषैश्च गीतापाठैः प्रबोधितम्।
भक्तिज्ञानविरागाणां नोदतिष्ठत्त्रिकं यदा॥ ६४

श्रीमद्भागवतालापात्तत्कथं बोधमेष्यति।
तत्कथासु तु वेदार्थः श्लोके श्लोके पदे पदे॥ ६५

**નારદજી બોલ્યા** – વેદ, વેદાન્તના ઘોષથી તેમ જ ગીતાના પાઠોથી જગાડવામાં આવવા છતાં જ્યારે ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યની ત્રિપુટી ન જાગી, ॥ ૬૪ ॥ તો પછી શ્રીમદ્ ભાગવતના પાઠથી તે ત્રિપુટી કેવી રીતે જાગૃત થશે? કારણ કે તે (શ્રીમદ્ ભાગવત) કથામાં તો શ્લોકે શ્લોકે ને પદે પદે વેદનો અર્થ જ છે. ॥ ૬૫ ॥

छिन्दन्तु संशयं ह्येनं भवन्तोऽमोघदर्शनाः।
विलम्बो नात्र कर्तव्यः शरणागतवत्सलाः॥ ६६

આપ શરણાગતવત્સલ છો. આપનાં દર્શન નિષ્ફળ જતાં નથી, તો મારી આ શંકાને દૂર કરો. આ વિષયમાં વિલમ્બ કરવો યોગ્ય નથી. ॥ ૬૬ ॥

कुमारा ऊचुः

वेदोपनिषदां साराज्जाता भागवती कथा।
अत्युत्तमा ततो भाति पृथग्भूता फलाकृतिः॥ ६७

**સનત્કુમારો બોલ્યા** – શ્રીમદ્ ભાગવતની કથા વેદ, ઉપનિષદોના ગૂઢ સારરૂપે પ્રગટ થઈ છે, તેથી વેદ-ઉપનિષદો કરતાં વિલક્ષણ પ્રકારના અતિ ઉત્તમ ફળ સ્વરૂપે શોભે. ॥ ૬૭ ॥

आमूलाग्रं रसस्तिष्ठन्नास्ते न स्वाद्यते यथा।
स भूयः संपृथग्भूतः फले विश्वमनोहरः॥ ६८

જેમ કોઈ વૃક્ષમાં મૂળથી તે અગ્રભાગ સુધી રસ રહેલો જ હોય છે, છતાં તેને માણી શકાતો નથી, જ્યારે ફળમાં જુદો થઈને રહેલો તે જ રસ માણી શકાય છે અને તે સૌને મનોહર લાગે છે. ॥૬૮॥

यथा दुग्धे स्थितं सर्पिर्न स्वादायोपकल्पते।
पृथग्भूतं हि तद्गव्यं देवानां रसवर्धनम्॥ ६९

દૂધમાં ઘી રહેલું છે, છતાં ઘી તરીકે તેનો સ્વાદ મળતો નથી, પરંતુ તે જ ઘી દૂધમાંથી ઉપાયો દ્વારા જુદું પાડવામાં આવતાં દેવોને માટે પણ રસવર્ધક થાય છે. ॥ ૬૯ ॥

इक्षूणामपि मध्यान्तं शर्करा व्याप्य तिष्ठति।
पृथग्भूता च सा मिष्टा तथा भागवती कथा॥ ७०

જેમ શેરડીમાં બધે જ સાકર વ્યાપીને રહેલી છે, છતાં એમાંથી એ રસ (સાકર કે ગોળરૂપે) જ્યારે જુદો પડે છે ત્યારે તે મધુર લાગે છે. આ શ્રીમદ્ ભાગવતની કથા માટે પણ તેવું જ છે. ॥ ૭૦ ॥

इदं भागवतं नाम पुराणं ब्रह्मसम्मितम्।
भक्तिज्ञानविरागाणां स्थापनाय प्रकाशितम्॥ ७१

આ શ્રીમદ્ ભાગવત નામનું પુરાણ વેદતુલ્ય છે. પૃથ્વી ઉપર ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યની સ્થાપના કરવાના ઉદ્દેશ્યથી તેને પ્રકટ કર્યું છે. ॥ ૭૧ ॥

वेदान्तवेदसुस्नाते गीताया अपि कर्तरि।
परितापवति व्यासे मुह्यत्यज्ञानसागरे॥ ७२

तदा त्वया पुरा प्रोक्तं चतुःश्लोकसमन्वितम्।
तदीयश्रवणात्सद्यो निर्बाधो बादरायणः॥ ७३

વેદ-વેદાંતમાં પારંગત, ગીતાના પણ પ્રણેતા શ્રીવેદવ્યાસજી ચોતરફથી સંતાપ અનુભવતા જ્યારે અજ્ઞાનવશ મૂંઝાયા, ત્યારે તમે પહેલાં એમને ચાર શ્લોકવાળું ''ચતુઃશ્લોકી ભાગવત'' કહ્યું હતું, જેને સાંભળવાથી વેદવ્યાસજીનો મોહ તરત જ દૂર થયો હતો. ॥ ૭૨ ॥ ૭૩ ॥

तत्र ते विस्मयः केन यतः प्रश्नकरो भवान्।
श्रीमद्भागवतं श्राव्यं शोकदुःखविनाशनम्॥ ७४

આ વિષયમાં તમને આશ્ચર્ય કેમ થાય છે, કે જેથી તમે પ્રશ્ન પૂછી રહ્યા છો? ખરેખર, સમસ્ત શોક અને દુઃખને દૂર કરનાર શ્રીમદ્ ભાગવત જ શ્રવણ કરવા યોગ્ય છે. ॥ ૭૪ ॥

नारद उवाच

यद्दर्शनं च विनिहन्त्यशुभानि सद्यः
श्रेयस्तनोति भवदुःखदवार्दितानाम्।
निःशेषशेषमुखगीतकथैकपानाः
प्रेमप्रकाशकृतये शरणं गतोऽस्मि॥ ७५

**નારદજી બોલ્યા** – હજારો શેષનાગના મુખથી ગાવામાં આવતી ભાગવતની કથાનું જ માત્ર પાન કરવાવાળા હે બ્રહ્મકુમારો! જે આપનું દર્શન તાત્કાલિક અનેક અમંગળોનો નાશ કરે છે અને સંસારના દુઃખરૂપી દાવાનળથી પીડાયેલાઓને કલ્યાણ અર્પે છે એવા હે કુમારો! પ્રેમલક્ષણા ભક્તિના સર્વત્ર પ્રચાર માટે હું આપને શરણે આવ્યો છું. ॥ ૭૫ ॥

भाग्योदयेन बहुजन्मसमर्जितेन
सत्सङ्गमं च लभते पुरुषो यदा वै।
अज्ञानहेतुकृतमोहमदान्धकार-
नाशं विधाय हि तदोदयते विवेकः॥ ७६

અનેક જન્મમાં સંચય કરેલાં પુણ્યોનો જ્યારે ઉદય થાય છે, ત્યારે મનુષ્યને સત્સંગનો લાભ પ્રાપ્ત થાય છે. એ જ સત્સમાગમના પ્રભાવથી અજ્ઞાનને કારણે થતા મોહ અને મદરૂપી અંધકારનો નાશ થતાં વિવેકનો ઉદય થાય છે. ॥ ૭૬ ॥

इति श्रीपद्मपुराणे उत्तरखण्डे श्रीमद्भागवतमाहात्म्ये कुमारनारदसंवादो नाम द्वितीयोऽध्यायः॥ २॥

આ પ્રમાણે શ્રીપદ્મપુરાણના ઉત્તરખંડમાં શ્રીમદ્ ભાગવત માહાત્મ્યનો બીજો અધ્યાય સમાપ્ત થયો. ॥ ૨ ॥

❋❋❋❋❋

# अथ तृतीयोऽध्यायः

## ભક્તિના દુઃખનું નિવારણ

नारद उवाच

ज्ञानयज्ञं करिष्यामि शुकशास्त्रकथोज्ज्वलम्।
भक्तिज्ञानविरागाणां स्थापनार्थं प्रयत्नतः॥ १

**નારદજી બોલ્યા** – ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યની સ્થાપના માટે હું પ્રયત્નપૂર્વક શુકશાસ્ત્ર – શ્રીમદ્ ભાગવતની કથા વડે ઉજ્જ્વળ જ્ઞાનયજ્ઞ કરીશ. ॥૧॥

यत्र कार्यो मया यज्ञः स्थलं तद्वाच्यतामिह।
महिमा शुकशास्त्रस्य वक्तव्यो वेदपारगैः॥ २

જે સ્થળે મારે યજ્ઞ કરવો જોઈએ તે સ્થળ અને શ્રીમદ્ ભાગવતનો મહિમા વેદપારંગત એવા આપના દ્વારા કહેવા યોગ્ય છે. ॥ ૨ ॥

कियद्भिर्दिवसैः श्राव्या श्रीमद्भागवती कथा।
को विधिस्तत्र कर्तव्यो ममेदं ब्रुवतामितः॥ ३

કેટલા દિવસમાં શ્રીમદ્ ભાગવતની કથા સાંભળવી અને તેમાં કયો વિધિ કરવો જોઈએ, એ હવે આપ મને કહો. ॥ ૩ ॥

कुमारा ऊचुः

शृणु नारद वक्ष्यामो विनम्राय विवेकिने।
गङ्गाद्वारसमीपे तु तटमानन्दनामकम्॥ ४

**સનત્કુમારો બોલ્યા** – હે નારદ, વિનયી અને વિવેકી એવા તમને અમે કહીએ છીએ તે સાંભળો. હરિદ્વારની સમીપમાં આનંદ નામનો ઘાટ (વન) છે. ॥ ૪ ॥

नानाऋषिगणैर्जुष्टं देवसिद्धनिषेवितम्।
नानातरुलताकीर्णं नवकोमलवालुकम्॥ ५

रम्यमेकान्तदेशस्थं हेमपद्मसुसौरभम्।
यत्समीपस्थजीवानां वैरं चेतसि न स्थितम्॥ ६

તે અનેક ઋષિગણો, દેવો અને સિદ્ધોથી સેવાયેલો, જાતજાતનાં વૃક્ષો ને લતાઓથી ભરેલો, નવીન કોમળ રેતીવાળો, રમણીય એકાંત પ્રદેશમાં આવેલો અને સુવર્ણમય કમળોથી શોભાયમાન છે. તેની સમીપમાં વસતાં પ્રાણીઓના હૃદયમાં વૈરભાવ રહેલો નથી. ॥ ૫ ॥ ૬ ॥

ज्ञानयज्ञस्त्वया तत्र कर्तव्यो ह्यप्रयत्नतः।
अपूर्वरसरूपा च कथा तत्र भविष्यति॥ ७

ત્યાં તમારે વિના શ્રમે જ્ઞાનયજ્ઞ કરવા યોગ્ય છે અને ત્યાં અપૂર્વ રસથી ભરેલી કથા થશે. ॥ ૭ ॥

पुरःस्थं निर्बलं चैव जराजीर्णकलेवरम्।
तद्द्वयं च पुरस्कृत्य भक्तिस्तत्रागमिष्यति॥ ८

પોતાની નજર સામે પડેલા ઘડપણથી જીર્ણ શરીરવાળા અને નિર્બળ એવા તે જ્ઞાન તથા વૈરાગ્યને સાથે લઈને ત્યાં ભક્તિદેવી આવશે, ॥ ૮ ॥

यत्र भागवती वार्ता तत्र भक्त्यादिकं व्रजेत्।
कथाशब्दं समाकर्ण्य तत्त्रिकं तरुणायते॥ ९

કારણ કે જ્યાં ભાગવતની કથા થાય છે, ત્યાં ભક્તિ વગેરે જાય છે અને કથાનો શબ્દ સાંભળીને તે ત્રણેય તરુણ બની જાય છે. ॥ ૯ ॥

सूत उवाच

एवमुक्त्वा कुमारास्ते नारदेन समं ततः।
गङ्गातटं समाजग्मुः कथापानाय सत्वराः॥ १०

**સૂતજી બોલ્યા** – એમ કહી તે સનકાદિ કુમારો તરત જ કથાનું રસપાન કરવા માટે નારદજીની સાથે ગંગાના કિનારે આવી ગયા. ॥ ૧૦ ॥

यदा यातास्तटं ते तु तदा कोलाहलोऽप्यभूत्।
भूर्लोके देवलोके च ब्रह्मलोके तथैव च॥ ११

જે સમયે તેઓ ગંગાકિનારે આવ્યા, તે સમયે ભૂલોક, દેવલોક અને બ્રહ્મલોકમાં કોલાહલ વ્યાપી ગયો. ॥ ૧૧ ॥

श्रीभागवतपीयूषपानाय रसलम्पटाः।
धावन्तोऽप्याययुः सर्वे प्रथमं ये च वैष्णवाः॥ १२

જેઓ શ્રીમદ્ ભાગવત કથામૃતનું પાન કરવા માટે અતિશય ઉત્સુક હતા, તે સર્વ વૈષ્ણવો પણ પહેલાં ત્યાં જ દોડતા આવ્યા. ॥ ૧૨ ॥

भृगुर्वसिष्ठश्च्यवनश्च गौतमो
मेधातिथिर्देवलदेवरातौ।
रामस्तथा गाधिसुतश्च शाकलो
मृकण्डुपुत्रात्रिजपिप्पलादाः॥ १३
योगेश्वरौ व्यासपराशरौ च
छायाशुको जाजलिजह्नुमुख्याः।
सर्वेऽप्यमी मुनिगणाः सहपुत्रशिष्याः
स्वस्त्रीभिराययुरतिप्रणयेन युक्ताः॥ १४

ભૃગુ, વસિષ્ઠ, ચ્યવન, ગૌતમ, મેધાતિથિ, દેવલ, દેવરાત, પરશુરામ, વિશ્વામિત્ર, શાકલ, માર્કણ્ડેય, દત્તાત્રેય, પિપ્પલાદ, યોગેશ્વર વ્યાસ અને પરાશર, છાયાશુક, જાજલિ, જહ્નુ વગેરે આ બધા પ્રમુખ મુનિગણો પોતાના પુત્રો, શિષ્યો અને પત્નીઓ સહિત પ્રેમપૂર્વક પધાર્યા. ॥ ૧૩ ॥ ૧૪ ॥

वेदान्तानि च वेदाश्च मन्त्रास्तन्त्राः समूर्तयः।
दशसप्तपुराणानि षट्शास्त्राणि तथाऽऽययुः॥ १५

વેદાંતો, વેદો, મંત્રો, તંત્રો, સત્તર પુરાણો અને છ શાસ્ત્રો પણ મૂર્તિમાન થઈને ત્યાં ઉપસ્થિત થયાં. ॥ ૧૫ ॥

गङ्गाद्याः सरितस्तत्र पुष्करादिसरांसि च।
क्षेत्राणि च दिशः सर्वा दण्डकादिवनानि च॥ १६
नगादयो ययुस्तत्र देवगन्धर्वदानवाः।
गुरुत्वात्तत्र नायातान्भृगुः सम्बोध्य चानयत्॥ १७

ગંગા વગેરે નદીઓ, પુષ્કર વગેરે સરોવરો, ક્ષેત્રો, સર્વ દિશાઓ, દંડક વગેરે વનો, સર્વ પર્વતો, વૃક્ષો, દેવો, ગન્ધર્વો અને દાનવો ત્યાં આવ્યા તેમ જ જેઓ મોટાઈને લીધે ત્યાં ન આવ્યા, તેઓને સમજાવીને ભૃગુ ઋષિ તેડી લાવ્યા. ॥ ૧૬ ॥ ૧૭ ॥

दीक्षिता नारदेनाथ दत्तमासनमुत्तमम्।
कुमारा वन्दिताः सर्वैर्निषेदुः कृष्णतत्पराः॥ १८

ત્યાર પછી સર્વેએ કથાશ્રવણની દીક્ષા લીધી. સર્વને નારદજીએ ઉત્તમ આસન આપ્યાં અને સર્વથી વંદન કરાયેલા શ્રીકૃષ્ણપરાયણ સનત્કુમારો ત્યાં બેઠા. ॥ ૧૮ ॥

वैष्णवाश्च विरक्ताश्च न्यासिनो ब्रह्मचारिणः।
मुखभागे स्थितास्ते च तदग्रे नारदः स्थितः॥ १९

વૈષ્ણવો, વિરક્તો, સંન્યાસીઓ તથા બ્રહ્મચારીઓ અગ્રભાગમાં બેઠા અને તેમની આગળ નારદજી બેઠા. ॥ ૧૯ ॥

एकभागे ऋषिगणास्तदन्यत्र दिवौकसः।
वेदोपनिषदोऽन्यत्र तीर्थान्यत्र स्त्रियोऽन्यतः॥ २०

એક ભાગમાં ઋષિગણો, બીજા સ્થાનમાં દેવો, અન્ય સ્થાનમાં વેદો તથા ઉપનિષદો, અન્યત્ર તીર્થો અને એક તરફ સ્ત્રીઓ બેઠાં. ॥ ૨૦ ॥

जयशब्दो नमःशब्दः शङ्खशब्दस्तथैव च।
चूर्णलाजाप्रसूनानां निक्षेपः सुमहानभूत्॥ २१

ત્યાં જય જયકાર, નમસ્કાર તેમ જ શંખનાદ થવા લાગ્યા. અબીલ, ગુલાલ વગેરે ચૂર્ણ પદાર્થ, ચોખાની ધાણી તેમ જ પુષ્પ વગેરેની અતિશય વૃષ્ટિ થવા લાગી.॥૨૧॥

विमानानि समारुह्य कियन्तो देवनायकाः ।
कल्पवृक्षप्रसूनैस्तान् सर्वांस्तत्र समाकिरन् ॥ २२

કેટલાક દેવોના નાયકો વિમાનમાં બેસી કલ્પવૃક્ષનાં પુષ્પોથી ત્યાં બેઠેલાં સર્વને પુષ્પવૃષ્ટિથી વધાવવા લાગ્યા. ॥ ૨૨ ॥

सूत उवाच

एवं तेष्वेकचित्तेषु श्रीमद्भागवतस्य च ।
माहात्म्यमूचिरे स्पष्टं नारदाय महात्मने ॥ २३

**સૂતજી બોલ્યા** – આ પ્રમાણે તેઓ જ્યારે એક-ચિત્ત બન્યા, ત્યારે સનકાદિ બ્રહ્મકુમારો મહાત્મા નારદજીને શ્રીમદ્ ભાગવતનું માહાત્મ્ય સ્પષ્ટ રીતે કહેવા લાગ્યા. ॥ ૨૩ ॥

कुमारा ऊचुः

अथ ते वर्ण्यतेऽस्माभिर्महिमा शुकशास्त्रजः ।
यस्य श्रवणमात्रेण मुक्तिः करतले स्थिता ॥ २४

**સનકાદિ કુમારો બોલ્યા** – હવે અમે તમારી આગળ શ્રીમદ્ ભાગવત શાસ્ત્રનો મહિમા વર્ણવીએ છીએ, જેનું કેવળ શ્રવણ કરવાથી મુક્તિ હથેળીમાં રહે છે. ॥ ૨૪ ॥

सदा सेव्या सदा सेव्या श्रीमद्भागवती कथा ।
यस्याः श्रवणमात्रेण हरिश्चित्तं समाश्रयेत् ॥ २५

શ્રીમદ્ ભાગવતની કથાનું સદા સર્વદા સેવન કરવું જોઈએ, જેનું કેવળ શ્રવણ કરવાથી શ્રીહરિ ચિત્તમાં સ્થિરરૂપે આશ્રય કરે છે. ॥ ૨૫ ॥

ग्रन्थोऽष्टादशसाहस्रो द्वादशस्कन्धसम्मितः ।
परीक्षिच्छुकसंवादः शृणु भागवतं च तत् ॥ २६

રાજા પરીક્ષિત અને શ્રીશુકદેવજીના સંવાદરૂપ શ્રીમદ્ ભાગવત ગ્રંથ અઢારહજાર શ્લોકોવાળો અને બાર સ્કંધવાળો છે, તેનું તમે શ્રવણ કરો. ॥ ૨૬ ॥

तावत्संसारचक्रेऽस्मिन् भ्रमतेऽज्ञानतः पुमान् ।
यावत्कर्णगता नास्ति शुकशास्त्रकथा क्षणम् ॥ २७

જ્યાં સુધી શ્રીમદ્ ભાગવતની કથા એક ક્ષણ પણ કર્ણગત નથી થઈ, ત્યાં સુધી જ મનુષ્ય આ સંસારચક્રમાં અજ્ઞાનથી ભમે છે. ॥ ૨૭ ॥

किं श्रुतैर्बहुभिः शास्त्रैः पुराणैश्च भ्रमावहैः ।
एकं भागवतं शास्त्रं मुक्तिदानेन गर्जति ॥ २८

એક માત્ર શ્રીમદ્ ભાગવત શાસ્ત્ર મોક્ષદાન માટે ગર્જના કરી રહ્યું છે, તો ભ્રાંતિ જન્માવનારાં ઘણાં શાસ્ત્રો કે પુરાણો સાંભળવાથી શો લાભ છે? ॥ ૨૮ ॥

कथा भागवतस्यापि नित्यं भवति यद्गृहे ।
तद्गृहं तीर्थरूपं हि वसतां पापनाशनम् ॥ २९

શ્રીમદ્ ભાગવતની કથા જ્યાં પ્રતિદિન થાય છે તે ઘર ખરેખર, તીર્થરૂપ છે. ત્યાં વસનારાઓનાં પાપ નાશ પામે છે. ॥ ૨૯ ॥

अश्वमेधसहस्राणि वाजपेयशतानि च ।
शुकशास्त्रकथायाश्च कलां नार्हन्ति षोडशीम् ॥ ३०

હજારો અશ્વમેધ યજ્ઞો અને સેંકડો વાજપેય યજ્ઞો શ્રીમદ્ ભાગવતની કથાના સોળમા ભાગને પણ યોગ્ય નથી. ॥ ૩૦ ॥

तावत्पापानि देहेऽस्मिन्निवसन्ति तपोधनाः ।
यावन्न श्रूयते सम्यक् श्रीमद्भागवतं नरैः ॥ ३१

હે તપોધનો, આ શરીરમાં પાપ ત્યાં સુધી જ નિવાસ કરે છે, કે જ્યાં સુધી તેમણે શ્રીમદ્ ભાગવતનું સારી રીતે શ્રવણ કર્યું નથી. ॥ ૩૧ ॥

न गङ्गा न गया काशी पुष्करं न प्रयागकम्।
शुकशास्त्रकथायाश्च फलेन समतां नयेत्॥ ३२

श्लोकार्धं श्लोकपादं वा नित्यं भागवतोद्भवम्।
पठस्व स्वमुखेनैव यदीच्छसि परां गतिम्॥ ३३

वेदादिर्वेदमाता च पौरुषं सूक्तमेव च।
त्रयी भागवतं चैव द्वादशाक्षर एव च॥ ३४
द्वादशात्मा प्रयागश्च कालः संवत्सरात्मकः।
ब्राह्मणाश्चाग्निहोत्रं च सुरभिर्द्वादशी तथा॥ ३५
तुलसी च वसन्तश्च पुरुषोत्तम एव च।
एतेषां तत्त्वतः प्राज्ञैर्न पृथग्भाव इष्यते॥ ३६

यश्च भागवतं शास्त्रं वाचयेदर्थतोऽनिशम्।
जन्मकोटिकृतं पापं नश्यते नात्र संशयः॥ ३७

श्लोकार्धं श्लोकपादं वा पठेद्भागवतं च यः।
नित्यं पुण्यमवाप्नोति राजसूयाश्वमेधयोः॥ ३८

उक्तं भागवतं नित्यं कृतं च हरिचिन्तनम्।
तुलसीपोषणं चैव धेनूनां सेवनं समम्॥ ३९

अन्तकाले तु येनैव श्रूयते शुकशास्त्रवाक्।
प्रीत्या तस्यैव वैकुण्ठं गोविन्दोऽपि प्रयच्छति॥ ४०

हेमसिंहयुतं चैतद्वैष्णवाय ददाति च।
कृष्णेन सह सायुज्यं स पुमाँल्लभते ध्रुवम्॥ ४१

आजन्ममात्रमपि येन शठेन किंचि-
च्चित्तं विधाय शुकशास्त्रकथा न पीता।
चाण्डालवच्च खरवद् बत तेन नीतं
मिथ्या स्वजन्म जननीजनिदुःखभाजा॥ ४२

ગંગા, ગયા, કાશી, પુષ્કર અને પ્રયાગરાજ શ્રીમદ્ ભાગવતની કથા સાથે સમાનતા ધરાવી શકતાં નથી. ॥ ૩૨ ॥

માટે જો તમને પરમ પદની ઈચ્છા હોય તો તમે શ્રીમદ્ ભાગવતના અર્ધા શ્લોકનો અથવા તો પા શ્લોકનો પણ પોતાના મુખથી જ પાઠ કરો. ॥ ૩૩ ॥

વેદનો પ્રથમ અક્ષર પ્રણવ, ગાયત્રી, પુરુષસૂક્ત, વેદત્રયી, શ્રીમદ્ ભાગવત, દ્વાદશાક્ષર મંત્ર, સૂર્ય, પ્રયાગ, વર્ષરૂપ કાળ, બ્રાહ્મણો, અગ્નિહોત્ર, ગાય, દ્વાદશી તિથિ, તુલસી, વસંત ઋતુ, પુરુષોત્તમ માસ – આ ગણાવ્યાં તે બધાંમાં વિદ્વાનો તત્ત્વતઃ ભેદ માનતા નથી. ॥ ૩૪ ॥ ૩૫ ॥ ૩૬ ॥

જે મનુષ્ય દરરોજ શ્રીમદ્ ભાગવતનો અર્થ સાથે પાઠ કરે, તેનાં કરોડો જન્મનાં પાપ નાશ પામે છે, એમાં સંદેહ નથી. ॥ ૩૭ ॥

જે મનુષ્ય આ શ્રીમદ્ ભાગવતનો અર્ધા શ્લોક કે પા શ્લોકનો નિત્ય પાઠ કરે છે, તે દરરોજ રાજસૂય યજ્ઞ કરવાથી અને અશ્વમેધ યજ્ઞ કરવાથી જે પુણ્ય મળે તે પુણ્યફળને પ્રાપ્ત કરે છે. ॥ ૩૮ ॥

નિત્ય નિયમથી શ્રીમદ્ ભાગવતની કથા, નિત્ય કરેલું શ્રીહરિનું ધ્યાન, તુલસીનું સિંચન અને ગોસેવા – આ બધાં સમાન ફળવાળાં છે. ॥ ૩૯ ॥

જે મનુષ્ય અન્તકાળે શ્રીમદ્ ભાગવતની કથા પ્રેમથી સાંભળે છે, તેના પર પ્રસન્ન થઈ ભગવાન તેને વૈકુંઠની ગતિ આપે છે. ॥ ૪૦ ॥

જે મનુષ્ય સુવર્ણના સિંહાસન સાથે આ શ્રીમદ્ ભાગવતનું પુસ્તક વિષ્ણુભક્ત બ્રાહ્મણને આપે છે, તો તે દાન કરનાર મનુષ્ય વિષ્ણુ ભગવાનની સાથે સાયુજ્ય મુક્તિને અવશ્ય પામે છે. ॥ ૪૧ ॥

જે શઠ પુરુષે સમગ્ર જીવનમાં ક્ષણવાર પણ શ્રીમદ્ ભાગવતની કથા સાંભળી નથી, તેણે પોતાનો જન્મ ગધેડા અને ચાંડાળની જેમ વ્યર્થ ગુમાવ્યો છે અને પોતાને જન્મ આપનારી માતાને (નિરર્થક) પ્રસવપીડા જ આપી છે. ॥ ૪૨ ॥

जीवच्छवो निगदितः स तु पापकर्मा
येन श्रुतं शुककथावचनं न किंचित्।
धिक् तं नरं पशुसमं भुवि भाररूप-
मेवं वदन्ति दिवि देवसमाजमुख्याः॥ ४३

જન્મ ધરીને જે મનુષ્યે પોતાના જીવનમાં શ્રીમદ્ ભાગવત કથાનું વચન સાંભળ્યું નથી, તે પાપ કરનારો જીવતું મડદું કહેવાયો છે. પશુ જેવા અને પૃથ્વી ઉપર ભારરૂપ એ મનુષ્યને ધિક્કાર છે, એમ સ્વર્ગલોકના દેવસમાજના મુખ્ય દેવો કહે છે. ॥ ૪૩॥

दुर्लभैव कथा लोके श्रीमद्भागवतोद्भवा।
कोटिजन्मसमुत्थेन पुण्येनैव तु लभ्यते॥ ४४

લોકમાં શ્રીમદ્ ભાગવતની કથા અતિ દુર્લભ છે, કરોડો જન્મનાં પુણ્યથી જ તે (સાંભળવાનું સદ્ભાગ્ય) પ્રાપ્ત થાય છે. ॥ ૪૪ ॥

तेन योगनिधे धीमन् श्रोतव्या सा प्रयत्नतः।
दिनानां नियमो नास्ति सर्वदा श्रवणं मतम्॥ ४५

માટે હે યોગનિધિ, હે બુદ્ધિમાન! તે કથાને પ્રયત્નપૂર્વક સાંભળવી જોઈએ. અમુક દિવસોમાં જ સાંભળવી, એવો કોઈ નિયમ નથી. સદા સર્વદા શ્રીમદ્ ભાગવત કથાનું શ્રવણ શ્રેષ્ઠ માનવામાં આવ્યું છે. ॥ ૪૫ ॥

सत्येन ब्रह्मचर्येण सर्वदा श्रवणं मतम्।
अशक्यत्वात्कलौ बोध्यो विशेषोऽत्र शुकाज्ञया॥ ४६

સત્ય અને બ્રહ્મચર્યનું પાલન કરીને સર્વકાળ શ્રીમદ્ ભાગવતનું શ્રવણ શ્રેષ્ઠ મનાયું છે. પરંતુ કળિયુગમાં આવો નિયમ પાળવો શક્ય ન હોવાથી શ્રીશુકદેવજીની આજ્ઞાપૂર્વક વિશેષ વિધિ જાણવી જોઈએ. ॥ ૪૬ ॥

मनोवृत्तिजयश्चैव नियमाचरणं तथा।
दीक्षां कर्तुमशक्यत्वात्सप्ताहश्रवणं मतम्॥ ४७

મનની વૃત્તિઓ ઉપર વિજય, નિયમાચરણ તથા શ્રવણ કરવા માટે દીક્ષા લેવી – તે બધું અશક્ય હોવાથી 'સપ્તાહશ્રવણ' શ્રેષ્ઠ મનાયું છે. ॥ ૪૭ ॥

श्रद्धातः श्रवणे नित्यं माघे तावद्धि यत्फलम्।
तत्फलं शुकदेवेन सप्ताहश्रवणे कृतम्॥ ४८

જે ફળ માઘ મહિનામાં નિત્ય શ્રદ્ધાપૂર્વક શ્રવણ કરવાથી થાય છે, તે ફળ સાત દિવસ શ્રીમદ્ ભાગવત સાંભળવાથી થાય છે, એમ શુકદેવજીએ કહ્યું છે. ॥ ૪૮ ॥

मनसश्चाजयाद्रोगात्पुंसां चैवायुषः क्षयात्।
कलेर्दोषबहुत्वाच्च सप्ताहश्रवणं मतम्॥ ४९

મનને જીતવું અશક્ય હોવાથી, રોગો થવાથી, મનુષ્યોનાં આયુષ્યનો નાશ થતો હોવાથી તથા કળિયુગના બીજા અનેક દોષોને લીધે સાત દિવસનો કથા-શ્રવણનો વિધિ માન્ય થયો છે. ॥ ૪૯ ॥

यत्फलं नास्ति तपसा न योगेन समाधिना।
अनायासेन तत्सर्वं सप्ताहश्रवणे लभेत्॥ ५०

જે ફળ તપથી, યોગથી કે સમાધિથી નથી મળી શકતું, તે સર્વ ફળ સાત દિવસ શ્રવણ કરવાથી અનાયાસે જ મળે છે. ॥ ૫૦ ॥

यज्ञाद् गर्जति सप्ताहः सप्ताहो गर्जति व्रतात्।
तपसो गर्जति प्रोच्चैस्तीर्थान्नित्यं हि गर्जति॥ ५१

શ્રીમદ્ ભાગવત સપ્તાહ સદાય યજ્ઞ કરતાં અધિક છે, વ્રત કરતાં અધિક છે, તપ કરતાં અધિક છે અને તીર્થ કરતાં પણ અધિક છે. ॥ ૫૧ ॥

योगाद्गर्जति सप्ताहो ध्यानाज्ज्ञानाच्च गर्जति।
किं ब्रूमो गर्जनं तस्य रे रे गर्जति गर्जति॥ ५२

અષ્ટાંગયોગ, જ્ઞાન, ધ્યાન એ બધાં કરતાં શ્રીમદ્ ભાગવત સપ્તાહનો જ્ઞાનયજ્ઞ અધિક છે. અરે, એની વિશેષતાને વધુ શું કહીએ? અરે, એ તો સર્વોત્કૃષ્ટ છે! ॥ ૫૨॥

शौनक उवाच

साश्चर्यमेतत्कथितं कथानकं
ज्ञानादिधर्मान् विगणय्य साम्प्रतम्।
निःश्रेयसे भागवतं पुराणं
जातं कुतो योगविदादिसूचकम्॥ ५३

**શૌનકજી બોલ્યા** – હે યોગવેત્તા, આપે તો આ આશ્ચર્ય ઉપજાવે તેવું વૃત્તાન્ત જણાવ્યું. જ્ઞાનાદિ ધર્મોનો અનાદર કરીને પરમ કલ્યાણને માટે શ્રીમદ્ ભાગવત શાસ્ત્ર પરબ્રહ્મ-પરમાત્માનું જ્ઞાન કરાવનારું કેવી રીતે થયું? ॥ ૫૩ ॥

सूत उवाच

यदा कृष्णो धरां त्यक्त्वा स्वपदं गन्तुमुद्यतः।
एकादशं परिश्रुत्याप्युद्धवो वाक्यमब्रवीत्॥ ५४

**સૂતજી બોલ્યા** – જ્યારે શ્રીકૃષ્ણ ભગવાન આ પૃથ્વીને ત્યજીને સ્વધામ પધારવાને તૈયાર થયા, ત્યારે એકાદશ સ્કંધ સાંભળવા છતાં પણ ઉદ્ધવજી આ પ્રમાણે વાક્ય બોલ્યા. ॥ ૫૪ ॥

उद्धव उवाच

त्वं तु यास्यसि गोविन्द भक्तकार्यं विधाय च।
मच्चित्ते महती चिन्ता तां श्रुत्वा सुखमावह॥ ५५

**ઉદ્ધવજી બોલ્યા** – હે ગોવિંદ, ભક્તોનું કાર્ય સંપાદન કરીને તમે તો જશો, પરંતુ મારા ચિત્તમાં મોટી ચિન્તા છે તે ચિન્તાને સાંભળીને મને શાંત કરો. ॥ ૫૫ ॥

आगतोऽयं कलिर्घोरो भविष्यन्ति पुनः खलाः।
तत्सङ्गेनैव सन्तोऽपि गमिष्यन्त्युग्रतां यदा॥ ५६

तदा भारवती भूमिर्गोरूपेयं कमाश्रयेत्।
अन्यो न दृश्यते त्राता त्वत्तः कमललोचन॥ ५७

આ ભયંકર કળિયુગ આવ્યો છે. એમાં પુરુષો શઠ થશે. એમના સંગદોષથી સત્પુરુષો પણ જ્યારે ઉગ્ર સ્વભાવના થશે, ત્યારે તેમના ભારથી દબાયેલી પૃથ્વી ગાયનું રૂપ ધારણ કરતી બીજા કોને શરણે જશે? હે કમળનયન, આપના સિવાય આનો બીજો કોઈ રક્ષક જણાતો નથી. ॥ ૫૬ ॥ ૫૭ ॥

अतः सत्सु दयां कृत्वा भक्तवत्सल मा व्रज।
भक्तार्थं सगुणो जातो निराकारोऽपि चिन्मयः॥ ५८

માટે હે ભક્તવત્સલ ભગવાન, સત્પુરુષો ઉપર દયા કરીને આપ ન જાઓ. આપ નિર્ગુણ, નિરાકાર ચૈતન્યમય હોવા છતાં ભક્તો કાજે સાકાર રૂપે પ્રકટ્યા છો. ॥ ૫૮ ॥

त्वद्वियोगेन ते भक्ताः कथं स्थास्यन्ति भूतले।
निर्गुणोपासने कष्टमतः किंचिद्विचारय॥ ५९

હે પ્રભુ, આપના વિયોગથી પૃથ્વી ઉપર આપના ભક્તો કેવી રીતે જીવન ટકાવી રાખી શકશે? વળી નિર્ગુણ, નિરાકારની ઉપાસનામાં ઘણું કષ્ટ છે, માટે કંઈક વિચાર કરો. ॥ ૫૯ ॥

इत्युद्धववचः श्रुत्वा प्रभासेऽचिन्तयद्धरिः।
भक्तावलम्बनार्थाय किं विधेयं मयेति च॥ ६०

આ પ્રમાણે જ્ઞાની ભક્ત ઉદ્ધવજીનું વચન સાંભળીને પ્રભાસ ક્ષેત્રમાં શ્રીહરિ વિચારવા લાગ્યા કે મારે ભક્તોના અવલંબન માટે શું કરવું જોઈએ? ॥ ૬૦ ॥

स्वकीयं यद्भवेत्तेजस्तच्च भागवतेऽदधात्।
तिरोधाय प्रविष्टोऽयं श्रीमद्भागवतार्णवम्॥ ६१

પોતાનું જે તેજ હતું તેને પ્રભુએ શ્રીમદ્ ભાગવતમાં સ્થાપ્યું. શ્રીમદ્ ભાગવતરૂપી મહાસાગરમાં પ્રભુ અદૃશ્ય રૂપે પ્રવેશ કરીને રહ્યા છે. ॥ ૬૧ ॥

तेनेयं वाङ्मयी मूर्तिः प्रत्यक्षा वर्तते हरेः।
सेवनाच्छ्रवणात्पाठाद्दर्शनात्पापनाशिनी॥ ६२

તેથી આ શ્રીમદ્ ભાગવત એ સાક્ષાત્ શ્રીહરિનું વાણીરૂપી પ્રત્યક્ષ સ્વરૂપ છે, જેનું સેવન કરવાથી, શ્રવણ કરવાથી, પાઠ કરવાથી અને દર્શન કરવાથી પાપનો નાશ થાય છે. ॥ ૬૨ ॥

सप्ताहश्रवणं तेन सर्वेभ्योऽप्यधिकं कृतम्।
साधनानि तिरस्कृत्य कलौ धर्मोऽयमीरितः॥ ६३

તેથી સપ્તાહ-શ્રવણ બધાથી શ્રેષ્ઠ માનવામાં આવ્યું છે. કળિયુગમાં સર્વ સાધનોનો તિરસ્કાર કરીને શ્રીમદ્ ભાગવતનું સપ્તાહ-શ્રવણ કરવું એ સર્વ-શ્રેષ્ઠ ધર્મ મનાયો છે. ॥૬૩॥

दुःखदारिद्र्यदौर्भाग्यपापप्रक्षालनाय च।
कामक्रोधजयार्थं हि कलौ धर्मोऽयमीरितः॥ ६४

દુઃખ, દારિદ્ર્ય, દુર્ભાગ્ય તેમ જ અનેક પ્રકારનાં ઘોર પાપ વગેરેની નિવૃત્તિ માટે તથા કામ, ક્રોધ વગેરે ઉપર વિજય મેળવવા માટે કળિયુગમાં આ શ્રીમદ્ ભાગવત સપ્તાહના શ્રવણને જ એક માત્ર ધર્મ કહ્યો છે. ॥ ૬૪ ॥

अन्यथा वैष्णवी माया देवैरपि सुदुस्त्यजा।
कथं त्याज्या भवेत्पुम्भिः सप्ताहोऽतः प्रकीर्तितः॥ ६५

અન્યથા શ્રીવિષ્ણુ ભગવાનની માયા દેવોથી પણ ત્યજી શકાય તેમ નથી, તો મનુષ્યો તેને ક્યાંથી ત્યજી શકે? માટે જ સપ્તાહશ્રવણનું વિધાન કરેલું છે. ॥ ૬૫ ॥

सूत उवाच

एवं नगाहश्रवणोरुधर्मे
प्रकाश्यमाने ऋषिभिः सभायाम्।
आश्चर्यमेकं समभूत्तदानीं
तदुच्यते संश्रृणु शौनक त्वम्॥ ६६

**સૂતજી બોલ્યા** – આ પ્રમાણે સનકાદિ બ્રહ્મર્ષિઓ શ્રીમદ્ ભાગવત સપ્તાહનું શ્રવણ કરવાના મહાન ધર્મોને સભામાં પ્રકટ કરી રહ્યા હતા, તે સમયે એક આશ્ચર્ય થયું. હે શૌનક! તે આશ્ચર્યને અમે કહીએ છીએ, તે તમે સાંભળો. ॥ ૬૬ ॥

भक्तिः सुतौ तौ तरुणौ गृहीत्वा
प्रेमैकरूपा सहसाऽऽविरासीत्।
श्रीकृष्ण गोविन्द हरे मुरारे
नाथेति नामानि मुहुर्वदन्ती॥ ६७

**સૂતજી બોલ્યા** – શ્રીકૃષ્ણ, ગોવિંદ, હરે, મુરારે, નાથ એવાં ભગવન્નામોનું વારંવાર ઉચ્ચારણ કરતી પ્રેમલક્ષણા ભક્તિ, પોતાના બન્ને તરુણ પુત્રોને સાથે લઈને સભામાં એકાએક પ્રકટ થઈ. ॥ ૬૭ ॥

तां चागतां भागवतार्थभूषां
सुचारुवेषां ददृशुः सदस्याः।
कथं प्रविष्टा कथमागतेयं
मध्ये मुनीनामिति तर्कयन्तः॥ ६८

શ્રીમદ્ ભાગવતના અર્થરૂપી આભરણોથી શણગારેલી, અતિ સુંદર શૃંગારથી શોભતી, એકાએક પ્રગટ થયેલી તે ભક્તિને સભાસદોએ નિહાળી અને તેઓ તર્ક કરવા લાગ્યા કે, ''મુનિઓની મધ્યમાં આ કેવી રીતે પ્રવેશી હશે?'' ॥ ૬૮ ॥

ऊचुः कुमारा वचनं तदानीं
कथार्थतो निष्पतिताधुनेयम्।
एवं गिरः सा ससुता निशम्य
सनत्कुमारं निजगाद नम्रा॥ ६९

તે સમયે સનકાદિ બ્રહ્મકુમારો વચન બોલ્યા કે આ ભક્તિ હાલમાં અહીં શ્રીમદ્ ભાગવત કથાના અર્થમાંથી પ્રગટ થઈ છે. આ પ્રમાણેની વાણી સાંભળીને વિનમ્ર, પુત્રોથી યુક્ત તે ભક્તિ સનત્કુમારને કહેવા લાગ્યાં. ॥ ૬૯ ॥

भक्तिरुवाच

भवद्भिरद्यैव कृतास्मि पुष्टा
कलिप्रणष्टापि कथारसेन।
क्वाहं तु तिष्ठाम्यधुना ब्रुवन्तु
ब्राह्मा इदं तां गिरमूचिरे ते॥ ७०

**ભક્તિ મહારાણી બોલ્યાં** – હું કળિકાળના દોષોથી નષ્ટપ્રાય થઈ હોવા છતાં શ્રીમદ્ ભાગવતના કથારસથી મને આજે જ આપ મહાપુરુષોએ પુષ્ટિ આપી છે. હે બ્રહ્મકુમારો, તેથી આપ મને કહો કે હવે હું ક્યાં વસું? સનત્કુમારો ભક્તિને નીચે મુજબ કહેવા લાગ્યા. ॥ ૭૦ ॥

भक्तेषु गोविन्दसरूपकर्त्री
प्रेमैकधर्त्री भवरोगहन्त्री।
सा त्वं च तिष्ठस्व सुधैर्यसंश्रया
निरन्तरं वैष्णवमानसानि॥ ७१

હે ભક્તિ, તમે ભક્તોમાં ગોવિંદનું સ્વરૂપ પ્રકટ કરનારાં છો, અનન્ય પ્રેમના સ્વરૂપને ધારણ કરનારાં છો, સંસારરૂપી મહારોગને હણનારાં છો. આજથી તમે અતિશય ધૈર્યનો આશ્રય કરી નિરંતર વૈષ્ણવોના હૃદયમાં નિવાસ કરો. ॥ ૭૧ ॥

ततोऽपि दोषाः कलिजा इमे त्वां
द्रष्टुं न शक्ताः प्रभवोऽपि लोके।
एवं तदाज्ञावसरेऽपि भक्ति-
स्तदा निषण्णा हरिदासचित्ते॥ ७२

એમ કરવાથી આ કળિકાળના લોકોમાં પોતાનો પ્રભાવ દાખવતા દોષો પણ તમારી સામે દૃષ્ટિપાત કરવા સમર્થ થઈ શકશે નહીં. આવી આજ્ઞા થતાં ભક્તિ મહારાણી ભક્તોના હૃદયમાં બિરાજ્યાં. ॥ ૭૨ ॥

सकलभुवनमध्ये निर्धनास्तेऽपि धन्या
निवसति हृदि येषां श्रीहरेर्भक्तिरेका।
हरिरपि निजलोकं सर्वथातो विहाय
प्रविशति हृदि तेषां भक्तिसूत्रोपनद्धः॥ ७३

જેમના હૃદયમાં એકમાત્ર શ્રીકૃષ્ણની ભક્તિ નિવાસ કરે છે, તેઓ સકળ ભુવનમાં નિર્ધન હોવા છતાં ધન્ય છે. શ્રીહરિ પણ પોતાનો લોક છોડીને ભક્તિના પ્રેમબન્ધનથી બંધાઈને ભક્તોના હૃદયમાં નિવાસ કરે છે. ॥ ૭૩ ॥

ब्रूमोऽद्य ते किमधिकं महिमानमेवं
ब्रह्मात्मकस्य भुवि भागवताभिधस्य।
यत्संश्रयान्निगदिते लभते सुवक्ता
श्रोतापि कृष्णसमतामलमन्यधर्मैः॥ ७४

પૃથ્વી ઉપર બ્રહ્મતત્ત્વ-પ્રતિપાદક બ્રહ્મસ્વરૂપ આ શ્રીમદ્ ભાગવતનો આથી વધીને મહિમા અમે બીજો શો કહીએ! શ્રીમદ્ ભાગવતનો આશ્રય કરવાથી (શ્રવણ કે કથન કરવાથી) શ્રોતા તેમ જ વક્તા શ્રીકૃષ્ણ ભગવાન જેવા જ થઈ જાય છે. ત્યાં બીજા ધર્મોથી શું પ્રયોજન છે? ॥ ૭૪ ॥

इति श्रीपद्मपुराणे उत्तरखण्डे श्रीमद्भागवतमाहात्म्ये भक्तिकष्टनिवर्तनं नाम तृतीयोऽध्यायः॥ ३॥
આ પ્રમાણે પદ્મપુરાણના ઉત્તરખંડમાં શ્રીમદ્ ભાગવત માહાત્મ્યનો ત્રીજો અધ્યાય સમાપ્ત થયો. ॥ ૩ ॥

❋❋❋❋❋

# अथ चतुर्थोऽध्यायः
## ગોકર્ણ-ઉપાખ્યાનનો પ્રારંભ

सूत उवाच

अथ वैष्णवचित्तेषु दृष्ट्वा भक्तिमलौकिकीम्।
निजलोकं परित्यज्य भगवान् भक्तवत्सलः॥ १

वनमाली घनश्यामः पीतवासा मनोहरः।
काञ्चीकलापरुचिरो लसन्मुकुटकुण्डलः॥ २

त्रिभङ्गललितश्चारुकौस्तुभेन विराजितः।
कोटिमन्मथलावण्यो हरिचन्दनचर्चितः॥ ३

परमानन्दचिन्मूर्तिर्मधुरो मुरलीधरः।
आविवेश स्वभक्तानां हृदयान्यमलानि च॥ ४

**સૂતજી બોલ્યા** – ત્યાર પછી વૈષ્ણવોના મનમાં અલૌકિક પ્રકારની ભક્તિને જોઈને ભક્તવત્સલ, વનમાલાને ધારણ કરનાર, મેઘશ્યામ, પીતાંબરધારી, મનોહર, કંદોરાની સેરથી સુશોભિત, ઝળકતાં મુકુટ અને કુંડળવાળા, ત્રિભંગલલિત, સુંદર કૌસ્તુભ-મણિથી શોભતા, કરોડો કામદેવ જેવા રૂપાળા, હરિચંદનથી અર્ચાયેલ અંગવાળા, પરમ આનંદ અને ચૈતન્યમય મૂર્તિવાળા, મધુર અને મુરલીને ધારણ કરનારા એવાં પંદર વિશેષણવાળા પૂર્ણગુણ ભગવાને પોતાનો લોક ત્યજીને પોતાના ભક્તોનાં નિર્મળ હૃદયોમાં પ્રવેશ કર્યો. ॥ ૧ ॥ ૨ ॥ ૩ ॥ ૪॥

वैकुण्ठवासिनो ये च वैष्णवा उद्धवादयः।
तत्कथाश्रवणार्थं ते गूढरूपेण संस्थिताः॥ ५

વૈકુંઠનિવાસી ભક્તો અને ઉદ્ધવાદિ જે વૈષ્ણવો હતા, તેઓ ગુપ્ત સ્વરૂપે તે કથા સાંભળવાને બેઠા.॥ ૫ ॥

तदा जयजयारावो रसपुष्टिरलौकिकी।
चूर्णप्रसूनवृष्टिश्च मुहुः शंखरवोऽप्यभूत्॥ ६

ત્યારે સભામાં જય ઘોષ સંભળાવા લાગ્યો, અબીલ, ગુલાલ, પુષ્પની વૃષ્ટિ થવા લાગી. શંખનાદ પણ થયા, તેથી અલૌકિક પ્રકારે રસપુષ્ટિ થઈ. ॥ ૬॥

तत्सभासंस्थितानां च देहगेहात्मविस्मृतिः।
दृष्ट्वा च तन्मयावस्थां नारदो वाक्यमब्रवीत्॥ ७

તે સભામાં બેઠેલાઓને પોતાનાં ઘર, શરીર અને સ્વભાવનું અનુસંધાન ન રહ્યું. આવી તન્મય અવસ્થાને જોઈને નારદજી બોલ્યા. ॥ ૭ ॥

अलौकिकोऽयं महिमा मुनीश्वराः
सप्ताहजन्योऽद्य विलोकितो मया।
मूढाः शठा ये पशुपक्षिणोऽत्र
सर्वेऽपि निष्पापतमा भवन्ति॥ ८

**નારદજી બોલ્યા** – હે મુનીશ્વરો! સપ્તાહ સંબંધી અલૌકિક મહિમા આજે મેં જોયો. સભામાં મૂઢ, શઠ અને જેઓ પશુ-પક્ષીઓ છે, તેઓ પણ અત્યંત નિષ્પાપ બન્યાં છે. ॥ ૮ ॥

अतो नृलोके ननु नास्ति किंचि-
च्चित्तस्य शोधाय कलौ पवित्रम्।
अघौघविध्वंसकरं तथैव
कथासमानं भुवि नास्ति चान्यत्॥ ९

આથી અધિક આ કલિયુગમાં મનુષ્યલોકમાં ચિત્તની શુદ્ધિ માટે કથા સમાન પવિત્ર અને પાપોના સમુદાયને નાશ કરનાર બીજું કોઈપણ સાધન પૃથ્વી ઉપર નથી. ॥ ૯ ॥

के के विशुध्यन्ति वदन्तु मह्यं
सप्ताहयज्ञेन कथामयेन।
कृपालुभिर्लोकहितं विचार्य
प्रकाशितः कोऽपि नवीनमार्गः॥ १०

આપ મને કહો કે કથામય એવા સપ્તાહ યજ્ઞથી કોણ કોણ પવિત્ર થાય છે. ખરેખર, આપ કૃપાળુઓએ લોકહિતનો વિચાર કરી આ કોઈ અનુપમ માર્ગ પ્રકટ કર્યો છે. ॥ ૧૦ ॥

कुमारा ऊचुः

ये मानवाः पापकृतस्तु सर्वदा
सदा दुराचाररता विमार्गगाः।
क्रोधाग्निदग्धाः कुटिलाश्च कामिनः
सप्ताहयज्ञेन कलौ पुनन्ति ते॥ ११

**સનત્કુમારોએ કહ્યું** – જે મનુષ્યો સર્વદા પાપ કરનાર, સદા દુરાચારમાં રહેનાર, અવળે માર્ગે જનાર, ક્રોધરૂપી અગ્નિથી બળેલા, કુટિલ અને કામી છે, તે બધા આ કલિયુગમાં સપ્તાહયજ્ઞથી પવિત્ર થઈ જાય છે. ॥ ૧૧ ॥

सत्येन हीनाः पितृमातृदूषका-
स्तृष्णाकुलाश्चाश्रमधर्मवर्जिताः।
ये दाम्भिका मत्सरिणोऽपि हिंसकाः
सप्ताहयज्ञेन कलौ पुनन्ति ते॥ १२

જેઓ સત્યથી વેગળા, પિતા-માતાને લાંછન લગાડનાર, તૃષ્ણાઓથી વ્યાકુલ, આશ્રમ-ધર્મોથી ભ્રષ્ટ, દંભી, મત્સરવાળા અને હિંસક છે, તેઓ પણ કલિયુગમાં સપ્તાહયજ્ઞથી પવિત્ર થઈ જાય છે. ॥૧૨॥

पञ्चोग्रपापाश्छलछद्मकारिणः
क्रूराः पिशाचा इव निर्दयाश्च ये।
ब्रह्मस्वपुष्टा व्यभिचारकारिणः
सप्ताहयज्ञेन कलौ पुनन्ति ते॥ १३

જેઓ મદિરાપાન, બ્રહ્મહત્યા, સુવર્ણની ચોરી, ગુરુસ્ત્રીગમન અને વિશ્વાસઘાત – આ પાંચ મહાપાપ કરવાવાળા, છળ-કપટ કરનાર, ક્રૂર, પિશાચ જેવા નિર્દય, બ્રાહ્મણના દ્રવ્યથી ઊછરેલા અને વ્યભિચારીઓ છે, તેઓ પણ કલિયુગમાં સપ્તાહયજ્ઞથી પવિત્ર થઈ જાય છે. ॥ ૧૩ ॥

कायेन वाचा मनसाऽपि पातकं
नित्यं प्रकुर्वन्ति शठा हठेन ये।
परस्वपुष्टा मलिना दुराशयाः
सप्ताहयज्ञेन कलौ पुनन्ति ते॥ १४

જે દુષ્ટો આગ્રહપૂર્વક મન, વાણી અથવા શરીરથી પાપ કરતા રહે છે, બીજાના ધનથી પુષ્ટ થાય છે તથા મલિન મન અને દુષ્ટ હૃદયવાળા છે, તેઓ પણ કલિયુગમાં સપ્તાહયજ્ઞથી પવિત્ર થઈ જાય છે. ॥ ૧૪ ॥

अत्र ते कीर्तयिष्याम इतिहासं पुरातनम्।
यस्य श्रवणमात्रेण पापहानिः प्रजायते॥ १५

નારદજી! હવે અમે તમને આ વિષયમાં એક પ્રાચીન ઈતિહાસ સંભળાવીશું, જેને સાંભળવાથી બધાં પાપ નષ્ટ થઈ જાય છે. ॥ ૧૫ ॥

तुङ्गभद्रातटे पूर्वमभूत्पत्तनमुत्तमम्।
यत्र वर्णाः स्वधर्मेण सत्यसत्कर्मतत्पराः॥ १६

પૂર્વે તુંગભદ્રા નદીને કિનારે એક ઉત્તમ નગર હતું, જ્યાં સર્વ વર્ણ સ્વધર્મ-પરાયણ અને સત્કર્મમાં તત્પર હતા. ॥ ૧૬ ॥

आत्मदेवः पुरे तस्मिन् सर्ववेदविशारदः।
श्रौतस्मार्तेषु निष्णातो द्वितीय इव भास्करः॥ १७

તે નગરમાં સર્વ વેદોમાં કુશળ, શ્રૌત અને સ્માર્ત કર્મોમાં પ્રવીણ, બીજા સૂર્ય જેવો (તેજસ્વી) આત્મદેવ નામે વિપ્ર રહેતો હતો. ॥ ૧૭ ॥

भिक्षुको वित्तवाँल्लोके तत्प्रिया धुन्धुली स्मृता।
स्ववाक्यस्थापिका नित्यं सुन्दरी सुकुलोद्भवा॥ १८

ભિક્ષુક (પૌરોહિત્ય) જીવિકાથી જીવનાર છતાં લોકમાં ધનવાન ગણાતો આત્મદેવની ધુંધુલી નામની પત્ની હતી, જે દરેક બાબતમાં પોતાના જ વાક્યને પકડી રાખનારી, સુંદર દેખાવવાળી, સારા કુળમાં જન્મેલી, ॥ ૧૮ ॥

लोकवार्तारता क्रूरा प्रायशो बहुजल्पिका।
शूरा च गृहकृत्येषु कृपणा कलहप्रिया॥ १९

લોકકથામાં રસ લેતી, ક્રૂર સ્વભાવની, ખૂબ જ બોલવાની ટેવવાળી, ઘરના કાર્યમાં પાવરધી, કંજૂસ અને કજિયાખોર સ્વભાવની હતી. ॥ ૧૯ ॥

एवं निवसतोः प्रेम्णा दम्पत्यो रममाणयोः।
अर्थाः कामास्तयोरासन्न सुखाय गृहादिकम्॥ २०

આ પ્રમાણે એ દંપતી પ્રેમથી રહેતાં અને આનંદ કરતાં હતાં, તો પણ તેમને ધન, પદાર્થ કે ઘર વગેરે વિષયભોગ સુખ આપતાં ન હતાં. ॥ ૨૦ ॥

पश्चाद्धर्माः समारब्धास्ताभ्यां संतानहेतवे।
गोभूहिरण्यवासांसि दीनेभ्यो यच्छतः सदा॥ २१

પછી તે બન્નેએ સંતાન મેળવવા ધર્મો શરૂ કર્યા. દીન જનોને, ગાય, પૃથ્વી, વસ્ત્રોનાં નિત્ય દાન કરવા લાગ્યાં. ॥ ૨૧ ॥

धनार्धं धर्ममार्गेण ताभ्यां नीतं तथापि च।
न पुत्रो नापि वा पुत्री ततश्चिन्तातुरो भृशम्॥ २२

આમ તેમણે ધર્મમાર્ગમાં જ ધનનો અડધો ભાગ વાપરી દીધો, તો પણ ન તો પુત્ર થયો કે ન તો પુત્રી થઈ, તેથી તે ખૂબ જ ચિંતાતુર થયો. ॥ ૨૨ ॥

एकदा स द्विजो दुःखाद् गृहं त्यक्त्वा वनं गतः।
मध्याह्ने तृषितो जातस्तडागं समुपेयिवान्॥ २३

એક દિવસ તે બ્રાહ્મણ દુઃખને લીધે ઘર છોડી વન તરફ ચાલી નીકળ્યો. મધ્યાહ્ન કાળે તે તરસ્યો થયો અને એક તળાવ પાસે ગયો. ॥ ૨૩ ॥

पीत्वा जलं निषण्णस्तु प्रजादुःखेन कर्शितः।
मुहूर्तादपि तत्रैव संन्यासी कश्चिदागतः॥ २४

સંતાન ન હોવાથી દુઃખી આત્મદેવ તો પાણી પીને બેઠો. બે ઘડી સમય જતાં કોઈ એક સંન્યાસી પણ ત્યાં જ આવી પહોંચ્યો. ॥ ૨૪ ॥

दृष्ट्वा पीतजलं तं तु विप्रो यातस्तदन्तिकम्।
नत्वा च पादयोस्तस्य निःश्वसन् संस्थितः पुरः॥ २५

જલપાન કરીને બેઠેલા સંન્યાસીને જોઈને બ્રાહ્મણ તેની પાસે ગયો અને સંન્યાસીના ચરણોમાં પ્રણામ કરીને નિસાસા નાખતો સામે ઊભો રહ્યો. ॥ ૨૫ ॥

यतिरुवाच

कथं रोदिषि विप्र त्वं का ते चिन्ता बलीयसी।
वद त्वं सत्वरं मह्यं स्वस्य दुःखस्य कारणम्॥ २६

**સંન્યાસીએ પૂછયું** – હે વિપ્ર! તું શા માટે રડે છે? તને એવી કઈ મોટી ચિન્તા છે? તારા દુઃખનું કારણ તું મને જલદી કહે. ॥ ૨૬ ॥

ब्राह्मण उवाच

किं ब्रवीमि ऋषे दुःखं पूर्वपापेन संचितम्।
मदीयाः पूर्वजास्तोयं कवोष्णमुपभुञ्जते॥ २७

**બ્રાહ્મણે કહ્યું** – હે ઋષિ, મારા પૂર્વજન્મના પાપને લીધે એકત્રિત થયેલ દુઃખને હું શું કહું? મારા પૂર્વજો કવોષ્ણ અર્થાત્ ઊંડા નિશ્વાસ નાખીને જાણે દુઃખી થઈને પિંડોદક જલ પી રહ્યા છે. ॥ ૨૭ ॥

मद्दत्तं नैव गृह्णन्ति प्रीत्या देवा द्विजातयः।
प्रजादुःखेन शून्योऽहं प्राणांस्त्यक्तुमिहागतः॥ २८

મારા વડે આપવામાં આવતા અન્નાદિકને દેવો તથા બ્રાહ્મણો પ્રેમપૂર્વક સ્વીકારતા નથી. પ્રજાના અભાવે દુઃખી, શૂન્ય મનવાળો કિંકર્તવ્યમૂઢ હું પ્રાણને ત્યજી દેવા માટે અહીં આવ્યો છું. ॥ ૨૮ ॥

धिग्जीवितं प्रजाहीनं धिग्गृहं च प्रजां विना।
धिग्धनं चानपत्यस्य धिक्कुलं संततिं विना॥ २९

પ્રજા વગરના જીવનને ધિક્કાર છે, વળી પ્રજા વગરના ઘરને ધિક્કાર છે, પ્રજા વગરના મનુષ્યના ધનને ધિક્કાર છે અને સંતતિ વગરના કુળને ધિક્કાર છે. ॥ ૨૯ ॥

पाल्यते या मया धेनुः सा वन्ध्या सर्वथा भवेत्।
यो मया रोपितो वृक्षः सोऽपि वन्ध्यत्वमाश्रयेत्॥ ३०

હું જે ગાય પાળું છું તે ગાય પણ સદાય વાંઝણી રહે છે, હું જે ઝાડ રોપું છું તે ઝાડ પણ ફળ ન આપતાં વાંઝિયું રહે છે. ॥ ૩૦ ॥

यत्फलं मद्गृहायातं तच्च शीघ्रं विशुष्यति।
निर्भाग्यस्यानपत्यस्य किमतो जीवितेन मे॥ ३१

અને જે ફળ મારે ઘેર આવે છે તે પણ તરત જ સુકાઈ જાય છે. આવા ભાગ્યહીન તેમ જ પ્રજારહિત એવા મારા જીવનનું શું પ્રયોજન છે?॥૩૧॥

इत्युक्त्वा स रुरोदोच्चैस्तत्पार्श्वे दुःखपीडितः।
तदा तस्य यतेश्चित्ते करुणाऽभूद्गरीयसी॥ ३२

દુઃખથી પીડાયેલ તે આત્મદેવ બ્રાહ્મણ આ પ્રમાણે કહીને સંન્યાસી મહાત્માની આગળ મોટેથી રૂદન કરવા લાગ્યો, ત્યારે તે યોગીના મનમાં ખૂબ દયા ઉપજી. ॥ ૩૨ ॥

तद्भालाक्षरमालां च वाचयामास योगवान्।
सर्वं ज्ञात्वा यतिः पश्चाद्विप्रमूचे सविस्तरम्॥ ३३

તે યોગી મહાત્માએ તેના લલાટમાં લખેલ વિધિના લેખ વાંચ્યા અને સર્વ કાંઈ જાણ્યા બાદ યતિ વિસ્તારપૂર્વક બ્રાહ્મણને કહેવા લાગ્યા. ॥ ૩૩ ॥

यतिरुवाच

मुञ्चाज्ञानं प्रजारूपं बलिष्ठा कर्मणो गतिः ।
विवेकं तु समासाद्य त्यज संसारवासनाम् ॥ ३४

शृणु विप्र मया तेऽद्य प्रारब्धं तु विलोकितम् ।
सप्तजन्मावधि तव पुत्रो नैव च नैव च ॥ ३५

संततेः सगरो दुःखमवापाङ्गः पुरा तथा ।
रे मुञ्चाद्य कुटुम्बाशां संन्यासे सर्वथा सुखम् ॥ ३६

ब्राह्मण उवाच

विवेकेन भवेत्किं मे पुत्रं देहि बलादपि ।
नो चेत्त्यजाम्यहं प्राणांस्त्वदग्रे शोकमूर्च्छितः ॥ ३७

पुत्रादिसुखहीनोऽयं संन्यासः शुष्क एव हि ।
गृहस्थः सरसो लोके पुत्रपौत्रसमन्वितः ॥ ३८

इति विप्राग्रहं दृष्ट्वा प्राब्रवीत्स तपोधनः ।
चित्रकेतुर्गतः कष्टं विधिलेखविमार्जनात् ॥ ३९

न यास्यसि सुखं पुत्राद्यथा दैवहतोद्यमः ।
अतो हठेन युक्तोऽसि ह्यर्थिनं किं वदाम्यहम् ॥ ४०

तस्याग्रहं समालोक्य फलमेकं स दत्तवान् ।
इदं भक्षय पत्न्या त्वं ततः पुत्रो भविष्यति ॥ ४१

सत्यं शौचं दया दानमेकभक्तं तु भोजनम् ।
वर्षावधि स्त्रिया कार्यं तेन पुत्रोऽतिनिर्मलः ॥ ४२

**સંન્યાસી બોલ્યા** – પ્રજાપ્રાપ્તિનો વિચાર અજ્ઞાનમૂલક છે, માટે તેને તું ત્યજી દે. કર્મની ગતિ અતિશય બળવાન છે. વિવેક ધારણ કરીને સંસાર-વાસનાને ત્યજી દે. ॥ ૩૪ ॥

હે બ્રાહ્મણ, તું સાંભળ. આજે મેં તારું ભાગ્ય જોઈ લીધું છે. સાત જન્મો સુધી તને પુત્ર નથી જ, નથી જ, નથી જ. ॥ ૩૫ ॥

પહેલાંના સમયમાં સગર રાજાએ તેમ જ અંગ રાજાએ પ્રજાને લીધે ઘણું જ કષ્ટ સહન કર્યું હતું. માટે હે વિપ્ર, પ્રજાની આશા છોડી દે. સંન્યાસમાં જ સર્વ રીતે સુખ છે. ॥ ૩૬ ॥

**બ્રાહ્મણ બોલ્યો** – વિવેકથી શું? કોઈ પણ પ્રકારે મને પુત્ર આપો. જો મને પુત્ર નહીં આપો તો શોકને લીધે મૂઢ બનેલ હું આપની સમક્ષ પ્રાણો ત્યજું છું. ॥ ૩૭ ॥

પુત્ર વગરનો આ સંન્યાસ ખરેખર શુષ્ક જ છે. પુત્ર-પૌત્રયુક્ત ગૃહાસ્થાશ્રમ જ લોકમાં રસયુક્ત ગણાય છે. ॥ ૩૮ ॥

બ્રાહ્મણના આ પ્રમાણેના આગ્રહને જોઈને તે તપસ્વી યતિ બોલ્યા, “વિધિના લેખને મિથ્યા કરવાનો પ્રયત્ન કરનાર રાજા ચિત્રકેતુ કષ્ટ પામ્યો હતો. ॥ ૩૯ ॥

જેમ દૈવથી હણાયેલ પ્રયત્નવાળો પુરુષ સુખ મેળવી શકતો નથી, એ જ રીતે તું પુત્રથી સુખ મેળવી શકીશ નહીં. છતાં તું હઠાગ્રહી છે, તો માગનારને હું વધુ શું કહું?” ॥ ૪૦ ॥

આત્મદેવના આગ્રહને વશ થઈને તે મહાત્માએ એક ફળ આપ્યું અને કહ્યું – “આ ફળ તારી પત્નીને ખવરાવજે, જેથી એક પુત્ર થશે. ॥ ૪૧ ॥

(તારી) પત્ની એક વર્ષ સુધી સત્ય બોલવું, પવિત્રતા રાખવી, દયા રાખવી, દાન આપવું, એક વખત ભોજન કરવું, જેથી અતિ નિર્મળ પુત્ર થશે.” ॥ ૪૨ ॥

एवमुक्त्वा ययौ योगी विप्रस्तु गृहमागतः ।
पत्न्याः पाणौ फलं दत्त्वा स्वयं यातस्तु कुत्रचित् ॥ ४३

આ પ્રમાણે કહીને એ યોગી ચાલ્યા ગયા. બ્રાહ્મણ ઘેર આવ્યો. પત્નીના હાથમાં ફળ આપીને પોતે કોઈ એક સ્થળે ચાલ્યો ગયો. ॥ ૪૩ ॥

तरुणी कुटिला तस्य सख्यग्रे च रुरोद ह ।
अहो चिन्ता ममोत्पन्ना फलं चाहं न भक्षये ॥ ४४

તે બ્રાહ્મણની કુટિલ સ્વભાવની યુવતી સ્ત્રી સખી સમક્ષ રુદન કરવા લાગી અને કહેવા લાગી, ‘‘અહો! મારે મોટી ચિંતા ઊભી થઈ છે અને હું ફળ નહીં ખાઉં. ॥ ૪૪ ॥

फलभक्षेण गर्भः स्याद्गर्भेणोदरवृद्धिता ।
स्वल्पभक्षं ततोऽशक्तिर्गृहकार्यं कथं भवेत् ॥ ४५

વળી, ફળ ખાવાથી ગર્ભ રહે અને તેથી ઉદરની વૃદ્ધિ થાય, ખોરાક ઘટી જાય, તેથી અશક્તિ આવે, તો પછી ઘરકામ કેવી રીતે થઈ શકે? ॥ ૪૫ ॥

दैवाद् धाटी व्रजेद्ग्रामे पलायेद्गर्भिणी कथम् ।
शुकवन्निवसेद्गर्भस्तं कुक्षेः कथमुत्सृजेत् ॥ ४६

પ્રારબ્ધવશાત્ ગામમાં ધાડ પડે તો સગર્ભા સ્ત્રી કેવી રીતે ભાગી શકે? ગર્ભ જો શુકદેવજીની માફક ઘણો સમય રહે, તો તેને પેટમાંથી બહાર કેવી રીતે કઢાય? ॥ ૪૬ ॥

तिर्यक् चेदागतो गर्भस्तदा मे मरणं भवेत् ।
प्रसूतौ दारुणं दुःखं सुकुमारी कथं सहे ॥ ४७

ગર્ભ જો આડો-અવળો થાય, તો મારું મરણ થાય તેમ જ પ્રસૂતિસમયના આકરા દુઃખને સુકુમારી હું કેવી રીતે સહન કરી શકું? ॥ ૪૭ ॥

मन्दायां मयि सर्वस्वं ननान्दा संहरेत्तदा ।
सत्यशौचादिनियमो दुराराध्यः स दृश्यते ॥ ४८

અને હું પ્રસવને પરવશ હોઉં ત્યારે ઘરમાંનું સર્વસ્વ નણંદ હરીને લઈ જાય. વળી જે સત્ય, પવિત્રતા, દયા વગેરે નિયમ છે, તે પણ આચરવા આકરા જણાય છે. ॥ ૪૮ ॥

लालने पालने दुःखं प्रसूतायाश्च वर्तते ।
वन्ध्या वा विधवा नारी सुखिनी चेति मे मतिः ॥ ४९

વળી, બાળકનો જન્મ આપનારી સ્ત્રીને બાળકનું લાલન-પાલન કરવામાં પણ દુઃખ રહેલું છે. મારું તો એવું માનવું છે કે વંધ્યા કે વિધવા સ્ત્રી જ સુખવાળી છે.’’ ॥ ૪૯ ॥

एवं कुतर्कयोगेन तत्फलं नैव भक्षितम् ।
पत्या पृष्टं फलं भुक्तं भुक्तं चेति तयेरितम् ॥ ५०

આવા કુતર્કયોગના પરિણામે તે સ્ત્રીએ ફળ ન ખાધું. પતિએ પૂછ્યું – ફળ ખાધું? ત્યારે તે સ્ત્રીએ કહ્યું કે હા, ફળ ખાધું છે. ॥ ૫૦ ॥

एकदा भगिनी तस्यास्तद्गृहं स्वेच्छयाऽऽगता ।
तदग्रे कथितं सर्वं चिन्तेयं महती हि मे ॥ ५१

એક દિવસ તેની બહેન, પોતાની ઈચ્છાથી તેને ઘેર આવી ચઢી, ત્યારે ધુન્ધુલીએ સર્વ ઘટના તેની આગળ કહી સંભળાવી. હે બહેન, આ જ મારી મોટામાં મોટી ચિંતા છે. ॥ ૫૧ ॥

दुर्बला तेन दुःखेन ह्यनुजे करवाणि किम्।
साब्रवीन्मम गर्भोऽस्ति तं दास्यामि प्रसूतितः ॥ ५२

હે બહેન, તે દુઃખથી જ હું દુઃખી છું. (તું કહે) હું શું કરું? તે બોલી – મને ગર્ભ રહેલો છે. પ્રસૂતિ થયા બાદ તે ગર્ભ હું તને આપીશ. ॥ ૫૨ ॥

तावत्कालं सगर्भेव गुप्ता तिष्ठ गृहे सुखम्।
वित्तं त्वं मत्पतेर्यच्छ स ते दास्यति बालकम्॥ ५३

તેટલા સમય સુધી ગુપ્ત રીતે સગર્ભાની જેમ તું ઘરમાં સુખેથી રહે. મારા પતિને તું ધન આપજે, જેથી તે તને બાળક આપશે. ॥ ૫૩ ॥

षाण्मासिको मृतो बाल इति लोको वदिष्यति।
तं बालं पोषयिष्यामि नित्यमागत्य ते गृहे॥ ५४

બાળક છ માસનો થઈને મરણ પામ્યો છે એમ લોકો કહેશે અને હું દરરોજ તારે ઘેર આવીને તે બાળકનું પોષણ કરીશ. ॥ ૫૪ ॥

फलमर्पय धेन्वै त्वं परीक्षार्थं तु साम्प्रतम्।
तत्तदाचरितं सर्वं तथैव स्त्रीस्वभावतः ॥ ५५

હાલમાં તો તું મહાત્માના આપેલ ફળને પરીક્ષા ખાતર ગાયને ખવડાવી દે. સ્ત્રીસ્વભાવ મુજબ ધુંધુલીએ પણ તે તે બધું તે પ્રમાણે જ કર્યું. ॥ ૫૫ ॥

अथ कालेन सा नारी प्रसूता बालकं तदा।
आनीय जनको बालं रहस्ये धुन्धुलीं ददौ॥ ५६

ત્યારબાદ તે સ્ત્રીએ જ્યારે યોગ્ય કાળે બાળકને જન્મ આપ્યો, ત્યારે તે બાળકના પિતાએ તેને ગુપ્ત રીતે લાવીને ધુંધુલીને આપ્યો. ॥ ૫૬ ॥

तया च कथितं भर्त्रे प्रसूतः सुखमर्भकः।
लोकस्य सुखमुत्पन्नमात्मदेवप्रजोदयात्॥ ५७

ત્યારબાદ તે ધુંધુલીએ પોતાના સ્વામીને જણાવ્યું કે બાળક સુખરૂપ જન્મ્યો છે. આત્મદેવને પ્રજા થવાથી લોકોને પણ સુખ થયું. ॥ ૫૭ ॥

ददौ दानं द्विजातिभ्यो जातकर्म विधाय च।
गीतवादित्रघोषोऽभूत्तद्द्वारे मङ्गलं बहु॥ ५८

આત્મદેવ બ્રાહ્મણે બાળકના જાતકર્મ સંસ્કાર કરીને બ્રાહ્મણોને દાન આપ્યાં. તેના આંગણે ગીતોના તેમ જ વાજીંત્રોના નાદ થયા. ખૂબ મંગળમય વાતાવરણ થયું. ॥ ૫૮ ॥

भर्तुरग्रेऽब्रवीद्वाक्यं स्तन्यं नास्ति कुचे मम।
अन्यस्तन्येन निर्दुग्धा कथं पुष्णामि बालकम्॥ ५९

ધુંધુલી પતિ સમક્ષ કહેવા લાગી કે મારા સ્તનમાં દૂધ નથી, તો દૂધ વિનાની હું બીજાના દૂધથી બાળકને કેવી રીતે ઉછેરું? (પાલન કરું?) ॥ ૫૯ ॥

मत्स्वसुश्च प्रसूताया मृतो बालस्तु वर्तते।
तामाकार्य गृहे रक्ष सा तेऽर्भं पोषयिष्यति॥ ६०

મારી બહેન કે જેનો બાળક જન્મીને મરણ પામેલો છે, તેને બોલાવીને ઘેર રાખો, તે તમારા બાળકને ઉછેરીને મોટો કરશે. ॥ ૬૦ ॥

पतिना तत्कृतं सर्वं पुत्ररक्षणहेतवे।
पुत्रस्य धुन्धुकारीति नाम मात्रा प्रतिष्ठितम्॥ ६१

પુત્રના રક્ષણ ખાતર આત્મદેવે બધું તે પ્રમાણે કર્યું. માતાએ પુત્રનું નામ ‘ધુંધુકારી’ એવું નક્કી કર્યું. ॥ ૬૧ ॥

त्रिमासे निर्गते चाथ सा धेनुः सुषुवेऽर्भकम्।
सर्वाङ्गसुन्दरं दिव्यं निर्मलं कनकप्रभम्॥ ६२

ત્યારબાદ ત્રણ માસ પસાર થતાં તે ધેનુએ સર્વાંગસુન્દર દિવ્ય નિર્મળ તેમ જ સુવર્ણ સમાન તેજસ્વી બાળકને જન્મ આપ્યો. ॥ ૬૨ ॥

दृष्ट्वा प्रसन्नो विप्रस्तु संस्कारान् स्वयमादधे।
मत्वाऽऽश्चर्यं जनाः सर्वे दिदृक्षार्थं समागताः॥ ६३

દિવ્ય બાળકનો જન્મ થયેલો જોઈને પ્રસન્ન થયેલ આત્મદેવ બ્રાહ્મણે પોતે જ સંસ્કાર કર્યા. સર્વ મનુષ્યો પણ આશ્ચર્ય માનીને જોવા માટે આવી પહોંચ્યા. ॥ ૬૩ ॥

भाग्योदयोऽधुना जात आत्मदेवस्य पश्यत।
धेन्वा बालः प्रसूतस्तु देवरूपीति कौतुकम्॥ ६४

હાલમાં આત્મદેવ બ્રાહ્મણનો ભાગ્યોદય થયો. આ કૌતુક તો જુઓ કે ગાયે દેવરૂપી બાળકને જન્મ આપ્યો. ॥ ૬૪ ॥

न ज्ञातं तद्रहस्यं तु केनापि विधियोगतः।
गोकर्णं तं सुतं दृष्ट्वा गोकर्णं नाम चाकरोत्॥ ६५

દૈવ-સંજોગે તેનું રહસ્ય કોઈના પણ જાણવામાં ન આવ્યું. તે બાળકના ગાયના જેવા કાન હોવાથી તેનું નામ ‘ગોકર્ણ’ રાખ્યું. ॥ ૬૫ ॥

कियत्कालेन तौ जातौ तरुणौ तनयावुभौ।
गोकर्णः पण्डितो ज्ञानी धुन्धुकारी महाखलः॥ ६६

થોડા સમયમાં બન્ને પુત્રો યુવાન થઈ ગયા. ગોકર્ણ વિચારશીલ – બુદ્ધિમાન વિદ્વાન થયો. ધુંધુકારી અત્યંત દુષ્ટ સ્વભાવનો થયો. ॥ ૬૬ ॥

स्नानशौचक्रियाहीनो दुर्भक्षी क्रोधवर्धितः।
दुष्परिग्रहकर्ता च शवहस्तेन भोजनम्॥ ६७

તે સ્નાન, શુદ્ધિ તથા સદાચાર વગરનો, અભક્ષ્ય ભક્ષણ કરતો, ખૂબ ક્રોધી, દુષ્ટ દાનોને ગ્રહણ કરતો, શબના હાથથી સ્પર્શ કરાયેલ પદાર્થોનું ભોજન કરનાર, ॥ ૬૭ ॥

चौरः सर्वजनद्वेषी परवेश्मप्रदीपकः।
लालनायार्भकान्धृत्वा सद्यः कूपे न्यपातयत्॥ ६८

ચોરી કરનાર, સર્વ મનુષ્યો સાથે દ્વેષ કરતો, બીજાનાં ઘરોને સળગાવતો, રમાડવા માટે નાનાં બાળકોને લઈને પછી તરત જ કૂવામાં નાખી દેતો હતો. ॥ ૬૮ ॥

हिंसकः शस्त्रधारी च दीनान्धानां प्रपीडकः।
चाण्डालाभिरतो नित्यं पाशहस्तः श्वसंगतः॥ ६९

હિંસા કરતો, શસ્ત્ર ધારણ કરતો, દીન તેમ જ આંધળાઓને ખૂબ પીડા ઉપજાવતો, દરરોજ ચાંડાલો સાથે મિત્રતા રાખતો, ફાંસો નાખવા માટે હાથમાં પાશ લઈને કૂતરાઓની સાથે જ્યાં ત્યાં ફરતો હતો. ॥ ૬૯ ॥

तेन वेश्याकुसङ्गेन पित्र्यं वित्तं तु नाशितम्।
एकदा पितरौ ताड्य पात्राणि स्वयमाहरत्॥ ७०

ધુંધુકારીએ કુસંગે પિતાની સર્વ સંપત્તિને ગુમાવી દીધી અને એક દિવસ માતાપિતાને મારીને ઘરમાંનાં વાસણો વગેરે પોતે લઈ ગયો. ॥ ૭૦ ॥

तत्पिता कृपणः प्रोच्चैर्धनहीनो रुरोद ह।
वन्ध्यत्वं तु समीचीनं कुपुत्रो दुःखदायकः॥ ७१

નિર્ધન થઈ ગયેલ કંજૂસ એવો તેનો પિતા ધ્રૂસકે ધ્રૂસકે મોટેથી રડવા લાગ્યો તેમ જ કહેવા લાગ્યો કે આના કરતાં તો પુત્ર ન હોય એ જ ઘણું સારું, ખરેખર કુપુત્ર દુઃખ આપનાર જ હોય છે.॥ ७१॥

क्व तिष्ठामि क्व गच्छामि को मे दुःखं व्यपोहयेत्।
प्राणांस्त्यजामि दुःखेन हा कष्टं मम संस्थितम्॥ ७२

હવે હું ક્યાં જાઉં? મારા દુઃખને કોણ દૂર કરે? અરેરે! મને મહાકષ્ટ આવી પડયું. દુઃખને લીધે હું મારા પ્રાણોને ત્યજી દઈશ. ॥ ७२ ॥

तदानीं तु समागत्य गोकर्णो ज्ञानसंयुतः।
बोधयामास जनकं वैराग्यं परिदर्शयन्॥ ७३

એ સમયે જ્ઞાની ગોકર્ણ ત્યાં આવ્યો અને વૈરાગ્ય દર્શાવતો પિતાને બોધ આપવા લાગ્યો. ॥ ७३ ॥

असारः खलु संसारो दुःखरूपी विमोहकः।
सुतः कस्य धनं कस्य स्नेहवाञ्ज्वलतेऽनिशम्॥ ७४

**ગોકર્ણે કહ્યું** – પિતાજી, ખરેખર આ સંસાર અસાર છે, દુઃખરૂપ તેમ જ અતિ મોહ ઉપજાવનારો છે. પુત્ર કોનો અને ધન પણ કોનું? સ્નેહવાળો માનવ દિનરાત બળ્યા કરે છે. ॥ ७४ ॥

न चेन्द्रस्य सुखं किंचिन्न सुखं चक्रवर्तिनः।
सुखमस्ति विरक्तस्य मुनेरेकान्तजीविनः॥ ७५

દેવરાજ ઈન્દ્રને પણ કંઈ જ સુખ નથી તેમ જ ચક્રવર્તી રાજાને પણ કંઈ જ સુખ નથી. સુખ તો છે એકાંતજીવી વિરક્ત મુનિને. (તે સિવાય બધાંને દુઃખ જ છે.) ॥ ७५ ॥

मुञ्चाज्ञानं प्रजारूपं मोहतो नरके गतिः।
निपतिष्यति देहोऽयं सर्वं त्यक्त्वा वनं व्रज॥ ७६

પ્રજારૂપ અજ્ઞાનને છોડી દો, મોહથી નરકમાં ગતિ થાય છે. આ શરીર નાશ પામવાનું છે, માટે બધું જ છોડી દઈને વનમાં ચાલ્યા જાઓ. ॥ ७६ ॥

तद्वाक्यं तु समाकर्ण्य गन्तुकामः पिताब्रवीत्।
किं कर्तव्यं वने तात तत्त्वं वद सविस्तरम्॥ ७७

ગોકર્ણનાં વચન સાંભળીને વનમાં જવાની ઈચ્છાવાળા પિતા બોલ્યા – બેટા, વનમાં જઈને મારે શું કરવું? તે તું મને વિસ્તારપૂર્વક કહે. ॥ ७७ ॥

अन्धकूपे स्नेहपाशैर्बद्धः पङ्गुरहं शठः।
कर्मणा पतितो नूनं मामुद्धर दयानिधे॥ ७८

હું શઠ મારા કર્મના સ્નેહપાશ વડે બંધાઈને અંધારા કૂવામાં પડયો છું, પાંગળો થયો છું. હે દયાનિધે! તું મારો અવશ્ય ઉદ્ધાર કર. ॥ ७८ ॥

गोकर्ण उवाच

देहेऽस्थिमांसरुधिरेऽभिमतिं त्यज त्वं
जायासुतादिषु सदा ममतां विमुञ्च।
पश्यानिशं जगदिदं क्षणभङ्गनिष्ठं
वैराग्यरागरसिको भव भक्तिनिष्ठः॥ ७९

**ગોકર્ણ બોલ્યા** – હાડકાં, માંસ અને રુધિરવાળા દેહ ઉપરની આસક્તિ – વધુ પડતા મોહને ત્યજી દો. સ્ત્રી, પુત્ર વગેરે ઉપરની મમતાને સદા ત્યજી દો. આ જગત સદૈવ ક્ષણભંગુર છે એમ જુઓ. વૈરાગ્યમાં પ્રીતિવાળા બની ભગવાનની ભક્તિમાં દૃઢ નિષ્ઠાવાળા થાઓ. ॥ ७९ ॥

धर्मं भजस्व सततं त्यज लोकधर्मान्
सेवस्व साधुपुरुषाञ्जहि कामतृष्णाम्।
अन्यस्य दोषगुणचिन्तनमाशु मुक्त्वा
सेवाकथारसमहो नितरां पिब त्वम्॥ ८०

ભગવદ્-ભજનરૂપ ધર્મનું સેવન કરો, લૌકિક ધર્મોનો સદા ત્યાગ કરો, સાધુપુરુષની સેવા કરો, આશા-તૃષ્ણાઓને દૂર કરો અને બીજાના ગુણ-દોષ જોવાનું શીઘ્ર છોડી દઈને ભગવાનની સેવા તથા ભગવત્કથારૂપ રસનું યથેચ્છ પાન કરો. ॥ ૮૦ ॥

एवं सुतोक्तिवशतोऽपि गृहं विहाय
यातो वनं स्थिरमतिर्गतषष्टिवर्षः।
युक्तो हरेरनुदिनं परिचर्ययाऽसौ
श्रीकृष्णमाप नियतं दशमस्य पाठात्॥ ८१

આ પ્રમાણે પુત્રનાં વચનને વશ થઈને સાઈઠ વર્ષનું આયુષ્ય પસાર થઈ જવા છતાં સ્થિર બુદ્ધિવાળા આત્મદેવ ઘર છોડી દઈને વનમાં ચાલ્યા ગયા. ત્યાં જઈને યુક્તચિત્ત બની દરરોજ શ્રીહરિની સેવા-પૂજાથી તેમ જ નિયમપુરઃસર શ્રીમદ્ ભાગવતના દશમસ્કંધના પાઠથી તેમણે ભગવાન શ્રીકૃષ્ણને પ્રાપ્ત કર્યા. ॥ ૮૧ ॥

इति श्रीपद्मपुराणे उत्तरखण्डे श्रीमद्भागवतमाहात्म्ये विप्रमोक्षो नाम चतुर्थोऽध्यायः॥ ४॥

આ પ્રમાણે શ્રીમદ્ ભાગવતના માહાત્મ્યનો ચતુર્થ અધ્યાય સમાપ્ત થયો. ॥ ૪ ॥

❋❋❋❋❋

## अथ पञ्चमोऽध्यायः

## ધુંધુકારીને પ્રેતયોનિની પ્રાપ્તિ અને તેમાંથી ઉદ્ધાર

सूत उवाच

पितर्युपरते तेन जननी ताडिता भृशम्।
क्व वित्तं तिष्ठति ब्रूहि हनिष्ये लत्तया न चेत्॥ १

**સૂતજી બોલ્યા** – પિતા ઘર છોડીને ચાલ્યા ગયા પછી ધુંધુકારી માતાને ખૂબ માર મારીને કહેવા લાગ્યો કે – બોલ, પૈસા ક્યાં છે? જો નહીં બોલે તો લાત મારીને તને મારી નાખીશ. ॥ ૧ ॥

इति तद्वाक्यसंत्रासाज्जनन्या पुत्रदुःखतः।
कूपे पातः कृतो रात्रौ तेन सा निधनं गता॥ २

એ પ્રમાણે ધુંધુકારીનાં વાક્યોથી ત્રાસી જઈને તેમ જ તેને દીધેલાં દુઃખથી કંટાળીને ધુંધુલીએ રાત્રે કૂવામાં પડતું મૂકયું, પરિણામે તે મરણ પામી.॥ ૨ ॥

गोकर्णस्तीर्थयात्रार्थं निर्गतो योगसंस्थितः।
न दुःखं न सुखं तस्य न वैरी नापि बान्धवः॥ ३

જેને કોઈ દુઃખ કે સુખ નથી, કોઈ વૈરી કે બાન્ધવ નથી એવા યોગનિષ્ઠ ચિત્તનું સમતોલપણું ધારણ કરનાર ગોકર્ણજી તીર્થયાત્રા કરવા ચાલી નીકળ્યા. ॥ ૩ ॥

धुन्धुकारी गृहेऽतिष्ठत्पञ्चपण्यवधूवृतः।
अत्युग्रकर्मकर्ता च तत्पोषणविमूढधीः॥ ४

પાંચ વેશ્યાઓથી વીંટળાયેલો અને તેઓનું પોષણ કરવામાં મૂઢ બુદ્ધિવાળો અને એટલા જ માટે અતિ ઉગ્ર કામ કરનાર ધુંધુકારી ઘેર રહેવા લાગ્યો. ॥ ૪ ॥

एकदा कुलटास्तास्तु भूषणान्यभिलिप्सवः ।
तदर्थं निर्गतो गेहात्कामान्धो मृत्युमस्मरन् ॥ ५

એક દિવસ એ વેશ્યાઓએ ''અલંકાર જોઈએ છે'' એવી માગણી કરી, જેથી કામાન્ધ ધુંધુકારી પોતાના મૃત્યુને પણ ન ગણકારતો આભૂષણો મેળવવા માટે ઘરમાંથી બહાર નીકળી પડ્યો. ॥ ૫ ॥

यतस्ततश्च संहृत्य वित्तं वेश्म पुनर्गतः ।
ताभ्योऽयच्छत्सुवस्त्राणि भूषणानि कियन्ति च ॥ ६

અને જ્યાંથી મળી આવ્યું ત્યાંથી ધન વગેરે અપહરણ કરીને પાછો ઘેર આવ્યો અને પેલી વેશ્યાઓને સારાં સારાં વસ્ત્રો તેમ જ કેટલાંક કીમતી આભૂષણો આપ્યાં. ॥ ૬ ॥

बहुवित्तचयं दृष्ट्वा रात्रौ नार्यो व्यचारयन् ।
चौर्यं करोत्यसौ नित्यमतो राजा ग्रहीष्यति ॥ ७

ચોરી કરીને મેળવેલા ઘણા ધનના ઢગલાને જોઈને વેશ્યાઓએ રાત્રે વિચાર કર્યો કે આ ધુંધુકારી દરરોજ ચોરી કરે છે, માટે રાજા એને પકડીને અવશ્ય કારાવાસમાં નાખશે. ॥ ૭ ॥

वित्तं हृत्वा पुनश्चैनं मारयिष्यति निश्चितम् ।
अतोऽर्थगुप्तये गूढमस्माभिः किं न हन्यते ॥ ८

વળી, રાજા એનું સર્વ ધન પડાવી લઈને એને અવશ્ય મારી નાખશે. તો પછી ધનના રક્ષણ માટે આપણે જ એને ગુપ્ત રીતે શા માટે મારી ન નાખીએ? ॥ ૮ ॥

निहत्यैनं गृहीत्वार्थं यास्यामो यत्र कुत्रचित् ।
इति ता निश्चयं कृत्वा सुप्तं सम्बध्य रश्मिभिः ॥ ९

पाशं कण्ठे निधायास्य तन्मृत्युमुपचक्रमुः ।
त्वरितं न ममारासौ चिन्तायुक्तास्तदाभवन् ॥ १०

આ ધુંધુકારીને મારી નાખીને સર્વ ધન લઈને આપણે ક્યાંક ચાલ્યા જઈશું. આમ નિશ્ચય કરીને સૂઈ રહેલા તેને દોરડાંથી મજબૂત બાંધીને, ગળે ફાંસો નાખીને તે વેશ્યાઓ તેનું મરણ નિપજાવતી હતી, પરંતુ એ જલદીથી મરણ ન પામ્યો ત્યારે ચિન્તાવાળી બની. ॥ ૯ ॥ ૧૦ ॥

तप्ताङ्गारसमूहांश्च तन्मुखे हि विचिक्षिपुः ।
अग्निज्वालातिदुःखेन व्याकुलो निधनं गतः ॥ ११

ત્યારબાદ તે સ્ત્રીઓએ તેના મુખમાં ધગધગતા અંગારા નાંખ્યા, અગ્નિની જ્વાળાઓથી અતિ વેદના ભોગવતો તે મરણ પામ્યો. ॥ ૧૧ ॥

तं देहं मुमुचुर्गर्ते प्रायः साहसिकाः स्त्रियः ।
न ज्ञातं तद्रहस्यं तु केनापीदं तथैव च ॥ १२

અતિશય સાહસિક એવી કુલટા સ્ત્રીઓએ તેના શબને એવી રીતે ઊંડા ખાડામાં દાટી દીધું કે એમના એ ખાનગી ચરિત્રની કોઈને પણ જાણ ન થઈ. ॥ ૧૨ ॥

लोकैः पृष्टा वदन्ति स्म दूरं यातः प्रियो हि नः ।
आगमिष्यति वर्षेऽस्मिन् वित्तलोभविकर्षितः ॥ १३

લોકોએ પૂછ્યું કે ધુંધુકારી ક્યાં ગયો છે – કેમ દેખાતો નથી, ત્યારે તે વેશ્યાઓ કહેતી હતી કે અમારો પ્રિયતમ ધન કમાવાના લોભથી ખેંચાઈને દૂર દેશ ગયો છે, આ વર્ષના અંતે આવશે. ॥ ૧૩ ॥

स्त्रीणां नैव तु विश्वासं दुष्टानां कारयेद् बुधः।
विश्वासे यः स्थितो मूढः स दुःखैः परिभूयते॥ १४

માટે સમજદાર પુરુષે દુષ્ટ સ્ત્રીઓનો વિશ્વાસ રાખવો ન જોઈએ. જે માનવ દુષ્ટ સ્ત્રીઓના વિશ્વાસે રહે છે, તે મૂર્ખ અનેકવિધ દુઃખોથી પીડાય છે. ॥૧૪॥

सुधामयं वचो यासां कामिनां रसवर्धनम्।
हृदयं क्षुरधाराभं प्रियः को नाम योषिताम्॥ १५

ખરેખર, તેઓનું વચન અમૃત જેવું મધુર તથા કામી પુરુષોની રસવૃત્તિને ઉત્તેજિત કરનારું હોય છે પણ હૃદય તો અસ્ત્રાની ધાર જેવું હોય છે. આવી સ્ત્રીઓને કયો પુરુષ પ્રિય હોય! ॥ ૧૫ ॥

संहृत्य वित्तं ता याताः कुलटा बहुभर्तृकाः।
धुन्धुकारी बभूवाथ महान् प्रेतः कुकर्मतः॥ १६

અનેક પતિવાળી એ કુલટા સ્ત્રીઓ તે બધું ધન લઈને ચાલી ગઈ. ત્યારબાદ ધુંધુકારી પોતે કરેલાં અનેકવિધ દુષ્ટ કર્મોને લીધે મોટો પ્રેત થયો.॥ ૧૬ ॥

वात्यारूपधरो नित्यं धावन्दशदिशोऽन्तरम्।
शीतातपपरिक्लिष्टो निराहारः पिपासितः॥ १७

વંટોળિયાનું રૂપ ધરી દરરોજ આમતેમ દસે દિશાઓમાં દોડતો ઠંડી-ગરમી, તાપ-તડકાને લીધે ચારેબાજુએથી કષ્ટ ભોગવતો એ ભૂખ્યો-તરસ્યો ભટકતો હતો. ॥ ૧૭ ॥

न लेभे शरणं क्वापि हा दैवेति मुहुर्वदन्।
कियत्कालेन गोकर्णो मृतं लोकादबुध्यत॥ १८

અને હા દૈવ! આમ વારંવાર બોલતો ક્યાંયે પણ તે વિશ્રાંતિને મેળવતો ન હતો. કેટલોક સમય જતાં લોકો દ્વારા ગોકર્ણે જાણ્યું કે ધુંધુકારી મરણ પામ્યો છે. ॥ ૧૮ ॥

अनाथं तं विदित्वैव गयाश्राद्धमचीकरत्।
यस्मिंस्तीर्थे तु संयाति तत्र श्राद्धमवर्तयत्॥ १९

ધુંધુકારી અનાથ છે એમ જાણીને જ ગોકર્ણે ગયા-શ્રાદ્ધ કર્યું. વળી, તે જે જે તીર્થોમાં ગયા ત્યાં ત્યાં પણ શ્રાદ્ધ કર્યું. ॥ ૧૯ ॥

एवं भ्रमन् स गोकर्णः स्वपुरं समुपेयिवान्।
रात्रौ गृहाङ्गणे स्वप्तुमागतोऽलक्षितः परैः॥ २०

આ પ્રમાણે ફરતા ફરતા ગોકર્ણ પોતાના નગરમાં આવ્યા. રાત્રે સૂવા માટે પોતાના ઘરને આંગણે આવ્યા. તે સમયે બીજાઓએ તેમને જોયા નહીં. ॥ ૨૦ ॥

तत्र सुप्तं स विज्ञाय धुन्धुकारी स्वबान्धवम्।
निशीथे दर्शयामास महारौद्रतरं वपुः॥ २१

પોતાના ઘરને આંગણે સૂઈ રહેલા પોતાના બંધુને જાણીને ધુંધુકારીએ મધ્યરાત્રિને વિષે અતિ ભયંકર સ્વરૂપ દર્શાવ્યું. ॥ ૨૧ ॥

सकृन्मेषः सकृद्धस्ती सकृच्च महिषोऽभवत्।
सकृदिन्द्रः सकृच्चाग्निः पुनश्च पुरुषोऽभवत्॥ २२

ધુંધુકારીએ એવું ભયાનક સ્વરૂપ દેખાડ્યું કે – કોઈ એક ક્ષણમાં તે ઘેટો બને, તો બીજી ક્ષણે હાથી, વળી ત્રીજી ક્ષણે પાડો, તો વળી અન્ય ક્ષણે ઈન્દ્ર, અને બીજી જ ક્ષણે અગ્નિ, તો ફરી પાછો પુરુષરૂપે – એમ ક્ષણે ક્ષણે વિવિધ રૂપ દેખાડવા લાગ્યો. ॥૨૨॥

वैपरीत्यमिदं दृष्ट्वा गोकर्णो धैर्यसंयुतः।
अयं दुर्गतिकः कोऽपि निश्चित्याथ तमब्रवीत्॥ २३

ક્ષણે ક્ષણે આવાં અનેક ફેરફારવાળાં રૂપ જોઈને ધૈર્યયુક્ત ગોકર્ણે નિશ્ચયપૂર્વક માન્યું કે આ કોઈ દુર્ગતિ પામેલ જીવાત્મા છે. નિર્ણય કર્યા બાદ તેના પ્રત્યે બોલ્યા. ॥ ૨૩ ॥

गोकर्ण उवाच

कस्त्वमुग्रतरो रात्रौ कुतो यातो दशामिमाम्।
किं वा प्रेतः पिशाचो वा राक्षसोऽसीति शंस नः॥ २४

**ગોકર્ણજી બોલ્યા** – આ રાત્રિને વિષે આવાં ઉગ્ર સ્વરૂપ ધરનાર તું કોણ છે? તારી આવી દશા શાથી થઈ? શું પ્રેત છે, પિશાચ છે અથવા રાક્ષસ છે? શું છે? એ મને કહે. ॥ ૨૪ ॥

सूत उवाच

एवं पृष्टस्तदा तेन रुरोदोच्चैः पुनः पुनः।
अशक्तो वचनोच्चारे संज्ञामात्रं चकार ह॥ २५

**સૂતજી બોલ્યા** – આ પ્રમાણે તે સમયે ગોકર્ણે જ્યારે પૂછ્યું, ત્યારે ધુંધુકારી ઊંચે સાદે રડવા લાગ્યો. વચન બોલવાનું સામર્થ્ય ન હોવાથી કેવળ સંજ્ઞા (સંકેત) જ કરતો હતો. (અર્થાત્ કંઈક સંકેતથી જણાવતો હતો.) ॥ ૨૫ ॥

ततोऽञ्जलौ जलं कृत्वा गोकर्णस्तमुदैरयत्।
तत्सेकहतपापोऽसौ प्रवक्तुमुपचक्रमे॥ २६

ત્યારબાદ ગોકર્ણે અંજલિમાં જળ લઈને એને છાંટ્યું. એટલે એ જળના સ્પર્શ માત્રથી પાપરહિત બનેલ ધુંધુકારીએ બોલવાની શરૂઆત કરી. ॥ ૨૬ ॥

प्रेत उवाच

अहं भ्राता त्वदीयोऽस्मि धुन्धुकारीति नामतः।
स्वकीयेनैव दोषेण ब्रह्मत्वं नाशितं मया॥ २७

**પ્રેત ધુંધુકારી બોલ્યો** – હું આપનો ભાઈ છું. નામ મારું ધુંધુકારી છે. મેં મારા દોષથી જ બ્રહ્મત્વનો નાશ કર્યો છે. ॥ ૨૭ ॥

कर्मणो नास्ति संख्या मे महाज्ञाने विवर्तिनः।
लोकानां हिंसकः सोऽहं स्त्रीभिर्दुःखेन मारितः॥ २८

હું મહાઅજ્ઞાનમાં રહેલો છું. મારાં કર્મોની કોઈ ગણત્રી જ નથી. લોકોની હિંસા કરતા મને સ્ત્રીઓએ મહા કષ્ટ આપી રિબાવીને મારી નાખ્યો છે.॥ ૨૮ ॥

अतः प्रेतत्वमापन्नो दुर्दशां च वहाम्यहम्।
वाताहारेण जीवामि दैवाधीनफलोदयात्॥ २९

એ કારણે હું પ્રેત થયો છું અને આવી દુર્દશા ભોગવી રહ્યો છું. પુણ્યફળનો ઉદય દૈવને આધીન હોવાથી વાયુ ભક્ષણ કરીને જીવી રહ્યો છું.॥ ૨૯ ॥

अहो बन्धो कृपासिन्धो भ्रातर्मामाशु मोचय।
गोकर्णो वचनं श्रुत्वा तस्मै वाक्यमथाब्रवीत्॥ ३०

તો હે ભાઈ! હે દયાના સાગર! હે બંધુ! (પ્રેતયોનિમાંથી) મને જલદી છોડાવો. (ધુંધુકારીનું)તે વચન સાંભળીને ગોકર્ણજી તેને આ પ્રમાણે કહેવા લાગ્યા. ॥ ૩૦ ॥

गोकर्ण उवाच

त्वदर्थं तु गयापिण्डो मया दत्तो विधानतः।
तत्कथं नैव मुक्तोऽसि ममाश्चर्यमिदं महत्॥ ३१

**ગોકર્ણજી બોલ્યા** – તારા માટે મેં ગયા ક્ષેત્રમાં જઈ શાસ્ત્રવિધિ મુજબ પિંડ પ્રદાન કર્યું છે, છતાં તું પ્રેતયોનિથી મુક્ત કેમ ન થયો એ વાતનું મને મોટું આશ્ચર્ય છે. ॥ ૩૧ ॥

गयाश्राद्धान्न मुक्तिश्चेदुपायो नापरस्त्विह।
किं विधेयं मया प्रेत तत्त्वं वद सविस्तरम्॥ ३२

ગયા-શ્રાદ્ધ કરવા છતાં પણ જો તારી મુક્તિ ન થાય, તો આ વિષયમાં બીજો કોઈ જ ઉપાય નથી. હે પ્રેત, મારે શું કરવું જોઈએ તે તું જ વિસ્તારથી કહે. ॥ ૩૨ ॥

प्रेत उवाच

गयाश्राद्धशतेनापि मुक्तिर्मे न भविष्यति।
उपायमपरं कंचित्त्वं विचारय साम्प्रतम्॥ ३३

**પ્રેત બોલ્યો** – આવાં સો સંખ્યામાં ગયા-શ્રાદ્ધ કરવાથી પણ મુક્તિ થશે નહીં, માટે હવે કોઈ બીજા ઉપાયનો આપ વિચાર કરો. ॥ ૩૩ ॥

इति तद्वाक्यमाकर्ण्य गोकर्णो विस्मयं गतः।
शतश्राद्धैर्न मुक्तिश्चेदसाध्यं मोचनं तव॥ ३४

આ પ્રમાણે તે પ્રેતનું વચન સાંભળીને ગોકર્ણજી આશ્ચર્ય પામ્યા (અને કહ્યું). સો ગયાશ્રાદ્ધ કરવાથી જો મુક્તિ ન થાય તો તારી મુક્તિ અસાધ્ય છે. ॥૩૪॥

इदानीं तु निजं स्थानमातिष्ठ प्रेत निर्भयः।
त्वन्मुक्तिसाधकं किंचिदाचरिष्ये विचार्य च॥ ३५

હે પ્રેત, હાલમાં તો તું નિર્ભય બની તારા સ્થાનમાં રહે. તારો મોક્ષ કરાવે તેવું કંઈક સાધન વિચારી હું તે પ્રમાણે વર્તીશ. ॥ ૩૫ ॥

धुन्धुकारी निजस्थानं तेनादिष्टस्ततो गतः।
गोकर्णश्चिन्तयामास तां रात्रिं न तदध्यगात्॥ ३६

ધુંધુકારી ગોકર્ણની આજ્ઞા માગી ત્યાંથી પોતાના સ્થાને વિદાય થયો. ગોકર્ણે આખી રાત્રિ વિચારમાં ગાળી, છતાં તેની મુક્તિનું સાધન ન જડ્યું. (વિચાર કરવા છતાં તેની મુક્તિનો કોઈ પણ ઉપાય તેને ન મળી આવ્યો.) ॥ ૩૬ ॥

प्रातस्तमागतं दृष्ट्वा लोकाः प्रीत्या समागताः।
तत्सर्वं कथितं तेन यज्जातं च यथा निशि॥ ३७

પ્રાતઃકાળ થતાં ગોકર્ણને આવેલો જોઈ લોકો તેને પ્રેમથી મળવા આવ્યા અને ગોકર્ણે, રાત્રે પ્રેતની સાથે વાતચીતનો જે પ્રસંગ બન્યો હતો તે લોકોને કહી સંભળાવ્યો. ॥ ૩૭ ॥

विद्वांसो योगनिष्ठाश्च ज्ञानिनो ब्रह्मवादिनः।
तन्मुक्तिं नैव तेऽपश्यन् पश्यन्तः शास्त्रसंचयान्॥ ३८

વિદ્વાનો, યોગીઓ, જ્ઞાનીપુરુષો અને બ્રહ્મવેત્તાઓએ અનેક શાસ્ત્રો તપાસી જોયાં, પણ ક્યાંયે તેની મુક્તિનું સાધન જોવામાં ન જ આવ્યું. ॥ ૩૮ ॥

ततः सर्वैः सूर्यवाक्यं तन्मुक्तौ स्थापितं परम्।
गोकर्णः स्तम्भनं चक्रे सूर्यवेगस्य वै तदा॥ ३९

પછી બધાએ એની મુક્તિને માટે સૂર્યના વચનને મુખ્ય આધારભૂત ગણ્યું. તે સમયે ગોકર્ણે સૂર્યની ગતિને ખરેખર અટકાવી દીધી. ॥ ૩૯ ॥

तुभ्यं नमो जगत्साक्षिन् ब्रूहि मे मुक्तिहेतुकम्।
तच्छ्रुत्वा दूरतः सूर्यः स्फुटमित्यभ्यभाषत॥ ४०

હે જગતના સાક્ષી સૂર્ય ભગવાન, આપને નમન હો. મને પ્રેતની મુક્તિ માટેનો ઉપાય બતાવો. ગોકર્ણનું તે વચન સાંભળી સૂર્યનારાયણ દૂરથી સ્પષ્ટ રીતે બોલ્યા. ॥ ૪૦ ॥

श्रीमद्भागवतान्मुक्तिः सप्ताहं वाचनं कुरु ।
इति सूर्यवचः सर्वैर्धर्मरूपं तु विश्रुतम् ॥ ४१

"શ્રીમદ્ ભાગવતના સપ્તાહ પારાયણથી પ્રેત-યોનિમાંથી મુક્તિ થશે. માટે સપ્તાહ પારાયણ કરો." આ પ્રમાણેનું ધર્મરૂપ સૂર્યવચન બધાંએ સાંભળ્યું.॥૪૧॥

सर्वेऽब्रुवन् प्रयत्नेन कर्तव्यं सुकरं त्विदम् ।
गोकर्णो निश्चयं कृत्वा वाचनार्थं प्रवर्तितः ॥ ४२

બધા બોલ્યા કે આ ઉપાય તો સરળ છે. આપણે પ્રયત્નપૂર્વક કરવો જોઈએ, આવો નિર્ણય કરી ગોકર્ણ શ્રીમદ્ ભાગવત સપ્તાહ વાંચવા માટે પ્રવૃત્ત થયા.॥ ૪૨ ॥

तत्र संश्रवणार्थाय देशग्रामाज्जना ययुः ।
पङ्ग्वन्धवृद्धमन्दाश्च तेऽपि पापक्षयाय वै ॥ ४३

જ્યારે ગોકર્ણે શ્રીમદ્ ભાગવતની કથાનો આરંભ કર્યો, તે વખતે કથા સાંભળવા માટે ત્યાં અનેક દેશો, ગામોમાંથી મનુષ્યો આવ્યા. પાંગળા, આંધળા, વૃદ્ધ અને જ્ઞાનશૂન્ય મૂર્ખ પણ પોતાનાં પાપ દૂર કરવા માટે ત્યાં આવ્યા. ॥ ૪૩ ॥

समाजस्तु महाञ्जातो देवविस्मयकारकः ।
यदैवासनमास्थाय गोकर्णोऽकथयत्कथाम् ॥ ४४

આ રીતે દેવોને પણ આશ્ચર્ય પમાડે તેવો ઘણો મોટો શ્રોતૃસમાજ એકઠો થયો. જ્યારે ગોકર્ણે આસન ઉપર બેસીને કથા કરવાનો આરંભ કર્યો, ॥ ૪૪ ॥

स प्रेतोऽपि तदाऽऽयातः स्थानं पश्यन्नितस्ततः ।
सप्तग्रन्थियुतं तत्रापश्यत्कीचकमुच्छ्रितम् ॥ ४५

ત્યારે તે પ્રેત પણ કથાનું શ્રવણ કરવા ત્યાં આવ્યો અને બેસવા માટે આમ તેમ સ્થાન જોવા લાગ્યો. ત્યાં તો સાત ગાંઠવાળો એક પોલો વાંસ ઊભેલો તેના જોવામાં આવ્યો. ॥ ૪૫ ॥

तन्मूलच्छिद्रमाविश्य श्रवणार्थं स्थितो ह्यसौ ।
वातरूपी स्थितिं कर्तुमशक्तो वंशमाविशत् ॥ ४६

તે વાંસના મૂળ ભાગમાં રહેલા છિદ્ર દ્વારા પ્રવેશ કરીને તે સાંભળવા માટે રહ્યો, કારણ કે વાયુરૂપી તે ત્યાં રહેવા માટે અસમર્થ હતો, એટલે વાંસમાં પ્રવેશ કરીને રહ્યો. ॥ ૪૬ ॥

वैष्णवं ब्राह्मणं मुख्यं श्रोतारं परिकल्प्य सः ।
प्रथमस्कन्धतः स्पष्टमाख्यानं धेनुजोऽकरोत् ॥ ४७

ગોકર્ણે એક વૈષ્ણવ બ્રાહ્મણને મુખ્ય શ્રોતા તરીકે કલ્પીને પ્રથમ સ્કંધથી કથા કહેવાનો આરંભ કર્યો. ॥ ૪૭ ॥

दिनान्ते रक्षिता गाथा तदा चित्रं बभूव ह ।
वंशैकग्रन्थिभेदोऽभूत्सशब्दं पश्यतां सताम् ॥ ४८

સાયંકાળે જ્યારે કથાના પ્રસંગનો વિરામ કર્યો. પોથીને વસ્ત્ર વીંટાળ્યું, ત્યારે એક આશ્ચર્ય થયું. સર્વે સજ્જનોના દેખતાં કડાકા સાથે વાંસની એક ગાંઠ તૂટી ગઈ. ॥ ૪૮ ॥

द्वितीयेऽह्नि तथा सायं द्वितीयग्रन्थिभेदनम् ।
तृतीयेऽह्नि तथा सायं तृतीयग्रन्थिभेदनम् ॥ ४९

તે જ પ્રમાણે બીજે દિવસે સાયંકાળે વાંસની બીજી ગાંઠ તૂટી, તેમ જ ત્રીજા દિવસના સાયંકાળે વાંસની ત્રીજી ગાંઠ તૂટી. ॥ ૪૯ ॥

एवं सप्तदिनैश्चैव सप्तग्रन्थिविभेदनम्।
कृत्वा स द्वादशस्कन्धश्रवणात्प्रेततां जहौ ॥ ५०

આ પ્રમાણે સાત દિવસમાં જ શ્રીમદ્ ભાગવતના બારે સ્કંધનું શ્રવણ કરવાથી સાત ગાંઠો તૂટી ગઈ અને ધુંધુકારી પ્રેતયોનિમાંથી મુક્ત થયો. ॥ ૫૦ ॥

दिव्यरूपधरो जातस्तुलसीदाममण्डितः।
पीतवासा घनश्यामो मुकुटी कुण्डलान्वितः ॥ ५१

દિવ્ય રૂપ ધારણ કરતો, તુલસીની માળાઓથી શોભતો, પીળાં પીતામ્બરવાળો, મેઘ સમાન શ્યામવર્ણનો, મસ્તકે મુકુટ, કર્ણે કુંડળોને ધારણ કરતો ॥ ૫૧ ॥

ननाम भ्रातरं सद्यो गोकर्णमिति चाब्रवीत्।
त्वयाहं मोचितो बन्धो कृपया प्रेतकश्मलात् ॥ ५२

તે એકાએક પોતાના ભાઈ ગોકર્ણને નમન કરતો બોલ્યો – હે બંધુ, તેં કૃપા કરી મને આ પ્રેતયોનિમાંથી છોડાવ્યો છે. ॥ ૫૨ ॥

धन्या भागवती वार्ता प्रेतपीडाविनाशिनी।
सप्ताहोऽपि तथा धन्यः कृष्णलोकफलप्रदः ॥ ५३

પ્રેત-પીડાનો વિનાશ કરનારી શ્રીમદ્ ભાગવત કથાને ખરેખર ધન્યવાદ છે તેમ જ વિષ્ણુલોકને પ્રાપ્ત કરાવનાર શ્રીમદ્ ભાગવત સપ્તાહને પણ ધન્ય છે. ॥ ૫૩ ॥

कम्पन्ते सर्वपापानि सप्ताहश्रवणे स्थिते।
अस्माकं प्रलयं सद्यः कथा चेयं करिष्यति ॥ ५४

જ્યારે શ્રીમદ્ ભાગવત કથા સાંભળવા કોઈ બેઠું હોય ત્યારે બધાં પાપ કંપી ઊઠે છે કે ''આ કથા અમારો વિનાશ તત્કાળ કરી દેશે.'' ॥ ૫૪ ॥

आर्द्रं शुष्कं लघु स्थूलं वाङ्मनःकर्मभिः कृतम्।
श्रवणं विदहेत्पापं पावकः समिधो यथा ॥ ५५

અગ્નિ જેમ લીલાં-સૂકાં કાષ્ઠને બાળે છે તેમ શ્રીમદ્ ભાગવત કથાશ્રવણ પણ લીલાં-સૂકાં, નાનાં-મોટાં સર્વ પાપોને બાળી નાખે છે. ॥ ૫૫ ॥

अस्मिन् वै भारते वर्षे सूरिभिर्देवसंसदि।
अकथाश्राविणां पुंसां निष्फलं जन्म कीर्तितम् ॥ ५६

એક વખત દેવોની સભામાં વિદ્વાનોએ જાહેર કર્યું કે ''આ ભરતખંડમાં જન્મ લઈને જેમણે શ્રીમદ્ ભાગવતની કથા સાંભળી નથી, ખરેખર તેઓનો જન્મ નિષ્ફળ છે.'' ॥ ૫૬ ॥

किं मोहतो रक्षितेन सुपुष्टेन बलीयसा।
अध्रुवेण शरीरेण शुकशास्त्रकथां विना ॥ ५७

શ્રીમદ્ ભાગવતની કથા સાંભળ્યા સિવાય કેવળ અજ્ઞાનથી રક્ષણ કરાયેલા અતિશય પુષ્ટ, બળવાન, વિનાશશીલ એવા શરીરથી શો લાભ! ॥ ૫૭ ॥

अस्थिस्तम्भं स्नायुबद्धं मांसशोणितलेपितम्।
चर्मावनद्धं दुर्गन्धं पात्रं मूत्रपुरीषयोः ॥ ५८

વિદ્વાનોએ આ શરીરને અસ્થિરૂપી સ્તંભવાળું, સ્નાયુઓથી બંધાયેલું, માંસ તથા લોહીથી લીંપાયેલું, ચામડીથી મઢેલું, મૂત્ર અને વિષ્ઠાનું પાત્ર અને તેથી જ દુર્ગન્ધ મારતું, ॥ ૫૮ ॥

जराशोकविपाकार्तं रोगमन्दिरमातुरम्।
दुष्पूरं दुर्धरं दुष्टं सदोषं क्षणभङ्गुरम् ॥ ५९

ઘડપણ અને શોકના પરિપાકથી પીડાતું, રોગોનું ઘર, સાંસારિક દુઃખોથી દુઃખી, દુઃખથી ન પુરાય તેવું, મુશ્કેલીથી સચવાય એવું, દુષ્ટ, દોષોથી ભરપૂર, ક્ષણભંગુર, ॥ ૫૯ ॥

कृमिविड्भस्मसंज्ञान्तं शरीरमिति वर्णितम्।
अस्थिरेण स्थिरं कर्म कुतोऽयं साधयेन्न हि॥ ६०

અન્તે કૃમિ, વિષ્ઠા કે ભસ્મ સંજ્ઞાને પામનારું એવું વર્ણવ્યું છે, તો અનિત્ય એવા આ શરીરથી સ્થિર કર્મો મનુષ્યે શા માટે સિદ્ધ ન કરવાં? ॥ ૬૦ ॥

यत्प्रातः संस्कृतं चान्नं सायं तच्च विनश्यति।
तदीयरससम्पुष्टे काये का नाम नित्यता॥ ६१

જે અન્ન પ્રાતઃકાળમાં રાંધવામાં આવ્યું હોય છે તે અન્ન સાયંકાળે બગડી જતાં નાશ પામે છે, તો તેવા અન્નરસથી પોષાયેલ આ શરીરમાં નિત્યપણું ક્યાંથી? ॥ ૬૧ ॥

सप्ताहश्रवणाल्लोके प्राप्यते निकटे हरिः।
अतो दोषनिवृत्त्यर्थमेतदेव हि साधनम्॥ ६२

શ્રીમદ્ ભાગવત સપ્તાહનું શ્રવણ કરવાથી સમસ્ત પાપ દૂર થઈ જતાં આ લોકમાં જ ભગવત્પ્રાપ્તિ થઈ શકે છે. માટે સર્વ દોષોને દૂર કરવા માટેનું કોઈ ઉત્કૃષ્ટ સાધન હોય તો તે શ્રીમદ્ ભાગવત જ છે. ॥ ૬૨ ॥

बुद्बुदा इव तोयेषु मशका इव जन्तुषु।
जायन्ते मरणायैव कथाश्रवणवर्जिताः॥ ६३

જન્મ ધરીને જેમણે શ્રીમદ્ ભાગવત કથાનું એકવાર પણ શ્રવણ કર્યું નથી, તેઓ પાણીમાંના પરપોટાની જેમ, અથવા તો નાનાં જંતુઓમાં મચ્છરની જેમ મરવા માટે જ જન્મ ધારણ કરે છે.॥ ૬૩ ॥

जडस्य शुष्कवंशस्य यत्र ग्रन्थिविभेदनम्।
चित्रं किमु तदा चित्तग्रन्थिभेदः कथाश्रवात्॥ ६४

જે શ્રીમદ્ ભાગવત કથાનું શ્રવણ કરવાથી જડ અને શુષ્ક એવા વાંસની ગાંઠો તડાતડ તૂટી ગઈ, તો પછી મનુષ્યના અન્તઃકરણની વાસનારૂપી ગાંઠો તૂટે એમાં શું આશ્ચર્ય? ॥ ૬૪ ॥

भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः।
क्षीयन्ते चास्य कर्माणि सप्ताहश्रवणे कृते॥ ६५

શ્રીમદ્ ભાગવત કથાનું શ્રવણ કરવાથી અન્તઃકરણની વાસનારૂપી ગાંઠ તૂટી જાય છે, સર્વ સંશયો છેદાઈ જાય છે અને પાપકર્મોનો ક્ષય થઈ જાય છે. ॥ ૬૫ ॥

संसारकर्दमालेपप्रक्षालनपटीयसि ।
कथातीर्थे स्थिते चित्ते मुक्तिरेव बुधैः स्मृता॥ ६६

સંસારરૂપ કાદવના લેપનું પ્રક્ષાલન કરવામાં કુશળ કથારૂપી તીર્થ જો ચિત્તમાં વસ્યું હોય, તો મુક્તિ જ છે એમ જ્ઞાની પુરુષો કહે છે. ॥ ૬૬ ॥

एवं ब्रुवति वै तस्मिन् विमानमागमत्तदा।
वैकुण्ठवासिभिर्युक्तं प्रस्फुरद्दीप्तिमण्डलम्॥ ६७

આ પ્રમાણે ધુંધુકારી જ્યારે બોલી રહ્યો હતો ત્યારે વૈકુંઠમાં વસતા પાર્ષદોથી યુક્ત, દેદીપ્યમાન કાન્તિથી શોભતું એક વિમાન આવી પહોંચ્યું. ॥ ૬૭॥

सर्वेषां पश्यतां भेजे विमानं धुन्धुलीसुतः।
विमाने वैष्णवान् वीक्ष्य गोकर्णो वाक्यमब्रवीत्॥ ६८

ધુન્ધુલીનો પુત્ર ધુંધુકારી બધાંના દેખતાં વિમાન માં બેઠો. વિમાનમાં બેઠેલા વૈષ્ણવોને જોઈને ગોકર્ણજી કહેવા લાગ્યા. ॥ ૬૮॥

गोकर्ण उवाच

अत्रैव बहवः सन्ति श्रोतारो मम निर्मलाः ।
आनीतानि विमानानि न तेषां युगपत्कुतः ॥ ६९

श्रवणं समभागेन सर्वेषामिह दृश्यते।
फलभेदः कुतो जातः प्रब्रुवन्तु हरिप्रियाः ॥ ७०

**ગોકર્ણ બોલ્યા** – આ સ્થળે નિર્મળ અન્તઃકરણવાળા મારા અનેક શ્રોતાઓ છે, તો તેઓને માટે વિમાનો કેમ લાવવામાં નથી આવ્યાં? અહીંયાં દરેકે એક સાથે સરખી રીતે કથા-શ્રવણ કર્યું છે એમ જણાય છે, તો પછી હે હરિપ્રિય જનો! ફળમાં ભેદ શાથી થયો તે બતાવો. ॥ ૬૯ ॥ ૭૦ ॥

हरिदासा ऊचुः

श्रवणस्य विभेदेन फलभेदोऽत्र संस्थितः ।
श्रवणं तु कृतं सर्वैर्न तथा मननं कृतम्।
फलभेदस्ततो जातो भजनादपि मानद ॥ ७१

**હરિદાસો બોલ્યા** – કથા-શ્રવણના ભેદને લીધે ફળ મળવામાં પણ ભેદ પડયો છે. જો કે કથાશ્રવણ તો બધાએ કર્યું છે, પણ મનન કરવું જોઈએ તે બધાંએ કર્યું નથી. હે માન આપનારા ગોકર્ણજી, ભજન કરવા છતાં પણ મનન કર્યું ન હોવાથી ફળમાં ભેદ પડયો છે. ॥ ૭૧ ॥

सप्तरात्रमुपोष्यैव प्रेतेन श्रवणं कृतम्।
मननादि तथा तेन स्थिरचित्ते कृतं भृशम्॥ ७२

આ પ્રેતે સાત રાત્રિ સુધી ઉપવાસ કરીને શ્રવણ કર્યું છે, તેમ જ પ્રેત ધુંધુકારીએ સ્થિર ચિત્તથી ખૂબ મનન વગેરે પણ કર્યું છે. ॥ ૭૨ ॥

अदृढं च हतं ज्ञानं प्रमादेन हतं श्रुतम्।
संदिग्धो हि हतो मन्त्रो व्यग्रचित्तो हतो जपः ॥ ७३

અસ્થિર જ્ઞાન નકામું છે, પ્રમાદથી શ્રવણ કરેલું નિષ્ફળ છે, સંદેહવાળો મંત્ર વ્યર્થ છે, વ્યગ્રચિત્તે કરેલ મંત્રજપ તે પણ વૃથા છે. ॥ ૭૩ ॥

अवैष्णवो हतो देशो हतं श्राद्धमपात्रकम्।
हतमश्रोत्रिये दानमनाचारं हतं कुलम्॥ ७४

વૈષ્ણવ વિનાનો પ્રદેશ નકામો છે તેમ જ જેમાં કુપાત્રને નોતર્યો હોય તેવું શ્રાદ્ધ વ્યર્થ છે. વેદજ્ઞાન વિનાના શ્રોત્રિયને દાન કરવું વ્યર્થ છે અને અનાચારથી ભ્રષ્ટ થયેલ કુળ નષ્ટપ્રાય છે. ॥ ૭૪ ॥

विश्वासो गुरुवाक्येषु स्वस्मिन्दीनत्वभावना।
मनोदोषजयश्चैव कथायां निश्चला मतिः ॥ ७५
एवमादि कृतं चेत्स्यात्तदा वै श्रवणे फलम्।
पुनः श्रवान्ते सर्वेषां वैकुण्ठे वसतिर्ध्रुवम्॥ ७६

ગુરુજનોનાં વાક્યોમાં વિશ્વાસ, પોતાનામાં દીનપણાની ભાવના, મનના દોષો ઉપર કાબૂ અને કથામાં સ્થિર બુદ્ધિ વગેરે સાધન જો સિદ્ધ થયું હોય, તો જ શ્રવણ કરવાનું (યોગ્ય) ફળ (તત્કાળ) પ્રાપ્ત થાય છે. પુનઃ (ભાગવતનું) શ્રવણ કર્યા પછી તેઓ અવશ્ય વૈકુંઠમાં વાસ કરશે. ॥ ૭૫ ॥ ૭૬ ॥

गोकर्ण तव गोविन्दो गोलोकं दास्यति स्वयम्।
एवमुक्त्वा ययुः सर्वे वैकुण्ठं हरिकीर्तनाः ॥ ७७

હે ગોકર્ણ, સ્વયં ભગવાન ગોવિંદ તમને ગોલોક આપશે. આ પ્રમાણે કહીને શ્રીહરિના અનન્ય દાસો વૈકુંઠમાં ગયા. ॥ ૭૭ ॥

श्रावणे मासि गोकर्णः कथामूचे तथा पुनः ।
सप्तरात्रवतीं भूयः श्रवणं तैः कृतं पुनः ॥ ७८

ગોકર્ણે શ્રાવણ માસમાં ફરીથી તે પ્રમાણે કથા કહી સંભળાવી. તે શ્રોતાઓએ પુનઃ સાત રાત્રિઓ સુધી શ્રવણ કર્યું. ॥ ૭૮ ॥

कथासमाप्तौ यज्जातं श्रूयतां तच्च नारद ॥ ७९

કથા સમાપ્ત થતાં જે પ્રસંગ બન્યો તે હે નારદ, તમે સાંભળો. ॥ ૭૯ ॥

विमानैः सह भक्तैश्च हरिराविर्बभूव ह ।
जयशब्दा नमःशब्दास्तत्रासन् बहवस्तदा ॥ ८०

વિમાનો અને ભક્તો સાથે ભગવાન શ્રીહરિ ત્યાં પ્રકટ થયા. તે સમયે ત્યાં "જય હો! વંદન હો!" એવા અનેક શબ્દો થયા. ॥ ૮૦ ॥

पाञ्चजन्यध्वनिं चक्रे हर्षात्तत्र स्वयं हरिः ।
गोकर्णं तु समालिङ्ग्याकरोत्स्वसदृशं हरिः ॥ ८१

ત્યાં શ્રીહરિએ અતિ હર્ષથી પોતે પાંચજન્ય શંખનો ધ્વનિ કર્યો. પ્રભુએ ગોકર્ણને તો આલિંગન આપીને પોતાના સમાન બનાવી દીધો. ॥ ૮૧ ॥

श्रोतॄनन्यान् घनश्यामान् पीतकौशेयवाससः ।
किरीटिनः कुण्डलिनस्तथा चक्रे हरिः क्षणात् ॥ ८२

તેમ જ બીજા જે શ્રોતાઓ હતા તેમને શ્રીહરિએ ક્ષણવારમાં પોતાના જેવા જ ઘનશ્યામ, પીળાં પીતામ્બરવાળા, મુગુટ તેમ જ કુંડળોવાળા કરી દીધા. ॥ ૮૨ ॥

तद्ग्रामे ये स्थिता जीवा आश्वचाण्डालजातयः ।
विमाने स्थापितास्तेऽपि गोकर्णकृपया तदा ॥ ८३

તે ગામમાં કૂતરાથી આરંભીને ચાંડાલ વગેરે જે કોઈ જીવ હતા, તે સર્વને પણ ગોકર્ણની કૃપાથી વિમાનમાં બેસાડવામાં આવ્યા. ॥ ૮૩ ॥

प्रेषिता हरिलोके ते यत्र गच्छन्ति योगिनः ।
गोकर्णेन स गोपालो गोलोकं गोपवल्लभम् ।
कथाश्रवणतः प्रीतो निर्ययौ भक्तवत्सलः ॥ ८४

યોગીપુરુષો જે સ્થાનને પ્રાપ્ત કરે છે તે શ્રીવિષ્ણુલોકમાં તે સર્વ જીવોને મોકલી દીધા. ભક્તવત્સલ શ્રીહરિ પણ કથા-શ્રવણ કરવાથી પ્રસન્ન થયેલા, ગોપપ્રિય ગોલોકમાં ગોકર્ણની સાથે પધારી ગયા.॥૮૪॥

अयोध्यावासिनः पूर्वं यथा रामेण संगताः ।
तथा कृष्णेन ते नीता गोलोकं योगिदुर्लभम् ॥ ८५

જેમ પહેલાં અયોધ્યામાં વસનારા સર્વે શ્રીરામચન્દ્રની સાથે સાકેતલોકમાં ગયા હતા, તેવી જ રીતે યોગીઓને દુર્લભ એવા એ ગોલોકમાં શ્રીકૃષ્ણે સર્વને સાથે લીધા. ॥ ૮૫ ॥

यत्र सूर्यस्य सोमस्य सिद्धानां न गतिः कदा ।
तं लोकं हि गतास्ते तु श्रीमद्भागवतश्रवात् ॥ ८६

જ્યાં સૂર્ય, ચંદ્ર કે સિદ્ધપુરુષો પણ જઈ શકતા નથી, તે લોકમાં શ્રીમદ્ ભાગવતનું શ્રવણ કરવાના પુણ્યથી તે સર્વે ગયા. ॥ ૮૬ ॥

ब्रूमोऽत्र ते किं फलवृन्दमुज्ज्वलं
सप्ताहयज्ञेन कथासु संचितम्।
कर्णेन गोकर्णकथाक्षरो यैः
पीतश्च ते गर्भगता न भूयः॥ ८७

અહીં (શ્રીમદ્ ભાગવતસપ્તાહયજ્ઞના) ઉજજવળ પુણ્યફળ ના સમૂહનું અમે વધુ શું વર્ણન કરીએ? જેમણે ગોકર્ણે વર્ણવેલ શ્રીમદ્ ભાગવત કથાના એક પણ અક્ષરનું કર્ણથી પાન કર્યું છે, તેઓને પુનઃ માતાના ગર્ભમાં આવવું પડતું નથી. ॥ ૮૭ ॥

वाताम्बुपर्णाशनदेहशोषणै-
स्तपोभिरुग्रैश्चिरकालसंचितैः ।
योगैश्च संयान्ति न तां गतिं वै
सप्ताहगाथाश्रवणेन यान्ति याम्॥ ८८

વાયુભક્ષણ, જળપાન, અને પર્ણભક્ષણથી દેહશોષણ કરવાથી, ઘણા લાંબા કાળ સુધી સંચિત કરેલા ઉગ્ર તપથી તેમ જ યોગાભ્યાસથી જે ગતિ પ્રાપ્ત થતી નથી તે ગતિ શ્રીમદ્ ભાગવત સપ્તાહમાં કથા-શ્રવણ કરવાથી પ્રાપ્ત થાય છે. ॥ ૮૮ ॥

इतिहासमिमं पुण्यं शाण्डिल्योऽपि मुनीश्वरः।
पठते चित्रकूटस्थो ब्रह्मानन्दपरिप्लुतः॥ ८९

આ પવિત્ર ઈતિહાસનો ચિત્રકૂટમાં રહેતા બ્રહ્માનંદનિમગ્ન શાણ્ડિલ્ય મુનીશ્વર પણ પાઠ કરે છે. ॥ ૮૯ ॥

आख्यानमेतत्परमं पवित्रं
श्रुतं सकृद्वै विदहेदघौघम्।
श्राद्धे प्रयुक्तं पितृतृप्तिमावहे-
न्नित्यं सुपाठादपुनर्भवं च॥ ९०

પરમ પવિત્ર આ આખ્યાન જો એક વખત પણ શ્રવણ કરવામાં આવે, તો અખિલ પાપને બાળી ભસ્મ કરી દે છે. શ્રાદ્ધ સમયે પાઠ કરવામાં આવે તો પિતૃઓને તૃપ્તિ ઉપજાવે છે. દરરોજ જો સારી રીતે પાઠ કરવામાં આવે, તો જન્મ-મરણનો ફેરો ટળી જઈ મુક્તિનો અધિકારી બને છે. ॥ ૯૦ ॥

इति श्रीपद्मपुराणे उत्तरखण्डे श्रीमद्भागवतमाहात्म्ये गोकर्णमोक्षवर्णनं नाम पञ्चमोऽध्यायः॥ ५॥

આ પ્રમાણે શ્રીમદ્ ભાગવત માહાત્મ્યનો પાંચમો અધ્યાય સમાપ્ત થયો. ॥ ૫ ॥



# अथ षष्ठोऽध्यायः

## સપ્તાહયજ્ઞની વિધિ

कुमारा ऊचुः

अथ ते सम्प्रवक्ष्यामः सप्ताहश्रवणे विधिम्।
सहायैर्वसुभिश्चैव प्रायः साध्यो विधिः स्मृतः॥ १

**સનકાદિકુમારો બોલ્યા** – હવે અમે તમને શ્રીમદ્ ભાગવત સપ્તાહનું શ્રવણ કરવાનો વિધિ કહીશું. ઘણે ભાગે આ સપ્તાહવિધિ અનેક સહાયકોથી તેમ જ દ્રવ્ય વગેરેથી સાધ્ય ગણ્યો છે. ॥ ૧ ॥

दैवज्ञं तु समाहूय मुहूर्तं पृच्छ्य यत्नतः।
विवाहे यादृशं वित्तं तादृशं परिकल्पयेत्॥ २

જ્યોતિષશાસ્ત્રના જાણકારને બોલાવીને પ્રયત્નપૂર્વક મુહૂર્ત જોવડાવીને લગ્ન પ્રસંગે મન જેવું ઉદાર, પ્રસન્ન અને ઉત્સાહી હોય છે તેવું આમાં પણ રાખવું. ॥ ૨ ॥

नभस्य आश्विनोर्जौ च मार्गशीर्षः शुचिर्नभाः।
एते मासाः कथारम्भे श्रोतॄणां मोक्षसूचकाः॥ ३

કાર્તિક, માર્ગશીર્ષ, અષાઢ, શ્રાવણ, ભાદરવો અને આસો આ મહિનાઓ કથાના આરંભમાં શ્રોતાઓને મોક્ષ અપાવનારા ગણ્યા છે. ॥ ૩ ॥

मासानां विप्र हेयानि तानि त्याज्यानि सर्वथा।
सहायाश्चेतरे तत्र कर्तव्याः सोद्यमाश्च ये॥ ४

હે વિપ્ર! ત્યાગવા યોગ્ય મહિનાઓને સંપૂર્ણપણે છોડી દેવા. વળી, જે બીજાઓ ઉદ્યમશીલ હોય તેઓની સહાય પણ લેવી. ॥ ૪ ॥

देशे देशे तथा सेयं वार्ता प्रेष्या प्रयत्नतः।
भविष्यति कथा चात्र आगन्तव्यं कुटुम्बिभिः॥ ५

અહીં શ્રીમદ્ભાગવતની કથા થશે માટે કુંટુબીઓ સહિત આવવું. આવી દેશ દેશમાં પ્રયત્નપૂર્વક ખબર આપવી. ॥ ૫ ॥

दूरे हरिकथाः केचिद्दूरे चाच्युतकीर्तनाः।
स्त्रियः शूद्रादयो ये च तेषां बोधो यतो भवेत्॥ ६

જેથી જેઓથી ભગવત્કથા દૂર હોય અને જેઓથી હરિકીર્તન દૂર હોય તેઓને અને સ્ત્રીઓને તથા શૂદ્રોને પણ જાણ થાય માટે નિમંત્રણ મોકલવાં. ॥ ૬ ॥

देशे देशे विरक्ता ये वैष्णवाः कीर्तनोत्सुकाः।
तेष्वेव पत्रं प्रेष्यं च तल्लेखनमितीरितम्॥ ७

દરેક દેશમાં જેઓ વિરક્ત હોય, પ્રભુકીર્તનમાં અતિ ઉત્કંઠા ધરાવનારા જે વૈષ્ણવો હોય, તેઓને પણ પત્રિકાઓ લખવી અને પત્રિકાઓમાં આ પ્રમાણે લખાણ લખવું. ॥ ૭ ॥

सतां समाजो भविता सप्तरात्रं सुदुर्लभः।
अपूर्वरसरूपैव कथा चात्र भविष्यति॥ ८

અહીં સાત રાત્રિ સુધી અતિશય દુર્લભ સત્પુરુષોનો સમાજ ભેગો થશે, અને અભૂતપૂર્વ રસવાળી શ્રીમદ્ભાગવતની કથા થશે. ॥ ૮ ॥

श्रीभागवतपीयूषपानाय रसलम्पटाः।
भवन्तश्च तथा शीघ्रमायात प्रेमतत्पराः॥ ९

આપ ભગવદ્રસના રસિક છો, આથી શ્રીમદ્ભાગવતરૂપી અમૃતરસનું પાન કરવા માટે પ્રેમપૂર્વક તત્પર બની સત્વરે પધારજો. ॥ ૯ ॥

नावकाशः कदाचिच्चेद्दिनमात्रं तथापि तु।
सर्वथाऽऽगमनं कार्यं क्षणोऽत्रैव सुदुर्लभः॥ १०

કદાચ આપને વધુ સમય ન હોય તો કેવળ એક દિવસ પણ અવશ્ય પધારશો, કારણ કે અહીં ક્ષણ પણ અતિ દુર્લભ છે. ॥ ૧૦ ॥

एवमाकारणं तेषां कर्तव्यं विनयेन च।
आगन्तुकानां सर्वेषां वासस्थानानि कल्पयेत्॥ ११

એ પ્રમાણે પત્રિકાઓ પાઠવી વિનયપૂર્વક તેઓને બોલાવવા અને આવનાર સર્વના વસવાટ માટેનો પ્રબંધ કરવો. ॥ ૧૧ ॥

तीर्थे वापि वने वापि गृहे वा श्रवणं मतम्।
विशाला वसुधा यत्र कर्तव्यं तत्कथास्थलम्॥ १२

તીર્થપ્રદેશમાં, વનપ્રદેશમાં, ઘર આગળ પણ કથા-શ્રવણ કહ્યું છે. જ્યાં વિશાળ ભૂમિ હોય ત્યાં કથાનું સ્થળ બનાવવું. ॥ ૧૨ ॥

शोधनं मार्जनं भूमेर्लेपनं धातुमण्डनम्।
गृहोपस्करमुद्धृत्य गृहकोणे निवेशयेत्॥ १३

કથાની ભૂમિને પ્રથમ શુદ્ધ કરી, સાફ કરી, પાણી વગેરે છાંટી, લીંપી, રંગ-રાગથી સુશોભિત કરવી. ઘરનો સરસામાન લેવડાવી ઘરના કોઈ એક ખૂણામાં મુકાવવો. ॥ ૧૩ ॥

अर्वाक्पञ्चाहतो यत्नादास्तीर्णानि प्रमेलयेत्।
कर्तव्यो मण्डपः प्रोच्चैः कदलीखण्डमण्डितः॥ १४

પાંચ દિવસ પહેલેથી પ્રયત્ન કરી આસનો, પાથરણાં વગેરે મેળવવાં અને કેળના થાંભલાઓથી રમણીય ઊંચો મંડપ તૈયાર કરવો. ॥ ૧૪ ॥

फलपुष्पदलैर्विष्वग्वितानेन विराजितः।
चतुर्दिक्षु ध्वजारोपो बहुसम्पद्विराजितः॥ १५

મંડપને ફળ, પુષ્પ, પલ્લવ-પાંદડાંઓથી અને ચંદરવાથી શણગારવો – તેમ જ ચારેબાજુ ધ્વજાઓ રોપીને અનેક સામગ્રીઓથી સુશોભિત બનાવવો. ॥ ૧૫ ॥

ऊर्ध्वं सप्तैव लोकाश्च कल्पनीयाः सविस्तरम्।
तेषु विप्रा विरक्ताश्च स्थापनीयाः प्रबोध्य च॥ १६

ઉપરના ભાગમાં સાત લોક (ભૂર્લોક, ભુવર્લોક, સ્વર્ગલોક વગેરે)ની વિસ્તારપૂર્વક કલ્પના કરવી અને તેમાં બ્રાહ્મણોને તથા વિરક્તોને ખાસ આગ્રહપૂર્વક સમ્માન આપી બોલાવીને બેસાડવા. ॥ ૧૬ ॥

पूर्वं तेषामासनानि कर्तव्यानि यथोत्तरम्।
वक्तुश्चापि तदा दिव्यमासनं परिकल्पयेत्॥ १७

આગળ તેઓનાં આસનો યોગ્યતા મુજબ ગોઠવવાં અને તે વખતે વક્તાનું પણ દિવ્ય આસન ગોઠવવું. ॥ ૧૭ ॥

उदङ्मुखो भवेद्वक्ता श्रोता वै प्राङ्मुखस्तदा।
प्राङ्मुखश्चेद्भवेद्वक्ता श्रोता चोदङ्मुखस्तदा॥ १८

જ્યારે વક્તા ઉત્તરાભિમુખ હોય ત્યારે શ્રોતાએ પૂર્વાભિમુખ બેસવું. વક્તા જો પૂર્વાભિમુખ બેસે તો શ્રોતાએ ઉત્તરાભિમુખ બેસી કથા સાંભળવી.॥ ૧૮ ॥

अथवा पूर्वदिग्ज्ञेया पूज्यपूजकमध्यतः।
श्रोतॄणामागमे प्रोक्ता देशकालादिकोविदैः॥ १९

અથવા તો વક્તા અને શ્રોતાએ પૂર્વમુખ થઈને બેસવું જોઈએ. દેશ, કાળ અને શાસ્ત્રને જાણનારાઓએ શ્રોતાઓ માટે પૂર્વ દિશા કહી છે. ॥ ૧૯ ॥

विरक्तो वैष्णवो विप्रो वेदशास्त्रविशुद्धिकृत्।
दृष्टान्तकुशलो धीरो वक्ता कार्योऽतिनिःस्पृहः॥ २०

જે વૈરાગ્યવાળો, વૈષ્ણવ, બ્રાહ્મણ, વેદશાસ્ત્રોના સંદેહ વિરોધ દૂર કરી સમન્વય કરનાર, દૃષ્ટાંતકુશળ, ધીર અને નિસ્પૃહ હોય, તેને વક્તા કરવો.॥ ૨૦ ॥

अनेकधर्मविभ्रान्ताः स्त्रैणाः पाखण्डवादिनः।
शुकशास्त्रकथोच्चारे त्याज्यास्ते यदि पण्डिताः॥ २१

અનેક પ્રકારના ધર્મોમાં અટવાતા, સ્ત્રીલંપટ, પાખંડ તેમ જ નાસ્તિક મતને માનનારા જો તેઓ પંડિતો હોય તો પણ શ્રીભાગવત શાસ્ત્રના વક્તા તરીકે તેમનો ત્યાગ કરવો. ॥ ૨૧ ॥

वक्तुः पार्श्वे सहायार्थमन्यः स्थाप्यस्तथाविधः।
पण्डितः संशयच्छेत्ता लोकबोधनतत्परः॥ २२

વક્તાને સહાય કરવા માટે તેવા જ અધિકારવાળા એક વિદ્વાન, કે જે સર્વ શંકાઓને દૂર કરનાર તેમ જ લોકોને જ્ઞાનનો ઉપદેશ કરવામાં તત્પર હોય, તેવાને મુખ્ય વક્તાની બાજુમાં બેસાડવા. ॥૨૨॥

वक्त्रा क्षौरं प्रकर्तव्यं दिनादर्वाग्व्रताप्तये।
अरुणोदयेऽसौ निर्वर्त्य शौचं स्नानं समाचरेत्॥ २३

વક્તાએ વ્રતી થવા માટે એક દિવસ પહેલાં હજામત કરાવવી અને સૂર્યોદય પહેલાં શૌચ, સ્નાન કરી લેવું. ॥ ૨૩ ॥

नित्यं संक्षेपतः कृत्वा संध्याद्यं स्वं प्रयत्नतः।
कथाविघ्नविघाताय गणनाथं प्रपूजयेत्॥ २४

સંધ્યા, વંદનાદિ પોતાનું નિત્યકર્મ પ્રયત્નપૂર્વક સંક્ષેપમાં કરીને કથામાં વિઘ્નોનો નાશ કરવા શ્રીગણેશજીનું વિધિસર પૂજન કરવું. ॥ ૨૪ ॥

पितॄन् संतर्प्य शुद्ध्यर्थं प्रायश्चित्तं समाचरेत्।
मण्डलं च प्रकर्तव्यं तत्र स्थाप्यो हरिस्तथा॥ २५

પિતૃઓનું તર્પણ કરી, દેહશુદ્ધિ માટે પ્રાયશ્ચિત્ત કરવું તેમ જ બ્રહ્માદિ દેવોનું ભદ્રમંડળ રચી તે ઉપર શ્રીહરિની સ્થાપના કરવી. ॥ ૨૫ ॥

कृष्णमुद्दिश्य मन्त्रेण चरेत्पूजाविधिं क्रमात्।
प्रदक्षिणनमस्कारान् पूजान्ते स्तुतिमाचरेत्॥ २६

શ્રીકૃષ્ણ પરમાત્માનું મંત્રપૂર્વક વિધિસર ક્રમથી પૂજન કરી પ્રદક્ષિણા, નમસ્કાર કરી પૂજા-સમાપ્તિના સમયે સ્તુતિ કરવી. ॥ ૨૬ ॥

संसारसागरे मग्नं दीनं मां करुणानिधे।
कर्ममोहगृहीताङ्गं मामुद्धर भवार्णवात्॥ २७

'હે કરુણાનિધાન! હું સંસાર-સાગરમાં ડૂબેલો અને દીન છું. કર્મરૂપી મગર વડે પકડાયેલો છું. આપ આ સંસાર-સાગરમાંથી મારો ઉદ્ધાર કરો.' ॥ ૨૭ ॥

श्रीमद्भागवतस्यापि ततः पूजा प्रयत्नतः।
कर्तव्या विधिना प्रीत्या धूपदीपसमन्विता॥ २८

ત્યાર પછી શ્રીમદ્ ભાગવતની પણ પ્રયત્નપૂર્વક પ્રેમથી વિધિસર ધૂપ, દીપ સાથે પૂજા કરવી.॥૨૮॥

ततस्तु श्रीफलं धृत्वा नमस्कारं समाचरेत्।
स्तुतिः प्रसन्नचित्तेन कर्तव्या केवलं तदा॥ २९

ત્યારબાદ પુસ્તકની આગળ શ્રીફળ મૂકીને નમસ્કાર કરવા અને પ્રસન્ન ચિત્તથી માત્ર આ પ્રકારે સ્તુતિ કરવી. ॥ ૨૯ ॥

श्रीमद्भागवताख्योऽयं प्रत्यक्षः कृष्ण एव हि।
स्वीकृतोऽसि मया नाथ मुक्त्यर्थं भवसागरे॥ ३०

'શ્રીમદ્ ભાગવતના રૂપમાં આપ સાક્ષાત્ શ્રીકૃષ્ણચન્દ્ર જ બિરાજમાન છો. નાથ! ભવસાગરમાંથી છૂટવા માટે મેં આપનું શરણ લીધું છે. ॥ ૩૦ ॥

मनोरथो मदीयोऽयं सफलः सर्वथा त्वया।
निर्विघ्नेनैव कर्तव्यो दासोऽहं तव केशव॥ ३१

મારો આ મનોરથ આપના કોઈ પણ વિઘ્ન – વગર સારી રીતે પૂરો કરો. હે કેશવ! હું આપનો દાસ છું.' ॥ ૩૧ ॥

एवं दीनवचः प्रोच्य वक्तारं चाथ पूजयेत्।
सम्भूष्य वस्त्रभूषाभिः पूजान्ते तं च संस्तवेत्॥ ३२

આમ દીન વચન કહી પછી વક્તાને વસ્ત્ર, આભૂષણ વગેરેથી વિભૂષિત કરી પૂજન કરવું. પૂજનને અંતે તેમની આ પ્રકારે સ્તુતિ કરવી. ॥ ૩૨॥

शुकरूप प्रबोधज्ञ सर्वशास्त्रविशारद।
एतत्कथाप्रकाशेन मदज्ञानं विनाशय॥ ३३

સર્વ શાસ્ત્રજ્ઞાનમાં નિપુણ, ઉપદેશનું દાન કરનાર, શુકદેવસ્વરૂપ આપ આ શ્રીમદ્ભાગવત કથાના પ્રકાશ દ્વારા મારા અજ્ઞાનને દૂર કરો. ॥ ૩૩ ॥

तदग्रे नियमः पश्चात्कर्तव्यः श्रेयसे मुदा।
सप्तरात्रं यथाशक्त्या धारणीयः स एव हि॥ ३४

ત્યારબાદ પોતાના કલ્યાણ માટે તેમની આગળ પ્રેમથી નિયમ ધારણ કરવો. એ નિયમને શક્તિ પ્રમાણે સાત રાત્રિ સુધી અવશ્ય પાળવો જોઈએ. ॥ ૩૪ ॥

वरणं पञ्चविप्राणां कथाभङ्गनिवृत्तये।
कर्तव्यं तैर्हरेर्जाप्यं द्वादशाक्षरविद्यया॥ ३५

કથાભંગ ન થાય એ માટે બીજા પાંચ બ્રાહ્મણોનું વરણ કરવું. તે બ્રાહ્મણો દ્વાદશાક્ષર મંત્ર દ્વારા ભગવાનના નામોનો જપ કરે. ॥ ૩૫ ॥

ब्राह्मणान् वैष्णवांश्चान्यांस्तथा कीर्तनकारिणः।
नत्वा सम्पूज्य दत्ताज्ञः स्वयमासनमाविशेत्॥ ३६

પછી બ્રાહ્મણો, વૈષ્ણવો તથા બીજા કીર્તન કરનારાઓને વંદન કરી, તે સર્વનાં પૂજન કરી તેમની આજ્ઞા લઈને પોતે આસન ઉપર બેસવું. ॥ ૩૬ ॥

लोकवित्तधनागारपुत्रचिन्तां व्युदस्य च।
कथाचित्तः शुद्धमतिः स लभेत्फलमुत्तमम्॥ ३७

જે મનુષ્ય જગત, વિત્ત, ધન, ઘર, પુત્ર વગેરેની ચિન્તા છોડી દઈને કથામાં જ ચિત્ત પરોવીને તેને સાંભળે છે, તે શુદ્ધબુદ્ધિવાળો ઉત્તમ ફળ મેળવે છે.॥ ૩૭ ॥

आसूर्योदयमारभ्य सार्धत्रिप्रहरान्तकम्।
वाचनीया कथा सम्यग्धीरकण्ठं सुधीमता॥ ३८

બુદ્ધિમાન વક્તાએ સૂર્યોદયથી આરંભ કરીને સાડાત્રણ પ્રહર સુધી ધીરે કંઠે સારી રીતે કથા વાંચવી. ॥ ૩૮ ॥

कथाविरामः कर्तव्यो मध्याह्ने घटिकाद्वयम्।
तत्कथामनु कार्यं वै कीर्तनं वैष्णवैस्तदा॥ ३९

મધ્યાહ્ને કથામાં બે ઘડી વિરામ રાખવો. વૈષ્ણવોએ તે સમયે કથાને અનુસરતું કીર્તન કરવું જોઈએ. વ્યર્થ વાતો ન કરવી જોઈએ. ॥ ૩૯ ॥

मलमूत्रजयार्थं हि लघ्वाहारः सुखावहः।
हविष्यान्नेन कर्तव्यो ह्येकवारं कथार्थिना॥ ४०

કથા સાંભળવા ઈચ્છનારે મળમૂત્રને જીતી શકાય માટે એક જ વખત હવિષ્યાન્નનો સુખ દેનાર અલ્પ આહાર કરવો. ॥ ૪૦ ॥

उपोष्य सप्तरात्रं वै शक्तिश्चेच्छृणुयात्तदा।
घृतपानं पयःपानं कृत्वा वै शृणुयात्सुखम्॥ ४१

શરીરસ્વાસ્થ્ય સારું હોય તો ઉપવાસ કરીને કથા સાંભળવી. અથવા કેવળ ઘી કે દૂધ પીને સુખપૂર્વક શ્રવણ કરવું. ॥ ૪૧ ॥

फलाहारेण वा श्राव्यमेकभुक्तेन वा पुनः।
सुखसाध्यं भवेद्यत्तु कर्तव्यं श्रवणाय तत्॥ ४२

અથવા ફલાહાર કે એક વખત ભોજન કરી શ્રવણ કરવું. કથા-શ્રવણ માટે જે સરળતાથી બની શકે એવું હોય તે કરવું. ॥ ૪૨ ॥

भोजनं तु वरं मन्ये कथाश्रवणकारकम्।
नोपवासो वरः प्रोक्तः कथाविघ्नकरो यदि॥ ४३

કથા-શ્રવણમાં જો વિઘ્ન કરનાર થાય તો તેવો ઉપવાસ શ્રેષ્ઠ નથી, પરંતુ કથા શ્રવણ કરવામાં ઉપકારક એવા ભોજનને હું શ્રેષ્ઠ માનું છું. ॥ ૪૩॥

सप्ताहव्रतिनां पुंसां नियमाञ्छृणु नारद।
विष्णुदीक्षाविहीनानां नाधिकारः कथाश्रवे॥ ४४

હે નારદ, હવે તમે સપ્તાહશ્રવણના વ્રતવાળાઓના નિયમો સાંભળો. જેઓ વૈષ્ણવ નથી – વૈષ્ણવવ્રતની જેમને દીક્ષા નથી, તેઓનો કથાશ્રવણમાં અધિકાર નથી. ॥ ૪૪ ॥

ब्रह्मचर्यमधःसुप्तिः पत्रावल्यां च भोजनम्।
कथासमाप्तौ भुक्तिं च कुर्यान्नित्यं कथाव्रती॥ ४५

શ્રીભાગવતસપ્તાહશ્રવણના વ્રતવાળાએ બ્રહ્મચર્યનું પાલન અને ભૂમિશયન કરવું તથા દરરોજ કથા સમાપ્ત થયા બાદ પતરાળામાં ભોજન કરવું. ॥ ૪૫ ॥

द्विदलं मधु तैलं च गरिष्ठान्नं तथैव च।
भावदुष्टं पर्युषितं जह्यान्नित्यं कथाव्रती॥ ४६

કથાવ્રતીએ બે દળવાળાં ધાન્ય, કઠોળ, મધ, તેલ, મિષ્ટાન્ન તથા ભાવદુષ્ટ તેમ જ વાસી અન્નનો ત્યાગ કરવો. ॥ ૪૬ ॥

कामं क्रोधं मदं मानं मत्सरं लोभमेव च।
दम्भं मोहं तथा द्वेषं दूरयेच्च कथाव्रती॥ ४७

કથાવ્રતીએ કામ, ક્રોધ, મદ, અભિમાન, મત્સરભાવ, લોભ, દંભ, મોહ તથા દ્વેષભાવને દૂરથી જ ત્યજવાં. ॥ ૪૭ ॥

वेदवैष्णवविप्राणां गुरुगोव्रतिनां तथा।
स्त्रीराजमहतां निन्दां वर्जयेद्यः कथाव्रती॥ ४८

કથાશ્રવણ કરનારા વ્રતીએ વેદો, વૈષ્ણવો, બ્રાહ્મણો, ગુરુજન, પૂજ્ય વડીલ વર્ગ, ગોસેવક તથા સ્ત્રીઓ, રાજાઓ તથા મહાપુરુષોની નિંદાને દૂરથી ત્યજવી. ॥ ૪૮ ॥

रजस्वलान्त्यजम्लेच्छपतितव्रात्यकैस्तथा।
द्विजद्विड्वेदबाह्यैश्च न वदेद्यः कथाव्रती॥ ४९

નિયમથી કથા સાંભળનારા પુરુષે રજસ્વલા, અંત્યજ, મ્લેચ્છ, પતિત, ગાયત્રીવિહીન દ્વિજ, બ્રાહ્મણો પ્રત્યે દ્વેષ કરવાવાળા તથા વેદને ન માનવાવાળા પુરુષો સાથે વાત ના કરવી જોઈએ.॥ ૪૯ ॥

सत्यं शौचं दयां मौनमार्जवं विनयं तथा।
उदारमानसं तद्वदेवं कुर्यात्कथाव्रती॥ ५०

સર્વદા સત્ય, શૌચ, દયા, મૌન, સરળતા, વિનય અને ઉદારતાથી વર્તવું જોઈએ.॥ ૫૦ ॥

दरिद्रश्च क्षयी रोगी निर्भाग्यः पापकर्मवान्।
अनपत्यो मोक्षकामः शृणुयाच्च कथामिमाम्॥ ५१

ધનહીન, ક્ષયરોગી, બીજા કોઈ રોગથી પીડિત, ભાગ્યહીન, પાપી, પુત્રહીન અને મુમુક્ષુ પણ આ કથાનું શ્રવણ કરે. ॥ ૫૧ ॥

अपुष्पा काकवन्ध्या च वन्ध्या या च मृतार्भका।
स्त्रवद्गर्भा च या नारी तया श्राव्या प्रयत्नतः॥ ५२

જે સ્ત્રીને રજોદર્શન બંધ થઈ ગયું હોય, જેને એક જ સંતાન થઈને રહી ગયું હોય, જે વાંઝણી હોય, જેને સંતાન થઈને મરી જતું હોય અથવા ગર્ભસ્રાવ થઈ જતો હોય, તે પ્રયત્નપૂર્વક આ કથા સાંભળે. ॥ ૫૨ ॥

एतेषु विधिना श्रावे तदक्षयतरं भवेत्।
अत्युत्तमा कथा दिव्या कोटियज्ञफलप्रदा॥ ५३

આ બધા જો વિધિવત્ કથા સાંભળે તો તેમને અક્ષય ફળની પ્રાપ્તિ થઈ શકે છે. આ અતિ ઉત્તમ દિવ્ય કથા કરોડો યજ્ઞો જેટલું ફળ આપનારી છે. ॥ ૫૩ ॥

एवं कृत्वा व्रतविधिमुद्यापनमथाचरेत्।
जन्माष्टमीव्रतमिव कर्तव्यं फलकाङ्क्षिभिः॥ ५४

આ પ્રકારે આ વ્રતની વિધિઓનું પાલન કરીને પછી ઉદ્યાપન કરવું. જેને આના વિશેષ ફળની ઈચ્છા હોય, તે જન્માષ્ટમી-વ્રતની જેમ જ આ કથાવ્રતનું ઉદ્યાપન કરે. ॥ ૫૪ ॥

अकिंचनेषु भक्तेषु प्रायो नोद्यापनाग्रहः।
श्रवणेनैव पूतास्ते निष्कामा वैष्णवा यतः॥ ५५

અકિંચન ભક્તોને માટે ઉદ્યાપન કરવા માટેનો ખાસ આગ્રહ નથી. જે નિષ્કામ ભક્તો છે તેઓ કેવળ શ્રવણથી જ પવિત્ર થાય છે. ॥ ૫૫ ॥

एवं नगाहयज्ञेऽस्मिन् समाप्ते श्रोतृभिस्तदा।
पुस्तकस्य च वक्तुश्च पूजा कार्यातिभक्तितः॥ ५६

એ પ્રમાણે શ્રીમદ્ ભાગવત સપ્તાહ – જ્ઞાનયજ્ઞ સમાપ્ત થતાં શ્રીમદ્ ભાગવતની તથા કથાવાચક વ્યાસની અત્યંત ભક્તિથી પૂજા કરવી. ॥ ૫૬ ॥

प्रसादतुलसीमालाः श्रोतृभ्यश्चाथ दीयताम्।
मृदङ्गताललिलतं कर्तव्यं कीर्तनं ततः॥ ५७

પછી શ્રોતાઓને ભગવત્પ્રસાદ તેમ જ તુલસીની માળાઓ આપવી. મૃદંગ તથા તાલથી સુમધુર ભગવન્નામ-સંકીર્તન કરવું. ॥ ૫૭ ॥

जयशब्दं नमःशब्दं शङ्खशब्दं च कारयेत्।
विप्रेभ्यो याचकेभ्यश्च वित्तमन्नं च दीयताम्॥ ५८

"જય" શબ્દ અને "નમઃ" શબ્દનો ઉચ્ચાર કરવો. શંખનો ધ્વનિ કરવો. બ્રાહ્મણોને તથા યાચકોને ધન તથા અન્નનાં દાન કરવાં. ॥ ૫૮ ॥

विरक्तश्चेद्भवेच्छ्रोता गीता वाच्या परेऽहनि।
गृहस्थश्चेत्तदा होमः कर्तव्यः कर्मशान्तये॥ ५९

શ્રોતા જો વિરક્ત હોય તો સપ્તાહ પૂર્ણ થતાં બીજા દિવસે શ્રીમદ્ ભગવદ્ગીતા વાંચવી. શ્રોતા ગૃહસ્થ હોય તો કર્મની શાન્તિ માટે હોમ કરવો જોઈએ. ॥ ૫૯ ॥

प्रतिश्लोकं तु जुहुयाद्विधिना दशमस्य च।
पायसं मधु सर्पिश्च तिलान्नादिकसंयुतम्॥ ६०

શાસ્ત્રના વિધાન મુજબ દશમ સ્કંધના પ્રત્યેક શ્લોકનું ઉચ્ચારણ કરી પાયસ, મધ, ઘી, તલ, જવ વગેરેથી મિશ્રિત હુત દ્રવ્યથી હોમ કરવો. ॥ ૬૦ ॥

अथवा हवनं कुर्याद् गायत्र्या सुसमाहितः।
तन्मयत्वात्पुराणस्य परमस्य च तत्त्वतः॥ ६१

દશમ સ્કંધના પ્રતિમંત્રથી હોમ શક્ય ન હોય તો એકાગ્રચિત્ત થઈ ગાયત્રીમંત્રથી હોમ કરવો, કારણ કે શ્રીમદ્ ભાગવત પુરાણ તેમ જ પરમાત્મા તે બન્ને તાત્ત્વિક દૃષ્ટિથી ગાયત્રી સ્વરૂપે એક જ છે. ॥ ૬૧ ॥

होमाशक्तौ बुधो हौम्यं दद्यात्तत्फलसिद्धये।
नानाच्छिद्रनिरोधार्थं न्यूनताधिकतानयोः ॥ ६२

दोषयोः प्रशमार्थं च पठेन्नामसहस्रकम्।
तेन स्यात्सफलं सर्वं नास्त्यस्मादधिकं यतः ॥ ६३

द्वादश ब्राह्मणान् पश्चाद्भोजयेन्मधुपायसैः।
दद्यात्सुवर्णं धेनुं च व्रतपूर्णत्वहेतवे ॥ ६४

शक्तौ पलत्रयमितं स्वर्णसिंहं विधाय च।
तत्रास्य पुस्तकं स्थाप्यं लिखितं ललिताक्षरम् ॥ ६५

सम्पूज्यावाहनाद्यैस्तदुपचारैः सदक्षिणम्।
वस्त्रभूषणगन्धाद्यैः पूजिताय यतात्मने ॥ ६६

आचार्याय सुधीर्दत्त्वा मुक्तः स्याद्भवबन्धनैः।
एवं कृते विधाने च सर्वपापनिवारणे ॥ ६७

फलदं स्यात्पुराणं तु श्रीमद्भागवतं शुभम्।
धर्मकामार्थमोक्षाणां साधनं स्यान्न संशयः ॥ ६८

कुमारा ऊचुः

इति ते कथितं सर्वं किं भूयः श्रोतुमिच्छसि।
श्रीमद्भागवतेनैव भुक्तिमुक्ती करे स्थिते ॥ ६९

सूत उवाच

इत्युक्त्वा ते महात्मानः प्रोचुर्भागवतीं कथाम्।
सर्वपापहरां पुण्यां भुक्तिमुक्तिप्रदायिनीम् ॥ ७०

शृण्वतां सर्वभूतानां सप्ताहं नियतात्मनाम्।
यथाविधि ततो देवं तुष्टुवुः पुरुषोत्तमम् ॥ ७१

હોમ કરવાની શક્તિ ન હોય તો જ્ઞાની પુરુષે હોમના સંપૂર્ણ ફળની પ્રાપ્તિ માટે હોમનાં ઉપયોગી દ્રવ્યોનું દાન કરવું, તેમ જ અનેક પ્રકારના દોષોની નિવૃત્તિ માટે, ન્યૂનાધિક દોષની નિવૃત્તિ માટે વિષ્ણુસહસ્રનામ સ્તોત્રનો પાઠ કરવો, તેથી સર્વ કાંઈ સફળ થાય છે. કારણ કે આથી વધીને કંઈ અધિક શ્રેષ્ઠ વિધિ નથી. ॥ ૬૨ ॥ ૬૩ ॥

પછી શ્રીમદ્ ભાગવત સપ્તાહ વ્રતની સંપૂર્ણતા માટે બાર બ્રાહ્મણોને મધ, પાયસ વગેરેથી જમાડવા અને સુવર્ણધેનુનું દાન કરવું. ॥ ૬૪ ॥

જો શક્તિ હોય તો બાર તોલાનું સુવર્ણ સિંહાસન બનાવી તેના ઉપર સુંદર અક્ષરોથી લખેલા આ શ્રીમદ્ ભાગવત પુસ્તકને પધરાવવું. ॥ ૬૫ ॥

શ્રીમદ્ ભાગવતનું આવાહનાદિ ષોડશોપચારથી પૂજન કરી વસ્ત્ર, આભૂષણ, ચંદન વગેરેથી પૂજેલા જિતેન્દ્રિય આચાર્યને દક્ષિણા સાથે (ભાગવતજીનું) દાન કરવું. ॥ ૬૬ ॥

આ પ્રમાણે દાન કરવાથી સન્મતિવાળો પુરુષ ભવબંધનોમાંથી મુક્ત થાય છે. એ રીતે સર્વ પાપો દૂર કરનાર વિધિ કરવાથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષના સાધનરૂપ આ ઉત્તમ શ્રીમદ્ ભાગવતરૂપ પુરાણ અવશ્ય ફલદાયી થાય છે. ॥ ૬૭ ॥ ૬૮ ॥

**સનકાદિક કુમારો બોલ્યા** – હે નારદ, આ પ્રમાણે તમને સર્વ સંભળાવ્યું. ફરીથી શું શ્રવણ કરવા ઈચ્છો છો? શ્રીમદ્ ભાગવત શાસ્ત્રનું શ્રવણ કરવાથી જ ભોગ-મોક્ષ હાથમાં રહેલા છે. ॥ ૬૯ ॥

**સૂતજી બોલ્યા** – આમ કહીને તે સનકાદિક બ્રહ્મકુમારોએ સર્વ પાપને દૂર કરનારી, ભોગ-મોક્ષને આપનારી પવિત્ર એવી શ્રીમદ્ ભાગવત કથા કહી સંભળાવી. ॥ ૭૦ ॥

સંયમ રાખી, જિતેન્દ્રિય બની સાત દિવસ સુધી નિયમોના પાલનપૂર્વક સર્વના સાંભળતા તે બ્રહ્મપુત્રોએ શ્રીમદ્ ભાગવત કથા કહી સંભળાવી. ત્યાર પછી શ્રીપુરુષોત્તમ ભગવાનની સ્તુતિ કરી. ॥ ૭૧ ॥

तदन्ते ज्ञानवैराग्यभक्तीनां पुष्टता परा।
तारुण्यं परमं चाभूत्सर्वभूतमनोहरम्॥ ७२

નારદશ્ચ कृतार्थोऽभूत्सिद्धे स्वीये मनोरथे।
पुलकीकृतसर्वाङ्गः परमानन्दसम्भृतः॥ ७३

एवं कथां समाकर्ण्य नारदो भगवत्प्रियः।
प्रेमगद्गदया वाचा तानुवाच कृताञ्जलिः॥ ७४

नारद उवाच

धन्योऽस्म्यनुगृहीतोऽस्मि भवद्भिः करुणापरैः।
अद्य मे भगवाँल्लब्धः सर्वपापहरो हरिः॥ ७५

श्रवणं सर्वधर्मेभ्यो वरं मन्ये तपोधनाः।
वैकुण्ठस्थो यतः कृष्णः श्रवणाद्यस्य लभ्यते॥ ७६

सूत उवाच

एवं ब्रुवति वै तत्र नारदे वैष्णवोत्तमे।
परिभ्रमन् समायातः शुको योगेश्वरस्तदा॥ ७७

तत्रायযौ षोडशवार्षिकस्तदा
व्यासात्मजो ज्ञानमहाब्धिचन्द्रमाः।
कथावसाने निजलाभपूर्णः
प्रेम्णा पठन् भागवतं शनैः शनैः॥ ७८

दृष्ट्वा सदस्याः परमोरुतेजसं
सद्यः समुत्थाय ददुर्महासनम्।
प्रीत्या सुरर्षिस्तमपूजयत्सुखं
स्थितोऽवदत्संशृणुतामलां गिरम्॥ ७९

શ્રીમદ્ ભાગવત સપ્તાહનું શ્રવણ કર્યા બાદ જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિને શ્રેષ્ઠ પુષ્ટિ પ્રાપ્તિ થઈ અને સર્વ પ્રાણીઓના મનને હરે એવું દિવ્ય નવયૌવન પ્રાપ્ત થયું. ॥ ૭૨ ॥

નારદજી પણ પોતાનો મનોરથ સિદ્ધ થતાં કૃતાર્થ થઈ પરમાનન્દથી પરિપૂર્ણ થયા અને સર્વાંગે રોમાંચિત થયા. ॥ ૭૩ ॥

આ પ્રમાણે શ્રીમદ્ ભાગવત કથા સાંભળીને પ્રભુના પ્રિય ભક્ત નારદજી પ્રણામપૂર્વક, પ્રેમપૂર્ણ ગદ્ગદ્ વાણીથી સનકાદિ કુમારોને કહેવા લાગ્યા. ॥ ૭૪ ॥

**નારદજી બોલ્યા** – આજે મારો જન્મ સફળ થયો છે. દયાળુ એવા આપ સર્વ મહાનુભાવોએ મારા ઉપર પરમ અનુગ્રહ કર્યો છે. સર્વ પાપને હરનાર ભગવાન શ્રીહરિને મેં આજે મેળવ્યા છે. ॥ ૭૫ ॥

હે મહર્ષિઓ, સર્વ ધર્મ કરતાં કથાશ્રવણને હું શ્રેષ્ઠ માનું છું, કારણ કે જેનાથી વૈકુંઠમાં વસનાર ભગવાન શ્રીકૃષ્ણની પ્રાપ્તિ થાય છે. ॥ ૭૬ ॥

**સૂતજી બોલ્યા** – આ પ્રમાણે વૈષ્ણવોમાં ઉત્તમ નારદજી બોલી રહ્યા હતા તેવામાં ફરતા ફરતા યોગેશ્વર શ્રીશુકદેવજી મહારાજ ત્યાં આવી પહોંચ્યા. ॥ ૭૭ ॥

કથાસમાપ્તિના સમયે સોળ વર્ષની વયવાળા, જ્ઞાનસમુદ્રમાં ભરતી ઉપજાવનારા ચંદ્રરૂપી આત્મજ્ઞાનના લાભથી પરિપૂર્ણ શ્રીશુકદેવજી મહારાજ, પ્રેમથી ધીરે ધીરે શ્રીમદ્ ભાગવતનો પાઠ કરતા ત્યાં આવી પહોંચ્યા. ॥ ૭૮ ॥

અતિશય મહાન તેજસ્વી શ્રીશુકદેવજીને જોઈને સભાસદોએ શીઘ્ર ઊભા થઈને ઉત્તમ આસન આપ્યું અને દેવર્ષિ નારદે પ્રેમપૂર્વક તેમનું પૂજન કર્યું. આસન ઉપર સુખપૂર્વક બેસી શ્રીશુકદેવજીએ નિર્મળ વાણી કહી, તે તમે સાંભળો. ॥ ૭૯ ॥

श्रीशुक उवाच

निगमकल्पतरोर्गलितं फलं
शुकमुखादमृतद्रवसंयुतम् ।
पिबत भागवतं रसमालयं
मुहुरहो रसिका भुवि भावुकाः ॥ ८०

**શ્રીશુકદેવજી બોલ્યા** – અહો! હે ભક્તિરસના રસિકો ભાવુક સભ્યજનો, વેદરૂપી કલ્પવૃક્ષના અને શુકના (શ્રીશુકદેવજીના) મુખમાંથી પૃથ્વી ઉપર પડેલા, અમૃત-રસથી સંપૂર્ણ ભરેલા, રસરૂપ, શ્રીમદ્ ભાગવતરૂપી ફળનું મોક્ષપ્રાપ્તિ પર્યંત તમે વારંવાર પાન કરો. ॥ ૮૦ ॥

धर्मः प्रोज्झितकैतवोऽत्र परमो
निर्मत्सराणां सतां
वेद्यं वास्तवमत्र वस्तु शिवदं
तापत्रयोन्मूलनम् ।
श्रीमद्भागवते महामुनिकृते
किं वा परैरीश्वरः
सद्यो हृद्यवरुध्यतेऽत्र कृतिभिः
शुश्रूषुभिस्तत्क्षणात् ॥ ८१

મહામુનિ શ્રીવેદવ્યાસજીએ રચેલા આ શ્રીમદ્ ભાગવતમાં રાગદ્વેષ વગરના સત્પુરુષોનો કપટભાવ વિનાનો પરમેશ્વરના આરાધનરૂપ પરમ ધર્મ નિરૂપણ કરેલો છે. વળી, ત્રિવિધ તાપને દૂર કરનારું, કલ્યાણ અર્પનારું, જાણવા યોગ્ય, પરમાનંદ આપનાર, પરમેશ્વરના સત્ય સ્વરૂપનું વર્ણન કર્યું છે. બીજાં શાસ્ત્ર અથવા સાધનોથી શું? પુણ્યાત્મા શ્રોતાજનો આ શ્રીમદ્ ભાગવતનું શ્રવણ કરવાથી શ્રવણ કાળમાં જ પોતાના નિર્મળ હૃદયમાં પરમાત્માને શીઘ્ર સ્થિર કરી શકે છે. ॥ ૮૧ ॥

श्रीमद्भागवतं पुराणतिलकं
यद्वैष्णवानां धनं
यस्मिन् पारमहंस्यमेवममलं
ज्ञानं परं गीयते।
यत्र ज्ञानविरागभक्तिसहितं
नैष्कर्म्यमाविष्कृतं
तच्छृण्वन् प्रपठन् विचारणपरो
भक्त्या विमुच्येन्नरः ॥ ८२

સર્વ પુરાણોમાં તિલકરૂપ શ્રીમદ્ ભાગવત પુરાણ જે વૈષ્ણવોનું પરમ ધન છે, જેમાં જ્ઞાનીઓના નિર્મળ દિવ્ય પરમ જ્ઞાનનું ગાન કરવામાં આવ્યું છે, જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિ સાથે નિષ્કામ કર્મયોગને પ્રકટ કરતા તે શ્રીમદ્ ભાગવતનું ભક્તિપૂર્વક શ્રવણ કરનાર, પાઠ કરનાર, વિચારપરાયણ માનવ મુક્ત થાય છે. ॥ ૮૨ ॥

स्वर्गे सत्ये च कैलासे वैकुण्ठे नास्त्ययं रसः।
अतः पिबन्तु सद्भाग्या मा मा मुञ्चत कर्हिचित् ॥ ८३

સ્વર્ગલોકમાં, સત્યલોકમાં, કૈલાસમાં અને વૈકુંઠમાં પણ આ રસ નથી; માટે હે સદ્ભાગીઓ, આપ એનું પાન કરો. કોઈ પણ સમયે તેને છોડશો નહીં.॥ ૮૩ ॥

सूत उवाच

एवं ब्रुवाणे सति बादरायणौ
मध्ये सभायां हरिराविरासीत्।
प्रह्लादबल्युद्धवफाल्गुनादिभि-
र्वृतः सुरर्षिस्तमपूजयच्च तान् ॥ ८४

**સૂતજી બોલ્યા** – આ પ્રમાણે શ્રીશુકદેવજી બોલતા હતા ત્યારે પ્રહ્લાદ, બલિરાજા, ઉદ્ધવજી, અર્જુન વગેરેની સાથે ભગવાન શ્રીહરિ ત્યાં સભાની મધ્યમાં પ્રકટ થયા. દેવર્ષિ નારદે શ્રીહરિની તેમ જ તેમની સાથે પધારેલા તે સર્વ વૈષ્ણવોની પૂજા કરી.॥ ૮૪ ॥

दृष्ट्वा प्रसन्नं महदासने हरिं
ते चक्रिरे कीर्तनमग्रतस्तदा।
भवो भवान्या कमलासनस्तु
तत्रागमत्कीर्तनदर्शनाय ॥ ८५

તે સમયે ત્યાં દિવ્ય આસન ઉપર બેઠેલા પ્રસન્ન શ્રીહરિને જોઈને તે સર્વ વૈષ્ણવો પ્રભુની આગળ કીર્તન કરવા લાગ્યા. એ કીર્તનનાં દર્શન કરવા માટે પાર્વતી સાથે મહાદેવ શ્રીશંકર તથા બ્રહ્માજી પણ ત્યાં આવી પહોંચ્યા. ॥ ૮૫ ॥

प्रह्लादस्तालधारी तरलगतितया
चोद्धवः कांस्यधारी
वीणाधारी सुरर्षिः स्वरकुशलतया
रागकर्ताऽर्जुनोऽभूत् ।
इन्द्रोऽवादीन्मृदङ्गं जय जय सुकराः
कीर्तने ते कुमारा
यत्राग्रे भाववक्ता सरसरचनया
व्यासपुत्रो बभूव ॥ ८६

તે કીર્તનમાં તાલ બજાવનાર ભક્તપ્રવર પ્રહ્લાદ હતા, ચપળ ગતિ હોવાથી ઉદ્ધવજીએ ઝાંઝ વગાડવાનું કાર્ય સ્વીકાર્યું હતું. દેવર્ષિ નારદજી વીણા વગાડતા હતા, તો સ્વરજ્ઞાનમાં નિપુણ હોવાને કારણે અર્જુન ‘વસંત’ વગેરે રાગોનું સુમધુર ગાન કરતા હતા. દેવરાજ ઈન્દ્ર મૃંદગ વગાડતા હતા, સનકાદિક કુમારો ‘જય’ ‘જય’ એવા મંગળમય ધ્વનિ કરતા હતા. સુંદર વાક્યરચનામાં કુશળ શ્રીશુકદેવજી પ્રેમનિર્મળભાવે વ્યાખ્યાન કરી રહ્યા હતા. ॥ ૮૬ ॥

ननर्त मध्ये त्रिकमेव तत्र
भक्त्यादिकानां नटवत्सुतेजसाम्।
अलौकिकं कीर्तनमेतदीक्ष्य
हरिः प्रसन्नोऽपि वचोऽब्रवीत्तत् ॥ ८७

તે સમયે ત્યાં દિવ્ય તેજસ્વી એવી ભક્તિ-જ્ઞાન-વૈરાગ્યની ત્રિપુટી સભાના મધ્યભાગમાં જ નટોની જેમ નૃત્ય કરવા લાગી. અલૌકિક એ કીર્તનને જોઈને શ્રીહરિ પ્રસન્ન થયા અને કહેવા લાગ્યા.॥ ૮૭॥

मत्तो वरं भाववृताद् वृणुध्वं
प्रीतः कथाकीर्तनतोऽस्मि साम्प्रतम्।
श्रुत्वेति तद्वाक्यमतिप्रसन्नाः
प्रेमार्द्रचित्ता हरिमूचिरे ते ॥ ८८

“હે વૈષ્ણવો, તમારાં કથા-કીર્તનથી હાલમાં હું ઘણો જ પ્રસન્ન થયો છું. તમારા પ્રેમભાવથી વશ થયેલ મારી પાસેથી કંઈક વરદાન માગો.” શ્રીહરિનું એવું વચન સાંભળી અતિ પ્રસન્ન થયેલા પ્રેમાર્દ્ર ચિત્તવાળા તેઓ પ્રભુ પ્રત્યે બોલ્યા. ॥ ૮૮ ॥

नगाहगाथासु च सर्वभक्तै-
रेभिस्त्वया भाव्यमिति प्रयत्नात्।
मनोरथोऽयं परिपूरणीय-
स्तथेति चोक्त्वान्तरधीयताच्युतः ॥ ८९

જ્યાં જ્યાં શ્રીમદ્ ભાગવત સપ્તાહ-પારાયણ થતું હોય, ત્યાં આ સર્વ ભક્તમંડળ સાથે આપે પધારવું. આ અમારો મનોરથ છે, જે આપે પરિપૂર્ણ કરવો જોઈએ. “તથાસ્તુ” – “ ભલે તેમ હો” એમ કહી શ્રીહરિ અન્તર્ધાન થઈ ગયા. ॥ ૮૯ ॥

ततोऽनमत्तच्चरणेषु नारद-
स्तथा शुकादीनपि तापसांश्च।
अथ प्रहृष्टाः परिनष्टमोहाः
सर्वे ययुः पीतकथामृतास्ते ॥ ९०

ત્યારબાદ નારદજીએ તે બ્રહ્મપુત્રોના ચરણોમાં નમન કર્યું તેમ જ શ્રીશુકદેવજી વગેરે અન્ય તપસ્વીઓને પણ વંદન કર્યાં. બાદ કથામૃતનું પાન કરવાથી જેઓનો મોહ (અજ્ઞાન) નાશ પામ્યો છે એવા તે સર્વે પ્રસન્ન થતા ત્યાંથી વિદાય થયા. ॥ ૯૦ ॥

भक्तिः सुताभ्यां सह रक्षिता सा
शास्त्रे स्वकीयेऽपि तदा शुकेन।
अतो हरिर्भागवतस्य सेवना-
च्चित्तं समायाति हि वैष्णवानाम्॥ ९१

ત્યારથી શ્રીશુકદેવજીએ પોતાના શ્રીમદ્ ભાગવતશાસ્ત્રમાં પણ જ્ઞાન-વૈરાગ્ય સાથે તે ભક્તિને સ્થાન આપી તેની રક્ષા કરી છે. એટલા માટે શ્રીમદ્ ભાગવતનું સેવન કરવાથી શ્રીહરિ વૈષ્ણવોના ચિત્તમાં આવી નિવાસ કરે છે. ॥ ૯૧ ॥

दारिद्र्यदुःखज्वरदाहितानां
मायापिशाचीपरिमर्दितानाम् ।
संसारसिन्धौ परिपातितानां
क्षेमाय वै भागवतं प्रगर्जति॥ ९२

દારિદ્ર્ય, દારુણ દુઃખ અને જ્વરથી બળેલાઓના, માયારૂપી પિશાચિણીએ કચડી નાખેલાઓના, સંસારરૂપી અગાધ મહાસાગરમાં નાખવામાં આવેલાઓના કલ્યાણ માટે શ્રીમદ્ ભાગવતશાસ્ત્ર ખરેખર ઊંચેથી ગર્જના કરે છે.॥ ૯૨ ॥

शौनक उवाच

शुकेनोक्तं कदा राज्ञे गोकर्णेन कदा पुनः।
सुरर्षये कदा ब्राह्मैश्छिन्धि मे संशयं त्विमम्॥ ९३

**શૌનકજી બોલ્યા** – આ શ્રીશુકદેવજીએ રાજા પરીક્ષિતને શ્રીમદ્ ભાગવત ક્યારે સંભળાવ્યું તથા ફરી ગોકર્ણે ક્યારે સંભળાવ્યું, બ્રહ્મકુમારોએ નારદજીને ક્યારે કહ્યું. આ મારી શંકાને આપ દૂર કરો. ॥ ૯૩ ॥

सूत उवाच

आकृष्णनिर्गमात्त्रिंशद्वर्षाधिकगते कलौ।
नवमीतो नभस्ये च कथारम्भं शुकोऽकरोत्॥ ९४

**સૂતમુનિ બોલ્યા** – શ્રીકૃષ્ણના સ્વધામ પધારી ગયા બાદ કળિયુગનાં આશરે ત્રીસ વર્ષ પસાર થતાં ભાદ્રપદ માસની શુક્લપક્ષની નવમી તિથિથી શ્રીશુકદેવજીએ શ્રીમદ્ ભાગવત કથાનો આરંભ કર્યો હતો. ॥ ૯૪ ॥

परीक्षिच्छ्रवणान्ते च कलौ वर्षशतद्वये।
शुद्धे शुचौ नवम्यां च धेनुजोऽकथयत्कथाम्॥ ९५

પરીક્ષિત રાજાના શ્રવણ કર્યા બાદ કળિયુગનાં લગભગ ૨૦૦ વર્ષ ગયા બાદ, અષાઢ માસના શુક્લપક્ષની નવમી તિથિથી આરંભીને ગોકર્ણે કથા કહી.॥ ૯૫ ॥

तस्मादपि कलौ प्राप्ते त्रिंशद्वर्षगते सति।
ऊचुरूर्जे सिते पक्षे नवम्यां ब्रह्मणः सुताः॥ ९६

તેથી પણ વધુ કળિયુગનાં આશરે ત્રીસ વર્ષ પસાર થતાં કાર્તિક માસની શુક્લપક્ષની નવમી તિથિથી સનકાદિક બ્રહ્મકુમારોએ શ્રીમદ્ ભાગવત કથા કહી હતી. ॥ ૯૬ ॥

इत्येतत्ते समाख्यातं यत्पृष्टोऽहं त्वयानघ।
कलौ भागवती वार्ता भवरोगविनाशिनी॥ ९७

હે નિષ્પાપ શૌનક, આ પ્રમાણે તમે જે મને પૂછ્યું તે સર્વ મેં તમને કહી સંભળાવ્યું. કળિયુગમાં શ્રીમદ્ ભાગવતની કથા સંસારનાં સમસ્ત દુઃખોનો નાશ કરનારી છે. ॥ ૯૭ ॥

कृष्णप्रियं सकलकल्मषनाशनं च
मुक्त्येकहेतुमिह भक्तिविलासकारि।
सन्तः कथानकमिदं पिबतादरेण
लोके हि तीर्थपरिशीलनसेवया किम्॥ ९८

હે સજ્જનો! શ્રીકૃષ્ણને પ્રિય, સમસ્ત પાતકોનો નાશ કરનારા, આ ભવમાં મુક્તિને અપાવનારા, ભક્તિભાવને વધારનારા, આ શ્રીમદ્ ભાગવત કથારૂપી આખ્યાનનું આદરથી પાન કરો. જગતમાં કલ્યાણનાં બીજાં સાધનોનો અભ્યાસ કરવાથી અને તીર્થોનું સેવન કરવાથી શું થવાનું છે? ॥ ૯૮ ॥

स्वपुरुषमपि वीक्ष्य पाशहस्तं
वदति यमः किल तस्य कर्णमूले।
परिहर भगवत्कथासु मत्तान्
प्रभुरहमन्यनृणां न वैष्णवानाम्॥ ९९

બાંધવાના પાશને હાથમાં લઈને ઊભેલા પોતાના દૂતને જોઈને, યમરાજા પણ કહે છે કે હે દૂત, તમે ભગવાનની કથામાં નિમગ્ન રહેનારાઓને છોડી દો, કારણ કે હું બીજા પુરુષોનો સ્વામી છું, વૈષ્ણવોનો નહીં. ॥ ૯૯ ॥

असारे संसारे विषयविषसङ्गाकुलधियः
क्षणार्धं क्षेमार्थं पिबत शुकगाथातुलसुधाम्।
किमर्थं व्यर्थं भो व्रजत कुपथे कुत्सितकथे
परीक्षित्साक्षी यच्छ्रवणगतमुक्त्युक्तिकथने॥
॥ १००॥

વિષયરૂપી વિષના સેવનથી વ્યાકુળ બુદ્ધિવાળા હે સંસારી પુરુષો, આ અસાર સંસારમાં આત્મકલ્યાણ માટે અર્ધા ક્ષણ માટે પણ શ્રીમદ્ ભાગવત કથારૂપી અનુપમ અમૃતનું પાન કરો. વિષયી પુરુષોના વિષયરસભર્યા નિંદ્ય નિરુપયોગી માર્ગે શા માટે જઈ રહ્યા છો? શ્રીમદ્ ભાગવતનું શ્રવણ કરવાથી મુક્તિ મળે રછે, એવી સદુક્તિના કથનમાં પરીક્ષિત રાજા સાક્ષી છે. ॥ ૧૦૦ ॥

रसप्रवाहसंस्थेन श्रीशुकेनेरिता कथा।
कण्ठे सम्बध्यते येन स वैकुण्ठप्रभुर्भवेत्॥ १०१

ભક્તિરસના પ્રવાહમાં રહેલા શ્રીશુકદેવજીએ કહેલી શ્રીમદ્ ભાગવત કથાને જે કંઠમાં ધારણ કરે છે, એ વૈકુંઠપતિ બને છે. ॥ ૧૦૧ ॥

इति च परमगुह्यं सर्वसिद्धान्तसिद्धं
सपदि निगदितं ते शास्त्रपुञ्जं विलोक्य।
जगति शुककथातो निर्मलं नास्ति किञ्चित्
पिब परसुखहेतोर्द्वादशस्कन्धसारम्॥ १०२

શાસ્ત્રોના સમૂહનું અવલોકન કરી સર્વ સિદ્ધાંતોથી સિદ્ધ એવું પરમ તત્ત્વ તમને શીઘ્ર કહી સંભળાવ્યું. આ જગતમાં શ્રીમદ્ ભાગવતની કથાથી વધીને કોઈ ઉત્તમ નિર્મળ સાધન નથી, આથી પરમ સુખ સંપાદન કરવા માટે શ્રીમદ્ ભાગવતના બારે સ્કંધના સારનું પાન કરો. ॥ ૧૦૨ ॥

एतां यो नियततया शृणोति भक्त्या
यश्चैनां कथयति शुद्धवैष्णवाग्रे।
तौ सम्यग्विधिकरणात्फलं लभेते
याथार्थ्यान्न हि भुवने किमप्यसाध्यम्॥ १०३

જે મનુષ્ય નિયમમાં રહીને ભક્તિપૂર્વક આ કથાનું શ્રવણ કરે છે તેમ જ જે શુદ્ધ વૈષ્ણવ સમક્ષ આ કથા કહે છે – તે બન્ને ઉત્તમ વિધિ કરવાથી યથાર્થ રીતે ફળ મેળવે છે, એને લોકમાં કાંઈપણ અસાધ્ય હોતું નથી. ॥ ૧૦૩ ॥

इति श्रीपद्मपुराणे उत्तरखण्डे श्रीमद्भागवतमाहात्म्ये श्रवणविधिकथनं नाम षष्ठोऽध्यायः॥ ६॥

આ પ્રમાણે શ્રીમદ્ ભાગવતના માહાત્મ્યનો છઠ્ઠો અધ્યાય સમાપ્ત થયો. ॥ ૬ ॥

*****

**॥ समाप्तमिदं श्रीमद्भागवतमाहात्म्यम्॥**

**॥ हरिः ॐ तत्सत्॥**

*****

॥ श्रीगणेशाय नमः ॥

॥ ॐ नमो भगवते वासुदेवाय॥

॥ श्रीगोपालकृष्णाय नमः ॥

# श्रीमद्भागवतमहापुराणम्

## प्रथमः स्कन्धः*

## अथ प्रथमोऽध्यायः

### શ્રી સૂતજીને શૌનકાદિ ઋષિઓના પ્રશ્નો

॥ श्रीधरस्वामिविरचिता भावार्थदीपिका॥

ॐ नमः परमहंसास्वादितचरणकमलचिन्मकरन्दाय।
भक्तजनमानसनिवासाय श्रीरामचन्द्राय॥

**वंशीधरी—**श्रीरामचन्द्रं विना समुद्रे सेतुर्न कुत्राप्यवतारे कृतोऽस्ति, अतस्तत्कृपया ममापि श्रीभागवतार्णवटीकारूपसेतुकरणं भूयादिति।

वागीशा यस्य वदने लक्ष्मीर्यस्य च वक्षसि।
यस्याऽऽस्ते हृदये संवित्तं नृसिंहमहं भजे॥ १
विश्वसर्गविसर्गादिनवलक्षणलक्षितम्।
श्रीकृष्णाख्यं परं धाम जगद्धाम नमाम तत्॥ २

**वंशीधरी—**

अत्र सर्गो विसर्गश्च स्थानं पोषणमूतयः।
मन्वन्तरेशानुकथा निरोधो मुक्तिराश्रयः॥

इति लक्षणानि दशोक्तानि, तथापीहाश्रय-रूपस्य दशमस्य लक्ष्याभिप्रायेण नवेत्युक्तिर्बोध्या।

શ્રીધરસ્વામિવિરચિત ભાવાર્થ દીપિકાનો અનુવાદ

ૐ જેમના ચરણકમળના ચૈતન્યરૂપ પુષ્પરસનું પરમહંસો દ્વારા આસ્વાદન કરવામાં આવ્યું છે તથા જે ભક્તજનોના ચિત્તમાં નિવાસ કરનાર છે, તેવા શ્રીરામચંદ્ર ભગવાનને નમસ્કાર.

શ્રીરામચન્દ્રજી સિવાય કોઈ પણ અવતારમાં સેતુ બાંધવામાં આવ્યો નથી. આથી તેમની કૃપાથી મારી પણ શ્રીમદ્ ભાગવતરૂપી મહાસાગરની ટીકારૂપી સેતુરચના થાઓ.

વાગીશા વદને જેના લક્ષ્મી જેના ઉરસ્થળે, ।
જેના હૃદયમાં સંવિત્ ભજું તે નરસિંહને. ॥ ૧॥
વિશ્વસર્ગ વિસર્ગાદિ નવલક્ષણલક્ષિત, ।
કૃષ્ણનામ પરંધામ તે જગદ્ધામને નમું.॥ ૨॥

અહીં સર્ગ, વિસર્ગ, સ્થાન, પોષણ, ઊતિ, મન્વન્તર, ઈશાનુકથા, નિરોધ, મુક્તિ અને આશ્રય એમ દશ લક્ષણ કહ્યાં હોવા છતાં આશ્રયરૂપ દસમું લક્ષણ લક્ષ્ય હોવાના અભિપ્રાયથી નવ લક્ષણ કહ્યાં છે તેમ સમજવું.

---

* મૂળ શ્લોક અને તેનો અનુવાદ મોટા અક્ષરોમાં છે અને તેના ઉપરની શ્રીધરસ્વામીની ભાવાર્થદીપિકા ટીકા તેનાથી નાના અક્ષરોમાં છે. શ્રીધરજી દ્વારા સમજાવવામાં આવેલા મૂળ શ્લોકના શબ્દોને ગુજરાતી અનુવાદમાં અવતરણ ચિહ્નોમાં મૂકી સમજાવવામાં આવ્યા છે. ક્યાંક વિશેષ પ્રકાશ પાડવા અન્ય ટીકાઓ પણ ઉદ્ધૃત કરેલી છે, જેની નોંધ તે શ્લોકની નીચે જ આપવામાં આવી છે.

माधवोमाधवावीशौ सर्वसिद्धिविधायिनौ।
वन्दे परस्परात्मानौ परस्परनुतिप्रियौ॥ ३

सम्प्रदायानुरोधेन पौर्वापर्यानुसारतः।
श्रीभागवतभावार्थदीपिकेयं प्रतन्यते॥ ४

क्वाहं मन्दमतिः क्वेदं मन्थनं क्षीरवारिधेः।
किं तत्र परमाणुर्वै यत्र मज्जति मन्दरः॥ ५

मूकं करोति वाचालं पङ्गुं लङ्घयते गिरिम्।
यत्कृपा तमहं वन्दे परमानन्दमाधवम्॥ ६

**वंशीधरी**—वाचालं भूषितं पर्याप्तं वा, लंघयते। मूकोऽत्र शास्त्राभ्यासरहितो ज्ञेयः। इह ध्रुवो दृष्टान्तः। पंगु पादरहितः।

अत्र 'परमानन्दमाधव' इति गुरुनामेति संप्रदायविदस्तेन गुरुवंदनमपि फलितम्।

श्रीमद्भागवताभिधः सुरतरुस्ताराङ्कुरः सज्जनिः
स्कन्धैर्द्वादशभिस्ततः प्रविलसद्भक्त्यालवालोदयः।
द्वात्रिंशत्त्रिशतं च यस्य विलसच्छाखाः सहस्राण्यलं
पर्णान्यष्टदशेष्टदोऽतिसुलभो वर्वर्ति सर्वोपरि॥ ७

अथ नानापुराणशास्त्रप्रबन्धैश्चित्त-प्रसत्तिमलभमानस्तत्र तत्रापरितुष्यन्नारदोपदेशतः श्रीमद्भगवद्गुणानुवर्णनप्रधानं भागवतशास्त्रं प्रारिप्सुर्वेदव्यासस्तत्प्रत्यूहनिवृत्त्यादिसिद्धये तत्प्रति-

લક્ષ્મીસ્વામી ઉમાસ્વામી સર્વ સિદ્ધિ પ્રદાયક, ।
વંદું અન્યોન્ય આત્મા જે અન્યોન્યની સ્તુતિપ્રિય. ॥ ૩॥

સંપ્રદાય અનુસાર પૂર્વાપર અનુક્રમે, ।
શ્રીભાગવત ભાવાર્થ દીપિકા વર્ણવું અહીં. ॥ ૪॥

ક્યાં હું મંદમતિ ને ક્યાં ક્ષીરસાગરમંથન, ।
ક્યાં અરે પરમાણુ ત્યાં, જ્યાં ડૂબે ગિરિમંદર. ॥ ૫॥

જેની કૃપા વડે મૂંગો ઉચ્ચારે વેદની ગિરા, ।
પંગુ પર્વત ઓળંગે તેવા માધવદેવને, ।
પરમાનંદરૂપે જે પ્રેરતા, પ્રણમું મુદા. ॥ ૬॥

જેની કૃપા મૂંગાને (મૂર્ખને) વાણીથી વિભૂષિત કરે છે (વિદ્વાન બનાવે છે) અથવા વાણીથી પરિપૂર્ણ કરે છે. અહીં મૂંગો એટલે શાસ્ત્રના અભ્યાસથી રહિત હોય તે. આ માટે ધ્રુવજી દૃષ્ટાંતરૂપ છે. **'પંગુ'** પાંગળો

**'પરમાનંદમાધવ ઇતિ'** અહીં શ્રી પરમાનંદજી સંપ્રદાયના જ્ઞાતા એવા શ્રીધરજીના શ્રીગુરુનું નામ છે. તેથી ગુરુવંદના પણ ફલિત થાય છે. ॥ ૬ ॥

બ્રહ્મ જેનું બીજ છે તથા તારકમંત્ર પ્રણવ ૐકાર જેનો અંકુર છે તેવું શ્રીમદ્ ભાગવત નામનું કલ્પવૃક્ષ છે. ભક્તિના ક્યારામાં ઊગેલું તે વૃક્ષ બાર શાખાઓમાં વિસ્તર્યું છે. ત્રણસો બત્રીસ પ્રશાખાઓ તથા અઢાર-હજાર પર્ણોવાળું, અભીષ્ટ ફળ પ્રદાન કરનારું (આ કલ્પવૃક્ષ પૃથ્વી ઉપર સર્વને) અતિસુલભ છે તેમ જ (અલૌકિક ફળ આપનારું હોવાથી) સર્વ શાસ્ત્રોમાં સર્વોપરિ છે. ॥ ૭ ॥

હવે ભિન્ન ભિન્ન શાસ્ત્રો તથા સત્તર પુરાણોની રચના કરવા છતાં પણ ચિત્તની પ્રસન્નતા તેમ જ તે તે રચનામાં પૂર્ણ સંતોષ પ્રાપ્ત ન કરતા (વેદવ્યાસજી), શ્રીનારદમુનિના ઉપદેશ અનુસાર જેમાં પ્રધાનપણે શ્રીહરિના ગુણોનું વર્ણન કરવામાં આવ્યું છે, તેવા શ્રીમદ્ ભાગવત શાસ્ત્રનો પ્રારંભ કરવા ઈચ્છતા મહામુનિ

पाद्यपरदेवतानुस्मरणलक्षणं मङ्गलमाचरति— *'जन्माद्यस्येति'।

**जन्माद्यस्य यतोऽन्वयादितरत-**
**श्चार्थेष्वभिज्ञः स्वराट्**
**तेने ब्रह्म हृदा य आदिकवये**
**मुह्यन्ति यत्सूरयः ।**
**तेजोवारिमृदां यथा विनिमयो**
**यत्र त्रिसर्गोऽमृषा**
**धाम्ना स्वेन सदा निरस्तकुहकं**
**सत्यं परं धीमहि ॥ १**

છંદ : શાર્દૂલવિક્રીડિત—૧૯ અક્ષર, સમવૃત્ત
ગણમાપ- મસજસતતગા

परं परमेश्वरं धीमहि। ध्यायतेर्लिङि छान्दसम्। ध्यायेमेत्यर्थः। बहुवचनं शिष्याभिप्रायम्।

શ્રીવેદવ્યાસજી વિઘ્નોની નિવૃત્તિ વગેરે સિદ્ધ કરવા માટે તે પુરાણના પ્રતિપાદ્ય પરમદેવતાના સ્મરણરૂપ મંગલાચરણ કરે છે — **'जन्म-आदि-अस्य इति।'**

જગતના સર્વ સદ્રૂપ પદાર્થોમાં અનુગત અને અસત્ પદાર્થોથી પૃથક્ હોવાને કારણે જેમાંથી આ જગતનાં સૃષ્ટિ વગેરે (સ્થિતિ, લય) થાય છે; જે (જડ પ્રકૃતિ નથી, પરંતુ) ચેતન છે; જે (પરતંત્ર જીવ નથી, પરંતુ) સ્વતઃસિદ્ધ જ્ઞાનવાન છે; (જે બ્રહ્મા નથી, પણ) જેણે આદિકવિ બ્રહ્માજીને પોતાના સંકલ્પથી જ વેદનું જ્ઞાન આપ્યું છે કે જે જ્ઞાનના વિષયમાં વિદ્વાનો પણ મોહિત થઈ જાય છે; તેજ, જળ અને સ્થળમાં જેવી રીતે પરસ્પર અન્યમાં અન્યનો અવભાસ થાય છે, તેવી રીતે જે બ્રહ્મમાં ત્રિગુણાત્મક સર્જન (મિથ્યા હોવા છતાં) સત્ય જેવું પ્રતીત થાય છે, તેવા પોતાના સ્વરૂપભૂત પ્રકાશથી સર્વદા માયા અને તેનાં કાર્યોથી પૂર્ણતઃ મુક્ત રહેનાર પરમ સત્યરૂપ પરમાત્માનું અમે ધ્યાન કરીએ છીએ. ॥ ૧॥

**'परम्'** પરમેશ્વરનું **'धीमहि'** ધ્યાન કરીએ છીએ. **'ध्यै'** ધ્યાન કરવુંનું વિધ્યર્થ પ્ર.(ઉત્તમ)પુ.બ.વ. પાણિનીય વ્યાકરણ અનુસાર **'ध्यायेम'** રૂપ થાય. **'धीमहि'** (૧લો ગણ આ.નું) છાંદસ (વૈદિક) રૂપ છે. અમે પરમેશ્વરનું ધ્યાન કરીએ, એમ અર્થ છે. ગુરુ-શિષ્ય સાથે ધ્યાન કરીએ છીએ તેવા અભિપ્રાયથી બ.વ.નો પ્રયોગ કર્યો છે.

---

* अस्मिन्नुपक्रमश्लोकारम्भे 'जन्माद्यस्य यतः' इति वेदान्तसूत्रोपन्यासो वेदान्तानां, तथान्ते 'धीमहि' इति गायत्रीपदोपन्यासश्च गायत्र्याः फलितार्थप्रकाशकं श्रीमद्भागवतमिति द्योतयति।

આ પ્રથમ શ્લોકના પ્રારંભમાં **'जन्माद्यस्येति'** (બ્રહ્મસૂત્ર ૧/૧/૨) 'આ જગતના જન્માદિ જેમાંથી થાય છે (તે બ્રહ્મ)' એમ વેદાન્તના સૂત્રની પ્રસ્તુતિ ઉપનિષદોના ફલિત થતા અર્થનો પ્રકાશ કરનાર તથા શ્લોકના અંતમાં આવતો **'धीमहि'** ધ્યાન ધરીએ છીએ, એ ગાયત્રીના પદનો ઉલ્લેખ ગાયત્રીના ફલિત થતા અર્થનો પ્રકાશ કરનાર શ્રીમદ્ ભાગવત છે, એમ પ્રકટ કરે છે.

तमेव *स्वरूपतटस्थलक्षणाभ्यामुपलक्षयति। तत्र स्वरूपलक्षणं सत्यमिति। सत्यत्वे हेतुः— यत्र यस्मिन्ब्रह्मणि त्रयाणां मायागुणानां तमोरजःसत्त्वानां सर्गो भूतेन्द्रियदेवतारूपोऽमृषा सत्यः। यत्सत्यतया मिथ्यासर्गोऽपि सत्यवत्प्रतीयते तं परं सत्यमित्यर्थः।

તે જ પરમેશ્વરને સ્વરૂપલક્ષણ તથા તટસ્થલક્ષણથી ઉપલક્ષિત કરે છે. તેમાં **'सत्यम्'** એ સ્વરૂપલક્ષણ છે. સત્યત્વનું કારણ કહે છે—જે બ્રહ્મમાં માયાના ત્રણેય ગુણોની સૃષ્ટિ–(તમોગુણરૂપ) ભૂતસર્ગ, (રજોગુણરૂપ) ઇન્દ્રિયસર્ગ અને (સત્ત્વગુણરૂપ) ઇન્દ્રિયોના અધિષ્ઠાતા દેવતાઓનો સર્ગ– ભૂત-ઇન્દ્રિય-દેવતારૂપ સર્જન **'अमृषा'** સત્ય છે. (અર્થાત્) જેની સત્યતાને લીધે મિથ્યા સર્જન પણ સત્ય જેવું પ્રતીત થાય છે, તે પરમ સત્યનું (અમે ધ્યાન કરીએ છીએ), એમ અર્થ છે.

अत्र दृष्टान्तः—तेजोवारिमृदां यथा विनिमय इति। विनिमयो व्यत्ययोऽन्यस्मिन्नन्यावभासः। स यथाऽधिष्ठानसत्तया सद्वत्प्रतीयत इत्यर्थः। तत्र तेजसि वारिबुद्धिर्मरीचितोये प्रसिद्धा। मृदि काचादौ वारिबुद्धिर्वारिणि च काचादिबुद्धि- रित्यादि यथायथमूह्यम्।

આ વિષયમાં આ દૃષ્ટાંત છે— **'तेजोवारिमृदां यथा विनिमयः इति।'** જેવી રીતે તેજ, જળ અને માટીનો **'विनिमयः'** વ્યત્યય– અન્યમાં અન્યનું ભાસવું તે (અવભાસ), જેવી રીતે અધિષ્ઠાનની સત્તાથી સત્ જેવો જણાય છે (તેવી રીતે), એમ અર્થ છે. તેજમાં જળબુદ્ધિ (જળનો અવભાસ) મૃગજળના વિષયમાં પ્રસિદ્ધ છે. **'मृदि'** માટીમાં અર્થાત્ માટીના બનેલા કાચ વગેરેમાં જળનો અવભાસ અને જળમાં કાચ વગેરેનો અવભાસ ઇત્યાદિ યથાયોગ્ય રીતે સમજવું.

---

* **दीपिनी—**यत्स्वरूपान्तर्गतं सदितरव्यावृत्ततया लक्ष्यं बोधयति तत्स्वरूपलक्षणं यथा गोः सास्नाशृङ्गादि।

સ્વરૂપની અંતર્ગત રહીને તેનાથી પદાર્થને ભિન્ન કરીને જેનું લક્ષણ આપવાનું છે તે લક્ષ્ય પદાર્થનું જ્ઞાન કરાવે તે સ્વરૂપલક્ષણ, જેમ કે ગાયની ગોદડી, શિંગડાં વગેરે.

यावल्लक्ष्यकालमनवस्थितत्वेन स्वरूपानन्तर्गतं सत् यल्लक्ष्यं इतरव्यावृत्तं बोधयति तत्तटस्थलक्षणं यथा गोविशेषस्यालङ्कारविशेषादि, देवदत्तगृहस्थकाकादि वा।

લક્ષ્ય વસ્તુ જ્યાં સુધી અસ્તિત્વમાં રહે ત્યાં સુધી ન ટકતું લક્ષણ જે સ્વરૂપની અંતર્ગત નથી રહેતું અને જે લક્ષણ લક્ષ્યને અન્યથી ભિન્ન કરીને જણાવે તે તટસ્થલક્ષણ, જેમ કે કોઈ એક વિશિષ્ટ ગાયના વિશિષ્ટ અલંકારો વગેરે અથવા દેવદત્તના ઘર ઉપર રહેલો કાગડો વગેરે.

प्रकृते सत्यं ज्ञानमानन्दश्च परमेश्वरस्वरूपमेव सत्। असज्जडदुःखप्रपञ्चव्यावृत्ततया बोधयतीति स्वरूपलक्षणं सम्पद्यते। जगज्जन्मादिकारणत्वं तु तटस्थलक्षणं, न हि तत्सर्वदास्ति प्रलयादिकाले तदभावात्। अतः स्वरूपानन्तर्गतं सदाकाशादिव्यावृत्तमीश्वरं लक्षयतीति तटस्थलक्षणम्।

પ્રસ્તુત વિષયમાં સત્ય, જ્ઞાન અને આનંદરૂપ પરમેશ્વરનું સ્વરૂપ જ સત્ય છે, અર્થાત્ તેનાથી ભિન્ન અસત્ય, જડતા, દુઃખરૂપ જગતને ભિન્ન કરીને (સત્યાદિ) પરમેશ્વરનું સ્વરૂપલક્ષણ બને છે. જગતના જન્મ વગેરે માટે પરમાત્મા કારણરૂપ છે, તે તટસ્થલક્ષણ છે; કારણ કે તે જગત સદાય હોતું નથી, પ્રલય વગેરે સમયે જગતનો અભાવ હોવાથી. આથી સ્વરૂપની અંતર્ગત ન રહીને આકાશાદિથી ભિન્ન ઈશ્વરને લક્ષિત કરે છે, એટલે તે તટસ્થ લક્ષણ છે.

यद्वा तस्यैव परमार्थसत्यत्वप्रतिपादनाय तदितरस्य मिथ्यात्वमुक्तम्। यत्र मृषैवायं त्रिसर्गो न वस्तुतः सन्निति। यत्रेत्यनेन प्रतीतमुपाधिसम्बन्धं वारयति। स्वेनैव धाम्ना महसा निरस्तं कुहकं कपटं मायालक्षणं यस्मिंस्तम्।

અથવા તે (પરમેશ્વર) જ પરમાર્થ સત્ય છે એવું પ્રતિપાદન કરવા માટે તે સિવાયનું જે છે તે મિથ્યા છે એમ કહે છે. **'यत्र'** જે બ્રહ્મમાં આ ત્રણેય ગુણોનો સર્ગ મૃષા જ છે, વાસ્તવમાં નથી. **'यत्र'** એમ કહીને પ્રતીત થતા ઉપાધિ સાથેના સંબંધનો નિષેધ કરે છે. **'स्वेन-एव-धाम्ना'** પોતાના જ સ્વરૂપભૂત **'धाम्ना'** તેજ વડે જેમાંથી માયાલક્ષણ એવું **'कुहकम्'** કપટ દૂર કરાયેલું છે, તે (પરમાત્મા)નું (અમે ધ્યાન કરીએ છીએ.) (આ સ્વરૂપલક્ષણ થયું.)

तटस्थलक्षणमाह—जन्मादीति। अस्य विश्वस्य जन्मस्थितिभङ्गा यतो भवन्ति तं धीमहीति। तत्र हेतुः—*अन्वयादितरतश्च। अर्थेष्वाकाशादिकार्येषु परमेश्वरस्य सद्रूपेणा-न्वयादकार्येभ्यश्च खपुष्पादिभ्यस्तद्व्यतिरेकात्। यद्वा अन्वयशब्देनानुवृत्तिः, इतरशब्देन व्यावृत्तिः।

(હવે) તટસ્થલક્ષણ કહે છે— **'जन्म-आदि इति।'** આ વિશ્વનાં જન્મ-સ્થિતિ-લય જેમાંથી થાય છે તે પરમાત્માનું અમે ધ્યાન કરીએ છીએ. તે માટેનું કારણ— **'अन्वयात्-इतरतः च।'** અન્વય અને વ્યતિરેક હોવાને કારણે **'अर्थेषु'** (આકાશ જેના આરંભમાં છે તેવાં) આકાશાદિ કાર્યોમાં પરમેશ્વરનો સત્ રૂપથી અન્વય છે તેથી અને અકાર્ય એવાં આકાશકુસુમાદિમાં વ્યતિરેક છે તેથી. અથવા અન્વય શબ્દથી અનુવૃત્તિ અને ઇતર શબ્દથી વ્યાવૃત્તિ (સમજવી). (અન્વયના હેતુથી અને વ્યતિરેકના હેતુથી જે પરમાત્મા સર્વત્ર રહેલો છે.)

अनुवृत्तत्वात्सद्रूपं ब्रह्म कारणं मृत्सुवर्णादिवत्। व्यावृत्तत्वाद्विश्वं कार्यं घटकुण्डलादिवदित्यर्थः।

સર્વમાં અનુસ્યૂત હોવાને કારણે સદ્રૂપે રહેલું બ્રહ્મ જગતનું કારણ છે, માટી અને સોનાની જેમ. (માટીનાં પાત્રોમાં માટી અને સોનાના અલંકારોમાં સોનું અનુવૃત્ત છે, તેથી માટી અને સોનું કારણ છે.) વ્યાવૃત્ત હોવાને કારણે વિશ્વ (બ્રહ્મનું) કાર્ય છે. જેમ ઘટ અને કુંડળ વગેરે (કાર્યોમાં માટી અને સોનું વ્યાપ્ત હોવાથી, ઘટ અને કુંડળ તેનાં કાર્ય) છે તેમ, એમ અર્થ છે.

यद्वा सावयवत्वादन्वयव्यतिरेकाभ्यां यदस्य जन्मादि तद्यतो भवतीति सम्बन्धः। तथा च

અથવા જગત અવયવવાળું હોવાથી અન્વય અને વ્યતિરેક દ્વારા આ જગતનાં જે જન્માદિ છે, તે જેમાંથી થાય છે (તે બ્રહ્મ છે), એમ સંબંધ છે. આ

---

* **वंशीधरी**—यत्सत्त्वे यत्सत्त्वं सोऽन्वयः। यदभावे यदभावः स व्यतिरेकः।

જે (એક)નું અસ્તિત્વ હોય ત્યારે જે (બીજા)નું અસ્તિત્વ હોય તે અન્વય. (અર્થાત્ જ્યારે કાર્ય છે ત્યારે કારણ છે.) જે (એક)નો અભાવ હોય ત્યારે જે (બીજા)નો અભાવ હોય તે વ્યતિરેક. (અર્થાત્ જ્યારે કારણ નથી ત્યારે કાર્ય નથી.)

श्रुतिः—'यतो वा इमानि भूतानि जायन्ते। येन जातानि जीवन्ति। यत्प्रयन्त्यभिसंविशन्ति' इत्याद्या।

વિષયમાં શ્રુતિ છે– 'ખરેખર, જેમાંથી બ્રહ્માથી માંડીને તણખલા સુધીનાં સર્વ પ્રાણીઓ ઉત્પન્ન થાય છે, ઉત્પન્ન થઈને જેના આશ્રયથી તેઓ પ્રાણ ધારણ કરે છે અને જેના તરફ પ્રયાણ કરતા રહે છે (તથા વિનાશકાળ ઉપસ્થિત થતાં, અંતમાં) મરણોન્મુખ થઈ જેમાં લીન થાય છે (તેને જાણવાની ઈચ્છા કર, તે બ્રહ્મ છે.)' (તૈત્તિ.ઉપ.૩/૧)

स्मृतिश्च—

'यतः सर्वाणि भूतानि भवन्त्यादियुगागमे।
यस्मिंश्च प्रलयं यान्ति पुनरेव युगक्षये॥'
इत्याद्या।

તથા સ્મૃતિ પણ છે– 'સૃષ્ટિના પ્રારંભમાં જે યુગનો આગમ છે ત્યારે, જેમાંથી સર્વ ભૂતો પ્રકટ થાય છે અને યુગના અંતે જેમાં પુનઃ વિલીન થાય છે.' વગેરે. (વિ.સ.-૧૧ મહા.ભા.અનુ. ૧૪૯/૧૧)

तर्हि किं प्रधानं जगत्कारणत्वाद्ध्येयमभिप्रेतं नेत्याह। अभिज्ञो यस्तम्।

તો પછી શું જગતના કારણ તરીકે પ્રધાન (જડ પ્રકૃતિ) (સાંખ્યમત પ્રમાણે) ધ્યાન કરવા યોગ્ય છે, એવો અભિપ્રાય છે? (આ શંકાના ઉત્તરમાં) કહે છે કે ના. (પ્રધાન ચિંતનીય નથી.) '**अभिज्ञः**' જે સર્વજ્ઞ છે તેનું ધ્યાન કરવું જોઈએ.

'स ईक्षत लोकान्नु सृजा इति। स इमाँल्लोकानसृजत' इति श्रुतेः।

'તેણે ઈક્ષણ કર્યું. હું લોકોનું સર્જન કરું, આમ (ઈક્ષણ કરી) તેણે આ (ભૂઃ ભુવઃ સ્વઃ) લોકોનું સર્જન કર્યું.' (ઐ.ઉપ.૧/૧/૧-૨) એમ શ્રુતિ છે.

ईक्षतेर्नाशब्दम्' इति न्यायाच्च।

'જગતનું કારણ ઈક્ષણ (સંકલ્પ) કરે છે, તેથી (પ્રધાન) જગતનું કારણ નથી.' એ ન્યાયથી પણ (શ્રુતિમાં પ્રધાનને કારણ બતાવનારું વચન નથી.) (બ્ર.સૂ. ૧/૧/૫)

तर्हि किं जीवो ध्येयः स्यान्नेत्याह। स्वराट् स्वेनैव राजते यस्तम्। स्वतःसिद्धज्ञानमित्यर्थः।

તો શું જીવ ધ્યાનનો વિષય છે ? તો (એવી શંકાના ઉત્તરમાં) કહે છે કે ના. (જીવાત્મા સ્વયંપ્રકાશ નથી.) '**स्वराट्**' જે પોતાના સ્વરૂપથી જ પ્રકાશે છે તેનું, સ્વતઃ-સિદ્ધ જ્ઞાનસ્વરૂપ છે, (જેને પ્રકાશવા માટે અન્યની અપેક્ષા નથી) તેનું ધ્યાન કરીએ, એમ અર્થ છે.

तर्हि किं ब्रह्मा ध्येयः 'हिरण्यगर्भः समवर्तताग्रे भूतस्य जातः पतिरेक आसीत्' इति श्रुतेः। नेत्याह—**तेन** इति।

તો પછી શું બ્રહ્માજી ધ્યેય છે ? 'જ્યારે કોઈ પણ પ્રાણી ન હતાં ત્યારે પુરુષરૂપ કે જેની અંદર સુવર્ણતેજ છે, તે બ્રહ્માજી જન્મતાંની સાથે જ ભવિષ્યમાં થનાર જગતના પતિ થયા.' (ઋ. ૧૦/૧૨૧/૧, યજુ. ૧૩/૪) (તેના ઉત્તરમાં) કહે છે કે ના, (બ્રહ્માજી ધ્યેય નથી.) '**तेने इति।**'

आदिकवये ब्रह्मणेऽपि ब्रह्म वेदं यस्तेने प्रकाशितवान्। 'यो ब्रह्माणं विदधाति पूर्वं यो वै वेदांश्च प्रहिणोति तस्मै। तं ह देवमात्मबुद्धिप्रकाशं मुमुक्षुर्वै शरणमहं प्रपद्ये' इति श्रुतेः।

**'आदिकवये'** આદિકવિ બ્રહ્માજીના હૃદયમાં પણ જેમણે **'ब्रह्म'** વેદોને **'तेने'** પ્રકાશિત કર્યા. શ્રુતિ અનુસાર ''સૃષ્ટિના પ્રારંભમાં જે હિરણ્યગર્ભને ઉત્પન્ન કરે છે અને જે નિશ્ચિતરૂપે તેમને વેદજ્ઞાન પ્રદાન કરે છે, તે મારી બુદ્ધિને પ્રકાશિત કરનાર દેવનું હું મુમુક્ષુ પૂર્ણપણે શરણ ગ્રહણ કરું છું.'' '(શ્વેતા.ઉપ.૬/૧૮) (ગો. પૂ. તા. ૮/૫)'

ननु ब्रह्मणोऽन्यतो वेदाध्ययनमप्रसिद्धम्। सत्यम्, तत्तु हृदा मनसैव तेने विस्तृतवान्। अनेन बुद्धिवृत्तिप्रवर्तकत्वेन गायत्र्यर्थो दर्शितः।

શંકા કરવામાં આવી છે કે બ્રહ્માજીએ વેદનું જ્ઞાન બીજા કોઈની પાસેથી પ્રાપ્ત કર્યું હોય એવું પ્રસિદ્ધ નથી. (તો તમે શાથી કહો છો કે પરમેશ્વરે બ્રહ્માને આપ્યું ?) તે માટે કહે છે કે (આ) શંકા સાચી છે. તે પરમેશ્વરે તો **'हृदा'** મનથી જ **'तेने'** વિસ્તાર કર્યો. આ રીતે પરમેશ્વર બુદ્ધિવૃત્તિના પ્રેરક હોવાથી અહીં ગાયત્રીનો અર્થ દર્શાવાયો છે.

वक्ष्यति हि—

'प्रचोदिता येन पुरा सरस्वती
वितन्वताऽजस्य सतीं स्मृतिं हृदि।
स्वलक्षणा प्रादुरभूत्किलास्यतः
स मे ऋषीणामृषभः प्रसीदताम्'॥ इति।

આગળ કહેશે— 'સૃષ્ટિના સમયે જેમણે બ્રહ્માજીના હૃદયમાં પૂર્વકલ્પની સ્મૃતિ જાગૃત કરવા માટે જ્ઞાનની અધિષ્ઠાત્રી દેવી સરસ્વતીને પ્રેરિત કર્યાં અને તે પોતાના અંગોસહિત વેદરૂપે તેમના મુખથી પ્રકટ થયાં, તે આદિકારણ ભગવાન મારા પર કૃપા કરો.' (શ્રીમદ્ ભા.૨/૪/૨૨)

ननु ब्रह्मा स्वयमेव सुप्तप्रतिबुद्धन्यायेन वेदमुपलभतां नेत्याह। यद्यस्मिन्ब्रह्मणि सूरयोऽपि मुह्यन्तीति।

શંકા કરે છે કે સૂતેલો માણસ ઊઠે ત્યારે પહેલાંનું જ્ઞાન એને જાતે જ થાય છે, તે રીતે બ્રહ્માજીએ પોતે જ (પૂર્વકલ્પનું) વેદનું જ્ઞાન પ્રાપ્ત કર્યું, (એમ ન કહી શકાય ?) તો તે માટે કહે છે કે ના,(એવું નથી.) **'यत्'** જે બ્રહ્મના વિષયમાં **'सूरयः'** મહાબુદ્ધિમાન, વિદ્વાનો પણ મોહિત થઈ જાય છે.

तस्माद्ब्रह्मणोऽपि पराधीनज्ञानत्वात्स्वतः-सिद्धज्ञानः परमेश्वर एव जगत्कारणम्।

આથી બ્રહ્માજી પણ જ્ઞાન માટે પરાધીન હોવાથી સ્વતઃસિદ્ધ જ્ઞાનસ્વરૂપ પરમેશ્વર જ જગતનું કારણ છે.

अत एव सत्योऽसतः सत्ताप्रदत्वाच्च परमार्थसत्यः सर्वज्ञत्वेन च निरस्तकुहकस्तम्।

આથી જ તે સત્ય છે અને અસત્‌ને સત્-તા પ્રદાન કરનાર છે અને તેથી પણ તે પરમાર્થ સત્ય છે તથા સર્વજ્ઞ હોવાને કારણે **'निरस्तकुहकः'** માયાનો જેમાંથી નિરાસ થઈ ગયેલો છે, જે માયારહિત છે (જેણે માયાને દૂર કરી છે) તેનું અમે ધ્યાન કરીએ છીએ.

धीमहीति। गायत्र्या प्रारम्भेण च गायत्र्याख्य-ब्रह्मविद्यारूपमेतत्पुराणमिति दर्शितम्। यथोक्तं मत्स्यपुराणे पुराणदानप्रस्तावे—

यत्राधिकृत्य गायत्रीं वर्ण्यते धर्मविस्तरः।
वृत्रासुरवधोपेतं तद्भागवतमिष्यते॥
लिखित्वा तच्च यो दद्याद्धेमसिंहसमन्वितम्।
प्रौष्ठपद्यां पौर्णमास्यां स याति परमं पदम्।
अष्टादशसहस्राणि पुराणं तत्प्रकीर्तितम्॥

पुराणान्तरे च—

ग्रन्थोऽष्टादशसाहस्रो द्वादशस्कन्धसम्मितः।
हयग्रीवब्रह्मविद्या यत्र वृत्रवधस्तथा।
गायत्र्या च समारम्भस्तद्वै भागवतं विदुः॥

पद्मपुराणेऽम्बरीषं प्रति गौतमोक्तिः—

'अम्बरीष शुकप्रोक्तं नित्यं भागवतं शृणु।
पठस्व स्वमुखेनापि यदीच्छसि भवक्षयम्॥'

इति।

अत एव भागवतं नामान्यदित्यपि न शङ्कनीयम्॥ १॥

इदानीं श्रोतृप्रवर्तनाय श्रीभागवतस्य काण्ड-त्रयविषयेभ्यः सर्वशास्त्रेभ्यः श्रैष्ठ्यं दर्शयति— 'धर्म इति।'

**धर्मः प्रोज्झितकैतवोऽत्र परमो**
**निर्मत्सराणां सतां**
**वेद्यं वास्तवमत्र वस्तु शिवदं**
**तापत्रयोन्मूलनम्।**
**श्रीमद्भागवते महामुनिकृते**
**किं वा परैरीश्वरः**
**सद्यो हृद्यवरुध्यतेऽत्र कृतिभिः**
**शुश्रूषुभिस्तत्क्षणात्॥ २**

છંદ : શાર્દૂલવિક્રીડિત–૧૯ અક્ષર, સમવૃત્ત

**'धीमहि इति।'** ગાયત્રી વડે પ્રારંભ કરવા દ્વારા આ શ્રીમદ્ ભાગવત પુરાણ 'ગાયત્રી' નામવાળી બ્રહ્મવિદ્યારૂપ છે, એવું દર્શાવવામાં આવ્યું છે. જેમ કે મત્સ્યપુરાણના પુરાણદાનપ્રસ્તાવ (૫૩ / ૨૦, ૨૨)માં કહ્યું છે– 'જેમાં ગાયત્રીને કેન્દ્રમાં રાખીને ધર્મના વિસ્તારનું વર્ણન કરવામાં આવ્યું છે તથા જે વૃત્રાસુરના વધથી યુક્ત છે, તેને ભાગવત કહેવામાં આવે છે. તેને લખીને ભાદરવા માસની પૂર્ણિમાના દિવસે સોનાના સિંહ સહિત તેને જે આપે છે, તે પરમગતિને પામે છે. તે પુરાણમાં અઢારહજાર શ્લોકો છે.' અન્ય પુરાણમાં પણ છે–'જે અઢારહજાર શ્લોકોવાળું છે, બાર સ્કંધવાળું છે, જેમાં હયગ્રીવ ભગવાન દ્વારા બ્રહ્મવિદ્યાનું અને વૃત્રાસુરના વધનું નિરૂપણ કરવામાં આવ્યું છે તથા જેનો ગાયત્રીથી પ્રારંભ થયો છે, તેને ભાગવત જાણવું.'

પદ્મપુરાણમાં રાજા અમ્બરીષને ગૌતમ ઋષિ કહે છે– 'હે અમ્બરીષ ! શ્રીશુકદેવજી દ્વારા કથિત શ્રીમદ્ ભાગવતનું નિત્ય શ્રવણ કર. જો તું ભવક્ષય ઈચ્છતો હોય, તો સ્વમુખેથી પણ તેનો પાઠ કર.' આથી જ ભાગવત નામનું બીજું પણ કોઈ પુરાણ છે તેવી શંકા કરવી નહીં. ॥ ૧॥

હવે (આ ગ્રન્થમાં) શ્રોતાની પ્રવૃત્તિ થાય તે માટે ત્રણ કાંડને (જ્ઞાનકાંડ, કર્મકાંડ, દેવતાકાંડ) વિષય કરનાર બધાં શાસ્ત્રો કરતાં શ્રીમદ્ ભાગવતની શ્રેષ્ઠતા દર્શાવે છે— **'धर्मः इति।'**

મહામુનિ આદિ નારાયણ દ્વારા રચાયેલા શ્રીમદ્ ભાગવત મહાપુરાણમાં (ફળની કામનારૂપી) કપટથી રહિત પરમ ધર્મનું નિરૂપણ કરવામાં આવ્યું છે; (**'प्र'** ઉપસર્ગ દ્વારા) મોક્ષની કામનાનો પણ અહીં નિરાસ કર્યો છે. અહીં મત્સરરહિત (શુદ્ધ અંતઃકરણ ધરાવતા) સત્પુરુષોએ જાણવા યોગ્ય, કલ્યાણકારી, ત્રણે પ્રકારનાં દુઃખોને નિર્મૂળ કરનારી, વાસ્તવિક (પરમાર્થ) વસ્તુ (પરમાત્મા)નું નિરૂપણ છે. બીજા કોઈ પણ સાધન કે શાસ્ત્ર દ્વારા ઈશ્વર હૃદયમાં શું તરત જ સ્થિર થાય છે? પુણ્યશાળી મનુષ્યો શ્રીમદ્ ભાગવતનું શ્રવણ કરવાની ઈચ્છા કરે કે તરત વિના વિલંબે અહીં ઈશ્વર એમના હૃદયમાં અવરોધાઈ જાય છે. ॥ ૨॥

*अत्र श्रीमति सुन्दरे भागवते परमो धर्मो निरूप्यते। परमत्वे हेतुः—प्रकर्षेणोज्झितं कैतवं फलाभिसन्धिलक्षणं कपटं यस्मिन्सः। प्रशब्देन मोक्षाभिसन्धिरपि निरस्तः। केवलमीश्वराराधन-लक्षणो धर्मो निरूप्यत इति अधिकारितोऽपि धर्मस्य परमत्वमाह। निर्मत्सराणां, परोत्कर्षासहनं मत्सरः, तद्रहितानाम्। सतां भूतानुकम्पिनाम्। एवं कर्मकाण्डविषयेभ्यः शास्त्रेभ्यः श्रैष्ठ्यमुक्तम्। ज्ञानकाण्डविषयेभ्योऽपि श्रैष्ठ्यमाह—**वेद्यमिति**।

*'**અત્ર**' અહીં શ્રીથી યુક્ત, અતિ સુંદર શ્રીમદ્ ભાગવતમાં (ઈશ્વરની આરાધનારૂપ) પરમ ધર્મનું નિરૂપણ કરવામાં આવે છે. ધર્મ શાથી પરમ છે, તે માટેનું કારણ — જેમાંથી '**कैतवम्**' ફળનું અનુસંધાન જેનું લક્ષણ છે તેવું કપટ સારી રીતે ત્યજાઈ ગયું છે. '**प्र**' ઉપસર્ગથી મોક્ષરૂપી ફળની કામનાનો પણ ત્યાગ થઈ ગયો છે (એવું વિવક્ષિત છે). કેવળ ઈશ્વરની આરાધનાના લક્ષણવાળા ધર્મનું નિરૂપણ કરવામાં આવે છે. વળી, અધિકારીની દૃષ્ટિએ પણ શ્રેષ્ઠ ધર્મ દર્શાવ્યો છે. '**निर्मत्सराणाम्**' અન્યનો ઉત્કર્ષ સહન ન થવો એટલે મત્સર (ઈર્ષ્યા), તે મત્સરથી રહિત એવા નિર્મત્સર જનોનો, '**सताम्**' પ્રાણીમાત્ર પ્રત્યે અનુકંપા ધરાવનારા સજ્જન અધિકારીઓ (માટે આ ધર્મ છે તેથી પરમ છે). આમ, કર્મકાંડને વિષય કરનારાં શાસ્ત્રો કરતાં ચઢિયાતાપણું દર્શાવાયું. જ્ઞાનકાંડવિષયક શાસ્ત્રો કરતાં પણ શ્રેષ્ઠતા દર્શાવી છે— '**वेद्यम् इति**।'

वास्तवं परमार्थभूतं वस्तु वेद्यं न तु वैशेषिकाणामिव द्रव्यगुणादिरूपम्। यद्वा वास्तवशब्देन वस्तुनोंऽशो जीवः, वस्तुनः शक्तिर्माया, वस्तुनः कार्यं जगच्च, तत्सर्वं वस्त्वेव न ततः पृथगिति वेद्यम्। अयत्नेनैव ज्ञातुं शक्यमित्यर्थः।

'**वास्तवम्**' વાસ્તવિક, પરમાર્થભૂત જે છે તે અહીં જાણવા યોગ્ય છે, વૈશેષિકોનાં શાસ્ત્રોની જેમ દ્રવ્ય, ગુણ વગેરે વસ્તુ વેદ્ય નથી. અથવા 'વાસ્તવ' શબ્દ દ્વારા વસ્તુના અંશરૂપ જીવ, વસ્તુની શક્તિરૂપ માયા તથા વસ્તુના કાર્યરૂપ જગત– આ બધું વસ્તુ જ છે, વસ્તુથી પૃથક્ નથી, એ રીતે જાણવા યોગ્ય છે. પરમાર્થ વસ્તુના જ્ઞાનથી જીવ, માયા અને જગત અનાયાસે જ જાણી શકાય છે, એમ અર્થ છે.

---

* अस्मिन्पद्ये अत्रेति पदस्य त्रिरुक्तिर्निर्धारणार्था। तथा चात्रैवेश्वरोऽवरुध्यते नान्यत्र, अत्रैव वास्तवं वस्तु वेद्यं नान्यत्र, अत्रैव प्रोज्झितकैतवो धर्मो नान्यत्रेत्यन्ययोगव्यवच्छेदः अत्रावरुध्यत एवेत्यादिरयोगव्यवच्छेदश्च ज्ञेय इति वि.चक्र.।

અહીં આ શ્લોકમાં '**अत्र**' પદ ત્રણ વખત આવે છે તે નિશ્ચયાર્થે છે. અહીં જ ઈશ્વર અવરોધાઈ જાય છે, બીજે નહીં. અહીં જ વાસ્તવિક પારમાર્થિક તત્ત્વ જાણવા યોગ્ય છે, બીજે નહીં. અહીં જ કપટરહિત (નિષ્કામ પરમ) ધર્મ વર્ણવ્યો છે, અન્યત્ર નહીં, એમ અન્ય યોગને દૂર કર્યો છે. અહીં ઈશ્વર અવરોધાય જ છે, એમ અયોગનો બાધ સમજવો, એમ વિ. ચક્ર. કહે છે.

ततः किमत आह। शिवदं परमसुखदम्। किञ्च आध्यात्मिकादितापत्रयोन्मूलनं च। अनेन ज्ञानकाण्डविषयेभ्यः श्रैष्ठ्यं दर्शितम्।

પણ તેથી શો લાભ થશે? (એવી શંકાના ઉત્તરમાં) કહે છે. **'शिवदम्'** તે પરમ સુખ આપનાર છે તથા આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક ત્રણે પ્રકારનાં દુઃખોને નિર્મૂળ કરનાર છે. આ રીતે જ્ઞાનકાંડને વિષય કરનારાં શાસ્ત્રો કરતાં ભાગવત શાસ્ત્રનું ચઢિયાતાપણું દર્શાવાયું.

कर्तृतोऽपि श्रैष्ठ्यमाह। महामुनिः श्रीनारायणस्तेन प्रथमं संक्षेपतः कृते। देवता-काण्डविषयगतं श्रैष्ठ्यमाह—

હવે કર્તાની દૃષ્ટિએ પણ શ્રેષ્ઠતા કહે છે— **'महामुनिः'** મહામુનિ નારાયણ – તેમના વડે પ્રથમ સંક્ષેપમાં (ચતુઃશ્લોકી ભાગવતરૂપે) રચના થઈ હતી. દેવતાકાંડને વિષય કરનારાં શાસ્ત્રો કરતાં આની શ્રેષ્ઠતા કહે છે—

किं वेति। परैः शास्त्रैस्तदुक्तसाधनैर्वेश्वरो हृदि किं वा सद्य एवावरुध्यते स्थिरीक्रियते। वाशब्दः कटाक्षे। किन्तु विलम्बेन कथञ्चिदेव। अत्र तु शुश्रूषुभिः श्रोतुमिच्छद्भिरेव तत्क्षणादेवावरुध्यते। इदमेव तर्हि किमिति सर्वे न शृण्वन्ति तत्राह— कृतिभिरिति। श्रवणेच्छा तु पुण्यैर्विना नोत्पद्यत इत्यर्थः। तस्मादत्र काण्डत्रयार्थस्यापि यथावत् प्रतिपादनादिदमेव सर्वशास्त्रेभ्यः श्रेष्ठम्, अतो नित्यमेतदेव श्रोतव्यमिति भावः॥ २॥

**'किं वा इति।' 'परैः'** બીજાં શાસ્ત્રોથી અને તેમાં કહેલાં સાધનોથી શું ઈશ્વરને તરત જ હૃદયમાં **'अवरुध्यते'** સ્થિર કરી શકાય છે? **'वा'** શબ્દ કટાક્ષમાં કહ્યો છે. (અર્થાત્ અન્ય સાધનોથી ઈશ્વરને હૃદયમાં સ્થિર નથી જ કરી શકાતા.) પરંતુ ઘણા લાંબા સમયે કદાચ જ (ભગવાનને હૃદયમાં સ્થિર કરી શકાય છે). જ્યારે અહીં તો શ્રવણ કરવાની ઈચ્છા કરનારાઓ દ્વારા તત્ક્ષણ જ ભગવાનને હૃદયમાં સ્થિર કરી શકાય છે. જો આમ જ છે તો બધા કેમ શ્રવણ કરતા નથી? તે માટે કહે છે— **'कृतिभिः इति।'** ખરેખર, પુણ્યો વિના શ્રવણની ઈચ્છા જન્મતી નથી, એમ અર્થ છે. આથી અહીં, ત્રણે કાંડોના વિષયનું યથાવત્ પ્રતિપાદન હોવાથી આ શાસ્ત્ર જ સર્વ શાસ્ત્રો કરતાં શ્રેષ્ઠ છે, આથી નિત્ય આનું જ શ્રવણ કરવું જોઈએ, એમ ભાવ છે. ॥ ૨॥

इदानीं तु न केवलं सर्वशास्त्रेभ्यः श्रेष्ठत्वादस्य श्रवणं विधीयते, अपितु सर्वशास्त्रफलरूपमिदम्, अतः परमादरेण सेव्यमित्याह—**निगमेति।**

હવે સર્વ શાસ્ત્રોમાં શ્રીમદ્ ભાગવતની શ્રેષ્ઠતા હોવાથી એનું માત્ર શ્રવણ જ નથી કરવાનું, પરંતુ સર્વ શાસ્ત્રોના ફળ (સારાંશ) રૂપ હોવાથી તે પરમ આદરપૂર્વક સેવન કરવા યોગ્ય છે, એમ કહે છે— **'निगम इति।'**

***निगमकल्पतरोर्गलितं फलं**
**शुकमुखादमृतद्रवसंयुतम् ।**
**पिबत भागवतं रसमालयं**
**मुहुरहो रसिका भुवि भावुकाः ॥ ३**

છંદ : દ્રુતવિલમ્બિત–૧૨ અક્ષર, સમવૃત્ત,
ગણમાપ- ન ભ ભ ર

હે રસના મર્મજ્ઞ ભક્તજનો, શ્રીમદ્ ભાગવત વેદરૂપી કલ્પવૃક્ષનું પરિપક્વ થઈને (તોડ્યા વગર જાતે જ વૃક્ષ પરથી) પૃથ્વી પર ગળી પડેલું ફળ છે. શ્રીશુકદેવજી(રૂપી પોપટ)ના મુખ સાથે સંબંધ થવાને કારણે આ ફળ પરમાનંદમયી સુધાથી પરિપૂર્ણ છે. (છોતરાં, ગોટલા વગેરે ત્યાજ્ય અંશ વગરનું) મૂર્તિમાન રસરૂપ આ ફળ છે. મોક્ષપ્રાપ્તિ પર્યન્ત (અને પછી પણ) શ્રીમદ્ ભાગવતરૂપી રસનું નિરંતર, વારંવાર (તમે સૌ) પાન કર્યા કરો. ॥ ૩ ॥

निगमो वेदः स एव कल्पतरुः सर्वपुरुषार्थोपायत्वात्तस्य फलं भागवतं नाम। तत्तु वैकुण्ठगतं नारदेनानीय मह्यं दत्तम्। मया च शुकस्य मुखे निहितम्। तच्च तन्मुखाद्भुवि गलितं शिष्य–प्रशिष्यादिरूपपल्लवपरम्परया शनैरखण्डमेवावतीर्णं न तूच्चनिपातेन स्फुटितमित्यर्थः।

**'निगमः'** વેદ એ જ કલ્પતરુ. સર્વ પુરુષાર્થોને સિદ્ધ કરનારું હોવાથી તેનું ફળ એટલે શ્રીમદ્ ભાગવત. વૈકુંઠલોકમાં રહેલું તે ફળ નારદજીએ લાવીને મને આપ્યું, અને મેં તે શુકના મુખમાં સ્થાપિત કર્યું. વળી, તેમના મુખમાંથી શિષ્ય-પ્રશિષ્ય વગેરેરૂપે પલ્લવિત થતી પરંપરાથી ક્રમશઃ ભૂતળ ઉપર અખંડ જ અવતીર્ણ થયું, પરંતુ ઊંચેથી પડવાને કારણે તે ફૂટી ન ગયું, એમ અર્થ છે.

एतच्च भविष्यदपि भूतवन्निर्दिष्टम्। अनागताख्यानेनैवास्य शास्त्रस्य प्रवृत्तेः। अत एवामृतरूपेण द्रवेण संयुतम्। लोके हि शुकमुखस्पृष्टं फलममृतमिव स्वादु भवतीति प्रसिद्धम्। अत्र शुको मुनिः। अमृतं परमानन्दः स एव द्रवो रसः। 'रसो वै सः।' 'रसं ह्येवायं लब्ध्वानन्दी भवति' इति श्रुतेः।

વળી, આ ભવિષ્યમાં થવાનું હોવા છતાં જાણે ભૂતકાળમાં થયું હોય તેવો નિર્દેશ કરવામાં આવ્યો છે. ભવિષ્યના આખ્યાન દ્વારા જ આ શાસ્ત્ર પ્રવૃત્ત થયું છે, આથી જ અમૃતરૂપ રસથી ભરેલું છે. વળી, પોપટે ચાંચ મારેલું ફળ અમૃત જેવું મધુર હોય છે તે જગતમાં પ્રસિદ્ધ છે. અહીં પોપટ એટલે શ્રીશુકદેવજી મહારાજ, અમૃત એટલે પરમાનંદ; પરમાનંદ જ દ્રવીભૂત રસ છે (અર્થાત્ ભગવાન જ રસરૂપ બન્યા છે). 'તે ખરેખર જ રસ છે, કારણ કે (મધુરાદિ) રસને પ્રાપ્ત કરીને જ આ (પુરુષ) આનંદી બને છે.' (તૈ.ઉપ.૨/૭)

---

* नितरां गमयति धर्मादिचतुर्विधपुरुषार्थसाधनानि बोधयतीति निगमः।
कल्पितं तरति वितरति इति कल्पतरुः।
ધર્માદિ ચાર પ્રકારનાં પુરુષાર્થનાં સાધનોનું જ્ઞાન કરાવે તે નિગમ (વેદ).
(ભક્તોના મનની) કામનાઓને પૂર્ણ કરે તે કલ્પતરુ.

अतो हे रसिका रसज्ञास्तत्रापि भावुका हे रसविशेषभावनाचतुराः। अहो भुवि गलितमित्यलभ्यलाभोक्तिः। इदं भागवतं नाम फलं मुहुः पिबत।

ननु त्वगष्ट्यादिकं विहाय फलाद्रसः पीयते, कथं फलमेव पातव्यं, तत्राह। रसं रसरूपम्। अतस्त्वगष्ट्यादेर्हेयांशस्याभावात्फलमेव कृत्स्नं पिबत। अत्र च रसतादात्म्यविवक्षया रसवत्त्वस्याविवक्षितत्वाद्गुणवचनेऽपि रसशब्दे मतुपः प्राप्त्यभावात्तेन विनैव रसं फलमिति सामानाधिकरण्यम्। तत्र फलमित्युक्ते पानासम्भवो हेयांशप्रसक्तिश्च भवेदिति तन्निवृत्त्यर्थं रसमित्युक्तं रसमित्युक्तेऽपि गलितस्य रसस्य पातुमशक्यत्वात्फलमिति द्रष्टव्यम्।

न च भागवतामृतपानं मोक्षेऽपि त्याज्यमित्याह। आलयं लयो मोक्षः। अभिविधावाकारः। लयमभिव्याप्य। नहीदं स्वर्गादिसुखवन्मुक्तैरुपेक्ष्यते, किन्तु सेव्यत एव। वक्ष्यति हि—

**‘हे रसिकाः’** આથી હે રસિકજનો, રસના મર્મને જાણનારા તથા તેમાં પણ **‘भावुकाः’** રસવિશેષને સમજવામાં નિપુણ જનો, **‘अहो, भुवि गलितम्’** અહો, ભૂતળ ઉપર (ભાગવતરૂપી ફળ) ગળીને પડ્યું. આ શબ્દો અલભ્ય લાભનું કથન કરે છે. આ ભાગવત નામના ફળનું વારંવાર પાન કરો.

શંકા થાય કે ફળમાંથી છોતરાં-ગોટલા કાઢીને રસ પિવાય, આખું ફળ કેવી રીતે પીવાયોગ્ય હોય? તે માટે કહે છે — **‘रसम्’** (શ્રીમદ્ ભાગવતરૂપી ફળ) સંપૂર્ણ રસમય છે, આથી છોતરાં, ગોટલા વગેરે ફેંકી દેવા જેવું કાંઈ પણ ન હોવાથી પૂરેપૂરા ફળનું પાન કરો. અહીં રસની (ફળ સાથે) એકરૂપતા કહેવાની ઈચ્છા હોવાથી (ફળ) કેવળ રસરૂપ છે. ફળ રસવાળું છે એમ કહેવાની ઈચ્છા નથી. તેથી રસ પોતે ગુણરૂપ હોવા છતાં, રસવાળું (**रसवत्**) ફળ એ રીતે **‘मतुप्’** (થી યુક્ત) પ્રત્યયની પ્રાપ્તિ થતી નથી. તેથી તે પ્રત્યય વિના જ રસ એ જ ફળ છે. (રસવાળું ફળ – એમ નહીં) એમ રસ અને ફળ વચ્ચે સમાન અધિકરણ છે. ત્યાં ફળ કહેવાથી પાન કરવું અસંભવ થાય (એટલે કે ફળને પી શકાય નહીં) અને ફળ કહેવાથી તેમાં છાલ, ગોટલો વગેરે ત્યાજ્ય અંશ હોવાનો પ્રસંગ ઊભો થાય, તેવી શંકાને દૂર કરવા માટે **‘रसम्’** શબ્દ છે. (હવે **‘फलम्’** ની જગ્યાએ) **‘रसम्’** કહીએ તો પણ નીચે ગળી પડેલો રસ પીવો અશક્ય હોવાથી **‘फलम्’** ફળ સમજવું જોઈએ.

વળી, ભાગવતરૂપી અમૃતનું પાન મોક્ષ મળ્યા પછી પણ ન છોડવું, તેમ કહે છે. **‘आलयम्’** લય એટલે મોક્ષ, (**‘आ+लय’**શબ્દનો) **आ**કાર અભિવિધિ (સમાવેશ)ના અર્થમાં છે. અર્થાત્ મોક્ષ થયા પછી પણ ભાગવતનું રસપાન કરવું. ખરેખર, સ્વર્ગાદિ સુખની મુક્તજનો દ્વારા ઉપેક્ષા થાય છે તેમ આની ઉપેક્ષા ન કરવી, પરંતુ સેવન જ કરવું, કારણ કે આગળ કહેશે જ—

आत्मारामाश्च मुनयो निर्ग्रन्था अप्युरुक्रमे।
कुर्वन्त्यहैतुकीं भक्तिमित्थंभूतगुणो हरिः॥
इति॥ ३॥

આત્મામાં જ રમણ કરનારા મુનિજનો કે જેમની અવિદ્યાની ગાંઠ છૂટી ગઈ છે, તેઓ પણ ભગવાનની અહેતુકી ભક્તિ કર્યા કરે છે, કારણ કે ભગવાનના ગુણો જ એવા છે. (કે જે સૌને પોતાની તરફ ખેંચી લે છે.)॥૩॥ (શ્રીમદ્ ભા. ૧/૭/૧૦)

तदेवमनेन श्लोकत्रयेण विशिष्टेष्टदेवतानुस्मरणपूर्वकं प्रारिप्सितस्य शास्त्रस्य विषयप्रयोजनादिवैशिष्ट्येन* सुखसेव्यत्वेन च श्रोतृनभिमुखीकृत्य शास्त्रमारभते—**नैमिश इति।**

આમ, ત્રણ શ્લોકો દ્વારા ઈષ્ટદેવતાવિશેષનું સ્મરણ કરીને શાસ્ત્રનો પ્રારંભ કરવા ઈચ્છેલા શાસ્ત્રનાં વિષય, પ્રયોજન વગેરેની વિશિષ્ટતા દ્વારા તથા સુખપૂર્વક સેવન કરી શકાય તેમ હોવાથી શ્રોતાઓને શાસ્ત્રમાં અભિમુખ કરીને (વ્યાસમુનિ) શાસ્ત્રનો પ્રારંભ કરે છે— **'नैमिशे' इति।**

**नैमिशेऽनिमिषक्षेत्रे ऋषयः शौनकादयः ।**
**सत्रं स्वर्गाय लोकाय सहस्रसममासत ॥ ४**
(છંદ- અનુષ્ટુપ, માત્રામેળ, ૪ ચરણ)

ભગવાન વિષ્ણુના પરમ પુણ્યમય ક્ષેત્ર નૈમિષારણ્યમાં શૌનકાદિ મુનિઓ સ્વર્ગમાં જેની કીર્તિ ગવાય છે તેવા ભગવાન વિષ્ણુના ધામ વૈકુંઠની પ્રાપ્તિ માટે હજાર વર્ષના સત્રમાં બેઠા.॥૪॥

ब्रह्मणा विसृष्टस्य मनोमयस्य चक्रस्य नेमिः शीर्यते कुण्ठीभवति यत्र तन्नेमिशं, नेमिशमेव नैमिशम्।

બ્રહ્માજી દ્વારા છોડવામાં આવેલા મનોમય ચક્રની નેમિ (ધાર) જ્યાં ખંડિત થાય છે, તે **नेमिशम्** નેમિશ કહેવાય છે; અને નેમિશ એ જ નૈમિશ છે.

तथा च वायवीये—

વળી, શિવપુરાણ વાયવીયસંહિતા (પૂર્વખંડ) (૩/૫૩, ૫૪, ૫૫, ૫૭)માં બ્રહ્માજીએ કહ્યું છે—

'एतन्मनोमयं चक्रं मया सृष्टं विसृज्यते।
यत्रास्य शीर्यते नेमिः स देशस्तपसः शुभः॥
इत्युक्त्वा सूर्यसंकाशं चक्रं सृष्ट्वा मनोमयम्।
प्रणिपत्य महादेवं विससर्ज पितामहः॥

"મારા દ્વારા સર્જન પામેલું ચક્ર છોડવામાં આવે છે. આ મનોમય ચક્રની નેમિ જ્યાં ખંડિત થાય તે સ્થાન તપને માટે શુભ છે. આમ કહી સૂર્ય જેવા (તેજસ્વી) મનોમય ચક્રનું સર્જન કરી, મહાદેવજીને પ્રણામ કરી બ્રહ્માજીએ (તેને) છોડ્યું. અત્યંત પ્રસન્ન

---

* अत्रानेकजन्मानुष्ठितसुकृतत्वेन मत्सरादिदोषरहितः शुद्धान्तःकरणोऽधिकारी। साधनतया श्रवणादिधर्मस्तत्प्राप्यतया सच्चिदानन्दात्मको भगवांश्च विषयः। निखिलदुःखनिवृत्तिपूर्वकपरमानन्दावाप्तिश्च फलापरपर्यायं प्रयोजनम्। ग्रन्थस्य विषयेण प्रतिपाद्यप्रतिपादकभावः, प्रयोजनेन साध्यसाधनभावश्च संबन्ध इत्यनुबन्धचतुष्टयं दर्शितम्।

**૧.** અનેક જન્મોમાં અનુષ્ઠાન કરવામાં આવેલા પુણ્યને કારણે મત્સરાદિદોષરહિત અને શુદ્ધ અંતઃકરણવાળો સાધક અધિકારી છે. **૨.** સાધનરૂપે શ્રવણાદિધર્મ અને તે દ્વારા પ્રાપ્ત કરવા યોગ્ય હોવાથી સચ્ચિદાનંદાત્મક ભગવાન વિષય છે. **૩.** સંપૂર્ણ દુઃખોની નિવૃત્તિ સાથે પરમાનંદની પ્રાપ્તિ એ અન્ય સમાનાર્થી ફળરૂપ પ્રયોજન છે **૪.** તથા ગ્રંથના વિષય દ્વારા પ્રતિપાદ્ય-પ્રતિપાદક ભાવ અને પ્રયોજનસહિત સાધ્યસાધનભાવ એ સંબંધ છે. એમ અનુબંધ ચતુષ્ટય દર્શાવવામાં આવ્યો છે.

तेऽपि हृष्टतमा विप्राः प्रणम्य जगतां प्रभुम्।
प्रययुस्तस्य चक्रस्य यत्र नेमिर्व्यशीर्यत॥
तद्वनं तेन विख्यातं नैमिशं मुनिपूजितम्॥'
इति।

*'नैमिष इति पाठे वराहपुराणोक्तं द्रष्टव्यम्। तथा हि गौरमुखमृषिं प्रति भगवद्वाक्यम्—

'एवं कृत्वा ततो देवो मुनिं गौरमुखं तदा॥
उवाच निमिषेणेदं निहतं दानवं बलम्॥
अरण्येऽस्मिंस्ततस्त्वेतन्नैमिषारण्यसंज्ञितम्॥
भविष्यति यथार्थं वै ब्राह्मणानां विशेषकम्॥'
इति।

अनिमिषः श्रीविष्णुः। अलुप्तदृष्टित्वात्।

થયેલા તે વિપ્રો જગતના પ્રભુને (બ્રહ્માજીને) પ્રણામ કરીને, ચક્રની ધાર જ્યાં ખંડિત થઈ ત્યાં ગયા. તેથી ઋષિમુનિઓ દ્વારા પૂજિત તે વન **'નૈમિશમ્'** નામથી પ્રખ્યાત થયું.''

**'નૈમિષ'** પાઠ પ્રમાણે વરાહપુરાણોક્ત કથન જોવા યોગ્ય છે. આ મુજબ ગૌરમુખ ઋષિ પ્રત્યે ભગવાનનું વચન છે—

''આમ કરીને પછી ભગવાને જ્યારે ગૌરમુખ મુનિને કહ્યું : નિમિષમાત્રમાં (આંખના પલકારામાં) આ દાનવસૈન્યનો નાશ થયો, તેથી આ અરણ્યનું નામ નૈમિષારણ્ય થયું છે, જે બ્રાહ્મણો માટે વિશેષરૂપે ચરિતાર્થ થશે.'' (વા.પુ. ૧૧/૧૦૮,૧૦૯)

**'અનિમિષઃ'** અનિમિષ એટલે ભગવાન શ્રીવિષ્ણુ, કારણ કે ભગવાન અલુપ્તદૃષ્ટિવાળા (અપલક દૃષ્ટિવાળા)

---

*'**નૈમિષ**' વરાહપુરાણોક્ત કથા (અ-૧૧) અનુસાર સત્યયુગમાં સુપ્રતીક નામે પ્રસિદ્ધ પરાક્રમી રાજાને દુર્જય નામે પુત્ર હતો. તેનો વિવાહ હેતુ અને પ્રહેતુ નામે બે દાનવોની પુત્રીઓ અનુક્રમે સુકેશી અને મિશ્રકેશી સાથે થયો. રાજા દુર્જય શિકાર માટે જંગલમાં ગયો ત્યારે તેની સાથે પાંચ અક્ષૌહિણી સેના હતી. તે વનમાં ગૌરમુખ ઋષિના ઉત્તમ આશ્રમે જઈ પહોંચ્યો અને ઋષિનાં દર્શને ગયો. ઋષિએ રાજા દુર્જયને તેના અનુયાયીઓસહિત ભોજન માટે નિમંત્રણ આપ્યું. જેનો રાજાએ સ્વીકાર કર્યો. મુનિએ ભગવાન નારાયણનું સ્મરણ કરીને સ્તુતિ કરી. ભગવાને પ્રકટ થઈ તેમને ચિન્તન કરવામાત્રથી સિદ્ધિ પ્રદાન કરનાર મહાન કાન્તિમાન્ 'ચિન્તામણિ' રત્ન પ્રદાન કર્યું.

તે ચિન્તામણિ રત્નના પ્રતાપે મુનિએ રાજાનો તેની સેનાસહિત ભવ્ય અતિથિ-સત્કાર કર્યો. રાજાના મનમાં તે રત્ન પડાવી લેવાની લાલચ થઈ આવી. મુનિએ રાજાને તે આપવાનો ઈન્કાર કરી દેતાં રાજાએ પોતાના સૈન્ય દ્વારા તે રત્ન પડાવી લેવા આક્રમણ કર્યું. ચિન્તામણિમાંથી તેનો પણ પ્રતિકાર કરવા અસ્ત્ર-શસ્ત્રથી સજ્જ વિશાળ સેના પ્રકટ થઈ. રાજાના સૈન્યનો ભયંકર વિનાશ થયો. સમાચાર મળતાં હેતુ-પ્રહેતુ બંને અસુરો પણ વિશાળ સેના તથા પંદર પ્રમુખ દૈત્યો સાથે યુદ્ધ કરવા આવી પહોંચ્યા. મણિમાંથી પ્રકટ થયેલા યોદ્ધાઓ દ્વારા ઘણા દૈત્યો હણાયા.

તેટલામાં મુનિવર ગૌરમુખ હાથમાં કુશા વગેરે લઈ વનમાંથી આશ્રમ પહોંચ્યા. તેમણે મણિ માટે થઈ રહેલ આ ઘોર સંગ્રામ જોઈ ભગવાન શ્રીહરિનું સ્મરણ કર્યું. ભગવાન સ્મરણ કરતાં પ્રકટ થયા અને મુનિની પ્રાર્થનાથી ભગવાનના સુદર્શને સેનાસહિત દુર્જયને ભસ્મ કરી નાખ્યો. આ બધું જ કાર્ય એક 'નિમેષ' માં જ સમ્પન્ન થઈ ગયું. પછી ભગવાને ગૌરમુખ ઋષિ પ્રત્યે આ વચનો કહ્યાં.

तस्य क्षेत्रे। तथा चात्रैव *शौनकादिवचनं 'क्षेत्रेऽस्मिन्वैष्णवे वयम्' इति। स्वः स्वर्गे गीयत इति स्वर्गायो हरिः, स एव लोको भक्तानां निवासस्थानं तस्मै। तत्प्राप्तय इत्यर्थः। सहस्त्रं समाः संवत्सरा अनुष्ठानकालो यस्य तत्सत्रं सत्रसंज्ञकं कर्मोद्दिश्य आसत उपविविशुः। यद्वा आसताऽकुर्वतेत्यर्थः।

छे, तेथी ते अनिमिष कहेवाय छे. तेमना '**क्षेत्रे**' क्षेत्रमां – वळी, अहीं ज शौनकादिनुं वचन छे – ''आ वैष्णव क्षेत्रमां अमे.......'' (श्रीमद् भा.१/१/२१) (एटले आ क्षेत्र अनिमिषनुं – विष्णुनुं छे, एम सिद्ध थाय छे.) '**स्वः**' स्वर्गमां जेनी कीर्ति गवाय छे, (**गै-गाय**) तेवा '**स्वर्गायः**' हरि, भगवान. ते ज भगवान भक्तोनुं निवासस्थान छे, 'तेना माटे' अर्थात् 'तेनी प्राप्ति माटे' तेवो अर्थ छे. '**सहस्त्रं समाः**' जेना अनुष्ठाननो समय हजार वर्ष छे तेने 'सत्र' कहे छे. सत्र तरीके कहेवाता कर्मना उद्देश्यथी (शौनक वगेरे) '**आसत**' बेठा हता. अथवा तेवुं सत्र कर्युं, एम अर्थ छे.

आलभेत निर्वपति उपयन्तीत्यादिवत्प्रत्ययोच्चारणमात्रार्थत्वेनाऽऽस्तेर्धात्वर्थस्याविवक्षितत्वात्॥ ४॥

'**आलभेत निर्वपति उपयन्ति**' इत्यादिनी जेम प्रत्यय उच्चारण मात्र माटे होवाने लीधे '**आस्ते**' धातुनो अर्थ अहीं विवक्षित नथी .॥ ४ ॥

**त एकदा तु मुनयः प्रातर्हुतहुताग्नयः।**
**सत्कृतं **सूतमासीनं पप्रच्छुरिदमादरात्॥ ५**

** एक वार प्रातःकाळे ते मुनिओए अग्निहोत्र वगेरे नित्य कर्मोथी निवृत्त थईने सूतजीनुं पूजन करी तेमने ऊंचे आसने बेसाडीने अत्यंत आदरपूर्वक आ प्रश्न कर्यो. ॥ ५ ॥

---

*** शौनः सर्वविवेकदृक्, अथवा शौन एव शौनको भगवद्भावरसिको मुनिवरः स आदिर्येषां ते।**

शौन अर्थात् सर्व प्रकारना विवेकज्ञानवाळो अथवा शौन ज शौनक, भगवद्भावरसिक मुनिवर शौनक जेमनामां प्रथम छे ते ऋषिओ. वंशीधरी–

****वंशीधरी–कथमतीव विज्ञाः शौनकादयः सूतात्साक्षाद्वेदरूपं श्रीभागवतं शुश्रुवुरिति चेदत्रेदमवधेयम्।**

अत्यंत ज्ञानी एवा शौनकादि(ऋषिओ)ए साक्षात् वेदस्वरूप श्रीमद् भागवतनुं श्रवण सूतजी पासेथी केम कर्युं? एम जो (प्रश्न) थाय तो अहीं आ ध्यानमां लेवा योग्य छे.

शास्त्रोमां ईन्द्रने क्षत्रिय अने बृहस्पतिने ब्राह्मण मानवामां आव्या छे. क्षत्रियवर्ण ईन्द्रना हविर्भागमां ब्राह्मणवर्ण बृहस्पतिना हविर्भागना सांकर्यथी उत्पन्न रोमहर्षणने लक्षणाथी 'सूत' कह्या छे. अभिधाथी सूत तेने कहे छे, जे ब्राह्मणकन्यामां क्षत्रियपुरुषथी उत्पन्न थया होय. रोमहर्षणनी उत्पत्तिमां आ वाच्यार्थ एटले बाधित छे के अग्निकुंडमां न तो कोई साक्षात् ब्राह्मणजातीया कन्या हती अने न क्षत्रिय जातीय पुरुष पण हतो. आ बंनेनो न तो लौकिक संपर्क थयो हतो अने न तो रोमहर्षण योनिज पण हता. अग्नि उत्पन्न थवाने कारणे रोमहर्षण अयोनिज हता.

वेनपुत्र महात्मा पृथुनो यज्ञ थई रह्यो हतो त्यारे प्रथम वर्णनी अदलाबदली थई. यज्ञनी आहुतिमांथी सूतजी उत्पन्न थया. त्यां ईन्द्रना हवि साथे बृहस्पतिनो हवि मिश्रित थई गयो. देव द्वारा ईन्द्रने तेमांथी आहुति आपवामां आवी. तेमांथी सूतजी उत्पन्न थया. शिष्यना हवि साथे मिश्रित थई गयेला गुरुना हविनो अनादर थई गयो. उच्चतर अने निम्नतरना अभिचारथी ते वर्णविकृति उत्पन्न थई.(वा.पु. ૩૩ थी ૩૬)

सायंकाले हुता एव हुता अग्नयो यैस्ते। यद्वा हूयत इति हुतं दध्यादि तेन हुता अग्नयो यैस्ते। यद्वा प्रातःकाले हुता एव हुता अग्नयो यैस्ते। अनेन नित्यनैमित्तिकहोमसाकल्यं दर्शितम्। इदं वक्ष्यमाणमादरात्पप्रच्छुः॥ ५॥

સંધ્યાકાળે હોમ કરીને જેમણે પુનઃ (પ્રભાતે) હોમ કર્યો છે તેવા (મુનિઓએ પ્રશ્ન કર્યો). અથવા हूयते इति **'हुतम्'** જે હોમાય છે તે હુત (દ્રવ્ય), દહીં વગેરેથી અગ્નિમાં હોમ કર્યો છે તેવા મુનિઓ. અથવા પ્રાતઃકાળે હોમ કરીને જેમણે પુનઃ હોમ કર્યો છે તેવા મુનિઓ – આ દ્વારા નિત્ય, નૈમિત્તિક હવનની પૂર્ણતા દર્શાવી છે. **'इदम्'** એટલે આ (પ્રશ્ન) કે જે હવે પછી કહેવામાં આવશે, તે વિષે આદરપૂર્વક પ્રશ્ન પૂછ્યો. ॥ ५ ॥

विविदिषितानर्थान्प्रष्टुं सूतस्य सर्वशास्त्रज्ञानातिशयमाहुः—**त्वयेति** त्रिभिः श्लोकैः।

(ઋષિઓએ) જાણવા ઇચ્છેલા પદાર્થોને પૂછવાના હેતુથી સૂતજીના સર્વશાસ્ત્રોના જ્ઞાનની શ્રેષ્ઠતાને ત્રણ શ્લોકો દ્વારા નિરૂપે છે— **'त्वया इति।'**

**ऋषय ऊचुः**

**त्वया खलु पुराणानि सेतिहासानि चानघ।**
**आख्यातान्यप्यधीतानि धर्मशास्त्राणि यान्युत॥ ६**

**ઋષિઓ બોલ્યા** – હે નિષ્પાપ (સૂતજી), આપે ઈતિહાસ સાથે પુરાણોનું તેમ જ જે ધર્મશાસ્ત્રો છે તેમનું પણ અધ્યયન કર્યું છે તથા તેમની વ્યાખ્યા પણ કરી છે. ॥ ६ ॥

इतिहासो महाभारतादिस्तत्सहितानि। न केवलमधीतानि अपित्वाख्यातान्यपि व्याख्यातानि च। उत अपि यानि धर्मशास्त्राणि तान्यपि॥ ६॥

**'इतिहासः'** મહાભારત વગેરે સહિત (પુરાણો અને ધર્મશાસ્ત્રો), (આપશ્રીએ) કેવળ (તેમનું) અધ્યયન જ નહીં, પરંતુ **'आख्यातानि'** વ્યાખ્યા પણ કરી છે તે સિવાયનાં જે ધર્મશાસ્ત્રો છે તેમની પણ વ્યાખ્યા કરી છે. ॥ ६॥

**यानि वेद विदां श्रेष्ठो भगवान्बादरायणः।**
**अन्ये च मुनयः सूत परावरविदो विदुः॥ ७**

**वेत्थ त्वं सौम्य तत्सर्वं तत्त्वतस्तदनुग्रहात्।**
**ब्रूयुः स्निग्धस्य शिष्यस्य गुरवो गुह्यमप्युत॥ ८**

હે સાધુ, વિદ્વાનોમાં શ્રેષ્ઠ ભગવાન બાદરાયણ જે પુરાણ વગેરેને જાણે છે તથા ભગવાનના સગુણ-નિર્ગુણ રૂપને જાણનારા બીજા ઋષિમુનિઓ જે કાંઈ જાણે છે, તે સર્વને આપ તેમના અનુગ્રહથી વાસ્તવિક રૂપે જાણો છો. ગુરુજનો પોતાના પ્રિય શિષ્યને ગુપ્તમાં ગુપ્ત રહસ્ય પણ કહી દે (છે). ॥ ७ ॥ ८ ॥

---

વળી, અન્ય પુરાણમાં પણ છે કે 'નિર્મળ હૃદયવાળા સૂતજી અગ્નિકુંડમાંથી ઉત્પન્ન થયા હતા.' આમ, રોમહર્ષણજી 'બ્રાહ્મણીમાં ક્ષત્રિયથી જન્મે તે સૂત' એમ કહેલા લક્ષણવાળા સૂતજાતિના ન હતા, પરંતુ અગ્નિમાંથી પ્રકટ થયા હતા.

જ્યારે સૂતજી શૌનકાદિ ઋષિઓને દસ પુરાણ પૂરા કરી અગિયારમું પુરાણ સંભળાવી રહ્યા હતા, ત્યારે ભગવાન શ્રીબલરામજી દ્વારા તેમનો નાશ થયો હતો. બાકીનાં પુરાણો ઋષિઓએ તેમના પુત્ર ઉગ્રશ્રવાજી પાસેથી સાંભળ્યા; જેમને રૌમહર્ષણિ, સૌતિ વગેરેથી પણ સંબોધિત કરાયા છે. ઉગ્રશ્રવાજીએ પુરાણોનું અધ્યયન પોતાના પિતા પાસેથી કર્યું અને શ્રીમદ્ ભાગવત મહાપુરાણનું અધ્યયન તો સાક્ષાત્ ભગવાન શુકદેવજી પાસેથી કર્યું.

किञ्च यानीत्यादि। विदां विदुषां मध्ये श्रेष्ठो व्यासो यानि वेद। परावरे सगुणनिर्गुणे ब्रह्मणी विदन्तीति तथा॥ ७॥

वेत्थ जानासि। सौम्य हे साधो। तेषामनुग्रहात्। तत्त्वतो ज्ञाने हेतुमाह ब्रूयुरिति। स्निग्धस्य प्रेमवतः। उत एव। गुह्यं रहस्यमपि ब्रूयुरेव॥ ८॥

वळी, '**यानि**' ઈત્યાદિનો અર્થ દર્શાવે છે. '**विदां**' વિદ્વાનોમાં '**श्रेष्ठः**' શ્રેષ્ઠ એવા વ્યાસજી જે શાસ્ત્રો જાણે છે; (તેમજ) '**परावरे**' સગુણ અને નિર્ગુણ બ્રહ્મને વિદ્વાનો જાણે છે (તેમ આપ પણ જાણો છો). ॥ ૭ ॥

'**वेत्थ**' (આપ) જાણો છો– '**सौम्य**' હે સાધુ ! '**तेषाम्**' ગુરુજનોના '**अनुग्रहात्**' અનુગ્રહથી '**तत्त्वतः**' વાસ્તવિક રીતે (આપને) જે જ્ઞાન થયું છે, તેનું કારણ કહે છે– '**ब्रूयुः इति।**' '**स्निग्धस्य**' પ્રેમાળ શિષ્યને '**उत**' જ, '**गुह्यम्**' રહસ્ય, '**अपि**' પણ '**ब्रूयुः**' કહી જ દે (છે). ॥ ૮ ॥

***तत्र तत्राञ्जसाऽऽयुष्मन्भवता यद्विनिश्चितम्।**
**पुंसामेकान्ततः श्रेयस्तन्नः शंसितुमर्हसि॥ ९**

હે આયુષ્માન્! જુદાં જુદાં (શાસ્ત્રો, પુરાણો અને ગુરુજનોના ઉપદેશોમાં જણાવેલા સર્વ) સાધનોમાં મનુષ્યના પરમ કલ્યાણરૂપ સાધન વિષે આપે સરળતાપૂર્વક જે નિશ્ચય કર્યો હોય, તે અમને કહેવા માટે આપ યોગ્ય છો. ॥ ૯ ॥

अञ्जसा ग्रन्थार्जवेन। एकान्ततः श्रेयोऽव्यभिचारि श्रेयःसाधनम्॥ ९॥

अन्येऽपि बहुना कालेन बहुशास्त्रश्रवणादिभिर्विनिश्चिन्वन्तु नेत्याहुः—**प्रायेणेति।**

'**अञ्जसा**' શાસ્ત્રોમાં સરળતાપૂર્વક– '**एकान्ततः श्रेयः**' સુનિશ્ચિતતાપૂર્વકનું કલ્યાણકારી સાધન ॥ ૯ ॥

બીજા લોકો પણ ઘણો સમય આપીને અનેક શાસ્ત્રોનાં શ્રવણ વગેરેથી (કલ્યાણના સાધન વિષે) નિર્ણય કરી લે. આ માટે કહે છે, એ તર્ક બરાબર નથી– '**प्रायेण इति।**'

**प्रायेणाल्पायुषः सभ्य कलावस्मिन्युगे जनाः।**
**मन्दाः सुमन्दमतयो मन्दभाग्या ह्युपद्रुताः॥ १०**

હે સાધુ ! આ કળિયુગમાં પ્રાયઃ લોકો અલ્પ આયુષ્યવાળા છે; આળસુ અને અત્યંત મંદબુદ્ધિવાળા છે; વળી તેઓ (અનેક પ્રકારનાં) વિઘ્નોથી ઘેરાયેલા છે તેમ જ (રોગ વગેરે) ઉપદ્રવોથી પીડિત છે.

---

* अस्मिन्नध्याये षट् प्रश्नाः सन्ति।

(१) पुंसामेकान्ततः श्रेयः
(२) चावतारप्रयोजनम्।
(३) तस्य कर्माण्यपि तथा
(४) चावतारकथा अपि।
(५) कृष्णावतारचरितं
(६) धर्मः कं शरणं गतः॥ इति।

આ અધ્યાયમાં ૬ પ્રશ્નો છે.

(૧) મનુષ્યોનું સુનિશ્ચિતતાપૂર્વકનું કલ્યાણનું સાધન
(૨) ભગવાનના અવતારનું પ્રયોજન
(૩) તેમનાં કર્મો
(૪) અવતારોની કથા
(૫) કૃષ્ણાવતારનું ચરિત્ર
(૬) ધર્મ કોને શરણે ગયો.

हे सभ्य साधो, अस्मिन्युगे कलावल्पायुषो जनास्तत्रापि मन्दा अलसास्तत्रापि सुमन्दमत-यस्तत्रापि मन्दभाग्या विघ्नाकुलास्तत्राप्युपद्रुता रोगादिभिः ॥ १० ॥

न च बहुशास्त्रश्रवणेऽपि तावतैव फलसिद्धिरित्याहुः—**भूरीणीति।**

**भूरीणि भूरिकर्माणि श्रोतव्यानि विभागशः।**
**अतः साधोऽत्र यत्सारं समुद्धृत्य मनीषया।**
**ब्रूहि नः श्रद्दधानानां येनात्मा संप्रसीदति॥ ११**

भूरीणि कर्माण्यनुष्ठेयानि येषु तानि। समुद्धृत्य यथावदुद्धृत्य। येनोद्धृतवचनेनात्मा बुद्धिः संप्रसीदति सम्यगुपशाम्यति॥ ११ ॥

प्रश्नान्तरं **सूत जानासीति** पञ्चभिः।

**सूत जानासि भद्रं ते भगवान् सात्वतांपतिः।**
**देवक्यां वसुदेवस्य जातो यस्य चिकीर्षया॥ १२**

भद्रं त इत्यौत्सुक्येनाशीर्वादः। (विस्तरेणाशीर्वादवचनेन विष्णुकथाविघातो भवतीति संग्रहेणोक्तम्। तथाहि 'सा हानिस्तन्महच्छिद्रं स मोहः स च विभ्रमः। यन्मुहूर्तं क्षणं वापि वासुदेवं न चिन्तयेत्॥' इति)

'**सभ्य**' હે સાધુ, આ કળિયુગમાં મનુષ્યો અલ્પાયુષી છે. તેમાં પણ '**मन्दाः**' આળસુ છે, તેમાંય પાછા મંદબુદ્ધિના છે. તેમાં પણ '**मंदभाग्याः**' વિઘ્નોથી ઘેરાયેલા છે. તેમાંય પાછા '**उपद्रुताः**' રોગ વગેરે ઉપદ્રવોથી પીડિત છે. ॥ ૧૦ ॥

બહુશાસ્ત્રના શ્રવણમાં તેટલા (પરિશ્રમ)થી પણ ફળની સિદ્ધિ થતી નથી, તેથી (શૌનકાદિ ઋષિઓ) કહે છે— '**भूरीणि इति।**'

(વેદ, બ્રાહ્મણ, સાંખ્ય, મીમાંસા, વેદાંત વગેરે) વિભાગપૂર્વક સાંભળવા યોગ્ય અનેક શાસ્ત્રો છે. તેમાં અનેક પ્રકારનાં કર્મોનું વર્ણન છે. હે સાધુપુરુષ સૂતજી! આપની બુદ્ધિથી તેનો નિષ્કર્ષ કાઢીને અમને શ્રદ્ધાળુઓને કહો, જેથી અમારી બુદ્ધિ યોગ્ય રીતે શાંતિ પામે. ॥ ૧૧ ॥

અનુષ્ઠાન કરવા યોગ્ય અનેક કર્મો જેમાં છે તે (શાસ્ત્રો)– '**समुद्धृत्य**' નિષ્કર્ષ કાઢીને– '**येन**' જે નિષ્કર્ષરૂપ વચનોથી '**आत्मा**' બુદ્ધિ '**संप्रसीदति**' સમ્યક્ રીતે શાંતિ પામે છે. ॥ ૧૧ ॥

પાંચ શ્લોકો દ્વારા બીજો પ્રશ્ન (પૂછે છે)— '**सूत जानासि इति।**'

હે સૂતજી ! આપનું કલ્યાણ થાઓ ! આપ તો જાણો છો કે ભક્તોના પાલક ભગવાન શ્રીકૃષ્ણ વસુદેવજીનાં (ધર્મપત્ની) દેવકીજીના ગર્ભમાંથી જે વિશેષ કાર્ય કરવાની ઈચ્છાથી અવતીર્ણ થયા હતા. ॥ ૧૨॥

'**भद्रं ते**' આપનું કલ્યાણ થાઓ! તેમ ઉત્સુકતાપૂર્વક આશીર્વાદ આપે છે. (વિસ્તારપૂર્વકના આશીર્વાદના વચનથી વિષ્ણુકથામાં વિઘ્ન થાય એટલે ટૂંકમાં '**भद्रं ते**' થી આશીર્વાદ આપ્યા. જેમ કે— "જે મુહૂર્તમાં કે ક્ષણમાં વાસુદેવનું ચિંતન ન થાય તે હાનિ છે, તે જ મોટી ખામી છે, તે મોહ છે અને તે જ ભ્રમ છે.")

भगवान्निरतिशयैश्वर्यादिगुणः। *सात्वतां सच्छब्देन सत्त्वमूर्तिर्भगवान्स उपास्यतया विद्यते येषामिति सत्वन्तो भक्ताः।

स्वार्थेऽण् राक्षसवायसादिवत्। तस्य चाश्रवणमार्षम्। तदेवं सात्वन्त इति भवति।

तेषां पतिः पालकः। यस्यार्थविशेषस्य चिकीर्षया वसुदेवस्य भार्यायां देवक्यां जातः॥ १२॥

**तन्नः शुश्रूषमाणानामर्हस्यङ्गानुवर्णितुम्।**
**यस्यावतारो भूतानां क्षेमाय च भवाय च॥ १३**

अङ्ग हे सूत, तन्नोऽनुवर्णयितुमर्हसि। सामान्यतस्तावद्यस्यावतारो भूतानां क्षेमाय पालनाय। भवाय समृद्धये॥ १३॥

तत्प्रभावमनुवर्णयन्तस्तद्यशः श्रवणौत्सुक्य-माविष्कुर्वन्ति—**आपन्न** इति त्रिभिः।

**आपन्नः संसृतिं घोरां यन्नाम विवशो गृणन्।**
**ततः सद्यो विमुच्येत यद्बिभेति स्वयं भयम्॥ १४**

**'भगवान्'** સર્વશ્રેષ્ઠ ઐશ્વર્ય વગેરે (વીર્ય, યશ, શ્રી, જ્ઞાન, વૈરાગ્ય) ગુણો ધરાવનાર, **'सात्वताम्'** सत् શબ્દ દ્વારા સત્ત્વમૂર્તિ ભગવાન જેમના ઉપાસ્ય દેવ તરીકે છે તે **'सत्वन्तः'*** ભક્તો.

સ્વાર્થે એટલે કે અર્થમાં ફેરફાર થયા વગર अण् પ્રત્યય લાગવાથી જેમ (रक्षस् એ જ) राक्षस, (वयस् એ જ) 'वायस' તેમ ('सत्वन्तः' એ જ) 'सात्वन्तः'– તેના अण् પ્રત્યય નથી, તે આર્ષ પ્રયોગ છે. તેઓના 'पतिः' પાલક, રક્ષક 'यस्य' જે વિશેષ કાર્ય 'चिकीर्षया' કરવાની ઈચ્છાથી 'वसुदेवस्य' વસુદેવજીનાં ધર્મપત્ની 'देवक्याम्' દેવકીજીના ગર્ભમાંથી અવતીર્ણ થયા હતા. ॥ ૧૨॥

હે સૂતજી, તે (શ્રીકૃષ્ણકથા) સાંભળવા ઈચ્છતા એવા અમારી સમક્ષ તે વિશેષકાર્યને આપ વર્ણવવા માટે યોગ્ય છો, જે ભગવાનનો અવતાર જીવોના પાલન અને સમૃદ્ધિ માટે થાય છે. ॥ ૧૩॥

**'अङ्ग'** હે સૂત! **'तत् नः अनुवर्णयितुम् अर्हसि।'** તે (વિશેષકાર્ય) અમને વર્ણવવા માટે આપ યોગ્ય છો. **'यस्यावतारः'** જેમનો અવતાર **'भूतानाम्'** જીવોના **'क्षेमाय'** પાલન (અભ્યુદય) માટે તથા **'भवाय'** સમૃદ્ધિ (નિઃશ્રેયસ) માટે થાય છે. ॥ ૧૩॥

તેમના (શ્રીકૃષ્ણના) પ્રભાવનું વર્ણન કરતાં ઋષિઓ તેમના યશનું શ્રવણ કરવાની ઉત્સુકતાને ત્રણ શ્લોકો દ્વારા પ્રકટ કરે છે— **'आपन्नः इति।'**

ભયંકર સંસાર(ચક્ર)માં પડેલો (આ જીવ) જેમનું (મંગળમય) નામ વિવશતાથી પણ ઉચ્ચારે તો તે જ ક્ષણે (સંસારરૂપી ચક્રમાંથી) મુક્ત થઈ જાય, કારણ કે જેમના નામથી સ્વયં ભય પણ ભય પામે છે. ॥ ૧૪॥

* (**सत्वत्** શબ્દમાં તદ્ધિત પ્રત્યય **अण् ( = अ)** લગાડતાં આદિસ્વરની વૃદ્ધિ થતાં **सात्वत** શબ્દ બને. પરંતુ અહીં વૃદ્ધિ થઈ છતાં શબ્દના **'अ'** પ્રત્યયનું શ્રવણ નથી તે આર્ષ પ્રયોગ (ઋષિ – પ્રયુક્ત) છે, તેથી **सत्वत्** અને **सात्वत्** એ બન્ને શબ્દો શુદ્ધ છે; પરંતુ મૂળ શ્લોકમાં **सात्वत्** શબ્દ લઈને ષ.બ.વ.નું. ૩૫ **'सात्वताम्'** આપેલું છે. પાણિનીય વ્યાકરણ પ્રમાણે અહીં **'सात्वतानाम्'** શબ્દ હોવો જોઈએ.)

संसृतिमापन्नः प्राप्तः। विवशोऽपि गृणन्। ततः संसृतेः।

अत्र हेतुः—यद्यतो नाम्नो भयमपि स्वयमेव बिभेति॥ १४॥

**यत्पादसंश्रयाः सूत मुनयः प्रशमायनाः।**
**सद्यः पुनन्त्युपस्पृष्टाः स्वर्धुन्यापोऽनुसेवया॥ १५**

किंच यस्य पादः संश्रयो येषामत एव प्रशमोऽयनं वर्त्म आश्रयो वा येषां ते मुनय उपस्पृष्टाः सन्निधिमात्रेण सेविताः सद्यः पुनन्ति। स्वर्धुनी गङ्गा तस्या आपस्तु तत्पादान्निःसृता न तु तत्रैव तिष्ठन्त्यतस्तत्संबन्धेनैव पुनन्त्योऽप्यनुसेवया पुनन्ति न तु सद्य इति मुनीनामुत्कर्षोक्तिः॥ १५॥

**को वा भगवतस्तस्य पुण्यश्लोकेड्यकर्मणः।**
**शुद्धिकामो न शृणुयाद् यशः कलिमलापहम्॥ १६**

पुण्यश्लोकैरीड्यानि स्तव्यानि कर्माणि यस्य तस्य यशः। कलिमलापहं संसारदुःखोपशमनम्॥ १६॥

प्रश्नान्तरं—**तस्येति।**

‘**संसृतिम् आपन्नः**’ (જન્મ-મરણરૂપ) સંસારને પ્રાપ્ત થયેલો– ‘**विवशः ( अपि ) गृणन्**’ લાચારીથી પણ ઉચ્ચારતો– ‘**ततः**’ તેમાંથી (સંસારમાંથી) (મુક્ત થઈ જાય છે.)

અહીં કારણ આપે છે– ‘**यत्**’ કારણ કે જેમના નામથી સ્વયં ભય પણ ભય પામે છે. ॥ ૧૪॥

હે સૂતજી, જેમણે ભગવાનના શ્રીચરણોનો આશ્રય કરેલો છે તેવા અને પરમ શાંતિનો આશ્રય લેનારા મુનિજનો (સંસારના જીવને પોતાની) સન્નિધિથી તરત જ પવિત્ર કરે છે, જ્યારે ગંગાજીનું જળ તો વારંવાર સેવન કરવાથી (જીવને) પવિત્ર કરે છે. ॥ ૧૫ ॥

વળી, જેમનું (ભગવાનનું) ચરણ જે મુનિજનોનો આશ્રય છે અને આથી જ ‘**प्रशमः**’ પરમ શાંતિ (ભગવન્નિષ્ઠ બુદ્ધિ) એ જ ‘**अयनम्**’ જેમનો માર્ગ અથવા આશ્રય છે તેવા ‘**उपस्पृष्टाः**’ માત્ર સાન્નિધ્યથી જેમની સેવા કરવામાં આવે છે તેવા મુનિઓ ‘**सद्यः पुनन्ति**’ તરત જ પવિત્ર કરે છે. ‘**स्वर्धुनी**’ ગંગા, પરંતુ ગંગાજીનાં જળ ભગવાનના ચરણકમળમાંથી નિઃસૃત થયાં હોવા છતાં તે ત્યાં જ સ્થિર થતાં નથી અને તેથી ભગવાનના ચરણના સંબંધથી જ પવિત્ર કરતાં હોવા છતાં વારંવાર સેવન કર્યા પછી પવિત્ર કરે છે, પણ તરત જ પવિત્ર નથી કરતાં. આમ મુનિજનોના ઉત્કર્ષનું અહીં વર્ણન છે. ॥ ૧૫ ॥

પવિત્ર કીર્તિવાળા ભક્તો દ્વારા જેમની લીલાની સ્તુતિ કરવામાં આવે છે, તે ભગવાનના કલિમલહારી યશનું આત્મશુદ્ધિની ઈચ્છાવાળો કોણ શ્રવણ ન કરે ? ॥ ૧૬॥

‘**पुण्यश्लोकैः**’ જેમની પવિત્ર કીર્તિ છે તેવા પુરુષો દ્વારા ‘**ईड्यानि**’ સ્તુતિ કરવા યોગ્ય ‘**कर्माणि**’ લીલાઓ જેની છે તેમના ‘**यशः**’ યશને– ‘**कलिमलापहम्**’ કલિના મળને હરી લેનાર (અને તેથી) સંસારનાં દુઃખોને શાંત કરનાર યશને ॥ ૧૬॥

ત્રીજો પ્રશ્ન પૂછે છે– ‘**तस्य इति।**’

**तस्य कर्माण्युदाराणि परिगीतानि सूरिभिः ।**
**ब्रूहि नः श्रद्दधानानां लीलया दधतः कलाः ॥ १७**

બ્રહ્મા, વિષ્ણુ અને શિવરૂપે લીલાથી અવતાર ધારણ કરીને, વિશ્વનાં સર્જન, પાલન અને સંહાર જેવાં મહાન (ઉદાર) કર્મો કે જેમનું ગાન (નારદમુનિ વગેરે જેવા) વિદ્વાનો દ્વારા કરવામાં આવે છે, તેમનું શ્રદ્ધાળુઓ એવા અમારી સમક્ષ વર્ણન કરો. ॥ ૧૭ ॥

उदाराणि महान्ति विश्वसृष्ट्यादीनि । सूरिभि-र्नारदादिभिः । कला ब्रह्मरुद्रादिमूर्तीः ॥ १७ ॥

‘**उदाराणि**’ વિશ્વનાં સર્જન, પાલન, સંહાર જેવાં મહાન કર્મો– ‘**सूरिभिः**’ નારદમુનિ વગેરે જેવા વિદ્વાનો દ્વારા ‘**कलाः**’ બ્રહ્મા, રુદ્ર વગેરે મૂર્તિનાં સ્વરૂપોને (અવતારોને) ॥ ૧૭॥

**अथेति** प्रश्नान्तरे।

‘**अथ**’ થી પ્રારંભાતા શ્લોકમાં (ચોથો) પ્રશ્ન છે.

**अथाख्याहि हरेर्धीमन्नवतारकथाः शुभाः ।**
**लीला विदधतः स्वैरमीश्वरस्यात्ममायया ॥ १८**

હે બુદ્ધિમાન સૂતજી! પોતાની યોગમાયાથી સ્વચ્છંદ લીલા કરતા સર્વસમર્થ પ્રભુ શ્રીહરિની મંગળમયી અવતારકથાઓનું આપ હવે વર્ણન કરો. ॥ ૧૮॥

अवतारकथाः स्थित्यर्थमेव तत्तदवसरे ये मत्स्याद्यवतारास्तदीयाः कथाः स्वैरं लीलाः कुर्वतः । श्रीकृष्णावतारप्रयोजनप्रश्नेनैव तच्चरित-प्रश्नोऽपि जात एवेति ज्ञातव्यम् ॥ १८ ॥

સૃષ્ટિના પાલન માટે તે તે પ્રસંગે મત્સ્યાદિ અવતારો લીધા તેની કથા (કહો). ‘**स्वैरम्**’ સ્વચ્છંદ લીલા કરતા (પ્રભુની)— શ્રીકૃષ્ણાવતારના પ્રયોજનના પ્રશ્ન દ્વારા તેમાં શ્રીકૃષ્ણચરિત્ર વિષેનો પ્રશ્ન પણ આવી જાય છે તેમ જાણવું. ॥ ૧૮ ॥

अत्यौत्सुक्येन पुनरपि तच्चरितान्येव श्रोतुमिच्छन्तस्तत्रात्मनस्तृप्त्यभावमावेदयन्ति— **वयं त्विति।**

અતિઉત્સુકતાપૂર્વક ફરી ફરી ભગવાનનાં ચરિત્રો સાંભળવા ઇચ્છતા શૌનકાદિ ઋષિઓ પોતાને તૃપ્તિ થઈ નથી તેમ જણાવે છે— ‘**वयं-तु-इति।**’

**वयं तु न वितृप्याम उत्तमश्लोकविक्रमे ।**
**यच्छृण्वतां रसज्ञानां स्वादुस्वादु पदेपदे ॥ १९**

પુણ્યકીર્તિ ભગવાનની લીલામાં અમને તૃપ્તિ થતી નથી, કે જેને સાંભળનારા રસજ્ઞોને ક્ષણે ક્ષણે નવા નવા રસનો અનુભવ થાય છે. ॥ ૧૯॥

योगयागादिषु तृप्ताः स्म। उद्गच्छति तमो यस्मात्स उत्तमास्तथाभूतः श्लोको यस्य तस्य विक्रमे तु विशेषेण न तृप्यामोऽलमिति न मन्यामहे।

અમે યોગ, યજ્ઞ વગેરેથી ધરાઈ ગયા છીએ. જેમાંથી અજ્ઞાન કે અંધકાર નીકળી ગયો છે તેઓ **उत्-तमस्** અર્થાત્ **उत्तमाः** છે. આવી અજ્ઞાનરહિત જેમની કીર્તિ છે તેમની લીલામાં અમને વિશેષ રૂપે તૃપ્તિ થતી નથી. ‘બસ, હવે’ તેમ મનમાં નથી થતું.

तत्र हेतुः—यद्विक्रमं शृण्वताम्। यद्वा अन्ये तृप्यन्तु नाम वयं तु नेति तुशब्दस्यान्वयः। अयमर्थः— त्रेधा ह्यलंबुद्धिर्भवति उदरादिभरणेन वा, रसाज्ञानेन वा, स्वादुविशेषाभावाद्वा।

તૃપ્તિ થતી નથી તેનું કારણ— જેની લીલા સાંભળતા રસજ્ઞોને ક્ષણે ક્ષણે નવા નવા રસનો અનુભવ થાય છે. અથવા બીજા ભલે તૃપ્ત થાય, પરંતુ અમે તૃપ્ત નથી થતા, એમ અહીં **'तु'** શબ્દનો સંબંધ (વિરોધ દર્શાવે) છે. અર્થ આ છે— તૃપ્તિ ત્રણ પ્રકારે થાય છે. પેટ વગેરે ભરાઈ જવાથી કે રસનું જ્ઞાન ન હોવાથી અથવા વિશિષ્ટ પ્રકારના સ્વાદનો અભાવ હોવાથી.

तत्र शृण्वतामित्यनेन श्रोत्रस्याकाशत्वाद-भरणमित्युक्तम्। रसज्ञानामित्यनेन चाज्ञानतः पशुवत्तृप्तिर्निराकृता। इक्षुभक्षणवद्रसान्तराभावेन तृप्तिं निराकरोति। पदेपदे प्रतिक्षणं स्वादुतोऽपि स्वादु॥ १९॥

તેમાં **'शृण्वताम्'** દ્વારા કર્ણેન્દ્રિય આકાશરૂપ હોવાથી તેને કદી ભરી શકાતી નથી, એમ કહેવાયું છે. **'रसज्ञानाम्'** એમ કહીને (રસના) અજ્ઞાનને કારણે પશુની જેમ તૃપ્તિ થઈ જાય તે વાતનું નિરાકરણ કર્યું છે. શેરડીના ભક્ષણની જેમ તેમાં અન્ય રસના અભાવથી થતી તૃપ્તિનું નિરાકરણ કર્યું છે. (કારણ કે શેરડીમાં એક જ રસ છે, જ્યારે ભગવાનની કથામાં અનેક રસ છે.) **'पदेपदे'** ક્ષણે ક્ષણે, મધુર કરતાં પણ વધારે મધુર અર્થાત્ નવા નવા રસનો (અનુભવ કરાવે છે.) ॥ ૧૯॥

अतः श्रीकृष्णचरितानि कथयेत्याशयेनाहुः—**कृतवानिति।**

આથી શ્રીકૃષ્ણચરિત્ર કહો, તે આશયથી તેઓ કહે છે— **'कृतवान् इति।'**

**कृतवान्किल वीर्याणि सह रामेण केशवः।**
**अतिमर्त्यानि भगवान्गूढः कपटमानुषः॥ २०**

કપટથી મનુષ્યનો અવતાર ધારણ કરનાર અને ગુપ્ત રહેલા કેશવ ભગવાને શ્રીબલરામજી સહિત મનુષ્ય ન કરી શકે તેવાં જે જે પરાક્રમો કર્યાં હોય તે (કહો.) ॥ ૨૦॥

अतिमर्त्यानि मर्त्याનतिक्रान्तानि गोवर्धनो-द्धारणादीनि। मनुष्येष्वसंभावितानीत्यर्थः॥ २०॥

**'अतिमर्त्यानि'** મર્ત્ય માનવોનું અતિક્રમણ કરે તેવી ગોવર્ધનધારણ વગેરે જેવી; મનુષ્ય ન કરી શકે તેવી લીલાઓ– એમ અર્થ છે. ॥ ૨૦ ॥

ननु याजनाध्यापनादिव्यग्राणां कुत एतच्छ्रवणावकाशः स्यादत आहुः—**कलिमिति।**

શંકા થાય કે યજ્ઞયાગાદિ, અધ્યાપન વગેરેમાં વ્યસ્ત (ઋષિઓને) આ કથાનું શ્રવણ કરવાનો અવકાશ ક્યાંથી મળે ? આવી શંકાના ઉત્તરમાં કહે છે— **'कलिम् इति।'** (આ શ્લોકથી પાંચમો પ્રશ્ન પૂછે છે.)

**कलिमागतमाज्ञाय क्षेत्रेऽस्मिन् वैष्णवे वयम्।**
**आसीना दीर्घसत्रेण कथायां सक्षणा हरेः॥ २१**

(હે સૂતજી!) કળિયુગ આવી ગયો છે તેમ જાણીને દીર્ઘકાલીન સત્ર દ્વારા શ્રીહરિની કથા માટે અવસર પ્રાપ્ત કરીને આ વૈષ્ણવક્ષેત્રમાં અમે બેઠા છીએ. ॥ ૨૧ ॥

कलिमागतं ज्ञात्वा तद्भिया विष्णुपदं गन्तुकामा दीर्घसत्रेण निमित्तेनात्र वैष्णवे क्षेत्रे आसीनाः। हरेः कथायां सक्षणा लब्धावसराः ॥ २१ ॥

કળિયુગ આવી ગયો છે તેમ જાણીને તેના ભયથી વૈકુંઠમાં જવાની ઈચ્છાવાળા (ઋષિ-મુનિઓ) દીર્ઘસત્રના નિમિત્તથી અહીં વૈષ્ણવક્ષેત્રમાં બેઠા છીએ. શ્રીહરિની કથા માટે **'सक्षणाः'** જેમને અવસર પ્રાપ્ત થયો છે તેવા (ઋષિઓ) ॥ ૨૧॥

अस्मिंश्च समये त्वद्दर्शनमीश्वरेणैव संपादितमित्यभिनन्दन्ति—**त्वमिति।**

આ સમયે ઈશ્વર દ્વારા જ આપનાં દર્શન પ્રાપ્ત થયાં છે, તેમ (સૂતજીને) અભિનંદન આપે છે— **'त्वम् इति।'**

**त्वं नः संदर्शितो धात्रा दुस्तरं निस्तितीर्षताम्।**
**कलिं सत्त्वहरं पुंसां कर्णधार इवार्णवम्॥ २२**

સમુદ્ર તરવાની ઈચ્છા રાખનારને જેમ નાવિક મળે તેમ પુરુષના સત્ત્વને હરી લેનારા અને મુશ્કેલીથી તરી શકાય એવા કળિયુગને તરવાની ઈચ્છાવાળા અમને વિધાતા દ્વારા આપ દર્શાવવામાં આવ્યા છો.॥ ૨૨॥

कलिं संसारं निस्तर्तुमिच्छताम्। अर्णवं तितीर्षतां कर्णधारो नाविक इव॥ २२ ॥

**'कलिम्'** એટલે સંસાર, તેને તરી જવાની ઈચ્છા રાખનારાઓને– **'अर्णवम्'** સાગરને તરવાની ઈચ્છા રાખનારાઓને જેમ નાવિક (મળી જાય તેમ) ॥ ૨૨॥

पुनः प्रश्नान्तरं—**ब्रूहीति।**

પુનઃ આગળ પ્રશ્ન કરે છે. (છઠ્ઠો પ્રશ્ન)– **'ब्रूहि' इति।**

**ब्रूहि योगेश्वरे कृष्णे ब्रह्मण्ये धर्मवर्मणि।**
**स्वां काष्ठामधुनोपेते धर्मः कं शरणं गतः॥ २३**

ધર્મરક્ષક, બ્રાહ્મણભક્ત, યોગેશ્વર ભગવાન શ્રીકૃષ્ણ સ્વધામ પધાર્યા ત્યારે હવે ધર્મ કોને શરણે ગયો, તે કહો. ॥ ૨૩॥

धर्मस्य वर्मणि कवचवद्रक्षके। स्वां काष्ठां मर्यादाम्। स्वस्वरूपमित्यर्थः। अस्य चोत्तरं 'कृष्णे स्वधामोपगते धर्मज्ञानादिभिः सह' इत्ययं श्लोकः—
'कृष्णे स्वधामोपगते धर्मज्ञानादिभिः सह।
कलौ नष्टदृशामेष पुराणार्कोऽधुनोदितः॥' ॥ २३ ॥

ધર્મના કવચરૂપ, કવચની જેમ ધર્મનું રક્ષણ કરનાર શ્રીકૃષ્ણ– **'स्वां काष्ठाम्'** પોતાની મર્યાદા (ધારણ સ્થિતિ), પોતાનું સ્વરૂપ, એમ અર્થ છે અને આનો ઉત્તર છે, આ શ્લોક–

"શ્રીકૃષ્ણ ધર્મ અને જ્ઞાન સહિત સ્વધામ પધાર્યા ત્યારે કળિયુગમાં નાશ પામેલી દૃષ્ટિવાળા મનુષ્યોને માટે આ પુરાણરૂપ સૂર્યનો હમણાં ઉદય થયો છે." ॥ ૨૩॥ (શ્રીમદ્ ભા. ૧/૩/૪૫)

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां प्रथमस्कन्धे प्रथमोऽध्यायः॥ १ ॥
इति श्रीमद्भागवते प्रथमस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां प्रथमोऽध्यायः॥ १ ॥

❋❋❋❋❋

# अथ द्वितीयोऽध्यायः

## ભગવત્કથા અને ભગવદ્ભક્તિનો મહિમા

तदेवं प्रथमेऽध्याये षट् प्रश्ना मुनिभिः कृताः।
द्वितीये तूत्तरं सूतश्चतुर्णामाह तेष्वथ॥ १

व्यास उवाच

**इति संप्रश्नसंहृष्टो विप्राणां रौमहर्षणिः।**
**प्रतिपूज्य वचस्तेषां प्रवक्तुमुपचक्रमे॥ १**

विप्राणां इत्येवंभूतैः सम्यक् प्रश्नैः सम्यग् हृष्टो रोमहर्षणस्य पुत्र उग्रश्रवास्तेषां वचः प्रतिपूज्य सत्कृत्य प्रवक्तुमुपचक्रमे उपक्रान्तवान्॥ १ ॥

प्रवचनस्योपक्रमो नाम गुरुदेवतानमस्कार इति। तमाह—**यमिति** त्रिभिः। तत्र स्वगुरोः शुकस्यैश्वर्यं तच्चरितेनैव द्योतयन्नाह—**यमिति**।

सूत उवाच

**यं प्रव्रजन्तमनुपेतमपेतकृत्यं**
**द्वैपायनो विरहकातर आजुहाव।**
**पुत्रेति तन्मयतया तरवोऽभिनेदु-**
**स्तं सर्वभूतहृदयं मुनिमानतोऽस्मि॥ २**

यं प्रव्रजन्तं संन्यस्य गच्छन्तम्। अनुपेतं मामुपनयस्वेत्युपनयनार्थमाचार्यमनुपसन्नम्। यद्वा केनाप्यनुपेतमननुगतम्। एकाकिनमित्यर्थः। तत्र हेतुः—अपेतकृत्यं कृत्यशून्यं कर्ममार्गेऽप्रवर्तमानं नैष्ठिकत्वात्।

આ પ્રમાણે પ્રથમ અધ્યાયમાં મુનિઓ દ્વારા છ પ્રશ્નો કરવામાં આવ્યા. હવે તેમાંથી ચાર પ્રશ્નોના ઉત્તર સૂતજી દ્વિતીય અધ્યાયમાં આપે છે. ॥૧॥

**વ્યાસજી બોલ્યા** – (બ્રાહ્મણોના) યોગ્ય પ્રશ્નોથી અત્યંત હર્ષ પામેલા રોમહર્ષણના પુત્ર ઉગ્રશ્રવાએ તેમની વાણીનો સત્કાર કરીને પ્રવચન કરવાનો આરંભ કર્યો. ॥૧॥

બ્રાહ્મણોના આવા યોગ્ય પ્રશ્નોથી અત્યંત હર્ષ પામેલા રોમહર્ષણના પુત્ર ઉગ્રશ્રવાએ તેમની વાણીનો **'प्रतिपूज्य'** સત્કાર કરીને **'प्रवक्तुमुपचक्रमे'** પ્રવચન કરવાનો પ્રારંભ કર્યો. ॥૧॥

પ્રવચનનો આરંભ એટલે ગુરુદેવતાને નમસ્કાર. તે **'यम्'** વગેરે ત્રણ શ્લોકો દ્વારા કહે છે. તેમાં પોતાના ગુરુદેવ શ્રીશુકદેવમુનિનું ઐશ્વર્ય તેમના ચરિત્ર દ્વારા જ પ્રકાશિત કરતાં કહે છે— **'यमिति।'**

**સૂતજી બોલ્યા** – જેમનો યજ્ઞોપવીત સંસ્કાર પણ થયો નથી, જે (લૌકિક-વૈદિક) કર્મોમાં પ્રવૃત્ત નથી થયા, જેમને સંન્યાસ લેવાના ઉદ્દેશ્યથી એકાકી જતા જોઈને વ્યાસજીએ વિરહથી વ્યાકુળ થઈને ''પુત્ર...'' એમ સાદ કર્યો, ત્યારે શુકરૂપે તન્મય થવાને કારણે વૃક્ષોએ ઉત્તર આપ્યો; તેવા સર્વના હૃદયમાં વિરાજમાન શ્રીશુકદેવમુનિને હું પ્રણામ કરું છું. ॥ ૨॥

**'यं प्रव्रजन्तम्'** સંન્યાસ લેવાના ઉદ્દેશ્યથી જતા, **'अनुपेतम्'** ''મને ઉપનયન સંસ્કાર આપો.'' એમ ઉપનયન સંસ્કારાર્થે આચાર્ય પાસે જે ગયા નથી તે, અથવા જેમની પાછળ કોઈ ગયું નથી તેવા એટલે કે એકાકી, તેવો અર્થ થાય છે. તે માટે કારણ આપે છે— **'अपेतकृत्यम्'** જેમને કાંઈ જ કરવાનું નથી તેવા, નૈષ્ઠિક હોવાથી કર્મમાર્ગમાં જે પ્રવર્તમાન નથી.

द्वैपायनो व्यासो विरहात्कातरो भीतः सन् पुत्रा३इति* प्लुतेनाजुहावाहूतवान्। दूरादाह्वाने प्लुते सत्यपि सन्धिरार्षः।

तदा तन्मयतया शुकरूपतया तरवोऽभिनेदुः प्रत्युत्तरमुक्तवन्तः। पितुः स्नेहानुबन्धपरिहाराय यो वृक्षरूपेणोत्तरं दत्तवानित्यर्थः। तं मुनि-मानतोऽस्मि। तन्मयत्वोपपादनाय विशेषणम्। सर्वभूतानां हृन्मनः अयते योगबलेन प्रविशतीति सर्वभूतहृदयस्तम्॥ २॥

तत्कृपालुतां दर्शयन्नाह—**य इति**।

**यः स्वानुभावमखिलश्रुतिसारमेक-**
**मध्यात्मदीपमतितितीर्षतां तमोऽन्धम्।**
**संसारिणां करुणयाह पुराणगुह्यं**
**तं व्याससूनुमुपयामि गुरुं मुनीनाम्॥ ३**

अन्धं गाढं तमः संसाराख्यमतितर्तुमिच्छताम्। पुराणानां मध्ये गुह्यं गोप्यम्। तत्र हेतुत्वेन चत्वारि विशेषणानि। स्वो निजोऽसाधारणोऽनुभावः प्रभावो यस्य तत्स्वानुभावम्। अखिलश्रुतीनां सारम्। एकमद्वितीयम्। अनुपममित्यर्थः। आत्मानं कार्य-

'**द्वैपायनः**' એટલે વ્યાસજી, '**विरहकातरः**' વિરહથી ભયભીત થઈને '**पुत्र....**' એમ પ્લુત દ્વારા '**आजुहाव**' સાદ કરવા લાગ્યા. દૂરથી બોલાવવાને કારણે પ્લુત છે, છતાં સંધિ કરી છે તે આર્ષ પ્રયોગ છે.

ત્યારે '**तन्मयतया**' શુકરૂપે તન્મય થવાને કારણે '**तरवः अभिनेदुः**' વૃક્ષોએ પ્રત્યુત્તર આપ્યો. પિતાના સ્નેહના સંબંધને છોડાવવા માટે જેણે વૃક્ષરૂપે ઉત્તર આપ્યો, તેવો અર્થ છે. તે મુનિને હું પ્રણામ કરું છું. તન્મયત્વ સિદ્ધ કરવા માટે વિશેષણ આપે છે. સર્વ પ્રાણીઓના હૃદયમાં એટલે મનમાં (हृद्+अय=प्रवेश) યોગબળથી પ્રવેશ કરે છે, તેવા '**सर्वभूतहृदयम्**' સર્વ પ્રાણીઓના હૃદયમાં પ્રવેશેલા (શુકદેવજીને હું પ્રણામ કરું છું). ॥ ૨॥

તેમની (શ્રીશુકદેવજીની) કૃપા દર્શાવતાં કહે છે— '**यः इति।**'

પોતાના (શુકદેવજીના) અસાધારણ પ્રભાવવાળું, સમસ્ત વેદોના સારરૂપ, આત્મતત્ત્વને પ્રકાશિત કરનાર એકમાત્ર અનુપમ દીવડારૂપ, પુરાણોમાં રહસ્યાત્મક શ્રીમદ્ ભાગવત પુરાણ ઘોર અંધકારરૂપી સંસાર-સાગરને તરી જવાની તીવ્ર ઈચ્છાવાળા સંસારીઓને જેમણે કરુણા કરીને કહ્યું, તેવા મુનિજનોના ગુરુ તેમ જ વ્યાસજીના પુત્ર શ્રીશુકદેવજીને શરણે હું જાઉં છું. ॥ ૩ ॥

'**अन्धम्**' ગાઢ અંધકાર, જેને સંસાર કહેવાય છે, તેને તરી જવાની તીવ્ર ઈચ્છાવાળા, સર્વ પુરાણોમાં '**गुह्यम्**' રહસ્યાત્મક, તે માટે ચાર વિશેષણો આપે છે. '**स्वः**' પોતાનો (શુકદેવજીનો) અસાધારણ '**अनुभावः**' પ્રભાવ જેમાં છે તેવું ભાગવતપુરાણ, સઘળી શ્રુતિઓના સારરૂપ, '**एकम्**' અદ્વિતીય, અનુપમ તેવો અર્થ છે. દેહાદિ અને સ્થૂળ શરીર, સૂક્ષ્મ શરીર અને કારણશરીરના

* (હ્રસ્વની એક, દીર્ઘની બે અને પ્લુતની ત્રણ માત્રા હોય છે.) જ્યાં પ્લુત સ્વર આવે ત્યાં સામાન્યતઃ સંધિ થતી નથી. તેથી 'पुत्र३इति' એ બંને શબ્દોની સંધિ થાય નહીં અર્થાત્ 'पुत्रेति' એમ વ્યાકરણ પ્રમાણે થતું નથી, પરંતુ અહીં શ્લોકમાં સંધિ કરી છે, તેને આર્ષ પ્રયોગ માનવો.

कारणसंघातमधिकृत्य वर्तमानमात्मतत्त्वमध्यात्मं तस्य दीपं साक्षात्प्रकाशकम्। उपयामि शरणं व्रजामि॥ ३॥

સમૂહરૂપ આત્માને વિષય બનાવીને રહેલું તે આત્મતત્ત્વ અર્થાત્ અધ્યાત્મ, તેવા અધ્યાત્મને પ્રકાશિત કરતા દીપક (ભાગવતપુરાણ)ને, **'उपयामि'** શરણે જાઉં છું. ॥ ૩ ॥

**नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम्।**
**देवीं सरस्वतीं व्यासं ततो जयमुदीरयेत्॥ ४**

મનુષ્યોમાં સર્વશ્રેષ્ઠ નરને અને ભગવાન નારાયણને, સરસ્વતીદેવીને તથા વ્યાસમુનિને નમસ્કાર કરીને પછી ગ્રન્થનો આરંભ કરવો. ॥ ૪ ॥

जयत्यनेन संसारमिति जयो ग्रन्थस्तमुदीरयेदिति स्वयं तथोदीरयन्नन्यान्पौराणिकानुपशिक्षयति॥ ४॥

આ (ગ્રંથ) દ્વારા સંસાર ઉપર વિજય પ્રાપ્ત થાય છે, તેથી **'जयः'** એ જ ગ્રંથ છે, તેને કહેવાનો આરંભ કરવો. પોતે તે પ્રમાણે કરીને અન્ય પૌરાણિકોને તે પ્રમાણે કરવા ઉપદેશ આપે છે. ॥ ૪ ॥

तेषां वचः प्रतिपूज्येति यदुक्तं तत्प्रति-पूजनं करोति।

મુનિજનોની વાણીનું અભિનંદન કરીને જે કહેવામાં આવ્યું (શ્લોક-૧), તે પ્રમાણે સૂતજી પ્રશ્નનો સત્કાર કરે છે.

**मुनयः साधु पृष्टोऽहं भवद्भिर्लोकमङ्गलम्।**
**यत्कृतः कृष्णसंप्रश्नो येनात्मा सुप्रसीदति॥ ५**

હે ઋષિઓ! આપના દ્વારા વિશ્વકલ્યાણ માટેનો ખૂબ સુંદર પ્રશ્ન મને પૂછવામાં આવ્યો છે, કારણ કે કૃષ્ણસંબંધી પ્રશ્ન કર્યો છે, જે વડે મન સારી રીતે પ્રસન્ન થાય છે. ॥ ૫ ॥

हे मुनयः, साधु यथा भवति तथाऽहं पृष्टः। यतो लोकानां मङ्गलमेतत्। यद्यतः कृष्णविषयः संप्रश्नः कृतः। सर्वशास्त्रार्थसारोद्धारप्रश्नस्यापि कृष्णे पर्यवसानादेवमुक्तम्॥ ५॥

હે મુનિઓ, કલ્યાણ થાય તેવી રીતે મને પૂછવામાં આવ્યું છે. જેના વડે વિશ્વનું કલ્યાણ થશે, **'यत्'** કારણ કે કૃષ્ણવિષયક સુંદર પ્રશ્ન કરવામાં આવ્યો છે. સર્વ શાસ્ત્રના અર્થના સારને ઉદ્ધૃત કરીને મનુષ્યના સુનિશ્ચિત શ્રેય માટે જે પ્રથમ પ્રશ્ન પૂછ્યો હતો, તેની પૂર્ણતા પણ કૃષ્ણની કથામાં જ થાય છે, તેથી એમ કહ્યું કે કૃષ્ણ વિષે યોગ્ય પ્રશ્ન કર્યો છે. ॥ ૫॥

तत्र यत्प्रथमं पृष्टं सर्वशास्त्रसारमैकान्तिकं श्रेयो ब्रूहीति तत्रोत्तरम्। **स वै पुंसामिति**।

ત્યાં (પ્રથમ અધ્યાયમાં) જે પ્રથમ પૂછવામાં આવ્યું હતું કે સર્વશાસ્ત્રોના સારરૂપ સુનિશ્ચિત કલ્યાણનું સાધન કહો, તેનો ઉત્તર આપે છે— **'स वै पुंसाम् इति।'**

**स वै पुंसां परो धर्मो यतो भक्तिरधोक्षजे।**
**अहैतुक्यप्रतिहता ययात्मा संप्रसीदति॥ ६**

મનુષ્યોનો સર્વશ્રેષ્ઠ ધર્મ એ જ છે કે જેનાથી અધોક્ષજ (અતીન્દ્રિય) ભગવાનમાં ફળના અનુસંધાન વગરની તેમજ અવરોધોથી અટકે નહીં તેવી (દૃઢ) ભક્તિ થાય, જેનાથી મન પ્રસન્ન થાય છે. ॥ ૬॥

अयमर्थः—धर्मो द्विविधः। प्रवृत्तिलक्षणो निवृत्तिलक्षणश्च। तत्र यः स्वर्गाद्यर्थः प्रवृत्तिलक्षणः सोऽपरः। यतस्तु धर्माच्छ्रवणादरादिलक्षणा भक्तिर्भवति स परो धर्मः स एवैकान्तिकं श्रेय इति। कथंभूता। अहैतुकी हेतुः फलानुसन्धानं तद्रहिता। अप्रतिहता विघ्नैरनभिभूता॥ ६॥

આ પ્રમાણે અર્થ છે— ધર્મ બે પ્રકારનો છે, પ્રવૃત્તિલક્ષણ અને નિવૃત્તિલક્ષણ. તેમાં સ્વર્ગાદિની પ્રાપ્તિ માટેનો પ્રવૃત્તિલક્ષણ ધર્મ ગૌણ અથવા નિકૃષ્ટ છે. પરંતુ જે **( वंशीधरी-श्रवणकीर्तनादिलक्षणः )** શ્રવણ, કીર્તન વગેરે લક્ષણવાળા ધર્મને લીધે શ્રવણ વગેરે માટે આદરરૂપ લક્ષણવાળી ભક્તિ થાય છે, તે શ્રેષ્ઠ ધર્મ છે, અને એ જ એકાંતિક (નિશ્ચિત) શ્રેય છે. કેવી ભક્તિ? **'अहैतुकी'** હેતુ એટલે કે ફળનું અનુસંધાન; તે વગરની (ભક્તિ), **'अप्रतिहता'** અવરોધોથી પરાજિત ન થાય તેવી (ભક્તિ) ॥ ૬॥

ननु 'तमेतं वेदानुवचनेन ब्राह्मणा विविदिषन्ति यज्ञेन दानेन तपसाऽनाशकेन' इत्यादिश्रुतिभ्यो धर्मस्य ज्ञानाङ्गत्वं प्रसिद्धं तत्कुतो भक्तिहेतुत्वमुच्यते। सत्यम्। तत्तु भक्तिद्वारेणेत्याह—**वासुदेव इति**।

શંકા કરે છે કે ''વેદાભ્યાસ, યજ્ઞ, દાન અને (સંયમિત ભોજનવાળા નિષ્કામ તપ દ્વારા) (ચિત્તશુદ્ધિ થતાં) બ્રાહ્મણો તેને (પરમાત્માને) જાણવાની ઇચ્છા કરે છે.'' (બૃહદા.ઉપ.૪/૪/૨૨) વગેરે શ્રુતિઓ દ્વારા ધર્મ જ્ઞાનનું અંગ છે કે હેતુ છે તે પ્રસિદ્ધ છે; એટલે કે નિષ્કામ કર્મથી કે ધર્મથી જ્ઞાનની ઇચ્છા ઉત્પન્ન થાય છે, પરંતુ ભક્તિથી જ્ઞાન ઉત્પન્ન થાય એમ શાસ્ત્રમાં કહ્યું નથી, તો પછી ભક્તિને જ્ઞાનના કારણરૂપ કેમ કહે છે? વાત સાચી છે, ધર્મ જ જ્ઞાનને ઉત્પન્ન કરે છે; પરંતુ ધર્મ જ્ઞાનને ભક્તિ દ્વારા જ ઉત્પન્ન કરે છે, એમ કહે છે— **'वासुदेव इति।'**

**वासुदेवे भगवति भक्तियोगः प्रयोजितः।**
**जनयत्याशु वैराग्यं ज्ञानं यत्तदहैतुकम्॥ ७**

ભગવાન શ્રીકૃષ્ણમાં સારી રીતે સંપાદિત કરેલો ભક્તિયોગ તત્કાળ વૈરાગ્ય અને તર્ક વગરનું નિર્મળ જ્ઞાન ઉત્પન્ન કરે છે. ॥ ૭॥

अहैतुकं शुष्कतर्काद्यगोचरमौपनिषद-मित्यर्थः॥ ७॥

**'अहैतुकम्'** શુષ્ક તર્ક વગેરે જેનો વિષય નથી તેવું જ્ઞાન અર્થાત્ ઉપનિષદ્માં નિરૂપેલું જ્ઞાન એમ અર્થ છે. ॥ ૭ ॥

व्यतिरेकमाह—**धर्म** इति।

ભગવાન કૃષ્ણમાં ભક્તિ જન્માવે તે ધર્મ જ શ્રેષ્ઠ છે, નહીં તો તે કેવળ શ્રમ જ છે, એમ વ્યતિરેક (નિષેધની રીતે) કહે છે— **'धर्मः इति।'**

**धर्मः स्वनुष्ठितः पुंसां विष्वक्सेनकथासु यः।**
**नोत्पादयेद्यदि रतिं श्रम एव हि केवलम्॥८**

સારી રીતે આચરણમાં મૂકેલો એવો ધર્મ પણ જો મનુષ્યના હૃદયમાં વિષ્વક્સેન (સર્વવ્યાપી સેનાવાળા) ભગવાનની લીલા-કથાઓ પ્રતિ અનુરાગ ઉત્પન્ન ન કરે તો એ કેવળ શ્રમ જ છે. ॥ ૮॥

यो धर्म इति प्रसिद्धः स यदि विष्वक्सेनस्य कथासु रतिं नोत्पादयेत्तर्हि स्वनुष्ठितोऽपि सन्नयं श्रमो ज्ञेयः। ननु मोक्षार्थस्यापि धर्मस्य श्रमत्वम-स्त्येवात आह। केवलम्। विफलः श्रम इत्यर्थः। नन्वस्ति तत्रापि स्वर्गादिफलमित्याशङ्क्यैवकारेण निराकरोति। क्षयिष्णुत्वान्न तत्फलमित्यर्थः। ननु 'अक्षय्यं ह वै चातुर्मास्ययाजिनः सुकृतं भवति' इत्यादि श्रुतेर्न तत्फलस्य क्षयिष्णुत्वमित्याशङ्क्य हिशब्देन साधयति। 'तद्यथेह कर्मचितो लोकः क्षीयते एवमेवामुत्र पुण्यचितो लोकः क्षीयते' इति तर्कानुगृहीतया श्रुत्या क्षयिष्णुत्वप्रतिपादनात्॥ ८॥

**वंशीधरी**—विष्वक् सर्वव्यापिनी सेनेव सेना भक्तिलक्षणा भक्तसंसारदुःखजेतृत्वाद्यस्य स विष्वक्सेनः।

तदेवं हरिभक्तिद्वारा तदितरवैराग्यात्म-ज्ञानपर्यन्तः परो धर्म इत्युक्तम्। अन्ये तु मन्यन्ते। धर्मस्यार्थः फलं, तस्य च कामः फलं, तस्य चेन्द्रियप्रीतिः, तत्प्रीतेश्च पुनरपि धर्मार्थादिपरम्परेति। यथाहुः—'धर्मादर्थश्च कामश्च स किमर्थं न सेव्यते' इत्यादि। तन्निराकरोति—**धर्मस्येति** द्वाभ्याम्।

**धर्मस्य ह्यापवर्ग्यस्य नार्थोऽर्थायोपकल्पते।**
**नार्थस्य धर्मैकान्तस्य कामो लाभाय हि स्मृतः॥ ९**

એ પ્રસિદ્ધ છે કે જે ધર્મનું યથોચિત અનુષ્ઠાન કરવા છતાં જો તે વિષ્વક્સેન ભગવાનની કથામાં રતિ ઉત્પન્ન ન કરે તો તેને કેવળ શ્રમ જ જાણવો. શંકા કરે છે કે મોક્ષાર્થે કરેલો ધર્મ પણ શ્રમ જ છે ? તે માટે કહે છે કે કેવળ નિષ્ફળ શ્રમ જ છે; તેવો અર્થ છે. તેમાં પણ સ્વર્ગાદિફળની આશંકા કરતાં (**श्रम**) '**एव**' કાર દ્વારા ખંડન કરે છે. નશ્વર હોવાથી તે ફળ નથી તેમ અર્થ થાય છે. હવે શંકા કરે છે કે ''ચાતુર્માસ્ય યજ્ઞ કરનારનું પુણ્ય તો ખરેખર અક્ષય થાય છે.'' વગેરે શ્રુતિ દ્વારા તેનું ફળ નશ્વર નથી એવી આશંકા કરીને '**हि**' શબ્દ દ્વારા તેની નશ્વરતા સિદ્ધ કરે છે. ''જેવી રીતે આ લોકમાં સેવાદિ કર્મ દ્વારા પ્રાપ્ત થયેલું ફળ ક્ષીણ થઈ જાય છે, તે જ રીતે અગ્નિહોત્રાદિ પુણ્યકર્મ દ્વારા પ્રાપ્ત થયેલું ફળ પણ નષ્ટ થઈ જાય છે.'' (છાં.ઉપ.૮/૧/૬) આ પ્રમાણે તર્કની સહાયવાળી શ્રુતિ દ્વારા સકામ કર્મના ફળની નશ્વરતા પ્રતિપાદિત થાય છે. ॥ ૮॥

ભક્તનું સંસારદુઃખ જીતી લેનારી હોવાથી સર્વવ્યાપિની સેના જેવી ભક્તિલક્ષણા સેના છે જેની તે વિષ્વક્સેન.

આમ, હરિભક્તિ દ્વારા તે ભક્તિથી અન્ય (જે કંઈ હોય, દા.ત. સ્વર્ગાદિ)થી વૈરાગ્ય અને આત્મજ્ઞાન સુધીનો જે ધર્મ છે તે શ્રેષ્ઠ ધર્મ છે તેમ કહ્યું છે. અન્ય લોકો માને છે કે ધર્મનું ફળ અર્થ છે, અર્થનું ફળ કામ છે અને તેનું (ફળ) ઇન્દ્રિયપ્રીતિ (ઇન્દ્રિયોના મનપસંદ ભોગ). ઇન્દ્રિયોની પ્રસન્નતાથી વળી પાછી ધર્મ, અર્થ વગેરેની પરમ્પરા (તેનું ફળ છે). જેમ કે, કહે છે ''ધર્મથી અર્થ અને કામ છે તો શા માટે ધર્મનું સેવન ન કરવું ?'' વગેરે... તેનું '**धर्मस्य**' એ બે શ્લોકો દ્વારા નિરાકરણ કરે છે.

મોક્ષસંબંધી ધર્મનો અર્થ (પ્રયોજન) અર્થ (ફળ કે સ્વાર્થ) માટે નથી. ધર્મ જેનાથી થઈ શકે તેવા અર્થનો એટલે કે ધર્મની સાથે રહેનારા અર્થ (ધન)નો ભોગ ફળ માટે (સ્વાર્થ માટે) કહેલ નથી. ॥ ૯ ॥

आपवर्ग्यस्योक्तन्यायेनापवर्गपर्यन्तस्य धर्मस्यार्थाय फलत्वायार्थो नोपकल्पते योग्यो न भवति। तथार्थस्याप्येवंभूतधर्माव्यभिचारिणः कामो लाभाय फलत्वाय न हि स्मृतो मुनिभिः ॥ ९ ॥

**'आपवर्ग्यस्य'** કહેલા નિયમ પ્રમાણે મોક્ષપર્યંત અર્થાત્ મોક્ષમાં પરિણમતા ધર્મનું **'अर्थाय'** ફળ **'अर्थः'** (બા.પ્ર. – ધન, પશુ, પુત્રાદિ રૂપે રહેલા) અર્થ માટે **'न उपकल्पते'** યોગ્ય નથી. તેમ જ કેવળ આવા ધર્મની સાથે રહેનારા અર્થ (ધન) નો (ધર્મ જેનાથી થઈ શકે તેવા ધનનો) **'कामो लाभाय'** ભોગ સ્વાર્થ માટે છે, તેમ મુનિઓએ કહ્યું નથી. ॥૯॥

**कामस्य नेन्द्रियप्रीतिर्लाभो जीवेत यावता।**
**जीवस्य तत्त्वजिज्ञासा नार्थो यश्चेह कर्मभिः ॥ १०**

ભોગવિલાસનું ફળ ઈન્દ્રિયોને તૃપ્ત કરવી તે નથી, પરંતુ જેટલા (ધન કે પદાર્થ)થી જીવી શકાય તેટલું જ તેનું ફળ છે. જીવનનું ફળ છે તત્ત્વજિજ્ઞાસા, નહીં કે અનેક કર્મો કરીને જે અર્થ આ લોકમાં પ્રસિદ્ધ છે, તે (સ્વર્ગાદિની પ્રાપ્તિ વગેરે). ॥ ૧૦ ॥

कामस्य च विषयभोगस्येन्द्रियप्रीतिर्लाभः फलं न भवति किंतु यावता जीवेत तावानेव कामस्य लाभः। जीवनपर्याप्त एव कामः सेव्य इत्यर्थः। जीवस्य जीवनस्य च पुनः कर्मानुष्ठानद्वारा कर्मभिर्य इह प्रसिद्धः सोऽर्थो न भवति किंतु तत्त्वजिज्ञासैवेति ॥ १० ॥

વળી, **'कामस्य'** ભોગવિલાસનું **'इन्द्रियप्रीतिः'** ઈન્દ્રિયોની તૃપ્તિ **'लाभः'** ફળ નથી, પરંતુ **'यावता जीवेत'** જેટલાથી જીવાય તેટલું જ કામનું ફળ છે. જીવવા માટે પર્યાપ્ત હોય તેટલા જ વિષયભોગોનું સેવન કરવું તેવો અર્થ છે. **'जीवस्य'** જીવનનું; વળી, અનેક કર્મોના અનુષ્ઠાન દ્વારા **'कर्मभिः-यः इह'** કર્મો વડે જે આ લોકમાં પ્રસિદ્ધ છે (સ્વર્ગાદિ), તે ફળ નથી, પરંતુ તત્ત્વને (ભગવાનને) જાણવાની ઈચ્છા કરવી એ જ (જીવનનું ફળ છે). ॥ ૧૦॥

ननु च तत्त्वजिज्ञासा नाम धर्मजिज्ञासैव धर्म एव हि तत्त्वमिति केचित्तत्राह।

શંકા કરે છે કે તત્ત્વજિજ્ઞાસા એ જ ધર્મજિજ્ઞાસા છે કારણ કે કેટલાક કહે છે કે ધર્મ એ જ તત્ત્વ છે, તે માટે ઉત્તર આપે છે—

**वदन्ति तत्तत्त्वविदस्तत्त्वं यज्ज्ञानमद्वयम्।**
**ब्रह्मेति परमात्मेति भगवानिति शब्द्यते॥ ११**

તત્ત્વવેત્તાઓ જે અદ્વય જ્ઞાન છે તેને તત્ત્વ કહે છે. તે તત્ત્વ 'બ્રહ્મ', 'પરમાત્મા' અને 'ભગવાન' એ નામથી કહેવાય છે. ॥ ૧૧॥

तत्त्वविदस्तु तदेव तत्त्वं वदन्ति। किं तत्। यज्ज्ञानं नाम। अद्वयमिति। क्षणिकविज्ञानपक्षं व्यावर्तयति। ननु तत्त्वविदोऽपि विगीतवचना एव। मैवम्। तस्यैव तत्त्वस्य नामान्तरैरभिधानादित्याह। औपनिषदैर्ब्रह्मेति, हैरण्यगर्भैः परमात्मेति, सात्वतैर्भगवानित्यभिधीयते ॥ ११ ॥

તત્ત્વવેત્તાઓ તેને જ તત્ત્વ કહે છે. તે શું છે ? તે કે જેને જ્ઞાન કહે છે. **'अद्वयम् इति।'** ક્ષણિકવિજ્ઞાનવાદી બૌદ્ધના પક્ષને જુદો પાડે છે. (બૌદ્ધો ધારાપ્રવાહી અનેક જ્ઞાનોમાં માને છે, જ્યારે ભાગવત અદ્વય અર્થાત્ એક જ જ્ઞાન–બ્રહ્મમાં માને છે.) શંકા કરે છે કે તત્ત્વવેત્તાઓ પણ વિસંવાદી વચનોવાળા જ છે; તો કહે છે કે ના, તેમ નથી. તે જ તત્ત્વને નામ જુદું આપીને કહે છે. જ્ઞાનીઓ બ્રહ્મ કહે છે, યોગીઓ પરમાત્મા કહે છે અને ભક્તો ભગવાન કહે છે. ॥ ૧૧॥

**तच्छ्रद्दधाना मुनयो ज्ञानवैराग्ययुक्तया।**
**पश्यन्त्यात्मनि चात्मानं भक्त्या श्रुतगृहीतया॥ १२**

તે તત્ત્વમાં શ્રદ્ધાવાળા મુનિજનો વેદાંતાદિ શ્રવણ દ્વારા ગ્રહણ કરેલી જ્ઞાન-વૈરાગ્યયુક્ત ભક્તિથી પોતાના આત્મા(ક્ષેત્રજ્ઞ)માં એ પરમાર્થરૂપ તત્ત્વને જુએ છે. ॥ ૧૨ ॥

तच्च तत्त्वं सपरिकरया भक्त्यैव प्राप्यत इत्याह। तच्चेत्यन्वयः। ज्ञानवैराग्ययुक्तयेत्यत्र ज्ञानं परोक्षम्। तच्च तत्त्वमात्मनि क्षेत्रज्ञे पश्यन्ति। किं तत्। आत्मानं परमात्मानम्। श्रुतेन वेदान्तादिश्रवणेन गृहीतया प्राप्तयेति भक्तेर्दार्ढ्यमुक्तम्॥ १२॥

અને તે તત્ત્વ શ્રવણકીર્તનાદિસાધનયુક્ત ભક્તિ દ્વારા જ પ્રાપ્ત થાય છે, એમ કહે છે. **'तत् च'** શ્લોકમાંના એ બન્ને શબ્દોને જોડીને અર્થ થાય છે. **'ज्ञानवैराग्ययुक्तया इति'** અહીં જ્ઞાન પરોક્ષ છે (અપરોક્ષાનુભૂતિ નહીં) અને તે જ તત્ત્વને **'आत्मनि'** ક્ષેત્રજ્ઞમાં જુએ છે. કયા તત્ત્વને? **'आत्मानम्'** પરમાત્માને, **'श्रुतेन'** વેદાંતાદિ શ્રવણ દ્વારા **'गृहीतया'** ગ્રહણ કરેલી ભક્તિ દ્વારા આત્મામાં પરમાત્માને જુએ છે. આમ ભક્તિની દૃઢતા વર્ણવાઈ છે. ॥ ૧૨॥

धर्मस्य फलं भक्तिर्नार्थकामादिकमितीम–मर्थमुपपाद्योपसंहरति। **अत** इति।

ધર્મનું ફળ છે ભક્તિ, નહીં કે અર્થ, કામ વગેરે– આ વાત સમજાવીને ઉપસંહાર કરે છે. **'अतः इति।'**

**अतः पुम्भिर्द्विजश्रेष्ठा वर्णाश्रमविभागशः।**
**स्वनुष्ठितस्य धर्मस्य संसिद्धिर्हरितोषणम्॥ १३**

માટે હે ઉત્તમ બ્રાહ્મણો, પોતપોતાના વર્ણ તથા આશ્રમના વિભાગ અનુસાર સારી રીતે પાળેલા ધર્મનું ફળ શ્રીહરિની આરાધના કરવી (શ્રીહરિને પ્રસન્ન કરવા) તે જ છે. ॥ ૧૩ ॥

हे द्विजश्रेष्ठाः। हरितोषणं हरेराराधनम्। संसिद्धिः फलम्॥ १३॥

હે શ્રેષ્ઠ બ્રાહ્મણો! **'हरितोषणम्'** શ્રીહરિની આરાધના (શ્રીહરિને પ્રસન્ન કરવા પ્રયુક્ત થવું તે) **'संसिद्धिः'** ફળ છે. ॥ ૧૩ ॥

यस्माच्च भक्तिहीनो धर्मः केवलं श्रम एव तस्माद्भक्तिप्रधान एव धर्मोऽनुष्ठेय इत्याह— **तस्मादिति।**

ભક્તિ વગરનો જે ધર્મ છે તે કેવળ શ્રમ જ છે, તેથી ભક્તિપ્રધાન ધર્મનું જ અનુષ્ઠાન કરવું તેમ કહે છે — **'तस्मात् इति।'**

**तस्मादेकेन मनसा भगवान् सात्वतांपतिः।**
**श्रोतव्यः कीर्तितव्यश्च ध्येयः पूज्यश्च नित्यदा॥ १४**

આથી એકાગ્ર મન વડે ભક્તોના પાલક ભગવાનનું જ નિત્યનિરંતર શ્રવણ કરવું, કીર્તન કરવું, ધ્યાન કરવું અને પૂજન કરવું. ॥ ૧૪ ॥

एकेनैकाग्रेण मनसा॥ १४॥

**'एकेन'** એકાગ્ર મન વડે ॥ ૧૪ ॥

**बा.प्र.**—सात्वतां भक्तानाम् पतिः पालकः।

**सात्वताम्** ભક્તોના **पतिः** પાલક

भक्तिरहितो धर्मः केवलं श्रम एवेति प्रपञ्चितम्। इदानीं तु भक्तेर्मुक्तिफलत्वं प्रपञ्चयति—**यदिति।**

ભક્તિરહિત ધર્મ કેવળ શ્રમ જ છે તે વિસ્તારથી કહ્યું, હવે ભક્તિનું ફળ મુક્તિ છે તેના વિષે વિસ્તારથી કહે છે — **'यद् इति।'**

**यदनुध्यासिना युक्ताः कर्मग्रन्थिनिबन्धनम्।**
**छिन्दन्ति कोविदास्तस्य को न कुर्यात्कथारतिम्॥ १५**

यस्यानुध्या अनुध्यानं सैवासिः खड्गस्तेन युक्ता विवेकिनो ग्रन्थिमहङ्कारं निबध्नाति यत्कर्म तच्छिन्दन्ति तस्य कथायां रतिं को न कुर्यात्॥ १५॥

ननु सत्यमेव कर्मनिर्मूलनी हरिकथारति-स्तथापि तस्यां रुचिर्नोत्पद्यते किं कुर्मस्तत्राह— **शुश्रूषोरिति।**

**शुश्रूषोः श्रद्दधानस्य वासुदेवकथारुचिः।**
**स्यान्महत्सेवया विप्राः पुण्यतीर्थनिषेवणात्॥ १६**

पुण्यतीर्थनिषेवणान्निष्पापस्य महत्सेवा स्यात्, तया च तद्धर्मश्रद्धा, ततः श्रवणेच्छा, ततो रुचिः स्यादित्यर्थः॥ १६॥

ततश्च **शृण्वतामिति।**

**शृण्वतां स्वकथां कृष्णः पुण्यश्रवणकीर्तनः।**
**हृद्यन्तस्थो ह्यभद्राणि विधुनोति सुहृत्सताम्॥ १७**

पुण्ये श्रवणकीर्तने यस्य सः। सतां सुहृद्धितकारी। हृदि यान्यभद्राणि कामादिवासना-स्तानि। अन्तस्थो हृदयस्थः सन्॥ १७॥

જે શ્રીહરિના નિરંતર ધ્યાનરૂપી તલવારથી વિવેકી પુરુષો કર્મની ગ્રન્થિના કારણરૂપ જે કર્મ છે તેને છેદી નાખે છે, તે શ્રીહરિની લીલા-કથાઓમાં કોણ પ્રીતિ ન કરે? ॥ ૧૫ ॥

જેમનું **'अनुध्या'** નિરંતર ધ્યાન એ જ **'असिः'** તલવાર છે તે દ્વારા વિવેકી જનો **'ग्रन्थिम्'** અહંકારને (વર્તમાન જન્મયોગ્ય પ્રારબ્ધ કર્મને પણ) કાપી નાખે છે, તેમની કથામાં કોણ પ્રીતિ ન કરે? ॥ ૧૫ ॥

હવે શંકા કરે છે કે હરિકથા માટેની પ્રીતિ કર્મને નિર્મૂળ કરવાની છે તે ખરું, પરંતુ હરિકથામાં રુચિ ન જન્મે તો શું કરીએ? તે માટે કહે છે– **'शुश्रूषोः इति।'**

હે બ્રાહ્મણો! પુણ્યતીર્થના સેવનથી અને મહાપુરુષોની સેવાથી, (શાસ્ત્રોનું) શ્રવણ કરવાની ઈચ્છાવાળા અને શ્રદ્ધાવાળા પુરુષને વાસુદેવ ભગવાનની કથામાં રુચિ જન્મે છે. ॥ ૧૬॥

પવિત્ર તીર્થના સેવનથી (મનુષ્ય) નિષ્પાપ થાય છે. (પ્રતિબંધક પાપની નિવૃત્તિ થવાથી) તે મહાપુરુષોની સેવા કરે છે. સેવાથી (મહાપુરુષોનાં દર્શન, સ્પર્શ, સંભાષણ વગેરે લક્ષણયુક્ત સેવા દ્વારા) તેમના ધર્મ (આચરણ) પ્રત્યે શ્રદ્ધા ઉત્પન્ન થાય છે. તેનાથી શ્રવણેચ્છા તથા શ્રવણેચ્છાથી ભગવત્કથામાં રુચિ થાય છે, એમ અર્થ છે. ॥ ૧૬॥

તેનાથી (ભગવત્-કથામાં રુચિ થવાથી) **'शृण्वताम् इति।'**

જેમનું શ્રવણ અને કીર્તન પવિત્ર છે તેવા અને સત્પુરુષોના હિતકારી એવા ભગવાન શ્રીકૃષ્ણ પોતે હૃદયની અંદર રહેલા હોવાથી ભગવાનની પોતાની કથાને સાંભળનારાઓની કામાદિ વાસનાઓને ખરેખર ધોઈ નાખે છે. ॥ ૧૭॥

જેમનું શ્રવણ અને કીર્તન પવિત્ર છે તેવા ભગવાન, **'सतां सुहृत्'** સત્પુરુષોના હિતકારી, **'हृदि'** હૃદયમાં, જે **'अभद्राणि'** કામાદિ વાસનાઓ છે તેમને; **'अन्तस्थः'** હૃદયની અંદર રહેલા (ભગવાન) ॥ ૧૭ ॥

ततश्च **नष्टप्रायेष्विति।**

**नष्टप्रायेष्वभद्रेषु नित्यं भागवतसेवया।**
**भगवत्युत्तमश्लोके भक्तिर्भवति नैष्ठिकी॥ १८**

सर्वाभद्रनाशस्य ज्ञानोत्तरकालत्वात्प्रायग्रहणम्। भागवतानां भागवतशास्त्रस्य वा सेवया। नैष्ठिकी निश्चला विक्षेपकाभावात्॥ १८॥

**तदा रजस्तमोभावाः कामलोभादयश्च ये।**
**चेत एतैरनाविद्धं स्थितं सत्त्वे प्रसीदति॥ १९**

रजश्च तमश्च ये च तत्प्रभवा भावाः कामादयः एतैरनाविद्धमनभिभूतम्। प्रसीदत्युपशाम्यति॥ १९॥

**एवं प्रसन्नमनसो भगवद्भक्तियोगतः।**
**भगवत्तत्त्वविज्ञानं मुक्तसङ्गस्य जायते॥ २०**

भगवद्भक्तियोगतः प्रसन्नमनसोऽत एव मुक्तसङ्गस्य॥ २०॥

विज्ञानफलमाह—**भिद्यत इति।**

**भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः।**
**क्षीयन्ते चास्य कर्माणि दृष्ट एवात्मनीश्वरे॥ २१**

અશુભ વાસનાઓનો એ રીતે નાશ થયા પછી **'नष्टप्रायेषु इति।'**

નિરંતર શ્રીમદ્ ભાગવતની અથવા ભગવદ્-ભક્તોની સેવા વડે મોટા ભાગની અશુભ વાસનાઓ નષ્ટ થતાં ઉત્તમ કીર્તિવાળા ભગવાનમાં નિશ્ચળ ભક્તિ થાય છે. ॥૧૮॥

મૂળ શ્લોકમાં **'नष्टप्रायेषु'** પદ છે. તેમાં **'प्रायः'** અર્થાત્ 'મોટા ભાગની' વાસનાઓ નાશ પામે છે એમ જે કહ્યું, તે વસ્તુને સમજાવે છે. બધી જ અશુભ વાસનાઓનો નાશ (અપરોક્ષ) જ્ઞાન થયા પછી જ થાય છે. ભગવદ્ભક્તોની સેવાથી અથવા ભાગવત-શાસ્ત્રની સેવાથી **'नैष्ठिकी'** નિશ્ચળ ભક્તિ થાય છે, કારણકે (ચિત્તની એકાગ્રતા પ્રાપ્ત થવાથી) વિક્ષેપ કરનાર હેતુનો અભાવ હોય છે. ॥૧૮॥

ત્યારે રજોગુણ અને તમોગુણથી થનારા જે કામ, લોભ વગેરે ભાવો હોય છે, એમનાથી અનભિભૂત એવું મન સત્ત્વગુણમાં રહીને શાન્તિ પામે છે. ॥૧૯॥

રજોગુણ, તમોગુણ અને તેમનામાંથી ઉત્પન્ન થતા જે ભાવો કામ, ક્રોધ, લોભ, મોહ, માત્સર્ય વગેરે છે, એમનાથી **'अनाविद्धम्'** અનભિભૂત અર્થાત્ પરાજય નહીં પામતું મન **'प्रसीदति'** શાંતિ પામે છે. ॥૧૯॥

આ રીતે ભગવાનના ભક્તિયોગથી પ્રસન્નમનવાળા મુક્તસંગ (વૈરાગ્ય પામેલા) પુરુષને ભગવાનના તત્ત્વનું વિજ્ઞાન થાય છે. ॥ ૨૦ ॥

**'भगवद्भक्तियोगतः'** ભગવાનની ભક્તિના યોગથી પ્રસન્ન થયેલા મનથી– આવા મનને કારણે જ જેનામાં વૈરાગ્ય ઉત્પન્ન થયો છે તેવા (પુરુષને ભગવાનના તત્ત્વનું જ્ઞાન થાય છે.) ॥ ૨૦ ॥

સાક્ષાત્કારનું ફળ કહે છે — **'भिद्यते इति।'**

આત્મસ્વરૂપ ભગવાનનો સાક્ષાત્કાર થતાં જ હૃદયરૂપી ગાંઠ અર્થાત્ અહંકારની ગાંઠ ભેદાઈ જાય છે, સર્વ સંશયો ટળી જાય છે અને આ (જીવાત્મા)નાં સર્વ કર્મોનો ક્ષય થઈ જાય છે. ॥ ૨૧ ॥

हृदयमेव ग्रन्थिश्चिज्जडग्रथनरूपोऽहङ्कारः। अत एव सर्वे संशया असंभावनादिरूपाः। कर्माण्यनारब्धफलानि। आत्मनि स्वरूपभूते ईश्वरे दृष्टे साक्षात्कृते सति। एवकारेण विज्ञानानन्तरमेवेति दर्शयति॥ २१॥

હૃદય એ જ ગાંઠ, ચેતન-જડની ગાંઠરૂપ અહંકારનો (નાશ થતાં) સર્વ સંશયોનો અર્થાત્ અસંભાવનારૂપી શંકાઓનો (નાશ) થાય છે. **'कर्माणि'** જેમણે ફળ આપવાનું શરૂ કર્યું નથી તેવાં અર્થાત્ પ્રારબ્ધ સિવાયનાં કર્મો; **'आत्मनि'** આત્મસ્વરૂપ (જીવાત્મારૂપ બનેલા) ભગવાનનો **'दृष्टे'** સાક્ષાત્કાર થતાં **'एव'** જ — **एव**કાર વિજ્ઞાન થયા પછી તરત જ (હૃદયગ્રન્થિ ભેદાઈ જાય છે) તેમ દર્શાવે છે. ॥૨૧॥

तत्र च सदाचारं दर्शयन्नुपसंहरति— **अत इति।**

અને તેમાં સદાચાર દર્શાવીને ઉપસંહાર કરે છે— **'अतः इति।'**

**अतो वै कवयो नित्यं भक्तिं परमया मुदा।**
**वासुदेवे भगवति कुर्वन्त्यात्मप्रसादनीम्॥ २२**

આથી જ ક્રાન્તદર્શી મનુષ્યો નિત્ય-નિરંતર અતિ આનંદપૂર્વક ભગવાન શ્રીકૃષ્ણ વિષે મનને નિર્મળ કરનારી ભક્તિ કરે છે. ॥૨૨॥

आत्मनः प्रसादनीं मनःशोधनीम्। वासुदेवे भक्तिं कुर्वन्तीति भजनीयविशेषो दर्शितः॥ २२॥

**'आत्मनः'** મનને **'प्रसादनीम्'** શુદ્ધ કરનારી, ભક્તિ ભગવાન વાસુદેવ પ્રતિ કરે છે; આમ, ભગવાન વાસુદેવ વિશેષરૂપે ભજનીય છે તે દર્શાવવામાં આવ્યું છે. ॥૨૨॥

तदेवोपपादयितुं ब्रह्मादीनां त्रयाणामेकात्मकत्वेऽपि वासुदेवस्याधिक्यमाह—**सत्त्वमिति।**

ભગવાન વાસુદેવ જ વિશેષરૂપે ભજનીય છે તે સમજાવવા માટે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ – એ ત્રણેયમાં એકાત્મતા હોવા છતાં ભગવાન વાસુદેવનું આધિક્ય કહે છે— **'सत्त्वम् इति।'**

**सत्त्वं रजस्तम इति प्रकृतेर्गुणास्तै-**
**र्युक्तः परः पुरुष एक इहास्य धत्ते।**
**स्थित्यादये हरिविरिञ्चिहरेति संज्ञाः**
**श्रेयांसि तत्र खलु सत्त्वतनोर्नृणां स्युः॥ २३**

સત્ત્વ, રજસ્ અને તમસ્ એ પ્રકૃતિના ત્રણ ગુણો છે. આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય માટે તે ગુણોથી યુક્ત એક પરમાત્મા આ લોકમાં બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ – આ ત્રણ નામ ધારણ કરે છે. તેમાં મનુષ્યોનું પરમકલ્યાણ ખરેખર સત્ત્વમૂર્તિ શ્રીહરિથી થાય છે. ॥૨૩॥

इह यद्यप्येक एव परः पुमानस्य विश्वस्य स्थित्यादये स्थितिसृष्टिप्रलयार्थं हरिविरिञ्चिहरेतिसंज्ञाः केवलं भिन्ना धत्ते। हरिविरिञ्चिहरा इति वक्तव्ये सन्धिरार्षः। तत्र तेषां मध्ये श्रेयांसि शुभफलानि सत्त्वतनोर्वासुदेवादेव स्युः॥ २३॥

અહીં એક જ પરમ પુરુષ હોવા છતાં સ્થિતિ વગેરેમાં (આ વિશ્વની) સ્થિતિ, સર્જન તથા પ્રલય માટે હરિ, બ્રહ્મા અને હર એમ કેવળ જુદાં નામ ધારણ કરે છે. **'हरिविरिञ्चिहराः'** એમ મૂળ શ્લોકમાં કહેવું જોઈએ. તેના સ્થાને **'हरिविरिञ्चिहरेति'** એમ કહેલું છે. તે સંધિમાં આર્ષપ્રયોગ છે. **'तत्र'** તે ત્રણેયમાં **'श्रेयांसि'** શુભફળ **'सत्त्वतनोः'** સત્ત્વમૂર્તિ ભગવાન વાસુદેવથી જ થાય છે. ॥૨૩॥

उपाधिवैशिष्ट्येन फलवैशिष्ट्यं सदृष्टान्तमाह।

**पार्थिवाद्दारुणो धूमस्तस्मादग्निस्त्रयीमयः।**
**तमसस्तु रजस्तस्मात्सत्त्वं यद्ब्रह्मदर्शनम्॥ २४**

पार्थिवात्स्वतः प्रवृत्तिप्रकाशरहिताद्दारुणः काष्ठात्सकाशाद्धूमः प्रवृत्तिस्वभावस्त्रयीमयो वेदोक्तकर्मप्रचुरः। ईषत्कर्मप्रत्यासत्तेः।

तस्मादप्यग्निस्त्रयीमयः। साक्षात्कर्मसाधनत्वात्। एवं तमसः सकाशाद्रजो ब्रह्मदर्शनं ब्रह्मप्रकाशकम्। तुशब्देन लयात्मकात्तमसः सकाशाद्रजसः सोपाधिकज्ञानहेतुत्वेन किंचिद्ब्रह्मदर्शनप्रत्यासत्तिमात्रमुक्तं, न तु सर्वथा तत्प्रकाशकत्वं विक्षेपकत्वात्।

यत्सत्त्वं तत्साक्षाद्ब्रह्मदर्शनम्। अतस्तद्गुणोपाधीनां ब्रह्मादीनामपि यथोत्तरं वैशिष्ट्यमिति भावः॥ २४॥

वासुदेवभक्तौ पूर्वाचारं प्रमाणयति—**भेजिरे इति।**

**भेजिरे मुनयोऽथाग्रे भगवन्तमधोक्षजम्।**
**सत्त्वं विशुद्धं क्षेमाय कल्पन्ते ये नु तानिह॥ २५**

ઉપાધિની વિશિષ્ટતાથી ફળની વિશિષ્ટતા થાય છે એ વસ્તુ દૃષ્ટાંત સાથે કહે છે.

પૃથ્વીના વિકારરૂપ લાકડામાંથી ધુમાડો (અને) તેમાંથી (ધુમાડાથી) ત્રણ વેદમય (વેદમાં કહેલા કર્મથી પ્રચુર એવો) અગ્નિ (ઉત્પન્ન થાય છે). (તેવી રીતે) તમોગુણથી રજોગુણ અને તેનાથી (રજોગુણથી) સત્ત્વગુણ (થાય છે), જે ભગવાનનાં દર્શન કરાવે છે. ॥ ૨૪॥

**'पार्थिवात्'** પૃથ્વીના પરિણામરૂપ હોવાથી પોતાની મેળે થતી પ્રવૃત્તિ તથા પ્રકાશથી રહિત **'दारुणः'** લાકડા કરતાં **'धूमः'** ધુમાડો પ્રવૃત્તિના સ્વભાવવાળો છે. **'त्रयीमयः'** જે ધુમાડો ત્રણે વેદોમાં કહેલાં કર્મોથી પ્રચુર છે, કારણ કે ધુમાડાનો કર્મની સાથે થોડોક સંબંધ થાય છે. ધુમાડાથી પણ અગ્નિ ત્રણે વેદરૂપ છે, કારણ કે સાક્ષાત્ વેદોક્ત કર્મનું સાધન છે. આ જ રીતે **'तमसः'** તમોગુણ કરતાં **'रजः'** રજોગુણ (અને રજોગુણ કરતાં સત્ત્વગુણ શ્રેષ્ઠ છે કે જે) **'ब्रह्मदर्शनम्'** બ્રહ્મનો પ્રકાશક છે. શ્લોકના **'तु'** શબ્દ દ્વારા વિનાશના સ્વરૂપવાળા તમોગુણ કરતાં રજોગુણ ઉપાધિવાળા (સગુણ બ્રહ્મના) જ્ઞાનનો હેતુ હોવાથી કંઈક અંશે (રજોગુણ) બ્રહ્મદર્શનની સાથે સંબંધ ધરાવનાર માત્ર કહેવામાં આવ્યો છે. પરંતુ તે સંપૂર્ણપણે બ્રહ્મનો પ્રકાશક નથી, કારણ કે તે વિક્ષેપ કરનારો છે. **'यत्सत्त्वम्'** જે સત્ત્વગુણ છે, તે સાક્ષાત્ બ્રહ્મદર્શન કરાવનાર છે. આથી તે તે ગુણ અને ઉપાધિવાળા બ્રહ્માજી અને મહાદેવજી કરતાં પણ (શ્રીહરિ) ઉત્તરોત્તર વૈશિષ્ટ્ય ધરાવે છે, તેવો ભાવ છે. ॥ ૨૪॥

વાસુદેવ ભગવાનની ભક્તિમાં પૂર્વે થયેલા આચરણનું પ્રમાણ આપે છે — **'भेजिरे इति।'**

પ્રાચીન કાળમાં મુનિઓ વિશુદ્ધ સત્ત્વમય ભગવાન અધોક્ષજ (વિષ્ણુ)ની આરાધના કરતા હતા, સંસારમાં જેઓ તેમનું અનુસરણ કરે છે, તેઓ કલ્યાણ માટે સમર્થ બને છે. ॥ ૨૫ ॥

अथातो हेतोरग्रे पुरा विशुद्धं सत्त्वं सत्त्वमूर्तिं भगवन्तमधोक्षजम्। अतो येताननुवर्तन्ते त इह संसारे क्षेमाय कल्पन्ते॥ २५॥

હવે આ હેતુથી જ '**अग्रे**' પ્રાચીનકાળમાં '**विशुद्धं सत्त्वम्**' વિશુદ્ધ સત્ત્વમૂર્તિ, ભગવાન અધોક્ષજની (મુનિઓ આરાધના કરતા હતા). આથી જેઓ તેમનું અનુસરણ કરે છે, તેઓ '**इह**' આ સંસારમાં કલ્યાણ માટે સમર્થ બને છે. ॥ ૨૫ ॥

**बा.प्र.**—अधः अक्षजमिन्द्रियजन्यं ज्ञानं यस्मात्तमतीन्द्रियमित्यर्थः।

नन्वन्यानपि केचिद्भजन्तो दृश्यन्ते। सत्यम्। मुमुक्षवस्त्वन्यान्न भजन्ति किंतु सकामा एवेत्याह—**मुमुक्षव इति द्वाभ्याम्।**

જેનાથી ઇન્દ્રિયજન્ય જ્ઞાન ઊણું છે તેવા, ઇન્દ્રિયોથી જે પર છે તેવા અતીન્દ્રિય એટલે અધોક્ષજ.

શંકા કરે છે કે કેટલાક લોકો (નારાયણ સિવાય) અન્ય દેવતાઓને પણ ભજતા દેખાય છે. આ સત્ય છે, પરંતુ મુમુક્ષુઓ તો અન્યને નથી ભજતા, પણ કામનાસહિત ભજનારાઓ જ (નારાયણ સિવાય) અન્યને ભજે છે એમ '**मुमुक्षवः**' એ બે શ્લોકો દ્વારા કહે છે.

**मुमुक्षवो घोररूपान् हित्वा भूतपतीनथ।**
**नारायणकलाः शान्ता भजन्ति ह्यनसूयवः॥ २६**

ભયંકર રૂપવાળા ભૂતપતિઓને છોડીને અન્યની નિંદા નહીં કરનારા એવા એ મુમુક્ષુ ભક્તો નારાયણનાં શાંત કલાસ્વરૂપો (અવતારો)ને ભજે છે. ॥ ૨૬॥

भूतपतीनिति पितृप्रजेशादीनामुपलक्षणम्। अनसूयवो देवतान्तरानिन्दकाः सन्तः॥ २६॥

'**भूतपतीन्**' ભૂતપતિ એ શબ્દ પિતૃઓ, પ્રજાપતિઓ વગેરેનું ઉપલક્ષણ છે. (અર્થાત્ એમના જેવા અનેકોને પૂજે છે.) '**अनसूयवः**' (अन्+असूया) અન્ય દેવતાઓની નિંદા નહીં કરનારા ॥ ૨૬॥

**रजस्तमःप्रकृतयः समशीला भजन्ति वै।**
**पितृभूतप्रजेशादीञ्छ्रियैश्वर्यप्रजेप्सवः॥ २७**

રજોગુણી અને તમોગુણી પ્રકૃતિવાળા, ધન, ઐશ્વર્ય અને સન્તાનને પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા (લોકો) તેમના પોતાના જેવા સ્વભાવવાળા ભૂત, પિતૃ અને પ્રજાપતિઓની ઉપાસના કરે છે. ॥ ૨૭॥

रजस्तमसी प्रकृतिः स्वभावो येषां ते। अत एव पितृभूतादिभिः समं शीलं येषाम्। श्रिया सहैश्वर्यं प्रजाश्चेप्सन्तीति तथा ते॥ २७॥

રજોગુણી અને તમોગુણી સ્વભાવ જેમનો છે તેવા, આથી જ પિતૃભૂતાદિ જેવો જેમનો સ્વભાવ છે તેવા, લક્ષ્મી સાથે ઐશ્વર્ય અને પ્રજાને જેઓ પ્રાપ્ત કરવા ઇચ્છે છે તેવા તે ॥ ૨૭॥

मोक्षप्रदत्वाद्वासुदेवो भजनीय इत्युक्तं सर्वशास्त्रतात्पर्यगोचरत्वादपीत्याह द्वाभ्याम्।

મોક્ષ આપનારા હોવાથી ભગવાન વાસુદેવ ભજનીય (ભજન કરવા યોગ્ય) છે તેમ કહેવાયું. સર્વ શાસ્ત્રોના તાત્પર્યનો વિષય હોવાથી પણ (તે જ ભજનીય છે) તેમ બે શ્લોકો દ્વારા કહે છે.

**वासुदेवपरा वेदा वासुदेवपरा मखाः।**
**वासुदेवपरा योगा वासुदेवपराः क्रियाः॥ २८**

વેદો વાસુદેવપરક છે અર્થાત્ વેદોનું તાત્પર્ય ભગવાન વાસુદેવ છે. યજ્ઞોનું તાત્પર્ય ભગવાન વાસુદેવ છે. યોગનું તાત્પર્ય ભગવાન વાસુદેવ છે. કર્મોનું તાત્પર્ય ભગવાન વાસુદેવ છે. ॥૨૮॥

वासुदेव एव परस्तात्पर्यगोचरो येषां ते। ननु वेदा मखपरा दृश्यन्त इत्याशङ्क्य तेऽपि तदाराधनार्थत्वात्तत्परा एवेत्युक्तम्। योगा योगशास्त्राणि। तेषामप्यासनप्राणायामादिक्रिया-परत्वमाशङ्क्य तासामपि तत्प्राप्त्युपाय-त्वात्तत्परत्वमुक्तम्॥ २८॥

ભગવાન વાસુદેવ એ જ **'परः'** અર્થાત્ જેમના તાત્પર્યનો વિષય છે (તેવા વેદો). હવે વેદો તો યજ્ઞરૂપ જણાય છે તેવી આશંકા કરતાં, યજ્ઞો પણ ભગવાન વાસુદેવની આરાધનારૂપ હોવાથી વાસુદેવ-પરાયણ જ છે તેમ કહેવાયું છે— **'मखाः इति।' 'योगाः'** એટલે યોગશાસ્ત્રો. તે પણ આસન, પ્રાણાયામ વગેરે ક્રિયારૂપ હોવાની આશંકા કરતાં તે ક્રિયાઓ પણ ભગવાન વાસુદેવની પ્રાપ્તિના ઉપાયરૂપ હોવાથી યોગનું તાત્પર્ય પણ ભગવાન વાસુદેવ જ છે, તેમ કહેવાયું છે. ॥૨૮॥

ज्ञानं ज्ञानशास्त्रम्। ननु च तज्ज्ञानपरमेवे-त्याशङ्क्य ज्ञानस्यापि तत्परत्वमुक्तम्।

**'ज्ञानम्'** એટલે જ્ઞાનશાસ્ત્ર. હવે તે પણ જ્ઞાનપરક જ છે તેમ આશંકા કરતાં જ્ઞાનનું તાત્પર્ય પણ ભગવાન વાસુદેવ છે તેમ કહેવાયું છે.

**वासुदेवपरं ज्ञानं वासुदेवपरं तपः।**
**वासुदेवपरो धर्मो वासुदेवपरा गतिः॥ २९**

જ્ઞાનશાસ્ત્રનું તાત્પર્ય ભગવાન વાસુદેવ છે. તપનું તાત્પર્ય ભગવાન વાસુદેવ છે. ધર્મશાસ્ત્રનું તાત્પર્ય ભગવાન વાસુદેવ છે. (સ્વર્ગાદિ) ગતિનું તાત્પર્ય પણ ભગવાન વાસુદેવ છે. ॥૨૯॥

तपोऽत्र ज्ञानम्।

અહીં **'तपः'** એટલે જ્ઞાન,*

धर्मो धर्मशास्त्रं दानव्रतादिविषयम्। ननु तत्स्वर्गपरमित्याशङ्क्य गम्यत इति गतिः स्वर्गादिफलं सापि तदानन्दांशरूपत्वात्तत्परैवेत्युक्तम्।

**'धर्मः'** એટલે ધર્મશાસ્ત્ર; દાન, વ્રત વગેરેના વિષયવાળું. હવે તે ધર્મશાસ્ત્ર સ્વર્ગને લગતું હોવાની આશંકા કરીને— જેના તરફ જઈ શકાય, જેને પામી શકાય તેનું નામ ગતિ એટલે કે સ્વર્ગાદિ ફળ. તે (સ્વર્ગાદિ ફળ) પણ ભગવાન વાસુદેવનો આનંદાંશ હોવાથી વાસુદેવરૂપ જ છે, એમ કહેવાયું છે.

यद्वा वेदा इत्यनेनैव तन्मूलत्वात् सर्वाण्यपि वासुदेवपराणीत्युक्तम्। तत्र ननु तेषां मखयोगक्रियादिनानार्थपरत्वान्न

અથવા **'वेदाः इति।'** ''વેદો વાસુદેવરૂપ છે.'' એ દ્વારા જ વેદ સર્વનું મૂળ હોવાથી સર્વકાંઈ વાસુદેવરૂપ જ છે તેમ કહેવાયું છે. હવે વેદોનું યજ્ઞ, યોગ, ક્રિયા વગેરે અનેક પદાર્થોમાં તાત્પર્ય હોવાથી

* **वंशीधरी—''यस्य ज्ञानमयं तपः''** (મુંડક. ૧/૧/૯) ''જેનું તપ જ્ઞાનમય છે.'' એ શ્રુતિ દ્વારા તપ એ જ જ્ઞાન છે.

तदेकपरत्वमित्याशङ्क्य मखादीनामपि तत्परत्वमित्युक्तमिति द्रष्टव्यम् ॥ २९ ॥

તેમની એકપરાયણતા નથી તેવી શંકા કરતાં કહેવાયું છે કે યજ્ઞ વગેરે સર્વ પણ ભગવાન વાસુદેવપરાયણ છે એમ કહેવાયું છે તેમ સમજવું. ॥ ૨૯॥

ननु जगत्सर्गतत्प्रवेशनियमनादिविलासयुक्ते वस्तुनि सर्वशास्त्रसमन्वयो दृश्यते कथं वासुदेवपरत्वं सर्वस्य तत्राह—**स एवेति** चतुर्भिः।

શંકા કરે છે કે જગતનું સર્જન, તેમાં પ્રવેશ, નિયમન વગેરે વિલાસવાળા (સત્યરૂપ) બ્રહ્મમાં સર્વશાસ્ત્રોનું તાત્પર્ય જણાય છે; તો તે બધાનું તાત્પર્ય ભગવાન વાસુદેવ કેવી રીતે છે ? તે માટે **'सः एव इति।'** એ ચાર શ્લોકો દ્વારા કહે છે—

**स एवेदं ससर्जाग्रे भगवानात्ममायया।**
**सदसद्रूपया चासौ गुणमय्याऽगुणो विभुः ॥ ३०**

તે વિભુ ભગવાને જ પોતે નિર્ગુણ હોવા છતાં ત્રણ ગુણમયી, કાર્યકારણરૂપ પોતાની માયાથી સર્ગના આદિમાં આ જગતનું સર્જન કર્યું. ॥ ૩૦ ॥

एतैरेव श्लोकैस्तस्य कर्माण्युदाराणि ब्रूहीति प्रश्नस्योत्तरमुक्तम्। सदसद्रूपया कार्य-कारणात्मिकया। अगुणश्चेत्यन्वयः। स्वतो निर्गुणोऽपि सन्नित्यर्थः ॥ ३० ॥

આ શ્લોકો દ્વારા જ ''તેમનાં મહાન કર્મોનું વર્ણન કરો''– (શ્રીમદ્ ભા.૧/૧/૧૭) એ પ્રશ્નનો ઉત્તર અપાયો છે. **सत्-असत्रूपया 'सदसद्रूपया'** કાર્યકારણરૂપ (વ્યક્ત-અવ્યક્તરૂપ) (માયાથી); **'अगुणः च' अगुणः** શબ્દને **'च असौ'** પછી જોડવો (કે જેથી ગુણમયી માયા સાથેનો વિરોધી સંબંધ પ્રકટ થાય.) પોતે નિર્ગુણ હોવા છતાં (ગુણમયી માયાની સાથે જોડાય છે) એમ અર્થ છે. ॥ ૩૦॥

भगवतो जगत्कारणत्वमुक्तम्। प्रवेश-नियमनलक्षणां लीलामाह—**तयेति।**

ભગવાન જગત્કારણ છે એમ કહે છે. પ્રવેશ, નિયમનના લક્ષણવાળી લીલાનું વર્ણન કરે છે— **'तया इति।'**

**तया विलसितेष्वेषु गुणेषु गुणवानिव।**
**अन्तः प्रविष्ट आभाति विज्ञानेन विजृम्भितः ॥ ३१**

તે (માયા) વડે ઉત્પન્ન થયેલા આ ગુણોમાં પ્રવેશીને (ભગવાન) ગુણવાન જેવા, અને ચૈતન્યશક્તિ વડે વિસ્તાર પામેલા જણાય છે. ॥ ૩૧॥

विलसितेषूद्भूतेषु गुणेष्वाकाशादिष्वन्तः प्रविष्टः सन् गुणवानिव मदधीना एते गुणा इत्यभिमानवानिव न तु वस्तुतस्तथा। यतो विज्ञानेन चिच्छक्त्या विजृम्भितोऽत्यूर्जितः ॥ ३१ ॥

**'विलसितेषु'** ઉત્પન્ન થયેલા (ગુણોમાં) એટલે કે શબ્દગુણ કે શબ્દતન્માત્રામાંથી ઉત્પન્ન થયેલા આકાશાદિ પદાર્થોમાં પ્રવેશીને **'गुणवानिव'** આ ગુણો મારે અધીન છે તેવા જાણે કે અભિમાનવાળા, પરંતુ વાસ્તવમાં તેવા નહીં, કારણ કે **'विज्ञानेन'** ચૈતન્યશક્તિ વડે **'विजृम्भितः'** વિસ્તાર પામેલા, અત્યન્ત બળવાન બનેલા ॥ ૩૧॥

बहुरूपत्वलीलामाह—**यथेति।**

બહુરૂપી લીલાને વર્ણવે છે— **'यथा इति।'**

**यथा ह्यवहितो वह्निर्दारुष्वेकः स्वयोनिषु।**
**नानेव भाति विश्वात्मा भूतेषु च तथा पुमान्॥ ३२**

स्वयोनिषु स्वाभिव्यञ्जकेषु अवहितो निहितः। विश्वात्मा पुमान् परमेश्वरः। भूतेषु प्राणिषु अन्तर्यामिणोऽपि प्रतियोनिनानात्वेन नानात्वमिवोच्यते। क्षेत्रज्ञरूपेण वा॥ ३२॥

भोगरूपां लीलामाह—**असाविति।**

**असौ गुणमयैर्भावैर्भूतसूक्ष्मेन्द्रियात्मभिः।**
**स्वनिर्मितेषु निर्विष्टो भुङ्क्ते भूतेषु तद्गुणान्॥ ३३**

असौ हरिर्भूतसूक्ष्माणि चेन्द्रियाणि श्रोत्रादीनि चात्मा मनश्च तैः स्वयं निर्मितेषु भूतेषु चतुर्विधेष्विति भोगे स्वातन्त्र्यं द्योत्यते। तद्गुणांस्तत्तदनुरूपान्विषयानिच्छया भुङ्क्ते भोजयतीति णिजर्थो वा ज्ञेयः। भुङ्क्ते पालयतीति वा। तदा त्वात्मनेपदमार्षम्। 'भुजोऽनवने' इति स्मरणात्॥ ३३॥

इदानीं 'सूत जानासि' इति प्रश्नस्योत्तरमाह।

**भावयत्येष सत्त्वेन लोकान्वै लोकभावनः।**
**लीलावतारानुरतो देवतिर्यङ्नरादिषु॥ ३४**

જેમ પોતાના ઉત્પત્તિસ્થાન કાષ્ઠમાં રહેલો અગ્નિ એક જ હોવા છતાં અનેક પ્રકારનો દેખાય છે, તેમ વિશ્વાત્મા પુરુષ પરમેશ્વર પ્રાણીઓમાં અનેક પ્રકારના હોય તેમ જણાય છે. ॥ ૩૨॥

**'स्वयोनिषु'** પોતાને પ્રકટ કરનાર (કાષ્ઠ)માં **'अवहितः'** રહેલો **'विश्वात्मा'** **'पुमान्'** વિશ્વના આત્મસ્વરૂપ પુરુષ એટલે પરમેશ્વર; **'भूतेषु'** પ્રાણીઓમાં રહેલા અંતર્યામી પણ સામે રહેલા પદાર્થો જુદા-જુદા હોવાથી, જુદા-જુદા હોય તેમ કહેવાય છે. અથવા ક્ષેત્રજ્ઞરૂપે જાણે અનેકરૂપ હોય તેમ કહેવાય. ॥ ૩૨॥

ભોગરૂપ લીલાનું વર્ણન કરે છે— **'असौ इति।'**

એ (શ્રીહરિ) જ ગુણોના વિકારરૂપ પદાર્થો દ્વારા (શબ્દાદિ) વિષયો, ઈન્દ્રિયો તથા અંતઃકરણાદિ દ્વારા પોતે નિર્માણ કરેલાં પ્રાણીઓમાં પ્રવેશીને તે-તે યોનિઓને અનુરૂપ વિષયોનો ઉપભોગ કરે છે. ॥ ૩૩ ॥

તે શ્રીહરિ **'भूतसूक्ष्माणि'** વિષયો તથા **'इन्द्रियाणि'** શ્રોત્ર વગેરે ઈન્દ્રિયો અને **'आत्मा'** મન (અંતઃકરણ) – તે સર્વ દ્વારા પોતાનાં નિર્માણ કરેલાં ચાર પ્રકારનાં (ઉદ્‌ભિજ્જ, સ્વેદજ, અંડજ, જરાયુજ) પ્રાણીઓમાં— આમ, ભોગમાં સ્વાતંત્ર્ય દર્શાવે છે. **'तद्गुणान्'** તે-તે (યોનિઓને) અનુરૂપ વિષયોનો ઈચ્છા મુજબ 'भुङ्क्ते' ઉપભોગ કરે છે અથવા ઉપભોગ કરાવે છે તેમ પ્રેરકનો અર્થ સમજવો. અથવા **'भुङ्क्ते'** પાલન કરે છે. પાલન કરવાનો અર્થ હોય ત્યારે આત્મનેપદમાં **'भुङ्क्ते'** ક્રિયાપદને આર્ષપ્રયોગ સમજવો. કારણકે **'भुजोऽनवने'** (પા.સૂ. ૧/૩/૬૬) જ્યાં પાલન કે રક્ષણના અર્થમાં **'भुज्'** ધાતુ ન હોય ત્યાં આત્મનેપદ થાય છે. ॥ ૩૩ ॥

હવે **'सूत जानासि'** એ (શ્લોક શ્રીમદ્ ભા. ૧/૧/૧૨ દ્વારા પુછાયેલા) પ્રશ્નનો ઉત્તર આપે છે.

આ (શ્રીહરિ) જ સત્ત્વગુણ દ્વારા લોકોનું પાલન કરે છે. લોકને ઉત્પન્ન કરનાર ભગવાન દેવતા, પશુ-પક્ષી, મનુષ્ય વગેરેમાં લીલા વડે અવતાર ધારણ કરે છે. ॥ ૩૪ ॥

भावयति पालयति। एतत्तु सर्वावतारसाधारणं प्रयोजनम्। विशेषतः कृष्णावतारस्य कुन्तीस्तुतौ वक्ष्यते। लोकभावनो लोककर्ता। देवादिषु ये लीलावतारास्तेष्वनुरतोऽनुरक्तः॥ ३४॥

**'भावयति'** પાલન કરે છે. આ જ સર્વ અવતારોનું સામાન્ય પ્રયોજન છે, કૃષ્ણાવતારનું તો વિશેષરૂપે (આ પ્રયોજન છે). તે કુંતીમાતાની સ્તુતિમાં (આગળ) કહેવામાં આવશે. **'લોકભાવનઃ'** ભુવનોને ઉત્પન્ન કરનાર— દેવતા વગેરેમાં લીલા દ્વારા જે અવતારો થયા, તેમનામાં **'અનુરતઃ'** અનુરાગવાળા ॥ ૩૪॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां प्रथमस्कन्धे द्वितीयोऽध्यायः॥ २॥

इति श्रीमद्भागवते प्रथमस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां द्वितीयोऽध्यायः॥ २॥

❋❋❋❋❋

# अथ तृतीयोऽध्यायः

## ભગવાનના અવતારોનું વર્ણન

अवतारकथाप्रश्ने तृतीये तूत्तराभिधा।
पुरुषाद्यवतारोक्त्या तत्तच्चारित्रवर्णनैः॥ १

(ભગવાનના) અવતારોની કથાના પ્રશ્નમાં જે **'ઉત્તરાભિધા'** અર્થાત્ ઉત્તરકથન છે તે ત્રીજા અધ્યાયના તે તે અવતારનાં ચરિત્રોનાં વર્ણન દ્વારા કહેવામાં આવે છે, જેના આરંભમાં પુરુષાવતાર છે. ॥ ૧॥

यदुक्तं 'अथाख्याहि हरेर्धीमन्नवतारकथाः शुभाः' इति तदुत्तरत्वेनावताराननुक्रमिष्यन्प्रथमं पुरुषावतारमाह—**जगृहे इति** पञ्चभिः।

જે કહેવામાં આવ્યું કે ''હે બુદ્ધિમાન સૂતજી, શ્રીહરિની મંગળમયી અવતારકથાઓનું આપ હવે વર્ણન કરો. (શ્રીમદ્ ભા.૧/૧/૧૮)'' તેના ઉત્તરરૂપે અવતારો ગણાવતાં પ્રથમ પુરુષાવતારનું પાંચ શ્લોકો દ્વારા વર્ણન કરે છે— **'જગૃહે ઇતિ'**

सूत उवाच

**जगृहे पौरुषं रूपं भगवान्महदादिभिः।**
**सम्भूतं षोडशकलमादौ लोकसिसृक्षया॥ १**

**સૂતજી બોલ્યા** – લોકોનું સર્જન કરું, તેવી ઇચ્છાથી (સર્ગના) આરંભમાં ભગવાને મહત્તત્ત્વ વગેરે (અર્થાત્ મહત્તત્ત્વ, અહંકાર અને પાંચ તન્માત્રાઓ) વડે રચાયેલું તથા અગિયાર ઇન્દ્રિયો અને પંચમહાભૂતરૂપ સોળ કળાવાળું પુરુષનું રૂપ ધારણ કર્યું. ॥ ૧॥

महदादिभिर्महदहङ्कारपञ्चतन्मात्रैः संभूतं सुनिष्पन्नम्। एकादशेन्द्रियाणि पञ्च महाभूतानीति षोडश कला अंशा यस्मिन्। यद्यपि भगवद्विग्रहो नैवंभूतस्तथापि विराड्जीवान्तर्यामिणो भगवतो विराड्रूपेणोपासनार्थमेवमुक्तमिति द्रष्टव्यम्॥ १॥

**'મહદાદિભિઃ'** મહત્તત્ત્વ, અહંકાર અને પાંચ તન્માત્રાઓ (શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ) વડે **'સમ્ભૂતમ્'** સારી રીતે નિષ્પન્ન થયેલું (બંધાયેલું, રચાયેલું), અગિયાર ઇન્દ્રિયો (પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો અને મન) તથા પંચમહાભૂતરૂપ સોળ **'કલાઃ'** અંશો જેમાં છે તેવું– જો કે ભગવાનનું શરીર આવું ન હોવા છતાં પણ વિરાટ્જીવ (બ્રહ્માજી)ના અંતર્યામી ભગવાનની વિરાટ્રૂપે ઉપાસના માટે જ આમ કહ્યું છે તેમ સમજવું. ॥ ૧॥

कोऽसौ भगवानित्यपेक्षायां तं विशिनष्टि।

**यस्याम्भसि शयानस्य योगनिद्रां वितन्वतः।**
**नाभिह्रदाम्बुजादासीद् ब्रह्मा विश्वसृजां पतिः॥ २**

यस्याम्भसि एकार्णवे शयानस्य विश्रान्तस्य। तत्र च योगः समाधिस्तद्रूपां निद्रां विस्तारयतो नाभिरेव ह्रदस्तस्मिन्यदम्बुजं तस्मात्सकाशाद्- ब्रह्मासीदभूत्पाद्मे कल्पे। स पौरुषं रूपं जगृहे॥ २॥

कीदृशं रूपं तदाह—**यस्येति।**

**यस्यावयवसंस्थानैः कल्पितो लोकविस्तरः।**
**तद्वै भगवतो रूपं विशुद्धं सत्त्वमूर्जितम्॥ ३**

ननु कीदृशो विग्रहस्तस्य योऽम्भसि शेते स्म तदाह। तत्तस्य भगवतो रूपं तु विशुद्धं रजआदिगुणान्तरेणासंभिन्नमत एवोर्जितं निरतिशयं सत्त्वम्॥ ३॥

एतच्च योगिनां प्रत्यक्षमित्याह—**पश्यन्तीति।**

**पश्यन्त्यदो रूपमदभ्रचक्षुषा**
**सहस्रपादोरुभुजाननाद्भुतम्।**
**सहस्रमूर्धश्रवणाक्षिनासिकं**
**सहस्रमौल्यम्बरकुण्डलोल्लसत्॥ ४**

अदभ्रमनल्पं ज्ञानात्मकं यच्चक्षुस्तेन। सहस्रमपरिमितानि यानि पादादीनि तैरद्भुतम्। सहस्रं मूर्धादयो यस्मिंस्तत्। सहस्रं यानि मौल्यादीनि तैरुल्लसच्छोभमानम्॥ ४॥

આ ભગવાન કોણ છે એવી અપેક્ષા માટે તે ભગવાનને વિશેષણપૂર્વક કહે છે.

જળમાં પોઢેલા, યોગનિદ્રાનો વિસ્તાર કરનારા એવા જે ભગવાનના નાભિરૂપ સરોવરના કમળમાંથી પ્રજાપતિઓના અધિપતિ બ્રહ્માજી ઉત્પન્ન થયા. ॥ ૨॥

**'यस्याम्भसि'** એક સમુદ્રમાં **'शयानस्य'** કારણજળમાં વિશ્રામ કરતા જેમના, અને ત્યાં **'योगः'** સમાધિરૂપ **'निद्राम्'** યોગનિદ્રાનો વિસ્તાર કરનારા– **'नाभिः'** નાભિ એ જ **'ह्रदः'** સરોવર, તેમાં જે કમળ છે તે કમળમાંથી બ્રહ્માજી **'आसीत्'** ઉત્પન્ન થયા. પાદ્મકલ્પ (આદિકલ્પ)માં તેમણે પુરુષરૂપ ધારણ કર્યું. ॥ ૨॥

કેવું રૂપ છે તે કહે છે– **'यस्य इति।'**

જેના અવયવોનાં સ્થાનોમાં સમસ્ત લોકોના વિસ્તારની કલ્પના કરવામાં આવી છે, ભગવાનનું વિશુદ્ધ સત્ત્વમય શ્રેષ્ઠ તે જ રૂપ છે. ॥ ૩ ॥

કોઈ પ્રશ્ન કરે કે જળમાં જે પોઢ્યા છે તેમનો વિગ્રહ કેવો છે? તો ઉત્તરમાં કહે છે કે જળમાં જે પોઢ્યા છે તેમનું રૂપ વિશુદ્ધ છે. **'तद्'** તે ભગવાનનું રૂપ રજોગુણ તથા તમોગુણ, એવા સત્ત્વ સિવાયના બીજા ગુણોથી મિશ્ર થયા વગરનું વિશુદ્ધ છે; અને આથી જ બળવાન (શ્રેષ્ઠ) છે, અત્યંત સત્ત્વમય છે. ॥ ૩॥

અને આ રૂપ યોગીઓ માટે પ્રત્યક્ષ છે તેમ કહે છે– **'पश्यन्ति इति।'**

યોગીજનો વિશાળ (જ્ઞાનાત્મક) ચક્ષુ વડે હજારો ચરણ, હજારો ઊરુ, હજારો ભુજા, હજારો મુખથી અદ્ભુત તથા હજારો મસ્તક, હજારો કર્ણ, નેત્ર અને નાસિકાવાળા, હજારો મુકુટ, વસ્ત્ર અને કુંડલોથી શોભાયમાન એવા ભગવદ્રૂપને નીરખે છે. ॥ ૪ ॥

**'अदभ्रम्'** અલ્પ નહીં તેવાં, જ્ઞાનાત્મક જે ચક્ષુ; તેના વડે– **'सहस्रम्'** અપરિમિત ચરણો વગેરે, તેમના વડે અદ્ભુત; હજારો મસ્તક વગેરે જેમાં છે તે, જેને હજારો મુકુટ વગેરે છે, તેના વડે **'उल्लसत्'** શોભાયમાન ॥ ૪ ॥

एतत्तु कूटस्थं न त्वन्यावतारवदाविर्भावतिरोभाववदित्याह—**एतदिति**।

આ (ભગવાનનું આદિ નારાયણરૂપ) કૂટસ્થ (અર્થાત્ નિર્વિકાર, સદૈવ એકરૂપ, લય તથા વિક્ષેપશૂન્ય) છે, પરંતુ અન્ય અવતારોની જેમ આવિર્ભાવ-તિરોભાવવાળું નથી, એમ કહે છે— **'एतत् इति।'**

**एतन्नानावताराणां निधानं बीजमव्ययम्।**
**यस्यांशांशेन सृज्यन्ते देवतिर्यङ्नरादयः॥ ५**

ભગવાનનું આ આદિ નારાયણરૂપ (જગતને અંતે) અનેક અવતારોને સમાવવાનું સ્થાનક છે, ઉત્પન્ન થવાનું સ્થાનક છે અને તે નાશરહિત છે, કે જે નારાયણરૂપના અંશના અંશ વડે દેવતા, પશુ-પક્ષી અને મનુષ્ય વગેરેના જન્મો સર્જાય છે. ॥ ५ ॥

एतदादिनारायणरूपम्। निधीयतेऽस्मिन्निति निधानम्। कार्यावसाने प्रवेशस्थानमित्यर्थः। बीजमुद्गमस्थानम् । बीजत्वेऽपि नान्यबीजतुल्यं किन्त्वव्ययम्। न केवलमवताराणामेव बीजं किन्तु सर्वप्राणिनामपीत्याह। यस्यांशो ब्रह्मा तस्यांशो मरीच्यादिस्तेन॥ ५॥

**'एतद्'** આદિ નારાયણરૂપ; જેમાં સમાઈ સ્થાપિત થઈ જાય છે તે **'निधानम्'**, કાર્યની સમાપ્તિમાં જેમાં બધું જ પ્રવેશ પામે (વિલીન થઈ જાય) તેવું પ્રવેશસ્થાન, તેવો અર્થ છે. **'बीजम्'** ઉદ્‌ગમસ્થાન; બીજરૂપ હોવા છતાં અન્ય બીજ જેવું નહીં, પરંતુ **'अव्ययम्'** અવિનાશી. કેવળ અવતારોનું જ બીજ નહીં, પરંતુ પ્રાણીમાત્રનું બીજ, એમ કહે છે. **'यस्यांशः'** જેનો અંશ **'ब्रह्मा'** બ્રહ્માજી છે, તેમનો અંશ મરીચિ વગેરે ઋષિઓ છે; તેમના દ્વારા (અવતારો સર્જાય છે). ॥ ५ ॥

सनत्कुमाराद्यवतारं तच्चरित्रं चाह—**स एवेति**।

સનત્કુમાર વગેરેનો (સનક, સનન્દન, સનાતન, સનત્કુમાર) અવતાર તથા તેમનું ચરિત્ર વર્ણવે છે— **'सः एव इति'**।

**स एव प्रथमं देवः कौमारं सर्गमास्थितः।**
**चचार दुश्चरं ब्रह्मा ब्रह्मचर्यमखण्डितम्॥ ६**

(જેણે પુરુષનું રૂપ ગ્રહણ કર્યું) તે જ ભગવાને પહેલા અવતારમાં કુમારની સૃષ્ટિમાં બ્રાહ્મણ થઈ અત્યંત કઠિન અખંડિત બ્રહ્મચર્ય (વ્રત) પાળ્યું. ॥ ६ ॥

कौमार आर्षः प्राजापत्यो मानव इत्यादीनि सर्गविशेषनामानि। यः पौरुषं रूपं जगृहे स एव देवः कौमाराख्यं सर्गमास्थितः सन् ब्रह्मा ब्राह्मणो भूत्वा ब्रह्मचर्यं चचार। प्रथमद्वितीयादिशब्दा निर्देशमात्रापेक्षया॥ ६॥

કૌમાર, આર્ષ, પ્રજાપત્ય, માનવ વગેરે સર્ગનાં વિશિષ્ટ નામ છે. જેણે પુરુષનું રૂપ ગ્રહણ કર્યું **'सः एव देवः'** એ જ ભગવાને કૌમાર નામક **'सर्गमास्थितः'** સૃષ્ટિમાં સ્થિર થઈને **'ब्रह्मा'** બ્રાહ્મણ થઈ **'ब्रह्मचर्यं चचार'** બ્રહ્મચર્ય પાળ્યું. પ્રથમ, દ્વિતીય વગેરે શબ્દો માત્ર નિર્દેશ કરવાની અપેક્ષાથી છે (ક્રમની અપેક્ષાએ નથી). (કારણ કે અવતારો અનંત છે.) ॥ ६ ॥

वराहावतारमाह—**द्वितीयमिति।**

**द्वितीयं तु भवायास्य रसातलगतां महीम्।**
**उद्धरिष्यन्नुपादत्त यज्ञेशः सौकरं वपुः॥ ७**

अस्य विश्वस्य भवायोद्भवाय महीमुद्धरिष्यन्निति कर्मोक्तिः। एवं सर्वत्रावतारस्तत्कर्म चोक्तमित्यनुसंधेयम्॥ ७॥

નારદાવતારમાહ—**તૃતીયમિતિ।**

नारदावतारमाह—**तृतीयमिति।**

**तृतीयमृषिसर्गं च देवर्षित्वमुपेत्य सः।**
**तन्त्रं सात्वतमाचष्ट नैष्कर्म्यं कर्मणां यतः॥ ८**

ऋषिसर्गमुपेत्य। तत्र च देवर्षित्वमुपेत्येत्यर्थः। सात्वतं वैष्णवं तन्त्रं पञ्चरात्रागममाचष्टोक्तवान्। यतस्तन्त्रात्। निर्गतं कर्मत्वं बन्धहेतुत्वं येभ्यस्तानि निष्कर्माणि तेषां भावो नैष्कर्म्यम्। कर्मणामेव मोचकत्वं यतो भवति तदाचष्टेत्यर्थः॥ ८॥

नरनारायणावतारमाह—**तुर्य इति।**

**तुर्ये धर्मकलासर्गे नरनारायणावृषी।**
**भूत्वात्मोपशमोपेतमकरोद्दुश्चरं तपः॥ ९**

तुर्ये चतुर्थेऽवतारे। धर्मस्य कला अंशः। भार्येत्यर्थः। 'अर्धो वा एष आत्मनो यत्पत्नी' इति श्रुतेः। तस्याः सर्गे। ऋषी भूत्वेत्येकावतारत्वं दर्शयति॥ ९॥

कपिलावतारमाह—**पञ्चम इति।**

વરાહ અવતારને વર્ણવે છે— '**द्वितीयम् इति।**'

બીજા અવતારમાં આ વિશ્વની ઉત્પત્તિ માટે રસાતળમાં જતી રહેલી પૃથ્વીનો ઉદ્ધાર કરનાર યજ્ઞના ઈશ્વર ભગવાને વરાહનું શરીર ધારણ કર્યું. ॥ ૭ ॥

'**अस्य**' આ વિશ્વની '**भवाय**' ઉત્પત્તિ માટે '**महीम् उद्धरिष्यन्**' પૃથ્વીનો ઉદ્ધાર કરનાર – આ રીતે કર્મનું કથન છે. આ પ્રમાણે બધે અવતાર અને તેનું કર્મ કહે છે, તેમ અનુસંધાન રાખવું. ॥ ૭॥

નારદ અવતારને વર્ણવે છે— '**तृतीयम् इति।**'

ત્રીજે અવતારમાં ઋષિસૃષ્ટિ પ્રાપ્ત કરીને દેવર્ષિપણાને પામીને તેમણે (ભગવાને) વૈષ્ણવતંત્ર કહ્યું; જેનાથી કર્મોનું નિષ્કર્મપણું થાય છે. ॥ ૮॥

'**ऋषिसर्गम् उपेत्य**' ઋષિસૃષ્ટિ પ્રાપ્ત કરીને તેમાં '**देवर्षित्वम् उपेत्य**' દેવર્ષિપણું પામીને આમ અર્થ છે. '**सात्वतम्**' વૈષ્ણવ '**तंत्रम्**' શાસ્ત્ર; નારદે પંચરાત્ર નામનું શાસ્ત્ર '**आचष्ट**' કહ્યું, જે તંત્રથી- બંધનના હેતુરૂપ કર્મપણું જેમાંથી દૂર થયું છે તેવાં કર્મો તે નિષ્કર્મો– તેવાં નિષ્કામ કર્મોનો ભાવ તે નૈષ્કર્મ્ય. કર્મો જ કર્મના બંધનમાંથી મુક્તિ અપાવનારાં જેનાથી બને છે તે (તન્ત્ર) કહ્યું, એમ અર્થ છે. ॥ ૮॥

નર-નારાયણ અવતાર વર્ણવે છે— '**तुर्ये इति।**'

ચોથા અવતારમાં ધર્મની પત્ની (મૂર્તિ) દ્વારા થયેલી સૃષ્ટિમાં (ભગવાને) નર અને નારાયણ નામના (બે) ઋષિઓ થઈને, મનની શાંતિથી યુક્ત અત્યંત કઠિન તપ કર્યું. ॥ ૯ ॥

'**तुर्ये**' ચોથા અવતારમાં ધર્મની '**कला**' અંશ, ભાર્યા એમ અર્થ છે. ''અથવા આ શરીરનું અર્ધું અંગ, જે પત્ની છે.'' આમ, શ્રુતિનું (વાક્ય છે). તેનાથી (ધર્મની પત્નીથી) થયેલી સૃષ્ટિમાં ઋષિઓ થઈને — આ રીતે બે ઋષિઓનો અવતાર હોવા છતાં એક અવતાર કહે છે. ॥ ૯ ॥

કપિલ અવતાર વર્ણવે છે— '**पञ्चमः इति।**'

**पञ्चमः कपिलो नाम सिद्धेशः कालविप्लुतम्।**
**प्रोवाचासुरये सांख्यं तत्त्वग्रामविनिर्णयम्॥ १०**

પાંચમો અવતાર સિદ્ધોના ઈશ્વર કપિલના નામે થયો. તેમણે આસુરિ નામના બ્રાહ્મણને, કાળે કરીને નષ્ટ થયેલું, તત્ત્વોના સમુદાયના નિર્ણયવાળું સાંખ્યશાસ્ત્ર કહ્યું. ॥ ૧૦ ॥

आसुरये तन्नाम्ने ब्राह्मणाय। तत्त्वानां ग्रामस्य सङ्घस्य विनिर्णयो यस्मिन् शास्त्रे तत्सांख्यम् ॥ १० ॥

**'आसुरये'** આસુરિ નામના બ્રાહ્મણને, તત્ત્વોના સમુદાયનો નિર્ણય જે શાસ્ત્રમાં છે તે સાંખ્યશાસ્ત્ર (કહ્યું). ॥ ૧૦॥

दत्तात्रेयावतारमाह—**षष्ठमिति।**

દત્તાત્રેય અવતાર વર્ણવે છે— **'षष्ठम् इति।'**

**षष्ठमत्रेरपत्यत्वं वृतः प्राप्तोऽनसूयया।**
**आन्वीक्षिकीमलर्काय प्रह्लादादिभ्य ऊचिवान्॥ ११**

છઠ્ઠા અવતારમાં અત્રિ ઋષિ દ્વારા વરણ કરાયેલા ભગવાન (મારા જેવા પુત્રને બહાને મને જ સંતાન તરીકે પસંદ કરી લીધો એમ) અસૂયા કે દોષદૃષ્ટિ કર્યા વગર તેમનું પુત્રત્વ પામ્યા. તેમણે (મદાલસાના પુત્ર રાજર્ષિ) અલર્કને તથા પ્રહ્‌લાદજી વગેરેને આત્મવિદ્યાનો ઉપદેશ કર્યો. ॥ ૧૧ ॥

अत्रेरपत्यत्वं तेनैव वृतः सन् प्राप्तः 'अत्रेरपत्यमभिकाङ्क्षत आह तुष्टः' इति वक्ष्यमाणत्वात्। कथं प्राप्तः। अनसूयया मत्सदृशापत्यमिषेण मामेवापत्यं वृतवानिति दोषदृष्टिमकुर्वन्नित्यर्थः। आन्वीक्षिकीमात्मविद्याम्। प्रह्लादादिभ्यश्च। आदिपदाद्यदुहैहयाद्या गृह्यन्ते॥ ११ ॥

**'अत्रेरपत्यत्वम्'** અત્રિનું પુત્રત્વ, તેમના (અત્રિ ઋષિ) દ્વારા જ વરણ કરવાથી પામ્યા હતા. ''પુત્રની કામનાવાળા અત્રિ ઋષિને ભગવાને પ્રસન્ન થઈને કહ્યું.'' (શ્રીમદ્ ભા. ૨/૭/૪)– આમ, કહેવામાં આવનાર હોવાથી (ભગવાન પુત્ર થયા હતા). (ભગવાન અત્રિઋષિનું પુત્રત્વ) કેવી રીતે પામ્યા? મારા જેવા બાળકના બહાને મારું જ બાળક તરીકે વરણ કરવામાં આવ્યું, એ પ્રકારની અસૂયા (દોષદૃષ્ટિ) કર્યા વગર (ભગવાન અત્રિઋષિના પુત્ર બન્યા), એમ અર્થ છે. **'आन्वीक्षिकीम्'** આત્મવિદ્યાને; પ્રહ્‌લાદજી વગેરેને– **आदि** પદથી યદુ, હૈહયવંશી, કાર્તવીર્યાર્જુન વગેરેનું ગ્રહણ થાય છે. ॥ ૧૧॥

यज्ञावतारमाह—**तत इति।**

યજ્ઞાવતાર વર્ણવે છે— **'ततः इति।'**

**ततः सप्तम आकूत्यां रुचेर्यज्ञोऽभ्यजायत।**
**स यामाद्यैः सुरगणैरपात्स्वायंभुवान्तरम्॥ १२**

ત્યાર પછી સાતમા અવતારમાં રુચિ (પ્રજાપતિ)ની પત્ની આકૂતિમાં યજ્ઞપુરુષ ભગવાન ઉત્પન્ન થયા અને તેમણે પોતાના પુત્રો યામ વગેરે દેવતાગણસહિત સ્વાયંભુવ મન્વન્તરનું પાલન કર્યું. ॥ ૧૨॥

स यज्ञो यामाद्यैः स्वस्यैव पुत्रा यामा नाम देवास्तदाद्यैः सह स्वायंभुवं मन्वन्तरं पालितवान्। तदा स्वयमिन्द्रोऽभूदित्यर्थः॥ १२॥

**'सः'** તે યજ્ઞપુરુષે **'यामाद्यैः'** પોતાના જ પુત્રો યામ નામના દેવતાઓ વગેરે સહિત સ્વાયંભુવ મન્વન્તરનું પાલન કર્યું ત્યારે તે યજ્ઞ ભગવાન સ્વયં ઈન્દ્ર બન્યા, એમ અર્થ છે. ॥ ૧૨॥

**वंशीधरी**—तदान्यं देवपालनासमर्थत्वात् स स्वयमेवेंद्राधिकारं शिष्टवानिति भावः।

દેવતાઓનું પાલન કરવા માટે અન્ય કોઈનામાં સામર્થ્ય ન હતું, તેથી પોતે જ ઈન્દ્રના અધિકારથી શાસન કર્યું, એવો અર્થ છે.

ऋषभावतारमाह—**अष्टम इति।**

આઠમો ઋષભ અવતાર વર્ણવે છે— **'अष्टमे इति।'**

**अष्टमे मेरुदेव्यां तु नाभेर्जात उरुक्रमः *।**
**दर्शयन्वर्त्म धीराणां सर्वाश्रमनमस्कृतम्॥ १३**

આઠમા અવતારમાં સર્વ આશ્રમો (બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ, સંન્યાસ) દ્વારા નમસ્કૃત એવો પરમહંસોનો માર્ગ દર્શાવતા (ભગવાન) ઉરુક્રમ* નાભિરાજાની પત્ની મેરુદેવીમાં (ઋષભદેવરૂપે) પ્રકટ થયા. ॥ ૧૩ ॥

सर्वाश्रमनमस्कृतमन्त्याश्रमं पारमहंस्यं वर्त्म धीराणां दर्शयन्नाभेराग्नीध्रपुत्राद् ऋषभो जातः॥ १३॥

સર્વ આશ્રમો દ્વારા નમસ્કૃત એવો અંતિમ આશ્રમવાળો પરમહંસોનો, ધીરપુરુષોનો માર્ગ (ધર્મ) દર્શાવતાં આગ્નીધ્રના પુત્ર નાભિરાજાથી (ઋષભદેવ) પ્રકટ થયા. ॥ ૧૩ ॥

पृथ्ववतारमाह—**ऋषिभिरिति।**

પૃથુ અવતાર વર્ણવે છે— **'ऋषिभिः इति।'**

**ऋषिभिर्याचितो भेजे नवमं पार्थिवं वपुः।**
**दुग्धेमामौषधीर्विप्रास्तेनायं स उशत्तमः॥ १४**

હે બ્રાહ્મણો! નવમા અવતારમાં ઋષિઓ દ્વારા યાચના કરાયેલા ભગવાને (પૃથુરૂપે) રાજાનું શરીર ધારણ કર્યું, અને આ પૃથ્વીમાંથી ઔષધિઓને તેમણે દોહી, તેથી (આ અવતાર) અભીષ્ટતમ છે. ॥ ૧૪ ॥

पार्थिवं वपुः राजदेहं पृथुरूपम्। पाठान्तरे पृथोरिदं पार्थवम्। औषधीरित्युपलक्षणम्। इमां पृथ्वीं सर्वाणि वस्तूनि दुग्ध अदुग्ध। अडागमाभावस्त्वार्षः। हे विप्राः, तेन पृथ्वीदोहनेन सोऽयमवतार उशत्तमः कमनीयतमः। 'वश् कान्तौ' इत्यस्मात्॥ १४॥

**'पार्थिवं वपुः'** પૃથુરૂપે રાજાનું શરીર; જો અન્ય પાઠ **'पार्थवम्'** હોય તો **'पृथोः इदम्'**, પૃથુનું આ પાર્થવ, એમ શબ્દ બને. **'औषधीः'** ઔષધિઓ એ ઉપલક્ષણ છે. (અર્થાત્ સમસ્ત વસ્તુ માટે તેના કોઈ એક ભાગનું કથન; અહીં ઔષધિઓ એમ કહીને પૃથ્વીની સમગ્ર વસ્તુઓનું દોહન કર્યું તેવું સૂચન છે.) (અહીં મૂળ શ્લોકમાં) **'दुग्ध'** છે ત્યાં **'अदुग्ध'** હોવું જોઈએ. (હ્યસ્તન ભૂ.કા.માં ક્રિયાપદની પૂર્વે લાગતા) **अड् =अ** નામના આગમનો અહીં અભાવ છે. તે આર્ષ પ્રયોગ છે. **'हे विप्राः'** હે બ્રાહ્મણો! **'तेन'** પૃથ્વીનું દોહન કર્યું તેથી **'सः'** તે **'अयम्'** આ અવતાર **'उशत्तमः'** અભીષ્ટતમ, કલ્યાણકારી, સુંદરતમ છે. **'वश्'** ધાતુ કાન્તિના– સૌંદર્યના અર્થમાં હોય છે, એ કારણથી આ અવતારને સુંદરતમ કહ્યો છે. ॥ ૧૪॥

* **उरुक्रमः—'उरूणि क्रमाणि यस्य सः उरुक्रमः।'** મહાન પગલાં છે જેમનાં તે ઉરુક્રમ ભગવાન.

मत्स्यावतारमाह—**रूपमिति।**

**रूपं स जगृहे मात्स्यं चाक्षुषोदधिसंप्लवे।**
**नाव्यारोप्य महीमय्यामपाद्वैवस्वतं मनुम्॥ १५**

चाक्षुषमन्वन्तरे य उदधीनां संप्लवः संश्लेषस्तस्मिन्। यद्यपि मन्वन्तरावसाने प्रलयो नास्ति तथापि केनचित्कौतुकेन सत्यव्रताय माया प्रदर्शिता यथाऽकाण्डे मार्कण्डेयायेति द्रष्टव्यम्। महीमय्यां नावि, नौकारूपायां मह्यामित्यर्थः। अपाद् रक्षितवान्। वैवस्वतमिति भाविनी संज्ञा॥ १५॥

मत्स्यावतार वर्णवे छे— **'रूपम् इति।'**

ચાક્ષુષ મન્વન્તરમાં સમુદ્રમાં જળપ્રલય થયો ત્યારે તેમણે મત્સ્યનું રૂપ ગ્રહણ કર્યું અને પૃથ્વીરૂપી નૌકામાં વૈવસ્વત મનુને બેસાડીને તેમની રક્ષા કરી. ॥ ૧૫ ॥

ચાક્ષુષ મન્વન્તરમાં સમુદ્રમાં જળપ્રલય થયો એટલે કે સમુદ્રો મિશ્ર થઈ ગયા; જો કે મન્વન્તરના અંતે પ્રલય ન થાય, છતાં પણ કોઈક લીલાથી સત્યવ્રત રાજાને માયા દર્શાવી, જેમ માર્કંડેય ઋષિને પણ અસમયે (માયા દર્શાવી) તેમ સમજવું. **'महीमय्यां नावि'** પૃથ્વીરૂપી નૌકામાં, એમ અર્થ છે. **'अपात्'** રક્ષા કરી. **'वैवस्वतम्'** એ ભાવિ (મનુનું) નામ છે. ॥ ૧૫ ॥

कूर्मावतारमाह।

**सुरासुराणामुदधिं मथ्नतां मन्दराचलम्।**
**दध्रे कमठरूपेण पृष्ठ एकादशे विभुः॥ १६**

कमठः कूर्मस्तद्रूपेणैकादशेऽवतारे विभुर्दध्रे दधार॥ १६॥

કાચબાનો અવતાર વર્ણવે છે.

અગિયારમા અવતારમાં દેવો અને દાનવો સમુદ્રને વલોવતા હતા, ત્યારે વિભુએ કાચબાનું રૂપ લઈ પોતાની પીઠ ઉપર મંદરાચળને ધારણ કર્યો. ॥ ૧૬॥

**'कमठः'** કાચબો– તેના રૂપે, અગિયારમા અવતારમાં વિભુએ **'दध्रे'** મંદરાચળ ધારણ કર્યો. ॥ ૧૬॥

धन्वन्तर्यवतारमाह।

**धान्वन्तरं द्वादशमं त्रयोदशममेव च।**
**अपाययत् सुरानन्यान् मोहिन्या मोहयन् स्त्रिया॥ १७**

धान्वन्तरं धन्वन्तरिरूपम्। द्वादशमादि-प्रयोगस्त्वार्षः। त्रयोदशममेव रूपं तच्चरितेन सह दर्शयति। अपाययदित्यत्र सुधामित्यध्याहारः।

ધન્વન્તરિ અવતાર વર્ણવે છે– (બારમો, તેરમો અવતાર એક સાથે થયા, માટે વ્યાસજી એ એક શ્લોકમાં કહે છે.)

ધન્વન્તરિરૂપે બારમો અને (મોહિનીરૂપે) તેરમો અવતાર થયો. મોહિની સ્ત્રીરૂપે અન્યો (અસુરો)ને મોહિત કરતાં-કરતાં (કરીને) અન્ય દેવતાઓને (ધન્વન્તરિરૂપે) અમૃત આણીને પાયું. ॥ ૧૭॥

**'धान्वन्तरम्'** 'धन्वन्तरः इदम्' (તદ્ધિત), ધન્વન્તરિરૂપે. **'द्वादशमम्'** વગેરે પ્રયોગ આર્ષ છે. (સંસ્કૃતમાં વસ્તુતઃ **'द्वादशम्'** (બારમો) **'त्रयोदशम्'** (તેરમો) એવા શબ્દો પ્રયોજાય છે. અહીં **'म'** પ્રત્યય વધારાનો છે અને આર્ષ છે. **'त्रयोदशमम्'** શબ્દમાં પણ એમ જ સમજવું.) તેરમા અવતારવાળું (ભગવાનનું)

मोहिन्या स्त्रिया तद्रूपेणान्यानसुरान् मोहयन्। धन्वन्तरिरूपेणामृतमानीय मोहिन्याऽपायय-दित्यर्थः ॥ १७ ॥

રૂપ તેમના ચરિત્ર સાથે દર્શાવે છે. **'अपाययत् इति'** (અમૃત) પાયું. અહીં અમૃત શબ્દ અધ્યાહાર છે. **'मोहिन्या स्त्रिया'** મોહિની સ્ત્રી દ્વારા– તે રૂપે **'अन्यान्'** બીજા અસુરોને **'मोहयन्'** મોહ પમાડતા, ધન્વન્તરિરૂપે અમૃત લાવીને મોહિનીરૂપે પાયું તેવો અર્થ છે. ॥ ૧૭॥

नृसिंहावतारमाह।

नरसिंह અવતાર વર્ણવે છે—

**चतुर्दशं नारसिंहं बिभ्रद्दैत्येन्द्रमूर्जितम्।**
**ददार करजैर्वक्षस्येरकां कटकृद् यथा॥ १८**

ચૌદમો નરસિંહ અવતાર ધારણ કરીને અત્યંત શક્તિશાળી (છકી ગયેલા) દૈત્યેન્દ્ર હિરણ્યકશિપુને નખ વડે, જેમ સાદડી બનાવનારો (ગાંઠ વગરના) ઘાસને ચીરી નાખે તેમ, છાતીએથી ચીરી નાખ્યો. ॥ ૧૮॥

नारसिंहं रूपं बिभ्रत्। एरकां निर्ग्रन्थि तृणम्॥ १८ ॥

નરસિંહનું રૂપ ધારણ કરતા (કરીને)– **'एरकाम्'** ગાંઠ વગરના ઘાસને ॥ ૧૮॥

वामनावतारमाह—**पञ्चदशमिति।**

વામન અવતાર વર્ણવે છે— **'पञ्चदशम् इति।'**

**पञ्चदशं वामनकं कृत्वागादध्वरं बलेः।**
**पदत्रयं याचमानः प्रत्यादित्सुस्त्रिविष्टपम्॥ १९**

પંદરમો વામન અવતાર ધારણ કરી, બલિરાજાના યજ્ઞમાં ગયા. સ્વર્ગનું રાજ્ય પાછું લઈ લેવાની ઈચ્છાવાળા ભગવાને ત્રણ ડગલાં (પૃથ્વી) માગી. ॥ ૧૯॥

दुष्टानां मदं वामयतीति वामनकं रूपम्। ह्रस्वं वा। प्रत्यादित्सुस्तस्मादाच्छिद्य ग्रहीतुमिच्छुः ॥ १९ ॥

દુષ્ટોના મદને વમન કરાવી દે (દૂર કરાવી દે) એવું નાનું રૂપ, અથવા ટૂંકું સ્વરૂપ. (**'वामनयति'** હોય તો દુષ્ટોના મદને અલ્પ કરે તે વામન.) **'प्रत्यादित्सुः'** ઝૂંટવીને પાછું લઈ લેવાની ઈચ્છા રાખનાર ॥ ૧૯॥

परशुरामावतारमाह—**अवतार इति।**

પરશુરામ અવતાર વર્ણવે છે— **'अवतारे इति।'**

**अवतारे षोडशमे पश्यन् ब्रह्मद्रुहो नृपान्।**
**त्रिःसप्तकृत्वः कुपितो निःक्षत्रामकरोन्महीम्॥ २०**

સોળમા અવતારે બ્રાહ્મણોનો દ્રોહ કરનાર રાજાઓને જોઈને, કુપિત થઈ પૃથ્વીને એકવીસ વખત નિઃક્ષત્રી કરી. ॥ ૨૦ ॥

त्रिस्त्रिगुणं यथा भवति तथा सप्तकृत्वः सप्तवारानेकविंशतिवारानित्यर्थः ॥ २० ॥

**'त्रिः'** ત્રણ ગણા થાય તેમ **'सप्तकृत्वः'** સાત વખત, એટલે એકવીસ વખત, એમ અર્થ છે. ॥ ૨૦॥

व्यासावतारमाह—**तत इति।**

વ્યાસ અવતાર વર્ણવે છે— **'ततः इति।'**

**ततः सप्तदशे जातः सत्यवत्यां पराशरात्।**
**चक्रे वेदतरोः शाखा दृष्ट्वा पुंसोऽल्पमेधसः ॥ २१**

પછી સત્તરમા અવતારમાં પરાશરથી સત્યવતી વિષે ઉત્પન્ન થઈ, અલ્પબુદ્ધિવાળા મનુષ્યોને જોઈને (તેમના ઉપર અનુગ્રહ કરવા માટે) વેદરૂપી વૃક્ષની શાખાઓ કરી. (અર્થાત્ વેદના નાના-નાના વિભાગો કર્યા.) ॥ ૨૧॥

अल्पमेधसोऽल्पप्रज्ञान् पुंसो दृष्ट्वा तदनुग्रहार्थं शाखाश्चक्रे॥ २१ ॥

रामावतारमाह—**नरेति।**

**नरदेवत्वमापन्नः सुरकार्यचिकीर्षया।**
**समुद्रनिग्रहादीनि चक्रे वीर्याण्यतः परम्॥ २२**

नरदेवत्वं राघवरूपेण प्राप्तः सन्। अतः परमष्टादशे॥ २२ ॥

रामकृष्णावतारमाह—**एकोनेति।**

**एकोनविंशे विंशतिमे वृष्णिषु प्राप्य जन्मनी।**
**रामकृष्णाविति भुवो भगवानहरद्भरम्॥ २३**

विंशतितम इति वक्तव्ये तकारलोपश्छन्दोनुरोधेन। रामकृष्णावित्येवं नामनी जन्मनी प्राप्य ॥ २३ ॥

बुद्धावतारमाह—**तत इति।**

**ततः कलौ संप्रवृत्ते संमोहाय सुरद्विषाम्।**
**बुद्धो नाम्नाऽजनसुतः कीकटेषु भविष्यति॥ २४**

अजनस्य सुतः।'जिनसुत' इति पाठे जिनोऽपि स एव। कीकटेषु मध्ये गयाप्रदेशे॥ २४॥

कल्क्यवतारमाह—**अथेति।**

**अथासौ युगसन्ध्यायां दस्युप्रायेषु राजसु।**
**जनिता विष्णुयशसो नाम्ना कल्किर्जगत्पतिः॥ २५**

युगसन्ध्यायाम्। कलेरन्ते विष्णुयशसो ब्राह्मणात्सकाशाज्जनिता जनिष्यते॥ २५ ॥

**'अल्पमेधसः'** અલ્પબુદ્ધિવાળા મનુષ્યોને જોઈને તેમની ઉપર અનુગ્રહ કરવા શાખાઓ કરી, વિભાગો કર્યા. ॥ ૨૧॥

રામાવતાર વર્ણવે છે— **'नर इति।'**

આના પછી (અઢારમા અવતારમાં) દેવતાઓનું કાર્ય કરવાની ઈચ્છાથી (રાજાનું) રાઘવરૂપ પ્રાપ્ત કરીને સમુદ્રનો બંધ બાંધીને નિગ્રહ વગેરે પરાક્રમો કર્યાં. ॥ ૨૨॥

**'नरदेवत्वम्'** રાઘવરૂપ પ્રાપ્ત કરીને **'अतः परम्'** આના પછી, એટલે કે અઢારમા અવતારમાં ॥ ૨૨॥

રામ અને કૃષ્ણનો અવતાર વર્ણવે છે— **'एक-ऊन इति।'**

ઓગણીસમા અને વીસમા અવતારમાં બલરામ અને કૃષ્ણ એવા નામથી વૃષ્ણિકુળમાં જન્મ લઈને ભગવાને પૃથ્વીનો ભાર ઉતાર્યો. ॥ ૨૩ ॥

**'विंशतितमे'** એમ કહેવું જોઈએ — તેમાં (મૂળશ્લોકમાં) **'विंशतिमे'** માં 'ત'કારનો લોપ છંદને અનુસરવાથી છે. **'रामकृष्णौ इति'** બલરામ અને કૃષ્ણ નામના બે જન્મો પ્રાપ્ત કરીને ॥ ૨૩॥

બુદ્ધાવતાર વર્ણવે છે— **'ततः इति।'**

ત્યાર પછી કળિયુગ પ્રવૃત્ત થવાથી (થશે ત્યારે) અસુરોને મોહ પમાડવા માટે કીકટ દેશમાં અજનના પુત્ર બુદ્ધ નામે ઉત્પન્ન થશે. ॥ ૨૪॥

અજનના પુત્ર – **'जिनसुतः'** પાઠમાં જિન પણ તે જ છે. **'कीकटेषु'** કીકટદેશના મધ્યમાં, ગયા (મગધ, બિહાર) પ્રદેશમાં ॥ ૨૪ ॥

કલ્કિ અવતાર વર્ણવે છે— **'अथ इति।'**

ત્યાર પછી યુગના સંધિકાળમાં (કળિયુગના અંતે) જ્યારે રાજાઓ ઘણું કરીને ચોર થશે, ત્યારે વિષ્ણુયશસ્ બ્રાહ્મણથી આ જગત્પતિ ભગવાન કલ્કિ નામે પ્રકટ થશે. ॥ ૨૫ ॥

**'युगसंध्यायाम्'** યુગના સંધિકાળમાં, કળિયુગના અંતે. વિષ્ણુયશસ્ બ્રાહ્મણથી **'जनिता'** જન્મ લેશે. ॥ ૨૫ ॥

अनुक्तसर्वसंग्रहार्थमाह—**अवतारा इति।**

**वंशीधरी—**श्रीहयग्रीवहरिहंसपृश्निगर्भविभु-सत्यसेनवैकुण्ठाजितसार्वभौमविष्वक्सेनधर्मसेतु-सुधामयोगेश्वरबृहद्भान्वादीनाम्।

**अवतारा ह्यसंख्येया हरेः सत्त्वनिधेर्द्विजाः।**
**यथाऽविदासिनः कुल्याः सरसः स्युः सहस्रशः॥ २६**

असङ्ख्येयत्वे दृष्यन्तः—यथेति। अविदासिन उपक्षयशून्यात्। 'दसु उपक्षये' इत्यस्मात्। सरसः सकाशात्कुल्याः क्षुद्रप्रवाहाः॥ २६॥

विभूतीराह—**ऋषय इति।**

**ऋषयो मनवो देवा मनुपुत्रा महौजसः।**
**कलाः सर्वे हरेरेव सप्रजापतयस्तथा॥ २७**

तत्र विशेषमाह—**एते चेति।**

**एते चांशकलाः पुंसः कृष्णस्तु भगवान् स्वयम्।**
**इन्द्रारिव्याकुलं लोकं मृडयन्ति युगे युगे॥ २८**

पुंसः परमेश्वरस्य केचिदंशाः केचित्कलाविभूतयश्च। तत्र मत्स्यादीनामवतारत्वेन सर्वज्ञत्वसर्वशक्तिमत्त्वेऽपि यथोपयोगमेव ज्ञानक्रियाशक्त्याविष्करणम्। कुमारनारदादिष्वा-धिकारिकेषु यथोपयोगमंशकलावेशः।

જે અવતારોનો ઉલ્લેખ કરવામાં નથી આવ્યો, તે સર્વ અવતારોને સમાવી લેવા માટે કહે છે—**'अवताराः इति।'**

શ્રીહયગ્રીવ, હરિ, હંસ, પૃશ્નિગર્ભ, વિભુ, સત્યસેન, વૈકુંઠ, અજિત, સાર્વભૌમ, વિષ્વક્સેન, ધર્મસેતુ, સુધામ, યોગેશ્વર, બૃહદ્ભાનુ વગેરે અવતારોને (સમાવિષ્ટ કરવા માટે)

હે બ્રાહ્મણો, ક્ષય ન પામે તેવા સરોવરમાંથી જેમ હજારો ઝરણાં નીકળે છે, તેમ ખરેખર, સત્ત્વનિધિ શ્રીહરિમાંથી અસંખ્ય અવતારો થાય છે. ॥ ૨૬॥

અસંખ્ય અવતારો માટે દષ્ટાંત આપે છે—**'यथा इति।' 'अविदासिनः'** ક્ષય ન પામે તેવા. **'दसु'** ધાતુ **'उपक्षये'** એટલે 'ક્ષય થવો' તે અર્થમાં છે. આ **'सरसः'** સરોવરમાંથી **'कुल्याः'** ક્ષુદ્ર પ્રવાહો ॥ ૨૬ ॥

વિભૂતિઓનું વર્ણન કરે છે— **'ऋषयः इति।'**

પ્રજાપતિસહિત ઋષિઓ, મનુઓ, દેવતાઓ, મહાબળવાન મનુપુત્રો– એ સર્વે શ્રીહરિની જ કલારૂપ છે. ॥ ૨૭ ॥

તે માટે વિશેષ કહે છે— **'एते च इति।'**

આ સર્વે પરમેશ્વરનાં (શક્તિના આવેશરૂપ) અંશ અને (જ્ઞાન કે બોધ) કલારૂપ છે. પરંતુ શ્રીકૃષ્ણ તો સ્વયં ભગવાન છે. (આ સર્વે અવતારો) ઈન્દ્રના શત્રુરૂપ અસુરોથી પીડાયેલા લોકને યુગે-યુગે સુખી કરે છે. ॥ ૨૮॥

**'पुंसः'** પરમેશ્વરના, કેટલાક અંશો છે, કેટલીક કળાઓ એટલે કે જ્ઞાનરૂપી વિભૂતિઓ છે. તેમાં મત્સ્ય વગેરે અવતારરૂપે સર્વજ્ઞતા, સર્વશક્તિમત્તા હોવા છતાં ઉપયોગ પ્રમાણે જ જ્ઞાન, ક્રિયા અને શક્તિનું પ્રાકટ્ય (આવિષ્કાર) છે. સનત્કુમારો, નારદજી વગેરે અધિકારીઓમાં (**'आधिकारिकेषु'**) ઉપયોગ પ્રમાણે (તે તે અવતારકાર્યને અનુરૂપ) (ભગવદ્) અંશ અને કળાનો આવેશ છે.

तत्र कुमारादिषु ज्ञानावेशः। पृथ्वादिषु शक्त्यावेशः। कृष्णस्तु भगवान् साक्षान्नारायण एव। आविष्कृतसर्वशक्तित्वात्। सर्वेषां प्रयोजन-माह। इन्द्रारयो दैत्यास्तैर्व्याकुलमुपद्रुतं लोकं मृडयन्ति सुखिनं कुर्वन्ति॥ २८॥

તેમાં સનત્કુમારોમાં જ્ઞાનની અભિવ્યક્તિ છે, જ્ઞાનનો આવેશ છે, પૃથુ વગેરેમાં ક્રિયા-શક્તિનો આવેશ છે, પરંતુ કૃષ્ણ તો સ્વયમ્ **'भगवान्'** સાક્ષાત્ નારાયણ જ છે, સર્વશક્તિઓનું પ્રાકટ્ય (પૂર્ણ આવિષ્કાર) હોવાથી– સર્વ (અવતારોનું) પ્રયોજન કહે છે. **'इन्द्रारयः'** દૈત્યો, તેમના દ્વારા **'व्याकुलम्'** પીડાયેલા, ઉપદ્રવ પામેલા, **'लोकम्'** લોકને **'मृडयन्ति'** સુખી કરે છે. ॥ ૨૮॥

एतत्कीर्तनफलमाह—**जन्मेति**।

આ (અવતારો)ના કીર્તનનું ફળ કહે છે— **'जन्म इति।'**

**जन्म गुह्यं भगवतो य एतत्प्रयतो नरः।**
**सायंप्रातर्गृणन् भक्त्या दुःखग्रामाद्विमुच्यते॥ २९**

ભગવાનના આ રહસ્યમય જન્મો સવાર-સાંજ પવિત્ર થઈને જે મનુષ્ય ગાય છે, તે દુઃખના સમુદાય (રૂપ સંસાર)માંથી છૂટી જાય છે. ॥ ૨૯ ॥

गुह्यमतिरहस्यं जन्म। प्रयतः शुचिः सन्। दुःखग्रामात् संसारात्॥ २९॥

**'गुह्यम्'** અતિરહસ્યમય જન્મ. **'प्रयतः'** પવિત્ર થઈને– **'दुःखग्रामात्'** દુઃખના સમુદાયમાંથી અર્થાત્ સંસારમાંથી (મુક્ત થાય છે). ॥ ૨૯॥

विमुच्यत इति यदुक्तं तत्र कथं देहद्वयसंबन्धे सति तद्विमुक्तिरित्याशङ्क्य देहद्वयसंबन्धस्य भगवन्मायोत्थाविद्याविलसितत्वादेतच्छ्रवणादि-जनितविद्यया तन्निवृत्तिरुपपद्यत इत्याशयेनाह— **एतदिति** पञ्चभिः।

(સંસારમાંથી) છૂટી જાય છે, એમ જે (ઉપરના શ્લોકમાં) કહ્યું, ત્યાં બે દેહ (સ્થૂળ અને સૂક્ષ્મ)નો સંબંધ હોય તો તેની (જીવની) મુક્તિ કેવી રીતે થાય, તેવી આશંકા કરતાં બે દેહનો સંબંધ ભગવાનની માયામાંથી ઉત્પન્ન થયેલી અવિદ્યાથી રચાયેલો હોવાથી આ અવતારકથાના શ્રવણ, કીર્તન વગેરેથી ઉત્પન્ન થતા જ્ઞાન (વિદ્યા) વડે તે બે દેહની નિવૃત્તિ શક્ય બને છે, એવા આશયથી **'एतद् इति।'** એ પાંચ શ્લોક દ્વારા કહે છે—

**एतद्रूपं भगवतो ह्यरूपस्य चिदात्मनः।**
**मायागुणैर्विरचितं महदादिभिरात्मनि॥ ३०**

ખરેખર, અરૂપ (પ્રાકૃતરૂપરહિત), જ્ઞાનસ્વરૂપ જીવનું આ રૂપ ભગવાનની માયાના મહત્તત્ત્વ વગેરે ગુણોથી આત્મામાં કલ્પેલું છે. ॥ ૩૦ ॥

अरूपस्य चिदेकरसस्यात्मनो जीवस्यैतत् स्थूलं रूपं शरीरं भगवतो या माया तस्या गुणैर्महदादिरूपैर्विरचितम्। क्व आत्मनि। आत्मस्थाने शरीरं कृतमित्यर्थः॥ ३०॥

**'अरूपस्य'** (રૂપરહિત) નિરાકાર ચિદેકરસ (ચિન્મય)– સ્વરૂપ જીવાત્માનું **'एतत्'** આ સ્થૂળરૂપ અર્થાત્ શરીર, ભગવાનની જે માયા છે તેના મહત્તત્ત્વાદિરૂપ ગુણો વડે રચાયેલું છે. ક્યાં? **'आत्मनि'** આત્મામાં; આત્માના સ્થાને શરીરને કર્યું એટલે કે શરીરમાં આત્મભાવનો આરોપ થયો. ॥ ૩૦॥

कथमित्यपेक्षायां स्वरूपावरणेन तदध्यासत इति सदृष्टान्तमाह—**यथेति**।

**यथा नभसि मेघौघो रेणुर्वा पार्थिवोऽनिले।**
**एवं द्रष्टरि दृश्यत्वमारोपितमबुद्धिभिः ॥ ३१**

यथा वाय्वाश्रितो मेघौघो नभस्याकाशेऽबुद्धिभिरज्ञैरारोपितः। यथा वा पार्थिवो रेणुस्तद्गतं धूसरत्वाद्यनिले। एवं द्रष्टर्यात्मनि दृश्यत्वं दृश्यत्वादिधर्मकं शरीरमारोपितमित्यर्थः ॥ ३१ ॥

**अतः परं यदव्यक्तमव्यूढगुणव्यूहितम्।**
**अदृष्टाश्रुतवस्तुत्वात्स जीवो यत्पुनर्भवः ॥ ३२**

किंच अतः स्थूलाद् रूपात् परमन्यदपि रूपमारोपितमित्यनुषङ्गः। कथंभूतं तत्। यदव्यक्तं सूक्ष्मम्। तत्र हेतुः अव्यूढगुणव्यूहितम्।

व्यूहः करचरणादिपरिणामः। तथा अव्यूढा अपरिणता ये गुणास्तैर्व्यूहितं रचितम्। आकार-विशेषरहितत्वादव्यक्तमित्यर्थः।

(આત્મામાં શરીરનો આરોપ) કેવી રીતે થાય છે, તેની અપેક્ષામાં સ્વરૂપના આવરણ દ્વારા (આત્મા ઉપર) તેનો (શરીરનો) અજ્ઞાની લોકો અધ્યાસ કરે છે, તે દૃષ્ટાંત સાથે કહે છે— **'यथा इति।'**

અજ્ઞાનીઓ દ્વારા જેમ આકાશમાં વાદળાંના સમૂહનો અથવા વાયુમાં પૃથ્વીના રજકણોનો (અથવા તેના ધૂળિયાપણાનો) આરોપ કરવામાં આવે છે, તેમ અજ્ઞાનીઓ દ્વારા (દેહાદિના) દ્રષ્ટા (આત્મા)માં દૃશ્ય (દેહાદિ)નો આરોપ કરવામાં આવે છે. ॥ ૩૧॥

જેમ વાયુને આધારે રહેલાં વાદળાં (મેઘસમૂહ)નો **'नभसि'** આકાશમાં, **'अबुद्धिभिः'** અજ્ઞાનીઓ દ્વારા આરોપ કરવામાં આવે છે, અથવા જેમ પૃથ્વીની રજનો એટલે કે રજમાં રહેલા ધૂસરપણા વગેરેનો વાયુમાં (આરોપ કરવામાં આવે છે), તેમ **'द्रष्टरि'** આત્મામાં **'दृश्यत्वम्'** દૃશ્યત્વ વગેરે ધર્મોવાળા શરીરનો આરોપ કરવામાં આવે છે, એમ અર્થ છે. ॥ ૩૧॥

આનાથી (સ્થૂળ રૂપથી) જે અન્ય (ઇન્દ્રિયાતીત) સૂક્ષ્મ રૂપ છે, તે આકારમાં (કર, ચરણ વગેરેમાં) પરિણામ ન પામેલા ગુણોથી રચાયેલું છે. તે (સૂક્ષ્મ શરીર અતિસૂક્ષ્મ હોવાથી) દેખાતું નથી. (દુર્વિતર્ક્ય હોવાથી) સાંભળવામાં આવતું નથી. (આત્મામાં આરોપિત હોવાથી) તે જ સૂક્ષ્મ શરીર (જીવ) છે, કે જેનાથી પુનર્જન્મ થાય છે. ॥ ૩૨॥

વળી, **'अतः'** આ સ્થૂલ રૂપથી **'परम्'** પણ અન્ય રૂપ (સૂક્ષ્મ શરીર) આરોપિત કરવામાં આવે છે, તેમ સંબંધ છે. તે (સૂક્ષ્મ શરીર) કેવી રીતે બનેલું છે ? **'यद् अव्यक्तम्'** જે સૂક્ષ્મ (રૂપ) છે તે માટેનો હેતુ કહે છે — **'अव्यूढगुणव्यूहितम्'**

**'व्यूहः'** એટલે હાથ-પગ વગેરે (મૂર્ત) રૂપાંતરવાળું તથા **'अव्यूढाः'** હાથ-પગ વગેરે આકારમાં પરિણામ ન પામેલા ગુણોથી રચાયેલું (સૂક્ષ્મ શરીર) વિશેષ પ્રકારના આકાર વગરનું હોવાથી અવ્યક્ત છે, એમ અર્થ છે.

एतदेव कुतस्तत्राह। अदृष्टाश्रुतवस्तुत्वात्। यच्चाकारविशेषवद् वस्तु तदस्मदादिवद्दृश्यते॥ श्रूयते वा इन्द्रादिवत्। इदं तु न तथा।

આ સૂક્ષ્મશરીરને કયા હેતુથી અવ્યક્ત કહે છે? તે વિષે કહે છે. **'अदृष्टाश्रुतवस्तुत्वात्'** જે વિશેષ આકારવાળી વસ્તુ છે, તે આપણા બધાની જેમ દેખાય છે અથવા ઈન્દ્ર વગેરેની જેમ સાંભળવામાં આવે છે, પરંતુ તેમ આ (સૂક્ષ્મ શરીરને જોઈ કે સાંભળી શકાય એમ) નથી.

तर्हि तस्य सत्त्वे किं प्रमाणं तत्राह। स जीवो जीवोपाधिः 'जीवो जीवेन निर्मुक्तो' 'जीवो जीवं विहाय' इत्यादौ जीवोपाधौ लिङ्गदेहे जीवशब्दप्रयोगात्। जीवोपाधितया कल्प्यत इत्यर्थः।

તો પછી તેના હોવાનું શું પ્રમાણ છે તે માટે કહે છે— **'सः जीवः'** તે લિંગ દેહ છે. લિંગ શરીરની ઉપાધિવાળો આત્મા તે જીવ. 'લિંગ શરીરથી છૂટેલો જીવ.' 'જીવ જ્યારે સૂક્ષ્મ શરીરથી મુક્ત થાય, જીવપણું આપનારા લિંગ શરીરને છોડીને......' (શ્રીમદ્ ભા.૧૧/૨૫/૩૬) વગેરેમાં, આત્મામાં આરોપિત લિંગ દેહ (સૂક્ષ્મ શરીર) માટે 'જીવ' શબ્દનો પ્રયોગ કર્યો હોવાથી આત્માને જીવ કહે છે. આત્માની ઉપાધિરૂપે સૂક્ષ્મ શરીરને કલ્પવામાં આવે છે, એમ અર્થ છે.

ननु स्थूलमेव भोगायतनत्वाज्जीवस्योपाधिरस्तु किमन्यकल्पनयेत्यत आह। यत् यस्मात् सूक्ष्मात् पुनर्भवः पुनर्जन्म।

હવે શંકા કરવામાં આવી છે કે સ્થૂળ શરીર ભોગોનું આશ્રયસ્થાન હોવાથી (એ જ) આત્માની ઉપાધિરૂપ છે, તો અન્ય (સૂક્ષ્મ શરીર)ની કલ્પના શા માટે કરવી જોઈએ ? તે માટે કહે છે— **'यत्'** જેથી, સૂક્ષ્મ શરીરથી **'पुनर्भवः'** પુનર્જન્મ થાય છે.

उत्क्रान्तिगत्यागतीनां तेन विनाऽसम्भवादिति भावः॥ ३२॥

"ઉત્ક્રાંતિ, ગતિ, આગતિ" તેના વિના અસંભવિત છે, તેવો ભાવ છે. ॥ ૩૨॥

तदेवमुपाधिद्वयमुक्त्वा तदपवादेन जीवस्य ब्रह्मतामाह—**यत्रेति।**

આમ, તે બંને ઉપાધિઓ (આરોપ) કહીને તેની નિવૃત્તિ દ્વારા જીવની બ્રહ્મતાને કહે છે— **'यत्र इति।'**

**यत्रेमे सदसद्रूपे प्रतिषिद्धे स्वसंविदा।**
**अविद्ययात्मनि कृते इति तद्ब्रह्मदर्शनम्॥ ३३**

અવિદ્યાથી આત્મામાં આરોપિત થયેલાં આ બે રૂપો (સ્થૂળ અને સૂક્ષ્મ શરીર)નો જ્યારે પોતાના આત્માના યથાર્થ જ્ઞાનથી પ્રતિષેધ (નિવૃત્તિ) થાય છે, ત્યારે બ્રહ્મદર્શન થાય છે. ॥ ૩૩ ॥

यत्र यदा इमे स्थूलसूक्ष्मे रूपे स्वसंविदा श्रवणमननादिभक्त्या स्वरूपसम्यग्ज्ञानेन प्रतिषिद्धे भवतः। ज्ञानेन प्रतिषेधार्हत्वे तमेव हेतुमाह। अविद्ययात्मनि कृते कल्पिते इति हेतोः। तद्

**'यत्र'** જ્યારે **'इमे'** આ બંને સ્થૂળ અને સૂક્ષ્મ રૂપો **'स्वसंविदा'** શ્રવણ, મનન વગેરે ભક્તિ દ્વારા પોતાના આત્માના યથાર્થ જ્ઞાન વડે પ્રતિષેધ પામે છે (નિવૃત્ત થાય છે). જ્ઞાન દ્વારા પ્રતિષેધયોગ્ય બને છે, તે જ કારણ કહે છે. (સ્થૂળ અને સૂક્ષ્મ દેહની)

ब्रह्म। तदा जीवो ब्रह्मैव भवतीत्यर्थः। कथंभूतम्। दर्शनं ज्ञानैकस्वरूपम्॥ ३३॥

અવિદ્યાથી આત્મામાં **'कृते'** કલ્પિત (આધ્યાસિક) હોવાને કારણે **'तद् ब्रह्म'** જીવ ત્યારે બ્રહ્મ જ બને છે તેવો અર્થ છે. બ્રહ્મ કેવું છે? **'दर्शनम्'** જ્ઞાનસ્વરૂપ બ્રહ્મ બની જાય છે અથવા એકમાત્ર જ્ઞાનસ્વરૂપવાળો જ બની જાય છે. ॥ ૩૩॥

तथापि भगवन्मायायाः संसृतिकारणभूताया विद्यमानत्वात्कथं ब्रह्मता तत्राह—**यदीति।**

સંસાર માટે કારણભૂત એવી ભગવાનની માયા વિદ્યમાન હોવા છતાં પણ બ્રહ્મત્વ કેવી રીતે (પ્રાપ્ત) થાય છે, તે માટે કહે છે— **'यदि इति।'**

**यद्येषोपरता देवी माया वैशारदी मतिः।**
**संपन्न एवेति विदुर्महिम्नि स्वे महीयते॥ ३४**

જ્યારે ઈશ્વરની આ માયાદેવી નિવૃત્ત થાય છે અને (બ્રહ્મ)વિદ્યારૂપે પરિણત થાય છે, ત્યારે બ્રહ્મસ્વરૂપને પ્રાપ્ત થવાથી જીવ (પરમ આનંદરૂપ) પોતાના મહિમામાં પ્રતિષ્ઠિત થાય છે, શોભે છે, એમ તત્ત્વજ્ઞાનીઓ જાણે છે. ॥ ૩૪॥

यदीत्यसंदेहे संदेहवचनम् 'यदि वेदाः प्रमाणं स्युः' इतिवत्। वैशारदी विशारदः सर्वज्ञ ईश्वरस्तदीया देवी संसारचक्रेण क्रीडन्ती एषा माया यद्युपरता भवति। किमित्युपरता भवेत्तत्राह। मतिर्विद्या। अयं भावःयावदेषाऽविद्यात्मनाऽऽ-वरणविक्षेपौ करोति तावन्नोपरमति। यदा तु सैव विद्यारूपेण परिणता तदा सदसद्रूपं जीवोपाधिं दग्ध्वा निरिन्धनाग्निवत्स्वयमेवोपरमेदिति। तदा संपन्नो ब्रह्मस्वरूपं प्राप्त एवेति विदुस्तत्त्वज्ञाः। किमतः। यद्येवं स्वे महिम्नि परमानन्दस्वरूपे महीयते पूज्यते विराजत इत्यर्थः॥ ३४॥

**'यदि'** 'જો' એમ કહીને જેમાં સંદેહ નથી તેમાં (જાણી જોઈને) સંદેહવચન કર્યું છે. 'જો વેદો પ્રમાણ હોય તો.....' એ રીતે. (વેદો પ્રમાણભૂત જ છે, છતાં તેમને વિષે સંદેહનું કથન કરવામાં આવે તેમ કુમારિલ ભટ્ટ **'यदि'** બોલ્યા એટલે એક આંખ ફૂટી ગઈ.) **'वैशारदी'** વિશારદ એટલે સર્વજ્ઞ-ઈશ્વર, સંસારચક્રથી ક્રીડા કરતી તેમની આ માયાદેવી જો નિવૃત્ત થાય તો. કેવા રૂપમાં માયા ઉપરત (નિવૃત્ત) થાય તે માટે કહે છે— **'मतिः'** એટલે વિદ્યા માયા. આ ભાવ છે— જ્યાં સુધી આ અવિદ્યા પોતાનાથી આવરણ તથા વિક્ષેપ કરે છે, ત્યાં સુધી નિવૃત્ત થતી નથી. પરંતુ જ્યારે તે જ (અવિદ્યા) વિદ્યારૂપે પરિણત થાય છે, ત્યારે સ્થૂલ અને સૂક્ષ્મ શરીરને બાળી નાખીને ઇંધણ વિનાના અગ્નિની જેમ સ્વયં (જાતે જ) શાંત થઈ જાય છે. ત્યારે જ **'सम्पन्नः'** (જીવ) બ્રહ્મસ્વરૂપને પ્રાપ્ત થાય છે. **'इति विदुः'** એમ તત્ત્વજ્ઞાનીઓ જાણે છે. આનાથી શો લાભ? જો આમ થાય તો જીવ **'स्वे महिम्नि'** પરમાનંદસ્વરૂપમાં **'महीयते'** પૂજાય છે, અર્થાત્ (શોભે છે) વિરાજમાન થાય છે. ॥ ૩૪॥

यथा जीवस्य जन्मादि माया एवमीश्वरस्यापि जन्मादि मायेत्याह—**एवमिति।**

જેમ જીવની જન્મ વગેરે માયા છે તેમ ઈશ્વરની પણ જન્મ વગેરે માયા છે. તે કહે છે— **'एवम् इति।'**

**एवं जन्मानि कर्माणि ह्यकर्तुरजनस्य च।**
**वर्णयन्ति स्म कवयो वेदगुह्यानि हृत्पतेः॥ ३५**

अकर्तुः कर्माणि। अजनस्य जन्मानि। हृत्पतेरन्तर्यामिणः॥ ३५॥

तर्हि जीवादीश्वरस्य को विशेषः। स्वातन्त्र्यमेव विशेष इत्याह—**स वा इति।**

**स वा इदं विश्वममोघलीलः**
**सृजत्यवत्यत्ति न सज्जतेऽस्मिन्।**
**भूतेषु चान्तर्हित आत्मतन्त्रः**
**षाड्वर्गिकं जिघ्रति षड्गुणेशः॥ ३६**

षाड्वर्गिकमिन्द्रियषड्वर्गविषयं जिघ्रति दूरादेव गन्धवद्गृह्णाति न तु सज्जत इत्यर्थः। कुतः। षड्गुणेशः षडिन्द्रियनियन्ता॥ ३६॥

ननु किमीश्वरस्य सृष्ट्यादिकर्मभिर्विषय-भोगैर्वा तत्राह—**न चेति।**

**न चास्य कश्चिन्निपुणेन धातु-**
**रवैति जन्तुः कुमनीष ऊतीः।**
**नामानि रूपाणि मनोवचोभिः**
**सन्तन्वतो नटचर्यामिवाज्ञः॥ ३७**

धातुर्जगद्विधातुरीश्वरस्य ऊतीर्लीलाः कुमनीषः कुबुद्धिर्निपुणेन तर्कादिकौशलेन नावैति न जानाति।

मनसा रूपाणि वचसा नामानि संतन्वतः सम्यग्विस्तारयतः। वचोभिरिति बहुत्वं श्रुत्य-भिप्रायेण। मनोवचोभिः सहेति वा॥ ३७ ॥

આમ, અકર્તા, અજન્મા, અંતર્યામી ઈશ્વરનાં, વેદો માટે રહસ્યરૂપ એવાં જન્મ અને કર્મને કવિઓ (વિવેકીજનો) વર્ણવે છે. ॥ ૩૫ ॥

જેને કર્મ નથી તેનાં કર્મો, જેનો જન્મ નથી તેના જન્મો– ‘**हृत्पतेः**’ અંતર્યામીનાં ॥ ૩૫॥

તો પછી જીવ કરતાં ઈશ્વરની કયા પ્રકારની વિશેષતા છે? સ્વાતંત્ર્ય જ વિશેષતા છે એમ કહે છે— **‘स वै इति।’**

તે અમોઘ લીલાવાળા ઈશ્વર જ આ જગતને સર્જે છે, પાળે છે અને સંહારે છે, પણ તેમાં લેપાતા નથી. સ્વયં સ્વતંત્ર અને છ ઈન્દ્રિયોને નિયમમાં રાખનારા તે ઈશ્વર પ્રાણીમાત્રમાં પ્રવેશીને છુપાઈને રહેલ ઈન્દ્રિયોના છયે વિષયોને ગંધની જેમ અનુભવે છે (ગ્રહણ કરે છે). ॥ ૩૬ ॥

**‘षाड्वर्गिकम्’** ઈન્દ્રિયોના છયે વિષયોને **‘जिघ्रति’** દૂરથી જ ગંધની જેમ ગ્રહણ કરે છે, પરંતુ તેમાં આસક્ત થતા નથી (લેપાતા નથી), એમ અર્થ છે. કયા હેતુથી ? **‘षड्गुणेशः’** છ ઈન્દ્રિયોના નિયંતા હોવાથી ॥ ૩૬॥

શંકા કરે છે કે, (નિરીહ) ઈશ્વરને સૃષ્ટિ આદિ કર્મ અથવા વિષયભોગથી શું પ્રયોજન? તે માટે કહે છે— **‘न च इति।’**

અજ્ઞાની મનુષ્ય જેમ નટના અભિનયને જાણતો નથી, તેમ કોઈપણ કુબુદ્ધિ જીવ તર્ક વગેરે કૌશલ્ય દ્વારા મન વડે રૂપનો અને વાણી વડે નામનો યોગ્ય વિસ્તાર કરતા આ ભગવાનની લીલાને જાણી શકતો નથી. ॥ ૩૭ ॥

**‘धातुः’** જગતના વિધાતા (જગતને પ્રકટ કરનાર) ઈશ્વરની **‘ऊतीः’** લીલાઓને **‘कुमनीषः’** કુબુદ્ધિ **‘निपुणेन’** તર્ક વગેરે કૌશલ્ય દ્વારા **‘न अवैति’** નથી જાણતો.

મન વડે રૂપ અને વાણી વડે નામનો **‘संतन्वतः’** યોગ્ય વિસ્તાર કરતા ભગવાનની. **‘वचोभिः इति’** **वचसा** ને બદલે **‘वचोभिः’** એમ બ.વ. શ્રુતિના અભિપ્રાયથી છે. (**‘यतो वाचो निवर्तन्ते......’** )અથવા મનવચનોની સાથે, એ રીતે બ. વ. સમજવું. ॥ ૩૭ ॥

भक्तस्तु कथंचिज्जानातीत्याह—**स वेदेति।**

**स वेद धातुः पदवीं परस्य**
**दुरन्तवीर्यस्य रथाङ्गपाणेः।**
**योऽमायया सन्ततयाऽनुवृत्त्या**
**भजेत तत्पादसरोजगन्धम्॥ ३८**

अमाययाऽकुटिलभावेन। सन्ततया निरन्तरया। अनुवृत्त्या आनुकूल्येन भजेत॥ ३८॥

ભક્તિમાર્ગે પ્રવૃત્તાનૃષીનભિનન્દતિ—**अथेति।**

तो ભક્ત (ભગવાનને) કોઈક રીતે જાણે છે એમ કહે છે— **'स वेद इति।'**

અનંત પરાક્રમોવાળા, શ્રીહસ્તમાં રથાંગને એટલે કે ચક્રને ધારણ કરનારા, લોક અને વેદથી પર, વિશ્વના સર્જનહાર એવા પરમાત્માના ચરણકમળની (દિવ્ય) સુગન્ધને જે નિષ્કપટભાવે નિત્ય-નિરંતર ભગવદ્-ઈચ્છાનુસાર સેવા વડે ભજે છે, તે તેમના સ્થાનને (સ્વરૂપને) જાણે છે. ॥ ૩૮ ॥

**'अमायया'** નિષ્કપટભાવે (બદલાની આશા રાખ્યા વિના) **'सन्ततया'** નિત્ય-નિરંતર **'अनुवृत्त्या'** સેવાથી, ભગવાનની અનુકૂળતાપૂર્વકની સેવાથી (આપણા સંજોગો, સ્વભાવ, સ્વજન અને શરીરની અનુકૂળતા પ્રમાણે નહીં.) ॥ ૩૮॥

ભક્તિમાર્ગમાં પ્રવૃત્ત થયેલા ઋષિઓને અભિનંદન આપે છે— **'अथ इति।'**

**अथेह धन्या भगवन्त इत्थं**
**यद्वासुदेवेऽखिललोकनाथे ।**
**कुर्वन्ति सर्वात्मकमात्मभावं**
**न यत्र भूयः परिवर्त उग्रः॥ ३९**

હે સર્વજ્ઞ ઋષિઓ, અખિલ વિશ્વના નાથ ભગવાન વાસુદેવ વિષે આ સંસારમાં આપ આવો ઐકાંતિક આત્મભાવ (એક જ નિશ્ચયવાળી મનોવૃત્તિ) ધરાવો છો, આથી આપને ધન્ય છે ! (આપ કૃતાર્થ છો.) જે ભાવથી ફરીથી ગર્ભવાસાદિ દુઃખરૂપ જન્મ-મરણનો ફેરો થતો નથી. ॥ ૩૯ ॥

यतो भक्त एव भगवत्तत्त्वं जानाति। अथ अतो भगवन्तः सर्वज्ञा भवन्तो धन्याः कृतार्थाः। कुतः। यद् यस्मादित्थं प्रश्नैर्वासुदेवे आत्मभावं मनोवृत्तिं कुर्वन्ति। सर्वात्मकमैकान्तिकम्। यत्र यस्मिन् भावे सति भूयः उग्रो गर्भवासादिदुःखरूपः परिवर्तो जन्ममरणाद्यावर्तो न भवति॥ ३९॥

જેનાથી ભક્ત જ ભગવત્તત્ત્વને જાણે છે, **'अथ'** આથી, **'भगवन्तः'** સર્વજ્ઞો એવા આપ **'धन्याः'** કૃતાર્થ છો. કેવી રીતે? **'यत्'** જેનાથી, આવા પ્રશ્નો વડે ભગવાન વાસુદેવમાં **'आत्मभावम्'** મનોવૃત્તિ ધરાવો છો. **'सर्वात्मकम्'** ઐકાંતિક, એક જ નિશ્ચયવાળી, **'यत्र'** જે ભાવ હોવાથી, **'भूयः'** ફરીથી **'उग्रः'** ગર્ભવાસાદિ દુઃખરૂપ **'परिवर्तः'** જન્મ-મરણાદિનો ફેરો થતો નથી. ॥ ૩૯॥

सूत! किमेतच्छास्त्रमपूर्वं कथयसि तत्राह।

હે સૂતજી! આ શાસ્ત્રને અપૂર્વ કેમ કહો છો? તે માટે કહે છે—

**इदं भागवतं नाम पुराणं ब्रह्मसंमितम्।**
**उत्तमश्लोकचरितं चकार भगवानृषिः॥ ४०**

ઉત્તમશ્લોક ભગવાનનું ચરિત્ર જેમાં છે તેવું, વેદ જેવું આ ભાગવત નામનું પુરાણ ભગવાન વેદવ્યાસ ઋષિએ રચ્યું. ॥ ૪૦ ॥

ब्रह्मसंमितं सर्ववेदतुल्यम्। उत्तमश्लोकस्य चरितं यस्मिंस्तत्। ऋषिर्व्यासः ॥ ४० ॥

तत्संप्रदायप्रवृत्तिमाह—**तदिदमिति**।

**निःश्रेयसाय लोकस्य धन्यं स्वस्त्ययनं महत्।**
**तदिदं ग्राहयामास सुतमात्मवतां वरम्॥ ४१**

सुतं शुकम्॥ ४१ ॥

**सर्ववेदेतिहासानां सारं सारं समुद्धृतम्।**
**स तु संश्रावयामास महाराजं परीक्षितम्॥ ४२**
॥ ४२ ॥

**प्रायोपविष्टं गङ्गायां परीतं परमर्षिभिः।**
**तत्र कीर्तयतो विप्रा विप्रर्षेर्भूरितेजसः॥ ४३**

**अहं चाध्यगमं तत्र निविष्टस्तदनुग्रहात्।**
**सोऽहं वः श्रावयिष्यामि यथाधीतं यथामति॥ ४४**

प्रायेण मृत्युपर्यन्तानशनेनोपविष्टमिति परमवैराग्योक्तिः। हे विप्राः। विप्रर्षेः सकाशात् ॥ ४३ ॥

**कृष्णे स्वधामोपगते धर्मज्ञानादिभिः सह।**
**कलौ नष्टदृशामेष पुराणार्कोऽधुनोदितः॥ ४५**

अध्यगमं ज्ञातवानस्मि। तत्र कीर्तयतस्तत्र निविष्ट इति चान्वयभेदात्तत्रपदावृत्तिरदोषः।

**'ब्रह्मसंमितम्'** સર્વવેદતુલ્ય, ઉત્તમશ્લોક ભગવાનનું ચરિત્ર જેમાં છે તે– **'ऋषिः'** વ્યાસજી ॥ ૪૦॥

તેની પરંપરાની પ્રવૃત્તિને કહે છે– **'तत् इदम् इति।'**

(ભગવાન વેદવ્યાસજીએ ભગવાનના લીલામય) આ પ્રશંસનીય, કલ્યાણકારી મહાન ભાગવત પુરાણને લોકોના પરમકલ્યાણ માટે આત્મજ્ઞાનીઓમાં શ્રેષ્ઠ એવા (પોતાના) પુત્ર શ્રીશુકદેવજીને ગ્રહણ કરાવ્યું. ॥ ૪૧ ॥

**'सुतम्'** પુત્ર શ્રીશુકદેવજીને ॥ ૪૧ ॥

હે વિપ્રો, સર્વ વેદ અને ઈતિહાસોના સંગ્રહ કરેલા સાર-સારને શ્રેષ્ઠ ઋષિઓથી વીંટળાયેલા, આમરણનું વ્રત લઈને ગંગાતટે બેઠેલા મહારાજ પરીક્ષિતને તે શુકદેવજીએ સ્નેહથી સંભળાવ્યો. (શ્રીમદ્ ભાગવતનું) કીર્તન કરતા, દિવ્ય જ્ઞાનના તેજવાળા વિપ્રર્ષિ શુકદેવજી પાસેથી ત્યાં બેઠેલો હું પણ તેમના અનુગ્રહથી જ્ઞાન પામ્યો. જેવું મેં જાણ્યું તેવું હું આપને યથામતિ સંભળાવીશ. ॥ ૪૨॥ ૪૩ ॥ ૪૪ ॥ ૪૨ ॥

**'प्रायेण'** મૃત્યુ થાય ત્યાં સુધી અન્ન-જળનો ત્યાગ કરીને **'उपविष्टम्'** બેઠેલા– એમ પરમ વૈરાગ્યનું વચન છે. હે વિપ્રો, વિપ્ર એવા ઋષિ પાસેથી ॥ ૪૩ ॥

જ્યારે ભગવાન શ્રીકૃષ્ણ સ્વધામ પધાર્યા, ત્યારે કળિયુગમાં (અજ્ઞાનરૂપી અંધકારથી) નાશ પામેલી દૃષ્ટિવાળા માટે ધર્મજ્ઞાનાદિ સહિત આ પુરાણરૂપી સૂર્યનો હવે ઉદય થયો છે. ॥ ૪૫ ॥

**'अध्यगमम्'** મેં જાણ્યું છે, **'तत्र कीर्तयतः'** **'तत्र निविष्टः'** ત્યાં જ્યારે તેઓ કીર્તન કરી રહ્યા હતા, ત્યારે હું ત્યાં બેઠો હતો– એ પ્રમાણે અન્વયનો ભેદ થતો હોવાથી **'तत्र'** પદની પુનરાવૃત્તિનો દોષ થતો નથી.

यथाऽधीतं न तु स्वमतिविलसितम्। तत्रापि यथामति स्वमत्यनुसारेण। संक्षेपतः कथितं विस्तरतः श्रावयिष्यामि॥ ४४-४५॥

**'यथाधीतम्'** જેવું અધ્યયન કર્યું છે તેવું, મારી બુદ્ધિના વિલાસ (અર્થ) પ્રમાણે નહીં. તેમાં પણ **'यथामति'** મારી મતિ અનુસાર. (આ દ્વારા મારા કથન કરતાં પણ શ્રીશુકદેવજીનાં વચનોમાં અધિક અર્થ છે, કે જે હું પણ અજ્ઞાનને કારણે કહેવાને શક્તિમાન નથી, તેમ સૂચવે છે.) સંક્ષેપમાં જે કહેવાયું છે, તે હું વિસ્તારપૂર્વક સંભળાવીશ. ॥ ૪૪॥૪૫॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां प्रथमस्कन्धे तृतीयोऽध्यायः॥ ३॥
इति श्रीमद्भागवते प्रथमस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां तृतीयोऽध्यायः॥ ३॥



# अथ चतुर्थोऽध्यायः

## મહર્ષિ વ્યાસનો અસંતોષ

तुर्ये भागवतारम्भकारणत्वेन वर्ण्यते।
व्यासस्यापरितोषस्तु तपःप्रवचनादिभिः॥ १

તપ, વેદાભ્યાસ વગેરે કરવા છતાં વ્યાસજીનો અપરિતોષ ભાગવતના આરંભનું કારણ બન્યો. એ ચોથા અધ્યાયમાં વર્ણવાયું છે. ॥ ૧॥

**व्यास उवाच**

**इति ब्रुवाणं संस्तूय मुनीनां दीर्घसत्रिणाम्।**
**वृद्धः कुलपतिः सूतं बह्वृचः शौनकोऽब्रवीत्॥ १**

**વ્યાસજી બોલ્યા** – આ રીતે બોલતા સૂતજીની પ્રશંસા કરીને દીર્ઘકાલીન સત્રવાળા તે સત્રમાં (સમ્મિલિત થયેલા) મુનિઓમાં વૃદ્ધ, ઋગ્વેદમાં નિષ્ણાત એવા કુલપતિ શૌનક ઋષિ બોલ્યા. ॥ ૧ ॥

इत्येवं प्रसन्नतया श्रावयिष्यामीति ब्रुवाणम्। मुनीनां बहूनां मध्ये एकेन वक्तव्ये यो वृद्धो वृद्धेष्वपि बहुषु यः कुलपतिर्गणमुख्यस्तेष्वपि बहुषु यो बह्वृचः ऋग्वेदी तेन वक्तव्यम्। अत एवंभूतत्वाच्छौनकोऽब्रवीत्॥ १॥

**'इति'** આ પ્રમાણે 'હું પ્રસન્નતાપૂર્વક (પુરાણકથા) સંભળાવીશ.' એમ બોલતા (સૂતજીની પ્રશંસા કરીને) અનેક મુનિઓમાંથી એક દ્વારા જ્યારે વક્તવ્ય આપવા યોગ્ય હોય ત્યારે, અનેક વૃદ્ધોમાં જે (જ્ઞાન)વૃદ્ધ હોય, તેમાં પણ જે કુલપતિઓના સમૂહમાં મુખ્ય હોય, તેમાં પણ જે **'बह्वृचः'** ઋગ્વેદી હોય, તે દ્વારા સૂતજીને વક્તવ્ય આપવા યોગ્ય છે. આથી, આવા (ઋગ્વેદી) હોવાથી શૌનક ઋષિ બોલ્યા. ॥ ૧ ॥

**दीपिनी.—**

मुनीनां दशसाहस्रं योऽन्नदानादिपोषणात्।
अध्यापयति विप्रर्षिरसौ कुलपतिः स्मृतः॥

દસ હજાર મુનિઓને જે અન્નદાનાદિનું પોષણ આપીને અધ્યાપન કરે છે તેવા વિપ્રર્ષિને કુલપતિ કહેવાય છે.

**शौनक उवाच**

**सूत सूत महाभाग वद नो वदतां वर।**
**कथां भागवतीं पुण्यां यदाह भगवान् शुकः॥ २**

**શૌનક ઋષિ બોલ્યા** – વક્તાઓમાં શ્રેષ્ઠ એવા હે મહાભાગ્યશાળી સૂતજી, ભગવાન શુકે ભાગવતની જે પવિત્ર કથા કહી, તે (તમે) અમને કહો. ॥ ૨ ॥

यत् यां कथामाह॥ २॥

**कस्मिन् युगे प्रवृत्तेयं स्थाने वा केन हेतुना।**
**कुतः संचोदितः कृष्णः कृतवान् संहितां मुनिः॥ ३**

कस्मिन् वा स्थाने। केन हेतुनेति महाभारतादिधर्मशास्त्राणि कृतवतः पुनरेतत् संहिताकरणे किं कारणमित्यर्थः। कुत इति सार्वविभक्तिकस्तसिः। केन प्रवर्तित इत्यर्थः। कृष्णो व्यासः॥ ३॥

यदुक्तं 'स तु संश्रावयामास' इति तच्छुकस्य व्याख्यानादिकं कथं घटितमिति प्रष्टुं तस्यासङ्गोदासीनतामाह द्वाभ्याम्—**तस्येति।**

**तस्य पुत्रो महायोगी समदृङ् निर्विकल्पकः।**
**एकान्तमतिरुन्निद्रो गूढो मूढ इवेयते॥ ४**

समदृक् समं ब्रह्म पश्यति। अतो निर्विकल्पकः। स्वार्थे कः। निरस्तभेदः।

किंच एकस्मिन्नेवान्तः समाप्तिर्यस्यास्तथाभूता मतिर्यस्य सः। यत उन्निद्रो मायाशयनादुद्बुद्धः 'या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी' इति स्मृतेः। अत एव गूढोऽप्रकटः। मूढ इव प्रतीयते॥ ४॥

'**यत्**' જે કથા (ભગવાન શુકે) કહી. ॥ ૨ ॥

આ સંહિતા કયા યુગમાં, કયા સ્થાનમાં અને કયા હેતુથી પ્રવૃત્ત થઈ? કોની પ્રેરણાથી મુનિ વ્યાસજીએ તે કરી? ॥ ૩ ॥

કયા યુગમાં અથવા કયા સ્થાને– '**केन हेतुना इति।**' કયા હેતુથી (આ સંહિતા રચી?) નો ભાવાર્થ એ છે કે મહાભારત વગેરે ધર્મશાસ્ત્રો રચનારને; વળી આ સંહિતા રચવાનું શું કારણ છે? '**कुतः**' માં '**किम्**' ને '**तसिः**' પ્રત્યય લાગેલો છે. આ પ્રત્યય સર્વ વિભક્તિઓને સૂચવે છે. '**कुतः = केन**' કોના દ્વારા પ્રવર્તિત થઈ? એમ અર્થ છે. '**कृष्णः**' મુનિ વેદવ્યાસજી ॥ ૩ ॥

'**स तु....**' તે શ્રીશુકદેવજીએ સંભળાવી (શ્રીમદ્ ભા. ૧/૩/૪૨) એમ જે કહેવામાં આવ્યું, તે શુકદેવજીનું પ્રવચન વગેરે કેવી રીતે થયું તે પૂછવા માટે તેમના અસંગત્વ અને ઉદાસીનતાને બે શ્લોકો દ્વારા કહે છે— '**तस्य इति।**'

તેમના (વ્યાસજીના) પુત્ર (શ્રીશુકદેવજી) મહાયોગી, સમદર્શી, ભેદભાવરહિત, માયારૂપી નિદ્રામાંથી જાગેલા, જેમની બુદ્ધિ એક (બ્રહ્મ)માં જ નિષ્ઠ છે તેવા, અપ્રકટ હોવાથી મૂઢ જેવા પ્રતીત થાય છે. ॥ ૪ ॥

'**समदृक्**' સમદર્શી (શ્રીશુકદેવજી) સમાન બ્રહ્મનું દર્શન કરે છે. (જીવ, જડ, અંતર્યામીમાં સર્વત્ર એકરૂપ પરબ્રહ્મનું જ દર્શન કરે છે.) આથી '**निर्विकल्पकः**'; '**कः**' પ્રત્યય સ્વાર્થે એટલે કે અર્થમાં કોઈ ફેરફાર ન થાય તેમ લગાડેલો છે. જેમને (સારા-નરસાનો) ભેદ રહ્યો નથી તેવા શ્રીશુકદેવજી.

એકમાં જ જેનો અંત છે તેવી જેમની મતિ છે તેવા, કારણ કે '**उन्निद्रः**' માયારૂપી નિદ્રામાંથી જાગેલા (બ્રહ્મસાક્ષાત્કારવાન્). ''જે સઘળાં પ્રાણીઓ માટે રાત્રિ છે તેમાં સંયમી જાગે છે.'' (ગીતા ૨/૬૯) એમ સ્મૃતિ છે. આથી જ '**गूढः**' અપ્રકટ હોવાથી મૂઢ જેવા પ્રતીત થાય છે. ॥ ૪ ॥

निर्विकल्पकत्वं प्रपञ्चयति—**दृष्ट्वेति।**

**दृष्ट्वानुयान्तमृषिमात्मजमप्यनग्नं**
**देव्यो ह्रिया परिदधुर्न सुतस्य चित्रम्।**
**तद्वीक्ष्य पृच्छति मुनौ जगदुस्तवास्ति**
**स्त्रीपुम्भिदा न तु सुतस्य विविक्तदृष्टेः॥ ५**

'**निर्विकल्पकत्वम्**' અભેદરૂપતાને વિસ્તારથી સમજાવે છે— '**दृष्ट्वा इति।**'

પોતાના પુત્રની પાછળ-પાછળ જતા વ્યાસમુનિ, જેમણે વસ્ત્ર ધારણ કર્યાં હતાં છતાં, તેમને જોઈને (જળમાં ક્રીડા કરતી) અપ્સરાઓએ લજ્જાથી વસ્ત્રો પહેરી લીધાં, પરંતુ નગ્ન પુત્ર (શુકદેવજી)ને જોઈને (અપ્સરાઓએ વસ્ત્રો પહેર્યાં) નહીં. એ (આશ્ચર્ય) જોઈને જ્યારે વ્યાસજી (અપ્સરાઓને) પૂછે છે, ત્યારે તેમણે કહ્યું કે, ''આ સ્ત્રી અને આ પુરુષ'' એવો ભેદ તમારામાં છે, પરંતુ પવિત્ર દૃષ્ટિવાળા તમારા પુત્રમાં તેનો ભેદ નથી, પરંતુ (તેમનામાં) અખંડ બ્રહ્મદૃષ્ટિ છે. ॥ ૫ ॥

आत्मजं शुकं प्रव्रजन्तमनुगच्छन्तमृषिं व्यासमनग्नमपि दृष्ट्वा जले क्रीडन्त्यो देव्योऽप्सरसो ह्रिया लज्जया परिदधुर्वस्त्रपरिधानं कृतवत्यः। अनग्नमपीत्यनेनार्थात्तत्सुतो नग्न इत्युक्तम्। नग्नस्य पुरतो गच्छतः सुतस्य तु ह्रिया न परिदधुः। तच्चित्रं वीक्ष्य। इयं स्त्री अयं पुमानिति भिदा भेदस्तवास्ति। विविक्ता पूता दृष्टिर्यस्य॥ ५ ॥

'**आत्मजम्**' પુત્ર શુકદેવજી – '**प्रव्रजन्तम्**' જતા પુત્ર શ્રીશુકદેવજીની પાછળ-પાછળ જઈ રહેલા '**ऋषिम्**' ઋષિવ્યાસજીને જોઈને તેઓ નગ્ન ન હોવા છતાં, તેવા જળમાં ક્રીડા કરતી '**देव्यः**' અપ્સરાઓએ '**ह्रिया**' લજ્જાથી '**परिदधुः**' વસ્ત્રોને પહેરી લીધાં. (વ્યાસજી) નગ્ન ન હોવા છતાં – આ દ્વારા અર્થ થાય છે કે, તેમના પુત્ર શ્રીશુકદેવજી નગ્ન હતા, તેમ કહેવાયું છે. આગળ જતો (યુવાન) પુત્ર નગ્ન હોવા છતાં (અપ્સરાઓએ) લજ્જાથી વસ્ત્રો ન પહેર્યાં. તે આશ્ચર્ય જોઈને ''આ સ્ત્રી છે અને આ પુરુષ છે.'' એવો '**भिदा**' ભેદ તમારામાં છે. '**विविक्ता**' પવિત્ર દૃષ્ટિ જેમની છે (તેવા શ્રીશુકદેવજીમાં ભેદ નથી). ॥ ૫ ॥

**कथमालक्षितः पौरैः संप्राप्तः कुरुजाङ्गलान्।**
**उन्मत्तमूकजडवद्विचरन् गजसाह्वये॥ ६**

કુરુ-જાંગલ પ્રદેશમાં પહોંચીને હસ્તિનાપુરમાં ઉન્મત્ત, મૂક અને જડની જેમ વિચરતા (શ્રીશુકદેવજી) નગરજનો દ્વારા કેવી રીતે ઓળખાયા ? ॥ ૬॥

एवंभूतोऽसौ कथमालक्षितो ज्ञातः। कुरवो जाङ्गलाश्च देशविशेषास्तान्संप्राप्तः प्रथमं ततो गजसाह्वये विचरन्। गजेन सहित आह्वयो नाम यस्य तस्मिन्हस्तिनापुरे। हस्ती नाम राजा तेन निर्मितत्वात्॥ ६ ॥

આવા હોવા છતાં તે (શ્રીશુકદેવજી) '**आलक्षितः**' કેવી રીતે ઓળખાયા? કુરુ અને જાંગલ– વિશિષ્ટ દેશોમાં પ્રથમ પહોંચીને પછી હસ્તિનાપુરમાં વિચરતા, હાથી સહિત '**आह्वयः**' નામ જેનું છે તે, હસ્તિનાપુરમાં. હસ્તી નામના રાજા દ્વારા નિર્મિત થયું હોવાથી ॥ ૬॥

**कथं वा पाण्डवेयस्य राजर्षेर्मुनिना सह।**
**संवादः समभूत्तात यत्रैषा सात्वती श्रुतिः ॥ ७**

एवंभूतेन मुनिना सह। यत्र संवादे एषा सात्वती भागवती श्रुतिः संहिता ॥ ७ ॥

एतद्व्याख्यानं बहुकालावस्थानापेक्षम्, तस्य त्वेकत्रावस्थानं दुर्लभमित्याह—**स इति**।

**स गोदोहनमात्रं हि गृहेषु गृहमेधिनाम्।**
**अवेक्षते महाभागस्तीर्थीकुर्वंस्तदाश्रमम् ॥ ८**

गोदोहनमात्रं कालं प्रतीक्षते, तदपि न भिक्षार्थं, किंतु तेषामाश्रमं गृहं तीर्थीकुर्वन्पवित्रीकुर्वंस्तस्मादेवंभूतोऽत्र वक्तेत्याश्चर्यम् ॥ ८ ॥

श्रोतुस्तु चरितमतीवाश्चर्यमतः कथयेत्याह–**अभिमन्युसुतमिति** पञ्चभिः।

**अभिमन्युसुतं सूत प्राहुर्भागवतोत्तमम्।**
**तस्य जन्म महाश्चर्यं कर्माणि च गृणीहि नः ॥ ९**

गृणीहि कथय ॥ ९ ॥

**स सम्राट् कस्य वा हेतोः पाण्डूनां मानवर्धनः।**
**प्रायोपविष्टो गङ्गायामनादृत्याधिराट्श्रियम् ॥ १०**

सम्राट् चक्रवर्ती। वेति वितर्के। कस्य वा हेतोः कस्मात्कारणात्। अधिराट्श्रियं अधिराजां श्रियं संपदमनादृत्य ॥ १० ॥

હે સૂતજી! પાંડુરાજાના કુળમાં ઉત્પન્ન થયેલા આ રાજર્ષિ પરીક્ષિતનો સંવાદ (આવા) મુનિની સાથે કેવી રીતે થયો? કે જેમાં (જે સંવાદમાં) આ ભાગવત-સંહિતા રચાઈ હતી ? ॥ ૭ ॥

‘**एवंभूतेन**’ આવા (શ્લોક-૪, ૫, ૬માં વર્ણન કર્યું છે તેવા) મુનિ (શુકદેવજી) સાથે– ‘**यत्र**’ જે સંવાદરૂપે આ ‘**सात्वती**’ ભાગવતી ‘**श्रुतिः**’ સંહિતા ॥ ૭॥

આ (ભાગવતની કથા) કહેવામાં લાંબો સમય એક જ સ્થાનમાં રહેવાની અપેક્ષા છે, પરંતુ તેમનું (શ્રીશુકદેવજીનું) એક જ સ્થાને રહેવું દુર્લભ છે, તે કહે છે— ‘**सः इति।**’

તે મહાભાગ્યશાળી (શુકદેવજી) ગૃહસ્થાશ્રમી-ઓના ઘરમાં ગાય દોહવાય તેટલી જ વાર તેમના ઘરને તીર્થરૂપ કરતા વાટ જુએ છે. ॥ ૮ ॥

ગાય દોહવાય તેટલો જ સમય (૬ મિનિટ) તે પ્રતીક્ષા કરે છે. તે પણ ભિક્ષા માટે નહીં, પરંતુ તેમના (ગૃહસ્થાશ્રમીઓના) ‘**आश्रमम्**’ ઘરને ‘**तीर्थीकुर्वन्**’ પવિત્ર કરતા– તેથી અહીં આવા (બધે અલ્પ સમય ટકનારા) વક્તા છે, તે આશ્ચર્ય છે! ॥ ૮ ॥

શ્રોતાનું ચરિત્ર પણ અતિઆશ્ચર્યરૂપ છે, આથી (તે) કહો. તે પાંચ શ્લોકો દ્વારા કહે છે— ‘**अभिमन्युसुतम्**’

હે સૂતજી! (વીર) અભિમન્યુના પુત્ર અને ભાગવતોમાં ઉત્તમ (એવા રાજા પરીક્ષિત) કહેવાય છે, તેમનાં મહાઆશ્ચર્યરૂપ જન્મ તથા કર્મો અમને કહો. ॥ ૯ ॥

‘**गृणीहि**’ કહો ॥ ૯॥

પાંડવોના માનને વધારનાર તે ચક્રવર્તી પરીક્ષિત રાજા રાજ્યલક્ષ્મીનો ત્યાગ કરીને કયા કારણે ગંગાકિનારે મૃત્યુપર્યંત અનશન કરીને બેઠા ? ॥ ૧૦ ॥

‘**सम्राट्**’ ચક્રવર્તી– ‘**वा**’ શબ્દ તર્કના અર્થમાં છે. ‘**कस्य वा हेतोः**’ કયા કારણથી? ‘**अधिराट्श्रियम्**’ રાજાની લક્ષ્મીનો, સંપત્તિનો અનાદર કરીને ॥ ૧૦ ॥

**नमन्ति यत्पादनिकेतमात्मनः**
**शिवाय हानीय धनानि शत्रवः।**
**कथं स वीरः श्रियमङ्ग दुस्त्यजां**
**युवैषतोत्स्रष्टुमहो सहासुभिः॥ ११**

यस्य पादनिकेतं चरणपीठम्। ह स्फुटम्। धनान्यानीय शत्रवो नमन्ति। अङ्ग हे सूत। युवा तरुण एव ऐषत ऐच्छत्। अत्रार्षमात्मनेपदम्। असुभिः प्राणैः सह॥ ११॥

હે સૂતજી! શત્રુઓ પોતાના કલ્યાણ માટે જેની ચરણપીઠિકાને દ્રવ્ય લાવીને નમે છે, તેવા વીર યુવાન રાજાએ અત્યંત કઠિનતાપૂર્વક ત્યાગ થઈ શકે તેવી રાજ્યલક્ષ્મીને પ્રાણની સાથે ત્યાગવા માટે કેવી રીતે ઇચ્છ્યું ? ॥ ૧૧ ॥

જેના **'पादनिकेतम्'** પાદપીઠને, **'ह'** એટલે સ્પષ્ટ છે કે, દ્રવ્ય લાવીને શત્રુઓ નમે છે. **'अंग'** હે સૂતજી! **'युवा'** (રાજા) તરુણ છે ત્યારે જ **'ऐषतः'** ઈચ્છ્યું. અહીં આત્મનેપદનો પ્રયોગ આર્ષ છે. (**'ऐषत'** ને બદલે **'ऐच्छत्'** રૂપ થાય.) **'असुभिः'** પ્રાણ સાથે ॥ ૧૧॥

विरक्तस्य किं धनादिभिरिति चेत्तत्राह— **शिवायेति**।

વિરક્ત એવા પરીક્ષિતને ધન વગેરેથી શો લાભ? એવું કોઈ પૂછે તો તે માટે કહે છે— **'शिवाय इति।'**

**शिवाय लोकस्य भवाय भूतये**
**य उत्तमश्लोकपरायणा जनाः।**
**जीवन्ति नात्मार्थमसौ पराश्रयं**
**मुमोच निर्विद्य कुतः कलेवरम्॥ १२**

लोकस्य शिवाय सुखाय भवाय समृद्ध्यै भूतये ऐश्वर्याय च ते जीवन्ति न त्वात्मार्थम्। एवं सत्यसौ राजा निर्विद्य विरज्यापि परेषामाश्रयं कलेवरं कुतो हेतोर्मुमोच। न हि परोपजीवनं स्वयं त्यक्तुमुचितमित्यर्थः॥ १२॥

જે મનુષ્યો ઉત્તમશ્લોક ભગવાનને પરાયણ છે, તેઓ લોકોનાં સુખ, સમૃદ્ધિ અને ઐશ્વર્ય માટે જીવે છે, નહીં કે સ્વાર્થ માટે. (તો પછી) તે રાજાએ વિરક્ત થઈને બીજાને આશ્રય આપનાર પોતાના શરીરને કેમ છોડી દીધું? ॥ ૧૨॥

લોકોના **'शिवाय'** સુખ માટે, **'भवाय'** સમૃદ્ધિ માટે, **'भूतये'** અને ઐશ્વર્ય માટે તેઓ જીવે છે, પોતાના માટે નહીં. આમ હોવા છતાં– **'असौ'** તે રાજાએ **'निर्विद्य'** વિરક્ત થઈને બીજાને આશ્રય આપનાર પોતાના શરીરને કયા કારણથી છોડી દીધું ? ખરેખર, અન્યને ઉપકારક જીવન જાતે જ ત્યાગવા માટે ઉચિત નથી, એમ અર્થ છે. ॥ ૧૨॥

**तत्सर्वं नः समाचक्ष्व पृष्टो यदिह किंचन।**
**मन्ये त्वां विषये वाचां स्नातमन्यत्र छान्दसात्॥ १३**

यत्किंचन षृष्टोऽसि तत्सर्वं नोऽस्मभ्यं समाचक्ष्व। यद् यस्माद्वाचां विषये गिरां गोचरेऽर्थे स्नातं पारंगतं त्वां मन्ये। छान्दसादन्यत्र वैदिक-व्यतिरेकेण। अत्रैवर्णिकत्वात्॥ १३॥

અહીં જે કાંઈ પૂછવામાં આવ્યું છે, તે બધું અમને સારી રીતે કહો. હું માનું છું કે, આપ વેદ સિવાયના વાણીના સર્વ વિષયોમાં પારંગત છો. ॥ ૧૩॥

જે કાંઈ પૂછવામાં આવ્યું છે, તે સર્વ **'नः'** અમને સારી રીતે કહો. **'यद्'** કારણ કે **'वाचां विषये'** વાણીના વિષયમાં હું આપને **'स्नातम्'** પારંગત માનું છું. **'छान्दसाद् अन्यत्र'** વેદ સિવાયના (વિષયોમાં પારંગત છો). સૂતજી ત્રણ વર્ણોમાંના ન હોવાથી (આમ કહેવામાં આવ્યું છે.) ॥ ૧૩ ॥

कस्मिन्युग इत्यादिप्रश्नानां व्यासजन्मकथनपूर्वकमुत्तरमाह—**द्वापर** इति।

**सूत उवाच**

**द्वापरे समनुप्राप्ते तृतीये युगपर्यये।**
**जातः पराशराद् योगी वासव्यां कलया हरेः॥ १४**

द्वापरे समनुप्राप्ते। कदेत्यपेक्षायामाह। तृतीये युगस्य पर्यये परिवर्ते। वासव्यामुपरिचरस्य वसोर्वीर्याज्जातायां सत्यवत्यां योगी ज्ञानी व्यासो जातः॥ १४॥

**स कदाचित्सरस्वत्या उपस्पृश्य जलं शुचि।**
**विविक्त एक आसीन उदिते रविमण्डले॥ १५**

जलमुपस्पृश्य जले स्नानादिकं कृत्वेत्यर्थः। आसीनो बभूवेति शेषः। विविक्ते देश इत्यादि चित्तैकाग्र्यार्थमुक्तम्। अनेनैव बदरिकाश्रमस्थानं सूचितम्॥ १५॥

**परावरज्ञः स ऋषिः कालेनाव्यक्तरंहसा।**
**युगधर्मव्यतिकरं प्राप्तं भुवि युगे युगे॥ १६**

तत्र च स ऋषिर्युगधर्मव्यतिकरादिकं वीक्ष्य सर्ववर्णाश्रमाणां यद्धितं तद्दध्याविति तृतीयेनान्वयः। परावरज्ञोऽतीतानागतवित्। अव्यक्तं रंहो वेगो यस्य तेन कालेन युगधर्माणां व्यतिकरं संकरं प्राप्तं वीक्ष्य। तथा भुवि युगे युगे॥ १६॥

**भौतिकानां च भावानां शक्तिह्रासं च तत्कृतम्।**
**अश्रद्दधानान्निःसत्त्वान् दुर्मेधान् ह्रसितायुषः॥ १७**

**दुर्भगांश्च जनान् वीक्ष्य मुनिर्दिव्येन चक्षुषा।**
**सर्ववर्णाश्रमाणां यद्दध्यौ हितममोघदृक्॥ १८**

કયા યુગમાં વગેરે પ્રશ્નોનો વ્યાસજીના જન્મનું કથન થાય તે રીતે (સૂતજી) ઉત્તર આપે છે— **'द्वापरे इति।'**

**સૂતજી બોલ્યા** – યુગનું પરિવર્તન થતાં જ્યારે (ફરતો-ફરતો) ત્રીજો યુગ અર્થાત્ દ્વાપરયુગ સમાપ્ત થયો, ત્યારે શ્રીહરિની કલા વડે પરાશર ઋષિથી વાસવીમાં યોગી વ્યાસજી પ્રકટ થયા. ॥ ૧૪ ॥

દ્વાપરયુગના અંત સમયે — **'कदा'** ક્યારે, એવી અપેક્ષા માટે કહે છે, ત્રીજા યુગનું **'पर्यये'** પરિવર્તન થતાં **'वासव्याम्'** ઉપરિચર વસુના વીર્યથી જન્મેલાં સત્યવતીમાં **'योगी'** જ્ઞાની વ્યાસજી જન્મ્યા. ॥ ૧૪॥

એક દિવસ સરસ્વતીના પવિત્ર જળમાં સ્નાનાદિ કરીને, સૂર્યોદય થતો હતો ત્યારે તેઓ એકાંત સ્થળે બેઠા હતા. ॥ ૧૫ ॥

**'जलमुपस्पृश्य'** જળમાં સ્નાન (સન્ધ્યા) કરીને, એમ અર્થ છે, બેઠા 'હતા' એટલું શેષ છે. એકાંત સ્થાનમાં બેઠા હતા તે ચિત્તની એકાગ્રતા માટે કહ્યું છે. આ દ્વારા બદરિકાશ્રમનું સ્થાન સૂચિત થયું છે. ॥ ૧૫ ॥

ભૂત અને ભવિષ્યને જાણનારા તે ઋષિએ કળી ન શકાય તેવા વેગવાળા કાળથી પૃથ્વી પર પ્રત્યેક યુગમાં યુગધર્મોની સંકરતા થતી (જોઈને) ॥ ૧૬॥

અને તેમાં તે ઋષિએ યુગધર્મોની સંકરતા વગેરે જોઈને સર્વ વર્ણાશ્રમોનું જે હિત હોય તે વિચાર્યું. આમ (આ શ્લોકનો આનાથી) ત્રીજા શ્લોક (૧૮) સાથે સંબંધ છે. **'परावरज्ञः'** ભૂત અને ભવિષ્યને જાણનાર. કળી ન શકાય તેવો **'रंहः'** વેગ જેનો છે તેવા કાળથી– યુગધર્મોની **'व्यतिकरम्'** સંકરતા, ભેળસેળ થતી જોઈને– તેવી પૃથ્વી ઉપર, પ્રત્યેક યુગમાં ॥ ૧૬॥

(આકાશાદિ) મહાભૂતોનાં પરિણામરૂપ શરીરોની શક્તિના કાળે કરેલા ક્ષયને તથા શ્રદ્ધાહીન, ધૈર્યહીન, મંદબુદ્ધિ, અલ્પાયુ ॥ ૧૭ ॥

એવા દુર્ભાગી મનુષ્યોને અમોઘ દૃષ્ટિવાળા (તે ઋષિએ) જ્ઞાનચક્ષુ દ્વારા જોઈને સર્વ વર્ણાશ્રમોનું જે હિત હોય તે વિચાર્યું. ॥ ૧૮ ॥

भौतिकानां भावानां शरीरादीनाम्। तत्कृतं कालकृतम्। निःसत्त्वान् धैर्यशून्यान्। दुर्मेधान् मन्दमतीन्॥ १७-१८॥

**चातुर्होत्रं कर्म शुद्धं प्रजानां वीक्ष्य वैदिकम्।**
**व्यदधाद् यज्ञसन्तत्यै वेदमेकं चतुर्विधम्॥ १९**

ततश्च होत्रोपलक्षिताश्चत्वार ऋत्विजश्चतुर्होतारस्तैरनुष्ठेयं कर्म चातुर्होत्रम्। शुद्धं शुद्धिकरम्। यज्ञसन्तत्यै यज्ञानामविच्छेदाय॥ १९॥

चातुर्विध्यमेवाह—**ऋगिति।**

**ऋग्यजुःसामाथर्वाख्या वेदाश्चत्वार उद्धृताः।**
**इतिहासपुराणं च पञ्चमो वेद उच्यते॥ २०**

उद्धृताः पृथक्कृताः॥ २०॥

**तत्रर्ग्वेदधरः पैलः सामगो जैमिनिः कविः।**
**वैशंपायन एवैको निष्णातो यजुषामुत॥ २१**

**अथर्वाङ्गिरसामासीत्सुमन्तुर्दारुणो मुनिः।**
**इतिहासपुराणानां पिता मे रोमहर्षणः॥ २२**

दारुणः क्रूरः अथर्वोक्ताभिचारादिप्रवृत्तेः॥ २२॥

**त एत ऋषयो वेदं स्वं स्वं व्यस्यन्ननेकधा।**
**शिष्यैः प्रशिष्यैस्तच्छिष्यैर्वेदास्ते शाखिनोऽभवन्॥ २३**

व्यस्यन् विभक्तवन्तः॥ २३॥

वेदविभागप्रयोजनमाह—**त एवेति।**

**'भौतिकानां भावानाम्'** શરીર વગેરેના— **'तत्कृतम्'** કાળે કરેલા— **'निःसत्त्वान्'** ધૈર્યશૂન્ય— **'दुर्मेधान्'** મંદમતિવાળા જનોને ॥ ૧૭ ॥ ૧૮ ॥

વૈદિક ચાતુર્હોત્ર કર્મ (જ્ઞાન અને ભક્તિ વગરની) પ્રજાને શુદ્ધ કરનારું છે, તેમ વિચારીને યજ્ઞનો નાશ ન થાય તે માટે એક વેદને ચાર પ્રકારે વિભક્ત કર્યો. ॥ ૧૯ ॥

અને તેથી **'होत्रोपलक्षिताः'** હોત્ર દ્વારા સૂચિત **'चत्वारः ऋत्विजः'** (હોતા, અધ્વર્યુ, ઉદ્‌ગાતા અને બ્રહ્મા) ચાર હોતાઓ દ્વારા અનુષ્ઠાન કરવા યોગ્ય કર્મ એટલે ચાતુર્હોત્ર કર્મ— **'शुद्धम्'** શુદ્ધ કરનાર— **'यज्ञसन्तत्यै'** યજ્ઞોનો નાશ ન થાય તે માટે ॥ ૧૯ ॥

ચાર પ્રકારોને જ વર્ણવે છે— **'ऋक् इति'।**

ઋક્, યજુષ્, સામ અને અથર્વ નામના ચાર વેદ જુદા કર્યા અને ઈતિહાસ તથા પુરાણ પાંચમો વેદ કહેવાય છે. ॥ ૨૦ ॥

**'उद्धृताः'** જુદા પાડ્યા ॥ ૨૦ ॥

તેમાં ઋગ્વેદને ધારણ કરનાર પૈલ ઋષિ (થયા), સામવેદને જાણનાર જૈમિનિ કવિ (થયા), એકમાત્ર વૈશંપાયન યજુર્વેદમાં નિષ્ણાત થયા. ॥ ૨૧॥

દરુણના પુત્ર મુનિ સુમંતુ અથર્વવેદના (નિષ્ણાત) થયા તથા ઈતિહાસ અને પુરાણોના (જ્ઞાતા) મારા પિતા રોમહર્ષણ થયા. ॥ ૨૨॥

**'दारुणः'** ક્રૂર, અથર્વવેદમાં કહેલી અભિચાર (હિંસા) વગેરે પ્રવૃત્તિઓને કારણે ॥ ૨૨॥

એ બધા ઋષિઓએ પોતપોતાના વેદને અનેક ભાગોમાં વિભક્ત કરી આપ્યો, તેથી શિષ્યો, પ્રશિષ્યો અને તેમના શિષ્યો દ્વારા તે વેદો (અનેક) શાખાવાળા બની ગયા. ॥ ૨૩॥

**'व्यस्यन्'** (વેદોના અનેક) વિભાગ કર્યા. ॥ ૨૩ ॥

વેદોના વિભાગ કરવાનું પ્રયોજન કહે છે— **'त एव इति।'**

**त एव वेदा दुर्मेधैर्धार्यन्ते पुरुषैर्यथा।**
**एवं चकार भगवान् व्यासः कृपणवत्सलः॥ २४**

(જે વેદો પૂર્વે અતિમેધાવી ઋષિઓ દ્વારા ધારણ કરાતા હતા,) તે જ વેદો મંદબુદ્ધિવાળા પુરુષો દ્વારા (પણ) જેમ ધારણ કરાય, તેમ દીનવત્સલ ભગવાન વ્યાસજીએ કર્યું. ॥ ૨૪ ॥

**स्त्रीशूद्रद्विजबन्धूनां त्रयी न श्रुतिगोचरा।**
**कर्मश्रेयसि मूढानां श्रेय एवं भवेदिह।**
**इति भारतमाख्यानं कृपया मुनिना कृतम्॥ २५**

સ્ત્રી, શૂદ્રો અને નામમાત્રના દ્વિજને માટે વેદ શ્રવણયોગ્ય નથી. (તેમને વેદશ્રવણનો અધિકાર નથી.) કર્મરૂપ કલ્યાણના સાધનમાં મૂઢ એવા તેમનું કલ્યાણ અહીં આવી રીતે થશે, એમ વિચારીને કૃપા કરીને (તે) મુનિ દ્વારા મહાભારત-આખ્યાનની રચના કરવામાં આવી. ॥ ૨૫ ॥

ये पूर्वमतिमेधाविभिर्धार्यन्ते स्म त एव॥ २४॥

પૂર્વે જે વેદો અતિમેધાવીઓ દ્વારા ધારણ કરવામાં આવતા હતા તે જ વેદો ॥ ૨૪ ॥

किंच स्त्रीशूद्रेति। द्विजबन्धवस्त्रैवर्णिकेष्वधमास्तेषाम्। कर्मरूपे श्रेयःसाधने एवं भवेदनेनैव प्रकारेण भवतु। इति अत एव तेषां कृपया भारताख्यानं मुनिना कृतम्॥ २५॥

વળી, '**स्त्रीशूद्र इति।**' દ્વિજબંધુઓ એટલે ત્રણ વર્ણોમાં અધમ લોકો, તેઓના માટે (વેદ શ્રવણયોગ્ય નથી). કર્મરૂપ '**श्रेयसि**' શ્રેયના સાધનમાં– '**एवं भवेत्**' આ રીતે જ થાય. આથી એમ વિચારીને તેમની ઉપર કૃપા કરીને મુનિ દ્વારા ભારત-આખ્યાન કરવામાં આવ્યું. ॥ ૨૫ ॥

**एवं प्रवृत्तस्य सदा भूतानां श्रेयसि द्विजाः।**
**सर्वात्मकेनापि यदा नातुष्यद्धृदयं ततः॥ २६**

હે વિપ્રો! એવી રીતે સદાય પ્રાણીઓના કલ્યાણ માટે પ્રવૃત્ત થયેલા વ્યાસજીનું હૃદય (પોતાની સંપૂર્ણ શક્તિથી મહાભારત રચવાના કાર્ય દ્વારા) સંપૂર્ણપણે કર્મ કરવા છતાં જ્યારે સંતોષ પામ્યું નહીં, ત્યારે ॥ ૨૬ ॥

एवमनेन प्रकारेण। भूतानां श्रेयसि हिते। सर्वात्मकेनापि कर्मणा॥ २६॥

'**एवम्**' આ પ્રકારે. પ્રાણીઓના '**श्रेयसि**' હિત માટે– સંપૂર્ણપણે કર્મ કરવા છતાં ॥ ૨૬ ॥

**नातिप्रसीदद्धृदयः सरस्वत्यास्तटे शुचौ।**
**वितर्कयन् विविक्तस्थ इदं प्रोवाच धर्मवित्॥ २७**

જેમનું હૃદય અતિપ્રસન્ન નથી તેવા ધર્મના જ્ઞાતા વ્યાસજી સરસ્વતીના પવિત્ર તટે એકાંતમાં બેસીને (ચિત્તની અશાંતિનું કારણ) વિચારતા આ પ્રમાણે (સ્વગત) બોલ્યા. ॥ ૨૭ ॥

न अतिप्रसीदत् हृदयं यस्य सः। चित्ताप्रसत्तौ हेतुं वितर्कयन्निदमुवाच स्वगतम्॥ २७॥

જેમનું હૃદય અતિપ્રસન્ન નથી તે (વ્યાસજી)– ચિત્તની અપ્રસન્નતાનું કારણ વિચારતા સ્વગત આ પ્રમાણે બોલ્યા. ॥ ૨૭ ॥

**धृतव्रतेन हि मया छन्दांसि गुरवोऽग्नयः।**
**मानिता निर्व्यलीकेन गृहीतं चानुशासनम्॥ २८**

ખરેખર, (બ્રહ્મચર્યાદિ) વ્રતોને ધારણ કરનાર મારા દ્વારા વેદો, ગુરુજનો અને અગ્નિઓ પૂજાયા છે અને નિષ્કપટ બુદ્ધિથી તેમની આજ્ઞાનું પણ પાલન કરવામાં આવ્યું છે. ॥ ૨૮॥

निर्व्यलीकेन निष्कपटबुद्ध्या मानिताः पूजिताः ॥ २८ ॥

‘**निर्व्यलीकेन**’ નિષ્કપટ બુદ્ધિથી ‘**मानिताः**’ પૂજાયા છે. ॥ ૨૮॥

**भारतव्यपदेशेन ह्याम्नायार्थश्च दर्शितः।**
**दृश्यते यत्र धर्मादि स्त्रीशूद्रादिभिरप्युत॥ २९ ॥ २९ ॥**

મહાભારતના બહાને વેદોનો અર્થ પણ દર્શાવવામાં આવ્યો છે કે જેમાં સ્ત્રી, શૂદ્ર વગેરે દ્વારા પણ ધર્મ વગેરેને જોવામાં આવ્યા છે. ॥ ૨૯ ॥ ૨૯ ॥

**अथापि बत मे दैह्यो ह्यात्मा चैवात्मना विभुः।**
**असंपन्न इवाभाति ब्रह्मवर्चस्यसत्तमः॥ ३०**

બ્રહ્મવર્ચસીઓમાં શ્રેષ્ઠ હોવા છતાં અને મારા દેહમાં રહેલો જીવાત્મા વસ્તુતઃ પરિપૂર્ણ જ હોવા છતાં આશ્ચર્ય છે કે જાણે (પોતાના) સ્વરૂપથી અપૂર્ણ (પોતાના રૂપને નહીં પામેલો) જણાય છે. ॥ ૩૦ ॥

दैह्यः देहे भव आत्मा जीवो वस्तुतो विभुः परिपूर्ण एव। आत्मना स्वेन रूपेणासंपन्नस्तादात्म्यमप्राप्त इवाभाति। ब्रह्मवर्चसं वेदश्रवणाध्यापनोत्कर्षजं तेजस्तत्र साधवो ब्रह्मवर्चस्यास्तेषु सत्तमोऽतिश्रेष्ठोऽपि। यद्वा न केवलमसम्पन्न इवाभाति प्रत्युत ब्रह्मवर्चसी ब्रह्मवर्चसवानप्यसत्तम इवाभाति। पाठान्तरे कमनीयतमोऽपीति॥ ३० ॥

‘**दैह्यः**’ દેહમાં રહેલો ‘**आत्मा**’ જીવ વસ્તુતઃ ‘**विभुः**’ પરિપૂર્ણ જ છે. ‘**आत्मना**’ પોતાના રૂપથી જાણે કે અસંપન્ન હોય તેવો પોતાના મૂળ સ્વરૂપની સાથે, તાદાત્મ્ય પ્રાપ્ત ન કરેલો જણાય છે. ‘**ब्रह्मवर्चसम्**’ વેદના શ્રવણ અને અધ્યાપન દ્વારા થયેલા ઉત્કર્ષમાંથી પ્રકટેલું તેજ, તેવા તેજમાં સાધુઓ એટલે ‘**ब्रह्मवर्चस्याः**’ અને તેમાં ‘**सत्तमः**’ અતિશ્રેષ્ઠ હોવા છતાં. અથવા કેવળ સ્વરૂપને નહીં પામેલો જ જાણે જણાય છે; એટલું જ નહીં, ઉલટાનું ‘**ब्रह्मवर्चसी**’ બ્રહ્મતેજવાળો હોવા છતાં ‘**असत्तमः**’ અશ્રેષ્ઠ જેવો જણાય છે. અન્ય *‘**ब्रह्मवर्चस्युशत्तमः**’ પાઠમાં બ્રહ્મવર્ચસીઓમાં કમનીયતમ, શ્રેષ્ઠ હોવા છતાં ॥ ૩૦ ॥

असंपत्तौ हेतुं स्वयमेवाशङ्कते—**किंवेति**।

અસંપન્નતા માટેના કારણની જાતે જ શંકા કરે છે— ‘**किं वा इति।**’

**किंवा भागवता धर्मा न प्रायेण निरूपिताः।**
**प्रियाः परमहंसानां त एव ह्यच्युतप्रियाः॥ ३१**

પરમહંસોને પ્રિય એવા ભાગવતધર્મોનું શું મુખ્યરૂપે નિરૂપણ કરવામાં આવ્યું નથી? (આ ધર્મોનું નિરૂપણ કરવું જોઈએ) કારણ કે તે ધર્મો અચ્યુત ભગવાનને પ્રિય છે. ॥ ૩૧ ॥

---

* ૧. ब्रह्मवर्चस्य+सत्तमः=બ્રહ્મવર્ચસીઓમાં શ્રેષ્ઠ, ૨. ब्रह्मवर्चसी+असत्तमः=બ્રહ્મતેજવાળો હોવા છતાં અશ્રેષ્ઠ, ૩. ब्रह्मवर्चसी+उशत्तमः=બ્રહ્મવર્ચસીઓમાં કમનીયતમ એમ ત્રણ રીતે અન્વય કર્યો છે.

प्रायेण भूयस्त्वेन। हि यस्मात्त एव धर्मा अच्युतस्य प्रियाः ॥ ३१ ॥

**'प्रायेण'** મુખ્યરૂપે– **'हि'** કારણ કે **'त एव'** તે જ ધર્મો અચ્યુત ભગવાનને પ્રિય છે. ॥ ૩૧॥

**तस्यैवं खिलमात्मानं मन्यमानस्य खिद्यतः।**
**कृष्णस्य नारदोऽभ्यागादाश्रमं प्रागुदाहृतम्॥ ३२**

આમ, પોતાના આત્માને ન્યૂન માનીને ખેદ પામતા કૃષ્ણ (દ્વૈપાયન વ્યાસ)ના આગળ વર્ણવેલા (સરસ્વતીતટે રહેલા) આશ્રમમાં નારદજી પધાર્યા. ॥ ૩૨॥

खिलं न्यूनम्। खिद्यतः खेदं प्राप्नुवतः। कृष्णस्य व्यासस्य। प्रागुदाहृतं सरस्वतीतीरस्थम् ॥ ३२ ॥

**'खिलम्'** ન્યૂન, અપૂર્ણ– **'खिद्यतः'** ખેદ પામતા **'कृष्णस्य'** વ્યાસજીના– **'प्रागुदाहृतम्'** પહેલા વર્ણવેલા, સરસ્વતીના તટે આવેલા (આશ્રમમાં) ॥ ૩૨॥

**तमभिज्ञाय सहसा प्रत्युत्थायागतं मुनिः।**
**पूजयामास विधिवन्नारदं सुरपूजितम्॥ ३३**

તે (નારદજી) પધાર્યા છે તેમ જાણીને (વ્યાસ) મુનિએ તરત જ ઊઠીને દેવતાઓ દ્વારા પૂજિત એવા નારદજીની વિધિપૂર્વક પૂજા કરી. ॥ ૩૩ ॥

तं नारदमागतमभिज्ञाय सहसा प्रत्युत्थाय विधिवत्पूजयामास। सुरपूजितमिति ब्रह्मलोकादागतमित्यर्थः ॥ ३३ ॥

**'तम्'** તે નારદજીને આવેલા જાણીને તરત જ સામે ઊભા થઈને (વ્યાસ મુનિએ) વિધિપૂર્વક પૂજા કરી. **'सुरपूजितम्'** 'દેવતાઓ દ્વારા પૂજિત' પદ દ્વારા (નારદજી) બ્રહ્મલોકમાંથી પધાર્યા હતા, એમ અર્થ છે. ॥ ૩૩ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां प्रथमस्कन्धे चतुर्थोऽध्यायः ॥ ४॥
इति श्रीमद्भागवते प्रथमस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां चतुर्थोऽध्यायः ॥ ४॥



# अथ पञ्चमोऽध्यायः

## ભગવાનના યશોગાનનો મહિમા અને દેવર્ષિ નારદજીનું પૂર્વચરિત્ર

पञ्चमे सर्वधर्मेभ्यो हरिकीर्तनगौरवम्।
व्यासचित्तप्रसादाय नारदेनोपदिश्यते॥ १

પાંચમા (અધ્યાય)માં વ્યાસજીનું મન પ્રસન્ન કરવા માટે નારદજી દ્વારા બધા ધર્મો કરતાં શ્રીહરિકીર્તનના ગૌરવનો ઉપદેશ આપવામાં આવે છે. ॥ ૧॥

सूत उवाच

**अथ तं सुखमासीन उपासीनं बृहच्छ्रवाः।**
**देवर्षिः प्राह विप्रर्षिं वीणापाणिः स्मयन्निव॥ १**

**સૂતજી બોલ્યા** – ત્યાર પછી સુખપૂર્વક બેઠેલા પરમ યશસ્વી વીણાપાણિ દેવર્ષિ નારદજીએ પાસે બેઠેલા વિપ્રર્ષિ વ્યાસજીને જાણે સ્મિત કરતા હોય તેમ કહ્યું. ॥ ૧ ॥

उप समीपे आसीनं विप्रर्षिं व्यासम्। बृहच्छ्रवा महायशाः। स्मयन्नीषद्धसन्निवेत्यनेन मुखप्रसत्तिर्द्योत्यते। यद्वा इवेत्यनधिकारार्थम्। अहो महानपि मुह्यतीति स्मयमानः ॥ १ ॥

**'उप'** સમીપમાં **'आसीनम्'** બેઠેલા **'विप्रर्षिम्'** વ્યાસજીને– **'बृहद्श्रवाः'** મહાન યશવાળા– **'स्मयन्'** જાણે કે સહેજ હસતા હોય તેમ– આ દ્વારા મુખની પ્રસન્નતા સૂચિત થાય છે. અથવા **'इव'** જાણે કે– એમ અનધિકારના અર્થમાં છે. અહો! (વ્યાસજી) મહાન હોવા છતાં મોહ પામે છે! એમ સ્મિત કરતા હોય તેમ ! ॥ ૧ ॥

नारद उवाच

**पाराशर्य महाभाग भवतः कच्चिदात्मना।**
**परितुष्यति शारीर आत्मा मानस एव वा॥ २**

शारीरः शरीराभिमान्यात्मात्मना तेन शरीरेण कच्चित्किं परितुष्यति। मानस आत्मा मनोभिमानी तेन मनसा परितुष्यति कच्चिन्नो वा॥ २॥

**जिज्ञासितं सुसम्पन्नमपि ते महदद्भुतम्।**
**कृतवान्भारतं यस्त्वं सर्वार्थपरिबृंहितम्॥ ३**

ते जिज्ञासितं ज्ञातुमिष्टं धर्मादि यत्तत्सर्वं सुसंपन्नं सम्यक् ज्ञातम्। अपिशब्दादनुष्ठितं चेत्यर्थः। 'अयि' इति पाठे संबोधनम्। सुसंपन्नत्वे हेतुः—महदद्भुतमित्यादि। सर्वैरर्थैर्धर्मादिभिः परिबृंहितं परिपूर्णम्॥ ३॥

**जिज्ञासितमधीतं च ब्रह्म यत्तत्सनातनम्।**
**अथापि शोचस्यात्मानमकृतार्थ इव प्रभो॥ ४**

किंच यत्सनातनं नित्यं परं ब्रह्म तच्च त्वया जिज्ञासितं विचारितमधीतमधिगतं प्राप्तं चेत्यर्थः। अथापि शोचसि तत्किमर्थमिति शेषः॥ ४॥

व्यास उवाच

**अस्त्येव मे सर्वमिदं त्वयोक्तं**
**तथापि नात्मा परितुष्यते मे।**
**तन्मूलमव्यक्तमगाधबोधं**
**पृच्छाम हे त्वात्मभवात्मभूतम्॥ ५**

**નારદજી બોલ્યા** – હે મહાભાગ્યવાન પરાશરનંદન, આપનો શરીરાભિમાની આત્મા (શરીર) તથા મનોમય આત્મા (મન) શું પ્રસન્ન તો છે ને? ॥ ૨॥

**'शारीरः'** શરીરાભિમાની આત્મા **'आत्मना'** તે શરીરથી **'कच्चित्'** શું **'परितुष्यति'** પ્રસન્ન છે ને? **'मानसः आत्मा'** મનોમય આત્મા, તે મનથી પ્રસન્ન છે ને? ॥ ૨॥

આપે જે (ધર્માદિક) જાણવાનું ઈચ્છ્યું હતું તે સારી રીતે જાણ્યું છે (અને તેનું અનુષ્ઠાન પણ કર્યું છે), કારણ કે ધર્મ વગેરે સર્વ પુરુષાર્થો વડે પરિપૂર્ણ અને તેથી જ અતિઅદ્ભુત એવા મહાભારતની આપે રચના કરી છે. ॥ ૩ ॥

**'ते जिज्ञासितम्'** જાણવા ઈચ્છેલા જે ધર્માદિ છે તે સર્વ આપે સારી રીતે જાણ્યા છે. **'अपि'** શબ્દ દ્વારા તેનું અનુષ્ઠાન પણ કર્યું છે, તેવો અર્થ છે. **'अयि'** પાઠમાં સંબોધન છે. સારી રીતે જાણ્યું છે તેનું કારણ કહે છે– **'महत् अद्भुतम्'** અતિ અદ્ભુત વગેરે શબ્દો વ્યાસજીની સુસંપન્નતાનું કારણ સૂચવે છે. (અતિ અદ્ભુત મહાભારતની રચના કરી કે જે) ધર્મ વગેરે સર્વ પુરુષાર્થોથી **'परिबृंहितम्'** પરિપૂર્ણ છે. ॥ ૩ ॥

વળી, જે સનાતન બ્રહ્મ છે તેને તમે વિચાર્યું છે અને પ્રાપ્ત પણ કર્યું છે. આમ છતાં પણ હે પ્રભુ, અકૃતાર્થની જેમ કેમ શોક કરો છો? ॥ ૪ ॥

વળી, જે **'सनातनम्'** નિત્ય, પરબ્રહ્મ છે તે પણ આપના દ્વારા **'जिज्ञासितम्'** વિચારવામાં આવ્યું છે અને **'अधीतम्'** અને અધિગત– પ્રાપ્ત પણ કરવામાં આવ્યું છે, એમ અર્થ છે. આમ છતાં શોક કરો છો તે શા માટે? એટલું શેષ છે. ॥ ૪॥

**વ્યાસજી બોલ્યા** – આપે કહ્યું તે બધું જ મેં (કર્યું) છે, છતાં પણ મારો આત્મા પરિતોષ પામતો નથી, તેનું કારણ સ્પષ્ટ નથી. હે નારદજી ! આપ બ્રહ્માજીના દેહથી ઉત્પન્ન થયેલા છો અને તેથી જ ગહન જ્ઞાનવાળા આપને પૂછીએ છીએ. ॥ ૫ ॥

आत्मा शारीरो मानसश्च। तन्मूलं तस्यापरितोषस्य कारणम्। अव्यक्तमस्फुटम्। हे नारद, त्वा त्वां पृच्छाम। आत्मभवो ब्रह्मा तस्यात्मनो देहादुद्भूतस्तम्। अत एवागाधोऽतिगम्भीरो बोधो यस्य तं त्वाम्॥ ५॥

अगाधबोधतां प्रपञ्चयन्नाह—**स वा इति** द्वाभ्याम्।

**स वै भवान् वेद समस्तगुह्य-**
**मुपासितो यत्पुरुषः पुराणः।**
**परावरेशो मनसैव विश्वं**
**सृजत्यवत्यत्ति गुणैरसङ्गः॥ ६**

सर्वगुह्यज्ञाने हेतुः—यद्यस्मात्पुराणः पुरुष उपासितस्त्वया। कथंभूतः। परावरेशः कार्यकारणनियन्ता। मनसैव संकल्पमात्रेण गुणैः कृत्वा विश्वं सृजतीत्यादि॥ ६॥

**त्वं पर्यटन्नर्क इव त्रिलोकी-**
**मन्तश्चरो वायुरिवात्मसाक्षी।**
**परावरे ब्रह्मणि धर्मतो व्रतैः**
**स्नातस्य मे न्यूनमलं विचक्ष्व॥ ७**

किंच त्वं त्रिलोकीं पर्यटन्नर्क इव सर्वदर्शी। योगबलेन प्राणवायुरिव सर्वप्राणिनामन्तश्चरः सन्नात्मसाक्षी बुद्धिवृत्तिज्ञः। अतः परे ब्रह्मणि धर्मतो योगेन निष्णातस्य।

**'आत्मा'** અંતરાત્મા અને મન **'तन्मूलम्'** તેના અપરિતોષનું કારણ **'अव्यक्तम्'** અસ્પષ્ટ છે. હે નારદજી ! **'त्वा'** આપને પૂછીએ (છીએ). **'आत्मभवः'** બ્રહ્માજી, તેમના **'आत्मनः'** દેહમાંથી ઉત્પન્ન થયેલા તે નારદજીને; આથી જ **'अगाधः'** અતિગહન જ્ઞાન જેનું છે તે આપને ॥ ૫ ॥

વ્યાસજીના અગાધ બોધને બે શ્લોકો દ્વારા વિસ્તારપૂર્વક સમજાવતા કહે છે— **'स वै इति।'**

જે ઈશ્વર સંકલ્પમાત્રથી ગુણો વડે જગતનું સર્જન, પાલન અને સંહાર કરે છે તે અસંગ, અને કાર્ય-કારણના (વિશ્વ અને માયાના) નિયંતા પુરાણપુરુષ આપના દ્વારા ઉપાસિત થયા છે. માટે આપ નિશ્ચયપૂર્વક સર્વ ગુહ્યજ્ઞાન જાણો છો. ॥ ૬ ॥

સર્વ ગુહ્યજ્ઞાનનું કારણ– **'यत्'** આપના દ્વારા પુરાણપુરુષ ઉપાસિત થયા છે. કેવા (પુરાણપુરુષ) ? **'पर-अवर-ईशः'** કાર્ય (વિશ્વ) અને કારણ (માયા)ના નિયંતા. **'मनसा एव'** સંકલ્પમાત્રથી **'गुणैः'** ગુણો વડે **'विश्वम्'** જગતનું સર્જનાદિ (પાલન અને સંહાર) કરે છે. ॥ ૬ ॥

આપ સૂર્યનારાયણની જેમ ત્રણેય લોકમાં ફરતા હોવાથી અને વાયુની જેમ (પ્રાણીમાત્રના) અંતરમાં ફરતા હોવાથી બુદ્ધિની વૃત્તિને જાણનાર છો. ધર્મથી (યોગથી) પરબ્રહ્મ અને વ્રતથી (સ્વાધ્યાય અને નિયમોથી) શબ્દબ્રહ્મ વિષે નિષ્ણાત એવા મારી મોટી ઊણપ જણાવો. ॥ ૭ ॥

વળી, આપ ત્રણે લોકમાં સૂર્યનારાયણની જેમ વિચરણ કરો છો (તેથી) સર્વને જોનારા છો. યોગબળથી પ્રાણવાયુની જેમ સર્વ પ્રાણીઓના અંતરમાં ફરતા (હોવાથી) **'आत्मसाक्षी'** આત્માના સાક્ષી છો, એટલે કે બુદ્ધિની વૃત્તિઓને જાણનારા છો. આથી પરબ્રહ્મ વિષે **'धर्मतः'** યોગ દ્વારા નિષ્ણાત એવા મારી મોટી ઊણપ જણાવો.

तदुक्तं याज्ञवल्क्येन—
'इज्याचारदमाहिंसादानस्वाध्यायकर्मणाम् ।
'अयं तु परमो धर्मो यद्योगेनात्मदर्शनम्॥' इति।

अवरे च ब्रह्मणि वेदाख्ये व्रतैःस्वाध्याय-नियमैर्निष्णातस्य मेऽलमत्यर्थं यन्न्यूनं तद्विचक्ष्व वितर्कय॥ ७ ॥

યાજ્ઞવલ્ક્ય ઋષિ દ્વારા તે કહેવામાં આવ્યું છે—

"પૂજન, આચાર, સંયમ, અહિંસા, દાન, સ્વાધ્યાય કર્મોનો આ જ પરમધર્મ છે કે જે ધર્માદિથી યોગ દ્વારા આત્મદર્શન થાય છે." (યા.સ્મૃ.૧/૧/૮)

**'अवरे'** અવરબ્રહ્મ વેદ નામના બ્રહ્મ વિષે પણ નિષ્ણાત એવા મારી– **'व्रतैः'** વ્રત દ્વારા સ્વાધ્યાય, નિયમો દ્વારા (શબ્દબ્રહ્મમાં નિષ્ણાત) એવા મારી **'अलम्'** અતિઅધિક, જે **'न्यूनम्'** ન્યૂનતા, ખામી હોય તે **'विचक्ष्व'** કહો, વિચારો. ॥ ૭ ॥

नारद उवाच

**भवताऽनुदितप्रायं यशो भगवतोऽमलम्।**
**येनैवासौ न तुष्येत मन्ये तद्दर्शनं खिलम्॥ ८**

**નારદજી બોલ્યા** – આપના દ્વારા ભગવાનનો અમલ યશ પ્રચુર માત્રામાં વર્ણવાયો નથી. જેથી તે ભગવાન પ્રસન્ન થતા નથી. તેથી હું માનું છું કે (આપે ભગવાનના ગુણ ગાયા નહીં) તે જ જ્ઞાનની ઊણપ છે. ॥ ૮॥

अनुदितप्रायमनुक्तप्रायम्। अमलं भगवद्यशो विना येनैव धर्मादिज्ञानेनासौ भगवान्न तुष्येत तदेव दर्शनं ज्ञानं खिलं न्यूनं मन्येऽहम्॥ ८ ॥

**'अनुदितप्रायम्'** લગભગ ન વર્ણવાયા હોય તેવા ભગવાનના વિમલ યશ(ના ગાન) વિના– **'येनैव'** ધર્મ વગેરેના જે જ્ઞાનથી તે ભગવાન પ્રસન્ન થાય નહીં, તે જ **'दर्शनम्'** જ્ઞાન **'खिलम्'** અધૂરું છે, તેમ હું માનું છું. ॥ ૮॥

ननु भगवद्यश एव तत्र तत्रानुवर्णितं तत्राह—**यथेति।**

હવે આક્ષેપ કરે છે કે, અનેક (પદ્મ, બ્રહ્માંડાદિ) પુરાણોમાં ભગવાનના યશનું જ વર્ણન કરેલું છે, તે માટે કહે છે— **'यथा इति।'**

**यथा धर्मादयश्चार्था मुनिवर्यानुकीर्तिताः।**
**न तथा वासुदेवस्य महिमा ह्यनुवर्णितः॥ ९**

હે મુનિવર્ય! (આપશ્રીએ) જેમ ધર્મ વગેરે પુરુષાર્થોને વર્ણવ્યા છે, તેમ વાસુદેવ ભગવાનનો મહિમા વર્ણવ્યો નથી. ॥ ૯ ॥

चशब्दाद्धर्मादिसाधनानि च। तथा धर्मादिवत् प्राधान्येन वासुदेवस्य महिमा न ह्युक्त इत्यर्थः॥ ९ ॥

શ્લોકમાંના **'च'** શબ્દ વડે ધર્મ વગેરેનાં સાધનોને વર્ણવ્યાં છે, તેવી રીતે ધર્માદિની જેમ વાસુદેવ ભગવાનનો મહિમા પ્રાધાન્યપૂર્વક નથી વર્ણવાયો, એમ અર્થ છે. ॥ ૯ ॥

वासुदेवव्यतिरिक्तान्यविषयज्ञानवदेवान्यविषयं वाक्चातुर्यं च खिलमेवेत्याह—**नेति।**

વાસુદેવ સિવાયના અન્ય વિષયના જ્ઞાનની જેમ અન્ય વિષય અને વાણીનું ચાતુર્ય પણ અધૂરું જ છે, એમ કહે છે— **'न इति।'**

**न यद्वचश्चित्रपदं हरेर्यशो**
**जगत्पवित्रं प्रगृणीत कर्हिचित्।**
**तद्वायसं तीर्थमुशन्ति मानसा**
**न यत्र हंसा निरमन्त्युशिक्क्षयाः॥ १०**

चित्रपदमपि यद्वचो हरेर्यशो न प्रगृणीत तद्वायसं तीर्थं काकतुल्यानां कामिनां रतिस्थानमुशन्ति मन्यन्ते। कुतः। मानसाः सत्त्वप्रधाने मनसि वर्तमाना हंसा यतयो यत्र न निरमन्ति कर्हिचिदपि नितरां न रमन्ते। उशिक्क्षया उशिक् कमनीयं ब्रह्म क्षयो निवासो येषां ते। यथा प्रसिद्धा हंसा मानसे सरसि चरन्तः कमनीयपद्मखण्ड-निवासास्त्यक्तविचित्रान्नादियुक्तेऽप्युच्छिष्टगर्ते काकक्रीडास्थाने न निरमन्त इति श्लेषः॥ १०॥

સુંદર શબ્દોવાળી જે વાણી, જગતને પવિત્ર કરનારો, ભગવાનનો યશ ગાતી નથી, તેવી વાણીને (વિદ્વાનો) કાકતીર્થ (કાગડા જેવા કામી પુરુષોનું રતિસ્થાન) માને છે, કે જ્યાં, કમનીય બ્રહ્મમાં નિવાસ કરનારા (પરમહંસો) રમણ નથી કરતા. ॥ ૧૦ ॥

વિસ્મય પામી જવાય તેવા પદોવાળી હોવા છતાં જે વાણી શ્રીહરિનો યશ ગાતી નથી, તેને **'तद् वायसं तीर्थम्'** (વિદ્વાનો) કાગડા જેવા કામીજનોનું રતિસ્થાન માને છે. કેવી રીતે? **'मानसाः'** સત્ત્વપ્રધાન મનમાં રહેનારા **'हंसाः'** યતિઓ, જ્યાં **'न निरमन्ति'** ક્યારેય સહેજ પણ રમણ કરતા નથી. **'उशिक्क्षयाः'** **'उशिक्'** એટલે કમનીય બ્રહ્મ **'क्षयः'** નિવાસ જેમનો છે તેઓ. જેમ માનસ સરોવરમાં ચરતા પ્રસિદ્ધ હંસો મનોહર કમળવનના નિવાસી છે, તેઓ ત્યજી દેવાયેલા સુંદર (જુદા જુદા) ખાદ્યપદાર્થોથી યુક્ત હોવા છતાં એંઠવાડના ખાડામાં, કાગડાઓના ક્રીડાસ્થાનમાં રમણ નથી કરતા, એમ શ્લેષ (દ્વિઅર્થી) છે. (અર્થાત્ ઉત્તમ પુરુષો અને હંસો બંનેને લાગુ પડે છે.) ॥ ૧૦॥

विनापि पदचातुर्यं भगवद्यशःप्रधानं वचः पवित्रमित्याह—**तदिति।**

(મનોહર પદલાલિત્ય વગરના) શબ્દોની ચતુરાઈ વિનાની વાણી પણ ભગવદ્‌યશપ્રધાન હોય તો તે પવિત્ર છે, એમ કહે છે— **'तत्-इति।'**

**तद्वाग्विसर्गो जनताघविप्लवो**
**यस्मिन् प्रतिश्लोकमबद्धवत्यपि।**
**नामान्यनन्तस्य यशोङ्कितानि य-**
**च्छृण्वन्ति गायन्ति गृणन्ति साधवः॥ ११**

तद्वाग्विसर्गः स चासौ वाग्विसर्गो वाचः प्रयोगः जनानां समूहो जनता तस्या अघं विप्लावयति नाशयतीति तथा सः। यस्मिन्वाग्विसर्गे अबद्धवत्यप्यपशब्दादियुक्तेऽपि प्रतिश्लोकमनन्तस्य यशसाङ्कितानि नामानि भवन्ति। तत्र हेतुः— यद्यानि नामानि साधवो महान्तो वक्तरि सति शृण्वन्ति। श्रोतरि सति गृणन्ति। अन्यदा तु स्वयमेव गायन्ति कीर्तयन्ति॥ ११॥

મનુષ્યોના પાપનો નાશ કરે તે જ વાણીનું સાચું સર્જન છે કે જેમાં દોષયુક્ત ભાષા હોવા છતાં પણ તેમાં શ્લોકે શ્લોકે અનંત ભગવાનના યશથી અંકિત થયેલાં નામો છે, કે જે (નામોને) સત્પુરુષો સાંભળે છે, ગાય છે અને સ્તુતિ કરે છે.॥ ૧૧॥

**'तद् वाग् विसर्गः'** તે જ આ વાણીનો પ્રયોગ છે. મનુષ્યોનો સમૂહ એટલે **'जनता'**. તેના પાપને લુપ્ત કરે છે, નાશ કરે છે તે જ (વાણીનો પ્રયોગ છે). **'यस्मिन्'** જેમાં, જે વાણીના પ્રયોગમાં **'अबद्धवती'** ત્રુટિઓથી યુક્ત હોવા છતાં શ્લોકે શ્લોકે અનન્ત ભગવાનના યશથી અંકિત થયેલાં નામ હોય છે. તે માટેનું કારણ— **'यत्'** જે નામો **'साधवः'** મહાન પુરુષો જ્યારે કોઈ વક્તા હોય છે ત્યારે **'शृण्वन्ति'** સાંભળે છે, જ્યારે કોઈ શ્રોતા હોય ત્યારે **'गृणन्ति'** વર્ણન કરે છે, (પરંતુ) તેમ ન હોય તો સ્વયં જ **'गायन्ति'** કીર્તન કરે છે. ॥ ૧૧॥

भक्तिहीनं कर्म शून्यमेवेति *कैमुत्यन्यायेन दर्शयति—**नैष्कर्म्यमिति।**

**नैष्कर्म्यमप्यच्युतभाववर्जितं**
**न शोभते ज्ञानमलं निरञ्जनम्।**
**कुतः पुनः शश्वदभद्रमीश्वरे**
**न चार्पितं कर्म यदप्यकारणम्॥ १२**

ભક્તિ વગરનું કર્મ શૂન્ય જ છે તે કૈમુત્ય (કૈમુતિક) ન્યાયથી દર્શાવે છે— **'नैष्कर्म्यम् इति।'**

અજ્ઞાનરૂપી ઉપાધિને નિવૃત્ત કરનારું (નિરંજન) અને નૈષ્કર્મ્યવાળું બ્રહ્મજ્ઞાન પણ જો અચ્યુત ભગવાનની ભક્તિથી રહિત હોય તો તે પૂર્ણતયા શોભતું નથી. તો પછી નિરંતર અકલ્યાણરૂપ કામ્યકર્મ (કામના માટે કરેલું) પણ ઈશ્વરાર્પણ ન કરવામાં આવે તો તે કર્મ ક્યાંથી શોભે? ॥ ૧૨॥

निष्कर्म ब्रह्म तदेकाकारत्वान्निष्कर्मतारूपं नैष्कर्म्यम्। अज्यतेऽनेनेत्यञ्जनमुपाधिस्तन्निवर्तकं निरञ्जनम्। एवंभूतमपि ज्ञानमच्युते भावो भक्तिस्तद्वर्जितं चेदलमत्यर्थं न शोभते। सम्यगापरोक्ष्याय न कल्पत इत्यर्थः। तदा शश्वत्साधनकाले फलकाले चाभद्रं दुःखरूपं यत्काम्यं कर्म यदप्यकारणमकाम्यं तच्चेति चकार-स्यान्वयः। तदपि कर्म ईश्वरे नार्पितं चेत्कुतः पुनः शोभते बहिर्मुखत्वेन सत्त्वशोधकत्वाभावात् ॥ १२ ॥

નિષ્કર્મ એટલે બ્રહ્મ, તેમાં જ એકાકાર થઈ જવાથી, નિષ્કર્મતારૂપ નૈષ્કર્મ્ય (બ્રહ્મરૂપ હોવાની સ્થિતિ). જેનાથી લેપાઈ જવાય તે અંજન એટલે કે ઉપાધિ, તેને નિવૃત્ત કરનારું તે **'निरंजनम्'.** આવું જ્ઞાન હોવા છતાં પણ અચ્યુત ભગવાનમાં **'भावः'** ભક્તિ, તેનાથી રહિત હોય તો તે પરિપૂર્ણરૂપે શોભતું નથી; ઉચિત અપરોક્ષજ્ઞાન (અનુભૂતિ) માટે સમર્થ નથી એમ અર્થ છે. તો પછી નિરંતર સાધનકાળમાં અને ફળકાળમાં **'अभद्रम्'** દુઃખરૂપ જે કામ્યકર્મ છે, **'यद्-अपि-अकारणम्'** અને જે અકામ્યકર્મ છે, તે કર્મ પણ (શોભતું નથી). ત્યાં **'च'** કારનો સંબંધ છે. (સકામકર્મ અને નિષ્કામકર્મ પણ શોભતાં નથી.) તે કર્મો પણ ઈશ્વરાર્પણ કરવામાં ન આવે તો વળી ક્યાંથી શોભે? બહિર્મુખતાને કારણે તે કર્મો અંતઃકરણની શુદ્ધિ કરનારાં હોતાં નથી. ॥ ૧૨॥

**अथो महाभाग भवानमोघदृक्**
**शुचिश्रवाः सत्यरतो धृतव्रतः।**
**उरुक्रमस्याखिलबन्धमुक्तये**
**समाधिनानुस्मर तद्विचेष्टितम्॥ १३**

હે મહાભાગ્યવાન્ વ્યાસજી! આપ અમોઘ દૃષ્ટિવાળા છો. પવિત્ર યશવાળા, સત્યમાં પ્રીતિવાળા અને વ્રતધારી છો. આથી સર્વ જગતને બંધનમાંથી મુક્ત કરવા માટે તમે ઉરુક્રમ ભગવાનની વિવિધ લીલાઓને સમાધિ દ્વારા સ્મરણ કરીને વર્ણવો. ॥ ૧૩ ॥

* किमुत—કહેવું જ શું? किमुतस्य भावः कैमुत्य। નિષ્કામ કર્મ પણ ભક્તિરહિત હોય તો તે શોભતું નથી તો પછી ભક્તિ વગરનું સકામ કર્મ ન શોભે તેમાં કહેવું જ શું?

तदेवं भक्तिशून्यानि ज्ञानवाक्चातुर्यकर्मकौशलानि व्यर्थान्येव यतः, अतो हरेश्चरितमेवानुवर्णयेत्याह। अथो अतः कारणात्। अमोघा यथार्था दृक् धीर्यस्य, शुचि शुद्धं श्रवो यशो यस्य, सत्ये रतः, धृतानि व्रतानि येन स भवानेवं महागुणस्तावत्। अत उरुक्रमस्य विविधं चेष्टितं लीलां समाधिना चित्तैकाग्र्येणाखिलस्य बन्धमुक्तये हे महाभाग्यनिधे, त्वमनुस्मर, स्मृत्वा च वर्णयेत्यर्थः। एतच्च वाक्यान्तरमिति मध्यमपुरुषप्रयोगो नानुपपन्नः ॥ १३ ॥

આમ, ભક્તિરહિત જ્ઞાન, વાક્ચાતુર્ય, કર્મકૌશલ્ય વ્યર્થ જ હોવાથી શ્રીહરિના ચરિત્રનું જ વર્ણન કરો એમ કહે છે– '**अथो**' આ કારણથી '**अमोघा**' યથાર્થ '**दृक्**' બુદ્ધિવાળા, '**शुचि**' શુદ્ધ '**श्रवः**' યશવાળા, સત્યમાં રત, ધારણ કર્યાં છે વ્રતો જેમણે તેવા આપ, આવા મહાન ગુણવાળા છો, તેથી ઉરુક્રમ ભગવાનની વિવિધ '**चेष्टितम्**' લીલા '**समाधिना**' ચિત્તની એકાગ્રતા દ્વારા સર્વ જગતને બંધનમાંથી મુક્ત કરવા માટે હે મહાભાગ્યવાન! આપ '**अनुस्मर**' સ્મરણ કરીને વર્ણવો, એમ અર્થ છે. આ બીજું (જુદું) વાક્ય છે, તેથી મધ્યમપુરુષનો પ્રયોગ અયોગ્ય નથી. (શ્લોકના પૂર્વાર્ધમાં '**भवान्**'નો પ્રયોગ છે. તેની સાથે હંમેશાં ત્રીજો પુરુષ જ આવે, શ્લોકના ઉત્તરાર્ધમાં '**अनुस्मर**' એ આજ્ઞાર્થ બીજા.પુ.એ.વ.નો પ્રયોગ છે. પરંતુ આ બંને વાક્યો જુદાં છે.) ॥ ૧૩॥

विपक्षे दोषान्तरमाह—**तत** इति।

(ભગવલ્લીલા સિવાયના અન્ય વિષયનું વર્ણન કરવાના પક્ષથી) વિરુદ્ધ પક્ષમાં અન્ય દોષ કહે છે— '**ततः इति।**'

**ततोऽन्यथा किंचन यद्विवक्षतः**
**पृथग्दृशस्तत्कृतरूपनामभिः ।**
**न कुत्रचित् क्वापि च दुःस्थिता मति-**
**र्लभेत वाताहतनौरिवास्पदम्॥ १४**

ભગવલ્લીલા સિવાયના અન્ય વિષયનું વર્ણન કરવાની ઈચ્છા રાખનાર, અન્યબુદ્ધિવાળા મનુષ્યની, તે (વર્ણન કરવાની ઈચ્છા) વડે કહેલાં નામ-રૂપથી ચંચળ થયેલી મતિ, વાયુથી ઘુમરાતી નૌકાની જેમ ક્યાંય, ક્યારેય પણ સ્થાન પ્રાપ્ત કરે નહીં. ॥ ૧૪ ॥

तत उरुक्रमचेष्टितात्पृथग्दृशोऽत एवान्यथा प्रकारान्तरेण यत्किंचिदर्थान्तरं विवक्षतस्तया विवक्षया कृतैः स्फुरितै रूपैर्नामभिश्च वक्तव्यत्वेनोपस्थितैर्दुःस्थिताऽनवस्थिता सती मतिः कदाचित् क्वापि विषये आस्पदं स्थानं न लभेत, वातेनाऽऽहता आघूर्णिता नौरिव।

'**ततः**' ઉરુક્રમ ભગવાનની લીલા સિવાય અન્યમાં બુદ્ધિ હોવાથી, એટલે '**अन्यथा**' ભગવલ્લીલા સિવાયના બીજા પ્રકારથી બીજા કોઈ પણ વિષયને વર્ણન કરવાની ઈચ્છા રાખનારની '**तया**' તે વર્ણન કરવાની ઈચ્છા વડે '**कृतैः**' સ્ફુરિત થયેલા, વાણીના વિષય તરીકે ઉપસ્થિત થયેલાં નામ અને રૂપથી '**दुःस्थिता**' અનવસ્થિત (ચંચળ) થયેલી મતિ ક્યારેય પણ, કોઈ પણ વિષયમાં '**आस्पदम्**' સ્થાન ન પામે, વાયુથી '**आहता**' ઘુમરાતી નૌકાની જેમ.

तदुक्तं गीतासु—

તે ગીતામાં કહ્યું છે—

'व्यवसायात्मिका बुद्धिरेकेह कुरुनन्दन।
बहुशाखा ह्यनन्ताश्च बुद्धयोऽव्यवसायिनाम्॥'
इत्यादि॥ १४॥

**वंशीधरी**—'परमेश्वराराधनेनैव संसारं तरिष्यामि' इति निश्चयात्मिका एकनिष्ठैव बुद्धिः।

तदेवं हरियशो विना भारतादिषु कृतं धर्मादिवर्णनमकिंचित्करमित्युक्तम्। प्रत्युत विरुद्धमेव जातमित्याह—**जुगुप्सितमिति।**

**जुगुप्सितं धर्मकृतेऽनुशासतः**
**स्वभावरक्तस्य महान्व्यतिक्रमः।**
**यद्वाक्यतो धर्म इतीतरः स्थितो**
**न मन्यते तस्य निवारणं जनः॥ १५**

जुगुप्सितं निन्द्यं काम्यकर्मादि तत्र स्वभावत एव रक्तस्य अनुरागिणः पुरुषस्य धर्मकृते धर्मार्थमनुशासतः प्रेरयतस्तव महानयं व्यतिक्रमोऽन्यायः। कुत इत्यत आह। यस्य वाक्यतोऽयमेव मुख्यो धर्म इति स्थिर इतरः प्राकृतो जनः। तस्य काम्यकर्मादेरन्येन तत्त्वज्ञेन क्रियमाणं निवारणं स्वयमेव वा त्वया क्रियमाणम्।

यद्वा 'न कर्मणा न प्रजया धनेन त्यागेनैके अमृतत्वमानशुः' इत्यादिश्रुत्या क्रियमाणं निवारणं यथार्थमेतदिति न मन्यते, किंतु प्रवृत्तिमार्गानधि-कृतविषयं तदिति कल्पयति।

''કારણ કે હે કુરુનંદન, અહીં (કર્મયોગમાં) (સાધકની) બુદ્ધિ એક નિશ્ચયવાળી હોય છે અને નિશ્ચયહીન (મનુષ્યની) બુદ્ધિ બહુ શાખાવાળી અને અનંત હોય છે.'' (ગીતા ૨/૪૧) વગેરે.॥ ૧૪ ॥

''પરમેશ્વરની આરાધનાથી જ હું સંસાર તરીશ.''– એવી એકનિષ્ઠ બુદ્ધિ એટલે વ્યવસાયાત્મિકા બુદ્ધિ.

ભક્તિ એ પ્રવૃત્તિમાર્ગનો વિષય નથી એમ લોકો સમજી લેશે, એમ શ્રીહરિના યશ વિનાના મહાભારત વગેરેમાં કરવામાં આવેલા ધર્મ વગેરેના વર્ણનને અર્થહીન કહે છે, ઊલટું તે વિરોધી જ બન્યું છે એમ કહે છે— **'जुगुप्सितम् इति।'**

નિંદિત કામ્યકર્મને વિષે સ્વભાવથી જ આસક્ત થયેલા મનુષ્યને ધર્મને માટે કામ્યકર્મો કરવાની (આપની) આજ્ઞાથી (ઉપદેશથી) મહાન અન્યાય થયો છે, (કારણકે ભગવાન વેદવ્યાસજીએ આમ કહ્યું છે, તેવા) જેના વાક્યથી ''આ (જ મુખ્ય) ધર્મ છે.'' તેમ માની રહેલો પ્રાકૃત મનુષ્ય (તત્ત્વજ્ઞ પુરુષોએ કહેલાં કામ્યકર્મોનો) નિષેધ કરનારાં વાક્યોને માનતો નથી. ॥ ૧૫ ॥

**'जुगुप्सितम्'** નિંદિત કામ્ય કર્મ વગેરે, તેમાં સ્વભાવથી જ **'रक्तस्य'** આસક્ત, રાગદ્વેષવાળા પુરુષને **'धर्मकृते'** ધર્મને માટે (કામ્ય કર્મો કરવાની) પ્રેરણા આપતી આપની આજ્ઞાથી આ મહાન્ **'व्यतिक्रमः'** અન્યાય થયો છે. કેવી રીતે તે કહે છે. જેના વાક્યથી ''આ જ મુખ્ય ધર્મ છે.'' તેમ માનીને રહેલો **'इतरः'** પ્રાકૃત મનુષ્ય તે કામ્યકર્માદિના, અન્ય તત્ત્વજ્ઞ દ્વારા કરવામાં આવેલા નિષેધને અથવા આપના પોતાના દ્વારા કરવામાં આવેલા (નિષેધને માનશે નહીં).

અથવા ''કર્મ, સંતતિ કે ધન દ્વારા નહીં, પરંતુ માત્ર સ્વૈચ્છિક ત્યાગ દ્વારા કેટલાકે અમૃતત્વ પ્રાપ્ત કરેલું છે.'' (કૈ.ઉપ.૧/૩) વગેરે શ્રુતિ દ્વારા કરવામાં આવેલાં નિષેધવાક્યોને આ યથાર્થ છે તેમ પ્રાકૃત મનુષ્ય નથી માનતો, પરંતુ પ્રવૃત્તિમાર્ગનો તે વિષય નથી તેમ માને છે.

तदुक्तं मतान्तरोपन्यासे भट्टैः—

'तत्रैवं शक्यते वक्तुं येऽन्धपङ्ग्वादयो नराः।
गृहस्थत्वं न शक्ष्यन्ति कर्तुं तेषामयं विधिः॥
नैष्ठिकं ब्रह्मचर्यं वा परिव्राजकतापि वा।
तैरवश्यं ग्रहीतव्या तेनादावेतदुच्यते॥'

इत्यादि॥ १५॥

ननु यद्येवं प्रवृत्तिमार्गो निन्द्यते तर्हि निवृत्तिमार्गे सर्वक्रियात्यागेनैव पारमेश्वरसुख-स्वरूपानुभूतेः किं तद्यशःकथनेनापि तत्राह— **विचक्षण** इति।

**विचक्षणोऽस्यार्हति वेदितुं विभो-**
**रनन्तपारस्य निवृत्तितः सुखम्।**
**प्रवर्तमानस्य गुणैरनात्मन-**
**स्ततो भवान्दर्शय चेष्टितं विभो॥ १६**

विचक्षणो निपुणः। कश्चिदेव निवृत्तितः सर्वक्रियानिवृत्त्यास्य विभोः सुखं निर्विकल्पक-सुखात्मकं स्वरूपं वेदितुं ज्ञातुमर्हति न पुनरविचक्षणः प्रवृत्तिस्वभावः। विभुत्वे हेतुः न अन्तः कालतः, पारं च देशतो यस्य तस्य विभोश्चेष्टितम्। ततः कारणात् हे विभो, अनात्मनो देहाद्यभिमानिनोऽत एव गुणैः सत्त्वादिभिः प्रवर्तमानस्य जनस्य दर्शय भवानिति। त्वमित्यर्थः। पाठान्तरे हे भवन्निति संबोधनम्॥ १६॥

કુમારિલ ભટ્ટ વગેરે મીમાંસકો દ્વારા બીજા મતોને રજૂ કરવાના પ્રસંગે તે જ કહેવામાં આવ્યું છે —

"તે વિષયમાં આમ કહેવું શક્ય છે કે જે મનુષ્યો આંધળા, પાંગળા વગેરે છે, તે ગૃહસ્થાશ્રમ માટે સમર્થ નથી. તેમના માટે આ સંન્યાસનો વિધિ છે. નૈષ્ઠિક બ્રહ્મચર્ય કે સંન્યાસ પણ તેમણે અવશ્ય ગ્રહણ કરવા જોઈએ. તેથી ગ્રંથના આદિમાં આ (સંન્યાસનાં લક્ષણો) કહેવામાં આવે છે." વગેરે. ॥ ૧૫ ॥

શંકા કરવામાં આવી છે કે જો આમ પ્રવૃત્તિમાર્ગની નિંદા કરાય છે ત્યારે નિવૃત્તિમાર્ગમાં સર્વકર્મોના ત્યાગથી જ પરમેશ્વરના સુખસ્વરૂપની અનુભૂતિ થાય છે. તો તે (પરમેશ્વર)ના ગુણગાનથી શું પ્રયોજન છે, તે માટે કહે છે— **'विचक्षणः इति।'**

કોઈક જ નિપુણ મનુષ્ય સર્વકર્મની નિવૃત્તિથી આ વિભુનું સુખાત્મક સ્વરૂપ જાણવાને યોગ્ય છે. માટે સત્ત્વાદિ ગુણોથી પ્રવર્તમાન એવા દેહાભિમાની મનુષ્યને કાળથી અનંત અને દેશથી અપાર એવા અનંતપાર સમર્થ ઈશ્વરની લીલા હે વિભુ (વ્યાસજી), આપ વર્ણવી બતાવો. ॥ ૧૬ ॥

**'विचक्षणः'** નિપુણ, કોઈક જ **'निवृत्तितः'** સર્વ કર્મોની નિવૃત્તિથી આ વિભુનું **'सुखम्'** પરમ નિર્વિકલ્પ સુખસ્વરૂપ **'वेदितुम्'** જાણવાને સમર્થ છે, પરંતુ પ્રવૃત્તિસ્વભાવવાળો અવિચક્ષણ મનુષ્ય (તે જાણવાને સમર્થ) નથી. વિભુ હોવાનું કારણ (કહે છે). કાળથી જેનો અંત નથી, અને દેશથી જેનો પાર નથી તેવા વિભુની લીલા– **'ततः'** તે માટે હે વિભુ, હે સમર્થ વ્યાસજી, **'अनात्मनः'** દેહાભિમાનીને, અનાત્માને આત્મા માનનાર મનુષ્યને, આથી જ આવા **'गुणैः'** સત્ત્વાદિ ગુણો વડે પ્રવૃત્તિ કરતા મનુષ્યને (ઈશ્વરની લીલા) વર્ણવો. **'भवान्'**ને બદલે **'त्वम्'** સમજવું. અથવા **'भवान्'**ને બદલે પાઠાન્તરમાં **'भवन्'** હોય તો તે હે **'भवन्'**, એમ સમ્બોધન છે. ॥ ૧૬ ॥

एवं तावत्काम्यधर्मादेरनर्थहेतुत्वात्तं विहाय हरेर्लीलैव वर्णनीयेत्युक्तम्। इदानीं तु नित्यनैमित्तिकस्वधर्मनिष्ठामप्यनादृत्य केवलं हरिभक्तिरेवोपदेष्टव्येत्याशयेनाह—**त्यक्त्वेति।**

આમ, સર્વ કામ્યધર્મો વગેરે અનર્થનું કારણ હોવાથી તેનો ત્યાગ કરીને શ્રીહરિની લીલા જ વર્ણવવી યોગ્ય છે, એમ કહ્યું. હવે નિત્યનૈમિત્તિક સ્વધર્મ પ્રત્યેની નિષ્ઠાનો પણ અનાદર કરીને કેવળ હરિભક્તિનો જ ઉપદેશ કરવો યોગ્ય છે તે આશયથી કહે છે — **'त्यक्त्वा इति।'**

**त्यक्त्वा स्वधर्मं चरणाम्बुजं हरे-**
**र्भजन्नपक्वोऽथ पतेत्ततो यदि।**
**यत्र क्व वाऽभद्रमभूदमुष्य किं**
**को वार्थ आप्तोऽभजतां स्वधर्मतः ॥ १७**

સ્વધર્મનો (નિત્ય-નૈમિત્તિક કર્મોનો) ત્યાગ કરીને શ્રીહરિના ચરણારવિંદને ભજતા એવા મનુષ્યની ભક્તિ અપરિપક્વ હોય ત્યારે જ જો તેનું ભજન છૂટી જાય (કે તે મૃત્યુ પામે) તો શું ક્યાંય પણ તેનું અકલ્યાણ થાય છે ખરું ? (નથી જ થતું.) તો પછી ઈશ્વરને ન ભજનારાઓએ સ્વધર્મથી શો અર્થ સંપાદન કર્યો? (કશો જ નહીં.) ॥ १७ ॥

ननु स्वधर्मत्यागेन भजन् भक्तिपरिपाकेन यदि कृतार्थो भवेत्तदा न काचिच्चिन्ता, यदि पुनरपक्व एव म्रियेत ततो भ्रश्येद्वा तदा स्वधर्मत्यागनिमित्तोऽनर्थः स्यादित्याशङ्क्याह। ततो भजनात्कथंचित्पतेद् भ्रश्येन्म्रियेत वा यदि तदापि भक्तिरसिकस्य कर्मानधिकारान्नानर्थशङ्का। अङ्गीकृत्याप्याह। वाशब्दः कटाक्षे। यत्र क्व वा नीचयोनावप्यमुष्य भक्तिरसिकस्याभद्रमभूत्किम्। नाभूदेवेत्यर्थः। भक्तिवासनासद्भावादिति भावः। अभजद्भिस्तु केवलं स्वधर्मतः को वा अर्थ आप्तः। अभजतामिति षष्ठी तु संबन्धमात्र-विवक्षया॥ १७॥

કોઈ શંકા કરે કે સ્વધર્મનો ત્યાગ કરીને ભજતાં-ભજતાં ભક્તિ પરિપક્વ થવાથી જો કૃતાર્થ થઈ જાય તો કંઈ જ ચિંતા નથી, પરંતુ જો અપરિપક્વ (ભક્તિ હોય ત્યારે) જ મૃત્યુ થાય, અથવા **'ततः'** તે ભજનથી ભ્રષ્ટ થાય, તો સ્વધર્મત્યાગના નિમિત્તે અનર્થ થાય તેમ આશંકા કરીને કહે છે. **'ततः'** તે ભજનથી ક્યારેક જો પતન થાય, ભ્રષ્ટ થાય કે મૃત્યુ થાય, તો પણ ભક્તિરસિક મનુષ્ય કર્મનો અધિકારી નથી. તેથી અનર્થની શંકા નથી. (ધારો કે અનર્થ થયો) એમ સ્વીકાર કરીને પણ કહે છે. **'वा'** શબ્દ કટાક્ષના અર્થમાં છે. **'यत्र क्व वा'** ક્યાંય પણ, નીચ યોનિમાં પણ આ ભક્તિરસિક જીવનું અકલ્યાણ થાય છે ? નથી જ થતું, એવો અર્થ છે. ભક્તિની વાસનાની સત્તા હોવાથી (તેનું અકલ્યાણ નથી થતું) તેવો ભાવ છે. પરંતુ નહીં ભજનારાઓ તો માત્ર સ્વધર્મથી શો અર્થ સંપાદિત કરે છે? **'अभजताम्'** માં છઠ્ઠી વિભક્તિ માત્ર સમ્બન્ધ કહેવાની ઈચ્છાથી છે. ॥ १७॥

ननु स्वधर्ममात्रादपि 'कर्मणा पितृलोकः' इति श्रुतेः पितृलोकप्राप्तिफलमस्त्येव तत्राह— **तस्यैवेति।**

હવે શંકા કરવામાં આવી છે કે માત્ર સ્વધર્મથી પણ 'કર્મથી પિતૃલોક' (બૃહદા.ઉપ.૧/૫/૧૬) એમ શ્રુતિ હોવાથી તે અનુસાર પિતૃલોકની પ્રાપ્તિ તેનું ફળ છે, તે માટે કહે છે — **'तस्य एव इति।'**

**तस्यैव हेतोः प्रयतेत कोविदो**
**न लभ्यते यद्भ्रमतामुपर्यधः।**
**तल्लभ्यते दुःखवदन्यतः सुखं**
**कालेन सर्वत्र गभीररंहसा॥ १८**

तस्यैव हेतोस्तदर्थं यत्नं कुर्यात्। यत् उपरि ब्रह्मपर्यन्तमधः स्थावरपर्यन्तं च भ्रमद्भिर्जीवैर्न लभ्यते। षष्ठी तु पूर्ववत्। तत्तु विषयसुखमन्यत एव प्राचीनकर्मणा सर्वत्र नरकादावपि लभ्यते दुःखवत्। यथा दुःखं प्रयत्नं विनापि लभ्यते तद्वत्। तदुक्तम्—

'अप्रार्थितानि दुःखानि यथैवायान्ति देहिनाम्।
सुखान्यपि तथा मन्ये दैन्यमत्रातिरिच्यते॥'
इति॥ १८॥

यदुक्तं यत्र क्व वाऽभद्रमभूदिति तदुपपादयति—**न वा** इति।

**न वै जनो जातु कथंचनाव्रजे-**
**न्मुकुन्दसेव्यन्यवदङ्ग संसृतिम्।**
**स्मरन्मुकुन्दाङ्घ्र्युपगूहनं पुन-**
**र्विहातुमिच्छेन्न रसग्रहो यतः॥ १९**

આ જ કારણથી બુદ્ધિમાન મનુષ્યે ઊંચી-નીચી (જુદી-જુદી યોનિઓમાં) ભટકતાં, જે(વસ્તુ) નથી મળતી તે (મુક્તિ)ને માટે પ્રયત્ન કરવો જોઈએ. દુઃખ જેમ (એની મેળે) પ્રાપ્ત થાય છે, તેમ વિષયસુખ નરક વગેરેમાં પણ (પૂર્વનાં કર્મોથી) અન્ય કારણથી ગહન વેગવાળા કાળ વડે (એની મેળે જ પ્રાપ્ત થાય છે). ॥૧૮॥

**'तस्य एव हेतोः'** તે જ કારણથી તેને માટે પ્રયત્ન કરવો જોઈએ. જે (મુક્તિ) **'उपरि'** ઉપરના બ્રહ્મલોકથી **'अधः'** નીચેના સ્થાવર (સ્તમ્ભ) પર્યન્ત ભટકતા જીવો દ્વારા પ્રાપ્ત થતી નથી (તે વસ્તુ માટે પ્રયત્ન કરવો જોઈએ). આગળના શ્લોકની જેમ માત્ર સંબંધ દર્શાવવા માટે **'भ्रमताम्'** એમ છઠ્ઠી વિભક્તિનો પ્રયોગ કરવામાં આવ્યો છે. પરંતુ તે વિષયસુખ તો, **'अन्यतः'** બીજા કારણથી અર્થાત્ પૂર્વના કર્મથી **'सर्वत्र'** નરક વગેરેમાં પણ પ્રાપ્ત થાય છે. **'दुःखवत्'** જેમ વગર પ્રયત્ને દુઃખ પ્રાપ્ત થાય છે તેમ, તે કહેવામાં આવ્યું છે—

"શરીરધારીઓને જેમ માગ્યા વગર દુઃખો આવે છે, તેમ સુખો પણ માગ્યા વગર આવે છે એમ હું માનું છું. આ માટે દીનતા વ્યર્થ છે." (હિતોપદેશ-૧૫૯) ॥૧૮॥

જે કહેવામાં આવ્યું કે (ભક્તનું) ક્યાંય પણ કદી અમંગળ થાય છે ખરું? તે તર્કથી સાબિત કરે છે— **'न वै इति।'**

અહો! મુકુન્દ ભગવાનની સેવા કરનાર મનુષ્ય કુયોનિમાં ગયો હોય, તો પણ અન્યની જેમ (કેવળ કર્મનિષ્ઠની જેમ) કોઈ રીતે પણ સંસારને પામતો નથી. મુકુન્દ ભગવાનના ચરણારવિંદના આલિંગનનું વારંવાર સ્મરણ કરતો, તેને ત્યાગવાની ઈચ્છા કરતો નથી, કારણ કે તે રસને વશ થઈ ગયો છે. ॥૧૯॥

मुकुन्दसेवी जनो जातु कदाचित्कथंचन कुयोनिगतोऽपि संसृतिं नाव्रजेन्नाविशेत्। अङ्ग अहो। अन्यवत्केवलकर्मनिष्ठवदिति वैधर्म्ये दृष्टान्तः। कुत इत्यत आह।

મુકુન્દ ભગવાનની સેવા કરનાર મનુષ્ય **'जातु'** કદાચ **'कथंचन'** કોઈ પણ રીતે કુયોનિમાં જાય, તો પણ સંસારને **'न आव्रजेत्'** પ્રાપ્ત થાય નહીં. **'अंग'** અહો **'अन्यवत्'** કેવળ કર્મનિષ્ઠની જેમ એ જુદો ગુણધર્મ હોવાની સ્થિતિનું ઉદાહરણ છે. (ભક્તિ કરનારને મુક્તિ પ્રાપ્ત થાય, પરંતુ કર્મનિષ્ઠને મુક્તિ પ્રાપ્ત થતી નથી.) કેવી રીતે ? તે માટે કહે છે.

मुकुन्दाङ्घ्रेरुपगूहनमालिङ्गनं पुनः स्मरन्विहातुं नेच्छेत्। यतोऽयं जनो रसग्रहः रसेन रसनीयेन गृह्यते वशीक्रियते। यद्वा रसे रसनीये ग्रह आग्रहो यस्य।

મુકુન્દ ભગવાનના ચરણના **'उपगूहनम्'** આલિંગનનું વારંવાર સ્મરણ કરતો તે તેને ત્યાગવા ઈચ્છતો નથી, કારણ કે આ મનુષ્ય **'रसग्रहः'** રસથી આકૃષ્ટ થઈ જાય છે, વશ થઈ જાય છે. અથવા રસમાં, રસપૂર્ણતામાં જેનો આગ્રહ છે તેવો છે.

तदुक्तं भगवता—

'यतते च ततो भूयः संसिद्धौ कुरुनन्दन॥
पूर्वाभ्यासेन तेनैव ह्रियते ह्यवशोऽपि सः।'
इति॥ १९॥

તે જ શ્રીભગવાન દ્વારા કહેવાયું છે—

"હે કુરુનન્દન, અને ત્યાંથી (તે) ફરીથી સિદ્ધિ માટે પ્રયત્ન કરે છે. તે જ પૂર્વના અભ્યાસને લીધે અવશ બનીને પણ ખેંચાય છે." (ગીતા ૬/૪૩-૪૪) ॥ ૧૯॥

**इदं हि विश्वं भगवानिवेतरो**
**यतो जगत्स्थाननिरोधसम्भवाः।**
**तद्धि स्वयं वेद भवांस्तथापि वै**
**प्रादेशमात्रं भवतः प्रदर्शितम्॥ २०**

આ વિશ્વ ભગવાન જ છે (અને છતાં) ભગવાન તેનાથી અળગા(પર) છે. જે ઈશ્વરથી જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય થાય છે, તે ઈશ્વરને તમે પોતે જાણો છો. છતાં પણ મેં તમને પ્રાદેશમાત્ર (એકદેશી સ્વરૂપ સંકેતમાં) દર્શાવ્યું છે. ॥ ૨૦ ॥

तदेवं भगवल्लीलां प्राधान्येन वर्णयेत्युक्तं, तत्र को भगवान् काश्च तस्य लीला इत्यपेक्षायामाह।

આમ તે ભગવદ્-લીલાને મુખ્યરૂપે વર્ણવો, એમ કહીને ત્યાં કયા ભગવાન અને તેમની લીલા કેવી, તેવી અપેક્ષા માટે કહે છે—

इदं विश्वं भगवानेव। स त्वस्माद्विश्वस्मादितरः। ईश्वरात्प्रपञ्चो न पृथगीश्वरस्तु प्रपञ्चात्पृथगित्यर्थः। तत्र हेतुः—यतो भगवतो हेतोर्जगतः स्थित्यादयो भवन्ति। अनेनैव लीला अपि दर्शिताः। यद्वा इदं विश्वं भगवान्। इतर इव यः स जीवोऽपि भगवान्। चेतनाचेतनः प्रपञ्चस्तद्व्यतिरेकेण नास्ति स एवैकस्तत्त्वमित्यर्थः।

આ વિશ્વ ભગવાન જ છે, છતાં તે આ વિશ્વથી પૃથક્ છે. ઈશ્વરથી (વિશ્વ)પ્રપંચ પૃથક્ નથી, પરંતુ ઈશ્વર (વિશ્વ)પ્રપંચથી પૃથક્ છે, તેવો અર્થ છે. તે માટે કારણ આપે છે– **'यतः'** જે ભગવાનને કારણે જગતની સ્થિતિ વગેરે થાય છે. આ દ્વારા લીલાઓ પણ દર્શાવી છે. અથવા આ વિશ્વ ભગવાન છે. **'इतरः इव यः'** જે અન્ય જેવો, જુદો હોય તેમ લાગે છે, તે જીવ પણ ભગવાન છે. જડ અને ચેતન વિશ્વપ્રપંચ છે. ભગવાન વગર જગત હોતું નથી.

हिशब्देन ‘सर्वं खल्विदं ब्रह्म’ इत्यादिप्रमाणं सूचितम्। तद्धि स्वयमेव भवान्वेद।

(કારણ કરતાં કાર્ય જુદું નથી. માટી જ ઘડાનું કારણ છે તેથી ઘડો એ માટી જ છે, તેમ કાર્યરૂપ વિશ્વ કારણરૂપ ભગવાનથી પૃથક્ નથી.) તે (ભગવાન) એક જ તત્ત્વ છે, એમ અર્થ છે. (જગતરૂપી કાર્ય પણ ભગવાન જ છે.) **‘हि’** શબ્દ દ્વારા “ખરેખર, આ બધું (સામે દેખાતું જગત) બ્રહ્મ છે.” આ શ્રુતિપ્રમાણ (છાં.ઉપ ૩/૧૪/૧) સૂચવેલું છે. તે આપ સ્વયં જાણો છો.

प्रादेशमात्रमेकदेशमात्रं ‘आचार्यवान्पुरुषो वेद’ इत्यादिश्रुत्यर्थसंपादनाय प्रदर्शितम्॥ २०॥

**‘प्रादेशमात्रम्’** એકદેશમાત્ર, સંકેતમાત્રથી દર્શાવ્યું છે. (કારણ કે) “આચાર્ય કે ગુરુવાળો મનુષ્ય ભગવત્તત્ત્વને જાણે છે.” (છાં.ઉપ.૬/૧૪/૨) વગેરે શ્રુતિના અર્થનું સંપાદન કરવા માટે દર્શાવવામાં આવ્યું છે. ॥ ૨૦॥

न च तवाचार्यापेक्षा ईश्वरावतारत्वा-दित्याह—**त्वमिति**।

ઈશ્વરનો અવતાર હોવાથી આપને આચાર્યની અપેક્ષા નથી, તે કહે છે— **‘त्वम् इति।’**

**त्वमात्मनात्मानमवेह्यमोघदृक्**
**परस्य पुंसः परमात्मनः कलाम्।**
**अजं प्रजातं जगतः शिवाय त-**
**न्महानुभावाभ्युदयोऽधिगण्यताम्॥ २१**

હે અમોઘ દૃષ્ટિવાળા વ્યાસજી! તમે તમારા આત્માને અજન્મા (હોવા છતાં) જગતના કલ્યાણને માટે ઉત્પન્ન થયેલા સ્વયં જાણો. (કારણ કે) આપ પરમ પુરુષ પરમાત્માની કલારૂપ છો, તેથી મહાન પ્રભાવવાળા શ્રીહરિના પરાક્રમનું અધિક નિરૂપણ કરો. ॥ ૨૧ ॥

हे अमोघदृक्, त्वमात्मना स्वयमात्मानमजमेव सन्तं जगतः शिवाय प्रजातमवेहि। कुतः परस्य पुंसः कलामंशभूतम्। तत्तस्मान्महानुभावस्य हरेरभ्युदयः पराक्रमः अधि अधिकं गण्यतां निरूप्यताम्॥ २१॥

હે **‘अमोघदृक्’** હે લોકકલ્યાણકારી જ્ઞાનદૃષ્ટિવાળા વ્યાસજી, તમે **‘आत्मना’** સ્વયં, પોતે જ **‘आत्मानम्’** આત્માને અજન્મા હોવા છતાં જગતના કલ્યાણ માટે ઉત્પન્ન થયેલા જાણો. કેવી રીતે? પરમ પુરુષની **‘कलाम्’** કલારૂપ, અંશભૂત (હોવાથી), તેવા તે મહાન પ્રભાવવાળા શ્રીહરિના **‘अभ्युदयः’** પરાક્રમનું **‘अधिः’** અધિક **‘गण्यताम्’** નિરૂપણ કરો. ॥ ૨૧॥

अनेनैव तपआदि सर्वं तव सफलं स्यादित्याह—**इदं हीति।**

આ દ્વારા (શ્રીહરિના ગુણગાન દ્વારા) જ આપનું તપ વગેરે સર્વ સફળ થશે, તે કહે છે— **‘इदं हि इति।’**

**इदं हि पुंसस्तपसः श्रुतस्य वा**
**स्विष्टस्य सूक्तस्य च बुद्धिदत्तयोः।**
**अविच्युतोऽर्थः कविभिर्निरूपितो**
**यदुत्तमश्लोकगुणानुवर्णनम् ॥ २२**

વિદ્વાનો દ્વારા નિરૂપણ કરવામાં આવ્યું છે કે ઉત્તમશ્લોક ભગવાનના ગુણોનું વર્ણન કરવું એ જ મનુષ્યના તપ, વેદાધ્યયન, યજ્ઞાનુષ્ઠાન, સ્વાધ્યાય (વેદોચ્ચાર), જ્ઞાન અને દાનનું અવિનાશી ફળ છે. ॥ ૨૨ ॥

श्रुतादयो भावे निष्ठाः। इदमेव हि तपःश्रवणादेरविच्युतो नित्योऽर्थः फलम्। किं तत्। उत्तमश्लोकस्य गुणानुवर्णनमिति यत्॥२२॥

सत्सङ्गतो हरिकथाश्रवणादिफलं स्ववृत्तान्तेन प्रपञ्चयति—**अहमिति।**

**अहं पुरातीतभवेऽभवं मुने**
**दास्यास्तु कस्याश्चन वेदवादिनाम्।**
**निरूपितो बालक एव योगिनां**
**शुश्रूषणे प्रावृषि निर्विविक्षताम्॥ २३**

अहं पुरा पूर्वकल्पेऽतीतभवे पूर्वजन्मनि वेदवादिनां दास्याः सकाशादभवं जातोऽस्मि। निरूपितो नियुक्तः।

क्व। योगिनां शुश्रूषणे। प्रावृषि वर्षोपलक्षिते चातुर्मास्ये। निर्विविक्षतां निर्वेशमेकत्र वासं कर्तुमिच्छताम्॥ २३ ॥

**ते मय्यपेताखिलचापलेऽर्भके**
**दान्तेऽधृतक्रीडनकेऽनुवर्तिनि ।**
**चक्रुः कृपां यद्यपि तुल्यदर्शनाः**
**शुश्रूषमाणे मुनयोऽल्पभाषिणि॥ २४**

अपेतानि गतान्यखिलानि चापलानि यस्मात्तस्मिन्। दान्ते नियतेन्द्रिये। अधृतक्रीडनके त्यक्तक्रीडासाधने। अनुवर्तिन्यनुकूले॥ २४॥

**उच्छिष्टलेपाननुमोदितो द्विजैः**
**सकृत्स्म भुञ्जे तदपास्तकिल्बिषः।**
**एवं प्रवृत्तस्य विशुद्धचेतस-**
**स्तद्धर्म एवात्मरुचिः प्रजायते॥ २५**

અહીં '**श्रुत**' વગેરે ભૂતકૃદન્તો (ભાવવાચક) ભાવના અર્થમાં લેવાં, તે અર્થમાં નિષ્ઠા (પ્રત્યય **क्त** '**त**' લાગેલો છે. જેમકે '**श्रुत**' શ્રવણ વગેરે) છે. તપ, શ્રવણ વગેરેનું '**अविच्युतः**' નિત્ય, અવિનાશી ફળ એ જ છે. તે કયું છે ? જે ઉત્તમશ્લોક ભગવાનના ગુણોનું વર્ણન છે તે. ॥ ૨૨॥

સત્સંગથી હરિકથાશ્રવણ વગેરેનું ફળ પોતાના વૃત્તાંત દ્વારા વિસ્તારપૂર્વક સમજાવે છે— '**अहम् इति।**'

હે મુનિ! પૂર્વકલ્પમાં પૂર્વજન્મમાં વેદવાદીઓની કોઈ એક દાસી થકી હું જન્મ્યો હતો. ચોમાસામાં (એક સ્થાને) નિવાસ કરવા ઈચ્છતા એવા યોગીઓની સેવામાં મને બાલ્યાવસ્થામાં જ નિયુક્ત કરવામાં આવ્યો હતો. ॥ ૨૩ ॥

હું '**पुरा**' પૂર્વ કલ્પમાં, '**अतीतभवे**' પૂર્વ જન્મમાં વેદવાદીઓની દાસીથી '**अभवम्**' ઉત્પન્ન થયો હતો. '**निरूपितः**' નિયુક્ત કરવામાં આવ્યો હતો.

ક્યાં? યોગીઓની સેવામાં– '**प्रावृषि**' વર્ષાઋતુથી સૂચિત ચાતુર્માસ્ય યજ્ઞ કે વ્રતમાં '**निर्विविक्षताम्**' પ્રવેશ કરવાની ઈચ્છાવાળાઓનો, નિવાસ, એકસ્થાને વાસ કરવા ઈચ્છનારાઓનો ॥ ૨૩॥

જેણે રમવાનાં રમકડાં છોડી દીધાં છે, જેનામાંથી બધી જ ચંચળતા દૂર થઈ ગઈ છે તેવા જિતેન્દ્રિય, અલ્પભાષી અને મુનિઓને અનુકૂળ સેવા કરતા બાળક એવા મારા ઉપર તે મુનિઓએ સમદર્શી હોવા છતાં પણ કૃપા કરી.॥ ૨૪ ॥

'**अपेतानि**' દૂર થઈ ગઈ છે સર્વ ચંચળતા જેમાંથી તેની ઉપર, '**दान्ते**' નિયત ઈન્દ્રિયોવાળા, '**अधृतक्रीडनके**' જેણે રમવાનાં સાધનો ધારણ કર્યાં નથી, જેણે રમવાનાં સાધનો છોડી દીધાં છે– '**अनुवर्तिनि**' અનુકૂળ એવા મારા ઉપર ॥ ૨૪ ॥

તે બ્રાહ્મણ મુનિઓની અનુજ્ઞાથી પાત્રમાં ચોંટેલા અવશિષ્ટનું ભોજન કરતો હતો, તેથી નાશ થયાં છે સર્વ પાપ જેનાં એવા મને તથા એ રીતે સેવા કરતા વિશુદ્ધ ચિત્તવાળા મને તેઓના ધર્મમાં (ઈશ્વરભજનમાં) રુચિ ઉત્પન્ન થઈ. ॥ ૨૫ ॥

उच्छिष्टस्य लेपान्पात्रलग्नांस्तैर्द्विजैरनुज्ञातः सन् भुञ्जे स्म। तेन भोजनेनापास्तकिल्बिषो जातोऽस्मि। तेषां धर्मे परमेश्वरभजने एवात्मनो मनसो रुचिः प्रजायते स्म इत्यनुषङ्गः॥ २५॥

ઉચ્છિષ્ટનું **'लेपान्'** પાત્રમાં ચોંટેલું, તે બ્રાહ્મણોની અનુજ્ઞાથી હું ભોજન કરતો હતો, તે ભોજનથી નાશ થયાં છે સર્વ પાપ જેનાં તેવો હું થયો. તેમના ધર્મમાં, પરમેશ્વરના ભજનમાં જ **'आत्मनः'** મનથી રુચિ ઉત્પન્ન થઈ, એમ (અહીં પણ ભૂતકાળને સૂચવતો શબ્દ) **'स्म'** જોડાયો છે. ॥ ૨૫ ॥

**तत्रान्वहं कृष्णकथाः प्रगायता-**
**मनुग्रहेणाशृणवं मनोहराः।**
**ताः श्रद्धया मेऽनुपदं विशृण्वतः**
**प्रियश्रवस्यङ्ग ममाभवद्रुचिः॥ २६**

હે મુનિ, ત્યાં પ્રતિદિન ભગવાન કૃષ્ણની મનોહર કથાને ગાતા (મુનિઓના) અનુગ્રહથી હું તે કથાઓને સાંભળતો હતો. મારી શ્રદ્ધાથી પ્રત્યેક પદનું શ્રવણ કરતા એવા મને મનોહર કીર્તિવાળા ભગવાનમાં રુચિ થઈ ગઈ. ॥ ૨૬ ॥

अशृणवं श्रुतवानस्मि। मे श्रद्धया ममैव स्वतःसिद्धया न त्वन्येन बलाज्जनितया। अतो ममेत्यस्यापौनरुक्त्यम्। अनुपदं प्रतिपदम्। प्रियं श्रवो यशो यस्य तस्मिन् ॥ २६॥

**'अशृणवम्'** હું સાંભળતો હતો. **'मे श्रद्धया'** મારી પોતાની જાતે જ સિદ્ધ કરેલી (સ્વાભાવિકી) શ્રદ્ધાથી, અન્ય દ્વારા બળપૂર્વક જન્માવેલી નહીં, આથી **'मम'** એ પુનરુક્તિ નથી. **'अनुपदम्'** પ્રતિપદ- **'श्रवः'** મનોહર કીર્તિ છે જેની તે ભગવાનમાં ॥ ૨૬॥

**तस्मिंस्तदा लब्धरुचेर्महामुने**
**प्रियश्रवस्यस्खलिता मतिर्मम।**
**ययाहमेतत्सदसत्स्वमायया**
**पश्ये मयि ब्रह्मणि कल्पितं परे॥ २७**

હે મહામુનિ, તે ભગવાનમાં રુચિ થયા પછી તે મનોહર કીર્તિવાળા શ્રીકૃષ્ણમાં મારી મતિ નિશ્ચળ થઈ, કે જે મતિ વડે આ સત્ (સ્થૂળશરીર) અને અસત્ (સૂક્ષ્મ શરીર) પોતાના પરબ્રહ્મસ્વરૂપ આત્મામાં માયાથી (અવિદ્યાથી) કલ્પિત છે, તેમ જોવા લાગ્યો. ॥ ૨૭ ॥

प्रियं श्रवो यस्य तस्मिन्भगवति लब्धरुचेर्ममास्खलिताऽप्रतिहता मतिरभवदित्य-नुषङ्गः। यया मत्या परे प्रपञ्चातीते ब्रह्मरूपे मयि सदसत्स्थूलं सूक्ष्मं चैतच्छरीरं स्वमायया स्वाविद्यया कल्पितं न तु वस्तुतोऽस्तीति तत्क्षणमेव पश्यामि॥ २७॥

(ભક્તોને) જેની કીર્તિ પ્રિય છે તે ભગવાનમાં રુચિ થયા પછી મારી **'अस्खलिता'** સ્ખલિત ન થાય તેવી અપ્રતિહત, અક્ષુણ્ણ બુદ્ધિ થઈ. **'अभवत्'** (શબ્દ શ્લોક-૨૬માંથી અહીં) જોડાય છે. જે બુદ્ધિથી વિશ્વપ્રપંચથી પર એવા પરબ્રહ્મસ્વરૂપ આત્મામાં (મારામાં) **'सत्-असत्'** સ્થૂળ અને સૂક્ષ્મ શરીર **'स्वमायया'** પોતાની અવિદ્યાથી કલ્પિત છે પરંતુ વસ્તુતઃ છે નહીં, એમ હું તત્કાળ જોઉં છું (જોવા લાગ્યો). ॥ ૨૭ ॥

एवं शुद्धे त्वंपदार्थे ज्ञाते देहादिकृत-विक्षेपनिवृत्तेस्तत्कारणभूतरजस्तमोनिवर्तिका दृढा भक्तिर्जातेत्याह—**इत्थमिति।**

આમ, ત્વંપદાર્થનું (જીવાત્માના મૂળ સ્વરૂપનું) શુદ્ધ જ્ઞાન થતાં શરીરાદિએ કરેલા વિક્ષેપની નિવૃત્તિથી તેના (વિક્ષેપના) કારણરૂપ બનેલા રજસ્ અને તમસ્‌ને દૂર કરનારી દૃઢ ભક્તિ જન્મી, એમ કહે છે— **'इत्थम् इति।'**

**इत्थं शरत्प्रावृषिकावृतू हरे-**
**र्विशृण्वतो मेऽनुसवं यशोऽमलम्।**
**संकीर्त्यमानं मुनिभिर्महात्मभि-**
**र्भक्तिः प्रवृत्तात्मरजस्तमोपहा॥ २८**

हरेर्यशः अनुसवं त्रिकालम्॥ २८॥

**तस्यैवं मेऽनुरक्तस्य प्रश्रितस्य हतैनसः।**
**श्रद्दधानस्य बालस्य दान्तस्यानुचरस्य च॥ २९**

**ज्ञानं गुह्यतमं यत्तत्साक्षाद्भगवतोदितम्।**
**अन्ववोचनगमिष्यन्तः कृपया दीनवत्सलाः॥ ३०**

तस्येति। तस्य ज्ञानशुद्धत्वंपदार्थस्य दृढभक्तिमतो मे। प्रश्रितस्य विनीतस्य॥ २९॥

गुह्यतममिति। साधनभूतधर्मतत्त्वज्ञानं गुह्यम्। तत्साध्यं विविक्तात्मज्ञानं गुह्यतरम्। तत्प्राप्येश्वरज्ञानं गुह्यतमम्। भगवतोदितं भागवतं शास्त्रमन्ववोचन्नुपदिष्टवन्तः॥ ३०॥

तदेव ज्ञानं पूर्वोक्तत्वंपदार्थज्ञानाद्विवेकेन दर्शयति—**येनैवेति**।

**येनैवाहं भगवतो वासुदेवस्य वेधसः।**
**मायानुभावमविदं येन गच्छन्ति तत्पदम्॥ ३१**

अविदं ज्ञातवानहम्॥ ३१॥

तत्साधनधर्मरहस्यं च सूचितमित्याह—**एतदिति**।

આ રીતે શરદ અને વર્ષા એ બે ઋતુઓમાં મહાત્મા મુનિઓ દ્વારા ગવાતા શ્રીહરિનો અમલ યશ ત્રણેય વખત શ્રવણ કરતા એવા મને બુદ્ધિના રજોગુણ અને તમોગુણનો નાશ કરનારી ભક્તિ ઉત્પન્ન થઈ. ॥ ૨૮ ॥

શ્રીહરિનો યશ '**अनुसवम्**' ત્રણેય કાળ (પ્રાતઃ, મધ્યાહ્ન, સાયમ્) ॥ ૨૮ ॥

આમ, (મુનિઓમાં) અનુરાગવાળા, વિનીત, નષ્ટ થયાં છે પાપ જેનાં તેવા (નિષ્પાપ), શ્રદ્ધાળુ, જિતેન્દ્રિય અને સેવક તે બાળક એવા મને ॥ ૨૯॥

દીનવત્સલ મુનિઓએ જતાં જતાં કૃપા કરીને સાક્ષાત્ ભગવાન દ્વારા કહેવાયેલું (ભાગવત) જે ગુહ્યતમ જ્ઞાન હતું, તેનો ઉપદેશ કર્યો. ॥ ૩૦ ॥

આમ, જેને ત્વંપદાર્થનું (જીવના સ્વરૂપનું) શુદ્ધ જ્ઞાન થયું છે, તેવા દૃઢભક્તિવાળા મને '**प्रश्रितस्य**' વિનીતને ॥ ૨૯॥

'**गुह्यतमम्**' સાધનરૂપ ધર્મના તત્ત્વનું જ્ઞાન એટલે ગુહ્યજ્ઞાન, તેના દ્વારા સાધ્ય કરવાનું જ્ઞાન, અન્યપદાર્થથી આત્માને ભિન્ન કરી આપે તેવું જ્ઞાન (આત્મજ્ઞાન) એટલે ગુહ્યતર જ્ઞાન અને તેનાથી પ્રાપ્ત કરવા યોગ્ય પરમેશ્વરનું જ્ઞાન એટલે ગુહ્યતમજ્ઞાન. '**भगवता उदितम्**' ભગવાન દ્વારા કહેવાયેલા ભાગવત શાસ્ત્રનો '**अन्ववोचन्**' ઉપદેશ કર્યો. ॥ ૩૦ ॥

તે જ (ગુહ્યતમ) જ્ઞાનને આગળ કહેલા ત્વંપદાર્થ (જીવના સ્વરૂપ)ના (ગુહ્યતર) જ્ઞાનથી ભેદ દ્વારા દર્શાવે છે— '**येन एव इति।**'

જે ઉપદેશથી જ (જગતના) નિર્માતા ભગવાન શ્રીકૃષ્ણની માયાના પ્રભાવને મેં જાણ્યો, કે જેને જાણી લેવાથી (મનુષ્ય) ભગવાનના પરમપદને પામે છે. ॥ ૩૧ ॥

'**अविदम्**' મેં જાણ્યું ॥ ૩૧॥

તેના (પરમપદને પામવાના) સાધનરૂપ ધર્મનું રહસ્ય પણ જણાવ્યું, તેમ કહે છે— '**एतत् इति।**'

**एतत्संसूचितं ब्रह्मंस्तापत्रयचिकित्सितम्।**
**यदीश्वरे भगवति कर्म ब्रह्मणि भावितम्॥ ३२**

तापत्रयस्याध्यात्मिकादेश्चिकित्सितं भेषजं निवर्तकम्। तत्त्वशोधकमिति यावत्। किं तत्। भगवति भावितं समर्पितं यत्कर्म तत्। कथंभूते भगवति। ईश्वरे सर्वनियन्तरि। एवमपि च ब्रह्मण्यप्रच्युतपूर्णरूपे ॥ ३२ ॥

ननु संसारहेतोः कर्मणः कथं तापत्रयनिवर्तकत्वम्। सामग्रीभेदेन घटत इति सदृष्टान्तमाह द्वाभ्याम्।

**आमयो यश्च भूतानां जायते येन सुव्रत।**
**तदेव ह्यामयं द्रव्यं न पुनाति चिकित्सितम्॥ ३३**

य आमयो रोगो येन घृतादिना जायते तदेव केवलमामयकारणभूतं द्रव्यं तमामयं न पुनाति। न निवर्तयतीत्यर्थः। किंतु चिकित्सितं द्रव्यान्तरैर्भावितं सत्पुनात्येव यथा॥ ३३ ॥

**एवं नृणां क्रियायोगाः सर्वे संसृतिहेतवः।**
**त एवात्मविनाशाय कल्पन्ते कल्पिताः परे॥ ३४**

तथा आत्मविनाशाय कर्मनिवृत्तये कल्पन्ते समर्था भवन्ति। परे ईश्वरे कल्पिता अर्पिताः सन्तः। अत्र च प्रथमं महत्सेवा, ततश्च तत्कृपा, ततस्तद्धर्मश्रद्धा, ततो भगवत्कथाश्रवणं, ततो भगवति रतिः, तया च देहद्वयविवेकात्मज्ञानं, ततो दृढा भक्तिः, ततो भगवत्तत्त्वज्ञानं, ततस्त–त्कृपया सर्वज्ञत्वादिभगवद्गुणाविर्भाव इति क्रमो दर्शितः ॥ ३४ ॥

હે બ્રહ્મન્! જે કર્મ સર્વનિયંતા બ્રહ્મરૂપ ભગવાન વિષે સમર્પિત કરેલું છે, એ ત્રિવિધ તાપ દૂર કરનારું ઔષધ છે; તે (મેં આપને) જણાવ્યું. ॥ ૩૨॥

આધ્યાત્મિક વગેરે (આધિભૌતિક, આધિદૈવિક) ત્રણેય તાપને દૂર કરનારું– **'चिकित्सितम्'** ઔષધ, સર્વ તત્ત્વોની શુદ્ધિ કરનારું. તે કયું છે? ભગવાન વિષે **'भावितम्'** સમર્પિત, જે કર્મ હોય તે. કેવા ભગવાન વિષે? **'ईश्वरे'** સર્વના નિયંતા, આવા અને વળી, **'ब्रह्मणि'** અપ્રચ્યુત, (અખંડ) પૂર્ણબ્રહ્મ પરમાત્મા વિષે ॥ ૩૨॥

હવે શંકા કરવામાં આવે કે સંસારના કારણરૂપ કર્મથી કેવી રીતે ત્રિવિધ તાપ દૂર થાય? સામગ્રીના ભેદથી આમ થાય છે, તેમ દૃષ્ટાંત સાથે બે શ્લોકો દ્વારા કહે છે—

હે સુવ્રત (વ્યાસજી)! પ્રાણીઓને જે દ્રવ્યથી જે રોગ થાય છે તે (રોગ)ને તે જ દ્રવ્ય મટાડી શકતું નથી, પરંતુ તે જ દ્રવ્ય બીજા પદાર્થ સાથે મેળવેલું હોય, તો તે રોગને મટાડે છે. ॥ ૩૩ ॥

**'यः आमयः'** જે રોગ, જે ઘી વગેરેને કારણે થાય છે, તે રોગના કારણભૂત કેવળ તે જ દ્રવ્ય તે રોગને મટાડી શકતું નથી, એમ અર્થ છે. પરંતુ જેવી રીતે ઔષધ અન્ય દ્રવ્યો સાથે મેળવેલું હોય તો તે રોગને મટાડે છે, તેવી રીતે. ॥ ૩૩ ॥

આમ, મનુષ્યોના સર્વે કર્મોના યોગો સંસારના કારણરૂપ છે, (પરંતુ) તે પરમાત્મા પ્રત્યે અર્પણ કરેલા હોય તો કર્મની નિવૃત્તિને માટે સમર્થ છે. ॥ ૩૪ ॥

તેવી રીતે **'परे'** પરમાત્મા વિષે **'कल्पिताः'** અર્પણ કરવામાં આવતાં **'आत्मविनाशाय'** (કર્મ)ના પોતાના વિનાશને માટે અર્થાત્ કર્મની નિવૃત્તિ માટે **'कल्पन्ते'** સમર્થ થાય છે. અહીં પણ પ્રથમ મહાપુરુષોની સેવા, પછી તેમની કૃપા, ત્યાર બાદ તેમના (મહાપુરુષોના) ધર્મ પ્રત્યે શ્રદ્ધા, તેનાથી ભગવત્કથાનું શ્રવણ, તેનાથી ભગવાનમાં રતિ, તેના દ્વારા (સ્થૂળ અને સૂક્ષ્મ) બંને શરીરોના વિવેકથી આત્મજ્ઞાન, ત્યાર પછી દૃઢ ભક્તિ, પછી ભગવાનના તત્ત્વનું જ્ઞાન, પછી ભગવત્કૃપાથી સર્વજ્ઞતા વગેરે ભગવદ્ગુણોનો આવિર્ભાવ– આમ ક્રમ દર્શાવવામાં આવ્યો છે. ॥ ૩૪ ॥

ननु च ज्ञानेनाज्ञानप्राप्तकर्मनाशस्तच्च ज्ञानं भक्तियोगाद्भवति कथं कर्मणा कर्मनाशः स्यात्तत्राह—**यदत्रेति।**

**यदत्र क्रियते कर्म भगवत्परितोषणम्।**
**ज्ञानं यत्तदधीनं हि भक्तियोगसमन्वितम्॥ ३५**

॥ ३५ ॥

भगवदर्पणेन क्रियमाणं कर्म भक्तियोगं जनयतीति सदाचारेण दर्शयति।

**कुर्वाणा यत्र कर्माणि भगवच्छिक्षयाऽसकृत्।**
**गृणन्ति गुणनामानि कृष्णस्यानुस्मरन्ति च॥ ३६**

यत्र यदा भगवतः शिक्षया कर्माणि कुर्वाणा भवन्ति तदा श्रीकृष्णस्य गुणनामानि गृणन्त्यनु-स्मरन्ति च कृष्णमित्यर्थः। इयं च भगवच्छिक्षा—
'यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत्।
यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम्॥'
इति॥ ३६॥

कीर्तनस्मरणरूपभक्तिहेतुत्वमुक्तं, ज्ञानहेतु-त्वमाह द्वाभ्याम्—**नम इति।**

**नमो भगवते तुभ्यं वासुदेवाय धीमहि।**
**प्रद्युम्नायानिरुद्धाय नमः संकर्षणाय च॥ ३७**

नमो धीमहि मनसा नमनं कुर्वीमहि॥ ३७॥

**इति मूर्त्यभिधानेन मन्त्रमूर्तिममूर्तिकम्।**
**यजते यज्ञपुरुषं स सम्यग्दर्शनः पुमान्॥ ३८**

હવે શંકા કરવામાં આવી છે કે જ્ઞાનથી અજ્ઞાન દ્વારા પ્રાપ્ત થતા કર્મનો નાશ થાય છે અને તે જ્ઞાન ભક્તિયોગથી થાય છે, તો કર્મથી કર્મનો નાશ કેવી રીતે થાય છે, તે માટે કહે છે— **'यद् अत्र इति।'**

આ લોકમાં ભગવાનને પ્રસન્ન કરનારું અને ભક્તિયોગવાળું જે કર્મ કરવામાં આવે છે, તે કર્મને જ્ઞાન નિશ્ચયપૂર્વક અધીન હોય છે. ॥ ૩૫ ॥

ભગવદ્અર્પણના ભાવ સાથે કરવામાં આવતું કર્મ ભક્તિયોગ ઉત્પન્ન કરે છે, તે સદાચાર દ્વારા દર્શાવે છે.

જ્યારે ભગવદ્-આજ્ઞાનુસાર કર્મોનું નિરન્તર આચરણ કરનારા (મનુષ્યો થાય છે) ત્યારે તેઓ શ્રીકૃષ્ણ ભગવાનનાં ગુણ અને નામોનું કીર્તન તથા સ્મરણ કરે છે. ॥ ૩૬ ॥

**'यत्र'** જ્યારે **'भगवतः'** ભગવાનની આજ્ઞાનુસાર કર્મો કરનારા (મનુષ્યો) થાય છે, ત્યારે શ્રીકૃષ્ણનાં ગુણો અને નામો ગાય છે અને વારંવાર શ્રીકૃષ્ણનું સ્મરણ કરે છે, તેવો અર્થ છે. અને આ ભગવાનની આજ્ઞા છે, ''હે કૌન્તેય! તું જે કરે છે, જે ખાય છે, જે હોમે છે, જે દાન કરે છે, જે તપ કરે છે, તે સર્વ મને અર્પણ કર.'' (ગીતા ૯/૨૭) ॥ ૩૬॥

કીર્તન-સ્મરણરૂપ ભક્તિનો હેતુ કહેવામાં આવ્યો. (હવે) જ્ઞાનના હેતુ માટે બે શ્લોકો દ્વારા કહે છે— **'नमः इति।'**

ભગવાન એવા તમને નમસ્કાર હો. વાસુદેવ એવા તમને મન વડે નમન કરીએ (છીએ), પ્રદ્યુમ્ન, અનિરુદ્ધ અને સંકર્ષણ એવા તમને નમન કરીએ છીએ. ॥ ૩૭ ॥

**'नमः धीमहि'** મનથી નમન કરીએ છીએ. ॥ ૩૭ ॥

આ રીતે (ચતુર્વ્યૂહરૂપી ભગવાનની) મૂર્તિઓના નામ દ્વારા પ્રાકૃતમૂર્તિરહિત (અપ્રાકૃત) મન્ત્રરૂપી મૂર્તિ ભગવાન યજ્ઞપુરુષનું જે પૂજન કરે છે, તે મનુષ્ય યથાર્થ જ્ઞાનવાળો થાય છે. ॥ ૩૮ ॥

अमूर्तिकं मन्त्रोक्तव्यतिरिक्तमूर्तिशून्यम्। यजते पूजयति स पुमान्सम्यग्दर्शनो भवति॥ ३८॥

**'અમૂર્તિકમ્'** મંત્રમાં કહેલથી ભિન્ન મૂર્તિ વગરના મંત્રરૂપ ભગવાનનું **'યજતે'** પૂજન કરે છે, તે મનુષ્ય યથાર્થ જ્ઞાનવાળો થાય છે. ॥ ૩૮॥

एवं कृतवति मयि हरिः स्वसदृशं ज्ञानादिकं दत्तवानित्याह।

આ પ્રમાણે જ્યારે મેં કર્યું ત્યારે શ્રીહરિએ પોતાના જેવું જ્ઞાન વગેરે આપ્યાં, એમ કહે છે.

**इमं स्वनिगमं ब्रह्मन्नवेत्य मदनुष्ठितम्।**
**अदान्मे ज्ञानमैश्वर्यं स्वस्मिन्भावं च केशवः॥ ३९**

હે બ્રહ્મન્! આમ, પોતાના ઉપદેશનું મારા દ્વારા પાલન થતું જાણીને ભગવાન કેશવે મને આત્મજ્ઞાન, ઐશ્વર્ય અને પોતાની ભાવરૂપા (પ્રેમભક્તિ)નું દાન કર્યું. ॥ ૩૯ ॥

इमं स्वनिगमं स्वोपदेशं मदनुष्ठितं मयानुष्ठितमवेत्य ज्ञात्वा। भावं च प्रीतिं च॥ ३९॥

આ **'स्वनिगमम्'** પોતાનો ઉપદેશ **'मद् अनुष्ठितम्'** મારા દ્વારા પાલન થયો છે તે **'अवेत्य'** જાણીને **'भावं च'** અને પ્રીતિનું (ભક્તિનું દાન કર્યું). ॥ ૩૯॥

अतस्त्वमप्येवं कुर्वित्याह—**त्वमिति।**

માટે તમે પણ આ પ્રમાણે કરો, તેમ કહે છે— **'त्वम् इति।'**

**त्वमप्यदभ्रश्रुत विश्रुतं विभोः**
**समाप्यते येन विदां बुभुत्सितम्।**
**प्रख्याहि दुःखैर्मुहुरर्दितात्मनां**
**यत्क्लेशनिर्वाणमुशन्ति नान्यथा॥ ४०**

હે બહુશ્રુત વ્યાસજી! તમે પણ ઈશ્વરના યશને વર્ણવો, જેનાથી વિદ્વાનોની જાણવાની ઈચ્છા પૂર્ણ થઈ જાય છે. દુઃખોથી વારંવાર પીડાતા મનુષ્યોના ક્લેશોનો નાશ (શ્રીહરિગુણગાન સિવાય) અન્ય કશાથી થાય, એમ (વિદ્વાનો) માનતા નથી. ॥ ૪૦॥

अदभ्रमनल्पं श्रुतं यस्य हे अदभ्रश्रुत, विभोर्विश्रुतं यशः प्रख्याहि कथय। येन विश्रुतेन बुद्धेन विदां विदुषां बुभुत्सितं बोद्धुमिच्छा समाप्यते। यद्यतो दुःखैः पीडितानां क्लेशशान्तिं प्रकारान्तरेण न मन्यन्ते॥ ४०॥

**'अदभ्रम्'** અનલ્પ, ખૂબ જ જ્ઞાન જેનું છે તેવા, હે બહુશ્રુત, વિભુના **'विश्रुतम्'** યશનું વર્ણન કરો, કહો. **'येन'** જે યશને જાણવાથી **'विदाम्'** વિદ્વાનોની **'बुभुत्सितम्'** જાણવાની ઈચ્છા સમાપ્ત થઈ જાય છે, કે જેનાથી દુઃખોથી પીડિત મનુષ્યોના ક્લેશોની શાંતિ થઈ જાય છે, અન્ય કોઈ પણ પ્રકારથી (ક્લેશોની શાંતિ થાય તેમ વિદ્વાનો) માનતા નથી. ॥ ૪૦ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां प्रथमस्कन्धे पञ्चमोऽध्यायः॥ ५॥

इति श्रीमद्भागवते प्रथमस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां पञ्चमोऽध्यायः॥ ५॥

*****

# अथ षष्ठोऽध्यायः

## નારદજીના પૂર્વચરિત્રનો શેષ ભાગ

व्यासस्य प्रत्ययार्थं च षष्ठे प्राग्जन्मसंभवम्।
स्वभाग्यं नारदः प्राह कृष्णसंकथनोद्भवम्॥ १

છઠ્ઠા (અધ્યાય)માં વ્યાસજીને વિશ્વાસ જન્મે તે માટે નારદજી, પૂર્વજન્મથી થયેલા (તેમ જ) કૃષ્ણકીર્તનથી ઉત્પન્ન થયેલા પોતાના ભાગ્યની (કથા) કહે છે. ॥ ૧॥

सूत उवाच

**एवं निशम्य भगवान्देवर्षेर्जन्म कर्म च ।**
**भूयः पप्रच्छ तं ब्रह्मन्व्यासः सत्यवतीसुतः ॥ १**

**સૂતજી બોલ્યા** – હે બ્રહ્મન્, આ રીતે નારદમુનિનાં જન્મ અને કર્મ સાંભળીને સત્યવતીના પુત્ર ભગવાન વ્યાસજીએ ફરીથી તેમને પૂછ્યું. ॥ ૧ ॥

स्वयमपि तथा चिकीर्षुर्गुरूपदेशान्तरभावि तच्चरितं पृच्छति—**भिक्षुभिरिति**।

પોતે પણ તે પ્રમાણે કરવાની ઈચ્છાવાળા વ્યાસજી (નારદજીએ) ગુરુનો ઉપદેશ પ્રાપ્ત કર્યા પછી જે બન્યું, તે ચરિત્રને પૂછે છે— **'भिक्षुभिः इति।'**

व्यास उवाच

**भिक्षुभिर्विप्रवसिते विज्ञानादेष्टृभिस्तव।**
**वर्तमानो वयस्याद्ये ततः किमकरोद्भवान्॥ २**

**વ્યાસજી બોલ્યા** – આપને જ્ઞાનનો ઉપદેશ આપનારા ભિક્ષુકો દૂર દેશમાં ગયા, ત્યારે બાલ્યાવસ્થામાં રહેલા આપે પછી શું કર્યું? ॥ ૨॥

विप्रवसिते दूरदेशगमने कृते सति। विज्ञानस्यादेष्टृभिरुपदेशकर्तृभिः॥ २॥

**'विप्रवसिते'** જ્યારે દૂર દેશમાં ગયા ત્યારે, જ્ઞાનનો **'आदेष्टृभिः'** ઉપદેશ કરનારાઓ દ્વારા ॥ ૨॥

**स्वायंभुव कया वृत्त्या वर्तितं ते परं वयः ।**
**कथं चेदमुदस्राक्षीः काले प्राप्ते कलेवरम्॥ ३**

હે બ્રહ્માજીના પુત્ર, શેષ આયુ (ઉત્તરાવસ્થા) આપે કેવી રીતે વિતાવી? કાળ આવ્યો ત્યારે આપે આ (દાસીપુત્રરૂપે થયેલા) શરીરનો કેવી રીતે ત્યાગ કર્યો? ॥ ૩ ॥

परं वय उत्तरमायुः। ते त्वया वर्तितं नीतम्। इदमिति दासीपुत्रभूतं कलेवरमुदस्राक्षी-रुत्सृष्टवानसि॥ ३॥

**'परं वयः'** ઉત્તરાવસ્થા **'ते'** આપના દ્વારા **'वर्तितम्'** વિતાવવામાં આવી– **'इदम् इति'** દાસીપુત્રરૂપે થયેલા શરીરનો **'उदस्राक्षीः'** ત્યાગ કર્યો. ॥ ૩॥

**प्राक्कल्पविषयामेतां स्मृतिं ते सुरसत्तम।**
**न ह्येष व्यवधात्काल एष सर्वनिराकृतिः॥ ४**

દેવતાઓમાં ઉત્તમ એવા હે દેવર્ષિ, આપની પ્રાક્કલ્પીય (પૂર્વ કલ્પની) આ સ્મૃતિને ખરેખર, આ સર્વવિનાશકારી કાળ (કેવી રીતે) ખંડિત ન કરી (શક્યો)? ॥ ૪॥

एष कल्पान्तलक्षणः कालस्ते स्मृतिं कथं न व्यवधान्न खण्डितवान्। अडागमाभावस्त्वार्षः। हि यत एष सर्वस्य निराकृतिरपलापो यस्मात्सः॥ ४॥

કલ્પનો અંત (કરવાના) લક્ષણવાળો આ કાળ આપની સ્મૃતિને કેવી રીતે **'न व्यवधात्'** ખંડિત ન કરી (શક્યો)? અહીં **'व्यवाधात्'** ને બદલે **'व्यवधात्'** રૂપ છે. તેમાં હ્ય.ભૂ.કા.ના ક્રિયાપદની આગળ લાગતો **'अ'** લાગેલો નથી, તે આર્ષ પ્રયોગ છે. ખરેખર, જેનાથી સર્વનો **'निराकृतिः'** નાશ છે તેવો આ કાળ ॥ ૪ ॥

नारद उवाच

**भिक्षुभिर्विप्रवसिते विज्ञानादेष्टृभिर्मम।**
**वर्तमानो वयस्याद्ये तत एतदकारषम्॥ ५**

अकारषं कृतवानहम्। रेफषकारयोर्विश्लेष-श्छन्दोऽनुरोधेन॥ ५॥

**નારદજી બોલ્યા** – મને જ્ઞાનનો ઉપદેશ આપનાર ભિક્ષુકો દૂર દેશમાં ગયા પછી બાલ્યાવસ્થામાં રહેલા મેં આ(પ્રમાણે) કર્યું. ॥ ૫ ॥

**'अकारषम्'** મેં કર્યું. રેફ અને ષકારનું છૂટા પડી જવું, (**'अकार्षम्'** ને બદલે **'अकारषम्'** છે તે) છંદ-ભંગના ભયથી (અનુષ્ટુપ્‌ના ૮ ને બદલે ૭ અક્ષર ન થાય તે માટે તેમ કર્યું છે.) ॥ ૫ ॥

तत्र तावत्कंचित्कालं तत्रैव मातृस्नेहयन्त्रितो न्यवसमित्याह त्रिभिः।

ત્યારે થોડો સમય માતૃસ્નેહથી જકડાઈને ત્યાં જ રહ્યો, તેમ ત્રણ શ્લોકો દ્વારા કહે છે—

**एकात्मजा मे जननी योषिन्मूढा च किंकरी।**
**मय्यात्मजेऽनन्यगतौ चक्रे स्नेहानुबन्धनम् ॥ ६**

एक एवाहमात्मजो यस्याः सा। योषिदिति मूढेति च स्नेहानुबन्धे हेतुः॥ ६॥

એક જ પુત્રવાળી મારી જનની મૂઢ સ્ત્રી અને દાસી હતી. મારા સિવાય બીજો કોઈ આશ્રય ન હતો તેવા મારામાં– આત્મજમાં તેનો નિરંતર સ્નેહ હતો. ॥ ૬ ॥

હું એક જ જેનો પુત્ર (આત્મજ) હતો તેવી તે સ્ત્રી હતી અને મૂઢ હતી. (તે દ્વારા) અત્યંત સ્નેહનું કારણ કહે છે. ॥ ૬॥

किंकरीत्यस्यार्थं प्रपञ्चयति—**सेति।**

તે દાસી હતી તેનો અર્થ સમજાવે છે— **'सा इति।'**

**साऽस्वतन्त्रा न कल्पासीद्योगक्षेमं ममेच्छती।**
**ईशस्य हि वशे लोको योषा दारुमयी यथा॥ ७**

अस्वतन्त्रा सा। अतो न कल्पा न समर्था आसीत्। दारुमयी योषेत्यतिपारवश्ये दृष्टान्तः॥ ७॥

तदेवं सा स्नेहं चक्रेऽहं च दिगादिष्वन-भिज्ञोऽतस्तत्रैव न्यवसमित्याह।

મારું યોગક્ષેમ* ઈચ્છતી એવી તે પરાધીન હોવાથી (તે માટે) અસમર્થ હતી. કઠપૂતળીની જેમ ખરેખર, (આ) જગત ઈશ્વરને અધીન છે. ॥ ૭ ॥

અસ્વતંત્ર હતી તેથી **'न कल्पा'** સમર્થ ન હતી. કાષ્ઠની પૂતળી એ અત્યંત પરવશતાનું દૃષ્ટાંત છે. ॥ ૭॥

આમ તે સ્નેહ કરતી હતી, તેથી દિશા વગેરેથી અજ્ઞાત એવો હું ત્યાં જ રહ્યો, તે કહે છે.

**अहं च तद्ब्रह्मकुल ऊषिवांस्तदवेक्षया।**
**दिग्देशकालाव्युत्पन्नो बालकः पञ्चहायनः॥ ८**

अहं च तस्मिन्ब्रह्मकुले तस्या मातुः स्नेहानु-बन्धस्यावेक्षया। कदा विरमेदिति प्रतीक्षयेत्यर्थः। ऊषिवान्वासं कृतवान्। पञ्चहायनः पञ्चवर्षः॥ ८॥

દિશા, દેશ અને કાળથી અનભિજ્ઞ એવો હું પાંચ વરસનો બાળક (માતાનો સ્નેહપાશ કપાવાની) વાટ જોતો તે બ્રાહ્મણકુળમાં વસ્યો. ॥ ૮॥

હું પણ તે બ્રાહ્મણકુળમાં, માતાનો સ્નેહપાશ **'अवेक्षया'** કપાવાની પ્રતીક્ષા કરતો– તેવો અર્થ છે. **'ऊषिवान्'** વાસ કર્યો; **'पंचहायनः'** પાંચ વર્ષનો (બાળક) ॥ ૮॥

---

* **दीपिनी** – **'अप्राप्तस्य प्राप्तिर्योगः।'** – અપ્રાપ્ત વસ્તુની પ્રાપ્તિ એટલે યોગ. **'प्राप्तस्य रक्षणं क्षेमः।'** – પ્રાપ્ત વસ્તુનું રક્ષણ એટલે ક્ષેમ.

**एकदा निर्गतां गेहाद्दुहन्तीं निशि गां पथि।**
**सर्पोऽदशत्पदा स्पृष्टः कृपणां कालचोदितः॥ ९**

गेहान्निर्गतां गां दुहन्तीम्। हेतौ शतृप्रत्ययः। दोग्धुं निर्गतामित्यर्थः। पदा पादेनास्पृष्ट ईषदाक्रान्तः अदशदखादत्॥ ९॥

**तदा तदहमीशस्य भक्तानां शमभीप्सतः।**
**अनुग्रहं मन्यमानः प्रातिष्ठं दिशमुत्तराम्॥ १०**

तन्मातुर्मरणं भक्तानां शं कल्याणमभीप्सत ईशस्यानुग्रहं मन्यमानः प्रातिष्ठं प्रस्थितोऽस्मि ॥ १०॥

**स्फीताञ्जनपदांस्तत्र पुरग्रामव्रजाकरान्।**
**खेटखर्वटवाटीश्च वनान्युपवनानि च॥ ११**

स्फीतान् जनपदादीनतियातः सन् महद्विपिनमद्राक्षमिति चतुर्थेनान्वयः। जनपदादिषु नानागुणदोषयुक्तेषु समदृष्टिः सन्गतोऽहमिति तात्पर्यार्थः। स्फीतान्समृद्धान्। जनपदान्देशान्। तत्र तस्यां दिशि। पुरग्रामव्रजाकरान्। तत्र पुराणि राजधान्यः। ग्रामा भृगुप्रोक्ताः—

'विप्राश्च विप्रभृत्याश्च यत्र चैव वसन्ति ते।
स तु ग्राम इति प्रोक्तः शूद्राणां वास एव च॥'
इति।

व्रजा गोकुलानि। आकरा रत्नाद्युत्पत्ति-स्थानानि तान्। खेटाः कर्षकग्रामाः। खर्वटा गिरितटग्रामाः, भृगुप्रोक्ता वा—

એક વાર ગાય દોહવા માટે રાત્રે ઘરની બહાર નીકળેલી અસહાય એવી (મારી માતા)ને માર્ગમાં કાળ (રૂપી દૈવથી) પ્રેરિત સર્પ, પગથી દબાતાં કરડ્યો. ॥ ૯॥

ઘરમાંથી નીકળેલી, ગાયને દોહતી– અહીં હેતુ દર્શાવવા માટે વ.કૃ.નો પ્રત્યય છે. તેથી **'दुहन्तीम्'** એટલે ''દોહતી એવી તેને'' એમ નહીં પણ **'दोग्धुम्'** દોહવા માટે નીકળેલી, એમ અર્થ છે. **'पदा'** પગથી સ્પર્શ થયો, સહેજ દબાયો; **'अदशत्'** કરડ્યો. ॥ ૯॥

તેને (માતાના મરણને) ભક્તનું કલ્યાણ ઈચ્છનારા પ્રભુનો અનુગ્રહ માનીને મેં ઉત્તર દિશામાં પ્રસ્થાન કર્યું. ॥ ૧૦ ॥

**'तत्'** તે માતાના મરણને, ભક્તોનું **'शम्'** કલ્યાણ પ્રાપ્ત કરાવવા ઈચ્છનારા ઈશ્વરનો અનુગ્રહ માનીને મેં પ્રસ્થાન કર્યું. ॥ ૧૦ ॥

ત્યાં સમૃદ્ધ દેશો, રાજધાનીઓ, ગામો, નેસડા, ખાણો, ખેતરોવાળાં ગામો, વાડીઓ, વનો અને ઉપવનોને ॥ ૧૧॥

સમૃદ્ધ દેશો વગેરે પસાર કરીને મેં એક વન જોયું– તેમ (આનાથી) ચોથા શ્લોક (૧૪) સાથે સંબંધ છે. દેશ વગેરે જુદાં જુદાં સ્થાનોમાં, અનેક ગુણ-દોષથી યુક્ત સ્થાનોમાં (તટસ્થભાવે) સમદૃષ્ટિવાળો હું ગયો, એમ કહેવા માંગે છે. **'स्फीतान्'** સમૃદ્ધ, **'जनपदान्'** દેશો **'तत्र'** તે દિશામાં **पुरग्रामव्रजाकरान्'** તેમાં **'पुराणि'** રાજધાનીઓ, ભૃગુઋષિ દ્વારા ગ્રામની વ્યાખ્યા કરવામાં આવી છે—

''જ્યાં બ્રાહ્મણો અને બ્રાહ્મણોના સેવકો વસે છે તેમ જ જ્યાં શૂદ્રોનો પણ વાસ છે, તેને ગામ કહે છે.''

**'व्रजाः'** ગાયોને રહેવાનાં સ્થાન, નેસડા, **'आकराः'** રત્નો વગેરે ઉત્પન્ન થાય તે સ્થાન (ખાણો), **'खेटाः'** ખેતરોવાળાં ગામો, **'खर्वटाः'** પર્વતની તળેટીમાં વસેલાં ગામો અથવા ભૃગુઋષિએ કહ્યું છે તેમ,

'एकतो यत्र तु ग्रामो नगरं चैकतः स्थितम्।
मिश्रं तु खर्वटं नाम नदीगिरिसमाश्रयम्॥' इति।

वाट्यः पूगपुष्पादीनां वाटिकास्ताः। वनानि स्वतःसिद्धवृक्षाणां समूहाः। उपवनानि रोपितवृक्षाणां समूहाः। तानि च ॥ ११ ॥

''જ્યાં એક બાજુ ગામ હોય અને બીજી બાજુ નગર રહેલું હોય અને જે નદી અને પર્વતના આશ્રયવાળું હોય તેને ખર્વટ કહે છે.''

**'वाट्यः'** સોપારી વગેરે ફળફૂલની વાડીઓ હોય તે. **'वनानि'** પોતાની જાતે ઊગી નીકળેલાં વૃક્ષોના સમૂહો એટલે વનો, **'उपवनानि'** રોપેલાં વૃક્ષોના સમૂહ હોય તે ઉપવનો ॥ ૧૧॥

**चित्रधातुविचित्राद्रीनिभभग्नभुजद्रुमान् ।**
**जलाशयान् शिवजलान्नलिनीः सुरसेविताः ॥ १२**

આશ્ચર્ય પમાડે તેવી ધાતુઓથી રંગબેરંગી અને હાથીઓ દ્વારા જેમની ડાળીઓ ભાંગી નાંખવામાં આવી છે તેવાં વૃક્ષોવાળા પર્વતો, નિર્મળ જળવાળાં જળાશયો, દેવોએ સેવેલાં સરોવરોને ॥ ૧૨॥

चित्रैर्धातुभिः स्वर्णरजताद्यैर्विचित्रानद्रींश्च। इभैर्भग्ना भुजाः शाखा येषां ते द्रुमा येषु तान्। शिवानि भद्राणि जलानि येषां तान्। नलिनीः सरसीः ॥ १२ ॥

સુવર્ણ, રજત વગેરે આશ્ચર્ય પમાડે તેવી ધાતુઓથી, રંગબેરંગી પર્વતોને અને હાથીઓ દ્વારા ભાંગી ગયેલી **'भुजाः'** શાખા જેમની છે, તેવાં વૃક્ષો છે જેમનામાં તે પર્વતોને; **'शिवानि'** કલ્યાણકારી જળ જેમનામાં છે તે **'नलिनीः'** (કમળયુક્ત) સરોવરોને ॥ ૧૨॥

**चित्रस्वनैः पत्ररथैर्विभ्रमद्भ्रमरश्रियः ।**
**नलवेणुशरस्तम्बकुशकीचकगह्वरम् ॥ १३**

કલરવ કરતાં (ભિન્ન-ભિન્ન પ્રકારનો ધ્વનિ કરનારાં) પક્ષીઓથી (જાગી ગયેલા) તેમ જ આમ તેમ ઊડતા ભમરાઓથી શોભતાં સરોવરોને (પસાર કરીને) તથા નક્કરવાંસ, પોલાવાંસ, ઘાસનાં થૂમડાં, દર્ભ, કીચક (શુષ્ક વાંસ)થી અતિ ગીચ (વન)ને (જોયું). ॥ ૧૩ ॥

चित्राः स्वना येषां तैः पत्ररथैः पक्षिभिस्तन्नादप्रबुद्धैरित्यर्थः। विभ्रमद्भिर्भ्रमरैः श्रीः शोभा यासां ता नलिनीरतियातोऽतिक्रम्य गतः सन्महद्विपिनं वनमद्राक्षम्। कीदृशम्। नलवेणुशराणां स्तम्बैः कुशैः कीचकैश्च गह्वरं दुर्गमम्। तत्र वेणुजातय एव विपुलान्तरालगर्भाः कीचकाः ॥ १३ ॥

મધુર કલરવ જેમનો છે તેવાં **'पत्ररथैः'** પક્ષીઓ દ્વારા, તેમના નાદથી જાગૃત થયેલા ભ્રમરો તેવો અર્થ છે. આમ તેમ ઊડતા ભમરાઓથી શોભતાં સરોવરોને **'अतियातः'** પસાર કરીને ગયેલા મેં **'महत् विपिनम्'** મોટું વન જોયું. કેવા વનને? નલ, વેણુ અને શર ઘાસનાં થૂમડાંથી, કુશથી અને કીચકથી **'गह्वरम्'** દુર્ગમ, દુઃખપૂર્વક જઈ શકાય તેવું. તેમાં વાંસની જાતનો મધ્યભાગ ખૂબ મોટો હોય તેવો પહોળો વાંસ એટલે કીચક ॥ ૧૩॥

**एक एवातियातोऽहमद्राक्षं विपिनं महत् ।**
**घोरं प्रतिभयाकारं व्यालोलूकशिवाजिरम् ॥ १४**

મેં એકલાએ જ પસાર કરીને દુઃસહ, ભયંકર દેખાવવાળું, સર્પ, ઘુવડ અને શિયાળના રમવાના સ્થાનરૂપ એક મોટું વન જોયું. ॥ ૧૪ ॥

घोरं दुःसहम्। प्रतिभयाकारं भयङ्कररूपम्। व्यालादीनामजिरं क्रीडास्थानम्॥ १४॥

**परिश्रान्तेन्द्रियात्माहं तृट्परीतो बुभुक्षितः।**
**स्नात्वा पीत्वा ह्रदे नद्या उपस्पृष्टो गतश्रमः॥ १५**

परिश्रान्तानीन्द्रियाण्यात्मा देहश्च यस्य। तृषा परीतो व्याप्तः। उपस्पृष्ट आचान्तः॥ १५॥

**तस्मिन्निर्मनुजेऽरण्ये पिप्पलोपस्थ आश्रितः।**
**आत्मनात्मानमात्मस्थं यथाश्रुतमचिन्तयम्॥ १६**

पिप्पलोपस्थे अश्वत्थमूले। आश्रित उपविष्टः। आत्मना बुद्ध्या मनसा वा। आत्मस्थं हृदिस्थम्। आत्मानं परमात्मानम्॥ १६॥

**ध्यायतश्चरणाम्भोजं भावनिर्जितचेतसा।**
**औत्कण्ठ्याश्रुकलाक्षस्य हृद्यासीन्मे शनैर्हरिः॥ १७**

भावेन भक्त्या निर्जितं वशीकृतं यच्चेतस्तेन। औत्कण्ठ्येनाश्रुकलायुक्ते अक्षिणी यस्य॥ १७॥

**वंशीधरी**—शनैः प्रथमं हृद्याविर्बभूव, ततो हृद्वृत्तिषु तिसृषु नासिकाश्रोत्रचक्षुःष्वपि स्वांगसौरभान् पुरु सौस्वर्यमुखसौन्दर्यग्राहणार्थमाविर्बभूव।

**प्रेमातिभरनिर्भिन्नपुलकाङ्गोऽतिनिर्वृतः।**
**आनन्दसंप्लवे लीनो नापश्यमुभयं मुने॥ १८**

प्रेम्णोऽतिभरेण निर्भिन्नपुलकान्यङ्गानि यस्य। आनन्दानां संप्लवे महापूरे परमानन्दे। उभयमात्मानं परं च॥ १८॥

**'घोरम्'** દુઃસહ– **'प्रतिभयाकारम्'** ભયંકર દેખાવવાળા, સર્પ વગેરેના **'अजिरम्'** રમવાના સ્થાનને (જોયું). ॥ ૧૪॥

જેની ઈન્દ્રિયો અને શરીર શ્રમિત થયાં હતાં તેવો, ભૂખ્યો અને તૃષાથી વ્યાપ્ત હું નદીના ઝરામાં (જળ) પી, સ્નાન કરી તથા આચમન કરીને શ્રમરહિત થયો. ॥ ૧૫ ॥

પરિશ્રાન્ત છે ઇન્દ્રિયો અને **'आत्मा'** દેહ જેનાં તેવો, તૃષાથી **'परीतः'** વ્યાપ્ત **'उपस्पृष्टः'** આચમન કરીને ॥ ૧૫॥

તે નિર્જન વનમાં (હું) પીપળાના મૂળ પાસે બેઠો, બુદ્ધિથી હૃદયસ્થ પરમાત્માનું જેમ શ્રવણ કર્યું હતું, તેમ ધ્યાન કરવા લાગ્યો. ॥ ૧૬ ॥

**'पिप्पल-उपस्थे'** અશ્વત્થના મૂળ પાસે **'आश्रितः'** બેઠો, **'आत्मना'** બુદ્ધિથી અથવા મનથી, **'आत्मस्थम्'** હૃદયસ્થ **'आत्मानम्'** પરમાત્માને ॥ ૧૬॥

ભક્તિથી વશીકૃત મન વડે ભગવાનનાં ચરણકમળનું ધ્યાન કરતાં (ભગવાનનાં દર્શનની) ઉત્કંઠાને કારણે અશ્રુયુક્ત નેત્રોવાળા એવા મારા હૃદયમાં ધીરે ધીરે શ્રીહરિ પ્રકટ થયા. ॥ ૧૭ ॥

**'भावेन'** ભક્તિથી **'निर्जितम्'** વશીકૃત થયું છે મન, તેના દ્વારા, **'औत्कंठ्येन'** ઉત્કંઠાથી અશ્રુવાળી આંખો છે જેની ॥ ૧૭ ॥

પ્રથમ શ્રીહરિ હૃદયમાં પ્રકટ થયા, પછી હૃદયની વૃત્તિઓમાં, નાસિકા, શ્રોત્ર અને ચક્ષુમાં પણ પોતાના શ્રીઅંગની સૌરભ, અત્યંત મધુર સ્વર અને શ્રીમુખનું સૌંદર્ય ગ્રહણ કરાવવા માટે આવિર્ભાવ પામ્યા.

હે મુનિ, અત્યંત પ્રેમના ઉદ્રેકથી જેનાં રૂંવાડાં અને અંગો પુલકિત થઈ ગયાં છે, તેવા અત્યંત શાંત અને આનંદના મહાપૂરમાં ડૂબી ગયેલા મેં આત્મા અને પરમાત્મા બંનેને જોયા નહીં. ॥ ૧૮ ॥

**'प्रेम्णः'** પ્રેમના અતિભારથી જેનાં રૂંવાડાં, અંગો પુલકિત થઈ ગયાં છે, આનંદના **'सम्प्लवे'** મહાપૂરમાં, પરમ આનંદમાં **'उभयम्'** આત્માને અને પરમાત્માને ॥ ૧૮॥

**रूपं भगवतो यत्तन्मनःकान्तं शुचापहम्।**
**अपश्यन्सहसोत्तस्थे वैक्लव्याद्दुर्मना इव॥ १९**

मनसः कान्तमभीष्टम्। शुचा शोकस्तामपहन्तीति तथा तत्। उत्तस्थे व्युत्थितोऽस्मि॥ १९॥

**दिदृक्षुस्तदहं भूयः प्रणिधाय मनो हृदि।**
**वीक्षमाणोऽपि नापश्यमवितृप्त इवातुरः॥ २०**

हृदि मनः प्रणिधाय स्थिरीकृत्यावितृप्तोऽहमातुर इवाभवमिति शेषः॥ २०॥

**एवं यतन्तं विजने मामाहागोचरो गिराम्।**
**गम्भीरश्लक्ष्णया वाचा शुचः प्रशमयन्निव॥ २१**

गिरामगोचरः संवेदनस्याविषयभूत ईश्वरः॥ २१॥

**हन्तास्मिन् जन्मनि भवान्मा मा द्रष्टुमिहार्हति।**
**अविपक्वकषायाणां दुर्दर्शोऽहं कुयोगिनाम्॥ २२**

हन्तेति सानुकम्पसंबोधने। मा इति माम्। द्रष्टुं नार्हति। यतः न विपक्वा दग्धाः कषाया मलाः कामादयो येषां तेषां कुयोगिनामनिष्पन्नयोगानाम् ॥ २२॥

कुतस्तर्हि दृष्टोऽसि तत्राह।

**सकृद्यद्दर्शितं रूपमेतत्कामाय तेऽनघ।**
**मत्कामः शनकैः साधुः सर्वान्मुञ्चति हृच्छयान्॥ २३**

ભગવાનનું, શોકનો નાશ કરનારું, જે મનોહર રૂપ છે, તે જોઈ ન શકતો હું વ્યાકુળતાથી ગાંડાની જેમ તરત ઊભો થઈ ગયો. ॥ ૧૯ ॥

મનને **'कान्तम्'** ગમે તેવા, અભીષ્ટ– **'शुचा'** શોક, તેનો નાશ કરે તેવા તે રૂપને– **'उत्तस्थे'** ઊભો થઈ ગયો. ॥ ૧૯॥

ફરીથી દર્શન કરવાની ઈચ્છાથી હૃદયમાં મનને સ્થિર કરીને જોવા છતાં (પ્રભુનું તે રૂપ) હું જોઈ ન શક્યો. (ભગવાનનાં દર્શનથી) અવિતૃપ્ત (તૃપ્ત નહીં) એવો હું રોગી જેવો થઈ ગયો. ॥ ૨૦ ॥

હૃદયમાં મનને **'प्रणिधाय'** સ્થિર કરીને, અવિતૃપ્ત એવો હું રોગી જેવો થઈ ગયો. **'अभवम्'** એટલું શેષ છે (તે ઉમેરવું). ॥ ૨૦॥

આમ, વિજન વનમાં યત્ન કરતા મને, જે વાણીનો વિષય નથી તેમણે (શ્રીહરિએ) શોકને શાંત કરતા હોય તેમ ગંભીર, મધુર વાણીથી કહ્યું. ॥ ૨૧ ॥

**'गिराम् अगोचरः'** (વેદની) વાણીના વિષય નહીં તેવા, સંવેદનના (જાણી શકવાના) વિષયરૂપ નહીં તેવા ઈશ્વર ॥ ૨૧॥

હે પ્રિય, આ દશામાં આ જન્મે તું મારાં દર્શન પામવાને યોગ્ય નથી. જેમના મનની મલિનતા બળી નથી ગઈ, તેવા કુયોગીઓને મારાં દર્શન અત્યંત દુર્લભ છે. ॥ ૨૨॥

**'हंत'** એ અનુકંપાસહિતનું સંબોધન છે. **'मा'**નો અર્થ મને છે. મને જોવા માટે યોગ્ય નથી. જેમના **'न विपक्वाः'** બળી નથી ગયા **'कषायाः'** કામાદિ મળ તેવા, **'कुयोगिनाम्'** જેમનો યોગ (સિદ્ધ) સંપૂર્ણ નથી થયો એવા કુયોગીઓને ॥ ૨૨॥

તો પછી દર્શન કેમ આપ્યાં, તે કહે છે.

હે નિષ્પાપ, મારામાં તારો અનુરાગ થાય તે માટે મેં એક વાર મારું જે રૂપ દર્શાવ્યું, તે મને પ્રાપ્ત કરવાની તને કામના થાય તે માટે છે. મને પ્રાપ્ત કરવાની કામનાવાળો સાધક હૃદયમાં સૂતેલી સર્વ કામનાઓનો ધીરે ધીરે ત્યાગ કરે છે. ॥ ૨૩ ॥

सकृद्दर्शितं मयेति यदेतत्कामाय मय्यनुरागाय। त्वत्कामेन किमित्यत आह। मत्कामः पुमान्। हृच्छयान्कामान्॥ २३ ॥

મારા દ્વારા એક વખત દર્શાવવામાં આવ્યું. **'यद् एतत् कामाय'** મારામાં અનુરાગ થાય તે માટે. તારી કામનાથી શો લાભ, તે માટે કહે છે. મને પ્રાપ્ત કરવાની કામનાવાળો પુરુષ, **'हृच्छयान्' हृदि शेते इति।** હૃદયમાં જે સુષુપ્ત છે તે કામનાઓનો (ત્યાગ કરે છે.) ॥ ૨૩॥

**सत्सेवयाऽदीर्घया ते जाता मयि दृढा मतिः।**
**हित्वाऽवद्यमिमं लोकं गन्ता मज्जनतामसि ॥ २४**

સત્પુરુષોની અલ્પકાળ પણ સેવા કરવાથી મારામાં તારી દૃઢબુદ્ધિ થઈ છે. (હવે) આ નિંદનીય (દાસીપુત્રનું) શરીર છોડીને તું મારું પાર્ષદપણું પામીશ. ॥ ૨૪ ॥

अदीर्घयापि सतां सेवया। अवद्यं निन्द्यम्। इमं लोकं देहं हित्वा। मज्जनतां मत्पार्षदतां गन्तासि॥ २४॥

સત્પુરુષોની અલ્પ સેવાથી પણ– **'अवद्यम्'** નિંદ્ય એવું **'इमं लोकम्'** આ શરીર છોડીને **'मज्जनताम्'** મારું પાર્ષદપણું પામીશ. ॥ ૨૪॥

**मतिर्मयि निबद्धेयं न विपद्येत कर्हिचित्।**
**प्रजासर्गनिरोधेऽपि स्मृतिश्च मदनुग्रहात्॥ २५**

મારામાં સ્થાપેલી તારી આવી બુદ્ધિનો ક્યારેય નાશ નહીં થાય. મારા અનુગ્રહથી સૃષ્ટિના સર્જન અને સંહારમાં પણ (તને અખંડ ભગવત્) સ્મૃતિ રહેશે. ॥ ૨૫ ॥

प्रजानां सर्गे सृष्टौ निरोधे संहारेऽपि। प्रजासर्गस्य निरोध इति वा॥ २५॥

સૃષ્ટિના **'सर्गे'** સર્જનમાં **'निरोधे'** સંહારમાં પણ, અથવા સૃષ્ટિના સર્જનનો સંહાર થાય ત્યારે ॥ ૨૫॥

**एतावदुक्त्वोपरराम तन्महद्**
**भूतं नभोलिङ्गमलिङ्गमीश्वरम्।**
**अहं च तस्मै महतां महीयसे**
**शीर्ष्णाऽवनामं विदधेऽनुकम्पितः॥ २६**

હૃદયરૂપી આકાશમાં મૂર્તિરૂપ જે છે તેવા, અદૃશ્ય અર્થાત્ ઓળખી શકાય તેવા લિંગ વગરના (પ્રાકૃત મૂર્તિરહિત), સર્વનિયંતા તે મહદ્ભૂત ભગવાન આ પ્રમાણે કહીને શાંત થઈ ગયા. તેમની કૃપાનો અનુભવ કરી, મહાન્ (બ્રહ્માજી વગેરે) થી પણ મહાન (મહત્તમ) તે સ્વરૂપને મસ્તક દ્વારા મેં પ્રણામ કર્યા. ॥ ૨૬ ॥

तत् प्रसिद्धं महद्भूतम्। 'अस्य महतो भूतस्य निःश्वसितमेतद्यदृग्वेदः' इत्यादिश्रुतेः। कीदृशम्। ईश्वरं सर्वनियन्तृ। नभसि लिङ्गं मूर्तिर्यस्य तन्नभोलिङ्गम्। सन्निहितमपि न लिङ्ग्यत इत्यलिङ्गं तस्मै अदृष्टाय भगवतेऽवनामं प्रणामं विदधे कृतवानहम्। तेनानुकम्पितः सन्॥ २६॥

તે મહદ્ભૂત શ્રુતિમાં પ્રસિદ્ધ છે. ''(હે મૈત્રેયી) ઋગ્વેદ (વગેરે) સર્વ આ મહદ્ભૂત પરમાત્માનો નિઃશ્વાસ છે.'' (બૃહદા.ઉપ.૨/૪/૧૦) કેવા પરમાત્માને? **'ईश्वरम्'** સર્વનિયંતા, (હૃદયરૂપી) આકાશમાં જેની મૂર્તિ છે તેને **'नभोलिंगम्'. 'अलिंगम्'** પાસે હોવા છતાં ઓળખી ન શકાય તે અદૃષ્ટ સ્વરૂપ ભગવાનને મેં **'अवनामम्'** પ્રણામ **'विदधे'** કર્યા, તેમના દ્વારા કૃપાનું પાત્ર બનીને ॥ ૨૬ ॥

**नामान्यनन्तस्य हतत्रपः पठन्**
**गुह्यानि भद्राणि कृतानि च स्मरन्।**
**गां पर्यटंस्तुष्टमना गतस्पृहः**
**कालं प्रतीक्षन्विमदो विमत्सरः॥ २७**

अनन्तस्य नामानि पठन्ननवरतं गृणन् हतत्रपस्त्यक्तलज्जो विमत्सरो जातोऽस्मि इति शेषः॥ २७॥

**एवं कृष्णमतेर्ब्रह्मन्नसक्तस्यामलात्मनः।**
**कालः प्रादुरभूत्काले तडित्सौदामनी यथा॥ २८**

काले स्वावसरे कालो मृत्युः प्रादुरभूदाविर्बभूव। अकस्मात्प्रादुर्भावे दृष्टान्तः—तडिदिवेति। सौदामनीति विशेषणं स्फुटत्व-प्रदर्शनार्थम्। तथा हि सुदामा माला तत्र भवा सौदामनी मालाकारेत्यर्थः। यद्वा सुदामानामा कश्चित्स्फटिकपर्वतः। ततः 'तेनैकदिक्' इति सूत्रेणाण्। स्फटिकादिमयपर्वतप्रान्ते भवा हि विद्युदतिस्फुटा भवति तद्वदित्यर्थः। यद्वा तडिदि-त्यन्तिके इत्यर्थः। 'तडिदित्यन्तिकवधयोः' इति नैरुक्तस्मरणात्॥ २८॥

**प्रयुज्यमाने मयि तां शुद्धां भागवतीं तनुम्।**
**आरब्धकर्मनिर्वाणो न्यपतत्पाञ्चभौतिकः॥ २९**

(ત્યાર પછી અવિરતપણે) અનંત ભગવાનનાં નામો લજ્જા છોડીને બોલતો, ભગવાનની રહસ્યમય, કલ્યાણમય લીલાઓનું સ્મરણ કરતો, પૃથ્વી પર વિચરણ કરતો અને (મૃત્યુ) કાળની પ્રતીક્ષા કરતો, આત્મ-તૃપ્ત એવો હું નિઃસ્પૃહ અને મદ-મત્સર વિનાનો થઈ ગયો. ॥ ૨૭ ॥

અનંત ભગવાનનાં નામો '**पठन्**' અવિરતપણે બોલતો '**हतत्रपः**' લજ્જા ત્યાગીને, મત્સર વિનાનો '**जातः**' થઈ ગયો એટલું શેષ છે (તે ઉમેરવું). ॥ ૨૭॥

હે બ્રહ્મન્, આ રીતે શ્રીકૃષ્ણમાં મતિવાળા, અનાસક્ત અને વિશુદ્ધમનવાળા એવા મારો, જેમ યોગ્ય સમયે (એકાએક) વીજળી પ્રકટ થાય તેમ, મૃત્યુકાળ આવી પહોંચ્યો. ॥ ૨૮॥

'**काले**' પોતાના સમયે '**कालः**' મૃત્યુ '**प्रादुरभूत्**' પ્રકટ થઈ ગયું. અચાનક આવી પહોંચ્યું તે માટે દૃષ્ટાંત આપે છે— '**तडित् इव इति।**' સૌદામની એવું વિશેષણ સ્પષ્ટતા દર્શાવવા માટે છે. ઉદાહરણ આપે છે કે '**सुदामा**' એટલે માળા, ત્યાં થયેલી વીજળી માળાના આકાર જેવી છે, એમ અર્થ છે. અથવા સુદામા એ કોઈ સ્ફટિકના પર્વતનું નામ છે. '**तेनैकदिक्**' (પા. સૂ. ૪/૩/૧૧૨)થી અહીં '**सुदामा**' શબ્દમાં '**अण्**' પ્રત્યય લાગીને '**सौदामनी**' શબ્દ બનેલો છે. સુદામા પર્વતની જે દિશા છે તે દિશામાં વીજળી ચમકે તેને સૌદામની કહે છે. સ્ફટિક વગેરેવાળા પર્વતની ટોચ પર વીજળી અત્યંત સ્પષ્ટ (દેખાતી) હોય છે; તેની જેમ (કાળ આવી પહોંચ્યો) એમ અર્થ છે. અથવા '**तडित्**' એટલે પાસે, અને વધ– એમ નિરુક્ત સ્મૃતિ (બે અર્થ) કહે છે. (યાસ્કમુનિરચિત નિરુક્ત ૩/૨/૪) ॥ ૨૮॥

ભગવાનના પાર્ષદનું શુદ્ધસત્ત્વગુણમય તે શરીર મને પ્રાપ્ત કરાવવામાં આવ્યું, ત્યારે પ્રારબ્ધકર્મો સમાપ્ત થવાથી (મારું) પાંચભૌતિક શરીર પડી ગયું. ॥ ૨૯ ॥

प्रयुज्यमाने मयि तामिति। अयमर्थः— 'हित्वाऽवद्यमिमं लोकं गन्ता मज्जनतामसि' इति या भागवती भगवत्पार्षदरूपा शुद्धा सत्त्वमयी तनुः प्रतिश्रुता तां प्रति भगवता मयि प्रयुज्यमाने नीयमाने आरब्धं यत्कर्म तन्निर्वाणं समाप्तं यस्य, आरब्धकर्मणो निर्वाणमेव निर्वाणं यस्येति वा। स पञ्चभूतात्मको देहो न्यपतत्। अनेन पार्षदतनूनामकर्मारब्धत्वं शुद्धत्वं नित्यत्व-मित्यादि सूचितं भवति॥ २९॥

**'प्रयुज्यमाने मयि ताम् इति।'** અર્થ આ પ્રમાણે છે– ''આ નિંદનીય (દાસીપુત્રનું) શરીર છોડીને તું મારું પાર્ષદપણું પામીશ.'' (શ્રીમદ્ ભા.૧/૬/૨૪) એમ ભગવાનના પાર્ષદરૂપ જે શુદ્ધ સત્ત્વમય ભગવદીય શરીરનું વચન આપ્યું હતું, તે માટે ભગવાન દ્વારા જ્યારે તે મને પ્રાપ્ત કરાવવામાં આવ્યું, ત્યારે જે આરંભાયેલાં (પ્રારબ્ધ) કર્મો હતાં તે સમાપ્ત થયાં. અથવા આરબ્ધકર્મોની સમાપ્તિ એ જ જેની સમાપ્તિ છે, તેવો પંચભૂતરૂપ દેહ પડી ગયો. આ દ્વારા પાર્ષદ શરીરો આરબ્ધકર્મશૂન્ય, શુદ્ધ, નિત્ય વગેરે હોય છે તેમ સૂચિત થાય છે. ॥૨૯॥

**कल्पान्त इदमादाय शयानेऽम्भस्युदन्वतः।**
**शिशयिषोरनुप्राणं विविशेऽन्तरहं विभोः॥ ३०**

કલ્પના અંતે આ (ત્રિલોકી)ને લઈને સમુદ્રના જળમાં પોઢેલા શ્રીનારાયણમાં શયન કરવાને ઈચ્છતા બ્રહ્માજીના શ્વાસની સાથે તેમનામાં હું પ્રવેશી ગયો. ॥ ૩૦ ॥

इदं त्रैलोक्यमादायोपसंहृत्योदन्वत एकार्णवस्याम्भसि शयाने श्रीनारायणे शिशयिषोः शयनं कर्तुमिच्छोर्विभोर्ब्रह्मणोऽन्तर्मध्यमनुप्राणं निःश्वासेन सह विविशे प्रविष्टोऽहम्।

'ततोऽवतीर्य विश्वात्मा देहमाविश्य चक्रिणः।
अवाप वैष्णवीं निद्रामेकीभूयाथ विष्णुना॥'
इति कौर्मोक्ते।

'स्वायनेऽम्भसि' इति पाठे स्वायने स्वस्यायने आश्रयेऽम्भसि शिशयिषोर्ब्रह्मण इति श्रीनारायणेनाभेदविवक्षयोक्तमित्यवगन्तव्यम्॥ ३०॥

**'इदम्'** આ ત્રિલોકીને **'आदाय'** (પોતાનામાં) સમાવીને સમુદ્રના જળમાં પોઢેલા શ્રીનારાયણમાં **'शिशयिषोः'** શયન કરવાને ઈચ્છતા **'विभोः'** બ્રહ્માજીની **'अन्तः'** અંદર **'अनुप्राणम्'** નિઃશ્વાસની સાથે **'विविशे'** હું પ્રવેશી ગયો.

''ત્યારે વિશ્વાત્મા (બ્રહ્માજી કમળ પરથી) નીચે ઊતર્યા તથા ચક્ર ધારણ કરનારા ભગવાન વિષ્ણુના દેહમાં પ્રવિષ્ટ થઈને વૈષ્ણવી નિદ્રાને પ્રાપ્ત થઈ ગયા. આમ વિષ્ણુ સાથે તેમની એકાત્મતા થઈ ગઈ.''– તેમ કૂર્મ પુરાણ (પૂર્વ વિભાગ અ.૧૦/૯)માં કહ્યું છે.

**'स्वायनेऽम्भसि'** એમ પાઠ હોય તો **स्वायने** = **'स्व+अयने'** પોતાના આશ્રયસ્થાન જળમાં શયન કરવાની ઈચ્છાવાળા (ખરેખર તો નારાયણમાં અર્થાત્) બ્રહ્માજીમાં (પ્રવેશી ગયો). આમ નારાયણ સાથે અભેદ કહેવાની ઈચ્છાથી આવો પાઠ છે તેમ સમજવું. ॥ ૩૦ ॥

**सहस्त्रयुगपर्यन्त उत्थायेदं सिसृक्षतः ।**
**मरीचिमिश्रा ऋषयः प्राणेभ्योऽहं च जज्ञिरे॥ ३१**

प्राणेभ्य इन्द्रियेभ्यः अहं मरीचिमिश्रास्तन्मुख्या ऋषयश्च जज्ञिरे॥ ३१ ॥

હજાર મહાયુગોને* અંતે ઊઠીને આ ત્રિલોકીનું સર્જન કરવાને ઈચ્છતા (બ્રહ્માજીના) પ્રાણમાંથી મરીચિ આદિ ઋષિઓ અને હું ઉત્પન્ન થયા. ॥ ૩૧॥

**'प्राणेभ्यः'** ઈન્દ્રિયોમાંથી, હું **'मरीचिमिश्राः'** મરીચિઋષિ જેમાં મુખ્ય છે તે તથા અન્ય ઋષિઓ જન્મ્યા. ॥ ૩૧॥

**अन्तर्बहिश्च लोकांस्त्रीन्पर्येम्यस्कन्दितव्रतः ।**
**अनुग्रहान्महाविष्णोरविघातगतिः क्वचित्॥ ३२**

ये कर्मिणस्ते बहिर्न यान्ति। ये तपआदिभिर्ब्रह्मलोकं गतास्तेऽन्तर्न यान्ति। अहं तु महाविष्णोरनुग्रहादखण्डितब्रह्मचर्यव्रतः सन्नन्तर्बहिश्च पर्येमि पर्यटामि। क्वचिदप्यविघाताऽप्रतिहता गतिर्यस्य सः॥ ३२ ॥

શ્રીમહાવિષ્ણુના અનુગ્રહથી અખંડિત બ્રહ્મચર્યવાળો તથા ક્યારેય પણ અવરોધ ન હોય તેવી ગતિવાળો હું ત્રણેય લોકની બહાર તથા અંદર વિચરણ કર્યા કરું છું. ॥ ૩૨॥

જે કર્મ કરનારાઓ છે, તેઓ (ત્રિલોકીની) બહાર જતા નથી. જે તપ વગેરેથી બ્રહ્મલોક ગયા છે, તેઓ (ત્રિલોકીની) અંદર નથી જતા. પરંતુ હું શ્રીમહાવિષ્ણુના અનુગ્રહથી અખંડિત બ્રહ્મચર્યવ્રત ધારણ કરી (ત્રિલોકીની) અંદર અને બહાર **'पर्येमि'** વિચરણ કરું છું. ક્યારેય પણ **'अविघाता'** અવરોધ ન હોય તેવી ગતિ જેની છે તેવો (હું નારદ) ॥ ૩૨॥

किमिति पर्यटसि। ईश्वराज्ञया लोकमङ्गलार्थमित्याह चतुर्भिः ।

આપશ્રી કેમ વિચરણ કરો છો? ઈશ્વરની આજ્ઞાથી લોકમંગલાર્થે વિચરણ કરું છું, તે ચાર શ્લોકો દ્વારા કહે છે.

---

* હજાર મહાયુગો એટલે હજાર ચતુર્યુગી. સત્ય, ત્રેતા, દ્વાપર, કલિ– તેવા ચાર યુગોની એક ચતુર્યુગી, તેવી હજાર ચતુર્યુગી.

વિષ્ણુપુરાણ પ્રથમ અંશ અ-૩ શ્લોક ૫ થી ૨૮, મનુસ્મૃતિ પ્રથમ અધ્યાય- શ્લોક ૬૪ થી ૭૩, શ્રીમદ્ભાગવત તૃતીય સ્કન્ધ અ-૧૧ શ્લોક ૧૮ થી ૩૪ માં અને અન્ય પુરાણોમાં બ્રહ્માજીના આયુષ્યની માનવવર્ષ(સૂર્ય સિદ્ધાન્તથી) અને દિવ્યવર્ષોથી ગણતરી બતાવેલ છે.

એક ચતુર્યુગી અર્થાત્ કળિયુગનાં ૪,૩૨,૦૦૦ માનવીય વર્ષ (૧,૨૦૦ દિવ્ય વર્ષ), દ્વાપરયુગનાં ૮,૬૪,૦૦૦ માનવીય વર્ષ (૨,૪૦૦ દિવ્ય વર્ષ), ત્રેતાયુગનાં ૧૨,૯૬,૦૦૦ માનવીય વર્ષ (૩,૬૦૦ દિવ્ય વર્ષ), સત્યયુગનાં ૧૭,૨૮,૦૦૦ માનવીય વર્ષ (૪,૮૦૦ દિવ્ય વર્ષ). આમ, ચારે યુગનાં કુલ માનવીય વર્ષ ૪૩,૨૦,૦૦૦ થાય તથા દિવ્ય વર્ષ ૧૨,૦૦૦ થાય.

આ પ્રમાણે બ્રહ્માજીનો એક દિવસ એટલે એક હજાર ચતુર્યુગી અર્થાત્ ચાર અબજ બત્રીસ કરોડ (૪,૩૨,૦૦,૦૦,૦૦૦) માનવીય વર્ષ અને એક અબજ વીસ કરોડ (૧,૨૦,૦૦,૦૦૦) દિવ્ય વર્ષ થાય. બ્રહ્માજીનું આયુષ્ય આ માપથી સો વર્ષનું છે.

**देवदत्तामिमां वीणां स्वरब्रह्मविभूषिताम्।**
**मूर्च्छयित्वा हरिकथां गायमानश्चराम्यहम्॥ ३३**

देवेनेश्वरेण दत्ताम् । स्वरा 'निषादर्षभगान्धार-षड्जमध्यमधैवतपञ्चमा:' इति सप्त त एव ब्रह्म, ब्रह्माभिव्यञ्जकत्वात्। तेन विभूषिताम् । स्वत:सिद्धसप्तस्वरामित्यर्थ: । मूर्च्छयित्वा मूर्च्छ-नालापवतीं कृत्वा ॥ ३३ ॥

**वंशीधरी—**

षड्जं वदेन्मयूरो हि ऋषभं चातको वदेत्।
अजा वदति गांधारं क्रौञ्चो वदति मध्यमम्॥
पुष्पसाधारणे काले कोकिल: पंचमं वदेत्।
दर्दुरो धैवतं चैव निषादं च वदेद्गज: ॥

**सुबोधिनी—**'श्रुतिपूरिका हि सा तत्रांगुल्या-दिचालनप्रयासोऽपि निवारित: ।'

स्वप्रयोजनमाह—**प्रगायत इति।**

**प्रगायत: स्ववीर्याणि तीर्थपाद: प्रियश्रवा: ।**
**आहूत इव मे शीघ्रं दर्शनं याति चेतसि॥ ३४**

परप्रयोजनमाह—**एतद्धीति।**

**एतद्ध्यातुरचित्तानां मात्रास्पर्शेच्छया मुहु: ।**
**भवसिन्धुप्लवो दृष्टो हरिचर्यानुवर्णनम्॥ ३५**

(સપ્ત) સ્વરરૂપ બ્રહ્મથી વિભૂષિત એવી ઈશ્વરની આપેલી આ વીણાને આરોહ-અવરોહમાં છેડીને શ્રીહરિની કથાનું ગાન કરતો હું વિચરું છું. ॥ ૩૩ ॥

'**देवेन**' ઈશ્વર દ્વારા આપેલી '**स्वरा:**' નિષાદ, ઋષભ, ગાંધાર, ષડ્જ, મધ્યમ, ધૈવત, પંચમ (ની રે ગ સા મ ધ પ)– આ પ્રમાણે સાત સ્વરો છે, તે જ બ્રહ્મરૂપ છે. બ્રહ્મને વ્યક્ત કરતા હોવાથી સ્વરોને બ્રહ્મ કહેવાય છે. સ્વરબ્રહ્મ વડે શોભાયમાન વીણા, જેના સાતેય સ્વરો સ્વતઃસિદ્ધ છે (પોતાની જાતે જ વાગે છે), એમ અર્થ છે. તેવી વીણાને '**मूर्च्छयित्वा**' મૂર્ચ્છના (આરોહ-અવરોહપૂર્વક) આલાપવાળી કરીને ॥ ૩૩ ॥

મયૂર ષડ્જ બોલે, ચાતક ઋષભ બોલે, બકરી ગાંધાર બોલે છે અને ક્રૌંચ મધ્યમ બોલે છે. પુષ્પ સંયુક્ત થવાના કાળે કોકિલા પંચમ બોલે. દેડકો ધૈવત અને હાથી નિષાદ બોલે.

ખરેખર સ્વરબ્રહ્મથી પરિપૂર્ણ એવી તે વીણા છે, તેમાં અંગુલિ વગેરેથી વગાડવાનો પ્રયાસ પણ કરવાનો નથી હોતો.

(શ્રીહરિના યશોગાનનું) પ્રયોજન જણાવે છે— '**प्रगायत: इति।**'

(ગંગાદિ) તીર્થો જેના ચરણમાં છે તેવા અને પ્રિય ભક્તોને માટે જેના યશનું શ્રવણ અતિપ્રિય છે તેવા શ્રીહરિ, તેમની સ્વકીય લીલાઓનું (પ્રેમપૂર્વક) યશોગાન કરતા મારા ચિત્તમાં જાણે બોલાવ્યા હોય તેમ તરત જ દર્શન આપે છે. ॥ ૩૪ ॥

અન્ય પ્રયોજન જણાવે છે— '**एतत् हि इति।**'

વિષયભોગની ઈચ્છાથી વારંવાર દુઃખી ચિત્તવાળા મનુષ્યો માટે શ્રીહરિની કથાઓનું વર્ણન કરવું તે સંસારસાગરને (તરી જનારી) નૌકારૂપ છે, એ મારો અનુભવ છે. ॥ ૩૫ ॥

मात्रा विषयास्तेषां स्पर्शा भोगास्तेषामिच्छया आतुराणि चित्तानि येषां तेषां हरिचर्यानुवर्णनं यदेतदेव भवसिन्धौ प्लवः पोतः। न केवलं श्रुतिप्रामाण्येन किंत्वन्वयव्यतिरेकाभ्यां* दृष्ट एवेत्यर्थः ॥ ३५ ॥

*वंशीधरी—यत्र हरिचर्यानुवर्णनं ध्रुवप्रह्लादादिषु तत्र संसारतरणमपि दृष्टं यत्र वेनादौ तदभावस्तत्र संसारतरणस्याप्यभाव इत्यन्वयव्यतिरेकावत्र ज्ञेयौ।

एतदेवेत्युक्तमवधारणमनुभवेन द्रढयति—**यमादिभिरिति।**

**यमादिभिर्योगपथैः कामलोभहतो मुहुः।**
**मुकुन्दसेवया यद्वत्तथात्माऽद्धा न शाम्यति॥ ३६**

यमादिभिस्तथा न शाम्यति। यद्वन्मुकुन्दसे-वयाऽद्धा साक्षादात्मा मनः शाम्यति। कथंचिन्मु-कुन्दसेवामात्रेण शाम्यति किं पुनस्तद्गुणवर्णनेनेति भावः ॥ ३६ ॥

**सुबोधिनी**—मृतसंजीवकत्वं मुकुन्दत्वम्।

**सर्वं तदिदमाख्यातं यत्पृष्टोऽहं त्वयानघ।**
**जन्मकर्मरहस्यं मे भवतश्चात्मतोषणम्॥ ३७**

भवतो मनःपरितोषकं चाख्यातम्॥ ३७॥

**'मात्रा'** વિષયો, તેમના **'स्पर्शाः'** ભોગો, તેમની ઇચ્છાથી દુઃખી છે ચિત્ત જેમનાં, તેવા મનુષ્યોને હરિની કથાનું વર્ણન એ જ સંસારસિંધુમાં **'प्लवः'** નૌકારૂપ છે, તે કેવળ શ્રુતિના પ્રમાણથી નહીં, પરંતુ અન્વય-વ્યતિરેક દ્વારા અનુભવથી કહે છે, એમ અર્થ છે. ॥ ૩૫ ॥

જ્યાં શ્રીહરિની કથાઓનું વર્ણન ધ્રુવજી, પ્રહ્લાદજી વગેરેનાં ચરિત્રોમાં સંસારને તરી જનારું જોવામાં આવ્યું છે તેને અન્વય; અને જ્યાં વેન વગેરેનાં ચરિત્રોમાં શ્રીહરિની લીલાકથાઓનો અભાવ છે ત્યાં સંસારને તરી જવાનો પણ અભાવ છે, તેને વ્યતિરેક જાણવો.

**'एतदेव........'** આ જ મારો અનુભવ છે, એમ કહીને પોતાના નિર્ણયને અનુભવથી દૃઢ કરે છે— **'यमादिभिः इति।'**

(અનેક પ્રકારની) કામનાઓ અને લોભથી વારંવાર હણાયેલા મનુષ્યનું મન મુકુન્દ ભગવાનની સેવાથી જેવું સાક્ષાત્ શાંતિ પામે છે, તેવું યમ-નિયમ વગેરે યોગમાર્ગો દ્વારા શાંતિ પ્રાપ્ત કરતું નથી. ॥ ૩૬ ॥

યમ-નિયમ વગેરે દ્વારા (મન) એટલું શાંત નથી થતું, જેટલું મુકુન્દ ભગવાનની સેવાથી **'अद्धा'** સાક્ષાત્ **'आत्मा'** મન શાંતિ પામે છે. કોઈ પણ રીતે મુકુન્દ ભગવાનની સેવામાત્રથી શાંતિ પામે છે, તો પછી તેના ગુણોની ગાથાનું તો કહેવું જ શું! તેવો ભાવ છે. ॥ ૩૬॥

(અમૃત જેવું) મુકુન્દ ભગવાનનું સ્વરૂપ મૃતસંજીવનીરૂપ છે.

હે નિષ્પાપ (વ્યાસજી), આપે મને મારાં જન્મ અને કર્મોનું જે રહસ્ય પૂછ્યું હતું, તે આ સર્વ આપને આત્મસંતોષ થાય તેમ મેં વર્ણવ્યું. ॥ ૩૭ ॥

આપના મનને સંતોષકારક એવું (મારા જન્મકર્મનું રહસ્ય) વર્ણવ્યું. ॥ ૩૭ ॥

सूत उवाच

**एवं संभाष्य भगवान्नारदो वासवीसुतम्।**
**आमन्त्र्य वीणां रणयन्ययौ यादृच्छिको मुनिः॥ ३८**

आमन्त्र्यानुज्ञाप्य। यादृच्छिकः स्वप्रयोजन-सङ्कल्पशून्यः॥ ३८॥

**સૂતજી બોલ્યા** – વાસવીના પુત્ર વ્યાસમુનિને આ પ્રમાણે કહીને, રજા લઈને દૈવેચ્છાથી વિચરતા ભગવાન નારદ વીણા વગાડતા ચાલ્યા ગયા. ॥ ૩૮॥

**'आमन्त्र्य'** અનુજ્ઞા લઈને **'यादृच्छिकः'** દૈવ-ઈચ્છાને અધીન, પોતાના પ્રયોજન માટે જેનો કોઈ સંકલ્પ નથી તેવા ॥ ૩૮॥

हरिकथागायकनारदभाग्यं श्लाघते— **अहो इति।**

શ્રીહરિની કથાનું ગાન કરનારા શ્રીનારદજીના ભાગ્યની પ્રશંસા કરે છે— **'अहो इति।'**

**अहो देवर्षिर्धन्योऽयं यत्कीर्तिं शार्ङ्गधन्वनः।**
**गायन्माद्यन्निदं तन्त्र्या रमयत्यातुरं जगत्॥ ३९**

અહો ! દેવર્ષિ નારદજીને ધન્ય છે ! કારણ કે આ (નારદજી) શાર્ઙ્ગધનુષ્યને ધારણ કરનારા શ્રીહરિની કીર્તિ વીણા વડે ગાઈ ગાઈને (સ્વયં) પ્રસન્ન થતા, (તાપત્રયથી) વ્યાકુળ એવા આ દુઃખી જગતને આનન્દિત કરે છે. ॥ ૩૯ ॥

माद्यन् हृष्यन्। तन्त्र्या वीणया॥ ३९॥

**'माद्यन्'** પ્રસન્ન થતા– **'तन्त्र्या'** વીણા વડે ॥ ૩૯॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां प्रथमस्कन्धे षष्ठोऽध्यायः॥ ६॥
इति श्रीमद्भागवते प्रथमस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां षष्ठोऽध्यायः॥ ६॥

*****

# अथ सप्तमोऽध्यायः

## અશ્વત્થામા દ્વારા દ્રૌપદીના પુત્રોનો વધ તથા અર્જુન દ્વારા અશ્વત્થામાને દંડ

अथ भागवतश्रोतुर्जन्म वक्तुं परीक्षितः।
सुप्तबालवधाद्द्रौणेर्दण्डः सप्तम उच्यते॥ १

હવે ભાગવતના શ્રોતા પરીક્ષિતના જન્મની (કથા) કહેવા માટે (દ્રૌપદીના) સૂતેલા બાળકોના વધને કારણે દ્રોણપુત્ર અશ્વત્થામાને દંડ થયો, તે (કથા) સાતમા (અધ્યાય)માં કહેવામાં આવે છે. ॥ ૧॥

शौनक उवाच

**निर्गते नारदे सूत भगवान्बादरायणः।**
**श्रुतवांस्तदभिप्रेतं ततः किमकरोद्विभुः॥ १**

तस्य नारदस्याभिप्रेतं श्रुतवान् सन्॥ १॥

**શૌનક ઋષિ બોલ્યા** – હે સૂતજી! નારદજી ગયા ત્યારે વિભુ ભગવાન બાદરાયણે નારદજીનો અભિપ્રાય સાંભળીને પછી શું કર્યું? ॥ ૧॥

તે નારદજીનો અભિપ્રાય સાંભળ્યો ॥ ૧॥

सूत उवाच

**ब्रह्मनद्यां सरस्वत्यामाश्रमः पश्चिमे तटे।**
**शम्याप्रास इति प्रोक्त ऋषीणां सत्रवर्धनः॥ २**

ब्रह्मनद्यां ब्रह्मदैवत्यायां ब्राह्मणैराश्रितायां च। सत्रं कर्म वर्धयतीति तथा॥ २॥

**સૂતજી બોલ્યા** – બ્રહ્મનદી સરસ્વતીના પશ્ચિમતટે ઋષિઓના યજ્ઞકર્મની વૃદ્ધિ કરનાર શમ્યાપ્રાસ નામનો આશ્રમ કહેવાય છે. ॥ ૨॥

**'ब्रह्मनद्याम्'** બ્રહ્મદૈવતવાળી તથા બ્રાહ્મણો દ્વારા આશ્રય કરાયેલી બ્રહ્મનદી સરસ્વતી– યજ્ઞકર્મની વૃદ્ધિ કરાવે તેવો (શમ્યાપ્રાસ આશ્રમ) ॥ ૨॥

**तस्मिन्स्व आश्रमे व्यासो बदरीषण्डमण्डिते।**
**आसीनोऽप उपस्पृश्य प्रणिदध्यौ मनः स्वयम्॥ ३**

બોરડીનાં વૃક્ષોના સમૂહથી શોભાયમાન એવા તે આશ્રમમાં બેઠેલા વ્યાસજીએ જળથી આચમન કરીને સ્વયં મનને સ્થિર કર્યું. ॥ ૩ ॥

बदरीणां षण्डेन समूहेन मण्डिते। मनः प्रणिदध्यौ स्थिरीचकार।

'समाधिनाऽनुस्मर तद्विचेष्टितम्' इति नारदोपदिष्टं ध्यानं कृतवानित्यर्थः ॥ ३ ॥

બોરડીના '**षण्डेन**' સમૂહથી શોભાયમાન, સ્વયં મનને '**प्रणिदध्यौ**' સ્થિર કર્યું.

''સમાધિ દ્વારા તેમની (શ્રીહરિની) લીલાઓનું સ્મરણ કરો.''– (શ્રીમદ્ ભા.૧/૫/૧૩) તેવા નારદજી દ્વારા થયેલા ઉપદેશનું ધ્યાન કર્યું, એમ અર્થ છે. ॥ ૩ ॥

**भक्तियोगेन मनसि सम्यक् प्रणिहितेऽमले।**
**अपश्यत्पुरुषं पूर्वं मायां च तदुपाश्रयाम्॥ ४**

ભક્તિયોગ દ્વારા સારી રીતે નિશ્ચળ અને નિર્મળ થયેલા મનમાં (તેમણે) પ્રથમ આદિપુરુષ ઈશ્વરનાં દર્શન કર્યાં અને પછી ઈશ્વરને અધીન એવી માયાનાં (દર્શન કર્યાં). ॥ ૪ ॥

प्रणिहिते निश्चले। अत्र हेतुः—भक्तियोगेनामले। पूर्वं प्रथमं पुरुषमीश्वरमपश्यत्। 'पूर्णम्' इति वा पाठः। तदुपाश्रयामीश्वराश्रयां तदधीनां मायां चापश्यत्॥ ४॥

'**प्रणिहिते**' નિશ્ચળ (મનમાં), અહીં કારણ આપે છે– ભક્તિયોગ દ્વારા નિર્મળ થયેલા (મનમાં), '**पूर्वम्**' પ્રથમ '**पुरुषम्**' ઈશ્વરનાં દર્શન કર્યાં. '**पूर्वम्**' ને બદલે '**पूर्णम्**' પાઠ પણ છે. '**तदुपाश्रयाम्**' ઈશ્વરનો આશ્રય હોય તેવી, ઈશ્વરને અધીન એવી માયાનાં પણ દર્શન કર્યાં. ॥ ૪ ॥

ईशमायाकृतां च जीवानां संसृतिमपश्यदित्याह—**ययेति।**

ઈશ્વરની માયાએ કરેલા, જીવોના સંસારને જોયો, તે વાત કહે છે— '**यया इति।**'

**यया संमोहितो जीव आत्मानं त्रिगुणात्मकम्।**
**परोऽपि मनुतेऽनर्थं तत्कृतं चाभिपद्यते॥ ५**

જે માયાથી સંમોહિત થયેલો જીવ ત્રણે ગુણોથી અતીત હોવા છતાં પોતાને ત્રણે ગુણવાળો માની લે છે અને તે કારણે થયેલા અભિમાનથી અનર્થને પામે છે. ॥ ૫ ॥

यया संमोहितः स्वरूपावरणेन विक्षिप्तः परोऽपि गुणत्रयाद्व्यतिरिक्तोऽपि तत्कृतं त्रिगुणत्वाभिमानकृतमनर्थं च कर्तृत्वादिकं प्राप्नोति॥ ५ ॥

'**यया संमोहितः**' જેનાથી સંમોહિત થયેલો, સ્વરૂપના આવરણને કારણે પોતાને અધ્યાસથી જુદો માનતો '**परः अपि**' ત્રણે ગુણોથી અળગો, અતીત હોવા છતાં, '**तत्कृतम्**' તે ત્રણ ગુણોને કારણે ત્રિગુણાત્મક હોવાના અભિમાનથી થયેલા '**अनर्थम्**' કર્તૃત્વ, ભોક્તૃત્વ (હું કર્તા છું, હું ભોક્તા છું) આદિ અનર્થને પામે છે. ॥ ૫ ॥

**अनर्थोपशमं साक्षाद्भक्तियोगमधोक्षजे।**
**लोकस्याजानतो विद्वांश्चक्रे सात्वतसंहिताम्॥ ६**

ભગવાન અધોક્ષજ પ્રત્યે અનર્થને શાંત કરનાર સાક્ષાત્ ભક્તિયોગ (જોયો). (પરંતુ) લોકો (આ) નથી જાણતા એમ સમજીને (તેમણે) ભક્તોની સંહિતા શ્રીમદ્ ભાગવતની રચના કરી. ॥ ૬ ॥

अनर्थमुपशमयति योऽधोक्षजे साक्षाद्भक्तियोगस्तं चापश्यत्। एतत्सर्वं स्वयं दृष्ट्वा एवमजानतो लोकस्यार्थे सात्वतसंहितां श्रीभागवताख्यां चक्रे। तदनेन श्लोकत्रयेण भागवतार्थः संक्षेपतो दर्शितः। एतदुक्तं भवति—विद्याशक्त्या मायानियन्ता नित्याविर्भूतपरमानन्दस्वरूपः सर्वज्ञः सर्वशक्तिरीश्वरस्तन्मायया संमोहितस्तिरोभूतस्वरूपस्तद्विपरीतधर्मा जीवस्तस्य चेश्वरभक्त्या लब्धज्ञानेन मोक्ष इति।

तदुक्तं विष्णुस्वामिना—

ह्लादिन्या संविदाश्लिष्टः सच्चिदानन्द ईश्वरः।
स्वाविद्यासंवृतो जीवः संक्लेशनिकराकरः॥

तथा

स ईशो यद्वशे माया स जीवो यस्तयार्दितः।
स्वाविर्भूतपरानन्दः स्वाविर्भूतसुदुःखभूः॥
स्वादृगुत्थविपर्यासभवभेदजभीशुचः ।
मन्मायया जुषन्नास्ते तमिमं नृहरिं नुमः॥

इत्यादि॥ ६॥

संहिताया अनर्थोपशामकत्वं दर्शयति—**यस्यामिति**।

**यस्यां वै श्रूयमाणायां कृष्णे परमपूरुषे।**
**भक्तिरुत्पद्यते पुंसः शोकमोहभयापहा॥ ७**

यस्यां वै श्रूयमाणायामेव, किं पुनः श्रुतायामित्यर्थः॥ ७॥

ભગવાન અધોક્ષજ પ્રત્યે અનર્થને શાંત કરનારો સાક્ષાત્ જે ભક્તિયોગ છે તેને જોયો. આ સર્વ પોતે જોઈને એ પ્રમાણે ન જાણતા લોકો માટે **'सात्वतसंहिताम्'** શ્રીમદ્ ભાગવત નામના (શાસ્ત્ર)ની રચના કરી. તે આ ત્રણ શ્લોકો (૪-૫-૬) દ્વારા ભાગવતના અર્થને સંક્ષેપમાં દર્શાવ્યો છે. આ પ્રમાણે કહેવાયું છે—વિદ્યાની શક્તિથી માયાના નિયંતા, જેમનું પરમાનંદસ્વરૂપ નિત્ય આવિર્ભૂત થયેલું છે તેવા સર્વજ્ઞ, સર્વશક્તિમાન ઈશ્વર, તેમની માયાથી સંમોહિત એવો, જેનું પોતાનું સ્વરૂપ ઢંકાઈ ગયું છે તેવો અને ઈશ્વરથી વિપરીત ધર્મોવાળો જીવ ઈશ્વરની જ ભક્તિથી પ્રાપ્ત થયેલા જ્ઞાન દ્વારા તે (મોક્ષ)ને પ્રાપ્ત થાય છે.

વિષ્ણુસ્વામી દ્વારા તે જ કહેવામાં આવ્યું છે—"સત્-ચિત્-આનંદ સ્વરૂપવાળા ઈશ્વર પરમ-આનંદમયી જ્ઞાનશક્તિ વડે આશ્લિષ્ટ છે, (જ્યારે) સ્વરૂપના અજ્ઞાનથી આચ્છાદિત થયેલો જીવ ક્લેશના સમૂહની ખાણ છે."

તેવી જ રીતે, "જેના વશમાં માયા છે તે ઈશ્વર છે. માયાથી જે દુઃખી છે તે જીવ છે. પોતાનામાંથી પરમાનંદ પ્રકટ કર્યો છે તે (ઈશ્વર છે), પોતાનામાંથી આત્યંતિક દુઃખો ઉત્પન્ન કર્યાં છે તે (જીવ છે). પોતાના અદર્શનથી થયેલા વિપર્યાસ (દેહાદિમાં આત્મબુદ્ધિ હોવી) તેમાંથી ઉદ્ભવેલા ભેદમાંથી જન્મેલા ભય અને શોકનું જીવ જેની માયાથી સેવન કરતો રહે છે, તે આ શ્રીનરહરિભગવાનની અમે સ્તુતિ કરીએ છીએ, વગેરે. ॥ ૬॥

સાત્વતસંહિતા અનર્થને શાંત કરનારી છે તે દર્શાવે છે— **'यस्याम् इति।'**

જેનું શ્રવણ કરતાં જ મનુષ્યને પરમપુરુષ શ્રીકૃષ્ણ ભગવાનમાં શોક-મોહ તથા ભયનો નાશ કરનારી ભક્તિ ઉત્પન્ન થાય છે. ॥ ૭ ॥

જેને સાંભળતાં જ (ભક્તિ ઉત્પન્ન થાય છે), તો સાંભળી લીધા પછી તો કહેવું જ શું? એમ અર્થ છે. ॥ ૭॥

**स संहितां भागवतीं कृत्वाऽनुक्रम्य चात्मजम्।**
**शुकमध्यापयामास निवृत्तिनिरतं मुनिः॥ ८**

अनुक्रम्य शोधयित्वा॥ ८॥

**शौनक उवाच**

**स वै निवृत्तिनिरतः सर्वत्रोपेक्षको मुनिः।**
**कस्य वा बृहतीमेतामात्मारामः समभ्यसत्॥ ९**

कस्य वा हेतोः। बृहतीं वितताम्॥ ९॥

**सूत उवाच**

**आत्मारामाश्च मुनयो निर्ग्रन्था अप्युरुक्रमे।**
**कुर्वन्त्यहैतुकीं भक्तिमित्थंभूतगुणो हरिः॥ १०**

निर्ग्रन्थाः ग्रन्थेभ्यो निर्गताः।

तदुक्तं गीतासु—

यदा ते मोहकलिलं बुद्धिर्व्यतितरिष्यति।
तदा गन्तासि निर्वेदं श्रोतव्यस्य श्रुतस्य च॥

इति।

यद्वा ग्रन्थिरेव ग्रन्थः (निवृत्तः क्रोधाहंकाररूपो ग्रन्थिर्येषां ते) निवृत्तहृदयग्रन्थय इत्यर्थः। ननु मुक्तानां किं भक्त्येत्यादिसर्वाक्षेपपरिहारार्थमाह—इत्थंभूतगुण इति॥ १०॥

ननु भक्तिं कुर्वन्तु नाम, एतच्छास्त्राभ्यासे शुकस्य किं कारणमित्यत आह—**हरेरिति।**

**हरेर्गुणाक्षिप्तमतिर्भगवान्बादरायणिः।**
**अध्यगान्महदाख्यानं नित्यं विष्णुजनप्रियः॥ ११**

તે ભાગવતસંહિતા રચીને અનુક્રમ પ્રમાણે ગોઠવીને તેમણે પોતાના નિવૃત્તિપરાયણ (બ્રહ્માનુભવ પામેલા) પુત્ર શ્રીશુકદેવજીને અધ્યાપન કર્યું. ॥ ૮॥

**'अनुक्रम्य'** આખ્યાનના ક્રમ પ્રમાણે ગોઠવીને ॥ ૮॥

**શૌનક બોલ્યા** – તે શુકદેવમુનિ નિવૃત્તિપરાયણ, સર્વત્ર ઉદાસીન (રાગ-દ્વેષથી મુક્ત), કેવળ આત્મામાં જ આનંદ પામનારા હોવા છતાં તેમણે આ વિશાળ ભાગવતસંહિતાનો કયા કારણથી અભ્યાસ કર્યો? ॥ ૯॥

**'कस्य'** કયા કારણથી **'बृहतीम्'** વિશાળ(સંહિતા)ને (ભણ્યા)? ॥ ૯॥

**સૂતજી બોલ્યા** – આત્મામાં રમણ કરનારા મુનિઓની અહંકારરૂપ ગ્રંથિ છૂટી ગઈ હોય છે, છતાં તેઓ ભગવાન વિષે નિષ્કામ ભક્તિ કરે છે, (કારણ કે) શ્રીહરિ આવા (અલૌકિક) ગુણોથી યુક્ત છે. ॥ ૧૦ ॥

**'निर्ग्रन्थाः'** જેઓ ગ્રંથોથી પર થઈ ગયા છે.

તે ગીતામાં કહેવાયું છે—

"જ્યારે તારી બુદ્ધિ મોહના કળણને સંપૂર્ણપણે તરી જશે, ત્યારે સાંભળવા યોગ્ય અને સાંભળેલ, તે સર્વથી તું વૈરાગ્યને પ્રાપ્ત થઈશ." (ગીતા ૨/૫૨)

અથવા ગ્રન્થિ એ જ ગ્રન્થ. હૃદયની (ક્રોધરૂપ અહંકારની) ગાંઠ જેમની છૂટી ગઈ છે એવા તેઓ, એમ અર્થ છે. હવે શંકા કરવામાં આવી છે કે, મુક્ત (આત્મા)ને ભક્તિથી શું પ્રયોજન છે ? આવા સર્વ આક્ષેપોને દૂર કરવા માટે કહે છે કે શ્રીહરિ આવા (દિવ્ય) ગુણોથી યુક્ત છે. ॥ ૧૦ ॥

શંકા કરવામાં આવી છે કે તેઓ ભક્તિ ભલે કરે; એટલે આ શાસ્ત્રના અભ્યાસમાં જ શુકદેવજીની પ્રવૃત્તિ થાય તેનું શું કારણ? તે માટે કહે છે— **'हरेः इति।'**

ભગવાનના ગુણોથી આકર્ષિત થયેલી બુદ્ધિવાળા, શ્રીબાદરાયણના પુત્ર શ્રીશુકદેવજી, જેમને વિષ્ણુ ભગવાનના ભક્તો સદાય પ્રિય છે, તેમણે શ્રીમદ્-ભાગવતરૂપી મહાન આખ્યાનનું અધ્યયન કર્યું. ॥ ૧૧॥

अध्यगादधीतवान्। विष्णुजनाः प्रिया यस्येति। व्याख्यानादिप्रसङ्गेन तत्सङ्गतिकाम इति भावः। एतेन 'तस्य पुत्रो महायोगी' इत्यादिना शुकस्य व्याख्याने प्रवृत्तिः कथमिति यत्पृष्टं तस्योत्तरमुक्तम्॥ ११॥

यदन्यत्पृष्टं परीक्षितः प्रायोपवेशेन श्रवणं कथमिति 'तस्य जन्म महाश्चर्यम्' इत्यादिना तस्योत्तरं वक्तुमाह—**परीक्षित इति।**

**परीक्षितोऽथ राजर्षेर्जन्मकर्मविलायनम्।**
**संस्थां च पाण्डुपुत्राणां वक्ष्ये कृष्णकथोदयम्॥ १२**

विलायनं मुक्तिं मृत्युं वा। संस्थां महाप्रस्थानम्। श्रीकृष्णकथानामुदयो यथा भवति तथा॥ १२॥

तत्र परीक्षितो जन्म निरूपयिष्यन्नादौ तावद्गर्भस्थ एवाश्वत्थाम्नो ब्रह्मास्त्रात्कृष्णेन रक्षित इति वक्तुं कथां प्रस्तौति—**यदेत्यादिना।**

**यदा मृधे कौरवसृञ्जयानां**
**वीरेष्वथो वीरगतिं गतेषु।**
**वृकोदराविद्धगदाभिमर्श-**
**भग्नोरुदण्डे धृतराष्ट्रपुत्रे॥ १३**

यदा द्रौणिरश्वत्थामा कृष्णासुतानां द्रौपदीपुत्राणां शिरांस्युपाहरत्तदा तन्माताऽरुदत्तां च सान्त्वयन्किरीटमाल्यर्जुन आहेति तृतीयेनान्वयः। किमिति बालानां शिरांस्यानीतवानित्यपेक्षायामाह।

**'अध्यगात्'** અધ્યયન કર્યું. જેને ભગવાન વિષ્ણુના ભક્તો પ્રિય છે. પ્રવચન વગેરે પ્રસંગો દ્વારા તેમનો સત્સંગ થાય તેવી ઈચ્છાવાળા શ્રીશુકદેવજી, એવો ભાવ છે. આ દ્વારા ''તેમના મહાયોગી પુત્ર'' (શ્રીમદ્ ભા.૧/૪/૪) વગેરે દ્વારા શુકદેવજીની પ્રવચનમાં પ્રવૃત્તિ કેવી રીતે થઈ, એમ જે પૂછવામાં આવ્યું, તેનો ઉત્તર કહ્યો છે. ॥ ૧૧ ॥

બીજું જે પૂછવામાં આવ્યું હતું કે પરીક્ષિતે મૃત્યુપર્યંત અન્નજળનો ત્યાગ કરીને શા માટે શ્રવણ કર્યું હતું? ''તેનો જન્મ એક મહાન આશ્ચર્ય હતું.'' (શ્રીમદ્ ભા. ૧/૪/૯) વગેરે દ્વારા. તેનો ઉત્તર આપવા માટે કહે છે— **'परीक्षितः इति।'**

હવે હું રાજર્ષિ પરીક્ષિતનો જન્મ, કર્મ તથા મોક્ષ અને પાંડવોનું મહાપ્રયાણ કહીશ, (કારણ કે) તેમાંથી જ ભગવાન શ્રીકૃષ્ણની કથાનો ઉદય થાય છે. ॥ ૧૨ ॥

**'विलायनम्'** મુક્તિ અથવા મૃત્યુ– **'संस्थाम्'** મહાપ્રસ્થાન– શ્રીકૃષ્ણ ભગવાનની કથાઓનો ઉદય જે રીતે થાય તે રીતે ॥ ૧૨॥

ત્યાં પરીક્ષિત રાજાના જન્મનું નિરૂપણ કરવા માટે પહેલાં તે ગર્ભસ્થ હતા ત્યારે જ અશ્વત્થામાના બ્રહ્માસ્ત્રથી ભગવાન શ્રીકૃષ્ણે તેમનું રક્ષણ કર્યું હતું, તે કહેવા માટે કથા પ્રસ્તુત કરે છે— **'यदा'** વગેરેથી.

જ્યારે કૌરવો-પાંડવોના યુદ્ધમાં વીર યોદ્ધાઓ વીરગતિ (સ્વર્ગ) પામ્યા અને ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનની સાથળો ભીમસેને ફેંકેલી ગદાના પ્રહારથી ભાંગી ગઈ, ત્યારે ॥ ૧૩ ॥

જ્યારે **'द्रौणिः'** અશ્વત્થામા **'कृष्णासुतानाम्'** દ્રૌપદીના પુત્રોનાં મસ્તકો કાપીને લઈ આવ્યો, ત્યારે તેમની માતા (દ્રૌપદી)એ રુદન કરતી તેને સાંત્વન આપતાં **'किरीटमाली'** અર્જુને કહ્યું, એમ આનાથી ત્રીજા શ્લોક (૧૫) સાથે સંબંધ છે. બાળકોનાં મસ્તકો કેમ લઈ આવ્યો, એમ કોઈ પૂછે તો તે માટે કહે છે—

मृधे युद्धे। यद्यपि पाण्डवा अपि कौरवा एव तथापि सृञ्जयवंशजो धृष्टद्युम्नः पाण्डवानां सेनापतिरिति सृञ्जयानामित्युक्तम्। वीरगतिं स्वर्गम्। अथो अनन्तरम्। वृकोदरेणाविद्धायाः क्षिप्ताया गदाया अभिमर्शेनाभिघातेन भग्नावूरुदण्डौ यस्य तथाभूते धृतराष्ट्रपुत्रे दुर्योधने सति॥ १३ ॥

**भर्तुः प्रियं द्रौणिरिति स्म पश्यन्**
**कृष्णासुतानां स्वपतां शिरांसि।**
**उपाहरद्विप्रियमेव तस्य तद्**
**जुगुप्सितं कर्म विगर्हयन्ति॥ १४**

भर्तुर्दुर्योधनस्य। स्मेति वितर्के। इत्येवं प्रियं स्यादिति पश्यन् । तस्य तद्विप्रियमेवेति वाक्यान्तरम्। विप्रियत्वे हेतुः—जुगुप्सितमिति ॥ १४ ॥

**माता शिशूनां निधनं सुतानां**
**निशम्य घोरं परितप्यमाना।**
**तदारुदद्वाष्पकलाकुलाक्षी**
**तां सान्त्वयन्नाह किरीटमाली॥ १५**

घोरं दुःसहं यथा भवति। बाष्पस्य कलाभिर्बिन्दुभिराकुले अक्षिणी यस्याः। किरीट- स्यैकत्वेऽपि तदग्राणां बहुत्वात्किरीटमालीत्युक्तम् ॥ १५ ॥

**तदा शुचस्ते प्रमृजामि भद्रे**
**यद्ब्रह्मबन्धोः शिर आततायिनः।**
**गाण्डीवमुक्तैर्विशिखैरुपाहरे**
**त्वाऽऽक्रम्य यत्स्नास्यसि दग्धपुत्रा॥ १६**

**મૃધે** યુદ્ધમાં, જો કે પાંડવો એ કૌરવો જ છે, છતાં પણ સૃંજય વંશમાં જન્મેલો ધૃષ્ટદ્યુમ્ન પાંડવોની (સેનાનો) સેનાપતિ હોવાથી **'सृंजयानाम्'** કહ્યું છે. **'वीरगतिम्'** સ્વર્ગ, **'अथो'** ત્યારબાદ– ભીમ દ્વારા **'आविद्धायाः'** પ્રહાર કરાયેલી ગદાના **'अभिमर्शेन'** આઘાતથી ધૃતરાષ્ટ્રપુત્ર દુર્યોધન જેની બંને સાથળો ભાંગી ગઈ છે તેવો થયો ત્યારે ॥ ૧૩ ॥

(પોતાના) રાજા દુર્યોધનનું પ્રિય થશે, એમ માનતો દ્રોણપુત્ર અશ્વત્થામા કૃષ્ણા(દ્રૌપદી)ના સૂતેલા પુત્રોનાં મસ્તકો કાપી લાવ્યો. તેનું તે નિંદ્ય કર્મ દુર્યોધનને અપ્રિય જ થઈ પડ્યું. (હજી સુધી લોકો) તેના નિંદ્ય કર્મને વખોડે છે. ॥ ૧૪ ॥

**'भर्तुः'** રાજા દુર્યોધનનું– **'स्म'** વિતર્ક દર્શાવે છે. (નિદ્રાધીન બાળકોનો વધ) પ્રિય થશે તેમ માનતો તે. દુર્યોધનને તે અપ્રિય જ હતું– એમ સૂચવતું શ્લોકનું બીજું વાક્ય છે. અપ્રિય હોવા માટેનું કારણ દર્શાવે છે– તે કાર્ય અતિનિંદ્ય હતું. ॥ ૧૪ ॥

માતા દ્રૌપદી (પોતાના) પુત્રોનું મૃત્યુ સાંભળીને અત્યંત અસહ્ય વિલાપ કરતી હતી, ત્યારે અશ્રુબિંદુઓથી છલકાતાં નેત્રોવાળી તેને આશ્વાસન આપતાં કિરીટમાલી અર્જુન કહેવા લાગ્યો. ॥ ૧૫ ॥

**'घोरम्'** ભયંકર, અસહ્ય જે રીતે થાય તેમ– આંસુનાં **'कलाभिः'** બિંદુઓ વડે છલકાતી આંખો જેની છે– મુકુટ એક જ હોવા છતાં તેના અગ્રભાગ (શિખર) અનેક હોવાથી કિરીટમાલી એમ કહ્યું છે. ॥ ૧૫॥

"હે કલ્યાણી! તે આતતાયી નીચ બ્રાહ્મણનું મસ્તક હું મારા આ ગાંડીવ ધનુષ્યમાંથી છૂટેલાં બાણો વડે કાપી તારી પાસે લાવીશ અને તે મસ્તકનું આસન કરીને, તેની ઉપર પગ મૂકીને મૃતપુત્રા તું જ્યારે સ્નાન કરીશ, ત્યારે તારાં શોકાશ્રુ લૂછીશ." ॥ ૧૬ ॥

शुचः शोकाश्रूणि। प्रमृजामि परिमार्जयामि। यद्यदा ब्रह्मबन्धोर्ब्राह्मणाधमस्य आततायिन इति

'अग्निदो गरदश्चैव शस्त्रपाणिर्धनापहः।
क्षेत्रदारहरश्चैव षडेते ह्याततायिनः॥'
इति।

स्मरणादत्राततायी शस्त्रपाणिस्तेन च पुत्रहन्तृत्वं लक्ष्यते।

गाण्डीवाद्धनुषो मुक्तैर्विशिखैर्बाणैरुपाहरे त्वत्समीपमानयामि। यच्छिर आक्रम्यासनं विधाय। दग्धपुत्रा सती॥ १६॥

**इति प्रियां वल्गुविचित्रजल्पैः**
**स सान्त्वयित्वाऽच्युतमित्रसूतः।**
**अन्वाद्रवद्दंशित उग्रधन्वा**
**कपिध्वजो गुरुपुत्रं रथेन॥ १७**

वल्गवो रम्या विचित्रा जल्पा भाषणानि तैः। सोऽर्जुनः। अच्युत एव मित्रं सूतश्च यस्य। दंशितो बद्धकवचः। उग्रं धनुश्चापं यस्य। कपिर्हनुमान् ध्वजे यस्य सः। गुरोः पुत्रं रथेनान्वाद्रवत् अन्वधावत्॥ १७॥

**तमापतन्तं स विलक्ष्य दूरात्**
**कुमारहोद्विग्नमना रथेन।**
**पराद्रवत्प्राणपरीप्सुरुर्व्यां**
**यावद्गमं रुद्रभयाद्यथा कः॥ १८**

**'शुचः'** શોકનાં અશ્રુઓ **'प्रमृजामि'** લૂછીશ, **'यद्'** જ્યારે **'ब्रह्मबन्धोः'** નીચ બ્રાહ્મણનું, આતતાયીનું

"આગ લગાડનાર, ઝેર આપનાર, (શસ્ત્ર વગરનાની સામે) હાથમાં શસ્ત્ર ધારણ કરનાર, ધન ચોરી જનાર, ભૂમિનું અને સ્ત્રીનું હરણ કરનાર, આ છ (વ્યક્તિઓ) આતતાયી છે." (વસિષ્ઠ સ્મૃતિ ૩/૧૯)

આ સ્મૃતિપ્રમાણને આધારે અહીં હાથમાં શસ્ત્ર ધારણ કરનારો આતતાયી છે. તેના દ્વારા પુત્રોનો હત્યારો છે, એમ લક્ષિત થાય છે.

ગાંડીવ ધનુષ્યમાંથી છૂટેલાં **'विशिखैः'** બાણો દ્વારા (મસ્તક) કાપી **'उप-आहरे'** તારી પાસે લાવીશ; જે મસ્તક પર **'आक्रम्य'** પગ મૂકી, આસન કરીને મૃતપુત્રા એવી તું ॥ ૧૬ ॥

એ પ્રમાણે અનેક જાતનાં સુંદર વચનોથી પ્રિયા દ્રૌપદીને શાંત કરી, જેના મિત્ર અને સારથિ શ્રીકૃષ્ણ ભગવાન છે તથા જેના (રથની) ધજામાં શ્રીહનુમાનજી (બિરાજમાન) છે, તેવો અર્જુન કવચ ધારણ કરી, હાથમાં ભયાનક ગાંડીવ લઈને રથમાં બેસી, ગુરુપુત્ર અશ્વત્થામાની પાછળ દોડ્યો. ॥ ૧૭ ॥

**'वल्गवः'** અનેક જાતનાં સુંદર **'जल्पाः'** વચનો, તેમનાંથી **'सः'** તે અર્જુન, અચ્યુત ભગવાન જ જેના મિત્ર અને સારથિ છે તેવો **'दंशितः'** કવચ ધારણ કરીને, ભયંકર **'धनुः'** ગાંડીવધનુષ્ય જેનું છે તે, **'कपिः'** હનુમાનજી જેના (રથની) ધજામાં છે તે (અર્જુન) રથમાં બેસીને ગુરુના પુત્રની **'अन्वाद्रवत्'** પાછળ દોડ્યો. ॥ ૧૭ ॥

રાજકુમારોનો હત્યારો તે અશ્વત્થામા અર્જુનને દૂરથી આવતો જોઈ, ભગવાન શંકરના ભયથી જેમ બ્રહ્માજી (અથવા સૂર્ય ભાગ્યા હતા), તેમ કંપિત હૃદયે રથમાં બેસી પ્રાણ બચાવવાની ઈચ્છાવાળો થઈ પૃથ્વી પર નાસી શકાય તેટલું નાઠો. ॥ ૧૮ ॥

आपतन्तमाधावन्तम्। स द्रौणिः। कुमारहा बालघाती। उद्विग्नमनाः कम्पितहृदयः। प्राणपरीप्सुः प्राणान् लब्धुमिच्छुर्न तु कीर्तिम्। यावद्गमं यावद्गन्तुं शक्यं तावदुर्व्यां पराद्रवदपलायत। को ब्रह्मा मृगो भूत्वा सुतां यब्धुमुद्यतः सन् रुद्रस्य भयाद्यथा पलायते स्म।

'आपतन्तम्' દોડતા આવતા (અર્જુન)ને, 'सः' તે અશ્વત્થામા 'कुमारहा' રાજકુમારોનો હત્યારો, 'उद्विग्नमनाः' કાંપતા હૃદયવાળો (ઉદ્વિગ્ન મનવાળો), 'प्राणपरीप्सुः' પ્રાણને પ્રાપ્ત કરી રાખવાની ઇચ્છાવાળો, કીર્તિને પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળો નહીં, 'यावद्गमम्' જ્યાં સુધી જઈ શકાય ત્યાં સુધી, પૃથ્વી પર 'पराद्रवत्' ભાગ્યો. 'कः' બ્રહ્માજી મૃગ બનીને પોતાની પુત્રીને આલિંગન કરવા ઉદ્યત થયેલા (તે) જેમ રુદ્રના ભયથી ભાગ્યા હતા.

'अर्क' इति पाठे वामनपुराणकथा सूचिता। तथा हि विद्युन्माली नाम कश्चिद्राक्षसो माहेश्वरस्तस्मै रुद्रेण सौवर्णं विमानं दत्तम्, ततोऽसावर्कस्य पृष्ठतो भ्राम्यन्विमानदीप्त्या रात्रिं विलोपितवान्, ततोऽर्केण निजतेजोभिर्द्रावयित्वा तद्विमानं पातितम्, तच्छ्रुत्वा कुपिते रुद्रे भयादर्कः पराद्रवत्, ततो रुद्रस्य क्रूरदृष्ट्या दन्दह्यमानः पतन्वाराणस्यां पतितो लोलार्कनाम्ना विख्यात इति ॥ १८ ॥

'अर्कः' પાઠમાં વામનપુરાણની કથાનું સૂચન કરવામાં આવ્યું છે. તે મુજબ વિદ્યુન્માલી નામનો કોઈ એક રાક્ષસ મહેશ્વરનો ભક્ત હતો. તેને રુદ્ર દ્વારા સોનાનું વિમાન આપવામાં આવ્યું હતું. તેનાથી તેણે તે સૂર્યની પાછળથી ભમતાં વિમાનની કાંતિથી રાત્રિનો લોપ કરી દીધો. તેથી સૂર્યે પોતાના તેજથી તે વિમાનને ઓગાળીને પાડી નાખ્યું. તે સાંભળીને રુદ્ર કોપાયમાન થયા, ત્યારે તેમના ભયથી સૂર્યનારાયણ ભાગ્યા. ત્યાર પછી રુદ્રની ક્રૂર દૃષ્ટિથી અતિશય બળતા સૂર્યદેવ વારાણસીમાં પડ્યા અને લોલાર્ક નામથી વિખ્યાત થયા. ॥ ૧૮॥

**यदाऽशरणमात्मानमैक्षत श्रान्तवाजिनम्।**
**अस्त्रं ब्रह्मशिरो मेन आत्मत्राणं द्विजात्मजः॥ १९**

જેના ઘોડા થાકી ગયા હતા તેવા બ્રાહ્મણપુત્ર અશ્વત્થામાએ પોતાને જ્યારે રક્ષક વગરનો જોયો, ત્યારે તેણે બ્રહ્માસ્ત્રને પોતાનું રક્ષણ કરનાર માન્યું. ॥ ૧૯॥

अशरणं रक्षकरहितम्। ननु पलायनमेव रक्षकमस्ति, न, तस्यापि कुण्ठितत्वादित्याह। श्रान्ता वाजिनो यस्य तम्। ब्रह्मशिरोऽस्त्रं ब्रह्मास्त्रम्।

'अशरणम्' રક્ષક વગરનો. શંકા થાય કે અહીં તો ભાગી જવું એ જ રક્ષણ છે. ના, તે પણ કુંઠિત (દુર્બળ) થઈ ગયું હતું, એમ કહે છે. જેના ઘોડા પણ થાકી ગયા હતા તેવા તેને (માટે પલાયન થવું તે પણ રક્ષણ ન હતું). 'ब्रह्मशिरः अस्त्रम्' બ્રહ્માસ્ત્રને–

द्विजात्मज इत्यदीर्घदर्शितामाह॥ १९ ॥

અશ્વત્થામાને બ્રાહ્મણપુત્ર કહ્યો તે તેની દીર્ઘદૃષ્ટિના અભાવને સૂચવે છે (કારણ કે બ્રહ્માસ્ત્રના ઉપસંહારના અજ્ઞાનને કારણે બ્રહ્માસ્ત્રનો પ્રયોગ અનુચિત હોવાથી તેની અદીર્ઘદર્શિતા દેખાય છે). ॥ ૧૯ ॥

**अथोपस्पृश्य सलिलं संदधे तत्समाहितः।**
**अजानन्नुपसंहारं प्राणकृच्छ्र उपस्थिते॥ २०**

तद् ब्रह्मास्त्रम्। समाहितः कृतध्यानः। उपसंहारमजानतोऽपि संधाने हेतुः—प्राणकृच्छ्र इति॥ २०॥

**ततः प्रादुष्कृतं तेजः प्रचण्डं सर्वतोदिशम्।**
**प्राणापदमभिप्रेक्ष्य विष्णुं जिष्णुरुवाच ह॥ २१**

ततोऽस्त्रात् सर्वतोदिशं प्रादुष्कृतं प्रकटीभूतं तेजोऽभिप्रेक्ष्य (समन्ताद्विलोक्य) ततः प्राणापदं चाभिप्रेक्ष्य (अर्जुनः कृष्णमुवाच)॥ २१॥

प्रस्तुतं विज्ञापयितुं प्रथमं स्तौति—**कृष्णेति** चतुर्भिः।

**अर्जुन उवाच**

**कृष्ण कृष्ण महाभाग भक्तानामभयंकर।**
**त्वमेको दह्यमानानामपवर्गोऽसि संसृतेः॥ २२**

संसृतेर्हेतोर्दह्यमानानां तस्या अपवर्गो-ऽपवर्जयिता। नाशक इत्यर्थः॥ २२॥

**बा.प्र.—**

'कृषिर्भूवाचकः शब्दो णश्च निर्वृतिवाचकः।
तयोरैक्यं परं ब्रह्म कृष्ण इत्यभिधीयते॥'

**त्वमाद्यः पुरुषः साक्षादीश्वरः प्रकृतेः परः।**
**मायां व्युदस्य चिच्छक्त्या कैवल्ये स्थित आत्मनि॥ २३**

यतस्त्वमीश्वरः साक्षात्। कुतः। यतः प्रकृतेः परः पुरुषः। तत्कुतः। यत आद्यः कारणम्। कारणत्वेऽप्यविकारितामाह। मायां व्युदस्याभिभूय कैवल्यरूपे आत्मन्येव स्थित इति॥ २३॥

પછી બ્રહ્માસ્ત્રને પાછું ખેંચવાનું તે ન જાણતો હોવા છતાં પ્રાણસંકટ ઉપસ્થિત થતાં તેણે જળનું આચમન કરી, ધ્યાન ધરી તે બ્રહ્માસ્ત્રનું સંધાન કર્યું. ॥ ૨૦ ॥

'**तद्**' તે બ્રહ્માસ્ત્રને– '**समाहितः**' ધ્યાન કરીને, ઉપસંહાર ન જાણતો હોવા છતાં તે અસ્ત્રને છોડવાનું કારણ– પ્રાણસંકટ (ઉપસ્થિત થયું). ॥ ૨૦ ॥

તે અસ્ત્રમાંથી સર્વ દિશામાં પ્રચંડ તેજ પ્રકટ થયું. પ્રાણસંકટ જોઈને અર્જુને વિષ્ણુભગવાનને કહ્યું : ॥ ૨૧॥

'**ततः**' તે અસ્ત્રમાંથી, સર્વ દિશામાં '**प्रादुष्कृतम्**' પ્રકટ થયેલું તેજ '**अभिप्रेक्ष्य**' ચારેય બાજુ જોઈને, તેનાથી પ્રાણસંકટ જોઈને અર્જુને કૃષ્ણને કહ્યું : ॥ ૨૧॥

પરિસ્થિતિ જણાવવા માટે પ્રથમ સ્તુતિ કરે છે. '**कृष्ण इति।**'– ચાર શ્લોકો વડે.

**અર્જુન બોલ્યા** – હે કૃષ્ણ! હે કૃષ્ણ! હે મહાભાગ્યવાન્! ભક્તોને અભય કરનારા, સંસારથી બળતા જનોના તે સંસારનો નાશ કરનારા એકમાત્ર આપ જ છો. ॥ ૨૨॥

સંસારરૂપી હેતુથી (જન્મ-મરણાદિ દુઃખોથી) બળતા જનોને તેમાંથી (સંસારમાંથી) '**अपवर्गः**' મુક્ત કરનાર અથવા તેમના સંસારનો નાશ કરનાર, એમ અર્થ છે. ॥ ૨૨॥

('કૃષ્ણ' શબ્દની વ્યુત્પત્તિ આ પ્રમાણે છે.) '**कृष्ण**' શબ્દમાં '**कृष्**' સત્તા (હોવાપણા)નો વાચક છે અને '**ण**' આનન્દનો વાચક છે. સત્તા (અસ્તિત્વ) અને આનન્દ એ બંનેનું ઐક્ય પરબ્રહ્મ કૃષ્ણ કહેવાય છે.

આદિપુરુષ, સાક્ષાત્ ઈશ્વર, માયાથી પર અને ચૈતન્યશક્તિથી માયાને દૂર કરી કૈવલ્યસ્વરૂપ આત્મામાં જ આપ સ્થિત છો. ॥ ૨૩॥

કારણકે તમે સાક્ષાત્ ઈશ્વર છો, કેવી રીતે ? કારણકે તમે માયાથી પર તેમ જ (અંતર્યામી) પુરુષ છો. તે કેવી રીતે? કારણ કે મૂળ કારણ છો. કારણરૂપ હોવા છતાં અવિકારીપણું છે, તેમ કહે છે. માયાને '**व्युदस्य**' દૂર કરીને, પરાજિત કરીને કૈવલ્યરૂપ આત્મામાં જ સ્થિત છો. ॥ ૨૩ ॥

त्रिवर्गदातापि त्वमेवेत्याह—**स** इति।

**स एव जीवलोकस्य मायामोहितचेतसः।**
**विधत्से स्वेन वीर्येण श्रेयो धर्मादिलक्षणम्॥ २४**

यस्त्वं मायामभिभूय स्थितः स एव मायाभिभूतस्य जनस्य धर्मादिफलमुपासितः सन्विधत्से। वीर्येण प्रभावेण ॥ २४॥

तथा चानेनावतारेण तव साधुपक्षपातो लक्ष्यत इत्याह—**तथेति**।

**तथायं चावतारस्ते भुवो भारजिहीर्षया।**
**स्वानां चानन्यभावानामनुध्यानाय चासकृत्॥ २५**

किं भूभारहरणं मदिच्छामात्रेण न भवति तत्राह। स्वानां ज्ञातीनामनुध्यानाय च। तथानन्यभावानामेकान्तभक्तानां च॥ २५॥

एवं स्तुत्वा प्रस्तुतं विज्ञापयति—**किमिति**।

**किमिदं स्वित्कुतो वेति देवदेव न वेद्म्यहम्।**
**सर्वतोमुखमायाति तेजः परमदारुणम्॥ २६**

किमात्मकमिदं कुतो वा आयातीति। स्विद्वितर्के॥ २६॥

**श्रीभगवानुवाच**

**वेत्थेदं द्रोणपुत्रस्य ब्राह्ममस्त्रं प्रदर्शितम्।**
**नैवासौ वेद संहारं प्राणबाध उपस्थिते॥ २७**

ત્રિવર્ગ એટલે કે ધર્મ, અર્થ અને કામ આપનારા પણ આપ જ છો, તેમ કહે છે— **'सः इति।'**

તે જ આપ પોતાના પ્રભાવથી, માયાથી મોહિત મનવાળા મનુષ્યને ધર્માદિરૂપ કલ્યાણનું વિધાન કરો છો. ॥ ૨૪॥

જે આપ માયાને પરાજિત કરીને સ્થિત છો, તે આપ જ માયાથી પરાજિત થયેલા મનુષ્યને ધર્મ વગેરે (અર્થ, કામ અને મોક્ષરૂપ) ફળ ઉપાસના કરાયેલા એવા આપ આપો છો. **'वीर्येण'** પ્રભાવથી ॥ ૨૪॥

(જેમ ભગવાનના અન્ય અવતારો મોક્ષ આપવાના હેતુથી થયા) તેમ આ અવતાર દ્વારા આપનો સજ્જનો પ્રતિ પક્ષપાત દેખાય છે, તે કહે છે— **'तथा इति।'**

આપનો આ અવતાર પૃથ્વીનો ભાર દૂર કરવાની ઈચ્છાથી તથા આપના અનન્યભાવવાળા ભક્તોના નિરંતર ભજનાનંદ (સતત ધ્યાન) થાય, તે માટે થયો છે. ॥ ૨૫ ॥

શું ભૂમિના ભારનું હરણ મારી ઈચ્છામાત્રથી જ નથી થતું ? (માત્ર મારી ઈચ્છાથી જ ભૂમિનો ભાર દૂર થાય છે, પરંતુ ભક્તોને ભજનાનંદનું દાન કરવા હું પ્રકટ થાઉં છું.) તે માટે કહે છે— **'स्वानाम्'** નિજજનો (ભજનાનંદ માટે) સતત ધ્યાન કરે, તેમજ **'अनन्यभावानाम्'** અનન્ય ભાવવાળા અને એકમાં જ બુદ્ધિને સ્થિર કરનારા ભક્તોના ॥ ૨૫॥

આ પ્રમાણે સ્તુતિ કરીને પ્રસ્તુત પ્રસંગને જણાવે છે— **'किम् इति।'**

હે દેવોના દેવ, સર્વ દિશાઓમાં પ્રસરતું આ મહાભયંકર તેજ શું છે? ક્યાંથી આવે છે? તે હું જાણતો નથી. ॥ ૨૬॥

કેવા સ્વરૂપનું? અથવા ક્યાંથી આવે છે? વિતર્ક દર્શાવવા માટે **'स्वित्'** નિપાત છે. ॥ ૨૬॥

**શ્રીભગવાન બોલ્યા** – જ્યારે પ્રાણસંકટ ઉપસ્થિત થયું છે ત્યારે પ્રયોજાયેલું અશ્વત્થામાનું આ બ્રહ્માસ્ત્ર છે તેમ તું જાણી લે. તેનો ઉપસંહાર કરવાનું તે જાણતો નથી પરંતુ તું તો જાણે છે. ॥ ૨૭ ॥

इदं द्रोणपुत्रस्य ब्राह्ममस्त्रम् । तेन च प्राणबाधे प्राप्ते प्रदर्शितं केवलम्। न तत्प्रयोगे कुशल इत्यर्थः। यतोऽसावुपसंहारं न वेद। एतच्च त्वं तु वेत्थ जानासि॥ २७॥

દ્રોણના પુત્રનું આ બ્રહ્માસ્ત્ર છે. કેવળ પ્રાણસંકટ ઉપસ્થિત થતાં તેના દ્વારા આનો પ્રયોગ કરવામાં આવ્યો છે, (પરંતુ) તેના પ્રયોગમાં તે કુશળ નથી, તેવો અર્થ છે; કારણ કે તે તેનો ઉપસંહાર જાણતો નથી, પણ તું તો **'वेत्थ'** જાણે છે. ॥ २७ ॥

**न ह्यस्यान्यतमं किंचिदस्त्रं प्रत्यवकर्शनम्।**
**जह्यस्त्रतेज उन्नद्धमस्त्रज्ञो ह्यस्त्रतेजसा॥ २८**

આ બ્રહ્માસ્ત્રને દૂર કરે તેવું બીજું કોઈ અસ્ત્ર નથી. તો આ અસ્ત્રના ઉત્કટ તેજનો બ્રહ્માસ્ત્રના જ્ઞાનવાળો એવો તું બ્રહ્માસ્ત્રના તેજથી જ નાશ કર. ॥ २८ ॥

प्रत्यवकर्शनं कृशत्वकरम्। निवर्तकमित्यर्थः। अतस्तदस्त्रतेज उन्नद्धमुत्कटं ब्रह्मास्त्रतेजसैव जहि घातय। त्वत्प्रयुक्तं चास्त्रं तदुपसंहृत्य स्वयमुपशाम्येत्। यतस्त्वमस्त्रज्ञोऽसि॥ २८॥

**'प्रत्यवकर्शनम्'** નબળું કરે તેવું, તેનું નિવારણ કરે તેવું, એમ અર્થ છે. માટે તે અસ્ત્રનું તેજ **'उन्नद्धम्'** ઉત્કટ છે. બ્રહ્માસ્ત્રના તેજથી જ તેનો **'जहि'** નાશ કર. તારા દ્વારા પ્રયોજાયેલું તે બ્રહ્માસ્ત્ર તેનો ઉપસંહાર કરીને સ્વયં જ શાંત થઈ જશે, કારણકે તું બ્રહ્માસ્ત્રનો જાણકાર છે. ॥ २८॥

सूत उवाच

**श्रुत्वा भगवता प्रोक्तं फाल्गुनः परवीरहा।**
**स्पृष्ट्वापस्तं परिक्रम्य ब्राह्मं ब्राह्माय संदधे॥ २९**

**સૂતજી બોલ્યા** – શ્રીભગવાન દ્વારા કહેવાયેલું વચન સાંભળીને વિપક્ષી વીરોનો નાશ કરનાર અર્જુને જળનું આચમન કરીને, તે શ્રીકૃષ્ણ ભગવાનની પ્રદક્ષિણા કરીને, બ્રહ્માસ્ત્રની સામે (બ્રહ્માસ્ત્રના નિવર્તન માટે) બ્રહ્માસ્ત્રનું સંધાન કર્યું. ॥ २९ ॥

परे शत्रवस्त एव वीरास्तान्हन्तीति तथाविधः फाल्गुनोऽर्जुनोऽपः स्पृष्ट्वाचम्य तं श्रीकृष्णं परिक्रम्य प्रदक्षिणीकृत्य। ब्राह्माय ब्रह्मास्त्रं निवर्तयितुम्॥ २९ ॥

**'परे'** શત્રુઓ, તે જ વીરો, તેમને હણે તેવો **'फाल्गुनः'** અર્જુન **'अपः स्पृष्ट्वा'** જલનું આચમન કરીને, **'तम्'** તે શ્રીકૃષ્ણ ભગવાનની **'परिक्रम्य'** પ્રદક્ષિણા કરીને **'ब्राह्माय'** બ્રહ્માસ્ત્રનો ઉપસંહાર કરવા માટે ॥ २९॥

**संहत्यान्योन्यमुभयोस्तेजसी शरसंवृते।**
**आवृत्य रोदसी खं च ववृधातेऽर्कवह्निवत्॥ ३०**

બાણોથી વીંટળાયેલાં એ બંને બ્રહ્માસ્ત્રનાં તેજ એકબીજા સાથે મળી જઈ સૂર્ય અને (પ્રલયકાળે સંકર્ષણના મુખમાંથી નીકળેલો) અગ્નિ મળીને જેમ વૃદ્ધિ પામે, તેમ આકાશ અને પૃથ્વી તથા અંતરિક્ષને આવરીને વધવા લાગ્યાં. ॥ ૩૦ ॥

ततश्चोभयोर्ब्रह्मास्त्रयोस्तेजसी शरैः संवृते संवेष्टिते परस्परं मिलित्वा ववृधाते अवर्धेताम् । किं कृत्वा। रोदसी द्यावापृथिव्यौ खमन्तरिक्षं चावृत्य। यथा प्रलये संकर्षणमुखाग्नि-रुपरिस्थितोऽर्कश्च संहत्य वर्धेते तद्वत्॥ ३०॥

અને તે પછી બાણોથી **'संवृते'** વીંટળાયેલાં બંને બ્રહ્માસ્ત્રના તેજ પરસ્પર મળી જઈ **'ववृधाते'** વધવા લાગ્યાં. શું કરીને? **'रोदसी'** આકાશ અને પૃથ્વી **'खम्'** તથા અંતરિક્ષને આવરીને, જેમ પ્રલયકાળે સંકર્ષણના મુખમાંથી નીકળેલો અગ્નિ અને ઉપર રહેલો સૂર્ય, (બન્ને) **'संहत्य'** મળીને વધે તેમ ॥ ૩૦ ॥

**दृष्ट्वास्त्रतेजस्तु तयोस्त्रींल्लोकान्प्रदहन्महत्।**
**दह्यमानाः प्रजाः सर्वाः सांवर्तकममंसत॥ ३१**

तयोर्द्रौणिफाल्गुनयोः। तेन दह्यमानाः सांवर्तकं प्रलयाग्निममंसत मेनिरे॥ ३१ ॥

**प्रजोपप्लवमालक्ष्य लोकव्यतिकरं च तम्।**
**मतं च वासुदेवस्य संजहारार्जुनो द्वयम्॥ ३२**

लोकानां व्यतिकरं व्यत्ययं नाश-मित्यर्थः। वासुदेवस्य मतं चालक्ष्य ब्रह्मास्त्र-द्वयमुपसंहृतवान् ॥ ३२ ॥

**तत आसाद्य तरसा दारुणं गौतमीसुतम्।**
**बबन्धामर्षताम्राक्षः पशुं रशनया यथा॥ ३३**

गौतमवंशजा गौतमी कृपी तस्याः सुतम्। अमर्षेण कोपेन ताम्रे अक्षिणी यस्य सः। निष्कृपत्वे दृष्टान्तः—पशुं यथेति। तस्य बन्धनं धर्म इत्यत्र दृष्टान्तः—यथा याज्ञिकः पशुमिति। रशनया रज्ज्वा॥ ३३ ॥

शोकरोषादियुक्तस्याप्यर्जुनस्य धर्मनिष्ठा-ख्यापनाय श्रीकृष्णवाक्यम्। तदाह षड्भिः।

**शिबिराय निनीषन्तं रज्ज्वा बद्ध्वा रिपुं बलात्।**
**प्राहार्जुनं प्रकुपितो भगवानम्बुजेक्षणः॥ ३४**

शिबिराय राजनिवेशाय नेतुमिच्छन्तम्। प्रकुपित इवेति॥ ३४॥

તે (અશ્વત્થામા તથા અર્જુન) બંનેનાં બ્રહ્માસ્ત્રોના, ત્રણે લોકને બાળતા મહાન તેજને જોઈને તેનાથી બળતી બધી પ્રજાઓ તેને પ્રલયકાળનો અગ્નિ માનવા લાગી. ॥ ૩૧ ॥

**'तयोः'** અશ્વત્થામા અને અર્જુન બંનેનાં; તેનાથી બળતી પ્રજાઓ **'सांवर्तकम्'** પ્રલયકાળનો અગ્નિ **'अमंसत'** માનવા લાગી. ॥ ૩૧॥

પ્રજાઓ ઉપરનો ઉપદ્રવ તથા ત્રણ લોકના થતા નાશને જોઈને અને શ્રીકૃષ્ણ ભગવાનનો મત ધ્યાનમાં લઈ તે બંને બ્રહ્માસ્ત્રો અર્જુને પાછાં ખેંચી લીધાં. ॥ ૩૨॥

(ત્રણે) લોકોની **'व्यतिकरम्'** ઉથલ-પાથલ તથા નાશને (જોઈને), એમ અર્થ છે. વાસુદેવ ભગવાનનો મત ધ્યાનમાં લઈ બંને બ્રહ્માસ્ત્રોને પાછાં ખેંચી લીધાં. ॥ ૩૨॥

(બંને બ્રહ્માસ્ત્રોના ઉપસંહાર) પછી કૃપીના ક્રૂર પુત્ર અશ્વત્થામાને ઝડપથી પકડી ક્રોધથી લાલ નેત્રવાળાએ (અર્જુને) દોરડાથી પશુને બાંધે તેમ બાંધ્યો. ॥ ૩૩ ॥

ગૌતમવંશમાં જન્મેલાં **'गौतमी'** કૃપી, તેમનો પુત્ર– **'अमर्षेण'** ક્રોધથી લાલ આંખો જેની છે તે– નિર્દયતા માટેનું દૃષ્ટાંત– **'पशुं यथा इति।'** તેને બાંધવો તે ધર્મ છે, એ માટે અહીં ઉદાહરણ આપે છે– જેમ યજ્ઞ કરનાર **'रशनया'** દોરડાથી પશુને બાંધે છે તેમ (તેને બાંધ્યો). ॥ ૩૩॥

શોક અને રોષ વગેરેથી યુક્ત હોવા છતાં અર્જુનની ધર્મનિષ્ઠાનો પરિચય કરાવવા માટે શ્રીકૃષ્ણ ભગવાનનું વાક્ય છ શ્લોકો દ્વારા કહે છે.

શત્રુને દોરડા વડે બળથી બાંધીને શિબિરમાં લઈ જવા ઇચ્છતા અર્જુનને કમળનયન ભગવાન (જાણે કે) ક્રોધિત થયા હોય તેમ કહેવા લાગ્યા. ॥ ૩૪॥

**'शिबिराय'** રાજવીઓની શિબિરમાં, લઈ જવા ઇચ્છતા અર્જુનને, જાણે કે ક્રોધિત થયા હોય તેમ ॥ ૩૪ ॥

**मैनं पार्थार्हसि त्रातुं ब्रह्मबन्धुमिमं जहि।**
**योऽसावनागसः सुप्तानवधीन्निशि बालकान्॥ ३५**

હે પાર્થ, આનું રક્ષણ કરવું યોગ્ય નથી. જેણે નિરપરાધી, નિદ્રાવશ બાળકોનો રાત્રિના સમયે વધ કર્યો છે, તે આ અધમ બ્રાહ્મણને તું મારી નાખ.॥ ૩૫॥

अनागसो निरपराधान्॥ ३५ ॥

**'अनागसः'** નિરપરાધ (બાળકો)ને ॥ ૩૫॥

रिपोरपि सुप्तस्य बालस्य च वधो न धर्म इत्यन्यार्थैर्दर्शयति—**मत्तमिति**।

દુશ્મનના પણ સૂતેલા બાળકનો વધ ધર્મ નથી, તે અન્ય દૃષ્ટાંતો દ્વારા દર્શાવે છે— **'मत्तम् इति।'**

**मत्तं प्रमत्तमुन्मत्तं सुप्तं बालं स्त्रियं जडम्।**
**प्रपन्नं विरथं भीतं न रिपुं हन्ति धर्मवित्॥ ३६**

ધર્મવેત્તા પુરુષ નશો કરનારને, અસાવધાનને, ગાંડાને, સૂતેલાને, બાળકને, સ્ત્રીને, જડને, શરણાગતને, રથહીન થયેલાને અને ભયભીત થયેલા શત્રુને મારતો નથી. ॥ ૩૬॥

मत्तं मद्यादिना। प्रमत्तमनवहितम्। उन्मत्तं ग्रहवातादिना। जडमनुद्यमम्। प्रपन्नं शरणागतम्। विरथं भग्नरथम्॥ ३६ ॥

**'मत्तम्'** મદ્યપાન વગેરે દ્વારા નશો કરેલા મનુષ્યને, **'प्रमत्तम्'** અસાવધાનને, **'उन्मत्तम्'** પિશાચ વગેરેના ગ્રહણથી અને વાયુના રોગ વગેરેથી ઉન્મત્ત થયેલાને, **'जडम्'** ઉદ્યમરહિતને, **'प्रपन्नम्'** શરણાગતને, **'विरथम्'** રથ ભાંગી ગયો હોય તેવાને ॥ ૩૬॥

**स्वप्राणान्यः परप्राणैः प्रपुष्णात्यघृणः खलः।**
**तद्वधस्तस्य हि श्रेयो यद्दोषाद्यात्यधः पुमान्॥ ३७**

(પરંતુ) જે નિર્દય, ખલ પુરુષ પારકા પ્રાણોથી પોતાના પ્રાણને પોષે છે, તેનો નાશ કરવો તે તો તેનું પોતાનું જ (ખલપુરુષનું) કલ્યાણ છે. (નહીં તો) તેણે કરેલા પાપથી તેની અધોગતિ થાય છે. ॥ ૩૭ ॥

तद्वधो दण्डरूपः तस्यैव श्रेयः पुरुषार्थः। यद्यतो दण्डप्रायश्चित्तरहिताद्दोषात्स पुमानधो यातीति। तथा च स्मरन्ति—

'राजभिर्धृतदण्डास्तु कृत्वा पापानि मानवाः।
विधूतकल्मषा यान्ति स्वर्गं सुकृतिनो यथा॥'

इति॥ ३७॥

તેનો (પાપીનો) દંડરૂપે થયેલો વધ તેને પોતાને માટે કલ્યાણકારી પુરુષાર્થ બને છે. **'यत्'** કારણ કે દંડરૂપે થયેલ પ્રાયશ્ચિત્ત કર્યા વગરના દોષને કારણે તે મનુષ્ય અધોગતિ પામે છે. તે જ વાતનું સમર્થન સ્મૃતિપ્રમાણ કરે છે—

''જેમણે પાપ કર્યાં છે એવા મનુષ્યો રાજાઓ દ્વારા થયેલા દંડ ધારણ કરનારા થઈ (સજા ભોગવી લેવાથી) દોષરહિત બનીને, પુણ્યશાળીની જેમ સ્વર્ગમાં જાય છે.'' ॥ ૩૭ ॥

**प्रतिश्रुतं च भवता पाञ्चाल्यै शृण्वतो मम।**
**आहरिष्ये शिरस्तस्य यस्ते मानिनि पुत्रहा॥ ३८**

॥ ३८॥

વળી, તેં દ્રૌપદી પાસે મારા સાંભળતાં પ્રતિજ્ઞા કરી છે– ''હે માનિની, જેણે તારા પુત્રોનો નાશ કર્યો છે, તેનું મસ્તક હું લાવીશ.'' ॥ ૩૮ ॥ ૩૮॥

**तदसौ वध्यतां पाप आतताय्यात्मबन्धुहा।**
**भर्तुश्च विप्रियं वीर कृतवान्कुलपांसनः॥ ३९**

॥ ३९ ॥

माटे तारा पुत्रनो नाश करनार आततायी पापीने तुं मारी नाख. हे वीर! कुळने कलंक लगाडनार एणे (अधम ब्राह्मणे) पोताना राजा (दुर्योधन)नुं पण अप्रिय कर्युं छे. ॥ ३९ ॥ ३९ ॥

सूत उवाच

**एवं परीक्षता धर्मं पार्थः कृष्णेन चोदितः।**
**नैच्छद्धन्तुं गुरुसुतं यद्यप्यात्महनं महान्॥ ४०**

**सूतजी बोल्या** – धर्मनी परीक्षा करता भगवान श्रीकृष्ण द्वारा प्रेरायेला होवा छतां महापुरुष अर्जुने पुत्रोना हत्यारा एवा गुरुपुत्रने मारी नाखवानी ईच्छा करी नहीं. ॥ ४० ॥

यद्यपि चोदितस्तथापि हन्तुं नैच्छत्। आत्महनं पुत्रहन्तारमपि। यतो महान्॥ ४० ॥

(भगवान द्वारा) प्रेरित थयो होवा छतां पण मारी नाखवानी ईच्छा करी नहीं. **'आत्महनम्'** पुत्रना हत्याराने पण, कारण के अर्जुन महान हतो. ॥ ४० ॥

**अथोपेत्य स्वशिबिरं गोविन्दप्रियसारथिः।**
**न्यवेदयत्तं प्रियायै शोचन्त्या आत्मजान्हतान्॥ ४१**

पछी भगवान श्रीकृष्ण जेना मित्र अने सारथि हता एवा तेणे (ते अर्जुने) पोतानी शिबिरमां आवीने मृतपुत्रोनो शोक करती प्रिया द्रौपदी आगळ तेने रजू कर्यो. ॥ ४१॥

गोविन्दः प्रियः सारथिर्यस्य सः। आत्मजान् शोचन्त्यै॥ ४१ ॥

गोविंद जेना मित्र छे (अने) सारथि छे तेवा ते (अर्जुने), पुत्रोनो शोक करती (द्रौपदी) आगळ ॥ ४१॥

**तथाऽऽहृतं पशुवत्पाशबद्ध-**
**मवाङ्मुखं कर्मजुगुप्सितेन।**
**निरीक्ष्य कृष्णाऽपकृतं गुरोः सुतं**
**वामस्वभावा कृपया ननाम च॥ ४२**

आ रीते पशुनी जेम दोरडाथी बांधीने लाववामां आवेला, निंद्य कर्मथी नतमस्तक थयेला तथा अपकृत्य करनारा गुरुपुत्रने कृपादृष्टिथी जोई सुंदर स्वभाववाळी द्रौपदीए नमस्कार कर्या. ॥ ४२॥

तथा परिभवेनाहृतमानीतम्। कर्मणो जुगुप्सितेन दोषेणावाङ्मुखमधोवदनम्। अपकृतम-पकारिणम्। कृपया निरीक्ष्य। वामः शोभनः स्वभावो यस्याः सा॥ ४२ ॥

अपमानित दशामां **'आहृतम्'** लाववामां आवेलाने, निंद्य कर्मना दोषोथी **'अवाङ्मुखम्'** नतमस्तक थयेलाने, **'अपकृतम्'** अपकार करनाराने, कृपाथी जोईने, **'वामः'** सुंदर स्वभाव जेनो छे तेवी ते (द्रौपदी)॥ ४२॥

**उवाच चासहन्त्यस्य बन्धनानयनं सती।**
**मुच्यतां मुच्यतामेष ब्राह्मणो नितरां गुरुः॥ ४३**

अने ते सती तेने बांधीने लाववानुं सहन न थतां बोली ऊठीः– आने छोडी दो, छोडी दो, ब्राह्मण सदा गुरु होय छे. ॥ ४३ ॥

ननाम चोवाच चेति चकाराभ्यां संभ्रमः सूचितः। बन्धनेनाऽऽनयनमसहमाना॥ ४३ ॥

**'ननाम च'** (श्लोक ४२नां अंतिम पदो) अने **'उवाच च'** (श्लोक ४३नां शरूआतनां पदो)– आम, बे वखत 'च'कार द्वारा गभराट सूचित थाय छे. बांधीने लाववानुं न सहन करी शकती (द्रौपदी) ॥ ४३ ॥

**सरहस्यो धनुर्वेदः सविसर्गोपसंयमः ।**
**अस्त्रग्रामश्च भवता शिक्षितो यदनुग्रहात् ॥ ४४**

सरहस्यो गोप्यमन्त्रसहितः। विसर्गोऽस्त्रप्रयोगः उपसंयम उपसंहारः ताभ्यां सहितोऽस्त्रसमूहश्च ॥ ४४ ॥

જેમની કૃપાથી ગુપ્તમંત્રસહિત ધનુર્વેદ અને સર્વ અસ્ત્રોના સમૂહનો પ્રયોગ તેમ જ (તેમનો) ઉપસંહાર તમે શીખ્યા છો, ॥ ૪૪ ॥

**'सरहस्यः'** ગુપ્તમંત્રસહિત, **'विसर्गः'** અસ્ત્રનો પ્રયોગ, **'उपसंयमः'** ઉપસંહાર, અને તે બંને સહિત સર્વ અસ્ત્રોનો સમૂહ ॥ ૪૪ ॥

**स एष भगवान्द्रोणः प्रजारूपेण वर्तते ।**
**तस्यात्मनोऽर्धं पत्न्यास्ते नान्वगाद्वीरसूः कृपी ॥ ४५**

किंच तस्य द्रोणस्यात्मा देहस्तस्यार्धं कृपी आस्ते। अर्धत्वे हेतुः—पत्नी। 'अर्धो वा एष आत्मनो यत्पत्नी' इति श्रुतेः। 'जायापती अग्निमादधीयातां' इति श्रुतेरुभयोरेकाकारत्वावगमाच्च। ननु भर्तरि मृते सा कथं जीवति तत्राह—नान्वगाद्भर्तारम्। यतो वीरसूः पुत्रवती ॥ ४५ ॥

તે ભગવાન દ્રોણાચાર્ય જ તેમના આ પુત્રરૂપે રહેલા છે. તેમનાં અર્ધાંગિની પત્ની કૃપી વીર પુત્રની માતા હોવાથી જ તેમણે પતિનું અનુગમન નથી કર્યું. ॥ ૪૫ ॥

વળી, **'तस्य'** તે દ્રોણનો, **'आत्मा'** દેહ, તેનાં અર્ધાંગિની કૃપી છે. અર્ધાંગિની કહેવાનું કારણ છે, પત્ની. ''અથવા આ શરીરનું અર્ધું અંગ જે છે તે પત્ની છે.'' એમ શ્રુતિ છે. ''પત્ની અને પતિ અગ્નિનું સ્થાપન કરે.'' એવી શ્રુતિમાંથી બંનેનું એકાકારપણું જણાય છે. હવે શંકા કરે છે કે જ્યારે પતિ મૃત્યુ પામ્યા ત્યારે તે કેમ જીવે છે? તે માટે ઉત્તર આપે છે— પતિનું અનુગમન કર્યું નહીં, કારણ કે **'वीरसूः'** વીર પુત્રવતી હતાં. ॥ ૪૫ ॥

**तद्धर्मज्ञ महाभाग भवद्भिर्गौरवं कुलम् ।**
**वृजिनं नार्हति प्राप्तुं पूज्यं वन्द्यमभीक्ष्णशः ॥ ४६**

तत्तस्माद्गौरवं गुरोः कुलं भवद्भिः कर्तृभिर्वृजिनं दुःखं प्राप्तुं नार्हति। किंतु पूज्यं वन्द्यं च ॥ ४६ ॥

તેથી હે મહાભાગ્યવાન ધર્મજ્ઞ! તમારે લીધે ગુરુનું કુળ દુ:ખ પામે તે યોગ્ય નથી. તે (ગુરુનો વંશ) વારંવાર પૂજા કરવા અને વંદન કરવા યોગ્ય છે. ॥ ૪૬॥

**'तत्'** તેથી **'गौरवम्'** ગુરુનું કુળ તમારે કારણે **'वृजिनम्'** દુ:ખ પામવા માટે યોગ્ય નથી, પરંતુ પૂજનીય છે અને વંદ્ય છે. ॥ ૪૬ ॥

**मा रोदीदस्य जननी गौतमी पतिदेवता ।**
**यथाहं मृतवत्सार्ता रोदिम्यश्रुमुखी मुहुः ॥ ४७**

मृतवत्सा मृतपुत्रा ॥ ४७ ॥

विपक्षे दोषमाह—**यैरिति।**

આ (અશ્વત્થામા)નાં માતા કૃપી ગૌતમ કુળનાં પુત્રી અને પતિને દેવ માનનારાં છે. આંસુભર્યાં મુખવાળી, મૃતપુત્રોવાળી, દુ:ખી એવી હું જેમ વારંવાર રડું છું, તેમ આની માતા ન રડે. ॥ ૪૭ ॥

**'मृतवत्सा'** મૃતપુત્રા ॥ ૪૭ ॥

(અશ્વત્થામાને દંડ ન આપવાના) વિપક્ષમાં દોષ છે તે કહે છે— **'यैः इति।'**

**यैः कोपितं ब्रह्मकुलं राजन्यैरकृतात्मभिः ।**
**तत्कुलं प्रदहत्याशु सानुबन्धं शुचार्पितम् ॥ ४८**

तेषां राजन्यानां कुलं कर्म। कथंभूतम्। सानुबन्धं सपरिवारम्। शुचा शोकेनार्पितं व्याप्तं च। ब्रह्मकुलं कर्तृ। प्रदहति ॥ ४८ ॥

**सूत उवाच**

**धर्म्यं न्याय्यं सकरुणं निर्व्यलीकं समं महत्।**
**राजा धर्मसुतो राज्ञ्याः प्रत्यनन्दद्वचो द्विजाः ॥ ४९**

धर्म्यमित्यादयो वचसः षड्गुणाः पूर्व–श्लोकषट्के द्रष्टव्याः ।

तत्र धर्म्यं धर्मादनपेतं मुच्यतां मुच्यतामिति।

न्याय्यं न्यायादनपेतं सरहस्य इत्यादि।

सकरुणं तस्यात्मनोऽर्धमिति।

निर्व्यलीकं तद्धर्मज्ञेति।

समं मा रोदीदिति। दुःखसाम्योक्तेः।

महत् यैः कोपितमिति निष्ठुरोक्त्या हितोपदेशात्। एवंभूतं राज्ञ्या वचो हे द्विजाः, राजा प्रत्यनन्ददनुमोदितवान् ॥ ४९ ॥

જે અસંસ્કારી (અસંયમી) રાજાઓ દ્વારા બ્રહ્મકુળને કોપાયમાન કરવામાં આવે છે, તે બ્રહ્મકુળ રાજાઓના શોકાકુળ કુળને સપરિવાર તત્કાળ બાળી નાખે છે. ॥ ૪૮॥

તે રાજાઓનું કુળ આ વાક્યમાં કર્મ છે. કેવા રાજકુળને? **'सानुबन्धम्'** સપરિવાર રાજકુળને, **'शुचा'** શોકથી **'अर्पितम्'** વ્યાપ્ત– બ્રાહ્મણનું કુળ આ વાક્યમાં કર્તા છે, તે બાળી નાખે છે. ॥ ૪૮॥

**સૂતજી બોલ્યા** – હે બ્રાહ્મણો ! દ્રૌપદીનું એ વચન ધર્મયુક્ત, ન્યાયયુક્ત, કરુણાયુક્ત, નિષ્કપટ, સમભાવયુક્ત અને સર્વોત્તમ હતું. ધર્મપુત્ર(યુધિષ્ઠિર) રાજાએ મહારાણીની વાણીનું અનુમોદન કર્યું. ॥ ૪૯॥

'ધર્મયુક્ત' વગેરે વચનમાંના છ ગુણો પહેલાના છ શ્લોકોમાં જોવા યોગ્ય છે. (શ્લોક ૪૩ થી ૪૮માં)

૧. **'धर्म्यम्'** ધર્મયુક્ત **'मुच्यतां मुच्यताम् इति।'** શ્લોક-૪૩માં દ્રૌપદીનું ધર્મયુક્ત વચન જણાય છે.

૨. **'न्याय्यम्'** ન્યાયયુક્ત **'सरहस्यः इत्यादि।'** શ્લોક-૪૪માં દ્રૌપદીનું ન્યાયયુક્ત વચન જણાય છે.

૩. **'सकरुणम्'** કરુણાયુક્ત **'तस्य आत्मनः अर्धम् इति।'** શ્લોક-૪૫માં દ્રૌપદીનું કરુણાયુક્ત વચન જણાય છે.

૪. **'निर्व्यलीकम्'** નિષ્કપટ **'तद् धर्मज्ञः इति।'** શ્લોક-૪૬માં દ્રૌપદીનું નિષ્કપટ વચન જણાય છે.

૫. **'समम्'** સમભાવયુક્ત **'मा रोदीदस्य जननी'** શ્લોક-૪૭માં દ્રૌપદીનું સમભાવયુક્ત વચન જણાય છે. કારણકે દુઃખની સમાનતાથી કહેવાયું છે.

૬. **'महत्'** સર્વોત્તમ, **'यैः कोपितम्'** શ્લોક-૪૮માં નિષ્ઠુરતાની ઉક્તિ દ્વારા હિતના ઉપદેશને કારણે કહેવાયું છે. હે બ્રાહ્મણો, રાણીના આવા વચનને રાજા યુધિષ્ઠિરે **'प्रत्यनन्दत्'** અનુમોદન આપ્યું. ॥ ૪૯ ॥

**नकुलः सहदेवश्च युयुधानो धनंजयः।**
**भगवान्देवकीपुत्रो ये चान्ये याश्च योषितः॥ ५०**

તેમ જ નકુલ, સહદેવ, સાત્યકિ, અર્જુન, દેવકીપુત્ર ભગવાન શ્રીકૃષ્ણ અને બીજા જે હતા તેઓએ તથા જે સ્ત્રીઓ હતી તે સર્વેએ આ વાતનું સમર્થન કર્યું. ॥ ૫૦ ॥

नकुलादयश्च प्रत्यनन्दन्। युयुधानः सात्यकिः॥ ५० ॥

નકુલ વગેરેએ અનુમોદન આપ્યું. '**युयुधानः**' સાત્યકિ ॥ ૫૦ ॥

**तत्राहामर्षितो भीमस्तस्य श्रेयान्वधः स्मृतः।**
**न भर्तुर्नात्मनश्चार्थे योऽहन् सुप्तान् शिशून्वृथा॥ ५१**

તે સમયે ક્રોધાયમાન થયેલો ભીમસેન બોલ્યો— "આવાનો તો વધ જ કલ્યાણકારી છે, એમ સ્મૃતિ કહે છે, જેણે સૂતેલાં બાળકોને ન તો પોતાને માટે કે ન તો રાજાને માટે પરંતુ કોઈપણ પ્રયોજન વિના વ્યર્થ જ મારી નાખ્યાં છે." ॥ ૫૧ ॥

तस्य तथाविधस्य द्रौणेर्वध एव श्रेष्ठः। अन्यथाऽस्य नरकपातप्रसङ्गात्। तदाह— न भर्तुरिति। अहन् जघान॥ ५१ ॥

'**तस्य**' આવા દ્રોણપુત્રનો વધ જ શ્રેષ્ઠ છે, નહીં તો આને નરકમાં પડવાનો વખત આવશે તેથી (આનો વધ જ ઉત્તમ છે). તે માટે કહે છે— '**न भर्तुः इति।**' '**अहन्**' મારી નાખ્યાં ॥ ૫૧ ॥

**निशम्य भीमगदितं द्रौपद्याश्च चतुर्भुजः।**
**आलोक्य वदनं सख्युरिदमाह हसन्निव॥ ५२**

ભીમસેનનું અને દ્રૌપદીનું એ વચન સાંભળીને ચતુર્ભુજ શ્રીકૃષ્ણે મિત્ર અર્જુનનું મુખ જોઈ મંદ હસતા હોય તેમ આ પ્રમાણે કહ્યું. ॥ ૫૨॥

चतुर्भुजोक्तेरयं भावः—भीमे तं हन्तुं प्रवृत्ते द्रौपद्यां च सहसा तन्निवारणे प्रवृत्तायामुभयोः संवरणायाविष्कृतचतुर्भुज इति। संदिहानस्य सख्युरर्जुनस्य॥ ५२ ॥

ભગવાનને ચતુર્ભુજ કહ્યા છે તેમાં આ ભાવ છે— ભીમ અશ્વત્થામાને મારી નાખવા પ્રવૃત્ત થયો, ત્યારે દ્રૌપદી અચાનક તે વારવા માટે પ્રવૃત્ત થયાં. બંનેને રોકવા માટે પ્રભુ ચતુર્ભુજરૂપે પ્રકટ થયા. સંદેહ પામેલા '**सख्युः**' સખા અર્જુનનું (મુખ) ॥ ૫૨॥

**श्रीभगवानुवाच**

**ब्रह्मबन्धुर्न हन्तव्य आततायी वधार्हणः।**
**मयैवोभयमाम्नातं परिपाह्यनुशासनम्॥ ५३**

**શ્રીભગવાન બોલ્યા** – બ્રાહ્મણ અધમ હોય તો પણ તેને મારવો નહીં, પરંતુ આતતાયી મારવા યોગ્ય છે. તે બંને આજ્ઞા શાસ્ત્રમાં મેં જ કરેલી છે, માટે બંને આજ્ઞાઓનું તું પાલન કર. ॥ ૫૩॥

वधार्हणो वधार्हः। मयैव शास्त्रकृता 'ब्राह्मणो न हन्तव्यः' तथा—

'आततायिनमायान्तमपि वेदान्तपारगम्।
जिघांसन्तं जिघांसीयान्न तेन ब्रह्महा भवेत्॥'

इति च वदता। तदुभयमप्यनुशासनं परिपालय॥ ५३ ॥

'**वधार्हणः**' વધ કરવાને યોગ્ય– મારા દ્વારા જ શાસ્ત્રો રચાયાં છે 'બ્રાહ્મણ હણવા યોગ્ય નથી.' તથા "(સામેથી) આવતો આતતાયી કે જે વેદાંતનો પાર પામેલ હોય પણ જો (આપણને) હણવા ઇચ્છતો હોય, તો તેને હણવાની ઇચ્છા કરવી જોઈએ. તેથી મનુષ્ય બ્રહ્મહત્યા કરનારો બનતો નથી." આમ કહેતા– બંને આજ્ઞાઓનું પાલન કર. ॥ ૫૩ ॥

तव च प्रतिज्ञां पूरयेत्याह—**कुर्विति।**

**कुरु प्रतिश्रुतं सत्यं यत्तत्सान्त्वयता प्रियाम्।**
**प्रियं च भीमसेनस्य पाञ्चाल्या मह्यमेव च॥ ५४**

प्रियां सान्त्वयता त्वया यत्प्रतिश्रुतं हननं तच्च सत्यं कुरु प्रियं च कुरु। मह्यं मम।

तत्र वधे भीमस्य प्रियं भवति। अवधे द्रौपद्याः। द्वये श्रीकृष्णस्य॥ ५४॥

तारी प्रतिज्ञा पण पूरी कर, तेम कहे छे— **'कुरु इति।'**

द्रौपदीने सांत्वन आपतां तें जे प्रतिज्ञा करी छे, तेने सत्य कर. वळी, भीमसेनने, द्रौपदीने अने मने पण (जे) प्रिय छे ते तुं कर. ॥५४॥

प्रियाने सांत्वन आपतां तें जे मारवानुं वचन आप्युं हतुं, ते पण सत्य कर अने (द्रौपदीनुं) प्रिय पण कर. **'मह्यम्'** मने प्रिय लागे तेवुं पण कर.

तेमां वध करे तो भीमनुं प्रिय थाय. वध न करे तो द्रौपदीनुं प्रिय थाय. बंने आज्ञाओनुं पालन करवामां भगवाननुं प्रिय थाय. ॥५४॥

सूत उवाच

**अर्जुनः सहसाज्ञाय हरेर्हार्दमथासिना।**
**मणिं जहार मूर्धन्यं द्विजस्य सहमूर्धजम्॥ ५५**

हार्दमभिप्रायमाज्ञाय ज्ञात्वा। न ह्यशक्यमुभयं विदध्यादतोऽस्यायमभिप्राय इति ज्ञात्वेत्यर्थः। असिना खड्गेन। मूर्धन्यं मूर्धनि जातम्। सहमूर्धजं सकेशम्॥ ५५॥

**सूतजी बोल्या** – तरत ज भगवाननो अभिप्राय समजीने अर्जुने तलवारथी अश्वत्थामाना मस्तक परनो मणि तेना केश साथे लई लीधो. ॥५५॥

**'हार्दम्'** अभिप्राय **'आज्ञाय'** जाणीने, ते बंने (आज्ञाओनुं पालन) अशक्य होत तो तेनुं विधान न करत. तेथी आ भगवाननो आ ज अभिप्राय छे तेम समजीने, एम अर्थ छे. **'असिना'** तलवारथी **'मूर्धन्यम्'** माथा पर ऊगेलो मणि **'सहमूर्धजम्'** वाळ साथे ॥५५॥

**विमुच्य रशनाबद्धं बालहत्याहतप्रभम्।**
**तेजसा मणिना हीनं शिबिरान्निरयापयत्॥ ५६**

मणिना च हीनम्। निरयापयन्निःसारितवान् ॥ ५६॥

(अर्जुने) बाळहत्याथी हतप्रभ, निस्तेज अने मणिहीन थयेला, दोरडाथी बंधायेला (अश्वत्थामा)ने मुक्त करी शिबिरमांथी काढी मूक्यो. ॥५६॥

अने मणिथी वंचित थयेला तेने **'निरयापयन्'** बहार काढी मूक्यो. ॥५६॥

अनेन श्रीकृष्णोक्तं सर्वं संपादितमित्याह— **वपनमिति।**

**वपनं द्रविणादानं स्थानान्निर्यापणं तथा।**
**एष हि ब्रह्मबन्धूनां वधो नान्योऽस्ति दैहिकः॥ ५७**

॥ ५७॥

आ द्वारा भगवान श्रीकृष्णे कहेलुं सर्व संपादित थयुं, एम कहे छे— **'वपनम् इति।'**

माथुं मूंडी नांखवुं, धन लई लेवुं अने स्थानमांथी हांकी काढवो, ए ज अधम ब्राह्मणनो वध छे, तेमनो शारीरिक वध होतो नथी. ॥५७॥५७॥

**पुत्रशोकातुराः सर्वे पाण्डवाः सह कृष्णया।**
**स्वानां मृतानां यत्कृत्यं चक्रुर्निर्हरणादिकम्॥ ५८**

निर्हरणं दाहार्थं नयनम्॥ ५८॥

પુત્રોના શોકથી દુ:ખી થયેલા દ્રૌપદી સહિત સર્વ પાંડવોએ પોતાના મૃતપુત્રોની જે કરવા યોગ્ય અંત્યેષ્ટિ ક્રિયાઓ વગેરે હતી તે કરી. ॥૫૮॥

**'निर्हरणम्'** અગ્નિદાહ માટે લઈ જવું ॥૫૮॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां प्रथमस्कन्धे सप्तमोऽध्यायः॥७॥

इति श्रीमद्भागवते प्रथमस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां सप्तमोऽध्यायः॥७॥

*****

## अथाष्टमोऽध्यायः

### ગર્ભમાં પરીક્ષિતનું રક્ષણ, કુન્તીજીની સ્તુતિ અને યુધિષ્ઠિરનો શોક

अष्टमे कुपितद्रौणेरस्त्राद्रक्षा परीक्षितः।
श्रीकृष्णेन स्तुतिः कुन्त्या राज्ञः शोकश्च कीर्त्यते॥ १

આઠમા (અધ્યાય)માં કોપાયમાન થયેલા અશ્વત્થામાના બ્રહ્માસ્ત્રથી પરીક્ષિતની શ્રીકૃષ્ણ ભગવાન દ્વારા રક્ષા, કુંતીજી દ્વારા (ભગવાનની) સ્તુતિ તેમ જ રાજા યુધિષ્ઠિરના શોકનું વર્ણન કરવામાં આવે છે.॥૧॥

सूत उवाच

**अथ ते संपरेतानां स्वानामुदकमिच्छताम्।**
**दातुं सकृष्णा गङ्गायां पुरस्कृत्य ययुः स्त्रियः॥ १**

ते पाण्डवाः संपरेतानां मृतानां गङ्गायामुदकं दातुं सकृष्णाः श्रीकृष्णेन सहिताः। स्त्रियः स्त्रीः पुरस्कृत्याग्रतः कृत्वा। तस्मिन्कार्ये स्त्रीपुरःसरत्वविधानात्॥ १॥

**સૂતજી બોલ્યા** – હવે જલાંજલિ ઈચ્છતા મૃત્યુ પામેલા સ્વજનોને (જલાંજલિ) આપવા શ્રીકૃષ્ણ ભગવાન સહિત તે (પાંડવો) સ્ત્રીઓને આગળ કરીને ગંગાકિનારે ગયા. ॥૧॥

**'ते'** તે પાંડવો **'संपरेतानाम्'** મૃત્યુ પામેલાઓને, ગંગાકિનારે જલાંજલિ આપવા માટે **'सकृष्णाः'** શ્રીકૃષ્ણસહિત (પાંડવો) **'स्त्रियः'** (**'स्त्रियः** પ્ર.બ.વ.ને બદલે અહીં **'स्त्रीः'** દ્વિ.બ.વ. લેવું.) સ્ત્રીઓને **'पुरस्कृत्य'** આગળ કરીને, કારણ કે તે કાર્યમાં સ્ત્રીઓને આગળ રાખવાનું વિધાન છે. ॥૧॥

**ते निनीयोदकं सर्वे विलप्य च भृशं पुनः।**
**आप्लुता हरिपादाब्जरजःपूतसरिज्जले॥ २**

निनीय दत्त्वा। हरिपादाब्जरजोभिः पूता या सरिद्गङ्गा तस्या जले। पुनर्ग्रहणादादावपि स्नाता इति गम्यते॥ २॥

જલાંજલિ આપીને, ઘણો વિલાપ કરીને, તે સર્વેએ શ્રીહરિના ચરણકમળની રજથી પવિત્ર એવી ગંગા નદીના જળમાં ફરીથી સ્નાન કર્યું. ॥૨॥

**'निनीय'** આપીને, શ્રીહરિના ચરણકમળની રજથી પવિત્ર એવી જે **'सरित्'** ગંગાનદી, તેના જળમાં ફરીથી સ્નાન કર્યું. શ્લોકમાં **'पुनः'** શબ્દનું ગ્રહણ કરેલું હોવાથી પહેલાં પણ સ્નાન કર્યું હતું, એમ સમજાય છે. ॥૨॥

**तत्रासीनं कुरुपतिं धृतराष्ट्रं सहानुजम्।**
**गान्धारीं पुत्रशोकार्तां पृथां कृष्णां च माधवः॥ ३**

**सान्त्वयामास मुनिभिर्हतबन्धून् शुचार्पितान्।**
**भूतेषु कालस्य गतिं दर्शयन्नप्रतिक्रियाम्॥ ४**

कुरुपतिं युधिष्ठिरं सहानुजं भीमादिभिः सहितम्। (पुत्रशोकार्तामिति तिसृणां विशेषणम्) ॥ ३ ॥ मुनिभिः सहितः ॥ ४ ॥

**साधयित्वाऽजातशत्रोः स्वराज्यं कितवैर्हृतम्।**
**घातयित्वाऽसतो राज्ञः कचस्पर्शक्षतायुषः॥ ५**

**याजयित्वाश्वमेधैस्तं त्रिभिरुत्तमकल्पकैः।**
**तद्यशः पावनं दिक्षु शतमन्योरिवातनोत्॥ ६**

कितवैर्धूर्तैर्दुर्योधनादिभिः। द्रौपद्याः कचग्रहणादिना क्षतं नष्टमायुर्येषां तान्॥ ५॥ याजयित्वेत्यादिभाविकथासंक्षेपः। शतमन्योः शतक्रतोरिव॥ ६ ॥

**आमन्त्र्य पाण्डुपुत्रांश्च शैनेयोद्धवसंयुतः।**
**द्वैपायनादिभिर्विप्रैः पूजितैः प्रतिपूजितः॥ ७**

**गन्तुं कृतमतिर्ब्रह्मन्द्वारकां रथमास्थितः।**
**उपलेभेऽभिधावन्तीमुत्तरां भयविह्वलाम्॥ ८**

शैनेयः शिनेर्नप्ता सात्यकिस्तेन चोद्धवेन च संयुतः॥ ७॥ रथमास्थितः सन्नुत्तरां परीक्षिन्मातरम्। भयेन विह्वलां व्याकुलाम्। अभिमुखं धावन्तीमुपलेभे ददर्श ॥ ८॥

પછી શ્રીમાધવ ભગવાને પુત્રશોકથી પીડાતાં ગાંધારી, કુંતાજી તથા દ્રૌપદીને, નાના ભાઈઓ સહિત ત્યાં બેઠેલા યુધિષ્ઠિરને, ધૃતરાષ્ટ્રને ॥ ૩॥ અને (યુદ્ધમાં) સંબંધીઓ માર્યા જવાથી શોકાકુળ થયેલાં (તે સર્વે)ને મુનિઓની સાથે રહીને (શ્રીકૃષ્ણએ) જેનો કોઈ ઉપાય ન થઈ શકે તેવી કાળની ગતિ દર્શાવતાં સાંત્વન આપ્યું. ॥ ૪ ॥

**'कुरुपतिम्'** યુધિષ્ઠિરને **'सहानुजम्'** ભીમસેન વગેરે સહિત. (પુત્રના શોકથી પીડાતાં, એ ત્રણેય સ્ત્રીઓનું વિશેષણ છે.) (ગાંધારી, કુંતાજી, દ્રૌપદી) ॥ ૩॥ મુનિઓ સહિત ॥ ૪॥

(ભગવાન શ્રીકૃષ્ણે) જુગારીઓ દ્વારા હરી લેવાયેલું અજાતશત્રુ યુધિષ્ઠિરનું પોતાનું રાજ્ય પાછું અપાવી, (દ્રૌપદીના) કેશના સ્પર્શથી નાશ પામેલા આયુષ્યવાળા દુષ્ટ રાજાઓનો નાશ કરાવીને ॥ ૫ ॥ તે યુધિષ્ઠિર પાસે ઉત્તમ સામગ્રીઓવાળા ત્રણ અશ્વમેધ યજ્ઞ કરાવી, તેનો પવિત્ર યશ ઈન્દ્રના (યશની) જેમ (સર્વ) દિશાઓમાં ફેલાવ્યો. ॥ ૬॥

**'कितवैः'** દુર્યોધન વગેરે જુગારીઓ દ્વારા, દ્રૌપદીના કેશ ખેંચવા વગેરે દ્વારા **'क्षतम्'** નષ્ટ થયું છે આયુષ્ય જેમનું તેવા (રાજાઓને) ॥ ૫॥ યજ્ઞ કરાવીને વગેરે થનારી કથા સંક્ષેપમાં (કહે છે). **'शतमन्योः'** સો યજ્ઞ કરનાર ઈન્દ્રના યશની જેમ ॥ ૬ ॥

પાંડુપુત્રો (અને અન્યની) રજા લઈ, શ્રીકૃષ્ણથી પૂજાયેલા વ્યાસજી વગેરે વિપ્રો અને તેમના દ્વારા પૂજિત થયેલા (ભગવાન શ્રીકૃષ્ણ) સાત્યકિ (અને) ઉદ્ધવજી સહિત ॥ ૭ ॥ દ્વારકા જવાનું વિચારી રથમાં બેઠા. (તે જ સમયે) હે બ્રહ્મન્ (શૌનક), ભયથી વ્યાકુળ એવી ઉત્તરાને (તેમણે) સન્મુખ દોડતી જોઈ. ॥ ૮॥

**'शैनेयः'** શિનિનો પૌત્ર સાત્યકિ, તેની તથા ઉદ્ધવની સાથે ॥ ૭ ॥ રથમાં બેઠા હતા ત્યારે **'उत्तराम्'** પરીક્ષિતની માતા ઉત્તરાને ભયથી **'विह्वलाम्'** વ્યાકુળ સમ્મુખ દોડતી **'उपलेभे'** જોઈ. ॥ ૮॥

उत्तरा श्रीकृष्णं प्रार्थयते—**पाहि पाहीति** द्वाभ्याम्।

उत्तरोवाच

**पाहि पाहि महायोगिन् देवदेव जगत्पते।**
**नान्यं त्वदभयं पश्ये यत्र मृत्युः परस्परम्॥ ९**

अन्यस्तु प्रार्थनायोग्यो नास्तीत्याह। त्वत् त्वत्तोऽन्यमभयं भयरहितं न पश्यामि। यत्र लोके परस्परमन्योन्यं मृत्युर्भवति॥ ९॥

**अभिद्रवति मामीश शरस्तप्तायसो विभो।**
**कामं दहतु मां नाथ मा मे गर्भो निपात्यताम्॥ १०**

तत्र प्रस्तुतं भयमावेदयति। अभिद्रवत्य-भिमुखमायाति। तप्तमायसं लोहमयं शल्यं यस्य सः। अतिकार्पण्येनाह—काममिति। कामं यथेच्छम्॥ १०॥

सूत उवाच

**उपधार्य वचस्तस्या भगवान्भक्तवत्सलः।**
**अपाण्डवमिदं कर्तुं द्रौणेरस्त्रमबुध्यत॥ ११**

पराभवेनातिकुपितस्य द्रौणेरपाण्डवं पाण्डव-शून्यमिदं विश्वं कर्तुं प्रवृत्तं ब्रह्मास्त्रमबुध्यत॥ ११॥

अत एव बहुमुखं तदागतमित्याह—**तर्ह्येवेति।**

**तर्ह्येवाथ मुनिश्रेष्ठ पाण्डवाः पञ्च सायकान्।**
**आत्मनोऽभिमुखान्दीप्तानालक्ष्यास्त्राण्युपाददुः॥ १२**

तर्ह्येव तदानीमेव॥ १२॥

ઉત્તરા શ્રીકૃષ્ણને રક્ષા કરો, રક્ષા કરો, એમ બે શ્લોકો દ્વારા પ્રાર્થના કરે છે— **'पाहि पाहि इति।'**

**ઉત્તરા બોલી** – રક્ષા કરો, રક્ષા કરો, હે મહાયોગી! હે દેવોના દેવ! હે જગત્પતિ! તમારા સિવાય અન્ય નિર્ભય (સ્થાન) હું જોતી નથી; (કારણ કે) જ્યાં (સંસારમાં લોકો) એકબીજાના મૃત્યુનું કારણ છે. ॥૯॥

અન્ય કોઈપણ પ્રાર્થના કરવાને યોગ્ય નથી, તેમ કહે છે. **'त्वत्'** તમારા સિવાય અન્ય **'अभयम्'** ભયરહિત હું જોતી નથી. **'यत्र'** સંસારમાં **'परस्परम्'** (લોકો) એકબીજાના મૃત્યુનું કારણ બને છે. ॥૯॥

હે ઈશ્વર! હે વિભુ! આગ ઝરતું લોખંડી બાણ મારી તરફ ધસી રહ્યું છે, તે મને ભલે બાળી નાખે, પરંતુ હે નાથ! મારા ગર્ભને પાડી ન નાખે! ॥૧૦॥

ત્યાં પ્રવર્તી રહેલા ભયને જણાવે છે. **'अभिद्रवति'** સામે ધસે છે. તપેલું **'आयसम्'** લોખંડી ફણ (અણી) જેની છે તેવું બાણ– અતિ દીનતાપૂર્વક કહે છે— **'कामम् इति।'** ઈચ્છા અનુસાર ॥૧૦॥

**સૂતજી બોલ્યા** – ભક્તવત્સલ ભગવાને તેનું વચન સાંભળીને જાણી લીધું કે આ જગતને પાંડવરહિત કરવા માટે અશ્વત્થામાનું (છોડેલું) આ બ્રહ્માસ્ત્ર છે. ॥૧૧॥

પરાજયથી અત્યંત કોપાયમાન થયેલા અશ્વત્થામાનું આ જગતને **'अपाण्डवम्'** પાંડવરહિત કરવા માટે પ્રવૃત્ત થયેલું બ્રહ્માસ્ત્ર છે, તેમ જાણ્યું. ॥૧૧॥

આથી બહુ મુખવાળું તે આવતું હતું તેમ કહે છે— **'तर्हि एव इति।'**

તે જ સમયે હે મુનિશ્રેષ્ઠ! પાંડવોએ પણ પોતાની સામે પાંચ પ્રદીપ્ત બાણો આવતાં જોઈ અસ્ત્રો ઉઠાવ્યાં. ॥૧૨॥

**'तर्हि एव'** તે જ વખતે ॥૧૨॥

**व्यसनं वीक्ष्य तत्तेषामनन्यविषयात्मनाम्।**
**सुदर्शनेन स्वास्त्रेण स्वानां रक्षां व्यधाद्विभुः ॥ १३**

ब्रह्मास्त्रस्यास्त्रान्तरैरनिवर्त्यत्वात्तद्दुष्परिहरं व्यसनं वीक्ष्य। अनन्यविषय आत्मा येषाम्। स्वैकनिष्ठानामित्यर्थः ॥ १३ ॥

ભગવાન શ્રીકૃષ્ણે માત્ર પોતાનામાં જ એકનિષ્ઠાવાળા તેમનું (ભક્તોનું) તે સંકટ જોઈને પોતાના અસ્ત્ર સુદર્શન ચક્ર દ્વારા પોતાના (ભક્તો)ની રક્ષા કરી. ॥ ૧૩ ॥

બીજાં અસ્ત્રોથી બ્રહ્માસ્ત્રને પાછું વાળી શકાય તેમ ન હોવાથી, દૂર કરવાને અત્યંત મુશ્કેલ એવા સંકટને જોઈને– બીજા કોઈ વિષયમાં જેમનું મન નથી તેવા પોતાનામાં જ એકનિષ્ઠાવાળા (ભક્તો)ની, એમ અર્થ છે. ॥ ૧૩ ॥

**अन्तःस्थःसर्वभूतानामात्मा योगेश्वरो हरिः।**
**स्वमाययावृणोद्गर्भं वैराट्याः कुरुतन्तवे ॥ १४**

वैराट्या उत्तराया अन्तःस्थः सन् गर्भमावृतवान्। तत्र हेतुः—यत आत्मान्तर्यामी। योगेश्वर इति बहिःस्थस्यापि प्रवेशघटनार्थ-मुक्तम्। कुरूणां तन्तवे सन्तानाय। पाण्डवानामपि कुरुवंशजत्वादेवमुक्तम् ॥ १४ ॥

સર્વપ્રાણીઓના આત્મા, યોગેશ્વર શ્રીહરિએ કુરુવંશના વિસ્તાર માટે અંતર્યામીરૂપે અંદર રહીને વિરાટ રાજાની પુત્રી ઉત્તરાના ગર્ભને પોતાની માયાથી ઢાંકી દીધો. ॥ ૧૪ ॥

**'वैराट्याः'** ઉત્તરાની અંદર રહીને ગર્ભને ઢાંકી દીધો. તે માટેનું કારણ– **'आत्मा'** કારણ કે અંતર્યામી છે. વળી, બહાર રહેલાનો પણ પ્રવેશ થવાને કારણે યોગેશ્વર એમ કહેવામાં આવ્યું છે. કુરુઓના **'तन्तवे'** વંશવિસ્તાર માટે– પાંડવો પણ કુરુના વંશજો હોવાથી જ આમ કહ્યું છે. ॥ ૧૪ ॥

**यद्यप्यस्त्रं ब्रह्मशिरस्त्वमोघं चाप्रतिक्रियम्।**
**वैष्णवं तेज आसाद्य समशाम्यद्भृगूद्वह ॥ १५**

अमोघमप्रतिक्रियं च। समशाम्यत् संशान्तमासीत् ॥ १५ ॥

હે ભૃગુવંશી શૌનક! બ્રહ્માસ્ત્ર અમોઘ અને અનિવાર્ય હોવા છતાં ભગવાન વિષ્ણુના તેજ(રૂપ સુદર્શન ચક્ર)ને પામીને શાંત થઈ ગયું. ॥ ૧૫ ॥

કદી નિષ્ફળ ન જનારું અને પ્રતિકાર ન કરી શકાય તેવું– **'समशाम्यत्'** સારી રીતે શાંત થઈ ગયું. ॥ ૧૫ ॥

**मा मंस्था ह्येतदाश्चर्यं सर्वाश्चर्यमयेऽच्युते।**
**य इदं मायया देव्या सृजत्यवति हन्त्यजः ॥ १६**

एतद्ब्रह्मास्त्रशमनमाश्चर्यं मा मंस्था न मन्यस्व। इदं जगत् ॥ १६ ॥

સર્વ આશ્ચર્યજનક (અનંતશક્તિથી ભરપૂર) ભગવાન અચ્યુત વિષે આ (બ્રહ્માસ્ત્ર શાંત કરવાની ઘટના) આશ્ચર્યરૂપ ન માનશો, કારણ કે અજન્મા (હોવા છતાં પણ પોતાની શક્તિ) માયાદેવી વડે એ આ જગતનું સર્જન, રક્ષણ અને સંહાર કરે છે. ॥ ૧૬ ॥

આ બ્રહ્માસ્ત્રના શમનને આશ્ચર્ય **'मा मंस्था'** માનશો નહીં. **'इदम्'** આ જગતને (સર્જે છે). ॥ ૧૬ ॥

**ब्रह्मतेजोविनिर्मुक्तैरात्मजैः सह कृष्णया।**
**प्रयाणाभिमुखं कृष्णमिदमाह पृथा सती॥ १७**

કृष्णया सह॥ १७॥

પછી (દ્વારકા તરફ) પ્રયાણ કરવા તૈયાર થયેલા શ્રીકૃષ્ણ ભગવાનને બ્રહ્માસ્ત્રના તેજથી મુક્ત થયેલા પોતાના પુત્રો (પાંડવો) તથા દ્રૌપદી સહિત સતી કુંતાજી આ પ્રમાણે કહેવા લાગ્યાં. ॥ ૧૭ ॥

દ્રૌપદી સહિત ॥ ૧૭ ॥

**कुन्त्युवाच**

**नमस्ये पुरुषं त्वाद्यमीश्वरं प्रकृतेः परम्।**
**अलक्ष्यं सर्वभूतानामन्तर्बहिरवस्थितम्॥ १८**

त्वा त्वां नमस्ये नमस्करोमि। ननु कनिष्ठं मां कथं नमस्करोषि तत्राह। आद्यं पुरुषम्। कुतः। प्रकृतेः परम्। तत्कुतः। ईश्वरं प्रकृतेरपि नियन्तारम्। अत एव सर्वभूतानामन्तर्बहिश्च पूर्णत्वेनावस्थितम्। तथाप्यलक्ष्यम्॥ १८॥

**કુંતાજી બોલ્યાં** – આદિપુરુષ એવા આપને હું નમસ્કાર કરું છું. આપ પ્રકૃતિના નિયંતા છો, (છતાં) એનાથી પર છો. પ્રાણીમાત્રની અંદર તથા બહાર રહેલા (હોવા છતાં) ઓળખી શકાતા નથી. ॥ ૧૮ ॥

**'त्वा'** આપને **'नमस्ये'** નમસ્કાર કરું છું. શંકા કરે છે કે, મને સૌથી નાના (ભત્રીજા)ને કેમ નમસ્કાર કરો છો? તે માટે કહે છે– આદિપુરુષને (હું નમસ્કાર કરું છું). કેવી રીતે? પ્રકૃતિથી પરને, શા માટે? પ્રકૃતિના **'ईश्वरम्'** નિયંતાને, તેથી જ સર્વ પ્રાણીઓની અંદર તથા બહાર પૂર્ણપણે રહેલા હોવા છતાં પણ ઓળખી ન શકાય તેવાને (હું નમસ્કાર કરું છું). ॥ ૧૮॥

**मायाजवनिकाच्छन्नमज्ञाऽधोक्षजमव्ययम्।**
**न लक्ष्यसे मूढदृशा नटो नाट्यधरो यथा॥ १९**

तत्र हेतुः—मायैव जवनिका तिरस्करिणी तया आच्छन्नं प्रतिच्छन्नम्। अतोऽहमज्ञा भक्ति-योगानभिज्ञा केवलं नमस्यामि। अधः अक्षज-मिन्द्रियजं ज्ञानं यस्मात्तम्। अव्ययमपरिच्छिन्नम्। तत्प्रपञ्चः। मूढदृशा देहाभिमानिना पुंसा न त्वं लक्ष्यसे॥ १९॥

માયારૂપી પરદાથી ઢંકાયેલા, ઈન્દ્રિયાતીત તથા અમર્યાદિત (આપ)ને (ભક્તિયોગને) ન જાણનારી (હું નમસ્કાર કરું છું.) નાટકમાં વેશ ધારણ કરનાર નટ જેમ ઓળખાતો નથી, તેમ દેહાભિમાની દ્વારા આપ જાણી શકાતા નથી. ॥ ૧૯ ॥

(ભગવાન અલક્ષ્ય છે) તે માટેનું કારણ– માયા એ જ પરદો, આવરણ કરે તે, તેના દ્વારા **'आच्छन्नम्'** ઢંકાયેલાને, આથી હું અજ્ઞ ભક્તિયોગને ન જાણનારી સ્ત્રી, કેવળ નમસ્કાર કરું છું. ઊણું છે **अक्षजम्** ઈન્દ્રિયજન્ય જ્ઞાન જેમનાથી તેમને, **'अव्ययम्'** અમાપને, તેનો વિસ્તાર (કરે છે). **'मूढदशा'** દેહાભિમાની પુરુષ દ્વારા આપને ઓળખી શકાતા નથી. ॥ ૧૯॥

**तथा परमहंसानां मुनीनाममलात्मनाम्।**
**भक्तियोगविधानार्थं कथं पश्येम हि स्त्रियः॥ २०**

નિર્મળ ચિત્તવાળા પરમહંસ મુનિઓને ભક્તિયોગ સિદ્ધ કરાવવા માટે (આપે અવતાર ધારણ કર્યો છે), તો અમે (અલ્પબુદ્ધિ) સ્ત્રીઓ (આપને) કેવી રીતે જાણી શકીએ? ॥ ૨૦ ॥

किंच परमहंसानामात्मानात्मविवेकिनां ततो मुनीनां मननशीलानामपि ततश्चामलात्मनां निवृत्तरागादीनामपि तथा तेन निजमहिम्ना न लक्ष्यसे, अतो भक्तियोगं विधातुं त्वां वयं स्त्रियः कथं हि पश्येम।

यद्वा परमहंसादीनामपि भक्तियोगविधानार्थं त्वां आत्मारामाणामप्यचिन्त्यनिजगुणैराकृष्य भक्तियोगं विधातुं कारयितुमवतीर्णमित्यर्थः॥ २०॥

ज्ञानभक्त्योरशक्यत्वमुक्त्वा पुनः केवलं नमस्करोति—**कृष्णायेति** द्वाभ्याम्।

**कृष्णाय वासुदेवाय देवकीनन्दनाय च।**
**नन्दगोपकुमाराय गोविन्दाय नमो नमः॥ २१**
॥ २१ ॥

**नमः पङ्कजनाभाय नमः पङ्कजमालिने।**
**नमः पङ्कजनेत्राय नमस्ते पङ्कजाङ्घ्रये॥ २२**

पङ्कजं नाभौ यस्य। पङ्कजानां मालास्ति यस्य। पङ्कजवत्प्रसन्ने नेत्रे यस्य। पङ्कजाङ्कितावङ्घ्री यस्य तस्मै॥ २२॥

तत्कृतोपकाराननुस्मरति—**यथेति** द्वाभ्याम्।

**यथा हृषीकेश खलेन देवकी**
**कंसेन रुद्धाऽतिचिरं शुचार्पिता।**
**विमोचिताहं च सहात्मजा विभो**
**त्वयैव नाथेन मुहुर्विपद्गणात्॥ २३**

વળી, **'परमहंसानाम्'** આત્મા તથા અનાત્માનો વિવેક (ભેદ) કરી શકનારા, તેમાં પણ **'मुनीनाम्'** મનનશીલ, તેમાં પણ **'अमलात्मनाम्'** નિર્મળ ચિત્તવાળા, રાગદ્વેષ વગરના હોય તેવા, તેમના દ્વારા પણ આપના મહિમાની સાથે આપ જાણી શકાતા નથી. તો પછી ભક્તિયોગ સાધવા માટે (અયોગ્ય એવી) અમે સ્ત્રીઓ આપને કેવી રીતે જાણી શકીએ?

અથવા પરમહંસોને પણ ભક્તિયોગ સિદ્ધ કરાવવા માટે પોતાના આત્મામાં જ રમણ કરનારા મુનિઓને પણ પોતાના અચિન્ત્ય ગુણોથી આકર્ષીને ભક્તિયોગ **'विधातुम्'** કરાવવા માટે આપ અવતીર્ણ થયા છો, એમ અર્થ છે. ॥ ૨૦ ॥

જ્ઞાન અને ભક્તિ અશક્ય છે તેમ કહીને ફરીથી બે શ્લોકો દ્વારા કેવળ નમસ્કાર કરે છે— **'कृष्णाय इति।'**

કૃષ્ણને નમસ્કાર હો. દેવકીને આનંદ આપનાર અને વસુદેવના પુત્ર વાસુદેવને નમસ્કાર હો. નંદગોપના કુમારને અને ગાયોનું રક્ષણ કરનાર ગોવિંદને નમસ્કાર હો.॥ ૨૧ ॥

કમળ જેમની નાભિમાં છે તેમને નમસ્કાર હો, કમળની માળા ધારણ કરનારને નમસ્કાર હો, કમળ સમાન નેત્રવાળાને નમસ્કાર હો, કમળ સમાન ચરણવાળા આપને નમસ્કાર હો. ॥ ૨૨॥

કમળ જેની નાભિમાં છે તેમને, કમળની માળા જેમણે (ધારણ કરી છે) તેમને, કમળ જેવાં જેમનાં પ્રસન્ન નેત્રો છે તેમને, જેમના બંને ચરણોમાં કમળ અંકિત થયેલાં છે તેમને (નમસ્કાર હો). ॥ ૨૨॥

તેમણે કરેલા ઉપકારોનું વારંવાર સ્મરણ કરે છે. બે શ્લોક દ્વારા તે કહે છે— **'यथा इति।'**

હે ઈન્દ્રિયોના ઈશ્વર! દુષ્ટ કંસ દ્વારા ઘણા લાંબા સમય સુધી કેદ કરાયેલાં અને (પુત્રોના વધથી) શોકાકુળ થયેલાં દેવકીજી જેમ આપના દ્વારા દુઃખમાંથી મુક્ત થયાં હતાં, તેમ હે વિભુ! હું તો પુત્રો સહિત અનેક દુઃખોમાંથી નાથ એવા આપના દ્વારા જ વારંવાર મુક્ત થઈ હતી. ॥ ૨૩ ॥

अयमर्थः—मातृतोऽपि मय्यधिका तव प्रीतिः। तथा हि, हे हृषीकेश, यथा देवकी कंसेन रुद्धा त्वया विमोचिता, अहं च तथैव किं विमोचितेति काक्वा महान्विशेष उक्तः। तं दर्शयति—

આ પ્રમાણે અર્થ છે— દેવકી માતા કરતાં પણ મારામાં તમારી અધિક પ્રીતિ છે. જેમ કે, હે હૃષીકેશ! જેવી રીતે કંસ દ્વારા કેદ કરવામાં આવેલાં દેવકીજીને આપના દ્વારા છોડાવવામાં આવ્યા હતાં, તો શું હું પણ તેવી જ રીતે દુઃખમાંથી મુક્ત થઈ હતી? સ્નેહના ભાવથી થયેલા કાકુ (સ્વરભેદ) દ્વારા મહાન ભેદ હતો તે કહેવામાં આવ્યું છે. તે ભેદને દર્શાવે છે—

सातिचिरं रुद्धा सती तस्मादेव सकृद्विमोचिता तथा शुचार्पिता च सती। न च तस्याः पुत्रा रक्षिताः। अस्ति चान्यो नाथस्तस्याः। अहं तु विपद्गणात्तत्रापि मुहुः शीघ्रं च सात्मजा च त्वयैव च नाथेनेति॥ २३॥

દેવકીજી ઘણા લાંબા સમય સુધી કેદમાં પૂરાયેલાં રહ્યાં હોવાથી તેમાંથી એક જ વખત છોડાવ્યાં છે, તેમજ તે તો (પુત્રોના વધથી) શોકાકુળ પણ થયાં હતાં, (કારણ કે) તેમના પુત્રોની રક્ષા કરવામાં આવી ન હતી. વળી, તેમના તો અન્ય નાથ (શ્રીવસુદેવજી) હતા, પરંતુ હું તો અનેક વિપત્તિઓમાંથી, તે પણ વારંવાર અને તરત જ, વળી પુત્રો સાથે નાથ એવા આપના દ્વારા જ મુક્ત થઈ હતી. ॥ ૨૩ ॥

विपद्गणमेव दर्शयति।

અનેક વિપત્તિઓ જ દર્શાવે છે.

**विषान्महाग्नेः पुरुषाददर्शना-**
**दसत्सभाया वनवासकृच्छ्रतः।**
**मृधे मृधेऽनेकमहारथास्त्रतो**
**द्रौण्यस्त्रतश्चाऽऽस्म हरेऽभिरक्षिताः॥ २४**

હે હરિ! (ભીમસેનને અપાયેલા) ઝેરથી, (લાક્ષાગૃહના) મહાન અગ્નિથી, માનવભક્ષી (હિડિંબ વગેરે) રાક્ષસોના દર્શનથી, જુગારીઓની સભાથી, વનવાસના દુઃખથી, પ્રત્યેક યુદ્ધમાં અનેક મહારથીઓનાં અસ્ત્રોથી અને અશ્વત્થામાના બ્રહ્માસ્ત્રથી (તમે જ) અમારું રક્ષણ કર્યું છે. ॥ ૨૪ ॥

विषाद्भीमस्य विषमोदकदानात्। महाग्ने-र्जतुगृहदाहात्। पुरुषादा हिडिम्बादयो राक्षसास्तेषां दर्शनात्। असत्सभाया द्यूतस्थानात्। अभितो रक्षिता आस्म अभवाम॥ २४॥

**'विषात्'** ભીમને ઝેરવાળા લાડુના દાનથી, **'महाग्नेः'** લાક્ષાગૃહની આગથી, મનુષ્યભક્ષી હિડિંબ વગેરે રાક્ષસોને જોવામાંથી, **'असत्सभायाः'** દુષ્ટોની સભા— જુગાર રમવાના સ્થાનમાંથી, સર્વ રીતે અમે રક્ષાયેલાં **'आस्म'** હતાં. ॥ ૨૪ ॥

**विपदः सन्तु नः शश्वत्तत्र तत्र जगद्गुरो।**
**भवतो दर्शनं यत्स्यादपुनर्भवदर्शनम्॥ २५**

હે જગદ્‌ગુરુ! ડગલે ને પગલે નિરંતર અમને વિપત્તિઓ જ પ્રાપ્ત થાઓ, કે જેથી ફરી સંસારનું દર્શન ન કરાવનાર આપનાં અમને દર્શન થાય. ॥ ૨૫॥

यत् यासु विपत्सु। कीदृशं दर्शनम्। नास्ति पुनरपि भवदर्शनं यस्मात्॥ २५॥

**'यत्'** જે વિપત્તિઓમાં, કેવા પ્રકારનાં દર્શન? કે જેનાથી ફરી સંસારનાં દર્શન ન થાય. ॥ ૨૫ ॥

**वंशीधरी**—भगवत्स्मरणविरोधिसम्पत्परम्परातो भगवद्दर्शनकारिविपत्परम्परैव श्रेयसीत्याह।

संपदस्तु श्रेयः परिपन्थिन्य इत्याह—

**जन्मैश्वर्यश्रुतश्रीभिरेधमानमदः पुमान्।**
**नैवार्हत्यभिधातुं वै त्वामकिंचनगोचरम्॥ २६**

जन्म सत्कुले। जन्मादिभिरेधमानो मदो यस्य सः। अभिधातुं श्रीकृष्णगोविन्देति वक्तुमपि। अकिंचनानां गोचरं विषयभूतम्॥ २६॥

**नमोऽकिंचनवित्ताय निवृत्तगुणवृत्तये।**
**आत्मारामाय शान्ताय कैवल्यपतये नमः॥ २७**

प्रस्तुतमनोरथपूरणाय पुनः प्रणमति। अकिंचना भक्ता एव वित्तं सर्वस्वं यस्य तस्मै। ततः किम्। निवृत्ता गुणवृत्तयो धर्मार्थकामविषया यस्मात्तस्मै। तत्कुतः। आत्मारामाय। तत्कुतः। शान्ताय रागादिरहिताय। किंच कैवल्यपतये कैवल्यं दातुं समर्थाय॥ २७॥

ननु देवकीपुत्रं मां कथमेवं स्तौषि तत्राह।

**मन्ये त्वां कालमीशानमनादिनिधनं विभुम्।**
**समं चरन्तं सर्वत्र भूतानां यन्मिथः कलिः॥ २८**

ભગવત્સ્મરણવિરોધી સંપત્તિની પરંપરા કરતાં ભગવાનનાં દર્શન કરાવનારી વિપત્તિઓની પરંપરા જ કલ્યાણકારી છે, એમ કહે છે.

સંપત્તિઓ તો કલ્યાણની વિરોધી છે એમ કહે છે—

(સત્કુળમાં) જન્મ, ઐશ્વર્ય, શાસ્ત્રજ્ઞાન તથા લક્ષ્મી વડે વધેલા મદવાળો મનુષ્ય આપનું નામ લેવાને યોગ્ય નથી. (કારણ કે ભગવાન સિવાય બીજું કંઈ ગ્રહણ કરવા યોગ્ય જેને લાગતું નથી તેવા) અકિંચન (ભક્તના ભજન)ના વિષયરૂપ આપને (નમસ્કાર). ॥ ૨૬ ॥

સત્કુળમાં જન્મ વગેરેથી વધી ગયો છે મદ જેનો તે, **'अभिधातुम्'** શ્રીકૃષ્ણ, ગોવિંદ એમ બોલવા માટે પણ (યોગ્ય નથી). પરંતુ અકિંચન ભક્તોના **'गोचरम्'** વિષયરૂપને ॥ ૨૬ ॥

(નિષ્કામ) ભક્તો જ જેનું સર્વસ્વ છે તેવા (ભક્તવત્સલ)ને નમસ્કાર હો. ધર્મ, અર્થ, કામરૂપી ગુણવૃત્તિઓથી પર, આત્મામાં જ રમણ કરનાર, રાગાદિથી રહિત, મોક્ષના અધિપતિને નમસ્કાર હો. ॥ ૨૭ ॥

(દ્વારકા જતા ભગવાનને રોકી દેવાના) પ્રસ્તુત મનોરથને પૂર્ણ કરવા માટે પુનઃ પ્રણામ કરે છે. નિષ્કામ ભક્તો જ **'वित्तम्'** જેનું સર્વસ્વ છે તેને (નમસ્કાર). પછી શું? નિવૃત્ત થઈ ગઈ છે **'गुणवृत्तयः'** ધર્મ, અર્થ, કામવિષયક વૃત્તિઓ જેમાંથી તેને (નમસ્કાર). તે શા માટે? આત્મામાં જ રમણ કરનારા છે, તેને (નમસ્કાર હો). તે શા કારણે? **'शान्ताय'** રાગાદિથી રહિતને (નમસ્કાર હો). વળી, **'कैवल्यपतये'** મોક્ષ આપવાને સમર્થ એવા (આપને નમસ્કાર). ॥ ૨૭॥

શંકા કરે છે કે મને, દેવકીપુત્રને કેમ આ રીતે વખાણો છો? તે માટે કહે છે—

આપને હું કાળરૂપ, નિયંતા, આદિ અને અંતરહિત, પ્રભુ, સર્વત્ર સમાન રીતે વિચરનાર, પ્રાણીઓમાં જેનાથી પરસ્પર કલહ થાય છે તે (નિમિત્તરૂપ પણ) માનું છું. ॥ ૨૮ ॥

मन्ये त्वां कालं न तु देवकीपुत्रम्। तत्र हेतवः—ईशानं नियन्तारम्। अनादिनिधनमाद्यन्तशून्यम्। विभुं प्रभुम्। समं यथा भवति तथा सर्वत्र चरन्तम्।

આપને હું કાળરૂપ માનું છું, પણ દેવકીના પુત્ર નહીં! તે માટે કારણો આપે છે– **'ईशानम्'** નિયંતા, **'अनादिनिधनम्'** આદિ અને અંતરહિત, **'विभुम्'** પ્રભુ, જેમ સમરૂપતા હોય તેમ સર્વત્ર વિચરણ કરનાર (માનું છું).

ननु पार्थसारथेः कथं मम साम्यं तत्राह। यद्यतस्त्वत्तो निमित्तभूताद्भूतानामेव मिथः कलिः कलहो भवति न तु स्वतस्त्वयि वैषम्यम्॥ २८॥

શંકા કરવામાં આવી છે કે અર્જુનના સારથિ એવા મારું સમત્વ કેવું? તે માટે કહે છે– **'यद्'** જે નિમિત્તરૂપ આપનાથી જ પ્રાણીઓમાં પરસ્પર **'कलिः'** કલહ થાય છે, પરંતુ આપનામાં સ્વગત વિષમતા નથી. ॥ ૨૮॥

ननु निग्रहानुग्रहरूपं मयि प्रसिद्धं वैषम्यमत आह—**न वेदेति।**

શંકા કરવામાં આવી છે કે, મારામાં નિગ્રહ અને અનુગ્રહરૂપ વૈષમ્ય છે તે તો પ્રસિદ્ધ છે, તે માટે કહે છે— **'न वेद इति।'**

**न वेद कश्चिद्भगवंश्चिकीर्षितं**
**तवेहमानस्य नृणां विडम्बनम्।**
**न यस्य कश्चिद्दयितोऽस्ति कर्हिचिद्**
**द्वेष्यश्च यस्मिन्विषमा मतिर्नृणाम्॥ २९**

(અચિન્ત્ય ઐશ્વર્યાદિગુણપૂર્ણ) હે ભગવાન્! મનુષ્યોનું અનુકરણ કરવા ઇચ્છેલી આપની લીલાને કોઈ જાણી શકતું નથી. જેનું ક્યારેય નથી કોઈ પ્રિય કે નથી કોઈ અપ્રિય છતાંય જે આપનામાં (અજ્ઞાની) મનુષ્યોની મતિ વિષમ થઈ જાય છે. ॥ ૨૯॥

नृणां विडम्बनमनुकरणमीहमानस्य कुर्वतः। यस्मिंस्त्वयि विषमा मतिरनुग्रहनिग्रहरूपा भवति॥ २९॥

મનુષ્યોનું **'विडम्बनम्'** અનુકરણ **'ईहमानस्य'** કરતા એવા **'यस्मिन्'** જે આપનામાં (અજ્ઞાનીઓને) અનુગ્રહ અને નિગ્રહરૂપ વિષમબુદ્ધિ થઈ જાય છે. ॥ ૨૯॥

**जन्म कर्म च विश्वात्मन्नजस्याकर्तुरात्मनः।**
**तिर्यङ्नृषिषु यादःसु तदत्यन्तविडम्बनम्॥ ३०**

હે વિશ્વાત્મા! અજન્મા અને અકર્તા એવા પરમાત્માનાં પશુ, મનુષ્ય, ઋષિ તથા જળચરોમાં થતાં જન્મો અને કર્મો એ કેવળ લીલા જ છે. ॥ ૩૦ ॥

ते अजस्य जन्म। अकर्तुः कर्म। तिर्यक्षु वराहादिरूपेण। नृषु रामादिरूपेण। ऋषिषु वामनादिरूपेण। यादःसु मत्स्यादिरूपेण॥ ३०॥

તે અજન્માનો જન્મ, અકર્તાનું કર્મ, પશુ-પક્ષીઓમાં વરાહ વગેરે રૂપે, મનુષ્યોમાં રામ વગેરે રૂપે, ઋષિઓમાં વામન વગેરે રૂપે, જળચરોમાં મત્સ્યાદિરૂપે ॥ ૩૦॥

नरविडम्बनमत्याश्चर्यमित्याह—**गोपीति।**

આપની મનુષ્યરૂપે કરેલી લીલા તો અત્યંત આશ્ચર્યજનક છે, તેમ કહે છે— **'गोपी इति।'**

**गोप्याददे त्वयि कृतागसि दाम तावद्**
**या ते दशाश्रुकलिलाञ्जनसंभ्रमाक्षम्।**
**वक्त्रं निनीय भयभावनया स्थितस्य**
**सा मां विमोहयति भीरपि यद्बिभेति॥ ३१**

गोपी यशोदा त्वयि कृतागसि दधिभाण्ड-स्फोटनं कृतवति यावद्दाम रज्जुमाददे जग्राह तावत्तत्क्षणमेव या ते दशावस्था सा मां विमोहयति। किंभूतस्य। अश्रुभिः कलिलं व्यामिश्रमञ्जनं ययोस्ते च ते संभ्रमेण व्याकुले अक्षिणी यस्मिंस्तद्वक्त्रं निनीयाधः कृत्वा ताडयिष्यतीति भयस्य भावनया स्थितस्य। यद्यतस्त्वत्तो भीरपि स्वयं बिभेति तस्य ते दशा॥ ३१॥

અત એવ જગન્મોહનતયા દુર્જ્ઞેયત્વાત્તવ जन्मादि बहुधा वर्णयन्तीत्याह—**केचिदिति** चतुर्भिः।

**केचिदाहुरजं जातं पुण्यश्लोकस्य कीर्तये।**
**यदोः प्रियस्यान्ववाये मलयस्येव चन्दनम्॥ ३२**

पुण्यश्लोकस्य युधिष्ठिरस्य कीर्तये। यदोरेव कीर्तय इति वा। मलयस्य कीर्तये वंशे वा चन्दनं यथा॥ ३२॥

**अपरे वसुदेवस्य देवक्यां याचितोऽभ्यगात्।**
**अजस्त्वमस्य क्षेमाय वधाय च सुरद्विषाम्॥ ३३**

તમે (દહીંની ગોળી ભાંગી નાખી) અપરાધ કર્યો ત્યારે ગોપી યશોદાજીએ (તમને બાંધવા માટે) દોરડું લીધું, તે સમયે અશ્રુઓથી મિશ્ર થયેલા કાજળ(ના લપેડા) વાળા વ્યાકુળ નેત્રે મુખ નીચું નમાવીને, (આ મને મારશે, એમ) ભયભીત થઈને ઊભેલા કે જેનાથી ભય પણ ભય પામે છે, તેવા તમારી તે દશા(ની લીલાછબિ) મને વિમોહિત કરે છે! ॥ ૩૧॥

**'गोपी'** યશોદાજીએ **'त्वयि कृतागसि'** તમે અપરાધ કર્યો ત્યારે, દહીંનું પાત્ર ભાંગી નાખ્યુ ત્યારે, **'दाम'** દોરડું **'आददे'** લીધું, **'तावत्'** તે જ વખતે તમારી જે **'दशा'** અવસ્થા હતી, **'सा'** તે મને મોહ પમાડે છે. કેવા સ્વરૂપવાળાની દશા? અશ્રુથી **'कलिलम्'** મિશ્ર અંજનવાળા જે બંને ભયથી વ્યાકુળ નેત્રો જેમાં છે તે મુખ **'निनीय'** નીચું નમાવીને, મને મારશે તેવી ભયની ભાવનાથી ઊભા રહેલા **'यद्'** જેમનાથી, આપનાથી સ્વયં ભય પણ ભય પામે છે તેવા તમારી દશા ॥ ૩૧ ॥

આથી જ તમારી લીલા જગતને મોહ પમાડતી હોવાને કારણે દુર્જ્ઞેય હોવાથી આપના જન્મો વગેરેનું (વિદ્વાનો) અનેક રીતે વર્ણન કરે છે, એમ **'केचित् इति'**થી ચાર શ્લોકો (૩૨ થી ૩૫) દ્વારા કહે છે.

કેટલાક કહે છે કે પવિત્ર કીર્તિવાળા પ્રિય યુધિષ્ઠિરની કીર્તિ માટે મલયાચળમાં ઉત્પન્ન થયેલા ચંદનવૃક્ષની જેમ, અજન્મા શ્રીહરિ યદુવંશમાં જન્મ્યા છે. ॥ ૩૨॥

**'पुण्यश्लोकस्य'** પવિત્ર કીર્તિવાળા યુધિષ્ઠિરની કીર્તિ માટે અથવા યદુરાજાની જ કીર્તિ માટે, અથવા મલય પર્વતની કીર્તિ માટે જેમ તેના વંશમાં ચંદનવૃક્ષ (ઉત્પન્ન થાય છે), તેમ યદુવંશમાં (ઉત્પન્ન થયા છો). ॥ ૩૨॥

બીજા કહે છે કે વસુદેવજીનાં પત્ની દેવકીજીમાં (પૂર્વજન્મમાં) યાચના કરાયેલા આપ આ જગતનું કલ્યાણ કરવા તથા રાક્ષસોનો નાશ કરવા (તેમના પુત્રરૂપે) અજન્મા હોવા છતાં (પુત્રત્વને) પામ્યા છો. ॥ ૩૩॥

तथा वसुदेवस्य भार्यायां देवक्यामज एव त्वमभ्यगात्। पुत्रत्वमिति शेषः। प्रथमपुरुषस्त्वार्षः। अर्भत्वमिति पाठः सुगमः। ताभ्यामेव पूर्वं सुतपःपृश्निरूपाभ्यां याचितः सन्। अस्य जगतः क्षेमाय॥ ३३॥

તેમ જ વસુદેવજીનાં ભાર્યા દેવકીજીમાં અજન્મા એવા આપ જ (પુત્રત્વને) પામ્યા છો. પુત્રત્વને એ શેષ છે (તે ઉમેરવું). (**'अभि+इ'**=પામવું નું) અદ્યતન ભૂ.કા.ત્રી.પુ.એ.વ. **'अभ्यगात्'** આર્ષ છે. (અહીં કર્તા **'त्वम्'** બી.પુ.એ.વ. છે, તેથી **'अभ्यगाः'** રૂપ થાય છે.) **'अभ्यगात्'**ને બદલે **'अर्भत्वम्'** પાઠ સુગમ છે. **'याचितोऽर्भत्वम्'** તે બંને દ્વારા જ, પૂર્વે સુતપા અને પૃશ્નિરૂપે આપ બાળકરૂપે યાચના કરાયેલા હોઈ– **'अस्य'** આ જગતના કલ્યાણ માટે ॥ ૩૩॥

**भारावतरणायान्ये भुवो नाव इवोदधौ।**
**सीदन्त्या भूरिभारेण जातो ह्यात्मभुवार्थितः॥ ३४**

અન્ય લોકો કહે છે કે સમુદ્રમાં અત્યંત ભારથી (ડૂબતી) નૌકાની જેમ (અસુરોના ભારથી) પીડાતી પૃથ્વીનો ભાર ઉતારવા માટે બ્રહ્માજી દ્વારા પ્રાર્થના કરાયેલા આપ જન્મ્યા છો. ॥ ૩૪॥

आत्मभुवेति ब्रह्मप्रार्थनस्य प्राधान्यविवक्षया ॥ ३४॥

**'आत्मभुवा इति'** બ્રહ્માજી દ્વારા પ્રાર્થના કરાયેલા, (પ્રાર્થના બીજાઓ દ્વારા પણ કરવામાં આવી હતી, છતાં) પ્રાધાન્ય કહેવાની ઈચ્છાથી (આમ કહ્યું છે). ॥ ૩૪॥

**भवेऽस्मिन् क्लिश्यमानानामविद्याकामकर्मभिः।**
**श्रवणस्मरणार्हाणि करिष्यन्निति केचन॥ ३५**

કેટલાક કહે છે કે, આ સંસારમાં અજ્ઞાન, વિષય-ભોગોની અભિલાષા અને તેને માટે થતા પ્રયત્નોથી દુઃખી થતા જીવો માટે શ્રવણ અને સ્મરણ કરવા યોગ્ય (લીલા) કરવા માટે (આપ અહીં પધાર્યા છો). ॥ ૩૫॥

मतान्तरम्। परमानन्दस्वरूपाज्ञानमविद्या ततो देहाद्यभिमानात्कामस्ततः कर्माणि तैः क्लिश्यमानानां तन्निवृत्तये श्रवणाद्यर्हाणि कर्माणि करिष्यन्॥ ३५॥

અન્ય મત કહે છે : પરમ આનંદમય સ્વરૂપનું અજ્ઞાન એટલે અવિદ્યા. તેનાથી દેહ વગેરેનું અભિમાન, તેનાથી કામ, તેનાથી કર્મો, તે કર્મો વડે દુઃખી થતા જીવોનાં તે અજ્ઞાન વગેરે દૂર કરવા શ્રવણ વગેરે કરવા યોગ્ય લીલાઓ કરનાર (આપ અહીં પધાર્યા છો). ॥ ૩૫॥

अस्य पक्षस्य सिद्धान्ततामभिप्रेत्य श्रवणादिफलमाह—**शृण्वन्तीति।**

(અવતાર વિષેના મતો રજૂ કર્યા તેમાંથી) આ પક્ષને સિદ્ધાંત ગણીને શ્રવણ વગેરેનું ફળ કહે છે— **'शृण्वन्ति इति।'**

**शृण्वन्ति गायन्ति गृणन्त्यभीक्ष्णशः**
**स्मरन्ति नन्दन्ति तवेहितं जनाः।**
**त एव पश्यन्त्यचिरेण तावकं**
**भवप्रवाहोपरमं पदाम्बुजम्॥ ३६**

(જે) મનુષ્યો આપનું ચરિત્ર વારંવાર સાંભળે છે, ગાય છે, સ્તુતિ કરે છે, તેનું સ્મરણ કરે છે, (બીજાઓ વર્ણવે ત્યારે) અભિનંદન આપે છે, તેઓ જ સંસારના પ્રવાહને શાંત કરનાર એવા આપના ચરણકમળનાં અવિલમ્બ દર્શન કરે છે. ॥ ૩૬ ॥

नन्दन्त्यन्यैः कीर्त्यमानमभिनन्दन्ति। ये जनाः। ईहितं चरितम्। तावकं त्वदीयं पदाम्बुजं त एव, पश्यन्त्येव, अचिरेणैवेति च सर्वत्रावधारणम्। कीदृशम्। भवप्रवाहस्य जन्मपरम्पराया उपरमो यस्मिंस्तत्॥ ३६॥

इदानीं तवास्मत्परित्यागोऽनुचित इत्याशयेनाह—**अपीति** चतुर्भिः।

**अप्यद्य नस्त्वं स्वकृतेहित प्रभो**
**जिहाससि स्वित्सुहृदोऽनुजीविनः।**
**येषां न चान्यद्भवतः पदाम्बुजात्**
**परायणं राजसु योजितांहसाम्॥ ३७**

हे प्रभो, सुहृदोऽतिस्निग्धाननुजीविनश्च नोऽद्यापि स्वित् किंस्वित्त्वं जिहाससि। येषामस्माकमन्यत्परायणं नैवास्ति। तत्कुतः। राजसु योजितमंहो दुःखं यैस्तेषाम्। स्वानां कृतमीहितमपेक्षितं येन तस्य संबोधनम्। विसर्गान्तपाठे त्वंपदविशेषणम्॥ ३७॥

ननु तव बन्धवो यदवः पुत्राश्च पाण्डवाः शूराः समर्थाश्च तत्किं कार्पण्यं भाषसेऽत आह—**के वयमिति।**

**के वयं नामरूपाभ्यां यदुभिः सह पाण्डवाः।**
**भवतोऽदर्शनं यर्हि हृषीकाणामिवेशितुः॥ ३८**

**'नन्दन्ति'** અન્યો દ્વારા વર્ણવવામાં આવે ત્યારે અભિનંદન આપે છે. જે મનુષ્યો **'ईहितम्'** ચરિત્રને– **'तावकम्'** તમારા ચરણકમળનાં **'ते एव'** તે જ મનુષ્યો અવશ્ય દર્શન પામે છે, અવિલમ્બથી જ– આમ, **'एव'** કારને સર્વત્ર સમજવો. કેવા ચરણકમળનાં? સંસારના પ્રવાહનો, જન્મની પરંપરાનો જેમાં અંત આવી જાય છે, તેવા ચરણકમળનાં ॥ ૩૬॥

હવે તમે અમારો પરિત્યાગ કરો તે અનુચિત છે, તે આશયથી ચાર શ્લોકો દ્વારા કહે છે– **'अपि इति।'**

પોતાના ભક્તોના મનોરથો પૂર્ણ કરનાર હે પ્રભુ! તમારે આશરે જીવનારા અત્યંત પ્રેમાળ એવા અમને આજે આપ શું છોડીને જવા ઇચ્છો છો? આપના ચરણકમળ સિવાય જેમનો બીજો કોઈ આશ્રય નથી એવા કે જેમણે રાજાઓને પણ દુઃખ પહોંચાડ્યું છે તેવા અમને (છોડીને જશો?) ॥ ૩૭ ॥

હે પ્રભુ! **'सुहृदः'** અતિપ્રેમાળ, વળી તમારે આધારે જીવનારા અમને આજે પણ શું આપ છોડીને જવા ઇચ્છો છો? **'येषाम्'** જેમનું, અર્થાત્ અમારું અન્ય કોઈ જ આશ્રયસ્થાન નથી. તે કેવી રીતે? રાજાઓમાં જેમણે **'अंहः'** દુઃખ ઊભું કર્યું છે તેવા– ''પોતાના ભક્તોની **'ईहितम्'** અપેક્ષાઓ જેનાથી પૂર્ણ થાય છે તેવા હે ભગવાન''– તે ભગવાનનું સંબોધન છે. **'स्वकृतईहितः'** એમ વિસર્ગાંત પાઠમાં **'त्वम्'** પદનું વિશેષણ બને (સ્વજનોનું ઇષ્ટ કરનાર એવા આપ). ॥ ૩૭ ॥

(ભગવાન) શંકા કરે છે કે, યાદવો તમારા (કુંતીજીના) બાંધવો છે, વળી, પુત્રો પાંડવો શૂરવીર અને સમર્થ છે, તો પછી દીનતાની વાણી કેમ બોલો છો? તે માટે કહે છે– **'के वयम् इति।'**

જેમ ઇન્દ્રિયોનો નિયંતા જીવ (જતો રહે છે, ત્યારે નામ અને રૂપ કંઈ રહેતું નથી), તેમ આપનાં દર્શન ન થાય તો યાદવો સહિત પાંડવો એવા અમે નામ અને રૂપથી વળી કોણ? (અર્થાત્ કાંઈ જ નહીં, અતિશય તુચ્છ બની જઈએ.) ॥ ૩૮ ॥

यर्हि भवतोऽदर्शनं यदा त्वमस्मान्न पश्यसि तदा नामरूपाभ्यां नाम्ना विख्यात्या रूपेण समृद्ध्या च यदुभिः सहिताः पाण्डवा नाम के वयं न केऽपि। अतितुच्छा इत्यर्थः। हृषीकाणामिन्द्रियाणामीशितुर्जीवस्यादर्शने यथा न किंचिन्नाम च रूपं च तद्वत्॥ ३८॥

**नेयं शोभिष्यते तत्र यथेदानीं गदाधर।**
**त्वत्पदैरङ्किता भाति स्वलक्षणविलक्षितैः॥ ३९**

किंच। यथेदानीमियमस्मत्पाल्या भूमिः स्वैरसाधारणैर्वज्राङ्कुशादिभिर्लक्षणैर्विलक्षितै-श्चिह्नितैस्त्वत्पदैरङ्किता सती भाति। तत्र तदा त्वयि निर्गते सति न शोभिष्यते॥ ३९॥

**इमे जनपदाः स्वृद्धाः सुपक्वौषधिवीरुधः।**
**वनाद्रिनद्युदन्वन्तो ह्येधन्ते तव वीक्षितैः॥ ४०**

अपि च इमे जनपदा देशाः स्वृद्धाः सुसमृद्धाः सन्तः॥ ४०॥

गमने पाण्डवानामकुशलमगमने च यादवानामित्युभयतो व्याकुलचित्ता सती तेषु स्नेहनिवृत्तिं प्रार्थयते—**अथेति**।

**अथ विश्वेश विश्वात्मन् विश्वमूर्ते स्वकेषु मे।**
**स्नेहपाशमिमं छिन्धि दृढं पाण्डुषु वृष्णिषु॥ ४१**

विश्वेशेत्यादिसंबोधनानि स्नेहपाशच्छेदे सामर्थ्यख्यापनाय। दृढं सन्तम्॥ ४१॥

**बा.प्र.**—जीवजडअन्तर्यामिरूपेण भगवन्तं त्रेधा सम्बोधयति।

**'यर्हि भवतः अदर्शनम्'** જ્યારે આપ અમને ન જુઓ ત્યારે **'नामरूपाभ्याम्'** નામથી અર્થાત્ ખ્યાતિથી અને રૂપથી અર્થાત્ સમૃદ્ધિથી, યદુઓ સહિત પાંડવો એટલે **'के वयम्'** અમે વળી કોણ? અર્થાત્ કંઈ જ નહીં, અતિશય તુચ્છ, એમ અર્થ છે. **'हृषीकाणाम्'** ઇન્દ્રિયોના નિયંતા જીવનું અદર્શન (ન દેખાવું) હોય, ત્યારે જેમ નામ અને રૂપ કંઈ રહેતું નથી તેમ. ॥ ૩૮॥

હે ગદાધારી! પોતાનાં (વજ્ર વગેરે) લક્ષણોથી ચિહ્નિત થયેલાં આપનાં ચરણોથી અંકિત થયેલી આ ભૂમિ જેવી હમણાં શોભે છે તેવી, (આપ ચાલ્યા જશો) ત્યારે નહીં શોભે. ॥ ૩૯ ॥

વળી, આ અમારા દ્વારા રક્ષણ કરવા યોગ્ય ભૂમિ જેવી હમણાં, પોતાના અસાધારણ વજ્ર, અંકુશ વગેરે (વિલક્ષણ) લક્ષણોથી **'विलक्षितैः'** ચિહ્નિત થયેલાં આપનાં ચરણોથી અંકિત થયેલી શોભે છે, તેવી જ્યારે આપ જશો ત્યારે નહીં શોભે. ॥ ૩૯॥

સુપક્વ ઔષધીઓ અને લતાઓવાળાં આ સુસમૃદ્ધ દેશો, વનો, પર્વતો, નદીઓ તથા સમુદ્રો આપના દૃષ્ટિપાતોથી વૃદ્ધિ પામી રહ્યાં છે. ॥ ૪૦॥

અને આ **'जनपदाः'** દેશો પણ **'सु+ऋद्धाः'** સુસમૃદ્ધ થયેલા ॥ ૪૦ ॥

(ભગવાનના દ્વારકા) જવામાં પાંડવોનું અકુશળ થાય છે અને તેમના નહીં જવામાં યાદવોનું (અકુશળ થાય છે). આમ, (કુંતીજી) બંને રીતે વ્યાકુળ ચિત્તવાળાં છે, માટે તેમનામાંથી સ્નેહ છૂટી જાય તેવી પ્રાર્થના કરે છે— **'अथ इति।'**

હે વિશ્વેશ! હે વિશ્વાત્મા! હે વિશ્વમૂર્તિ! મારા સ્વજનો પાંડવોમાં અને યાદવોમાં દૃઢ થયેલા આ સ્નેહપાશને આપ કાપી નાખો. ॥ ૪૧॥

વિશ્વેશ વગેરે સંબોધનો સ્નેહપાશ દૃઢ હોઈ કાપવાનું સામર્થ્ય કહેવા માટે છે. દૃઢ થયેલા ॥ ૪૧॥

જીવ (વિશ્વાત્મા), જડ (વિશ્વમૂર્તિ) અને અંતર્યામીરૂપે (વિશ્વેશ)– એમ ભગવાનને ત્રણ રીતે સંબોધે છે.

ततः किमत आह—**त्वयीति।**

**त्वयि मेऽनन्यविषया मतिर्मधुपतेऽसकृत्।**
**रतिमुद्वहतादद्धा गङ्गेवौघमुदन्वति॥ ४२**

अनन्यविषया सती मे मतिः रतिमुद्वहतात्। अनवच्छिन्नां प्रीतिं करोत्वित्यर्थः। ओघं पूरम्। यथा गङ्गा प्रतिबन्धं न गणयत्येवं मतिरपि विघ्नान्मा गणयत्विति भावः॥ ४२॥

**श्रीकृष्ण कृष्णसख वृष्ण्यृषभावनिध्रुग्-**
**राजन्यवंशदहनानपवर्गवीर्य ।**
**गोविन्द गोद्विजसुरार्तिहरावतार**
**योगेश्वराखिलगुरो भगवन्नमस्ते॥ ४३**

एवमभ्यर्थ्य पुनः प्रणमति। हे श्रीकृष्ण, ते नमः उपकाराननुस्मरन्ती बहुधा संबोधयति। कृष्णसखार्जुनस्य सखे। वृष्णीनामृषभ श्रेष्ठ। अवन्यै भूम्यै द्रुह्यन्ति ये राजन्यास्तेषां वंशस्य दहन। एवमप्यनपवर्गवीर्याक्षीणप्रभाव। गोविन्द प्राप्तकामधेन्वैश्वर्य। गोद्विजसुराणामार्तिहरोऽवतारो यस्येति॥ ४३॥

सूत उवाच

**पृथयेत्थं कलपदैः परिणूताखिलोदयः।**
**मन्दं जहास वैकुण्ठो मोहयन्निव मायया॥ ४४**

પછી શું તે હવે કહે છે– **'त्वयि इति।'**

હે મધુપતિ! જેમ ગંગા પોતાનાં જળનું પૂર સાગરમાં વહાવે છે, તેમ અન્ય વિષયમાં ન જતી મારી બુદ્ધિ નિરંતર આપનામાં (પ્રતિક્ષણે વર્ધમાન થતી) પ્રીતિને ધારણ કરે. ॥ ૪૨ ॥

અન્ય કોઈ વિષયમાં ન જતી મારી બુદ્ધિ આપનામાં પ્રીતિને ધારણ કરે; અખંડ પ્રીતિ કરે, એમ અર્થ છે. **'ओघम्'** પૂરને, જેમ ગંગા (માર્ગમાં આવતા) પ્રતિબંધને નથી ગણતી, તેમ મારી બુદ્ધિ પણ વિઘ્નોને ન ગણે, એવો ભાવ છે. ॥ ૪૨॥

હે શ્રીકૃષ્ણ! હે અર્જુનના સખા! હે યાદવશ્રેષ્ઠ! હે પૃથ્વીનો દ્રોહ કરનાર રાજાઓના વંશને બાળી નાખનાર! હે અક્ષીણ પ્રભાવવાળા! હે ગોવિંદ! હે ગાયો, બ્રાહ્મણો અને દેવોનાં દુઃખ દૂર કરવા અવતાર લેનાર! હે યોગેશ્વર! હે અખિલગુરુ! હે ભગવાન! આપને નમસ્કાર હો. ॥ ૪૩ ॥

આ પ્રમાણે અભ્યર્થના કરીને પુનઃ પ્રણામ કરે છે. હે શ્રીકૃષ્ણ! તમને નમસ્કાર હો. ઉપકારોનું સ્મરણ કરતાં અનેક રીતે સંબોધન કરે છે. **'कृष्णसखा'** અર્જુનના મિત્ર, વૃષ્ણીઓમાં **'ऋषभ'** શ્રેષ્ઠ, **'अवन्यै'** પૃથ્વીનો દ્રોહ કરનારા જે રાજાઓ છે તેમના વંશને બાળી નાખનાર, આવા હોવા છતાં **'अनपवर्गवीर्य'** અક્ષીણ પ્રભાવવાળા, **'गोविन्द'** કામધેનુનું ઐશ્વર્ય પ્રાપ્ત કરનાર– ગાયો, બ્રાહ્મણો અને દેવોનાં દુઃખ હરી લેવા માટે અવતાર છે જેનો ॥ ૪૩ ॥

**સૂતજી બોલ્યા** – આ પ્રમાણે કુંતીજી દ્વારા મધુર પદોથી જેમના સમગ્ર મહિમાની સ્તુતિ કરવામાં આવી, તે વૈકુંઠપતિ ભગવાન માયાથી જાણે મોહિત કરતા હોય તેમ મંદમંદ હસવા લાગ્યા. ॥ ૪૪ ॥

कलानि मधुराणि पदानि येषु तैर्वाक्यैः परिणूतः स्तुतोऽखिल उदयो महिमा यस्य सः। णु स्तुतावित्यस्मात्। परिणुतेति वक्तव्ये दीर्घश्छन्दोनुरोधेन। मन्दमीषत्। तस्य हास एव माया। वक्ष्यति हि 'हासो जनोन्मादकरी च माया' इति॥ ४४॥

'**कलानि**' મધુર પદો જેમાં છે તેવાં વાક્યોથી '**परिणूतः**' સ્તુતિ કરાયેલા– '**अखिलः**' પૂર્ણ '**उदयः**' મહિમા જેનો છે તે, '**णू-स्तुतौ**' આનાથી '**परिणुत**' રૂપ થાય '**परिणूत**'માં દીર્ઘ 'ઊ' છે તે છંદને કારણે છે. '**मन्दम्**' સહેજ, ભગવાનનું હાસ્ય એ જ માયા છે. આગળ કહેશે, ''મનુષ્યોને ઉન્માદ કરનારી માયા હાસ્ય છે.'' (શ્રીમદ્ ભા.૨/૧/૩૧) ॥ ૪૪ ॥

**तां बाढमित्युपामन्त्र्य प्रविश्य गजसाह्वयम्।**
**स्त्रियश्च स्वपुरं यास्यन्प्रेम्णा राज्ञा निवारितः॥ ४५**

(કુંતાજીની પ્રાર્થનાને) 'ભલે' એમ કહીને (સ્વીકારીને પાછા) હસ્તિનાપુરમાં પ્રવેશ કરીને, (ત્યાં સુભદ્રા વગેરે) સ્ત્રીઓની સંમતિ લઈ પોતાના નગર (દ્વારકા) તરફ જવા તૈયાર થયા, ત્યારે રાજા યુધિષ્ઠિરે તેમને પ્રેમથી અટકાવ્યા. ॥ ૪૫ ॥

त्वयि मेऽनन्यविषया मतिरिति यत्प्रार्थितं तद्बाढमित्यङ्गीकृत्य रथस्थानाद् गजसाह्वयमागत्य पश्चात्तां चान्याश्च सुभद्राप्रमुखाः स्त्रिय उपामन्त्र्यानुज्ञाप्य स्वपुरं यास्यन् राज्ञा युधिष्ठिरेण प्रेम्णाऽत्रैव किंचित्कालं निवसेति संप्रार्थ्य निवारितः॥ ४५॥

આપનામાં વિષયાંતર– સંકલ્પરહિતમતિ થાઓ, એમ જે પ્રાર્થના કરવામાં આવી હતી, તેને 'ભલે' એમ કહીને સ્વીકારી, રથના સ્થાનેથી હસ્તિનાપુરમાં આવીને પછી '**ताम् च**' તે સુભદ્રા વગેરે અન્ય સ્ત્રીઓની '**उपामन्त्र्य**' રજા લઈ પોતાના નગર તરફ જતાં '**राज्ञा**' રાજા યુધિષ્ઠિર દ્વારા પ્રેમથી 'અહીં જ થોડો સમય વિરાજો' એમ મનાવીને (ભગવાનને) રોકી લેવામાં આવ્યા. ॥ ૪૫ ॥

अथ भीष्मनिर्याणोत्सवं वक्तुमुपोद्घातकथां प्रस्तौति।

હવે ભીષ્મપિતામહનો મહાપ્રયાણમહોત્સવ કહેવા માટે પૂર્વભૂમિકાની કથા રજૂ કરે છે.

**व्यासाद्यैरीश्वरेहाज्ञैः कृष्णेनाद्भुतकर्मणा।**
**प्रबोधितोऽपीतिहासैर्नाबुध्यत शुचार्पितः॥ ४६**

ઈશ્વરની ઈચ્છાને ન જાણનારા વ્યાસજી વગેરે દ્વારા તથા અદ્ભુત કર્મોવાળા શ્રીકૃષ્ણ દ્વારા પણ ઈતિહાસ (વગેરે) વડે સમજાવવામાં આવ્યા હોવા છતાં શોકપૂર્ણ થયેલા (રાજા યુધિષ્ઠિર)ને વિવેક પ્રાપ્ત થયો નહીં. ॥ ૪૬ ॥

व्यासाद्यैः प्रबोधितोऽपि शुचा व्याप्तः सन्नाबुध्यत विवेकं न प्राप। कुतः ईश्वरेहाया अज्ञैः। स्वभक्तभीष्मनिर्याणमहोत्सवाय राज्ञा सह

વ્યાસજી વગેરે દ્વારા સમજાવવામાં આવ્યા હોવા છતાં શોકથી વ્યાપ્ત હોઈ '**न अबुध्यत**' વિવેક પ્રાપ્ત થયો નહીં. કેમ? '**ईश्वर-ईहायाः अज्ञैः**' ઈશ્વરની ઈચ્છાથી અજાણ એવા વ્યાસજી વગેરે દ્વારા (સમજાવવામાં આવ્યા હોવાથી યુધિષ્ઠિરનો શોક દૂર થયો નહીં). પોતાના ભક્ત ભીષ્મના મહાપ્રયાણમહોત્સવ માટે રાજા યુધિષ્ઠિર

कुरुक्षेत्रं गन्तव्यं तत्र तन्मुखेनैवायं प्रबोधनीय इतीश्वराभिप्रायः कार्यद्वयविधायकस्तमजानद्भिरित्यर्थः। श्रीकृष्णेनापि प्रबोधितो नाबुध्यत्। अत्र हेतुः—अद्भुतकर्मणेति। यथा कुरुपाण्डवसंधानार्थं गतोऽपि यथोचितमेव वदन्नपि विग्रहमेव दृढीकृतवानेवमत्रापि प्रबोधयन्नबोधमेव दृढीचकारेत्यर्थः ॥ ४६ ॥

સાથે કુરુક્ષેત્ર જઈને ત્યાં ભીષ્મપિતામહના મુખથી જ આ યુધિષ્ઠિર સમજાવવા યોગ્ય છે તેવો, બે કાર્યો સાધવાનો ઈશ્વરનો અભિપ્રાય છે. તે ન જાણતા એવા (વ્યાસજી વગેરે) દ્વારા, એમ અર્થ છે. ભગવાન શ્રીકૃષ્ણ દ્વારા સમજાવવામાં આવ્યા હોવા છતાં વિવેક પ્રાપ્ત થયો નહીં, તે માટે કારણ આપે છે— **'अद्भुतकर्मणा इति।'** ભગવાન અદ્ભુત કર્મોવાળા હોવાથી— જેમ કૌરવો-પાંડવોની સંધિ માટે ગયા હોવા છતાં પણ, અને યથોચિત જ બોલતા હોવા છતાં વિગ્રહ જ નિશ્ચિત કર્યો, તેમ અહીં પણ સમજાવતા હોવા છતાં પણ અવિવેકને જ દૃઢ કર્યો, એમ અર્થ છે. ॥ ૪૬॥

अबोधमेव प्रपञ्चयति—**आहेति** षड्भिः।

અવિવેકને જ છ શ્લોકોથી સમજાવે છે— **'आह इति।'**

**आह राजा धर्मसुतश्चिन्तयन्सुहृदां वधम्।**
**प्राकृतेनात्मना विप्राः स्नेहमोहवशं गतः ॥ ४७**

અવિવેકથી વ્યાપ્ત થયેલા અંતઃકરણને લીધે સ્નેહ તથા મોહને વશ થયેલા (અને યુદ્ધમાં થયેલા) મિત્રોના વધનો વિચાર કરતા રાજા યુધિષ્ઠિર કહે છે : હે વિપ્રો! ॥ ૪૭॥

प्राकृतेनाविवेकव्याप्तेनात्मना चित्तेन। हे विप्राः ॥ ४७ ॥

**'प्राकृतेन'** અવિવેકથી વ્યાપ્ત **'आत्मना'** ચિત્ત દ્વારા, હે બ્રાહ્મણો! (સંબોધન છે). ॥ ૪૭॥

**अहो मे पश्यताज्ञानं हृदि रूढं दुरात्मनः।**
**पारक्यस्यैव देहस्य बह्व्यो मेऽक्षौहिणीर्हताः ॥ ४८**

અરેરે! દુરાત્મા એવા મારા હૃદયમાં જામેલું અજ્ઞાન તો જુઓ! કેવળ પરાયા શરીરને માટે મેં અનેક અક્ષૌહિણી સેનાઓનો સંહાર કર્યો છે. ॥ ૪૮॥

पारक्यस्य श्वशृगालाद्याहारस्य देहस्यार्थे। मे मया। अक्षौहिणीरक्षौहिण्यः। अक्षौहिणीप्रमाणं तु व्यासेनोक्तम्—

'अक्षौहिणी प्रसंख्याता रथानां द्विजसत्तमाः।
संख्यागणनतत्त्वज्ञैः सहस्राण्येकविंशतिः॥
शतान्युपरि चैवाष्टौ तथा भूयश्च सप्ततिः।
गजानां च प्रसंख्यानमेतदेव प्रकीर्तितम्॥
ज्ञेयं शतसहस्रं तु सहस्राणि नवैव तु।
नराणामपि पञ्चाशच्छतानि त्रीणि चैव हि॥
पञ्चषष्टिसहस्राणि तथाश्वानां शतानि च।
दशोत्तराणि षट् प्राहुः संख्यातत्त्वविदो जनाः।
एतामक्षौहिणीं प्राहुर्यथावदिह संख्यया॥'

इति ॥ ४८ ॥

**'पारक्यस्य'** કૂતરા-શિયાળ વગેરેના આહાર એવા પરાયા શરીરને માટે **'मे'** મારા દ્વારા **'अक्षौहिणीः'** (પ્ર.બ.વ.) **'अक्षौहिण्यः'** રૂપ થાય. અનેક અક્ષૌહિણી સેનાઓ; તેમનું પ્રમાણ વ્યાસજી દ્વારા કહેવાયું છે—

"હે શ્રેષ્ઠ બ્રાહ્મણો! સંખ્યાના તત્ત્વને જાણનારા વિદ્વાનોએ એક અક્ષૌહિણી સેનાની ગણતરી આ પ્રમાણે કરી છે. ૨૧,૮૭૦ રથો અને (૨૧,૮૭૦) હાથીઓ પણ તેટલા જ કહેવામાં આવ્યા છે. ૧,૦૯,૩૫૦ પાયદળની સંખ્યા જાણવા યોગ્ય છે. ૬૫,૬૧૦ ઘોડાઓની સંખ્યા કહેવાઈ છે. સંખ્યાના તત્ત્વને જાણનાર મનુષ્યોએ જેમ અક્ષૌહિણીની સંખ્યા કહી તે અહીં છે." (મહા.આદિપર્વ ૨/૨૩-૨૭) ॥ ૪૮॥

**बालद्विजसुहृन्मित्रपितृभ्रातृगुरुद्रुहः ।**
**न मे स्यान्निरयान्मोक्षो ह्यपि वर्षायुतायुतैः ॥ ४९**

सुहृदः संबन्धिनः। मित्राणि सखायः। पितरः पितृव्याः ॥ ४९ ॥

स्मृत्याद्यनुशासनाद्धर्मयुद्धे न दोष इति चेत्तत्राह— **नैनो राज्ञ इति।**

**नैनो राज्ञः प्रजाभर्तुर्धर्मयुद्धे वधो द्विषाम्।**
**इति मे न तु बोधाय कल्पते शासनं वचः ॥ ५०**

द्विषां वध एनः पापं न भवतीति यच्छासनं शिक्षारूपं वचः। कुतो न कल्पते। यतस्तद्वचः प्रजाभर्तुरेव।

अयं भावः—स्वप्रजानामन्यतो बाधे प्रसक्ते तद्वधोऽनुज्ञातः दुर्योधनेन तु प्रजायां पाल्यमानायां मया केवलं राज्यलोभेन हतत्वात् पापमेवेदमिति ॥ ५० ॥

**स्त्रीणां मद्धतबन्धूनां द्रोहो योऽसाविहोत्थितः।**
**कर्मभिर्गृहमेधीयैर्नाहं कल्पो व्यपोहितुम् ॥ ५१**

किंच। युद्धे पुंसां वधो भवतु नाम धर्मः, स्त्रीणां तु मया हता बन्धवो यासां तासां योऽसौ द्रोहोऽनुद्दिष्टोऽप्युत्थितस्तं व्यपोहितुमपाकर्तुं कल्पः समर्थो नाहम्। गृहमेधीयैर्गृहाश्रमविहितैः ॥ ५१ ॥

બાળકો, બ્રાહ્મણો, સંબંધીઓ, મિત્રો, કાકાઓ, ભાઈઓ તથા ગુરુજનોનો દ્રોહ કરનાર એવા મારો કરોડો વર્ષે પણ નરકમાંથી છુટકારો નહીં થાય. ॥ ૪૯ ॥

'**सुहृदः**' સંબંધીઓ, '**मित्राणि**' મિત્રો, '**पितरः**' કાકાઓ ॥ ૪૯॥

સ્મૃતિ વગેરેના આદેશથી ધર્મયુદ્ધમાં દોષ નથી, એમ જો કોઈ કહે, તો તે માટે કહે છે— '**न एनः राज्ञः इति।**'

પ્રજાનું પોષણ કરનાર રાજાએ ધર્મયુદ્ધમાં શત્રુઓનો નાશ કરવો તે પાપ નથી એવું શિક્ષાવચન મને વિવેક ઉપજાવવાને સમર્થ નથી. ॥ ૫૦॥

શત્રુઓનો વધ એ '**एनः**' પાપ નથી તેમ જે '**शासनम्**' આદેશરૂપ વચનો છે, તે કેમ સમર્થ નથી? કારણ કે તે વચનો પ્રજાનું રક્ષણ કરનાર રાજાને માટે છે.

આ પ્રમાણે ભાવ છે— પોતાની પ્રજાને અન્ય તરફથી દુઃખ આવી પડે, તો દુઃખ આપનારના વધની અનુજ્ઞા આપવામાં આવી છે. દુર્યોધન વડે તો પ્રજાનું રક્ષણ થતું હતું– મારાથી કેવળ રાજ્યલોભથી હત્યા થઈ, તેથી આ પાપ જ છે. ॥ ૫૦ ॥

જેમના સંબંધીઓનો મેં નાશ કર્યો છે તેવી સ્ત્રીઓનો જે આ અપરાધ ઊભો થયો છે, તેને ગૃહસ્થાશ્રમસંબંધી (હિંસક યજ્ઞયાગાદિ) કર્મો વડે દૂર કરવા હું સમર્થ નથી. ॥ ૫૧ ॥

વળી, યુદ્ધમાં પુરુષોનો વધ કરવો એટલે ભલે ધર્મ થતો હોય, પરંતુ મારા દ્વારા હણાયા છે સંબંધીઓ જેમના, તેવી સ્ત્રીઓનો અપરાધ કરવાનો આશય ન હોવા છતાં પણ અપરાધ ઊભો થયો છે, તેને '**व्यपोहितुम्**' દૂર કરવાને '**कल्पः**' સમર્થ હું નથી. '**गृहमेधीयैः**' ગૃહસ્થાશ્રમ સંબંધી વિહિતકર્મોથી (અનુષ્ઠિત કર્મોથી) ॥ ૫૧॥

ननु 'सर्वं पाप्मानं तरति तरति ब्रह्महत्यां योऽश्वमेधेन यजते य उ चैनमेवं वेद' इति श्रुतेः पापमश्वमेधेन नश्येदेवेत्याशङ्क्य अविवेकविजृम्भितं हेतुवादमाश्रित्य निराकरोति—**यथेति।**

હવે શંકા કરવામાં આવી છે. ''આ સંપૂર્ણ પાપોને તરી જાય છે.'' (બૃહદારણ્યક ૪/૪/૨૩) ''જે મનુષ્ય અશ્વમેધ યજ્ઞથી યજન કરે છે, તે બ્રહ્મહત્યાને તરી જાય છે અને જે આ અશ્વમેધને આ પ્રમાણે જાણે છે, તે પણ બ્રહ્મહત્યાને તરી જાય છે.'' (તૈ.સં. ૫/૩/૧૨/૨) એમ શ્રુતિમાં કહે છે. તેથી અશ્વમેધ યજ્ઞથી પાપનો નાશ થાય જ એમ આશંકા કરીને અવિવેકથી ફેલાતા હેતુવાદનો આશ્રય કરીને નિરાકરણ કહે છે— **'यथा इति।'**

**यथा पङ्केन पङ्काम्भः सुरया वा सुराकृतम्।**
**भूतहत्यां तथैवैकां न यज्ञैर्मार्ष्टुमर्हति॥ ५२**

જેમ કાદવથી કાદવવાળું જળ (સ્વચ્છ કરી શકાતું નથી), મદિરાથી કરાયેલી (અપવિત્રતા) મદિરાથી (દૂર કરી શકાતી નથી), તેમ એક પણ પ્રાણીની હિંસા (નું પાપ) યજ્ઞ દ્વારા શુદ્ધ થવાને યોગ્ય નથી. ॥૫૨॥

यथा घनपङ्केन पङ्काम्भो न मृज्यते, यथा वा सुरालेशकृतमपावित्र्यं बह्व्या सुरया न मृज्यते तथैव भूतहत्यामेकां प्रमादतो जातां बुद्धिपूर्वहिंसाप्रायैर्यज्ञैर्मार्ष्टुं शोधयितुं नार्हतीति ॥५२॥

જેમ ઘટ્ટ કાદવથી કાદવવાળું જળ સ્વચ્છ નથી થતું અથવા જેમ થોડી મદિરાથી કરાયેલી અપવિત્રતા પુષ્કળ મદિરાથી શુદ્ધ નથી થતી, તે જ પ્રમાણે પ્રમાદથી કરેલી એકપણ પ્રાણીની હિંસા બુદ્ધિપૂર્વક કરેલા હિંસામય યજ્ઞોથી **'मार्ष्टुम्'** શુદ્ધ થવાને સમર્થ નથી. ॥૫૨॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां प्रथमस्कन्धे अष्टमोऽध्यायः॥८॥
इति श्रीमद्भागवते प्रथमस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां अष्टमोऽध्यायः॥८॥



# अथ नवमोऽध्यायः

## યુધિષ્ઠિર વગેરેનું ભીષ્મપિતામહ પાસે ગમન તથા શ્રીકૃષ્ણની સ્તુતિપૂર્વક પિતામહ ભીષ્મનું મહાપ્રસ્થાન

युधिष्ठिराय भीष्मेण सर्वधर्मनिरूपणम्।
कृष्णस्तुतिश्च मुक्तिश्च नवमे तस्य वर्ण्यते॥ १

નવમા (અધ્યાય) માં યુધિષ્ઠિરને (પિતામહ) ભીષ્મ દ્વારા સર્વ ધર્મોનું નિરૂપણ, શ્રીકૃષ્ણની સ્તુતિ તથા (તેમની) મુક્તિનું વર્ણન કરવામાં આવ્યું છે. ॥૧॥

यदर्थं तस्याविवेकः श्रीकृष्णेन संवर्धितस्तद्दर्शयति—**इतीति।**

જેને માટે તે યુધિષ્ઠિરનો અવિવેક શ્રીકૃષ્ણ દ્વારા વધારવામાં આવ્યો હતો, તે દર્શાવે છે— **'इति इति।'**

**सूत उवाच**

**इति भीतः प्रजाद्रोहात्सर्वधर्मविवित्सया।**
**ततो विनशनं प्रागाद्यत्र देवव्रतोऽपतत्॥ १**

**સૂતજી બોલ્યા** – આમ, પ્રજાના દ્રોહથી ભય પામેલા રાજા યુધિષ્ઠિર સર્વ ધર્મો જાણવાની ઇચ્છાથી પછી કુરુક્ષેત્રમાં ગયા કે જ્યાં દેવવ્રત ભીષ્મ પડ્યા હતા.॥ ૧॥

सर्वेषां धर्माणां विवित्सया वेदितुमिच्छया। विनशनं कुरुक्षेत्रम्। देवव्रतो भीष्मः॥ १॥

**तदा ते भ्रातरः सर्वे सदश्वैः स्वर्णभूषितैः।**
**अन्वगच्छन् रथैर्विप्रा व्यासधौम्यादयस्तथा॥ २**

सन्तः श्रेष्ठा अश्वा येषु तै रथैः॥ २॥

**भगवानपि विप्रर्षे रथेन सधनंजयः।**
**स तैर्व्यरोचत नृपः कुबेर इव गुह्यकैः॥ ३**

॥ ३॥

**दृष्ट्वा निपतितं भूमौ दिवश्च्युतमिवामरम्।**
**प्रणेमुः पाण्डवा भीष्मं सानुगाः सह चक्रिणा॥ ४**

सानुगाः परिवारसहिताः॥ ४॥

**तत्र ब्रह्मर्षयः सर्वे देवर्षयश्च सत्तम।**
**राजर्षयश्च तत्रासन्द्रष्टुं भरतपुङ्गवम्॥ ५**

तत्र तदा। तत्रासन्। तत्क्षणमेवागता इत्यर्थः। भरतपुङ्गवं भीष्मम्॥ ५॥

**पर्वतो नारदो धौम्यो भगवान्बादरायणः।**
**बृहदश्वो भरद्वाजः सशिष्यो रेणुकासुतः॥ ६**
**वसिष्ठ इन्द्रप्रमदस्त्रितो गृत्समदोऽसितः।**
**कक्षीवान् गौतमोऽत्रिश्च कौशिकोऽथ सुदर्शनः॥ ७**

रेणुकासुतः परशुरामः॥ ६॥ ७॥

**अन्ये च मुनयो ब्रह्मन् ब्रह्मरातादयोऽमलाः।**
**शिष्यैरुपेता आजग्मुः कश्यपाङ्गिरसादयः॥ ८**

ब्रह्मरातः शुकः। आङ्गिरसो बृहस्पतिः॥ ८॥

**तान्समेतान्महाभागानुपलभ्य वसूत्तमः।**
**पूजयामास धर्मज्ञो देशकालविभागवित्॥ ९**

સર્વ ધર્મોને **'विवित्सया'** જાણવાની ઈચ્છાથી **'विनशनम्'** કુરુક્ષેત્રમાં– **'देवव्रतः'** ભીષ્મ ॥ ૧॥

તે વખતે તેમના તે સર્વ ભાઈઓ સોનેરી સાજથી શોભતા અને ઉત્તમ ઘોડા જોડેલા રથો દ્વારા તેમની પાછળ ગયા તથા વ્યાસજી, ધૌમ્ય વગેરે વિપ્રો પણ ગયા. ॥ ૨॥

**'सन्तः'** શ્રેષ્ઠ ઘોડા જે રથોમાં છે તે રથો દ્વારા ॥ ૨॥

હે બ્રહ્મર્ષિ શૌનક! ભગવાન પણ અર્જુનની સાથે રથ દ્વારા ગયા. યક્ષો સાથે કુબેર શોભે તેમ તે રાજા યુધિષ્ઠિર તેમની સાથે શોભતા હતા. ॥ ૩ ॥ ૩ ॥

સ્વર્ગમાંથી ભૂમિ પર નીચે પડેલા દેવ જેવા ભીષ્મને જોઈને પરિવાર સહિત પાંડવોએ શ્રીકૃષ્ણ સાથે તેમને પ્રણામ કર્યા. ॥ ૪॥

**'सानुगाः'** પરિવાર સહિત ॥ ૪॥

હે ઋષિશ્રેષ્ઠ (શૌનક), તે વખતે સર્વ બ્રહ્મર્ષિઓ, દેવર્ષિઓ તથા રાજર્ષિઓ ભરતશ્રેષ્ઠ ભીષ્મનાં દર્શન કરવા ત્યાં (આવ્યા) હતા. ॥ ૫ ॥

**'तत्र'** ત્યારે, ત્યાં (આવ્યા) હતા. તે જ ક્ષણે આવ્યા હતા, એમ અર્થ છે. **'भरतपुङ्गवम्'** ભરતશ્રેષ્ઠ ભીષ્મને ॥ ૫॥

પર્વત, નારદ, ધૌમ્ય, ભગવાન વ્યાસ, બૃહદશ્વ, ભરદ્વાજ, શિષ્યો સહિત પરશુરામ, ॥ ૬॥

વસિષ્ઠ, ઈન્દ્રપ્રમદ, ત્રિત, ગૃત્સમદ, અસિત, કક્ષીવાન, ગૌતમ, અત્રિ, વિશ્વામિત્ર, સુદર્શન ॥ ૭ ॥

**'रेणुकासुतः'** રેણુકાના પુત્ર પરશુરામ ॥ ૬॥૭॥

હે બ્રહ્મન્! અને બીજા પણ શુકદેવજી વગેરે પવિત્ર મુનિઓ તેમ જ કશ્યપ તથા બૃહસ્પતિ વગેરે પણ શિષ્યો સાથે ત્યાં આવ્યા હતા. ॥ ૮॥

**'ब्रह्मरातः'** શ્રીશુકદેવજી **'आङ्गिरसः'** અંગિરાપુત્ર બૃહસ્પતિ ॥ ૮॥

વસુઓમાં ઉત્તમ, દેશ અને કાળના વિભાગને જાણનાર, ધર્મજ્ઞ ભીષ્મે ત્યાં આવેલા તે મહાભાગોને ઓળખીને તેમનો સત્કાર કર્યો. ॥ ૯ ॥

वसूत्तमो भीष्मः। देशकालविभागवि-दित्युत्थातुमशक्यत्वाच्छयान एव मनसा वाचा च पूजयामासेत्यभिप्रायः॥ ९॥

**कृष्णं च तत्प्रभावज्ञ आसीनं जगदीश्वरम्।**
**हृदिस्थं पूजयामास माययोपात्तविग्रहम्॥ १०**

हृदिस्थं सन्तं पुरतश्चासीनं पूजयामास॥ १०॥

**पाण्डुपुत्रानुपासीनान्प्रश्रयप्रेमसङ्गतान् ।**
**अभ्याचष्टानुरागास्त्रैरन्धीभूतेन चक्षुषा॥ ११**

उपासीनान् समीपे उपविष्टान्। प्रश्रयो विनयः प्रेम स्नेहस्ताभ्यां सङ्गतानुपसन्नान्। पाठान्तरे ताभ्यामवनतान्। अभ्याचष्टाभ्यभाषत। अनुरागास्त्रैः स्नेहाश्रुभिरन्धीभूतेन चक्षुषोपलक्षितः। ददर्शेति वा॥ ११॥

अभिभाषणमाह—**अहो** इत्येकादशभिः।

**अहो कष्टमहोऽन्याय्यं यद्यूयं धर्मनन्दनाः।**
**जीवितुं नार्हथ क्लिष्टं विप्रधर्माच्युताश्रयाः॥ १२**

हे धर्मनन्दनाः, क्लिष्टं यथा भवत्येवं जीवितुं नार्हथ यूयमिति यदेतदहो कष्टं जुगुप्सितम्। अहो अन्याय्यं चैतत्। यतो यूयं विप्रा धर्मोऽच्युतश्चाश्रयो येषां ते॥ १२॥

**संस्थितेऽतिरथे पाण्डौ पृथा बालप्रजा वधूः।**
**युष्मत्कृते बहून्क्लेशान्प्राप्ता तोकवती मुहुः॥ १३**

**'वसूत्तमः'** ભીષ્મ **'देशकालविभागवित् इति'** ઊભા થવાનું અશક્ય હોવાથી તેમણે સૂતાં-સૂતાં જ મન અને વાણીથી સત્કાર કર્યો, એમ અભિપ્રાય છે. ॥ ૯॥

માયાથી મનુષ્યશરીર ગ્રહણ કરનાર, હૃદયમાં રહેલા તથા (સમ્મુખ) બેઠેલા જગતના ઈશ્વર શ્રીકૃષ્ણ ભગવાનનો, તેમના પ્રભાવને જાણનાર ભીષ્મપિતામહે સત્કાર કર્યો. ॥ ૧૦ ॥

હૃદયમાં રહેલા તથા સન્મુખ બેઠેલા ભગવાનનું પૂજન કર્યું (સત્કાર કર્યો). ॥ ૧૦॥

વિનય અને સ્નેહ સાથે આવેલા અને પાસે બેઠેલા પાંડવોને અનુરાગના અશ્રુઓથી અંધ બનેલાં નેત્ર સાથે પિતામહે (જોયા) અને કહ્યું : ॥ ૧૧॥

**'उप आसीनान्'** પાસે બેઠેલાઓને, **'प्रश्रयः'** વિનય **'प्रेम'** સ્નેહ, તે બન્ને **'सङ्गतान्'** સાથે આવેલાઓને, **'प्रश्रयप्रेमसन्नतान्'** પાઠમાં વિનય અને પ્રેમથી નતમસ્તક થયેલા પાંડવોને **'अभ्याचष्ट'** કહ્યું. **'अनुरागास्त्रैः'** સ્નેહના અશ્રુઓ વડે અંધ થઈ ગયેલી આંખ સાથે તે દેખાયા અથવા તેમણે જોયા. ॥ ૧૧॥

અગિયાર શ્લોકો વડે કરેલું ભાષણ વર્ણવે છે—શ્લોક (૧૨-૨૨) **'अहो इति।'**

હે ધર્મપુત્રો! બ્રાહ્મણો, ધર્મ અને ભગવાન અચ્યુતનો આશ્રય કરનારા તમે દુઃખી જીવન જીવવાને યોગ્ય નથી. અરેરે! આ તો નિંદ્ય અને અન્યાયપૂર્ણ છે! ॥ ૧૨॥

હે ધર્મથી આનંદિત થનારા પાંડવો, દુઃખી થવાય તે રીતે જીવવાને તમે યોગ્ય નથી. અરેરે! આ તો **'कष्टम्'** નિંદ્ય અને અન્યાયપૂર્ણ છે; કારણ કે જેમને બ્રાહ્મણો, ધર્મ અને અચ્યુત ભગવાનનો આશ્રય છે તેવા તમે છો. ॥ ૧૨॥

અતિરથી પાંડુરાજા મરણ પામ્યા ત્યારે જેના પુત્રો (હજુ) બાળકો હતાં તેવી વધૂ અને નાનાં બાળકોની માતા કુંતીએ તમારે માટે વારંવાર ઘણાં દુઃખો સહન કર્યાં છે. ॥ ૧૩ ॥

किंच संस्थिते मृते। बालाः प्रजाः पुत्रा यस्याः सा। वधूश्चेति दैन्यं प्रदर्शितम्। तोकान्यपत्यानि तद्वती। अपत्यैः सह क्लेशान्प्राप्तेत्यर्थः॥ १३॥

વળી, પાંડુરાજા **'संस्थिते'** મૃત્યુ પામ્યા ત્યારે, બાળકો **'प्रजाः'** જેના પુત્રો બાળકો હતાં તેવી તે વધૂ– આ દ્વારા દૈન્ય દર્શાવ્યું છે. **'तोकानि'** બાળકો, તે બાળકોવાળી (કુંતીએ) બાળકોની સાથે દુઃખો સહન કર્યાં છે, તેવો અર્થ છે. ॥૧૩॥

कालकृतत्वेन शोकं वारयति—**सर्वमिति** द्वाभ्याम्।

કાળકૃત હોવાથી શોકને બે શ્લોકો દ્વારા દૂર કરે છે— **'सर्वम् इति।'**

**सर्वं कालकृतं मन्ये भवतां च यदप्रियम्।**
**सपालो यद्वशे लोको वायोरिव घनावलिः॥ १४**

હું માનું છું કે આપ(ના જીવન)ની જે અપ્રિય (ઘટનાઓ ઘટી) તે સર્વ કાળની ક્રીડા છે, મેઘમંડળ જેમ વાયુને અધીન છે તેમ લોકપાલો સહિત સર્વ લોક જે કાળને અધીન છે. ॥૧૪॥

भवतामपि। यद्वशे यस्य वशवर्ती॥ १४॥

આપ(ના જીવન)ની પણ– **'यद्वशे'** જેને વશવર્તી છે. ॥ ૧૪ ॥

अहो दुर्घटघटनापटुः काल इत्याह—**यत्रेति।**

અહો! દુર્ઘટ ઘટનાઓ ઘટાવવામાં કાળ કુશળ છે, તે કહે છે— **'यत्र इति।'**

**यत्र धर्मसुतो राजा गदापाणिर्वृकोदरः।**
**कृष्णोऽस्त्री गाण्डिवं चापं सुहृत्कृष्णस्ततो विपत्॥ १५**

ધર્મપુત્ર રાજા યુધિષ્ઠિર, ગદાધારી ભીમસેન, ધનુર્ધારી અર્જુન, ગાંડિવ ધનુષ અને સ્વયં ભગવાન શ્રીકૃષ્ણ સુહૃદ હોય ત્યાં (પણ) વિપત્તિ હોય? ॥ ૧૫॥

कृष्णोऽर्जुनः अस्त्री धन्वी। ततस्तत्रापि विपत्।

**'कृष्णः'** અર્જુન **'अस्त्री'** ધનુર્ધારી **'ततः'** ત્યાં પણ વિપત્તિ?

पुण्यशारीरबलास्त्रनैपुण्यशस्त्रदेवसंपत्ताव-पीत्यर्थः॥ १५॥

પુણ્યબળ (સંપત્તિ અને પાપનો અભાવ યુધિષ્ઠિર દ્વારા), શારીરિક બળ (ભીમસેન દ્વારા), અસ્ત્રનૈપુણ્ય (ધનુર્ધારી અર્જુન દ્વારા), શસ્ત્રસંપત્તિ (ગાંડિવ ધનુષ દ્વારા), દેવસંપત્તિ (સુહૃદ ભગવાન દ્વારા) હોવા છતાં પણ, એમ અર્થ છે. ॥૧૫॥

ननु कृष्णं कथं कालोऽतिक्रमेदित्य-पेक्षायामाह।

શંકા કરવામાં આવી છે કે કાળ કેવી રીતે કૃષ્ણનું અતિક્રમણ કરી શકે? એવી અપેક્ષા માટે કહે છે—

**न ह्यस्य कर्हिचिद्राजन्पुमान्वेद विधित्सितम्।**
**यद्विजिज्ञासया युक्ता मुह्यन्ति कवयोऽपि हि॥ १६**

હે રાજા, આમના (શ્રીકૃષ્ણ) કરવા ઇચ્છેલને મનુષ્ય ક્યારેય જાણતો નથી કે જે કરવા ઇચ્છેલાની જીજ્ઞાસાથી યુક્ત (જાણવા માટે પ્રવૃત્ત થયેલા બ્રહ્મા, રુદ્ર જેવા કવિઓ) વિદ્વાનો પણ મોહ જ પામે છે. ॥ ૧૬ ॥

न ह्यस्य श्रीकृष्णस्येत्यङ्गुल्या निर्दिशति। विधित्सितं कर्तुमिष्टं यत्। यस्य विधित्सितस्य जिज्ञासया॥ १६ ॥

ખરેખર, **'अस्य'** આ શ્રીકૃષ્ણના, એમ આંગળી દ્વારા નિર્દેશ કરે છે. **'विधित्सितम्'** કરવા ઇચ્છેલને, **'यत्'** જે કરવા ઇચ્છેલાની જીજ્ઞાસાથી ॥ ૧૬ ॥

**तस्मादिदं दैवतन्त्रं व्यवस्य भरतर्षभ।**
**तस्यानुविहितोऽनाथा नाथ पाहि प्रजाः प्रभो॥ १७**

માટે હે ભરતશ્રેષ્ઠ યુધિષ્ઠિર! હે નાથ! હે પ્રભુ! આ (સુખદુઃખાદિ) ઈશ્વરાધીન છે, તેવો નિશ્ચય કરી, તે ઈશ્વરની (આજ્ઞાને) અનુસરનારા થઈ અનાથ પ્રજાઓનું રક્ષણ કરો. ॥ ૧૭ ॥

इदं सुखदुःखादि दैवतन्त्रमीश्वराधीनं व्यवस्य निश्चित्य तस्येश्वरस्यानुविहितोऽनुवर्ती सन्। कर्तरि क्तः। हे नाथ कुलपरम्परागतस्वामिन्, प्रभो समर्थ, अनाथाः प्रजाः पाहि ॥ १७॥

**'इदम्'** આ સુખ-દુઃખ વગેરે **'दैवतन्त्रम्'** ઈશ્વરાધીન– **'व्यवस्य'** નિશ્ચય કરી, **'तस्य'** તે ઈશ્વરની (આજ્ઞાને) **'अनुविहितः'** અનુસરનારા થઈ (પ્રજાનું રક્ષણ કરો) **'कर्तरि क्तः'** અહીં ભૂ.કૃ.નો **'त/इत'** પ્રત્યય કર્તાના અર્થમાં છે. હે નાથ! કુલપરંપરાગત હે સ્વામી! **'प्रभो'** હે સમર્થ (પ્રભુ)! **'अनाथाः'** અસમર્થ પ્રજાઓનું પાલન કરો. ॥ ૧૭॥

अनुविधेयः परमेश्वरश्च श्रीकृष्ण एवेत्याह।

શ્રીકૃષ્ણ જ અનુવર્તનીય, આજ્ઞા માનવા યોગ્ય પરમેશ્વર છે, તેમ કહે છે.

**एष वै भगवान्साक्षादाद्यो नारायणः पुमान्।**
**मोहयन्मायया लोकं गूढश्चरति वृष्णिषु॥ १८**

આ (શ્રીકૃષ્ણ) સાક્ષાત્ ભગવાન જ છે, આદિપુરુષ નારાયણ છે. (પોતાની) માયા વડે જગતને મોહ પમાડતા ગુપ્ત રીતે યાદવોમાં વિચરે છે. ॥ ૧૮॥

एष एव भगवान्सर्वेश्वरः। यत आद्यः पुमान्। तच्च कुतः। यतो नारायणः साक्षात्॥ १८॥

આ જ સર્વના ઈશ્વર ભગવાન છે, કારણ કે આદિપુરુષ છે. તે પણ કેવી રીતે? કારણ કે સાક્ષાત્ નારાયણ છે. ॥ ૧૮॥

तदुपपादयति—**अस्येति**।

તે સિદ્ધ કરે છે— **'अस्य इति।'**

**अस्यानुभावं भगवान्वेद गुह्यतमं शिवः।**
**देवर्षिर्नारदः साक्षाद्भगवान्कपिलो नृप॥ १९**

હે રાજા! આમના (શ્રીકૃષ્ણના) અત્યંત રહસ્યમય પ્રભાવને ભગવાન શંકર, દેવર્ષિ નારદજી તથા સાક્ષાત્ ભગવાન કપિલ જાણે છે. ॥ ૧૯॥

अनुभावं प्रभावम्॥ १९॥

**'अनुभावम्'** પ્રભાવને ॥ ૧૯॥

**यं मन्यसे मातुलेयं प्रियं मित्रं सुहृत्तमम्।**
**अकरोः सचिवं दूतं सौहृदादथ सारथिम्॥ २०**

જેમને તમે મામાના પુત્ર, પ્રિય મિત્ર અને શ્રેષ્ઠ સંબંધી માનો છો તથા જેમને તમે વિશ્વાસથી મંત્રી, દૂત અને સારથિ કર્યા હતા. ॥ ૨૦ ॥

त्वमज्ञानाद्यमेवं मन्यसे। मातुलेयं देवक्याः सुतम्। प्रियं प्रीतिविषयम्। मित्रं प्रीतिकर्तारम्। सुहृत्तममुपकारानपेक्ष्योपकारकं च। सौहृदाद् विश्वासात्। अकरोः कृतवानसि। सचिवं मन्त्रिणम् ॥ २० ॥

(તમારા) અજ્ઞાનથી જેમને તમે આમ (ભાઈ, મિત્ર વગેરે) માનો છો, **'मातुलेयम्'** દેવકીના પુત્રને મામેરા ભાઈને, **'प्रियम्'** પ્રીતિના વિષયને, **'मित्रम्'** પ્રીતિ કરનારને અને **'सुहृत्-तमम्'** ઉપકારોની અપેક્ષા વિના જ ઉપકાર કરનારને **'सौहृदात्'** વિશ્વાસથી **'सचिवम्'** મંત્રી **'अकरोः'** કર્યા હતા. ॥ ૨૦ ॥

नन्वीश्वरश्चेत्कथं नीचे सारथ्यादौ प्रवृत्तस्तत्राह—**सर्वेति।**

શંકા કરે છે કે જો ઈશ્વર છે તો શા માટે નીચ સારથિપણા વગેરેમાં પ્રવૃત્ત થાય છે? તે કહે છે— **'सर्व इति।'**

**सर्वात्मनः समदृशो ह्यद्वयस्यानहंकृतेः।**
**तत्कृतं मतिवैषम्यं निरवद्यस्य न क्वचित्॥ २१**

સર્વાત્મા, સમદર્શી, અદ્વિતીય, અહંકારરહિત, અને રાગાદિરહિત (ભગવાન)ને (ઊંચ-નીચ) કર્મને કારણે ક્યારેય બુદ્ધિની વિષમતા થતી નથી. ॥ ૨૧॥

अस्य तत्कृतं नीचोच्चकर्मकृतं मम योग्यमयोग्यमिति मतेर्वैषम्यं क्वचिदपि नास्ति। कुतः। निरवद्यस्य रागादिशून्यस्य। तत्कुतः। अनहंकृतेः। तच्च कुतः। अद्वयस्य। तदपि कुतः। समदृशः। तत्रापि हेतुः—सर्वस्यात्मनः। यथेष्टं वा हेतुहेतुमद्भावः ॥ २१ ॥

આમને (ભગવાનને) **'तत्-कृतम्'** તે કરેલાં ઊંચ-નીચ કર્મ મારે યોગ્ય છે કે અયોગ્ય એવી બુદ્ધિની વિષમતા ક્યારેય પણ નથી. કેમ? **'निरवद्यस्य'** રાગાદિરહિતને, તે કેવી રીતે? અહંકારરહિતને, તે કેવી રીતે? ભેદરહિતને, તે પણ કેવી રીતે? સમદૃષ્ટિવાળાને, તે માટે પણ કારણ આપે છે— તે સર્વના આત્મા છે. અથવા કારણ અને કાર્ય વચ્ચે વિદ્યમાન સંબંધ યથેષ્ટ રીતે (પણ લઈ શકાય). ॥ ૨૧॥

**तथाप्येकान्तभक्तेषु पश्य भूपानुकम्पितम्।**
**यन्मेऽसूंस्त्यजतः साक्षात्कृष्णो दर्शनमागतः ॥ २२**

તો પણ હે રાજન્! (પોતાના) અનન્ય ભક્તો ઉપર તેમની અનુકંપા તમે જુઓ! કે પ્રાણ છોડતા એવા મને સાક્ષાત્ શ્રીકૃષ્ણ ભગવાન દર્શન આપવા આવી ગયા છે. ॥ ૨૨॥

तथापि समत्वेऽपि। हे भूप, अनुकम्पितमनुकम्पाम् ॥ २२ ॥

**'तथापि'** સમત્વવાળા હોવા છતાં પણ, હે રાજા! **'अनुकम्पितम्'** અનુકંપાને ॥ ૨૨॥

इदानीं स्वदेहत्यागपर्यन्तं श्रीकृष्णावस्थानं प्रार्थयते—**भक्त्येति** द्वाभ्याम्।

હવે પોતાના દેહના ત્યાગ પર્યંત પ્રભુ શ્રીકૃષ્ણ (ત્યાં જ) ઉપસ્થિત રહે તેવી બે શ્લોકો દ્વારા પ્રાર્થના કરે છે— **'भक्त्या इति।'**

**भक्त्यावेश्य मनो यस्मिन्वाचा यन्नाम कीर्तयन्।**
**त्यजन्कलेवरं योगी मुच्यते कामकर्मभिः ॥ २३**
॥ २३ ॥

જેમનામાં ભક્તિપૂર્વક મનને લગાડીને અને જેમનું વાણીથી નામ ગાતાં શરીર છોડનાર યોગી સર્વ કામનાઓ અને કર્મોથી મુક્ત થાય છે. ॥ ૨૩॥ ૨૩ ॥

**स देवदेवो भगवान्प्रतीक्षतां**
**कलेवरं यावदिदं हिनोम्यहम्।**
**प्रसन्नहासारुणलोचनोल्लस-**
**न्मुखाम्बुजो ध्यानपथश्चतुर्भुजः॥ २४**

यावदिति विलम्बं द्योतयति। अहं हिनोमि त्यजामीति स्वातन्त्र्यम्। इदमित्यनात्मत्वेन ज्ञातम्। प्रसन्नहासेनारुणलोचनाभ्यां चोल्लसद्रुचिरं मुखाम्बुजं यस्य। ध्यानस्य पन्था विषयः। योऽन्यैश्चिन्त्यते केवलं सोऽग्रतः स्थितः सन्मां प्रतीक्षतामित्यर्थः॥ २४॥

પ્રસન્ન હાસ્ય અને અરુણ નેત્રોથી ઉલ્લસિત મુખકમળવાળા, ધ્યાનના વિષયરૂપ, તે દેવોના પણ દેવ, ચતુર્ભુજ ભગવાન, હું આ શરીર છોડું ત્યાં સુધી (અહીં મારી સામે જ ઊભા રહી) પ્રતીક્ષા કરો. ॥ ૨૪॥

**'यावत् इति।'** જ્યાં સુધી (હું શરીર છોડું ત્યાં સુધી), એમ વિલંબ દર્શાવે છે. **'अहं हिनोमि'** હું છોડું એ સ્વાતંત્ર્ય દર્શાવે છે. **'इदम्'** આ શરીર અનાત્મરૂપ છે તે તેમણે જાણી લીધું છે. પ્રસન્ન હાસ્યથી અને અરુણ નેત્રોથી **'उल्लसत्'** રુચિર, સુંદર મુખકમળ છે જેમનું, ધ્યાનનો **'पन्थाः'** વિષય (માત્ર ચક્ષુગોચર નહીં, પણ ધ્યાનગોચર) બનો. જેમનું અન્યો દ્વારા કેવળ ચિંતન કરાય છે, તે મારી સન્મુખ રહી મારી પ્રતીક્ષા કરો, એમ અર્થ છે. ॥ ૨૪॥

सूत उवाच

**युधिष्ठिरस्तदाकर्ण्य शयानं शरपञ्जरे।**
**अपृच्छद्विविधान्धर्मानृषीणामनुशृण्वताम्॥ २५**

तत् सानुकम्पं वाक्यमाकर्ण्य॥ २५॥

**સૂતજી બોલ્યા** – તે સાંભળી યુધિષ્ઠિરે ઋષિઓના સાંભળતાં બાણશય્યા પર સૂતેલા (પિતામહ ભીષ્મ)ને વિવિધ ધર્મો પૂછ્યા. ॥ ૨૫॥

તે અનુકંપાસહિતનું વાક્ય સાંભળીને ॥ ૨૫॥

**पुरुषस्वभावविहितान्यथावर्णं यथाश्रमम्।**
**वैराग्यरागोपाधिभ्यामाम्नातोभयलक्षणान्॥ २६**

पुरुषस्वभावेन विहितान्नरजातिसाधारणान् वर्णयामासेति तृतीयेनान्वयः। यथावर्णं वर्णधर्मान्। यथाश्रममाश्रमधर्मांश्च। वैराग्यरागाभ्यामुपाधिभ्यां क्रमेणाम्नातमुभयं निवृत्तिप्रवृत्तिरूपं लक्षणं येषां तान्॥ २६॥

વર્ણ તથા આશ્રમ અનુસાર મનુષ્યના સ્વાભાવિક ધર્મો, વૈરાગ્યરૂપ ઉપાધિવાળો વેદોક્ત નિવૃત્તિધર્મ, રાગરૂપ ઉપાધિવાળો વેદોક્ત પ્રવૃત્તિધર્મ– બંને લક્ષણવાળા ધર્મો, ॥ ૨૬॥

પુરુષના સ્વભાવ અનુસાર કરવામાં આવેલા નરજાતિના સાધારણ ધર્મોનું વર્ણન કર્યું, એમ આનાથી ત્રીજા (શ્લોક-૨૮) સાથે સંબંધ છે. **'यथावर्णम्'** વર્ણ અનુસાર તથા **'यथाश्रमम्'** આશ્રમ અનુસાર ધર્મો, વૈરાગ્યરૂપ ઉપાધિવાળો વેદોક્ત નિવૃત્તિધર્મ અને રાગરૂપ ઉપાધિવાળો વેદોક્ત પ્રવૃત્તિધર્મ, બન્ને લક્ષણ છે જેમનાં તેમને ક્રમથી (વર્ણવ્યા). ॥ ૨૬॥

पुनस्तत्रैव विशेषमाह—**दानेति**।

**दानधर्मान्राजधर्मान्मोक्षधर्मान्विभागशः।**
**स्त्रीधर्मान्भगवद्धर्मान्समासव्यासयोगतः॥ २७**

વળી, તેમાં પણ વિશેષ કહે છે— **'दान इति।'**

દાનધર્મ, રાજધર્મ, મોક્ષધર્મ, સ્ત્રીધર્મ, ભગવદ્ધર્મ- સર્વનું સંક્ષેપ અને વિસ્તારપૂર્વક ઉપાયો સહિત વર્ણન કર્યું. ॥ ૨૭ ॥

मोक्षधर्मान् शमदमादीन्। भगवद्धर्मान् हरितोषणान् द्वादश्यादिनियमरूपान्। समासव्यासौ संक्षेपविस्तारौ तावेव योगावुपायौ ततस्ताभ्याम् ॥ २७ ॥

**धर्मार्थकाममोक्षांश्च सहोपायान्यथा मुने।**
**नानाख्यानेतिहासेषु वर्णयामास तत्त्ववित्॥ २८**

धर्मादींश्च यथाधिकारं प्रतिनियतोपायसहितान्। यथा यथावत् नानाख्यानेषु ये इतिहासास्तेषु यथा सन्ति तथा वर्णयामासेति॥ २८ ॥

**धर्मं प्रवदतस्तस्य स कालः प्रत्युपस्थितः।**
**यो योगिनश्छन्दमृत्योर्वाञ्छितस्तूत्तरायणः॥ २९**

छन्देनेच्छया मृत्युर्यस्य॥ २९ ॥

**तदोपसंहृत्य गिरः सहस्त्रणी-**
**र्विमुक्तसङ्गं मन आदिपूरुषे।**
**कृष्णे लसत्पीतपटे चतुर्भुजे**
**पुरःस्थितेऽमीलितदृग्व्यधारयत्॥ ३०**

सहस्त्रणीर्युद्धे समीपस्थान् सहस्त्रं रथिनो नयति पालयतीति सहस्त्रणीर्भीष्मः। 'सहस्त्रिणीः' इति पाठे सहस्त्रार्थवतीर्गिरः। लसन्तौ पीतौ पटौ यस्य तस्मिन्। अमीलितदृगेव मनो व्यधारयत् ॥ ३० ॥

**विशुद्धया धारणया हताशुभ-**
**स्तदीक्षयैवाशु गतायुधव्यथः।**
**निवृत्तसर्वेन्द्रियवृत्तिविभ्रम-**
**स्तुष्टाव जन्यं विसृजन् जनार्दनम्॥ ३१**

શમદમાદિ ષટ્સંપત્તિરૂપ મોક્ષધર્મોને, શ્રીહરિને પ્રસન્ન કરનારા દ્વાદશી વગેરે વ્રતના નિયમરૂપ ધર્મોને– **'समासव्यासौ'** સંક્ષેપ અને વિસ્તારપૂર્વક, તે બન્ને જ **'योगौ'** ઉપાયો જેમાં છે તેમના વડે (ધર્મોનું વર્ણન કર્યું). ॥ ૨૭॥

હે મુનિ, જાતજાતનાં આખ્યાનોના ઈતિહાસોમાં છે તેમ તત્ત્વવેત્તા ભીષ્મે ઉપાયસહિત ધર્મ, અર્થ, કામ અને મોક્ષને વર્ણવ્યા. ॥ ૨૮॥

ધર્મ વગેરેને અધિકારાનુસાર નિયત થયેલા ઉપાયસહિત **'यथा'** યથાવત્, જાતજાતનાં આખ્યાનોમાં જે ઈતિહાસો છે, તેમાં જેમ છે તે જ પ્રમાણે વર્ણન કર્યું. ॥ ૨૮॥

આ રીતે ધર્મોનું વર્ણન કરતા ઈચ્છામૃત્યુવાળા યોગીને પ્રિય એવો ઉત્તરાયણનો કાળ ઉપસ્થિત થયો. ॥ ૨૯॥

**'छन्देन'** ઈચ્છા પ્રમાણે મૃત્યુ છે જેનું ॥ ૨૯॥

(સમીપમાં રહેલા હજાર રથીઓનું યુદ્ધમાં રક્ષણ કરનાર) સહસ્રણી, અનિમેષ નયનવાળા ભીષ્મે વાણીને શાંત કરીને, પીતાંબરથી શોભતા, સન્મુખ રહેલા ચતુર્ભુજ, આદિપુરુષ શ્રીકૃષ્ણ ભગવાનમાં સંગરહિત થયેલા મનને ધારણ કર્યું (ધારણા કરી). ॥ ૩૦ ॥

**'सहस्त्रणीः'** સમીપમાં રહેલા હજાર રથીઓને દોરે છે, રક્ષણ કરે છે એવા સહસ્રણી ભીષ્મ– **'सहस्त्रिणीः'** પાઠમાં હજારો અર્થવાળી વાણીને શાંત કરીને– શોભતાં બે પીતાંબર જેમનાં છે તેમનામાં (ભગવાનમાં) નિર્નિમેષ નયનવાળા ભીષ્મે મનને ધારણ કર્યું. ॥ ૩૦॥

વિશુદ્ધ ધારણા વડે જેમનાં પાપ નાશ પામ્યાં હતાં, તેમની (શ્રીકૃષ્ણની) કૃપાદષ્ટિથી જ જેમની શસ્ત્રપીડા તત્કાળ દૂર થઈ હતી, જેમની સર્વ ઈન્દ્રિયોની વૃત્તિઓનું ભ્રમણ નિવૃત્ત થઈ ગયું હતું તેમણે (ભીષ્મે) શરીરનો ત્યાગ કરતાં શ્રીજનાર્દન ભગવાનની સ્તુતિ કરી. ॥ ૩૧॥

अनयैव विशुद्धया धारणया हतमशुभं यस्य सः। तस्य श्रीकृष्णस्येक्षया कृपादृष्ट्यैव गत आयुधश्रमो यस्य सः। अत एव निवृत्तः सर्वेन्द्रियवृत्तीनां विभ्रमो विविधं भ्रमणं यस्मात्सः। जन्यं देहं विसृजन् जनार्दनमस्तौत्॥ ३१ ॥

આ વિશુદ્ધ ધારણાથી જ જેમનાં પાપ નાશ પામ્યાં હતાં તેવા તે (ભીષ્મ), તેમની (શ્રીકૃષ્ણ ભગવાનની) કૃપાદૃષ્ટિથી જ જેમની શસ્ત્રપીડા દૂર થઈ હતી તે, આથી જ જેમની સર્વ ઇન્દ્રિયોની વૃત્તિઓનું **'विभ्रमः'** વિવિધ ભ્રમણ અટકી ગયું હતું તેવા (ભીષ્મે) **'जन्यम्'** દેહનો ત્યાગ કરતાં, શ્રીજનાર્દન ભગવાનની સ્તુતિ કરી. ॥ ૩૧॥

परमफलरूपां श्रीकृष्णे रतिं प्रार्थयितुं प्रथमं स्वकृतमर्पयति।

ભગવાન શ્રીકૃષ્ણમાં પરમ ફળરૂપા રતિની પ્રાર્થના કરવા માટે પ્રથમ પોતે કરેલાં સાધનરૂપ કર્મો અર્પણ કરે છે.

**भीष्म उवाच**

**इति मतिरुपकल्पिता वितृष्णा**
**भगवति सात्वतपुङ्गवे विभूम्नि।**
**स्वसुखमुपगते क्वचिद्विहर्तुं**
**प्रकृतिमुपेयुषि यद्भवप्रवाहः॥ ३२**

**ભીષ્મ બોલ્યા** – જેનાથી કોઈ મહાન નથી તેવા, પોતાના પરમાનંદસ્વરૂપમાં સ્થિત (હોવા છતાં) ક્યારેક વિહાર કરવા માટે યોગમાયાનો સ્વીકાર કરનાર કે જેનાથી જે માયાથી સૃષ્ટિની પરંપરા ચાલે છે, એવા યદુવંશશિરોમણિ ભગવાનમાં હું મારી તૃષ્ણારહિત મતિ સમર્પિત કરું છું. ॥ ૩૨॥

इति नानाधर्माद्युपायैर्मतिर्मनोधारणलक्षणा उपकल्पिता समर्पिता। क्व। सात्वतानां पुङ्गवे श्रेष्ठे भगवति। वितृष्णा निष्कामा। अवितृष्णेति वा छेदः। अवितृप्तेत्यर्थः। विगतो भूमा यस्मात्तस्मिन्। यमपेक्ष्यान्यत्र महत्त्वं नास्तीत्यर्थः।

આ રીતે અનેક પ્રકારના ધર્મ વગેરે ઉપાયો દ્વારા (સર્વ વિષયોમાંથી મન ખેંચી લઈ) ભગવાનની મૂર્તિના ધ્યાનરૂપ લક્ષણવાળી મતિને **'उपकल्पिता'** સમર્પિત કરે છે. ક્યાં? સાત્વતકુળના **'पुङ्गवे'** શ્રેષ્ઠ પુરુષમાં, ષડૈશ્વર્યયુક્ત ભગવાનમાં, **'वितृष्णा'** નિષ્કામમતિને; અથવા **'अवितृष्णा'** એ પ્રમાણે પદચ્છેદ કરતાં, અવિતૃપ્ત, અપરિતૃપ્ત– દર્શન કરતાં જે તૃપ્ત નથી થતી તેવી મતિ, એમ અર્થ છે. **'विभूम्नि'** જેમનાથી વધારે વ્યાપકતા બીજી કોઈ નથી તેવા (સર્વેશ્વર, શ્રેષ્ઠ) ભગવાનમાં, એમ અર્થ છે.

तदेव परमैश्वर्यमाह। स्वसुखं स्वस्वरूप–भूतं परमानन्दमुपगते प्राप्तवत्येव। क्वचित् कदाचिद्विहर्तुं क्रीडितुं प्रकृतिं योगमायामुपेयुषि

તે જ પરમઐશ્વર્ય કહે છે. **'स्वसुखम्'** પોતાના પરમ આનંદમય સ્વરૂપને **'उपगते'** (જે) પ્રાપ્ત જ છે (તેમાં જ સ્થિત છે). (સ્વરૂપલક્ષણ કહીને હવે તટસ્થલક્ષણ કહે છે.) **'क्वचिद्'** ક્યારેક, (ક્યાંક વૃંદાવન વગેરેમાં) **'विहर्तुम्'** વિહાર કરવા માટે, ક્રીડા કરવા માટે, યોગમાયાનો **'उपेयुषि'** સ્વીકાર કરનાર

स्वीकृतवति न तु स्वरूपतिरोधानेन जीववत्पारतन्त्र्यमित्यर्थः। विहर्तुमिति यदुक्तं तत्प्रपञ्चयति। यद्यतः प्रकृतेर्भवप्रवाहः सृष्टिपरम्परा भवति॥ ३२॥

इदानीं श्रीकृष्णमूर्तिं वर्णयन् रतिं प्रार्थयते।

**त्रिभुवनकमनं तमालवर्णं**
**रविकरगौरवराम्बरं दधाने।**
**वपुरलककुलावृताननाब्जं**
**विजयसखे रतिरस्तु मेऽनवद्या॥ ३३**

त्रिभुवनकमनं त्रिलोक्यामेकमेव कमनीयं यत्तद्वपुर्दधाने रतिर्मेऽस्तु। कथंभूतं वपुः। तमालवन्नीलो वर्णो यस्य तत्। प्रातःकालीना रवेः करा इव स्वत एव गौरे पीते वरे निर्मले चाम्बरे यस्मिंस्तत्। अलककुलैरुपर्यावृतमाननाब्जं यस्मिंस्तत्। विजयसखे पार्थसारथौ अनवद्या अहैतुकी फलाभिसन्धिरहिता रतिरस्तु॥ ३३॥

विजयसखित्वमेवानुवर्णयन् रतिं प्रार्थयते।

**युधि तुरगरजोविधूम्रविष्वक्-**
**कचलुलितश्रमवार्यलंकृतास्ये।**
**मम निशितशरैर्विभिद्यमान-**
**त्वचि विलसत्कवचेऽस्तु कृष्ण आत्मा॥ ३४**

युधि युद्धे तुरगाणां खुररजस्तुरगरजस्तेन विधूम्रा धूसरास्ते च ते विष्वञ्च इतस्ततश्चलन्तः कचाः कुन्तलास्तैर्लुलितं विकीर्णं श्रमवारि

ભગવાનમાં, સ્વરૂપ ઢંકાઈ જવાથી જીવની જેમ પરતંત્ર થઈને (પ્રકૃતિનો સ્વીકાર નથી કરતા પરંતુ પ્રકૃતિના સ્વામી બનીને સ્વીકાર કરે છે). **'વિહર્તુમ્'** એમ જે કહ્યું તે સમજાવે છે– **'પ્રકૃતેર્ભવપ્રવાહઃ'** જે પ્રકૃતિથી સૃષ્ટિની પરંપરા થાય છે. ॥ ૩૨ ॥

હવે શ્રીકૃષ્ણ ભગવાનના વિગ્રહનું વર્ણન કરતાં પ્રીતિની પ્રાર્થના કરે છે.

ત્રિભુવનસુંદર, તમાલશ્યામવર્ણું, સૂર્યકિરણો જેવું નિર્મળ પીતાંબર તથા કેશના ગુચ્છાથી વીંટળાયેલા મુખકમળવાળું દિવ્ય શરીર ધારણ કરનાર અર્જુનના સખા શ્રીકૃષ્ણમાં મારી નિષ્કામ પ્રીતિ થાઓ. ॥ ૩૩॥

**'त्रिभुवनकमनम्'** ત્રણેય લોકોમાં એક જ અતિસુંદર જે શરીર છે, તેને ધારણ કરનારમાં મારી પ્રીતિ થાઓ. કેવું શરીર? તમાલ જેવો શ્યામ અથવા નીલ વર્ણ જેનો છે તે, પ્રાતઃકાળનાં સૂર્યનાં કિરણોની જેમ પોતાની જાતે જ (ઝળકતું) **'गौरे'** પીત **'वरे'** નિર્મળ અંબર જેમાં છે તેવું (સ્વરૂપ), ઉપર કેશના ગુચ્છાથી વીંટળાયેલું મુખકમળ જેમાં છે તેવું (સ્વરૂપ), **'विजयसखे'** અર્જુનના મિત્ર, પાર્થના સારથિ શ્રીકૃષ્ણમાં, **'अनवद्या'** કોઈ પણ હેતુ વગરની, ફળના અનુસંધાન વગરની પ્રીતિ થાઓ. ॥ ૩૩ ॥

અર્જુનનું મિત્રત્વ વર્ણવતાં પ્રેમની પ્રાર્થના કરે છે.

યુદ્ધમાં ઘોડાની ખરીઓની (ઊડેલી) ધૂળથી ધૂસરિત થયેલા, આમતેમ ઊડતા વાળમાંથી વિખરાયેલાં પ્રસ્વેદબિંદુઓથી અલંકૃત થતા મુખવાળા તેમ જ મારાં તીક્ષ્ણ બાણોથી વીંધાયેલી ત્વચાવાળા અને શોભતા કવચવાળા શ્રીકૃષ્ણ ભગવાનમાં મારું મન (નિત્ય) રહો. ॥ ૩૪ ॥

**'युधि'** યુદ્ધમાં, ઘોડાઓની ખરીની ધૂળ એટલે **'तुरगरजः'** તેનાથી **'विधूम्राः'** ધૂસરિત થયેલા વાળ અને **'विष्वक्'** આમતેમ ઊડતા **'कचाः'** વાળ, તેમાંથી **'लुलितम्'** વિખરાયેલાં **'श्रमवारि'** પ્રસ્વેદબિંદુઓ-

स्वेदबिन्दुरूपं तेन भक्तवात्सल्यद्योतकेनालंकृत-मास्यं यस्य तस्मिन् श्रीकृष्णे ममात्मा मनोऽस्तु रमतामित्यर्थः। पुनः किंभूते। मदीयैर्निशितैस्तीक्ष्णैः शरैर्विभिद्यमाना त्वग्यस्य तस्मिन्। शरैरेव विलसत्त्रुट्यत् कवचं यस्य तस्मिन्॥ ३४॥

किंच। सपदीति—

**सपदि सखिवचो निशम्य मध्ये**
**निजपरयोर्बलयो रथं निवेश्य।**
**स्थितवति परसैनिकायुरक्ष्णा**
**हृतवति पार्थसखे रतिर्ममास्तु॥ ३५**

'सेनयोरुभयोर्मध्ये रथं स्थापय मेऽच्युत।
यावदेतान्निरीक्षेऽहं योद्धुकामानवस्थितान्॥'
इति

सख्युरर्जुनस्य वचो निशम्य सपदि तत्क्षणमेव स्वपरयोर्बलयोः सैन्ययोर्मध्ये रथं निवेश्य स्थिते पार्थसखे मम रतिरस्तु। तत्र स्थित्वा कृतं सख्यं दर्शयति। परस्य दुर्योधनस्य सैनिकानामायुरक्ष्णा कालदृष्ट्या हृतवति। असौ भीष्मोऽसौ द्रोणोऽसौ कर्ण इत्यादितत्तत्प्रदर्शन-व्याजेन दृष्ट्यैव सर्वेषामायुराकृष्यार्जुनस्य जयं कृतवति॥ ३५॥

**वंशीधरी—**आयुर्हरणं तु तेषां मोक्षार्थमेव 'यमिह निरीक्ष्य हता गताः सरूपम्' इत्युक्तेः।

ભક્તવાત્સલ્ય દર્શાવતા તે શ્રમવારિથી શોભતું મુખ જેમનું છે, તે શ્રીકૃષ્ણમાં મારું **'आत्मा'** મન રમણ કરો. વળી, તે ભગવાન કેવા? મારાં **'निशितैः'** તીક્ષ્ણ બાણોથી ભેદાતી જેમની ત્વચા છે તેવા ભગવાનમાં, બાણોથી જ શોભતું તૂટતું કવચ જેમનું છે તેવા શ્રીકૃષ્ણમાં ॥ ૩૪॥

વળી, **'सपदि इति।'**

સખા અર્જુનનું વચન સાંભળી તરત જ પોતાનાં અને શત્રુઓનાં સૈન્યોની વચ્ચે રથ સ્થાપી (જે) ઊભા હતા તથા જેમણે પોતાની (કાળ)દૃષ્ટિથી શત્રુયોદ્ધાઓનાં આયુષ્ય હરી લીધાં હતાં, તે પાર્થસખા શ્રીકૃષ્ણમાં મારી પ્રીતિ થાઓ. ॥ ૩૫॥

"હે અચ્યુત! મારો રથ બંને સેનાઓની વચમાં ઊભો રાખો. કે જેથી (આ રણસંગ્રામમાં) યુદ્ધ કરવાની ઇચ્છાથી આવીને ઊભેલાને (કોની-કોની સાથે મારે યુદ્ધ કરવાનું છે) તે હું જોઈ લઉં." (ગીતા ૧/૨૧-૨૨)

**'सख्युः'** સખા અર્જુનનાં વચનો સાંભળી, **'सपदि'** તે જ ક્ષણે પોતાનાં અને શત્રુઓનાં **'बलयोः'** સૈન્યોની વચ્ચે રથ સ્થાપી ઊભા રહેલા અર્જુનના સખામાં મારી પ્રીતિ થાઓ! ત્યાં ઊભા રહીને જે મિત્રતા કરી તે મૈત્રીને દર્શાવે છે. **'परस्य'** દુર્યોધનના સૈનિકોનું આયુષ્ય **'अक्ष्णा'** કાળદૃષ્ટિથી હરી લેનાર શ્રીકૃષ્ણમાં– "આ દ્રોણ, આ ભીષ્મ, આ કર્ણ"– એમ દેખાડવાના બહાને દૃષ્ટિથી જ સર્વ (શત્રુઓ)નાં આયુષ્ય ખેંચી લઈ અર્જુનને વિજય અપાવનાર શ્રીકૃષ્ણમાં (મારી પ્રીતિ થાઓ.) ॥ ૩૫॥

આયુષ્યનું હરણ પણ તેમના મોક્ષ માટે જ કર્યું. કારણ કે "ભગવાનનાં દર્શન કરતા રહ્યા હોવાથી સારૂપ્ય મોક્ષને પ્રાપ્ત થઈ ગયા." એમ (શ્લોક-૩૯માં) કહેવામાં આવ્યું છે.

न केवलमर्जुनस्य सपत्नायुर्हरणेनैव जयमावहत् किंत्वविद्याहरणेनापीत्याह।

**व्यवहितपृतनामुखं निरीक्ष्य**
**स्वजनवधाद्विमुखस्य दोषबुद्ध्या।**
**कुमतिमहरदात्मविद्यया य-**
**श्चरणरतिः परमस्य तस्य मेऽस्तु॥ ३६**

व्यवहिता दूरे स्थिता या पृतना तस्या मुखमिव मुखमग्रे स्थितान् भीष्मादीन्निरीक्ष्येत्यर्थः।

स्वजनवधाद्विमुखस्य निवृत्तस्य।

तदुक्तं गीतासु—

'एवमुक्त्वार्जुनः संख्ये रथोपस्थ उपाविशत्।
विसृज्य सशरं चापं शोकसंविग्नमानसः॥'
इति।

कुमतिमहं हन्तेत्यादिकुबुद्धिम्॥ ३६॥

मम तु महान्तमनुग्रहं कृतवानित्याह द्वाभ्याम्।

**स्वनिगममपहाय मत्प्रतिज्ञाम्**
**ऋतमधिकर्तुमवप्लुतो रथस्थः।**
**धृतरथचरणोऽभ्ययाच्चलद्गु-**
**र्हरिरिव हन्तुमिभं गतोत्तरीयः॥ ३७**

स्वनिगममशस्त्र एवाहं साहाय्यमात्रं करिष्यामीत्येवंभूतां स्वप्रतिज्ञां हित्वा श्रीकृष्णं शस्त्रं ग्राहयिष्यामीत्येवंरूपां मत्प्रतिज्ञामृतं सत्यं यथा भवति तथा अधि अधिकां कर्तुं यो रथस्थः सन् अवप्लुतः सहसैवावतीर्णः सन् योऽभ्ययादभिमुखमधावत्। इभं हन्तुं हरिः सिंह इव। किंभूतः। धृतो रथचरणश्चक्रं येन सः।

અર્જુનના શત્રુઓના આયુષ્યના હરણ દ્વારા (અર્જુનને) માત્ર યુદ્ધમાં જ નહીં, પરંતુ અવિદ્યાના હરણ દ્વારા સંસારવિજય પણ સંપાદિત કરાવ્યો તે કહે છે.

દૂર ઊભેલી સેનાના અગ્રણીઓ (ભીષ્મ વગેરે)ને જોઈ (અર્જુન) દોષબુદ્ધિથી સ્વજનોનો વધ કરવાથી અટક્યો, ત્યારે જેમણે આત્મવિદ્યાના ઉપદેશથી અર્જુનની કુમતિ દૂર કરી હતી, તે પુરુષોત્તમ ભગવાનનાં ચરણમાં મારી પ્રીતિ થાઓ! ॥ ૩૬ ॥

**'व्यवहिता'** દૂર ઊભેલી, જે **'पृतना'** સેના હતી તેના મુખ જેવા **'मुखम्'** આગળ ઊભેલા ભીષ્મ વગેરેને જોઈને, એમ અર્થ છે.

સ્વજનના વધથી **'विमुखस्य'** નિવૃત્ત થયેલા અર્જુનની (કુમતિને)

ગીતામાં તે કહ્યું છે—

"રણભૂમિમાં શોકથી વ્યાકુળ મનવાળો અર્જુન આ પ્રમાણે કહીને બાણસહિત ધનુષ્યને ત્યજી દઈ રથના પાછળના ભાગમાં બેસી ગયો." (ગીતા ૧/૪૭)

**'कुमतिम्'** "હું હણનારો છું." વગેરે... કુબુદ્ધિને (દૂર કરી હતી). ॥ ૩૬॥

મારી ઉપર પણ મહાન અનુગ્રહ કર્યો છે, એમ બે શ્લોકો દ્વારા કહે છે.

પોતાની પ્રતિજ્ઞાને જતી કરીને, મારી પ્રતિજ્ઞા સત્ય કરવા માટે રથમાં બેઠેલા ભગવાન કૂદી પડ્યા. (હાથમાં) રથનું પૈડું લઈ સિંહ જેમ હાથીને (મારવા ધસે), તેમ મારી સામે ધસ્યા હતા. (તે સમયે) પૃથ્વી જેમનાથી ધ્રુજી ગઈ હતી (અને જેમનું) ઉત્તરીય વસ્ત્ર માર્ગમાં પડી ગયું હતું (તે મુકુન્દ ભગવાનમાં મારી ગતિ થાઓ). ॥ ૩૭ ॥

**'स्वनिगमम्'** "હું શસ્ત્ર ધારણ કર્યા વગર જ સહાય કરીશ." આવી પોતાની પ્રતિજ્ઞા જતી કરીને, "શ્રીકૃષ્ણની પાસે હું શસ્ત્ર ધારણ કરાવીશ."— એવી મારી પ્રતિજ્ઞા જે રીતે **'ऋतम्'** સાચી પડે તે રીતે **'अधि'** પૂર્ણ કરવા માટે, જે રથમાં બેઠા હતા તેમણે **'अवप्लुतः'** અચાનક જ કૂદકો માર્યો. જે **'अभ्ययात्'** (મારી) સામે ધસ્યા હતા, હાથીને મારવા માટે **'हरिः'** સિંહ ધસે તેમ. કેવા શ્રીકૃષ્ણ? **'रथचरणः'** જેમણે

तदा च संरम्भेण मानुष्यनाट्यविस्मृतेरुदरस्थ-सर्वभूतभुवनभारेण प्रतिपदं चलद्गुश्चलन्ती गौः पृथ्वी यस्मात्सः। तेनैव संरम्भेण पथि गतं पतितमुत्तरीयं वस्त्रं यस्य स मुकुन्दो मे गतिर्भवत्वित्युत्तरेणान्वयः॥ ३७॥

**शितविशिखहतो विशीर्णदंशः**
**क्षतजपरिप्लुत आततायिनो मे।**
**प्रसभमभिससार मद्वधार्थं**
**स भवतु मे भगवान् गतिर्मुकुन्दः॥ ३८**

एवं यदाऽभ्ययात्तदा स्मयमानस्याततायिनो धन्विनो मे शितैस्तीक्ष्णैर्विशिखैर्हतोऽतो विशीर्णदंशो विध्वस्तकवचः क्षतजेन रुधिरेण परिप्लुतो व्याप्तः सन् प्रसभं बलाद्वारयन्तमर्जुनमप्यतिक्रम्य मद्वधार्थमभिससाराभिमुखं जगाम। एवं यो लोकप्रतीत्यार्जुनपक्षपातीव लक्षितो वस्तुतस्तु ममैवानुग्रहं कृतवान्यन्मद्भक्तेनोक्तं वचो मा मृषाऽस्त्विति स भगवान्मे गतिर्भवत्वित्यर्थः॥ ३८॥

तदेवमन्यायैरपि भृत्यरक्षाव्यग्रे कृष्णे रतिमाशास्ते।

**विजयरथकुटुम्ब आत्ततोत्रे**
**धृतहयरश्मिनि तच्छ्रियेक्षणीये।**
**भगवति रतिरस्तु मे मुमूर्षो-**
**र्यमिह निरीक्ष्य हता गताः सरूपम्॥ ३९**

રથનું પૈડું ધારણ કર્યું છે તે. ત્યારે ક્રોધથી મનુષ્ય જેવું નાટક કરવાનું વિસરી જવાથી ઉદરમાં રહેલાં સર્વ પ્રાણીઓ અને ભુવનોના ભારથી પ્રત્યેક પગલે '**चलद्गुः**' પૃથ્વી જેમને કારણે ધ્રૂજી ગઈ તેવા શ્રીહરિ– તે જ ક્રોધને કારણે રસ્તામાં પડી ગયેલું ઉત્તરીય વસ્ત્ર જેમનું છે, તે મુકુન્દ ભગવાનમાં મારી ગતિ થાઓ, તેમ પછીના શ્લોક સાથે સંબંધ છે. ॥ ૩૭॥

આતતાયી (ધનુર્ધારી) એવા મારાં તીક્ષ્ણ બાણો વડે ઘાયલ થવાથી તૂટી ગયેલા કવચવાળા, રક્તરંજિત ભગવાન મારો વધ કરવા મારી તરફ વેગથી દોડ્યા હતા, તે મોક્ષદાતા ભગવાન મુકુન્દ મારી (એકમાત્ર) ગતિ હો. ॥ ૩૮॥

આમ, જ્યારે મારી તરફ (ભગવાન) દોડ્યા ત્યારે સ્મિત કરી રહેલા, આતતાયી અર્થાત્ ધનુષધારી એવા મારાં '**शितैः**' તીક્ષ્ણ બાણોથી ઘાયલ થવાથી '**विशीर्णदंशः**' તૂટી ગયેલા કવચવાળા '**क्षतजेन**' રક્તથી '**परिप्लुतः**' ખરડાયેલા થઈ '**प्रसभम्**' બળપૂર્વક તેમને વારી રહેલા અર્જુનની પણ અવજ્ઞા કરીને, મારો વધ કરવા '**अभिससार**' મારી તરફ દોડ્યા. આમ, જે લોકદષ્ટિએ અર્જુનના પક્ષપાતી હોય તેવા જણાતા (પ્રભુએ) ખરી રીતે તો મારા ઉપર જ કૃપા કરી હતી કે મારા ભક્ત દ્વારા કહેવાયેલું વચન અસત્ય ન થાઓ. આવા તે ભગવાન મારી ગતિ હો, એમ અર્થ છે. ॥ ૩૮॥

આમ, અન્યાયથી પણ (પોતાના) દાસની રક્ષા કાજે વ્યગ્ર એવા શ્રીકૃષ્ણ ભગવાનમાં પ્રીતિની પ્રાર્થના કરે છે.

અર્જુનનો રથ એ જ કુટુંબ (સમાન રક્ષણીય), (દક્ષિણ હસ્તમાં) ચાબુક તથા (વામ હસ્તમાં) ઘોડાઓની લગામ ધારણ કરેલા, (સારથિકર્મથી) શોભતા એવા દર્શનીય ભગવાન, કે જે (છબિનાં) દર્શન કરતાં-કરતાં યુદ્ધમાં (મૃત્યુ પામેલા યોદ્ધાઓ) સારૂપ્ય (મુક્તિ)ને પામ્યા, તે ભગવાનમાં મુમૂર્ષુ (મૃત્યુ પામવાની ઈચ્છાવાળા) એવી મારી (પરમ) પ્રીતિ થાઓ. ॥ ૩૯॥

विजयोऽर्जुनस्तस्य रथ एव कुटुम्बमकृत्यशतैरपि रक्षणीयो यस्य तस्मिन्। आत्तं तोत्रं प्रतोदो येन तस्मिन्। धृताश्च ते हयानां रश्मयः प्रग्रहास्ते सन्ति यस्य तस्मिन्। 'व्रीह्यादिभ्यश्च' इत्यनकारान्तादपि रश्मिशब्दादिनिः।

**'विजयः'** અર્જુન, તેનો રથ એ જ કુટુંબ, સેંકડો અકાર્યો કરીને પણ જે રક્ષણ કરવા યોગ્ય છે, તેવા રથને કુટુંબ માનનારા ભગવાનમાં– ધારણ કરી છે **'तोत्रम्'** ચાબુક જેમણે તે ભગવાનમાં– ધારણ કરી છે ઘોડાઓની તે લગામો જેમણે તે ભગવાનમાં– **'व्रीह्यादिभ्यश्च'** (પા.સૂ. ૫/૨/૧૧૬) રશ્મિ શબ્દ **अकारान्त** નથી પણ **'इकारान्त'** છે, છતાં પાણિનિસૂત્ર પ્રમાણે **'व्रीहि'** વગેરે શબ્દોની જેમ રશ્મિ શબ્દને **'इनि' 'इन्'** પ્રત્યય લાગેલો છે.

तच्छ्रिया तया सारथ्यश्रिया ईक्षणीये शोभमाने। मुमूर्षोर्मर्तुमिच्छोः। नन्वन्यायवर्तिनि किमिति रतिः प्रार्थ्यतेऽत आह। भगवत्यचिन्त्यैश्वर्ये। तदाह। इह युद्धे हताः सर्वे यं निरीक्ष्य सरूपं तत्समानं रूपं गताः प्राप्ता इति दिव्यदृष्ट्या पश्यन्नाह॥ ३९॥

**'तच्छ्रिया'** તે સારથિકર્મની શોભાથી **'ईक्षणीये'** શોભાયમાન (શ્રીકૃષ્ણમાં)– **'मुमूर्षोः'** મરવાની ઈચ્છાવાળા– શંકા કરવામાં આવી છે કે (અર્જુન તરફ પક્ષપાત હોવાથી) અન્યાય કરનાર ભગવાનમાં કેમ રતિ થવા માટે પ્રાર્થના કરે છે? તેનો જવાબ આપે છે કે ભગવાનમાં અચિન્ત્ય ઐશ્વર્ય હોવાને કારણે (રતિ થવા માટે પ્રાર્થના કરે છે). તે કહે છે— **'इह'** અહીં યુદ્ધમાં **'हताः'** હણાયેલા સર્વ યોદ્ધાઓ જેમને નિહાળીને **'सरूपम्'** તેમના સમાન રૂપને **'गताः'** પ્રાપ્ત થયા, એમ દિવ્ય દૃષ્ટિથી જોતા ભીષ્મ કહે છે. ॥ ૩૯ ॥

क्षत्रधर्मेण युध्यमानास्तत्सरूपं प्रापुरित्येतन्न चित्रम्। यतो मदान्धा अपि प्रापुरित्याह।

ક્ષાત્રધર્મથી યુદ્ધ કરનારા જનો તેમના સારૂપ્યને પામે એ કાંઈ આશ્ચર્ય નથી, કારણ કે પ્રેમથી ઉન્મત્ત થયેલી ગોપીઓએ પણ ભગવાનને પ્રાપ્ત કર્યા હતા, (તો પછી દર્શન કરતા મૃત્યુ પામેલા યોદ્ધાઓ તેમને પ્રાપ્ત કરે એમાં આશ્ચર્ય શું?) એમ કહે છે.

**ललितगतिविलासवल्गुहास-**<br>
**प्रणयनिरीक्षणकल्पितोरुमानाः ।**<br>
**कृतमनुकृतवत्य उन्मदान्धाः**<br>
**प्रकृतिमगन्किल यस्य गोपवध्वः॥ ४०**

લલિત ગતિ, મનોહર રાસવિલાસ, મધુર હાસ્ય અને પ્રેમયુક્ત દૃષ્ટિથી અત્યંત સન્માનિત તથા મહાપ્રેમના ઉત્થાનથી (લૌકિક વ્યવહાર પ્રત્યે) દુર્લક્ષ સેવતી ગોપવધૂઓ (ભગવાનની ગોવર્ધન વગેરે) લીલાઓનું અનુકરણ કરતાં જેમના સ્વરૂપને પામી (તે ભગવાનમાં મારી પ્રીતિ થાઓ)! ॥ ૪૦ ॥

ललितगतिश्च विलासश्च वल्गुहासादिश्च मञ्जुगत्यादिभिरात्मीयैस्तदीयैर्वा कल्पित उरुर्मानः पूजा यासां ताः। अत उत्कटेन मदेनान्धा विवशाः। अत एव तदेकचित्तत्वेन तस्य कृतं कर्म गोवर्धनोद्धरणादिकमनुकृतवत्यो गोपवध्वो यस्य प्रकृतिं स्वरूपमगन्नगमन्। मकारलोपस्त्वार्षः। किल प्रसिद्धम्। तस्मिन्मे रतिरस्त्विति पूर्वेणैवान्वयः॥ ४०॥

સુંદર ગતિ અને વિલાસ તેમ જ મધુર હાસ્ય તથા આત્મીય કે તદીય જનોની મનોહર ગતિ વગેરે દ્વારા જેમનું **'उरुर्मानः'** બહુમાન, પૂજા કરવામાં આવી છે તેવી (ગોપીઓ), આથી ઉત્કટ મદથી **'अन्धाः'** વિવશ બનેલી અને તેથી જ ભગવાનમાં એકચિત્ત બનેલી હોવાથી ભગવાને કરેલી ગોવર્ધનોદ્ધરણ વગેરે લીલાઓ દ્વારા (પ્રિયનું) અનુકરણ કરતી ગોપવધૂઓ જેમના **'प्रकृतिम्'** સ્વરૂપને **'अगन्'** પામી. **'अगन्'** ને બદલે **'अगमन्'** રૂપ થાય. અહીં **'म'** કારનો લોપ થયો છે, તે આર્ષપ્રયોગ છે. **'किल'** (ગોપવધૂઓ ભગવાનના સ્વરૂપને પામી હતી) એ પ્રસિદ્ધ છે. તેવા ભગવાનમાં મારી પ્રીતિ થાઓ, તેમ પહેલાના (શ્લોક-૩૯) સાથે સંબંધ છે. ॥ ૪૦ ॥

जगत्पूज्यतामनुस्मरन्नाह।

ભગવાનની જગત્‌પૂજ્યતાનું સ્મરણ કરતાં કહે છે.

**मुनिगणनृपवर्यसंकुलेऽन्तः-**
**सदसि युधिष्ठिरराजसूय एषाम्।**
**अर्हणमुपपेद ईक्षणीयो**
**मम दृशिगोचर एष आविरात्मा॥ ४१**

યુધિષ્ઠિરના રાજસૂય યજ્ઞમાં આ મુનિગણો અને મહારાજાઓથી ભરાયેલી સભાની મધ્યમાં દર્શનીય એવા ભગવાન તેમના દ્વારા અગ્રપૂજા પામ્યા હતા. (જગતના) આત્મા એવા આ (ભગવાન) મારી દૃષ્ટિનો વિષય બની પ્રકટ થયા છે (તે મારું અહોભાગ્ય છે). ॥ ૪૧॥

मुनिगणैर्नृपवर्यैश्च सङ्कुले व्याप्तेऽन्तःसदसि सभामध्ये युधिष्ठिरस्य राजसूये एषां मुनिगणादीनामीक्षणीयः अहो रूपमहो महिमेत्येवमाश्चर्येण विलोकनीयः सन्नर्हणमुपपेदे प्राप। एष जगतामात्मा मम दृशिगोचरो दृष्टिविषयः सन्नाविः प्रकटो वर्तते। अहो मे भाग्यमिति भावः॥ ४१॥

મુનિગણો અને મહારાજાઓથી **'संकुले'** ભરાયેલી **'अंतःसदसि'** સભાની મધ્યમાં, યુધિષ્ઠિરના રાજસૂય યજ્ઞમાં, આ મુનિગણો વગેરેના **'ईक्षणीयः'** "અહો રૂપ! અહો મહિમા!" એમ આશ્ચર્યપૂર્વક દર્શન કરવાને યોગ્ય એવા (ભગવાન) અગ્રપૂજા **'उपपेदे'** પામ્યા હતા. જગતના આત્મા એવા આ (ભગવાન) મારી **'दृशि-गोचरः'** દૃષ્ટિનો વિષય બનીને **'आविः'** પ્રકટ થયા છે, એ મારું અહોભાગ્ય છે, તેવો ભાવ છે. ॥ ૪૧॥

सोऽहं कृतार्थोऽस्मीत्याह।

તે હું કૃતાર્થ થયો છું, તેમ કહે છે.

**तमिममहमजं शरीरभाजां**
**हृदि हृदि धिष्ठितमात्मकल्पितानाम्।**
**प्रतिदृशमिव नैकधार्कमेकं**
**समधिगतोऽस्मि विधूतभेदमोहः॥ ४२**

પોતે સર્જેલા શરીરધારીઓના પ્રત્યેકના હૃદયમાં અધિષ્ઠિત થયેલા તથા સૂર્યની જેમ પોતે એક જ હોવા છતાં પ્રત્યેકની દૃષ્ટિમાં અનેકરૂપે ભાસનારા તે આ અજન્મા ભગવાનને હું ભેદ અને ભ્રમરહિત થઈ સારી રીતે પ્રાપ્ત થયો છું. ॥ ૪૨॥

तमिममजं सम्यगधिगतः प्राप्तोऽस्मि। सम्यक्त्वमाह। विधूतभेदमोहः। तदर्थं भेदस्यौपाधिकत्वमाह। आत्मकल्पितानां स्वयं निर्मितानां शरीरभाजां प्राणिनां हृदि हृदि प्रतिहृदयं धिष्ठितमधिष्ठितम्। अधिष्ठाय स्थितमिति यावत्। अकारलोपस्त्वार्षः। नैकधा अनेकधा। अधिष्ठानभेदादनेकधा भातमित्यर्थः। अत्र दृष्टान्तः—सर्वप्राणिनां दृशं दृशं प्रत्येकमेवार्कमनेकधा प्रतीतमिवेति॥ ४२॥

सूत उवाच

**कृष्ण एवं भगवति मनोवाग्दृष्टिवृत्तिभिः।**
**आत्मन्यात्मानमावेश्य सोऽन्तःश्वास उपारमत्॥ ४३**

मनोवाग्दृष्टीनां वृत्तिभिः। परमात्मनि श्रीकृष्णे। अन्तरेव विलीनः श्वासो यस्य सः॥ ४३॥

**संपद्यमानमाज्ञाय भीष्मं ब्रह्मणि निष्कले।**
**सर्वे बभूवुस्ते तूष्णीं वयांसीव दिनात्यये॥ ४४**

निष्कले निरुपाधौ परात्मनि। संपद्यमानं मिलितमाज्ञायालक्ष्य। वयांसि पक्षिण इव॥ ४४॥

**तत्र दुन्दुभयो नेदुर्देवमानववादिताः।**
**शशंसुः साधवो राज्ञां खात्पेतुः पुष्पवृष्टयः॥ ४५**

देवैर्मानवैश्च वादिताः। राज्ञां मध्ये ये साधवोऽनसूयवः॥ ४५॥

તે આ અજન્માને પૂર્ણપણે **'अधिगतः'** હું પ્રાપ્ત થયો છું. પૂર્ણત્વને જણાવે છે– ભેદ અને ભ્રમરહિત બનીને, તે માટે ભેદની ઉપાધિરૂપતા કહે છે. **'आत्मकल्पितानाम्'** પોતે સર્જેલા **'शरीरभाजाम्'** શરીરધારી પ્રાણીઓના **'हृदि हृदि'** પ્રત્યેકના હૃદયમાં **'धिष्ठितम्'** એટલે અધિષ્ઠિત થયેલાને, અહીં અકારનો લોપ છે તે આર્ષ છે. **'न एकधा'** અનેકરૂપે, અધિષ્ઠાનભેદથી અનેકરૂપે ભાસતા એવા ભગવાનને હું પામ્યો છું, એમ અર્થ છે. અહીં દૃષ્ટાંત આપ્યું છે– સર્વ પ્રાણીઓના ચક્ષુમાં નિયામક તરીકે રહેલો સૂર્ય અનેક (જુદાજુદા) રૂપે પ્રતીત થાય છે, તેમ ॥ ૪૨॥

**સૂતજી બોલ્યા** – આ પ્રમાણે આત્મારૂપ શ્રીકૃષ્ણ ભગવાનમાં મન, વચન અને દૃષ્ટિની વૃત્તિઓ સાથે આત્માને એકરૂપ કરી, શ્વાસને અંદર જ વિલીન કરી (ભીષ્મ પિતામહ) શાંત થઈ ગયા. ॥ ૪૩॥

મન, વાણી અને દૃષ્ટિની વૃત્તિઓ સાથે પરમાત્મા શ્રીકૃષ્ણમાં– અંદર જ જેમનો શ્વાસ વિલીન થઈ ગયો છે તે ॥ ૪૩ ॥

ભીષ્મને નિષ્કલ બ્રહ્મમાં ઐક્ય પામેલા જાણીને, સાયંકાલે પક્ષીઓ મૌન થાય તેમ, સર્વે મૌન થઈ ગયા. ॥ ૪૪॥

**'निष्कले'** નિરુપાધિક અર્થાત્ ઉપાધિરહિત બ્રહ્મમાં **'संपद्यमानम्'** મળી ગયેલાને **'आज्ञाय'** જાણીને **'वयांसि'** પક્ષીઓની જેમ ॥ ૪૪॥

ત્યાં દેવો અને મનુષ્યો દ્વારા વગાડવામાં આવેલાં નગારાં નાદ કરવા લાગ્યાં. રાજાઓમાં જે સજ્જનો (ઈર્ષ્યારહિત) હતા તે રાજાઓએ પ્રશંસા કરી, તેમ જ આકાશમાંથી પુષ્પવૃષ્ટિઓ થઈ. ॥ ૪૫ ॥

દેવો અને માનવો દ્વારા (નગારાં) વગાડવામાં આવ્યાં. રાજાઓમાં જે **'साधवः'** ઈર્ષ્યારહિત (હતા તેમણે) ॥ ૪૫ ॥

**तस्य निर्हरणादीनि संपरेतस्य भार्गव।**
**युधिष्ठिरः कारयित्वा मुहूर्तं दुःखितोऽभवत्॥ ४६**

निर्हरणादीनि दाहसंस्कारादीनि। सम्यक् परेतस्य। मुक्तस्यापीत्यर्थः॥ ४६॥

**तुष्टुवुर्मुनयो हृष्टाः कृष्णं तद्गुह्यनामभिः।**
**ततस्ते कृष्णहृदयाः स्वाश्रमान्प्रययुः पुनः॥ ४७**

तस्य गुह्यनामभिर्वेदोक्तैः। कृष्ण एव हृदयं येषां ते कृष्णहृदयाः॥ ४७॥

**ततो युधिष्ठिरो गत्वा सहकृष्णो गजाह्वयम्।**
**पितरं सान्त्वयामास गान्धारीं च तपस्विनीम्॥ ४८**

पितरं धृतराष्ट्रम्। तपस्विनीं सन्तापवतीम्॥ ४८॥

**पित्रा चानुमतो राजा वासुदेवानुमोदितः।**
**चकार राज्यं धर्मेण पितृपैतामहं विभुः॥ ४९**

राजा युधिष्ठिरः अनुमतोऽनुज्ञातः॥ ४९॥

હે શૌનક! (પરલોક સિધાવેલા) મુક્તાત્મા (ભીષ્મ)ના દાહસંસ્કાર વગેરે યુધિષ્ઠિરે કરાવ્યા અને મુહૂર્તપર્યન્ત શોકાતુર થઈ ગયા. ॥ ૪૬॥

**'निर्हरणादीनि'** દાહસંસ્કાર વગેરે, પરલોક સિધાવેલા, મુક્તાત્માના પણ, એમ અર્થ છે. ॥ ૪૬॥

મુનિઓએ વેદોક્ત રહસ્યમય નામો વડે પ્રસન્નતાપૂર્વક શ્રીકૃષ્ણ ભગવાનની સ્તુતિ કરી અને પછી શ્રીકૃષ્ણમાં જ જેમનું હૃદય છે તેવા તેઓ પાછા પોતાના આશ્રમે ગયા. ॥ ૪૭ ॥

તેમનાં **'गुह्यनामभिः'** વેદોક્ત નામો વડે– શ્રીકૃષ્ણમાં જ જેમનું હૃદય છે તેવા **'कृष्णहृदयाः'** ॥ ૪૭॥

ત્યારબાદ આ યુધિષ્ઠિરે શ્રીકૃષ્ણ ભગવાનની સાથે હસ્તિનાપુર જઈ ધૃતરાષ્ટ્ર તથા તપસ્વિની ગાંધારીને આશ્વાસન આપ્યું. ॥ ૪૮॥

**'पितरम्'** પિતા ધૃતરાષ્ટ્રને, **'तपस्विनीम्'** સંતાપયુક્ત ગાંધારીને ॥ ૪૮॥

પિતા ધૃતરાષ્ટ્ર દ્વારા સંમતિ પામેલા તથા શ્રીવાસુદેવ દ્વારા અનુમોદન પામેલા સમર્થ રાજા યુધિષ્ઠિર વંશપરંપરાગત રાજ્યનું ધર્મપૂર્વક પાલન કરવા લાગ્યા. ॥ ૪૯॥

**'राजा'** યુધિષ્ઠિર, **'अनुमतः'** અનુજ્ઞાથી સંમતિ પામેલા ॥ ૪૯ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां प्रथमस्कन्धे नवमोऽध्यायः॥ ९॥
इति श्रीमद्भागवते प्रथमस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां नवमोऽध्यायः॥ ९॥



# अथ दशमोऽध्यायः

## શ્રીકૃષ્ણનું દ્વારકાગમન

दशमे कृतकार्यस्य हस्तिनापुरतो हरेः।
स्त्रीभिः संस्तूयमानस्य वर्ण्यते द्वारकागमः॥ १

राज्यं चकारेत्युक्तं तत्र पृच्छति— **हत्वेति।**

દસમા (અધ્યાય)માં (યુધિષ્ઠિર)નું કાર્ય કરનાર અને સ્ત્રીઓ વડે સ્તુતિ કરાતા શ્રીહરિનું હસ્તિનાપુરથી દ્વારકાગમન વર્ણવે છે. ॥ ૧॥

રાજ્ય કરવા લાગ્યા (અ. ૯/૪૯) એમ કહેવાયું, તે માટે પૂછે છે— **'हत्वा इति।'**

**शौनक उवाच**

**हत्वा स्वरिक्थस्पृध आततायिनो**
**युधिष्ठिरो धर्मभृतां वरिष्ठः।**
**सहानुजैः प्रत्यवरुद्धभोजनः**
**कथं प्रवृत्तः किमकारषीत्ततः॥ १**

स्वस्य रिक्थे धने स्पर्धन्ते स्म ये ते तथा। यद्वा स्वरिक्थाय स्पृत्संग्रामो येषामत एव धनादिहरणादाततायिनस्तान्हत्वा। प्रत्यवरुद्धभोजनो बन्धुवधदुःखेन संकुचितभोगो, राज्यलाभेन प्राप्त-भोगो वा। कथं राज्ये प्रवृत्तः, प्रवृत्तो वा ततः किमकार्षीत्॥ १ ॥

राज्यप्रवृत्तौ श्रीकृष्णस्य प्रीतिं पर्यालोच्य प्रवृत्त इत्याशयेनोत्तरमाह।

**सूत उवाच**

**वंशं कुरोर्वंशदवाग्निनिर्हृतं**
**संरोहयित्वा भवभावनो हरिः।**
**निवेशयित्वा निजराज्य ईश्वरो**
**युधिष्ठिरं प्रीतमना बभूव ह॥ २**

वंशं कुरोः संरोहयित्वा परीक्षिद्रक्षणेन संरोह्या-ङ्कुरितं कृत्वा। कथंभूतम्। वंशदवाग्निनिर्हृतं वंश एव दवो वनं तस्मादुद्भूतो यः क्रोधरूपोऽग्निस्तेन निर्हृतं दग्धम्। निजराज्ये निवेश्य च॥ २ ॥

प्रवृत्तौ हेतुमुक्त्वा किमकार्षीदित्य-स्योत्तरमाह।

**निशम्य भीष्मोक्तमथाच्युतोक्तं**
**प्रवृत्तविज्ञानविधूतविभ्रमः ।**
**शशास गामिन्द्र इवाजिताश्रयः**
**परिध्युपान्तामनुजानुवर्तितः ॥ ३**

**શૌનક બોલ્યા** – (બંધુવધના દુઃખથી) જેમને ભોજન (પણ) અરુચિકર થઈ ગયું હતું તેવા તથા ધર્મપાલકોમાં શ્રેષ્ઠ રાજા યુધિષ્ઠિર પોતાના વારસાના ધન માટે યુદ્ધ કરનારા આતતાયીઓનો વધ કરીને પોતાના નાના ભાઈઓ સાથે કેવી રીતે રાજ્યમાં પ્રવૃત્ત થયા અને પછી તેમણે શું કર્યું? ॥ ૧॥

પોતાના **'रिक्थे'** ધન માટે જેઓ સ્પર્ધા કરતા હતા તેવા (આતતાયીઓ), અથવા પોતાના ધન માટે **'स्पृत्'** યુદ્ધ છે જેમનું અને આથી જ (બીજાનું) ધન વગેરે હરણ કરવાથી (જે) આતતાયીઓ છે તેમનો વધ કરીને **'प्रत्यवरुद्धभोजनः'** બંધુવધના દુઃખથી જેમને ભોજન (પણ) અરુચિકર થઈ ગયું હતું. અથવા રાજ્યના લાભથી ભોગ પ્રાપ્ત થયો હતો, તે ભોગ અરુચિકર થઈ ગયો હતો. તે યુધિષ્ઠિર કેવી રીતે રાજ્યમાં પ્રવૃત્ત થયા અને પછી શું કર્યું? ॥ ૧॥

રાજ્યપ્રવૃત્તિમાં શ્રીકૃષ્ણની પ્રીતિ જોઈને (યુધિષ્ઠિર રાજકાજમાં) પ્રવૃત્ત થયા તે આશયથી ઉત્તર આપે છે–

**સૂતજી બોલ્યા** – જગતના રક્ષક પરમેશ્વર શ્રીકૃષ્ણ વંશરૂપી વનમાં દાવાનળથી દગ્ધ થઈ ગયેલા કુરુવંશને અંકુરિત કરી, યુધિષ્ઠિરને પોતાના રાજ્ય ઉપર સ્થાપીને પ્રસન્ન ચિત્તવાળા બન્યા. ॥ ૨॥

કુરુવંશને **'संरोहयित्वा'** પરીક્ષિતના રક્ષણ દ્વારા અંકુરિત કરીને. કેવા વંશને? **'वंशदवाग्निनिर्हृतम्'** વંશ એ જ વન, તેમાંથી ઉત્પન્ન થયેલો જે ક્રોધરૂપી અગ્નિ, તેનાથી **'निर्हृतम्'** દગ્ધ થઈ ગયેલા કુરુવંશને– અને પોતાના રાજ્ય ઉપર (યુધિષ્ઠિરને) સ્થાપીને ॥ ૨॥

રાજ્યમાં પ્રવૃત્ત થવાનું કારણ કહીને (યુધિષ્ઠિરે) કયાં કાર્યો કર્યાં, તેનો ઉત્તર આપે છે.

ભીષ્મ તથા અચ્યુત ભગવાનનાં વચન સાંભળીને થયેલા વિજ્ઞાન વડે મોહરહિત થયેલા, અજિત ભગવાનના આશ્રયવાળા (યુધિષ્ઠિરે) અનુજ બંધુઓથી સેવિત થઈ સમુદ્રપર્યંતની પૃથ્વી પર ઈન્દ્રની જેમ શાસન કર્યું. ॥ ૩ ॥

प्रवृत्तं यद्विज्ञानं परमेश्वराधीनं जगन्न स्वतन्त्रमित्येवंभूतं तेन विधूतो विभ्रमोऽहंकर्तेत्येवंभूतो मोहो यस्य सः। अनुजैरनुवर्तितः सेवितः सन्। अजितः श्रीकृष्ण एवाश्रयो यस्य सः। परिधिः समुद्रस्तत्पर्यन्तां गां पृथ्वीं पालयामास॥ ३॥

तस्य राज्यमनुवर्णयति— **काममिति** त्रिभिः।

**कामं ववर्ष पर्जन्यः सर्वकामदुघा मही।**
**सिषिचुः स्म व्रजान्गावः पयसोधस्वतीर्मुदा॥ ४**

मही सर्वकामदोग्ध्री बभूव। व्रजान् गोष्ठानि। ऊधस्वतीरूधस्वत्यः ऊधः क्षीराशयस्तद्वत्यः। स्थूलोधस इत्यर्थः। सिषिचुरभ्यषिञ्चन्॥ ४॥

**नद्यः समुद्रा गिरयः सवनस्पतिवीरुधः।**
**फलन्त्योषधयः सर्वाः काममन्वृतु तस्य वै॥ ५**

अन्वृतु ऋतावृतौ॥ ५॥

**नाधयो व्याधयः क्लेशा दैवभूतात्महेतवः।**
**अजातशत्रावभवन् जन्तूनां राज्ञि कर्हिचित्॥ ६**

आधयो मनोव्यथाः। व्याधयो रोगाः। क्लेशाः शीतोष्णादिकृताः। दैवं च भूतानि चात्मा च हेतुर्येषामाधिदैविकादीनां ते जन्तूनां नाभवन्॥ ६॥

**'विज्ञानम्'** જગત પરમેશ્વરને અધીન છે, સ્વતંત્ર નથી, એવું જે વિજ્ઞાન પ્રવૃત્ત થયું તેના વડે **'विधूतः विभ्रमः'** 'હું કર્તા છું.' એવો મોહ જેમનો દૂર થઈ ગયો તે યુધિષ્ઠિરે, નાના ભાઈઓ દ્વારા **'अनुवर्तितः'** સેવિત થઈ **'अजिताश्रयः'** શ્રીકૃષ્ણ જ જેમનો આશ્રય છે તે યુધિષ્ઠિરે, **'परिधिः'** સમુદ્રપર્યંતની **'गाम्'** પૃથ્વીનું પાલન કર્યું. ॥ ૩ ॥

યુધિષ્ઠિરના રાજ્યનું ત્રણ શ્લોકો દ્વારા વર્ણન કરે છે— **'कामम् इति।'**

(તેમના રાજ્યમાં) યથેષ્ટ વર્ષા થતી હતી, પૃથ્વી અભીષ્ટ એવું સર્વ કાંઈ ઉત્પન્ન કરતી હતી. મોટા ક્ષીરાશયવાળી ગાયો પ્રસન્નતાથી ગોશાળાઓને દૂધથી સિંચન કરતી હતી. ॥ ૪ ॥

પૃથ્વી સર્વ અભીષ્ટ ઉત્પન્ન કરનારી બની. **'व्रजान्'** ગોષ્ઠ, ગોશાળાઓને **'ऊधस्वतीः'** **'ऊधस्वत्यः'** (પ્ર.વિ.બ.વ.નું રૂપ થાય. **'ऊधस्वतीः'** આર્ષ છે.) **'ऊधः'** એટલે ક્ષીરાશય (આઉ)વાળી, મોટાં ક્ષીરાશયવાળી ગાયો– એમ અર્થ છે. **'सिषिचुः'** સિંચન કરતી હતી. ॥ ૪॥

નદીઓ, સમુદ્રો, પર્વતો, વનસ્પતિ સહિત લતાઓ, સર્વ ઔષધીઓ ઋતુ પ્રમાણે તેમને યથેચ્છ ફળ આપતી. ॥ ૫ ॥

**'अन्वृतु'** પ્રત્યેક ઋતુ પ્રમાણે ॥ ૫॥

અજાતશત્રુ મહારાજ યુધિષ્ઠિર રાજા હતા, ત્યારે પ્રાણીઓમાં આધિદૈવિક, આધિભૌતિક, આધ્યાત્મિક કારણોવાળા આધિ, વ્યાધિ, ક્લેશો ક્યારેય થતાં ન હતાં. ॥ ૬ ॥

**'आधयः'** માનસિક ક્લેશો, **'व्याधयः'** રોગો, **'क्लेशाः'** ઠંડી, ગરમી વગેરેથી થતા ક્લેશો, **'दैवम्'** આધિદૈવિક (અનાવૃષ્ટિ, ધરતીકંપ વગેરે), **'भूतानि'** આધિભૌતિક (ગાંડપણ વગેરે) અને **'आत्मा'** આધ્યાત્મિક (લોભ વગેરે) કારણો જેનાં છે, તેવા (ક્લેશો) પ્રાણીઓને થતા ન હતા. ॥ ૬ ॥

इदानीं द्वारकागमनं निरूपयितुमाह—**उषित्वेति।**

**उषित्वा हास्तिनपुरे मासान्कतिपयान्हरिः।**
**सुहृदां च विशोकाय स्वसुश्च प्रियकाम्यया॥ ७**

**आमन्त्र्य चाभ्यनुज्ञातः परिष्वज्याभिवाद्य तम्।**
**आरुरोह रथं कैश्चित्परिष्वक्तोऽभिवादितः॥ ८**

स्वसुः सुभद्रायाः॥ ७॥

तं युधिष्ठिरम्॥ ८॥

**सुभद्रा द्रौपदी कुन्ती विराटतनया तथा।**
**गान्धारी धृतराष्ट्रश्च युयुत्सुर्गौतमो यमौ॥ ९**

**वृकोदरश्च धौम्यश्च स्त्रियो मत्स्यसुतादयः।**
**न सेहिरे विमुह्यन्तो विरहं शार्ङ्गधन्वनः॥ १०**

युयुत्सुर्धृतराष्ट्राद्वैश्यायां जातः। गौतमः कृपः। यमौ नकुलसहदेवौ॥ ९॥

अन्याश्च स्त्रियः। मत्स्यसुता उत्तरा। तस्याः पुनर्ग्रहणं गर्भरक्षककृष्णविरहे मोहाधिक्यात्। यद्वा मत्स्यसुता सत्यवती॥ १०॥

तेषां कृष्णविरहासहनं कैमुत्यन्यायेनाह—**सत्सङ्गादिति** द्वाभ्याम्।

**सत्सङ्गान्मुक्तदुःसङ्गो हातुं नोत्सहते बुधः।**
**कीर्त्यमानं यशो यस्य सकृदाकर्ण्य रोचनम्॥ ११**

**तस्मिन्न्यस्तधियः पार्थाः सहेरन्विरहं कथम्।**
**दर्शनस्पर्शसँल्लापशयनासनभोजनैः॥ १२**

હવે દ્વારકાગમનનું નિરૂપણ કરવા માટે કહે છે— **'उषित्वा इति।'**

સંબંધીઓને શોકરહિત કરવા તથા બહેન (સુભદ્રા)નું પ્રિય કરવા કેટલાક મહિના હસ્તિનાપુરમાં રહીને તથા (યુધિષ્ઠિરની પાસે દ્વારકા જવાની) અનુજ્ઞા લઈને અનુજ્ઞા પ્રાપ્ત કરેલા તથા કેટલાક દ્વારા આલિંગન અને અભિવાદન કરાતા ભગવાન શ્રીહરિ તેમને (યુધિષ્ઠિરને) ભેટીને અને અભિવાદન કરીને રથ ઉપર ચડ્યા. ॥ ૭ ॥ ૮ ॥

**'स्वसुः'** બહેન સુભદ્રાનું ॥ ૭ ॥

**'तम्'** તે યુધિષ્ઠિરને ॥ ૮ ॥

સુભદ્રા, દ્રૌપદી, કુંતી, વિરાટપુત્રી ઉત્તરા, ગાંધારી, ધૃતરાષ્ટ્ર, યુયુત્સુ, કૃપાચાર્ય, નકુલ, સહદેવ, ભીમસેન, ધૌમ્યઋષિ તથા સત્યવતી વગેરે સ્ત્રીઓ અત્યંત મોહને કારણે શાર્ઙ્ગધનુષધારી ભગવાન શ્રીકૃષ્ણનો વિરહ ન સહી શક્યાં. ॥ ૯-૧૦॥

**'युयुत्सुः'** ધૃતરાષ્ટ્રથી વણિક સ્ત્રીમાં ઉત્પન્ન થયેલ (પુત્ર), **'गौतमः'** કૃપાચાર્ય, **'यमौ'** નકુલ, સહદેવ ॥ ૯॥

તથા અન્ય સ્ત્રીઓ– **'मत्स्यसुता'** ઉત્તરા. તેનું નામ ફરીથી ગણાવ્યું છે, કારણ કે ગર્ભરક્ષક શ્રીકૃષ્ણના વિરહમાં તે અત્યંત મોહને કારણે ગ્રસ્ત થઈ ગઈ. અથવા મત્સ્યસુતા એટલે સત્યવતી ॥ ૧૦॥

તેમનો અસહ્ય કૃષ્ણવિરહ કૈમુત્ય ન્યાયથી બે શ્લોકો દ્વારા કહે છે— **'सत्संगात् इति।'**

(યશશ્રવણરૂપ) સત્સંગને કારણે દુઃસંગથી મુક્ત થયેલો વિદ્વાન મનુષ્ય સજ્જનો વડે ગવાતા જેમના મનોહર યશને એકવાર પણ સાંભળીને છોડી શકતો નથી, ॥ ૧૧॥

તો પછી જેમણે દર્શન, સ્પર્શ, સંવાદ, શયન, આસન, ભોજન વડે તેમનામાં (ભગવાનમાં) જ બુદ્ધિ જોડી દીધી છે, તે પાંડવો તેમનો વિરહ કેવી રીતે સહન કરે? ॥ ૧૨ ॥

सतां सङ्गाद्धेतोर्मुक्तः पुत्रादिविषयो दुःसङ्गो येन सः। सद्भिः कीर्त्यमानं रुचिकरं यस्य यशः सकृदप्याकर्ण्य सत्सङ्गं त्यक्तुं न शक्नोति॥ ११ ॥

दर्शनादिभिस्तस्मिन् श्रीकृष्णे न्यस्ता अध्यस्ता धीर्येषां ते॥ १२॥

**सर्वे तेऽनिमिषैरक्षैस्तमनुद्रुतचेतसः।**
**वीक्षन्तः स्नेहसम्बद्धा विचेलुस्तत्र तत्र ह॥ १३**

अत एवानिमिषैर्नेत्रैस्तमेव वीक्षमाणास्तत्र तत्रार्हणानयनाद्यर्थं चलन्ति स्म। यतः स्नेहेन सम्यग्बद्धाः। अत एव तमनुद्रुतानि गतानि चेतांसि येषां ते॥ १३ ॥

**न्यरुन्धन्नुद्गलद्बाष्पमौत्कण्ठ्याद्देवकीसुते।**
**निर्यात्यगारान्नोऽभद्रमिति स्याद्बान्धवस्त्रियः॥ १४**

अगारान्निर्याति निर्गच्छति सति। औत्कण्ठ्यादासक्त्यतिशयाद्धेतोरुद्गलत् स्रवद्-बाष्पमश्रु न्यरुन्धन्नेत्रेष्वेव स्तम्भितवत्यः। तत्र हेतुः—अभद्रं नो स्यादमङ्गलं मा भूदित्येतदर्थम् ॥ १४ ॥

**मृदङ्गशङ्खभेर्यश्च वीणापणवगोमुखाः।**
**धुन्धुर्यानकघण्टाद्या नेदुर्दुन्दुभयस्तथा॥ १५**

मृदङ्गादयो दश वाद्यभेदाः॥ १५ ॥

**प्रासादशिखरारूढाः कुरुनार्यो दिदृक्षया।**
**ववृषुः कुसुमैः कृष्णे प्रेमव्रीडास्मितेक्षणाः॥ १६**

સજ્જનોના સંગને કારણે જેનો પુત્રાદિ વિષયનો દુઃસંગ છૂટી ગયો છે, તે મનુષ્ય સજ્જનો દ્વારા ગવાતો જેનો મનોહર યશ એકવાર પણ સાંભળીને સત્સંગ છોડવા માટે સમર્થ થતો નથી. ॥ ૧૧ ॥

દર્શન વગેરે દ્વારા **'तस्मिन्'** તે શ્રીકૃષ્ણ ભગવાનમાં જ **'न्यस्ता'** સમર્પિત છે બુદ્ધિ જેમની તે (પાંડવો) ॥ ૧૨॥

(આથી ભગવાન શ્રીકૃષ્ણની) પાછળ જેમનું મન જતું રહ્યું છે તેવા, સ્નેહથી સુસમ્બદ્ધ એવા તે સર્વે અનિમેષ નેત્રોથી તેમને જ જોતાં જોતાં જ્યાં ભગવાન જતા હતા ત્યાં જતા હતા. ॥ ૧૩॥

આથી જ અનિમેષ નેત્રો વડે તેમને જ જોતા ભેટ લાવવા વગેરે માટે જેમનાં નેત્રોમાં ભગવાન વસી ગયા હતા, તેવા તેઓ જ્યાં ભગવાન જતા હતા ત્યાં જતા હતા, કારણ કે સ્નેહથી સારી રીતે બંધાયેલા હતા; આથી જ તેમની **'अनुद्रुतानि'** પાછળ ગયાં છે ચિત્ત જેમનાં તેવા (સર્વે) ॥ ૧૩॥

દેવકીપુત્ર શ્રીકૃષ્ણ આવાસમાંથી નીકળ્યા ત્યારે સંબંધીઓની સ્ત્રીઓ અતિશય આસક્તિને કારણે (આંખમાંથી) સરી જતા અશ્રુઓને, અમંગળ ન થાય તે માટે ખાળતી હતી. ॥ ૧૪॥

જ્યારે આવાસમાંથી **'निर्याति'** નીકળતા હતા ત્યારે **'औत्कंठ्यात्'** અતિશય આસક્તિને કારણે **'उद्गलत्'** સરી જતાં આંસુ **'न्यरुन्धन्'** નેત્રોમાં જ થંભાવી દીધાં. તે માટેનું કારણ– **'अभद्रं नो स्यात्'** અમંગળ ન થાય એ માટે ॥ ૧૪॥

તે વખતે મૃદંગો, શંખો, ભેરીઓ, વીણાઓ, ઢોલ, રણશિંગાં, ઝાલરો, ઢોલકીઓ, ઘંટડીઓ વગેરે અને નગારાં વાગ્યાં. ॥ ૧૫ ॥

મૃદંગ વગેરે દસ પ્રકારનાં વાદ્યો ॥ ૧૫॥

કુરુદેશની મહિલાઓ શ્રીકૃષ્ણ ભગવાનનાં દર્શન કરવાની ઈચ્છાથી મહેલોની અટારીઓ ઉપર ચઢી ગઈ અને પ્રેમ, લજ્જાસહિત મંદ હાસ્યયુક્ત નજરે (ભગવાન ઉપર) પુષ્પવૃષ્ટિ કરવા લાગી. ॥ ૧૬ ॥

प्रेमव्रीडास्मितपूर्वकमीक्षणं यासां ताः ॥ १६ ॥

प्रेम, લજ્જા, સ્મિતપૂર્વકનું નિરીક્ષણ છે જેમનું તે (સ્ત્રીઓ) ॥ ૧૬॥

**सितातपत्रं जग्राह मुक्तादामविभूषितम्।**
**रत्नदण्डं गुडाकेशः प्रियः प्रियतमस्य ह॥ १७**

પ્રિયતમ શ્રીકૃષ્ણને પ્રિય એવા અર્જુને મોતીની માળાઓથી શોભતું, રત્નના દંડવાળું શ્વેત છત્ર ગ્રહણ કર્યું. ॥ ૧૭ ॥

गुडाका निद्रा तस्या ईशो जितनिद्रोऽर्जुनः ॥ १७ ॥

**'गुडाका'** નિદ્રા, તેનો **'ईशः'** સ્વામી, નિદ્રાને જીતનાર અર્જુન ॥ ૧૭ ॥

**उद्धवः सात्यकिश्चैव व्यजने परमाद्भुते।**
**विकीर्यमाणः कुसुमै रेजे मधुपतिः पथि॥ १८**

ઉદ્ધવ અને સાત્યકિએ અતિ અદ્ભુત ચામરો ગ્રહણ કર્યાં. માર્ગમાં પુષ્પોથી વધાવાતા મધુપતિ ભગવાન શ્રીકૃષ્ણ શોભતા હતા. ॥ ૧૮॥

व्यजने चामरे जगृहतुः। मधुपतिः श्रीकृष्णः ॥ १८ ॥

**'व्यजने'** બે ચામરો ગ્રહણ કર્યાં– **'मधुपतिः'** શ્રીકૃષ્ણ ભગવાન ॥ ૧૮ ॥

**अश्रूयन्ताशिषः सत्यास्तत्र तत्र द्विजेरिताः।**
**नानुरूपानुरूपाश्च निर्गुणस्य गुणात्मनः॥ १९**

અનેક સ્થળેથી બ્રાહ્મણોએ ઉચ્ચારેલા સત્ય આશીર્વાદો સંભળાવા લાગ્યા; તે સગુણ સ્વરૂપ માટે યોગ્ય જ છે, પરંતુ નિર્ગુણ સ્વરૂપ માટે યોગ્ય નથી. ॥ ૧૯ ॥

सत्याः श्रीकृष्णे तासामव्यभिचारात्, किंतु नानुरूपाश्चानुरूपाश्च। निर्गुणस्य परमानन्दस्य सुखी भवेत्यादयो नानुरूपा गुणात्मनो मानुष्य–नाट्यावतारेऽनुरूपाश्चेत्यर्थः। सन्धिरार्षः ॥ १९ ॥

શ્રીકૃષ્ણ ભગવાનના વિષયમાં તે આશીર્વાદો સત્ય છે, તેમાં અસંગતિ નથી, પરંતુ તે આશીર્વાદો યોગ્ય પણ છે અને અયોગ્ય પણ છે. ભગવાનના નિર્ગુણ પરમાનંદ સ્વરૂપને માટે 'સુખી થાઓ' વગેરે આશીર્વચનો યોગ્ય નથી, પરંતુ માનુષી લીલા કરવા માટે ધારણ કરેલા ગુણાત્મક અવતાર માટે યોગ્ય છે. **'नानुरूपानुरूपाश्च'** અહીં સંધિમાં આર્ષપ્રયોગ છે. **'न–अनुरूपाः–अनुरूपाश्च = नानुरूपा अनुरूपाश्च'** સંધિ થાય. ॥ ૧૯ ॥

**अन्योन्यमासीत्संजल्प उत्तमश्लोकचेतसाम्।**
**कौरवेन्द्रपुरस्त्रीणां सर्वश्रुतिमनोहरः॥ २०**

ઉત્તમશ્લોક ભગવાનમાં મનવાળી હસ્તિનાપુરની સ્ત્રીઓ પરસ્પર સર્વને કર્ણપ્રિય લાગે તેવો વાર્તાલાપ કરી રહી હતી. ॥ ૨૦ ॥

सर्वासां श्रुतीनां मनोहरः। उपनिषदोऽपि मूर्तिमत्यः सत्यस्तं संजल्पमभ्यनन्दन्नित्यर्थः ॥ २० ॥

સર્વ જનોની શ્રવણેન્દ્રિય માટે મનોહર ઉપનિષદો પણ મૂર્તિમાન થઈ તે વાર્તાલાપને અભિનંદન આપતાં હતાં. ॥ ૨૦ ॥

तत्र तेजःसौन्दर्याद्यतिशयेन विस्मिताभ्यः सखीभ्योऽन्याः स्त्रियः कथयन्ति। नात्र विस्मयः कार्यः, साक्षादीश्वरत्वादस्येति। **स वा इति** चतुर्भिः।

**स वै किलायं पुरुषः पुरातनो**
**य एक आसीदविशेष आत्मनि।**
**अग्रे गुणेभ्यो जगदात्मनीश्वरे**
**निमीलितात्मन्निशि सुप्तशक्तिषु॥ २१**

वै स्मरणे। किलेति प्रसिद्ध्या प्रमाणद्योतकम्। य एक एवाद्वितीयः पुरुष आसीत्स एवायं श्रीकृष्णः।

कुत्रासीत्। अविशेषे आत्मनि निष्प्रपञ्चे निजस्वरूपे। कदा अग्रे गुणेभ्यो गुणक्षोभात्पूर्वम्। तथा निशि प्रलये च। तस्य लक्षणम्। जगतामात्मनि जीवे। निमीलितात्मनि। निमीलितात्मन्निति लुप्तसप्तम्यन्तं पदम्। जातावेकवचनम्। ईश्वरे लीनरूपेषु जीवेषु सत्स्वित्यर्थः।

ननु जीवानां ब्रह्मत्वात्कथं लयस्तत्राह।

सुप्तासु शक्तिषु सतीषु। जीवोपाधिभूतसत्त्वादिशक्तिलय एव जीवलय इत्यर्थः॥ २१॥

तदेवं सृष्टेरादौ प्रलयानन्तरं च निष्प्रपञ्चावस्थानमुक्त्वा सृष्टिप्रलययोर्मध्ये सप्रपञ्चावस्थानमाहुः।

તે વખતે (ભગવાનનાં) તેજ, સૌંદર્ય વગેરેથી અત્યંત વિસ્મિત થયેલી સખીઓને અન્ય સ્ત્રીઓ કહે છે કે, આ તો સાક્ષાત્ ઈશ્વર હોવાથી આમાં વિસ્મય કરવા જેવું નથી; **'स वै इति।'** એ ચાર શ્લોકો દ્વારા.

સત્ત્વાદિ ગુણોના ક્ષોભ પહેલાં (સૃષ્ટિની ઉત્પત્તિ સમયે) તથા પ્રલયકાળમાં, જીવની ઉપાધિરૂપ સત્ત્વાદિ ગુણોની શક્તિઓ જ્યારે જગતના આત્મારૂપ જીવમાં અર્થાત્ ઈશ્વરમાં લય પામે છે, ત્યારે પોતાના નિષ્પ્રપંચ (સત્ત્વાદિ ગુણવિશેષથી રહિત) સ્વરૂપમાં જે એકલા જ સ્થિત રહે છે, તે જ અદ્વિતીય પુરાણપુરુષ આ શ્રીકૃષ્ણ ભગવાન છે. ॥ ૨૧॥

**'वै'** (વ્યાસજી વગેરેના મુખેથી શ્રવણ કરેલાનું) સ્મરણ કરે છે. **'किल'** એ શબ્દ (વેદ વગેરેમાં) પ્રસિદ્ધ હોવાથી પ્રમાણ દર્શાવે છે. જે એક જ અદ્વિતીય પુરુષ છે, તે જ આ શ્રીકૃષ્ણ છે.

ક્યાં રહેલા છે? **'अविशेषे आत्मनि** નિષ્પ્રપંચ (સત્ત્વાદિગુણવિશેષરહિત) પોતાના સ્વરૂપમાં (સ્થિત છે). ક્યારે? **'अग्रे गुणेभ्यः'** ગુણોના ક્ષોભ પહેલાં તેમ જ **'निशि'** પ્રલયકાળમાં પણ. તે ભગવાનનું લક્ષણ બતાવે છે– **'जगताम् आत्मनि'** જગતના આત્મારૂપ જીવમાં **'निमीलितात्मनि'** (હોવું જોઈએ), તેને બદલે **'निमीलितात्मन्'** છે. સપ્તમી દર્શાવતા અંત ભાગના **( इ**નો **)** લોપ થયેલું પદ છે. **'जातौ'** એકવચન દર્શાવે છે. જીવો જ્યારે ઈશ્વરમાં લીન થાય છે ત્યારે, એમ અર્થ છે.

શંકા કરે છે કે, જીવો બ્રહ્મરૂપ છે તો તેમનો લય કેવી રીતે? તે માટે કહે છે—

**'सुप्तासु शक्तिषु सतीषु'** શક્તિઓ લય પામે ત્યારે, જીવની ઉપાધિરૂપ સત્ત્વાદિ ગુણોથી શક્તિઓનો લય, એ જ જીવોનો લય, એમ અર્થ છે. ॥ ૨૧॥

આમ, હોવાથી સૃષ્ટિની ઉત્પત્તિ પહેલાં અને પ્રલય પછી પણ નિષ્પ્રપંચ (સ્વરૂપમાં) સ્થિતિ કહીને (હસ્તિનાપુરની સ્ત્રીઓ) સૃષ્ટિ અને પ્રલયની મધ્યમાં પ્રપંચ સહિતની સ્થિતિ કહે છે.

**स एव भूयो निजवीर्यचोदितां**
**स्वजीवमायां प्रकृतिं सिसृक्षतीम्।**
**अनामरूपात्मनि रूपनामनी**
**विधित्समानोऽनुससार शास्त्रकृत्॥ २२**

વેદશાસ્ત્રના કર્તા, તે જ આ (પરમાત્મા) નામરૂપરહિત એવા જીવાત્મા વિષે નામરૂપ કરવા ઈચ્છીને પોતાની કાળશક્તિની પ્રેરણા પામેલી, પોતાના અંશરૂપ જીવોને મોહ ઉપજાવનારી અને સૃષ્ટિરચનાને ઈચ્છતી પ્રકૃતિ (માયા)ના પુનઃ અધિષ્ઠાતા બન્યા હતા. ॥ ૨૨॥

स एवाप्रच्युतस्वरूपस्थितिरेव प्रकृतिमनुससाराधिष्ठितवान्। भूयः पुनः। सृष्टिप्रवाहस्यानादित्वात्। कीदृशीम्। निजवीर्यचोदितां स्वकालशक्तिप्रेरिताम्। स्वांशभूतानां जीवानां मायां मोहिनीम्। अत एव सिसृक्षतीं स्त्रष्टुमिच्छन्तीम्। किमर्थमनुससार। अनामरूपे आत्मनि जीवे रूपनामनी विधातुमिच्छन्। उपाधिसृष्ट्या जीवानां भोगायेत्यर्थः। कर्माणि च विधातुं वेदान्कृतवानित्याहुः—शास्त्रकृदिति॥ २२॥

તે જ નિર્વિકાર સ્વરૂપમાં જ સ્થિત (પરમાત્મા) પ્રકૃતિના '**अनुससार**' નિયામક બન્યા. '**भूयः**' ફરીથી, સૃષ્ટિનો પ્રવાહ અનાદિ હોવાથી (વારંવાર સૃષ્ટિ રચાય છે). કેવી? '**निजवीर्यचोदिताम्**' પોતાની કાળશક્તિની પ્રેરણા પામેલી, પોતાના અંશરૂપ જીવોને '**मायाम्**' મોહ ઉપજાવનારી, આથી જ '**सिसृक्षतीम्**' સર્જન કરવા ઈચ્છતી પ્રકૃતિના અધિષ્ઠાતા શા માટે બન્યા? '**अनामरूपात्मनि**' નામરૂપરહિત એવા જીવાત્મા વિષે નામરૂપ '**विधित्समानः**' કરવા ઈચ્છતા (એવા ભગવાન) જીવોના ભોગ માટે (નામરૂપની) ઉપાધિની રચના દ્વારા (અધિષ્ઠાતા બન્યા), એમ અર્થ છે; તથા કર્મોનું વિધાન કરવા માટે વેદોની રચના કરી એમ '**शास्त्रकृत् इति।**' પદથી કહે છે. ॥ ૨૨॥

अस्य दर्शनमतिदुर्लभमस्माभिर्लब्धमित्याहुः।

આ ભગવાનનાં અતિદુર્લભ દર્શન આપણને પ્રાપ્ત થયાં છે, એમ કહે છે.

**स वा अयं यत्पदमत्र सूरयो**
**जितेन्द्रिया निर्जितमातरिश्वनः।**
**पश्यन्ति भक्त्युत्कलितामलात्मना**
**नन्वेष सत्त्वं परिमार्ष्टुमर्हति॥ २३**

આ સંસારમાં જિતેન્દ્રિય, જિતશ્વાસ યોગીજનો ભક્તિથી ઉત્કંઠિત થયેલી અમલ બુદ્ધિ વડે જેના સ્વરૂપનો સાક્ષાત્કાર કરે છે, તે જ આ (શ્રીકૃષ્ણ) બુદ્ધિને શુદ્ધ કરવા માટે સમર્થ છે. ॥ ૨૩ ॥

स वै अयम्। यस्य पदं स्वरूपमङ्घ्रिं वा। निर्जितो मातरिश्वा प्राणो यैः। ह्रस्वत्वमार्षम्। ते सूरय एव पश्यन्ति। केन। भक्त्या उत्कलित उत्कण्ठितोऽमलो य आत्मा बुद्धिस्तेन।

આ તે જ (શ્રીકૃષ્ણ) છે. જેમના '**पदम्**' સ્વરૂપને અથવા ચરણને– જીતી લેવામાં આવ્યા છે '**मातरिश्वा**' પ્રાણ જેમના દ્વારા. '**मातरिश्वनः**' માં '**श्व**' હ્રસ્વ છે તે આર્ષ છે. '**मातरिश्वानः**' હોવું જોઈએ. તેવા જ્ઞાનીઓ જ સાક્ષાત્કાર કરે છે. શેનાથી? ભક્તિથી '**उत्कलितः**' ઉત્કંઠિત થયેલી જે નિર્મળ '**आत्मा**' બુદ્ધિ છે તેનાથી.

'दृश्यते त्वग्र्या बुद्ध्या' इति श्रुतेः। बुद्धिवैमल्यस्याप्ययमेव हेतुरित्याहुः। ननु हे सखि, एष एव सत्त्वं बुद्धिं परिमार्ष्टुं सम्यक् शोधयितुमर्हति न तु योगादय इत्यर्थः।

"સૂક્ષ્મ બુદ્ધિ વડે જ દેખાય છે." (કઠ.ઉપ. ૧/૩/૧૨) એમ શ્રુતિ છે. બુદ્ધિની નિર્મળતાનું કારણ પણ આ (ભગવાન) જ છે, એમ કહે છે. શંકા કરે છે કે, હે સખી! આ ભગવાન જ **'सत्त्वम्'** બુદ્ધિને **'परिमार्ष्टुम्'** સારી રીતે શુદ્ધ કરવા માટે સમર્થ છે, પરંતુ યોગ વગેરેથી બુદ્ધિ શુદ્ધ થતી નથી, એમ અર્થ છે.

यद्वा नु अहो एष सत्त्वं ज्ञानं परिमार्ष्टुं नाशयितुं दूरगमनेनाप्रत्यक्षीभवितुं नार्हति,

અથવા અરે! આ ભગવાન **'सत्त्वम्'** જ્ઞાનનો **'परिमार्ष्टुम्'** નાશ કરવા માટે (આપણને અત્યારે થયેલા પ્રત્યક્ષ) પોતે દૂર જતા રહીને અપ્રત્યક્ષ (આપણી આંખોથી દૂર) થઈ જાય તે યોગ્ય નથી.

किंत्वनेन सहैव गन्तव्यमित्यर्थः॥ २३॥

તો પછી આપણે પણ આમની સાથે જ જવું જોઈએ, એમ અર્થ છે. ॥ ૨૩॥

पुण्यश्लोकतामाहुः।

ભગવાનની પુણ્યમયી કીર્તિ વિષે કહે છે.

**स वा अयं सख्यनुगीतसत्कथो**
**वेदेषु गुह्येषु च गुह्यवादिभिः।**
**य एक ईशो जगदात्मलीलया**
**सृजत्यवत्यत्ति न तत्र सज्जते॥ २४**

હે સખીઓ! વેદોમાં અને અન્ય ગોપનીય શાસ્ત્રોમાં ઉપનિષદ્‌વિચારકુશળ વિદ્વાનો દ્વારા જેમની સુંદર લીલાઓ ગાવામાં આવી છે તથા જે એક જ ઈશ્વર પોતાની લીલા વડે આ જગતને સર્જે છે, રક્ષે છે અને સંહારે છે, છતાં તેમાં આસક્ત થતા નથી, તે જ આ શ્રીકૃષ્ણ છે. ॥ ૨૪॥

हे सखि, यो वेदेषु रहस्यागमेषु च रहस्यनिरूपकैरनुगीतसत्कथः। अनुगीताः सत्यः कथा यस्य स एवायम्। गानप्रकारमाहुः— य एक ईश इत्यादि॥ २४॥

હે સખી! **'यः'** વેદોમાં, ગોપનીય શાસ્ત્રોમાં તથા ઉપનિષદ્વિચારકુશળ વિદ્વાનો દ્વારા **'अनुगीतसत्कथः'** ગાવામાં આવી છે સુંદર લીલાઓ જેમની તે જ આ ભગવાન છે. લીલાના ગાનનો પ્રકાર કહે છે— જે એક જ ઈશ્વર છે વગેરે ॥ ૨૪॥

एवंभूतस्य नानावतारे कारणमाहुः— **यदा हीति।**

આવા ભગવાનના અનેક અવતારો (થવા) માટેનું કારણ કહે છે— **'यदा हि इति।'**

**यदा ह्यधर्मेण तमोधियो नृपा**
**जीवन्ति तत्रैष हि सत्त्वतः किल।**
**धत्ते भगं सत्यमृतं दयां यशो**
**भवाय रूपाणि दधद्युगे युगे॥ २५**

જ્યારે રાજાઓ તમોગુણી બુદ્ધિવાળા થઈ કેવળ અધર્મથી જીવે છે, ત્યારે આ (ભગવાન જગતનું) રક્ષણ કરવા યુગે યુગે શુદ્ધ સત્ત્વગુણની સહાયથી જુદાં જુદાં સ્વરૂપો ધારણ કરે છે. જગતના પાલન માટે ઐશ્વર્ય, સત્યપ્રતિજ્ઞત્વ, યથાર્થ ઉપદેશ, કૃપા અને યશ ધારણ કરે છે. ॥ ૨૫ ॥

तमोव्याप्ता धीर्येषां ते नृपा यदाऽधर्मेण जीवन्ति केवलं प्राणान्पुष्णन्ति तत्र तदैष एव भवाय स्थित्यै सत्त्वतो विशुद्धसत्त्वेन रूपाणि दधद्धगादीनि धत्ते प्रकटयति। युगे युगे तत्तदवसरे। भगमैश्वर्यम्। सत्यं सत्यप्रतिज्ञत्वम्। ऋतं यथार्थोपदेशकत्वम्। दयां भक्तकृपाम्। यशोऽद्भुतकर्मत्वम्॥ २५ ॥

विशेषतः श्रीकृष्णावतारसौभाग्यं वर्णयन्ति—**अहो इति** पञ्चभिः।

**अहो अलं श्लाघ्यतमं यदोः कुल-**
**महो अलं पुण्यतमं मधोर्वनम्।**
**यदेष पुंसामृषभः श्रियः प्रियः**
**स्वजन्मना चङ्क्रमणेन चाञ्चति॥ २६**

यद्यस्मादेष पुरुषोत्तमः श्रियः पतिः स्वजन्मना यदोः कुलमञ्चति पूजयति सत्करोति। अतः श्लाघ्यतमं तत्। चङ्क्रमणेन च मधोर्वनं मथुरां सत्करोत्यतस्तत्पुण्यतममिति। तमबर्थस्याप्यत्यन्तातिशयेऽलमिति। तत्राप्याश्चर्ये अहो इत्युक्तम् ॥ २६ ॥

**अहो बत स्वर्यशसस्तिरस्करी**
**कुशस्थली पुण्ययशस्करी भुवः।**
**पश्यन्ति नित्यं यदनुग्रहेषितं**
**स्मितावलोकं स्वपतिं स्म यत्प्रजाः॥ २७**

द्वारकां श्लाघन्ते। अहो बताऽत्याश्चर्यम्। किं तत्। कुशस्थली द्वारका। स्वर्ग उत्कृष्ट इति यद्यशस्तस्य तिरस्करी परिभवकर्त्री। भुवश्च पुण्ययशःकर्त्री भवति। यद्यतो यत्रत्याः सर्वाः प्रजाः। स्वानुग्रहेणेषितं प्रेषितम्। स्मितपूर्वको-

તમોગુણથી વ્યાપ્ત થઈ છે બુદ્ધિ જેમની તેવા રાજાઓ જ્યારે અધર્મપૂર્વક જીવે છે, કેવળ (પોતાના) પ્રાણોનું જ પોષણ કરે છે, **'तत्र'** ત્યારે આ જ શ્રીકૃષ્ણ **'भवाय'** (જગતનું) રક્ષણ કરવા માટે **'सत्त्वतः'** વિશુદ્ધસત્ત્વ દ્વારા રૂપો ધારણ કરીને ઐશ્વર્ય વગેરે **'धत्ते'** પ્રકટ કરે છે. **'युगे युगे'** તે તે અવસરે **'भगम्'** ઐશ્વર્ય, **'सत्यम्'** સત્યપ્રતિજ્ઞત્વ, **'ऋतम्'** યથાર્થ ઉપદેશકત્વ, **'दयाम्'** ભક્તો ઉપર કૃપા, **'यशः'** અદ્‌ભુત કર્મોવાળા હોવું ॥ ૨૫॥

શ્રીકૃષ્ણાવતારનું સૌભાગ્ય વિશેષરૂપે પાંચ શ્લોકો દ્વારા વર્ણવે છે— **'अहो इति।'**

અહો! આ યદુવંશ અને મધુવન પરમ પ્રશંસનીય અને અત્યંત પવિત્ર છે કે જેમને આ લક્ષ્મીપતિ શ્રીપુરુષોત્તમ ભગવાને જન્મ ધારણ કરીને તથા વિહાર કરીને સન્માનિત કર્યાં છે. ॥ ૨૬॥

**'यद्'** જેનાથી, આ લક્ષ્મીપતિ પુરુષોત્તમ ભગવાન પોતાના જન્મથી યદુકુળનું **'अञ्चति'** બહુમાન કરે છે, તેને સન્માનિત કરે છે, આથી તે કુળ પરમ પ્રશંસનીય છે. વિહાર કરીને **'मधोर्वनम्'** મથુરાનું સન્માન કર્યું છે, આથી તે પરમ પવિત્ર છે. **'तमप्'** નો અર્થ પણ અત્યંત છે અને અતિશયમાં **'अलम्'** અર્થ છે. તેમાં પણ આશ્ચર્યથી 'અહો!' એમ કહ્યું છે. ॥ ૨૬॥

અહો! આશ્ચર્યની વાત છે કે દ્વારકા સ્વર્ગના યશનો તિરસ્કાર કરનારી અને ભૂમિને પવિત્ર યશ આપનારી (બની છે)! કારણ કે ત્યાંની પ્રજા નિત્ય પોતાના પતિ, પોતાની ઉપર મંદહાસ્યયુક્ત કૃપાદૃષ્ટિવાળા ભગવાનને નિહાળે છે. ॥ ૨૭ ॥

દ્વારકાની પ્રશંસા કરે છે. **'अहो बत'** કહીને આશ્ચર્ય વ્યક્ત કરે છે. તે કયું આશ્ચર્ય? **'कुशस्थली'** દ્વારકા— ઉત્કૃષ્ટ એવું જે સ્વર્ગ છે કે જેના યશને પણ **'तिरस्करी'** પાછો પાડી દેનારી અને ભૂમિને પવિત્ર યશવાળી બનાવનારી બની છે. **'यद्'** જેને કારણે દ્વારકાની સર્વ પ્રજાઓ પોતાની ઉપરના અનુગ્રહથી (૧) **'इषितम्'** પ્રેરાયેલા

ऽवलोको यस्य तम्। यद्वा अनुग्रहार्थमिषितमिष्टम्। 'अनुग्रहोषितम्' इति पाठे स्वानुग्रहार्थमुषितं कृतनिवासम्। ऐकपद्यपाठे त्वनुग्रहेणेषितं यत्स्मितं तत्पूर्वकोऽवलोको यस्य तम्। स्वस्यात्मनः पतिं श्रीकृष्णं न तु पित्रादिवद्देहमात्रपतिं नित्यं पश्यन्ति स्म। नैतत्स्वर्गेऽस्तीत्यर्थः ॥ २७ ॥

(ભગવાનને નિહાળે છે), મંદહાસ્યયુક્ત દૃષ્ટિ જેની છે તે, અથવા (૨) અનુગ્રહ માટે **'इषितम्'** (પ્રિય દ્વારા) અભિલષિત ભગવાનને, (૩) **'अनुग्रह उषितम्'** પાઠમાં પોતાની ઉપર અનુગ્રહ થાય તે માટે ત્યાં **'उषितम्'** નિવાસ કરનાર, (૪) એક પદના પાઠમાં **'अनुग्रहेण—इषितम्'** પોતાની ઉપરના અનુગ્રહથી મંદહાસ્યયુક્ત દૃષ્ટિ જેની છે તેવા દ્વારકાધીશને, પોતાના આત્માના પતિ શ્રીકૃષ્ણને, નહીં કે પિતા વગેરેની જેમ માત્ર દેહના પતિને નિત્ય નિહાળે છે. સ્વર્ગમાં આવું નથી, એમ અર્થ છે. ॥ ૨૭ ॥

**नूनं व्रतस्नानहुतादिनेश्वरः**
**समर्चितो ह्यस्य गृहीतपाणिभिः।**
**पिबन्ति याः सख्यधरामृतं मुहु-**
**र्व्रजस्त्रियः सम्मुमुहुर्यदाशयाः॥ २८**

હે સખી! (જે સ્ત્રીઓ દ્વારા) આ શ્રીકૃષ્ણનું પાણિગ્રહણ કરવામાં આવ્યું છે, તેમના દ્વારા (પૂર્વ જન્મોમાં) વ્રત, સ્નાન, હોમ વગેરેથી આ પરમેશ્વરની અવશ્ય સુંદર આરાધના કરવામાં આવી હશે, (કારણ કે) તેઓ તેમના અધરામૃતનું વારંવાર પાન કરે છે કે જે અધરામૃતમાં મનવાળી વ્રજાંગનાઓ સંમોહિત મનવાળી થઈ જતી હતી. (આનંદથી મૂર્છિત થઈ જતી હતી.) ॥૨૮॥

हे सखि। अस्य गृहीतपाणिभिः पत्नीभिरीश्वरोऽयमेव नूनं जन्मान्तरेषु समर्चितः। यस्मिन्नधरामृते आशयश्चित्तं यासां ताः सम्मोहं प्राप्ता इति मनोहरत्वमुक्तम्॥ २८॥

હે સખી! આ ભગવાનની **'गृहीतपाणिभिः'** પત્નીઓ દ્વારા આ પરમેશ્વરની **'नूनम्'** અવશ્ય અન્ય જન્મોમાં આરાધના થઈ હશે. જે અધરામૃતમાં જેમનાં **'आशयः'** મન છે, તેવી (ગોપિકાઓ) મનોહારિતા કહેવાઈ છે.॥ ૨૮॥

एतत्प्रपञ्चयन्ति—**या इति** द्वाभ्याम्।

(ઉપરના શ્લોકમાં ભગવાનની પત્નીઓનાં સૌભાગ્યનું વર્ણન કરીને તે કોણ છે) તે બે શ્લોકો દ્વારા સમજાવે છે— **'या इति।'**

**या वीर्यशुल्केन हृताः स्वयंवरे**
**प्रमथ्य चैद्यप्रमुखान् हि शुष्मिणः।**
**प्रद्युम्नसाम्बाम्बसुतादयोऽपरा**
**याश्चाहृता भौमवधे सहस्रशः॥ २९**

સ્વયંવરમાં શિશુપાલ વગેરે મહાબળવાન રાજાઓનો પરાજય કરી પોતાના પ્રભાવરૂપી મૂલ્ય આપીને હરી લાવવામાં આવેલી પ્રદ્યુમ્ન, સાંબ તથા અંબની માતાઓ (રુક્મિણી, જાંબવતી, નાગ્નજિતી) તેમ જ ભૌમાસુરનો વધ કરીને લવાયેલી હજારો ॥ ૨૯ ॥

**एताः परं स्त्रीत्वमपास्तपेशलं**
**निरस्तशौचं बत साधु कुर्वते।**
**यासां गृहात्पुष्करलोचनः पति-**
**र्न जात्वपैत्याहृतिभिर्हृदि स्पृशन्॥ ३०**

એવી આ સ્ત્રીઓએ સ્વાતંત્ર્ય અને પાવિત્ર્ય વિનાના સ્ત્રીત્વને પૂર્ણરૂપે સુશોભિત કરી દીધું. (સ્ત્રીજાતિને શ્રેષ્ઠ બનાવી દીધી.) જેમના ઘરમાંથી પતિ એવા આ કમળનયન ભગવાન શ્રીકૃષ્ણ (રાણીઓને) મધુર વાણીથી આનંદિત કરતા દૂર જતા નથી. ॥ ૩૦ ॥

वीर्यं प्रभाव एव शुल्कं मूल्यं तेन। शुष्मिणो बलिष्ठान्। प्रद्युम्नश्च साम्बश्च अम्बश्च सुता यासां रुक्मिणीजाम्बवतीनाग्नजितीनां ता आदिर्यासां सत्यभामादीनां ताः। याश्चापराः। अस्य श्लोक–स्योत्तरश्लोकेनान्वयः॥ २९ ॥

**'वीर्यम्'** પ્રભાવ જ **'शुल्कम्'** મૂલ્ય, તેના દ્વારા **'शुष्मिणः'** બલિષ્ઠ (રાજાઓ)– પ્રદ્યુમ્ન, સાંબ અને અંબ પુત્રો છે જેમના તે રુક્મિણી, જાંબવતી, નાગ્નજિતી સત્યભામા વગેરે તથા જે અન્ય રાણીઓ છે તે– આ શ્લોકનો પછીના શ્લોક (૩૦) સાથે સંબંધ છે. ॥ ૨૯॥

एताः स्त्रीत्वमेव परं केवलं साधु शोभनं कुर्वते। किंभूतम्। अपास्तं गतं पेशलं भद्रं स्वातन्त्र्यं यस्मात्तत्। निरस्तं शौचं शुचित्वं यस्मात्तथाभूतमपि। जातु कदाचिदपि नापैति न निर्गच्छति। आहृतिभिर्व्याहारैः। यद्वा पारिजातादि–प्रियवस्त्वाहरणैः। हृदि स्पृशन्नानन्दयन्॥ ३० ॥

આ સ્ત્રીઓએ સ્ત્રીત્વને **'परम्'** પૂર્ણરૂપે **'साधु'** સુશોભિત કરી દીધું. કેવા સ્ત્રીત્વને? **'अपास्तम्'** જતું રહ્યું છે **'पेशलम्'** સ્વાતંત્ર્ય અને **'शौचम्'** પાવિત્ર્ય જેમાંથી તેવું (સ્ત્રીત્વ). આમ હોવા છતાં પણ (સ્ત્રીત્વને સુશોભિત કર્યું.) (ભગવાન) ક્યારેય પણ **'न अपैति।'** દૂર જતા નથી. **'आहृतिभिः'** (મધુર) વાણીથી, અથવા પારિજાત વગેરે પ્રિય વસ્તુઓ લાવી આપીને, **'हृदि स्पृशन्'** આનંદિત કરતા ॥ ૩૦॥

**एवंविधा गदन्तीनां स गिरः पुरयोषिताम्।**
**निरीक्षणेनाभिनन्दन्सस्मितेन ययौ हरिः॥ ३१**

નગરની સ્ત્રીઓ આ પ્રકારની વાણી બોલતી હતી, ત્યારે સ્મિતપૂર્વક નિરીક્ષણથી અભિનંદન આપતા ભગવાન શ્રીહરિ વિદાય થયા. ॥ ૩૧॥

एवंविधा विचित्रा गिरः सस्मितेन निरीक्षणेनाभिनन्दन् स हरिर्ययौ॥ ३१ ॥

આ પ્રમાણે જાતજાતની વાતોનું સ્મિતપૂર્વક નિરીક્ષણ દ્વારા અભિનંદન કરતા તે શ્રીહરિ ગયા. ॥ ૩૧॥

**अजातशत्रुः पृतनां गोपीथाय मधुद्विषः।**
**परेभ्यः शङ्कितः स्नेहात्प्रायुङ्क्त चतुरङ्गिणीम्॥ ३२**

અજાતશત્રુ યુધિષ્ઠિરે શત્રુઓથી શંકિત થઈ મધુદ્વિષ ભગવાનનું રક્ષણ કરવા માટે સ્નેહને કારણે ચતુરંગિણી સેનાને સાથે મોકલી. ॥ ૩૨॥

मधुद्विषोऽपि गोपीथाय रक्षणाय स्नेहात्परेभ्यः शत्रुभ्यः शङ्कितः सन् प्रायुङ्क्त।

મધુદ્વિષ્ ભગવાનનું પણ **'गोपीथाय'** રક્ષણ કરવા માટે (!) સ્નેહને કારણે **'परेभ्यः'** શત્રુઓથી શંકિત થઈને મોકલી.

'हस्त्यश्वरथपादातं सेनाङ्गं स्याच्चतुर्विधम्' इत्येवं चतुरङ्गिणीम्। पृतनां सेनाम्॥ ३२ ॥

હાથી, ઘોડા, રથ અને પાયદળ, એ ચાર અંગવાળી ચતુરંગિણી સેના કહેવાય છે. **'पृतनाम्'** સેનાને ॥ ૩૨॥

**अथ दूरागताञ्छौरिः कौरवान्विरहातुरान्।**
**संनिवर्त्य दृढं स्निग्धान्प्रायात्स्वनगरीं प्रियैः॥ ३३**

પછી વિરહ(ના ભયથી) પીડિત, દૂર સુધી (વળાવવા) આવેલા, અત્યંત સ્નેહાળ કુરુવંશીઓને (પાંડવોને) શૌરિ શ્રીકૃષ્ણે પાછા વાળીને પ્રિયજનો સાથે પોતાની નગરી તરફ પ્રયાણ કર્યું. ॥ ૩૩॥

पाण्डोः कुरुवंशजत्वात् पाण्डवा अपि कौरवा एव तान् प्रियैरुद्धवादिभिः सह॥ ३३ ॥

પાંડુરાજા કુરુના વંશજ હોવાથી પાંડવો કૌરવો પણ છે જ તેમને. **'प्रियैः'** ઉદ્ધવજી વગેરે પ્રિયજનોની સાથે (ભગવાને પાછા વાળ્યા). ॥ ૩૩ ॥

**कुरुजाङ्गलपाञ्चालाञ्शूरसेनान्स यामुनान्।**
**ब्रह्मावर्तं कुरुक्षेत्रं मत्स्यान्सारस्वतानथ॥ ३४**

હે ભાર્ગવ! કુરુ, જાંગલ, પાંચાલ, શૂરસેન, યમુના કિનારે આવેલાં રાજ્યો, બ્રહ્માવર્ત, કુરુક્ષેત્ર, મત્સ્ય, સારસ્વત, ॥ ૩૪॥

**मरुधन्वमतिक्रम्य सौवीराभीरयोः परान्।**
**आनर्तान्भार्गवोपागाच्छ्रान्तवाहो मनाग्विभुः॥ ३५**

મરુદેશ, ધન્વદેશ, સૌવીરદેશ (સૌરાષ્ટ્ર), આભીર (આહિરોનો) દેશ, એ દેશોની પશ્ચિમે આવેલા આનર્તમાં જેમના અશ્વો જરા થાક્યા હતા તે ભગવાન પહોંચ્યા. ॥ ૩૫॥

कुरुक्षेत्रं कुरुदेशान्तरगतमेव। क्रमोऽत्र न विवक्षितः॥ ३४॥

**'कुरुक्षेत्रम्'** કુરુદેશથી અન્યત્ર ગયા એમ ક્રમ અહીં વિવક્ષિત નથી. ॥ ૩૪॥

मरुर्निरुदको देशः। धन्वोऽल्पोदकः। आनर्ताख्यो द्वारकादेशः। स विभुरुपागात्प्राप्तः। हे भार्गव। मनागीषत् श्रान्ता वाहा यस्य सः॥ ३५॥

**'मरुः'** નિર્જળ દેશ, **'धन्वः'** અલ્પજળવાળો દેશ, આનર્ત નામનો દ્વારકાનો પ્રદેશ, તે વિભુ ભગવાન **'उप-अगात्'** સમીપ પહોંચ્યા. હે ભાર્ગવ! **'मनाक्'** સહેજ થાકેલા ઘોડા જેના છે તે (ભગવાન) ॥ ૩૫॥

**तत्र तत्र ह तत्रत्यैर्हरिः प्रत्युद्यतार्हणः।**
**सायं भेजे दिशं पश्चाद्गविष्ठो गां गतस्तदा॥ ३६**

તે વખતે ત્યાંના લોકો દ્વારા અનેક સ્થળે જેમને ઉપહારોનું નિવેદન કરવામાં આવ્યું તેવા ભગવાન શ્રીહરિ સાયંકાળે પશ્ચિમ દિશામાં પહોંચ્યા, ત્યારે સૂર્ય અસ્ત પામ્યો હતો. ॥ ૩૬॥

तत्र तत्र देशे तत्रत्यैर्जनैः। प्रत्युद्यतानि निवेदितान्यर्हणान्युपायनानि यस्मै सः। सायमपराह्णे पश्चाद्दिशं पश्चिमां दिशं भेजे प्राप्तः। तदा च गविष्ठः स्वर्गस्थः सूर्यो गामुदकं गतः प्रविष्टोऽस्तं गत इत्यर्थः।

'अद्भ्यो वा एष प्रातरुदेत्यपः सायं प्रविशति' इति श्रुतेः।

અનેક દેશોમાં (જ્યાં જ્યાં ભગવાન પધાર્યા) ત્યાંના લોકોએ **'प्रत्युद्यतानि'** નિવેદન કર્યાં **'अर्हणानि'** ઉપહારો જેમને તે ભગવાન, **'सायम्'** સંધ્યાકાળે **'पश्चात्-दिशम्'** પશ્ચિમ દિશામાં પહોંચ્યા, ત્યારે સ્વર્ગમાં રહેલા **'गविष्ठः'** સૂર્યદેવ **'गाम्'** જળમાં પ્રવેશ્યા. અસ્ત પામ્યા, એમ અર્થ છે.

"જળમાંથી ખરેખર આ (સૂર્યનારાયણ) પ્રાતઃકાળે ઉદય પામે છે અને જળમાં સાંજે પ્રવેશે છે." એમ શ્રુતિ છે.

यद्वा तदा सायङ्काले जाते रथादवतीर्य गविष्ठो भूमौ स्थितस्ततो गां जलाशयं गतः सन् पश्चाद्दिशं सन्ध्यां भेजे। उपासितवानित्यर्थः॥ ३६॥

અથવા **'तदा'** ત્યારે સંધ્યાકાળ થતાં, રથમાંથી ઊતરીને **'गविष्ठः'** ભૂમિ પર આવીને પછી **'गाम्'** જળાશય તરફ જઈ પશ્ચિમ દિશામાં **'सन्ध्यां भेजे'** સંધ્યોપાસન કર્યું, એમ અર્થ છે. ॥ ૩૬ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां प्रथमस्कन्धे दशमोऽध्यायः॥ १०॥

इति श्रीमद्भागवते प्रथमस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां दशमोऽध्यायः॥ १०॥

❋❋❋❋❋

# अथैकादशोऽध्यायः

## દ્વારકામાં શ્રીકૃષ્ણનું રાજોચિત સ્વાગત

आनर्तैः स्तूयमानस्य पुरीं निर्विश्य बन्धुभिः।
एकादशे रतिः सम्यग्यादवेन्द्रस्य वर्ण्यते॥ १

અગિયારમા (અધ્યાય) માં બંધુઓ સાથે નગરીમાં પ્રવેશીને આનર્ત દેશના લોકો વડે સ્તુતિ કરાતા યાદવેન્દ્ર શ્રીકૃષ્ણના આનંદને વર્ણવવામાં આવે છે. ॥૧॥

उत्सवैरुच्चलत्पौरमुदञ्चद्ध्वजतोरणम् ।
उल्लसद्रत्नदीपालि स्वपुरं प्रभुराविशत्॥ २

ઉત્સવથી થનગનતા નગરવાસીઓવાળી, ઉપર ઊડતા ધ્વજ અને તોરણોવાળી અને રત્નોની દીપ-માલિકાથી દેદીપ્યમાન એવી પોતાની નગરીમાં પ્રભુ પ્રવેશ્યા. ॥ ૨॥

सूत उवाच

**आनर्तान्स उपव्रज्य स्वृद्धान् जनपदान्स्वकान्।**
**दध्मौ दरवरं तेषां विषादं शमयन्निव॥ १**

**સૂતજી બોલ્યા** – અતિશય સમૃદ્ધ એવા પોતાના આનર્ત દેશમાં આવી, ત્યાંના લોકોના વિષાદને શાંત કરતા હોય તેમ ભગવાને પોતાનો શ્રેષ્ઠ (પાંચજન્ય) શંખ વગાડ્યો. ॥ ૧॥

स्वृद्धान्समृद्धान्। दरवरं पाञ्चजन्यं शङ्खम्। दध्मौ वादितवान्॥ १ ॥

**'स्वृद्धान्'** સમૃદ્ધિશાળીને– **'दरवरम्'** પાંચજન્ય નામનો શ્રેષ્ઠ શંખ **'दध्मौ'** વગાડ્યો ॥ ૧॥

**स उच्चकाशे धवलोदरो दरो-**
**ऽप्युरुक्रमस्याधरशोणशोणिमा ।**
**दाध्मायमानः करकञ्जसम्पुटे**
**यथाऽब्जषण्डे कलहंस उत्स्वनः॥ २**

શ્વેત મધ્યભાગવાળો, ઉરુક્રમ ભગવાનના અધરોષ્ઠની રતાશથી રતૂમડો લાગતો અને ભગવાન દ્વારા મોટેથી વગાડાતો તે શંખ, બંને કરકમળોના સંપુટમાં, રાતાં કમળોના સમૂહમાં ઉચ્ચ સ્વરે શબ્દ કરતા રાજહંસની જેમ અત્યંત શોભતો હતો. ॥ ૨॥

स इति। दरः शङ्खो दाध्मायमानो भगवता आपूर्यमाण उच्चकाशेऽतिशयेन शुशुभे इत्यन्वयः। कथंभूतो दरः। धवलमुदरं यस्य सः। तथाप्युरुक्रमस्य कृष्णस्याधरस्य यः शोणगुणस्तेन शोणिमा यस्य सः। करकञ्जे करकमले तयोः सम्पुटे मध्ये वर्तमानः। कथमुच्चकाशे। अब्जषण्डे रक्तकमलसमूहे कलहंसो राजहंस उत्स्वन उच्चशब्दो यथा तद्वत्॥ २॥

**'सः इति।' 'दरः'** શંખ– **'दाध्मायमानः'** ભગવાન દ્વારા વગાડવામાં આવતો– **'उच्चकाशे'** અતિશય શોભતો હતો, એમ અન્વય છે. કેવો શંખ? શ્વેત ઉદર જેનું છે તે શંખ, તે પણ **'उरुक्रमस्य'** શ્રીકૃષ્ણના અધરની જે લાલાશ છે, તેનાથી લાલાશ છે જેની તેવો શંખ– **'करकञ्जे'** કરકમળમાં, તે બન્ને હાથની **'संपुटे'** મધ્યમાં રહેલો, કેવો શોભતો હતો? **'अब्जषण्डे'** લાલકમળોના સમૂહમાં **'कलहंसः'** રાજહંસ **'उत्स्वनः'** ઉચ્ચ શબ્દ કરનાર, **'यथा'** તેની જેમ ॥ ૨॥

**तमुपश्रुत्य निनदं जगद्भयभयावहम्।**
**प्रत्युद्ययुः प्रजाः सर्वा भर्तृदर्शनलालसाः॥ ३**

સંસારના ભયને ભયભીત કરનારા એ નાદને સાંભળીને સ્વામીનાં દર્શન માટે ઉત્સુક એવા સર્વ પ્રજાજનો ભગવાનની સામે ગયા. ॥ ૩ ॥

जगतो यद्भयं तस्य भयावहम्। प्रत्युद्ययुः प्रत्युज्जग्मुः। भर्तुर्दर्शने लालसौत्सुक्यं यासां ताः ॥ ३ ॥

સંસારનો જે ભય, તેને ભયભીત કરનારો (શંખનાદ); **'प्रत्युद्ययुः'** સામે ગયા. સ્વામીનાં દર્શન માટેની **'लालसा'**– ઉત્સુકતા જેમનામાં છે તેવી પ્રજાઓ ॥ ૩ ॥

**तत्रोपनीतबलयो रवेर्दीपमिवादृताः।**
**आत्मारामं पूर्णकामं निजलाभेन नित्यदा ॥ ४**

આત્મારામ અને સર્વદા નિજસ્વરૂપલાભથી પૂર્ણકામ ભગવાનને, સૂર્યનારાયણને દીપક (અર્પણ કરવામાં આવે) તેમ, પ્રજાજનોએ આદરપૂર્વક ઉપહારો સમર્પિત કર્યા. ॥ ૪ ॥

**प्रीत्युत्फुल्लमुखाः प्रोचुर्हर्षगद्गदया गिरा।**
**पितरं सर्वसुहृदमवितारमिवार्भकाः ॥ ५**

બાળકો જેમ પિતાને કહે તેમ પ્રેમથી પ્રફુલ્લ થયેલા મુખવાળા (સર્વ પ્રજાજનો) સર્વના સુહૃદ અને સંરક્ષક ભગવાનને હર્ષગદ્ગદ વાણીથી કહેવા લાગ્યા. ॥ ૫ ॥

तत्र तस्मिन् श्रीकृष्णे उपनीताः समर्पिता बलय उपायनानि याभिस्ताः। निरपेक्षेऽपि तस्मिन्नादरेण समर्पणे दृष्टान्तः—रवेर्दीपमिवेति।

**'तत्र'** તે શ્રીકૃષ્ણમાં **'उपनीताः'** સમર્પિત કરવામાં આવી છે **'बलयः'** ભેટો જેમના દ્વારા તેવા (પ્રજાજનોએ)– અપેક્ષા વગરના તે ભગવાનને આદરપૂર્વક ભેટ સમર્પિત કરવાનું દૃષ્ટાન્ત– સૂર્યને દીપક અર્પણ કરવામાં આવે તેમ.

पितरमर्भका इव तं सर्वसुहृदमवितारं प्रोचुरित्युत्तरेणान्वयः।

તે સર્વના સુહૃદ અને સંરક્ષક એવા ભગવાનને, પિતાને બાળકો કહે તેમ, તેઓ કહેવા લાગ્યા. આમ, પછીના શ્લોક (૫) સાથે સંબંધ છે.

सुहृत्त्वेनैवावितारं न तु कामेन। अत्र हेतुः—आत्मारामम्। तत्रापि हेतुः—परमानन्दनिजस्वरूप-लाभेनैव पूर्णकामम् ॥ ४ ॥ ५ ॥

ભગવાન સુહૃદ હોવાથી રક્ષક છે, પણ કોઈ કામનાથી નહીં; તે માટેનું કારણ– ભગવાન આત્મામાં જ રમણ કરનારા છે. તે માટે પણ કારણ આપે છે– પરમ આનંદમય પોતાના સ્વરૂપના લાભથી જ ભગવાન પૂર્ણકામ છે. ॥ ૪ ॥ ૫॥

किमूचुरिति तदाह— **नताः स्मेति।**

(પ્રજાજનોએ) શું કહ્યું તે કહે છે — **'नताः स्म इति।'**

**नताः स्म ते नाथ सदाङ्घ्रिपङ्कजं**
**विरिञ्चवैरिञ्च्यसुरेन्द्रवन्दितम् ।**
**परायणं क्षेममिहेच्छतां परं**
**न यत्र कालः प्रभवेत्परप्रभुः ॥ ६**

હે નાથ, આ લોકમાં શ્રેષ્ઠ કલ્યાણવાંચ્છુઓના પરમશરણરૂપ બ્રહ્માજી, સનત્કુમારો અને દેવેન્દ્રથી વંદિત એવા આપના ચરણકમળને અમે નિત્ય નમન કરીએ છીએ. જે (ચરણકમળ)માં (શરણ લેનારને વશ કરવા માટે) બ્રહ્માજીનો સ્વામી એવો કાળ પણ સમર્થ થતો નથી. ॥ ૬ ॥

विरिञ्चो ब्रह्मा। वैरिञ्च्याःसनकादयः। इह संसारे परं क्षेममिच्छतां परायणं परमं शरणम्। कुतः। परेषां ब्रह्मादीनां प्रभुरपि कालो यत्र प्रभुर्न भवेत्॥ ६॥

**भवाय नस्त्वं भव विश्वभावन**
**त्वमेव माताथ सुहृत्पतिः पिता।**
**त्वं सद्गुरुर्नः परमं च दैवतं**
**यस्यानुवृत्त्या कृतिनो बभूविम॥ ७**

अतो भवायोद्भवाय नोऽस्माकं त्वं भव। हे विश्वभावन। कृतिनः कृतार्था बभूविम जाता वयम्॥ ७॥

कृतार्थत्वमेवाहुः।

**अहो सनाथा भवता स्म यद्वयं**
**त्रैविष्टपानामपि दूरदर्शनम्।**
**प्रेमस्मितस्निग्धनिरीक्षणाननं**
**पश्येम रूपं तव सर्वसौभगम्॥ ८**

अहो भवता वयं सनाथाः स्म। यद्यस्मात्तव रूपं पश्येम। त्रैविष्टपानामपि दूरे दर्शनं यस्य तत्। देवानामपि दुर्लभदर्शनमित्यर्थः। प्रेम्णा यत्स्मितं तद्युक्तं स्निग्धं निरीक्षणं यस्मिंस्तदाननं यस्मिंस्तद्रूपम्। सर्वेषु चाङ्गेषु सौभगं यस्मिंस्तत् ॥ ८॥

अर्भका इव सकरुणमाहुः।

**यर्ह्यम्बुजाक्षापससार भो भवान्**
**कुरून्मधून्वाथ सुहृद्दिदृक्षया।**
**तत्राब्दकोटिप्रतिमः क्षणो भवेद्**
**रविं विनाऽक्ष्णोरिव नस्तवाच्युत॥ ९**

**'विरिञ्चः'** બ્રહ્માજી, **'वैरिञ्च्याः'** (બ્રહ્માજીના માનસપુત્રો) સનત્કુમારો (સનક, સનન્દન, સનાતન, સનત્કુમાર)– **'इह'** આ લોકમાં, પરમ કલ્યાણ ઈચ્છનારાઓના, **'परायणम्'** પરમ શરણરૂપ (એવા આપના ચરણકમળને), કયા હેતુથી? **'परेषाम्'** બ્રહ્માજી વગેરેનો સ્વામી– કાળ પણ જ્યાં સ્વામી નથી થઈ શકતો ॥ ૬॥

હે વિશ્વપાલક! આપ જ અમારાં માતા, પિતા, પતિ, મિત્ર, સદ્ગુરુ તથા પરમદેવ છો કે જેમની સેવાથી અમે કૃતાર્થ થયા છીએ. આથી આપ અમારું કલ્યાણ કરનારા થાઓ! ॥ ૭॥

આથી આપ **'नः'** અમારા **'भवाय'** કલ્યાણ માટે થાઓ. હે વિશ્વપાલક, અમે **'कृतिनः'** કૃતાર્થ **'बभूविम'** થયા છીએ. ॥ ૭॥

કૃતાર્થતાનું વર્ણન કરે છે.

અહો! આપને લીધે અમે સનાથ છીએ કારણ કે જેમનાં દર્શન દેવતાઓને પણ દુર્લભ છે તથા પ્રેમાળ સ્મિતવાળી સ્નેહભરી દૃષ્ટિયુક્ત મુખવાળા આપના સર્વસૌભાગ્યસુંદર સ્વરૂપનું અમે દર્શન કરીએ છીએ. ॥ ૮ ॥

અહો! આપને લીધે અમે સનાથ છીએ. **'यद्'** કારણ કે આપના સ્વરૂપનાં અમે દર્શન કરીએ છીએ. ત્રણેય ભુવનોમાં રહેનારાઓને પણ જેમનાં દર્શન દુર્લભ છે તેવા, અર્થાત્ દેવોને પણ દર્શન દુર્લભ છે, એમ અર્થ છે. પ્રેમ દ્વારા કરાતું જે સ્મિત છે તેનાથી યુક્ત સ્નેહભરી દૃષ્ટિ જે મુખમાં છે, તેવું મુખ જેમના સ્વરૂપમાં છે. જેનાં સર્વ અંગોમાં સૌભાગ્ય છે તે સ્વરૂપનું ॥ ૮॥

બાળકોની જેમ કરુણતાપૂર્વક કહે છે.

હે કમળનયન, હે અચ્યુત, આપ બાંધવોને મળવાની ઈચ્છાથી જ્યારે હસ્તિનાપુર અથવા મથુરા પધાર્યા હતા, ત્યારે સૂર્ય વિના આંખને માટે જેમ એક ક્ષણનો સમય કરોડ વર્ષ જેટલો થાય, તેમ આપના વિના આપના જ એવા અમારી એક ક્ષણ પણ કરોડો વર્ષ જેટલી થાય છે. ॥ ૯ ॥

यर्हि यदा। भो अम्बुजाक्ष। नो भवानिति पाठे न इत्यनादरे षष्ठी। अस्माननादृत्यापससारापहाय जगाम। कुरून्हस्तिनापुरम्। मधून्मथुरां वा। तत्र तदा। रविं विना आन्ध्यादक्ष्णोर्यथैकोऽपि क्षणोऽब्दकोटिप्रतिमो भवेत्। एवं तव नः त्वदीयानामस्माकमपीत्यर्थः ॥ ९ ॥

**इति चोदीरिता वाचः प्रजानां भक्तवत्सलः ।**
**शृण्वानोऽनुग्रहं दृष्ट्या वितन्वन्प्राविशत्पुरीम् ॥ १०**

इति च एवंविधा अन्याश्चोच्चारिता वाचः शृण्वन् दृष्ट्या साभिनन्दनावलोकेनानुग्रहं कुर्वन् पुरीं द्वारकां प्राविशत् ॥ १० ॥

तां द्वारकां स्तौति पञ्चभिः ।

**मधुभोजदशार्हार्हकुकुरान्धकवृष्णिभिः ।**
**आत्मतुल्यबलैर्गुप्तां नागैर्भोगवतीमिव ॥ ११**

स्वतुल्यबलैर्मधुभोजादिभिर्गुप्तां रक्षिताम् ॥ ११ ॥

**सर्वर्तुसर्वविभवपुण्यवृक्षलताश्रमैः ।**
**उद्यानोपवनारामैर्वृतपद्माकरश्रियम् ॥ १२**

सर्वेष्वृतुषु सर्वे विभवाः पुष्पादिसम्पदो येषां ते पुण्यवृक्षा लताश्रमा लतामण्डपाश्च येषु तैरुद्यानादिभिर्वृता ये पद्माकराः सरांसि तैः श्रीः शोभा यस्यां ताम्। उद्यानं फलप्रधानम्। उपवनं पुष्पप्रधानम्। आरामः क्रीडार्थं वनम् ॥ १२ ॥

**'यर्हि'** જ્યારે હે કમળનેત્ર ભગવાન, **'नो भवान्'** એમ પાઠમાં (**'भो'** ને બદલે **'नो'** હોય તો) **नः** ષષ્ઠી વિભક્તિ છે. **'षष्ठी च अनादरे'** (પા.સૂ. ૨/૩/૩૮) અનાદરે ષષ્ઠી પ્રમાણે અમારો અનાદર કરીને આપ **'अपससार'** અમને છોડીને ગયા હતા. **'कुरून्'** હસ્તિનાપુરમાં કે **'मधून्'** મથુરામાં. **'तत्र'** ત્યારે સૂર્ય વિના અંધાપાને કારણે બંને આંખો માટે એક ક્ષણ પણ કરોડ વર્ષ જેટલી થાય, તેવી રીતે **'तव नः'** આપના જ એવા અમારી પણ એક ક્ષણ કરોડો વર્ષ જેટલી થાય છે, એમ અર્થ છે. ॥ ૯ ॥

ભક્તવત્સલ (ભગવાન શ્રીકૃષ્ણ) પ્રજાજનોએ કહેલાં વચનો સાંભળતા અને દૃષ્ટિ વડે તેમના પર અનુગ્રહ વિસ્તારતા નગરીમાં પ્રવેશ્યા. ॥ ૧૦ ॥

આમ, આવી અને બીજી પણ ઉચ્ચારેલી વાણી સાંભળતાં **'दृष्ट्या'** અભિનંદનપૂર્વકના દૃષ્ટિપાતથી અનુગ્રહ કરતા **'पुरीम्'** દ્વારકાપુરીમાં પ્રવેશ્યા. ॥ ૧૦ ॥

તે દ્વારકાની પાંચ શ્લોકો દ્વારા સ્તુતિ કરે છે.

(પાતાળની) ભોગવતી નગરી જેમ નાગો વડે રક્ષાયેલી છે, તેમ પોતાના જેવા (ભગવાન જેવા) બળવાન મધુ, ભોજ, દશાર્હ, અર્હ, કુકુર, અંધક તથા વૃષ્ણિઓ દ્વારા રક્ષાયેલી દ્વારકાપુરીમાં (ભગવાને પ્રવેશ કર્યો). ॥ ૧૧ ॥

પોતાના જેવા બળવાન મધુ, ભોજ વગેરે દ્વારા **'गुप्ताम्'** રક્ષાયેલી (નગરી)માં ॥ ૧૧ ॥

સર્વ ઋતુઓનાં પુષ્પાદિની સંપત્તિવાળાં પવિત્ર વૃક્ષો તથા લતામંડપોવાળા બગીચાઓ, ઉપવનો તથા ક્રીડાવનોની વચ્ચે આવેલાં સરોવરોની શોભાવાળી નગરીમાં પ્રવેશ કર્યો. ॥ ૧૨॥

સર્વ ઋતુમાં સર્વ **'विभवाः'** પુષ્પ વગેરે સંપત્તિ જેમાં છે તેવાં પવિત્ર વૃક્ષો **'लताश्रमाः'** તથા લતામંડપો જેમાં છે તેવાં ઉદ્યાનો વડે ઘેરાયેલાં **'पद्माकराः'** સરોવરો વડે જેની **श्रीः** શોભા છે તેવી નગરીમાં– **'उद्यानम्'** ફળોનું પ્રાધાન્ય હોય તે ઉદ્યાન– **'उपवनम्'** પુષ્પોનું પ્રાધાન્ય હોય તે ઉપવન તથા **'आरामः'** એટલે ક્રીડા માટેનું વન ॥ ૧૨॥

**गोपुरद्वारमार्गेषु कृतकौतुकतोरणाम्।**
**चित्रध्वजपताकाग्रैरन्तःप्रतिहतातपाम्॥ १३**

गोपुरं पुरद्वारम्। द्वारं गृहद्वारम्। कृतानि कौतुकेनोत्सवेन तोरणानि यस्यां ताम्। गरुडादि-चिह्नाङ्किता ध्वजाः। जयप्रदयन्त्राङ्किताः पताकाः। चित्राणां ध्वजपताकानामग्रैरन्तः प्रतिहत आतपो यस्यां ताम्॥ १३॥

**सम्मार्जितमहामार्गरथ्यापणकचत्वराम् ।**
**सिक्तां गन्धजलैरुप्तां फलपुष्पाक्षताङ्कुरैः॥ १४**

**द्वारि द्वारि गृहाणां च दध्यक्षतफलेक्षुभिः।**
**अलंकृतां पूर्णकुम्भैर्बलिभिर्धूपदीपकैः॥ १५**

सम्मार्जितानि निःसारितरजस्कानि महा-मार्गादीनि यस्यां ताम्। महामार्गा राजमार्गाः। रथ्या इतरमार्गाः। आपणकाः पण्यवीथयः। चत्वराण्यङ्गनानि फलादिभिरुप्तामवकीर्णाम् ॥ १४॥ १५॥

**निशम्य प्रेष्ठमायान्तं वसुदेवो महामनाः।**
**अक्रूरश्चोग्रसेनश्च रामश्चाद्भुतविक्रमः॥ १६**

**प्रद्युम्नश्चारुदेष्णश्च साम्बो जाम्बवतीसुतः।**
**प्रहर्षवेगोच्छ्शितशयनासनभोजनाः ॥ १७**

**वारणेन्द्रं पुरस्कृत्य ब्राह्मणैः ससुमङ्गलैः।**
**शङ्खतूर्यनिनादेन ब्रह्मघोषेण चादृताः॥ १८**

**प्रत्युज्जग्मू रथैर्हृष्टाः प्रणयागतसाध्वसाः।**
**वारमुख्याश्च शतशो यानैस्तद्दर्शनोत्सुकाः।**
**लसत्कुण्डलनिर्भातकपोलवदनश्रियः ॥ १९**

તેનાં નગરદ્વાર, ગૃહદ્વાર તથા માર્ગો પર ઉત્સવનાં તોરણો બાંધ્યાં હતાં અને રંગબેરંગી ધજા-પતાકાઓના છેડાઓ વડે અંદરના ભાગમાં તડકો રોકાતો હતો. ॥ ૧૩ ॥

**'गोपुरम्'** નગરદ્વાર, **'द्वारम्'** ગૃહદ્વાર પર બાંધ્યાં છે **'कौतुकेन'** ઉત્સવને કારણે તોરણો જેમાં તેવી (નગરી). ગરુડ વગેરે ચિહ્નોથી ચિતરાયેલી ધજાઓ, વિજય આપનારાં યંત્રોથી અંકિત એવી પતાકાઓ, રંગબેરંગી ધજાપતાકાઓના **'अग्रैः'** છેડાઓથી અંદર રોકાતો હતો તડકો જેમાં તે (નગરી)માં ॥ ૧૩ ॥

(નગરના) રાજમાર્ગો, શેરીઓ, બજારો તથા આંગણાં વાળીને સ્વચ્છ કર્યાં હતાં, સુગંધિત જળ વડે છંટકાવ કર્યો હતો. (તે નગરીમાં) ફળ-ફૂલ, અક્ષત, અંકુરો વેર્યાં હતા. ॥ ૧૪ ॥

ગૃહોના દ્વારે દ્વારે દહીં, અક્ષત, ફળો, શેરડીઓ, પૂર્ણ-કળશો, નૈવેદ્યદ્રવ્યો, ધૂપ તથા દીવાઓથી શણગારેલી (નગરીમાં પ્રવેશ કર્યો.) ॥ ૧૫ ॥

જેના રાજમાર્ગો પરથી ધૂળનાં રજકણો દૂર કર્યા છે તે (નગરી)માં– **'महामार्गाः'** રાજમાર્ગો– **'रथ्याः'** બીજા માર્ગો (શેરીઓ)– **'आपणकाः'** બજારો– **'चत्वराणि'** આંગણાંઓ, ફળો વગેરે **'उप्ताम्'** વેર્યાં છે તે (નગરી)માં ॥ ૧૪ ॥ ૧૫ ॥

પ્રિયતમ શ્રીકૃષ્ણને આવતા સાંભળીને અત્યન્ત હર્ષના આવેગથી જેમણે શયન, આસન, ભોજનનો ત્યાગ કર્યો તથા પ્રેમને કારણે આવેશવાળા થઈ ગયેલા અને હર્ષ પામેલા ઉદાર મનવાળા વસુદેવજી, અક્રૂરજી, ઉગ્રસેન, અદ્ભુત પરાક્રમવાળા બળરામજી, પ્રદ્યુમ્ન, ચારુદેષ્ણ તથા જાંબવતીના પુત્ર સાંબ શ્રેષ્ઠ હાથીને આગળ કરીને, મંગળ સામગ્રીવાળા બ્રાહ્મણો સાથે શંખ તથા તૂરીઓના નાદથી તેમ જ વેદમંત્રોના ઘોષથી આદર આપતા, રથમાં બેસીને (શ્રીકૃષ્ણને) સામે લેવા ગયા. ભગવાનનાં દર્શન માટે ઉત્કંઠિત તથા ઝળકતાં કુંડળોથી ઉજ્જ્વળ ગાલથી શોભાયમાન મુખવાળી સેંકડો નર્તકીઓ પણ વાહનોમાં બેસીને સામે લેવા ગઈ. ॥ ૧૬ ॥ ૧૭ ॥ ૧૮ ॥ ૧૯ ॥

प्रेष्ठमन्तरात्मानमायान्तं निशम्य श्रुत्वा वसुदेवादयः प्रत्युज्जग्मुरिति चतुर्थेनान्वयः ॥ १६ ॥

प्रहर्षवेगेनोच्छशितान्युल्लङ्घितानि शयनादीनि यैस्ते। 'शश प्लुतगतौ' ॥ १७ ॥

वारणेन्द्रं मङ्गलार्थं पुरतः कृत्वा। ससुमङ्गलैः सुमङ्गलं पुष्पादि तद्युक्तपाणिभिः। ब्रह्मघोषो मन्त्रपाठः ॥ १८ ॥

प्रणयेन स्नेहेनागतं साध्वसं संभ्रमो येषां ते। वारमुख्या नटादयश्च प्रत्युज्जग्मुः। लसत्कुण्डलैर्निर्भातानि यानि कपोलानि तैर्वदनेषु श्रीः शोभा यासां ताः। वारमुख्या नर्तक्यः। वेश्या इति यावत् ॥ १९ ॥

**नटनर्तकगन्धर्वाः सूतमागधबन्दिनः।**
**गायन्ति चोत्तमश्लोकचरितान्यद्भुतानि च ॥ २०**

अद्भुतानि चेति चकारस्य बन्दिनश्चेत्यन्वयः। नटा नवरसाभिनयचतुराः। तालाद्यनुसारेण नृत्यन्तो नर्तकाः। गन्धर्वा गायकाः। 'सूताः पौराणिकाः प्रोक्ता मागधा वंशशंसकाः ॥ बन्दिनस्त्वमलप्रज्ञाः प्रस्तावसदृशोक्तयः ॥' ते सर्वे गायन्ति चेत्यन्वयः। उत्तमश्लोकस्याद्भुतानि चरित्राणि भक्तवात्सल्यादीनि ॥ २० ॥

**भगवांस्तत्र बन्धूनां पौराणामनुवर्तिनाम्।**
**यथाविध्युपसंगम्य सर्वेषां मानमादधे ॥ २१**

यथाविधि यैः सह यथोचितं तैस्तथा समागमं कृत्वा। सर्वेषां मानमादधे कृतवानित्यर्थः ॥ २१ ॥

'**प्रेष्ठम्**' અન્તરાત્માને આવેલા '**निशम्य**' સાંભળીને વસુદેવજી વગેરે '**प्रत्युज्जग्मुः**' સામે લેવા ગયા, એમ આનાથી ચોથા શ્લોક (૧૯) સાથે સંબંધ છે. ॥ ૧૬॥

અત્યન્ત હર્ષના વેગથી '**उच्छशितानि**' ત્યાગ કરવામાં આવ્યાં છે શયન વગેરે જેમના દ્વારા– '**शश प्लुतगतौ**' **शश्** = ઝડપી ગતિ કરવી (તેનું ભૂ.કૃ. **शशित, उत्+शशित = उच्छशित**) ॥ ૧૭॥

મંગળ થાય તે માટે શ્રેષ્ઠ હાથીને આગળ કરીને '**ससुमङ्गलैः**' સુમંગળ પુષ્પ વગેરેથી યુક્ત જેમના હાથ છે તેવા બ્રાહ્મણોની સાથે– '**ब्रह्मघोषः**' વેદમંત્રોનો ઘોષ ॥ ૧૮॥

'**प्रणयेन**' સ્નેહથી આવ્યો છે '**साध्वसम्**' આવેશ જેમને તેઓ (વસુદેવજી વગેરે)– નર્તકીઓ અને નટ વગેરે પણ '**प्रति-उज्जग्मुः**' સામે લેવા ગયાં. ઝળકતાં કુંડળોથી ઉજ્જ્વળ છે જે ગાલ, તેમનાથી જેમનાં મુખડાંઓમાં શોભા થઈ છે તે '**वारमुख्याः**' નર્તકીઓ તેમજ ગણિકાઓ ॥ ૧૯ ॥

નટો, નર્તકો, ગંધર્વો, સૂતો, માગધો અને બંદિજનો ભગવાનનાં અદ્‌ભુત ચરિત્રોનું ગાન કરી રહ્યા છે. ॥ ૨૦॥

'**अद्भुतानि च**' એમાં ચકારનો સંબંધ બંદિઓની સાથે કરવો, (એટલે) ''અને બંદિજનો''– એમ અન્વય છે. '**नटाः**' નવ પ્રકારના રસનો અભિનય કરવામાં ચતુર નટો– તાલ વગેરેને અનુસરીને નૃત્ય કરતા નર્તકો– '**गन्धर्वाः**' ગાયકો– ''સૂતો, પૌરાણિકો, માગધો, વંશાવલિ કહેનારાઓ (તથા) નિર્મળ બુદ્ધિવાળા બંદીજનો પ્રસંગને અનુરૂપ બોલનારા કહેવાયા છે.'' ''તે બધા જ (યશો)ગાન કરે છે,'' એમ સંબંધ છે. ઉત્તમ યશવાળા ભગવાન શ્રીકૃષ્ણની કથાઓ, તેમની ભક્તવત્સલતા વગેરેનું (ગાન કરી રહ્યા છે.) ॥ ૨૦॥

તે સમયે ભગવાને બાંધવો, નગરજનો અને સેવકોને યથોચિત રીતે મળીને સર્વને માન આપ્યું. ॥ ૨૧॥

'**यथाविधि**' જેમની સાથે જેમ ઉચિત હોય તેમ મળીને, સર્વને માન '**आदधे**' આપ્યું, એમ અર્થ છે.॥ ૨૧॥

तदाह—**प्रह्वेति।**

**प्रह्वाभिवादनाश्लेषकरस्पर्शस्मितेक्षणैः।**
**आश्वास्य चाश्वपाकेभ्यो वरैश्चाभिमतैर्विभुः॥ २२**

(સર્વને માન આપ્યું,) તે કહે છે– **'प्रह्व इति।'**

પ્રભુએ નમનથી, અભિવાદનથી, આલિંગનથી, શ્રીહસ્તના સ્પર્શથી, સ્મિતથી, દૃષ્ટિથી, આશ્વાસન આપવા દ્વારા તેમ જ ઈચ્છિત વરદાનો આપવા દ્વારા ચંડાળ પર્યંત સૌનું સન્માન કર્યું. ॥ ૨૨॥

प्रह्वं प्रह्वत्वं शिरसा नतिः। अभिवादनं वाचा नतिः। आश्वास्याभयं दत्त्वा। श्वपाकानभिव्याप्य वरैरभीष्टदानैश्च मानं कृतवान्॥ २२॥

**'प्रह्वम्'** પ્રણામ, મસ્તકથી નમન, **'अभिवादनम्'** વાણીથી નમન, **'आश्वास्य'** અભય આપીને, ચાંડાળપર્યન્ત સૌને અભીષ્ટ વરદાનો આપીને સન્માન કર્યું. ॥ ૨૨॥

**स्वयं च गुरुभिर्विप्रैः सदारैः स्थविरैरपि।**
**आशीर्भिर्युज्यमानोऽन्यैर्बन्दिभिश्चाविशत्पुरम्॥ २३**

સ્વયં ભગવાને ગુરુજનો, બ્રાહ્મણો, સ્ત્રીઓ સહિત વૃદ્ધપુરુષો, બંદિજનો તથા અન્યો દ્વારા પણ અપાતા આશીર્વાદોથી યુક્ત થઈને નગરમાં પ્રવેશ કર્યો. ॥ ૨૩॥

अन्यैश्च बन्दिभिश्च॥ २३॥

**'अन्यैश्च'** અન્યો દ્વારા તથા બંદિજનો દ્વારા ॥ ૨૩॥

**राजमार्गं गते कृष्णे द्वारकायाः कुलस्त्रियः।**
**हर्म्याण्यारुरुहुर्विप्र तदीक्षणमहोत्सवाः॥ २४**

હે વિપ્ર (શૌનક), જ્યારે શ્રીકૃષ્ણ ભગવાન રાજમાર્ગ પર જતા હતા, ત્યારે ભગવાનનાં દર્શનથી જેમને મન મહોત્સવ હતો તેવી દ્વારકાની કુળવાન સ્ત્રીઓ (તેમનાં દર્શન કરવા) મહેલો પર ચઢી ગઈ. ॥ ૨૪॥

हे विप्र शौनक। तस्येक्षणेन महानुत्सवो यासां ताः॥ २४॥

**'हे विप्र'** શૌનક, તેમનાં દર્શનથી મહાન ઉત્સવ જેમનો છે તે (સ્ત્રી)ઓ ॥ ૨૪॥

**नित्यं निरीक्षमाणानां यदपि द्वारकौकसाम्।**
**न वितृप्यन्ति हि दृशः श्रियो धामाङ्गमच्युतम्॥ २५**

દ્વારકાવાસીઓ શ્રીના ધામરૂપ અંગવાળા અચ્યુત ભગવાનનાં નિત્ય દર્શન કરતા હોવા છતાં તેમનાં નેત્રો તૃપ્ત જ થતાં ન હતાં. ॥ ૨૫॥

यद्यस्मान्नित्यं सदाऽच्युतं निरीक्षमाणानामपि दृशो नैव तृप्यन्त्यत आरुरुहुः। कथंभूतम्। श्रियः शोभाया धाम स्थानमङ्गं यस्य तम्॥ २५॥

**'यद्'** જેથી **'नित्यम्'** સદાય અચ્યુત ભગવાનનાં દર્શન કરતા હોવા છતાં પણ નેત્રો તૃપ્ત જ થતાં ન હતાં, તેથી (મહેલો પર સ્ત્રીઓ) ચઢી ગઈ. કેવું શ્રીઅંગ? **'श्रियः'** શોભાનું **'धाम'** સ્થાન જેમનું શ્રીઅંગ છે, તેમનાં (દર્શન) ॥ ૨૫॥

एतदेवाभिनयेनाह।

આ જ વાતને નાટકીય ઢબે (વ્યંજક વાક્યથી) કહે છે.

**श्रियो निवासो यस्योरः पानपात्रं मुखं दृशाम्।**
**बाहवो लोकपालानां सारङ्गाणां पदाम्बुजम्॥ २६**

જેમનું વક્ષ:સ્થળ શ્રીદેવીનું નિવાસસ્થાન છે, જેમનું મુખ (પ્રાણીમાત્રનાં) નેત્રો માટે (સૌન્દર્ય-રૂપી અમૃત) પીવાનું પાત્ર છે, બાહુઓ લોકપાલોનું અને ચરણકમળ ભ્રમરરૂપ ભક્તોનું નિવાસસ્થાન છે. ॥ ૨૬॥

श्रियो लक्ष्म्याः यस्योरो वक्षो निवासः। यस्य मुखं सर्वप्राणिनां दृशां सौन्दर्यामृतपानाय पात्रम्। यस्य बाहवो लोकपालानां निवासः। सारं श्रीकृष्णं गायन्तीति सारङ्गा भक्तास्तेषां यस्य पदाम्बुजं निवासः तं निरीक्षमाणानां दृश इति पूर्वेणान्वयः॥ २६॥

**सितातपत्रव्यजनैरुपस्कृतः**
**प्रसूनवर्षैरभिवर्षितः पथि।**
**पिशङ्गवासा वनमालया बभौ**
**घनो यथाऽर्कोडुपचापवैद्युतैः॥ २७**

सितैरातपत्रव्यजनैरुपस्कृतो मण्डितः। अर्कश्चोडुपो नक्षत्रसहितश्चन्द्रश्च चापमिन्द्रधनुश्च वैद्युतं विद्युत्तेजश्च तैः।

अर्कश्छत्रस्योपमानम्। नक्षत्राणि पुष्पवृष्टेः। चन्द्रःपरिभ्रमकृतमण्डलाकारयोश्चामरव्यजनयोः। चापं वनमालायाः विद्युत्तेजः पिशङ्गवाससोः। अभूतोपमेयम्। यदि घनस्योपरि सूर्यबिम्बमुभयत–श्चन्द्रौ सर्वतो नक्षत्राणि मध्ये च मिलितं चापद्वयं स्थिरं विद्युत्तेजश्च यदि भवेत्तर्हि स घनो यथा भाति तथा हरिर्बभावित्यर्थः॥ २७॥

**प्रविष्टस्तु गृहं पित्रोः परिष्वक्तः स्वमातृभिः।**
**ववन्दे शिरसा सप्त देवकीप्रमुखा मुदा॥ २८**

જેમનું '**उरः**' વક્ષ:સ્થળ '**श्रियः**' લક્ષ્મીનો નિવાસ છે, જેમનું મુખ સર્વ પ્રાણીઓનાં નેત્રોનું સૌન્દર્યરૂપી અમૃતપાન કરવા માટેનું પાત્ર છે, જેમની ભુજાઓ લોકપાલોનું નિવાસસ્થાન છે. '**सारम्**' શ્રીકૃષ્ણને '**गायन्ति इति**' ગાય છે તે '**सारङ्गाः**' ભક્તો, તેમના માટે જેમનું ચરણકમળ નિવાસસ્થાન છે, તેવા ભગવાનનાં (નિત્ય) દર્શન કરતા (હોવા છતાં પણ) તેમનાં નેત્રો તૃપ્ત જ થતાં ન હતાં, એમ પૂર્વના (શ્લોક-૨૫) સાથે સંબંધ છે. ॥ ૨૬ ॥

સૂર્ય, ચન્દ્ર, નક્ષત્રો, મેઘધનુષ્ય અને વીજળીના તેજથી (શ્યામ) મેઘ શોભે તેમ શ્વેતવર્ણા છત્ર અને બે ચામરોથી વિભૂષિત, માર્ગમાં પુષ્પવૃષ્ટિથી અભિવર્ષિત, પીતામ્બરધારી (ભગવાન શ્રીકૃષ્ણ) વનમાળાથી શોભતા હતા. ॥ ૨૭ ॥

શ્વેત છત્ર અને ચામરોથી '**उपस्कृतः**' વિભૂષિત, સૂર્ય તથા '**उडुपः**' નક્ષત્ર સહિત ચન્દ્ર તથા '**चापम्**' મેઘધનુષ્ય તેમજ '**वैद्युतम्**' વીજળીનું તેજ– તે સર્વથી (શોભાયમાન)

સૂર્ય છત્રનું ઉપમાન છે. નક્ષત્રો પુષ્પવૃષ્ટિનું ઉપમાન છે. પરિભ્રમણથી થયેલા બે મંડલાકાર ચામર અને વીંઝણાઓનું ઉપમાન ચન્દ્ર છે. મેઘધનુષ્ય વનમાળાનું ઉપમાન છે. વીજળીનું તેજ પીતામ્બરનું ઉપમાન છે. આ અભૂતોપમા છે. જો મેઘની ઉપર સૂર્યબિમ્બ હોય, બન્ને બાજુ બે ચન્દ્ર હોય, ચારે તરફ નક્ષત્રો હોય અને વચમાં મળતાં બે મેઘધનુષ્યો હોય અને વીજળીનું તેજ સ્થિર હોય, તો તે મેઘ જેવો શોભે તેવા શ્રીહરિ શોભતા હતા, એમ અર્થ છે. ॥ ૨૭ ॥

(ત્યાર પછી ભગવાન શ્રીકૃષ્ણે) માતા-પિતાના ઘરમાં પ્રવેશ કર્યો. માતાઓએ તેમને આલિંગન આપ્યું તથા દેવકીજી જેમાં મુખ્ય છે તે સાતેય માતાઓને આનંદપૂર્વક મસ્તક નમાવી વંદન કર્યું. ॥ ૨૮ ॥

देवकीप्रमुखाः सप्त ववन्द इति मातृसोदर्यादादरविशेषज्ञापनार्थमुक्तम्। अष्टादशापि वसुदेवभार्या मातृतुल्यत्वान्नमस्कृता एव॥ २८॥

દેવકીજી જેમાં મુખ્ય છે તે સાતેય માતાઓને વંદન કર્યું. તે માતાઓ એક જ ઉદરમાંથી જન્મેલી અથવા એક જ માતાની સાત પુત્રીઓ હોવાથી વિશેષ આદર જણાવવા માટે એમ કહ્યું છે. શ્રીવસુદેવજીને અઢાર પત્નીઓ હોવાથી તે સર્વ માતૃતુલ્ય જ હતી, તેથી જ (સર્વને) નમસ્કાર કર્યા. ॥ ૨૮ ॥

**ताः पुत्रमङ्कमारोप्य स्नेहस्नुतपयोधराः।**
**हर्षविह्वलितात्मानः सिषिचुर्नेत्रजैर्जलैः॥ २९**

સ્નેહથી દૂધ ઝરતાં સ્તનોવાળી તેમ જ હર્ષથી વિહ્વળ મનવાળી તે માતાઓએ પુત્ર શ્રીકૃષ્ણને ખોળામાં બેસાડી નેત્રજળથી (ભગવાન ઉપર) અભિષેક કર્યો. ॥ ૨૯ ॥

नेत्रजैर्जलैर्हर्षाश्रुभिः॥ २९॥

**'नेत्रजैर्जलैः'** નેત્રમાંથી ઉત્પન્ન થયેલા હર્ષાશ્રુઓથી ॥ ૨૯ ॥

स्वगृहप्रवेशमाह—**अथेति।**

સ્વગૃહપ્રવેશનું વર્ણન કરે છે— **'अथ इति।'**

**अथाविशत्स्वभवनं सर्वकाममनुत्तमम्।**
**प्रासादा यत्र पत्नीनां सहस्राणि च षोडश॥ ३०**

ત્યાર બાદ (ભગવાને) સર્વ ઈચ્છિત સામગ્રીઓવાળા પોતાના શ્રેષ્ઠ મહેલમાં પ્રવેશ કર્યો, કે જ્યાં તેમની સોળ હજાર (એકસો આઠ) પત્નીઓના મહેલો હતા. ॥ ૩૦ ॥

सहस्राणि च षोडशेति चकारादष्टोत्तरशताधिकानीति ज्ञेयम्॥ ३०॥

**'सहस्राणि च षोडश'** એમ ચકાર દ્વારા સોળહજાર ઉપરાંત એકસો આઠ મહેલો હતા, તેમ સમજવું. ॥ ૩૦ ॥

**पत्न्यः पतिं प्रोष्य गृहानुपागतं**
**विलोक्य संजातमनोमहोत्सवाः।**
**उत्तस्थुरारात्सहसासनाशयात्**
**साकं व्रतैर्व्रीडितलोचनाननाः॥ ३१**

બીજા દેશમાં રહીને ઘરમાં પાછા આવેલા પતિને દૂરથી જ નિહાળીને પત્નીઓના મનમાં મહોત્સવ જન્મ્યો અને લજ્જાયુક્ત નેત્રો અને મુખવાળી તે સર્વ આસન અને અંતઃકરણમાંથી વ્રતનિયમોની સાથે એકાએક ઊભી થઈ ગઈ. ॥ ૩૧॥

प्रोष्य देशान्तरे उषित्वा। आराद्दूरादेव विलोक्य संजातो मनसि महोत्सवो यासां ताः। आसनादाशयाच्च। आसनाद्देहेनोत्तस्थुः। आशयोऽन्तःकरणं तस्मादप्यात्मनोत्तस्थुः। श्रीकृष्णेनात्मनः संश्लेषेऽन्तःकरणव्यवधानमपि ता नासहन्तेत्यर्थः।

**'प्रोष्य'** બીજા દેશમાં રહીને **'आरात्'** દૂરથી જ, જોઈને જન્મ્યો છે મનમાં મહોત્સવ જેમને તેવી તે (પત્નીઓ) **'आसनात् आशयात् च'** આસન પરથી દેહ વડે અને અંતઃકરણમાંથી પણ પોતાની જાતે ઊભી થઈ ગઈ. શ્રીકૃષ્ણ ભગવાન સાથે આત્માના મિલનમાં અંતઃકરણનું વ્યવધાન (લજ્જાને કારણે) પણ તેઓ સહન કરી શકી નહીં, એમ અર્થ છે.

व्रीडितानि लोचनान्याननानि च यासां ताः। अपाङ्गैरेव वीक्षणाद्व्रीडितलोचनाः॥ अवनत-मुखत्वाद्व्रीडिताननाः। साकं व्रतैरिति। हास्य-क्रीडावर्जनादिनियमा अपि ताभ्य उत्तस्थुरित्यर्थः।

धृतव्रता एवोत्तस्थुरिति वा। व्रतानि च याज्ञवल्क्येनोक्तानि—

'क्रीडां शरीरसंस्कारं समाजोत्सवदर्शनम्।
हास्यं परगृहे यानं त्यजेत्प्रोषितभर्तृका' इति॥ ३१॥

**तमात्मजैर्दृष्टिभिरन्तरात्मना**
**दुरन्तभावाः परिरेभिरे पतिम्।**
**निरुद्धमप्यास्त्रवदम्बु नेत्रयो-**
**र्विलज्जतीनां भृगुवर्य वैक्लवात्॥ ३२**

आयान्तं तं पतिं दर्शनात्पूर्वमात्मना बुद्ध्यान्तर्हृदये परिरेभिरे ततो दृष्टिभिस्ततः समीपमागतमात्मजैः पुत्रैर्गृहीतकण्ठमालिङ्गयन्त्य इव स्वयमालिङ्गितवत्य इत्यर्थः। अत्र हेतुः— दुरन्तभावा गम्भीराभिप्रायाः। तदा च तासां नेत्रयोर्निरुद्धमप्यम्बु बाष्पं वैक्लव्याद्वैवश्यादास्त्र-वदीषत्सुस्राव। अत एव धैर्यहान्या विलज्जतीनाम्। हे भृगुवर्य। चित्रं शृण्विति॥ ३२॥

લજ્જાયુક્ત નેત્રો અને મુખ જેનાં છે તેવી તે (પત્નીઓ) કટાક્ષયુક્ત દૃષ્ટિપાતથી લજ્જિત લોચનોવાળી, નીચાં મુખ હોવાથી લજ્જિત મુખવાળી, **'साकं व्रतैः इति।'** હાસ્ય તથા ક્રીડાનો ત્યાગ વગેરે નિયમો પણ તેમનામાંથી ઊઠી ગયા, એમ અર્થ છે,

અથવા વ્રતો ધારણ કરેલી એવી તે પત્નીઓ ઊભી થઈ ગઈ. યાજ્ઞવલ્ક્ય ઋષિ દ્વારા વ્રતો કહેવામાં આવ્યાં છે.

"જે સ્ત્રીનો પતિ પ્રવાસે ગયેલો હોય તેણે રમત-ગમત, શૃંગાર, સામાજિક ઉત્સવોનું દર્શન, ઠઠ્ઠા-મશ્કરી તથા પરગૃહગમનનો ત્યાગ કરવો જોઈએ." (યા.સ્મૃ. ૧/૮૪) ॥ ૩૧ ॥

હે ભૃગુવર્ય શૌનક! અગાધ પ્રેમવાળી તે સ્ત્રીઓએ (ભગવાનનાં દર્શનની પૂર્વે) હૃદયમાં બુદ્ધિથી આલિંગન કર્યું. (ભગવાનનાં દર્શન થયાં ત્યારે) દૃષ્ટિથી (આલિંગન કર્યું), (ભગવાન સમીપ આવ્યા ત્યારે) પુત્રોને બહાને પતિને આલિંગન કર્યું. સંકોચ પામતી તે સ્ત્રીઓની બંને આંખોમાંથી પરવશપણે સરી જતા હર્ષાશ્રુઓને રોકવા છતાં તે જરાક સરી પડ્યા. ॥ ૩૨॥

આવેલા તે પતિનાં દર્શનની પૂર્વે **'आत्मना'** (જાણે કે) બુદ્ધિથી હૃદયમાં આલિંગન કર્યું. પછી દૃષ્ટિથી, પછી સમીપમાં આવતાં **'आत्मजैः'** પુત્રો દ્વારા ભગવાનના કંઠને ગ્રહણ થાય તે રીતે આલિંગન કરાવતી હોય તેમ પોતે પણ ભેટી પડી, એમ અર્થ છે. આ માટે કારણ આપે છે— **'दुरन्तभावाः'** ગંભીર અભિપ્રાયવાળી (અગાધ પ્રેમવાળી), તે વખતે તેમનાં નેત્રોમાંનું **'अम्बु'** આંસુ, રોકવા છતાં **'वैक्लव्यात्'** વિવશતાથી **'आस्त्रवत्'** સહેજ સરી પડ્યું. આથી જ ધૈર્ય છૂટી જવાથી સંકોચ પામતી, તેવી (તે કૃષ્ણપત્નીઓની આંખમાંથી આંસુ સરી પડ્યું.) હે ભૃગુવર્ય, આશ્ચર્યની વાત સાંભળો. ॥ ૩૨॥

**यद्यप्यसौ पार्श्वगतो रहोगत-**
**स्तथापि तस्याङ्घ्रियुगं नवं नवम्।**
**पदे पदे का विरमेत तत्पदा-**
**च्चलापि यच्छ्रीर्न जहाति कर्हिचित्॥ ३३**

પાર્શ્વગતઃ સમીપસ્થસ્તત્રાપિ રહોગત એકાન્તે — 

पार्श्वगतः समीपस्थस्तत्रापि रहोगत एकान्ते प्रवर्तते स्म। पदे पदे प्रतिक्षणं नवं नवमेव। अत्र कैमुत्यन्यायः। का विरमेतेति। चला चञ्चलस्वभावापि॥ ३३॥

उक्तं श्रीकृष्णचरितं संक्षिप्याह— **एवमिति** द्वाभ्याम्।

**एवं नृपाणां क्षितिभारजन्मना-**
**मक्षौहिणीभिः परिवृत्ततेजसाम्।**
**विधाय वैरं श्वसनो यथाऽनलं**
**मिथो वधेनोपरतो निरायुधः॥ ३४**

क्षितेर्भाराय जन्म येषाम्। अक्षौहिणीभिः कृत्वा परिवृत्तं सर्वतः प्रसृतं तेजः प्रभावो येषाम्। श्वसनो वायुर्वेणूनामन्योन्यसङ्घर्षेणानलं विधाय मिथो दाहेन यथोपशाम्यति तद्वत्॥ ३४॥

**स एष नरलोकेऽस्मिन्नवतीर्णः स्वमायया।**
**रेमे स्त्रीरत्नकूटस्थो भगवान्प्राकृतो यथा॥ ३५**

स्त्रीरत्नकूटस्थ उत्तमस्त्रीकदम्बस्थः॥ ३५॥

नन्वेवं स्त्रीसङ्गादिभिः संसारप्रतीतेः कथं भगवानवतीर्ण इत्युच्यते तत्राह—**उद्दामेति** द्वाभ्याम्।

જો કે ભગવાન શ્રીકૃષ્ણ એકાન્તમાં (સદાય) તેમની પાસે જ રહેતા હતા, છતાં પણ તેમનાં બંને શ્રીચરણ કૃષ્ણપત્નીઓને પ્રતિક્ષણે નવાં નવાં લાગતાં હતાં. (સ્વભાવે) ચંચળ હોવા છતાં લક્ષ્મીજી જે ચરણયુગલને ક્યારેય છોડતાં નથી, તેવા (ભગવાનના સાન્નિધ્ય)થી કઈ સ્ત્રીને તૃપ્તિ થાય? ॥ ૩૩॥

**'पार्श्वगतः'** સમીપ રહેતા હતા અને તેમાં પણ, **'रहोगतः'** એકાન્તમાં સમીપ રહેતા હતા. **'पदे पदे'** પ્રતિક્ષણે નવાં નવાં જ. અહીં કૈમુત્ય ન્યાય છે. કઈ સ્ત્રી તૃપ્ત થાય? (કોઈ ન થાય) એમ કહે છે. **'चला'** (લક્ષ્મીજી) ચંચળ સ્વભાવવાળા હોવા છતાં ॥ ૩૩॥

કહેવામાં આવેલા શ્રીકૃષ્ણચરિત્રનો સંક્ષેપ કરીને બે શ્લોકો દ્વારા કહે છે— **'एवम् इति।'**

જેવી રીતે વાયુ (વાંસના સંઘર્ષથી) દાવાનળ ઉત્પન્ન કરીને તેમને બાળી નાખે છે, તેવી રીતે પૃથ્વી માટે જેમનો જન્મ ભારરૂપ છે તેવા, તથા અનેક અક્ષૌહિણી સેનાઓ વડે ચોમેર ફેલાયેલા પ્રભાવવાળા રાજાઓમાં ભગવાને વેર કરાવી પોતે શસ્ત્ર ધારણ કર્યા વિના તેમનો પરસ્પર વધ કરાવીને (પોતે) શાંત થયા. ॥ ૩૪ ॥

પૃથ્વી માટે ભારરૂપ છે જન્મ જેમનો (તેવા રાજાઓ), અક્ષૌહિણી સેનાઓ દ્વારા કાર્ય કરીને— **'परिवृत्तम्'** ચોમેર ફેલાયો છે **'तेजः'** પ્રભાવ જેમનો (તેવા રાજાઓ), **'श्वसनः'** વાયુ— વાંસમાં પરસ્પર સંઘર્ષથી દાવાનળ ઉત્પન્ન કરીને એકબીજાને બાળીને જેમ શાંત થઈ જાય છે તેવી રીતે ॥ ૩૪ ॥

તે જ આ ભગવાન પોતાની માયા વડે મનુષ્યલોકમાં અવતર્યા હતા અને પ્રાકૃત મનુષ્યની જેમ સ્ત્રીરત્નોના સમૂહમાં રહી ક્રીડા કરતા હતા. ॥ ૩૫ ॥

**'स्त्रीरत्नकूटस्थः'** ઉત્તમ સ્ત્રીઓના સમૂહમાં રહેલા ભગવાન ॥ ૩૫॥

શંકા કરવામાં આવી છે કે આમ, સ્ત્રીસંગ વગેરે વડે સંસારની પ્રતીતિ થવાથી ભગવાને અવતાર લીધો એમ કેમ કહેવાય છે, તે બે શ્લોકો દ્વારા કહે છે— **'उद्दाम इति।'**

**उद्दामभावपिशुनामलवल्गुहास-**
**व्रीडावलोकनिहतो मदनोऽपि यासाम्।**
**सम्मुह्य चापमजहात्प्रमदोत्तमास्ता**
**यस्येन्द्रियं विमथितुं कुहकैर्न शेकुः॥ ३६**

યાસામુદ્દામો ગમ્ભીરો યો ભાવોऽભિપ્રાયસ્તસ્ય પિશુનઃ

यासामुद्दामो गम्भीरो यो भावोऽभिप्रायस्तस्य पिशुनः सूचकोऽमलो वल्गुः सुन्दरो हासो व्रीडावलोकश्च ताभ्यां निहतः अमदनः श्रीमहादेवोऽपि संमुह्य लज्जया चापं पिनाकमजहात्। एवंप्रभावा याः स्त्रिय इत्येतावद्विवक्षितम्।

यद्वा भगवतो मोहिनीरूपेण महेशोऽपि मोहित एवमेताश्च तादृग्विलासा एवेति तथोक्तम्। ताः कुहकैः कपटैर्विभ्रमैर्यस्येन्द्रियं मनो विमथितुं क्षोभयितुं न शेकुर्न शक्ताः।

अथवा निहतस्ताडितो मदनोऽपि जगद्विजयी सम्मुह्य तत्तत्कर्तव्यतामूढः संश्चापं धनुर्लज्जयाऽजहाज्जहौ। ताश्च प्रमदोत्तमाः कामविजयिन्योऽपीत्यादिपूर्ववत्॥ ३६॥

જેમના હૃદયના ઉન્મુક્ત ભાવોને સૂચવતાં નિર્મળ અને મધુર હાસ્યથી તેમ જ લજ્જાયુક્ત નેત્રકટાક્ષથી ઘવાયેલા શ્રીમહાદેવજીએ મોહિત થઈને પિનાક ધનુષ્ય છોડ્યું હતું, તે કમનીય કામિનીઓ પોતાના કામવિલાસોથી જેમના મનને ક્ષુભિત કરવાને સમર્થ થઈ નહીં! અથવા (વિશ્વવિજયી) કામદેવે પણ મુગ્ધ થઈને પોતાના ધનુષ્યનો પરિત્યાગ કરી દીધો હતો, તે કમનીય કામિનીઓ પોતાના કામવિલાસોથી જેમના મનમાં ક્ષોભ ઉત્પન્ન કરી શકી નહીં. ॥ ૩૬॥

જેમનો '**उद्दामः**' ગૂઢ એવો જે '**भावः**' ભાવ છે, કામના છે, તેને '**पिशुनः**' સૂચવતા, નિર્મળ '**वल्गुः**' સુંદર હાસ્યથી, તેમ જ લજ્જાયુક્ત નેત્રકટાક્ષથી, તે બંનેથી ઘવાયેલા '**अमदनः**' શ્રીમહાદેવજીએ પણ '**सम्मुह्य**' લજ્જાથી '**चापम्**' પિનાક ધનુષ્ય છોડ્યું હતું. આવા પ્રભાવવાળી જે સ્ત્રીઓ હતી, એમ કહેવા ઈચ્છેલ છે.

અથવા ભગવાનના મોહિનીરૂપથી મહાદેવજી પણ મોહિત થયા હતા. આ કામિનીઓ તેવા જ વિલાસોવાળી હતી તેમ કહેવાયું છે. તેમના '**कुहकैः**' હાવભાવયુક્ત કપટથી, જેમના '**इन्द्रियम्**' મનમાં '**विमथितुम्**' ક્ષોભ ઉત્પન્ન કરવા સમર્થ થઈ ન હતી.

અથવા '**निहतः**' ઘવાયેલા વિશ્વવિજયી કામદેવે પણ '**संमुह्य**' તે માટેના તેમના કર્તવ્યથી મૂઢ બનીને '**चापम्**' ધનુષ્યને લજ્જાથી '**अजहात्**' છોડ્યું હતું, તેવી કામદેવ ઉપર પણ વિજય મેળવનારી કમનીય કામિનીઓ,.....વગેરે પૂર્વની જેમ ॥ ૩૬॥

**तमयं मन्यते लोको ह्यसङ्गमपि सङ्गिनम्।**
**आत्मौपम्येन मनुजं व्यापृण्वानं यतोऽबुधः॥ ३७**

तं श्रीकृष्णमयं प्राकृतो लोक आत्मौपम्येन स्वसादृश्येन सङ्गिनं मनुजं मन्यते। अत्र हेतुः— व्यापृण्वानं व्याप्रियमाणम्। यतोऽयमबुधोऽतत्त्वज्ञः ॥ ३७॥

સંસારના લોકો તે અસંગ ભગવાન શ્રીકૃષ્ણને પોતાના સમાન કર્મ કરતા મનુષ્ય સમજે છે કારણ કે તેઓ મૂર્ખ છે. ॥ ૩૭॥

'**तम्**' તે શ્રીકૃષ્ણ ભગવાનને સામાન્ય લોકો '**आत्मौपम्येन**' પોતાના જેવા આસક્ત મનુષ્ય સમજે છે. આ માટેનું કારણ– '**व्यापृण्वानम्**' સમાન વ્યાપાર (કર્મ) કરતા (સમજે છે); કારણ કે આ મનુષ્ય '**अबुधः**' તત્ત્વને જાણનાર નથી. ॥ ૩૭॥

कुत इत्यपेक्षायामैश्वर्यलक्षणमाह—**एतदिति**।

**एतदीशनमीशस्य प्रकृतिस्थोऽपि तद्गुणैः।**
**न युज्यते सदात्मस्थैर्यथा बुद्धिस्तदाश्रया॥ ३८**

ईशस्य ईशनमैश्वर्यं नामैतदेव। किं तत्। प्रकृतिस्थोऽपि तस्या गुणैः सुखदुःखादिभिः सदा न युज्यते इति यत्। यथात्मस्थैरानन्दादिभि-रात्माश्रयापि बुद्धिर्न युज्यते तद्वत्।

वैधर्म्ये दृष्टान्तो वा। आत्मस्थैः सत्ताप्रकाशादिभिर्यथा बुद्धिर्युज्यत इति।

एवं वा। असदात्मा देहस्तत्रस्थैर्गुणैस्तदाश्रया बुद्धिस्तदुपाधिर्जीवो यथा युज्यते एवं प्रकृतिस्थोऽपि तद्गुणैर्न युज्यत इति यदेतदीशनमीशस्येति॥ ३८॥

ભગવાનનું અસંગત્વ કેવી રીતે છે, તેવી અપેક્ષા માટે ભગવાનના ઐશ્વર્યનું લક્ષણ કહે છે— **'एतत् इति।'**

(૧) જેમ આત્માના જ આશ્રયે રહેલી બુદ્ધિ કદી પણ આત્માના આશ્રયે રહેલા આનંદાદિ ગુણોની સાથે જોડાતી નથી, તેમ માયામાં રહેલા હોવા છતાં ઈશ્વર તે માયાના ગુણોની સાથે જોડાતા નથી. (સાધર્મ્યનું દૃષ્ટાન્ત)

(૨) જેમ તે જ આત્માના આશ્રયે રહેલી બુદ્ધિ, આત્મામાં રહેલા સત્તા (અસ્તિત્વ), પ્રકાશ વગેરે ગુણોની સાથે જોડાય છે, તેમ ઈશ્વર માયામાં રહેલા હોવા છતાં, માયાના ગુણોની સાથે જોડાતા નથી. (**सद्+आत्मस्थैः** વૈધર્મ્યનું દૃષ્ટાન્ત)

(૩) **'( असद्+आत्मस्थैः )'** દેહમાં રહેલા ગુણોની સાથે, તે જ દેહના આશ્રયે રહેલી બુદ્ધિ અને તે દેહની ઉપાધિવાળો જીવ જેમ જોડાય છે, તેમ ઈશ્વર માયામાં રહેલા હોવા છતાં તે માયાના ગુણોની સાથે જોડાતા નથી. (વૈધર્મ્યનું અન્ય દૃષ્ટાન્ત) ॥ ૩૮॥

આનું જ નામ ભગવાનનું **'ईशनम्'** ઐશ્વર્ય. તે કયું ઐશ્વર્ય? ભગવાન પ્રકૃતિમાં સ્થિતિ કરવા છતાં તેના ગુણોથી એટલે સુખ-દુઃખ વગેરે વડે ક્યારેય બંધાતા નથી એ જ ઐશ્વર્ય. જેવી રીતે આત્મામાં રહેલા આનંદ વગેરેની સાથે, આત્માના આશ્રયે રહેલી હોવા છતાં બુદ્ધિ જોડાતી નથી, તેવી રીતે. (સાધર્મ્યનું દૃષ્ટાન્ત)

અથવા જુદા ધર્મ હોવાની સ્થિતિનું ઉદાહરણ છે. આત્મામાં રહેલા અસ્તિત્વ, પ્રકાશ વગેરેની સાથે જેમ બુદ્ધિ જોડાય છે, તેમ ભગવાન પ્રકૃતિના ગુણોની સાથે જોડાતા નથી.

અથવા આ પ્રમાણે– **'असदात्मा'** એટલે દેહ. તેમાં રહેલા ગુણોની સાથે **'तत्-आश्रया'** એટલે તે દેહને આશ્રયે રહેલી બુદ્ધિ અને તે દેહની ઉપાધિવાળો જીવ જેમ જોડાય છે, તેમ **'प्रकृतिस्थोऽपि'** પ્રકૃતિમાં સ્થિતિ કરવા છતાં ઈશ્વર પ્રકૃતિના ગુણોથી લેપાતા નથી. આ જ છે પ્રભુનું પ્રભુત્વ. ॥ ૩૮॥ (વૈધર્મ્યનાં બે દૃષ્ટાન્ત)

तत्पत्न्योऽपि तस्य तत्त्वं न जानन्तीत्याह।

**तं मेनिरेऽबला मूढाः स्त्रैणं चानुव्रतं रहः।**
**अप्रमाणविदो भर्तुरीश्वरं मतयो यथा॥ ३९**

तं स्त्रैणमात्मवश्यं रह एकान्तेऽनुव्रतमनुसृतं च मेनिरे। भर्तुरप्रमाणविदः प्रमाणमियत्तां महिमानमजानन्त्य इत्यर्थः। ईश्वरं क्षेत्रज्ञं मतयोऽहंवृत्तयो यथा स्वाधीनं स्वधर्मयोगिनं मन्यन्ते तद्वत्।

यद्वा यथा यथा तासां मतयः कल्पनास्तथा तथा तमीश्वरं स्त्रैणादिरूपं मेनिर इत्यर्थः॥ ३९॥

ભગવાનની પત્નીઓ પણ ભગવત્-તત્ત્વને જાણતી ન હતી, તેમ કહે છે.

જેવી રીતે અહંકારની વૃત્તિઓ ઈશ્વરને (પોતાના જેવા જ ધર્મવાળા માને છે) તેવી રીતે તેમના મહિમાને ન જાણતી તે મૂઢ અબળાઓ ભગવાનને સ્ત્રીવશ તથા એકાન્તમાં પોતાનું સેવન કરનાર માનતી હતી. ॥ ૩૯॥

ભગવાનને **'स्त्रैणम्'** પોતાને વશ **'रहः'** તથા એકાન્તમાં **'अनुव्रतम्'** અનુસરનારા માનતી હતી. **'भर्तुरप्रमाणविदः' प्रमाणम्** એટલે પરિમાણને, પતિના મહિમાને જાણતી ન હતી, એમ અર્થ છે. **'ईश्वरम्'** ક્ષેત્રજ્ઞને **'मतयः'** અહંકારની વૃત્તિઓ જેમ પોતાને અધીન અને પોતાના જેવા જ ધર્મવાળા માને છે તેમ!

અથવા જેવી સ્ત્રીઓની **'मतयः'** કલ્પનાઓ છે, તે પ્રમાણે તે ભગવાનને સ્ત્રીવશ વગેરે સ્વરૂપે તે સ્ત્રીઓ માનતી હતી, એમ અર્થ છે. ॥ ૩૯॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां प्रथमस्कन्धे एकादशोऽध्यायः॥ ११॥

इति श्रीमद्भागवते प्रथमस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां एकादशोऽध्यायः॥ ११॥



# अथ द्वादशोऽध्यायः
## પરીક્ષિતનો જન્મ

पुरोक्तं यत्प्रसङ्गाय द्रौणिदण्डादि विस्तरात्।
द्वादशे तु तदेवाथ परीक्षिज्जन्म वर्ण्यते॥ १

'परीक्षितोऽथ राजर्षेर्जन्मकर्मविलायनम्।
संस्थां च पाण्डुपुत्राणां वक्ष्ये कृष्णकथोदयम्॥'

इति प्रतिज्ञाय पाण्डवानां राज्यस्थितिरुपोद्घातरूपा सप्रसङ्गं सप्तमाध्यायमारभ्य निरूपिता। इदानीमौपोद्घातिकमुक्तानुवादपूर्वकं पृच्छति—**अश्वत्थाम्नेति।**

(પરીક્ષિતના જન્મની પ્રસ્તાવનારૂપે) જે પ્રસંગ માટે પહેલાં અશ્વત્થામાને દંડ વગેરે વિસ્તારપૂર્વક કહેવામાં આવ્યા હતા, તે જ પરીક્ષિતના જન્મનું વર્ણન હવે બારમા અધ્યાયમાં કરવામાં આવે છે. ॥ ૧॥

હવે કૃષ્ણકથાના ઉદયરૂપ રાજર્ષિ પરીક્ષિતના જન્મ, કર્મ તથા મોક્ષ અને પાંડવોનું મહાપ્રયાણ હું કહીશ. (શ્રીમદ્ ભા.૧/૭/૧૨)

આમ, પ્રતિજ્ઞા કરીને પ્રસ્તાવનારૂપે સાતમા અધ્યાયથી માંડીને પાંડવોની રાજ્યસ્થિતિનું પ્રસંગો સહિત (અશ્વત્થામાનો અસ્ત્રક્ષેપ, ગર્ભરક્ષા, દ્વારકાપ્રવેશ, ભગવાનની પટરાણીઓનું રમણ) નિરૂપણ કરવામાં આવ્યું. હવે કહેલી વસ્તુનું પુનઃ પ્રાસ્તાવિક કથન કર્યા પછીની કથા પૂછે છે— **'अश्वत्थाम्ना इति।'**

शौनक उवाच

**अश्वत्थाम्नोपसृष्टेन ब्रह्मशीर्ष्णोरुतेजसा।**
**उत्तराया हतो गर्भ ईशेनाजीवितः पुनः॥ १**

उपसृष्टेन विसृष्टेन। तस्य जन्मादि ब्रूहीत्युत्तरेणान्वयः॥ १॥

**તસ્ય जन्म महाबुद्धेः कर्माणि च महात्मनः।**
**निधनं च यथैवासीत्स प्रेत्य गतवान्यथा॥ २**

**तदिदं श्रोतुमिच्छामि गदितुं यदि मन्यसे।**
**ब्रूहि नः श्रद्दधानानां यस्य ज्ञानमदाच्छुकः॥ ३**

स परीक्षित्। प्रेत्य देहं त्यक्त्वा॥ २॥

**वंशीधरी—**गतवान् वैकुंठमिति शेषः, 'भेजे खगेन्द्रध्वजपादमूलं ज्ञानेन वैयासकिशब्दितेन' इति वक्ष्यमाणत्वात्।

प्रार्थये न त्वाज्ञापयामीत्याह।

गदितुं यदि मन्यसेऽनुग्रहेण तर्हि ब्रूहीति। यस्य ज्ञानमदाच्छुकः इति श्रवणेच्छायां कारणम्॥ ३॥

निस्पृहस्यापि राज्ञः श्रीकृष्णानुग्रहात्तादृक् पौत्रः समजनीति वक्तुं तस्य श्रीकृष्णे भक्त्युद्रेकमाह—**अपीपलदिति** त्रिभिः।

**શૌનકજી બોલ્યા** – અશ્વત્થામા દ્વારા છોડાયેલા બ્રહ્માસ્ત્રના મહાન તેજથી ઉત્તરાનો નાશ પામેલો ગર્ભ ઈશ શ્રીકૃષ્ણ દ્વારા પુનર્જીવિત કરવામાં આવ્યો હતો. ॥૧॥

**'उपसृष्टेन'** છોડેલા (બ્રહ્માસ્ત્ર)થી– તે પરીક્ષિતનાં જન્મ, (કર્મ) વગેરે કહો, એમ પછીના (શ્લોક ૩) સાથે સંબંધ છે. ॥૧॥

મહાબુદ્ધિમાન, મહાત્મા તે પરીક્ષિતનો જન્મ તથા કર્મો, તેમ જ તેનું મૃત્યુ જેવી રીતે થયું તથા શરીર છોડ્યા પછી જેવી ગતિ થઈ, ॥૨॥

(તે તથા) જે પરીક્ષિતને શ્રીશુકદેવજીએ જ્ઞાન આપ્યું હતું, તે જો આપને કહેવા યોગ્ય લાગે તો અમને શ્રદ્ધાળુઓને (કૃપા કરીને) આ (વૃત્તાન્ત)કહો. આ હું સાંભળવા ઈચ્છું છું. ॥ ૩ ॥

**'सः'** પરીક્ષિત– **'प्रेत्य'** શરીર છોડ્યા પછી ॥ ૨॥

**'गतवान्'** પછી **'वैकुण्ठम्'** એટલું શેષ છે (તે ઉમેરવું). 'પક્ષીરાજ ગરુડ જેની ધજા ઉપર વિરાજમાન છે તેવા શ્રીનારાયણના ચરણકમળની સેવા કરીને અને વ્યાસપુત્ર શ્રીશુકદેવજી દ્વારા કહેવાયેલા જ્ઞાનથી રાજા વૈકુંઠને પ્રાપ્ત થયા.' એમ આગળ કહેવામાં આવશે.

હું પ્રાર્થના કરું છું પણ આજ્ઞા નથી કરતો, એમ કહે છે.

જો કહેવા યોગ્ય લાગે તો કૃપા કરીને કહો. ''જેને શ્રીશુકદેવજીએ જ્ઞાન આપ્યું હતું.''– એમ શ્રવણેચ્છા માટે કારણ આપે છે. ॥૩॥

શ્રીકૃષ્ણ ભગવાનના અનુગ્રહથી રાજા યુધિષ્ઠિરને, પોતે નિઃસ્પૃહ હોવા છતાં તેમના જેવો પૌત્ર જન્મ્યો, એમ કહેવા માટે ભગવાનમાં તેમની પ્રબળ ભક્તિ ત્રણ શ્લોકો દ્વારા કહે છે— **'अपीपलत् इति।'**

सूत उवाच

**अपीपलद्धर्मराजः पितृवद्रञ्जयन्प्रजाः।**
**निस्पृहः सर्वकामेभ्यः कृष्णपादानुसेवया॥ ४**

**સૂતજી બોલ્યા** – શ્રીકૃષ્ણ ભગવાનના ચરણકમળની સેવા કરવાથી સર્વ કામનાઓથી નિઃસ્પૃહ બનેલા ધર્મરાજા યુધિષ્ઠિર પિતાની જેમ પ્રજાને પ્રસન્ન (સંતુષ્ટ) કરતાં પાલન કરતા હતા. ॥ ૪॥

पितृवदपीपलत् पालयामास॥ ४॥

પિતાની જેમ '**अपीपलत्**' પાલન કરતા હતા. ॥ ૪॥

**सम्पदः क्रतवो लोका महिषी भ्रातरो मही।**
**जम्बूद्वीपाधिपत्यं च यशश्च त्रिदिवं गतम्॥ ५**

સંપત્તિ, યજ્ઞો, યજ્ઞોથી મળનારા સ્વર્ગાદિ લોકો, રાણી દ્રૌપદી, ભાઈઓ, પૃથ્વી, જમ્બૂદ્વીપનું આધિપત્ય તથા છેક સ્વર્ગ સુધી પહોંચેલો યશ ॥ ૫॥

**किं ते कामाः सुरस्पार्हा मुकुन्दमनसो द्विजाः।**
**अधिजह्रुर्मुदं राज्ञः क्षुधितस्य यथेतरे॥ ६**

અને હે બ્રાહ્મણો, દેવતાઓને પણ સ્પૃહા થાય તેવા ભોગો તેમની પાસે હતા, પણ ભગવાન મુકુન્દમાં જ જેમનું મન લાગ્યું છે તેવા રાજા યુધિષ્ઠિરને, જેમ ભૂખ્યાને અન્ન સિવાય કાંઈ આનંદ આપે નહીં, તેમ તે ભોગસામગ્રી આનંદ આપતી ન હતી. ॥ ૬॥

क्रतवस्तदुपार्जिता लोकाश्च॥ ५॥

યજ્ઞો અને યજ્ઞોથી મળનારા સ્વર્ગાદિ લોકો ॥ ૫॥

सुरस्पार्हाः सुराणां स्पृहणीयास्ते सम्पदादयः कामा विषया राज्ञः किं मुदं प्रीतिमधिजह्रुः कृतवन्तः। न कृतवन्त इत्यर्थः। अत्र हेतुः। मुकुन्दे एव मनो यस्येति। क्षुधितस्यान्नैकमनसो यथेतरे स्रक्चन्दनादयो न कुर्वन्ति तद्वत्॥ ६॥

'**सुरस्पार्हाः**' દેવતાઓને પણ સ્પૃહા થાય તેવી ભોગસામગ્રી, '**कामाः**' વિષયો શું રાજાને '**मुदम्**' આનંદ આપતા હતા? આપતા ન જ હતા, એમ અર્થ છે. તે માટે કારણ આપે છે. '**मुकुन्दे एव मनः यस्य इति।**' ભગવાન મુકુન્દમાં જ જેમનું મન છે તેવા (યુધિષ્ઠિર). જેમનું મન કેવળ અન્નમાં જ છે તેવા ભૂખ્યા મનુષ્યને '**यथा इतरे**' જેમ માળા, ચંદન વગેરે બીજું કાંઈ આનંદ આપે નહીં તેમ! ॥ ૬॥

प्रस्तुतमाह—**मातुरिति।**

પ્રસ્તુત વિષયને જણાવે છે— '**मातुः इति।**'

**मातुर्गर्भगतो वीरः स तदा भृगुनन्दन।**
**ददर्श पुरुषं कंचिद्दह्यमानोऽस्त्रतेजसा॥ ७**

હે ભૃગુનંદન (શૌનકજી), માતા ઉત્તરાના ગર્ભમાં રહેલો તે વીર બાળક પરીક્ષિત જ્યારે બ્રહ્માસ્ત્રના તેજથી બળવા લાગ્યો, ત્યારે તેણે કોઈક પુરુષનાં દર્શન કર્યાં. ॥ ૭ ॥

सः परीक्षित्॥ ७॥

'**सः**' તે પરીક્ષિત ॥ ૭॥

**अङ्गुष्ठमात्रममलं स्फुरत्पुरटमौलिनम्।**
**अपीच्यदर्शनं श्यामं तडिद्वाससमच्युतम्॥ ८**

અંગૂઠા જેટલા માપવાળા, નિર્મળ, મસ્તક ઉપર ઝળહળતા સોનાના મુકુટવાળા, અતિસુંદર રૂપવાળા, વીજળી જેવા પીતામ્બરવાળા, શ્યામવર્ણા, વિકારરહિત (પુરુષને નિહાળ્યા). ॥ ૮ ॥

पुरटं सुवर्णम्। स्फुरन् पुरटमौलिर्यस्यास्ति तम्।

'व्रीह्यादिभ्यश्च' इति इनिप्रत्ययः।

अपीच्यमतिसुन्दरं दृश्यत इति दर्शनं रूपं यस्य तम्। तडिद्वद्वाससी यस्येति श्यामममिति च पदाभ्यां विद्युद्युक्तमेघोपमा सूचिता। अच्युतमविकारम्॥ ८॥

**'पुरटम्'** સોનું– ઝળહળતો સોનાનો મુકુટ જેમનો છે તેવા ભગવાનનાં દર્શન કર્યાં.

**'व्रीह्यादिभ्यश्च'** (પા.સૂ. ૫/૨/૧૧૬) **मौलि प्रातिपदिक** ને મત્વર્થ **इनि** પ્રત્યય લાગ્યો છે.

**'अपीच्यम्'** અતિસુંદર દેખાય છે તેવું **'दर्शनम्'** રૂપ જેનું છે તેમને, વીજળી જેવાં બે પીળાં વસ્ત્રો જેણે ધારણ કર્યાં છે તેવા શ્યામ સ્વરૂપ, **'तडिद्वाससी'** અને **'श्यामम्'** આ બે પદ દ્વારા વીજળીયુક્ત મેઘની ઉપમા સૂચિત થાય છે. **'अच्युतम्'** અવિકારી એવા પુરુષને (પરીક્ષિતે નિહાળ્યા). ॥ ૮॥

**श्रीमद्दीर्घचतुर्बाहुं तप्तकाञ्चनकुण्डलम्।**
**क्षतजाक्षं गदापाणिमात्मनः सर्वतोदिशम्।**
**परिभ्रमन्तमुल्काभां भ्रामयन्तं गदां मुहुः॥ ९**

સુંદર દીર્ઘ ચાર ભુજાઓવાળા, તપાવેલા સુવર્ણ જેવાં (દેદીપ્યમાન) કુંડળવાળા, રક્તવર્ણા નેત્રવાળા, ગદાને હાથમાં ધારણ કરેલા, પોતાની સર્વ દિશાઓમાં ઉલ્કા (તેજસ્વી તારા) જેવી ગદાને વારંવાર ઘુમાવતા પુરુષને (પરીક્ષિતે નિહાળ્યા). ॥ ૯॥

**अस्त्रतेजः स्वगदया नीहारमिव गोपतिः।**
**विधमन्तं संनिकर्षे पर्यैक्षत क इत्यसौ॥ १०**

જેમ સૂર્ય હિમનો નાશ કરે તેમ પોતાની ગદા વડે અસ્ત્રના તેજનો નાશ કરતા તે પુરુષને (પરીક્ષિતે) પોતાની સમીપ જોયા અને 'આ કોણ હશે' એવો તર્ક કર્યો. ॥ ૧૦ ॥

तप्तं दाहोत्तीर्णं यत्काञ्चनं तन्मये कुण्डले यस्य। क्षतजाक्षं संरम्भादत्यारक्तनेत्रम्। अहो मद्भक्तस्यापि गर्भेऽस्त्रपीडेति क्रोधादिति भावः॥ ९॥

તપાવેલું, અગ્નિમાં શુદ્ધ થયેલું જે સુવર્ણ છે તેનાં બે કુંડળો છે જેમનાં, **'क्षतजाक्षम्'** ક્રોધથી રક્ત થયેલાં નેત્રવાળાને, અહો! મારા ભક્તને પણ ગર્ભમાં અસ્ત્રથી પીડા થાય છે! તેથી ક્રોધથી નેત્ર લાલ છે, એવો ભાવ છે. ॥ ૯॥

अस्त्रतेजो विधमन्तं विनाशयन्तम्। नीहारं हिमं गोपतिः सूर्य इव। (एवंविधं गर्भगतो बालः) संनिकर्षे समीपे ददर्श। दृष्ट्वा चासौ क इति पर्यैक्षत वितर्कितवान्॥ १०॥

અસ્ત્રતેજનો **'विधमन्तम्'** નાશ કરતા પુરુષને, **'नीहारम्'** હિમનો જેમ **'गोपतिः'** સૂર્ય (નાશ કરે) તેમ. (આ પ્રકારે ગર્ભમાં રહેલ બાળકે) **'सन्निकर्षे'** સમીપમાં જોયા અને જોઈને તે કોણ હશે એવો **'पर्यैक्षत'** તર્ક કર્યો. ॥ ૧૦ ॥

**विधूय तदमेयात्मा भगवान्धर्मगुब्विभुः।**
**मिषतो दशमास्यस्य तत्रैवान्तर्दधे हरिः॥ ११**

તર્કથી જાણવા અશક્ય એવા સ્વરૂપવાળા, ધર્મનું રક્ષણ કરનારા તે સર્વત્ર રહેલા વિભુ શ્રીહરિ અસ્ત્રના તેજનો નાશ કરી ત્યાં (ઉત્તરાના ઉદરમાં જ) દશ માસના (બાળક પરીક્ષિતના) દેખતાં ત્યાંથી અદૃશ્ય થઈ ગયા. ॥ ૧૧ ॥

अमेयात्मा कथं तद्विधूतवानित्यवितर्क्यरूपः। धर्मं गोपायतीति धर्मगुप्। यद्वा धर्मं गोपायन्तीति धर्मगुपो राजानस्तत्प्रभुस्तेषामपि पालकत्वात्। दशमासपरिच्छेद्यस्य तस्य मिषतः पश्यतो यत्र दृष्टस्तत्रैवान्तर्हितो न त्वन्यत्र गतः। यतो विभुः सर्वगतः॥ ११॥

ते अस्त्रतेजनो केवी रीते नाश कर्यो?– एवा तर्कथी जाणवा अशक्य एटले **'अमेयात्मा'**. धर्मनुं रक्षण करे छे ते **'धर्मगुप्'** अथवा धर्मनुं रक्षण करनारा **'धर्मगुपः'** राजाओना पण प्रभु, कारण के भगवान तेमना पण पालक छे. दश मासना समयनी मर्यादा छे जेनी तेनां **'मिषतः'** देखतां, ज्यां देखाता हता त्यांथी अदृश्य थया, परंतु अन्यत्र गया नहीं, कारण के **'विभुः'** भगवान सर्वव्यापक छे. ॥११॥

**ततः सर्वगुणोदर्के सानुकूलग्रहोदये।**
**जज्ञे वंशधरः पाण्डोर्भूयः पाण्डुरिवौजसा॥ १२**

(भगवान श्रीहरिनां दर्शन) पछी, बीजा अनुकूळ ग्रहोनी साथे जेमां शुभ ग्रहोनो उदय थयो हतो एवा, सर्व गुणोनी उत्तरोत्तर अधिकता सूचवता लग्नमां, सामर्थ्य सहित फरीथी राजा पांडु जन्म्या होय तेम, पांडुराजाना वंशने धारण करनार परीक्षितनो जन्म थयो. ॥१२॥

उदर्क उत्तरफलम्। सर्वगुणानामुत्तरोत्तराधिक्यसूचके लग्ने। तत्र हेतुः—अनुकूलैरन्यैर्ग्रहैः सहितानां शुभग्रहाणामुदयो यस्मिन्॥ १२॥

**'उदर्क'** उत्तरफळ (परिणाम, पछी मळतुं फळ), सर्व गुणोनुं उत्तरोत्तर आधिक्य सूचवता लग्नमां; ते माटे कारण आपे छे– अन्य ग्रहोनी अनुकूळता साथे शुभग्रहोनो जेमां उदय थयो छे तेवुं जन्मलग्न ॥१२॥

**तस्य प्रीतमना राजा विप्रैर्धौम्यकृपादिभिः।**
**जातकं कारयामास वाचयित्वा च मङ्गलम्॥ १३**

प्रसन्न मनवाळा राजा युधिष्ठिरे धौम्य, कृपाचार्य वगेरे ब्राह्मणो द्वारा पुण्याहवाचन करावी तेना जातकर्म संस्कार कराव्या. ॥१३॥

जातकं जातकर्म। मङ्गलं पुण्याहम्॥ १३॥

**'जातकम्'** जातकर्म (संस्कार)ने, **'मंगलम्'** पुण्याहवाचनरूप मंगळने ॥१३॥

**हिरण्यं गां महीं ग्रामान् हस्त्यश्वान्नृपतिर्वरान्।**
**प्रादात्स्वन्नं च विप्रेभ्यः प्रजातीर्थे स तीर्थवित्॥ १४**

दानना काळने जाणनारा ते राजाए पुत्रजन्मना पुण्यकाळना समये ब्राह्मणोने सुवर्ण, गाय, भूमि, गामो, श्रेष्ठ हाथीओ, घोडाओ अने उत्तम अन्ननां दान आप्यां. ॥१४॥

वरान् श्रेष्ठान्। स्वन्नं शोभनमन्नं च। तीर्थविद्दानकालज्ञः।

'यावन्न च्छिद्यते नालं तावन्नाप्नोति सूतकम्।
छिन्ने नाले ततः पश्चात्सूतकं तु विधीयते॥'

इति वचनात्ततः पूर्वं प्रादात्। आमान्नं वा।

**'वरान्'** श्रेष्ठ (हाथी वगेरे)ने तथा **'सु-अन्नम्'** उत्तम अन्नने– **'तीर्थवित्'** दानना काळने जाणनार

"ज्यां सुधी नाळनुं छेदन न थाय त्यां सुधी सूतक लागे नहीं, परंतु नाळ छेद्या पछी ज सूतक लागे छे." ए वचन प्रमाणे नाळ छेद्या पहेलां दान आप्युं, अथवा काचुं सीधुं आप्युं.

प्रजातीर्थे पुत्रोत्पत्तिपुण्यकाले।

'पुत्रे जाते व्यतीपाते दत्तं भवति चाक्षयम्' इति स्मृतेः।

'देवाश्च पितरश्चैव पुत्रे जाते द्विजन्मनाम्।
आयान्ति हि नृपश्रेष्ठ पुण्याहमिति चाब्रुवन्॥'
इति च॥ १४॥

**तमूचुर्ब्राह्मणास्तुष्टा राजानं प्रश्रयान्वितम्।
एष ह्यस्मिन्प्रजातन्तौ कुरूणां पौरवर्षभ॥ १५**

**दैवेनाप्रतिघातेन शुक्ले संस्थामुपेयुषि।
रातो वोऽनुग्रहार्थाय विष्णुना प्रभविष्णुना॥ १६**

**तस्मान्नाम्ना विष्णुरात इति लोके बृहच्छ्रवाः।
भविष्यति न सन्देहो महाभागवतो महान्॥ १७**

हे पौरवर्षभ, कुरूणां कुरुवंश्यानां शुक्ले शुद्धेऽस्मिन्प्रजातन्तौ। दैवेन। कथंभूतेन। अप्रतिघातेन दुर्वारेण। संस्थां नाशमुपेयुषि गते सति वः युष्माकं अनुग्रहार्थाय यस्मात्प्रभवनशीलेन श्रीविष्णुना रातो दत्तस्तस्माल्लोके विष्णुरात इति नाम्ना भविष्यति महाभागवतश्च। गुणैश्च महान् भविष्यति नात्र संदेह इति तं राजानं ब्राह्मणा ऊचुरिति त्रयाणामन्वयः॥ १५॥ १६॥ १७॥

महाभागवतो भविष्यतीत्युक्ते हृष्टः पृच्छति।

युधिष्ठिर उवाच

**अप्येष वंश्यान्राजर्षीन्पुण्यश्लोकान्महात्मनः।
अनुवर्तिता स्विद्यशसा साधुवादेन सत्तमाः॥ १८**

'**प्रजातीर्थे**' પુત્રજન્મના પુણ્યકાળમાં

''પુત્રજન્મના સમયે તથા વ્યતીપાતમાં આપેલું (દાન) અક્ષય થાય છે.'' એવી સ્મૃતિ છે.

''હે નૃપશ્રેષ્ઠ, બ્રાહ્મણોને ત્યાં પુત્રજન્મ થાય ત્યારે દેવો અને પિતૃઓ ત્યાં આવે છે અને આજનો દિવસ પવિત્ર છે, એમ કહે છે.'' ॥ ૧૪॥

એટલે પ્રસન્ન થયેલા બ્રાહ્મણોએ વિનયથી વંદન કરતા તે રાજા યુધિષ્ઠિરને કહ્યું, ''કુરુવંશીઓમાં શ્રેષ્ઠ એવા હે રાજા, અટકાવવાને અશક્ય એવા દૈવને લીધે જ્યારે કુરુવંશીઓનો આ શુદ્ધ વંશ નાશ પામ્યો હતો, ત્યારે પ્રભાવશાળી શ્રીવિષ્ણુ ભગવાન દ્વારા આપની ઉપર કૃપા કરવા માટે આ બાળક તમને આપવામાં આવ્યો છે, તેથી મહાન કીર્તિવાળો આ બાળક 'વિષ્ણુરાત' નામથી લોકમાં પ્રસિદ્ધ થશે અને મહાન ભગવદ્ભક્ત થશે, તેમાં સંશય નથી. ॥ ૧૫ ॥ ૧૬ ॥ ૧૭ ॥

હે પૌરવશ્રેષ્ઠ, '**कुरूणाम्**' કુરુવંશીઓનો, '**शुक्ले**' શુદ્ધ પ્રજાતંતુ– દૈવ દ્વારા– કેવા દૈવ દ્વારા? '**अप्रतिघातेन**' મુશ્કેલીથી નિવારણ કરી શકાય તેવા દૈવ દ્વારા– '**संस्थाम्**' નાશ '**उपेयुषि**' પામ્યો, ત્યારે '**वः**' આપની ઉપર અનુગ્રહ કરવા માટે, પ્રભાવશાળી શ્રીવિષ્ણુ ભગવાન દ્વારા '**रातः**' અપાયેલો હોવાથી લોકમાં (તેનું) વિષ્ણુરાત નામ થશે, મહાન ભગવદ્ભક્ત તથા ગુણવાન થશે તેમાં સંદેહ નથી, એમ તે રાજાને બ્રાહ્મણોએ કહ્યું, એમ ત્રણે શ્લોકોનો સંબંધ છે. ॥ ૧૫ ॥ ૧૬ ॥ ૧૭ ॥

મહાન ભગવદ્ભક્ત થશે એમ કહ્યું, ત્યારે પ્રસન્ન થયેલા રાજા પૂછે છે.

**યુધિષ્ઠિર બોલ્યા** – હે શ્રેષ્ઠ બ્રાહ્મણો, શું આ બાળક ઉત્તમ નામનાથી સત્કીર્તિ મેળવીને પોતાના વંશના પવિત્ર કીર્તિવાળા મહાત્મા રાજર્ષિઓનું અનુસરણ કરશે? ॥ ૧૮ ॥

अपिस्वित् किंस्वित्। साधुवादेन यशसा सत्कीर्त्या चानुवर्तिता भविष्यतीति पूर्वस्यैवातः परमप्यनुषङ्गः ॥ १८ ॥

**'अपिस्विद्'** શું, (આ બાળક) ઉત્તમ નામનાથી **'यशसा'** સત્કીર્તિ મેળવીને અનુસરણ કરનાર બનશે? **'भविष्यति'** નો પહેલાના (શ્લોક-૧૭) અને પછીના (શ્લોક-૧૯) સાથે સંબંધ છે. ॥ ૧૮॥

**ब्राह्मणा ऊचुः**

**पार्थ प्रजाविता साक्षादिक्ष्वाकुरिव मानवः।**
**ब्रह्मण्यः सत्यसन्धश्च रामो दाशरथिर्यथा॥ १९**

**બ્રાહ્મણો બોલ્યા** – હે પૃથાપુત્ર યુધિષ્ઠિર, આ બાળક મનુનો પુત્ર સાક્ષાત્ ઈક્ષ્વાકુની જેમ પ્રજાઓનું રક્ષણ કરનાર, બ્રાહ્મણો માટે હિત કરનાર અને દશરથપુત્ર શ્રીરામચંદ્રની જેમ સત્યપ્રતિજ્ઞાવાળો થશે. ॥ ૧૯ ॥

हे पार्थ, प्रजानामविता रक्षकः। मानवो मनोः पुत्रः। ब्राह्मणेभ्यो हितः। सत्यप्रतिज्ञश्च श्रीरामो यथा॥ १९ ॥

હે પાર્થ, પ્રજાઓનું **'अविता'** રક્ષણ કરનાર, **'मानवः'** મનુનો પુત્ર, બ્રાહ્મણો માટે હિત કરનાર, તેમ જ શ્રીરામ જેવો સત્યપ્રતિજ્ઞ (થશે). ॥ ૧૯॥

**एष दाता शरण्यश्च यथा ह्यौशीनरः शिबिः।**
**यशो वितनिता स्वानां दौष्यन्तिरिव यज्वनाम्॥ २०**

વળી, આ (બાળક) ઉશીનર દેશના રાજા શિબિ જેવો દાતા અને શરણે આવેલાનું રક્ષણ કરનાર થશે તેમજ દુષ્યંતના પુત્ર ભરતની જેમ જ્ઞાતિજનો તથા યજ્ઞ કરનારાઓના યશને ફેલાવનારો થશે. ॥ ૨૦॥

उशीनरदेशाधिपतिः शिबिः। येन स्वमांसं श्येनाय दत्त्वा शरणागतः कपोतो रक्षितः। स्वानां ज्ञातीनां यज्वनां च यशोविस्तारको दौष्यन्तिर्भरत इव॥ २० ॥

ઉશીનર દેશના અધિપતિ રાજા શિબિ, જેમણે પોતાનું માંસ બાજ પક્ષીને આપીને શરણે આવેલા પારેવાનું રક્ષણ કર્યું હતું. **'स्वानाम्'** જ્ઞાતિજનોના તથા યજ્ઞ કરનારાઓના યશનો ફેલાવો કરનાર **'दौष्यन्तिः'** (રાજા દુષ્યન્તના પુત્ર) ભરત જેવો ॥ ૨૦॥

**धन्विनामग्रणीरेष तुल्यश्चार्जुनयोर्द्वयोः।**
**हुताश इव दुर्धर्षः समुद्र इव दुस्तरः॥ २१**

તેમ જ આ (બાળક) અર્જુન તથા કાર્તવીર્ય (સહસ્રાર્જુન), બન્ને જેવો ધનુર્ધારીઓમાં અગ્રેસર, અગ્નિ જેવો અસહ્ય, સમુદ્ર જેવો દુસ્તર, ॥ ૨૧॥

**मृगेन्द्र इव विक्रान्तो निषेव्यो हिमवानिव।**
**तितिक्षुर्वसुधेवासौ सहिष्णुः पितराविव॥ २२**

સિંહ જેવો પરાક્રમી, હિમાલય જેવો આશ્રય લેવા યોગ્ય, પૃથ્વી જેવો ક્ષમાવાન તથા માતા-પિતા જેવો સહનશીલ થશે. ॥ ૨૨॥

अर्जुनयोः पार्थकार्तवीर्ययोः॥ २१ ॥ हिमवानिव सतां निषेव्योऽनन्यगतिकत्वेन। वसुधेव तितिक्षुः क्षन्ता। प्रीत्या मातापितराविव सहिष्णुः॥ २२ ॥

**'अर्जुनयोः'** પાર્થ તથા કાર્તવીર્ય ॥ ૨૧॥ હિમાલય જેવો **'निषेव्यः'** સજ્જનોની એક માત્ર ગતિરૂપ હોઈ (આશ્રયસ્થાન), પૃથ્વી જેવો **'तितिक्षुः'** ક્ષમાવાન, માતા-પિતા જેવો પ્રેમથી સહન કરનારો ॥ ૨૨॥

**पितामहसमः साम्ये प्रसादे गिरिशोपमः।**
**आश्रयः सर्वभूतानां यथा देवो रमाश्रयः॥ २३**

સમભાવમાં પિતામહ બ્રહ્માજી જેવો, કૃપા કરવામાં શંકર ભગવાન સરખો અને લક્ષ્મીદેવીના આશ્રય ભગવાન વિષ્ણુ જેવો સર્વ પ્રાણીઓને આશ્રયરૂપ થશે.॥ ૨૩ ॥

पितामहो ब्रह्मा तेन समः साम्ये समत्वे। रमाश्रयो हरिः॥ २३॥

**सर्वसद्गुणमाहात्म्य एष कृष्णमनुव्रतः।**
**रन्तिदेव इवोदारो ययातिरिव धार्मिकः॥ २४**

सर्वैः सद्गुणैर्माहात्म्यं यत्तस्मिन्। श्रीकृष्णतुल्यः॥ २४॥

**धृत्या बलिसमः कृष्णे प्रह्लाद इव सद्ग्रहः।**
**आहर्तैषोऽश्वमेधानां वृद्धानां पर्युपासकः॥ २५**

धृत्या धैर्येण। सद्ग्रहः सन् भद्रो ग्रहोऽभिनिवेशो यस्य सः। आहर्ता कर्ता॥ २५॥

**राजर्षीणां जनयिता शास्ता चोत्पथगामिनाम्।**
**निग्रहीता कलेरेष भुवो धर्मस्य कारणात्॥ २६**

राजर्षीणां जनमेजयादीनाम्॥ २६॥

**तक्षकादात्मनो मृत्युं द्विजपुत्रोपसर्जितात्।**
**प्रपत्स्यत उपश्रुत्य मुक्तसङ्गः पदं हरेः॥ २७**

द्विजपुत्रेण प्रेरितात्तक्षकादात्मनो मृत्युमुपश्रुत्य विरक्तः सन् हरेः पदं प्रपत्स्यते भजिष्यति॥ २७॥

**जिज्ञासितात्मयाथात्म्यो मुनेर्व्याससुतादसौ।**
**हित्वेदं नृप गङ्गायां यास्यत्यद्धाऽकुतोभयम्॥ २८**

ततश्च जिज्ञासितमात्मनो याथात्म्यं येन सः। इदं शरीरं गङ्गायां हित्वाऽकुतोभयं पदं यास्यति। अद्धा निश्चयेन॥ २८॥

**इति राज्ञ उपादिश्य विप्रा जातककोविदाः।**
**लब्धापचितयः सर्वे प्रतिजग्मुः स्वकान् गृहान्॥ २९**

**‘पितामहः’** બ્રહ્માજી, તેમના જેવો, **‘साम्ये’** સમત્વમાં– **‘रमाश्रयः’** ભગવાન શ્રીહરિ ॥ ૨૩ ॥

આ બાળક સર્વ સદ્‌ગુણોનો મહિમા ધારણ કરવામાં શ્રીકૃષ્ણ ભગવાનનું અનુસરણ કરશે. રન્તિદેવ જેવો ઉદાર થશે તથા યયાતિ જેવો ધાર્મિક થશે. ॥ ૨૪॥

સર્વ સદ્‌ગુણો વડે ધારણ કરાતો મહિમા જે છે, તે મહિમાના વિષયમાં શ્રીકૃષ્ણ ભગવાન જેવો ॥ ૨૪॥

ધીરજમાં બલિરાજા સમાન, ભગવાન શ્રીકૃષ્ણમાં પ્રહ્‌લાદ જેવી દૃઢ આસક્તિવાળો, અશ્વમેધ યજ્ઞો કરનાર તથા વૃદ્ધજનોનો સેવક થશે. ॥ ૨૫ ॥

**‘धृत्या’** ધૈર્યમાં– **‘सद्ग्रहः’** કલ્યાણકારી **‘ग्रहः’** અભિનિવેશ (આસક્તિ) જેનો છે તે, **‘आहर्ता’** કરનાર ॥ ૨૫॥

વળી, આ બાળક (જનમેજય વગેરે) રાજર્ષિઓને ઉત્પન્ન કરનારો થશે, અવળે માર્ગે જનારાઓનું શાસન કરનારો થશે તથા પૃથ્વી અને ધર્મને કારણે કળિયુગનું દમન કરનારો થશે. ॥ ૨૬॥

**‘राजर्षीणाम्’** જનમેજય વગેરે રાજર્ષિઓનો ॥ ૨૬॥

બ્રાહ્મણના પુત્રે મોકલેલા તક્ષક નાગથી પોતાનું મૃત્યુ સાંભળીને સંગરહિત થઈ શ્રીહરિના ચરણનું શરણ લેશે. ॥ ૨૭ ॥

બ્રાહ્મણપુત્ર દ્વારા મોકલેલા તક્ષક દ્વારા પોતાનું મૃત્યુ સાંભળીને વિરક્ત થઈ શ્રીહરિના ચરણને **‘प्रपत्स्यते’** શરણે જશે, ભજન કરશે. ॥ ૨૭ ॥

હે રાજા! વ્યાસપુત્ર શ્રીશુકદેવજી દ્વારા આત્માના યથાર્થ સ્વરૂપને જેણે જાણવા ઈચ્છ્યું છે, તેવો તે ગંગાતટે આ શરીર છોડીને અભયપદને નિશ્ચયપૂર્વક પામશે. ॥ ૨૮ ॥

ત્યાર પછી જેણે આત્માનું યથાર્થ સ્વરૂપ જાણવા ઈચ્છ્યું છે (તે જાણીને) ગંગા તટે આ શરીર છોડીને અભયપદને પામશે– **‘अद्धा’** નિશ્ચયપૂર્વક ॥ ૨૮॥

આ પ્રમાણે રાજાને જણાવીને જ્યોતિષશાસ્ત્રમાં કુશળ એવા સર્વ બ્રાહ્મણો રાજાનો સત્કાર પામી પોતાના સ્થાને ગયા. ॥ ૨૯ ॥

लब्धा अपचितिः पूजा यैस्ते॥ २९ ॥

परीक्षिदिति नाम निर्वक्ति—**स एष** इति।

**स एष लोकविख्यातः परीक्षिदिति यत्प्रभुः।**
**गर्भदृष्टमनुध्यायन्परीक्षेत नरेष्विह॥ ३०**

यद्यस्मात्प्रभुः समर्थः सन् गर्भे दृष्टं पुरुषमनुध्यायन्निह दृश्यमानेषु नरेषु मध्ये सर्वमपि नरं परीक्षेताऽयमसौ भवेन्नो वेति विचारयेदतः परीक्षिदिति विख्यातः। 'पूर्वदृष्टम्' इति वा पाठः। तदा मातृगर्भे पूर्वं दृष्टमित्यर्थः॥ ३० ॥

**स राजपुत्रो ववृध आशु शुक्ल इवोडुपः।**
**आपूर्यमाणः पितृभिः काष्ठाभिरिव सोऽन्वहम्॥ ३१**

शुक्ले शुक्लपक्षे स प्रसिद्ध उडुपोऽन्वहं यथा काष्ठाभिः पञ्चदशकलाभिरापूर्यमाणो वर्धते, एवं पितृभिर्युधिष्ठिरादिभिः कामैश्चतुःषष्टिकला-भिश्चापूर्यमाणो ववृधे॥ ३१ ॥

पूर्वमपकृष्योक्तानश्वमेधान् स्वावसरे सप्रकारं कथयति।

**यक्ष्यमाणोऽश्वमेधेन ज्ञातिद्रोहजिहासया।**
**राजाऽलब्धधनो दध्यावन्यत्र करदण्डयोः॥ ३२**

પ્રાપ્ત કર્યો છે **'अपचितिः'** સત્કાર જેમણે તે (બ્રાહ્મણો) ॥ ૨૯॥

પરીક્ષિત નામની વ્યુત્પત્તિ દર્શાવે છે— **'सः एषः इति।'**

સમર્થ હોવાને કારણે રાજા ગર્ભમાં જોયેલા પુરુષનું ચિન્તન કરતા અને આ જગતના સર્વ પુરુષોમાં (તે આ પુરુષ છે કે નહીં એમ) પરીક્ષા કરતા હોવાથી 'પરીક્ષિત' નામથી આ લોકમાં પ્રખ્યાત થયા. ॥ ૩૦॥

**'यद्'** કારણ કે **'प्रभुः'** સમર્થ હોઈ રાજા ગર્ભમાં જોયેલા પુરુષનું ધ્યાન કરતા, આ લોકમાં દેખાતા મનુષ્યોમાં સર્વને 'તે આ પુરુષ છે કે નહીં' એમ **'परीक्षेत'** વિચારતા 'પરીક્ષિત' એ નામથી પ્રખ્યાત થયા. **'गर्भदृष्टम्'** ને બદલે **'पूर्वदृष्टम्'** પાઠ પણ છે. એનો, ત્યારે માતાના ગર્ભમાં પહેલાં જોયેલાંને, એમ અર્થ છે. ॥ ૩૦॥

પ્રતિદિન શુક્લ પક્ષનો ચન્દ્રમા કલાઓ દ્વારા વૃદ્ધિ પામે તેમ તે રાજપુત્ર પરીક્ષિત (યુધિષ્ઠિર વગેરે) પિતૃઓ દ્વારા શીઘ્ર મોટા થવા લાગ્યા. ॥ ૩૧ ॥

**'शुक्ले'** શુક્લ પક્ષમાં, તે પ્રસિદ્ધ ચંદ્રમા પ્રતિદિન જેમ **'काष्ठाभिः'** પંદર કલાઓ દ્વારા **'आपूर्यमाणः'** વધે છે, એ જ રીતે **'पितृभिः'** દાદાઓ– યુધિષ્ઠિર વગેરે દ્વારા થતા લાલન-પાલનરૂપ ચોસઠ કલાઓ દ્વારા **'आपूर्यमाणः'** વધવા લાગ્યા. ॥ ૩૧॥

પહેલા વિષયવસ્તુને દૂર કરીને અવસર પ્રાપ્ત થતાં તે કહેવામાં આવેલા અશ્વમેધ યજ્ઞોને પ્રકારસહિત કહે છે.

જ્ઞાતિની હિંસાથી લાગેલા પાપનો ત્યાગ કરવાની ઈચ્છાથી, અશ્વમેધ યજ્ઞથી (ભવિષ્યમાં) યજન કરનાર યુધિષ્ઠિર, કર અને દંડથી ધન મેળવ્યા સિવાયનો અન્ય ઉપાય વિચારવા લાગ્યા. ॥ ૩૨ ॥

ज्ञातिद्रोहस्य हानेच्छया यक्ष्यमाणः करदण्डयोरन्यत्र ताभ्यां विनाऽलब्धधनो दध्यौ चिन्तयामास। करदण्डजस्य परिजनभरण-मात्रोपक्षीणत्वात्॥ ३२॥

જ્ઞાતિની હિંસાથી લાગેલા પાપને દૂર કરવાની ઈચ્છાથી યજ્ઞ કરનાર (યુધિષ્ઠિર) **'करदण्डयोः अन्यत्र'** કર અને દંડથી ધન પ્રાપ્ત કર્યા સિવાય બીજો ઉપાય **'दध्यौ'** વિચારવા લાગ્યા, (કારણ કે) કર અને દંડથી મળતું ધન તો માત્ર પોતાના પરિજનોના પોષણ માટે જ ખર્ચાઈ જતું હતું. ॥ ૩૨॥

**तदभिप्रेतमालक्ष्य भ्रातरोऽच्युतचोदिताः।**
**धनं प्रहीणमाजह्रुरुदीच्यां दिशि भूरिशः॥ ३३**

પ્રહીણં મરુત્તસ્ય યજ્ઞે બ્રાહ્મણૈસ્ત્યક્તં* સુવર્ણપાત્રાદિકમાનીતવન્તઃ

प्रहीणं मरुत्तस्य यज्ञे ब्राह्मणैस्त्यक्तं* सुवर्णपात्रादिकमानीतवन्तः॥ ३३॥

તેમનો અભિપ્રાય જાણી ભગવાન શ્રીકૃષ્ણ વડે પ્રેરાયેલા તેમના ભાઈઓ ઉત્તર દિશામાં (મરુત્ત રાજાએ યજ્ઞમાં)* ત્યજેલું પુષ્કળ ધન લઈ આવ્યા. ॥ ૩૩ ॥

મરુત્તરાજાના યજ્ઞમાં બ્રાહ્મણો દ્વારા **'प्रहीणम्'** ત્યજાયેલાં સુવર્ણપાત્રાદિ લઈ આવ્યા. ॥ ૩૩॥

**तेन सम्भृतसम्भारो धर्मपुत्रो युधिष्ठिरः।**
**वाजिमेधैस्त्रिभिर्भीतो यज्ञैः समयजद्धरिम्॥ ३४**

सम्भृतसम्भारः सम्पादितयज्ञोपकरणः। भीतो ज्ञातिद्रोहात्॥ ३४॥

તે ધન વડે સર્વ સામગ્રી એકઠી કરી (જ્ઞાતિજનોની હિંસાથી) ભય પામેલા ધર્મપુત્ર યુધિષ્ઠિરે ત્રણ અશ્વમેધ યજ્ઞો દ્વારા શ્રીહરિની આરાધના કરી. ॥ ૩૪॥

**'सम्भृतसम्भारः'** સંપાદન કરેલી યજ્ઞની સામગ્રી, જ્ઞાતિજનોની હિંસાથી ભય પામેલા યુધિષ્ઠિર ॥ ૩૪॥

**आहूतो भगवान्राज्ञा याजयित्वा द्विजैर्नृपम्।**
**उवास कतिचिन्मासान्सुहृदां प्रियकाम्यया॥ ३५**

॥ ३५ ॥

રાજા (યુધિષ્ઠિર) દ્વારા નિમન્ત્રિત ભગવાન શ્રીકૃષ્ણ બ્રાહ્મણો દ્વારા રાજા પાસે યજ્ઞ કરાવી સંબંધીઓનું પ્રિય કરવાની ઈચ્છાથી કેટલાક મહિના (ત્યાં) રહ્યા. ॥ ૩૫ ॥ ૩૫ ॥

**ततो राज्ञाभ्यनुज्ञातः कृष्णया सह बन्धुभिः।**
**ययौ द्वारवतीं ब्रह्मन्सार्जुनो यदुभिर्वृतः॥ ३६**

॥ ३६ ॥

પછી હે ભૂદેવ! રાજા યુધિષ્ઠિર, દ્રૌપદી તથા સર્વ સંબંધીઓની અનુમતિ લઈ યદુઓથી વીંટળાયેલ ભગવાન શ્રીકૃષ્ણ અર્જુન સાથે દ્વારકા ગયા.॥ ૩૬॥ ૩૬॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां प्रथमस्कन्धे द्वादशोऽध्यायः॥ १२॥
इति श्रीमद्भागवते प्रथमस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां द्वादशोऽध्यायः॥ १२॥

❋❋❋❋

* પૂર્વે અવીક્ષિતપુત્ર મહારાજ મરુત્ત ચક્રવર્તી રાજા થયા હતા. તેમના દ્વારા અંગિરા ઋષિના પુત્ર મહાયોગી સંવર્ત ઋષિએ યજ્ઞ કરાવ્યો હતો. મરુત્તનો યજ્ઞ જેવો થયો, તેવો બીજા કોઈનો થયો નથી. તે યજ્ઞનાં સમસ્ત નાનાં-મોટાં પાત્રો અત્યંત સુંદર અને સોનાનાં બનેલાં હતાં. તે યજ્ઞમાં ઈન્દ્ર સોમપાન કરીને મત્ત થઈ ગયા હતા અને દક્ષિણાઓથી બ્રાહ્મણો તૃપ્ત થઈ ગયા હતા. (શ્રીમદ્ ભા.૯/૨/૨૫ થી ૨૮) યજ્ઞ સમાપ્ત થતાં તેમણે તે પાત્રો ઉત્તરદિશામાં ફેંકાવી દીધાં હતાં. તેમણે બ્રાહ્મણોને એટલું ધન આપ્યું હતું કે તેઓ તેને ન લઈ જઈ શક્યા. તેઓ પણ તેને ઉત્તરદિશામાં જ છોડીને ચાલ્યા ગયા. પરિત્યક્ત ધન પર રાજાનો અધિકાર હોય છે, તેથી તે ધન મંગાવીને ભગવાન શ્રીકૃષ્ણે યુધિષ્ઠિરનો યજ્ઞ કરાવ્યો.

# अथ त्रयोदशोऽध्यायः

## ધૃતરાષ્ટ્ર અને ગાંધારીનું વનગમન

निर्गमो धृतराष्ट्रस्य विदुरोक्त्या त्रयोदशे।
उक्तः पौत्राभिषेकेण वक्तुं राज्ञो महापथम्॥ १

વિદુરજીના ઉપદેશથી ધૃતરાષ્ટ્રનું પ્રસ્થાન તેરમા અધ્યાયમાં કહેલું છે. પૌત્ર પરીક્ષિતના રાજ્યાભિષેકની સાથે રાજા યુધિષ્ઠિરનું મહાપ્રસ્થાન કહેવા માટે (પ્રથમ ધૃતરાષ્ટ્રનિર્ગમનની કથા કહે છે). ॥૧॥

इदानीं परीक्षितः कलिनिग्रहादिकर्माणि कथयिष्यन् विदुरागमनेन धृतराष्ट्रप्रस्थानं ततोऽर्जुनागमनं ततः श्रीकृष्णान्तर्धानं निशम्य पाण्डवप्रस्थानं च निरूपयति त्रिभिरध्यायैः।

હવે પરીક્ષિતનાં કલિનિગ્રહ વગેરે કર્મો કહેનાર (સૂતજી), વિદુરજીના આગમન દ્વારા ધૃતરાષ્ટ્રનું પ્રસ્થાન, ત્યાર પછી અર્જુનનું આગમન, ત્યાર પછી શ્રીકૃષ્ણ ભગવાનનું અંતર્ધાન થવું સાંભળીને પાંડવોનું મહાપ્રસ્થાન, એમ આ સર્વનું ત્રણ અધ્યાયો દ્વારા નિરૂપણ કરે છે.

सूत उवाच

**विदुरस्तीर्थयात्रायां मैत्रेयादात्मनो गतिम्।**
**ज्ञात्वाऽगाद्धास्तिनपुरं तयावाप्तविवित्सितः॥ १**

**સૂતજી બોલ્યા** – તીર્થયાત્રામાં મૈત્રેયજી પાસેથી આત્માની ગતિ જાણી, તે આત્મગતિરૂપ શ્રીકૃષ્ણના જ્ઞાનથી જેમણે જાણવા ઈચ્છેલું સર્વ જાણ્યું હતું, એવા વિદુરજી હસ્તિનાપુરમાં ગયા. ॥૧॥

गतिं हरिम्। तयात्मगत्याऽवाप्तं विवित्सितं ज्ञातुमिष्टं सर्वं येन॥ १॥

**'गतिम्'** ભગવાન શ્રીહરિ એ જ ગતિરૂપ છે. **'तया'** તે આત્મગતિરૂપ શ્રીકૃષ્ણના જ્ઞાનથી, **'विवित्सितम्'** જાણવા ઈચ્છેલું સર્વ જાણ્યું છે જેમણે (તેવા વિદુરજી) ॥૧॥

**यावतः कृतवान्प्रश्नान्क्षत्ता कौषारवाग्रतः।**
**जातैकभक्तिर्गोविन्दे तेभ्यश्चोपरराम ह॥ २**

વિદુરજીએ મૈત્રેયજી આગળ જેટલા પ્રશ્નો કર્યા, તેમાંના અવશિષ્ટ રહેલા પ્રશ્નો સાંભળવામાંથી એ ઉપરામ થઈ ગયા, (કારણ કે) તેમને શ્રીગોવિંદ ભગવાનમાં એકનિષ્ઠ ભક્તિ થઈ ગઈ. ॥ ૨॥

तदेवाह। यावतः कर्मयोगव्रतादिविषयान् प्रश्नान्प्रथमं कृतवान्। कौषारवस्य मैत्रेयस्य पुरतः। पश्चात्त्रिचतुःप्रश्नार्थज्ञानमात्रेण गोविन्दे जातैकभक्तिः कृतार्थः संस्तेभ्यः प्रश्नेभ्य उपरराम। ततः परं न विजिज्ञासितवान्॥ २॥

(વિદુરજીએ જાણવા યોગ્ય સર્વ જાણી લીધું હતું) તે જ કહે છે. જેટલા કર્મ, યોગ, વ્રત વગેરે વિષયક પ્રશ્નો પ્રથમ કર્યા, **'कौषारवस्य'** મૈત્રેયજીની આગળ, પછી ત્રણ-ચાર પ્રશ્નોના અર્થના જ્ઞાનમાત્રથી જ શ્રીગોવિંદ ભગવાનમાં એકનિષ્ઠ ભક્તિ થઈ જવાથી કૃતાર્થ થઈને તેમાં અવશિષ્ટ રહેલા પ્રશ્નોના ઉત્તર સાંભળવાની તેમને ઈચ્છા રહી નહીં. ત્યાર પછી તેમણે જિજ્ઞાસા કરી નહીં. ॥ ૨॥

**वंशीधरी—**'आत्मनि ज्ञाते सर्वं ज्ञातं भवति।' इति श्रुतेः।

'આત્માનું જ્ઞાન થતાં સર્વનું જ્ઞાન થાય છે.' એમ શ્રુતિ છે. (બૃહદા.ઉપ.૪/૫/૬ માં આનો અર્થ પ્રાપ્ત થાય છે.)

**तं बन्धुमागतं दृष्ट्वा धर्मपुत्रः सहानुजः।**
**धृतराष्ट्रो युयुत्सुश्च सूतः शारद्वतः पृथा॥ ३**

હે મહર્ષિ શૌનક! બંધુ એવા વિદુરજીને આવેલા જોઈ નાના ભાઈઓ સાથે ધર્મપુત્ર યુધિષ્ઠિર, ધૃતરાષ્ટ્ર, યુયુત્સુ તથા સંજય, કૃપાચાર્ય, કુંતાજી, ॥ ૩ ॥

**गान्धारी द्रौपदी ब्रह्मन्सुभद्रा चोत्तरा कृपी।**
**अन्याश्च जामयः पाण्डोर्ज्ञातयः ससुताः स्त्रियः॥ ४**

ગાંધારી, દ્રૌપદી, સુભદ્રા, ઉત્તરા તથા કૃપી તેમ જ જ્ઞાતિની અન્ય સ્ત્રીઓ, પાંડુરાજાના જ્ઞાતિજનો તેમ જ પોતાના પુત્રો સહિત સ્ત્રીઓ ॥ ૪ ॥

**प्रत्युज्जग्मुः प्रहर्षेण प्राणं तन्व इवागतम्।**
**अभिसंगम्य विधिवत्परिष्वङ्गाभिवादनैः॥ ५**

પ્રાણ આવી ગયા હોય ત્યારે જેમ શરીરના અવયવો ચેતનવંતા થાય તેમ શિષ્ટાચાર મુજબ આલિંગન, વંદન વગેરે સહિત અત્યંત હર્ષપૂર્વક (વિદુરજીની) સામે ગયાં. ॥ ૫॥

सूतः संजयः। शारद्वतः कृपः। पृथा कुन्ती॥ ३॥

**'सूतः'** સંજય, **'शारद्वतः'** કૃપાચાર્ય, **'पृथा'** કુન્તી ॥ ૩ ॥

कृपी द्रोणभार्या। जामयो ज्ञातिभार्याः। अन्याश्च स्त्रियः॥ ४॥

**'कृपी'** દ્રોણાચાર્યનાં પત્ની– **'जामयः'** જ્ઞાતિની સ્ત્રીઓ, અન્ય સ્ત્રીઓ પણ ॥ ૪॥

प्राणं तन्व इवेति कुतश्चिन्मूर्च्छादिदोषतः प्राणेऽवसन्ने सति तन्वः कराङ्घ्र्यादयो निश्चेष्टा भवन्ति पुनस्तस्मिन्नाविर्भूते यथोत्तिष्ठन्ति तद्वत् ॥ ५॥

**'प्राणं तन्वः इव इति।'** કોઈક કારણથી મૂર્ચ્છા વગેરે દોષથી પ્રાણ શિથિલ થઈ જાય, ત્યારે **'तन्वः'** શરીરના હાથ-પગ વગેરે અવયવો નિશ્ચેષ્ટ થઈ જાય છે, ફરીથી તેમાં પ્રાણનો આવિર્ભાવ થતાં જેમ ચેતનવંતા થઈ ઊઠે છે તેમ ॥ ૫॥

**मुमुचुः प्रेमबाष्पौघं विरहौत्कण्ठ्यकातराः।**
**राजा तमर्हयांचक्रे कृतासनपरिग्रहम्॥ ६**

વિરહાતુરતાથી વિવશ થયેલાં તેઓ પ્રેમાશ્રુ સારવા લાગ્યા. વિદુરજીએ આસન ગ્રહણ કર્યું તથા રાજા યુધિષ્ઠિરે તેમની પૂજા કરી. ॥ ૬॥

विरहेण यदौत्कण्ठ्यं तेन कातरा विवशाः ॥ ६॥

વિરહથી જે ઉત્કંઠા થઈ તેને કારણે **'कातराः'** વિવશ થયેલાં ॥ ૬॥

**तं भुक्तवन्तमासीनं विश्रान्तं सुखमासने।**
**प्रश्रयावनतो राजा प्राह तेषां च शृण्वताम्॥ ७**

પછી જેમણે ભોજન કરી લીધું છે તેમ જ વિશ્રામ લઈ લીધો છે તેવા, આસન પર સુખપૂર્વક બેઠેલા તે વિદુરજીને રાજા યુધિષ્ઠિરે વિનયપૂર્વક નમન કરીને તે સર્વના સાંભળતાં કહ્યું: ॥ ૭ ॥

तं विदुरम्॥ ७॥

**'तम्'** તે વિદુરજીને ॥ ૭ ॥

युधिष्ठिर उवाच

**अपि स्मरथ नो युष्मत्पक्षच्छायासमेधितान्।**
**विपद्गणाद्विषाग्न्यादेर्मोचिता यत्समातृकाः॥ ८**

पक्षिणो ह्यपत्यानि यथातिस्नेहेन पक्षच्छायया वर्धयन्ति तद्वद्युष्मत्पक्षपातच्छायया समेधितान्वर्धितान्नोऽस्मान्किं स्मरथ। समेधितत्वमेवाह। विपद्गणाद्यस्यान्मोचिताः स्मः॥ ८॥

**યુધિષ્ઠિર બોલ્યા** – આપની છત્રછાયામાં ઊછરેલા તથા વિષદાન, અગ્નિદાહ વગેરે અનેક વિપત્તિઓમાંથી માતા સાથે (આપના દ્વારા) રક્ષા કરાયેલા એવા અમને શું આપ સંભારો છો ? ॥ ૮॥

પક્ષીઓ જેમ પોતાનાં બચ્ચાંને અત્યંત વાત્સલ્યપૂર્વક પોતાની પાંખોની છાયામાં ઉછેરે છે, તેમ આપની પક્ષપાતરૂપી છાયામાં **'समेधितान्'** મોટા થયેલા **'नः'** અમને શું આપ સંભારો છો? કેવી રીતે ઊછર્યા તે કહે છે–જે વિપત્તિઓના સમૂહમાંથી અમને ઊગાર્યા હતા.॥ ૮ ॥

**कया वृत्त्या वर्तितं वश्चरद्भिः क्षितिमण्डलम्।**
**तीर्थानि क्षेत्रमुख्यानि सेवितानीह भूतले॥ ९**

*वो युष्माभिः कया वृत्त्या वर्तितं देहवृत्तिः कृता। कानि च तीर्थादीनि सेवितानीति॥ ९॥

પૃથ્વી ઉપર વિચરણ કરતાં કઈ વૃત્તિથી આપે જીવન-નિર્વાહ કર્યો? વળી, આ પૃથ્વી પરનાં કયાં કયાં મુખ્ય ક્ષેત્રો તથા તીર્થોનું આપે સેવન કર્યું ? ॥ ૯॥

**'वः'** આપના દ્વારા,* કઈ વૃત્તિથી **'वर्तितम्'** જીવન-નિર્વાહ કરવામાં આવ્યો? તથા કયાં તીર્થસ્થાનાદિનું સેવન કરવામાં આવ્યું? ॥ ૯॥

भवतां च तीर्थाटनं न स्वार्थं किंतु तीर्थानुग्रहार्थमित्याह—**भवद्विधा** इति।

આપનું તીર્થાટન સ્વાર્થ માટે નહીં, પરંતુ તીર્થોની ઉપર અનુગ્રહ કરવા માટે છે, તે કહે છે— **'भवद्-विधा इति।'**

**भवद्विधा भागवतास्तीर्थभूताः स्वयं विभो।**
**तीर्थीकुर्वन्ति तीर्थानि स्वान्तस्थेन गदाभृता॥ १०**

मलिनजनसंपर्केण मलिनानि तीर्थानि सन्तः पुनः स्वयं तीर्थीकुर्वन्ति। स्वान्तं मनस्तत्रस्थेन। स्वस्यान्तः स्थितेनेति वा॥ १०॥

હે પ્રભુ, આપ સમાન ભગવદ્ભક્તો પોતે જ તીર્થરૂપ છો. અંતરમાં ગદાધારી શ્રીહરિ વિરાજમાન હોવાથી આપ તીર્થોને પણ પવિત્ર કરો છો. ॥ ૧૦ ॥

મલિન મનુષ્યોના સંપર્કથી મલિન થયેલાં તીર્થોને પોતે ફરીથી પવિત્ર કરે છે. **'स्वान्तम्'** મનમાં રહેલા અથવા પોતાના અંતરમાં વિરાજેલા ભગવાનને કારણે ॥ ૧૦॥

**अपि नः सुहृदस्तात बान्धवाः कृष्णदेवताः।**
**दृष्टाः श्रुता वा यदवः स्वपुर्यां सुखमासते॥ ११**

अपि किं सुखमासते भवद्भिः क्वापि दृष्टाः श्रुता वा॥ ११॥

હે તાત, ભગવાન શ્રીકૃષ્ણ જેમના ઈષ્ટદેવ છે, તે આપણા મિત્રો અને સંબંધમાં યાદવોને આપ મળ્યા? અથવા તેમના સંબંધમાં કંઈ સાંભળ્યું? શું તેઓ પોતાના નગરમાં સુખરૂપ તો છે ને? ॥ ૧૧ ॥

શું તેઓ સુખેથી રહે છે? આપ તેમને ક્યારેય મળ્યા? અથવા તેમના માટે કાંઈ સાંભળ્યું? ॥ ૧૧॥

* **वः** એ દ્વિતીયા, ચતુર્થી અને ષષ્ઠીના બ.વ.માં વૈકલ્પિક રૂપ તરીકે આવે છે. તૃતીયા બ.વ.માં આવું રૂપ ન હોવા છતાં અહીં તે રીતે સ્વીકારેલું છે.

**इत्युक्तो धर्मराजेन सर्वं तत्समवर्णयत्।**
**यथानुभूतं क्रमशो विना यदुकुलक्षयम्॥ १२**

ધર્મરાજ યુધિષ્ઠિર દ્વારા આમ જેમને પૂછવામાં આવ્યું તે વિદુરજીએ જેમ અનુભવ્યું હતું તેમ, યદુકુળના વિનાશ સિવાયનું, સર્વકાંઈ ક્રમશઃ વર્ણન કર્યું. ॥ ૧૨॥

यदुकुलक्षयावर्णने कारणमाह—**नन्विति।**

યદુકુળના નાશનું વર્ણન કર્યું નહીં તેનું કારણ કહે છે— **'ननु इति।'**

**नन्वप्रियं दुर्विषहं नृणां स्वयमुपस्थितम्।**
**नावेदयेत्सकरुणो दुःखितान्द्रष्टुमक्षमः॥ १३**

મનુષ્યોને દૈવયોગે પ્રાપ્ત થયેલું અપ્રિય અત્યંત દુઃસહ થાય છે, તેથી અન્યને દુઃખી જોવાને અસમર્થ એવા દયાળુ વિદુરજી પોતે ન જણાવી શક્યા. ॥ ૧૩॥

**कंचित्कालमथावात्सीत्सत्कृतो देववत्सुखम्।**
**भ्रातुर्ज्येष्ठस्य श्रेयस्कृत्सर्वेषां प्रीतिमावहन्॥ १४**

દેવની જેમ સત્કાર પામેલા, મોટાભાઈ ધૃતરાષ્ટ્રને કલ્યાણ કરનાર તત્ત્વનો ઉપદેશ આપનાર વિદુરજી બધાને આનંદ આપતા, કેટલોક સમય ત્યાં રહ્યા. ॥ ૧૪॥

श्रेयस्कृत्तत्त्वमुपदिशन्॥ १४॥

**'श्रेयस्कृत्'** કલ્યાણ કરનાર તત્ત્વનો ઉપદેશ કરતા ॥ ૧૪॥

ननु शूद्रोऽसौ कथमुपदिशेत्। न ह्यसौ शूद्रः किंतु यमस्तद्रूपेणासीत्। किं तत्र कारणं यमे चात्रागतेऽमुत्र को दण्डधर इत्यपेक्षायामाह— **अबिभ्रदिति।**

શંકા કરવામાં આવે કે એ શૂદ્ર કેવી રીતે ઉપદેશ કરે? તે માટે કહે છે કે તેઓ ખરેખર શૂદ્ર ન હતા, પરંતુ વિદુરજીના રૂપમાં યમરાજ હતા. તે માટેનું શું કારણ છે? અને યમરાજ જ્યારે વિદુરરૂપે અહીં જન્મ્યા, ત્યારે પરલોકમાં શિક્ષા કરનાર કોણ હતું ? એવી અપેક્ષા માટે કહે છે— **'अबिभ्रद् इति।'**

**अबिभ्रदर्यमा दण्डं यथावदघकारिषु।**
**यावद्दधार शूद्रत्वं शापाद्वर्षशतं यमः॥ १५**

શાપને કારણે સો વર્ષ સુધી યમરાજે શૂદ્રત્વ ધારણ કર્યું હતું, ત્યાં સુધી અર્યમાદેવ (પિતૃદેવોના રાજા) પાપ કરનારાઓને ઘટતી શિક્ષા કરતા હતા. ॥ ૧૫ ॥

धृतवानित्यर्थः। माण्डव्यस्य शापात्। तथाहि। क्वचिच्चोराननु धावन्तो राजभटा माण्डव्यस्य ऋषेस्तपश्चरतः समीपे तान् संप्राप्य तेन सह निबध्यानीय राज्ञे निवेद्य तदाज्ञया सर्वान् शूलमारोपयामासुः। ततो राजा तमृषिं ज्ञात्वा शूलादवतार्य प्रसादयामास।

માંડવ્ય ઋષિના શાપથી (શૂદ્રત્વ) ધારણ કર્યું, એમ અર્થ છે. તે અનુસાર કોઈ એક વખત ચોરોની પાછળ પડેલા રાજાના સિપાઈઓએ તપ કરતા માંડવ્ય ઋષિની પાસેથી ચોરોને પકડીને સાથે તે ઋષિને પણ બાંધી લાવીને રાજાને સોંપીને, તેમની આજ્ઞાથી બધાને શૂળી પર ચડાવી દીધા. ત્યાર બાદ રાજાએ તેમને ઋષિ જાણી શૂળી પરથી ઉતારી (ક્ષમા માંગીને) પ્રસન્ન કર્યા.

ततो मुनिर्यमं गत्वा कुपित उवाच कस्मादहं शूलमारोपित इति। तेनोक्तं त्वं बाल्ये शलभं कुशाग्रेणाविध्य क्रीडितवानिति। तच्छ्रुत्वा माण्डव्यस्तं शशाप। बाल्येऽजानतो मे महान्तं दण्डं यतस्त्वं कारितवानतः शूद्रो भवेति॥ १५॥

પછી કોપાયમાન થયેલા મુનિએ યમરાજા પાસે જઈને કહ્યું કે, મને શૂળી ઉપર કેમ ચડાવવામાં આવ્યો હતો? યમરાજ દ્વારા કહેવામાં આવ્યું કે, તમે બાલ્યાવસ્થામાં એક પતંગિયાને દર્ભની અણીથી વીંધીને રમત કરી હતી. તે સાંભળીને માંડવ્ય ઋષિએ તેમને શાપ આપ્યો કે બાળપણમાં અજાણ એવા મને તેં આટલો મોટો દંડ કરાવ્યો, તેથી તું શૂદ્ર થઈ જા. ॥ ૧૫ ॥

इदानीं राज्यस्यापकर्षं निरूपयितुमुत्कर्षं निगमयति—**युधिष्ठिर** इति।

હવે રાજ્યનો ત્યાગ કર્યો તેનું નિરૂપણ કરવા માટે તેનો ઉત્કર્ષ દર્શાવી ઉપસંહાર કરે છે— **'युधिष्ठिरः इति।'**

**युधिष्ठिरो लब्धराज्यो दृष्ट्वा पौत्रं कुलन्धरम्।**
**भ्रातृभिर्लोकपालाभैर्मुमुदे परया श्रिया॥ १६**

રાજ્ય પ્રાપ્ત કરી ચૂકેલા યુધિષ્ઠિર વંશને ધારણ કરનાર પૌત્રને જોઈને લોકપાલો જેવા ભાઈઓની સાથે ઉત્તમ લક્ષ્મી વડે આનંદ પામ્યા. ॥ ૧૬ ॥

कुलन्धरं वंशधरम्॥ १६॥

**'कुलन्धरम्'** વંશ ધારણ કરનારને ॥ ૧૬॥

**एवं गृहेषु सक्तानां प्रमत्तानां तदीहया।**
**अत्यक्रामदविज्ञातः कालः परमदुस्तरः॥ १७**

આ પ્રમાણે ગૃહોમાં આસક્ત અને તેના વ્યવહારોથી પ્રમાદી બનેલાઓનો તરી જવા માટે અત્યન્ત મુશ્કેલ એવા અપ્રતિહત વેગવાળો આયુષ્યકાળ અભાનપણે વીતી ગયો. ॥ ૧૭ ॥

तदीहया गृहव्यापारेण प्रमत्तानाम्। अत्यक्रामदायुःकालोऽतिक्रान्तः। यद्वा तानभ्यभवदित्यर्थः॥ १७॥

**'तद्-ईहया'** ઘરના વ્યવહારોથી પ્રમત્ત બનેલાઓનો આયુષ્યકાળ **'अत्यक्रामत्'** વીતી ગયો અથવા (કાળે) તેમને અભિભૂત કરી દીધા, એમ અર્થ છે. ॥ ૧૭ ॥

**विदुरस्तदभिप्रेत्य धृतराष्ट्रमभाषत।**
**राजन्निर्गम्यतां शीघ्रं पश्येदं भयमागतम्॥ १८**

પરંતુ વિદુરજીએ તે (કાળની ગતિ) જાણીને ધૃતરાષ્ટ્રને કહ્યું, હે રાજા! હવે તમે જલદીથી (ઘરમાંથી) નીકળી જાઓ. જુઓ, આ (મૃત્યુનો) ભય પાસે આવી ગયો છે. ॥ ૧૮ ॥

अभिप्रेत्य ज्ञात्वा॥ १८॥

**'अभिप्रेत्य'** જાણીને ॥ ૧૮ ॥

ननु तत्प्रतीकारः क्रियतां किं निर्गमनेन तत्राह—**प्रतिक्रियेति।**

શંકા કરવામાં આવી છે કે કાળનો પ્રતીકાર કરનારને ઘરની બહાર નીકળી જવાથી શું લાભ? તે માટે કહે છે— **'प्रतिक्रिया इति।'**

**प्रतिक्रिया न यस्येह कुतश्चित्कर्हिचित्प्रभो।**
**स एव भगवान्कालः सर्वेषां नः समागतः॥ १९**

હે પ્રભુ, આ લોકમાં જેમનો પ્રતીકાર કરવાનો ઉપાય કોઈ રીતે નથી અને ક્યારેય નથી, તે જ કાળ ભગવાન આપણા સૌની સમીપ આવ્યા છે. ॥ ૧૯ ॥

सर्वेषामिति। यैः प्रतिकर्तव्यं तेषामपीत्यर्थः ॥ १९ ॥

कथं धनादिवियोगः सोढुं शक्योऽत आह—**येन चेति**।

**येन चैवाभिपन्नोऽयं प्राणैः प्रियतमैरपि।**
**जनः सद्यो वियुज्येत किमुतान्यैर्धनादिभिः॥ २०**

अभिपन्नोऽभिग्रस्तः ॥ २० ॥

अत्रावस्थानमतिदैन्यमिति दर्शयन् वैराग्यमुत्पादयति—**पितृभ्रात्रिति** सप्तभिः।

**पितृभ्रातृसुहृत्पुत्रा हतास्ते विगतं वयः।**
**आत्मा च जरया ग्रस्तः परगेहमुपाससे॥ २१**

आत्मा च देहः॥ २१॥

**अहो महीयसी जन्तोर्जीविताशा यया भवान्।**
**भीमेनावर्जितं पिण्डमादत्ते गृहपालवत्॥ २२**

येन पुत्रा हतास्तेन भीमेन दत्तं पिण्डं गृहपाल इव। गृहपालः श्वा॥ २२॥

**अग्निर्निसृष्टो दत्तश्च गरो दाराश्च दूषिताः।**
**हृतं क्षेत्रं धनं येषां तद्दत्तैरसुभिः कियत्॥ २३**

निसृष्टः प्रक्षिप्तः। गरो विषम्। दूषिता अवमताः। तद्दत्तैरन्नादिभिर्लब्धैरसुभिः कियत् प्रयोजनम्। न किंचिदित्यर्थः॥ २३॥

જેમના દ્વારા નિવૃત્તિનો ઉપાય કરી શકાતો હોય, તે સર્વની પાસે પણ (ભગવાન કાળ ઉપસ્થિત થાય છે.) ॥ ૧૯ ॥

ધન વગેરેનો વિયોગ કેવી રીતે સહન કરવો શક્ય છે, તે માટે કહે છે— **'येन च इति।'**

જેનાથી ગ્રસ્ત થયેલો આ મનુષ્ય જો અત્યંત પ્રિય પ્રાણોથી પણ તત્કાળ વિયોગ પામે છે, તો ધન વગેરે અન્યથી (વિયોગ પામે) તેમાં કહેવું જ શું? ॥ ૨૦ ॥

**'अभिपन्नः'** ગ્રસ્ત થયેલો ॥ ૨૦ ॥

અહીં રહેવામાં અતિ દૈન્ય છે, તે દર્શાવતા વૈરાગ્ય ઉત્પન્ન કરે છે, સાત શ્લોકો દ્વારા— **'पितृभ्रातृ इति।'**

તમારા પિતા, ભાઈઓ, સંબંધીઓ અને પુત્રો માર્યા ગયા છે, આયુષ્ય વીતી ગયું છે, શરીર પણ ઘડપણથી ગ્રસ્ત થઈ ગયું છે, છતાં પારકા ઘરમાં પડી રહ્યા છો! ॥ ૨૧ ॥

**'आत्मा'** શરીર પણ ॥ ૨૧ ॥

અહો! પ્રાણીની જીવવાની આશા અતિ મહાન છે, જેને કારણે ભીમસેને આપેલો રોટલો તમે કૂતરાની જેમ લઈ રહ્યા છો! ॥ ૨૨ ॥

જેના દ્વારા (તમારા) પુત્રો હણાયા, તે ભીમ દ્વારા અપાયેલો રોટલો ગૃહપાલની જેમ— **'गृहपालः'** કૂતરો ॥ ૨૨॥

તમે જેમના ઉપર અગ્નિનો પ્રક્ષેપ કર્યો, ઝેર આપ્યું, જેમની પત્નીને અપમાનિત કરી તથા જેમની ભૂમિ તથા ધન છીનવી લીધાં, તેમના આપેલા (અન્ન વગેરેથી પ્રાપ્ત થયેલા) પ્રાણથી શું પ્રયોજન છે? ॥ ૨૩॥

**'निसृष्टः'** નાખવામાં આવ્યો— **'गरः'** ઝેર, **'दूषिताः'** અપમાનિત— તેમનાં આપેલાં અન્ન વગેરેથી ટકેલા પ્રાણથી શું પ્રયોજન છે? કંઈ જ પ્રયોજન નથી, એમ અર્થ છે. ॥ ૨૩॥

**तस्यापि तव देहोऽयं कृपणस्य जिजीविषोः।**
**परैत्यनिच्छतो जीर्णो जरया वाससी इव॥ २४**

તસ્યાપિ તવૈવં દૈન્યમનુભવતોઽપિ પરૈતિ ક્ષીયતે। અત એવ ધીરો ભવેતિ॥ ૨૪॥

दीन અને (આવી પરિસ્થિતિમાં પણ) જીવવા ઈચ્છતા એવા તમારો આ દેહ તમે નથી ઈચ્છતા તો પણ, જીર્ણ થઈ ગયેલા વસ્ત્રની જેમ ઘડપણથી ક્ષીણ થતો જાય છે. ॥ ૨૪॥

**'तस्य अपि'** આવું દૈન્ય અનુભવતા હોવા છતાં પણ **'परैति'** ક્ષીણ થાય છે, માટે જ હવે ધીર બનો. ॥ ૨૪ ॥

किंलक्षणो धीर इत्यपेक्षायामाह।

ધીર પુરુષનાં લક્ષણો ક્યાં તેવી અપેક્ષા માટે કહે છે.

**गतस्वार्थमिमं देहं विरक्तो मुक्तबन्धनः।**
**अविज्ञातगतिर्जह्यात्स वै धीर उदाहृतः॥ २५**

(યશ, ધર્મ વગેરે) સ્વાર્થ જેમાંથી ચાલ્યો ગયો છે એવા આ શરીરનો વિરક્ત થઈ, (અભિમાનરૂપ) બંધનનો ત્યાગ કરી, કોઈ પણ ન જાણે તેવી ગતિવાળો થઈ, જે ત્યાગ કરે તે જ ધીર કહેવાય છે. ॥ ૨૫ ॥

गतस्वार्थं यशोधर्मादिशून्यम्। मुक्तबन्धनस्त्यक्ताभिमानः। क्व गत इत्यविज्ञाता गतिर्यस्य। स धीरः। प्राप्तदुःखस्य स्वयं सहनेन मुक्तिप्राप्तेः॥ २५॥

**'गतस्वार्थम्'** યશ, ધર્મ વગેરેથી રહિત, **'मुक्तबन्धनः'** અભિમાનનો ત્યાગ કરનાર, ક્યાં ગયો તે જાણી ન શકાય તેવી ગતિ જેની છે તે ધીર છે કારણ કે આવેલા દુઃખને પોતે સહન કરવાથી મુક્તિ પામી શકે છે. ॥ ૨૫ ॥

**यः स्वकात्परतो वेह जातनिर्वेद आत्मवान्।**
**हृदि कृत्वा हरिं गेहात्प्रव्रजेत्स नरोत्तमः॥ २६**

જે સ્વયં (જાતે) અથવા પરોપદેશથી વૈરાગ્ય પામી, આત્માને જાણી (મનને વશમાં કરી) શ્રીહરિને હૃદયમાં ધારણ કરીને ઘરમાંથી નીકળી જાય છે, તે ઉત્તમ મનુષ્ય છે. ॥ ૨૬॥

नरोत्तमस्तु ततः प्रागेव कृतप्रतीकारः। स्वकात्स्वत एव। परतः परोपदेशतो वा॥ २६॥

ઉત્તમ મનુષ્ય તો એ જ છે કે જેણે પહેલેથી જ પ્રતીકાર કર્યો છે. **'स्वकात्'** સ્વયં પોતે જ અથવા **'परतः'** પરોપદેશથી ॥ ૨૬॥

त्वं तु नरोत्तमो नाभूः, अत इदानीं धीरो भवेत्याह—**अथेति।**

તમે નરોત્તમ તો ન બન્યા પરંતુ હવે ધીર બનો એમ કહે છે— **'अथ इति।'**

**अथोदीचीं दिशं यातु स्वैरज्ञातगतिर्भवान्।**
**इतोऽर्वाक्प्रायशः कालः पुंसां गुणविकर्षणः॥ २७**

માટે હવે તમે કોઈ ન જાણે તેમ ઉત્તર દિશામાં પ્રયાણ કરો, કારણ કે હવે પછી મનુષ્યના (ધૈર્ય, દયા, જ્ઞાન, ભક્તિ વગેરે) ગુણોનો લગભગ નાશ કરનારો કાળ આવશે. ॥ ૨૭ ॥

अर्वागर्वाचीनः। एष्यन्नित्यर्थः। गुणान् धैर्यदयादीन् विकर्षत्याच्छिनत्तीति तथा॥ २७॥

**एवं राजा विदुरेणानुजेन**
**प्रज्ञाचक्षुर्बोधितो ह्याजमीढः।**
**छित्त्वा स्वेषु स्नेहपाशान्द्रढिम्नो**
**निश्चक्राम भ्रातृसंदर्शिताध्वा॥ २८**

आजमीढोऽजमीढवंशजः। प्रज्ञाचक्षुरन्धः। एवं बोधितः सन्। द्रढिम्नश्चित्तदार्ढ्यात्। भ्रात्रा संदर्शितोऽध्वा बन्धमोक्षयोर्मार्गो यस्य सः॥ २८॥

**पतिं प्रयान्तं सुबलस्य पुत्री**
**पतिव्रता चानुजगाम साध्वी।**
**हिमालयं न्यस्तदण्डप्रहर्षं**
**मनस्विनामिव सत्संप्रहारः॥ २९**

सुबलस्य पुत्री गान्धारी साध्वी सुशीला हिमालयं प्रयान्तं पतिमनुजगाम। ननु कथं सा सुकुमारी हिमादिदुःखबहुलं हिमवन्तं गताऽत आह। न्यस्तदण्डानां प्रहर्षो यस्मिंस्तम्। दुःखदमपि केषांचित्प्रहर्षहेतुर्भवतीत्यत्र दृष्टान्तः। मनस्विनां शूराणां युद्धे संस्तीव्रः संप्रहारो यथा। पाठान्तरे सत्संप्रहारं युद्धं यथेति॥ २९॥

**अजातशत्रुः कृतमैत्रो हुताग्नि-**
**र्विप्रान्नत्वा तिलगोभूमिरुक्मैः।**
**गृहं प्रविष्टो गुरुवन्दनाय**
**न चापश्यत्पितरौ सौबलीं च॥ ३०**

**'अर्वाक्'** હવે પછી આવનારો (કાળ)– એમ અર્થ છે. **'गुणान्'** ધૈર્ય, દયા (જ્ઞાન, ભક્તિ) વગેરેને– **'विकर्षति'** નાશ કરી દે તેવો (કાળ) ॥ ૨૭ ॥

આ પ્રમાણે નાના ભાઈ વિદુરજી દ્વારા બોધ પામેલા અજમીઢ વંશના પ્રજ્ઞાચક્ષુ રાજા ધૃતરાષ્ટ્ર, સ્વજનો પરના દૃઢ સ્નેહપાશોને છેદીને, ભાઈ દ્વારા ચીંધેલા માર્ગે નીકળી પડ્યા. ॥ ૨૮ ॥

**'आजमीढः'** અજમીઢ વંશના **'प्रज्ञाचक्षुः'** અંધ, આ પ્રમાણે બોધ પામેલા– **'द्रढिम्नः'** ચિત્તની દૃઢતાથી– **'भ्रातृसंदर्शिताध्वा'** ભાઈ દ્વારા દર્શાવેલો છે બંધન અને મોક્ષનો માર્ગ જેમને તે (ધૃતરાષ્ટ્ર) ॥ ૨૮ ॥

દંડનો ત્યાગ કરનારા યોગીઓને પ્રિય એવા હિમાલય તરફ પ્રયાણ કરતા પતિની પાછળ સુબલનંદિની પતિવ્રતા સાધ્વી ગાંધારી પણ શૂરવીરોને જેમ (યુદ્ધમાં) થતો તીવ્ર પ્રહાર પ્રિય લાગે તેમ ચાલી નીકળ્યાં. ॥ ૨૯ ॥

**'सुबलस्य पुत्री'** સુબલરાજાની પુત્રી ગાંધારી– **'साध्वी'** સુશીલા, હિમાલય તરફ પ્રયાણ કરતા પતિને અનુસર્યાં. શંકા કરવામાં આવી છે કે તે સુકોમળ (રાજકુમારી) હિમ વગેરે દુઃખોથી પ્રચુર બરફવાળા હિમાલયમાં કેમ ગયાં? તે માટે કહે છે, દંડનો ત્યાગ કરનારા યોગીઓને જેમાં સુખ થાય છે તેવા હિમાલયમાં (ગયાં). દુઃખદાયી હોવા છતાં કેટલાક માટે સુખનું કારણ બને છે, તે માટેનું દૃષ્ટાન્ત– **'मनस्विनाम्'** શૂરવીરોને યુદ્ધમાં તીવ્ર પ્રહાર જેમ (સુખદાયી થાય છે તેમ). **'सत्संप्रहारः'** ને બદલે **'सत्संप्रहारम्'** પાઠાન્તરમાં, યુદ્ધ શૂરવીરોને પ્રિય લાગે તેમ ॥ ૨૯ ॥

સંધ્યાવંદન કરી, અગ્નિમાં હોમ કરી, તલ, ગાય, પૃથ્વી તથા સુવર્ણના દાન વડે બ્રાહ્મણોનો સત્કાર કરીને, વડીલોને વંદન કરવા માટે મહેલમાં પ્રવેશેલા યુધિષ્ઠિરે વિદુરજી, ધૃતરાષ્ટ્ર તથા ગાંધારીને જોયાં નહીં. ॥ ૩૦ ॥

कृतं मैत्रं मित्रदैवत्यं सन्ध्यावन्दनं येन। नत्वा संपूज्य। पितरौ विदुरधृतराष्ट्रौ॥ ३०॥

**'કૃતમૈત્રઃ'** કર્યાં છે જેણે સૂર્ય સંબંધી સંધ્યાવંદન તેવા (યુધિષ્ઠિરે) **'નત્વા'** સત્કાર કરીને– **'પિતરૌ'** વિદુરજી તથા ધૃતરાષ્ટ્રને ॥ ૩૦॥

**तत्र संजयमासीनं पप्रच्छोद्विग्नमानसः।**
**गावल्गणे क्व नस्तातो वृद्धो हीनश्च नेत्रयोः॥ ३१**

ઉદ્વિગ્ન મનવાળા (યુધિષ્ઠિરે) ત્યાં બેઠેલા સંજયને પૂછ્યું, ''હે ગવલ્ગણના પુત્ર (સંજય), નેત્રો વિનાના અમારા વૃદ્ધ પિતા ક્યાં છે? ॥ ૩૧॥

हे गावल्गणे गवल्गणस्य पुत्र संजय॥ ३१॥

**'हे गावल्गणे'** હે ગવલ્ગણના પુત્ર સંજય ॥ ૩૧॥

**अम्बा च हतपुत्रार्ता पितृव्यः क्व गतः सुहृत्।**
**अपि मय्यकृतप्रज्ञे हतबन्धुः स भार्यया।**
**आशंसमानः शमलं गङ्गायां दुःखितोऽपतत्॥ ३२**

''જેના પુત્રો નાશ પામ્યા છે તેવી દુઃખી માતા ગાંધારી તથા પરમસ્નેહી કાકા ક્યાં ગયા? જેમના પુત્રો મરણ પામ્યા છે તે ધૃતરાષ્ટ્ર, મન્દમતિ એવા મારા પર પાપના અપરાધની શંકા કરતા, દુઃખી થઈને પત્ની સાથે શું ગંગામાં પડ્યા? ॥ ૩૨॥

अकृतप्रज्ञे मन्दमतौ। शमलमपराधमाशंसमान आशङ्कमानः। भार्यया सह॥ ३२॥

**'अकृतप्रज्ञे'** મન્દમતિ એવા મારા પર– **'शमलम्'** અપરાધની **'आशंसमानः'** શંકા કરતા, પત્ની સાથે ॥ ૩૨॥

**पितर्युपरते पाण्डौ सर्वान्नः सुहृदः शिशून्।**
**अरक्षतां व्यसनतः पितृव्यौ क्व गतावितः॥ ३३**

''પિતાશ્રી પાંડુ મૃત્યુ પામ્યા ત્યારે બાલ્યાવસ્થામાં રહેલા તેમને પ્રિય એવા અમારું, સર્વ પુત્રોનું જેમણે દુઃખોમાંથી રક્ષણ કર્યું હતું, તે અમારા બન્ને કાકાઓ અહીંથી ક્યાં ગયા?'' ॥ ૩૩ ॥

यावरक्षतां तौ। इतः स्थानात्॥ ३३॥

**'यौ अरक्षताम्'** જે બન્નેએ (કાકાઓએ) રક્ષા કરી હતી તેઓ, **'इतः'** આ સ્થાનેથી ॥ ૩૩ ॥

सूत उवाच

**कृपया स्नेहवैक्लव्यात्सूतो विरहकर्शितः।**
**आत्मेश्वरमचक्षाणो न प्रत्याहातिपीडितः॥ ३४**

**સૂતજી બોલ્યા** – પોતાના સ્વામીને ન જોતાં, વિરહથી કૃશ થયેલો સંજય દયાપૂર્વક, સ્નેહની વ્યાકુળતાથી અત્યંત દુઃખી થઈ પ્રત્યુત્તર આપી શક્યો નહીં. ॥ ૩૪ ॥

कृपया स्नेहवैक्लव्याच्चातिपीडित आत्मेश्वरं धृतराष्ट्रमपश्यन्। विरहकर्शितश्च सूतः संजयो न प्रत्युत्तरमाह॥ ३४॥

દયાપૂર્વક અને સ્નેહની વ્યાકુળતાથી અતિ દુઃખી **'आत्मेश्वरम्'** પોતાના સ્વામી ધૃતરાષ્ટ્રને ન જોતાં વિરહથી કૃશ એવો સારથિ સંજય જવાબ આપી શક્યો નહીં. ॥ ૩૪ ॥

**विमृज्याश्रूणि पाणिभ्यां विष्टभ्यात्मानमात्मना।**
**अजातशत्रुं प्रत्यूचे प्रभोः पादावनुस्मरन्॥ ३५**

બન્ને હાથથી આંસુ લૂછીને બુદ્ધિથી મનને ધૈર્યયુકત કરીને પોતાના સ્વામી ધૃતરાષ્ટ્રના ચરણોનું સ્મરણ કરતો તે, અજાતશત્રુ (યુધિષ્ઠિર)ને કહેવા લાગ્યો. ॥ ૩૫ ॥

आत्मना बुद्ध्यात्मानं मनो विष्टभ्य धैर्ययुक्तं कृत्वा। प्रभोर्धृतराष्ट्रस्य॥ ३५॥

**'आत्मना'** બુદ્ધિથી **'आत्मानम्'** મનને **'विष्टभ्य'** ધૈર્યયુક્ત કરીને **'प्रभोः'** ધૃતરાષ્ટ્રના ॥ ૩૫॥

**सञ्जय उवाच**

**नाहं वेद व्यवसितं पित्रोर्वः कुलनन्दन।**
**गान्धार्या वा महाबाहो मुषितोऽस्मि महात्मभिः॥ ३६**

**સંજયે કહ્યું** – હે કુળનન્દન, આપના કાકા ધૃતરાષ્ટ્ર, કાકા વિદુરજી તથા ગાંધારીના નિર્ણયને હું જાણતો નથી. હે મહાબાહુ, તે મહાત્માઓ વડે હું છેતરાયો છું. ॥ ૩૬॥

गान्धार्याश्च। व्यवसितं निश्चितम्। यतो मुषितो वञ्चितोऽस्मीति॥ ३६॥

તથા ગાંધારીના **'व्यवसितम्'** નિશ્ચયને– કારણ કે **'मुषितः'** હું છેતરાયો છું. ॥ ૩૬॥

**अथाजगाम भगवान्नारदः सहतुम्बुरुः।**
**प्रत्युत्थायाभिवाद्याह सानुजोऽभ्यर्चयन्निव॥ ३७**

એવામાં તુમ્બુરુ ગંધર્વ સાથે ભગવાન નારદ ત્યાં પધાર્યા. નાના ભાઈઓ સહિત જાણે પૂજન કરતા હોય તેમ, સામે ઊભા થઈ, વંદન કરી યુધિષ્ઠિર બોલ્યા. ॥ ૩૭ ॥

एवं कंचित्कालं शोचति तस्मिन्नथ नारद आजगाम।

આ પ્રમાણે કેટલોક સમય જ્યારે તે શોક કરતા હતા ત્યારે નારદજી આવ્યા.

अत्रास्ति क्वचित्पुस्तके पाठान्तरं तदुल्लङ्घ्य यथासंप्रदायं व्याख्यायते। शोकवेगादभ्यर्चयन्निवाह राजा न त्वभ्यर्चयत्।

કેટલાંક પુસ્તકોમાં અહીં **'अभ्यर्चयन् मुनिम्'** એમ પાઠાન્તર છે, તેને અવગણીને સંપ્રદાય પ્રમાણે વ્યાખ્યા કરવામાં આવે છે. શોકના વેગથી રાજા જાણે પૂજન કરતા હોય તેમ કહે છે પરંતુ ખરેખર પૂજન કર્યું નહીં.

'शोकाक्रान्तः कृपाविष्टः श्रद्धया रहितः पुमान्।
गुरुदेवद्विजातीनां पूजनं न समाचरेत्॥'
इति स्मृतेः॥ ३७॥

'શોકગ્રસ્ત, કરુણાથી આવેશવાળો અને શ્રદ્ધાથી રહિત એવો મનુષ્ય ગુરુ, દેવ અને દ્વિજાતિઓનું પૂજન ન કરે,' એમ સ્મૃતિ છે. ॥ ૩૭॥

**युधिष्ठिर उवाच**

**नाहं वेद गतिं पित्रोर्भगवन् क्व गतावितः।**
**अम्बा वा हतपुत्रार्ता क्व गता च तपस्विनी।**
**कर्णधार इवापारे भगवान्पारदर्शकः॥३८**

**યુધિષ્ઠિર બોલ્યા** – હે ભગવાન, મારા બંને કાકાઓની ગતિને હું જાણતો નથી. બન્ને કાકાઓ અહીંથી ક્યાં ગયા તથા પુત્રોના નાશથી પીડિત અને દુઃખી માતા ગાંધારી ક્યાં ગયાં, તે હું જાણતો નથી. (અપાર) શોકસાગરમાં કર્ણધારની જેમ આપ ભગવાન (સર્વજ્ઞ) જ કિનારો દર્શાવનાર છો. ॥ ૩૮॥

नाहं वेद वेद्मि। तपस्विनी दुःखयुक्ता। अपारे शोकार्णवे भगवांस्त्वमेव पारदर्शकः। अतो ब्रूहीति शेषः॥ ३८॥

હું નથી **'वेद'** જાણતો, **'तपस्विनी'** દુઃખી. **'अपारे'** શોકસાગરમાં, આપ ભગવાન જ કિનારો દેખાડનાર છો. આથી આપ જ (રસ્તો) બતાવો, એટલું શેષ છે (તે ઉમેરવું). ॥ ૩૮॥

**अथाबभाषे भगवान्नारदो मुनिसत्तमः।**
**मा कंचन शुचो राजन्यदीश्वरवशं जगत्॥ ३९**

(રાજાનાં વચન સાંભળીને) મુનિશ્રેષ્ઠ ભગવાન નારદજી બોલ્યા, હે રાજન્, તમે કોઈનો શોક ન કરો, કારણ કે જગત ઈશ્વરને વશ છે. ॥ ૩૯ ॥

आदावेव यथावृत्तकथने शोकेन मूर्च्छितः पतेदिति प्रथमं तावच्छोकमुपशमयति। कंचन मा शुचो माशोचः। न केवलं तानेव। यद्यस्मादीश्वराधीनं जगत्॥ ३९॥

શરૂઆતમાં જ જે બન્યું છે તેને કહેવાથી, રાજા શોકથી મૂર્ચ્છા પામીને પડી જાય તેથી (પહેલાં તો યુધિષ્ઠિરના) શોકને શાંત કરે છે. કોઈનો **'मा शुचः'** શોક ન કરો. માત્ર તેઓનો જ નહીં, (કોઈનો નહીં). **'यद्'** કારણ કે જગત આખું ઈશ્વરને અધીન છે. ॥ ૩૯॥

तदेवाह—**लोका** इति।

તે જ વાત કહે છે— **'लोकाः इति।'**

**लोकाः सपाला यस्येमे वहन्ति बलिमीशितुः।**
**स संयुनक्ति भूतानि स एव वियुनक्ति च॥ ४०**

લોકપાલો સહિત આ સર્વ લોક એ જ ઈશ્વરની યજ્ઞાદિથી પૂજા કરે છે. તે ઈશ્વર જ સર્વ પ્રાણીઓનો સંયોગ અને વિયોગ કરાવે છે. ॥ ૪૦ ॥

संयुनक्ति संयोजयति। वियुनक्ति वियोजयति च॥ ४०॥

**'संयुनक्ति'** સંયોગ કરાવે છે અને **'वियुनक्ति'** વિયોગ કરાવે છે. ॥ ૪૦ ॥

**यथा गावो नसि प्रोतास्तन्त्यां बद्धाः स्वदामभिः।**
**वाक्तन्त्यां नामभिर्बद्धा वहन्ति बलिमीशितुः॥ ४१**

જેમ નાકમાં નાથવામાં આવેલા અને પોતાની દોરડીઓથી મોટા દોરડામાં બંધાયેલા બળદો (સ્વામીનાં ગાડાં વગેરેનો) ભાર ઉપાડે છે, તેમ (વર્ણાશ્રમાદિ) નામોથી વેદવાણીરૂપી દોરડીમાં બંધાયેલા (સર્વ મનુષ્યો) પરમેશ્વરને બલિ આપે છે. ॥ ૪૧॥

गावो बलीवर्दा नसि नासिकायां प्रोतास्तन्त्यां दीर्घतन्त्यां दामभिर्बद्धाः स्वामिनो बलिं वहन्ति यथा एवं वाक्तन्त्यां कर्तव्या-कर्तव्यविधायकवेदलक्षणायां नामभिर्ब्राह्मणो ब्रह्मचारीत्यादिवर्णाश्रमलक्षणैर्बद्धाः परमेश्वरस्य बलिं तेन प्रेरिताः सर्वे वहन्तीत्यर्थः॥ ४१॥

નાથવામાં આવેલા **'गावः'** બળદો, **'नसि'** નાકમાં **'तन्त्याम्'** મોટા દોરડામાં **'दामभिः'** દોરડીઓથી બંધાયેલા (બળદો) સ્વામીનો (ગાડાં વગેરેનો) જેમ ભાર વહન કરે છે, તે જ રીતે **'वाक्तन्त्याम्'** કર્તવ્ય-અકર્તવ્યના નિર્ણાયક વેદ જેનું નામ છે તેવી વાણીમાં, બ્રાહ્મણ, બ્રહ્મચારી વગેરે વર્ણાશ્રમનું નિરૂપણ કરતાં નામોથી બંધાયેલા સર્વ મનુષ્યો તે પરમેશ્વરથી પ્રેરાઈને પરમેશ્વરને બલિ આપે છે, એમ અર્થ છે. ॥ ૪૧ ॥

प्रवृत्तौ पारतन्त्र्यमुक्त्वा संयोगवियोगयोर-प्याह—**यथेति।**

(ઉપરના શ્લોક-૪૧માં) પ્રવૃત્તિમાં પારતન્ત્ર્ય કહીને, મનુષ્યોના સંયોગ-વિયોગમાં પણ પરતંત્રતા જણાવે છે— **'यथा इति।'**

**यथा क्रीडोपस्कराणां संयोगविगमाविह।**
**इच्छया क्रीडितुः स्यातां तथैवेशेच्छया नृणाम्॥ ४२**

આ લોકમાં જેમ રમવાનાં રમકડાંના સંયોગ-વિયોગ રમનારની ઈચ્છાથી થાય છે, તેમ પરમેશ્વરની ઈચ્છાથી જ મનુષ્યોના સંયોગ-વિયોગ થાય છે. ॥ ૪૨ ॥

क्रीडोपस्कराणां क्रीडासाधनानां (दारुरचितमेषादीनाम्)॥ ४२॥

**'क्रीडा-उपस्कराणाम्'** રમવાનાં રમકડાંના (લાકડામાંથી બનાવેલ ઘેટાં વગેરે રમકડાંના) ॥ ૪૨॥

ईश्वराधीनत्वान्न शोकः कार्य इत्युक्तम्। शोकतत्त्वे च विचार्यमाणे निर्विषयोऽयं शोक इत्याह।

**यन्मन्यसे ध्रुवं लोकमध्रुवं वा न चोभयम्।**
**सर्वथा न हि शोच्यास्ते स्नेहादन्यत्र मोहजात्॥ ४३**

બધું ઈશ્વરને અધીન હોવાથી શોક ન કરવો જોઈએ, એમ કહ્યું. તત્ત્વરૂપે વિચારતાં પણ આ શોકનો કોઈ વિષય બની શકે તેમ નથી, એમ કહે છે.

જો તમે મનુષ્યને નિત્ય માનતા હો કે અનિત્ય માનતા હો, નિત્ય પણ છે અને અનિત્ય પણ છે એમ માનતા હો કે નિત્ય પણ નથી અને અનિત્ય પણ નથી એમ માનતા હો, તો પણ મોહથી ઉત્પન્ન થતા સ્નેહ સિવાય, સર્વ રીતે તેઓ (તમારા પિતૃઓ) શોક કરવા યોગ્ય નથી. ॥ ૪૩ ॥

यद्यदि लोकं जनं ध्रुवं जीवरूपेण। अध्रुवं देहरूपेण। न चेति। न ध्रुवं नाप्यध्रुवम्। शुद्धब्रह्म-रूपेणानिर्वचनीयत्वेन वा उभयं वा चिज्जडांशतः। सर्वथा चतुर्ष्वपि पक्षेषु ते पित्रादयो न शोच्याः। स्नेहादन्यत्र। स्नेह एव केवलं शोकहेतुः स चाज्ञानमूल इत्यर्थः॥ ४३॥

**'यद्'** જો **'लोकम्'** મનુષ્યને **'ध्रुवम्'** જીવરૂપે નિત્ય માનતા હો અથવા દેહરૂપે **'अध्रुवम्'** અનિત્ય માનતા હો, **'न च' इति।'** એને નિત્ય પણ ન માનતા હો અને અનિત્ય પણ ન માનતા હો. શુદ્ધ બ્રહ્મરૂપે અનિર્વચનીય હોવાથી (ત્રીજો પક્ષ માની શકાય નહીં) અથવા ચેતન(રૂપે નિત્ય) અથવા જડ(રૂપે અનિત્ય) એમ બંને પ્રકારનો માનતા હો, તો પણ **'सर्वथा'** ચારેય પક્ષે તમારા પિતૃ વગેરે શોક કરવા યોગ્ય નથી. **'स्नेहात् अन्यत्र'** સ્નેહ સિવાય અન્ય કારણ નથી, કેવળ સ્નેહ જ શોકનું કારણ છે, એ જ અજ્ઞાનના મૂળવાળો છે, એમ અર્થ છે. ॥ ૪૩॥

**तस्माज्जह्यङ्ग वैक्लव्यमज्ञानकृतमात्मनः।**
**कथं त्वनाथाः कृपणा वर्तेरंस्ते च मां विना॥ ४४**

માટે હે રાજા, ''તે બિચારા અનાથ (ધૃતરાષ્ટ્ર વગેરે) મારા વિના કેવી રીતે રહેશે?'' તેવી અજ્ઞાનજનિત, મનની વ્યાકુળતાનો તમે ત્યાગ કરો. ॥ ૪૪॥

तस्मान्मां विना कथं ते वर्तेरन्नित्यात्मनो मनसो वैक्लव्यं व्याकुलतां त्यज॥ ४४॥

માટે મારા વિના કેવી રીતે તેઓ રહેશે, તેવી **'आत्मनः'** મનની **'वैक्लव्यम्'** વ્યાકુળતાનો ત્યાગ કરો. ॥ ૪૪॥

तत्र त्वद्देहतस्तेषां वृत्तिरेतत्तावन्नास्तीत्याह।

તમારા શરીરથી તે ધૃતરાષ્ટ્ર વગેરેનો નિર્વાહ ખરેખર નથી થતો, એમ કહે છે—

**कालकर्मगुणाधीनो देहोऽयं पाञ्चभौतिकः।**
**कथमन्यांस्तु गोपायेत्सर्पग्रस्तो यथा परम्॥ ४५**

પૃથ્વી વગેરે પંચભૂતોમાંથી બનેલું આ શરીર કાળ, કર્મ અને ગુણોને અધીન છે. અજગર વડે ગ્રસ્ત થયેલો મનુષ્ય જેમ બીજાનું રક્ષણ કરી શકતો નથી, તેમ આ (પરાધીન) શરીર બીજાનું રક્ષણ કેવી રીતે કરી શકે? ॥ ૪૫ ॥

कालो गुणक्षोभकः। कर्म जन्मनिमित्तम्। गुणा उपादानम्। तदधीनः पाञ्चभौतिको जडस्तद्विभागे नाशवांश्च। सर्पग्रस्तोऽजगरगिलितो यथाऽन्यं न रक्षति तद्वत्॥ ४५॥

**'कालः'** ગુણોનો ક્ષોભ કરનાર કાળ, **'कर्म'** જન્મનું નિમિત્ત કારણ કર્મ, **'गुणाः'** ઉપાદાન કારણ ગુણો, (કાળ, કર્મ, ગુણ) તેમને અધીન પાંચ મહાભૂતવાળું જડ શરીર છે અને તે કાળ વગેરે છૂટા પડી જતાં દેહ નાશવાન બને છે. **'सर्पग्रस्तः'** અજગરે ગળેલો મનુષ્ય જેમ અન્યનું રક્ષણ નથી કરી શકતો, તેમ ॥ ૪૫ ॥

ईश्वरेण विहिता वृत्तिश्च सर्वतः सुलभैवेत्याह।

ઈશ્વર દ્વારા કરવામાં આવેલી આજીવિકા સર્વ રીતે સુલભ જ છે, તે કહે છે.

**अहस्तानि सहस्तानामपदानि चतुष्पदाम्।**
**फल्गूनि तत्र महतां जीवो जीवस्य जीवनम्॥ ४६**

હાથ વિનાનાં (પશુ વગેરે પ્રાણીઓ ) હાથવાળાં (મનુષ્ય વગેરે)નું જીવવાનું સાધન છે, પગ વગરનાં (ઘાસ વગેરે) ચોપગાં પ્રાણીઓનું જીવવાનું સાધન છે તથા નાનાં પ્રાણીઓ મોટાં પ્રાણીઓની જીવિકા છે, આમ જીવ જીવનું જીવન છે. ॥ ૪૬॥

अहस्तानि पश्वादीनि। अपदानि तृणादीनि। तत्र तेष्वहस्तादिष्वपि फल्गून्यल्पानि। एवं जीवः सर्वोऽपि जीवस्य सर्वस्य जीवनं जीविका। एतेनैव सर्वतो मृत्युग्रासत्वं चोक्तम्॥ ४६ ॥

**'अहस्तानि'** હાથ વગરનાં પશુ વગેરે, **'अपदानि'** પગ વગરનાં તૃણ વગેરે, તેમાં હાથ વગરનાં પ્રાણીઓમાં પણ **'फल्गूनि'** અલ્પ જીવો– આમ, **'जीवः'** સર્વ જીવો **'जीवस्य'** સર્વ જીવોની **'जीवनम्'** આજીવિકા છે. આ દ્વારા જ સર્વ રીતે મૃત્યુનું ગ્રાસરૂપત્વ (સર્વનો કોળિયો કરી જનારું રૂપ) કહેવાયું છે. ॥ ૪૬॥

मोहनिवृत्त्यर्थं द्वैतस्यावस्तुत्वमाह।

મોહનિવૃત્તિ માટે દ્વૈતની અવાસ્તવિકતા જણાવે છે.

**तदिदं भगवान्राजन्नेक आत्मात्मनां स्वदृक्।**
**अन्तरोऽनन्तरो भाति पश्य तं माययोरुधा॥ ४७**

હે રાજન્, તે આ જગત સ્વયંપ્રકાશ ભગવાનનું જ સ્વરૂપ છે. એક જ ભગવાન સર્વ ભોક્તા જીવોના આત્મરૂપ છે. અંદર અને બહાર માયાને કારણે અનેકરૂપે ભાસે છે, તેમનાં તમે દર્શન કરો. ॥ ૪૭ ॥

तदिदमहस्तसहस्तादिरूपं जगत्। स्वदृग्भगवानेव न ततः पृथक्। स चैक एव न तु नाना।

તે આ હાથવાળાં અને હાથ વગરનાં વગેરે પ્રાણીઓરૂપ જગત **'स्वदृक्'** સ્વયંપ્રકાશ ભગવાન જ છે, તેમનાથી જુદું નથી. તે ભગવાન એક જ છે, અનેક નથી.

ननु सजातीयविजातीयभेदे प्रत्यक्षे कुत एतत्तत्राह। आत्मनां भोक्तॄणामात्मा स्वरूपम्। अतो न सजातीयभेदः। अन्तरोऽनन्तरश्च अन्तर्बहिश्च भोक्तृभोग्यरूपश्च भाति। अतो न विजातीयभेदोऽपि।

શંકા કરવામાં આવી છે કે જ્યારે સજાતીય તથા વિજાતીય ભેદ દેખાય છે, ત્યારે ભગવાન એક જ છે તે કેવી રીતે કહી શકાય? તેનો જવાબ આપે છે. **'आत्मनाम्'** (સર્વ) ભોક્તા (જીવો)ના આત્મારૂપ (ભગવાન) છે. આથી સજાતીય ભેદ નથી. વળી, **'अन्तरोऽनन्तरः'** અંદર અને બહાર પણ, અંદર ભોક્તારૂપે અને બહાર ભોગ્યરૂપે ભાસે છે. આથી વિજાતીય ભેદ પણ નથી. (કારણ કે ભોક્તા અને ભોગ્ય, તે પરમાત્મા જ બનેલો છે.)

नन्वेकः कथं तथा प्रतीयतेऽत आह। मायया बहुधा भाति तं पश्येति॥ ४७॥

વળી, શંકા કરે છે કે એક જ ભગવાન કેવી રીતે (દેવ, પશુ, પક્ષી વગેરે અનેકરૂપે) પ્રતીત થાય છે? તે માટે કહે છે, માયાથી અનેકરૂપે ભાસે છે, તેમનાં તમે દર્શન કરો. ॥ ૪૭ ॥

क्वासावस्तीदृशो महामायावी, द्वारकायामित्याह—**सोऽयमिति।**

આવા તે મહામાયાવી ક્યાં છે? દ્વારકામાં છે, એમ કહે છે— **'सः अयम् इति।'**

**सोऽयमद्य महाराज भगवान्भूतभावनः।**
**कालरूपोऽवतीर्णोऽस्यामभवाय सुरद्विषाम्॥ ४८**

હે મહારાજા, પ્રાણીમાત્રનું પાલન કરનાર તે જ આ ભગવાન દેવતાઓનો દ્વેષ કરનાર દૈત્યોનો વિનાશ કરવા હમણાં કાળસ્વરૂપે આ પૃથ્વી પર અવતર્યા છે. ॥ ૪૮ ॥

अस्यां भूम्याम्। अभवाय नाशाय॥ ४८॥

**'अस्याम्'** આ પૃથ્વી ઉપર **'अभवाय'** નાશ કરવા માટે ॥ ૪૮ ॥

तर्हि श्रीकृष्णोऽत्रास्तीत्यत्रैवास्थां मा कृथा इत्याह।

તો પછી ભગવાન શ્રીકૃષ્ણ (સદાય) અહીં જ છે, એમ તમે ન માનશો, એમ કહે છે.

**निष्पादितं देवकृत्यमवशेषं प्रतीक्षते।**
**तावद्यूयमवेक्षध्वं भवेद्यावदिहेश्वरः॥ ४९**

દેવતાઓનું કાર્ય તેમના દ્વારા નિષ્પન્ન થઈ ગયું છે, થોડું હજુ શેષ છે તેની તે પ્રતીક્ષા કરે છે. માટે જ્યાં સુધી પરમેશ્વર શ્રીકૃષ્ણ અહીં (પૃથ્વી પર) હોય, ત્યાં સુધી તમે પણ રાહ જુઓ. ॥ ૪૯ ॥

तच्च देवानां कार्यं तेन निष्पादितं, केवल-मवशेषं प्रतीक्षते। यदुकुलक्षयमिति हृदिस्थम्। ततो निजं धाम यास्यति ततो यूयमपि गच्छतेत्यर्थः। तच्च भूतमपि विदुरवदेव नावर्णयत्॥ ४९॥

દેવોનું કાર્ય તેમના દ્વારા સંપન્ન થયું છે. કેવળ (જે) બાકી રહ્યું છે તેની પ્રતીક્ષા કરે છે. નારદજીના મનમાં છે યદુકુળનો ક્ષય કરવાનું કાર્ય (જે અવશિષ્ટ છે), ત્યાર બાદ ભગવાન સ્વધામ પધારશે. પછી તમે પણ પ્રયાણ કરજો, એમ અર્થ છે. વિદુરજીની જેમ તેમણે પણ (ભગવાનનું સ્વધામપ્રયાણ) થઈ ગયું હોવા છતાં વર્ણવ્યું નહીં. ॥ ૪૯ ॥

तदेवं शोकमास्थां च निवार्य जिज्ञासवे तस्मै यथावृत्तं कथयति—**धृतराष्ट्र इति** षड्भिः।

**धृतराष्ट्रः सह भ्रात्रा गान्धार्या च स्वभार्यया।**
**दक्षिणेन हिमवत ऋषीणामाश्रमं गतः॥ ५०**

**स्त्रोतोभिः सप्तभिर्या वै स्वर्धुनी सप्तधा व्यधात्।**
**सप्तानां प्रीतये नाना सप्तस्त्रोतः प्रचक्षते॥ ५१**

हिमवतो दक्षिणे भागे॥ ५०॥

तदपि कुत्रेत्याह—**स्त्रोतोभिरिति।**

या वै प्रसिद्धा स्वर्धुनी सा आत्मानं यत्र सप्तधा व्यधात्। किमर्थम्। नाना पृथक् सप्तभिः स्त्रोतोभिः प्रवाहैः सप्तानामृषीणां प्रीतये। अत एव तत्तीर्थं सप्तस्त्रोतो वदन्ति॥ ५१॥

तत्र तेन कृतमष्टाङ्गयोगमाह—**स्नात्वेति** चतुर्भिः।

**स्नात्वाऽनुसवनं तस्मिन्हुत्वा चाग्नीन्यथाविधि।**
**अब्भक्ष उपशान्तात्मा स आस्ते विगतैषणः॥ ५२**

तत्र स्नानं होमोऽब्भक्षणं चेति नियमा उक्ताः। भक्षस्थाने अपां स्वीकारादब्भक्षः। उपशान्त आत्मा यस्य सः। विगताः पुत्राद्येषणा यस्मादिति यमा* उक्ताः॥ ५२॥

'यमनियमासनप्राणायामप्रत्याहारधारणा–ध्यानसमाधयोऽष्टावङ्गानि।'

यमाः—अहिंसासत्यास्तेयब्रह्मचर्यापरिग्रहा यमाः।

'ब्रह्मचर्यं दया क्षान्तिर्दानं सत्यमकल्कता।
अहिंसाऽस्तेयमाधुर्यं दमश्चेति यमाः स्मृताः॥'

(याज्ञवल्क्यस्मृतिः ३/३१३)

આ પ્રમાણે શોકને અને (ભગવાન અહીં જ રહેશે એવી) આસ્થાને દૂર કરીને જિજ્ઞાસુ એવા તેમને જે બન્યું હતું, તે છ શ્લોકો દ્વારા કહે છે—'**धृतराष्ट्रः इति।**'

ભાઈ વિદુર તથા પત્ની ગાંધારી સાથે ધૃતરાષ્ટ્ર હિમાલયના દક્ષિણ ભાગમાં આવેલા ઋષિઓના આશ્રમમાં ગયા છે, ॥ ૫૦ ॥

જ્યાં સ્વર્ગની દેવનદી ગંગાજીએ સાત પ્રવાહો વડે સપ્તર્ષિઓને પ્રસન્ન કરવા માટે પોતાના જુદા જુદા સાત વિભાગ કર્યા છે, તેથી (તે તીર્થને) સપ્તસ્રોત કહે છે. ॥ ૫૧॥

હિમાલયના દક્ષિણ ભાગમાં ॥ ૫૦ ॥

તે પણ ક્યાં છે, એમ કહે છે– '**स्त्रोतोभिः इति।**'

જે '**वै**' પ્રસિદ્ધ સ્વર્ગંગા છે, તેણે જ્યાં પોતાને સાત ભાગથી વિભાજિત કરી છે, શા માટે? '**नाना**' જુદી જુદી સાત '**स्त्रोतोभिः**' ધારાઓથી, સપ્તર્ષિઓની પ્રસન્નતા માટે– આથી જ તે તીર્થને 'સપ્તસ્રોત' કહે છે. ॥ ૫૧॥

ત્યાં તે ધૃતરાષ્ટ્ર દ્વારા કરાયેલા અષ્ટાંગયોગને ચાર શ્લોકો દ્વારા વર્ણવે છે– '**स्नात्वा इति।**'

એ તીર્થમાં તે (ધૃતરાષ્ટ્ર) ત્રણે કાળ સ્નાન કરી, વિધિ પ્રમાણે અગ્નિમાં હવન કરી, જળનો આહાર કરે છે અને સર્વ એષણાઓનો ત્યાગ કરી શાંતચિત્ત રહે છે. ॥ ૫૨॥

ત્યાં સ્નાન, હોમ અને જળનું ભક્ષણ– એમ નિયમો કહ્યા છે. ભોજનના સ્થાને જળનો સ્વીકાર કર્યો હોવાથી 'જળનું ભક્ષણ' કહ્યું છે. પ્રશાંત થયો છે આત્મા જેમનો તે ધૃતરાષ્ટ્ર; જેમનામાંથી પુત્ર વગેરે એષણાઓ જતી રહી છે, એમ યમ કહ્યા છે. ॥ ૫૨॥

'યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ– એમ આઠ અંગો છે.' (પા.યો.૨/૨૯) અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ– (આ પાંચ) યમ છે.

'બ્રહ્મચર્ય, દયા, ધૈર્ય, દાન, સત્ય, અક્લેશ, અહિંસા, અસ્તેય, માધુર્ય અને દમ– આ દસને યમ કહ્યા છે.' (યાજ્ઞ.સ્મૃ. ૩/૩૧૩)

**जितासनो जितश्वासः प्रत्याहृतषडिन्द्रियः।
हरिभावनया ध्वस्तरजःसत्त्वतमोमलः॥ ५३**

આસન સિદ્ધ કરી, શ્વાસ પર વિજય મેળવી, છયે ઈન્દ્રિયોને વિષયોમાંથી ખેંચી લઈ ભગવાન શ્રીહરિના ધ્યાનથી જેમનો રજોગુણ, સત્ત્વગુણ અને તમોગુણરૂપી મળ નાશ પામ્યો છે (તે ધૃતરાષ્ટ્ર) ॥ ૫૩ ॥

जितासन इत्यादिना आसनप्राणायाम-प्रत्याहारा उक्ताः। हरिभावनयेति धारणोक्ता। ध्वस्ता रजःसत्त्वतमोरूपा मला यस्येति फलतो ध्यानमुक्तम्॥ ५३॥

આસનજય વગેરે દ્વારા આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર કહ્યાં છે. **'हरिभावनया'** ભગવદ્રૂપાનુસ્મૃતિ દ્વારા ધારણા કહેવામાં આવી છે. જેમના રજ, સત્ત્વ અને તમરૂપ મળ (ચિત્તના વિક્ષેપરૂપ, મુક્તિપ્રતિબંધકરૂપ મળ) નાશ પામ્યા છે– એ દ્વારા ફળરૂપ ધ્યાન કહેવામાં આવ્યું છે. ॥ ૫૩॥

समाधिमाह—**विज्ञानेति** द्वाभ्याम्।

**'विज्ञान'** એમ બે શ્લોકો દ્વારા સમાધિનું વર્ણન કરે છે—

**विज्ञानात्मनि संयोज्य क्षेत्रज्ञे प्रविलाप्य तम्।
ब्रह्मण्यात्मानमाधारे घटाम्बरमिवाम्बरे॥ ५४**

આત્માને (મન-અંહકારના સ્થાનરૂપ પદાર્થને) વિજ્ઞાનસ્વરૂપ બુદ્ધિમાં સંયોજી, તેવી બુદ્ધિને ક્ષેત્રજ્ઞમાં (દ્રષ્ટામાં) લીન કરીને તથા ઘટાકાશનો મહાકાશમાં લય થાય તેમ ક્ષેત્રજ્ઞને આધારસ્વરૂપ પરબ્રહ્મમાં લીન કરીને ॥ ૫૪ ॥

व्युत्थानाभावमाह—**ध्वस्तेति।**

સમાધિમાંથી ઊઠવું એટલે કે વ્યુત્થાન. તેનો અભાવ કહે છે— **'ध्वस्त इति।'**

**ध्वस्तमायागुणोदर्को निरुद्धकरणाशयः।
निवर्तिताखिलाहार आस्ते स्थाणुरिवाचलः॥ ५५**

જેમની માયાના ગુણોના પરિણામરૂપ (વાસનાઓ) નાશ પામી છે, જેમણે ઈન્દ્રિયો તથા મનને જીતી લીધાં છે, તેવા તે સર્વ (વિષયભોગરૂપ) આહારનો ત્યાગ કરી, થાંભલાની જેમ નિશ્ચળ બેઠા છે. ॥ ૫૫ ॥

आत्मानं मनोऽहङ्कारास्पदं स्थूलदेहाद्वियोज्य विज्ञानात्मनि बुद्धौ संयोज्यैकीकृत्य तं च विज्ञानात्मानं दृश्यांशाद्वियोज्य क्षेत्रज्ञे द्रष्टरि प्रविलाप्य तं च क्षेत्रज्ञं द्रष्टृंशाद्वियोज्याधारे आश्रयसंज्ञे ब्रह्मणि प्रविलाप्य। घटाम्बरं घटोपाधेर्वियोज्य यथा महाकाशे प्रविलाप्यते तद्वत्॥ ५४॥

**'आत्मानम्'** મન અને અહંકારના આશ્રયસ્થાન આત્માને સ્થૂળદેહથી વિયુક્ત કરીને **'विज्ञानात्मनि'** વિજ્ઞાનસ્વરૂપ બુદ્ધિમાં **'संयोज्य'** એક કરીને અને તેને (વિજ્ઞાનસ્વરૂપ બુદ્ધિને) દશ્ય અંશથી જુદી પાડીને **'क्षेत्रज्ञे'** દ્રષ્ટામાં લીન કરીને તથા તે ક્ષેત્રજ્ઞને દ્રષ્ટાઅંશથી જુદો પાડી **'आधारे'** આશ્રય કહેવાતા બ્રહ્મમાં લીન કરીને, **'घटाम्बरम्'** ઘટાકાશને, ઘડાની ઉપાધિમાંથી છૂટું કરીને, જેમ મહાકાશમાં તેનો લય કરવામાં આવે તેમ! ॥ ૫૪ ॥

अन्तर्गुणक्षोभाद्वा बहिरिन्द्रियविक्षेपाद्वा व्युत्थानं भवेत्, तदुभयं तस्य नास्ति। यतो ध्वस्तो मायागुणानामुदर्क उत्तरफलं वासना यस्य सः। निरुद्धानि करणानि चक्षुरादीन्याशयो मनश्च यस्य सः। अत एव निवर्तितोऽखिल आहारो भोज्यमिन्द्रियैर्विषयाहरणं वा येन सः। स्थाणुरिव निश्चल आस्ते॥ ५५॥

તથાભૂતમપ્યાનેતુમુદ્યતં પ્રત્યાહ—**तस्येति।**

**तस्यान्तरायो मैवाभूः संन्यस्ताखिलकर्मणः।**
**स वा अद्यतनाद्राजन्परतः पञ्चमेऽहनि।**
**कलेवरं हास्यति स्वं तच्च भस्मीभविष्यति॥ ५६**

अन्तरायो विघ्नः। मैवाभूरित्यडागमश्छान्दसः। दर्शनमपि तावत्कुर्यामित्युद्यतं प्रत्याह। स वै अद्यतनादह्नः परत उत्तरत्र। स्वं स्वाधीनम्। तर्हि तद्दाहार्थं गमिष्यामि नेत्याह—**तच्चेति**॥ ५६॥

**दह्यमानेऽग्निभिर्देहे पत्युः पत्नी सहोटजे।**
**बहिःस्थिता पतिं साध्वी तमग्निमनुवेक्ष्यति॥ ५७**

तर्हि गान्धार्यानयनाय गमिष्यामि नेत्याह। पत्युर्देहे सहोटजे पर्णशालासहिते योगाग्निना सह गार्हपत्यादिभिर्दह्यमाने तस्य पत्नी बहिःस्थिता सती तं पतिमन्वग्निं वेक्ष्यति प्रवेक्ष्यति॥ ५७॥

અંદર ગુણોના ક્ષોભથી અથવા બહાર ઈન્દ્રિયોના વિક્ષેપથી વ્યુત્થાન થાય છે. તે બંને (અવરોધ) તેમને નથી, કારણ કે માયાના ગુણોના **'उदर्कः'** ઉત્તરફળરૂપ વાસના જેમની નષ્ટ થઈ છે તથા જેમણે ચક્ષુ વગેરે ઈન્દ્રિયો તથા **'आशयः'** મન નિયંત્રિત કર્યાં છે, તેવા તે ધૃતરાષ્ટ્ર. આથી જ ત્યાગ કર્યા છે **'अखिल आहारः'** ભોગ્ય પદાર્થો અથવા ઈન્દ્રિયો દ્વારા વિષયોનું ગ્રહણ જેમણે તેવા તે ધૃતરાષ્ટ્ર, થાંભલાની જેમ નિશ્ચળ બેઠા છે. ॥ ૫૫॥

આવું હોવા છતાં તેમને પાછા લઈ આવવા ઉદ્યત થયેલા યુધિષ્ઠિરને કહે છે— **'तस्य इति।'**

આ પ્રમાણે જેમણે સર્વ કર્મોનો ત્યાગ કર્યો છે, તેવા ધૃતરાષ્ટ્રના અંતરાયરૂપ તમે ન થાઓ! હે રાજા, આજથી પાંચમે દિવસે તે પોતાના શરીરનો ત્યાગ કરશે અને તે (શરીર) બળીને ભસ્મ થઈ જશે. ॥ ૫૬॥

**'अंतरायः'** વિઘ્ન, **'मा एव अभूः'** એ વૈદિક પ્રયોગ છે. **'मा'** (નહીં) ની સાથે અદ્યતન ભૂ.કા.માં આગળ લાગતા अ પ્રત્યયનો લોપ થાય છે, તેથી **'मा भूत्'** એમ થવું જોઈએ. અહીં अ નો લોપ નથી તે છાન્દસ છે. તેમનાં દર્શન તો મારે કરવાં જોઈએ, એમ (પાછા લાવવા) ઉદ્યત થયેલા યુધિષ્ઠિરને કહે છે. તે ખરેખર, આજના દિવસ **'परतः'** પછી— **'स्वम्'** પોતાને અધીન (એવા શરીરને)— તેથી તેમને બાળવા માટે હું જઈશ, એમ જો યુધિષ્ઠિર કહે, તો તે માટે જણાવે છે કે જશો નહીં— **'तत् च इति'**॥ ૫૬॥

પતિ ધૃતરાષ્ટ્રનું શરીર જ્યારે પર્ણકુટિ સાથે અગ્નિ વડે બળવા લાગશે, ત્યારે બહાર રહેલાં પતિવ્રતા ગાંધારી પણ તે પતિની પાછળ અગ્નિમાં પ્રવેશ કરશે. ॥ ૫૭ ॥

"તો પછી હું ગાંધારીને લઈ આવવા માટે જઈશ." એમ યુધિષ્ઠિર કહે તો તે માટે કહે છે કે ના, જ્યારે પતિનો દેહ **'सह उटजे'** પર્ણકુટિ સહિત, ગાર્હપત્ય વગેરે અગ્નિ સહિત યોગાગ્નિ દ્વારા બળવા લાગશે, ત્યારે તેમનાં પત્ની, બહાર રહેલાં સતી ગાંધારી **'तम्'** તે પતિની પાછળ અગ્નિમાં **'वेक्ष्यति'** પ્રવેશ કરશે. ॥ ૫૭ ॥

**विदुरस्तु तदाश्चर्यं निशाम्य कुरुनन्दन।**
**हर्षशोकयुतस्तस्माद्‌गन्ता तीर्थसिषेवकः॥ ५८**

હે કુરુનન્દન, તે આશ્ચર્ય જોઈ હર્ષ અને શોકથી યુક્ત એવા વિદુરજી તીર્થોનું સેવન કરવા ત્યાંથી ચાલ્યા જશે. ॥ ૫૮॥

तर्हि विदुरानयनार्थं गन्तव्यमेव नेत्याह। विदुरस्तु तन्निशाम्य दृष्ट्वा भ्रातुः सुगत्या हर्षस्तन्मृत्युना शोकश्च ताभ्यां युक्तस्तस्मात्स्थानात्तीर्थानि सेवितुं गन्ता गमिष्यति॥ ५८॥

તો પછી વિદુરજીને લેવા માટે જવું જ જોઈએ. તે માટે કહે છે કે ના, વિદુરજી તો તે **'निशाम्य'** જોઈને ભાઈની સદ્‌ગતિથી હર્ષ પામશે તથા તેમના મૃત્યુથી શોક પામશે. તે બંને વડે યુક્ત એવા તે, તે સ્થાનેથી તીર્થોનું સેવન કરવા **'गन्ता'** ચાલ્યા જશે. ॥ ૫૮॥

**इत्युक्त्वाथारुहत्स्वर्गं नारदः सहतुम्बुरुः।**
**युधिष्ठिरो वचस्तस्य हृदि कृत्वाऽजहाच्छुचः॥ ५९**

આ પ્રમાણે કહીને તુંબુરુ સાથે નારદજીએ સ્વર્ગમાં આરોહણ કર્યું. એટલે યુધિષ્ઠિરે તેમનાં વચનો હૃદયમાં ધારણ કરી શોકનો ત્યાગ કર્યો. ॥ ૫૯ ॥

शुचः शोकान्॥ ५९॥

**'शुचः'** સઘળા શોકને (તજ્યા) ॥ ૫૯ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां प्रथमस्कन्धे त्रयोदशोऽध्यायः॥ १३॥
इति श्रीमद्भागवते प्रथमस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां त्रयोदशोऽध्यायः॥ १३॥



# अथ चतुर्दशोऽध्यायः

## અપશુકન જોવાથી યુધિષ્ઠિરની શંકા અને દ્વારકાથી અર્જુનનું આગમન

चतुर्दशे त्वरिष्टानि दृष्ट्वा राजा विशङ्कितः।
अशृणोदर्जुनात्कृष्णतिरोधानमितीर्यते ॥ १

ચૌદમા અધ્યાયમાં અપશુકનો જોઈને આશંકિત થયેલા રાજા યુધિષ્ઠિરે અર્જુન પાસેથી શ્રીકૃષ્ણ ભગવાન અંતર્ધાન થયા તે સાંભળ્યું, તે કહેવામાં આવે છે. ॥ ૧॥

सूत उवाच

**सम्प्रस्थिते द्वारकायां जिष्णौ बन्धुदिदृक्षया।**
**ज्ञातुं च पुण्यश्लोकस्य कृष्णस्य च विचेष्टितम्॥ १**
**व्यतीताः कतिचिन्मासास्तदा नायात्ततोऽर्जुनः।**
**ददर्श घोररूपाणि निमित्तानि कुरूद्वहः॥ २**

**સૂતજી બોલ્યા** – પુણ્યજનક યશવાળા શ્રીકૃષ્ણ ભગવાનની પ્રવૃત્તિ જાણવા માટે તથા સંબંધીઓને મળવાની ઈચ્છાથી જ્યારે અર્જુન દ્વારકા ગયો, ॥ ૧॥

તેને કેટલાક મહિનાઓ વીતી ગયા પછી પણ તે આવ્યો નહીં, ત્યારે યુધિષ્ઠિરે ભયંકર અપશુકનો થતાં જોયાં. ॥ ૨ ॥

कृष्णस्य चेति चकारेणाभिप्रायं च ज्ञातुम्॥ १॥

**'श्रीकृष्णस्य च इति।' 'च'**કાર દ્વારા ભગવાનનો અભિપ્રાય જાણવા માટે (અર્જુન ગયો.) ॥ ૧॥

कतिचित्सप्त। तदा कालातिक्रमेऽपि ततो द्वारकातो नायात् नागतः। निमित्तान्युत्पातान्। कुरूद्वहो युधिष्ठिरः॥ २॥

**'कतिचित्'** કેટલાક અર્થાત્ સાત મહિના– ત્યારે સમય વીતી ગયા છતાં પણ **'ततः'** દ્વારકાથી **'न आयात्'** આવ્યો નહીં– **'निमित्तानि'** ઉત્પાતો– **'कुरूद्वहः'** યુધિષ્ઠિર ॥ ૨॥

**कालस्य च गतिं रौद्रां विपर्यस्तर्तुधर्मिणः।**
**पापीयसीं नृणां वार्तां क्रोधलोभानृतात्मनाम्॥ ३**

**जिह्मप्रायं व्यवहृतं शाठ्यमिश्रं च सौहृदम्।**
**पितृमातृसुहृद्भ्रातृदम्पतीनां च कल्कनम्॥ ४**

**( कन्याविक्रयिणं तातं सुतं पित्रोरपोषकम्।**
**ब्राह्मणान्वेदविमुखान् शूद्रान्वै ब्रह्मवादिनः॥ )**

अयं पाठोऽधिको **वीरराघवसिद्धान्तप्रदीपयोः**।

**निमित्तान्यत्यरिष्टानि काले त्वनुगते नृणाम्।**
**लोभाद्यधर्मप्रकृतिं दृष्ट्वोवाचानुजं नृपः॥ ५**

ઊલટા-સુલટા ઋતુધર્મોવાળા કાળની ભયંકર ગતિ અને ક્રોધ, લોભ તથા અસત્યથી યુક્ત મનવાળા લોકોની પાપથી ભરેલી આજીવિકાને, ॥ ૩॥

કપટભર્યો વ્યવહાર, શઠતાયુક્ત મૈત્રી તથા માતા-પિતા, સંબંધીઓ, ભાઈઓ તથા પતિ-પત્નીમાં ક્લેશ-કંકાસને, ॥ ૪ ॥

(કન્યા વેચતો પિતા, પિતાનું પોષણ નહીં કરતો પુત્ર, વેદથી વિમુખ થયેલા બ્રાહ્મણો અને બ્રહ્મવાદી શૂદ્રોને॥)

વીરરાઘવ અને સિ.પ્ર. માં આટલો પાઠ વધારે છે.

તથા કાળ પસાર થતાં અતિ અશુભ અપશુકનો અને લોભ વગેરે અધર્મવાળી મનુષ્યોની પ્રકૃતિ જોઈને રાજા યુધિષ્ઠિર નાના ભાઈ ભીમસેનને કહેવા લાગ્યા. ॥ ૫ ॥

रौद्रां घोराम्। तदेवाह। विपर्यस्ता ऋतुधर्मा यस्मिंस्तस्य। वार्तां जीविकाम्। क्रोधलोभानृतैर्युक्त आत्मा येषाम्॥ ३॥

जिह्मप्रायं कपटबहुलम्। व्यवहृतं व्यवहारम्। शाठ्यं वञ्चनं तन्मिश्रं सौहृदं सख्यम्। पित्रादीनां स्वप्रतियोगिभिः कल्कनं कलहादि॥ ४॥

अत्यरिष्टान्यत्यन्तमशुभानि दृष्ट्वा। नृणां लोभाद्यधर्मप्रकृतिं च दृष्ट्वा। अनुजं भीमम्॥ ५॥

**'रौद्राम्'** ઘોર– તે જ કહે છે. જે ઋતુઓના ધર્મોમાં અદલા-બદલી થઈ ગઈ તે કાળની– જેમનું મન ક્રોધ, લોભ અને અનૃતથી યુક્ત થઈ ગયું તેવા મનુષ્યોની **'वार्ताम्'** આજીવિકાને ॥ ૩॥

**'जिह्मप्रायम्'** કપટબાહુલ્યવાળા **'व्यवहृतम्'** વ્યવહારને, **'शाठ्यम्'** છેતરપિંડીથી મિશ્ર **'सौहृदम्'** મૈત્રીને તથા પિતા વગેરેના પોતપોતાના પ્રતિદ્વંદ્વી સાથેના **'कल्कनम्'** કલહ વગેરેને ॥ ૪॥

**'अति-अरिष्टानि'** અત્યન્ત અશુભ (અપશુકનો) જોઈને તથા લોભ વગેરે અધર્મવાળી મનુષ્યોની પ્રકૃતિને જોઈને– **'अनुजम्'** નાના ભાઈ ભીમસેનને ॥ ૫॥

युधिष्ठिर उवाच

**संप्रेषितो द्वारकायां जिष्णुर्बन्धुदिदृक्षया।**
**ज्ञातुं च पुण्यश्लोकस्य कृष्णस्य च विचेष्टितम्॥ ६**
॥ ६ ॥

**युधिष्ठिरे कह्युं** – પુણ્યશ્લોક શ્રીકૃષ્ણ ભગવાનની પ્રવૃત્તિને જાણવા માટે તથા સંબંધીઓને મળવાની ઈચ્છાથી અર્જુનને મેં દ્વારકા મોકલ્યો છે. ॥ ૬॥ ૬॥

**गताः सप्ताधुना मासा भीमसेन तवानुजः।**
**नायाति कस्य वा हेतोर्नाहं वेदेदमञ्जसा॥ ७**

वेति वितर्के। कस्माद्धेतोर्नायातीत्यहं न वेद्मि॥ ७॥

હે ભીમસેન, આજે સાત મહિના વીતી ગયા છતાં તારો નાનો ભાઈ શા કારણથી નથી આવ્યો? આ વસ્તુને હું બરાબર જાણતો નથી. ॥ ૭ ॥

**'वा इति।'** વિતર્ક દર્શાવવા માટે **'वा'** શબ્દ છે, કયા કારણે આવ્યો નથી તે હું જાણતો નથી. ॥ ૭॥

**अपि देवर्षिणा दिष्टः स कालोऽयमुपस्थितः।**
**यदात्मनोऽङ्गमाक्रीडं भगवानुत्सिसृक्षति॥ ८**

અપિ किम्। यदा आत्मन आक्रीडं क्रीडासाधनमङ्गं मनुष्यनाट्यमुत्स्रष्टुमिच्छति स कालः प्राप्तः॥ ८॥

अस्माकं सर्वपुरुषार्थत्वे हेतुः श्रीकृष्णोऽतस्तद्वियोगं विनाऽनिष्टं न स्यादित्याशयेनाह।

**यस्मान्नः संपदो राज्यं दाराः प्राणाः कुलं प्रजाः।**
**आसन्सपत्नविजयो लोकाश्च यदनुग्रहात्॥ ९**

यस्मात् श्रीकृष्णाद्धेतोः। एतच्चोपरिष्टादर्जुनः स्पष्टीकरिष्यति। लोकाश्च यज्ञकरणानुरूपा यस्यानुग्रहात्॥ ९॥

**पश्योत्पातान्नरव्याघ्र दिव्यान्भौमान्सदैहिकान्।**
**दारुणान् शंसतोऽदूराद्भयं नो बुद्धिमोहनम्॥ १०**

अदूरात्संनिहितम्। नोऽस्माकम्। आशंसत उत्पातान्॥ १०॥

दैहिकानाह—**ऊर्विति।**

**ऊर्वक्षिबाहवो मह्यं स्फुरन्त्यङ्ग पुनः पुनः।**
**वेपथुश्चापि हृदय आराद्दास्यन्ति विप्रियम्॥ ११**

ऊर्वादयो वामाः स्फुरन्ति। वेपथुः कम्पश्च हृदये वर्तते। एते मह्यमारात्सन्निहितं विप्रियं दास्यन्ति॥ ११॥

भौमानाह सार्धैस्त्रिभिः।

શું દેવર્ષિ નારદજીએ કહ્યું હતું તે સમય આવી ગયો, કે જેમાં ભગવાન શ્રીકૃષ્ણ ક્રીડા કરવાના સાધનરૂપ પોતાનું શ્રીઅંગ છોડી દેવા ઇચ્છે છે? ॥ ૮॥

**'अपि'** શું જેમાં **'आक्रीडम्'** ક્રીડા કરવાના સાધનરૂપ શ્રીઅંગને– મનુષ્યરૂપ નાટકને ત્યાગી દેવા ઇચ્છે છે, તે સમય આવી ગયો છે? ॥ ૮॥

આપણા બધા પુરુષાર્થોના કારણરૂપ શ્રીકૃષ્ણ ભગવાન જ છે, માટે તેમના વિયોગ વિના તો અનિષ્ટ થાય નહીં, તે આશયથી કહે છે.

જેમને કારણે આપણને સંપત્તિ, રાજ્ય, પત્નીઓ, પ્રાણ, કુળ, સંતતિ પ્રાપ્ત થયેલી છે તથા જેમના અનુગ્રહથી શત્રુઓ ઉપર વિજય તથા સ્વર્ગાદિ લોકો(ના અધિકાર) પ્રાપ્ત થયા છે. ॥ ૯॥

**'यस्मात्'** જે શ્રીકૃષ્ણ ભગવાનને કારણે, આ વાતને આગળ અર્જુન સ્પષ્ટ કરશે. યજ્ઞ કરવાથી તેને અનુરૂપ મળનારા સ્વર્ગાદિ લોકો જેમના અનુગ્રહથી (પ્રાપ્ત થયા છે). ॥ ૯ ॥

મનુષ્યોમાં વાઘ સમાન બળવાન હે ભીમસેન, શરીરમાં થતાં અનિષ્ટો સહિત આકાશમાં તથા પૃથ્વી પર થતાં, આપણી બુદ્ધિને ભ્રમિત કરનારાં, ભયને સૂચવતાં, ભયંકર અનિષ્ટોને તું જો. ॥ ૧૦ ॥

**'अदूरात्'** નજીક, **'नः'** આપણી (બુદ્ધિને)– ઉત્પાતોનું સૂચન કરે છે.॥ ૧૦ ॥

શરીરને લગતાં અપશુકનોનું વર્ણન કરે છે— **'ऊरु इति।'**

પ્રિય ભાઈ, મારી ડાબી જાંઘ, નેત્ર અને ભુજા વારંવાર ફરકે છે, તેમ જ હૃદયમાં પણ કંપ થાય છે, આ (સર્વ) મને થોડા જ સમયમાં અપ્રિય (ઘટના) બતાવશે. ॥ ૧૧ ॥

સાથળ વગેરે ડાબાં અંગો ફરકે છે. હૃદયમાં **'वेपथुः'** કંપ થાય છે. આ સર્વ મને **'आरात्'** નજીકમાં જ અપ્રિય આપશે. ॥ ૧૧ ॥

પૃથ્વી પર થતાં અનિષ્ટોનું સાડા ત્રણ શ્લોકો દ્વારા વર્ણન કરે છે.

**शिवैषोद्यन्तमादित्यमभिरौत्यनलानना ।**
**मामङ्ग सारमेयोऽयमभिरौति ह्यभीरुवत्॥ १२**

शिवा क्रोष्ट्री उद्यन्तं आदित्यमभिरौत्युद्यत्सूर्याभिमुखं क्रोशति। अनलानना अग्निं मुखेन वमन्ती। अङ्ग हे भीम। मामभिलक्ष्य सारमेयः श्वाऽभिरौति प्लुतं भषति। अभीरुवन्निःशङ्कम्॥ १२॥

**शस्ताः कुर्वन्ति मां सव्यं दक्षिणं पशवोऽपरे।**
**वाहांश्च पुरुषव्याघ्र लक्षये रुदतो मम॥ १३**

शस्ता गवादयो मां सव्यं वामं कुर्वन्ति। अपरे गर्दभाद्याः प्रदक्षिणं कुर्वन्ति। वाहानश्वान्॥ १३॥

**मृत्युदूतः कपोतोऽयमुलूकः कम्पयन्मनः।**
**प्रत्युलूकश्च कुह्वानैरनिद्रौ शून्यमिच्छतः॥ १४**

अयं कपोतो मृत्युदूतो मृत्युसूचकः। उलूको घूकः। प्रत्युलूकस्तत्प्रतिपक्षो घूकः काको वा। कुह्वानैः कुत्सितशब्दैर्विश्वं शून्यं कर्तुमिच्छतः ॥ १४॥

**धूम्रा दिशः परिधयः कम्पते भूः सहाद्रिभिः।**
**निर्घातश्च महानासीत्साकं च स्तनयित्नुभिः॥ १५**

धूम्रा धूसरा दिशः परिधयोऽग्निमिव लोकमावृण्वन्ति।

दिव्यानाह सार्धाभ्याम्। निर्घातो निरभ्रवज्रपातः। स्तनयित्नवोऽत्र गर्जितानि तैः सह॥ १५॥

હે ભાઈ, મુખમાંથી આગ (ઓકતી) આ શિયાળવી ઊગતા સૂર્ય સામે જોઈને રડે છે. આ કૂતરો મારી સામે જોઈ નિર્ભયપણે રડે છે. ॥ ૧૨॥

**'शिवा'** શિયાળવી, **'उद्यन्तम् आदित्यम् अभिरौति'** ઊગતા સૂર્યની સામે મુખ રાખીને રડે છે. **'अनल-आनना'** મુખમાંથી અગ્નિ ઓકતી શિયાળવી, **'अङ्ग'** હે પ્રિય (ભીમ), મારી સામે જોઈને **'सारमेयः'** કૂતરો **'अभिरौति'** લંબાવીને રડે છે. **'अभीरुवत्'** નિર્ભયપણે ॥ ૧૨॥

હે પુરુષવ્યાઘ્ર ભીમસેન, (ગાયો વગેરે) શુભ પશુઓ મારી ડાબી બાજુથી જાય છે. (ગધેડાં વગેરે) બીજાં અમંગળ પશુઓ મારી જમણી બાજુથી જાય છે, મારા ઘોડાઓને હું રડતા જોઉં છું. ॥ ૧૩॥

**'शस्ताः'** ગાય વગેરે શુભ પશુઓ મારી ડાબી બાજુથી જાય છે. **'अपरे'** બીજાં ગધેડાં વગેરે જમણી બાજુ જાય છે. **'वाहान्'** ઘોડાઓને ॥ ૧૩॥

મનને કંપાવતો આ હોલો મૃત્યુદૂત (લાગે છે). નિદ્રારહિત ઘુવડ અને કાગડો કર્ણકઠોર શબ્દોથી (વિશ્વને) વેરાન કરવા ઈચ્છે છે. ॥ ૧૪॥

આ હોલો **'मृत्युदूतः'** મૃત્યુનું સૂચન કરે છે. **'उलूकः'** ઘુવડ, **'प्रत्युलूकः'** તેનું પ્રતિપક્ષી બીજું ઘુવડ અથવા કાગડો **'कुह्वानैः'** કર્ણકઠોર શબ્દો વડે વિશ્વને વેરાન કરવા ઈચ્છે છે. ॥ ૧૪॥

દિશાઓ ધૂસરિત થઈ ગઈ છે. (સૂર્ય, ચન્દ્ર અને અગ્નિકુંડોની આજુબાજુ મંડળાકાર) પરિધિઓ (અગ્નિને ઢાંકે તેમ જગતને ઢાંકે) છે. પર્વતો સાથે પૃથ્વી કંપે છે. વળી, વીજળીના મહાન ગડગડાટ સાથે નિરભ્ર (આકાશમાંથી) વજ્રપાત થાય છે. ॥ ૧૫॥

**'धूम्राः'** ધૂસરિત દિશાઓ, **'परिधयः'** મંડળાકાર વલયો અગ્નિને ઢાંકે તેમ જગતને આવરી લે છે.

આકાશમાં થતા ઉત્પાતોને દોઢ શ્લોક દ્વારા કહે છે. **'निर्घातः'** નિરભ્ર વજ્રપાત **'स्तनयित्नवः'** આકાશમાં વીજળીના કડાકા, તેમની સાથેનો વજ્રપાત ॥ ૧૫ ॥

**वायुर्वाति खरस्पर्शो रजसा विसृजंस्तमः।**
**असृग्वर्षन्ति जलदा बीभत्समिव सर्वतः॥ १६**

तमो विशेषेण सृजन्। असृग्रक्तम्॥ १६॥

**सूर्यं हतप्रभं पश्य ग्रहमर्दं मिथो दिवि।**
**ससंकुलैर्भूतगणैर्ज्वलिते इव रोदसी॥ १७**

ग्रहाणां मर्दं युद्धम्। भूता रुद्रानुचरास्तेषां गणैः संकुलैर्व्यामिश्रैः प्राणिभिः सहितैः। रोदसी द्यावापृथिव्यौ ज्वलिते प्रदीप्ते इव च पश्येति ॥ १७॥

पुनर्भौमानाह—**नद्य** इति सार्धैस्त्रिभिः।

**नद्यो नदाश्च क्षुभिताः सरांसि च मनांसि च।**
**न ज्वलत्यग्निराज्येन कालोऽयं किं विधास्यति॥ १८**

प्राणिनां मनांसि च॥ १८॥

**न पिबन्ति स्तनं वत्सा न दुह्यन्ति च मातरः।**
**रुदन्त्यश्रुमुखा गावो न हृष्यन्त्यृषभा व्रजे॥ १९**

दुह्यन्तीति कर्मकर्तर्यार्षम्। न प्रस्नुवन्तीत्यर्थः ॥ १९॥

**दैवतानि रुदन्तीव स्विद्यन्ति ह्युच्चलन्ति च।**
**इमे जनपदा ग्रामाः पुरोद्यानाकराश्रमाः।**
**भ्रष्टश्रियो निरानन्दाः किमघं दर्शयन्ति नः॥ २०**

दैवतानि प्रतिमाः। अघं दुःखम्॥ २०॥

કઠોર સ્પર્શવાળો વંટોળિયો (વાવાઝોડાની જેમ) ધૂળથી અંધકાર ફેલાવે છે. વાદળો ચોતરફ ઘૃણા ઉપજાવે તેમ રક્ત વરસાવે છે. ॥ ૧૬ ॥

અંધકારનું વિશેષ રીતે સર્જન કરતો (વંટોળિયો), **'असृग्'** લોહી ॥ ૧૬ ॥

આકાશમાં નિસ્તેજ સૂર્યને અને ગ્રહોમાં પરસ્પર થતા યુદ્ધને તું જો. પ્રાણીઓ સાથે ભળી ગયેલા રુદ્રના અનુચરોના ગણોથી જાણે સળગી ઊઠ્યાં હોય તેવાં આકાશ અને પૃથ્વીને પણ તું જો. ॥ ૧૭ ॥

ગ્રહોનું **'मर्दम्'** યુદ્ધ, **'भूताः'** રુદ્રના અનુચરો, તેમના **'संकुलैः'** ગણોસહિત પ્રાણીઓ સાથે મળી જવાથી, **'ज्वलिते'** જાણે સળગી ઊઠ્યાં હોય તેવાં **'रोदसी'** આકાશ અને પૃથ્વીને પણ તું જો. ॥ ૧૭ ॥

પુનઃ પૃથ્વી પરના ઉત્પાતો સાડા ત્રણ શ્લોકો દ્વારા કહે છે— **'नद्यः इति।'**

નદીઓ અને મોટી નદીઓ ખળભળી ઊઠી છે, સરોવરો અને મુનષ્યોનાં મન પણ ક્ષુબ્ધ થઈ ગયાં છે. વળી, ઘીથી અગ્નિ પ્રદીપ્ત થતો નથી, કોણ જાણે આ (ભયંકર) કાળ શું કરશે ? ॥ ૧૮॥

મનુષ્યોનાં મન પણ ॥ ૧૮॥

વાછરડાં સ્તનપાન નથી કરતાં, માતાઓ દૂધ નથી આપતી, ગોશાળામાં અશ્રુભીનાં મુખવાળી ગાયો રડે છે અને બળદો ઉદાસ છે ! ॥ ૧૯॥

**'दुह्यन्ति इति'** અહીં **'दुह्यन्ति'** એ કર્મણિ પ્રયોગ છે, તે આર્ષ છે. (**दोहन्ति** રૂપ થાય.) દૂધ ટપકાવતી નથી. ॥ ૧૯ ॥

દેવોની પ્રતિમાઓ જાણે રડતી હોય, તેમને પ્રસ્વેદ થતો હોય અને ખસતી હોય તેવી લાગે છે! આ દેશો, ગ્રામો, નગરો, બગીચાઓ, ખાણો, આશ્રમો શ્રીહીન અને આનંદરહિત થઈ ગયાં છે, તે આપણને કયા દુઃખની એંધાણી આપે છે? ॥ ૨૦॥

**'दैवतानि'** પ્રતિમાઓ, **'अघम्'** દુઃખને ॥ ૨૦॥

**मन्य एतैर्महोत्पातैर्नूनं भगवतः पदैः।**
**अनन्यपुरुषश्रीभिर्हीना भूर्हतसौभगा॥ २१**

एतैर्महोत्पातैः कृत्वा। न विद्यतेऽन्येषु पुरुषेषु श्रीर्वज्राङ्कुशादिशोभा येषां तैर्भगवतः पदैर्हीना भूरित्यहं मन्ये॥ २१॥

**इति चिन्तयतस्तस्य दृष्टारिष्टेन चेतसा।**
**राज्ञः प्रत्यागमद्ब्रह्मन्यदुपुर्याः कपिध्वजः॥ २२**

तस्य राज्ञ इत्येवं दृष्टान्यरिष्टानि येन तेन चेतसा चिन्तयतः सतः॥ २२॥

**तं पादयोर्निपतितमयथापूर्वमातुरम्।**
**अधोवदनमब्बिन्दून्मुञ्चन्तं नयनाब्जयोः॥ २३**

**विलोक्योद्विग्नहृदयो विच्छायमनुजं नृपः।**
**पृच्छति स्म सुहृन्मध्ये संस्मरन्नारदेरितम्॥ २४**

अयथापूर्वं निपतितम्। तदेवाह—आतुरमित्यादि। अपां बिन्दूनश्रूणि नेत्राभ्यां विसृजन्तमित्यर्थः॥ २३॥

उद्विग्नं कम्पितं हृदयं यस्य सः। विच्छायं विगतकान्तिम्॥ २४॥

युधिष्ठिर उवाच

**कच्चिदानर्तपुर्यां नः स्वजनाः सुखमासते।**
**मधुभोजदशार्हार्हाः सात्वतान्धकवृष्णयः॥ २५**

स्वजना बान्धवाः॥ २५॥

किं वक्ष्यतीति शङ्कया व्यवहितक्रमेण पृच्छति—**शूर** इत्यादिना।

આ મહાન ઉત્પાતોથી હું અવશ્ય માનું છું કે અન્ય કોઈ પુરુષમાં ન હોય તેવાં (વિલક્ષણ) ચિહ્નો (અંકુશ, ધ્વજા, કમળ, ચક્ર, છત્ર, કલ્પલતા, વજ્રમણિ, પુષ્પ, ચંદ્ર, શંખ, પર્વત, યજ્ઞકુંડ, ગદા, તોમર, મંદિર, મત્સ્ય)થી શોભિત ભગવાનનાં શ્રીચરણોથી ભૂમિ શ્રીહીન અને ભાગ્યહીન થઈ ગઈ છે. ॥ ૨૧॥

આ મહાન ઉત્પાતો દ્વારા અન્ય કોઈ પુરુષમાં ન હોય તેવી '**श्रीः**' વજ્ર, અંકુશ વગેરે શોભા જેમની છે તેવા ભગવાનનાં શ્રીચરણોથી ભૂમિ વંચિત થઈ ગઈ છે તેમ હું માનું છું. ॥ ૨૧॥

હે શૌનક, આ પ્રમાણે જેના વડે ઉત્પાતો જોવાયા છે તેવા મનથી રાજા વિચાર કરતા હતા, તેવામાં અર્જુન દ્વારકાથી પાછો આવ્યો. ॥ ૨૨॥

આ પ્રમાણે જોવાયા છે ઉત્પાતો જેના વડે તેવા મનથી વિચાર કરતા તે યુધિષ્ઠિર ॥ ૨૨॥

પૂર્વે કદી ન પડ્યા હોય તે રીતે પગમાં પડેલા, વ્યાકુળ, પડી ગયેલા મુખવાળા, બન્ને નેત્રકમળોમાંથી અશ્રુબિંદુઓને સારતા તે નિસ્તેજ થયેલા નાના ભાઈને જોઈને ઉદ્વિગ્ન હૃદયવાળા રાજા યુધિષ્ઠિર નારદજીનાં વચનો યાદ કરતા સંબંધીઓની વચ્ચે પૂછવા લાગ્યા. ॥ ૨૩ ॥ ૨૪ ॥

પૂર્વે કદી ન હોય તે રીતે પગમાં પડેલા, વ્યાકુળ વગેરે થયેલા (અર્જુનને) તે જ કહે છે— '**अपां बिन्दून्**' અશ્રુબિંદુઓને '**नेत्राभ्याम्**' બન્ને નેત્રોમાંથી સારતા (તેને જોઈને), એમ અર્થ છે. ॥ ૨૩ ॥

'**उद्विग्नहृदयः**' કંપતું હૃદય જેનું છે તેવા તે (રાજા), '**विच्छायम्**' જેની કાન્તિ જતી રહી છે તેને ॥ ૨૪॥

**યુધિષ્ઠિર બોલ્યા** – દ્વારકામાં મધુ, ભોજ, દશાર્હ, અર્હ, સાત્વત, અંધક તથા વૃષ્ણિવંશના આપણા સ્વજનો કુશળ તો છે ને? ॥ ૨૫ ॥

'**स्वजनाः**' સંબંધીઓ ॥ ૨૫ ॥

શું કહેશે એ શંકાથી વચ્ચે વચ્ચે બીજાનું કુશળ પૂછવાની સાથે પૂછે છે— '**शूरः**' વગેરે દ્વારા.

**शूरो मातामहः कच्चित्स्वस्त्यास्ते वाथ मारिषः।**
**मातुलः सानुजः कच्चित्कुशल्यानकदुन्दुभिः॥ २६**

મારિષો માન્યો માતામહઃ શૂરો નામ યાદવઃ कुन्त्याः पिता। आनकदुन्दुभिर्वसुदेवः॥ २६॥

શું આપણા માનનીય શૂરસેન નાનાજી તો કુશળ છે ને? વસુદેવમામા તેમના નાના ભાઈઓ સહિત આનંદમાં છે? ॥ ૨૬॥

**'मारिषः'** માનનીય માતામહ (માતાના પિતા) શૂર નામના યાદવ તથા કુન્તીના પિતા– **'आनकदुन्दुभिः'** વસુદેવજી ॥ ૨૬॥

**सप्त स्वसारस्तत्पत्न्यो मातुलान्यः सहात्मजाः।**
**आसते सस्नुषाः क्षेमं देवकीप्रमुखाः स्वयम्॥ २७**

स्वसारः परस्परम्। वसुदेवक्षेमेण तासामपि क्षेमं पृष्टमेव, तथापि पृथक् पृच्छति—**स्वयमिति**॥ २७॥

આપણી મામીઓ કે જેમાં દેવકી મુખ્ય છે, તે સાતેય પરસ્પર થતી બહેનો એવી, વસુદેવજીની પત્નીઓ, પોતે તથા પોતાના પુત્રો અને પુત્રવધૂઓ સાથે ક્ષેમકુશળ છે ? ॥ ૨૭ ॥

પરસ્પર બહેનો (એવી વસુદેવજીની પત્નીઓ)– વસુદેવજીની કુશળતા દ્વારા તેમની કુશળતા પણ પુછાઈ જ ગઈ છે છતાં પણ જુદું જુદું પૂછે છે. પોતે પણ કુશળ છે ને? એમ કહીને પૂછે છે— **'स्वयम् इति।'** ॥ ૨૭॥

**कच्चिद्राजाहुको जीवत्यसत्पुत्रोऽस्य चानुजः।**
**हृदीकः ससुतोऽक्रूरो जयन्तगदसारणाः॥ २८**

आहुक उग्रसेनः। असत् पुत्रो यस्य। अत एव जीवमात्रमेव पृष्टम्।

अनुजश्च देवकः। हृदीकः सुतः कृतवर्मा। जयन्तादयः कृष्णभ्रातरः॥ २८॥

દુરાત્મા કંસ જેમનો પુત્ર હતો તે રાજા ઉગ્રસેન જીવે છે? તેમના નાના ભાઈ દેવક પણ જીવે છે? કૃતવર્મા નામના પુત્ર સાથે હૃદીક અને અક્રૂર (કુશળ છે ને?) (શ્રીકૃષ્ણ ભગવાનના ભાઈઓ) જયંત, ગદ, સારણ (વગેરે કુશળ છે?) ॥ ૨૮॥

**'आहुकः'** ઉગ્રસેન કે જેમનો પુત્ર કંસ દુષ્ટ હતો; આથી જ પૂછ્યું છે કે ઉગ્રસેન જીવે છે? (કુશળતાનો પ્રશ્ન કર્યો નથી, માત્ર જીવે છે, એટલું જ પૂછ્યું.)

**'अनुजः च'** દેવક અને હૃદીક, **'सुतः'** પુત્ર કૃતવર્મા, જયન્ત વગેરે શ્રીકૃષ્ણ ભગવાનના ભાઈઓ ॥ ૨૮॥

**आसते कुशलं कच्चिद्ये च शत्रुजिदादयः।**
**कच्चिदास्ते सुखं रामो भगवान्सात्वतां प्रभुः॥ २९**

॥ २९ ॥

જે શત્રુજિત્ વગેરે છે તેઓ કુશળ છે ને? સાત્વતકુળના પતિ ભગવાન શ્રીબલરામજી આનંદમાં છે ને? ॥ ૨૯ ॥ ૨૯ ॥

**प्रद्युम्नः सर्ववृष्णीनां सुखमास्ते महारथः।**
**गम्भीररयोऽनिरुद्धो वर्धते भगवानुत॥ ३०**

सर्ववृष्णीनां मध्ये महारथः। गम्भीररयो युद्धे महावेगः। वर्धते मोदत इत्यर्थः॥ ३०॥

સર્વ યાદવોમાં મહારથી પ્રદ્યુમ્ન સુખમાં છે ને? મહાન વેગવાળા ભગવાન અનિરુદ્ધ શું આનંદમાં છે? ॥ ૩૦॥

સર્વ યાદવોમાં મહારથી, યુદ્ધમાં **'गंभीररयः'** ખૂબ વેગવાળા (અનિરુદ્ધ) **'वर्धते'** આનંદમાં છે? એમ અર્થ છે. ॥ ૩૦ ॥

**सुषेणश्चारुदेष्णश्च साम्बो जाम्बवतीसुतः।**
**अन्ये च कार्ष्णिप्रवराः सपुत्रा ऋषभादयः॥ ३१**

સુષેણ, ચારુદેષ્ણ, જામ્બવતીના પુત્ર સામ્બ અને અન્ય પણ, શ્રીકૃષ્ણ ભગવાનના શ્રેષ્ઠ પુત્રો, ઋષભ વગેરે પુત્રો સાથે (કુશળ છે?) ॥ ૩૧॥

कृष्णस्यापत्यानि कार्ष्णयस्तेषु प्रवराः॥ ३१॥

કૃષ્ણના પુત્રો તે કાર્ષ્ણિઓ, તેમનામાં શ્રેષ્ઠ ॥ ૩૧॥

**तथैवानुचराः शौरेः श्रुतदेवोद्धवादयः।**
**सुनन्दनन्दशीर्षण्या ये चान्ये सात्वतर्षभाः॥ ३२**

શ્રુતદેવ, ઉદ્ધવ વગેરે શ્રીકૃષ્ણ ભગવાનના અનુચરો તથા મુખ્ય યાદવો સુનન્દ, નન્દ વગેરે તથા અન્ય જે શ્રેષ્ઠ યાદવો છે (તેઓ કુશળ છે)? ॥ ૩૨॥

सुनन्दनन्दौ शीर्षण्यौ मुख्यौ येषां ते॥ ३२॥

સુનન્દ અને નન્દ '**शीर्षण्यौ**' જેમાં મુખ્ય છે તે યાદવો ॥ ૩૨॥

**अपि स्वस्त्यासते सर्वे रामकृष्णभुजाश्रयाः।**
**अपि स्मरन्ति कुशलमस्माकं बद्धसौहृदाः॥ ३३**

॥ ३३॥

બલરામજી અને શ્રીકૃષ્ણની ભુજાઓનો જેમને આશ્રય છે તે સર્વે શું કુશળ છે? આપણી સાથે સ્નેહથી બંધાયેલા તેઓ શું આપણી ખબર પૂછીને યાદ કરે છે ? ॥ ૩૩ ॥ ૩૩ ॥

**भगवानपि गोविन्दो ब्रह्मण्यो भक्तवत्सलः।**
**कच्चित्पुरे सुधर्मायां सुखमास्ते सुहृद्वृतः॥ ३४**

બ્રાહ્મણભક્ત, ભક્તવત્સલ શ્રીગોવિંદ પણ દ્વારકામાં 'સુધર્મા' સભામાં સ્નેહીજનોથી વીંટળાઈને આનંદમાં વિરાજે છે ને? ॥ ૩૪॥

भगवति सुखमास्त इति प्रश्नस्यानौचित्य-माशङ्क्याह—पुर इत्यादि॥ ३४॥

ભગવાનની બાબતમાં, તેઓ આનંદમાં છે, તેવો પ્રશ્ન અનુચિત હોવાથી આશંકા કરીને કહે છે— '**पुरे इति**' વગેરે ॥ ૩૪॥

भगवतोऽत्रावस्थाने हि लोकानां मङ्गलं नान्यथेत्याशयेनाह चतुर्भिः।

શ્રીભગવાનના પૃથ્વી પરના અવસ્થાનમાં સાચે જ વિશ્વનું મંગળ છે, નહીં તો વિશ્વનું મંગળ નથી, તે આશયથી ચાર શ્લોકો દ્વારા કહે છે.

**मङ्गलाय च लोकानां क्षेमाय च भवाय च।**
**आस्ते यदुकुलाम्भोधावाद्योऽनन्तसखः पुमान्॥ ३५**

બલભદ્ર જેમના સખા છે તે આદ્યપુરુષ શ્રીકૃષ્ણ યદુકુળરૂપી સાગરમાં વિશ્વના મંગળ માટે, રક્ષણ માટે અને ઉદ્‌ભવ માટે વિરાજમાન છે. ॥ ૩૫॥

मङ्गलाय शुभाय। क्षेमाय लब्धपालनाय। भवायोद्भवाय। अनन्तसखो बलभद्रसहायः ॥ ३५॥

'**मङ्गलाय**' શુભ માટે, '**क्षेमाय**' પ્રાપ્ત વસ્તુના રક્ષણ માટે '**भवाय**' ઉદ્‌ભવ માટે– '**अनन्तसखः**' શેષાવતાર બલભદ્રજી જેમના સખા છે (તે શ્રીકૃષ્ણ) ॥ ૩૫॥

**यद्बाहुदण्डगुप्तायां स्वपुर्यां यदवोऽर्चिताः।**
**क्रीडन्ति परमानन्दं महापौरुषिका इव॥ ३६**

જેમના ભુજદંડથી રક્ષાયેલી દ્વારકાપુરીમાં યાદવો વૈકુંઠનાથના સેવકો જેવું સન્માન પામી પરમ આનંદમાં ક્રીડા કરે છે. ॥ ૩૬ ॥

अर्चिताः सर्वैः पूजिताः। परमानन्दं यथा भवति तथा। महापुरुषो विष्णुस्तदीया महापौरुषिका वैकुण्ठनाथानुचरा इव॥ ३६॥

**यत्पादशुश्रूषणमुख्यकर्मणा**
**सत्यादयो द्व्यष्टसहस्त्रयोषितः।**
**निर्जित्य संख्ये त्रिदशांस्तदाशिषो**
**हरन्ति वज्रायुधवल्लभोचिताः॥ ३७**

यस्य पादशुश्रूषणमेव मुख्यं तपआदिभ्यः श्रेष्ठं यत्कर्म तेन। सत्यभामादयः संख्ये युद्धे श्रीकृष्णबलेन त्रिदशान्देवान्निर्जित्य। तदाशिषो देवभोग्यान्पारिजातादीन्। वज्रायुधस्य वल्लभा शची तस्या उचिताः॥ ३७॥

**यद्बाहुदण्डाभ्युदयानुजीविनो**
**यदुप्रवीरा ह्यकुतोभया मुहुः।**
**अधिक्रमन्त्यङ्घ्रिभिराहृतां बलात्**
**सभां सुधर्मां सुरसत्तमोचिताम्॥ ३८**

यद्बाहुदण्डप्रभावोपजीविनः सुधर्मामङ्घ्रि-भिरधिक्रमन्ति स गोविन्दः सुखमास्ते इति गतपञ्चमश्लोकेनान्वयः॥ ३८॥

इदानीं तस्यैव कुशलं पृच्छति— **कच्चिदिति** षड्भिः।

**कच्चित्तेऽनामयं तात भ्रष्टतेजा विभासि मे।**
**अलब्धमानोऽवज्ञातः किं वा तात चिरोषितः॥ ३९**

अनामयमारोग्यम्। न लब्धो मानो येन बन्धुभ्यः सकाशात्। किं वा तैः प्रत्युतावज्ञातस्तिरस्कृतः। यतश्चिरोषितो बहुकालं तत्र स्थितः॥ ३९॥

‘**अर्चिताः**’ સર્વ દ્વારા પૂજાઈને, જેમ પરમ આનંદ થાય તેમ (ક્રીડા કરે છે). ‘**महापुरुषः**’ ભગવાન વિષ્ણુ તેમના ભક્તો, ‘**महापौरुषिकाः**’ વૈકુંઠનાથના અનુચરો (પાર્ષદો) જેવું ॥ ૩૬॥

જેમના ચરણોની સેવારૂપી શ્રેષ્ઠ કર્મથી સત્યભામા વગેરે સોળ હજાર સ્ત્રીઓ (શ્રીકૃષ્ણના બળથી) યુદ્ધમાં દેવોને જીતીને ઈન્દ્રની પ્રિયતમાને યોગ્ય વૈભવોને હરી લે છે (પ્રાપ્ત કરે છે). ॥ ૩૭॥

જેમની ચરણસેવા એ જ ‘**मुख्यम्**’ તપ વગેરેમાંથી શ્રેષ્ઠ કર્મ જે છે તેના વડે, સત્યભામા વગેરે ‘**संख्ये**’ યુદ્ધમાં શ્રીકૃષ્ણના બળથી ‘**त्रिदशान्**’ દેવોને જીતીને, ‘**तदाशिषः**’ તેમની કામનાઓને– દેવભોગ્ય પારિજાત વગેરેને– જેનું આયુધ વજ્ર છે તેવા ઈન્દ્રની પ્રિયતમા શચી, તેને યોગ્ય (એવા ભોગોને) ॥ ૩૭॥

યદુવંશી વીરો જેમના ભુજદંડના પ્રભાવથી (સુરક્ષિત થઈ) નિર્ભય બનીને, બળપૂર્વક લાવવામાં આવેલી તથા મોટા-મોટા દેવતાઓને (બેસવા) યોગ્ય એવી સુધર્મા સભાને પોતાના ચરણો વડે વારંવાર આક્રાન્ત કરે છે. ॥ ૩૮॥

જેમના ભુજદંડના પ્રભાવથી (ભગવાનના) સેવકો સુધર્મા સભાને ચરણો વડે આક્રાંત કરે છે, તેવા ‘‘શ્રીગોવિન્દ ભગવાન સુખમાં તો વિરાજે છે ને?’’ એમ આની પહેલાના પાંચમા શ્લોક (૩૪) સાથે સંબંધ છે. ॥ ૩૮॥

હવે અર્જુનની (પોતાની) જ કુશળતા છ શ્લોકો દ્વારા પૂછે છે— ‘**कच्चित्-इति**’

પ્રિય ભાઈ, તારું આરોગ્ય તો ઠીક છે ને? તું મને નિસ્તેજ જણાય છે. શું તને (ત્યાં) માન ન મળ્યું? ભાઈ, બહુ દિવસ ત્યાં રહેનાર એવો તું અપમાનિત થયો કે શું? ॥ ૩૯॥

‘**अनामयम्**’ આરોગ્ય– સંબંધીઓ પાસેથી જેને માન પ્રાપ્ત ન થયું, પણ તેમના દ્વારા ‘**अवज्ञातः**’ તિરસ્કૃત થયો કે શું? કારણ કે ‘**चिरोषितः**’ ઘણો સમય ત્યાં રહેનાર ॥ ૩૯ ॥

**कच्चिन्नाभिहतोऽभावैः शब्दादिभिरमङ्गलैः।**
**न दत्तमुक्तमर्थिभ्य आशया यत्प्रतिश्रुतम्॥ ४०**

दुर्भावपूर्ण કઠોર શબ્દોથી તું ઘવાયો નથી ને? ''યાચકને જે ઇચ્છા હશે તે હું આપીશ.'' – એમ કહીને જે વચન આપ્યું હોય તે શું તેં આપ્યું નથી? ॥ ૪૦ ॥

अभावैरिति छेदः। प्रेमशून्यैः। अमङ्गलैः परुषैः शब्दादिभिर्नाभिहतो न ताडितोऽसि किम्। यद्वा अर्थिभ्यः किमपि दास्यामीति नोक्तं किम्। यद्वा आशया सह यथा आशा भवति तथा दास्यामीति प्रतिश्रुतं यत्तन्न दत्तं किम्॥ ४० ॥

**'अभावैः'** એમ પદચ્છેદ છે. પ્રેમશૂન્ય (વચનોથી), **'अमङ्गलैः'** કઠોર વચનોથી તું **'न अभिहतः'** ઘવાયો તો નથી ને? અથવા યાચકોને કંઈ પણ આપીશ એમ તો કહ્યું નથી ને? કે પછી **'आशया सह'** જેની આશા હશે તે હું આપીશ, એમ જે વચન આપ્યું હોય તે શું નથી પાળ્યું? ॥ ૪૦॥

**कच्चित्त्वं ब्राह्मणं बालं गां वृद्धं रोगिणं स्त्रियम्।**
**शरणोपसृतं सत्त्वं नात्याक्षीः शरणप्रदः॥ ४१**

બ્રાહ્મણ, બાળક, ગાય, વૃદ્ધ, રોગી, સ્ત્રી કે શરણે આવેલા પ્રાણીનો, શરણ આપનાર એવા તેં ત્યાગ તો નથી કર્યો ને? ॥ ૪૧॥

अन्यद्वा शरणागतं सत्त्वं प्राणिमात्रं न त्यक्तवानसि किम्। यतस्त्वं पूर्वं शरणप्रद आश्रयप्रदः॥ ४१ ॥

અથવા શરણે આવેલા **'सत्त्वम्'** કોઈ પણ પ્રાણીનો તેં ત્યાગ કર્યો છે કે શું? કારણ કે તું પહેલેથી જ **'शरणप्रदः'** આશ્રય આપનારો છે. ॥ ૪૧॥

**कच्चित्त्वं नागमोऽगम्यां गम्यां वाऽसत्कृतां स्त्रियम्।**
**पराजितो वाथ भवान्नोत्तमैर्नासमैः पथि॥ ४२**

કોઈ ન જવા યોગ્ય સ્ત્રી પાસે તો તું નથી ગયો ને? અથવા કોઈ મલિન વસ્ત્રવાળી (રજોવતી) સ્ત્રીની પાસે તો નથી ગયો ને? કે પછી માર્ગમાં તારા સમોવડિયાઓ અથવા તારાથી ઊતરતાઓ દ્વારા તું પરાજિત થયો છે? ॥ ૪૨॥

अगम्यामिति छेदः। निन्दितां स्त्रियं नागमः किं न गतवानसि। असत्कृतां मलिनवस्त्रादिना नागमः किम्। नोत्तमैरनुत्तमैः समैरित्यर्थः। असमैरधमैर्वा किं न पराजितोऽसीत्यर्थः॥ ४२ ॥

**'अगम्याम्'** એમ પદચ્છેદ કરવો. નિન્દિત થયેલી સ્ત્રી પાસે તો નથી ગયો ને? **'असत्कृताम्'** મલિન વસ્ત્ર વગેરેથી યુક્ત (સ્ત્રી) પાસે તો નથી ગયો ને? **'न उत्तमैः'** ઉત્તમ ન હોય તેવા, એટલે કે સમાન હોય તેવા, એમ અર્થ છે. કે પછી **'अधमैः'** અસમાન લોકો દ્વારા તું પરાજિત થયો છે? ॥ ૪૨॥

**अपिस्वित्पर्यभुङ्क्थास्त्वं संभोज्यान्वृद्धबालकान्।**
**जुगुप्सितं कर्म किंचित्कृतवान्न यदक्षमम्॥ ४३**

ભોજન કરાવવા યોગ્ય વૃદ્ધો તથા બાળકોને મૂકીને તેં ભોજન કર્યું કે શું? ન કરવા યોગ્ય એવું કોઈ અક્ષમ્ય કર્મ તો નથી કર્યું ને? ॥ ૪૩ ॥

संभोजनार्हान्वृद्धान्बालकांश्च किंस्वित्पर्यभुङ्क्थाः त्यक्त्वा भुक्तवानसि किम्। अक्षमं कर्तुमयोग्यं यत्तन्न कृतवानसि किम्॥ ४३ ॥

સારી રીતે ભોજન કરાવવાને યોગ્ય વૃદ્ધો તથા બાળકોને **'पर्यभुङ्क्थाः'** ત્યાગીને ભોજન કર્યું કે શું? **'अक्षमम्'** કરવા યોગ્ય ન હોય તેવું જે છે, તે તો તેં નથી કર્યું ને? ॥ ૪૩ ॥

**कच्चित्प्रेष्ठतमेनाथ हृदयेनात्मबन्धुना।**
**शून्योऽस्मि रहितो नित्यं मन्यसे तेऽन्यथा न रुक्॥ ४४**

સદાય પરમ પ્રિયતમ, અભિન્નહૃદય સુહૃદ ભગવાન શ્રીકૃષ્ણથી સદાને માટે શું હું વંચિત થયો છું, એમ તું માને છે? તે વિના તને આટલી વ્યથા હોય નહીં! ॥ ૪૪ ॥

नित्यं सदा प्रेष्ठतमेन हृदयेनान्तरङ्गेण स्वबन्धुना श्रीकृष्णेन रहितः शून्योऽस्मीति मन्यसे। अन्यथा ते रुक् मनःपीडा न घटेत॥ ४४॥

**'नित्यम्'** સદાય, પરમ પ્રિયતમ, અંતરંગ હૃદયસ્વરૂપ એવા પોતાના સખા શ્રીકૃષ્ણથી રહિત હું થયો છું, એમ તું માને છે? નહીં તો, તને **'रुक्'** (આવી) મનની પીડા હોય નહીં! ॥ ૪૪॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां प्रथमस्कन्धे चतुर्दशोऽध्यायः॥ १४॥
इति श्रीमद्भागवते प्रथमस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां चतुर्दशोऽध्यायः॥ १४॥

❋❋❋❋❋

# अथ पञ्चदशोऽध्यायः
## શ્રીકૃષ્ણવિરહવ્યથિત પાંડવોનું સ્વર્ગારોહણ

कलिप्रवेशमालक्ष्य धुरं न्यस्य परीक्षिति।
आरुरोह नृपः स्वर्गमिति पञ्चदशेऽब्रवीत्॥ १

કળિયુગનો (આ ભૂમિ ઉપર) પ્રવેશ જોઈને, રાજ્યનો કારભાર પરીક્ષિત ઉપર નાખીને રાજા યુધિષ્ઠિરે સ્વર્ગારોહણ કર્યું, તે કથા પંદરમા અધ્યાયમાં કહી છે. ॥ ૧॥

सूत उवाच

**एवं कृष्णसखः कृष्णो भ्रात्रा राज्ञाऽऽविकल्पितः।**
**नानाशङ्कास्पदं रूपं कृष्णविश्लेषकर्शितः॥ १**

**शोकेन शुष्यद्वदनहृत्सरोजो हतप्रभः।**
**विभुं तमेवानुध्यायन्नाशक्नोत्प्रतिभाषितुम्॥ २**

**સૂતજી બોલ્યા** – આ પ્રમાણે ભાઈ એવા રાજા યુધિષ્ઠિર દ્વારા, અનેક શંકાઓના સ્થાનરૂપ (જોઈને), જેના પ્રત્યે સંશયો કરવામાં આવ્યા હતા, ભગવાનના વિયોગથી જે કૃશ થયો હતો, જેનું વદનકમળ અને હૃદયકમળ શોકથી સુકાતું હતું, વિભુ એવા તે શ્રીકૃષ્ણનું સતત ધ્યાન કરતો, નિસ્તેજ બનેલો કૃષ્ણસખા અર્જુન ઉત્તર આપવામાં સમર્થ થયો નહીં. ॥ ૧॥ ૨॥

कृष्णोऽर्जुनः आविकल्पित इति छेदः। नानाशङ्कास्पदं रूपमालक्ष्य विकल्पित इत्यर्थः। प्रतिभाषितुं नाशक्नोदित्युत्तरेणान्वयः। तत्र हेतवः— कृष्णविश्लेषेण कर्शितः कृशः कृतः॥ १ ॥

**'कृष्णः'** અર્જુન– **'आविकल्पितः'** એમ પદચ્છેદ છે. અનેક શંકાઓના સ્થાનરૂપ જોઈને, જેના પ્રત્યે સંશયો કરવામાં આવ્યા હતા, એમ અર્થ છે. ઉત્તર આપવાને સમર્થ થયો નહીં, એમ પછીના શ્લોક (૨) સાથે અન્વય છે. તે માટેનાં કારણો– શ્રીકૃષ્ણના વિયોગથી કૃશ થયેલો– ॥ ૧ ॥

शोकेन हेतुना। वदनं च हृच्च ते एव सरोजे। शुष्यती वदनहृत्सरोजे यस्य सः। हता प्रभा तेजो यस्य सः॥ २॥

શોકને કારણે– મુખ અને હૃદય, તે જ બન્ને કમળ– સુકાતાં વદનકમળ અને હૃદયકમળ છે જેનાં તે, હણાયું છે **'प्रभा'** તેજ જેનું તે ॥ ૨ ॥

**कृच्छ्रेण संस्तभ्य शुचः पाणिनामृज्य नेत्रयोः।**
**परोक्षेण समुन्नद्धप्रणयौत्कण्ठ्यकातरः॥ ३**

**सख्यं मैत्रीं सौहृदं च सारथ्यादिषु संस्मरन्।**
**नृपमग्रजमित्याह बाष्पगद्गदया गिरा॥ ४**

शुचः शोकाश्रूणि यान्युद्गच्छन्ति तानि नेत्रयोरेव संस्तभ्य गलितानि च पाणिना आमृज्य परोक्षेण दर्शनागोचरेण श्रीकृष्णेन हेतुना समुन्नद्धमधिकं यत्प्रेमौत्कण्ठ्यं तेन कातरो व्याकुलः सन्नृपमित्याहेत्युत्तरेणान्वयः॥ ३॥

सख्यं हितैषिताम्। मैत्रीमुपकारिताम्। सौहृदं सुहृत्त्वं चात् संबन्धितां च। बाष्पेण कण्ठावरोधाद्गद्गदया॥ ४॥

अर्जुन उवाच

**वञ्चितोऽहं महाराज हरिणा बन्धुरूपिणा।**
**येन मेऽपहृतं तेजो देवविस्मापनं महत्॥ ५**

येन मां वञ्चयता। देवान्विस्मापयति यत्॥ ५॥

**यस्य क्षणवियोगेन लोको ह्यप्रियदर्शनः।**
**उक्थेन रहितो ह्येष मृतकः प्रोच्यते यथा॥ ६**

यस्य क्षणवियोगेनेत्यादि यच्छब्दानां तेनाहमद्य मुषित इति सप्तमश्लोकस्थेन तच्छब्देन संबन्धः।

प्रियस्याप्यप्रियत्वे दृष्टान्तः—उक्थेन प्राणेन। एष पित्रादिः॥ ६॥

મહાકષ્ટથી શોકનાં આંસુ ખાળી, (સરી ગયેલાં) આંસુને હાથ વડે લૂછી, ભગવાન શ્રીકૃષ્ણ દર્શનના વિષયરૂપ ન રહ્યા હોવાને કારણે ખૂબ જ વધી ગયેલી પ્રેમોત્કંઠાથી વ્યાકુળ (એવો અર્જુન) ॥ ૩ ॥

સારથિકર્મ વગેરેમાં શ્રીકૃષ્ણનું હિતૈષીપણું, ઉપકારીપણું, મિત્રતા અને સંબંધીપણું સંભારતો આંસુથી ગળું રૂંધાઈ જવાથી ગળગળા કંઠે મોટાભાઈ યુધિષ્ઠિરને આ પ્રમાણે કહેવા લાગ્યો. ॥ ૪ ॥

**'शुचः'** શોકાશ્રુઓ, જે (આંખમાંથી) ઉત્પન્ન થતા હતા તેમને બન્ને આંખોમાં જ ખાળીને તથા ટપકી ગયેલાં આંસુઓને હાથથી લૂછીને **'परोक्षेण'** શ્રીકૃષ્ણ દર્શનના વિષયરૂપ ન રહ્યા હોવાને કારણે **'समुन्नद्धम्'** અધિક એવી પ્રેમની જે ઉત્કંઠા છે તેનાથી, **'कातरः'** વ્યાકુળ થઈ રાજાને આ પ્રમાણે કહેવા લાગ્યો, તેમ આ પછીના શ્લોક (૪) સાથે સંબંધ છે. ॥ ૩ ॥

**'सख्यम्'** હિતૈષીપણું, **'मैत्रीम्'** ઉપકારીપણું, **'सौहृदम्'** મિત્રતા તથા **'च'** શબ્દ દ્વારા સંબંધીપણું, આંસુથી ગળું રૂંધાઈ જવાથી ગળગળી વાણી વડે ॥ ૪॥

**અર્જુન બોલ્યો** – હે મહારાજ, બંધુરૂપ શ્રીહરિથી હું છેતરાયો છું, કે જેમના દ્વારા દેવોને (પણ) વિસ્મય પમાડનારું મારું મહાન તેજ હરી લેવામાં આવ્યું છે. ॥ ૫ ॥

મને છેતરતા એવા જેમના દ્વારા– દેવોને વિસ્મય પમાડે તેવું (મારું તેજ હરી લેવામાં આવ્યું છે.) ॥ ૫ ॥

જેમ પ્રાણરહિત થયેલું આ શરીર મડદું કહેવાય છે અને તેનું દર્શન અપ્રિય થાય છે, તેમ જેમના એક ક્ષણના વિયોગથી પણ આ લોક અપ્રિય લાગે છે. ॥ ૬ ॥

"જેમના ક્ષણમાત્રના વિયોગથી........" (૬) વગેરે **'यत्'** વાળા શબ્દોનો– "તેમના દ્વારા આજે હું છેતરાયો છું." એમ આનાથી સાતમા શ્લોક (૧૩) ના **तत्** શબ્દ સાથે સંબંધ છે.

શ્લોકમાં પ્રિય વસ્તુની પણ અપ્રિયતાનું દૃષ્ટાન્ત છે. **'उक्थेन'** પ્રાણથી (રહિત) **'एषः'** આ પિતા વગેરે ॥ ૬ ॥

श्रीकृष्णोपकाराननुस्मरति—**यत्संश्रयादिति** दशभिः।

**यत्संश्रयाद् द्रुपदगेहमुपागतानां**
**राज्ञां स्वयंवरमुखे स्मरदुर्मदानाम्।**
**तेजो हृतं खलु मयाभिहतश्च मत्स्यः**
**सज्जीकृतेन धनुषाऽधिगता च कृष्णा॥ ७**

यस्य संश्रयाद्बलात् स्मरेण कामेन दुर्मदानामतिमत्तानां तेजः प्रभावो हृतं धनुर्ग्रहणेनैव। पश्चात्तद्धनुः सज्जीकृतं च। तेन च मत्स्यो यन्त्रोपरि भ्रमन्विद्धः। ततस्तान्विजित्य द्रौपदी प्राप्ता च॥ ७॥

શ્રીકૃષ્ણ ભગવાનના ઉપકારોને વળી વળીને યાદ કરે છે— **'यत्संश्रयात्'** વગેરે દશ શ્લોકો વડે.

જેમના બળથી મેં દ્રુપદ રાજાના ગૃહે સમારંભમાં આવેલા, કામથી મદોન્મત્ત એવા રાજાઓનું તેજ હર્યું હતું, સજ્જ કરેલા ધનુષથી મત્સ્યવેધ કર્યો હતો અને દ્રૌપદીને પ્રાપ્ત કરી હતી. ॥ ૭ ॥

જેમના **'संश्रयात्'** બળથી **'स्मरेण'** કામથી **'दुर्मदानाम्'** અતિ મત્ત થયેલા (રાજાઓનો), **'तेजः'** પ્રભાવ હરી લીધો હતો. ધનુષના ગ્રહણ માત્રથી જ (રાજાઓનો પ્રભાવ હરી લીધો હતો) અને પછી તે જ ધનુષ સજ્જ કરીને તેનાથી યંત્રની ઉપર ફરતો મત્સ્ય વીંધાયો હતો અને તે રાજાઓ ઉપર વિજય મેળવીને દ્રૌપદીને પ્રાપ્ત કરી હતી. ॥ ૭ ॥

**यत्सन्निधावहमु खाण्डवमग्नयेऽदा-**
**मिन्द्रं च सामरगणं तरसा विजित्य।**
**लब्धा सभा मयकृताद्भुतशिल्पमाया**
**दिग्भ्योऽहरन्नृपतयो बलिमध्वरे ते॥ ८**

उ इति विस्मये। खाण्डवमिन्द्रस्य वनमग्नयेऽदां दत्तवानस्मि। खाण्डवदाहे रक्षितेन मयेन कृता च सभा लब्धा अद्भुतशिल्परूपा माया यस्यां सा। ते अध्वरे यागे राजसूये॥ ८॥

अनन्तरश्लोको विगीतस्तथापि व्याख्यायते।

અહો! જેની સન્નિધિમાત્રથી મેં દેવોના ગણોસહિત ઈન્દ્રનો બળથી પરાજય કરીને અગ્નિને ખાંડવવન આપ્યું હતું, (અને તે ખાંડવવનના દાહમાં રક્ષા પામેલા મયદાનવ પાસેથી) મયદાનવ દ્વારા રચેલી અદ્ભુત શિલ્પરૂપ માયાવાળી સભા પ્રાપ્ત કરી હતી. વળી, તમારા રાજસૂય યજ્ઞમાં સમગ્ર દિશાઓમાંથી રાજાઓ ભેટ લાવ્યા હતા. ॥ ૮॥

**'उ'** આશ્ચર્ય દર્શાવે છે. **'खाण्डवम्'** ઈન્દ્રનું વન (મેં) અગ્નિને **'अदाम्'** આપ્યું હતું. ખાંડવવનના દાહમાં રક્ષા પામેલા મય દ્વારા રચેલી સભા— પણ પ્રાપ્ત કરી હતી. કે જેની અદ્ભુત શિલ્પરૂપ માયા હતી તે સભા— તમારા **'अध्वरे'** રાજસૂય યજ્ઞમાં ॥ ૮॥

હવે પછીનો શ્લોક અસંગત હોવા છતાં પણ એની વ્યાખ્યા કરવામાં આવે છે.

**यत्तेजसा नृपशिरोऽङ्घ्रिमहन्मखार्थे**
**आर्योऽनुजस्तव गजायुतसत्त्ववीर्यः।**
**तेनाहृताः प्रमथनाथमखाय भूपा**
**यन्मोचितास्तदनयन्बलिमध्वरे ते॥ ९**

દસ હજાર હાથીઓની ઉત્સાહશક્તિ અને બળ ધરાવનાર તમારાથી નાના એવા મારા મોટાભાઈ ભીમસેને, રાજાઓનાં મસ્તકો પર જેનું ચરણ છે તેવા જરાસન્ધનો જેમના પ્રભાવથી રાજસૂયયજ્ઞ માટે વધ કર્યો હતો; ત્યાર બાદ એ જ ભગવાને જરાસન્ધ દ્વારા મહાભૈરવ યજ્ઞમાં (બલિ ચઢાવવા માટે) લાવવામાં આવેલા રાજાઓને છોડાવ્યા હતા, તેથી તેઓ તમારા રાજસૂય યજ્ઞમાં ભેટ લાવ્યા હતા. ॥ ૯ ॥

नृपशिरःस्वङ्घ्रिर्यस्य तं जरासन्धं तवानुजो भीमो मखार्थमहन् हतवान्। तन्निर्जयं विना राजसूयमखानुपपत्तेः। गजायुतस्येव सत्त्वमुत्साहशक्तिर्वीर्यं बलं च यस्य सः। तं हत्वा प्रमथनाथो महाभैरवस्तस्य मखाय ये राजानस्तेनाहृतास्ते च यद्यस्मान्मोचितास्तत्तस्मात्तेऽध्वरे बलिमानीतवन्तः ॥ ९ ॥

**पत्न्यास्तवाधिमखक्लृप्तमहाभिषेक-**
**श्लाघिष्ठचारु कबरं कितवैः सभायाम्।**
**स्पृष्टं विकीर्य पदयोः पतिताश्रुमुख्या**
**यैस्तत्स्त्रियोऽकृत हतेशविमुक्तकेशाः ॥ १०**

यैः कितवैर्दुःशासनादिभिस्तव पत्न्याः कबरं विकीर्योन्मुच्य स्पृष्टमाकृष्टं तेषां स्त्रियो हतेशा अत एव वैधव्याद्विमुक्तकेशा अकृत चकार। कथंभूतं कबरम्। अधिमखं राजसूयमधिकृत्य क्लृप्तो रचितो यो महाभिषेकस्तेन श्लाघ्यतमम्। चारु रम्यम्। यत्स्मरणात्तदानीमेवास्मत्कृपया प्राप्तस्य श्रीकृष्णस्य नमने पादयोः पतितान्यश्रूणि मुखाद्यस्याः पत्न्याः।

पदशब्दसापेक्षस्यापि पतितशब्दस्याश्रुपदेन समासो नित्यसापेक्षितत्वात्॥ १० ॥

રાજાઓનાં મસ્તકો પર જેનું ચરણ છે, તે જરાસન્ધને તમારા નાના ભાઈ ભીમસેને યજ્ઞ માટે **'अहन्'** હણ્યો હતો, કારણ કે તેને જીત્યા વિના રાજસૂય યજ્ઞ સિદ્ધ થાય નહીં. દસ હજાર હાથીઓ જેવી **'सत्त्वम्'** ઉત્સાહશક્તિ **'वीर्यम्'** તથા બળ જેનું છે તે ભીમસેન– તે (જરાસંધ)ને હણીને **'प्रमथनाथः'** મહાભૈરવના યજ્ઞ માટે જે રાજાઓને તેના દ્વારા લાવવામાં આવ્યા હતા તેમને. **'यत्'** જે કારણે છોડાવવામાં આવ્યા હતા **'तत्'** તે કારણે તેઓ તમારા યજ્ઞમાં ઉપહાર લાવ્યા હતા. ॥ ૯ ॥

(શ્રીકૃષ્ણનાં) ચરણોમાં જેમના મુખ ઉપરથી અશ્રુબિંદુઓ પડ્યાં હતાં, તેવાં આપનાં પત્ની મહારાણી દ્રૌપદીનો, રાજસૂય યજ્ઞના મહાન અભિષેકથી અત્યન્ત પ્રશંસનીય બનેલો મનોહર કેશકલાપ (દુઃશાસન વગેરે) જે દુષ્ટો દ્વારા ભરી સભામાં વિખેરીને ખેંચવામાં આવ્યો હતો, તેમની (દુઃશાસન વગેરે) સ્ત્રીઓને હણાયેલા પતિઓવાળી અને (તે વૈધવ્યને કારણે) છૂટા કેશવાળી કરી નાખવામાં આવી. ॥ ૧૦ ॥

**'यैः'** જે **'कितवैः'** દુઃશાસન વગેરે દુષ્ટો દ્વારા તમારી પત્નીનો ચોટલો **'विकीर्य'** વિખેરીને **'स्पृष्टम्'** ખેંચવામાં આવ્યો, તેમની સ્ત્રીઓના પતિઓ હણાયા, આથી જ વૈધવ્યને કારણે છૂટા કેશવાળી **'अकृत'** કરવામાં આવી. કેવો કેશકલાપ? **'अधिमखम्'** રાજસૂય યજ્ઞમાં ઉલ્લેખ કરવામાં આવેલો જે મહાભિષેક કરવામાં આવ્યો, તેનાથી અત્યન્ત પ્રશંસનીય, **'चारु'** સુંદર કેશકલાપ, જેમનું સ્મરણ કરતાં તે જ સમયે, આપણા ઉપરની કૃપાથી આવી પહોંચેલા શ્રીકૃષ્ણના (ચરણોમાં) નમન કરતાં, મુખ ઉપરથી ચરણો પર જેનાં અશ્રુબિંદુઓ પડ્યાં તેવી પત્ની દ્રૌપદીનો (કેશકલાપ)

**'पदयोः पतिताश्रुमुख्याः'** માં પદ શબ્દની અપેક્ષાવાળા પતિત શબ્દનો **'अश्रु'** પદ સાથે સમાસ કરવો, કારણ કે હંમેશાં પદોની પરસ્પરની અપેક્ષાને વિચારવામાં આવે છે. ॥ ૧૦ ॥

**यो नो जुगोप वनमेत्य दुरन्तकृच्छ्राद्**
**दुर्वाससोऽरिविहितादयुताग्रभुग्यः ।**
**शाकान्नशिष्टमुपयुज्य यतस्त्रिलोकीं**
**तृप्ताममंस्त सलिले विनिमग्नसङ्घः ॥ ११**

दश હજાર શિષ્યોની સાથે ભોજન કરનાર મહર્ષિ દુર્વાસાને કારણે શત્રુ દુર્યોધને રચેલા અપાર કષ્ટમાંથી જેમણે વનમાં આવીને (પાત્રમાં) રહી ગયેલો શાકનો કણ આરોગીને આપણી રક્ષા કરી, કારણ કે (ભગવાનના આરોગવાથી) જળમાં સ્નાન કરતા દુર્વાસા મુનિના શિષ્યસમુદાયે (માત્ર પોતાને જ નહીં, પરંતુ) ત્રણેય લોકને તૃપ્ત થયેલા માન્યા. ॥ ૧૧ ॥

शिष्याणामयुतस्याग्रे तत्पङ्क्तौ भुङ्क्ते यस्तस्माद्दुर्वाससो हेतोररिणा दुर्योधनेन रचितं यद्दुरन्तं कृच्छ्रं शापलक्षणं तस्मात्सकाशान्नोऽस्मान् वनमेत्य जुगोप। किं कृत्वा। शाकमेवान्नं तस्मिन्नेव पात्रेऽवशिष्टमुपयुज्य जग्ध्वा। यत उपयोगात्सलिले विनिमग्नो मुनीनां सङ्घस्त्रिलोकीं तृप्ताममंस्त।

દશ હજાર શિષ્યોની પંક્તિમાં સાથે ભોજન કરનાર દુર્વાસાને કારણે શત્રુ દુર્યોધન દ્વારા રચવામાં આવેલા, શાપ મળી જાય તેવા જે અપાર કષ્ટમાંથી વનમાં આપણી પાસે આવીને **'नः'** આપણી રક્ષા કરી. શું કરીને (રક્ષા કરી)? પાત્રમાં રહી ગયેલા શાકાન્નને **'उपयुज्य'** આરોગીને; જેને આરોગવાથી જળમાં સ્નાન કરતા મુનિના સંઘે ત્રણેય લોકને તૃપ્ત થયેલા માન્યા.

एवं हि भारते कथा—

'कदाचिद्दुर्वाससो दुर्योधनेनातिथ्यं कृतम्। तेन च परितुष्टेन वरं वृणीष्वेत्युक्ते दुर्वाससः शापात्पाण्डवा नश्येयुरिति मनसि विधाय दुर्योधनेनोक्तम्। युधिष्ठिरोऽस्मत्कुलमुख्यः, अतस्तस्यापि भवतैवमेव शिष्यायुतसहितेनातिथिना भवितव्यं, किंतु द्रौपदी यथा क्षुधा न सीदेत्तथा तस्यां भुक्तवत्यां तद्गृहं गन्तव्यमिति।

ततश्च तथैव दुर्वाससि प्राप्ते परमादरेण युधिष्ठिरेण माध्याह्निकं कृत्वा आगम्यतामिति विज्ञापितो मुनिसङ्घोऽघमर्षणाय जले निममज्ज।

મહાભારતમાં આ પ્રમાણે કથા છે—

એક વખત દુર્યોધન દ્વારા દુર્વાસા મુનિની મહેમાનગતિ કરવામાં આવી. તેનાથી પ્રસન્ન થઈ ''વરદાન માગ'' એમ કહેવામાં આવતાં, દુર્વાસાના શાપથી પાંડવોનો નાશ થાય એમ મનમાં વિચારી દુર્યોધને કહ્યું, ''અમારા કુળમાં યુધિષ્ઠિર મુખ્ય છે, માટે દસ હજાર શિષ્યો સહિત આ જ રીતે આપ એમના પણ અતિથિ બનો, પરંતુ દ્રૌપદી ક્ષુધાથી દુ:ખી ન થાય તે માટે તેના જમ્યા પછી તેને ઘરે જવું.''

ત્યાર પછી એ જ પ્રમાણે દુર્વાસા મુનિ પધાર્યા ત્યારે યુધિષ્ઠિરે પરમ આદરપૂર્વક વિનંતી કરી કે, ''આપ મધ્યાહ્નસન્ધ્યા કરી (ભોજન માટે) પધારો.'' મુનિનો સંઘ અઘમર્ષણ (પાપ દૂર કરવા માટે સંધ્યામાં કરવામાં આવતો વિધિ) કરવા માટે જળમાં સ્નાન કરવા ગયો.

तत्र चिन्तातुरया द्रौपद्या स्मृतमात्रः श्रीकृष्णोऽङ्कस्थां रुक्मिणीं हित्वा तत्क्षणमेव भक्तवत्सलतया चागतः। तया चावेदिते वृत्तान्ते भगवतोक्तं—हे द्रौपदि, अहं च बुभुक्षितोऽस्मि प्रथमं मां भोजयेति। तया चातिलज्जयोक्तं–स्वामिन्, मद्भोजनपर्यन्तमक्षयमप्यन्नं सूर्यदत्त–स्थाल्यां मया च सर्वान्संभोज्य भुक्तमतो नास्त्यन्नमिति। तथाप्यतिनिर्बन्धेन स्थालीमानाय्य तत्कण्ठलग्नं किंचिच्छाकान्नं प्राश्योक्तमनेन विश्वात्मा भगवान्प्रीयताम्।

આ બાજુ ચિંતાતુર દ્રૌપદી દ્વારા માત્ર સ્મરણ કરવામાં આવતાં ભગવાન શ્રીકૃષ્ણ પોતાના અંકમાં રહેલાં રુક્મિણીને છોડીને તે જ ક્ષણે ભક્તવત્સલતાપૂર્વક આવી ગયા અને દ્રૌપદીએ સર્વ વૃત્તાન્ત જણાવ્યો, ત્યારે ભગવાને કહ્યું: ''હે દ્રૌપદી, હું પણ ભૂખ્યો છું, પહેલાં તું મને જમાડ.'' અત્યન્ત લજ્જાપૂર્વક દ્રૌપદીએ કહ્યું, ''હે પ્રભુ, સૂર્યનારાયણે આપેલા પાત્રમાં હું ભોજન કરું ત્યાં સુધી જ અન્ન અક્ષય રહે છે; પરંતુ મેં તો બધાને જમાડીને જમી લીધું છે, તેથી હવે અન્ન નથી.'' છતાં પણ ભગવાનના અત્યન્ત આગ્રહથી અક્ષયપાત્ર લાવતાં, પાત્રની ધારી પર ચોંટેલા શાકાન્નના કણનું ભોજન કરીને ભગવાને કહ્યું, ''આ ભોજનથી સમગ્ર વિશ્વના આત્મા ભગવાન પરિતૃપ્ત થાઓ!''

अथ भोक्तुं मुनिसङ्घमाह्वयेति भीमं प्रहितवान्। स च तावतातितृप्तो वृथापाकभयेन पलायितः' इति॥ ११॥

''હવે ભોજન માટે મુનિના સંઘને બોલાવો.'' એમ કહી ભીમસેનને મોકલ્યો. પરંતુ તે તો ભોજનથી અત્યન્ત તૃપ્ત થઈ ગયો હતો તેથી રસોઈ બગડશે તેવા ભયથી તે સંઘ પલાયન થઈ ગયો. ॥૧૧॥

**यत्तेजसाऽथ भगवान्युधि शूलपाणि–**
**विस्मापितः सगिरिजोऽस्त्रमदान्निजं मे।**
**अन्येऽपि चाहममुनैव कलेवरेण**
**प्राप्तो महेन्द्रभवने महदासनार्धम्॥ १२**

જે શ્રીકૃષ્ણના પ્રભાવથી પાર્વતી સહિત ત્રિશૂળધારી ભગવાન શંકરને મેં આશ્ચર્યચકિત કર્યા હતા અને તેથી તેમણે પોતાનું પાશુપતાસ્ત્ર મને આપ્યું હતું, અન્ય લોકપાલોએ પણ પોતપોતાનાં અસ્ત્રો મને આપ્યાં હતાં. વળી, જેમની કૃપાથી જ મારા આ જ શરીર વડે મેં ઈન્દ્રભવનમાં ઈન્દ્રના અર્ધા આસનને પ્રાપ્ત કર્યું હતું. ॥૧૨॥

गिरिजासहितो विस्मापितः सन्निजं पाशुपतमस्त्रम्। अन्येऽपि लोकपाला निजान्य–स्त्राण्यदुः। अन्यदप्याश्चर्यमाह—अमुनेति। महत इन्द्रस्यासनार्धम्॥ १२॥

(મારા વડે) પાર્વતી સહિત (શંકર ભગવાન) વિસ્મિત કરવામાં આવ્યા હતા અને પોતાનું પાશુપતાસ્ત્ર (મને આપ્યું હતું). અન્ય લોકપાલોએ પણ પોતાનાં અસ્ત્રો આપ્યાં હતાં. અન્ય આશ્ચર્ય પણ જણાવે છે–**'अमुना इति।'** આ (શરીર) દ્વારા મેં **'महतः'** ઈન્દ્રના અર્ધા આસનને (પ્રાપ્ત કર્યું હતું). ॥૧૨॥

**तत्रैव मे विहरतो भुजदण्डयुग्मं**
**गाण्डीवलक्षणमरातिवधाय देवाः।**
**सेन्द्राः श्रिता यदनुभावितमाजमीढ**
**तेनाहमद्य मुषितः पुरुषेण भूम्ना॥ १३**

ત્યાં (સ્વર્ગમાં) જ હું વિહાર કરતો હતો ત્યારે ઈન્દ્ર સહિત સર્વ દેવતાઓએ પોતાના શત્રુ નિવાત-કવચ દૈત્યોનો વધ કરવા ગાંડીવ ધનુષનું ચિહ્ન ધારણ કરનારા મારા બન્ને ભુજદંડોનો આશ્રય કર્યો હતો; જે ભુજદંડો, હે અજમીઢ વંશના રાજા યુધિષ્ઠિર, શ્રીકૃષ્ણના પ્રભાવથી જ પ્રભાવશાળી કરવામાં આવ્યા હતા, તે નિજમહિમામાં સ્થિર એવા ભગવાન દ્વારા આજે હું છેતરાયો છું. ॥ ૧૩ ॥

तत्रैव स्वर्गे क्रीडतो गाण्डीवं लक्षणं चिह्नं यस्य तत्। अरातयो निवातकवचा दैत्यास्तेषां वधार्थमाश्रितवन्तः। येनानुभावितं प्रभावयुक्तं कृतम्। हे आजमीढ युधिष्ठिर। तेन मुषितो वञ्चितोऽस्मि। कथंभूतेन। भूम्ना निजमहिमाव-स्थानेन॥ १३॥

**'तत्रैव'** ત્યાં સ્વર્ગમાં જ વિહાર કરતા મારા, ગાંડીવ **'लक्षणम्'** ચિહ્ન જેમનું છે તેવા (ભુજદંડો)– **'अरातयः'** નિવાતકવચ દૈત્યોના વધ માટે આશ્રય કર્યો હતો. જેમના વડે ભુજદંડો **'अनुभावितम्'** પ્રભાવશાળી કરવામાં આવ્યા હતા. **'हे आजमीढ'** હે યુધિષ્ઠિર, તેમના દ્વારા **'मुषितः'** હું છેતરાયો છું. કેવા ભગવાન દ્વારા? **'भूम्ना'** પોતાના મહિમામાં જ જે સ્થિત છે (તેવા ભગવાન દ્વારા) ॥ ૧૩ ॥

यद्बान्धव इत्यादिश्लोकत्रयस्यापि तेन मुषितोऽहमिति पूर्वेणैव संबन्धः।

**'यद् बान्धवः'** વગેરે ત્રણ શ્લોકો (૧૪, ૧૫, ૧૬)નો પણ **'तेन मुषितः अहम् इति'** એમ પૂર્વના શ્લોક (૧૩) સાથે સંબંધ છે.

**यद्बान्धवः कुरुबलाब्धिमनन्तपार-**
**मेको रथेन ततरेऽहमतीर्यसत्त्वम्।**
**प्रत्याहृतं बहुधनं च मया परेषां**
**तेजास्पदं मणिमयं च हृतं शिरोभ्यः॥ १४**

જે ભગવાન (મારા) સહાયક હોવાથી જ ભીષ્મ વગેરે અજેય મગરમચ્છોવાળા, અનંત અને અપાર કૌરવસૈન્યરૂપી સાગરને હું એકલો જ રથ વડે તરી ગયો હતો, (અને જે ભગવાનના પ્રભાવથી કૌરવો દ્વારા હરણ કરવામાં આવેલા ઉત્તરરાજાના) ગોધનને મેં પાછું વાળ્યું હતું તથા શત્રુઓનાં મસ્તકો પરથી શત્રુઓના પ્રભાવાસ્પદ તેમ જ રત્નજડિત મુકુટોનું હરણ કર્યું હતું. ॥ ૧૪ ॥

श्रीकृष्णबान्धव एक एवाहं कौरवसैन्याब्धिं नास्त्यन्तो गाम्भीर्येण, पारं च देशतो यस्य तं ततरे तीर्णवानुत्तरगोग्रहे। अतीर्याणि दुस्तराणि सत्त्वानि तिमिङ्गिलादीनि भीष्मादिरूपाणि यस्मिन्। परैर्नीतं गोधनं प्रत्याहृतम्। परेषां च शिरोभ्यः

ભગવાન શ્રીકૃષ્ણ સહાયભૂત (હોવાથી) હું એકલો જ, જેની ગહનતાનો અંત નથી અને જેના વિસ્તારનો પાર નથી, તેવા કૌરવસૈન્યરૂપી સાગરને **'ततरे'** તરી ગયો– વિરાટનગરમાં. જીતી ન શકાય તેવા અજેય પ્રાણીઓ, મગરમચ્છો વગેરે, ભીષ્મ વગેરે રૂપે જેમાં છે તેવા સાગરને– શત્રુઓ દ્વારા હરી લેવામાં આવેલું ગોધન મેં પાછું વાળ્યું

सकाशात्तेजास्पदं प्रभावस्यास्पदमुष्णीषरूपं मणिमयं मुकुटरत्नरूपं च बहुधनं तान्मोहनास्त्रेण मोहयित्वा हृतम्। यद्बान्धवेन मया॥ १४॥

**यो भीष्मकर्णगुरुशल्यचमूष्वदभ्र-**
**राजन्यवर्यरथमण्डलमण्डितासु ।**
**अग्रेचरो मम विभो रथयूथपाना-**
**मायुर्मनांसि च दृशा सह ओज आर्च्छत्॥ १५**

अदभ्रा अनल्पा ये राजन्यवर्यास्तेषां रथमण्डलैर्मण्डितासु भीष्मादीनां चमूषु सारथिरूपेण ममाग्रेचरः सन् हे विभो, तेषां रथयूथपानामायुरादीनि यो दृशा दृष्ट्यैवार्च्छत् हृतवान्। मनांसीत्युत्साहादिशक्तिम्। सहो बलम्। ओजः शस्त्रादिकौशलम्॥ १५॥

**यद्दोःषु मा प्रणिहितं गुरुभीष्मकर्ण-**
**द्रौणित्रिगर्तशलसैन्धवबाह्लिकाद्यैः।**
**अस्त्राण्यमोघमहिमानि निरूपितानि**
**नो पस्पृशुर्नृहरिदासमिवासुराणि॥ १६**

यस्य दोःषु भुजेषु मा मां प्रणिहितं स्थापितं तैरेव गुर्वादिभिर्निरूपितानि प्रयुक्तान्यस्त्राणि न स्पृशन्ति स्म। गुरुर्द्रोणः। त्रिगर्तस्त्रिगर्तदेशाधिपतिः सुशर्मा। शलः शल्यः। सैन्धवः सिन्धुदेशाधिपतिर्जयद्रथः। बाह्लिकः शन्तनोर्भ्राता। अमोघो महिमा येषां तथाभूतान्यपि। पाठान्तरेऽपि स एवार्थः। प्रतीकाराकरणेऽप्यस्पर्शे दृष्टान्तः— नृहरिदासं प्रह्लादमिवेति॥ १६॥

હતું. શત્રુઓનાં મસ્તકો પરથી **'तेजास्पदम्'** પ્રભાવાસ્પદ શિરોવેષ્ટનરૂપ **'मणिमयम्'** મુકુટનાં રત્નોરૂપી પુષ્કળ ધન તેમને મોહનાસ્ત્રથી મોહિત કરી, જેમની સહાયથી મેં હરી લીધું હતું, (તે ભગવાન વડે હું છેતરાયો છું.) ॥ ૧૪ ॥

હે વિભુ, (અનેક) શ્રેષ્ઠ રાજવીઓનાં રથમંડળોથી શોભતી ભીષ્મ, કર્ણ, દ્રોણાચાર્ય અને શલ્યની સેનાઓમાં જે ભગવાને (સારથિરૂપે) મારી આગળ રહી, માત્ર પોતાના દૃષ્ટિપાતથી જ રથોના જૂથના રક્ષકો (ભીષ્મ વગેરે)નાં આયુષ્ય, ઉત્સાહશક્તિ, બળ તથા ઓજસ હરી લીધાં હતાં. ॥ ૧૫ ॥

**'अदभ्रा'** જે મહાન શ્રેષ્ઠ ક્ષત્રિયો હતા, તેમનાં રથમંડળોથી શોભતી ભીષ્મ વગેરેની સેનાઓમાં સારથિરૂપે મારી આગળ રહીને હે રાજા, તેમના રથોના યૂથપતિઓનાં આયુષ્ય વગેરેનું જેમણે **'दृशा'** દૃષ્ટિમાત્રથી **'आर्च्छत्'** હરણ કર્યું. **'मनांसि'** ઉત્સાહ વગેરે શક્તિને, **'सहः'** બળને, **'ओजः'** શસ્ત્રાદિકૌશલ્યને ॥ ૧૫ ॥

ગુરુ દ્રોણાચાર્ય, ભીષ્મ, કર્ણ, અશ્વત્થામા, સુશર્મા, શલ્ય, જયદ્રથ તથા બાહ્લિક વગેરે દ્વારા છોડવામાં આવેલાં અમોઘ મહિમાવાળાં અસ્ત્રો, જેમ અસુરોએ છોડેલાં અસ્ત્રો નરહરિ ભગવાનના દાસ(પ્રહ્લાદજી)ને સ્પર્શ કરતાં ન હતાં, તેમ જે શ્રીકૃષ્ણ ભગવાનની ભુજાઓના (આશ્રયમાં) રહેલા મને સ્પર્શ કરતાં ન હતાં, (તે શ્રીકૃષ્ણ દ્વારા હું છેતરાયો છું.) ॥ ૧૬ ॥

જેમની **'दोष्षु'** ભુજાઓમાં **'प्रणिहितम्'** રહેલાને, **'मा'** મને તે જ ગુરુ વગેરે દ્વારા **'निरूपितानि'** છોડવામાં આવેલાં અસ્ત્રો સ્પર્શ કરતાં ન હતાં. **'गुरुः'** ગુરુ દ્રોણ— **'त्रिगर्तः'** ત્રિગર્ત દેશના અધિપતિ સુશર્મા, **'शलः'** શલ્ય, **'सैन्धवः'** સિન્ધુદેશના અધિપતિ જયદ્રથ, **'बाह्लिकः'** શંતનુના ભાઈ— જેમનો મહિમા અમોઘ છે તેવાં અસ્ત્રો હોવા છતાં પણ, **'अमोघमहिमानि'** ને બદલે **'अमोघमहितानि'** અથવા **'अमेयमहिमानि'**— એમ પાઠાન્તરમાં પણ તે જ અર્થ છે. પ્રતીકાર ન કરવા છતાં પણ સ્પર્શ ન કરવા માટેનું દૃષ્ટાન્ત— **'नृहरिदासम्'** શ્રીનરહરિભગવાનના દાસ પ્રહ્લાદજીને (જેમ સ્પર્શ કરતાં ન હતાં) તેમ ॥ ૧૬ ॥

**सौत्ये वृतः कुमतिनात्मद ईश्वरो मे**
**यत्पादपद्ममभवाय भजन्ति भव्याः।**
**मां श्रान्तवाहमरयो रथिनो भुविष्ठं**
**न प्राहरन्यदनुभावनिरस्तचित्ताः॥ १७**

સ્વાપરાધમનુસ્મરન્ સંતપ્યમાન આહ। सौत्ये सारथ्ये कुमतिना मे मया स वृतः। कुमतित्वमेवाह—आत्मद इत्यादिना। अभवाय मोक्षाय। भव्याः श्रेष्ठाः। श्रान्ता वाहा अश्वा यस्य तं माम्। जयद्रथवधे हि जलपानं विनाऽश्वाः श्रान्तास्ततो रथादवतीर्य बाणैर्भुवं भित्त्वा मया जलं संपादितम्। तदा यस्यानुभावेन निरस्तचित्ता अरयो मां न प्रहृतवन्तः स सौत्ये वृत इति कुमतित्वम्॥ १७॥

જેમના ચરણકમળને ભક્તો મોક્ષ માટે ભજે છે તથા જે (ભગવાન સ્વયં) પોતાનું પણ દાન કરી દે છે, તેમનું મેં કુમતિએ સારથિકર્મમાં વરણ કર્યું! (યુદ્ધમાં જયદ્રથના વધ સમયે) મારા ઘોડા થાક્યા હતા, ત્યારે જેમના પ્રભાવથી હતપ્રભ થયેલા એવા મહારથી શત્રુઓએ પણ પૃથ્વી પર ઊભેલા એવા મારા ઉપર પ્રહાર કર્યો નહીં. ॥ ૧૭॥

પોતાના અપરાધનું સ્મરણ કરી કરીને પશ્ચાત્તાપ કરતાં કહે છે. **'सौत्ये'** સારથિકર્મમાં, કુમતિ એવા **'मे'** મારા દ્વારા તેમનું વરણ કરવામાં આવ્યું. પોતાની દુર્બુદ્ધિમત્તાનું જ વર્ણન કરે છે– **'आत्मदः'** વગેરે શબ્દો દ્વારા– **'अभवाय'** મોક્ષ માટે **'भव्याः'** શ્રેષ્ઠ જનો (ભક્તો), થાકેલા **'वाहाः'** ઘોડાઓ જેના છે તેવા મને– જયદ્રથના વધ સમયે જળપાન વિના અશ્વો થાકી ગયા હતા, ત્યારે રથ પરથી ઊતરીને બાણ દ્વારા પૃથ્વીને ભેદીને મારા દ્વારા જળ પ્રાપ્ત કરાવ્યું હતું, ત્યારે જેમના પ્રભાવથી હતપ્રભ થયેલા શત્રુઓએ મને ન માર્યો, તેવા ભગવાનનું મેં સારથિકર્મમાં વરણ કર્યું, એ જ (મારું) કુમતિપણું છે. ॥ ૧૭॥

**नर्माण्युदाररुचिरस्मितशोभितानि**
**हे पार्थ हेऽर्जुन सखे कुरुनन्दनेति।**
**संजल्पितानि नरदेव हृदिस्पृशानि**
**स्मर्तुर्लुठन्ति हृदयं मम माधवस्य॥ १८**

हे नरदेव, उदारं गम्भीरं रुचिरं च यत् स्मितं तेन शोभितानि नर्माणि परिहासवाक्यानि तथा कार्यप्रस्तावेषु हे पार्थेत्यादीनि मधुराक्षराणि संजल्पितानि च हृदिस्पृशानि मनोज्ञानि माधवस्य यान्येतानि तानीदानीं स्मर्तुर्मम हृदयं लुठन्ति लोठयन्ति क्षोभयन्ति। णिजभाव आर्षः॥ १८॥

હે નરદેવ, માધવના ઉદાર તથા મધુર સ્મિતથી શોભતાં પરિહાસવચનો તથા 'હે પાર્થ, હે અર્જુન, હે સખા, હે કુરુનન્દન', વગેરે બોલાયેલાં હૃદયસ્પર્શી, મધુર વચનો યાદ આવતાં મારા મનને ક્ષોભ પમાડે છે. ॥ ૧૮॥

હે નરદેવ, **'उदारम्'** ગંભીર તથા સુંદર જેમનું સ્મિત છે તેનાથી શોભતાં **'नर्माणि'** વિનોદભર્યાં વચનો તથા પ્રસંગોપાત્ત 'હે પાર્થ' વગેરે મધુર શબ્દોવાળાં સુંદર વાક્યો તથા માધવનાં બોલાયેલાં **'हृदिस्पृशानि'** હૃદયસ્પર્શી, રુચિકર જે જે વાક્યો છે, તે અત્યારે યાદ કરતા એવા મારા મનને ક્ષોભ પમાડે છે. **'णिज्+अभावः'** પ્રેરક ક્રિયાપદમાં આવતા પ્રત્યયનો અહીં અભાવ છે તે આર્ષ છે. **'लुठ्'** નું સાદું રૂપ **'लुठन्ति'** અને પ્રેરક રૂપ **'लोठयन्ति'** થાય. અહીં પ્રેરકને બદલે સાદું રૂપ પ્રયોજાયેલું છે. ॥ ૧૮॥

**शय्यासनाटनविकत्थनभोजनादि-**
**ष्वैक्याद्वयस्य ऋतवानिति विप्रलब्धः।**
**सख्युः सखेव पितृवत्तनयस्य सर्वं**
**सेहे महान्महितया कुमतेरघं मे॥ १९**

સૂવું, બેસવું, ફરવું, આત્માશ્લાઘા કરવી તથા ભોજન વગેરેમાં (અમે) સાથે જ રહેવાથી (ક્યારેક અનિયમિતતા જોઈને) ''હે મિત્ર, તમે તો સત્યવાદી છો હં!'' એમ (વ્યંગવચનોથી) હું તિરસ્કાર કરતો, (છતાં) મિત્ર જેમ મિત્રનો, પિતા જેમ પુત્રનો (અપરાધ સહન કરે) તેમ એ મહાન પરમેશ્વર પોતાની મહાનુભાવતાને કારણે કુમતિ એવા મારા સર્વ અપરાધો સહન કરતા. ॥ ૧૯॥

विकत्थनं स्वगुणश्लाघनादि। शय्यादिष्वैक्यादव्यतिरेकाद्धेतोः। कदाचिद्व्यभिचारं दृष्ट्वा हे वयस्य, ऋतवान् सत्ययुक्तस्त्वमिति वक्रोक्त्या विप्रलब्धस्तिरस्कृतोऽपि।

'ऋभुमान्' इति पाठे ऋभवो देवाः सेवकाः सन्ति यस्य सः। असौ महानपि मया वयस्य इति मत्वा विप्रलब्धस्तिरस्कृत इत्यर्थः।

'ऋतमान्' इति पाठे वत्त्वाभाव आर्षः। मे अघमपराधमसहत। महितया महत्त्वेन। ऐकपद्ये अतिमहत्त्वेनेत्यर्थः। सख्युरघं सखेव। तनयस्याघं पितेव॥ १९॥

**'विकत्थनम्'** પોતાના ગુણોની પ્રશંસા કરવી વગેરે, શયન વગેરેમાં સાથે જ હોવાથી એકબીજા વચ્ચે અંતર ન હોવાથી, તેમાં ક્યારેક અનિયમિતતા જોઈને, ''હે મિત્ર, **'ऋतवान्'** તમે તો સાચાબોલા છો!'' એમ વ્યંગવચનોથી **'विप्रलब्धः'** તિરસ્કાર કરવા છતાં **'ऋतवान्'** ને બદલે **'ऋभुमान्'** પાઠમાં **'ऋभवः'** ઋભુ નામના દેવો જેમના સેવકો છે તેવા– આવા મહાન હોવા છતાં મારા દ્વારા ''મિત્ર છે'' એમ જાણીને (જેમનો) **'विप्रलब्धः'** તિરસ્કાર કરાયો, એમ અર્થ છે.

**'ऋतवान्'** ને બદલે **'ऋतमान्'** પાઠમાં **'वत्'** પ્રત્યયનો અભાવ આર્ષ છે. મારા **'अघम्'** અપરાધને ભગવાને સહન કર્યો. **'महितया'** મહત્તાને કારણે, **'महान्'** અને **'महितया'** એ બે શબ્દો એક જ પદમાં લઈએ તો તેનો અર્થ અતિમહત્ત્વને કારણે એમ થાય. મિત્રના દોષને મિત્રની જેમ અને પુત્રના અપરાધને પિતાની જેમ (સહન કર્યો). ॥ ૧૯॥

त्वया शङ्कितं पराजयं चापि प्राप्तोऽहमित्याह।

તમારા દ્વારા શંકા કરવામાં આવેલા પરાજયને પણ હું પામ્યો છું, એમ કહે છે.

**सोऽहं नृपेन्द्र रहितः पुरुषोत्तमेन**
**सख्या प्रियेण सुहृदा हृदयेन शून्यः।**
**अध्वन्युरुक्रमपरिग्रहमङ्ग रक्षन्**
**गोपैरसद्भिरबलेव विनिर्जितोऽस्मि॥ २०**

હે નૃપેન્દ્ર, એ પ્રિય, મિત્ર અને સુહૃદ પુરુષોત્તમથી હું રહિત થયો છું અને તેથી મારું હૃદય શૂન્ય છે. હે ભાઈ, ઉરુક્રમ ભગવાનના (સોળ હજાર સ્ત્રીઓના) પરિવારનું રક્ષણ કરતાં માર્ગમાં દુષ્ટ ગોવાળિયાઓ દ્વારા સ્ત્રીની જેમ હું પરાજય પામ્યો છું. ॥ ૨૦ ॥

तेन सख्या रहितोऽतो हृदयेन शून्यः। अङ्ग हे राजन्, उरुक्रमस्य परिग्रहं षोडशसहस्रस्त्रीलक्षणम्। असद्भिर्नीचैः अबला योषेव ॥ २० ॥

श्रीकृष्णवियोग एवात्र हेतुर्नान्य इत्याह—**तदिति**।

**तद्वै धनुस्त इषवः स रथो हयास्ते**
**सोऽहं रथी नृपतयो यत आनमन्ति।**
**सर्वं क्षणेन तदभूदसदीशरिक्तं**
**भस्मन्हुतं कुहकराद्धमिवोप्तमूष्याम्॥ २१**

यतो येभ्यो नृपतय आनमन्ति ईशेन रिक्तं शून्यमसत्कार्याक्षमं सन्मन्त्रविधानैरपि भस्मनि हुतमिव। अतिप्रीतादपि कुहकान्मायाविनः सकाशाद्राद्धं लब्धं यथा असत्। सम्यक्कर्षणादिनाप्यूषरभूमावुप्तं बीजमिव॥ २१ ॥

**राजंस्त्वयाभिपृष्टानां सुहृदां नः सुहृत्पुरे।**
**विप्रशापविमूढानां निघ्नतां मुष्टिभिर्मिथः॥ २२**

**वारुणीं मदिरां पीत्वा मदोन्मथितचेतसाम्।**
**अजानतामिवान्योन्यं चतुष्पञ्चावशेषिताः॥ २३**

सुहृत्पुरे त्वया पृष्टनां नः सुहृदां मध्ये चत्वारः पञ्च वाऽवशेषिताः। तत्र हेतुः—विप्रशापेत्यादि। वारुणीमन्नमयीम्। अजानतामिवान्योन्यमेरकामुष्टिभिर्निघ्नताम्॥ २२ ॥ २३ ॥

તે મિત્રથી હું રહિત થયો છું તેથી હૃદયથી શૂન્ય છું. **'अंग'** હે રાજા, ઉરુક્રમ ભગવાનના **'परिग्रहम्'** સોળહજાર સ્ત્રીઓના લક્ષણવાળા પરિવારને **'असद्भिः'** નીચ (ગોવાળિયાઓ) દ્વારા– **'अबला'** સ્ત્રીની જેમ ॥૨૦॥

અહીં શ્રીકૃષ્ણનો વિયોગ જ કારણ છે, બીજું કોઈ કારણ નથી તેમ કહે છે– **'तत् इति।'**

અહો! તે જ ધનુષ્ય છે, તે જ બાણો છે, તે જ રથ છે, તે જ ઘોડાઓ છે અને હું પણ તે જ રથી છું, કે જેને કારણે રાજાઓ (મને) નમન કરે છે! છતાં જેમ ભસ્મમાં કરેલો હોમ, કપટી મનુષ્ય પાસેથી પ્રાપ્ત થયેલી વસ્તુ અને ખારવાળી ભૂમિમાં કરેલી વાવણી નિષ્ફળ થઈ જાય છે, તેમ ભગવાન શ્રીકૃષ્ણ વિના આ બધું પળવારમાં નિષ્ફળ બની જાય છે. ॥ ૨૧॥

**'यतः'** જેને કારણે મને રાજાઓ નમન કરે છે! ઈશ્વર સિવાયનું અન્ય જે કાંઈ છે તે શૂન્ય છે, **'असत्'** વ્યર્થ છે, કાર્ય કરવા માટે અસમર્થ છે, મંત્રના વિધાન સહિત હોવા છતાં ભસ્મમાં કરેલા હોમની જેમ! અતિપ્રસન્ન થયેલ હોવા છતાં **'कुहकात्'** કપટી મનુષ્ય પાસેથી **'राद्धम्'** પ્રાપ્ત થયેલું જેમ વ્યર્થ છે તેમ; સારી રીતે ખેડેલું વગેરે હોવા છતાં પણ ઊષર ભૂમિમાં વાવેલું બી જેમ (નિષ્ફળ જાય છે તેમ). ॥ ૨૧॥

હે રાજા, મિત્રના નગર(દ્વારકા)માં, તમારા દ્વારા કુશળ પૂછવામાં આવેલા, વિપ્રશાપથી મૂઢ બનેલા (અને તેથી) વારુણી મદિરા પીને મદોન્મત્ત ચિત્તવાળા બનેલા (અને તેથી) પરસ્પરને જાણે ઓળખતા જ ન હોય તેમ (એરકા ઘાસની) મુઠ્ઠીઓ વડે માંહોમાંહે પ્રહાર કરતા આપણા સંબંધીઓમાંના (હવે) ચાર-પાંચ બાકી રહ્યા છે. ॥ ૨૨॥૨૩॥

દ્વારકામાં તમારા દ્વારા (કુશળ) પૂછવામાં આવેલા આપણા સંબંધીઓમાંથી ચાર-પાંચ બાકી રહ્યા છે, તે માટે કારણ આપે છે– વિપ્રશાપ વગેરે. **'वारुणीम्'** અન્નમાંથી બનેલી વારુણી મદિરા– પરસ્પરને ઓળખતા જ ન હોય તેમ એરકા ઘાસની મુઠ્ઠીઓ વડે પ્રહાર કરતા તેમાંના ॥ ૨૨॥ ૨૩ ॥

अवशेषिता इत्यनेनोक्तं हेतुकर्तारमाह त्रिभिः—**प्रायेणेति।**

**प्रायेणैतद्भगवत ईश्वरस्य विचेष्टितम्।**
**मिथो निघ्नन्ति भूतानि भावयन्ति च यन्मिथः॥ २४**

भावयन्ति पालयन्ति॥ २४॥

**जलौकसां जले यद्वन्महान्तोऽदन्त्यणीयसः।**
**दुर्बलान्बलिनो राजन्महान्तो बलिनो मिथः॥ २५**

जलौकसां मत्स्यादीनां मध्ये महान्तः स्थूला अणीयसः सूक्ष्मात् यथाऽदन्ति भक्षयन्ति॥ २५॥

**एवं बलिष्ठैर्यदुभिर्महद्भिरितरान्विभुः।**
**यदून्यदुभिरन्योन्यं भूभारान्संजहार ह॥ २६**

एवं बलिष्ठैर्महद्भिः पाण्डवैर्दुर्योधन–जरासन्धादीन्निहत्य यदुभिरितरान् शाल्वादीन्निहत्य यदून्यदुभिरन्योन्यं निहत्य भगवान् भुवो भारभूतान् संहृतवान्॥ २६॥

अतः परं वक्तुं न शक्नोमीति सूचयन्नाह।

**देशकालार्थयुक्तानि हृत्तापोपशमानि च।**
**हरन्ति स्मरतश्चित्तं गोविन्दाभिहितानि मे॥ २७**

देशकालोचितार्थयुक्तानि मनःपीडोपशम–कराणि च गोविन्दस्य वचनानि स्मरतो मे मम चित्तं हरन्त्याकर्षन्ति॥ २७॥

**( सूत उवाच )**

**एवं चिन्तयतो जिष्णोः कृष्णपादसरोरुहम्।**
**सौहार्देनातिगाढेन शान्तासीद्विमला मतिः॥ २८**

“બાકી રહ્યા છે”– એ દ્વારા સૂચિત તેના વિનાશના હેતુના કર્તા ભગવાન વિષે ત્રણ શ્લોકો દ્વારા કહે છે— ‘**प्रायेण इति।**’

વાસ્તવમાં તો આ શ્રીકૃષ્ણ ભગવાનની જ લીલા છે, કે જેથી (સંસારનાં) પ્રાણીઓ એકબીજાનો સંહાર અને પાલન કરે છે. ॥ ૨૪॥

‘**भावयन्ति**’ પાલન કરે છે ॥ ૨૪॥

હે રાજા, જેમ જળની અંદર જળચર પ્રાણીઓમાં મોટાં નાનાંને ખાય છે, બળવાનો દુર્બળને (મારે છે) તથા મહાબળવાનો એકબીજાને મારે છે, ॥ ૨૫ ॥

‘**जलौकसाम्**’ મત્સ્ય વગેરે જળમાં રહેનારાં પ્રાણીઓમાં ‘**महान्तः**’ મોટાં ‘**अणीयसः**’ નાનાંને જેમ ‘**अदन्ति**’ ખાય છે; ॥ ૨૫॥

એમ વિભુ શ્રીકૃષ્ણે અત્યંત મહાબળવાન યાદવો અને પાંડવો દ્વારા અન્ય (દુષ્ટ રાજાઓ)ને તથા યાદવો દ્વારા યાદવોને પરસ્પર હણાવીને પૃથ્વીને માટે ભારરૂપ રાજાઓનો સંહાર કર્યો. ॥ ૨૬॥

એમ અત્યન્ત મહાબળવાન પાંડવો દ્વારા દુર્યોધન, જરાસંધ વગેરેને મારી નંખાવીને, યાદવો દ્વારા શાલ્વ વગેરેને હણાવીને, યાદવોનો યાદવો દ્વારા પરસ્પર સંહાર કરાવીને ભગવાને પૃથ્વીને માટે ભારરૂપ એવા યાદવોનો સંહાર કર્યો. ॥ ૨૬॥

હવે પછી હું બોલવાને સમર્થ નથી તેમ સૂચવતાં કહે છે.

દેશ-કાળને ઉચિત એવાં અર્થયુક્ત તથા હૃદયના તાપને શાંત કરનારાં, ગોવિન્દ દ્વારા બોલાયેલાં વચનોનું સ્મરણ કરતાં, તે વચનો મારા મનને હરી લે છે. ॥ ૨૭ ॥

દેશ અને કાળને ઉચિત એવાં અર્થયુક્ત તથા મનની પીડાને શાંત કરનારાં, ગોવિન્દનાં વચનોનું સ્મરણ કરતાં, તે વચનો ‘**मे**’ મારું ચિત્ત હરી લે છે. ॥ ૨૭॥

**(સૂતજીએ કહ્યું)** – આમ, અતિદૃઢ સ્નેહને લીધે શ્રીકૃષ્ણનાં ચરણકમળનું ચિંતન કરતા અર્જુનની બુદ્ધિ શોકરહિત અને નિર્મળ બની. ॥ ૨૮ ॥

एवमिति सूतोक्तिः। अतिदृढेन स्नेहेन कृष्णपादसरोरुहं चिन्तयतोऽर्जुनस्य मतिः शान्ता विशोका विमला विरक्ता चासीत्॥ २८॥

मतिवैमल्यफलमाह।

**वासुदेवाङ्घ्र्यनुध्यानपरिबृंहितरंहसा ।**
**भक्त्या निर्मथिताशेषकषायधिषणोऽर्जुनः॥ २९**

वासुदेवाङ्घ्र्यनुध्यानेन परिबृंहितं रंहो वेगो यस्यास्तया भक्त्या निर्मथिता उन्मूलिता अशेषाः कषायाः कामादयो यस्याः सा धिषणा बुद्धिर्यस्य सः। ज्ञानं पुनरध्यगमदित्युत्तरेणान्वयः॥ २९॥

**गीतं भगवता ज्ञानं यत्तत्संग्राममूर्धनि।**
**कालकर्मतमोरुद्धं पुनरध्यगमद्विभुः॥ ३०**

कालेन कर्मभिस्तमसा भोगाभिनिवेशेन च रुद्धमावृतं सत्॥ ३०॥

ज्ञानफलमाह—**विशोक** इति।

**विशोको ब्रह्मसंपत्त्या संछिन्नद्वैतसंशयः।**
**लीनप्रकृतिनैर्गुण्यादलिङ्गत्वादसंभवः ॥ ३१**

एतदेव शोकहेत्वभावेनोपपादयति। शोकस्य हि हेतुर्द्वैतभ्रमस्तस्य देहस्तस्य लिङ्गं तस्य गुणास्तेषामविद्या। तत्र ब्रह्मसंपत्त्या

'**एवम्**.......' આ સૂતજીનાં વચનો છે. અતિદૃઢ સ્નેહને કારણે શ્રીકૃષ્ણનાં ચરણકમળનું ચિંતન કરતા અર્જુનની બુદ્ધિ '**शान्ता**' શોકરહિત, '**विमला**' નિર્મળ અને વિરક્ત બની. ॥ ૨૮॥

બુદ્ધિની નિર્મળતાનું ફળ જણાવે છે.

શ્રીવાસુદેવના ચરણકમળના નિરંતર ચિંતનને લીધે અત્યન્ત વધી ગયેલા વેગવાળી ભક્તિથી સર્વ કામાદિ દોષો નિર્મૂળ થઈ ગયેલી બુદ્ધિવાળા અર્જુનને (પુનઃ જ્ઞાનનું સ્મરણ થઈ આવ્યું). ॥ ૨૯॥

શ્રીવાસુદેવના ચરણકમળના સતત ચિંતનને લીધે વધી ગયો છે '**रंहः**' વેગ જેનો તેવી ભક્તિ વડે '**निर्मथिता**' નિર્મૂળ થઈ ગયા છે સર્વ '**कषायाः**' કામાદિ દોષો જેના, તેવી '**धिषणा**' બુદ્ધિ જેની છે, તેવા અર્જુનને પુનઃ જ્ઞાનનું સ્મરણ થઈ આવ્યું, એમ પછીના શ્લોક ૩૦ સાથે સંબંધ છે. ॥ ૨૯॥

યુદ્ધના પ્રારંભમાં ભગવાન શ્રીકૃષ્ણ દ્વારા જે ગીતાનું જ્ઞાન આપવામાં આવ્યું હતું, જે કાળ, કર્મ અને વિષયભોગથી ઢંકાઈ ગયું હતું, તે મહાસમર્થ અર્જુનને પુનઃ સાંભરી આવ્યું. ॥ ૩૦॥

કાળના (વ્યવધાનને) કારણે, કર્મોના (વિસ્તારને) કારણે, પ્રમાદને કારણે તથા વિષયભોગની આસક્તિને કારણે '**रुद्धम्**' ઢંકાયેલું હોઈ ॥ ૩૦॥

જ્ઞાનનું ફળ જણાવે છે— '**विशोकः इति।**'

બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિથી અર્જુનનો શોક દૂર થયો, દ્વૈતનો સંશય છેદાઈ ગયો, બ્રહ્મજ્ઞાનથી જેમાં અવિદ્યા નાશ પામી તેવી નિર્ગુણ અવસ્થા પ્રાપ્ત થતાં (ગુણોના કાર્યભૂત) લિંગશરીરનો નાશ થયો અને તેથી જન્મ-મૃત્યુના ફેરામાંથી મુક્તિ થઈ. ॥ ૩૧॥

આ જ વાત શોકના કારણના અભાવ દ્વારા સિદ્ધ કરે છે. શોકનું કારણ છે દ્વૈતનો ભ્રમ. દ્વૈતભ્રમનું કારણ છે સ્થૂળશરીર; સ્થૂળશરીરનું કારણ છે સૂક્ષ્મશરીર; સૂક્ષ્મશરીરનું કારણ છે (સત્ત્વાદિ) ગુણો; ગુણોનું કારણ છે અવિદ્યા. તેમાં '**ब्रह्मसम्पत्त्या**' વેદાન્તશ્રવણ વડે "હું

वेदान्तश्रवणेन ब्रह्माहमिति ज्ञानेन लीना प्रकृतिर-विद्या यस्मिंस्तन्नैर्गुण्यं भवति न तु सुषुप्तिप्रलय योरिवाविद्याशेषः। तस्मान्नैर्गुण्याद् गुणकार्य-लिङ्गनाशः। अलिङ्गत्वाच्चासंभवः सम्यग्भोगाय भवति पुनःपुनरिति संभवः स्थूलदेहस्तद्रहितः। ततश्च तत्परिच्छेदाभावात्संछिन्नो द्वैतलक्षणः संशयो भ्रमो यस्य स विशोको जात इति॥ ३१ ॥

બ્રહ્મ છું.'' એવા જ્ઞાનથી જેમાં '**लीनप्रकृतिः**' અવિદ્યા નષ્ટ થાય છે તેવી નિર્ગુણ અવસ્થા પ્રાપ્ત થાય છે, પરંતુ સુષુપ્તિ અને પ્રલયની જેમ અવિદ્યા શેષ રહેતી નથી. તેથી નિર્ગુણ અવસ્થાથી ગુણોના કાર્યભૂત લિંગશરીરનો નાશ થાય છે અને લિંગશરીરનો નાશ થતાં '**असम्भवः**' અપુનર્જન્મ, ઉચિત ભોગ માટે ફરી ફરી જન્મે તે '**सम्भवः**'. એટલે સ્થૂળ શરીર– સ્થૂળદેહથી રહિત અથવા જન્માન્તરરહિત અવસ્થા, સ્થૂળ શરીરની મર્યાદા ન રહેવાથી દ્વૈતના લક્ષણવાળો '**संशयः**' ભ્રમ સારી રીતે છેદાઈ જાય છે, જેનાથી શોકરહિત થઈ જવાય છે. ॥ ૩૧ ॥

**निशम्य भगवन्मार्गं संस्थां यदुकुलस्य च।**
**स्वःपथाय मतिं चक्रे निभृतात्मा युधिष्ठिरः॥ ३२**

भगवतो मार्गमालक्ष्य यदुकुलस्य संस्थां नाशं श्रुत्वा नारदोक्तं चानुस्मृत्य स्वःपथाय स्वर्गमार्गाय। निभृतात्मा निश्चलचित्तः॥ ३२ ॥

શ્રીભગવાનનું સ્વધામગમન તથા યદુકુળનો વિનાશ સાંભળી નિશ્ચળમતિ રાજા યુધિષ્ઠિરે સ્વર્ગના માર્ગે જવાનો નિશ્ચય કર્યો. ॥ ૩૨॥

શ્રીભગવાનના સ્વધામગમનને જાણીને અને યદુકુળના વિનાશને સાંભળીને નારદજીનાં વચનોનું સ્મરણ કરીને. '**स्वःपथाय**' સ્વર્ગના માર્ગે '**निभृतात्मा**' નિશ્ચળચિત્તવાળા (યુધિષ્ઠિર) ॥ ૩૨॥

**पृथाप्यनुश्रुत्य धनंजयोदितं**
**नाशं यदूनां भगवद्गतिं च ताम्।**
**एकान्तभक्त्या भगवत्यधोक्षजे**
**निवेशितात्मोपरराम संसृतेः॥ ३३**

तां दुर्विज्ञेयाम्। वक्ष्यति ह्येकादशे—
'सौदामन्या यथाकाशे यान्त्या हित्वाभ्रमण्डलम्।
गतिर्न लक्ष्यते मर्त्यैस्तथा कृष्णस्य दैवतैः॥'
इति।

संसृतेरुपरराम जीवन्मुक्ता बभूव। देहं जहाविति वा॥ ३३ ॥

तदेवमुक्तमपि यादवेभ्यो भगवतो वैलक्षण्यमबुद्ध्वा तत्साम्यं वदतो मन्दमतीन् प्रति वैलक्षण्यं स्पष्टयति द्वाभ्याम्।

કુંતાજી પણ અર્જુને કહેલા ભગવાનના સ્વધામગમન (ભગવાનની દુર્વિજ્ઞેય ગતિ) તથા યાદવોનો નાશ સાંભળીને એકનિષ્ઠ ભક્તિ દ્વારા અધોક્ષજ ભગવાનમાં પોતાના મનને સ્થાપીને જીવન્મુક્ત થયાં. ॥ ૩૨॥

'**ताम्**' તે દુર્વિજ્ઞેય ગતિને, એકાદશ સ્કન્ધમાં કહેશે. ''મેઘમંડળ છોડીને આકાશમાં જતી વીજળીની ગતિ જેમ મનુષ્યો દ્વારા જાણી શકાતી નથી, તેમ શ્રીકૃષ્ણની ગતિ દેવતાઓ દ્વારા જાણી શકાઈ નહીં.'' (શ્રીમદ્ ભા.૧૧/૩૧/૯)

'**संसृतेः उपरराम**' જીવનમુક્ત થયાં અથવા શરીરનો ત્યાગ કર્યો. ॥ ૩૩ ॥

ભગવાનની વિલક્ષણતા જણાવવામાં આવી હોવા છતાં પણ યાદવો કરતાં ભગવાનનું વૈલક્ષણ્ય ન જાણીને ભગવાનને યાદવો સમાન કહેનાર મંદમતિઓ પ્રતિ બે શ્લોકો દ્વારા (ભગવાનની) વિલક્ષણતા સ્પષ્ટ કરે છે.

**ययाहरद्भुवो भारं तां तनुं विजहावजः।**
**कण्टकं कण्टकेनेव द्वयं चापीशितुः समम्॥ ३४**

यया यादवरूपया तन्वा भुवो भारं कण्टकेन कण्टकमिवाहरत्। यादवतनुर्भूभारतनुश्चेति द्वयमपीश्वरस्य संहार्यत्वेन सममेव॥ ३४॥

શ્રીકૃષ્ણમૂર્તેર્વિશેષમાહ—**યથેતિ।**

**यथा मत्स्यादिरूपाणि धत्ते जह्याद्यथा नटः।**
**भूभारः क्षपितो येन जहौ तच्च कलेवरम्॥ ३५**

तान्यपि यथा धत्ते जहाति च। तदाह। यथा नटो निजरूपेण स्थितोऽपि रूपान्तराणि धत्तेऽन्तर्धत्ते च तथा तदपि कलेवरं जहौ। अन्तरधादित्यर्थः॥ ३५॥

युधिष्ठिरस्य स्वर्गारोहप्रसङ्गाय कलि-प्रवेशमाह—**यदेति।**

**यदा मुकुन्दो भगवानिमां महीं**
**जहौ स्वतन्वा श्रवणीयसत्कथः।**
**तदाहरेवाप्रतिबुद्धचेतसा-**
**मधर्महेतुः कलिरन्ववर्तत॥ ३६**

स्वतन्वा जहौ। सतनोरेव वैकुण्ठारोहात्। श्रवणार्हा सती कथा यस्य। तदा यदहस्तस्मिन्नेव। अहरिति लुप्तसप्तम्यन्तं पदम्।

અજન્મા ભગવાન શ્રીકૃષ્ણે જે યાદવશરીર વડે પૃથ્વીનો ભાર ઉતાર્યો હતો તેનો ત્યાગ કર્યો, જેમ કાંટા વડે કાંટો કાઢીને તેને ફેંકી દેવામાં આવે તેમ, કારણ કે જગન્નિયંતા માટે બન્ને (શરીર) સમાન જ હતાં. ॥ ૩૪॥

**'યયા'** જે યાદવરૂપી શરીર વડે પૃથ્વી પરનો ભાર કાંટા વડે કાંટાની જેમ હરી લીધો, તે યાદવશરીર અને પૃથ્વીને ભારરૂપ બીજા યાદવોનાં શરીર, બંને ભગવાનને માટે સંહાર કરવા યોગ્ય હોવાથી સમાન જ હતાં. ॥ ૩૪॥

શ્રીકૃષ્ણ ભગવાનની વિશેષતાને જણાવે છે— **'यथा इति।'**

અભિનેતા જેવી રીતે મત્સ્યાદિ રૂપ ધારણ કરે છે અને ત્યાગ કરે છે, તેવી રીતે તેમણે જે (યાદવ) શરીરથી પૃથ્વીનો ભાર દૂર કર્યો હતો, તે શરીરનો પણ ત્યાગ કર્યો. ॥ ૩૫ ॥

તેમને (મત્સ્યાદિ શરીરોને) પણ જેવી રીતે ધારણ કરે છે અને ત્યાગ કરે છે તે કહે છે. જેમ અભિનેતા પોતાના સ્વરૂપમાં રહીને અન્ય રૂપો ધારણ કરે છે અને અંતર્ધાન કરે છે, તેવી રીતે તે શરીરનો પણ **'जहौ'** ત્યાગ કર્યો; (પૃથ્વીનો ભાર દૂર કર્યો હતો) તે શરીર પણ અંતર્ધાન કર્યું, એમ અર્થ છે. ॥ ૩૫॥

યુધિષ્ઠિરનો સ્વર્ગારોહણપ્રસંગ કહેવા માટે કળિયુગનો પ્રવેશ જણાવે છે— **'यदा इति।'**

જેમની મધુર લીલાઓ શ્રવણ કરવા યોગ્ય છે તેવા ભગવાન શ્રીકૃષ્ણે જ્યારે પોતાના શરીરથી આ પૃથ્વીનો ત્યાગ કર્યો, તે જ દિવસે અવિવેકી લોકોના અધર્મના કારણરૂપ કળિયુગ પ્રવૃત્ત થયો. ॥ ૩૬॥

**'स्वतन्वा जहौ'** પોતાના શરીર સહિત પૃથ્વીનો ત્યાગ કર્યો અર્થાત્ સશરીર વૈકુંઠારોહણ કર્યું. જેમની કથા શ્રવણ કરવાને યોગ્ય છે તેવા (શ્રીમુકુન્દભગવાન) **'तदा'** ત્યારે, જે દિવસે (પૃથ્વીનો ત્યાગ કર્યો) તે જ દિવસે– **'अहः इति।'** જેના અંતે સપ્તમી વિભક્તિનો લોપ થયો છે તેવું પદ છે. [**'अहन्'** નપું. દિવસ **'अहनि'** કે **'अह्नि'** ને બદલે અહીં **'अहः'** છે.]

अप्रतिबुद्धचेतसामविवेकिनां इति। विवेकिनां तु न प्रभुरित्युक्तम्। अन्ववर्ततेति पूर्वमेवांशेन प्रविष्टस्य तेन रूपेणानुवृत्तिरुक्ता ॥ ३६ ॥

**युधिष्ठिरस्तत्परिसर्पणं बुधः**
**पुरे च राष्ट्रे च गृहे तदात्मनि।**
**विभाव्य लोभानृतजिह्महिंसना-**
**द्यधर्मचक्रं गमनाय पर्यधात्॥ ३७**

बुधो युधिष्ठिरः। तस्य कलेः परिसर्पणं प्रसरणं विलोक्य। कथंभूतम्। लोभाद्यधर्मचक्रं यस्मिन्। जिह्मं कौटिल्यम्। पर्यधात्तदुचितं परिधानमकरोत्॥ ३७ ॥

**स्वराट् पौत्रं विनयिनमात्मनः सुसमं गुणैः।**
**तोयनीव्याः पतिं भूमेरभ्यषिञ्चद्गजाह्वये॥ ३८**

आत्मनः स्वस्य गुणैः सुसममतिसदृशम्। तोयं परिवेषाकारेण सर्वतः स्थितं समुद्रोदकमेव नीवी परिधानविशेषो यस्यास्तस्या भूमेः पतित्वेनाभिषिक्तवान्॥ ३८ ॥

**मथुरायां तथा वज्रं शूरसेनपतिं ततः।**
**प्राजापत्यां निरूप्येष्टिमग्नीनपिबदीश्वरः॥ ३९**

वज्रमनिरुद्धस्य पुत्रम्। निरूप्य कृत्वेत्यर्थः। अपिबदात्मनि समारोपयामास। ईश्वरः समर्थः ॥ ३९ ॥

**विसृज्य तत्र तत्सर्वं दुकूलवलयादिकम्।**
**निर्ममो निरहंकारः संछिन्नाशेषबन्धनः॥ ४०**

**'अप्रतिबुद्धचेतसाम्'** ભાન ભૂલેલા ચિત્તવાળા અવિવેકી જનોનો– પરંતુ કલિ વિવેકી જનોનો સ્વામી ન થયો તેમ કહે છે. પહેલાં અંશરૂપે પ્રવેશ પામેલા કલિની **'अनु-अवर्तत इति।'** ફરી તે જ રૂપે પ્રવૃત્તિ કહેવામાં આવી છે. ॥ ૩૬॥

વિવેકી યુધિષ્ઠિરે દેશમાં, નગરમાં, ઘરમાં તેમ જ પ્રાણીમાત્રના મનમાં લોભ, અસત્ય, કપટ, હિંસા વગેરે અધર્મચક્રરૂપે તે કળિયુગને પ્રસરેલો જોઈને મહાપ્રસ્થાન કરવાનો નિર્ણય કર્યો. ॥ ૩૭॥

વિવેકી યુધિષ્ઠિરે તે કળિયુગના **'परिसर्पणम्'** ફેલાવાને જોઈને, કેવો કળિયુગ ? જેમાં લોભ વગેરે અધર્મચક્ર છે. **'जिह्मम्'** કુટિલતા– **'पर्यधात्'** ઉચિત નિર્ણય કર્યો. ॥ ૩૭॥

ચક્રવર્તી રાજા યુધિષ્ઠિરે ગુણો વડે પોતાના સમાન વિનયી પૌત્ર પરીક્ષિતનો હસ્તિનાપુરમાં જળ(સમુદ્ર)રૂપ નીવી(વસ્ત્રવિશેષ)વાળી પૃથ્વીના પતિ તરીકે અભિષેક કર્યો. ॥ ૩૮॥

**'आत्मनः'** પોતાના ગુણોથી **'सुसमम्'** અતિશય સમાન– **'तोयम्'** ચારે બાજુ રહેલું સમુદ્રજળ એ જ **'नीवी'** વિશેષ પ્રકારનું વસ્ત્ર જેનું છે તેવી પૃથ્વીના પતિરૂપે અભિષેક કર્યો. ॥ ૩૮॥

તેમજ મથુરામાં (અનિરુદ્ધના પુત્ર) વજ્રનાભને શૂરસેન દેશનો રાજા બનાવ્યો. (પછી) તે સમર્થ રાજાએ 'પ્રાજાપત્ય' નામનો યજ્ઞ કરી (ગાર્હપત્યાદિ) અગ્નિઓનું આત્મામાં આરોપણ કર્યું. ॥ ૩૯॥

**'वज्रम्'** અનિરુદ્ધના પુત્રને **'निरूप्य'** રાજા તરીકે અભિષિક્ત કરીને, એમ અર્થ છે. **'अपिबत्'** આત્મામાં આરોપણ કર્યું, (અર્થાત્ આહવનીય વગેરે અગ્નિઓને) પોતાનામાં લીન કરી દીધા. (અર્થાત્ ગૃહસ્થાશ્રમના ધર્મોથી મુક્ત થઈ સંન્યાસ ગ્રહણ કર્યો.) **'ईश्वरः'** સમર્થ ॥ ૩૯ ॥

ત્યારબાદ તે બધાં રેશમી વસ્ત્ર, કંકણ વગેરેનો ત્યાગ કરી મમતા તથા અહંકારરહિત થઈ, જેણે સમસ્ત બંધનો કાપી નાખ્યાં તે (યુધિષ્ઠિરે) ॥ ૪૦ ॥

संछिन्नान्यशेषाणि बन्धनान्युपाधयो येन ॥ ४० ॥

कापी नाखी छे समस्त '**बन्धनानि**' ઉપાધિઓ જેમણે (તે યુધિષ્ઠિરે) ॥ ૪૦ ॥

तदेव दर्शयति द्वाभ्याम्।

તે (કપાઈ ગયેલી સર્વબંધનરૂપતા)ને જ બે શ્લોકો દ્વારા દર્શાવે છે—

**वाचं जुहाव मनसि तत्प्राण इतरे च तम्।**
**मृत्यावपानं सोत्सर्गं तं पञ्चत्वे ह्यजोहवीत्॥ ४१**

વાણી વગેરે સર્વ ઇન્દ્રિયોનો મનમાં, મનનો પ્રાણમાં, તે પ્રાણનો અપાનમાં, અપાનનો મળાદિના ત્યાગ સાથે મૃત્યુમાં, અને મૃત્યુનો પંચભૂતાત્મક શરીરમાં હોમ કર્યો (લય કર્યો). ॥ ૪૧ ॥

वाचमित्युपलक्षणम्। सर्वेन्द्रियाणि मनसि प्रविलापितवानित्यर्थः। तच्च मनः प्राणे, प्राणाधीनप्रवृत्तित्वात्। तं च प्राणमितरे अपाने, तेनाकर्षणात्। अपानव्यापार उत्सर्गस्तत्सहितमपानं मृत्यौ तदधिष्ठातृदेवतायाम्। अनेनैव वागादिष्वपि तत्तत्कर्मसाहित्यं ज्ञेयम्।

વાગિન્દ્રિય વડે સર્વ ઇન્દ્રિયો સૂચિત થાય છે. સર્વ ઇન્દ્રિયોનો મનમાં લય કર્યો, એમ અર્થ છે. '**तत् च**' અને તે મનનો પ્રાણમાં લય કર્યો, કારણ કે (મનની) વૃત્તિઓ પ્રાણને અધીન છે. '**तम्**' તથા તે પ્રાણનો '**इतरे**' અપાનમાં (લય કર્યો), કારણ કે અપાન દ્વારા પ્રાણનું આકર્ષણ હોવાથી, અપાનના કાર્ય મળાદિના ત્યાગ સાથે અપાનનો મૃત્યુમાં અર્થાત્ મૃત્યુના અધિષ્ઠાતા દેવમાં લય કર્યો. આ દ્વારા આમ વાક્ વગેરે ઇન્દ્રિયોની બાબતમાં પણ તે તે કર્મ– અર્થાત્ બોલવું વગેરે કર્મની સાથે લય થયો એમ સમજવું.

तं मृत्युं पञ्चत्वे पञ्चभूतानामैक्ये देहे। देहस्यैव मृत्युर्नात्मन इति भावितवानित्यर्थः। अजोहवीदिति यङ्लुगन्ताल्लुङि रूपम्॥ ४१ ॥

'**तम्**' તે મૃત્યુનો '**पञ्चत्वे**' પંચભૂતાત્મક શરીરમાં લય કર્યો. શરીરમાં પંચમહાભૂતોનું ઐક્ય છે, તેથી શરીરનું મૃત્યુ છે. આત્માનું નથી તેમ નિશ્ચય કર્યો, એમ અર્થ છે. '**अजोहवीत् इति।**' વારંવાર હોમ કર્યો અર્થાત્ લય કર્યો. **हु** ત્રીજો ગણ **जुहोति** નું પૌનઃપુન્યાર્થ રૂપ છે, કે જેમાં તેના સામાન્ય પ્રત્યય '**य**' નો લોપ થયો છે. '**लुङ्**' અદ્યતન ભૂ.કા.નું રૂપ ત્રીજો પુ.એ.વ.– દઢીકરણ સાથે હોમ કર્યો. ॥ ૪૧॥

**त्रित्वे हुत्वाथ पञ्चत्वं तच्चैकत्वेऽजुहोन्मुनिः।**
**सर्वमात्मन्यजुहवीद्ब्रह्मण्यात्मानमव्यये॥ ४२**

ત્યારબાદ મનનશીલ યુધિષ્ઠિરે શરીરનો ત્રણ ગુણોમાં, ત્રણ ગુણોનો સર્વના કારણરૂપ એક પ્રકૃતિમાં, પ્રકૃતિનો આત્મામાં અને આત્માનો અવિનાશી બ્રહ્મમાં લય કર્યો. ॥ ૪૨॥

त्रित्वे गुणत्रये पञ्चत्वं देहम्। तच्च त्रित्वमेकत्वे अविद्यायाम्। सर्वं सर्वारोपहेतुमविद्यामात्मनि

'**त्रित्वे**' ત્રણ ગુણોમાં '**पञ्चत्वम्**' શરીરનો '**तत् च**' અને તે ત્રિત્વ– ત્રણ ગુણોનો '**एकत्वे**' અવિદ્યામાં અર્થાત્ પ્રકૃતિમાં (લય કર્યો). '**सर्वम्**' સર્વના કારણરૂપ

जीवे। अजोहवीदिति वक्तव्ये अजुहवीदित्यार्षम्। एवं शोधितमात्मानं ब्रह्मण्यव्यये कूटस्थे। न तस्यान्यत्र लय इत्यर्थः॥ ४२॥

પ્રકૃતિનો **'आत्मनि'** આત્મામાં અર્થાત્ જીવમાં લય કર્યો. **'अजोहवीत्'** એમ રૂપ થાય, તેને બદલે **'अजुहवीत्'** પ્રયોગ કરેલો છે, તે આર્ષ છે. આ પ્રમાણે વિશુદ્ધ કરેલા આત્માનો **'अव्यये'** અવિનાશી નિર્વિકાર બ્રહ્મમાં લય કર્યો, પરંતુ તે બ્રહ્મનો અન્યત્ર લય થતો નથી, એમ અર્થ છે. ॥ ૪૨॥

तदेवमात्मप्रतिपत्तिमुक्त्वा बाह्यस्थिति-माह—चीरवासा इति द्वाभ्याम्।

આ પ્રમાણે આત્મસાક્ષાત્કાર જણાવીને તેમની (સર્વથા નિશ્ચિન્ત બનેલા યુધિષ્ઠિરની) બાહ્યસ્થિતિનું બે શ્લોકો દ્વારા વર્ણન કરે છે— **'चीरवासाः इति।'**

**चीरवासा निराहारो बद्धवाङ्मुक्तमूर्धजः।**
**दर्शयन्नात्मनो रूपं जडोन्मत्तपिशाचवत्॥ ४३**

વલ્કલધારી, નિરાહારી, મૌનવ્રતધારી, છૂટા કેશધારી, પોતાના સ્વરૂપને જડ, ઉન્મત્ત પિશાચ જેવું દર્શાવતા (યુધિષ્ઠિર) ॥ ૪૩ ॥

**अनवेक्षमाणो निरगादशृण्वन्बधिरो यथा।**
**उदीचीं प्रविवेशाशां गतपूर्वां महात्मभिः।**
**हृदि ब्रह्म परं ध्यायन्नावर्तेत यतो गतः॥ ४४**

અનુજોની પ્રતીક્ષા ન કરતા, બધિરની જેમ કાંઈ પણ ન સાંભળતા હોય તેમ નીકળી પડ્યા. જે દિશામાં ગયા પછી પાછા ફરવાનું થતું નથી અને પૂર્વે મહાત્માઓ ગયેલા છે, તે ઉત્તર દિશામાં પરબ્રહ્મનું હૃદયમાં ચિંતન કરતા પ્રવેશી ગયા. ॥ ૪૪॥

बद्धवाङ् मौनी॥ ४३॥

**'बद्धवाङ्'** મૌનવ્રતધારી ॥ ૪૩॥

अनवेक्षमाणोऽनुजादिप्रतीक्षामकुर्वन्। आशां दिशम्। गतपूर्वां पूर्वं प्रविष्टाम्। महात्मभिर्विवेक-वद्भिः। यतो यां दिशं गतः॥ ४४॥

**'अनवेक्षमाणः'** નાના ભાઈઓની પ્રતીક્ષા ન કરતા, **'आशाम्'** દિશામાં, **'गतपूर्वाम्'** પૂર્વે પ્રવેશ કરાયેલી– **'महात्मभिः'** વિવેકી જનો દ્વારા– **'यतः'** જે દિશામાં ગયા (પછી) ॥ ૪૪॥

**सर्वे तमनु निर्जग्मुर्भ्रातरः कृतनिश्चयाः।**
**कलिनाऽधर्ममित्रेण दृष्ट्वा स्पृष्टाः प्रजा भुवि॥ ४५**

સર્વે ભાઈઓ પણ પૃથ્વી પર અધર્મના મિત્ર કલિ વડે પ્રભાવિત પ્રજાને જોઈને અને કૃતનિશ્ચયી થઈ તેમની (યુધિષ્ઠિરની) પાછળ ચાલી નીકળ્યા. ॥ ૪૫॥

अधर्मो मित्रं यस्य तेन॥ ४५॥

અધર્મ જેનો મિત્ર છે તે કલિ દ્વારા ॥ ૪૫॥

**ते साधुकृतसर्वार्था ज्ञात्वात्यन्तिकमात्मनः।**
**मनसा धारयामासुर्वैकुण्ठचरणाम्बुजम्॥ ४६**

સર્વ પુરુષાર્થોને જેમણે સારી રીતે સાધ્યા હતા, તેવા તે (પાંડવો) વૈકુંઠ ભગવાનના ચરણકમળને જ આત્માનું એકમાત્ર શરણ જાણી મનમાં તેનું ધ્યાન કરવા લાગ્યા. ॥ ૪૬ ॥

साधु सम्यक् कृताः सर्वेऽर्था धर्मादयो यैः। अत एव वैकुण्ठस्य चरणाम्बुजमेवात्यन्तिकं शरणं ज्ञात्वा॥ ४६॥

સિદ્ધ કર્યા છે સર્વે **'अर्थाः'** ધર્મ, અર્થ, કામ, મોક્ષ– પુરુષાર્થો જેમણે– આથી જ વૈકુંઠ ભગવાનનું ચરણકમળ એ જ માત્ર એક શરણ જાણીને ॥ ૪૬ ॥

कथंभूते पदे।

**तद्ध्यानोद्रिक्तया भक्त्या विशुद्धधिषणाः परे।**
**तस्मिन्नारायणपदे एकान्तमतयो गतिम्॥ ४७**

विधूतकल्मषाणामास्थानं निवासस्थानं यत्तस्मिन्। विरजेनात्मनैव गतिं प्रापुर्न तु षोडशकलेन लिङ्गेन।

गतेर्वा विशेषणम्। विरजेनात्मनैवावस्थानरूपां गतिं ते विधूतकल्मषाः प्रापुरिति॥ ४७॥

**अवापुर्दुरवापां ते असद्भिर्विषयात्मभिः।**
**विधूतकल्मषास्थानं विरजेनात्मनैव हि॥ ४८**

॥ ४८ ॥

**विदुरोऽपि परित्यज्य प्रभासे देहमात्मवान्।**
**कृष्णावेशेन तच्चित्तः पितृभिः स्वक्षयं ययौ॥ ४९**

विदुरोऽपि तीर्थान्यटन्प्रभासे श्रीकृष्णावेशेन कृष्णे चित्तमावेश्य देहं परित्यज्य तच्चित्त एव संस्तदानीं नेतुमागतैः पितृभिः सह स्वक्षयं स्वाधिकारस्थानं ययौ॥ ४९॥

**द्रौपदी च तदाज्ञाय पतीनामनपेक्षताम्।**
**वासुदेवे भगवति ह्येकान्तमतिराप तम्॥ ५०**

आत्मानं प्रत्यनपेक्षतां तदा ज्ञात्वा तमाप॥ ५०॥

**यः श्रद्धयैतद्भगवत्प्रियाणां**
**पाण्डोः सुतानामिति संप्रयाणम्।**
**शृणोत्यलं स्वस्त्ययनं पवित्रं**
**लब्ध्वा हरौ भक्तिमुपैति सिद्धिम्॥ ५१**

કેવા ચરણકમળમાં?

તેમના ધ્યાનથી વધેલી ભક્તિ વડે વિશુદ્ધ થયેલી બુદ્ધિવાળા અને નિશ્ચળમતિવાળા (પાંડવોએ) તે સર્વશ્રેષ્ઠ નારાયણના ચરણમાં ગતિને (પ્રાપ્ત કરી). ॥ ૪૭॥

નિષ્પાપજનોનું '**आस्थानम्**' નિવાસસ્થાન જેમાં છે તેવા ચરણકમળમાં વિશુદ્ધ અંતઃકરણ વડે જ ગતિ પ્રાપ્ત કરી, પરંતુ સોળ કળાવાળા લિંગશરીરથી નહીં.

અથવા ગતિને વિશેષણરૂપે લેતાં– એટલે કે '**विधूतकल्मषास्थानम् गतिम्**' વિશુદ્ધ અંતઃકરણવાળા મનુષ્યોના નિવાસસ્થાનરૂપ ગતિને તે નિષ્પાપ જનોએ પ્રાપ્ત કરી. ॥ ૪૭॥

દુષ્ટો અને વિષયાસક્ત પુરુષોને દુર્લભ અને નિષ્પાપ પુરુષોના નિવાસસ્થાનરૂપ ગતિને તેઓ વિશુદ્ધ અંતઃકરણથી પ્રાપ્ત થયા. ॥ ૪૮॥૪૮॥

આત્મજ્ઞાની વિદુરજી પણ પ્રભાસક્ષેત્રમાં શ્રીકૃષ્ણમાં મન સ્થાપીને, શરીરનો ત્યાગ કરીને, તેમની સાથે એકચિત્ત થઈ (તથા તેમને લેવા આવેલા) પિતૃઓની સાથે પોતાના અધિકાર પ્રમાણેના નિવાસમાં '**ययौ**' ગયા. ॥ ૪૯॥

વિદુરજી પણ તીર્થાટન કરી પ્રભાસમાં '**श्रीकृष्ण-आवेशेन**' શ્રીકૃષ્ણમાં ચિત્ત સ્થાપીને, શરીરનો ત્યાગ કરીને, તેમની સાથે એકચિત્ત થઈ તે વખતે લેવા આવેલા પિતૃઓની સાથે '**स्वक्षयम्**' પોતાના અધિકાર પ્રમાણેના નિવાસમાં '**ययौ**' ગયા. ॥ ૪૯॥

તે સમયે પતિઓની (પોતાના પ્રત્યે) નિરપેક્ષતા જોઈ કેવળ વાસુદેવ ભગવાન શ્રીકૃષ્ણમાં જ નિશ્ચિતબુદ્ધિવાળાં દ્રૌપદી તેમને જ પ્રાપ્ત થયાં. ॥ ૫૦॥

પોતાના પ્રત્યે તે સમયે નિરપેક્ષતા જોઈ તે દ્રૌપદી શ્રીકૃષ્ણ ભગવાનને પ્રાપ્ત થયાં. ॥ ૫૦॥

ભગવાનના પ્રિય એવા પાંડવોના પરમપવિત્ર મંગલાસ્પદ સ્વર્ગારોહણની કથા જે શ્રદ્ધાપૂર્વક શ્રવણ કરે છે, તે શ્રીહરિમાં ભક્તિ પ્રાપ્ત કરી સિદ્ધિ પામે છે. ॥ ૫૧ ॥

इति एवं यत्संप्रयाणम्। अलमतिशयेन स्वस्त्ययनं मङ्गलास्पदम्। अलं पवित्रं च॥ ५१ ॥

શ્રृणोत्यलं स्वस्त्ययनं पवित्रं।

આ પ્રમાણે આવું જે સ્વર્ગારોહણ છે– **'अलम्'** અતિશય **'स्वस्ति-अयनम्'** સર્વ મંગલોનું સ્થાન અને પરમપવિત્ર છે. ॥ ૫૧॥

**'श्रृणोति'** અને **'पवित्रम्'** એ બે શબ્દોના વિશેષણ તરીકે **'अलम्'** છે.

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां प्रथमस्कन्धे पञ्चदशोऽध्यायः॥ १५॥
इति श्रीमद्भागवते प्रथमस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां पञ्चदशोऽध्यायः॥ १५॥

*****

# अथ षोडशोऽध्यायः

## પરીક્ષિતનો દિગ્વિજય તથા ધર્મ અને પૃથ્વીનો સંવાદ

ततश्च षोडशे भूमिधर्मयोः कलिखिन्नयोः।
संवादे वर्ण्यते प्राप्तिः पालकस्य परीक्षितः॥ १

કળિયુગથી ખેદ પામેલાં પૃથ્વી અને ધર્મનો સંવાદ થયો, ત્યારે તેમના પાલક પરીક્ષિતનું આગમન હવે પછી સોળમા અધ્યાયમાં વર્ણવવામાં આવે છે. ॥ ૧॥

सूत उवाच

**ततः परीक्षिद् द्विजवर्यशिक्षया**
**महीं महाभागवतः शशास ह।**
**यथा हि सूत्यामभिजातकोविदाः**
**समादिशन्विप्र महद्गुणस्तथा॥ १**

**સૂતજી બોલ્યા** – હે વિપ્ર શૌનક, ત્યાર પછી ભગવાનના પરમભક્ત રાજા પરીક્ષિત શ્રેષ્ઠ બ્રાહ્મણોના ઉપદેશ પ્રમાણે પૃથ્વીનું શાસન કરવા લાગ્યા. તેમના જન્મસમયે જાતકર્મના જ્ઞાતા બ્રાહ્મણોએ જે પ્રમાણે ભવિષ્ય ભાખ્યું હતું, તે પ્રમાણે એ મહાપુરુષો જેવા ગુણોવાળા થયા. ॥ ૧॥

द्विजवर्याणां शिक्षया सदुपदेशेन। सूत्यां जन्मनि। अभिजातकोविदा जातकर्मविदः। हे विप्र, महतां गुणा यस्मिन्सः॥ १ ॥

શ્રેષ્ઠ બ્રાહ્મણોના ઉપદેશ પ્રમાણે– **'सूत्याम्'** જન્મ સમયે **'अभिजातकोविदाः'** જાતકર્મના જાણનારાઓ, હે વિપ્ર, મહાન પુરુષોના ગુણો જેમનામાં છે તે ॥ ૧॥

**स उत्तरस्य तनयामुपयेम इरावतीम्।**
**जनमेजयादींश्चतुरस्तस्यामुत्पादयत्सुतान्॥ २**

તેમણે ઉત્તરરાજાની પુત્રી ઈરાવતી સાથે લગ્ન કર્યાં અને તેનામાં જનમેજય વગેરે ચાર પુત્રો ઉત્પન્ન કર્યા. ॥ ૨॥

जनमेजयादीनित्यक्षराधिक्यं छान्दसम्।

**'जनमेजयादीन्'** આમ એક અક્ષર વધારે છે, (અનુષ્ટુપ છંદના એક ચરણમાં આઠને બદલે નવ અક્ષરો થાય છે), તે છાંદસ પ્રયોગ છે.

'उत्पादयन्' इति पाठे हेतौ शतृप्रत्ययः। सुतानुत्पादयितुमिरावतीमुपयेम इति वाक्ययोजना ॥ २ ॥

**'उत्पादयन्'** પાઠમાં હેતુના અર્થમાં વર્તમાન કૃદન્તનો પ્રત્યય લાગે છે. ‘‘ઉત્પન્ન કરતો’’ એ પ્રત્યયનો અર્થ ‘‘પુત્રોને ઉત્પન્ન કરવા માટે’’ ઈરાવતી સાથે લગ્ન કર્યાં, એવી વાક્યની યોજના છે. (અહીં **'उदपादयत्'** હોવું જોઈએ. **'उत्पादयत्'** રૂપમાં अ નો અભાવ આર્ષ છે.) ॥ ૨ ॥

**आजहाराश्वमेधांस्त्रीन् गङ्गायां भूरिदक्षिणान्।**
**शारद्वतं गुरुं कृत्वा देवा यत्राक्षगोचराः॥ ३**

આજહાર कृतवानित्यर्थः। शारद्वतं कृपम्। यत्र येष्वश्वमेधेषु देवा दृष्टिगोचरा बभूवुः॥ ३॥

**निजग्राहौजसा वीरः कलिं दिग्विजये क्वचित्।**
**नृपलिङ्गधरं शूद्रं घ्नन्तं गोमिथुनं पदा॥ ४**

निजग्राह निगृहीतवान्। कलिमेव निर्दिशति—**नृपेति**॥ ४॥

**शौनक उवाच**

**कस्य हेतोर्निजग्राह कलिं दिग्विजये नृपः।**
**नृदेवचिह्नधृक् शूद्रः कोऽसौ गां यः पदाऽहनत्॥ ५**

**कस्य हेतोरिति**। अयमर्थः—कलिं कस्माद्धेतोः केवलं निजग्राह न तु हतवान्। यतोऽसौ शूद्रः अतिकुत्सितः। यो गां पदाऽहनदहन्निति॥ ५॥

**तत्कथ्यतां महाभाग यदि कृष्णकथाश्रयम्।**
**अथवाऽस्य पदाम्भोजमकरन्दलिहां सताम्॥ ६**

अस्य विष्णोः पदाम्भोजयोर्मकरन्दस्तं लिहन्त्यास्वादयन्ति ये तेषां सतां महतां वा कथाश्रयमिति समासान्निष्कृष्टस्यानुषङ्गः। तर्हि कथ्यताम्॥ ६॥

**किमन्यैरसदालापैरायुषो यदसद्व्ययः।**
**क्षुद्रायुषां नृणामङ्ग मर्त्यानामृतमिच्छताम्॥ ७**

કૃપાચાર્યને આચાર્ય બનાવી, ગંગાતીરે પુષ્કળ દક્ષિણા આપી હતી તેવા ત્રણ અશ્વમેધયજ્ઞો કર્યા, જેમાં (ઈન્દ્રાદિ) દેવતાઓ પ્રત્યક્ષ થયા હતા. ॥ ૩॥

**'आजहार'** કર્યા, એમ અર્થ છે. **'शारद्वतम्'** શરદ્વાનના પુત્ર કૃપાચાર્ય, **'यत्र'** જે અશ્વમેધ યજ્ઞમાં દેવો ચક્ષુઓનો વિષય બન્યા હતા. ॥ ૩॥

(એક વખત) દિગ્વિજય કરતી વખતે ગાય અને વૃષભની જોડીને પગ વડે મારતા, રાજાનો વેષ ધારણ કરેલા શૂદ્ર કલિયુગનો તેમણે બળપૂર્વક નિગ્રહ કર્યો. ॥ ૪ ॥

**'निजग्राह'** વશ કર્યો. કલિનો જ રાજા તરીકે નિર્દેશ કરે છે. ॥ ૪॥

**શૌનક બોલ્યા** – દિગ્વિજયના સમયે મહારાજ પરીક્ષિતે રાજાનો વેષ ધારણ કરનાર અધમ શૂદ્ર એવા કલિયુગને કે જે ગાયને પગથી (લાતો) મારતો હતો, તેને માત્ર શિક્ષા જ શા માટે કરી? ॥ ૫ ॥

**'कस्य हेतोः इति।'** અર્થ આ પ્રમાણે છે– કલિને શા માટે કેવળ શિક્ષા જ કરી, પરંતુ મારી કેમ ન નાખ્યો? આ શૂદ્ર (**शूद्रः+कः**) અત્યન્ત નિંદનીય હતો, કે જે ગાયને પગથી **'अहनत्'** મારતો હતો. ॥ ૫ ॥

હે મહાભાગ્યશાળી સૂતજી, જો તે વાત શ્રીકૃષ્ણકથા સાથે અથવા તેમના ચરણકમળના રસનો આસ્વાદ લેનારા મહાનુભાવો સાથે સંબંધિત હોય તો તે કહો. ॥ ૬ ॥

**'अस्य'** આ વિષ્ણુ ભગવાનનાં બન્ને ચરણકમળોનો જે રસ છે, તેનો **'लिहन्ति'** આસ્વાદ જેઓ લે છે, તે **'सताम्'** સંતોની કે મહાનુભાવોની **'कथाश्रयम् इति।'** કથાના આશ્રયવાળું, **कथायाः आश्रयः कथाश्रयः तत् कथाश्रयम्** ષ.તત્પુ. સમાસ હોવાથી સારવાળી વસ્તુનો સંબંધ હોય તો તે કહો. ॥ ૬॥

હે સૂતજી, મોક્ષ ઈચ્છનારા અલ્પાયુષી, મરણધર્મા મનુષ્યોને (ભગવાનની કથા સિવાયની) અન્ય વ્યર્થ વાતોથી શું પ્રયોજન છે, કે જેમનાથી આયુષ્યનો નિરર્થક નાશ થાય છે? ॥ ૭ ॥

नो चेत्किमन्यैरसद्भिरालापैः। यद्यैरायुषो वृथा क्षयः। अस्माकमयं सत्रप्रयत्नोऽपि हरिकथामृतपानार्थ एवेत्याह सार्धाभ्याम्। क्षुद्रमल्पमायुर्येषाम्। अतो मर्त्यानां मरणधर्मवताम्। तथापि ऋतं सत्यं मोक्षमिच्छताम्॥ ७॥

**इहोपहूतो भगवान्मृत्युः शामित्रकर्मणि।**
**न कश्चिन्म्रियते तावद्यावदास्त इहान्तकः॥ ८**

यो मृत्युः स इह सत्रे शमितुरिदं शामित्रं कर्म पशुहिंसनं तदर्थमुपहूतः। ततः किमत आह—**न कश्चिदिति**॥ ८॥

ततोऽपि किमत आह।

**एतदर्थं हि भगवानाहूतः परमर्षिभिः।**
**अहो नृलोके पीयेत हरिलीलामृतं वचः॥ ९**

अहो नृलोके हरिलीलामृतं वचः पीयेतेत्येतदर्थम्। हरिलीलैवामृतं यस्मिंस्तत्॥ ९॥

तदभावे वृथैव जीवनमित्याह।

**मन्दस्य मन्दप्रज्ञस्य वयो मन्दायुषश्च वै।**
**निद्रया ह्रियते नक्तं दिवा च व्यर्थकर्मभिः॥ १०**

मन्दस्यालसस्य। नक्तं रात्रौ यद्वय आयुस्तन्निद्रया ह्रियते। दिवा अह्नि च यद्वयस्तद्व्यर्थकर्मभिरपह्रियते॥ १०॥

तत्र तावत्कलिनिग्रहप्रसङ्गमाह—**यदेति।**

તો પછી અન્ય વ્યર્થ વાતોથી શું? **'यद्' यैः** જેમનાથી આયુષ્યનો નિરર્થક નાશ થાય છે. અમારો આ સત્રનો પ્રયત્ન પણ હરિકથારૂપી અમૃતનું પાન કરવા માટે જ છે, તેમ દોઢ શ્લોક દ્વારા કહે છે. **'क्षुद्रम्'** અલ્પ છે આયુષ્ય જેમનું, આથી મર્ત્યોને, મરણધર્મવાળાઓને– તેમ છતાં **'ऋतम्'** સત્યને (**वंशीधरी-ऋतं सत्यं श्रीकृष्णं वा**–કે શ્રીકૃષ્ણને) મોક્ષને ઈચ્છનારાઓને॥ ૭ ॥

ભગવાન મૃત્યુદેવ યમને અહીં યજ્ઞકર્મમાં બોલાવવામાં આવ્યા છે. જ્યાં સુધી યમરાજ અહીં હશે ત્યાં સુધી કોઈ મરશે નહીં. ॥ ૮ ॥

જે મૃત્યુ છે તે **'इह'** આ સત્રમાં– યજ્ઞમાં પશુને શાંત કરી દેનારને **शमितृ** કહે છે અને તે કર્મને શામિત્ર કર્મ (યજ્ઞીય) પશુહિંસાકર્મ કહે છે. તે માટે બોલાવવામાં આવ્યા છે. મૃત્યુને બોલાવવાથી શું? તે માટે કહે છે— **'न कश्चित् इति।'** કોઈ (મરશે) નહીં. ॥ ૮॥

મરણનો અભાવ હોય તેથી શું? તે હવે કહે છે.

અહો! મનુષ્યલોકમાં (જીવો) હરિકથામૃતરૂપી વાણીનું પાન કરે એ માટે જ ભગવાન મૃત્યુદેવ મહર્ષિઓ દ્વારા બોલાવવામાં આવ્યા છે. ॥ ૯॥

અહો! મનુષ્યલોકમાં (જીવો) હરિકથામૃતરૂપી વાણીનું પાન કરે તે માટે (મૃત્યુદેવ) બોલાવવામાં આવ્યા છે. હરિની લીલા એ જ અમૃત જેમાં છે તેવી વાણી ॥ ૯॥

હરિકથારૂપી અમૃતપાન વિનાનું જીવન વ્યર્થ જ છે, તેમ કહે છે.

આળસુ અને મંદમતિ મનુષ્યનું આયુષ્ય ખરેખર રાત્રે નિદ્રાથી ને દિવસે વ્યર્થ કાર્યોથી વેડફાઈ જાય છે. ॥ ૧૦ ॥

**'मन्दस्य'** આળસુનું, **'नक्तम्'** રાત્રે જે **'वयः'** આયુષ્ય છે, તે નિદ્રા વડે હરાઈ જાય છે અને **'दिवा'** દિવસે જે આયુષ્ય છે, તે વ્યર્થ કર્મોમાં વેડફાઈ જાય છે. ॥ ૧૦॥

હવે આ રીતે કલિનો નિગ્રહ કર્યો, તે પ્રસંગ કહે છે— **'यदा इति।'**

सूत उवाच

**यदा परीक्षित्कुरुजाङ्गले वसन्**
**कलिं प्रविष्टं निजचक्रवर्तिते।**
**निशम्य वार्तामनतिप्रियां ततः**
**शरासनं संयुगशौण्डिराददे॥ ११**

यदा निजचक्रवर्तिते स्वसेनया पालिते देशे कलिं प्रविष्टं शुश्राव, तदा तामनतिप्रियां वार्तां किंचित्प्रियां च युद्धकौतुकसंपत्तेः निशम्य ततः शरासनं दुष्टनिग्रहार्थमाददे। संयुगे शौण्डिर्युद्धे प्रगल्भः। पाठान्तरे युद्धे शौरिः कृष्णतुल्यः॥ ११॥

**સૂતજી બોલ્યા** – યુદ્ધવીર રાજા પરીક્ષિતે જ્યારે પોતાના સૈન્યથી રક્ષાયેલા કુરુજાંગલ (હસ્તિનાપુર) માં કળિયુગના પ્રવેશની અતિ પ્રિય નહીં એવી વાત સાંભળી, ત્યારે તેમણે હાથમાં ધનુષ લીધું. ॥ ૧૧॥

જ્યારે '**निजचक्रवर्तिते**' પોતાના સૈન્ય વડે રક્ષાયેલા દેશમાં કલિનો (પ્રવેશ) સાંભળ્યો, ત્યારે તે અતિ પ્રિય નહીં એવી અને યુદ્ધમાં અચરજ પમાડે તેવું સામર્થ્ય હોવાને કારણે કંઈક પ્રિય પણ ખરી, એવી વાત સાંભળીને દુષ્ટોનું દમન કરવા માટે (રાજાએ) ધનુષ ધારણ કર્યું. '**संयुगे**' યુદ્ધમાં '**शौण्डिः**' પ્રગલ્ભ, પ્રૌઢ. '**संयुगशौण्डिः**'ને બદલે '**संयुगशौरिः**' પાઠમાં અર્થ છે – યુદ્ધમાં કૃષ્ણ સમાન ॥ ૧૧॥

**स्वलंकृतं श्यामतुरङ्गयोजितं**
**रथं मृगेन्द्रध्वजमाश्रितः पुरात्।**
**वृतो रथाश्वद्विपपत्तियुक्तया**
**स्वसेनया दिग्विजयाय निर्गतः॥ १२**

ततश्च दिग्विजयाय निर्गतः॥ १२॥

શ્યામવર્ણના ઘોડાઓથી જોડાયેલા, સિંહની ધજાવાળા સુશોભિત રથ પર સવાર થઈને રથ, ઘોડા, હાથી તથા પાયદળથી યુક્ત એવી પોતાની સેના વડે વીંટળાઈ દિગ્વિજય કરવા માટે નગરમાંથી (રાજા) નીકળી પડ્યા. ॥ ૧૨॥

અને ત્યાર બાદ દિગ્વિજય માટે નીકળી પડ્યા. ॥ ૧૨॥

**भद्राश्वं केतुमालं च भारतं चोत्तरान्कुरून्।**
**किंपुरुषादीनि वर्षाणि विजित्य जगृहे बलिम्॥ १३**

भद्राश्वादीनि पूर्वपश्चिमदक्षिणोत्तरतः समुद्रलग्नानि वर्षाणि। मेरोः सर्वत इलावृतम्। तत उत्तरतो रम्यकं हिरण्मयं च। दक्षिणतो हरिवर्षं किंपुरुषं च। तानि विजित्य॥ १३॥

ભદ્રાશ્વ, કેતુમાલ, ભારત, ઉત્તરકુરુ તથા કિમ્પુરુષ વગેરે ખંડોને જીતી (ત્યાંના રાજાઓ પાસેથી) ખંડણી લીધી.॥ ૧૩॥

ભદ્રાશ્વ વગેરે પૂર્વ-પશ્ચિમ-ઉત્તર-દક્ષિણ સુધીના, સમુદ્ર સાથે સંલગ્ન ખંડોને– મેરુ પર્વતની ચારેય બાજુ ઈલાવૃત છે, તેની ઉત્તર તરફ રમ્યક અને હિરણ્મય, દક્ષિણમાં હરિવર્ષ અને કિમ્પુરુષ, તે સર્વને જીતીને ॥ ૧૩ ॥

**तत्र तत्रोपशृण्वानः स्वपूर्वेषां महात्मनाम्।**
**प्रगीयमानं च यशः कृष्णमाहात्म्यसूचकम्॥ १४**

વળી અનેક સ્થળોએ પોતાના મહાત્મા પૂર્વજોનો શ્રીકૃષ્ણના માહાત્મ્યને સૂચવતો યશ ગવાતો સાંભળતાં.... ॥ ૧૪ ॥

**आत्मानं च परित्रातमश्वत्थाम्नोऽस्त्रतेजसः।**
**स्नेहं च वृष्णिपार्थानां तेषां भक्तिं च केशवे॥ १५**

તેમ જ અશ્વત્થામાના અસ્ત્રતેજથી પોતાનું થયેલું રક્ષણ, વળી યાદવો અને પાંડવોનો પ્રેમ તથા કેશવ ભગવાનમાં તેમની ભક્તિ ॥ ૧૫ ॥

**तेभ्यः परमसंतुष्टः प्रीत्युज्जृम्भितलोचनः ।**
**महाधनानि वासांसि ददौ हारान्महामनाः ॥ १६**

प्रगीयमानं यशः । यशआदीनि शृण्वंस्तेभ्यो ददाविति तृतीयेनान्वयः ॥ १४ ॥ १५ ॥ १६ ॥

**सारथ्यपारषदसेवनसख्यदौत्य-**
**वीरासनानुगमनस्तवनप्रणामम् ।**
**स्निग्धेषु पाण्डुषु जगत्प्रणतिं च विष्णो-**
**र्भक्तिं करोति नृपतिश्चरणारविन्दे ॥ १७**

किंच स्निग्धेषु पाण्डवेषु विष्णोर्यानि सारथ्यादीनि कर्माणि तानि शृण्वन्। तथा विष्णोर्जगत्कर्तृकां प्रणतिं च शृण्वन्। नृपतिः परीक्षिद्विष्णोश्चरणारविन्दे भक्तिं करोति स्म। पारषदमिति रेफषकारयोर्विश्लेषश्छान्दसः। तत्र पार्षदं सभापतित्वम्। सेवनं चित्तानुवृत्तिः। वीरासनं रात्रौ खड्गहस्तस्य तिष्ठतो जागरणम्॥ १७॥

**तस्यैवं वर्तमानस्य पूर्वेषां वृत्तिमन्वहम्।**
**नातिदूरे किलाश्चर्यं यदासीत्तन्निबोध मे॥ १८**

वृत्तिमनुवर्तमानस्य सतः। नातिदूरे शीघ्रमेव ॥ १८ ॥

**धर्मः पदैकेन चरन्विच्छायामुपलभ्य गाम् ।**
**पृच्छति स्माश्रुवदनां विवत्सामिव मातरम्॥ १९**

धर्मो वृषरूपः। विच्छायां हतप्रभाम्। गां गोरूपां पृथ्वीम्। विवत्सां नष्टापत्याम्॥ १९ ॥

(સાંભળીને) તેનાથી અત્યન્ત સંતોષ પામી, પ્રેમથી ખીલી ઊઠેલાં નેત્રોવાળા ઉદાર રાજાએ પુષ્કળ ધન, વસ્ત્રો તથા (બહૂમૂલ્ય) હારોનું દાન કર્યું. ॥ ૧૬॥

ગવાતો યશ; યશ વગેરે સાંભળતા તેમને દાન કર્યું, એમ ત્રીજા શ્લોક (૧૬) સાથે અન્વય છે. ॥ ૧૪ ॥ ૧૫ ॥ ૧૬ ॥

પ્રેમાળ પાંડવો વિષે શ્રીવિષ્ણુનું સારથિકર્મ, સભાપતિકર્મ, (પાંડવોની) ઈચ્છાનુસાર સેવા, મિત્રતા, દૂતકર્મ, (રાત્રે હાથમાં ખડ્ગ ધારણ કરી, શિબિરનો પહેરો ભરવા માટે) વીરાસનમાં રહેવું, તેમની પાછળ જવું, સ્તુતિ તથા પ્રણામ કરવા તથા જગતને તેમના ચરણોમાં નમાવી દેવું– (આ સાંભળી) રાજા પરીક્ષિતે શ્રીકૃષ્ણના ચરણકમળમાં ભક્તિ કરી હતી. ॥ ૧૭॥

વળી, પ્રેમાળ પાંડવો પ્રત્યે શ્રીવિષ્ણુનાં જે સારથિપણું વગેરે કર્મો હતાં, તે સાંભળીને તથા જગતને પાંડવોના ચરણોમાં કરાવેલા પ્રણામ સાંભળી રાજા પરીક્ષિતને ભગવાનના ચરણારવિંદમાં ભક્તિ થઈ. **पार्षद** ને બદલે **पारषद** છે, **र्** અને **ष्** જે સંયુક્ત જોઈએ તેમને છૂટા પાડી દીધા છે, તે છાન્દસ છે. ત્યાં **'पार्षदम्'** સભાપતિપણું, **'सेवनम्'** (મિત્રના) ચિત્તને અનુસરવું, **'वीरासनम्'** રાત્રે હાથમાં ખડ્ગ ધારણ કરી ઊભા રહીને જાગરણ કરવું તે. ॥ ૧૭ ॥

આ પ્રમાણે તેઓ પૂર્વજોનાં આચરણનું દિન-પ્રતિદિન અનુસરણ કરતા હતા, તેવામાં શીઘ્ર જે એક આશ્ચર્ય બન્યું, તે મારી પાસેથી સાંભળો.॥ ૧૮ ॥

(પૂર્વજોના) આચરણને અનુસરતા હતા ત્યારે– **'न अतिदूरे'** તરત જ ॥ ૧૮ ॥

(બળદનું રૂપ ધારણ કરીને) એક પગે ચાલતો ધર્મ (ગાયનું રૂપ ધારણ કરેલી) નિસ્તેજ, સંતાન નષ્ટ પામ્યાં હોય તેવી માતાની જેમ આંસુભર્યા મુખવાળી પૃથ્વીને પૂછવા લાગ્યો. ॥ ૧૯ ॥

બળદના રૂપમાં રહેલો ધર્મ **'विच्छायाम्'** નિસ્તેજ **'गाम्'** ગાયરૂપી પૃથ્વીને– **'विवत्साम्'** નાશ પામેલા સંતાનવાળીને ॥ ૧૯ ॥

धर्म उवाच

**कच्चिद्भद्रेऽनामयमात्मनस्ते**
**विच्छायाऽसि म्लायतेषन्मुखेन।**
**आलक्षये भवतीमन्तराधिं**
**दूरेबन्धुं शोचसि कंचनाम्ब॥ २०**

ते आत्मनो देहस्य यद्यपि बहिरामयो न लक्ष्यते तथाप्यन्तर्मध्ये आधि: पीडा यस्यास्तां त्वामालक्षये। केन। यतो विच्छायासि, अत ईषन्म्लायता वैवर्ण्यं भजता मुखेन लिङ्गेन। तत्र कारणानि कल्पयन्पृच्छति—दूरेबन्धुमित्यादि-पञ्चभि:। दूरे स्थितं बन्धुम्॥ २०॥

**પાદૈર્ન્યૂનं** 

**पादैर्न्यूनं शोचसि मैकपाद-**
**मात्मानं वा वृषलैर्भोक्ष्यमाणम्।**
**आहो सुरादीन्हृतयज्ञभागान्**
**प्रजा उतस्विन्मघवत्यवर्षति॥ २१**

त्रिभि: पादैर्न्यूनमत एवैकपादम्। मा मां मल्लक्षणं जनमित्यर्थ:। वृषलैरित ऊर्ध्वं भोक्ष्यमाणम्। पुंस्त्वमात्मपदविशेषणत्वात्। हृता यज्ञभागा येषां तान्। यज्ञाद्यकरणात्॥ २१॥

**अरक्ष्यमाणा: स्त्रिय उर्वि बालान्**
**शोचस्यथो पुरुषादैरिवार्तान्।**
**वाचं देवीं ब्रह्मकुले कुकर्म-**
**ण्यब्रह्मण्ये राजकुले कुलाग्र्यान्॥ २२**

**ધર્મ બોલ્યો** – હે કલ્યાણી, તમારું શરીર કુશળ છે ને? તમારા સહેજ મ્લાન મુખને લીધે તમે નિસ્તેજ લાગો છો. તમારા મનમાં કંઈક દુ:ખ છે, એમ હું જોઉં છું. હે માતા, શું કોઈ દૂર ગયેલા સંબંધીનો તમે શોક કરો છો? ॥ ૨૦॥

તમારા '**आत्मन:**' શરીરનું જોકે બહારથી અકુશળ નથી જણાતું, છતાં પણ '**अन्त:**' અંદર '**आधि:**' મનની પીડા જેમાં છે તેવા તમને હું જોઉં છું. કોનાથી, જે કારણે તમે નિસ્તેજ થયાં છો (તે કહો). આથી સહેજ મ્લાન, ફીકું પડેલું મુખનું લક્ષણ હોવાથી, તે માટે કારણો કલ્પીને પૂછે છે– '**दूरेबन्धुम्**' વગેરેથી પાંચ શ્લોકો દ્વારા– દૂર રહેલા સમ્બન્ધીનો (શોક કરો છો)? ॥ ૨૦ ॥

(ત્રણ) પગ ઓછા છે એવા એક પગવાળા મારો શોક કરો છો? કે (ભવિષ્યમાં) શૂદ્રો દ્વારા પોતાનું શાસન થશે (તેથી શોક કરો છો)? અથવા જેમનો યજ્ઞભાગ હરી લેવામાં આવ્યો છે તેવા દેવતાઓ (માટે ખેદ પામો છો)? કે પછી (યજ્ઞ ન કરવાને કારણે) વરસાદ ન વરસવાથી (દુ:ખી થતી) પ્રજા માટે (શોક કરો છો)? ॥ ૨૧ ॥

ત્રણ પગ ઓછા હોવાથી એક જ પગવાળા '**मा**' મારા જેવા લક્ષણવાળા જનનો, એમ અર્થ છે. શૂદ્રો દ્વારા હવે પછી તમારી પોતાની જાત ભોગવાશે (એ માટે શોક કરો છો?) '**भोक्ष्यमाणम्**' એ પુલ્લિંગ છે. પૃથ્વીની સાથે '**भोक्ष्यमाणाम्**' જોઈએ, પરંતુ ('**आत्मानं**' એમ) પોતાની જાતનું વિશેષણ હોવાથી પુલ્લિંગ છે. જેમનો યજ્ઞભાગ હરાઈ ગયો છે તેવા (દેવતાઓ માટે); યજ્ઞયાગાદિ ન કરવાને કારણે (પ્રજા માટે શોક કરો છો)? ॥ ૨૧॥

(દુષ્ટજનોના ભારથી આક્રાન્ત થવાને કારણે જે ખૂબ ભારવાળી થઈ છે તેવી) હે ઉર્વી, (પતિઓ દ્વારા) અરક્ષિત સ્ત્રીઓનો શોક કરો છો કે નિર્દયો દ્વારા પીડાતા બાળકોનો? દુરાચારી બ્રહ્મકુળમાં રહેતી દેવી સરસ્વતીનો કે બ્રાહ્મણોનું હિત ન કરનારા રાજકુળની સેવા કરતા ઉત્તમ બ્રાહ્મણોનો (શોક કરો છો)? ॥ ૨૨॥

हे उर्वि पृथ्वि, भर्तृभिररक्ष्यमाणाः स्त्रियः पितृभिररक्ष्यमाणान्बालान्प्रत्युत तैरेव पुरुषादैरिव निर्दयैरार्तान् क्लिष्टान् । वाचं देवीं सरस्वतीं कुकर्मणि दुराचारे स्थिताम् । कुलाग्र्यान् ब्राह्मणोत्तमान्सेवकान्॥ २२ ॥

**किं क्षत्रबन्धून्कलिनोपसृष्टान्**
**राष्ट्राणि वा तैरवरोपितानि।**
**इतस्ततो वाशनपानवासः-**
**स्नानव्यवायोन्मुखजीवलोकम् ॥ २३**

उपसृष्यन् व्याप्तान् । अवरोपितान्युद्वासितानि। व्यवायो मैथुनम् । इतस्ततो निषेधानादरेण सर्वतोऽशनादिषून्मुखं प्रवर्तमानं जीवलोकं वा॥ २३ ॥

**यद्वाम्ब ते भूरिभरावतार-**
**कृतावतारस्य हरेर्धरित्रि।**
**अन्तर्हितस्य स्मरती विसृष्टा**
**कर्माणि निर्वाणविलम्बितानि॥ २४**

हे अम्ब मातः हे धरित्रि, ते तव यो भूरिभारस्तस्यावतारणार्थं कृतावतारस्य कर्माणि स्मरन्ती तेन विसृष्टा सती शोचसि। निर्वाणं विलम्बितमाश्रितं येषु तानि।

पाठान्तरे निर्वाणं विडम्बितमुपहसितं यैः। मोक्षादप्यधिकसुखानीत्यर्थः॥ २४॥

હે **'उर्वि'** પૃથ્વી, પતિઓ દ્વારા અરક્ષિત સ્ત્રીઓ, માવતર દ્વારા નહીં રક્ષાયેલાં બાળકોનો? ઊલટું તે **'पुरुषादैः'** નિર્દયો દ્વારા **'आर्तान्'** પીડાતાં (બાળકોનો)? **'कुकर्मणि'** દુરાચારી કુળમાં રહેલી **'वाचं देवीम्'** સરસ્વતી દેવીનો? **'कुलाग्र्यान्'** ઉત્તમ બ્રાહ્મણ સેવકોનો? ॥ ૨૨॥

શું તમે કળિયુગ દ્વારા વ્યાપ્ત થયેલા નીચ ક્ષત્રિયોનો શોક કરો છો ? કે તેમના દ્વારા ઉજ્જડ કરવામાં આવેલાં રાષ્ટ્રોનો? કે અહીંતહીં ખાન-પાન (વાસ અને સ્નાનના નિયમોનો અનાદર) કરતા અને મૈથુનમાં પ્રવૃત્ત થયેલા જીવલોકનો (શોક કરો છો)? ॥ ૨૩ ॥

**'उपसृष्टान्'** વ્યાપ્ત થયેલા, **'अवरोपितानि'** ઉજ્જડ કરવામાં આવેલાં (રાષ્ટ્રોનો)? **'व्यवायः'** મૈથુન અથવા અહીંતહીં (શાસ્ત્રમાં કહેલા) નિષેધના અનાદર દ્વારા ભોજન વગેરેમાં બધી રીતે **'उन्मुखम्'** પ્રવૃત્ત થયેલા જીવલોકનો ॥ ૨૩॥

અથવા, હે માતા પૃથ્વી, તમારો ભાર દૂર કરવા અવતાર ધારણ કરનાર (અને પછી) અંતર્ધાન થઈ જનાર (શ્રીહરિથી) વિખૂટા પડેલાં તમે શ્રીહરિનાં મોક્ષ આપનારાં કર્મોનું સ્મરણ કરતાં શોક પામો છો? ॥ ૨૪॥

હે **'अम्ब'** માતા, હે ધરિત્રી, **'ते'** તમારો જે અત્યન્ત ભાર છે તેને દૂર કરવા માટે અવતાર લેનારનાં કર્મો યાદ કરો છો? તેમના દ્વારા ત્યજાવાથી શોક કરો છો? મોક્ષ **'विलम्बितम्'** જેમના ઉપર આધારિત છે તેવાં (કર્મો)

પાઠાન્તરમાં **'निर्वाणविडम्बितानि'** જેમના દ્વારા નિર્વાણનો ઉપહાસ કરાયો છે (અર્થાત્ શ્રીહરિનાં કર્મો પોતાના માધુર્યથી મોક્ષને પણ ઉપહાસાસ્પદ બનાવે છે); મોક્ષ કરતાં પણ અધિક સુખકારક લીલાઓ, એમ અર્થ છે. ॥ ૨૪ ॥

**इदं ममाचक्ष्व तवाधिमूलं**
**वसुन्धरे येन विकर्शितासि।**
**कालेन वा ते बलिनां बलीयसा**
**सुरार्चितं किं हृतमम्ब सौभगम्॥ २५**

હે માતા વસુન્ધરા, તમે જે કારણે દુર્બળ થયાં છો, તે તમારી આ મનોવેદનાનું કારણ મને કહો. હે અમ્બા, દેવતાઓને પણ વંદનીય એવું તમારું સૌભાગ્ય બળવાનોથી પણ બળવાન એવા કાળ દ્વારા શું હરાઈ ગયું છે? ॥ ૨૫॥

हे अम्ब, ते सौभाग्यं कालेन वा हृतम्॥ २५॥

હે માતા, અથવા શું તમારું સૌભાગ્ય કાળ દ્વારા હરાઈ ગયું છે? ॥ ૨૫॥

भवान् जानात्येव तथापि वक्ष्यामीत्याह।

તમે જાણો જ છો છતાં પણ કહું છું, એમ (પૃથ્વી) કહે છે.

**धरण्युवाच**

**भवान्हि वेद तत्सर्वं यन्मां धर्मानुपृच्छसि।**
**चतुर्भिर्वर्तसे येन पादैर्लोकसुखावहैः॥ २६**

**પૃથ્વી બોલી** – હે ધર્મ, તમે મને જે પૂછો છો, તે બધું જ તમે જાણો છો. જે (ભગવાન)ને કારણે તમે સંસારને સુખ આપનારાં (તમારાં) ચારેય ચરણોથી યુક્ત હતા, ॥ ૨૬ ॥

येन हेतुभूतेन त्वं चतुर्भिः पादैर्वर्तसे। यत्र च सत्यादयो महागुणा न वियन्ति (न क्षीयन्ते स्म) तेन श्रीनिवासेन रहितं लोकं शोचामीति षष्ठेनान्वयः॥ २६॥

**'येन'** જેને કારણે તમે ચારેય ચરણો વડે યુક્ત હતા તથા જેમનામાં સત્ય વગેરે મહાન ગુણો (કદી) નાશ પામતા નથી, તે લક્ષ્મીના નિવાસરૂપ શ્રીહરિથી રહિત થયેલા સંસારનો હું શોક કરું છું, એમ છઠ્ઠા શ્લોક (૩૧) સાથે સંબંધ છે. ॥ ૨૬ ॥

**सत्यं शौचं दया क्षान्तिस्त्यागः संतोष आर्जवम्।**
**शमो दमस्तपः साम्यं तितिक्षोपरतिः श्रुतम्॥ २७**

**ज्ञानं विरक्तिरैश्वर्यं शौर्यं तेजो बलं स्मृतिः।**
**स्वातन्त्र्यं कौशलं कान्तिर्धैर्यं मार्दवमेव च॥ २८**

**प्रागल्भ्यं प्रश्रयः शीलं सह ओजो बलं भगः।**
**गाम्भीर्यं स्थैर्यमास्तिक्यं कीर्तिर्मानोऽनहंकृतिः॥ २९**

**एते चान्ये च भगवन्नित्या यत्र महागुणाः।**
**प्रार्थ्या महत्त्वमिच्छद्भिर्न वियन्ति स्म कर्हिचित्॥ ३०**

સત્ય, પવિત્રતા, દયા, ક્ષમા, ત્યાગ, સન્તોષ, સરળતા, મનની શાન્તિ, ઈન્દ્રિયજય, તપ, સમભાવ, સહનશીલતા, (લાભપ્રાપ્તિમાં) તટસ્થતા, શાસ્ત્ર-વિચાર, ॥ ૨૭॥ આત્મજ્ઞાન, વૈરાગ્ય, ઐશ્વર્ય, શૌર્ય, પ્રભાવ, બળ, સ્મૃતિ, અપરાધીનતા, કૌશલ્ય, કાન્તિ, ધૈર્ય, મૃદુતા, ॥ ૨૮॥ પ્રતિભા, વિનય, સુસ્વભાવ, માનસિક શક્તિ, જ્ઞાનેન્દ્રિયોની શક્તિ, કર્મેન્દ્રિયોની શક્તિ, સુખસમૃદ્ધિ, ગંભીરતા, સ્થિરતા, શ્રદ્ધા, કીર્તિ, માન, અમાનિત્વ– ॥ ૨૯॥ આ સર્વ ગુણો તથા અન્ય પણ મહત્ત્વાકાંક્ષી જનો દ્વારા વાંછનીય મહાન ગુણો, જે ભગવાનમાં નિત્ય રહે છે, કદી નાશ પામતા નથી. ॥ ૩૦॥

सत्यं यथार्थभाषणम्। शौचं शुद्धत्वम्। दया परदुःखासहनम्। क्षान्तिः क्रोधप्राप्तौ चित्तसंयमनम्। त्यागोऽर्थिषु मुक्तहस्तता। संतोषोऽलंबुद्धिः। आर्जवमवक्रता। शमो मनोनैश्चल्यम्। दमो बाह्येन्द्रियनैश्चल्यम्। तपः स्वधर्मः। साम्यमरिमित्राद्यभावः। तितिक्षा परापराधसहनम्। उपरतिर्लाभप्राप्तावौदासीन्यम्। श्रुतं शास्त्रविचारः॥ २७॥

ज्ञानमात्मविषयम्। विरक्तिर्वैतृष्ण्यम्। ऐश्वर्यं नियन्तृत्वम्। शौर्यं संग्रामोत्साहः। तेजः प्रभावः। बलं दक्षत्वम्। स्मृतिः कर्तव्याकर्तव्यार्थानुसन्धानम्। स्वातन्त्र्यमपराधीनता। कौशलं क्रियानिपुणता। कान्तिः सौन्दर्यम्। धैर्यमव्याकुलता। मार्दवं चित्ताकाठिन्यम्॥ २८॥

प्रागल्भ्यं प्रतिभातिशयः। प्रश्रयो विनयः। शीलं सुस्वभावः। सहओजोबलानि मनसो ज्ञानेन्द्रियाणां कर्मेन्द्रियाणां च पाटवानि। भगो भोगास्पदत्वम्। गाम्भीर्यमक्षोभ्यत्वम्। स्थैर्यमचञ्चलता। आस्तिक्यं श्रद्धा। कीर्तिर्यशः। मानः पूज्यत्वम्। अनहंकृतिर्गर्वाभावः॥ २९॥

एते एकोनचत्वारिंशत्। अन्ये च ब्रह्मण्यशरण्यत्वादयो महान्तो गुणा यस्मिन्नित्याः सहजा न वियन्ति न क्षीयन्ते स्म॥ ३०॥

**तेनाहं गुणपात्रेण श्रीनिवासेन सांप्रतम्।**
**शोचामि रहितं लोकं पाप्मना कलिनेक्षितम्॥ ३१**

तेन गुणपात्रेण गुणालयेन। पाप्मना पापहेतुना॥ ३१॥

‘**सत्यम्**’ સાચી વાણી, ‘**शौचम्**’ પવિત્રતા, ‘**दया**’ અન્યનું દુઃખ સહન ન થવું, ‘**क्षान्तिः**’ ક્રોધ આવે ત્યારે ચિત્તમાં સંયમ રાખવો, ‘**त्यागः**’ માગનાર પ્રત્યે ઔદાર્ય, ‘**सन्तोषः**’ ધરાઈ જવાની વૃત્તિ, ‘**आर्जवम्**’ સરળતા, ‘**शमः**’ મનની નિશ્ચળતા, ‘**दमः**’ બાહ્ય ઈન્દ્રિયોની નિશ્ચળતા, ‘**तपः**’ પોતાનો ધર્મ, ‘**साम्यम्**’ શત્રુ કે મિત્રનો અભાવ, ‘**तितिक्षा**’ અન્યના અપરાધને સહન કરી લેવો, ‘**उपरतिः**’ લાભપ્રાપ્તિમાં ઉદાસીનતા, ‘**श्रुतम्**’ શાસ્ત્રવિચાર, ॥ ૨૭ ॥

‘**ज्ञानम्**’ આત્મજ્ઞાન, ‘**विरक्तिः**’ તૃષ્ણારાહિત્ય, ‘**ऐश्वर्यम्**’ જગન્નિયન્તાપણું, ‘**शौर्यम्**’ યુદ્ધ માટે ઉત્સાહ, ‘**तेजः**’ પ્રભાવ, ‘**बलम्**’ દક્ષતા, ‘**स्मृतिः**’ કર્તવ્ય-અકર્તવ્યનું અનુસંધાન, ‘**स्वातन्त्र्यम्**’ અપરાધીનતા, ‘**कौशलम्**’ ક્રિયાનિપુણતા, ‘**कान्तिः**’ સૌન્દર્ય, ‘**धैर्यम्**’ અવ્યાકુળતા, ‘**मार्दवम्**’ ચિત્તની કોમળતા, ॥ ૨૮॥

‘**प्रागल्भ्यम्**’ અતિશય પ્રતિભા, ‘**प्रश्रयः**’ વિનય, ‘**शीलम्**’ સારો સ્વભાવ, ‘**सहः**’ મનઃશક્તિ, ‘**ओजः**’ જ્ઞાનેન્દ્રિયોની પટુતા, ‘**बलम्**’ કર્મેન્દ્રિયોની પટુતા, ‘**भगः**’ સુખસમૃદ્ધિની સ્થાનરૂપતા, ‘**गाम्भीर्यम्**’ ક્ષોભ ન પામવો, ‘**स्थैर्यम्**’ અચંચળતા, ‘**आस्तिक्यम्**’ શ્રદ્ધા, ‘**कीर्तिः**’ યશ, ‘**मानः**’ પૂજ્યતા, ‘**अनहंकृतिः**’ ગર્વનો અભાવ ॥ ૨૯॥

આ ઓગણચાલીસ (ગુણો) તથા બ્રાહ્મણોનું હિતકર્તાપણું, શરણ લેવાને યોગ્ય હોવું વગેરે મહાન ગુણો, કે જે ભગવાનમાં નિત્ય છે, સ્વાભાવિક છે, ‘**न वियन्ति**’ કદી નાશ પામતા નથી. ॥ ૩૦ ॥

તે સર્વ ગુણોના આશ્રય, સૌન્દર્યધામ ભગવાન શ્રીહરિથી આ સમયે રહિત થયેલા અને પાપના મૂળ એવા કલિયુગથી કુદૃષ્ટ એવા સંસારનો હું શોક કરું છું. ॥ ૩૧॥

તે ‘**गुणपात्रेण**’ ગુણોના નિવાસરૂપ (શ્રીહરિથી)– ‘**पाप्मना**’ પાપના કારણરૂપ (કલિયુગથી) ॥ ૩૧॥

**आत्मानं चानुशोचामि भवन्तं चामरोत्तमम्।**
**देवान्पितॄनृषीन्साधून्सर्वान्वर्णांस्तथाश्रमान्॥ ३२**

तस्य विरहो दुःसह इत्याह चतुर्भिः।

**ब्रह्मादयो बहुतिथं यदपाङ्गमोक्ष-**
**कामास्तपः समचरन्भगवत्प्रपन्ना।**
**सा श्रीः स्ववासमरविन्दवनं विहाय**
**यत्पादसौभगमलं भजतेऽनुरक्ता॥ ३३**

ब्रह्मादयो यस्याः श्रियोऽपाङ्गमोक्षः स्वस्मिन् दृष्टिपातस्तत्कामाः सन्तो बहुतिथं बहुकालं तपः समचरन्सम्यक्चरन्ति स्म। भगवद्भिरुत्तमैः प्रपन्ना आश्रितापि सा श्रीर्यस्य पादलावण्यमलमनुरक्ता सती सेवते॥ ३३॥

**तस्याहमब्जकुलिशांकुशकेतुकेतैः**
**श्रीमत्पदैर्भगवतःसमलंकृताङ्गी ।**
**त्रीनत्यरोच उपलभ्य ततो विभूतिं**
**लोकान्स मां व्यसृजदुत्स्मयतीं तदन्ते॥ ३४**

तस्य भगवतः श्रीमद्भिः पदैः। केतुर्ध्वजः। अब्जादयः केताश्चिह्नानि येषां तैः। यद्वा अब्जादीनामाश्रयैः सम्यगलंकृतमङ्गं यस्याः साऽहं ततो भगवतो विभूतिं संपदमुपलभ्य प्राप्य त्रीन् लोकानतिक्रम्य अरोचे शोभितवत्यस्मि। पश्चात्तस्या विभूतेरन्ते नाशकाले प्राप्ते सत्युत्स्मयन्तीं गर्वं कुर्वाणां मां स व्यसृजत्त्यक्तवान्॥ ३४॥

વળી, મારો પોતાનો, દેવતાઓથી પણ શ્રેષ્ઠ એવા તમારો, દેવો-પિતૃઓ-ઋષિઓ-સજ્જનો-સર્વ વર્ણો તથા સર્વ આશ્રમોનો શોક કરું છું. ॥ ૩૨॥ ૩૨ ॥

તે શ્રીહરિનો વિરહ દુઃસહ છે, તેમ ચાર શ્લોકો દ્વારા કહે છે.

જેમના કૃપાકટાક્ષની કામનાવાળા બ્રહ્માજી વગેરે દેવો ઘણા સમય સુધી તપશ્ચર્યા કરતા હતા અને ભગવદીયો દ્વારા જે આશ્રય કરાયેલાં છે, તે લક્ષ્મીદેવી પોતાના નિવાસસ્થાન કમળવનને છોડીને, જે પ્રભુના ચરણારવિંદમાં અત્યન્ત અનુરાગવાળાં થઈને (ચરણરૂપ) સૌભાગ્યની સેવા કરે છે, ॥ ૩૩

બ્રહ્માજી વગેરે જે લક્ષ્મીના **'अपाङ्गमोक्षः'** પોતાની ઉપર દષ્ટિપાતની ઈચ્છાવાળા થઈ, **'बहुतिथम्'** ઘણા સમય સુધી **'समचरन्'** સારી રીતે તપ કરતા હતા. **'भगवद्भिः'** ઉત્તમ ભગવદીયો દ્વારા **'प्रपन्ना'** આશ્રય કરાયેલાં હોવા છતાં પણ તે શ્રીદેવી જેમનાં ચરણોના લાવણ્યમાં અત્યન્ત અનુરક્ત થઈ સેવા કરે છે. ॥ ૩૩ ॥

તે ભગવાનનાં કમળ, વજ્ર, અંકુશ, ધ્વજનાં ચિહ્નોવાળાં શ્રીચરણો વડે સુંદર રીતે વિભૂષિત થયેલાં અંગોવાળી હું ભગવત્-સંપત્તિ પ્રાપ્ત કરી, ત્રણેય લોક કરતાં અત્યન્ત શોભતી હતી. ત્યાર પછી અંતે ગર્વ કરતી એવી મને ભગવાને ત્યાગી દીધી. ॥ ૩૪ ॥

તે ભગવાનનાં શ્રીયુક્ત ચરણો વડે– **'केतुः'** ધ્વજ, કમળ વગેરે **'केताः'** ચિહ્નો જેમાં છે તેવાં (શ્રીચરણોથી); અથવા કમળ વગેરેનો આશ્રય કરીને સુંદર રીતે અલંકૃત થયાં છે અંગો જેનાં તેવી હું, ત્યારપછી ભગવાનની **'विभूतिम्'** સંપત્તિ પ્રાપ્ત કરી, ત્રણેય લોકને અતિક્રમી (સર્વથી અધિક) શોભતી હતી. ત્યારબાદ તે સંપત્તિનો **'अन्ते'** નાશકાળ પ્રાપ્ત થતાં **'उत्स्मयन्तीम्'** ગર્વ કરતી મને તે **'व्यसृजत्'** છોડી ગયા. ॥ ૩૪॥

**यो वै ममातिभरमासुरवंशराज्ञा-**
**मक्षौहिणीशतमपानुददात्मतन्त्रः ।**
**त्वां दुःस्थमूनपदमात्मनि पौरुषेण**
**सम्पादयन्यदुषु रम्यमबिभ्रदङ्गम्॥ ३५**

किं च यो वै आसुरो वंशो येषां तेषां राज्ञामक्षौहिणीशतरूपं ममातिभरं भारमपनीतवान्। त्वां चोनपदत्वाद्दुःस्थं सन्तं पौरुषेण पुरुष-कारेणात्मनि स्वस्मिन् संपूर्णपदं सुस्थं संपादयन्। 'लक्षणहेत्वोः क्रियायाः' इति हेतौ शतृप्रत्ययः। संपादयितुमित्यर्थः। अबिभ्रत् धृतवानित्यर्थः ॥ ३५ ॥

જે પરમસ્વતન્ત્ર ભગવાને અસુરવંશી રાજાઓની સેંકડો અક્ષૌહિણી સેનાઓરૂપી મારા અતિભારને દૂર કર્યો તથા ત્રણ પગ વગરના દુઃખી એવા તમને સ્વસામર્થ્યથી (ચાર પગવાળા કરી) સ્વસ્થતા સંપાદન કરાવવા માટે યદુવંશમાં અત્યન્ત રમણીય (શ્યામસુંદર) વિગ્રહ ધારણ કર્યો હતો, ॥ ૩૫ ॥

વળી, જેમણે અસુરોનો વંશ જેમનો છે તેવા રાજાઓની સેંકડો અક્ષૌહિણી સેનાઓરૂપી મારા અતિ **'भरम्'** ભારને દૂર કર્યો. તથા ઓછા પગ (ત્રણ પગ વગરના) હોવાથી દુઃખી એવા તમને **'पौरुषेण'** **'आत्मनि'** સ્વપુરુષાર્થથી તમને પોતાને ચારેય પગથી યુક્ત કરી, સ્વસ્થતા સંપાદન કરાવવા માટે– **'लक्षणहेत्वोः क्रियायाः'** (પા.સૂ. ૩/૨/૧૧૬) ક્રિયાનું લક્ષણ અને ક્રિયાનો હેતુ દર્શાવવા માટે વર્તમાનકૃદન્તનો પ્રત્યય લાગે છે. (સંપાદન કરાવવા માટે, એમ) **'सम्पादयन्'** માં વ.કૃ.નો પ્રત્યય ક્રિયાના હેતુને સૂચવે છે. (સંપાદન કરતો, એમ અર્થ ન લેવો.) **'अबिभ्रत्'** ધારણ કર્યો એમ અર્થ છે. ॥ ૩૫॥

**का वा सहेत विरहं पुरुषोत्तमस्य**
**प्रेमावलोकरुचिरस्मितवल्गुजल्पैः ।**
**स्थैर्यं समानमहरन्मधुमानिनीनां**
**रोमोत्सवो मम यदङ्घ्रिविटङ्किताया:॥ ३६**

तस्य विरहं का वा सहेत। प्रेमावलोकश्च रुचिरस्मितं च वल्गुजल्पश्च तैर्मधुमानिनीनां सत्यभामादीनां समानं गर्वसहितं स्थैर्यं स्तब्धत्वं योऽहरत्। यस्याङ्घ्रिणा रजस्युत्थितेन विटङ्किताया अलंकृतायाः सस्यादिमिषेण रोमोत्सवो भवति ॥ ३६ ॥

(તે) શ્રી પુરુષોત્તમ ભગવાનના વિરહને કઈ સ્ત્રી સહન કરી શકે? જેમણે પ્રેમભર્યા દૃષ્ટિપાત, મનોહર સ્મિત તથા મધુર વાણીથી (સત્યભામા વગેરે) મધુમયી માનિનીઓનું માન અને ધૈર્ય હરી લીધાં હતાં તથા જેમનાં ચરણો (રજમાં પડવાથી) અલંકૃત એવી હું રોમાંચિત થાઉં છું. ॥ ૩૬॥

તેમનો વિરહ કઈ સ્ત્રી સહન કરે? પ્રેમભર્યો દૃષ્ટિપાત, મનોહર સ્મિત તથા મીઠી વાણીથી **'मधुमानिनीनाम्'** સત્યભામા વગેરે મધુમયી માનિનીઓના ગર્વ સાથે **'स्थैर्यम्'** માન અને ધૈર્ય હરી લીધાં હતાં, રજકણ ઉપર ઊઠેલાં જેમનાં ચરણથી **'विटङ्किताया:'** અલંકૃત થયેલી મને ઊભેલા પાક વગેરેના બહાને રોમાંચ થાય છે. ॥ ૩૬ ॥

**तयोरेवं कथयतोः पृथिवीधर्मयोस्तदा।**
**परीक्षिन्नाम राजर्षिः प्राप्तः प्राचीं सरस्वतीम्॥ ३७**

આ પ્રમાણે પૃથ્વી તથા ધર્મનો સંવાદ ચાલતો હતો, ત્યારે રાજર્ષિ પરીક્ષિત પૂર્વવાહિની સરસ્વતીના તટે આવી પહોંચ્યા. ॥ ૩૭॥

कथयतोः सतोः प्राचीं पूर्ववाहिनीं सरस्वतीं कुरुक्षेत्रे ॥ ३७ ॥

જ્યારે બન્નેનો સંવાદ ચાલતો હતો, ત્યારે કુરુક્ષેત્રમાં આવેલી **'प्राचीम्'** પૂર્વવાહિની સરસ્વતીના (તટે) ॥ ૩૭॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां प्रथमस्कन्धे षोडशोऽध्यायः ॥ १६ ॥
इति श्रीमद्भागवते प्रथमस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां षोडशोऽध्यायः ॥ १६ ॥

*****

# अथ सप्तदशोऽध्यायः

## રાજા પરીક્ષિત દ્વારા કલિનું દમન

ततः सप्तदशे राज्ञः कलेर्निग्रह उच्यते।
तस्यैवं वीर्यभाजोऽपि वैराग्यं वक्तुमद्भुतम्॥ १

ત્યારબાદ રાજા પરીક્ષિતનો અદ્ભુત વૈરાગ્ય કહેવા માટે, તે આવા પરાક્રમી હોવા છતાં તેમણે કલિને (માત્ર) શિક્ષા કરી, તે સત્તરમા અધ્યાયમાં કહેવામાં આવે છે. ॥ ૧॥

सूत उवाच

**तत्र गोमिथुनं राजा हन्यमानमनाथवत्।**
**दण्डहस्तं च वृषलं ददृशे नृपलाञ्छनम्॥ १**

**સૂતજી બોલ્યા** – ત્યાં (પ્રાચી સરસ્વતીને તીરે) રાજા પરીક્ષિતે અનાથની જેમ મારવામાં આવતી ગાય અને બળદની જોડીને, તેમ જ હાથમાં દંડ ધારણ કરેલા, રાજાનાં ચિહ્નવાળા એક શૂદ્રને જોયો. ॥ ૧॥

हन्यमानं ताड्यमानम्॥ १ ॥

**'हन्यमानम्'** મારવામાં આવતી જોડીને ॥ ૧॥

**वृषं मृणालधवलं मेहन्तमिव बिभ्यतम्।**
**वेपमानं पदैकेन सीदन्तं शूद्रताडितम्॥ २**

કમળના કંદ જેવા શ્વેત, ભયભીત થયેલા અને મૂત્રોત્સર્ગ કરતા હોય તેવા, ધ્રૂજતા, એક પગે ઊભા રહેવાથી પીડાતા વૃષભને, શૂદ્ર દ્વારા માર મારવામાં આવતો (જોયો). ॥ ૨॥

मृणालं पद्मकन्दस्तद्वद्धवलम्। भयान्मेहन्तं मूत्रयन्तम्। इवेत्यनेन पादावशेषो धर्मो भयान्मूत्रयन्निव प्रतिक्षणं क्षीयमाणांशस्तस्याप्य-निर्वाहात्कम्पमान इवेति दर्शितम्॥ २ ॥

**'मृणालम्'** કમળનો કંદ, તેના જેવો શ્વેત, ભયથી **'मेहन्तम्'** મૂત્રોત્સર્ગ કરતો, **'इव इति'** બાકી રહેલા એક પગવાળો ધર્મ ભયથી મૂત્રત્યાગ કરતો હોય તેમ, આ દ્વારા પ્રતિક્ષણે અંશતઃ ક્ષીણ થતો, તથા તેને પણ ન નિભાવવાથી ધ્રૂજતો હોય તેવો ધર્મ દર્શાવ્યો છે. ॥ ૨॥

**गां च धर्मदुघां दीनां भृशं शूद्रपदाहताम्।**
**विवत्सां साश्रुवदनां क्षामां यवसमिच्छतीम्॥ ३**

ધર્મરૂપી દૂધ દેનારી, અત્યન્ત દીન બની ગયેલી, શૂદ્રના પાદપ્રહારથી પીડાતી, વાછરડાવિહોણી, વદન ઉપર અશ્રુવાળી, દુર્બળ બની ગયેલી અને ઘાસ ઈચ્છતી ગાયને (જોઈ). ॥ ૩॥

धर्मदुघां हविर्दोग्ध्रीम्। क्षामां कृशाम्। यवसं तृणम्। अत्र सस्यादिप्रसवक्षयाद्विवत्सेव। यज्ञाद्यभावात् कृशा। अत एव यज्ञभागमिच्छन्ती पृथ्वीति सूचितम्॥ ३ ॥

**'धर्मदुघाम्'** (દૂધ, ઘી વગેરે) હવનની સામગ્રી આપનારી, **'क्षामाम्'** દુર્બળ બની ગયેલી, **'यवसम्'** ઘાસ, અહીં અનાજ વગેરે ઉત્પન્ન ન થવાથી વાછરડા વગરની હોય તેવી, યજ્ઞ વગેરેના અભાવને કારણે દુર્બળ બની ગયેલી, આથી જ યજ્ઞભાગ ઈચ્છતી પૃથ્વી, એમ સૂચવવામાં આવ્યું છે. ॥ ૩ ॥

**पप्रच्छ रथमारूढः कार्तस्वरपरिच्छदम्।**
**मेघगम्भीरया वाचा समारोपितकार्मुकः॥ ४**

સુવર્ણ જડેલા રથમાં ધનુષ્ય સજ્જ કરીને બેઠેલા (રાજા પરીક્ષિતે) મેઘ જેવી ગંભીર વાણીથી પૂછ્યું. ॥ ૪ ॥

कार्तस्वरं सुवर्णं तन्मयः परिच्छदः परिकरो यस्य। स्वर्णनिबद्धमित्यर्थः। सज्जीकृतकार्मुकः ॥ ४ ॥

**'कार्तस्वरम्'** સુવર્ણ, તેનાથી જડેલો **'परिच्छदः'** સાજ જેનો છે, સુવર્ણથી મઢેલો, એમ અર્થ છે. સજ્જ કરેલા ધનુષ્યને ધારણ કરનાર ॥ ૪ ॥

**कस्त्वं मच्छरणे लोके बलाद्धंस्यबलान्बली।**
**नरदेवोऽसि वेषेण नटवत्कर्मणाऽद्विजः॥ ५**

મારા આશ્રયે રહેલા આ લોકમાં નિર્બળ પ્રાણીઓને, બળવાન એવો તું બળજબરીથી મારે છે. તું કોણ છે? નટની જેમ વેષથી તું રાજા છે, પણ કર્મથી તું શૂદ્ર છે. ॥ ૫ ॥

हंसि घातयसि। राजाहमिति चेत्तत्राह। नट इव वेषमात्रेण नरदेवोऽसि। कर्मणा त्वद्विजः शूद्रः॥ ५ ॥

**'हंसि'** મારે છે. જો તે એમ કહે કે હું રાજા છું, તો તે માટે કહે છે કે નટની જેમ માત્ર વેષથી જ તું રાજા છે, પરંતુ કર્મથી **'अद्विजः'** શૂદ્ર છે. ॥ ૫ ॥

**कस्त्वं कृष्णे गते दूरं सहगाण्डीवधन्वना।**
**शोच्योऽस्यशोच्यान् रहसि प्रहरन्वधमर्हसि॥ ६**

ગાંડીવધારી અર્જુનની સાથે શ્રીકૃષ્ણ દૂર (પોતાના ધામમાં) ગયા, ત્યારે નિરપરાધીઓને એકાન્તમાં મારતો, અપરાધી એવો તું ખરેખર વધને યોગ્ય છે; (બોલ), તું કોણ છે? ॥ ૬ ॥

अशोच्यान्निरपराधान् रहसि यस्त्वं प्रहरन् प्रहरसि स शोच्यः सापराधोऽस्यतो वधमर्हसि ॥ ६ ॥

**'अशोच्यान्'** નિરપરાધીઓને જે તું એકાન્તમાં **'प्रहरन्'** મારે છે, તે તું **'शोच्यः'** અપરાધી છે; આથી તું વધને યોગ્ય છે. ॥ ૬ ॥

**त्वं वा मृणालधवलः पादैर्न्यूनः पदा चरन्।**
**वृषरूपेण किं कश्चिद्देवो नः परिखेदयन्॥ ७**

કમળના કંદ જેવા શ્વેત (વર્ણવાળા), ત્રણ ચરણોથી રહિત, એક પગે ચાલતા અને અમને ખેદ ઉપજાવતા, વૃષભરૂપે રહેલા તમે શું કોઈ દેવ છો? ॥ ૭ ॥

वृषं प्रत्याह। त्वं वा कः। स्वयमेव संभावयति। किं कश्चिद्देवो वृषरूपेणास्मान् परिखेदयन् वर्तसे॥ ७॥

(રાજા) વૃષભને કહે છે– તમે કોણ છો? પોતે જ કલ્પના કરે છે. અમને ખેદ ઉપજાવતા વૃષભરૂપે રહેલા તમે શું કોઈ દેવ છો? ॥ ૭॥

**न जातु पौरवेन्द्राणां दोर्दण्डपरिरम्भिते।**
**भूतलेऽनुपतन्त्यस्मिन्विना ते प्राणिनां शुचः॥ ८**

दोर्दण्डैः परिरम्भिते परिरम्भितवत्सुरक्षिते ते शुचोऽश्रूणि विनान्येषामश्रूणि नानुपतन्तीति खेदहेतुत्वं दर्शितम्॥ ८॥

एवमुक्ते पुनरपि शोचन्तं प्रत्याह।

**मा सौरभेयानुशुचो व्येतु ते वृषलाद्भयम्।**
**मा रोदीरम्ब भद्रं ते खलानां मयि शास्तरि॥ ९**

भो सुरभेः पुत्र, मा शुचः शोकं मा कुरु। व्येतु अपयातु। गां प्रत्याह। हे अम्ब मातः, शास्तरि मयि जीवति सति ते भद्रमेवाऽतो मा रोदीः॥ ९॥

मद्धितार्थमेवैनं हनिष्यामि न तवोपकारायेत्याह—**यस्येति** द्वाभ्याम्।

**यस्य राष्ट्रे प्रजाः सर्वास्त्रस्यन्ते साध्व्यसाधुभिः।**
**तस्य मत्तस्य नश्यन्ति कीर्तिरायुर्भगो गतिः॥ १०**

हे साध्वि, सर्वा याः काश्चिदपीत्यर्थः असाधुभिस्त्रस्यन्ते पीड्यन्त इत्यर्थः। भगो भाग्यम्। गतिः परलोकः॥ १०॥

**एष राज्ञां परो धर्मो ह्यार्तानामार्तिनिग्रहः।**
**अत एनं वधिष्याम भूतद्रुहमसत्तमम्॥ ११**

॥ ११॥

पुनरपि शोचन्तं वृषं प्रत्याह।

પૌરવેન્દ્ર રાજાઓના બાહુદંડથી આલિંગન કરાયેલા (સુરક્ષિત) આ ભૂતળ પર તમારા સિવાય બીજાં પ્રાણીઓના શોકાશ્રુઓ પડતા નથી. ॥ ૮ ॥

બાહુદંડથી **'परिरम्भिते'** આલિંગન કરાયું હોય તેવા સુરક્ષિત; તમારા સિવાય અન્ય પ્રાણીઓના **'शुचः'** શોકાશ્રુઓ પડતા નથી, એમ (પોતાના) ખેદનું કારણ દર્શાવે છે. ॥ ૮ ॥

આમ, કહેવામાં આવ્યું ત્યારે, વળી પાછા શોક કરતા વૃષભને કહે છે.

હે સુરભિપુત્ર ધર્મ, તમે શોક ન કરશો. શૂદ્રથી થતો તમારો ભય ચાલ્યો જાઓ. હે માતા, તમે પણ રુદન ન કરશો. દુષ્ટોને શિક્ષા કરનાર હું જ્યાં સુધી છું, ત્યાં સુધી તમારું કલ્યાણ જ છે. ॥ ૯ ॥

હે સુરભિપુત્ર, **'मा शुचः'** તમે શોક ન કરો. **'व्येतु'** (ભય) ચાલ્યો જાઓ. ગાયને કહે છે. **'अम्ब'** હે માતા, **'शास्तरि मयि'** શાસન કરનાર હું જ્યાં સુધી જીવું છું, ત્યાં સુધી તમારું કલ્યાણ જ છે, માટે રુદન ન કરો. ॥૯॥

મારા હિત માટે જ હું આને હણીશ, તમારા પર ઉપકાર કરવા નહીં, એમ કહે છે— **'यस्य इति।'** બે શ્લોકો દ્વારા.

હે સાધ્વી! જેના રાજ્યમાં દુષ્ટ જનોથી સર્વ પ્રજાઓ પીડાય છે, તે મદોન્મત્ત રાજાની કીર્તિ, આયુષ્ય, ઐશ્વર્ય, ભાગ્ય અને (મોક્ષાદિ) ગતિ નાશ પામે છે. ॥ ૧૦ ॥

હે સાધ્વી, **'सर्वाः'** જેટલી પણ પ્રજા છે તે સર્વ, એમ અર્થ છે. દુષ્ટ જનો દ્વારા **'त्रस्यन्ते'** પીડાય છે (માટે દુષ્ટોનું દમન ન કરનારનું સર્વસ્વ નાશ પામે છે.), એમ અર્થ છે. **'भगः'** ભાગ્ય, **'गतिः'** પરલોક ॥ ૧૦ ॥

દુઃખી જનોનાં દુઃખોને દૂર કરવા એ રાજાનો પરમ ધર્મ છે, માટે પ્રાણીઓને દુઃખ દેનાર અત્યન્ત દુષ્ટ આ કલિયુગનો હું વધ કરીશ. ॥ ૧૧॥ ૧૧॥

વળી પાછા દુઃખી થતા વૃષભને કહે છે.

**कोऽवृश्चत्तव पादांस्त्रीन्सौरभेय चतुष्पद।**
**माभूवंस्त्वादृशा राष्ट्रे राज्ञां कृष्णानुवर्तिनाम्॥ १२**

कः अवृश्चच्चिच्छेद। त्वादृशास्त्वद्विधा दुःखिताः॥ १२॥

**आख्याहि वृष भद्रं वः साधूनामकृतागसाम्।**
**आत्मवैरूप्यकर्तारं पार्थानां कीर्तिदूषणम्॥ १३**

वो भद्रमस्तु। आत्मनस्तव पादच्छेदेन वैरूप्यं कृतवन्तं कीर्तिं दूषयतीति तथा तमाख्याहि॥ १३॥

ननु तदाख्याने कृते कथं भद्रं स्यादित्यत आह।

**जनेऽनागस्यघं युञ्जन्सर्वतोऽस्य च मद्भयम्।**
**साधूनां भद्रमेव स्यादसाधुदमने कृते॥ १४**

यस्मादनागसि जने योऽघं दुःखं युञ्जन् कुर्वन् भवत्यस्यैवंभूतस्य मत्तः सकाशात् सर्वत्रापि भयं भवति, ततः साधूनां भद्रं भवेदेवेति॥ १४॥

एतस्य दण्डेऽहमसमर्थ इति माशङ्कीरित्याह—

**अनागःस्विति।**

**अनागस्स्विह भूतेषु य आगस्कृन्निरङ्कुशः।**
**आहर्ताऽस्मि भुजं साक्षादमर्त्यस्यापि साङ्गदम्॥ १५**

आगस्कृदपराधकर्ता। तस्यामर्त्यस्य देवस्यापि भुजमाहर्तास्म्याहरिष्यामि।

साङ्गदमित्यनेन मूलत उत्पाट्याहरिष्यामीति दर्शितम्॥ १५॥

હે ચાર ચરણવાળા, હે સુરભિના પુત્ર, તમારાં ત્રણ ચરણ કોણે કાપી નાખ્યાં? શ્રીકૃષ્ણની આજ્ઞા મુજબ વર્તનારા રાજાઓના રાજ્યમાં તમારા જેવા (દુ:ખી) ન થાઓ. ॥ ૧૨॥

**'कः अवृश्चत्'** કોણે કાપી નાખ્યા? **'त्वादृशाः'** તમારા જેવા દુ:ખી ॥ ૧૨॥

હે વૃષભ! સદાચારી અને નિરપરાધી એવા તમારું કલ્યાણ થાઓ! તમને પોતાને વિરૂપ કરનાર અને પાંડવોની કીર્તિને લાંછન લગાડનાર (કોણ છે), તે તમે કહો. ॥ ૧૩ ॥

તમારું કલ્યાણ થાઓ, તમારાં ચરણો કાપવા દ્વારા તમને પોતાને વિરૂપ કરનારને (જણાવો). (પાંડવોની) કીર્તિને દૂષિત કરે છે તેવા તેનું (નામ) કહો. ॥ ૧૩ ॥

શંકા કરવામાં આવે છે કે તે કહેવામાં આવતાં કેવી રીતે કલ્યાણ થાય, તે માટે હવે કહે છે.

નિરપરાધી જન ઉપર અપરાધ કરતા એવાને તો મારો સર્વતઃ ભય છે, (કારણ કે) દુષ્ટોનું દમન કરવામાં આવે છે ત્યારે સત્પુરુષોનું અવશ્ય કલ્યાણ થાય છે. ॥ ૧૪ ॥

જેનાથી નિરપરાધી જન ઉપર જે **'अघम्'** દુ:ખ **'युञ्जन्'** યોજતો– આપતો હોય છે, **'अस्य'** એવાને મારી પાસેથી સર્વ રીતે ભય થાય છે, તેનાથી સત્પુરુષોનું અવશ્ય કલ્યાણ થાય. ॥ ૧૪॥

એને દંડ આપવામાં હું અસમર્થ છું, તેવી શંકા ન કરશો, તેમ કહે છે— **'अनागस्सु इति।'**

આ સંસારમાં જે (કોઈ) નિરપરાધી પ્રાણીઓ ઉપર નિરંકુશ થઈને ત્રાસ ગુજારે છે, તે પ્રત્યક્ષ દેવ હશે, તો તેના હાથને પણ હું મૂળસહિત કાપી નાખીશ. ॥ ૧૫ ॥

**आगस्कृत्** અપરાધ કરનાર, તે **'अमर्त्यस्य'** દેવ હશે, તો તેનો પણ હાથ કાપી નાખીશ.

**'स+अङ्गदम् इति।'** આ દ્વારા મૂળ સહિત **'उत्पाट्य'** ઉખેડીને કાપી નાખીશ, તેમ દર્શાવ્યું છે. ॥ ૧૫॥

नन्वेकस्य निग्रहेणान्यस्यानुग्रहे तव किं प्रयोजनं तत्राह—**राज्ञो हीति।**

**राज्ञो हि परमो धर्मः स्वधर्मस्थानुपालनम्।**
**शासतोऽन्यान्यथाशास्त्रमनापद्युत्पथानिह॥ १६**

અન્યાનધર્મિષ્ઠાન્। शासतो दण्डयतः ॥ १६ ॥

**धर्म उवाच**

**एतद्वः पाण्डवेयानां युक्तमार्ताभयं वचः।**
**येषां गुणगणैः कृष्णो दौत्यादौ भगवान्कृतः॥ १७**

आर्तानामभयं यस्मात्तद्वचो वो युष्माकं युक्तमुचितमेव ॥ १७ ॥

**न वयं क्लेशबीजानि यतः स्युः पुरुषर्षभ।**
**पुरुषं तं विजानीमो वाक्यभेदविमोहिताः॥ १८**

वयं तु यतः पुरुषात्प्राणिनां क्लेशहेतवो भवेयुस्तं पुरुषं न विजानीमः। यतो वादिनां वाक्यभेदैर्विमोहिताः ॥ १८ ॥

**केचिद्विकल्पवसना आहुरात्मानमात्मनः।**
**दैवमन्येऽपरे कर्म स्वभावमपरे प्रभुम्॥ १९**

वाक्यभेदानेवाह। विकल्पं भेदं वसते आच्छादयन्ति ये योगिनस्ते आत्मानमेवात्मनः प्रभुं सुखदुःखप्रदमाहुः। तदुक्तम् 'आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः' इति।

શંકા કરે છે કે એકના નિગ્રહકર્તા અને અન્યના અનુગ્રહકર્તા થવામાં તમારું શું પ્રયોજન છે, તે માટે કહે છે— '**राज्ञः हि इति।**'

આ લોકમાં, આપત્તિ ન હોય ત્યારે પણ, બીજા અધર્મિષ્ઠો (અવળે માર્ગે જનારાઓ)ને શાસ્ત્રના નિયમ મુજબ દંડ કરતા રાજાનો પરમધર્મ છે કે સ્વધર્મમાં રહેલાઓનું રક્ષણ કરવું જ. ॥૧૬॥

'**अन्यान्**' બીજા, અધર્મિષ્ઠોને; '**शासतः**' દંડ કરતા રાજાનો ॥૧૬॥

**ધર્મ બોલ્યો** – જેમના અનેક ગુણોને લીધે ભગવાન શ્રીકૃષ્ણ દૂત વગેરે કાર્યોમાં જોડાયા હતા, એવા પાંડવોના વંશમાં ઉત્પન્ન થયેલા તમારું, આર્તજનોને અભય કરનારું આ વચન ઉચિત છે. ॥૧૭॥

જેનાથી આર્તજનોને અભય થાય છે તેવું '**वः**' તમારું વચન '**युक्तम्**' ઉચિત જ છે. ॥૧૭॥

હે પુરુષશ્રેષ્ઠ (રાજા પરીક્ષિત), શાસ્ત્રોનાં વિભિન્ન વચનોથી મોહ પામેલા હોવાને કારણે અમે તે પુરુષને નથી જાણતા, કે જેનાથી ક્લેશનાં મૂળ કારણ ઊભાં થાય છે.॥૧૮॥

પરંતુ જે પુરુષથી પ્રાણીઓને ક્લેશનાં કારણો ઊભાં થાય છે તે પુરુષને અમે જાણતા નથી, કારણ કે અમે તત્ત્વચર્ચા કરનારા વિદ્વાનોનાં જુદાં જુદાં શાસ્ત્રવચનોથી અતિમોહ પામેલા છીએ. ॥૧૮॥

(જીવ-ઈશ્વરના ભેદરૂપી) વિકલ્પનું આચ્છાદન કરનારા કેટલાક (અદ્વૈતવાદીઓ) પોતાની જાતને જ પોતાના દુઃખનું કારણ કહે છે; બીજા કેટલાક પ્રારબ્ધને, ત્રીજા કર્મને, અન્ય કેટલાક સ્વભાવને સમર્થ કારણ તરીકે માને છે. ॥૧૯॥

(ધર્મ) જુદાં જુદાં શાસ્ત્રવચનોના ભેદને જ જણાવે છે. '**विकल्पम्**' ભેદને '**वसते**' ઢાંકી દે છે જે યોગીઓ તેઓ પોતાની જાતને પોતાનો '**प्रभुम्**' સ્વામી, સુખ-દુઃખ આપનાર કહે છે. તે વાત કહેવામાં આવી છે. "........કારણ કે આત્મા જ આત્માનો મિત્ર છે અને આત્મા જ આત્માનો શત્રુ છે." (ગીતા ૬/૫)

यद्वा विकल्पैः कुतर्कैः प्रावृता नास्तिकाः। एवं हि ते वदन्ति। न तावद्देवतादीनां प्रभुत्वम्, कर्माधीनत्वात्। न च कर्मणः स्वाधीनत्वादचेतन-त्वाच्च। अतः स्वयमेव प्रभुर्न चान्यः कश्चिदिति। अन्ये दैवज्ञा दैवं ग्रहादिरूपां देवताम्। परे तु मीमांसकाः कर्म। अपरे लौकायतिकाः स्वभावम्॥ १९॥

**अप्रतर्क्यादनिर्देश्यादिति केष्वपि निश्चयः।**
**अत्रानुरूपं राजर्षे विमृश स्वमनीषया॥ २०**

केष्वपि सेश्वरेषु मध्ये। केष्वपीति दुर्लभत्वं दर्शितम्। निश्चय इति सिद्धान्तत्वम्। अप्रतर्क्यान् मनोऽगोचरादनिर्देश्याद्वचनागोचरात्परमेश्वरात्सर्वं भवतीति विमृश विचारय स्वबुद्ध्या॥ २०॥

**सूत उवाच**

**एवं धर्मे प्रवदति स सम्राड् द्विजसत्तम।**
**समाहितेन मनसा विखेदः पर्यचष्ट तम्॥ २१**

विखेदो गतमोहः। पर्यचष्ट प्रत्यभाषत ज्ञातवानिति वा॥ २१॥

**राजोवाच**

**धर्मं ब्रवीषि धर्मज्ञ धर्मोऽसि वृषरूपधृक्।**
**यदधर्मकृतः स्थानं सूचकस्यापि तद्भवेत्॥ २२**

અથવા **'विकल्पैः'** કુતર્કોથી ઘેરાયેલા નાસ્તિકો– તેઓ એમ જ કહે છે કે વસ્તુતઃ દેવો વગેરેનું પ્રભુત્વ નથી, કારણ કે દેવો કર્મને અધીન છે, તથા કર્મોની પણ (સુખ-દુઃખ આપવામાં) સ્વતન્ત્રતા નથી, કારણ કે કર્મો જડ છે માટે પોતે જ પોતાનો પ્રભુ છે, બીજો કોઈ જ નથી. **'अन्ये'** બીજા, જ્યોતિષીઓ **'दैवम्'** ગ્રહો વગેરે રૂપ દેવતાઓને, **'परे'** ત્રીજા મીમાંસકો કર્મને (સમર્થ માને છે). **'अपरे'** અન્ય નાસ્તિકો (ચાર્વાકો) સ્વભાવને (સુખ-દુઃખનું કારણ કહે છે). ॥૧૯॥

મન તથા વચનથી અગોચર એવા પરમેશ્વરથી જ સર્વ (સુખ-દુઃખ) થાય છે તેમ વળી કેટલાક ભક્તોનો નિશ્ચય છે. તો આ વિષયમાં તમે તમારી બુદ્ધિથી (વિચાર કરીને) યોગ્ય નિર્ણય કરો. ॥ ૨૦॥

**'केषु-अपि'** વળી, કેટલાક ભક્તોમાંના–**'केषु अपि इति'** એમ કહીને આ મતની દુર્લભતા દર્શાવી છે. **'निश्चयः इति'** આ રીતે સર્વને અંતે 'નિશ્ચય' શબ્દના કથનથી (વૈષ્ણવમત– ભગવાન જ સર્વનું કારણ છે તે) સિદ્ધાન્ત સૂચિત કરવામાં આવ્યો છે. **'अप्रतर्क्यात्'** મનનો વિષય ન હોવાથી **'अनिर्देश्यात्'** વાણીનો વિષય ન હોવાથી પરમેશ્વરથી જ સર્વ થાય છે, તેમ **'विमृश'** પોતાની બુદ્ધિથી વિચારો. ॥ ૨૦॥

**સૂતજી બોલ્યા** – હે શૌનક, આ પ્રમાણે ધર્મ જ્યારે બોલી રહ્યા હતા, ત્યારે ખેદરહિત બનેલા ચક્રવર્તી રાજા પરીક્ષિતે એકાગ્ર ચિત્તથી તે ધર્મને કહ્યું; ॥ ૨૧॥

**'विखेदः'** ખેદરહિત બનેલા, **'पर्यचष्ट'** કહેવા લાગ્યા અથવા તે (ધર્મ)ને (વૃષભના સ્વરૂપમાં) ઓળખી લીધો. ॥ ૨૧॥

**રાજા બોલ્યા** – ધર્મને જાણનારા હે વૃષભ, આપ ધર્મયુક્ત વાત કરી રહ્યા છો, માટે આપ વૃષભનું રૂપ ધારણ કરનાર ધર્મ છો! અધર્મ કરનારની જે ગતિ થાય છે, તે જ ગતિ અધર્મનું સૂચન કરનારની પણ થાય છે. ॥ ૨૨ ॥

अनिर्धारितमिव ब्रुवन्घातकं जानन्नपि न सूचयेदित्येवंरूपं धर्मं ब्रवीष्यतो धर्मोऽसि। सूचने को दोष इत्यत आह—**यदिति**। स्थानं नरकादि॥ २२॥

મારનારને જાણવા છતાં અનિશ્ચયાત્મક બોલીને મારનારને જણાવવો નહીં, તેવી ધર્મની વાત કહો છો માટે તમે ધર્મ છો. શંકા કરે છે કે મારનારનું નામ જણાવી દેવામાં શો દોષ છે, તે માટે કહે છે— **'यद् इति।'** **'स्थानम्'** નરક વગેરે (ગતિ થાય છે.) ॥ ૨૨॥

यद्वा अज्ञानादप्यकथनं भवतीत्याह—**अथवेति।**

અથવા અજ્ઞાનને કારણે પણ (સાચી વાત) કહેવાતી નથી, તેમ કહે છે— **'अथवा इति।'**

**अथवा देवमायाया नूनं गतिरगोचरा।**
**चेतसो वचसश्चापि भूतानामिति निश्चयः॥ २३**

અથવા ખરેખર, ભગવાનની માયાની ગતિ પ્રાણીઓનાં મન તથા વચનથી પણ જાણી શકાતી નથી, તે નિશ્ચિત છે. ॥ ૨૩ ॥

देवस्य मायाया गतिर्वध्यघातकलक्षणा वृत्तिर्भूतानां चेतसो वचसश्चागोचरा सुज्ञेया न भवतीति निश्चय इत्यर्थः॥ २३॥

ભગવાનની માયાની ગતિ– વધ કરવા યોગ્ય અને વધ કરનારના લક્ષણવાળી વૃત્તિ, પ્રાણીઓનાં મન અને વચનથી પણ **'अगोचरा'** સારી રીતે જાણી શકાતી નથી, તે નિશ્ચિત છે, એમ અર્થ છે. ॥ ૨૩॥

धर्मोऽसाविति ज्ञात्वा तस्य पादानुवादेन व्यवस्थामाह—**तप** इति द्वाभ्याम्।

આ ધર્મ છે એમ જાણીને, તેના ચરણના ઉપર આપેલા વર્ણન પ્રમાણે વ્યવસ્થાને બે શ્લોકો દ્વારા કહે છે— **'तपः इति।'**

**तपः शौचं दया सत्यमिति पादाः प्रकीर्तिताः।**
**अधर्मांशैस्त्रयो भग्नाः स्मयसङ्गमदैस्तव॥ २४**

તપ, પવિત્રતા, દયા અને સત્ય– એમ તમારાં ચાર ચરણો કહેવામાં આવ્યાં છે. (તેમાંનાં તપ, પવિત્રતા અને દયા નામનાં) ત્રણ ચરણ ગર્વ, દુ:સંગ અને મદ નામના અધર્મનાં ત્રણ અંશો વડે ભાંગી ગયાં છે. ॥ ૨૪॥

अधर्मपादैस्तव त्रयः पादास्त्रिभिरंशैर्भग्नाः। स्मयो विस्मयः॥ २४॥

અધર્મનાં ચરણો દ્વારા ત્રણ અંશો વડે તમારાં ત્રણ ચરણો ભાંગી ગયાં છે. **'स्मयः'** ગર્વ ॥ ૨૪ ॥

**इदानीं धर्म पादस्ते सत्यं निर्वर्तयेद्यतः।**
**तं जिघृक्षत्यधर्मोऽयमनृतेनैधितः कलिः॥ २५**

હે ધર્મ, હાલમાં તમારું સત્ય નામનું ચરણ કે જેનાથી તમારો નિર્વાહ ચાલે છે, તેને પણ અસત્યથી વૃદ્ધિ પામેલો આ અધર્મી કળિયુગ ગ્રહણ કરવા ઈચ્છે છે. ॥ ૨૫ ॥

इदानीं कलौ हे धर्म, ते पादश्चतुर्थोंऽशस्तत्रापि सत्यमेवास्ति। यतः सत्याद्भवानात्मानं निर्वर्तयेत् कथंचिद्धारयेत्। यद्वा पुरुषस्त्वां साधयेत्। तमपि पादमनृतेन संवर्धितः कलिः कलिरूपोऽयमधर्मो

**'इदानीम्'** હાલ કળિયુગમાં, હે ધર્મ, **'ते पादः'** તમારું ચરણ– ચોથો અંશ છે, તે પણ માત્ર સત્ય જ છે. **'यतः'** કારણ કે જે સત્યથી તમે તમને પોતાને **'निर्वर्तयेत्'** નિભાવો છો, કોઈક રીતે ધારણ કરો છો. અથવા મનુષ્ય તમને (સત્ય વડે) સાધે છે, તે ચરણ પણ અસત્યથી વૃદ્ધિ પામેલો, કળિરૂપ આ અધર્મ ગ્રહણ

ग्रहीतुमिच्छति, तत्रेयं स्थितिः—कृतयुगे प्रथमं संपूर्णश्चतुष्पाद्धर्मः। त्रेतायां चतुर्णामपि पादानां मध्ये स्मयेन तपः, सङ्गेन शौचं, मदेन दया, अनृतेन सत्यमित्येवं चतुर्थांशो हीयते। द्वापरे त्वर्धम्। कलौ चतुर्थोऽशोऽवशिष्यते सोऽप्यन्ते विनङ्क्ष्यतीति॥ २५॥

કરવા ઇચ્છે છે. તેમાં ધર્મની આ સ્થિતિ છે– સત્યયુગમાં પ્રથમ, ધર્મ સંપૂર્ણ અર્થાત્ ચાર ચરણવાળો હોય છે. ત્રેતાયુગમાં એ ચાર ચરણોમાંથી ગર્વ વડે તપ, આસક્તિ વડે પવિત્રતા, મદ વડે દયા અને અસત્ય વડે સત્ય, એમ ચતુર્થાંશ ઓછો થાય છે. દ્વાપરયુગમાં ધર્મનો અર્ધો ભાગ ઓછો થઈ જાય છે અને કળિયુગમાં એકચતુર્થાંશ જ બાકી રહે છે અને તે પણ છેવટે નાશ પામશે. ॥ ૨૫॥

**इयं च भूर्भगवता न्यासितोरुभरा सती।**
**श्रीमद्भिस्तत्पदन्यासैः सर्वतः कृतकौतुका॥ २६**

**शोचत्यश्रुकला साध्वी दुर्भगेवोज्झिताऽधुना।**
**अब्रह्मण्या नृपव्याजाः शूद्रा भोक्ष्यन्ति मामिति॥ २७**

વળી, ભગવાન શ્રીકૃષ્ણે જેનો મોટો ભાર ઉતારી નાખ્યો છે તેવી અને ભગવાનના શ્રીયુક્ત પદવિન્યાસ (અંગ પર ધારણ કરવા)થી સર્વ રીતે મંગલમય બનેલી આ સદાચારપરાયણ પૃથ્વી હાલમાં ભગવાન દ્વારા ત્યજાયેલી હોઈ દુર્ભાગિણી સ્ત્રીની જેમ અશ્રુઓ સારતી એનો શોક કરે છે કે બ્રાહ્મણભક્ત ન હોય તેવા કેવળ નામધારી શૂદ્ર રાજાઓ મને ભોગવશે. ॥ ૨૬ ॥ ૨૭ ॥

न्यासितोऽन्योन्यद्वारेणावतारित उरुर्भरो भारो यस्याः। कृतं कौतुकं मङ्गलं यस्याः सा॥ २६॥

એક બીજા દ્વારા (નાશ કરાવીને) દૂર કર્યો છે **'उरुर्भरः'** મહાન ભાર જેનો (તેવી પૃથ્વી) તથા કર્યું છે **'कौतुकम्'** મંગળ જેનું તેવી પૃથ્વી ॥ ૨૬॥

अश्रूणि कलयति मुञ्चतीत्यश्रुकला। तेन उज्झिता त्यक्ता सती शूद्रा भोक्ष्यन्ति मामिति शोचति॥ २७॥

આંસુ સારતી (નેત્રોમાં) અશ્રુબિંદુવાળી– તે (ભગવાન) દ્વારા **'उज्झिता'** ત્યજાયેલી હોઈ શૂદ્રો મને ભોગવશે, એમ શોક કરે છે. ॥ ૨૭॥

**इति धर्मं महीं चैव सान्त्वयित्वा महारथः।**
**निशातमाददे खड्गं कलयेऽधर्महेतवे॥ २८**

મહારથી પરીક્ષિત રાજાએ આ પ્રમાણે ધર્મ અને પૃથ્વીને આશ્વાસન આપીને, અધર્મના કારણભૂત કળિયુગ(નો નાશ કરવા) માટે ધારદાર તલવાર હાથમાં લીધી. ॥ ૨૮ ॥

निशातं निशितम्। अधर्मस्य हेतुर्यः कलिस्तं हन्तुमित्यर्थः॥ २८॥

**'निशातम्'** તીક્ષ્ણ, અધર્મના કારણરૂપ જે કલિ છે તેનો નાશ કરવા માટે, એમ અર્થ છે. ॥ ૨૮ ॥

**तं जिघांसुमभिप्रेत्य विहाय नृपलाञ्छनम्।**
**तत्पादमूलं शिरसा समगाद्भयविह्वलः॥ २९**

મારવાની ઇચ્છાવાળા તે (રાજા)ને જાણીને ભયથી વિહ્વળ બની ગયેલો તે કલિ રાજાનું ચિહ્ન ત્યજી દઈને મસ્તક નમાવતો રાજાના ચરણમાં પડી ગયો. ॥ ૨૯ ॥

अभिप्रेत्य ज्ञात्वा॥ २९॥

**'अभिप्रेत्य'** જાણીને ॥ ૨૯ ॥

**पतितं पादयोर्वीक्ष्य कृपया दीनवत्सलः ।**
**शरण्यो नावधीत् श्लोक्य आह चेदं हसन्निव ॥ ३०**

શરણ્ય आश्रयार्हः। श्लोक्यः सत्कीर्त्यर्हः ॥ ३० ॥

યશસ્વી, શરણ લેવા યોગ્ય, સંરક્ષક, દીનવત્સલ રાજાએ ચરણોમાં પડેલા તે કલિયુગને દયાથી ન માર્યો અને હસતા હોય તેમ આ પ્રમાણે કહેવા લાગ્યા. ॥ ૩૦॥

**'शरण्यः'** શરણ લેવા યોગ્ય, **'श्लोक्य :'** યશને યોગ્ય ॥ ૩૦ ॥

राजोवाच

**न ते गुडाकेशयशोधराणां**
**बद्धाञ्जलेर्वै भयमस्ति किंचित् ।**
**न वर्तितव्यं भवता कथंचन**
**क्षेत्रे मदीये त्वमधर्मबन्धुः ॥ ३१**

गुडाकेशोऽर्जुनस्तस्य यशोधरा ये वयं तेषां तान्प्रति बद्धोऽञ्जलिर्येन तस्य ते। किंतु कथंचन केनाप्यंशेन न वर्तितव्यम्। यस्मात्त्वमधर्मस्य बन्धुः ॥ ३१ ॥

**રાજા બોલ્યા** – ગુડાકેશ અર્જુનના (ઉજ્જવળ) યશને ધારણ કરનારા (રાજાઓ)ને હાથ જોડનાર એવા તને ખરેખર, કાંઈ પણ ભય નથી, પરંતુ તું અધર્મનો બંધુ હોવાથી તારે મારા રાજ્યમાં કોઈ પણ રીતે રહેવું નહીં. ॥ ૩૧॥

**'गुडाकेशः'** નિદ્રાને જીતનાર અર્જુનના યશને ધારણ કરનારા જે અમે, તેમને હાથ જોડનાર એવા તને– પરંતુ **'कथंचन'** કોઈ પણ રીતે ન રહેવું, કારણ કે તું અધર્મનો બંધુ છે. ॥ ૩૧॥

**त्वां वर्तमानं नरदेवदेहे-**
**ष्वनुप्रवृत्तोऽयमधर्मपूगः ।**
**लोभोऽनृतं चौर्यमनार्यमंहो-**
**ज्येष्ठा च माया कलहश्च दम्भः ॥ ३२**

तदेवाह। राजदेहेषु वर्तमानं त्वामनु सर्वतः प्रवृत्तः। अनार्यं दौर्जन्यम्। अंहः स्वधर्मत्यागः। ज्येष्ठा अलक्ष्मीः। माया कपटम् ॥ ३२ ॥

રાજાઓના દેહમાં રહેલા તારી પાછળ લોભ, અસત્ય, ચોરી, દુષ્ટતા, સ્વધર્મત્યાગ, દરિદ્રતા, કપટ, કંકાસ, દંભ વગેરે આ અધર્મનો સમૂહ સર્વ તરફથી પ્રવૃત્ત થાય છે. ॥ ૩૨॥

તું અધર્મબંધુ છે, તે જ વાત કહે છે. રાજાઓના દેહમાં રહેલા **'त्वामनु'** તારી પાછળ સર્વ તરફથી અધર્મનો સમૂહ પ્રવૃત્ત થાય છે. **'अनार्यम्'** દુર્જનતા, **'अंहः'** સ્વધર્મનો ત્યાગ, **'ज्येष्ठा'** અલક્ષ્મી, **'माया'** કપટ ॥ ૩૨॥

**न वर्तितव्यं तदधर्मबन्धो**
**धर्मेण सत्येन च वर्तितव्ये ।**
**ब्रह्मावर्ते यत्र यजन्ति यज्ञै-**
**र्यज्ञेश्वरं यज्ञवितानविज्ञाः ॥ ३३**

तत्तस्माद्धर्मेण सत्येन च वर्तितव्ये वर्तितुमर्हे ब्रह्मावर्ते देशे। यज्ञस्य वितानं विस्तारस्तत्र विज्ञा निपुणाः ॥ ३३ ॥

આથી હે અધર્મબંધુ કલિ, ધર્મ અને સત્ય દ્વારા રહેવાને યોગ્ય આ બ્રહ્માવર્ત દેશમાં, જ્યાં યજ્ઞના વિસ્તારના વિશેષજ્ઞો યજ્ઞો દ્વારા યજ્ઞેશ્વર ભગવાનની આરાધના કરે છે ત્યાં તારે રહેવું યોગ્ય નથી. ॥ ૩૩ ॥

**'तत्'** તે કારણથી, ધર્મ અને સત્યને **'वर्तितव्ये'** રહેવા યોગ્ય બ્રહ્માવર્ત દેશમાં– યજ્ઞનો **'वितानम्'** વિસ્તાર, તે વિષયમાં **'विज्ञाः'** નિપુણ જનો ॥ ૩૩॥

**यस्मिन्हरिर्भगवानिज्यमान**
**इज्यामूर्तिर्यजतां शं तनोति।**
**कामानमोघान्स्थिरजङ्गमाना-**
**मन्तर्बहिर्वायुरिवैष आत्मा॥ ३४**

इज्या यागस्तद्रूपा मूर्तिर्यस्य। शं क्षेमं कामांश्च। नन्विन्द्रादयो देवा इज्यन्ते न तु हरिस्तत्राह—स्थिरेति। एष स्थावरादीनामात्मेति। तथापि जीववन्न परिच्छिन्न इत्याह—अन्तर्बहिरिति। यथा वायुः प्राणरूपेणान्तस्थोऽपि बहिरप्यस्ति तद्वत्सर्वान्तर्यामीश्वरोऽपीति॥ ३४॥

सूत उवाच

**परीक्षितैवमादिष्टः स कलिर्जातवेपथुः।**
**तमुद्यतासिमाहेदं दण्डपाणिमिवोद्यतम्॥ ३५**

उद्यतासिमुद्धृतखड्गम्। दण्डपाणिं यमम्। उद्यतमुद्युक्तम्॥ ३५॥

कलिरुवाच

**यत्र क्वचन वत्स्यामि सार्वभौम तवाज्ञया।**
**लक्षये तत्र तत्रापि त्वामात्तेषुशरासनम्॥ ३६**

अत्र न वस्तव्यमिति या तवाज्ञा तया यत्र क्वापि वत्स्यामि किंतु तत्र तत्राप्यात्तो गृहीत इषुः शरासनं च येन तं त्वामेव लक्षये॥ ३६॥

**तन्मे धर्मभृतांश्रेष्ठ स्थानं निर्देष्टुमर्हसि।**
**यत्रैव नियतो वत्स्य आतिष्ठंस्तेऽनुशासनम्॥ ३७**

જે બ્રહ્માવર્ત દેશમાં યજન કરાતા યજ્ઞમૂર્તિ ભગવાન શ્રીહરિ યજન કરનારાઓનું કલ્યાણ કરે છે અને તેમની કામનાઓ અચૂક સફળ કરે છે, (તથા જે) ભગવાન સ્થાવર અને જંગમ પ્રાણીઓની અંદર અને બહાર વાયુની જેમ સર્વત્ર આત્મારૂપે (વ્યાપક) છે (ત્યાં તારે ન રહેવું). ॥ ૩૪ ॥

**'इज्या'** યજ્ઞ, તે યજ્ઞરૂપ જેની મૂર્તિ છે. **'शम्'** ક્ષેમ (આત્મસુખ) તથા કામનાઓને (સફળ કરે છે). શંકા કરે છે કે ઈન્દ્ર વગેરે દેવોનું યજન થાય છે, પરંતુ શ્રીહરિનું યજન નથી થતું; તે માટે કહે છે કે આ ભગવાન શ્રીહરિ સ્થાવર-જંગમ સર્વના આત્મા છે, છતાં પણ જીવની જેમ સીમિત નથી, તેમ કહે છે— **'अन्तर्बहिः इति।'** જેમ વાયુ પ્રાણરૂપે અંદર રહેવા છતાં બહાર પણ હોય છે, તેમ સર્વના અન્તર્યામી ઈશ્વર પણ (સર્વત્ર છે). ॥ ૩૪ ॥

**સૂતજી બોલ્યા** – રાજા પરીક્ષિત દ્વારા આ પ્રમાણે આદેશ પામેલો કલિ (થરથર) ધ્રૂજવા લાગ્યો. ઉગામેલી તલવારવાળા, હાથમાં દંડ ધારણ કરનાર યમરાજની જેમ તૈયાર થયેલા રાજાને કલિયુગ આ પ્રમાણે કહેવા લાગ્યો. ॥ ૩૫ ॥

**'उद्यत-असिम्'** ઉગામેલી તલવારવાળાને, **'दण्डपाणिम्'** હાથમાં દંડ ધારણ કરનાર યમરાજાની (જેમ) **'उद्यतम्'** તૈયાર થયેલાને ॥ ૩૫॥

**કલિ બોલ્યો** – હે સમ્રાટ, આપની આજ્ઞા હોવાથી જે કોઈ પણ સ્થળે હું રહીશ, ત્યાં ત્યાં હાથમાં ધનુષ-બાણ ધારણ કરનારા આપને જ જોઈશ.॥ ૩૬॥

અહીં તારે રહેવું નહીં એવી જે આપની આજ્ઞા છે, તેને કારણે જે કોઈ પણ સ્થળે હું રહીશ, ત્યાં ત્યાં જેમણે ધનુષ-બાણ ધારણ કર્યાં છે તેવા આપને જ જોઈશ. ॥ ૩૬ ॥

ધાર્મિકોમાં શ્રેષ્ઠ હે પરીક્ષિત, તેથી આપની આજ્ઞાનું પાલન કરતો હું સ્થિર થઈ વાસ કરી શકું તેવું સ્થાન મને બતાવવાને આપ યોગ્ય છો. ॥ ૩૭ ॥

तत्तस्मात्। नियतो निश्चलः। वत्स्ये वत्स्यामि॥ ३७॥

'**तत्**' તેથી, '**नियतः**' સ્થિર– '**वत्स्ये**' હું વસીશ ॥ ૩૭ ॥

**सूत उवाच**

**अभ्यर्थितस्तदा तस्मै स्थानानि कलये ददौ।**
**द्यूतं पानं स्त्रियः सूना यत्राधर्मश्चतुर्विधः॥ ३८**

**સૂતજી બોલ્યા** – ત્યારે પ્રાર્થના કરાયેલા (રાજા)એ તે કલિયુગને જુગાર, વ્યસન, (પર)સ્ત્રીઓ અને હિંસા, કે જ્યાં ચાર પ્રકારનો અધર્મ રહેલો છે, તે (ચાર) રહેવાનાં સ્થાનો આપ્યાં. ॥ ૩૮॥

पानं मद्यादेः। सूना प्राणिवधः। द्यूतेऽनृतम्। पाने मदः। पूर्वं मदो दयानाशकत्वेनोक्तोऽत्र तु गर्वद्वारा तपोनाशकत्वेन। स्त्रीषु सङ्गः। हिंसायां क्रौर्यं दयानाशकमिति ज्ञेयम्। यद्यपि सर्वं सर्वत्र संभवति, तथापि प्राधान्येनानृतादीनां द्यूतादिषु यथासङ्ख्यं ज्ञेयम्। द्वादशस्कन्धे तु 'सत्यं दया तपो दानमिति पादा विभोर्नृप' इत्यत्र दानशब्देन शौचमेवोक्तम्। मनःशुद्धिरूपत्वाद्भूताभयदानस्य। 'त्रेतायां धर्मपादानां तुर्यांशो हीयते शनैः। अधर्मपादैरनृतहिंसाऽसन्तोषविग्रहैः' इत्यत्र चाऽसन्तोषशब्देन तस्य हेतुर्गर्वो लक्ष्यते। विग्रहशब्देन च तद्धेतुः स्त्रीसङ्ग इत्यविरोधः॥ ३८॥

'**पानम्**' મદ્ય વગેરેમાં '**सूनाः**' પ્રાણીઓનું વધસ્થાન, જુગારમાં અસત્યરૂપે, મદ્યપાનમાં મદરૂપે, પહેલા (આ જ અધ્યાયના ૨૫મા શ્લોકમાં) મદને દયાના નાશ કરનાર તરીકે જણાવ્યો છે, અહીં ગર્વ દ્વારા તો તપનાશકરૂપતા જ જણાવી છે. સ્ત્રીઓમાં આસક્તિરૂપે, હિંસામાં દયાનાશક ક્રૂરતારૂપે (અધર્મ રહે છે) તેમ જાણવું. જો કે બધાં (અસત્ય, ગર્વ, દુઃસંગ, મદ) સર્વ સ્થળે સંભવી શકે છે, છતાં પણ મોટે ભાગે અસત્ય, વગેરેને દ્યૂત વગેરેમાં યથાક્રમે જાણવા; જેમ કે જુગારમાં અસત્યરૂપે, મદ્યપાનમાં મદરૂપે, સ્ત્રીઓમાં આસક્તિરૂપે અને હિંસામાં ક્રૂરતારૂપે (અધર્મ રહેલો છે) તેમ જાણવું. પરંતુ બારમા સ્કન્ધમાં– ''હે રાજા, સત્ય, દયા, તપ અને દાન– એ ચાર વિભુનાં (ધર્મનાં) ચરણ છે.'' (શ્રીમદ્ ભા.૧૨/૩/૧૮) અહીં દાન શબ્દ દ્વારા પવિત્રતા જ કહેવામાં આવી છે, કારણ કે પ્રાણીઓને અભયદાન આપનારનું મન પવિત્ર થાય છે. ''ત્રેતાયુગમાં અસત્ય, હિંસા, અસંતોષ, વિગ્રહ (કંકાસ)– એ ચાર અધર્મનાં ચરણોથી ધર્મનાં ચરણોમાંનો ચોથો ભાગ ધીમે ધીમે નાશ પામે છે.'' (શ્રીમદ્ ભા.૧૨/૩/૨૦) આમ, અહીં પણ અસંતોષ શબ્દથી તેનું કારણ ગર્વ લક્ષિત થાય છે. વિગ્રહ શબ્દથી પણ તેનું કારણ સ્ત્રીસંગ લક્ષિત થાય છે; આમ, અહીં વિરોધ નથી. ॥ ૩૮॥

**पुनश्च याचमानाय जातरूपमदात्प्रभुः।**
**ततोऽनृतं मदं कामं रजो वैरं च पञ्चमम्॥ ३९**

ફરીથી વધુ સ્થાનની માગણી કરતા કલિને સમર્થ રાજા પરીક્ષિતે (રહેવા માટે) સુવર્ણ આપ્યું. તેથી અસત્ય, મદ, કામ, રજોગુણને કારણે થતી હિંસા તેમજ પાંચમું વેર (રહેવા માટે આપ્યાં). ॥ ૩૯ ॥

चतुर्विधस्याप्येकत्रैवावस्थानं देहीति पुनर्याचमानाय जातरूपं सुवर्णं दत्तवान्। ततः सुवर्णदानात् अनृतम्, मदम्, काममिति स्त्रीषु सङ्गम्, रज इति रजोमूलां हिंसाम्, एतानि चत्वारि पञ्चमं वैरं चादादिति॥ ३९ ॥

**अमूनि पञ्च स्थानानि ह्यधर्मप्रभवः कलिः।**
**औत्तरेयेण दत्तानि न्यवसत्तन्निदेशकृत्॥ ४०**

औत्तरेयेण परीक्षिता। अमून्यमीषु स्थानेषु न्यवसदित्यर्थः। तस्य राज्ञो निदेशकृदाज्ञाकृत्॥ ४० ॥

**अथैतानि न सेवेत बुभूषुः पुरुषः क्वचित्।**
**विशेषतो धर्मशीलो राजा लोकपतिर्गुरुः॥ ४१**

अथ इति हेतोः बुभूषुरुद्भवितुमिच्छुः। स्त्रीसुवर्णयोरसेवनं नाम तयोरनासक्तिः॥ ४१ ॥

**वृषस्य नष्टांस्त्रीन्पादांस्तपः शौचं दयामिति।**
**प्रतिसंदध आश्वास्य महीं च समवर्धयत्॥ ४२**

एवं कलिं निगृह्य वृषस्य पादान्प्रतिसंदधे। तपआदीनि प्रवर्तितवानित्यर्थः॥ ४२ ॥

युष्मदीयसत्रप्रवृत्तिरपि तत्प्रभावादेवेत्याह त्रिभिः।

**स एष एतर्ह्यध्यास्त आसनं पार्थिवोचितम्।**
**पितामहेनोपन्यस्तं राज्ञारण्यं विविक्षता॥ ४३**

ચારેય પ્રકાર એકમાં જ આવી જાય તેવું સ્થાન આપો– એમ ફરીથી માગતા કલિને **'जातरूपम्'** સુવર્ણમાં રહેવાનું સ્થાન આપ્યું. **'ततः'** (કલિને) સુવર્ણ (નિવાસસ્થાન) આપવાથી અસત્ય, મદ, **'कामम् इति'** સ્ત્રીઓમાં આસક્તિ, **'रजः इति'** રજોગુણનું કારણ હિંસા– આ ચાર અને પાંચમું વેર, રહેવાનાં સ્થાન રૂપે આપ્યાં. ॥ ૩૯॥

અધર્મને ઉત્પન્ન કરનાર કલિ તે રાજાની આજ્ઞાનું પાલન કરતો, ઉત્તરાના પુત્ર પરીક્ષિત દ્વારા અપાયેલાં એ પાંચ સ્થાનોમાં રહેવા લાગ્યો. ॥ ૪૦ ॥

**'औत्तरेयेण'** ઉત્તરાના પુત્ર પરીક્ષિત દ્વારા **'अमूनि'** આ (પાંચ સ્થાનો)માં તે રાજાની આજ્ઞાનું પાલન કરતો રહેવા લાગ્યો, એમ અર્થ છે. ॥ ૪૦॥

એટલા માટે ઉપર ઊઠવાની ઈચ્છાવાળા મનુષ્યે આ સર્વને ક્યારેય પણ ન સેવવાં જોઈએ, ખાસ કરીને ધર્મશીલ રાજાએ તો ન જ સેવવાં, કારણ કે તે લોકોના નિયામક છે, ગુરુ છે. ॥ ૪૧॥

**'अथ इति'** એટલા માટે **'बुभूषुः'** ઉપર ઊઠવાની ઈચ્છાવાળો, સ્ત્રી અને સુવર્ણનું અસેવન એટલે તે બંનેમાં આસક્તિ ન હોવી ॥ ૪૧॥

વૃષ(રૂપ ધર્મ)ના નાશ પામેલાં તપ, પવિત્રતા, દયા નામનાં ત્રણ ચરણોને (રાજાએ) સાંધી આપ્યાં પૃથ્વીને પણ આશ્વાસન આપી તેનો ઉત્કર્ષ કર્યો. ॥ ૪૨॥

આ પ્રમાણે કલિનો નિગ્રહ કરી, વૃષભનાં ચરણો પાછાં જોડી દીધાં. તપ વગેરેનો ફેલાવો કર્યો, એમ અર્થ છે. ॥ ૪૨॥

આપ સર્વ (ઋષિઓ)ની સત્રની પ્રવૃત્તિ પણ તે (પરીક્ષિત રાજા)ના પ્રભાવથી જ છે, તેમ ત્રણ શ્લોકો દ્વારા કહે છે.

વનમાં પ્રવેશ કરવા ઈચ્છતા પિતામહ રાજા યુધિષ્ઠિર દ્વારા આપવામાં આવેલા, રાજાને ઉચિત એવા રાજસિંહાસન ઉપર હાલમાં, તે આ (પરીક્ષિત રાજા) બિરાજે છે. ॥ ૪૩ ॥

**आस्तेऽधुना स राजर्षिः कौरवेन्द्रश्रियोल्लसन्।**
**गजाह्वये महाभागश्चक्रवर्ती बृहच्छ्रवाः॥ ४४ ॥ ४४ ॥**

एतर्हीदानीं युधिष्ठिरेणारण्यं प्रवेष्टुमिच्छता उपन्यस्तं समर्पितमासनमध्यास्ते। अधुना आस्ते पालयत इति वर्तमानसामीप्ये वर्तमानवन्निर्देशः स्मेत्यध्याहारो वा॥ ४३ ॥ ४४ ॥

કુરુકુળની રાજ્યલક્ષ્મીથી શોભતા, ઉત્કૃષ્ટ કીર્તિવાળા, મહાભાગ્યશાળી, તે ચક્રવર્તી રાજર્ષિ પરીક્ષિત હાલમાં હસ્તિનાપુરમાં રહેલા છે. ॥ ૪૪॥

**'एतर्हि'** હાલમાં, વનમાં પ્રવેશ કરવા ઈચ્છતા યુધિષ્ઠિર દ્વારા **'उपन्यस्तम्'** આપવામાં આવેલા રાજ્યાસન ઉપર બેઠેલા છે. **'आस्ते'** (રાજા પરીક્ષિત) અત્યારે પાલન કરે છે, એમ નજીકના વર્તમાનમાં (વસ્તુતઃ નજીકના ભૂતકાળમાં) રાજ્ય કરતા હોવાથી વર્તમાનની જેમ નિર્દેશ કર્યો. અથવા **'स्म'** અધ્યાહાર છે. **(आस्ते स्म)** ॥ ૪૩॥ ૪૪ ॥

**इत्थंभूतानुभावोऽयमभिमन्युसुतो नृपः।**
**यस्य पालयतः क्षोणीं यूयं सत्राय दीक्षिताः॥ ४५**

सत्राय सत्रं कर्तुं दीक्षिता दीक्षां कृतवन्तः॥ ४५ ॥

આવા પ્રભાવશાળી રાજા પરીક્ષિત જ્યારે પૃથ્વીનું પાલન કરી રહ્યા છે, ત્યારે આપ (સુદીર્ઘ કાળના) સત્ર માટે દીક્ષિત થયેલા છો. ॥ ૪૫ ॥

**'सत्राय'** સત્ર કરવા માટે **'दीक्षिताः'** દીક્ષિત થયા છો. ॥ ૪૫ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां प्रथमस्कन्धे सप्तदशोऽध्यायः॥ १७॥
इति श्रीमद्भागवते प्रथमस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां सप्तदशोऽध्यायः॥ १७॥

❋❋❋❋❋

# अथाष्टादशोऽध्यायः

## રાજા પરીક્ષિતને શૃંગી ઋષિનો શાપ

राज्ञस्त्वष्टादशे तस्य ब्रह्मशापो निरूप्यते।
स चानुग्रह एवास्य जातो वैराग्यमावहन्॥ १

અઢારમા અધ્યાયમાં રાજાને બ્રાહ્મણનો શાપ લાગ્યો તેનું નિરૂપણ કરવામાં આવ્યું છે, પરંતુ વૈરાગ્ય ઉપજાવતો તે (શાપ) આ રાજાને અનુગ્રહરૂપ જ થઈ ગયો. ॥ ૧॥

परीक्षितो निर्याणमत्याश्चर्यं वक्तुं तत्संभावनाय जन्माश्चर्यमनुस्मारयति—**यो वा** इति।

પરીક્ષિતના અતિ આશ્ચર્યભર્યા મહાપ્રયાણને કહેવા માટે, તે વિચારવા માટે જન્મના આશ્ચર્યને યાદ કરાવે છે— **'यः वै इति।'**

सूत उवाच

**यो वै द्रोण्यस्त्रविप्लुष्टो न मातुरुदरे मृतः।**
**अनुग्रहाद्भगवतः कृष्णस्याद्भुतकर्मणः॥ १**

विप्लुष्टो निर्दग्धः सन्॥ १ ॥

**સૂતજી બોલ્યા –** અદ્‌ભુત પરાક્રમવાળા ભગવાન શ્રીકૃષ્ણના અનુગ્રહથી, અશ્વત્થામાના બ્રહ્માસ્ત્રથી બળી જવા છતાં જે (પરીક્ષિત) માતાના ઉદરમાં મરણ ન પામ્યા. ॥ ૧ ॥

**'विप्लुष्टः'** બળી ગયેલા (પરીક્ષિત રાજા) ॥ ૧ ॥

**ब्रह्मकोपोत्थिताद्यस्तु तक्षकात्प्राणविप्लवात्।**
**न संमुमोहोरुभयाद्भगवत्यर्पिताशयः॥ २**

ब्रह्मकोपादुत्थितात्तक्षकाद्यः प्राणविप्लवः प्राणनाशस्तस्माद्यदुरुभयं तस्मान्न संमुमोह। तत्र हेतुः—यस्तु भगवत्येवार्पिताशय इति॥ २॥

ભગવાનમાં ચિત્તવૃત્તિને અર્પણ કરેલી હોવાથી જે (પરીક્ષિત) બ્રાહ્મણના કોપથી ઉત્પન્ન થયેલા તેમ જ પ્રાણવિઘાતક તક્ષક નાગના મોટા ભયથી પણ મોહ ન પામ્યા. ॥ ૨॥

બ્રાહ્મણના કોપથી ઉત્પન્ન થયેલા, તક્ષક નાગથી જે '**प्राणविप्लवः**' પ્રાણનાશ– તેનાથી થયેલો જે મહાન ભય– તેનાથી મોહ ન પામ્યા, તે માટેનું કારણ– જે (પરીક્ષિત) ભગવાનમાં જ સમર્પિત ચિત્તવાળા હતા. ॥ ૨॥

**उत्सृज्य सर्वतः सङ्गं विज्ञाताजितसंस्थितिः।**
**वैयासकेर्जहौ शिष्यो गङ्गायां स्वं कलेवरम्॥ ३**

किंतु उत्सृज्येति। वैयासकेः शुकस्य शिष्यः सन्। विज्ञाता अजितस्य हरेः संस्थितिस्तत्त्वं येन सः॥ ३॥

સર્વ તરફથી સંગને છોડીને, શ્રીહરિના તત્ત્વને જાણી લઈને, શ્રીશુકદેવજીના શિષ્ય (પરીક્ષિતે) ગંગામાં પોતાના શરીરનો ત્યાગ કર્યો. ॥ ૩ ॥

(આટલું હોવા છતાં) પણ '**उत्सृज्य इति।**' '**वैयासकेः**' વ્યાસપુત્ર શ્રીશુકદેવજીના શિષ્ય બનીને, '**अजितस्य**' શ્રીહરિના '**संस्थितिः**' તત્ત્વને જેમણે જાણ્યું છે તે ॥ ૩ ॥

न चैतच्चित्रमित्याह।

અને આ આશ્ચર્યની વાત નથી, તેમ કહે છે.

**नोत्तमश्लोकवार्तानां जुषतां तत्कथामृतम्।**
**स्यात्संभ्रमोऽन्तकालेऽपि स्मरतां तत्पदाम्बुजम्॥ ४**

उत्तमश्लोकस्यैव वार्ता येष्वत एव नित्यं तत्कथारूपममृतं जुषतां संभ्रमो मोहो न स्यात्॥ ४॥

ઉત્તમશ્લોક ભગવાન શ્રીહરિની કથાનું શ્રવણ કરનારાઓની વચ્ચે ભગવત્કથામૃતનું સેવન કરનારાઓને તથા ભગવાનના ચરણકમળનું સ્મરણ કરનારાઓને અન્તકાળે પણ ભ્રમ થતો નથી. ॥ ૪ ॥

પવિત્ર કીર્તિવાળા ભગવાનની જ કથા જેમની વચ્ચે ચાલતી હોય છે અને આથી જ (જેઓ) સદાય ભગવાનની કથારૂપી અમૃતનું સેવન કરે છે, તેમને '**सम्भ्रमः**' મોહ થતો નથી. ॥ ૪ ॥

तस्मिन्राज्ञि सुतरां तन्न चित्रमित्याशयेनाह— **तावदिति।**

તે જ્યારે રાજા હતા ત્યારે અધિક શ્રેષ્ઠ હતું તે આશ્ચર્ય નથી, એવા આશયથી કહે છે— '**तावत् इति।**'

**तावत्कलिर्न प्रभवेत्प्रविष्टोऽपीह सर्वतः।**
**यावदीशो महानुर्व्यामाभिमन्यव एकराट्॥ ५**

अभिमन्योः पुत्र एकराट् चक्रवर्ती ईशः पतिर्यावत्॥ ५॥

જ્યાં સુધી મહાસમર્થ (પ્રજા)પાલક રાજા પરીક્ષિત, અહીં પૃથ્વી પર ચક્રવર્તી સમ્રાટ છે, ત્યાં સુધી સર્વ તરફથી પ્રવેશેલો હોવા છતાં પણ કળિયુગનો પ્રભાવ હશે નહીં. ॥ ૫ ॥

જ્યાં સુધી અભિમન્યુનો પુત્ર '**एकराट्**' ચક્રવર્તી સમ્રાટ '**ईशः**' પતિ (પાલક) છે (ત્યાં સુધી) ॥ ૫ ॥

ननु तदा कलेरप्रवेश एवास्तु, इह प्रविष्टोऽपि न प्राभवदिति कुतस्तत्राह— **यस्मिन्नहनि।**

**यस्मिन्नहनि यर्ह्येव भगवानुत्ससर्ज गाम्।**
**तदैवेहानुवृत्तोऽसावधर्मप्रभवः कलिः॥ ६**

यर्हि यस्मिन्नेव क्षणे। गां पृथ्वीम्। अनुवृत्तः प्रविष्टः। अधर्मस्य प्रभवो यस्मिन्॥ ६॥

नन्वधर्महेतुं कलिं सर्वथा किं न हतवांस्तत्राह—**नानुद्वेष्टीति।**

**नानुद्वेष्टि कलिं सम्राट् सारङ्ग इव सारभुक्।**
**कुशलान्याशु सिध्यन्ति नेतराणि कृतानि यत्॥ ७**

सारङ्गो भ्रमर इव सारग्राही। सारमाह। यद्यस्मिन्कुशलानि पुण्यान्याशु संकल्पमात्रेण फलन्ति। इतराणि पापान्याशु न सिध्यन्ति। यतस्तानि कृतान्येव सिध्यन्ति ननु संकल्पित–मात्राणीति॥ ७॥

ननु दोषाधिक्याद्द्वेष एव युक्तः, न, धीरेषु तस्याकिंचित्करत्वादित्याह— **किं न्विति।**

**किं नु बालेषु शूरेण कलिना धीरभीरुणा।**
**अप्रमत्तः प्रमत्तेषु यो वृको नृषु वर्तते॥ ८**

किं नु तेन भवेत्। बालेष्वधीरेषु। अप्रमत्तो–ऽवहितः सन्यो वृक इव वर्तते॥ ८॥

શંકા કરવામાં આવી છે કે તે વખતે કળિયુગનો પ્રવેશ થયો જ ન હતો. કલિ પ્રવેશ્યો હોય તો પોતાની સત્તા સ્થાપવા કેમ સમર્થ થઈ શક્યો નહીં ? તે માટે કહે છે— **'यस्मिन् अहनि।'**

જે દિવસે અને જે ક્ષણે ભગવાને પૃથ્વીને ત્યજી દીધી, તે ક્ષણથી જ અધર્મને ઉત્પન્ન કરનાર આ કળિયુગ અહીં પ્રવૃત્ત થયો. ॥ ૬॥

જે દિવસે **'यर्हि'** જે ક્ષણે **'गाम्'** પૃથ્વીને– **'अनुवृत्तः'** પ્રવૃત્ત થયો, જેમાંથી અધર્મની ઉત્પત્તિ થાય છે. ॥ ૬॥

શંકા કરે છે કે અધર્મના કારણરૂપ કલિને પૂર્ણતઃ કેમ મારી ન નાખ્યો, તે માટે કહે છે— **'न अनुद्वेष्टि इति।'**

ભ્રમરની માફક સારગ્રાહી સમ્રાટ પરીક્ષિતે કલિનો દ્વેષ કર્યો નહીં, કારણ કે (કળિયુગમાં) પુણ્યકર્મો સંકલ્પમાત્રથી જ ફળદાયી બને છે, જ્યારે બીજાં પાપકર્મો તે રીતે સિદ્ધ થતાં નથી; પરંતુ જ્યારે (પાપકર્મો) કરવામાં આવે છે (ત્યારે ફળદાયી નીવડે છે). ॥ ૭ ॥

**'सारङ्गः'** ભ્રમરની જેમ સાર ગ્રહણ કરનાર– સાર શું છે તે કહે છે. **'यद्'** જેમાં **'कुशलानि'** પુણ્યકર્મો **'आशु'** સંકલ્પમાત્રથી ફળીભૂત થાય છે. **'इतराणि'** અન્ય પાપકર્મો સંકલ્પમાત્રથી પાકતાં નથી, કેમ કે તે આચરવામાં આવે છે ત્યારે જ પાકે છે, પરંતુ માત્ર સંકલ્પ કરવાથી જ (સિદ્ધ થતાં નથી). ॥ ૭ ॥

શંકા કરે છે કે (કલિમાં) દોષની અધિકતાને કારણે દ્વેષ જ યોગ્ય છે, કારણ કે ધીર પુરુષોને એ કંઈ કરી શકે તેમ નથી, એમ કહે છે— **'किं नु इति।'**

ગાફેલ મનુષ્યો ઉપર જે સાવધાન થઈને વરુની જેમ વર્તે છે! અધીરાઓ ઉપર શૂરવીર અને ધીર પુરુષોથી ભીરુ એવા કળિયુગથી વળી શું થાય? ॥ ૮॥

તે કળિયુગથી વળી શું થાય? **'बालेषु'** અધીરાઓ ઉપર **'अप्रमत्तः'** સાવધાન થઈને જે વરુની જેમ વર્તે છે. ॥ ૮ ॥

**उपवर्णितमेतद्वः पुण्यं पारीक्षितं मया।**
**वासुदेवकथोपेतमाख्यानं यदपृच्छत॥ ९**

પારીક્ષિતમાખ્યાનમ્। અપૃચ્છત પૃષ્ટવન્તો યૂયમ્॥ ९॥

वासुदेव ભગવાનની કથાઓથી યુક્ત, પરમ પવિત્ર, આ પરીક્ષિતનું આખ્યાન મેં આપને વર્ણવ્યું, જે આપે મને પૂછ્યું હતું. ॥ ૯ ॥

પરીક્ષિતનું આખ્યાન, જે '**અપૃચ્છત**' આપ સૌએ પૂછ્યું હતું. ॥ ૯ ॥

किं बहुना नरैरेतावदेव कर्तव्यमिति सर्वशास्त्रार्थसारं कथयति—**या या** इति।

વધુ શું કહેવું? મનુષ્યો દ્વારા આટલું જ કરવા યોગ્ય છે, એમ સર્વ શાસ્ત્રાર્થનો સાર કહે છે— '**याः याः इति।**'

**या याः कथा भगवतः कथनीयोरुकर्मणः।**
**गुणकर्माश्रयाः पुंभिः संसेव्यास्ता बुभूषुभिः॥ १०**

વર્ણન કરવા યોગ્ય મહાન પરાક્રમવાળા ભગવાનની જે જે કથાઓ ભગવાનના ગુણ-કર્મના આશ્રયવાળી છે, તે તે કથાઓ, આત્મસ્વરૂપને ઈચ્છનારા પુરુષો દ્વારા અવશ્ય સારી રીતે સેવવા યોગ્ય છે. ॥ ૧૦ ॥

कथनीयान्युरूणि कर्माणि यस्य तस्य गुणकर्मविषयाः। बुभूषुभिः सद्भावमिच्छद्भिः॥ १०॥

વર્ણન કરવા યોગ્ય મહાન પરાક્રમો જેમનાં છે તેમના ગુણ-કર્મના આશ્રયવાળી (કથાઓ), '**बुभूषुभिः**' પોતાના આત્મસ્વરૂપને ઈચ્છનારા પુરુષો વડે ॥ ૧૦ ॥

पुनर्विस्तरेण कथनार्थं सूतोक्तिं तत्सङ्गं चाभिनन्दन्ति—**सूतेति** त्रिभिः।

પુનઃ વિસ્તારપૂર્વક કહેવા માટે સૂતજીનાં વચનો તથા તેમના સત્સંગનું ત્રણ શ્લોકો દ્વારા અભિનંદન કરે છે— '**सूत इति।**'

**ऋषय ऊचुः**

**सूत जीव समाः सौम्य शाश्वतीर्विशदं यशः।**
**यस्त्वं शंससि कृष्णस्य मर्त्यानाममृतं हि नः॥ ११**

**ઋષિઓ બોલ્યા** – હે શાન્તમૂર્તિ સૂતજી, આપ અનંત વર્ષો જીવો! કારણ કે આપ શ્રીકૃષ્ણનો જે ઉજ્જવળ યશ વર્ણવો છો, તે મરણશીલ એવા અમારું અમૃત જ છે. ॥ ૧૧ ॥

शाश्वतीः समा अनन्तान्वत्सरान् जीव। अत्यन्तसंयोगे द्वितीया*। विशुद्धं यशः कीर्तयसि। तच्चास्माकं मर्त्यानाममृतं मरणनिवर्तकम्॥ ११॥

'**शाश्वतीः समाः**' અનંત વર્ષો જીવો. અત્યન્ત સંયોગ હોવાથી દ્વિતીયા વિભક્તિ લેવામાં આવી છે. આપ વિશુદ્ધ યશ કહો છો. અને તે મરણશીલ એવા અમારું અમૃત છે, મરણને પાછું ઠેલનારું છે. ॥ ૧૧॥

---

* '**कालाध्वनोरत्यन्तसंयोगे**' (પા.સૂ. ૨/૩/૫) જ્યારે કાળ અને માર્ગનો ક્રિયા અથવા પદાર્થોની સાથે અત્યંત સંયોગ થાય ત્યારે કાળની અને માર્ગની દ્વિતીયા વિભક્તિ થાય છે.

**कर्मण्यस्मिन्ननाश्वासे धूमधूम्रात्मनां भवान्।**
**आपाययति गोविन्दपादपद्मासवं मधु॥ १२**

(ફળની બાબતમાં) એવા અવિશ્વસનીય (યજ્ઞયાગાદિ) કર્મોમાં (યજ્ઞના) ધૂમાડાથી ધૂમિલ થયેલા શરીરવાળા અમને શ્રીગોવિન્દના ચરણકમળનો મધુર મકરન્દરસ આપ પિવડાવી રહ્યા છો. ॥ ૧૨ ॥

किं च अस्मिन्कर्मणि सत्रेऽनाश्वासेऽविश्वसनीये। वैगुण्यबाहुल्येन फलनिश्चयाभावात्। धूमेन धूम्रो विवर्ण आत्मा शरीरं येषां तानस्मान्। कर्मणि षष्ठी*। आसवं मकरन्दम्। मधु मधुरम्॥ १२॥

વળી, આ **'कर्मणि'** (યજ્ઞના) સત્રમાં **'अनाश्वासे'** અવિશ્વસનીય સત્રમાં– અનેક પ્રકારની ત્રુટિઓથી ફળની નિશ્ચિતતાનો અભાવ હોવાથી– ધૂમાડાથી **'धूम्रः'** ભૂખરાં થઈ ગયેલાં **'आत्मा'** શરીર જેમનાં છે તેવા અમને– **'कर्मणि षष्ठी।' धूमधूम्रात्मन्-धूमधूम्रात्मनः** (દ્વિતીયા બ.વ.)ને બદલે અહીં **धूमधूम्रात्मनाम्** ષ.બ.વ. છે. **'आसवम्'** મકરન્દ રસને– **'मधु'** મધુર (રસને) ॥ ૧૨ ॥

**तुलयाम लवेनापि न स्वर्गं नापुनर्भवम्।**
**भगवत्सङ्गिसङ्गस्य मर्त्यानां किमुताशिषः॥ १३**

ભગવાનના ભક્તોની સાથેના અતિ અલ્પકાળના પણ સત્સંગ સાથે સ્વર્ગની કે મોક્ષની તુલના અમે કરતા નથી, તો પછી મરણશીલ મનુષ્યોના (તુચ્છ) રાજ્ય (વગેરે ભોગવૈભવો)ની કામનાઓની તો વાત જ શી કરવી? ॥ ૧૩ ॥

भगवत्सङ्गिनो विष्णुभक्तास्तेषां सङ्गस्य यो लवोऽत्यल्पः कालस्तेनापि स्वर्गं न तुलयाम समं न पश्याम। न चापवर्गम्। संभावनायां लोट्।

**'भगवत्सङ्गिनः'** વિષ્ણુ ભગવાનના ભક્તો, તેમના સત્સંગનો જે **'लवः'** અતિઅલ્પકાળ, તેની સાથે પણ અમે સ્વર્ગની **'न तुलयाम'** તુલના કરતા નથી, એને સમાન નથી જોતાં કે નથી મોક્ષને પણ સત્સંગના સમાન ગણતા. **'संभावनायाम् लोट्'** સંભાવનાના અર્થમાં આજ્ઞાર્થ છે. **तुल्** નું આજ્ઞાર્થ પહેલો પુરુષ બ.વ. **तुलयाम**– તુલના (ન) કરીએ.

मर्त्यानां तुच्छा आशिषो राज्याद्या न तुलयामेति किमु वक्तव्यम्॥ १३॥

મરણશીલ મનુષ્યોની તુચ્છ **'आशिषः'** રાજ્ય વગેરે કામનાઓની તુલના ન કરીએ, એમાં કહેવું જ શું ? ॥ ૧૩ ॥

एवं सत्सङ्गमभिनन्द्य श्रवणौत्सुक्यमाविष्कुर्वन्ति—**को नामेति**।

આ પ્રમાણે સત્સંગની પ્રશંસા કરીને શ્રવણ કરવા માટેની ઉત્સુકતા પ્રકટ કરે છે— **'को नाम इति।'**

* **'कर्तृकर्मणोः कृति'** પા.સૂ. ૨/૩/૬૫ પ્રમાણે કૃદન્તના યોગમાં કર્તા અથવા કર્મની ષષ્ઠી થાય છે પરંતુ **'उभयप्राप्तौ कर्मणि'** પા.સૂ. ૨/૩/૬૬ સૂત્રાનુસાર જ્યાં કૃદન્તની સાથે બંને આવે ત્યાં માત્ર કર્મની ષષ્ઠી કરવી, કર્તાની નહીં.

**को नाम तृप्येद्रसवित्कथायां**
**महत्तमैकान्तपरायणस्य ।**
**नान्तं गुणानामगुणस्य जग्मु-**
**र्योगेश्वरा ये भवपाद्ममुख्याः॥ १४**

रसविद्रसज्ञः। महत्तमानामेकान्तेन परमयनमाश्रयो यस्तस्य कथायाम्। अगुणस्य प्राकृतगुणरहितस्य। कल्याणगुणानामन्तं ये योगेश्वरास्तेऽपि न जग्मुरेतावन्त इति न परिगणयांचक्रुः। भवः शिवः पाद्मो ब्रह्मा च मुख्यौ येषां ते॥ १४॥

**तन्नो भवान्वै भगवत्प्रधानो**
**महत्तमैकान्तपरायणस्य ।**
**हरेरुदारं चरितं विशुद्धं**
**शुश्रूषतां नो वितनोतु विद्वन्॥ १५**

नोऽस्माकं मध्ये भगवान्प्रधानं सेव्यो यस्य स भवान्नः शुश्रूषतां हरेश्चरितं विस्तारयतु॥ १५॥

तच्च शुकपरीक्षित्संवादेन कथयेत्याहुः— **स वै** इति द्वाभ्याम्।

**स वै महाभागवतः परीक्षिद्-**
**येनापवर्गाख्यमदभ्रबुद्धिः ।**
**ज्ञानेन वैयासकिशब्दितेन**
**भेजे खगेन्द्रध्वजपादमूलम्॥ १६**
**तन्नः परं पुण्यमसंवृतार्थ-**
**माख्यानमत्यद्भुतयोगनिष्ठम् ।**
**आख्याह्यनन्ताचरितोपपन्नं**
**पारीक्षितं भागवताभिरामम्॥ १७**

શ્રેષ્ઠ જ્ઞાની પુરુષોના એકમાત્ર પરમ આશ્રયરૂપ ભગવાનની કથા (શ્રવણ કરવા)માં કયો રસજ્ઞ મનુષ્ય તૃપ્ત થાય? મહાદેવજી, બ્રહ્માજી (વગેરે) જેમાં મુખ્ય છે તેવા યોગેશ્વરો પણ પ્રાકૃત ગુણરહિત એવા પરમેશ્વરના ગુણોના પારને પામ્યા નથી. ॥ ૧૪ ॥

**'रसवित्'** રસજ્ઞ– શ્રેષ્ઠ જ્ઞાની પુરુષોના એક માત્ર પરમ **'अयनम्'** આશ્રયરૂપ જે છે, તેમની કથામાં **'अगुणस्य'** પ્રાકૃતગુણરહિત એવા ભગવાનની કથામાં– (તેમના) કલ્યાણકારી ગુણોનો અંત, જે યોગેશ્વરો છે તેઓ પણ નથી પામ્યા. તે ગુણો આટલા છે, એમ તેમની ગણતરી કરી (શક્યા) નથી. **'भवः'** શંકર ભગવાન અને **'पाद्मः'** બ્રહ્માજી જેમનામાં મુખ્ય છે તેઓ ॥ ૧૪॥

હે વિદ્વાન સૂતજી, ખરેખર, આપણા સૌમાં આપ, ભગવાનને જ (જીવનમાં) પ્રધાન માનનારા શ્રેષ્ઠ ભગવદ્ભક્ત છો, માટે મહાપુરુષોના અનન્ય આશ્રયરૂપ શ્રીહરિના અત્યન્ત પવિત્ર, ઉદાર ચરિત્રનું શ્રવણ કરવા ઇચ્છતા અમને તે વિસ્તારથી વર્ણવો. ॥ ૧૫॥

**'नः'** આપણી વચ્ચે, જેમને ભગવાન એ જ પ્રધાનતયા સેવવા યોગ્ય છે તેવા આપ, સાંભળવા ઇચ્છનારા અમને શ્રીહરિનું ચરિત્ર વિસ્તારપૂર્વક કહો. ॥ ૧૫॥

અને તે શ્રીશુકદેવજી અને પરીક્ષિતરાજાના સંવાદરૂપે કહો, એમ બે શ્લોકો દ્વારા કહે છે— **'सः वै इति।'**

વિશાળ બુદ્ધિવાળા, મહાન ભગવદ્ભક્ત એવા તે પરીક્ષિતે વ્યાસપુત્ર શ્રીશુકદેવજી દ્વારા વર્ણવાયેલા જે (શ્રીમદ્ ભાગવતના) જ્ઞાનથી ગરુડધ્વજ શ્રીહરિના ચરણકમળને પ્રાપ્ત કર્યું, ॥ ૧૬॥ તે પરમ પુણ્યકારી, સ્પષ્ટ અર્થવાળું, અતિ અદ્ભુત યોગમાં નિષ્ઠાવાળું, અનંત ભગવાનની લીલાકથાઓથી યુક્ત, ભગવદીયોને પરમપ્રિય તથા પરીક્ષિત રાજાને કહેવામાં આવેલું શ્રીમદ્ ભાગવત પુરાણ આપ (અમને) કહો. ॥ ૧૭ ॥

वैयासकिना श्रीशुकेन शब्दितेन कथितेन येन ज्ञानेन ज्ञानसाधनेनापवर्ग इत्याख्या यस्य तत् खगेन्द्रध्वजस्य हरेः पादमूलं भेजे॥ १६ ॥

तदसंवृतार्थं यथा तथा आख्याहि। तदेव निर्दिशन्ति। परीक्षिते कथितं पारीक्षितमाख्यानं श्रीभागवतं पुराणम्। परं पुण्यं सत्त्वशोधकम्। अत्यद्भुते योगे निष्ठा यस्य। अनन्तस्याचरितै-रुपपन्नं युक्तम्। अत एव भागवतानामभिरामं प्रियम्। एतैर्विशेषणैः कर्मज्ञानभक्तियोगप्रकाशकत्वं दर्शितम्॥ १७ ॥

श्रीभागवतव्याख्याने लब्धप्रसङ्गं महतामादर-पात्रमात्मानं श्लाघते द्वाभ्याम्।

सूत उवाच

**अहो वयं जन्मभृतोऽद्य हास्म**
**वृद्धानुवृत्त्यापि विलोमजाताः*।**
**दौष्कुल्यमाधिं विधुनोति शीघ्रं**
**महत्तमानामभिधानयोगः ॥ १८**

अहो इत्याश्चर्ये। ह इति हर्षे। वयमिति बहुवचनं श्लाघायाम्। प्रतिलोमजा अप्यद्य जन्मभृतः सफलजन्मान आस्म जाताः। वृद्धानामनुवृत्त्या आदरेण। ज्ञानवृद्धः शुकस्तस्य सेवयेति वा। यतो दुष्कुलत्वं तन्निमित्तमाधिं च मनःपीडां महत्तमानामभिधानयोगो लौकिकोऽपि संभाषणलक्षणः संबन्धो विधुनोत्यपनयति॥ १८ ॥

**'वैयासकिना'** શ્રીશુકદેવજી દ્વારા **'शब्दितेन'** કહેવામાં આવેલા જે **'ज्ञानेन'** જ્ઞાનના સાધન દ્વારા, જેનું નામ મોક્ષ છે, તેવા ગરુડધ્વજ શ્રીહરિના ચરણકમળને (પરીક્ષિતે) પ્રાપ્ત કર્યું. ॥૧૬॥

તે **'असंवृतार्थम्'** સ્પષ્ટ અર્થવાળું, જેવું છે તેવું જ આપ કહો. તે (શ્રીમદ્ ભાગવત)નો જ નિર્દેશ કરે છે. પરીક્ષિતને કહેવામાં આવેલું એટલે **'पारीक्षितम्-आख्यानम्'** શ્રીભાગવત પુરાણ **'परं पुण्यम्'** પરમ પુણ્યકારી, પરમચિત્તશુદ્ધિકારક, અતિ અદ્ભુત યોગમાં જેની સ્થિતિ છે, અનન્તભગવાનની લીલાકથાઓથી **'उपपन्नम्'** યુક્ત, આથી જ ભગવદીયોને **'अभिरामम्'** પરમપ્રિય– આ વિશેષણો દ્વારા કર્મયોગ, જ્ઞાનયોગ અને ભક્તિયોગને પ્રકાશિત કરનાર તરીકે આ શાસ્ત્રને દર્શાવ્યું છે. ॥૧૭॥

શ્રીમદ્ ભાગવત ઉપર પ્રવચન કરવાનો પ્રસંગ પ્રાપ્ત થતાં, અત્યંત મહાન પુરુષોના આદરપાત્ર એવા પોતાની, પ્રસંગ પ્રાપ્ત થતાં બે શ્લોકો દ્વારા પ્રશંસા કરે છે.

**સૂતજી બોલ્યા** – અહો, આશ્ચર્ય છે કે વિલોમ જન્મવાળા હોવા છતાં અમે વૃદ્ધપુરુષોના સેવનથી આજે સફળ જન્મવાળા થયા છીએ. મહાપુરુષો સાથેનો વાર્તાપ્રસંગ વિલોમ જન્મ થવાને કારણે થતી મનની પીડાને શીઘ્ર દૂર કરે છે. ॥૧૮॥

**'अहो'** એમ આશ્ચર્યથી કહે છે. **'ह'** હર્ષ દર્શાવે છે. **'वयम् इति।'** અમે, એમ પ્રશંસા કરવા માટે બહુવચનનો પ્રયોગ છે. પ્રતિલોમ જન્મવાળા હોવા છતાં આજે અમે **'जन्मभृतः'** સફળ જન્મવાળા થયા છીએ. વૃદ્ધજનોની આદરપૂર્વક સેવા કરવાથી અથવા જ્ઞાનવૃદ્ધ એવા શુકદેવજી, તેમની સેવા કરવાથી (અમે સફળ જન્મવાળા થયા છીએ). વિલોમ જન્મ થવાને કારણે થતી **'आधिम्'** મનની પીડાને મહાન પુરુષો સાથેનો **'अभिधानयोगः'** વાતચીત કરવાનો પ્રસંગ લૌકિક હોય તો પણ મનની પીડાને દૂર કરે છે. ॥૧૮॥

* શ્રીસૂતજીમાં પ્રાકૃત વિલોમત્વ નહીં, પણ મન્ત્રકૃત વિલોમત્વ છે. શ્રીસૂતજી દ્વારા તેનો સ્વીકાર એ તેમનો દૈન્યભાવ, વિનમ્રતા બતાવે છે. શ્રીસૂતજીના પ્રાકટ્ય વિષે વિસ્તૃત જાણકારી ૧/૧/૫ માં આપેલી છે.

**कुतः पुनर्गृणतो नाम तस्य**
**महत्तमैकान्तपरायणस्य ।**
**योऽनन्तशक्तिर्भगवाननन्तो**
**महद्‌गुणत्वाद्यमनन्तमाहुः ॥ १९**

कुतः पुनः किं पुनर्वक्तव्यं तस्यानन्तस्य नाम गृणतः पुंसो महत्तमानामभिधानयोगो दौष्कुल्यं विधुनोतीति। यद्वा नाम गृणतः पुनः कुतो दौष्कुल्यमिति। यद्वा गृणतः पुंसस्तस्य नाम दौष्कुल्यं विधुनोतीति किं वक्तव्यमिति कैमुत्यन्यायमेवाह। अनन्ताः शक्तयो यस्य। स्वतोऽप्यनन्तः। किं च महत्सु गुणा यस्य स महद्‌गुणः तस्य भावस्तस्मात्। यं गुणतोऽप्यनन्तमाहुः ॥ १९ ॥

જે અનન્ત ભગવાન અનંત શક્તિવાળા છે, મહાન ગુણોને લીધે જે અનન્ત કહેવાય છે, એવા અત્યંત મહાન પુરુષોના અનન્ય આશ્રયરૂપ તે ભગવાનના નામનું કીર્તન કરનારનું તો વળી કહેવું જ શું? ॥ ૧૯॥

'**कुतः पुनः**' વળી કહેવું જ શું? '**तस्य**' તે અનન્ત ભગવાનના નામનું '**गृणतः**' કીર્તન કરનાર મનુષ્યનું તો કહેવું જ શું? મહાન પુરુષો સાથેનો વાર્તાપ્રસંગ પુરુષનું કુલીન ન હોવાનું દુઃખ દૂર કરે છે. અથવા શ્રીહરિનું નામ લેનાર વળી નીચકુળવાળો ક્યાંથી હોય? અથવા શ્રીહરિના નામનું કીર્તન કરનાર તે પુરુષના નીચકુળપણાને ભગવાનનું નામ દૂર કરે તેમાં કહેવું જ શું, એમ કૈમુત્યન્યાય જ જણાવે છે. જેમની અનંત શક્તિઓ છે, પોતાના સ્વરૂપથી પણ જે અનન્ત છે. વળી, મહાન ભક્તોમાં સંક્રાન્ત થયા છે ગુણો જેમના તે મહદ્‌ગુણ, તેનો ભાવ હોવાથી જેમને ગુણોથી પણ અનન્ત કહેવાય છે. ॥ ૧૯ ॥

एतत्प्रपञ्चयति त्रिभिः—**एतावतेति।**

ભગવાનનું મહદ્‌ગુણત્વ ત્રણ શ્લોકો દ્વારા સમજાવે છે— '**एतावता इति।**'

**एतावताऽलं ननु सूचितेन**
**गुणैरसाम्यानतिशायनस्य ।**
**हित्वेतरान्प्रार्थयतो विभूति-**
**र्यस्याङ्घ्रिरेणुं जुषतेऽनभीप्सोः ॥ २०**

ગુણોથી જેમની સમાનતા કે જેમનાથી અન્ય કોઈની શ્રેષ્ઠતા નથી, એવા પરમેશ્વરનું જ્ઞાન આટલા સૂચનથી જ પર્યાપ્ત છે; (કારણ કે) લક્ષ્મીજી પોતાની કામના કરતા (બ્રહ્માદિ) અન્ય દેવોને ત્યજીને પોતાને પ્રાપ્ત કરવાની ઈચ્છા ન કરનાર એવા પ્રભુના ચરણકમળની રજને સેવે છે. ॥ ૨૦ ॥

तस्य यदसाम्यमनतिशायनं च गुणैस्तत्साम्यं तदाधिक्यं चान्यस्य नास्तीत्यस्यार्थस्य ज्ञानमेतावता सूचितेनैवालं पर्याप्तं कस्तद्विस्तरतो वक्तुं शक्नोति। तदेवाह। इतरान्ब्रह्मादीन्प्रार्थयमानान् हित्वा विभूतिर्लक्ष्मीरनभीप्सोरपि यस्याङ्घ्रिरेणुं सेवत इति॥ २० ॥

તે પરમેશ્વરના '**असाम्यमनतिशायनम्**' ગુણોથી તેમની સમાનતા તથા તેમનાથી શ્રેષ્ઠતા અન્ય કોઈની નથી, એ પરમેશ્વરના અર્થનું જ્ઞાન આટલા જ સૂચનથી '**अलम्**' પર્યાપ્ત છે. તેને વિસ્તારપૂર્વક કહેવાને કોણ સમર્થ છે? એ જ કહે છે. લક્ષ્મીની કામના કરનારા બ્રહ્માજી વગેરે અન્ય દેવોને છોડીને '**विभूतिः**' લક્ષ્મીજી પોતાને પ્રાપ્ત કરવાની ઈચ્છા પણ ન કરનાર જે ભગવાનની ચરણરેણુનું સેવન કરે છે. ॥ ૨૦ ॥

**अथापि यत्पादनखावसृष्टं**
**जगद्विरिञ्चोपहृतार्हणाम्भः ।**
**सेशं पुनात्यन्यतमो मुकुन्दात्**
**को नाम लोके भगवत्पदार्थः॥ २१**

અથેત્યર્થાન્તરે। यस्य पादनखादवसृष्टं निःसृतमपि विरिञ्चेनोपहृतं समर्पितमर्हणाम्भोऽर्घोदकमीशसहितं जगत्पुनाति। विरिञ्चोपहृतं सेशमिति च तयोरप्युपासकत्वमुक्तम्। तस्मान्मुकुन्दव्यतिरिक्तः को नाम भगवत्पदस्यार्थः। स एव सर्वेश्वर इत्यर्थः॥ २१ ॥

ભગવાનના ચરણના નખમાંથી પ્રકટ થયેલું તેમ જ બ્રહ્માજીએ અર્ઘ્યરૂપે (ચરણપ્રક્ષાલન માટે) અર્પણ કરેલું જે જળ મહાદેવજી સહિત સંપૂર્ણ જગતને પાવન કરે છે, એવા 'ભગવાન' પદનો 'મુકુન્દ' સિવાય બીજો શ્રેષ્ઠ અર્થ જગતમાં કયો હોઈ શકે? ॥ ૨૧॥

'**अथ**' શબ્દ બીજો અર્થ સૂચવે છે. જેમના ચરણના નખમાંથી '**अवसृष्टम्**' નીકળેલું અને બ્રહ્માજી દ્વારા પણ '**उपहृतम्**' સમર્પિત કરેલું '**अर्हण-अम्भः**' અર્ઘ્યરૂપ જળ, શંકર ભગવાન સહિત જગતને પવિત્ર કરે છે. બ્રહ્માજી દ્વારા સમર્પિત જળ શંકર ભગવાન સહિત– આ પદમાં આમ, બન્ને (દેવો)ની ઉપાસકરૂપતા કહી છે, તેથી મુકુન્દ સિવાય 'ભગવાન' પદનો કયો અર્થ હોય? એ જ સર્વેશ્વર છે, એમ અર્થ છે. ॥ ૨૧॥

**यत्रानुरक्ताः सहसैव धीरा**
**व्यपोह्य देहादिषु सङ्गमूढम्।**
**व्रजन्ति तत्पारमहंस्यमन्त्यं**
**यस्मिन्नहिंसोपशमः स्वधर्मः॥ २२**

धीराः सन्तः। ऊढं धृतम्। अन्त्यं परम-काष्ठापन्नम्। तदाह। यस्मिन्नहिंसा उपशमश्च स्वाभाविको धर्मः॥ २२ ॥

જે (ભગવાન)માં અનુરાગવાળા ધીર પુરુષો દેહ વગેરેમાં ધારણ કરાયેલી આસક્તિને સત્વરે દૂર કરીને, પરમહંસોને પ્રાપ્ત થવા યોગ્ય તે સર્વોત્કૃષ્ટ સ્થાનમાં જાય છે, જ્યાં અહિંસા તેમ જ શાન્તિ એ જ સ્વાભાવિક ધર્મ છે. ॥ ૨૨॥

'**धीराः**' ધીર પુરુષો થઈને, '**ऊढम्**' ધારણ કરાયેલી (આસક્તિ)ને (દૂર કરીને), '**अन्त्यम्**' પરાકાષ્ઠાને પ્રાપ્ત થયેલા સર્વોત્કૃષ્ટ પદમાં (જાય છે), તે કહે છે. જેમાં અહિંસા અને શાન્તિ સ્વાભાવિક ધર્મ છે. ॥ ૨૨॥

एवं स्वभाग्यमभिनन्द्य पारीक्षितोपाख्यानं वक्तुमाह—**अहं हीति।**

આમ, પોતાના ભાગ્યનું અભિનંદન કરી પરીક્ષિતને લગતું આખ્યાન વર્ણવવા માટે જણાવે છે— '**अहं हि इति।**'

**अहं हि पृष्टोऽर्यमणो भवद्भि-**
**राचक्ष आत्मावगमोऽत्र यावान्।**
**नभः पतन्त्यात्मसमं पतत्रिण-**
**स्तथा समं विष्णुगतिं विपश्चितः॥ २३**

હે સૂર્ય સમાન તેજસ્વી મહર્ષિઓ, આપના દ્વારા પૂછાયેલા આ વિષયમાં મારું જેટલું જ્ઞાન છે તેટલું હું કહું છું કારણ કે પક્ષીઓ પોતાની શક્તિ મુજબ આકાશમાં ઊડે છે, તે જ રીતે વિદ્વાનો પોતાની બુદ્ધિ અનુસાર ભગવાન વિષ્ણુની લીલાને વર્ણવે છે. ॥ ૨૩ ॥

हे अर्यमणः हे सूर्यास्त्रयीमूर्तयः, अत्र यावानात्मावगमो मम ज्ञानं तावदाचक्षे प्रवक्ष्यामि। तथाहि। यथा पक्षिणो नभ आत्मसमं स्वशक्त्यनुरूपमेवोत्पतन्ति न कृत्स्नं, तथा विपश्चितोऽपि विष्णोर्गतिं लीलां समं स्वमत्यनुरूपमेव वदन्तीत्यर्थः॥ २३॥

संप्रति कथामुपक्षिपति—**एकदेति।**

**एकदा धनुरुद्यम्य विचरन्मृगयां वने।**
**मृगाननुगतः श्रान्तः क्षुधितस्तृषितो भृशम्॥ २४॥**

॥ २४॥

**जलाशयमचक्षाणः प्रविवेश तमाश्रमम्।**
**ददर्श मुनिमासीनं शान्तं मीलितलोचनम्॥ २५**

अचक्षाणोऽपश्यन् तं प्रसिद्धमाश्रमम्। तस्मिंश्च मुनिं शमीकम्॥ २५॥

**प्रतिरुद्धेन्द्रियप्राणमनोबुद्धिमुपारतम्।**
**स्थानत्रयात्परं प्राप्तं ब्रह्मभूतमविक्रियम्॥ २६**

प्रतिरुद्धाः प्रत्याहृता इन्द्रियादयो येन तम्। अत एवोपरतम्। स्थानत्रयाज्जाग्रदादिलक्षणात्परं तुरीयं पदं प्राप्तम्। अत एव ब्रह्मभूतत्वाद-विक्रियम्॥ २६॥

**विप्रकीर्णजटाच्छन्नं रौरवेणाजिनेन च।**
**विशुष्यत्तालुरुदकं तथाभूतमयाचत॥ २७**

विप्रकीर्णाभिर्जटाभिराच्छन्नम्। रुरुर्मृग-विशेषस्तस्य चर्मणा चाच्छन्नम्। विशेषेण शुष्यत्तालु यस्य सः। तथाभूतं मुनिमुदकमयाचत॥ २७॥

**'हे अर्यमणः'** હે સૂર્યો, હે સૂર્ય સમાન તેજસ્વી વેદમૂર્તિઓ, જેટલું **'आत्मावगमः'** મારું પોતાનું જ્ઞાન છે તેટલું **'आचक्षे'** કહું છું કારણ કે જેમ પક્ષીઓ આકાશમાં **'आत्मसमम्'** પોતાની શક્તિ અનુસાર જ ઊંચે ઊડે છે, સંપૂર્ણ આકાશમાં ઊડી શકે નહીં, તેમ વિદ્વાનો પણ વિષ્ણુ ભગવાનની **'गतिम्'** લીલાને **'समम्'** પોતાની બુદ્ધિ અનુરૂપ જ વર્ણવે છે, એમ અર્થ છે. ॥ ૨૩॥

હવે કથાનો ઉલ્લેખ કરે છે— **'एकदा इति।'**

એક વખત ધનુષ્ય લઈ વનમાં શિકાર કરવા માટે વિચરતા, હરણાંની પાછળ જતા ખૂબ જ શ્રમિત, ક્ષુધિત અને તૃષાતુર થયેલા (રાજા પરીક્ષિત) ॥ ૨૪ ॥

જળાશયને ન જોતાં તે આશ્રમમાં પ્રવેશ્યા. (ત્યાં તેમણે) નેત્ર બંધ કરીને વિરાજેલા શાન્ત મુનિને જોયા. ॥ ૨૫ ॥

**'अचक्षाणः'** ન જોતાં, **'तम्'** તે પ્રસિદ્ધ આશ્રમને અને તેમાં શમીક મુનિને ॥ ૨૫॥

ઈન્દ્રિયો, પ્રાણ, મન અને બુદ્ધિનો નિગ્રહ કરીને ઉપરત થયેલા, સમાધિમાં બેઠેલા, (જાગ્રત્, સ્વપ્ન, સુષુપ્તિ) ત્રણે અવસ્થાથી પર (તુરીય) અવસ્થાને પ્રાપ્ત (અને તેથી) બ્રહ્મસ્વરૂપ, વિકારરહિત (મુનિને જોયા). ॥ ૨૬॥

**'प्रतिरुद्धाः'** નિગ્રહ કર્યો છે ઈન્દ્રિયો વગેરેનો જેમણે તે (મુનિને જોયા). આથી જ સમાધિદશાને પ્રાપ્ત થયેલા, **'स्थानत्रयात्'** જાગ્રત્ વગેરે લક્ષણોથી પર એવા તુરીય પદને પ્રાપ્ત થયેલા– આથી જ બ્રહ્મસ્વરૂપ થવાથી વિકારરહિત– ચેષ્ટારહિત ॥ ૨૬॥

વિખરાયેલી જટાથી ઢંકાયેલા, રુરુ (કાળિયાર)નું (મૃગ)ચર્મ ધારણ કરેલા (મુનિ શમીકને જોયા). આવા (સમાધિમગ્ન) મુનિની પાસે સુકાતા કંઠવાળા (રાજાએ) જળ માગ્યું. ॥ ૨૭॥

વિખરાયેલી જટા વડે ઢંકાયેલા, રુરુ એક હરણવિશેષ, તેના ચામડાથી ઢંકાયેલા (મૃગચર્મ ધારણ કરેલા), વિશેષરૂપે સુકાતો કંઠ જેમનો છે તે (રાજાએ) આવા (સમાધિમગ્ન) મુનિ પાસે જળ માગ્યું. ॥ ૨૭ ॥

**अलब्धतृणभूम्यादिरसंप्राप्तार्घसूनृतः ।**
**अवज्ञातमिवात्मानं मन्यमानश्चुकोप ह॥ २८**

दर्भासन, બેસવા માટેનું સ્થાન વગેરે ન મળતાં તેમ જ અર્ઘ્યાદિ તથા મધુરવાણી (દ્વારા સત્કાર) પ્રાપ્ત ન થતાં, પોતાની અવગણના થઈ હોય તેમ માનતા (રાજા) ખરેખર ક્રોધે ભરાયા. ॥ ૨૮॥

न लब्धं तृणं तृणासनं भूम्याद्युपवेशस्थानं च येन सः। न संप्राप्तोऽर्घः सूनृतं प्रियवचनं च येन सः॥ २८॥

નથી પ્રાપ્ત થયાં **'तृणम्'** દર્ભાસન, **'भूमि-आदि'** બેસવાનું સ્થાન વગેરે જેમને તે (રાજા), નથી પ્રાપ્ત થયો અર્ઘ (ઉપહાર) તેમ જ **'सूनृतम्'** મધુરવાણી જેમને તે (રાજા) ॥ ૨૮ ॥

**अभूतपूर्वः सहसा क्षुत्तृड्भ्यामर्दितात्मनः ।**
**ब्राह्मणं प्रत्यभूद्ब्रह्मन्मत्सरो मन्युरेव च॥ २९**

હે મહર્ષિ (શૌનક), ભૂખ-તરસથી પીડાતા શરીરવાળા રાજાને પૂર્વમાં કદી નહીં થયેલો મત્સર અને ક્રોધ એકાએક મહર્ષિ શમીક પ્રત્યે થઈ ગયો. ॥ ૨૯॥

मत्सरस्तदुत्कर्षासहनम्॥ २९॥

**'मत्सरः'** તેમનો ઉત્કર્ષ સહન ન થવો ॥ ૨૯॥

**स तु ब्रह्मऋषेरंसे गतासुमुरगं रुषा।**
**विनिर्गच्छन्धनुष्कोट्या निधाय पुरमागमत्॥ ३०**

(આશ્રમમાંથી) બહાર નીકળતા તે રાજા તો રોષથી ધનુષ્યના અગ્રભાગ વડે મરેલા સાપને બ્રહ્મર્ષિ શમીકના ખભા ઉપર મૂકીને નગરમાં આવ્યા. ॥ ૩૦॥

गतासुं मृतम्। धनुष्कोट्या चापाग्रेण॥ ३०॥

**'गत-असुम्'** નિષ્પ્રાણ(સાપ)ને **'धनुष्कोट्या'** ચાપના અગ્ર ભાગથી ॥ ૩૦॥

**एष किं निभृताशेषकरणो मीलितेक्षणः ।**
**मृषासमाधिराहोस्वित्किं नु स्यात्क्षत्रबन्धुभिः॥ ३१**

સમગ્ર ઈન્દ્રિયોને વશમાં રાખનાર, નેત્રો બંધ કરીને બેઠેલા આ શું ખરેખર મુનિ છે? કે પછી (નામ માત્રના) ક્ષત્રિયો સાથે અમારે શું, એમ (માનીને) ખોટી સમાધિ લગાવી છે? ॥ ૩૧॥

सर्पनिधाने राज्ञोऽभिप्रायमाह। एष किं प्रत्याहृतसर्वेन्द्रियः सन् मीलितेक्षणः स्थितो यद्वा क्षत्रबन्धुभिरागतैर्गतैर्वा किं नु स्यादित्यवज्ञया मृषासमाधिः सन्निति जिज्ञासयेत्यर्थः॥ ३१॥

સાપ મૂકવાની બાબતમાં રાજાનો અભિપ્રાય જણાવે છે. શું આ (મુનિ) સર્વ ઈન્દ્રિયોને વશમાં કરીને નેત્ર બંધ કરીને (બેઠા છે) કે નામધારી ક્ષત્રિયોના આવવા કે જવાથી અમારે શું, એમ અવજ્ઞાથી ખોટી સમાધિ લગાવી છે, તે જાણવાની ઈચ્છાથી (સાપ મૂક્યો), એમ અર્થ છે. ॥ ૩૧॥

**तस्य पुत्रोऽतितेजस्वी विहरन्बालकोऽर्भकैः ।**
**राज्ञाऽघं प्रापितं तातं श्रुत्वा तत्रेदमब्रवीत्॥ ३२**

તે શમીક મુનિના અત્યન્ત તેજસ્વી (નાની વયના) બાળક એવા પુત્ર શૃંગીએ બાળકો સાથે વિહાર કરતાં ''રાજા દ્વારા પિતાને (સાપ કંઠમાં મૂકવાનું) દુઃખ પહોંચાડવામાં આવ્યું છે.'' સાંભળીને ત્યાં (બધા વચ્ચે) આ પ્રમાણે કહ્યું. ॥ ૩૨॥

तस्य पुत्रः शृङ्गीनामा। अतितेजस्वी तपोबलसपन्नः। अघं दुःखम्। तत्र अर्भकमध्ये ॥ ३२ ॥

**अहो अधर्मः पालानां पीव्नां बलिभुजामिव।**
**स्वामिन्यघं यद्दासानां द्वारपानां शुनामिव॥ ३३**

पालानां राज्ञाम्। पीव्नां पुष्टानाम्। अधर्ममेव निर्दिशति। स्वामिनि दासानां यदघं पापाचरणं बलिभुजां काकानामिव शुनामिव चेति॥ ३३ ॥

दासत्वं दर्शयति—**ब्राह्मणैरिति।**

**ब्राह्मणैः क्षत्रबन्धुर्हि द्वारपालो निरूपितः।**
**स कथं तद्गृहे द्वास्थः सभाण्डं भोक्तुमर्हति॥ ३४**

सभाण्डं भाण्डे एव स्थितम्॥ ३४॥

**कृष्णे गते भगवति शास्तर्युत्पथगामिनाम्।**
**तद्भिन्नसेतूनद्याहं शास्मि पश्यत मे बलम्॥ ३५**

तत्तदनन्तरम्। अहं शास्मि दण्डयामि॥ ३५ ॥

**इत्युक्त्वा रोषताम्राक्षो वयस्यानृषिबालकान्।**
**कौशिक्याप उपस्पृश्य वाग्वज्रं विससर्ज ह॥ ३६**

इति वयस्यानुक्त्वा रोषेण ताम्रे अक्षिणी यस्य सः। कौशिकी नदी तस्या अपः। सन्धिरार्षः। वाग्वज्रं शापम्॥ ३६ ॥

ते शमीक मुनिनो शृंगी नामनो पुत्र '**अतितेजस्वी**' तपना बळथी सम्पन्न– '**अघम्**' दुःखने, '**तत्र**' त्यां बाळकोनी वच्चे ॥ ३२॥

अहो! એંઠવાડ ખાનારા કાગડાઓની જેમ પુષ્ટ બનેલા રાજાઓનો અધર્મ (તો જુઓ)! દ્વારપાલક કૂતરાઓની જેમ દાસ લોકોનું પોતાના સ્વામી ઉપર જે પાપાચરણ (છે, તે તો જુઓ)! ॥ ૩૩॥

'**पालानाम्**' રાજાઓનો '**पीव्नाम्**' પુષ્ટ (રાજાઓનો), અધર્મનો જ નિર્દેશ કરે છે. સ્વામી ઉપર દાસ લોકોનું જે '**अघम्**' પાપ-આચરણ છે, '**बलिभुजाम्**' બલિને ખાનારા કાગડાઓની જેમ અને કૂતરાઓની જેમ ॥ ૩૩॥

દાસપણું દર્શાવે છે— '**ब्राह्मणैः इति।**'

બ્રાહ્મણો દ્વારા (નામ માત્રના) ક્ષત્રિયોને દ્વારપાળ બતાવાયા છે. તે દરવાન તે (સ્વામી)ના ઘરમાં (ઘૂસી જઈ) સ્વામીના પાત્રમાંનું જ અન્ન કેવી રીતે ખાઈ શકે? ॥ ૩૪ ॥

'**सभाण्डम्**' પાત્રમાંનાં જ (અન્ન)ને ॥ ૩૪॥

કુમાર્ગે જનારાઓને શિક્ષા કરનાર ભગવાન શ્રીકૃષ્ણ જ્યારે સ્વધામ પધારી ગયા છે ત્યારે, તેમની બાંધેલી ધર્મમર્યાદાઓને તોડનારાઓને આજે હું દંડ કરું છું; જુઓ મારા બળને! ॥ ૩૫ ॥

'**तद्**' તે પછી અર્થાત્ ભગવાન સ્વધામ પધારી ગયા પછી, હું '**शास्मि**' શિક્ષા કરું છું. ॥ ૩૫॥

ક્રોધથી રાતાં નેત્રોવાળા બાળક મુનિપુત્ર શૃંગીએ આ પ્રમાણે પોતાના સરખી વયના મિત્રોને કહીને, કૌશિકી નદીના જળનું આચમન કરીને, વાણીરૂપી વજ્ર ફેંક્યું (શાપ આપ્યો). ॥ ૩૬॥

આ પ્રમાણે પોતાના સરખી વયના મિત્રોને કહીને, રોષથી બંને નેત્રો જેનાં રાતાં છે તે (શૃંગીએ) કૌશિકી નદી, તેના જળનું '**कौशिक्याः-अपः**' **कौशिक्याः** આ શબ્દના વિસર્ગનો સંધિમાં લોપ થાય, આથી **कौशिक्या अपः** બને. પછી સંધિ થાય નહીં, છતાં અહીં બે વાર સંધિ થઈ છે તે આર્ષ છે. '**वाग्वज्रम्**' વાણીરૂપ વજ્ર– શાપ ॥ ૩૬ ॥

**इति लङ्घितमर्यादं तक्षकः सप्तमेऽहनि।**
**दङ्क्ष्यति स्म कुलाङ्गारं चोदितो मे ततद्रुहम्॥ ३७**

इत्येवं सर्पनिक्षेपेण। दङ्क्ष्यति भक्षयिष्यति। पाठान्तरे भस्मीकरिष्यति। स्मेति पादपूरणे। कुलस्याङ्गारतुल्यम्। मे मया। ततेति ह्रस्वत्वमार्षम्॥ ३७॥

**ततोऽभ्येत्याश्रमं बालो गलेसर्पकलेवरम्।**
**पितरं वीक्ष्य दुःखार्तो मुक्तकण्ठो रुरोद ह॥ ३८**

गले सर्पकलेवरं यस्येत्यलुक्समासः। मुक्तकण्ठः उच्चैरित्यर्थः॥ ३८॥

**स वा आङ्गिरसो ब्रह्मन् श्रुत्वा सुतविलापनम्।**
**उन्मील्य शनकैर्नेत्रे दृष्ट्वा स्वांसे मृतोरगम्॥ ३९**

**विसृज्य पुत्रं पप्रच्छ वत्स कस्माद्धि रोदिषि।**
**केन वा ते प्रतिकृतमित्युक्तः स न्यवेदयत्॥ ४०**

तं सर्पं विसृज्य। केनापकारः कृतः॥ ३९॥ ४०॥

**निशम्य शप्तमतदर्हं नरेन्द्रं**
**स ब्राह्मणो नात्मजमभ्यनन्दत्।**
**अहो बतांहो महदज्ञ ते कृत-**
**मल्पीयसि द्रोह उरुर्दमो धृतः॥ ४१**

अनभिनन्दनवाक्यमहो इत्यादि। बत कष्टम्। ते त्वया महत्पापं कृतम्। द्रोहे अपराधे। दमो दण्डः॥ ४१॥

આ પ્રમાણે મર્યાદા તોડનાર તેમ જ મારા પિતાનો દ્રોહ કરનાર કુલાંગાર (રાજા)ને મારાથી પ્રેરાયેલો તક્ષક નાગ આજથી સાતમા દિવસે કરડશે.॥ ૩૭ ॥

આ પ્રમાણે (ગળામાં) સર્પ ફેંકવા દ્વારા (મર્યાદા તોડનારને) કરડશે. '**दङ्क्ष्यति**' પાઠાન્તરમાં બાળી નાખશે. '**स्म**' પાદપૂર્તિ માટે છે. કુલના અંગારાની જેમ '**मे**' મારા દ્વારા '**तत इति**' તાત ને બદલે **तत** છે, તેમાં હ્રસ્વત્વ આર્ષ છે. ॥ ૩૭॥

ત્યારબાદ આશ્રમમાં આવીને ગળામાં સર્પયુક્ત શરીરવાળા પિતાને જોઈને દુઃખથી પીડાતો ઋષિકુમાર મુક્તકંઠે રડવા લાગ્યો. ॥ ૩૮॥

ગળામાં સર્પવાળું જેનું શરીર છે તેવા (પિતાને)– અહીં અલુક્ સમાસ છે એટલે કે અહીં '**गले**' એ સપ્તમીવિભક્તિમાં છે, જેનો લોપ થવો જોઈએ. **( गलसर्पकलेवरम् )** લોપ **( लुक् )** નહીં થયો હોવાથી અલુક્ સમાસ છે. '**मुक्तकण्ठः**' મોટેથી, એમ અર્થ છે. ॥ ૩૮॥

હે શૌનક, અંગિરા ગોત્રમાં ઉત્પન્ન થયેલા તે શમીક મુનિએ પુત્રનું રુદન સાંભળી ધીમેથી આંખો ખોલી. પોતાના ખભા ઉપર મરેલા સર્પને જોઈ, તેને ફેંકી દઈને પુત્રને પૂછ્યું, ''બેટા, તું શા માટે રડે છે? કોણે તારો અપરાધ કર્યો?'' આમ, પૂછાયેલા તે મુનિકુમારે (સર્વ વૃત્તાન્ત) જણાવ્યો. ॥ ૩૯ ॥ ૪૦॥

તે સાપને ફેંકી દઈ પૂછ્યું કે કોણે (તારો) અપરાધ કર્યો? ॥ ૩૯ ॥ ૪૦ ॥

તેવા શાપને અયોગ્ય એવા સમ્રાટ પરીક્ષિતને શાપિત થયેલા સાંભળીને તે શમીકમુનિએ પુત્રને અનુમોદન ન આપ્યું. ''અરેરે, ઓ અજ્ઞાની બાળક, દુઃખની વાત છે, તેં મહાપાપ કર્યું. સાધારણ નાના અપરાધ ઉપર તેં મોટી શિક્ષા કરી!'' ॥ ૪૧॥

'**अहो**' અરેરે.... વગેરે અનુમોદન ન આપતું વાક્ય છે. '**बत**' કષ્ટની વાત છે. '**ते**' તારા દ્વારા મહાપાપ થયું. '**द्रोहे**' અપરાધ ઉપર– '**दमः**' દંડ ॥ ૪૧॥

**न वै नृभिर्नरदेवं पराख्यं**
**संमातुमर्हस्यविपक्वबुद्धे ।**
**यत्तेजसा दुर्विषहेण गुप्ता**
**विन्दन्ति भद्राण्यकुतोभयाः प्रजाः ॥ ४२**

परो विष्णुरित्याख्या ख्यातिर्यस्य तं नरदेवम्। नृभिः संमातुं समं द्रष्टुम्॥ ४२॥

**अलक्ष्यमाणे नरदेवनाम्नि**
**रथाङ्गपाणावयमङ्ग लोकः।**
**तदा हि चोरप्रचुरो विनङ्क्ष्य-**
**त्यरक्ष्यमाणोऽविवरूथवत्क्षणात् ॥ ४३**

अलक्ष्यमाणेऽदृश्यमाने। अविवरूथवन्मेष-सङ्घवत्॥ ४३॥

**तदद्य नः पापमुपैत्यनन्वयं**
**यन्नष्टनाथस्य वसोर्विलुम्पकात्।**
**परस्परं घ्नन्ति शपन्ति वृञ्जते**
**पशून् स्त्रियोऽर्थान्पुरुदस्यवो जनाः ॥ ४४**

नष्टो नाथो यस्य लोकस्य तस्य वसोर्वसुनो धनस्य विलुम्पकादपहर्तुश्चोरादेर्हेतोर्यत्पापं भविष्यति तदस्मन्निमित्तत्वादस्मानुपैष्यति। अनन्वयं संबन्धशून्यमेव। तदेव पापं दर्शयति— परस्परमिति। शपन्ति परुषं वदन्ति। पश्वादीन् वृञ्जतेऽपहरन्ति। पुरुदस्यवश्चोरबहुलाः ॥ ४४॥

**तदार्यधर्मश्च विलीयते नृणां**
**वर्णाश्रमाचारयुतस्त्रयीमयः ।**
**ततोऽर्थकामाभिनिवेशितात्मनां**
**शुनां कपीनामिव वर्णसंकरः ॥ ४५**

હે કાચી બુદ્ધિના પુત્ર, 'વિષ્ણુ' એવા નામથી પ્રસિદ્ધ, મનુષ્યોમાં દેવરૂપ રાજાને મનુષ્યો સાથે સરખાવવા માટે તું યોગ્ય નથી. જેના અસહ્ય તેજથી રક્ષાયેલી પ્રજાઓ નિર્ભય થઈને (સર્વ પ્રકારનાં) કલ્યાણને પ્રાપ્ત થાય છે. ॥ ૪૨ ॥

'**परः**' વિષ્ણુ એવા '**आख्या**' નામથી જે પ્રસિદ્ધ છે તે મનુષ્યોમાં દેવરૂપ રાજાને મનુષ્યોની સાથે '**संमातुम्**' સરખાવવા માટે (તું યોગ્ય નથી). ॥ ૪૨॥

હે પુત્ર, જ્યારે રાજા એવા નામને ધારણ કરનાર, હાથમાં ચક્ર ધરનાર વિષ્ણુસ્વરૂપ રાજા અદૃશ્ય થશે, ત્યારે વધુ પડતા ચોરોથી ભરેલો, રક્ષણ ન કરાતો એવો આ લોક સાચે જ, ઘેટાંનાં ટોળાંની જેમ ક્ષણમાં વિનાશ પામશે. ॥ ૪૩ ॥

'**अलक्ष्यमाणे**' અદૃશ્ય થતાં, '**अविवरूथवत्**' ઘેટાંનાં ટોળાંની જેમ ॥ ૪૩ ॥

રાજા નાશ પામતાં, જેમાં ઘણા ચોર છે તેવા મનુષ્યો એકબીજાને હણે છે, અપશબ્દો બોલે છે, પશુઓ-સ્ત્રીઓ-દ્રવ્ય વગેરેનું હરણ કરે છે. દ્રવ્યના અપહરણ કરનારથી થતું પાપ આજે આપણને જ અકારણે પ્રાપ્ત થશે. ॥ ૪૪ ॥

જે પ્રજાના રાજા નષ્ટ થયા છે તેનાં '**वसोः**' ધનનું '**विलुम्पकात्**' અપહરણ કરનાર ચોરોને કારણે જે પાપ થશે, તે આપણા નિમિત્તથી થતું હોવાથી આપણને લાગશે. '**अनन्वयम्**' કંઈ જ સંબંધ ન હોવા (છતાં). તે પાપને જ દર્શાવે છે— '**परस्परम् इति।**' '**शपन्ति**' એકબીજા પ્રત્યે કઠોર વાણી બોલે છે. પશુ વગેરેનું '**वृञ्जते**' અપહરણ કરે છે '**पुरुदस्यवः**' જેમાં ઘણા ચોર છે. ॥ ૪૪ ॥

ત્યારે વર્ણાશ્રમધર્મના આચારવાળો, ત્રણે વેદોમાં ઉપદેશેલો, મનુષ્યોનો આર્યધર્મ નાશ પામે છે અને તેથી અર્થ અને કામમાં જ મનવાળા મનુષ્યો કૂતરા-વાંદરાની જેમ વર્ણસંકર થાય છે. ॥ ૪૫ ॥

आर्यधर्मः सदाचारः। शुनां कपीनामिवार्थ-कामयोरेवाभिनिवेशितचित्तानाम्॥ ४५॥

एवं राजमात्रस्य शापानर्हत्वमुक्त्वा प्रस्तुते विशेषमाह—**धर्मपाल** इति सार्धेन।

**धर्मपालो नरपतिः स तु सम्राड् बृहच्छ्रवाः।**
**साक्षान्महाभागवतो राजर्षिर्हयमेधयाट्।**
**क्षुत्तृट्श्रमयुतो दीनो नैवास्मच्छापमर्हति॥ ४६**

हयमेधयाडश्वमेधयाजी। नन्वेवंभूतश्चेत्तत् कुतोऽपकृतवांस्तत्राह—**क्षुत्तृडिति**। स्वागत-प्रश्नाभावेनावज्ञातः प्रत्युत शापं कथमर्हतीत्यर्थः॥ ४६॥

अस्य महापापस्यान्यत्प्रायश्चित्तमदृष्ट्वा पापमावेदयन् भगवन्तं प्रार्थयते—**अपापेष्विति**।

**अपापेषु स्वभृत्येषु बालेनापक्वबुद्धिना।**
**पापं कृतं तद्भगवान्सर्वात्मा क्षन्तुमर्हति॥ ४७**

राजा चेत्प्रतिशापं दद्यात्तर्हि निष्कृतिर्भवेदपि तत्तु न संभवति तस्य महाभागवतत्वादित्याह।

**तिरस्कृता विप्रलब्धाः शप्ताः क्षिप्ता हतापि वा।**
**नास्य तत्प्रतिकुर्वन्ति तद्भक्ताः प्रभवोऽपि हि॥ ४८**

**'आर्यधर्मः'** આર્યોનો સદાચારરૂપ ધર્મ(નાશ પામે છે). કૂતરા-વાંદરાની જેમ અર્થ અને કામમાં જ પરોવાયેલાં ચિત્તવાળાંઓની ॥ ૪૫ ॥

આ પ્રમાણે રાજા માત્રની શાપ માટેની અયોગ્યતા કહીને પ્રસ્તુત વિષયમાં દોઢ શ્લોકોથી વિશેષ જણાવે છે— **'धर्मपालः इति।'**

તે રાજા તો ધર્મના સંરક્ષક છે, સમ્રાટ છે, મહાન કીર્તિવાળા તેમ જ સાક્ષાત્ મહાન ભગવદ્ભક્ત છે, રાજા હોવા છતાં ઋષિ જેવું જીવન જીવે છે, અશ્વમેધ યજ્ઞ કરનારા છે, ક્ષુધા, તૃષા અને શ્રમથી યુક્ત થઈ દીન બન્યા હતા, (તે રાજા) આપણા શાપને યોગ્ય નથી. ॥ ૪૬॥

**'हयमेधयाड्'** અશ્વમેધ યજ્ઞ કરનારા– શંકા કરે છે કે રાજા આવા હતા તો પછી અપરાધ કેમ કર્યો? તે માટે કહે છે— **'क्षुत्तृड् इति।'** ક્ષુધા, તૃષા અને શ્રમથી યુક્ત થઈ દીન બન્યા હતા, આગતા-સ્વાગતા વગેરેના અભાવને લીધે અવજ્ઞા પામવાથી (અપરાધ કર્યો), ઊલટાનો આવા શાપને તે કેવી રીતે યોગ્ય હોય, એમ અર્થ છે. ॥ ૪૬॥

આ મહાપાપનું અન્ય પ્રાયશ્ચિત્ત ન જોતાં પાપનું નિવેદન કરી ભગવાનને પ્રાર્થના કરે છે— **'अपापेषु इति।'**

પોતાના દાસજનો નિર્દોષ છે ત્યારે કાચી બુદ્ધિવાળા આ બાળકે પાપ કર્યું છે, તો તે પાપને સર્વાત્મા ભગવાન ક્ષમા કરવાને યોગ્ય છે. ॥ ૪૭ ॥

જો રાજા સામે શાપ આપત તો પણ તેનો બદલો વળી જાત, છતાં પણ તેવું ન બન્યું, કારણ કે રાજા મહાન ભગવદ્ભક્ત હતા, તેમ કહે છે.

તિરસ્કાર કરવામાં આવેલા હોય, છેતરવામાં આવ્યા હોય, શાપ આપવામાં આવ્યા હોય, આક્ષેપ કરવામાં આવ્યા હોય કે મારવામાં આવ્યા હોય તો પણ તે ભગવાનના ભક્તો ખરેખર, સમર્થ હોવા છતાં પણ આનો પ્રતિકાર કરતા નથી. ॥ ૪૮ ॥

तिरस्कृता निन्दिताः। विप्रलब्धा वञ्चिताः। क्षिप्ता अवज्ञाताः। हतास्ताडिताः। अस्य तिरस्कारादिकर्तुः। न तत्प्रतीकारं कुर्वन्ति। तद्भक्ता विष्णुभक्ताः। प्रभवः समर्था अपि॥ ४८॥

**'तिरस्कृताः'** નિંદા કરવામાં આવ્યા હોય, **'विप्रलब्धाः'** છેતરવામાં આવ્યા હોય **'क्षिप्ताः'** આક્ષેપ કરવામાં આવ્યા હોય **'हताः'** મારવામાં આવ્યા હોય, **'अस्य'** આનો તિરસ્કાર વગેરે કરનારનો પ્રતીકાર કરતા નથી, **'तत्-भक्ताः'** તે ભગવાન વિષ્ણુના ભક્તો **'प्रभवः'** સમર્થ હોય તો પણ ॥ ૪૮ ॥

**इति पुत्रकृताघेन सोऽनुतप्तो महामुनिः।**
**स्वयं विप्रकृतो राज्ञा नैवाघं तदचिन्तयत्॥ ४९**

આ પ્રમાણે પુત્રે કરેલા અપરાધથી ઘણા જ દુઃખી થયેલા તે ઉદાર મુનિ શમીકે, પોતે રાજાથી અપમાનિત કરાયેલા છે, તે અપરાધ વિષે તો વિચાર્યું જ નહીં॥ ૪૯ ॥

विप्रकृतोऽपकृतः। अघमपराधम्॥ ४९॥

**'विप्रकृतः'** અપમાનિત કરાયેલા, **'अघम्'** અપરાધને ॥ ૪૯ ॥

युक्तं चैतदित्याह—**प्रायश** इति।

(રાજાના અપરાધ પર ઋષિએ ધ્યાન ન આપ્યું તે) યોગ્ય જ છે, તેમ કહે છે— **'प्रायशः इति।'**

**प्रायशः साधवो लोके परैर्द्वन्द्वेषु योजिताः।**
**न व्यथन्ति न हृष्यन्ति यत आत्माऽगुणाश्रयः॥ ५०**

જગતમાં સત્પુરુષોને અન્ય લોકો સુખ-દુઃખાદિ દ્વન્દ્વોમાં જોડે તો પણ તેઓ ઘણું કરીને દુઃખી થતા નથી તેમ જ સુખી થતા નથી, કારણ કે (તેઓ જાણે છે કે) આત્મા સુખ-દુઃખ વગેરેનો આશ્રય નથી. ॥ ૫૦॥

द्वन्द्वेषु सुखदुःखादिषु। अगुणाश्रयः सुखदुःखाद्याश्रयो न भवति॥ ५०॥

**'द्वन्द्वेषु'** સુખ-દુઃખ વગેરે દ્વન્દ્વોમાં, **'अगुणाश्रयः'** સુખ-દુઃખ વગેરેનો જેને આશ્રય નથી (તેવો આત્મા) ॥ ૫૦ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां प्रथमस्कन्धे अष्टादशोऽध्यायः॥ १८॥

इति श्रीमद्भागवते प्रथमस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां अष्टादशोऽध्यायः॥ १८॥



# अथैकोनविंशोऽध्यायः

## પરીક્ષિતનું અનશનવ્રત અને શુકદેવજીનું આગમન

प्रायोपविष्टे गङ्गायां राज्ञि योगिजनावृते।
शुकस्यागमनं तत्र प्रोक्तमेकोनविंशके॥ १

યોગીજનોથી વીંટળાયેલા રાજા પરીક્ષિત ગંગાકિનારે મૃત્યુપર્યન્ત અનશનવ્રત લઈને બેઠા, ત્યારે ત્યાં શ્રીશુકદેવજી પધાર્યા, તે કથા ઓગણીસમા અધ્યાયમાં કહેવામાં આવી છે. ॥ ૧॥

सूत उवाच

**महीपतिस्त्वथ तत्कर्म गर्ह्यं**
**विचिन्तयन्नात्मकृतं सुदुर्मनाः।**
**अहो मया नीचमनार्यवत्कृतं**
**निरागसि ब्रह्मणि गूढतेजसि॥ १**

**સૂતજી બોલ્યા** – ત્યાર બાદ પોતે કરેલા તે નિન્દ્ય કર્મને વિચારતા, ખૂબ જ દુઃખી મનવાળા પૃથ્વીપતિ રાજા પરીક્ષિત (મનમાં કહેવા લાગ્યા કે) અરેરે, ગુપ્ત તેજવાળા નિર્દોષ બ્રાહ્મણ પ્રત્યે દુર્જનની જેમ મેં નીચ વ્યવહાર કર્યો. ॥ ૧॥

स्वकृतं तत्कर्म मुनिस्कन्धे सर्पप्रक्षेपणं गर्ह्यं निन्द्यं चिन्तयन्सुदुर्मना जातः। चिन्तामेवाह सार्धाभ्याम्—**अहो इति**। नीचं पापम्। अमीवमिति पाठे स एवार्थः। ब्रह्मणि ब्राह्मणे। गूढं गुप्तं तेजो यस्य तस्मिन्॥ १॥

शमीકમુનિના ખભા ઉપર સર્પ નાખવાનું પોતે કરેલું તે '**गर्ह्यम्**' નિંદ્ય કર્મ વિચારતા રાજા ખૂબ જ દુઃખી મનના થયા. દોઢ શ્લોક દ્વારા (રાજાની) ચિંતાને જ જણાવે છે— '**अहो इति**।' '**नीचम्**' પાપી, '**अहो मयामीवमनार्यवत्**' પાઠમાં પણ તે જ અર્થ છે '**अमीवम्**' નિકૃષ્ટ કર્મ, '**गूढम्**' ગુપ્ત તેજ છે જેનું તે '**ब्रह्मणि**' બ્રાહ્મણ પ્રત્યે.॥ ૧॥

**ध्रुवं ततो मे कृतदेवहेलनाद्-**
**दुरत्ययं व्यसनं नातिदीर्घात्।**
**तदस्तु कामं त्वघनिष्कृताय मे**
**यथा न कुर्यां पुनरेवमद्धा॥ २**

कृतं यद्देवहेलनमीश्वरावज्ञापापमित्यर्थः। तस्मान्मे व्यसनं भविष्यति तत्तु नातिदीर्घात्कालादचिरादेवास्तु तत्राप्यद्धा साक्षान्ममैव न पुत्रादिद्वारेणेति प्रार्थना। काममसंकोचतः। एवं प्रार्थनायाः प्रयोजनम्। अघस्य निष्कृताय प्रायश्चित्ताय। यथा पुनरेवं न कुर्यामिति॥ २॥

મેં કરેલા દેવતાના અપમાનને કારણે અલ્પ સમયમાં જ, પાછું ઠેલી ન શકાય તેવું દુઃખ સાક્ષાત્ મારા પર પાપના પ્રાયશ્ચિત્ત માટે ભલે આવી પડો, જેથી આવું કાર્ય હું ફરીથી ન કરું. ॥ ૨॥

જે '**देवहेलनम्**' ઈશ્વરની અવજ્ઞાનું પાપ છે, એમ અર્થ છે. તેથી મને દુઃખ પ્રાપ્ત થશે અને તે પણ '**न अति दीर्घात् कालात्**' અલ્પ સમયમાં જ, અને તે પણ '**अद्धा**' સાક્ષાત્, સીધું મારા પર જ, પરંતુ પુત્ર વગેરે દ્વારા (તેનું પ્રાયશ્ચિત્ત ન થાઓ) તેવી પ્રાર્થના કરે છે. '**कामम्**' વિના સંકોચે, આ પ્રમાણે પ્રાર્થનાનું પ્રયોજન પાપના '**निष्कृताय**' પ્રાયશ્ચિત્ત માટે છે, જેથી ફરીથી આવું હું ન કરું. ॥ ૨॥

**अद्यैव राज्यं बलमृद्धकोशं**
**प्रकोपितब्रह्मकुलानलो मे।**
**दहत्वभद्रस्य पुनर्न मेऽभूत्**
**पापीयसी धीर्द्विजदेवगोभ्यः॥ ३**

एवं साक्षात्स्वस्यैव व्यसनं संप्रार्थ्य ततः प्रागेव किंचित्प्रार्थयते। अद्यैव मे राज्यादि दहतु प्रकोपितं ब्रह्मकुलमेवानलः। पुनर्द्विजादीन्पीडयितुं धीर्मे मा भून्न भवेदित्यर्थः॥ ३॥

કોપાવેલા બ્રાહ્મણકુળનો અગ્નિ આજે જ મારા રાજ્યને, સૈન્યને તથા સમૃદ્ધ ખજાનાને બાળી મૂકો, જેથી દુષ્ટ એવા મને ફરીથી બ્રાહ્મણો, દેવો તથા ગાયોને માટે પાપિણી બુદ્ધિ ન થાય. ॥ ૩ ॥

આમ, પ્રત્યક્ષ પોતે જ દુઃખ માંગીને પછી પહેલાં જ થોડી પ્રાર્થના કરે છે. આજે જ મારા રાજ્ય વગેરેને બાળી નાખો, કોપાવેલું બ્રહ્મકુળ એ જ અગ્નિ. બ્રાહ્મણ વગેરેને ત્રાસ આપવા માટે ફરીથી મારી બુદ્ધિ '**मा भूत्**' ન થાઓ, એમ અર્થ છે. ॥ ૩॥

**स चिन्तयन्नित्थमथाशृणोद्यथा**
**मुनेः सुतोक्तो निर्ऋतिस्तक्षकाख्यः।**
**स साधु मेने न चिरेण तक्षका-**
**नलं प्रसक्तस्य विरक्तिकारणम्॥ ४**

તે રાજા પરીક્ષિત આ પ્રમાણે વિચારતા હતા, ત્યાં તરત જ શમીક મુનિના પુત્ર (શૃંગી)એ કહેલું 'તક્ષક' નામનું મૃત્યુ જેમ થશે તેમ સાંભળ્યું. તેમણે સંસારમાં આસક્ત થયેલા માટે વૈરાગ્ય માટે કારણભૂત એવા તક્ષકનાગરૂપી અગ્નિને સારો જ માન્યો. ॥ ૪ ॥

इत्थं चिन्तयन्स राजा मुनेः सुतेनोक्तः सप्तमेऽहनि निर्ऋतिर्मृत्युर्यथा भविष्यति तथाऽशृणोत्। शमीकप्रेषितशिष्यात् श्रुत्वा च स तक्षकस्य विषाग्निं साधु मेने। यतो विषयेषु प्रसक्तस्य विरक्तिकारणम्॥ ४॥

**अथो विहायेममगुं च लोकं**
**विमर्शितो हेयतया पुरस्तात्।**
**कृष्णाङ्घ्रिसेवामधिमन्यमान**
**उपाविशत्प्रायममर्त्यनद्याम् ॥ ५**

अथो अनन्तरमुभौ लोकौ पुरस्ताद्राज्यमध्य एव हेयतया विचारितौ विहाय श्रीकृष्णाङ्घ्रिसेवामेवाधिमन्यमानः सर्वपुरुषार्थाधिकां जानन् प्रायमनशनं तस्मिन्नित्यर्थः। तत्संकल्पेनोपाविशदिति यावत्। यद्वा प्रायं प्रकृष्टमयनं शरणं यथा भवति तथा॥ ५॥

**या वै लसच्छ्रीतुलसीविमिश्र-**
**कृष्णाङ्घ्रिरेण्वभ्यधिकाम्बुनेत्री ।**
**पुनाति लोकानुभयत्र सेशान्**
**कस्तां न सेवेत मरिष्यमाणः॥ ६**

अमर्त्यनद्यामिति विशेषणस्य फलमाह। या गङ्गा लसन्ती श्रीर्यस्यास्तुलस्यास्तया विमिश्रा ये कृष्णाङ्घ्रिरेणवस्तैरभ्यधिकं सर्वोत्कृष्टं यदम्बु तस्य नेत्री तद्वाहिनी। उभयत्र अन्तर्बहिश्च सेशान् लोकपालैः सहितान् लोकान् पुनाति। मरिष्यमाण आसन्नमरणः। मरणस्यानियतकालत्वात्सर्वोऽपि तथा। अतस्तां को न सेवेत॥ ६॥

આ પ્રમાણે વિચારતા રાજાએ મુનિના પુત્રે કહેલું, સાતમા દિવસે **'निर्ऋतिः'** મૃત્યુ જે પ્રમાણે થશે તે સાંભળ્યું. શમીકમુનિએ મોકલેલા શિષ્ય પાસેથી સાંભળીને તે રાજાએ તક્ષકના વિષાગ્નિને સારો માન્યો, કારણ કે વિષયોમાં ફસાયેલા માટે તે વિરક્તિના કારણરૂપ હતો. ॥ ૪॥

પછી પ્રથમથી જ ત્યજવા યોગ્ય વિચારેલા આ લોક તથા પરલોકને ત્યજી દઈને ભગવાન શ્રીકૃષ્ણની ચરણસેવાને અધિક માનતા રાજા દેવનદી ગંગાને કિનારે મૃત્યુપર્યન્ત અનશનવ્રત લઈને બેઠા. ॥ ૫॥

**'अथो'** ત્યારબાદ, બંને લોકને (આ લોક તથા પરલોકને) પ્રથમથી જ રાજ્યસંપત્તિની વચ્ચે જ ત્યાગ કરવા યોગ્ય વિચારીને ત્યજી દઈને, ભગવાન શ્રીકૃષ્ણની સેવાને જ **'अधिमन्यमानः'** સર્વ પુરુષાર્થોમાં અધિક માનતા **'प्रायम्'** મૃત્યુપર્યન્ત અનશનવ્રતમાં તે સંકલ્પથી બેઠા, એમ અર્થ છે. અથવા **'प्रायम्'** ઉત્કૃષ્ટ શરણ જે રીતે થાય (લેવાય) તે રીતે બેઠા. ॥ ૫॥

ખરેખર, દેદીપ્યમાન શ્રીયુક્ત તુલસીદળથી મિશ્રિત એવી શ્રીકૃષ્ણભગવાનની ચરણરજથી સર્વોત્કૃષ્ટ (થયેલા) જળને વહાવનારાં જે ગંગાજી મહાદેવજી સહિત સર્વ લોકોને તથા લોકપાલોને બંને તરફથી (અંદરથી અને બહારથી) પવિત્ર કરે છે, તે ગંગાજીને મરણાસન્ન એવો કોણ ન સેવે? ॥ ૬॥

દેવનદી (શ્રીગંગાજી) એ વિશેષણનું ફળ કહે છે. જે ગંગાજી, દેદીપ્યમાન શ્રીથી યુક્ત જે તુલસી છે, તેનાથી મિશ્રિત જે શ્રીકૃષ્ણના ચરણરેણુઓ છે, તેમનાથી **'अभि-अधिकम्'** સર્વોત્કૃષ્ટ બનેલું જે જળ છે, તેની **'नेत्री'** વાહિની છે. **'उभयत्र'** અંદર તથા બહાર બન્ને તરફથી, શંકર ભગવાન સહિત લોકપાલો તેમજ લોકોને પવિત્ર કરે છે. **'मरिष्यमाणः'** મરણ સમીપ હોય તે. મરણકાળ નિયત ન હોવાથી સર્વ મનુષ્યો મરણાસન્ન છે, માટે તે ગંગાજીનું સેવન કોણ ન કરે? ॥ ૬॥

इति व्यवच्छिद्य स पाण्डवेयः
प्रायोपवेशं प्रति विष्णुपद्याम्।
दध्यौ मुकुन्दाङ्घ्रिमनन्यभावो
मुनिव्रतो मुक्तसमस्तसङ्गः॥ ७

इत्येवं विष्णुपद्यां गङ्गायां प्रायोपवेशं प्रति व्यवच्छिद्य निश्चित्य। पाण्डवेय इति तत्कुलौचित्यं दर्शयति। नास्त्यन्यस्मिन् भावो यस्य सः। कुतः। मुनिव्रत उपशान्तः। तत्कुतः। मुक्तः समस्तसङ्गो येन सः॥ ७॥

આ પ્રમાણે વિષ્ણુપદી શ્રીગંગાજીના કિનારે આમરણ ઉપવાસ કરવા માટે નિશ્ચય કરીને, મુનિવ્રત (મૌન)ને ધારણ કરનાર, સમસ્ત સંગ છોડી દેનાર, (ભગવાનમાં) અનન્યભાવવાળા તે પાંડુવંશોત્પન્ન રાજા પરીક્ષિત મુકુન્દભગવાનના ચરણકમળનું ધ્યાન ધરવા લાગ્યા. ॥ ૭॥

આ પ્રમાણે **'विष्णुपद्याम्'** ગંગાજીના કિનારે આમરણ ઉપવાસ કરવા માટે **'व्यवच्छिद्य'** નિશ્ચય કરીને **'पाण्डवेयः'** પાંડુવંશોત્પન્ન કહીને તેમના કુળનું ઔચિત્ય દર્શાવે છે. જેમનો અન્ય કોઈનામાં ભાવ નથી (અનન્ય-ભાવવાળા) તે પરીક્ષિત– કેવી રીતે? મુનિવ્રત (મૌન ધારણ કરીને) શાન્ત (બનીને). શા માટે? (કારણ કે) છૂટી ગઈ છે સમસ્ત આસક્તિ જેમના દ્વારા તેવા તે. ॥ ૭॥

तत्रोपजग्मुर्भुवनं पुनाना
महानुभावा मुनयः सशिष्याः।
प्रायेण तीर्थाभिगमापदेशैः
स्वयं हि तीर्थानि पुनन्ति सन्तः॥ ८

तत्र तदा तद्दर्शनार्थं मुनय उपागता न तु तीर्थस्नानार्थम्। कृतार्थत्वात्।

ननु तादृशानामपि तीर्थयात्रा दृश्यते तत्राह—प्रायेणेति। तीर्थयात्राव्याजैः॥ ८॥

ત્રિભુવનને પાવન કરનારા મહાપ્રભાવશાળી મુનિઓ પોતપોતાના શિષ્યો સાથે ત્યાં ગંગાકિનારે પધાર્યા. ઘણું કરીને સત્પુરુષો તીર્થસેવન કરવાના નિમિત્તે પોતે જ તીર્થોને પાવન કરે છે. ॥ ૮॥

ત્યાં તે સમયે તે (રાજા)ના દર્શનાર્થે મુનિઓ પધાર્યા, પણ તીર્થસ્નાન માટે નહીં, કારણ કે મુનિઓ તો કૃતાર્થ થયેલા જ હોય છે.

શંકા કરવામાં આવી છે કે આવા જનો પણ તીર્થયાત્રા કરતા દેખાય છે. તે માટે કહે છે— **'प्रायेण इति।'** તીર્થયાત્રાના બહાને (પોતે જ તીર્થોને પાવન કરે છે.) ॥ ૮ ॥

अत्रिर्वसिष्ठश्च्यवनः शरद्वा-
नरिष्टनेमिर्भृगुरङ्गिराश्च।
पराशरो गाधिसुतोऽथ राम
उतथ्य इन्द्रप्रमदेध्मवाहौ॥ ९
मेधातिथिर्देवल आर्ष्टिषेणो
भारद्वाजो गौतमः पिप्पलादः।
मैत्रेय और्वः कवषः कुम्भयोनि-
र्द्वैपायनो भगवान्नारदश्च॥ १०

અત્રિ, વસિષ્ઠ, ચ્યવન, કૃપાચાર્ય, અરિષ્ટનેમિ, ભૃગુ અને અંગિરા, પરાશર, ગાધિપુત્ર વિશ્વામિત્ર, પરશુરામ, ઉતથ્ય, ઈન્દ્રપ્રમદ તથા ઈધ્મવાહ, ॥ ૯॥ મેધાતિથિ, દેવલ, આર્ષ્ટિષેણ, ભારદ્વાજ, ગૌતમ, પિપ્પલાદ, મૈત્રેય, ઔર્વ, કવષ, અગસ્ત્ય, વ્યાસ, ભગવાન નારદ ॥ ૧૦ ॥

**अन्ये च देवर्षिब्रह्मर्षिवर्या**
**राजर्षिवर्या अरुणादयश्च।**
**नानार्षेयप्रवरान् समेता-**
**नभ्यर्च्य राजा शिरसा ववन्दे॥ ११**

अरुणादयः काण्डर्षित्वविशेषेण पृथक् निर्दिष्टाः। नाना यान्यार्षेयाणि ऋषीणां गोत्राणि तेषु प्रवरान् श्रेष्ठान्। शिरसा भुवं स्पृष्ट्वा ववन्दे॥ ९॥ १०॥ ११॥

**सुखोपविष्टेष्वथ तेषु भूयः**
**कृतप्रणामः स्वचिकीर्षितं यत्।**
**विज्ञापयामास विविक्तचेता**
**उपस्थितोऽग्रेऽभिगृहीतपाणिः ॥ १२**

विज्ञापनार्थं पुनः कृतप्रणामः। विविक्तं शुद्धं चेतो यस्य। अभिगृहीतौ संयोजितौ पाणी येन सः। स्वचिकीर्षितं प्रायोपवेशनादियुक्तमयुक्तं वेति विज्ञापयामास॥ १२॥

अनुमोदनेनानुग्रहमालक्ष्यात्मानं श्लाघते— **अहो इति।**

राजोवाच

**अहो वयं धन्यतमा नृपाणां**
**महत्तमानुग्रहणीयशीलाः ।**
**राज्ञां कुलं ब्राह्मणपादशौचाद्**
**दूराद्विसृष्टं बत गर्ह्यकर्म॥ १३**

नृपाणां मध्ये महत्तमैरनुग्रहणीयं शीलं वृत्तं येषां ते। एतच्च राज्ञामतिदुर्लभमित्याह। ब्राह्मणानां पादशौचात् पादक्षालनोदकात्

અને બીજા શ્રેષ્ઠ દેવર્ષિઓ તથા બ્રહ્મર્ષિઓ તેમજ અરુણ વગેરે શ્રેષ્ઠ રાજર્ષિઓ પધાર્યા. એકત્રિત થયેલા, અનેક ઋષિવંશમાં ઉત્પન્ન થયેલા શ્રેષ્ઠ ઋષિઓને સત્કારી રાજા પરીક્ષિતે મસ્તક નમાવી વંદન કર્યાં. ॥ ૧૧॥

અરુણ વગેરે જ્ઞાનકાંડમાં પ્રધાન હોવાથી વિશેષરૂપે જુદો નિર્દેશ કર્યો છે. જુદાં જુદાં જે '**आर्षेयाणि**' ઋષિઓનાં ગોત્રો છે, તેમાં '**प्रवरान्**' શ્રેષ્ઠ ઋષિઓને '**शिरसा**' મસ્તકથી ધરતી ઉપર સ્પર્શ કરી વંદન કર્યાં. ॥ ૯॥ ૧૦॥ ૧૧॥

તે ઋષિ-મુનિઓ સુખપૂર્વક બેઠા ત્યારે ફરીથી જેમણે પ્રણામ કર્યા તે શુદ્ધ અંતઃકરણવાળા, હાથ જોડી આગળ ઊભા રહેલા (પરીક્ષિત) પોતે કરવા ઈચ્છેલું વ્રત જણાવવા લાગ્યા. ॥ ૧૨॥

નિવેદન કરવા માટે પુનઃ જેમણે પ્રણામ કર્યા તે રાજા, '**विविक्तम्**' શુદ્ધ છે ચિત્ત જેમનું, '**अभिगृहीतौ**' જોડ્યા છે બંને હાથ જેમણે, તે રાજા '**स्वचिकीर्षितम्**' પોતે કરવા ઈચ્છેલાને, આમરણ ઉપવાસ (વ્રત) વગેરે યોગ્ય છે કે નહીં તે જણાવવા લાગ્યા. ॥ ૧૨॥

(ઋષિઓના) અનુમોદનથી (તેમનો) અનુગ્રહ જોઈને (રાજા) પોતાની જાતની પ્રશંસા કરે છે— '**अहो इति।**'

**રાજા બોલ્યા** – અહો! રાજાઓની અંદર અમે અત્યન્ત ધન્ય છીએ, કારણ કે મહાપુરુષો દ્વારા કૃપાપાત્ર આચરણવાળા થયા છીએ. નિન્દિત કર્મ કરનારું રાજાઓનું કુળ બ્રાહ્મણોના પાદપ્રક્ષાલનના જળથી દૂર ફેંકાઈ ગયું હોય છે. ॥ ૧૩ ॥

રાજાઓની અંદર મહાપુરુષો દ્વારા કૃપાપાત્ર '**शीलम्**' આચરણ જેમનું છે તેવા તે રાજાઓ– અને આ (મહત્તમાનુગ્રહણીયશીલત્વ) રાજાઓને અતિદુર્લભ છે, એમ કહે છે. બ્રાહ્મણોના '**पादशौचात्**' ચરણ-

'दूरादुच्छिष्टविण्मूत्रपादाम्भांसि समुत्सृजेत्' इति स्मृतेः, दूरे हि तैस्तद्विसृज्यते। ततोऽपि दूरादेव विसृष्टं क्षिप्तम्। तत्रापि स्थातुमयोग्यमित्यर्थः। गर्ह्यं कर्म यस्येत्यात्मानमुद्दिश्योक्तम्॥ १३॥

પ્રક્ષાલનના જળથી (રાજકુળ દૂર ફેંકાઈ ગયું છે.)– ''ઉચ્છિષ્ટ, વિષ્ટા, મૂત્ર તથા પોતાના પગ ધોયેલું જળ દૂર ફેંકવું જોઈએ.'' એમ સ્મૃતિ છે. બ્રાહ્મણો દ્વારા તે બધું ખરેખર દૂર ફેંકવામાં આવે છે. પણ (રાજકુળ તો) તેનાથી પણ દૂર **'विसृष्टम्'** ફેંકાઈ ગયું છે. ત્યાં પણ રહેવાને યોગ્ય નથી, એમ અર્થ છે. નિંદ્ય કર્મ છે જેનું એમ પોતાને ધ્યાનમાં રાખીને (કુળ વિષે) કહેવામાં આવ્યું છે. ॥ ૧૩ ॥

**तस्यैव मेऽघस्य परावरेशो**
**व्यासक्तचित्तस्य गृहेष्वभीक्ष्णम्।**
**निर्वेदमूलो द्विजशापरूपो**
**यत्र प्रसक्तो भयमाशु धत्ते॥ १४**

પાપાત્મા અને ગૃહ-પરિવારમાં અત્યન્ત આસક્ત ચિત્તવાળા તેવા મને વૈરાગ્ય ઉત્પન્ન કરાવનાર પર અને અવરના ઈશ (પરમાત્મા પોતે જ) બ્રાહ્મણના શાપરૂપ થયા છે, જે શાપ થતાં ગૃહાસક્ત પુરુષ શીઘ્ર ભય પામે છે. ॥ ૧૪॥

आस्तां तावदनुग्रहः, ब्रह्मशापोऽपि भगवत्प्रसादादेव जात इत्याह। तस्य गर्ह्यकर्मण एव। अतोऽघस्य पापात्मनो गृहेष्वासक्तचित्तस्य मे स्वप्राप्तये परावराणामीश एव द्विजशापतया बभूव। यत्र यस्मिन् शापे सति गृहेषु प्रसक्तो भयं धत्ते निर्विण्णो भवति। यतो निर्वेदमूलो निर्वेदो वैराग्यं मूलं प्राप्तिकारणं यस्मिन्। स्वस्य वैराग्यप्राप्यत्वात्तस्य च भयमूलत्वात्तदर्थं द्विजशापं कारितवानित्यर्थः॥ १४॥

અનુગ્રહ તો બાજુએ મૂકો. બ્રાહ્મણનો શાપ પણ ભગવાનની કૃપાથી જ થયો છે, એમ કહે છે, **'तस्य'** તે નિંદિત કર્મ કરનારને જ (શાપ થયો છે), આથી **'अघस्य'** પાપાત્મા તથા ઘરમાં આસક્ત ચિત્તવાળા મને સ્વની પ્રાપ્તિ માટે પર (ઉત્તમ) અને અવર (અધમ)ના ઈશ (સર્વના પરમાત્મા) જ બ્રહ્મશાપરૂપ થયા છે. **'यत्र'** જે શાપ થતાં ગૃહાસક્ત પુરુષ ભય પામે છે અને વૈરાગી બને છે, કારણ કે **'निर्वेदमूलः'** વૈરાગ્યની પ્રાપ્તિનું કારણ તે (શાપ)માં છે. પોતાને વૈરાગ્યપ્રાપ્તિને યોગ્ય કરવાના હેતુથી તથા તે (શાપ) ભયનું કારણ હોવાથી બ્રહ્મશાપનું નિર્માણ કરવામાં આવ્યું, એમ અર્થ છે. ॥ ૧૪॥

तान्प्रार्थयते—**तमिति** द्वाभ्याम्।

**तं मोपयातं प्रतियन्तु विप्रा**
**गङ्गा च देवी धृतचित्तमीशे।**
**द्विजोपसृष्टः कुहकस्तक्षको वा**
**दशत्वलं गायत विष्णुगाथाः॥ १५**

તેમને બે શ્લોકો દ્વારા પ્રાર્થે છે— **'तम् इति।'**

વિપ્રવરો તથા ભગવતી ગંગા તે મને આપ શરણાગત જાણો. (મને આપ સ્વીકારો.) પરમાત્મામાં ચિત્તવાળા મને બ્રાહ્મણનો પ્રેરેલો માયાવી કે સાચો તક્ષકનાગ ભલે કરડે! આપ ભગવત્કથાઓનું ગાન કરો. ॥ ૧૫ ॥

तं मा मामुपयातं शरणागतं प्रतियन्तु जानन्तु। देवी देवतारूपा गङ्गा च प्रत्येतु। वाशब्दः प्रतिक्रियानादरे। गाथाः कथाः ॥ १५ ॥

**पुनश्च भूयाद्भगवत्यनन्ते**
**रतिः प्रसङ्गश्च तदाश्रयेषु।**
**महत्सु यां यामुपयामि सृष्टिं**
**मैत्र्यस्तु सर्वत्र नमो द्विजेभ्यः ॥ १६**

स आश्रयो येषां तेषु प्रकृष्टः सङ्गो भूयात्। तस्यां तस्यां सृष्टौ जन्मनि ॥ १६ ॥

**इति स्म राजाध्यवसाययुक्तः**
**प्राचीनमूलेषु कुशेषु धीरः।**
**उदङ्मुखो दक्षिणकूल आस्ते**
**समुद्रपत्न्याः स्वसुतन्यस्तभारः ॥ १७**

अध्यवसायो निश्चयः। प्राचीनानि प्रागग्राणि मूलानि येषां तेषु प्रागग्रेषु कुशेष्वास्ते स्म। स्वसुते जनमेजये न्यस्तो भारो राज्यं येन सः ॥ १७ ॥

**एवं च तस्मिन्नरदेवदेवे**
**प्रायोपविष्टे दिवि देवसङ्घाः।**
**प्रशस्य भूमौ व्यकिरन्प्रसूनै-**
**र्मुदा मुहुर्दुन्दुभयश्च नेदुः ॥ १८**

मुदा व्यकिरन्। देवसङ्घैर्वादिता दुन्दुभयो नेदुः ॥ १८ ॥

**महर्षयो वै समुपागता ये**
**प्रशस्य साध्वित्यनुमोदमानाः।**
**ऊचुः प्रजानुग्रहशीलसारा**
**यदूत्तमश्लोकगुणाभिरूपम् ॥ १९**

તે મને '**उपयातम्**' આપ શરણાગત '**प्रतियन्तु**' જાણો, દેવીરૂપા ભગવતી ગંગા પણ મને સ્વીકારો. '**वा**' શબ્દ બદલો કે પ્રતિક્રિયા કરવા માટેનો અનાદર સૂચવે છે. '**गाथाः**' કથાઓને ॥ ૧૫ ॥

વળી, હું જે જે યોનિને પ્રાપ્ત કરું (તે તે યોનિમાં) સર્વત્ર અનન્ત ભગવાનમાં પ્રેમભાવ પ્રાપ્ત થાઓ તેમ જ તેમનો જ જેમને આશ્રય છે તેવા મહાન ભગવદ્ભક્તોનો સમાગમ થાઓ. સર્વત્ર મારી મૈત્રી થાઓ. બ્રાહ્મણોને નમસ્કાર હો. ॥ ૧૬ ॥

તે (ભગવાન) જેમનો આશ્રય છે તેમનો સુદીર્ઘ સમાગમ થાઓ! અનેક '**सृष्टौ**' જન્મોમાં ॥ ૧૬ ॥

પોતાના પુત્રને રાજ્યભાર સોંપી દેનાર ધીર રાજા પરીક્ષિત દૃઢનિશ્ચયી થઈ, ગંગાનદીના દક્ષિણ કિનારા ઉપર, પૂર્વાગ્ર દર્ભવાળા આસન ઉપર ઉત્તરાભિમુખ થઈને બેઠા. ॥ ૧૭ ॥

'**अध्यवसायः**' નિશ્ચય– પૂર્વ દિશા તરફ, જેનાં મૂળ છે તેવા (પૂર્વાગ્ર) દર્ભાસન ઉપર બેઠા. '**स्वसुते**' પોતાના પુત્ર જનમેજય ઉપર રાજ્યભાર નાખ્યો જેમણે તે (રાજા) ॥ ૧૭ ॥

આ પ્રમાણે રાજેન્દ્ર પરીક્ષિત જ્યારે આમરણ અનશનવ્રત લઈને બેઠા, ત્યારે સ્વર્ગમાં દેવગણો રાજાની પ્રશંસા કરીને હર્ષથી પૃથ્વી ઉપર પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા તેમ જ વારંવાર નગારાં વાગવા લાગ્યાં. ॥ ૧૮ ॥

હર્ષથી (પુષ્પ)વૃષ્ટિ કરી– દેવગણોએ વગાડેલાં દુંદુભિઓ નાદ કરવા લાગ્યાં. ॥ ૧૮ ॥

લોકો ઉપર અનુગ્રહ કરવો એ જ જેમનો સ્વભાવ તથા બળ છે, તેવા જે મહર્ષિઓએ 'ધન્ય છે, ધન્ય છે' એમ પ્રશંસા કરીને અનુમોદન આપતાં, ઉત્તમશ્લોક ભગવાનના ગુણોથી શોભતા (રાજા)ને કહ્યું, ॥ ૧૯ ॥

प्रजानुग्रहे शीलं स्वभावः सारो बलं च येषाम् उत्तमश्लोकगुणैरभिरूपं सुन्दरम्॥ १९॥

પ્રજા ઉપર અનુગ્રહ કરવાનો **'शीलम्'** સ્વભાવ તથા **'सारः'** બળ છે જેમનામાં તેવા મહર્ષિઓ– ઉત્તમ યશવાળા ભગવાનના ગુણોથી **'अभिरूपम्'** સુન્દર (એવા રાજાને કહેવા લાગ્યા). ॥ १९ ॥

**न वा इदं राजर्षिवर्य चित्रं**
**भवत्सु कृष्णं समनुव्रतेषु।**
**येऽध्यासनं राजकिरीटजुष्टं**
**सद्यो जहुर्भगवत्पार्श्वकामाः॥ २०**

**ઋષિઓ બોલ્યા** – હે રાજર્ષિવર્ય, ભગવાન શ્રીકૃષ્ણને એકનિષ્ઠાથી અનુસરનારા આપ પાંડુવંશીઓને માટે આ આશ્ચર્ય નથી. ભગવાનનું સાન્નિધ્ય ઇચ્છનાર જે પાંડવોએ રાજમુકુટોથી સેવાયેલા રાજ્યસિંહાસનને તત્કાળ છોડી દીધું હતું! ॥ २० ॥

भवत्सु पाण्डोर्वंश्येषु। ये जहुरिति युधिष्ठिराद्यभिप्रायेण॥ २०॥

**'भवत्सु'** આપ પાંડુવંશીઓને વિષે– **'ये जहुः'** જેમણે છોડી દીધું, એમ યુધિષ્ઠિર વગેરેના અભિપ્રાયથી કહે છે. ॥ २०॥

परस्परं संमन्त्रयन्ते—**सर्व** इति।

પરસ્પર વાતો કરે છે— **'सर्वे इति।'**

**सर्वे वयं तावदिहास्महेऽद्य**
**कलेवरं यावदसौ विहाय।**
**लोकं परं विरजस्कं विशोकं**
**यास्यत्ययं भागवतप्रधानः॥ २१**

ભગવદ્ભક્તોમાં શ્રેષ્ઠ આ (રાજર્ષિ પરીક્ષિત) પોતાના શરીરને છોડીને માયારહિત અને શોકરહિત, શ્રેષ્ઠ (વૈકુંઠ)લોકને પ્રાપ્ત કરશે ત્યાં સુધી હવે આપણે સૌ અહીં જ બેઠા છીએ. ॥ २१॥

परं श्रेष्ठं लोकम्। तत्र हेतुः—विरजस्कं निर्मायं विशोकं च यास्यतीति। कुतस्तत्राह—अयमिति॥ २१॥

**'परम्'** શ્રેષ્ઠ લોકને, તે માટે કારણ આપે છે— **'विरजस्कम्'** રજોગુણ વગરના, માયારહિત અને શોકરહિત (શ્રેષ્ઠ એવા લોકને) પામશે. કેમ? તે માટે કહે છે— **'अयम् इति।'** ॥ २१॥

**आश्रुत्य तदृषिगणवचः परीक्षित्**
**समं मधुच्युद्गुरु चाव्यलीकम्।**
**आभाषतैतानभिनन्द्य युक्तं**
**शुश्रूषमाणश्चरितानि विष्णोः॥ २२**

શ્રીવિષ્ણુભગવાનનાં ચરિત્રોને સાંભળવા ઇચ્છતા પરીક્ષિત તે ઋષિમુનિઓના સમભાવ-યુક્ત, અમૃત ઝરતા, અર્થગંભીર અને સત્ય વચનને સાંભળીને અભિનંદન કરીને પ્રસંગોચિત બોલવા લાગ્યા. ॥ २२॥

आश्रुत्याकर्ण्य। समं पक्षपातशून्यम्। मधुच्युदमृतस्रावि। गुरु गम्भीरार्थम्। अव्यलीकं सत्यम्॥ २२॥

**'आश्रुत्य'** સાંભળીને, **'समम्'** પક્ષપાતરહિત (વચન)ને, **'मधुच्युत्'** અમૃત ઝરતા (વચન)ને, **'गुरु'** ગંભીર અર્થવાળા (વચન)ને **'अव्यलीकम्'** સત્ય (વચન)ને ॥ २२ ॥

**समागताः सर्वत एव सर्वे**
**वेदा यथा मूर्तिधरास्त्रिपृष्ठे।**
**नेहाथवामुत्र च कश्चनार्थ**
**ऋते परानुग्रहमात्मशीलम्॥ २३**

त्रयाणां लोकानां पृष्ठे उपरि सत्यलोके वेदा यथा मूर्तिधरा भवन्ति तत्तुल्याः। ज्ञानातिशयमुक्त्वा कृपालुतामाह—**नेहेति**।

भवतां प्रयोजनं परानुग्रहं विना नास्ति। तर्हि स एवार्थः स्यात्, न। आत्मशीलं स्वस्वभावम्॥ २३॥

**ततश्च वः पृच्छ्यमिमं विपृच्छे**
**विश्रभ्य विप्रा इतिकृत्यतायाम्।**
**सर्वात्मना म्रियमाणैश्च कृत्यं**
**शुद्धं च तत्रामृशताभियुक्ताः॥ २४**

पृच्छ्यं प्रष्टव्यम्। विश्रभ्य विश्वासं कृत्वा। एवं कर्तव्यमित्यस्य भाव इतिकृत्यता तस्मिन्विषये। सर्वात्मना सर्वावस्थासु यत्कृत्यं विशेषतश्च म्रियमाणैस्तच्च शुद्धं पापसंपर्करहितमामृशत विचारयत॥ २४॥

**तत्राभवद्भगवान् व्यासपुत्रो**
**यदृच्छया गामटमानोऽनपेक्षः।**
**अलक्ष्यलिङ्गो निजलाभतुष्टो**
**वृतः स्त्रिबालैरवधूतवेषः॥ २५**

ચારે તરફથી અહીં પધારેલા આપ, સત્યલોકમાં દિવ્ય મૂર્તિમાન સ્વરૂપ ધારણ કરીને રહેલા વેદો સમાન છો. અન્યની ઉપર અનુગ્રહ કરવારૂપ પોતાના સ્વભાવ-સૌજન્ય સિવાય આ લોકમાં અને પરલોકમાં આપનો અન્ય કોઈ જ ઉદ્દેશ નથી. ॥ ૨૩॥

ત્રણેય લોકોની **'पृष्ठे'** ઉપર સત્યલોકમાં વેદો જેમ મૂર્તિ ધારણ કરનારા બને છે, તેમની જેમ– જ્ઞાનની અતિશયતા કહીને તેમની કૃપાળુતાને જણાવે છે— **'न इह इति।'**

આપનું પ્રયોજન અન્યની ઉપર અનુગ્રહ કરવા સિવાય બીજું કોઈ નથી. તો પછી અનુગ્રહ કરવો તે પણ એક પ્રયોજન છે. તો કહે છે કે ના, તેમ નથી. **'आत्मशीलम्'** એ તો આપનો પોતાનો સ્વભાવ જ છે. ॥ ૨૩॥

માટે હે વિપ્રો, આપની ઉપર વિશ્વાસ રાખીને મનુષ્યના કર્તવ્યની બાબતમાં પૂછવા યોગ્ય આ પ્રશ્ન આપને પૂછું છું. સર્વ અવસ્થાઓમાં અને (વિશેષ કરીને) મરણોન્મુખ મનુષ્ય દ્વારા જે કરવા યોગ્ય પવિત્ર કર્તવ્ય છે, તે આપ સર્વ વિદ્વાનો વિચારો. ॥ ૨૪ ॥

**'पृच्छ्यम्'** પૂછવા યોગ્ય– **'विश्रभ्य'** વિશ્વાસ રાખીને– આ પ્રમાણે કરવું જોઈએ એવો ભાવ એટલે **'इतिकृत्यता'** (મનુષ્યના) કર્તવ્યની બાબતમાં– **'सर्वात्मना'** સર્વ અવસ્થાઓમાં જે કરવું જોઈએ તે અને વિશેષ કરીને મરણોન્મુખ મનુષ્યો દ્વારા કરવા યોગ્ય હોય તે પણ– **'शुद्धम्'** પાપના સંપર્કથી રહિત– **'आमृशत'** (આપ સૌ) વિચારો ॥ ૨૪॥

દૈવેચ્છાથી પૃથ્વી પર વિચરતા, સ્ત્રીઓ તથા બાળકોથી વીંટળાયેલા, કોઈ પણ પ્રકારની અપેક્ષા વિનાના, ઓળખી ન શકાય તેવાં લક્ષણોવાળા, આત્મજ્ઞાનના લાભથી પરમસંતુષ્ટ, અવધૂતના વેષવાળા, વ્યાસજીના પુત્ર શ્રીશુકદેવજી ત્યાં પ્રાપ્ત (પ્રકટ) થયા. ॥ ૨૫ ॥

तत्र तेषु यागयोगतपोदानादिभिर्विवदमानेषु सत्सु यदृच्छया गां पर्यटन्व्यासपुत्रस्तत्राभवत्प्राप्तः। न लक्ष्यमाश्रमादिलिङ्गं यस्य। अवधूतोऽवज्ञया जनैस्त्यक्तो यस्तस्येव वेषो यस्य सः॥ २५॥

**'તત્ર'** તે સર્વ મુનિઓ જ્યારે યાગ, યોગ, તપ, દાન વગેરે બાબતમાં વિવાદ કરી રહ્યા હતા, ત્યારે દૈવેચ્છાથી પૃથ્વી પર વિચરતા વ્યાસનંદન ત્યાં **'अभवत्'** પ્રાપ્ત થયા. (ઈચ્છે તે સ્થાને યૌગિક શક્તિથી પ્રકટ થવાનું સામર્થ્ય ધરાવતા હોવાથી ત્યાં પ્રકટ થયા.) આશ્રમ વગેરેના ચિહ્નથી જે ઓળખાતા નથી. **'अवधूतः'** લોકો દ્વારા અવજ્ઞાથી જે ત્યજવામાં આવ્યો છે, તેવો જ વેષ છે જેમનો તે ॥ ૨૫॥

**तं द्व्यष्टवर्षं सुकुमारपाद-**
**करोरुबाह्वंसकपोलगात्रम्।**
**चार्वायताक्षोन्नसतुल्यकर्ण-**
**सुभ्र्वाननं कम्बुसुजातकण्ठम्॥ २६**

સોળ વર્ષની વયવાળા, સુકોમળ ચરણ, હસ્ત, સાથળ, બાહુ, ખભા, ગાલ તથા શ્રીઅંગવાળા, મનોહર-વિશાળ નેત્રો, ઉન્નત નાસિકા, સમાન કર્ણ, સુંદર ભ્રૂકુટિયુક્ત મુખ તથા શંખ જેવા ત્રિવલિયુક્ત કંઠવાળા, ॥ ૨૬॥

तमित्यादीनां प्रत्युत्थिता इति तृतीय-श्लोकेनान्वयः। द्विगुणान्यष्टौ वर्षाणि यस्य। सुकुमारौ कोमलौ पादौ करावूरू बाहू अंसौ कपोलौ गात्रं च यस्य। चारुणी आयते अक्षिणी यस्मिन्। उन्नता नासा यस्मिन्। लम्बह्रस्वादिवैषम्यं विना तुल्यौ कर्णौ यस्मिन्। शोभने च भ्रुवौ यस्मिन् एवंभूतमाननं यस्य। कम्बुवद्रेखात्रयाङ्कितः सुष्ठु जातः कण्ठो यस्य॥ २६॥

તે શ્રીશુકદેવજીને (જાણનારા મુનિઓ) ઊભા થઈને સન્મુખ ગયા– એમ આનાથી ત્રીજા શ્લોક (૨૮) સાથે સંબંધ છે. જે સોળ વર્ષના છે, બન્ને ચરણો, બન્ને હસ્ત, બન્ને સાથળ, બંને ખભા, બંને ગાલ તથા અવયવો જેમના સુકોમળ છે; બન્ને મનોહર-વિશાળ નેત્રો જેમાં છે, ઉન્નત નાસિકા જેમાં છે, બે સમાન કર્ણો છે તથા જેમાં સુંદર ભ્રૂકુટિ છે– એવું જેમનું મુખ છે. શંખના જેવો, ત્રણ રેખાઓથી અંકિત સુંદર કંઠ છે જેમનો,॥ ૨૬ ॥

**निगूढजत्रुं पृथुतुङ्गवक्षस-**
**मावर्तनाभिं वलिवल्गूदरं च।**
**दिगम्बरं वक्त्रविकीर्णकेशं**
**प्रलम्बबाहुं स्वमरोत्तमाभम्॥ २७**

(ભરાવદાર પાંસળીઓથી) ઢંકાયેલી હાંસડીવાળા, વિશાળ અને ઉન્નત વક્ષઃસ્થળવાળા, ઘૂમરીના જેવી ગોળ અને ઊંડી નાભિવાળા તેમ જ ત્રિવલિથી યુક્ત સુંદર ઉદરવાળા, દિશાઓરૂપી વસ્ત્રવાળા, વાંકડિયા વિખરાયેલા કેશવાળા, લાંબા બાહુવાળા, દેવોમાં શ્રેષ્ઠ એવા શ્રીહરિ જેવી આભાવાળા (શ્રીશુકદેવજી) ॥ ૨૭ ॥

कण्ठस्याधोभागयोः स्थिते ते अस्थिनी जत्रुणी। मांसेन निगूढे जत्रुणी यस्य। पृथु विस्तीर्णं तुङ्गमुन्नतं च वक्षो यस्य। आवर्तवन्नाभिर्यस्य। वलिभिस्तिर्यङ्निम्नरेखाभिर्वल्गु रम्यमुदरं यस्य। दिश एवाम्बरं यस्य। वक्रा विकीर्णाः केशा

કંઠની નીચેના ભાગમાં રહેલાં બે હાડકાંઓ એટલે **'जत्रुणी'**. માંસથી ઢંકાઈ ગઈ છે હાંસડી જેમની, **'पृथु'** વિશાળ– **'तुङ्गम्'** અને ઉન્નત વક્ષઃસ્થળ જેમનું છે, ઘૂમરી જેવી (ગોળ અને ઊંડી) નાભિ છે જેમની, **'वलिभिः'** ત્રિવલિઓ વડે, ત્રાંસી નીચી રેખાઓ વડે **'वल्गु'** રમ્ય, સુંદર ઉદર છે જેમનું, દિશા એ જ જેમનું

यस्य। प्रलम्बौ बाहू यस्य। स्वमरेषु श्रेष्ठदेवेषूत्तमो हरिस्तद्वदाभा यस्य तम्॥ २७॥

વસ્ત્ર છે, વાંકડિયા વિખરાયેલા કેશ છે જેમના, લાંબા બાહુ છે જેમના, **'सु+अमरेषु'** શ્રેષ્ઠ દેવોમાં ઉત્તમ એવા શ્રીહરિ– તેમના જેવી આભા છે જેમની તે (શ્રીશુકદેવજી)ને ॥ ૨૭॥

**श्यामं सदाऽपीच्यवयोङ्गलक्ष्म्या**
**स्त्रीणां मनोज्ञं रुचिरस्मितेन।**
**प्रत्युत्थितास्ते मुनयः स्वासनेभ्य-**
**स्तल्लक्षणज्ञा अपि गूढवर्चसम्॥ २८**

સ્યામ, સદાય અતિસુંદર એવા નવયૌવનથી યુક્ત અંગની શોભાથી અને મધુર મંદહાસ્યથી સ્ત્રીઓ દ્વારા સ્પૃહણીય, ગુપ્ત પ્રભાવવાળા હોવા છતાં પણ, તેમનાં લક્ષણોને જાણનારા તે મુનિઓ પોતાનાં આસનો પરથી તેમની સન્મુખ ઊભા થયા. ॥ ૨૮ ॥

सदा अपीच्यमत्युत्तमं यद्वयो यौवनं तेन याऽङ्गलक्ष्मीर्देहकान्तिस्तया रुचिरस्मितेन च। गूढवर्चसमपि प्रत्युत्थितास्तं दृष्ट्वा प्रत्युद्गमं कृतवन्त इत्यर्थः ॥ २८ ॥

નિત્ય **'अपीच्यम्'** અતિસુંદર જે **'वयः'** નવયૌવન છે તેનાથી જે **'अङ्गलक्ष्मीः'** શરીરની કાન્તિ છે, તેનાથી તથા સુન્દર સ્મિતથી– ગુપ્ત તેજવાળા હોવા છતાં પણ તેમને જોઈને **'प्रत्युत्थिताः'** સામે ઊભા થયા, એમ અર્થ છે. ॥ ૨૮॥

**स विष्णुरातोऽतिथय आगताय**
**तस्मै सपर्यां शिरसाऽऽजहार।**
**ततो निवृत्ता ह्यबुधाः स्त्रियोऽर्भका**
**महासने सोपविवेश पूजितः॥ २९**

ભગવાન વિષ્ણુ દ્વારા જેમનું રક્ષણ થયું છે તેવા રાજા પરીક્ષિતે મસ્તક નમાવીને પધારેલા તે અતિથિનું પૂજન કર્યું. તે જોઈને અબુધ સ્ત્રીઓ અને બાળકો પાછાં વળ્યાં. આદરસત્કાર પામેલા તે શ્રીશુકદેવજી શ્રેષ્ઠ આસન ઉપર વિરાજમાન થયા. ॥ ૨૯ ॥

शिरसैव सपर्यामाजहारात्मनिवेदनं कृतवान्। तेन सहागताः स्त्र्यादयो निवृत्ताः। स चोपविवेश। सन्धिरार्षः ॥ २९ ॥

**'शिरसा एव सपर्याम् आजहार'** મસ્તક વડે પૂજન કર્યું અર્થાત્ આત્મનિવેદન કર્યું. તેમની સાથે (પાછળ) આવેલાં સ્ત્રીઓ વગેરે પાછાં વળ્યાં અને તેઓ બિરાજ્યા. **'सोपविवेश'** અહીં સન્ધિ આર્ષ છે. **'सः + उपविवेश = स उपविवेश'**– આમ, સંધિ થયા પછી ફરી સંધિ ન થાય, તે આર્ષ પ્રયોગ છે. ॥ ૨૯॥

**स संवृतस्तत्र महान्महीयसां**
**ब्रह्मर्षिराजर्षिदेवर्षिसङ्घैः ।**
**व्यरोचतालं भगवान्यथेन्दु-**
**र्ग्रहर्क्षतारानिकरैः परीतः॥ ३०**

બ્રહ્મર્ષિ, દેવર્ષિ અને રાજર્ષિઓના સંઘ વડે વીંટળાયેલા તેમ જ મહાપુરુષોમાં પણ મહાન એવા તે ભગવાન શ્રીશુકદેવજી ગ્રહ, નક્ષત્ર અને તારામંડળોથી વીંટળાયેલા ચન્દ્રમાની જેમ અત્યન્ત શોભતા હતા. ॥ ૩૦ ॥

स भगवान् ब्रह्मर्ष्यादिसङ्घैः संवृतः सन्नलं व्यरोचत। ग्रहाः शुक्रादयः। ऋक्षाण्यश्विन्यादीनि। अन्यास्ताराः ॥ ३० ॥

તે ભગવાન બ્રહ્મર્ષિ વગેરેના સંઘ વડે વીંટળાઈને અત્યન્ત શોભતા હતા. **'ग्रहाः'** શુક્ર વગેરે, **'ऋक्षाणि'** અશ્વિની વગેરે નક્ષત્રો તથા અન્ય તારાઓ ॥ ૩૦॥

**प्रशान्तमासीनमकुण्ठमेधसं**
**मुनिं नृपो भागवतोऽभ्युपेत्य।**
**प्रणम्य मूर्ध्नाऽवहितः कृताञ्जलि-**
**र्नत्वा गिरा सूनृतयाऽन्वपृच्छत्॥ ३१**

ન कुण्ठा सर्वार्थेषु मेधा यस्य तम्। प्रणम्य प्रश्नार्थं पुनर्नत्वा॥ ३१॥

सूनृतां गिरमाह—**अहो** इति पञ्चभिः।

( परीक्षिदुवाच )

**अहो अद्य वयं ब्रह्मन्सत्सेव्याः क्षत्रबन्धवः।**
**कृपयाऽतिथिरूपेण भवद्भिस्तीर्थकाः कृताः॥ ३२**

सतां सेव्या जाताः। यतः अतिथिरूपेण हेतुना तीर्थका योग्याः कृताः॥ ३२॥

**येषां संस्मरणात्पुंसां सद्यः शुध्यन्ति वै गृहाः।**
**किं पुनर्दर्शनस्पर्शपादशौचासनादिभिः॥ ३३**

॥ ३३॥

**सान्निध्यात्ते महायोगिन् पातकानि महान्त्यपि।**
**सद्यो नश्यन्ति वै पुंसां विष्णोरिव सुरेतराः॥ ३४**

विष्णोः सान्निध्यादसुरादय इव॥ ३४॥

**अपि मे भगवान्प्रीतः कृष्णः पाण्डुसुतप्रियः।**
**पैतृष्वस्त्रेयप्रीत्यर्थं तद्गोत्रस्यात्तबान्धवः॥ ३५**

ભગવદ્ભક્ત રાજા પરીક્ષિતે (સર્વ શાસ્ત્રોમાં નિર્બાધ બુદ્ધિવાળા) પ્રખર મેધાવી અને પ્રશાન્ત એવા વિરાજેલા શ્રીશુકમુનિ પાસે જઈને મસ્તક નમાવીને પ્રણામ કર્યા અને હાથ જોડી સ્વસ્થ ચિત્તે મધુર વાણીથી પૂછ્યું. ॥ ૩૧ ॥

સર્વ શાસ્ત્રોના અર્થમાં જેમની બુદ્ધિ કુંઠિત થતી નથી તેવા શ્રીશુકદેવજીને, પ્રશ્ન કરવા માટે પુનઃ '**प्रणम्य**' નમન કરીને ॥ ૩૧ ॥

મધુર વાણી વિષે પાંચ શ્લોકોથી કહે છે— '**अहो इति।**'

**(પરીક્ષિત રાજા બોલ્યા–)** અહો! હે બ્રહ્મન્, અમે અપરાધી ક્ષત્રિયો હોવા છતાં સત્પુરુષોની સેવા કરવા યોગ્ય થયા છીએ. (કારણ કે) કૃપા કરીને અતિથિરૂપ થઈને આપ સૌ દ્વારા અમને તીર્થરૂપ (પવિત્ર) કરવામાં આવ્યા છે. ॥ ૩૨॥

સત્પુરુષોને સેવવા યોગ્ય થયા છીએ કારણ કે આપ અતિથિરૂપ થયા છો તે કારણે અમને આપના દ્વારા '**तीर्थकाः**' યોગ્ય બનાવવામાં આવ્યા છે. ॥ ૩૨॥

જેમનું સ્મરણ કરવાથી જ મનુષ્યોનાં ઘર તત્કાળ પવિત્ર થઈ જાય છે, તો પછી (એમનાં) દર્શન, સ્પર્શ, ચરણપ્રક્ષાલન, આસન વગેરેથી પવિત્ર થવાય તેમાં શું કહેવું? ॥ ૩૩॥ ૩૩॥

જેમ ભગવાન વિષ્ણુના સાન્નિધ્યથી અસુરો નાશ પામે છે તેમ ખરેખર, હે મહાયોગી, આપના સાન્નિધ્યથી મનુષ્યોનાં મહાન પાપો પણ નાશ પામે છે. ॥ ૩૪॥

ભગવાન વિષ્ણુના સાન્નિધ્યથી જેમ અસુરો (નાશ પામે છે તેમ) ॥ ૩૪॥

(પાંડવો પર પ્રીતિ રાખનાર અથવા) પાંડવોના પ્રિય તથા તેમના વંશનું બંધુત્વ સ્વીકારનાર ભગવાન શ્રીકૃષ્ણ (પોતાના) ફોઈના પુત્રો (પાંડવો)નું પ્રિય કરવા માટે ખરેખર મારી ઉપર શું પ્રસન્ન થયા છે? ॥ ૩૫ ॥

पाण्डुसुतानां प्रियोऽतस्तेषां पैतृष्वस्रेयानां प्रीत्यर्थं तद्गोत्रस्य मे आत्तं स्वीकृतं बान्धवं बन्धुकृत्यं येन सः॥ ३५॥

**अन्यथा तेऽव्यक्तगतेर्दर्शनं नः कथं नृणाम्।**
**नितरां म्रियमाणानां संसिद्धस्य वनीयसः॥ ३६**

अन्यथा श्रीकृष्णप्रसादं विना। अव्यक्ता गतिर्यस्य। म्रियमाणानां नितरां कथं स्यात्। वनयिता याचयिता वनयितृतमो वनीयांस्तस्य। अत्युदारतया मां याचेथा इति प्रवर्तकस्येत्यर्थः ॥ ३६॥

**अतः पृच्छामि संसिद्धिं योगिनां परमं गुरुम्।**
**पुरुषस्येह यत्कार्यं म्रियमाणस्य सर्वथा॥ ३७**

सम्यक् सिद्धिर्यस्मात्तम्। कार्यं कर्तुं योग्यम्, कर्तव्यं त्वावश्यकमिति भेदः। अत एव सर्वथा म्रियमाणस्य पुरुषस्य यस्मिन्कृते संसिद्धिर्मोक्षलक्षणा सिद्धिर्भवति तत्त्वां योगिनां गुरुं पृच्छामि॥ ३७॥

**यच्छ्रोतव्यमथो जाप्यं यत्कर्तव्यं नृभिः प्रभो।**
**स्मर्तव्यं भजनीयं वा ब्रूहि यद्वा विपर्ययम्॥ ३८**

यच्छ्रोतव्यं यज्जाप्यं यत्कर्तव्यं यत्स्मर्तव्यं यदाराध्यं तद्ब्रूहि। विपर्ययमश्रोतव्यादि॥ ३८॥

પાંડવોના પ્રિય, આથી તેમના ફોઈના પુત્રોનું પ્રિય કરવા માટે તેમના વંશના એવા મારું **'आत्तम्'** સ્વીકાર્યું છે **'बान्धवम्'** બંધુત્વ જેમણે તે (શ્રીકૃષ્ણ) ॥ ૩૫ ॥

અન્યથા (શ્રીકૃષ્ણકૃપા વિના) સર્વથા મરણાસન્ન મનુષ્યો એવા અમને અપ્રકટગતિવાળા, વનમાં વસનારા, પરમસિદ્ધ એવા આપનાં દર્શન કેવી રીતે થાય? ॥ ૩૬॥

**'अन्यथा'** શ્રીકૃષ્ણકૃપા વિના– અપ્રકટ ગતિ છે જેમની (તેમનાં દર્શન) સર્વથા મરવા પડેલાને કેવી રીતે થાય? **'वनीयसः इति।'** **'वनयिता'** એટલે યાચના કરાવનાર– **'वनयितृतमः'** ઈષ્ટની અત્યંત યાચના કરાવનાર શુકદેવજી. **वनयिता वनयितृ** નું પ્ર.એ.વ. છે. તેનું પ્રેરક **वनयितृतमः** થાય. **वनीयान्** નું ષષ્ઠી એ.વ. **वनीयसः** = તે શુકદેવજીનાં (દર્શન)– અતિઉદારતાપૂર્વક ઈચ્છિત ફળને આપવા માટે ''માગ, માગ'' એમ પ્રવર્તન કરાવનાર શુકદેવજીનાં દર્શન, એમ અર્થ છે. ॥ ૩૬॥

આથી યોગીઓના પરમગુરુ એવા આપને હું કાર્યની સિદ્ધિ પૂછું છું. મરણોન્મુખ મનુષ્યે જે કંઈ કરવા યોગ્ય હોય (તે કહો). ॥ ૩૭ ॥

જેનાથી કાર્ય સારી રીતે સિદ્ધ થાય તે (કહો). **'कार्यम्'** કરવા યોગ્ય– **'कर्तव्यम्'** જે કરવું જરૂરી છે– એ પ્રમાણે તફાવત છે. આથી જ સર્વ રીતે મરણાસન્ન પુરુષને જે કરવામાં **'संसिद्धिः'** મોક્ષના લક્ષણવાળી સિદ્ધિ પ્રાપ્ત થાય તે યોગીઓના પરમ ગુરુ આપને પૂછું છું. ॥ ૩૭ ॥

મનુષ્યો દ્વારા જે કાંઈ શ્રવણ કરવા યોગ્ય હોય, અથવા જપ કરવા યોગ્ય હોય, જે કર્તવ્ય હોય, સ્મરણ કરવા યોગ્ય હોય કે ભજન કરવા યોગ્ય હોય, અથવા એ બધાથી ઊલટું (ન સાંભળવા જેવું, ન કરવા જેવું, ન ભજવા જેવું, વગેરે જે કાંઈ) હોય તે હે પ્રભો, આપ કહો. ॥ ૩૮॥

જે સાંભળવા યોગ્ય હોય, જે જપ કરવા યોગ્ય હોય, જે કરવા યોગ્ય હોય, જે સ્મરણ કરવા યોગ્ય હોય, જે આરાધવાને યોગ્ય હોય, તે કહો. **'विपर्ययम्'** ઊલટું, શ્રવણ કરવા યોગ્ય ન હોય વગેરે (તે પણ આપ કહો). ॥ ૩૮॥

तव दर्शनस्य पुनर्दुर्लभत्वादिदानीमेव कथनीयमित्याशयेनाह—**नूनमिति।**

**नूनं भगवतो ब्रह्मन्गृहेषु गृहमेधिनाम्।**
**न लक्ष्यते ह्यवस्थानमपि गोदोहनं क्वचित्॥ ३९**

*गोदोहनमात्रकालमपि अस्माकं भाग्यवशात्त्वद्दर्शनं जातमिति भावः॥ ३९॥

*गोदोहनकालः मुहूर्तस्याष्टमभागपरिमितः परिगणितोऽस्ति।

आपनां दर्शननी दुर्लभता ज हवे फरीथी कहेवा योग्य छे, ते आशयथी कहे छे— **'नूनम् इति।'**

હે બ્રહ્મદેવ, ગૃહસ્થાશ્રમીઓનાં ઘરોમાં તો ખરેખર, ગાય દોહવાય એટલો સમય પણ આપ ભગવાનની સ્થિતિ હોય, તેમ જણાતું નથી. ॥ ૩૯॥

ગાય દોહવાય એટલો સમય પણ ભાગ્યવશાત્ જ આપનાં દર્શન અમને થયાં છે, તેવો ભાવ છે. ॥ ૩૯॥

ગોદોહનસમય એટલે મુહૂર્તનો આઠમો ભાગ એટલે ૬ મિનિટ એમ ગણતરી છે. (૧મુહૂર્ત=૪૮મિનિટ)

**सूत उवाच**

**एवमाभाषितः पृष्टः स राज्ञा श्लक्ष्णया गिरा।**
**प्रत्यभाषत धर्मज्ञो भगवान्बादरायणिः॥ ४०**

एवमहो इत्यादिकया श्लक्ष्णया मधुरया गिरा आभाषितोऽभिमुखीकृतः पृष्टश्च॥ ४०॥

आर्यं धर्मजमाहतारिमवनौ
कृत्वा परीक्षिन्नृपं
ब्रह्मास्त्रादभिरक्षितं कलिजय-
ख्यातं च कृत्वा भुवि।
अन्ते यः शुकरूपतः स्वपरम-
ज्ञानोपदेशेन तं
शापादावदमुं नमामि परमा-
नन्दाकृतिं माधवम्॥ १॥

**वंशीधरी—**शापात्। आवत्। ररक्ष।

**સૂતજી બોલ્યા** – આ પ્રમાણે રાજા પરીક્ષિત દ્વારા મધુર વાણીથી કહેવાયેલા અને પૂછાયેલા તે ધર્મવેત્તા બાદરાયણનંદન શ્રીશુકદેવજી રાજાને કહેવા લાગ્યા. ॥ ૪૦॥

આમ, અહો! વગેરે **'श्लक्ष्णया'** મધુર વાણી વડે **'आभाषितः'** સન્મુખ કરાયેલા અને પૂછવામાં આવેલા (શ્રીશુકદેવજી) ॥ ૪૦॥

પૃથ્વી ઉપર ધર્મપુત્ર આર્ય યુધિષ્ઠિરને શત્રુરહિત કરીને, બ્રહ્માસ્ત્રથી સર્વ રીતે રક્ષાયેલા રાજા પરીક્ષિતને પૃથ્વીમાં કલિ ઉપર વિજય મેળવવા દ્વારા વિખ્યાત કરીને અંતે જેમણે શુકસ્વરૂપે પોતાના પરમજ્ઞાનરૂપ શ્રીમદ્ ભાગવતના ઉપદેશ દ્વારા શાપ(જન્ય તક્ષકનાગના દંશરૂપ નરક)થી તેમની રક્ષા કરી, એ પરમાનંદસ્વરૂપ (મારા ગુરુરૂપ) માધવને હું નમન કરું છું. ॥ ૧॥

શાપથી **'आवत्'** રક્ષણ કર્યું.

इति श्रीमद्भागवते महापुराणे वैयासक्यामष्टादशसाहस्त्रयां पारमहंस्यां संहितायां प्रथमस्कन्धे शुकागमनं नामैकोनविंशोऽध्यायः॥ १९॥

इति श्रीमद्भागवते प्रथमस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां एकोनविंशोऽध्यायः॥ १९॥

*****

**॥ समाप्तोऽयं प्रथमः स्कन्धः॥**

*****

**॥ श्रीकृष्णार्पणमस्तु॥**

॥ ॐ नमो भगवते वासुदेवाय॥

# श्रीमद्भागवतमहापुराणम्

## द्वितीयः स्कन्धः

### अथ प्रथमोऽध्यायः

### ધ્યાનવિધિ અને ભગવાનનું વિરાટસ્વરૂપ

द्वितीये तु दशाध्यायैः श्रीभागवतमादितः।
उद्देशलक्षणोक्तिभ्यां संक्षेपेणोपवर्ण्यते॥ १

तत्र तु प्रथमेऽध्याये कीर्तनश्रवणादिभिः।
स्थविष्ठे भगवद्रूपे मनसो धारणोच्यते॥ २

यन्नामकीर्तनं दानतपोयोगादिसत्फलम्।
तं नित्यं परमानन्दं हरिं नर नम स्मर॥ ३

अथ द्वितीयस्कन्धव्याख्या।

उक्तः पूर्वमुपोद्घातः सप्रसङ्गः शुकागमः।
राज्ञा पृष्टं नृणां कृत्यमथाह शुकसन्मुनिः॥ ४

**॥ ॐ नमो भगवते वासुदेवाय॥**

राज्ञः प्रश्नमभिनन्दति—**वरीयानिति**।

**श्रीशुक उवाच**

**वरीयानेष ते प्रश्नः कृतो लोकहितं नृप।**
**आत्मवित्संमतः पुंसां श्रोतव्यादिषु यः परः॥ १**

ते त्वया पुंसां श्रोतव्यादिषु मध्ये यः परः श्रेष्ठगोचरः प्रश्नः कृतः एष वरीयान्। यतो लोकहितमेतत्, मोक्षहेतुत्वात्। आत्मविदां मुक्तानां च संमतो यतः॥ १॥

દ્વિતીય સ્કન્ધમાં દશ અધ્યાય દ્વારા ઉદ્દેશ (નામસંકીર્તન) અને લક્ષણ (અસાધારણ ધર્મ) ના વર્ણનથી શ્રીમદ્ ભાગવત પ્રથમથી સંક્ષેપમાં વર્ણવવામાં આવ્યું છે. ॥ ૧ ॥

તેમાં પ્રથમ અધ્યાયમાં કીર્તન અને શ્રવણ વગેરે દ્વારા ભગવાનના અત્યન્ત સ્થૂળરૂપમાં મનની ધારણા કહેવામાં આવે છે. ॥ ૨॥

જેમનું નામસંકીર્તન દાન, તપ, યોગ વગેરેનું શ્રેષ્ઠ ફળ છે તે નિત્ય, પરમ આનંદસ્વરૂપ હરિને હે નર! નમ અને સ્મર. ॥ ૩॥

હવે દ્વિતીયસ્કન્ધની વ્યાખ્યા (કરવામાં આવે છે).

પ્રથમ શ્રીશુકદેવજીના આગમનના પ્રસંગસહિતની પ્રસ્તાવના કહેવામાં આવી છે. (ત્યાર બાદ) રાજા દ્વારા પૂછવામાં આવેલા, મનુષ્યોના કર્તવ્યને હવે મુનિશ્રેષ્ઠ શ્રીશુકદેવજી કહે છે. ॥ ૪॥

**ૐ ભગવાન વાસુદેવને નમસ્કાર.**

રાજાના પ્રશ્નને અભિનંદે છે– **'वरीयान् इति।'**

**શ્રીશુકદેવજી કહે છે** – હે રાજા, તમારા દ્વારા કરવામાં આવેલો આ પ્રશ્ન ઘણો સુંદર છે, કે જે પ્રશ્ન લોકોનું હિત કરનારો છે, આત્મજ્ઞાનીઓને માન્ય છે અને મનુષ્યોને સાંભળવાયોગ્ય વિષયોમાં ઉત્તમ છે. ॥ ૧॥

**'ते'** તમારા દ્વારા મનુષ્યોને શ્રવણ કરવા યોગ્ય વિષયોમાં જે **'परः'** શ્રેષ્ઠ (શ્રીકૃષ્ણના) વિષયવાળો પ્રશ્ન કરવામાં આવ્યો છે, એ અત્યંત ઉત્તમ છે કેમ કે આ પ્રશ્નથી લોકહિત થાય છે, કારણ કે આ મોક્ષના હેતુરૂપ છે. આથી **'आत्मविदाम्'** આત્મવેત્તાઓને અને જીવન્મુક્ત મનુષ્યોને માન્ય છે. ॥ ૧॥

तत्र तावत्स्वाभाविकक्रियाणामनर्थहेतुत्वं वदन् 'ब्रूहि यद्वा विपर्ययम्'।

(ઘર, કુટુંબ, સમાજ, વેપાર વગેરે) સ્વાભાવિક કાર્યોને અનર્થના કારણરૂપ જણાવતા આપ– ''અથવા એથી ઊલટું, શું ન સાંભળવું જોઈએ તે પણ જણાવો.''– (શ્રીમદ્ ભા.૧/૧૯/૩૮)

इत्यस्योत्तरमाह—**श्रोतव्यादीनीति** त्रिभिः।

એ પ્રશ્નનો ઉત્તર કહે છે– '**श्रोतव्यादीनि इति।**' એમ ત્રણ શ્લોકો દ્વારા (શ્લોક- ૨, ૩, ૪)

**श्रोतव्यादीनि राजेन्द्र नृणां सन्ति सहस्रशः।**
**अपश्यतामात्मतत्त्वं गृहेषु गृहमेधिनाम्॥ २**

હે રાજેન્દ્ર, ગૃહસ્થાશ્રમીઓનાં ઘરોમાં આત્મતત્ત્વનું દર્શન ન કરતા મનુષ્યોને હજારો બાબતો સાંભળવા જેવી હોય છે. ॥ ૨॥

गृहेषु सक्तानामत एव गृहमेधिनां तद्गतपञ्चसूनापराणाम्। मेधतिर्हिंसार्थः॥ २॥

ઘરોમાં આસક્ત ગૃહસ્થાશ્રમીઓ ઘરમાં થતી પાંચ પ્રકારની હિંસામાં અનુરક્ત હોય છે. '**मेधति**' હિંસાના અર્થમાં છે. ('**मेधृ हिंसायाम्**') ॥ ૨॥

**वंशीधरी—**

'कण्डनी पेषणी चुल्ली उदकुम्भो च मार्जनी।
पञ्चसूना गृहस्थस्य ताभिः स्वर्गं न विन्दति॥'

ખાંડણી, ઘંટી (ચક્કી), ચૂલો, પાણિયારું તથા સાવરણી– આ પાંચ વધસ્થાનોને કારણે ગૃહસ્થને સ્વર્ગ પ્રાપ્ત થતું નથી. (મ.સ્મૃ. ૩/૬૮)

तेषां वृथैवायुर्व्ययो भवतीत्याह।

સંસારનાં કાર્યોમાં પરોવાયેલા તે ગૃહસ્થાશ્રમીઓનું આયુષ્ય વ્યર્થ જ વીતી જાય છે, એમ કહે છે.

**निद्रया ह्रियते नक्तं व्यवायेन च वा वयः।**
**दिवा चार्थेहया राजन् कुटुम्बभरणेन वा॥ ३**

હે રાજા, રાત્રે નિદ્રા અને વિષયભોગમાં તથા દિવસે અર્થપ્રાપ્તિ તેમ જ કુટુમ્બના ભરણ-પોષણમાં આયુષ્ય વીતી જાય છે. ॥ ૩॥

नक्तं रात्रौ यद्वय आयुस्तन्निद्रया व्यवायेन रत्या वा ह्रियते। दिवा अह्नि यद्वयस्तत् अर्थेहया अर्थार्थमुद्यमेन, सिद्धेऽर्थे कुटुम्बपोषणेन वा। चकारावनुक्तसमुच्चयार्थौ॥ ३॥

'**नक्तम्**' રાત્રે જે '**वयः**' આયુષ્ય છે, તે નિદ્રાથી અને મૈથુનથી અથવા વિષયભોગથી ખર્ચાઈ જાય છે. '**दिवा**' દિવસે જે આયુષ્ય છે, તે '**अर्थ-ईहया**' અર્થપ્રાપ્તિ માટેના ઉદ્યમથી અથવા અર્થ પ્રાપ્ત થતાં કુટુમ્બના ભરણ-પોષણથી જ (સમાપ્ત થઈ જાય છે). (શ્લોકમાં) બન્ને ચકાર દ્વારા જણાવ્યા સિવાયનાં અનેકવિધ સાંસારિક કાર્યોનો પણ સમાવેશ થાય છે, એમ અર્થ છે. ॥ ૩॥

ननु नश्वरकुटुम्बाद्यर्थं कथमायुर्व्ययं कुर्यात्तत्राह।

શંકા કરે છે કે નાશવંત કુટુમ્બ વગેરે માટે (મનુષ્ય) શા માટે આયુષ્ય વેડફી નાખે છે, તે માટે કહે છે.

**देहापत्यकलत्रादिष्वात्मसैन्येष्वसत्स्वपि।**
**तेषां प्रमत्तो निधनं पश्यन्नपि न पश्यति॥ ४**

શરીર, સંતાન, સ્ત્રી વગેરે આત્માની સેના નાશવંત હોવા છતાં તેમાં આસક્ત થયેલો (મનુષ્ય) તેમનું મરણ જોવા છતાં (પોતાના મૃત્યુને) જોતો નથી. ॥ ૪॥

देहादिषु आत्मनः सैन्येषु परिकरेष्वसत्सु मिथ्याभूतेष्वपि प्रमत्तः प्रसक्तस्तेषां पित्रादि-दृष्टान्तेन नाशं पश्यन्नपि नानुसंधत्ते॥ ४॥

एवं विपर्ययप्रश्नोत्तरमुक्त्वा श्रोतव्यादि-प्रश्नस्योत्तरमाह—**तस्मादिति।**

**तस्माद्भारत सर्वात्मा भगवान् हरिरीश्वरः।**
**श्रोतव्यः कीर्तितव्यश्च स्मर्तव्यश्चेच्छताऽभयम्॥ ५**

हे भारत भरतवंश्य। सर्वात्मेति प्रेष्ठत्वमाह। भगवानिति सौन्दर्यम्। ईश्वर इत्यावश्यकत्वम्। हरिरिति बन्धहारित्वम्। अभयं मोक्षमिच्छता॥ ५॥

अतः परमन्यच्छ्रेयो नास्तीत्याह।

**एतावान्सांख्ययोगाभ्यां स्वधर्मपरिनिष्ठया।**
**जन्मलाभः परः पुंसामन्ते नारायणस्मृतिः॥ ६**

एतावानेव जन्मनो लाभः फलम्। तमाह—नारायणस्मृतिरिति। सांख्यादिभिः साध्य इति तेषां स्वातन्त्र्येण लाभत्वं वारयति। सांख्य-मात्मानात्मविवेकः। योगोऽष्टाङ्गः।

શરીર વગેરે આત્માનો '**सैन्येषु**' પરિવાર જ્યારે '**असत्सु**' નાશવંત છે ત્યારે પણ (મનુષ્ય) તેમનામાં '**प्रमत्तः**' આસક્ત થાય છે. પિતા વગેરેના મૃત્યુના દૃષ્ટાન્તથી નાશ જોતો હોવા છતાં પણ (મનુષ્ય પોતાના મૃત્યુનું) અનુસંધાન કરતો નથી. ॥ ૪॥

આ પ્રમાણે શું ન કરવું જોઈએ– એમ વિપર્યય (ઊલટું– ન સાંભળવા યોગ્ય વગેરે શું છે તે) પ્રશ્નોનો ઉત્તર કહીને શ્રવણયોગ્ય વગેરે શું છે, તે પ્રશ્નનો ઉત્તર આપે છે– '**तस्मात् इति।**'

આથી ભરતકુલોત્પન્ન હે પરીક્ષિત, અભયપદ (મોક્ષ)ને ઈચ્છતા મનુષ્યે સર્વના આત્મા એવા સર્વસમર્થ ભગવાન શ્રીહરિનું શ્રવણ, કીર્તન તેમ જ સ્મરણ કરવું જોઈએ. ॥ ૫॥

'**हे भारत**' હે ભરતવંશમાં ઉત્પન્ન થયેલા, '**सर्वात्मा**' એમ કહીને શ્રીહરિનું અત્યન્ત પ્રિયતમત્વ કહે છે. '**भगवान्**' એમ કહીને (અતિસુંદર નંદનંદનનું) સૌંદર્ય કહે છે '**ईश्वरः**' એમ કહીને સર્વનિયન્તા ઈશ્વર (કર્મફળનિયામક, કર્મમાર્ગ-વ્યવસ્થાપકનું શ્રવણ કરવા)ની આવશ્યકતા કહે છે. '**हरिः**' એમ કહીને બંધન (અવિદ્યા) હરી લેનારા કહે છે. '**अभयम्**' મોક્ષને ઈચ્છતા ॥ ૫॥

ભગવત્સ્મરણથી વધુ અન્ય શ્રેય નથી, એમ કહે છે.

આત્મા-અનાત્માના વિવેકથી, અષ્ટાંગયોગના સાધનથી તેમજ સ્વધર્મમાં પરિપૂર્ણ નિષ્ઠાથી અન્તસમયે શ્રીનારાયણનું સ્મરણ થાય, એ જ મનુષ્યજન્મનો સર્વોત્તમ લાભ છે. ॥ ૬॥

એ જ મનુષ્યજન્મનું '**लाभः**' ફળ છે. શ્રીનારાયણનું સ્મરણ સાંખ્ય વગેરે દ્વારા સાધ્ય છે, તે કહે છે. (સાંખ્ય વગેરેના માર્ગદર્શનને અનુસરવું જ પડે, પરંતુ તેમાં) સ્વતંત્રપણે પોતાની રીતે ચાલવાથી પરમ લાભ થતો અટકી જાય છે. '**सांख्यम्**' આત્મા-અનાત્માનો વિવેક, '**योगः**' અષ્ટાંગ યોગ (યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ)

अन्ते तु स्मृतिः परो लाभः। न तन्महिमा वक्तुं शक्य इत्यर्थः ॥ ६ ॥

**सि.प्र.**—'अन्ते नारायणस्मृतिः' इत्यनेन 'ओमित्येकाक्षरं ब्रह्म व्याहरन्मामनुस्मरन्। यः प्रयाति त्यजन्देहं स याति परमां गतिम्' इति गीतासिद्धान्तोऽत्र प्रतिपादितः।

तत्र सदाचारं प्रमाणयति—**प्रायेणेति।**

**प्रायेण मुनयो राजन्निवृत्ता विधिषेधतः।**
**नैर्गुण्यस्था रमन्ते स्म गुणानुकथने हरेः॥ ७**

विधिषेधतो विधिनिषेधाभ्यां निवृत्ता नैर्गुण्ये ब्रह्मणि स्थिता अपि। स्म प्रसिद्धम्॥ ७॥

**इदं भागवतं नाम पुराणं ब्रह्मसंमितम्।**
**अधीतवान्द्वापरादौ[१/२] पितुर्द्वैपायनादहम्॥ ८**

किमिदमपूर्वं कथयसि, सत्यम्, अत्यपूर्वमेवेदमित्याह। इदं भगवत्प्रोक्तं तन्नामैकप्रधानं पुराणं ब्रह्मसंमितं सर्ववेद-तुल्यम्। यद्वा ब्रह्म सम्यक्मितं येन।

कुतस्त्वया प्राप्तमत आह—**अधीतवानिति।** द्वैपायनात्पितुः। कदा। द्वापरादौ द्वापरः आदिर्यस्य कालस्य तस्मिन् द्वापरान्ते इत्यर्थः। शन्तनुसमकाले व्यासावतारप्रसिद्धेः॥ ८॥

અંતકાળે શ્રીનારાયણની સ્મૃતિ જ શ્રેષ્ઠ લાભ છે. તેનો મહિમા કહેવો શક્ય નથી, એમ અર્થ છે. ॥ ૬॥

ૐ એ પ્રમાણે એક અક્ષરરૂપ બ્રહ્મને ઉચ્ચારતો અને સાથે મારું સ્મરણ કરતો આત્માની યોગધારણામાં સ્થિર થયેલો જે પુરુષ પ્રાણને બ્રહ્મરંધ્રમાં ચડાવી દેહને ત્યજતો પ્રયાણ કરે છે તે પરમ ગતિ (પરમાત્મા)ને પામે છે. (ગીતા ૮/૧૩) આ દ્વારા અંતે 'નારાયણની સ્મૃતિ' એ ગીતાના સિદ્ધાન્તનું અહીં પ્રતિપાદન થાય છે. ત્યાં શ્રેષ્ઠ આચારનું પ્રમાણ આપે છે– **'प्रायेण इति।'**

હે રાજા, મુનિવરો પણ વિધિ અને નિષેધથી પર થઈ (વેદોક્ત કર્મમાર્ગથી નિવૃત્ત થઈ) નિર્ગુણ બ્રહ્મમાં સ્થિતિ કરે છે, છતાં પણ ઘણે ભાગે શ્રીહરિના ગુણાનુવાદમાં જ રમણ કરે છે. ॥ ૭॥

**'विधिषेधतः'** વિધિ અને નિષેધથી નિવૃત્ત થઈ નિર્ગુણ બ્રહ્મમાં સ્થિતિ કરે છે છતાં– **'स्म'** પ્રસિદ્ધ છે. ॥ ૭॥

સર્વવેદતુલ્ય આ શ્રીમદ્ભાગવત નામનું પુરાણ દ્વાપરયુગના અંતમાં પિતા દ્વૈપાયન વ્યાસ પાસેથી હું ભણ્યો હતો. ॥ ૮॥

શંકા કરવામાં આવી છે કે આને (તમે) અપૂર્વ કેમ કહો છો? ખરેખર, આ અતિ અપૂર્વ જ છે, એમ કહે છે. ભગવાન દ્વારા આ કહેવાયેલું છે. એક તેમનું જ નામ તેમાં પ્રધાનપણે છે, એવું ભાગવતપુરાણ **'ब्रह्मसम्मितम्'** સર્વવેદતુલ્ય છે. અથવા બ્રહ્મને જેના વડે સારી રીતે ઓળખી શકાય છે, (તેવું તે શાસ્ત્ર છે.)

આપને તે ક્યાંથી પ્રાપ્ત થયું, તે માટે કહે છે, કે મેં પિતા દ્વૈપાયન વ્યાસ પાસેથીઅધ્યયન કર્યું. ક્યારે? **'द्वापरादौ'** જે સમયની શરૂઆતમાં દ્વાપરયુગ હતો તે કાળમાં અર્થાત્ દ્વાપરયુગના અંતે (સન્ધ્યાંશમાં), એમ અર્થ છે. કારણકે વ્યાસાવતાર શંતનુનો સમકાલીન થયો હતો, તે પ્રસિદ્ધ છે. ॥ ૮॥

१. **वीर.**—द्वापर आदिर्यस्य सः द्वापरादिः कलियुगादिः।

२. **वंशीधरी.**—कृष्णावतारादनतिपूर्वमेव सत्यवत्यां द्वैपायनस्य प्रादुर्भावाद् द्वापरादाविति न संगच्छते। तस्माद् द्वापरशब्देनात्र द्वापरान्त एव लक्ष्यते। यद्वा द्वापर आदिर्यस्य संध्यांशस्य स तथा।

सिद्धस्य तव कुतोऽध्ययने प्रवृत्तिस्तत्राह—**परिनिष्ठितोऽपीति।**

**परिनिष्ठितोऽपि नैर्गुण्ये उत्तमश्लोकलीलया।**
**गृहीतचेता राजर्षे आख्यानं यदधीतवान्॥ ९**

**तदहं तेऽभिधास्यामि महापौरुषिको भवान्।**
**यस्य श्रद्दधतामाशु स्यान्मुकुन्दे मतिः सती॥ १०**

गृहीतचेता आकृष्टचित्तः॥ ९॥

महापुरुषो विष्णुस्तदीयः। यस्य यस्मिन् श्रद्धां कुर्वताम्। सती अहैतुकी॥ १०॥

साधकानां सिद्धानां च नातः परमन्यच्छ्रेयोऽ-स्तीत्याह—**एतदिति।**

**एतन्निर्विद्यमानानामिच्छतामकुतोभयम्।**
**योगिनां नृप निर्णीतं हरेर्नामानुकीर्तनम्॥ ११**

इच्छतां कामिनां तत्तत्फलसाधनमेतदेव। निर्विद्यमानानां मुमुक्षूणां मोक्षसाधनमेतदेव। योगिनां ज्ञानिनां फलं चैतदेव निर्णीतम्। नात्र प्रमाणं वक्तव्यमित्यर्थः॥ ११॥

જે સમયની શરૂઆતમાં દ્વાપરયુગ હતો તે સમય અર્થાત્ કળિયુગની શરૂઆત

કૃષ્ણાવતારના થોડા સમય પૂર્વે જ સત્યવતીમાં દ્વૈપાયન વ્યાસજીનો પ્રાદુર્ભાવ થયો હોવાથી તે દ્વાપરનો આદિકાળ હોય તે સુસંગત નથી, તેથી અહીં દ્વાપર શબ્દથી દ્વાપરનો અંત લક્ષિત થાય છે. અથવા જે સંધ્યાંશના આદિમાં દ્વાપરયુગમાં હતો તે કાળ.

આપના જેવા સિદ્ધપુરુષની અધ્યયનમાં કેવી રીતે પ્રવૃત્તિ થઈ, તે માટે કહે છે– ‘**परिनिष्ठितः अपि इति।**’

હે રાજર્ષિ, નિર્ગુણ બ્રહ્મમાં સંપૂર્ણ નિષ્ઠાવાળો હોવા છતાં ઉત્તમશ્લોક ભગવાનની લીલાઓ વડે ચિત્તનું આકર્ષણ પામેલા મેં જે આખ્યાનનું અધ્યયન કર્યું, ॥૯॥ તે હું તમને કહીશ (કારણ કે) આપશ્રી ભગવાન વિષ્ણુના ભક્ત છો; જેનામાં (ભક્તમાં) શ્રદ્ધા રાખનારાઓની મુકુન્દ ભગવાનમાં શીઘ્ર નિષ્કામ બુદ્ધિ થાય છે. ॥૧૦॥

‘**गृहीतचेताः**’ ચિત્તનું આકર્ષણ પામેલો ॥૯॥

‘**महापुरुषः**’ ભગવાન વિષ્ણુ, તેમના ભક્ત ‘**यस्य**’ **यस्मिन्** જેનામાં શ્રદ્ધા રાખનારાઓની (બુદ્ધિ) ‘**सती**’ નિષ્કામ ॥૧૦॥

સાધકો માટે અને સિદ્ધ પુરૂષો માટે આનાથી વધુ શ્રેયસ્કારી અન્ય કાંઈ જ નથી, તેમ કહે છે– ‘**एतत् इति।**’

હે રાજા, સંસારથી વિરાગ પામેલા મુમુક્ષુઓ માટે, નિર્ભયપદ ઈચ્છનારાઓને માટે તેમ જ યોગીજનો માટે ભગવન્નામસંકીર્તન જ ફળરૂપ છે, એમ નિશ્ચિત થયેલું છે. ॥૧૧॥

‘**इच्छताम्**’ કામના કરનારાઓ માટે, ભગવન્નામ સંકીર્તન જ (તે તે ફળના) સાધનરૂપ છે. ‘**निर्विद्यमानानाम्**’ મુમુક્ષુઓ માટે મોક્ષના સાધનરૂપ પણ આ જ છે. ‘**योगिनाम्**’ જ્ઞાનીઓ માટે પણ આ જ (ફળરૂપે) નિશ્ચિત છે. અહીં પ્રમાણ જણાવવા યોગ્ય નથી, એમ અર્થ છે. ॥૧૧॥

अल्पमेवायुरवशिष्टं किमहं साधयेयमिति मा शुच इत्याह—**किमिति** त्रिभिः।

**किं प्रमत्तस्य बहुभिः परोक्षैर्हायनैरिह।**
**वरं मुहूर्तं विदितं घटेत श्रेयसे यतः॥ १२**

परोक्षैरलक्षितैर्हायनैर्वर्षैः। विदितं वृथा यातीति ज्ञातम्। यतो येन ज्ञानेन। घटेत यत्नं कुर्यात्॥ १२॥

**खट्वाङ्गो नाम राजर्षिर्ज्ञात्वेयत्तामिहायुषः।**
**मुहूर्तात्सर्वमुत्सृज्य गतवानभयं हरिम्॥ १३**

खट्वाङ्गो हि देवपक्षे स्थित्वा दैत्यानजयत्, ततः प्रसन्नैर्देवैर्वरं वृणीष्वेत्युक्ते तेनोक्तं प्रथमं तावन्ममायुः कथ्यतामिति, ततो देवैरुक्तं तत्तु मुहूर्तमात्रमस्तीति, ततोऽतिशीघ्रं विमानेन भुवमागत्य हरिं शरणं गत इति। यत इयं स्वर्गभूमी रजोधिका। कर्मभूमिः पृथ्वी॥ १३॥

**तवाप्येतर्हि कौरव्य सप्ताहं जीवितावधिः।**
**उपकल्पय तत्सर्वं तावद्यत्सांपरायिकम्॥ १४**

तव तु एतर्ह्यपि इदानीमपि। तावदिति तावता कालेन सांपरायिकं पारलौकिकं साधनं संपादय॥ १४॥

तत्र वैराग्यं तावदाह—**अन्तकाल इति।**

**अन्तकाले तु पुरुष आगते गतसाध्वसः।**
**छिन्द्यादसङ्गशस्त्रेण स्पृहां देहेऽनु ये च तम्॥ १५**

અલ્પ આયુષ્ય જ બાકી રહ્યું છે, તો હું (આત્મ-કલ્યાણ) કેવી રીતે સાધું? તે માટે ત્રણ શ્લોકો દ્વારા કહે છે કે શોક ન કર, **'किम् इति।'**

આ સંસારમાં (નામસંકીર્તન વગેરે) આત્મ-કલ્યાણનાં સાધનો માટે અસાવધ મનુષ્યનાં અજ્ઞાનમાં વીતેલાં અનેક વર્ષોથી શો લાભ છે ? જે જ્ઞાનથી આત્મકલ્યાણ માટે યત્ન કરીએ, તે માટે વીતાવેલી બે ઘડી પણ શ્રેષ્ઠ છે. ॥ ૧૨॥

**'परोक्षैः'** અજ્ઞાનમાં વીતેલાં **'हायनैः'** વર્ષોથી **'विदितम्'** નિરર્થક સમય જાય છે તેનું ભાન થાય તે જ્ઞાન. **'यतः'** જે જ્ઞાનથી **'घटेत'** યત્ન કરીએ. ॥ ૧૨॥

આ લોકમાં ખટ્વાંગ નામના રાજર્ષિ પોતાના આયુષ્યની અવધિને જાણીને, બે ઘડીમાં બધું જ ત્યજી દઈને અભયરૂપ શ્રીહરિને પામ્યા હતા. ॥ ૧૩॥

ખટ્વાંગ રાજા દેવોના પક્ષમાં રહી દૈત્યોને જીત્યા, તેથી દેવોએ પ્રસન્ન થઈ વરદાન માગવા કહ્યું, ત્યારે તેણે પૂછ્યું, પહેલાં મારું આયુષ્ય (કેટલું છે તે) કહો. તેથી દેવોએ જણાવ્યું કે તે તો માત્ર બે ઘડી જેટલું જ (બાકી) છે. તેથી તરત જ તે ત્યાંથી વિમાન દ્વારા પૃથ્વી પર આવીને શ્રીહરિને શરણે ગયો. (રાજા પૃથ્વી પર આવ્યો) કારણ કે સ્વર્ગભૂમિ અધિક રજોગુણી છે અને પૃથ્વી કર્મભૂમિ છે. ॥ ૧૩॥

કુરુકુલોત્પન્ન હે રાજા પરીક્ષિત, તમારે તો હજી પણ સાત દિવસ સુધી આયુષ્યનો અવધિ છે. તેટલા સમયમાં જે કાંઈ પરલોકસંબંધી સત્કાર્ય હોય તે સર્વ સંપાદન કરી લો. ॥ ૧૪॥

તમારી પાસે તો **'एतर्हि-अपि'** હજી પણ (સપ્તાહ છે.) **'तावत् इति'** તેટલા સમયમાં **'सांपरायिकम्'** પરલોકસંબંધી સાધન સંપાદન કરી લો. ॥ ૧૪॥

તેથી અન્તકાળે કરવા યોગ્ય વૈરાગ્યનું વર્ણન કરે છે– **'अन्तकाले इति।'**

જ્યારે અંતકાળ સમીપ આવે ત્યારે પુરુષે નિર્ભય બનીને અસંગરૂપી શસ્ત્ર વડે શરીર ઉપરની આસક્તિને તેમ જ તે શરીરને લીધે સંબંધ ધરાવનારાં સ્ત્રી-પુત્રાદિક ઉપરની આસક્તિને કાપી નાખવી જોઈએ. ॥ ૧૫ ॥

गतसाध्वसो मृत्युभयशून्यः। असङ्गो नाम अनासक्तिस्तेन शस्त्रेण स्पृहां सुखेच्छां, तं देहमनु ये पुत्रकलत्रादयस्तेष्वपि स्पृहां छिन्द्यात्॥ १५

**गृहात्प्रव्रजितो धीरः पुण्यतीर्थजलाप्लुतः।**
**शुचौ विविक्त आसीनो विधिवत्कल्पितासने॥ १६**

**अभ्यसेन्मनसा शुद्धं त्रिवृद्ब्रह्माक्षरं परम्।**
**मनो यच्छेज्जितश्वासो ब्रह्मबीजमविस्मरन्॥ १७**

किं च गृहात्प्रव्रजितो निर्गतः। गृहे स्थितस्य पुनरप्यासक्तिसंभवात्।

तत्राष्टाङ्गयोगमाह।* धीर इति ब्रह्मचर्यादियमोपलक्षणम्। पुण्यतीर्थेति स्नानादिनियमोपलक्षणम्।

आसनमाह—शुचाविति। विविक्ते एकान्ते। विधिवत् कुशाजिनचैलैः क्रमेण निर्मिते॥ १६॥

जपगर्भं प्राणायामं वक्तुं जप्यमाह। त्रिवृद्ब्रह्माक्षरं त्रिवृत्त्रिभिरकारादिभिर्वर्तितं ग्रथितं

**'गतसाध्वसः'** મૃત્યુના ભયથી રહિત થઈને **'असङ्गः'** એટલે અનાસક્તિ. તે અસંગરૂપી શસ્ત્રથી **'स्पृहाम्'** સુખની ઈચ્છાને, તે શરીરને કારણે જે પુત્ર-સ્ત્રી વગેરે છે, તેમનામાં રહેલી આસક્તિ કાપી નાખવી જોઈએ. ॥ ૧૫॥

ઘરમાંથી ચાલી નીકળેલા ધીર પુરુષે પવિત્ર તીર્થજળમાં સ્નાન કરી, પવિત્ર, એકાન્ત પ્રદેશમાં વિધિપૂર્વક ગોઠવેલા આસન પર બેસીને, ॥ ૧૬॥

(ૐ = અકાર, ઉકાર અને મકાર– એમ) ત્રણ અક્ષરવાળા વિશુદ્ધ પરબ્રહ્મનો મનથી અભ્યાસ કરવો અને (પ્રાણાયામથી) શ્વાસ ઉપર વિજય મેળવીને બ્રહ્મબીજ ૐકારનું વિસ્મરણ ન થાય તે પ્રમાણે મનને વશ કરવું. ॥ ૧૭॥

વળી, ઘરમાંથી **'प्रव्रजितः'** ચાલી નીકળેલો– ઘરમાં રહેનારને ફરી પાછી આસક્તિ વળગે તેવી સંભાવના હોવાથી (ઘરથી અન્ય સ્થાનનું સૂચન કરે છે.)

ત્યાં અષ્ટાંગયોગનો ઉપદેશ કર્યો છે. **'धीरः इति'** ધીરપુરુષ એમ કહીને બ્રહ્મચર્ય વગેરે યમ (અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ પા.યો.૨/૩૦) તથા તીર્થજળમાં સ્નાન વગેરે કહી સ્નાનાદિ નિયમો, (શૌચ, સન્તોષ, તપ, સ્વાધ્યાય, ઈશ્વરપ્રણિધાન પા.યો.૨/૩૨) નું સૂચન કરે છે. (યમ અને નિયમથી યુક્તને ધીરપુરુષ જાણવો.)

ત્યારબાદ આસન માટે કહે છે– પવિત્ર આસન પર, **'विविक्ते'** એકાન્તમાં– વિધિપૂર્વક ક્રમવાર ગોઠવેલા આસન પર– પ્રથમ કુશાસન, તેની ઉપર મૃગચર્મ અને પછી વસ્ત્રવાળા આસન (પર) બેસીને ॥ ૧૬॥

પ્રણવાદિ જપ સાથે થતા પ્રાણાયામને વર્ણવવા માટે જપવા યોગ્ય પ્રણવને વર્ણવે છે. **'त्रिवृद्ब्रह्माक्षरम्'** અ, ઉ, મ– એ ત્રણ અક્ષરો વડે

---

***योगस्याष्टावङ्गानि यथा पातञ्जले—'यमनियमासनप्राणायामप्रत्याहारधारणाध्यानसमाधयोऽष्टावङ्गानि' इति। जपगर्भं प्राणायाममिति।'श्वासप्रश्वासयोर्गतिविच्छेदः प्राणायामः' इति पातञ्जलसूत्रम्। तत्र सगर्भनिर्गर्भलक्षणं च—'सगर्भो मन्त्रजापेन निर्गर्भो मात्रया भवेत्' इति। तत्र प्रणवादिजपसहकृतो जपगर्भ इति ज्ञेयम्।**

(૧) મહર્ષિ પતંજલિ અનુસાર યોગનાં આઠ અંગો–યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ. (પા.યો. ૨/૨૯)

આસન સિદ્ધ થતાં શ્વાસ-પ્રશ્વાસની ગતિનો અવરોધ થઈ જવો એટલે પ્રાણાયામ. (પા.યો. ૨/૨૯) તેમાં સગર્ભ અને નિર્ગર્ભ પ્રાણાયામનું લક્ષણ જણાવે છે. સગર્ભ મંત્રજાપ સહિત થાય તથા નિર્ગર્ભ માત્રાથી થાય. તેમાં પ્રણવ વગેરે સાથે કરવામાં આવેલ પ્રાણાયામને જપગર્ભ જાણવો.

ब्रह्माक्षरं प्रणवं मनसाऽभ्यसेदावर्तयेत्। मनसेन्द्रिय-प्रत्याहारं वक्तुं प्राणायामेन मनोनियमनमाह। मनो यच्छेद्वशीकुर्यात्। ब्रह्मबीजं प्रणवमविस्मरन्नेव जितश्वासः सन्॥ १७॥

બનેલ, ગૂંથાયેલ, બ્રહ્મના પ્રતીકરૂપ અક્ષર એવા ૐકાર પ્રણવમંત્રનો મનથી **'अभ्यसेत्'** અભ્યાસ કરવો, તેનું આવર્તન કરવું. મન વડે ઇન્દ્રિયોના પ્રત્યાહારને કહેવા માટે પ્રાણાયામ દ્વારા મનોનિગ્રહ કહે છે. મનને **'यच्छेत्'** વશ કરવું. **'ब्रह्मबीजम्'** બ્રહ્મબીજ પ્રણવનું વિસ્મરણ ન થાય તેમ, શ્વાસ ઉપર વિજય મેળવીને ॥ ૧૭॥

*प्रत्याहारमाह।

**नियच्छेद्विषयेभ्योऽक्षान्मनसा बुद्धिसारथिः।**
**मनः कर्मभिराक्षिप्तं शुभार्थे धारयेद्धिया॥ १८**

પ્રત્યાહારને વર્ણવે છે–

બુદ્ધિ જેનો સારથિ છે તેણે (તેવા સાધકે) મન વડે ઇન્દ્રિયોને વિષયોમાંથી પાછી વાળવી. કર્મો વડે વ્યગ્ર બનેલા મનને બુદ્ધિ વડે મંગળમય ભગવત્સ્વરૂપમાં ધારણ કરવું. ॥ ૧૮॥

नियच्छेन्निगृह्णीयात्। अक्षानिन्द्रियाणि। निश्चयात्मिका बुद्धिः सारथिर्यस्य सः। धारणामाह—मन इति। पुनश्च कर्मभिस्तद्वासनाभि-राक्षिप्तमाकृष्टम्। शुभार्थे भगवद्रूपे॥ १८॥

**'नियच्छेत्'** પાછી વાળવી **'अक्षान्'** ઇન્દ્રિયોને, નિશ્ચયાત્મિકા બુદ્ધિ સારથિ જેનો છે તેણે. ધારણા વિષે કહે છે– **'मनः इति।'** વળી, **'कर्मभिः'** કર્મોની વાસનાઓ વડે **'आक्षिप्तम्'** આકર્ષાયેલા, વ્યગ્ર બનેલા મનને **'शुभार्थे'** મંગળમય ભગવત્સ્વરૂપમાં (ધારણ કરવું). ॥ ૧૮॥

ध्यानमाह—**तत्रेति।**

**तत्रैकावयवं ध्यायेदव्युच्छिन्नेन चेतसा।**
**मनो निर्विषयं युंक्त्वा ततः किंचन न स्मरेत्।**
**पदं तत्परमं विष्णोर्मनो यत्र प्रसीदति॥ १९**

ધ્યાન વિષે કહે છે– **'तत्र इति।'**

ત્યાં (ભગવાનના રૂપમાં) સમગ્ર રૂપથી અલગ કર્યા વિના (અખંડ સ્વરૂપમાં સ્થિર કરેલા) ચિત્ત વડે ભગવાનના એક-એક અવયવનું ધ્યાન કરવું. (એ રીતે) નિર્વિષય થયેલા મનને (ભગવત્સ્વરૂપમાં) જોડી દઈને પછી કંઈ પણ સ્મરણ ન કરવું. શ્રીવિષ્ણુ ભગવાનનું તે શ્રેષ્ઠ સ્થાન છે, જ્યાં મન શાંત થાય છે (પ્રસન્નતા પામે છે). ॥ ૧૯॥

---

* **'स्वविषयासंप्रयोगे चित्तस्वरूपानुकार इवेन्द्रियाणां प्रत्याहारः' इति।**
**'देशबन्धश्चित्तस्य धारणा' इति।**

પોતાના વિષયોમાંથી પાછી ખેંચી લીધેલી ઇન્દ્રિયોની શક્તિઓનું ચિત્તના સ્વરૂપમાં અવસ્થાન (ઊર્ધ્વીકરણ) એટલે પ્રત્યાહાર. (પા.યો. ૨/૫૪)

ચિત્તને એક સ્થાન ઉપર એકાગ્ર (સ્થિર) કરવું એટલે ધારણા. (પા.યો. ૩/૧)

एकमेकं पादाद्यवयवम्। अव्युच्छिन्नेन समग्ररूपादवियुक्तेन। आश्रयविशेषेण सामान्य–तश्चित्तस्थिरीकरणं धारणा। अवयवविभावनया तद्दार्ढ्यं ध्यानमिति भेदः।

એક-એક ચરણ વગેરે અવયવોનું **'अव्युच्छिन्नेन'** **( अ+वि+उच्छिन्नेन )** અલગ કર્યા વિના, સમગ્ર સ્વરૂપથી છૂટા પાડ્યા વિના, વિશેષ આશ્રય દ્વારા સામાન્ય રીતે ચિત્તને સ્થિર કરવું તે ધારણા અને એક-એક અવયવના (પૃથક્) ચિંતન દ્વારા મનને દૃઢ કરવું તે ધ્યાન– આમ તફાવત છે.

समाधिमाह।

निर्विषयं मनो युंक्त्वा समाधाय। स्थिरीभूते मनसि स्फुरत्परमानन्दमात्राकारं कृत्वेत्यर्थः। प्रसीदति उपशाम्यति॥ १९ ॥

સમાધિ વિષે કહે છે,

નિર્વિષય મનને (ભગવત્સ્વરૂપમાં) જોડી દઈને (કેન્દ્રિત કરીને) સ્થિર થયેલા મનમાં માત્ર તેજોમય પરમ આનંદ-આકાર (વૃત્તિ) કરીને (પછી કંઈ પણ સ્મરણ ન કરવું, તે સમાધિ છે.)– એમ અર્થ છે. **'प्रसीदति'** શાંત થાય છે. ॥૧૯॥

**रजस्तमोभ्यामाक्षिप्तं विमूढं मन आत्मनः।**
**यच्छेद्धारणया धीरो हन्ति या तत्कृतं मलम्॥ २०**

રજોગુણ, તમોગુણને લીધે (વિષયોમાં) વ્યગ્ર બનેલા મૂઢ મનને ધીરપુરુષે ધારણા વડે વશ કરવું, કે જે ધારણા તે (રજોગુણ-તમોગુણે) કરેલા મળને હણે છે. ॥ ૨૦॥

गुणवशात्पुनरपि क्षोभे सति धारणामेव स्थिरी–कुर्यादित्याह। रजसा आक्षिप्तं तमसा विमूढं स्वीयं मनो निरुन्ध्यात्। तत्कृतं रजस्तमोभ्यां कृतम्॥ २०

રજોગુણ-તમોગુણને લીધે જ્યારે ક્ષોભ થાય ત્યારે ધારણા જ સ્થિર કરવી તેમ કહે છે. રજોગુણથી વ્યગ્ર થયેલું અને તમોગુણથી મૂઢ થયેલું મન વશ કરવું. **'तत्कृतम्'** તે રજોગુણ-તમોગુણે કરેલા. ॥ ૨૦॥

**यतःसंधार्यमाणायां योगिनो भक्तिलक्षणः।**
**आशु संपद्यते योग आश्रयं भद्रमीक्षतः॥ २१**

જે (ભગવત્સ્વરૂપ)ની ધારણા કરતાં, કલ્યાણરૂપ વિષયનો સાક્ષાત્કાર કરતા યોગીને સત્વરે ભક્તિના લક્ષણવાળો યોગ પ્રાપ્ત થાય છે. ॥ ૨૧॥

यतो यस्यां क्रियमाणायां भद्रं सुखात्मकमाश्रयं विषयं पश्यतस्तत्रैव प्रीतिर्भवति॥ २१ ॥

**'यतः'** જે ધારણા કરવામાં આવતાં **'भद्रम्'** સુખસ્વરૂપ **'आश्रयम्'** વિષયને જોતાં ત્યાં જ પ્રીતિ થાય છે. ॥ ૨૧॥

---

**'प्रत्ययैकतानता ध्यानम्' इति।**

વૃત્તિ એક જ પ્રકારની બની રહે તે ધ્યાન છે. (પા.યો. ૩/૨)

**अवयवेति। अवयवानां पृथक्पृथग्यथाक्रममेकैकस्य स्वरूपचिन्तयेत्यर्थः।**

ભગવતસ્વરૂપના એકએક અવયવના યથાક્રમ પૃથક્ પૃથક્ (પા.યો. ૩/૨) સ્વરૂપચિંતન દ્વારા (મનને દૃઢ કરવું તે ધ્યાન છે) એમ અર્થ છે.

**समाधिमाहेति तदेवार्थमात्रनिर्भासं स्वरूपशून्यमिव समाधिः। इति।**

તે ધ્યાન જ સમાધિ કહેવાય છે કે જ્યારે તેમાં કેવળ ધ્યેય અર્થમાત્રથી ભાસે છે તથા તે ધ્યાનનું સ્વરૂપ શૂન્ય જેવું થઈ જાય છે. (પા.યો. ૩/૩)

राजोवाच

**यथा संधार्यते ब्रह्मन्धारणा यत्र संमता।**
**यादृशी वा हरेदाशु पुरुषस्य मनोमलम्॥ २२**

यथा यत्र यादृशी चेतिकर्तव्यताविषयतत्तद्विशेषाणां प्रश्नाः ॥ २२ ॥

**રાજાએ કહ્યું** – હે બ્રહ્મન્! મનુષ્યના મનનો મળ શીઘ્ર દૂર કરે તે યોગધારણા જે રીતે અને જ્યાં અથવા જે પ્રકારની કરવી સંમત હોય (તે આપ જણાવો). ॥ ૨૨॥

જે રીતે, જ્યાં અને જે પ્રકારની (ધારણા)– એમ તેને કરવાની રીતના વિષયમાં તે તે ભેદના– ધારણાનાં સ્થાન, રીત વગેરે વિષે પ્રશ્નો (કરવામાં આવ્યા છે). ॥ ૨૨॥

यथेत्यस्योत्तरं—**जितासन** इति।

જે રીતે ધારણા કરવી સંમત હોય એ પ્રશ્નનો ઉત્તર છે– **'जितासनः इति।'**

श्रीशुक उवाच

**जितासनो जितश्वासो जितसङ्गो जितेन्द्रियः।**
**स्थूले भगवतो रूपे मनः संधारयेद्धिया॥ २३**

**શ્રીશુકદેવજી બોલ્યા** – આસન તથા શ્વાસને જીતી, સંગને જીતી, સર્વ ઇન્દ્રિયોને વશ કરી, ભગવાનના સ્થૂળ સ્વરૂપમાં બુદ્ધિ દ્વારા મનને ધારણ કરવું. ॥ ૨૩॥

विषयमाह—स्थूल इति सार्धेन॥ २३ ॥

ભગવાનના સ્થૂળ સ્વરૂપમાં એટલે કે વિરાટ શરીરમાં– દોઢ શ્લોક દ્વારા વિષય કહે છે– ॥ ૨૩॥

**विशेषस्तस्य देहोऽयं स्थविष्ठश्च स्थवीयसाम्।**
**यत्रेदं दृश्यते विश्वं भूतं भव्यं भवच्च सत्॥ २४**

જેમાં આ કાર્યરૂપ થયેલું, થનારું અને થતું (ભૂત, ભવિષ્ય અને વર્તમાન સર્વ કાર્યરૂપ જગત) દેખાય છે, તે અત્યંત સ્થૂળ પદાર્થોથી પણ અતિશય સ્થૂળ એવો ભગવાનનો વિરાટ દેહ છે. ॥ ૨૪॥

विशेषो विराड्देहः अतिस्थूलानामपि स्थूलतरः। सत् कार्यमात्रम्॥ २४ ॥

**'विशेषः'** વિરાટ દેહ, અત્યન્ત સ્થૂળથી પણ સ્થૂળતર, **'सत्'** પ્રત્યેક કાર્યરૂપ ॥ ૨૪॥

अस्य चोपलक्षणत्वेन विषयत्वं, वस्तुतस्तु विराड् जीवनियन्ता भगवानेव विषय इत्याह।

આ વિરાટ શરીરના સૂચકપણા દ્વારા વિરાટ શરીર એ વિરાટપુરુષનું સૂચક છે. ખરેખર તો વિરાટ જીવનિયંતા ભગવાન જ (ધારણાના આશ્રયરૂપ) વિષય છે, તેમ કહે છે. (આ વિશાળ દેહ ધારણાનો વિષય ન હોઈ શકે.)

**आण्डकोशे शरीरेऽस्मिन्सप्तावरणसंयुते।**
**वैराजः पुरुषो योऽसौ भगवान्धारणाश्रयः॥ २५**

પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, અહંકાર અને મહત્તત્ત્વ– એ સાત આવરણયુક્ત બ્રહ્માંડરૂપ શરીરમાં જે આ વિરાટપુરુષ ષડ્ઐશ્વર્યસંપન્નભગવાન છે, તે ધારણાનો વિષય છે. ॥ ૨૫॥

आण्डकोशान्तर्वर्तिनि कटाह एव पृथिव्यावरणम्। ततः अप्तेजोवाय्वाकाशाहंकार-महत्तत्त्वानीति सप्त॥ २५ ॥

બ્રહ્માંડકોશની અંદર રહેલ કઢાઈમાં જ પૃથ્વીરૂપ આવરણ છે. ત્યારબાદ જળ, તેજ, વાયુ, આકાશ, અહંકાર, મહત્તત્ત્વ– એમ કુલ સાત આવરણો છે. ॥ ૨૫॥

विराड्देहतज्जीवतदन्तर्यामिणामभेदमारोप्योपासनं कर्तव्यमित्याशयेनाह।

**पातालमेतस्य हि पादमूलं**
**पठन्ति पार्ष्णिप्रपदे रसातलम्।**
**महातलं विश्वसृजोऽथ गुल्फौ**
**तलातलं वै पुरुषस्य जङ्घे॥ २६**

पातालं पादमूलं पादस्याधोभागम्। पातालादीनां तदवयवता विधीयते। पातालादीन्यतलान्तान्यधस्तनादारभ्य सप्त भूविवराणि। पठन्ति गृणन्तीत्यादिप्रमाणप्रदर्शनम्। पार्ष्णिप्रपदे पादस्य पश्चात्पुरोभागौ॥ २६॥

**द्वे जानुनी सुतलं विश्वमूर्ते-**
**रूरुद्वयं वितलं चातलं च।**
**महीतलं तज्जघनं महीपते**
**नभस्तलं नाभिसरो गृणन्ति॥ २७**

ऊरुद्वयस्याधोभागे वितलम्, उत्तरभागे अतलमिति ज्ञेयम्। नाभिरेव सरः॥ २७॥

**उरःस्थलं ज्योतिरनीकमस्य**
**ग्रीवा महर्वदनं वै जनोऽस्य।**
**तपो रराटीं विदुरादिपुंसः**
**सत्यं तु शीर्षाणि सहस्रशीर्ष्णः॥ २८**

ज्योतिरनीकं ज्योतिषां समूहं स्वर्गम्। महर्लोकं ग्रीवेति गृणन्ति। तपोलोकं रराटीं ललाटम्। सत्यं सत्यलोकम्॥ २८॥

વિરાટશરીર, તેનો જીવ (હિરણ્યગર્ભ) અને તેના અંતર્યામીનો અભેદ કરીને ઉપાસના કરવી, તે આશયથી કહે છે–

ખરેખર, આ વિરાટપુરુષના ચરણનું મૂળ (તળિયું) પાતાળ છે, પગની પાની અને પંજો (પાતાળની ઉપર આવેલું) રસાતળ છે. ત્યારબાદ વિશ્વના સર્જક (વિરાટપુરુષ)ની બે ઘૂંટીઓ મહાતલ છે. ખરેખર, વિરાટપુરુષની બે જાંઘો (ઘૂંટી અને ઢીંચણ વચ્ચેનો ભાગ, પિંડી) તલાતલ છે, એમ (વેદો) કહે છે. ॥ ૨૬॥

**'पातालम्'** ચરણનું મૂળ, પગના તળિયાનો ભાગ, પાતાળ વગેરે તેના અવયવો છે તેમ કહેવામાં આવે છે. પાતાળથી શરૂ કરીને અંતે અતલ સુધી, અર્થાત્ નીચેથી શરૂ કરીને સાત ભૂમિનાં છિદ્રો છે, તેમ (વેદો) **'पठन्ति' 'गृणन्ति'** એ પ્રમાણ દર્શાવે છે. **'पार्ष्णिप्रपदे'** પગની પાની અને પંજો ॥ ૨૬॥

હે મહીપતિ! વિરાટપુરુષના બન્ને ગોઠણો સુતલ છે. વિશ્વમૂર્તિ વિરાટપુરુષની બન્ને સાથળો વિતલ અને અતલ છે, પૃથ્વી તેમનું જઘનસ્થાન (નાભિ નીચેનો ભાગ-નિતંબ) છે તથા તેમનું નાભિરૂપી સરોવર આકાશ છે, તેમ (વેદો) કહે છે. ॥ ૨૭॥

બન્ને સાથળના નીચેના ભાગમાં વિતલ અને ઉપરના ભાગમાં અતલ છે તેમ જાણવું. નાભિ એ જ સરોવર છે. ॥ ૨૭॥

ખરેખર, આ આદિપુરુષનું વક્ષઃસ્થળ જ્યોતિર્મંડળ-સ્થાન (સ્વર્ગલોક) છે, મહર્લોક તેમની ગ્રીવા છે, જનલોક તેમનું મુખ છે, તપોલોક તેમનું લલાટ છે. હજારો મસ્તકવાળા આ વિરાટપુરુષનાં મસ્તકો એ તો સત્યલોક છે, તેમ (વિદ્વાનો) જાણે છે. ॥ ૨૮॥

**'ज्योतिः अनीकम्'** જ્યોતિઓનો સમૂહ અર્થાત્ સ્વર્ગ, મહર્લોક ગ્રીવા છે, એમ કહે છે. તપોલોક **'रराटीम्'** લલાટ છે. **'सत्यम्'** સત્યલોક ॥ ૨૮॥

**इन्द्रादयो बाहव आहुरुस्राः**
**कर्णौ दिशः श्रोत्रममुष्य शब्दः।**
**नासत्यदस्रौ परमस्य नासे**
**घ्राणोऽस्य गन्धो मुखमग्निरिद्धः॥ २९**

उस्रा देवाः तेजोमयशरीरत्वात् ते बाहव इत्याहुः। दिशोऽस्मदादिश्रोत्राधिष्ठात्र्यो देवताः कर्णौ, श्रोत्रस्याधिष्ठानम्। शब्दस्तु श्रोत्रविषयः स तस्य श्रोत्रेन्द्रियम्। एवं नासिकादिष्वपि। नासत्यदस्रावश्विनौ नासे नासापुटे। इद्धो दीप्तः॥ २९॥

આ વિરાટપુરુષના બાહુ ઈન્દ્રાદિક દેવો છે, દિશાઓ બંને કર્ણગોલક છે, શબ્દ એમની કર્ણેન્દ્રિય છે, બંને અશ્વિનીકુમારો ભગવાનની નાસિકાઓ છે, ગન્ધ તેમની ઘ્રાણેન્દ્રિય છે અને પ્રજ્વલિત અગ્નિ વિરાટપુરુષનું મુખ છે. ॥ ૨૯॥

‘**उस्राः**’ દેવો, કારણ કે તેમનાં શરીરો પ્રકાશમાન હોવાથી તે આપના બાહુઓ છે, તેમ (વિદ્વાનો) કહે છે. દિશાઓ આપણા કર્ણોના અધિષ્ઠાતા દેવ છે, તે ભગવાનના બન્ને કર્ણો છે, જે શ્રોત્રેન્દ્રિયનું અધિષ્ઠાન છે. શબ્દ, જે શ્રોત્રેન્દ્રિયનો વિષય છે, તે તેમની શ્રોત્રેન્દ્રિય છે. આ પ્રમાણે નાસિકા વગેરેમાં પણ ‘**नासत्यदस्रौ**’ બન્ને અશ્વિનીકુમારો ‘**नासे**’ બન્ને નાસિકાઓ છે. ‘**इद्धः**’ પ્રજ્વલિત ॥ ૨૯॥

**द्यौरक्षिणी चक्षुरभूत्पतङ्गः**
**पक्ष्माणि विष्णोरहनी उभे च।**
**तद् भ्रूविजृम्भः परमेष्ठिधिष्ण्य-**
**मापोऽस्य तालू रस एव जिह्वा॥ ३०**

द्यौरन्तरिक्षम्। अक्षिणी नेत्रगोलके। चक्षुरिन्द्रियम्। पतङ्गः सूर्यः। अहनी रात्र्यहनी। परमेष्ठिधिष्ण्यं ब्रह्मपदम्। तालु अधिष्ठानम्। जिह्वा इन्द्रियम्॥ ३०॥

દ્યુલોક આ વિષ્ણુનાં બન્ને નેત્ર છે. સૂર્ય તેમની ચક્ષુ-ઈન્દ્રિય છે. બન્ને રાત્રિ-દિવસ તેમનાં નેત્રોની પાંપણો છે. એમની ભ્રૂકુટિનો વિલાસ તે બ્રહ્માજીનું સ્થાન છે. જળ એમનું તાળવું છે અને રસ એ એમની જીભ છે. ॥ ૩૦॥

‘**द्यौः**’ અંતરિક્ષ ‘**अक्षिणी**’ બન્ને નેત્રગોલક છે. ચક્ષુઈન્દ્રિય ‘**पतङ्गः**’ સૂર્ય છે. રાત અને દિવસ ‘**पक्ष्माणि**’ બે પાંપણો છે. ‘**परमेष्ठिधिष्ण्यम्**’ બ્રહ્માજીનું સ્થાન ‘**तालु**’ તાળવું જળના અધિષ્ઠાનરૂપ છે, જિહ્વા એ રસ છે. ॥ ૩૦॥

**छन्दांस्यनन्तस्य शिरो गृणन्ति**
**दंष्ट्रा यमः स्नेहकला द्विजानि।**
**हासो जनोन्मादकरी च माया**
**दुरन्तसर्गो यदपाङ्गमोक्षः॥ ३१**

छन्दांसि वेदाः। शिरो ब्रह्मरन्ध्रम्। स्नेहकलाः पुत्रादिस्नेहलेशाः। द्विजानि दन्ताः। षण्ढत्वमार्षम्। दुरन्तोऽपारः सर्ग इति यत् स तस्य कटाक्षः॥ ३१॥

વેદો અનન્ત ભગવાનનું મસ્તક છે, યમ એ તેમની દાઢો છે. સ્નેહની માત્રાઓ એ વિરાટપુરુષની દંતપંક્તિ છે. માનવોને ઉન્માદ ઉપજાવનારી માયા એ તેમનું હાસ્ય છે, તેમ જ સૃષ્ટિનો અનંતપ્રવાહ એ વિરાટનો નેત્રકટાક્ષ છે, એમ (વેદો) કહે છે. ॥ ૩૧॥

‘**छन्दांसि**’ વેદો, ‘**शिरः**’ બ્રહ્મરન્ધ્ર છે. ‘**स्नेहकलाः**’ પુત્રાદિક ઉપરની સ્નેહની માત્રાઓ ‘**द्विजानि**’ દાંત, દાંતનું નપુંસકત્વ આર્ષ છે. (અન્યથા ‘**द्विजाः**’ રૂપ હોવું જોઈએ.) ‘**दुरन्तः**’ અપાર સૃષ્ટિ જે છે, તે તેમનો નેત્રકટાક્ષ છે. ॥ ૩૧॥

**व्रीडोत्तरोष्ठोऽधर एव लोभो**
**धर्मः स्तनोऽधर्मपथोऽस्य पृष्ठः।**
**कस्तस्य मेढ्रं वृषणौ च मित्रौ**
**कुक्षिः समुद्रा गिरयोऽस्थिसङ्घाः॥ ३२**

अधर्ममार्गोऽस्य पृष्ठभागः। कः प्रजापतिः। मित्रौ मित्रावरुणौ॥ ३२॥

**नद्योऽस्य नाड्योऽथ तनूरुहाणि**
**महीरुहा विश्वतनोर्नृपेन्द्र।**
**अनन्तवीर्यः श्वसितं मातरिश्वा**
**गतिर्वयः कर्म गुणप्रवाहः॥ ३३**

अनन्तं वीर्यं यस्य सः। वयः कालस्तस्य गमनम्। गुणप्रवाहः प्राणिनां संसारः कर्म तस्य क्रीडा॥ ३३॥

**ईशस्य केशान्विदुरम्बुवाहान्**
**वासस्तु संध्यां कुरुवर्य भूम्नः।**
**अव्यक्तमाहुर्हृदयं मनश्च**
**स चन्द्रमाः सर्वविकारकोशः॥ ३४**

भूम्नो विभोः। अव्यक्तं प्रधानम्। सः प्रसिद्धश्चन्द्रमास्तदीयं मनः। सर्वेषां विकाराणां कोश इवाश्रयभूतम्॥ ३४॥

**विज्ञानशक्तिं महिमामनन्ति**
**सर्वात्मनोऽन्तःकरणं गिरित्रम्।**
**अश्वाश्वतर्युष्ट्रगजा नखानि**
**सर्वे मृगाः पशवः श्रोणिदेशे॥ ३५**

विज्ञानशक्तिं चित्तम्। महिं महत्तत्त्वम्। अन्तःकरणमहंकारम्। गिरित्रं श्रीरुद्रम्। गर्दभाद्व- डवायामुत्पन्ना अश्वतरी॥ ३५॥

લજ્જા આ વિરાટપુરુષનો ઉપરનો હોઠ છે, લોભ નીચેનો હોઠ છે. ધર્મ સ્તન છે, અધર્મમાર્ગ પીઠ છે. પ્રજાપતિ તેમનું લિંગ છે. મિત્ર અને વરુણ દેવતા બન્ને વૃષણ છે, સમુદ્ર ઉદર છે અને પર્વતો હાડકાંનો સમુદાય છે. ॥ ૩૨॥

અધર્મમાર્ગ આ વિરાટપુરુષનો પૃષ્ઠભાગ છે. '**कः**' પ્રજાપતિ બ્રહ્માજી– '**मित्रौ**' મિત્ર અને વરુણ નામના બે દેવો ॥ ૩૨॥

હે રાજેન્દ્ર! નદીઓ આ વિરાટપુરુષની નાડીઓ છે, વૃક્ષો વિશ્વસ્વરૂપ ભગવાનના શરીર ઉપરનાં રૂંવાડાં છે. એમના શ્વાસોચ્છ્વાસ અપાર બળવાળો વાયુ છે, કાળ એમનું ગમન છે. પ્રાણીઓનો ત્રણ ગુણવાળો સંસાર એમની ક્રીડા છે. ॥ ૩૩॥

અનંત શક્તિ છે જેની, '**वयः**' કાળ એમનું ગમન છે, '**गुणप्रवाहः**' (ત્રણ) ગુણવાળો પ્રાણીઓનો સંસાર '**कर्म**' તેમની ક્રીડા છે. ॥ ૩૩॥

હે પરીક્ષિત! મહાન એવા સર્વનિયન્તા પરમેશ્વરના કેશ જળનું વહન કરનારા મેઘો છે. સન્ધ્યાકાળ વિરાટનું વસ્ત્ર છે, પ્રકૃતિતત્ત્વને પરમાત્માનું હૃદય કહે છે; તેમ જ ચન્દ્ર એ વિરાટપુરુષનું મન છે, જે વિકારોના ભંડારરૂપ છે, એમ (વિદ્વાનો) કહે છે. ॥ ૩૪॥

'**भूम्नः**' મહાન વિભુના, '**अव्यक्तम्**' પ્રકૃતિતત્ત્વને. તે પ્રસિદ્ધ ચન્દ્રમા વિરાટપુરુષનું મન છે. સર્વ વિકારોના ભંડારની જેમ વિકારોના આશ્રયરૂપ છે. ॥ ૩૪॥

મહત્તત્ત્વ સર્વસ્વરૂપ એવા વિરાટપુરુષનું ચિત્ત છે. શ્રીરુદ્રદેવ વિરાટનું અંતઃકરણ છે. ઘોડા, ખચ્ચર, ઊંટ તેમ જ હાથી વગેરે વિરાટના નખ છે. તેમજ સર્વ મૃગો અને પશુઓને નિતંબ ભાગમાં કલ્પ્યાં છે, તેમ (વિદ્વાનો) કહે છે. ॥ ૩૫॥

'**विज्ञानशक्तिम्**' ચિત્ત '**महिम्**' મહત્તત્ત્વ- '**अन्तःकरणम्**' અહંકાર– '**गिरित्रम्**' શ્રીરુદ્રદેવ, ગધેડા વડે ઘોડીમાં ઉત્પન્ન થયેલ '**अश्वतरी**' ખચ્ચર ॥ ૩૫॥

**वयांसि तद्व्याकरणं विचित्रं**
**मनुर्मनीषा मनुजो निवासः।**
**गन्धर्वविद्याधरचारणाप्सरः**
**स्वरस्मृतीरसुरानीकवीर्यः ॥ ३६**

वयांसि पक्षिणः। तस्य व्याकरणं 'नामरूपे व्याकरवाणि' इति श्रुत्युक्तं शिल्पनैपुणम्। यथाहुः—'येन शुक्लीकृता हंसाः शुकाश्च हरितीकृताः। मयूराश्चित्रिता येन स ते वृत्तिं विधास्यति।' इति। मनुः स्वायंभुवः, मनीषा बुद्धिः, मनुजः पुरुषः, निवास आश्रयः। 'पुरुषत्वे चाविस्तरामात्मा' इति श्रुतेः। गन्धर्वादीनां द्वन्द्वैक्यम्। गन्धर्वादयः। स्वरस्मृतीः। षड्जादि-स्वरस्मृतय इत्यर्थः। असुरानीकं वीर्यं यस्य सः। 'स्वरः स्मृतिरसुरानीकवर्यः' इति पाठे गन्धर्वादयः स्वरः असुरसमूहश्रेष्ठः प्रह्लादः स्मृतिस्तस्येति ॥ ३६ ॥

પક્ષીઓ તે વિરાટપુરુષનું વિચિત્ર રચના-કૌશલ્ય છે. મનુરાજા તેમની બુદ્ધિ છે, મનુષ્ય વિરાટનું નિવાસસ્થાન છે. ગન્ધર્વો, વિદ્યાધરો, ચારણો અને અપ્સરાઓ એ વિરાટના સાત સ્વરોની અને સ્મૃતિઓ છે. અસુરસેના તેમનું વીર્ય છે. ॥ ૩૬॥

'**वयांसि**' પક્ષીઓ, તે વિરાટપુરુષનું કળાકૌશલ્ય છે. ''નામ અને રૂપને હું અભિવ્યક્ત કરું.'' (છાં.ઉપ. ૬/૩/૨) આમ શ્રુતિમાં કહેવાયું છે, તે રચના કૌશલ્ય, જેમ કે, ''જેણે હંસોને શ્વેત કર્યા અને પોપટને લીલા કર્યા, જેણે મોરલાઓને (રંગબેરંગી) ચીતર્યા, તે (વિશ્વમ્ભર પ્રભુ) તારી આજીવિકા કરશે.'' સ્વાયંભુવ મનુ (તેમની) '**मनीषा**' બુદ્ધિ છે. મનુષ્ય '**निवासः**' નિવાસસ્થાન છે. ''પુરુષત્વમાં પરમેશ્વર અત્યન્ત પ્રકટ છે.'' એમ શ્રુતિ છે. ગંધર્વો વગેરેનું દ્વન્દ્વ સમાસ દ્વારા એકત્વ જ કહે છે. ગંધર્વો વગેરે '**स्वरस्मृतीः**' ષડ્જ વગેરે સ્વરોની સ્મૃતિઓ, એમ અર્થ છે. અસુરસેના જેનું વીર્ય છે તે– '**स्वरःस्मृतिरसुरानीकवर्यः**' પાઠમાં ગંધર્વો વગેરે તેમના સ્વરો છે. અસુરોના સમૂહમાં શ્રેષ્ઠ એવા પ્રહ્‌લાદજી વિરાટપુરુષની સ્મૃતિ છે. ॥ ૩૬॥

**ब्रह्माननं क्षत्रभुजो महात्मा**
**विड्रूरुरङ्घ्रिश्रितकृष्णवर्णः ।**
**नानाभिधाभीज्यगणोपपन्नो**
**द्रव्यात्मकः कर्म वितानयोगः॥ ३७**

ब्रह्मा विप्रस्तस्याननं मुखम्। क्षत्रं क्षत्रियो भुजौ यस्य। विड् वैश्य ऊरू यस्य। अङ्घ्रिश्रितः कृष्णवर्णः शूद्रो यस्य। नानाभिधा नामानि येषां ते च ते अभीज्या देवास्तेषां गणैर्वसुरुद्रादिभिरुपपन्नो युक्तो द्रव्यात्मको हविःसाध्यो वितानयोगो यज्ञ-प्रयोगस्तस्य कर्म कार्यम्। आवश्यकोऽभिप्रेत इत्यर्थः ॥ ३७ ॥

બ્રાહ્મણ મુખ છે, ક્ષત્રિયો બાહુ છે, વૈશ્યો સાથળ છે, શૂદ્ર ચરણ છે. (આવા) સર્વાત્મા છે વિરાટપુરુષ! અનેક પ્રકારનાં નામવાળા દેવગણોથી યુક્ત, હુતદ્રવ્યાદિક સામગ્રીથી થતો યજ્ઞપ્રયોગ વિરાટનું કર્મ છે. ॥ ૩૭॥

'**ब्रह्मा**' વિપ્ર તે વિરાટપુરુષનું '**आननम्**' મુખ છે. '**क्षत्रम्**' ક્ષત્રિયો જેમની બંને ભુજાઓ છે. '**विट्**' વૈશ્યો જેમના સાથળ છે. ચરણ '**कृष्णवर्णः**' શૂદ્ર છે. અનેક પ્રકારના '**अभिधा**' નામો જેમનાં છે તે '**अभीज्या**' દેવો, તેમના ગણો વસુઓ, રુદ્રો વગેરેથી '**उपपन्नः**' યુક્ત, દ્રવ્યાત્મક હવિથી સાધ્ય થતો '**वितानयोगः**' યજ્ઞપ્રયોગ એ તેનું '**कर्म**' એટલે કાર્ય; અર્થાત્ યજ્ઞ કરવો એ આવશ્યક કૃત્ય છે એમ અભિપ્રેત છે. ॥ ૩૭॥

**इयानसावीश्वरविग्रहस्य**
**यः संनिवेशः कथितो मया ते।**
**संधार्यतेऽस्मिन्वपुषि स्थविष्ठे**
**मनः स्वबुद्ध्या न यतोऽस्ति किंचित्॥ ३८**

इयानेतावान् सन्निवेशोऽवयवसंस्थानम्। अस्मिन् स्वबुद्ध्या मनः संधार्यते मुमुक्षुभिः। यतो व्यतिरिक्तं किंचिन्नास्ति तस्मिन्॥ ३८॥

આ વિરાટસ્વરૂપ ઈશ્વરના શરીરના અવયવોનો આટલો જે સમાવેશ (ગોઠવણી, રચના) મેં તમને કહ્યો, કે જેથી (વધીને) કંઈ પણ નથી, એ અત્યન્ત સ્થૂળ વિરાટ શરીરમાં પોતાની બુદ્ધિથી મનને સારી રીતે જોડી દેવામાં આવે છે. ॥ ૩૮॥

**'इयान्'** આટલું **'सन्निवेशः'** અવયવોનું સંસ્થાન (આ વિરાટપુરુષ છે). મુમુક્ષુઓ દ્વારા આમાં પોતાની બુદ્ધિથી મનને સારી રીતે જોડી દેવામાં આવે છે. જેનાથી અતિરિક્ત તેમાં કાંઈ પણ નથી. ॥ ૩૮॥

तदेवं चित्तस्थैर्यार्थं विराड्देहजीवेश्वराणामभेदेनोपासनमुक्तं, तत्र तु देहजीवावीश्वरे प्रविलाप्य स एव ध्येय इति निर्धारयति—**स इति।**

આમ, ચિત્તની સ્થિરતા માટે વિરાટદેહ, જીવ અને ઈશ્વર વચ્ચે અભેદપૂર્વક ઉપાસના કરવાનું કહેવાયું છે. તે પ્રમાણે દેહ અને જીવનો ઈશ્વરમાં લય કરી માત્ર તે જ ધ્યાન કરવાને યોગ્ય છે તેમ નિર્ધાર કરે છે– **'सः इति।'**

**स सर्वधीवृत्त्यनुभूतसर्व**
**आत्मा यथा स्वप्नजनेक्षितैकः।**
**तं सत्यमानन्दनिधिं भजेत**
**नान्यत्र सज्जेद्यत आत्मपातः॥ ३९**

सर्वेषां धीवृत्तिभिरनुभूतं सर्वं येन स एक एव सर्वान्तर आत्मा तमेव सत्यं भजेत। अन्यत्रोपलक्षणे न सज्जेत्। यत आसङ्गादात्मनः पातः संसारो भवति। एकस्य तत्तदिन्द्रियैः सर्वानुभूतौ दृष्टान्तः—स्वप्नजनानामीक्षिता यथेति। स्वप्ने हि कदाचिद्बहून्देहान्प्रकल्प्य जीवस्तत्तदिन्द्रियैः सर्वं पश्यति तद्वत्। ईश्वरस्य तु विद्याशक्तित्वान्न बन्धः॥ ३९॥

જેમ સ્વપ્નમાં અનેક મનુષ્યોને જોનાર જીવ એક જ છે, તેમ સર્વની બુદ્ધિવૃત્તિ દ્વારા સર્વકાંઈ અનુભવનાર તે સત્યસ્વરૂપ, આનંદનિધિ આત્માને જ ભજવો જોઈએ, અન્યત્ર આસક્ત થવું ન જોઈએ; કારણ કે તેથી આત્માને સંસારમાં પડવું પડે છે. ॥ ૩૯॥

સર્વની બુદ્ધિવૃત્તિ દ્વારા જેના વડે સર્વ કાંઈ અનુભવવામાં આવે છે, તે જ એક સત્યસ્વરૂપ, સર્વાન્તરાત્માની ઉપાસના કરવી જોઈએ. **'अन्यत्र'** પરમાત્માથી અન્ય સૂચિત પદાર્થમાં (દેહ, પુત્ર, પત્નીમાં તેમ જ સ્થૂળ ધારણાના અવાન્તર ફળરૂપ અણિમાદિ સિદ્ધિઓમાં, રાજ્ય વગેરેમાં) આસક્ત ન થવું જોઈએ, કારણ કે આસક્તિથી આત્માનું પતન થાય છે, સંસાર પ્રાપ્ત થાય છે. એક આત્મા તે તે ઇન્દ્રિય દ્વારા સર્વની અનુભૂતિ કરી શકે એ માટે દૃષ્ટાન્ત આપે છે. સ્વપ્નમાં અનેક મનુષ્યોને જોનારની જેમ. ક્યારેક સ્વપ્નમાં અનેક શરીરો કલ્પીને જીવ તે તે ઇન્દ્રિયો દ્વારા સર્વ જુએ છે તેની જેમ. ઈશ્વરને તો વિદ્યાશક્તિ હોવાથી કોઈપણ બંધન નથી. ॥ ૩૯॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां द्वितीयस्कन्धे प्रथमोऽध्यायः॥ १॥

इति श्रीमद्भागवते द्वितीयस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां प्रथमोऽध्यायः॥ १॥



# अथ द्वितीयोऽध्यायः

## ભગવાનનાં સ્થૂળ અને સૂક્ષ્મ રૂપોની ધારણા તથા ક્રમમુક્તિ અને સદ્યોમુક્તિ

द्वितीये तु ततः स्थूलधारणातो जितं मनः।
सर्वसाक्षिणि सर्वेशे विष्णौ धार्यमितीर्यते॥ १

દ્વિતીય અધ્યાયમાં સ્થૂળ ધારણાથી જીતેલા મનને સર્વના સાક્ષી અને સર્વના ઈશ્વર વિષ્ણુમાં ધારણ કરવું, એમ કહેવામાં આવે છે. ॥ ૧॥

दृश्यालम्बनरूपैवमुक्ता वैराजधारणा।
इहोच्यते तु तत्साध्या सर्वान्तर्यामिधारणा॥ २

આમ, દૃશ્યના આલંબનરૂપ વિરાટની ધારણા કહી. પરંતુ અહીં તે વૈરાજ ધારણા દ્વારા સાધી શકાય તેવી સર્વના અન્તર્યામીની ધારણા કહેવામાં આવે છે. ॥ ૨॥

तत्र तावत्पूर्वोक्तधारणाया अवान्तरफलमाह।

પૂર્વોક્ત ધારણાનું ગૌણફળ કહે છે.

**श्रीशुक उवाच**

**एवं पुरा धारणयात्मयोनि-**
**र्नष्टां स्मृतिं प्रत्यवरुध्य तुष्टात्।**
**तथा ससर्जेदममोघदृष्टि-**
**र्यथाऽप्ययात्प्राग्व्यवसायबुद्धिः ॥ १**

एवं या धारणा तया तुष्टाद्धरेः पुरा प्रलयसमये नष्टां सृष्टिस्मृतिं प्रत्यवरुध्य लब्ध्वा ब्रह्मा अप्ययात्प्रागिदं विश्वं यथासीत्तथा *ससर्ज। व्यवसायात्मिका बुद्धिर्यस्य सः। अत एवामोघा दृष्टिर्यस्येति। अतस्तया धारणया विश्वसृष्टिसामर्थ्यं भवति॥ १ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – આ પ્રમાણે (ભગવાનના વિરાટ સ્વરૂપની) ધારણાથી પ્રસન્ન થયેલા શ્રીહરિ પાસેથી પહેલાંની (પ્રલય સમયની, સૃષ્ટિને રચવાની) સ્મૃતિને પાછી મેળવીને, સૃષ્ટિને રચવાના નિશ્ચયવાળા તેમ જ અમોઘ દૃષ્ટિવાળા બ્રહ્માજીએ પ્રલયની પૂર્વે જેવું આ જગત હતું તેવું જ રચ્યું. ॥ ૧॥

આ પ્રમાણે જે (વિરાટ સ્વરૂપની) ધારણા છે, તેનાથી સંતુષ્ટ થયેલા શ્રીહરિ પાસેથી **'પુરા'** પૂર્વે પ્રલયસમયે નષ્ટ થયેલી સૃષ્ટિ રચવાની સ્મૃતિ **'प्रत्यवरुध्य'** પાછી મેળવીને બ્રહ્માજીએ પ્રલય પહેલાં આ જગત જેવું હતું તેવું જ સર્જ્યું. નિશ્ચયાત્મિકા બુદ્ધિ જેની છે તે (બ્રહ્માજીએ) અને આથી જ જેમની દૃષ્ટિ સફળ છે. આથી, તે વિરાટપુરુષની ધારણાથી વિશ્વનું સર્જન કરવાનું સામર્થ્ય પ્રાપ્ત થાય છે. ॥ ૧॥

*'सूर्याचन्द्रमसौ धाता यथापूर्वमकल्पयत्' इति श्रुतेः। (महा. नारा. ६/३), (ऋ. मं. १०/१९०/३)

એ વિધાતાએ પૂર્વકલ્પમાં જેમ રચ્યા હતા, તેમ સૂર્ય અને ચન્દ્રમાનું સર્જન કર્યું.

**शाब्दस्य हि ब्रह्मण एष पन्था**
**यन्नामभिर्ध्यायति धीरपार्थैः।**
**परिभ्रमंस्तत्र न विन्दतेऽर्थान्**
**मायामये वासनया शयानः॥ २**

શબ્દબ્રહ્મ અર્થાત્ વેદોનો આ માર્ગ ખરેખર, એવો છે કે (સાધકની) બુદ્ધિ અર્થશૂન્ય સ્વર્ગાદિનાં નામોથી જે (સ્વર્ગાદિલોક મેળવવાની જ) ઈચ્છા કરે છે, તે માયામય (કર્મ)માર્ગમાં ભટકતો મનુષ્ય, વાસનાથી સૂતેલો મનુષ્ય (જેમ સ્વપ્ન જુએ છે, પણ સ્વપ્નમાં જોયેલા પદાર્થો મેળવી શકતો નથી તેમ) કોઈ પણ પદાર્થ મેળવી શકતો નથી. ॥ ૨॥

उपासनाफलादपि विरक्तस्य शुद्धात्मधारणायामधिकारः। अतो वैराग्यार्थं सर्वं कर्मफलं निन्दति। शाब्दं शब्दमयम्। ब्रह्म वेदः। तस्य एष पन्थाः कर्मफलबोधप्रकारः। कोऽसौ। अर्थशून्यैरेव स्वर्गादिनामभिः साधकस्य धीर्ध्यायति तत्तदिच्छां करोतीति यत्। अपार्थत्वमेवाह। तत्र मायामये पथि सुखमिति वासनया शयानः स्वप्नान्पश्यन्निव परिभ्रमन्नर्थान्न विन्दति। तत्तल्लोकं प्राप्तोऽपि निरवद्यं सुखं न लभत इत्यर्थः॥ २॥

तर्हि सर्वथा कर्मफलत्यागे सद्य एव देहपातः स्यादित्याशङ्क्याह।

**अतः कविर्नामसु यावदर्थः**
**स्यादप्रमत्तो व्यवसायबुद्धिः।**
**सिद्धेऽन्यथाऽर्थे न यतेत तत्र**
**परिश्रमं तत्र समीक्षमाणः॥ ३**

अतः कविर्नामसु नाममात्रेषु भोग्येषु यावताऽर्थेनार्थो देहनिर्वाहो यस्य स तथाभूतः स्यात्। अप्रमत्तस्तावन्मात्रेऽप्यनासक्तः। व्यवसायबुद्धिर्नेदं सुखमिति निश्चयवान्। तदापि तत्र तस्मिन्नर्थेऽन्यथैव सिद्धे सति तत्र यत्ने परिश्रमं पश्यन्न यतेत॥ ३॥

अन्यथासिद्धिमाह द्वाभ्याम्—**सत्यामिति।**

**सत्यां क्षितौ किं कशिपोः प्रयासै-**
**र्बाहौ स्वसिद्धे ह्युपबर्हणैः किम्।**
**सत्यञ्जलौ किं पुरुधाऽन्नपात्र्या**
**दिग्वल्कलादौ सति किं दुकूलैः॥ ४**

ઉપાસનાના ફળથી પણ જે વિરક્ત થયેલો હોય, તેને જ શુદ્ધ આત્મધારણામાં અધિકાર છે. આથી વૈરાગ્ય માટે સર્વ કર્મફળની નિંદા કરે છે. **'शाब्दम्'** શબ્દમય **'ब्रह्म'** વેદ, તેનો આ માર્ગ કર્મફળનું જ્ઞાન કરાવવાના પ્રકારવાળો છે. એવી કયા સાધકની બુદ્ધિ હોય કે જે આ અર્થશૂન્ય સ્વર્ગાદિ નામોથી તે તે ફળની ઈચ્છા કરે? તેની નિરર્થકતાને જ જણાવે છે. તે માયામય કર્મમાર્ગમાં સુખ છે, એવી સુખની વાસનાથી સૂતેલો મનુષ્ય સ્વપ્નાં જોતો હોય તેમ ભટકતો, કોઈ પણ પદાર્થ મેળવી શકતો નથી. તે તે લોકને પ્રાપ્ત કરવા છતાં પણ નિરતિશય સુખને પ્રાપ્ત કરતો નથી, એમ અર્થ છે. ॥ ૨॥

તો પછી સંપૂર્ણપણે કર્મફળનો ત્યાગ કરવામાં તરત જ દેહ પડી જાય, તેમ આશંકા કરીને કહે છે.

માટે તે (ભોગ્ય પદાર્થોને મેળવવા)માં પરિશ્રમને જોતા નિશ્ચયાત્મક બુદ્ધિવાળા સાવધ જ્ઞાની પુરુષે નામમાત્રના સુખના પદાર્થોમાં પ્રયોજન પૂરતું જ રહેવું જોઈએ. અન્ય રીતે પ્રયોજન સિદ્ધ થતાં તેમાં પ્રયત્ન ન કરવો જોઈએ. ॥ ૩॥

આથી જ્ઞાની પુરુષે **'नामसु'** નામમાત્રના સુખના પદાર્થોમાં જેટલા પ્રયોજનથી **'अर्थः'** દેહનિર્વાહ જેનો થાય છે, તેવા થવું જોઈએ. સાવધાન મનુષ્ય તો તેવા પદાર્થમાં પણ અનાસક્ત હોય છે. **'व्यवसायबुद्धिः'** આ (વાસ્તવિક) સુખ નથી તેવા નિશ્ચયવાળા મનુષ્યે, તે પ્રયોજન અન્ય રીતે સિદ્ધ થતાં, ત્યાં પ્રયત્ન કરવાનો પરિશ્રમ જોતાં, પ્રયત્ન કરવો જોઈએ નહીં. ॥ ૩॥

અન્ય રીતે પુરુષાર્થોની સિદ્ધિ બે શ્લોકો દ્વારા કહે છે– **'सत्याम् इति।'**

(સૂવા માટે) ધરતી છે તો પથારીના પ્રયાસોથી શું પ્રયોજન છે? પોતાનો હાથ તૈયાર જ છે, ત્યારે ઓશીકાથી શું પ્રયોજન છે? બંને હાથની અંજલિ (ખોબો) છે, તો અનેક પ્રકારનાં ભોજનપાત્રોથી શું પ્રયોજન છે? દિશાઓરૂપી વસ્ત્રો તથા વલ્કલ વગેરે છે, તો રેશમી વસ્ત્રોથી શું પ્રયોજન છે? ॥ ૪॥

कशिपोः शय्यायाः। स्वतःसिद्धे बाहौ सति उपबर्हणैरुच्छीर्षकैः। पुरुधा बहुप्रकारयाऽन्नपात्र्या भोजनपात्रेण॥ ४॥

**'कशिपोः'** પથારીના, પોતાનો હાથ તૈયાર જ છે તો **'उपबर्हणैः'** ઓશીકાઓથી શું પ્રયોજન છે? **'पुरुधा'** અનેક પ્રકારનાં **'अन्नपात्र्या'** ભોજનપાત્રોથી ॥ ४ ॥

ननु दिक्सद्भावो नाम नग्नत्वमेव, वल्कलमन्नं तोयं वासस्थानं तु याच्ञाप्रयत्नं विना कथं प्राप्येत तत्राह।

હવે શંકા કરવામાં આવી છે કે દિશાઓ છે એટલે નગ્નત્વનો જ નિર્દેશ કરવામાં આવ્યો છે. વળી, વસ્ત્ર, અન્ન, જળ અને રહેવાનું સ્થાન તો માગવાના પ્રયત્ન વિના કેવી રીતે પ્રાપ્ત થાય, તે માટે કહે છે.

**चीराणि किं पथि न सन्ति दिशन्ति भिक्षां**
**नैवाङ्घ्रिपाः परभृतः सरितोऽप्यशुष्यन्।**
**रुद्धा गुहाः किमजितोऽवति नोपसन्नान्**
**कस्माद्भजन्ति कवयो धनदुर्मदान्धान्॥ ५**

(પહેરવા માટે) માર્ગમાં (ફેંકી દીધેલાં) ચીંથરાં શું નથી? પારકાંનું ભરણ-પોષણ કરનારાં વૃક્ષો શું (ફળ-ફળાદિની) ભિક્ષા નથી આપતાં? નદીઓ શું સુકાઈ ગઈ છે? (વસવાટ માટે પહાડોની) ગુફાઓ શું કોઈએ રોકી રાખી છે? ભગવાન અજિત શ્રીહરિ શરણાગતોનું રક્ષણ શું નથી કરતા? ધનના દુર્મદથી અંધ બનેલાઓને જ્ઞાની પુરુષો શા માટે સેવે છે? ॥ ૫॥

चीराणि वस्त्रखण्डानि परान्बिभ्रति पुष्णन्ति फलादिभिर्ये। गुहाः गिरिदर्यः।

**'चीराणि'** ફાટેલાં વસ્ત્રોના ટુકડા, પારકાંને **'बिभ्रति'** પોષે છે ફળો વગેરે દ્વારા તેવાં વૃક્ષો. **'गुहाः'** પર્વતોની ગુફાઓ

ननु कदाचिदेषामलाभे किं कार्यं तत्राह। अजितो हरिरुपसन्नान् शरणागतान्किं नावति न रक्षति। किंशब्दस्य पूर्वत्रापि संबन्धः। धनेन यो दुर्मदस्तेनान्धान्नष्टविवेकान्॥ ५॥

હવે શંકા કરે છે કે તે પણ પ્રાપ્ત ન થાય તો શું કરવું, તે માટે કહે છે. **'अजितः'** ભગવાન શ્રીહરિ શું શરણે આવેલાઓનું **'न अवति'** રક્ષણ નથી કરતા? **'किम्'** શબ્દનો આગળ પણ સંબંધ છે. ધનથી જે અભિમાન થાય છે, તેનાથી **'अन्धान्'** નાશ પામેલા અવિવેકીઓને ॥ ૫॥

तदा तेन किं कर्तव्यं हरिस्तु सेव्य इत्याह।

(વન વગેરે એકાન્ત સ્થાન પ્રાપ્ત થાય) ત્યારે શું કરવું જોઈએ? ભગવાન શ્રીહરિની જ સેવા કરવી જોઈએ તેમ કહે છે.

**एवं स्वचित्ते स्वत एव सिद्ध**
**आत्मा प्रियोऽर्थो भगवाननन्तः।**
**तं निर्वृतो *नियतार्थो भजेत**
**संसारहेतूपरमश्च यत्र॥ ६**

આ પ્રમાણે પોતાના અંતઃકરણમાં પોતાની જાતે જ સિદ્ધ (સર્વત્ર આત્મારૂપે વ્યાપક હોવાથી) અત્યન્ત પ્રિય, પરમ પુરુષાર્થરૂપ અંતરહિત ભગવાન છે. તેના ભજનથી આનંદમય, નિશ્ચિતરૂપવાળા થઈ તે ભગવાનને ભજવા જોઈએ, કે જેથી સંસારના કારણરૂપ (અવિદ્યા) નાશ પામે. ॥ ૬॥

एवं विरक्तः संस्तं भजेत।

भजनीयत्वे हेतवः—

स्वचित्ते स्वत एव सिद्धः। यत आत्मा अत एव प्रियः। प्रियस्य च सेवा सुखरूपैव। अर्थः सत्यो न त्वनात्मवन्मिथ्या। भगवान् भजनीयगुणश्च अनन्तश्च नित्यः। य एवंभूतस्तं भजेत।

नियतार्थो निश्चितस्वरूपः। तदनुभवानन्देन निर्वृतः सन्निति स्वतःसुखात्मत्वं दर्शितम्। किं च यत्र यस्मिन्भजने सति संसारहेतोरविद्याया उपरमो नाशो भवति॥ ६॥

*__वंशीधरी__—नियतार्थः—नित्यमेतावंति नामानि ग्रहीतव्यानि एतावती कथा श्रोतव्या एतावत्यः प्रणतयः कार्या एतावत्कालं ध्यानं कर्त्तव्यमित्येवं नियमयुक्तानि कीर्तनश्रवणादीनि यस्य तथाभूतः सन्भजेत।

एतदेवान्यचिन्तानिन्दया द्रढयति—**क** इति।

**कस्तां त्वनादृत्य परानुचिन्ता-**
**मृते पशूनसतीं नाम युञ्ज्यात्।**
**पश्यञ्जनं पतितं वैतरण्यां**
**स्वकर्मजान्परितापाञ्जुषाणम्** ॥ ७

तां तथाभूतां परस्य हरेरनुचिन्तां धारणामनादृत्य पशून्कर्मजडान्विना। 'यथा पशुरेवायं स देवानाम्' इति श्रुतेः। असतीं विषयचिन्तां को नाम कुर्यात्। तया चिन्तया वैतरण्यां पतितं, तत्र च स्वकर्मजानाध्यात्मिकादिक्लेशान्सेवमानं जनं पश्यन्। वैतरणी यमस्य द्वारस्था नदी तत्तुल्यत्वात्संसृतिर्वैतरणी॥ ७॥

આ રીતે વિરક્ત થઈને તેમનું ભજન કરવું જોઈએ.

શ્રીહરિ ભજવાને યોગ્ય છે તે માટેનાં કારણો–

(૧) પોતાના અંતઃકરણમાં પોતાની જાતે જ સિદ્ધ છે. (૨) શ્રીહરિ આત્મા છે, આથી જ પ્રિય છે અને પ્રિયની સેવા સુખ આપનારી જ હોય છે. (૩) પરમપુરુષાર્થ જ સત્ય છે, અનાત્મ વસ્તુની જેમ મિથ્યા નથી. (૪) ભગવાન ભજનને યોગ્ય ગુણવાળા છે, અનંત અને નિત્ય છે. જે આવા છે તેમને ભજવા જોઈએ.

'**नियतार्थः**' નિશ્ચિતરૂપવાળા થઈને તેમના અનુભવના આનંદથી આનંદમય બનીને ભજવા જોઈએ, એમ કહીને પોતાનાથી (ભજનાનંદ દ્વારા) થતી સુખરૂપતા દર્શાવી છે. વળી, '**यत्र**' જ્યાં ભજન થતાં જ સંસારના કારણરૂપ અવિદ્યા '**उपरमः**' નાશ પામે છે. ॥ ૬॥

'**नियतार्थः**' નિત્ય આટલું નામ લેવું, આટલી કથા સાંભળવી, આટલા નમસ્કાર કરવા, આટલો સમય ધ્યાન કરવું, એ પ્રમાણે નિયમયુક્ત થઈ, કીર્તન, શ્રવણ વગેરેથી યુક્ત બનીને ભજન કરવું જોઈએ.

અન્ય (ધન, ધામ, સ્ત્રી, પુત્ર વગેરેની તથા દુષ્ટ વિષયવાસનાઓના) ચિંતનની નિંદાથી શ્રીહરિના ભજનને જ દૃઢ કરે છે– '**कः इति।**'

વૈતરણી નદીમાં પડેલા તેમ જ પોતે કરેલાં કર્મોનાં ફળરૂપ ક્લેશોને ભોગવતા મનુષ્યને જોવા છતાં, પશુ વિના એવો અન્ય કોણ પુરુષ હોઈ શકે કે જે શ્રીહરિની (નિત્ય ચિંતનવાળી) તે (શ્રેષ્ઠ) ધારણાનો અનાદર કરીને દુષ્ટ વિષય-વાસનાનું ચિંતન કરે? ॥ ૭॥

'**ताम्**' તે ધારણાને '**परस्य**' શ્રીહરિના નિત્યચિંતન-વાળી તે ધારણાનો અનાદર કરી '**पशून्**' કર્મજડ લોકો સિવાય "જેમ પશુ (મનુષ્યનું) છે, તેમ તે (કર્મજડ મનુષ્ય) દેવોનું પશુ છે." (બૃહદા.ઉપ.૧/૪/૧૦) એમ શ્રુતિ છે. '**असतीम्**' દુષ્ટ એવી વિષય-વાસનાનું ચિંતન કોણ કરે? કે જે ચિંતનથી વૈતરણીમાં પડેલા તથા ત્યાં પોતાનાં કર્મોથી ઉત્પન્ન થયેલા આધ્યાત્મિકાદિ ક્લેશોને ભોગવતા મનુષ્યને જોવા છતાં– '**वैतरणी**' યમસદનના દરવાજે રહેલી નદી, કારણ કે સંસાર એના જેવો હોવાથી સંસાર વૈતરણી છે. ॥ ૭॥

तामेव धारणां सविशेषणामाह—**केचिदिति** षड्भिः।

**केचित्स्वदेहान्तर्हृदयावकाशे**
**प्रादेशमात्रं पुरुषं वसन्तम्।**
**चतुर्भुजं कञ्जरथाङ्गशङ्ख-**
**गदाधरं धारणया स्मरन्ति॥ ८**

**प्रसन्नवक्त्रं नलिनायतेक्षणं**
**कदम्बकिञ्जल्कपिशङ्गवाससम्।**
**लसन्महारत्नहिरण्मयाङ्गदं**
**स्फुरन्महारत्नकिरीटकुण्डलम्॥ ९**

**उन्निद्रहृत्पङ्कजकर्णिकालये**
**योगेश्वरास्थापितपादपल्लवम्।**
**श्रीलक्ष्मणं कौस्तुभरत्नकन्धर-**
**मम्लानलक्ष्म्या वनमालयाऽऽचितम्॥ १०**

**विभूषितं मेखलयाऽङ्गुलीयकै-**
**र्महाधनैर्नूपुरकङ्कणादिभिः।**
**स्निग्धामलाकुञ्चितनीलकुन्तलै-**
**र्विरोचमानाननहासपेशलम्॥ ११**

**अदीनलीलाहसितेक्षणोल्लसद्-**
**भ्रूभङ्गसंसूचितभूर्यनुग्रहम्।**
**ईक्षेत चिन्तामयमेनमीश्वरं**
**यावन्मनो धारणयाऽवतिष्ठते॥ १२**

**एकैकशोऽङ्गानि धियाऽनुभावयेत्**
**पादादि यावद्धसितं गदाभृतः।**
**जितं जितं स्थानमपोह्य धारयेत्**
**परं परं शुध्यति धीर्यथा यथा॥ १३**

તે ધારણાને જ વિશેષણો દ્વારા છ શ્લોકોથી કહે છે– '**केचित् इति।**' (શ્લોક ૮ થી ૧૩)

કેટલાક (કોઈક હરિકૃપાપાત્ર વિરલ મનુષ્યો) પોતાના હૃદયાકાશમાં વસનારા, શંખ-ચક્ર-ગદા-પદ્મને ધારણ કરનારા, ચતુર્ભુજ સ્વરૂપવાળા, પ્રાદેશમાત્ર પરિમાણવાળા પુરુષનું ધારણા દ્વારા સ્મરણ કરે છે. ॥ ૮॥

પ્રસન્ન મુખવાળા, કમળ સમાન વિશાળ નેત્રવાળા, કદમ્બપુષ્પના કેસર જેવાં પીળાં વસ્ત્રોવાળા, દેદીપ્યમાન શ્રેષ્ઠ રત્નજડિત સુવર્ણનાં બાજુબંધવાળા, પ્રકાશમાન શ્રેષ્ઠ રત્નજડિત મુકુટ તેમ જ કુંડળવાળા (ભગવાનને) ॥ ૯॥

વિકસિત હૃદયકમળની કર્ણિકા (બીજકોશ) ના મધ્યભાગમાં યોગેશ્વરોએ જે ચરણકમળને પધરાવ્યું છે તેવા, લક્ષ્મીના ચિહ્નને ધારણ કરનારા, કંઠમાં કૌસ્તુભ રત્નને ધારણ કરનારા, કદીય કરમાય નહીં તેવી (નિત્ય તાજી, ખીલેલી,) શોભાવાળી (ચરણપર્યન્ત લટકતી) વનમાળા વડે વ્યાપેલા (ભગવાનને) ॥ ૧૦॥

કટિમેખલા અને મુદ્રિકાઓથી શોભતા, અમૂલ્ય નૂપુર, કંકણ વગેરે આભૂષણોથી અલંકૃત, સુંવાળા, નિર્મળ, વાંકડિયા શ્યામ કેશથી પ્રકાશમાન મુખારવિંદના સ્મિતથી ખૂબ શોભતા (ભગવાનને) ॥ ૧૧॥

ઉદાર લીલાહાસ્યના અવલોકનથી વિલસતા ભ્રૂભંગથી મહાન અનુગ્રહને સૂચવતા તથા ચિન્તન કરવાથી (મનમાં) પ્રકટ થતા, સર્વસમર્થ આ ભગવાન(ની મૂર્તિ)ને જ્યાં સુધી મન ધારણા દ્વારા સ્થિર થઈને રહે ત્યાં સુધી નિહાળવી. ॥ ૧૨॥

શ્રીગદાધારી ભગવાનનાં ચરણોથી માંડીને હાસ્યયુક્ત મુખારવિંદ સુધી ક્રમપૂર્વક એક એક અંગની મનથી ભાવના કરવી. જે જે અંગ વિના પ્રયત્ને હૃદયમાં સ્થિર થાય તેને હટાવી, ત્યાર પછીનાં બીજાં અંગોનું, બુદ્ધિ શુદ્ધ થાય ત્યાં સુધી ધ્યાન કરવું. ॥ ૧૩॥

स्वदेहस्यान्तर्मध्ये यद्धृदयं तत्र योऽवकाश-स्तस्मिन्वसन्तम्। प्रादेशस्तर्जन्यङ्गुष्ठयोर्विस्तारः, स एव मात्रा प्रमाणं यस्येति हृदयपरिमाणं तत्रोपचर्यते। कञ्जं पद्मम्। रथाङ्गं चक्रम्॥ ८॥

पोताना देहनी **'अन्तः'** मध्यमां जे हृदय छे, त्यां जे अवकाश छे, तेमां वसनारा, **'प्रादेशः'** तर्जनी अने अंगूठा वच्चेनुं अंतर, ए ज **'मात्रा'** माप, प्रमाण जेनुं छे, हृदय जेटलुं माप त्यां लक्षणाथी कहेवामां आवे छे, (कारण के वस्तुतः ते अनंत छे.) **'कञ्जम्'** पद्मने, **'रथाङ्गम्'** चक्रने ॥ ८॥

नलिनं पद्मं तद्वत्प्रसन्ने आयते दीर्घे ईक्षणे यस्य। कदम्बकुसुमस्य किञ्जल्काः केसरास्तद्वत्पिशङ्गे पीते वाससी यस्य। लसन्ति महारत्नानि येषु तानि सुवर्णमयान्यङ्गदानि यस्य। स्फुरन्ति च तानि महारत्नानि च तन्मयानि किरीटकुण्डलानि यस्य॥ ९॥

**'नलिनम्'** पद्म– तेना जेवां बन्ने प्रसन्न **'आयते'** विशाळ नेत्रो जेमनां छे. कदम्ब पुष्पनां **'किञ्जल्काः'** केसर– तेमनां जेवां **'पिशङ्गः'** बन्ने पीळां वस्त्रो जेमनां छे (उपरणुं अने पीताम्बर), देदीप्यमान श्रेष्ठ रत्नो जेमां छे, ते सुवर्णना बाजुबंध जेमना छे अने प्रकाशमान श्रेष्ठ रत्नो तथा ते रत्नजडित मुकुट तेम ज कुंडळो जेमनां छे, ॥ ९॥

उन्निद्रं विकसितं यद्धृत्पङ्कजं तस्य कर्णिकैवाऽऽलयः स्थानं तस्मिन्। योगेश्वरै-रास्थापितौ पादपल्लवौ यस्य। श्रीरेव लक्ष्म चिह्नं तद्युक्तम्।

पामादिविहितो मत्वर्थीयो नप्रत्ययः। कौस्तुभरत्नं कन्धरायां यस्य। अम्लाना लक्ष्मीः शोभा यस्यास्तया वनमालया आचितं व्याप्तम् ॥ १०॥

**'उन्निद्रम्'** विकसित छे जे हृदयकमळ, तेनी कर्णिका ए ज जेनुं **'आलयः'** स्थान छे, तेमां योगेश्वरो द्वारा पधराववामां आव्यां छे बन्ने चरणकमळो जेनां, श्री ए ज जेनुं चिह्न छे, तेनाथी युक्त

**'नप्रत्ययः इति।'** ( **लक्ष्म-लक्ष्मणः**-चिह्नवाळो) **''लोमादि पामादि पिच्छादिभ्यः शनेलचः।''** (पा.सू.५/२/१००) आ सूत्र प्रमाणे लोमादि, पामादि, पिच्छादि ए त्रण शब्दगणोमां **'मत्'** के **'वत्'** ना अर्थमां अनुक्रमे **'श, न, इलच्'** प्रत्यय लागे छे, जेमके **'लोमशः, पामनः, लक्ष्मणः, पिच्छिलः।'** कौस्तुभमणि ग्रीवामां छे जेना, करमाय नहीं तेवी **'लक्ष्मीः'** शोभा जेनी छे ते वनमाळाथी **'आचितम्'** व्यापेला (तेवा भगवानने) ॥ १०॥

स्निग्धत्वादिविशिष्टैः कुन्तलैर्विरोचमाने आनने यो हासस्तेन पेशलं सुन्दरम्॥ ११॥

सुंवाळा वगेरे विशेष प्रकारना केशथी प्रकाशमान मुख उपर जे स्मित छे, तेनाथी **'पेशलम्'** शोभता भगवानने ॥ ११॥

अदीनमुदारं यल्लीलाहसितं तेन यदीक्षणं तस्मिन्नुल्लसन्तो ये भ्रूभङ्गा भ्रूविक्षेपास्तैः संसूचितो भूरिरनुग्रहो येन। चिन्तामयं चिन्तया आविर्भवन्तम्॥ १२॥

**'अदीनम्'** उदार जे लीलाहास्य छे तेनी साथेनुं अवलोकन– तेमां विलसता जे **'भ्रूभङ्गाः'** भ्रूविलासो, तेमनाथी सूचित जेमनो (भगवाननो) महान अनुग्रह– **'चिन्तामयम्'** चिंतनथी प्रकट थता भगवानने ॥ १२॥

अस्यैव ध्यानमाह—एकैकश इति। अनुभावयेद्ध्यायेत्। यद्यज्जितमयत्नतः स्फुरितं पादगुल्फादिस्थानमवयवस्तत्तदपोह्य त्यक्त्वा परं परं जङ्घाजान्वादि धारयेद्ध्यायेत्। शुध्यति तस्मिन्निश्चला भवति॥ १३॥

આ પરમાત્માના ધ્યાનને જ વર્ણવે છે– '**एक-एकशः इति।**' '**अनुभावयेत्**' ધ્યાન કરે. જેમ જેમ પ્રયત્ન વિના સ્ફુરિત થયેલું સ્વરૂપ સ્થિર થાય (તેમ તેમ) ચરણ, ઘૂંટી વગેરે તે તે '**स्थानम्**' અવયવને હટાવી '**परं परं**' ત્યાર પછીનાં બીજા અવયવો પીંડી, ઢીંચણ વગેરેનું '**धारयेत्**' ધ્યાન કરવું. '**शुध्यति**' શુદ્ધ થાય છે અર્થાત્ તેમાં (બુદ્ધિ) નિશ્ચળ બને છે. ॥ ૧૩॥

पूर्वोक्तवैराजधारणाया एतद्धारणाङ्गत्वमाह—**यावदिति।**

**यावन्न जायेत परावरेऽस्मिन्**
**विश्वेश्वरे द्रष्टरि भक्तियोगः।**
**तावत्स्थवीयः पुरुषस्य रूपं**
**क्रियावसाने प्रयतः स्मरेत॥ १४**

આગળ કહેલી વિરાટપુરુષની ધારણાને આ ધારણાના અંગરૂપે કહે છે– '**यावत् इति।**'

બ્રહ્માદિ દેવોથી શ્રેષ્ઠ, સર્વના સાક્ષીરૂપ વિશ્વેશ્વર એવા આ ભગવાનમાં જ્યાં સુધી પ્રેમલક્ષણા ભક્તિયોગ ઉત્પન્ન (સિદ્ધ) ન થાય, ત્યાં સુધી (યોગી) નિત્યકર્મ (અગ્નિહોત્ર વગેરે)ની સમાપ્તિ થયા પછી સ્થૂળ પુરુષના રૂપનું નિયમિતપણે સ્મરણ કરે. ॥ ૧૪॥

परे ब्रह्मादयोऽवरे यस्मात्। कुतः विश्वेश्वरे द्रष्टरि न तु दृश्ये, चैतन्यघनत्वात्। भक्तियोगः प्रेमलक्षणः। क्रियावसाने आवश्यककर्मानुष्ठानानन्तरम्। अनेन कर्मापि भक्तियोगपर्यन्तमेवेत्युक्तम्। प्रयतो नियमतत्परः॥ १४॥

'**परे**' બીજા બ્રહ્માદિ દેવો જેમનાથી ઊતરતા છે તેવા (ભગવાનમાં), શા માટે? વિશ્વના ઈશ્વર એવા દ્રષ્ટામાં, નહીં કે દૃશ્યમાં, કારણ કે તેઓ ચૈતન્યઘનસ્વરૂપ છે. પ્રેમલક્ષણા ભક્તિયોગ '**क्रियावसाने**' આવશ્યક નિત્ય-કર્મના અનુષ્ઠાનની સમાપ્તિ પછી (કરે). આ કથન દ્વારા આ (અગ્નિહોત્રાદિ) કર્મ પણ ભક્તિયોગ સિદ્ધ થાય ત્યાં સુધી જ કરે, તેમ કહ્યું છે. '**प्रयतः**' નિયમિતરૂપે ॥ ૧૪॥

एवं तावदासन्नमृत्योः पुंसः कृत्यमुक्तम्, इदानीं तस्यैव स्वयं देहं त्यक्तुमिच्छतः कृत्यमाह—**स्थिरमिति** सार्धैश्चतुर्भिः।

આમ, મરણાસન્ન મનુષ્યનું કૃત્ય કહેવામાં આવ્યું. હવે તે મરણાસન્ન મનુષ્યનો પોતાનો જ દેહ ત્યાગ કરવાની ઈચ્છાવાળાનું કરવા યોગ્ય (બીજું પણ) કૃત્ય સાડાચાર શ્લોકો દ્વારા કહે છે– '**स्थिरम् इति।**'

**स्थिरं सुखं चासनमाश्रितो यति-**
**र्यदा जिहासुरिममङ्ग लोकम्।**
**काले च देशे च मनो न सज्जयेत्**
**प्राणं नियच्छेन्मनसा जितासुः॥ १५**

હે રાજા, યોગી જ્યારે આ લોકનો ત્યાગ કરવા ઈચ્છે ત્યારે તેણે કાળ તેમ જ દેશમાં મનને આસક્ત ન કરવું અને સ્થિર તેમ જ સુખકારક આસન પર બેસી, પ્રાણો ઉપર વિજય મેળવી, મનસહિત પ્રાણવાયુને વશ કરે. ॥ ૧૫॥

अङ्ग हे राजन्, एवंभूतो यतिर्यदा इमं लोकं देहं जिहासुर्हातुमिच्छति, तदा देशे पुण्यक्षेत्रे काले चोत्तरायणादौ मनो न सज्जयेत् सङ्गं न प्रापयेत्। न हि देशकालौ योगिनः सिद्धिहेतू, किंतु योग एवेति दृढनिश्चयो भूत्वा स्थिरं सुखकरं चासनमास्थितः प्राणं नियच्छेदित्यर्थः॥ १५॥

**'अङ्ग'** હે રાજા, આવો યોગી જ્યારે આ **'लोकम्'** શરીરને **'जिहासुः'** છોડવા ઇચ્છે છે, ત્યારે એણે **'देशे'** સ્થળમાં, પુણ્યક્ષેત્રમાં કે **'काले'** કાળમાં, ઉત્તરાયણ વગેરેમાં મનને **'न सज्जयेत्'** લગાડવું નહીં. દેશ અને કાળ યોગીની સિદ્ધિનું કારણ નથી, પરંતુ યોગ જ સિદ્ધિનું કારણ છે એમ દૃઢનિશ્ચયી થઈ સ્થિર અને સુખકારી આસન પર બેસીને (યતિ) પ્રાણોને નિયંત્રિત કરે, એમ અર્થ છે. ॥૧૫॥

**मनः स्वबुद्ध्याऽमलया नियम्य**
**क्षेत्रज्ञ एतां निनयेत्तमात्मनि।**
**आत्मानमात्मन्यवरुध्य धीरो**
**लब्धोपशान्तिर्विरमेत कृत्यात्॥ १६**

तत् गृहीतविषयं मनो बुद्ध्या निश्चयरूपया नियम्य तन्मात्रं कृत्वा, एतां बुद्धिं क्षेत्रज्ञे बुद्ध्यादिद्रष्टरि निनयेत्प्रविलापयेत्। तं च क्षेत्रज्ञमात्मनि शुद्धे। तं च शुद्धमात्मानमात्मै-वाहमित्यात्मनि शुद्धे ब्रह्मण्यवरुध्यैकीकृत्य लब्धोपशान्तिः प्राप्तनिर्वृतिः सन् कृत्याद्विरमेत, ततः परं प्राप्याभावात्॥ १६॥

વિશુદ્ધ એવી પોતાની (નિશ્ચયાત્મિકા) બુદ્ધિથી મનને વશ કરીને, એ બુદ્ધિને જીવાત્મામાં જોડી દેવી. તે જીવાત્માનો શુદ્ધ આત્મામાં લય કરવો. (શુદ્ધ આત્માને પરમાત્મામાં જોડી દઈને) શાન્તિ પ્રાપ્ત કરેલા ધીર મનુષ્યે કર્મમાર્ગથી વિરમે. ॥૧૬॥

તે ગ્રહણ કરેલા વિષયવાળા મનને (યતિ) નિશ્ચયાત્મિકા બુદ્ધિથી વશ કરીને, કેવળ બુદ્ધિરૂપ કરી, તે બુદ્ધિને **'क्षेत्रज्ञे'** જીવાત્મામાં, બુદ્ધિ વગેરેના દ્રષ્ટામાં **'निनयेत्'** જોડી દે અને તે ક્ષેત્રજ્ઞનો શુદ્ધ આત્મામાં લય કરે. પછી તે શુદ્ધ આત્માને– હું જ પરમ આત્મા છું, તેવા **'आत्मनि'** પરમાત્મામાં, શુદ્ધ બ્રહ્મમાં **'अवरुध्य'** એક કરી **'लब्धउपशान्तिः'** શાન્તિ કે નિર્વાણ (આનંદ) પ્રાપ્ત કરીને (ધીરપુરુષ) સર્વ કર્મોથી વિરમે. બ્રહ્મથી પર બીજું કંઈ પણ પ્રાપ્ત કરવાનું હોતું નથી કારણ કે (બ્રહ્મ જ પરમ અવધિરૂપ છે). ॥૧૬॥

तदेवाह—**न यत्रेति।**

તે (બ્રહ્મસ્વરૂપ થયેલા મનુષ્ય) વિષે કહે છે– **'न यत्र इति।'**

**न यत्र कालोऽनिमिषां परः प्रभुः**
**कुतो नु देवा जगतां य ईशिरे।**
**न यत्र सत्त्वं न रजस्तमश्च**
**न वै विकारो न महान्प्रधानम्॥ १७**

જ્યાં આત્મસ્વરૂપ થયેલા મનુષ્ય પર દેવોના નિયામક કાળનું પણ કંઈ ચાલતું નથી, તો ત્યાં જગત ઉપર જે શાસન કરે છે તે દેવો કેવી રીતે સમર્થ થાય? કારણ કે આત્મસ્વરૂપમાં સત્ત્વગુણ, રજોગુણ, તમોગુણ, અહંકાર, મહત્તત્ત્વ કે પ્રકૃતિ– એ કંઈ પણ નથી. ॥૧૭॥

यत्रात्मस्वरूपे कालो न प्रभुः किमपि कर्तुं न समर्थः। अत एव देवा न प्रभव इत्याह। अनिमिषां देवानां परः प्रभुः कालोऽपि यत्र न प्रभुस्तत्र कुतो नु देवाः प्रभवेयुः। देवनियम्यानां तु जगतां प्राणिनां का वार्तेत्याह— जगतामिति। कुतो न प्रभवन्तीत्यपेक्षायां निरुपाधित्वादित्याह—न यत्रेति।

यद्वा जगत्कारणान्यपि न यस्य सृष्ट्यादौ प्रभवन्तीत्याह—न यत्रेति। विकारोऽहंकारः ॥ १७ ॥

નિરુપાધિત્વં કુત ઇત્યત આહ—**परमिति।**

**परं पदं वैष्णवमामनन्ति तद्**
**यन्नेति नेतीत्यतदुत्सिसृक्षवः।**
**विसृज्य दौरात्म्यमनन्यसौहृदा**
**हृदोपगुह्यार्हपदं पदे पदे॥ १८**

यद्यस्मात् अतत् आत्मव्यतिरिक्तं नेति नेतीत्येवमुत्स्रष्टुमिच्छवो दौरात्म्यं देहाद्यात्मत्वं विसृज्य अर्हस्य पूज्यस्य श्रीविष्णोः पदं पदे पदे क्षणे क्षणे हृदा उपगुह्य आश्लिष्य नान्यस्मिन्सौहृदं येषां तथाभूताः सन्तस्तद्वैष्णवं पदम् अत एव परं सर्वतः श्रेष्ठमामनन्तीत्यन्वयः ॥ १८ ॥

**इत्थं मुनिस्तूपरमेद् व्यवस्थितो**
**विज्ञानदृग्वीर्यसुरन्धिताशयः ।**
**स्वपार्ष्णिनापीड्य गुदं ततोऽनिलं**
**स्थानेषु षट्सून्नमयेज्जितक्लमः॥ १९**

જ્યાં આત્મસ્વરૂપ થયેલા મનુષ્ય પર કાળ '**न प्रभुः**' કંઈ પણ કરવાને સમર્થ નથી. આથી જ દેવો પણ સમર્થ નથી, એમ કહે છે. '**अनिमिषाम्**' દેવોનો '**परः**' સ્વામી કાળ પણ જ્યાં સમર્થ નથી, ત્યાં દેવતાઓનું શું ચાલે? દેવોના નિયમનમાં રહેનારાં '**जगताम्**' જગતનાં પ્રાણીઓની તો વાત જ શી, એમ કહે છે– '**जगताम् इति।**' જગતનાં પ્રાણીઓનું કેમ નથી ચાલતું, એવી અપેક્ષા માટે કહે છે, કે આત્મસ્વરૂપ નિરૂપાધિક હોવાથી આમ છે– '**न यत्र इति।**'

અથવા જગતનાં કારણભૂત તત્ત્વો પણ જેનું (આવા આત્મસ્વરૂપ થયેલા મનુષ્યનું) સર્જન વગેરે કરવામાં સમર્થ નથી, એમ કહે છે– '**न यत्र इति।**' '**विकारः**' અહંકાર ॥ ૧૭॥

નિરુપાધિપણું કેવી રીતે તે હવે કહે છે– '**परम् इति।**'

જે આત્માથી વ્યતિરિક્ત પદાર્થ છે તે ''આ બ્રહ્મ નથી.'' એમ આ નહીં, આ નહીં, એમ બધું ત્યજી દેવાની ઈચ્છાવાળા યોગીઓ, દેહ વગેરેમાં આત્મબુદ્ધિ ત્યજીને પૂજનીય ભગવચ્ચરણને પ્રતિક્ષણે હૃદય સરસું ચાંપીને પરમાત્મા સિવાય અન્ય કશામાં પ્રીતિ જ નથી તેવા હોવાથી, વિષ્ણુપદને જ સર્વશ્રેષ્ઠ માને છે. ॥ ૧૮॥

'**यत्**' જે આ આત્માથી જૂદું છે તે ''આ નહીં, આ નહીં''– એમ બધું ત્યજી દેવાની ઈચ્છાવાળા '**दौरात्म्यम्**' દેહાદિમાં આત્મબુદ્ધિ ત્યજીને '**अर्हस्य**' પૂજનીય વિષ્ણુચરણને '**पदे पदे**' ક્ષણે ક્ષણે હૃદયથી '**उपगुह्य**' આલિંગન કરીને (પરમાત્મા સિવાય) અન્યમાં જેમની પ્રીતિ (મૈત્રી) નથી તેવા થઈ, તે વિષ્ણુપદને આથી જ '**परम्**' સર્વ કરતાં શ્રેષ્ઠ માને છે, એમ અન્વય છે. ॥ ૧૮॥

આ પ્રમાણે બ્રહ્મરૂપે સ્થિર થયેલો તથા વિજ્ઞાન–દૃષ્ટિના બળથી જેની વિષયવાસના સંપૂર્ણ નાશ પામી છે તેવો મુનિ તો (દેહ, કર્મ વગેરે ઉપાધિમાંથી) ઉપરામ થઈ જાય. (ત્યાર બાદ) પોતાના પગની એડીથી ગુદાદ્વારને દબાવીને, શ્રમમુક્ત બની પછી (નાભિ વગેરે) છ સ્થાનોમાંથી વાયુને (પ્રાણને) ઊંચે ચઢાવે. ॥ ૧૯॥

तस्मादित्थं ब्रह्मत्वेन व्यवस्थितो मुनिरुपरमेत्। तुशब्देन 'यदि प्रयास्यन्' इति वक्ष्यमाणात्सकामाद्विशेष उक्तः। तमाह।

विज्ञायतेऽनेनेति विज्ञानं शास्त्रं तेन जाता दृग् ज्ञानं तस्य वीर्यं बलं तेन सुरन्धिता विहिंसिता आशया विषयवासना यस्य सः।

इदानीं तस्य देहत्यागप्रकारमाह। स्वपार्ष्णिना पादमूलेन गुदं मूलाधारमापीड्य निरुध्यानिलं प्राणमुन्नमयेदूर्ध्वं नयेत्। जितःक्लमो येन। षट्सु स्थानेषु नाभ्यादिषु॥ १९॥

* नाभ्यादिष्विति। अत्र परोक्तेषु मणिपूरानाहतविशुद्धतालुमूलाज्ञाचक्रब्रह्मरन्ध्रेष्वित्यर्थः।

**नाभ्यां स्थितं हृद्यधिरोप्य तस्मा-**
**दुदानगत्योरसि तं नयेन्मुनिः।**
**ततोऽनुसंधाय धिया मनस्वी**
**स्वतालुमूलं शनकैर्नयेत॥ २०**

नाभ्यां मणिपूरके स्थितं हृदि अनाहतचक्रेऽधिरोप्य। उरसि कण्ठादधोदेशे स्थिते विशुद्धिचक्रे। मनस्वी जितचित्तः। स्वतालुमूलं

આથી આ પ્રમાણે બ્રહ્મરૂપે સ્થિર થયેલા મુનિએ વિરમવું. **'तु'** શબ્દ દ્વારા ''જો જવાની ઈચ્છા હોય તો'' (શ્રીમદ્ ભા.૨/૨/૨૨) એમ આગળ કહેવામાં આવનાર હોવાથી સકામ ભક્તથી વિશેષ (ભેદ) કહેવામાં આવ્યો છે, તે કહે છે. **'यदि प्रयास्यन्' ( २/२/२२ )** સકામ ભક્તની વાત કહેવામાં આવશે. અહીં તેનાથી જુદા નિષ્કામ ભક્તની વાત કરી છે.)

આના (જેના) દ્વારા જાણી શકાય તે વિજ્ઞાનશાસ્ત્ર છે. તેના વડે ઉત્પન્ન થયેલું **'दृक्'** જ્ઞાન, તેનું **'वीर्यम्'** બળ, તેનાથી **'सुरन्धिताः'** સંપૂર્ણ નાશ પામી છે **'आशयाः'** વિષયવાસનાઓ જેની તે (મુનિ)

હવે તેનો દેહત્યાગ કરવાનો પ્રકાર જણાવે છે. યોગી પોતાના **'पार्ष्णिना'** પગના તળિયાથી (એડીથી) **'गुदम्'** મૂલાધારને **'आपीड्य'** દબાવી, વાયુને રોકીને, પ્રાણને **'उन्नमयेत्'** ઊંચે લઈ જાય. જેના દ્વારા શ્રમ જિતાઈ ગયો છે અર્થાત્ શ્રમ-મુક્ત થઈને, નાભિ વગેરે છ સ્થાનોમાં (પ્રાણને ઊંચે ચઢાવે). ॥૧૯॥

અહીં નાભિથી ઉપર કહેલાં છ સ્થાનો મણિપૂર, અનાહત, વિશુદ્ધ, તાલુમૂળ, આજ્ઞાચક્ર અને બ્રહ્મરન્ધ્રમાં (વાયુને ઊંચે ચઢાવે) એમ અર્થ છે.

નાભિમાં રહેલા (વાયુને મણિપૂરમાંથી) હૃદયમાં (રહેલા અનાહત ચક્રમાં) સ્થાપીને, તે હૃદયમાંથી ઉદાન વાયુની ગતિથી તે વાયુને યોગી વક્ષઃસ્થળમાં (વિશુદ્ધિ ચક્રમાં) લઈ જાય. ત્યાર પછી (મનને વશમાં રાખનાર તે) મનસ્વી બુદ્ધિથી અનુસંધાન કરી તે વાયુને અતિશય ધીરજથી પોતાના તાળવાના મૂળ ભાગ સુધી લઈ જાય.॥ ૨૦॥

નાભિમાં મણિપૂર ચક્રમાં રહેલા (વાયુને) હૃદયમાં રહેલા અનાહત ચક્રમાં સ્થાપીને, વક્ષઃસ્થળમાં કંઠથી નીચેના ભાગમાં રહેલા વિશુદ્ધિ ચક્રમાં **'मनस्वी'** મનને વશમાં રાખનાર યોગી **'स्वतालुमूलम्'** પોતાના

* નાભિ - મણિપૂર ચક્ર, ૨. હૃદય - અનાહત ચક્ર, ૩. ઉરસ્થળ - વિશુદ્ધિ ચક્રનો નીચેનો ભાગ, ૪. તાલુમૂળ - વિશુદ્ધિ ચક્રનો ઉપરનો ભાગ, (વિશુદ્ધિ ચક્ર પછી અનેક રીતે ગતિ થવાનો સંભવ હોવાથી તેના બન્ને ભાગને છૂટા પાડીને જણાવ્યા છે.) ૫. બન્ને ભમરની વચ્ચે - આજ્ઞાચક્ર, ૬. મસ્તક - સહસ્રાર

तस्यैव चक्रस्याग्रदेशम्। ततो बहुधा गमनसंभवा-च्छनकैरित्युक्तम्॥ २०॥

ताળवाना મૂળભાગ સુધી, તે જ ચક્ર (વિશુદ્ધ)ના આગળના ભાગ સુધી (પ્રાણને લઈ જાય), ત્યાંથી ઘણું કરીને વાયુની અન્ય સ્થાનેથી (બે આંખ, બે નાક, બે કાન, એક મુખ મળી આ સાત છિદ્રોમાંથી બહાર) નીકળી જવાની સંભાવના હોવાથી આ ક્રિયા અતિશય ધીરેથી કરે, તેમ કહ્યું છે. ॥ ૨૦॥

**तस्माद्भ्रुवोरन्तरमुन्नयेत**
**निरुद्धसप्तास्वयनोऽनपेक्षः ।**
**स्थित्वा मुहूर्तार्धमकुण्ठदृष्टि-**
**र्निर्भिद्य मूर्धन्विसृजेत्परं गतः॥ २१**

પ્રાણને જવાનાં સાત સ્થાનને રોકીને, યોગી તે તાળવાના મૂળમાંથી પ્રાણવાયુને બે ભ્રૂકુટિના મધ્યભાગમાં લઈ જાય, (આજ્ઞાચક્રમાં) ઈચ્છા વિનાના યોગીએ એક ઘડી સુધી ત્યાં સ્થિર થઈ, ક્યાંય અટકે નહીં તેવી જ્ઞાનદૃષ્ટિવાળા થઈ, બ્રહ્મરન્ધ્રને ભેદીને, પરમપદને પ્રાપ્ત કરેલો તે શરીર ત્યજી દે. ॥ ૨૧॥

तस्माद्भ्रुवोरन्तरमाज्ञाचक्रम्। निरुद्धानि श्रोत्रे नेत्रे नासिके मुखं चेत्येवं सप्तास्वयनानि प्राणमार्गा येन सः। अनपेक्षश्चेत्परं ब्रह्म गतः सन् मूर्धन्मूर्धनि ब्रह्मरन्ध्रे निर्भिद्य देहमिन्द्रियाणि च विसृजेत्॥ २१॥

તે (તાલુમૂળ)માંથી બે ભ્રૂકુટિના મધ્યમાં રહેલા આજ્ઞાચક્રમાં– બે કાન, બે આંખો, બે નાસિકા તથા મુખ એમ આવાં સાત '**आयतनानि**' સ્થાનો, પ્રાણને જવાના માર્ગો રોક્યા છે જેણે તે યોગી જો ઈચ્છા વિનાનો હોય, તો પરમ પદને પામેલો તે '**मूर्धन्**' બ્રહ્મરન્ધ્રને ભેદીને શરીર અને ઈન્દ્રિયોનો ત્યાગ કરે. ॥ ૨૧॥

सद्योमुक्तिमुक्त्वा क्रममुक्तिप्रकारमाह— **यदीति** दशभिः।

સદ્યોમુક્તિ કહીને ક્રમમુક્તિનો પ્રકાર દશ શ્લોકો (૨૨ થી ૩૧) દ્વારા જણાવે છે– '**यदि इति**'

**यदि प्रयास्यन्नृप पारमेष्ठ्यं**
**वैहायसानामुत यद्विहारम्।**
**अष्टाधिपत्यं गुणसन्निवाये**
**सहैव गच्छेन्मनसेन्द्रियैश्च॥ २२**

હે રાજા, જો બ્રહ્મના સ્થાનમાં જવાની ઈચ્છા હોય અથવા આકાશમાં વિચરતા દેવોના વિહાર-સ્થાનની ઈચ્છા હોય, અથવા (સત્ત્વાદિ) ગુણોના સમુદાયરૂપ આ બ્રહ્માંડમાં અષ્ટસિદ્ધિઓના આધિપત્યની ઈચ્છા, હોય તો તે યોગી મન તથા ઈન્દ્રિયોને સાથે રાખીને (તે તે લોકમાં) જાય. ॥ ૨૨॥

यदि तु पारमेष्ठ्यं पदं प्रयास्यन्भवति। उत वैहायसानां खेचराणां सिद्धानां यद्विहारं क्रीडास्थानम्। कीदृशम्। अष्टावाधिपत्यान्यणिमा-द्यैश्वर्याणि यस्मिंस्तदपि प्रयास्यन्। क्व। गुण-सन्निवाये गुणसमुदायरूपे ब्रह्माण्डे। सर्वत्रेत्यर्थः। तर्हि देहत्यागावसरे मनश्चेन्द्रियाणि च न त्यजेत्, किंतु तैः सहैव तत्तल्लोकभोगार्थं गच्छेत्॥ २२॥

પરંતુ જો બ્રહ્માજીના સ્થાનમાં જવું હોય અથવા '**वैहायसानाम्**' આકાશમાં વિચરનારા સિદ્ધોનું જે '**विहारम्**' ક્રીડાસ્થાન છે. કેવું? અણિમાદિ અષ્ટ-સિદ્ધિઓના આધિપત્યનું ઐશ્વર્ય જેમાં છે તેમાં પણ જવું હોય, તે ક્યાં? '**गुणसन्निवाये**' ગુણોના સમુદાયરૂપ બ્રહ્માંડમાં અર્થાત્ સર્વત્ર, એમ અર્થ છે. તો પછી દેહત્યાગના સમયે મન અને ઈન્દ્રિયોને ન ત્યજે પરંતુ તેમની સાથે જ તે તે લોકના ભોગ માટે જાય. ॥ ૨૨॥

यतः कर्मगतिवन्न योगगतिः परिच्छिन्नेत्याह।

**योगेश्वराणां गतिमाहुरन्त-**
**र्बहिस्त्रिलोक्याः पवनान्तरात्मनाम्।**
**न कर्मभिस्तां गतिमाप्नुवन्ति**
**विद्यातपोयोगसमाधिभाजाम् ॥ २३**

योगेश्वराणां त्रिलोक्या अन्तर्बहिश्च महर्लोकादिषु ब्रह्माण्डाद्बहिश्च गतिमाहुः। अत्र हेतुः—पवनस्यान्तः आत्मा लिङ्गशरीरं येषामिति।

विद्या उपासना, तपो भगवद्धर्मः, योगोऽष्टाङ्गः, समाधिर्ज्ञानं, तान्ये भजन्ति तेषां या गतिस्ताम्॥ २३ ॥

तामाह—**वैश्वानरमिम्** इत्यष्टभिः।

**वैश्वानरं याति विहायसा गतः**
**सुषुम्नया ब्रह्मपथेन शोचिषा।**
**विधूतकल्कोऽथ हरेरुदस्तात्**
**प्रयाति चक्रं नृप शैशुमारम्॥ २४**

विहायसा आकाशेन, तत्र च ब्रह्मलोकपथेन गतः सन् प्रथमं वैश्वानरमग्न्यभिमानिनीं देवतां याति। केनोपायेन, सुषुम्नया नाड्या। सा च देहाद्बहिरपि वितताऽस्तीत्याह। शोचिषा ज्योतिर्मय्या विधूतस्त्यक्तः कल्को मलो येन सः। क्वाप्यसज्जमान इत्यर्थः।

કારણ કે કર્મની ગતિની જેમ યોગની ગતિ મર્યાદિત નથી, એમ કહે છે.

જેમનું લિંગશરીર પવનરૂપ થયું હોય છે તેવા યોગેશ્વરોની ગતિ ત્રણ લોકમાં અંદર અને બહાર એમ સર્વ સ્થળે હોય છે, એમ (વિદ્વાનો) કહે છે. ઉપાસના, ભગવદ્ધર્મ, અષ્ટાંગયોગ અને જ્ઞાન– એ (ચાર)નું સેવન કરનારાઓની જે ગતિ થાય છે, તે ગતિ કર્મો વડે મનુષ્યો પામતા નથી. ॥ ૨૩॥

યોગેશ્વરોની ત્રણે લોકમાં અંદર અને બહાર મહર્લોક વગેરેમાં તથા બ્રહ્માંડની બહાર પણ ગતિ છે, તેમ (વિદ્વાનો) કહે છે. અહીં કારણ આપે છે– પવનરૂપ **'अन्तःआत्मा'** લિંગશરીર જેમનું છે (તે કારણે સર્વત્ર ગતિ છે).

**'विद्या'** ઉપાસના, **'तपः'** ભગવદ્ધર્મ, **'योगः'** અષ્ટાંગયોગ, **'समाधिः'** જ્ઞાન– તે (ચાર)નું જેઓ સેવન કરે છે, તેમની જે ગતિ થાય છે તે ગતિને ॥ ૨૩॥

તે અગ્નિલોકની ગતિને આઠ શ્લોકોથી કહે છે– **'वैश्वानरम् इति।'**

હે રાજા, ત્યારબાદ (જેને સદ્યોમુક્તિની ઈચ્છા નથી તેવો) યોગી બ્રહ્મલોકના માર્ગરૂપ એવી જ્યોતિર્મય સુષુમ્ણા નાડી દ્વારા આકાશમાર્ગે થઈ અગ્નિલોકમાં જાય છે. પછી મનોમળને ત્યાગીને (ધોઈને, નિષ્પાપ બનેલો) તે, ત્યાંથી ઉપરના ભાગમાં રહેલા, શ્રીહરિના તારારૂપ શિશુમાર નામના જ્યોતિશ્ચક્રને પ્રાપ્ત કરે છે. ॥ ૨૪ ॥

**'विहायसा'** આકાશમાર્ગે તથા ત્યાં બ્રહ્મલોકના માર્ગ દ્વારા ગયેલો (યોગી) પ્રથમ **'वैश्वानरम्'** અગ્નિના અભિમાની દેવતાને પામે છે. કયા સાધનથી? સુષુમ્ણા નાડી દ્વારા જાય છે. તે સુષુમ્ણા નાડી શરીરની બહાર પણ વિસ્તરેલી છે, એમ કહે છે. **'शोचिषा'** તેજસ્વી (સુષુમ્ણા નાડી) દ્વારા **'विधूतः'** ત્યાગ્યો છે **'कल्कः'** મળ જેણે તે, ક્યાંય પણ આસક્ત ન થતો તે યોગી, એમ અર્થ છે.

उदस्तादुपरिष्टाद्वर्तमानं हरेः संबन्धि तारारूपम्। नारायणाधिष्ठितमित्यर्थः।

शैशुमारं चक्रं पञ्चमस्कन्धे वक्ष्यमाणं शिशुमाराश्रयं ज्योतिश्चक्रम्।

चक्रस्थान्यादित्यादिध्रुवान्तानि पदानि प्रयातीत्यर्थः॥ २४॥

**'उदस्तात्'** ઊંચેના ભાગમાં રહેલું, શ્રીહરિના સંબંધવાળું તારારૂપ શિશુમાર ચક્ર, શ્રીનારાયણ જેના અધિષ્ઠાતા છે, એમ અર્થ છે.

**'शैशुमारं चक्रम्'** પાંચમાં સ્કન્ધમાં કહેવામાં આવનાર શિશુમારના આશ્રયવાળું જ્યોતિશ્ચક્ર.

ચક્રમાં રહેલાં સૂર્યલોક વગેરેથી માંડીને ધ્રુવલોક સુધીના સ્થાનો પ્રાપ્ત કરે છે (અર્થાત્ જે લોકમાં જવાની ઈચ્છા થાય ત્યાં બધે જ યોગી જઈ શકે છે). ॥ ૨૪॥

**तद्विश्वनाभिं त्वतिवर्त्य विष्णो-**
**रणीयसा विरजेनात्मनैकः।**
**नमस्कृतं ब्रह्मविदामुपैति**
**कल्पायुषो यद्विबुधा रमन्ते॥ २५**

ભગવાન વિષ્ણુના, વિશ્વના આધારભૂત તે ચક્રને (વિશ્વબ્રહ્માંડના ભ્રમણકેન્દ્રને) ઓળંગીને, યોગી એકલો જ સૂક્ષ્મ એવા રજોગુણરહિત શરીર વડે સર્વથી વંદન કરાતા બ્રહ્મવેત્તાઓના સ્થાન (મહર્લોક)ને પ્રાપ્ત કરે છે, જે સ્થાનમાં કલ્પપર્યન્ત આયુષ્યવાળા દેવો વિહાર કરે છે. ॥ ૨૫॥

तद्विष्णोश्चक्रम्। *विश्वस्य नाभिं सूर्याद्याश्रयभूतम्। आविष्टलिङ्गत्वान्नाभिशब्दस्य न षण्ढत्वम् । अतिवर्त्यातिक्रम्य। परतः स्वर्गिणां गत्यभावादेक एव निर्मलेन लिङ्गशरीरेण ब्रह्मविदां स्थानमन्यैर्नमस्कृतं महर्लोकमुपैति। यत् यस्मिन्विबुधा महाकल्पायुषो भृग्वादयः॥ २५॥

ભગવાન વિષ્ણુનું તે ચક્ર વિશ્વનું કેન્દ્ર, સૂર્ય વગેરેના આશ્રયરૂપ બનેલું છે. નાભિ શબ્દ અજહલ્લિંગ હોવાથી તે નપુંસક નથી. **'अतिवर्त्य'** ઓળંગીને, સ્વર્ગ પ્રાપ્ત કરનારાઓની ગતિનો ત્યાં અભાવ હોવાથી તે એકલો જ નિર્મળ સૂક્ષ્મ શરીર દ્વારા અન્ય જનો વડે વંદન કરાતો બ્રહ્મવેત્તાઓના સ્થાન મહર્લોકને પ્રાપ્ત થાય છે, જ્યાં મહાકલ્પપર્યન્ત આયુષ્યવાળા દેવતાઓ, ભૃગુઋષિ વગેરે (વિહાર કરે છે). ॥ ૨૫॥

**अथो अनन्तस्य मुखानलेन**
**दन्दह्यमानं स निरीक्ष्य विश्वम्।**
**निर्याति सिद्धेश्वरजुष्टधिष्ण्यं**
**यद् द्वैपरार्ध्यं तदु पारमेष्ठ्यम्॥ २६**

પછી કલ્પકાળના અંતે શેષનાગના મુખના અગ્નિ વડે ખૂબ જ બળતા વિશ્વને જોઈને તે યોગી મહર્લોકમાંથી પણ નીકળી જાય છે (કારણ કે ત્યાં સુધી આ દાહનો તાપ પહોંચે છે) અને બે પરાર્ધ સુધી રહેનારા પરમેષ્ઠિ– બ્રહ્મદેવના સ્થાનમાં જાય છે, કે જે સ્થાન સિદ્ધેશ્વરોથી સેવાયેલાં વિમાનોથી યુક્ત છે. ॥ ૨૬॥

* વિશ્વની નાભિરૂપ ચક્ર **'विश्वनाभिम्'** સમાસનું લિંગ ચક્ર પ્રમાણે નપું. લિંગ થવું જોઈએ, એટલે **विश्वनाभिम्** નહીં, **'विश्वनाभि'** થવું જોઈએ, જે અહીં થયું નથી, કારણ કે પોતાનું લિંગ (સ્ત્રીલિંગ) પ્રવેશેલું છે. **'विश्वनाभिम्'** પોતાનું લિંગ નહીં છોડતું **'अजहत्+लिङ्ग'** પદ છે. નાભિ પોતે સ્ત્રીલિંગ છે, આથી વિશ્વનાભિ શબ્દ પોતાના મૂળ સ્ત્રીલિંગને છોડતો નથી. તેથી **'विश्वनाभिम्'** એમ પદ થયું.

अथो अनन्तरं कल्पान्ते स विश्वं त्रैलोक्यमतिशयेन दह्यमानं निरीक्ष्य, तत्राप्यूष्मप्राप्तेः। यत् द्विपरार्धस्थायि तत्पारमेष्ठ्यं पदं प्रति निर्याति। सिद्धेश्वरैर्जुष्टानि धिष्ण्यानि विमानानि यस्मिंस्तत्। उ इति श्रैष्ठ्यं सूचितम्॥ २६॥

તદેવાહ—**ન યત્રેતિ।**

**'અથો'** ત્યારબાદ, કલ્પકાળના અંતે તે **'વિશ્વમ્'** ત્રણે લોકને અતિશય બળતા જોઈને ત્યાં (મહર્લોકમાં) પણ જગતના દાહનો તાપ પહોંચતો હોવાથી જે દ્વિપરાર્ધ સુધી સ્થાયી રહેનાર છે, તે બ્રહ્માજીના સ્થાનમાં જાય છે. સિદ્ધેશ્વરો દ્વારા સેવાતાં **'धिष्ण्यानि'** વિમાનો જેમાં છે તેમાં (જાય છે). **'उ'** શબ્દથી (બ્રહ્મલોકની) શ્રેષ્ઠતા સૂચવાઈ છે. ॥ ૨૬॥

બ્રહ્મલોક (સત્યલોક)ના માહાત્મ્યને જ વર્ણવે છે– **'न यत्र इति।'**

**न यत्र शोको न जरा न मृत्यु-**
**र्नार्तिर्न चोद्वेग ऋते कुतश्चित्।**
**यच्चित्ततोऽदः कृपयाऽनिदंविदां**
**दुरन्तदुःखप्रभवानुदर्शनात् ॥ २७**

જ્યાં (સત્યલોકમાં) કોઈ પણ રીતે નથી શોક, નથી ઘડપણ, નથી મૃત્યુ, નથી પીડા કે નથી ઉદ્વેગ, સિવાય કે (આત્મજ્ઞાનને) ભગવદ્ધ્યાનને ન જાણનારા (દુઃખીજનો)ની અપાર દુઃખદાયક જન્મ-મરણની પરંપરા જોવાથી કરુણાને કારણે થતી મનની પીડા. (આ સિવાય બીજું કોઈ દુઃખ ત્યાં નથી.) ॥ ૨૭॥

आर्तिर्दुःखम्। उद्वेगो भयम्। किंतु चित्ततो हेतोर्यद्दुःखं अदःऋते तदेकं विना। तत्कुतो भवति। अनिदंविदामिदं भगवतो ध्यानमजानतां प्राणिनां दुरन्तदुःखो यः प्रभवो जन्म तस्यानुदर्शनात्तेषां कृपया।

**'आर्तिः'** દુઃખ, **'उद्वेगः'** ભય (વગેરે જ્યાં નથી), પરંતુ ચિત્તને કારણે જે દુઃખ છે, **'अदः'** એ **'ऋते'** સિવાય, તે એક વિના (અન્ય કોઈ દુઃખ નથી). તે દુઃખ કેવી રીતે થાય છે? **'अनिदंविदाम्'** આ ભગવદ્ધ્યાનને ન જાણનારાં પ્રાણીઓનાં અપાર દુઃખો– જે **'प्रभवः'** જન્મ (અને મરણ)ની પરંપરા જોવાથી થાય છે, તે જીવો ઉપર કરુણાને– કૃપાને કારણે દુઃખ થાય છે.

यद्वा चित्ततोदो मनःपीडेति यत् तद्विना कुतश्चिदपि यत्र शोकादयो न सन्तीति। तत्र ब्रह्मलोकं गतानां त्रिविधा गतिः। ये पुण्योत्कर्षेण गतास्ते कल्पान्तरे पुण्यतारतम्येनाधिकारिका भवन्ति।

અથવા **'चित्ततोदः'** મનની પીડા, કે જેના સિવાય કોઈ પણ રીતે જ્યાં શોક વગેરે નથી, ત્યાં બ્રહ્મલોકમાં ગયેલાઓની ત્રણ પ્રકારની ગતિ થાય છે. જેઓ પુણ્યના ઉત્કર્ષથી ત્યાં ગયા હોય છે, તેઓ બીજા કલ્પમાં પુણ્યના તારતમ્ય (વિશિષ્ટતા)થી અધિકારી થાય છે.

ये तु हिरण्यगर्भाद्युपासनाबलेन गतास्ते ब्रह्मणा सह मुच्यन्ते। ये तु भगवदुपासकास्ते स्वेच्छया ब्रह्माण्डं भित्त्वा वैष्णवं पदमारुहन्ति॥ २७॥

વળી, જેઓ હિરણ્યગર્ભ વગેરેની ઉપાસનાના બળથી ત્યાં ગયેલા હોય છે, તેઓ બ્રહ્માની સાથે મુક્ત થાય છે. પરંતુ જેઓ ભગવાનના ઉપાસકો હોય છે, તેઓ તો ઈચ્છાનુસાર બ્રહ્માંડને ભેદીને વૈષ્ણવપદ ઉપર આરોહણ કરે છે. ॥ ૨૭॥

**सुबोधिनी.**-ब्रह्मलोके शोकः अज्ञानकार्यं नास्ति। न वा जरादेहधर्मः। न वा मृत्युः मृत्युग्रासः। नाऽऽधिः मनःपीडा अपि न। अन्तःकरणधर्माभावः।

તત્ર प्रस्तुतस्य भगवद्भक्तस्य ब्रह्माण्डभेदन-प्रकारमाह—**तत** इत्यादिना।

**ततो विशेषं प्रतिपद्य निर्भय-**
**स्तेनात्मनाऽपोऽनलमूर्तिरत्वरन् ।**
**ज्योतिर्मयो वायुमुपेत्य काले**
**वाय्वात्मना खं बृहदात्मलिङ्गम्॥ २८**

तत्रेयं प्रक्रिया—ईश्वराधिष्ठितायाः प्रकृतेः केनचिदंशेन महत्तत्त्वं भवति। तस्यांशेनाहंकारः। तस्यांशेन शब्दतन्मात्रद्वारा नभः। तस्यांशेन स्पर्शतन्मात्रद्वारा वायुः। तस्यांशेन रूपतन्मात्रद्वारा तेजः। तस्यांशेन रसतन्मात्रद्वारा आपः। तदंशेन गन्धतन्मात्रद्वारा पृथ्वी। तैश्च मिलितैश्चतुर्दश-भुवनात्मकं विराट्शरीरम्। तस्य च पञ्चाशत्कोटियोजनविशालस्य पृथिव्येवाण्ड-कटाहविशेषशब्दवाच्या कोटियोजनविशालं प्रथमावरणम्। पञ्चाशत्कोटियोजनविशालमित्येके। ततश्चाबादीनां ये परिणता अंशास्तान्येवोत्तरोत्तरं दशगुणान्यावरणानि। अष्टमं तु प्रकृत्यावरणं व्यापकमेव।

तदेवं स्थिते पृथिव्याद्यावरणभेदप्रकारः कथ्यते। ततो विशेषं प्रतिपद्य। लिङ्गदेहेन

બ્રહ્મલોકમાં અજ્ઞાનના કાર્યરૂપ શોક નથી કે ઘડપણરૂપ દેહધર્મ નથી. નથી મૃત્યુ કે નથી મૃત્યુગ્રાસ, આધિ અર્થાત્ મનની પીડા નથી અને અન્તઃકરણના ધર્મનો અભાવ પણ નથી.

**'तत्र'** તે વિષયમાં (બ્રહ્મલોકમાં ગયેલાઓની ત્રણ પ્રકારની ગતિ વર્ણવી તેમાં જે) ભગવાનના ભક્તોની ગતિ થાય છે, તે વિષયક ભગવદ્‌ભક્તની બ્રહ્માંડભેદનની પ્રક્રિયા **'ततः'** વગેરે દ્વારા કહે છે.

પછી તે યોગી નિર્ભય થઈ લિંગશરીર વડે પૃથ્વીરૂપ બને છે. પછી જળમાં એકરૂપ થાય છે, પછી અગ્નિસ્વરૂપ થઈ ધીમે ધીમે વાયુસ્વરૂપ બને છે અને તે પછી યોગ્ય સમયે વાયુરૂપમાંથી જ્યોતિર્મય થઈ વ્યાપક પરમાત્માના સ્વરૂપને જણાવનારા આકાશના સ્વરૂપને પ્રાપ્ત થાય છે. ॥ ૨૮॥

તેમાં આ પ્રક્રિયા છે. ઈશ્વરની આશ્રિત પ્રકૃતિના કોઈ એક અંશમાંથી મહત્તત્ત્વ બને છે. એ મહત્તત્ત્વના અંશથી અહંકાર બને છે. એ અહંકારના અંશથી શબ્દતન્માત્રા દ્વારા આકાશ બને છે. એ આકાશના અંશથી સ્પર્શતન્માત્રા દ્વારા વાયુ બને છે. એ વાયુના અંશથી રૂપતન્માત્રા દ્વારા તેજ બને છે. એ તેજના અંશથી રસતન્માત્રા દ્વારા જળ બને છે. અને એ જળના અંશથી ગન્ધતન્માત્રા દ્વારા પૃથ્વી બને છે. આ મહત્ વગેરે સર્વ જ્યારે એકઠાં મળે છે, ત્યારે ચૌદ ભુવનરૂપ વિરાટશરીર ઉત્પન્ન થાય છે. એ વિરાટશરીર પચાસ કરોડ યોજન વિશાળ છે. એનું પહેલું આવરણ 'અંડાકાર કઢાઈ' એ વિશિષ્ટ શબ્દ દ્વારા વર્ણવાતી પૃથ્વી છે અને તે એક કરોડ યોજન વિશાળ હોવાનું પણ કહે છે. તે પચાસ કરોડ યોજન જેટલી વિશાળ છે એમ કેટલાક વિદ્વાનો કહે છે. પછી જળ વગેરેના જે જે આવરણરૂપ અંશો છે, તે તે ઉત્તરોત્તર દશ-દશગણા છે. આઠમું આવરણ પ્રકૃતિનું છે અને તે વ્યાપક છે.

આ પ્રમાણે રહેલાં પૃથ્વી વગેરે આવરણોને ભેદવાનો પ્રકાર કહે છે. **'ततो विशेषं प्रतिपद्य'** ત્યારપછી પૃથ્વી વગેરે મહાભૂતોને પ્રાપ્ત કરીને લિંગદેહ

पृथिव्यात्मतां प्राप्येत्यर्थः। एवमुत्तरत्रापि द्रष्टव्यम्। निर्भयः कथं यास्यामीति शङ्काशून्यः। तेनात्मना पृथिवीरूपेण तन्निरन्तरा अपः प्रतिपद्य। अत्वरंस्त्वरामकुर्वन् तत्तदात्मत्वेन क्लेददाहादिशङ्का–भावाद्यथेष्टं भोगान्भुञ्जान इत्यर्थः।

વડે પૃથ્વીરૂપ થઈને, એમ અર્થ છે. આ પ્રમાણે પછી પણ જળ વગેરેમાં સમજવું. **'निर्भयः'** (પૃથ્વી વગેરે આવરણોને હું) કેવી રીતે ભેદી શકીશ, તેવી શંકાથી રહિત થઈને, તે લિંગ શરીરથી પૃથ્વીરૂપ થઈ તેની સમીપમાં રહેલા જળરૂપ થઈ **'अत्वरम्'** ઉતાવળ કર્યા વિના, તે તે પંચભૂતાત્મકરૂપે પલળવું, બળવું વગેરે શંકાનો અભાવ હોવાથી તે તે ભોગોને ભોગવતો– એમ અર્થ છે.

एवं ज्योतिर्मयः सन्। काले भोगावसाने। बृहदात्मनो लिङ्गं परमात्ममूर्तित्वेनोपासनेषूक्तम्। यद्वा वेदशब्दात्मना तस्य प्रमापकमिति॥ २८॥

આ પ્રમાણે જ્યોતિર્મય થઈ **'काले'** ઉપભોગ પૂરો થયા પછી **'बृहदात्मलिङ्गम्'** વ્યાપક પરમાત્માના સ્વરૂપવાળા અર્થાત્ પરમાત્માની મૂર્તિસ્વરૂપે ઉપાસનાકાંડમાં વર્ણવેલા આકાશના સ્વરૂપને પામે છે. અથવા (આકાશના ગુણરૂપ) શબ્દાત્મક વેદ દ્વારા તે (બ્રહ્મ)ના જ્ઞાનને પ્રાપ્ત કરનાર બને છે. ॥ ૨૮॥

इन्द्रियार्थानां भूतसूक्ष्माणामतिक्रममाह।

વિષયોના અર્થાત્ ભૂતસૂક્ષ્મના અર્થાત્ ગન્ધ, રસ, રૂપ, સ્પર્શ અને શ્રવણના અતિક્રમણ (ત્યાગ)ને વર્ણવે છે.

**घ्राणेन गन्धं रसनेन वै रसं**
**रूपं तु दृष्ट्या श्वसनं त्वचैव।**
**श्रोत्रेण चोपेत्य नभोगुणत्वं**
**प्राणेन चाकूतिमुपैति योगी॥ २९**

પછી (સૂક્ષ્મદેહની) ઘ્રાણેન્દ્રિય વડે તે ગંધને, જિહ્વેન્દ્રિય વડે રસને, ચક્ષુઈન્દ્રિય વડે રૂપને, ત્વચા ઈન્દ્રિય વડે સ્પર્શને, શ્રોત્રેન્દ્રિય વડે શબ્દને અને તે તે કર્મેન્દ્રિયો દ્વારા તે તે ક્રિયાને પામે છે. ॥ ૨૯॥

घ्राणेनाधिष्ठितेन गन्धमुपेत्य। श्वसनं स्पर्शम्। नभोगुणत्वं शब्दात्मताम् । प्राणेन तत्तत्कर्मेन्द्रियेण। आकूतिं तत्तत्क्रियाम्॥ २९॥

ઘ્રાણેન્દ્રિયના અધિષ્ઠાતા દેવ વડે ગન્ધને પામીને, **'श्वसनम्'** સ્પર્શને, **'नभोगुणत्वम्'** શબ્દરૂપત્વને **'प्राणेन'** તે તે કર્મેન્દ્રિયો દ્વારા **'आकूतिम्'** તે તે ક્રિયાને ॥ ૨૯॥

तदेवं स्थूलसूक्ष्मभूतातिक्रममुक्त्वा तदावरणभूताहंकारप्राप्त्या महदादिप्राप्तिमाह।

આ પ્રમાણે સ્થૂળભૂતો (ઈન્દ્રિયો) સૂક્ષ્મભૂતો (શબ્દાદિ)નો અતિક્રમ કહીને તેના આવરણભૂત અહંકારની પ્રાપ્તિ દ્વારા મહત્તત્ત્વ વગેરેની પ્રાપ્તિને જણાવે છે.

**स भूतसूक्ष्मेन्द्रियसन्निकर्षं**
**मनोमयं देवमयं विकार्यम्।**
**संसाद्य गत्या सह तेन याति**
**विज्ञानतत्त्वं गुणसन्निरोधम्॥ ३०**

તે યોગી સૂક્ષ્મભૂતો (શબ્દાદિના લયરૂપ તામસ અહંકાર) અને ઈન્દ્રિયોના (લયસ્થાનરૂપ રાજસ અહંકાર) તથા મન અને ઈન્દ્રિયોના દેવતાઓને લય થવાના સ્થાનરૂપ (સાત્ત્વિક) અહંકારની સાથે મહત્તત્ત્વને પામે છે, પછી ગુણોનો જેમાં લય થાય છે તેવી પ્રકૃતિને પામે છે. ॥ ૩૦॥

स योगी विकार्यं संसाद्य विज्ञानतत्त्वं याति। विविधं कार्यमस्येति विकार्योऽहंकार:। स त्रिविध:, तामसो राजस: सात्त्विक इति। तत्र तामसाज्जडानि भूतसूक्ष्माणि जायन्ते। राजसाद्बहिर्मुखानि दशेन्द्रियाणि। सात्त्विकान्मन इन्द्रियदेवताश्च। तेषां लयश्च तत्तदहंकारे। तत्र भूतसूक्ष्माणामिन्द्रियाणां च सन्निकर्षं लयस्थानं तामसं, राजसं च मनोमयं देवमयं च सात्त्विकं प्राप्य। गत्या एवं गमनेन। तेनाहंकारेण सह विज्ञानतत्त्वं महत्तत्त्वं याति। ततो गुणानां सन्निरोधो लयो यस्मिंस्तत्प्रधानं याति॥ ३०॥

તે યોગી અહંકારને પ્રાપ્ત કરી મહત્તત્ત્વને પામે છે. આનું કાર્ય વિવિધ છે એટલે તે **'વિકાર્ય:'** કહેવાય છે અર્થાત્ અહંકાર. તે ત્રણ પ્રકારનો છે:– તામસ, રાજસ અને સાત્ત્વિક. તેમાં તામસ અહંકારમાંથી જડ ભૂતસૂક્ષ્મો ઉત્પન્ન થાય છે. રાજસ અહંકારમાંથી બહિર્મુખ દસ ઇન્દ્રિયો તથા સાત્ત્વિક અહંકારમાંથી મન અને ઇન્દ્રિયોના દેવતા ઉત્પન્ન થાય છે, અને તેમનો લય તે તે અહંકારમાં થાય છે. અહંકારમાં ભૂતસૂક્ષ્મોનું અને ઇન્દ્રિયોનું **'सन्निकर्षम्'** લયસ્થાન છે. તામસને, રાજસને અને મનરૂપી અર્થાત્ દેવરૂપી સાત્ત્વિકને પ્રાપ્ત કરી **'गत्या'** ગતિ દ્વારા **'तेन'** તે અહંકાર સાથે **'विज्ञानतत्त्वम्'** મહત્તત્ત્વને પામે છે. ત્યારપછી ગુણોનો જેમાં લય થાય છે તે પ્રકૃતિને પામે છે. ॥ ૩૦॥

**तेनात्मनात्मानमुपैति शान्त-**
**मानन्दमानन्दमयोऽवसाने ।**
**एतां गतिं भागवतीं गतो य:**
**स वै पुनर्नेह विषज्जतेऽङ्ग॥ ३१**

તે પ્રકૃતિસ્વરૂપ વડે ઉપાધિઓનો નાશ થતાં આનંદસ્વરૂપ બનેલ યોગી વિકારરહિત, આનંદરૂપ, પરમ-આત્મસ્વરૂપને પ્રાપ્ત થાય છે. હે રાજા, જે કોઈ આ ઉપર કહેલી ભગવત્સ્વરૂપના સંબંધવાળી ગતિને પામે છે, તે ખરેખર, ફરીથી આ સંસારમાં આસક્ત થતો નથી. ॥ ૩૧॥

तेनात्मना प्रधानरूपेणानन्दमय: सन्नुपाधीनामवसाने शान्तमविकृतमानन्दं परमात्मानमुपैति। न विषज्जते नावर्तत इत्यर्थ:॥ ३१

**'तेन आत्मना'** તે પ્રકૃતિસ્વરૂપ વડે આનંદમય બની, ઉપાધિઓનો નાશ થતાં **'शान्तम्'** વિકારરહિત, આનંદસ્વરૂપ પરમાત્માને પ્રાપ્ત થાય છે. **'न विषज्जते'** આસક્ત થતો નથી અર્થાત્ સંસારમાં ફરી પાછો આવતો નથી, એમ અર્થ છે. ॥ ૩૧॥

**एते सृती ते नृप वेदगीते**
**त्वयाऽभिपृष्टे ह सनातने च।**
**ये वै पुरा ब्रह्मण आह पृष्ट**
**आराधितो भगवान्वासुदेव:॥ ३२**

હે રાજા, તમે પૂછેલા આ બન્ને પ્રકારના જે માર્ગો (સદ્યોમુક્તિ અને ક્રમમુક્તિ) છે, તે વેદમાં કહેલા હોઈ સનાતન છે. પૂર્વે આરાધન કરાયેલા અને પૂછાયેલા ભગવાન વાસુદેવે બ્રહ્માજીને આ બન્ને માર્ગો કહ્યા હતા. ॥ ૩૨॥

सृती मार्गौ, प्रकारावित्यर्थ:। हे नृप, (अनपेक्षो) 'निर्भिद्य मूर्धन् विसृजेत्परं गत:' इति या सद्योमुक्ति: सैका सृति:। 'यदि प्रयास्यन्'

**'सृती'** બે માર્ગો, બે પ્રકારો, એમ અર્થ છે. ''વિષયોની ઇચ્છાથી રહિત એવો યોગી બ્રહ્મરન્ધ્રને ભેદી, પરમપદને પ્રાપ્ત થયેલો તે, શરીર તથા ઇન્દ્રિયોનો ત્યાગ કરે છે.'' (श्रीमद् ભા.२/२/२१) આ રીતે જે સદ્યોમુક્તિ છે, તે એક પ્રકાર છે. ''જો (કોઈ યોગીને) જવાની ઇચ્છા હોય,'' (श्रीमद्‌ભા.२/२/२२)

इत्यादिना क्रममुक्तिश्च द्वितीया सृतिः। एते सृती वेदेन गीते उक्ते न तु स्वोत्प्रेक्षिते। तत्र—

'यदा सर्वे प्रमुच्यन्ते कामा येऽस्य हृदि श्रिताः।
अथ मर्त्योऽमृतो भवत्यत्र ब्रह्म समश्नुते॥'

इति सद्योमुक्तिः। 'तेऽर्चिरभिसंभवन्ति' इत्यादिना क्रममुक्तिश्च वेदेनोक्ता। यद्वा 'न कर्मभिस्तां गतिमाप्नुवन्ति' इति दक्षिणमार्गस्यापि सूचितत्वादेते सृती इति द्विवचनम्। त्वयाऽभिपृष्टे 'यच्छ्रोतव्यं' इत्यादिप्रश्नेन, अर्थान्मुक्तिविषये द्वे अपि सृती पृष्टे। 'ब्रूहि यद्वा विपर्ययम्' इति दक्षिणमार्गोऽप्यर्थात्पृष्टः। एवं त्वया च ये पृष्टे एते सृती इत्यन्वयः॥ ३२॥

વગેરે દ્વારા ક્રમમુક્તિ પણ દ્વિતીય પ્રકાર છે. આ બન્ને માર્ગો વેદ દ્વારા **'गीते'** કહેવાયા છે, પરંતુ તે બન્ને પોતાના દ્વારા કલ્પિત નથી. તે માટે '' સાધકના હૃદયમાં રહેલી જે કામનાઓ છે, તે સર્વે જ્યારે છૂટી જાય છે, તે સમયે (પોતાને પૂર્વે) મરણશીલ (માનનારો) પુરુષ અમર થઈ જાય છે તથા આ વર્તમાન શરીરથી બ્રહ્મભાવને પ્રાપ્ત થઈ જાય છે.'' (કઠ.ઉપ.૨/૩/૧૪)

આ પ્રમાણે સદ્યોમુક્તિનું વર્ણન છે. ''તે સર્વે જ્યોતિના અભિમાની દેવને પ્રાપ્ત થાય છે.'' (બૃહદા.ઉપ. ૬/૨/૧૫) વગેરે દ્વારા ક્રમમુક્તિ પણ વેદોક્ત છે. અથવા ''તે ગતિ કર્મો વડે મનુષ્યો પામતા નથી.'' (શ્રીમદ્ ભા.૨/૨/૨૩) આમ, (કર્મમાર્ગ વડે પ્રાપ્ત થતા) દક્ષિણમાર્ગનું પણ સૂચન હોવાથી **'एते सृती'** આ બન્ને માર્ગો– એમ દ્વિવચન છે. જ્યારે તમે પૂછ્યું હતું કે, ''જે સાંભળવા યોગ્ય હોય (તે કહો.)'' (શ્રીમદ્. ભા.૧/૧૯/૩૮) વગેરે પ્રશ્ન દ્વારા પરોક્ષ રીતે બે માર્ગોના વિષયમાં પણ પૂછ્યું હતું. ''અથવા ઊલટું કહો– શું ન સાંભળવું વગેરે પણ (કહો).'' (શ્રીમદ્. ભા.૧/૧૯/૩૮) (શબ્દ દ્વારા નહીં પણ) અર્થથી (પરોક્ષ રીતે), એ પ્રમાણે દક્ષિણમાર્ગ પણ પૂછવામાં આવ્યો હતો. આમ તમારા દ્વારા જે પૂછવામાં આવ્યું હતું, તેનો **'एते सृती'** સાથે સંબંધ છે. ॥ ૩૨॥

सन्ति संसरतः पुंसो बहवो मोक्षमार्गास्त–पोयोगादयः, समीचीनस्त्वयमेवेत्याह—**न हीति।**

સંસારના ચક્રમાં પડેલા મનુષ્ય માટે તપ, યોગ વગેરે અનેક મોક્ષપ્રાપ્તિના માર્ગો છે, પરંતુ તે સર્વમાં આ ખરેખર સારો માર્ગ છે, અર્થાત્ સર્વસાધ્ય તેમ જ પરમસારને પ્રાપ્ત કરાવનાર છે, એમ કહે છે– **'न हि इति।'**

**न ह्यतोऽन्यः शिवः पन्था विशतः संसृताविह।**
**वासुदेवे भगवति भक्तियोगो यतो भवेत्॥ ३३**

ખરેખર, જે માર્ગથી ભગવાન વાસુદેવમાં ભક્તિયોગ થાય, એનાથી અન્ય કલ્યાણમય માર્ગ આ સંસારમાં પ્રવેશ કરનારને નથી. ॥ ૩૩॥

यतोऽनुष्ठिताद्भक्तियोगो भवेदतोऽन्यः शिवः सुखरूपो निर्विघ्नश्च नास्त्येव॥ ३३॥

જેના અનુષ્ઠાનથી ભક્તિયોગ થાય તેનાથી બીજો **'शिवः'** સુખરૂપ અને નિર્વિઘ્ન (માર્ગ) નથી જ. ॥ ૩૩॥

कुत एतदत आह।

**भगवान्ब्रह्म कात्स्र्न्येन त्रिरन्वीक्ष्य मनीषया।**
**तदध्यवस्यत्कूटस्थो रतिरात्मन्यतो भवेत्॥ ३४**

भगवान्ब्रह्मा। कूटस्थो निर्विकारः। एकाग्रचित्तः सन्नित्यर्थः। त्रिस्त्रीन्वारान् कात्स्र्न्येन साकल्येन ब्रह्म वेदमन्वीक्ष्य विचार्य। यत आत्मनि हरौ रतिर्भवेत्तदेव मनीषया अध्यवस्यत् निश्चितवान्॥ ३४॥

***क्रम.**- त्रिरन्वीक्ष्येति कर्मज्ञानभक्तिप्रतिपाद-कतयाऽभिप्रेत्येति ज्ञेयम्।

नन्वनुभूतेऽर्थे रतिर्भवति, अननुभूते तु भगवति कथं रतिः स्यात्तत्राह।

**भगवान् सर्वभूतेषु लक्षितः स्वात्मना हरिः।**
**दृश्यैर्बुद्ध्यादिभिर्द्रष्टा लक्षणैरनुमापकैः॥ ३५**

भगवान् लक्षितो दृष्टः। कथम्। स्वात्मना क्षेत्रज्ञान्तर्यामितया। कैः। दृश्यैर्बुद्ध्यादिभिः। तदेव द्वेधा दर्शयति।

दृश्यानां जडानां दर्शनं स्वप्रकाशं द्रष्टारं विना न घटत इत्यनुपपत्तिमुखेन लक्षणैः स्वप्रकाशान्तर्यामिलक्षकैः। तथा बुद्ध्यादीनि कर्तृप्रयोज्यानि, करणत्वात् वास्यादिवत् इति व्याप्तिमुखेनानुमापकैः। स्वतन्त्रश्च कर्तेत्येवमीश्वर-सिद्धिः॥ ३५॥

(ભક્તિયોગ થાય તે માટે બીજો માર્ગ નથી,) તે કેવી રીતે, તે હવે કહે છે.

ભગવાન બ્રહ્મદેવે એકાગ્રચિત્ત થઈ વેદનું સંપૂર્ણ રીતે ત્રણ વખત પરિશીલન કરી પોતાની બુદ્ધિથી એ જ નક્કી કર્યું કે જેનાથી સર્વાત્મા શ્રીહરિમાં પ્રેમ થાય (એ જ સર્વશ્રેષ્ઠ માર્ગ છે). ॥ ૩૪॥

'**भगवान्**' ભગવાન બ્રહ્મદેવ '**कूटस्थः**' નિર્વિકાર, એકાગ્રચિત્ત થઈને, ('**वंशीधरी— यावच्चेतोविकार-वत्तावदैकाग्र्यं न जायते।**- જ્યાં સુધી ચિત્ત વિકારવાળું હોય ત્યાં સુધી એકાગ્રતા થતી નથી.) '**त्रिः**'* ત્રણ વખત '**कात्स्र्न्येन**' સંપૂર્ણ રીતે, સકળરૂપે '**ब्रह्म**' વેદ '**अन्वीक्ष्य**' વિચારીને, જેનાથી '**आत्मनि**' સર્વાત્મા શ્રીહરિમાં પ્રીતિ થાય, તે જ બુદ્ધિથી '**अध्यवस्यत्**' નિશ્ચિત કર્યું. ॥ ૩૪॥

*ત્રણ વખત પરિશીલન કર્યું, તે કર્મ, જ્ઞાન અને ભક્તિના પ્રતિપાદનરૂપે અભિપ્રેત છે, તેમ જાણવું.

શંકા કરવામાં આવી છે કે અનુભવેલા પદાર્થમાં પ્રીતિ થાય છે, પરંતુ જેનો અનુભવ થયો નથી તેવા ભગવાનમાં કેવી રીતે પ્રેમ થાય, તે અહીં કહે છે.

સર્વ પ્રાણીઓમાં ક્ષેત્રજ્ઞના અન્તર્યામીરૂપે મન, બુદ્ધિ વગેરે દૃશ્યો વડે શ્રીહરિ જ પ્રતીત થાય છે. તે અનુમાન કરાવનારાં લક્ષણો દ્વારા દ્રષ્ટા સિદ્ધ થાય છે. ॥ ૩૫॥

'**भगवान् लक्षितः**' ભગવાન શ્રીહરિ દેખાય છે. કેવી રીતે? '**स्व-आत्मना**' ક્ષેત્રજ્ઞના અન્તર્યામીરૂપે. શેના દ્વારા? '**दृश्यैः**' બુદ્ધિ વગેરે દ્વારા, તે બે પ્રકારે દર્શાવે છે.

દૃશ્ય જડ પદાર્થોનું દર્શન સ્વયંપ્રકાશિત દ્રષ્ટા વિના ન સંભવે તેમ (દ્રષ્ટા ન હોય અને છતાં દૃશ્યપદાર્થનું દર્શન થાય એવી) અસંગતિ દ્વારા '**लक्षणैः**' સ્વયંપ્રકાશ અંતર્યામીનાં લક્ષણો વડે ભગવાન શ્રીહરિ (જ્ઞાત થાય છે). તેમ જ કર્તા દ્વારા પ્રયોજાતી બુદ્ધિ વગેરે દ્વારા ભગવાન શ્રીહરિ જ્ઞાત થાય છે, કારણ કે બુદ્ધિ કરણરૂપ છે, વાંસલા (સુથારના રંધા) વગેરેની જેમ, એ પ્રકારની વ્યાપ્તિ (અનુમાન) દ્વારા ઈશ્વર સ્વતંત્ર કર્તા છે, આમ ઈશ્વર સિદ્ધ છે. ॥ ૩૫॥

यच्छ्रोतव्यमित्यादिप्रश्नोत्तरमुपसंहरति—**तस्मादिति।**

**तस्मात्सर्वात्मना राजन्हरिः सर्वत्र सर्वदा।**
**श्रोतव्यः कीर्तितव्यश्च स्मर्तव्यो भगवान्नृणाम्॥ ३६**

'જે સાંભળવા યોગ્ય હોય, (તે કહો)' વગેરે પ્રશ્નોના ઉત્તરનો ઉપસંહાર કરે છે– **'तस्मात् इति।'**

આથી હે રાજા, ભગવાન શ્રીહરિ સર્વભાવે, સર્વત્ર અને સર્વદા મનુષ્યોને માટે શ્રવણ, કીર્તન અને સ્મરણ કરવા યોગ્ય છે. ॥ ૩૬॥

श्रवणादिफलमभिनयेनाह—**पिबन्तीति।**

**पिबन्ति ये भगवत आत्मनः सतां**
**कथामृतं श्रवणपुटेषु सम्भृतम्।**
**पुनन्ति ते विषयविदूषिताशयं**
**व्रजन्ति तच्चरणसरोरुहान्तिकम्॥ ३७**

सतामात्मन आत्मत्वेन प्रकाशमानस्य कथैवामृतम्। विषयैर्विदूषितं मलिनीकृतमाशयं पुनन्ति शोधयन्ति। तस्य चरणपद्मान्तिकं श्रीविष्णुपदं व्रजन्ति॥ ३७॥

શ્રવણ વગેરેનું ફળ નાટકીય ઢબે કહે છે– **'पिबन्ति इति।'**

જેઓ સજ્જનોના આત્મારૂપ ભગવાનના મધુર કથામૃતને કાનરૂપી પડિયામાં ભરી ભરીને પાન કરે છે, તેઓ વિષયોથી મલિન મનને પવિત્ર કરે છે અને ભગવાનનાં ચરણકમળની સમીપ જાય છે. ॥ ૩૭॥

સજ્જનોના **'आत्मनः'** આત્મારૂપે પ્રકાશિત થતા ભગવાનની કથા એ જ અમૃત. વિષયો વડે **'विदूषितम्'** મલિન થયેલા મનને તેઓ **'पुनन्ति'** શુદ્ધ કરે છે. તેમનાં ચરણકમળનું સાન્નિધ્ય અર્થાત્ (કથામૃતનું પાન કરનાર) શ્રીવિષ્ણુપદ પ્રાપ્ત કરે છે. ॥ ૩૭॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां द्वितीयस्कन्धे द्वितीयोऽध्यायः॥ २॥
इति श्रीमद्भागवते द्वितीयस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां द्वितीयोऽध्यायः॥ २॥

*****

# अथ तृतीयोऽध्यायः

## કામનાઓ અનુસાર વિભિન્ન દેવોની ઉપાસના તથા ભગવદ્ભક્તિનું પ્રાધાન્ય

तृतीये विष्णुभक्तेस्तु वैशिष्ट्यं शृण्वतो मुनेः।
भक्त्युद्रेकेण तत्कर्मश्रवणादर ईर्यते॥ १

ત્રીજા અધ્યાયમાં મુનિ શ્રીશુકદેવજી પાસેથી વિષ્ણુભક્તિની વિશિષ્ટતા સાંભળતાં, ભક્તિમાં વૃદ્ધિ થવાથી (રાજા પરીક્ષિતના), શ્રીહરિની લીલાઓ શ્રવણ કરવા માટેના આદરનું વર્ણન કરવામાં આવે છે. ॥ ૧॥

इदानीमन्यदेवताभजनस्यापि पुत्रादि-भजनवदेव तुच्छफलत्वेन हेयत्वं वक्तुं पूर्वोक्तमनुवदति—**एवमिति।**

**श्रीशुक उवाच**

**एवमेतन्निगदितं पृष्टवान्यद्भवान्मम।**
**नृणां यन्म्रियमाणानां मनुष्येषु मनीषिणाम्॥ १**

હવે, અન્ય દેવોનું ભજન પણ પુત્ર વગેરેની સેવાની જેમ જ તુચ્છ ફળરૂપ હોવાથી, તે ત્યાજ્ય છે એમ કહેવા માટે, ઉપર જણાવ્યા પ્રમાણે કહે છે– **'एवम् इति।'**

**શ્રીશુકદેવજી બોલ્યા** – મનુષ્યોમાં બુદ્ધિમાન એવા જે મરણાસન્ન હોય તેમનું જે કર્તવ્ય આપે મને પૂછ્યું હતું, એ બધું આ પ્રમાણે કહેવામાં આવ્યું. ॥ ૧॥

ममेति माम्। कदाचिद्दैवयोगेन मनुष्यत्वं प्राप्तेषु जीवेषु ये मनीषिणस्तेषां तत्रापि ये म्रियमाणास्तेषां विशेषत एवमेतद्धरिकथा-श्रवणादिकं निगदितं विहितमित्यर्थः॥ १॥

**ब्रह्मवर्चसकामस्तु यजेत ब्रह्मणस्पतिम्।**
**इन्द्रमिन्द्रियकामस्तु प्रजाकामः प्रजापतीन्॥ २**

ब्रह्मणस्पतिं वेदस्य पतिं ब्रह्माणम्। इन्द्रियपाटवकामस्त्विन्द्रम्। प्रजाकामः प्रजापतीन् दक्षादीन्॥ २॥

**देवीं मायां तु श्रीकामस्तेजस्कामो विभावसुम्।**
**वसुकामो वसून्रुद्रान् वीर्यकामोऽथ वीर्यवान्॥ ३**

मायां दुर्गाम्। विभावसुमग्निम्। वसुकामो धनार्थी। वीर्यं प्रभावस्तत्कामो वीर्यवान्सन् रुद्रान् यजेत्॥ ३॥

**अन्नाद्यकामस्त्वदितिं स्वर्गकामोऽदितेः सुतान्।**
**विश्वान्देवान्राज्यकामः साध्यान्संसाधको विशाम्॥ ४**

अन्नाद्यं भोज्यं भक्ष्यं च। अदितेः सुतान् द्वादशादित्यान्। विशां देशस्थप्रजानां स्वाधीनतामिच्छन् साध्यान्यजेत्॥ ४॥

**आयुष्कामोऽश्विनौ देवौ पुष्टिकाम इलां यजेत्।**
**प्रतिष्ठाकामः पुरुषो रोदसी लोकमातरौ॥ ५**

इलां पृथ्वीम्। प्रतिष्ठा स्थानादप्रच्युतिः। रोदसी द्यावाभूमी॥ ५॥

**'मम'** એટલે મને– ક્યારેક દૈવયોગથી મનુષ્યત્વ પ્રાપ્ત કરેલા જીવોમાં જેઓ બુદ્ધિશાળી છે, તેમાં પણ જેઓ મરણાસન્ન છે, તેમને આ પ્રમાણે આ શ્રીહરિની કથાનું શ્રવણ વગેરે વિશેષરૂપે **'निगदितम्'** કહેવામાં આવ્યું, એમ અર્થ છે. ॥૧॥

બ્રહ્મતેજની ઈચ્છાવાળો વેદોના અધિપતિ બ્રહ્મદેવનું પૂજન કરે. ઇન્દ્રિયોની શક્તિ ઈચ્છનાર ઇન્દ્રનું તથા પ્રજા ઈચ્છનાર પ્રજાપતિઓનું પૂજન કરે. ॥૨॥

**'ब्रह्मणस्पतिम्'** વેદોના અધિપતિ બ્રહ્માજીનું પૂજન કરે. ઇન્દ્રિયોની દક્ષતારૂપ શક્તિ ઈચ્છનાર ઇન્દ્રનું, પ્રજા ઈચ્છનાર દક્ષ વગેરે પ્રજાપતિઓનું પૂજન કરે. ॥૨॥

(શ્રી)લક્ષ્મીની કામનાવાળો દુર્ગાદેવીનું, તેજની ઈચ્છાવાળો અગ્નિનું, ધન ઈચ્છનાર વસુઓનું, તેમ જ પરાક્રમ ઈચ્છનાર વીર પુરુષ રુદ્રોનું યજન કરે. ॥૩॥

**'मायाम्'** દુર્ગાદેવીને, **'विभावसुम्'** અગ્નિને, **'वसुकामः'** ધનની ઈચ્છાવાળો, **'वीर्यम्'** પ્રભાવ, તેની ઈચ્છાવાળાએ પરાક્રમી થઈ રુદ્રોનું યજન કરે. ॥૩॥

અન્ન વગેરેની ઈચ્છાવાળો અદિતિનું, સ્વર્ગ ઈચ્છનાર અદિતિના પુત્રો (બાર સૂર્યો)નું, રાજ્યની ઈચ્છાવાળો વિશ્વેદેવોનું, પ્રજાઓને સ્વાધીન કરવાની ઈચ્છાવાળો સાધ્યદેવોનું (યજન કરે). ॥૪॥

**'अन्नाद्यम्'** ભોજન કરવાને યોગ્ય (જીભથી મમળાવીને ગળી જઈ શકાય તેવો પદાર્થ, દા.ત. દૂધપાક) તથા ભક્ષણ કરવાને યોગ્ય (દાંતથી ચાવી ચાવીને જે ખાવામાં આવે છે, દા.ત. માલપૂડા)– **'अदितेः सुतान्'** અદિતિના પુત્રોને, બાર સૂર્યોને, **'विशाम्'** દેશમાં રહેલી પ્રજાની સ્વાધીનતા ઈચ્છનાર સાધ્યદેવોનું યજન કરે. ॥૪॥

દીર્ઘાયુષ્યની કામનાવાળો બન્ને અશ્વિની-કુમારદેવોનું, પુષ્ટિ મેળવવાની ઈચ્છાવાળો પૃથ્વીનું, પ્રતિષ્ઠાની કામનાવાળો સર્વલોકનાં પોષક માતારૂપ આકાશ અને ભૂમિનું (પૂજન કરે). ॥૫॥

**'इलाम्'** પૃથ્વીને– **'प्रतिष्ठा'** સ્થાનભ્રષ્ટ ન થવું

**रूपाभिकामो गन्धर्वान् स्त्रीकामोऽप्सरउर्वशीम्।**
**आधिपत्यकामः सर्वेषां यजेत परमेष्ठिनम्॥ ६**

अप्सराश्चासावुर्वशी च ताम्॥ ६॥

**यज्ञं यजेद्यशस्कामः कोशकामः प्रचेतसम्।**
**विद्याकामस्तु गिरिशं दाम्पत्यार्थ उमां सतीम्॥ ७**

यज्ञं यज्ञोपाधिं विष्णुम्। कोशो वसुसंचयः। वसुकाम इत्यत्र धनमात्रमिति भेदः। दाम्पत्यमन्योन्यप्रीतिस्तदेवार्थो यस्य सः॥ ७॥

**धर्मार्थ उत्तमश्लोकं तन्तुं तन्वन्पितॄन्यजेत्।**
**रक्षाकामः पुण्यजनानोजस्कामो मरुद्गणान्॥ ८**

धर्मार्थो धर्मकामः। उत्तमश्लोकोपाधिं विष्णुम्। तन्तुं तन्वन् संतानवृद्धिमन्विच्छन्। रक्षा बाधानिवृत्तिस्तत्कामः। पुण्यजनान्यक्षान्। ओजो बलं तत्कामो मरुद्गणान्देवान्॥ ८॥

**राज्यकामो मनून्देवान्निर्ऋतिं त्वभिचरन्यजेत्।**
**कामकामो यजेत्सोममकामः पुरुषं परम्॥ ९**

राज्यं राजत्वं तत्कामो मनून्देवान्मन्वन्तरपालान्। राज्ञः कर्म राज्यं तत्कामो विश्वान्देवानिति विशेषः। अभिचरन् शत्रुमरणमिच्छन् निर्ऋतिं राक्षसम्। कामकामो भोगेच्छुः। अकामो वैराग्यकामः। पुरुषं परं प्रकृतिव्यतिरेकोपाधिमीश्वरम्॥ ९॥

રૂપની અભિલાષાવાળો ગન્ધર્વોને, સ્ત્રીની કામનાવાળો અપ્સરા ઉર્વશીને, તેમ જ સર્વની ઉપર આધિપત્ય મેળવવાની ઈચ્છાવાળો બ્રહ્માજીને પૂજે. ॥ ૬॥

જે અપ્સરા છે અને ઉર્વશી છે, તેને (પૂજે) ॥ ૬॥

યશ ઈચ્છનાર યજ્ઞનારાયણનું યજન કરે, ધનભંડાર ઈચ્છનાર વરુણદેવનું, વિદ્યાની કામનાવાળો શંકર ભગવાનનું તથા દામ્પત્યસુખ માટે સતી ઉમાદેવીનું પૂજન કરે. ॥ ૭॥

**‘यज्ञम्’** યજ્ઞના ઉપનામવાળા વિષ્ણુને (પૂજે), **‘कोशः’** ધનસંગ્રહ, **‘वसुकामः’** અર્થાત્ અહીં માત્ર ધન– એવો ભેદ છે. (જુઓ શ્લો.૬/૩) **‘दाम्पत्यम्’** એકબીજા પ્રત્યે પ્રીતિ, તે જ જેની ઈચ્છા છે તે ॥ ૭॥

ધર્મની ઈચ્છાવાળો ઉત્તમ કીર્તિવાળા શ્રીહરિને, સંતાનની વૃદ્ધિ ઈચ્છનાર પિતૃઓને, રક્ષાની કામનાવાળો યક્ષોને, બળ ઈચ્છનાર મરુતદેવોના સમૂહને પૂજે. ॥ ૮॥

**‘धर्मार्थः’** ધર્મની ઈચ્છાવાળો, ઉત્તમશ્લોક નામવાળા વિષ્ણુને, **‘तन्तुं तन्वन्’** સંતાનની વૃદ્ધિ (વિસ્તાર) ઈચ્છનાર– **‘रक्षा’** વિઘ્નોની નિવૃત્તિ, તેની ઈચ્છા રાખનાર– **‘पुण्यजनान्’** યક્ષોને, **‘ओजः’** બળ, તેની ઈચ્છાવાળો (ઓગણપચાસ) મરુત દેવોના સમૂહને (પૂજે). ॥ ૮॥

રાજ્ય ઈચ્છનાર મનુ નામના દેવોને, (શત્રુઓને) અભિચાર પ્રયોગથી મારવા ઈચ્છનાર રાક્ષસને, ભોગોની ઈચ્છાવાળો ચન્દ્રદેવને, કોઈ પણ જાતની કામના વગરનો મનુષ્ય શ્રેષ્ઠ પુરુષ (પરમાત્મા)ને ભજે. ॥ ૯॥

**‘राज्यम्’** રાજાપણું, તેની ઈચ્છાવાળો **‘मनून् देवान्’** મન્વન્તરનું પાલન કરનારા મનુ નામના દેવોને (ભજે), **‘राज्यम्’**નો બીજો અર્થ, રાજાનું કર્મ, તેની ઈચ્છાવાળો વિશ્વેદેવોનું યજન કરે એમ વિશેષરૂપે કહે છે, (જુઓ શ્લો.-૪) **‘अभिचरन्’** શત્રુનું મરણ ઈચ્છનાર **‘निर्ऋतिम्’** રાક્ષસનું (યજન કરે), **‘कामकामः’** ભોગોની ઈચ્છાવાળો, **‘अकामः’** વૈરાગ્યની ઈચ્છાવાળો **‘पुरुषं परम्’** પ્રકૃતિથી ભિન્ન ગુણવાળા ઈશ્વરને પૂજે. ॥ ૯॥

**अकामः सर्वकामो वा मोक्षकाम उदारधीः।**
**तीव्रेण भक्तियोगेन यजेत पुरुषं परम्॥ १०**

अकाम एकान्तभक्तः उक्तानुक्तसर्वकामो वा पुरुषं पूर्णं निरुपाधिम्॥ १०॥

કામના વિનાનો, સર્વ કામનાવાળો, ઉદાર બુદ્ધિવાળો હોઈ મોક્ષની ઈચ્છા કરનારો તીવ્ર ભક્તિયોગથી પરમપુરુષનું યજન કરે. ॥૧૦॥

'**अकामः**' કામના વિનાનો, એકમાત્ર શ્રીહરિમાં જ પ્રીતિવાળો અથવા કહેલી અને ન કહેલી એવી સર્વ કામનાવાળો '**पुरुषम्**' નિરુપાધિક પૂર્ણ પુરુષને (ભજે). ॥૧૦॥

पूर्वोक्तनानादेवतायजनस्यापि संयोग-पृथक्त्वेन भक्तियोगफलत्वमाह—**एतावानिति।**

ઉપર જણાવેલા અનેક દેવતાના યજનની પણ સંયોગ અને પૃથક્તાથી ભક્તિયોગની ફળરૂપતાને કહે છે– '**एतावान् इति।**'

**एतावानेव यजतामिह निःश्रेयसोदयः।**
**भगवत्यचलो भावो यद्भागवतसङ्गतः॥ ११**

इन्द्रादीनपि यजतामिह तत्तद्यजनेन भागवतानां संगतो भगवत्यचलो भावो भक्तिर्भवतीति यत् एतावानेव निःश्रेयसस्य परमपुरुषार्थस्योदयो लाभः। अन्यत्तु सर्वं तुच्छमित्यर्थः॥ ११॥

આ લોકમાં યજન કરનારાઓને પરમ પુરુષાર્થનો લાભ તો આટલો જ છે કે ભગવદ્ભક્તોના સમાગમથી ભગવાનમાં અચળ ભક્તિભાવ ઉત્પન્ન થાય. ॥૧૧॥

ઈન્દ્ર વગેરેનું પણ યજન કરનારાઓને આ લોકમાં તે તે યજન દ્વારા ભગવદ્ભક્તોની સંગતિથી ભગવાન વિષે '**अचलः भावः**' ભક્તિ ઉત્પન્ન થાય છે, આ જે આટલો જ '**निःश्रेयसस्य**' પરમ પુરુષાર્થનો '**उदयः**' લાભ છે, (તે જ મુખ્ય લાભ છે.) પરંતુ બીજું (સ્વર્ગ વગેરે) તો તુચ્છ છે, એમ અર્થ છે. ॥૧૧॥

भागवतसङ्गत इत्यनेन सूचितां हरिकथारतिं स्तौति—**ज्ञानमिति।**

"ભગવદ્ભક્ત-સમાગમ" એમ આ (શ્લોક-૧૧) દ્વારા સૂચિત થતી શ્રીહરિકથા પ્રત્યેની પ્રીતિની પ્રશંસા કરે છે– '**ज्ञानम् इति।**'

**ज्ञानं यदा प्रतिनिवृत्तगुणोर्मिचक्र-**
**मात्मप्रसाद उत यत्र गुणेष्वसङ्गः।**
**कैवल्यसंमतपथस्त्वथ भक्तियोगः**
**को निर्वृतो हरिकथासु रतिं न कुर्यात्॥ १२**

(હરિકથાથી) જ્યારે ત્રણે ગુણોની ઊર્મિઓના ચક્રની નિવૃત્તિ થાય ત્યારે જ્ઞાન પ્રાપ્ત થાય, આત્મપ્રસાદ મળે. વળી, જ્યાં ત્રણે ગુણોમાં અનાસક્તિ સિદ્ધ થાય, તદુપરાંત મોક્ષમાર્ગને સંમત એવો ભક્તિયોગ પ્રાપ્ત થાય, તો પછી કયો સુખી મનુષ્ય શ્રીહરિની કથાઓમાં પ્રેમ ન કરે? ॥૧૨॥

यत् यासु कथासु ज्ञानं भवति। कीदृशम्। आ सर्वतः प्रतिनिवृत्तमुपरतं गुणोर्मीणां रागादीनां चक्रं समूहो यस्मात्तत्। उत अनन्तरम्। तद्धेतुरात्मप्रसादश्च। यत्र यासु मनःप्रसादहेतुः, गुणेषु विषयेष्वसङ्गो वैराग्यं च।

'**यत्**' જે કથાઓમાં જ્ઞાન થાય છે. કેવું જ્ઞાન? સર્વ રીતે '**प्रतिनिवृत्तं**' નિવૃત્ત થયું છે રાગ-દ્વેષાદિ ગુણોના તરંગોનો '**चक्रम्**' સમૂહ જે જ્ઞાનમાંથી, તેવું જ્ઞાન. '**उत**' ત્યાર પછી એ જ્ઞાનને કારણે આત્માની પ્રસન્નતા પ્રાપ્ત થાય છે તથા જેનાથી મન પ્રસન્ન થાય છે, તેથી '**गुणेषु**' વિષયોમાં '**असङ्गः**' વૈરાગ્ય થાય છે.

उभयत्रेति पाठे इहामुत्र च गुणेष्वसङ्गः। कैवल्यमित्येव संमतः पन्थाः यो भक्तियोगः। निर्वृतः श्रवणसुखेन। अन्यत्रानिर्वृत इति वा। तासु हरिकथासु को *रतिं न कुर्यात्॥ १२॥

*__वंशीधरी__—रतिमासक्तिं यो रतिं न कुर्यात् स त्वनिर्वृत इति भावः। अत्र कर्मज्ञानयोग-देवतांतरोपासनेभ्यः शुद्धभक्तेरुत्कर्ष इति।

**शौनक उवाच**

**इत्यभिव्याहृतं राजा निशम्य भरतर्षभः।**
**किमन्यत्पृष्टवान्भूयो वैयासकिमृषिं कविम्॥ १३**

अभिव्याहृतमुक्तम्। ऋषिं परब्रह्मदर्शिनम्। कविं शब्दब्रह्मनिष्णातम्॥ १३॥

**एतच्छुश्रूषतां विद्वन् सूत नोऽर्हसि भाषितुम्।**
**कथा हरिकथोदर्काः सतां स्युः सदसि ध्रुवम्॥ १४**

श्रवणेच्छायां हेतुः—हरिकथा एव उदर्कः उत्तरफलं यासु ताः कथाः सतां भागवतानां सदसि सभायां स्युः॥ १४॥

एतत्प्रपञ्चयति—**स वा इति** द्वाभ्याम्।

**स वै भागवतो राजा पाण्डवेयो महारथः।**
**बालक्रीडनकैः क्रीडन् कृष्णक्रीडां य आददे॥ १५**

कृष्णपूजादिरूपां क्रीडां यः स्वीकृतवान्॥ १५॥

**'उत यत्र'** ને બદલે **'उभयत्र'** પાઠમાં આ લોકમાં અને પરલોકમાં– એમ બન્ને સ્થળે વિષયોમાં વૈરાગ્ય પ્રાપ્ત થાય છે. મોક્ષ એ જ જેને સંમત છે તેવા મોક્ષપથને સંમત એવો ભક્તિયોગ– શ્રવણસુખ દ્વારા સુખી થયેલો, (કયો મનુષ્ય **'कः निर्वृतः'**) અથવા (**'कः अनिर्वृतः'**) શ્રવણ સિવાય અન્ય સ્થળે સુખી નહીં તેવો કયો મનુષ્ય તે હરિકથામાં પ્રેમ ન કરે? ॥ ૧૨॥

આવી હરિકથામાં જે પ્રેમ ન કરે તે સુખી નથી તેવો ભાવ છે. અહીં કર્મયોગ, જ્ઞાનયોગ તથા અન્ય દેવોની ઉપાસના કરતાં શુદ્ધભક્તિનો જ ઉત્કર્ષ દર્શાવ્યો છે.

**શૌનક બોલ્યા** – આ પ્રમાણે કહેલું સાંભળી, ભરતકુળશ્રેષ્ઠ રાજા પરીક્ષિતે શબ્દબ્રહ્મમાં નિષ્ણાત, બ્રહ્મદર્શી વ્યાસપુત્ર શ્રીશુકદેવજીને ફરીથી બીજું શું પૂછ્યું? ॥ ૧૩॥

**'अभिव्याहृतम्'** કહેલું, **'ऋषिम्'** પરબ્રહ્મદર્શીને, **'कविम्'** શબ્દબ્રહ્મનિષ્ણાતને ॥ ૧૩॥

હે વિદ્વાન સૂતજી, એ સાંભળવા ઈચ્છતા એવા અમને કહેવા માટે (આપ) યોગ્ય છો. ખરેખર, સત્પુરુષોની સભામાં શ્રીહરિકથા જ જેનું ઉત્તરફળ છે, એવી જ કથાઓ હોય (છે). ॥ ૧૪॥

શ્રવણ કરવાની ઈચ્છા માટેનું કારણ કહે છે– શ્રીહરિની કથા એ જ જેમાં **'उदर्कः'** ઉત્તરફળ છે તેવી કથા, **'सताम्'** ભગવદ્ભક્તોની **'सदसि'** સભામાં હોય (છે), આથી એ **'शुश्रूषताम्'** સાંભળવાની ઈચ્છાવાળા અમને ॥ ૧૪॥

(રાજા પરીક્ષિતના ભગવદ્ભક્તત્વને) બે શ્લોકો દ્વારા સમજાવે છે– **'स वै इति।'**

તે પાંડવવંશી મહારથી રાજા પરીક્ષિત ખરેખર, પરમ ભગવદ્ભક્ત હતા, કે જે બાળપણમાં રમકડાં સાથે શ્રીકૃષ્ણપૂજારૂપ રમતને સ્વીકારતા હતા. ॥ ૧૫॥

શ્રીકૃષ્ણભગવાનની પૂજા વગેરેરૂપી રમતને જે સ્વીકારતા હતા. ॥ ૧૫॥

**वैयासकिश्च भगवान् वासुदेवपरायणः।**
**उरुगायगुणोदाराः सतां स्युर्हि समागमे॥ १६**

તેમજ વ્યાસજીના પુત્ર શ્રીશુકદેવજી પણ ષડૈશ્વર્ય-સંપન્ન એવા ભગવાન વાસુદેવમય જ હતા. સાચે જ, વેદજ્ઞ પુરુષોથી ગવાતા ભગવાન શ્રીકૃષ્ણના ગુણોથી મહાન એવી કથાઓ સંત-સમાગમમાં થાય (છે). ॥૧૬॥

उरुगायस्य गुणैरुदारा महत्यः कथाः स्युः ॥ १६ ॥

વેદજ્ઞ પુરુષોથી ગવાતા શ્રીકૃષ્ણ ભગવાનના ગુણોથી મહાન કથાઓ થાય (છે). ॥૧૬॥

किं च वृथैव क्षीयमाणमायुर्हरिकथया सफलं कुर्वित्याशयेनाह त्रिभिः—**आयुरिति।**

વળી, વૃથા જ ક્ષીણ થતું આયુષ્ય શ્રીહરિની કથાથી સફળ કર, એ આશયથી ત્રણ શ્લોકો દ્વારા કહે છે– '**आयुः इति।**'

**आयुर्हरति वै पुंसामुद्यन्नस्तं च यन्नसौ।**
**तस्यर्ते यत्क्षणो नीत उत्तमश्लोकवार्तया॥ १७**

ઉત્તમશ્લોક ભગવાનની કથામાં જેણે સમય ગાળ્યો તેના સિવાયના મનુષ્યના આયુષ્યને ઉદય પામતો અને અસ્ત પામતો આ (સૂર્ય વૃથા) હરી લે છે. ॥૧૭॥

असौ सूर्यः उद्यन्नुद्गच्छन्नस्तमदर्शनं च यन् गच्छन्। यत् येन क्षणो नीतस्तस्य आयुः ऋते वर्जयित्वा वृथैव हरति॥ १७॥

આ સૂર્ય '**उद्यन्**' ઉદય પામતો '**अस्तम्**' અને અદર્શન '**यन्**' પામતો– જેણે સમય(શ્રીહરિભજનમાં) ગાળ્યો, '**ऋते**' તેના સિવાયના બીજાઓનું આયુષ્ય (કાળ) વૃથા જ હરી લે છે. ॥૧૭॥

ननु जीवनमेव तेषामायुषः फलमस्ति तत्राह—**तरव इति।**

હવે શંકા કરે છે કે જીવવું એ જ શું આયુષ્યનું ફળ છે? તે માટે કહે છે– '**तरवः इति।**'

**तरवः किं न जीवन्ति भस्त्राः किं न श्वसन्त्युत।**
**न खादन्ति न मेहन्ति किं ग्रामपशवोऽपरे॥ १८**

વૃક્ષો શું જીવતાં નથી? ધમણો શું શ્વાસ લેતી નથી? અન્ય ગ્રામ્ય પશુઓ પણ શું આહાર-વિહાર વગેરે નથી કરતાં? ॥૧૮॥

ननु तेषां श्वासो नास्ति तर्हि, भस्त्राश्चर्मकोशाः। ननु तासामाहारादिकं नास्ति तत्राह। न खादन्ति नाश्नन्ति, न मेहन्ति रेतःसेकं मैथुनं न कुर्वन्ति किम्। उत अपि। नराकारं पशुं मत्वाह—अपरे इति॥ १८॥

શંકા કરે છે કે (વૃક્ષો જીવે છે તો ખરાં, પરંતુ) તેમને શ્વાસ નથી હોતો તો પછી '**भस्त्राः**' ધમણો, ચામડાંની મશકો, (શ્વાસ તો લે છે પણ) તેમનામાં આહાર-વિહાર વગેરે નથી હોતા. તે માટે કહે છે કે ગ્રામ્ય પશુઓ શું '**न खादन्ति**' નથી ખાતાં? '**न मेहन्ति**' વીર્યસિંચન, મૈથુન કરતાં નથી? અથવા, (એ રીતે જીવનારાઓને) નરના રૂપમાં પશુ જાણીને કહે છે કે અન્ય ગ્રામ્ય પશુઓ (શું આહાર-વિહાર નથી કરતાં?) ॥૧૮॥

तदेवाह।

તે (નરરૂપે રહેલા પશુત્વને) જ જણાવે છે.

**श्वविड्वराहोष्ट्रखरैः संस्तुतः पुरुषः पशुः।**
**न यत्कर्णपथापेतो जातु नाम गदाग्रजः॥ १९**

કોઈ પણ વખત શ્રીગદાગ્રજ ભગવાનનું નામ જેના કર્ણપથ પર પ્રાપ્ત નથી થયું, તે પુરુષ શ્વાન, સૂકર, ઊંટ અને ગધેડા સાથે સરખાવાયો છે. ॥૧૯॥

श्वादिभिः संस्तुतः सदृशो निरूपितः। यस्य कर्णपथं कदाचिदपि नागतः। स अवज्ञास्पद-त्वाच्छ्वभिः, कश्मलविषयासक्तत्वाद्विड्वराहै-र्ग्रामसूकरैः, कण्टकवद्दुःखदविषयासक्तत्वादुष्ट्रैः, भारवाहित्वात्खरैस्तुल्य इत्यर्थः॥ १९॥

કૂતરાં વગેરે **'संस्तुतः'** જેવો છે તેમ નિરૂપણ કર્યું છે, કે જેના કર્ણપથ પર ક્યારેય (શ્રીગદાગ્રજ ભગવાનનું નામ) આવ્યું નથી, આવો મનુષ્ય અવજ્ઞાનું પાત્ર હોવાથી કૂતરાં જેવો, પાપ અને વિષયોમાં આસક્ત હોવાથી **'विड्वराहैः'** ડુક્કરો જેવો, કાંટા જેવા દુઃખદ વિષયોમાં આસક્ત હોવાથી ઊંટ જેવો તથા (સંસારનો વૃથા) ભાર ઉપાડનારો હોવાથી ગધેડાં જેવો છે, એમ અર્થ છે. ॥૧૯॥

तस्याङ्गानि च निष्फलानीत्याह—**बिले इति** पञ्चभिः।

તે મનુષ્યનાં અંગો પણ નિષ્ફળ છે, એમ પાંચ શ્લોકો દ્વારા કહે છે– **'बिले इति'**

**बिले बतोरुक्रमविक्रमान्ये**
**न शृण्वतः कर्णपुटे नरस्य।**
**जिह्वाऽसती दार्दुरिकेव सूत**
**न चोपगायत्युरुगायगाथाः॥ २०**

હે સૂતજી, મહાન પરાક્રમવાળા પ્રભુનાં પરાક્રમોનું શ્રવણ ન કરનાર મનુષ્યના જે બન્ને કાનરૂપી પડિયા છે તે ખરેખર, સાપનાં દર છે તથા શ્રેષ્ઠ કીર્તિવાળા શ્રીકૃષ્ણનાં ચરિત્રોને ગાતી નથી તે દુષ્ટ જીભ દેડકાની જીભ સમાન છે. ॥૨૦॥

बतेति खेदे। न शृण्वतोऽशृण्वतो नरस्य ये कर्णपुटे ते बिले वृथारन्ध्रे। न चेदुपगायति तस्य जिह्वा असती दुष्टा दर्दुरो भेकस्तदीया जिह्वेव॥ २०॥

**'बत'** એમ કહીને ખેદ દર્શાવે છે. **'न शृण्वतः'** શ્રવણ ન કરનાર મનુષ્યના જે બન્ને કાનના પડિયા છે તે **'बिले'** સાપનાં દર, નકામાં કાણાં છે. જો કૃષ્ણચરિત્ર ગાય નહીં, તો તેની જીભ **'असती'** દુષ્ટ છે, **'दर्दुरः'** દેડકો, દેડકાની જીભ જેવી તેની જીભ છે. ॥૨૦॥

**भारः परं पट्टकिरीटजुष्ट-**
**मप्युत्तमाङ्गं न नमेन्मुकुन्दम्।**
**शावौ करौ नो कुरुतः सपर्यां**
**हरेर्लसत्काञ्चनकङ्कणौ वा॥ २१**

પાઘડી કે મુકુટથી શોભાયમાન હોવા છતાં મસ્તક જો શ્રીમુકુન્દ ભગવાનને નમન ન કરે તો તે કેવળ ભારરૂપ છે. વળી, દેદીપ્યમાન સુવર્ણ– કંકણોથી શોભતા હોવા છતાં બન્ને હાથ શ્રીહરિની પૂજા ન કરે તો તે શબ જેવા છે. ॥૨૧॥

पट्टवस्त्रोष्णीषेण किरीटेन च जुष्टमपि शिरो यदि न नमेत्तर्हि केवलं भार एव। शवो मृतकस्तत्करतुल्यौ। लसती काञ्चनकङ्कणे ययोस्तौ। अप्यर्थे वाशब्दः॥ २१॥

**'पट्ट'** વસ્ત્ર, પાઘડીથી કે મુકુટથી શોભતું હોવા છતાં મસ્તક જો (શ્રીહરિને) નમે નહીં, તો કેવળ ભાર જ છે. શબ– મરણ પામેલો– તેના જેવા હાથવાળો– બન્ને પ્રકાશમાન સુવર્ણ-કંકણો જેમાં છે, તે બન્ને હાથ; **'वा'** શબ્દનો અર્થ 'છતાં' છે. ॥૨૧॥

**बर्हायिते ते नयने नराणां**
**लिङ्गानि विष्णोर्न निरीक्षतो ये।**
**पादौ नृणां तौ द्रुमजन्मभाजौ**
**क्षेत्राणि नानुव्रजतो हरेर्यौ॥ २२**

મનુષ્યોનાં જે બન્ને નેત્ર શ્રીવિષ્ણુ ભગવાનની મૂર્તિઓનાં દર્શન કરતાં નથી, તે નયન મયૂરપિચ્છમાં રહેલા ચન્દ્રક જેવાં છે. મનુષ્યોનાં જે બન્ને ચરણ શ્રીહરિનાં તીર્થધામોમાં ચાલીને જતાં નથી, તે બન્ને ચરણ વૃક્ષનાં મૂળિયાં જેવાં છે. ॥૨૨॥

ये नयने विष्णोर्मूर्तीर्न निरीक्षेते ते बर्हायिते मयूरपिच्छनेत्रतुल्ये। द्रुमवज्जन्म भजत इति तथा। वृक्षमूलतुल्यावित्यर्थः॥ २२॥

જે બન્ને નેત્રો શ્રીવિષ્ણુભગવાનની મૂર્તિઓનું દર્શન કરતાં નથી, તે '**बर्हायिते**' મોરનાં પીછાંમાં રહેલા ચન્દ્રકો સમાન છે. વૃક્ષની જેમ જન્મ ધરે છે તેમ જ (તે ચરણો) વૃક્ષનાં મૂળિયાં જેવાં છે, એમ અર્થ છે. ॥ ૨૨॥

**जीवञ्छवो भागवताङ्घ्रिरेणुं**
**न जातु मर्त्योऽभिलभेत यस्तु।**
**श्रीविष्णुपद्या मनुजस्तुलस्याः**
**श्वसञ्छवो यस्तु न वेद गन्धम्॥ २३**

જે મરણધર્મા મનુષ્ય કોઈ વખત પણ ભગવદ્ભક્તોની ચરણરજને ન મેળવી શકે, તો તે જીવતા શબ સમાન છે. જે મનુષ્ય શ્રીવિષ્ણુ ભગવાનનાં ચરણોમાં રહેલાં તુલસીદળોની સુવાસને નથી માણતો, તે શ્વાસ લેતા મડદા જેવો છે. ॥ ૨૩॥

नाभिलभेत अभितो न स्पृशेन्न धारयेत्। श्रीविष्णुपद्याः श्रीविष्णुपदलग्नायाः। न वेदेति अवघ्राय नाभिनन्देदित्यर्थः॥ २३॥

'**न अभिलभेत**' ન મેળવી શકે, પૂર્ણરૂપે ન સ્પર્શી શકે, ન ધારણ કરી શકે– '**श्रीविष्णुपद्याः**' શ્રીવિષ્ણુ ભગવાનનાં ચરણોમાં રહેલાં તુલસીદળને, '**न वेद इति।**' સૂંઘીને પ્રશંસા ન કરે, એમ અર્થ છે. ॥ ૨૩॥

**तदश्मसारं हृदयं बतेदं**
**यद्गृह्यमाणैर्हरिनामधेयैः ।**
**न विक्रियेताथ यदा विकारो**
**नेत्रे जलं गात्ररुहेषु हर्षः॥ २४**

આ હૃદય ખરેખર લોખંડતુલ્ય છે, કે જે ગ્રહણ કરાતાં શ્રીહરિનાં નામોથી પીગળતું નથી. (શ્રીહરિનાં નામો વડે) જ્યારે વિક્રિયા થાય, ત્યારે નેત્રમાં અશ્રુજળ અને રૂંવાડાંઓમાં રોમાંચ થાય છે. ॥ ૨૪॥

अश्मवत् सारो बलं काठिन्यं यस्य। विक्रियालक्षणमाह—अथेति। गात्ररुहेषु रोमसु हर्ष उद्गमः॥ २४॥

લોખંડ જેવું '**सारः**' બળ, કઠિનતા છે જેની, વિક્રિયાનું લક્ષણ કહે છે– '**अथ इति।**' '**गात्ररुहेषु**' રૂંવાડાંઓમાં હર્ષ ઉત્પન્ન થાય છે. ॥ ૨૪॥

**अथाभिधेह्यङ्ग मनोनुकूलं**
**प्रभाषसे भागवतप्रधानः।**
**यदाह वैयासकिरात्मविद्या-**
**विशारदो नृपतिं साधु पृष्टः॥ २५**

હે સૂતજી, આપ અમારા મનને અનુકૂળ કહો છો. આથી જેમને સારી રીતે પ્રશ્નો પૂછવામાં આવ્યા છે તેવા શ્રેષ્ઠ ભગવદ્ભક્ત અને બ્રહ્મવિદ્યાવિશારદ વ્યાસપુત્ર શ્રીશુકદેવજીએ પરીક્ષિત રાજાને જે કહ્યું, તે અમને કહો. ॥ ૨૫॥

यस्मादभक्तस्य सर्वमेतद्व्यर्थम्। मनसोऽनुकूलं प्रियं च ब्रूषे। अथ अतः साधु पृष्टः सन् वैयासकिर्नृपतिं प्रति यदाह तदभिधेहीति॥ २५॥

અભક્ત માટે તો આ બધું વ્યર્થ જ છે, પણ (અમારા) મનને અનુકૂળ અને પ્રિય છે, તે આપ કહો છો. '**अथ**' આથી રાજા વડે સારી રીતે પૂછવામાં આવેલા વ્યાસપુત્ર શ્રીશુકદેવજીએ રાજાને જે કહ્યું તે અમને કહો. ॥ ૨૫॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां द्वितीयस्कन्धे तृतीयोऽध्यायः॥ ३॥

इति श्रीमद्भागवते द्वितीयस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां तृतीयोऽध्यायः॥ ३॥

*****

# अथ चतुर्थोऽध्यायः

## રાજાનો સૃષ્ટિવિષયક પ્રશ્ન અને શુકદેવજી દ્વારા કથા-આરંભ

तुर्ये परीक्षिता पृष्टं सृष्ट्यादि हरिचेष्टितम्।
शुकेन ब्रह्मतत्पुत्रसंवादेनोपवर्ण्यते॥ १

ચતુર્થ અધ્યાયમાં રાજા પરીક્ષિત દ્વારા શ્રીહરિની સૃષ્ટિ વગેરે લીલા (વિષે) પૂછવામાં આવ્યું. બ્રહ્માજી અને તેમના પુત્ર નારદજીના સંવાદરૂપે શ્રીશુકદેવજી દ્વારા તેનું વર્ણન કરવામાં આવે છે. ॥ ૧॥

राज्ञः प्रश्नं कथयितुं तस्य प्राक्तनीं स्थितिमाह चतुर्भिः।

રાજાના પ્રશ્નનો ઉત્તર આપવા માટે, તે પહેલાની સ્થિતિને ચાર શ્લોકો વડે કહે છે.

सूत उवाच

**वैयासकेरिति वचस्तत्त्वनिश्चयमात्मनः।**
**उपधार्य मतिं कृष्ण औत्तरेयः सतीं व्यधात्॥ १**

**સૂતજી બોલ્યા** – આ પ્રમાણે ઉત્તરાના પુત્ર પરીક્ષિતે વ્યાસપુત્ર શ્રીશુકદેવજીનું આત્મતત્ત્વનો નિશ્ચય કરાવનારું વચન સાંભળીને પોતાની વિમલ મતિને શ્રીકૃષ્ણ ભગવાનમાં જોડી દીધી. ॥ ૧॥

वैयासकेः शुकस्य इति एवंभूतमात्मनस्तत्त्वस्य निश्चयो यस्मात्तद्वच उपधार्य आकलय्य। सतीं कृष्ण एव सेव्यो नान्य इत्येवंभूताम्॥ १॥

**'वैयासकेः'** શ્રીશુકદેવજીનું **'इति'** આ પ્રમાણે આત્માના તત્ત્વનો નિશ્ચય જેનાથી થાય છે તેવું વચન **'उपधार्य'** સાંભળીને, **'सतीम्'** શ્રીકૃષ્ણ જ સેવવા યોગ્ય છે, અન્ય કોઈ નહીં, તેવી વિમલ મતિ ॥ ૧॥

**आत्मजायासुतागारपशुद्रविणबन्धुषु।**
**राज्ये चाविकले नित्यं विरूढां ममतां जहौ॥ २**

(રાજાએ) શરીર, સ્ત્રી, પુત્ર, ઘર, પશુ, ધન, સગાંસંબંધીઓ તેમ જ પોતાના અખંડિત રાજ્ય વિષે અત્યન્ત રૂઢ થયેલી મમતાનો ત્યાગ કર્યો. ॥ ૨॥

आत्मा देहः। पशवो गजादयः॥ २॥

**'आत्मा'** દેહ, **पशवः** હાથી વગેરે પશુઓ ॥ ૨॥

**पप्रच्छ चेममेवार्थं यन्मां पृच्छथ सत्तमाः।**
**कृष्णानुभावश्रवणे श्रद्दधानो महामनाः॥ ३**

હે સાધુશ્રેષ્ઠ ઋષિઓ, આપ મને જે પૂછો છો, તે જ શ્રીહરિકથારૂપ પ્રશ્ન, શ્રીહરિનાં ચરિત્રો સાંભળવામાં શ્રદ્ધાળુ તથા ઉદાર અન્તઃકરણવાળા રાજા પરીક્ષિતે પૂછ્યો હતો. ॥ ૩॥

इममेवार्थं हरिलीलालक्षणम्॥ ३॥

આ જ **'अर्थम्'** પ્રશ્નને અર્થાત્ શ્રીહરિની લીલાના લક્ષણરૂપ કથાને ॥ ૩ ॥

**संस्थां विज्ञाय संन्यस्य कर्म त्रैवर्गिकं च यत्।**
**वासुदेवे भगवति आत्मभावं दृढं गतः॥ ४**

રાજાએ પોતાનું મૃત્યુ (સમીપ) જાણીને (ધર્મ, અર્થ અને કામ) ત્રણેની પ્રધાનતાવાળા જે કર્મો હતાં, તેમને ત્યજીને ભગવાન વાસુદેવમાં દૃઢ આત્મભાવ પ્રાપ્ત કર્યો હતો. ॥ ૪॥

संस्थां मृत्युम्। त्रैवर्गिकं धर्मार्थकाम-प्रधानम्। संन्यस्य त्यक्त्वा आत्मभावं परमप्रेम्णा भगवदात्मत्वं गतः प्राप्तः सन् पप्रच्छ॥ ४॥

**'संस्थाम्'** મૃત્યુ, **'त्रैवर्गिकम्'** ધર્મ, અર્થ, કામની પ્રધાનતાવાળાં (કર્મો) **'संन्यस्य'** ત્યજીને પરમપ્રેમથી ભગવાન વિષે **'आत्मभावम्'** આત્મભાવને **'गतः'** પ્રાપ્ત થઈને પૂછ્યું હતું. ॥ ૪॥

राजोवाच

**समीचीनं वचो ब्रह्मन्सर्वज्ञस्य तवानघ।**
**तमो विशीर्यते मह्यं हरेः कथयतः कथाम्॥ ५**

मह्यं मम तमोऽज्ञानं विशीर्यते नश्यति तव कथयतः सतः। अतः समीचीनम्॥ ५॥

**રાજા બોલ્યા** – હે બ્રહ્મન્! સર્વજ્ઞ એવા આપનું વચન સર્વશ્રેષ્ઠ છે. હે નિષ્પાપ! શ્રીહરિની કથા આપ કહો છો, તેથી મારું અજ્ઞાન નાશ પામે છે. ॥ ૫॥

'**मह्यम्**'( **मम** ) મારું '**तमः**' અજ્ઞાન ત્યારે '**विशीर्यते**' નાશ પામે છે, જ્યારે આપ કહો છો, આથી (તે જ્ઞાન) શ્રેષ્ઠ છે. ॥ ૫॥

**भूय एव विवित्सामि भगवानात्ममायया।**
**यथेदं सृजते विश्वं दुर्विभाव्यमधीश्वरैः॥ ६**

पुनश्च वेदितुमिच्छामि। इदं दुर्विभाव्यम–वितर्क्यं विश्वं यथा सृजति॥ ६॥

વળી, એ પણ જાણવા ઈચ્છું છું કે સમર્થ બ્રહ્માદિ દેવોથી પણ ન કલ્પી શકાય એવા આ વિશ્વને ભગવાન પોતાની માયાથી જે રીતે સર્જે છે. ॥ ૬॥

વળી, એ પણ જાણવા ઈચ્છું છું. આ '**दुर्विभाव्यम्**' અતર્ક્ય વિશ્વને (ભગવાન) જે રીતે સર્જે છે. ॥ ૬॥

**यथा गोपायति विभुर्यथा संयच्छते पुनः।**
**यां यां शक्तिमुपाश्रित्य पुरुशक्तिः परः पुमान्।**
**आत्मानं क्रीडयन्क्रीडन् करोति विकरोति च॥ ७**

गोपायति पालयति। संयच्छते संहरते। पुरुशक्तिर्बहुशक्तिमान्। क्रीडन् यथा करोति। आत्मानं ब्रह्मादिरूपिणं क्रीडयन् विकरोति विविधं करोति॥ ७॥

મહાન શક્તિવાળા તે પરમપુરુષ એવા વિભુ જે જે શક્તિનો આશ્રય કરી આ જગતનું રક્ષણ તથા સંહાર કરે છે તથા (બ્રહ્માદિરૂપે) આત્માને ક્રીડા કરાવતા તથા પોતે ક્રીડા કરતા વિવિધ અવતારો ધારણ કરે છે (તે સર્વ હું જાણવા ઈચ્છું છું). ॥ ૭॥

'**गोपायति**' રક્ષણ કરે છે. '**संयच्छते**' સંહાર કરે છે. '**पुरुशक्तिः**' મહાન શક્તિવાળા, ક્રીડા કરતા જે રીતે કાર્ય કરે છે. '**आत्मानम्**' જીવાત્માને બ્રહ્મા વગેરે (દેવ, પશુ, પક્ષી, નર)રૂપે ક્રીડા કરાવતા '**विकरोति**' (રામ, કૃષ્ણ વગેરેરૂપે) વિવિધ (અવતારો ધારણ) કરે છે. ॥ ૭॥

**नूनं भगवतो ब्रह्मन् हरेरद्भुतकर्मणः।**
**दुर्विभाव्यमिवाभाति कविभिश्चापि चेष्टितम्॥ ८**

॥ ८॥

હે બ્રહ્મનિષ્ઠ શુકદેવજી! અદ્ભુત કર્મવાળા ભગવાન શ્રીહરિનું ચરિત્ર ખરેખર, કવિઓથી પણ જાણે અકલ્પ્ય ભાસે છે. ॥ ૮॥ ૮॥

**यथा गुणांस्तु प्रकृतेर्युगपत्क्रमशोऽपि वा।**
**बिभर्ति भूरिशस्त्वेकः कुर्वन्कर्माणि जन्मभिः॥ ९**

एकः पुरुषरूपेण युगपत्, जन्मभिर्ब्रह्माद्यवतारैः क्रमशो वा यथा प्रकृतेर्गुणान्गृह्णाति॥ ९॥

ભગવાન એક જ છે, છતાં બ્રહ્માદિ અવતારો લઈ અનેક કાર્યો કરે છે અને પ્રકૃતિના (સત્ત્વાદિ) ગુણોને એક સાથે અથવા અનુક્રમે ધારણ કરે છે. ॥ ૯॥

એક જ પુરુષરૂપે એક સાથે '**जन्मभिः**' બ્રહ્માજી વગેરે અવતારો અથવા ક્રમવાર પ્રકૃતિના ગુણો પ્રમાણે ધારણ કરે છે. ॥ ૯॥

**विचिकित्सितमेतन्मे ब्रवीतु भगवान्यथा।**
**शाब्दे ब्रह्मणि निष्णातः परस्मिंश्च भवान्खलु॥ १०**

આ સર્વમાં મને સંશય છે તો આપ યથાવત્ મને કહો, (કારણ કે) આપ ભગવાન ખરેખર, વેદરૂપી શબ્દબ્રહ્મમાં તથા પરબ્રહ્મમાં નિષ્ણાત છે. ॥ ૧૦॥

विचिकित्सितं संदिग्धम्। शाब्दे ब्रह्मणि विचारेण निष्णातः परस्मिन्ननुभवेन॥ १०॥

सूत उवाच

**इत्युपामन्त्रितो राज्ञा गुणानुकथने हरेः।**
**हृषीकेशमनुस्मृत्य प्रतिवक्तुं प्रचक्रमे॥ ११**

उपामन्त्रितः प्रार्थितः। प्रचक्रमे देवतागुरुनमस्कारादिरूपमुपक्रमं कृतवानित्यर्थः॥ ११॥

तदेवाह त्रयोदशभिः।

श्रीशुक उवाच

**नमः परस्मै पुरुषाय भूयसे**
**सदुद्भवस्थाननिरोधलीलया।**
**गृहीतशक्तित्रितयाय देहिना-**
**मन्तर्भवायानुपलक्ष्यवर्त्मने॥ १२**

परस्मै सर्वोत्तमाय। तत्र हेतुः—भूयसे अपरिमितमहिम्ने। तद्दर्शयति। सतः प्रपञ्चस्य उद्भवादिषु निमित्तभूता या लीला तया गृहीतं ब्रह्मादिरूपेण रजआदि शक्तित्रितयं येन तस्मै।

अन्तर्भवाय अन्तर्यामिणे। अत एव सर्वान्तरत्वादनुपलक्ष्यं वर्त्म यस्य॥ १२॥

**भूयो नमः सद्वृजिनच्छिदेऽसता-**
**मसंभवायाखिलसत्त्वमूर्तये।**
**पुंसां पुनः पारमहंस्य आश्रमे**
**व्यवस्थितानामनुमृग्यदाशुषे॥ १३**

**'विचिकित्सितम्'** संદેહવાળું, શબ્દબ્રહ્મમાં વિચારથી કુશળ છે તથા પરબ્રહ્મમાં અનુભવથી નિષ્ણાત છે. ॥ ૧૦॥

**સૂતજી બોલ્યા** – આ પ્રમાણે રાજા દ્વારા શ્રીહરિના ગુણગાન માટે વિનંતી કરાયેલા શ્રીશુકદેવજીએ ઈન્દ્રિયોના અધિપતિ શ્રીહૃષીકેશ ભગવાનનું સ્મરણ કરી પ્રત્યુત્તર આપવાનો પ્રારંભ કર્યો. ॥ ૧૧॥

**'उप-आमन्त्रितः'** પ્રાર્થના કરાયેલા, **'प्रचक्रमे'** દેવ તથા ગુરુને નમસ્કારરૂપ આરંભ કર્યો, તેમ અર્થ છે. ॥ ૧૧॥

તેર શ્લોકોથી મંગલાચરણ કરે છે.

**શ્રીશુકદેવજી બોલ્યા** – સર્વોત્તમ પરમપુરુષોત્તમને નમસ્કાર હો. અપાર મહિમાવાળા પરમાત્માને નમસ્કાર હો. જગતની ઉત્પત્તિ, પાલન તથા સંહારરૂપી લીલાઓ કરવા માટે સત્ત્વાદિ ત્રણ ગુણોની વિવિધ શક્તિ ધારણ કરનારા પરમપુરુષને નમસ્કાર હો. પ્રત્યેક દેહધારીના અન્તર્યામીને નમસ્કાર હો. જેમને પ્રાપ્ત કરવાનો માર્ગ દુર્જ્ઞેય છે, તેવા દુર્જ્ઞેય માર્ગવાળા ભગવાનને નમસ્કાર હો. ॥ ૧૨॥

**'परस्मै'** સર્વોત્તમ પરમપુરુષને (નમસ્કાર હો). તે માટે કારણ આપે છે– **'भूयसे'** અપાર મહિમાવાળાને (નમસ્કાર). અપાર મહિમત્વ દર્શાવે છે. **'सतः' (सत्)** જગતરૂપી પ્રપંચની ઉત્પત્તિ, સ્થિતિ અને લયના કારણરૂપ જે લીલા છે, તેનાથી બ્રહ્મા, વિષ્ણુ અને મહેશરૂપે રજ, સત્ત્વ અને તમ, એ ત્રિવિધ શક્તિ જેમણે ધારણ કરી છે તેમને નમસ્કાર હો.

**'अन्तर्भवाय'** અન્તર્યામીને (બ્રહ્માજી વગેરેના સમષ્ટિ અને વ્યષ્ટિના અન્તર્યામીને નમસ્કાર હો.) અને આથી જ સર્વની અંદર રહેલા હોવાથી જેમને પ્રાપ્ત કરવાનો માર્ગ દુર્જ્ઞેય છે, તેવા શ્રીપુરુષોત્તમ ભગવાનને નમસ્કાર હો. ॥ ૧૨॥

સંતોના અંતરાયોને દૂર કરનારા પરમેશ્વરને વારંવાર વંદન. દુર્જનોના વિનાશના કારણરૂપ પ્રભુને વંદન. સમગ્ર સાત્ત્વિકસ્વરૂપ ભગવાનને વંદન. પરમહંસોએ આચરેલ માર્ગે રહેનારાઓને વારંવાર શોધવા યોગ્ય (આત્મવસ્તુ)ને આપનારા પરમેશ્વરને પુનઃ પુનઃ પ્રણામ. ॥ ૧૩॥

विचित्रफलदातृत्वमनुस्मरन् प्रणमति।

भूयः पुनश्च नमः। सतां धर्मवर्तिनां वृजिनच्छिदे दुःखहन्त्रे। असतामधर्मशीलानाम-संभवायानुद्भवहेतवे। अखिलसत्त्वमूर्तये, तत्तद्दे-वतादिरूपेण तत्तत्फलदायेत्यर्थः। समग्रसत्त्वमूर्तये इति वा।

पुनरिति पूर्वोक्तोभयवैलक्षण्यमाह। पारमहंस्ये प्रत्यङ्निष्ठारूपे आश्रमे व्यवस्थितानां पुंसामनुमृग्यमतन्निरसनेन पुनःपुनर्मृग्यं यदात्मतत्त्वं तस्य दाशुषे दात्रे॥ १३ ॥

પરમેશ્વરનું અનેક ફળદાતારૂપ સ્મરણ કરી કરીને પ્રણામ કરે છે.

'**भूयः**' વારંવાર નમસ્કાર. '**सताम्**' ધર્મનિષ્ઠ મનુષ્યોનાં '**वृजिनच्छिदे**' દુઃખોનો નાશ કરનારને પ્રણામ. '**असताम्**' અધર્મી જનોના '**असम्भवाय**' વિનાશના કારણરૂપ પરમાત્માને પ્રણામ. '**अखिलसत्त्वमूर्तये**' તે તે દેવતારૂપે તે તે ફળનું દાન કરનારાને નમસ્કાર અથવા સમગ્ર સાત્ત્વિક સ્વરૂપવાળાને (નમસ્કાર).

'**पुनः**' એ શબ્દ દ્વારા ઉપર જણાવેલી બંને વિલક્ષણતાઓ (ધર્મનિષ્ઠ સજ્જનોનું દુઃખ દૂર કરનાર તથા અધર્મીઓનો વિનાશ કરનાર) કરતાં ભિન્ન લક્ષણને કહે છે. '**पारमहंस्ये**' પરમહંસોએ આચરેલા માર્ગે રહેનારાઓ અર્થાત્ અન્તર્મુખનિષ્ઠાના સ્વરૂપવાળા ચતુર્થ આશ્રમમાં વિશેષ રીતે સ્થિર થયેલા મુનિજનોને '**अनुमृग्यम्**' તે નહીં, તે નહીં, એમ ખંડન (નિષેધ) દ્વારા વારંવાર શોધવા યોગ્ય જે આત્મતત્ત્વ છે, તેના '**दाशुषे**' દાતાને નમસ્કાર. ('**दाशृ**' ધાતુ દાનના અર્થમાં છે, તેના પરોક્ષ ભૂ.કૃ.નું ચ.એ.વ. '**दाशुषे**' દાતાને) ॥ ૧૩॥

**नमो नमस्तेऽस्त्वृषभाय सात्वतां**
**विदूरकाष्ठाय मुहुः कुयोगिनाम्।**
**निरस्तसाम्यातिशयेन राधसा**
**स्वधामनि ब्रह्मणि रंस्यते नमः॥ १४**

ભક્તજનોનું પાલન કરનારને નમસ્કાર, ભક્તિહીન કુયોગીઓને, જેમની દિશા પણ દૂર છે તેવા આપને, વારંવાર નમસ્કાર હો. જેમના સમાન તથા શ્રેષ્ઠ કોઈ નથી તેવા ઐશ્વર્યથી સ્વસ્વરૂપ બ્રહ્મમાં રમણ કરનાર પરમેશ્વરને નમસ્કાર. ॥ ૧૪॥

सात्त्वतां भक्तानामृषभाय पालकाय। कुयोगिनां भक्तिहीनानां विदूरा काष्ठा दिगपि यस्य। दुर्ज्ञेयायेत्यर्थः। तदेवं वैषम्यप्रतीतावपि निर्दोषत्वायाचिन्त्यमैश्वर्यमाह।

'**सात्वताम्**' ભક્તોનું '**ऋषभाय**' પાલન કરનારને નમસ્કાર, '**कुयोगिनाम्**' અભક્ત કુયોગીઓને, અત્યંત દૂર છે '**काष्ठा**' દિશા જેની તેવા દુર્જ્ઞેય પરમેશ્વરને નમસ્કાર. આ પ્રમાણે (ભક્તોનું પાલન કરે અને ભક્તિહીનથી દૂર રહે એવું) વૈષમ્ય જણાતું હોવા છતાં ભગવાન નિર્દોષ છે, એમ દર્શાવવા ભગવાનના અચિન્ત્ય ઐશ્વર્યને વર્ણવે છે.

निरस्तं साम्यमतिशयश्च यस्य यदपेक्षया अन्यस्य साम्यमतिशयश्च नास्ति, तेन राधसा ऐश्वर्येण स्वधामनि स्वस्वरूपे ब्रह्मणि रममाणाय॥ १४ ॥

જેનાથી સમાન અને જેનાથી શ્રેષ્ઠ કાંઈ જ નથી. તેવું ઐશ્વર્ય અર્થાત્ જેની અપેક્ષાએ અન્ય કોઈ સમાન તેમ જ શ્રેષ્ઠ નથી તેવા '**राधसा**' ઐશ્વર્યથી '**स्वधामनि**' સ્વસ્વરૂપ બ્રહ્મમાં રમણ કરનાર પરમેશ્વરને પ્રણામ. ॥ ૧૪॥

सर्वसाधनेभ्यो भक्तेः श्रैष्ठ्यमनुस्मरन् प्रणमति—**यत्कीर्तनमिति** द्वाभ्याम्।

**यत्कीर्तनं यत्स्मरणं यदीक्षणं**
**यद्वन्दनं यच्छ्रवणं यदर्हणम्।**
**लोकस्य सद्यो विधुनोति कल्मषं**
**तस्मै सुभद्रश्रवसे नमो नमः॥ १५**

अर्हणं पूजनम्। सुभद्रं मङ्गलं श्रवो यशो यस्य तस्मै॥ १५॥

**विचक्षणा यच्चरणोपसादनात्**
**सङ्गं व्युदस्योभयतोऽन्तरात्मनः।**
**विन्दन्ति हि ब्रह्मगतिं गतक्लमा-**
**स्तस्मै सुभद्रश्रवसे नमो नमः॥ १६**

विचक्षणा विवेकिनो यस्य चरणयोरुपसादनादुपसत्तेर्भजनादन्तरात्मनो मनस उभयत्रेह च परत्र च सङ्गं व्युदस्य निरस्य। *गतक्लमाः प्रयासरहिताः॥ १६॥

*__वंशीधरी—__गतक्लमा इत्युक्तेरन्ये त्वभजतः श्रममेव लभ्यते।

भक्तिशून्यानां सर्वसाधनवैफल्यं दर्शयन्नमति—**तपस्विन** इति।

**तपस्विनो दानपरा यशस्विनो**
**मनस्विनो मन्त्रविदः सुमङ्गलाः।**
**क्षेमं न विन्दन्ति विना यदर्पणं**
**तस्मै सुभद्रश्रवसे नमो नमः॥ १७**

मनस्विनो योगिनः। सुमङ्गलाः सदाचाराः। यस्मिंस्तपआद्यर्पणं विना। सुभद्रश्रवसे इत्यस्या-वृत्तिर्यशःश्रवणादेः प्राधान्यज्ञापनाय॥ १७॥

સર્વ સાધનોમાં ભક્તિની શ્રેષ્ઠતાનું સ્મરણ કરતાં બે શ્લોકો દ્વારા પ્રણામ કરે છે– **'यत्कीर्तनम् इति'**

જેમનું કીર્તન, જેમનું સ્મરણ, જેમનું દર્શન, જેમને કરેલું વંદન, જેમના ગુણોનું શ્રવણ, જેમનું પૂજન પ્રાણીમાત્રના પાપને તત્કાળ દૂર કરે છે, તેવા અત્યન્ત મંગળમય કીર્તિવાળા (પ્રભુ)ને નમસ્કાર હો, નમસ્કાર હો. ॥ ૧૫॥

**'अर्हणम्'** પૂજન– **'सुभद्रम्'** મંગળ **'श्रवः'** યશ છે જેમનો તેમને નમસ્કાર. ॥ ૧૫॥

જેમનાં ચરણોનું ભજન કરવાથી વિવેકીજનો (આ લોક તથા પરલોક) બન્ને લોકમાં મનની આસક્તિ દૂર કરીને ખરેખર, અનાયાસે શ્રમ વગર જ બ્રહ્મગતિને પ્રાપ્ત કરે છે, તેવા મંગળમયી કીર્તિવાળા (પરમેશ્વર)ને વારંવાર પ્રણામ. ॥ ૧૬॥

**'विचक्षणाः'** વિવેકીઓ, જેમના ચરણોના **'उपसादनात्'** ભજનને લીધે **'उभयत्र'** આ લોકમાં તથા પરલોકમાં પણ **'अन्तरात्मनः'** મનની આસક્તિ **'व्युदस्य'** દૂર કરીને **'गतक्लमाः'** પ્રયાસ વગર– થાક્યા વિના જ અનાયાસે બ્રહ્મગતિને પ્રાપ્ત કરે છે. ॥ ૧૬॥

*__'गतक्लमाः'__ એમ કહીને ભક્તિ ન કરનારા અન્ય જનોને તો કેવળ શ્રમ પ્રાપ્ત થાય છે, તેમ કહે છે.

અભક્તોનાં સર્વ સાધનોની નિષ્ફળતા દર્શાવતા પ્રણામ કરે છે– **'तपस्विनः इति।'**

તપસ્વીઓ, દાનપરાયણ મનુષ્યો, યશસ્વી જનો, મનસ્વી યોગીઓ, મન્ત્રવેત્તાઓ તેમ જ સદાચારી મનુષ્યો તપ વગેરેનું જેમને સમર્પણ કર્યા વિના કલ્યાણ પ્રાપ્ત કરતા નથી, તે પરમ મંગળમય યશવાળા (પરમેશ્વર)ને નમસ્કાર હો, નમસ્કાર હો. ॥ ૧૭॥

**'मनस्विनः'** યોગીઓ **'सुमङ्गलाः'** સદાચારી મનુષ્યો જેમના વિષે તપ વગેરે સમર્પણ કર્યા વિના (કલ્યાણ પામતા નથી). **'सुभद्रश्रवसे इति।'** આ પદની પુનરાવૃત્તિ યશ-શ્રવણાદિનું પ્રાધાન્ય જણાવવા માટે છે. ॥ ૧૭॥

भक्तेः परमशुद्धिहेतुत्वं दर्शयन्नाह।

**किरातहूणान्ध्रपुलिन्दपुल्कसा**
**आभीरकङ्का यवनाः खसादयः।**
**येऽन्ये च पापा यदुपाश्रयाश्रयाः**
**शुध्यन्ति तस्मै प्रभविष्णवे नमः॥ १८**

किरातादयो ये पापजातयोऽन्ये च ये कर्मतः पापरूपास्ते यदुपाश्रया भागवतास्तदाश्रयाः सन्तः शुध्यन्ति। असंभावनाशङ्कां परिहरति, प्रभविष्णवे प्रभवनशीलायेति॥ १८॥

**स एष आत्मात्मवतामधीश्वर-**
**स्त्रयीमयो धर्ममयस्तपोमयः।**
**गतव्यलीकैरजशंकरादिभि-**
**र्वितर्क्यलिङ्गो भगवान्प्रसीदताम्॥ १९**

सर्वोपास्यत्वमनुस्मरन् प्रार्थयते। स एष आत्मवतां धीराणामात्मा। आत्मत्वेनोपास्य इत्यर्थः। त्रयीमयत्वादिविशेषणैस्तत्तन्मार्गेणोपास्यत्वं विवक्षितम्। गतव्यलीकैर्निष्कपटैर्भक्तैर्वितर्क्य-मत्याश्चर्येण वीक्षणीयं लिङ्गं मूर्तिर्यस्य स प्रसीदतु॥ १९॥

सर्वपालकत्वमनुस्मरन्नाह—**श्रिय** इति।

**श्रियःपतिर्यज्ञपतिः प्रजापति-**
**र्धियांपतिर्लोकपतिर्धरापतिः ।**
**पतिर्गतिश्चान्धकवृष्णिसात्त्वतां**
**प्रसीदतां मे भगवान्सतां पतिः॥ २०**

ભક્તિ પરમશુદ્ધિનું કારણ છે તે દર્શાવતા કહે છે.

કિરાત, હૂણ, આન્ધ્ર, પુલિન્દ, પુલ્કસ, આહિર, કંક, યવન તથા ખસ વગેરે તથા જે અન્ય પાપીઓ છે, તેઓ જે ભગવાનના આશ્રયવાળા ભક્તોનો આશ્રય લઈ શુદ્ધ થાય છે, તે મહાસામર્થ્યવાન ભગવાનને વંદન. ॥૧૮॥

કિરાત વગેરે જે નીચ જાતિઓ છે તથા જેઓ કર્મથી પાપીઓ છે તેઓ **'यद्-उपाश्रयाः'** જે (ભગવાન)ના આશ્રયવાળા ભગવદ્ભક્તો છે, તેમનો આશ્રય કરનારા થઈને નિષ્પાપ બને છે. (આવા પાપીઓ નિષ્પાપ બને તેવી) અસંભાવનાની શંકા દૂર કરે છે (કારણ કે) **'प्रभविष्णवे'** ભગવાન મહાસામર્થ્યવાન (છે), તેમને (નમસ્કાર). ॥૧૮॥

તે આ ભગવાન આત્મજ્ઞાનીઓના આત્મા છે, સર્વના અધીશ્વર છે, ત્રણ વેદમય છે, ધર્મમય છે, તપોમય છે. બ્રહ્મા, મહેશ વગેરે નિષ્કપટ ભક્તો દ્વારા જેમની મૂર્તિ અતિઆશ્ચર્યથી દર્શન કરવા યોગ્ય છે, તે ભગવાન મારા પર પ્રસન્ન થાઓ! ॥૧૯॥

ભગવાન સર્વને માટે ઉપાસના કરવા યોગ્ય છે, તેનું પુનઃ સ્મરણ કરીને પ્રાર્થના કરે છે. તે આ (ભગવાન) **'आत्मवताम्'** ધીરપુરુષોના **'आत्मा'** (આત્મા એ જ ભગવાન શ્રીહરિ છે, ભિન્ન નથી એમ) આત્મરૂપે ઉપાસવા યોગ્ય છે, એમ અર્થ છે. ત્રણે વેદરૂપ વગેરે વિશેષણો દ્વારા તે તે માર્ગથી ઉપાસવા યોગ્ય સ્વરૂપ કહેવા માંગે છે. **'गतव्यलीकैः'** નિષ્કપટ ભક્તો દ્વારા **'वितर्क्यम्'** તર્ક કરવા યોગ્ય, અતિઆશ્ચર્યથી દર્શન કરવા યોગ્ય સ્વરૂપ જેમનું છે તે ભગવાન પ્રસન્ન થાઓ. ॥૧૯॥

પ્રભુ સર્વના પાલનકર્તા છે, તે સ્મરણ કરતાં કહે છે– **'श्रियः इति।'**

લક્ષ્મીપતિ, યજ્ઞપતિ, પ્રજાઓના પતિ, બુદ્ધિના પ્રેરક પતિ, લોકપતિ, પૃથ્વીપતિ, અંધક, વૃષ્ણિ અને યાદવોના પતિ અને રક્ષક તથા સત્પુરુષોના પતિ એવા ભગવાન મારી ઉપર પ્રસન્ન થાઓ ! ॥ ૨૦॥

गतिश्च सर्वापत्सु रक्षकः ॥ २० ॥

ज्ञानप्रदत्वमनुस्मरन्नाह—**यदङ्घ्रीति** द्वाभ्याम्।

**यदङ्घ्र्यनुध्यानसमाधिधौतया**
**धियाऽनुपश्यन्ति हि तत्त्वमात्मनः।**
**वदन्ति चैतत्कवयो यथारुचं**
**स मे मुकुन्दो भगवान्प्रसीदताम्॥ २१**

यस्याङ्घ्र्योरनुध्यानमेव समाधिस्तेन धौतया शोधितया। यथारुचं रुच्यनुसारेण सगुणनिर्गुणादि-भेदैः। यद्वा रुक् प्रतिभा। यथामतीत्यर्थः ॥ २१ ॥

**પ્રચોदिता येन पुरा सरस्वती**
**वितन्वताऽजस्य सतीं स्मृतिं हृदि।**
**स्वलक्षणा प्रादुरभूत्किलास्यतः**
**स मे ऋषीणामृषभः प्रसीदताम्॥ २२**

किं च पुरा कल्पादावजस्य हृदि सतीं सृष्टिविषयां स्मृतिं वितन्वता येन प्रचोदिता सती सरस्वती तस्य मुखतः किल प्रादुर्भूता। स्वानि लक्षणानि शिक्षाद्युक्तानि यस्याः सा। ऋषीणां ज्ञानप्रदानामृषभः श्रेष्ठः ॥ २२ ॥

इदानीं स्ववाचं श्रोतृजनाह्लादिनीं शृङ्गारकरुणादिशोभां प्रार्थयते—**भूतैरिति।**

**'गतिः च'** ભગવાન (સર્વના પતિ છે તેમ જ) સર્વ આપત્તિઓમાં રક્ષણ કરનારા છે. ॥ ૨૦॥

ભગવાન જ્ઞાન આપનાર છે, તેનું ફરી ફરી સ્મરણ કરતાં બે શ્લોકો વડે કહે છે– **'यद् अङ्घ्रि इति।'**

જેમના ચરણના સતત ધ્યાનરૂપી સમાધિ વડે શુદ્ધ થયેલી બુદ્ધિથી વિદ્વાનો જેમનો અનુભવ કરે છે અને યથારુચિ વર્ણન કરે છે, તે મુકુન્દ ભગવાન મારા ઉપર પ્રસન્ન થાઓ. ॥ ૨૧॥

જેમના ચરણદ્વયનું વારંવાર ધ્યાન કરવું એ જ સમાધિ. તેના વડે **'धौतया'** શુદ્ધ કરેલી બુદ્ધિ વડે **'यथारुचम्'** રુચિ અનુસાર સાકાર, નિરાકાર વગેરે ભેદપૂર્વક (વર્ણન કરે છે). અથવા **'रुक्'** પ્રતિભા, યથામતિ (વિદ્વાનો પોતાની બુદ્ધિ અનુસાર જ વર્ણન કરે છે,) એમ અર્થ છે. ॥ ૨૧॥

પૂર્વે બ્રહ્માજીના હૃદયમાં (સૃષ્ટિવિષયક) સ્મૃતિનો વિસ્તાર કરતા જે ભગવાન દ્વારા પ્રેરેલાં, આત્મલક્ષણયુક્ત વેદરૂપા વાગ્દેવી બ્રહ્માજીના મુખમાંથી પ્રકટ થયાં, તે જ્ઞાન આપનારાઓમાં શ્રેષ્ઠ ભગવાન મારા ઉપર પ્રસન્ન થાઓ! ॥ ૨૨॥

વળી **'पुरा'** કલ્પના આરંભમાં, બ્રહ્માજીના હૃદયમાં **'सतीम्'** સૃષ્ટિવિષયક સ્મૃતિને વિસ્તારતા જેમના દ્વારા પ્રેરવામાં આવેલાં **'सरस्वती'** વેદરૂપા વાગ્દેવી બ્રહ્માજીના મુખમાંથી નિશ્ચયપૂર્વક પ્રકટ થયાં. (મહર્ષિ પાણિનિ વગેરે પ્રણીત) શિક્ષાદિ ગ્રંથોમાં જણાવેલાં (ઉદાત્તાદિ સ્વર, સ્થાન અને પ્રયત્નથી યુક્ત) પોતાનાં અસાધારણ લક્ષણો છે જેનાં તે સરસ્વતી– **'ऋषीणाम्'** જ્ઞાન આપનારા મન્ત્રદ્રષ્ટા ઋષિઓમાં **'ऋषभः'** શ્રેષ્ઠ એવા ભગવાન ॥ ૨૨॥

હવે પોતાની વાણીને, શ્રોતાજનોને આનંદ આપે તેવા શૃંગાર, કરુણ વગેરે (રસોથી) સુશોભિત કરો, એમ પ્રાર્થના કરે છે– **'भूतैः इति।'**

**भूतैर्महद्भिर्य इमाः पुरो विभु-**
**र्निर्माय शेते यदमूषु पूरुषः।**
**भुंक्ते गुणान् षोडश षोडशात्मकः**
**सोऽलंकृषीष्ट भगवान्वचांसि मे॥ २३**

જે સર્વવ્યાપક પરમ પુરુષ પંચમહાભૂતો વડે શરીરો નિર્માણ કરી, એ શરીરોમાં પોતે નિવાસ કરે છે (અને તેથી) જેને કારણે 'પુરુષ' એવા નામથી કહેવાય છે. વળી, જે (અગિયાર ઈન્દ્રિયો અને પંચમહાભૂતરૂપ થઈ) સોળ કળાઓને પ્રકાશિત કરે છે) તે સોળ કળાસંપન્ન ભગવાન મારાં વચનોને અલંકૃત કરો. ॥ ૨૩॥

स मे वचांस्यलंकृषीष्ट अलंकरोतु। अन्यस्य वचसामन्येनालंकारासंभवमाशङ्क्य तस्यान्तर्यामितामाविष्करोति। यो महद्भिर्भूतैरिमाः पुरः शरीराणि सृष्ट्वा अमूषु पूर्ष्वन्तर्यामितया शेते वसति। अत्र पुरुषसमाख्यां प्रमाणयति। यद्यस्मात्पूरुष इति। अत एव य एकादशेन्द्रिय-पञ्चभूतरूपान्षोडशगुणान्कला भुङ्क्ते प्रकाशयति पालयतीति वा। तदा त्वात्मनेपदमार्षम्।

તે ભગવાન મારી વાણીને '**अलङ्कृषीष्ट**' અલંકૃત કરો. અન્યની વાણીને અન્ય દ્વારા અલંકૃત કરવી અસંભવ છે, તેવી શંકા કરીને તે ભગવાનને અંતર્યામીરૂપે પ્રકટ કરે છે. જે પંચમહાભૂતો વડે આ '**पुरः**' શરીરો ઉત્પન્ન કરીને એ શરીરોમાં અંતર્યામીરૂપે '**शेते**' વાસ કરે છે. અહીં 'પુરુષ' નામને પ્રમાણિત કરે છે. '**यत्**' જેને કારણે 'પુરુષ' એવા નામથી કહેવાય છે. આથી જ જે અગિયાર ઈન્દ્રિયો અને પંચમહાભૂતોરૂપે સોળ '**गुणान्**' કળાઓને '**भुङ्क्ते**' પ્રકાશિત કરે છે અથવા પાલન કરે છે. '**भुज्**' ધાતુ પાલન કરવાના અર્થમાં છે, છતાં અહીં આત્મનેપદનો પ્રયોગ છે તે આર્ષ છે. ('**भुजोऽनवने**'–પા.સૂ.૧/૩/૬૬ જ્યાં પાલન કે રક્ષણના અર્થમાં '**भुज्**' ધાતુ ન હોય ત્યાં આત્મનેપદ થાય છે.)

अत्र हेतुः—यतः षोडशानामात्मा चेतयिता। स्वार्थे कः। न त्वत्र जीवत्वमुच्यते प्रार्थना-विरोधात् ॥ २३ ॥

અહીં કારણ આપે છે ભગવાન સોળ કળાઓને પ્રકાશિત કરે છે, કારણ કે સોળ કળાઓનો આત્મા છે, તેમને ચેતનવંતી કરનાર છે. '**षोडशात्मकः**' માં '**क**' પ્રત્યય પોતાના જ અર્થમાં છે, અર્થમાં વૃદ્ધિ કરતો નથી. તેથી '**षोडशात्मा**' પદનો પણ એ જ અર્થ થાય છે.

આ શ્લોકમાં જીવત્વનો ઉલ્લેખ નથી, કારણ કે અહીં (શુકદેવજી પ્રાર્થના કરે છે તે જીવની ન હોઈ શકે, પરમાત્માની જ હોય. એ રીતે) પ્રાર્થનામાં વિરોધ આવે. (અહીં સોળ કળાઓનો નિર્દેશ છે, તેથી કોઈ લિંગશરીર સમજીને આ આત્માને જીવાત્મા ગણી લે તો તે યોગ્ય નથી.) ॥ ૨૩॥

श्रीव्यासं नमस्करोति—**नम इति।**

શ્રીવ્યાસજીને નમસ્કાર કરે છે– '**नमः इति।**'

**नमस्तस्मै भगवते व्यासायामिततेजसे।**
**पपुर्ज्ञानमयं सौम्या यन्मुखाम्बुरुहासवम्॥ २४**

સૌમ્ય (ભક્ત)જનો જેમના મુખકમળમાંથી ઝરતા જ્ઞાનમય મકરંદરસનું પાન કરે છે, એવા પરમ તેજસ્વી ભગવાન વ્યાસ મહર્ષિને નમસ્કાર. ॥ ૨૪॥

सौम्या भक्ताः। यस्य मुखाम्बुरुहे आसवो मकरन्दस्तम्॥ २४॥

**'सौम्याः'** (વૈશમ્પાયન વગેરે) ભક્તો, જેમના મુખકમળમાંથી ઝરતો **'आसवः'** મકરંદરસ, તેને (પીએ છે). ॥ ૨૪॥

इदानीं प्रश्नोत्तरतया ब्रह्मनारदसंवादं प्रस्तौति—**एतदिति।**

હવે પ્રશ્નોત્તરરૂપે બ્રહ્માજી તથા નારદજીનો સંવાદ પ્રસ્તુત કરે છે– **'एतत् इति।'**

**एतदेवात्मभू राजन्नारदाय विपृच्छते।**
**वेदगर्भोऽभ्यधात्साक्षाद्यदाह हरिरात्मनः॥ २५**

હે રાજા! શ્રીહરિએ પોતાના સ્વરૂપમાંથી ઉત્પન્ન થયેલા બ્રહ્માજીને જે જ્ઞાન પોતે પ્રત્યક્ષસ્વરૂપે કહ્યું હતું, એ જ જ્ઞાન, જેમની અંદર વેદોનું જ્ઞાન રહેલું છે તેવા બ્રહ્માજીએ, પ્રશ્ન પૂછતા એવા નારદજીને કહ્યું હતું. ॥ ૨૫॥

उत्पत्तिसमय एव वेदा गर्भे यस्य सः। साक्षाद्धरिर्यदाह॥ २५॥

ઉત્પત્તિ સમયે જેમની અંદર વેદો છે (તેવા બ્રહ્માજી), શ્રીહરિએ પ્રત્યક્ષરૂપે જે કહ્યું (તે જ જ્ઞાન) ॥ ૨૫॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां द्वितीयस्कन्धे चतुर्थोऽध्यायः॥ ४॥
इति श्रीमद्भागवते द्वितीयस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां चतुर्थोऽध्यायः॥ ४॥



# अथ पञ्चमोऽध्यायः

## સૃષ્ટિવર્ણન

पञ्चमे नारदेनाथ पृष्टः सृष्ट्यादि वक्त्यजः।
हरेर्लीलां विराट्सृष्टिं कालकर्मादिशक्तिभिः॥ १

પાંચમા અધ્યાયમાં નારદજી દ્વારા પૂછવામાં આવેલા સૃષ્ટિ, સ્થિતિ, લયને બ્રહ્માજી વર્ણવે છે. તેમ જ કાળ, કર્મ, સ્વભાવ વગેરે શક્તિઓથી વિરાટની સૃષ્ટિરૂપ શ્રીહરિની લીલા પણ તેઓ કહે છે. ॥ ૧॥

नारदाय विपृच्छते वेदगर्भोऽभ्यधादित्युक्तं, तत्र नारदप्रश्नमाह—**देवदेवेति।**

"જે વિશેષરૂપે પૂછે છે તે નારદજીને બ્રહ્માજીએ કહ્યું." (શ્રીમદ્ ભા.૨/૪/૨૫) એમ કહીને ત્યાં નારદજીના પ્રશ્નને જણાવે છે– **'देवदेव इति।'**

**नारद उवाच**

**देवदेव नमस्तेऽस्तु भूतभावन पूर्वज।**
**तद्विजानीहि यज्ज्ञानमात्मतत्त्वनिदर्शनम्॥ १**

**નારદજી બોલ્યા** – હે પૂર્વજ દેવાધિદેવ, આપને નમસ્કાર હો. હે પ્રાણીમાત્રના જન્મદાતા, આત્મતત્ત્વનો સાક્ષાત્કાર કરાવનાર જે જ્ઞાન છે, તે આપ (જાણો છો, તેથી) મને જણાવો. ॥ ૧॥

हे भूतभावन, अत एव सर्वेषां पूर्वज अनादे, ज्ञायतेऽनेनेति ज्ञानं तत्साधनं यत्तद्विजानीहि। विशेषेण ज्ञापयेत्यर्थः। कथंभूतम्। आत्मतत्त्वं नितरां दृश्यते येन तत्॥ १॥

હે પ્રાણીમાત્રને જન્મ આપનારા, જન્મદાતા હોવાથી જ હે સર્વના **'पूर्वज'** પૂર્વજ, હે અનાદિ – આનાથી (જેનાથી) જાણી શકાય એ જ્ઞાન– તે જ્ઞાનનું સાધન જે છે તે આપ **'विजानीहि'** વિશેષરૂપે જણાવો, એમ અર્થ છે. કેવું જ્ઞાન? જેનાથી આત્મતત્ત્વનો સંપૂર્ણ સાક્ષાત્કાર થાય તે (જ્ઞાન) ॥ ૧॥

**यद्रूपं यदधिष्ठानं यतः सृष्टमिदं प्रभो।**
**यत्संस्थं यत्परं यच्च तत्तत्त्वं वद तत्त्वतः॥ २**

હે પ્રભુ, આ વિશ્વ જેનાથી પ્રકાશે છે, જેના આશ્રયવાળું છે, જેનાથી સર્જાય છે, જેમાં લય પામે છે, જેને અધીન છે અને જેવું છે, તે તત્ત્વને યથાર્થ સ્વરૂપે જણાવો. ॥ ૨॥

उपलक्षणभूतं विश्वमेवात्मज्ञानसाधनमतस्तद्विशेषं पृच्छति। यद्रूपं येन रूप्यते प्रकाश्यते। यदधिष्ठानं यदाश्रयम्। यतो येन सृष्टम्। यत्संस्थं यस्मिँल्लीयते। यत्परं यदधीनम्। यच्चेति यदात्मकम्। स्वतः सत्कारणतो वेत्यर्थः। तस्य तत्त्वं याथार्थ्यं तत्त्वतो वद॥ २॥

(તટસ્થ લક્ષણરૂપ) દૃશ્યમાન જગત જ આત્મજ્ઞાનનું સાધન છે આથી તેને વિશેષરૂપે પૂછે છે. '**यद्-रूपम्**' જેનાથી દેખાય છે, પ્રકાશિત થાય છે, '**यद्-अधिष्ठानम्**' જેના આશ્રયવાળું છે, '**यतः**' જેનાથી સર્જાય છે. '**यत्-संस्थम्**' જેમાં લય પામે છે. '**यत्-परम्**' જેને અધીન છે, '**यत्-च-इति**' જેના સ્વરૂપવાળું છે. વિશ્વ પોતાનામાંથી જ ઉત્પન્ન થયેલું છે કે સત્-કારણમાંથી ઉત્પન્ન થયેલું છે, તેનું રહસ્ય '**याथार्थ्यम्**' યથાર્થ રીતે કહો. ॥ ૨॥

न जानामीति न वक्तव्यमित्याह—**सर्वमिति।**

હું જાણતો નથી એટલે કહેવાને યોગ્ય નથી, એમ કહે છે– '**सर्वम् इति।**'

**सर्वं ह्येतद्भवान्वेद भूतभव्यभवत्प्रभुः।**
**करामलकवद्विश्वं विज्ञानावसितं तव॥ ३**

આપ ભૂત, ભવિષ્ય અને વર્તમાનના પ્રભુ હોઈ, આ સર્વ જાણો છો અને આપે હથેળીમાં રહેલા આમળાની પેઠે જ્ઞાન વડે જગતનો નિશ્ચય કર્યો છે. ॥ ૩॥

भूतं जातं, भव्यं जनिष्यमाणं, भवत् जायमानं, तेषां प्रभुर्यतः, अतो विशिष्टेन ज्ञानेनावसितं निश्चितम्॥ ३॥

'**भूतम्**' થઈ ગયું છે, '**भव्यम्**' થવાનું છે, '**भवत्**' થઈ રહ્યું છે, તેના સ્વામી છો, તેથી વિશિષ્ટ જ્ઞાનથી '**अवसितम्**' નિશ્ચય કર્યો છે. ॥ ૩॥

**यद्विज्ञानो यदाधारो यत्परस्त्वं यदात्मकः।**
**एकः सृजसि भूतानि भूतैरेवात्ममायया॥ ४**

આપને જેનાથી જ્ઞાન થયું છે, આપને જેનો આધાર છે, આપ જેને અધીન છો અને આપ જેના સ્વરૂપ છો, તે મને કહો. આપ એકલા જ આપની માયાથી પંચમહાભૂતો વડે સર્વ પ્રાણીઓને સર્જો છો. ॥ ૪॥

आस्तामिदम्, आदौ तावत्त्वामेव कथयेत्याह।

આ વિશ્વની વાત પછી, પહેલાં તમે તમારા વિષે જ કહો, એમ કહે છે.

यतो विज्ञानं यस्य। कस्तव विज्ञानद इत्यर्थः। यदाधारः कस्तवाश्रयः। यत्परो यदधीनः। यदात्मको यत्स्वरूपः। मम तु त्वमेव स्वतन्त्रः परमेश्वर इति बुद्धिः। तव तपश्चरणेन तु पराशङ्कया पृच्छामीत्याह सार्धैश्चतुर्भिः। एकोऽसहायः॥ ४॥

આપને જેનાથી જેનું જ્ઞાન છે. આપને જ્ઞાન આપનાર કોણ છે? એમ અર્થ છે. '**यद्-आधारः**' આપને કોનો આશ્રય છે? '**यत्-परः**' (આપ) જેને અધીન છો. '**यद्-आत्मकः**' (આપ) જેના સ્વરૂપ છો. હું તો માનતો હતો કે આપ જ સ્વતન્ત્ર પરમેશ્વર છો. પરંતુ આપની તપશ્ચર્યાથી (આપનાથી પણ મહાન કોઈ) અન્ય હોવાની શંકાથી પૂછું છું, તેમ સાડા ચાર શ્લોકો દ્વારા કહે છે. '**एकः**' કોઈની સહાય વિના, એકલા જ ॥ ૪॥

**आत्मन्भावयसे तानि न पराभावयन्स्वयम्।**
**आत्मशक्तिमवष्टभ्य ऊर्णनाभिरिवाक्लमः ॥ ५**

आत्मनि भावयसे पालयसि स्वयमेव पराभवमप्रापयन् अक्लमः श्रमरहितः। यथोर्णनाभिरात्मन एव शक्तिमवष्टभ्य सृजति तद्वत् ॥ ५ ॥

**नाहं वेद परं ह्यस्मिन्नापरं न समं विभो।**
**नामरूपगुणैर्भाव्यं सदसत्किंचिदन्यतः ॥ ६**

तस्मादहं त्वस्मिन्विश्वस्मिन्परमुत्तममपरमधमं समं मध्यमं च। तत्रापि नाम मनुष्यादि, रूपं द्विपदत्वादि, गुणः शुक्लत्वादिस्तैर्भाव्यं साध्यं, तत्रापि सदसत्स्थूलं सूक्ष्मं च किंचिदप्यन्यतो न वेद किंतु त्वत्त एव सर्वं भवतीति मन्ये ॥ ६ ॥

**स भवानचरद्घोरं यत्तपः सुसमाहितः।**
**तेन खेदयसे नस्त्वं पराशङ्कां प्रयच्छसि ॥ ७**

स तथाविधोऽपि भवांस्तपोऽचरदिति यत्तेन नोऽस्मान्खेदयसे मोहयसि। यतः पराशङ्कामीश्वरान्तराशङ्कां प्रयच्छसि ॥ ७ ॥

**एतन्मे पृच्छतः सर्वं सर्वज्ञ सकलेश्वर।**
**विजानीहि यथैवेदमहं बुद्ध्येऽनुशासितः ॥ ८**

આપ પોતાની શક્તિનો આશ્રય કરી કરોળિયાની જેમ (લાળ વડે જાળું બનાવીને તેમાં તે બંધાતો નથી તેમ) પોતાના આત્માને પરાભવ પમાડ્યા વિના અનાયાસે જ પોતાનામાં રહેલાં તે પ્રાણીઓનું રક્ષણ કરો છો. ॥ ૫॥

પોતાનામાં રહેલાં (પ્રાણીઓનું) '**भावयसे**' પાલન કરો છો. પોતાના આત્માને પરાભવ પમાડ્યા વિના જ '**अक्लमः**' શ્રમરહિત– જેમ કરોળિયો પોતાની જ શક્તિનો આધાર લઈને સર્જન કરે છે, તેમ! ॥ ૫॥

હે વિભુ, આ જગતમાં નામ, રૂપ અને ગુણોથી સાધી શકાય તેવું જે પ્રતીત થાય છે, તે સર્વમાં હું આપના સિવાય બીજાથી ઉત્પન્ન થઈ હોય એવી સત્, અસત્, ઉત્તમ, મધ્યમ કે અધમ કોઈ વસ્તુ જાણતો નથી. ॥ ૬॥

તેથી હું આ વિશ્વમાં '**परम्**' ઉત્તમ '**अपरम्**' અધમ '**समम्**' કે મધ્યમ અને તેમાં પણ '**नाम**' મનુષ્ય વગેરે નામ, '**रूपम्**' બેપગાં વગેરે રૂપ, '**गुणः**' ગુણ શુક્લત્વ વગેરેથી '**भाव्यम्**' સાધી શકાય તેવું હોય તે, તેમાં પણ '**सत्-असत्**' સ્થૂળ કે સૂક્ષ્મ, કંઈ પણ, કોઈ બીજાથી ઉત્પન્ન થયું હોય તેવું જાણતો નથી, પરંતુ સર્વ કાંઈ આપનાથી જ ઉત્પન્ન થાય છે, તેમ માનું છું. ॥ ૬॥

તે આપ અત્યન્ત એકાગ્ર થઈને જે ઘોર તપશ્ચર્યા કરો છો, તેથી અમને મોહ ઉપજાવો છો તેમ જ (આપનાથી શ્રેષ્ઠ) અન્ય છે, તેવી શંકા જન્માવો છો. ॥ ૭॥

તે આપ આવા (સર્વજ્ઞ) હોવા છતાં પણ તપ કરો છો, '**यत्**' તેથી '**नः**' અમને '**खेदयसि**' મોહ પમાડો છો, જેથી '**पराशङ्काम्**' અન્ય ઈશ્વરની શંકા જન્માવો છો. આપનું તપ જોઈને આપની અપેક્ષાએ કોઈ અન્ય મહાન છે તેવી શંકા થાય છે, એમ અર્થ છે. ॥ ૭॥

હે સર્વજ્ઞ! હે સર્વેશ્વર! આ પૂછનારા મને આપ સર્વ જણાવો, જેથી બોધ પામેલો હું આ સર્વ જ્ઞાનને જાણી શકું. ॥ ૮॥

यथैवाहं त्वयाऽनुशासितः शिक्षितः सन्बुद्ध्ये बुद्ध्येयं तथा विजानीहि विशेषेण ज्ञापय॥ ८॥

જે રીતે હું આપના દ્વારા **'अनुशासितः'** બોધ પામેલો **'बुद्ध्ये'** આ જાણું તે રીતે **'विजानीहि'** વિશેષરૂપે જણાવો. ॥ ૮॥

प्रश्नमभिनन्दति।

પ્રશ્નની પ્રશંસા કરે છે.

**ब्रह्मोवाच**

**सम्यक्कारुणिकस्येदं वत्स ते विचिकित्सितम्।**
**यदहं चोदितः सौम्य परधर्मप्रदर्शने॥ ९**

**બ્રહ્માજી બોલ્યા** – હે વત્સ, (જીવો પ્રત્યે) કરુણાવાળા એવા તારો આ સંદેહપૂર્વકનો પ્રશ્ન ઉચિત છે. તેથી જ હે સૌમ્ય, ભગવાનનાં પરાક્રમો પ્રકટ કરવાની તેં મને પ્રેરણા કરી છે. ॥ ૯॥

वत्स हे पुत्र, तवेदं विचिकित्सितं संदेहः तत्पूर्वकः प्रश्नोऽयं सम्यगित्यर्थः। यतः कारुणिकस्य तवायं प्रश्नः। अत्र हेतुः— यत् यतः परधर्मप्रदर्शने भगवद्वीर्यप्रकाशने प्रवर्तितोऽस्मि। अतस्त्वं जिज्ञासुरपि मयि कृपामेव कृतवानित्यर्थः॥ ९॥

**'वत्स'** હે પુત્ર! તારો આ **'विचिकित्सितम्'** સંદેહ, તે સંદેહપૂર્વકનો આ પ્રશ્ન યોગ્ય છે, એમ અર્થ છે. તું દયાળુ છે, તેથી આ પ્રશ્ન કર્યો છે. આ માટે કારણ આપે છે– **'यत्'** જેનાથી ભગવાનનાં પરાક્રમો પ્રકટ કરવાના ધર્મમાં હું પ્રવર્તિત થયો છું, આથી તું જિજ્ઞાસુ હોવા છતાં તેં મારા ઉપર કૃપા જ કરી છે, એમ અર્થ છે. ॥ ૯॥

**नानृतं तव तच्चापि यथा मां प्रब्रवीषि भो।**
**अविज्ञाय परं मत्त एतावत्त्वं यतो हि मे॥ १०**

હે નારદ! જે રીતે તું મને કહે છે તે તારું (કથન) પણ અસત્ય તો નથી જ, કારણ કે મારાથી પણ શ્રેષ્ઠ એવા પરમેશ્વરને ન જાણવાને કારણે મારું સામર્થ્ય આટલું જણાય છે. ॥ ૧૦॥

ननु त्वमेव भगवानित्युक्तं मया 'एकः सृजसि भूतानि' इत्यादिना। सत्यम्, यथा मामीश्वरत्वेन प्रभाषसे तदपि तव भाषणं नात्यन्तमनृतम्। यतः कारणादेतावत्प्रभावस्य भाव एतावत्त्वं मे अस्ति, किंतु मत्तः परमीश्वरमविज्ञाय ब्रूषे। अतः सादृश्यात्तवेयं भ्रान्तिर्न तु बुद्धिपूर्वमनृतमित्यर्थः। यत ईश्वरान्ममैतावत्त्वं तमविज्ञायेति वान्वयः॥ १०॥

હવે શંકા કરે છે કે, તમે જ ભગવાન છો. ''તમે એકલા જ પ્રાણીમાત્રનું સર્જન કરો છો....' (શ્લોક-૪) વગેરે દ્વારા કહેવામાં આવ્યું છે કે, તમારા દ્વારા જ સર્જન થયું છે. તે માટે કહે છે કે આ સત્ય છે. તું જે રીતે મને ઈશ્વરરૂપે કહે છે, તે તારું કથન સાવ ખોટું તો નથી જ. જે કારણે આટલા સામર્થ્યનો ભાવ તે **'एतावत्वम्'** (આટલું સામર્થ્ય), મારાથી શ્રેષ્ઠ એવા પરમેશ્વરને ન જાણવાને કારણે તું કહે છે. આથી સામર્થ્યના સરખાપણાને લીધે તારી આ ભ્રાન્તિ છે, નહીં કે તું બુદ્ધિપૂર્વક (જાણીને) અસત્ય બોલે છે; અથવા, જે ઈશ્વરને કારણે મારું આવું સામર્થ્ય છે તેને નહીં જાણીને (તું આમ બોલે છે), એમ અન્વય છે. ॥ ૧૦॥

तर्हि कोऽसावीश्वर इत्यपेक्षायां भक्त्या नमस्कुर्वन्नेव तं कथयति त्रिभिः।

તો પછી કોણ છે એ ઈશ્વર એવી અપેક્ષાથી ભક્તિપૂર્વક (ભગવાનને) નમસ્કાર કરતા ત્રણ શ્લોકો દ્વારા (બ્રહ્માજી) કહે છે.

**येन स्वरोचिषा विश्वं रोचितं रोचयाम्यहम्।**
**यथाऽर्कोऽग्निर्यथा सोमो यथर्क्षग्रहतारकाः॥ ११**

येन स्वप्रकाशेन रोचितं प्रकाशितमेव प्रकाशयामि सृष्ट्याऽभिव्यक्तं करोमि। यथाऽर्कादयश्चैतन्यप्रकाश्यमेव प्रकाशयन्ति। तथा च श्रुतिः—'न तत्र सूर्यो भाति न चन्द्रतारकं नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः। तमेव भान्तमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति' इति॥ ११॥

જેમ સૂર્ય, અગ્નિ, ચન્દ્ર, ગ્રહો, નક્ષત્રો તથા તારાઓ જે સ્વપ્રકાશ ભગવાનથી જ પ્રકાશે છે, તેમ તેના તેજથી પ્રકાશિત વિશ્વને હું પ્રકાશિત કરું છું. ॥ ૧૧॥

જે સ્વપ્રકાશ ભગવાનથી **'रोचितम्'** પ્રકાશિત થયેલાને જ હું પ્રકાશિત કરું છું, સૃષ્ટિ દ્વારા અભિવ્યક્ત કરું છું. જેમ સૂર્ય વગેરે ચૈતન્યથી પ્રકાશિત થઈને જ પ્રકાશે છે (તેમ). તે પ્રમાણેનું વેદવાક્ય પણ છે. "ત્યાં (આત્મસ્વરૂપ બ્રહ્મમાં) સૂર્ય પ્રકાશિત નથી થતો, ચન્દ્ર અને તારા ત્યાં પ્રકાશિત નથી થતા, આ વીજળી પણ નથી ચમકતી, તો પછી આ અગ્નિની તો વાત જ શી? તે પ્રકાશી રહેલા પ્રભુની પાછળ જ સર્વકાંઈ પ્રકાશિત થાય છે તથા તેના પ્રકાશથી જ આ સર્વ ભાસે છે." (કઠ.ઉપ.૨/૨/૧૫, મુંડક.ઉપ.૨/૧૦) ॥ ૧૧॥

**तस्मै नमो भगवते वासुदेवाय धीमहि।**
**यन्मायया दुर्जयया मां ब्रुवन्ति जगद्गुरुम्॥ १२**

तस्मै नमो धीमहि। यस्य मायया विमोहिताः सन्तो युष्मदादयो मां जगद्गुरुं जगत्कारणं वदन्ति तस्मै॥ १२॥

એ વાસુદેવ ભગવાનને મનથી નમસ્કાર કરીએ છીએ, તેમનું અમે ધ્યાન ધરીએ છીએ, જેમની દુર્જય માયાથી (મોહિત થયેલા મનુષ્યો) મને જગદ્ગુરુ કહે છે. ॥ ૧૨॥

તેમને નમસ્કાર હો, **'धीमहि'** એમ આપણે ચિંતન કરીએ અર્થાત્ મનથી જ નમસ્કાર કરીએ છીએ, એમ અર્થ છે. જેમની માયાથી વિમોહિત થઈને તું અને બીજા બધા મને **'जगद्गुरुम्'** જગતનું કારણ કહે છે, તે વાસુદેવ ભગવાનને (નમસ્કાર હો). ॥ ૧૨॥

**विलज्जमानया यस्य स्थातुमीक्षापथेऽमुया।**
**विमोहिता विकत्थन्ते ममाहमिति दुर्धियः॥ १३**

यन्माययेति मायासंबन्धोक्तेस्तस्या दुर्जयत्वोक्तेश्च तस्यापि किमस्ति संसारो नैवेत्याह।

मत्कपटमसौ जानातीति यस्य दृष्टिपथे स्थातुं विलज्जमानयैव तस्मिन्स्वकार्यमकुर्वत्या अमुया मायया विमोहिता अस्मदादयो दुर्धियोऽविद्यावृतज्ञाना एव केवलं विकत्थन्ते श्लाघन्ते।

જે (ભગવાન)ના દૃષ્ટિપથમાં રહેવા માટે ખૂબ શરમાતી આ (માયા) વડે અત્યંત મોહ પામેલા દુર્બુદ્ધિ લોકો 'હું અને મારું' એમ પ્રલાપ કરે છે. ॥ ૧૩॥

'જેમની માયાથી...'(શ્લોક-૧૨) એમ ભગવાનનો પણ માયા સાથેનો સંબંધ કહેવામાં માયાસંબંધનું દુર્જયત્વ કહેવામાં આવે તો શું ભગવાનને પણ સંસાર છે? તે માટે કહે છે કે ના, નથી જ.

આ ભગવાન મારું કપટ જાણે છે– એમ જેના દૃષ્ટિપથમાં રહેવા માટે ખૂબ જ શરમાતી, તે ભગવાન વિષે પોતાનું કાર્ય ન કરતી તે માયાથી વિમોહિત થયેલા અમારા જેવા **'दुर्धियः'** અવિદ્યાથી ઢંકાઈ ગયેલા જ્ઞાનવાળા જ કેવળ **'विकत्थन्ति'** બડાશ હાંકે છે.

अनेन 'यद्रूपम्' इत्यस्य प्रश्नस्योत्तरमुक्तं भवति॥ १३॥

तदेवं स्वस्मादन्यं परमेश्वरं निरूप्येदानीं 'यदधिष्ठानम्' इत्यादिनवप्रश्नानां स एवाधिष्ठा-नादिकं सर्वमित्युत्तरं वक्तुं तद्व्यतिरेकेणा-न्यस्यासत्त्वमाह—**द्रव्यमिति।**

**द्रव्यं कर्म च कालश्च स्वभावो जीव एव च।**
**वासुदेवात्परो ब्रह्मन्न चान्योऽर्थोऽस्ति तत्त्वतः॥ १४**

द्रव्यं महाभूतान्युपादानरूपाणि। कर्म जन्मनिमित्तम्। कालस्तत्क्षोभकः। स्वभावस्तत् परिणामहेतुः। जीवो भोक्ता। वासुदेवात्परोऽन्योऽर्थो नास्ति, कारणाव्यतिरेकात्कार्यस्य॥ १४॥

तत्प्रपञ्चयति द्वाभ्याम्।

**नारायणपरा वेदा देवा नारायणाङ्गजाः।**
**नारायणपरा लोका नारायणपरा मखाः॥ १५**

नारायणः परः कारणं येषां ते। अनेनैव शास्त्रयोनित्वप्रतिपादनेनेश्वरे प्रमाणं सर्वज्ञत्वादिकं चोक्तम्।

देवाश्च तदङ्गाज्जाता अतो न तद्व्यतिरिक्ताः।

लोकाः स्वर्गादयस्तदानन्दांशाः।

मखास्तत्साधनभूताः॥ १५॥

આ દ્વારા '**यद् रूपम्**' (શ્લોક-૨) એ પ્રશ્નનો ઉત્તર આપવામાં આવ્યો છે. ॥૧૩॥

આ પ્રમાણે પોતાનાથી અન્ય પરમેશ્વરનું નિરૂપણ કરીને હવે બ્રહ્માજી '**यद् अधिष्ठानम्**' (શ્લોક-૨) વગેરે નવ પ્રશ્નોનો– તે એક જ સર્વનું અધિષ્ઠાન વગેરે છે, એમ ઉત્તર આપવા માટે ભગવાન સિવાય અન્યનું અસ્તિત્વ જ નથી, તેમ કહે છે– '**द्रव्यम् इति।**'

હે બ્રહ્મરૂપ નારદ! દ્રવ્ય, કર્મ, કાળ, સ્વભાવ તેમ જ જીવ– આ સર્વ પદાર્થો વાસ્તવિક દૃષ્ટિએ ભગવાન વાસુદેવથી ભિન્ન છે જ નહીં. ॥૧૪॥

'**द्रव्यम्**' જગતના ઉપાદાનકારણરૂપ પાંચ મહાભૂતો, '**कर्म**' જન્મનું કારણ, '**कालः**' (ગુણ અને) કર્મોને ક્ષોભ પમાડનાર કાળ, '**स्वभावः**' તેના (ગુણ-કર્મના) પરિણામનું કારણ, '**जीवः**' ભોક્તા, શ્રીવાસુદેવ ભગવાનથી '**परः**' બીજો પદાર્થ નથી, કારણ કે કારણથી ભિન્ન કાર્ય હોઈ શકે નહીં. ॥૧૪॥

(સર્વ વાસુદેવમય જ છે) તે બે શ્લોકો દ્વારા સમજાવે છે,

વેદો નારાયણથી જ ઉત્પન્ન થયા છે. દેવો નારાયણના શ્રીઅંગથી જ ઉત્પન્ન થયા છે. ત્રણે લોક નારાયણના આનંદના અંશ છે, યજ્ઞો નારાયણની પ્રાપ્તિના સાધનરૂપ છે. ॥૧૫॥

નારાયણ '**परः**' જેમનું કારણ છે તેવા ચાર વેદો, અથવા નારાયણ '**परः**' એ જ જેના તાત્પર્યનો વિષય છે. (અર્થાત્ વેદો નારાયણનું જ પ્રતિપાદન કરે છે.) આ દ્વારા જ ઋગ્વેદ વગેરે શાસ્ત્રોના કારણરૂપ ઈશ્વર વિષેના પ્રતિપાદન દ્વારા ઈશ્વરનું સર્વજ્ઞત્વ વગેરે પ્રમાણ કહેવામાં આવ્યું છે.

દેવો પણ નારાયણના શ્રીઅંગમાંથી જન્મ્યા છે, આથી નારાયણથી જુદા નથી.

'**लोकाः**' સ્વર્ગ વગેરે નારાયણના આનંદાંશ છે.

યજ્ઞો નારાયણની પ્રાપ્તિ માટેના સાધનરૂપ છે.॥૧૫॥

**नारायणपरो योगो नारायणपरं तपः।**
**नारायणपरं ज्ञानं नारायणपरा गतिः॥ १६**

योगः प्राणायामादिः। तपस्तत्साध्यं चित्तैकाग्र्यम्। ज्ञानं तत्साध्यम्। गतिस्तत्फलम्। अनेनैव सर्वं तदधीनमित्युक्तम्॥ १६॥

तर्हि त्वं किं करोषीत्यपेक्षायामाह।

**तस्यापि द्रष्टुरीशस्य कूटस्थस्याखिलात्मनः।**
**सृज्यं सृजामि सृष्टोऽहमीक्षयैवाभिचोदितः॥ १७**

तस्य सृज्यमपि तेन सृष्टोऽहं सृजामि। ईक्षया कटाक्षेण। तत्र हेतवः—द्रष्टुरित्यादयः॥ १७॥

ननु कुतोऽयं जीवेश्वरविभागः, यतस्त्वं प्रेर्यः, स च प्रेरकः स्यादित्यपेक्षायां जीवेश्वरविभागहेतुमाह त्रिभिः—**सत्त्वमिति।**

**सत्त्वं रजस्तम इति निर्गुणस्य गुणास्त्रयः।**
**स्थितिसर्गनिरोधेषु गृहीता मायया विभोः॥ १८**

निर्गुणस्यापीश्वरस्यैते त्रयो गुणा बध्नन्तीत्युत्तरेणान्वयः। कथंभूताः। तेनैव स्वातन्त्र्येण स्थित्याद्यर्थं मायया गृहीताः॥ १८॥

**कार्यकारणकर्तृत्वे द्रव्यज्ञानक्रियाश्रयाः।**
**बध्नन्ति नित्यदा मुक्तं मायिनं पुरुषं गुणाः॥ १९**

યોગનું તાત્પર્ય નારાયણમાં છે, તપશ્ચરણ નારાયણપરક છે, જ્ઞાનની પરાકાષ્ઠા નારાયણ છે, સર્વની ગતિ પણ નારાયણ છે. ॥૧૬॥

**'योगः'** પ્રાણાયામ વગેરે (અષ્ટાંગ યોગ), તે યોગથી સાધ્ય ચિત્તની એકાગ્રતારૂપ તપ, એ તપથી સાધ્ય જ્ઞાન અને એ જ્ઞાનથી સાધ્ય ફળ (મોક્ષ), આ દ્વારા જ સર્વ જેને અધીન છે, (તેવા નારાયણ) એમ કહે છે. ॥૧૬॥

તો પછી આપ શું કરો છો, એવી અપેક્ષા માટે કહે છે.

તે નારાયણ સર્વના દ્રષ્ટા, ઈશ્વર, સર્વ વિકારોથી રહિત, પ્રાણીમાત્રના આત્મા છે. તેમની જ્ઞાનદૃષ્ટિથી ઉત્પન્ન થયેલો અને પ્રેરિત થયેલો હું સર્જન કરવા યોગ્ય સૃષ્ટિનું સર્જન કરું છું. ॥૧૭॥

તેમણે સર્જવા ધારેલી સૃષ્ટિને પણ તેમનાથી ઉત્પન્ન થયેલો હું સર્જું છું. **'ईक्षया'** દૃષ્ટિથી, તે માટે કારણો આપે છે– ઈશ્વર દ્રષ્ટા છે વગેરે. ॥૧૭॥

શંકા કરવામાં આવી છે કે, આ જીવ અને ઈશ્વરના વિભાગ કેમ સંભવે, જેને માટે આપ પ્રેરવા યોગ્ય બન્યા અને તે ભગવાન પ્રેરક થયા? એવી અપેક્ષા માટે જીવ અને ઈશ્વરના વિભાગનું કારણ ત્રણ શ્લોકો વડે કહે છે– **'सत्त्वम् इति।'**

ત્રણ ગુણોથી પર હોવા છતાં સમર્થ વિભુના સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણો છે. જગતની ઉત્પત્તિ, સ્થિતિ, લય માટે પોતે માયાથી એ ત્રણ ગુણોને ગ્રહણ કરે છે. ॥૧૮॥

ઈશ્વર નિર્ગુણ હોવા છતાં તેમના આ ત્રણે ગુણો (જીવને) બાંધે છે. એમ આ પછીના શ્લોક (૧૯) સાથે સંબંધ છે. કેવા ગુણો? ભગવાનની તે જ સ્વતંત્રતાથી સ્થિતિ વગેરે માટે માયા વડે ગ્રહણ કરવામાં આવેલા ત્રણ ગુણો ॥૧૮॥

દ્રવ્ય, જ્ઞાન અને ક્રિયાના આશ્રયવાળા સત્ત્વાદિ ત્રણ ગુણો સદા મુક્ત (છતાં) માયાની ઉપાધિવાળા જીવાત્માને કાર્ય, કારણ અને કર્તાના સંબંધથી બાંધે છે. ॥૧૯॥

वस्तुतः सर्वदा मुक्तमपि मायिनं मायाविषयं पुरुषं जीवं बध्नन्ति क्व। कार्यमधिभूतं, कारणमध्यात्मं, कर्ताऽधिदैवतं तेषां भावस्तत्त्वं तस्मिन्। द्रव्यं महाभूतानि, ज्ञानशब्देन देवताः, क्रिया इन्द्रियाणि, तदाश्रयास्तेषां कारणभूतास्तत्तदभिमानेन बध्नन्ति॥ १९॥

વાસ્તવિક રીતે નિત્યમુક્ત હોવા છતાં પણ **'मायिनम्'** માયાની ઉપાધિવાળા **'पुरुषम्'** જીવાત્માને બાંધે છે. ક્યાં? **'कार्यम्'** અધિભૂત, **'कारणम्'** અધ્યાત્મ, **'कर्ता'** આધિદૈવિક એ ત્રણે ગુણોનો ભાવ, તેમાં (જીવને) બાંધે છે. **'द्रव्यम्'** પંચમહાભૂતો, **'ज्ञान'** શબ્દ વડે ઇન્દ્રિયોના અધિષ્ઠાતા દેવતા તથા **'क्रिया'** ઇન્દ્રિયો, તે (દ્રવ્ય, જ્ઞાન, ક્રિયા)ના **'आश्रयाः'** આશ્રયવાળા, તેમના કારણરૂપ (ગુણો) તે તે અભિમાનથી બાંધે છે. ॥ ૧૯॥

**स एष भगवाँल्लिङ्गैस्त्रिभिरेभिरधोक्षजः।**
**स्वलक्षितगतिर्ब्रह्मन् सर्वेषां मम चेश्वरः॥ २०**

હે વિપ્ર (નારદજી), તે ઇન્દ્રિયાતીત ભગવાન આ ત્રણ ગુણસ્વરૂપ (જીવોના આવરણરૂપ) ઉપાધિ વડે અત્યન્ત અલક્ષિત ગતિવાળા છે અને તે જ ભગવાન સર્વના તથા મારા પણ ઈશ્વર છે. ॥ ૨૦॥

अतः स एष वश्यमाय एभिर्गुणैर्लिङ्गैर्जीवानामावरकैरुपाधिभिः। सुष्ठ्वलक्षिता गतिस्तत्त्वं यस्य सः, स्वैर्भक्तैरेव लक्षिता गतिस्तत्त्वं यस्येति वा॥ २०॥

આથી જ તે આ માયાને વશ કરનાર ભગવાન આ ગુણસ્વરૂપ **'लिङ्गैः'** જીવોના આવરણરૂપ ઉપાધિઓ વડે અત્યન્ત અલક્ષિત **'गतिः'** તત્ત્વ જેનું છે તે, **'( सुष्ठु+अलक्षित )'** અથવા **'( स्व+लक्षित )' स्वः** ભક્તો જ જેની ગતિ જાણી શકે છે તેવા ભગવાન ॥ ૨૦॥

तस्य सृष्टिप्रकारमाह—**कालमिति।**

તે ભગવાનની સૃષ્ટિનો પ્રકાર જણાવે છે— **'कालम् इति।'**

**कालं कर्म स्वभावं च मायेशो मायया स्वया।**
**आत्मन्यदृच्छया प्राप्तं विबुभूषुरुपाददे॥ २१**

વિવિધ સ્વરૂપે થવાની ઇચ્છાવાળા માયાપતિ ભગવાને પોતાને સ્વેચ્છાથી પ્રાપ્ત થયેલાં કાળ, કર્મ, સ્વભાવને પોતાની માયા વડે ગ્રહણ કર્યાં. ॥ ૨૧॥

कर्म जीवादृष्टम्। विबुभूषुर्विविधं भवितुमिच्छन्॥ २१॥

(**'कालम्'** (ગુણોનો) ક્ષોભ કરનાર, 'સૃષ્ટિકાળ' એ પ્રમાણે વ્યવહાર કરવાના હેતુરૂપ કાળ છે.) **'कर्म'** જીવનું અદૃષ્ટ (પુણ્ય તથા પાપ), (**'स्वभावम्'** તે અદૃષ્ટના પરિણામનું કારણ, **'आत्मन्' ( आत्मनि )** પોતાને વિષે **'यदृच्छया'** સ્વેચ્છાથી), **'विबुभूषुः'** વિવિધ સ્વરૂપે થવાની ઇચ્છાવાળા (**'वि+भू'** નું ઇચ્છાદર્શક વિશેષણ) ॥ ૨૧॥

**कालाद्‌गुणव्यतिकरः परिणामः स्वभावतः।**
**कर्मणो जन्म महतः पुरुषाधिष्ठितादभूत्॥ २२**

પરમાત્માથી અધિષ્ઠિત એવા કાળના સંબંધથી ગુણોની સમાનતામાં ફેરફાર થયો. સ્વભાવથી (અમુક વિશિષ્ટ રૂપાન્તરવાળા) પરિણામવાળા ગુણો થયા, પરમાત્માથી અધિષ્ઠિત એવા કર્મથી મહત્ તત્ત્વનો જન્મ થયો. ॥ ૨૨॥

गुणानां व्यतिकरः क्षोभः साम्यत्यागः। स्वभावतः परिणामो रूपान्तरापत्तिः। पुरुष ईश्वरस्तेनाधिष्ठितत्वं त्रयाणां विशेषणम्। महतः महत्तत्त्वस्य॥ २२॥

ગુણોની **'व्यतिकरः'** સમાનતામાં ફેરફાર થવો એટલે ગુણોમાં ક્ષોભ થવો અર્થાત્ ગુણોની સામ્યાવસ્થાનો ત્યાગ થવો. સ્વભાવથી ગુણો પરિણામવાળા થયા, અર્થાત્ ગુણોમાં રૂપાન્તર થયું. **'पुरुषः'** ઈશ્વર, તેમના દ્વારા અધિષ્ઠિત રહેલા ત્રણેય (કાળ, કર્મ, સ્વભાવ), પરમાત્માથી આશ્રિત– એ ત્રણેયનું વિશેષણ છે. **'महतः'** મહત્તત્ત્વનું ॥ ૨૨॥

**महतस्तु विकुर्वाणाद्रजःसत्त्वोपबृंहितात्।**
**तमःप्रधानस्त्वभवद्द्रव्यज्ञानक्रियात्मकः॥ २३**

રજોગુણ તથા સત્ત્વગુણથી વૃદ્ધિ પામેલું એ મહત્ તત્ત્વ વિકાર પામતાં, દ્રવ્ય, જ્ઞાન અને ક્રિયા– એ ત્રણેયની શક્તિવાળો તમઃપ્રધાન (અહંકાર) ઉત્પન્ન થયો. ॥ ૨૩॥

महत्तत्त्वाद्विकुर्वाणाद्विक्रियमाणात् तस्य च क्रियाज्ञानशक्तित्वात्त्रिगुणत्वेऽपि रजःसत्त्वाभ्या–मुपबृंहितत्वम्, अहंकारस्य त्वावरकत्वात्तमः–प्रधानत्वम्। अत एवाहंकारकार्येषु तामसमाकाशादिकं बहु। राजसं सात्त्विकं चाल्पम्। एवं तदुपाधिकेषु जीवेष्वपि तथैव तामसाधिक्यम्॥ २३॥

**'विकुर्वाणात्'** વિકાર પામેલા મહત્તત્ત્વમાંથી અને તે મહત્તત્ત્વ ક્રિયાશક્તિ (રજસ્) અને જ્ઞાનશક્તિ (સત્ત્વ)થી યુક્ત હોવાને કારણે ત્રણેય ગુણોથી યુક્ત હોવા છતાં રજસ્ અને સત્ત્વથી વૃદ્ધિ પામેલુ છે, પરંતુ અહંકાર (આત્મસ્વરૂપને) ઢાંકનારો હોવાથી તે તમઃપ્રધાન છે. આથી જ અહંકારનાં કાર્યોમાં આકાશાદિ પંચમહાભૂતરૂપ તામસકાર્ય અધિક છે તથા રાજસ, સાત્ત્વિક કાર્ય અલ્પ છે. તેમ જ તે તામસ અહંકારની ઉપાધિવાળા જીવમાં પણ એ જ પ્રમાણે તમોગુણની અધિકતા છે. ॥ ૨૩॥

**सोऽहंकार इति प्रोक्तो विकुर्वन्समभूत्त्रिधा।**
**वैकारिकस्तैजसश्च तामसश्चेति यद्भिदा।**
**द्रव्यशक्तिः क्रियाशक्तिर्ज्ञानशक्तिरिति प्रभो॥ २४**

હે પ્રભુ નારદ, 'અહંકાર' એવા નામથી કહેવાતો તે, વિકાર પામતાં ત્રણ પ્રકારનો થયો. સાત્ત્વિક, રાજસ, તામસ– એમ ત્રણ જેના પ્રકાર છે તથા (ઊલટાક્રમથી) દ્રવ્યશક્તિ, ક્રિયાશક્તિ અને જ્ઞાનશક્તિ એ ત્રણ તે અહંકારનાં લક્ષણો છે. ॥ ૨૪॥

स च विकुर्वन् रूपान्तरं गच्छन्। त्रैविध्यमेवाह। वैकारिकः सात्त्विकः। तैजसो राजसः। यद्भिदा यस्य भेदः। द्रव्यशक्तिरित्यादीनि प्रातिलोम्येन त्रयाणां लक्षणानि। द्रव्ये महाभूताख्ये शक्तिर्यस्य। क्रियासु इन्द्रियेषु शक्तिर्यस्य। ज्ञानेषु देवेषु शक्तिर्यस्य। हे प्रभो बोद्धुं शक्त॥ २४॥

તથા તે અહંકાર **'विकुर्वन्'** રૂપાન્તર પામતાં ત્રણ પ્રકારનો થયો. તેમ કહે છે. **'वैकारिकः'** સાત્ત્વિક, **'तैजसः'** રાજસ (તથા તામસ) **'यद्भिदा'** જેના પ્રકાર છે. દ્રવ્યશક્તિ, ક્રિયાશક્તિ, જ્ઞાનશક્તિ એમ ઊલટાક્રમથી ત્રણ લક્ષણવાળો છે. પંચમહાભૂત કહેવાતા દ્રવ્યમાં જેની શક્તિ છે, ઇન્દ્રિયરૂપ ક્રિયામાં જેની શક્તિ છે, જ્ઞાનરૂપ (ઇન્દ્રિયોના) દેવોમાં જેની શક્તિ છે, (તેવો અહંકાર) એમ સમાસનો વિગ્રહ થાય છે. **'हे प्रभो'** જાણવાને સમર્થ એવા હે નારદજી! ॥ ૨૪॥

**तामसादपि भूतादेर्विकुर्वाणादभून्नभः।**
**तस्य मात्रा गुणः शब्दो लिङ्गं यद् द्रष्टृदृश्ययोः॥ २५**

પંચમહાભૂતોના સ્વરૂપવાળો તામસ અહંકાર પણ વિકાર પામતાં તેમાંથી આકાશ ઉત્પન્ન થયું. આકાશનું સૂક્ષ્મસ્વરૂપ તે જ આકાશનો ગુણ શબ્દ છે, જે શબ્દ દ્વારા જ દ્રષ્ટા અને દૃશ્યનું જ્ઞાન કરાવે છે. ॥ ૨૫॥

भूतादेरिति तामसस्य विशेषणम्। ननु तामसात्प्रथमं शब्दो भवतीति प्रसिद्धम्। सत्यम्। स तु तस्य नभसो मात्रा सूक्ष्मं रूपम्। गुणश्चासाधारणो व्यावर्तको धर्मः। शब्दद्वारा नभ उत्पद्यत इत्यर्थः। एवमेव स्पर्शादिष्वपि द्रष्टव्यम्।

પંચમહાભૂતોના સ્વરૂપવાળો તામસ અહંકાર– એમ '**भूतादेः**' તામસ અહંકારનું વિશેષણ છે. શંકા કરવામાં આવી છે કે તામસ અહંકારમાંથી તો પ્રથમ શબ્દ ઉત્પન્ન થાય છે તે પ્રસિદ્ધ છે. આ માટે કહે છે કે તે સાચું છે. શબ્દ '**तस्य**' તે આકાશનું '**मात्रा**' સૂક્ષ્મરૂપ તથા આકાશનો ગુણ છે, એકથી અન્યને ભિન્ન કરનાર અસાધારણ ધર્મ છે. શબ્દગુણ દ્વારા આકાશ ઉત્પન્ન થાય છે, એમ અર્થ છે. આ જ પ્રમાણે સ્પર્શ વગેરે ગુણોમાં પણ સમજવું.

शब्दस्य लक्षणं लिङ्गमिति। कुड्याद्यन्तरितेन केनचिदुच्चैर्गजो गज इत्युक्ते यो गजद्रष्टा यश्च तेन दृश्यो गजस्तयोर्लिङ्गं बोधकम्। लिङ्ग-विशेषणत्वाद्यच्छब्दस्य षण्ढत्वम्॥ २५॥

શબ્દનું લક્ષણ છે જ્ઞાન કરાવવું તે. ભીંતની પાછળ રહેલી કોઈક વ્યક્તિ મોટેથી ''હાથી, હાથી'' એમ બોલે તો જે હાથીનો દ્રષ્ટા છે તે અને તેના દ્વારા હાથીરૂપ જે દૃશ્ય છે, તે બન્નેનું '**लिङ्गम्**' જ્ઞાન કરાવનાર શબ્દ છે. '**यत्**' શબ્દ લિંગનું વિશેષણ હોવાથી નપું. છે. (કારણ કે '**लिङ्गम्**' શબ્દ નપું. છે.) ॥ ૨૫॥

**नभसोऽथ विकुर्वाणादभूत्स्पर्शगुणोऽनिलः।**
**परान्वयाच्छब्दवांश्च प्राण ओजः सहो बलम्॥ २६**

ત્યાર બાદ આકાશ વિકાર પામતાં તેમાંથી સ્પર્શ ગુણવાળો વાયુ ઉત્પન્ન થયો. એ વાયુમાં આકાશનો કારણ તરીકેનો સંબંધ હોવાથી તે પ્રાણ શબ્દગુણવાળો પણ છે અને ઈન્દ્રિયબળ, મનોબળ તથા શરીરબળનું કારણ પણ છે. ॥ ૨૬॥

परस्य नभसः कारणत्वेनान्वयाच्छब्दवांश्च वायुः। तस्यैव लक्षणं प्राणो देहधारणम्। ओजः-सहोबलानीन्द्रियमनःशरीराणां पाटवानि तेषां हेतुरित्यर्थः॥ २६॥

'**परस्य**' આકાશનો કારણરૂપે સંબંધ હોવાથી વાયુ શબ્દગુણવાળો પણ બન્યો. તે જ દેહ ધારણ કરવાના લક્ષણવાળો પ્રાણ છે. '**ओजःसहोबलम्**' ઈન્દ્રિયબળ, મનોબળ તથા શરીરબળની પટુતાનું કારણ તે પ્રાણ છે, એમ અર્થ છે. ॥ ૨૬॥

**वायोरपि विकुर्वाणात्कालकर्मस्वभावतः।**
**उदपद्यत तेजो वै रूपवत्स्पर्शशब्दवत्॥ २७**

વાયુ પણ કાળ, કર્મ તથા સ્વભાવને લીધે વિકાર પામ્યો, એટલે તેથી રૂપના ગુણવાળું તેજ ઉત્પન્ન થયું. (એ તેજમાં આકાશ તથા વાયુનું પણ કારણ તરીકે અનુસરણ હોવાથી) તે રૂપવાળું, શબ્દ તથા સ્પર્શ (બન્ને) ગુણવાળું છે. ॥ ૨૭॥

उदपद्यत उत्पन्नम्। स्वतो रूपवत्तेजो वायुनभसोः कारणभूतयोरन्वयात्स्पर्शशब्दवच्च। एवमम्भसः पृथिव्याश्च परान्वयाधिक्याद्गुणाधिक्यम्॥ २७॥

**'उदपद्यत'** ઉત્પન્ન થયું. (કાળ, કર્મ અને) સ્વભાવથી વિકાર પામતાં સ્વયં રૂપવાળું તેજ, કારણરૂપ એવા વાયુ તથા આકાશના સંબંધથી સ્પર્શવાળું તથા શબ્દવાળું છે. આ જ પ્રમાણે જળ અને પૃથ્વીના પણ પહેલાં ઉત્પન્ન થયેલાં તેજ, વાયુ અને આકાશના અધિક સંબંધથી ગુણોનું આધિક્ય છે. અર્થાત્, રસવાળું જળ રૂપ, સ્પર્શ અને શબ્દ ગુણવાળું બન્યું અને ગંધવાળી પૃથ્વી રસ, રૂપ, સ્પર્શ અને શબ્દવાળી બની. ॥ ૨૭॥

**तेजसस्तु विकुर्वाणादासीदम्भो रसात्मकम्।**
**रूपवत्स्पर्शवच्चाम्भो घोषवच्च परान्वयात्॥ २८**

તેજ પણ વિકાર પામતાં રસાત્મક જળ થયું. પહેલાં ઉત્પન્ન થયેલા (આકાશ, વાયુ અને તેજ)ના સંબંધથી તે જળ રૂપવાળું, સ્પર્શવાળું તથા શબ્દ ગુણવાળું બન્યું. ॥ ૨૮॥

घोषः शब्दः॥ २८॥

**'घोषः'** શબ્દ ॥ ૨૮॥

**विशेषस्तु विकुर्वाणादम्भसो गन्धवानभूत्।**
**परान्वयाद्रसस्पर्शशब्दरूपगुणान्वितः॥ २९**

જળનો વિકાર થતાં મહાભૂત– વિશેષ એટલે કે પૃથ્વી ઉત્પન્ન થઈ. પહેલાં ઉત્પન્ન થયેલા (આકાશ, વાયુ, તેજ અને જળ)ના સંબંધથી (તે પૃથ્વી) શબ્દ, સ્પર્શ, રૂપ અને રસયુક્ત છે. ॥ ૨૯॥

विशेषः पृथ्वी। पृथिव्याश्च परान्वयाधिक्याद्गुणाधिक्यम्॥ २९॥

**'विशेषः'** પૃથ્વી, પૃથ્વીમાં પણ પહેલાં ઉત્પન્ન થયેલા (આકાશ, વાયુ, તેજ, જળ)ના સંબંધની અધિકતાને કારણે ગુણોની અધિકતા છે. ॥ ૨૯॥

(અહીં સુધી તામસ અહંકારના કાર્યની વાત કરી.)

**वैकारिकान्मनो जज्ञे देवा वैकारिका दश।**
**दिग्वातार्कप्रचेतोऽश्विवह्नीन्द्रोपेन्द्रमित्रकाः॥ ३०**

સાત્ત્વિક અહંકારથી મન ઉત્પન્ન થયું. (અને તેના અધિષ્ઠાતા દેવ ચન્દ્ર પણ ઉત્પન્ન થયા.) દિશાઓ, વાયુ, સૂર્ય, વરુણ, અશ્વિનીકુમારો, અગ્નિ, ઈન્દ્ર, ઉપેન્દ્ર, મિત્ર તથા બ્રહ્મા– આ દશ દેવો સાત્ત્વિક અહંકારથી ઉત્પન્ન થયેલા છે. ॥ ૩૦॥

मनःशब्देनैव तदधिष्ठाता चन्द्रोऽपि द्रष्टव्यः। अन्ये च दश देवा वैकारिकाः सात्त्विकाहंकारकार्याः। तानाह। दिशश्च वातश्च अर्कश्च प्रचेताश्च अश्विनौ च, एते पञ्च श्रोत्रत्वक्चक्षुर्जिह्वाघ्राणानामधिष्ठातारः। वह्निश्च इन्द्रश्च उपेन्द्रश्च मित्रश्च कश्च प्रजापतिः, एते पञ्च वाक्पाणिपादपायूपस्थानामधिष्ठातारः॥ ३०॥

**'मनः'** મન શબ્દથી તેના અધિષ્ઠાતા દેવ ચન્દ્ર પણ સમજવા તથા અન્ય દશ દેવો **'वैकारिकाः'** સાત્ત્વિક અહંકારના કાર્યરૂપ છે, તે (નામ) કહે છે. દિશાઓ તથા વાયુ તથા સૂર્ય તથા વરુણ તેમજ બન્ને અશ્વિનીકુમારો– આ પાંચ શ્રોત્ર, ત્વચા, નેત્ર, જીભ અને નાસિકાના અધિષ્ઠાતા છે. અગ્નિ તથા ઈન્દ્ર તથા ઉપેન્દ્ર તથા મિત્ર તથા **'कः'** પ્રજાપતિ બ્રહ્માજી– આ પાંચ વાણી, હાથ, પગ, ગુદા અને જનનેન્દ્રિયના અધિષ્ઠાતા દેવો છે. ॥ ૩૦॥

**तैजसात्तु विकुर्वाणादिन्द्रियाणि दशाभवन्।**
**ज्ञानशक्तिःक्रियाशक्तिर्बुद्धिः प्राणस्तु तैजसौ।**
**श्रोत्रत्वग्घ्राणदृग्जिह्वावाग्दोर्मेढ्राङ्घ्रिपायवः॥ ३१**

यतो ज्ञानशक्तिर्बुद्धिः क्रियाशक्तिः प्राणश्च तैजसाहंकारकार्यौ। अतो ज्ञानक्रियाविशेषरूपाणीन्द्रियाण्यपि तैजसादभवन्नित्यर्थः। तान्याह— **श्रोत्रमिति**।

दोः पाणिः। मेढ्रमुपस्थः। क्रमस्त्वत्र न विवक्षितः॥ ३१॥

તૈજસ અહંકાર વિકાર પામતાં દશ ઈન્દ્રિયો ઉત્પન્ન થઈઃ- શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જિહ્‌વા, ઘ્રાણ તથા વાણી, હાથ, પગ, ગુદા, જનનેન્દ્રિય. જ્ઞાનશક્તિવાળી બુદ્ધિ અને ક્રિયાશક્તિવાળો પ્રાણ તૈજસ અહંકારમાંથી જ ઉત્પન્ન થયાં છે. ॥ ૩૧॥

કારણ કે જ્ઞાનશક્તિવાળી બુદ્ધિ તથા ક્રિયાશક્તિવાળો પ્રાણ તૈજસ અહંકારનાં જ કાર્યો છે, તેથી જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયો પણ તૈજસ અહંકારમાંથી જ ઉત્પન્ન થઈ છે, એમ અર્થ છે. તે ઇન્દ્રિયોને જણાવે છે– **‘श्रोत्रम् इति।’**

**‘दोः’** હાથ, **‘मेढ्रम्’** ગુહ્યેન્દ્રિય. અહીં ક્રમ કહેવા ઈચ્છેલ નથી. ॥ ૩૧॥

(મૂળક્રમ – શ્રોત્ર, ત્વચા, ઘ્રાણ, દૃક્, જિહ્‌વા
વસ્તુતઃક્રમ – શ્રોત્ર, ત્વચા, દૃક્, જિહ્‌વા, ઘ્રાણ
મૂળક્રમ – વાક્, પાણિ, ઉપસ્થ, પાદ, પાયુ
વસ્તુતઃક્રમ – વાક્, પાણિ, પાદ, પાયુ, ઉપસ્થ)

**यदैतेऽसङ्गता भावा भूतेन्द्रियमनोगुणाः।**
**यदायतननिर्माणे न शेकुर्ब्रह्मवित्तम॥ ३२**

एवं कारणसृष्टिमुक्त्वा कार्यसृष्टिमाह। यदा एते असङ्गता अमीलिता आसन्, अत एव यदा आयतनस्य शरीरस्य निर्माणे न शेकुः॥ ३२॥

હે બ્રહ્મવેત્તાઓમાં શ્રેષ્ઠ (નારદ), જ્યારે પંચમહાભૂતો, પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, મન તથા ત્રણ ગુણો– એ સર્વ પદાર્થો જુદા જુદા હતા ત્યારે (બ્રહ્માંડરૂપી) શરીર નિર્માણ કરવામાં સમર્થ ન થયા. ॥ ૩૨॥

આ પ્રમાણે કારણરૂપ સૃષ્ટિનું વર્ણન કરી કાર્યરૂપ સૃષ્ટિ વિષે કહે છે. જ્યારે આ સર્વે **‘असङ्गताः’** અલગ અલગ હતા, આથી જ જ્યારે **‘आयतनस्य’** શરીરના નિર્માણમાં સમર્થ થયા નહીં. ॥ ૩૨॥

**तदा संहत्य चान्योन्यं भगवच्छक्तिचोदिताः।**
**सदसत्त्वमुपादाय चोभयं ससृजुर्ह्यदः॥ ३३**

तदा सदसत्त्वं प्रधानगुणभावमुपादाय स्वीकृत्य। उभयं समष्टिव्यष्ट्यात्मकं शरीरम्॥ ३३॥

ત્યારે ભગવાનની શક્તિથી પ્રેરણા પામેલા તે પદાર્થોએ પરસ્પર એકઠા થઈ, મુખ્ય અને ગૌણ ભાવનો સ્વીકાર કરીને સમષ્ટિ અને વ્યષ્ટિ– ઉભયરૂપ તે બ્રહ્માંડ– શરીર ઉત્પન્ન કર્યું. ॥ ૩૩॥

જ્યારે **‘सत्-असत्त्वम्’** મુખ્ય-ગૌણ ભાવને **‘उपादाय’** સ્વીકારી **‘उभयम्’** સમષ્ટિ અને વ્યષ્ટિરૂપ બન્ને શરીરને ॥ ૩૩॥

**वर्षपूगसहस्रान्ते तदण्डमुदकेशयम्।**
**कालकर्मस्वभावस्थो जीवोऽजीवमजीवयत्॥ ३४**

कालकर्मस्वभावानधिष्ठाय स्थितो जीवयतीति जीवः परमात्मा अजीवमचेतनमजीवयच्चेतयति स्म॥ ३४॥

**स एव पुरुषस्तस्मादण्डं निर्भिद्य निर्गतः।**
**सहस्रोर्वङ्घ्रिबाह्वक्षः सहस्राननशीर्षवान्॥ ३५**

निर्भिद्य पृथक्कृत्य स्थित इत्यर्थः॥ ३५॥

तदवयवैर्लोकरचनामाह—**यस्येति।**

**यस्येहावयवैर्लोकान्कल्पयन्ति मनीषिणः।**
**कट्यादिभिरधः सप्त सप्तोर्ध्वं जघनादिभिः॥ ३६**

कटिरित्यूरुमूलयोः पश्चाद्भागः। जघनं पुरोभागः। अधः सप्तलोकान् अतलादीन्। ऊर्ध्वं भूरादीन् सप्त॥ ३६॥

वर्णानां तत उत्पत्तिं दर्शयति—**पुरुषस्येति।**

**पुरुषस्य मुखं ब्रह्म क्षत्रमेतस्य बाहवः।**
**ऊर्वोर्वैश्यो भगवतः पद्भ्यां शूद्रोऽभ्यजायत॥ ३७**

ब्रह्म ब्राह्मणो मुखमिति कार्यकारण-योरभेदविवक्षयोक्तम्। बाहव इति च। क्षत्रं क्षत्रियः॥ ३७॥

इदानीमुपासनार्थं लोककल्पनाभेदान्दर्शयन् सप्तलोकपक्षमाह द्वाभ्याम्।

હજારો વર્ષના (સમૂહના) અન્તે તે પાણીમાં પડી રહેલા જીવ વગરના શરીરરૂપ ઈંડાને– અચેતનને– જીવરૂપ પરમાત્માએ કાળ, કર્મ અને સ્વભાવમાં સ્થિતિ કરી સજીવન કર્યું. ॥ ૩૪॥

કાળ, કર્મ અને સ્વભાવમાં અધિષ્ઠાતારૂપે સ્થિતિ કરી વસ્તુને ચેતનવંતી બનાવે છે કે જીવાડે છે તે **‘जीवः’** જીવરૂપ પરમાત્માએ **‘अजीवम्’** અચેતનને **‘अजीवयत्’** ચેતનવંતુ કર્યું. ॥ ૩૪॥

હજારો સાથળ, પગ, હાથ, નેત્રોવાળા, હજારો મુખ, મસ્તકવાળા તે આ જ પુરુષ, ઈંડાને ભેદીને તેમાંથી બહાર નીકળ્યા. ॥ ૩૫॥

**‘निर्भिद्य’** ભેદીને, છૂટા પડીને (બહાર) સ્થિત થયા, તેમ અર્થ છે. ॥ ૩૫॥

તે વિરાટપુરુષના અવયવો દ્વારા કરવામાં આવેલી લોકરચનાને કહે છે– **‘यस्य इति।’**

વિદ્વાનો જેમના કેડ વગેરે નીચેના અવયવોથી નીચેના સાત લોકો (અતલ આદિ)ની અને જઘન વગેરે ઉપરના અવયવોથી (પૃથ્વી આદિ) ઉપરના સાત લોકોની કલ્પના કરે છે. ॥ ૩૬॥

**‘कटिः’** કેડ, સાથળના મૂળભાગની પાછળનો ભાગ, **‘जघनम्’** તેનો આગળનો ભાગ, **‘अधः’** નીચેના અતલ વગેરે સાત લોકો, **‘ऊर्ध्वम्’** ઉપરના પૃથ્વી વગેરે સાત લોકો ॥ ૩૬॥

તેમાંથી વર્ણોની ઉત્પત્તિ દર્શાવે છે– **‘पुरुषस्य इति।’**

વિરાટપુરુષનું મુખ એ બ્રાહ્મણો છે, બાહુઓ એ ક્ષત્રિયો છે, બન્ને સાથળોમાંથી વૈશ્યો અને ભગવાનના બંને ચરણોમાંથી શૂદ્રો ઉત્પન્ન થયા છે. ॥ ૩૭॥

**‘ब्रह्म’** બ્રાહ્મણ મુખ છે, એમ કાર્ય-કારણ વચ્ચેનો અભેદ જણાવવા માટે કહ્યું છે અને બાહુઓ એ **‘क्षत्रम्’** ક્ષત્રિય છે. ॥ ૩૭॥

હવે ઉપાસના માટે લોક-કલ્પનાના પ્રકારોને દર્શાવતા સપ્તલોકના મતને બે શ્લોકો દ્વારા કહે છે.

**भूर्लोकः कल्पितः पद्भ्यां भुवर्लोकोऽस्य नाभितः।**
**हृदा स्वर्लोक उरसा महर्लोको महात्मनः॥ ३८**

એ મહાત્માના બે ચરણમાં (કેડ સુધી) ભૂલોક, નાભિમાં ભુવર્લોક, હૃદયમાં સ્વર્ગલોક તથા છાતીમાં મહર્લોકની કલ્પના કરી છે. ॥ ૩૮॥

भूर्लोकः पातालमारभ्य। पद्भ्यां कटिपर्यन्ताभ्याम्॥ ३८॥

**'भूः लोकः'** ભૂલોક, પાતાળથી માંડીને કટિપર્યન્ત બે ચરણો સુધીનો ભાગ ॥ ૩૮॥

**ग्रीवायां जनलोकश्च तपोलोकः स्तनद्वयात्।**
**मूर्धभिः सत्यलोकस्तु ब्रह्मलोकः सनातनः॥ ३९**

એમની ડોકમાં જનલોક, બે હોઠમાં અથવા બે સ્તનોમાં તપોલોક અને મસ્તકોમાં સત્યલોક કલ્પેલો છે, કે જે (વૈકુંઠ નામનો) બ્રહ્મલોક છે. તે સનાતન છે. ॥ ૩૯॥

स्तनद्वयादित्युपासनार्थत्वादूर्ध्वाधोभागवैपरीत्यं न दोषः।

**'स्तनद्वयात्'** બે સ્તનોમાંથી– તપલોકાદિની કલ્પના ઉપાસનાના પ્રયોજન માટે હોવાથી ઉપર નીચેનાં સ્થાનોનું જે ઊલટાપણું છે તે વિપરીતતા દોષ નથી; (અર્થાત્ શરીરનાં અંગોના ઉપર-નીચેના ક્રમને જોતાં તેમાં વૈપરીત્ય દોષ નથી,

यद्वा स्तनच्छब्दं कुर्वद्यदोष्ठद्वयं तस्मादित्यर्थः। ब्रह्मलोको वैकुण्ठाख्यः, सनातनो नित्यः न तु सृज्यप्रपञ्चान्तर्वर्तीत्यर्थः॥ ३९॥

અથવા **'स्तनत्'** શબ્દ કરતા બે હોઠ, તેમાં (તપોલોક કલ્પેલો છે,) એમ અર્થ છે. **'ब्रह्मलोकः'** વૈકુંઠ નામનો બ્રહ્મલોક (જેને અહીં સત્યલોક કહેલો છે.) તે **'सनातनः'** નિત્ય છે, પરંતુ આ સર્જન કરેલા પ્રપંચની અન્તર્ગત નથી, એમ અર્થ છે. ॥ ૩૯॥

સત્યલોક - મસ્તક / તપોલોક - સ્તન / જનલોક - ગ્રીવા /મહર્લોક - છાતી / સ્વર્લોક - હૃદય / ભુવર્લોક - નાભિ / ભૂર્લોક - કેડ

(ઉપરથી નીચેનો ક્રમ લેતાં, શરીરમાં પહેલાં ગ્રીવા અને પછી સ્તન હોય છે. અહીં પહેલાં સ્તન છે અને પછી ગ્રીવા છે; તેમાં વૈપરીત્ય દોષ નથી, કારણ કે તપોલોક વગેરેની કલ્પના ઉપાસનાના પ્રયોજન માટે છે.)

इदानीं चतुर्दशलोकपक्षं दर्शयति। तत्र जघनादिभिर्भूरादयः पूर्वोक्ता एव सप्त, कट्यादिभिरधः सप्तलोकानाह—तत्कट्यामिति द्वाभ्याम्।

હવે ચૌદ લોકનો મત દર્શાવે છે. તેમાં જઘન વગેરે સુધી ભૂલોક વગેરે પૂર્વે જણાવેલા સાત લોક તથા કટિ વગેરેથી નીચે સાત લોક બે શ્લોકો વડે કહે છે– **'तत्कट्याम्'**

**तत्कट्यां चातलं क्लृप्तमूरुभ्यां वितलं विभोः।**
**जानुभ्यां सुतलं शुद्धं जङ्घाभ्यां तु तलातलम्॥ ४०**

વ્યાપક વિરાટપુરુષની કેડમાં અતલની, બે સાથળમાં વિતલની, બે ઢીંચણમાં પવિત્ર સુતલની, બે પિંડીમાં તલાતલની કલ્પના કરી છે. ॥ ૪૦॥

शुद्धं हरिभक्तनिवासत्वात् ॥ ४० ॥

**'शुद्धम्'** (પ્રહ્લાદજી, બલિરાજા વગેરે) હરિભક્તોનો પવિત્ર સુતલ લોકમાં નિવાસ હોવાથી તેને શુદ્ધ કહેવામાં આવ્યો છે. ॥ ૪૦॥

**महातलं तु गुल्फाभ्यां प्रपदाभ्यां रसातलम् ।**
**पातालं पादतलत इति लोकमयः पुमान् ॥ ४१**

બે ઘૂંટીમાં મહાતલની, પગના બે ફણાઓમાં રસાતલની તથા પગનાં તળિયામાં પાતાલની (કલ્પના કરી છે). એ રીતે વિરાટ-પુરુષ સર્વલોકમય છે. ॥ ૪૧॥ ૪૧॥

**भूर्लोकः कल्पितः पद्भ्यां भुवर्लोकोऽस्य नाभितः ।**
**स्वर्लोकः कल्पितो मूर्ध्ना इति वा लोककल्पना ॥ ४२**

અથવા તેમના ચરણમાં ભૂલોકની, નાભિમાં ભુવર્લોકની અને મસ્તકમાં સ્વર્ગલોકની, એમ ત્રણ લોકની કલ્પના પણ કરવામાં આવી છે. ॥ ૪૨॥

त्रिलोकपक्षमाह। भूर्लोकः पातालादिसहितः ॥ ४२ ॥

ત્રણ લોકનો મત જણાવે છે. ભૂલોક પાતાળ વગેરે સહિત ગણવો. ॥ ૪૨॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां द्वितीयस्कन्धे पञ्चमोऽध्यायः ॥ ५ ॥

इति श्रीमद्भागवते द्वितीयस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां पञ्चमोऽध्यायः ॥ ५ ॥

*****

# अथ षष्ठोऽध्यायः

## વિરાટસ્વરૂપની વિભૂતિઓનું વર્ણન

षष्ठे विराड्विभूतिश्च प्रोक्ताऽध्यात्मादिभेदतः ।
दृढीकृतं च पूर्वोक्तं सर्वं पुरुषसूक्ततः ॥ १

છઠ્ઠા અધ્યાયમાં અધ્યાત્મ આદિ પ્રકારથી વિરાટ-પુરુષની વિભૂતિનું વર્ણન કરવામાં આવ્યું છે તથા પૂર્વોક્ત સર્વ કથાને પુરુષસૂક્ત વડે દૃઢ કરવામાં આવી છે. ॥ ૧॥

इदानीं वैराजस्य विभूतिः सप्रपञ्चमनुवर्ण्यते।

હવે વિરાટપુરુષના ઐશ્વર્યનું સવિસ્તાર વર્ણન કરે છે.

**ब्रह्मोवाच**

**वाचां वह्नेर्मुखं क्षेत्रं छन्दसां सप्त धातवः ।**
**हव्यकव्यामृतान्नानां जिह्वा सर्वरसस्य च ॥ १**

**બ્રહ્માજી કહે છે** – વિરાટપુરુષનું મુખ વાણીનું તથા અગ્નિનું ઉત્પત્તિસ્થાન છે, સાત ધાતુઓ ગાયત્રી વગેરે છન્દોનું ઉત્પત્તિસ્થાન છે, તેમની જીભ હવ્ય, કવ્ય અને અમૃત, એ ત્રણ પ્રકારના રસનું ઉત્પત્તિસ્થાન છે. ॥ ૧॥

वाचामस्मदादिवागिन्द्रियाणां तदधिष्ठातुर्वह्नेश्च तस्य मुखं क्षेत्रमुत्पत्तिस्थानम्। छन्दसां गायत्र्यादीनां सप्तानां तस्य सप्तधातवस्त्वगादयः क्षेत्रम्। हव्यं

**'वाचाम्'** આપણા સૌની વાક્-ઈન્દ્રિયનું તથા તેના અધિષ્ઠાતા અગ્નિનું **'क्षेत्रम्'** ઉત્પત્તિસ્થાન તે વિરાટપુરુષનું મુખ છે. **'छन्दसाम्'** ગાયત્રી વગેરે સાત છંદોનું (ગાયત્રી, ઉષ્ણિક્, બૃહતી, પંક્તિ, જગતી, ત્રિષ્ટુપ્ અને અનુષ્ટુપ્)નું ઉત્પત્તિસ્થાન તેમની **'सप्तधातवः'** ત્વચા વગેરે (માંસ, રુધિર, મેદ, મજ્જા, સ્નાયુ, અસ્થિ) સાત

देवानामन्नम्। कव्यं पितॄणाम्। अमृतं तदुभयशेषो मनुष्याणाम्। तेषामन्नानां सर्वरसस्य मधुरादेः षड्विधस्य चकारादस्मदादिरसनेन्द्रियस्य तदधिष्ठातुर्वरुणस्य चैतस्य जिह्वा क्षेत्रमुत्पत्तिस्थानम्। एवं सर्वत्रानुक्तमुन्नेयम्॥ १ ॥

**सर्वासूनां च वायोश्च तन्नासे परमायने।**
**अश्विनोरोषधीनां च घ्राणो मोदप्रमोदयोः॥ २**

सर्वासूनामस्मदादिप्राणानां तस्य नासे नासारन्ध्रे परमायने उत्तमक्षेत्रे। मोदप्रमोदयोश्च सामान्यविशेषगन्धयोर्घ्राणो घ्राणेन्द्रियं परमायनम् ॥ २ ॥

**रूपाणां तेजसां चक्षुर्दिवः सूर्यस्य चाक्षिणी।**
**कर्णौ दिशां च तीर्थानां श्रोत्रमाकाशशब्दयोः॥ ३**

रूपाणां तेजसां रूपप्रकाशानां च चक्षुरिन्द्रियम्। अक्षिणी नेत्रगोलके। सर्वत्र षष्ठ्यन्तानां प्रथमान्तं क्षेत्रं द्रष्टव्यम्। कर्णौ श्रोत्राधिष्ठाने। श्रोत्रमिन्द्रियम्॥ ३ ॥

**तद्गात्रं वस्तुसाराणां सौभगस्य च भाजनम्।**
**त्वगस्य स्पर्शवायोश्च सर्वमेधस्य चैव हि॥ ४**

ધાતુઓ છે. **'हव्यम्'** દેવોનું અન્ન, **'कव्यम्'** પિતૃઓનું અન્ન, **'अमृतम्'** તે બન્નેમાંથી વધેલા, મનુષ્યોના અન્નનું તથા સર્વ મધુર વગેરે (કટુ, તીખું, તૂરું, ખાટું, ખારું– એમ છ) પ્રકારના રસનું– **'च'**કાર દ્વારા આપણી સૌની રસનેન્દ્રિયનું તથા તેના અધિષ્ઠાતા વરુણદેવનું **'क्षेत्रम्'** ઉત્પત્તિસ્થાન આ વિરાટપુરુષની જીભ છે. આ પ્રમાણે ન કહેવાયેલું સર્વત્ર સમજી લેવું. ॥ ૧॥

તે વિરાટપુરુષની બે નાસિકા સર્વ પ્રાણોનું અને વાયુનું પરમ ઉત્પત્તિસ્થાન છે તથા બન્ને અશ્વિનીકુમારોનું, બધી ઔષધિઓનું તેમ જ સાધારણ અને વિશેષ ગન્ધનું ઉત્પત્તિસ્થાન વિરાટપુરુષની ઘ્રાણેન્દ્રિય છે. ॥ ૨॥

**'सर्व-असूनाम्'** આપણા સૌના પ્રાણોનું (પ્રાણ, અપાન, સમાન, ઉદાન, વ્યાન, નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત અને ધનંજય)નું **'परम-अयने'** ઉત્તમ ઉત્પત્તિસ્થાન તેમની **'नासे'** બે નાસિકાનાં છિદ્રો છે તથા **'मोदप्रमोदयोः'** સાધારણ તથા વિશેષ ગન્ધનું **'घ्राणः'** ઘ્રાણેન્દ્રિય શ્રેષ્ઠ ઉત્પત્તિસ્થાન છે. ॥ ૨॥

વિરાટપુરુષની ચક્ષુઇન્દ્રિય રૂપ અને તેજનું ઉત્પત્તિસ્થાન છે, વિરાટપુરુષનું નેત્રગોલક સ્વર્ગલોકનું અને સૂર્યનું સ્થાન છે. વિરાટના બન્ને કાન દિશાઓ તથા તીર્થોનું સ્થાન છે, શ્રવણેન્દ્રિય આકાશ તથા શબ્દનું સ્થાન છે. ॥ ૩॥

**'रूपाणां तेजसाम्'** રૂપ અને પ્રકાશનું ઉત્પત્તિસ્થાન છે ચક્ષુઇન્દ્રિય. **'अक्षिणी'** બન્ને નેત્રગોલકો, સર્વત્ર છઠ્ઠી વિભક્તિના અન્તવાળા શબ્દોથી સૂચિત પદાર્થોનું, પ્રથમા વિભક્તિના અંતવાળા શબ્દોથી સૂચિત વિરાટપુરુષનું અંગ ઉત્પત્તિસ્થાન છે, તેમ સમજવું. **'कर्णौ'** બે કાન શ્રવણેન્દ્રિયના અધિષ્ઠાન છે. ॥ ૩॥

તે વિરાટપુરુષનું શરીર (સંસારની હર કોઈ) વસ્તુના સારતત્ત્વનું તથા સૌન્દર્યનું ઉત્પત્તિસ્થાન છે. આ વિરાટ ભગવાનની ત્વચા સ્પર્શનું અને વાયુનું તેમ જ સર્વ યજ્ઞનું ઉત્પત્તિસ્થાન છે. ॥ ૪॥

तस्य गात्रं शरीरं वस्तूनां ये सारांशास्तेषां भाजनं स्थानम्। अस्य त्वक्स्पर्शस्य वायोश्चेत्यर्थः। सर्वस्य मेधस्य यज्ञस्य॥ ४॥

**रोमाण्युद्भिज्जजातीनां यैर्वा यज्ञस्तु संभृतः।**
**केशश्मश्रुनखान्यस्य शिलालोहाभ्रविद्युताम्॥ ५**

उद्भिज्जजातीनां सर्ववृक्षाणाम्। यैर्वृक्षैर्यज्ञः सम्यक् साधितस्तेषामेव वा।

केशा मेघानां क्षेत्रम्, पूर्वं तथोक्तेः। श्मश्रूणि विद्युताम्। पादकरनखानि शिलालोहानामिति सादृश्यादूह्यम्॥ ५॥

**बाहवो लोकपालानां प्रायशः क्षेमकर्मणाम्।**
**विक्रमो भूर्भुवः स्वश्च क्षेमस्य शरणस्य च॥ ६**

क्षेमकर्मणां पालनकर्तॄणाम्। विक्रमः पादन्यासो भूरादिलोकानामास्पदमाश्रयः। भूरादिशब्दानामव्ययत्वात्षष्ठ्या लुक्। क्षेमो लब्धरक्षणम्। शरणं भयाद्रक्षणम्॥ ६॥

**सर्वकामवरस्यापि हरेश्चरण आस्पदम्।**
**अपां वीर्यस्य सर्गस्य पर्जन्यस्य प्रजापतेः॥ ७**

તેમનું **'गात्रम्'** શરીર, વસ્તુઓનું જે સારતત્ત્વ છે તેનું **'भाजनम्'** સ્થાન છે. આ વિરાટપુરુષની ત્વચા સ્પર્શનું અને વાયુનું ઉત્પત્તિસ્થાન છે. સર્વ પ્રકારના **'मेधस्य'** યજ્ઞનું ॥ ૪॥

વૃક્ષ વગેરે ઉદ્‌ભિજ્જજાતિ કે જેમનાથી અનેક પ્રકારના યજ્ઞો સિદ્ધ થાય છે, તેમનું ઉત્પત્તિસ્થાન વિરાટપુરુષનાં રૂવાંટાં છે. આ વિરાટપુરુષનાં કેશ, દાઢી-મૂછ અને નખો એ મેઘ, વીજળી, શિલા તેમ જ લોઢું વગેરે ધાતુઓનું અનુક્રમે ઉત્પત્તિસ્થાન છે. ॥ ૫॥

ઉદ્‌ભિજ્જજાતિ અર્થાત્ સર્વ વૃક્ષોનું ઉત્પત્તિસ્થાન રૂવાંટાં છે અથવા **'यैः'** જે વૃક્ષોથી યજ્ઞ સુસમ્પન્ન થાય છે, માત્ર તેમનું જ ઉત્પત્તિસ્થાન છે.

**'केशाः'** વિરાટપુરુષના કેશ વાદળોનું ઉત્પત્તિસ્થાન છે, આમ આગળ પણ કહેવામાં આવ્યું છે. દાઢી-મૂછ વીજળીનું ઉત્પત્તિસ્થાન છે. પગ અને હાથના નખ શિલા તથા લોઢાનું ઉત્પત્તિસ્થાન છે, તેમ સામ્યને કારણે કહે છે. ॥ ૫॥

વિરાટપુરુષની ભુજાઓ સંસારનું મહદ્‌અંશે પાલન કરનારા લોકપાલોનું ઉત્પત્તિસ્થાન છે. ભગવાનનો પદવિન્યાસ (ડગલું) ભૂર્લોક, ભુવર્લોક, સ્વર્ગલોક તેમ જ કલ્યાણનું અને શરણનું પણ સ્થાન છે. ॥ ૬॥

**'क्षेमकर्मणाम्'** પાલન કરનારાઓનું, **'विक्रमः'** ડગલું, ભૂ વગેરે લોકનું **'आस्पदम्'*** આશ્રયસ્થાન છે. ભૂ વગેરે શબ્દો અવ્યય હોવાથી તેમની છઠ્ઠી વિભક્તિનો લોપ થયો છે. **'क्षेमः'** એટલે પ્રાપ્ત થયેલનું રક્ષણ– **'शरणम्'** ભયથી રક્ષણ ॥ ૬॥

*(**'आस्पदम्'** પદને આ પછીના શ્લોક ૭ માંથી લેવું.)

સર્વ (પ્રકારની) ઈચ્છાઓને પૂર્ણ કરનાર વરદાનનું પણ આશ્રયસ્થાન શ્રીહરિનું ચરણ છે. (વિરાટપુરુષનું લિંગ) જળનું, વીર્યનું, સર્જનનું, વરસાદનું તથા પ્રજાપતિનું સ્થાન છે. ॥ ૭॥

सर्वेषां कामानां वरस्य वरणस्यापि हरेरङ्घ्रिरास्पदम्। वीर्यस्य शुक्रस्य॥ ७॥

**पुंसः शिश्न उपस्थस्तु प्रजात्यानन्दनिर्वृतेः।**
**पायुर्यमस्य मित्रस्य परिमोक्षस्य नारद॥ ८**

शिश्नोऽधिष्ठानम्। उपस्थस्त्विन्द्रियम्। प्रजात्यानन्दः सन्तानार्थः संभोगस्तेन या निर्वृतिस्तापहानिस्तस्याः। परिमोक्षस्य मलत्यागस्य पायुरिन्द्रियम्॥ ८॥

**हिंसाया निर्ऋतेर्मृत्योर्निरयस्य गुदः स्मृतः।**
**पराभूतेरधर्मस्य तमसश्चापि पश्चिमः॥ ९**

गुदः स्थानम्। निर्ऋतेरलक्ष्म्याः। तमसोऽज्ञानस्य। पश्चिमः पृष्ठभागः॥ ९॥

**नाड्यो नदनदीनां तु गोत्राणामस्थिसंहतिः।**
**अव्यक्तरससिन्धूनां भूतानां निधनस्य च॥ १०**

गोत्राणां गिरीणामस्थिसंघातः। अव्यक्तं प्रधानम्, रसोऽन्नादिसारः, सिन्धवः समुद्रास्तेषाम्। निधनस्य लयस्य॥ १०॥

**उदरं विदितं पुंसो हृदयं मनसः पदम्।**
**धर्मस्य मम तुभ्यं च कुमाराणां भवस्य च॥ ११**

**विज्ञानस्य च सत्त्वस्य परस्यात्मा परायणम्।**
**अहं भवान्भवश्चैव त इमे मुनयोऽग्रजाः॥ १२**

સર્વ કામનાઓનાં **'वरस्य'** ઈચ્છિત વરદાનોનું આશ્રયસ્થાન પણ શ્રીહરિનું ચરણ છે.**'वीर्यस्य'** શુક્રનું ॥ ૭॥

હે નારદ, વિરાટપુરુષની ગુહ્યેન્દ્રિય સંતાન માટેના વિષયજન્ય સુખનો આધાર છે. તેમની ગુદાઈન્દ્રિય યમનું, મિત્રનું તથા મળત્યાગનું સ્થાન છે. ॥ ૮॥

લિંગ અધિષ્ઠાન છે તથા ઉપસ્થ ગુહ્યઈન્દ્રિય છે. **'प्रजाति-आनन्दः'** સંતાન માટે કરવામાં આવતો જે સંભોગ છે, તેનાથી જે **'निर्वृतिः'** આનંદ થાય છે, તેનો આધાર (તેમની ગુહ્યેન્દ્રિય છે). **'परिमोक्षस्य'** મળત્યાગનું સ્થાન તેમની ગુદાઈન્દ્રિય છે. ॥ ૮॥

વિરાટપુરુષનું ગુદાસ્થાન હિંસા, અલક્ષ્મી, મૃત્યુ તથા નરકનું અને એમની પીઠનો ભાગ પરાજય, અધર્મ તથા અજ્ઞાનનું સ્થાન છે. ॥ ૯॥

**'गुदः'** ગુદાસ્થાન, **'निर्ऋतेः'** અલક્ષ્મીનું, **'तमसः'** અજ્ઞાનનું, **'पश्चिमः'** પીઠનો ભાગ ॥ ૯॥

એમની નાડીઓ નદ તથા નદીઓનું, હાડકાંઓનો સમૂહ પર્વતોનું, તેમ જ (ઉદર) પ્રકૃતિનું, અન્નાદિના રસનું, સમુદ્રોનું તથા પ્રાણીઓના લયનું સ્થાન છે. ॥ ૧૦॥

**'गोत्राणाम्'** પર્વતોનું સ્થાન હાડકાંઓનો સમૂહ છે. **'अव्यक्तम्'** પ્રધાન– પ્રકૃતિનું, **'रसः'** અન્નાદિનો સાર, **'सिन्धवः'** સમુદ્રો, તેમનું તથા **'निधनस्य'** મૃત્યુનું (ઉત્પત્તિસ્થાન વિરાટપુરુષનું ઉદર છે). ॥ ૧૦॥

વિરાટપુરુષનું ઉદર (પ્રકૃતિ વગેરેનું ઉત્પત્તિસ્થાન છે)– એ જ્ઞાનીઓ દ્વારા વિદિત છે. વિરાટપુરુષનું હૃદય આપણા લિંગશરીરનું (મનનું) સ્થાન છે. ધર્મનું, મારું, તારું તેમ જ સનકાદિનું તથા ભગવાન શંકરનું, ॥ ૧૧॥

બુદ્ધિનું તથા સત્ત્વગુણનું શ્રેષ્ઠ સ્થાન વિરાટપુરુષનું ચિત્ત છે. હું, તમે, મહાદેવજી તેમ જ આ તમારા જ્યેષ્ઠ બંધુઓ (સનકાદિ) તથા મુનિઓ, ॥ ૧૨॥

**सुरासुरनरा नागाः खगा मृगसरीसृपाः ।**
**गन्धर्वाप्सरसो यक्षा रक्षोभूतगणोरगाः ॥ १३**

**पशवः पितरः सिद्धा विद्याध्राश्चारणा द्रुमाः ।**
**अन्ये च विविधा जीवा जलस्थलनभौकसः ॥ १४**

**ग्रहर्क्षकेतवस्तारास्तडितः स्तनयित्नवः ।**
**सर्वं पुरुष एवेदं भूतं भव्यं भवच्च यत् ॥ १५**

उदरं पदं स्थानं विदितं ज्ञानिभिः। मनसोऽस्मदादिलिङ्गशरीरस्य। तुभ्यं तव। कुमाराणां सनकादीनाम्। भवस्य श्रीरुद्रस्य॥ ११ ॥

आत्मा चित्तं परमयनम्। एवं तावत्परमेश्वराज्जातं विश्वं ततो न भिन्नम्। यथा कुण्डलं सुवर्णान्न पृथक्। स तु सर्वनियन्ता सर्वप्रकाशको नित्यमुक्त इत्यर्थादुक्तम्। एतदेव पुरुषसूक्तार्थकथनेन द्रढयति। तत्र '**सहस्त्रशीर्षा**'[१] इत्यर्धर्चस्य '[२]**ब्राह्मणोऽस्य मुखमासीत्**' इत्यादेश्च ऋक्त्रयस्यार्थः पूर्वाध्याय एव दर्शितः। '[३]**पुरुष एवेदं सर्वम्**' इत्यस्यार्थं दर्शयति। अहं भवानिति सार्धत्रिभिः।

દેવો, અસુરો, મનુષ્યો, હાથીઓ, પક્ષીઓ, મૃગો, પેટે સરકીને ચાલનારાં પ્રાણીઓ, ગન્ધર્વો, અપ્સરાઓ, યક્ષો, રાક્ષસો, ભૂતગણો, સર્પો, ॥ ૧૩॥

પશુઓ, પિતૃઓ, સિદ્ધો, વિદ્યાધરો, ચારણો, વૃક્ષો અને બીજાં જળચર, સ્થળચર તથા આકાશચારી અનેક જાતનાં પ્રાણીઓ, ॥ ૧૪॥

ગ્રહો, નક્ષત્રો, ધૂમકેતુઓ, તારાઓ, વીજળીઓ, વાદળો તથા ભૂત-ભવિષ્ય અને વર્તમાન જે કાંઈ છે, આ બધું પુરુષ જ છે. ॥ ૧૫ ॥

(પ્રકૃતિ વગેરેનું) '**पदम्**' સ્થાન વિરાટપુરુષનું ઉદર છે, એ જ્ઞાનીઓ દ્વારા વિદિત છે. '**मनसः**' આપણા બધાના લિંગશરીરનું, '**तुभ्यम्**' તારું (નારદજીનું), '**कुमाराणाम्**' (સનક, સનન્દન, સનાતન, સનત્– આ ચાર) સનકાદિકુમારોનું, '**भवस्य**' શ્રીરુદ્રદેવનું ॥ ૧૧॥

'**आत्मा**' વિરાટપુરુષનું ચિત્ત (ઉપર જણાવેલા સાતનું) શ્રેષ્ઠ આધારસ્થાન છે. આમ, તે પરમેશ્વરમાંથી જન્મેલું વિશ્વ તેમનાથી જુદું નથી; જેમ કુંડળ સુવર્ણથી જુદું નથી તેમ! તે જ સર્વનિયન્તા, સર્વનો પ્રકાશક અને સદાય મુક્ત છે, તેવો ભાવાર્થ કહેવામાં આવ્યો છે. આ જ વાત પુરુષસૂક્તના અર્થકથન દ્વારા દૃઢ કરે છે. તેમાં '**सहस्त्रशीर्षा**'[१] એ અર્ધઋચાનો અર્થ તથા '**ब्राह्मणोऽस्य मुखमासीत्**'[२] વગેરે ત્રણ ઋચાઓનો અર્થ આગળના (પાંચમા) અધ્યાયમાં (શ્લોક ૩૫, ૩૭, ૩૮માં) દર્શાવ્યો છે. હવે '**पुरुष एवेदं सर्वम्**'[३] આનો અર્થ સાડાત્રણ શ્લોકો દ્વારા દર્શાવે છે– '**अहं भवान् इति।**'

---

१. **सहस्त्रशीर्षा पुरुषः सहस्त्राक्षः सहस्त्रपात्।** (ऋ. सं. १०/९०/१)
"સહસ્રમસ્તક, સહસ્રચક્ષુ, સહસ્રચરણવાળા વિરાટપુરુષ,"

२. **ब्राह्मणोऽस्य मुखमासीद् बाहू राजन्यः कृतः।**
**ऊरू तदस्य यद्वैश्यः पद्भ्यां शूद्रो अजायत॥** (ऋ. सं. १०/९०/१२)
"બ્રાહ્મણ એ વિરાટપુરુષનું મુખ થયો. ક્ષત્રિય હસ્ત (તરીકે) કલ્પવામાં આવ્યો. જે વૈશ્ય છે, તે એનો ઊરુ થયો અને ચરણમાંથી શૂદ્ર ઉત્પન્ન થયો."

३. **पुरुष एवेदं सर्वं यद् भूतं यच्च भव्यम्।** (ऋ. सं. १०/९०/२)
"આ સર્વ (જે વર્તમાનમાં છે), જે ભૂતકાળમાં થઈ ગયું છે અને જે ભવિષ્યમાં થનારું છે, (તે) સર્વ આ વિરાટપુરુષ જ છે."

ते तव अग्रजा इमे सनकादयो मरीच्यादयश्च॥ १२, १३॥

जलं च स्थलं च नभश्चौकांसि येषां ते। नभौकस इति सन्धिरार्षः॥ १४॥

सर्वमिदं पुरुष एव न ततः पृथगित्यर्थः ॥ १५॥

**तेनेदमावृतं विश्वं वितस्तिमधितिष्ठति।**
**स्वधिष्ण्यं प्रतपन्प्राणो बहिश्च प्रतपत्यसौ॥ १६**

**एवं विराजं प्रतपंस्तपत्यन्तर्बहिः पुमान्।**
**सोऽमृतस्याभयस्येशो मर्त्यमन्नं यदत्यगात्॥ १७**

प्रपञ्चेन तस्यापरिच्छेदं वक्तुं[४]**'स भूमिम्'** इत्यस्यार्थमाह।

तेन पुरुषेण। विश्वमिति भूमिपदस्यार्थः। वितस्तिमिति दशाङ्गुलपदस्य, अधीत्यतिशब्दस्य, आवृतमिति वृत्वेत्यस्य, स च वितस्तिमधिकं व्याप्य तिष्ठतीत्याधिक्यमात्रं विवक्षितं, न तु परिमाणम्। अनुपयोगादपरिच्छिन्नत्वाच्च। एतत्सदृष्टान्तमाह।

असौ प्राण आदित्यः 'असौ वा आदित्यः प्राणः' इति श्रुतेः।

स्वधिष्ण्यं मण्डलं प्रकाशयन्यथा बहिश्च प्रकाशयति एवं विराड्देहं प्रकाशयन् ब्रह्माण्ड-मन्तर्बहिश्च प्रकाशयति॥ १६॥

**'ते'** તમારા જ્યેષ્ઠ બંધુઓ આ સનકાદિ તથા મરીચિ વગેરે મુનિઓ ॥ ૧૨॥૧૩॥

જળ અને સ્થળ તથા આકાશમાં જેમનું સ્થાન છે તેવાં પ્રાણીઓ, **'नभौकसः इति।'** એ પ્રમાણે આર્ષ સંધિ છે, કારણ કે **'नभस्+ओकस्'** ની સંધિ થતાં **'स्'** કે વિસર્ગનો લોપ થાય એટલે **'नभ ओकस्'** એમ સંધિ થવી જોઈએ. ॥ ૧૪॥

આ સર્વ ભગવાન જ છે, તેનાથી કાંઈ જ ભિન્ન નથી. ॥ ૧૫॥

તે પુરુષથી આ વિશ્વ વ્યાપ્ત છે અને તે એક વેંત અધિક વ્યાપીને રહેલા છે. (જેમ) આ સૂર્ય પોતાના મંડળને અને તે મંડળની બહારની વસ્તુઓને પણ પ્રકાશિત કરે છે, ॥ ૧૬॥

એ જ રીતે વિરાટ દેહને પ્રકાશિત કરતા વિરાટપુરુષ બ્રહ્માંડની અંદર અને બહાર પણ પ્રકાશ કરે છે. તે સંસારભયરહિત મોક્ષસુખના સ્વામી છે, કારણ કે તે કર્મફળને અતિક્રમી જાય છે. ॥ ૧૭॥

વિરાજની અપરિમેયતા વિસ્તારથી કહેવા માટે **'स भूमिम्'**[૪] એ ઋચાનો અર્થ કહે છે.

**'तेन'** તે વિરાટપુરુષ દ્વારા **'विश्वम्'** એ ભૂમિ શબ્દનો અર્થ છે. **'वितस्तिम्'** વેંત– મંત્રમાંના **'दशाङ्गुलम्'** દશ-અંગુલ શબ્દનો અર્થ છે તથા **'आवृतम्'** એ **वृत्वा** વેદપદનું રૂપાન્તર છે. વળી, તે વિરાટપુરુષ દશઆંગળ અધિક વ્યાપીને રહેલા છે– એ દ્વારા માત્ર આધિક્ય કહેવા માંગે છે, પરિમાણ નહીં, કારણ કે તે અનુપયોગી અને અમાપ છે. આ વાતને દૃષ્ટાન્ત સાથે કહે છે.

તે **'प्राणः'** ''સૂર્ય અથવા આ સૂર્ય પ્રાણ છે,''– એમ શ્રુતિ છે. (मैत्रा. ૬/૧)

સૂર્ય **'स्वधिष्ण्यम्'** પોતાના મંડળને પ્રકાશિત કરતા મંડળની બહાર પણ પ્રકાશિત કરે છે, તેમ (આ પુરુષ) વિરાટદેહને પ્રકાશિત કરતા બ્રહ્માંડની અંદર તેમ જ બહાર પણ પ્રકાશિત કરે છે. ॥ ૧૬॥

---

૪. **स भूमिं विश्वतो वृत्वाऽत्यतिष्ठद्दशाङ्गुलम्॥** (ऋ. सं. १०/९०/१)
''તે વિરાટ પુરુષ ભૂમિને (બ્રહ્માંડગોલકરૂપ ભૂમિને) સર્વતઃ વ્યાપીને દશ આંગળ જેટલું અધિક વિદ્યમાન છે.'' (અનન્ત છે)

नित्यमुक्तत्वं दर्शयितुं '[५]**उतामृतत्वस्य**' इत्यस्यार्थमाह—स इति।

अभयस्येति मन्त्रगतामृतपदव्याख्या। अन्नेनेति पदं विभक्तिव्यत्ययेन व्याचष्टे। मर्त्यं मरणधर्मकमन्नं कर्मफलं यस्मादत्यगादतिक्रान्तवान्। अतो न केवलं सर्वात्मकः, किंत्वमृतत्वस्य निजानन्दस्यापीश्वर इत्यर्थः॥ १७॥

विराटपुरुषनुं नित्यमुक्तत्व दर्शाववा माटे '**उतामृतत्वस्य**'[५] ए ऋचानो अर्थ कहे छे– '**सः इति।**'

'**अभयस्य इति।**' वेदमंत्रमां जे '**अमृत**' शब्द छे, तेनी व्याख्या श्लोकमां '**अभय**' शब्द द्वारा आपी छे. वेदमंत्रमां जे '**अन्नेन इति**' अन्न शब्दनी तृतीया विभक्ति छे, तेने श्लोकमां ('**अन्नम्**') बीजी विभक्ति गणी छे. ए रीते विभक्तिने ऊलटी करीने व्याख्या करे छे. '**मर्त्यम्**' मरणधर्मवाळा '**अन्नम्**' कर्मफळने, जे कारणे ते पुरुष (कर्मफळने) '**अत्यगात्**' ओळंगीने रहेलो छे. आथी ते मात्र सर्वात्मक ज नथी, परंतु '**अमृतत्वस्य**' निजानंदनो (अमृततत्त्वरूप आत्मानंद-मोक्षनो) पण ईश्वर छे, तेम अर्थ छे. ॥ १७॥

प्रपञ्चात्मकस्य कुतो नित्यमुक्तत्वमित्याशङ्क्य तत्परिहाराय '**एतावानस्य**' इत्यस्यार्थमाह—**महिमेति।**

**महिमैष ततो ब्रह्मन् पुरुषस्य दुरत्ययः।**
**पादेषु सर्वभूतानि पुंसः स्थितिपदो विदुः॥ १८**

'**प्रपञ्चात्मकस्य**' जगद्रूप विराटपुरुषनुं नित्यमुक्तत्व केवी रीते होई शके तेवी शंका करीने, तेने दूर करवा माटे '**एतावानस्य**' ए ऋचानो अर्थ कहे छे– '**महिमा इति।**'

हे ब्रह्मरूप नारद, तेथी ज पुरुषनो आ महिमा अपार छे; (विद्वानो) भूलोक आदि सर्व लोको जेमनो अंश छे एवा ए विराटपुरुषना अंशरूप लोकोमां सर्व जीवोने रहेला जाणे छे. ॥ १८॥

प्रपञ्चात्मकस्याप्यमृतेशत्वमित्येष महिमा दुरत्ययोऽपारः। प्रपञ्चानभिभूतत्वादिति भावः। मन्त्रेण च [६]**एतावानस्य महिमा** विभूतिः, स तु ज्यायान्महत्तर इति वदताऽयमेवार्थ उक्तः।

जगतस्वरूप होवा छतां पण अमृतत्व (मोक्ष)ना ईश्वर छे एवो आ महिमा '**दुरत्ययः**' अपार छे, कारण के ते ईश्वर जगतथी (मायाथी) पराजित न थाय तेवा स्वरूपवाळा छे. '**एतावानस्य महिमा**'[६] मन्त्र द्वारा पुरुषना सगुण महिमानुं वर्णन छे. वास्तवमां तो ते '**ज्यायान्**' एनाथी पण अधिक छे, एम जणावता आ प्रमाणे अर्थ कहे छे.

---

५. **उतामृतत्वस्येशानो यदन्नेनातिरोहति॥** (ऋ. सं. १०/९०/२)
"वळी, (ते ज) देवताओना स्वामी छे, जे कर्मफळभोगनिमित्तथी कारणावस्थाने छोडीने कार्यरूप जगदवस्थाने प्राप्त करे छे." (सायणभाष्य)

६-७-८-९. **एतावानस्य महिमाऽतो ज्यायाँश्च पूरुषः।**
**पादोऽस्य विश्वा भूतानि त्रिपादस्यामृतं दिवि॥** (ऋ. सं. १०/९०/३)
"आटलो छे आ पुरुषनो महिमा. (वास्तवमां तो) पुरुष एनाथी पण अधिक छे. सर्व जीवो आ पुरुषनो (एक अंश छे,) एक पाद छे, (ज्यारे) एना त्रण पाद तो अविनाशी छे अने प्रकाशमय स्वरूपमां प्रतिष्ठित छे."

तदेवमीश्वरो नित्यमुक्त इत्युक्तं 'तदाश्रितानां भूतानां बन्धमोक्षौ व्यवस्थया' इति दर्शयन् '[7]**पादोऽस्य विश्वा भूतानि**' इत्यस्यार्थमाह—

पादेष्विति। तिष्ठन्त्यत्रेति स्थितयो भूरादिलोकास्ते पादा इव पादा अंशा यस्य स स्थितिपात् तस्य पादेष्वंशभूतेषु लोकेषु सर्वाञ्जीवान्विदुः। मन्त्रे तु '**पादोऽस्य विश्वा भूतानि**' इति सामानाधिकरण्यमधिष्ठानाधिष्ठेयाभेदविवक्षया। पाद इत्येकवचनं च सामान्याभिप्रायेणेति व्याख्यातं भवति॥ १८॥

**अमृतं क्षेममभयं त्रिमूर्ध्नोऽधायि मूर्धसु।**
**पादास्त्रयो बहिश्चासन्नप्रजानां य आश्रमाः।**
**अन्तस्त्रिलोक्यास्त्वपरो गृहमेधोऽबृहद्व्रतः॥ १९**

भूतेषु फलवैचित्र्यं दर्शयन् '[8]**त्रिपादस्यामृतं दिवि**' इत्यस्यार्थमाह।

अस्येश्वरसंबन्धि त्रिपादमृतं नित्यसुखं दिवि ऊर्ध्वलोकेषु। न त्रिलोक्यामित्यर्थः। तदेव त्रिपाच्छब्दोक्तं त्रैविध्यं दर्शयन्नाह। त्रयाणां लोकानां मूर्धा महर्लोकस्तस्य मूर्धानस्तदुपरितनलोकास्तेषु

તે જ ઈશ્વર નિત્યમુક્ત છે એમ કહ્યું છે. ''તેને આશ્રિત પ્રાણીઓનાં બંધન અને મોક્ષની વ્યવસ્થા માટે'' એ દર્શાવવા '**पादोऽस्य विश्वा भूतानि**'[7] એ મન્ત્રનો અર્થ કહે છે.

'**पादेषु इति।**' અહીં સર્વ જીવોનો નિવાસ છે. જેમાં ભૂઃ વગેરે લોકો રહે છે તેને 'સ્થિતિ' કહે છે. તે ભૂ વગેરે લોકો જેના પાદ-અંશ જેવા છે તે 'સ્થિતિપાત્' છે. તેમના '**पादेषु**' અંશરૂપ લોકોમાં સર્વ જીવોને રહેલા (જ્ઞાનીઓ) જાણે છે. ''સર્વ જીવો આ પુરુષનો એક પાદ છે.'' આ રીતે મંત્રમાં (વિરાટપુરુષનું ચરણ એ) સમાન અધિકરણ હોવાથી અધિષ્ઠાન અને અધિષ્ઠેય વચ્ચે અભેદ દર્શાવવા માટે તથા સર્વ ભૂતોનો સમાવેશ એક જ સામાન્ય સ્થાનમાં છે તે અભિપ્રાયથી (વેદમંત્રમાં) '**पादः**' એમ એકવચન પ્રમાણે જ ભાગવત પદ્યમાં વ્યાખ્યા કરવામાં આવી છે. ॥૧૮॥

ભૂઃ, ભુવઃ, સ્વઃ એ ત્રણ લોકની ઉપર આવેલા મહર્લોકની ઉપરના (જન-તપ-સત્ય) ત્રણ લોકમાં અમૃત, ક્ષેમ, અભયનું સ્થાપન કરવામાં આવ્યું છે. આ ભગવાનનાં ત્રણ ચરણ ત્રિલોકી (ભૂઃ વગેરે)થી બહાર છે, જે જન્મરહિત (બ્રહ્મચારી, વાનપ્રસ્થ અને સંન્યાસી)ના આશ્રમો છે. અન્ય એટલે કે ચોથો પાદ ત્રિલોકીની અંદર રહેલો છે, જે બ્રહ્મચર્ય નામના મહાન વ્રતને ન આચરનાર ગૃહસ્થાશ્રમરૂપ છે. ॥ ૧૯॥

પ્રાણીઓમાં કર્મના ફળનું વૈવિધ્ય દર્શાવતાં કહે છે, '**त्रिपादस्यामृतं दिवि**'[9] ''આ પુરુષના ત્રણ પાદ તો અવિનાશી છે અને પ્રકાશમય સ્વરૂપમાં પ્રતિષ્ઠિત છે.'' (ઋ. ૧૦/૯૦/૪) એ મન્ત્રનો અર્થ જણાવે છે.

આ ભગવાનનાં ત્રણ ચરણ તો '**अमृतम्**' નિત્ય સુખરૂપ છે અને તે પ્રકાશમાન ઊર્ધ્વલોકોમાં પ્રતિષ્ઠિત છે, અર્થાત્ તે ત્રિલોકીમાં નથી. '**त्रिपात्**' શબ્દ દ્વારા સૂચિત ત્રિવિધતા દર્શાવતાં કહે છે. ભૂઃ વગેરે ત્રણ લોકનો ઉપરનો ભાગ એટલે મહર્લોક. તેના ઉપરના ભાગો એટલે કે મહર્લોકની ઉપરના લોકો (જન, તપ, સત્ય). તેમાં અનુક્રમે અમૃત, ક્ષેમ, અભય '**अधायि**'

यथाक्रममममृतादिकमधायि निहितम्। तत्र त्रिलोक्यां नश्वरमेव सुखम्। महर्लोकस्य क्रममुक्तिस्थानत्वेऽपि कल्पान्ते तत्रत्यानां स्थानत्यागान्नाविनाशिसुखम्। जनलोके त्वमृतमविनाशिसुखम्। यावज्जीवं स्वस्थानापरित्यागात्। किंतु महर्लोकवासिनां कल्पान्ते त्रिलोकदाहोष्मपीडितानां तदा तत्र गमनादक्षेमदर्शनमस्ति। तपोलोके तस्याभावात् क्षेममेव। वक्ष्यति हि—

'त्रिलोक्यां दह्यमानायां शक्त्या संकर्षणाग्निना।
यान्त्यूष्मणा महर्लोकाज्जनं भृग्वादयोऽर्दिताः'॥

इति।

સ્થાપ્યાં છે. તેમાં ત્રિલોકમાં નાશવંત સુખ છે. મહર્લોક ક્રમમુક્તિનું સ્થાન હોવા છતાં પણ પ્રલયકાળે ત્યાંના લોકોએ તે સ્થાનનો ત્યાગ કરવો પડતો હોવાથી તેમાં અવિનાશી સુખ નથી. પરંતુ જનલોકમાં **'अमृतम्'** અવિનાશી સુખ છે, કારણ કે ત્યાં રહે ત્યાં સુધી તેમને પોતાનું સ્થાન છોડવું પડતું નથી. પરંતુ પ્રલયકાળે ત્રણ લોકના બળવાની ગરમીથી પીડાયેલા મહર્લોકના વસનારાઓ ત્યાં (જનલોકમાં) ગયા હોવાથી તે (જનલોકવાસી) ચિંતાતુર થતા હોય છે. તપોલોકમાં તેનો અભાવ હોવાથી ત્યાં ક્ષેમ હોય છે. તેથી આગળ કહેવાશે કે, ''ભગવાનની શક્તિરૂપ સંકર્ષણના મુખના અગ્નિ વડે ત્રણે લોક બળવા લાગે છે, ત્યારે ભૃગુ આદિ ઋષિઓ તેના તાપથી પીડાઈ મહર્લોકમાંથી જનલોકમાં જાય છે.'' (શ્રીમદ્. ભા.૩/૧૧/૨૯)

सत्यलोके त्वभयं मोक्षः, तत्प्रत्यासत्तेः। एतदेव वैचित्र्यमधिकारिभेदेनोपपादयन् *'[१]**त्रिपादूर्ध्व**' इत्यस्यार्थमाह।

સત્યલોકમાં તો **'अभयम्'** મોક્ષ છે, કારણ કે ત્યાં મોક્ષનું સાન્નિધ્ય છે. આથી જ અનેક પ્રકારના અધિકારીઓ વચ્ચેનો ભેદ સિદ્ધ કરવા માટે **'त्रिपादूर्ध्वः'**[१] એ મંત્રનો અર્થ કહે છે.

न प्रजायन्ते पुत्रादिरूपेणेत्यप्रजा नैष्ठिकब्रह्मचारिवानप्रस्थयतयस्तेषामाश्रमास्त्रिलोक्या बहिरासन्, गृहमेधस्त्वन्तः। यस्मादबृहद्व्रतो ब्रह्मचर्यव्रतरहितः॥ १९॥

પુત્ર વગેરે રૂપે જે જન્મતા નથી, તે **'अप्रजाः'** જન્મરહિત છે. તેવા નૈષ્ઠિક બ્રહ્મચારીઓ, વાનપ્રસ્થાશ્રમીઓ, સંન્યાસીઓના આશ્રમો ત્રિલોકીની બહાર હોય છે. **'गृहमेधः'** ગૃહસ્થાશ્રમીની ગતિ ત્રિલોકીની અંદર જ હોય છે, કારણ કે તે **'अबृहद्व्रतः'** બ્રહ્મચર્યવ્રતને આચરનારો નથી.॥૧૯॥

**सृती विचक्रमे विष्वङ्साशनानशने उभे।**
**यदविद्या च विद्या च पुरुषस्तूभयाश्रयः॥ २०**

વિવિધ રીતે સારી ગતિ કરનાર એવો જીવાત્મા ભોગ અને મોક્ષ, એ બન્ને માર્ગમાં જાય છે, કારણ કે એક અવિદ્યારૂપ (કર્મમાર્ગ) છે અને બીજો વિદ્યારૂપ (ઉપાસનામાર્ગ) છે. બન્ને માર્ગના આધારવાળો તો પુરુષ (જીવ) છે. ॥ ૨૦॥

---

१. **त्रिपादूर्ध्व उदैत् पुरुषः। पादोऽस्येहाभवत् पुनः।** (ऋ सं. १०/९०/४)
ત્રણ પાદવાળો પુરુષ ઊર્ધ્વલોકમાં ગયેલો છે અને આ પુરુષનો ચોથો પાદ અહીં ફરી ફરીને સંસારરૂપ થાય છે.

अयं चाधिकारभेद एकस्यैवावस्थाभेदेन न त्वत्यन्तभिन्नविषय इति दर्शयन्* '[१०]ततो विष्वङ्' इत्यस्यार्थमाह।

विविधं सुष्ठु अञ्चतीति विष्वङ् पुरुषः क्षेत्रज्ञः सृती मार्गौ दक्षिणोत्तरौ विचक्रमे चलति स्म। कथंभूते सृती, [११]**साशनानशने** भोगापवर्गप्राप्तिसाधनभूते। अत्र हेतुत्वेन पुनर्विशेषणम्। यद्यतः अविद्या कर्मरूपा एका। विद्या च तत्साधनोपासनारूपान्या॥ २०॥

**यस्मादण्डं विराड् जज्ञे भूतेन्द्रियगुणात्मकः।**
**तद्द्रव्यमत्यगाद्विश्वं गोभिः सूर्य इवातपन्॥ २१**

तदेवं विराडन्तर्वर्तिनां फलवैचित्र्यमुक्त्वा तत्कारणेश्वरस्य तद्वैलक्षण्यं दर्शयितुं '[१२]**तस्माद्विराडजायत**' इत्यस्यार्थमाह।

यस्मादण्डं जज्ञे, तत्र च भूतेन्द्रियगुणात्मको विराट् च जज्ञे, स ईश्वरस्तद्विश्वं विराट्देहं द्रव्यमण्डं च अतिक्रान्तवान्। सूर्य इवेति पूर्वोक्त एव दृष्टान्तः॥ २१॥

આ અધિકારભેદ જીવની અવસ્થાના ભેદ દ્વારા થાય છે, પરંતુ તે અત્યન્ત ભિન્નવિષયક નથી તે દર્શાવવા માટે '**ततो विश्वङ्**'[१०] એ મંત્રનો અર્થ જણાવે છે.

અનેક (લોકમાં) સારી રીતે ફરે છે તે '**विष्वङ्**' અનેક લોકમાં જનારો આત્મા, ક્ષેત્રજ્ઞ '**सृती**' દક્ષિણ અને ઉત્તર એવા બે માર્ગો પર '**विचक्रमे**' જાય છે. કેવા માર્ગો પર? '**साशनानशने**'[११] '**( स-अशन-अनशने )**' ભોગ અને મોક્ષની પ્રાપ્તિના સાધનરૂપ બે માર્ગો પર. આના જ હેતુરૂપે અહીં ફરીથી વિશેષણ આપે છે. '**यद्**' કારણ કે '**अविद्या**' એક અવિદ્યારૂપ કર્મમાર્ગ છે અને બીજો '**विद्या**' વિદ્યારૂપ ઉપાસનામાર્ગ છે. ॥ ૨૦॥

સૂર્ય જેમ પોતાનાં કિરણોથી જગતને (વ્યાપીને) પ્રકાશિત કરે છે, તેમ જે પરમાત્માથી આ બ્રહ્માંડની તેમ જ પંચમહાભૂત, એકાદશ ઈન્દ્રિયો તથા ગુણમય વિરાટની ઉત્પત્તિ થઈ, તે પ્રભુ તે વિરાટદેહને અને બ્રહ્માંડને વ્યાપીને રહેલા છે. ॥ ૨૧॥

આ પ્રમાણે સમષ્ટિ ઉપાધિની અન્તર્ગત ફળની વિવિધતા જણાવી, વિરાટના કારણભૂત ઈશ્વરની વિલક્ષણતા દર્શાવવા માટે '**तस्माद्विराडजायत**'[१२] એ મન્ત્રનો અર્થ કહે છે.

જેમાંથી બ્રહ્માંડ ઉત્પન્ન થયું, તથા તેમાં પંચમહાભૂત, એકાદશ ઈન્દ્રિયો તથા ગુણમય વિરાટની ઉત્પત્તિ થઈ. તે ઈશ્વર તે '**विश्वम्**' વિરાટદેહને તેમ જ પંચમહાભૂતાત્મક દ્રવ્યરૂપ બ્રહ્માંડનું અતિક્રમણ કરીને રહેલા છે, સૂર્યની જેમ, એ પ્રમાણે પૂર્વોક્ત દૃષ્ટાન્ત જ છે. ॥ ૨૧॥

---

१०-११. **ततो विश्वङ् व्यक्रामत् साशनानशने अभि॥** (ऋ. सं. १०/९०/४)
''પછી તે સજીવ અને નિર્જીવ પદાર્થોરૂપે વિવિધરૂપે વ્યાપી રહ્યો.''

१२. **तस्माद्विराडजायत विराजो अधि पूरुषः।**
**स जातो अत्यरिच्यत पश्चाद्भूमिमथो पुरः॥** (ऋ. सं. १०/९०/५)
''તે પુરુષમાંથી બ્રહ્માંડદેહ ઉત્પન્ન થયો. વિરાટદેહની ઉપર તેને જ અધિકરણ બનાવીને તે વિરાટદેહનો અભિમાની પુરુષ ઉત્પન્ન થયો. તે જન્મેલો વિરાટપુરુષ દેવ, મનુષ્યાદિ જીવરૂપે ભિન્ન થયો. પછી ભૂમિનું સર્જન કર્યું, પછી શરીરોનું સર્જન કર્યું.''

नन्वेवं पुरुष एव चेत्सर्वं तर्हि यज्ञस्य तत्साधनानां चापृथग्भावाद्यज्ञैः पुरुषाराधनं न सिध्येदित्याशङ्क्य तत्परिहाराय '[१३]यत्पुरुषेण हविषा' इत्यादिमन्त्रार्थं संगृह्य दर्शयति— **यदेत्यादिना।**

હવે શંકા કરવામાં આવી છે કે આ પ્રમાણે પુરુષ જ સર્વ કાંઈ હતો (અર્થાત્ પુરુષ સિવાય કંઈ જ ન હતું), ત્યારે યજ્ઞનું અને તેનાં સાધનોનું અલગ અસ્તિત્વ ન હતું; તેથી યજ્ઞો (સાધન) વડે પુરુષારાધન (સાધ્ય) સિદ્ધ ન થાય. તે શંકાને દૂર કરવા માટે **'यत्पुरुषेण हविषा'**[१३] એ મન્ત્રનો અર્થ લઈને દર્શાવે છે. **'यदा'** વગેરે દ્વારા.

**यदाऽस्य नाभ्यान्नलिनादहमासं महात्मनः।**
**नाविदं यज्ञसंभारान्पुरुषावयवादृते॥ २२**

જ્યારે આ મહાત્માના નાભિકમળમાંથી હું ઉત્પન્ન થયો, ત્યારે પુરુષના અવયવો વિના અન્ય કાંઈ પણ યજ્ઞની સામગ્રી મેં ન જોઈ. ॥ ૨૨॥

अस्येति विराडन्तर्यामिणः। तस्यैव प्रकृतत्वात्। नाभौ भवं नाभ्यं तस्मात्। यज्ञस्य संभारान्साधनानि नापश्यम्॥ २२॥

**'अस्य'** એટલે આ વિરાટ અન્તર્યામીના, કારણ કે તે જ પ્રસ્તુત વિષય છે. નાભિમાંથી ઉત્પન્ન થયેલું એટલે **'नाभ्यम्'** અર્થાત્ નાભિમાંથી ઉત્પન્ન થયેલા તે કમળમાંથી (હું ઉત્પન્ન થયો). **'सम्भारान्'** પુરુષના અવયવો સિવાય, પશુ, યજ્ઞસ્તમ્ભ વગેરે સામગ્રીને મેં જોઈ નહીં. ॥ ૨૨॥

**तेषु यज्ञस्य पशवः सवनस्पतयः कुशाः।**
**इदं च देवयजनं कालश्चोरुगुणान्वितः॥ २३**

તે યજ્ઞની સામગ્રી સિદ્ધ કરવાની હતી ત્યારે યજ્ઞનાં પશુઓ, વનસ્પતિઓ સાથે દર્ભો, તેમ જ દેવોના યજન માટેની આ યજ્ઞભૂમિ, શ્રેષ્ઠ ગુણવાળો કાળ, ॥ ૨૩॥

**वस्तून्योषधयः स्नेहा रसलोहमृदो जलम्।**
**ऋचो यजूंषि सामानि चातुर्होत्रं च सत्तम॥ २४**

હે સત્પુરુષોમાં શ્રેષ્ઠ નારદ, યજ્ઞીય પાત્રો વગેરે વસ્તુઓ, ડાંગર વગેરે ઔષધીઓ, ઘી વગેરે સ્નિગ્ધ દ્રવ્યો, મધુરાદિ રસો, સુવર્ણ વગેરે ધાતુઓ, માટી તથા જળ, ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ તથા ચાર ઋત્વિજોથી કરવામાં આવતું ચાતુર્હોત્ર કર્મ, ॥ ૨૪॥

**नामधेयानि मन्त्राश्च दक्षिणाश्च व्रतानि च।**
**देवतानुक्रमः कल्पः संकल्पस्तन्त्रमेव च॥ २५**

(જ્યોતિષ્ટોમ વગેરે) યજ્ઞોનાં નામો, (સ્વાહાકાર વગેરે) મંત્રો, દક્ષિણા અને વ્રતો, દેવતાઓનો અનુક્રમ, કર્મને પ્રવર્તાવનાર કલ્પ-બૌદ્ધાયનાદિ ગ્રન્થો, (હું આના વડે યજ્ઞ કરીશ, તેવો) સંકલ્પ તેમ જ યજ્ઞ કરવાના પ્રકારરૂપ તન્ત્રશાસ્ત્ર, ॥ ૨૫॥

---

१३. **यत्पुरुषेण हविषा देवा यज्ञमतन्वत।**
**वसन्तो अस्यासीदाज्यं ग्रीष्म इध्मः शरद्धविः॥** (ऋ. सं. १०/९०/६)
''ત્યાર પછી દેવતાઓએ તે વિરાટ-પુરુષને હવિ કલ્પીને સૃષ્ટિરૂપ યજ્ઞનું અનુષ્ઠાન કર્યું. તેમાં વસંતઋતુ ઘી, ગ્રીષ્મઋતુ સમિધ અને શરદઋતુ હવિરૂપ હતાં.''

**गतयो मतयश्चैव प्रायश्चित्तं समर्पणम्।**
**पुरुषावयवैरेते संभाराः संभृता मया॥ २६**

યજ્ઞનાં ગૌણ કર્મોરૂપ ગતિઓ, દેવતાઓનું ધ્યાન વગેરે મતિઓ, પ્રાયશ્ચિત્ત અને યજ્ઞનું ઈશ્વરને સમર્પણ– આ સર્વ યજ્ઞની સામગ્રીઓ મેં પુરુષના અવયવો દ્વારા સમ્પાદન કરી. ॥ ૨૬॥

तदा तेषु संभारेषु साध्येषु सत्सु 'पुरुषावयवैरेते संभाराः संभृताः' इति चतुर्थेनान्वयः। वनस्पतयो यूपाः। देवयजनं यज्ञभूमिः। इदं चेति वचनात् यज्ञार्हे स्थाने उपविष्टः कथयतीति गम्यते। बहुगुणान्वितो वसन्तादिकालः॥ २३॥

જ્યારે તે યજ્ઞની સામગ્રી સિદ્ધ કરવાની હતી, ત્યારે ''વિરાટ-પુરુષનાં અંગો દ્વારા મેં આ યજ્ઞીય સાહિત્ય સમ્પાદન કર્યું,'' એમ આનાથી ચોથા શ્લોક (૨૬) સાથે સંબંધ છે. **'वनस्पतयः'** યજ્ઞસ્તમ્ભો, **'देवयजनम्'** યજ્ઞભૂમિ, **'इदं च'** એ વચન દ્વારા યજનને યોગ્ય ભૂમિ પર બેસીને આ વાત કહે છે, તેમ સમજાય છે. મહાનગુણવાળો કાળ અર્થાત્ વસન્ત વગેરે ઋતુનો કાળ, ॥ ૨૩॥

वस्तूनि पात्रादीनि। ओषधयो व्रीह्यादयः। स्नेहा घृतादयः। रसा मधुरादयः, सुवर्णादीनि लोहानि, मृदश्च जलं च, चातुर्होत्रं हौत्रादिकं कर्म॥ २४॥

**'वस्तूनि'** યજ્ઞ માટેનાં પાત્રો, **'ओषधयः'** ડાંગર વગેરે, **'स्नेहाः'** ઘી વગેરે સ્નિગ્ધ દ્રવ્યો, **'रसाः'** મધુરાદિ છ રસો, **'लोहानि'** સુવર્ણ વગેરે ધાતુઓ, માટી તેમ જ જળ, **'चातुर्होत्रम्'** ચાર ઋત્વિજોથી કરવામાં આવતું ચાતુર્હોત્ર કર્મ, ॥ ૨૪॥

नामधेयानि ज्योतिष्टोमादीनि। ऋग्गादीनामुक्तत्वान्मन्त्रा इति स्वाहाकारादयः। देवतानामनुक्रम उद्देशः। कल्पो बौधायनादि–कर्मपद्धतिग्रन्थः। अनेनाहं यक्ष्य इति संकल्पः। तन्त्रमनुष्ठानप्रकारः॥ २५॥

**'नामधेयानि'** જ્યોતિષ્ટોમ વગેરે યજ્ઞોનાં નામો, ઋગ્વેદ વગેરે ઉપર કહેવાઈ ગયેલા હોવાથી **'मन्त्राः'** એટલે સ્વાહાકાર વગેરે મંત્રો, દેવતાઓનો ક્રમવાર ઉલ્લેખ, **'कल्पः'** કર્મને પ્રવર્તાવનાર કલ્પ બૌદ્ધાયન વગેરે કર્મની પદ્ધતિનો ગ્રંથ, આના વડે હું યજ્ઞ કરીશ, તેવો સંકલ્પ, **'तन्त्रम्'** યજ્ઞના અનુષ્ઠાનનો પ્રકાર, ॥ ૨૫॥

गतयो विष्णुक्रमाद्याः। मतयो देवताध्यानानि। कृतस्य भगवति समर्पणम्॥ २६॥

**'गतयः'** વિષ્ણુક્રમ વગેરે, **'मतयः'** દેવતાઓનાં ધ્યાન, (**'भूर्भुवः स्वः'** વગેરેથી પ્રારંભાતા) કર્મનું ભગવાન વિષે સમર્પણ ॥ ૨૬॥

यज्ञान्ते 'विष्णोः क्रमोऽस्यभिमातिहा' इत्यादिमन्त्रैर्यजमानकर्तृका गतिविशेषाः।

યજ્ઞાન્તે યજ્ઞના અવાન્તર કર્મવિશેષ અથવા વિષ્ણુપ્રદક્ષિણા– **'विष्णोः क्रमोऽस्यभिमातिहा'** વગેરે મંત્રોની સાથે યજ્ઞ પૂરો થાય, ત્યારે યજમાન જે વિશિષ્ટ પ્રકારે ચાલે, તે વિધિને વિષ્ણુક્રમ કહે છે.

**इति संभृतसंभारः पुरुषावयवैरहम्।**
**तमेव पुरुषं यज्ञं तेनैवायजमीश्वरम्॥ २७**

આ પ્રમાણે વિરાટપુરુષના અવયવોથી સંપાદન કરેલી સામગ્રીવાળા મેં, તે સામગ્રી વડે જ તે જ યજ્ઞપુરુષ પરમાત્માનું યજન કર્યું. ॥ ૨૭॥

संभृताः संपादिताः संभारा येन सोऽहम्। तेनैव यज्ञेनैव। अनेन '[१४]यज्ञेन **यज्ञमयजन्त**' इति मन्त्रार्थः सूचितः ॥ २७॥

'[१५]**तेन देवा अयजन्त**' इत्यस्यार्थं सप्रपञ्चं दर्शयति—**तत** इति द्वाभ्याम्।

**ततस्ते भ्रातर इमे प्रजानां पतयो *नव।**
**अयजन्व्यक्तमव्यक्तं पुरुषं सुसमाहिताः ॥ २८**

व्यक्तमिन्द्रादिरूपेण। अव्यक्तं स्वतः। अनेन '[१६]**पुरुषं जातमग्रतः**' इत्यस्यार्थो दर्शितः ॥ २८ ॥

*नवेति। मरीचिरत्र्यङ्गिरसौ पुलस्त्यः पुलहः क्रतुः। भृगुर्वसिष्ठो दक्षश्चेति नव।

**ततश्च मनवः काले ईजिरे ऋषयोऽपरे।**
**पितरो विबुधा दैत्या मनुष्याः क्रतुभिर्विभुम्॥ २९**

काले स्वस्वावसरे॥ २९ ॥

'यदधिष्ठानम्' इत्येतत्प्रश्नोत्तरार्थमुपसंहरति—**नारायण** इति।

**नारायणे भगवति तदिदं विश्वमाहितम्।**
**गृहीतमायोरुगुणः सर्गादावगुणः स्वतः॥ ३०**

'**सम्भृताः**' સમ્પાદન કર્યું છે સામગ્રીઓનું જેણે તેવો હું, '**तेन एव**' તે યજ્ઞ (સામગ્રી) વડે જ. આ શ્લોક દ્વારા **यज्ञेन यज्ञम् अयजन्त**[१४] એ મન્ત્રનો અર્થ સૂચિત થાય છે. ॥ ૨૭॥

'**तेन देवा अयजन्त**[१५]' એ મંત્રનો અર્થ વિવરણ સાથે દર્શાવે છે– '**ततः इति।**' બે શ્લોકો દ્વારા-

ત્યાર બાદ તમારા આ (મોટા) ભાઈઓ (મરીચિ વગેરે) નવ પ્રજાપતિઓએ એકાગ્ર થઈ, ઈન્દ્રાદિ સ્વરૂપે પ્રકટ અને સ્વતઃ અપ્રકટ તે ભગવાનનું પૂજન કર્યું. ॥ ૨૮॥

'**व्यक्तम्**' ઈન્દ્રાદિ સ્વરૂપે પ્રકટ ભગવાનનું તથા '**अव्यक्तम्**' સ્વતઃ અપ્રકટ ભગવાનનું. આ દ્વારા '**पुरुषं जातमग्रतः**'[१६] નો અર્થ દર્શાવ્યો છે. ॥ ૨૮॥

નવ અર્થાત્ મરીચિ, અત્રિ, અંગિરા, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, ભૃગુ, વસિષ્ઠ તથા દક્ષ એમ નવ પ્રજાપતિઓ, ત્યાર બાદ (ચૌદ) મનુઓ, અન્ય ઋષિઓ, પિતૃઓ, દેવો, દૈત્યો તેમ જ મનુષ્યોએ પોતપોતાના સમયાનુસાર યજ્ઞો દ્વારા ભગવાનનું પૂજન કર્યું. ॥ ૨૯॥

'**काले**' પોતપોતાના યોગ્ય સમય પ્રમાણે ॥ ૨૯॥

"જેના આશ્રયવાળું છે"– (શ્રીમદ્ ભા.૨/૫/૨) એ પ્રશ્નના ઉત્તરનો અર્થ આપી ઉપસંહાર કરે છે. '**नारायणे इति।**'

તે આ વિશ્વ ભગવાન નારાયણમાં સ્થાપિત છે. પોતે નિર્ગુણ હોવા છતાં સૃષ્ટિની ઉત્પત્તિ સમયે માયાથી ઘણા ગુણોનો સ્વીકાર કરે છે. ॥ ૩૦॥

---

१४. **यज्ञेन यज्ञमयजन्त देवास्तानि धर्माणि प्रथमान्यासन्।**
**ते ह नाकं महिमानः सचन्त यत्र पूर्वे साध्याः सन्ति देवाः॥** (ऋ. सं. १०/९०/१६)
"દેવતાઓએ યજ્ઞથી યજ્ઞ(રૂપ વિષ્ણુ)નું યજન કર્યું. પૂજનના તે ધર્મો પ્રથમ (ધર્મો) હતા. (આ ધર્મના) મહિમાને જાણનાર (ઉપાસના કરનાર) ઉપાસકો તે સ્વર્ગને જરૂર પ્રાપ્ત કરે છે, જ્યાં સૃષ્ટિની પૂર્વના સાધ્ય વગેરે દેવો તથા (સૃષ્ટિસમયે ઉત્પન્ન થયેલા) દેવતાઓ છે."

१५-१६. **तं यज्ञं बर्हिषि प्रौक्षन् पुरुषं जातमग्रतः।**
**तेन देवा अयजन्त साध्या ऋषयश्च ये॥** (ऋ सं. १०/९०/७)
"તે યજ્ઞમાં સૃષ્ટિના આરંભમાં ઉત્પન્ન થયેલા તે યજ્ઞપુરુષનું પ્રોક્ષણ કર્યું. તે (પુરુષરૂપ પશુ) વડે દેવતાઓ, પ્રજાપતિઓ તથા ઋષિઓએ યજ્ઞ કર્યો."

आहितमधिष्ठितम्। भगवत्त्वे हेतुः— यः स्वतोऽगुणः। सर्गादौ गृहीता मायया उरवो गुणा येन स तस्मिन्॥ ३०॥

'यत्परस्त्वम्' इत्येतत्प्रश्नोत्तरं यदुक्तं 'स एष भगवान्सर्वेषां मम चेश्वरः' इति तदुपसंहरति—**सृजामीति।**

**सृजामि तन्नियुक्तोऽहं हरो हरति तद्वशः।**
**विश्वं पुरुषरूपेण परिपाति त्रिशक्तिधृक्॥ ३१**

पालनं तु स्वयमेव करोतीत्याह— विश्वमिति। पुरुषरूपेण विष्णुरूपेण। त्रिशक्तिर्माया तां धरतीति तथा सः॥ ३१॥

यच्चेदं विश्वं यदात्मकश्च त्वमित्येवमादिसर्वप्रश्नानां सामान्योत्तरं, यदुक्तं 'वासुदेवात्परो ब्रह्मन्न चान्योऽर्थोऽस्ति तत्त्वतः' इति 'पुरुष एवेदं सर्वम्' इति श्रुत्या च यद् दृढीकृतं तदुपसंहरति—**इतीति।**

**इति तेऽभिहितं तात यथेदमनुपृच्छसि।**
**नान्यद्भगवतः किंचिद्भाव्यं सदसदात्मकम्॥ ३२**

सदसदात्मकं कार्यकारणात्मकं भाव्यं सृज्यं भगवतः सकाशादन्यत्पृथङ् न भवतीत्यभिहितम्॥ ३२॥

यदुक्तं 'एतावत्त्वं यतो हि मे, तमविज्ञाय मामीश्वरं प्रब्रवीषि' इति तदुपपाद्योपसंहरति— **न भारतीति।**

**'आहितम्'** અધિષ્ઠિત છે. ભગવાન હોવાનું કારણ– જે પોતે અગુણ (નિર્ગુણ) છે. સૃષ્ટિની ઉત્પત્તિ સમયે ગ્રહણ કર્યા છે જેમણે માયાથી અનેક ગુણો, તે ભગવાન નારાયણમાં ॥ ૩૦॥

"આપ જેને અધીન છો." (શ્રીમદ્ ભા.૨/૫/૪) એ પ્રશ્નનો જે ઉત્તર કહેવામાં આવ્યો "તે જ ભગવાન સર્વ પ્રાણીઓના તથા મારા ઈશ્વર છે." (શ્રીમદ્ ભા. ૨/૫/૨૦), તેનો ઉપસંહાર કરે છે– **'सृजामि इति।'**

તે ભગવાનથી નિયુક્ત થયેલ હું વિશ્વને સર્જું છું, તેમને અધીન રહી ભગવાન શંકર વિશ્વનો સંહાર કરે છે, ત્રિગુણયુક્ત માયાશક્તિને ધારણ કરનાર તે પરમેશ્વર વિષ્ણુસ્વરૂપે વિશ્વનું પાલન કરે છે. ॥ ૩૧॥

પાલન તો પોતે જ કરે છે, એમ કહે છે– **'विश्वम् इति।' 'पुरुषरूपेण'** વિષ્ણુસ્વરૂપે, **'त्रिशक्तिः'** ત્રિગુણયુક્ત માયાશક્તિ, તેને ધારણ કરે છે તે પરમેશ્વર ॥ ૩૧॥

"આ વિશ્વ જેવું છે." તથા "જેવા સ્વરૂપવાળું છે."– (શ્રીમદ્ ભા.૨/૫/૨, ૩, ૪) વગેરે... એ સર્વ પ્રશ્નોનો જે સામાન્ય ઉત્તર કહેવામાં આવ્યો છે, "આ સર્વ પદાર્થો ભગવાન વાસુદેવથી ભિન્ન છે જ નહીં." (શ્રીમદ્ ભા.૨/૫/૧૪) તથા "સર્વ કાંઈ આ વિરાટપુરુષ જ છે." એમ શ્રુતિ (પુરુષસૂક્ત) દ્વારા જે દૃઢ કર્યું, તેનો ઉપસંહાર કરે છે– **'इति इति।'**

હે વત્સ નારદ, આ પ્રમાણે જે તમે વિચારપૂર્વક પૂછો છો, તે બધું મેં તમને કહી સંભળાવ્યું. કાર્ય-કારણરૂપ જે કાંઈ સર્જાય છે, તે ભગવાનથી ભિન્ન નથી. ॥ ૩૨॥

**'सत्-असत्-आत्मकम्'** કાર્ય-કારણરૂપ **'भाव्यम्'** સર્જન કરવા યોગ્ય, તે ભગવાનથી **'अन्यत्'** જુદું નથી હોતું, તેમ કહ્યું. ॥ ૩૨॥

એમ જે કહેવામાં આવ્યું કે, "મારો આટલો મહિમા જેને કારણે છે તે ભગવાનને નહીં જાણીને, (હે નારદ) તું મને ઈશ્વર કહે છે."(શ્રીમદ્ ભા.૨/૫/૧૦) **'न भारती इति।'** એ પ્રમાણે સિદ્ધ કરીને ઉપસંહાર કરે છે–

**न भारती मेऽङ्ग मृषोपलक्ष्यते**
**न वै क्वचिन्मे मनसो मृषा गतिः।**
**न मे हृषीकाणि पतन्त्यसत्पथे**
**यन्मे हृदौत्कण्ठ्यवता धृतो हरिः॥ ३३**

यद्यस्मान्मे मया औत्कण्ठ्यं भक्त्युद्रेकस्तद्युक्तेन हृदा हरिर्धृतो ध्यातः। अङ्ग हे नारद। अतो मे वाङ्मनइन्द्रियाणां वृत्तयः सत्यार्थाः, न तु मत्प्रभावेणेत्यर्थः॥ ३३॥

હે પ્રિય નારદ, મારી વાણી કદી અસત્ય થતી નથી, મારા મનનો સંકલ્પ કોઈ વિષયમાં કદી મિથ્યા થતો નથી અને મારી ઇન્દ્રિયો કદી અવળે માર્ગે જતી નથી, કારણ કે મારા ભક્તિપૂર્ણ હૃદય વડે શ્રીહરિ ધારણ કરાયેલા છે. ॥ ૩૩॥

**'यत्'** જે કારણે **'मे मया औत्कण्ठ्यम्'** ભક્તિની પુષ્કળતા, તે ભક્તિથી યુક્ત એવા મારા હૃદયથી **'हरिः धृतः'** શ્રીહરિ ધારણ કરાયેલા છે, ધ્યાન કરાયેલા છે. **'अङ्ग'** હે નારદ, આથી મારી વાણી, મન અને ઇન્દ્રિયોની વૃત્તિઓ સત્ય વિષયોવાળી છે, પરંતુ (આ સર્વની સત્યતા) મારા પ્રભાવને કારણે નથી, એમ અર્થ છે. ॥ ૩૩॥

अत्र *स्वानुभवमेवान्वयव्यतिरेकाभ्यां प्रमाणयति द्वाभ्याम्।

**सोऽहं समाम्नायमयस्तपोमयः**
**प्रजापतीनामभिवन्दितः पतिः।**
**आस्थाय योगं निपुणं समाहित-**
**स्तं नाध्यगच्छं यत आत्मसंभवः॥ ३४**

सोऽहं समाम्नायादिभिः सर्वोत्कृष्टोऽपि योगमाश्रित्यापि यत आत्मनो मम संभवो जन्म तमेव न ज्ञातवान्, कुतोऽन्यस्य वार्ता। एतच्च तृतीयस्कन्धे पद्मोद्भवे वक्ष्यते॥ ३४॥

**सुबोधिनी—**भगवान् केवलभक्त्यैकलभ्यः।

**नतोऽस्म्यहं तच्चरणं समीयुषां**
**भवच्छिदं स्वस्त्ययनं सुमङ्गलम्।**
**यो ह्यात्ममायाविभवं स्म पर्यगाद्**
**यथा नभः स्वान्तमथापरे कुतः॥ ३५**

અહીં પોતાનો અનુભવ જ અન્વય અને વ્યતિરેક * દ્વારા બે શ્લોકોથી પ્રમાણિત કરે છે.

હું વેદમય છું, તપોમય છું, પ્રજાપતિઓ મને પોતાનો સ્વામી ગણીને વંદન કરે છે. અંગ સહિત (નિપુણ) યોગનો એકાગ્રચિત્તે આશ્રય કરીને પણ હું, જેનાથી મારો જન્મ છે એવા, તે ભગવાનને જાણી શક્યો ન હતો. ॥ ૩૪॥

તે હું વેદ વગેરે દ્વારા સર્વોત્કૃષ્ટ હોવા છતાં, યોગને સ્વીકારીને પણ, જે પરમાત્મામાંથી મારો **'सम्भवः'** જન્મ છે તેને જ ન જાણી શક્યો, તો પછી અન્ય કોઈ ક્યાંથી જાણી શકે? કારણ કે ભગવદ્જ્ઞાનનો અભાવ, આગળ તૃતીય સ્કન્ધમાં કમળયોનિ બ્રહ્માજીની ઉત્પત્તિ વખતે કહેવામાં આવશે. ॥ ૩૪॥

ભગવાન કેવળ ભક્તિથી જ પ્રાપ્ત કરી શકાય છે. (સાધનબળથી તે પામી શકાતા નથી.)

શરણાગતોના સંસારનો નાશ કરનાર, કલ્યાણનિકેતન, મંગળમય તે પ્રભુના ચરણને હું વંદન કરું છું. આકાશ જેમ પોતાના અંતને જાણતું નથી, તેમ જે પરમાત્મા પોતાની માયાના વૈભવના પારને પામી શકતા નથી, (તે પરમાત્માને) બીજાઓ તો ક્યાંથી જાણી જ શકે? ॥ ૩૫॥

* ભગવત્પ્રેરણા હોય ત્યારે જ્ઞાન પ્રકટ થાય તે અન્વય. ભગવત્પ્રેરણા ન હોય તો જ્ઞાન પ્રકટ ન થાય તે વ્યતિરેક.

तदा समीयुषां शरणागतानां संसारनिवर्तकं मङ्गलावहं सुसेव्यं च तस्य चरणं नतोऽस्मि। ततोऽचिन्त्यमहिमत्वेन ज्ञातवानस्मीति कैमुत्य-न्यायेनाह—यो हीति। स्वमायाविस्तारं यः स्वयमपि पर्यगात्। परिशब्दो निषेधे। एतावानिति न ज्ञातवानित्यर्थः। अपरे कुतो जानीयुः। तस्य चरणं नतोऽस्मीति पूर्वेण संबन्धः।

તેથી **'समीयुषाम्'** શરણાગતોના સંસારને દૂર કરનાર, મંગળને લાવનાર તથા સારી રીતે સેવા કરવાને યોગ્ય તેમના ચરણને હું નમન કરું છું. અચિન્ત્ય મહિમાવાળા તરીકે જ મેં તેમને જાણ્યા, તે વાત કૈમુત્યન્યાયથી કહે છે– **'यः हि इति।'** પોતાની માયાના વિસ્તારને જે પોતે પણ પામી શકતા નથી. **'परि'** શબ્દ નિષેધ દર્શાવે છે. (પોતાની માયાના વૈભવનો વિસ્તાર) એટલો બધો છે કે પોતે પણ નથી જાણતા, એમ અર્થ છે. તો પછી બીજાઓ તો ક્યાંથી જાણી શકે? તેમના ચરણને વંદન કરું છું, એમ આગળના શ્લોક સાથે સંબંધ છે.

ननु सर्वज्ञः कथं न जानाति अन्ताभावादिति दृष्टान्तेनाह। यथा स्वस्यान्तं नभो नाप्नोति तद्वत्।

કોઈ શંકા કરે છે કે ભગવાન તો સર્વજ્ઞ છે, તો તે કેવી રીતે ન જાણે? તે માટે કહે છે કે ભગવાનની માયાના વૈભવનો અંત છે જ નહીં. તે વાત દૃષ્ટાન્ત દ્વારા કહે છે, જેવી રીતે પોતાના અંતને આકાશ નથી પામતું તેવી રીતે.

न हि खपुष्पादर्शनं सार्वज्ञ्यं विहन्तीति भावः। तथा च वक्ष्यति 'द्युपतय एव ते न ययुरन्तमनन्ततया त्वमपि यदन्तराण्डनिचया ननु सावरणाः' इत्यादि। श्रुतिश्च 'यो अस्याध्यक्षः परमे व्योमन्सो अङ्ग वेद यदि वा न वेद' इति॥ ३५॥

ખરેખર, (કાલ્પનિક) આકાશપુષ્પનું ન દેખાવું એ કાંઈ સર્વજ્ઞતાનું પ્રતિબન્ધક નથી, તેવો ભાવ છે. તે જ આગળ કહેશે. ''હે પ્રભુ, સ્વર્ગાદિ લોકોના સ્વામી બ્રહ્મા વગેરે પણ આપનો અન્ત પામ્યા નથી, કારણ કે આપ પોતે અનંત છો, કે જે આપની અંદર જળ વગેરેના આવરણવાળા બ્રહ્માંડોના સમૂહો ખરેખર રહેલા છે.'' (શ્રીમદ્ ભા.૧૦/૮૭/૪૧) ઇત્યાદિ. વળી શ્રુતિ પણ છે. ''હે વત્સ! આ જગતના અધ્યક્ષ (ઈશ્વર) ઉત્કૃષ્ટ વ્યોમમાં આકાશ જેવા નિર્મળ સ્વપ્રકાશમાં રહે છે, તે પરમાત્મા આ સૃષ્ટિ ક્યાંથી થઈ વગેરે પ્રશ્નોના ઉત્તરને જાણે છે અથવા તે પણ જાણતા નથી.'' (ઋ. ૧૦/૧૨૯/૭) ॥ ૩૫॥

एतत्प्रपञ्चयति—**नाहमिति** द्वाभ्याम्।

(ભગવાનના અનન્ત સ્વરૂપ વિષે) સમજાવે છે, બે શ્લોકો દ્વારા– **'न अहम् इति।'**

**नाहं न यूयं यदृतां गतिं विदु-**
**र्न वामदेवः किमुतापरे सुराः।**
**तन्मायया मोहितबुद्धयस्त्विदं**
**विनिर्मितं चात्मसमं विचक्ष्महे॥ ३६**

જેમના પારમાર્થિક સ્વરૂપને નથી હું જાણતો કે નથી તમે (સનત્કુમારો સહિત મારા સર્વ પુત્રો) જાણતા કે નથી રુદ્રદેવ જાણતા. તો પછી બીજા દેવો તો ક્યાંથી જાણે? તેમની માયાથી મોહિત બુદ્ધિવાળા આપણે આ ભગવાને રચેલા વિશ્વને સ્વમતિ અનુસાર જાણીએ છીએ. ॥ ૩૬॥

वामदेवो रुद्रः। यस्य ऋतां गतिं परमार्थस्वरूपम्। किंत्विदं प्रपञ्चरूपं तस्य मायया विनिर्मितं विचक्ष्महे विद्मः। तदप्यात्मसमं स्वज्ञानानुरूपमेव, न तु कृत्स्नम्। मोहितबुद्धय इत्ययं तदज्ञाने प्रपञ्चज्ञाने च हेतुः ॥ ३६ ॥

ननु सर्वेऽपि तं वर्णयन्तो दृश्यन्ते तत्राह—**यस्येति।**

**यस्यावतारकर्माणि गायन्ति ह्यस्मदादयः।**
**न यं विदन्ति तत्त्वेन तस्मै भगवते नमः॥ ३७**

अवतारकर्माणि संक्षेपतो दर्शयति।

**स एष आद्यः पुरुषः कल्पे कल्पे सृजत्यजः।**
**आत्मात्मन्यात्मनात्मानं संयच्छति च पाति च॥ ३८**

स एष आद्यो भगवान् यः पुरुषावतारः सन्सृष्ट्यादि करोति। आत्मात्मन्यात्मनात्मान-मिति। कर्ता अधिकरणं साधनं कर्म च स्वयमेवेत्यर्थः। पुरुषावतारः सृष्ट्यादीनि च कर्माणीति संक्षेपोक्तिः ॥ ३८ ॥

**विशुद्धं केवलं ज्ञानं प्रत्यक्सम्यगवस्थितम्।**
**सत्यं पूर्णमनाद्यन्तं निर्गुणं नित्यमद्वयम्॥ ३९**

‘**वामदेवः**’ રુદ્રદેવ– જેમનું ‘**ऋतां गतिम्**’ પારમાર્થિક સ્વરૂપ (જાણતા નથી) પરંતુ ભગવાનની માયાથી રચાયેલા આ વિશ્વપ્રપંચને આપણે ‘**विचक्ष्महे**’ જાણીએ છીએ, તે પણ ‘**आत्मसमम्**’ પોતાના જ્ઞાનને અનુરૂપ જ જાણીએ છીએ, સંપૂર્ણપણે નહીં. ‘**मोहितबुद्धयः इति।**’ મૂઢબુદ્ધિવાળા છીએ, એ જ આ ભગવાન વિષેનું જ્ઞાન ન થવામાં અને વિશ્વપ્રપંચનું જ્ઞાન થવામાં કારણ છે. ॥ ૩૬॥

શંકા કરે છે કે સર્વ કોઈ તે ભગવાનનું વર્ણન કરતા જણાય છે. (વર્ણન કરે છે એટલે બધા જાણતા જ હશે! તેના ઉત્તરમાં કહે છે. બધા વર્ણન તો કરે છે, પરંતુ યથાર્થસ્વરૂપે ભગવાનને જાણતા નથી.) તે માટે કહે છે– ‘**यस्य इति।**’

આ જે ભગવાનનાં અવતારકાર્યોને અમારા જેવા (જ્ઞાનીઓ) ગાય છે, છતાં પણ યથાર્થરૂપે જેને જાણી શકતા નથી, તે ભગવાનને નમસ્કાર હો. ॥ ૩૭॥

ભગવાનનાં અવતારકાર્યોને સંક્ષેપમાં દર્શાવે છે.

આદ્યપુરુષ તે ભગવાન અજન્મા છે, છતાં પ્રત્યેક સૃષ્ટિ સમયે પોતાના આત્મામાં પોતાના વડે પોતાને જ પોતે સર્જે છે, પાલન કરે છે તથા સંહાર કરે છે. ॥ ૩૮॥

તે જ આ પ્રથમ પુરુષ ભગવાન છે, જે પુરુષાવતારરૂપે થઈ સૃષ્ટિ વગેરે કરે છે. ‘**आत्मा- आत्मनि- आत्मना- आत्मानम् इति।**’ કર્તા, અધિકરણ, સાધન તથા કર્મ પણ (સ્વયમ્) પોતે જ છે. ભગવાન પોતે, પોતાના આત્મામાં, પોતાના સ્વરૂપ વડે, પોતાને સર્જે છે, વગેરે. પુરુષાવતાર ભગવાન સૃષ્ટિ, સ્થિતિ, લય તેમ જ અવતારકાર્યો કરે છે, તેમ સંક્ષેપમાં કહેવામાં આવ્યું છે. ॥ ૩૮॥

વિષયાકારશૂન્ય હોવાથી વિશુદ્ધ, કેવળ જ્ઞાન સ્વરૂપ એટલે સત્યતત્ત્વ, પ્રત્યક્ એટલે સર્વની અંદર રહેલું, તેથી જ સમ્યક્ અર્થાત્ સંદેહાદિથી રહિત, સત્યસ્વરૂપ એટલે અવિકારી, જન્માદિ ષડ્વિકાર રહિત હોવાથી પૂર્ણ, આદિ અને અંતરહિત, નિર્ગુણ એટલે જેના સત્ત્વાદિ ગુણોમાંથી ઐશ્વર્યાદિ ગુણો નીકળી ગયા છે તેવું સ્વરૂપ, સર્વકાળ એકરૂપે સ્થિત હોવાથી દ્વૈતરહિત (તત્ત્વને મુનિઓ જાણે છે). ॥ ૩૯॥

'न यं विदन्ति तत्त्वेन' इत्युक्तं किं तत्तत्त्वमित्यपेक्षायामाह। ज्ञानं केवलं सत्यं तत्त्वम्।

"જે ભગવાનને (જ્ઞાનીઓ) યથાર્થરૂપે જાણી શકતા નથી," (શ્લોક - ૩૭) એમ કહેવામાં આવ્યું, તે માટે કોઈને અપેક્ષા હોય કે તે કયું તત્ત્વ છે, તો તે માટે કહે છે. **'केवलं ज्ञानम्'** કેવળ જ્ઞાન એટલે સત્ય તત્ત્વ.

*घटाद्याकारवृत्तिज्ञानव्यवच्छेदार्थं विशेषणानि। विशुद्धं विषयाकारशून्यम्। यतः प्रत्यक् सर्वान्तरम्। अत एव सम्यक् संदेहादिरहितम्।

ઘટ વગેરે (વિષયાકાર) વૃત્તિના જ્ઞાનને ભિન્ન ભિન્ન કરવા માટે (ઘટાદિ) વિશેષણો આપવામાં આવ્યાં છે. **'विशुद्धम्'** (ઘટાદિ) વિષયાકારરહિત જ્ઞાન, **'प्रत्यक्'** સર્વના અંતરમાં છે, આથી જ એ જ્ઞાન **'सम्यक्'** સંદેહ વગેરેથી રહિત છે.

अवस्थितं स्थिरम्। यतो निर्गुणम्। गुणकार्यं हि गुणव्यतिकराच्चञ्चलं भवति। यद्यपि वृत्तिज्ञानमपि स्वरूपज्ञानमेवेति न चाञ्चल्यादिदोषयुक्तं तथाप्यन्तःकरणवृत्तिदोषैस्तथा तथा भवतीति व्यवच्छिद्यते।

એ જ્ઞાન સુસ્થિત છે, કારણ કે નિર્ગુણ છે. ગુણોનું જે કાર્ય હોય છે તે, ગુણોમાં મિશ્રણ (ફેરફાર, ક્ષોભ) થવાથી ચંચળ બને છે. જો કે વૃત્તિજ્ઞાન પણ સ્વરૂપજ્ઞાન જ છે. તેમાં ચંચળતા વગેરે દોષ નથી, છતાં પણ અંતઃકરણની વૃત્તિના દોષોને કારણે સ્વરૂપજ્ઞાન પણ અંતઃકરણની વૃત્તિ અનુસાર તેવું તેવું બને છે. આમ સ્વરૂપજ્ઞાન ભિન્ન ભિન્ન થાય છે.

एभिरेव विशेषणैः सत्यत्वमपि समर्थितम्। किं च यद्विकारवत्तदसत्यं दृष्टं, न चास्य जन्मादयः षड्विकाराः सन्तीत्याह। अनाद्यन्तं जन्मनाशरहितम्। अत एव जन्मानन्तरास्तित्वलक्षणोऽपि विकारो नास्ति। वृद्धिविपरिणामापक्षयाश्च न सन्ति। यतः पूर्णम्। सर्वत्र हेतुः— नित्यमद्वयं नित्यं सर्वदा द्वैतप्रतीतिसमयेऽपि परमार्थतोऽद्वयमिति॥ ३९॥

આ જ વિશેષણો દ્વારા સત્યત્વનું પણ સમર્થન કરવામાં આવ્યું છે. વળી, જે જે વિકારવાળું છે તે તે અસત્ય દેખાય છે, (વ્યાપ્તિ) તેથી આ તત્ત્વના જન્માદિ (જન્મવું, હોવું, વૃદ્ધિ પામવું, રૂપાન્તર પામવું, હ્રાસ થવો અને નાશ પામવું) છ વિકારો નથી હોતા, એમ કહે છે. **'अनादि-अन्तम्'** જન્મ-મૃત્યુથી રહિત તત્ત્વને, જન્મ-મૃત્યુથી રહિત હોવાથી જન્મ પછીના અસ્તિત્વના લક્ષણવાળો વિકાર પણ નથી; વૃદ્ધિ, વિપરિણામ અને અપક્ષય પણ નથી, કારણ કે તે તત્ત્વ પૂર્ણ છે. **'नित्यमद्वयम्'** ઉપર કહેલાં બધાં જ વિશેષણોમાં નિત્યઅદ્વૈત એ કારણરૂપ છે. નિત્ય એટલે સર્વદા **'अद्वयम्'** દ્વૈત દેખાય ત્યારે પણ પારમાર્થિકરૂપે અદ્વૈતસ્વરૂપ છે. ॥ ૩૯॥

---

* **घटाद्याकारेति। यथा तडागोदकं छिद्रान्निर्गत्य कुल्यात्मना केदारान्प्रविश्य तद्वदेव चतुष्कोणाद्याकारं भवति तथा तैजसमन्तःकरणमपि चक्षुरादिद्वारा निर्गत्य घटादिविषयदेशं गत्वा घटादिविषयाकारेण परिणमते। स एव परिणामो वृत्तिरुच्यते।**

"જેમ તળાવમાં રહેલું જળ છિદ્રમાંથી નીકળી નાળીનો આકાર ધારણ કરતું ખેતરમાં જાય છે અને ખેતરના ત્રિકોણ-ચતુષ્કોણ આકારના સમાન જ જળનો આકાર થઈ જાય છે, તે જ રીતે તૈજસ (રજોગુણવાળું) અંતઃકરણ પણ ચક્ષુ વગેરે દ્વારા ઘટાદિ વિષયોમાં જઈને ઘટાદિ વિષયાકારમાં પરિણમે છે. તે જ પરિણામને વૃત્તિ કહેવામાં આવે છે."– વેદાન્તપરિભાષા, પ્રત્યક્ષપરિચ્છેદ– ધર્મરાજ અધ્વરીન્દ્ર

अत्र विद्वदनुभवं प्रमाणयति।

**ऋषे विदन्ति मुनयः प्रशान्तात्मेन्द्रियाशयाः।**
**यदा तदेवासत्तर्कैस्तिरोधीयेत विप्लुतम्॥ ४०**

हे ऋषे नारद, प्रशान्तात्मेन्द्रियाशयाः प्रसन्नदेहेन्द्रियमनसो यदा भवन्ति तदा विदन्ति। अन्यदा तदज्ञाने कारणमाह। यदा तदेव प्रकाशमानमेवासतां तर्कैर्विप्लुतं स्यात्तदा तिरोधीयेतेति॥ ४०॥

અહીં વિદ્વાન મુનિજનોના અનુભવને પ્રમાણ તરીકે આપે છે.

હે નારદઋષિ, (વિશુદ્ધ, જ્ઞાનમય, સર્વાન્તર, સુસ્થિત, સત્યસ્વરૂપ, પૂર્ણ, આદિ-અંતરહિત, નિર્ગુણ, નિત્યઅદ્વૈત તત્ત્વને) પ્રશાન્ત દેહ, ઈન્દ્રિયો અને મનવાળા મુનિઓ જાણે છે. (અર્થાત્ મુનિઓ જ્યારે પોતાના દેહ, મન અને ઈન્દ્રિયોને અતિશાન્ત બનાવે છે, ત્યારે જ એ ભગવાનના સ્વરૂપનો સાક્ષાત્કાર કરે છે.) પરંતુ તે જ સ્વરૂપ અસત્ પુરુષોના કુતર્કોથી જ્યારે વ્યાપ્ત બને છે, ત્યારે તે અન્તર્ધાન થઈ જાય છે. ॥ ૪૦॥

હે ઋષિ નારદ, મુનિઓ જ્યારે '**प्रशान्त-आत्मा-इन्द्रिय-आशयाः**' પ્રસન્ન દેહ, ઈન્દ્રિય અને મનવાળા બને છે, ત્યારે જ ભગવાનને જાણે છે. અન્ય સમયે તેમના વિષેના અજ્ઞાન માટે કારણ કહે છે કે જ્યારે તે પ્રકાશમાન તત્ત્વને તર્ક વડે વ્યાપ્ત કરવામાં આવે છે, ત્યારે તે તિરોધાન પામે છે. ॥ ૪૦॥

अवतारान्विस्तरेणाह—**आद्य** इत्यादि यावदध्यायसमाप्ति।

("પ્રત્યેક સૃષ્ટિ સમયે પોતાના આત્માને સર્જે છે." શ્લોક-૩૮માં એમ કહેવામાં આવ્યું. આ ભગવાનના સર્જાતા અવતારો છે.) તે અવતારોને અધ્યાયની સમાપ્તિ સુધી વિસ્તારપૂર્વક કહે છે– '**आद्य इति**' વગેરે.

**आद्योऽवतारः पुरुषः परस्य**
**कालः स्वभावः सदसन्मनश्च।**
**द्रव्यं विकारो गुण इन्द्रियाणि**
**विराट् स्वराट् स्थास्नु चरिष्णु भूम्नः॥ ४१**

સર્વથી પર તે ભૂમા પરમાત્માનો પ્રકૃતિના પ્રવર્તક પુરુષ તરીકે પ્રથમ અવતાર થયો. પછી કાળ, સ્વભાવ, કાર્યકારણરૂપ પ્રકૃતિ, મહત્તત્ત્વ, પાંચ મહાભૂતો, અહંકાર, સત્ત્વાદિગુણો, ઈન્દ્રિયો, વિરાટ-સમષ્ટિ શરીર, વિરાટશરીરનો સ્વયંપ્રકાશ અભિમાની આત્મા વૈરાજ, સ્થાવર અને જંગમરૂપ વ્યષ્ટિશરીર (વગેરે સ્વરૂપે અવતારો થયા). ॥ ૪૧॥

परस्य भूम्नः पुरुषः प्रकृतिप्रवर्तकः। यस्य 'सहस्रशीर्षा' इत्युक्तो लीलाविग्रहः स आद्योऽवतारः। वक्ष्यति हि—

'भूतैर्यदा पञ्चभिरात्मसृष्टैः
पुरं विराजं विरचय्य तस्मिन्।
स्वांशेन विष्टः पुरुषाभिधान-
मवाप नारायण आदिदेवः'॥

સર્વથી પર પરમાત્માભૂમાનો, '**पुरुषः**' પ્રકૃતિના પ્રવર્તક, જેનું હજારો મસ્તકવાળું લીલાનું સ્વરૂપ કહેવામાં આવ્યું તે પ્રથમ અવતાર છે. આગળ કહેશે કે "પોતે સર્જેલાં પાંચમહાભૂતોથી બ્રહ્માંડ (વિરાટનગર)ને રચી, આદિદેવ નારાયણે (લીલા કરવા) તેમાં પોતાના અંશથી પ્રવેશ કર્યો, ત્યારે તે 'પુરુષ' નામને પ્રાપ્ત થયા." (શ્રીમદ્. ભા.૧૧/૪/૩)

यथोक्तम्—

'विष्णोस्तु त्रीणि रूपाणि पुरुषाख्यान्यथो विदुः।
प्रथमं महतः स्रष्टृ द्वितीयं त्वण्डसंस्थितम्।
तृतीयं सर्वभूतस्थं तानि ज्ञात्वा विमुच्यते'॥
इति।

यद्यपि सर्वेषामविशेषेणावतारत्वमुच्यते, तथापि कालश्च स्वभावश्च सदसदिति कार्य-कारणात्मिका प्रकृतिश्च एताः शक्तयः, मनआदीनि कार्याणि, ब्रह्मादयो गुणावताराः, दक्षादयो विभूतय इति विवेक्तव्यम्। मनो महत्तत्त्वम्। द्रव्यं महाभूतानि। क्रमोऽत्र न विवक्षितः। विकारोऽहंकारः। गुणः सत्त्वादिः। विराट् समष्टिशरीरम्। स्वराट् वैराजः। स्थास्नु स्थावरम्। चरिष्णु जङ्गमं च व्यष्टिशरीरम्॥ ४१॥

**अहं भवो यज्ञ इमे प्रजेशा**
**दक्षादयो ये भवदादयश्च।**
**स्वर्लोकपालाः खगलोकपाला**
**नृलोकपालास्तललोकपालाः ॥ ४२**

अहं ब्रह्मा। भवो रुद्रः। यज्ञो विष्णुः। दक्षादयो य इमे प्रजेशाः। तललोकपालाः पातालाधिपतयः॥ ४२॥

**गन्धर्वविद्याधरचारणेशा**
**ये यक्षरक्षोरगनागनाथाः।**
**ये वा ऋषीणामृषभाः पितॄणां**
**दैत्येन्द्रसिद्धेश्वरदानवेन्द्राः ।**
**अन्ये च ये प्रेतपिशाचभूत-**
**कूष्माण्डयादोमृगपक्ष्यधीशाः ॥ ४३**

કહેવામાં આવ્યું છે તેમ– ''આથી ભગવાન વિષ્ણુના 'પુરુષ' કહેવાતાં ત્રણ રૂપો વિદ્વાનો જાણે છે. પ્રથમ સ્વરૂપ મહત્તત્ત્વને બનાવનાર, બીજું અંડમાં રહેનાર તથા ત્રીજું સ્વરૂપ પ્રાણીમાત્રમાં વસનાર– તે ત્રણ રૂપોને જાણીને મનુષ્ય મુક્ત થાય છે.'' (શ્રીમદ્. ભા.૩/૫/૨૭ની શ્રીધરીવ્યાખ્યામાંથી ઉદ્ધૃત)

જો કે ભગવાનના સર્વ સમાનરૂપે અવતાર છે, છતાં પણ કાળ અને સ્વભાવ તથા કાર્ય-કારણરૂપ પ્રકૃતિ– એ સર્વ શક્તિઓ છે, મન વગેરે કાર્યો છે, બ્રહ્મા વગેરે ગુણ અવતારો છે, દક્ષ વગેરે વિભૂતિઓ છે તેવો ભેદ કરવો જોઈએ. **'मनः'** મહત્તત્ત્વ, **'द्रव्यम्'** પંચ મહાભૂતો (પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ). (મહત્, અહંકાર, ઈન્દ્રિયો વગેરે) ક્રમને અહીં કહેવા ઈચ્છ્યો નથી. **'विकारः'** અહંકાર, **'गुणः'** સત્ત્વ, રજસ્, તમસ્, **'विराट्'** સમષ્ટિ શરીર, **'स्वराट्'** વિરાટનો આત્મા વૈરાજ, **'स्थास्नु'** સ્થાવર તથા **'चरिष्णु'** જંગમ વ્યષ્ટિશરીર ॥ ૪૧॥

વળી, હું, શિવજી, ભગવાન વિષ્ણુ, દક્ષ વગેરે આ પ્રજાપતિઓ, તમે તેમ જ તમારા જેવા બીજા ભક્તજનો, સ્વર્ગલોકનું પાલન કરનારાઓ, પક્ષીલોકનું પાલન કરનારા (ગરુડ વગેરે), મનુષ્યલોકનું પાલન કરનારા, પાતાળલોકનું પાલન કરનારાઓ,॥ ૪૨॥

**'अहम्'** હું બ્રહ્મા, **'भवः'** શિવજી, **'यज्ञः'** વિષ્ણુ ભગવાન, દક્ષ વગેરે આ પ્રજાપતિઓ, **'तललोकपालाः'** પાતાળલોકના અધિપતિઓ, ॥ ૪૨॥

ગન્ધર્વો, વિદ્યાધરો તેમ જ ચારણોના અધિનાયકો, યક્ષો, રાક્ષસો, સર્પો તથા નાગોના પતિઓ, શ્રેષ્ઠ ઋષિઓ, શ્રેષ્ઠ પિતૃઓ, દૈત્યોના અધિપતિઓ, સિદ્ધોના સ્વામીઓ, દાનવોના પતિઓ તથા અન્ય જે પ્રેતો, પિશાચો, ભૂતો, કૂષ્માંડો, જળજીવો, પશુઓ તથા પક્ષીઓના સ્વામીઓ છે, ॥ ૪૩॥

गन्धर्वादीनामीशाः। यक्षादीनां नाथाः। रक्षोरगेति सन्धिरार्षः। ऋषीणां पितॄणां च श्रेष्ठाः। प्रेतादीनामधीशाः ॥ ४३ ॥

ગન્ધર્વો વગેરેના ઈશ્વર, યક્ષ વગેરેના નાથ, **'रक्षस्+उरग'** ની સંધિ કરતી વખતે **'उ'** સ્વર હોવાથી રક્ષસ્માંનો **'स्'** અથવા વિસર્ગનો લોપ થાય છે, તેથી **'रक्ष-उरग'** એમ પાઠ થાય. પરંતુ અહીં એક વખત સન્ધિ થયા પછી ફરીથી **'रक्षोरग'** સન્ધિ થઈ છે તે આર્ષ પ્રયોગ છે. શ્રેષ્ઠ ઋષિઓ તથા શ્રેષ્ઠ પિતૃઓ, પ્રેત વગેરેના અધીશ્વરો, ॥ ૪૩॥

**यत्किंच लोके भगवन्महस्व-**
**दोजःसहस्वद्बलवत्क्षमावत् ।**
**श्रीह्रीविभूत्यात्मवदद्भुतार्णं**
**तत्त्वं परं रूपवदस्वरूपम् ॥ ४४**

તેમજ સંસારમાં બીજી પણ જેટલી વસ્તુઓ ઐશ્વર્ય, તેજ, ઈન્દ્રિયબળ, મનોબળ, શરીરબળ તેમ જ ક્ષમાથી યુક્ત છે, અથવા જે કંઈ વિશેષ સૌન્દર્ય તેમ જ લજ્જા, વૈભવ તથા બુદ્ધિવાળું, અદ્ભુત વર્ણવાળું, રૂપવાળું અને રૂપ વગરનું શ્રેષ્ઠ તત્ત્વ છે, (તે સર્વશ્રેષ્ઠ તેમની વિભૂતિ છે). ॥ ૪૪॥

किं बहुना, यत्किंचिद्भगवदादि तत्सर्वं परमेव तत्त्वमित्यन्वयः। भगवदैश्वर्ययुक्तम्, महस्वत्तेजोयुक्तम्। ओजःसहसी इन्द्रियमनःशक्ती तद्युक्तम्। बलं दाक्ष्यम्। श्रीः शोभा, ह्रीरकर्म-जुगुप्सा, विभूतिः संपत्तिः, आत्मा बुद्धिस्तद्युक्तम्। अर्णो वर्णः। अद्भुतार्णमाश्चर्यवर्णमित्यर्थः। रूपमेव स्वरूपम्, रूपवदस्वरूपं च यत्तत्सर्वं परं तत्त्वं तद्विभूतिरित्यर्थः ॥ ४४ ॥

વધુ શું કહેવાનું? જે કાંઈ ભગ(ઐશ્વર્ય) વગેરેવાળું છે તે સર્વ પરમતત્ત્વ જ છે, એમ સંબંધ છે. **'भगवत्'** ઐશ્વર્યયુક્ત, **'महस्वत्'** તેજયુક્ત, **'ओजःसहसी'** ઈન્દ્રિય અને મનની શક્તિ– તેનાથી યુક્ત, **'बलम्'** દક્ષતા, **'श्रीः'** શોભા, **'ह्रीः'** ન કરવાના કાર્યમાં ઘૃણા, **'विभूतिः'** સંપત્તિ, **'आत्मा'** બુદ્ધિ– તેનાથી યુક્ત, **'अर्णः'** વર્ણ, **'अद्भुत-अर्णम्'** અદ્ભુત વર્ણવાળું, આશ્ચર્ય થાય તેવા વર્ણવાળું, **'रूपम्'** રૂપ એટલે સ્વરૂપ, રૂપવાળું તથા સ્વરૂપ વગરનું જે કાંઈ છે તે સર્વ **'परं तत्त्वम्'** શ્રેષ્ઠ તત્ત્વ તેમની વિભૂતિ છે, એમ અર્થ છે. ॥ ૪૪॥

शुद्धसत्त्वावतारान्वक्तुमाह—**प्राधान्यत** इति।

શુદ્ધસત્ત્વ પરમાત્માના અવતારોનું વર્ણન કરવા માટે જણાવે છે– **'प्राधान्यतः इति।'**

**प्राधान्यतो यानृष आमनन्ति**
**लीलावतारान्पुरुषस्य भूम्नः।**
**आपीयतां कर्णकषायशोषा-**
**ननुक्रमिष्ये त इमान्सुपेशान् ॥ ४५**

હે નારદઋષિ, સર્વવ્યાપક તે ભૂમાપરમાત્માના જે અવતારોને મુખ્યત્વે લીલાવતારો કહે છે, તે અવતારોને હું ક્રમવાર વર્ણવીશ, તે (શ્રવણ કરનારાઓના) કર્ણોના દોષોને શોષી લેનારા આ પરમ મનોહર અવતારોનું તમે (કર્ણો વડે) પાન કરો. ॥ ૪૫॥

असत्कथाश्रवणैर्ये कर्णयोः कषाया मलास्तान् शोषयन्तीति तथा तान्। सुपेशान्सुन्दरान्।

વ્યર્થ વાતોના શ્રવણથી કર્ણોના જે **'कषायाः'** મળ છે, તેમને શોષી લે છે તેવા તે **'सुपेशान्'** સુંદર અવતારો, મધુરથી પણ અતિમધુર– **'सुपेशस्'** શબ્દના સકારનો લોપ થયો છે તે આર્ષ છે. (**'सुपेशलान्'**

सकारलोपश्चार्षः। हे ऋषे, ते तुभ्यमनुक्रमिष्ये, तदनुक्रमेणामृतं त्वया पीयतामित्यर्थः। यद्वा पीयतामिति शत्रन्तम्। आपिबतां कर्णकषायशोषानित्यर्थः॥ ४५॥

શબ્દના લકારનો લોપ આર્ષ છે.) હે નારદઋષિ, **'ते'** તમને **'अनुक्रमिष्ये'** ક્રમવાર કહીશ. તમારા દ્વારા તેનું રસપાન થાઓ, એમ અર્થ છે. અથવા **'पीयताम्'** શતૃ પ્રત્યયવાળું વર્તમાનકૃદન્ત લઈએ તો પાન કરતા એવા મનુષ્યોના કર્ણદોષોને દૂર કરનાર અવતારોને હું વર્ણવીશ. ॥ ૪૫॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां द्वितीयस्कन्धे षष्ठोऽध्यायः॥ ६॥
इति श्रीमद्भागवते द्वितीयस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां षष्ठोऽध्यायः॥ ६॥

*****

# अथ सप्तमोऽध्यायः

## ભગવાનના લીલાવતારોની કથા

सप्तमे भगवल्लीलावतारा ब्रह्मणोदिताः।
नारदाय तु तत्कर्म प्रयोजनगुणैः सह॥ १

સાતમા અધ્યાયમાં બ્રહ્માજી દ્વારા નારદજીને ભગવાનના લીલાઅવતારો તથા તેમનું પ્રયોજન ગુણો અને કર્મો સહિત કહેવામાં આવ્યા છે. ॥ ૧॥

**ब्रह्मोवाच**

**यत्रोद्यतः क्षितितलोद्धरणाय बिभ्रत्**
**क्रौडीं तनुं सकलयज्ञमयीमनन्तः।**
**अन्तर्महार्णव उपागतमादिदैत्यं**
**तं दंष्ट्रयाद्रिमिव वज्रधरो ददार॥ १**

**બ્રહ્માજી બોલ્યા** – અનંત ભગવાન જ્યારે પૃથ્વીનો ઉદ્ધાર કરવા તૈયાર થયા, ત્યારે સકળ યજ્ઞસ્વરૂપ વરાહરૂપ શરીરને ધારણ કર્યું અને મહાસાગરની અંદર પ્રાપ્ત થયેલા આદિદૈત્ય હિરણ્યાક્ષને, વજ્રધારી (ઇન્દ્ર વજ્રથી) પર્વતને વિદારે તેમ, દાઢથી વિદારી નાખ્યો. ॥ ૧॥

यत्र यदा क्षितितलोद्धरणार्थं वाराहीं तनुं बिभ्रत्सन्नुद्यतोऽनन्तस्तदा तं सुप्रसिद्धं हिरण्याक्षं दंष्ट्रया ददार॥ १॥

**'यत्र'** જ્યારે ભગવાન અનંત ભૂતળનો ઉદ્ધાર કરવા માટે વરાહરૂપ શરીર ધારણ કરી તૈયાર થયા, ત્યારે તે સુપ્રસિદ્ધ હિરણ્યાક્ષને દાઢથી વિદારી (ચીરી) નાખ્યો. ॥ ૧॥

१. उद्यत इति। समुद्रे निमज्ज्य रसातलगता महीमुद्धृत्य दंष्ट्राग्रे निधाय उर्ध्वं गत इत्यर्थः।

સમુદ્રમાં ડૂબી જઈને રસાતળમાં ગયેલી પૃથ્વીનો ઉદ્ધાર કરી દાઢના આગળના ભાગમાં મૂકીને ઉપર આવેલા વરાહનારાયણ, એમ અર્થ છે.

यज्ञावतारमाह।

યજ્ઞાવતારને વર્ણવે છે.

**जातो रुचेरजनयत्सुयमान्सुयज्ञ**
**आकूतिसूनुरमरानथ दक्षिणायाम्।**
**लोकत्रयस्य महतीमहरद्यदार्तिं**
**स्वायंभुवेन मनुना हरिरित्यनूक्तः॥ २**

ત્યાર બાદ રુચિ નામના ઋષિથી (આકૂતિમાં) જન્મેલા આકૂતિના પુત્ર સુયજ્ઞે દક્ષિણા નામની પત્નીમાં સુયમ નામના દેવોને ઉત્પન્ન કર્યા. સુયજ્ઞ ભગવાને (ઇન્દ્ર થઈ) ત્રણે લોકની મહાન પીડા હરી લીધી હતી, તેથી તેમને (તેમના માતામહ) સ્વાયંભુવ મનુ દ્વારા 'હરિ' કહેવામાં આવ્યા હતા. ॥ ૨॥

रुचेः प्रजापतेः सकाशात्तद्भार्याया आकूतेः सूनुः सुतः सुयज्ञो नाम जातः। स च स्वभार्यायां दक्षिणायां सुयमान्देवानजनयत्। स एवेन्द्रः सन् यदा आर्तिमहरत्तदा पूर्वं सुयज्ञ इत्युक्तोऽप्यनु पश्चान्मनुना मातामहेन हरिरित्युक्तः। अनेन देवोत्पादनं लोकत्रयार्तिहरणं च तस्य कर्म दर्शितम्। एवं सर्वत्रावतारस्तत्कर्म च ज्ञेयम्॥ २॥

રુચિ નામના પ્રજાપતિથી તેમની ભાર્યા આકૂતિમાં સુયજ્ઞ નામનો '**સૂનુઃ**' પુત્ર જન્મ્યો. તેણે પોતાની ભાર્યા દક્ષિણામાં સુયમ નામના દેવો ઉત્પન્ન કર્યા. તે સુયજ્ઞ ભગવાને જ ઈન્દ્ર થઈ મહાન પીડા હરી લીધી, ત્યારે પૂર્વે સુયજ્ઞ કહેવાતા હોવા છતાં '**અનુ**' પાછળથી માતામહ (માતાના પિતા) મનુ દ્વારા 'હરિ' કહેવામાં આવ્યા. આ દ્વારા દેવોની ઉત્પત્તિ અને ત્રણેય લોકની પીડાનું હરણ– એ બે તે અવતારનું કર્મ દર્શાવ્યું છે. આ પ્રમાણે બધે જ અવતાર અને તેનું કર્મ સમજી લેવું ॥ ૨॥

कपिलावतारमाह।

કપિલ-અવતારને વર્ણવે છે.

**जज्ञे च कर्दमगृहे द्विज देवहूत्यां**
**स्त्रीभिः समं नवभिरात्मगतिं स्वमात्रे।**
**ऊचे ययात्मशमलं गुणसङ्गपङ्क-**
**मस्मिन्विधूय कपिलस्य गतिं प्रपेदे॥ ३**

હે દ્વિજ નારદ, કર્દમ ઋષિના ગૃહે દેવહૂતિમાં નવ બહેનો સાથે (તે ભગવાન) પ્રકટ થયા અને પોતાની માતા દેવહૂતિને આત્મવિદ્યા-સાંખ્યજ્ઞાનનો બોધ કર્યો, જેનાથી આત્માને મલિન કરનારા ત્રણ ગુણોના સંગથી ઉપજતા મળને આ જ જન્મમાં ધોઈને માતા દેવહૂતિ કપિલમુનિની ગતિને પ્રાપ્ત થયાં. ॥ ૩॥

कर्दमस्य प्रजापतेर्गृहे च तद्भार्यायां देवहूत्यां जज्ञे। नवभिः स्त्रीभिर्भगिनीभिः सह। स च स्वमात्रे आत्मगतिं ब्रह्मविद्यामुक्तवान्। यया आत्मगत्या सा आत्मनः शमलं मलिनीकरणं गुणसङ्गरूपं पङ्कमस्मिन्नेव जन्मनि विधूय कपिलस्य गतिं मुक्तिं प्राप्तवती॥ ३॥

કર્દમ પ્રજાપતિના ગૃહે તેમની ભાર્યા દેવહૂતિમાં (ભગવાન કપિલ) જન્મ્યા. નવ '**स्त्रीभिः**' ભગિનીઓ સાથે (તે પ્રકટ થયા) અને તેમણે પોતાની માતાને '**आत्मगतिम्**' બ્રહ્મવિદ્યા કહી, '**यया**' જેનાથી તે માતા દેવહૂતિ આત્માને મલિન કરનારા ગુણોના સંગરૂપ '**शमलम्**' કાદવને આ જ જન્મમાં ધોઈને '**कपिलस्य गतिम्**' કપિલભગવાનની ગતિ(મોક્ષ)ને પ્રાપ્ત થયાં. ॥ ૩॥

दत्तात्रेयावतारमाह।

દત્તાત્રેયના અવતારને વર્ણવે છે.

**अत्रेरपत्यमभिकाङ्क्षत आह तुष्टो**
**दत्तो मयाऽहमिति यद्भगवान्स दत्तः।**
**यत्पादपङ्कजपरागपवित्रदेहा**
**योगर्द्धिमापुरुभयीं यदुहैहयाद्याः॥ ४**

(ભગવાનને) પુત્ર(રૂપે) ઈચ્છતા અત્રિઋષિ ઉપર પ્રસન્ન થયેલા ભગવાન કહે છે કે, ''મેં તમને મારું દાન કર્યું'' આમ જેમણે પોતાનું દાન કર્યું, તે શ્રીદત્તાત્રેય-ભગવાનના ચરણકમળના પરાગથી પવિત્ર દેહવાળા યદુ, હૈહય (સહસ્રાર્જુન) વગેરે (રાજાઓ) આ લોક તથા પરલોક – બન્નેની યોગસમૃધ્ધિને પ્રાપ્ત થયા. ॥ ૪॥

मयाऽहमेव तुभ्यं दत्त इति यद्यत आह ततः स नाम्ना दत्तो जातः। स्वभक्तेभ्यो योगैश्वर्यदानं तच्चरितं च दर्शयति। यस्य पादपङ्कजयोः परागस्तेन पवित्रा देहा येषां ते। उभयीमैहिकीमामुष्मिकीं च भुक्तिमुक्तिरूपां वा॥ ४॥

"મેં તમને મારું જ દાન કર્યું" એમ કહે છે, **'यत्'** તેથી તે દત્ત નામવાળા થયા. પોતાના ભક્તોને યોગના ઐશ્વર્યનું દાન કરનાર તે ચરિત્ર દર્શાવે છે. જેનાં બન્ને ચરણકમળનો પરાગ– તેનાથી પવિત્ર દેહવાળા જેઓ છે તેઓ **'उभयम्'** બન્ને ઈહલૌકિક અને પારલૌકિક ભોગરૂપ અથવા મુક્તિરૂપ (યોગસમૃદ્ધિને પ્રાપ્ત થયા). ॥ ૪॥

कुमारावतारमाह।

સનત્કુમારોના અવતારને વર્ણવે છે.

**तप्तं तपो विविधलोकसिसृक्षया मे**
**आदौ सनात्स्वतपसः स चतुःसनोऽभूत्।**
**प्राक्कल्पसंप्लवविनष्टमिहात्मतत्त्वं**
**सम्यग्जगाद मुनयो यदचक्षतात्मन्॥ ५**

પૂર્વે સૃષ્ટિના આરંભમાં અનેક પ્રકારના લોક રચવાની ઈચ્છાથી મેં તપ કર્યું; પછી મારા પોતાના તપના સમર્પણથી તે ઈશ્વરે ચાર 'સન' શબ્દથી યુક્ત સનકાદિરૂપે અવતાર લીધો. પહેલાના કલ્પમાં પ્રલય સમયે ભુલાઈ ગયેલા આત્મતત્ત્વજ્ઞાનનો તેમણે આ કલ્પમાં સારી રીતે બોધ કર્યો, જેનાથી મુનિઓએ પરમ તત્ત્વજ્ઞાનનો હૃદયમાં સાક્ષાત્કાર કર્યો. ॥ ૫॥

मे मया आदौ यत्तपस्तप्तं तस्मात्स्वतपसो मत्तपसो हेतोः स हरिश्चतुःसनोऽभूत्। सनत्कुमारः सनकः सनन्दनः सनातन इति चत्वारः सनशब्दा नाम्नि यस्य सः। कथंभूतात्स्वतपसः। सनादखण्डितात्। यद्वा स्वतपसः सनाद्दानात् समर्पणादित्यर्थः। षणु दाने। स च पूर्वकल्पस्य संप्लवे प्रलये विनष्टमुच्छिन्नसंप्रदायमात्मतत्त्व-मिहास्मिन्कल्पे सम्यग्जगादोक्तवान्। सम्यक्त्वं दर्शयति। यद्गदितमात्रमेव मुनय आत्मन् आत्मनि मनस्यचक्षत साक्षादपश्यन्॥ ५॥

**'मे'** મારા દ્વારા પૂર્વે જે તપ કરવામાં આવ્યું, તે **'स्वतपसः'** મારા તપને કારણે તે શ્રીહરિ ચાર 'સન' વાળા બન્યા. સનત્કુમાર, સનક, સનન્દન, સનાતન–એ ચાર 'સન' શબ્દો જેના નામમાં છે તે શ્રીહરિ. કેવા પ્રકારના પોતાના તપમાંથી અવતાર લીધો? પોતાના **'सनात्'** અખંડ તપથી અથવા પોતાના તપના **'सनात्'** દાનથી, સમર્પણથી (શ્રીહરિએ સનત્કુમારોરૂપ અવતાર લીધો) એમ અર્થ છે. **'षणु' सन्** ધાતુ દાનના અર્થમાં છે. તેમણે પહેલાના કલ્પમાં **'सम्प्लवे'** પ્રલયસમયે **'विनष्टम्'** ભુલાઈ ગયેલું પરંપરાગત આત્મજ્ઞાન **'इह'** આ કલ્પમાં સારી રીતે **'जगाद'** કહ્યું. આત્મજ્ઞાનના સમ્યક્‌બોધને દર્શાવે છે. જેના માત્ર કહેવાથી જ મુનિઓએ **'आत्मन्'** આત્મામાં, મનમાં **'अचक्षत'** (આત્મતત્ત્વનાં) સાક્ષાત્ દર્શન કર્યાં. ॥ ૫॥

नरनारायणावतारमाह।

નર-નારાયણના અવતારને વર્ણવે છે.

**धर्मस्य दक्षदुहितर्यजनिष्ट मूर्त्यां**
**नारायणो नर इति स्वतपःप्रभावः।**
**दृष्ट्वात्मनो भगवतो नियमावलोपं**
**देव्यस्त्वनङ्गपृतना घटितुं न शेकुः॥ ६**

પોતાના તપના પ્રભાવવાળા ભગવાન નારાયણ દક્ષપ્રજાપતિની કન્યા એવાં ધર્મનાં (પત્ની) મૂર્તિમાં નર અને નારાયણ એવા બે સ્વરૂપે ઉત્પન્ન થયા હતા. કામદેવની સેનારૂપ અપ્સરાઓ ભગવાનમાંથી (પ્રકટ થયેલી) પોતાના પ્રતિબિંબ જેવી જ (ઉર્વશી વગેરે) સ્ત્રીઓને જોઈને તેમના નિયમનો ભંગ કરવા સમર્થ થઈ ન હતી. ॥ ૬॥

धर्मस्य पत्न्यां दक्षदुहितरि मूर्तिसंज्ञायां नारायणो नर इति मूर्तिद्वयेन जातः। कथंभूतः। स्वोऽसाधारणस्तपः प्रभावो यस्य। तदेवाह। अनङ्गस्य पृतनाः देव्योऽप्सरसो भगवतः सकाशादात्मनः स्वप्रतिरूपा उर्वश्याद्याः स्त्रीर्दृष्ट्वा तस्य नियमावलोपं व्रतभङ्गं घटितुं साधयितुं न शेकुः। यद्वा आत्मनः स्वस्य यो नियमस्तपो-नाशनरूपस्तस्यावलोपं तत्र दृष्ट्वा भगवतस्तं घटयितुं न शेकुरिति। एतच्चाख्यानमेकादशे भविष्यति॥ ६ ॥

દક્ષપ્રજાપતિની કન્યામાં– ધર્મની મૂર્તિ નામની પત્નીમાં નારાયણ અને નર એવા બે સ્વરૂપે ભગવાન ઉત્પન્ન થયા. કેવા ભગવાન? પોતાના અસાધારણ તપનો પ્રભાવ જેનો છે તેવા ભગવાન. એ જ વાત કહે છે. કામદેવની સેનારૂપ **'देव्यः'** અપ્સરાઓ ભગવાનમાંથી પ્રકટ થયેલી **'आत्मनः'** પોતાના પ્રતિબિંબ જેવી જ ઉર્વશી વગેરે સ્ત્રીઓને જોઈને ભગવાનના **'नियमावलोपम्'** બ્રહ્મચર્યવ્રતના ભંગને **'घटितुम्'** સાધવા માટે સમર્થ ન થઈ. અથવા **'आत्मनः'** પોતાનો એટલે કે અપ્સરાઓનો જે નિયમ છે, તપસ્વીઓના તપનો ભંગ કરવારૂપ પોતાના નિયમનો ભંગ ત્યાં જોઈને ભગવાનના નિયમનો ભંગ કરાવવા સમર્થ ન થઈ. આ આખ્યાન અગિયારમા સ્કન્ધમાં આવશે. (શ્રીમદ્ ભા.૧૧/૪/૬થી૧૫) ॥ ૬॥

यत्र कामविजयी क्रोधोऽपि बिभेति तत्र कामो न प्रभवतीति किं वक्तव्यमित्याह—काममिति।

જ્યાં કામને જીતનાર ક્રોધ પણ ભય પામે છે, ત્યાં કામ તો જીતવાને સમર્થ ન જ થાય, તે માટે શું કહેવું? તેમ કહે છે– **'कामम् इति।'**

**कामं दहन्ति कृतिनो ननु रोषदृष्ट्या**
**रोषं दहन्तमुत ते न दहन्त्यसह्यम्।**
**सोऽयं यदन्तरमलं निविशन्बिभेति**
**कामः कथं नु पुनरस्य मनः श्रयेत॥ ७**

ખરેખર, પુણ્યશાળી પુરુષો ક્રોધદૃષ્ટિથી કામને બાળે છે, પરંતુ તેઓ (પોતાના આત્માને) બાળતા અસહ્ય ક્રોધને બાળતા નથી. આવો તે ક્રોધ જેમના નિર્મળ અંતઃકરણમાં પ્રવેશ કરતાં ભય પામે છે, તો પછી (ક્રોધથી પરાજય પામેલો) કામ તો તેમના મનમાં ક્યાંથી આશ્રય લઈ શકે? ॥ ૭॥

कृतिनः श्रीरुद्रप्रमुखा रोषयुक्तया दृष्ट्या कामं दहन्ति। रोषं त्वात्मानं दहन्तमपि ते न दहन्ति। क्रोधेनाभिभूयन्त इत्यर्थः। नु अहो सोऽयं रोषो यदन्तरं यन्मध्यं प्रविशन्नलं बिभेति।

**'कृतिनः'** શ્રીમહાદેવજી જેમાં મુખ્ય છે તેવા કૃતકૃત્ય પુણ્યશાળી જનો રોષયુક્ત દૃષ્ટિથી કામને બાળી નાખે છે, પરંતુ રોષ પોતાના આત્માને બાળનાર હોવા છતાં તેઓ પણ ક્રોધને નથી બાળતા. અર્થાત્ ક્રોધ વડે પરાજિત થઈ જાય છે, એમ અર્થ છે. **'नु'** અહો, તેમાં આશ્ચર્ય નથી. તે આ ક્રોધ **'यत्-अन्तरम्'** જેમનામાં પ્રવેશ કરતાં અત્યન્ત ભય પામે છે.

यद्वा यस्यान्तर्मनः। कथंभूतम्। अमलं निर्मलं प्रविशन्निति॥ ७॥

અથવા જેમના મનની અંદર, કેવું મન? **'अमलम्'** નિર્મળ, શુદ્ધસત્ત્વસ્વરૂપ મનમાં પ્રવેશ કરતા ભય પામે છે. ॥ ૭॥

**विद्धः सपत्न्युदितपत्रिभिरन्ति राज्ञो**
**बालोऽपि सन्नुपगतस्तपसे वनानि।**
**तस्मा अदाद्ध्रुवगतिं गृणते प्रसन्नो**
**दिव्याः स्तुवन्ति मुनयो यदुपर्यधस्तात्॥ ८**

(ઉત્તાનપાદ) રાજાની પાસે અપરમાતાએ ઉચ્ચારેલ વાગ્બાણોથી વીંધાયેલા (ધ્રુવજી) બાળક હોવા છતાં પણ તપ કરવા માટે અરણ્યો તરફ ચાલી નીકળ્યા. ભગવાનના નામને જપતા તે (ધ્રુવ)ને, પ્રસન્ન થયેલા ભગવાને ધ્રુવપદ આપ્યું. જે ધ્રુવપદની ઉપર રહેલા (ભૃગુ વગેરે) ઋષિઓ તથા તેની નીચે રહેલા દિવ્ય સપ્તર્ષિઓ સ્તુતિ કરે છે. ॥ ૮॥

चरित्रेणैव कमप्यवतारं सूचयति। मातुः सपत्न्याः उदितान्युक्तानि वाक्यान्येव पत्रिणो बाणास्तैर्विद्धो ध्रुवो राज्ञ उत्तानपदोऽन्ति समीपे तपसे तपस्तप्तुम्। ध्रुवगतिं ध्रुवपदम्। यत् यामुपरि स्थितामधस्तात्स्थिता दिवि भवा दिव्याः सप्तर्षयः स्तुवन्ति।

ધ્રુવજીના ચરિત્ર દ્વારા જ ભગવાનના અવતારનું સૂચન કરે છે. માતાની શોક્યનાં **उदितानि** ઉચ્ચારેલાં વચનો જ **पत्रिणः** બાણોથી **'पत्रिभिः'** વીંધાયેલા ધ્રુવજી, રાજા ઉત્તાનપાદની **'अन्ति'** પાસે જ (ઘવાયેલા ધ્રુવજી) **'तपसे'** તપ કરવા માટે (ચાલી નીકળ્યા). **'ध्रुवगतिम्'** ધ્રુવપદને, અચળપદને, **'यत्'** જે ધ્રુવપદની, ઉપર રહેલા અને નીચે રહેલા, દ્યુલોકમાં રહેલા **'दिव्याः'** દિવ્ય સપ્તર્ષિઓ સ્તુતિ કરે છે.

यद्वा उपरि भृग्वादयः अधस्तात्सप्तर्षय इति॥ ८॥

અથવા ઉપર ભૃગુ વગેરે ઋષિઓ તથા નીચે સપ્તર્ષિઓ સ્તુતિ કરે છે. ॥ ૮॥

पृथ्ववतारमाह।

પૃથુના અવતારને વર્ણવે છે.

**यद्वेनमुत्पथगतं द्विजवाक्यवज्र-**
**विप्लुष्टपौरुषभगं निरये पतन्तम्।**
**त्रात्वाऽर्थितो जगति पुत्रपदं च लेभे**
**दुग्धा वसूनि वसुधा सकलानि येन॥ ९**

બ્રાહ્મણોના વાક્યરૂપી વજ્રથી જેનાં પૌરુષ તથા ઐશ્વર્ય બળી ગયાં છે, તેવા તે નરકમાં પડતા કુમાર્ગગામી (પિતા) વેનનું (રક્ષણ કરીને ઋષિઓ દ્વારા અવતાર ધારણ કરવા) પ્રાર્થના કરાયેલા ભગવાન નારાયણે વેનના પુત્રનું પદ પ્રાપ્ત કર્યું અને પૃથ્વીમાંથી અન્ન વગેરે સર્વ પદાર્થોનું જગત માટે દોહન કર્યું. ॥ ૯॥

यद्यदा ऋषिभिरर्थितस्तदा वेनं त्रात्वा अन्वर्थं तत् पुत्र इति पदं नाम लेभे।

'पुंनाम्नो नरकाद्यस्मात्पितरं त्रायते सुतः।
तस्मात्पुत्र इति प्रोक्तः स्वयमेव स्वयंभुवा।'

इति हि पुत्रपदव्युत्पत्तिः।

**'यद्'** જ્યારે ઋષિઓ દ્વારા **'अर्थितः'** અવતાર ધારણ કરવા માટે પ્રાર્થના કરવામાં આવી, ત્યારે વેનના દેહમાંથી અવતાર લઈ, તેનું રક્ષણ કરી, પુત્ર શબ્દને સાર્થક કર્યો હતો– 'પુત્ નામના જે નરકમાંથી પુત્ર પિતાનું રક્ષણ કરે છે, માટે તેને સ્વયંભૂ મનુએ પોતે જ પુત્ર કહ્યો છે.' (મનુસ્મૃતિ ૯/૧૩૮) આ જ પુત્ર પદની વ્યુત્પત્તિ છે.

कथंभूतम्।

કેવા પિતાનું (રક્ષણ)?

द्विजानां शापवाक्यमेव वज्रं तेन विप्लुष्टं दग्धं पौरुषं भगमैश्वर्यं च यस्य तम्।

બ્રાહ્મણોનાં શાપવચનો એ જ વજ્ર, તેના વડે **'विप्लुष्टम्'** બળી ગયું છે પૌરુષ તથા **'भगम्'** ઐશ્વર્ય જેનું તે (પિતાનું રક્ષણ કર્યું.)

चरित्रान्तरमाह। येन च जगति जगदर्थे वसून्यन्नादिद्रव्याणि दुग्धा॥ ९॥

રાજા પૃથુના ચરિત્રના અન્ય પાસાને જણાવે છે. તથા જેના દ્વારા **'जगति'** જગત માટે **'वसूनि'** અન્ન વગેરે પદાર્થોનું દોહન કરવામાં આવ્યું હતું. ॥૯॥

ऋषभावतारमाह।

ઋષભાવતારને વર્ણવે છે.

**नाभेरसावृषभ आस सुदेविसूनु *–**
**र्यो वै चचार समदृग्जडयोगचर्याम्।**
**यत्पारमहंस्यमृषयः पदमामनन्ति**
**स्वस्थः प्रशान्तकरणः परिमुक्तसङ्गः॥ १०**

એ જ શ્રીહરિ નાભિરાજાથી સુદેવિપુત્ર ઋષભદેવ થયા, જે સર્વ સંગનો ત્યાગ કરનારા, પ્રશાંત ઇન્દ્રિયોવાળા, સમદૃષ્ટિવાળા હોઈ સ્વસ્વરૂપમાં જ સ્થિતિ કરનારા હતા અને (અવધૂતની જેમ) નિત્ય સમાધિદશામાં વિચરનારા હતા, જેને ઋષિઓ પરમહંસદશા કહે છે. ॥૧૦॥

असौ हरिर्नाभेराग्नीध्रपुत्रात्सुदेव्याः सूनुरास। नाभेर्भार्याया मेरुदेव्या एव सुदेवीत्यपि संज्ञा।

આ શ્રીહરિ આગ્નીધ્રના પુત્ર નાભિથી સુદેવીના પુત્ર થયા. નાભિરાજાની પત્ની મેરુદેવીનું જ સુદેવી નામ પણ છે. (''આઠમા અવતારમાં ઉરુક્રમ ભગવાન નાભિરાજાથી મેરુદેવીમાં જન્મ્યા.''શ્રીમદ્ ભા.૧/૩/૧૩)

जडवद्योगेन नित्यसमाधिना चर्याम्। यदिति याम्। तत्र हेतुः—समदृक्। तत्रापि हेतुः—स्वस्थः स्वस्वरूपे स्थितः। यतः प्रशान्तेन्द्रियः। तत्कुतः। यतः परितो मुक्तसङ्गः॥ १०॥

જડ જેવી યોગસમાધિ દ્વારા નિત્ય સમાધિદશામાં વિચરણ કરતા હતા. **'यद् इति।'** જે યોગચર્યાને (**'पारमहंस्यम्'** પરમહંસોને પામવા યોગ્ય પદ કહે છે), તે માટે કારણ આપે છે– તેઓ સમદૃષ્ટિવાળા હતા (તેથી પરમહંસદશાને પ્રાપ્ત થયા હતા.) સમદૃષ્ટિયુક્ત હોવાનું પણ કારણ જણાવે છે– તેઓ **'स्वस्थः'** સ્વસ્વરૂપમાં સ્થિત હતા, કારણ કે પ્રશાંત ઇન્દ્રિયોવાળા હતા. સર્વ ઇન્દ્રિયો શાંત કેવી રીતે થઈ હતી? કારણ કે તેઓ સર્વ પ્રકારની આસક્તિથી મુક્ત હતા. ॥૧૦॥

हयग्रीवावतारमाह—**सत्रे इति।**

હયગ્રીવના અવતારને વર્ણવે છે– **'सत्रे इति।'**

**सत्रे ममास भगवान्हयशीरषाऽथो**
**साक्षात्स यज्ञपुरुषस्तपनीयवर्णः।**
**छन्दोमयो मखमयोऽखिलदेवतात्मा**
**वाचो बभूवुरुशतीः श्वसतोऽस्य नस्तः॥ ११**

ત્યાર બાદ સુવર્ણ સમાન વર્ણવાળા, વેદમય, યજ્ઞમય અને સર્વદેવતાસ્વરૂપ તે જ સાક્ષાત્ યજ્ઞપુરુષ ભગવાન મારા યજ્ઞમાં હયગ્રીવરૂપે પ્રકટ થયા હતા. એ સમયે શ્વાસ લેતાં એમની નાસિકામાંથી કમનીય વેદવાણી પ્રકટ થઈ હતી. ॥૧૧॥

* (સામાન્યતઃ દેવી શબ્દ સંસ્કૃતમાં, સમાસમાં અને સર્વત્ર દીર્ઘ જ હોય છે. અહીં વસંતતિલકા છંદને અનુલક્ષીને 'સુદેવિ' હ્રસ્વ કરેલ છે. 'સુદેવી' એ સંજ્ઞાવાચક નામ સમજવું.)

अथो इत्यर्थान्तरे।

स एव साक्षाद्भगवान्मम ब्रह्मणः सत्रे यज्ञे हयशीर्षा आस। तपनीयं सुवर्णं तद्वद्वर्णो यस्य। छन्दोमयो वेदमयः तद्विधेया ये मखास्तन्मयः। 'अमृतमय' इति वा पाठः। मखैर्यजनीया अखिला देवतास्तदात्मा च। अस्य श्वसतः श्वासं मुञ्चतो नस्तो नासापुटादुशतीरुशत्यः कमनीया वेदलक्षणा वाचो बभूवुः॥ ११॥

'**अथो**' અથો શબ્દ બીજા અવતારના વર્ણનનો પ્રારંભ સૂચવવા માટે છે.

તે જ સાક્ષાત્ ભગવાન '**मम**' મારા (બ્રહ્માના) '**सत्रे**' યજ્ઞમાં હયગ્રીવસ્વરૂપે પ્રકટ થયા. '**तपनीयम्**' તપાવેલું સુવર્ણ– તેના જેવો વર્ણ છે જેનો, '**छन्दोमयः**' વેદમય– તેમાં વિધાન કરેલા જે યજ્ઞો છે તેવા યજ્ઞમય, અથવા '**मखमयः**' ને બદલે '**अमृतमयः**' એમ પણ પાઠ છે. તથા યજ્ઞો દ્વારા યજન કરવાયોગ્ય અખિલ દેવો તેમના આત્મસ્વરૂપ (યજ્ઞપુરુષ ભગવાન) છે. '**श्वसतः**' ઉચ્છ્વાસ છોડતા આ હયગ્રીવ ભગવાનના '**नस्तः**' નાસિકાના વિવરમાંથી '**उशतीः**' કલ્યાણમયી, કમનીય, વેદલક્ષણા વાણી ઉત્પન્ન થઈ. ॥ ૧૧॥

मत्स्यावतारमाह।

**मत्स्यो युगान्तसमये मनुनोपलब्धः**
**क्षोणीमयो निखिलजीवनिकायकेतः।**
**विस्रंसितानुरुभये सलिले मुखान्मे**
**आदाय तत्र विजहार ह वेदमार्गान्॥ १२**

मत्स्यो भाविना वैवस्वतेन मनुना दृष्टः। क्षोणीमयः पृथ्वीप्रधानः, तदाश्रय इत्यर्थः। अत एव निखिलजीवनिकायानामाश्रयः। मे मुखाद्वि– स्रंसितान्गलितान् वेदस्य मार्गान्वेदानादाय तत्र युगान्तसलिले विजहार। ह हर्षेण॥ १२॥

મત્સ્યાવતારને વર્ણવે છે.

વળી, યુગના અંતસમયે વૈવસ્વત મનુ દ્વારા ભગવાનનું મત્સ્યસ્વરૂપે દર્શન કરવામાં આવ્યું હતું. પૃથ્વીરૂપ (નૌકા) બનીને સમસ્ત જીવસમૂહના આશ્રયરૂપ મત્સ્યનારાયણે મહાભયંકર એવા પ્રલયકાલીન જળમાં મારા મુખમાંથી સરી પડેલા વેદોને લઈને તે જળમાં વિહાર કર્યો હતો. ॥ ૧૨॥

ભવિષ્યમાં થનારા વૈવસ્વત મનુ (જે પૂર્વજન્મમાં સત્યવ્રત રાજા હતા, તેમના) દ્વારા ભગવાનનું મત્સ્યરૂપે દર્શન કરવામાં આવ્યું હતું. '**क्षोणीमयः**' પૃથ્વીપ્રધાન, તે પૃથ્વીના આશ્રયરૂપ મત્સ્યનું દર્શન કરવામાં આવ્યું, એમ અર્થ છે. આથી જ સમસ્ત જીવસમૂહના આશ્રયરૂપ મત્સ્યનારાયણે મારા મુખમાંથી '**स्रंसितान्**' સરી પડેલા વેદના માર્ગોને અર્થાત્ વેદોને લઈને તે પ્રલયકાલીન જળમાં વિહાર કર્યો હતો. '**ह**' હકાર હર્ષપૂર્વક (વિહાર કર્યો એમ સૂચવે છે.) ॥ ૧૨॥

कूर्मावतारमाह।

**क्षीरोदधावमरदानवयूथपाना–**
**मुन्मथ्नताममृतलब्धय आदिदेवः।**
**पृष्ठेन कच्छपवपुर्विदधार गोत्रं**
**निद्राक्षणोऽद्रिपरिवर्तकषाणकण्डूः॥ १३**

કચ્છપાવતારને વર્ણવે છે.

અમૃતની પ્રાપ્તિ માટે ક્ષીર સમુદ્રમાં મંથન કરી રહેલા દેવો અને દાનવોના જૂથપતિઓના આદિદેવ ભગવાને (જ્યારે) કૂર્મરૂપ બની પીઠભાગથી (મન્દરાચળ) પર્વતને ધારણ કર્યો, ત્યારે પર્વતના પરિભ્રમણના ઘર્ષણથી ચળ દૂર થતાં નિદ્રાનો અવસર પ્રાપ્ત કર્યો હતો. ॥ ૧૩॥

क्षीरोदधौ कच्छपवपुः सन् गोत्रं मन्थनार्थं मन्दरगिरिं पृष्ठेन धृतवान्। कदा। अमृतलब्धये क्षीराब्धिमुन्मथ्नतां सताम्। निद्रायाः क्षणोऽवसर उत्सवो वा यस्य सः। निद्रावसरः कुतस्तत्राह। अद्रेः परिवर्तः परिभ्रम एव कषाणः कषणं घर्षणसुखप्रदो यस्यां सा कण्डूर्यस्य सः। यद्वा अद्रिपरिवर्त एव कषः कषणं तेन अणिति अपयातीति कषाणा कण्डूर्यस्य॥ १३॥

श्रीनृसिंहावतारमाह।

**त्रैविष्टपोरुभयहासनृसिंहरूपं**
**कृत्वा भ्रमद्भ्रुकुटिदंष्ट्रकरालवक्त्रम्।**
**दैत्येन्द्रमाशु गदयाऽभिपतन्तमारा-**
**दूरौ निपात्य विददार नखैः स्फुरन्तम्॥ १४**

त्रैविष्टपा देवास्तेषामुरुभयं हन्तीति तथा स भगवान्। यद्वा त्रैविष्टपानां देवानामप्युरुभयं यस्मात्तादृशो हासो यस्य तन्नृसिंहरूपम्। अथवा हिरण्यकशिपो राज्यकाले त्रैविष्टपानां दैत्यानामुरु भयं यस्मात्तादृशो हासो यस्य तन्नृसिंहरूपम्। कथंभूतम्। भ्रमन्त्यौ भ्रुकुट्यौ दंष्ट्राश्च यस्मिंस्तत्करालं वक्त्रं यस्मिंस्तत्। दैत्येन्द्रं स्फुरन्तमारात्समीप एव गदयोपलक्षित-मभिपतन्तं नखैर्विददार॥ १४॥

हरिसंज्ञकावतारमाह—**अन्तरिति** युगलेन।

**अन्तःसरस्युरुबलेन पदे गृहीतो**
**ग्राहेण यूथपतिरम्बुजहस्त आर्तः।**
**आहेदमादिपुरुषाखिललोकनाथ**
**तीर्थश्रवः श्रवणमङ्गलनामधेय॥ १५**

ક્ષીરસાગરમાં કાચબારૂપ બની, મંથન કરવા માટે **'गोत्रम्'** મંદરગિરિને પીઠભાગથી ધારણ કર્યો. ક્યારે? અમૃતપ્રાપ્તિ માટે ક્ષીરસાગરનું મંથન કરતા હતા ત્યારે. નિદ્રાનો **'क्षणः'** અવસર કે ઉત્સવ જેને પ્રાપ્ત થયો છે તે (શ્રીહરિ). નિદ્રાનો અવસર કેવી રીતે પ્રાપ્ત થયો? તે માટે કહે છે. પર્વતનું **'परिवर्तः'** પરિભ્રમણ એ જ **'कषाणः'** ઘર્ષણ જેમાં સુખપ્રદ છે તેવી ખંજવાળ જેને આવે છે તે શ્રીહરિ. અથવા પર્વતનું પરિભ્રમણ એ જ **'कषः'** ઘર્ષણ, તેનાથી **'अणिति'** દૂર થાય છે **'कषाणा'** ખંજવાળ જેની ॥ ૧૩॥

શ્રીનૃસિંહાવતારને વર્ણવે છે.

દેવોના અતિશય મહાભયને હણનારા તેમ જ ફરકતી ભ્રૂકુટિ તથા વિકરાળ દાઢોથી ભયંકર મુખવાળા તે ભગવાને નૃસિંહરૂપ ધારણ કરી, પોતાની સામે ગદા સાથે ધસી આવતા અહીં-તહીં ચેષ્ટા કરતા દૈત્યેન્દ્ર હિરણ્યકશિપુને પોતાની પાસે બન્ને સાથળ પર પાડી નખોથી તત્કાળ વિદારી નાખ્યો. ॥ ૧૪॥

**'त्रैविष्टपाः'** દેવો– તેમના મહાન ભયને હણે છે તે ભગવાન અથવા **त्रैविष्टपानाम्** દેવોને પણ મહાન ભય છે જેમના હાસ્યથી તેવું અટ્ટહાસ્ય જેનું છે તેવા નરસિંહરૂપને અથવા હિરણ્યકશિપુના રાજ્યકાળમાં સ્વર્ગમાં રહેનારા દૈત્યોને મહા ભય ઉત્પન્ન કરનાર હાસ્ય જેમનામાં છે તેવા દૈત્યભયકારી હાસ્યવાળા તે નરસિંહસ્વરૂપને– કેવા નરસિંહરૂપને? બન્ને ફરકતી ભ્રૂકુટિ તથા દાઢો જેમાં છે તેવું વિકરાળ મુખ જેમાં છે તેવા નરસિંહરૂપને, **'दैत्येन्द्रं स्फुरन्तम् आरात्'** સમીપમાં જ ગદા સાથે સામે ધસી આવતા તે દૈત્યેન્દ્રને નખો વડે વિદારી નાખ્યો. ॥ ૧૪॥

શ્રીહરિ નામના અવતારને બે શ્લોકો દ્વારા વર્ણવે છે– **'अन्तः इति।'**

સરોવરની અંદર અત્યંત બળવાન મગર વડે પગમાંથી પકડી લેવાયલો આર્ત ગજરાજ હાથમાં કમળ લઈ, ''હે આદિપુરુષ, હે અખિલલોકના નાથ, હે પુણ્યકીર્તિ, શ્રવણમાત્રથી મંગળ કરનાર નામવાળા હે ભગવાન'' એમ બોલ્યો. ॥ ૧૫॥

गजयूथस्य पतिः। तीर्थरूपं श्रवो यशो यस्य स तीर्थश्रवाः हे तीर्थश्रवः। श्रवणेनैव मङ्गलं नामधेयं यस्य सः॥ १५॥

હાથીઓના ટોળાનો નાયક ગજેન્દ્ર– તીર્થરૂપ '**શ્રવઃ**' કીર્તિ જેની છે તે પુણ્યકીર્તિવાળા હે તીર્થશ્રવ, શ્રવણમાત્રથી મંગળ કરનારું નામ જેનું છે તે (શ્રીહરિ) ॥ ૧૫॥

**श्रुत्वा हरिस्तमरणार्थिनमप्रमेय-**
**श्चक्रायुधः पतगराजभुजाधिरूढः।**
**चक्रेण नक्रवदनं विनिपाट्य तस्मा-**
**द्धस्ते प्रगृह्य भगवान्कृपयोज्जहार॥ १६**

(ગજેન્દ્રના આર્તનાદને) સાંભળી અપ્રમેય બળવાળા, ષડૈશ્વર્યસંપન્ન, સુદર્શનચક્રના આયુધવાળા, પક્ષીરાજ ગરુડજીની પાંખ ઉપર સવાર થયેલા ભગવાન શ્રીહરિએ સૂંઢથી ગજને પકડીને, ચક્રથી મગરનું મુખ ચીરી નાખી, તેમાંથી શરણાર્થી ગજેન્દ્રનો કરુણાથી ઉદ્ધાર કર્યો. ॥ ૧૬॥

तद्वचनं श्रुत्वा शरणार्थिनं तं हस्ते शुण्डायां प्रगृह्य। किं कृत्वा। नक्रस्य ग्राहस्य वदनं विनिपाट्य विदार्य। तस्मात्तद्वदनात्॥ १६॥

ગજેન્દ્રનું આર્તવચન સાંભળીને શરણાર્થી એવા તેને '**हस्ते**' સૂંઢ પકડીને (ઉગાર્યો). શું કરીને ઉગાર્યો ? '**नक्रस्य**' ગ્રાહ (મગર)નું મુખ '**विनिपाट्य**' ચીરીને તેને '**तस्मात्**' તે મુખમાંથી ઉગાર્યો. ॥ ૧૬॥

वामनावतारमाह।

વામનાવતારને વર્ણવે છે.

**ज्यायान्गुणैरवरजोऽप्यदितेः सुतानां**
**लोकान्विचक्रम इमान्यदथाधियज्ञः।**
**क्ष्मां वामनेन जगृहे त्रिपदच्छलेन**
**याच्ञामृते पथि चरन्प्रभुभिर्न चाल्यः॥ १७**

અદિતિના (બાર) પુત્રોમાં જે યજ્ઞના અધિષ્ઠાતા વિષ્ણુ હતા, તે છેલ્લા જન્મેલા (સૌથી નાના) હોવા છતાં ગુણોથી સૌ કરતાં મોટા હતા. (કારણ કે) તેમણે વામનસ્વરૂપ વડે આ સમગ્ર લોકને પગલાંથી માપી લીધા અને પછી ત્રણ પગલાં ભૂમિ માંગવાના છળથી પૃથ્વી લઈ લીધી. સન્માર્ગે ચાલતા મનુષ્યને મહાસમર્થપુરુષો દ્વારા પણ યાચના સિવાય (ઐશ્વર્યથી) ભ્રષ્ટ કરી શકાતા નથી. ॥ ૧૭॥

अदितेः सुतानां द्वादशादित्यानां मध्ये अधियज्ञो यज्ञाधिष्ठाता विष्णुः। अवरजः कनीयानपि गुणैर्ज्यायाञ्ज्येष्ठः। गुणानेवाह।

અદિતિના પુત્રો બાર આદિત્યોમાંના '**अधियज्ञः**' યજ્ઞના અધિષ્ઠાતા ભગવાન વિષ્ણુ '**अवरजः**' છેલ્લા જન્મેલા અર્થાત્ સૌથી નાના હોવા છતાં પણ ગુણોથી '**ज्यायान्**' મોટા હતા. તેમના ગુણોને જ જણાવે છે.

यद्यत इमाँल्लोकान्विचक्रमे पादन्यासैः क्रान्तवान्। अथ प्रतिश्रुतानन्तरमेव। तत्र हेतुः। बलेः क्ष्मां वामनरूपेण जगृहे।

'**यद्**' કારણ કે આ સમગ્ર લોકને '**विचक्रमे**' પગલાંથી ઓળંગી લીધા. '**अथ**' વચન આપ્યા પછી– તે માટેનો હેતુ જણાવે છે. રાજા બલિની ભૂમિ વામનરૂપે લઈ લીધી.

नन्वीश्वरः स्वयं किमिति दुर्बलवत्तथा चक्रे तत्राह। याच्ञां विना धर्ममार्गे वर्तमानो न चाल्यः ऐश्वर्यान्न भ्रंशनीय इति॥ १७॥

શંકા કરવામાં આવી છે કે સ્વયં ઈશ્વરે જ કેમ દુર્બળની જેમ આવી રીતે (કપટ) કર્યું? તે માટે કહે છે કે, યાચના કર્યા વિના ધર્મમાર્ગે ચાલનારને '**न चाल्यः**' ઐશ્વર્યથી ભ્રષ્ટ કરી શકાતો નથી. ॥ ૧૭॥

ननु तर्हि याच्ञ्यापि चालनमनुचितमेवे-त्याशङ्क्य, ततोऽधिकं स्वसालोक्यादि दास्यामी-त्याशयेन हृतवानित्याह—**नार्थ** इति।

**नार्थो बलेरयमुरुक्रमपादशौच-**
**मापः शिखा धृतवतो विबुधाधिपत्यम्।**
**यो वै प्रतिश्रुतमृते न चिकीर्षदन्य-**
**दात्मानमङ्ग शिरसा हरयेऽभिमेने॥ १८**

यद्विबुधाधिपत्यमिदानीं बलात्प्राप्तमग्रे दीयमानं चायं बलेः पुरुषार्थो न भवति। कुत इत्यत आह। आ अप इति च्छेदः। उरुक्रमस्य पादशौचं चरणक्षालनरूपा अपः आ सर्वतो धृतवतः। क्व। शिखां शिखायां। मूर्ध्नीत्यर्थः। किं च शुक्रेण वारितः शप्तोऽप्यङ्ग हे नारद, यः प्रतिश्रुतं विनाऽन्यन्न चिकीर्षत्कर्तुं नैच्छत्। यश्च तृतीयपादपूरणार्थं हरये आत्मानं देहमप्यभिमेने-ऽङ्गीकृतवान्। एवं सदेहं त्रैलोक्यं श्रद्धया दत्तवतो विबुधाधिपत्यमर्थो न भवतीत्यर्थः॥ १८॥

हंसावतारमाह—**तुभ्यमिति।**

તો પછી ભગવાને માગવાના બહાને છળ કર્યું તે અનુચિત જ છે, એમ શંકા કરીને ઉત્તર આપે છે કે (જેટલું લીધું) ''તેનાથી પણ અધિક પોતાનું સાલોક્ય વગેરે હું આપીશ.'' તે આશયથી વામન ભગવાને હરી લીધું હતું. એમ કહે છે– **'न अर्थः इति।'**

હે પ્રિય (નારદ), ઉરુક્રમ વામન ભગવાનના ચરણપ્રક્ષાલનના જળને મસ્તક ઉપર ધારણ કરનાર બલિરાજાનું, દેવો પર પ્રભુત્વપ્રાપ્તિ (ઇન્દ્રપદપ્રાપ્તિ) એ કાંઈ પ્રયોજન ન હતું. કરેલી પ્રતિજ્ઞાના પાલન વિના બીજું કાંઈ કરવાને ન ઇચ્છતા બલિએ શ્રીહરિને કાજે જ મસ્તક નમાવીને આત્મસમર્પણ સ્વીકાર્યું.॥ ૧૮॥

દેવોનું જે આધિપત્ય પહેલાં બલિરાજાને બળપૂર્વક પ્રાપ્ત થયું તે પછી પણ ભગવાન દ્વારા પાછું આપવામાં આવ્યું. પણ બલિરાજાનું આ પ્રયોજન ન હતું. તે કેવી રીતે, તે જણાવે છે. **'आपः इति।'** **आ + अपः** એ પ્રમાણે પદચ્છેદ છે. ઉરુક્રમના **'पादशौचम्'** ચરણ-પ્રક્ષાલનનું જળ **'आ'** સર્વ રીતે ધારણ કર્યું. ક્યાં? **'शिखा' (शिखायाम्)** મસ્તક ઉપર, એમ અર્થ છે. વળી, શુક્રાચાર્ય દ્વારા વારવામાં આવેલા હોવા છતાં તેમ જ શાપિત થયા હોવા છતાં પણ હે નારદ, જે વચનપાલન સિવાય બીજું કાંઈ **'चिकीर्षत्'** કરવા ઇચ્છતા ન હતા. [**वंशीधरी.- 'अडागमा भावस्त्वार्षः' चिकीर्षत्** ને બદલે **'अचिकीर्षत्'** જોઈએ. અહીં ભૂતકાળના **'अ'** નો અભાવ છે, તે આર્ષ છે.] પરંતુ પ્રતિજ્ઞા કરેલું ભૂમિદાન કરવા જ ઇચ્છતા હતા અને જે ત્રીજું પગલું આપવાનું હતું, તે પૂર્ણ કરવા શ્રીહરિને **'आत्मानम्'** દેહનું પણ **'अभिमेने'** સમર્પણ કરવાનું સ્વીકાર્યું. આ પ્રમાણે શરીર સાથે ત્રણેય લોકને શ્રદ્ધાપૂર્વક અર્પણ કર્યા. (આથી) દેવતાઓનું આધિપત્ય એ કાંઈ રાજાનું પ્રયોજન ન હતું, એમ અર્થ છે. ॥ ૧૮॥

હંસાવતારને વર્ણવે છે– **'तुभ्यम् इति।'**

**तुभ्यं च नारद भृशं भगवान्विवृद्ध-**
**भावेन साधु परितुष्ट उवाच योगम्।**
**ज्ञानं च भागवतमात्मसतत्त्वदीपं**
**यद्वासुदेवशरणा विदुरञ्जसैव॥ १९**

भृशं विवृद्धेन भावेनात्युद्रिक्तया भक्त्या परितुष्टः सन् भक्तियोगं साधु यथा तथा उवाच। ज्ञानं चेति ज्ञानसाधनम्। किं तत्। भागवतं नाम। कथंभूतम्। तत्त्वमेव सतत्त्वम्। आत्मतत्त्वदीपकम्। विवृद्धभावेनेति विशेषणस्य फलमाह—यदिति ॥ १९ ॥

तत्तन्मन्वन्तरावतारमाह—**चक्रमिति।**

**चक्रं च दिक्ष्वविहतं दशसु स्वतेजो**
**मन्वन्तरेषु मनुवंशधरो बिभर्ति।**
**दुष्टेषु राजसु दमं व्यदधात्स्वकीर्तिं**
**सत्ये त्रिपृष्ठ उशतीं प्रथयंश्चरित्रैः॥ २०**

स्वतेजो निजं प्रभावमेव चक्रं सुदर्शनं बिभर्ति। चक्रवदप्रतिहतं प्रभावं बिभर्तीत्यर्थः। तदेवाह। मनुवंशपालकः सन् त्रयाणां लोकानां पृष्ठे उपरि स्थिते सत्यलोकेऽपि कमनीयां स्वकीर्तिं विस्तारयन् राजसु दण्डं विधत्ते॥ २० ॥

धन्वन्तर्यवतारमाह।

**धन्वन्तरिश्च भगवान्स्वयमेव कीर्ति-**
**र्नाम्ना नृणां पुरुरुजां रुज आशु हन्ति।**
**यज्ञे च भागममृतायुरवावरुन्ध**
**आयुश्च वेदमनुशास्त्यवतीर्य लोके॥ २१**

અને હે નારદ, પુષ્કળ પ્રમાણમાં વધેલા તમારા ભક્તિભાવથી સંતુષ્ટ થયેલા (હંસસ્વરૂપ) પરમેશ્વરે તમને ભક્તિયોગ વિષયક જ્ઞાન અને આત્મતત્ત્વને પ્રકાશિત કરનારું ભાગવતજ્ઞાન સારી રીતે કહ્યું, જે જ્ઞાનને વાસુદેવના શરણાગત ભક્તો જ અનાયાસે જાણે છે. ॥ ૧૯॥

**'भृशम्'** પુષ્કળપ્રમાણમાં વધેલા **'भावेन'** પ્રેમથી, ઉદ્રેક પામેલી ભક્તિથી સંતુષ્ટ થઈ ભક્તિયોગ સારી રીતે જેમ હોય તેમ કહ્યો. **'ज्ञानं च इति।'** તે જ્ઞાનસાધન ભાગવત એટલે કેવા તત્ત્વનું પ્રકાશક? **'सतत्त्वम्'** આત્મતત્ત્વને પ્રકાશિત કરનારું– **'विवृद्धभावेन इति'** ઉદ્રેક પામેલી ભક્તિથી, એ વિશેષણનું ફળ કહે છે– **'यद् इति।'** જે જ્ઞાનને (શરણાગત ભક્તો જ અનાયાસે જાણે છે). ॥ ૧૯॥

તે તે મન્વન્તરના અવતારને વર્ણવે છે– **'चक्रम् इति।'**

તે જ ભગવાન સ્વાયમ્ભુવ વગેરે મન્વન્તરોમાં મનુવંશને ધારણ કરીને દસેય દિશાઓમાં પોતાના અકુંઠિત પ્રભાવરૂપી ચક્રને ધારણ કરે છે અને ત્રણેય લોકની ઉપર આવેલા સત્યલોક સુધી પોતાનાં ચરિત્રોથી કમનીય કીર્તિ વિસ્તારતા, દુષ્ટ રાજાઓનું દમન કરે છે. ॥ ૨૦॥

**'स्वतेजः'** પોતાના પ્રભાવરૂપી સુદર્શનચક્રને ધારણ કરે છે. ચક્ર જેવો અકુંઠિત પ્રભાવ ધારણ કરે છે, એમ અર્થ છે. તે જ કહે છે. મનુના વંશના પાલક બની ત્રણેય લોકની **'पृष्ठे'** ઉપર રહેલા સત્યલોકમાં પણ પોતાની સુંદર કીર્તિને વિસ્તારતા તેઓ, રાજાઓ પ્રત્યે દંડ કરે છે. ॥ ૨૦॥

ધન્વન્તરિના અવતારને વર્ણવે છે.

જેમના દ્વારા મૃત્યુરહિત આયુષ્ય પ્રાપ્ત થાય છે તેવા તેમ જ સ્વયં અતિશય કીર્તિસ્વરૂપ ભગવાને ધન્વન્તરિસ્વરૂપે પૃથ્વી પર અવતાર લઈ, પોતાના નામ લેવા માત્રથી જ ભયંકર રોગવાળા મનુષ્યોના રોગો તત્કાળ દૂર કર્યા અને (દૈત્યોએ અટકાવેલો) પોતાનો યજ્ઞભાગ મેળવ્યો તથા આયુર્વેદનો ઉપદેશ કર્યો. ॥ ૨૧॥

लोकेऽवतीर्य धन्वन्तरिः सन् पुरुरुजां महारोगिणां स्वनाम्नैव रुजो रोगान् हन्ति।

स्वयमेव कीर्तिरिति कीर्त्यतिशयोक्तिः। अमृतं मरणशून्यमायुर्यस्मात्सः। अव अवसन्नं पूर्वं दैत्यैः प्रतिबद्धं यज्ञे भागमवरुन्धे लभते। 'अवाप रुद्धम्' इति पाठेऽप्ययमेवार्थः। आयुर्विषयं वेदं चानुशास्ति प्रवर्तयति॥ २१ ॥

પૃથ્વી પર અવતરી ધન્વન્તરિ બની '**पुरुरुजाम्**' મહા રોગવાળા મનુષ્યોના '**रुजः**' રોગોનો, પોતાનું નામ લેવા માત્રથી જ નાશ કર્યો.

'**स्वयम् एव कीर्तिः इति।**' પોતે જ કીર્તિસ્વરૂપ છે, એમ કહીને કીર્તિ વિષે અતિશયોક્તિ કરે છે. '**अमृतम्**' મરણરહિત આયુષ્ય જેમનાથી છે, તે (ભગવાન ધન્વન્તરિ). '**अव**' નિર્ધારિત કરાયેલો, પૂર્વે દૈત્યો દ્વારા અટકાવવામાં આવેલો, યજ્ઞમાં પ્રતિબંધિત થયેલો યજ્ઞભાગ '**अवरुन्धे**' મેળવે છે. '**अवाप रुद्धम्**' પાઠમાં પણ આ જ અર્થ છે. તદુપરાન્ત આયુર્વેદને '**अनुशास्ति**' પ્રવર્તાવ્યો, તેનો ઉપદેશ કર્યો. ॥ ૨૧॥

परशुरामावतारमाह।

પરશુરામાવતારને વર્ણવે છે.

**क्षत्रं क्षयाय विधिनोपभृतं महात्मा**
**ब्रह्मध्रुगुज्झितपथं नरकार्तिलिप्सु।**
**उद्धन्त्यसाववनिकण्टकमुग्रवीर्य-**
**स्त्रिःसप्तकृत्व उरुधारपरश्वधेन॥ २२**

(વેદવિહિત) સન્માર્ગનો ત્યાગ કરનાર, બ્રાહ્મણોનો દ્રોહ કરનાર, પૃથ્વી ઉપર કંટકરૂપ, દૈવ દ્વારા વિનાશ માટે વૃદ્ધિ પમાડેલા, જાણે કે નરકની પીડા મેળવવા ઈચ્છતા ક્ષત્રકુળને ઉગ્ર પરાક્રમી, ઉદાર મનવાળા શ્રીહરિરૂપ પરશુરામે પોતાની તીક્ષ્ણધારવાળી ફરસીથી એકવીસ વખત નિર્મૂળ કર્યું હતું. ॥ ૨૨॥

जगतः क्षयाय विधिना दैवेनोपभृतं संवर्धितं, मृत्यवे समर्पितमिति वा। ब्राह्मणेभ्यो द्रुह्यतीति तथा अत उज्झितः पन्था वेदमार्गो येन। अत एव नरकार्तिं लिप्सतीव। एवंभूतमवनेः कण्टकतुल्यं क्षत्रमसौ महात्मा हरिरुद्धन्त्युत्पाटयति, दीर्घतीक्ष्णधारेण परशुना॥ २२ ॥

જગતના વિનાશ માટે '**विधिना**' દૈવ દ્વારા વૃદ્ધિ પમાડેલું અથવા મૃત્યુને સમર્પિત કરેલું (ક્ષત્રકુળ) બ્રાહ્મણોનો દ્રોહ કરે છે અને તેથી ત્યજ્યો છે પંથ, વેદમાર્ગ જેમણે, આથી જ નરકની પીડા જાણે મેળવવા ઈચ્છતા હોય તેવા, પૃથ્વી પરના કંટક જેવા ક્ષત્રિયોને આ મહાત્મા શ્રીહરિ '**उद्धन्ति**' મૂળસહિત ઉખાડી નાખે છે– મોટી તીક્ષ્ણધારવાળી ફરસીથી ॥૨૨॥

रामावतारमाह त्रिभिः—**अस्मदिति।**

શ્રીરામાવતાર ત્રણ શ્લોકો દ્વારા કહે છે– '**अस्मत् इति।**'

**अस्मत्प्रसादसुमुखः कलया कलेश**
**इक्ष्वाकुवंश अवतीर्य गुरोर्निदेशे।**
**तिष्ठन्वनं सदयितानुज आविवेश**
**यस्मिन्विरुध्य दशकन्धर आर्तिमार्च्छत्॥ २३**

અમારી (બ્રહ્માજી વગેરે) ઉપર કૃપા કરવા માટે પ્રસન્નવદન એવા માયાપતિ શ્રીરામચન્દ્રભગવાન કલાઓ સાથે ઈક્ષ્વાકુવંશમાં અવતરી, પિતાશ્રીની આજ્ઞામાં રહી, શ્રીજાનકીજી તથા લક્ષ્મણજીની સાથે વનમાં પધાર્યા; જેમના પ્રત્યે વિરોધ કરીને દશ મસ્તકવાળો રાવણ વિનાશ પામ્યો. ॥ ૨૩॥

अस्माकं ब्रह्मादीनां प्रसादे सुमुखः, कलया भरतादिरूपया सह, कला माया तस्या ईशो गुरोर्दशरथस्याज्ञायां तिष्ठन् सीतालक्ष्मणाभ्यां सहितो वनमाविवेश। यस्मिन्विरोधं कृत्वा रावणो नाशं प्राप्तः ॥ २३ ॥

**'अस्माकम्'** અમારી અર્થાત્ બ્રહ્માજી વગેરેની ઉપર કૃપા કરવા માટે પ્રસન્નવદનવાળા શ્રીરામ, **'कलया'** કલા સાથે અર્થાત્ ભરતજી વગેરે પોતાના અંશ સાથે– **'कला'** માયા– તેના **'ईशः'** પતિ, **'गुरोः'** પિતાશ્રી દશરથની આજ્ઞામાં રહી, સીતાજી અને લક્ષ્મણજીની સાથે વનમાં પધાર્યા; જેમના પ્રત્યે વિરોધ કરી રાવણ નાશ પામ્યો. ॥ ૨૩॥

**यस्मा अदादुदधिरूढभयाङ्गवेपो**
**मार्गं सपद्यरिपुरं हरवद्दिधक्षोः।**
**दूरेसुहृन्मथितरोषसुशोणदृष्ट्या**
**तातप्यमानमकरोरगनक्रचक्रः ॥ २४**

દૂર લંકામાં રહેલાં પ્રિયા સીતાજીના નિમિત્તથી ક્ષોભ પામેલા ક્રોધને કારણે લાલચોળ બનેલી શ્રીરામજીની દૃષ્ટિથી અતિશય તપી ઊઠેલાં મગર, સર્પ તથા મગરમચ્છના સમૂહવાળા તેમ જ (મને પણ બાળી નાખશે, એવા) પ્રાપ્ત થયેલા ભયથી ધ્રૂજતા મહાસાગરે, (શત્રુ ત્રિપુરાસુરના નગરને બાળી નાખવાની ઇચ્છાવાળા) ભગવાન શંકરની જેમ શત્રુની નગરી લંકાને અત્યન્ત જલદીથી બાળી નાખવા ઇચ્છતા શ્રીરામને માર્ગ આપ્યો. ॥ ૨૪॥

यस्मै रामायोदधिर्मार्गं ददौ। सपदि शीघ्रं हरो यथा त्रिपुरं दिधक्षुस्तद्वदरिपुरं लङ्कां दग्धुमिच्छोः। षष्ठी चतुर्थ्यर्थे।

જે શ્રીરામને મહાસાગરે માર્ગ આપ્યો. **'सपदि'** અત્યન્ત જલદી, શંકર ભગવાન જેમ ત્રિપુરને બાળવા ઇચ્છતા હતા તેમ **'अरिपुरम्'** શત્રુની નગરી લંકાને બાળી નાખવા ઇચ્છતા શ્રીરામને– અહીં **'दग्धुमिच्छोः'** છઠ્ઠી વિભક્તિ ચતુર્થીના અર્થમાં છે.

यद्वा पञ्चमीयम्। दिधक्षोः रामाद्यद्भयं प्राप्तं तेनाङ्गे कम्पो यस्येति।

અથવા આ પંચમી વિભક્તિ છે. બાળવા ઇચ્છતા શ્રીરામથી જે ભય પ્રાપ્ત થયો, તેનાથી જેના શરીરમાં કંપ થયો તે મહાસાગરે

कथंभूत उदधिः। ऊढं प्राप्तं यद्भयं तेनाङ्गेषु वेपः कम्पो यस्य। अत्र हेतुः—दूरे वर्तमाना सुहृत् सीता तया निमित्तभूतया मथितः क्षुभितो रोषस्तेन सुशोणाऽत्यरुणा दृष्टिस्तयाऽत्यन्तं तप्यमानं मकराणामुरगाणां नक्राणां च चक्रं यस्मिन्॥ २४॥

કેવો મહાસાગર? **'ऊढम्'** પ્રાપ્ત થયો છે જે ભય, તેનાથી શરીરમાં **'वेपः'** ધ્રુજારી થઈ છે જેને તેવો મહાસાગર. આ માટેનું કારણ– દૂર રહેલી પ્રિયા સીતા– તેના કારણે **'मथितः'** ક્ષોભ પામેલો ક્રોધ– તેનાથી **'सुशोणा'** અત્યન્ત લાલચોળ થયેલી દૃષ્ટિ– તેનાથી અત્યન્ત તપી ગયેલા મગરો, સર્પો અને મગરમચ્છોનો સમૂહ જેમાં છે ॥ ૨૪॥

**वक्षःस्थलस्पर्शरुग्णमहेन्द्रवाह-**
**दन्तैर्विडम्बितककुब्जुष ऊढहासम्।**
**सद्योऽसुभिः सह विनेष्यति दारहर्तु-**
**र्विस्फूर्जितैर्धनुष उच्चरतोऽधिसैन्ये॥ २५**

(ઈન્દ્રનું રાવણ સાથે જ્યારે યુદ્ધ થયું હતું ત્યારે) રાવણના વક્ષઃસ્થળના સ્પર્શથી ઈન્દ્રના વાહન હાથી ઐરાવતના તૂટી પડેલા દાંત(ના ચૂર્ણ)થી શ્વેત બનેલી દિશાઓનું પાલન કરનાર તેમ જ શ્રીજાનકીજીનું હરણ કરનાર અને બન્ને સેનાઓની મધ્યમાં (વિજયી બનીને) વિચરતા રાવણના (ગર્વથી) પ્રાપ્ત કરેલા હાસ્યને શ્રીરઘુનાથજી ધનુષ્યના ટંકારથી જ તેના પ્રાણો સાથે તરત નષ્ટ કરી નાખશે. ॥ ૨૫॥

किं च युद्धे रावणस्य वक्षःस्थलस्पर्शेन रुग्णा भग्ना ये महेन्द्रवाहस्यैरावतस्य दन्तास्तैर्विडम्बिताः स्वधवलिम्ना धवलीकृताः। तत्तद्दिक्षु पतितैः प्रकाशिता इत्यर्थः। या एवंभूताः ककुभो दिशस्ता जुषते सेवते पालयतीति वा तथा तस्य दारहर्तू रावणस्य अहो मत्समः कोऽन्योऽस्तीति महागर्वेणोढं प्राप्तं हासमसुभिः प्राणैः सह सद्यः शीघ्रं विनेष्यत्यपनेष्यति। कैः। धनुषो विस्फूर्जितैः टङ्कारघोषैरेव।

કથંભૂતસ્य। अधिसैन्ये स्वपरसैन्यमध्ये उच्चरत उत्कर्षेण विचरतः। 'ककुब्जयरूढहासम्' इति पाठे दन्तैरुज्ज्वलितानां ककुभां जयेन यो रूढहासः संजातो गर्वस्तमपनेष्यतीत्यर्थः॥ २५॥

વળી, યુદ્ધમાં રાવણના વક્ષઃસ્થળના સ્પર્શથી **'रुग्णा'** ભાંગી ગયેલા **'महेन्द्रवाहस्य'** મહેન્દ્રના વાહન ઐરાવતના હાથીદાંતો– તેમના (ચૂર્ણ)થી **'विडम्बिताः'** પોતાની ધવલિમાં(સફેદી)થી શ્વેત કરવામાં આવેલી દિશાઓ– તે તે દિશાઓમાં શ્વેત ચૂર્ણ પડવાથી ઊજળી બનેલી દિશાઓ, એમ અર્થ છે. આવી જે **'ककुभः'** દિશાઓ, તેને સેવે છે અથવા પાલન કરે છે (તે રાવણ), તેમ જ (અન્યની) પત્નીનું હરણ કરનાર તે રાવણના ''અહો! મારા જેવો બીજો કોણ છે?'' એવા મહાન ગર્વથી **'ऊढम्'** પ્રાપ્ત કરેલા હાસ્યને (શ્રીરઘુનાથજી) **'असुभिः'** પ્રાણો સાથે શીઘ્ર **'विनेश्यति'** નષ્ટ કરી નાખશે. શેનાથી? ધનુષ્યના **'विस्फूर्जितैः'** ટંકારના માત્ર ઘોષથી જ.

કેવા રાવણના હાસ્યનો નાશ કરશે? **'अधिसैन्ये'** પોતાની અને શત્રુની સેનાની મધ્યમાં **'उच्चरतः'** ઉત્કર્ષથી વિચરનાર; **'ककुब्जयरूढहासम्'** પાઠમાં, દાંતથી ઊજળી બનેલી દિશાઓમાં વિજય મેળવવાથી જે **'रूढहासः'** વૃદ્ધિ પામેલા ગર્વવાળો થયો છે, તે રાવણને (શ્રીરામ) દૂર કરી દેશે, નષ્ટ કરી નાખશે એમ અર્થ છે. ॥ ૨૫॥

श्रीकृष्णावतारमाह—**भूमेरिति** दशभिः।

શ્રીકૃષ્ણાવતારને દશ શ્લોકો દ્વારા વર્ણવે છે– **'भूमेः इति।'**

**भूमेः सुरेतरवरूथविमर्दितायाः**
**क्लेशव्ययाय कलया सितकृष्णकेशः।**
**जातः करिष्यति जनानुपलक्ष्यमार्गः**
**कर्माणि चात्ममहिमोपनिबन्धनानि॥ २६**

અસુરોની સેનાથી પીડાતી પૃથ્વીનું દુઃખ દૂર કરવા માટે શ્વેત અને શ્યામ કેશ છે જેમના તે ભગવાન શ્રીકૃષ્ણ (શ્યામવર્ણરૂપે) પોતાના અંશ (શ્વેતવર્ણરૂપ) બલરામજીની સાથે પ્રકટ થયા. મનુષ્યોથી જાણી ન શકાય તેવા માર્ગવાળા ભગવાન પોતાનો મહિમા પ્રકટ કરનારાં કર્મો કરશે. ॥ ૨૬॥

सुरेतरा असुरांशभूता राजानस्तेषां वरूथैः सैन्यैर्विमर्दिताया भारेण पीडितायाः। कलया रामेण सह जातः सन्।

कोऽसौ जातः। सितकृष्णौ केशौ यस्य भगवतः स एव साक्षात्। सितकृष्णकेशत्वं शोभैव न तु वयःपरिणामकृतम्, अविकारित्वात्। यत्तूक्तं विष्णुपुराणे—'उज्जहारात्मनः केशौ सितकृष्णौ महामुने' इति। यच्च भारते

'स चापि केशौ हरिरुज्जहर्ह्
शुक्लमेकमपरं चापि कृष्णम्।
तौ चापि केशावाविशेतां यदूनां
कुले स्त्रियौ रोहिणीं देवकीं च।
तयोरेको बलभद्रो बभूव
योऽसौ श्वेतस्तस्य देवस्य केशः।
कृष्णो द्वितीयः केशवः संबभूव
केशो योऽसौ वर्णतः कृष्ण उक्तः॥'

इति।

तत्तु न केशमात्रावताराभिप्रायं, किंतु भूभारावतरणरूपं कार्यं कियदेतन्मत्केशावेवैतत् कर्तुं शक्ताविति द्योतनार्थम्। रामकृष्णयोर्वर्ण-सूचनार्थं च केशोद्धरणमिति गम्यते। अन्यथा तत्रैव पूर्वापरविरोधापत्तेः, 'कृष्णस्तु भगवान् स्वयम्' इत्येतद्विरोधाच्च। कथंभूतः।

परमेश्वरतया जनैरनुपलक्ष्यो मार्गो यस्य। तर्हीश्वरत्वे किं प्रमाणम्, अतिमानुषकर्माण्यथानुपपत्तिरेवेत्याह। आत्मनो महिमा उपनिबध्यते-ऽभिव्यज्यते येषु तानि॥ २६॥

**'सुरेतराः'** દેવોથી અન્ય અર્થાત્ અસુરોના અંશમાંથી બનેલા રાજાઓ, તેમના **'वरूथैः'** સૈન્યોથી– **'विमर्दितायाः'** (અસુરસૈન્યોના) ભારથી પીડાતી (પૃથ્વીનું)– **'कलया'** પોતાના અંશ બલરામજી સાથે પ્રકટ્યા.

તે કોણ પ્રકટ થયા? શ્વેત અને શ્યામ કેશ જે ભગવાનના છે, સાક્ષાત્ તે જ ભગવાન. શ્વેત અને શ્યામ કેશ એ તો કેવળ શોભા જ છે, પરંતુ અવસ્થાના પરિણામથી થયેલા નથી, કારણ કે ભગવાન અવિકારી છે. વિષ્ણુપુરાણમાં તો કહેવામાં આવ્યું છે– ''હે મહામુનિ, (તે પરમાત્માએ) પોતાનો ધોળો અને કાળો એમ બે કેશ ઉખાડી નાખ્યા.'' તે મહાભારતમાં પણ છે, ''તે શ્રીહરિએ પણ એક શ્વેત અને બીજો શ્યામ, એમ બે કેશ ઉખાડયા. તે બન્ને કેશ યાદવોના કુળમાં જઈ, રોહિણી તથા દેવકી (નામની) બે સ્ત્રીઓમાં પ્રવેશ્યા. તે બન્ને કેશમાંથી એક બલભદ્ર થયા, કે જે તે દેવનો આ શ્વેત કેશ હતો. બીજો શ્યામ કેશ કેશવ બન્યો કે જે શ્યામવર્ણથી કૃષ્ણ કહેવાય છે.''

આમ વિષ્ણુપુરાણ તથા મહાભારતમાં જે કહ્યું તેનો અભિપ્રાય એવો નથી કે કૃષ્ણ અને બલરામ માત્ર કેશના અવતાર છે, પરંતુ પૃથ્વીનો ભાર ઉતારવારૂપ કાર્યની શી વિસાત છે? એ તો મારા આ બે કેશ જ કરી શકે તેમ છે, એમ સૂચવવા માટે તથા રામ અને કૃષ્ણ, એ બંનેનો વર્ણ સૂચવવા માટે આમ કહ્યું છે. નહીં તો તે વિષયમાં પૂર્વ અને અપર કથન વચ્ચે વિરોધ આવી પડે. વળી, ''શ્રી કૃષ્ણ તો પોતે જ ભગવાન છે.'' (શ્રીમદ્ ભા.૧/૩/૨૮) એમાં પણ વિરોધ થાય. કેવા ભગવાન?

પરમેશ્વર તરીકે જેને મનુષ્યો દ્વારા જાણી ન શકાય તેવો માર્ગ છે જેમનો. તો પછી તેમની ભગવત્તાનું કે ઈશ્વરત્વનું શું પ્રમાણ છે? ભગવાનનાં અતિમાનવીય કર્મો, એ જ પ્રમાણ છે. આવાં કર્મો બીજી રીતે શક્ય ન હોવાથી એમ કહે છે. પોતાનો મહિમા **'उपनिबध्यते'** પ્રકટ થાય છે જે કર્મોમાં તેવાં કર્મો (જ ભગવાનની ભગવત્તાનું પ્રમાણ છે.)॥૨૬॥

एतदेव प्रपञ्चयति—तोकेनेत्यादिना।

(ભગવાનનો સ્વમહિમા પ્રકટ કરનારી) એ લીલાઓનું જ વર્ણન કરે છે– **'तोकेन इति।'** વગેરેથી.

**तोकेन जीवहरणं यदुलूकिकाया-**
**स्त्रैमासिकस्य च पदा शकटोऽपवृत्तः।**
**यद्रिङ्गताऽन्तरगतेन दिविस्पृशोर्वा**
**उन्मूलनं त्वितरथाऽर्जुनयोर्न भाव्यम्॥ २७**

બાળસ્વરૂપે જે પૂતનાના પ્રાણ હરવા તથા ત્રણ મહિનાના (બાલમુકુન્દના) ચરણના (પ્રહાર)થી ગાડું ઊંધું વાળવું, વળી, આકાશને અડતાં એવાં બન્ને અર્જુન વૃક્ષોની વચ્ચે જે ઘૂંટણિયે ચાલતાં જઈ તેમને મૂળસહિત ઉખેડી નાખવાં– તે સર્વ તેમનું અનીશ્વરત્વ હોય તો સંભવી શકે નહીં. ॥ ૨૭॥

बालेन पूतनाया जीवहरणम्। यद्रिङ्गता जानुभ्यां गच्छता अन्तरं गतेन मध्यं प्राप्तेन। दिविस्पृशोरत्युच्चयोः। इतरथाऽनीश्वरत्वे तन्न भवितव्यम्॥ २७॥

બાળસ્વરૂપે પૂતનાના પ્રાણ હરવા, જે **'रिङ्गताम्'** ઘૂંટણિયે ચાલતાં **'अन्तरगतेन'** વચમાં જતાં– **'दिविस्पृशोः'** આકાશને અડતાં બન્ને અત્યન્ત ઊંચાં વૃક્ષોની વચ્ચે– **'इतरथा'** ઈશ્વરત્વ ન હોય તો તે સંભવી શકે નહીં. ॥ ૨૭॥

**यद्वै व्रजे व्रजपशून्विषतोयपीथान्**
**पालांस्त्वजीवयदनुग्रहदृष्टिवृष्ट्या।**
**तच्छुद्धयेऽतिविषवीर्यविलोलजिह्व-**
**मुच्चाटयिष्यदुरगं विहरन्ह्रदिन्याम्॥ २८**

વ્રજમાં (કાલિન્દીનાં) ઝેરી જળ પી ગયેલાં વ્રજનાં પશુઓને તથા ગોવાળિયાઓને કેવળ કૃપાદૃષ્ટિરૂપી અમૃતવૃષ્ટિથી (ભગવાન શ્રીકૃષ્ણ) જ સજીવન કરશે તેમ જ શ્રીયમુનાજીના જળને શુદ્ધ કરવા માટે શ્રીયમુનાજીમાં વિહાર કરતા ભગવાન તીવ્ર વિષના તેજથી લબકારા કરતી જીભવાળા કાલિયનાગને હાંકી કાઢશે. ॥ ૨૮॥

विषतोयपीथान् विषमयतोयस्य पीथं पानं येषां तान् पालान्गोपांश्च कृपादृष्टिसुधावृष्ट्या जीवयिष्यतीति। यमुनायां क्रीडन्नुरगं कालियमुच्चाटयिष्यति। तच्छुद्धये तस्या ह्रदिन्या निर्विषत्वाय। अतिविषवीर्येण विलोलाऽतिचञ्चला जिह्वा यस्य॥ २८॥

**'विषतोयपीथान्'** ઝેરી જળનું **'पीथम्'** પાન કર્યું છે જેમણે તે **'पालान्'** ગોવાળોને પણ કૃપાદૃષ્ટિરૂપી અમૃતવૃષ્ટિથી સજીવન કરશે. તેમ જ શ્રીયમુનાજીમાં ક્રીડા કરતા **'उरगम्'** કાલિયનાગને **'उच्चाटयिष्यत्'** દૂર કરી દેશે. **'तत् शुद्धये'** તે (શ્રીયમુના) નદીના વિષને દૂર કરવા માટે, તીવ્ર વિષના તેજથી **'विलोला'** અતિચંચળ જીભ જેની છે (તે કાલિયનાગને) ॥ ૨૮॥

**तत्कर्म दिव्यमिव यन्निशि निःशयानं**
**दावाग्निना शुचिवने परिदह्यमाने।**
**उन्नेष्यति व्रजमतोऽवसितान्तकालं**
**नेत्रे पिधाय्य सबलोऽनधिगम्यवीर्यः॥ २९**

રાત્રે (યમુનાકિનારે) ગ્રીષ્મકાળે વનમાં વ્રજવાસીઓ નિશ્ચિંતપણે સૂતા હશે, ત્યારે દાવાનળથી ગ્રીષ્મ ઋતુનું (સૂકા ઘાસવાળું) વન સળગતાં, જેમનો મૃત્યુકાળ નિશ્ચિત થઈ ચૂક્યો છે તેવા વ્રજજનોને આંખો બંધ કરાવી, દુર્જ્ઞેય પરાક્રમવાળા ભગવાન કૃષ્ણ બલદેવજીની સાથે રહી વ્રજજનોનો ઉદ્ધાર કરશે. ભગવાન શ્રીકૃષ્ણનું તે કર્મ જાણે અલૌકિક જ હશે. ॥ ૨૯॥

दिव्यमलौकिकमिवेति लोकोक्तिः। उन्नेष्यत्युद्धरिष्यति।

**'दिव्यम्'** જાણે કે અલૌકિક કર્મ **'(दिव्यम् इव)'** એ તો લોકોક્તિ છે. ( 'જાણે કે દિવ્ય કર્મ છે'– એમ નહીં પણ વસ્તુતઃ તે દિવ્ય કર્મ છે. **(वंशीधरी–जन्म कर्म च मे दिव्यम्**– (ગીતા ૪/૯) મારાં જન્મ અને કર્મ દિવ્ય છે.) **'उन्नेष्यति'** ઉદ્ધાર કરશે.

शुचिर्ग्रीष्मस्तत्संबन्धिनि वने। शुष्क इत्यर्थः। अतो दावाग्नेर्हेतोरवसितो निश्चितोऽन्तकालो यस्य तम्। सबलः सरामः। अनधिगम्यं दुर्ज्ञेयं वीर्यं यस्य। तत्र निशि निःशयानमिति कालियदमने रात्र्यां यमुनातीरे। नेत्रे पिधाय्य पिहिते कारयित्वेति मुञ्जाटव्यामिति ज्ञेयम्॥ २९॥

**'शुचिः'** ગ્રીષ્મકાળ હોવાથી તે વખતે વન શુષ્ક હોય છે, એમ અર્થ છે. વન શુષ્ક હોવાથી દાવાનળ લાગવા માટે કારણભૂત છે અને તેથી **'अवसितः'** નિશ્ચિત થયો છે અન્તકાળ જેમનો તેવા વ્રજજનોને **'सबलः'** બલરામજી સહિત– **'अनधिगम्यम्'** દુર્જ્ઞેય છે પરાક્રમ જેમનું તેવા ભગવાન શ્રીકૃષ્ણ– ત્યાં રાત્રે, **'निशि निःशयानम् इति।'** નિશ્ચિંતપણે સૂતેલા વ્રજજનોને જે દિવસે કાલિયનાગને નાથવામાં આવ્યો તે રાત્રે, યમુનાતીરે, બન્ને નેત્રો **'पिधाय्य'** બંધ કરાવીને– મુંજ નામના ઘાસના જંગલમાં દાવાગ્નિવિમોચનલીલા થઈ તેમ સમજવું. ॥ ૨૯॥

**गृह्णीत यद्यदुपबन्धममुष्य माता**
**शुल्बं सुतस्य न तु तत्तदमुष्य माति।**
**यज्जृम्भतोऽस्य वदने भुवनानि गोपी**
**संवीक्ष्य शङ्कितमनाः प्रतिबोधितासीत्॥ ३०**

આ શ્રીકૃષ્ણ ભગવાનની માતા યશોદાજીએ પુત્રના બંધન માટે જે જે દામણું ગ્રહણ કર્યું, તે તે આમના (ઉદર પર) પૂરું પડ્યું નહીં. તેમ જ બગાસું ખાતાં આ કૃષ્ણ ભગવાનના મુખમાં (ચૌદ) ભુવનોને જોઈને યશોદાજી શંકાશીલ મનવાળાં થયાં, ત્યારે તેઓ (ભગવાનના ઐશ્વર્યનો) બોધ પામ્યાં હતાં. ॥ ૩૦॥

उपबध्यतेऽनेनेत्युपबन्धं तत्साधनं शुल्बं दाम अमुष्य माता यशोदाऽग्रहीत्। अमुष्योदरे न माति बन्धनसंमितं न भवति। न पूर्यत इत्यर्थः। गोपी यशोदा संवीक्ष्य दृष्ट्वा प्रतिबोधिता निजैश्वर्यं ज्ञापिता आसीदिति यत्, तच्च कर्म दिव्यमिवेति सर्वत्र पूर्वेणान्वयः॥ ३०॥

આના (જેના) દ્વારા બંધાય તે બંધન. **'उपबन्धम्'** બાંધવાનું તે સાધન. **'शुल्बम्'** દોરડું. આ ભગવાનની માતા યશોદાજીએ બાંધવા દોરડું લીધું, પરંતુ તે આ ભગવાનના ઉદર પર **'न माति'** બંધાય તેટલું ન હતું. અર્થાત્ પૂરતું ન થયું, એમ અર્થ છે. **'गोपी'** યશોદાજી (મુખમાં ચૌદ ભુવનોને) **'संवीक्ष्य'** જોઈને **'प्रतिबोधिता'** ભગવાનના ઐશ્વર્યનો બોધ પામ્યાં હતાં. આથી જ તે ભગવાનની લીલા અલૌકિક છે. એ પ્રમાણે દરેક લીલામાં પૂર્વના શ્લોક સાથે સંબંધ છે. ॥ ૩૦॥

**नन्दं च मोक्ष्यति भयाद्वरुणस्य पाशाद्**
**गोपान्बिलेषु पिहितान्मयसूनुना च।**
**अह्न्यापृतं निशि शयानमतिश्रमेण**
**लोके विकुण्ठ उपनेष्यति गोकुलं स्म॥ ३१**

શ્રીકૃષ્ણ નંદરાયજીને વરુણના પાશમાંથી મુક્ત કરશે તથા મયાસુરના પુત્ર વ્યોમાસુરે ગુફાઓમાં પૂરી દીધેલા ગોવાળોને છોડાવશે. દિવસે કામમાં પરોવાયેલા હોવાથી અત્યન્ત પરિશ્રમને લીધે રાત્રે નિદ્રાવશ થતાં ગોકુલવાસીઓને વૈકુંઠલોકમાં લઈ જશે. ॥ ૩૧॥

वरुणस्य पाशाद्यद्भयं तस्मान्मोचयिष्यति। मयसूनुना व्योमनाम्ना। अह्नि आपृतं व्यापारयुक्तं निशि शयानमिति च वैकुण्ठप्राप्तिसाधना-नुष्ठानाभावो दर्शितः। उपनेष्यति प्रापयिष्यति गोकुलवासिनं जनम्। स्मेत्याश्चर्ये॥ ३१॥

વરુણના પાશથી જે ભય થાય તેમાંથી મુક્ત કરશે. વ્યોમાસુર નામના મયપુત્ર દ્વારા– દિવસે **'आपृतम्'** કામમાં પરોવાયેલા ગોકુળવાસીઓને રાત્રે નિદ્રામાં જ વૈકુંઠ પ્રાપ્ત કરાવે છે. ભગવત્કૃપા થાય ત્યારે સાધન કર્યા વિના વૈકુંઠ પ્રાપ્તિ માટે સાધન અને અનુષ્ઠાનનો અભાવ દર્શાવ્યો છે. **'उपनेष्यति'** પ્રાપ્ત કરાવશે, ગોકુળવાસી મનુષ્યોને– **'स्म'** આશ્ચર્યમાં છે. ॥ ૩૧॥

**गौपैर्मखे प्रतिहते व्रजविप्लवाय**
**देवेऽभिवर्षति पशून्कृपया रिरक्षुः।**
**धर्तोच्छिलीन्ध्रमिव सप्तदिनानि सप्त-**
**वर्षो महीध्रमनघैककरे सलीलम्॥ ३२**

જ્યારે નંદ વગેરે ગોવાળો ઈન્દ્રદેવનો યજ્ઞ બંધ કરશે, ત્યારે વ્રજનો નાશ કરવા ઈન્દ્ર ચારે તરફ મુશળધાર વરસાદ વરસાવશે. તે સમયે કૃપા કરી પશુઓનું રક્ષણ કરવા ઈચ્છતા, સાત વર્ષની વયના ભગવાન શ્રીકૃષ્ણ સાત દિવસ સુધી ગોવર્ધન પર્વતને શ્રમ વિના પોતાના એક જ (વામ) હસ્તે બિલાડીના ટોપની જેમ લીલાપૂર્વક ધારણ કરશે. ॥ ૩૨॥

देवे इन्द्रे। पशून् रिरक्षुः। रिरक्षिषुरित्यर्थः। अनघे श्रमरहिते एकस्मिन्नेव करे सलीलं यथा तथा महीध्रं गोवर्धनं धर्ता धारयिष्यति। उच्छिली-न्ध्रमुद्गतं छत्राकमिव। सप्तवर्षाणि वयो यस्य सः॥ ३२॥

**'देवे'** ઈન્દ્ર **'रिरक्षुः'** **रिरक्षिषुः** ના અર્થમાં છે, પશુઓની રક્ષા કરવાની ઈચ્છાવાળા, **'अनघे'** શ્રમ વિના, એક જ હાથે, લીલાપૂર્વક જેમ ધારણ કરે તેમ **'महीध्रम्'** ગોવર્ધન પર્વતને **'धर्ता'** ધારણ કરશે. **'उच्छिलींध्रम्'** ઊંચે રહેલા છત્રાક (ટોપ)ની જેમ! સાત વર્ષની વય જેમની છે, તેવા તે ભગવાન ॥ ૩૨॥

**क्रीडन्वने निशि निशाकररश्मिगौर्यां**
**रासोन्मुखः कलपदायतमूर्च्छितेन।**
**उद्दीपितस्मररुजां व्रजभृद्वधूनां**
**हर्तुर्हरिष्यति शिरो धनदानुगस्य॥ ३३**

ચન્દ્રનાં કિરણોથી ઉજ્જ્વળ રાત્રિમાં વૃન્દાવનમાં ક્રીડા કરતા, રાસક્રીડા માટે ઉત્સુક એવા ભગવાન શ્રીકૃષ્ણ મધુર પદોવાળી (વેણુની) લાંબી મૂર્ચ્છના (આલાપ)થી ઉદ્દીપિત થતી, કામદેવની પીડાવાળી ગોપપત્નીઓનું હરણ કરનાર કુબેરના સેવક (શંખચૂડ યક્ષ)નું મસ્તક હરી લેશે. ॥ ૩૩॥

निशि रात्रौ। निशाकररश्मिभिर्गौर्यां धवलायाम्। वने क्रीडन् कलानि मञ्जुलानि पदानि यस्मिंस्तच्च तदायतं दीर्घं मूर्च्छितमालापविशेषयुक्तं गीतं तेनोद्दीपितः स्मर एव रुक् यासां तासां गोपीनां हर्तुः शङ्खचूडस्य शिरो हरिष्यति॥ ३३॥

**'निशि'** રાત્રિમાં **'निशाकररश्मिगौर्याम्'** ચન્દ્રનાં કિરણોથી ઉજ્જ્વળ, ધવલ (રાત્રિમાં) વનમાં ક્રીડા કરતા **'कलानि'** મંજુલ, મધુર પદો જેમાં છે તે અને વળી લાંબા **'मूर्च्छितम्'** વિશેષ પ્રકારના આલાપથી યુક્ત ગીત– તેનાથી ઉદ્દીપિત થતો કામ એ જ રોગ જેમને છે તે ગોપીઓનું હરણ કરનાર શંખચૂડનું મસ્તક (ભગવાન) હરી લેશે. ॥૩૩॥

**ये च प्रलम्बखरदर्दुरकेश्यरिष्ट-**
**मल्लेभकंसयवनाः कुजपौण्ड्रकाद्याः।**
**अन्ये च शाल्वकपिबल्वलदन्तवक्त्र-**
**सप्तोक्षशम्बरविदूरथरुक्मिमुख्याः॥ ३४**

વળી, પ્રલંબાસુર, ધેનુકાસુર, બકાસુર, કેશી, અરિષ્ટાસુર, ચાણૂર વગેરે મલ્લ, કુવલયાપીડ હાથી, કંસ, કાળયવન, નરકાસુર, પૌંડ્રક વગેરે તથા બીજા શાલ્વ, દ્વિવિદ વાનર, બલ્વલ, દન્તવક્ત્ર, સાત સાંઢ, શંબરાસુર, વિદૂરથ તથા રુક્મી વગેરે ॥ ૩૪॥

**ये वा मृधे समितिशालिन आत्तचापाः**
**काम्बोजमत्स्यकुरुकैकयसृञ्जयाद्याः।**
**यास्यन्त्यदर्शनमलं *बलभीमपार्थ-**
**व्याजाह्वयेन हरिणा निलयं तदीयम्॥ ३५**

તેમ જ યુદ્ધમાં ધનુષ્ય ધારણ કરનારા તથા રણમાં પોતાની પ્રશંસા કરનારા કાંબોજ, મત્સ્ય, કુરુ, કૈકય અને સૃંજય વગેરે રાજાઓ બળદેવ, ભીમસેન, અર્જુન વગેરેના નામે (નિમિત્તે) શ્રીહરિ દ્વારા નાશ પામીને (શ્રીહરિના) પોતાના ધામમાં જશે. ॥ ૩૫॥

ये च प्रलम्बादयस्ते सर्वे हरिणा हेतुभूतेन तदीयं निलयमदर्शनं दर्शनायोग्यं वैकुण्ठमलं यास्यन्तीत्युत्तरेणान्वयः। खरो धेनुकः, दर्दुर इव दर्दुरो बकः, इभः कुवलयापीडः, कुजो नरकः, कपिर्द्विविदः॥ ३४॥

વળી, જે પ્રલંબાસુર વગેરે છે તે સર્વ શ્રીહરિ દ્વારા હણાવાને કારણે શ્રીહરિના પોતાના ધામમાં, **'अदर्शनम्'** તેઓ માટે દર્શનયોગ્ય નથી તેવા વૈકુંઠમાં જશે, તેમ આ પછીના શ્લોક (૩૫) સાથે સંબંધ છે. **'खरः'** ધેનુકાસુર, **'दर्दुरः'** દેડકાની જેમ (નેત્ર બંધ કરીને સ્થિર રહે તે) બકાસુર, **'इभः'** કુવલયાપીડ હાથી, **'कुजः'** ભૂમિપુત્ર નરકાસુર, **'कपिः'** દ્વિવિદ વાનર ॥ ૩૪॥

ये च मृधे आत्तचापाः, समितौ संग्रामे शालन्ते श्लाघन्ते ते समितिशालिनः। ननु प्रलम्बखरकपिबल्वलरुक्मिप्रमुखा बलभद्रेण निहताः, काम्बोजादयश्च भीमार्जुनादिभिः, शम्बरः प्रद्युम्नेन, यवनो मुचुकुन्देन, न तु हरिणा तत्राह। बलो भीमः पार्थ इत्यादयो व्याजाह्वयाः

તથા જેઓ યુદ્ધમાં ધનુષ ધારણ કરનારા છે તેઓ, યુદ્ધમાં પોતાની પ્રશંસા કરે છે તેવા **'समितिशालिनः'**;

શંકા કરવામાં આવી છે કે પ્રલંબ, ખર, કપિ, બલ્વલ, રુક્મી વગેરે બલભદ્રજી દ્વારા હણાયા, કાંબોજ વગેરે ભીમ, અર્જુન વગેરે દ્વારા તથા શંબરાસુર પ્રદ્યુમ્ન દ્વારા, કાળયવન મુચુકુન્દ દ્વારા હણાયો, તે સર્વ કાંઈ શ્રીહરિ દ્વારા તો નથી હણાયા, તે માટે કહે છે કે– બલરામ, ભીમ, અર્જુન વગેરે **'व्याज-आह्वयाः'** બહાનાનાં

कपटनामानि यस्य तेन। सप्तोक्षाणस्तु तेन दमिताः कालान्तरे यास्यन्तीति भावः। एतच्च सर्वमपि कर्म दिव्यमिव, तच्चान्यथा न भाव्यमिति पूर्वेणैव संबन्धः॥ ३५॥

**वंशीधरी**—श्रीहरिस्पर्शप्रभावादेव कालान्तरे देहपातेऽपि तेषां हरिपदप्राप्तिरेव भविष्यतीति तात्पर्यम्।

**वीर.**-अलं तद्वर्णनेन तच्चेष्टितानामनंतत्वान्न तद्वर्णने मम सामर्थ्यमस्तीति भावः।

व्यासावतारमाह।

**कालेन मीलितधियामवमृश्य नृणां**
**स्तोकायुषां स्वनिगमो बत दूरपारः।**
**आविर्हितस्त्वनुयुगं स हि सत्यवत्यां**
**वेदद्रुमं विटपशो विभजिष्यति स्म॥ ३६**

अनुयुगं मीलिता संकुचिता धीर्येषाम्। स्तोकमल्पमायुर्येषां तेषां स्वनिगमः स्वकृतो वेदराशिर्बताहो दूरे पारं यस्येति दुर्गम इत्यवमृश्य सत्यवत्यामाविर्भूतः सन्स एव हरिः। विटपशः शाखाभेदेन॥ ३६॥

बुद्धावतारमाह।

**देवद्विषां निगमवर्त्मनि निष्ठितानां**
**पूर्भिर्मयेन विहिताभिरदृश्यतूर्भिः।**
**लोकान्घ्नतां मतिविमोहमतिप्रलोभं**
**वेषं विधाय बहु भाष्यत औपधर्म्यम्॥ ३७**

નામો જેનાં છે, (દેખાવનાં નામોના બહાના હેઠળ) તે શ્રીહરિ દ્વારા હણાયા છે. દમન કરવામાં આવેલા સાત સાંઢ પણ સમયાન્તરે ભગવાનના ધામમાં જશે, તેવો ભાવ છે. આ તથા સર્વ લીલાઓ **'દિવ્યમિવ'** (શ્લોક-૨૯) અલૌકિક છે અને તે શ્રીહરિ સિવાય ન સંભવી શકે તેવો પૂર્વના શ્લોક સાથે સંબંધ છે. ॥ ૩૫॥

શ્રીહરિના સ્પર્શના પ્રભાવથી દેહ છોડશે, ત્યારે તેઓ કાળાન્તરે પણ શ્રીહરિપદપ્રાપ્તિ જ કરશે, એવું તાત્પર્ય છે.

**'અલમ્'** તેનું વર્ણન કરવાથી બસ, શ્રીકૃષ્ણલીલા અનંત હોવાથી તેનું વર્ણન કરવાનું મારું સામર્થ્ય નથી, તેવો ભાવ છે.

વ્યાસાવતારને વર્ણવે છે.

પ્રત્યેક યુગમાં કાળે કરીને સંકુચિત બુદ્ધિવાળા અને અલ્પ આયુષ્યવાળા મનુષ્યોને પોતે રચેલા વેદો દુર્ગમ થશે, ત્યારે તે ભગવાન સત્યવતીમાં (વેદવ્યાસરૂપે) પ્રકટ થશે તથા વેદવૃક્ષનો શાખા-ઉપશાખાઓમાં વિભાગ કરશે. ॥ ૩૬॥

પ્રત્યેક યુગમાં **'मीलिता'** સંકુચિત બુદ્ધિ જેમની છે **( मीलितधियाम् )** તેમને, **'स्तोकम्'** અલ્પ આયુષ્ય જેમનું છે **( स्तोकायुषाम् )** તેમને, **'स्वनिगमः'** પોતે રચેલો વેદસમૂહ, **'बत'** અરેરે, **'दूरे पारं यस्य इति।'** દૂર છે જે વેદનો પાર તેવો વેદ દુર્ગમ થશે, એમ વિચારીને સત્યવતીમાં **'आविर्हितः'** પ્રકટ થઈ, તે જ શ્રીહરિ **'विटपशः'** શાખા-ઉપશાખાઓમાં વિભાગ કરશે. ॥ ૩૬॥

બુદ્ધાવતારને વર્ણવે છે.

મયદાનવ વડે રચાયેલાં અદૃશ્ય ગતિ કરતાં (ત્રણ) નગરો દ્વારા (અને વેદમાર્ગમાં નિષ્ઠા રાખનારા હોઈ તેના બળ દ્વારા) લોકોનો વિનાશ કરતા વેદમાર્ગનિષ્ઠ દૈત્યોની બુદ્ધિને મોહ ઉપજાવનાર અને અત્યંત લોભાવનાર વેષ ધારણ કરીને (બુદ્ધરૂપ ભગવાન) અનેક પ્રકારના પાખંડધર્મનો ઉપદેશ કરશે. ॥ ૩૭॥

देवद्विषां निगमवर्त्मनि वेदमार्गे निष्ठितानां नितरां स्थितानाम्। तद्बलेन च पूर्भिः पुरीभिः। अदृश्यतूर्भिरलक्ष्यवेगाभिः। मतेर्विमोहो योग्यता–त्यागो यस्मात्, मतेः प्रलोभश्चायुक्तस्वीकारो यस्मात्तं पाखण्डवेषं विधाय तेनौपधर्म्यं पाखण्डधर्मम्।

દેવોનો દ્વેષ કરનારાઓની– **'निगमवर्त्मनि'** વેદમાર્ગમાં નિષ્ઠા રાખનારાઓની વેદમાર્ગમાં સ્થિત હોવાના બળ દ્વારા **'पूर्भिः'** **'अदृश्यतूर्भिः'** દેખી ન શકાય તેવા વેગવાળી (ત્રણ) નગરીઓ દ્વારા, બુદ્ધિમાં **'विमोहः'** યોગ્યતાનો ત્યાગ થાય છે જેનાથી તેવો તથા બુદ્ધિમાં **'प्रलोभः'** અયોગ્યનો સ્વીકાર થાય છે જેનાથી તેવો પાખંડ વેષ ધારણ કરી, તેનાથી **'औपधर्म्यम्'** (વેદવિરોધી) પાખંડધર્મને અનેક રીતે કહેશે, એમ અર્થ છે.

स्वार्थे ष्यञ्। बहु भाषिष्यत इत्यर्थः॥ ३७॥

**'स्वार्थे ष्यञ्'** 'ઉપધર્મ' શબ્દના પોતાના જ અર્થમાં ભાવવાચક **'य'** પ્રત્યય લાગેલો છે, આથી પ્રત્યય લાગવા છતાં અર્થભેદ થતો નથી. ॥ ૩૭॥

कल्क्यवतारमाह।

કલ્કિ અવતારને વર્ણવે છે.

**यर्ह्यालयेष्वपि सतां न हरेः कथाः स्युः**
**पाखण्डिनो द्विजजना वृषला नृदेवाः।**
**स्वाहा स्वधा वषडिति स्म गिरो न यत्र**
**शास्ता भविष्यति कलेर्भगवान्युगान्ते॥ ३८**

જ્યારે સજ્જનોના નિવાસોમાં પણ શ્રીહરિની કથાઓ નહીં થાય અને દ્વિજજનો પાખંડી થશે તથા શૂદ્રો શાસકો થશે, વળી જ્યાં સ્વાહાકાર, સ્વધાકાર અને વષટ્કાર એવી વાણી સાંભળવા નહીં મળે, ત્યારે યુગના અન્તસમયે ભગવાન કલિયુગના શાસક થશે. ॥ ૩૮॥

यर्हि यदा सतामप्यालयेषु गृहेषु हरेः कथा न स्युः, त्रैवर्णिकाः पाखण्डिनः स्युः, शूद्राश्च राजानः स्युस्तदा कल्किरूपेण कलेः शास्ता भविष्यति।

अत्र च ब्रह्मनारदसंवादात्प्राग्भाविनो वराहादयः, मन्वन्तरावतारास्तु भूता भाविनश्च, धन्वन्तरिपरशुरामौ तदा वर्तेते, श्रीरामादयस्तु भाविनः, तत्र तु क्वचिद्भूतादिनिर्देशश्छान्दस इति द्रष्टव्यम्॥ ३८॥

**'यर्हि'** જ્યારે સજ્જનોના **'आलयेषु'** નિવાસોમાં પણ શ્રીહરિની કથા નહીં થાય, બ્રાહ્મણો, ક્ષત્રિયો અને વૈશ્યો– ત્રણે વર્ણો પાખંડી થશે તથા શૂદ્રો રાજાઓ થશે, ત્યારે (શ્રીહરિ) કલ્કિરૂપે કલિયુગના શાસક થશે.

અહીં બ્રહ્માજી તથા નારદજીના સંવાદની પહેલાં વરાહ વગેરે અવતારો થઈ ગયેલા છે. મન્વન્તરના અવતારો થઈ ગયા છે અને થવાના છે. ધન્વન્તરિ તથા પરશુરામ અવતાર તે વખતે ચાલતા હતા. શ્રીરામ વગેરે તો થવાના બાકી હતા. આથી કેટલીક જગાએ ભૂતકાળ વગેરેનો નિર્દેશ આર્ષ સમજવો. ॥ ૩૮॥

सृष्ट्यादिकार्यभेदेन मायागुणावतार–विभूतीराह—**सर्ग** इति।

સૃષ્ટિ (સ્થિતિ અને લય) વગેરે કાર્યના ભેદથી માયાના ગુણાવતારોની વિભૂતિઓનું વર્ણન કરે છે– **'सर्गे इति।'**

**सर्गे तपोहमृषयो नव ये प्रजेशाः**
**स्थाने च धर्ममखमन्वमरावनीशाः।**
**अन्ते त्वधर्महरमन्युवशासुराद्या**
**मायाविभूतय इमाः पुरुशक्तिभाजः॥ ३९**

स्थाने स्थितौ। मखो विष्णुः। धर्मश्च मखश्च मनवश्च अमराश्च अवनीशाश्च। अन्ते संहारे। हरो रुद्रः। मन्युवशाः सर्पाः। बहुशक्तिधारिणो भगवत इमा मायाविभूतयः॥ ३९॥

इदं मया संक्षेपेणोक्तं विस्तरेण वक्तुं न कोऽपि समर्थ इत्याह।

**विष्णोर्नु वीर्यगणनां कतमोऽर्हतीह**
**यः पार्थिवान्यपि कविर्विममे रजांसि।**
**चस्कम्भ यः स्वरंहसाऽस्खलता त्रिपृष्ठं**
**यस्मात्त्रिसाम्यसदनादुरु कम्पयानम्॥ ४०**

पृथिव्याः परमाणूनपि यो विममे गणितवांस्तादृशोऽपि को नु विष्णोर्वीर्यगणनां कर्तुमर्हति। कथंभूतस्य।

यो विष्णुस्त्रिपृष्ठं सत्यलोकं चस्कम्भ धृतवान्। किमिति चस्कम्भ।

यस्मात्त्रैविक्रमेऽस्खलता प्रतिघातशून्येन स्वरंहसा स्वपादवेगेन त्रिसाम्यरूपं सदनमधिष्ठानं प्रधानं तस्मादारभ्योरु अधिकं कम्पयानं कम्पमानम्, कम्पेन यानं यस्येति वा। अतः कारणाच्चस्कम्भ।

સૃષ્ટિની ઉત્પત્તિ માટે તપ, હું (બ્રહ્મા), (મરીચિ વગેરે) નવ ઋષિઓ, (દક્ષ વગેરે) જે પ્રજાપતિઓ છે, સૃષ્ટિના પાલન માટે ધર્મ, વિષ્ણુ, મનુઓ, દેવો તથા રાજાઓ છે અને સૃષ્ટિના સંહાર માટે તો અધર્મ, રુદ્રદેવ, સર્પો તથા અસુરો વગેરે છે. આ સર્વે મહાશક્તિશાળી ભગવાનની માયાની વિભૂતિઓ છે. ॥ ૩૯॥

**'स्थाने'** પાલન માટે **'मखः'** વિષ્ણુ– ધર્મ, વિષ્ણુ, મનુઓ, દેવો તથા રાજાઓ– **'अन्ते'** સંહાર માટે **'हरः'** રુદ્રદેવ, **'मन्युवशाः'** ક્રોધને વશ એવા સર્પો– મહાશક્તિશાળી ભગવાનની આ માયાની વિભૂતિઓ છે. ॥ ૩૯॥

આ સર્વ મેં સંક્ષેપમાં કહ્યું, વિસ્તારપૂર્વક કહેવા માટે કોઈ પણ સમર્થ નથી, એમ કહે છે.

પૃથ્વીના રજકણોને (પણ) ગણી શકે તેવો પણ કોઈક (વિચક્ષણ પુરુષ) આ લોકમાં શ્રીવિષ્ણુ ભગવાનનાં પરાક્રમોની ગણના કરવા સમર્થ થઈ શકે? જે વિષ્ણુ ભગવાને (વામનરૂપે) અસ્ખલિત એવા પોતાના વેગથી, પ્રકૃતિના આવરણથી માંડીને અત્યન્ત કંપી ઊઠેલા સત્યલોક સુધીના સર્વ લોકને સ્થિર કરી રાખ્યા હતા. ॥ ૪૦॥

પૃથ્વીના રજકણોને પણ જે **'विममे'** ગણી શકે તેવો પણ કોઈક શું શ્રીવિષ્ણુ ભગવાનનાં પરાક્રમોની ગણના કરવા માટે સમર્થ થઈ શકે? કેવા વિષ્ણુભગવાનનાં?

જે વિષ્ણુભગવાને સત્યલોકને **'चस्कम्भ'** સ્થિર ધારણ કર્યો હતો. સત્યલોકને કેમ સ્થિર કરી રાખ્યો હતો?

કારણ કે ત્રણ પગલાં ભૂમિ માપતી વખતે **'अस्खलता'** પ્રતિઘાતશૂન્ય, રોકી ન શકાય તેવા અસ્ખલિત એવા **'स्वरंहसा'** પોતાના ચરણના વેગથી પ્રકૃતિરૂપ **'सदनम्'** ધામ, ત્યાંથી માંડીને ખૂબ જ **'कम्पयानम्'** કંપતા (સત્યલોકને સ્થિર કરી રાખ્યો હતો.), અથવા કંપ સાથે જેની ગતિ થાય છે તેવા સત્યલોકને, આથી જ સ્થિર કર્યા છે (સત્યલોક સુધીના સર્વલોક જેમણે)

आ त्रिपृष्ठमिति वा च्छेदः, सत्यलोकमभिव्याप्य यः सर्वं धृतवानित्यर्थः। तथा च मन्त्रः 'विष्णोर्नु कम्' इति। अस्यार्थः—

'विष्णोर्नुकं वीर्याणि प्रवोचं
यः पार्थिवानि विममे रजांसि।
यो अस्कभायदुत्तरं सधस्थं
विचक्रमाणस्त्रेधोरुगायः ॥'
(विष्णुसूक्त, ऋ. १/१५४/१)

विष्णोर्नु वीर्याणि कं प्रवोचम्, कः प्रावोचदित्यर्थः। यः पार्थिवानि रजांस्यपि विममे सोऽपि। यो विष्णुस्त्रेधा विचक्रमाणस्त्रिविक्रमं कुर्वन्नुत्तरं लोकमस्कभायदवष्टब्धवान्। कथंभूतम्। सधस्थम्। सहस्य सधादेशः। तिष्ठन्तीति स्थाः, तत्रस्थैर्देवैः सह वर्तमानमित्यर्थः ॥ ४० ॥

એતત્પ્રપઞ્ચયતિ—**नान्तमिति।**

**नान्तं विदाम्यहममी मुनयोऽग्रजास्ते**
**मायाबलस्य पुरुषस्य कुतोऽपरे ये।**
**गायन्गुणान्दशशतानन आदिदेवः**
**शेषोऽधुनापि समवस्यति नास्य पारम्॥ ४१**

અથવા **'आत्रिपृष्ठम्' ( अस्खलतात्रिपृष्ठम्)** એમ પદચ્છેદ કરવામાં આવે તો સત્યલોક સુધી વ્યાપીને રહેલા સર્વને જેમણે સ્થિર ધારણ કરીને રાખ્યા, એમ અર્થ છે. તે જ પ્રમાણેનો મંત્ર છે.

*શ્રીવિષ્ણુનાં (દિવ્ય) પરાક્રમોનું હું વર્ણન કરું છું. જે ભગવાને પૃથ્વી આદિ ચતુર્દશ ભુવનો અને તેમાં સ્થિત (અગ્નિ, વાયુ, સૂર્ય, ચંદ્ર, વિદ્યુત આદિ) દેવતાઓનું નિર્માણ કર્યું. જેમણે ઉપર રહેલા સ્વર્ગાદિ લોકોને ધારણ કર્યા છે (જેથી તેઓ નીચે ન પડી જાય). જેમણે (ત્રણે લોકમાં) પગલાં સ્થાપિત કર્યાં છે (અને તેથી) અનેક મહાપુરુષો (જેમના યશનું) ગાન કરી રહ્યા છે. (ઋ. ૧/૧૫૪/૧, વિષ્ણુસૂક્ત)

શ્લોકનો અર્થ– શ્રીવિષ્ણુનાં (દિવ્ય) પરાક્રમો **'कं प्रवोचम्'** કોણ વર્ણવી શકે? એમ અર્થ છે. જે પૃથ્વીના રજકણોને પણ ગણી શકે, તે પણ ભગવાનની શક્તિઓની ગણના કરી શકે નહીં. જે વિષ્ણુભગવાને ત્રણ પ્રકારે **'विचक्रमाणः'** પગલાં સ્થાપિત કરી, ઉપર રહેલા લોકને **'अस्कभायत्'** ધારણ કર્યા. ભગવાને કેવા લોકને ધારણ કર્યા? **'सधस्थम्'** 'સાથે રહેલા' **'सह'** શબ્દને **'सध'** આદેશ થાય છે એટલે **सह=सध** **'स्थम्'** તેમાં સ્થિત (અગ્નિ, વાયુ, સૂર્ય, ચન્દ્ર, વિદ્યુત આદિ) દેવતાઓ સાથે રહેલા સ્વર્ગાદિ લોકને ધારણ કર્યા છે, એમ અર્થ છે. ॥ ૪૦॥

ભગવાનના ગુણોની અનન્તતાને સમજાવે છે– **'न-अन्तम् इति।'**

હું બ્રહ્મા, શ્રીપુરુષોત્તમ ભગવાનના માયાબળના અન્તને (મર્યાદાને) જાણતો નથી; તે (મરીચિ વગેરે) મુનિઓ, તારા જ્યેષ્ઠ બંધુઓ (સનકાદિકુમારો) પણ નથી જાણતા, તો જે બીજાઓ છે તે તો ક્યાંથી જાણે? સહસ્ર મુખવાળા આદિદેવ શ્રીશેષ ભગવાન અત્યાર સુધી પણ આ ભગવાનના પારને પામી શક્યા નથી. ॥ ૪૧॥

पुरुषस्य यन्मायाबलं तस्यान्तं न विदामि न वेद्मि। दशशतान्याननानि यस्य स शेषोऽप्यस्य गुणान्गायन्पारं न समवस्यति न प्राप्नोति॥ ४१ ॥

यदि न केऽपि विदन्ति तर्हि कथं मुच्येरन् तत्कृपयैवेत्याह—**येषामिति।**

**येषां स एव भगवान्दययेदनन्तः**
**सर्वात्मनाश्रितपदो यदि निर्व्यलीकम्।**
**ते दुस्तरामतितरन्ति च देवमायां**
**नैषां ममाहमिति धीः श्वशृगालभक्ष्ये॥ ४२**

दययेद् दयां कुर्यात्। ते च यदि निष्कपटमाश्रितचरणाः भवन्ति। ते दुस्तरां देवमायामतितरन्ति। चकारान्मायावैभवं विदन्ति च। अथेति वा पाठः। प्रत्यक्षमेव तेषां मायातरणमित्याह—नैषामिति। श्वशृगालानां भक्ष्ये देहे॥ ४२ ॥

अन्तर्ज्ञानाभावेऽपि मायेयमिति ज्ञानं तत्कृपया बहूनामस्तीत्याह—**वेदाहमिति** त्रिभिः।

**वेदाहमङ्ग परमस्य हि योगमायां**
**यूयं भवश्च भगवानथ दैत्यवर्यः।**
**पत्नी मनोः स च मनुश्च तदात्मजाश्च**
**प्राचीनबर्हिर्ऋभुरङ्ग उत ध्रुवश्च॥ ४३**

**इक्ष्वाकुरैलमुचुकुन्दविदेहगाधि-**
**रघ्वम्बरीषसगरा गयनाहुषाद्याः।**
**मान्धात्रलर्कशतधन्वनुरन्तिदेवा**
**देवव्रतो बलिरमूर्तरयो दिलीपः॥ ४४**

શ્રીપુરુષોત્તમ ભગવાનનું જે માયાબળ છે, તેના અન્તને– છેડાને **'न विदामि'** હું નથી જાણતો. હજાર મુખ જેને છે તે શ્રીશેષ ભગવાન પણ આ ભગવાનના ગુણોને ગાતાં પાર **'न समवस्यति'** પામ્યા નથી. ॥ ૪૧॥

જો કોઈ પણ ભગવાનનો પાર નથી પામતું, તો તે કેવી રીતે મુક્ત થાય? માત્ર તેની કૃપાથી જ (મુક્ત થવાય) એમ કહે છે– **'येषाम् इति।'**

જેની ઉપર અનન્તભગવાન દયા કરે, તે જો નિષ્કપટભાવે સર્વથા એ ભગવાનના ચરણનો આશ્રય કરે, તો દુઃખથી તરી શકાય તેવી માયાને તે તરી જાય છે. આવા મનુષ્યોને કૂતરાં તથા શિયાળના ભક્ષ્યરૂપ આ શરીર પર 'મારું અને હું' એવી બુદ્ધિ હોતી નથી. ॥ ૪૨॥

**'दययेत्'** દયા કરે અને તે જો નિષ્કપટભાવે ભગવચ્ચરણાશ્રિત બને, તો દુઃખથી તરી શકાય તેવી દેવમાયાને તરી જાય. **'च'** કાર દ્વારા માયાના વૈભવને પણ તે જાણે છે, એમ કહે છે. **'अतितरन्ति च'** ને બદલે **'अतितरन्त्यथ'** પાઠ પણ છે. **'न-एषाम् इति।'** એ શબ્દો સૂચવે છે કે ભક્તો પ્રત્યક્ષ રીતે માયાને તરી જતા દેખાય છે. કૂતરાં અને શિયાળોના ભક્ષ્યરૂપ શરીર ઉપર ॥ ૪૨॥

અન્તર્જ્ઞાનનો અભાવ હોવા છતાં પણ આ ભગવાનની માયા છે, તેવું જ્ઞાન તે ભગવાનની કૃપાથી અનેક વ્યક્તિઓને પ્રાપ્ત થયું છે, એમ ત્રણ શ્લોકો દ્વારા કહે છે– **'वेद-अहम् इति।'**

હે નારદ, પરમપુરુષ પરમાત્માની યોગમાયાને હું જાણું છું. વળી તમે સૌ, ભગવાન શંકર, દૈત્યશ્રેષ્ઠ શ્રી પ્રહ્લાદજી, સ્વાયંભુવ મનુનાં પત્ની શતરૂપા અને સ્વાયમ્ભુવ મનુ, તેમનાં સંતાનો (પ્રિયવ્રત, ઉત્તાનપાદ તથા કન્યાઓ– આકૂતિ, દેવહૂતિ અને પ્રસૂતિ)– પ્રાચીનબર્હિ, ઋભુ, વેનના પિતા અંગ તથા ધ્રુવજી, ॥ ૪૩॥

ઈક્ષ્વાકુ, ઈલાનો પુત્ર પુરૂરવા, મુચુકુન્દ, વિદેહરાજ જનક, ગાધિ, રઘુ, અમ્બરીષ, સગર, ગય, નહુષ વગેરે તેમ જ માંધાતા, અલર્ક, શતધન્વા, અનુ, રન્તિદેવ, દેવવ્રત ભીષ્મ, બલિરાજા, અમૂર્તરય, દિલીપ, ॥ ૪૪॥

**सौभर्युतङ्कशिबिदेवलपिप्पलाद-**
**सारस्वतोद्धवपराशरभूरिषेणाः ।**
**येऽन्ये विभीषणहनूमदुपेन्द्रदत्त-**
**पार्थार्ष्टिषेणविदुरश्रुतदेववर्याः ॥ ४५**

સૌભરિ, ઉત્તંક, શિબિ, દેવલ, પિપ્પલાદ, સારસ્વત, ઉદ્ધવ, પરાશર, ભૂરિષેણ અને અન્ય, વિભીષણ, હનુમાનજી, ભગવાન શ્રીશુકદેવજી, અર્જુન, આર્ષ્ટિષેણ, વિદુરજી તેમ જ શ્રુતદેવ વગેરે શ્રેષ્ઠ પુરુષો પણ જાણે છે. ॥ ૪૫॥

**ते वै विदन्त्यतितरन्ति च देवमायां**
**स्त्रीशूद्रहूणशबरा अपि पापजीवाः ।**
**यद्यद्भुतक्रमपरायणशीलशिक्षा-**
**स्तिर्यग्जना अपि किमु श्रुतधारणा ये ॥ ४६**

સ્ત્રીઓ, શૂદ્રો, હૂણો તથા ભીલો વગેરે પાપી જીવો અને પશુ-પક્ષીઓ પણ જો અદ્ભુત પાદ-વિન્યાસ કરનાર શ્રીહરિને પરાયણ એવા ભક્તજનોનાં સચ્ચરિત્રમાંથી બોધ પામે, તો તેઓ પણ ભગવાનની માયાને ખરેખર, જાણે છે અને તરી જાય છે. તો પછી જેઓ વેદાર્થ ધારણ કરનારા છે (તેઓ ભગવાનની માયાને તરી જાય) તેમાં શું કહેવાનું હોય? ॥ ૪૬॥

यूयमिति सनकादीनन्तर्भाव्य बहुत्वम्। दैत्यवर्यः प्रह्लादः। मनुः स्वायम्भुवस्तस्य पत्नी शतरूपा च। तदात्मजाः प्रियव्रतोत्तानपादौ पुत्रौ कन्याश्च। प्राचीनबर्हिषो विसर्गलोपश्छान्दसः। अङ्गो वेनपिता ॥ ४३ ॥

તમે બધા, અર્થાત્ સનકાદિ કુમારોને પણ અંદર ગણી લેવા, તે માટે બ.વ.નો પ્રયોગ છે. '**दैत्यवर्यः**' દૈત્યોમાં શ્રેષ્ઠ એવા પ્રહ્લાદજી, '**मनुः**' સ્વાયંભુવ મનુ તથા તેમનાં પત્ની શતરૂપા તથા તેમનાં સંતાનો– પ્રિયવ્રત તથા ઉત્તાનપાદ તેમ જ (ત્રણેય) કન્યાઓ, '**प्राचीनबर्हिः**' (પ્ર.એ.વ.) ના વિસર્ગનો લોપ થયો છે તે આર્ષ પ્રયોગ છે. વેનના પિતા અંગ ॥ ૪૩॥

शतधनुः अनुश्च। सन्धिरार्षः।

શતધન્વા તથા અનુ– અહીં સંધિ થઈ છે તે આર્ષ પ્રયોગ છે. ('**धनुश्च**'–પા. સૂ. ૫/૪/૧૩૨ પ્રમાણે જ્યારે નામ આવે, '**शतधनुः**' નામનો રાજા હોય તો '**शतधनुः**' અને '**शतधन्वा**' પણ થાય. (પ્ર.એ.વ.) **शतधनुः+अनुः=** **शतधनुरनु** એમ પાઠ હોવો જોઈએ, તેને બદલે અહીં **शतधनु+अनुः** = '**शतधन्वनु**' એમ આર્ષ પ્રયોગ છે કારણ કે વિસર્ગનો અનિયમિત રીતે લોપ થયો છે.)

रन्तिदेवा इति पाठः सुगमः। ऐकपद्ये एतैः सहितो देवव्रत इत्यर्थः ॥ ४४ ॥

'**रन्तिदेवाः**' પાઠ સુગમ છે. એક જ પદ એટલે રન્તિદેવ અને દેવવ્રત— એ બન્નેને એક જ સમાસમાં લઈ લેવામાં આવે તો માંધાતા વગેરેની સાથે દેવવ્રત એમ અર્થ થાય. '**रन्तिदेवाः**' અહીં સમાસ પૂરો ન કરવામાં આવે તો એકપદ સમાસની વ્યવસ્થા થાય. ॥ ૪૪॥

मांधात्रलर्कशतधन्वनुरन्तिदेवा देवव्रतः........ એક પાઠ

मांधात्रलर्कशतधन्वनुरन्तिदेवदेवव्रताः.......... બીજો પાઠ

उपेन्द्रदत्तः शुकः। विभीषणादयो वर्या मुख्या येषां ते॥ ४५॥

किं बहुना सत्सङ्गेन सर्वेऽपि विदन्तीत्याह— ते वा इति।

अद्भुताः क्रमाः पादन्यासा यस्य हरेस्तत्परायणास्तद्भक्तास्तेषां शीले शिक्षा येषां ते तथा यदि भवन्ति तर्हि तेऽपि विदन्तीत्यर्थः।

श्रुतधारणा ब्राह्मणास्ते देवमायां विदन्तीति किमु वक्तव्यम्। शुभेति पाठे शुभे भगवतो रूपे धारणा मनोनियमनं येषां ते विदन्तीति किमु वक्तव्यम्॥ ४६॥

किं तद्भगवतः स्वरूपं यस्मिन्मनोधारणां विधाय मायां तरन्तीत्यपेक्षायामाह—**शश्वदिति** द्वाभ्याम्।

**शश्वत्प्रशान्तमभयं प्रतिबोधमात्रं**
**शुद्धं समं सदसतः परमात्मतत्त्वम्।**
**शब्दो न यत्र पुरुकारकवान्क्रियार्थो**
**माया पैत्यभिमुखे च विलज्जमाना॥ ४७**

यद्ब्रह्मेति विदुर्मुनयस्तद्वै भगवतः पदं स्वरूपम्। किं तद्ब्रह्म तदाह। अजस्रं नित्यं च

'**उपेन्द्रदत्तः**' શ્રીશુકદેવજી, વિભીષણ વગેરે '**वर्याः**' મુખ્ય છે જેમનામાં તેઓ ॥ ૪૫॥

વધુ શું કહેવાનું? સત્સંગથી તો સર્વ જનો ભગવાનની માયાને જાણે છે, એમ કહે છે– '**ते वै इति।**'

અદ્‌ભુત '**क्रमाः**' પદ-વિન્યાસ જેમના છે તે શ્રીહરિના, તેમને પરાયણ એવા તેમના ભક્તોના સત્‌-ચરિત્રમાંથી બોધ પામે, જો તેવા બને તો તે સ્ત્રી, શૂદ્ર, વગેરે પાપી જીવો પણ દેવમાયાને જાણે, એમ અર્થ છે.

વેદાર્થ ધારણ કરનારા બ્રાહ્મણો– તેઓ ભગવાનની માયાને જાણે તેમાં શું કહેવાનું હોય? '**शुभधारणा**' પાઠમાં, ભગવાનના શુભ રૂપમાં '**धारणा**' મનનું નિયમન કરનારા જેઓ છે તેઓ જાણે તેમાં શું કહેવાનું હોય? ॥ ૪૬॥

તે ભગવાનનું સ્વરૂપ કેવું છે, જેમાં મનથી ધારણા કરીને (ભક્તો) માયાને તરી જાય છે, તો તે સ્વરૂપ કેવું છે તેવી અપેક્ષા માટે બે શ્લોકો દ્વારા કહે છે– '**शश्वत् इति।**'

પરમાત્મતત્ત્વ શાશ્વત છે, આથી પ્રશાન્ત છે અર્થાત્ નિત્ય સુખરૂપ છે, અભયસ્વરૂપ છે, કેવળ જ્ઞાનસ્વરૂપ છે, શુદ્ધ અર્થાત્ નિર્મળ છે, સમરૂપ અર્થાત્ ભેદરહિત છે, વિષયો તથા ઇન્દ્રિયોના સંગથી રહિત છે, જ્ઞાતારૂપ આત્મસ્વરૂપ છે, વળી, જ્યાં વાણીની પહોંચ નથી તેવું છે; કર્તા, કર્મ વગેરે અનેક કારકોથી સિદ્ધ થતા ક્રિયાફળસ્વરૂપ નથી. માયા પણ પરમાત્માની સામે આવવામાં લજાતી હોય તેમ દૂરથી જ ભાગી જાય છે. ॥ ૪૭॥

મુનિઓ જેને 'બ્રહ્મ' એ પ્રમાણે જાણે છે, તે જ ભગવાનનું '**पदम्**' સ્વરૂપ છે. તે બ્રહ્મ કેવું છે તે કહે છે. '**अजस्रम्**' (શ્લોક-૪૮) શાશ્વત, નિત્ય, નિત્ય

तत्सुखं च विशोकं चेति। अजस्रसुखत्वे हेतुः—शश्वत्सदा प्रशान्तम्। अतो नित्यसुखरूपम्। विशोकत्वे हेतुः—अभयम्। तत्कुतः। यतः समं भेदशून्यम्। अतोऽभयम् 'द्वितीयाद्वै भयं भवति' इति श्रुतेः। तत्कुतः। यतः प्रतिबोधमात्रं ज्ञानैकरसम्।

સુખરૂપ તથા શોકરહિત છે. શોકરાહિત્ય એ અજસ્ર સુખનું કારણ છે. **'शश्वत्'** શાશ્વત છે અર્થાત્ સદાય પ્રશાન્ત છે અને આથી જ નિત્ય સુખસ્વરૂપ છે. શોકરહિત હોવાનું કારણ– ભયરહિત, અભય છે. તે કેવી રીતે? કારણ કે **'समम्'** સમરૂપ, ભેદરહિત છે આથી અભયરૂપ છે. ''અન્યથી જ ભય થાય છે.''–(બૃહદા.ઉપ.૧/૪/૨) એમ શ્રુતિ છે. તે કેવી રીતે? કારણ કે **'प्रतिबोधमात्रम्'** કેવળ જ્ઞાનસ્વરૂપ છે.

ननु ज्ञानस्यापि नीलपीताद्याकारेण चक्षुरादिकरणभेदेन च भेदो दृश्यते, न। शुद्धं निर्मलम्।

શંકા કરે છે શું કે કાળા-પીળા વગેરે આકારોનાં રૂપો તથા ચક્ષુ વગેરે ઇન્દ્રિયોના ભેદને કારણે જ્ઞાનના પણ ભેદ જોવામાં આવે છે? (અર્થાત્ લાલ-પીળા પદાર્થોના આકારને અનુરૂપ વૃત્તિ પણ તેવા જ રંગ ધારણ કરે છે. આ પદાર્થ દ્વારા થતો ભેદ છે. ચાક્ષુષજ્ઞાન, શાબ્દજ્ઞાન, શ્રાવણજ્ઞાન– આ ઇન્દ્રિયો દ્વારા થતો ભેદ છે. તે માટે કહે છે કે) ના, (જ્ઞાનસ્વરૂપ પરમાત્મા છે અને) તે જ્ઞાનમાં કોઈ ભેદ નથી. (માત્ર વૃત્તિજ્ઞાનમાં ભેદ હોય છે) કારણ કે તે બ્રહ્મ તો **'शुद्धम्'** નિર્મળ છે.

ननु दर्शितो विषयकरणोपरागरूपो मल इत्यत आह। सदसतः परं विषयकरणसङ्गशून्यम्। वृत्तेरेव तदुपरागो न ज्ञानस्येति भावः।

શંકા કરે છે કે રૂપ વગેરે ગ્રાહ્ય વિષયોનો ચક્ષુ વગેરે ઇન્દ્રિયો દ્વારા સંબંધ થવારૂપ મળ (જ્ઞાનમાં) જોવામાં આવે છે, તે માટે કહે છે– **'सत्-असतः परम्'** બ્રહ્મસ્વરૂપનું જ્ઞાન વિષય અને ઇન્દ્રિયોના સંગથી રહિત છે. વૃત્તિઓનો જ તે સંબંધ થાય છે, નહીં કે જ્ઞાનનો, તેવો ભાવ છે.

ननु तथापि ज्ञात्रा सह भेदः स्यात्। न, आत्मतत्त्वमात्मनो ज्ञातुः स्वरूपमेव, तन्न, ततो भिन्नम्।

પુનઃ આક્ષેપ કરે છે કે (જ્ઞાન જ્ઞાતાથી ભિન્ન નથી) છતાં પણ જ્ઞાતા અને જ્ઞાનનો ભેદ થાય છે. (અર્થાત્ જ્ઞાતા એ જ્ઞાનનો આશ્રય બને છે. આધાર-આધેય ભાવ થયો. પાત્રમાં ઘી હોય તો પાત્ર આધાર અને ઘી આધેય. પરમાત્મા આધાર અને જ્ઞાન આધેય– આ ભેદ) માટે કહે છે કે ના, પરમાત્મતત્ત્વ(જ્ઞાન) તો જ્ઞાતાનું જ સ્વરૂપ છે, તેથી જ્ઞાન જ્ઞાતાથી ભિન્ન નથી.

ननु 'तं त्वौपनिषदं पुरुषं पृच्छामि' इति शब्दबोध्यत्वप्रतीतेः कुतो बोधरूपत्वं तत्राह— शब्दो न यत्रेति। आरोपितनिवृत्तावेव शब्दस्य व्यापारो न तद्‌बोध इत्यर्थः।

ननु च भवतु नाम निरस्तभेदज्ञान-रूपत्वाद्विशोकत्वं, सुखस्य तु नानाकारकसाध्य-क्रियाफलत्वात्कथमजस्रसुखत्वं तस्येत्यत आह। यत्र बहुकारकसाध्यः क्रियार्थः उत्पाद्याप्यविकार्य-संस्कार्यरूपं चतुर्विधं क्रियाफलं च नास्ति।

इन्द्रियैर्ज्ञानांशाभिव्यक्तिरिव क्रियाभिरा-नन्दांशाभिव्यक्तिमात्रं क्रियते नोत्पत्त्यादिकमिति भावः।

ननु उत्पत्त्याद्यभावेऽपि मायामलापाकरणेन विकार्यत्वमेव स्याद्व्रीहीणामिव तुषापाकरणेनेत्या-शङ्क्याह। मायाऽभिमुखे स्थातुं विलज्जमानेव यस्मात्परैति दूरतोऽपसरति॥ ४७॥

तस्मादेवंभूते भगवति नियमितमनसां कृतार्थानां न किमपि कृत्यमस्तीत्याह।

વળી, શંકા કરે છે કે "તે ઔપનિષદ અર્થાત્ શબ્દ દ્વારા પ્રતિપાદિત પુરુષ વિષે હું પૂછું છું." (બૃહદા.ઉપ.૩/૯/૨૬) આ વાક્યથી પરમાત્મા શબ્દ દ્વારા જાણી શકાય તેવી પ્રતીતિ થતી હોવાથી તે બ્રહ્મ બોધ્ય બને છે, તો તે કેવી રીતે? તે માટે કહે છે– **'शब्दो न यत्र इति।'** જ્યાં વાણીની પહોંચ નથી. આરોપિતની નિવૃત્તિ કરવામાં જ શબ્દની પ્રવૃત્તિ છે, નહીં કે તત્ત્વનું જ્ઞાન કરાવવામાં, એમ અર્થ છે. *

પુનઃ આક્ષેપ કરે છે કે સર્વભેદરહિત જ્ઞાનસ્વરૂપ હોવાને કારણે પરમાત્માનું શોકરાહિત્ય ઘટી શકે, પરંતુ સુખ તો અનેક કારકોથી સાધ્ય એવી ક્રિયાનું ફળ હોવાને કારણે પરમાત્મા નિત્ય સુખસ્વરૂપ કેમ હોઈ શકે? (જે જે વસ્તુ ઉત્પાદ્ય હોય તે તે વિનાશી હોય, શાશ્વત ન હોય.) આ માટે ઉત્તર આપે છે. **'यत्र'** બહુ કારકોથી સાધ્ય અને ઉત્પાદ્ય, આપ્ય, વિકાર્ય અને સંસ્કાર્યરૂપ ચાર પ્રકારનું કર્મફળ જે (બ્રહ્મ)માં નથી.

ઈન્દ્રિયો દ્વારા જેમ જ્ઞાનના અંશની અભિવ્યક્તિ થાય છે, તેમ ક્રિયાઓ દ્વારા આનંદના અંશની અભિવ્યક્તિ માત્ર જ થાય છે, ઉત્પત્તિ વગેરે નહીં.

ઉત્પત્તિ વગેરેના અભાવમાં પણ માયારૂપી મળ દૂર કરવાને કારણે બ્રહ્મમાં પણ વિકારિત્વ આવી જાય એવી શંકા કરીને કહે છે કે માયા જેની સામે ઊભી રહેવામાં જાણે લજ્જા પામતી જેનાથી **'परा+एति'** દૂરથી જ ભાગી જાય છે, (તેવા બ્રહ્મમાંથી માયામળને દૂર કરવાની વાત જ ક્યાં રહી?) ॥૪૭॥

આથી આવા ભગવાનમાં જોડી દીધેલા મનવાળા કૃતાર્થ જનોને કંઈ પણ કરવાયોગ્ય બાકી રહેતું નથી, એમ કહે છે.

* ઉપાધિના આરોપને કારણે જન્મેલા ભ્રમનો અપવાદ (નિષેધ) કરવો એ જ શબ્દનું કાર્ય છે, પરમાત્માનું જ્ઞાન કરાવવામાં નહીં, કારણ કે પરમાત્મા સ્વયંપ્રકાશ છે. પરમાત્મા જ જગતરૂપ બને છે, તેથી પર્વતાદિ પરમાત્મા જ છે. પરંતુ પરમાત્માને પર્વત કહીએ છીએ, તેના ઉપર પર્વતપણાનો આરોપ કરીએ છીએ, તે આરોપને દૂર કરવાનું કાર્ય શબ્દ કરે છે, નહીં કે પરમાત્માનું જ્ઞાન તે કરાવે છે.

**तद्वै पदं भगवतः परमस्य पुंसो**
**ब्रह्मेति यद्विदुरजस्रसुखं विशोकम्।**
**सध्र्यङ् नियम्य यतयो यमकर्तहेतिं**
**जह्युः स्वराडिव निपानखनित्रमिन्द्रः॥ ४८**

ખરેખર, ભગવાન પૂર્ણપુરુષોત્તમનું તે સ્વરૂપ જ બ્રહ્મ છે, કે જે શાશ્વત સુખમય અને શોકરહિત છે. આ પ્રમાણે જાણનારા યોગીજનો (આવા ભગવાનમાં) મન સ્થિર કરી, ભેદને દૂર કરવાનાં સાધનોનો ત્યાગ કરે છે, જેમ સ્વયં વૃષ્ટિસ્વરૂપ ઈન્દ્ર કૂવો ખોદવાના સાધનને છોડી દે તેમ. ॥ ૪૮॥

सहाञ्चतीति सध्र्यङ् सहचरं मनो यं प्रति नियम्य यस्मिन् स्थिरीकृत्य यतयो यत्नशीलाः कर्तो भेदस्तन्निरासोऽकर्तस्तत्र हेतिं साधनं जह्युस्त्यजेयुः।

अनुपयोगात्तन्नाद्रियन्त इत्यर्थः। उपयोगाभावेन साधनानादरे दृष्टान्तः— निपीयतेऽस्मिन्निति निपानं कूपस्तस्य खनित्रं खननसाधनं यथा स्वराट् स्वयमेव पर्जन्यरूपेण विराजमान इन्द्रो नादत्ते तद्वदिति।

यद्वा स्वेनैव राजत इति स्वराट् दरिद्रः स यथा इन्द्रः समृद्धः सन् कर्मकारदशायां गृहीतं निपानखनित्रं जहाति तद्वदित्यर्थः॥ ४८॥

સાથે જાય છે તે '**सध्र्यङ्**' સાથે ફરનાર મન જેના પ્રતિ જોડી દઈને, સ્થિર કરીને '**यतयः**' યત્નશીલ યોગીજનો '**कर्तः**' ભેદ, તેનું રાહિત્ય '**अकर्तः**' અર્થાત્ અભેદ, તેને સિદ્ધ કરવાના '**हेतिम्**' સાધનને '**जह्युः**' છોડી દે.

ઉપયોગ ન હોવાથી સાધનને આદર આપતા નથી, એમ અર્થ છે. ઉપયોગ ન હોવાથી તેનાં સાધનો પ્રત્યેનો અનાદર દર્શાવતું દૃષ્ટાન્ત– આમાંથી (જેમાંથી) પાન કરવામાં આવે તે '**निपानम्**' કૂવો– તેનું '**खनित्रम्**' ખોદવાનું સાધન (કોદાળી, પાવડો) જેમ '**स्वराट्**' પોતે જ પર્જન્યસ્વરૂપે વિરાજમાન ઈન્દ્ર ધારણ ન કરે તેમ.

અથવા તે રાજા પોતે જ '**स्वराट्**' ઈન્દ્ર. જેવી રીતે કોઈક દરિદ્ર મનુષ્ય ઈન્દ્ર અર્થાત્ (તેના જેવો) સમૃદ્ધ થઈ, (પોતાની પૂર્વેની) કર્મ કરવાની દશામાં ગ્રહણ કરેલાં કૂવો ખોદવાનાં સાધનોને છોડી દે તેમ, એમ અર્થ છે. ॥ ૪૮॥

**स श्रेयसामपि विभुर्भगवान्यतोऽस्य**
**भावस्वभावविहितस्य सतः प्रसिद्धिः।**
**देहे स्वधातुविगमेऽनुविशीर्यमाणे**
**व्योमेव तत्र पुरुषो न विशीर्यतेऽजः॥ ४९**

તે ભગવાન સર્વકલ્યાણકારી ફળોના દાતા પણ છે, જે ભગવાન થકી જ બ્રાહ્મણ વગેરે વર્ણોના શમ, દમ વગેરે સ્વભાવ અનુસાર કરેલાં શુભ કર્મોની પ્રવૃત્તિ છે. શરીરમાંથી જ્યારે પંચમહાભૂતો છૂટાં પડે છે ત્યારે શરીર નાશ પામતાં, તેમાં રહેલા આકાશની જેમ અજન્મા પુરુષ-આત્મા નાશ પામતો નથી. ॥ ૪૯॥

एवं तावदजस्रसुखं विशोकं ब्रह्मैव भगवतः स्वरूपं तत्प्राप्तानां च न प्राप्यं कृत्यं वा किंचिदस्तीत्युक्तम्। इदानीं ततः प्राक् स एव सर्वफलदाता सर्वकर्मप्रवर्तकश्चेत्याह। स एव श्रेयसां फलानां विभुर्दातापि। तत्र हेतुः—

આ પ્રમાણે આવું શાશ્વતસુખસ્વરૂપ, શોકરહિત બ્રહ્મ એ જ ભગવાનનું સ્વરૂપ છે તથા તેને પ્રાપ્ત કરનારા યોગીજનો માટે મેળવવા યોગ્ય કે કરવા યોગ્ય કંઈ પણ નથી એમ કહ્યું. હવે કહે છે કે ભગવત્પ્રાપ્તિ પૂર્વે તે ભગવાન જ સર્વ ફળોના દાતા તેમ જ સર્વ કર્મોના પ્રવર્તાવનારા છે. તે ભગવાન જ કલ્યાણકારી ફળોના '**विभुः**' દાતા પણ છે, તે માટેનું કારણ–

भावानां ब्राह्मणादीनां स्वभावैः शमदमादिभिर्विशेषणैर्विहितस्यास्य सतः शुभस्य कर्मणो यतः प्रवर्तकात्प्रसिद्धिः। यद्वा भावानां महदादीनां स्वभावेन परिणामेन विहितस्य सतः कार्यस्य प्रसिद्धिः। स एव स्वर्गादीनां दातेत्यर्थः।

**'भावानाम्'** બ્રાહ્મણ વગેરે વર્ણોના **'स्वभावैः'** શમ, દમ વગેરે વિશેષણ અનુસાર સ્વભાવ દ્વારા કરવામાં આવેલાં આ **'सतः'** શુભકર્મોની જે પ્રવર્તકને કારણે **'प्रसिद्धिः'** નિષ્પત્તિ થાય છે. અથવા **'भावानाम्'** મહત્-તત્ત્વ આદિ ભાવોના **'स्वभावेन'** સ્વભાવથી એટલે કે રૂપાન્તર દ્વારા (મહત્ અહંકારમાં રૂપાન્તર પામે તે રીતે) (નામ-રૂપાત્મક સર્વપ્રપંચરૂપ) **'विहितस्य सतः'** અસ્તિત્વવાળા કાર્યરૂપ જગતની ઉત્પત્તિ જે ભગવાનને કારણે થાય છે, તે જ ભગવાન સ્વર્ગ વગેરેના દાતા છે, એમ અર્થ છે.

ननु कर्मकर्तुर्मृतस्य कथं स्वर्गादिफलं स्यात्तत्राह। स्वारम्भकधातूनां भूतानां विगमे वियोगे सति अन्वनु विशीर्यमाणेऽपि देहे तत्रस्थं व्योमेव यस्तेन सह न विशीर्यते। यतोऽजस्तेन सह न जातः तस्य पुरुषस्य श्रेयसां प्रभुरित्यर्थः॥ ४९॥

હવે શંકા કરવામાં આવી છે કે કર્મોનો કરનારો તો (અહીં જ) મૃત્યુ પામે છે, તો પછી તે સ્વર્ગાદિ ફળ કેવી રીતે પામે છે? તે માટે કહે છે કે સ્વારંભક ધાતુઓ– પોતાને ઉત્પન્ન કરતાં પૃથ્વી વગેરે મહાભૂતોનો **'विगमे'** વિયોગ થતાં, તેની પાછળ પાછળ શરીર પણ ક્ષીણ થતાં, તેમાં રહેલા આકાશની જેમ જે શરીરની સાથે નાશ નથી પામતો, કારણ કે તે અજન્મા છે, શરીરની સાથે તે જન્મતો નથી, તે જીવાત્મા પુરુષને પ્રાપ્ત થવા યોગ્ય કર્મફળોનો પરમાત્મા દાતા છે, એમ અર્થ છે. ॥ ૪૯॥

अध्यायत्रयस्यार्थमुपसंहरति।

**सोऽयं तेऽभिहितस्तात भगवान्विश्वभावनः।**
**समासेन हरेर्नान्यदन्यस्मात्सदसच्च यत्॥ ५०**

ત્રણ અધ્યાયના અર્થનો ઉપસંહાર કરે છે.

હે પ્રિય નારદ, વિશ્વનું રક્ષણ કરનાર તે આ ભગવાન તમને સંક્ષેપમાં વર્ણવ્યા. કાર્ય-કારણાત્મક આ જે (જગત) છે, તે શ્રીહરિથી ભિન્ન નથી, પરંતુ કારણરૂપ શ્રીહરિ કાર્યરૂપ જગતથી અલગ છે. ॥ ૫૦॥

सोऽयं ते समासेन संक्षेपेणाभिहितः। तमेवाह। सदसत्कार्यं कारणं च हरेरन्यन्न भवति। ननु हरेस्तदव्यतिरेके तद्गतविकारप्रसङ्गः स्यात्, न। अन्यस्मात्कारणभूतो हरिः कार्याद्व्यतिरिक्त इत्यर्थः॥ ५०॥

તે આ ભગવાન તમને **'समासेन'** સંક્ષેપમાં કહ્યા, તેમના વિષે જ કહે છે. **'सत्'** કાર્ય અને **'असत्'** કારણ શ્રીહરિથી ભિન્ન નથી. શંકા કરે છે કે જો શ્રીહરિ તેનાથી ભિન્ન હોય, તો જગતમાં રહેલા વિકારનો પ્રસંગ પરમાત્મા વિષે આવે. પરંતુ ના, તેમ નથી. **'अन्यस्मात्'** કાર્યરૂપ જગતથી કારણભૂત હરિ પૃથક્ પણ છે. ॥ ૫૦॥

**वंशीधरी.**—कार्यं तु कारणादनन्यद्भवति तद् विना तदसिद्धेः कारणं तु कार्यादन्यदेव तद् विनापि तस्य सिद्धेरिति भावः।

કારણ કે કાર્ય કારણથી જુદું નથી પણ કારણ કાર્યથી જુદું છે; કારણ કે કાર્ય વિના પણ કારણ તો સિદ્ધ જ હોય છે, એવો ભાવ છે.

**इदं भागवतं नाम यन्मे भगवतोदितम्।**
**संग्रहोऽयं विभूतीनां त्वमेतद्विपुलीकुरु॥ ५१**

अयं च विभूतीनां संग्रह उदितः॥ ५१॥

**यथा हरौ भगवति नृणां भक्तिर्भविष्यति।**
**सर्वात्मन्यखिलाधारे इति संकल्प्य वर्णय॥ ५२**

यथा वर्णितेन नृणां भक्तिर्भविष्यतीत्येवं संकल्प्य संचिन्त्य तथा हरिलीलाप्राधान्येन श्रीमद्भागवतं वर्णय। न तु भक्तिरसविघातेन केवलं तत्त्वमित्यर्थः॥ ५२॥

ननु लीला मायाश्रया किं तद्वर्णनेनेत्यत आह—**मायामिति।**

**मायां वर्णयतोऽमुष्य ईश्वरस्यानुमोदतः।**
**शृण्वतः श्रद्धया नित्यं माययात्मा न मुह्यति॥ ५३॥**

મને ભગવાન દ્વારા જે કહેવામાં આવ્યું તે આ ભાગવત છે. ભગવાનની વિભૂતિઓનો આ સંગ્રહ છે, તેનો તમે વિસ્તાર કરો. ॥ ૫૧॥

અને આ વિભૂતિઓનો સંગ્રહ કહેવાયો છે. ॥ ૫૧॥

સર્વના આત્મા અને સમગ્રના આધાર ભગવાન શ્રીહરિ વિષે મનુષ્યોની ભક્તિ ઉત્પન્ન થાય તેવો સંકલ્પ કરી તમે આ ભાગવતનું વર્ણન કરો. ॥ ૫૨॥

વર્ણન દ્વારા મનુષ્યોની (શ્રીહરિમાં) જે રીતે ભક્તિ જન્મે એ પ્રમાણે **'सङ्कल्प्य'** વિચાર કરી શ્રીહરિલીલાપ્રાધાન્યપૂર્વક શ્રીમદ્ ભાગવતનું વર્ણન કરો, પરંતુ ભક્તિરસમાં વિક્ષેપ થાય તે રીતે માત્ર તત્ત્વજ્ઞાનનું વર્ણન કરશો નહીં, એમ અર્થ છે. ॥ ૫૨॥

શંકા કરવામાં આવી છે કે શ્રીહરિની લીલા તો માયાના આશ્રયવાળી છે. તેના વર્ણનથી શું લાભ? તે માટે કહે છે– **'मायाम् इति।'**

આ ઈશ્વરની લીલાને નિત્ય વર્ણવનાર, અનુમોદન આપનાર અને શ્રદ્ધાપૂર્વક શ્રવણ કરનાર મનુષ્યનો આત્મા માયાથી મોહ પામતો નથી. ॥ ૫૩॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां द्वितीयस्कन्धे सप्तमोऽध्यायः॥ ७॥
इति श्रीमद्भागवते द्वितीयस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां सप्तमोऽध्यायः॥ ७॥

❋❋❋❋❋

## अथाष्टमोऽध्यायः

## રાજા પરીક્ષિતના પ્રશ્નો

अष्टमे देहसंबन्धमाक्षिपन्नीशजीवयोः।
बहून्परिक्षिदापृच्छत्पुराणार्थान्बुभुत्सितान् ॥ १

त्वमेतद्विपुलीकुर्वित्युक्तं तदेव विपुलीकरणं पृच्छति—**ब्रह्मणेति** त्रिभिः।

राजोवाच

**ब्रह्मणा चोदितो ब्रह्मन् गुणाख्यानेऽगुणस्य च।**
**यस्मै यस्मै यथा प्राह नारदो देवदर्शनः॥ १**

આઠમા અધ્યાયમાં ઈશ્વર તથા જીવના દેહના સંબંધ વિષે શંકા કરતા રાજા પરીક્ષિતે જાણવા ઈચ્છેલા અનેક પુરાણોના અર્થ પૂછ્યા. ॥ ૧॥

"તેનો તમે વિસ્તાર કરો." (શ્રીમદ્ ભા.૨/૭/૫૧) એમ કહી તે જ વિસ્તૃત વર્ણનને ત્રણ શ્લોકો દ્વારા પૂછે છે– **'ब्रह्मणा इति।'**

**રાજાએ કહ્યું** – હે સાક્ષાત્ વેદરૂપ શુકદેવજી, નિર્ગુણ પરમાત્માના ગુણોનું વર્ણન કરવા માટે બ્રહ્માજી દ્વારા પ્રેરિત, દેવતુલ્ય દર્શનીય એવા નારદજીએ જેને જેને જે પ્રમાણે કહ્યું, ॥ ૧॥

**एतद्वेदितुमिच्छामि तत्त्वं वेदविदांवर।**
**हरेरद्भुतवीर्यस्य कथा लोकसुमङ्गलाः॥ २**

**कथयस्व महाभाग यथाहमखिलात्मनि।**
**कृष्णे निवेश्य निःसङ्गं मनस्त्यक्ष्ये कलेवरम्॥ ३**

अगुणस्य गुणातीतस्यापि देववद्दर्शनं यस्य सः॥ १-२॥

निःसङ्गं मनः श्रीकृष्णे निवेश्येति स्वप्रयत्नो दर्शितः॥ ३॥

सोऽपि श्रद्धया शृण्वतो नावश्यक इत्याह—**शृण्वत** इति।

**शृण्वतः श्रद्धया नित्यं गृणतश्च स्वचेष्टितम्।**
**कालेन नातिदीर्घेण भगवान्विशते हृदि॥ ४**

स्वप्रयत्नं विनापि भगवान्स्वयमेव हृदि विशति॥ ४॥

**वीर.**-शृण्वतो गृणतश्च चित्तं तत्स्मरणप्रवणमेव भवतीत्यर्थः।

**प्रविष्टः कर्णरन्ध्रेण स्वानां भावसरोरुहम्।**
**धुनोति शमलं कृष्णः सलिलस्य यथा शरत्॥ ५**

भावसरोरुहं हृदयकमलं प्रविष्टश्च तद्गतं सर्वं मलं धुनोति। सलिलस्येति। द्रव्यान्तरव्यामिश्रणादिना कुम्भस्थे जले शोधिते तदेव केवलं शुध्यति न तु नदीतडागादिगतम्, स च मलः कुम्भस्यान्तस्तिष्ठत्येव न तु सर्वथा विलीयते। अत एव किंचिच्चलनेन पुनः क्षुभ्यति

હે વેદવેત્તાઓમાં શ્રેષ્ઠ (શુકદેવજી), એ (તત્ત્વરૂપ ભાગવતજ્ઞાન) હું જાણવાને ઈચ્છું છું. અદ્ભુત પરાક્રમવાળા શ્રીહરિની, લોકોનું સર્વ પ્રકારે મંગળ કરનારી કથાઓ ॥ ૨॥

વર્ણવો કે જેથી હે મહાભાગ્યવાન, હું મારા નિઃસંગ મનને સમગ્રના આત્મારૂપ શ્રીકૃષ્ણમાં સ્થાપીને શરીરનો ત્યાગ કરું. ॥ ૩॥

નિર્ગુણ પરમાત્માના ગુણો તથા ગુણાતીત પરમાત્માના ગુણો પણ– દેવતુલ્ય દર્શન જેમનું છે તેવા નારદજી ॥ ૧॥૨॥

નિઃસંગ મનને શ્રીકૃષ્ણમાં સ્થાપીને, એમ પોતાનો પ્રયત્ન દર્શાવવામાં આવ્યો છે. ॥ ૩॥

તે (સ્વપ્રયત્ન) પણ શ્રદ્ધાપૂર્વક શ્રવણ કરનારને આવશ્યક નથી, એમ કહે છે– **'शृण्वतः इति।'**

ભગવચ્ચરિત્રને શ્રદ્ધાપૂર્વક નિત્ય શ્રવણ કરનારના અને વર્ણન કરનારના હૃદયમાં ભગવાન અલ્પકાળમાં જ પ્રવેશે છે. ॥ ૪॥

પોતાના પ્રયત્ન વિના પણ ભગવાન સ્વયં જ હૃદયમાં પ્રવેશે છે. ॥ ૪॥

સાંભળનાર અને વર્ણન કરનારનું ચિત્ત ભગવત્સ્મરણમાં ઢળેલું જ બની જાય છે, એમ અર્થ છે.

નિજ ભક્તોના હૃદયકમળમાં કર્ણછિદ્ર દ્વારા પ્રવેશેલા ભગવાન શ્રીકૃષ્ણ શરદઋતુ જળના મળને દૂર કરે તેમ (તેમાં રહેલા) મળને દૂર કરે છે. ॥ ૫॥

**'भावसरोरुहम्'** હૃદયકમળમાં પ્રવેશ કરી તેમાં રહેલા સર્વ મળને દૂર કરે છે. **'सलिलस्य इति।'** અન્ય દ્રવ્યોના મિશ્રણ વગેરે દ્વારા જ્યારે ઘડામાં રહેલું જળ શુદ્ધ કરવામાં આવે છે, ત્યારે માત્ર તે જ જળ શુદ્ધ થાય છે, પરંતુ નદી, તળાવ વગેરેમાં રહેલું જળ શુદ્ધ થતું નથી. વળી, તે ઘડામાં રહેલો મળ ઘડાની અંદર જ રહે છે, સંપૂર્ણપણે ઓગળી જતો નથી. આથી જ થોડા હલનચલનથી ફરીથી ખળભળી ઊઠે છે. આ જ પ્રમાણે તપ, દાન વગેરે પ્રાયશ્ચિત્ત સંપૂર્ણપણે, સર્વ કોઈનો બધો જ મળ દૂર નથી

च। एवं तपोदानादि प्रायश्चित्तं न सर्वथा सर्वेषां सर्वं पापं धुनोति, किंतु सावशेषम्, तच्च कस्यचिदेव, किंचिदेव, हृदि प्रविष्टमात्रस्तु श्रीकृष्णः सर्वेषां सर्वं पापं निःशेषं हरतीत्यनेन दृष्टान्तेनोक्तं— सलिलस्य मलं यथा शरदिति॥ ५॥

ततश्च कृतार्थो भवतीत्याह।

**धौतात्मा पुरुषः कृष्णपादमूलं न मुञ्चति।**
**मुक्तसर्वपरिक्लेशः पान्थः स्वशरणं यथा॥ ६**

धौतात्मा निष्पापः। मुक्ताः सर्वे रागद्वेषादयः परिक्लेशा येन। पान्थः प्रवासादागतः स्वस्य शरणं गृहं यथा न मुञ्चति तद्वत्॥ ६॥

तदेवं श्रवणौत्सुक्यमाविष्कृत्य संदिग्धानर्थान्पृच्छति।

**यदधातुमतो ब्रह्मन् देहारम्भोऽस्य धातुभिः।**
**यदृच्छया हेतुना वा भवन्तो जानते यथा॥ ७**

अधातुमतः धातवो महाभूतानि तत्संबन्धशून्यस्यास्य लौकिकस्यात्मनो जीवस्य धातुभिर्देहारम्भ इति यत्। एतत्किम्। यदृच्छया निर्निमित्तं हेतुना वा कर्मादिना भवन्तो यथावज्जानते। अतः कथयन्त्विति शेषः॥ ७॥

यश्चासावीश्वरः सोऽप्येतत्तुल्यदेहवान्प्रोक्तः, अतस्तस्य को विशेष इत्याशयेन पृच्छति— **आसीदिति** सार्धेन।

કરતું, પરંતુ કંઈક તો શેષ રહી જ જાય છે. અને તે ભગવાન શ્રીકૃષ્ણ કોઈના પણ હૃદયમાં જરાક જ પ્રવેશ માત્રથી સર્વકોઈના સર્વ પાપને નિઃશેષપણે હરી લે છે. આ દૃષ્ટાન્ત દ્વારા કહેવામાં આવ્યું છે, જેમ શરદ્ઋતુ જળના મળને દૂર કરે છે તેમ (ભગવાન હૃદયમાં રહેલા મળને દૂર કરે છે). ॥ ૫॥

અને ત્યાર બાદ તે કૃતાર્થ થઈ જાય છે, એમ કહે છે.

જેમ પ્રવાસેથી પાછો ફરેલો મનુષ્ય પોતાના ઘરને છોડતો નથી, તેમ નિષ્પાપ મનવાળો તેમ જ (રાગ-દ્વેષ વગેરે) સર્વ પ્રકારના ક્લેશમાંથી મુક્ત થયેલો મનુષ્ય શ્રીકૃષ્ણભગવાનના ચરણકમળને છોડતો નથી. ॥ ૬॥

**'धौतात्मा'** નિષ્પાપ મનવાળો, સર્વ પ્રકારના રાગ-દ્વેષ વગેરે ક્લેશો જેના દ્વારા છોડી દેવામાં આવ્યા છે. **'पान्थः'** પ્રવાસેથી આવેલો **'स्वशरणम्'** પોતાના ઘરને જેમ નથી છોડતો તેની જેમ ॥ ૬॥

આ પ્રમાણે શ્રવણ કરવા માટેની ઉત્સુકતા દર્શાવી શંકામૂલક પ્રશ્નો પૂછે છે–

હે બ્રહ્મન્, પંચમહાભૂતોના સંબંધરહિત આ જીવાત્માનો પંચમહાભૂતો સાથે દેહનો જે સંબંધ થાય છે તે અકારણ થાય છે કે કારણવશાત્ થાય છે, તે આપ યથાયોગ્ય જાણો છો (તે અમને કહો). ॥ ૭॥

**'अधातुमतः' धातवः** એટલે પંચમહાભૂતો, પંચમહાભૂતોના સંબંધરહિત આ લૌકિક આત્માનો અર્થાત્ જીવાત્માનો પંચમહાભૂતો સાથે શરીરનો જે સંબંધ છે, એ શું **'यदृच्छया'** નિષ્કારણ છે કે **'हेतुना'** કર્મના કારણવશાત્ સંબંધ છે? આપશ્રી તે જેવું છે તે જ પ્રમાણે જાણો છો, તેથી તે આપ કહો, એટલું શેષ છે. ॥ ૭॥

અને જે આ ઈશ્વર છે તે પણ આ પ્રાકૃત પુરુષ જેવા જ શરીરવાળો કહેવામાં આવ્યો. તો પછી આ ઈશ્વરની કઈ વિશેષતા છે, તે આશયથી દોઢ શ્લોકો દ્વારા પૂછે છે– **'आसीत् इति।'**

**आसीद्यदुदरात्पद्मं लोकसंस्थानलक्षणम्।**
**यावानयं वै पुरुष इयत्तावयवैः पृथक्।**
**तावानसाविति प्रोक्तः संस्थावयववानिव॥ ८**

लोकानां संस्थानं रचना तदेव लक्षणं स्वरूपं यस्य तत् त्रैलोक्यात्मकं पद्मं यस्योदरादासीत्। असावीश्वर इयत्तायुक्तैः स्वपरिमितैरवयवैरयं लौकिकः पुरुषो यावान् यत्संख्याकावयवयुक्तस्तावान् प्रोक्तः संस्थावानवयववानिव च प्रोक्तः। अतः को विशेषस्तस्येति॥ ८॥

अवश्यं च विशेषो वाच्य इत्याह।

**अजः सृजति भूतानि भूतात्मा यदनुग्रहात्।**
**ददृशे येन तद्रूपं नाभिपद्मसमुद्भवः॥ ९**

अजो ब्रह्मा भूतानां व्यष्ट्युपाधीनामात्मा नियन्ता, समष्ट्युपाधित्वात्। येन चानुगृह्णता तस्य रूपं ददृशे दृष्टवान्। एतच्च,

'तस्यापि द्रष्टुरीशस्य कूटस्थस्याखिलात्मनः।
सृज्यं सृजामि सृष्टोऽहमीक्षयैवाभिचोदितः।'
इत्यादिनोक्तमनूद्यते। अग्रे तु स्पष्टं भविष्यति॥ ९॥

प्रश्नान्तरमाह—**स चापीति।**

**स चापि यत्र पुरुषो विश्वस्थित्युद्भवाप्ययः।**
**मुक्त्वात्ममायां मायेशः शेते सर्वगुहाशयः॥ १०**

જેમના નાભિપ્રદેશમાંથી લોકરચનારૂપી સ્વરૂપવાળું કમળ ઉત્પન્ન થયું હતું, તે પરમેશ્વર, આ પ્રાકૃતપુરુષ જેટલા અવયવોવાળો છે તેટલા જ અવયવોથી જાણે યુક્ત હોય તેમ આપે કહ્યું, તો તે બંનેમાં શો ભેદ છે? ॥ ૮॥

(ત્રણેય) લોકની **'संस्थानम्'** રચના એ જ **'लक्षणम्'** સ્વરૂપ છે જેનું તે ત્રિલોકાત્મક પદ્મ જેમના ઉદરમાંથી થયું તે ઈશ્વર, મર્યાદાથી યુક્ત એવા પરિમિત અવયવોવાળા આ લૌકિક પુરુષ **'यावान्'** જેટલી સંખ્યાના અવયવોવાળો છે, તેટલો કહેવામાં આવ્યો. **'संस्थावान्'** જાણે અવયવોવાળો હોય તેમ કહેવામાં આવ્યું, તો તેની શી વિશેષતા છે? ॥ ૮॥

ભગવાનના સ્વરૂપમાં અવશ્ય વિશેષ કહેવાપણું છે જ, તેમ કહે છે.

ભગવાનના નાભિકમળમાંથી પ્રકટેલા તથા પ્રાણીમાત્રના નિયંતા બ્રહ્માજી જે ભગવાનની કૃપાથી સર્વ ભૂતોને સર્જે છે, તેમના જ અનુગ્રહથી તે ભગવાનના રૂપનો તેમણે સાક્ષાત્કાર કર્યો. ॥ ૯॥

**'अजः'** બ્રહ્માજી પ્રાણીમાત્રના વ્યષ્ટિરૂપ ઉપાધિના **'आत्मा'** નિયંતા છે, કારણ કે તેઓ સમષ્ટિ ઉપાધિસ્વરૂપ છે અને જેમના વડે અનુગ્રહ પામવાથી તેમણે તે ભગવાનનું સ્વરૂપ **'ददृशे'** જોયું. વળી, આ

"તે નારાયણ સર્વના દ્રષ્ટા, ઈશ્વર, સર્વ વિકારોથી રહિત, પ્રાણીમાત્રના આત્મા છે. તેમની જ્ઞાનદૃષ્ટિથી ઉત્પન્ન થયેલો અને પ્રેરિત થયેલો હું સર્જન કરવાયોગ્ય સૃષ્ટિનું સર્જન કરું છું." (શ્રીમદ્ ભા.૨/૫/૧૭) વગેરે દ્વારા કહેવામાં આવેલું ફરીથી કહે છે. આગળ તો વધુ સ્પષ્ટ થશે. ॥ ૯॥

બીજો પ્રશ્ન પૂછે છે– **'स च अपि इति।'**

વિશ્વની સ્થિતિ, ઉત્પત્તિ અને લય કરનારા તથા સર્વની હૃદયગુહામાં વસનાર, પ્રકૃતિના સ્વામી એવા તે ભગવાન પોતાની માયાને ત્યજીને જે સ્વરૂપમાં સ્થિતિ કરે છે (તે કહેવાને યોગ્ય એવા આપ અમને કહો). ॥ ૧૦॥

यत्र शेते येन रूपेणावतिष्ठते। विश्वस्य स्थित्यादयो यस्मात्। एवमादिप्रश्नानां **'तत्त्वतोऽर्हस्युदाहर्तुम्'** इति सर्वान्ते क्रियया संबन्धः ॥ १० ॥

**'યત્ર શેતે'** જે સ્વરૂપમાં સ્થિતિ કરે છે. વિશ્વની સ્થિતિ વગેરે જેનાથી છે – આ પ્રમાણેના પ્રશ્નોને ''યથાર્થ રીતે કહેવા માટે આપ યોગ્ય છો.'' (શ્લોક ૨૪) એમ બધા જ પ્રશ્નોના અંતે ક્રિયાનો સંબંધ છે. ॥ ૧૦॥

प्रश्नान्तरमाह।

બીજો પ્રશ્ન પૂછે છે.

**पुरुषावयवैर्लोकाः सपालाः पूर्वकल्पिताः।**
**लोकैरमुष्यावयवाः सपालैरिति शुश्रुम॥ ११**

વિરાટપુરુષના અવયવોમાંથી લોકો અને લોકપાલો પ્રથમ રચાયા તેમ જ લોકો અને લોકપાલોમાંથી આ પુરુષના અવયવો રચાયા, એમ અમે સાંભળ્યું. (તેનું રહસ્ય કહેવાને યોગ્ય એવા આપ અમને કહો.) ॥ ૧૧॥

पुरुषस्यावयवैः पूर्वं कल्पिताः 'यस्येहावयवैर्लोकान्कल्पयन्ति' इत्यादौ। 'लोकैश्चामुष्यावयवा' इति 'पातालमेतस्य हि पादमूलम्' इत्यादौ च त्वन्मुखाच्छ्रुतवन्तो वयम्॥ ११ ॥

પુરુષના અવયવો દ્વારા પ્રથમ (લોકો) રચાયા. ''આ વિશ્વમાં જેમના અવયવો વડે લોકો રચાય છે.'' (શ્રીમદ્ ભા.૨/૫/૩૬) વગેરેમાં તથા ''લોકો દ્વારા આ ઈશ્વરના અવયવો'' એ વાત ''પાતાળલોક એ વિરાટપુરુષના ચરણનો મૂળ ભાગ છે.'' (શ્રીમદ્ ભા.૨/૧/૨૬) વગેરેમાં આપના મુખેથી અમે સાંભળ્યું. ॥ ૧૧॥

एवं संदेहविपर्ययाभ्यां पृष्टम्, इदानीमज्ञातान्बहूनर्थान्पृच्छति—**यावानित्यादिना।**

આ પ્રમાણે શંકા અને વિપરીતજ્ઞાન દ્વારા પૂછ્યું; હવે અનેક અજ્ઞાત પ્રશ્નો પૂછે છે– **'यावान् इति'** વગેરે દ્વારા.

**यावान्कल्पो विकल्पो वा यथा कालोऽनुमीयते।**
**भूतभव्यभवच्छब्द आयुर्मानं च यत्सतः॥ १२**

મહાકલ્પ તથા અવાન્તરકલ્પનું જેટલું પ્રમાણ છે તેમજ ભૂત-ભવિષ્ય-વર્તમાન શબ્દથી કહેવાતો કાળ જે રીતે અનુમાનથી જણાય છે તથા સ્થૂળદેહાભિમાની મનુષ્યો-પિતૃઓ-દેવોના આયુષ્યનું પ્રમાણ જેટલું છે, (તે કહો). ॥ ૧૨॥

कल्पो महान्। विकल्पोऽवान्तरः। भूतादिः शब्दो यस्मात्, यस्य वाचक इति वा। सतः स्थूलदेहाभिमानिनो मनुष्यपितृदेवादेरायुषः प्रमाणम्॥ १२ ॥

**'कल्पः'** મહાકલ્પ, **'विकल्पः'** અવાન્તરકલ્પ, ''ભૂતકાળ'' વગેરે શબ્દપ્રયોગ જે કાળતત્ત્વને કારણે થાય છે અથવા જે ''ભૂતકાળ'' વગેરેને દર્શાવનાર છે. **'सतः'** સ્થૂળદેહના અભિમાની મનુષ્યો-પિતૃઓ-દેવતાઓ વગેરેના આયુષ્યનું પ્રમાણ ॥ ૧૨॥

अनुमानप्रकारः पृष्टो विशेषं पृच्छति—**कालस्येति।**

અનુમાન કરવાના પ્રકાર વિષયક પ્રશ્નો પૂછ્યા, હવે વિશેષ પૂછે છે– **'कालस्य इति।'**

**कालस्यानुगतिर्या तु लक्ष्यतेऽण्वी बृहत्यपि।**
**यावत्यः कर्मगतयो यादृशीर्द्विजसत्तम॥ १३**

હે દ્વિજશ્રેષ્ઠ, કાળની જે સૂક્ષ્મગતિ (ત્રુટિ વગેરે) તથા સ્થૂળગતિ (વર્ષ વગેરે) જોવામાં આવે છે, (તે તથા) જેટલા પ્રકારની જેવી કર્મની ગતિઓ હોય (તે પણ કહેવાને આપ યોગ્ય છો). ॥ ૧૩॥

अनुगतिः प्रवृत्तिः। कर्मगतयः कर्मप्राप्याणि स्थानानि। यादृशीः यादृश्यः ॥ १३ ॥

**यस्मिन्कर्मसमावायो यथा येनोपगृह्यते।**
**गुणानां गुणिनां चैव परिणाममभीप्सताम्॥ १४**

गुणानां सत्त्वादीनां परिणामं देवादिरूप-मिच्छतां गुणिनां जीवानां मध्ये यस्मिन्परिणामे कर्मणां पुण्यपापानां समावायः समुदायः। केन कर्मसमुदायेन कथं कृतेन कोऽधिकारी देवादिभावं प्राप्नोतीत्यर्थः ॥ १४ ॥

**भूपातालककुब्व्योमग्रहनक्षत्रभूभृताम् ।**
**सरित्समुद्रद्वीपानां संभवश्चैतदोकसाम्॥ १५**

भूपातालादीनां संभवः। एतान्योकांसि येषां प्राणिनां तेषां च संभवः। यथेति सर्वत्रानुषङ्गः ॥ १५ ॥

**प्रमाणमण्डकोशस्य बाह्याभ्यन्तरभेदतः।**
**महतां चानुचरितं वर्णाश्रमविनिश्चयः॥ १६**

वर्णानामाश्रमाणां च विनिश्चयस्तत्तत्स्वभा-वैर्निर्धारः ॥ १६ ॥

**अवतारानुचरितं यदाश्चर्यतमं हरेः।**
**युगानि युगमानं च धर्मो यश्च युगे युगे॥ १७**

युगे युगे प्रतियुगं यो धर्मो यच्च हरेरवतारा-नुचरितम्॥ १७ ॥

**नृणां साधारणो धर्मः सविशेषश्च यादृशः।**
**श्रेणीनां राजर्षीणां च धर्मः कृच्छ्रेषु जीवताम्॥ १८**

'**अनुगतिः**' પ્રવૃત્તિ, '**कर्मगतयः**' કર્મની ગતિઓ અર્થાત્ કર્મથી પ્રાપ્ત કરવા યોગ્ય સ્થાનો, '**यादृशीः**' **यादृश्यः** (રૂપ પ્ર.બ.વ. થાય) જેવી ગતિઓ ॥ ૧૩॥

સત્ત્વ વગેરે ગુણોના પરિણામરૂપ દેવ વગેરે સ્વરૂપ પામવાની ઈચ્છાવાળા જીવોમાં, જે જીવ જે સ્વરૂપને પામવા જે (પુણ્ય-પાપરૂપ) કર્મસમૂહને જે પ્રકારે આચરે છે (તે કહેવાને આપ યોગ્ય છો.) ॥ ૧૪॥

સત્ત્વ વગેરે '**गुणानाम्**' ગુણોના પરિણામરૂપ દેવ વગેરે સ્વરૂપ પામવાની ઈચ્છાવાળા '**गुणिनाम्**' જીવોની મધ્યે પુણ્ય-પાપરૂપ કર્મના સમૂહના જે પરિણામમાં કયા કર્મસમૂહથી કેવી રીતે આચરણ કરીને કયો અધિકારી દેવાદિભાવને પ્રાપ્ત કરે છે, એમ અર્થ છે. ॥ ૧૪॥

પૃથ્વી, પાતાળ, દિશાઓ, આકાશ, ગ્રહો, નક્ષત્રો, પર્વતો, નદીઓ, સમુદ્રો અને દ્વીપોની તેમ જ તે સ્થાનોમાં વસતાં પ્રાણીઓની કેવી રીતે ઉત્પત્તિ થઈ? ॥ ૧૫॥

પૃથ્વી, પાતાળ વગેરેની ઉત્પત્તિ તથા તે સ્થાનોમાં જે પ્રાણીઓ વસે છે, તેમની પણ ઉત્પત્તિ (જે રીતે થઈ તે કહો); '**यथा**' (શ્લોક-૧૪) એ શબ્દનો બધે જ સંબંધ છે. ॥ ૧૫॥

બ્રહ્માંડનું બહારથી અને અંદરથી કેટલું પ્રમાણ છે? મહાપુરુષોનાં ચરિત્રો ક્યાં છે તથા વર્ણો અને આશ્રમોનો નિશ્ચય શો છે? ॥ ૧૬॥

વર્ણો તથા આશ્રમોનો '**विनिश्चयः**' તે તે વર્ણો અને આશ્રમોના સ્વભાવથી નિશ્ચય ॥ ૧૬॥

યુગો અને તેમનું પ્રમાણ તથા પ્રત્યેક યુગમાં જે જે ધર્મ હોય (તે કહો) તથા શ્રીહરિનાં અત્યન્ત આશ્ચર્ય-કારક જે અવતારચરિત્રો છે (તે કહો). ॥ ૧૭॥

'**युगे युगे**' પ્રત્યેક યુગમાં જે ધર્મ છે તથા જે શ્રીહરિનાં અવતારનાં ચરિત્રો છે. ॥ ૧૭॥

વર્ણો તથા આશ્રમોના કારણરૂપ એવો સાધારણ ધર્મ, તે તે આજીવિકાઓ પર જીવનારાઓનો ધર્મ, રાજર્ષિઓનો ધર્મ તથા આપત્તિમાં જીવનારાઓનો ધર્મ જેવો હોય, તે કહો. ॥ ૧૮॥

सविशेषो वर्णाश्रमनिबन्धनः। श्रेणीनां तत्तद्व्यवसायोपजीविनां व्यवहारनियमलक्षणो धर्मः। राजर्षीणां प्रजापालनाधिकारिणाम्। कृच्छ्रेष्वापत्सु जीवतां सर्वेषाम्॥ १८॥

**'સવિશેષઃ'** વર્ણો તથા આશ્રમોના કારણરૂપ ધર્મ, **'શ્રેણીનામ્'** તે તે વ્યવસાયોની (આજીવિકા) ઉપર જીવનારાઓના વ્યવહારના નિયમોના લક્ષણરૂપ ધર્મ, **'રાજર્ષીણામ્'** પ્રજાનું પાલન કરનારા રાજર્ષિઓનો ધર્મ, **'કૃચ્છ્રેષુ'** આપત્તિમાં જીવનારા સર્વ કોઈનો ધર્મ ॥ ૧૮॥

**तत्त्वानां परिसंख्यानं लक्षणं हेतुलक्षणम्।**
**पुरुषाराधनविधिर्योगस्याध्यात्मिकस्य च॥ १९**

પ્રકૃતિ વગેરે તત્ત્વોની સંખ્યા, તેઓનું સ્વરૂપ, હેતુપૂર્વકનું લક્ષણ શું છે? શ્રીપુરુષોત્તમભગવાનની આરાધના કરવાનો વિધિ તથા અષ્ટાંગયોગ અને આધ્યાત્મિકયોગનો વિધિ શો છે? ॥ ૧૯॥

सर्वेषां तत्त्वानां प्रकृत्यादीनां परिसंख्यानं संख्या। लक्षणं स्वरूपम्। हेतुतो लक्षणम्। तत्तत्कार्य-हेतुत्वेन च लक्षणमित्यर्थः। पुरुषाराधनस्य विधिर्देव-पूजाप्रकारः। अष्टाङ्गयोगस्य च विधिः॥ १९॥

પ્રકૃતિ વગેરે સર્વ તત્ત્વોનું **'પરિસંખ્યાનમ્'** સંખ્યા, લક્ષણ અર્થાત્ સ્વરૂપ, હેતુપૂર્વકનું લક્ષણ– તે તે કાર્યના હેતુરૂપ લક્ષણ– એમ અર્થ છે. **'પુરુષ-આરાધનસ્ય વિધિઃ'** ભગવત્સેવાનો પ્રકાર તથા અષ્ટાંગયોગનો વિધિ ॥ ૧૯॥

**योगेश्वरैश्वर्यगतिर्लिङ्गभङ्गस्तु योगिनाम्।**
**वेदोपवेदधर्माणामितिहासपुराणयोः ॥ २०**

અણિમાદિ ઐશ્વર્ય દ્વારા યોગેશ્વરોની અર્ચિ વગેરે ગતિ અને યોગીઓના લિંગશરીરનો નાશ કેવી રીતે થાય છે? વેદો, ઉપવેદો, ધર્મશાસ્ત્રો, તેમનાં ઇતિહાસો અને પુરાણોનું સ્વરૂપ શું છે? ॥ ૨૦॥

योगेश्वराणामैश्वर्येणाणिमादिनाऽर्चिरादिगतिः। लिङ्गशरीरस्य भङ्गः प्रलयः। वेदा ऋग्वेदादयः, उपवेदा आयुर्वेदादयः, धर्माः धर्मशास्त्राणि तेषाम्, इतिहासपुराणयोश्च गतिः स्वरूपम्॥ २०॥

યોગેશ્વરોની અણિમાદિ ઐશ્વર્ય દ્વારા અર્ચિ વગેરે ગતિ, લિંગશરીરનો **'ભઙ્ગઃ'** નાશ, **'વેદાઃ'** ઋગ્વેદ વગેરે, **'ઉપવેદાઃ'** આયુર્વેદ વગેરે, **'ધર્માઃ'** ધર્મશાસ્ત્રો, તેમનાં ઇતિહાસો અને પુરાણોનું **'ગતિઃ'** સ્વરૂપ ॥ ૨૦॥

**संप्लवः सर्वभूतानां विक्रमः प्रतिसंक्रमः।**
**इष्टापूर्तस्य काम्यानां त्रिवर्गस्य च यो विधिः॥ २१**

સર્વ પ્રાણીઓની ઉત્પત્તિ, સ્થિતિ અને મહાપ્રલય તેમ જ ઇષ્ટ અને પૂર્તકર્મ, કામ્યકર્મો તથા (ધર્મ, અર્થ અને કામરૂપ) ત્રિવર્ગનો પરસ્પર વિરોધ ન થાય તેમ તેમનું સ્વરૂપ કહો. ॥ ૨૧॥

संप्लवोऽवान्तरप्रलयः। यद्वा सम्यक् प्लवनमुद्भवः, विक्रमः स्थितिः, प्रतिसंक्रमो महाप्रलयः, इष्टं वैदिकं कर्म, पूर्तं स्मार्तं 'वापीकूपतडागादि देवतायतनानि च। अन्नप्रदानमारामः पूर्तमित्यभिधीयते' इति। तत्र च काम्यानामग्निहोत्रादीनां विधिः। त्रिवर्गस्य धर्मार्थकामस्य विधिरविरोधप्रकारः॥ २१॥

**'સંપ્લવઃ'** અવાન્તર પ્રલય અથવા ઉત્પત્તિ, **'વિક્રમઃ'** સ્થિતિ, **'પ્રતિસંક્રમઃ'** મહાપ્રલય, **'ઇષ્ટમ્'** વૈદિક કર્મ, **'પૂર્તમ્'** સ્માર્ત કર્મ. "વાવ, કૂવા, તળાવો તથા દેવમંદિરો બંધાવવાં, અન્નદાન તથા ઉદ્યાન બનાવવાને પૂર્ત કર્મ કહે છે." વળી, તેમાં **'કામ્યાનામ્'** અગ્નિહોત્રાદિકર્મોનો વિધિ તથા **'ત્રિવર્ગસ્ય'** ધર્મ, અર્થ અને કામનો વિધિ પરસ્પર વિરોધ ન થાય તે પ્રકારે (કહો). ॥ ૨૧॥

**यश्चानुशायिनां सर्गः पाखण्डस्य च संभवः।**
**आत्मनो बन्धमोक्षौ च व्यवस्थानं स्वरूपतः॥ २२**

ઉપાધિ લય પામી હોય તેવા જીવોની ઉત્પત્તિ, પાખંડધર્મની ઉત્પત્તિ, જીવનો બંધ તથા મોક્ષ અને જીવનું બંધ તથા મોક્ષથી ભિન્ન સ્વરૂપે રહેવું, (તે પણ કહેવાને આપ યોગ્ય છો.) ॥ ૨૨॥

अनुशायिनां लीनोपाधीनां जीवानाम्। आत्मनो जीवस्य। व्यवस्थानं बन्धमोक्षातिरिक्तस्वरूपेणा- वस्थानम्॥ २२॥

**'अनुशायिनाम्'** ઉપાધિ લય પામી હોય તેવા જીવોની– **'आत्मनः'** જીવનું **'व्यवस्थानम्'** બંધ તથા મોક્ષથી ભિન્ન સ્વરૂપે રહેવું તે ॥ ૨૨॥

**यथात्मतन्त्रो भगवान् विक्रीडत्यात्ममायया।**
**विसृज्य वा यथा मायामुदास्ते साक्षिवद्विभुः॥ २३**

સર્વવ્યાપક, સર્વસ્વતન્ત્ર ભગવાન પોતાની માયા વડે જે રીતે ક્રીડા કરે છે અને પ્રલયકાળે માયાનો ત્યાગ કરી સાક્ષીની જેમ રહે છે, (તે પણ કહો). ॥ ૨૩॥

उदास्ते प्रलये॥ २३॥

પ્રલયકાળમાં તટસ્થ સાક્ષીની જેમ રહે છે. ॥ ૨૩॥

**सर्वमेतच्च भगवन् पृच्छते मेऽनुपूर्वशः।**
**तत्त्वतोऽर्हस्युदाहर्तुं प्रपन्नाय महामुने॥ २४**

હે ભગવાન, આ સર્વ આપને હું પૂછું છું, તો હે મહામુનિ, આ સર્વ (અને જે નથી પૂછ્યું તે પણ) શરણે આવેલા મને અનુક્રમે યથાર્થ રીતે કહેવાને આપ યોગ્ય છો. ॥ ૨૪॥

च शब्दादपृष्टमपि॥ २४॥

**'च'** શબ્દ દ્વારા જે નથી પૂછ્યું તે પણ (આપ કહો) ॥ ૨૪॥

**अत्र प्रमाणं हि भवान् परमेष्ठी यथात्मभूः।**
**परे चेहानुतिष्ठन्ति पूर्वेषां पूर्वजैः कृतम्॥ २५**

કારણ કે આ વિષયમાં આપ સ્વયમ્ભૂ બ્રહ્માજીની જેમ પ્રમાણરૂપ છો. સામાન્ય મનુષ્યો તો પૂર્વજોના પૂર્વજોએ જેમ કર્યું હોય તેને જ અનુસરનારા હોય છે. ॥ ૨૫॥

प्रमाणं सम्यक् ज्ञाता। यतस्तव ब्रह्मनारदव्यासक्रमेण संप्रदायोऽस्तीति सामान्य- न्यायेनाह—परे चेति। यद्वा त्वदन्ये प्रायशो गतानुगतिका एव न तत्त्वविद इत्याह—परे चेति॥ २५॥

**'प्रमाणम्'** સારી રીતે જાણનાર– કારણ કે બ્રહ્માજી પાસેથી નારદજીને, નારદજી પાસેથી વ્યાસજીને અને વ્યાસજી પાસેથી આપને– એમ ક્રમપૂર્વક સમ્પ્રદાય પ્રમાણે પ્રાપ્ત થયું છે, તેમ સામાન્ય ન્યાયપૂર્વક કહે છે– **'परे च इति।'** અથવા આપના સિવાયના અન્ય લોકો ઘણું કરીને આગળ ગયેલાને જ અનુસરનારા હોય છે, તત્ત્વવેત્તા હોતા નથી, એમ કહે છે– **'परे च इति।'** ॥ ૨૫॥

ननु तवानशनद्विजकोपाभ्यां व्याकुलस्य कुतः श्रवणं तत्राह—नेति।

શંકા કરવામાં આવી છે કે અનશનવ્રતથી અને બ્રાહ્મણના કોપથી વ્યાકુળ બનેલાને વળી શ્રવણ કરવું કેવી રીતે સંભવે? તે માટે કહે છે– **'न इति।'**

**न मेऽसवः परायन्ति ब्रह्मन्ननशनादमी।**
**पिबतोऽच्युतपीयूषमन्यत्र कुपिताद्द्विजात्॥ २६**

હે બ્રહ્મન્, અચ્યુતભગવાનના કથામૃતનું પાન કરતા મારા આ પ્રાણો (મેં ધારણ કરેલા) અનશનવ્રતથી કે કોપેલા બ્રાહ્મણના શાપથી વ્યાકુળ થતા નથી કે (કથા સિવાય) અન્યત્ર જતા નથી. ॥ ૨૬॥

न परायन्ति नापगच्छन्ति। न व्याकुली-भवन्तीत्यर्थः। अच्युतकीर्तिपीयूषम्॥ २६॥

**'न परायन्ति'** વ્યાકુળ થતા નથી, એમ અર્થ છે– અચ્યુત ભગવાનના કીર્તિરૂપી પીયૂષનું ॥ ૨૬॥

सूत उवाच

**स उपामन्त्रितो राज्ञा कथायामिति सत्पतेः।**
**ब्रह्मरातो भृशं प्रीतो विष्णुरातेन संसदि॥ २७**
**प्राह भागवतं नाम पुराणं ब्रह्मसंमितम्।**
**ब्रह्मणे भगवत्प्रोक्तं ब्रह्मकल्प उपागते॥ २८**

**સૂતજી બોલ્યા** – રાજા પરીક્ષિત દ્વારા સભામાં શ્રીહરિની કથા વિષે આ પ્રમાણે પૂછવામાં આવ્યું ત્યારે અત્યન્ત પ્રસન્ન થયેલા તે શુકદેવજીએ ॥ ૨૭॥

ભાગવત નામનું વેદતુલ્ય પુરાણ કહેવા માંડ્યું કે જે બ્રહ્મકલ્પનો સમય આવતાં ભગવાને બ્રહ્માજીને કહ્યું હતું. ॥ ૨૮॥

उपामन्त्रितः पृष्टः। संश्चासौ पतिश्च तस्य॥ २७॥

**'उपामन्त्रितः'** પૂછવામાં આવ્યું, જે **'सत्'** છે અને **'पति'** પણ છે તે સત્પતિ અર્થાત્ શ્રીહરિ, તેમની (કથા) ॥ ૨૭॥

ब्रह्मकल्पे सृष्ट्युपक्रमकल्पे। भागवताख्याने-नैव प्रश्नानामुत्तरं दातुमुपक्रान्तवानित्यर्थः॥ २८॥

**'ब्रह्मकल्पे'** સૃષ્ટિના પ્રારંભના કલ્પમાં ભગવાનના આખ્યાન દ્વારા જ પ્રશ્નોના ઉત્તર આપવા માટે પ્રારંભ કર્યો, એમ અર્થ છે. ॥ ૨૮॥

**यद्यत्परीक्षिदृषभः पाण्डूनामनुपृच्छति।**
**आनुपूर्व्येण तत्सर्वमाख्यातुमुपचक्रमे॥ २९**

પાંડવોમાં શ્રેષ્ઠ પરીક્ષિતે જે જે પ્રશ્નો કર્યા તે સર્વનો પ્રત્યુત્તર કહેવાનો (શ્રીશુકદેવજીએ) ક્રમાનુસાર આરંભ કર્યો. ॥ ૨૯॥

पाण्डूनामृषभः श्रेष्ठः। आनुपूर्व्येणेति प्रस्तावक्रमोऽत्र विवक्षितो न प्रश्नक्रमः॥ २९॥

પાંડવોમાં **'ऋषभः'** શ્રેષ્ઠ, **'आनुपूर्व्येण इति'** અહીં પ્રસ્તાવક્રમ અર્થાત્ સંદર્ભ અનુસાર કહેવા માંગે છે, પ્રશ્નના ક્રમ અનુસાર નહીં. ॥ ૨૯॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां द्वितीयस्कन्धे अष्टमोऽध्यायः॥ ८॥
इति श्रीमद्भागवते द्वितीयस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां अष्टमोऽध्यायः॥ ८॥

*****

# अथ नवमोऽध्यायः

## બ્રહ્માજીને ભગવદ્ધામદર્શન અને ભગવાન દ્વારા તેમને ચતુઃશ્લોકી ભાગવતનો ઉપદેશ

राजप्रश्नोत्तरं वक्ष्यन् ब्रह्मणे हरिणोदितम्।
कथयामास नवमे शुको भागवतं पुनः॥ १

નવમા અધ્યાયમાં રાજાના પ્રશ્નોના ઉત્તર કહેતા શ્રીશુકદેવજી, શ્રીહરિ દ્વારા બ્રહ્માજીને કહેવામાં આવેલું ચતુઃશ્લોકી ભાગવત પુનઃ કહે છે. ॥ ૧॥

तत्र यत्तावदुक्तं 'यदधातुमतः' इत्यनेन जीवस्य कथं देहसंबन्ध इति तत्रोत्तरमाह।

પ્રશ્નોના સમૂહમાં જે એમ કહેવામાં આવ્યું, **'यद् अधातुमतः'** (શ્રીમદ્ ભા.૨/૮/૬) આ દ્વારા જીવનો દેહ સાથે કેવી રીતે સંબંધ છે, તે પ્રશ્નનો ઉત્તર અહીં કહે છે.

श्रीशुक उवाच

**आत्ममायामृते राजन् परस्यानुभवात्मनः।**
**न घटेतार्थसंबन्धः स्वप्नद्रष्टुरिवाञ्जसा॥ १**

आत्मनो हरेर्मायामन्तरेणानुभवरूपस्यात्मनोऽर्थेन दृश्येन देहादिना संबन्धोऽञ्जसा तत्त्वतो न घटेत। अत्र हेतुः—परस्येति। स्वप्नद्रष्टुर्यथा स्वप्नदेहसंबन्धो न घटते तद्वत्॥ १॥

संसारोऽपि माययैवेत्याह।

**बहुरूप इवाभाति मायया बहुरूपया।**
**रममाणो गुणेष्वस्या ममाहमिति मन्यते॥ २**

बहुरूपो बालयुवादिरूपो देवनरादिरूपश्चाभाति। गुणेषु देहादिषु॥ २॥

अत एव भक्तियोगेन तन्निरासे सति मोक्षोऽपि घटत इत्याह—**यर्हीति।**

**यर्हि वाव महिम्नि स्वे परस्मिन्कालमाययोः।**
**रमेत गतसंमोहस्त्यक्त्वोदास्ते तदोभयम्॥ ३**

वावशब्द एवार्थे। स्व एव महिम्नि यदा रमेत। तदेवाह। कालमाययोः पुरुषप्रकृत्योः परस्मिन्। तदोभयमहं ममेति च त्यक्त्वा उदास्ते पूर्णरूपेणावतिष्ठते।

**શ્રીશુકદેવજી બોલ્યા** – હે રાજા, સ્વપ્ન જોનારને જેમ સ્વાપ્નિક પદાર્થો સાથે સંબંધ ઘટતો નથી, તેમ અનુભવસ્વરૂપ અને દેહાદિથી પર એવા આત્માને પોતાની માયા સિવાય દેહાદિ દૃશ્યપદાર્થો સાથે તાત્ત્વિક દૃષ્ટિએ સંબંધ ઘટતો નથી. (અર્થાત્ આત્માનો દેહાદિ પદાર્થ સાથેનો સંબંધ કેવળ નિદ્રારૂપી માયાના સંગને લીધે થયેલો માયિક છે.) ॥ ૧॥

આત્માનો શ્રીહરિની માયા સિવાય (સંબંધ ઘટતો નથી). અનુભવસ્વરૂપ આત્માનો **'अर्थेन'** દેહ વગેરે દૃશ્ય પદાર્થ સાથે સંબંધ **'अञ्जसा'** તાત્ત્વિક રીતે ઘટતો નથી. અહીં કારણ આપે છે– **'परस्य इति।'** સ્વપ્ન જોનારને જેવી રીતે સ્વપ્નના દેહ સાથે સંબંધ ન હોઈ શકે તેવી રીતે. ॥ ૧॥

સંસાર પણ માયાથી જ છે, એમ કહે છે.

અનેક રૂપવાળી માયાને લીધે જાણે કે અનેક રૂપવાળો હોય તેમ આ માયાના ગુણોમાં ક્રીડા કરતો જીવ 'હું અને મારું' એમ માને છે. ॥ ૨॥

**'बहुरूपः'** બાળક, યુવાન વગેરે અનેક રૂપવાળો અને દેવ-મનુષ્ય વગેરે રૂપવાળો દેખાય છે. ગુણરૂપ (માયાના ત્રણે ગુણોરૂપ) દેહ વગેરેમાં ॥ ૨॥

આથી જ ભક્તિયોગ દ્વારા તે અહંતા-મમતાના ભાવને જ્યારે દૂર કરવામાં આવે ત્યારે મોક્ષ પણ સંભવે છે, એમ કહે છે– **'यर्हि इति।'**

જ્યારે કાળ અને માયાથી પર એવા પોતાના મહિમામાં આત્મા રમણ કરે ત્યારે મોહરહિત થઈ 'હું અને મારું' એ ઉભયભાવને ત્યજીને પૂર્ણસ્વરૂપે રહે છે. ॥ ૩॥

**'वाव'** શબ્દ નિશ્ચયદર્શક અર્થમાં છે. પોતાના જ મહિમામાં જ્યારે રમણ કરે ત્યારે, તે જ કહે છે. **'काल-माययोः'** કાળ અને માયા અર્થાત્ પુરુષ અને પ્રકૃતિથી પર એવા જીવસ્વરૂપમાં, **'तत्-उभयम्'** તે બન્ને– અહંતા અને મમતા ત્યજીને **'उदास्ते'** પૂર્ણરૂપે રહે છે.

तदुक्तम्—
'यया संमोहितो जीव आत्मानं त्रिगुणात्मकम्।
परोऽपि मनुतेऽनर्थं तत्कृतं चाभिपद्यते॥
अनर्थोपशमं साक्षाद्भक्तियोगमधोक्षजे।
लोकस्याजानतो विद्वांश्चक्रे सात्त्वतसंहिताम्॥'
इति॥ ३॥

તે જ કહેવામાં આવ્યું છે– જે માયાથી સંમોહિત થયેલો જીવ ત્રણે ગુણોથી અતીત હોવા છતાં પોતાને ત્રણે ગુણોવાળો માની લે છે અને તે કારણે થયેલા અભિમાનથી થતા અનર્થને પામે છે. ભગવાન અધોક્ષજ પ્રત્યેના, અનર્થને શાન્ત કરનાર સાક્ષાત્ ભક્તિયોગને નહીં જાણતા લોકો માટે વિદ્વાન વ્યાસજીએ ભક્તોની સંહિતા શ્રીમદ્-ભાગવતની રચના કરી. (શ્રીમદ્ ભા.૧/૭/૫,૬) ॥ ૩॥

**आत्मतत्त्वविशुद्ध्यर्थं यदाह भगवानृतम्।**
**ब्रह्मणे दर्शयन्रूपमव्यलीकव्रतादृतः॥ ४**

(બ્રહ્માજીના) નિષ્કપટ વ્રતાચરણથી સેવાયેલા ભગવાને બ્રહ્માજીને પોતાના સત્યસ્વરૂપનું દર્શન કરાવી આત્મતત્ત્વની વિશુદ્ધિ માટે જે કહ્યું (તે હું તમને કહું છું). ॥ ૪॥

यच्चोक्तं परमेश्वरस्यापि देहसंबन्धाविशेषात् कथं तद्भक्त्या मोक्षः स्यादिति 'आसीद्यदुदरात् पद्मम्' इत्यादिना तत्राह।

(શ્લોક-૧માં) જે કહેવામાં આવ્યું કે પરમેશ્વરનો પણ દેહ સાથેનો સંબંધ જીવના દેહસંબંધથી જુદો નથી, તો પછી તેમની ભક્તિથી મોક્ષ કેવી રીતે થાય ?

"જેના ઉદરમાંથી પદ્મ થયું." (શ્રીમદ્ ભા.૨/૮/૭) વગેરે દ્વારા (ભગવાનનો જે દેહ સાથેનો સંબંધ છે) તે માટે કહે છે.

आत्मनो जीवस्य तत्त्वविशुद्ध्यर्थं तत्त्वज्ञानार्थं तद्भवत्येव। किं तत्। यत्तपआदिना भजनं भगवान्ब्रह्मणे आह। किं कुर्वन्।

**'आत्मनः'** જીવના **'तत्त्वविशुद्ध्यर्थम्'** તત્ત્વજ્ઞાન માટે જ તે દેહસંબંધ કરવામાં આવે છે. તે કેવી રીતે ? તપ વગેરે દ્વારા. સ્વને (પરમાત્માને) ભજતા બ્રહ્માજીને ભગવાને શું કરતાં કહ્યું?

ऋतं सत्यं चिद्घनं रूपं दर्शयन्। दर्शने हेतुः—अव्यलीकेन व्रतेन तपसा आदृतः सेवितः सन्।

**'ऋतम्'** પોતાનું સત્યસ્વરૂપ, ચિદ્‌ઘનસ્વરૂપ દર્શાવતાં કહ્યું. સ્વરૂપ દર્શાવવા માટેનું કારણ– નિષ્કપટ **'व्रतेन'** તપથી **'आदृतः'** આરાધિત થવાથી (સત્યસ્વરૂપનું દર્શન કરાવ્યું).

अयं भावः—जीवस्याविद्यया मिथ्यारूपदेह-संबन्धः, ईश्वरस्य तु योगमायया चिद्घनलीला-विग्रहाविर्भाव इति महान्विशेषः। अतस्तद्भजना-न्मोक्षोपपत्तिरिति॥ ४॥

આ પ્રમાણે ભાવ છે– જીવનો દેહ સાથેનો સંબંધ અવિદ્યાથી મિથ્યારૂપ છે. પરંતુ ઈશ્વરનું ચિદ્‌ઘન લીલાસ્વરૂપ યોગમાયાથી આવિર્ભાવ પામ્યું છે, એ મહાન વિશેષતા છે. આથી જ તેમના ભજનથી મોક્ષ પ્રાપ્ત થાય છે. ॥ ૪॥

भगवद्भजनादेव तत्त्वज्ञानमित्येतत्प्रपञ्चयिष्यन् ब्रह्मणोऽपि तत्त्वज्ञानं तत्प्रसादादेवेति दर्शयितु-मितिहासमाह—**स इत्यादिना।**

ભગવદ્‌ભજન દ્વારા જ તત્ત્વજ્ઞાન થાય છે, એમ વિસ્તારથી સમજાવતા, બ્રહ્માજીને પણ તે ભગવાનની કૃપા દ્વારા જ તત્ત્વજ્ઞાન થયું હતું, એમ દર્શાવવા માટે ઈતિહાસ કહે છે– **'सः इति।'** વગેરે દ્વારા.

**स आदिदेवो जगतां परो गुरुः**
**स्वधिष्ण्यमास्थाय सिसृक्षयैक्षत।**
**तां नाध्यगच्छद् दृशमत्र संमतां**
**प्रपञ्चनिर्माणविधिर्यया भवेत्॥ ५**

परो गुरुर्भक्तिरहस्योपदेष्टा। स्वधिष्ण्यं पद्ममास्थायाधिष्ठाय। तस्याधिष्ठानान्वेषणाय पूर्वं जले निमग्नः परावृत्य, स्वधिष्ण्ये स्थित्वेत्यर्थः। ऐक्षत तत्कथं स्त्रष्टव्यमित्यालोचितवान्। तां दृशं प्रज्ञामत्र सृष्टिविषये संमतामव्यभिचारिणीम्। विधिः प्रकारः॥ ५॥

જગતના પરમગુરુ તે આદિદેવ બ્રહ્માજી પોતાના કમલાસન પર બેસી જગતનું સર્જન કરવાની ઇચ્છાથી વિચાર કરવા લાગ્યા, ત્યારે આ સૃષ્ટિરચના જેનાથી થઈ શકે તેવી યથાર્થ બુદ્ધિ તેમને પ્રાપ્ત ન થઈ. ॥ ૫॥

‘**परो गुरुः**’ ભક્તિના રહસ્યનો ઉપદેશ આપનાર, ‘**स्वधिष्ण्यम्**’ પોતાના સ્થાન પદ્મમાં ‘**आस्थाय**’ બેસીને, તેનો આશ્રય શોધવા માટે પહેલાં જળમાં ઊંડે ડૂબકી મારીને, પાછા આવીને પોતાના સ્થાન ઉપર બેસીને, એમ અર્થ છે. (પોતાનું આશ્રયસ્થાન ન મળતાં પાછા ફર્યા.) ‘**ऐक्षत**’ તે કેવી રીતે સર્જવું જોઈએ એમ વિચાર કરવા લાગ્યા. ‘**तां दृशम्**’ તે પ્રજ્ઞા, સૃષ્ટિના સર્જન માટે અનુકૂળ હોય તેવી, નિયમભંગ ન કરે તેવી બુદ્ધિ (જ્યાં બુદ્ધિ હોય ત્યાં સૃષ્ટિ થાય તે સહચાર અને જ્યાં બુદ્ધિ હોય છતાં સૃષ્ટિ ન થાય તે વ્યભિચાર), ‘**विधिः**’ પ્રકાર ॥ ૫॥

**स चिन्तयन् द्व्यक्षरमेकदाम्भ-**
**स्युपाशृणोद् द्विर्गदितं वचो विभुः।**
**स्पर्शेषु यत्षोडशमेकविंशं**
**निष्किंचनानां नृप यद्धनं विदुः॥ ६**

सृष्टिं चिन्तयन् कदाचित् द्व्यक्षरं वचोऽम्भसि उपाशृणोत् उप समीपे श्रुतवान्। ते अक्षरे दर्शयति। ‘कादयो मावसानाः स्पर्शाः’ तेषु यत्षोडशं तकारो यच्चैकविंशं पकारः। वचसो निर्देशार्थं तदर्थमाह। हे नृप, निष्किंचनानां त्यक्तधनानां धनं यद्विदुः, येन तपोधना इति प्रसिद्धाः, तच्च द्विर्गदितं तप तपेति। लोण्मध्यपुरुषैकवचनम्। तस्य वीप्सां सादरविधिरूपामश्रृणोदित्यर्थः॥ ६॥

હે રાજા, એક દિવસ તે ચિંતન કરતા બ્રહ્માજીએ પોતાની સમીપ જળમાં બે વખત બોલાયેલું, બે અક્ષરોવાળું વચન– જે સ્પર્શવ્યંજનોમાંનો સોળમો અને એકવીસમો અક્ષર છે, કે જેને નિષ્કિંચનોનું ધન કહે છે, તે સાંભળ્યું. ॥ ૬॥

સૃષ્ટિનું ચિંતન કરતા એક દિવસ બે અક્ષરોવાળું વચન જળની ‘**उपाशृणोत्**’ સમીપમાં સાંભળ્યું. તે બે અક્ષરો દર્શાવે છે. ક થી આરંભ કરીને મ સુધીમાં સમાપ્ત થતા સ્પર્શ વ્યંજનોમાં જે સોળમો **त** કાર છે અને જે એકવીસમો **प** કાર છે, તેનો નિર્દેશ કરવા માટે તેનો અર્થ કહે છે. હે રાજા ‘**निष्किञ्चनानाम्**’ ધનનો ત્યાગ કરનારાઓનું જે ધન ગણાય છે, જેનાથી તેઓ તપોધન તરીકે પ્રસિદ્ધ છે, તે ‘તપ, તપ’ એમ બે વખત બોલાયેલો શબ્દ આજ્ઞાર્થ મધ્યમપુરુષ એ.વ. (તપ કર, તપ કર) તે શબ્દની આદર સાથેની વૈદિકવિધિરૂપ પુનરુક્તિ સાંભળી, એમ અર્થ છે. ॥ ૬॥

**निशम्य तद्वक्तृदिदृक्षया दिशो**
**विलोक्य तत्रान्यदपश्यमानः।**
**स्वधिष्ण्यमास्थाय विमृश्य तद्धितं**
**तपस्युपादिष्ट इवादधे मनः॥ ७**

(તપ, તપ) સાંભળીને તેના વક્તાને જોવાની ઇચ્છાથી (સર્વ) દિશાઓમાં જોઈને ત્યાં અન્ય કોઈ ન દેખાતાં, બ્રહ્માજી પોતાના સ્થાન ઉપર બેસીને તે તપ હિતકારક છે એમ વિચારી, તપ માટે આદેશ પામ્યા હોય તેમ, તેમણે તપમાં મનને સ્થાપ્યું. ॥ ૭॥

एवं निशम्य तस्य वचसो वक्तुर्दिदृक्षया ततः प्रचलितः सन् दिशो विलोक्य पुनः स्वधिष्ण्य- मास्थाय केनचित्प्रत्यक्षं नियुक्त इव तच्चात्मनो हितं विमृश्य तपसि मनो धृतवानित्यर्थः ॥ ७ ॥

**दिव्यं सहस्राब्दममोघदर्शनो**
**जितानिलात्मा विजितोभयेन्द्रियः ।**
**अतप्यत स्माखिललोकतापनं**
**तपस्तपीयांस्तपतां समाहितः ॥ ८**

ततश्च स ब्रह्माऽखिलानां लोकानां तापनं प्रकाशकं तपोऽतप्यत स्म कृतवान्। तप तपेत्येतस्य वचसोऽर्थे। अमोघं दर्शनं यस्य। जितोऽनिल आत्मा मनश्च येन। विजितान्युभयेन्द्रियाणि ज्ञान-कर्मात्मकानि येन। तपतां तपश्चरतां मध्ये तपीयानतिशयेन तपस्वी ॥ ८ ॥

**तस्मै स्वलोकं भगवान् सभाजितः**
**संदर्शयामास परं न यत्परम्।**
**व्यपेतसंक्लेशविमोहसाध्वसं**
**स्वदृष्टवद्भिर्विबुधैरभिष्टुतम् ॥ ९**

तस्मै ब्रह्मणे स्वलोकं वैकुण्ठाख्यम्। परं श्रेष्ठम्। न यत्परं यतः परमुत्कृष्टमन्यन्नास्ति। तमेव लोकमनुवर्णयति पञ्चभिः। व्यपेताः संक्लेशादयो यस्मात्। स्वदृष्टवद्भिः सत्पुण्यवद्भिः। यद्वा स्वस्य दृष्टं दर्शनमस्ति येषाम्। आत्मविद्भिरित्यर्थः ॥ ९ ॥

**प्रवर्तते यत्र रजस्तमस्तयोः**
**सत्त्वं च मिश्रं न च कालविक्रमः।**
**न यत्र माया किमुतापरे हरे-**
**रनुव्रता यत्र सुरासुरार्चिताः ॥ १०**

આ પ્રમાણે સાંભળીને તે વચનના બોલનારને જોવાની ઇચ્છાથી ત્યાંથી ઊઠીને (સર્વ) દિશાઓમાં જોઈને (શોધીને) વળી પાછા પોતાના સ્થાન ઉપર બેસીને, કોઈકે પ્રત્યક્ષ નિયુક્ત કર્યા હોય તેમ અને તે જ પોતાનું હિતકારી છે તેમ વિચારી તપમાં મનને જોડી દીધું, એમ અર્થ છે. ॥૭॥

(**તપ, તપ** એ વચનના અર્થમાં) અમોઘ (સફળ) જ્ઞાનવાળા, પ્રાણ તથા મનને જીતનારા, (જ્ઞાનેન્દ્રિયો તેમ જ કર્મેન્દ્રિયો) બન્નેને વશ કરનારાઓમાં મહાતપસ્વી બ્રહ્માજીએ એકાગ્ર થઈ દેવતાઓનાં એક હજાર દિવ્ય વર્ષો સુધી સર્વ લોકને પ્રકટ કરનારું તપ કર્યું. ॥૮॥

અને ત્યારબાદ તે બ્રહ્માજીએ સર્વ લોકને '**तापनम्**' પ્રકટ કરનારું તપ '**अतप्यत स्म**' કર્યું. '**तप तप**' એવા એ વચનના અર્થમાં જેમને સફળ જ્ઞાન થયું હતું તેવા, જીત્યા છે પ્રાણ અને '**आत्मा**' મન જેમણે તેવા, વશ કરી છે જેમણે જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયો એમ બન્ને– તેવા '**तपताम्**' તપ કરનારાઓમાં '**तपीयान्**' અતિશય તપસ્વી ॥ ૮॥

(બ્રહ્માજીના તપથી) સુંદર રીતે આરાધિત એવા ભગવાને (પ્રસન્ન થઈ) તેમને પોતાના શ્રેષ્ઠ વૈકુંઠલોકની ઝાંખી કરાવી કે જેનાથી ઉત્કૃષ્ટ અન્ય કાંઈ નથી, જે ક્લેશ, મોહ અને ભયરહિત છે તથા જ્યાં અત્યન્ત પુણ્યશાળીઓ અથવા આત્મવેત્તા દેવો દ્વારા સ્તુતિ થઈ રહી છે. ॥૯॥

તે બ્રહ્માજીને વૈકુંઠ નામનું '**स्वलोकम्**' પોતાનું '**परम्**' શ્રેષ્ઠ ધામ (દર્શાવ્યું). '**न यत् परम्**' જેનાથી ઉત્કૃષ્ટ અન્ય કાંઈ નથી. તે જ વૈકુંઠ લોકનું પાંચ શ્લોક દ્વારા વર્ણન કરે છે. દૂર થયા છે ક્લેશ વગેરે જેમાંથી. '**सु+अदृष्टवद्भिः**' અત્યન્ત પુણ્યશાળીઓ દ્વારા અથવા પોતાના આત્માનું '**दृष्टम्**' જ્ઞાન છે જેમને તેવા આત્મવેત્તાઓ દ્વારા, એમ અર્થ છે. ॥૯॥

જે વૈકુંઠમાં રજોગુણ અને તમોગુણ નથી અને બન્નેથી મિશ્રિત સત્ત્વગુણ નથી. જ્યાં કાળનો સંચાર નથી તેમ જ માયા પણ નથી તો પછી અન્ય કાંઈ તો હોય જ ક્યાંથી? જ્યાં કેવળ સુર અને *અસુરથી અર્ચન પામેલા શ્રીહરિના પાર્ષદો રહે છે. ॥૧૦॥

तयोस्ताभ्यां मिश्रं सत्त्वं च न प्रवर्तते, किंतु शुद्धमेव सत्त्वम्। कालविक्रमो नाशः। अपरे रागलोभादयो न सन्तीति किमु वक्तव्यम्। अनुव्रताः पार्षदाः ॥ १० ॥

*बा.प्र.—असुरेष्वपि प्रह्लादबलिप्रभृतीनां भगवद्भक्तानां सत्त्वात्तैः सत्कृतत्वम्।

**श्यामावदाताः शतपत्रलोचनाः**
**पिशङ्गवस्त्राः सुरुचः सुपेशसः।**
**सर्वे चतुर्बाहव उन्मिषन्मणि-**
**प्रवेकनिष्काभरणाः सुवर्चसः।**
**प्रवालवैदूर्यमृणालवर्चसः**
**परिस्फुरत्कुण्डलमौलिमालिनः ॥ ११**

श्यामाश्च ते अवदाता उज्ज्वलाश्च, पद्मनेत्राः, पीताम्बराः, सुरुचोऽतिकमनीयाः, सुपेशसोऽतिसुकुमाराः। उन्मिषन्त इव प्रभावन्तो मणिप्रवेका मण्युत्तमा येषु तानि निष्काणि पदकान्याभरणानि च येषां ते। सुवर्चसोऽति-तेजस्विनः, प्रवालादिवद्वर्चो वर्णो येषां ते, परितः स्फुरन्ति कुण्डलानि मौलयो मालाश्च सन्ति येषां ते॥ ११ ॥

**भ्राजिष्णुभिर्यः परितो विराजते**
**लसद्विमानावलिभिर्महात्मनाम् ।**
**विद्योतमानः प्रमदोत्तमाद्युभिः**
**सविद्युदभ्रावलिभिर्यथा नभः ॥ १२**

पार्षदाननुवर्ण्य पुनरपि लोकमनुवर्णयति। भ्राजिष्णुभिर्देदीप्यमानाभिः प्रमदोत्तमानां दिवः कान्तयस्ताभिर्विद्योतमानः। सह विद्युद्भिर्वर्तमानाः सविद्युतस्ताभिरभ्रावलिभिः। तत्र विद्युत इव स्त्रियः, अभ्रपङ्क्तय इव विमानानि, नभ इव लोकः ॥ १२ ॥

અને **'तयोः' ताभ्याम्** તે બન્નેથી મિશ્રિત સત્ત્વગુણ નહીં, પરંતુ વિશુદ્ધ સત્ત્વ પ્રવર્તે છે. **'कालविक्रमः'** (જ્યાં) કાળનો સંચાર નથી અર્થાત્ જ્યાં નાશ નથી, **'अपरे'** અન્ય રાગ-લોભ વગેરે નથી, તે માટે શું કહેવાનું હોય! **'अनुव्रताः'** અનન્ય સેવકો ॥ ૧૦॥

અસુરોમાં પણ પ્રહ્લાદજી, બલિ વગેરે ભગવદ્-ભક્તોની સાત્ત્વિકતાને કારણે તેમનું સત્કૃતત્વ છે.

(વૈકુંઠમાં) સર્વ (પાર્ષદો) ઉજ્જવળ, નીલ વર્ણના, કમળ જેવા નેત્રવાળા, પીતામ્બરધારી, અતિસુંદર, સુકોમળ, ચારભુજાઓવાળા, તેજોમય ઉત્તમ મણિઓથી જડેલા પદકના આભૂષણવાળા, પ્રવાળ, વૈદૂર્યમણિ અને કમળની દાંડીના તન્તુ જેવા અતિતેજસ્વી વર્ણવાળા, ચળકતાં કુંડળ, મુકુટ અને માળાઓને ધારણ કરનારા છે. ॥ ૧૧॥

તે પાર્ષદો શ્યામ છે તેમ જ **'अवदाताः'** ઉજ્જવળ પણ છે, કમળ જેવા નેત્રવાળા, પીતામ્બર ધારણ કરેલા, **'सुरुचः'** અત્યન્ત સુન્દર, **'सुपेशसः'** અતિ કોમળ, **'उन्मिषन्तः'** ચમકતા હોય તેવા તેજોમય **'मणिप्रवेका'** ઉત્તમ મણિઓ છે જેમાં તેવાં **'निष्काणि'** પદકોનાં આભૂષણો જેમનાં છે તેવા પાર્ષદો, **'सुवर्चसः'** અત્યન્ત તેજોમય, પ્રવાળ વગેરે જેવો **'वर्चः'** વર્ણ છે જેમનો તેવા તે પાર્ષદો, ચળકે છે કુંડળો, મુકુટો અને માળાઓ જેમની તેવા તે પાર્ષદો ॥ ૧૧॥

ચારે બાજુએ વિચરતી દેદીપ્યમાન એવી, મહાપુરુષોનાં ઉજ્જવળ વિમાનોની હારમાળાઓથી અને ઉત્તમ લલનાઓની કાન્તિથી અત્યન્ત પ્રકાશમાન એવો જે વૈકુંઠલોક વીજળીસહિત મેઘપંક્તિઓથી શોભતા આકાશની જેમ શોભે છે. ॥ ૧૨॥

પાર્ષદોનું વર્ણન કરીને વળી પાછું વૈકુંઠલોકનું વર્ણન કરે છે. **'भ्राजिष्णुभिः'** દેદીપ્યમાન વિમાનોની પંક્તિઓથી **'प्रमदोत्तमानाम्'** ઉત્તમ લલનાઓની **'दिवः'** કાન્તિઓ, તેમનાથી પ્રકાશમાન (એવો વૈકુંઠલોક), વીજળીઓની સાથે હોય તેવી **'सविद्युत्'** મેઘપંક્તિઓથી— તેમાં સ્ત્રીઓ વીજળી સમાન છે, વિમાનોની હારમાળાઓ મેઘપંક્તિ જેવી છે અને વૈકુંઠ નભ સમાન છે. ॥ ૧૨॥

**श्रीर्यत्र रूपिण्युरुगायपादयोः**
**करोति मानं बहुधा विभूतिभिः।**
**प्रेङ्खं श्रिता या कुसुमाकरानुगै-**
**र्विगीयमाना प्रियकर्म गायती॥ १३**

श्रीः सम्पत्। रूपिणी मूर्तिमती। मानं पूजाम्। विभूतिभिर्नानाविभवैः प्रेङ्खमान्दोलं संश्रिता। कुसुमाकरो वसन्तस्तस्यानुगा भ्रमरास्तैर्विविधं गीयमाना। स्वयं तु प्रियस्य हरेः कर्म गायन्तीव भवति॥ १३॥

જ્યાં સાક્ષાત્ લક્ષ્મીજી વિવિધ પ્રકારના વૈભવોથી ઉરુગાય ભગવાનનાં ચરણોમાં સેવા અર્પણ કરે છે તથા પ્રિય પ્રભુની લીલાનું સ્વયં ગાન કરતાં અને વસંતઋતુના ગાયકો ભ્રમરો દ્વારા જેમનું વિવિધ રીતે ગાન થઈ રહ્યું છે તે લક્ષ્મીજી હિંડોળામાં બેઠેલાં છે. ॥ ૧૩॥

‘**श्रीः**’ લક્ષ્મી ‘**रूपिणी**’ મૂર્તિમંત થઈને, સ્વરૂપ ધારણ કરીને, ‘**मानम्**’ પૂજા– ‘**विभूतिभिः**’ અનેક પ્રકારના વૈભવોથી ‘**प्रेङ्खम्**’ હિંડોળામાં બેઠેલાં– ‘**कुसुमाकरः**’ વસન્તઋતુ તેના ગાયક ભ્રમરો– તેમના દ્વારા વિવિધ રીતે ગાન કરાતાં સ્વયં લક્ષ્મીજી તો ‘**प्रियस्य**’ પ્રિયતમ એવા શ્રીહરિનાં કર્મોનું જાણે ગાન કરતાં હોય છે. ॥ ૧૩॥

**ददर्श तत्राखिलसात्वतां पतिं**
**श्रियः पतिं यज्ञपतिं जगत्पतिम्।**
**सुनन्दनन्दप्रबलार्हणादिभिः**
**स्वपार्षदमुख्यैः परिसेवितं विभुम्॥ १४**

य एवंभूतो लोकस्तत्र तस्मिन्॥ १४॥

ત્યાં સમસ્ત ભક્તોના સ્વામી, લક્ષ્મીજીના પતિ, યજ્ઞના પતિ, જગતના પતિ તથા સુનન્દ-નન્દ-પ્રબલ-અર્હણ વગેરે પોતાના મુખ્ય પાર્ષદોથી સર્વ પ્રકારે સેવાયેલા સર્વવ્યાપી ભગવાનને (બ્રહ્માજીએ) નિહાળ્યા. ॥ ૧૪॥

જે આવો વૈકુંઠ લોક છે, ‘**तत्र**’ તેમાં ॥ ૧૪॥

**भृत्यप्रसादाभिमुखं दृगासवं**
**प्रसन्नहासारुणलोचनाननम् ।**
**किरीटिनं कुण्डलिनं चतुर्भुजं**
**पीताम्बरं वक्षसि लक्षितं श्रिया॥ १५**

भृत्यानां प्रसादेऽभिमुखम्, दृगेव आसव इव द्रष्टॄणां हर्षकरी यस्य तम्, प्रसन्नहासमरुणलोचनं चाननं यस्य, वक्षसि स्थितया च श्रिया लक्षितम्। अलंकृतमित्यर्थः॥ १५॥

સેવકો ઉપર કૃપા કરવા તત્પર, માદક નયનવાળા, પ્રસન્ન હાસ્ય અને રક્તનેત્રયુક્ત મુખવાળા, કિરીટ અને કુંડળ ધારણ કરેલા, ચતુર્ભુજ, પીતામ્બરધારી તથા વક્ષઃસ્થળમાં (સુવર્ણરેખારૂપે) રહેલા શ્રીલક્ષ્મીદેવી વડે લક્ષિત થતા (શ્રીવૈકુંઠનાથને બ્રહ્માજીએ નિહાળ્યા). ॥ ૧૫॥

સેવકો ઉપર કૃપા કરવા માટે ઉત્સુક, નેત્ર જ આસવ હોય તેમ દર્શન કરનારાઓને હર્ષ પમાડે તેવા ભગવાનને, પ્રસન્ન (કૃપાપૂર્ણ) હાસ્ય અને રક્તનેત્રયુક્ત આનન છે જેમનું તથા વક્ષઃસ્થળમાં રહેલા શ્રીદેવીથી ‘**लक्षितम्**’ શોભાયમાન (એવા ભગવાનને નિહાળ્યા), એમ અર્થ છે. ॥ ૧૫॥

**अध्यर्हणीयासनमास्थितं परं**
**वृतं चतुःषोडशपञ्चशक्तिभिः।**
**युक्तं भगैः स्वैरितरत्र चाध्रुवैः**
**स्व एव धामन् रममाणमीश्वरम्॥ १६**

સર્વશ્રેષ્ઠ સિંહાસન ઉપર વિરાજમાન, ચાર, સોળ અને પાંચ શક્તિઓથી વીંટળાયેલા, ભગવાન સિવાય અન્યત્ર સ્થાયીરૂપે ન રહેનારાં પોતાનાં સ્વરૂપભૂત ષડૈશ્વર્યોથી યુક્ત, સ્વસ્વરૂપમાં જ રમણ કરતા પરમેશ્વરને જોયા. ॥ ૧૬॥

अध्यर्हणीयं वरिष्ठं सिंहासनम्। चतस्रः प्रकृतिपुरुषमहदहंकाररूपाः, षोडश एकादशेन्द्रिय-पञ्चमहाभूताख्याः पञ्चतन्मात्ररूपा याः शक्तयस्ता-भिर्वृतम्। स्वैर्भगैः स्वाभाविकैरैश्वर्यादिभिः इतरत्र योगिष्वध्रुवैरागन्तुकैः। साधारणैरित्यर्थः।

**'अधि+अर्हणीयम्'** સર્વશ્રેષ્ઠ સિંહાસન ઉપર પ્રકૃતિ, પુરુષ, મહત્તત્ત્વ અને અહંકારરૂપ ચાર પ્રકારની શક્તિઓ, અગિયાર ઇન્દ્રિયો તથા પંચમહાભૂતોરૂપ સોળ શક્તિઓ અને પાંચ તન્માત્રારૂપ જે શક્તિઓ છે, તેમનાથી વીંટળાયેલા ભગવાનને જોયા. **'स्वैः भगैः'** પોતાના સ્વાભાવિક ઐશ્વર્ય વગેરે ભગથી (યુક્ત) **'इतरत्र'** અન્યત્ર યોગીઓમાં **'अध्रुवैः'** અસ્થાયી, આગન્તુક અર્થાત્ આવનારાં અને જનારાં ઐશ્વર્યોથી (ભગવાનમાં તે ઐશ્વર્યો સ્થાયીપણાને લીધે વિશેષ રીતે રહે છે, અન્યત્ર) સાધારણ રીતે રહે છે, એમ અર્થ છે.

एवं सत्यपि स्व एव धामन् स्वस्वरूप एव रममाणम्। अत एवेश्वरम्॥ १६॥

આવા ભગયુક્ત હોવા છતાં પણ **'स्वे एव धामन्'** પોતાના સ્વરૂપમાં જ રમણ કરે છે અને આથી જ પરમેશ્વર છે. ॥૧૬॥

**तद्दर्शनाह्लादपरिप्लुतान्तरो**
**हृष्यत्तनुः प्रेमभराश्रुलोचनः।**
**ननाम पादाम्बुजमस्य विश्वसृग्**
**यत्पारमहंस्येन पथाऽधिगम्यते॥ १७**

તે ભગવાનનાં દર્શનથી જેના હૃદયમાં આનંદ વ્યાપી ગયો તેવા રોમાંચિત વિગ્રહવાળા તથા પ્રેમભર્યાં અશ્રુપૂર્ણ નેત્રોવાળા વિશ્વના સર્જનહાર બ્રહ્માજીએ આ ભગવાનના ચરણકમળને પ્રણામ કર્યા, કે જે ચરણારવિંદ પરમહંસોના જ્ઞાનમાર્ગ દ્વારા પ્રાપ્ત થાય છે. ॥૧૭॥

तस्य दर्शनेन य आह्लादस्तेन परिप्लुतं व्याप्तमान्तरमन्तःकरणं यस्य। हृष्यन्ती रोमाञ्चिता तनुर्यस्य। प्रेमभरेणाश्रूणि लोचनेषु यस्य। विश्वसृक् ब्रह्मा। पारमहंस्येन पथा ज्ञानमार्गेण॥ १७॥

તે ભગવાનનાં દર્શનથી જે આનંદ થયો, તેનાથી **'परिप्लुतम्'** વ્યાપ્ત થયું છે **'आन्तरम्'** અંતઃકરણ જેમનું, રોમાંચિત થયો છે વિગ્રહ જેમનો તથા પ્રેમભર્યાં અશ્રુ છે જેમનાં લોચનોમાં એવા **'विश्वसृग्'** વિશ્વના સર્જનહાર બ્રહ્માજી– **'पारमहंस्येन'** પરમહંસોના **'पथा'** જ્ઞાનમાર્ગ દ્વારા ॥૧૭॥

**तं प्रीयमाणं समुपस्थितं तदा**
**प्रजाविसर्गे निजशासनार्हणम्।**
**बभाष ईषत्स्मितशोचिषा गिरा**
**प्रियः प्रियं प्रीतमनाः* करे स्पृशन्॥ १८**

તે સમયે સૃષ્ટિનિર્માણના કાર્યમાં પ્રસન્ન થઈ ઉદ્યત થયેલા તથા પોતાની આજ્ઞા માટે યોગ્ય એવા તે પ્રિય બ્રહ્માજીને પ્રસન્ન મનવાળા પ્રિય પ્રભુ હાથ ઉપર સ્પર્શ કરીને મંદ સ્મિતથી શોભતી વાણી વડે કહેવા લાગ્યા. ॥૧૮॥

तं ब्रह्माणं भगवान् बभाषे। प्रजाविसर्गे कार्ये निजशासनार्हणं स्वनियोगार्हम्। प्रजाविसर्गे समुपस्थितमिति वाऽन्वयः। ईषस्मितेन शोचि-र्दीप्तिः शोभा यस्यास्तया गिरा॥ १८॥

**'तम्'** તે બ્રહ્માજીને ભગવાન કહેવા લાગ્યા. સૃષ્ટિનિર્માણના કાર્યમાં **'निज-शासन-अर्हणम्'** પોતાની આજ્ઞા માટે યોગ્ય અથવા સૃષ્ટિનિર્માણના કાર્યમાં ઉદ્યત થયેલા, એમ અન્વય છે. મંદ સ્મિતથી **'शोचिः'** દીપ્તિવંત શોભા છે જેની તેવી વાણી વડે ॥૧૮॥

*सुबोधिनी.—करे स्पृशन्निति क्रियाशक्त्याधानम्। ज्ञानशक्तिस्तु वाक्यात्। एवमुभयसम्पन्नं स्वाभीष्टं करिष्यतीति।

**श्रीभगवानुवाच**

**त्वयाहं तोषितः सम्यग्वेदगर्भ सिसृक्षया।**
**चिरं भृतेन तपसा दुस्तोषः कूटयोगिनाम्॥ १९**

सिसृक्षया हेतुना चिरं संभृतेन तपसाऽहं सम्यक्तोषितः। दुस्तोषस्तोषयितुमशक्यः॥ १९॥

**वरं वरय भद्रं ते वरेशं माऽभिवाञ्छितम्।**
**ब्रह्मञ्छ्रेयःपरिश्रामः पुंसो मद्दर्शनावधिः॥ २०**

मा इति माम्। श्रेयसां फलानां परिश्रामः परिश्रमः साधनप्रयासः मम दर्शनमवधिर्यस्य स तथा। अतोऽधिकं तु पुनः फलं नास्तीत्यर्थः॥ २०॥

**मनीषितानुभावोऽयं मम लोकावलोकनम्।**
**यदुपश्रुत्य रहसि चकर्थ परमं तपः॥ २१**

एतच्च मत्कृपयैव त्वया प्राप्तमित्याह। मनीषितमिच्छा तुभ्यमिदं दातव्यमिति या ममेच्छा तस्यानुभावोऽयम्।

कोऽसौ तमाह। मम लोकस्यावलोकनं यत्। न चेदं मयैव तपोबलेन प्राप्तमिति स्वातन्त्र्यं मन्यस्व तत्प्रवृत्तेरपि मत्कृतत्वादित्याह। रहसि तप तपेति यद्वच उपश्रुत्य परमं तपश्चकर्थ कृतवानसि॥ २१॥

ભગવાને બ્રહ્માજીના હાથ ઉપર સ્પર્શ કરીને પોતાની ક્રિયાશક્તિ બ્રહ્માજીના હાથમાં મૂકી, વાણી દ્વારા જ્ઞાનશક્તિનું આધાન કર્યું. આમ બન્નેથી સંપન્ન થયેલા બ્રહ્માજી પોતાનું ઈચ્છિત કરશે.

**શ્રીભગવાન બોલ્યા** – હે વેદને હૃદયમાં રાખનાર બ્રહ્માજી, મનમાં કપટ રાખીને યોગસાધના કરનારાઓની ઉપર પ્રસન્ન થવામાં કઠિન એવો હું સૃષ્ટિના સર્જનની ઈચ્છાથી તમારા દ્વારા ચિરકાળ પર્યન્ત આચરવામાં આવેલા તપથી પ્રસન્ન થયો છું. ॥ ૧૯॥

સૃષ્ટિસર્જનના હેતુથી ચિરકાળ પર્યન્ત આચરેલા તપથી હું સારી રીતે સંતુષ્ટ થયો છું. ‘**दुस्तोषः**’ સંતુષ્ટ થવા માટે અશક્ય ॥ ૧૯॥

હે બ્રહ્મા, તમારું કલ્યાણ થાઓ! અભિલષિતના સ્વામી એવા મારી પાસેથી ઈચ્છિત વરદાન માગો! મનુષ્યને મારાં દર્શન થાય ત્યાં સુધી જ શ્રેય માટે પરિશ્રમ હોય છે. (મારું દર્શન થતાં જ સર્વ ઉપાસના, ધ્યાન, તપ આદિનો શ્રમ વિરમી જાય છે.) ॥ ૨૦॥

‘**मा**’ અર્થાત્ મારી પાસેથી, ‘**श्रेयसाम्**’ શ્રેયફળ માટે ‘**परिश्रामः**’ પરિશ્રમ, સાધન કરવાનો પ્રયાસ મારાં દર્શન થાય ત્યાં સુધી જ છે. દર્શનથી વધીને તો બીજું કોઈ ફળ જ નથી, એમ અર્થ છે. ॥ ૨૦॥

મારા વૈકુંઠલોકનાં દર્શન અને એકાન્તમાં જે (તપ, તપ એમ આદેશ) સાંભળીને તમે ઉત્તમ પ્રકારનું તપ આચર્યું, આ (બન્ને)માં મારી ઈચ્છાનો પ્રભાવ છે. ॥ ૨૧॥

આ (મારાં દર્શન) પણ મારી કૃપાથી જ તમને પ્રાપ્ત થયાં છે, એમ કહે છે. ‘**मनीषितम्**’ ઈચ્છા, તમને આ આપવું જોઈએ એમ જે મને ઈચ્છા થઈ તેનો આ પ્રભાવ છે.

તે પ્રભાવ કયો, તે કહે છે. મારા વૈકુંઠલોકનાં તમને દર્શન થયાં (તે મારી ઈચ્છાનો પ્રભાવ છે). ‘‘મારા જ તપોબળથી આ સ્વતંત્ર રીતે પ્રાપ્ત થયું છે.’’ તેમ તમે ન માનશો. એકાન્તમાં જે ‘‘તપ, તપ’’ એમ વચન સાંભળીને ઉત્તમ તપ ‘**चकर्थ**’ તમે કર્યું, તે તપમાં પ્રવૃત્ત થવાનો આદેશ પણ મારી ઈચ્છાથી જ થયો હતો. ॥ ૨૧॥

नन्वेवं सति तपो व्यर्थं स्यात्। तपो हि मयैवोपदिष्टम्।

**प्रत्यादिष्टं मया तत्र त्वयि कर्मविमोहिते।**
**तपो मे हृदयं साक्षादात्माऽहं तपसोऽनघ॥ २२**

तदपि त्वां प्रति मयैवादिष्टमुपदिष्टम्। कदा। तत्र तदा सृष्ट्यारम्भे त्वयि कर्मणि कार्येऽर्थे विमोहिते सति। किंच। तपो नाम ममैव शक्तिरित्याह। तपो मे हृदयमन्तरङ्गा शक्तिः, आत्मा स्वरूपम्। 'यस्य ज्ञानमयं तपः' इति श्रुतेः॥ २२॥

**सृजामि तपसैवेदं ग्रसामि तपसा पुनः।**
**बिभर्मि तपसा विश्वं वीर्यं मे दुश्चरं तपः॥ २३**

ग्रसामि संहरामि। बिभर्मि पालयामि। वीर्यं शक्तिः॥ २३॥

**ब्रह्मोवाच**

**भगवन्सर्वभूतानामध्यक्षोऽवस्थितो गुहाम्।**
**वेद ह्यप्रतिरुद्धेन प्रज्ञानेन चिकीर्षितम्॥ २४**

अध्यक्षोऽधिष्ठाता। गुहां गुहायां बुद्धाववस्थितः सन्नद्यपि वेद तथापीत्युत्तरेणान्वयः॥ २४॥

**तथापि नाथमानस्य नाथ नाथय नाथितम्।**
**परावरे यथा रूपे जानीयां ते त्वरूपिणः॥ २५**

नाथमानस्य याचमानस्योपतप्यमानस्येति वा। हे नाथ, नाथय आशंसय प्रयच्छ। नाथितं याचितम्। 'नाथृ नाधृ याच्ञ्योपतापैश्वर्याशीःषु'।

હવે ભગવાનની ઈચ્છાથી જ દર્શન થતાં હોય તો તપ વ્યર્થ છે, તેવી શંકા કરીને ઉત્તર આપ્યો છે કે તપ કરવાનો આદેશ પણ મારા દ્વારા (ભગવાન દ્વારા) જ આપવામાં આવ્યો હતો.

હે નિષ્પાપ બ્રહ્મા, તમે જ્યારે (સૃષ્ટિરચનાના) કાર્યમાં કિંકર્તવ્યમૂઢ બન્યા હતા, ત્યારે મેં જ તમને તપ કરવાનો આદેશ કર્યો હતો; કારણ કે તપ મારું હૃદય છે અને તપનો હું સાક્ષાત્ આત્મા છું. ॥ ૨૨॥

ત્યારે પણ તમને મારા દ્વારા જ **'आदिष्टम्'** ઉપદેશ આપવામાં આવ્યો હતો. ક્યારે? **'तत्र'** તે વખતે, સૃષ્ટિના આરંભમાં જ્યારે તમે કરવા યોગ્ય કર્તવ્ય વિષે મોહિત થયા હતા ત્યારે. વળી, તપ એટલે મારી જ શક્તિ, એમ કહે છે. તપ મારું **'हृदयम्'** હૃદય છે, અંતરંગ શક્તિ છે, **'आत्मा'** સ્વરૂપ છે, કારણ કે શ્રુતિ છે ''જેનું જ્ઞાનમય તપ છે.'' (મુંડક. ઉપ.૧/૧/૯) ॥ ૨૨॥

આ વિશ્વને હું તપથી જ સર્જું છું, તપથી જ ગ્રસી જાઉં છું (સંહાર કરું છું) તેમ જ તપથી જ ધારણ કરું છું. દુષ્કર તપ એ મારી શક્તિ છે. ॥ ૨૩॥

**'ग्रसामि'** ગળી જાઉં છું, સંહાર કરું છું, **'बिभर्मि'** પાલન કરું છું, **'वीर्यम्'** શક્તિ ॥ ૨૩॥

**બ્રહ્માજી બોલ્યા** – હે ભગવાન, આપ પ્રાણીમાત્રની બુદ્ધિરૂપી ગુફામાં વિરાજેલા અધિષ્ઠાતા છો, તેથી આપ ખરેખર, અકુંઠિત જ્ઞાન દ્વારા પ્રાણીમાત્રે કરવા ઈચ્છેલાને જાણો છો. ॥ ૨૪॥

**'अध्यक्षः'** અધિષ્ઠાતા, **'गुहाम्'** ગુફામાં, બુદ્ધિમાં રહેલા હોવાથી જો કે (સર્વકાંઈ) જાણો છો, 'છતાં પણ'— એમ પછીના શ્લોક (૨૫) સાથે સંબંધ છે. ॥ ૨૪॥

છતાં પણ હે નાથ, યાચના કરનાર એવા મારા વાંછિતને આપ પ્રદાન કરો કે જેથી રૂપરહિત એવા આપનાં સ્થૂળ અને સૂક્ષ્મ બન્ને સ્વરૂપોને હું જાણી શકું. ॥ ૨૫॥

**'नाथमानस्य'** યાચના કરનાર એવા મારા ઉપર અથવા તપ કરતા એવા મારા ઉપર, હે નાથ, **'नाथय'** પ્રદાન કરો, **'नाथितम्'** યાચના કરાયેલું, **'नाथृ-नाथ्'** ધાતુ અથવા **'नाध्'** ધાતુ યાચના, ઉપતાપ, ઐશ્વર્ય, આશિષના અર્થમાં પ્રયોજાય છે.

नाथितमेवाह। परं सूक्ष्ममवरं स्थूलं च ते रूपं यथा जानीयाम्॥ २५॥

याचना करवामां आवेली वस्तुने जणावे छे. '**पर-अवरे इति।**' '**परम्**' अर्थात् सूक्ष्म अने '**अवरम्**' अर्थात् स्थूळ, एवुं तमारुं स्वरूप, जे रीते जाणी शकुं. ॥ २५॥

**यथात्ममायायोगेन नानाशक्त्युपबृंहितम्।**
**विलुम्पन्विसृजन् गृह्णन्बिभ्रदात्मानमात्मना॥ २६**

પોતાની માયાના યોગથી (દ્રવ્ય, જ્ઞાન, ક્રિયા વગેરે) અનેક શક્તિથી વૃદ્ધિ પામેલા આ વિશ્વનો સંહાર કરતા, વિવિધ રીતે સર્જતા અને રક્ષણ કરતા આપ જેમ પોતાના આત્માથી (બ્રહ્માદિ સ્વરૂપે) આત્માને ધારણ કરો છો, ॥ ૨૬॥

**क्रीडस्यमोघसंकल्प ऊर्णनाभिर्यथोर्णुते।**
**तथा तद्विषयां धेहि मनीषां मयि माधव॥ २७**

જેમ કરોળિયો પોતાની લાળના તંતુ વડે પોતાને ઢાંકે છે, તેમ આપ પણ માયા વડે પોતાનું સ્વરૂપ ઢાંકી દો છો. હે માધવ, હે અમોઘસંકલ્પ પ્રભુ, આપ જે રીતે ક્રીડા કરો છો, તે જ રીતે (સૃષ્ટિ રચવામાં) આપના તે સ્વરૂપજ્ઞાનના વિષયવાળી બુદ્ધિ મારામાં સ્થાપો. ॥ ૨૭॥

यथा च त्वं क्रीडसि तथा तद्विषयां मनीषां मयि धेहीत्युत्तरेणान्वयः।

તથા તમે જે રીતે ક્રીડા કરો છો, તે જ રીતે સૃષ્ટિ– સર્જનના વિષયવાળી બુદ્ધિ મને આપો, તેમ આ પછીના શ્લોક (૨૭) સાથે સંબંધ છે.

नानाशक्त्युपबृंहितं विश्वं विलुम्पन्संहरन् विविधं सृजन्बिभ्रत्पालयन्नात्मना स्वयमेवात्मानं ब्रह्मादिरूपं गृह्णन् क्रीडसि॥ २६॥

'**नानाशक्ति-उपबृंहितम्**' અનેક પ્રકારની શક્તિઓ વડે વૃદ્ધિ પામેલા વિશ્વને '**विलुम्पन्**' સંહાર કરતા, વિવિધ રીતે સર્જતા, '**बिभ्रत्**' પાલન કરતા, '**आत्मना**' પોતાના આત્માથી પોતે જ '**आत्मानम्**' આત્માને બ્રહ્માદિ સ્વરૂપે '**गृह्णन्**' ધારણ કરી ક્રીડા કરો છો. ॥ ૨૬॥

ऊर्णुते तन्तुभिरात्मानमाच्छादयति॥ २७॥

'**ऊर्णुते**' લાળના તંતુ વડે પોતાને ઢાંકે છે.॥ ૨૭॥

**भगवच्छिक्षितमहं करवाणि ह्यतन्द्रितः।**
**नेहमानः प्रजासर्गं बध्येयं यदनुग्रहात्॥ २८**

(હે ભગવાન, આપના) ભગવદ્‌ઉપદેશાનુસાર આળસરહિત થઈ હું (સૃષ્ટિસર્જનનું કાર્ય) કરીશ. (પરંતુ આપના) જે અનુગ્રહથી સૃષ્ટિનિર્માણ કરતો હું અહંકારાદિથી બદ્ધ ન થાઉં (તેવો અનુગ્રહ કરો). ॥ ૨૮॥

तत्किं सृष्टेरुद्विग्न एव तत्त्वज्ञानं प्रार्थयसे नेत्याह। भगवता त्वया शिक्षितमनुशिष्टमतन्द्रि–तोऽनलसः सन् करिष्यामि। तर्हि किमनेन तत्त्वज्ञानेन तत्राह। यस्मादेवंभूतात्तवानुग्रहात् प्रजासर्गमीहमानः कुर्वन्नप्यहंकारादिभिर्बद्धो न भवेयमिति॥ २८॥

તો સૃષ્ટિસર્જન માટે ખિન્ન થઈને કેમ તત્ત્વજ્ઞાનની પ્રાર્થના કરો છો? તેનો ઉત્તર આપે છે કે ના, તેમ નથી. ભગવાન એવા તમારા દ્વારા '**शिक्षितम्**' શીખવવામાં આવેલું '**अतन्द्रितः**' આળસરહિત થઈ હું કરીશ. તો પછી આ તત્ત્વજ્ઞાનની શી જરૂર છે? તે માટે કહે છે. આપના જે આવા અનુગ્રહથી સૃષ્ટિસર્જન '**ईहमानः**' કરતો હું અહંકાર વગેરે દ્વારા બદ્ધ ન થાઉં. ॥ ૨૮॥

अवश्यं च मदो भविता स तु कंचित्कालं मा भूदिति प्रार्थयते—**यावदिति**।

**यावत्सखा सख्युरिवेश ते कृतः**
**प्रजाविसर्गे विभजामि भो जनम्।**
**अविक्लवस्ते परिकर्मणि स्थितो**
**मा मे समुन्नद्धमदोऽजमानिनः॥ २९**

भो ईश, ते त्वया लौकिकस्य सख्युः सखेवाहं कृतः करस्पर्शनादिना ममत्वेन संमानितः सन् प्रजासर्गरूपे तव परिकर्मणि सेवायां स्थितोऽ-विक्लवोऽव्याकुल एव यावज्जनं विभजाम्युत्तम-मध्यमादिभेदेन सृजामि तावत्त्वत्संमानादहमप्यजः स्वतन्त्र इति मानिनो मे समुन्नद्ध उत्कटो मदो मा भूत्। यद्वा मदो मा समुन्नद्ध मा समुन्नह्यताम्। उद्रिक्तो न भवेदित्यर्थः॥ २९॥

**श्रीभगवानुवाच**

**ज्ञानं परमगुह्यं मे यद्विज्ञानसमन्वितम्।**
**सरहस्यं तदङ्गं च गृहाण गदितं मया॥ ३०**

ज्ञानं शास्त्रोत्थम्। विज्ञानमनुभवः। रहस्यं भक्तिः सुगोप्यमपि वक्ष्यामीत्यादिनिर्देशात् तस्याङ्गं साधनम्॥ ३०॥

ननु त्वद्दर्शनेप्यसमर्थोऽहं कथं ज्ञानाधिकारी स्यां तत्राह—**यावानिति**।

**यावानहं यथाभावो यद्रूपगुणकर्मकः।**
**तथैव तत्त्वविज्ञानमस्तु ते मदनुग्रहात्॥ ३१**

यावान्स्वरूपतः। यथाभावो यादृक्सत्तावान्। यानि रूपाणि गुणाः कर्माणि च यस्य॥ ३१॥

મદ તો અવશ્ય થશે, પરંતુ કેટલાક સમય સુધી ન થાઓ, તેમ પ્રાર્થના કરે છે– **'यावत् इति।'**

હે ઈશ, (લૌકિક) મિત્રનું મિત્ર (સમ્માન કરે) તેમ આપના દ્વારા સમ્માનિત થઈ, પ્રજાસૃષ્ટિરૂપી આપની સેવામાં સાવધાન એવા મને તથા (ઉત્તમ, મધ્યમ વગેરે પ્રકારની) પ્રજાઓને જ્યાં સુધી ઉત્પન્ન કરું (ત્યાં સુધી) પોતાને અજન્મા (સ્વતન્ત્ર) માનનાર એવા મને ઉત્કટ મદ ન થાય! ॥ ૨૯॥

(સર્વ કાંઈ કરવાને સમર્થ એવા) હે ઈશ્વર, **'ते'** આપના દ્વારા લૌકિક મિત્રનું મિત્ર સમ્માન કરે તેમ કરસ્પર્શ વગેરેથી મમતાપૂર્વક સમ્માનિત થઈ, પ્રજા સૃષ્ટિરૂપી આપની **'परिकर्मणि'** સેવામાં **'अविक्लवः'** સાવધાન રહેલો હું (ઉત્તમ, મધ્યમ વગેરે) પ્રકારની પ્રજાઓને જ્યાં સુધી ઉત્પન્ન કરું, ત્યાં સુધી તમારા આપેલા સમ્માનથી ''હું પણ **अजः**' અજન્મા, સ્વતન્ત્ર છું.'' એમ માનનાર મને **'समुन्नद्ध'** વધેલો ગર્વ ન થાય! ઉત્કટ મદ ન થાય, એમ અર્થ છે. ॥ ૨૯॥

**શ્રીભગવાન બોલ્યા** – મારા દ્વારા કહેવામાં આવેલું અનુભવ અને ભક્તિથી યુક્ત પરમગુહ્ય જ્ઞાન તથા તેનું સાધન તમે ગ્રહણ કરો. ॥ ૩૦॥

**'ज्ञानम्'** શાસ્ત્રમાંથી ઉત્પન્ન થયેલું, **'विज्ञानम्'** અનુભવ, **'रहस्यम्'** ભક્તિ, ખૂબ જ ગુપ્ત રાખવાને યોગ્ય હોવા છતાં હું કહીશ– વગેરે નિર્દેશ હોવાથી, તે જ્ઞાનના રહસ્યનું **'अङ्गम्'** સાધન ॥ ૩૦॥

બ્રહ્માજી શંકા કરે છે કે તમારાં દર્શન માટે પણ અસમર્થ એવો હું જ્ઞાન માટે અધિકારી કેવી રીતે થાઉં? તે માટે કહે છે– **'यावान् इति।'**

હું જેવા સ્વરૂપવાળો, જેવી સત્તાવાળો અને જેવાં રૂપ, ગુણ તથા કર્મવાળો છું, તે સર્વનું તાત્ત્વિક જ્ઞાન તમને તે પ્રમાણે જ મારી કૃપાથી પ્રાપ્ત થાઓ. ॥ ૩૧॥

જેવા સ્વરૂપવાળો **'यथाभावः'**, જેવી સત્તાવાળો તથા જે રૂપ, ગુણો તથા કર્મો છે જેનાં ॥ ૩૧॥

एतदेव सम्यगुपदिशन् यावानित्यस्यार्थं स्फुटयति—**अहमिति।**

**अहमेवासमेवाग्रे नान्यद्यत्सदसत्परम्।**
**पश्चादहं यदेतच्च योऽवशिष्येत सोऽस्म्यहम्॥ ३२**

अहमेवाग्रे सृष्टेः पूर्वमासं स्थितः, नान्यत्किंचित्, यत्सत्स्थूलमसत्सूक्ष्मं परं तयोः कारणं प्रधानम्। तस्याप्यन्तर्मुखतया तदा मय्येव लीनत्वात्। अहं च तदा आसमेव केवलं न चान्यदकरवम्। पश्चात्सृष्टेरनन्तरमप्यहमेवास्मि। यदेतद्विश्वं तदप्यहमस्मि। प्रलये योऽवशिष्येत सोऽप्यहमेव।

अनेन चानाद्यनन्तत्वादद्वितीयत्वाच्च परिपूर्णोऽहमित्युक्तं भवति॥ ३२॥

**ऋतेऽर्थं यत्प्रतीयेत न प्रतीयेत चात्मनि।**
**तद्विद्यादात्मनो मायां यथाभासो यथा तमः॥ ३३**

यथात्ममायायोगेनेत्यनेन मायाया अपि पृष्टत्वाद्वक्ष्यमाणोपयोगित्वाच्च मायां निरूपयति।

ऋते अर्थं विनापि वास्तवमर्थं यद्यतः किमप्यनिरुक्तमात्मन्यधिष्ठाने प्रतीयेत सदपि च न प्रतीयेत, तत् आत्मनो मम मायां विद्यात्।

આ જ વાતનો સારી રીતે ઉપદેશ કરવા માટે ''હું જેવો છું'' (શ્લોક-૩૧) એનો અર્થ સ્પષ્ટ કરે છે– **'अहम् इति।'**

સૃષ્ટિની પૂર્વે કેવળ હું જ હતો. મારાથી અતિરિક્ત ન સ્થૂળ હતું, ન સૂક્ષ્મ હતું કે ન તો બન્નેનું કારણ માયા હતી. સૃષ્ટિ પછી પણ હું જ રહું છું. આ જે (જગત) દેખાય છે, તે પણ હું જ છું અને (પ્રલય પછી) જે બાકી રહે છે, તે પણ હું જ છું. ॥ ૩૨॥

હું જ **'अग्रे'** સૃષ્ટિની પૂર્વે **'आसम्'** હતો. **'न अन्यत्'** બીજું કાંઈ પણ ન હતું. જે **'सत्'** સ્થૂળ અને **'असत्'** સૂક્ષ્મ હતું, તે બન્ને તથા તે બન્નેથી પર એવું તે બન્નેનું કારણ માયા પણ ન હતી. તે માયા પણ અન્તર્મુખપણે તે વખતે મારામાં જ લીન થયેલી હોવાથી ત્યારે કેવળ હું જ હતો, તેમ જ બીજું કાંઈ પણ કરતો ન હતો. **'पश्चात्'** સૃષ્ટિ પછી પણ હું જ રહું છું. આ જે વિશ્વ છે, તે પણ હું જ છું. પ્રલય પછી જે બાકી રહે છે તે પણ હું જ છું.

આ દ્વારા કહે છે કે હું અનાદિ, અનન્ત અને અદ્વિતીય હોવાથી પરિપૂર્ણ છું. ॥ ૩૨॥

વાસ્તવિક વસ્તુ ન હોવા છતાં પણ જે અવાસ્તવિક છે, તે આત્મારૂપ આશ્રયને લીધે જણાય છે અને જે વાસ્તવિક વસ્તુ છે, તે નથી જણાતી, તેને મારી માયા જાણવી. જેમ કે (નેત્રના વિકારને લીધે એક ચન્દ્ર બે હોય તેવો) આભાસ અને રાહુ (ગ્રહમંડળમાં રહેલો છે છતાં દેખાતો નથી). ॥ ૩૩॥

''જે રીતે પોતાની માયાના યોગથી'' (શ્રીમદ્ ભા.૨/૯/૨૬) એ દ્વારા માયાનું સ્વરૂપ પણ પૂછવામાં આવ્યું હોવાથી અને તે કહેવું ઉપયોગી હોવાથી માયાનું નિરૂપણ કરે છે.

**'ऋते अर्थम्'** વાસ્તવિક વસ્તુ ન હોવા છતાં, **'यत्'** જે કાંઈ પણ અવાસ્તવિક છે, તે **'आत्मनि'** આત્મારૂપ અધિષ્ઠાનમાં પ્રતીત થાય છે અને જે છે છતાં પણ પ્રતીત નથી થતું તેને **'आत्मनः'** મારી

यथा आभासो द्विचन्द्रादिरित्यर्थं विना प्रतीतौ दृष्यन्तः। यथा तम इति सतोऽप्रतीतौ। तमो राहुर्यथा ग्रहमण्डले स्थितोऽपि न दृश्यते तथा॥ ३३ ॥

માયા જાણવી. જેમ **'આભાસઃ'** બે ચન્દ્ર વગેરે વાસ્તવિક ન હોવા છતાં દેખાય છે, તે પ્રતીતિ વિષેનું દૃષ્ટાન્ત છે. **'યથા તમઃ ઇતિ।'** **'સતઃ'** સત્ વસ્તુની અપ્રતીતિના પ્રસંગમાં દૃષ્ટાન્ત છે. **'તમઃ'** રાહુ જેમ ગ્રહમંડળમાં હોવા છતાં દેખાતો નથી તેમ ॥ ૩૩॥

**यथा महान्ति भूतानि भूतेषूच्चावचेष्वनु।**
**प्रविष्टान्यप्रविष्टानि तथा तेषु न तेष्वहम्॥ ३४**

જેમ પંચમહાભૂતો નાના-મોટા પ્રત્યેક ભૌતિક પદાર્થમાં સૃષ્ટિ પછી પ્રવેશેલા છે અને નથી પણ પ્રવેશેલા, તેમ હું પણ તે સર્વમાં પ્રવેશેલો છું અને પ્રવેશેલો નથી પણ. ॥ ૩૪॥

यथाभाव इत्येतत्स्पष्टयति। यथा महाभूतानि भौतिकेष्वनु सृष्टेरनन्तरं प्रविष्टानि तेषूपलभ्यमानत्वात्। अप्रविष्टानि च प्रागेव कारणतया तेषु विद्यमानत्वात्। तथा तेषु भूतभौतिकेष्वहं न च तेष्वहम्। एवंभूता मम सत्तेत्यर्थः ॥ ३४ ॥

**'યથાભાવઃ'** (શ્લોક-૩૧) ''જે રીતે રહેલા છો.'' એ સ્પષ્ટ કરે છે. જેવી રીતે પંચમહાભૂતો સર્વ ભૌતિક પદાર્થોમાં **'અનુ'** સૃષ્ટિ પછી પ્રવેશેલા છે, કારણ કે તે પદાર્થોમાં તેઓ દેખાય છે. તેમ જ તેઓ અપ્રવિષ્ટ પણ છે, કારણ કે સૃષ્ટિની પહેલાં જ કારણસ્વરૂપે તે પંચમહાભૂતો તે ભૌતિક પદાર્થોમાં રહેલાં જ છે. તે જ રીતે **'તેષુ'** તે સર્વ પ્રાણીઓમાં અને પદાર્થોમાં હું છું અને નથી પણ. આવી મારી (અલૌકિક) સત્તા છે, એમ અર્થ છે. ॥ ૩૪॥

**एतावदेव जिज्ञास्यं तत्त्वजिज्ञासुनात्मनः।**
***अन्वयव्यतिरेकाभ्यां यत्स्यात्सर्वत्र सर्वदा॥ ३५**

આત્મતત્ત્વના જીજ્ઞાસુએ આટલું જ વિચારવું જોઈએ, જે અન્વય અને વ્યતિરેકથી (ભાવ અને અભાવથી, અનુયોગી અને પ્રતિયોગી સંબંધથી) સર્વ ઠેકાણે સર્વદા હોય છે (તે જ આત્મા છે). ॥ ૩૫॥

साधनमाह। आत्मनस्तत्त्वजिज्ञासुना एतावत्त्वमेव जिज्ञास्यं विचार्यम्। तदेवाह।

अन्वयः कार्येषु कारणत्वेनानुवृत्तिः। कारणावस्थायां च तेभ्यो व्यतिरेकः। तथा जाग्रदाद्यवस्थासु तत्तत्साक्षितयान्वयः। व्यतिरेकश्च समाध्यादौ। एवमन्वयव्यतिरेकाभ्यां यत्स्यात्सर्वत्र सर्वदा च तदेवात्मेति॥ ३५ ॥

(સ્વપ્રાપ્તિનું) સાધન જણાવે છે. આત્મતત્ત્વને જાણવાની ઈચ્છાવાળા જિજ્ઞાસુ દ્વારા માત્ર આટલું જ **'જિજ્ઞાસ્યમ્'** વિચારવા યોગ્ય છે. તે જ કહે છે.

**'અન્વયઃ'** પ્રત્યેક કાર્યમાં કારણરૂપે રહેવું એટલે અન્વય તથા કારણ અવસ્થામાં તે તે કાર્યોથી જુદા હોવું તે વ્યતિરેક. તે પ્રમાણે જાગ્રત વગેરે અવસ્થામાં તે તે અવસ્થાના સાક્ષીરૂપ આત્માનો અન્વય છે અને સમાધિ વગેરેમાં (ત્રણે અવસ્થાઓનો) વ્યતિરેક છે. આ પ્રમાણે અન્વય અને વ્યતિરેકથી જે સર્વ સ્થળે સર્વદા છે, તે જ આત્મા છે. ॥ ૩૫॥

'अभाने स्थूलदेहस्य स्वप्ने यद्भानमात्मनः।
सोऽन्वयो व्यतिरेकस्तद्भानेऽन्यानवभासनम्॥'
( श्रीविद्यारण्यमुनिरचिता पंचदशी, प्रत्यक्तत्त्व विवेक-३८ )

"સ્વપ્નવસ્થામાં સ્થૂળદેહનું ભાન ન હોવા છતાં આત્માનું જે ભાન રહે છે તે અન્વય કહેવાય છે તથા તે સમયે આત્માનું ભાન હોવા છતાં પણ સ્થૂળદેહનું ભાન નથી હોતું, તે વ્યતિરેક કહેવાય છે."

**एतन्मतं समातिष्ठ परमेण समाधिना।**
**भवान्कल्पविकल्पेषु न विमुह्यति कर्हिचित्॥ ३६**

તમે મારા આ મતને સારી રીતે એકાગ્ર ચિત્તે અનુસરો, જેથી તમે પ્રત્યેક કલ્પની ભિન્ન ભિન્ન સૃષ્ટિઓમાં ક્યારેય મોહ પામશો નહીં. ॥ ૩૬॥

यत्प्रार्थितं 'नेहमानः प्रजासर्गम्' इति तत्प्रसादीकरोति। एतन्मतं सम्यगनुतिष्ठ। समाधिना चित्तैकाग्र्येण। कल्पेषु ये विकल्पा विविधाः सृष्टयस्तेषु विमोहं कर्तृत्वाभिनिवेशं न यास्यतीति ॥ ३६ ॥

બ્રહ્માજી દ્વારા જે પ્રાર્થના કરવામાં આવી હતી કે, "સૃષ્ટિનિર્માણ કરવા છતાં અહંકારાદિથી હું બદ્ધ ન થાઉં." (શ્લોક-૨૮) તે માટે કૃપા કરે છે. આ મતને સારી રીતે અનુસરો. '**समाधिना**' એકાગ્રચિત્તે– કલ્પોમાં જે જુદા જુદા વિકલ્પો અર્થાત્ સૃષ્ટિઓ છે, તેમાં મોહ અર્થાત્ કર્તાપણાની આસક્તિ ન પામશો. ॥ ૩૬॥

**श्रीशुक उवाच**

**संप्रदिश्यैवमजनो जनानां परमेष्ठिनम्।**
**पश्यतस्तस्य तद्रूपमात्मनो न्यरुणद्धरिः॥ ३७**

**શ્રીશુકદેવજી બોલ્યા** – અજન્મા શ્રીહરિ મનુષ્યોના પરમ અધિપતિ બ્રહ્માજીને આ પ્રમાણે ઉપદેશ કરી તેમના દેખતાં જ અદશ્ય થયા. ॥ ૩૭॥

एवं संप्रदिश्योपदिश्य। जनानां परमेष्ठिनं परमे आधिपत्ये स्थितं ब्रह्माणम्। आत्मनस्तद्रूपं न्यरुणदन्तर्हितवान्॥ ३७ ॥

આ પ્રમાણે '**संप्रदिश्य**' ઉપદેશ કરી, મનુષ્યોના '**परमेष्ठिनम्**' પરમ અધિપતિરૂપે રહેલા બ્રહ્માજીને (ઉપદેશીને); પોતાનું તે રૂપ '**नि+अरुणत्**' અંતર્હિત કર્યું. ॥ ૩૭॥

**अन्तर्हितेन्द्रियार्थाय हरये विहिताञ्जलिः।**
**सर्वभूतमयो विश्वं ससर्जेदं स पूर्ववत्॥ ३८**

જેમનું પ્રત્યક્ષ રૂપ અંતર્હિત થયું છે તેવા ભગવાન શ્રીહરિને (બ્રહ્માજીએ) બન્ને કરની અંજલિ જોડી પ્રણામ કર્યા. પછી સર્વભૂતમય બ્રહ્માજીએ પૂર્વ (કલ્પ)ના જેવી જ આ સૃષ્ટિ બનાવી. ॥ ૩૮॥

अन्तर्हित इन्द्रियार्थः प्रत्यक्षरूपं येन तस्मै बद्धाञ्जलिः सन्॥ ३८ ॥

પ્રત્યક્ષરૂપે જે અન્તર્હિત થયા છે તે શ્રીહરિને, બદ્ધાંજલિ થઈને ॥ ૩૮॥

तदनन्तरं पूर्वोक्तो ब्रह्मनारदसंवादः प्रवृत्त इत्याह—**प्रजापतिरिति** पञ्चभिः।

ત્યાર બાદ પૂર્વોક્ત બ્રહ્મા-નારદ સંવાદ શરૂ થયો તેમ કહે છે, પાંચ શ્લોકો દ્વારા– '**प्रजापतिः इति।**'

**प्रजापतिर्धर्मपतिरेकदा नियमान्यमान्।**
**भद्रं प्रजानामन्विच्छन्नातिष्ठत्स्वार्थकाम्यया॥ ३९**

એક વખત ધર્મનું રક્ષણ કરનાર પ્રજાપતિ બ્રહ્માજી, પ્રજાનું કલ્યાણ ઇચ્છતા, સ્વકાર્યની સિદ્ધિની ઇચ્છાથી યમ અને નિયમોનું અનુષ્ઠાન કરવા લાગ્યા. ॥ ૩૯॥

प्रजानां भद्रमन्विच्छन्विमृशन्। सैव स्वार्थे काम्या स्वप्रयोजनेच्छा तया *यमनियमानन्वतिष्ठत् ॥ ३९ ॥

પ્રજાઓનું કલ્યાણ '**अन्विच्छन्**' વિચારતા તે બ્રહ્માજી '**स्वार्थे काम्या**' પોતાના પ્રયોજનને સિદ્ધ કરવાની ઇચ્છાથી યમ-નિયમોનું અનુષ્ઠાન કરવા લાગ્યા. ॥ ૩૯॥

**यमाः**–तत्र अहिंसासत्यास्तेयब्रह्मचर्यापरिग्रहा यमाः।

**नियमाः**–शौचसंतोषतपःस्वाध्यायेश्वरप्रणिधानानि नियमाः।

**तं नारदः प्रियतमो रिक्थादानामनुव्रतः।**
**शुश्रूषमाणः शीलेन प्रश्रयेण दमेन च॥ ४०**

**मायां विविदिषन्विष्णोर्मायेशस्य महामुनिः।**
**महाभागवतो राजन्पितरं पर्यतोषयत्॥ ४१**

रिक्थादानां पुत्राणां मध्ये प्रियतमस्तं पितरं सेवमानः शीलादिना परितोषयामासेत्युत्तरेणान्वयः॥ ४०॥

किमिच्छन्विष्णोर्मायां विविदिषन्॥ ४१॥

**तुष्टं निशाम्य पितरं लोकानां प्रपितामहम्।**
**देवर्षिः परिपप्रच्छ भवान्यन्माऽनुपृच्छति॥ ४२**

निशाम्य दृष्ट्वा ज्ञात्वेत्यर्थः। मा माम्॥ ४२॥

**तस्मा इदं भागवतं पुराणं दशलक्षणम्।**
**प्रोक्तं भगवता प्राह प्रीतः पुत्राय भूतकृत्॥ ४३**

भगवता चतुःश्लोक्या संक्षेपेण प्रोक्तं विस्तरेण प्राह। दश लक्षणानि लक्षणीया अर्था विद्यन्ते यस्मिंस्तत्॥ ४३॥

**१. वंशीधरी.—**केचित्तु प्रथमं संक्षेपेण चतुःश्लोक्या प्रोच्या पुनर्दशलक्षणं द्वादशस्कंधात्मकं संपूर्णमेव भगवता प्रोक्तमित्याहुः।

તેમાં અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ એ યમ છે. (પા.યો.સૂ. ૨/૩૦)

શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય, ઈશ્વરપ્રણિધાન એ નિયમો છે. (પા.યો.સૂ. ૨/૩૨)

સર્વ પુત્રોમાં અત્યન્ત પ્રિય, આજ્ઞાંકિત તથા શીલપૂર્વક, વિનયપૂર્વક અને સંયમપૂર્વક પિતા બ્રહ્મદેવની સેવા કરતા ॥ ૪૦॥ મહામુનિ પરમભાગવત નારદજીએ હે રાજા, માયાપતિ શ્રીવિષ્ણુ ભગવાનની માયાને જાણવાની ઈચ્છાથી પિતાને અત્યન્ત પ્રસન્ન કર્યા. ॥ ૪૧॥

**'રિક્થાદાનામ્'** (**રિક્થાદઃ** = વારસાને લેનાર અર્થાત્ પુત્ર) સર્વ પુત્રોમાં અત્યન્ત પ્રિય એવા નારદજીએ તે પિતાની શીલ વગેરેથી સેવા કરતા તેમને અત્યન્ત પ્રસન્ન કર્યા– એમ આ પછીના શ્લોક (૪૧) સાથે સંબંધ છે. ॥ ૪૦॥

શું ઈચ્છતા? શ્રીવિષ્ણુ ભગવાનની માયાને જાણવા ઈચ્છતા (નારદજી) ॥ ૪૧॥

લોકના પરમપિતામહ એવા પોતાના પિતા બ્રહ્માજીને સંતુષ્ટ થયેલા જોઈને દેવર્ષિ નારદ, આપ (પરીક્ષિત) જે મને (શુકદેવને) પૂછો છો, તે પૂછવા લાગ્યા. ॥ ૪૨॥

**'નિશામ્ય'** જોઈને, જાણીને, એમ અર્થ છે. **'મા'** મને ॥ ૪૨॥

પ્રસન્ન થયેલા સૃષ્ટિકર્તા બ્રહ્માજીએ પુત્ર નારદને દશ લક્ષણવાળું, ભગવાને કહેલું, આ શ્રીમદ્ ભાગવત પુરાણ કહ્યું. ॥ ૪૩॥

ભગવાન દ્વારા ચાર શ્લોકો વડે સંક્ષેપમાં કહેવામાં આવેલું ભાગવત વિસ્તારથી કહ્યું. દશ લક્ષણો એટલે કે લક્ષણ આપવા યોગ્ય પદાર્થો જેમાં છે તેવું ભાગવત ॥ ૪૩॥

કેટલાકના મતે પ્રથમ ચાર શ્લોકમાં સંક્ષેપથી કહી ફરી દશ લક્ષણવાળું, બાર સ્કન્ધવાળું સંપૂર્ણ ભાગવત ભગવાને કહ્યું.

२ तत्संप्रदायतो भागवतं मया ज्ञातमित्याशयेनाह—**नारद इति।**

**नारदः प्राह मुनये सरस्वत्यास्तटे नृप।**
**ध्यायते ब्रह्म परमं व्यासायामिततेजसे॥ ४४**

२. **'संप्रदायतः इति।' वि.चक्र.**—एवं नारायणो ब्रह्मणे प्राह ब्रह्मा नारदाय नारदो व्यासाय व्यासो मह्यम्।

ते संप्रदायानुसार मने ज्ञान मળ्युं, ते आशयथी कहे छे– **'नारदः इति।'**

हे राजा, सरस्वतीना तट उपर परब्रह्मनुं चिंतन करता अमित तेजस्वी व्यासमुनिने नारदજીએ (श्रीमद् ભાગવત) કહ્યું. ॥ ४४॥

આ પ્રકારે (સંપૂર્ણ ભાગવત) ભગવાન નારાયણે બ્રહ્માજીને, બ્રહ્માજીએ (તે સંપૂર્ણ દશલક્ષણવાળું ભાગવત) નારદજીને, નારદજીએ વ્યાસજીને અને વ્યાસજીએ મને કહ્યું.

भागवतव्याख्यानेनैव त्वत्प्रश्नानामुत्तरं दास्यामीत्याह—**यदुतेति।**

**यदुताहं त्वया पृष्टो वैराजात्पुरुषादिदम्।**
**यथासीत्तदुपाख्यास्ये प्रश्नानन्यांश्च कृत्स्नशः॥ ४५**

'पुरुषावयवैर्लोकाः सपालाः पूर्वकल्पिताः' इत्यादिना वैराजात्पुरुषादिदं विश्वं कथमासीदिति यदहं त्वया पृष्टः तद्यथावदुपाख्यास्यामि शृण्विति ॥ ४५ ॥

ભાગવતના આખ્યાન દ્વારા જ તમારા પ્રશ્નોનો ઉત્તર આપીશ, એમ કહે છે– **'यत्-उत इति।'**

તમે મને જે પૂછ્યું કે વિરાટપુરુષથી આ જગત કેવી રીતે ઉત્પન્ન થયું, તે અને અન્ય પ્રશ્નોને હું સંપૂર્ણપણે સમજાવીશ. ॥ ૪૫॥

''વિરાટપુરુષના અવયવોમાંથી લોકો અને લોકપાલો પ્રથમ રચાયા.'' (શ્રીમદ્ ભા.૨/૮/૧૧) વગેરે દ્વારા વિરાટપુરુષ વડે આ વિશ્વ કેવી રીતે થયું, તે જે તમે મને પૂછ્યું, તેને હું યથાવત્ સમજાવીશ, તે સાંભળો. ॥ ૪૫॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां द्वितीयस्कन्धे नवमोऽध्यायः॥ ९॥
इति श्रीमद्भागवते द्वितीयस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां नवमोऽध्यायः॥ ९॥



# अथ दशमोऽध्यायः

## ભાગવતનાં દસ લક્ષણો

ततो भागवतव्याख्याद्वारैव दशमे स्फुटम्।
राजप्रश्नोत्तरं वक्तुमारेभे बादरायणिः॥ १

दशलक्षणं पुराणं प्राहेत्युक्तं तानि दश लक्षणानि दर्शयति—**अत्रेति।**

**श्रीशुक उवाच**

**अत्र सर्गो विसर्गश्च स्थानं पोषणमूतयः।**
**मन्वन्तरेशानुकथा निरोधो मुक्तिराश्रयः॥ १**

દશમા અધ્યાયમાં શ્રીમદ્ ભાગવતની વ્યાખ્યા દ્વારા જ પરીક્ષિત રાજાના પ્રશ્નોના ઉત્તર સ્પષ્ટ રીતે કહેવા માટે શ્રીશુકદેવજી આરંભ કરે છે. ॥ ૧॥

પુરાણ દશ લક્ષણવાળું કહેવાય છે, એમ કહેવામાં આવ્યું છે તે દશ લક્ષણો દર્શાવે છે– **'अत्र इति।'**

**શ્રીશુકદેવજી બોલ્યા** – આ શ્રીમદ્ ભાગવતમાં સર્ગ, વિસર્ગ, સ્થાન, પોષણ, ઊતિ (વાસના), મન્વન્તર, ઈશાનુકથા, નિરોધ, મુક્તિ અને આશ્રય (વર્ણવ્યા છે). ॥ ૧॥

मन्वन्तराणि ईशानुकथाश्चेति द्वन्द्वः। सर्गादयोऽत्र दशार्था लक्ष्यन्ते॥ १॥

નન્વન્તરો અને ઈશાનુકથા એમ દ્વંદ્વ સમાસ છે. અહીં સર્ગ વગેરે દશ અર્થો લક્ષિત થાય છે. ॥૧॥

नन्वेवमर्थभेदाच्छास्त्रभेदः स्यात्तत्राह।

શંકા કરવામાં આવી છે કે (પુરાણનાં દશ લક્ષણો દશ ભેદથી વર્ણવ્યાં હોવાથી) અર્થભેદને કારણે શાસ્ત્રભેદ થશે (અર્થાત્ દશ ભેદ શાસ્ત્રસંમત નહીં થાય, કારણ કે શાસ્ત્રમાં એક વિષયનું પ્રતિપાદન કરવામાં આવે છે.), તે માટે ઉત્તર આપે છે.

**दशमस्य विशुद्ध्यर्थं नवानामिह लक्षणम्।**
**वर्णयन्ति महात्मानः श्रुतेनार्थेन चाञ्जसा॥ २**

(શ્રીમદ્ભાગવતની દશવિધ લીલાઓમાં) દશમી આશ્રયલીલાના તત્ત્વજ્ઞાન માટે નવ લીલાઓનાં લક્ષણોને શ્રુતિથી અને તાત્પર્યવૃત્તિથી (તે તે આખ્યાનોના તાત્પર્યથી) સરળતાપૂર્વક મહાત્માઓ વર્ણવે છે. ॥ ૨॥

दशमस्याश्रयस्य विशुद्ध्यर्थं तत्त्वज्ञानार्थं नवानां लक्षणं स्वरूपम्। एकस्यैव प्राधान्यान्नायं दोष इत्यर्थः।

**'दशमस्य'** દશમી આશ્રયલીલાના **'विशुद्धि-अर्थम्'** તત્ત્વજ્ઞાન માટે (બાકીની) નવ લીલાઓનાં લક્ષણવાળું ભાગવતજીનું સ્વરૂપ છે. એકમાત્ર આશ્રય લીલાનું પ્રાધાન્ય હોવાથી આ દોષ નથી, એમ અર્થ છે.

नन्वत्र नैवं प्रतीयतेऽत आह। श्रुतेन श्रुत्यैव स्तुत्यादिस्थानेष्वञ्जसा साक्षाद्वर्णयन्ति। अर्थेन तात्पर्यवृत्त्या च तत्तदाख्यानेषु॥ २॥

શંકા કરે છે કે અહીં એ પ્રમાણે નથી જણાતું, તે માટે કહે છે– **'श्रुतेन'** વેદ દ્વારા જ સ્તુતિ વગેરે હોય તે સ્થળે (મહાત્માઓ) **'अञ्जसा'** સાક્ષાત્ વર્ણવે છે. **'अर्थेन'** જુદાં જુદાં આખ્યાનોમાં તાત્પર્યવૃત્તિથી (વેદ અનુસાર) વર્ણવે છે. ॥ ૨॥

सर्गादीनां प्रत्येकं लक्षणमाह।

સર્ગ વગેરેમાંના દરેકનું લક્ષણ જણાવે છે.

**भूतमात्रेन्द्रियधियां जन्म सर्ग उदाहृतः।**
**ब्रह्मणो गुणवैषम्याद्विसर्गः पौरुषः स्मृतः॥ ३**

(સત્ત્વાદિ ત્રણે) ગુણોની ન્યૂનાધિકતા થવાથી પરબ્રહ્મમાંથી પંચમહાભૂતો, પંચતન્માત્રાઓ, ઈન્દ્રિયો, મહત્તત્ત્વ અને અહંકારની જે ઉત્પત્તિ થાય છે, તે સર્ગ કહેવામાં આવે છે અને વિરાટપુરુષ બ્રહ્માજીની કરેલી વિશિષ્ટ સૃષ્ટિને વિસર્ગ કહે છે. ॥ ૩॥

भूतान्याकाशादीनि, मात्राणि च शब्दादीनि, इन्द्रियाणि च, धीशब्देन महदहंकारौ। गुणानां वैषम्यात्परिणामाद्ब्रह्मणः परमेश्वरात्कर्तुर्भूतादीनां यद्विराड्रूपेण स्वरूपतश्च जन्म स सर्गः।

**'भूतानि'** આકાશ વગેરે પંચમહાભૂતો, શબ્દાદિ તન્માત્રાઓ તથા ઈન્દ્રિયો તથા **'धी'** શબ્દ વડે મહત્તત્ત્વ અને અહંકાર સમજવાં. ગુણોની **'वैषम्यात्'** વિષમતા, ન્યૂનાધિકતા અર્થાત્ ગુણોની પરિણામદશા થવાથી (મહત્માં રૂપાંતર થવા માટેની અવસ્થા થવાથી) પંચમહાભૂતો વગેરેના કર્તા પરબ્રહ્મ પરમાત્મામાંથી વિરાટરૂપે અને સ્વરૂપે જે ઉત્પત્તિ થાય છે, તેને સર્ગ કહે છે.

विसर्गमाह। पुरुषो वैराजस्तत्कृतः पौरुषश्चराचरसर्गो विसर्ग इत्यर्थः ॥ ३ ॥

**स्थितिर्वैकुण्ठविजयः पोषणं तदनुग्रहः।**
**मन्वन्तराणि सद्धर्म ऊतयः कर्मवासनाः ॥ ४**

वैकुण्ठस्य भगवतो विजयः सृष्टानां तत्तन्मर्यादापालनेनोत्कर्षः। स्थितिः स्थानम्। स्वभक्तेषु तस्यानुग्रहः पोषणम्। तदनुगृहीतानां सतां मन्वन्तराधिपतीनां धर्मः सद्धर्मः। कर्मणां वासनाः,

वेञ् तन्तुसंताने। ऊयन्ते कर्मभिः संतन्यन्त इत्यूतयः। यद्वा वृद्ध्यर्थात्संश्लेषार्थाद्वाऽवतेर्धातोरिदं रूपम्। ऊयन्ते कर्मभिर्बृंह्यन्ते संश्लिष्यन्त इति वा ऊतय इत्यर्थः ॥ ४ ॥

**अवतारानुचरितं हरेश्चास्यानुवर्तिनाम्।**
**पुंसामीशकथाः प्रोक्ता नानाख्यानोपबृंहिताः ॥ ५**

हरेरवतारानुचरितमस्यानुवर्तिनां च सत्कथा ईशानुकथाः प्रोक्ता इत्यर्थः ॥ ५ ॥

निरोधमाह।

**निरोधोऽस्यानुशयनमात्मनः सह शक्तिभिः।**
**मुक्तिर्हित्वान्यथारूपं स्वरूपेण व्यवस्थितिः ॥ ६**

વિસર્ગ એટલે શું તે કહે છે. પુરુષ એટલે વિરાટપુરુષ. તેણે કરેલી **'पौरुषः'** ચર અને અચર સૃષ્ટિ એટલે વિસર્ગ, એમ અર્થ છે. ॥ ૩॥

વૈકુંઠ ભગવાનનો વિજય સ્થિતિલીલા, તેમનો અનુગ્રહ પુષ્ટિલીલા, સંતોના ધર્મો મન્વન્તરલીલા તથા કર્મોની વાસનાઓને ઊતિલીલા કહે છે. ॥ ૪॥

સર્જાયેલાં પ્રાણીઓનું તેમની મર્યાદા પ્રમાણે પાલન કરવાથી વૈકુંઠ ભગવાન વિષ્ણુની સિદ્ધ થતી શ્રેષ્ઠતાને સ્થિતિ અથવા સ્થાનલીલા કહે છે. પોતાના ભક્તો ઉપર તે ભગવાનનો અનુગ્રહ એટલે પોષણ. તે અનુગૃહીત થયેલા મન્વન્તરોના અધિપતિઓનો ધર્મ તે મન્વન્તર તેમ જ કર્મોની વાસનાને ઊતિ કહે છે.

**वेञ्** તંતુઓને ફેલાવવા, વણવા, આ ધાતુના **'व'** નું સંપ્રસારણ **'(व् = उ)'** થવાથી **'वेञ्' वे** ધાતુમાં **'ति'** પ્રત્યયથી બનેલું નામ **'वे + ति'** = ઊતિ = વાસના. જે કર્મોથી વણાય છે કે ફેલાય છે તે. અથવા વૃદ્ધિના અર્થવાળા અથવા એકીકરણના અર્થવાળા **'अव्'** ધાતુમાંથી આ 'ઊતિ' રૂપ બને છે. **'ऊयन्ते'** કર્મો વડે ફેલાય છે તે ઊતિ, એમ અર્થ છે. ॥ ૪॥

શ્રીહરિનાં અવતારો અને અનેક ચરિત્રો તથા શ્રીહરિને અનુસરનારા ભક્તજનોનાં અનેક પ્રકારનાં આખ્યાનોથી વૃદ્ધિ પામેલી કથાઓ તે ઈશાનુકથા. ॥ ૫॥

શ્રીહરિનાં અવતારો અને અનેક ચરિત્રો તથા શ્રીહરિને અનુસરનારા ભક્તજનોની ઉત્તમ કથાઓને ઈશાનુકથા કહે છે, એમ અર્થ છે. ॥ ૫॥

નિરોધને વર્ણવે છે.

આ જીવાત્માનો ઉપાધિઓ સાથે શ્રીહરિની યોગનિદ્રાને અનુસરીને ભગવાનમાં લય થવો તે નિરોધલીલા. અવિદ્યા વડે આરોપિત થયેલા (કર્તૃત્વ વગેરે) વિપરીત સ્વરૂપનો ત્યાગ કરી સ્વસ્વરૂપમાં સ્થિતિ કરવી તેનું નામ મુક્તિ. ॥ ૬॥

अस्यात्मनो जीवस्य हरेर्योगनिद्रामनु पश्चाच्छक्तिभिश्चोपाधिभिः सह शयनं लयो निरोधः। अन्यथारूपमविद्ययाऽध्यस्तं कर्तृत्वादि हित्वा स्वरूपेण ब्रह्मतया व्यवस्थितिर्मुक्तिः॥ ६॥

**आभासश्च निरोधश्च यतश्चाध्यवसीयते।**
**स आश्रयः परं ब्रह्म परमात्मेति शब्द्यते॥ ७**

आभासः सृष्टिर्निरोधो लयश्च यतो भवत्यध्यवसीयते प्रकाशते च स परं ब्रह्मेति परमात्मेति प्रसिद्ध आश्रयः कथ्यते॥ ७॥

आश्रयस्वरूपमपरोक्षानुभवेन स्पष्टं दर्शयितुमध्यात्मादिविभागमाह।

प्रतिदेहमेवांतर्यामिरूपेण स्थितं तदेवाश्रय–रूपमध्यात्मादिभ्यो विभागेन स्पष्टं दर्शयितुमाह द्वाभ्याम्।

**योऽध्यात्मिकोऽयं पुरुषः सोऽसावेवाधिदैविकः।**
**यस्तत्रोभयविच्छेदः पुरुषो ह्याधिभौतिकः॥ ८**

योऽयमाध्यात्मिकः पुरुषश्चक्षुरादिकरणाभिमानी द्रष्टा जीवः स एवाधिदैविकश्चक्षुराद्यधिष्ठाता सूर्यादिः। तत्रैकस्मिन्नेवोभयो द्विरूपो विच्छेदो यस्मात्स आधिभौतिकश्चक्षुर्गोलकाद्युपलक्षितो दृश्यो देहः पुरुष इति पुरुषस्य जीवस्योपाधिः। 'स वा एष पुरुषोऽन्नरसमयः' इत्यादिश्रुतेः॥ ८॥

'**अस्य**' આ જીવાત્માનો, શ્રીહરિની યોગનિદ્રાને અનુસરીને '**शक्तिभिः**' ઉપાધિઓ સાથે '**शयनम्**' લય થવો એટલે નિરોધ. '**अन्यथारूपम्**' વિપરીત સ્વરૂપ– અવિદ્યા દ્વારા આરોપિત થયેલા કર્તૃત્વાદિ (હું કર્તા છું, ભોક્તા છું, જ્ઞાતા છું વગેરે) અન્યથારૂપનો ત્યાગ કરી સ્વસ્વરૂપે બ્રહ્મસ્વરૂપમાં સ્થિતિ કરવી એટલે મુક્તિ. ॥ ૬॥

જેનાથી (જગતની) સૃષ્ટિ તથા પ્રલય થાય છે તેમ જ જેનાથી (જગત) પ્રકાશિત થાય છે તે આશ્રય છે, તે જ પરબ્રહ્મ પરમાત્મા કહેવાય છે. ॥ ૭॥

'**आभासः**' ઉત્પત્તિ, '**निरोधः**' લય જેનાથી થાય છે તથા '**अधि–अवसीयते**' પ્રકાશિત થાય છે તે પરબ્રહ્મ પરમાત્મા તરીકે પ્રસિદ્ધ છે, તેને જ આશ્રય કહે છે. ॥ ૭॥

આશ્રયના સ્વરૂપે અપરોક્ષ અનુભવ દ્વારા સ્પષ્ટ દર્શાવવા માટે અધ્યાત્માદિ વિભાગો જણાવે છે.

પ્રત્યેક દેહમાં અંતર્યામીરૂપે રહેલા, તે દેહના કેવળ આશ્રયરૂપ આધ્યાત્મિક, આધિભૌતિક, આધિદૈવિક પુરુષને વિભાગરૂપે સ્પષ્ટ દર્શાવવા માટે બે શ્લોકો દ્વારા કહે છે.

(ઇન્દ્રિયો, પ્રાણ અને અંતઃકરણ જે આત્માના આધારે રહે છે તેનો અભિમાની) જે આ આધ્યાત્મિક પુરુષ છે તે જ (ઇન્દ્રિયો વગેરેને પ્રેરણા આપનાર છે, ચક્ષુ વગેરેના અધિષ્ઠાતા સૂર્યાદિરૂપે) આધિદૈવિક છે, જે બન્ને એક જ હોવા છતાં તેમાં ભેદ પાડનાર છે, તે પુરુષ ખરેખર આધિભૌતિક છે. ॥ ૮॥

'**यः अयं आध्यात्मिकः**' જે આ આધ્યાત્મિક પુરુષ છે, ચક્ષુ વગેરે ઇન્દ્રિયોનો અભિમાની દ્રષ્ટા– જીવ છે, તે જ '**आधिदैविकः**' ચક્ષુ વગેરેના અધિષ્ઠાતા સૂર્યાદિરૂપે છે. '**तत्र**' ત્યાં એક જ હોવા છતાં '**उभयः**' આધ્યાત્મિક અને આધિદૈવિક એ બે રૂપવાળો– તે બન્ને રૂપનો ભેદ જેનાથી જણાય છે, તે '**आधिभौतिकः**' ચક્ષુગોલક વગેરેથી ઉપલક્ષિત થતો દૃશ્ય દેહ– આધિભૌતિક પુરુષ '**पुरुषः इति।**' '**पुरुषस्य**' જીવની દેહસ્વરૂપ ઉપાધિ દર્શાવે છે, કારણ કે પુરુષ અથવા જીવની ઉપાધિ દર્શાવતી શ્રુતિ છે– ''તે આ પુરુષ અન્ન અને રસનો જ વિકાર છે.'' (તૈત્તિ.ઉપ.૨/૧/૧) ॥ ૮॥

**एकमेकतराभावे यदा नोपलभामहे।**
**त्रितयं तत्र यो वेद स आत्मा स्वाश्रयाश्रयः॥ ९**

તે ત્રણમાંથી જ્યારે એકનો પણ અભાવ હોય ત્યારે બીજા બેની ઉપલબ્ધિ થઈ શકતી નથી. માટે ત્યાં એ ત્રણેને જે જાણે છે તે જ પરમાત્મા કે જેને સ્વનો જ આશ્રય છે તે અર્થાત્ અન્યના આશ્રય વગરના જે પરમાત્મા છે તે જ (અન્ય સર્વનો) આશ્રય છે. ॥૯॥

एकमेकतराभाव इत्येतेषामन्योन्यसापेक्ष-सिद्धित्वेनानात्मत्वं दर्शयति।

**'एकम्-एकतर-अभावे इति।'** તે ત્રણમાંથી એકનો અભાવ હોય ત્યારે એક (બાકીના બે)નું જ્ઞાન થતું નથી. આ ત્રણનો એકબીજાને આશ્રય છે, તે સિદ્ધ કરવા માટે (અધ્યાત્મ, અધિદૈવ, અધિભૂત– એમ) અનેક સ્વરૂપે અસ્તિત્વ દર્શાવે છે.

तथा हि। दृश्यं विना तत्प्रतीत्यनुमेयं करणं न सिध्यति, नापि द्रष्टा, न च तद्विना करणप्रवृत्त्यनुमेयस्तदधिष्ठाता सूर्यादिः, न च तं विना करणं प्रवर्तते, न च तद्विना दृश्यमित्येवमेकतरस्याभावे एकं नोपलभामहे। तत्र तदा तत्त्रितयमालोचनात्मकेन प्रत्ययेन यो वेद साक्षितया पश्यति स परमात्मा आश्रयः।

જેમ કે, દૃશ્ય (આધિભૌતિક દેહાદિ) વિના તે (શરીર)ના જ્ઞાનથી અનુમેય એવી અધિદૈવ ઈન્દ્રિયો જણાતી નથી અને અનુમેય એવો દ્રષ્ટા પણ જણાતો નથી. તે (દેહ) વિના ઈન્દ્રિયની પ્રવૃત્તિથી અનુમાન કરવા યોગ્ય તે (ઈન્દ્રિય)ના અધિષ્ઠાતા સૂર્યાદિ દેવતાઓ જણાતા નથી અને તે (અધ્યાત્મ) દ્રષ્ટા (જીવ) વિના ઈન્દ્રિયો પ્રવૃત્તિ કરતી નથી. ઈન્દ્રિયોની પ્રવૃત્તિ વિના દૃશ્ય દેહનું ભાન થતું નથી. આમ ત્રણમાંથી એક પણ ન હોય તો બાકીના બેની ઉપલબ્ધિ થતી નથી. **'तत्र'** ત્યાં તે **'त्रितयम्'** ત્રણેને સૂક્ષ્મ દૃષ્ટિવાળા જ્ઞાનથી **'यः वेद'** જે જાણે છે, સાક્ષીરૂપે જુએ છે, તે પરમાત્મા આશ્રય છે.

तेषामपि परस्परमाश्रयत्वमस्त्येवेति तद्व्यवच्छेदार्थं विशेषणम्। स्वाश्रयोऽनन्याश्रयः स चासावन्येषामाश्रयश्चेति।

આ ત્રણેય એકબીજા ઉપર જ આશ્રિત છે અને સાક્ષીરૂપ પરમાત્માથી ભિન્ન છે; તે ત્રણેયથી ભેદ કરવા માટે વિશેષણ આપે છે. **'स्व-आश्रयः'** અન્ય કોઈ ઉપર આશ્રિત નથી તેવા અનન્યાશ્રય તે આ પરમાત્મા જ સર્વનો આશ્રય છે.

तथा च भगवान्वक्ष्यति—
'दृग्रूपमार्कं वपुरत्र रन्ध्रे
परस्परं सिध्यति यः स्वतः खे।
आत्मा यदेषामपरो य आद्यः
स्वयानुभूत्याखिलसिद्धसिद्धिः ॥'
इति।

ભગવાન તે જ વાત (આગળ) કહેશે.

નેત્રેન્દ્રિય (અધ્યાત્મ છે), (તેમનો વિષય) રૂપ (અધિભૂત છે) અને નેત્રગોલકમાં પ્રવેશેલો સૂર્યનો અંશ (અધિદૈવ છે)– (આ ત્રણેય) એકબીજાના આશ્રયથી સિદ્ધ થાય છે. (પરંતુ) આકાશમાં રહેલો સૂર્ય સ્વતઃ-સિદ્ધ છે. (તેવી રીતે) આત્મા આ ત્રણેય (અધ્યાત્મ, અધિદૈવ, અધિભૂત)થી જુદો છે અને મૂળ કારણરૂપ છે. સ્વતઃસિદ્ધ પ્રકાશ વડે પૂર્ણ સિદ્ધ પદાર્થરૂપ પરમાત્માની સિદ્ધિ થાય છે. (શ્રીમદ્‌ભા.૧૧/૨૨/૩૧)

एतेनैव व्यभिचारित्वात्तेषां मायामयत्वमप्युक्तम्। अत एव 'पुरुषावयवैर्लोकाः सपालाः पूर्वकल्पिताः॥ लोकैरमुष्यावयवाः सपालैः' इत्यनेनोक्तो विरोधोऽपि परिहृतः॥ ९॥

આ ઉપરથી તે ત્રણેય પરસ્પરાશ્રિત હોવાને કારણે તેમનું માયામયત્વ પણ કહેવામાં આવ્યું છે. આથી જ, ''એ ભગવાનના અવયવો વડે આ લોકપાલો સહિત લોકો પ્રથમ રચાયા છે અને લોકપાલો સહિત આ સમગ્ર લોકોથી તે પુરુષના અવયવો રચાયા છે.'' (શ્રીમદ્ ભા.૨/૮/૧૧) આ પરસ્પરાશ્રયત્વ દ્વારા આમ કહેવામાં આવેલો વિરોધ પણ દૂર થાય છે. ॥ ૯॥

उक्तमेवाध्यात्मादिविभागं प्रपञ्चयन् 'यदुताहं त्वया पृष्टो वैराजात्पुरुषादिदम्। यथासीत्तदुपाख्यास्ये' इति यत्प्रतिज्ञातं तदुत्पत्तिप्रकारमाह— **पुरुष** इत्यादिना।

જણાવવામાં આવેલા અધ્યાત્મ વગેરે વિભાગનો વિસ્તાર કરતાં કહે છે– ''તમે મને જે પૂછ્યું કે વિરાટપુરુષથી આ જગત કેવી રીતે ઉત્પન્ન થયું, તે હું યથાવત્ સમજાવીશ.'' (શ્રીમદ્ ભા.૨/૯/૪૫) એમ જે વચન આપ્યું હતું, તે પ્રમાણે વિરાટપુરુષની ઉત્પત્તિ જે પ્રકારે થઈ હતી, તે '**पुरुषः इति।**' દ્વારા કહે છે.

**पुरुषोऽण्डं विनिर्भिद्य यदासौ स विनिर्गतः।**
**आत्मनोऽयनमन्विच्छन्नपोऽस्राक्षीच्छुचिः शुचीः॥ १०**

વિરાટ પુરુષ બ્રહ્માંડ ભેદીને જ્યારે બહાર નીકળ્યા, ત્યારે પોતાના સ્થાનને શોધતા તે વિશુદ્ધ પુરુષે અત્યન્ત પવિત્ર જળને સર્જ્યું. ॥ ૧૦॥

पुरुषो वैराजोऽण्डं विनिर्भिद्य पृथक्कृत्य विनिर्गतः, पृथक् स्थित इत्यर्थः। अयनं स्थानमन्विच्छन्विमृशन्। यतः शुचिः स्वयम्। अतः शुचीः शुद्धा अपो गर्भोदकसंज्ञा अस्राक्षीत्ससर्ज॥ १०॥

'**पुरुषः**' વિરાટપુરુષ બ્રહ્માંડ '**विनिर्भिद्य**' ભેદીને બહાર નીકળ્યા, એમ અર્થ છે. '**अयनम्**' સ્થાન '**अन्विच्छन्**' શોધતા, કારણ કે સ્વયં પવિત્ર હોવાથી '**शुचीः**' પવિત્રજળ– ગર્ભોદક નામનું શુદ્ધ જળ '**अस्राक्षीत्**' ઉત્પન્ન કર્યું. ॥ ૧૦॥

**तास्ववात्सीत्स्वसृष्टासु सहस्रपरिवत्सरान्।**
**तेन नारायणो नाम यदापः पुरुषोद्भवाः॥ ११**

પોતાના સર્જેલા તે જળમાં એક હજાર વર્ષ સુધી તે રહ્યા, તેથી 'નારાયણ' નામ પડ્યું કારણ કે જળ પુરુષથી ઉત્પન્ન થયું છે. ॥ ૧૧॥

अप्सु वासं नारायणनामनिरुक्त्या स्पष्टयति। तेन अप्सु वासेन। यद्यस्मात्पुरुषो नरस्तस्मादुद्भवो यासां ता नारा आपोऽयनमस्येति नारायण इत्यर्थः। तदुक्तम्—

'आपो नारा इति प्रोक्ता आपो वै नरसूनवः।
अयनं तस्य ताः पूर्वं तेन नारायणः स्मृतः'
इति॥ ११॥

જળમાં કરેલા નિવાસને 'નારાયણ' નામની વ્યુત્પત્તિથી સ્પષ્ટ કરે છે. '**तेन**' જળમાં રહ્યા હતા તેથી– '**यत्**' કારણ કે '**पुरुषः**' નર, તેમનામાંથી જે ઉત્પન્ન થયું છે તે જળને '**नाराः**' નારા કહેવાય છે. એટલે જળ આ પુરુષનું નિવાસસ્થાન છે, તેથી **( नारा + अयन )**' નારાયણ– એમ અર્થ છે. તે જ કહેવામાં આવ્યું છે–

''જળ નરથી ઉત્પન્ન થયું છે માટે નારા કહેવાય છે અને એ નારા, પૂર્વે જેમનું નિવાસસ્થાન હતું, તેથી તે નારાયણ કહેવાયા.'' (મનુસ્મૃતિ ૧/૧૦) ॥ ૧૧॥

तस्य प्रभावमाह।

**द्रव्यं कर्म च कालश्च स्वभावो जीव एव च।**
**यदनुग्रहतः सन्ति न सन्ति यदुपेक्षया॥ १२**

द्रव्यमुपादानम्। कर्मादीनि निमित्तानि। जीवो भोक्ता। यस्यानुग्रहात्सन्ति, कार्यक्षमा भवन्तीत्यर्थः॥ १२॥

**बा.प्र.**—द्रव्यम् इति। महदादिपृथिव्यन्तो भूतवर्गः, कर्म शुभाशुभजीवादृष्टं, कालो गुणवैषम्यहेतुः स्वभावः परिणामहेतुः, जीवो भोक्ता।

**एको नानात्वमन्विच्छन्योगतल्पात्समुत्थितः।**
**वीर्यं हिरण्मयं देवो मायया व्यसृजत्त्रिधा॥ १३**

योग एव तल्पं शय्या तस्मात्। वीर्यं गर्भरूपं देहम्। हिरण्मयमिव प्रकाशबहुलम्॥ १३॥

**अधिदेवमथाध्यात्ममधिभूतमिति प्रभुः।**
**अथैकं पौरुषं वीर्यं त्रिधाऽभिद्यत तच्छृणु॥ १४**

तस्यैव प्रपञ्चः अथेत्यादिना॥ १४॥

**अन्तःशरीर आकाशात्पुरुषस्य विचेष्टतः।**
**ओजः सहो बलं जज्ञे ततः प्राणो महानसुः॥ १५**

अन्तःशरीरे य आकाशस्तस्मात्क्रियाशक्त्या तत्र विविधं चेष्टमानस्य सतः। ओज इन्द्रिय–शक्तिः। सहो मनःशक्तिः। बलं देहशक्तिः। ततः शक्त्यात्मकात्सूक्ष्माद्रूपात्प्राणः सूत्राख्यः। महान्मुख्यः। असुः प्राणः सर्वेषाम्॥ १५॥

महत्त्वं दर्शयति।

**अनु प्राणन्ति यं प्राणाः प्राणन्तं सर्वजन्तुषु।**
**अपानन्तमपानन्ति नरदेवमिवानुगाः॥ १६**

તે નારાયણના પ્રભાવને જણાવે છે.

જે નારાયણના અનુગ્રહથી દ્રવ્ય, કર્મ, કાળ, સ્વભાવ અને જીવ કાર્ય કરવા સમર્થ છે, પરંતુ જેમની ઉપેક્ષાથી તેઓ કાંઈ પણ કરવાને સમર્થ નથી. ॥ ૧૨॥

**'द्रव्यम्'** દ્રવ્ય અર્થાત્ ઉપાદાન, કર્મ વગેરે એટલે (પુનર્જન્મનાં) કારણો, **'जीवः'** અર્થાત્ ભોક્તા– જેના અનુગ્રહથી (દ્રવ્ય વગેરે) છે, જેના અનુગ્રહથી (દ્રવ્ય વગેરે) કાર્યક્ષમ બને છે, એમ અર્થ છે. ॥ ૧૨॥

દ્રવ્ય એટલે મહત્તત્ત્વથી આરંભી પૃથ્વી સુધીનો ભૂતવર્ગ, કર્મ એટલે જીવનું શુભ-અશુભ અદૃષ્ટ, કાળ એટલે ગુણોની વિષમ અવસ્થાનું કારણ, સ્વભાવ એટલે પરિણામનું કારણ અને જીવ એટલે ભોક્તા.

યોગશય્યામાંથી બેઠા થયેલા, એકલા ભગવાને અનેક સ્વરૂપવાળા થવાનું વિચારતાં, માયાથી પોતાના સુવર્ણમય વીર્યને ત્રણ પ્રકારે વહેંચ્યું. ॥ ૧૩॥

યોગ એ જ **'तल्पम्'** શય્યા, તેમાંથી– **'वीर्यम्'** ગર્ભરૂપ દેહ, સુવર્ણ જેવો અત્યન્ત પ્રકાશમાન ॥ ૧૩॥

હવે તે સમર્થ પરમેશ્વરે એક જ પુરુષશરીરને અધિદૈવ, અધ્યાત્મ અને અધિભૂત એમ જે રીતે ત્રણ પ્રકારે અલગ કર્યું, તે તમે સાંભળો. ॥ ૧૪॥

**'अथ'** વગેરે દ્વારા તેનો જ વિસ્તાર કરે છે. ॥ ૧૪॥

વિવિધ ચેષ્ટા કરતા વિરાટપુરુષના શરીરની અંદરના આકાશમાંથી ઈન્દ્રિયોની, મનની અને દેહની શક્તિ ઉત્પન્ન થઈ અને ત્યારબાદ સૂત્રાત્મા નામનો મહાન પ્રાણ ઉત્પન્ન થયો. ॥ ૧૫॥

શરીરની અંદર જે આકાશ છે, તેમાંથી ક્રિયાશક્તિ વડે વિવિધ ચેષ્ટાઓ કરી, ત્યારે **'ओजः'** ઈન્દ્રિયોની શક્તિ, **'सहः'** મનની શક્તિ, **'बलम्'** દેહની શક્તિ (ઉત્પન્ન થઈ). ત્યાર બાદ તે શક્તિરૂપ સૂક્ષ્મસ્વરૂપમાંથી 'સૂત્રાત્મા' નામનો પ્રાણ– **'महान्'** મુખ્ય– **'असुः'** સર્વનો (જીવનવ્યંજક) પ્રાણ ॥ ૧૫॥

(પ્રાણ જીવનવ્યંજક હોવાથી તેનું) મહત્ત્વ દર્શાવે છે–

સર્વ પ્રાણીઓનાં શરીરોમાં સંચાર કરનારા જે મહાપ્રાણને, રાજાને સેવકો અનુસરે તેમ ઈન્દ્રિયો અનુસરે છે તે મહાપ્રાણ જ્યારે ચેષ્ટાનો ત્યાગ કરે છે, ત્યારે ઈન્દ્રિયો પણ ચેષ્ટાનો ત્યાગ કરે છે. ॥ ૧૬॥

प्राणा इन्द्रियाणि यं प्राणन्तं चेष्टां कुर्वन्तमनु पश्चात् प्राणन्ति चेष्टां कुर्वन्ति। अपानन्तं चेष्टां त्यजन्तमनु अपानन्ति चेष्टां त्यजन्ति। राजानमनु भृत्या इव॥ १६ ॥

**प्राणेन क्षिपता क्षुत्तृडन्तरा जायते प्रभोः।**
**पिपासतो जक्षतश्च प्राङ्मुखं निरभिद्यत॥ १७**

क्षिपता चालयता निमित्तेन क्षुत्तृडादिकम्। प्रभोरिति विराड्जीवाभेदेनोपासनार्थमुक्तम्। आजायते स्म। ततो जक्षतः, भक्षयितुमिच्छत इत्यर्थः। प्राक् प्रथमम्। निरभिद्यत विभक्तमभूत् ॥ १७ ॥

**मुखतस्तालु निर्भिन्नं जिह्वा तत्रोपजायते।**
**ततो नानारसो जज्ञे जिह्वया योऽधिगम्यते॥ १८**

ताल्वधिष्ठानम्, जिह्वेन्द्रियम्, नानारसो विषयः, वरुणश्च देवता ज्ञातव्या। एवं सर्वत्राधिष्ठानमिन्द्रियं देवता विषय इत्येतच्चतुष्टयमनुक्तमप्यूह्यम्॥ १८ ॥

**विवक्षोर्मुखतो भूम्नो वह्निर्वाग्व्याहृतं तयोः।**
**जले वै तस्य सुचिरं निरोधः समजायत॥ १९**

विवक्षोर्वक्तुमिच्छोः मुखत एव। वह्निर्देवता, वागिन्द्रियम्, व्याहृतं भाषणम्। तयोरितीन्द्रिय-देवताधीनत्वं कर्मणो दर्शयति॥ १९ ॥

**नासिके निरभिद्येतां दोधूयति नभस्वति।**
**तत्र वायुर्गन्धवहो घ्राणो नसि जिघृक्षतः॥ २०**

'**प्राणाः**' ઇન્દ્રિયો '**यं प्राणन्तम्**' ચેષ્ટા કરનારા જે (મહાપ્રાણને) '**अनु**' અનુસરી '**प्राणन्ति**' ચેષ્ટા કરે છે તથા '**अपानन्तम्**' ચેષ્ટાનો ત્યાગ કરનારા જે પ્રાણની પાછળ ઇન્દ્રિયો પણ '**अपानन्ति**' ચેષ્ટાનો ત્યાગ કરે છે, જેમ રાજાને સેવકો અનુસરે તેમ! ॥ ૧૬॥

ચેષ્ટા કરતા પ્રાણથી વિરાટ પ્રભુની અંદર ક્ષુધા અને તૃષા ઉત્પન્ન થયાં. પીવાની અને ખાવાની ઇચ્છા કરતા પુરુષમાંથી પ્રથમ મુખ ઉત્પન્ન થયું. ॥ ૧૭॥

'**क्षिपता**' ચેષ્ટા કરાવતા પ્રાણથી ભગવાનને ક્ષુધા-તૃષા વગેરે ઉત્પન્ન થયાં, એમ વિરાટ પુરુષ અને જીવના અભેદથી ઉપાસના માટે કહ્યું છે. ક્ષુધા-તૃષા ઉત્પન્ન થયા પછી '**जक्षतः**' ખાવાની ઇચ્છા કરનારનું (મુખ ઉત્પન્ન થયું), એમ અર્થ છે. '**प्राक्**' પ્રથમ (મુખ) '**निरभिद्यत**' વિભક્ત થયું. ॥ ૧૭॥

મુખમાંથી તાળવું ઉત્પન્ન થયું, ત્યાં જીભ (પણ) ઉત્પન્ન થઈ. તેમાંથી અનેક પ્રકારના રસ ઉત્પન્ન થયા, જે જિહ્વાથી જાણી શકાય છે. ॥ ૧૮॥

તાળવાને અધિષ્ઠાન, જીભને ઇન્દ્રિય, અનેક રસોને વિષય તથા વરુણદેવને દેવતા જાણવા. આ પ્રમાણે સર્વ સ્થળે અધિષ્ઠાન-ઇન્દ્રિય-દેવતા-વિષય, આમ એ ચાર વસ્તુઓનો સમૂહ ન કહ્યો હોય તો પણ સમજવો. ॥ ૧૮॥

બોલવા ઇચ્છતા વિરાટ પુરુષ ભૂમાના મુખમાંથી અગ્નિદેવતા, વાક્ઇન્દ્રિય તથા તે બન્નેનો વ્યવહાર— ભાષણ પ્રકટ થયાં. ત્યાર બાદ જળમાં ઘણા સમય સુધી તેમનો નિરોધ થયો. ॥ ૧૯॥

'**विवक्षोः**' બોલવાની ઇચ્છાવાળા ભગવાનના મુખમાંથી જ અગ્નિદેવતા, વાક્ ઇન્દ્રિય તથા '**व्याहृतम्**' વાણીવ્યવહાર પ્રકટ થયાં. '**तयोः इति।**' બોલવાનું કર્મ એ ઇન્દ્રિય અને દેવતા બન્નેને અધીન છે, એમ દર્શાવે છે. ॥ ૧૯॥

જ્યારે વાયુ વેગથી વાવા લાગ્યો, ત્યારે બે નાકનાં છિદ્ર પ્રકટ થયાં. તેમાં સૂંઘવાની ઇચ્છા કરનાર વિરાટપુરુષને માટે ગંધનું વહન કરનાર વાયુદેવ તથા ઘ્રાણેન્દ્રિય થયાં. ॥ ૨૦॥

नभस्वति प्राणवायौ दोधूयति दोधूयमानेऽत्यन्तं प्रचलति सति। तत्र नासिकायां वायुर्देवता गन्धं वहतीति तथा। अनेन गन्धो विषयो दर्शितः। घ्राण इन्द्रियम्। जिघृक्षतो गन्धं ग्रहीतुमिच्छतः ॥ २० ॥

**यदात्मनि निरालोकमात्मानं च दिदृक्षतः।**
**निर्भिन्ने ह्यक्षिणी तस्य ज्योतिश्चक्षुर्गुणग्रहः ॥ २१**

निरालोकं प्रकाशशून्यमासीदिति शेषः। निर्मक्षिकमितिवदव्ययीभावः। तदा आत्मानं देहं चकारादन्यच्च वस्तु दिदृक्षतः। अक्षिणी स्थानम्, ज्योतिरादित्यो देवता, चक्षुरिन्द्रियम्, ततो गुणस्य रूपस्य ग्रहो ग्रहणम्। अनेन रूपं विषयो दर्शितः ॥ २१ ॥

**बोध्यमानस्य ऋषिभिरात्मनस्तज्जिघृक्षतः।**
**कर्णौ च निरभिद्येतां दिशः श्रोत्रं गुणग्रहः ॥ २२**

ऋषिभिर्वेदैर्बोध्यमानस्य। तदात्मनः प्रबोधनं ग्रहीतुमिच्छतः। ततो गुणग्रहः शब्दस्य ग्रहणम् ॥ २२ ॥

**वस्तुनो मृदुकाठिन्यलघुगुर्वोष्णशीतताम्।**
**जिघृक्षतस्त्वङ्निर्भिन्ना तस्यां लोम महीरुहाः।**
**तत्र चान्तर्बहिर्वातस्त्वचालब्धगुणो वृतः ॥ २३**

‘**नभस्वति**’ પ્રાણવાયુ જ્યારે ‘**दोधूयति**’ અત્યન્ત વેગથી વાવા લાગ્યો, ત્યારે તે નાસિકામાં વાયુદેવતા ગંધનું વહન કરવા લાગ્યા– એમ કહીને આ દ્વારા ગંધને જ વિષય તરીકે દર્શાવી છે તથા ઘ્રાણને ઈન્દ્રિય તરીકે દર્શાવી છે. ‘**जिघृक्षतः**’ ગંધ ગ્રહણ કરવાની ઈચ્છા કરનારને માટે ઘ્રાણેન્દ્રિય પ્રકટ થઈ. ॥ ૨૦॥

જ્યારે વિરાટદેહમાં પ્રકાશનો અભાવ હતો, ત્યારે પોતાના દેહને અને અન્ય વસ્તુઓને જોવાની ઈચ્છા કરનાર વિરાટપુરુષને બે નેત્રદ્વાર ઉત્પન્ન થયાં. તેમાં સૂર્ય દેવતા, ચક્ષુ ઈન્દ્રિય અને તેનાથી ગ્રહણ કરાતું રૂપ વિષય થયો. ॥ ૨૧॥

‘**निःआलोकम्**’ પ્રકાશશૂન્ય અંધકાર ‘હતો’– એટલું શેષ છે (તે ઉમેરવું). ‘**निर्मक्षिकम्**’ (માખીઓનો અભાવ)– આની જેમ ‘**निरालोकम्**’ એટલે પ્રકાશનો અભાવ એ અવ્યયીભાવ સમાસ છે. અંધકાર હતો ત્યારે ‘**आत्मानम्**’ પોતાના દેહને તથા (‘**च**’ કાર વડે) અન્ય વસ્તુઓને જોવાની ઈચ્છા કરનારને બે નેત્રદ્વારરૂપી અધિષ્ઠાન થયાં. ‘**ज्योतिः**’ સૂર્યદેવ, ચક્ષુ ઈન્દ્રિય, તેનાથી ‘**गुणस्य**’ ગુણનું અર્થાત્ રૂપનું ગ્રહણ (વિષય થયો), આ દ્વારા રૂપને વિષય દર્શાવવામાં આવ્યો છે. ॥ ૨૧॥

(ત્યાર બાદ તે વિરાટપુરુષને) ઋષિઓ વેદધ્વનિથી જગાડવા લાગ્યા, ત્યારે (**तत्**) તે જગાડવાનું (વચન) ગ્રહણ કરવાની ઈચ્છા કરનારને બે કાન પ્રકટ થયા. તેમાં દિશાઓ દેવ, શ્રોત્ર ઈન્દ્રિય અને તેનાથી ગ્રહણ કરાતો શબ્દ વિષય થયો.॥ ૨૨॥

ઋષિઓ દ્વારા વેદધ્વનિથી જગાડવામાં આવતાં, પોતાને જગાડવા માટે કરવામાં આવેલી સ્તુતિ સાંભળવા ઈચ્છતા વિરાટપુરુષને– તેનાથી ‘**गुणग्रहः**’ ગુણ એટલે શબ્દનું ગ્રહણ ॥ ૨૨॥

વસ્તુની કોમળતા, કઠિનતા, હલકાપણું, ભારેપણું, ઉષ્ણતા અને શીતળતા ગ્રહણ કરવા ઈચ્છતા વિરાટ પુરુષની ત્વચા ઉત્પન્ન થઈ. તેમાં વૃક્ષોરૂપી રુવાંટાં ઉત્પન્ન થયાં તથા તેમાં અંદર-બહાર રહેનારો વાયુ પણ પ્રકટ થયો. સ્પર્શ ગ્રહણ કરનારી ત્વગિન્દ્રિય શરીરની ચારે બાજુ વીંટળાઈ ગઈ. (જેનાથી સ્પર્શાનુભવ થાય છે.) ॥ ૨૩॥

मृदुत्वं च काठिन्यं च लघुत्वं च गुरुत्वं च आ उष्णत्वमीषदुष्णत्वं च शीततां चेत्यर्थः। यद्यप्यत्युष्णत्वमपीन्द्रियविषय एव तथापि तस्य जिघृक्षाभावादोष्णत्वमित्युक्तम्। गुर्वुष्णेति पाठे यणादेशश्छान्दसः।

કોમળતા અને કઠિનતા તથા હલકાપણું અને ભારેપણું **'आ उष्णत्वम्'** (**गुरु** + **आ** + **उष्णत्वम्** એમ પદચ્છેદ છે.) તથા થોડી ઉષ્ણતા અને શીતળતા, એમ અર્થ છે. જોકે અત્યન્ત ઉષ્ણત્વ પણ સ્પર્શેન્દ્રિયનો જ વિષય છે, છતાં પણ તેને ગ્રહણ કરવાની ઈચ્છાનો અભાવ હોવાથી **'आ-उष्णत्वम्'** કહ્યું છે. **'गुर्वुष्ण'** પાઠમાં (**'गुरु** + **उष्ण'** એ બે શબ્દોની સંધિ થતાં **'गुरूष्ण'** થાય, અહીં **रु** + **उ** બન્ને જાતીય સ્વરો હોવા છતાં વિજાતીય સ્વર સાથે આવે ત્યારે થતી સંધિ થયેલી છે, અર્થાત્ **'उ'** માંથી **'व्'** એમ) એમ **'यण्'** આદેશ થયો છે, તે આર્ષપ્રયોગ છે.

वस्तुन एतान् धर्मान् जिघृक्षतस्त्वङ् निर्भिन्ना। त्वगिन्द्रियाधिष्ठानं चर्म जातमित्यर्थः। तस्यां रोमाणीन्द्रियं, महीरुहाश्च देवता जाताः। वस्तुनि हस्तेनातोलिते लघुत्वगुरुत्वयोर्ज्ञानात्तयोरपि त्वगिन्द्रियविषयत्वमिति पौराणिकाः। तत्र त्वच्यन्तर्बहिश्च वातो वृत आवृत्य स्थितः। कर्तरि निष्ठा। कथंभूतः। त्वचा लब्धो गुणः स्पर्शो येन।

વસ્તુના આ બધા ગુણો ગ્રહણ કરવાની ઈચ્છાથી વિરાટ પુરુષની ત્વચા ઉત્પન્ન થઈ. ત્વગિન્દ્રિયનું અધિષ્ઠાન ચામડી ઉત્પન્ન થઈ, એમ અર્થ છે. તેમાં રુવાંટાં ઈન્દ્રિયો અને વૃક્ષો દેવતા છે. જ્યારે હાથથી વસ્તુને તોળવામાં આવે, ત્યારે તે વસ્તુનું હલકાપણું અને ભારેપણું એ બન્નેનું જ્ઞાન થતું હોવાથી તે બન્ને પણ ત્વચા ઈન્દ્રિયના વિષય છે, એમ પૌરાણિકો કહે છે. **'तत्र'** ત્યાં, ત્વચામાં વાયુ અંદર-બહાર **'वृतः'** આવરીને રહેલો છે. અહીં **वृतः** ભૂતકૃદન્તમાં **त**(નિષ્ઠા) પ્રત્યય કર્તરિ પ્રયોગના અર્થમાં છે. કેવો વાયુ? ત્વચાથી જે વાયુ દ્વારા સ્પર્શ નામના ગુણને પ્રાપ્ત કરાયો છે.

अयमर्थः—त्वगिन्द्रियमेव बहिः कण्डूति-सहितं स्पर्शं गृह्णल्लोमशब्देनोच्यते, तत्र महीरुहाणां देवत्वम्, अन्तर्बहिश्च स्पर्शं गृह्णत् तदेव त्वक्शब्देनोच्यते, तत्र वातो देवता।

(હવે પૌરાણિક મતને સમજાવે છે.) અર્થ આ પ્રમાણે છે– ત્વચા ઈન્દ્રિય જ બહાર ખંજવાળ સાથેના સ્પર્શને ગ્રહણ કરતી ત્વગિન્દ્રિય 'લોમ' શબ્દ દ્વારા ઓળખાય છે. ત્યાં (તે રોમમાં) વૃક્ષો દેવતા છે. અંદર અને બહાર સ્પર્શને ગ્રહણ કરતી તે જ 'ત્વગિન્દ્રિય' શબ્દથી કહેવાય છે. તેમાં વાયુ દેવતા છે.

तथा च तृतीये वक्ष्यति—
'त्वचमस्य विनिर्भिन्नां विविशुर्धिष्ण्यमोषधीः।
अंशेन रोमभिः कण्डूं यैरसौ प्रतिपद्यते॥

વળી, તે જ પ્રમાણે ત્રીજા સ્કંધમાં કહેશે. "પછી આ વિરાટની પ્રકટ થયેલી ત્વચામાં એટલે કે તે સ્થાનમાં ઔષધિઓએ પોતાની શક્તિરૂપ રુવાંટાં સાથે પ્રવેશ કર્યો, જે રુવાંટાંથી જીવને ખણજનું જ્ઞાન થાય છે." (શ્રીમદ્ ભા.૩/૬/૧૮)

निर्भिन्नान्यस्य चर्माणि लोकपालोऽनिलोऽविशत्।
प्राणेनांशेन संस्पर्शं येनासौ प्रतिपद्यते॥'
इति।

"એને ત્વચાસ્થાન થયું. તેમાં લોકપાલ વાયુએ પોતાના પ્રાણરૂપી અંશથી પ્રવેશ કર્યો, જે પ્રાણથી જીવને સ્પર્શનું જ્ઞાન થાય છે."(શ્રીમદ્ ભા.૩/૬/૧૬)

तत्र चर्माणीति चर्मोपलक्षिता त्वगित्यर्थः। प्राणेनांशेनेति, प्राणवायुव्याप्तेन त्वगिन्द्रियेणेत्यर्थः। बह्वृचश्रुतौ त्वेक एवांशो निर्दिष्टः—

**'तत्र'** આ શ્લોકમાં (૩/૬/૧૬) **'चर्माणि'** એ શબ્દમાં ચર્મથી સૂચિત ત્વચા ઇન્દ્રિય છે. **'प्राणेन अंशेन'** એ શબ્દોથી ''પ્રાણવાયુથી વ્યાપ્ત ત્વક્-ઇન્દ્રિય દ્વારા'' એમ અર્થ છે. બહ્વૃચશ્રુતિ (ઋગ્વેદ)માં એક જ અંશ નિર્દિષ્ટ છે.

'त्वङ्निरभिद्यत त्वचो लोमानि लोमभ्य ओषधिवनस्पतयः' इति॥ २३॥

''ત્વચા પ્રકટ થઈ. ત્વચામાંથી રુવાંટાં, રુવાંટાંમાંથી ઔષધિઓ તથા વનસ્પતિઓ પ્રકટ થઈ.'' (ઐત. ઉપ.૧/૧/૪) ॥ ૨૩॥

**हस्तौ रुरुहतुस्तस्य नानाकर्मचिकीर्षया।**
**तयोस्तु बलमिन्द्रश्च आदानमुभयाश्रयम्॥ २४**

અનેક પ્રકારનાં કર્મો કરવાની ઇચ્છાથી તેમને બે હસ્ત પ્રકટ થયા. તેમાં બળ ઇન્દ્રિય, ઇન્દ્ર દેવતા અને તે બન્નેથી થઈ શકે તેવું ગ્રહણ કરવાનું કર્મ વિષય થયો. ॥ ૨૪॥

रुरुहतुर्निर्भिन्नौ। बलमिन्द्रियम्, इन्द्रो देवता, तदुभयाश्रयमादानं कर्म॥ २४॥

**'रुरुहतुः'** ઉત્પન્ન થયા, **'बलम्'** બળ ઇન્દ્રિય, ઇન્દ્ર દેવતા– તે બન્નેથી થઈ શકે તેવું ગ્રહણ કરવાનું કર્મ (વિષય થયો.) ॥ ૨૪॥

**गतिं जिगीषतः पादौ रुरुहातेऽभिकामिकाम्।**
**पद्भ्यां यज्ञः स्वयं हव्यं कर्मभिः क्रियते नृभिः॥ २५**

અભિલષિત ગતિ ઇચ્છતા તેમને બે ચરણ ઉત્પન્ન થયાં. એ બન્ને ચરણોની સાથે સ્વયં યજ્ઞભગવાન વિષ્ણુ તેમના અધિષ્ઠાતા દેવ તરીકે રહ્યા. ગતિ નામની કર્મશક્તિ વડે મનુષ્યો દ્વારા યજ્ઞની સામગ્રી મેળવવામાં આવે છે. ॥ ૨૫॥

अभिकामिकामभीष्टां हितामित्यर्थः। पद्भ्यां सह यज्ञो विष्णुरेव स्वयं तदधिष्ठातृरूपेण स्थितः। कर्मभिरिति गत्याख्या कर्मशक्तिरिन्द्रियमुक्तम्। हव्यं क्रियत इति गतिप्राप्यं यज्ञार्थं द्रव्यं विषय इत्युक्तम्। नृभिरिति व्यष्टिजीवेष्वपीयमेव रीतिरिति दर्शयन्नराधिकारित्वं यज्ञादीनां दर्शयति॥ २५॥

**'अभिकामिकाम्'** અભીષ્ટ, આજ્ઞા કરવામાં આવેલી (ગતિ કરવાનું ઇચ્છતા), બન્ને ચરણો સાથે **'यज्ञः'** સ્વયં ભગવાન વિષ્ણુ જ તેમના અધિષ્ઠાતા દેવ તરીકે રહ્યા. **'कर्मभिः इति'** ગતિ નામની કર્મશક્તિને ઇન્દ્રિય કહેવામાં આવી છે. **'हव्यं क्रियते इति'** ગતિ દ્વારા પ્રાપ્ત કરવાને યોગ્ય એવી યજ્ઞ માટેની સામગ્રી વિષય છે, તેમ કહેવામાં આવ્યું છે. **'नृभिः इति।'** વ્યષ્ટિ જીવોમાં પણ આ જ રીત છે એમ દર્શાવતા, યજ્ઞાદિ માટેનું મનુષ્યોનું અધિકારિત્વ દર્શાવે છે. ॥ ૨૫॥

**निरभिद्यत शिश्नो वै प्रजानन्दामृतार्थिनः।**
**उपस्थ आसीत्कामानां प्रियं तदुभयाश्रयम्॥ २६**

પ્રજા, રતિસુખ તથા સ્વર્ગાદિની ઇચ્છાવાળા વિરાટપુરુષને લિંગ ઉત્પન્ન થયું. તેમાં ઉપસ્થ ઇન્દ્રિય, પ્રજાપતિ દેવ અને તે બન્નેને અધીન એવું કામસંબંધી સુખ વિષય થયો. ॥ ૨૬॥

प्रजा अपत्यमानन्दो रतिरमृतं स्वर्गादि तदर्थिनः। शिश्नोऽधिष्ठानमुपस्थमिन्द्रियं प्रजापतिश्चासीदिति ज्ञेयम्। तदुभयाश्रयं कामानां संबन्धि प्रियं सुखम्॥ २६॥

**उत्सिसृक्षोर्धातुमलं निरभिद्यत वै गुदम्।**
**ततः पायुस्ततो मित्र उत्सर्ग उभयाश्रयः॥ २७**

धातुमलं भुक्तान्नादीनामसारांशं त्यक्तुमिच्छोः। गुदपायुमित्रोत्सर्गा अधिष्ठानेन्द्रियदेवताविषयाः॥ २७॥

**आसिसृप्सोः पुरः पुर्या नाभिद्वारमपानतः।**
**तत्रापानस्ततो मृत्युः पृथक्त्वमुभयाश्रयम्॥ २८**

पुर्या देहात्पुरो देहान्तराणि आसिसृप्सोः सर्वतो गन्तुमिच्छोः। नाभिद्वारं निरभिद्यतेत्यनुषङ्गः। अपानतोऽपगच्छतः। पृथक्त्वं मरणम्। नाभ्यादीन्यधिष्ठानादीनि। नाभ्यां हि प्राणापानयोर्बन्धविश्लेषे मृत्युरिति प्रसिद्धम्॥ २८॥

**आदित्सोरन्नपानानामासन्कुक्ष्यन्त्रनाडयः।**
**नद्यः समुद्राश्च तयोस्तुष्टिः पुष्टिस्तदाश्रये॥ २९**

'**प्रजा**' સંતાન, '**आनन्दः**' રતિસુખ, '**स्वर्गादि**' તે માટે સ્વર્ગ વગેરેની ઈચ્છાવાળા, '**शिश्नः**' લિંગ અધિષ્ઠાન, '**उपस्थः**' ઉપસ્થ ઈન્દ્રિય, પ્રજાપતિ દેવતા થયા તેમ જાણવું. ઈન્દ્રિય અને દેવતા, તે બન્નેને અધીન એવું કામસંબંધી '**प्रियम्**' પ્રિય સુખ વિષય થયો. ॥ ૨૬॥

ખાધેલા અન્ન વગેરેના અસાર ભાગનો ત્યાગ કરવાની તેમને ઈચ્છા થઈ, એટલે ગુદાસ્થાન થયું. તેમાં પાયુ ઈન્દ્રિય, મિત્ર દેવ અને તે બન્નેને અધીન મળત્યાગ વિષય થયો. ॥ ૨૭॥

'**धातुमलम्**' ખાધેલા અન્ન વગેરેનો અસાર ભાગ ત્યાગ કરવાની ઈચ્છાવાળા વિરાટપુરુષનું ગુદાસ્થાન અધિષ્ઠાન, પાયુ ઈન્દ્રિય, મિત્ર દેવ અને ઉત્સર્ગક્રિયા વિષય થયો. '**उभयाश्रयः**' પાયુ ઈન્દ્રિય અને મિત્ર દેવતા બંનેને અધીન (મળત્યાગરૂપી વિષય) ॥ ૨૭॥

એક શરીરમાંથી બીજા શરીરમાં જવા ઈચ્છતા વિરાજને નાભિદ્વાર ઉત્પન્ન થયું. ત્યાં અપાન વાયુ થયો અને ત્યાર બાદ અપાન વાયુથી મૃત્યુ દેવ થયા. અપાન ઈન્દ્રિય અને મૃત્યુ દેવ એ બન્નેના આશ્રયવાળું મરણ એ વિષય બન્યો. ॥ ૨૮॥

'**पुर्याः**' (એક) શરીરમાંથી '**पुरः**' બીજા શરીરમાં '**आसिसृप्सोः**' પ્રવેશ કરવા ઈચ્છતા વિરાટપુરુષને નાભિદ્વાર ઉત્પન્ન થયું, એમ સંબંધ છે. '**अपानतः**' નીચે જતા અપાનવાયુથી '**पृथक्त्वम्**' મરણ થયું. નાભિ અધિષ્ઠાન, અપાન ઈન્દ્રિય, અધિષ્ઠાતા દેવ મૃત્યુ અને મરણ વિષય છે. નાભિમાંથી પ્રાણ અને અપાનનો સંબંધ તૂટી જાય એટલે મૃત્યુ થાય તે પ્રસિદ્ધ છે. ॥ ૨૮॥

ખાનપાનના પદાર્થોને ગ્રહણ કરવાની ઈચ્છાવાળા વિરાજને ઉદર, આંતરડાં અને નાડીઓ ઉત્પન્ન થયાં. તે બન્ને— કુક્ષિ અને નાડીઓના નદીઓ અને સમુદ્રો દેવતા થયા તથા તે બન્નેના આશ્રયવાળી તુષ્ટિ અને પુષ્ટિ વિષયો થયા. ॥ ૨૯॥

अन्नपानानामादित्सोः संग्रहेच्छोःकुक्षिश्चान्त्राणि च नाड्यश्चासन्। तत्र कुक्षिरधिष्ठानम्। अन्त्राण्यन्न-संग्रहे करणमिन्द्रियस्थानीयम्। नाड्यस्तु पानं ग्रहे। तयोर्नाड्यन्त्रवर्गयोः क्रमेण नद्यः समुद्राश्च देवते। तुष्टिरुदरभरणं, पुष्टिस्तु रसपरिणामतः स्थौल्यम्। तदाश्रये तदुभयनिमित्ते।

तत्रान्नसंग्रहेच्छोः कुक्ष्यन्त्रसमुद्रतुष्टय इति चतुष्टयम्। पेयसंग्रहेच्छोः कुक्षिनाडीनदीपुष्टय इति विवेकः॥ २९॥

**निदिध्यासोरात्ममायां हृदयं निरभिद्यत।**
**ततो मनस्ततश्चन्द्रः संकल्पः काम एव च॥ ३०**

निदिध्यासोर्नितरां चिन्तयितुमिच्छोः।कामोऽ-भिलाषः। हृदयमनश्चन्द्रसंकल्पा अधिष्ठानादयः ॥ ३० ॥

तदेवमधिदैवादिभेदं विभज्योक्त्वा तदंशभूतानां धात्वादीनां स्वरूपमाह—**त्वगिति** द्वाभ्याम्।

**त्वक्चर्ममांसरुधिरमेदोमज्जास्थिधातवः ।**
**भूम्यप्तेजोमयाः सप्त प्राणो व्योमाम्बुवायुभिः॥ ३१**

त्वक् स्थूलम्। चर्म तदुपरि स्थितं सूक्ष्मम्। त्वगादयोऽस्थ्यन्ता द्वन्द्वैकवद्भावेन निर्दिष्टाः सप्त ये धातवस्ते भूम्यप्तेजोमयाः। तेषां च पाञ्चभौतिकत्वेऽपि वाय्वाकाशयोराहारादिरूपेण संवर्धकत्वाभावादेवमुक्तम्॥ ३१ ॥

ખાનપાનને '**आदित्सोः**' ગ્રહણ કરવાની ઈચ્છાવાળા વિરાજને કૂખ, આંતરડાં અને નાડીઓ ઉત્પન્ન થઈ. ત્યાં કુક્ષિ અધિષ્ઠાન, અન્ન ગ્રહણ કરવામાં આંતરડાં ઈન્દ્રિયોના સ્થાને અને પાન કરવામાં નાડીઓ ઈન્દ્રિયોના સ્થાને છે. તે બન્ને નાડી અને આંતરડાવર્ગના બન્ને દેવતાઓ અનુક્રમે નદીઓ અને સમુદ્રો છે. '**तुष्टिः**' તુષ્ટિ એટલે પેટ ભરવું, ક્ષુધાશાન્તિ અને '**पुष्टिः**' પુષ્ટિ એટલે અન્નરસના પરિણામે સ્થૂળતા પ્રાપ્ત થવી. (તુષ્ટિ અને પુષ્ટિ એ બન્ને) ઈન્દ્રિય અને દેવતા એ બન્નેને અધીન છે.

ત્યાં અન્ન ગ્રહણ કરવાની ઈચ્છાવાળાની કુક્ષિ અધિષ્ઠાન, આંતરડાં ઈન્દ્રિય, સમુદ્ર દેવતા અને તુષ્ટિ વિષય થયાં; તથા પાન ગ્રહણ કરવાની ઈચ્છાવાળાની કુક્ષિ અધિષ્ઠાન, નાડી ઈન્દ્રિય, નદી દેવતા અને પુષ્ટિ વિષય થયાં– આ પ્રમાણે ભેદ છે. ॥ ૨૯॥

પોતાની માયાનું ચિંતન કરવાની ઈચ્છાવાળા વિરાટપુરુષને હૃદયરૂપ સ્થાન થયું; તેનાથી મન, ઈન્દ્રિય અને ચન્દ્ર દેવતા થયા; તેનાથી સંકલ્પ અને કામના થયાં. ॥ ૩૦॥

'**निदिध्यासोः**' સતત ચિંતન કરવાની ઈચ્છાવાળા વિરાટપુરુષને '**कामः**' જુદા જુદા વિષયોની અભિલાષા જન્મી. અહીં હૃદય અધિષ્ઠાન, મન ઈન્દ્રિય, ચન્દ્ર દેવતા તથા સંકલ્પો વિષય છે. ॥ ૩૦॥

આ પ્રમાણે અધિદૈવ વગેરેના ભેદ વિભાજિત કરીને અને કહીને તેમના અંશરૂપ ધાતુઓ વગેરેના સ્વરૂપને બે શ્લોકો વડે કહે છે– '**त्वक् इति।**'

અંદરની સ્થૂળ ચામડી અને તે સ્થૂળ ચામડી ઉપર રહેલી સૂક્ષ્મ ત્વચા, માંસ, રક્ત, મેદ, મજ્જા, અસ્થિ– (આ સાત) ધાતુઓ પૃથ્વી, જળ અને તેજમાંથી થયેલી છે તથા પ્રાણ એ આકાશ, જળ અને વાયુમય છે. ॥ ૩૧॥

'**त्वक्**' શરીરની અંદરની સ્થૂળ ત્વચા, '**चर्म**' તેની ઉપરની સૂક્ષ્મ ત્વચાથી માંડીને અસ્થિ સુધીની, દ્વન્દ્વ સમાસમાં બધી ધાતુઓના સમૂહને એક જેવો માનીને, નિર્દેશ કરવામાં આવેલી જે સાત ધાતુઓ છે, તે પૃથ્વી, જળ, તેજમય છે. આકાશ તેઓને આહારાદિરૂપે વૃદ્ધિ પમાડનાર નથી, તેથી તે ધાતુઓના કારણરૂપે પૃથ્વી, જળ અને તેજને કહ્યાં છે. ॥ ૩૧॥

**गुणात्मकानीन्द्रियाणि भूतादिप्रभवा गुणाः ।**
**मनः सर्वविकारात्मा बुद्धिर्विज्ञानरूपिणी ॥ ३२**

ઈન્દ્રિયો ગુણાત્મક છે. ગુણો અર્થાત્ શબ્દાદિ વિષયો અહંકારથી ઉત્તમ રીતે ઉત્પન્ન થાય છે. મન– સર્વ વિકારસ્વરૂપ છે અને બુદ્ધિ વિજ્ઞાનમય (પદાર્થનું જ્ઞાન કરાવનાર) છે. ॥ ૩૨॥

गुणात्मकानि गुणेषु शब्दादिष्वात्मा येषाम्, विषयाभिमुखस्वभावानीत्यर्थः। गुणाः शब्दादयः। भूतादिरहंकारस्ततः प्रकर्षेण भवन्तीति तथा। अहंकारकल्पितशोभनस्वभावाः, न तु वस्तुतस्तथेत्यर्थः। अत्र हेतुः—यतो मन एव सर्वविकाराणामात्मा स्वरूपम्। तामसेष्वेव विषयेषु संकल्पविकल्पमात्रं करोति, न तु हेयोपादेय–विवेकम्। बुद्धिस्तु तथाभूतार्थविज्ञानरूपिणी न तु परमार्थग्राहिणीति वैराग्यार्थमुक्तम्। अनेनैव बुद्धिमनसोः स्वरूपं चोक्तम्॥ ३२ ॥

‘**गुणात्मकानि**’ ગુણો અર્થાત્ શબ્દાદિ વિષયો જેમનું સ્વરૂપ છે તેવી ઈન્દ્રિયો, જે વિષયો તરફ જવાના સ્વભાવવાળી છે, એમ અર્થ છે. ‘**गुणाः**’ શબ્દાદિ, ‘**भूतादिः**’ અહંકાર– શબ્દાદિ વિષયો અહંકારથી જ ઉત્તમ રીતે ઉત્પન્ન થાય છે. વળી, તેઓ અહંકારરચિત હોવાથી સુંદર સ્વભાવવાળા હોય તેવા લાગે છે, પરંતુ ખરેખર તો તેઓ (વંશીધરી– બંધનરૂપ હોવાથી) તેવા નથી, એવું તાત્પર્ય છે. અહીં કારણ આપે છે– શબ્દાદિ વિષયોનું સ્વરૂપ સુંદર નથી, કારણ કે મન જ સર્વવિકારોનું ‘**आत्मा**’ સ્વરૂપ છે. મન તામસ વિષયોમાં માત્ર સંકલ્પ કે વિકલ્પ કરે છે, તામસ વિષયોમાં હેય કે ઉપાદેયનો વિવેક કરી શકતું નથી; જ્યારે બુદ્ધિ તો પદાર્થ જેવો હોય તેનું જ્ઞાન કરાવનાર છે, પરંતુ પદાર્થના પારમાર્થિક સ્વરૂપને તે ગ્રહણ કરી શકતી નથી, તેવું વૈરાગ્ય થાય તે માટે કહે છે. આ દ્વારા જ બુદ્ધિ અને મનનું સ્વરૂપ કહેવામાં આવ્યું છે. ॥ ૩૨॥

उपसंहरति—**एतदिति।**

ઉપસંહાર કરે છે– ‘**एतत् इति।**’

**एतद्भगवतो रूपं स्थूलं ते व्याहृतं मया।**
**मह्यादिभिश्चावरणैरष्टभिर्बहिरावृतम् ॥ ३३**

પૃથ્વી વગેરે (જળ, તેજ, વાયુ, આકાશ, અહંકાર, મહત્તત્ત્વ અને પ્રકૃતિ– આ) આઠ આવરણો દ્વારા બહારથી આવૃત થયેલું ભગવાનનું વિરાટસ્વરૂપ મેં તમને કહ્યું. ॥ ૩૩॥

प्रकृत्या सहाष्टभिः ॥ ३३ ॥

(પોતાનાથી ઉત્તરોત્તર દશગણાં એવાં) પ્રકૃતિ સહિત આઠ આવરણો વડે ॥ ૩૩॥

स्थूलमुक्त्वा सूक्ष्मं समष्टिलिङ्गशरीरमाह।

સ્થૂળ શરીરનું વર્ણન કરીને સૂક્ષ્મ એવા સમષ્ટિના લિંગશરીરનું વર્ણન કરે છે.

**अतः परं सूक्ष्मतममव्यक्तं निर्विशेषणम्।**
**अनादिमध्यनिधनं नित्यं वाङ्मनसः परम्॥ ३४**

આ સ્થૂળ વિરાટ સ્વરૂપથી અન્ય, તેના કારણભૂત, અતિસૂક્ષ્મ, વિશેષણરહિત, ઉત્પત્તિ-સ્થિતિ-લયશૂન્ય, સર્વદા એકસ્વરૂપ, વાણી અને મનના વિષયથી પર (એવું ભગવાનનું સ્વરૂપ છે). ॥ ૩૪॥

अत:परमस्य कारणभूतं सूक्ष्ममतीन्द्रियम्। यतोऽव्यक्तम्। तत्कुत:। यतो निर्विशेषणम्। अनादिमध्यनिधनमुत्पत्तिस्थितिलयशून्यम्। नित्यं सदैकरूपम्, अपक्षयादिशून्यमित्यर्थ:। अत एव वाक्च मनश्चेति द्वन्द्वैक्यम्। तस्मात्परम्॥ ३४॥

**'अत: परम्'** આ વિરાટસ્વરૂપથી અન્ય– આ શરીરના કારણરૂપ **'सूक्ष्मम्'** સૂક્ષ્મ છે, ઇન્દ્રિયોથી પર છે, કારણ કે તે અવ્યક્ત છે. તે કેવી રીતે? કારણ કે તે વિશેષણરહિત છે. **'अनादिमध्यनिधनम्'** ઉત્પત્તિ-સ્થિતિ-લયરહિત છે, **'नित्यम्'** સદાય એકસ્વરૂપ છે, અપક્ષય વગેરેથી રહિત છે, એમ અર્થ છે. આથી જ દ્વન્દ્વ સમાસમાં વાણી અને મન એક જ છે. (સામાન્યત: દ્વન્દ્વ સમાસમાં બે પદાર્થો હોય તો સમાસ દ્વિ.વ.માં મૂકાય.) વાણી અને મનથી ભગવાનનું સ્વરૂપ પર છે. ॥ ૩૪॥

उपासनार्थं भगवत्यारोपितं रूपद्वयमपवदति—**अमुनी इति।**

ઉપાસના માટે ભગવાનમાં આરોપિત કરેલાં બન્ને રૂપોનો નિષેધ કરે છે– **'अमुनी इति।'**

**अमुनी भगवद्रूपे मया ते ह्यनुवर्णिते।**
**उभे अपि न गृह्णन्ति मायासृष्टे विपश्चित:॥ ३५**

ભગવાનનાં આ બે સ્વરૂપો તમને મેં કહી સંભળાવ્યાં. આ બન્ને સ્વરૂપો માયારચિત છે, તેથી વિદ્વાનો તે બન્ને સ્વરૂપોને સ્વીકારતા નથી. ॥ ૩૫॥

न गृह्णन्ति वस्तुतो नाङ्गीकुर्वन्ति। यतो मायासृष्टे:॥ ३५॥

**'न गृह्णन्ति'** પારમાર્થિકરૂપે અંગીકાર નથી કરતા, કારણ કે બન્ને સ્વરૂપો માયારચિત છે. ॥ ૩૫॥

'यद्रूपगुणकर्मक:' इति यदुक्तं भगवता ब्रह्माणं प्रति तत्प्रपञ्चयितुं ब्रह्मादिरूपाणि तत्कर्माणि चाह—स इत्यादिना इत्थंभावेनेत्यत: प्राक्तनेन ग्रन्थेन।

"જેવાં રૂપ, ગુણ તથા કર્મવાળો છું." – (શ્રીમદ્ ભા.૨/૯/૩૧) એમ ભગવાન દ્વારા બ્રહ્માજીને જે કહેવામાં આવ્યું હતું, તેનો વિસ્તાર કરવા માટે બ્રહ્મા વગેરે રૂપો તથા તેમનાં કર્મો **'स इति।'** વગેરે દ્વારા આરંભીને **'इत्थंभावेन'** (શ્રીમદ્ ભા.૨/૧૦/૪૪) સુધી પછીના ગ્રંથ દ્વારા કહે છે–

**स वाच्यवाचकतया भगवान् ब्रह्मरूपधृक्।**
**नामरूपक्रिया धत्ते सकर्माऽकर्मक: पर:॥ ३६**

તે ભગવાન વાચ્ય અને વાચક રૂપે– અર્થ અને શબ્દ રૂપે બ્રહ્માજીના સ્વરૂપને ધારણ કરીને નામ, રૂપ અને ક્રિયાઓને સર્જે છે. તે ભગવાન ક્રિયાયુક્ત છે, સર્વ ક્રિયાઓથી રહિત છે તથા તે બંનેથી પર છે. ॥ ૩૬॥

स भगवान् ब्रह्मरूपधृक् सन् वाच्यवाचकतया नामानि वाच्यतया रूपाणि क्रियाश्च धत्ते, सृजतीत्यर्थ:। मायया सकर्मा सव्यापार: सन् वस्तुतस्त्वकर्मक:॥ ३६॥

તે ભગવાન બ્રહ્માજીનું સ્વરૂપ ધારણ કરીને અર્થ અને શબ્દ રૂપે વાચક તરીકે નામ તથા વાચ્ય રૂપે રૂપવાળા પદાર્થો તથા ક્રિયાને **'धत्ते'** સર્જે છે, એમ અર્થ છે. માયા વડે **'सकर्मा'** ક્રિયાયુક્ત થાય છે, પરંતુ વાસ્તવિક રીતે તો તેઓ સર્વ ક્રિયાઓથી રહિત છે. ॥ ૩૬॥

एतत्प्रपञ्चयति **प्रजापतीनिति** सार्धैस्त्रिभिः।

(ભગવાનની અનેક રૂપ, ગુણ અને ક્રિયારૂપતાને) સાડાત્રણ શ્લોકો દ્વારા વિસ્તારથી કહે છે– **'प्रजापतीन् इति'**

**प्रजापतीन्मनून्देवानृषीन्पितृगणान्पृथक्।**
**सिद्धचारणगन्धर्वान्विद्याध्रासुरगुह्यकान्॥ ३७**

પ્રજાપતિઓને, મનુઓને, દેવોને, ઋષિઓને, જુદા જુદા પિતૃઓને, સિદ્ધોને, ચારણોને, ગન્ધર્વોને, વિદ્યાધરોને, અસુરોને, યક્ષોને (ભગવાન જુદા જુદા સ્વરૂપે સર્જે છે).

द्वितीयान्तानां धत्त इत्यनेनान्वयः। तत्र प्रजापत्यादीनि नामानि तत्तद्वाच्यानि रूपाणि तत्तत्कर्माणि च ज्ञेयानि पृथक् तत्तदवान्तरभेदेन॥ ३७॥

દ્વિતીયા વિભક્તિના અંતવાળા પદોને (શ્લોક-૩૬ના) **'धत्ते'** સર્જે છે, એમ આ પદની સાથે સંબંધ છે. ત્યાં પ્રજાપતિ વગેરે નામો, કહેવા યોગ્ય જુદાં જુદાં રૂપો તથા તે તે કર્મો સમજવાં. **'पृथक्'** ગૌણ ભેદ વડે ॥ ૩૭॥

**वंशीधरी**—प्रजापतीन्दक्षादीन्। मनून्स्वायंभुवादीन्। देवानिंद्रादीन्। ऋषीन्मरीच्यादीन्। पितृगणानर्यमादीन्। सिद्धान्कपिलादीन्। चारणान्सुज्ञादीन्। गंधर्वांश्चित्ररथादीन्। विद्याध्रान्सुदर्शनादीन्। असुरान्नमुच्यादीन्। गुह्यकान्कामुकादीन्।

દક્ષ વગેરે પ્રજાપતિઓને, સ્વાયંભુવ વગેરે મનુઓને, ઈન્દ્ર વગેરે દેવોને, મરીચિ વગેરે ઋષિઓને, અર્યમા વગેરે પિતૃગણોને, કપિલ વગેરે સિદ્ધોને, સુજ્ઞ વગેરે ચારણોને, ચિત્રરથ વગેરે ગંધર્વોને, સુદર્શન વગેરે વિદ્યાધરોને, નમુચિ વગેરે અસુરોને તથા કામુક વગેરે યક્ષોને (સર્જે છે.)

**किन्नराप्सरसो नागान्सर्पान्किंपुरुषोरगान्।**
**मातृ रक्षःपिशाचांश्च प्रेतभूतविनायकान्॥ ३८**

કિન્નરો, અપ્સરાઓ અને નાગોને, સર્પોને, કિંપુરુષોને, પેટે ચાલનારા ઉરગોને, માતાઓને, રાક્ષસોને, પિશાચોને તથા પ્રેત-ભૂત-વિનાયકોને (સર્જે છે). ॥ ૩૮॥ ૩૮॥

**वंशीधरी**—किन्नरान्मर्कटादीन्। अप्सरसो मंजुघोषाद्याः। नागसर्पोरगाणामवांतरभेदो हि सर्पसिद्धांतग्रंथाज्ज्ञेयः। नागाश्शेषाद्याः। सर्पास्तक्षकाद्याः। उरगाः कुंडधराद्याः। किंपुरुषाः वनचरपुरुषाद्याः। मातरो ब्राह्म्याद्याः। रक्षांसि सुमाल्यादीनि। पिशाचा घंटाकर्णाद्याः। प्रेता दुर्मरणमृताः। भूता भृंग्याद्या रुद्रगणाः। विनायका विघ्नविशेषाः।

મર્કટ વગેરે કિન્નરોને, મંજુઘોષા વગેરે અપ્સરાઓને, નાગ, સર્પ અને ઉરગ સર્પના પેટા ભેદ છે; એ સર્પના સિદ્ધાંતગ્રંથોથી જ્ઞેય છે. શેષ વગેરે નાગોને, તક્ષક વગેરે સર્પોને, કુંડધર વગેરે ઉરગોને, વનચરપુરુષ વગેરે કિન્નરોને, બ્રાહ્મી વગેરે માતાઓને, સુમાલી વગેરે રાક્ષસોને, ઘંટાકર્ણ વગેરે પિશાચોને, દુર્મરણમૃત પ્રેતોને, ભૃંગી વગેરે રુદ્રગણભૂતોને, વિશેષરૂપે વિઘ્ન કરનાર વિનાયકોને સર્જે છે.

**कूष्माण्डोन्मादवेतालान्यातुधानान् ग्रहानपि।**
**खगान्मृगान्पशून्वृक्षान् गिरीन्नृप सरीसृपान्॥ ३९**

હે રાજા, કૂષ્માંડોને, ઉન્માદોને, વેતાલોને, યાતુધાનોને, ગ્રહોને, પક્ષીઓને, મૃગોને, પશુઓને, વૃક્ષોને, પહાડોને, સરકીને જનારાં પ્રાણીઓને, ॥ ૩૯॥

गिरीनित्यस्यानन्तरं नृपेति संबोधनम्॥ ३९ ॥

**वंशीधरी**—कूष्मांडाः खट्वलादयः। उन्मादाः कालकर्णादयः। वेतालाः सुवेगाद्याः शिवगणविशेषाः। यातुधाना रक्षोभेदा मृगकर्णाद्याः। ग्रहा बालग्रहाः पूतनाद्या वृद्धग्रहा वैरूप्याद्यास्सूर्याद्या वा। खगा गरुडाद्याः। मृगा हरिणाद्याः। पशवो गवाद्याः। वृक्षा अश्वत्थाद्याः। गिरयो मेर्वाद्याः। सरीसृपाः सहस्रपादाद्याः।

'**गिरीन्**' પછીનું '**नृप**' એ સંબોધન છે. ॥ ૩૯॥

ખટ્વલ વગેરે કૂષ્માંડોને, કાલકર્ણ વગેરે ઉન્માદોને, સુવેગ વગેરે વિશિષ્ટ શિવગણો– વેતાલોને, મૃગકર્ણ વગેરે રાક્ષસોની જાતના યાતુધાનોને, પૂતના વગેરે બાલગ્રહોને, વૈરૂપ્ય વગેરે અથવા સૂર્ય વગેરે વૃદ્ધગ્રહોને, ગરુડ વગેરે પક્ષીઓને, હરણ વગેરે મૃગોને, ગાય વગેરે પશુઓને, અશ્વત્થ વગેરે વૃક્ષોને, મેરુ વગેરે પર્વતોને, સહસ્રપાદ વગેરે સરીસૃપોને,

**द्विविधाश्चतुर्विधा येऽन्ये जलस्थलनभौकसः।**
**कुशलाकुशला मिश्राः कर्मणां गतयस्त्विमाः॥ ४०**

સ્થાવર અને જંગમ– બે પ્રકારનાં પ્રાણીઓને, જરાયુજ-અંડજ-સ્વેદજ-ઉદ્ભિજ્જ– એમ ચાર પ્રકારનાં પ્રાણીઓને તથા બીજાં જે જળ-સ્થળ-નભમાં રહેનારાં પ્રાણીઓ છે, તેમને (ભગવાન સર્જે છે). આ બધી ઉત્તમ, મધ્યમ અને નીચ એવી પુણ્યવાળી, પાપ-પુણ્યમિશ્ર તથા પાપવાળી કર્મની ગતિઓ છે. ॥ ૪૦॥

द्विविधाः स्थावरजङ्गमरूपेण। चतुर्विधाः जरायुजाण्डजस्वेदजोद्भिज्जरूपेण। जलस्थलन-भांस्योकांसि येषां तानपि धत्त इति पूर्वेणान्वयः। यच्च राज्ञा पृष्टं 'यावत्यः कर्मगतयो यादृशीर्द्विज-सत्तम' इति तस्यापि प्रसङ्गादनेनैवोत्तरमाह। कुशला उत्तमाः, अकुशला नीचाः। मिश्रा इति पदान्तरम्। मिश्रा मध्यमाः। कर्मणां पुण्यपापमिश्राणां गतयः फलानि॥ ४० ॥

'**द्विविधाः**' બે પ્રકારનાં પ્રાણીઓ– સ્થાવર-જંગમ. તેમાં '**चतुर्विधाः**' ચાર પ્રકાર છે. ઓરમાંથી જન્મેલાં, અંડામાંથી જન્મેલાં, પ્રસ્વેદમાંથી જન્મેલાં અને જમીનમાંથી ઉપર ભેદીને નીકળેલાં સ્વરૂપવાળાં પ્રાણીઓ– જળ-સ્થળ-નભમાં જેમનો નિવાસ છે તેમને પણ ભગવાન સર્જે છે, તેમ આગળના શ્લોક (૩૬) સાથે સંબંધ છે. વળી, રાજા દ્વારા જે પૂછવામાં આવ્યું હતું કે "હે શ્રેષ્ઠ ભૂદેવ, કર્મની જેટલી અને જેવી ગતિઓ છે" (શ્રીમદ્ ભા.૨/૮/૧૩), તેનો પણ આ દ્વારા ઉત્તર આપે છે. '**कुशलाः**' ઉત્તમ; '**अकुशलाः**' નીચ, '**मिश्राः**' મધ્યમ જુદું પદ છે. પુણ્ય અને પાપથી મિશ્ર એવી કર્મની ગતિઓ અર્થાત્ ફળ છે. ॥ ૪૦॥

सत्त्वादिभेदेन कर्मगतिवैचित्र्यं प्रपञ्चयति—**सत्त्वमिति** सार्धेन।

સત્ત્વ વગેરે ભેદથી કર્મની ગતિના વૈચિત્ર્યને દોઢ શ્લોકો દ્વારા વિસ્તારે છે– '**सत्त्वम् इति।**'

**सत्त्वं रजस्तम इति तिस्रः सुरनृनारकाः।**
**तत्राप्येकैकशो राजन्भिद्यन्ते गतयस्त्रिधा।**
**यदैकैकतरोऽन्याभ्यां स्वभाव उपहन्यते॥ ४१**

સત્ત્વ, રજસ્ અને તમસ્‌ને કારણે દેવ, મનુષ્ય અને નારક– એમ ત્રણ પ્રકારની કર્મની ગતિઓ છે. હે રાજા, તેમાં પણ કોઈ એક ગુણ બીજા (બે) ગુણોથી અભિભૂત થાય છે, ત્યારે દરેક ગતિના ત્રણ-ત્રણ ભેદ થઈ જાય છે, બે મુખ્ય સત્ત્વાદિ ગુણોથી સ્વભાવ ઘડાય છે. ॥ ૪૧ ॥

सत्त्वादयस्तिस्रो गतयः। सुरादिशब्दा ऋष्यादीनामुपलक्षणार्थाः। अन्याभ्यां गुणाभ्यां स्वभावो गुणः उपहन्यतेऽनुविध्यते॥ ४१॥

ब्रह्मरूपेण स्रष्टृत्वमुक्त्वा विष्णुरूपेण पालकत्वमाह।

**स एवेदं जगद्धाता भगवान् धर्मरूपधृक्।**
**पुष्णाति स्थापयन्विश्वं तिर्यङ्नरसुरात्मभिः॥ ४२**

स एव भगवांस्तिर्यगाद्यवतारैरिदं विश्वं स्थापयन् पालयन् धर्मरूपेण पुष्णाति भोगैः संवर्धयति॥ ४२॥

***वंशीधरी**—धर्मो विष्णुः 'धर्मो धर्मविदुत्तमः' इति सहस्रनामसु पठितत्वात्। धर्मतो रक्षाऽधर्मतो नाशः धर्माधर्माभ्यां सृष्टिरिति द्योतयति।

रुद्ररूपेण संहर्तृत्वमाह—**तत इति।**

**ततः कालाग्निरुद्रात्मा यत्सृष्टमिदमात्मनः।**
**सन्नियच्छति कालेन घनानीकमिवानिलः॥ ४३**

आत्मनः सकाशाद्यदिदं सृष्टं तत्सन्नियच्छति संहरति॥ ४३॥

**इत्थंभावेन कथितो भगवान् भगवत्तमः।**
**नेत्थंभावेन हि परं द्रष्टुमर्हन्ति सूरयः॥ ४४**

कर्तृत्वाद्यपवादेन दशमस्य शुद्धिमाह। इत्थंभावेन स्रष्टृत्वादिरूपेण 'तस्माद्वा एतस्मादात्मन आकाशः संभूतः' 'सोऽकामयत बहु स्यां प्रजायेय' इत्यादिश्रुत्या कथितः। सूरयस्तु परं केवलमेवंरूपेणैव द्रष्टुं नार्हन्ति॥ ४४॥

સત્ત્વ વગેરેની ત્રણ પ્રકારની ગતિઓ છે. દેવ વગેરે શબ્દો ઋષિ વગેરેના સૂચક છે. અન્ય બે ગુણો દ્વારા '**स्वभावः**' એક (ગુણ) '**उपहन्यते**' ઘડાય છે. ॥ ૪૧॥

બ્રહ્માજીના રૂપે સર્જકત્વને કહીને વિષ્ણુભગવાન રૂપે પાલકત્વને કહે છે.

ધર્મના રૂપને ધારણ કરનાર, જગતના વિધાતા તે જ વિષ્ણુ ભગવાન પશુ-પંખી-મનુષ્ય-દેવાદિ અવતારો વડે પાલન કરતા આ વિશ્વને પોષે છે. ॥ ૪૨॥

તે જ ભગવાન પશુ-પંખી વગેરે અવતારો દ્વારા આ વિશ્વનું '**स्थापयन्**' પાલન કરતાં ધર્મ રૂપે '**पुष्णाति**' ભોગો વડે સંવર્ધન કરે છે. ॥ ૪૨॥

'**धर्मो विष्णुः**' '**धर्मो धर्मविदुत्तमः**' (–वि.स.४३) શ્રીવિષ્ણુભગવાનનાં (દિવ્ય) સહસ્રનામોમાં વાંચ્યું હોવાથી ધર્મ એ વિષ્ણુનું નામ છે.) ધર્મથી રક્ષા, અધર્મથી નાશ તથા ધર્મ અને અધર્મથી સૃષ્ટિ– એમ દર્શાવે છે.

રુદ્ર રૂપે ભગવાનનું સંહારકત્વ વર્ણવે છે– '**ततः इति।**'

ત્યાર બાદ પોતાના આત્મામાંથી જે આ વિશ્વ સર્જ્યું છે તેને, રુદ્ર કાલાગ્નિ રૂપે વાયુ જેમ મેઘમંડળનો નાશ કરે છે, તેમ સંહારે છે. ॥ ૪૩॥

પોતાના આત્મામાંથી જે આ સર્જ્યું છે, તેને '**संनियच्छति**' સંહારે છે. ॥ ૪૩॥

શ્રેષ્ઠ ભગવદીય પુરુષો દ્વારા સર્જક, પાલક અને સંહારક રૂપે, ઐશ્વર્યાદિ શ્રેષ્ઠ ગુણોવાળા ભગવાન વર્ણવવામાં આવ્યા છે, પરંતુ જ્ઞાનીઓ ભગવાનને કેવળ આ જ સ્વરૂપે જોવા માટે યોગ્ય નથી. ॥ ૪૪॥

કર્તૃત્વ વગેરેના નિષેધ દ્વારા દશમા લક્ષણ તરીકે આશ્રયરૂપ એવા ભગવાનના શુદ્ધ સ્વરૂપને વર્ણવે છે. '**इत्थंभावेन**' સર્જક, પાલક અને સંહારક રૂપે ''તે પરમાત્મામાંથી જ આકાશ ઉત્પન્ન થયું.''–(તૈત્તિ.ઉપ.૨/૧) ''તે પરમાત્માએ ઈચ્છા કરી; હું અનેક સ્વરૂપે થાઉં અને સર્વ સ્વરૂપે જન્મું.''–(તૈત્તિ.ઉપ.૨/૬) વગેરે શ્રુતિ દ્વારા ભગવાન માત્ર એક જ છે, એમ ભગવાન વિષે પ્રતિપાદન થયું છે. પરંતુ જ્ઞાનીઓ '**परम्**' કેવળ આ (સ્રષ્ટા વગેરે) રૂપે પરમાત્માનાં દર્શન કરવાને યોગ્ય નથી. ॥ ૪૪॥

**नास्य कर्मणि जन्मादौ परस्यानुविधीयते।**
**कर्तृत्वप्रतिषेधार्थं माययारोपितं हि तत्॥ ४५**

तत्किम्। यतः अस्य विश्वस्य जन्मादौ कर्मणि परस्येश्वरस्येत्थंभावः कर्तृत्वं नास्ति। श्रुत्यापि तात्पर्येण न प्रतिपाद्यते। किंत्वनुविधीयतेऽनूद्यते। किमर्थम्, कर्तृत्वप्रतिषेधार्थम्। हि यतो माययारोपितं प्रकाशितम्। तथा च श्रुतिः 'निष्कलं निष्क्रियं शान्तं निरवद्यं निरञ्जनम्', 'इन्द्रो मायाभिः पुरुरूप ईयते' इत्याद्या॥ ४५॥

આ વિશ્વનાં જન્મ વગેરે કર્મમાં પરમેશ્વરના કર્તૃત્વનું વિધાન નથી. માત્ર (લોકમાં પ્રચલિત) કર્તા તરીકેનો અનુવાદ છે. (વેદવાક્યો ઈશ્વરનું કર્તૃત્વ કહેતાં નથી.) કર્તા તરીકેના નિષેધને સિદ્ધ કરવા માટે, તે કર્તાપણું માયાથી આરોપ્યું છે. (જો કર્તાપણાનો આરોપ ન કરે તો કર્તૃત્વનો નિષેધ કેમ થઈ શકે? અધિષ્ઠાનનું જ્ઞાન થતાં જ આરોપિતનો નિષેધ થાય છે.) ॥ ૪૫॥

(જ્ઞાનીઓ પરમતત્ત્વને– ભગવાનને કેવળ અમુક સ્વરૂપે જ જોવા માટે યોગ્ય નથી.) તે કેવી રીતે? કારણ કે આ વિશ્વનાં જન્મ વગેરે કર્મમાં પરમેશ્વરનું '**इत्थंभावः**' કર્તૃત્વ નથી. શ્રુતિ દ્વારા પણ વસ્તુતઃ કર્તૃત્વનું પ્રતિપાદન નથી થયું, પરંતુ ઈશ્વરમાં કર્તૃત્વનો કેવળ અનુવાદ જ થયેલો છે. શા માટે? તે માટે ઉત્તર આપે છે કે કર્તૃત્વનો નિષેધ કરવા માટે જ (વેદમાં કર્તૃત્વનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે); કારણ કે કર્તૃત્વ તો માયાથી આરોપિત થયેલું જ જણાય છે. તે જ પ્રમાણે શ્રુતિ છે. ''પરમાત્મા કેવળ નિરંશ, ક્રિયારહિત, શાન્ત (સર્વપરિણામરહિત), નિર્દોષ (અવિદ્યાદિ સર્વ દોષથી શૂન્ય) અને નિરંજન (નિર્લેપ) છે.'' (શ્વેતા.ઉપ. ૬/૧૯) (છતાં પણ) ''પરમાત્મા (ઇન્દ્ર) માયા વડે અનેકરૂપવાળા થાય છે.'' (બૃહદા.ઉપ.૨/૫/૧૯) (ઋ.મં. ૬/૪૭/૧૮) ॥૪૫॥

उक्तमर्थमुपसंहरति—**अयं त्विति**।

**अयं तु ब्रह्मणः कल्पः सविकल्प उदाहृतः।**
**विधिः साधारणो यत्र सर्गाः प्राकृतवैकृताः॥ ४६**

ब्रह्मणः संबन्धी कल्पो महाकल्पो विकल्पो–ऽवान्तरस्तत्सहित उदाहरणत्वेन संक्षेपत उक्तः। कथंभूतः। यत्र महाकल्पे प्राकृता महदादिसर्गा अवान्तरकल्पे च वैकृताः। स्थावरा विसर्गा इत्ययं विधिः प्रकारोऽन्यैर्महाकल्पादिभिः साधारणः॥ ४६॥

કહેલા વિષયનો ઉપસંહાર કરે છે– '**अयं तु इति**।'

આ તો અવાન્તર કલ્પ સાથે બ્રહ્માજીના મહાકલ્પનું મેં વર્ણન કર્યું, જેમાં પ્રાકૃત, વૈકૃત વગેરે અનેક સર્ગો રહેલા છે. સર્વ કલ્પમાં આ પ્રકારે એકસરખો સૃષ્ટિક્રમ છે. ॥ ૪૬॥

બ્રહ્માજીનો કલ્પ, મહાકલ્પ, વિકલ્પ, અવાન્તરકલ્પ સહિત ઉદાહરણરૂપે સંક્ષેપથી કહ્યો. કેવો મહાકલ્પ? જે મહાકલ્પમાં પ્રાકૃત, મહત્ વગેરે સર્ગો છે તથા અવાન્તરકલ્પમાં વૈકૃત સર્ગો છે, સ્થાવરોરૂપી વિસર્ગો છે. આ '**विधिः**' પ્રકાર અન્ય મહાકલ્પોમાં એકસરખા છે. ॥ ૪૬॥

**परिमाणं च कालस्य कल्पलक्षणविग्रहम्।**
**यथा पुरस्ताद्व्याख्यास्ये पाद्मं कल्पमथो शृणु॥ ४७**

वक्ष्यमाणं विस्तरं प्रतिजानीते।

परिमाणं स्थूलं सूक्ष्मं च कल्पस्य लक्षण-मियानेवंरूप इति तद्विग्रहमवान्तरकल्पं मन्वन्त-रादिरूपं विभागं च यथावद्विस्तरेण पुरस्तात्तृतीय-स्कन्धे व्याख्यास्यामि। तत्र पाद्मं कल्पमथो इति कात्स्र्न्येन व्याख्यायमानं शृणु॥ ४७॥

यदर्थं सृष्ट्यादिनिरूपणं तदेव साक्षाच्छ्रोतुकामः कथान्तरं पृच्छति—**यदाहेति।**

**शौनक उवाच**

**यदाह नो भवान्सूत क्षत्ता भागवतोत्तमः।**
**चचार तीर्थानि भुवस्त्यक्त्वा बन्धून्सुदुस्त्यजान्॥ ४८**

क्षत्ता विदुरः। भुवः संबन्धीनि तीर्थानि। यद्वा भुवः क्षेत्राणि चेति॥ ४८॥

**कुत्र कौषारवेस्तस्य संवादोऽध्यात्मसंश्रितः।**
**यद्वा स भगवांस्तस्मै पृष्टस्तत्त्वमुवाच ह॥ ४९**

कौषारवेर्मैत्रेयस्य तस्य क्षत्तुश्चाध्यात्मज्ञान-संश्रितः संवादः॥ ४९॥

'कुषारोः अपत्यं पुमान् कौषारवः।

**ब्रूहि नस्तदिदं सौम्य विदुरस्य विचेष्टितम्।**
**बन्धुत्यागनिमित्तं च तथैवागतवान्पुनः॥ ५०**

કાળનું (સ્થૂળ તથા સૂક્ષ્મ) પરિમાણ, કલ્પનું લક્ષણ, અવાન્તરકલ્પ અને મન્વન્તરાદિ વિભાગ– એ સર્વ હું આગળ વિસ્તારથી કહીશ. હવે પાદ્મકલ્પ સાંભળો. ॥ ૪૭॥

(કાળનું પરિમાણ તથા કલ્પનું લક્ષણ તથા વિભાગો વગેરે) વિસ્તારપૂર્વક કહેવામાં આવશે, તેમ વચન આપે છે.

કાળનું સ્થૂળ અને સૂક્ષ્મ પરિમાણ તથા કલ્પનું લક્ષણ– તેની ઈયત્તા અને સ્વરૂપ, તેના વિભાગ અવાન્તરકલ્પ અને મન્વન્તરાદિ વિભાગ યથાવત્ વિસ્તારપૂર્વક **'पुरस्तात्'** આગળ તૃતીય સ્કન્ધમાં કહીશ. ત્યાં **'पाद्मं कल्पम् अथो'** એમ હવે પછી પાદ્મકલ્પનું સંપૂર્ણપણે વ્યાખ્યાન થશે, તે તું સાંભળ. ॥ ૪૭॥

જે કારણે સૃષ્ટિ વગેરેનું નિરૂપણ થાય તે જ સાક્ષાત્ સાંભળવાની ઈચ્છાથી અન્ય કથા પૂછે છે– **'यद् आह इति।'**

**શૌનકજી બોલ્યા** – હે સૂતજી, આપે અમને કહ્યું કે ભગવાનના ભક્તોમાં શ્રેષ્ઠ વિદુરજી દુસ્ત્યજ સગાં-સંબંધીઓનો ત્યાગ કરી પૃથ્વીનાં તીર્થોમાં યાત્રા માટે વિચર્યા. ॥ ૪૮॥

**'क्षत्ता'** વિદુરજી– પૃથ્વીનાં તીર્થોમાં અથવા પૃથ્વી પરનાં ક્ષેત્રોમાં પણ ॥ ૪૮॥

તે વિદુરજીનો અને મૈત્રેયમુનિનો અધ્યાત્મ વિષયક સંવાદ ક્યાં થયો હતો? વળી, (વિદુરજી દ્વારા) પૂછવામાં આવેલા તે પૂજ્ય મૈત્રેય મહર્ષિએ તેમને જે ઉપદેશ કર્યો હતો (તે કહો). ॥ ૪૯॥

**'कौषारवेः'** મૈત્રેયમુનિનો તથા તે વિદુરજીનો અધ્યાત્મજ્ઞાનવિષયક સંવાદ॥૪૯॥

કુષારુના પુત્ર કૌષારવ

હે સૌમ્ય સૂતજી, તે તત્ત્વજ્ઞાન અમને કહો. વિદુરજીનું સુચરિત્ર તથા બંધુત્યાગનું કારણ તેમ જ (તેઓ હસ્તિનાપુરમાં) પાછા (કેમ) પધાર્યા તે કહો. ॥ ૫૦॥

पुनरागतवान् तत्र च निमित्तं ब्रूहि॥५०॥

विदुरજી પાછા પધાર્યા તેનું કારણ પણ કહો. ॥ ૫૦॥

**सूत उवाच**

**राज्ञा परीक्षिता पृष्टो यदवोचन्महामुनिः।**
**तद्वोऽभिधास्ये शृणुत राज्ञः प्रश्नानुसारतः॥५१**

**સૂતજીએ કહ્યું** – રાજા પરીક્ષિત દ્વારા જેમને પૂછવામાં આવ્યું તે મહામુનિ શ્રીશુકદેવજી જે કહી ગયા તે, રાજાના પ્રશ્ન અનુસાર આપને વર્ણવીશ, આપ સાંભળો. ॥ ૫૧॥

राज्ञा पृष्ट इति। अयमर्थः—यद्यूयं पृच्छथ इदमेव राजापि शुकं पृष्टवान्। शुकोऽपि विदुरमैत्रेयसंवादं पुरस्कृत्य ये पूर्वं राज्ञा कृताः प्रश्नास्तदनुसारेण सर्वं पुराणार्थमवोचत्। तदेवाहं वोऽभिधास्यामि तथैव शृणुतेति॥५१॥

**'राज्ञा पृष्टः इति।'** ભાવાર્થ આ પ્રમાણે છે– જે તમે પૂછો છો તે જ રાજાએ પણ શ્રીશુકદેવજીને પૂછ્યું હતું. શ્રીશુકદેવજીએ પણ વિદુર-મૈત્રેયસંવાદનો આદર કરી, પહેલાં રાજા દ્વારા કરવામાં આવેલા જે પ્રશ્નો હતા, તે અનુસાર સર્વ પુરાણાર્થ કહ્યો, તે જ હું આપને કહીશ, તે પ્રમાણે આપ સર્વે શ્રવણ કરો. ॥ ૫૧॥

श्रीमद्भागवतं येन स्वब्रह्ममुखतो मितम्।
ब्रह्मनारदयोः प्रोक्तं तं वन्दे गुरुमीश्वरम्॥१

જે પરમાત્મારૂપ ગુરુ દ્વારા સ્વમુખે બ્રહ્માજીને તથા બ્રહ્માજીના મુખેથી નારદજીને સંક્ષેપમાં શ્રીમદ્ભાગવત કહેવામાં આવ્યું, તે ઈશ્વરરૂપ ગુરુદેવને હું વંદન કરું છું. ॥ ૧॥

यत्सूत्रयन्त्रितं विश्वं नरीनर्ति जगत्त्रयम्।
सन्तस्तमेव पृच्छन्तु यदत्र स्खलितं मम॥२

જેના સૂત્રમાં પરોવાયેલું ત્રણેય જગતરૂપ વિશ્વ નૃત્ય કર્યા કરે છે, તે પરમાત્મા વિષે જ સંતો પ્રશ્ન કરે. જે અહીં સ્ખલન-દોષ છે, તે મારો છે. ॥ ૨॥

द्वितीयस्कन्धसंबन्धिपदभावार्थदीपिका।
उद्दीप्यतामियं सद्भिर्यथा स्यात्तत्त्वदीपिका॥३

દ્વિતીય સ્કન્ધની આ ભાવાર્થદીપિકા વિદ્વાનો દ્વારા પ્રજ્વલિત થાઓ, કે જેથી આ ટીકા તત્ત્વને પ્રકટ કરનારી બની રહો. ॥ ૩॥

ईक्षन्तामिच्छया सन्तः क्षमन्तां मम साहसम्।
मया हि स्वीयबोधाय कृतमेतन्न सर्वतः॥४

મારા પોતાના બોધને માટે (શ્રીહરિની વિસ્મૃતિ ન થાય તે માટે તેમ જ મારા શિષ્યોને જ્ઞાન થાય તે માટે) કરેલા મારા આ સાહસનું વિદ્વજ્જનો સ્વેચ્છાએ અવલોકન કરે અને મારા સાહસને ક્ષમા કરે. સર્વના બોધ માટે આ નથી. ॥ ૪॥

इति श्रीमद्भागवते महापुराणे वैयासिक्यामष्टादशसाहस्र्यां पारमहंस्यां संहितायां द्वितीयस्कन्धे पुरुषसंस्थानुवर्णनं नाम दशमोऽध्यायः॥१०॥

इति श्रीमद्भागवते द्वितीयस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां दशमोऽध्यायः॥१०॥

❋❋❋❋❋

**॥ द्वितीयस्कन्धः समाप्तः॥**

❋

**॥ श्रीकृष्णार्पणमस्तु॥**

❋

॥ ॐ नमो भगवते वासुदेवाय ॥

# श्रीमद्भागवतमहापुराणम्

## तृतीयः स्कन्धः

### अथ प्रथमोऽध्यायः

### ઉદ્ધવજી અને વિદુરજીનું મિલન

**॥ श्रीगणेशाय नमः ॥**

**॥ श्रीगोपालकृष्णाय नमः ॥**

तृतीये तु त्रयस्त्रिंशदध्यायैः सर्गवर्णनम्।
ईशेक्षया गुणक्षोभात्सर्गो ब्रह्माण्डसम्भवः ॥ १

तत्र तु प्रथमेऽध्याये बन्धून् हित्वा गतायुषः।
निर्गतस्योद्धवेनादौ संवादः क्षत्तुरुच्यते ॥ २

भगवद्ब्रह्मसंप्रोक्तं संक्षिप्तं वर्णितं पुरा।
प्राह भागवतं शेषप्रोक्तं विस्तरतः पुनः ॥ ३

द्वेधा हि श्रीमद्भागवतसंप्रदायप्रवृत्तिः। एकतः संक्षेपतः श्रीनारायणब्रह्मनारदादिद्वारेण, अन्यतस्तु विस्तरतः शेषसनत्कुमारसांख्यायनादिद्वारेण।

तत्र द्वितीये श्रीनारायणब्रह्मसंवादेन संक्षेपतोऽहमेवासमित्यादि चतुःश्लोक्या श्रीभागवतं निरूपितम्। तदेव ब्रह्मनारदसंवादेन दशलक्षणतया किंचिद्विस्तरेणोक्तम्। तदेव शेषोक्तमतिविस्तरतो वक्तुं तृतीयाद्यारम्भः।

तत्र तृतीये प्रथमं क्षत्तुर्मैत्रेयसंगमश्चतुर्भिर- ध्यायैस्ततोऽष्टभिः सविसर्गः सर्गप्रपञ्चस्ततो विसर्गप्रस्तावेन सप्तभिर्वराहावतारस्तत एकेन

**શ્રીગણેશજીને નમસ્કાર,**

**શ્રીગોપાલકૃષ્ણને નમસ્કાર.**

ત્રીજા સ્કન્ધમાં તો તેત્રીસ અધ્યાય દ્વારા સૃષ્ટિનું વર્ણન છે. ઈશ્વરના ઈક્ષણ દ્વારા ગુણોમાં ક્ષોભ થવાથી બ્રહ્માંડની ઉત્પત્તિરૂપ સૃષ્ટિ થઈ. ॥ ૧ ॥

આયુષ્યહીન બનેલા બંધુઓનો ત્યાગ કરી નીકળી ગયેલા વિદુરજીનો ઉદ્ધવજી સાથેનો સંવાદ પ્રથમ અધ્યાયમાં કહેવામાં આવે છે. ॥ ૨ ॥

ભગવાન દ્વારા બ્રહ્માજીને કહેવામાં આવેલું ભાગવત પૂર્વે સંક્ષેપમાં વર્ણવ્યું. શેષ ભગવાને સનત્કુમારોને કહેલું ભાગવત ફરીથી વિસ્તારપૂર્વક કહે છે. ॥ ૩ ॥

શ્રીમદ્‌ભાગવતની પરંપરા બે પ્રકારે શરૂ થઈ. એક પરંપરા અનુસાર શ્રીનારાયણ-બ્રહ્માજી-નારદજી વગેરે દ્વારા સંક્ષેપમાં તથા અન્ય પરંપરા અનુસાર શ્રી શેષનારાયણ-સનકાદિકુમારો-સાંખ્યાયન વગેરે દ્વારા વિસ્તારપૂર્વક શ્રીમદ્‌ભાગવતસમ્પ્રદાય પ્રવૃત્ત થયો.

તેમાં દ્વિતીય સ્કન્ધમાં શ્રીનારાયણ અને બ્રહ્માજીના સંવાદ દ્વારા ''કેવળ હું જ હતો''–(શ્રીમદ્ ભા.૨/૯/૩૨) વગેરે ચતુઃશ્લોકી વડે શ્રીભાગવતજીનું સંક્ષેપમાં નિરૂપણ કર્યું. બ્રહ્માજી અને નારદજીના સંવાદ વડે તેને જ દસ લક્ષણરૂપે થોડા વિસ્તારથી કહેવામાં આવ્યું. શેષનારાયણ દ્વારા કહેવાયેલું તે જ ભાગવત અતિ વિસ્તારપૂર્વક વર્ણવવા માટે ત્રીજા વગેરે સ્કન્ધથી શરૂ થાય છે.

ત્યાં ત્રીજા સ્કન્ધમાં ચાર અધ્યાય દ્વારા વિદુરજી અને મૈત્રેય ઋષિનો સંગમ, ત્યાર બાદ આઠ અધ્યાયો દ્વારા કારણાદિ સૃષ્ટિ સહિત કાર્યસૃષ્ટિવિસ્તાર, ત્યાર

विसर्गसमाहारस्तत्प्रसङ्गेन चतुर्भिः कपिलावतारस्ततो नवभिः कपिलाख्यानमिति त्रयस्त्रिंशताऽध्यायैस्तृतीयस्कन्धप्रवृत्तिः ।

પછી સાત અધ્યાય દ્વારા વિસર્ગના આરંભ દ્વારા વરાહ અવતાર, તે પછી એક અધ્યાય દ્વારા વિસર્ગનું સંકલન, તેના પ્રસંગો દ્વારા ચાર અધ્યાયથી કપિલ-અવતાર, ત્યારબાદ નવ અધ્યાયો દ્વારા કપિલાખ્યાન– આમ તેત્રીસ અધ્યાયો દ્વારા તૃતીય સ્કન્ધની પ્રવૃત્તિ થાય છે.

तत्र द्वितीयस्कन्धान्ते—

'परिमाणं च कालस्य कल्पलक्षणविग्रहम्।
यथा पुरस्ताद् व्याख्यास्ये पाद्मं कल्पमथो शृणु॥'

इति प्रतिज्ञातमर्थं विस्तरेण निरूपयितुमितिहासं प्रस्तौति भगवान् शुकः **एवमिति** द्वाभ्याम्।

દ્વિતીય સ્કન્ધના અંતમાં, ''કાળનું (સ્થૂળ તથા સૂક્ષ્મ) પરિમાણ, કલ્પનું લક્ષણ, અવાન્તરકલ્પ અને મન્વન્તરાદિ વિભાગ– એ સર્વ હું આગળ વિસ્તારથી કહીશ. હવે પાદ્મકલ્પ સાંભળો.'' (શ્રીમદ્ ભા.૨/૧૦/૪૭) આ પ્રમાણે વચન આપેલા વિષયને વિસ્તારપૂર્વક કહેવા માટે ભગવાન શ્રીશુકદેવજી **'एवम् इति'**થી બે શ્લોકો દ્વારા ઈતિહાસ પ્રસ્તુત કરે છે.

**॥ ॐ नमो भगवते वासुदेवाय॥**

**श्रीशुक उवाच**

**एवमेतत्पुरा पृष्टो मैत्रेयो भगवान्किल।**
**क्षत्त्रा वनं प्रविष्टेन त्यक्त्वा स्वगृहमृद्धिमत्॥ १**

**ૐ ભગવાન વાસુદેવને નમસ્કાર**

**શ્રીશુકદેવજીએ કહ્યું** – પૂર્વે પોતાના સમૃદ્ધિશાળી ભવનનો ત્યાગ કરી વનમાં ચાલી નીકળેલા વિદુરજી દ્વારા આ રીતે જ આ વિષયમાં ભગવાન મૈત્રેયને પૂછવામાં આવ્યું હતું. ॥ ૧ ॥

ऋद्धिमत्सर्वसंपद्भिः संपूर्णम्॥ १॥

**'ऋद्धिमत्'** સર્વ સંપત્તિથી સંપૂર્ણ ॥ ૧ ॥

किंचातिश्लाघ्यं त्यागानर्हमित्याह।

વળી, વિદુરજીનું ઘર તો અતિ પ્રશસ્ય અને ત્યાગવાને યોગ્ય ન હતું, એમ કહે છે.

**यद्वा अयं मन्त्रकृद्वो भगवानखिलेश्वरः।**
**पौरवेन्द्रगृहं हित्वा प्रविवेशात्मसात्कृतम्॥ २**

આ અખિલેશ્વર ભગવાન શ્રીકૃષ્ણ આપના (પાંડવોના) વિષ્ટિકાર બનીને (હસ્તિનાપુર પધાર્યા હતા ત્યારે) દુર્યોધનના રાજભવનને ત્યજીને પોતાના માનેલા (વિદુરજીના ઘરમાં) પધાર્યા હતા. ॥ ૨ ॥

यद्वै प्रसिद्धं गृहं वः पाण्डवानां मन्त्रकृद् दौत्यकर्ता सन्नयं श्रीकृष्णः। बुद्धिसन्निधानादयमिति निर्देशः। पौरवेन्द्रो दुर्योधनस्तस्य गृहं हित्वाऽनाहूत एव प्रविवेश। तत्र हेतुः— आत्मसात्कृतमात्मीयत्वेन गृहीतम्॥ २॥

**'यद् वै'** જે પ્રસિદ્ધ મહેલમાં **'वः'** તમારા અર્થાત્ પાંડવોના વિષ્ટિકાર **'मन्त्रकृत्'** મન્ત્રણા કરનાર બનીને, **'अयम्'** આ શ્રીકૃષ્ણ ભગવાન બુદ્ધિની સમીપ હોવાથી 'આ' એમ નિર્દેશ કરવામાં આવ્યો છે. **'पौरवेन्द्रः'** દુર્યોધન. તેનો મહેલ છોડીને બોલાવ્યા વિના જ પધાર્યા હતા. તે માટેનું કારણ– **'आत्मसात्कृतम्'** વિદુરજીને આત્મીય તરીકે માન્યા હતા. ॥ ૨॥

* **दीपिनी**—आत्मीयगृहे नाह्वानापेक्षेत्यर्थः।

આત્મીય સ્વજનના ઘરમાં નિમંત્રણની અપેક્ષા ન હોય, એમ અર્થ છે.

राजोवाच

**कुत्र क्षत्तुर्भगवता मैत्रेयेणाऽऽस संगमः।**
**कदा वा सह संवाद एतद्वर्णय नः प्रभो॥ ३**

कुत्र संगम आस बभूव॥ ३॥

**न ह्यल्पार्थोदयस्तस्य विदुरस्यामलात्मनः।**
**तस्मिन्वरीयसि प्रश्नः साधुवादोपबृंहितः॥ ४**

वरीयसि श्रेष्ठे। अल्पस्यार्थस्योदयो यस्मात्तथाभूतो न भवति। साधुवादेन सतामनुमोदने- नोपबृंहितः संवर्धितः। यद्वा साधोर्मैत्रेयस्य वादेनोत्तरेण श्लाघित इत्यर्थः॥ ४॥

सूत उवाच

**स एवमृषिवर्योऽयं पृष्टो राज्ञा परीक्षिता।**
**प्रत्याह तं सुबहुवित्प्रीतात्मा श्रूयतामिति॥ ५**

॥ ५॥

त्यागानर्हस्यापि गृहस्य त्यागे हेतुत्वेन कौरवापराधानाह—**यदेत्ये**कादशभिः।

श्रीशुक उवाच

**यदा तु राजा स्वसुतानसाधून्**
**पुष्णन्नधर्मेण विनष्टदृष्टिः।**
**भ्रातुर्यविष्ठस्य सुतान्विबन्धून्**
**प्रवेश्य लाक्षाभवने ददाह॥ ६**

॥ ६॥

एतेषां च तदा स क्षत्ता अयादित्येकादशे क्रियासम्बन्धः। यविष्ठस्य कनिष्ठस्य पाण्डोः। विबन्धून्पितृहीनान्॥ ६॥

**રાજાએ પૂછ્યું** – હે પ્રભુ, વિદુરજીનો ભગવાન મૈત્રેયની સાથે ક્યાં સમાગમ થયો હતો તથા તેમની સાથે ક્યારે સંવાદ થયો હતો, તે અમને કહો.॥ ૩ ॥

ક્યાં સમાગમ ‘**आस**’ થયો હતો?॥ ૩ ॥

ખરેખર, વિશુદ્ધ અંતઃકરણવાળા તે વિદુરજીનો શ્રેષ્ઠ એવા તે (મૈત્રેયજી) પ્રત્યે કરેલો પ્રશ્ન ક્ષુદ્ર વિષયનો પ્રકાશ થાય તેવો ન હોય (કારણ કે) પ્રશ્ન સંતજનોના અભિનંદનથી આદર પામેલો હતો અથવા સાધુશિરોમણિ મૈત્રેયજીએ ઉત્તર આપીને તેને મહિમાન્વિત કર્યો હતો. ॥ ૪ ॥

‘**वरीयसि**’ શ્રેષ્ઠ એવા મૈત્રેયજી પ્રત્યે (કરેલો પ્રશ્ન), ક્ષુદ્ર વિષયનો પ્રકાશ જેમાંથી થાય તેવો પ્રશ્ન ન હોય, ‘**साधुवादेन**’ સંતજનોના અભિનંદનથી ‘**उपबृंहितः**’ વિસ્તારેલો (આદર પામેલો) હતો. અથવા સાધુશિરોમણિ મૈત્રેયજીના **वादेन** ઉત્તર દ્વારા પ્રશંસા પામેલો હતો, એમ અર્થ છે. ॥ ૪ ॥

**સૂતજી બોલ્યા** – રાજા પરીક્ષિત દ્વારા આ પ્રમાણે તે ઋષિવર્ય શુકદેવજીને પૂછવામાં આવ્યું, ત્યારે આ અતિ બહુશ્રુત (સર્વજ્ઞ) ઋષિએ અત્યન્ત પ્રસન્ન થઈ તે રાજાને ‘‘સાંભળો’’ એમ કહ્યું. ॥ ૫ ॥ ૫ ॥

વિદુરજીનું ઘર ત્યાગ કરવા જેવું ન હતું, છતાં પણ ગૃહત્યાગના કારણરૂપે કૌરવોના અપરાધોને અગિયાર શ્લોકો દ્વારા જણાવે છે— ‘**यदा तु**’ વગેરે

**શ્રીશુકદેવજી બોલ્યા** – અધર્મને કારણે નાશ પામેલી દૃષ્ટિવાળા રાજા ધૃતરાષ્ટ્રે પોતાના અન્યાયી પુત્રોને પોષી, નાના ભાઈ પાંડુના, પિતા વિનાના પુત્રોને લાક્ષાગૃહમાં રાખી જ્યારે બાળ્યા ॥ ૬ ॥

અપરાધોનું દર્શન થયું ત્યારે તે વિદુરજી ‘ચાલી નીકળ્યા’ એમ આનાથી અગિયારમા શ્લોક(૧૬)માં ‘**अयात्**’ ક્રિયાપદ સાથે સંબંધ છે. ‘**यविष्ठस्य**’ સૌથી નાના ભાઈ પાંડુના, ‘**विबन्धून्**’ પિતા વગરના પુત્રોને॥ ૬॥

**यदा सभायां कुरुदेवदेव्याः**
**केशाभिमर्शं सुतकर्म गर्ह्यम्।**
**न वारयामास नृपः स्नुषायाः**
**स्वास्त्रैर्हरन्त्याः कुचकुङ्कुमानि॥ ७**
॥ ७ ॥

ભરી સભામાં પોતાના અશ્રુઓથી વક્ષઃસ્થળ ઉપરના કુંકુમલેપને ધોઈ રહેલી એવી પુત્રવધૂ, કુરુકુલના દેવ યુધિષ્ઠિરની મહારાણી દ્રૌપદીના કેશ ખેંચવાના પોતાના દીકરાના કુકર્મને રાજાએ (ધૃતરાષ્ટ્રે) જ્યારે અટકાવ્યું નહીં, ॥ ૭ ॥

कुरुदेवस्य युधिष्ठिरस्य देव्या द्रौपद्याः आत्मनः स्नुषायाः स्वीयैरस्त्रैरश्रुभिः स्वकुचकुङ्कुमानि रिपुस्त्रीणां वा तद्भर्तृवधेन हरन्त्याः॥ ७॥

**'कुरुदेवस्य'** યુધિષ્ઠિરની **'देव्याः'** મહારાણી દ્રૌપદીના, પોતાની પુત્રવધૂના, પોતાનાં **'अस्त्रैः'** આંસુઓથી પોતાના વક્ષઃસ્થળના કુંકુમલેપને ધોઈ રહેલી અથવા તો (દુર્યોધન વગેરે) શત્રુઓની પત્નીઓનો (કુંકુમલેપ પણ) તેમના પતિઓના વધથી ધોતી (એમ સૂચન છે).॥ ૭ ॥

**द्यूते त्वधर्मेण जितस्य साधोः**
**सत्यावलम्बस्य वनागतस्य।**
**न याचतोऽदात्समयेन दायं**
**तमोजुषाणो यदजातशत्रोः॥ ८**

જુગારમાં અધર્મથી જ જિતાયેલા, સદાચારી, સત્યનો આધાર રાખનારા, (પ્રતિજ્ઞા અનુસાર) સમય થતાં વનમાંથી પાછા આવેલા અને રાજ્યભાગની માગણી કરતા અજાતશત્રુ યુધિષ્ઠિરનો રાજ્યભાગ મોહને વશ થયેલા (ધૃતરાષ્ટ્રે જ્યારે) આપ્યો નહીં, (ત્યારે વિદુરજી ચાલી નીકળ્યા.) ॥ ૮ ॥

सत्यावलम्बस्य सत्याश्रयस्य वनात्प्रत्यागतस्य समयेन पूर्वकृतेन दायमंशं याचमानस्य यद्यदा नादान्न ददौ। तमो मोहं जुषाणः (पुत्रं सेवमानः, अविवेकं वा)॥ ८॥

**'सत्यावलम्बस्य'** સત્યનો આધાર રાખનારા (યુધિષ્ઠિરનો), સમય થતાં વનમાંથી પાછા આવી ગયેલા અને પૂર્વે નક્કી કર્યા મુજબ રાજ્યભાગની માંગણી કરનારા યુધિષ્ઠિરનો રાજ્યભાગ **'यत्'** જ્યારે **'न अदात्'** આપ્યો નહીં; **'तमः'** મોહવશ થયેલા (પુત્રના વચનને અથવા અવિવેકને વશ થયેલા ધૃતરાષ્ટ્ર)॥ ૮ ॥

**यदा च पार्थप्रहितः सभायां**
**जगद्गुरुर्यानि जगाद कृष्णः।**
**न तानि पुंसाममृतायनानि**
**राजोरु मेने क्षतपुण्यलेशः॥ ९**

વળી, પૃથાપુત્ર યુધિષ્ઠિરે (સમાધાન માટે) મોકલેલા જગદ્‌ગુરુ શ્રીકૃષ્ણે સભામાં ભીષ્માદિ મહાપુરુષો સમક્ષ જે અમૃતઝરતાં વચનો કહ્યાં હતાં, પરંતુ જેનું રહ્યું-સહ્યું પુણ્ય પણ ક્ષીણ થયું હતું તેવા ધૃતરાષ્ટ્રે તે વચનોનો જ્યારે નિરાદર કર્યો, ॥ ૯ ॥

यानि वचनानि पुंसां भीष्मादीनाममृतायनान्यमृतस्त्रावीणि राजा धृतराष्ट्रो दुर्योधनो वा उरु बहु न मेने। क्षतो नष्टः पुण्यलेशो यस्य सः। न सुखकीर्तिधर्मादिहेतुः किंतु राज्यप्राप्तिमात्रहेतुः पुण्यलेश एवासीत्तस्यापि नष्टत्वादनादृतवानित्यर्थः॥ ९॥

**'पुंसाम्'** ભીષ્મ વગેરે પુરુષો સમક્ષ **'अमृतायनानि'** અમૃત ઝરતાં જે વચનોને **'राजा'** રાજા ધૃતરાષ્ટ્રે અથવા દુર્યોધને **'उरु'** બહુ ગણકાર્યાં નહીં. **'क्षतः'** નષ્ટ થયું છે જરા જેટલું બચેલું પુણ્ય જેનું તે. ધૃતરાષ્ટ્ર પાસે સુખ, કીર્તિ અને ધર્માચરણ કરાવે તેવું પુણ્ય તો રહ્યું ન હતું, પરંતુ રાજ્ય વગેરે ભોગવવા જેટલું થોડું જ પુણ્ય બચ્યું હતું. તે પણ નષ્ટ થવાથી ભગવાનનાં વચનોનો તેણે આદર કર્યો નહીં, એમ અર્થ છે. ॥ ૯ ॥

**वंशीधरी**—गुरुमात्रस्यापि वचो ग्राह्यमस्ति किमुत जगद्गुरोरिति कैमुत्यसूचनायोक्तं जगद्गुरुरिति।

**वंशीधरी**—'क्षतपुण्यलेशः' 'वाक्यं शास्त्रगुरूणां न नष्टपुण्यस्य रोचते।'

इदानीं विदुरस्यैव कृतं पराभवं दर्शयति—**यदेत्यादिषड्भिः।**

**यदोपहूतो भवनं प्रविष्टो**
**मन्त्राय पृष्टः किल पूर्वजेन।**
**अथाह तन्मन्त्रदृशां वरीयान्**
**यन्मन्त्रिणो वैदुरिकं वदन्ति॥ १०**

यदा पूर्वजेन धृतराष्ट्रेण मन्त्राय चोपहूतोऽन्तर्गृहं प्रविष्टो मन्त्रं पृष्टः सन्नथानन्तरं तदाह। किम्। मन्त्रिणोऽद्यापि यद्वैदुरिकं विदुरवाक्यमिति प्रसिद्धं वदन्ति॥ १०॥

तदेवाह—**अजातशत्रोरिति** त्रिभिः।

**अजातशत्रोः प्रतियच्छ दायं**
**तितिक्षतो दुर्विषहं तवागः।**
**सहानुजो यत्र वृकोदराहिः**
**श्वसन्रुषा यत्त्वमलं बिभेषि॥ ११**

तव आगोऽपराधं सहमानस्य दायं प्रतियच्छ देहि। यत्रापराधेऽनुजैः सह वर्तमानो वृकोदररूपोऽहिः क्रोधेन श्वसन्वर्तते। यद्यस्मात्त्वमलमत्यर्थं बिभेषि॥ ११॥

ननु मम तादृशाः पुत्रा बहवः सन्तीति गर्वं मा कृथा इत्याह।

ગુરુમાત્રનાં વચન પણ ગ્રહણ કરવા યોગ્ય હોય છે, તો જગદ્‌ગુરુનાં વચનો માટે તો કહેવાનું જ શું હોય? એમ કૈમુત્યસૂચન માટે જગદ્‌ગુરુ શબ્દ છે.

નષ્ટ થયું છે જરાક જેટલું પુણ્ય જેનું; "શાસ્ત્ર અને ગુરુનાં વચનો જેનું પુણ્ય ક્ષીણ થયું તેને રુચતાં નથી."

હવે વિદુરજીનો જ તિરસ્કાર કરવામાં આવ્યો તે દર્શાવે છે, **'यदा'** વગેરે છ શ્લોક દ્વારા.

જ્યારે મોટાભાઈ ધૃતરાષ્ટ્રે મંત્રણા કરવા માટે નીતિનિપુણોમાં શ્રેષ્ઠ એવા વિદુરજીને બોલાવ્યા, ત્યારે રાજભવનમાં પધારેલા અને સલાહ પૂછવામાં આવેલા તેમણે જે કહ્યું, તેને મન્ત્રવેત્તાઓ વિદુરનીતિશાસ્ત્ર કહે છે. ॥ ૧૦ ॥

જ્યારે **'पूर्वजेन'** મોટાભાઈ ધૃતરાષ્ટ્ર દ્વારા મન્ત્રણા કરવા માટે બોલાવવામાં આવેલા અને મહેલની અંદર પધારેલા અને સલાહ પૂછવામાં આવેલા વિદુરજીએ **'अथ'** ત્યાર પછી તે જણાવી. વિદુરજીએ શી સલાહ આપી? નીતિનિપુણો જેને આજે પણ વિદુરનીતિશાસ્ત્ર તરીકે પ્રસિદ્ધ થયેલું કહે છે. ॥ ૧૦ ॥

તે વિદુરનીતિને જ **'अजातशत्रोः'** એમ ત્રણ શ્લોકો દ્વારા કહે છે.

આપના અસહ્ય અપરાધને સહન કરી રહેલા અજાતશત્રુ ધર્મરાજના રાજ્યભાગને પાછો આપો, કારણ કે જે અપરાધને કારણે (વૃક નામના અગ્નિને ઉદરમાં ધારણ કરનાર) વૃકોદર (ભીમસેન)રૂપી સર્પ નાના ભાઈઓ સાથે ક્રોધથી ફૂંફાડા મારી રહ્યો છે, જેનાથી તમે અત્યન્ત ભય પામો છો. ॥ ૧૧ ॥

તમારો **'आगः'** અપરાધ સહન કરી રહેલા (અજાતશત્રુ)ને તેમનો ભાગ **'प्रतियच्छ'** પાછો આપો. જે અપરાધને લીધે નાના ભાઈઓ સહિત વૃકોદરરૂપી સર્પ ક્રોધથી ફૂંફાડા મારી રહ્યો છે. **'यत्'** જેનાથી તમે અત્યન્ત ભય પામો છો. ॥ ૧૧ ॥

(હવે વિદુરજી ધૃતરાષ્ટ્રની શંકા નિર્મૂળ કરતાં) કહે છે કે મારે તો પાંડવો જેવા અનેક પુત્રો છે તેવો ગર્વ ન કરશો.

**पार्थांस्तु देवो भगवान्मुकुन्दो**
**गृहीतवान्सक्षितिदेवदेवः ।**
**आस्ते स्वपुर्यां यदुदेवदेवो**
**विनिर्जिताशेषनृदेवदेवः ॥ १२**

પાર્થાંસ્તુ મુકુન્દ આત્મીયત્વેન ગૃહીતવાન્। स च देवस्तत्रापि भगवान्न तु प्राकृतः। किंच सह क्षितिदेवैर्विप्रैर्देवैश्चेन्द्रादिभिर्वर्तमानः। यतोऽसौ तत्रैव विप्रा देवाश्चेत्यर्थः। स च स्वपुर्यामेव सुखमास्ते, न त्वन्यत्र गतः। किंच यदुदेवानां देवः पूज्यः। यतोऽसौ तत्रैव यदुप्रवीरा इत्यर्थः।

किंच नृदेवेषु मण्डलेश्वरेषु दीव्यन्ति प्रकाशन्त इति नृदेवदेवा राजानः, विनिर्जिता अशेषा नृदेवदेवा येन। यतोऽसौ तत्रैव सर्वे राजानः। अतः पार्थानां दायं देहीति॥ १२॥

दुर्योधनस्तन्न मन्यत इति चेदत आह।

**स एष दोषः पुरुषद्विडास्ते**
**गृहान्प्रविष्टोऽयमपत्यमत्या ।**
**पुष्णासि कृष्णाद्विमुखो गतश्री-**
**स्त्यजाश्वशैवं कुलकौशलाय॥ १३**

स एष मूर्तो दोष एव गृहान्प्रविष्ट आस्ते। दोषत्वे हेतुः— पुरुषद्विट् श्रीकृष्णद्वेष्टा। कोऽसौ। यं त्वमपत्यमत्या पुष्णासि न त्वपत्यमसौ। न पतत्यस्मादिति ह्यपत्यं प्राहुः। गता श्रीर्यस्मात्स त्वमित्याक्रोशति। अत एनमशैवममङ्गलमाशु त्यज। कथं पुत्रस्त्याज्यस्तत्राह। कुलस्य कौशलाय।

દેવો અને ભૂદેવોની સાથે રહેલા ષડ્ઐશ્વર્ય સંપન્ન, મોક્ષના દેનારા એવા શ્રીકૃષ્ણદેવે તો પાંડવોને (સ્વજનો તરીકે) સ્વીકાર્યા છે. શ્રેષ્ઠ યાદવોના પૂજ્ય તેમ જ રાજાઓના સર્વ તેજસ્વી રાજાઓને પણ જેમણે જીતી લીધા છે, તેવા મુકુન્દ ભગવાન પોતાની નગરીમાં બિરાજે છે. ॥ ૧૨॥

પાંડવોને તો મુકુન્દ ભગવાને આત્મીયરૂપે સ્વીકાર્યા છે, અને તે તો દેવ છે. તેમાં પણ ભગવાન છે, કાંઈ સામાન્ય દેવ નથી. વળી, '**क्षितिदेवैः**' પૃથ્વી પરના દેવો અર્થાત્ બ્રાહ્મણો તથા ઈન્દ્ર વગેરે દેવો ભગવાનની સાથે જ રહેલા છે. આથી જ્યાં આ ભગવાન ત્યાં જ દેવો અને બ્રાહ્મણો, એમ અર્થ છે. વળી, તેઓ પોતાના જ નગરમાં સુખપૂર્વક વિરાજે છે, અન્ય ક્યાંય નથી ગયા. વળી, તેઓ શ્રેષ્ઠ યાદવોના '**देवः**' પૂજ્ય છે. આથી જ્યાં આ ભગવાન ત્યાં જ અત્યન્ત શૂરવીર યાદવો, એમ અર્થ છે.

વળી, '**नृदेवेषु**' મંડલેશ્વરોમાં પ્રકાશે છે તે '**नृदेवदेवाः**' સર્વ રાજાઓને જેમણે જીતી લીધા છે, તેવા ભગવાન. આથી જ્યાં ભગવાન છે, ત્યાં જ સર્વ રાજાઓ છે, આથી પાંડવોને તેમનો રાજ્યભાગ આપી દો.॥ ૧૨ ॥

દુર્યોધન જો તે (રાજ્યભાગ આપવાનું) ન માને તો તે માટે કહે છે.

ભગવાન શ્રીકૃષ્ણથી વિમુખ અને શ્રીહીન બનેલા એવા તમે પુત્રબુદ્ધિથી જે દુર્યોધનને પોષો છો, તે તો ભગવાનનો દ્વેષ કરનારો છે. આ દુર્યોધન તો ઘરમાં પેઠેલો મૂર્તિમંત દોષ છે, (માટે) કુળના કલ્યાણ કાજે અમંગળ એવા પુત્રને જલદીથી ત્યજી દો. ॥ ૧૩ ॥

તે આ દુર્યોધન, મૂર્તિમંત દોષ જ ઘરમાં પેઠો છે. તે દોષરૂપ હોવા માટેનું કારણ – તે '**पुरुषद्विट्**' શ્રીકૃષ્ણનો દ્વેષ કરનાર છે. તે કોણ છે? જેને તમે પુત્રબુદ્ધિથી પોષો છો, તે તમારો પુત્ર નથી. જેનાથી કુળનો નાશ ન થાય તેને જ સાચો પુત્ર કહે છે. જેનામાંથી શ્રી ચાલી ગઈ છે તેવા તમે (ધૃતરાષ્ટ્ર) – એમ (વિદુરજી) આક્રોશ કરે છે. માટે આ '**अशैवम्**' અમંગળનો જલદી ત્યાગ કરો.

* 'त्यजेदेकं कुलस्यार्थे' इति हि न्यायः ॥ १३ ॥

*'त्यजेदेकं कुलस्यार्थे ग्रामस्यार्थे कुलं त्यजेत्।
ग्रामं जनपदस्यार्थे आत्मार्थे पृथिवीं त्यजेत् ॥
इति चाणक्यः।

શું પુત્ર ત્યજવાને યોગ્ય છે? તે માટે કહે છે કે કુળના કલ્યાણને ખાતર (ત્યાગ કરવો જોઈએ). ''કુળને ખાતર એકને ત્યજવો જોઈએ.'' એવો જ ન્યાય છે. ॥ ૧૩ ॥

'કુળને માટે એકનો ત્યાગ કરવો જોઈએ, ગામ માટે કુળનો ત્યાગ કરવો જોઈએ. દેશ માટે ગામનો ત્યાગ કરવો જોઈએ અને આત્મા માટે પૃથ્વીનો ત્યાગ કરવો જોઈએ.' એમ ચાણક્ય કહે છે.

**इत्यूचिवांस्तत्र सुयोधनेन**
**प्रवृद्धकोपस्फुरिताधरेण ।**
**असत्कृतः सत्स्पृहणीयशीलः**
**क्षत्ता सकर्णानुजसौबलेन ॥ १४**

इत्यूचिवानेवमुक्तवान्। असौ क्षत्ता विदुरः सतां स्पृहणीयं शीलं यस्य स कर्णदुःशासनशकुनिसहितेन दुर्योधनेनासत्कृतस्तिरस्कृतः ॥ १४ ॥

અત્યન્ત વધી ગયેલા ક્રોધથી ધ્રૂજતા હોઠવાળા દુર્યોધન દ્વારા કર્ણ, દુઃશાસન અને શકુનિ સાથે ત્યાં સભામાં આ પ્રમાણે સલાહ આપતા અને સજ્જનો દ્વારા સ્પૃહા કરવા યોગ્ય સ્વભાવવાળા વિદુરજી તિરસ્કૃત થયા. ॥ ૧૪ ॥

**'इति ऊचिवान्'** આ પ્રમાણે કહ્યું. તે **'क्षत्ता'** વિદુરજી, સજ્જનો દ્વારા સ્પૃહા કરવા યોગ્ય છે સ્વભાવ જેમનો તે વિદુરજી કર્ણ, દુઃશાસન અને શકુનિસહિત દુર્યોધન દ્વારા **'असत्कृतः'** તિરસ્કૃત થયા. ॥ ૧૪ ॥

तिरस्कारमाह— **क इति।**

**क एनमत्रोपजुहाव जिह्मं**
**दास्याः सुतं यद्बलिनैव पुष्टः।**
**तस्मिन्प्रतीपः परकृत्य आस्ते**
**निर्वास्यतामाशु पुराच्छ्वसानः ॥ १५**

दासीसुतो ह्यत्राह्वानानर्हः। जिह्मश्च कुटिलः। जिह्मतामाह। यस्य बलिनाऽन्नेन पुष्टस्तस्मिन्नेव प्रतीपः प्रतिकूलः परेषां कार्ये वर्तते। अतः पुरान्निर्वास्यताम्। श्वसानः श्वसन् जीवमात्रशेष इत्यर्थः। पाठान्तरे स्मशानवदमङ्गलः ॥ १५ ॥

દુર્યોધને કરેલા અપમાનને જણાવે છે— **'कः इति।'**

આ દાસીપુત્ર, કપટી વિદુરને અહીં કોણે બોલાવ્યો? જેનું અન્ન ખાઈ મોટો થયો છે, તેમને જ પ્રતિકૂળ થઈ શત્રુઓનું કાર્ય કરવા તૈયાર થયો છે! તેને માત્ર જીવતો રાખીને હમણાં જ નગરમાંથી બહાર હાંકી કાઢો.॥ ૧૫ ॥

ખરેખર, બોલાવવાને યોગ્ય નથી તેવો દાસીપુત્ર અને **'जिह्मः'** કપટી– કુટિલતાને જણાવે છે. જેના **'बलिना'** અન્નથી પોષાયો છે તેમને જ **'प्रतीपः'** પ્રતિકૂળ છે; શત્રુઓનું કાર્ય કરે છે માટે નગરમાંથી કાઢી મૂકો. **'श्वसानः'** માત્ર જીવતો રાખીને, એમ અર્થ છે. **'पुराच्छ्वसानः'** ને બદલે પાઠાન્તર **'पुरात्–स्मशानः'** પાઠમાં **'स्मशानवत्'** સ્મશાન જેવા અમંગળ (એવા વિદુરને) ॥ ૧૫ ॥

**स इत्थमत्युल्बणकर्णबाणै-**
**र्भ्रातुः पुरो मर्मसु ताडितोऽपि।**
**स्वयं धनुर्द्वारि निधाय मायां**
**गतव्यथोऽयादुरु मानयानः ॥ १६**

અતિશય તીવ્ર કર્ણવેધક વાક્યબાણોથી, ભાઈની સમક્ષ મર્મસ્થાનમાં પ્રહાર કરાયા છતાં, ભગવાનની માયાને મહાન માનતા વિદુરજી વ્યથારહિત થઈને પોતાની જાતે જ દ્વાર ઉપર ધનુષ મૂકીને ચાલી નીકળ્યા. ॥ ૧૬ ॥

अत्युल्बणैः कर्णयोर्बाणवत्प्रविशद्भिः परुष-वाक्यैर्मर्मसु ताडितोऽपि गतव्यथः। तत्र हेतुः— मायामुरु बहु मानयन्नहो मायाया माहात्म्यमिति तामेव तत्र हेतुं मन्यमानस्तन्निःसारणात्पूर्वं स्वयमेव अयान्निर्जगाम। किं कृत्वा।

અત્યન્ત તીવ્ર, બન્ને કાનમાં બાણની જેમ પેસતા કઠોર વચનો વડે મર્મસ્થાનમાં પ્રહાર કરાયા હોવા છતાં પણ વ્યથારહિત થઈને, તે માટે કારણ આપે છે— (ભગવાનની) માયાને **'उरु'** મહાન માનતા, અહો, માયાનું માહાત્મ્ય, તે માયાને જ તે માટે કારણરૂપ માનતા, તેમના હાંકી કાઢતાં પહેલાં પોતાની જાતે જ **'अयात्'** ચાલી નીકળ્યા. શું કરીને ચાલી નીકળ્યા?

एते नूनं मरिष्यन्ति किं धनुषेति तस्य द्वारि धनुर्निधाय। यद्वा भीमादिभिः संगत्यास्माभि-र्योत्स्यतीति मा शङ्कीरिति धनुर्निधानम्॥ १६॥

હવે આ લોકો મરવાના જ છે તો પછી મારે ધનુષથી શું કામ છે? અથવા ભીમ વગેરેની સાથે મળીને અમારી સામે યુદ્ધ કરશે, તેવી શંકા ન થાય એમ દર્શાવવા દ્વારમાં ધનુષનો ત્યાગ કર્યો. ॥ ૧૬ ॥

ततो निर्गतस्य तीर्थाटनप्रकारमाह— **स इत्यष्टभिः।**

ત્યાં (હસ્તિનાપુરમાં)થી ચાલી નીકળેલા વિદુરજીના તીર્થાટનનો પ્રકાર જણાવે છે — **'सः इति।'** થી આઠ શ્લોકો દ્વારા.

**स निर्गतः कौरवपुण्यलब्धो**
**गजाह्वयात्तीर्थपदः पदानि।**
**अन्वाक्रमत्पुण्यचिकीर्षयोर्व्यां**
**स्वधिष्ठितो यानि सहस्रमूर्तिः॥ १७**

કુરુવંશીઓના પુણ્યથી પ્રાપ્ત થયેલા તે વિદુરજી હસ્તિનાપુરમાંથી નીકળીને પુણ્ય કરવાની ઈચ્છાથી, પૃથ્વી પરનાં તીર્થો જેમનાં ચરણોમાં છે તેવા તીર્થપદ ભગવાન શ્રીહરિનાં તીર્થક્ષેત્રોમાં એક પછી એક વિચરણ કરવા લાગ્યા, જ્યાં (બ્રહ્મા, રુદ્ર આદિ) હજારો મૂર્તિઓ ધારણ કરી ભગવાન વિરાજમાન છે. ॥ ૧૭ ॥

स गजाह्वयान्निर्गतः संस्तीर्थं पादौ यस्य तस्य हरेः पदानि क्षेत्राणि पुण्यचिकीर्षयाऽन्वा-क्रमत्प्रत्यपद्यत। कौरवाणां पुण्येन लब्ध इति तेषां भाग्यमेव तेन रूपेण गतमिति सूचितम्। उर्व्यां सहस्रमूर्तिर्ब्रह्मरुद्राद्यनेकमूर्तिः संस्तीर्थ-पाद्यानि यान्यधिष्ठाय स्थितः तानि तानि जगामेत्यर्थः॥ १७॥

તે વિદુરજી હસ્તિનાપુરમાંથી નીકળી જઈને, તીર્થ જેનાં ચરણ છે તેવા શ્રીહરિનાં **'पदानि'** ક્ષેત્રોમાં પુણ્ય કરવાની ઈચ્છાથી **'अनु-आक्रमत्'** એક પછી એક ગયા. કુરુવંશીઓના (પૂર્વજોના) પુણ્યથી પ્રાપ્ત થયેલા વિદુરજી અર્થાત્ કૌરવોનું ભાગ્ય જ તે વિદુરજીના રૂપે ચાલ્યું ગયું, તેમ સૂચિત થાય છે. પૃથ્વી ઉપર **'सहस्रमूर्तिः'** બ્રહ્મા, રુદ્ર આદિ અનેક મૂર્તિઓ ધારણ કરી જે જે તીર્થક્ષેત્રોમાં **'अधिष्ठाय'** અધિષ્ઠિત થઈને ભગવાન વિરાજમાન છે ત્યાં ત્યાં ગયા, એમ અર્થ છે. ॥ ૧૭ ॥

**पुरेषु पुण्योपवनाद्रिकुञ्जे-**
**ष्वपङ्कतोयेषु सरित्सरस्सु।**
**अनन्तलिङ्गैः समलङ्कृतेषु**
**चचार तीर्थायतनेष्वनन्यः॥ १८**

નગરોમાં, પવિત્ર ઉપવનો, પર્વતો અને લતાકુંજોમાં, કાદવ વિનાનાં (પવિત્ર) જળભર્યાં નદીઓ અને સરોવરોમાં, અનન્તભગવાનની મૂર્તિઓથી શોભતાં તીર્થો અને ક્ષેત્રોમાં વિદુરજી એકલા જ વિચરવા લાગ્યા. ॥ ૧૮ ॥

पुण्यानि यानि उपवनादीनि तेषु। कुञ्जं लतादिगूढस्थानम्। अपङ्कानि तोयानि येषां तेषु सरित्सरःसु च तीर्थेष्वायतनेषु क्षेत्रेषु च। कीदृशेषु। अनन्तस्य लिङ्गैर्मूर्तिभिः सम्यगलङ्कृतेषु। अनन्य एकाकी ॥ १८ ॥

જે જે પવિત્ર ઉપવનો વગેરે હતાં તેમાં, **'कुञ्जम्'** (શ્યામાકુંજ વગેરે વૃન્દાવનની અંદરના ભાગમાં) છુપાયેલી લતાકુંજોમાં, કાદવ વગરનું જળ જેમનું છે તે નદીઓ અને સરોવરોમાં, **'तीर्थेषु'** તીર્થોમાં, આયતનોમાં (મંદિરોમાં) અને ક્ષેત્રોમાં. કેવાં તીર્થક્ષેત્રોમાં? અનન્તભગવાનની **'लिङ्गैः'** મૂર્તિઓ વડે સુંદર રીતે શોભાયમાન તીર્થક્ષેત્રોમાં **'अनन्य'** એકલા જ (વિચરવા લાગ્યા). ॥ ૧૮ ॥

**गां पर्यटन्मेध्यविविक्तवृत्तिः**
**सदाप्लुतोऽधःशयनोऽवधूतः ।**
**अलक्षितः स्वैरवधूतवेषो**
**व्रतानि चेरे हरितोषणानि ॥ १९**

પૃથ્વી ઉપર (પગે ચાલીને) વિચરતા, (અન્યની સહાય વગરની) એકાન્તવાળી પવિત્ર આજીવિકાવાળા, પ્રત્યેક તીર્થમાં (ત્રિકાળ) સ્નાન કરતા, નીચે ભૂમિ ઉપર શયન કરતા, અભ્યંગસ્નાનાદિ સંસ્કારથી રહિત દેહવાળા, સ્વજનો ઓળખી ન જાય તેવા વલ્કલ વગેરે અવધૂત વેષવાળા વિદુરજી શ્રીહરિને પ્રસન્ન કરનારાં વ્રતોનું આચરણ કરતા હતા. ॥ ૧૯ ॥

किंच गां पर्यटन् व्रतानि चेरे आचरत्। मेध्या पवित्रा विविक्ताऽसंकीर्णा वृत्तिर्जीविका यस्य। सदाप्लुतः प्रतितीर्थं स्नातः। अधः शयनं यस्य। अवधूतोऽसंस्कृतदेहः, अवधूतवेषो वल्कलादि-धारी। अत एव स्वैरलक्षितः ॥ १९ ॥

વળી, પૃથ્વી ઉપર વિચરતા વિદુરજી વ્રતોનું **'चेरे'** આચરણ કરતા હતા. **'मेध्या'** પવિત્ર **'विविक्ता'** એકાન્તવાળી **'वृत्तिः'** આજીવિકા જેની છે, **'सदा-आप्लुतः'** પ્રત્યેક તીર્થમાં સ્નાન કરતા, નીચે ભૂમિશયન કરતા, **'अवधूतः'** અભ્યંગસ્નાનાદિ સંસ્કારથી રહિત દેહવાળા **'अवधूतवेषः'** વલ્કલ વગેરે ધારણ કરનારા અને તેથી જ સ્વજનો દ્વારા ઓળખી ન શકાય તેવા ॥ ૧૯ ॥

**इत्थं व्रजन्भारतमेव वर्षं**
**कालेन यावद्गतवान्प्रभासम् ।**
**तावच्छशास क्षितिमेकचक्रा-**
**मेकातपत्रामजितेन पार्थः ॥ २०**

આ પ્રમાણે ભારતવર્ષમાં જ યાત્રા કરતા તેઓ કાળે કરીને જ્યારે પ્રભાસક્ષેત્રમાં ગયા, ત્યારે અજિત ભગવાન શ્રીકૃષ્ણની સહાયથી પૃથાપુત્ર યુધિષ્ઠિર એકછત્ર (એક શાસન)વાળી, એક સૈન્યવાળી પૃથ્વીનું રાજ્ય કરતા હતા. ॥ ૨૦ ॥

एकस्यैव चक्रं सैन्यं यस्याम्। एकमेव राजचिह्नं श्वेतातपत्रं यस्यां ताम्। अजितेन श्रीकृष्णेन सहायेन ॥ २० ॥

એક જ **'चक्रम्'** સૈન્ય જેનું છે તે પૃથ્વી પર, એક જ રાજચિહ્ન-શ્વેતછત્ર– જેનું છે અર્થાત્ એક શાસનવાળી પૃથ્વી પર **'अजितेन'** અજિત ભગવાન શ્રીકૃષ્ણની સહાય વડે ॥ ૨૦ ॥

**तत्राथ शुश्राव सुहृद्विनष्टिं**
**वनं यथा वेणुजवह्निसंश्रयम्।**
**संस्पर्धया दग्धमथानुशोचन्**
**सरस्वतीं प्रत्यगियाय तूष्णीम्॥ २१**

तत्र प्रभासे परस्परस्पर्धया निमित्तभूतया सुहृदां कौरवाणां विनष्टिं विनाशमशृणोत्। परस्परनाशे दृष्टान्तः—वेणुजं वह्निं संश्रयते यद्वनं तद्यथा दग्धं भवति तथा प्रत्यगुद्गमाभिमुखम् ॥ २१ ॥

ત્યાં વાંસથી ઉત્પન્ન થયેલા અગ્નિના સંબંધથી બળી ગયેલા વનની જેમ પોતાના સંબંધીઓનો પરસ્પર સ્પર્ધાના નિમિત્તે થયેલો વિનાશ તેમણે સાંભળ્યો; તેથી શોક કરતા વિદુરજી મૌન થઈ પોતાના ઉદ્ગમ તરફ વહેનારી સરસ્વતીને તીરે ગયા. ॥ ૨૧ ॥

‘**तत्र**’ ત્યાં પ્રભાસમાં પરસ્પર સ્પર્ધાના નિમિત્તે થયેલો ‘**सुहृदाम्**’ આત્મીયજનો કૌરવોનો ‘**विनष्टिम्**’ વિનાશ સાંભળ્યો. અંદરોઅંદરના વિનાશ માટે દૃષ્ટાન્ત (આપે છે)— વાંસથી ઉત્પન્ન થયેલા અગ્નિનો જે વન સાથે સંબંધ છે, તે જેવી રીતે બળી જાય છે, તેવી રીતે (પોતાના જ ઘર્ષણથી ઉત્પન્ન થયેલી આગથી વાંસનું વન બળી જાય છે, તેમ કૌરવો પરસ્પરની સ્પર્ધાને કારણે નાશ પામ્યા). ‘**प्रत्यक्**’ પોતાના ઉદ્ગમ તરફ વહેનારી સરસ્વતી નદીને ॥ ૨૧ ॥

**तस्यां त्रितस्योशनसो मनोश्च**
**पृथोरथाग्नेरसितस्य वायोः।**
**तीर्थं सुदासस्य गवां गुहस्य**
**यच्छ्राद्धदेवस्य स आसिषेवे॥ २२**

त्रितादीनामेकादशतीर्थानि तत्तन्नाम्ना प्रसिद्धान्यासेवितवान्॥ २२॥

તે સરસ્વતી નદીના તીરે આવેલ ત્રિતનું, શુક્રાચાર્યનું, સ્વાયંભુવ મનુનું, પૃથુનું, અગ્નિનું અસિતઋષિનું, વાયુદેવનું, સુદાસનું, ગાયોનું, ગુહનું, શ્રાદ્ધદેવ વૈવસ્વત મનુનું તીર્થ – (એમ અગિયાર) તીર્થનું તેમણે સેવન કર્યું. ॥ ૨૨ ॥

ત્રિત વગેરે નામનાં અગિયાર પ્રસિદ્ધ તીર્થોનું સેવન કર્યું. ॥ ૨૨ ॥

**अन्यानि चेह द्विजदेवदेवैः**
**कृतानि नानायतनानि विष्णोः।**
**प्रत्यङ्गमुख्याङ्कितमन्दिराणि**
**यद्दर्शनात्कृष्णमनुस्मरन्ति ॥ २३**

द्विजदेवैर्ऋषिभिर्देवैश्च कृतानि अङ्गमङ्गं प्रति वर्तन्ते इति प्रत्यङ्गान्यायुधानि तेषु मुख्यं चक्रं तेनाङ्कितानि मूर्धन्यहेमकुम्भेषु चिह्नितानि मन्दिराणि येषु तानि नानाविधानि विष्णोरायतनानि क्षेत्राणि तीर्थानि चासिषेवे। येषां चक्राङ्कितमन्दिरवतां दर्शनाच्छ्रीकृष्णस्मरणं भवति॥ २३॥

વળી, ઋષિવર્યો અને દેવતાઓએ રચેલાં, અહીં શ્રીવિષ્ણુ ભગવાનનાં બીજાં જુદાં જુદાં અનેક મંદિરો છે તેમનું તથા વિષ્ણુભગવાનનાં પ્રત્યેક અંગનાં આયુધોમાં મુખ્ય સુદર્શનચક્રના ચિહ્નથી અંકિત મંદિરો, જેમનાં દર્શનથી શ્રીકૃષ્ણ ભગવાનનું સ્મરણ થાય છે, (તેમનું પણ વિદુરજીએ સેવન કર્યું.) ॥ ૨૩ ॥

‘**द्विजदेवैः**’ ઋષિવર્યો દ્વારા તથા દેવતાઓ દ્વારા રચવામાં આવેલાં, ભગવાનના અંગેઅંગમાં હોય છે તે પ્રત્યેક અંગનાં આયુધો, તેમાં મુખ્ય સુદર્શનચક્ર વડે ‘**अङ्कितानि**’ અંકિત થયેલા શિખર ઉપરના સુવર્ણ-કળશોવાળાં મંદિરો જેમાં છે તે જુદાં જુદાં ક્ષેત્રો અને તીર્થોનું વિદુરજીએ સેવન કર્યું. ચક્રાંકિત મંદિરોવાળાં કે જેમનાં (તીર્થક્ષેત્રોનાં) દર્શનથી જ શ્રીકૃષ્ણ ભગવાનનું સ્મરણ થાય છે. ॥ ૨૩ ॥

**ततस्त्वतिव्रज्य सुराष्ट्रमृद्धं**
**सौवीरमत्स्यान्कुरुजाङ्गलांश्च ।**
**कालेन तावद्यमुनामुपेत्य**
**तत्रोद्धवं भागवतं ददर्श॥ २४**

अतिव्रज्यातिक्रम्य। यावदुद्धवः प्राप्तस्तावत्स्वयमपि यमुनामुपेत्य॥ २४॥

त्यारबाद समृद्ध सौराष्ट्र, सौवीर, मत्स्य, कुरु तथा जांगल देशोने वटावी समय जतां ते विदुरजी श्रीयमुनाजीने किनारे पहोंच्या, त्यारे त्यां भगवद्भक्त श्रीउद्धवजीने जोया. ॥ २४ ॥

**'अतिव्रज्य'** पसार करी ज्यां सुधीमां उद्धवजी यमुनाजीना किनारे पहोंच्या, त्यां सुधी पोते पण पहोंच्या. ॥ २४ ॥

**स वासुदेवानुचरं प्रशान्तं**
**बृहस्पतेः प्राक्तनयं प्रतीतम्।**
**आलिङ्ग्य गाढं प्रणयेन भद्रं**
**स्वानामपृच्छद्भगवत्प्रजानाम् ॥ २५**

स विदुरः। प्राक्तनयं पूर्वशिष्यं नीतिशास्त्रे। पाठान्तरे प्राप्तो नयो नीतिशास्त्रं येन तम्। प्रतीतं प्रख्यातम्। स्वानां ज्ञातीनां भद्रमपृच्छत्। प्रश्ने हेतुः—भगवतः प्रजानां पोष्याणाम्॥ २५॥

श्रीवासुदेव भगवानना सेवक, अत्यन्त शान्त, बृहस्पतिना प्रथम शिष्य अने प्रसिद्ध एवा उद्धवजीने अतिस्नेहपूर्वक भेटी ते विदुरजीए भगवानना प्रजाजनो एवा पोताना स्वजनोनुं कुशळ पूछ्युं. ॥ २५ ॥

**'सः'** ते विदुरजीए **'प्राक्तनयम्'** नीतिशास्त्रना प्रथम शिष्यने– बीजा पाठमां **'प्राक्तनयं'** ने बदले **'प्राप्तः नयः'** होय तो, बृहस्पति पासेथी जे नीतिशास्त्र शीख्या छे ते उद्धवजीने, **'प्रतीतम्'** प्रख्यात एवा उद्धवजीने **'स्वानाम्'** पोताना ज्ञातिजनोनुं कुशळ पूछ्युं. प्रश्न पूछवानुं कारण – भगवानना पोषवा योग्य **'प्रजानाम्'** प्रजाजनोनुं ॥ २५ ॥

प्रथमं तावद्रामकृष्णयोः कुशलं पृच्छति। कच्चिदिति प्रश्ने।

ते माटे सौ प्रथम बलरामजी अने श्रीकृष्णभगवाननुं कुशळ **'कच्चित् इति।'** प्रश्नमां पूछे छे.

**कच्चित्पुराणौ पुरुषौ स्वनाभ्य-**
**पाद्मानुवृत्त्येह किलावतीर्णौ।**
**आसात उर्व्याः कुशलं विधाय**
**कृतक्षणौ कुशलं शूरगेहे॥ २६**

स्वनाभौ भवः स्वनाभ्यः पाद्मो ब्रह्मा तस्यानुवृत्त्या प्रार्थनयेहावतीर्णौ कुशलमासाते वर्तेते। कृतक्षणौ दत्तावसरौ सर्वेषां कृतोत्सवाविति वा। तयोर्नित्यकुशलत्वेऽप्युक्तविशेषणविशिष्टौ शूरसेनस्य गृहे कच्चिदासाते इति प्रश्नः॥ २६॥

पोताना नाभिकमळमांथी उत्पन्न थयेला ब्रह्माजीनी प्रार्थनाथी खरेखर अहीं पृथ्वी उपर अवतरेला पुराणपुरुषो श्रीकृष्ण अने बलरामजी वसुदेवजीने (अथवा शूरसेनने) घेर कुशळ तो छे ने? तेमणे पृथ्वीनुं कुशळ करीने (सर्वने) सुखनो अवसर आप्यो छे.॥ २६ ॥

ते **'स्वनाभ्यः'** पोतानी नाभिमांथी उत्पन्न थयेला **'पाद्मः'** ब्रह्माजी – तेमनी **'अनुवृत्त्या'** प्रार्थनाथी अहीं– आ पृथ्वी पर प्रकट थयेला ते बंने शुं कुशळ **'आसाते'** छे ने? **'कृतक्षणौ'** सर्वने (सुखनो) जेमणे अवसर आप्यो छे अथवा (वंशीधरी–शत्रुओने पण वैकुंठ वगेरे प्राप्त करावीने) जेमणे उत्सव कर्यो छे. ते बन्ने (ईश्वर होवाथी) नित्य कुशळ ज होवा छतां पण (पद्यमां) कहेला **'कृतक्षणौ'** ए विशेषणथी विशिष्ट एवा ए बन्ने शूरसेनना घरमां कुशळ तो छे ने? एम प्रश्न छे.॥ २६ ॥

यदूनां कुशलं पृच्छति नवभिः।

**कच्चित्कुरूणां परमः सुहृन्नो**
**भामः स आस्ते सुखमङ्ग शौरिः।**
**यो वै स्वसॄणां पितृवद्ददाति**
**वरान्वदान्यो वरतर्पणेन॥ २७**

भामः पूज्यः। शौरिर्वसुदेवः। यद्वा भामो भगिनीभर्ता। कुन्ती वसुदेवस्य भगिनी। अतो देवकी पाण्डोर्भगिनीति लोकव्यवहारः। वरानर्थान्। वदान्योऽत्युदारः। वराणां तत्पतीनां तर्पणेन संतर्पणेन सह॥ २७॥

**कच्चिद्वरूथाधिपतिर्यदूनां**
**प्रद्युम्न आस्ते सुखमङ्ग वीरः।**
**यं रुक्मिणी भगवतोऽभिलेभे**
**आराध्य विप्रान्स्मरमादिसर्गे॥ २८**

वरूथाधिपतिः सेनानीः। आदिसर्गे पूर्वजन्मनि स्मरं कामं संतमभिलेभे पुत्रं लब्धवती॥ २८॥

**कच्चित्सुखं सात्वतवृष्णिभोज-**
**दाशार्हकाणामधिपः स आस्ते।**
**यमभ्यषिञ्चच्छतपत्रनेत्रो**
**नृपासनाशां परिहृत्य दूरात्॥ २९**

सात्वतादीनामधिप उग्रसेनः। शतपत्रनेत्रः श्रीकृष्णः। नृपासनाशां राज्याभिलाषं परिहृत्य प्राणभयेन दूरात् स्थितमित्यर्थः॥ २९॥

**कच्चिद्धरेः सौम्य सुतः सदृक्ष**
**आस्तेऽग्रणी रथिनां साधु साम्बः।**
**असूत यं जाम्बवती व्रताढ्या**
**देवं गुहं योऽम्बिकया धृतोऽग्रे॥ ३०**

યાદવોના કુશળ સમાચાર નવ શ્લોકો વડે પૂછે છે.

હે પ્રિય, જે પોતાના બનેવીઓને સંતૃપ્ત કરવા સાથે બહેનોને પણ પિતાની જેમ શ્રેષ્ઠ વસ્તુઓ આપે છે, તે અમારા કૌરવોના પરમ મિત્ર અને પૂજ્ય એવા અતિ ઉદાર વસુદેવજી કુશળ તો છે ને? ॥ ૨૭ ॥

**'भामः'** પૂજ્ય **'शौरिः'** વસુદેવજી અથવા બહેનના પતિ **'भामः'** બનેવી વસુદેવજી, કુન્તાજી વસુદેવજીનાં બહેન થાય એટલે દેવકીજી પાંડુરાજાનાં બહેન થાય એવો લોકમાં વ્યવહાર છે. (વિદુરજી દેવકીજીને પોતાનાં બહેન ગણીને પૂછે છે – એ રીતે વસુદેવજી વિદુરજીના બનેવી થાય.) **'वरान्'** શ્રેષ્ઠ વસ્તુઓને, **'वदान्यः'** અતિ ઉદાર એવા વસુદેવજી, **'वराणाम्'** તે બહેનોના પતિઓને **'तर्पणेन'** ઉત્તમ રીતે સંતૃપ્ત કરીને ॥ ૨૭ ॥

હે ભાઈ, રુક્મિણીએ જેમને બ્રાહ્મણોની આરાધના કરીને ભગવાન પાસેથી પ્રાપ્ત કર્યા હતા તથા જે પૂર્વજન્મમાં કામદેવ હતા, તે યાદવોના વીર સેનાપતિ પ્રદ્યુમ્ન આનંદમાં છે ને? ॥ ૨૮ ॥

**'वरूथ-अधिपतिः'** સેનાધિપતિ **'आदिसर्गे'** પૂર્વ જન્મમાં **'स्मरम्'** કામદેવ હતા — **'अभिलेभे'** પુત્રરૂપે પ્રાપ્ત કર્યા હતા. ॥ ૨૮ ॥

રાજ્યાસનની આશાને સર્વથા છોડીને રહેતા એવા જેમનો કમલનયન શ્રીકૃષ્ણે રાજ્યાભિષેક કર્યો, તે સાત્વત-વૃષ્ણિ-ભોજ અને દાશાર્હ કુળના અધિપતિ ઉગ્રસેન સુખમાં છે ને? ॥ ૨૯ ॥

સાત્વત વગેરેના અધિપતિ એવા ઉગ્રસેન– **'शतपत्रनेत्रः'** કમલનયન શ્રીકૃષ્ણ– **'नृपासन-आशाम्'** રાજાના સિંહાસનની આશાને સર્વથા છોડીને, પ્રાણ હરાઈ જશે તેવા ભયથી રહેતા (ઉગ્રસેન), એમ અર્થ છે.॥ ૨૯ ॥

હે પ્રિય ઉદ્ધવજી, પૂર્વજન્મમાં પાર્વતીજીએ જેમને કાર્તિકસ્વામી તરીકે ધારણ કર્યા હતા, (આ જન્મમાં) જેમને વ્રતનિષ્ઠ જામ્બવતીજીએ જન્મ આપ્યો તથા જે શ્રીહરિના જેવા જ છે, તે મહારથીઓમાં મુખ્ય એવા શ્રીકૃષ્ણપુત્ર સામ્બ કુશળ છે ને? ॥ ૩૦ ॥

हे सौम्य। हरेः सुतस्तेन सदृक्षः सदृशः साधु सुखमास्ते। गुहं स्वामिकार्तिकेयम्। अग्रे पूर्वजन्मनि यो भवान्या गर्भे धृतस्तम्॥ ३०॥

**क्षेमं स कच्चिद्युयुधान आस्ते**
**यः फाल्गुनाल्लब्धधनूरहस्यः।**
**लेभेऽञ्जसाऽधोक्षजसेवयैव**
**गतिं तदीयां यतिभिर्दुरापाम्॥ ३१**

युयुधानः सात्यकिः। क्षेमं कुशलमास्ते। फाल्गुनादर्जुनाल्लब्धं धनुषो रहस्यं येन। तदीयामधोक्षजसम्बन्धिनीम्॥ ३१॥

**कच्चिद् बुधः स्वस्त्यनमीव आस्ते**
**श्वफल्कपुत्रो भगवत्प्रपन्नः।**
**यः कृष्णपादाङ्कितमार्गपांसु-**
**ष्वचेष्टत प्रेमविभिन्नधैर्यः॥ ३२**

श्वफल्कपुत्रोऽक्रूरः। बुधो विद्वान्। अतो भगवन्तं प्रपन्नोऽनुसृतः। अत एवानमीवो निष्पापः। भक्तौ लिङ्गम्। योऽचेष्टत व्यलुठत्। प्रेम्णा विभिन्नं विदीर्णं धैर्यं यस्य सः। स्वस्ति क्षेममास्ते॥ ३२॥

**कच्चिच्छिवं देवकभोजपुत्र्या**
**विष्णुप्रजाया इव देवमातुः।**
**या वै स्वगर्भेण दधार देवं**
**त्रयी यथा यज्ञवितानमर्थम्॥ ३३**

देवकनामा यो भोजस्तस्य पुत्र्या देवक्याः। विष्णुः प्रजा पुत्रो यस्यास्तस्याः देवमातुरदितेरिव। कच्चिच्छिवम्। यज्ञवितानरूपमर्थं त्रयी यथा प्रकाशकतया बिभर्ति तथा दधार॥ ३३॥

હે પ્રિય ઉદ્ધવ, શ્રીહરિના પુત્ર, તેથી શ્રીહરિના **'સદૃક્ષઃ'** જેવા જ **'સાધુ'** સુખમાં છે ને? **'ગુહમ્'** કાર્તિકેય સ્વામીને **'અગ્રે'** પૂર્વજન્મમાં જે ભવાની પાર્વતી દ્વારા ગર્ભમાં ધારણ કરવામાં આવ્યા હતા તેમને ॥ ૩૦ ॥

અને જેમણે અર્જુન પાસેથી ધનુર્વેદનું રહસ્ય પ્રાપ્ત કર્યું તેમ જ અધોક્ષજ શ્રીકૃષ્ણની સેવાથી જ યોગીઓને પણ દુર્લભ એવી ભગવદ્‌વિષયક ગતિ (ભક્તિ) પ્રાપ્ત કરી એવા સાત્યકિ કુશળ છે ને?॥૩૧॥

**'યુયુધાનઃ'** સાત્યકિ **'ક્ષેમમ્'** કુશળ છે ને? **'ફાલ્ગુનાત્'** અર્જુન પાસેથી પ્રાપ્ત કર્યું છે જેમણે ધનુર્વિદ્યાનું રહસ્ય **'તદીયામ્'** તે ભગવાનના સમ્બન્ધવાળી ગતિને અર્થાત્ ભગવદ્‌ભક્તિને ॥ ૩૧ ॥

પ્રેમથી જેમનું ધૈર્ય તૂટી ગયું હતું તેવા અક્રૂરજી શ્રીકૃષ્ણચન્દ્ર ભગવાનના ચરણના ચિહ્નવાળી માર્ગની ધૂળમાં આળોટ્યા હતા. (આવા) ભગવાનના શરણાગત, નિષ્પાપ અને વિદ્વાન શ્વફલ્કપુત્ર અક્રૂરજી શું કુશળ છે ને? ॥ ૩૨ ॥

**'શ્વફલ્કપુત્રઃ'** શ્વફલ્કના પુત્ર અક્રૂરજી **'બુધઃ'** વિદ્વાન, આથી ભગવાનના શરણાગત, ભગવાનને અનુસરનારા અને આથી જ **'અનમીવઃ'** નિષ્પાપભક્તિના લક્ષણરૂપ જે **'અચેષ્ટત'** આળોટ્યા હતા. પ્રેમથી **'વિભિન્નમ્'** તૂટી ગયું છે ધૈર્ય જેમનું તે અક્રૂરજી **'સ્વસ્તિ'** ક્ષેમકુશળ છે ને? ॥ ૩૨ ॥

વેદો જેમ યજ્ઞવિસ્તારરૂપ અર્થને પ્રકટ કરનાર તરીકે ધારણ કરે છે, તેમ જેમણે ભગવાન શ્રીકૃષ્ણને ગર્ભમાં ધારણ કર્યા હતા અને જે દેવોની માતા અદિતિની પેઠે શ્રીવિષ્ણુરૂપ પુત્રવાળાં છે, તે ભોજવંશના દેવકરાજનાં પુત્રી દેવકીજીનું મંગળ છે ને? ॥ ૩૩ ॥

દેવક નામનો ભોજવંશી, તેની પુત્રી દેવકીનું – ભગવાન વિષ્ણુ જેમના પુત્ર છે તેવાં, દેવમાતા અદિતિનાં જેવાં, મંગળ છે ને? યજ્ઞવિસ્તારરૂપ અર્થને ત્રણે વેદો જેમ પ્રકટ કરનાર તરીકે ધારણ કરે છે તેમ (દેવકીજી ભગવાનની મૂર્તિને) પ્રકટ કરનાર તરીકે ધારણ કરે છે.॥ ૩૩ ॥

**अपिस्विदास्ते भगवान्सुखं वो**
**यः सात्वतां कामदुघोऽनिरुद्धः।**
**यमामनन्ति स्म ह शब्दयोनिं**
**मनोमयं सत्त्वतुरीयतत्त्वम्॥ ३४**

જે ભક્તોના મનોરથો પૂર્ણ કરે છે, મનના પ્રવર્તક હોવાથી જેમને (વેદો) શાસ્ત્રોનું કારણ તથા અંતઃકરણના ચોથા તત્ત્વરૂપ કહે છે, તે અનિરુદ્ધ સુખમાં છે ને? ॥ ૩૪ ॥

सात्वतानामुपासकानां कामान् दोग्धि पूरयतीति कामदुघः। भगवत्त्वे हेतुः—यं शब्दस्य शास्त्रस्य योनिं कारणमामनन्ति वेदाः। कुतः। मनोमयं मनसः प्रवर्तकम्। तत्कुतः।

सत्त्वस्यान्तःकरणस्य चतुर्विधस्य तुरीयं तत्त्वं चतुर्थमधिदैवम्। चित्ताहंकारबुद्धिमनसामन्तः-करणभेदानां क्रमेण वासुदेवसंकर्षणप्रद्युम्नानिरुद्धा ह्यधिष्ठातारः। मनसश्च शब्दयोनित्वं प्रसिद्धम्।

**'सात्वतानाम्'** ઉપાસકોની **'कामान्'** કામનાઓને **( दोग्धि )** પૂર્ણ કરે તે **'कामदुघः'**, ભગવત્ત્વ માટેનું કારણ આપે છે. જેમને વેદો **'शब्दस्य'** શાસ્ત્રનું **'योनिम्'** કારણ કહે છે. કેવી રીતે? **'मनोमयम्'** (કારણ કે તે) મનના પ્રવર્તક છે. તે કેવી રીતે? **'सत्त्वस्य'** ચાર પ્રકારનાં અંતઃકરણનું **'तुरीयतत्त्वम्'** ચોથું તત્ત્વ (મન) છે જે અધિદૈવ છે, તેના અધિષ્ઠાયક અનિરુદ્ધ છે. અન્તઃકરણના ચાર ભેદ – ચિત્ત, અહંકાર, બુદ્ધિ, મનના અનુક્રમે વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન, અનિરુદ્ધ – (એમ ચાર) અધિષ્ઠાયક દેવો છે. મન શબ્દનું કારણ છે તે પ્રસિદ્ધ છે.

'मनः पूर्वरूपं। वागुत्तररूपम्' इति।

''મન પ્રથમ રૂપ છે, વાણી પછીનું રૂપ છે.''–(ઉ એૈ.૧,૨)

तथा 'अन्योऽन्तर आत्मा मनोमयः' इति प्रस्तुत्य 'तस्य यजुरेव शिरः। ऋग्दक्षिणः पक्षः। सामोत्तरः पक्षः' इत्यादिश्रुतेः।

''આ પ્રાણમયકોશથી અન્ય તેની અંદર રહેનારો આત્મા મનોમય છે.'' (અર્થાત્ મનોમય પ્રાણમયનો અન્તર્વર્તી આત્મા છે. મનોમયકોશથી પ્રાણમયકોશ પરિપૂર્ણ છે.) એમ પ્રસ્તુત કરીને શ્રુતિમાંથી કહે છે. **'यजुः'** (સંકેતવિશિષ્ટ મનોવૃત્તિ) તે (મનોમય કોશ)નું મસ્તક છે. ઋગ્‌વિષયક મનોવૃત્તિ દક્ષિણપક્ષ છે, સામ વિષયક મનોવૃત્તિ ઉત્તરપક્ષ છે. (તૈત્તિ.ઉપ.૨/૩)

तथा च शिक्षायाम्।

'आत्मा बुद्ध्या समेत्यार्थान्मनो युङ्क्ते विवक्षया।' 'मनःकायाग्निमाहन्ति स प्रेरयति मारुतम्। मारुतस्तूरसि चरन्मन्द्रं जनयति स्वरम्' इत्यादि॥ ३४॥

તે પ્રમાણે પાણિનિશિક્ષામાં પણ છે.

''આત્મા પ્રથમ બુદ્ધિ સાથે જોડાઈ મનને અને પદાર્થોને જોડે છે. પછી બોલવાની ઈચ્છાથી મન શરીરના અગ્નિને પ્રેરણા કરે છે. અગ્નિ વાયુને પ્રેરણા કરે છે અને વાયુ છાતીમાં ઘૂમીને ગંભીર સ્વર ઉત્પન્ન કરે છે.'' વગેરે ॥ ૩૪ ॥

**अपिस्विदन्ये च निजात्मदैव-**
**मनन्यवृत्त्या समनुव्रता ये।**
**हृदीकसत्यात्मजचारुदेष्ण-**
**गदादयः स्वस्ति चरन्ति सौम्य॥ ३५**

હે સૌમ્ય ઉદ્ધવજી, હૃદીક, સત્યભામાજીના પુત્ર, ચારુદેષ્ણ, ગદ વગેરે બીજા જે પોતાના આરાધ્યદેવ શ્રીકૃષ્ણ ભગવાનને અનન્યભક્તિભાવથી અનુસરનારા છે, તેઓ કુશળતાપૂર્વક વિચરે છે? ॥ ૩૫ ॥

अपिस्वित्किंस्वित् अन्ये च स्वस्ति चरन्ति। निजस्य देहादिव्यतिरिक्तस्यात्मनो दैवं श्रीकृष्णमनन्यवृत्त्यैकान्तभक्तिभावेन ये सम्यगनुव्रताः अनुसृताः। हृदीकश्च सत्यभामाया आत्मजश्च चारुदेष्णश्च गदश्चादिर्येषां तेऽपि॥ ३५॥

इदानीं कुरून् पृच्छति षड्भिः।

**अपि स्वदोर्भ्यां विजयाच्युताभ्यां**
**धर्मेण धर्मः परिपाति सेतुम्।**
**दुर्योधनोऽतप्यत यत्सभायां**
**साम्राज्यलक्ष्म्या विजयानुवृत्त्या॥ ३६**

अपि किम्। स्वदोर्भ्यां स्वबाहुवद्वर्तमानाभ्यां विजयाच्युताभ्यामर्जुनकृष्णाभ्यां धर्ममार्गेण धर्मो युधिष्ठिरः सेतुं धर्ममर्यादां परिपाति। यस्य सभायां विजयानुवृत्त्या जयपरम्परया, अर्जुनस्य सेवयेति वा।

एवंभूतं यस्यैश्वर्यमित्यर्थः* ॥ ३६ ॥

***वंशीधरी**—अहो साक्षान्नरनारायणौ यस्याज्ञाकारिणौ कस्तस्मादधिकैश्वर्यवान्।

**किं वा कृताघेष्वघमत्यमर्षी**
**भीमोऽहिवद्दीर्घतमं व्यमुञ्चत्।**
**यस्याङ्घ्रिपातं रणभूर्न सेहे**
**मार्गं गदायाश्चरतो विचित्रम्॥ ३७**

कृताघेषु कृतापराधेषु कुरुषु स्वकर्तृकमघं दीर्घतमं बहुकालानुचिन्तितमहिवदत्यमर्षी भीमः किं व्यमुञ्चन्नो वा। गदाया विचित्रं विविधं मार्गं चरतः॥ ३७॥

**'अपिस्वित्'** શું બીજા બધા પણ કુશળ છે ને? **'निजस्य'** દેહાદિથી જુદા એવા આત્માના દેવ શ્રીકૃષ્ણને **'अनन्यवृत्त्या'** અનન્યભક્તિભાવથી જેઓ ઉચિત રીતે **'अनुव्रताः'** અનુસરનારા છે તેઓ; હૃદીક, સત્યભામાનો પુત્ર તથા ચારુદેષ્ણ અને ગદ વગેરે બીજા જે છે તેઓ પણ ॥ ૩૫ ॥

હવે છ શ્લોકો દ્વારા કુરુવંશીઓને પૂછે છે.

જેમની સભામાં વિજયની પરંપરાથી પ્રાપ્ત થયેલી સામ્રાજ્યલક્ષ્મીને લીધે દુર્યોધન (ઈર્ષ્યાથી) સંતાપ પામ્યો હતો, તે ધર્મરાજા પોતાના બે બાહુઓ સમાન અર્જુન તથા શ્રીકૃષ્ણની સાથે ધર્મમાર્ગમાં રહી ધર્મની મર્યાદાનું રક્ષણ કરે છે ને? ॥ ૩૬ ॥

**'अपि'** શું **'स्वदोर्भ्याम्'** પોતાના બે બાહુઓ સમાન **'विजयाच्युताभ्याम्'** અર્જુન અને શ્રીકૃષ્ણની સાથે ધર્મમાર્ગે **'धर्मः'** યુધિષ્ઠિર **'सेतुम्'** ધર્મની મર્યાદાનું રક્ષણ કરે છે? જેની સભામાં **'विजय-अनुवृत्त्या'** અર્જુનના વિજયની પરંપરાથી અથવા વિજય અર્થાત્ અર્જુનની અન્ય રાજાઓ દ્વારા કરાતી સેવાથી (પ્રાપ્ત થયેલી સામ્રાજ્યલક્ષ્મી)

જેનું ઐશ્વર્ય આવું હતું, એમ અર્થ છે.॥ ૩૬ ॥

**'ऐश्वर्यम्'** અહો! સાક્ષાત્ નર-નારાયણ જેમની આજ્ઞાનું પાલન કરે તેમનાથી અધિક ઐશ્વર્યવાન કોણ હોઈ શકે?

ગદા (ઘુમાવવા)ની વિચિત્ર રીતે વિચરતા જેના ચરણપ્રહારને રણભૂમિ સહન કરી શકતી ન હતી તેવા તથા પોતાનો અપરાધ કરનારા (કૌરવો) સામે સર્પની જેમ ક્રોધ કરનાર ભીમસેને અતિ દીર્ઘકાળના ક્રોધનો ત્યાગ કર્યો છે ને? ॥ ૩૭ ॥

**'कृत-अघेषु'** અપરાધ કરનાર (કૌરવો) ઉપર પોતે કરેલા **'दीर्घतमम्'** અતિ દીર્ઘકાળપર્યન્ત ચિંતન કરાયેલા અપરાધનો સાપની જેમ ક્રોધ કરનાર ભીમસેને ક્રોધનો ત્યાગ કર્યો કે નહીં? ગદા ઘુમાવવાની **'विचित्रम्'** વિવિધ રીતે વિચરતા ॥ ૩૭ ॥

**कच्चिद्यशोधा रथयूथपानां**
**गाण्डीवधन्वोपरतारिरास्ते ।**
**अलक्षितो यच्छरकूटगूढो**
**मायाकिरातो गिरिशस्तुतोष॥ ३८**

रथयूथपानां मध्ये यशोधाः कीर्तिधारी। यद्वा स्वीयानां तेषां कीर्तिप्रदः। उपरता अरयो यस्मात्। यस्य शरकूटेन बाणसमूहेन गूढ आच्छन्नः॥ ३८॥

માયાથી કિરાત-ભીલનું સ્વરૂપ ધારણ કરનાર, ગિરિશાયી ભગવાન શંકર, જેનાં બાણોના સમૂહથી ઢંકાઈ જઈ પ્રસન્ન થયા હતા, તથા રથીસૈન્યોનાં રક્ષણ કરનારાઓમાં કીર્તિ ધારણ કરનારા એવા જેના શત્રુઓ નાશ પામ્યા છે, તે અર્જુન સ્વસ્થ છે ને? ॥ ૩૮ ॥

રથીસૈન્યોનાં રક્ષણ કરનારાઓમાં **'यशोधाः'** કીર્તિધારી, અથવા સ્વજનોને કીર્તિ આપનારા, વિરમી ગયા છે શત્રુઓ જેના, જેના **'शरकूटेन'** બાણોના સમૂહથી **'गूढः'** ઢંકાયેલા (ભગવાન શંકર) ॥ ૩૮ ॥

**यमावुतस्वित्तनयौ पृथायाः**
**पार्थैर्वृतौ पक्ष्मभिरक्षिणीव।**
**रेमात उद्दाय मृधे स्वरिक्थं**
**परात्सुपर्णाविव वज्रिवक्त्रात्॥ ३९**

उतस्वित्किंस्वित्। यमौ नकुलसहदेवौ। रेमाते क्रीडाते इत्यर्थः। माद्र्याः सुतावपि पृथायास्तनयौ पृथायाः पुत्रैर्वृतौ सुपर्णाविव रेमाते। किं कृत्वा। परात् दुर्योधनात्स्वरिक्थं स्वीयं राज्यमुद्दायाच्छिद्य। वज्रिवक्त्रादिन्द्रस्य मुखा– त्स्वरिक्थममृतं गरुड इवेति।

યદ્વા सुपर्णाविवेति।

यदि द्वौ गरुडावमृतमानयेतां तर्हि तद्वत्। अक्षिणीवेति मणीवादिगणत्वात्सन्धिः॥ ३९॥

પૃથાના પુત્રો (યુધિષ્ઠિર-ભીમ-અર્જુન) દ્વારા પાંપણોથી ઢંકાયેલી બન્ને આંખોની જેમ રક્ષાયેલા, કુન્તીમાતાના (પોતાના પુત્રોની જેમ પાળેલા) જોડિયા પુત્રો નકુલ અને સહદેવ આનંદમાં છે ને? જેમ બે ગરુડ ઈન્દ્રના મુખમાંથી અમૃત ઝૂંટવી લે, તેમ યુદ્ધમાં (શત્રુ) દુર્યોધન પાસેથી તેમણે પોતાનું રાજ્ય ઝૂંટવી લીધું હતું. ॥ ૩૯ ॥

**'उतस्वित्'** શું **'यमौ'** જોડિયા (પુત્રો) નકુલ અને સહદેવ, **'रेमाते'** બન્ને આનંદમાં છે ને? એમ અર્થ છે. બન્ને માદ્રીના પુત્રો છે, છતાં પૃથાના પુત્રો છે. (કારણ કે બાલ્યાવસ્થાથી લાલન-પાલન કરીને ઉછેર્યા છે.) પૃથાના પુત્રો વડે વીંટળાયેલા તે બન્ને બે ગરુડોની જેમ આનંદમાં છે. શું કરીને? **'परात्'** શત્રુ દુર્યોધન પાસેથી **'स्वरिक्थम्'** પોતાનો રાજ્યભાગ **'उद्दाय'** ઝૂંટવીને, **'वज्रिवक्त्रात्'** વજ્ર ધારણ કરનાર ઈન્દ્રના મુખમાંથી ગરુડ અમૃત ઝૂંટવી લે તેમ રાજ્ય ઝૂંટવી લઈને (સુખમાં છે ને?)

અથવા બે ગરુડોની જેમ.

જો બે ગરુડો અમૃત લાવે તો (અભૂતોપમા) તેમની જેમ નકુલ-સહદેવ આનંદમાં છે ને? **'अक्षिणी+इव इति'** ની સંધિ **'मणीव'** વગેરે ગણ હોવાથી થઈ છે.॥ ૩૯ ॥

पृथायाः किं नु कुशलं पृच्छेयम्। यतस्तस्याः। पाण्डुना विना प्राणधारणमेवाश्चर्यमित्याह— **अहो इति।**

કુન્તાજીનું શું કુશળ પૂછું? કારણ કે તેમને તો પાંડુરાજા વિના પ્રાણ ટકાવવા એ જ આશ્ચર્ય છે તેમ કહે છે — **'अहो इति।'**

**अहो पृथापि ध्रियतेऽर्भकार्थे**
**राजर्षिवर्येण विनापि तेन।**
**यस्त्वेकवीरोऽधिरथो विजिग्ये**
**धनुर्द्वितीयः ककुभश्चतस्रः॥ ४०**

ध्रियते जीवति। न चात्याश्चर्यम्। यतोऽर्भकार्थे ध्रियते न भोगार्थम्। तथापि त्वाश्चर्यमेवेत्याह। तेन तथाभूतेन विना। तदेवाह—यस्त्विति। धनुरेव द्वितीयं सहायो यस्य॥ ४०॥

પૃથા અર્ભકાર્થે જીવતીતિ યુક્તમેવેત્યાહ।

**सौम्यानुशोचे तमधःपतन्तं**
**भ्रात्रे परेताय विदुद्रुहे यः।**
**निर्यापितो येन सुहृत्स्वपुर्या**
**अहं स्वपुत्रान्समनुव्रतेन॥ ४१**

हे सौम्य, तं धृतराष्ट्रं जीवन्तमनुशोचामि। तत्किम्। अधःपतन्तम्। तत्र हेतुः—परेताय मृताय भ्रात्रे पाण्डवे तत्पुत्रद्रोहेण यो विदुद्रुहे द्रोहं कृतवान्। किं च जीवतोऽपि भ्रातुर्ममापकृतवानित्याह। येन सुहृद्भ्राताऽहं स्वपुर्याः सकाशान्निर्यापितो विवासितः॥ ४१॥

**वंशीधरी—**सुहृत् प्रत्युपकारमनपेक्ष्योपकारकर्ता सुहृद्।

अहो खलु विस्मयो जानतोऽपि तस्यैवं दुश्चेष्टितं, यतस्त्वं साधुरपि दुःखं प्रापितोऽसीत्यत आह।

**सोऽहं हरेर्मर्त्यविडम्बनेन**
**दृशो नृणां चालयतो विधातुः।**
**नान्योपलक्ष्यः पदवीं प्रसादा-**
**च्चरामि पश्यन् गतविस्मयोऽत्र॥ ४२**

અહો! અદ્વિતીય શૂરવીર રાજર્ષિવર્ય જે પાંડુએ રથાધિરૂઢ (થઈ) કેવળ ધનુષ્યની સહાયથી ચારે દિશાઓ જીતી લીધી હતી, તેમના વિના પણ કુન્તાજી માત્ર બાળકો માટે જ પ્રાણ ટકાવી રહ્યાં છે. ॥ ૪૦ ॥

(કુંતાજી) '**ध्रियते**' જીવે છે તે અતિ આશ્ચર્યની વાત નથી, કારણ કે બાળકો માટે જીવે છે, નહીં કે ભોગ માટે. આમ છતાં પણ આશ્ચર્યની જ વાત છે એમ કહે છે. '**तेन**' તે આવા પાંડુ વિના પણ જીવે છે. '**यः तु इति।**' થી તે જ કહે છે જે પાંડુએ, માત્ર ધનુષ્ય જ જેની બીજી સહાય હતી તેવા તેમણે. ॥ ૪૦ ॥

કુંતાજી બાળકો માટે જીવે છે તે ઉચિત જ છે તેમ કહે છે.

પ્રિય ઉદ્ધવજી, અધઃપતનના માર્ગે જતા તે (ધૃતરાષ્ટ્ર)ને માટે મને શોક થાય છે, જેણે પરલોક સિધાવી ગયેલા ભાઈ પાંડુ સાથે દ્રોહ કર્યો અને પોતાના પુત્રોની પડખે રહીને, હિતેચ્છુ એવા મને પોતાના નગરમાંથી કાઢી મૂક્યો. ॥ ૪૧ ॥

હે પ્રિય, '**तम्**' તે ધૃતરાષ્ટ્ર માટે તો તેના જીવતા જ મને શોક થાય છે. તે કેવી રીતે? તેમનું અધઃપતન થઈ રહ્યું છે. તે માટે કારણ આપે છે – '**परेताय**' મરી ગયેલા ભાઈ પાંડુનો – તે પાંડુના પુત્રોનો દ્રોહ કરીને '**यो विदुद्रुहे**' જેણે દ્રોહ કર્યો છે, અને મને જીવતાને પણ અપમાનિત કર્યો એમ કહે છે – જેણે '**सुहृत्**' હિતેચ્છુ(સ્નેહી) ભાઈ એવા મને પોતાના નગરમાંથી '**निर्यापितः**' કાઢી મૂક્યો. ॥ ૪૧ ॥

બદલામાં ઉપકારની અપેક્ષા વિના ઉપકાર કરનાર એટલે સુહૃદ.

જો કોઈને પ્રશ્ન થાય કે તે ધૃતરાષ્ટ્રનાં આવાં દુષ્કૃત્યો જાણીને પણ તમે સજ્જન હોવા છતાં તમને દુઃખ થયું તે ખરેખર આશ્ચર્ય છે, તો તેના ઉત્તરરૂપે વિદુરજી કહે છે.

તે હું, મનુષ્ય જેવી લીલાથી મનુષ્યોની ચિત્તવૃત્તિને ભ્રમિત કરનારા જગન્નિયંતા શ્રીહરિની કૃપાથી તેમના માહાત્મ્યને જોતો આશ્ચર્યરહિત થઈને કોઈ ન જાણે તેમ અહીં પૃથ્વી પર વિચરું છું. ॥ ૪૨ ॥

सोऽहं हरेः प्रसादात्तस्य पदवीं माहात्म्यं पश्यन्गतविस्मयोऽत्र भूतले नान्योपलक्ष्यो गूढः सन्सुखं विचरामि। कथंभूतस्य। मर्त्यविडम्बनेनैश्वर्याच्छादकेन मानुष्यानुकरणेन नृणां दृशश्चित्तवृत्तीश्चालयतो भ्रामयतः ॥ ४२ ॥

તે હું શ્રીહરિની કૃપાથી તેના **'પદવીમ્'** માહાત્મ્યને જોતો આશ્ચર્યરહિત થઈ **'अत्र'** અહીં ભૂતળ ઉપર **'न-अन्य-उपलक्ष्यः'** બીજું કોઈ ઓળખે નહીં, તેમ (છૂપા વેષે) સુખેથી વિચરું છું. કેવા શ્રીહરિની? **'मर्त्यविडम्बनेन'** મનુષ્ય જેવી લીલાથી– ઐશ્વર્ય ઢાંકી દેતી લીલાથી મનુષ્યોની **'दृशः'** ચિત્તવૃત્તિઓને **'चालयतः'** ભ્રમિત કરી દેનારા શ્રીહરિની ॥ ૪૨ ॥

**वि.चक्र.**—पदवीम् ''तस्य चरणविन्यासवर्त्म चरणौ च पश्यन्।''

તે શ્રીહરિના ચરણયુગલથી અંકિત થયેલા માર્ગ અને ચરણયુગલને નિહાળતાં.

ननु हरेः किमेवं लीलया, येन स्वभक्तानां वनवासादिक्लेशा भवन्ति, स्वस्य च दौत्ये बन्धनोद्यमादिपराभवः, तद्वरं तेषामपराधानन्तरमेव हननं नापराधोपेक्षेत्यत आह।

શંકા કરવામાં આવી છે કે શ્રીહરિની આવી કેવી લીલા કે જેનાથી પોતાના ભક્તોને વનવાસાદિ ક્લેશો થાય છે? પોતાના કરેલા દૂતકર્મમાં પણ બંધન, પરિશ્રમ વગેરે અને પરાજય? તેના કરતાં તો એ વધારે સારું કે તે દુર્યોધન વગેરેના અપરાધ પછી તરત જ તેમનો વધ કરવો જોઈતો હતો અને તેમના અપરાધની ઉપેક્ષા કરવી જોઈતી ન હતી! તેથી (આવી શંકાના સમાધાન માટે) કહે છે.

**नूनं नृपाणां त्रिमदोत्पथानां**
**महीं मुहुश्चालयतां चमूभिः।**
**वधात्प्रपन्नार्तिजिहीर्षयेशो-**
**ऽप्युपैक्षताघं भगवान्कुरूणाम्॥ ४३**

નિશ્ચય જ ત્રણ પ્રકારના મદથી અવળે રસ્તે જનારા અને (પોતાની મહાન) સેનાઓથી પૃથ્વીને વારંવાર ડગમગાવતા (બીજા સર્વે દુષ્ટ) રાજાઓનો વધ કરીને શરણાગતની પીડાને દૂર કરવાની ઇચ્છાથી ભગવાને સમર્થ હોવા છતાં કૌરવોના અપરાધની ઉપેક્ષા કરી. ॥ ૪૩ ॥

नूनं निश्चितं त्रिभिर्मदैरुत्पथानामुद्वृत्तानां वधाद्धेतोः प्रपन्नानामार्तिजिहीर्षयेशोऽघसमय एव हन्तुं समर्थोऽपि कुरूणामघमुपैक्षत। तदानीमेव तेषां वधे सर्वदुष्टराजवधो न स्यादित्याशयेनेत्यर्थः।

**'नूनम्'** નિશ્ચય જ, ત્રણ પ્રકારના મદથી **'उत्पथानाम्'** અવળે રસ્તે જનારા રાજાઓના વધને માટે (શ્રીહરિએ આમ કર્યું.) શરણાગતોની પીડાને દૂર કરવાની ઇચ્છાથી (કૌરવોએ કરેલા) અપરાધ સમયે જ તેમનો વધ કરવા માટે સમર્થ હોવા છતાં કૌરવોના પાપાચારની ઉપેક્ષા કરી. તે સમયે જ (અપરાધ કર્યા ત્યારે જ) તેમનો વધ કર્યો હોત, તો અન્ય સર્વ દુષ્ટ રાજાઓનો વધ ન થાત, તે આશયથી, એમ અર્થ છે.*

* સર્વ દુષ્ટ રાજાઓને જુદા જુદા શોધીને મારવા કરતાં કૌરવોના સહયોગી અનેક ખલ રાજાઓનો સમુદાય મહાભારતના યુદ્ધમાં એકસાથે જ હણાઈ જાય, તેવો ભાવ છે.

'विद्यामदो धनमदस्तथैवाभिजनो मदः।
एते मदा मदान्धानां त एव हि सतां दमाः॥'
इति त्रयो मदाः॥ ४३॥

"વિદ્યાનો મદ, ધનનો મદ તથા કુળનો મદ આ સર્વ મદાન્ધ મનુષ્યોના મદ છે. આ (ત્રણે પ્રકારના) મદ તો સત્પુરુષોને ઇન્દ્રિયનિગ્રહરૂપ છે." એમ ત્રણ પ્રકારના મદ છે. ॥ ૪૩ ॥

सर्वदुर्वृत्तवधाद्यर्थमेव भगवतो जन्मकर्माणि नान्यथेति कैमुत्यन्यायेनाह।

સર્વ દુશ્ચરિત્રોના વધ વગેરે માટે જ ભગવાનનાં જન્મ-કર્મો છે, બીજા કશા માટે નહીં તે કૈમુત્યન્યાયથી કહે છે. (મનુષ્ય આવો જન્મ ન સ્વીકારે તો પરમાત્મા ન સ્વીકારે તેમાં કહેવું જ શું?)

**अजस्य जन्मोत्पथनाशनाय**
**कर्माण्यकर्तुर्ग्रहणाय पुंसाम्।**
**नन्वन्यथा कोऽर्हति देहयोगं**
**परो गुणानामुत कर्मतन्त्रम्॥ ४४**

અજન્મા ભગવાનનો જન્મ અવળે માર્ગે જનારાઓનો નાશ કરવા માટે છે તેમ જ અકર્તા ભગવાનનાં કર્મો મનુષ્યોને તે તે કર્મોમાં પ્રવૃત્ત કરાવવા માટે છે. જો તેમ ન હોય તો ત્રણે ગુણોથી પર એવો કોણ શરીરના બંધનને અથવા કર્મજાળને સ્વીકારે? ॥ ૪૪ ॥

अजस्यापि जन्म, अकर्तुरपि कर्माणि पुंसां ग्रहणाय कर्मसु प्रवृत्तये। अन्यथा न चेदेवं तर्हि भगवतो जन्मादिकथा तावदास्ताम्। को वान्योऽपि गुणानां परो गुणातीतो देहयोगं कर्मविस्तारं वाऽर्हतीति॥ ४४॥

અજન્મા હોવા છતાં ભગવાનનો જન્મ તેમજ અકર્તા હોવા છતાં ભગવાનનાં કર્મો મનુષ્યોને **'ग्रहणाय'** (તે તે) કર્મોમાં પ્રવૃત્ત કરવા માટે છે. **'अन्यथा'** જો તેમ ન હોય તો ભગવાનનાં જન્મ વગેરેની કથાને બાજુએ રહેવા દો. એ કથાને વર્ણવવાની શી જરૂર? ભગવાન સિવાય બીજો કોણ છે જે ત્રણ ગુણોથી પર હોય અને દેહના સંબંધને અથવા કર્મના વિસ્તારને યોગ્ય બને? ॥ ૪૪ ॥

**वंशीधरी—**

यदि ह्यहं न वर्तेयं जातु कर्मण्यतन्द्रितः।
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः॥

હે પાર્થ, જો હું સાવધાન થઈ કર્મમાં પ્રવૃત્ત ન થાઉં, તો સર્વ (ભારે હાનિ થઈ જાય, કારણ કે) મનુષ્યો મારા માર્ગને અનુસરે છે. (ગીતા ૩/૨૩)

तस्मादेवंभूताचिन्त्यमायाविनोदस्य कथां कथयेत्याह।

તેથી આવી અચિન્ત્ય માયાની ક્રીડાની કથા કહો તેમ કહે છે.

**तस्य प्रपन्नाखिललोकपाना-**
**मवस्थितानामनुशासने स्वे।**
**अर्थाय जातस्य युदुष्वजस्य**
**वार्तां सखे कीर्तय तीर्थकीर्तेः॥ ४५**

હે સખા, પોતાની આજ્ઞામાં રહેનારા શરણાગત, સમગ્ર લોકપાલોના પ્રયોજન માટે યાદવકુળમાં જન્મ લેનારા તેમ જ સંસારમાંથી તારનારી કીર્તિવાળા તે અજન્મા ભગવાનની કથા તમે મને કહો. ॥ ૪૫ ॥

तस्य प्रपन्ना येऽखिललोकपालास्तेषामन्येषां च स्वीयेऽनुशासने स्थितानामर्थाय प्रयोजनाय यदुषु जातस्य। तीर्थं संसारतारिणी कीर्तिर्यस्येति ॥ ४५ ॥

તે ભગવાનના શરણાગત જે સર્વ લોકપાલો છે, તેમના તથા પોતાની આજ્ઞાનુસાર વર્તનારાઓના **'अर्थाय'** પ્રયોજન માટે યદુકુળમાં જન્મેલા ભગવાનની **'तीर्थम्'** સંસારમાંથી તારનારી કીર્તિ જેમની છે. ॥ ૪૫ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां तृतीयस्कन्धे प्रथमोऽध्यायः ॥ १ ॥

इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां प्रथमोऽध्यायः ॥ १ ॥

*****

# अथ द्वितीयोऽध्यायः

## ઉદ્ધવજી દ્વારા ભગવાનની બાળલીલાઓનું વર્ણન

द्वितीये कृष्णविश्लेषादनुशोचन्नथोद्धवः।
क्षत्त्रे बालचरित्राणि कृष्णस्यावर्णयच्छ्वसन्॥ १

હવે બીજા અધ્યાયમાં શ્રીકૃષ્ણના વિરહથી વારંવાર શોક કરતા અને નિઃશ્વાસ નાખતા ઉદ્ધવજીએ વિદુરજીને શ્રીકૃષ્ણ ભગવાનનાં બાળચરિત્રો વર્ણવ્યાં. ॥ ૧ ॥

तदेवं प्रियवार्तां पृष्टस्योद्धवस्य श्रीकृष्ण-विरहौत्कण्ठ्यावेशेन प्रतिवचनासामर्थ्यमाह षड्भिः—**इतीति।**

આ પ્રમાણે પ્રિયની કથા પૂછવામાં આવેલા ઉદ્ધવજીનું શ્રીકૃષ્ણવિરહની ઉત્કંઠાના આવેશથી ઉત્તર આપવા માટે સામર્થ્ય રહ્યું નહીં, તે છ શ્લોકો દ્વારા કહે છે— **'इति इति।'**

**श्रीशुक उवाच**

**इति भागवतः पृष्टः क्षत्त्रा वार्तां प्रियाश्रयाम्।**
**प्रतिवक्तुं न चोत्सेह औत्कण्ठ्यात्स्मारितेश्वरः॥ १**

**શ્રીશુકદેવજી બોલ્યા** – આ પ્રમાણે વિદુરજી દ્વારા શ્રીકૃષ્ણવિષયક કથા પૂછવામાં આવતાં શ્રીકૃષ્ણવિરહની ઉત્કંઠાના આવેશથી પોતાના નાથ શ્રીકૃષ્ણભગવાનનું સ્મરણ થતાં ભગવદ્ભક્ત ઉદ્ધવજી ઉત્તર આપવા સમર્થ થયા નહીં. ॥ ૧॥

स्मारित ईश्वरो यस्य॥ १ ॥

જેમને ઈશ્વરનું સ્મરણ કરાવવામાં આવ્યું છે (તેવા ઉદ્ધવજી) ॥ ૧ ॥

एतदेव कैमुत्यन्यायेन प्रपञ्चयति **य इति** द्वाभ्याम्।

એ જ વાતને કૈમુત્યન્યાયથી બે શ્લોકો દ્વારા વિસ્તારપૂર્વક કહે છે— **'यः इति।**

**यः पञ्चहायनो मात्रा प्रातराशाय याचितः।**
**तन्नैच्छद्रचयन्यस्य सपर्यां बाललीलया॥ २**

બાળપણમાં રમતરૂપે (શ્રીકૃષ્ણની) સેવા કરતા જે પાંચ વર્ષના (ઉદ્ધવજી) માતા દ્વારા સવારના ભોજન માટે બોલાવવામાં આવ્યા હોવા છતાં (સેવા છોડી) તે ભોજન ઈચ્છતા નહીં. ॥ ૨ ॥

यः पञ्चवर्षोऽपि बाललीलयेति कृष्णं कंचित्परिकल्प्य कल्पितैरेव साधनैः परिचर्यां कुर्वन् प्रातर्भोजनार्थं मात्रा प्रार्थितोऽपि तद्भोजनं नैच्छत्॥ २ ॥

પાંચ વર્ષના હોવા છતાં બાળપણની રમતરૂપે કોઈકને શ્રીકૃષ્ણ કલ્પી કાલ્પનિક સાધનો વડે જે સેવા કરતા તે (ઉદ્ધવજી) સવારના ભોજન માટે માતા દ્વારા બોલાવવામાં આવ્યા હોવા છતાં તે ભોજન ઈચ્છતા નહીં. ॥ ૨ ॥

**स कथं सेवया तस्य कालेन जरसं गतः।**
**पृष्टो वार्तां प्रतिब्रूयाद्भर्तुः पादावनुस्मरन्॥ ३**

जरसं वृद्धत्वं गतः प्राप्तः॥ ३॥

**स मुहूर्तमभूत्तूष्णीं कृष्णाङ्घ्रिसुधया भृशम्।**
**तीव्रेण भक्तियोगेन निमग्नः साधुनिर्वृतः॥ ४**

श्रीकृष्णाङ्घ्रिसुधया साधु निर्वृतस्तस्यामेव तीव्रेण विवशत्वापादकेन भक्तियोगेन भृशं निमग्नश्च॥ ४॥

**पुलकोद्भिन्नसर्वाङ्गो मुञ्चन्मीलद्दृशा शुचः।**
**पूर्णार्थो लक्षितस्तेन स्नेहप्रसरसंप्लुतः॥ ५**

पुलकैरुद्भिन्नान्युज्जृम्भितानि सर्वाण्यङ्गानि यस्य। मीलन्त्या दृशा शुचोऽश्रूणि मुञ्चन्। तेन विदुरेण पूर्णार्थः कृतार्थो लक्षितः। यतो भगवति यः स्नेहस्तस्य प्रसरः पूरस्तस्मिन्संप्लुतो निमग्नः॥ ५॥

**शनकैर्भगवल्लोकान्नृलोकं पुनरागतः।**
**विमृज्य नेत्रे विदुरं प्रत्याहोद्धव उत्स्मयन्॥ ६**

भगवानेव लोकस्तस्मात्। नृलोकं देहानुसन्धानम्। उत्स्मयन् यदुकुलसंहारादि-भगवच्चातुर्यस्मरणेन विस्मयं प्राप्नुवन्॥ ६॥

श्रीकृष्णविरहेण संतप्यमानः प्रत्याह।

(શ્રીકૃષ્ણની) સેવા કરતાં કાળે કરીને વૃદ્ધ થયેલા એવા જેમને શ્રીકૃષ્ણસંબંધી પૂછવામાં આવ્યું તે ઉદ્ધવજી સ્વામીનાં ચરણોનું સ્મરણ કરતાં (ગદ્ ગદ્ થઈ જવાથી) કેવી રીતે ઉત્તર આપી શકે? ॥ ૩ ॥

**'જરસમ્'** વૃદ્ધત્વને **'ગતઃ'** પ્રાપ્ત થયેલા ઉદ્ધવજી ॥ ૩ ॥

શ્રીકૃષ્ણના ચરણની સુધાથી પરમ આનંદમય બનેલા તેમ જ તે સુધામાં જ તીવ્ર ભક્તિયોગથી અત્યન્ત મગ્ન થઈ ગયેલા તે ઉદ્ધવજી બે ઘડી અવાક્ થઈ ગયા. ॥ ૪ ॥

શ્રીકૃષ્ણના ચરણની સુધાથી પરમ આનંદમય બનેલા તે ઉદ્ધવજી શ્રીચરણોની સુધામાં જ **'તીव्रेण'** વિવશતા પ્રાપ્ત કરાવનારા તીવ્ર ભક્તિયોગથી અત્યંત મગ્ન થઈ ગયા. ॥ ૪ ॥

જેમનાં સર્વ અંગો રોમાંચિત થઈ ગયાં છે તેવા, બંધ નેત્રોમાંથી અશ્રુ સારતા (ઉદ્ધવજી), પ્રભુપ્રેમના પૂરમાં ડૂબી ગયા (હોવાથી) વિદુરજી દ્વારા તે કૃતાર્થ થયેલા જણાયા. ॥ ૫ ॥

રોમાંચથી **'उद्भिन्नानि'** ઊંચે વિસ્તરેલાં સર્વ અંગો જેમનાં છે તેવા, બંધ આંખોમાંથી **'शुचः'** આંસુ સારતા ઉદ્ધવજી, **'तेन'** તે વિદુરજી દ્વારા **'पूर्णार्थः'** કૃતાર્થ જણાયા, કારણ કે ભગવાનમાં (તેમનો) જે સ્નેહ છે તેનું **'प्रसरः'** પૂર, તેમાં **'सम्प्लुतः'** તેઓ ડૂબી ગયા હતા. ॥ ૫ ॥

પછી ધીમે ધીમે ઉદ્ધવજી ભગવાનના લોકમાંથી પાછા મનુષ્યલોકમાં આવ્યા. નેત્રો લૂછીને (ભગવાનના ચાતુર્યથી) વિસ્મય પામતા તે વિદુરજીને કહેવા લાગ્યા. ॥ ૬ ॥

ભગવાન એ જ લોક, તેમાંથી **'नृलोकम्'** મનુષ્યલોકમાં શરીરનું અનુસંધાન કર્યું. **'उत्स्मयन्'** યદુકુળનો સંહાર વગેરે ભગવાનની ચતુરાઈના સ્મરણથી વિસ્મિત થતા ઉદ્ધવજી ॥ ૬ ॥

શ્રીકૃષ્ણના વિરહથી સન્તાપ્ત થતા વિદુરજી પ્રત્યે (ઉદ્ધવજી) ઉત્તર આપે છે.

उद्धव उवाच

**कृष्णद्युमणिनिम्लोचे गीर्णेष्वजगरेण ह।**
**किं नु नः कुशलं ब्रूयां गतश्रीषु गृहेष्वहम्॥ ७**

श्रीकृष्ण एव द्युमणिः सूर्यस्तस्य निम्लोचेऽस्तसमये सत्यजगरेण कालमहासर्पेण गीर्णेषु निगिलितेषु नो गृहेषु त्वत्पृष्टानां बन्धूनां किं नु कुशलं ब्रूयाम्॥ ७॥

अनुशोचन्नाह।

**दुर्भगो बत लोकोऽयं यदवो नितरामपि।**
**ये संवसन्तो न विदुर्हरिं मीना इवोडुपम्॥ ८**

दुर्भगो भाग्यहीनः। ये सह संवसन्तोऽपि श्रीहरिरयमिति न विदुः। यथा क्षीरसमुद्रे जातमुडुपं चन्द्रं तदा तत्रत्या मीनाः केवलं कमनीयः कश्चिज्जलचर इत्येवं विदुर्न त्वमृतमय इति तद्वत्। यद्वा जले प्रतिबिम्बितं चन्द्रं यथेति॥ ८॥

**वंशीधरी—**संवसन्तोऽपि यदवः कृष्णमाधुर्यमेव जानन्ति न त्वैश्वर्यमिति।

भाग्यहीनत्वादेव न विदुर्न तु ज्ञानसामग्र्य-भावादित्याह।

**इङ्गितज्ञाः पुरुप्रौढा एकारामाश्च सात्वताः।**
**सात्वतामृषभं सर्वे भूतावासममंसत॥ ९**

**ઉદ્ધવજી બોલ્યા** – શ્રીકૃષ્ણરૂપી સૂર્યનો અસ્ત થતાં કાળરૂપી અજગર દ્વારા ગળી જવામાં આવેલાં અમારાં ઘરો શ્રીહીન થઈ ગયાં છે, ત્યારે હું (તેમનું) શું કુશળ કહું? ॥ ૭ ॥

શ્રીકૃષ્ણ એ જ **'द्युमणिः'** સૂર્ય, તેમનો **'निम्लोचे'** અસ્ત થયો ત્યારે **'अजगरेण'** કાળરૂપી મહાન સર્પ દ્વારા અમારાં ઘરો જ્યારે **'गीर्णेषु'** ગળી જવામાં આવ્યાં છે ત્યારે, તમારા દ્વારા પૂછવામાં આવેલા સંબંધીઓનું શું કુશળ કહું? ॥ ૭ ॥

ખેદ વ્યક્ત કરતા ઉદ્ધવજી કહે છે.

અરેરે, આ સંસાર દુર્ભાગી છે અને યાદવો તો અત્યન્ત અભાગિયા છે કે જેઓ શ્રીકૃષ્ણની સાથે રહ્યા છતાં માછલાં જેમ પોતાની સાથે સાગરમાં વસતા ચન્દ્રને જાણી શકતા નથી, તેમ તેઓ શ્રીકૃષ્ણચન્દ્રને જાણી શક્યા નહીં. ॥ ૮ ॥

**'दुर्भगः'** સંસાર ભાગ્યહીન છે, જેઓ સાથે રહેવા છતાં ''આ શ્રીહરિ છે.'' તેમ જાણતા નથી. જેવી રીતે ક્ષીરસમુદ્રમાં ઉત્પન્ન થયેલા **'उडुपम्'** નક્ષત્રોના પતિ ચન્દ્રને, ત્યાં સાથે રહેનારાં માછલાં કેવળ એક સુંદર જળચર પ્રાણી તરીકે જ જાણે છે, પરંતુ આ તો અમૃતમય ચન્દ્ર છે તેવું તેઓ જાણતાં નથી તેવી રીતે; અથવા જળમાં પ્રતિબિંબિત થયેલા ચન્દ્રને જેમ (જાણતાં નથી) ॥ ૮ ॥

શ્રીકૃષ્ણચંદ્રની સાથે રહેનારા યાદવોએ ભગવાનનું માધુર્ય જાણ્યું, પણ ઐશ્વર્ય જાણ્યું નહીં.

યાદવો ભાગ્યહીન હતા, તેથી જ તેઓ ભગવાનને જાણી શક્યા નહીં, બાકી જ્ઞાનસામગ્રીનો તેમની પાસે અભાવ ન હતો, એમ કહે છે.

મનની વાતને જાણી લેનારા, અતિશય નિપુણ તથા (ભગવાનની સાથે) એક જ સ્થાનમાં રહેનારા સર્વ યાદવો પ્રાણીમાત્રમાં વસનારા પરમેશ્વર શ્રીકૃષ્ણને એક યાદવશ્રેષ્ઠ તરીકે માનતા હતા. ॥ ૯ ॥

इङ्गितं चित्तस्थं जानन्ति इति तथा। पुरु अतिशयेन प्रौढा निपुणाः। एकस्मिन्नेव स्थाने आरमन्तीति तथा। एवंभूता अपि भूतानामावास-मीश्वरं सन्तं सात्वतामृषभं सात्वतश्रेष्ठममन्यन्त ॥ ९ ॥

**देवस्य मायया स्पृष्टा ये चान्यदसदाश्रिताः।**
**भ्राम्यते धीर्न तद्वाक्यैरात्मन्युप्तात्मनो हरौ॥ १०**

ये यादवा देवस्य मायया स्पृष्टा व्याप्ता यादवोऽयमस्मद्बन्धुरिति वदन्ति, ये च शिशुपालादयोऽसदेवान्यद्वैरमाश्रिता निन्दन्ति तेषां वाक्यैरात्मनि हरावुप्तात्मनो निक्षिप्तचित्तस्य मादृशस्य बुद्धिर्न भ्राम्यते मोहं न प्राप्यते, अन्ये तु मूढा एवेत्यर्थः ॥ १० ॥

कोऽसौ हरिरित्यपेक्षायामाह—**प्रदर्श्येति।**

**प्रदर्श्यातप्ततपसामवितृप्तदृशां नृणाम्।**
**आदायान्तरधाद्यस्तु स्वबिम्बं लोकलोचनम्॥ ११**

न तप्तं तपो यैरतोऽवितृप्ता दृशो येषां तेषां स्वबिम्बं श्रीमूर्तिमेतावन्तं कालं दर्शयित्वा योऽन्तर्हितवान्। लोकस्य लोचनमादायाऽऽच्छिद्य। तादृशस्यान्यस्य विलोकनीयस्याभावात्॥ ११ ॥

तदेव बिम्बं वर्णयति त्रिभिः।

યાદવો **'इङ्गितम्'** ચિત્તમાં રહેલું કળી જાય તેવા, **'पुरु'** અતિશય **'प्रौढाः'** નિપુણ તેમ જ એક જ સ્થાનમાં સાથે રહેનારા હતા. આવા હોવા છતાં પણ પ્રાણીમાત્રમાં વસતા ઈશ્વરને તેઓ **'सात्वताम्-ऋषभम्'** યાદવોમાં શ્રેષ્ઠ તરીકે માનતા હતા. ॥ ૯ ॥

જેઓ (યાદવો) પરમેશ્વરની માયાથી મોહ પામેલા છે અને (માયાના) બીજા અસત્ સ્વરૂપ વેરનો આશ્રય કરનારા છે, તેમનાં વાક્યોથી આત્મસ્વરૂપ શ્રીહરિમાં પરોવેલા ચિત્તવાળા (ભક્ત)ની બુદ્ધિ ભ્રમિત થતી નથી. ॥ ૧૦ ॥

જે યાદવો પરમેશ્વરની માયાથી **'स्पृष्टाः'** મોહ પામેલા છે તેમજ ''આ યાદવ, આપણો બંધુ'' એમ કહે છે તથા જે શિશુપાલ વગેરે **'असद्-एव-अन्यद्'** (માયાના) બીજા અસત્ સ્વરૂપ એવા વેરનો આશ્રય કરી નિન્દા કરે છે, તેમનાં વાક્યોથી આત્મસ્વરૂપ શ્રીહરિમાં **'उप्त-आत्मनः'** પરોવેલા ચિત્તવાળાની, મારા જેવાની બુદ્ધિ **'न भ्राम्यते'** મોહિત નથી થતી પરંતુ બીજાઓ તો મૂઢ જ છે, એમ અર્થ છે. ॥ ૧૦ ॥

કોણ છે તે શ્રીહરિ, એવી અપેક્ષા માટે કહે છે— **'प्रदर्श्य इति।'**

જેમણે તપ નથી આચર્યું અને તેથી જ જેમની દૃષ્ટિ અતૃપ્ત જ રહી છે તેવા મનુષ્યોને પોતાની મૂર્તિનાં દર્શન કરાવી, લોકોના ચક્ષુને આકર્ષીને, તે સ્વરૂપને લઈને જે તિરોહિત થયા. ॥ ૧૧ ॥

જેમના દ્વારા તપ આચરવામાં આવ્યું નથી અને તેથી જ જેમની દૃષ્ટિ અતૃપ્ત જ રહી છે તેવા મનુષ્યોને **'स्वबिम्बम्'** પોતાની શ્રીમૂર્તિ આટલો સમય દર્શાવીને જે તિરોહિત થયા. લોકોના ચક્ષુને આકર્ષીને તિરોહિત થયા, કારણ કે નીરખવાને યોગ્ય એવા તેના જેવા અન્ય સ્વરૂપનો અભાવ હતો. ॥ ૧૧ ॥

એ જ શ્રીવિગ્રહનું ત્રણ શ્લોકો દ્વારા વર્ણન કરે છે.

**यन्मर्त्यलीलौपयिकं स्वयोग-**
**मायाबलं दर्शयता गृहीतम्।**
**विस्मापनं स्वस्य च सौभगर्द्धेः**
**परं पदं भूषणभूषणाङ्गम्॥ १२**

પોતાની યોગમાયાના સામર્થ્યને દર્શાવતા પરમેશ્વરે જે મનુષ્યની લીલાને યોગ્ય સ્વરૂપ ધારણ કર્યું, તે પોતાને પણ વિસ્મય પમાડનારું તથા અતિશય સૌભાગ્યની પરાકાષ્ઠારૂપ અને આભૂષણોને પણ સુશોભિત કરે તેવાં અંગોવાળું હતું. ॥ ૧૨ ॥

यन्मर्त्यलीलास्वौपयिकं योग्यम्। स्वस्यापि विस्मयजनकम्। यतः सौभगर्द्धेः सौभाग्यातिशयस्य परं पदं परा काष्ठा। भूषणानां भूषणान्यङ्गानि यस्मिन्॥ १२॥

મનુષ્યની લીલાને **'औपयिकम्'** યોગ્ય સ્વરૂપ પોતાને પણ વિસ્મય પમાડનારું; કારણ કે **'सौभग-ऋद्धेः'** અતિશય સૌભાગ્યની **'परं पदम्'** પરાકાષ્ઠારૂપ સ્વરૂપ—આભૂષણોના પણ ભૂષણરૂપ અંગો છે જેમાં॥ ૧૨ ॥

**यद्धर्मसूनोर्बत राजसूये**
**निरीक्ष्य दृक्स्वस्त्ययनं त्रिलोकः।**
**कार्त्स्न्येन चाद्येह गतं विधातु-**
**रर्वाक्सृतौ कौशलमित्यमन्यत॥ १३**

અહો! દૃષ્ટિને પરમ આનંદકારક જે મૂર્તિને ધર્મરાજ યુધિષ્ઠિરના રાજસૂય યજ્ઞમાં જોઈને ત્રણેય લોકે માન્યું હતું કે વિધાતાની અર્વાચીન સૃષ્ટિરચનામાં જે કાંઈ કુશળતા છે, તે સંપૂર્ણપણે અહીં આ મૂર્તિમાં ખર્ચાઈ ગઈ છે. ॥ ૧૩ ॥

दृशां स्वस्त्ययनं परमानन्दकरम्। त्रिभुवनस्थो लोकः प्राणिमात्रम्। अद्येदानीमिह बिम्बे। अर्वाक्सृतावर्वाचीनसंसारनिर्माणे मनुष्यनिर्माणे वा यत्कौशलं नैपुणं तत्कार्त्स्न्येन गतमुपक्षीणं नातः परं तस्य कौशलमस्तीत्येवं मेने। तन्मूर्तेर्विधातुः सृज्यत्वाभावेऽपि लोकदृष्टिरियमुक्ता॥ १३॥

દૃષ્ટિને **'स्वस्त्ययनम्'** પરમ આનંદકારી— ત્રણે ભુવનના લોક, અર્થાત્ પ્રાણીમાત્રે (માન્યું હતું) **'अद्य'** હવે **'इह'** આ મૂર્તિમાં **'अर्वाक्सृतौ'** અર્વાચીન સૃષ્ટિ—રચનામાં અથવા મનુષ્યસૃષ્ટિમાં જે કંઈ **'कौशलम्'** નિપુણતા છે, તે સંપૂર્ણપણે **'गतम्'** ખર્ચાઈ ગઈ છે. હવે પછી તે બ્રહ્માજીની પાસે કુશળતા રહી નથી, તેમ જ લોકોએ માન્યું. તે ભગવદ્મૂર્તિ વિષે વિધાતા દ્વારા સર્જન કરવા યોગ્ય સર્જનશક્તિનો અભાવ જ હોવા છતાં લોકદૃષ્ટિએ આમ કહેવાયું. ॥ ૧૩ ॥

**यस्यानुरागप्लुतहासरास-**
**लीलावलोकप्रतिलब्धमानाः ।**
**व्रजस्त्रियो दृग्भिरनुप्रवृत्त-**
**धियोऽवतस्थुः किल कृत्यशेषाः॥ १४**

જે ભગવાનના અનુરાગથી ભરેલા હાસ્ય, રાસ અને લીલાયુક્ત અવલોકન દ્વારા (જેમણે) ભગવાન તરફથી માન પ્રાપ્ત કર્યું છે તેવી વ્રજાંગનાઓ, જેમની દૃષ્ટિ સાથે બુદ્ધિ પણ (તે ભગવાનની) પાછળ જ ગઈ (હોવાથી ઘરનાં) કામકાજ અધૂરાં મૂકીને જ ઊભી રહેતી. ॥ ૧૪ ॥

अनुरागेण प्लुतो व्याप्तो हासो रासो विनोदश्च लीलावलोकश्च तैः स्वकृतहासाद्यनन्तरं प्रतिलब्धो मानो याभिस्ताः। दृग्भिः सह अनुप्रवृत्ता गच्छन्तं

(જેમના પ્રત્યેના) અનુરાગથી **'प्लुतः'** વ્યાપ્ત થયાં છે હાસ્ય, રાસ તથા વિનોદ તથા લીલાવલોક—તે બધાં દ્વારા પોતે કરેલા હાસ્ય વગેરે પછી જેમને પ્રાપ્ત થયું છે માન તેવી વ્રજાંગનાઓ, દૃષ્ટિ સાથે **'अनुप्रवृत्ताः'**

तमेवानुगता धियो यासां ताः। कृत्ये शेषो यासां ताः असमापितकृत्या एव तस्थुः॥ १४॥

એવંભૂતબિમ્બદર્શને કારણમાહ।

**स्वशान्तरूपेष्वितरैः स्वरूपै-**
**रभ्यर्द्यमानेष्वनुकम्पितात्मा ।**
**परावरेशो महदंशयुक्तो**
**ह्यजोऽपि जातो भगवान्यथाऽग्निः॥ १५**

स्वीयान्येव शान्तान्यशान्तानि च रूपाणि। तत्र शान्तरूपेषु इतरैः पीड्यमानेष्वनुकम्पितः कृतानुकम्प आत्मा यस्य। अजोऽपि जात आविर्भूतः। महाभूतरूपेण नित्यसिद्ध एवाग्निर्यथा काष्ठेष्वाविर्भवति तद्वत्। अजस्य जन्मनि हेतुः— महान्महत्तत्त्वमंशः कार्यलेशो यस्याव्यक्तस्य तन्महदंशं तद्युक्त इति॥ १५॥

ननु कुतोऽसौ परावराणामीशः पारतन्त्र्य-प्रतीतेस्तत्राह द्वाभ्याम्।

**मां खेदयत्येतदजस्य जन्म-**
**विडम्बनं यद्वसुदेवगेहे।**
**व्रजे च वासोऽरिभयादिव स्वयं**
**पुराद्व्यवात्सीद्यदनन्तवीर्यः ॥ १६**

मामप्येतद्दुर्वितर्क्यं दुर्घटं च खेदयति, तदेवाह। वसुदेवगेहे बन्धनागारे यज्जन्मनो विडम्बनमनुकरणं, न तु नृसिंहवदकस्मादाविर्भावः। कंसभयादिव निलीय व्रजे वासश्च। कालयवनादि-रिपुभयादिव पुरान्मथुराया व्यवात्सीदपलायत ॥ १६॥

પાછળ જતા તે ભગવાનની પાછળ ગઈ છે બુદ્ધિ જેમની તેવી વ્રજાંગનાઓ – ઘરનાં કામકાજ અધૂરાં છે જેમનાં તેવી વ્રજાંગનાઓ કામકાજ અધૂરાં મૂકીને જ ઊભી રહેતી. ॥ ૧૪ ॥

આવા શ્રીવિગ્રહના પ્રાકટ્યનું કારણ કહે છે.

જ્યારે પોતાનાં શાન્ત સ્વરૂપો બીજાં અશાન્ત સ્વરૂપોથી પીડાય છે, ત્યારે અનુકમ્પિત હૃદયવાળા પર(બ્રહ્માદિ)ના અને અવર(ભૂતળનિવાસી)ના સ્વામી અજન્મા હોવા છતાં મહત્તત્ત્વથી યુક્ત થઈને અગ્નિની જેમ પ્રકટ થાય છે. ॥ ૧૫ ॥

પોતાનાં જ શાન્ત અને મહત્તત્ત્વથી યુક્ત થઈ અશાન્ત રૂપો – તેમાં જ્યારે શાન્તરૂપો અન્ય અશાન્તરૂપોથી પીડાય છે ત્યારે '**अनुकम्पितः**' જેના હૃદયમાં અનુકમ્પા થાય છે તે ભગવાન અજન્મા હોવા છતાં પણ '**जातः**' પ્રકટ થાય છે. મહાભૂતરૂપે નિત્યસિદ્ધ હોવા છતાં અગ્નિ જેમ કાષ્ઠમાં ઉત્પન્ન થાય છે તેમ. અજન્મા ભગવાનના જન્મ માટે કારણ આપે છે– '**महान्**' મહત્તત્ત્વ '**अंशः**' જે અવ્યક્તનો કાર્યરૂપ અંશ છે, તે મહદ્ અંશથી યુક્ત થઈને ભગવાન પ્રકટ થાય છે. ॥ ૧૫ ॥

શંકા કરવામાં આવી છે કે એ પર અને અવરના સ્વામી કેવી રીતે છે? કારણ કે (તેમનામાં) પરતન્ત્રતા જણાય છે. તેનું સમાધાન બે શ્લોકોથી કહે છે.

અજન્મા ભગવાનનું વસુદેવજીના ઘરમાં જન્મ લેવાનું જે નાટક, વ્રજમાં નિવાસ તથા જાણે કે શત્રુના ડરથી અનન્ત પરાક્રમી ભગવાન (મથુરા) નગરીમાંથી પોતે જે પલાયન થઈ ગયા – આ બધું મને ખેદ ઉપજાવે છે. ॥ ૧૬ ॥

મને પણ આ અતર્ક્ય અને અસંભવિત ઘટના ખેદ ઉપજાવે છે, તે જ કહે છે– વસુદેવજીના '**गेहे**' કારાગૃહમાં જન્મ લેવાનું જે '**विडम्बनम्**' નાટક કર્યું, પણ નરસિંહ ભગવાનની જેમ આકસ્મિક પ્રકટ ન થઈ ગયા! તથા કંસના ભયથી જાણે સંતાઈને વ્રજમાં નિવાસ કર્યો! કાળયવન વગેરે શત્રુઓના ભયથી જાણે '**पुरात्**' મથુરામાંથી '**व्यवात्सीत्**' પલાયન થઈ ગયા! ॥ ૧૬ ॥

एतच्च हरेश्चरितं स्मरतो मम चेतः कर्मभूतं* दुनोति व्यथयति। तदेव दर्शयति—**यदाहेति।**

**दुनोति चेतः स्मरतो ममैतद्**
**यदाह पादावभिवन्द्य पित्रोः।**
**ताताम्ब कंसादुरुशङ्कितानां**
**प्रसीदतं नोऽकृतनिष्कृतीनाम्॥ १७**

हे तात, हे अम्ब, युवां प्रसीदतं प्रसादं कुरुतम्। न कृता निष्कृतिः शुश्रूषणं यैस्तेषाम्। नोऽस्माकमिति बहुवचनं तु रामाद्यभिप्रायम् ॥ १७ ॥

ननु तर्हि अनीश्वर एव किं न स्यात्, तव तु श्रद्धामात्रमेतत्तत्राह त्रिभिः।

**को वा अमुष्याङ्घ्रिसरोजरेणुं**
**विस्मर्तुमीशीत पुमान्विजिघ्रन्।**
**यो विस्फुरद्भ्रूविटपेन भूमे-**
**र्भारं कृतान्तेन तिरश्चकार॥ १८**

को वा अङ्घ्रिसरोजयोर्यो रेणुस्तमपि विजिघ्रन् सेवमानः पुमान् विस्मर्तुमीशीत शक्नुयात्।

विस्फुरन् भ्रूविटपो भ्रूलता स एव कृतान्तस्तेन॥ १८॥

न च तस्येश्वरत्वं साधनीयं, भवद्भिरपि दृष्टत्वादित्याह— **दृष्टेति।**

**दृष्टा भवद्भिर्ननु राजसूये**
**चैद्यस्य कृष्णं द्विषतोऽपि सिद्धिः।**
**यां योगिनः संस्पृहयन्ति सम्यग्**
**योगेन कस्तद्विरहं सहेत॥ १९**

વળી, શ્રીહરિનું આ ચરિત્ર યાદ આવતાં મારા ચિત્તને **'दुनोति'** વ્યથિત કરે છે, તે જ દર્શાવે છે— **'यद् आह इति।'**

(કંસનો વધ કરીને) માતાપિતાનાં ચરણોમાં વન્દન કરીને ''હે પિતાજી, હે માતાજી, કંસના ભયથી અત્યન્ત ભયભીત અને આપનું ઋણ ન ચૂકવી શકનારા અમારા ઉપર આપ બન્ને પ્રસન્ન થાઓ.''— એમ જે બોલ્યા, તેનું સ્મરણ કરતાં તે મારા ચિત્તને વ્યથિત કરે છે. ॥ ૧૭ ॥

હે પિતાશ્રી, હે માતાશ્રી, આપ બન્ને **'प्रसीदतम्'** પ્રસન્ન થાઓ! નથી કરવામાં આવી **'निष्कृतिः'**શુશ્રૂષા જેમના દ્વારા તેમની ઉપર **'नः'** તેવા અમારી ઉપર— એમ બહુવચન બલરામજી વગેરે સાથે હોવાથી છે.॥ ૧૭ ॥

શંકા કરે છે કે તો પછી એ ઈશ્વર નથી, એમ કેમ ન હોય? પરંતુ તમારી માત્ર આ શ્રદ્ધા જ હોય, તે માટે ત્રણ શ્લોકોથી કહે છે.

જેમણે ફરકતી ભ્રૂલતારૂપી કાળ દ્વારા પૃથ્વીનો ભાર દૂર કર્યો છે, એ ભગવાનના ચરણસરોજની રેણુનું સેવન કરતો કયો મનુષ્ય એમને ભૂલી શકે?॥ ૧૮ ॥

એવો કયો મનુષ્ય ચરણસરોજની જે રેણુ છે, તેનું પણ **'विजिघ्रन्'** સેવન કરતો, એ ભગવાનને ભૂલી **'ईशीत'** શકે?

ફરકતી **'भ्रूविटपः'** ભ્રૂલતા એ જ કાળ, તેના દ્વારા ॥ ૧૮ ॥

તે ભગવાનનું ઈશ્વરત્વ કંઈ સાબિત કરવા યોગ્ય નથી, કારણ કે આપના દ્વારા પ્રત્યક્ષ જોવામા આવ્યું છે, એમ કહે છે— **'दृष्टा इति।'**

શ્રીકૃષ્ણનો દ્વેષ કરનાર હોવા છતાં પણ શિશુપાલની સદ્ગતિ આપે રાજસૂય યજ્ઞમાં નિહાળી, કે જે ગતિને યોગીજનો શ્રેષ્ઠ યોગસાધના કરીને પામવા ઇચ્છે છે. આવા તે (દયાળુ) પ્રભુનો વિરહ કોણ સહન કરે?॥ ૧૯ ॥

* **'कर्मभूतम्'**—મારા ચિત્તને વ્યથા આપે છે, તેમ **'मम चेतः'** પદને કર્મરૂપે બીજી વિભક્તિમાં લેવું.

यां सिद्धिं सम्यग्योगेन प्राप्तुमिच्छन्ति ॥ १९ ॥

**तथैव चान्ये नरलोकवीरा**
**य आहवे कृष्णमुखारविन्दम्।**
**नेत्रैः पिबन्तो नयनाभिरामं**
**पार्थास्त्रपूताः पदमापुरस्य ॥ २०**

आहवे युद्धे। पार्थस्यास्त्रैः पूताः निष्पापाः सन्तः ॥ २० ॥

तदेवं परमैश्वर्ये सत्यपि यदुग्रसेनानुवर्तित्वं तत्पुनरस्मानत्यन्तं व्यथयतीत्याह।

**स्वयं त्वसाम्यातिशयस्त्र्यधीशः**
**स्वाराज्यलक्ष्म्याप्तसमस्तकामः ।**
**बलिं हरद्भिश्चिरलोकपालैः**
**किरीटकोट्येडितपादपीठः ॥ २१**

**तत्तस्य कैङ्कर्यमलं भृतान्नो**
**विग्लापयत्यङ्ग यदुग्रसेनम्।**
**तिष्ठन्निषण्णं परमेष्ठिधिष्ण्ये**
**न्यबोधयद्देव निधारयेति ॥ २२**

स्वयं तु य एवंभूतस्तस्य तत्कैङ्कर्यं नोऽस्मान् विग्लापयतीत्युत्तरेणान्वयः।

न साम्यातिशयौ यस्य। यमपेक्ष्यान्यस्य साम्यमतिशयश्च नास्तीत्यर्थः। तत्र हेतवः—

त्र्यधीशस्त्रयाणां पुरुषाणां लोकानां गुणानां वा ईशः। स्वाराज्यलक्ष्म्या परमानन्दस्वरूपसंपत्त्यैव प्राप्तसमस्तभोगः। बलिं करमर्हणं वा हरद्भिः समर्पयद्भिश्चिरकालीनैर्लोकपालैः किरीटाग्रेणेडितं स्तुतं पादपीठं यस्य। प्रणमतां किरीटसंघट्टनध्वनिरेव स्तुतित्वेनोत्प्रेक्ष्यते ॥ २१ ॥

જે સિદ્ધિને યોગીજનો શ્રેષ્ઠ યોગ દ્વારા પ્રાપ્ત કરવા ઈચ્છે છે. ॥ ૧૯ ॥

તેમ જ યુદ્ધમાં મનુષ્યલોકના જે અન્ય વીરો હતા, તેઓ પણ નેત્રોને આનંદદાયક શ્રીકૃષ્ણભગવાનના મુખકમળનું નેત્રોથી પાન કરતા, અર્જુનનાં બાણોથી પવિત્ર થઈને એ ભગવાનનું પદ પામ્યા છે. ॥ ૨૦ ॥

**'आहवे'** યુદ્ધમાં, અર્જુનના અસ્ત્રથી **'पूताः'** પવિત્ર થઈને ॥ ૨૦ ॥

તો આમ પરમ ઐશ્વર્ય હોવા છતાં પણ રાજા ઉગ્રસેન પ્રત્યેની જે સેવકશીલતા છે, તે અમને પુનઃ અત્યન્ત ખેદ ઉપજાવે છે, એમ કહે છે.

ભગવાન સ્વયં ત્રણ લોકના અધીશ્વર છે, તેમના સમાન અને તેમનાથી મહાન કોઈ નથી. પોતાની પરમાનંદસ્વરૂપ સંપત્તિથી જે સમસ્ત ભોગોને પ્રાપ્ત થયેલા છે, તેમ જ ઉપહાર અર્પણ કરતા ચિરકાલીન લોકપાલોના મુકુટોના અગ્રભાગથી જેમની ચરણપીઠિકાનું સ્તવન થઈ રહ્યું છે.॥ ૨૧ ॥

હે પ્રિય વિદુરજી, રાજ્યાસન ઉપર બેઠેલા ઉગ્રસેન સામે ઊભા રહી, "હે દેવ! અમને સેવકોને તમે આજ્ઞા આપો." એમ જે ભગવાન વિનંતિ કરતા હતા, તે ભગવાનની સેવકશીલતા અમને સેવકોને અત્યન્ત ખેદ ઉપજાવે છે. ॥ ૨૨॥

પોતે જે આવા મહાન છે તેમની તે સેવકશીલતા **'नः'** અમને દુઃખ આપે છે, એમ આ પછીના શ્લોક (૨૨) સાથે સંબંધ છે.

જેમના સમાન અને અધિક કોઈ નથી અર્થાત્ જેમની અપેક્ષાએ અન્યની સમાનતા કે અધિકતા નથી. તે માટેનાં કારણો—

**'त्र्यधीशः'** બ્રહ્મા વગેરે પુરુષોના, ત્રણે લોકોના અથવા ત્રણે ગુણોના ઈશ્વર **'स्वाराज्यलक्ष्म्या'** પરમ આનંદમય સ્વરૂપની સંપત્તિથી સમસ્ત ભોગો પ્રાપ્ત કરનારા છે. **'बलिम्'** કર, ઉપહાર **'हरद्भिः'** અર્પણ કરતા ચિરકાળના લોકપાલોના મુકુટોના અગ્રભાગથી **'ईडितम्'** સ્તવન થઈ રહ્યું છે જેમની ચરણપીઠિકાનું પ્રણામ કરતાં મુકુટો (અને ચરણપીઠિકા)થી થતાં સંપર્કનો ધ્વનિ જાણે સ્તુતિરૂપ ન હોય તેમ ઉત્પ્રેક્ષા કરે છે! ॥ ૨૧ ॥

अङ्ग विदुर। भृतान् भृत्यान्। उग्रसेने यत्किंकरत्वं तदेवाह। परमेष्ठिधिष्ण्ये राजासने निषण्णमासीनं स्वयं तिष्ठन् हे देव, निधार-यावधारयेति न्यबोधयद्विज्ञापितवान्॥ २२॥

एवमनुवृत्तिः कृपयैवेति सूचयन्नपकारिष्वपि तस्य कृपालुतां दर्शयन्नाह।

**अहो बकीयं स्तनकालकूटं**
**जिघांसयाऽपाययदप्यसाध्वी ।**
**लेभे गतिं धात्र्युचितां ततोऽन्यं**
**कं वा दयालुं शरणं व्रजेम॥ २३**

अहो आश्चर्यं कृपालुतायाः हन्तुमिच्छयापि स्तनयोः संभृतं कालकूटं विषं यमपाययत्। बकी पूतना असाध्वी दुष्टापि धात्र्या यशोदाया उचितां गतिं लेभे। भक्तवेषमात्रेण यः सद्गतिं दत्तवानित्यर्थः। ततोऽन्यं कं वा भजेम॥ २३॥

**मन्येऽसुरान्भागवतांस्त्र्यधीशे**
**संरम्भमार्गाभिनिविष्टचित्तान् ।**
**ये संयुगेऽचक्षत तार्क्ष्यपुत्र-**
**मंसेसुनाभायुधमापतन्तम् ॥ २४**

ननु भागवतानेव भगवाननुगृह्णतीति प्रसिद्धम्, सत्यम्, असुरानप्यहं भागवतानेव मन्ये, यतो भागवता इव तेऽपि भगवद्ध्यानाभिनिवेशेन भगवन्तमपरोक्षं पश्यन्तीत्याह। संरम्भः

'**अङ्ग**' પ્રિય વિદુરજી, '**भृत्यान्**' સેવકોને– ઉગ્રસેન પ્રત્યે જે સેવકત્વ સ્વીકાર્યું, તે જ કહે છે. '**परमेष्ठिधिष्ण्ये**' રાજ્યાસન ઉપર '**निषण्णम्**' બેઠેલા (ઉગ્રસેન સામે) સ્વયં ઊભા રહી, "હે દેવ, '**निधारय**' આજ્ઞા આપો", એમ '**न्यबोधयत्**' વિનંતિ કરતા હતા. ॥ ૨૨ ॥

આમ, કૃપાને કારણે જ સેવકશીલતા સૂચવતા અપકાર કરનારની ઉપર પણ તેમની કૃપાળુતા દર્શાવતા કહે છે.

અહો! જે શ્રીકૃષ્ણને આ પૂતનાએ મારી નાખવાની ઈચ્છાથી સ્તન ઉપર ચોપડેલા કાળકૂટ વિષનું પાન કરાવ્યું. (આવી) દુષ્ટ પૂતના પણ માતાને ઉચિત હોય તેવી સદ્ગતિ પામી. તો તે શ્રીકૃષ્ણથી અન્ય એવા કયા દયાળુને શરણે જઈએ? ॥ ૨૩ ॥

અહો! કૃપાળુતાથી પણ આશ્ચર્ય થાય છે? મારી નાખવાની ઈચ્છાથી પણ બન્ને સ્તનોમાં ભરેલું કાળકૂટ વિષ જે ભગવાનને પિવડાવ્યું. (બકાસુરની બહેન) '**बकी**' પૂતના '**असाध्वी**' દુષ્ટ હોવા છતાં પણ '**धात्र्या**' માતા યશોદાજીને યોગ્ય હોય તેવી ગતિ પામી. માત્ર ભક્તના વેષથી જ જેણે સદ્ગતિ આપી દીધી, એમ અર્થ છે. તો પછી શ્રીકૃષ્ણથી અન્ય કોને વળી ભજીએ? ॥ ૨૩ ॥

ત્રિલોકીનાથ શ્રીહરિમાં ક્રોધમાર્ગથી પરોવેલ ચિત્તવાળા અસુરોને પણ હું ભગવાનના ભક્તો માનું છું કારણ કે જેઓ સમરાંગણમાં, જેમના ખભા ઉપર સુદર્શનધારી શ્રીહરિને ધારણ કરાયેલા છે તેવા ગરુડજીને સામે ધસી આવતા જુએ છે. ॥ ૨૪ ॥

શંકા કરવામાં આવી છે કે, ભગવદીય જનોને ભગવાન અનુગૃહીત કરે છે તે પ્રસિદ્ધ છે અને સત્ય છે (પણ અસુરોને કેવી રીતે અનુગૃહીત કરે છે તે માટે કહે છે.) હું અસુરોને પણ ભગવાનના ભક્તો જ માનું છું કારણ કે ભગવદીયોની જેમ તેઓ પણ ભગવાનના ધ્યાનમાં લીન હોવાથી ભગવાનને સાક્ષાત્ જુએ છે. '**संरम्भः**' ક્રોધાવેશ– ક્રોધના માર્ગથી

क्रोधावेशस्तेन मार्गेणाभिनिविष्टं चित्तं येषां तान्। अत एव ये संग्रामे तार्क्ष्यः कश्यपस्तस्य पुत्रं गुरुडमंसे स्कन्धे सुनाभायुधश्चक्रायुधो हरिर्यस्य तमचक्षतापश्यन्। तस्मात्तेष्वप्यनुग्रहो युक्त एवेत्यर्थः। वक्ष्यति च 'तस्मात्केनाप्युपायेन मनः कृष्णे निवेशयेत्' इति॥ २४॥

इदानीं तस्यान्तर्धानप्रकारं वक्तुमादित आरभ्य तच्चरितं संक्षेपतः कथयति।

**वसुदेवस्य देवक्यां जातो भोजेन्द्रबन्धने।**
**चिकीर्षुर्भगवानस्याः शमजेनाभियाचितः॥ २५**

वसुदेवस्य भार्यायां जातः। भोजेन्द्रः कंसस्तस्य बन्धनागारे। अस्याः पृथिव्याः शं सुखं स्वयं चिकीर्षुः। अजेन ब्रह्मणा च याचितः सन्॥ २५॥

**ततो नन्दव्रजमितः पित्रा कंसाद्विबिभ्यता।**
**एकादश समास्तत्र गूढार्चिः सबलोऽवसत्॥ २६**

पित्रा हेतुभूतेन नन्दव्रजमितो गतः। समाः संवत्सरान्। गूढार्चिर्गुप्ततेजाः॥ २६॥

**परीतो वत्सपैर्वत्सांश्चारयन्व्यहरद्विभुः।**
**यमुनोपवने कूजद्द्विजसंकुलिताङ्घ्रिपे॥ २७**

व्यहरदक्रीडत्। कूजद्भिर्द्विजैः पक्षिभिः संकुलिता व्याप्ता अङ्घ्रिपा यस्मिन्॥ २७॥

પરોવાયેલું છે ચિત્ત જેમનું તે અસુરોને; આથી જ જેઓ યુદ્ધમાં '**તાર્ક્ષ્યઃ**'* કશ્યપ, તેમના પુત્ર ગરુડના '**અંસે**' ખભા ઉપર '**સુનાભ-આયુધઃ**' સુદર્શનચક્રધારી શ્રીહરિ છે, તે ગરુડજીને '**અચક્ષત**' જોતા હતા. તેથી તે અસુરો ઉપર પણ અનુગ્રહ યોગ્ય જ છે, એમ અર્થ છે. અને પછી કહેશે – ''આથી કોઈ પણ ઉપાયે મનને શ્રીકૃષ્ણમાં પરોવી દેવું જોઈએ.'' (શ્રીમદ્ ભા.૭/૧/૩૧) ॥ ૨૪ ॥

હવે તે ભગવાનનો અન્તર્ધાન થવાનો પ્રકાર કહેવા માટે પહેલેથી માંડીને તેમનું ચરિત્ર સંક્ષેપમાં જણાવે છે.

આ ભૂમિનું કલ્યાણ કરવાની ઈચ્છાથી, બ્રહ્માજી દ્વારા યાચના કરવામાં આવેલા હોઈ ભગવાન શ્રીકૃષ્ણ કંસરાજાના કેદખાનામાં વસુદેવજીનાં પત્ની દેવકીજીમાં પ્રકટ્યા. ॥ ૨૫ ॥

વસુદેવજીનાં ભાર્યા દેવકીજીમાં (ભગવાન) પ્રકટ થયા. '**भोजेन्द्रः**' કંસરાજા– તેના કેદખાનામાં– '**अस्याः**' આ ભૂમિનું '**शम्**' કલ્યાણ પોતે જ કરવાની ઈચ્છાવાળા અને '**अजेन**' બ્રહ્માજી દ્વારા પણ યાચના કરાયેલા હોઈ ॥ ૨૫ ॥

ત્યાર પછી કંસથી ભય પામતા પિતાજીને કારણે નન્દજીના વ્રજમાં પધાર્યા અને ત્યાં ગૂઢ તેજવાળા ભગવાન બળદેવજી સાથે અગિયાર વર્ષ બિરાજ્યા. ॥ ૨૬ ॥

પિતાજીને કારણે નન્દજીના વ્રજમાં પધાર્યા. '**समाः**' વર્ષો, '**गूढ-अर्चिः**' ગુપ્ત તેજવાળા ॥ ૨૬ ॥

કૂજન કરતાં પક્ષીઓથી ભરપૂર વૃક્ષોવાળા શ્રીયમુનાજીના (કિનારા પરના) ઉપવનમાં ગોપબાળકોથી વીંટળાયેલા ભગવાન શ્રીકૃષ્ણ વાછરડાંને ચારતા વિહરતા હતા. ॥ ૨૭ ॥

'**व्यहरत्**' વિહરતા હતા, કૂજન કરતાં '**द्विजैः**' પક્ષીઓથી '**संकुलित**' ભરપૂર વૃક્ષો જેમાં હતાં ॥ ૨૭ ॥

---

* '**तार्क्ष्यः**'નો અર્થ સામાન્યતઃ ગરુડજી થાય છે, પરંતુ ભાગવત પુરાણમાં **तार्क्ष्यः** કશ્યપ ઋષિ, એમ અર્થ પણ થયો છે.

**कौमारीं दर्शयंश्चेष्टां प्रेक्षणीयां व्रजौकसाम्।**
**रुदन्निव हसन्मुग्धबालसिंहावलोकनः ॥ २८**

रुदन्निवेतीवशब्दस्य यथायोगं सर्वत्राप्यन्वयः। मुग्धो बालश्च यः सिंहस्तद्वदवलोकनं यस्य सः ॥ २८ ॥

**स एव गोधनं लक्ष्म्या निकेतं * सितगोवृषम्।**
**चारयन्ननुगान्गोपान्रणद्वेणुररीरमत् ॥ २९**

स एवाधिकं वयः प्राप्तः सन् गोधनं चारयन्। कथंभूतं गोधनम्। लक्ष्म्याः शोभादिसंपदो निकेतनम्। सिता गोवृषा यस्मिन्नानावर्णे गोसङ्घे। रणन् शब्दं कुर्वन्वेणुर्यस्य। अरीरमद्रमयामास ॥ २९ ॥

***वंशीधरी.**—लक्ष्म्याः निकेतम् लक्ष्म्याया रमाया निकेतनं गोशकृति लक्ष्मीर्वसतीति महाभारते प्रसिद्धम्' 'गोमये वसते लक्ष्मीः'

गावो लक्ष्म्याः सदा मूलं।

लक्ष्मीश्च गोमये नित्यं।

अष्टैश्वर्यमयी लक्ष्मीर्गोमये वसते सदा।

**प्रयुक्तान्भोजराजेन मायिनः कामरूपिणः।**
**लीलया व्यनुदत्तांस्तान्बालः क्रीडनकानिव ॥ ३०**

व्यनुदज्जघान। क्रीडनकांस्तृणादिनिर्मितान् सिंहादीन् यथा ॥ ३० ॥

મોહક સિંહબાળ જેવી દૃષ્ટિવાળા અને જાણે રડતા હોય તેમ હસતા શ્રીકૃષ્ણ વ્રજવાસીઓને દર્શનીય કૌમારલીલા દર્શાવતા (વિહરતા) હતા.॥ ૨૮ ॥

**'रुदन् इव'** જાણે રડતા હોય તેમ– એ પ્રમાણે **'इव'** શબ્દનો યોગ્યતા પ્રમાણે સર્વત્ર સંબંધ છે. મોહક છે, બાળક છે અને જે સિંહ છે, તેના જેવી દૃષ્ટિ છે જેમની તે શ્રીકૃષ્ણ ॥ ૨૮ ॥

વળી, તે જ ભગવાન લક્ષ્મીના ધામરૂપ (અનેક રંગના જે ગોધણમાં) શ્વેત ગાયો તથા બળદો હતા તેવા ગોધણને ચારતા અને વેણુનાદ કરતા, પોતાના સાથી ગોવાળિયાઓને આનંદ આપતા હતા. ॥ ૨૯ ॥

તે જ ભગવાન અધિક વયને પ્રાપ્ત થયા હોઈ ગોધણને ચારતા– કેવું ગોધણ? **'लक्ष्म्याः'** લક્ષ્મીના ધામરૂપ, શોભા વગેરે સંપત્તિના ધામરૂપ– શ્વેત ગાયો અને બળદો અનેક રંગના જે ગોધણમાં હતા તેવું ગોધણ, **'रणन्'** નાદ કરતી વેણુ છે જેની– **'अरीरमत्'** આનંદ આપતા હતા. ॥ ૨૯ ॥

(ગોધણ) લક્ષ્મીજીનું ધામ છે. ગાયના છાણમાં લક્ષ્મીનો વાસ છે તે મહાભારતમાં (અનુ.૮૨) પ્રસિદ્ધ છે. 'ગાયના છાણમાં લક્ષ્મી વસે છે.' (પદ્મપુરાણ-સૃષ્ટિ ખંડ ૫૭/૧૬૨)

ગાયો સદાય લક્ષ્મીનું મૂળ છે. (મહા ભા. અનુ. પર્વ, દાનધર્મપર્વ ૫૧/૨૮)

ગાયના છાણમાં નિત્ય લક્ષ્મી છે. (સ્કંધ ૮૩/૧૦૮)

ગાયના છાણમાં આઠ ઐશ્વર્યોથી સંપન્ન લક્ષ્મી સદા નિવાસ કરે છે. (મહા.ભા.આશ્વ.પર્વ, વૈષ્ણવધર્મપર્વ. અ.૧૨)

રાજા કંસે મોકલેલા માયાવી અને ઈચ્છાનુસાર રૂપ ધારણ કરનારા તે બધા અસુરોને, બાળક જેમ રમકડાં ભાંગી નાખે તેમ ભગવાને લીલામાત્રથી જ મારી નાખ્યા હતા. ॥ ૩૦ ॥

**'व्यनुदत्'** મારી નાખ્યા, **'क्रीडनकान्'** રમકડાંઓને– તણખલાં વગેરેથી બનાવેલા સિંહ વગેરેને જેમ (બાળક) તોડે તેમ ॥ ૩૦ ॥

**विपन्नान्विषपानेन निगृह्य भुजगाधिपम्।**
**उत्थाप्यापाययद्गावस्तत्तोयं प्रकृतिस्थितम्॥ ३१**

विपन्नान्मृतान्गोपान्गाव इति गाश्चोत्थाप्य तदेव तोयं। प्रकृतिस्थितं निर्विषम्॥ ३१॥

કાલિયનાગને વશ કરીને વિષપાનથી નાશ પામેલા ગોવાળો અને ગાયોને બેઠાં કરી તે ઝેરી જળને વિષરહિત બનાવીને પાયું. ॥ ૩૧ ॥

**'विपन्नान्'** મરી ગયેલા ગોવાળિયા અને ગાયોને, **'गावः'** શબ્દ પ્ર.બ.વ.(કર્તા) છે તેને બદલે અપેક્ષિત શબ્દ **'गाः'** છે (કર્મ) ગાયોને, તે જ જળને **'प्रकृतिस्थितम्'** મૂળ સ્વરૂપને પામેલું બનાવ્યું. ॥ ૩૧ ॥

**अयाजयद्गोसवेन गोपराजं द्विजोत्तमैः।**
**वित्तस्य चोरुभारस्य चिकीर्षन्सद्व्ययं विभुः॥ ३२**

इन्द्रपूजाभङ्गेन कृता गवां पूजैव गोसवस्तेन। गोपराजं नन्दम्। वित्तस्य चेति चकारादिन्द्रस्य मानभङ्गं कुर्वन् उरुभारस्याऽतिसमृद्धस्य॥ ३२॥

અતિ સમૃદ્ધ ધનનો સદ્વ્યય કરવા ઈચ્છતા અને (ઈન્દ્રનું અભિમાન દૂર કરતા) વિભુ શ્રીકૃષ્ણે શ્રેષ્ઠ બ્રાહ્મણો દ્વારા ગોપરાજ નન્દરાયજી પાસે ગોસવયજ્ઞ (ગોવર્ધન મહોત્સવ) દ્વારા યજન કરાવ્યું. ॥ ૩૨ ॥

ઈન્દ્રની કરવામાં આવતી પૂજાના ભંગ દ્વારા કરેલી ગાયોની પૂજા એ જ ગોસવ યજ્ઞ, તેના દ્વારા **'गोपराजम्'** ગોવાળોના રાજા નંદની પાસે ધનનો તથા **'च'** કાર દ્વારા ઈન્દ્રનું અભિમાન દૂર કરતા (ભગવાને)– **'उरुभारस्य'** અતિસમૃદ્ધ વિત્તનો (સદ્વ્યય) ॥ ૩૨ ॥

**वर्षतीन्द्रे व्रजः कोपाद्भग्नमानेऽतिविह्वलः।**
**गोत्रलीलातपत्रेण त्रातो भद्रानुगृह्णता॥ ३३**

कोपाद्वर्षति। गोत्रः पर्वत एव लीलातपत्रं तेन। हे भद्र॥ ३३॥

અપમાનિત થયેલા ઈન્દ્રે ક્રોધથી જ્યારે વરસાદ વરસાવવા માંડ્યો ત્યારે, હે ભદ્ર વિદુરજી, અતિશય વ્યાકુળ થયેલું વ્રજ કૃપા કરતા શ્રીકૃષ્ણ દ્વારા ગોવર્ધનપર્વતરૂપી લીલાના છત્રથી રક્ષાયું હતું. ॥ ૩૩ ॥

જ્યારે ક્રોધથી વરસાદ વરસાવવા માંડ્યો ત્યારે, **'गोत्रः'** ગોવર્ધન પર્વત એ જ રમવાનું છત્ર, તેના વડે, હે ભદ્ર (વિદુરજી) (એમ સંબોધન છે.) ॥ ૩૩ ॥

**शरच्छशिकरैर्मृष्टं मानयन्रजनीमुखम्।**
**गायन्कलपदं रेमे स्त्रीणां मण्डलमण्डनः॥ ३४**

मृष्टमुज्ज्वलम्। स्त्रीणां मण्डलं मण्डयतीति तथा॥ ३४॥

શરદઋતુના ચન્દ્રનાં કિરણોથી ઉજ્જવળ બનેલા રાત્રિના પ્રારંભને માન આપતા, વ્રજવનિતાઓના મંડળના આભૂષણરૂપ ભગવાને મધુર પદવાળું ગાન કરતાં રમણ કર્યું હતું. ॥ ૩૪ ॥

**'मृष्टम्'** ઉજ્જવળને, સ્ત્રીઓના મંડળને શોભાવે તેવા ॥ ૩૪ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां तृतीयस्कन्धे द्वितीयोऽध्यायः॥ २॥

इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां द्वितीयोऽध्यायः॥ २॥



# अथ तृतीयोऽध्यायः

## ભગવાનનાં અન્ય લીલાચરિત્રોનું વર્ણન

तृतीये मथुरामेत्य व्रजात्कंसवधादिकम्।
यत्कृतं द्वारकायां च कृष्णेन तदवर्णयत्॥ १

વ્રજથી મથુરા આવીને શ્રીકૃષ્ણ દ્વારા કંસવધ વગેરે તથા દ્વારકામાં જે કાંઈ કરવામાં આવ્યું, તે ત્રીજા અધ્યાયમાં વર્ણવ્યું છે. ॥ ૧ ॥

उद्धव उवाच

**ततः स आगत्य पुरं स्वपित्रो-**
**श्चिकीर्षया शं बलदेवसंयुतः।**
**निपात्य तुङ्गाद्रिपुयूथनाथं**
**हतं व्यकर्षद् व्यसुमोजसोर्व्याम्॥ १**

**ઉદ્ધવજીએ કહ્યું** – ત્યાંથી (ગોકુળથી) બળદેવજી સાથે મથુરાનગરીમાં આવી પોતાના માતા-પિતાને સુખી કરવાની ઈચ્છાથી શત્રુસમૂહના સ્વામી કંસને ઊંચા મંચ પરથી નીચે પાડી તે પ્રાણહીન થયેલા મૃત કંસને બળપૂર્વક પૃથ્વી ઉપર ઘસડ્યો હતો. ॥ ૧ ॥

शमित्यव्ययम्। पित्रोः सुखस्य चिकीर्षयेत्यर्थः। तुङ्गाद्राजमञ्चात्। रिपुयूथानां नाथं कंसम्। व्यसोरपि विकर्षणं पित्रोः सुखार्थम्॥ १ ॥

**'शम्'** એ અવ્યય છે. (સુખવાચક છે.) માતા-પિતાને સુખી કરવાની ઈચ્છાથી– એમ અર્થ છે. **'तुङ्गात्'** ઊંચા મંચ પરથી, શત્રુસમૂહના સ્વામી કંસને– પ્રાણહીન હોવા છતાં ઘસડ્યો, માતા-પિતાના સંતોષ ખાતર (તેમ કર્યું). ॥ ૧ ॥

**वंशीधरी**—जीवतानेन राज्ञा ब्रह्मादिप्रार्थ्यस्पर्शव्रजभूरजो न स्पृष्टमतोऽहमेनं मृतं व्रजभूरजोगंगायां देहप्लावनेन सद्गतिं प्रापयिष्य इत्यभिसंधाय व्यकर्षदित्यर्थः।

બ્રહ્માદિને પણ જેનો સ્પર્શ પ્રાર્થના કરવા યોગ્ય છે એવી વ્રજરજનો સ્પર્શ જીવતા એવા આ રાજા કંસ દ્વારા ન થયો, તો આ મરેલાનું શરીર વ્રજભૂમિની રજ-ગંગામાં બોળી તેને સદ્ગતિ અપાવીશ, એમ વિચારી ભગવાને કંસને ઘસડ્યો, એમ અર્થ છે.

**सांदीपनेः सकृत्प्रोक्तं ब्रह्माधीत्य सविस्तरम्।**
**तस्मै प्रादाद्वरं* पुत्रं मृतं पञ्चजनोदरात्॥ २**

સાંદીપનિઋષિ પાસેથી એક જ વાર ઉચ્ચારાયેલ વેદ છ અંગાદિ સહિત ભણીને (ગુરુ)દક્ષિણારૂપે પંચજન (દૈત્ય)ના પેટમાંથી મરેલા પુત્રને (સજીવન કરી) તેમને આપ્યો. ॥ ૨ ॥

ब्रह्म वेदम्। सविस्तरं षडङ्गादिसहितम्। पञ्चजनोदरविदारणद्वारा पुत्रमानीयेत्यर्थः॥ २ ॥

**'ब्रह्म'** વેદને, **'सविस्तरम्'** છ અંગો વગેરે સહિત– પંચજન દૈત્યનું પેટ ચીરીને (તેમાંથી) પુત્ર (પાછો) લાવીને આપ્યો, એમ અર્થ છે. ॥ ૨ ॥

**वंशीधरी**—वरम्=दक्षिणाम्।

**'वरम्'** નો અર્થ દક્ષિણા થાય છે.

**'षडङ्गानि'।**

**'षडङ्गानि'** વેદનાં છ અંગો – શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, છંદ અને જ્યોતિષ.

**समाहुता भीष्मककन्यया ये**
**श्रियः सवर्णेन बुभूषयैषाम्।**
**गान्धर्ववृत्त्या मिषतां स्वभागं**
**जह्रे पदं मूर्ध्नि दधत्सुपर्णः॥ ३**

भीष्मककन्यया रुक्मिण्या ये राजानः समाहूताः। ह्रस्वत्वमार्षम्। 'समाहृता' इति पाठे आकृष्टा इत्यर्थः।

केन साधनेन। श्रियो लक्ष्म्याः सवर्णेन समानेन रूपेण। यद्यपि तया केवलं श्रीकृष्ण एवाहूतो न सर्वे, तथापि तस्या लावण्यं तेषामागमने हेतुरिति तयैवाहूता इत्युच्यते।

एषां मिषतां पश्यतां मूर्ध्नि पदं दधत्। तया सह गान्धर्ववृत्त्या परस्परसमयरूपया बुभूषया भवितुमिच्छया जहार।

कथंभूताम्। स्वभागं लक्ष्म्यंशत्वात्। तया स्वात्मनोऽर्पितत्वाच्च। सुपर्णः सुपतनः। यद्वा सुपर्ण इव स्वभागं सुधामित्यर्थः।

यद्वा श्रियो रुक्मिण्याः समानं वर्णद्वयं वाचकं यस्य स श्रियः सवर्णो रुक्मी तेन समाहूताः शिशुपालादयः। किमर्थम्।

भीष्मककन्यया सह तेषां बुभूषया भूतिर्भवत्वित्येतदर्थम्। तत्र शिशुपालस्याह्वानं वरत्वेन बुभूषया, जरासन्धादीनां तद्विवाहोत्सवेन। शेषं पूर्ववत्॥ ३॥

ભીષ્મક રાજાની પુત્રી રુક્મિણી દ્વારા લક્ષ્મી જેવા પોતાના રૂપથી જે રાજાઓને સ્વયંવરમાં આકર્ષવામાં આવ્યા હતા, તેઓના મસ્તક ઉપર પગ મૂકતા, તેમના દેખતાં, (ગરુડ જેમ પોતાના ભાગને હરી લે તેમ) તે રુક્મિણી સાથે ગાન્ધર્વવિધિથી દમ્પતી બનવાની ઈચ્છાથી સુંદર ગતિવાળા ભગવાને પોતાના ભાગરૂપ તે રુક્મિણીનું હરણ કર્યું હતું. ॥ ૩ ॥

ભીષ્મકરાજકુમારી રુક્મિણી દ્વારા જે રાજાઓને બોલાવવામાં આવ્યા હતા– **'समाहुताः'**માં **'हु'** હ્રસ્વ છે તે આર્ષ છે. **'समाहृताः'** પાઠમાં– રુક્મિણીએ જે રાજાઓને સ્વયંવરમાં આકર્ષ્યા હતા, એમ અર્થ છે.

શેનાથી આકર્ષ્યા હતા? **'श्रियः'** લક્ષ્મીજીના **'सवर्णेन'** સમાન રૂપથી– જો કે તેના (રુક્મિણી) દ્વારા તો માત્ર શ્રીકૃષ્ણને જ બોલાવવામાં આવ્યા હતા, બધા રાજાઓને નહીં, છતાં પણ રુક્મિણીજીનું સૌંદર્ય રાજાઓના આગમનનું કારણ, હતું તેથી તેમણે જ બોલાવ્યા તેમ કહેવાયું છે.

તેમના **'मिषताम्'** દેખતાં તેમના મસ્તક ઉપર પગ મૂકતા, તે રુક્મિણી સાથે ગાન્ધર્વવિધિથી કરેલા પરસ્પર સમ્મતિરૂપ **'बुभूषया'** (દમ્પતી) બનવાની ઈચ્છાથી હરણ કર્યું.

કેવાં રુક્મિણીને હર્યાં? પોતાના ભાગરૂપ રુક્મિણીને, કારણ કે તેઓ લક્ષ્મીજીનો અંશ હતાં તેમ જ તેમણે પોતાનો આત્મા ભગવાનને સમર્પિત કરી દીધો હતો. **'सुपर्णः'** સુંદર ગતિવાળા ભગવાન. અથવા ગરુડ જેમ પોતાનો ભાગ અમૃત હરી લે તેમ, એમ અર્થ છે.

અથવા **'श्रियः'** રુક્મિણીના જેવા બે વર્ણો જેના નામમાં છે તે **'श्रियः सवर्णः'** અર્થાત્ રુક્મી– તેના દ્વારા બોલાવવામાં આવેલા શિશુપાલ વગેરે રાજાઓ શા માટે (બોલાવવામાં આવ્યા હતા)?

ભીષ્મકરાજકુમારી **'बुभूषया'** તેમની સમૃદ્ધિ બનો તેવી ઈચ્છાથી (રાજાઓને) બોલાવવામાં આવ્યા હતા. શિશુપાલને વર તરીકે બનાવવાની ઈચ્છાથી બોલાવવામાં આવ્યો હતો અને જરાસંધ વગેરેને વિવાહના ઉત્સવને કારણે બોલાવવામાં આવ્યા હતા. બાકીનું પૂર્વવત્ છે.॥ ૩ ॥

**ककुद्मतोऽविद्धनसो दमित्वा**
**स्वयंवरे नाग्नजितीमुवाह।**
**तद्भग्नमानानपि गृध्यतोऽज्ञा-**
**ञ्जघ्नेऽक्षतः शस्त्रभृतः स्वशस्त्रैः॥ ४**

ककुद्मतो वृषभान् अविद्धनासिकान्। विद्धनासिकान्कृत्वेति वा। तैर्वृषभैस्तद्दमनेन च भग्नो मानो येषां तथापि तान् गृध्यतः कामयमानान्, अत एवाज्ञान् शस्त्रभृतो राज्ञस्तच्छस्त्रैरक्षत एव जघान॥ ४॥

મોટી ખૂંધવાળા, નાક નાથ્યા વગરના આખલાઓનું દમન કરીને ભગવાન સ્વયંવરમાં નાગ્નજિતીને પરણ્યા હતા. (આખલાઓને નાથી ન શકવાથી) જેમનો માનભંગ થયો હતો તેવા તથા કન્યાની કામના રાખતા અજ્ઞાની શસ્ત્રધારી રાજાઓને ભગવાને પોતે ઘાયલ થયા વિના (તેમનાં) પોતાનાં શસ્ત્રોથી હણ્યા હતા.॥ ૪ ॥

**'ककुद्मतः'** મોટી ખૂંધવાળા, નાક નાથ્યા વગરના આખલાઓને અથવા તેમને વીંધેલા નાકવાળા કરીને, **'तैः'** તે આખલાઓને કારણે તથા તેમના દમન દ્વારા જેમની માનહાનિ થવા છતાં પણ (નાગ્નજિતીની) **'गृध्यतः'** કામના કરતા અને આથી જ અજ્ઞાની અને શસ્ત્રધારી તેમને (રાજાઓને) તેમનાં શસ્ત્રોથી પોતે ઘવાયા વિના જ હણ્યા હતા. ॥ ૪ ॥

**प्रियं प्रभुर्ग्राम्य इव प्रियाया**
**विधित्सुरार्च्छद् द्युतरुं यदर्थे।**
**वज्र्याद्रवत्तं सगणो रुषाऽन्धः**
**क्रीडामृगो नूनमयं वधूनाम्॥ ५**

यदाऽदित्याः कुण्डले दातुं स्वर्गं गतस्तदा प्रभुः स्वतन्त्रोऽपि ग्राम्यः स्त्रीपरतन्त्र इव प्रियायाः सत्यभामायाः प्रियं विधातुमिच्छुर्द्युतरुं पारिजात-मानीतवान्। यदर्थे यन्निमित्तं तं कृष्णं वज्री स्त्रीप्रेरितो योद्धुमन्वधावत्। स्वकार्यसाधकेन तेन युद्धोद्यमस्तस्यायुक्त एवेत्याह—**क्रीडामृग इति**। अयं वज्री॥ ५॥

ગ્રામ્યજનની જેમ પ્રિયા સત્યભામાનું પ્રિય કરવા ઈચ્છનાર સમર્થ ભગવાન સ્વર્ગના પારિજાત વૃક્ષને લાવ્યા, જેને કારણે વજ્રધારી ઈન્દ્ર ક્રોધથી અંધ બની દેવગણો સહિત (તેમની સામે યુદ્ધ કરવા) દોડ્યો. ખરેખર, આ ઈન્દ્ર સ્ત્રીઓનું રમકડું જ છે. ॥ ૫ ॥

ભગવાન શ્રીકૃષ્ણ જ્યારે અદિતિનાં કુંડળો આપવા સ્વર્ગમાં પધાર્યા, ત્યારે પોતે સ્વતન્ત્ર હોવા છતાં **'ग्राम्यः'** કહ્યાગરા કંથની જેમ પ્રિય પત્ની સત્યભામાનું પ્રિય કરવા ઈચ્છનાર તેમણે સ્વર્ગનું પારિજાતવૃક્ષ લાવી આપ્યું. **'यद् अर्थे'** જેને કારણે તે શ્રીકૃષ્ણ ભગવાનની સાથે વજ્રધારી ઈન્દ્ર સ્ત્રીની પ્રેરણાથી યુદ્ધ કરવા માટે દોડ્યો. પોતાનું જ કાર્ય સાધવામાં કુશળ એવા તેના દ્વારા યુદ્ધનો ઉદ્યમ કરવામાં આવ્યો તે અયોગ્ય જ હતો, એમ કહે છે – **'क्रीडामृगः इति'** **'अयम्'** આ વજ્ર ધારણ કરનારો ઈન્દ્ર ॥ ૫ ॥

**सुतं मृधे खं वपुषा ग्रसन्तं**
**दृष्ट्वा सुनाभोन्मथितं धरित्र्या।**
**आमन्त्रितस्तत्तनयाय शेषं**
**दत्त्वा तदन्तःपुरमाविवेश॥ ६**

શરીરથી આકાશને ગળી જતા એવા (પૃથ્વીના) પુત્ર ભૌમાસુરને ચક્રથી મરણ પામતો જોઈને પૃથ્વી દ્વારા પ્રાર્થના કરવામાં આવેલા ભગવાન તે (ભૌમાસુર)ના પુત્ર(ભગદત્ત)ને બાકીનું રાજ્ય આપીને તેના અન્તઃપુરમાં પ્રવેશ્યા. ॥ ૬ ॥

सुनाभेन चक्रेणोन्मथितं सुतं भौमं दृष्ट्वा तस्य मात्रा धरित्र्या भूम्या आमन्त्रितः प्रार्थितः संस्तस्य तनयाय भगदत्ताय हृतशेषं राज्यं दत्त्वा ॥ ६ ॥

**तत्राहृतास्ता नरदेवकन्याः**
**कुजेन दृष्ट्वा हरिमार्तबन्धुम्।**
**उत्थाय सद्यो जगृहुः प्रहर्ष-**
**व्रीडानुरागप्रहितावलोकैः ॥ ७**

तत्रान्तःपुरे कुजेन भौमेन या आहृतास्ताः प्रहर्षश्च व्रीडा चानुरागश्च तैः प्रहिताः प्रेरिता येऽवलोकास्तैर्जगृहुः स्वीकृतवत्यः ॥ ७ ॥

**आसां मुहूर्त एकस्मिन्नानागारेषु योषिताम्।**
**सविधं जगृहे पाणीननुरूपः स्वमायया ॥ ८**

आसां योषितां पाणींस्तत्तदनुरूपः सन्सविधं विवाहोचितप्रकारसहितं यथा भवति ॥ ८ ॥

**तास्वपत्यान्यजनयदात्मतुल्यानि सर्वतः।**
**एकैकस्यां दश दश प्रकृतेर्विबुभूषया ॥ ९**

सर्वतः सर्वैर्गुणैः स्वतुल्यानि। प्रकृतेर्मायाया विविधं भवनं विस्तारस्तदिच्छया। यद्वा प्रकृते- र्हेतोर्विविधं भवितुमिच्छया ॥ ९ ॥

**कालमागधशाल्वादीननीकैः रुन्धतः पुरम्।**
**अजीघनत्स्वयं दिव्यं स्वपुंसां तेज आदिशत्॥ १०**

'**सुनाभेन**' ચક્ર વડે '**उन्मथितम्**' મરણ પામેલા પુત્ર ભૌમાસુરને જોઈને તેની માતા '**धरित्र्या**' ભૂમિ દ્વારા '**आमन्त्रितः**' પ્રાર્થના કરવામાં આવેલા હોઈ, ભગવાન તેના પુત્ર ભગદત્તને હરી લીધેલું બાકીનું રાજ્ય આપીને ॥ ૬ ॥

ત્યાં ભૌમાસુર દ્વારા હરી લાવવામાં આવેલી રાજકન્યાઓએ દીનબંધુ શ્રીહરિને જોઈને એકદમ ઊભા થઈને અત્યન્ત આનંદ, લજ્જા અને અનુરાગથી પ્રેરાયેલી દૃષ્ટિથી (શ્રીહરિને પતિ તરીકે) સ્વીકાર્યા. ॥ ૭ ॥

'**तत्र**' ત્યાં અન્તઃપુરમાં '**कुजेन**' ભૌમાસુર દ્વારા હરી લાવવામાં આવેલી તે રાજકન્યાઓએ અત્યન્ત આનંદ, લજ્જા અને અનુરાગ–તેમના વડે '**प्रहिताः**' પ્રેરાયેલી જે દૃષ્ટિઓ છે, તેમનાથી (શ્રીહરિનો) '**जगृहुः**' સ્વીકાર કર્યો. ॥ ૭ ॥

પોતાની માયાથી કુમારિકાઓને અનુરૂપ થઈ (અનેક રૂપ ધારણ કરી) જુદા જુદા નિવાસોમાં એક જ મુહૂર્તમાં આ કુમારીઓનું વિધિપૂર્વક પાણિગ્રહણ કર્યું હતું. ॥ ૮ ॥

આ કુમારીઓના હસ્તને, તે દરેકને અનુરૂપ થઈ '**सविधम्**' વિવાહને યોગ્ય એવા પ્રકાર સહિત જેમ થાય (તેમ ગ્રહણ કર્યા). ॥ ૮ ॥

તે સ્ત્રીઓમાંની પ્રત્યેક સ્ત્રીમાં ભગવાને માયાનો વિસ્તાર કરવાની ઇચ્છાથી સર્વ રીતે પોતાના જેવા દસ દસ પુત્રો ઉત્પન્ન કર્યા હતા. ॥ ૯ ॥

'**सर्वतः**' સર્વ રીતે, સર્વ ગુણોથી પોતાના જેવા– '**प्रकृतेः**' માયાનું વિવિધ બનવું એ જ તેની ઇચ્છાથી થતો પોતાનો વિસ્તાર અથવા સ્વભાવને કારણે વિવિધ બનાવવાની ઇચ્છાથી ॥ ૯ ॥

(મથુરા) નગરીને સૈન્યોથી ઘેરી લેનારા કાળયવન, જરાસંધ, શાલ્વ વગેરે રાજાઓને (મુચુકુન્દ, ભીમસેન વગેરેના નિમિત્તે) પોતે જ હણ્યા અને (તે દ્વારા) પોતાના ભક્તજનોને અલૌકિક કીર્તિ આપી.॥ ૧૦ ॥

कालः कालयवनः। रुन्धत आवृण्वतः। मुचुकुन्दभीमादिभिर्निमित्तमात्रैः स्वयमेवाजीघनद्वातितवान् तेन च स्वपुंसां तेजः प्रभावं कीर्तिं वा दत्तवान्॥ १०॥

**शम्बरं द्विविदं बाणं मुरं बल्वलमेव च।**
**अन्यांश्च दन्तवक्त्रादीनवधीत्कांश्च घातयत्॥ ११**

शम्बरद्विविदबल्वलानन्यानपि कांश्चित्प्रद्युम्नरामादिभिर्घातयदघातयत्। 'घातयन्' इति वा पाठः। दन्तवक्त्रादीन्स्वयमवधीत्॥ ११॥

**अथ ते भ्रातृपुत्राणां पक्षयोः पतितान्नृपान्।**
**चचाल भूः कुरुक्षेत्रं येषामापततां बलैः॥ १२**

नृपान्घातयदित्यनुषङ्गः। कथंभूतान्। कुरुक्षेत्रमापततां गच्छतां येषां बलैः सैन्यैर्भूः सर्वापि चचाल चकम्पे॥ १२॥

**स कर्णदुःशासनसौबलानां**
**कुमन्त्रपाकेन हतश्रियायुषम्।**
**सुयोधनं सानुचरं शयानं**
**भग्नोरुमुर्व्यां न ननन्द पश्यन्॥ १३**

स कृष्णः। हता श्रीरायुश्च यस्य। भग्नावूरु यस्य तमुर्व्यां शयानं पश्यन्नपि न ननन्द सन्तोषं न प्राप॥ १३॥

अनभिनन्दनप्रकारमेवाह—**कियानिति।**

**कियान्भुवोऽयं क्षपितोरुभारो**
**यद्द्रोणभीष्मार्जुनभीममूलैः ।**
**अष्टादशाक्षौहिणिको मदंशै-**
**रास्ते बलं दुर्विषहं यदूनाम्॥ १४**

'**कालः**' કાલયવન, '**रुन्धतः**' ઘેરી લેનારાઓને મુચુકુન્દ, ભીમસેન વગેરેના નિમિત્તમાત્રથી પોતે જ '**अजीघनत्**' હણ્યા હતા અને તે દ્વારા પોતાના ભક્તજનોને '**तेजः**' પ્રભાવ અથવા કીર્તિ આપી ॥ ૧૦ ॥

શંબરાસુર, દ્વિવિદ વાનર, બાણાસુર, મુરદૈત્ય, બલ્વલ તથા બીજા કેટલાકને (પ્રદ્યુમ્ન, બલરામજી વગેરે પાસે) હણાવ્યા અને દન્તવક્ત્ર વગેરેનો (પોતે જ) વધ કર્યો. ॥ ૧૧ ॥

શમ્બરાસુર, દ્વિવિદ વાનર, બલ્વલ તથા બીજા કેટલાકને પણ પ્રદ્યુમ્ન, બલરામજી વગેરે દ્વારા '**घातयत्**' મરાવ્યા. અથવા '**घातयन्**' પાઠ પણ છે; હણાવતા. તેમણે દન્તવક્ત્ર વગેરેનો સ્વયં જ વધ કર્યો. ॥ ૧૧ ॥

પછી કુરુક્ષેત્રમાં ધસી આવેલાં જેમનાં સૈન્યોથી ધરતી ધ્રૂજી ઊઠી હતી તેવા, તમારા ભાઈ (પાંડુ તથા ધૃતરાષ્ટ્ર)ના પુત્રોના પક્ષોમાં પ્રાપ્ત થયેલા સર્વ રાજાઓને પણ (ભગવાને હણાવ્યા). ॥ ૧૨ ॥

રાજાઓને હણાવ્યા, એમ સંબંધ છે. કેવા રાજાઓને? કુરુક્ષેત્રમાં '**आपतताम्**' ધસી આવેલા જેમનાં '**बलैः**' સૈન્યોથી આખીય પૃથ્વી '**चचाल**' ધ્રૂજી ઊઠી હતી.॥ ૧૨ ॥

કર્ણ, દુઃશાસન તથા શકુનિની કુમંત્રણાના પરિણામે જેની રાજ્યલક્ષ્મી તથા આયુષ્યનો વિનાશ થયો હતો તેવા, ભાંગેલી સાથળોવાળા તથા અનુચરો સાથે રણભૂમિમાં સૂતેલા દુર્યોધનને જોતા તે (ભગવાન) સન્તોષ પામ્યા નહીં. ॥ ૧૩ ॥

'**सः**' તે કૃષ્ણ ભગવાન, જેની રાજ્યલક્ષ્મી તથા આયુષ્યનો વિનાશ થયો હતો તેવા તથા જેની સાથળ ભાંગી ગઈ તે દુર્યોધનને ભૂમિ પર સૂતેલો જોતા હોવા છતાં પણ **न ननन्द**' સન્તોષ પામ્યા નહીં.॥ ૧૩ ॥

ભગવાન કેમ પ્રસન્ન ન થયા તે જ કહે છે—'**कियान् इति।**'

(ભગવાને વિચાર્યું કે) દ્રોણાચાર્ય, ભીષ્મ, અર્જુન તથા ભીમસેનના નિમિત્તે જે આ અઢાર અક્ષૌહિણી સેનાથી યુક્ત, પૃથ્વીનો મોટો ભાર કેટલો? હજી તો મારા (પ્રદ્યુમ્ન વગેરે) અંશોને કારણે અતિદુઃસહ એવું યાદવોનું સૈન્ય બાકી છે. ॥ ૧૪ ॥

द्रोणादिभिर्मूलैः कारणभूतैः। यदिति यः अष्टादशाक्षौहिणीयुक्तः। ह्रस्वत्वमार्षम्। क्षपितो य उरुर्भारो भुवः अयं कियान्। अत्यल्प इत्यर्थः। यस्मान्मदंशैः प्रद्युम्नादिभिर्हेतुभूतैर्दुर्विषहं बलमास्ते ॥ १४ ॥

**मिथो यदैषां भविता विवादो**
**मध्वामदाताम्रविलोचनानाम् ।**
**नैषां वधोपाय इयानतोऽन्यो**
**मय्युद्यतेऽन्तर्दधते स्वयं स्म ॥ १५**

न चात्रान्य उपायः प्रभवति, किन्तु मधुना य आमदः सर्वतो मदस्तेनाताम्रविलोचनानामेषां विवादो यदा भविष्यति तदेयानेवैषां वधोपायः अतोऽन्यो नास्ति। एकात्मानोऽपि मय्युद्यते सति स्वयमेव विवादेनान्तर्दधीरन्नित्यर्थः ॥ १५ ॥

**एवं संचिन्त्य भगवान् स्वराज्ये स्थाप्य धर्मजम्।**
**नन्दयामास सुहृदः साधूनां वर्त्म दर्शयन् ॥ १६**

एवं श्लोकद्वयेनोक्तं क्रमेण संचिन्त्य स्वराज्ये स्थापयित्वा ॥ १६ ॥

**उत्तरायां धृतः पूरोर्वंशः साध्वभिमन्युना।**
**स वै द्रौण्यस्त्रसंछिन्नः पुनर्भगवता धृतः ॥ १७**

धृतो रक्षितः ॥ १७ ॥

**अयाजयद्धर्मसुतमश्वमेधैस्त्रिभिर्विभुः ।**
**सोऽपि क्ष्मामनुजै रक्षन् रेमे कृष्णमनुव्रतः ॥ १८**

**'द्रोणादिभिर्मूलैः'** દ્રોણ વગેરેના નિમિત્તે– **'यद् इति।'** જે અઢાર અક્ષૌહિણી સેના છે, **'अक्षौहिणिकः'**માં **'णि'** હ્રસ્વ છે તે આર્ષ છે. અઢાર અક્ષૌહિણી સેનારૂપ પૃથ્વીનો જે મોટો ભાર ઉતાર્યો, એ છે કેટલો? અત્યન્ત થોડો જ ભાર છે, એમ અર્થ છે. પ્રદ્યુમ્ન વગેરે **'मद्-अंशैः'** મારા અંશોને કારણે અતિદુઃસહ એવું યાદવસૈન્ય (બાકી) છે. ॥ ૧૪ ॥

જ્યારે મધુપાનથી મદોન્મત્ત અને લાલચોળ આંખોવાળા આ યાદવોમાં પરસ્પર વિવાદ થશે (ત્યારે જ તેમનો નાશ થશે). આ જ તેમના નાશનો ઉપાય છે, આ વિના બીજો ઉપાય નથી. હું (તેમનો નાશ કરવા જ્યારે) તૈયાર થઈશ ત્યારે તેઓ જાતે જ નાશ પામશે. ॥ ૧૫ ॥

આ માટે બીજો ઉપાય નથી, પરંતુ મધુપાનથી જે **'आमदः'** મદોન્મત્ત બની, તેનાથી લાલચોળ આંખોવાળા આ યાદવોમાં જ્યારે વિવાદ થશે ત્યારે આ જ તેમના વધનો ઉપાય થશે. આ સિવાય બીજો ઉપાય નથી. યાદવો સંપીલા હોવા છતાં જ્યારે હું (નાશ કરવા) તૈયાર થઈશ, ત્યારે તેઓ જાતે જ કલહથી તિરોહિત થશે, એમ અર્થ છે. ॥ ૧૫ ॥

આ પ્રમાણે વિચારીને યુધિષ્ઠિરને પોતાના રાજ્ય ઉપર સ્થાપીને સત્પુરુષોના માર્ગનું દર્શન કરાવતાં, ભગવાને સંબંધીઓને પ્રસન્ન કર્યા. ॥ ૧૬ ॥

**'एवम्'** આ પ્રમાણે બન્ને શ્લોકો (૧૪, ૧૫)માં જણાવ્યું તેમ ક્રમ પ્રમાણે વિચારીને (ધર્મપુત્રને) પોતાના રાજ્યાસન પર સ્થાપીને, ॥ ૧૬ ॥

અભિમન્યુ દ્વારા ઉત્તરામાં મૂકવામાં આવેલો પુરુવંશ(નો ગર્ભ) અશ્વત્થામાના અસ્ત્રથી છેદાઈ ગયો ત્યારે તેનું ભગવાન દ્વારા પુનઃ સમ્યક્રૂપે રક્ષણ કરવામાં આવ્યું હતું. ॥ ૧૭ ॥

**'धृतः'** રક્ષા કરવામાં આવી હતી. ॥ ૧૭ ॥

પરમાત્મા શ્રીકૃષ્ણે ત્રણ અશ્વમેધ યજ્ઞો દ્વારા ધર્મપુત્ર (યુધિષ્ઠિર)ને યજન કરાવ્યું. તે (રાજા યુધિષ્ઠિર) પણ નાના ભાઈઓ સાથે શ્રીકૃષ્ણને અનુસરીને પૃથ્વીનું રક્ષણ કરતા આનંદથી રહેવા લાગ્યા. ॥ ૧૮ ॥

अनुजैः सह ॥ १८ ॥

**भगवानपि विश्वात्मा लोकवेदपथानुगः।**
**कामान्सिषेवे द्वार्वत्यामसक्तः सांख्यमास्थितः ॥ १९**

सांख्यं प्रकृतिपुरुषविवेकम् ॥ १९ ॥

**स्निग्धस्मितावलोकेन वाचा पीयूषकल्पया।**
**चरित्रेणानवद्येन श्रीनिकेतेन चात्मना ॥ २०**

**इमं लोकममुं चैव रमयन्सुतरां यदून्।**
**रेमे क्षणदया दत्तक्षणस्त्रीक्षणसौहृदः ॥ २१**

स्निग्धो यः स्मितसहितोऽवलोकस्तेन। पीयूषकल्पया सुधातुल्यया। पाठान्तरे सुधाप्रवाह–रूपया। आत्मना देहेन ॥ २० ॥

क्षणदया रात्र्या दत्तः क्षणोऽवसर उत्सवो वा यासां स्त्रीणां तासु क्षणं सौहृदं यस्य सः ॥ २१ ॥

**तस्यैवं रममाणस्य संवत्सरगणान्बहून्।**
**गृहमेधेषु योगेषु विरागः समजायत ॥ २२**

गृहमेधेषु गृहधर्मेषु। योगेषु कामभोगोपायेषु। विराग औदासीन्यं जातमित्यर्थः ॥ २२ ॥

**दैवाधीनेषु कामेषु दैवाधीनः स्वयं पुमान्।**
**को विस्त्रम्भेत योगेन योगेश्वरमनुव्रतः ॥ २३**

નાના ભાઈઓ સાથે ॥ ૧૮ ॥

લોક અને વેદના માર્ગને અનુસરનારા વિશ્વાત્મા ભગવાન પણ અલિપ્ત રહીને દ્વારિકામાં વિષયોને સેવતા હતા (કારણ કે) તેમણે પ્રકૃતિપુરુષના વિવેકરૂપ સાંખ્યમાર્ગનો આશ્રય લીધો હતો. ॥ ૧૯ ॥

**'सांख्यम्'** પ્રકૃતિ અને પુરુષના વિવેકરૂપ સાંખ્યમાર્ગ ॥ ૧૯ ॥

સ્નેહયુક્તસ્મિતભર્યા દૃષ્ટિપાતથી, અમૃતતુલ્ય વાણીથી, વિશુદ્ધ ચરિત્રથી તથા લક્ષ્મીના ધામરૂપ શ્રીઅંગથી ॥ ૨૦ ॥

આ લોકને, પરલોકને તથા યાદવોને અત્યન્ત આનંદ કરાવતા તેમ જ પત્નીઓને સુખ આપવામાં સૌહાર્દવાળા ભગવાન રાત્રિના સમયે અવસર મળતાં રમણ કરતા હતા. ॥ ૨૧ ॥

સ્નેહયુક્ત જે મંદસ્મિતભર્યો દૃષ્ટિપાત છે તેનાથી, **'पीयूषकल्या'** અમૃતતુલ્ય વાણીથી, પાઠાન્તરમાં– **'पीयूषकुल्यया'** અમૃતપ્રવાહરૂપ (વાણીથી), **'आत्मना'** શ્રીઅંગથી ॥૨૦॥

**'क्षणदया'** રાત્રિ દ્વારા **'दत्तः क्षणः'** અવસર કે ઉત્સવ આપ્યો છે જે પત્નીઓને તેમને તે રાત્રિઓમાં સુખ આપવામાં જેમનું સૌહાર્દ પ્રેમ છે તે ભગવાન॥ ૨૧ ॥

આ પ્રમાણે અનેક વર્ષો સુધી રમણ કરતા એવા તેમને કામભોગના ઉપાયરૂપ ગૃહસ્થધર્મો ઉપર વૈરાગ્ય થયો. ॥ ૨૨ ॥

**'गृहमेधेषु'** ગૃહસ્થધર્મો ઉપર **'योगेषु'** કામભોગના ઉપાયોમાં **'विरागः'** વૈરાગ્ય, ઉદાસીનતા ઉત્પન્ન થઈ, એમ અર્થ છે. ॥ ૨૨ ॥

જ્યારે સર્વ પ્રકારના ભોગો દૈવને અધીન છે તથા સ્વયં પોતે પણ દૈવને અધીન છે ત્યારે યોગ દ્વારા યોગેશ્વર શ્રીકૃષ્ણને અનુસરનાર કયો મનુષ્ય ભોગોમાં વિશ્વાસ રાખે? ॥ ૨૩ ॥

यदा स्वाधीनेष्वपि भगवतो विरागस्तदा दैवाधीनेषु को विस्रम्भेत विश्वासं प्रीतिं वा कुर्यात्। योगेन चेद्योगेश्वरं श्रीकृष्णमनुव्रतः ॥ २३ ॥

**पुर्यां कदाचित्क्रीडद्भिर्यदुभोजकुमारकैः।**
**कोपिता मुनयः शेपुर्भगवन्मतकोविदाः ॥ २४**

शेपुः शापं ददुः। भगवतो मतेऽभिप्राये कोविदाः अभिज्ञाः ॥ २४ ॥

**ततः कतिपयैर्मासैर्वृष्णिभोजान्धकादयः।**
**ययुः प्रभासं संहृष्टा रथैर्देवविमोहिताः ॥ २५**

॥ २५ ॥

**तत्र स्नात्वा पितॄन्देवानृषींश्चैव तदम्भसा।**
**तर्पयित्वाऽथ विप्रेभ्यो गावो बहुगुणा ददुः ॥ २६**

वयःशीलादिबहुगुणोपेता या गावस्ताः ॥ २६ ॥

**हिरण्यं रजतं शय्यां वासांस्यजिनकम्बलान्।**
**यानं रथानिभान्कन्या धरां वृत्तिकरीमपि॥ २७**

कन्याश्च। वृत्तिकरीं जीविकापर्याप्ताम्॥ २७॥

**अन्नं चोरुरसं तेभ्यो दत्त्वा भगवदर्पणम्।**
**गोविप्रार्थासवः शूराः प्रणेमुर्भुवि मूर्धभिः ॥ २८**

भगवदर्पणं यथा भवति। गोविप्रार्था असवो येषाम्॥ २८॥

જ્યારે ભગવાનને (સર્વ પ્રકારના ભોગો) સ્વાધીન છે છતાં પણ તેમને વિરાગ થયો ત્યારે દૈવાધીન એવો કોણ (ભોગોમાં) '**विस्रम्भेत**' વિશ્વાસ અથવા પ્રીતિ કરે? યોગ દ્વારા જો તે યોગેશ્વર શ્રીકૃષ્ણને અનુસરનારો હોય તો (તેવો કયો પુરુષ ભોગોમાં વિશ્વાસ રાખે?) ॥ ૨૩ ॥

એક વખત દ્વારિકાનગરીમાં રમતા યદુવંશી અને ભોજવંશી કુમારો દ્વારા કોપાયમાન થયેલા મુનિઓએ તેમને શાપ આપ્યો (કારણ કે) તેઓ ભગવાનના અભિપ્રાયને જાણતા હતા. ॥ ૨૪ ॥

'**शेपुः**' શાપ આપ્યો. ભગવાનના '**मते**' અભિપ્રાય વિષે '**कोविदाः**' જાણનારા (મુનિઓ) ॥ ૨૪ ॥

ત્યાર બાદ કેટલાક મહિનાઓ પછી ભગવાનની માયાથી મોહિત થયેલા વૃષ્ણિ, ભોજ, અન્ધક વગેરે યાદવો રથમાં બેસી આનંદ કરતા પ્રભાસક્ષેત્રમાં ગયા. ॥ ૨૫ ॥ ૨૫ ॥

ત્યાં તેઓએ સ્નાન કરી, તેના જળથી પિતૃઓ, દેવો તથા ઋષિઓને પણ તૃપ્ત કરી બ્રાહ્મણોને અનેક ગુણોવાળી ગાયોનું દાન કર્યું. ॥ ૨૬ ॥

ઉંમર, જાત વગેરે અનેક ગુણોવાળી જે ગાયો હતી, તેમનું (દાન કર્યું). ॥ ૨૬ ॥

સોનું, રૂપું, શય્યા, વસ્ત્રો, મૃગચર્મ, કામળા, પાલખીઓ, રથો, હાથીઓ, કન્યાઓ તથા પૂરતી આજીવિકા થાય તેવી જમીન ॥ ૨૭ ॥

કન્યાઓ તથા '**वृत्तिकरीम्**' પૂરતી આજીવિકા થાય તેવી (જમીન) ॥ ૨૭ ॥

અને પુષ્કળ રસવાળું અન્ન – આ સર્વનું ભગવદર્પણપૂર્વક દાન કરી, ગાયો તથા બ્રાહ્મણો માટે પ્રાણ ધારણ કરનારા શૂરવીર યાદવોએ ભૂમિ પર મસ્તક ટેકવીને પ્રણામ કર્યા. ॥ ૨૮ ॥

જે રીતે ભગવદર્પણ થાય તે રીતે – ગાય અને બ્રાહ્મણો માટે જેમના પ્રાણ છે તેવા યાદવો ॥ ૨૮॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां तृतीयस्कन्धे तृतीयोऽध्यायः ॥ ३ ॥

इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां तृतीयोऽध्यायः ॥ ३ ॥



# अथ चतुर्थोऽध्यायः

## ઉદ્ધવજીની વિદાય લઈને વિદુરજીનું મૈત્રેયમુનિ પાસે ગમન

चतुर्थे बन्धुनिधनं श्रुत्वात्मज्ञानलब्धये।
उद्धवस्योपदेशेन क्षत्ता मैत्रेयमागमत्॥ १

સંબંધીઓનું મૃત્યુ સાંભળીને ઉદ્ધવજીના ઉપદેશ દ્વારા આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે વિદુરજી મૈત્રેયજી પાસે આવ્યા તે (કથા) ચોથા (અધ્યાય)માં છે.॥ ૧ ॥

उद्धव उवाच

**अथ ते तदनुज्ञाता भुक्त्वा पीत्वा च वारुणीम्।**
**तया विभ्रंशितज्ञाना दुरुक्तैर्मर्म पस्पृशुः॥ १**

**ઉદ્ધવજીએ કહ્યું** – ત્યારબાદ (બ્રાહ્મણો દ્વારા) અનુજ્ઞા પામેલા તે યાદવો ભોજન કરી, વારુણી મદિરાનું પાન કરી તેનાથી ભાનભૂલેલા થઈ દુષ્ટ વચનો વડે (એકબીજાનાં) મર્મસ્થાનોને આઘાત પહોંચાડવા લાગ્યા. ॥ ૧ ॥

तैर्ब्राह्मणैरनुज्ञाताः। वारुणीं पैष्टीं मदिराम्॥ १॥

તે બ્રાહ્મણો દ્વારા અનુજ્ઞા પામેલા (યાદવો) **'वारुणीम्'** જવ વગેરેના લોટમાંથી બનાવવામાં આવેલી મદિરાને ॥ ૧ ॥

**तेषां मैरेयदोषेण विषमीकृतचेतसाम्।**
**निम्लोचति रवावासीद्वेणूनामिव मर्दनम्॥ २**

જ્યારે સૂર્યાસ્ત થયો ત્યારે વારુણી મદિરાના નશાથી અસમતુલિત ચિત્તવાળા યાદવોમાં, વાંસમાં (પરસ્પર) ઘર્ષણ થાય તેમ સંઘર્ષ થયો. ॥ ૨ ॥

वारुण्येव मैरेयं तस्य दोषेण। रवौ निम्लोचत्यस्तं गच्छति सति। मर्दनं कदनम्॥ २॥

વારુણી મદિરા એ જ મૈરેય, તેના દોષથી–નશાથી જ્યારે સૂર્યનારાયણ અસ્તાચલમાં ગયા ત્યારે– **'मर्दनम्'** સંઘર્ષ ॥ ૨ ॥

**भगवान् स्वात्ममायाया गतिं तामवलोक्य सः।**
**सरस्वतीमुपस्पृश्य वृक्षमूलमुपाविशत्॥ ३**

તે ભગવાન શ્રીકૃષ્ણ પોતાની માયાની તે ગતિ જોઈને સરસ્વતીના જળનું આચમન કરી એક વૃક્ષની નીચે બેઠા. ॥ ૩ ॥

उपस्पृश्य सरस्वत्यामाचम्य॥ ३॥

**'उपस्पृश्य'** સરસ્વતીના જળનું આચમન કરીને॥ ૩ ॥

**अहं चोक्तो भगवता प्रपन्नार्तिहरेण ह।**
**बदरीं त्वं प्रयाहीति स्वकुलं संजिहीर्षुणा॥ ४**

શરણાગતની પીડા હરનારા એવા પોતાના કુળનો સંહાર કરવા ઈચ્છતા ભગવાન દ્વારા મને (પૂર્વે દ્વારકામાં) કહેવામાં આવ્યું હતું કે તું બદરિકાશ્રમ ચાલ્યો જા.॥ ૪ ॥

अहं चोक्तः पूर्वमेव द्वारकायाम्॥ ४॥

પૂર્વે મને દ્વારકામાં જ કહેવામાં આવ્યું હતું.॥ ૪ ॥

**अथापि तदभिप्रेतं जानन्नहमरिन्दम।**
**पृष्ठतोऽन्वगमं भर्तुः पादविश्लेषणाक्षमः॥ ५**

શત્રુઓનું દમન કરનાર હે વિદુરજી, (ભગવાનના) તે અભિપ્રાયને જાણવા છતાં સ્વામીના ચરણના વિયોગને સહન કરવા અસમર્થ એવો હું ભગવાનની પાછળ પાછળ ગયો હતો. ॥ ૫ ॥

तदभिप्रेतं कुलसंहारादिकम्॥ ५॥

**'तद्-अभिप्रेतम्'** તે કુળસંહાર વગેરે અભિપ્રાયને ॥ ૫ ॥

**अद्राक्षमेकमासीनं विचिन्वन्दयितं पतिम्।**
**श्रीनिकेतं सरस्वत्यां कृतकेतमकेतनम्॥ ६**

कृतकेतं कृतावासम्। अकेतनमनाश्रयम्॥ ६॥

(જે સર્વનો આધાર છે પરંતુ) જેનો કોઈ આધાર નથી તેવા, તેમ જ સરસ્વતીના કિનારે જેમણે વાસ કર્યો છે તેવા, શોભાના ધામરૂપ પ્રિયતમ સ્વામીને એકલા બેઠેલા જોયા. ॥ ૬ ॥

**'कृतकेतम्'** વાસ કર્યો છે તેવા સ્વામીને **'अकेतनम्'** આશ્રય વગરના અર્થાત્ જેમનો કોઈ આધાર નથી તેવા પ્રભુને (જોયા). ॥ ૬ ॥

**श्यामावदातं विरजं प्रशान्तारुणलोचनम्।**
**दोर्भिश्चतुर्भिर्विदितं पीतकौशाम्बरेण च॥ ७**

**वाम ऊरावधिश्रित्य दक्षिणाङ्घ्रिसरोरुहम्।**
**अपाश्रितार्भकाश्वत्थमकृशं त्यक्तपिप्पलम्॥ ८**

विरजं विरजसं शुद्धसत्त्वमयम्। विदितं लक्षितम्। कौशं कौशेयम्॥ ७॥

अधिश्रित्योपरि स्थापयित्वा। अपाश्रितः पृष्ठतोऽवष्टब्धोऽर्भको बालः कोमलोऽश्वत्थो येन तम्। त्यक्तं पिप्पलं विषयसुखं येन तम्। तथाप्यकृशमानन्दपूर्णम्॥ ८॥

શ્યામ, તેજસ્વી, વિશુદ્ધ, અત્યન્ત શાન્ત એવા અરુણ નેત્રવાળા, ચાર ભુજાઓથી અને રેશમી પીતામ્બરથી ઓળખાતા, ॥ ૭ ॥

વામ સાથળ ઉપર દક્ષિણ ચરણકમળ સ્થાપીને નાનકડા પીપળવૃક્ષને અઢેલી, વિષયસુખોને ત્યાગી આનંદપૂર્ણ (અવસ્થામાં એકાકી બેઠેલા ભગવાનને જોયા.) ॥ ૮ ॥

**'विरजम्'** રજોગુણથી રહિત, શુદ્ધ સત્ત્વસ્વરૂપ **'विदितम्'** ઓળખાતા, પ્રસિદ્ધ, ભગવાન **'कौशम्' (कौशेयम्)** રેશમી વસ્ત્ર ॥ ૭ ॥

**'अधिश्रित्य'** જેમણે (વામ સાથળ) ઉપર (દક્ષિણ ચરણકમળ) સ્થાપીને, **'अपाश्रितः'** પાછળથી આધાર લીધો છે **'अर्भकः'** નાના કોમળ પીપળાનો તે ભગવાનને (જોયા). **'त्यक्तपिप्पलम्'** ત્યાગ કર્યો છે વિષયસુખનો જેમણે તેવા ભગવાનને, તેમ છતાં પણ **'अकृशम्'** આનંદપૂર્ણને ॥ ૮ ॥

**तस्मिन्महाभागवतो द्वैपायनसुहृत्सखा।**
**लोकाननुचरन्सिद्ध आससाद यदृच्छया॥ ९**

द्वैपायनः सुहृत्सखा च यस्य सः। स्वगुरुपुत्रत्वात्, पराशरशिष्यो मैत्रेय इत्यर्थः॥ ९॥

તે સમયે દ્વૈપાયન વ્યાસજી જેમના સુહૃદ અને સખા છે એવા મહાન ભગવદ્ભક્ત સિદ્ધ મુનિ મૈત્રેયજી લોકમાં વિચરતા દૈવેચ્છાથી ત્યાં આવી પહોંચ્યા.॥ ૯ ॥

દ્વૈપાયનવ્યાસ સુહૃદ અને સખા છે જેમના તે, પોતાના ગુરુ પરાશરજીના પુત્ર વ્યાસજી હોવાથી, પરાશરજીના શિષ્ય મૈત્રેયમુનિ (ગુરુભાઈ) છે, એમ અર્થ છે.॥ ૯ ॥

**तस्यानुरक्तस्य मुनेर्मुकुन्दः**
**प्रमोदभावानतकन्धरस्य।**
**आशृण्वतो मामनुरागहास-**
**समीक्षया विश्रमयन्नुवाच॥ १०**

તેમના (ભગવાન ઉપરના) અનુરાગવાળા તેમ જ આનંદના ભાવથી કે અતિરેકથી નતમસ્તક એવા તે (મૈત્રેય)મુનિના સાંભળતાં ભગવાન મુકુન્દ પ્રેમયુક્ત મંદહાસ્યપૂર્વક દૃષ્ટિપાતથી શ્રમ દૂર કરતાં મને કહેવા લાગ્યા. ॥ ૧૦ ॥

प्रमोदेन भावेन चानता कन्धरा यस्य। पाठान्तरे प्रमोदस्य भारेण। अनुरागेण सह हासो यस्यां तया समीक्षया विश्रमयन्विगतश्रमं कुर्वन्॥ १०॥

અત્યન્ત આનંદથી નમી પડી છે ડોક જેમની, '**प्रमोदभारानतकन्धरस्य**' પાઠાન્તરમાં– અત્યન્ત આનંદના ભારથી (નતમસ્તક) – અનુરાગ સહિત સ્મિત છે જેમાં તેવા ઈક્ષણથી '**विश्रमयन्**' શ્રમ દૂર કરતા મુકુન્દ॥૧૦ ॥

**श्रीभगवानुवाच**

**वेदाहमन्तर्मनसीप्सितं ते**
**ददामि यत्तद्दुरवापमन्यैः।**
**सत्रे पुरा विश्वसृजां वसूनां**
**मत्सिद्धिकामेन वसो त्वयेष्टः॥ ११**

**શ્રીભગવાન બોલ્યા** – હે (પૂર્વજન્મના) વસુ ઉદ્ધવ, અંતઃકરણમાં રહેલો હું તારા મનમાં પ્રાપ્ત કરવા ઈચ્છેલું છે તે જાણું છું અને બીજાઓને જે દુર્લભ છે, તે તને આપું છું. પૂર્વજન્મમાં પ્રજાપતિઓ તથા વસુઓના યજ્ઞમાં મને પ્રાપ્ત કરવાની ઈચ્છાથી તેં મારી આરાધના કરી હતી. ॥ ૧૧ ॥

हे उद्धव, ते मनसीप्सितमहमन्तःस्थितो वेद वेद्मि। दाने हेतुः—विश्वसृजां वसूनां च मिलितानां सत्रे। हे वसो इति पुरा पूर्वजन्मनि त्वं वसुरभूस्तदा मत्प्राप्तिकामेन त्वयाऽहमिष्टः अतस्तत्साधनं ददामि दास्यामि। अन्यैर्मत्परा-ङ्मुखैर्दुष्प्रापम्॥ ११॥

હે ઉદ્ધવ, તારા મનમાં પ્રાપ્ત કરવા ઈચ્છેલું અંતઃકરણમાં રહેલો એવો હું '**वेद**' જાણું છું. (ભગવાને ઉદ્ધવજીને જે આપ્યું તે) આપવા માટેનું કારણ જણાવે છે – પ્રજાપતિઓના તથા વસુઓના, મળીને કરેલા યજ્ઞમાં– '**हे वसो इति।**' '**पुरा**' પૂર્વજન્મમાં તું વસુ હતો ત્યારે મને પ્રાપ્ત કરવાની ઈચ્છાથી તારા દ્વારા મારી આરાધના કરવામાં આવી હતી. આથી તેની પ્રાપ્તિ માટેનું સાધન હું તને '**ददामि**' આપીશ. '**अन्यैः**' મારાથી વિમુખ એવા અન્ય જનો દ્વારા પ્રાપ્ત કરવું દુર્લભ છે તે તને આપું છું. ॥ ૧૧ ॥

तस्य भाग्यमभिनन्दति।

તેમના ભાગ્યની પ્રશંસા કરે છે.

**स एष साधो चरमो भवाना-**
**मासादितस्ते मदनुग्रहो यत्।**
**यन्मां नृलोकान्रह उत्सृजन्तं**
**दिष्ट्या ददृश्वान्विशदानुवृत्त्या॥ १२**

હે સાધુપુરુષ ઉદ્ધવ, તારા જન્મોમાંનો આ છેલ્લો (જન્મ) છે કારણ કે તેં મારો અનુગ્રહ પ્રાપ્ત કર્યો છે. વળી, હું અહીં એકાન્તમાં મનુષ્યલોક ત્યજું છું ત્યારે અનન્યભક્તિથી (તને મારાં) દર્શન થયાં તે કલ્યાણકારી છે. ॥ ૧૨ ॥

स एष भवो जन्म ते भवानां मध्ये चरमः। यद्यस्मिन्मदनुग्रह आसादितो लब्धः। यत्पुनर्मां रह एकान्ते विशदानुवृत्त्या एकान्तभक्त्या ददृश्वान् दृष्टवानसि एतद् दिष्ट्या। भद्रं जातमित्यर्थः। नृलोकान् नृशब्देन जीवास्तेषां लोकानुत्सृजन्तं वैकुण्ठं गच्छन्तमित्यर्थः॥ १२॥

તે આ '**भवः**' જન્મ તમારા જન્મોમાંનો છેલ્લો છે. '**यद्**' કારણ કે તેં મારો અનુગ્રહ '**आसादितः**' પ્રાપ્ત કર્યો છે. વળી, હું '**रहः**' એકાન્તમાં (મનુષ્યલોક ત્યજું છું ત્યારે) '**विशद-अनुवृत्त्या**' વિશુદ્ધ સેવાથી, અનન્યભક્તિથી '**ददृश्वान्**' (તેં મારાં જે) દર્શન કર્યાં એ '**दिष्ट्या**' કલ્યાણકારી છે, એમ અર્થ છે. '**नृलोकान्**' '**नृ**' શબ્દથી જીવો કહ્યા છે, તેમના લોકને છોડીને વૈકુંઠ જતા (એવા મારાં દર્શન,) એમ અર્થ છે.॥ ૧૨ ॥

ददामीति यदुक्तं तदेव निर्दिशति।

**पुरा मया प्रोक्तमजाय नाभ्ये**
**पद्मे निषण्णाय ममादिसर्गे।**
**ज्ञानं परं मन्महिमावभासं**
**यत्सूरयो भागवतं वदन्ति॥ १३**

पुरा पूर्वस्मिन्पाद्मे कल्पे। आदिसर्गे सर्गोपक्रमे। मम महिमा लीलावभास्यते येन तत्॥ १३॥

**इत्यादृतोक्तः परमस्य पुंसः**
**प्रतीक्षणानुग्रहभाजनोऽहम्* ।**
**स्नेहोत्थरोमा स्खलिताक्षरस्तं**
**मुञ्चञ्छुचः प्राञ्जलिराबभाषे॥ १४**

इत्येवमादृतश्चासावुक्तश्चाहम्। प्रतीक्षणं कृपावलोक एवानुग्रहस्तस्य भाजनः पात्रभूतः। पाठान्तरे प्रतिक्षणमनुग्रहस्य पात्रमिति। शुचोऽश्रूणि मुञ्चन्नाबभाषे उक्तवानस्मि॥ १४॥

***वंशीधरी—**भाजन पुंस्त्वमार्षम्।

न हि स्वाज्ञाननिवृत्तिमात्रकामोऽहं, किंतु त्वन्निषेवणोत्सुकस्त्वयि चाघटमानाचरणं दृष्ट्वा मे मोहो भवति, अतस्त्वं तत्त्वज्ञानं देहीति प्रार्थयितुमाह—**कोन्विति**।

**को न्वीश ते पादसरोजभाजां**
**सुदुर्लभोऽर्थेषु चतुर्ष्वपीह।**
**तथापि नाहं प्रवृणोमि भूमन्**
**भवत्पदाम्भोजनिषेवणोत्सुकः ॥ १५**

અન્યને દુર્લભ એવું તને આપીશ – (શ્લોક-૧૧) એમ જે કહ્યું હતું, તેનો જ નિર્દેશ કરે છે.

પૂર્વે (પાદ્મકલ્પમાં) સૃષ્ટિના આરંભ સમયે નાભિકમળમાં બેઠેલા બ્રહ્માજીને મારા દ્વારા મારો મહિમા પ્રકટ કરનારું શ્રેષ્ઠ જ્ઞાન કહેવામાં આવ્યું હતું, જેને વિદ્વાનો 'ભાગવત' કહે છે. ॥ ૧૩ ॥

**'पुरा'** પૂર્વે પાદ્મ કલ્પમાં, **'आदिसर्गे'** સૃષ્ટિના આરંભમાં મારો **'महिमा'** મહિમા, લીલા જેનાથી પ્રકટ થાય છે તે (શ્રેષ્ઠ જ્ઞાન.) ॥ ૧૩ ॥

આ પ્રમાણે આદર પામેલો અને કહેવામાં આવેલો, પ્રત્યેક ક્ષણે પરમપુરુષની કૃપાનું પાત્ર બનેલો, સ્નેહથી રોમાંચિત થયેલો, તૂટક વાણીવાળો, અશ્રુ સારતો હું તે ભગવાનને બે હાથ જોડી કહેવા લાગ્યો. ॥ ૧૪ ॥

**'इति'** આ પ્રમાણે આદર પામેલો અને કહેવામાં આવેલો હું, **'प्रतीक्षणम्'** મારા પ્રત્યે કૃપાદૃષ્ટિ એ જ અનુગ્રહ– તેનું **'भाजनः'** પાત્ર બનેલો– પાઠાન્તરમાં **'प्रतिक्षणम्'** પ્રત્યેક ક્ષણે અનુગ્રહપાત્ર એવો હું– **'शुचः'** અશ્રુ સારતો **'आबभाषे'** કહેવા લાગ્યો.॥ ૧૪ ॥

***'भाजनः'** (નપું. છે છતાં અહીં) પુંલ્લિંગ છે તે આર્ષ છે.

માત્ર પોતાના અજ્ઞાનની નિવૃત્તિની જ કામનાવાળો હું નથી, પરંતુ તમારી સેવા કરવા માટે ઉત્સુક છું. અઘટિત (અસંભવિત) આચરણને જોઈને મને મોહ થાય છે. આથી, તમે તત્ત્વજ્ઞાન પ્રદાન કરો તેમ (તેની) પ્રાર્થના કરવા માટે કહે છે— **'कः नु इति।'**

હે ઈશ, ચારેય પુરુષાર્થોમાં એવો કયો પુરુષાર્થ છે, જે તમારાં ચરણકમળને ભજનારાઓને આ જગતમાં દુર્લભ છે? છતાં પણ હે સમર્થ પ્રભુ, ભૂમા (બ્રહ્માંડકોટિ-વિગ્રહસ્વરૂપ), હું તો કાંઈ જ યાચતો નથી, હું તો આપના ચરણકમળની સેવા માટે ઉત્સુક છું. ॥ ૧૫ ॥

चतुर्षु धर्मादिषु तथापि हे भूमन्, भवत्पदाम्भोजनिषेवणोत्सुकोऽहम् तान्न प्रवृणोमि ॥ १५ ॥

**'चतुर्षु'** ધર્મ વગેરે ચારેય પુરુષાર્થોમાં (ભક્તો માટે એવો કયો પુરુષાર્થ દુર્લભ છે?), છતાં પણ હે વિરાટોના ય વિરાટ, આપનાં ચરણકમળની સેવાનો ઉત્સુક હું તે પુરુષાર્થોને નથી યાચતો. ॥ ૧૫ ॥

अघटमानाचरणं दर्शयति।

ભગવાનનું અઘટિત (અસંભવિત) આચરણ દર્શાવે છે.

**कर्माण्यनीहस्य भवोऽभवस्य ते**
**दुर्गाश्रयोऽथारिभयात्पलायनम् ।**
**कालात्मनो यत्प्रमदायुताश्रयः**
**स्वात्मन् रतेः खिद्यति धीर्विदामिह ॥ १६**

નિઃસ્પૃહ એવા તમારાં કર્મો, અજન્માનો જન્મ, કાળસ્વરૂપનો કિલ્લામાં આશ્રય અને શત્રુના ભયથી આપનું પલાયન થઈ જવું, આત્મારામનો અનેક સ્ત્રીઓ સાથે ગૃહસ્થાશ્રમ– આ વિષયમાં જ્ઞાનીઓની મતિ પણ મૂંઝાય છે. ॥ ૧૬ ॥

कर्माण्यनीहस्य निःस्पृहस्य निष्क्रियस्य वा। अभवस्याजन्मनः भवो जन्म। कालात्मनस्तवारिभयाद्दुर्गाश्रयः पलायनं च स्वात्मनि रतिर्यस्य तस्य बह्वीभिः स्त्रीभिर्गृहस्थाश्रम इति यदिहास्मिन्विषये विदुषामपि धीः संशयेन खिद्यति ॥ १६ ॥

**'अनीहस्य'** નિઃસ્પૃહનાં કે નિષ્ક્રિયનાં કર્મો, **'अभवस्य'** અજન્માનો **'भवः'** જન્મ, કાળસ્વરૂપનો શત્રુના ભયથી કિલ્લામાં આશ્રય તેમ જ પલાયન થઈ જવું તથા આનંદ જેમને આત્મામાં જ છે તેમનો અનેક સ્ત્રીઓ સાથેનો ગૃહસ્થાશ્રમ જે છે, **'इह'** આ વિષયમાં વિદ્વાનોની બુદ્ધિ પણ સંશયથી ખેદ પામે છે.॥ ૧૬ ॥

**मन्त्रेषु मां वा उपहूय यत्त्व-**
**मकुण्ठिताखण्डसदात्मबोधः ।**
**पृच्छेः प्रभो मुग्ध इवाप्रमत्त-**
**स्तन्नो मनो मोहयतीव देव ॥ १७**

હે પ્રભુ, અસ્ખલિત અને અખંડ, સંશયાદિ-રહિત વિદ્યાશક્તિવાળા આપ મંત્રણાઓમાં મને બોલાવીને, પોતે અજાણ હોય તેમ સાવધાનપણે જે પૂછતા હતા, તે (સર્વ) હે દેવ, અમારા મનને જાણે મોહ પમાડે છે. ॥ ૧૭ ॥

किंच मन्त्रेषु च प्रस्तुतेषु च सत्सु मामाहूय वै अहो पृच्छेरपृच्छः। अकुण्ठितः कालादिनाऽखण्डः संततः सदात्मा संशयादिरहितो बोधो विद्याशक्तिर्यस्य। मुग्धवदज्ञवत्। अप्रमत्तोऽवहितः सन् ॥ १७ ॥

વળી, જ્યારે મંત્રણાઓ પ્રસ્તુત હોય ત્યારે મને બોલાવીને ખરેખર **'पृच्छेः'** પૂછતા હતા. **'अकुण्ठितः'** કાળ વગેરે દ્વારા ખંડિત ન થાય તેવી સતત **'सदात्मा'** સંશય વગેરેથી રહિત, **'बोधः'** વિદ્યાશક્તિ છે જેની. **'मुग्धवत्'** અજાણ હોય તેમ, **'अप्रमत्तः'** સાવધાન થઈને ॥ ૧૭ ॥

**ज्ञानं परं स्वात्मरहःप्रकाशं**
**प्रोवाच कस्मै भगवान्समग्रम् ।**
**अपि क्षमं नो ग्रहणाय भर्त-**
**र्वदाञ्जसा यद्वृजिनं तरेम ॥ १८**

હે સ્વામી, પોતાના આત્મતત્ત્વનો પ્રકાશ કરનારું સમગ્ર જ્ઞાન આપ ભગવાને જે બ્રહ્માજીને કહ્યું છે, તે જો અમારે ગ્રહણ કરવા યોગ્ય હોય તો અમને કહો, જેથી અનાયાસે અમે સંસારનું દુઃખ તરી જઈએ. ॥ ૧૮ ॥

स्वात्मनस्तव रहो रहस्यं तत्त्वं तस्य प्रकाशकम्। *कस्मै ब्रह्मणे। सर्वनामत्वमार्षम्। नोऽस्माकं ग्रहणायापि क्षमं यदि योग्यं तर्हि वद। भर्तः स्वामिन्, यद्यतो वृजिनं संसारदुःख-मञ्जसाऽनायासेन तरिष्यामः ॥ १८ ॥

**'स्व-आत्मनः'** પોતાના આત્માના **'रहः'** રહસ્યસ્વરૂપ તત્ત્વ– તેનો પ્રકાશ કરનારું જ્ઞાન– **'कस्मै'** બ્રહ્માજીને, ***'कः'** સર્વનામ તરીકે છે તે આર્ષ છે. **'नः'** અમારે ગ્રહણ કરવા યોગ્ય હોય તો કહો. **'भर्तः'** હે સ્વામી, **'यद्'** જેથી અમે **'वृजिनम्'** સંસારદુઃખને **'अञ्जसा'** અનાયાસે તરી જઈએ. ॥ ૧૮ ॥

**इत्यावेदितहार्दाय मह्यं स भगवान्परः।**
**आदिदेशारविन्दाक्ष आत्मनः परमां स्थितिम्॥ १९**

આ પ્રમાણે જેના દ્વારા હૃદયનો અભિપ્રાય જણાવવામાં આવ્યો તેવા મને સર્વથી પર અને કમળ સમાન નેત્રવાળા ભગવાને પોતાના સર્વોત્કૃષ્ટ સ્વરૂપનો ઉપદેશ કર્યો. ॥ ૧૯ ॥

आवेदितो हार्दो हृदिस्थितोऽभिप्रायो येन तस्मै ॥ १९ ॥

જણાવવામાં આવ્યો છે **'हार्दः'** જેના દ્વારા હૃદયનો અભિપ્રાય તેમને (ઉદ્ધવજીને) ॥ ૧૯ ॥

**स एवमाराधितपादतीर्था-**
**दधीततत्त्वात्मविबोधमार्गः ।**
**प्रणम्य पादौ परिवृत्य देव-**
**मिहागतोऽहं विरहातुरात्मा॥ २०**

આ પ્રમાણે આરાધના કરવામાં આવેલા તે પૂજ્યપાદ ભગવાનરૂપ ગુરુ પાસેથી જેના દ્વારા પરમાર્થરૂપ આત્મજ્ઞાનનો માર્ગ પ્રાપ્ત કરવામાં આવ્યો, તેવો વિરહવ્યાકુળ મનવાળો હું ભગવાનના ચરણમાં પ્રણામ કરીને અને તેમની પ્રદક્ષિણા કરીને અહીં આવ્યો છું. ॥ ૨૦ ॥

आराधितपादो भगवान्स एव तीर्थं गुरुस्तस्मादधीतोऽधिगतस्तत्त्वात्मविबोधस्य परमार्थात्मज्ञानस्य मार्गो येन सोऽहम्। देवं परिवृत्य प्रदक्षिणीकृत्य॥ २० ॥

આરાધના કરવામાં આવેલા પૂજ્યપાદ ભગવાન તે જ **'तीर्थम्'** ગુરુ, તેમની પાસેથી **'अधीतः'** પ્રાપ્ત કરવામાં આવ્યો છે **'तत्त्व-आत्म-विबोधस्य'** પરમાર્થરૂપ આત્મ-જ્ઞાનનો માર્ગ જેના દ્વારા તે હું, દેવની **'परिवृत्य'** પ્રદક્ષિણા કરીને ॥ ૨૦ ॥

**सोऽहं तद्दर्शनाह्लादवियोगार्तियुतः प्रभोः।**
**गमिष्ये दयितं तस्य बदर्याश्रममण्डलम्॥ २१**

પ્રભુનાં દર્શનના આનંદ અને વિયોગની પીડાવાળો તે હું તેમના પ્રિય બદરિકાશ્રમસ્થાનમાં જઈશ.॥ ૨૧ ॥

तस्य दर्शनेनाह्लादो वियोगेनार्तिश्च ताभ्यां युतो बदर्याश्रमस्थानं गमिष्यामि॥ २१ ॥

તેમનાં દર્શનથી આનંદ અને વિયોગથી પીડા, તે બન્નેથી યુક્ત (એવો હું) બદરિકાશ્રમસ્થાનમાં જઈશ. ॥ ૨૧ ॥

**यत्र नारायणो देवो नरश्च भगवानृषिः।**
**मृदु तीव्रं तपो दीर्घं तेपाते लोकभावनौ॥ २२**

જ્યાં લોક ઉપર અનુગ્રહ કરનારા ભગવાન નારાયણદેવ અને ભગવાન નરઋષિ કોઈને ઉપદ્રવ ન કરે તેવું, દીર્ઘ, કઠોર તપ કરે છે. ॥ ૨૨ ॥

---

***कः**=બ્રહ્મા–તેનું ચ.એ.વ. **काय**=થવું જોઈએ, એને બદલે **किम्**=સર્વનામનું ચ.એ.વ. **कस्मै**=છે, તે આર્ષ છે.

मृदु परोपद्रवशून्यम्। तीव्रं दुश्चरम्। दीर्घमाकल्पान्तम्। तेपाते तपश्चरत इत्यर्थः। लोकभावनौ लोकानुग्रहकारकौ॥ २२॥

**'मृदु'** અન્યને ઉપદ્રવ ન કરે તેવું, **'तीव्रम्'** તીવ્ર, દુશ્ચર, કઠોર, **'दीर्घम्'** કલ્પ પૂરો થાય ત્યાં સુધીનું **'तेपाते'** તપ કરે છે, એમ અર્થ છે. **'लोकभावनौ'** લોક ઉપર અનુગ્રહ કરનારા બન્ને ॥ ૨૨ ॥

श्रीशुक उवाच

**इत्युद्धवादुपाकर्ण्य सुहृदां दुःसहं वधम्।**
**ज्ञानेनाशमयत्क्षत्ता शोकमुत्पतितं बुधः॥ २३**

**શ્રીશુકદેવજી બોલ્યા** – આ પ્રમાણે ઉદ્ધવજી પાસેથી પોતાના સંબંધીઓનો દુઃસહ વધ સાંભળીને વિદ્વાન વિદુરજીએ ઉત્પન્ન થયેલા શોકને (વિવેકરૂપી) જ્ઞાનથી શાંત કર્યો. ॥ ૨૩ ॥

ज्ञानेन विवेकेन॥ २३॥

**'ज्ञानेन'** વિવેકરૂપી જ્ઞાનથી ॥ ૨૩ ॥

**स तं महाभागवतं व्रजन्तं कौरवर्षभः।**
**विश्रम्भादभ्यधत्तेदं मुख्यं कृष्णपरिग्रहे॥ २४**

કૌરવશ્રેષ્ઠ તે વિદુરજીએ (બદરિકાશ્રમ તરફ) જતા મહાન ભગવદ્ભક્ત તેમ જ ભગવાનના સેવકોમાં મુખ્ય એવા તે ઉદ્ધવજીને વિશ્વાસપૂર્વક આ પ્રમાણે કહ્યું ॥ ૨૪ ॥

विश्रम्भाद्विश्वासात्॥ २४॥

**'विश्रम्भात्'** વિશ્વાસપૂર્વક ॥ ૨૪ ॥

विदुर उवाच

**ज्ञानं परं स्वात्मरहःप्रकाशं**
**यदाह योगेश्वर ईश्वरस्ते।**
**वक्तुं भवान्नोऽर्हति यद्धि विष्णो-**
**र्भृत्याः स्वभृत्यार्थकृतश्चरन्ति॥ २५**

**વિદુરજીએ કહ્યું** – યોગેશ્વર શ્રીકૃષ્ણ પરમાત્માએ પોતાના આત્મતત્ત્વનો પ્રકાશ કરનારું જે શ્રેષ્ઠ જ્ઞાન તમને કહ્યું છે, તે આપ અમને કહેવાને યોગ્ય છો કારણ કે વિષ્ણુભગવાનના ભક્તો પોતાના સેવકજનોના પ્રયોજનને સિદ્ધ કરનારા હોઈ વિચરણ કરે છે. ॥ ૨૫ ॥

यद्यस्माद्विष्णोर्भृत्याः स्वभृत्यप्रयोजन-साधकाः सन्तश्चरन्ति। न हि कृतार्थानामन्यत्कृत्य-मस्तीत्यर्थः॥ २५॥

**'यद्'** કારણ કે વિષ્ણુ ભગવાનના સેવકો પોતાના સેવકજનોના પ્રયોજનને સિદ્ધ કરનારા હોઈ વિચરણ કરે છે. ખરેખર, કૃતાર્થ જનોને અન્ય કાંઈ કરવાનું હોતું નથી, એમ અર્થ છે. ॥ ૨૫ ॥

उद्धव उवाच

**ननु ते तत्त्वसंराध्य ऋषिः कौषारवोऽन्ति मे।**
**साक्षाद्भगवतादिष्टो मर्त्यलोकं जिहासता॥ २६**

**ઉદ્ધવજી બોલ્યા** – ખરેખર, તત્ત્વજ્ઞાન માટે તમારે મૈત્રેયઋષિની આરાધના કરવી યોગ્ય છે, કેમ કે મનુષ્યલોકને ત્યજવા ઈચ્છતા સાક્ષાત્ ભગવાને (તમને ઉપદેશ આપવા માટે મૈત્રેયઋષિને) મારી સમક્ષ આદેશ કર્યો છે. ॥ ૨૬ ॥

तत्त्वाय संराध्य इति। अयं भावः—भगवतैव स्मरणमात्रेण तवापि तत्त्वमुपदिष्टप्रायम्। अथ केवलमसंभावनादिनिवृत्तये ज्ञानी कश्चिदाराध्यः।

**तत्त्वाय संराध्य इति।** તત્ત્વજ્ઞાન માટે આરાધનીય– આ પ્રમાણે ભાવ છે — ભગવાન દ્વારા કરાયેલા તમારા સ્મરણમાત્રથી તમને પણ ઘણા ભાગે તત્ત્વોપદેશ થઈ ગયો. કેવળ અસંભાવના વગેરે દોષની નિવૃત્તિ માટે

स च तवाराध्यो मैत्रेयो न त्वहम्। ममान्तिक एव त्वदुपदेशे तस्यादिष्टत्वादिति॥ २६॥

**सुबोधिनी**—'आचार्यवान्पुरुषो वेद' इति विधिपरिपालनार्थं कश्चिद् गुरुः सेव्यः।

**श्रीशुक उवाच**

**इति सह विदुरेण विश्वमूर्ते-**
**र्गुणकथया सुधया प्लावितोरुतापः।**
**क्षणमिव पुलिने यमस्वसुस्तां**
**समुषित औपगविर्निशां ततोऽगात्॥ २७**

प्लावितोऽपनीत उरुस्तापो यस्य। यमस्वसुर्यमुनायाः पुलिने तीरे तां निशां क्षणमिव समुषितः। औपगविः उद्धवः॥ २७॥

**सुबोधिनी**—'विश्वमूर्तेः' इति। विश्वमेव मूर्तौ यस्य। अनन्तमूर्तिर्वा भगवान्। अतस्तस्याऽनन्तगुणस्य सर्वोत्तमत्वप्रतिपादका ये धर्मास्तत्कथयैव सर्वे तापा निवृत्ताः। अमृतरूपा हि सा कथा। अत एव कालोऽपि तेन न ज्ञातः।

**सुबोधिनी**—उपगोरपत्यमौपगविः।

उप समीपे गावो यस्य स उपगुरिति।

गोरक्षकत्वाद्रात्रौ जागरणाभ्यासः।

**राजोवाच**

**निधनमुपगतेषु वृष्णिभोजे-**
**ष्वधिरथयूथपयूथपेषु मुख्यः।**
**स तु कथमवशिष्ट उद्धवो य-**
**द्धरिरपि तत्यज आकृतिं त्र्यधीशः॥ २८**

કોઈ જ્ઞાની ગુરુને આરાધવા જોઈએ અને તે મૈત્રેય ઋષિ જ તમારા આરાધ્ય ગુરુ છે; હું નહીં કારણ કે મારી સમક્ષ જ તમને ઉપદેશ આપવા માટે તેમને આદેશ આપવામાં આવ્યો હતો. ॥ ૨૬ ॥

'આચાર્યવાન પુરુષને જ્ઞાન પ્રાપ્ત થાય છે.' (છાં.ઉપ.૬/૧૪/૨) એ વિધિના પાલન માટે કોઈક ગુરુ સેવવા યોગ્ય છે.

**શ્રીશુકદેવજી બોલ્યા** – આ પ્રમાણે વિદુરજીની સાથે વિશ્વમૂર્તિ ભગવાનના ગુણકથનરૂપ અમૃત વડે દૂર થયેલ મોટા સન્તાપવાળા ઉદ્ધવજી શ્રીયમુનાજીના કિનારે રાત્રિ ક્ષણની જેમ પસાર કર્યા પછી ત્યાંથી (બદરિકાશ્રમ) ગયા. ॥ ૨૭ ॥

**'प्लावितः'** દૂર થયો છે મોટો વિરહતાપ જેનો તેવા ઉદ્ધવજીએ **'यमस्वसुः'** યમરાજનાં ભગિની શ્રીયમુનાજીના **'पुलिने'** કિનારે તે રાત્રિ ક્ષણની જેમ પસાર કરી. **'औपगविः'** ઉદ્ધવજી ॥ ૨૭ ॥

જેના સ્વરૂપમાં જ વિશ્વ છે અથવા ભગવાન અનંતરૂપ છે. આથી તે ભગવાનના અનંતગુણોની સર્વોત્તમતાનું પ્રતિપાદન કરનારા જે ધર્મો છે, તેની કથાથી જ સર્વ દુઃખો દૂર થઈ જાય છે. ખરેખર, તે કથા અમૃતરૂપ છે. આથી જ તે ઉદ્ધવજીને સમયનો પણ ખ્યાલ રહ્યો નહીં.

**'औपगविः'** ઉદ્ધવજીના પિતાનું નામ **'उपगुः'** છે, તેનું તદ્ધિત રૂપ ઔપગવિ.

જેની સમીપમાં ગાયો છે તે ઉપગુ.

ગાયોના રક્ષક હોવાથી તે રાત્રે જાગરણના અભ્યાસી છે.

(ઔપગવિનો અર્થ ઉપનિષદનું સેવન કરનાર અને જિતેન્દ્રિય એવો પણ થાય છે.)

**રાજાએ કહ્યું** – જ્યારે અધિરથીઓના સેનાપતિઓના સૈન્યનું રક્ષણ કરનારા વૃષ્ણિઓ અને ભોજવંશીઓ નાશ પામ્યા તેમ જ (બ્રહ્માદિ) ત્રણેય દેવોના નાથ શ્રીહરિએ પણ શ્રીવિગ્રહનો ત્યાગ કર્યો ત્યારે (આ સર્વમાં) મુખ્ય એવા તે ઉદ્ધવજી કેવી રીતે બચી ગયા? ॥ ૨૮ ॥

ब्रह्मशापेन निधनं प्राप्तेषु यद्यस्मात्त्रयाणां ब्रह्मादीनामीशो हरिरप्याकृतिं मनुष्याकारं त्यक्तवान्॥ २८॥

(યાદવો) જ્યારે બ્રહ્મશાપથી મૃત્યુને પ્રાપ્ત થયા ત્યારે **'यत्'** જે શાપથી બ્રહ્માદિ ત્રણેય દેવોના ઈશ્વર શ્રીહરિએ પણ **'आकृतिम्'** મનુષ્યાકાર શ્રીવિગ્રહનો ત્યાગ કર્યો. ॥ ૨૮ ॥

**श्रीशुक उवाच**

**ब्रह्मशापापदेशेन कालेनामोघवाञ्छितः।**
**संहृत्य स्वकुलं नूनं त्यक्ष्यन्देहमचिन्तयत्॥ २९**

**શ્રીશુકદેવજી બોલ્યા** – સફળ સંકલ્પવાળા શ્રીહરિ બ્રાહ્મણના શાપના બહાને કાળ(રૂપ પોતાની શક્તિ) દ્વારા પોતાના કુળનો સંહાર કરીને, મનુષ્યશરીર છોડતા વિચારવા લાગ્યા. ॥ ૨૯ ॥

ब्रह्मशापोऽपदेशो मिषं यस्य तेन कालेन स्वशक्तिरूपेण। अमोघं वाञ्छितं यस्य। न ह्यत्र शापः प्रभुः, किन्तु भगवदिच्छैवेत्यर्थः॥ २९॥

બ્રાહ્મણનો શાપ **'अपदेशः'** બહાનું હતું જેમને (તેવા શ્રીહરિ), **'कालेन'** પોતાની શક્તિરૂપ કાળ દ્વારા – સફળ છે સંકલ્પ જેમનો તે શ્રીહરિ – ખરેખર, અહીં શાપ સમર્થ નથી પરંતુ ભગવદિચ્છા જ સમર્થ છે, એમ અર્થ છે. ॥ ૨૯ ॥

**अस्माल्लोकादुपरते मयि ज्ञानं मदाश्रयम्।**
**अर्हत्युद्धव एवाद्धा संप्रत्यात्मवतां वरः॥ ३०**

આ લોકમાંથી હું નિવૃત્ત થઈશ ત્યારે મારામાં રહેલા શ્રેષ્ઠ જ્ઞાનને (ગ્રહણ કરવા માટે) ઉદ્ધવ જ યોગ્ય છે, (કારણ કે) હાલમાં તે આત્મજ્ઞાનીઓમાં શ્રેષ્ઠ છે. ॥ ૩૦ ॥

मय्युपरते सति ज्ञानमर्हति ज्ञानयोग्यो भवति॥ ३०॥

હું નિવૃત્ત થઈશ ત્યારે – **'ज्ञानम्-अर्हति'** જ્ઞાનને યોગ્ય ઉદ્ધવજી છે. ॥ ૩૦ ॥

**नोद्धवोऽण्वपि मन्न्यूनो यद्गुणैर्नार्दितः प्रभुः।**
**अतो मद्वयुनं लोकं ग्राहयन्निह तिष्ठतु॥ ३१**

ઉદ્ધવજી મારાથી લેશમાત્ર પણ ન્યૂન નથી. વળી, સમર્થ એવા તે, વિષયો વડે વિકાર પામ્યા નથી માટે મારું જ્ઞાન લોકોને ગ્રહણ કરાવતા અહીં (ભૂતળ પર) ભલે રહો! ॥ ૩૧ ॥

मत्तः सकाशादीषदपि न्यूनो न भवति। यद्यस्माद्गुणैर्विषयैर्न क्षोभितः। मद्वयुनं मद्विषयं ज्ञानं लोकस्योपदिशन्॥ ३१॥

મારા કરતા લેશમાત્ર ન્યૂન નથી, **'यत्'** કારણ કે તેઓ **'गुणैः'** વિષયો વડે વિકાર પામ્યા નથી. **'मत्-वयुनम्'** મારા વિષયનું જ્ઞાન લોકોને ઉપદેશ કરતા (ભલે રહો). ॥ ૩૧ ॥

**एवं त्रिलोकगुरुणा संदिष्टः शब्दयोनिना।**
**बदर्याश्रममासाद्य हरिमीजे समाधिना॥ ३२**

આ પ્રમાણે ત્રણેય લોકના ગુરુ અને વેદોના કર્તા એવા ભગવાન દ્વારા આદેશ પામેલા (ઉદ્ધવજી) બદરિકાશ્રમમાં જઈને સમાધિયોગ દ્વારા શ્રીહરિનું પૂજન કરવા લાગ્યા. ॥ ૩૨ ॥

एवमनेनाभिप्रायेण शब्दयोनिना वेदकर्त्रा, ईजे पूजयामास॥ ३२॥

આમ, આ અભિપ્રાયથી **'शब्दयोनिना'** વેદકર્તા ભગવાન દ્વારા– **'ईजे'** પૂજવા લાગ્યા. ॥ ૩૨ ॥

**विदुरोऽप्युद्धवाच्छ्रुत्वा कृष्णस्य परमात्मनः।**
**क्रीडयोपात्तदेहस्य कर्माणि श्लाघितानि च॥ ३३**
॥ ३३ ॥

વિદુરજી પણ ઉદ્ધવજી પાસેથી લીલાથી ધારણ કરેલા (મનુષ્ય)શરીરવાળા પરમાત્મા શ્રીકૃષ્ણનાં સ્તુત્ય કર્મો સાંભળીને ॥ ૩૩ ॥૩૩ ॥

**देहन्यासं च तस्यैवं धीराणां धैर्यवर्धनम्।**
**अन्येषां दुष्करतरं पशूनां विक्लवात्मनाम्॥ ३४**

તેમ જ ધીર પુરુષોના ધૈર્યને વધારનાર અને અધીર ચિત્તવાળા બીજા પશુતુલ્ય મનુષ્યોને અતિ દુષ્કર એવો તેમનો (ભગવાનનો) શરીરત્યાગ (સાંભળીને)॥ ૩૪ ॥

**आत्मानं च कुरुश्रेष्ठ कृष्णेन मनसेक्षितम्।**
**ध्यायन्गते भागवते रुरोद प्रेमविह्वलः॥ ३५**

હે કુરુશ્રેષ્ઠ (રાજા પરીક્ષિત), ભગવાન શ્રીકૃષ્ણે પોતાને મનથી યાદ કર્યા (તેનું) ચિંતન કરતા (વિદુરજી), પરમભાગવત ઉદ્ધવજી વિદાય થયા ત્યારે, પ્રેમથી વિહ્વળ બનીને રડવા લાગ્યા. ॥ ૩૫ ॥

अन्येषां पशुतुल्यानाम्। विक्लवात्मनाम–धीरचित्तानाम्॥ ३४॥

मनसेक्षितं चिन्तितम्॥ ३५॥

બીજા પશુતુલ્ય એવા **'विक्लवात्मनाम्'** અધીર ચિત્તવાળા મનુષ્યોને ॥ ૩૪ ॥

**'मनसा ईक्षितम्'** મનથી યાદ કરેલાને॥ ૩૫ ॥

**कालिन्द्याः कतिभिः सिद्ध अहोभिर्भरतर्षभः।**
**प्रापद्यत स्वःसरितं यत्र मित्रासुतो मुनिः॥ ३६**

ભરતવંશીઓમાં શ્રેષ્ઠ અને સિદ્ધ એવા વિદુરજી શ્રીયમુનાજીના કિનારેથી શ્રીગંગાજીના કિનારે, જ્યાં મૈત્રેયમુનિ હતા ત્યાં કેટલાક દિવસો પછી આવી પહોંચ્યા. ॥ ૩૬ ॥

कालिन्द्याः सकाशात्सिद्ध एव विदुरः कतिप–यैर्दिनैः स्वःसरितं गङ्गां प्रापद्यत प्राप्तः॥ ३६॥

કાલિન્દી (શ્રીયમુનાજી)ના કિનારેથી સિદ્ધ એવા વિદુરજી કેટલાક દિવસો પછી **'स्वःसरितम्'** સ્વર્ગની નદી શ્રીગંગાજીના કિનારે **'प्रापद्यत'** આવી પહોંચ્યા. ॥ ૩૬ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां तृतीयस्कन्धे चतुर्थोऽध्यायः॥ ४॥

इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां चतुर्थोऽध्यायः॥ ४॥

*****

# अथ पञ्चमोऽध्यायः

## વિદુરજીના પ્રશ્નો અને મૈત્રેયમુનિ દ્વારા સૃષ્ટિક્રમનું વર્ણન

पञ्चमे भगवल्लीलां क्षत्त्रा पृष्टो महामुनिः।
प्रोवाच महदादीनां सर्गं तैश्च हरेः स्तुतिम्॥ १

પાંચમા અધ્યાયમાં વિદુરજી દ્વારા જેમને ભગવાનની લીલા પૂછવામાં આવી તે મહામુનિ મૈત્રેયે મહત્તત્ત્વ વગેરેની સૃષ્ટિ કહી તેમ જ તે (મહત્તત્ત્વ વગેરેના અધિષ્ઠાતા દેવતા)ઓ દ્વારા શ્રીહરિની સ્તુતિ કરવામાં આવી.॥ ૧ ॥

उक्तश्चतुर्भिरध्यायैः क्षत्तुर्मैत्रेयसङ्गमः।
संवादस्तु तयोः स्कन्धद्वयेनाथ निगद्यते॥ २

ચાર અધ્યાય દ્વારા વિદુરજી અને મૈત્રેયમુનિનો સમાગમ કહેવામાં આવ્યો છે. સંગમ પછી તે બન્નેનો સંવાદ બે સ્કન્ધ દ્વારા કહેવાયો છે. ॥ ૨ ॥

श्रीशुक उवाच

**द्वारि द्युनद्या ऋषभः कुरूणां**
**मैत्रेयमासीनमगाधबोधम् ।**
**क्षत्तोपसृत्याच्युतभावशुद्धः**
**पप्रच्छ सौशील्यगुणाभितृप्तः ॥ १**

द्युनद्या गङ्गाया द्वारि हरिद्वारे आसीनं न तु कर्मव्यग्रम्। तत्र हेतुः—अगाधोऽपरिच्छिन्नो बोधो यस्येति। मैत्रेयस्य सौशील्यमार्जवादि, गुणाश्च करुणादयस्तैरभितृप्तः। पाठान्तरे क्षत्तुः सौशील्यादिभिरभितृप्तं संतुष्टं मैत्रेयम्॥ १॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – અચ્યુત ભગવાનની ભક્તિ વડે વિશુદ્ધ ભાવવાળા, (મૈત્રેયમુનિના) સુશીલતા વગેરે ગુણોથી સંતુષ્ટ એવા કુરુકુળશ્રેષ્ઠ (જિતેન્દ્રિય) વિદુરજી દેવનદી ગંગાજીના કિનારે હરિદ્વાર ક્ષેત્રમાં બિરાજેલા અગાધ જ્ઞાનવાળા મૈત્રેયમુનિની સમીપ જઈ પૂછવા લાગ્યા.॥ ૧ ॥

**'द्युनद्याः'** સ્વર્ગની નદી ગંગાજીના કિનારે **'द्वारि'** હરિદ્વાર ક્ષેત્રમાં બિરાજેલા, કર્મથી વ્યગ્ર નહીં તેવા મૈત્રેયમુનિને– કર્મવ્યગ્ર ન હોવા માટેનું કારણ – **'अगाधः'** અમર્યાદિત જ્ઞાન છે જેમનું, મૈત્રેયમુનિના **'सौशील्यम्'** સરળતા વગેરે તથા કરુણા વગેરે ગુણો – તેમનાથી સંતુષ્ટ એવા વિદુરજી – પાઠાન્તરમાં (**'सौशील्यगुणा-भितृप्तम्'**) વિદુરજીના સુશીલતા વગેરે ગુણોથી સંતુષ્ટ એવા મૈત્રેયમુનિને (પૂછવા લાગ્યા.)॥ ૧ ॥

प्रश्नानेवाह—**सुखायेति** पञ्चदशभिः।

(વિદુરજીએ કરેલા) પ્રશ્નોને જ પંદર શ્લોકો દ્વારા જણાવે છે— **'सुखाय इति।'**

विदुर उवाच

**सुखाय कर्माणि करोति लोको**
**न तैः सुखं वाऽन्यदुपारमं वा।**
**विन्देत भूयस्तत एव दुःखं**
**यदत्र युक्तं भगवान्वदेन्नः॥ २**

तैः कर्मभिः। सुखं वाऽन्यस्य दुःखस्योपशमं वेत्यर्थः। अथवाऽन्यद्वा न विन्देत। किं तदित्य–पेक्षायां तस्यैव निर्देशः। उपारमं वेति। ततस्तैः कर्मभिर्भूयः पुनः पुनर्दुःखमेव विन्देत। अत्रैवंविधे संसारे नोऽस्माकं यद्युक्तं कर्तुं योग्यं तत्सर्वज्ञो भगवान्वदेन्निरूपयतु॥ २॥

**વિદુરજી કહે છે** – મનુષ્ય સુખ માટે કર્મો કરે છે, પરંતુ તે કર્મો દ્વારા સુખ પ્રાપ્ત થતું નથી કે નથી દુઃખ નિવારી શકાતું. ઊલટું, ફરી દુઃખ જ પ્રાપ્ત થાય છે, તો આ સંસારમાં જે કરવા યોગ્ય હોય તે આપ ભગવાન અમને કહો. ॥ ૨ ॥

**'तैः'** તે કર્મો દ્વારા સુખ કે **'अन्यस्य'** સુખથી અન્ય એવા દુઃખની શાંતિ થતી નથી, એમ અર્થ છે. અથવા સુખની પ્રાપ્તિથી અન્ય વસ્તુને (દુઃખના શમનને) પણ પ્રાપ્ત કરતો નથી. તે અન્ય વસ્તુ કઈ તેવી અપેક્ષા માટે તેનો (દુઃખના શમનનો) જ નિર્દેશ કરે છે— **'उपारमं वा इति'** દુઃખના શમનને તે પ્રાપ્ત કરતો નથી. (ઊલટું) **'ततः'** તે કર્મોથી, **'भूयः'** ફરી-ફરી દુઃખ જ પ્રાપ્ત થાય છે. **'अत्र'** આવા પ્રકારના સંસારમાં **'नः'** અમને **'यत्-युक्तम्'** જે કરવા યોગ્ય હોય તે આપ **'भगवान्'** સર્વજ્ઞ **'वदेत्'** કહો. ॥ ૨ ॥

**जनस्य कृष्णाद्विमुखस्य दैवा-**
**दधर्मशीलस्य सुदुःखितस्य।**
**अनुग्रहायेह चरन्ति नूनं**
**भूतानि भव्यानि जनार्दनस्य॥ ३**

ખરેખર, પૂર્વજન્મને કારણે કૃષ્ણ પરમાત્માથી વિમુખ અને અધર્મ આચરતા અત્યન્ત દુઃખી મુનષ્ય ઉપર અનુગ્રહ કરવા જનાર્દન ભગવાનના ભવ્ય ભક્તો અહીં ભૂતળ પર વિચરે છે. ॥ ૩ ॥

दैवात्प्राचीनकर्मणो निमित्तभूतात्कृष्णाद्विमुखस्यातोऽधर्मशीलस्यातः सुदुःखितस्य जनस्यानुग्रहाय भव्यानि मङ्गलानि भूतानि चरन्ति। भवन्तः परोपकारस्वभावा एवेत्यर्थः ॥ ३ ॥

**'દૈવાત્'** પૂર્વજન્મનાં કર્મોને કારણે શ્રીકૃષ્ણ ભગવાનથી વિમુખ આથી જ અધર્મનું આચરણ કરનારા અને આથી જ અત્યન્ત દુઃખી મનુષ્ય ઉપર અનુગ્રહ કરવા માટે **'ભવ્યાનિ'** મંગળકારી ભક્તો વિચરે છે, અર્થાત્ આપ પરોપકારી સ્વભાવવાળા જ છો, એમ અર્થ છે. ॥ ૩ ॥

**तत्साधुवर्यादिश वर्त्म शं नः**
**संराधितो भगवान् येन पुंसाम्।**
**हृदिस्थितो यच्छति भक्तिपूते**
**ज्ञानं सतत्त्वाधिगमं पुराणम्॥ ४**

હે સાધુવર્ય (મૈત્રેયજી), તેથી અમને કલ્યાણનો માર્ગ દર્શાવો કે જેનાથી સુંદર રીતે આરાધના કરાયેલા ભગવાન મનુષ્યોના ભક્તિથી પવિત્ર થયેલા હૃદયમાં રહી આત્માના સાક્ષાત્કાર સહિત વેદપ્રસિદ્ધ સનાતન જ્ઞાન આપે છે. ॥ ૪ ॥

तत्तस्मात् हे साधुवर्य, शं सुखरूपं वर्त्म नः आदिश कथय। येन वर्त्मना संराधितो हृदिस्थितः सन्। सतत्त्वाधिगमं आत्मापारोक्ष्यं तत्सहितं पुराणमनादिवेदप्रमाणकम्॥ ४ ॥

**'तत्'** તેથી હે સાધુવર્ય, **'शम्'** સુખરૂપ માર્ગ અમને **'आदिश'** જણાવો કે જે માર્ગથી સારી રીતે આરાધના કરાયેલ ભગવાન હૃદયમાં રહીને **'सतत्त्वाधिगमम्'** આત્માની અપરોક્ષાનુભૂતિ– તે સહિતનું **'पुराणम्'** અનાદિ વેદમાં પ્રમાણિત થયેલું જ્ઞાન (આપે છે.) ॥ ૪ ॥

**करोति कर्माणि कृतावतारो**
**यान्यात्मतन्त्रो भगवांस्त्र्यधीशः।**
**यथा ससर्जाग्र इदं निरीहः**
**संस्थाप्य वृत्तिं जगतो विधत्ते॥ ५**

ત્રિગુણાત્મક માયાના અધીશ્વર (અને તેથી) સ્વતન્ત્ર એવા ભગવાન અવતારો ધારણ કરી જે કર્મો કરે છે, તેમ જ નિઃસ્પૃહ એવા ભગવાને સૃષ્ટિના આદિકાળમાં જે રીતે આ જગત સર્જ્યું છે, તેમ જ જગતને સ્થાપિત કરીને જે પ્રકારે તે આજીવિકા ચલાવે છે, (તે કહો). ॥ ૫ ॥

करोति कर्माणीत्यादीनां वर्णयेति पञ्चमश्लोके क्रियासंबन्धः।

(ભગવાન જે) કર્મો વગેરે કરે છે તે વર્ણવો– એમ આનાથી પાંચમા શ્લોક(૯)માં ક્રિયાનો સંબંધ છે.

यथा येन प्रकारेण पुरुषरूपेण कृतावतारः सन् त्र्यधीशः त्रिगुणमायानियन्ता अतः स्वतन्त्र एव यानि कर्माणि करोति। कर्माण्येव विशेषतः पृच्छति—यथेत्यादिना। निरीहो निष्क्रियो निःस्पृहो वा संस्थाप्य सुस्थितं कृत्वा। वृत्तिं जीविकाम्॥ ५ ॥

**'यथा'** જે પ્રકારે પુરુષરૂપે અવતાર ધારણ કરી **'त्रि+अधीशः'** ત્રિગુણાત્મક માયાના અધીશ્વર અને આથી જ સ્વતન્ત્ર એવા ભગવાન જે કર્મો કરે છે, કર્મોને જ વિશેષ રીતે પૂછે છે – **'यथा'** વગેરે દ્વારા. **'निरीहः'** નિષ્ક્રિય અથવા નિઃસ્પૃહ (ભગવાન જે રીતે) **'संस्थाप्य'** સ્થાપિત કરીને **'वृत्तिम्'** આજીવિકા ચલાવે છે.॥ ૫ ॥

**बा.प्र.—**'आत्मतन्त्रः इति।' स्वतन्त्रकालकर्मस्वभावादिपारतन्त्र्यरहितः।

કાળ-કર્મ-સ્વભાવ વગેરેની પરતન્ત્રતાથી રહિત એવા સ્વતન્ત્ર.

**यथा पुनः स्वे ख इदं निवेश्य**
**शेते गुहायां स निवृत्तवृत्तिः।**
**योगेश्वराधीश्वर एक एत-**
**दनुप्रविष्टो बहुधा यथासीत्॥ ६**

स्वे स्वीये खे हृदयाकाशे निवेश्य स्थापयित्वा। निवृत्ता वृत्तयो यस्य। गुहायां योगमायायाम्। बहुधा ब्रह्मादिरूपेण॥ ६॥

**क्रीडन्विधत्ते द्विजगोसुराणां**
**क्षेमाय कर्माण्यवतारभेदैः।**
**मनो न तृप्यत्यपि शृण्वतां नः**
**सुश्लोकमौलेश्चरितामृतानि ॥ ७**

मत्स्याद्यवतारभेदैः क्रीडन् यानि यथा कर्माणि विधत्ते। पुनर्विशेषं प्रष्टुमौत्सुक्यमाविष्करोति— मन इति। सुश्लोकाः पुण्यकीर्तयस्तेषां मौलि-रिवाधिक्येनोपरि विराजमानस्तस्येत्यर्थः॥ ७॥

**यैस्तत्त्वभेदैरधिलोकनाथो**
**लोकानलोकान् सहलोकपालान्।**
**अचीक्लृपद्यत्र हि सर्वसत्त्व-**
**निकायभेदोऽधिकृतः प्रतीतः॥ ८**

अधिलोकनाथो लोकनाथाधिपतिः। अलोकान् लोकालोकपर्वताद्बहिर्भागान्। अचीक्लृ-पत्कल्पयामास। यत्र येषु सर्वाणि यानि सत्त्वानि तेषां निकायास्तेषां भेदोऽधिकृतस्तत्तत्कर्माधिकारी आश्रित इति वा॥ ८॥

વળી, (પ્રલયસમયે) જેમની વૃત્તિઓ શાંત થઈ ગઈ છે એવા તે યોગેશ્વરોના અધીશ્વર જે રીતે પોતાના હૃદયાકાશમાં આ વિશ્વને સમાવીને યોગમાયામાં શયન કરે છે તથા પોતે એક જ હોવા છતાં આ સૃષ્ટિમાં પ્રવેશ કરી બ્રહ્માદિ અનેક સ્વરૂપે જે રીતે થાય છે (તે પણ કહો). ॥ ૬ ॥

**'स्वे'** પોતાના **'खे'** હૃદયાકાશમાં **'निवेश्य'** (વિશ્વને) સ્થાપીને, જેમની વૃત્તિઓ શાન્ત થઈ છે તેવા (યોગેશ્વરેશ્વર), **'गुहायाम्'** યોગમાયામાં **'बहुधा'** બ્રહ્માદિ અનેકરૂપે– ॥ ૬ ॥

બ્રાહ્મણો, ગાયો તથા દેવોના કલ્યાણ માટે જુદા જુદા અવતારો ધારણ કરી, ક્રીડા કરતા ભગવાન કર્મોને આચરે છે (તે કહો). ઉત્તમ યશસ્વીઓના મુકુટમણિ શ્રીહરિના ચરિત્રરૂપી અમૃતનું પાન કરતાં અમારું મન તૃપ્ત થતું નથી. ॥ ૭ ॥

મત્સ્ય વગેરે જુદા જુદા અવતારો ધારણ કરી ક્રીડા કરતા જે જે કર્મો જેવી રીતે કરે છે. વળી, વધુ પૂછવા માટે ઉત્સુકતા પ્રકટ કરે છે– **'मनः इति।'** **'सुश्लोकाः'** પવિત્ર કીર્તિવાળા (શ્રીશંકર ભગવાન વગેરે), તેમના મુકુટની જેમ પ્રાધાન્યપણે (સર્વથી) ઉપર વિરાજમાન એવા શ્રીહરિ– તેમનું (ચરિતામૃત), એમ અર્થ છે.॥ ૭ ॥

લોકનાથોના અધિપતિ ભગવાને જુદાં જુદાં જે તત્ત્વો વડે લોકપાલો સહિત લોકોને તથા લોકાલોક પર્વતની બહારના ભાગોને ઉત્પન્ન કર્યા છે, તે તત્ત્વો (અમને કહો), કારણ કે જે-તે લોકમાં સર્વ પ્રાણીઓના સમૂહનો ભેદ અધિકાર પ્રમાણે પ્રસિદ્ધ છે. ॥ ૮ ॥

**'अधिलोकनाथः'** લોકનાથોના અધિપતિ ભગવાને **'अलोकान्'** લોકાલોક પર્વતના બહારના ભાગોને, **'अचीक्लृपत्'** ઉત્પન્ન કર્યા. **'यत्र'** જે લોકમાં જે જે પ્રાણીઓ છે તે સર્વ, તેમના સમૂહો – તેમનો **'भेदोऽधिकृतः'** ભેદ અધિકાર પ્રમાણે જોવામાં આવે છે, અથવા સર્વ પ્રાણીઓના સમૂહોનો ભેદ જુદાં જુદાં કર્મોને આશ્રિત છે. ॥ ૮ ॥

**येन प्रजानामुत आत्मकर्म-**
**रूपाभिधानां च भिदां व्यधत्त।**
**नारायणो विश्वसृडात्मयोनि-**
**रेतच्च नो वर्णय विप्रवर्य॥ ९**

उताऽपि च येन प्रकारेण जीवानामात्मा स्वभावस्तत्कृतं कर्म तत्कृतं रूपं तत्कृता अभिधास्तासां भेदं कृतवान्।

विश्वस्रष्टा स्वयमात्मयोनिः स्वतःसिद्धः ॥ ९ ॥

ननु महाभारते त्वया सर्वं श्रुतमेव, किं पुनः प्रश्नैस्तत्राह।

**परावरेषां भगवन्व्रतानि**
**श्रुतानि मे व्यासमुखादभीक्ष्णम्।**
**अतृप्नुम क्षुल्लसुखावहानां**
**तेषामृते कृष्णकथामृतौघात्॥ १०**

परे त्रैवर्णिका अवरे शूद्रादयस्तेषां व्रतानि धर्माः। मे मया। अभीक्ष्णं पुनः पुनः। तेषां श्रवणेनातृप्नुम तृप्ताः स्म। तेषां तुच्छसुखावहत्वात्। यस्तु तत्र कृष्णकथामृतौघः सूचितस्तस्मादृते। तत्र त्वलंबुद्धिर्नास्तीत्यर्थः॥ १०॥

तत्र हेतुः—**क इति।**

**कस्तृप्नुयात्तीर्थपदोऽभिधानात्**
**सत्रेषु वः सूरिभिरीड्यमानात्।**
**यः कर्णनाडीं पुरुषस्य यातो**
**भवप्रदां गेहरतिं छिनत्ति॥ ११**

હે વિપ્રવર્ય, વિશ્વ ઉત્પન્ન કરનાર સ્વયંભૂ શ્રીનારાયણે જે પ્રકારે પ્રજાઓના સ્વભાવનો, સ્વભાવથી કરાયેલાં કર્મોનો તથા તે કર્મથી કરાયેલું રૂપ તથા તે રૂપથી કરાયેલા નામોનો ભેદ કર્યો છે, તે પણ અમને કહો. ॥ ૯ ॥

‘**उत**’ અને વળી જે પ્રકારે જીવોનો ‘**आत्मा**’ સ્વભાવ, તે સ્વભાવથી કરાયેલાં કર્મો તથા તે કર્મોથી કરાયેલું રૂપ તેમ જ તે રૂપથી કરાયેલાં નામો– તે સર્વનો ભેદ કર્યો (તે કહો).

‘**विश्वस्रष्टा**’ વિશ્વનું સર્જન કરનાર, પોતે પોતાના જ આત્મામાંથી જન્મનાર, સ્વતઃસિદ્ધ, સ્વયમ્ભૂ.॥ ૯ ॥

શંકા કરવામાં આવી છે કે મહાભારતમાં તમે બધું જ સાંભળ્યું છે, તો હજી પ્રશ્નો કેમ કરો છો? તે માટે કહે છે.

હે ભગવાન (મૈત્રેયજી), વ્યાસજીના મુખેથી મેં વારંવાર ત્રણેય વર્ણોના અને શૂદ્રોના ધર્મો સાંભળ્યા છે. શ્રીકૃષ્ણકથારૂપી અમૃતપ્રવાહવિહોણા તેમ જ તુચ્છ સુખ આપનારા એવા તેમના શ્રવણથી અમે ધરાઈ ગયા છીએ. ॥ ૧૦ ॥

‘**परे**’ ત્રણેય વર્ણો– બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ‘**अवरे**’ શૂદ્ર વગેરે, તેમના ‘**व्रतानि**’ ધર્મો ‘**मे**’ મારા દ્વારા ‘**अभीक्ष्णम्**’ વારંવાર (શ્રવણ કરવામાં આવ્યા છે). તેમના શ્રવણથી ‘**अतृप्नुम**’ તૃપ્ત થઈ ગયા છીએ કારણ કે તે બધા તુચ્છ સુખો આપનારાં છે. વળી, તેમાં શ્રીકૃષ્ણકથારૂપી અમૃત-પ્રવાહ, જે માત્ર સૂચિત જ છે (પરંતુ સ્પષ્ટ રીતે વર્ણવેલ નથી), તે તેના વિનાનો છે. તે વિષયમાં કૃષ્ણકથામૃતના પ્રવાહથી મન ધરાતું જ નથી, એમ અર્થ છે.॥ ૧૦ ॥

(શ્રીકૃષ્ણકથામૃતથી તૃપ્તિ થતી નથી) તે માટેનું કારણ — ‘**कः इति।**’

આપનાં સત્રોમાં ભગવદ્‌ગુણાભિજ્ઞો દ્વારા સ્તુતિ કરાતા તીર્થપદ શ્રીહરિના કથામૃતપ્રવાહરૂપ યશથી કોણ તૃપ્તિ પામે? જે ગુણાનુવાદ મનુષ્યના કર્ણવિવરમાં પ્રવેશ કરીને સંસારદાયિની ગૃહાસક્તિનો નાશ કરે છે. ॥ ૧૧ ॥

तीर्थपदः कृष्णस्य। अभिधानात् कथामृतौघात्।
सत्रेषु समाजेषु। सूरिभिर्नारदादिभिः ॥ ११ ॥

**सुबोधिनी**—'तीर्थपदः' तीर्थानि पादे यस्य।

'तिस्त्रःकोट्योऽर्द्धकोटी च तीर्थानां वायुरब्रवीत्।
दिवि भुव्यन्तरिक्षे च तानि वै जाह्नवीजले॥'

इति सा गङ्गा भगवत्पदी।

महाभारतस्याप्यत्रैव तात्पर्यमित्याह।

**मुनिर्विवक्षुर्भगवद्गुणानां**
**सखापि ते भारतमाह कृष्णः।**
**यस्मिन्नृणां ग्राम्यसुखानुवादै-**
**र्मतिर्गृहीता नु हरेः कथायाम्॥ १२**

मुनिः कृष्णो वेदव्यासो भगवद्गुणान् मोक्षधर्मान्ते नारायणीयाख्याने वक्तुमिच्छुः सन्। अर्थकामादिवर्णनं तु हरिकथायां मतिप्रवेशार्थमेवेत्याह—यस्मिन्निति। नृणां मतिर्ग्राम्यसुखानुवादैर्द्वारभूतैर्नु निश्चितं हरेः कथायां गृहीता नीता। तदुक्तमितिहाससमुच्चये—

कामिनो वर्णयन्कामाँल्लोभं लुब्धस्य वर्णयन्।
नरः किं फलमाप्नोति कूपेऽन्धमिव पातयन्॥
लोकचित्तावतारार्थं वर्णयित्वाऽत्र तेन तौ।
इतिहासैः पवित्रार्थैः पुनरत्रैव निन्दितौ॥
अन्यथा घोरसंसारबन्धहेतू जनस्य तौ।
वर्णयेत्स कथं विद्वान्महाकारुणिको मुनिः॥

इति॥ १२॥

श्रीहरिकथायां मतिप्रवेशस्य फलमाह।

**'तीर्थपदः'** તીર્થો જેમના ચરણમાં છે તેવા ભગવાન શ્રીકૃષ્ણના **'अभिधानात्'** કથામૃતના પ્રવાહથી **'सत्रेषु'** સત્રોમાં– સમાજોમાં, **'सूरिभिः'** નારદજી વગેરે વિદ્વજ્જનો દ્વારા ॥ ૧૧ ॥

તીર્થો જેના ચરણમાં છે તે તીર્થપદ છે.

"વાયુદેવ કહે છે કે, સ્વર્ગ, પૃથ્વી અને અન્તરિક્ષમાં રહેલાં સાડા ત્રણ કરોડ તીર્થો જાહ્નવીના જળમાં છે." એવાં તે વિષ્ણુપદી ગંગાજી છે.

મહાભારતનું પણ એમાં જ (સંસારદાયિની ગૃહાસક્તિનો નાશ કરવાનું) તાત્પર્ય છે, તેમ કહે છે.

આપના સખા કૃષ્ણદ્વૈપાયન વેદવ્યાસ મુનિએ પણ ભગવાનના ગુણોનું વર્ણન કરવાની ઈચ્છાથી જ મહાભારત રચ્યું છે, જેમાં વિષયસુખોના વર્ણન દ્વારા મનુષ્યોની બુદ્ધિને એ શ્રીહરિની કથામાં જ લઈ ગયા છે. ॥ ૧૨ ॥

નારાયણીય આખ્યાનમાં મોક્ષધર્મોના અન્તે ભગવાનના ગુણો વર્ણવવા ઈચ્છતા **'मुनिः कृष्णः'** કૃષ્ણદ્વૈપાયન વેદવ્યાસમુનિ; અર્થ, કામ વગેરેનું વર્ણન તો શ્રીહરિકથામાં મતિનો પ્રવેશ કરાવવા માટે જ છે, તેમ **'यस्मिन् इति'**થી કહે છે – મનુષ્યોની બુદ્ધિને (પ્રવેશવાના) દ્વારરૂપ વિષયસુખોના વર્ણન દ્વારા **'नु'** નિશ્ચિતપણે શ્રીહરિની કથામાં **'गृहीता'** લઈ ગયા છે. ઈતિહાસસમુચ્ચય ગ્રન્થમાં તે કહ્યું છે—

કામી મનુષ્યની આગળ કામનું અને લોભી મનુષ્યની આગળ લોભનું વર્ણન કરતો મનુષ્ય આંધળાને કૂવામાં પાડતો હોય તેમ શું ફળ પ્રાપ્ત કરે છે? મનુષ્યોની બુદ્ધિને (શ્રીહરિકથા તરફ) વાળવા માટે જ તે કામ અને લોભ– બન્નેનું વર્ણન કરીને તેનાથી તેમજ પવિત્ર અર્થવાળા ઈતિહાસોથી અહીં તે બન્નેની નિંદા જ કરી છે. નહીં તો ઘોરસંસારના કારણરૂપ કામ અને લોભને મહાકરુણાવાન વિદ્વાન વ્યાસમુનિ મનુષ્ય આગળ શા માટે વર્ણવે? ॥ ૧૨ ॥

શ્રીહરિકથામાં બુદ્ધિના પ્રવેશનું ફળ જણાવે છે.

**सा श्रद्दधानस्य विवर्धमाना**
**विरक्तिमन्यत्र करोति पुंसः।**
**हरेः पदानुस्मृतिनिर्वृतस्य**
**समस्तदुःखात्ययमाशु धत्ते॥ १३**

सा कथा मतिर्वा। अन्यत्र ग्राम्यसुखे। ततः किमत आह—हरेरिति॥ १३॥

**तान् शोच्यशोच्यानविदोऽनुशोचे**
**हरेः कथायां विमुखानघेन।**
**क्षिणोति देवोऽनिमिषस्तु येषा-**
**मायुर्वृथावादगतिस्मृतीनाम् ॥ १४**

एवंभूतायां कथायां ये न रमन्ते तान् शोचति। शोच्या ये तेषामपि शोच्यांश्च। तत्राऽविदो भारततात्पर्यानभिज्ञान् शोच्यान्। ये तु ज्ञात्वापि हरेः कथायां विमुखास्तांस्तेषामपि शोच्यानिति योज्यम्। अनिमिषः कालो येषामायुः क्षिपति। अत्रैव हेतुः—वृथैव वादगतिस्मृतयो वाग्देह-मनोव्यापारा येषाम्॥ १४॥

**बा.प्र.**—'वादो वाग्व्यापारः, गतिर्देहव्यापारः स्मृतिर्मनोव्यापारः।'

**सुबोधिनी**—तस्मात्तेषां सर्वस्वनाशात्, विद्यमानेऽपि पुरुषार्थसाधने पुरुषार्थाभावाच्च, शोच्यानामपि शोच्याः।

**तदस्य कौषारव शर्मदातु-**
**र्हरेः कथामेव कथासु सारम्।**
**उद्धृत्य पुष्पेभ्य इवार्तबन्धो**
**शिवाय नः कीर्तय तीर्थकीर्तेः॥ १५**

તે (ભગવત્કથા તરફ વળેલી) વૃદ્ધિ પામતી બુદ્ધિ શ્રદ્ધાળુ મનુષ્યને અન્ય વિષયસુખોમાં વિરક્ત કરે છે અને નિરંતર ભગવચ્ચરણારવિંદના ચિંતનથી આનંદમગ્ન બનેલા મનુષ્યનાં સકળ દુઃખોનો તત્કાળ અંત આણે છે. ॥ ૧૩ ॥

**'सा'** તે ભગવત્કથા અથવા તેમાં પ્રવેશેલી મતિ, **'अन्यत्र'** અન્ય વિષયસુખોથી– (વિરક્ત કરે છે), ત્યાર બાદ શું તે કહે છે— **'हरेः इति'** ॥ ૧૩ ॥

(પૂર્વજન્મનાં) પાપથી શ્રીહરિની કથામાં વિમુખ બનેલા, શોક કરવા યોગ્ય તે અજ્ઞાનીઓનો હું ખૂબ શોક કરું છું, જેમનાં વૃથાવાદ, વૃથાગતિ અને વૃથાસ્મૃતિવાળા આયુષ્યનો, સાવધાન એવા કાળદેવતા ક્ષય કરે છે. ॥ ૧૪ ॥

આવી હરિકથામાં જે આનંદ નથી પામતા તેમને માટે ખેદ કરે છે. જેઓ શોક કરવા યોગ્ય છે તેમનામાં પણ જેઓ શોક કરવા યોગ્ય છે તેઓ મહાભારતના તાત્પર્યથી અર્થાત્ શ્રીહરિકથારતિથી જેઓ **'अविदः'** અજાણ છે તેઓ શોક કરવાને યોગ્ય છે; પરંતુ જેઓ જાણવા છતાં પણ શ્રીહરિકથાથી વિમુખ છે; તેઓ તો શોક કરવા યોગ્ય અજ્ઞાનીઓમાં પણ શોક કરવા યોગ્ય છે, એમ સમજવું. **'अनिमिषः'** કાળ ભગવાન જેમના આયુષ્યનો ક્ષય કરે છે, તે માટે કારણ આપે છે – વ્યર્થ જ **'वादगतिस्मृतयः'** વાણી, દેહ અને મનનો વ્યાપાર જેમનો છે (તેમનું આયુષ્ય કાળદેવ હરી લે છે).॥ ૧૪ ॥

**'वादः'** વાણી, વ્યવહારનો **'गतिः'** શરીરથી થતી (વ્યર્થ) ચેષ્ટા, **'स्मृतिः'** (વ્યર્થ) કલ્પનાઓ

આ બધાથી સર્વસ્વનો નાશ થાય છે તેથી અને પુરુષાર્થનું સાધન હોવા છતાં પણ પુરુષાર્થનો અભાવ હોવાથી તેઓ શોક કરવા યોગ્યમાં પણ અધિક શોચનીય છે.

તેથી હે આર્તબંધુ કૌષારવ (મૈત્રેયજી), આનંદ આપનારા, તીર્થરૂપ કીર્તિવાળા શ્રીહરિની કથાઓમાં સારભૂત કથા હોય તે કથાને જ (ભમરો) ફૂલોમાંથી સાર (મધ) કાઢે તેમ તારવી કાઢી, આ વિશ્વના કલ્યાણ માટે અમને કહો. ॥ ૧૫ ॥

तत्तस्माद्धे कौषारव, अस्य विश्वस्य शिवाय कथासु सारभूतां हरेः कथामेवोद्धृत्य नः कीर्तय। यथा पुष्पेभ्यो मधु मधुप उद्धरति तद्वदुद्धृत्य॥ १५ ॥

विशेषतः श्रीकृष्णकथा कथनीयेत्याशयेनाह—स इति।

**स विश्वजन्मस्थितिसंयमार्थे**
**कृतावतारः प्रगृहीतशक्तिः।**
**चकार कर्माण्यतिपूरुषाणि**
**यानीश्वरः कीर्तय तानि मह्यम्॥ १६**

यो विश्वसर्गाद्यर्थं पूर्वं गृहीतशक्तिः स एव पुरुषेषु कृतावतारः सन् पुरुषानतिक्रम्य वर्तमानानि यानि कर्माणि चकार तानि विस्तराद्वद॥ १६॥

श्रीशुक उवाच

**स एवं भगवान्पृष्टः क्षत्त्रा कौषारविर्मुनिः।**
**पुंसां निःश्रेयसार्थेन तमाह बहु मानयन्॥ १७**

पुंसां निःश्रेयसमेवार्थः प्रयोजनं तेन हेतुना पृष्टः॥ १७॥

बहुमानमेवाह—**साध्विति** पञ्चभिः।

मैत्रेय उवाच

**साधु पृष्टं त्वया साधो लोकान्साध्वनुगृह्णता।**
**कीर्तिं वितन्वता लोके आत्मनोऽधोक्षजात्मनः॥ १८**

अधोक्षजे एवात्मा मनो यस्य तस्यात्मनः स्वस्य कीर्तिं च प्रसङ्गाद्वितन्वता॥ १८॥

**नैतच्चित्रं त्वयि क्षत्तर्बादरायणवीर्यजे।**
**गृहीतोऽनन्यभावेन यत्त्वया हरिरीश्वरः॥ १९**

તેથી હે કૌષારવ, આ વિશ્વના કલ્યાણ માટે શ્રીહરિની કથાઓમાં સારભૂત કથાને જ તારવીને અમને કહો. જેવી રીતે પુષ્પોમાંથી ભમરો મધ ખેંચી લે છે, તેવી રીતે સાર કાઢીને કહો. ॥ ૧૫ ॥

શ્રીકૃષ્ણકથા વિશેષરૂપે કહેવા યોગ્ય છે, તે આશયથી કહે છે — **'सः इति।'**

જગતની ઉત્પત્તિ, પાલન અને સંયમ માટે અવતાર ધારણ કરનાર તે ઈશ્વરે માયાશક્તિઓનો સ્વીકાર કરીને જે અતિમાનવીય કર્મો કર્યાં તે મને કહો. ॥ ૧૬ ॥

જેમણે જગતની ઉત્પત્તિ વગેરે માટે પહેલા શક્તિઓનો સ્વીકાર કર્યો હતો, તે જ ઈશ્વરે (ગોવાળોમાં) અવતાર લઈ, સામાન્ય મનુષ્યોને અતિક્રમીને રહેલાં જે કાર્યો કર્યાં, તે (સર્વ વિસ્તારપૂર્વક) કહો. ॥ ૧૬ ॥

**શ્રીશુકદેવજીએ કહ્યું** – મનુષ્યોના કલ્યાણ માટે વિદુરજી દ્વારા આ પ્રમાણે પૂછવામાં આવેલા તે ભગવાન મુનિ કૌષારવિ તે વિદુરજીને ખૂબ માન આપતા બોલ્યા. ॥ ૧૭ ॥

મનુષ્યોનું કલ્યાણ એ જ **'अर्थः'** પ્રયોજન, તે હેતુથી જેમને પૂછવામાં આવ્યું (તે મૈત્રેયમુનિ) ॥ ૧૭ ॥

(વિદુરજીને આપેલું) બહુમાન પાંચ શ્લોકો દ્વારા જણાવે છે— **'साधु इति।'**

**મૈત્રેયમુનિ બોલ્યા** – હે સાધુ (વિદુરજી), લોકો ઉપર અત્યન્ત અનુગ્રહ કરતા તેમ જ શ્રીકૃષ્ણમાં જેમનું મન છે તેવા તમારી પોતાની કીર્તિને જગતમાં ફેલાવતા તમે ઉત્તમ પ્રશ્ન કર્યો છે. ॥ ૧૮ ॥

અધોક્ષજમાં જ જેમનું **'आत्मा'** મન છે તેવા તેમની પોતાની કીર્તિને પણ ફળસ્વરૂપે ફેલાવતા॥ ૧૮ ॥

હે વિદુરજી, વ્યાસજીના સામર્થ્યથી ઉત્પન્ન થયેલા આપને માટે આ આશ્ચર્યજનક નથી, કારણ કે આપના દ્વારા અનન્યભાવે શ્રીહરિ એવા ઈશ્વરને ધારણ કરવામાં આવ્યા છે. ॥ ૧૯ ॥

हरिर्यद्गृहीतः एतच्चित्रं न भवति। कुतः। बादरायणवीर्यजे। ननु बादरायणवीर्यजो धृतराष्ट्रोऽपि भवति, सत्यम्, परंतु त्वयि ततो विशेष इत्याह—गृहीत इति॥ १९॥

શ્રીહરિ જે (આપના દ્વારા) ધારણ કરાયેલા છે, તેમાં આશ્ચર્ય નથી. શા માટે? બાદરાયણ વ્યાસજીના સામર્થ્યથી ઉત્પન્ન થયેલાને માટે આ આશ્ચર્ય નથી. શંકા કરવામાં આવી છે કે ધૃતરાષ્ટ્ર પણ વ્યાસજીના સામર્થ્યથી થયા હતા. સત્ય છે, પરંતુ આપનામાં તેનાથી (કંઈક) વિશેષ છે, તેમ કહે છે— **'गृहीतः इति'** ॥ ૧૯ ॥

ननु तर्हि कथं शूद्रत्वं, कथं च लोकानुग्राहकत्वं तत्राह—**माण्डव्यशापादिति।**

શંકા કરે છે કે તો પછી શૂદ્રત્વ કેવી રીતે પ્રાપ્ત થયું, તેમ જ લોકોનું કલ્યાણ કરવાની ભાવના કેવી રીતે થઈ, તે માટે કહે છે— **'माण्डव्यशापात् इति।'**

**माण्डव्यशापाद्भगवान्प्रजासंयमनो यमः।**
**भ्रातुः क्षेत्रे भुजिष्यायां जातः सत्यवतीसुतात्॥ २०**

પ્રજાને સંયમમાં રાખનાર (આપ) ભગવાન યમરાજ, માંડવ્ય ઋષિના શાપથી સત્યવતીના પુત્ર વ્યાસજીથી ભાઈ (વિચિત્રવીર્ય)ની ભોગપત્ની તરીકે સ્વીકારેલી દાસીમાં જન્મ્યા છે. ॥ ૨૦ ॥

भ्रातुर्विचित्रवीर्यस्य क्षेत्रे क्षेत्रत्वेन स्वीकृतायां भुजिष्यायां दास्यां यम एव त्वं जातोऽसि॥ २०॥

**'भ्रातुः'** ભાઈ વિચિત્રવીર્યની **'क्षेत्रे'** ભોગપત્ની તરીકે સ્વીકારેલી **'भुजिष्यायाम्'** દાસીમાં સાક્ષાત્ યમરાજ એવા આપ જન્મ્યા છે. ॥ ૨૦ ॥

**भवान्भगवतो नित्यं संमतः सानुगस्य च।**
**यस्य ज्ञानोपदेशाय मादिशद्भगवान्व्रजन्॥ २१**

વળી, આપ ભક્તો સહિત ભગવાનના સદાય પ્રિય છો અને તેથી જ (સ્વધામ) જતા ભગવાને તમને જ્ઞાનોપદેશ કરવા માટે મને આદેશ આપ્યો છે.॥ ૨૧ ॥

किंच। भवानिति। कुतः। यस्य तव ज्ञानोपदेशाय मामादिष्टवान्। चकारात्स्वयमपि स्मृत्यैवोपदिष्टवानिति॥ २१॥

વળી, **'भवान् इति।'** આપ કેવી રીતે વિશેષ છો તે કહે છે. **'यस्य'** જે આપને જ્ઞાનોપદેશ કરવા માટે મને આદેશ આપ્યો છે. **'च'** કાર દ્વારા સૂચિત થાય છે કે ભગવાને સ્મૃતિ દ્વારા ઉપદેશ આપ્યો. ॥ ૨૧ ॥

**अथ ते भगवल्लीला योगमायोपबृंहिताः।**
**विश्वस्थित्युद्भवान्तार्था वर्णयाम्यनुपूर्वशः॥ २२**

હવે યોગમાયાથી વૃદ્ધિ પામેલી અને જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા નાશ કરનારી ભગવાનની લીલાઓ તમારી આગળ હું અનુક્રમે વર્ણવું છું.॥ ૨૨ ॥

विश्वस्थित्यादयोऽर्था विषया यासां ताः॥ २२॥

વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ અને નાશ **'अर्थाः'** વિષયો છે જેના તેવી (ભગવલ્લીલાઓ) ॥ ૨૨ ॥

तत्र सृष्टिलीलां वर्णयितुं ततः पूर्वावस्थामाह।

અહીં સૃષ્ટિલીલા વર્ણવવા માટે તે પહેલાંની સ્થિતિ જણાવે છે.

**भगवानेक आसेदमग्र आत्मात्मनां विभुः।**
**आत्मेच्छानुगतावात्माऽनानामत्युपलक्षणः॥ २३**

આ વિશ્વ સૃષ્ટિરચના પૂર્વે જીવોના સ્વરૂપભૂત સ્વામી, એક ભગવાનરૂપ જ હતું. (તે સમયે) પરમાત્મા ભિન્ન-ભિન્ન દ્રષ્ટા અને દૃશ્યાદિ સ્વરૂપે જણાતા ન હતા કારણ કે તેમની ઈચ્છારૂપી માયાનો તેમનામાં લય થયો હતો. ॥ ૨૩ ॥

इदं विश्वमग्रे सृष्टेः पूर्वं परमात्मा भगवानेक एव आस आसीत्। आत्मनां जीवानामात्मा स्वरूपं विभुः स्वामी च। नान्यद्द्रष्टृदृश्यात्मकं किंचिदासीत्। कारणात्मना सत्त्वेऽपि पृथक्प्रतीत्य-भावादित्याह।

अनानामत्युपलक्षणो नानाद्रष्टृदृश्यादि-मतिभिर्नोपलक्ष्यत इति तथा। यद्वा अकारप्रश्लेषं विनैवायमर्थः। यः सृष्टौ नानामतिभिरुपलक्ष्यते स तदैक एवासीदिति। कुतः। आत्मेच्छा माया तस्या अनुगतौ लये सति। यद्वा आत्मन एकाकित्वे-नावस्थानेच्छायामनुवृत्तायामित्यर्थः॥ २३॥

तत्र प्रथमं मायोद्भवप्रकारमाह द्वाभ्याम्।

**स वा एष तदा द्रष्टा नापश्यद् दृश्यमेकराट्।**
**मेनेऽसन्तमिवात्मानं सुप्तशक्तिरसुप्तदृक्॥ २४**

स वै एष द्रष्टा सन् दृश्यं नापश्यत्। यत एकराट् एक एव तदा प्रकाशते। आत्मानम् असन्तमिव मेने। दृश्याभावे द्रष्टृत्वाभावात्। तदाह। सुप्ता मायाद्याः शक्तयो यस्य सः। न त्वसन्तमेव मेने। यतोऽसुप्ता दृक् चिच्छ-क्तिर्यस्येति॥ २४॥

**सा वा एतस्य संद्रष्टुः शक्तिः सदसदात्मिका।**
**माया नाम महाभाग ययेदं निर्ममे विभुः॥ २५**

'**इदम्**' આ વિશ્વ '**अग्रे**' સૃષ્ટિની પૂર્વે એક '**भगवान्**' પરમાત્મારૂપ જ '**आस**' હતું, '**आत्मनाम्**' જીવોના '**आत्मा**' સ્વરૂપભૂત '**विभुः**' સ્વામી (એક ભગવાનરૂપ જ વિશ્વ હતું). દ્રષ્ટા અને દૃશ્યરૂપ બીજું કંઈ પણ ન હતું, કારણ કે આત્મા હોવા છતાં પણ અલગ પ્રતીતિનો અભાવ હતો, એમ કહે છે.

'**अनानामति-उपलक्षणः**' જુદા જુદા દ્રષ્ટા અને દૃશ્યાદિ જ્ઞાન દ્વારા પરમાત્મા જણાતા ન હતા. અથવા '**अ**' કારની પ્રશ્લેષસંધિ વિના જ અર્થ આ પ્રમાણે છે. '**नानामति-उपलक्षणः**' સૃષ્ટિમાં જે પરમાત્મા જુદા જુદા જ્ઞાનસ્વરૂપે ભાસે છે તે એક જ પરમાત્મા તે સમયે હતા. કેમ? કારણ કે '**आत्मेच्छा**' ઈચ્છારૂપી માયા, તેનો જ્યારે '**अनुगतौ**' લય થયો હતો અથવા જ્યારે આત્માની એકાકીરૂપે રહેવાની નિરંતર ઈચ્છા હતી ત્યારે (પરમાત્મા જુદા જુદા સ્વરૂપે જણાતા ન હતા), એમ અર્થ છે.॥ ૨૩ ॥

પ્રથમ માયાની ઉત્પત્તિનો પ્રકાર બે શ્લોકો દ્વારા કહે છે.

તે સમયે તે જ એક પ્રકાશતા પરમાત્માએ દ્રષ્ટાસ્વરૂપે (કોઈ) દૃશ્ય જોયું નહીં. જાગૃત ચૈતન્ય-શક્તિવાળા તે પોતાની માયાદિ શક્તિઓ સ્વસ્વરૂપમાં જ લીન હોવાથી પોતાના આત્માને ન હોવા જેવો માનવા લાગ્યા. ॥ ૨૪ ॥

તે પરમાત્માએ જ દ્રષ્ટા થઈ દૃશ્ય જોયું નહીં, કારણ કે સ્વયંપ્રકાશ એક એ જ ત્યારે પ્રકાશિત હતા. પોતાના આત્માને ન હોવા જેવો તેમણે માન્યો, કારણ કે દૃશ્યના અભાવમાં દ્રષ્ટાપણાનો પણ અભાવ જ હોય, તે કહે છે. લીન થઈ ગઈ છે માયાદિ શક્તિઓ જેમની તે પરમાત્મા. (પોતાના આત્માને તેમણે ન હોવા જેવો માન્યો,) પરંતુ તદન ન હોવારૂપે ન માન્યો, કારણ કે '**असुप्ता दृक्**' જાગૃત ચૈતન્યશક્તિ જેમની છે તેવા પરમાત્મા છે.॥ ૨૪ ॥

દ્રષ્ટા અને દૃશ્યનું અનુસંધાન કરનારી તે પરમાત્માની કાર્યકારણરૂપ જે શક્તિ છે, તે જ માયા છે. હે મહાભાગ્યશાળી વિદુરજી, જેના વડે એ વ્યાપક પ્રભુએ આ વિશ્વને સર્જ્યું. ॥ ૨૫ ॥

सा वै द्रष्टृदृश्यानुसंधानरूपा सदसदात्मिका कार्यकारणरूपा। यद्वा सत् दृश्यम्, असत् अदृश्यमात्मस्वरूपं च तयोरात्मा यस्याः। तदुभयानुसन्धानरूपत्वात्॥ २५॥

તે જ દ્રષ્ટા અને દૃશ્યના અનુસંધાનરૂપ છે, **'सद्-असद्-आत्मिका'** સદ્-અસદ્-કાર્યકારણરૂપ શક્તિ છે. અથવા **'सत्'** દૃશ્ય, **'असत्'** અદૃશ્ય **'आत्मिका'** સ્વરૂપવાળી તેમ જ (**'तयोः' 'दृश्यादृश्ययोः'**) દૃશ્ય અને અદૃશ્યસ્વરૂપ છે જેનું તે માયા નામની શક્તિ બન્ને સ્વરૂપોના અનુસંધાનરૂપ હોવાથી (તેના વડે વિભુએ આ વિશ્વ સર્જ્યું). ॥ ૨૫ ॥

**कालवृत्त्या तु मायायां गुणमय्यामधोक्षजः।**
**पुरुषेणात्मभूतेन वीर्यमाधत्त वीर्यवान्॥ २६**

અધોક્ષજ ચિન્મય પરમાત્માએ કાળશક્તિથી જેના ગુણ ક્ષોભ પામ્યા હતા એવી માયાશક્તિમાં પોતાના અંશરૂપ પુરુષસ્વરૂપે વીર્ય સ્થાપિત કર્યું. ॥ ૨૬ ॥

कालवृत्त्या कालशक्त्या गुणमय्यां क्षुभित-गुणायाम्। अधोक्षजः परमात्मा। आत्मांशभूतेन पुरुषेण प्रकृत्यधिष्ठातृरूपेण वीर्यं चिदाभासमाधत्त। वीर्यवांश्चिच्छक्तियुक्तः॥ २६॥

**'कालवृत्त्या'** કાળશક્તિથી **'गुणमय्याम्'** જેના ગુણ ક્ષોભ પામ્યા હતા તેવી માયામાં અધોક્ષજ પરમાત્માએ **'आत्मा-अंशभूतेन पुरुषेण'** પોતાના અંશરૂપ, પ્રકૃતિના અધિષ્ઠાતા પુરુષસ્વરૂપે **'वीर्यम्'** ચિદાભાસરૂપ વીર્ય સ્થાપિત કર્યું. **'वीर्यवान्'** ચિત્‌શક્તિવાળા પરમાત્માએ ॥ ૨૬ ॥

**ततोऽभवन्महत्तत्त्वमव्यक्तात्कालचोदितात्।**
**विज्ञानात्मात्मदेहस्थं विश्वं व्यञ्जंस्तमोनुदः॥ २७**

ત્યાર બાદ કાળથી પ્રેરાયેલી માયાથી પોતાના દેહમાં રહેલા વિશ્વને પ્રકાશ કરનારું અને અજ્ઞાનને દૂર કરનારું વિજ્ઞાનસ્વરૂપ મહત્તત્ત્વ થયું. ॥ ૨૭ ॥

कालप्रेरितादव्यक्तान्मायातः। तत्त्वपदं परित्यज्य महतो लक्षणम्, अतः पुंल्लिङ्गनिर्देशो विज्ञानात्मेति।

કાળથી પ્રેરાયેલી માયાથી– 'તત્ત્વ' પદ છોડીને **'महतः'** મહત્‌નું લક્ષણ હોવાથી પુંલ્લિંગમાં નિર્દેશ છે– **'विज्ञान-आत्मा इति।'**

सत्त्वप्रधानत्वात्स्वदेहस्थं विश्वमुच्छून-बीजगतमङ्कुरादिरूपं वृक्षमिव व्यञ्जन् व्यञ्जयन् प्रकाशयन्। यतोऽसौ तमो नुदतीति तमोनुदः। तदुक्तं सात्वततन्त्रे—

'विष्णोस्तु त्रीणि रूपाणि पुरुषाख्यान्यथो विदुः।
प्रथमं महतः स्रष्टृ द्वितीयं त्वण्डसंस्थितम्॥
तृतीयं सर्वभूतस्थं तानि ज्ञात्वा विमुच्यते।'
इति॥ २७॥

મહત્તત્ત્વ સત્ત્વગુણપ્રધાન હોવાથી વિજ્ઞાનસ્વરૂપ છે. પોતાના દેહમાં રહેલા વિશ્વને, જળથી ફૂલી ગયેલા બીજમાં અંકુર વગેરેરૂપે રહેલા વૃક્ષની જેમ **'व्यञ्जन्'** પ્રકટ કરતા તે અંધકારને દૂર કરે છે, તેથી તે **'तमोनुदः'** છે. સાત્ત્વતતન્ત્રમાં (પંચરાત્ર) તે કહેવામાં આવ્યું છે.

''વિષ્ણુનાં પુરુષ નામવાળાં ત્રણ રૂપોને વિદ્વાનો જાણે છે. પ્રથમ રૂપ તે મહત્ તત્ત્વનું સર્જન કરનાર પુરુષ, બીજું રૂપ તે વિરાટમાં અંતર્યામીરૂપે રહેલ પુરુષ, ત્રીજું રૂપ તે બધાં ભૂતોમાં સર્વના– અન્તર્યામીરૂપે રહેલ પુરુષ તે ત્રણ રૂપોને જાણીને મનુષ્ય મુક્ત થાય છે–''॥ ૨૭ ॥

अहंकारोत्पत्तिमाह सार्धाभ्याम्—**सोऽपीति।**

**सोऽप्यंशगुणकालात्मा भगवद्दृष्टिगोचरः।**
**आत्मानं व्यकरोदात्मा विश्वस्यास्य सिसृक्षया॥ २८**

अंशश्चिदाभासो निमित्तं, गुणा उपादानं, कालः क्षोभकः, तदात्मा तदधीनः भगवान् सर्वाध्यक्षस्तद्दृष्टिगोचरः सन् स्वयमात्मानं व्यकरोत् रूपान्तरमनयत्॥ २८॥

અહંકારની ઉત્પત્તિ દોઢ શ્લોકથી કહે છે — '**सः अपि इति।**'

અંશ (ચિદાભાસરૂપી નિમિત્તકારણ), ગુણ (ગુણોરૂપી ઉપાદાન કારણ), કાળ (ક્ષોભ પમાડનાર) (આ ત્રણેય)ને અધીન તે મહત્તત્ત્વે ભગવાનની દૃષ્ટિનો વિષય બની આ વિશ્વને સર્જન કરવાની ઈચ્છાથી પોતાના સ્વરૂપનું રૂપાન્તર કર્યું. ॥ ૨૮ ॥

'**अंशः**' ચિદાભાસરૂપી નિમિત્તકારણ, ગુણોરૂપી ઉપાદાન કારણ, ક્ષોભ પમાડનાર કાળ– તેમને અધીન મહત્તત્ત્વે, સર્વના અધ્યક્ષ એવા ભગવાનની દૃષ્ટિનો વિષય બની પોતાના સ્વરૂપનું '**व्यकरोत्**' રૂપાન્તર કર્યું. ॥ ૨૮ ॥

अहंकारस्य लक्षणमाह।

**महत्तत्त्वाद्विकुर्वाणादहंतत्त्वं व्यजायत।**
**कार्यकारणकर्त्रात्मा भूतेन्द्रियमनोमयः॥ २९**

कार्यमधिभूतम्, कारणमध्यात्मम्, कर्तृ अधिदैवं, तेषामात्मा आश्रयः। अत्र हेतुः—भूतेन्द्रियमनोमयस्तद्विकारवान्। मन इति देवानामप्युपलक्षणम्॥ २९॥

અહંકારનું લક્ષણ જણાવે છે.

મહત્તત્ત્વ વિકાર પામતાં તેમાંથી અહંકાર થયો. તે અહંકાર કાર્ય, કારણ અને કર્તારૂપ છે તેમ જ પંચ મહાભૂતો, ઈન્દ્રિયો, મન (તથા ઈન્દ્રિયો અને મનના દેવતાઓ)નું કારણ છે. ॥ ૨૯ ॥

(અહંકાર) '**कार्यम्**' અધિભૂત, '**कारणम्**' અધ્યાત્મ, '**कर्तृ**' અધિદૈવરૂપ છે. તેમનો '**आत्मा**' આશ્રયરૂપ છે. તે માટેનું કારણ – (અહંકાર) પંચમહાભૂતો, ઈન્દ્રિયો અને મનરૂપી વિકારથી યુક્ત છે. '**मनः इति**' એમ ઈન્દ્રિયો અને મનના દેવતાઓનું પણ સૂચન છે. ॥ ૨૯ ॥

एतदेव विभागतः प्रपञ्चयति—**वैकारिक इत्यादिना।**

**वैकारिकस्तैजसश्च तामसश्चेत्यहं त्रिधा।**
**अहंतत्त्वाद्विकुर्वाणान्मनो वैकारिकादभूत्।**
**वैकारिकाश्च ये देवा अर्थाभिव्यञ्जनं यतः॥ ३०**

આ (સાત્ત્વિક, રાજસ, તામસ ગુણોના ભેદથી પંચમહાભૂતો અને ઈન્દ્રિયોના વિકારનો) જ વિસ્તાર કરે છે — '**वैकारिकः इति।**' વગેરે દ્વારા

તે અહંકાર સાત્ત્વિક, રાજસ અને તામસ એવા ત્રણ પ્રકારનો થયો. અહંતત્ત્વ વિકાર પામતાં, સાત્ત્વિક અહંકારમાંથી મન થયું તેમ જ મન અને ઈન્દ્રિયોના જે દેવતાઓ થયા, તેમનાથી (શબ્દાદિ) વિષયોનું જ્ઞાન થાય છે. ॥ ૩૦ ॥

वैकारिकः सात्त्विकः, तैजसो राजसः। देवाश्च वैकारिकाः सात्त्विकाहंकारकार्यभूता इत्यर्थः। यतो येभ्य इन्द्रियाधिष्ठातृभ्यो देवेभ्यो हेतुभ्योऽर्थाभिव्यञ्जनं शब्दादिप्रकाशो भवति ॥ ३० ॥

**तैजसानीन्द्रियाण्येव ज्ञानकर्ममयानि च।**
**तामसो भूतसूक्ष्मादिर्यतः खं लिङ्गमात्मनः॥ ३१**

तैजसान्येवेत्यन्वयः। ज्ञानमयानां सात्त्विकत्वशङ्का मा भूदित्येवकारः। तामसो भूतसूक्ष्मस्य शब्दस्यादिः कारणम्। यतः शब्दात्खमाकाशो भवति।

आत्मनो लिङ्गं स्वगुणशब्दरूपेण प्रकाशकं हृदयाकाशतया वा।

यद्वा लिङ्गं शरीरम् 'आकाशशरीरं ब्रह्म' इति श्रुतेः॥ ३१ ॥

**वंशीधरी—**'शब्दरूपेण इति।' 'तं त्वौपनिषदं पुरुषम्।'

'प्रकाशकम्' 'हृदयाकाशे हि ब्रह्मप्रकाशो भवति तस्य तत्रस्थत्वात्।' 'सर्वस्य चाहं हृदि संनिविष्टः' 'इति श्रीमुखोक्तेः।'

**दीपिनी—**'तस्माद्वा एतस्मादात्मन आकाशः सम्भूतः।'

'शास्त्रयोनित्वात्'।

**कालमायांशयोगेन भगवद्वीक्षितं नभः।**
**नभसोऽनुसृतं स्पर्शं विकुर्वन्निर्ममेऽनिलम्॥ ३२**

'**वैकारिकः**' સાત્ત્વિક, '**तैजसः**' રાજસ, (મન અને ઇન્દ્રિયોના) દેવતાઓ પણ '**वैकारिकाः**' સાત્ત્વિક અહંકારના કાર્યરૂપ એટલે કે સાત્ત્વિક અહંકારમાંથી ઉત્પન્ન થયા છે, એમ અર્થ છે. '**यतः**' જેમનાથી ઇન્દ્રિયોના અધિષ્ઠાતા દેવતાઓને કારણે– '**अर्थाभिव्यञ्जनम्**' શબ્દાદિ વિષયોની અભિવ્યક્તિ (જ્ઞાન) થાય છે.॥ ૩૦ ॥

વળી, જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયો રાજસ જ છે; શબ્દાદિ તન્માત્રાઓ તામસ છે, જેનાથી પરમાત્માનો બોધ કરનારું આકાશ ઉત્પન્ન થયું. ॥ ૩૧ ॥

તૈજસ અહંકારથી જ જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયો થઈ તેમ '**एव**' નો સંબંધ છે. જ્ઞાનમય જ્ઞાનેન્દ્રિયો સાત્ત્વિકરૂપ છે તેવી શંકા ન થાય તે માટે '**एव**' કાર છે. તામસ અહંકાર સૂક્ષ્મભૂતોનું – શબ્દાદિ તન્માત્રાઓનું '**आदिः**' કારણ છે, જે શબ્દથી '**खम्**' આકાશ થાય છે.

અથવા '**आत्मनः लिङ्गम्**' પોતાના ગુણ શબ્દરૂપે, આકાશ– હૃદયાકાશરૂપે પરમાત્માનું પ્રકાશક છે.

અથવા '**लिङ्गम्**' શરીર– ''આકાશ પરમાત્માનું શરીર છે.''(તૈત્તિ.ઉપ.૧/૬/૨) એમ શ્રુતિ છે.॥ ૩૧ ॥

શબ્દરૂપે (પરમાત્માનું જ્ઞાન થાય છે). 'તે ઔપનિષદ પુરુષને હું પૂછું છું.' (બૃહદા.ઉપ.૩/૯/૨૬)

હૃદયાકાશમાં ખરેખર પરમાત્માનો પ્રકાશ થાય છે, કારણ કે તે ત્યાં જ વસે છે– ''સમસ્ત પ્રાણીઓનો આત્મા હોઈ તેમના અન્તઃકરણમાં હું રહેલો છું. તેવી શ્રીમુખની વાણી છે.'' (ગીતા ૧૫/૧૫)

''તે આ આત્માથી જ આકાશ ઉત્પન્ન થયું.'' – (તૈત્તિ.ઉપ.૨/૧/૧)

બ્રહ્મ એ ઋગ્વેદ વગેરે શાસ્ત્રોને ઉત્પન્ન કરનારું છે. (તેથી તે સર્વજ્ઞ છે. શાસ્ત્ર જ બ્રહ્મને જાણવા માટે પ્રમાણ બને છે.) (બ્રહ્મસૂત્ર ૧/૧/૩)

ભગવાનની દૃષ્ટિનો વિષય બનેલા આકાશે કાળ, માયા તથા ચિદંશના યોગથી (પોતાનામાંથી) એટલે કે આકાશમાંથી બનેલા સ્પર્શને વિકાર પમાડતાં વાયુને ઉત્પન્ન કર્યો. ॥ ૩૨ ॥

नभसः स्वस्मादनुसृतमुद्भूतं स्पर्शं विकुर्वद्रूपान्तरं नयदनिलं वायुम्। एवं सर्वत्र तन्मात्रद्वारा भूतोत्पत्तिरिति ज्ञातव्यम्॥ ३२ ॥

**अनिलोऽपि विकुर्वाणो नभसोरुबलान्वितः।**
**ससर्ज रूपतन्मात्रं ज्योतिर्लोकस्य लोचनम्॥ ३३**

नभसा सहितः स्वयं चोरुबलान्वितः ततो ज्योतिस्तेजः। लोचनं प्रकाशकम्॥ ३३ ॥

**अनिलेनान्वितं ज्योतिर्विकुर्वत्परवीक्षितम्।**
**आधत्ताम्भो रसमयं कालमायांशयोगतः॥ ३४**

॥ ३४ ॥

**ज्योतिषाम्भोनुसंसृष्टं विकुर्वद्ब्रह्मवीक्षितम्।**
**महीं गन्धगुणामाधात्कालमायांशयोगतः॥ ३५**

॥ ३५ ॥

**भूतानां नभआदीनां यद्यद्भव्यावरावरम्।**
**तेषां परानुसंसर्गाद्यथासंख्यं गुणान्विदुः॥ ३६**

हे भव्य विदुर। पाठान्तरे भाव्यम् कार्यम्। यद्यदवरमवरं कार्यं तेषां कार्याणां परैः कारणैर- नुसंसर्गाद्यथासंख्यं यथाक्रममुत्तरोत्तरमधिकान्गुणान् विदुः। तथा हि नभसः शब्द एव गुणोऽन्यान्व- याभावात्। वायोस्तु स्पर्श आकाशान्वयाच्छब्दश्च। एवं तैजसस्तौ च रूपं च। अम्भसस्तानि रसश्च। मह्याः सर्वे॥ ३६ ॥

પોતાનામાંથી અર્થાત્ આકાશમાંથી **'अनुसृतम्'** ઉદ્ભવેલા સ્પર્શને **'विकुर्वत्'** રૂપાન્તર પમાડતાં, **'अनिलम्'** વાયુને ઉત્પન્ન કર્યો. આ રીતે સર્વત્ર તન્માત્રા દ્વારા પંચમહાભૂતોની ઉત્પત્તિ થઈ તેમ જાણવું જોઈએ.॥ ૩૨ ॥

ત્યાર બાદ મહાબળવાન વાયુ આકાશ સહિત વિકાર પામ્યો અને તેણે રૂપતન્માત્રાને અને તેના દ્વારા લોકોને પ્રકાશ આપનારું તેજ ઉત્પન્ન કર્યું.॥ ૩૩ ॥

આકાશ સહિત મહાબળવાન વાયુ પોતે પણ (વિકાર પામ્યો). તેમાંથી **'ज्योतिः'** તેજ (ઉત્પન્ન થયું.); **'लोचनम्'** પ્રકાશ આપનારું ॥ ૩૩ ॥

પરમાત્માની દૃષ્ટિ પડેલા, વાયુ સાથેના તેજે કાળ, માયા તથા ચિદંશના યોગથી વિકાર પામી, રસ તન્માત્રાને અને તેના દ્વારા જળને ઉત્પન્ન કર્યું. ॥ ૩૪ ॥ ૩૪ ॥

પછી બ્રહ્મની દૃષ્ટિનો વિષય બનેલું, તેજ સહિતનું જળ કાળ, માયા તથા ચિદંશના યોગથી વિકાર પામતાં ગંધ તન્માત્રાવાળી પૃથ્વીને ઉત્પન્ન કરનારું થયું. ॥ ૩૫ ॥૩૫ ॥

હે ભવ્ય (વિદુરજી), આકાશાદિ મહાભૂતોમાં જે જે તત્ત્વ ઉત્તરોત્તર કાર્યરૂપ છે તે તે પૂર્વ પૂર્વનાં કારણરૂપ તત્ત્વથી યુક્ત છે, તેથી અનુક્રમે તેઓમાં અધિક ગુણો જાણવા. ॥ ૩૬ ॥

હે ભવ્ય વિદુરજી, પાઠાન્તરમાં **'भाव्यम्'** હોય તો તેનો અર્થ કાર્ય કરવો. જે જે તત્ત્વ ઉત્તરોત્તર કાર્યરૂપ છે, તે તે કાર્યોનાં પૂર્વ પૂર્વનાં કારણરૂપ તત્ત્વથી **'यथासंख्यम्'** અનુક્રમે ઉત્તરોત્તર અધિક ગુણવાળાં જાણવાં. જેમ કે, આકાશનો શબ્દ એક જ ગુણ છે, કારણ કે બીજા કોઈ પણ મહાભૂતનો કારણ તરીકે અભાવ છે. વાયુમાં સ્પર્શગુણ તથા તેના કારણરૂપ આકાશના સંબંધથી શબ્દગુણ પણ છે. એ જ પ્રમાણે તેજમાં તે બન્ને શબ્દ, સ્પર્શ તેમ જ રૂપ છે. જળમાં શબ્દ, સ્પર્શ, રૂપ તથા રસ છે. પૃથ્વીમાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ – સર્વે છે. ॥ ૩૬ ॥

**एते देवाः कला विष्णोः कालमायांशलिङ्गिनः।**
**नानात्वात्स्वक्रियाऽनीशाः प्रोचुः प्राञ्जलयो विभुम्॥ ३७**

મહત્તત્ત્વ વગેરેના અભિમાની આ દેવતાઓ વિષ્ણુ ભગવાનની કલાઓ છે તેમ જ વિકાર, વિક્ષેપ અને ચેતનાવાળા છે. તેઓ અલગ અલગ હોવાથી પોતાનું કાર્ય કરવા સમર્થ ન હતા; તેથી અંજલિ જોડી સમર્થ ભગવાનને કહેવા લાગ્યા. ॥ ૩૭ ॥

देवा महदाद्यभिमानिनः। विष्णोः कला अंशाः, काललिङ्गं विकृतिः मायालिङ्गं विक्षेपः, अंशलिङ्गं चेतना, तानि विद्यन्ते येषु। अतः समत्वेन नानात्वात्परस्परासंबन्धात्स्वक्रियायां ब्रह्माण्डरचनायामनीशा अशक्ताः सन्तो विभुं परमेश्वरं प्रोचुः॥ ३७॥

મહત્તત્ત્વ વગેરેના અભિમાની દેવો વિષ્ણુ ભગવાનના '**कलाः**' અંશો છે. '**काललिङ्गम्**' વિકૃતિ, '**मायालिङ्गम्**' વિક્ષેપ, '**अंशलिङ्गम्**' ચેતના – તે સર્વ જેમનામાં છે તેવા દેવો, આથી સમાન હોવાથી, '**नानात्वात्**' અલગ અલગ હોવાથી, પરસ્પર સંબંધરહિત હોવાથી '**स्वक्रियायाम्**' બ્રહ્માંડની રચનારૂપી પોતાની ક્રિયા કરવામાં '**अनीशाः**' અસમર્થ હતા, તેથી '**विभुम्**' પરમેશ્વરને કહેવા લાગ્યા. ॥ ૩૭ ॥

मिथः स्पर्धिष्णवो देवानमिलन्तः परस्परम्।
विश्वकर्मण्यनीशाना निर्विण्णा हरिमीडिरे॥
**नमामेति।**

પરસ્પર સ્પર્ધા કરનારા દેવોએ, એકબીજાને ન મળતા, સૃષ્ટિરચના માટે અસમર્થ હોઈ થાકીને શ્રીહરિની સ્તુતિ કરી– '**नमाम इति।**'

**देवा ऊचुः**

**नमाम ते देव पदारविन्दं**
**प्रपन्नतापोपशमातपत्रम्।**
**यन्मूलकेता यतयोऽञ्जसोरु**
**संसारदुःखं बहिरुत्क्षिपन्ति॥ ३८**

**દેવો બોલ્યા** – હે દેવ, શરણાગતના સંતાપને શાન્ત કરનાર છત્રરૂપ આપનાં ચરણકમળને અમે નમન કરીએ (છીએ), જે ચરણકમળનો આશ્રય કરી યોગીઓ સંસારના મહાન દુઃખને અનાયાસે દૂરથી જ ત્યાગી દે છે. ॥ ૩૮ ॥

प्रपन्नानां तापोपशमे आतपत्रं* छत्रम्। तत्र हेतुः। यस्य पादारविन्दस्य मूलं तलं केत आश्रयो येषां ते। संसारदुःखं बहिर्दूरत उत्क्षिपन्ति परित्यजन्ति। पान्थाः स्वगृहं प्राप्य मार्गश्रममिव॥ ३८॥

શરણાગતના તાપને શાન્ત કરનાર '**आतपत्रम्**' છત્રરૂપ (ચરણકમળ); તે માટે કારણ આપે છે. જેના ચરણકમળનું '**मूलम्**' તળિયું '**केतः**' આશ્રય છે જેમનો તેવા યોગીઓ સંસારદુઃખને '**बहिः**' દૂરથી જ '**उत्क्षिपन्ति**' ત્યજી દે છે. વટેમાર્ગુઓ પોતાના ગૃહે આવીને જેમ માર્ગનો શ્રમ દૂર કરે છે, તેમ (યોગીઓ આશ્રયરૂપ ચરણકમળ પ્રાપ્ત કરીને સંસારદુઃખ દૂર કરે છે).॥ ૩૮ ॥

*__विजय__—आतपात् त्रायते इति आतपत्रम्।

(દેવો) તાપ– તડકાથી રક્ષણ કરે તે છત્ર.

श्रमं विनिवेदयन्त आहुः।

દુઃખનું નિવેદન કરતા કહે છે.

**धातर्यदस्मिन्भव ईश जीवा-**
**स्तापत्रयेणोपहता न शर्म।**
**आत्मँल्लभन्ते भगवंस्तवाङ्घ्रि-**
**च्छायां सविद्यामत आश्रयेम॥ ३९**

હે પિતા, હે ઈશ્વર, જેથી કરીને આ સંસારમાં ત્રિવિધ તાપથી તપેલા જીવો સ્વરૂપસુખ નથી પામતા; માટે હે (આત્મસ્વરૂપ) ભગવાન, આપના ચરણકમળની વિદ્યાયુક્ત છાયાનો અમે આશ્રય કરીએ છીએ.॥ ૩૯ ॥

हे धातः पितः, यत् यस्माद्भवे संसारे। आत्मन्नात्मनि। संबोधनं वा। शर्म सुखम्। ऋते यदिति पाठे यत्पादभजनं विना शर्म न लभन्ते।

ननु ज्ञानादज्ञानकृतस्तापो निवर्तते, किं मदङ्घ्रिच्छायाश्रयणेन तत्राहुः। सविद्यां तदाश्रयणमेव विद्याप्रापकमित्यर्थः ॥ ३९ ॥

अज्ञातस्याश्रयणायोगात्तज्ज्ञानसाधनमाहुः।

**मार्गन्ति यत्ते मुखपद्मनीडै-**
**श्छन्दःसुपर्णैर्ऋषयो विविक्ते।**
**यस्याघमर्षोदसरिद्वरायाः**
**पदं पदं तीर्थपदः प्रपन्नाः ॥ ४०**

मार्गन्त्यन्वेषयन्ति यत्तत्तीर्थपदस्तव पदं वयं प्रपन्नाः। कैर्मार्गन्ति, छन्दःसुपर्णैर्वेदपक्षिभिः। तवैव मुखपद्मं नीडं येषाम्। यथा पक्षिणो नीडादुद्गतास्ततस्ततः परिभ्रम्य पुनस्तत्रैव विशन्ति तथा वेदा अपि त्वत्त उद्गतास्त्वय्येव पर्यवस्यन्ति। अतो वेदानाश्रित्य त्वत्पदं मृगयन्त इति। विविक्ते असङ्गे मनसि। किंचाघमर्षमघनाशकमुदमुदकं यासां सरितां तासु वराया गङ्गायाः पदमुद्गमस्थानम्।

अतो गङ्गामनुसेवमाना अपि तदुद्गमस्थानं त्वत्पदं प्राप्नुवन्तीत्यर्थः ॥ ४० ॥

હે **'धातः'** પિતા, **'यत्'** જેથી **'भवे'** સંસારમાં– **'आत्मन्'** નો અર્થ **'आत्मनि'** (કરવાનો છે) – સ્વરૂપમાં (શાન્તિ પામતા નથી); અથવા હે આત્મસ્વરૂપ, એમ સંબોધન છે. **'शर्म'** શાન્તિ, **'धातर् यद्'** પાઠને બદલે **'ऋते यद्'** પાઠમાં, જેના શ્રીચરણના ભજન વિના શાંતિ પ્રાપ્ત થતી નથી.

શંકા કરવામાં આવી છે કે જ્ઞાનથી અજ્ઞાનપૂર્વક કરાયેલા તાપોનું નિવારણ થાય છે, તો મારી ચરણછાયાના આશ્રયનું શું પ્રયોજન છે? તે માટે કહે છે– **'सविद्याम्'** ચરણછાયાનો આશ્રય જ વિદ્યાની પ્રાપ્તિ કરાવનારો છે, એમ અર્થ છે. ॥ ૩૯ ॥

અજ્ઞાત ઈશ્વરના આશ્રયનો ઉપાય ન હોવાથી (દેવો) તેને જાણવાનું સાધન જણાવે છે.

સમસ્ત તીર્થો જેમના ચરણારવિંદમાં છે તેવું આપનું ચરણકમળ પાપોનો નાશ કરનાર જળવાળી શ્રેષ્ઠ નદી ગંગાજીની ઉત્પત્તિનું સ્થાન છે; તેથી ઋષિઓ આપના જે આપનાં ચરણકમળને મુખકમળરૂપી માળામાં રહેલા વેદરૂપી પક્ષીઓ દ્વારા નિઃસંગ થયેલા પોતાના મનમાં વેદ દ્વારા શોધે છે, તે આપનાં ચરણને શરણે અમે આવ્યા છીએ. ॥ ૪૦ ॥

**'मार्गन्ति'** શોધે છે જે તીર્થરૂપ ચરણ, તે આપના ચરણને શરણે અમે આવ્યા છીએ. કોના દ્વારા શોધે છે? **'छन्दःसुपर्णैः'** વેદરૂપી પક્ષીઓ દ્વારા. આપનું જ મુખકમળ જેમનો માળો છે. જેવી રીતે પક્ષીઓ માળામાંથી ઊડી જઈને અહીં તહીં ભમીને પાછા ત્યાં જ પ્રવેશે છે, તેવી રીતે વેદો પણ આપનામાંથી ઉત્પન્ન થઈ આપનામાં જ અંત પામે છે. આથી વેદોનો આશ્રય કરીને આપનું ચરણ તેઓ શોધે છે, **'विविक्ते'** નિઃસંગ મનમાં, વળી, **'अघमर्षम्'** પાપોનો નાશ કરનાર **'उदम्'** જળ જે નદીઓનું છે તેમનામાં શ્રેષ્ઠ શ્રીગંગાજીનું **'पदम्'** ઉદ્‌ગમસ્થાન (આપનું ચરણ છે)

આથી ગંગાતટનિવાસ પણ તેના ઉદ્‌ગમસ્થાનરૂપ આપનું ચરણ પ્રાપ્ત કરાવે છે, એમ અર્થ છે. ॥ ૪૦ ॥

ननु विषयाकृष्टचित्तानां कुतस्तदन्वेषणं तत्राहुः।

**यच्छ्रद्धया श्रुतवत्या च भक्त्या**
**संमृज्यमाने हृदयेऽवधाय।**
**ज्ञानेन वैराग्यबलेन धीरा**
**व्रजेम तत्तेऽङ्घ्रिसरोजपीठम्॥ ४१**

यद्धृदयेऽवधाय ध्यात्वा। वैराग्यं बलं यस्य तेन ज्ञानेन धीरा भवन्ति। सरागे चित्ते ध्यानमेव कुतस्तत्राहुः।

श्रद्धया श्रवणपूर्विकया भक्त्या च संमृज्यमाने संशोध्यमाने॥ ४१॥

भक्तानुग्रहं स्मरन्त आहुः—**विश्वस्येति।**

**विश्वस्य जन्मस्थितिसंयमार्थे**
**कृतावतारस्य पदाम्बुजं ते।**
**व्रजेम सर्वे शरणं यदीश**
**स्मृतं प्रयच्छत्यभयं स्वपुंसाम्॥ ४२**

॥ ४२॥

अन्तर्यामितया नित्यं संनिहितेऽनर्थकं व्रजनमित्याशङ्क्याहुः—**यदिति।**

**यत्सानुबन्धेऽसति देहगेहे**
**ममाहमित्यूढदुराग्रहाणाम्।**
**पुंसां सुदूरं वसतोऽपि पुर्यां**
**भजेम तत्ते भगवन्पदाब्जम्॥ ४३**

सानुबन्धे सोपकरणे। असति तुच्छे। पुर्यां स्वदेह एव वसतोऽपि। यत्सुदूरं दुष्प्रापम्॥ ४३॥

**वंशीधरी—**विरक्त्यैकलभ्यं त्वत्पदाब्जमिति भावः।

શંકા કરવામાં આવી છે કે વિષયોથી આકર્ષાયેલા ચિત્તવાળા મનુષ્યો ભગવાનનાં ચરણકમળ કેવી રીતે શોધે, તે માટે (દેવો) કહે છે.

શ્રદ્ધા અને શ્રવણપૂર્વકની ભક્તિથી શુદ્ધ થયેલા હૃદયમાં જે ચરણકમળ સ્થાપીને વૈરાગ્યબળવાળા જ્ઞાનરૂપ સાધનથી (મનુષ્યો) ધીર થાય છે, તે આપનાં ચરણ-કમળરૂપ આશ્રયને શરણે અમે આવ્યા છીએ. ॥ ૪૧ ॥

જે ચરણકમળને હૃદયમાં **'अवधाय'** સ્થાપીને ધ્યાન કરીને, વૈરાગ્ય જેનું બળ છે તેવા જ્ઞાનથી મનુષ્યો ધીર બને છે. રાગવાળા ચિત્તમાં ધ્યાન જ કેવી રીતે થાય, તે માટે કહે છે—

શ્રદ્ધા અને શ્રવણપૂર્વકની ભક્તિથી **'संमृज्यमाने'** શુદ્ધ થયેલા (હૃદયમાં) ॥ ૪૧ ॥

ભક્તો ઉપરના અનુગ્રહનું સ્મરણ કરતાં કહે છે— **'विश्वस्य इति।'**

વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય માટે અવતાર ધારણ કરનારા આપના ચરણકમળને શરણે અમે સર્વે આવ્યા છીએ; કારણ કે હે ઈશ, આપનાં ચરણકમળનું સ્મરણ કરતાં જ નિજજનોને આપ અભયદાન આપો છો. ॥ ૪૨ ॥ ૪૨ ॥

અન્તર્યામીરૂપે નિત્ય સમીપ હોવાથી પ્રભુ પાસે જવું નિરર્થક છે, તેવી શંકા કરીને કહે છે— **'यत् इति।'**

તુચ્છ પદાર્થો સહિત ઘરમાં અને શરીરમાં 'મારું' અને 'હું' એવો દુરાગ્રહ રાખનારા મનુષ્યોના પોતાના શરીરમાં જ આપ વસતા હોવા છતાં આપનું જે ચરણકમળ અત્યન્ત દૂર (દુષ્પ્રાપ્ય) છે, તેને અમે ભજીએ છીએ. ॥ ૪૩ ॥

**'स-अनुबन्धे'** પદાર્થો સહિત **'असति'** તુચ્છ એવા ઘરમાં અને શરીરમાં– **'पुर्याम्'** પોતાના શરીરમાં જ વસતા હોવા છતાં પણ જે **'सुदूरम्'** દુષ્પ્રાપ્ય છે તે ચરણકમળને ॥ ૪૩ ॥

એક માત્ર વિરક્તિથી જ આપનું ચરણકમળ પ્રાપ્ત થાય છે, એવો ભાવ છે.

ननु यदि हृदिस्थस्यापि पदाब्जं केषांचित्सुदूरं तर्ह्यन्येषामपि तथैव स्यादविशेषादित्याशङ्क्याहुः—**तानिति।**

**तान्वा असद्वृत्तिभिरक्षिभिर्ये**
**पराहृतान्तर्मनसः परेश।**
**अथो न पश्यन्त्युरुगाय नूनं**
**ये ते पदन्यासविलासलक्ष्म्याः॥ ४४**

असद्वृत्तिभिर्बहिर्मुखैरक्षिभिरिन्द्रियैः पराहृतं दूरमपहृतमन्तःस्थं मनो येषां ते।

अथो अत एव ते नूनं तान्न पश्यन्ति। वै प्रसिद्धम्।

कुतः पुनस्तेषां सत्सङ्गः स्यात्। कान्। ते तव पदन्यासो गमनं तस्य विलासो विभ्रमस्तस्य लक्ष्मीः शोभा तस्या ये। त्वल्लीलाकथादिभिः शोभमानांस्त्वद्भक्तानित्यर्थः। पथ इति लक्ष्या इति च पाठे, त्वत्पदन्यासविलासो लक्ष्यो येषां तान्। पथस्त्वन्मार्गभूतान् सतो मार्गान् वा श्रवणादीन्न पश्यन्तीत्यर्थः।

यद्वा ये एवंभूता भागवतास्ते तानुन्मत्तान्नूनं नैव पश्यन्तीत्यन्वयः। सत्सङ्गाभावेन हरिकथा–श्रवणाभावाद्धृदि स्थितमपि तेषां सुदूरमिति भावः॥ ४४॥

જો પ્રશ્ન થાય કે શ્રીહરિનાં ચરણકમળ હૃદયસ્થ હોવા છતાં પણ કેટલાક માટે અતિ દૂર છે, તો પછી મનુષ્યો સમાન હોવાથી અન્ય મનુષ્યો માટે પણ તેમ જ થાય, તેવી શંકા કરીને કહે છે— **'તાન્ इति।'**

અનેક પ્રકારે અથવા અનેક ભક્તો દ્વારા જેમનો યશ ગવાઈ રહ્યો છે તેવા હે પરમેશ્વર, બહિર્મુખ ઈન્દ્રિયો દ્વારા દૂરથી જ (વિષયો તરફ) આકૃષ્ટ (અંતઃકરણ) મનવાળા મનુષ્યો હોવાથી તેઓ ખરેખર, આપનાં ચરણની ગતિના વિલાસની શોભાવાળા જે (આપના ભક્તજનો) છે, તેમનાં દર્શન જ નથી પામતા. (તો તેમનો સત્સંગ ક્યાંથી પામે? અને તેથી આપ હૃદયસ્થ હોવા છતાં તેમને માટે અત્યન્ત દૂર છો.) ॥ ૪૪ ॥

**'असद्वृत्तिभिः अक्षिभिः'** બહિર્મુખ ઈન્દ્રિયો દ્વારા **'पराहृतम्'** દૂરથી જ (વિષયો તરફ) ખેંચાયેલાં (ભટકતાં) મન જેમનાં છે તેવા મનુષ્યો,

**'अथो'** આથી જ, ખરેખર, તેઓ (બહિર્મુખી મનુષ્યો) તે ભક્તોને નથી જોતા. **'वै'** પ્રસિદ્ધ છે.

તો પછી તેમનો સત્સંગ કેવી રીતે થાય? કોનો સત્સંગ? **'ते'** આપના **'पदन्यासः'** ચરણની ગતિ, તેનો **'विलासः'** વિલાસ, ભ્રમણ, તેની **'लक्ष्मीः'** શોભા, તે શોભાવાળા છે જે ભક્તો છે. આપની લીલાઓની કથાઓ વગેરેથી શોભતા આપના ભક્તોનાં (દર્શન અને સત્સંગ) એમ અર્થ છે. (**'अथो'** ને સ્થાને) **'पथः'** તથા (**'लक्ष्म्याः'** ને સ્થાને) **'लक्ष्याः'** પાઠમાં, આપનાં ચરણની ગતિનો વિભ્રમ એ જ જેમનું લક્ષ્ય છે, એ જ જેમને માટે દર્શનયોગ્ય છે, તેવા ભક્તોને, **'पथः'** (આપને પ્રાપ્ત કરવાના) માર્ગરૂપ બનેલા ભક્તોને અથવા **'मार्गान्'** માર્ગોને અથવા શ્રવણ વગેરેને જોતા નથી, એમ અર્થ છે. અથવા જે આવા ભક્તો છે તેઓ તે ઉન્મત્ત (ભગવદ્ભક્તોનો દ્વેષ કરનારા) જનોને જોતા નથી, એમ અન્વય છે. સત્સંગના અભાવમાં શ્રીહરિની કથાનું શ્રવણ ન કરી શકવાથી હૃદયમાં રહેલા હોવા છતાં પણ શ્રીહરિ તેમનાથી અત્યન્ત દૂર છે, તેવો ભાવ છે.॥ ૪૪ ॥

**वंशीधरी—**‘ये तु सत्संगं हरिकथाश्रवणं च कुर्वन्ति तेषां हरिपदाब्जं सुदूरं नेत्यर्थतः सिद्धमत्रेति।’

एतदेव स्फुटयन्ति—**पानेनेति** द्वाभ्याम्।

**पानेन ते देव कथासुधायाः**
**प्रवृद्धभक्त्या विशदाशया ये।**
**वैराग्यसारं प्रतिलभ्य बोधं**
**यथाऽञ्जसाऽन्वीयुरकुण्ठधिष्ण्यम् ॥ ४५**

वैराग्यं सारो बलं यस्य बोधस्य तं लब्ध्वा। अन्वीयुः प्राप्नुयुः। अकुण्ठधिष्ण्यं वैकुण्ठ-लोकम्॥ ४५ ॥

**तथाऽपरे चात्मसमाधियोग-**
**बलेन जित्वा प्रकृतिं बलिष्ठाम्।**
**त्वामेव धीराः पुरुषं विशन्ति**
**तेषां श्रमः स्यान्न तु सेवया ते॥ ४६**

आत्मनि समाधिर्मनःस्थैर्यं स एव योग उपायस्तस्य बलेन। ज्ञानयोगतः श्रमेण मोक्षः सत्सङ्गतस्त्वत्कथाश्रवणादिना त्वनायासेनैव। अहंममताविष्टानां तु न कथंचिदिति भावः॥ ४६ ॥

**वंशीधरी—**बलिष्ठां भगवच्छरणागतिं विना साधनशतैरपि जेतुमशक्यामित्यर्थः।

‘मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते॥’ (गीता ७/१४) इत्यत्रोक्तैवकारात्।

**वंशीधरी—**‘तेषां ज्ञानयोगिनां ‘क्लेशोधिकत-रस्तेषामव्यक्तासक्तचेतसाम्।’ इति श्रीमुखोक्तेः।
(गीता १२/५)

तदेवं स्तुत्वा प्रार्थयन्ते चतुर्भिः।

પરંતુ જેઓ સત્સંગ તથા શ્રીહરિની કથાનું શ્રવણ કરે છે તેમને શ્રીહરિનું ચરણકમળ દૂર નથી, એ ભાવાર્થ અહીં સિદ્ધ થાય છે.

(કથાશ્રવણથી ભગવાનના જ્ઞાનનો ઉદ્‌ભવ થાય છે) એ જ વસ્તુને બે શ્લોકો દ્વારા સ્પષ્ટ કરે છે—**‘पानेन इति।’**

હે દેવ, જે મનુષ્યો આપની કથારૂપ અમૃતના પાનથી વધેલી ભક્તિ વડે નિર્મળ અન્તઃકરણવાળા છે, તેઓ વૈરાગ્યના બળરૂપ જ્ઞાન મેળવી અનાયાસે વૈકુંઠલોક પામે છે. ॥ ૪૫ ॥

વૈરાગ્ય એ જ **‘सारः’** બળ છે જે જ્ઞાનનું તે પ્રાપ્ત કરીને, **‘अन्वीयुः’ ‘(अनु+ईयुः)’** સિધાવે છે. **‘अकुण्ठधिष्ण्यम्’** વૈકુંઠધામને ॥ ૪૫ ॥

તેમ જ બીજા ધીર મનુષ્યો આત્મામાં મનની સ્થિરતા કરવારૂપ યોગબળથી અત્યન્ત બળવાન એવી માયાને જીતે છે, તેઓ પણ પરમ પુરુષ એવા આપને જ પામે છે, તેઓને શ્રમ પડે છે, પરંતુ આપની સેવાથી (આપને પ્રાપ્ત કરવામાં) શ્રમ પડતો નથી. ॥ ૪૬ ॥

આત્મામાં **‘समाधिः’** મનની સ્થિરતા તે જ **‘योगः’** ઉપાય, તેના બળથી– જ્ઞાનયોગથી મોક્ષ શ્રમસાધ્ય છે, પરંતુ સત્સંગ તેમજ આપની કથાના શ્રવણ વગેરે દ્વારા અનાયાસે જ (મોક્ષપ્રાપ્તિ કે પ્રભુપ્રાપ્તિ થાય છે), પરંતુ અહંતા અને મમતાથી ઘેરાયેલા મનુષ્યોને તો ક્યારેય મોક્ષપ્રાપ્તિ થતી નથી, તેવો ભાવ છે. ॥ ૪૬ ॥

ભગવાનની અત્યન્ત સામર્થ્યયુક્ત શરણાગતિ વિના સેંકડો સાધનોથી પણ અત્યન્ત બળવાન પ્રકૃતિને જીતવી અશક્ય છે, એમ અર્થ છે. “જેઓ મારે શરણે આવે છે, તેઓ જ આ માયાને તરી જાય છે.” આમ અહીં ‘એવ’કાર દ્વારા કહે છે.

“અવ્યક્તમાં આસક્ત ચિત્તવાળા તે જ્ઞાનયોગીઓને અધિકતર ક્લેશ થાય છે.” એમ શ્રીમુખની વાણી છે.

આ પ્રમાણે સ્તુતિ કરીને ચાર શ્લોકો દ્વારા (દેવો) પ્રાર્થના કરે છે.

**तत्ते वयं लोकसिसृक्षयाऽऽद्य**
**त्वयाऽनुसृष्टास्त्रिभिरात्मभिः स्म।**
**सर्वे वियुक्ताः स्वविहारतन्त्रं**
**न शक्नुमस्तत्प्रतिहर्तवे ते॥ ४७**

तत्तस्मात् हे आद्य, ते त्वदीया वयं यस्माल्लोकानां सिसृक्षया त्वयाऽनुसृष्टाः क्रमेणोत्पादिताः। त्रिभिरात्मभिः सत्त्वादिस्वभावैः अत एव विरुद्धस्वभावत्वाद्वियुक्ताः सन्तो यदर्थं सृष्टास्तत्स्वविहारतन्त्रं त्वत्क्रीडोपकरणं ब्रह्माण्डं ते तुभ्यं प्रतिहर्तवे प्रतिहर्तुं समर्पयितुं न शक्नुमः, अतस्त्वं नः स्वचक्षुः परिदेहीति त्रयाणां श्लोकानां चतुर्थेनान्वयः॥ ४७॥

હે આદિદેવ, આપે લોકસૃષ્ટિ કરવાની ઈચ્છાથી સત્ત્વાદિ ત્રણ ગુણોના સ્વભાવ વડે અમને ઉત્પન્ન કર્યા. અમે સર્વ વિખૂટા હોવાથી આપની ક્રીડાના સાધન(રૂપ બ્રહ્માંડ)ને (ઉત્પન્ન કરી) આપને સમર્પિત કરવા માટે સમર્થ નથી. ॥ ૪૭ ॥

'**तत्**' તેથી હે આદિદેવ, અમે જે કારણે લોકસૃષ્ટિ કરવાની ઈચ્છાથી '**ते**' આપના દ્વારા '**अनुसृष्टाः**' ક્રમપૂર્વક ઉત્પન્ન કરવામાં આવ્યા છીએ. '**त्रिभिः-आत्मभिः**' સત્ત્વ વગેરે ત્રણ ગુણોના સ્વભાવ વડે (ઉત્પન્ન કરવામાં આવ્યા છીએ) અને આથી જ વિરુદ્ધ સ્વભાવવાળા હોવાથી વિખૂટા છીએ. જેને માટે સર્જાયા છીએ તે '**स्वविहारतन्त्रम्**' પોતાના વિહારધામ, આપની ક્રીડાના સાધનરૂપ બ્રહ્માંડને '**ते**' આપને '**प्रतिहर्तवे**' સમર્પણ કરવા માટે શક્તિમાન નથી. આથી આપ અમને (બ્રહ્માંડરચના માટે) પોતાનું જ્ઞાન પ્રદાન કરો, એમ ત્રણેય શ્લોકો(૪૭,૪૮,૪૯)નો ચોથા શ્લોક(૫૦) સાથે સંબંધ છે. ॥ ૪૭ ॥ ('**प्रतिहर्तवे**' '**तवे**' પ્રત્યયવાળું વૈદિક હેત્વર્થ કૃદન્ત)

असामर्थ्यमेव प्रपञ्चयितुं कार्यस्यातिवैचित्र्यमाहुः।

પોતાના અસામર્થ્યને જ વિસ્તારપૂર્વક સમજાવવા માટે (દેવો) સૃષ્ટિકાર્યનું અતિવૈચિત્ર્ય જણાવે છે.

**यावद्बलिं तेऽज हराम काले**
**यथा वयं चान्नमदाम यत्र।**
**यथोभयेषां त इमे हि लोका**
**बलिं हरन्तोऽन्नमदन्त्यनूहाः॥ ४८**

હે અજન્મા, જે રીતે અમે સમયાનુસાર આપને સર્વ પ્રકારના ભોગ સમર્પણ કરી શકીએ અને અમે પણ જે રીતે અમારા જીવનસાધન– અન્નનો ઉપભોગ કરી શકીએ તથા આ સર્વે જીવો પણ નિર્વિઘ્ને આપને તથા અમને બંનેને ભોગ અર્પે તથા તે જીવો પોતે પણ ભોગ્ય પદાર્થો ગ્રહણ કરી શકે. (તેમ કરવા માટે આપ શક્તિ સહિત પોતાનું જ્ઞાન પ્રદાન કરો.) ॥ ૪૮ ॥

भो अज, काले तत्तदवसरे बलिं भोगं यावत् साकल्येन ते तुभ्यं हराम समर्पयाम। यथा येन प्रकारेणान्नमदाम भक्षयामेत्यनेनान्नमात्रं

હે અજન્મા, '**काले**' તે તે સમયે '**बलिम्**' ભોગ જ્યાં સુધી સંપૂર્ણતઃ '**ते**' આપને સમર્પણ કરી શકીએ '**यथा**' જે રીતે અન્નને – '**अदाम**' અમે ભક્ષણ ખાઈ

चास्माकम्, ऐश्वर्येण तु भोगस्तवैवेत्युक्तम्। उभयेषां तव चास्माकं च यत्र स्थित्वा इमे जीवा अनूहा अप्रत्यूहा निर्विघ्नाः। यद्वा अनूहा अवितर्काः, निःसंशया इत्यर्थः।

तथा च श्रुतिः— 'ता एनमब्रुवन्नायतनं नः प्रजानीहि यस्मिन्प्रतिष्ठिता अन्नमदाम' इति॥ ४८॥

अवश्यं च त्वयाऽस्माकमेषां च कार्योपाधीनां जीवानां वृत्तिः परिकल्पनीया जनकत्वादित्याहुः।

**त्वं नः सुराणामसि सान्वयानां**
**कूटस्थ आद्यः पुरुषः पुराणः।**
**त्वं देव शक्त्यां गुणकर्मयोनौ**
**रेतस्त्वजायां कविमादधेऽजः॥ ४९**

नोऽस्माकं सान्वयानां सकार्याणाम्। यद्वा। अन्वेतीत्यन्वयः कारणं तत्सहितानां त्वमेवाद्यः कारणम्। अत्र हेतवः। कूटस्थोऽविक्रियः। पुरुषोऽधिष्ठाता। पुराणः पुरातनः। एतदुपपादयन्ति— त्वमिति। हे देव, अज एव त्वं गुणानां सत्त्वादीनां कर्मणां जन्मादीनां च योनौ कारणभूतायां शक्त्यां मायायां प्रथमं रेत आदधे। निहितवानसीत्यर्थः। कीदृशम्। कविं सर्वज्ञं महत्तत्त्वरूपम्॥ ४९॥

तथा हे आत्मन् देव, सत्प्रमुखा महदादयो वयं यदर्थं बभूविम, तत्किं ते कार्यं करवाम। सृष्टिमिति चेत्तत्राहुः।

**ततो वयं सत्प्रमुखा यदर्थे**
**बभूविमात्मन् करवाम किं ते।**
**त्वं नः स्वचक्षुः परिदेहि शक्त्या**
**देव क्रियार्थे यदनुग्रहाणाम्॥ ५०**

શકીએ, એમ આના દ્વારા સૂચિત થાય છે કે માત્ર અન્ન અમારા માટે છે, પરંતુ ઐશ્વર્યપૂર્વકનો ભોગ તો આપને માટે જ યોગ્ય છે. આપને તથા અમને બન્નેને જ્યાં રહીને આ સર્વ જીવો '**अनूहाः**' નિર્વિઘ્ને અથવા સંશયરહિત થઈને (આપણને બન્નેને ભોગ આપે).

તે જ પ્રમાણે શ્રુતિ છે. ''તે ઈન્દ્રિયોના દેવતાઓએ પરમેશ્વરને પ્રાર્થના કરી : 'અમને રહેવા માટે સ્થાન આપો, કે જ્યાં રહીને અમે અમારું જીવનસાધન અન્ન ખાઈએ.'' (ઐતરેય.૨/૧) ॥ ૪૮ ॥

અમારી તથા આ કાર્યોની ઉપાધિવાળા જીવોની આજીવિકા અવશ્ય સંપન્ન કરવાને આપ યોગ્ય છો, કારણ કે આપ સર્વના જન્મદાતા છો, તેમ કહે છે.

હે દેવ, આપ કાર્ય સહિત અમારું તથા સર્વ દેવોનું આદિ કારણ છો, કારણ કે આપ નિર્વિકાર, સર્વના અધિષ્ઠાતા તથા પુરાતન છો. આપ અજન્માએ સત્ત્વાદિ ગુણો તથા જન્માદિ કર્મોના કારણરૂપ પોતાની માયાશક્તિમાં મહત્તત્ત્વરૂપી બીજ સ્થાપ્યું છે.॥ ૪૯ ॥

'**नः**' અમારાં સર્વ કાર્યોના અથવા જે જોડાય છે તે '**अन्वयः**' કારણ (ઘટમાં માટી જોડાય તેમ) તે કારણ સહિત આપ જ અમારું મૂળ કારણ છો. તેનાં કારણો–'**कूटस्थः**' નિર્વિકાર, '**पुरुषः**' અધિષ્ઠાતા, '**पुराणः**' પુરાતન. એ પ્રમાણિત કરે છે– '**त्वम् इति।**' હે દેવ, આપ અજન્માએ જ સત્ત્વાદિ ગુણો તથા જન્માદિ કર્મોના કારણરૂપ પોતાની માયાશક્તિમાં પ્રથમ '**रेत आदधे**' વીર્ય (બીજ) સ્થાપ્યું છે. કેવા (બીજ)ને?'**कविम्**' સર્વજ્ઞ મહત્તત્ત્વરૂપી બીજને ॥ ૪૯ ॥

હે આત્મસ્વરૂપ, હે દેવ '**सत्प्रमुखाः**' મહત્તત્ત્વ જેમાં મુખ્ય છે તેવા અમે જે માટે ઉત્પન્ન થયા છીએ, તે આપનું કયું કાર્ય કરીએ? જો આપ કહો કે 'સૃષ્ટિ ઉત્પન્ન કરો.' તો તે માટે કહે છે.

હે દેવ, હે આત્મસ્વરૂપ, મહત્તત્ત્વ જેમાં મુખ્ય છે એવા અમે સર્વ જેના માટે ઉત્પન્ન થયા છીએ તે આપનું કયું કાર્ય કરીએ? આપના અનુગ્રહપાત્ર અમને ક્રિયા કરવા માટે આપની ક્રિયાશક્તિ સાથે સ્વકીય ચક્ષુ (જ્ઞાન) આપો. ॥ ૫૦ ॥

तर्हि नोऽस्माकं त्वं स्वचक्षुः स्वीयं ज्ञानं शक्त्या सह परिदेहि प्रयच्छ। यस्मात्त्वत्त एवानुग्रहो येषां ते यदनुग्रहास्तेषामस्माकम्। क्रियार्थे इयानेवैतावाननुग्रहो येषामित्येकं वा पदम्। त्वदीयज्ञानक्रियाशक्तिभ्यामेव वयं सृष्टौ क्षमा नान्यथेत्यर्थः ॥ ५० ॥

તો **'नः'** અમને આપનું **'स्वचक्षुः'** પોતાનું જ્ઞાન શક્તિસહિત **'परिदेहि'** પ્રદાન કરો. જેથી આપનો જ અનુગ્રહ જેમને છે તેવા **'यद्-अनुग्रहाः'** આપના અનુગ્રહપાત્ર અમને, અથવા એક પદ લેતાં, ક્રિયાના પ્રયોજન માટે આટલો જ અનુગ્રહ જેમના ઉપર કરવાનો છે તેવા અમે આપની જ્ઞાન-ક્રિયાશક્તિ વડે જ એ સૃષ્ટિરચના માટે સમર્થ થઈ શકીશું. અન્ય કોઈ પણ પ્રકારે સૃષ્ટિરચના માટે અમે સમર્થ નથી, એમ અર્થ છે. ॥ ૫૦ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां तृतीयस्कन्धे पञ्चमोऽध्यायः ॥ ५ ॥

इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां पञ्चमोऽध्यायः ॥ ५ ॥

❋❋❋❋❋

# अथ षष्ठोऽध्यायः

## વિરાટ શરીરની ઉત્પત્તિ

षष्ठे तैरीश्वराविष्टैः सृष्टिमाह विराट्तनोः।
अधिदैवादिभेदं च तत्रैव भगवत्कृतम्॥ १

ઈશ્વર વડે જેમનામાં પ્રવેશ કરાયો તે મહત્તત્ત્વો દ્વારા વિરાટશરીરનું સર્જન અને તે વિરાટશરીરમાં જ ભગવાને આધિદૈવિક વગેરે ભેદ કર્યા તે છઠ્ઠા અધ્યાયમાં છે. ॥ ૧॥

ऋषिरुवाच

**इति तासां स्वशक्तीनां सतीनामसमेत्य सः।**
**प्रसुप्तलोकतन्त्राणां निशाम्य गतिमीश्वरः॥ १**

**મૈત્રેયમુનિ કહ્યું** – આ પ્રમાણે વિશ્વરચના કરવા માટે અસમર્થ અને અસંગઠિત રહેલાં, પોતાની શક્તિરૂપ તે મહત્તત્ત્વાદિની સ્થિતિ જોઈને ઈશ્વરે ॥ ૧ ॥

**कालसंज्ञां तदा देवीं बिभ्रच्छक्तिमुरुक्रमः।**
***त्रयोविंशतितत्त्वानां गणं युगपदाविशत्॥ २**

ઉરુક્રમે કાળથી જાગૃત થનારી માયાશક્તિ ધારણ કરી ત્રેવીસે તત્ત્વોના સમુદાયમાં એક સાથે પ્રવેશ કર્યો. ॥ ૨ ॥

स्वशक्तीनां महदादीनामसमेत्यामिलित्वा सतीनां स्थितानाम्। प्रसुप्तं लोकतन्त्रं विश्वरचना यासाम्। यद्वा प्रसुप्तजीवोपकरणानां गतिं स्थितिं दृष्ट्वा आविशदित्युत्तरेणान्वयः ॥ १ ॥

**'स्वशक्तीनाम्'** પોતાની શક્તિરૂપ મહત્તત્ત્વ વગેરે **'असमेत्य'** અસંગઠિત બનીને **'सतीनाम्'** રહેલાંઓની– જાગૃત નથી થયું તેવું છે જેમનું **'लोकतन्त्रम्'** સૃષ્ટિરચનાનું સામર્થ્ય, અથવા ઈન્દ્રિયોની **'गतिम्'** સ્થિતિને, પ્રસુપ્ત જોઈને (તે ભગવાને) પ્રવેશ કર્યો, તેમ આ પછીના શ્લોક(૨) સાથે સંબંધ છે. ॥ ૧ ॥

* મહત્તત્ત્વ, અહંકાર, પાંચ તન્માત્રાઓ, પાંચ મહાભૂતો તથા મન, પાંચ જ્ઞાનેન્દ્રિયો અને પાંચ કર્મેન્દ્રિયો મળીને ત્રેવીસ તત્ત્વોનો સમુદાય થાય છે.

कालेन संज्ञा उद्बोधो यस्याः, कालयति क्षोभयति स्वकार्याणीति वा कालसंज्ञा प्रकृतिस्तां शक्तिम्। प्रकृत्या सह प्रवेशात्त्रयोविंशति- तत्त्वानामित्युक्तम्। अन्तर्यामितया प्राविशत्॥ २॥

'तत्सृष्ट्वा तदेवानुप्राविशत्।'

**सोऽनुप्रविष्टो भगवांश्चेष्टारूपेण तं गणम्।**
**भिन्नं संयोजयामास सुप्तं कर्म प्रबोधयन्॥ ३**

चेष्टारूपेण क्रियाशक्त्या। कर्म तेषां क्रियां जीवानामदृष्टं वा॥ ३॥

**प्रबुद्धकर्मा दैवेन त्रयोविंशतिको गणः।**
**प्रेरितोऽजनयत्स्वाभिर्मात्राभिरधिपूरुषम् ॥ ४**

प्रबुद्धं कर्म क्रियाशक्तिर्यस्य स त्रयोविंशतेर्गणः दैवेनेश्वरेण प्रेरितः। मात्राभिरंशैः। अधिपूरुषं विराड्देहम्॥ ४॥

जननमेवाह।

**परेण विशता स्वस्मिन्मात्रया विश्वसृग्गणः।**
**चुक्षोभान्योन्यमासाद्य यस्मिँल्लोकाश्चराचराः॥ ५**

परेणेश्वरेण। विश्वसृजां तत्त्वानां गणः। मात्रया चुक्षोभ परिणतो न सर्वात्मना। यस्मिँल्लोकाः स्थिताः॥ ५॥

**हिरणमयः स पुरुषः सहस्त्रपरिवत्सरान्।**
**आण्डकोश उवासाप्सु सर्वसत्त्वोपबृंहितः॥ ६**

स पुरुषोऽधिपुरुष इत्युक्तः। आण्डकोशे ब्रह्माण्डकोशे ब्रह्माण्डमध्ये। सर्वैः सत्त्वैरनु- शायिभिर्जीवैः सहितः॥ ६॥

કાળ દ્વારા '**संज्ञा**' જાગૃતિ જેની થાય છે અથવા પોતાનાં કાર્યોને ક્ષોભ પમાડે છે તેવી 'કાળ' નામની પ્રકૃતિ, તે શક્તિને– પ્રકૃતિ સાથે પ્રવેશ કર્યો હોવાથી ત્રેવીસે તત્ત્વોનો સમુદાય, એમ કહેવામાં આવ્યું છે. તેમનામાં અન્તર્યામી તરીકે પ્રવેશ કર્યો. ॥ ૨ ॥

તેનું સર્જન કરીને તેમાં જ પ્રવેશ કર્યો. (તૈત્તિ.ઉપ.૨/૬/૧)

તે ભગવાને ક્રિયાશક્તિથી તે તત્ત્વોના સમૂહમાં પ્રવેશ કરી, તેઓમાં લીન થયેલા કર્મને જાગૃત કરતા, જુદાં જુદાં તત્ત્વોને સંયુક્ત કર્યાં. ॥ ૩ ॥

'**चेष्टारूपेण**' ક્રિયાશક્તિથી, '**कर्म**' તે જીવોના કર્મને (જાગૃત કરી) અથવા જીવોના અદૃષ્ટને (જાગૃત કરી), ॥ ૩॥

જેની ક્રિયાશક્તિ જાગૃત થઈ એવા ત્રેવીસ તત્ત્વોના સમૂહે પ્રેરિત થઈ પોતાના અંશો વડે વિરાટદેહ ઉત્પન્ન કર્યો. ॥ ૪ ॥

જાગૃત થઈ છે ક્રિયાશક્તિ જેની તે ત્રેવીસ તત્ત્વોનો સમૂહ '**दैवेन**' ઈશ્વર વડે પ્રેરિત થયેલો (સમૂહ); '**मात्राभिः**' અંશો વડે, '**अधिपूरुषम्**' વિરાટદેહને ॥ ૪ ॥

(વિરાટની) ઉત્પત્તિનો પ્રકાર દર્શાવે છે.

પોતાનામાં આંશિકરૂપે પ્રવેશ કરતા ભગવાન દ્વારા વિશ્વરચના કરનારો મહત્તત્ત્વાદિનો સમુદાય એકબીજાને પ્રાપ્ત કરીને અંશથી ક્ષોભ પામ્યો, જેમાં સ્થાવર-જંગમ સર્વ લોકો રહેલા છે. ॥ ૫ ॥

'**परेण**' ઈશ્વર દ્વારા, '**विश्वसृजाम्**' વિશ્વની રચના કરનારો મહત્તત્ત્વાદિનો સમૂહ, '**मात्रया चुक्षोभ**' અંશથી ક્ષોભ પામ્યો, પરંતુ પૂર્ણપણે પરિણત ન થયો, જેમાં ચરાચર જગત વિદ્યમાન છે. ॥ ૫ ॥

જળની અંદર અંડકોશમાં તે પ્રકાશસ્વરૂપ સમષ્ટિ- પુરુષે પોતાની અંદર રહેલા (દેવ, તિર્યક્ વગેરે) સર્વ જીવો સહિત એક હજાર વર્ષ સુધી વાસ કર્યો.॥ ૬॥

તે '**पुरुषः**' વિરાટપુરુષે– એમ કહેવાયું છે. '**आण्डकोशे**' બ્રહ્માંડના કોશમાં, બ્રહ્માંડની અંદર રહેલા '**सर्वैः सत्त्वैः**' સર્વ સુષુપ્ત જીવો સહિત ॥ ૬॥

**स वै विश्वसृजां गर्भो देवकर्मात्मशक्तिमान्।**
**विबभाजात्मनात्मानमेकधा दशधा त्रिधा॥ ७**

गर्भः कार्यरूपो विराट्। देवशक्तिर्ज्ञानशक्तिस्तयैकधा हृदयावच्छिन्नचैतन्यरूपेण। कर्मशक्तिः क्रियाशक्तिस्तया दशधा प्राणरूपेण प्राणादयः पञ्च 'नागः कूर्मश्च कृकलो देवदत्तो धनंजयः' इत्येते पञ्च। एवं वृत्तिभेदेन दशविधः प्राणः। आत्मशक्तिर्भोक्तृशक्तिस्तयाऽध्यात्मादिभेदेन त्रिधात्मानं विभक्तं कृतवान्॥ ७॥

વિશ્વની રચના કરનારાં તત્ત્વોના કાર્યરૂપ વિરાટપુરુષ જ્ઞાનશક્તિ, ક્રિયાશક્તિ તથા આત્મશક્તિથી સમ્પન્ન હોઈ (તેમણે) પોતાના દ્વારા જ પોતાને એક, દસ તથા ત્રણરૂપે વિભક્ત કર્યા. ॥ ૭ ॥

'**गर्भः**' કાર્યરૂપ વિરાટ પુરુષ '**देवशक्तिः**' (ભગવદ્અંશ ચિત્શક્તિ અર્થાત્) જ્ઞાનશક્તિ, તેના વડે હૃદયથી મર્યાદિત ચૈતન્યસ્વરૂપે એક પ્રકારના થયા. '**कर्मशक्तिः**' ક્રિયાશક્તિ, તેના વડે દસ પ્રાણરૂપે દસ પ્રકારના થયા; પ્રાણ, અપાન, સમાન, ઉદાન તથા વ્યાન– આ મૂળ પંચપ્રાણ તથા નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત અને ધનંજય – આ પંચપ્રાણ. આમ વૃત્તિભેદથી દસ પ્રકારના પ્રાણ થયા. '**आत्मशक्तिः**' ભોક્તૃશક્તિ, તેનાથી અધ્યાત્મ, અધિદૈવ અને અધિભૂત– એમ ત્રણ પ્રકારે પોતાને જ વિભક્ત કર્યા. ॥ ૭ ॥

एवं विभागसामर्थ्याय तस्योत्कर्षमाह—
**एष हीति।**

આ પ્રકારે થયેલા વિભાગોનું સામર્થ્ય દર્શાવવા માટે તેનો ઉત્કર્ષ જણાવે છે — '**एष हि इति।**'

**एष ह्यशेषसत्त्वानामात्मांशः परमात्मनः।**
**आद्योऽवतारो यत्रासौ भूतग्रामो विभाव्यते॥ ८**

अशेषसत्त्वानां प्राणिनामात्मा। व्यष्टीनां तदंशत्वात्। अंशो जीवः। अवतारत्वोक्तिस्तस्मिन्नारायणाविर्भावाभिप्रायेण॥ ८॥

આ જ વિરાટપુરુષ સમગ્ર પ્રાણીઓના આત્મારૂપ, પરમાત્માના અંશરૂપ અને પરમાત્માના આદિ અવતારરૂપ છે, જેમાં તે સમ્પૂર્ણ ભૂતસમુદાય દૃશ્યમાન થાય છે.॥ ૮ ॥

'**अशेषसत्त्वानाम्**' સર્વ પ્રાણીઓના આત્મારૂપ, કારણ કે સર્વ વ્યષ્ટિ જીવો તે વિરાટના અંશરૂપ છે. '**अंशः**' જીવ, તે વિરાટપુરુષમાં નારાયણનો આવિર્ભાવ થયો છે એવા અભિપ્રાયથી વિરાટ પુરુષને પરમાત્માનો અવતાર કહેવામાં આવ્યો છે. ॥ ૮॥

**साध्यात्मः साधिदैवश्च साधिभूत इति त्रिधा।**
**विराट् प्राणो दशविध एकधा हृदयेन च॥ ९**

पूर्वश्लोकार्थं विवृणोति। साध्यात्मः अध्यात्मानीन्द्रियाणि तत्सहितः। विराडिति सर्वत्र॥ ९॥

વિરાટ પુરુષ અધ્યાત્મ, અધિદૈવ અને અધિભૂત સહિત ત્રણ પ્રકારના, પ્રાણરૂપે દસ પ્રકારના* તથા હૃદયરૂપે એક પ્રકારના છે. ॥ ૯ ॥

પૂર્વના શ્લોકનો અર્થ સ્પષ્ટ કરે છે. '**स-अध्यात्मः**' આત્માના સંબંધવાળો અર્થાત્ અધ્યાત્મ સાથે રહેલો જે વિરાટના દેહનો અંશ તે સાધ્યાત્મ. ઇન્દ્રિયોના અધિદેવોની સાથે રહેલો વિરાટના દેહનો અંશ તે '**स+अधिदैवः**' – અધિભૂતોની સાથે રહેલ વિરાટના દેહનો અંશ તે '**स+अधिभूतः**' ॥ ૯ ॥

*बा.प्र.—विराट् प्राणो दशविध इति।

१. प्राणः प्राक्क्रमणो नासाग्रवर्ती।

२. अपानोऽवाक्क्रमणः पाय्वादिस्थानवर्ती।

३. समानो भुक्तपीतादिसमीकरणः शरीर-मध्यवर्ती।

४. उदानः उत्क्रमणः कण्ठवर्ती मृत्युहेतुः।

५. व्यानो विश्वक्क्रमणः सकलशरीरवर्ती हस्तपादाद्याकुञ्चनप्रसारणादिहेतुः।

६. उद्गारे नाग आख्यातः।

७. कूर्म उन्मीलने स्थितः।

८. कृकलः शोषणे ज्ञेयो।

९. देवदत्तो विजृम्भणे।

१०. न जहाति मृतं चापि।

सर्वव्यापी धनञ्जयः॥

विराटपुरुष प्राणरૂપે દસ પ્રકારના થયા.

પ્રાણ આગળ ગતિ કરે છે, નાસાગ્રે રહે છે.

અપાન પાછળ ગતિ કરે છે અને પાયુ વગેરે સ્થાનમાં રહે છે.

સમાન ભોજન કરેલા અને પાન કરેલા અન્નને એકરૂપ બનાવે છે તથા શરીરની મધ્યમાં રહે છે.

ઉદાન ઉપર ગતિ કરે છે, કંઠમાં રહે છે. મૃત્યુના કારણરૂપ છે.

વ્યાન સર્વત્ર ગતિ કરે છે અને સંપૂર્ણ શરીરમાં રહે છે. હાથ-પગ વગેરેના સંકોચન-પ્રસારણ વગેરે પ્રચલનના કારણરૂપ છે.

નાગ ઉદ્ગારમાં (ઓડકાર તથા વમન કરાવનાર) કહેવાય છે.

કૂર્મ પાંપણ ઉઘાડવામાં રહે છે.

કૃકલ શોષણ કરનારો જાણવો.

દેવદત્ત બગાસાના કારણરૂપ છે.

મૃત શરીરને પણ જે નથી છોડતો, તે સર્વવ્યાપી વાયુ ધનંજય છે.

अध्यात्मादिभेदं प्रपञ्चयितुमाह—**स्मरन्निति।**

અધ્યાત્મ વગેરે ભેદને સમજાવવા માટે કહે છે—**'स्मरन् इति।'**

**स्मरन्विश्वसृजामीशो विज्ञापितमधोक्षजः।**
**विराजमतपत्स्वेन तेजसैषां विवृत्तये॥ १०**

ઇન્દ્રિયાતીત, સર્વનિયન્તા ભગવાને વિશ્વનું સર્જન કરનારાં આ મહદાદિ તત્ત્વોની પ્રાર્થનાનું સ્મરણ કરી વિવિધ સ્થાનની પ્રાપ્તિ માટે પોતાની ચૈતન્યશક્તિથી 'હું આ પ્રમાણે કરીશ.' એમ વિચાર કર્યો. ॥૧૦॥

विज्ञापितं 'यावद्बलिं तेऽज हराम' इत्यादि। स्वेन तेजसा चिच्छक्त्या। अतपत् एवं करिष्यामी-त्यालोचितवान्।

'यस्य ज्ञानमयं तपः' इति श्रुतेः। विवृत्तये विविधवृत्तिलाभाय॥ १०॥

**'विज्ञापितम्'** વિનંતિ (મહદાદિ તત્ત્વો દ્વારા જે પ્રાર્થના) કરવામાં આવી હતી કે "હે અજન્મા, જેથી અમે આપને ભોગ સમર્પણ કરી શકીએ."– (શ્રીમદ્ ભા.૩/૫/૪૮) ઇત્યાદિ. પોતાની **'तेजसा'** ચૈતન્યશક્તિથી **'अतपत्'** 'હું આ પ્રમાણે કરીશ.' એમ વિચાર કર્યો.

"જેનું તપ જ્ઞાનમય છે." (મુંડક.૧/૧/૯) **'विवृत्तये'** વિવિધ સ્થાનની પ્રાપ્તિ માટે ॥ ૧૦ ॥

**अथ तस्याभितप्तस्य कति चायतनानि ह।**
**निरभिद्यन्त देवानां तानि मे गदतः शृणु॥ ११**

હવે (પરમેશ્વર દ્વારા) પ્રકાશિત થયેલા તે વિરાટમાંથી (અગ્નિ, સૂર્યાદિ) દેવતાઓનાં કેટલાં સ્થાનો પ્રકટ થયાં તે, કહેતા એવા મારી પાસેથી શ્રવણ કરો. ॥ ૧૧ ॥

मे मत्तः श्रृणु॥ ११ ॥

आयतनान्येवाह— **तस्याग्निरित्यादि** चतुर्दशभिः।

**तस्याग्निरास्यं निर्भिन्नं लोकपालोऽविशत्पदम्।**
**वाचा स्वांशेन वक्तव्यं ययाऽसौ प्रतिपद्यते॥ १२**

आस्यं निर्भिन्नं पृथग्जातम्। पदं स्वस्थानम्। स्वांशेन स्वशक्त्या वाचा सहाविशत्। असौ जीवः वक्तव्यं प्रतिपद्यते, शब्दमुच्चारयतीत्यर्थः। सर्वत्र यन्निर्भिन्नं तदधिष्ठानम्। अग्न्यादिप्रथमान्तमधिदैवम्। वागादीन्द्रियम्। तृतीयान्तमध्यात्मम्। प्रतिपत्तव्यमधिभूतम्॥ १२ ॥

**निर्भिन्नं तालु वरुणो लोकपालोऽविशद्धरेः।**
**जिह्वयांशेन च रसं ययाऽसौ प्रतिपद्यते॥ १३**

हरेर्विराजः॥ १३ ॥

**निर्भिन्ने अश्विनौ नासे विष्णोराविशतां पदम्।**
**घ्राणेनांशेन गन्धस्य प्रतिपत्तिर्यतो भवेत्॥ १४**

॥ १४ ॥

**निर्भिन्ने अक्षिणी त्वष्टा लोकपालोऽविशद्विभोः।**
**चक्षुषांशेन रूपाणां प्रतिपत्तिर्यतो भवेत्॥ १५**

त्वष्टा आदित्यः॥ १५ ॥

**निर्भिन्नान्यस्य चर्माणि लोकपालोऽनिलोऽविशत्।**
**प्राणेनांशेन संस्पर्शं येनासौ प्रतिपद्यते॥ १६**

प्राणेनेति। प्राणवद्देहव्यापिना त्वगिन्द्रियेणेत्यर्थः॥ १६ ॥

**'मे'** મારી પાસેથી શ્રવણ કરો.॥ ૧૧ ॥

ઈન્દ્રિયોના દેવતાઓનાં અધિષ્ઠાન વિષે જ ચૌદ શ્લોકો દ્વારા કહે છે— **'तस्य अग्निः इति।'** વગેરે

તે (વિરાટપુરુષ)નું મુખ ઉત્પન્ન થયું. લોકપાલ અગ્નિએ પોતાની શક્તિ વાણી સાથે પોતાના સ્થાન મુખમાં પ્રવેશ કર્યો, જે વાણી દ્વારા આ (જીવ) વાણીના વ્યવહારને પ્રાપ્ત કરે છે. ॥ ૧૨ ॥

મુખ **'निर्भिन्नम्'** પ્રકટ થયું. **'पदम्'** મુખસ્થાનમાં **'स्व-अंशेन'** પોતાની શક્તિ વાણી સહિત પ્રવેશ કર્યો. **'असौ'** આ (જીવ) **'वक्तव्यं प्रतिपद्यते'** શબ્દનું ઉચ્ચારણ કરે છે, એમ અર્થ છે. સર્વ ઠેકાણે જે પ્રકટ થાય છે તે અધિષ્ઠાન છે. અગ્નિ વગેરે કે જેમના અંતે પ્રથમા વિભક્તિ છે, તે ઈન્દ્રિયોના અધિષ્ઠાતા દેવતા છે અને વાણી વગેરે ઈન્દ્રિયો કે જેમના અંતે તૃતીયા વિભક્તિ છે, તે અધ્યાત્મ છે તથા અનુભવનો વિષય અધિભૂત છે.॥ ૧૨ ॥

વિરાટપુરુષનું તાળવું ઉત્પન્ન થયું. તેમાં લોકપાલ વરુણદેવે પોતાની શક્તિ જિહ્વા સાથે પ્રવેશ કર્યો, જેનાથી જીવ રસ લે છે. ॥ ૧૩ ॥

**'हरेः'** વિરાટપુરુષનું ॥ ૧૩ ॥

વ્યાપક (વિષ્ણુ)ના પ્રકટ થયેલા નાસિકાસ્થાનમાં બન્ને અશ્વિનીકુમારોએ ઘ્રાણેન્દ્રિય નામની શક્તિ સાથે પ્રવેશ કર્યો જેનાથી ગન્ધનો અનુભવ થાય છે. ॥ ૧૪ ॥૧૪ ॥

વિરાટવિભુનાં બે નેત્રસ્થાન પ્રકટ થતાં લોકપાલ આદિત્યે પોતાના અંશ ચક્ષુ સાથે પ્રવેશ કર્યો, જેનાથી રૂપોનું જ્ઞાન થાય છે. ॥ ૧૫ ॥

**'त्वष्टा'** આદિત્ય ॥ ૧૫ ॥

આ વિરાટપુરુષને ત્વચા(માં છિદ્રો) ઉત્પન્ન થતાં લોકપાલ વાયુએ પોતાના અંશ પ્રાણ સાથે પ્રવેશ કર્યો, જેનાથી આ જીવને સ્પર્શનું જ્ઞાન થાય છે.॥ ૧૬ ॥

**'प्राणेन इति।'** પ્રાણની જેમ આખા શરીરમાં વ્યાપી રહેલી ત્વચા-ઇન્દ્રિય નામની શક્તિ સાથે, એમ અર્થ છે. ॥ ૧૬ ॥

**कर्णावस्य विनिर्भिन्नौ धिष्ण्यं स्वं विविशुर्दिशः।**
**श्रोत्रेणांशेन शब्दस्य सिद्धिं येन प्रपद्यते॥ १७**

शब्दस्य सिद्धिं ज्ञानम्॥ १७॥

**त्वचमस्य विनिर्भिन्नां विविशुर्धिष्ण्यमोषधीः।**
**अंशेन रोमभिः कण्डूं यैरसौ प्रतिपद्यते॥ १८**

त्वचं चर्म। ओषधीरोषधयः। त्वगिन्द्रियस्यैव स्थानभेदेन विषयद्वयं कण्डूः स्पर्शश्च। तत्र चायं नामभेदो देवताभेदश्चेति द्वितीयस्कन्ध एव व्याख्यातम्॥ १८॥

**मेढ्रं तस्य विनिर्भिन्नं स्वधिष्ण्यं क उपाविशत्।**
**रेतसांऽशेन येनासावानन्दं प्रतिपद्यते॥ १९**

कः प्रजापतिः॥ १९॥

**गुदं पुंसो विनिर्भिन्नं मित्रो लोकेश आविशत्।**
**पायुनांऽशेन येनासौ विसर्गं प्रतिपद्यते॥ २०**

॥ २०॥

**हस्तावस्य विनिर्भिन्नाविन्द्रः स्वर्पतिराविशत्।**
**वार्तयांऽशेन पुरुषो यया वृत्तिं प्रपद्यते॥ २१**

स्वर्पतिः स्वर्गस्य पतिः। वार्तया क्रयविक्रयादिशक्त्या। वृत्तिं जीविकाम्॥ २१॥

**पादावस्य विनिर्भिन्नौ लोकेशो विष्णुराविशत्।**
**गत्या स्वांशेन पुरुषो यया प्राप्यं प्रपद्यते॥ २२**

॥ २२॥

આ વિરાટના બે કર્ણોરૂપી સ્થાન પ્રકટ થયાં; તેમાં દિશાઓએ પોતાની શક્તિરૂપ શ્રોત્રેન્દ્રિય સાથે પ્રવેશ કર્યો, જેનાથી શબ્દનું જ્ઞાન પ્રાપ્ત થાય છે.॥ ૧૭ ॥

**'शब्दस्य सिद्धिम्'** શબ્દનું જ્ઞાન ॥ ૧૭ ॥

આ વિરાટના પ્રકટ થયેલા ત્વચારૂપ સ્થાનમાં ઔષધિઓએ પોતાની શક્તિરૂપ રોમ સાથે પ્રવેશ કર્યો, જેનાથી આ જીવને ચળનું જ્ઞાન થાય છે.॥ ૧૮ ॥

**'त्वचम्'** ત્વચા **'ओषधीः ओषधयः'** (હોવું જોઈએ) ઔષધિઓ– ત્વચા ઈન્દ્રિયનાં જુદાં જુદાં અધિષ્ઠાન (બાહ્ય ત્વચા અને આંતરબાહ્ય ત્વચા) હોવાથી વિષયો પણ બે છે, ચળ અને સ્પર્શ. દ્વિતીયસ્કન્ધમાં પણ આ બન્નેનાં જુદાં નામ અને બન્નેના જુદા દેવતા વિષે કહેવામાં આવ્યું છે. (શ્લોક ૨/૬/૪ તથા ૨/૧૦/૨૩) ॥ ૧૮ ॥

તે વિરાટને લિંગરૂપી પોતાનું સ્થાન થયું. તેમાં પ્રજાપતિએ (પોતાના) અંશ વીર્ય સાથે પ્રવેશ કર્યો, જેનાથી આ જીવ આનંદનો અનુભવ પ્રાપ્ત કરે છે. ॥ ૧૯ ॥

**'कः'** પ્રજાપતિ બ્રહ્માજી ॥ ૧૯ ॥

પુરુષના પ્રકટ થયેલા ગુદાસ્થાનમાં લોકપાલ મિત્રદેવે પાયુ નામની ઈન્દ્રિયરૂપી શક્તિ સાથે પ્રવેશ કર્યો, જેનાથી આ જીવ મળત્યાગ કરે છે. ॥ ૨૦ ॥ ૨૦ ॥

આ વિરાટના પ્રકટ થયેલા બે હાથમાં સ્વર્ગપતિ ઈન્દ્રે (ગ્રહણ-ત્યાગ) ક્રય-વિક્રય કરવારૂપી શક્તિ સાથે પ્રવેશ કર્યો, જેના વડે મનુષ્ય આજીવિકા પ્રાપ્ત કરે છે. ॥ ૨૧ ॥

**'स्वर्पतिः'** સ્વર્ગના પતિ ઈન્દ્ર– **'वार्तया'** ક્રય-વિક્રય (ખરીદ-વેચાણ) કરવારૂપ શક્તિ સહિત – **'वृत्तिम्'** આજીવિકાને ॥ ૨૧ ॥

આ વિરાટનાં પ્રકટ થયેલાં બે ચરણોમાં લોકેશ્વર વિષ્ણુએ પોતાની ગમનશક્તિ સાથે પ્રવેશ કર્યો, જેનાથી જીવ પોતાના ગન્તવ્યસ્થાને જાય છે. ॥ ૨૨॥ ૨૨॥

**बुद्धिं चास्य विनिर्भिन्नां वागीशो धिष्ण्यमाविशत्।**
**बोधेनांशेन बोद्धव्यं प्रतिपत्तिर्यतो भवेत्॥ २३**
॥ २३ ॥

પછી આ વિરાટની પ્રકટ થયેલી બુદ્ધિમાં પોતાની બોધશક્તિ સાથે વાક્પતિ બ્રહ્માજીએ પ્રવેશ કર્યો, જેનાથી જાણવાયોગ્ય વિષયનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. ॥ ૨૩ ॥ ૨૩ ॥

**हृदयं चास्य निर्भिन्नं चन्द्रमा धिष्ण्यमाविशत्।**
**मनसांऽशेन येनासौ विक्रियां प्रतिपद्यते॥ २४**

આ વિરાટના પ્રકટ થયેલા હૃદયસ્થાનમાં ચન્દ્રમાએ પોતાની શક્તિરૂપ મન સાથે પ્રવેશ કર્યો, જેનાથી આ જીવ (સંકલ્પ-વિકલ્પરૂપ) વિકારોને પ્રાપ્ત કરે છે. ॥ ૨૪ ॥

विक्रियां संकल्पादिरूपाम्॥ २४॥

**'विक्रियाम्'** સંકલ્પ-વિકલ્પાત્મક વિકારોને॥ ૨૪ ॥

**आत्मानं चास्य निर्भिन्नमभिमानोऽविशत्पदम्।**
**कर्मणांशेन येनासौ कर्तव्यं प्रतिपद्यते॥ २५**

પછી એના પ્રકટ થયેલા અહંકારસ્થાનમાં 'હું કરું છું.' એવી વૃત્તિ અર્થાત્ કર્મ નામની પોતાની શક્તિ સાથે રુદ્રદેવે પ્રવેશ કર્યો, જેથી તે જીવ કર્તવ્યને પ્રાપ્ત કરે છે. ॥ ૨૫ ॥

आत्मानमहंकारम्। अभिमन्यतेऽनेनेत्यभिमानो रुद्रः। कर्मणाऽहंवृत्त्या। कर्तव्यमिति क्रियाम्॥ २५॥

**'आत्मानम्'** અહંકારને, જેનાથી 'હું કરું છું.' એમ માનવામાં આવે છે તે **'अभिमानः'** રુદ્ર **'कर्मणा'** અહંકારવૃત્તિથી **'कर्तव्यम्'** ક્રિયાને પ્રાપ્ત થાય છે.॥ ૨૫ ॥

**सत्त्वं चास्य विनिर्भिन्नं महान् धिष्ण्यमुपाविशत्।**
**चित्तेनांशेन येनासौ विज्ञानं प्रतिपद्यते॥ २६**

ત્યારબાદ આ વિરાટના પ્રકટ થયેલા સત્ત્વરૂપ સ્થાનમાં મહત્તત્ત્વ બ્રહ્માએ ચૈતન્યશક્તિ સાથે પ્રવેશ કર્યો, જેનાથી આ જીવ ચૈતન્ય (વિજ્ઞાન) પામે છે.॥ ૨૬ ॥

सत्त्वमिति बुद्धिचित्तयोरभेदेन निर्देशः। महानिति ब्रह्मा। चित्तेन चेतनया॥ २६॥

સત્ત્વમાં બુદ્ધિ અને ચિત્તનો અભેદપૂર્વકનો નિર્દેશ છે. **'महान्'** એટલે બ્રહ્માએ, **'चित्तेन'** ચૈતન્યશક્તિ સાથે॥ ૨૬ ॥

त्रिलोकोत्पत्तिमाह—**शीर्ष्ण इति।**

ત્રણ લોકની ઉત્પત્તિને વર્ણવે છે— **'शीर्ष्णः इति।'**

**शीर्ष्णोऽस्य द्यौर्धरा पद्भ्यां खं नाभेरुदपद्यत।**
**गुणानां वृत्तयो येषु प्रतीयन्ते सुरादयः॥ २७**

આ વિરાટના મસ્તકમાંથી સ્વર્ગલોક થયો, બન્ને ચરણમાંથી પૃથ્વી ઉત્પન્ન થઈ, નાભિમાંથી આકાશ થયું, જેમાં ગુણોના પરિણામરૂપે દેવો વગેરે પ્રતીત થાય છે. ॥ ૨૭ ॥

वृत्तयः परिणामाः॥ २७॥

**'वृत्तयः'** પરિણામો ॥ ૨૭ ॥

एतदेव प्रपञ्चयति द्वाभ्याम्।

આ ગુણોના પરિણામનું જ બે શ્લોકો દ્વારા વર્ણન કરે છે.

**आत्यन्तिकेन सत्त्वेन दिवं देवाः प्रपेदिरे।**
**धरां रजःस्वभावेन पणयो ये च ताननु॥ २८**

સત્ત્વગુણ અત્યન્ત અધિક હોવાથી દેવો સ્વર્ગમાં રહી ગયા. મનુષ્યો અને તેમની પાછળ રહેનારાં ગાય વગેરે પ્રાણીઓએ રાજસ સ્વભાવને લીધે પૃથ્વીને પ્રાપ્ત કરી. ॥ ૨૮॥

आत्यन्तिकेनोर्जितेन। 'पण व्यवहारे'। पणन्ते यागादिना व्यवहरन्तीति पणयो मनुष्याः तानन्नु एतदुपकरणभूता ये गवादयस्तेऽपि धरां प्रपेदिरे ॥ २८ ॥

**तार्तीयेन स्वभावेन भगवन्नाभिमाश्रिताः।**
**उभयोरन्तरं व्योम ये रुद्रपार्षदां गणाः ॥ २९**

तृतीयं तमस्तदीयेन तामसेन। उभयोर्द्यावापृथिव्योरन्तरं मध्यं व्योमान्तरिक्षं तदेव भगवतो नाभिस्तामाश्रिता रुद्रपार्षदां रुद्रस्य पार्षदानां भूतादीनां गणाः ॥ २९ ॥

**मुखतोऽवर्तत ब्रह्म पुरुषस्य कुरूद्वह।**
**यस्तून्मुखत्वाद्वर्णानां मुख्योऽभूद्ब्राह्मणो गुरुः ॥ ३०**

अवर्तत प्रवृत्तम्। ब्रह्म वेदः। यस्तून्मुखत्वान्–मुखोद्भवत्वाद्वर्णानां मुख्यः मुखमिव प्रथमो गुरुश्च अभूत्सोऽपि मुखतोऽवर्ततेत्यनुषङ्गः। अध्यापनादिना ब्राह्मणस्य वेदो वृत्तिः।

तया वृत्त्या सह ब्राह्मणो मुखतो जात इत्यर्थः। एवमुत्तरत्र वर्णत्रयेऽपि ज्ञातव्यम् ॥ ३० ॥

**वंशीधरी**—वृत्त्यर्थं नैव शोकः कार्यः सा तु जन्मतोऽप्यग्रे प्रादुर्भवति सहैव वेति भावः।

**बाहुभ्योऽवर्तत क्षत्रं *क्षत्रियस्तदनुव्रतः।**
**यो जातस्त्रायते वर्णान् पौरुषः कण्टकक्षतात् ॥ ३१**

'**आत्यन्तिकेन**' અત્યન્ત તેજસ્વિતાને કારણે– '**પણ**' ધાતુ વ્યવહારના અર્થમાં છે. '**पणन्ते**' અર્થાત્ યજ્ઞ વગેરે દ્વારા જેઓ વ્યવહાર કરે છે તે '**पणयः**' મનુષ્યો. '**तान्-अनु**' તેમની પાછળ રહેનારાં, આ યજ્ઞ વગેરેનાં સાધનરૂપ ગાય વગેરેએ પણ પૃથ્વીને પ્રાપ્ત કરી.॥ ૨૮ ॥

રુદ્રના જે પાર્ષદગણો છે, તેઓ ત્રીજા અર્થાત્ તમોગુણી સ્વભાવને કારણે સ્વર્ગ અને પૃથ્વી બંનેની મધ્યમાં, ભગવાનની નાભિરૂપ અન્તરિક્ષને આશ્રયે રહ્યા.॥ ૨૯ ॥

ત્રીજો તમોગુણ– તેવા તમોગુણી સ્વભાવને કારણે, '**उभयोः**' બન્નેની– સ્વર્ગ અને પૃથ્વીની '**अन्तरम्**' મધ્યમાં '**व्योम**' અન્તરિક્ષ, તે જ ભગવાનની નાભિ છે. તેને આશ્રયે રહેલા '**रुद्रपार्षदानाम्**' રુદ્રના ભૂત વગેરેના ગણો ॥ ૨૯ ॥

હે કુરુશ્રેષ્ઠ વિદુરજી, વેદ અને બ્રાહ્મણ ભગવાનના મુખમાંથી પ્રકટ થયા. મુખમાંથી પ્રકટ થવાને કારણે બ્રાહ્મણ (સર્વ) વર્ણોમાં શ્રેષ્ઠ અને સર્વનો ગુરુ છે.॥ ૩૦ ॥

'**अवर्तत**' પ્રકટ થયા, '**ब्रह्म**' વેદ, '**यः तु उन्मुखत्वात्**' મુખમાંથી જ ઉદ્ભવેલો હોવાથી સર્વ વર્ણોમાં જે મુખ્ય છે, મુખની જેમ પ્રથમ છે, તેમ જ સર્વનો ગુરુ પણ છે. વેદ પણ મુખમાંથી પ્રકટ થયા છે આથી સહવર્તી છે. વેદાધ્યાપન વગેરે દ્વારા વેદ એ બ્રાહ્મણની આજીવિકા છે.

તે આજીવિકા સાથે જ બ્રાહ્મણ મુખમાંથી જન્મ્યો છે. આ પ્રમાણે આગળ ત્રણે વર્ણો માટે પણ સમજવા યોગ્ય છે. ॥૩૦॥

આજીવિકા માટે શોક કરવો જ નહીં. તે તો જન્મતા પહેલાં અથવા જન્મતાંની સાથે જ ઉત્પન્ન થયેલી છે, તેવો ભાવ છે.

(વિરાટપુરુષના) બાહુમાંથી વિષ્ણુભગવાનના અંશરૂપ પાલનરૂપ (ક્ષાત્ર) વૃત્તિ પ્રકટ થઈ. ક્ષાત્રવૃત્તિને અનુસરનારો જે ક્ષત્રિય થયો, તે ચોર વગેરે દ્વારા થતા ઉપદ્રવોથી ત્રણેય વર્ણોની રક્ષા કરે છે. ॥ ૩૧ ॥

* 'क्षतात् त्रायते इति क्षत्रियः' (ચોર વગેરેથી થતા) ઉપદ્રવથી રક્ષા કરે તે ક્ષત્રિય.

क्षत्रं पालनरूपा वृत्तिस्तत्क्षत्रमनुव्रतोऽनुसृतः क्षत्रियोऽपि बाहुभ्योऽवर्तत इत्यर्थः। तदनुव्रतत्वमेवाह—य इति।

पौरुषः पुरुषस्य विष्णोरंशः। कण्टकाश्चोरादयस्तेभ्यो यत्क्षतमुपद्रवस्तस्मात्त्रायते रक्षति॥ ३१॥

**'क्षत्रम्'** પાલન કરનારી વૃત્તિ, તે ક્ષાત્રવૃત્તિને **'अनुव्रतः'** અનુસરનારો ક્ષત્રિય પણ બાહુમાંથી પ્રકટ્યો. ક્ષત્રિય પાલનરૂપા વૃત્તિને કેવી રીતે અનુસરે છે, તે જણાવે છે— **'यः इति।'**

**'पौरुषः'** ભગવાન વિષ્ણુના અંશ એવા વિરાટપુરુષ; **'कण्टकाः'** ચોર વગેરે, તેમના દ્વારા જે **'क्षतम्'** ઉપદ્રવ થાય છે, તેનાથી **'त्रायते'** રક્ષા કરે છે. ॥ ૩૧ ॥

**विशोऽवर्तन्त तस्योर्वोर्लोकवृत्तिकरीर्विभोः।**
**वैश्यस्तदुद्भवो वार्तां नृणां यः समवर्तयत्॥ ३२**

તે વિભુની બન્ને સાથળોમાંથી મનુષ્યોનો નિર્વાહ કરનારા કૃષિ વગેરે વ્યવસાયો થયા તથા તેમાંથી વૈશ્ય ઉત્પન્ન થયો, જે (સર્વ) મનુષ્યોની આજીવિકા સારી રીતે ચલાવે છે. ॥ ૩૨॥

'विशः' कृष्यादिव्यवसायाः। लोकस्य वृत्तिकरीर्जीविकाहेतवः। तस्य विभोरूर्वोः प्रवृत्ताः। तदुद्भव ऊरुजो वार्तां जीविकां यः स्ववृत्त्या संपादितवान्॥ ३२॥

**'विशः'** ખેતીવાડી વગેરે વ્યવસાયો – સર્વ મનુષ્યોની **'वृत्तिकरीः'** આજીવિકાનાં કારણો – તે વિભુની સાથળોમાંથી ઉત્પન્ન થયા. **'तद्-उद्भवः'** સાથળમાંથી ઉત્પન્ન થયેલો જે વૈશ્ય છે, તે કૃષિ-વાણિજ્ય વગેરે વડે લોકોની આજીવિકાનું સંપાદન કરાવે છે. ॥ ૩૨ ॥

**पद्भ्यां भगवतो जज्ञे शुश्रूषा धर्मसिद्धये।**
**तस्यां जातः पुरा शूद्रो यद्वृत्त्या तुष्यते हरिः॥ ३३**

ધર્મની સિદ્ધિ માટે ભગવાનનાં બે ચરણોમાંથી શુશ્રૂષા ઉત્પન્ન થઈ. તે સેવામાંથી પ્રથમ શૂદ્ર થયો, જેની સેવાથી સ્વયં શ્રીહરિ જ પ્રસન્ન થાય છે.॥ ૩૩ ॥

तस्यां निमित्तभूतायाम्। यस्य वृत्त्या हरिः स्वयमेव तुष्यति॥ ३३॥

**'तस्याम्'** તે સેવાવૃત્તિના નિમિત્તે (શૂદ્ર જન્મ્યો), જેની સેવાથી શ્રીહરિ સ્વયં જ પ્રસન્ન થાય છે.॥ ૩૩ ॥

**एते वर्णाः स्वधर्मेण यजन्ति स्वगुरुं हरिम्।**
**श्रद्धयात्मविशुद्ध्यर्थं यज्जाताः सह वृत्तिभिः॥ ३४**

આ (ચારેય) વર્ણો પોતાની આજીવિકા સહિત જેમનામાંથી ઉત્પન્ન થયા છે, તે પોતાના ગુરુ શ્રીહરિનું સ્વધર્માનુસાર, ચિત્તશુદ્ધિ માટે શ્રદ્ધાપૂર્વક પૂજન કરે છે. ॥ ૩૪ ॥

यत् यस्माज्जाताः गुरुत्वाज्जनकत्वाद् वृत्तिप्रदत्वाच्च हरेराराधनं तेषां परो धर्म इत्यर्थः॥ ३४॥

**'यद्'** જેમનામાંથી ઉત્પન્ન થયા છે તે ગુરુ હોવાથી, જન્મદાતા હોવાથી તેમ જ આજીવિકા પ્રદાન કરનારા હોવાથી શ્રીહરિની આરાધના તેમનો પરમ ધર્મ છે, એમ અર્થ છે. ॥ ૩૪ ॥

**एतत्क्षत्तर्भगवतो दैवकर्मात्मरूपिणः।**
**कः श्रद्दध्यादुपाकर्तुं योगमायाबलोदयम्॥ ३५**

હે વિદુરજી, કાળ, કર્મ અને સ્વભાવરૂપ શક્તિવાળા ભગવાનની યોગમાયાના બળથી આ વિરાટસ્વરૂપ પ્રકટ થયું છે, તેને (પૂર્ણતઃ) વર્ણવવાની ઈચ્છા કોણ કરે? ॥ ૩૫ ॥

भो क्षत्तः, देवकर्मात्मरूपिणः कालकर्मस्वभावशक्तिमतो भगवतो योगमायाबलेनोज्जृम्भितमेतद्विराड्रूपमुपाकर्तुं साकल्येन निरूपयितुं कः श्रद्दध्यादिच्छेत्। इच्छाऽप्यशक्या निरूपणं तु दूरत इत्यर्थः॥ ३५॥

હે વિદુરજી, **'देवकर्मात्मरूपिणः'** કાળ, કર્મ અને સ્વભાવરૂપ શક્તિવાળા ભગવાનની યોગમાયાના બળથી પ્રકટ થયેલા આ વિરાટસ્વરૂપનું **'उपाकर्तुम्'** સંપૂર્ણપણે વર્ણન કરવા માટે કોણ **'श्रद्दध्यात्'** ઈચ્છા કરે? એવી ઈચ્છા કરવી પણ અશક્ય છે, તો વર્ણન કરવાની વાત તો દૂરથી જ રહી, એમ અર્થ છે.॥ ૩૫ ॥

**अथापि कीर्तयाम्यङ्ग यथामति यथाश्रुतम्।**
**कीर्तिं हरेः स्वां सत्कर्तुं गिरमन्याभिधाऽसतीम्॥ ३६**

છતાં પણ હે પ્રિય વિદુર, શ્રીહરિગુણગાન સિવાયની અન્ય ચર્ચાઓથી દૂષિત થયેલી મારી વાણીને પવિત્ર કરવા માટે ગુરુમુખેથી શ્રવણ કર્યા પ્રમાણે મારી મતિ અનુસાર શ્રીહરિની કીર્તિનું હું ગાન કરું છું.॥ ૩૬ ॥

अङ्ग विदुर, अथापि हरेः कीर्तिं कीर्तयामि। यथाश्रुतं गुरुमुखात्। तदपि न सर्वात्मना, किन्तु यथामति स्वमत्यनुसारेण। अन्याभिधा हरिव्यतिरिक्तार्थाभिधानं तया असतीं मलिनां स्वीयां वाचं सत्कर्तुं पवित्रीकर्तुम्॥ ३६॥

**'अङ्ग'** પ્રિય વિદુર, છતાં પણ શ્રીહરિની કીર્તિનું હું ગાન કરું છું. **'यथाश्रुतम्'** ગુરુમુખેથી શ્રવણ કર્યું છે તે પ્રમાણે, તે પણ સમ્પૂર્ણપણે નહીં, પણ **'यथामति'** મારી બુદ્ધિ અનુસાર. **'अन्य-अभिधा'** શ્રીહરિગુણગાન સિવાયની અન્ય વિષયચર્ચા– તેનાથી **'असतीम्'** મલિન થયેલી પોતાની વાણીને **'सत्कर्तुम्'** પવિત્ર કરવા માટે॥ ૩૬ ॥

**एकान्तलाभं वचसो नु पुंसां**
**सुश्लोकमौलेर्गुणवादमाहुः।**
**श्रुतेश्च *विद्वद्भिरुपाकृतायां**
**कथासुधायामुपसम्प्रयोगम्॥ ३७**

પુણ્યશ્લોકશિરોમણિ ભગવાનના ગુણાનુવાદને જ મનુષ્યોની વાણીનો પરમફળલાભ (વિદ્વાનો) કહે છે તથા વિદ્વદ્જનો દ્વારા વર્ણવવામાં આવેલી સુધારૂપ ભગવત્કથામાં કાનનો સમ્યક્ વિનિયોગ એ જ મનુષ્યોની શ્રવણેન્દ્રિયનો પરમફળલાભ છે, એમ (શ્રુતિસ્મૃતિપુરાણતજ્જ્ઞો) કહે છે.॥ ૩૭ ॥

अज्ञात्वापि यथामति कीर्तने श्रवणे वा आवश्यकं कैवल्यमित्याह। एकान्ततो लाभं नु निश्चितमाहुः। श्रुतेः श्रोत्रस्य। उपाकृतायां निरूपितायाम्। उपसम्प्रयोगं सन्निधावर्पणम्॥ ३७॥

અજાણતાં પણ સ્વમતિ અનુસાર કીર્તન કે શ્રવણ કરવામાં શુદ્ધભક્તિ આવશ્યક છે, પરમફળલાભ નિશ્ચિત જ છે, તેમ કહેવામાં આવ્યું છે. **'श्रुतेः'** શ્રવણેન્દ્રિયનો **'उपाकृतायाम्'** નિરૂપણ કરેલ **'उपसम्प्रयोगम्'** સમીપમાં સમ્યક્ વિનિયોગ ॥ ૩૭ ॥

***वंशीधरी—**विद्वद्भिरित्यनेन पदपदार्थयथार्थबोधवद्भ्य एव कथा श्राव्याऽन्यतो नेति। अविद्वान्हि यथाश्रुतार्थकथनासमर्थत्वेन शास्त्रविप्लावकोऽस्ति तस्माच्छास्त्रमपि बिभेति। महाभारतोक्तेः—

**'विद्वद्भिरिति।'** વિદ્વાનો પાસેથી જ શ્રવણ કરવું– એ દ્વારા પદ અને પદના અર્થને યથાર્થ રીતે જાણનાર જ્ઞાની પાસેથી જ કથા શ્રવણ કરવી, અન્ય પાસેથી નહીં, તેમ કહે છે. અવિદ્વાન તો શ્રવણ કર્યા અનુસાર અર્થ કહેવામાં અસમર્થ હોવાથી શાસ્ત્રને હાનિકર્તા છે, તેથી શાસ્ત્ર પણ તેનાથી ભય પામે છે. મહાભારતકાર કહે છે—

'इतिहासपुराणाभ्यां वेदं समुपबृंहयेत्।
बिभेत्यल्पश्रुताद्वेदो मामयं प्रहरिष्यति॥'

न चातीव ज्ञाने निर्बन्धः कर्तव्यः, ब्रह्मणोऽपि दुर्ज्ञेयत्वादित्याह।

**आत्मनोऽवसितो वत्स महिमा कविनाऽऽदिना।**
**संवत्सरसहस्रान्ते धिया योगविपक्वया॥ ३८**

आत्मनो हरेर्महिमा योगविपक्वयापि धिया संवत्सरसहस्रान्तेऽप्यादिकविना ब्रह्मणापि किमवसितः किं ज्ञात इति काकूक्त्या एतावानिति न ज्ञात एवेत्युक्तम्॥ ३८॥

**अतो भगवतो माया मायिनामपि मोहिनी।**
**यत्स्वयं चात्मवर्त्मात्मा न वेद किमुतापरे॥ ३९**

यत् यस्मात्स्वयमप्यात्मा हरिरात्मवर्त्म स्वमायागतिमेतावदिति न वेद, अनन्तत्वात्॥ ३९॥

अतो दुर्ज्ञेयत्वात्केवलं नमस्करोति—**यत इति।**

**यतोऽप्राप्य न्यवर्तन्त वाचश्च मनसा सह।**
**अहं चान्य इमे देवास्तस्मै भगवते नमः॥ ४०**

यस्य ज्ञानाय प्रवृत्ता वाचोऽपि मनसा सह तमप्राप्यैव न्यवर्तन्त दुर्ज्ञेयत्वात्। न केवलं वाङ्मनसी, अहमहंकारस्याधिष्ठाता रुद्रोऽपि। इमे इन्द्रियाधिष्ठातारो देवा अन्ये च॥ ४०॥

ઈતિહાસ અને પુરાણના આધારે વેદનો અર્થ કરવો જોઈએ. 'આ મને ક્ષતિ પહોંચાડશે.'– એમ અધકચરા-જ્ઞાનવાળાથી વેદ ભય પામે છે. (મહા.૧/૧/૨૬૭-૨૬૮)

અતિજ્ઞાન માટે આગ્રહ ન રાખવો કારણ કે (પરમાત્માનો મહિમા) બ્રહ્માજી માટે પણ દુર્જ્ઞેય છે, તેમ કહે છે.

હે વત્સ, આદિકવિ બ્રહ્માજી દ્વારા પણ હજારો વર્ષોના અંતે યોગથી પરિપક્વ થયેલી બુદ્ધિથી પણ શું પરમાત્માનો મહિમા જાણી શકાયો છે? ॥ ૩૮॥

**'आत्मनः'** પરમાત્મા શ્રીહરિનો મહિમા યોગથી પરિપક્વ થયેલી બુદ્ધિથી પણ, હજારો વર્ષોના અંતે પણ, આદિકવિ બ્રહ્માજી દ્વારા પણ **'किम् अवसितः'** શું જાણી શકાયો છે? (નથી જ જાણી શકાયો.) આટલો મહિમા છે, તેમ નથી જ જાણ્યો, એમ સ્વરભેદ (વક્રોક્તિ) દ્વારા કહેવામાં આવ્યું છે. ॥ ૩૮ ॥

આથી ભગવાનની માયા તો માયાવી પુરુષોને પણ મોહ પમાડનારી છે. પરમાત્મા પોતે પણ પોતાની માયાની ગતિને જાણતા નથી, તો બીજા કોઈ તો જાણે જ ક્યાંથી? ॥ ૩૯ ॥

**'यद्'** કારણ કે સ્વયં **'आत्मा'** શ્રીહરિ પણ **'आत्मवर्त्म'** પોતાની માયાની ગતિ આટલી છે, તે જાણતા નથી કારણ કે તે અનંત છે. ॥ ૩૯ ॥

આમ ભગવાન દુર્જ્ઞેય હોવાથી કેવળ નમસ્કાર કરે છે — **'यतः इति।'**

જેમને પ્રાપ્ત કર્યા વિના મન સાથે વાણી, અહંકાર અને આ બીજા દેવો પાછા ફરે છે, તે ભગવાનને નમસ્કાર હો. ॥ ૪૦ ॥

જેમને જાણવા માટે પ્રવૃત્ત થયેલી વાણી પણ મન સાથે તે પ્રાપ્ત કર્યા વિના જ પાછી ફરે છે કારણ કે તે પરમાત્મા દુર્જ્ઞેય છે. કેવળ મન અને વાણી જ નહીં, **'अहम्'** અહંકારના અધિષ્ઠાતા રુદ્રદેવ અને **'इमे'** આ ઈન્દ્રિયોના અધિષ્ઠાતા બીજા દેવો પણ પાછા ફરે છે. ॥ ૪૦ ॥

*वीर.—'यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह।'

'यस्यामतं तस्य मतं मतं यस्य न वेद सः।
अविज्ञातं विजानतां विज्ञातमविजानताम्॥'

'જ્યાંથી મન સહિત વાણી તેને પ્રાપ્ત કર્યા વિના પાછી ફરે છે.' (તૈત્તિ.ઉપ.૨/૯/૧)

'જે (બ્રહ્મવેત્તા)ને બ્રહ્મ અવિદિત છે, તેને જ બ્રહ્મ વસ્તુતઃ વિદિત છે. જેને બ્રહ્મ વિદિત છે તે વસ્તુતઃ બ્રહ્મને નથી જાણતો (કારણ કે તે બ્રહ્મ) જાણનારાઓને અવિદિત રહે છે અને ન જાણનારાઓને જ્ઞાત હોય છે.' (કેન.ઉપ.૨/૩)

**सुबोधिनी—**

'यादृशोऽसि हरे कृष्ण तादृशाय नमो नमः।
यादृशोऽस्मि हरे कृष्ण तादृशं मां हि पालय॥'

હે રાધા, હે કૃષ્ણ, આપ જેવા છો તેવા આપને નમસ્કાર હો, નમસ્કાર હો. હે રાધા, હે કૃષ્ણ, હું જેવો છું તેવા મારું આપ પાલન કરજો.

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां तृतीयस्कन्धे षष्ठोऽध्यायः॥ ६॥

इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां षष्ठोऽध्यायः॥ ६॥

*****

# अथ सप्तमोऽध्यायः

## વિદુરજીના પ્રશ્નો

सप्तमे संशयच्छेदि प्रतिनन्द्य मुनेर्वचः।
पुनः क्षत्त्रा कृता नाना प्रश्नाः सम्यगुदीरिताः॥ १

સાતમા અધ્યાયમાં સંશય દૂર કરનારા મૈત્રેયમુનિના વચનનું અભિનંદન કરીને વિદુરજી દ્વારા પુનઃ અનેક પ્રકારના પ્રશ્નો સુંદર રીતે કરવામાં આવ્યા. ॥ ૧॥

श्रीशुक उवाच

**एवं ब्रुवाणं मैत्रेयं द्वैपायनसुतो बुधः।
प्रीणयन्निव भारत्या विदुरः प्रत्यभाषत॥ १**

'अथ ते भगवल्लीला योगमायोपबृंहिताः' इत्यादिना मायागुणैर्लीलया भगवान् सृष्ट्यादि करोतीत्येवं ब्रुवाणं मैत्रेयं भारत्या प्रार्थनारूपया प्रीणयन्निवेत्यभिप्रायाज्ञानेनाक्षेपात्॥ १॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – આ પ્રમાણે બોલતા મહર્ષિ મૈત્રેયને કૃષ્ણદ્વૈપાયન વ્યાસજીના તત્ત્વદર્શી પુત્ર વિદુરજી પ્રાર્થનારૂપ વાણીથી પ્રસન્ન કરતા હોય તેમ કહેવા લાગ્યા. ॥ ૧ ॥

"હવે યોગમાયાથી વૃદ્ધિ પામેલી ભગવાનની લીલાઓ તમને (કહું છું.)" (શ્રીમદ્ ભા.૩/૫/૨૨) વગેરે વચનો દ્વારા માયાના ગુણો વડે ભગવાન લીલાપૂર્વક સૃષ્ટિ વગેરે કરે છે– એમ બોલતા (મૈત્રેયઋષિના) અભિપ્રાયના (વિદુરજીના) અજ્ઞાનને લીધે મૈત્રેયજી ઉપર વિદુરજી આક્ષેપ કરવાના હોવાથી જાણે પ્રસન્ન કરતા હોય તેમ મધુરવાણીથી વિદુરજી પ્રાર્થનારૂપે મૈત્રેયજીને કહેવા લાગ્યા. ॥ ૧ ॥

विदुर उवाच

**ब्रह्मन्कथं भगवतश्चिन्मात्रस्याविकारिणः।
लीलया चापि युज्येरन्निर्गुणस्य गुणाः क्रियाः॥ २**

**વિદુરજી બોલ્યા** – હે બ્રહ્મન્, ભગવાન શુદ્ધ બોધસ્વરૂપ, નિર્વિકાર અને નિર્ગુણ છે, તો તેમને લીલાથી પણ ક્રિયાઓ અને ગુણો કેવી રીતે સંભવે? ॥ ૨ ॥

निर्विकारस्य क्रिया, निर्गुणस्य च गुणाः कथम्। लीलयेत्युक्तिः प्रयोजनाभावं परिहरति न वस्तुविरोधमिति भावः॥ २॥

નિર્વિકાર (બ્રહ્મ)ને ક્રિયા તથા નિર્ગુણ (બ્રહ્મ)ને ગુણો કેવી રીતે હોઈ શકે? '(ભગવાનની) લીલાથી' એ વચન, સૃષ્ટિરચનાનું કોઈ પ્રયોજન નથી, એ તર્કનું ખંડન કરે છે; એ વચન વસ્તુનો વિરોધ દૂર કરતું નથી. (અર્થાત્ નિર્ગુણ-સગુણ વચ્ચેના વાસ્તવિક વિરોધને **'लीलया'** એ કથનથી દૂર કરી શકાય નહીં), એવો ભાવ છે. ॥ ૨ ॥

अर्भकवल्लीलापि न युज्यते वैषम्यादित्याह।

બાળકની જેમ ઈશ્વરનો લીલા-ખેલ પણ સંભવી શકે નહીં, કારણ કે બાળક અને ઈશ્વર વચ્ચે વિષમતા છે, એમ કહે છે.

**क्रीडायामुद्यमोऽर्भस्य कामश्चिक्रीडिषाऽन्यतः।**
**स्वतस्तृप्तस्य च कथं निवृत्तस्य सदाऽन्यतः॥ ३**

બાળકની અન્યની સાથે રમવાની ઈચ્છા હોવાથી રમતમાં પ્રવૃત્તિ થાય છે, પરંતુ સ્વતઃતૃપ્ત અને સર્વદા અન્યથી અસંગ બ્રહ્મની ક્રીડામાં પ્રવૃત્તિ કેવી રીતે હોય? ॥ ૩ ॥

उद्यमयति प्रवर्तयतीत्युद्यमः। अर्भकस्य क्रीडायां प्रवृत्तिहेतुः कामोऽस्ति। अन्यतस्तु वस्त्वन्तरेण बालान्तरप्रवर्तनेन वा तस्य क्रीडेच्छा भवति। ईश्वरस्य तु* स्वतस्तृप्तस्य कथं कामोऽन्यतः सदा निवृत्तस्य चासङ्गाद्वितीयस्य कथमन्यतश्चिक्रीडिषेत्यर्थः॥ ३॥

જે ઉદ્યમ કરાવે છે અથવા પ્રવૃત્તિમાં જોડે છે, તેને ઉદ્યમ કહેવાય છે. બાળક ક્રીડામાં પ્રવૃત્ત થાય છે, કારણ કે તેને વાસના હોય છે. **'अन्यतः'** બીજી વસ્તુ સાથે કે બીજા બાળકની પ્રેરણાથી બાળકને ક્રીડા કરવાની ઈચ્છા થાય છે, પરંતુ સ્વતઃ જ તૃપ્ત એવા ઈશ્વરને ઈચ્છા કેવી રીતે હોય? અન્યના સંગથી સદાય નિવૃત્ત એવા અસંગ, અદ્વિતીય ઈશ્વરને બીજા સાથે રમવાની ઈચ્છા કેવી રીતે હોઈ શકે, એમ અર્થ છે. ॥ ૩॥

***वंशीधरी.**—'आप्तकामः सत्यकामः' इत्यादि-श्रुतेः कामाभावात्तथा 'एकमेवाद्वितीयं ब्रह्म' इति श्रुतेः 'असंगो ह्ययं पुरुषः' इति श्रुतेश्चासंगाद्वितीयस्य सर्वदा तदन्यवस्त्वभावाच्च लीला न संगच्छते इति भावः।

જે પૂર્ણકામ (પરમાત્મા) છે, જેના સંકલ્પો સત્ય છે, વગેરે શ્રુતિ હોવાથી તથા કામનાઓનો અભાવ હોવાથી 'સૃષ્ટિની ઉત્પત્તિ પૂર્વે એકમાત્ર અદ્વિતીય સત્ તત્ત્વરૂપે હતું.' (છાં.ઉપ.૬/૨/૧) એમ શ્રુતિ હોવાથી, 'ખરેખર, આ પુરુષ અસંગ છે.' (બૃહદા.ઉપ.૪/૩/૧૫,૧૬) એમ પણ શ્રુતિ હોવાથી તથા અસંગ અને અદ્વિતીય એવા એમના સિવાય અન્ય વસ્તુનો સર્વદા અભાવ હોવાથી બ્રહ્મને લીલા સુસંગત નથી, એવો ભાવ છે.

यच्चोक्तं 'स्मरन्विश्वसृजामीशो विज्ञापितमधोक्षजे' इत्यादिनाऽविद्योपाधेर्जीवस्य भोगार्थमीश्वरः सृष्ट्यादि करोतीति तदप्याक्षे-प्तुमनुवदति—**अस्त्राक्षीदिति**।

વળી, જે કહેવામાં આવ્યું કે, ''ઇન્દ્રિયાતીત (અધોક્ષજ) ભગવાન વિશ્વનું સર્જન કરનારાં તત્ત્વોની વિનંતિને યાદ કરતા...'' (શ્રીમદ્ ભા.૩/૬/૧૦) વગેરે દ્વારા અવિદ્યાની ઉપાધિથી જીવના ભોગ માટે ઈશ્વર સૃષ્ટિ, પાલન, સંહાર કરે છે તે પણ આક્ષેપ કરવા માટે ફરીથી કહે છે— **'अस्त्राक्षीत् इति।'**

**अस्राक्षीद्भगवान् विश्वं गुणमय्यात्ममायया।**
**तया संस्थापयत्येतद्भूयः प्रत्यपिधास्यति॥ ४**

गुणमयी आत्मनो जीवस्य कर्तृत्वभोक्तृत्वादिमोहोत्पादिका या माया तया सृष्टवान्। तदुक्तं प्रथमे—

'यया संमोहितो जीव आत्मानं त्रिगुणात्मकम्।
परोऽपि मनुतेऽनर्थं तत्कृतं चाभिपद्यते॥'

इत्यादिना अत्र च 'अतो भगवतो माया मायिनामपि मोहिनी' इति। संस्थापयति पालयति। प्रत्यपिधास्यति प्रातिलोम्येन तिरोहितं करिष्यति। पाठान्तरे प्रातिलोम्येनात्मन्यभितो धारयिष्यति॥ ४॥

एतच्च जीवस्याविद्याश्रयत्वे घटेत, न तु तत्संभवतीत्याह—**देशत इति।**

**देशतः कालतो योऽसाववस्थातः स्वतोऽन्यतः।**
**अविलुप्तावबोधात्मा स युज्येताजया कथम्॥ ५**

योऽसौ देशादिभिरविलुप्तावबोध आत्मा जीवः, ब्रह्मस्वरूपत्वात्। स कथमजयाऽविद्यया युज्येत। तत्र देशतो दीपप्रभाया इव लोपो नास्ति, सर्वगतत्वात्। न कालतः, विद्युत इव नित्यत्वात्। नावस्थातः, स्मृतिवदविक्रियत्वात्।

ભગવાન પોતાની ગુણમયી માયાથી આ વિશ્વનું સર્જન કરે છે, તેના વડે વિશ્વનું પાલન કરે છે તથા તેનાથી જ વિશ્વને તિરોહિત કરશે. ॥ ૪ ॥

જીવના કર્તૃત્વ, ભોક્તૃત્વ વગેરે રૂપે મોહ ઉત્પન્ન કરનારી પોતાની જે ગુણમયી માયા છે તેનાથી સર્જન કર્યું. પ્રથમ સ્કન્ધમાં તે કહેવામાં આવ્યું; ''જે માયાથી મોહિત થયેલો જીવ પોતે ત્રણે ગુણોથી પર હોવા છતાં પોતાને ત્રિગુણાત્મક માને છે અને તે ત્રણે ગુણોએ જ કરેલા (કર્તૃત્વ, ભોક્તૃત્વ વગેરે) અનર્થ પોતે જ કરેલા માને છે.'' (श्रीमद् ભા.૧/૭/૫) વગેરે દ્વારા તેમ જ અહીં પણ ''માટે ભગવાનની માયા તો માયાવી પુરુષોને પણ મોહ પમાડનારી છે.'' (श्रीमद् ભા.૩/૬/૩૯) '**संस्थापयति**' પાલન કરે છે, '**प्रति-अपि-धास्यति**' સૃષ્ટિના ઊલટા ક્રમથી સમેટી લેશે. '**आत्मन् प्रति-अभि-धास्यति**' પાઠાન્તરમાં, સૃષ્ટિના ઊલટા ક્રમથી આત્મામાં સંપૂર્ણ રીતે ધારણ કરશે. ॥ ૪ ॥

આ (વિશ્વની સૃષ્ટિ, સ્થિતિ અને લય) પણ જીવને અવિદ્યા સાથે સંબંધ હોય તો જ ઘટે, પરંતુ જીવ અવિદ્યાનો આશ્રય બને એ સંભવે નહીં તેમ કહે છે— '**देशतः इति।**'

આ જીવાત્મા, કે જે અવિનાશી જ્ઞાનવાળો છે, તેના જ્ઞાનનો નાશ દેશથી, કાળથી, અવસ્થાથી, પોતાનાથી કે અન્યથી થતો નથી, તો તે (અજા) અવિદ્યા સાથે કેવી રીતે જોડાય? ॥ ૫ ॥

આ જે '**आत्मा**' જીવાત્મા છે તેનું જ્ઞાન દેશ વગેરે દ્વારા નાશ પામતું નથી કારણ કે જીવાત્મા બ્રહ્મસ્વરૂપ છે. તે કેવી રીતે '**अजया**' અવિદ્યા સાથે જોડાય? જીવાત્મા સર્વવ્યાપી હોવાથી દીવાના પ્રકાશની જેમ (દીવાનો પ્રકાશ અમુક સ્થળની મર્યાદા સુધી જ હોય તેમ જીવાત્માના જ્ઞાનનો દેશથી નાશ નથી થતો). વીજળી (ક્ષણમાં નાશ પામી જાય) તેમ કાળથી પણ તેનો નાશ નથી થતો, કારણ કે જીવાત્મા નિત્ય છે, અવસ્થાથી પણ, જેમ સ્મરણનો (અમુક અવસ્થામાં

न स्वतः, स्वप्नवत्सत्यत्वात्। नान्यतः, घटादिवदद्वितीयत्वात्। एवमेतैर्यस्य बोधो न लुप्यते स कथमजया युज्येत। अजा चात्राविद्यैव न माया, तस्या अवबोधेन विरोधाभावात्॥ ५॥

હોય, અમુકમાં ન હોય) તેમ તેનો નાશ નથી થતો કારણ કે જીવાત્મા વિકારરહિત છે. સ્વપ્નની જેમ પોતાનાથી પણ જ્ઞાનનો લોપ નથી થતો, કારણ કે તે સત્યસ્વરૂપ છે. ઘડાની જેમ (બીજો કોઈ ઘડાને હથોડો મારે તો ઘડો નાશ પામે તેમ) જીવાત્માનો અન્યથી પણ નાશ નથી કારણ કે તે અદ્વિતીય છે. આમ, આ સર્વથી જેનું જ્ઞાન લુપ્ત નથી થતું, તે અવિદ્યા સાથે કેવી રીતે જોડાય? વળી, અહીં **'अजा'** એટલે અવિદ્યા જ, માયા નહીં કારણકે માયાનો જ્ઞાનની સાથે વિરોધ નથી.॥ ૫ ॥

किंच ब्रह्मरूपत्वादेव जीवस्य संसारोऽपि न विद्यत इत्याक्षिपति।

વળી, જીવ બ્રહ્મસ્વરૂપ જ હોવાથી તેને સંસાર પણ હોય નહીં, એવો આક્ષેપ કરે છે.

**भगवानेक एवैष सर्वक्षेत्रेष्ववस्थितः।**
**अमुष्य दुर्भगत्वं वा क्लेशो वा कर्मभिः कुतः॥ ६**

આ એક જ ભગવાન સર્વ દેહોમાં રહેલા છે, (તો પછી) આમને દુર્ભાગીપણું કે કર્મોને કારણે ક્લેશ કેવી રીતે હોઈ શકે? ॥ ૬ ॥

सर्वक्षेत्रेष्ववस्थितो भोक्तापि वस्तुतो भगवानेव, चिद्रूपत्वेन तद्व्यतिरेकाभावात्। एवं च सत्यमुष्य जीवस्य दुर्भगत्वमानन्दादिभ्रंशः कर्मभिर्हेतुभूतैः क्लेशो वा कुतः, कर्मसम्बन्धाभावात्। अन्यथेश्वरस्यापि तत्प्रसङ्गः स्यादिति भावः॥ ६॥

સર્વ દેહોમાં રહેલો ભોક્તા વસ્તુતઃ ભગવાન જ છે કારણ કે ચૈતન્યસ્વરૂપ હોવાથી અને તેમના સિવાય અન્ય કોઈ ન હોવાથી તેમાં કોઈ અંતર નથી. આમ, આ જીવ બ્રહ્મરૂપ હોવાથી આ જીવને **'दुर्भगत्वम्'** આનંદ વગેરેથી ભ્રષ્ટ થવાપણું કે કર્મ સાથે સંબંધ ન હોવાથી હેતુરૂપ બનેલાં કર્મોને કારણે ક્લેશ કેમ હોય? નહીં તો ઈશ્વરની પણ આવી જ દશા થવાનો પ્રસંગ ઊભો થાય. ॥ ૬॥

**एतस्मिन्मे मनो विद्वन् खिद्यतेऽज्ञानसंकटे।**
**तन्नः पराणुद विभो कश्मलं मानसं महत्॥ ७**

હે વિદ્વાન, આ અજ્ઞાનસંકટમાં મારું મન ખેદ પામે છે. હે સમર્થ ઋષિ, અમારા તે માનસિક મહામોહને આપ દૂર કરો. ॥ ૭ ॥

अज्ञानमेव संकटं दुर्गं तस्मिन्। तन्मानसं कश्मलं मोहं पराणुदापाकुरु॥ ७॥

અજ્ઞાન એ જ દુર્ગમ સંકટ છે, તે અજ્ઞાનસંકટમાં– તે માનસિક **'कश्मलम्'** મોહ **'पराणुद'** દૂર કરો.॥ ૭ ॥

**श्रीशुक उवाच**

**स इत्थं चोदितः क्षत्त्रा तत्त्वजिज्ञासुना मुनिः।**
**प्रत्याह भगवच्चित्तः स्मयन्निव गतस्मयः॥ ८**

**શ્રીશુકદેવજીએ કહ્યું** – તત્ત્વજિજ્ઞાસુ વિદુરજી દ્વારા આ પ્રમાણે પ્રયુક્ત કરાયેલા એટલે ભગવાનમાં જ ચિત્તવાળા, ગર્વરહિત તે મૈત્રેયમુનિ સ્મિત કરતા હોય તેમ ઉત્તર આપવા લાગ્યા. ॥ ૮ ॥

चोदित आक्षिप्तः स्मयन्निव प्रौढिमाविष्कुर्वन्निव। वस्तुतस्तु गतस्मयः॥ ८॥

**'चोदितः'** પ્રયુક્ત કરાયેલા, **'स्मयन् इव'** ઉત્તર આપવામાં પોતાનું સામર્થ્ય પ્રકટ કરતા હોય તેમ– ખરેખર તો નિરભિમાની એવા મૈત્રેયમુનિ ॥ ૮॥

मैत्रेय उवाच

**सेयं भगवतो माया यन्नयेन विरुध्यते।**
**ईश्वरस्य विमुक्तस्य कार्पण्यमुत बन्धनम्॥ ९**

भगवतोऽचिन्त्यशक्तेरीश्वरस्य सेयं माया नयेन तर्केण विरुध्यत इति यत्। तर्कविरोधमेवानुवदति। विमुक्तस्यैव पुंसोऽविद्याबन्धनं कार्पण्यं चेति॥ ९॥

अत्रोदाहरणमाह।

**यदर्थेन विनाऽमुष्य पुंस आत्मविपर्ययः।**
**प्रतीयत उपद्रष्टुः स्वशिरश्छेदनादिकः॥ १०**

यत् यथा अर्थेन शिरश्छेदादिना विनाप्युपद्रष्टुः स्वप्नसाक्षिणो ममेदं शिरश्छिन्नमित्यात्मविपर्ययः * केवलं मृषैव प्रतीयते तद्वत्॥ १०॥

*__दीपिनी__—'आत्मविपर्ययः इति।' अत्र असतोऽपि बन्धादेः प्रतीतौ आत्मविपर्ययः।

**बा.प्र.**—अन्तःकरणदेहेन्द्रियादिगताः सुखदुःखादयो धर्मास्तत्तदध्यासेन स्वस्मिन् प्रतीयन्ते।

तर्हीश्वरस्यापि किं न प्रतीयेत, तत्राह।

**यथा जले चन्द्रमसः कम्पादिस्तत्कृतो गुणः।**
**दृश्यतेऽसन्नपि द्रष्टुरात्मनोऽनात्मनो गुणः॥ ११**

यथा जले प्रतिबिम्बितस्यैव चन्द्रमसो जलोपाधिकृतः कम्पादिधर्मो दृश्यते, न त्वाकाशे स्थितस्य। तथाऽनात्मनो देहादेर्धर्मोऽसन्नपि तदभिमानिनो द्रष्टुरात्मनो जीवस्यैव नत्वीश्वरस्येत्यर्थः॥ ११॥

**મૈત્રેયમુનિ બોલ્યા** – અચિન્ત્યશક્તિવાળા ઈશ્વરની આ તે જ માયા છે, જે તર્કથી વિરુદ્ધ ભાસે છે, જેમાં નિત્યમુક્ત પુરુષને પણ અવિદ્યાનું બંધન અને કૃપણતા (સ્વરૂપજ્ઞાનનો તિરોભાવ) પ્રતીત થાય છે.॥ ૯॥

**'भगवतः'** ભગવાનની, અચિન્ત્યશક્તિવાળા ઈશ્વરની તે આ માયા **'नयेन'** તર્કથી વિરોધી છે જે તર્કવિરોધને (મૈત્રેયમુનિ) દોહરાવે છે. નિત્યમુક્ત પુરુષને પણ અવિદ્યાનું બન્ધન અને કૃપણતા (પ્રાપ્ત થાય છે). ॥ ૯ ॥

અહીં ઉદાહરણ આપે છે.

જેમ સ્વપ્ન જોનાર મનુષ્યને સત્ય ન હોવા છતાં પોતાનો શિરચ્છેદ વગેરે પ્રતીત થાય છે, તેમ આ જીવને આત્મધર્મથી વિપરીત (મિથ્યા ભ્રાન્તિ જ) પ્રતીત થાય છે. ॥ ૧૦ ॥

**'यत्'** જેમ **'अर्थेन'** સત્ય ન હોવા છતાં, શિરચ્છેદ વગેરે ન થયો હોવા છતાં **'उपद्रष्टुः'** સ્વપ્ન જોનારને ''મારું આ મસ્તક કપાયું'' તેવી **'आत्मविपर्ययः'** માત્ર મિથ્યા ભ્રાન્તિ જ થાય છે તેવી રીતે ॥ ૧૦ ॥

ન હોવા છતાં પણ બંધન વગેરેની પ્રતીતિ થવી એટલે આત્મવિપર્યય.

અંતઃકરણ, દેહ, ઈન્દ્રિયો વગેરેમાં રહેલા સુખદુઃખાદિ ધર્મો તે તે અધ્યાસ દ્વારા પોતાનામાં પ્રતીત થાય છે.

(જીવને મિથ્યા ભ્રાન્તિ થાય છે) તો પછી ઈશ્વરને પણ કેમ મિથ્યા ભ્રાન્તિ પ્રતીત નથી થતી, તે માટે કહે છે.

જેમ જળમાં (પ્રતિબિંબરૂપે પડેલા) ચન્દ્રનો (જળની ઉપાધિથી) કંપ વગેરે ધર્મ જણાય છે. (આકાશમાંના ચન્દ્રને કંપાદિ ગુણ ન હોવા છતાં તે જળમાં પ્રતીત થાય છે), તેમ (દ્રષ્ટા) આત્મામાં દેહાદિના ધર્મો ન હોવા છતાં પણ દેખાય છે.॥ ૧૧ ॥

જળમાં પ્રતિબિંબિત થયેલા ચન્દ્રને જ જળની ઉપાધિથી થયેલો કંપ વગેરે ધર્મ જણાય છે, પરંતુ આકાશમાં રહેલા ચન્દ્રમાં કમ્પાદિ ગુણો નથી હોતા. તેવી રીતે **'अनात्मनः'** દેહાદિનો ધર્મ આત્મામાં ન હોવા છતાં પણ તેમ માનનાર જીવને ભ્રાન્તિ થાય છે, પરંતુ ઈશ્વરને નહીં, એમ અર્થ છે. ॥ ૧૧ ॥

तन्निवृत्त्युपायमाह।

**स वै निवृत्तिधर्मेण* वासुदेवानुकम्पया।**
**भगवद्भक्तियोगेन तिरोधत्ते शनैरिह॥ १२**

स वै अनात्मनो गुणो निवृत्तिधर्मेण वासुदेवस्यानुकम्पा तया च तस्मिन्भक्तियोगस्तेन तिरोधत्तेऽदृश्यो भवति। शनैरित्यनेन साधनानुसारेणेत्युक्तम्॥ १२॥

***सुबोधिनी.—**'निवृत्तिधर्मेणेत्यादिपदैः'
विधानेन परित्यागः पुनस्त्यक्त्वापरिग्रहः।
एकाकित्वं तीर्थसेवा मौनं कृष्णानुचिन्तनम्॥
कालादि प्राप्तदुःखस्य सहनं चाऽप्रतिक्रिया।
दयासन्तोषात्मजया मुख्या धर्मा निवृत्तितः॥

तत्र प्रथमं निवृत्तिधर्माः कर्तव्याः न निवृत्तिमात्रम्। ततो भगवदनुकम्पा, सत्त्वाकारान्तःकरणे स्फुरितस्य भगवतः कृपावलोकनम्। ततो भगवद्विषयकत्वाद्भक्तेः साधनरूपत्वम्। योग इति निरन्तरकृतिः। निरन्तरश्रवणादिकं भगवत्कृपाव्यतिरेकेण न भवतीति भगवद्भक्तियोगः पश्चादुक्तः। एवं मायासम्बन्धः शनैरस्मिन्नेव जन्मनि तिरोधत्ते। शनैरिति साधनबलानुसारेण।

तर्हि सर्वानर्थनिवृत्तिः कदेत्यपेक्षायामाह।

**यदेन्द्रियोपरामोऽथ द्रष्ट्रात्मनि परे हरौ।**
**विलीयन्ते तदा क्लेशाः संसुप्तस्येव कृत्स्नशः॥ १३**

તેની (જીવાત્મામાં જણાતા દેહાદિના ધર્મની) નિવૃત્તિનો ઉપાય જણાવે છે.

(જીવાત્મામાં જણાતો દેહાદિનો ધર્મ) તે ખરેખર, નિવૃત્તિધર્મથી, ભગવાનની કૃપાથી અને ભગવાન પરના ભક્તિયોગથી આ જન્મમાં ધીમે ધીમે દૂર થાય છે.॥ ૧૨ ॥

નિવૃત્તિ ધર્મથી વાસુદેવભગવાનની અનુકમ્પા અને તેનાથી તે ભગવાન વાસુદેવમાં ભક્તિયોગ થાય છે; તેનાથી ખરેખર, દેહાદિનો ધર્મ – આ પ્રતીતિ **'तिरोधत्ते'** અદશ્ય થાય છે. **'शनैः इति।'** ધીમે ધીમે આ દ્વારા સાધન અનુસાર આ પ્રતીતિ દૂર થાય છે, એમ કહેવાનો અર્થ છે. ॥ ૧૨ ॥

'નિવૃત્તિધર્મથી' વગેરે પદો દ્વારા

૧.શાસ્ત્રાજ્ઞાનુસાર પરિત્યાગ, ૨.ત્યાગ કરીને પછી અસ્વીકાર, ૩.એકાન્તવાસ, ૪.તીર્થવાસ, ૫.મૌન, ૬.શ્રીકૃષ્ણચિંતન, ૭.કાળ વગેરે દ્વારા પ્રાપ્ત થતાં દુઃખો સહન કરવાં, ૮.પ્રતિકાર કર્યા વિના દુઃખો સહન કરવાં, ૯. દયા, ૧૦. સન્તોષ, ૧૧.મનોજય – એમ નિવૃત્તિથી મુખ્ય(અગિયાર) ધર્મો (કહ્યા) છે.

સૌ પ્રથમ નિવૃત્તિધર્મોનું પાલન કરવું, માત્ર નિવૃત્તિ નહીં. આ ધર્મોના પાલનથી ભગવાન અનુકમ્પા કરે છે. સાત્ત્વિક અંતઃકરણમાં સ્ફુરિત થયેલા ભગવાન વાસુદેવ કૃપાદૃષ્ટિ કરે છે. તેનાથી ભગવાન પરનો ભક્તિયોગ સિદ્ધ થાય છે. યોગ એટલે નિરન્તર કરવામાં આવે તે. નિરન્તર શ્રવણાદિ ભગવાનની કૃપા વિના થતાં નથી, આથી જ ભગવદ્ભક્તિને અંતિમ સાધન ગણાવ્યું. આ પ્રમાણે માયાનો સંબંધ ધીમે ધીમે આ જ જન્મમાં અદશ્ય થાય છે. 'ધીમે ધીમે' એમ કહેવામાં આવ્યું છે કારણ કે સાધનના બળ અનુસાર માયાનો સંબંધ તિરોહિત થાય છે.

તો પછી સર્વ અનર્થોની નિવૃત્તિ ક્યારે થશે, તેવી અપેક્ષા માટે કહે છે.

પછી જ્યારે અન્તર્યામીરૂપ પરમાત્મા શ્રીહરિમાં (સર્વ) ઈન્દ્રિયો નિશ્ચળ થાય છે, ત્યારે સુષુપ્તમનુષ્યના ક્લેશો જેમ નષ્ટ થાય તેમ દુઃખ સર્વથા નષ્ટ થઈ જાય છે. ॥ ૧૩ ॥

यदेन्द्रियाणामुपरामो नैश्चल्यम्। क्व। द्रष्टुरात्मन्यन्तर्यामिरूपे। अथानन्तरमेव। कृत्स्न-क्लेशविलयमात्रे दृष्टान्तः संसुप्तस्येवेति। न तु पुनरुत्थाने॥ १३॥

જ્યારે ઇન્દ્રિયો નિશ્ચળ થશે ત્યારે – '**इन्द्रियाणाम्**' ઇન્દ્રિયોનો '**उपरामः**' વિરામ, નૈશ્ચલ્ય– ક્યાં? '**द्रष्टुः**' દ્રષ્ટા એવા અન્તર્યામીરૂપ પરમાત્મામાં– ત્યાર પછી જ સંપૂર્ણ ક્લેશોનો વિલય થાય છે, તે માટે દૃષ્ટાન્ત આપે છે – '**संसुप्तस्य इव इति।**' સુષુપ્તમનુષ્યના સર્વ ક્લેશો દૂર થાય તેમ (જીવના ક્લેશો નષ્ટ થઈ જાય છે), પરંતુ જાગૃત થતાં નહીં. (સૂતેલાને જેમ પુનઃ ક્લેશો થાય છે તેમ ભક્તને થતું નથી. ભક્તને ફરી કદાપિ ક્લેશો થતા નથી.) ॥ ૧૩ ॥

**बा.प्र.**—अथ श्रवणादिसाधनभक्त्यनन्तरं यदा इन्द्रियाणां चक्षुश्श्रोत्रघ्राणत्वग्जिह्वामनसामुपरामो हरौ भक्तक्लेशहरणस्वभावे भगवति भवति प्राकृतसौन्दर्यादिभ्यः परावृत्तानां भगवत्सौन्द-र्यसौस्वर्यसौरभ्यसौकुमार्यवैदग्ध्यादिषु निश्चलता भवति तदा कृत्स्नशः सर्वे समूला अविद्यास्मिताराग-द्वेषाभिनिवेशात्मकाःक्लेशाः विलीयन्ते इति अन्वयः।

શ્રવણ વગેરે સાધનભક્તિ પછી જ્યારે ઇન્દ્રિયો– ચક્ષુ, શ્રોત્ર, ઘ્રાણ, ત્વચા, જિહ્વા અને મન – ભક્તના ક્લેશહરણ કરવાના સ્વભાવવાળા ભગવાન શ્રીહરિમાં ઉપરામ પામે; પ્રાકૃતિક સૌન્દર્યમાંથી પાછી ફરેલી ઇન્દ્રિયો ભગવાનના સૌન્દર્ય, સૌસ્વર્ય, સૌરભ્ય, સૌકુમાર્ય અને ચાતુર્યાદિમાં નિશ્ચળ થાય ત્યારે અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશાત્મક ક્લેશો સંપૂર્ણપણે સમૂળા વિલય પામે છે, એ પ્રમાણે અન્વય છે.

भक्तियोगेन क्लेशनिवृत्तिं दर्शयति—**अशेषेति।**

ભક્તિયોગથી ક્લેશનિવૃત્તિ દર્શાવે છે— '**अशेष इति।**'

**अशेषसंक्लेशशमं विधत्ते**
**गुणानुवादश्रवणं मुरारेः।**
**कुतः पुनस्तच्चरणारविन्द-**
**परागसेवारतिरात्मलब्धा ॥ १४**

મુરારિ ભગવાનના ગુણાનુવાદ તથા તેનું શ્રવણ સમસ્ત ક્લેશોનું શમન કરે છે, તો પછી (શ્રવણ-મનનાદિ દ્વારા અથવા પ્રભુકૃપાથી) અંતરમાં જાગેલી, શ્રીહરિના ચરણારવિંદની રજની સેવા માટે પ્રીતિ થાય એમાં તો કહેવું જ શું? ॥ ૧૪ ॥

गुणानामनुवादश्च श्रवणं च। आत्मनि मनसि लब्धा श्रवणकीर्तनापेक्षया सप्रेमध्याने किं पुनर्न्यायोक्तिः॥ १४॥

ભગવાનના ગુણોનું વર્ણન તથા શ્રવણ પણ (ક્લેશનો નાશ કરે છે.) '**आत्मनि**' મનમાં **लब्धा**' ઉત્પન્ન થયેલી (પ્રીતિ), શ્રવણ-કીર્તનની અપેક્ષાએ સપ્રેમ ધ્યાન વિષે તો કહેવું જ શું? એમ (કૈમુત્ય) ન્યાયથી કહે છે. ॥ ૧૪ ॥

**सुबोधिनी**—चरणारविन्दस्य परागाः गङ्गायां भगवदीयशरीरे च सन्तीति तत्र सेवायां रतिः।

(શ્રીમુરારિ) ભગવાનની ચરણરજ શ્રીગંગાજીમાં અને ભગવદીયના દેહમાં (તથા વ્રજમાં) છે માટે તેમની સેવામાં પ્રીતિ (થાય તો કહેવું જ શું?)

उत्तरमभिनंदन्नात्मनः कृतार्थतामाविष्करोति—संछिन्न इति षड्भिः।

ઉત્તરનું અભિનંદન કરતા છ શ્લોકો દ્વારા પોતાની કૃતાર્થતા પ્રકટ કરે છે— '**संछिन्नः इति।**'

विदुर उवाच

**संछिन्नः संशयो मह्यं तव सूक्तासिना विभो।**
**उभयत्रापि भगवन् मनो मे संप्रधावति॥ १५**

चिद्रूपत्वाविशेषेऽपि कथमीश्वरस्य जगत्कर्तृत्वादि, कथं वा जीवस्य संसार इति यः संशयो ममासीत्स तव सूक्तं सोपपत्तिकं वाक्यमेवासिः खड्गस्तेन संछिन्नः। अत इदानीं मे मन उभयत्रापीश्वरस्वातन्त्र्ये जीवपारतन्त्र्ये च संप्रधावति सम्यक्प्रविशति। एवं वाऽविलुप्तावबोधरूपस्यात्मनः कथमविद्यया बन्धः कुतो वा तन्निवृत्तिरिति संशयः। उभयत्रेति, बन्धे मोक्षे चेत्यर्थः॥ १५॥

**विदुरજી બોલ્યા** – હે વિભુ, આપનાં યુક્તિયુક્ત વચનોરૂપી ખડ્ગથી મારો સંશય સર્વથા છેદાઈ ગયો છે, તેથી હે ભગવાન, (ઈશ્વરની સ્વતંત્રતા અને જીવની પરતન્ત્રતા) એ બન્નેમાં મારું મન સારી રીતે પ્રવેશે છે. ॥ ૧૫ ॥

ચૈતન્યરૂપે ઈશ્વર અને જીવ સમાન હોવા છતાં ઈશ્વરને જગતનું કર્તૃત્વ વગેરે કેમ અને જીવને સંસાર કેમ એ જે સંશય મને હતો, તે આપનાં '**सूक्तम्**' યુક્તિયુક્ત વચનો એ જ '**असिः**' ખડ્ગ – તેનાથી કપાઈ ગયો છે. આથી હવે મારું મન '**उभयत्र**' બન્નેમાં– ઈશ્વરની સ્વતન્ત્રતા અને જીવની પરતન્ત્રતા વિષે '**संप्रधावति**' સારી રીતે પ્રવેશે છે. તદુપરાંત અવિનાશી સ્વરૂપજ્ઞાનવાળા આત્માને અવિદ્યાથી બંધન કેમ તેમ જ તેની નિવૃત્તિ કેવી રીતે એ પણ સંશય મને હતો. '**उभयत्र**' બંધન તથા મોક્ષ એ બન્ને સંબંધી મારો સંશય દૂર થયો છે, એમ અર્થ છે. ॥ ૧૫ ॥

**साध्वेतद्व्याहृतं विद्वन्नात्ममायायनं हरेः।**
**आभात्यपार्थं निर्मूलं विश्वमूलं न यद्बहिः॥ १६**

यस्मात्त्वया साधु व्याहृतम्। किं तत्। हरेः शक्तिर्या आत्ममाया जीवविषया माया तदयनं तदाश्रयमेतद्दुर्भगत्वादिकं भातीति। यत् यस्मात्स्वशिरश्छेदादिवदपार्थमवस्तुभूतं निर्मूलं मूलशून्यं च। यस्मादस्य मूलं विश्वस्य मूलं स्वाज्ञानं बहिर्विना नास्ति॥ १६॥

હે વિદ્વાન (મૈત્રેયમુનિ), આપે યોગ્ય જ કહ્યું કે શ્રીહરિની માયાનો આશ્રય કરવાથી આ (દુર્ભાગીપણું વગેરે) ભાસે છે. આ (દુર્ભગત્વાદિ, સ્વપ્નમાં શિરચ્છેદની જેમ) મિથ્યા અને નિર્મૂળ છે કારણ કે આ વિશ્વનું મૂળ અજ્ઞાન વિના બીજું નથી. ॥ ૧૬ ॥

જે કારણે આપે યોગ્ય કહ્યું તે શું છે ? શ્રીહરિની શક્તિ જે '**आत्ममाया**' જીવને મોહ કરાવનારી માયા છે તેનો '**अयनम्**' આશ્રય કરવાથી '**एतद्**' આ દુર્ભાગીપણું વગેરે ભાસે છે. '**यत्**' કારણ કે (સ્વપ્નમાં) પોતાના શિરચ્છેદ વગેરેની જેમ '**अपार्थम्**' અવસ્તુરૂપ અર્થાત્ મિથ્યા અને '**निर्मूलम्**' મૂળ વગરનું છે કારણ કે '**अस्य मूलम्**' આ વિશ્વનું મૂળ પોતાના અજ્ઞાન '**बहिः**' વિના બીજું નથી. ॥ ૧૬ ॥

अल्पज्ञत्वात्पूर्वं मम संशयो जात इत्याह— **यश्चेति।**

પૂર્વે હું અલ્પજ્ઞ હતો તેથી મને સંશય ઉત્પન્ન થયો હતો, તેમ કહે છે— '**यः च इति।**'

**यश्च मूढतमो लोके यश्च बुद्धेः परं गतः।**
**तावुभौ सुखमेधेते क्लिश्यत्यन्तरितो जनः॥ १७**

સંસારમાં જે અત્યન્ત મૂઢ (દેહાદિમાં આસક્ત) છે તે અને જે બુદ્ધિથી પર એવા પરમેશ્વરને પામ્યો છે, તે બન્ને સુખ પામે છે, વચ્ચેનો મનુષ્ય દુઃખી થાય છે.॥ ૧૭ ॥

मूढतमो देहाद्यासक्तो यश्च बुद्धेः प्रकृतेः परमीश्वरं प्राप्तः, तौ सुखं यथा भवति तथा एधेते जीवत इत्यर्थः। संशयक्लेशाभावात्। यस्तु दुःखानुसंधानेन प्रपञ्चं जिहासति स्वानन्दसंवेदना–भावाद्धातुं न शक्नोति स तु क्लिश्यतीत्यर्थः ॥ १७ ॥

इदानीं तु कृतार्थोऽस्मि, यतस्त्वया संशयश्छिन्नः, केवलं बाधितानुवृत्तिरेवावशिष्टा, सापि युष्मत्प्रसादान्निवर्तिष्यत इत्याह।

**अर्थाभावं विनिश्चित्य प्रतीतस्यापि नात्मनः।**
**तां चापि युष्मच्चरणसेवयाऽहं पराणुदे॥ १८**

नात्मनः अनात्मनः प्रपञ्चस्य प्रतीतस्या–प्यर्थाभावमर्थोऽत्र नास्ति, किन्तु प्रतीतिमात्रमिति युष्मच्चरणसेवया निश्चित्य तां प्रतीतिमप्यहं पराणुदे, अपनेष्यामीत्यर्थः॥ १८ ॥

**यत्सेवया भगवतः कूटस्थस्य मधुद्विषः।**
**रतिरासो भवेत्तीव्रः पादयोर्व्यसनार्दनः॥ १९**

मधुद्विषः पादयोः रतिरासः प्रेमोत्सवस्तीव्रो दुर्वारः स्वाभाविकः। व्यसनं संसारमर्दयति नाशयतीति तथा॥ १९ ॥

**सुबोधिनी**—मार्गत्रयाविरोधाय भगवतो विशेषणत्रयम्। तत्र भगवत इति भक्तिमार्गानुसारी भगवान्। कूटस्थस्य इति ज्ञानमार्गानुसारी। मधुद्विष इति दैत्यद्वेषी। गुरुसेवा सर्वेषामेव हितकरी।

**'मूढतमः'** દેહ વગેરેમાં આસક્ત એવો જે છે તથા બીજો જે **'बुद्धेः'** પ્રકૃતિથી પર એવા પરમેશ્વરને પામ્યો છે – તે બન્ને જેમ સુખ થાય તેમ **'एधेते'** જીવે છે, એમ અર્થ છે કારણ કે મહામૂર્ખને અને પારંગતને સંશય અને ક્લેશ નથી. પરંતુ દુઃખનું અનુસન્ધાન કરવાથી જે પ્રપંચને છોડવા ઇચ્છે છે ખરો, પરંતુ સ્વરૂપાનંદનો અનુભવ ન થવાથી છોડી નથી શકતો તે દુઃખી થાય છે, એમ અર્થ છે. ॥ ૧૭ ॥

હવે હું કૃતાર્થ તો થયો છું, કારણ કે આપે મારો સંશય કાપી નાખ્યો છે. બાધિત થયેલી છતાં ચાલુ રહેલી કેવળ મિથ્યા પ્રતીતિ અવશેષ રહી છે, તે પણ આપની કૃપાથી દૂર થશે, એમ કહે છે.

પ્રતીત થતો હોવા છતાં અનાત્મ પદાર્થ વસ્તુતઃ છે નહીં. આપનાં ચરણની સેવાથી નિશ્ચિત કરી તે મિથ્યાજ્ઞાનને પણ હું દૂર કરીશ. ॥ ૧૮ ॥

**'न आत्मनः'** અનાત્માની– દેહાદિ પ્રપંચની પ્રતીતિ **'अर्थ-अभावम्'** વાસ્તવિક, પારમાર્થિક સત્ય જ્યાં નથી પરંતુ માત્ર પ્રતીતિ જ છે– તેમ આપનાં ચરણની સેવાથી નિશ્ચિત કરી, તે પ્રતીતિને પણ હું **'पराणुदे'** દૂર કરીશ, એમ અર્થ છે. ॥ ૧૮ ॥

જેમની સેવાથી સંસાર(ની વ્યથા)નો નાશ કરનાર, નિર્વિકાર, ભગવાન મધુસૂદનનાં શ્રીચરણોમાં તીવ્ર પ્રેમોલ્લાસ પ્રકટ થાય છે. ॥ ૧૯ ॥

મધુદૈત્યનો નાશ કરનાર ભગવાનનાં શ્રીચરણોમાં **'रतिरासः'** તીવ્ર, નિવારી ન શકાય તેવો, સ્વાભાવિક પ્રેમનો ઉત્સવ– **'व्यसनम्'** સંસારનો **अर्दयति** '( **अर्दनः** )' નાશ કરે છે. ॥ ૧૯ ॥

ત્રણ માર્ગ (જ્ઞાન, ભક્તિ અને કર્મ)માં વિરોધ નથી, તે માટે ભગવાનનાં ત્રણ વિશેષણો આ શ્લોકમાં જણાવ્યાં છે. **('भगवतः' 'कूटस्थस्य' 'मधुद्विषः')** ભગવાન શબ્દ ભક્તિમાર્ગને અનુસરીને પ્રયોજાય છે. કૂટસ્થ શબ્દ જ્ઞાનમાર્ગમાં રૂઢ થયેલો છે તથા મધુસૂદન અર્થાત્ દૈત્યદ્વેષી શબ્દ (કર્મમાર્ગનો બોધ કરાવે છે). (ત્રણે માર્ગમાં) ગુરુસેવા સર્વ માટે હિતકારી છે.

अहो दुर्लभं प्राप्तं मयेत्याह।

**दुरापा ह्यल्पतपसः सेवा वैकुण्ठवर्त्मसु।**
**यत्रोपगीयते नित्यं देवदेवो जनार्दनः*॥ २०**

दुरापा दुर्लभा। वैकुण्ठस्य विष्णोस्तल्लोकस्य वा वर्त्मसु मार्गभूतेषु महत्सु। यत्र येषु। महत्सेवया हरिकथाश्रवणं, ततो हरौ प्रेम, तेन च देहाद्यनुसंधानमपि निवर्तत इति तात्पर्यम्॥ २०॥

***बा.प्र.**—जनार्दनः इति। जनानामविद्यामर्दयति निवर्तयतीति तया मोक्षप्रद इत्यर्थः।

अर्थान्तरं प्रष्टुं तदुक्तमनुवदति त्रिभिः—**सृष्ट्वेति।**

**सृष्ट्वाऽग्रे महदादीनि सविकाराण्यनुक्रमात्।**
**तेभ्यो विराजमुद्धृत्य तमनु प्राविशद्विभुः॥ २१**

विकारैरिन्द्रियादिभिः सहितानि। उद्धृत्य तदंशैर्विराजं सृष्ट्वा॥ २१॥

प्रविष्टस्य रूपमाह—**यमिति।**

**यमाहुराद्यं पुरुषं सहस्राङ्घ्र्यूरुबाहुकम्।**
**यत्र विश्व इमे लोकाः सविकाशं समासते॥ २२**

विराजं विशिनष्टि—यत्रेति। ते इमे विश्वे सर्वे लोकाः। सविकाशमसंकोचेन॥ २२॥

**बा.प्र.**—तथा च श्रुतिः "सहस्रशीर्षा पुरुषः इत्याद्या।

(પોતાના ભાગ્યની પ્રશંસા કરતા વિદુરજી કહે છે.) અહો, મને દુર્લભ વસ્તુની પ્રાપ્તિ થઈ છે!

ખરેખર, અલ્પ તપવાળા મનુષ્યને વૈકુંઠના માર્ગમાં (અથવા, ભગવત્પ્રાપ્તિના માર્ગરૂપ મહાત્માઓની) સેવા દુર્લભ છે, જ્યાં નિરન્તર દેવાધિદેવ શ્રીજનાર્દનના ગુણો ગવાય છે. ॥ ૨૦ ॥

**'दुरापा'** દુર્લભ— **'वैकुण्ठस्य'** ભગવાન વિષ્ણુના લોકની અથવા **'वर्त्मसु'** (ભગવત્પ્રાપ્તિના) માર્ગરૂપ મહાત્માઓની— **'यत्र'** જ્યાં મહાત્માઓની સેવાથી હરિકથાશ્રવણ (કરવા મળે છે), તેનાથી શ્રીહરિ પ્રત્યે પ્રેમ જાગે છે અને તેનાથી દેહ વગેરે સાથેનું અનુસંધાન પણ દૂર થાય છે, એમ તાત્પર્ય છે. ॥ ૨૦ ॥

મનુષ્યોની અવિદ્યાને દૂર કરે છે તે જનાર્દન અને તે દ્વારા મોક્ષ પ્રદાન કરે છે, એમ અર્થ છે.

પૂર્વે શ્રવણ કરી હતી તે લીલાનો શેષ ભાગ પૂછવા માટે તે (મૈત્રેયમુનિનું) કહેલું પુનઃ ત્રણ શ્લોકો દ્વારા કહે છે— **'सृष्ट्वा इति।'**

સૃષ્ટિના આરંભમાં ઇન્દ્રિયાદિ વિકારો સહિત મહત્તત્ત્વ વગેરે તત્ત્વોને અનુક્રમે સર્જીને ભગવાને તે તત્ત્વોના અંશોમાંથી વિરાટપુરુષને સર્જ્યો અને પછી તે વિરાટશરીરમાં ભગવાને પ્રવેશ કર્યો. ॥ ૨૧ ॥

**('सविकाराणि')' 'विकारैः** ઇન્દ્રિયાદિ વિકારો સહિત— **'उद्धृत्य'** તે તત્ત્વોના અંશોમાંથી વિરાટપુરુષને સર્જીને ॥ ૨૧ ॥

પ્રવિષ્ટ થયેલા ભગવાનનું રૂપ વર્ણવે છે— **'यम् इति।'**

જેમને હજારો ચરણ, સાથળ અને બાહુવાળા આદ્ય પુરુષ કહે છે, જેમનામાં (વિરાટપુરુષના સ્વરૂપમાં) આ સમગ્ર લોકો સંકોચ વગર રહે છે, ॥ ૨૨ ॥

વિરાટપુરુષને વિશેષણપૂર્વક કહે છે— **'यत्र इति।'** જે વિરાજમાં **'इमे विश्वे'** તે આ સમગ્ર ચૌદ લોક **'सविकाशम्'** સંકડાશ વિના (સુખપૂર્વક) રહે છે.॥ ૨૨॥

તે અનુસાર શ્રુતિ પણ છે– 'સહસ્ર મસ્તકવાળો વિરાટપુરુષ' વગેરે. (ઋ.૧૦/૯૦/૧, શ્વેતા. ૩/૧૪)

**यस्मिन्दशविधः प्राणः सेन्द्रियार्थेन्द्रियस्त्रिवृत्।**
**त्वयेरितो यतो वर्णास्तद्विभूतीर्वदस्व नः॥ २३**

પ્રાणादयः पञ्च नागादयः पञ्चेत्येवं दशविधः। इन्द्रियाणि च अर्थाश्च इन्द्रियाणि चेति पुनरुक्तिस्तद्देवतालक्षणार्था, तत्सहितः। सर्वोपबृंहकत्वात्प्राणस्य तत्साहित्यम्। एवं त्रिवृत्त्रिविधः प्राणस्त्वयेरित उक्तः। तस्य विभूतीर्ब्रह्माद्या *विसर्गशब्दवाच्याः॥ २३॥

***वंशीधरी**—'विसर्गः पौरुषः स्मृतः॥' इत्युक्तेः।

જે (વિરાજ)માં ઇન્દ્રિયો, ઇન્દ્રિયોના વિષયો તથા ઇન્દ્રિયોના દેવતાઓ સહિત દસ પ્રકારના પ્રાણ ત્રિગુણાત્મકરૂપે રહેલા છે, એમ આપે કહ્યું અને જેમનામાંથી (બ્રાહ્મણાદિ) વર્ણો થયા છે, તેમની વિભૂતિઓ વિષે અમને કહો. ॥ ૨૩ ॥

પ્રાણ વગેરે પાંચ તથા નાગ વગેરે પાંચ આમ દસ પ્રકારના પ્રાણ– ઇન્દ્રિયો અને ઇન્દ્રિયોના વિષયો તથા '**इन्द्रियाणि**' ઇન્દ્રિયો– એમ પુનરુક્તિ છે તે ઇન્દ્રિયોના દેવતાઓનાં લક્ષણાર્થે છે, તેના સહિત પ્રાણ સર્વનો વૃદ્ધિ કરનારો હોવાથી તે પ્રાણ સહિત– આમ '**त्रिवृत्**' ત્રણ પ્રકારનો પ્રાણ આપના દ્વારા '**ईरितः**' કહેવામાં આવ્યો. તે વિરાટપુરુષની બ્રહ્મા વગેરે વિભૂતિઓ વિસર્ગશબ્દવાચક છે. ॥ ૨૩ ॥

'બ્રહ્માથી થતી સૃષ્ટિને વિસર્ગ કહે છે.' (શ્રીમદ્ ભા.૨/૧૦/૩) એમ કહેવામાં આવ્યું છે.

**यत्र पुत्रैश्च पौत्रैश्च नप्तृभिः सह गोत्रजैः।**
**प्रजा विचित्राकृतय आसन्याभिरिदं ततम्॥ २४**

यत्र यासु इदं विश्वम्। ततं व्याप्तम्॥ २४॥

'एवमेतत्पुरा पृष्टो मैत्रेयो भगवान्किल।' इति परीक्षित्प्रश्नोत्तरतया विदुरमैत्रेयसंवादः प्रस्तावितः, अतस्तानेव विदुरेण कृतान्प्रश्नानाह यावत् समाप्ति।

જે (વિભૂતિઓ)માં પુત્રો, પૌત્રો, પ્રપૌત્રો, દૌહિત્રો (પુત્રીના પુત્રો), સંબંધીઓ સહિત અનેક પ્રકારની આકૃતિવાળી પ્રજાઓ ઉત્પન્ન થાય છે, જેમના વડે આ જગત વ્યાપેલું છે. ॥ ૨૪ ॥

'**यत्र**' જે વિભૂતિઓમાં '**इदम्**' આ વિશ્વ '**ततम्**' વ્યાપેલું છે. ॥ ૨૪ ॥

"પૂર્વે આ જ પ્રમાણે ભગવાન મૈત્રેયને પૂછવામાં આવ્યું હતું." (શ્રીમદ્ ભા.૩/૧/૧) આ પ્રમાણે રાજા પરીક્ષિતની પ્રશ્નોત્તરીરૂપે વિદુર-મૈત્રેયસંવાદની પ્રસ્તાવના કરી હતી; તેથી તે જ વિદુરજી દ્વારા કરવામાં આવેલા પ્રશ્નો અધ્યાય સમાપ્ત થાય ત્યાં સુધી જણાવે છે.

**प्रजापतीनां स पतिश्चक्लृपे कान्प्रजापतीन्।**
**सर्गांश्चैवानुसर्गांश्च मनून्मन्वन्तराधिपान्॥ २५**

प्रजापतीनां पतिर्ब्रह्मेत्यादीनां वर्णयेति वक्ष्यमाणेनान्वयः। चक्लृपेऽकल्पयत्। सर्गान् नवविधान्। अनुसर्गांस्तद्भेदान्॥ २५॥

વળી, પ્રજાપતિઓના પતિ તે વિરાટપુરુષે કયા કયા પ્રજાપતિઓ, સર્ગો, અનુસર્ગો, મનુઓ તથા મન્વન્તરના સ્વામીઓ ઉત્પન્ન કર્યા? ॥ ૨૫ ॥

બ્રહ્મા વગેરે પ્રજાપતિઓના પતિ વગેરેનું વર્ણન કરો, (એમ શ્લોક-૨૭માં) કહેવામાં આવશે, તેની સાથે સંબંધ છે. '**चक्लृपे**' ઉત્પન્ન કર્યા. '**सर्गान्**' સર્ગો નવ પ્રકારના છે. '**अनुसर्गान्**' તે તે સર્ગના ભેદોને॥ ૨૫ ॥

**एतेषामपि वंशांश्च वंश्यानुचरितानि च।**
**उपर्यधश्च ये लोका भूमेर्मित्रात्मजाऽऽसते॥ २६**

हे मित्राया आत्मज॥ २६॥

આ સર્વ મનુઓના વંશો તથા વંશજોનાં ચરિત્રો પણ આપ વર્ણવો. હે મિત્રાના આત્મજ, ભૂમિની ઉપર તથા નીચે જે લોકો છે, તેમનું પણ વર્ણન કરો.॥ ૨૬ ॥

હે મિત્રાના પુત્ર ॥ ૨૬ ॥

**तेषां संस्थां प्रमाणं च भूर्लोकस्य च वर्णय।**
**तिर्यङ्मानुषदेवानां सरीसृपपतत्त्रिणाम्।**
**वद नः सर्गसंव्यूहं गार्भस्वेदद्विजोद्भिदाम्॥ २७**

संस्थां सन्निवेशम्। सर्गाणां संव्यूहं संविभागम्। गार्भस्वेदद्विजोद्भिदाम्। गार्भा जरायुजाः स्वेदाच्च द्वाभ्यां च जाताः स्वेदद्विजाः उद्भिदश्च तेषाम्॥ २७॥

(ભૂમિની ઉપર તથા નીચેના) તે લોકોની રચના તથા પ્રમાણનું પણ વર્ણન કરો. પશુઓ, મનુષ્યો, દેવો, સર્પાદિ, પક્ષીઓ તેમજ જરાયુજ, સ્વેદજ, અંડજ તથા ઉદ્‌ભિજ્જની સૃષ્ટિના સમૂહને જણાવો. ॥ ૨૭॥

**'संस्थाम्'** રચના, સૃષ્ટિના **'संव्यूहम्'** સમૂહને— **'गार्भस्वेदद्विजोद्भिदाम्'** ગર્ભમાંથી ઉત્પન્ન થનારાં જરાયુજ પ્રાણીઓ, પસીનામાંથી ઉત્પન્ન થનારાં સ્વેદજ પ્રાણીઓ તથા બે વખત જન્મ લેનારાં **'द्विजाः'** છે તે **'स्वेदद्विजाः'**- તેમજ પૃથ્વીને ભેદીને ઉત્પન્ન થનારાં સૃષ્ટિસમૂહને જણાવો. ॥ ૨૭ ॥

**गुणावतारैर्विश्वस्य सर्गस्थित्यप्ययाश्रयम्।**
**सृजतः श्रीनिवासस्य व्याचक्ष्वोदारविक्रमम्॥ २८**

सर्गादीनाश्रयं च सृजतः॥ २८॥

(બ્રહ્મા, વિષ્ણુ અને મહેશના) ગુણાવતારોથી વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ અને લયના આધારનું સર્જન કરતા શ્રીનિવાસભગવાનનાં ઉદાર પરાક્રમોનું વર્ણન કરો. ॥ ૨૮ ॥

સૃષ્ટિ વગેરેના આધારનું સર્જન કરતા (ભગવાનનાં પરાક્રમો) ॥ ૨૮ ॥

**वर्णाश्रमविभागांश्च रूपशीलस्वभावतः।**
**ऋषीणां जन्मकर्मादि वेदस्य च विकर्षणम्॥ २९**

रूपं लिङ्गम्, शीलमाचारः, स्वभावः शमादिः, ततः विकर्षणं विभागम्॥ २९॥

સ્વરૂપ, આચરણ તથા સ્વભાવને અનુસરી વર્ણાશ્રમના વિભાગો, ઋષિઓનાં જન્મ, કર્મ વગેરે તથા વેદના વિભાગો (વર્ણવો). ॥ ૨૯ ॥

**'रूपम्'** લિંગ ('લિંગ' અર્થાત્ બ્રાહ્મણાદિનાં ચિહ્નો), **'शीलम्'** આચરણ, **'स्वभावः'** શમ વગેરે, તે મુજબ **'विकर्षणम्'** વેદનો વિભાગ ॥ ૨૯ ॥

**यज्ञस्य च वितानानि योगस्य च पथः प्रभो।**
**नैष्कर्म्यस्य च सांख्यस्य तन्त्रं वा भगवत्स्मृतम्॥ ३०**

वितानानि विस्तारान्। नैष्कर्म्यस्य च ज्ञानस्य तदुपायस्य च सांख्यस्य पथः मार्गान् तन्त्रं चेत्यर्थः॥ ३०॥

યજ્ઞના વિસ્તારો, યોગ, જ્ઞાન તથા નિવૃત્તિના ઉપાયરૂપ સાંખ્યના માર્ગો તથા ભગવાન નારદનું તંત્રશાસ્ત્ર (નારદપંચરાત્ર) પણ (જણાવો.) ॥ ૩૦ ॥

**'वितानानि'** વિસ્તારો, નિવૃત્તિમાર્ગ, જ્ઞાનમાર્ગ (વેદાંત) તથા તેના ઉપાયરૂપ સાંખ્યના **'पथः'** માર્ગોને તથા તંત્રશાસ્ત્રને, એમ અર્થ છે. ॥ ૩૦ ॥

**पाखण्डपथवैषम्यं* प्रतिलोमनिवेशनम्।**
**जीवस्य गतयो याश्च यावतीर्गुणकर्मजाः॥ ३१**

પાખંડમાર્ગની વિષમતા, પ્રતિલોમની ઉત્પત્તિ, ગુણથી અને કર્મથી જીવની જે અને જેટલી ગતિઓ હોય (તે જણાવો). ॥ ૩૧ ॥

पाखण्डानां पन्थाः प्रवृत्तिस्तदेव वैषम्यम् ॥ ३१ ॥

પાખંડમાર્ગની પ્રવૃત્તિ, તે જ વિષમતાને॥ ૩૧ ॥

***वंशीधरी**—ब्राह्मणादिकन्यकानां क्षत्रियादिविवाहलक्षणं प्रातिलोम्यनिवेशनम्।

બ્રાહ્મણ વગેરે (ઉચ્ચ વર્ણની) કન્યાઓનું ક્ષત્રિય વગેરે (તેનાથી નીચ વર્ણ) સાથેના વિવાહનું લક્ષણ એટલે પ્રતિલોમપ્રવેશ.

**धर्मार्थकाममोक्षाणां निमित्तान्यविरोधतः।**
**वार्ताया दण्डनीतेश्च* श्रुतस्य च विधिं पृथक्॥ ३२**

ધર્મ, અર્થ, કામ અને મોક્ષના પરસ્પર વિરુદ્ધ ન હોય તેવા ઉપાયો, વાણિજ્ય વગેરે, દંડનીતિ તથા (જુદી જુદી) વેદોક્ત વિધિના પ્રકાર વર્ણવો.॥ ૩૨ ॥

निमित्तान्युपायान् परस्पराविरोधेन॥ ३२॥

**'निमित्तानि'** ઉપાયોને, પરસ્પર વિરુદ્ધ ન હોય તેવા ઉપાયોને ॥ ૩૨ ॥

***वंशीधरी**—दण्डनीतेरर्थशास्त्रोक्तराजधर्मस्य विधिम्।

અર્થશાસ્ત્રમાં જણાવેલી રાજધર્મની વિધિ એટલે દંડનીતિ.

**श्राद्धस्य च विधिं ब्रह्मन् पितॄणां सर्गमेव च।**
**ग्रहनक्षत्रताराणां कालावयवसंस्थितिम्॥ ३३**

હે બ્રહ્મન્, વળી, શ્રાદ્ધનો વિધિ, પિતૃઓની સૃષ્ટિ તથા ગ્રહ, નક્ષત્ર અને તારાઓની કાળચક્રમાં રહેલી સ્થિતિને (વર્ણવો). ॥ ૩૩ ॥

ग्रहादीनां कालचक्रे संस्थितिम्॥ ३३॥

ગ્રહ વગેરેની કાળચક્રમાં રહેલી સ્થિતિને॥ ૩૩ ॥

**दानस्य तपसो वापि यच्चेष्टापूर्तयोः फलम्।**
**प्रवासस्थस्य यो धर्मो यश्च पुंस उतापदि॥ ३४**

॥ ३४॥

દાન, તપ તથા ઈષ્ટ અને પૂર્ત કર્મોનું જે ફળ છે, પ્રવાસમાં તથા આપત્તિમાં રહેલા મનુષ્યનો જે ધર્મ છે, તે જણાવો. ॥ ૩૪ ॥ ૩૪ ॥

**येन वा भगवांस्तुष्येद्धर्मयोनिर्जनार्दनः।**
**सम्प्रसीदति वा येषामेतदाख्याहि चानघ॥ ३५**

હે નિષ્પાપ, જેનાથી ધર્મના ઉત્પત્તિસ્થાન એવા શ્રીજનાર્દન અતિપ્રસન્ન થાય તે (માર્ગ) અને જેમના ઉપર પ્રસન્ન થાય છે, એ કહો. ॥ ૩૫ ॥

येन मार्गेण संतुष्येत्। येषामिति यादृशानाम्॥ ३५॥

જે માર્ગથી શ્રીજનાર્દન સંતુષ્ટ થાય તે માર્ગને તથા **'येषाम् इति।'** જેમના ઉપર પ્રસન્ન થાય તેમના વિષે જણાવો. ॥ ૩૫ ॥

**अनुव्रतानां शिष्याणां पुत्राणां च द्विजोत्तम।**
**अनापृष्टमपि ब्रूयुर्गुरवो दीनवत्सलाः॥ ३६**

હે વિપ્રવર્ય, દીનવત્સલ ગુરુઓ આજ્ઞાંકિત શિષ્યો અને પુત્રોને વણપૂછ્યું પણ જણાવે (છે).॥ ૩૬ ॥

अनापृष्टमप्यपृष्टमपि मद्योग्यं वक्तव्यमिति भावः॥ ३६॥

**'अनापृष्टम् अपि'** ન પૂછ્યું હોય તે પણ, મારા યોગ્ય, કહેવા લાયક (હોય તે જણાવો), તેવો ભાવ છે. ॥ ૩૬ ॥

**तत्त्वानां भगवंस्तेषां कतिधा प्रतिसंक्रमः।**
**तत्रेमं क उपासीरन् क उ स्विदनुशेरते॥ ३७**

પ્રતિસંક્રમઃ પ્રલયઃ। तत्र प्रलये इमं परमेश्वरं शयानं राजानमिव चामरग्राहिणः के वाऽनुशेरते शयानमनु स्वपन्ति॥ ३७॥

હે ભગવાન, (આપે જણાવ્યાં) તે તત્ત્વોનો કેટલા પ્રકારે પ્રલય થાય છે? પ્રલયસમયે કોણ કોણ આ ભગવાનની સેવા કરે છે અને વળી કોણ તેમની પાછળ શયન કરે છે? ॥ ૩૭ ॥

**'प्रतिसंक्रमः'** પ્રલય, **'तत्र'** પ્રલયસમયે **'इमम्'** આ રાજાની જેમ પોઢેલા પરમેશ્વરને વીંઝણો વીંઝનારા કોણ છે તથા **'अनुशेरते'** તેમની પાછળ શયન કરનારા કોણ છે? ॥ ૩૭ ॥

**पुरुषस्य च संस्थानं स्वरूपं वा परस्य च।**
**ज्ञानं च नैगमं यत्तद्गुरुशिष्यप्रयोजनम्॥ ३८**

पुरुषस्य संस्थानं जीवस्य तत्त्वम्। परमेश्वरस्य स्वरूपम्। येनांशेन तयोरैक्यम्। तथा ज्ञानं च। नैगममौपनिषदम्॥ ३८॥

જીવનું તત્ત્વ તથા પરમેશ્વરનું સ્વરૂપ તેમ જ ગુરુ અને શિષ્ય જેનું પ્રયોજન છે તે ઉપનિષજ્જન્ય જ્ઞાન (આપ વર્ણવો.) ॥ ૩૮ ॥

**'पुरुषस्य संस्थानम्'** જીવનું તત્ત્વ અર્થાત્ ઉપાસકની સમ્યક્ સ્થિતિ– પરમેશ્વરનું સ્વરૂપ અર્થાત્ ઉપાસ્યનું સ્વરૂપ– જેટલે અંશે **'तयोः'** તે બન્નેનું (જીવ અને ઈશનું અથવા ગુરુ અને શિષ્યનું) ઐક્ય તથા તેવું જ્ઞાન, **'नैगमम्'** ઉપનિષજ્જન્ય જ્ઞાન (આપ આપો.) ॥ ૩૮ ॥

**निमित्तानि च तस्येह प्रोक्तान्यनघ सूरिभिः।**
**स्वतो ज्ञानं कुतः पुंसां भक्तिर्वैराग्यमेव वा॥ ३९**

यानि सूरिभिः प्रोक्तानि तस्य ज्ञानस्य साधनानि तानि च ब्रूहि। गुरुं विनैतन्न भवतीत्याह—स्वत इति॥ ३९॥

હે પુણ્યાત્મા, શાસ્ત્રના તાત્પર્યને જાણનારા (સૂરિ)ઓ દ્વારા આ લોકમાં કહેવામાં આવેલાં જ્ઞાનનાં સાધનો હોય તે પણ (મને જણાવો, કારણ કે) મનુષ્યોને જ્ઞાન, ભક્તિ કે વૈરાગ્ય પોતાની મેળે ક્યાંથી થાય? ॥ ૩૯ ॥

વિદ્વાનો દ્વારા જે કહેવામાં આવ્યાં હોય, એ **'तस्य'** તે જ્ઞાનનાં સાધનો પણ જણાવો. ગુરુ વિના આ ન બની શકે તેમ કહે છે— **'स्वतः इति'** ॥ ૩૯ ॥

**एतान्मे पृच्छतः प्रश्नान्हरेः कर्मविवित्सया।**
**ब्रूहि मेऽज्ञस्य मित्रत्वादजया नष्टचक्षुषः॥ ४०**

मे प्रश्नान्मे मित्रत्वात्स्निग्धत्वादित्यन्वय-भेदान्न मे पदस्य पौनरुक्त्यम्॥ ४०॥

શ્રીહરિનાં કર્મો જાણવાની ઈચ્છાથી આ પ્રશ્નોને પૂછી રહેલા મને માયાથી નષ્ટ થયેલી જ્ઞાનદષ્ટિવાળા અજ્ઞાની એવા મારા (આપ) મિત્ર હોવાથી કહો.॥ ૪૦ ॥

**'मे प्रश्नान्'** પ્રશ્નો પૂછતા મને (ચોથી વિભક્તિ) **'मे मित्रत्वात्'** આપ મારા (છઠ્ઠી વિભક્તિ) પ્રેમાળ મિત્ર હોવાથી છે– આમ, અન્વયના ભેદને કારણે **'मे'** પદની પુનરુક્તિ નથી. ॥ ૪૦ ॥

**सर्वे वेदाश्च यज्ञाश्च तपो दानानि चानघ।**
**जीवाभयप्रदानस्य न कुर्वीरन्कलामपि॥ ४१**

હે નિષ્પાપ (મૈત્રેયમુનિ), સર્વ વેદો, યજ્ઞો, તપ તથા દાન જીવને (તત્ત્વોપદેશ દ્વારા) અભયદાન આપવાના સોળમા અંશને પણ પ્રાપ્ત કરી શકે નહીં.॥ ૪૧ ॥

तत्त्वोपदेशेन जीवाभयप्रदानस्य ॥ ४१ ॥

तत्त्वोपदेश द्वारा જીવને અભયદાન આપવાના ॥ ૪૧ ॥

**वंशीधरी—**भयमत्र संसृतिरूपं ज्ञेयं तन्निवृत्तिस्तु भगवन्नामोच्चारणादिभिर्भवत्येव स्वतः किं पुनर्महदुपदिष्टैरिति।

'आपन्नः संसृतिं घोरां यन्नाम विवशो गृणन्।
ततः सद्यो विमुच्येत यद्बिभेति स्वयं भयम्॥'

इत्युक्तेः।

અહીં ભય એટલે સંસારરૂપ ભય જાણવો. તેની નિવૃત્તિ તો ભગવાનના નામોચ્ચારણથી આપમેળે જ થઈ જાય છે. તે માટે અપાયેલા મહાન ઉપદેશોથી શું થાય?

"જેનાથી સ્વયં ભય પણ ભય પામે છે તેવા જે (શ્રીહરિ)નું નામ ઘોર સંસારને પ્રાપ્ત થયેલો મનુષ્ય વિવશતાથી પણ પોકારે, તો તે તરત જ મુક્ત થઈ જાય છે." એમ કહેવામાં આવ્યું છે. (શ્રીમદ્ ભા.૧/૧/૧૪)

**श्रीशुक उवाच**

**स इत्थमापृष्टपुराणकल्पः
कुरुप्रधानेन मुनिप्रधानः।
प्रवृद्धहर्षो भगवत्कथायां
सञ्चोदितस्तं प्रहसन्निवाह॥ ४२**

**શ્રીશુકદેવજીએ કહ્યું** – કુરુવર્ય શ્રીવિદુરજીએ પુરાણોમાં પ્રકાશેલો (જાણવા યોગ્ય) અર્થ આ રીતે જેમને પૂછ્યો છે, તેવા મુનિવર્ય મૈત્રેયજી ભગવાનની કથામાં પ્રેરિત થવાથી અત્યન્ત હર્ષિત થઈ હસતા હોય તેમ તે વિદુરજીને કહેવા લાગ્યા. ॥ ૪૨॥

पुराणे कल्पते प्रकाशत इति पुराणकल्पो बुभुत्सितोऽर्थः, आपृष्टः पुराणकल्पोऽयं स मुनिप्रधानः ॥ ४२ ॥

પુરાણમાં '**कल्पते**' પ્રકાશે છે તે '**पुराणकल्पः**'– જાણવા યોગ્ય અર્થ પૂછાયેલા '**सः मुनिप्रधानः**' તે મુનિવર્ય મૈત્રેયજી ॥ ૪૨॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां तृतीयस्कन्धे सप्तमोऽध्यायः॥ ७॥

इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां सप्तमोऽध्यायः॥ ७॥

*****

# अथ अष्टमोऽध्यायः

## બ્રહ્માજીની ઉત્પત્તિ

अष्टमे समभूद्ब्रह्मा नाभेस्तु जलशायिनः।
तमजानञ्जले बिभ्यत्तपसाऽतोषयद्विभुम्॥ १

આઠમા અધ્યાયમાં જળમાં પોઢેલા નારાયણની નાભિમાંથી બ્રહ્માજી ઉત્પન્ન થયા. તે જળશાયી નારાયણને ન જાણતા બ્રહ્માજીએ ભય પામી જળમાં તપશ્ચર્યાથી ભગવાનને પ્રસન્ન કર્યા. ॥ ૧ ॥

श्रोतारमभिनन्दति।

શ્રોતાને અભિનંદન આપે છે.

**मैत्रेय उवाच**

**सत्सेवनीयो बत पूरुवंशो
यल्लोकपालो भगवत्प्रधानः।
बभूविथेहाजितकीर्तिमालां
पदे पदे नूतनयस्यभीक्ष्णम्॥ १**

**મૈત્રેયમુનિ બોલ્યા** – અહો! પુરુરાજાનો વંશ સજ્જનોને માટે સેવા કરવા યોગ્ય છે કારણ કે આ વંશમાં ભગવાન જ જેને માટે મુખ્ય છે તેવા આપ ધર્મરાજ ઉત્પન્ન થયા છો! અજિત ભગવાનની કીર્તિમયી માળાને આપ નિરન્તર ક્ષણે ક્ષણે નિત્યનૂતન કરો છો. ॥ ૧ ॥

सतां सेवितुं योग्यः। बत अहो। यद्यस्मादिहास्मिन्वंशे लोकपालो धर्मराजस्त्वं बभूविथ जातोऽसि। कथंभूतः। भगवानेव प्रधानभूतो यस्य सः। अत्र हेतुः—अजितेति। प्रतिक्षणं नूतनयसि नवीनां करोषि॥ १॥

(પુરુવંશ) સજ્જનોને સેવા કરવા યોગ્ય છે. **'बत'** અહો, ધન્ય છે! **'यद्'** કારણ કે **'इह'** આ વંશમાં **'लोकपालः'** લોકપાલ ધર્મરાજ એવા આપ **'बभूविथ'** જન્મ્યા છો! કેવા લોકપાલ? ભગવાન જ જેને માટે મુખ્ય છે તેવા. તે માટેનું કારણ– **'अजित इति।'** શ્રીઅજિતભગવાનની કીર્તિમયી માળાને આપ **'नूतनयसि'** નિત્યનૂતન કરો છો! ॥૧॥

**सोऽहं नृणां क्षुल्लसुखाय दुःखं**
**महद्गतानां विरमाय तस्य।**
**प्रवर्तये भागवतं पुराणं**
**यदाह साक्षाद्भगवानृषिभ्यः॥ २**

તુચ્છ સુખ માટે મહાન દુઃખને ભોગવતા મનુષ્યોના દુઃખનિવારણ માટે જે શ્રીમદ્ ભાગવત પુરાણને સાક્ષાત્ (સંકર્ષણ) ભગવાને (સનકાદિ) ઋષિઓને કહ્યું હતું તે તમારે માટે હું આરંભ કરું છું. ॥ ૨ ॥

अल्पसुखाय महद्दुःखं प्राप्तानां तस्य दुःखस्य विरमाय प्रवर्तये प्रारम्भे॥ २॥

અલ્પ સુખ માટે મહાન દુઃખ ભોગવતા મનુષ્યોના **'तस्य'** તે દુઃખના નિવારણ માટે **'प्रवर्तये'** પ્રારંભ કરું છું. ॥ ૨ ॥

कोऽसौ भगवान्, केभ्यश्चर्षिभ्य आह, कथं च त्वया प्राप्तमित्यपेक्षायामाह—**आसीनमिति सप्तभिः।**

આ કયા ભગવાન? કયા ઋષિઓને કહ્યું? તથા આપને તે કેવી રીતે પ્રાપ્ત થયું તેવી અપેક્ષા માટે સાત શ્લોકો દ્વારા કહે છે— **'आसीनम् इति।'**

**आसीनमुर्व्यां भगवन्तमाद्यं**
**संकर्षणं देवमकुण्ठसत्त्वम्।**
**विवित्सवस्तत्त्वमतः परस्य**
**कुमारमुख्या मुनयोऽन्वपृच्छन्॥ ३**

અસ્ખલિત જ્ઞાનવાળા આદિદેવ ભગવાન સંકર્ષણ પાતાળમાં વિરાજમાન હતા, ત્યારે સંકર્ષણ ભગવાનથી પણ પર એવા પરમતત્ત્વને જાણવાની ઇચ્છાવાળા સનકાદિ કુમારો જેમાં મુખ્ય હતા તે મુનિઓ પૂછવા લાગ્યા. ॥ ૩ ॥

उर्व्यां पातालतले अकुण्ठसत्त्वमप्रतिहत-ज्ञानम्। अतः संकर्षणात्परस्य श्रीवासुदेवस्य॥ ३॥

**'उर्व्याम्'** પાતાળની મૂળરૂપ ભૂમિ ઉપર (પંચભૌતિક ભૂમિ નહીં), **'अकुण्ठसत्त्वम्'** અસ્ખલિત જ્ઞાનસ્વરૂપ **'अतः'** સંકર્ષણ ભગવાનથી પર એવા શ્રીવાસુદેવ ભગવાનના તત્ત્વને ॥ ૩॥

तमेव विशिनष्टि।

તે સંકર્ષણ ભગવાનને જ વિશેષણપૂર્વક કહે છે.

**स्वमेव धिष्ण्यं बहु मानयन्तं**
**यं वासुदेवाभिधमामनन्ति।**
***प्रत्यग्धृताक्षाम्बुजकोशमीष-**
**दुन्मीलयन्तं विबुधोदयाय॥ ४**

જેમનું 'વાસુદેવ'ના નામથી (ઋષિઓ) નિરૂપણ કરે છે તેવા પોતાના એકમાત્ર આધારરૂપ (પરમાનન્દસ્વરૂપનું) માનસિક પૂજન કરતા તેમજ અન્તર્મુખ નયનકમળની કળીને દેવતાઓના અભ્યુદય માટે સહેજ વિકસિત કરતા (સંકર્ષણ ભગવાનને સનત્કુમારોએ પૂછ્યું.) ॥ ૪ ॥

स्वमेव धिष्ण्यं स्वीयमाश्रयं वासुदेवसंज्ञं परमानन्दरूपं ध्यानपथेऽनुभूय बहु मानयन्तं सर्वोत्कर्षेण पूजयन्तम्। प्रत्यग्धृतमन्तर्मुखीकृतं नेत्राम्बुजमुकुलं किंचिदुन्मीलयन्तम्। कृपावलोकेन सनत्कुमारादीनामभ्युदयार्थम्॥ ४॥

***सुबोधिनी**—'प्रत्यग्धृतेति।' प्रत्यगात्मस्वरूपे धृतमक्षि येन।

'कश्चिद्धीरः प्रत्यगात्मानमैक्षदाऽऽवृत्तचक्षुः।'

मुनीनां विशेषणं सार्धेन।

**स्वर्धुन्युदार्द्रैः स्वजटाकलापै-**
**रुपस्पृशन्तश्चरणोपधानम्।**
**पद्मं यदर्चन्त्यहिराजकन्याः**
**सप्रेम नानाबलिभिर्वरार्थाः॥ ५**

स्वर्धुन्या उदकेनार्द्रैरिति। श्रीभागवतश्रवणार्थं सत्यलोकात्पातालं प्रत्यवतरन्तो निरन्तरं गंगामध्यत एवावतीर्णा इति भावः। चरणावुपधीयेते। यस्मिन् पद्मे। तदुपस्पृशन्तो नमन्तः।

कथंभूतं तदाह। यत्पद्मं प्रेमसहितं यथा भवत्येवं नानोपहारैः पूजयन्ति। वरार्थाः पतिकामाः॥ ५॥

**मुहुर्गृणन्तो वचसानुराग-**
**स्खलत्पदेनास्य कृतानि तज्ज्ञाः।**
**किरीटसाहस्त्रमणिप्रवेक-**
**प्रद्योतितोद्दामफणासहस्त्रम्॥ ६**

**'स्वम्-एव धिष्ण्यम्'** પોતાના એક માત્ર આશ્રયરૂપ 'વાસુદેવ' નામવાળા પરમ-આનંદસ્વરૂપનો ધ્યાનમાર્ગે અનુભવ પામી **'बहु मानयन्तम्'** સર્વોત્કર્ષપૂર્વક પૂજન કરતા – **'प्रत्यक्-धृतम्'** અન્તર્મુખ કરેલી નેત્રકમળની કળીને સહેજ વિકસિત કરતા– કૃપાદૃષ્ટિ દ્વારા સનત્કુમારો વગેરેના અભ્યુદય માટે, ॥ ૪ ॥

આત્મસ્વરૂપમાં જેમણે નયન (ધારણ કર્યાં છે) વાળ્યાં છે,

'ચક્ષુ વગેરે ઈન્દ્રિયોને જેણે રોકી લીધી છે તેવો કોઈક વિવેકી પુરુષ જ અન્તરાત્માને જોઈ શકે છે.' (કઠ.ઉપ.૨/૧/૧)

દોઢ શ્લોકથી મુનિઓનું વિશેષણ જણાવે છે.

(સનકાદિ ઋષિઓએ) સ્વર્ગની મંદાકિનીના જળથી ભીંજાયેલા પોતાના જટાકલાપથી (સંકર્ષણ ભગવાનની) પદ્માકાર પાદપીઠને પ્રણામ કરતા (પૂછ્યું) કે જે પાદપીઠનું નાગરાજ કુમારિકાઓ અભિલષિત પતિની પ્રાપ્તિ માટે અનેક પ્રકારની સામગ્રીઓથી પ્રેમપૂર્વક પૂજન કરે છે. ॥ ૫ ॥

સ્વર્ગની ગંગાના જળથી ભીંજાયેલા જટાકલાપથી. શ્રીભાગવતજીનું શ્રવણ કરવા માટે સત્યલોકથી પાતાળ તરફ અવતરણ કરતા નિત્ય ગંગાની મધ્યમાં થઈને ઊતરી આવતા સનત્કુમારો, તેવો ભાવ છે, (તેથી સનકાદિ ઋષિઓનો જટાકલાપ ગંગાજળથી ભીંજાયેલો હતો.) બન્ને ચરણો પધરાવ્યા હતા જે પદ્મમાં, તેને **'उपस्पृशन्तः'** પ્રણામ કરતા–

પદ્માકાર ચરણચોકી કેવી? તે કહે છે — જે પદ્મપાદપીઠને પ્રેમપૂર્વક જે રીતે થાય તે રીતે અનેક પ્રકારની ઉપહાર સામગ્રીઓથી **'वरार्थाः'** પતિને પ્રાપ્ત કરવાની ઈચ્છાવાળી નાગકન્યાઓ પૂજે છે. ॥ ૫ ॥

(સંકર્ષણ ભગવાનની) લીલાઓને પ્રેમથી ગદ્ગદ્ વચનોયુક્ત વાણી વડે વારંવાર ગાન કરતા તેમજ તેમની લીલાના મર્મજ્ઞ સનકાદિ ઋષિઓ હજારો શ્રેષ્ઠ મુકુટમણિઓથી અત્યન્ત ઝળહળી રહેલી હજારો ઉદાત્ત ફણાઓવાળા આ સંકર્ષણ ભગવાનને (પૂછવા લાગ્યા). ॥ ૬ ॥

कृतानि कर्माणि गृणन्तः। केन। अनुरागेण स्खलन्ति पदानि यस्मिंस्तेन वचसा। तानि जानन्ति इति तज्ज्ञाः। सहस्रमेव साहस्रं किरीटानां साहस्रे ये मणिप्रवेका रत्नोत्तमास्तैः प्रद्योतितमुद्दामफणानां सहस्रं यस्य तमपृच्छन्निति पूर्वेणान्वयः॥ ६॥

**'कृतानि'** (સંકર્ષણ ભગવાનની) લીલાઓનું ગાન કરતા– શેનાથી? અનુરાગથી અટકી જતાં પદો જેમાં છે તેવી વાણીથી– સંકર્ષણ ભગવાનની તે લીલાઓને જાણનારા એટલે **'तज्ज्ञाः'**– સાહસ્ર એટલે સહસ્ર. હજારો મુકુટોમાં જે **'मणिप्रवेकाः'** ઉત્તમ રત્નો છે તેમનાથી અત્યન્ત તેજસ્વી એવી હજારો ઉદાત્ત ફણાઓ જેમની છે તે સંકર્ષણ ભગવાનને પૂછ્યું — એમ પૂર્વના શ્લોક (૩) સાથે સંબંધ છે. ॥ ૬॥

**प्रोक्तं किलैतद्भगवत्तमेन**
**निवृत्तिधर्माभिरताय तेन।**
**सनत्कुमाराय स चाह पृष्टः**
**सांख्यायनायाङ्ग धृतव्रताय॥ ७**

હે પ્રિય વિદુરજી, શ્રીવાસુદેવ ભગવાનના પરમભક્ત તે સંકર્ષણ ભગવાન દ્વારા નિવૃત્તિધર્મમાં પ્રેમ ધરાવનાર સનત્કુમારને આ શ્રીમદ્ ભાગવત કહેવામાં આવ્યું હતું, તે પ્રસિદ્ધ છે; તથા જેમને પૂછવામાં આવ્યું તે સનત્કુમારે પરમવ્રતશીલ સાંખ્યાયન મુનિને કહ્યું હતું. ॥ ૭ ॥

तेन संकर्षणेन सनत्कुमाराय प्रोक्तम्॥ ७॥

**'तेन'** તે સંકર્ષણ ભગવાન દ્વારા સનત્કુમારને કહેવામાં આવ્યું.

**सांख्यायनः पारमहंस्यमुख्यो**
**विवक्षमाणो भगवद्विभूतीः।**
**जगाद सोऽस्मद्गुरवेऽन्विताय**
**पराशरायाथ बृहस्पतेश्च॥ ८**

ભગવાનની વિભૂતિઓનું વર્ણન કરવા ઈચ્છતા પરમહંસોમાં મુખ્ય એવા તે સાંખ્યાયન મુનિએ પોતાના અનુગામી તેમ જ અમારા ગુરુદેવ શ્રીપરાશર મુનિને તથા શ્રીબૃહસ્પતિજીને (શ્રીમદ્ ભાગવતનો) ઉપદેશ કર્યો. ॥ ૮ ॥

पारमहंस्ये धर्मे मुख्यः। विवक्षमाण इत्यात्मनेपदं, ब्रूञादेशस्य वचेरुभयपदित्वात्।

પરમહંસોના ધર્મ પાળવામાં મુખ્ય (એવા સાંખ્યાયનમુનિ); **'वच्'** ધાતુનું ઈચ્છાદર્શક વર્તમાનકૃદન્ત પું. પ્રથમા એ.વ. ''કહેવાની ઈચ્છા કરતા''; અહીં **'वच्'** ધાતુને આત્મનેપદી માનીને રૂપ બનાવેલું છે કારણ કે **'ब्रू'** ધાતુના આદેશરૂપ **'वच्'** ધાતુ ઉભયપદી છે.

अन्वितायानुगताय॥ ८॥

**'अन्विताय'** અનુગામી શ્રીપરાશરમુનિને ॥ ૮॥

**प्रोवाच मह्यं स दयालुरुक्तो**
**मुनिः पुलस्त्येन पुराणमाद्यम्।**
**सोऽहं तवैतत्कथयामि वत्स**
**श्रद्धालवे नित्यमनुव्रताय॥ ९**

હે વત્સ, પુલસ્ત્યમુનિની વિનંતિથી તે દયાળુ (પરાશર) મુનિએ મને આદ્યપુરાણ કહ્યું હતું, તે હું આ જ (મહાપુરાણ) શ્રદ્ધાળુ અને સદાય આજ્ઞાંકિત એવા તમને કહું છું. ॥ ૯ ॥

पुलस्त्येनोक्त इत्यत्रैवमाख्यायिका।

પુલસ્ત્યમુનિની વિનંતિથી (મને પરાશરમુનિએ ભાગવત) કહ્યું, તે માટે અહીં એક કથા છે.

पितरं राक्षसभक्षितं श्रुत्वा पराशरो राक्षससत्रे प्रवृत्तो वसिष्ठवचनान्निवृत्तस्ततः पुलस्त्येन स्वसंततिरक्षणात्तुष्टेन वरो दत्तः पुराणप्रवक्ता भविष्यसीति॥ ९ ॥

तदेवं संकर्षणात्संप्रदायप्रवृत्तिं प्रदर्श्य विभूतिकथनाय पद्मोद्भवं वक्तुमाह।

**उदाप्लुतं विश्वमिदं तदासीद्**
**यन्निद्रयाऽमीलितदृङ् न्यमीलयत्।**
**अहीन्द्रतल्पेऽधिशयान एकः**
**कृतक्षणः स्वात्मरतौ निरीहः॥ १०**

उदाप्लुतमेकार्णवोदके निमग्नं यद्यदा आसीत् तदाऽमीलितदृगतिरोहितचिच्छक्तिरेव श्रीनारायणो नेत्रे निमीलितवानित्यर्थः। मायाविनोदं परित्यज्य स्वात्मरतौ स्वरूपानन्द एव कृतोत्सवः। अत एव निरीहो निष्क्रियः सन्॥ १०॥

**सोऽन्तःशरीरेऽर्पितभूतसूक्ष्मः**
**कालात्मिकां शक्तिमुदीरयाणः।**
**उवास तस्मिन्सलिले पदे स्वे**
**यथाऽनलो दारुणि रुद्धवीर्यः॥ ११**

कालशक्तेः प्रेरणं पुनः सृष्ट्यवसरे प्रबोधनार्थम्। स्वे पदेऽधिष्ठाने। बहिर्वृत्त्यभावे दृष्टान्तः—यथाऽनल इति॥ ११॥

પોતાના પિતા (શક્તિ)ને (કલ્માષપાદ) રાક્ષસ ખાઈ ગયો એમ સાંભળીને રાક્ષસસત્ર માટે પ્રવૃત્ત થયેલા પરાશરમુનિ (પણ પોતાના દાદાજી) વસિષ્ઠઋષિનાં વચનોથી અટકી ગયા. પોતાની સંતતિ રાક્ષસોનું રક્ષણ થવાથી (પરાશરને) સંતુષ્ટ પુલસ્ત્ય મુનિ દ્વારા વરદાન આપવામાં આવ્યું કે તમે પુરાણના વક્તા થશો.॥ ૯ ॥

આ પ્રમાણે સંકર્ષણ ભગવાનથી શ્રીમદ્ ભાગવત-સમ્પ્રદાયનો આરંભ થયો તે દર્શાવી ભગવાનના અવતારોનું વર્ણન કરવા માટે (બ્રહ્માંડરૂપ) પદ્મની ઉત્પત્તિ કહેવા માટે જણાવે છે.

જ્યારે જાગ્રત જ્ઞાનશક્તિવાળા, શેષરૂપી પર્યંકમાં પોઢેલા, એકલા, સ્વરૂપાનંદમાં અવસર જેમણે ઉત્સવ પ્રાપ્ત કર્યો છે તેવા, ક્રિયાના ઉન્મેષ વિનાના, શ્રીનારાયણ ભગવાને યોગનિદ્રાથી નેત્રો બંધ કર્યાં હતાં, ત્યારે આ વિશ્વ જળમાં ડૂબ્યું હતું. ॥ ૧૦ ॥

**'उदा-आप्लुतम्'** (એક સમુદ્રરૂપ) જળમાં ડૂબેલું હતું **'यत्'** જ્યારે (આ વિશ્વ) ત્યારે **'अमीलितदृक्'** જેમની જ્ઞાનશક્તિ તિરોહિત નથી થઈ તેવા (જાગૃત જ્ઞાનશક્તિવાળા, નિદ્રાનું માત્ર અનુકરણ કરનારા) શ્રીનારાયણે બન્ને નેત્રો બંધ કર્યાં હતાં (અર્થાત્ યોગનિદ્રાનો આશ્રય કર્યો હતો). માયાનો વિનોદ, માયા સાથેનું રસરમણ ત્યાગીને **'स्व-आत्मरतौ'** પોતાના સ્વરૂપાનંદમાં જ જેમણે ઉત્સવ પ્રાપ્ત કર્યો છે તેવા અને તેથી જ **'निरीहः'** નિષ્ક્રિય હોઈ ॥ ૧૦ ॥

જેમ અગ્નિ પોતાની દાહિકા વગેરે શક્તિઓને છુપાવી કાષ્ઠમાં (ગુપ્ત) રહે છે, તેમ સંપૂર્ણ પ્રાણીઓનાં સૂક્ષ્મશરીરોને પોતાના શરીરમાં ધારણ કરી, પોતાની કાળરૂપ શક્તિને પ્રેરણા કરતા ભગવાન નારાયણે પોતાના સ્થાનરૂપ તે જળમાં વાસ કર્યો હતો. ॥ ૧૧ ॥

કાળશક્તિનું પ્રેરણ ફરીથી સૃષ્ટિકાળ આવતાં જગાડવા માટે કર્યું. **'स्वे पदे'** પોતાના સ્થાનમાં, (જગત વગેરે) બહાર ન હોવાના પ્રસંગ માટે દૃષ્ટાન્ત છે. જેમ અગ્નિ અપ્રકટરૂપે લાકડામાં રહેલો હોય છે (તેમ જગત અપ્રકટરૂપે પરમાત્મામાં રહેલું છે). ॥ ૧૧ ॥

**चतुर्युगानां च सहस्त्रमप्सु**
**स्वपन्स्वयोदीरितया स्वशक्त्या।**
**कालाख्ययासादितकर्मतन्त्रो**
**लोकानपीतान्ददृशे स्वदेहे॥ १२**

स्वया चिच्छक्त्या सह वर्तमान एव, योगनिद्रया स्वपन् पूर्वमेव बोधनार्थं नियुक्त्या स्वकालशक्त्या आसादितं प्रापितं कर्मतन्त्रं क्रियाकलापो यस्य सः। अपीतान् लीनान् ददर्श॥ १२॥

*એક સહસ્ર ચતુર્યુગીપર્યન્ત ચિત્શક્તિ સાથે જળમાં પોઢેલા, પોતે પ્રેરેલી કાળ નામની પોતાની શક્તિ દ્વારા જેમણે કર્મસમુદાય પ્રાપ્ત કરેલો છે એવા શ્રીનારાયણે પોતાના દેહમાં લીન થયેલા સર્વ લોકો જોયા. ॥ ૧૨ ॥

*એક ચતુર્યુગી=૪૩,૨૦,૦૦૦ વર્ષ

પોતાની ચિત્-શક્તિ સાથે જ રહેલા, યોગનિદ્રાથી શયન કરતા નારાયણે– જાગૃત કરવા માટે પહેલેથી જ નિયુક્ત કરેલી પોતાની કાળશક્તિ દ્વારા **'आसादितम्'** પ્રાપ્ત કર્યો છે **'कर्मतन्त्रम्'** ક્રિયાનો સમૂહ જેમણે તે નારાયણે **'अपीतान्'** લીન થયેલા (સર્વ લોકને) જોયા. ॥ ૧૨ ॥

**तस्यार्थसूक्ष्माभिनिविष्टदृष्टे-**
**रन्तर्गतोऽर्थो रजसा तनीयान्।**
**गुणेन कालानुगतेन विद्धः**
**सूष्यंस्तदाऽभिद्यत नाभिदेशात्॥ १३**

लोकसृष्ट्यर्थमर्थसूक्ष्मेऽभिनिविष्टा दृष्टिर्यस्य। कालानुसारिणा रजोगुणेन विद्धः संक्षोभितः सन् तनीयानतिसूक्ष्मोऽर्थः सूष्यन्प्रसोष्यन्नुद्भविष्य-न्नाभिदेशादुद्भूत इत्यर्थः॥ १३॥

ભૂતસૂક્ષ્મમાં પ્રવેશ પામેલી દૃષ્ટિવાળા તે (જળશાયી) ભગવાનની અંદર રહેલો તે (સર્વ જનોનાં લિંગશરીરોરૂપ) ભૂતસૂક્ષ્મવર્ગ, કાળથી પ્રેરણા પામેલા રજોગુણ વડે ક્ષુભિત થઈ અત્યન્ત સૂક્ષ્મસ્વરૂપ થયો, ત્યારે પ્રસવ પામતો નાભિપ્રદેશમાંથી બહાર નીકળ્યો. ॥ ૧૩ ॥

લોકોની સૃષ્ટિ માટે સૂક્ષ્મઅર્થમાં (સર્વ જનોના લિંગશરીરોમાં) પ્રવેશ પામી છે દૃષ્ટિ જેની – કાળથી પ્રેરણા પામેલા રજોગુણ વડે **'विद्धः'** ક્ષુભિત થઈ **'तनीयान्'** અતિ સૂક્ષ્મસ્વરૂપ થયો, **'सूष्यन्'** પ્રસવ પામતો, (કંજરૂપે) પ્રકટ થતો નાભિદેશમાંથી બહાર નીકળ્યો, એમ અર્થ છે. ॥ ૧૩ ॥

**स पद्मकोशः सहसोदतिष्ठत्**
**कालेन कर्मप्रतिबोधनेन।**
**स्वरोचिषा तत्सलिलं विशालं**
**विद्योतयन्नर्क इवात्मयोनिः॥ १४**

स तनीयानर्थः पद्मकोशः सन्नुदतिष्ठत्। कर्माणि जीवादृष्टानि प्रतिबोधयति यः कालस्तेन। आत्मा श्रीविष्णुर्योनिर्यस्य॥ १४॥

તે અતિ સૂક્ષ્મભૂતવર્ગ જીવોનાં કર્મોને જગાડનાર કાળને લીધે એકાએક કમળની કળીરૂપે (જળની બહાર) ઉપર નીકળ્યો. શ્રીવિષ્ણુમાંથી પ્રકટ થયેલો તે પદ્મકોશ પોતાના તેજથી તે વિશાળ જળરાશિને સૂર્યની જેમ પ્રકાશિત કરતો પ્રકટ થયો. ॥ ૧૪ ॥

**'सः'** તે અતિસૂક્ષ્મ ભૂતવર્ગ કમળની કળી બની ઉપર આવ્યો. **'कर्माणि'** જીવોનાં કર્મોને જે કાળ જગાડે છે તે કાળ દ્વારા– **'आत्मा'** શ્રીવિષ્ણુ જેની ઉત્પત્તિનું કારણ છે ॥ ૧૪ ॥

**तल्लोकपद्मं स उ एव विष्णुः**
**प्रावीविशत्सर्वगुणावभासम् ।**
**तस्मिन्स्वयं वेदमयो विधाता**
**स्वयंभुवं यं स्म वदन्ति सोऽभूत्॥ १५**

तल्लोकात्मकं पद्मं सर्वान्गुणान् जीवभोग्यार्थावभासयतीति तथा। तद्यस्माज्जातं स एव विष्णुः। उ इति सम्बोधने। *प्रावीविशत्प्रकर्षेणालुप्तशक्तिरेवान्तर्यामितया विवेश। तस्मिन्विष्णुनाऽधिष्ठिते पद्मे विधाता ब्रह्माऽभूत्। कथंभूतः। स्वयमेव वेदमयो न त्वध्ययनेन प्राप्तवेदः। कोऽसौ। अदृष्टपितृत्वेन यं स्वयंभुवं वदन्ति सः। प्राक् कल्पान्ते नारायणेन सह निद्रयैकीभूत आसीत् तस्मिंश्च प्रबुद्धे तत एव पाद्मे कल्पे पद्मद्वारेणाभिव्यक्तिं प्राप्त इत्यर्थः॥ १५॥

***सुबोधिनी**—विशतीति विष्णुः।

स च तस्मिन्कल्पे चतुर्मुखोऽभूदित्याह—**तस्यामिति।**

**तस्यां स चाम्भोरुहकर्णिकाया-**
**मवस्थितो लोकमपश्यमानः।**
**परिक्रमन्व्योम्नि विवृत्तनेत्र-**
**श्चत्वारि लेभेऽनुदिशं मुखानि॥ १६**

परिक्रमंस्तत्रस्थ एव ग्रीवां चालयन् लोकनिरीक्षणार्थं विवृत्ते विचलिते नेत्रे यस्य॥ १६॥

तस्य च श्रीनारायणोपासनयैवाविर्भूतज्ञानक्रियाशक्तेर्लोककर्तृत्वं न स्वत इति वक्तुं प्रथमं तस्य विमोहमाह।

અહો! સમ્પૂર્ણ ગુણોને પ્રકાશિત કરનાર તે સર્વલોકમય કમળમાં તે વિષ્ણુભગવાન જ (અન્તર્યામીરૂપે) પ્રવિષ્ટ થયા ત્યારે તેમાં પોતાની જાતે જ સર્વ વેદોને જાણનારા વેદમૂર્તિ વિધાતા બ્રહ્માજી ઉત્પન્ન થયા જેમને લોકો સ્વયંભૂ કહે છે. ॥ ૧૫ ॥

તે સર્વલોકમય પદ્મ સર્વ **'गुणान्'** જીવોને ભોગવવા યોગ્ય પદાર્થોને પ્રકાશિત કરતું હતું, **'तत्'** જેમાંથી તે વિષ્ણુ ભગવાન જ ઉત્પન્ન થયા. **'उ'** સમ્બોધનાર્થે છે. **'प्रावीविशत्'** અલુપ્તશક્તિવાળા સામર્થ્યવાન પ્રભુ અન્તર્યામીરૂપે પ્રવેશ્યા. **'तस्मिन्'** તે ભગવાન વિષ્ણુના સ્થાનરૂપ પદ્મમાં **'विधाता'** બ્રહ્માજી પ્રકટ થયા. કેવી રીતે? પોતાની જાતે જ વેદોને જાણનારા, પરંતુ અધ્યયન દ્વારા વેદનું જ્ઞાન પ્રાપ્ત થયું હોય તેમ નહીં. આ બ્રહ્માજી તે કોણ? જેમના પિતા ન દેખાવાથી સ્વયમ્ભૂ કહે છે. તે પૂર્વકલ્પના અન્તે નારાયણની સાથે પોઢી એકસ્વરૂપ થયા હતા, તેમાંથી જાગ્રત થયા ત્યારે પાદ્મકલ્પમાં પદ્મ દ્વારા પ્રાકટ્ય થયું, એમ અર્થ છે. ॥ ૧૫ ॥

વિષ્ણુ એટલે સર્વમાં પ્રવેશ કરનારા.

અને તે કલ્પમાં તે બ્રહ્માજી ચારમુખવાળા થયા તેમ **'तस्याम् इति।'** થી કહે છે.

અંતે કમળની કર્ણિકામાં વિરાજમાન તે બ્રહ્માજીએ અન્ય કોઈ લોકને ન જોતાં આકાશમાં ચારે તરફ ખુલ્લા નેત્રે ગરદન ફેરવી, તેથી તેમને ચાર દિશાઓમાં ચાર મુખ થયાં. ॥ ૧૬ ॥

**'परिक्रमन्'** ત્યાં, કમળકર્ણિકામાં જ સ્થિત એવા બ્રહ્માજીએ સર્વ લોકને જોવા માટે ગરદન ફેરવી, જેમના બંને નેત્રો ખુલ્લાં હતાં તેવા બ્રહ્માજી ॥ ૧૬ ॥

કેવળ શ્રીનારાયણની ઉપાસનાથી પ્રકટ થયેલા જ્ઞાન તથા ક્રિયાશક્તિથી સૃષ્ટિરચનાનું સામર્થ્ય પ્રાપ્ત થયું હતું, બ્રહ્માજીને પોતાની જાતે તે પ્રાપ્ત થયું ન હતું, તે કહેવા માટે પ્રથમ તે બ્રહ્માજીના મોહનું વર્ણન કરે છે.

**तस्माद्युगान्तश्वसनावघूर्ण-**
**जलोर्मिचक्रात्सलिलाद्विरूढम् ।**
**उपाश्रितः कञ्जमु लोकतत्त्वं**
**नात्मानमद्धाऽविददादिदेवः ॥ १७**

तस्मात् सलिलाद्विरूढमुद्गतं कञ्जमुपाश्रितोऽपि साकल्येन तत्कञ्जं लोकतत्त्वं चात्मानं च साक्षान्न ज्ञातवान्। उ इति विस्मये। कथंभूतात्। युगान्तश्वसनः प्रलयवायुस्तेनावघूर्णं तत्र तत्र प्रकम्पितं यस्मात्सर्वत ऊर्मिचक्रं यस्मिन्॥ १७॥

પ્રલયકાલીન વાયુથી ઘૂમરી લેતા જળતરંગોના કુંડાળાવાળા તે જળમાંથી ઊગેલા કમળના આધારે બેઠેલા આદિદેવ બ્રહ્માજીએ લોકતત્ત્વરૂપ કમળને તથા પોતાને પણ સાક્ષાત્ ન જાણ્યાં, એ આશ્ચર્યની વાત છે! ॥ ૧૭ ॥

**'तस्मात्'** તે જળમાંથી **'विरूढम्'** ઊગેલા કમળને આધારે બેઠા હોવા છતાં પણ તે કમળને, લોકતત્ત્વને અને આત્માને પણ સમ્પૂર્ણપણે પ્રત્યક્ષ જાણ્યાં નહીં! **'उ'** આશ્ચર્ય દર્શાવે છે. કેવા જળમાંથી કમળ ઊગ્યું હતું? **'युग-अन्त-श्वसनः'** પ્રલયકાલીન વાયુ– તેનાથી **'अवघूर्णम्'** ત્યાં ઘૂમરી લેતો (તરંગોનો સમૂહ જ્યાં છે) જેમાંથી સર્વ તરફ જળની તરંગમાળાઓના મંડળ થાય છે, જે જળમાં (તેવા જળમાંથી કમળ ઊગ્યું હતું). ॥ ૧૭ ॥

अविदुषस्तस्य वितर्कमाह।

**क एष योऽसावहमब्जपृष्ठ**
**एतत्कुतो वाऽब्जमनन्यदप्सु।**
**अस्ति ह्यधस्तादिह किंचनैत-**
**दधिष्ठितं यत्र सता नु भाव्यम्॥ १८**

योऽसावहमब्जपृष्ठे एषः कः। अनन्यदेकमेवैतदब्जं कुतो वा जातम्। यत्रैतदधिष्ठितं तेनाधस्तात्सता वर्तमानेन नु निश्चितं भाव्यम्। स इत्थमुद्वीक्ष्येत्युत्तरेणान्वयः। तथा च श्रुतिः— 'सोऽपश्यत्पुष्करपर्णे तिष्ठन्सोऽमन्यत अस्ति चैतद्यस्मिन्निदमधितिष्ठति' इति॥ १८॥

તે અજાણ બ્રહ્માજીનો તર્ક જણાવે છે.

આ જે હું કમળકર્ણિકા પર (બેઠો) છું, એ કોણ છું? જળમાં આ એક જ કમળ ક્યાંથી થયું? તેની નીચે અવશ્ય એવું કંઈક હોવું જોઈએ જેના આધારે આ રહેલું છે. ॥ ૧૮ ॥

આ જે હું કમળપીઠ ઉપર છું, એ કોણ છું? **'अनन्यत्'** આ એક જ કમળ ક્યાંથી થયું? જ્યાં આ રહેલું છે તેની નીચે **'सता'** રહેલું (કંઈક) **'नु'** ચોક્કસ હોવું જોઈએ. આ પ્રમાણે વિચાર કરીને — એમ આ પછીના શ્લોક (૧૯) સાથે સંબંધ છે. તે અનુસાર શ્રુતિ છે— "કમળના પાન ઉપર સ્થિર થઈને તેણે જોયું અને તેણે માન્યું કે આ વસ્તુ (બ્રહ્મ) છે કે જેના ઉપર આ જગત સ્થિર થયેલું છે." ॥ ૧૮ ॥

तस्य च बहिर्मुखप्रवृत्त्या महतापि कालेन तदप्राप्तिमाह—**स** इति द्वाभ्याम्।

તે બ્રહ્માજીની બહિર્મુખ પ્રવૃત્તિથી ઘણા લાંબા કાળ સુધી પણ તેની (પોતાના અધિષ્ઠાનની) પ્રાપ્તિ થઈ નહીં, તેમ બે શ્લોકો દ્વારા કહે છે — **'सः इति।'**

**स इत्थमुद्वीक्ष्य तदब्जनाल-**
**नाडीभिरन्तर्जलमाविवेश ।**
**नार्वाग्गतस्तत्खरनालनाल-**
**नाभिं विचिन्वंस्तदविन्दताजः॥ १९**

આ પ્રમાણે વિચાર કરીને તે અજન્મા બ્રહ્માજી કમળની નાળનાં અંદરનાં છિદ્રો દ્વારા જળમાં પ્રવેશ્યા. તે પદ્મની નાળના આધારને શોધતાં નીચે ગયેલા બ્રહ્માજી તેને મેળવી શક્યા નહીં. ॥ ૧૯ ॥

तस्याब्जस्य यन्नालं तस्य नाडीभिरन्तश्छिद्रैः। तस्य खरनालस्य पद्मस्य यन्नालं तस्य नाभिमधिष्ठानं विचिन्वन्नर्वाग्गतोऽपि तत्तदा नाविन्दत॥ १९॥

**तमस्यपारे विदुरात्मसर्गं**
**विचिन्वतोऽभूत्सुमहांस्त्रिणेमिः * ।**
**यो देहभाजां भयमीरयाणः**
**परिक्षिणोत्यायुरजस्य हेतिः॥ २०**

हे विदुर, आत्मसर्गं स्वकारणम्। त्रिणेमिः कालः। अजस्य विष्णोर्हेतिः सुदर्शनरूपं शस्त्रम्। देहभाजां नराणां भयमुत्पादयन्निति संवत्सरशतमतिक्रान्तमित्युक्तं भवति॥ २०॥

***सि.प्र.**—त्रिनेमिः= त्रिणेमिः त्रिचातुर्मास्यानि नेमयो यस्य सः।

अन्तर्मुखतया तु भगवन्तं दृष्टवानित्याह द्वाभ्याम्।

**ततो निवृत्तोऽप्रतिलब्धकामः**
**स्वधिष्ण्यमासाद्य पुनः स देवः।**
**शनैर्जितश्वासनिवृत्तचित्तो**
**न्यषीददारूढसमाधियोगः ॥ २१**

ततोऽन्वेषणान्निवृत्तः। न प्रतिलब्धः कामो मनोरथो येन। स्वधिष्ण्यं पद्मम्। जितेन श्वासेन निवृत्तं संयतं चित्तं यस्य, अत एवारूढ आश्रितः समाधियोगो येन तथाभूतः सन् न्यषीददुपविवेश ॥ २१॥

**कालेन सोऽजः पुरुषायुषाऽभि-**
**प्रवृत्तयोगेन विरूढबोधः।**
**स्वयं तदन्तर्हृदयेऽवभात-**
**मपश्यतापश्यत यन्न पूर्वम्॥ २२**

તે કમળની જે નાળ છે તેનાં **'नाडीभिः'** અંદરનાં છિદ્રો દ્વારા– તે **'खरनालस्य'** પદ્મની જે નાળ છે તેનો **'नाभिम्'** આધાર શોધતાં નીચે જવા છતાં પણ તે ત્યારે પામ્યા નહીં. ॥ ૧૯ ॥

હે વિદુરજી, ગાઢ અંધકારમાં પોતાની ઉત્પત્તિના કારણને શોધતાં અત્યન્ત લાંબો કાળ વીતી ગયો, કે જે કાળ અજન્મા પ્રભુના સુદર્શનચક્રરૂપ હોવાથી શરીરધારીઓને ભય ઉપજાવતો તેમના આયુષ્યને હરી લે છે. ॥ ૨૦ ॥

હે વિદુરજી, **'आत्मसर्गम्'** પોતાની ઉત્પત્તિનું કારણ, **'त्रिणेमिः'** ત્રણ ચક્રોવાળો સમય, **'अजस्य'** અજન્મા ભગવાન વિષ્ણુનું **'हेतिः'** સુદર્શનચક્રરૂપ શસ્ત્ર, **'देहभाजाम्'** શરીરધારી મનુષ્યોને ભય ઉપજાવતો– સો વર્ષ પસાર થઈ ગયાં, એમ કહે છે. ॥ ૨૦ ॥

ત્રણ ચાતુર્માસરૂપ ચક્રો છે જેનાં તે કાળ એટલે त्रिणेमिः।

પરંતુ અન્તર્મુખ થવાથી ભગવાનનાં દર્શન થયાં, એમ બે શ્લોકો દ્વારા કહે છે.

પોતાનો મનોરથ પૂર્ણ ન થતાં ત્યાંથી પાછા ફરેલા તે બ્રહ્મદેવ ફરી પોતાના સ્થાનરૂપ પદ્મમાં આવી ગયા અને ધીમે ધીમે શ્વાસ રોકી, ચિત્ત એકાગ્ર કરી, સમાધિયોગનો આશ્રય લઈ (ત્યાં) બેઠા.॥ ૨૧ ॥

**'ततः'** ત્યાંથી શોધવાના કાર્યમાંથી પાછા ફરેલા, નથી પૂર્ણ થયો **'कामः'** મનોરથ જેમનો તે બ્રહ્મદેવ **'स्वधिष्ण्यम्'** પોતાના સ્થાનરૂપ પદ્મમાં – શ્વાસ જીતી લેવાથી **'निवृत्तम्'** એકાગ્ર થયું છે ચિત્ત જેમનું, આથી જ **'आरूढः'** સમાધિયોગનો આશ્રય જેમણે લીધો છે તેવા થઈને **'न्यषीदत्'** બેઠા. ॥ ૨૧ ॥

(મનુષ્યના) આયુષ્યકાળપર્યન્ત સારી રીતે નિષ્પન્ન કરેલા યોગ દ્વારા તે બ્રહ્માજીએ નિશ્ચયાત્મક જ્ઞાન પ્રાપ્ત કર્યું. પૂર્વે જેનું દર્શન થયું ન હતું તેને પોતે જ પોતાના હૃદયની અંદર પ્રકટ થતું જોયું. ॥ ૨૨ ॥

पुरुषायुषा संवत्सरशतेन कालेनाभिप्रवृत्तः सुनिष्पन्नो योगस्तेन विरूढ उत्पन्नो बोधो यस्य। यत्पूर्वं विचिन्वन्नपि नापश्यत्तत्स्वयमेवान्तर्हृदयेऽवभातमपश्यत्॥ २२॥

यदपश्यत्तद्वर्णयति—**मृणालेति** नवभिः।

**मृणालगौरायतशेषभोग-**
**पर्यङ्क एकं पुरुषं शयानम्।**
**फणातपत्रायुतमूर्धरत्न-**
**द्युभिर्हतध्वान्तयुगान्ततोये ॥ २३**

नवस्वप्यपश्यदित्यस्यैवानुषङ्गः। मृणालवद्गौरश्चासावायतश्च यः शेषस्तस्य भोगो देहः स एव पर्यङ्कस्तस्मिन्। कुत्र स्थिते पर्यङ्के। फणातपत्रैरायुताः सर्वतो युक्ता ये मूर्धानस्तेषां रत्नानि किरीटस्थानि तेषां द्युभिः प्रभाभिर्हतध्वान्ते युगान्ततोये॥ २३॥

**प्रेक्षां क्षिपन्तं हरितोपलाद्रेः**
**सन्ध्याभ्रनीवेरुरुरुक्ममूर्ध्नः ।**
**रत्नोदधारौषधिसौमनस्य-**
***वनस्रजो वेणुभुजाङ्घ्रिपाङ्घ्रेः॥ २४**

कथंभूतं पुरुषम्। हरितोपलाद्रेर्मरकतशिलामयपर्वतस्य प्रेक्षां शोभां क्षिपन्तं स्वलावण्यातिशयेन तिरस्कुर्वन्तम्। सन्ध्याभ्रं नीवी परिधानं यस्य तस्य शोभां पीताम्बरेण क्षिपन्तम्। उरुरुक्ममूर्ध्नोऽनेकस्वर्णशिखरस्य तस्य स्वकिरीटैः।

પુરુષના આયુષ્યકાળ અર્થાત્ સો વર્ષ જેટલા કાળ પર્યન્ત **'अभिप्रवृत्तः'** સુનિષ્પન્ન યોગ — તે યોગ દ્વારા **'विरूढः'** નિશ્ચયાત્મક જ્ઞાન જેમને ઉત્પન્ન થયું છે. પૂર્વે ખોળવા છતાં જે જણાયું ન હતું તે (ભગવત્તત્ત્વ) સ્વયં જ હૃદયની અંદર સ્પષ્ટ થતું જોયું. ॥ ૨૨ ॥

જેનું દર્શન કર્યું તેનું વર્ણન નવ શ્લોકો દ્વારા કરે છે— **'मृणाल इति।'**

ફણાઓરૂપી છત્રોથી યુક્ત મસ્તક પરનાં રત્નોની કાન્તિથી દૂર થયેલા અંધકારવાળા પ્રલયકાલીન જળમાં પદ્મતંતુ જેવા શ્વેત અને વિશાળ શેષ ભગવાનના વિગ્રહરૂપ પર્યંકમાં પોઢેલા એક પુરુષને (તેમણે જોયા.) ॥ ૨૩ ॥

નવેય શ્લોકોમાં 'દર્શન કર્યું'– એમ આનો સંબંધ છે. પદ્મની નાળ(માં શ્વેત બિસતંતુ હોય છે તેના) જેવા શ્વેત તેમ જ આ વિશાળ જે શેષનારાયણ છે તેમનો **'भोगः'** દેહ એ જ શય્યા, તેમાં (શયન કરતા ભગવાન). ક્યાં હતી શય્યા? ફણાઓ રૂપી છત્રોથી **'आयुताः'** સર્વ તરફથી જોડાયેલાં જે મસ્તકો હતાં, તેમનાં મુકુટના સ્થાને રહેલાં રત્નો – તેમની **'द्युभिः'** આભાથી પ્રલયકાલીન જળનો અંધકાર જ્યાં દૂર થયો છે તેવા જળમાં ॥ ૨૩ ॥

સંધ્યાકાળનાં (સોનેરી) વાદળાંરૂપી કટિવસ્ત્રવાળા, મસ્તક ઉપર અનેક સુવર્ણમય શિખરોરૂપી મુકુટોવાળા, રત્નો-જળપ્રપાત-ઔષધિઓ-પુષ્પોરૂપી વનમાળાઓવાળા, વાંસરૂપી ભુજદંડવાળા તથા વૃક્ષરૂપી ચરણવાળા મરકતમણિમય પર્વતની શોભાને (પોતાના અતિશય લાવણ્યથી) પરાસ્ત કરતા (નીલવર્ણના શેષશાયી નારાયણનાં દર્શન કર્યાં). ॥ ૨૪ ॥

કેવા પુરુષનાં દર્શન કર્યાં? **'हरित-उपल-अद्रेः'** મરકતમણિમયપર્વતની **'प्रेक्षाम्'** શોભાને પોતાના અતિશય લાવણ્યથી **'क्षिपन्तम्'** તિરસ્કાર કરતા– સાયંકાળનાં વાદળો એ જ છે **'नीवी'** કટિવસ્ત્ર જેનું તેની શોભાનો પીતામ્બરથી તિરસ્કાર કરતા– **'उरुरुक्ममूर्ध्नः'** અનેક સુવર્ણમય શિખરોની શોભાને પોતાના મુકુટો દ્વારા

रत्नानि च उदधाराश्च ओषधयश्च सौमनस्यानि च, पुष्पसमूहाः सुमनस एव वा तेषां वनस्रजो वनमाला यस्य, वेणव एव भुजा यस्य, अङ्घ्रिपा एवाङ्घ्रयो यस्य स चासौ स च तस्य। अयमर्थः—यदि तस्मिन्माला इव स्थिता रत्नादयो भवन्ति, वेणवश्च भुजा इव, वृक्षाश्च पादा इव तर्हि तस्य शोभां स्वीयरत्नमुक्तातुलसीपुष्पदामभिर्भुजैरङ्घ्रिभिश्च क्षिपन्तमिति ॥ २४ ॥

*अन्वि.—'वनस्रजः' 'पत्रपुष्पमयीमाला वनमाला पदावधिः'

**आयामतो विस्तरतः स्वमान-**
**देहेन लोकत्रयसंग्रहेण।**
**विचित्रदिव्याभरणांशुकानां**
**कृताश्रियापाश्रितवेषदेहम् ॥ २५**

किंच आयामतो दैर्घ्येण विस्तरतश्च स्वमान-देहेन मीयतेऽनेनेति मानमुपमा शोभनश्चासावमानो निरुपमो देहस्तेन। यद्वा सुष्ठु अमानोऽपरिच्छिन्न-स्तेन। यद्वा ताभ्यां स्वानुरूपप्रमाणेन अत एव लोकत्रयं संगृह्यते यस्मिंस्तथा। विचित्राणि नानाविधानि दिव्यान्यपूर्वाणि चाभरणान्यंशुकानि च तेषां कृता आसमन्ताच्छ्रीः शोभा येन, तेन देहेन विशिष्टम्। एवं स्वत एवातिरम्यत्वे-ऽप्यपाश्रितवेषः स्वीकृतालंकारो देहो यस्य तमपश्यत्। यद्वा केन प्रेक्षां क्षिपन्तमित्यपेक्षाया-मेवंभूतेन देहेनेति सम्बन्धः ॥ २५ ॥

લજ્જિત કરતા રત્નો, જળધારાઓ, ઔષધિઓ અને '**સૌમનસ્યાનિ**' પુષ્પગુચ્છો – પુષ્પોની '**વનસ્રજઃ**' વનમાળા જેની છે, વાંસ એ જ જેની ભુજા છે અને વૃક્ષો એ જ જેનાં ચરણો છે છતાં પણ તેની શોભાનો પોતાનાં રત્નો-મોતી-તુલસી-પુષ્પમાળાઓ દ્વારા તેમ જ પોતાની ભુજા અને ચરણો દ્વારા માનમર્દન કરતા, (નીલ આભાવાળા હરિતાદ્રિની શોભાને મલિન કરતા શેષશાયી ભગવાનને જોયા). ॥ ૨૪ ॥

તુલસીપત્ર અને પુષ્પોની આપાદલંબિની માળા એટલે વનમાલા.

લંબાઈ અને પહોળાઈથી ત્રણેય લોકનો સમાવેશ કરતા પરિમાણમાળા પોતાના (અનુપમ) શ્રીવિગ્રહથી અનેક પ્રકારનાં દિવ્ય અલંકારો અને વસ્ત્રોની શોભાને સુશોભિત કરતા સૌન્દર્યવાળું સ્વરૂપ (જોયું). ॥ ૨૫ ॥

વળી, '**આયામતઃ**' લંબાઈથી અને પહોળાઈથી '**સ્વમાનદેહેન**' જેના વડે સરખાવી શકાય તે '**માનમ્**' ઉપમા, સુંદર અને જેની ઉપમા ન આપી શકાય તેવો અનુપમ શ્રીવિગ્રહ, તેનાથી અથવા '**સુ-અમાનઃ**' માપી ન શકાય તેવો અતિશય અમાપ શ્રીવિગ્રહ– તેનાથી, અથવા દીર્ઘતા અને વિસ્તાર, એ બન્ને દ્વારા પોતાને અનુરૂપ પ્રમાણ હોય તેવા, અને તેથી જ જેમાં ત્રિલોકીનો સમાવેશ થાય તેવો શ્રીવિગ્રહ– તેનાથી, '**વિચિત્રાણિ**' અનેક પ્રકારનાં '**દિવ્યાનિ**' અપૂર્વ અલંકારો અને વસ્ત્રો– તેમની સમ્પૂર્ણ '**શ્રીઃ**' શોભા જેનાથી છે તે શ્રીવિગ્રહથી વિશિષ્ટ ભગવાનને, આમ પોતે પોતાની મેળે જ અતિરમ્ય હોવા છતાં પણ '**અપાશ્રિતવેષઃ**' અલંકારનો સ્વીકાર કર્યો છે જેમના દેહે, તે દેહવાળા ભગવાનને જોયા; અથવા કેવી રીતે પર્વતની શોભાનો તિરસ્કાર કરે છે એવી અપેક્ષા માટે, આવા શ્રીવિગ્રહ દ્વારા (નીલપર્વતની શોભાનો તિરસ્કાર કરતા), એમ અર્થ છે. ॥ ૨૫ ॥

**पुंसां स्वकामाय विविक्तमार्गै-**
**रभ्यर्चतां कामदुघाङ्घ्रिपद्मम्।**
**प्रदर्शयन्तं कृपया नखेन्दु-**
**मयूखभिन्नाङ्गुलिचारुपत्रम् ॥ २६**

स्वाभिलषितफलाय विविक्तैः शुद्धैर्वेदोक्तैर्मार्गैरभ्यर्चतां पुंसां कामदुघमङ्घ्रिपद्मं प्रदर्शयन्तं किंचिदुन्नमय्य समर्पयन्तम्। नखा एव इन्दवस्तेषां मयूखा रश्मयस्तैर्भिन्नाः संभिन्ना अङ्गुलय एव चारूणि पत्राणि यस्य तत्॥ २६॥

પોતાના મનોરથોને પૂર્ણ કરવા માટે શુદ્ધ વેદોક્ત માર્ગોથી ભજતા મનુષ્યોને, નખરૂપી ચન્દ્રનાં કિરણોથી સંયુક્ત અંગુલિરૂપી સુંદર પાંખડીઓવાળા, કામનાપૂરક ચરણકમળનું કૃપા કરી દર્શન આપતા (ભગવાનને જોયા). ॥ ૨૬ ॥

પોતાના ઈચ્છિત ફળ માટે **'विविक्तैः'** શુદ્ધ વેદોક્ત માર્ગો વડે પૂજન કરતા મનુષ્યોને **'कामदुघम्'** કામનાપૂરક ચરણકમળને **'प्रदर्शयन्तम्'** સહેજ ઊંચું કરીને સમર્પણ કરતા (ભગવાને જોયા). આંગળીઓના નખ એ જ ઈન્દુઓ, તેમનાં **'मयूखाः'** કિરણો– તેમનાથી **'भिन्नाः'( संभिन्नाः )** સંયુક્ત અંગુલિઓ એ જ સુંદર પાંખડીઓ છે જેની તે (ચરણકમળ)॥ ૨૬ ॥

**मुखेन लोकार्तिहरस्मितेन**
**परिस्फुरत्कुण्डलमण्डितेन ।**
**शोणायितेनाधरबिम्बभासा**
**प्रत्यर्हयन्तं सुनसेन सुभ्र्वा॥ २७**

लोकार्तिहरं स्मितं यस्मिंस्तेन। परिस्फुरद्भ्यां कुण्डलाभ्यां मण्डितेन। अधरबिम्बदीप्त्या शोणवदाचरितेन शोभननासायुक्तेन सुभ्र्वा* शोभनया भ्रुवा च प्रत्यर्हयन्तं पूजकान्प्रति पूजयन्तं सम्मानयन्तम्॥ २७॥

લોકોના ત્રિવિધ તાપને હરી લેતા સ્મિતવાળા, ચળકતાં કુંડળોથી શોભતા, બિમ્બફળ જેવા લાલ અધરોષ્ઠની કાન્તિવાળા, સુંદર નાસિકાવાળા મુખથી અને (અનુગ્રહવર્ષી) શોભિત ભ્રૂકુટિથી પૂજન કરનારનું અભિનંદન કરતા (ભગવાનને જોયા). ॥ ૨૭ ॥

લોકોની પીડાને હરી લેતું સ્મિત જેમાં છે તેવા મુખથી– બન્ને ચળકતાં કુંડળોથી શોભતા– બિમ્બફળ જેવા લાલ દેખાતા અધરોષ્ઠની કાન્તિવાળા, સુંદર નાસિકાવાળા, **( सुभ्र्वा ) 'सुभ्रुवा'** સુંદર ભ્રમરોથી **'प्रति-अर्हयन्तम्'** પૂજન કરનારાઓનું **'पूजयन्तम्'** સમ્માન કરતા ભગવાનને જોયા. ॥ ૨૭ ॥

**कदम्बकिञ्जल्कपिशङ्गवाससा**
**स्वलंकृतं मेखलया** नितम्बे।**
**हारेण चानन्तधनेन वत्स**
*****श्रीवत्सवक्षःस्थलवल्लभेन॥ २८**

कदम्बकिञ्जल्कवत्पिशङ्गं यद्वासस्तेन मेखलया च नितम्बे स्वलंकृतम्। हे वत्स, श्रीवत्सयुक्तं यद्वक्षःस्थलं तस्य वल्लभेन वक्षस्यनर्घ्येण हारेण स्वलंकृतमित्यर्थः॥ २८॥

હે વત્સ, કદમ્બકુસુમના કેસર જેવા પીતામ્બરથી, નિતંબ ઉપરની મેખલાથી, (સુવર્ણરેખારૂપ) શ્રીવત્સના ચિહ્નથી યુક્ત વક્ષઃસ્થળને અતિપ્રિય એવા અમૂલ્ય હારથી સુંદર રીતે અલંકૃત થયેલા (ભગવાનને જોયા). ॥ ૨૮॥

કદમ્બપુષ્પના કેસર જેવું જે પીળું વસ્ત્ર છે તેનાથી તેમ જ નિતંબ ઉપરની મેખલાથી સુંદર રીતે અલંકૃત થયેલા, હે વત્સ, શ્રીવત્સના ચિહ્નથી યુક્ત જે વક્ષઃસ્થળ છે, તેને અતિપ્રિય એવા વક્ષઃસ્થળમાં રહેલા હારથી સુશોભિત ભગવાનને જોયા, એમ અર્થ છે. ॥ ૨૮ ॥

* **'सुभ्र्वा'** રૂપમાં **'उव्'** (આગમ)નો લોપ થયો છે તેથી આર્ષ પ્રયોગ છે. અહીં **'सुभ्रुवा'** હોવું જોઈએ.

****सुबोधिनी**—पीताम्बरं छन्दोमयम्। मेखला भूमौ भगवद्गुणानुवर्णनम्। हाराणां समूहेन मुक्त-जीववृन्देन भृग्वादिसमूहेन स्वलङ्कृतं (अपश्यत्)।

*****सुबोधिनी**—'श्रीवत्सः' 'दक्षिणावर्तरोमरेखा, तद्युक्तं यद्वक्षः, तदेव स्थलं सर्वसौन्दर्याणामाश्रय-भूतम्।'

महाचन्दनवृक्षरूपकेण निरूपयितुं तं विशिनष्टि।

**परार्घ्यकेयूरमणिप्रवेक-**
**पर्यस्तदोर्दण्डसहस्रशाखम्।**
**अव्यक्तमूलं भुवनाङ्घ्रिपेन्द्र-**
**महीन्द्रभोगैरधिवीतवल्शम् ॥ २९**

पराघ्र्याणि श्रेष्ठानि केयूराण्यङ्गदानि मणि-प्रवेकाश्च मण्युत्तमास्तैः पर्यस्ता व्याप्ता दोर्दण्डा एव सहस्रमनन्ताः शाखा यस्य। चन्दनवृक्षोऽपि केयूरादितुल्यैः फलपुष्पादिभिर्व्याप्तशाखो भवति। अव्यक्तं प्रधानं मूलमधोभागो यस्य। यद्वा अव्यक्तं ब्रह्म मूलं यस्य, ब्रह्माभिव्यक्तिरूपत्वात्। वृक्षस्यापि मूलं न व्यक्तम्। भुवनात्मक-मङ्घ्रिपेन्द्रम्। अहीन्द्रस्यानन्तस्य भोगैः फणैर्देहा-वयवैर्वाऽधिवीताः संवेष्टिताः स्पृष्टा वल्शाः स्कन्धा यस्य। 'वनस्पते शतवल्शो विरोह' इति श्रुतेः। सोऽपि सर्पैर्वेष्टितो भवति॥ २९॥

प्रेक्षां क्षिपन्तमित्यत्रैव पर्वतरूपकेण निरूपितमपि विशेषणान्तरैः पुनर्निरूपयति।

**चराचरौको भगवान्महीध्र-**
**महीन्द्रबन्धुं सलिलोपगूढम्।**
**किरीटसाहस्रहिरण्यशृङ्ग-**
**माविर्भवत्कौस्तुभरत्नगर्भम् ॥ ३०**

પીતામ્બર વેદસ્વરૂપ છે. ભૂમિ પર ગવાતો ભગવાનનો ગુણાનુવાદ મેખલા છે. ભૃગુ વગેરે મુક્ત જીવોના વૃન્દરૂપ હારોના સમૂહથી અલંકૃત થયેલા (ભગવાન)ને જોયા.

જમણી તરફ વળતી (સુવર્ણ) રોમાવલિરૂપ રેખા એટલે શ્રીવત્સ. તેનાથી યુક્ત જે છાતી છે તે જ સ્થળ, તે જ વક્ષઃસ્થળ સર્વ સૌન્દર્યોનું આશ્રયભૂત છે.

મહાન ચંદનવૃક્ષના રૂપકથી નિરૂપણ કરવા માટે તે ભગવાનને વિશેષણપૂર્વક કહે છે.

અમૂલ્ય બાજુબંધો અને જડેલા ઉત્તમ મણિઓથી સુશોભિત ભુજદંડરૂપી હજારો શાખાવાળા, ન જણાય તેવા મૂળવાળા, સર્પરાજની ફણાઓથી વીંટાયેલા સ્કન્ધવાળા, ત્રિભુવનાત્મક શ્રેષ્ઠ વૃક્ષરૂપ (ભગવાનનાં દર્શન કર્યાં). ॥ ૨૯ ॥

**'पराघ्र्याणि'** શ્રેષ્ઠ **'केयूराणि'** બાજુબંધો અને **'मणिप्रवेकाः'** ઉત્તમ મણિઓ— તેના વડે **'पर्यस्ताः'** વ્યાપ્ત થયેલા ભુજદંડો એ જ જેની **'सहस्रम्'** અનન્ત શાખાઓ છે; ચંદનવૃક્ષ પણ બાજુબંધ જેવાં ફળ-ફૂલ વગેરેથી વ્યાપેલી શાખાઓવાળું હોય છે. **'अव्यक्तम्'** પ્રકૃતિ, જેનો **'मूलम्'** નીચેનો ભાગ છે; અથવા બ્રહ્મ અભિવ્યક્તિરૂપ હોવાથી અવ્યક્ત–ઇન્દ્રિય-અગમ્ય બ્રહ્મનું મૂળ પણ જણાતું નથી હોતું. વૃક્ષનું મૂળ પણ દેખાતું નથી. ત્રિભુવનરૂપ શ્રેષ્ઠવૃક્ષરૂપ ભગવાનને (જોયા). **'अहीन्द्रस्य'** સર્પરાજ અનંતની **'भोगैः'** ફણાઓ દ્વારા અથવા શરીરના અવયવો દ્વારા **'अधिवीताः'** વીંટળાયેલા, સ્પર્શાયેલા **'वल्शाः'** સ્કન્ધ છે જેના–''હે વનસ્પતિ. સેંકડો શાખાઓ સાથે તારો ઉદય થાઓ.''–(શુ.ય.સં. ૫/૪૩) એમ શ્રુતિ છે. તે ચંદનવૃક્ષ પણ સર્પથી વીંટળાયેલું હોય છે. ॥ ૨૯ ॥

**'प्रेक्षां क्षिपन्तम्'** (શ્લોક ૨૪) પ્રમાણે એ શ્લોકમાં જ પર્વતરૂપકથી ભગવાનનું નિરૂપણ કર્યું છે, છતાં પણ બીજાં વિશેષણો દ્વારા ફરીથી નિરૂપણ કરે છે.

સચરાચરના આધાર, શેષનાગના બંધુ, જળથી ઘેરાયેલા, હજારો મુકુટરૂપ સુવર્ણના શિખરવાળા, જેના ગર્ભમાં પ્રકટ થતો કૌસ્તુભમણિ છે તેવા ભગવાનરૂપ પર્વતરાજને નિહાળ્યા. ॥ ૩૦ ॥

भगवानेव महीध्रस्तम्। चराचराणामोकः स्थानम्। सोऽपि तथा। अहीन्द्रस्य बन्धुम्। सोऽप्यहीन्द्राणां बन्धुः। सलिलेनोपगूढमावृतम्। पर्वतोऽपि मैनाकादिस्तथा। किरीटसाहस्रमेव हिरण्यशृङ्गाणि यस्य। सोऽपि मेर्वादिस्तथा। यथा पर्वतस्य गर्भे क्वचिद्रत्नमाविर्भवति तथा आविर्भवत्स्पष्टं दृश्यमानं कौस्तुभरत्नं गर्भे मूर्तिमध्ये यस्य तम्॥ ३०॥

ભગવાન એ જ પર્વતરાજ, તેમને નિહાળ્યા. સચરાચર— સ્થાવર અને જંગમનું **'ओकः'** નિવાસસ્થાન, તે પર્વત પણ ચરાચરનું નિવાસસ્થાન છે. ભગવાન સર્પરાજના બંધુ છે, તો તે પર્વત પણ સર્પોનો (આશ્રયદાતા હોવાથી) બંધુ છે. જળથી **'उपगूढम्'** ઘેરાયેલા ભગવાનની જેમ મૈનાક વગેરે પર્વત પણ જળમાં રહેલા છે. ભગવાનના હજારો મુકુટો જ જેનાં સુવર્ણનાં શિખરો છે. તે મેરુ વગેરે પર્વતને પણ તે પ્રમાણે શિખરો છે. જેમ પર્વતના પેટાળમાંથી ક્યારેક રત્ન પ્રકટ થાય છે, તેમ **'गर्भे'** જે ભગવાનના શ્રીવિગ્રહમાં કૌસ્તુભમણિ **'आविर्भवत्'** સ્પષ્ટ દેખાય છે તે ભગવાનને જોયા.॥ ૩૦ ॥

**निवीतमाम्नायमधुव्रतश्रिया**
**स्वकीर्तिमय्या वनमालया हरिम्।**
**सूर्येन्दुवाय्वग्न्यगमं त्रिधामभिः**
**परिक्रमत्प्राधनिकैर्दुरासदम् ॥ ३१**

વેદરૂપ ભ્રમર(ના ગુંજન)થી શોભતી પોતાની કીર્તિમયી વનમાળાથી યુક્ત, સૂર્ય-ચન્દ્ર-વાયુ અને અગ્નિ (પણ જ્યાં) જઈ શકતા નથી તેવા, ત્રિભુવનમાં વિચરણ કરનારાં તેમ જ પ્રભુની પ્રદક્ષિણા કરનારાં અને રક્ષણ કરનારાં સુદર્શન વગેરે આયુધોને કારણે પણ અત્યન્ત દુર્લભ એવા શ્રીહરિને જોયા.॥ ૩૧ ॥

किं च वनमालया निवीतं कण्ठलम्बिन्या व्याप्तम्। आम्नाया वेदा एव मधुव्रतास्तैः श्रीर्यस्यास्तया हरिमिति पर्वतादिरूपमपश्यत्, हरिरसाविति ज्ञातवानित्यर्थः। सूर्यादिभिरगमम–गम्यम्। स्वव्यापारैराकलयितुमशक्यमित्यर्थः। किं च त्रिष्वपि लोकेषु धाम स्फूर्तिर्येषां तैः, रक्षणार्थं परिक्रमद्भिः परितो धावद्भिः प्राधनिकैः प्रधनं संग्रामस्तत्प्रयोजनैः सुदर्शनादिभिर्हेतु–भूतैर्दुरासदं दुष्प्रापम्॥ ३१॥

વળી, વનમાળાથી યુક્ત **'निवीतम्'** કંઠમાં લટકતી વનમાળાથી વ્યાપ્ત એવા શ્રીહરિને, **'आम्नायाः'** વેદો એ જ ભ્રમરો, તેમના વડે જેની શોભા છે તેવી વનમાળા વડે 'આ શ્રીહરિ છે.' એમ પર્વતાદિરૂપે દર્શન કર્યાં; 'આ શ્રીહરિ છે.' તેમ જાણ્યું, એમ અર્થ છે. સૂર્ય વગેરે દ્વારા **'अगमम्'** અગમ્ય– પોતાના પરિશ્રમ દ્વારા પામવા અશક્ય, તેવા શ્રીહરિને, વળી, ત્રણેય લોકમાં જેમનું **'धाम'** વિચરણ છે તેવા, તેમ જ રક્ષા કાજે **'परिक्रमद्भिः'** આજુબાજુ ભમતા **'प्राधनिकैः'** **'प्रधनम्'** સંગ્રામ, તેને સિદ્ધ કરવાના સાધનરૂપ સુદર્શનાદિ આયુધોને કારણે **'दुरासदम्'** અપ્રાપ્ય એવા શ્રીહરિને જોયા. ॥ ૩૧ ॥

'न तद्भासयते सूर्यो न शशाङ्को न पावकः।'

તેને સૂર્ય, ચન્દ્ર, અગ્નિ પ્રકાશિત નથી કરતા. (ગીતા ૧૫/૬)

'न तत्र सूर्यो भाति न चन्द्रतारकं नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः।'

**तर्ह्येव तन्नाभिसरःसरोज-
मात्मानमम्भः श्वसनं वियच्च।
ददर्श देवो जगतो विधाता
नातः परं लोकविसर्गदृष्टिः॥ ३२**

यदैवं हरिमपश्यत्तर्ह्येव तदैव लोकविसर्गदृष्टिः संस्तस्य नाभिसरसि सरोजं श्वसनं प्रलयवायुं वियदाकाशं च ददर्श॥ ३२॥

**सुबोधिनी—**'तर्ह्येवेति।' 'तस्मिन्नेव क्षणे, तस्य नाभौ सरोवररूपे उद्‌गतं सरोजं पद्मम्, तत्र स्थितमात्मानम्, बहिःस्थितमम्भः श्वसनं च, वियदाकाशञ्च पृथिवी पद्ममेव, तेजो भगवानेव स्वस्मिन्विद्यमानः। तदा पञ्च भूतानि दृष्टानि तान्यपि स्वदेह एव। एवं सर्वं दृष्ट्वा जगतो विधाता जातः, अतः परं ब्रह्मभूतो न जात इत्यर्थः।'

**स कर्मबीजं रजसोपरक्तः
प्रजाः सिसृक्षन्नियदेव दृष्ट्वा।
अस्तौद्विसर्गाभिमुखस्तमीड्य-
मव्यक्तवर्त्मन्यभिवेशितात्मा॥ ३३**

कर्मबीजं लोकसृष्टेः कारणम्। रजसा उपरक्तो रजोगुणयुक्तः। अतः प्रजाः स्त्रष्टुमिच्छन्नियदेव नाभिसरोजादिपञ्चकमेव। विसर्गेऽप्यभिमुखो दत्तचित्तः अव्यक्तवर्त्मनि भगवति निवेशितचित्तः॥ ३३॥

જ્યાં (આત્મસ્વરૂપ બ્રહ્મમાં) સૂર્ય, ચન્દ્ર, તારા પ્રકાશિત નથી થતા, આ વિદ્યુત્ નથી ચમકતી તો આ અગ્નિની તો વાત જ શી? (તેના પ્રકાશથી જ બધું પ્રકાશિત થાય છે તથા તેનો પ્રકાશ થતાં જ બધું ભાસે છે. (કઠ.ઉપ.૨/૨/૧૫, મુંડક. ૨/૨/૧૦, શ્વેતા.ઉપ.૬/૧૪)

તે જ વખતે લોકસૃષ્ટિરચનાની દૃષ્ટિવાળા બ્રહ્મદેવે તે શ્રીહરિના નાભિસરોવરમાં ઉત્પન્ન થયેલા કમળને, પોતાને, જળને, વાયુને તથા આકાશને જોયાં. જગતના વિધાતાએ આ સિવાય કાંઈ જોયું નહીં. ॥ ૩૨॥

આ પ્રમાણે જ્યારે શ્રીહરિનાં દર્શન કર્યાં '**તર્હિ-एव**' તે જ વખતે (બ્રહ્મદેવ) લોકસૃષ્ટિની દૃષ્ટિવાળા થયા. તે શ્રીહરિના નાભિસરોવરમાં કમળ, '**श्वसनम्**' પ્રલયકાલીન વાયુ અને '**वियत्**' આકાશને જોયાં.॥ ૩૨ ॥

તે જ ક્ષણે તે શ્રીહરિની સરોવરરૂપ નાભિમાં ઊગેલા '**सरोजम्**' કમળને, તેમાં બેઠેલા પોતાને, બહાર રહેલા જળને, તેમ જ વાયુને તથા '**वियत्**' આકાશને — પદ્મ જ પૃથ્વીતત્ત્વ છે, પોતાનામાં રહેલા ભગવાન તેજ તત્ત્વ છે. જ્યારે પંચમહાભૂતો જોયાં — પોતાના જ દેહમાં– ત્યારે જ, આ પ્રમાણે સર્વ જોઈને જગતના વિધાતા બન્યા; એ સર્વ જોઈને બ્રહ્મરૂપ ન થયા, એમ અર્થ છે.

રજોગુણથી વ્યાપ્ત, સૃષ્ટિનિર્માણની ઈચ્છા કરતા, સૃષ્ટિરચના માટે અભિમુખ થયેલા તે બ્રહ્માજીએ લોકસૃષ્ટિમાં કારણભૂત એટલી જ વસ્તુ જોઈને, અચિન્ત્યગતિવાળા ભગવાનમાં ચિત્ત પરોવી, સ્તુત્ય એવા તેમની સ્તુતિ કરવા માંડી. ॥ ૩૩ ॥

'**कर्मबीजम्**' લોકસૃષ્ટિમાં કારણરૂપ '**रजसा उपरक्तः**' રજોગુણથી વ્યાપ્ત– આથી પ્રજાનું સર્જન કરવા ઈચ્છતા '**इयत्-एव**' આટલી જ– નાભિકમળ વગેરે (પોતે, જળ, વાયુ, આકાશ) આ પાંચ જ– સૃષ્ટિનિર્માણ માટે પણ '**अभिमुखः**' એકાગ્રચિત્તવાળા બનીને અચિન્ત્યગતિવાળા ભગવાનમાં ચિત્ત પરોવ્યું છે તેવા (બ્રહ્મદેવ) ॥ ૩૩ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां तृतीयस्कन्धेऽष्टमोऽध्यायः॥ ८॥

इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां अष्टमोऽध्यायः॥ ८॥

❋❋❋❋❋

# अथ नवमोऽध्यायः

## બ્રહ્માજી દ્વારા ભગવાનની સ્તુતિ

नवमे तपसा तुष्टं दृष्ट्वा नारायणं त्वजः।
अस्तौदेकार्णवे सीदँल्लोकसर्गचिकीर्षया॥ १

નવમા અધ્યાયમાં તપથી પ્રસન્ન થયેલા નારાયણનાં દર્શન કરીને (સૃષ્ટિનિર્માણનું જ્ઞાન ન હોવાથી) વ્યાકુળ થતા બ્રહ્માજીએ લોકસૃષ્ટિ કરવાની ઈચ્છાથી એક જ મહાસાગર(રૂપ જળ)માં સ્તુતિ કરી. ॥ ૧॥

भगवज्ज्ञानेनात्मनः कृतार्थतामाविष्कुर्वन्नज्ञांश्च शोचन्नाह—**ज्ञातोऽसीति**।

ભગવત્સ્વરૂપના જ્ઞાનથી પોતાની કૃતાર્થતા પ્રકટ કરતા અને અજ્ઞાનીઓનો શોક કરતા (બ્રહ્મદેવ) કહે છે— **'ज्ञातः असि इति।'**

**ब्रह्मोवाच**

**ज्ञातोऽसि मेऽद्य सुचिरान्ननु देहभाजां**
**न ज्ञायते भगवतो गतिरित्यवद्यम्।**
**नान्यत्त्वदस्ति भगवन्नपि तन्न शुद्धं**
**मायागुणव्यतिकराद्यदुरुर्विभासि ॥ १**

**બ્રહ્માજી બોલ્યા** – 'હે ભગવાન, ઘણા લાંબા સમયે આજે મેં આપને જાણ્યા છે. અહો! આપના તત્ત્વને નથી જાણતા એ દેહધારી જીવોનો મહાન દોષ છે. આપનાથી અન્ય કાંઈ છે નહીં. જો હોય તો તે સત્ય નથી કારણ કે માયાના ગુણોનો વિકાર થવાથી આપ જ અનેક સ્વરૂપે પ્રતીત થાઓ છો.॥ ૧ ॥

सुचिराद्बहुकालोपासनेनाद्य मे मया ज्ञातोऽसि।

**'सुचिरात्'** ઘણા લાંબા સમયે ઉપાસનાથી આજે **'मे'** મારા દ્વારા આપ જાણી શકાયા છો.

नन्वहो देहभाजामेतदवद्यं दोषः।

**'ननु'** અહો! શરીરધારીઓનો એ **'अवद्यम्'** મહાન દોષ છે.

किं तत्।

તે કયો દોષ છે?

यद्भगवतस्तव गतिस्तत्त्वं न ज्ञायत इति।

**'भगवतः'** ભગવાન એવા આપના **'गतिः'** તત્ત્વને (તેઓ) જાણતા નથી (એ દોષ છે).

यतस्त्वमेव ज्ञातुं योग्यः सत्यत्वान्नान्यदसत्यत्वादित्याह।

કારણ કે આપ જ સત્ય હોવાથી જાણવા યોગ્ય છો. આપના સિવાય અન્ય કાંઈ છે નહીં કારણ કે આપના સિવાય અન્ય છે તે અસત્ય છે, એમ કહે છે.

त्वत् त्वत्तोऽन्यन्नास्ति। यदप्यस्तीति प्रतिभाति तदपि शुद्धं सत्यं न भवति।

**'त्वत्'** આપના સિવાય અન્ય કાંઈ પણ નથી. જે કાંઈ છે તે પ્રતીત થાય છે, તે પણ **'शुद्धम्'** સત્ય નથી હોતું.

कथमसतः प्रतीतस्तत्राह।

અસત્ય કેવી રીતે પ્રતીત થાય છે, તે માટે કહે છે.

यद्यतो मायागुणक्षोभात्त्वमेवोरुर्बहुरूपो विभासि॥ १ ॥

**'यत्'** કારણ કે માયાના ગુણોનો વિકાર થવાથી આપ જ **'उरुः'** અનેકરૂપે દેખાઓ છો. ॥ ૧ ॥

ननु त्वमपि सम्यङ् न जानासि। यत्त्वया दृष्टं रूपमेतदपि गुणात्मकमेव। निर्गुणं ब्रह्मैव तु सत्यं तत्राह—**रूपमिति द्वाभ्याम्**।

**रूपं यदेतदवबोधरसोदयेन**
**शश्वन्निवृत्ततमसः सदनुग्रहाय।**
**आदौ गृहीतमवतारशतैकबीजं**
**यन्नाभिपद्मभवनादहमाविरासम् ॥ २**

अवबोधरसोदयेन चिच्छक्त्याविर्भावेन शश्वत्सदा निवृत्तं तमो यस्मात्तस्य तव यदेतद्रूपं त्वयैव स्वातन्त्र्येण सतामुपासकानामनुग्रहाय गृहीतमाविष्कृतमवतारशतस्य शुद्धसत्त्वात्मकस्य यदेकं बीजं मूलम्। तत्प्रदर्शनार्थं गुणावतारबीजत्वं दर्शयति—यन्नाभीति ॥ २ ॥

**नातः परं परम यद्भवतः स्वरूप-**
**मानन्दमात्रमविकल्पमविद्धवर्चः ।**
**पश्यामि विश्वसृजमेकमविश्वमात्मन्**
**भूतेन्द्रियात्मकमदस्त उपाश्रितोऽस्मि॥ ३**

हे परम, अविद्धवर्चोऽनावृतप्रकाशम्। अतोऽविकल्पं निर्भेदम्। अत एवानन्दमात्रम्। एवंभूतं यद्भवतः स्वरूपं तदतो रूपात्परं भिन्नं न पश्यामि किंत्विदमेव तत्। अतः कारणात्ते तव अदः इदं रूपमाश्रितोऽस्मि। योग्यत्वादपीत्याह। *एकमुपास्येषु मुख्यम्। यतो विश्वसृजं विश्वं

આક્ષેપ કરવામાં આવ્યો છે કે આપનું સ્વરૂપ આપ પણ યથાવત્ નથી જાણતા. આપે જે રૂપ દર્શાવ્યું તે તો ગુણાત્મક રૂપ જ છે. ખરેખર તો નિર્ગુણ બ્રહ્મ જ સત્ય છે તે માટે બે શ્લોકોથી કહે છે— **'रूपम् इति'**

આપની ચિત્શક્તિ સદા પ્રકાશિત હોવાથી અજ્ઞાન આપનાથી સદાયને માટે દૂર જ રહેલું હોય છે, એવું જે આપનું આ સ્વરૂપ છે, કે જેના નાભિકમળરૂપ ભુવનમાંથી હું પ્રકટ થયો છું, તે આપે ભક્તો ઉપર કૃપા કરવા માટે સૌ પ્રથમ પ્રકટ કર્યું છે, જે આપના અનેક અવતારોનું મૂળ કારણ છે.॥ ૨ ॥

**'अवबोध-रस-उदयेन'** ચિત્શક્તિ પ્રકાશિત હોવાથી **'शश्वत्'** સદા દૂર થયું છે અજ્ઞાન જેમાંથી તેવું આપનું જે આ રૂપ છે, તે આપના દ્વારા જ આપની સ્વેચ્છાનુસાર **'सताम्'** ઉપાસકો ઉપર અનુગ્રહ કરવા માટે **'गृहीतम्'** (આપે) પ્રકટ કર્યું છે, જે શુદ્ધ સત્ત્વરૂપ અનેક અવતારોનું એકમાત્ર **'बीजम्'** કારણરૂપ છે. તે દર્શાવવા માટે **'यत्-नाभि इति।'** એમ કહીને મૂળ બીજરૂપ ગુણાવતારના મૂળ બીજસ્વરૂપનું વર્ણન કરે છે. ॥ ૨ ॥

હે પરમ, આપનું આ અખંડ તેજોમય સ્વરૂપ ભેદરહિત અને માત્ર આનંદસ્વરૂપ છે. આના સિવાય અન્ય બીજું કાંઈ હું જોતો નથી, આથી તમારા આ જ સ્વરૂપનો હું આશ્રય કરું છુ. આ એક જ (ઉપાસના કરવા યોગ્ય વસ્તુઓમાં મુખ્ય) સ્વરૂપ જગતનું સર્જન કરનારું છે અને તેથી જ જગતથી ભિન્ન છે તેમ જ સર્વ ભૂતો તથા ઇન્દ્રિયોનું કારણ છે. ॥ ૩ ॥

હે પરમ, **'अविद्धवर्चः'** પ્રકટ પ્રકાશસ્વરૂપ અને તેથી **'अविकल्पम्'** સમાન-અસમાન જાતીયભેદશૂન્ય, આથી જ એક માત્ર આનંદસ્વરૂપ. આવું જે આપનું સ્વરૂપ છે તે રૂપ સિવાય અન્ય **'परम्'** બીજું કાંઈ હું જોતો નથી, પણ આ જ તે રૂપ છે. આથી જ **'ते'** આપના **'अदः'** આ રૂપનું શરણ હું લઉં છું. વળી, આ રૂપ (ધ્યાન કરવાને) યોગ્ય હોવાથી પણ તેનો હું આશ્રય

सृजतीति विश्वसृजमत एवाऽविश्वं विश्वस्मादन्यत्। किंच भूतेन्द्रियात्मकं भूतानामिन्द्रियाणां चात्मानं कारणमित्यर्थः ॥ ३ ॥

'आनन्दमात्रम्' 'आनन्दशरीरं ब्रह्म'
'विश्वसृजम्' 'यतो वा इमानि भूतानि'

'एकम्' 'एकमेवाद्वितीयम्'

नन्वेवमपि सोपाधिकमेतदर्वाचीनमेवेत्याशंक्याह।

**तद्वा इदं भुवनमङ्गल मङ्गलाय**
**ध्याने स्म नो दर्शितं त उपासकानाम्।**
**तस्मै नमो भगवतेऽनुविधेम तुभ्यं**
**योऽनादृतो नरकभाग्भिरसत्प्रसङ्गैः ॥ ४**

तद्वै तदेवेदं। हे भुवनमंगल। यतस्ते त्वया नोऽस्माकमुपासकानां मंगलाय ध्याने दर्शितम्। न ह्यव्यक्तवर्त्माभिनिवेशितचित्तानामस्माकं सोपाधिकदर्शनं युक्तमिति भावः। अतस्तुभ्यं नमोऽनुविधेमाऽनुवृत्त्या करवाम। तर्हि किमिति केचिन्मां नाद्रियन्ते तत्राह—योऽनादृत इति। असत्प्रसंगैर्निरीश्वरकुतर्कनिष्ठैः ॥ ४ ॥

आदरेण तु त्वां भजन्तः कृतार्था इत्याह—**ये त्विति।**

લઉં છું, **'एकम्'** ઉપાસના કરવા યોગ્ય વસ્તુઓમાં આ એક જ રૂપ મુખ્ય છે, કારણ કે તે **'विश्वसृजम्'** વિશ્વનું સર્જન કરે છે; અને આથી જ **'अविश्वम्'** વિશ્વથી ભિન્ન છે, વળી, **'भूत-इन्द्रिय-आत्मकम्'** આ રૂપ સર્વ ભૂતો તથા ઇન્દ્રિયોનું **'आत्मानम्'** કારણ છે, એમ અર્થ છે.॥ ૩॥

બ્રહ્મ આનંદરૂપ શરીરવાળું છે.

'જેમાંથી ખરેખર આ સર્વ ભૂતો ઉત્પન્ન થાય છે.' (તૈત્તિ.ઉપ.૩/૧)

'એકમાત્ર અદ્વિતીય' (છાં.ઉપ.૬/૨/૧)

શંકા કરવામાં આવી છે કે આ પ્રમાણેનું (બ્રહ્મથી અભિન્ન) સ્વરૂપ હોવા છતાં પણ આપનું આ સ્વરૂપ **'स-उपाधिकम्'** સગુણ (અર્વાચીન, અપર) જ છે. આ શંકાના ઉત્તરમાં કહે છે.

હે ભુવનમંગળ, આપના ભક્તોનું કલ્યાણ કરવા માટે જ આપે આપના આ સ્વરૂપનું અમને ધ્યાનમાં દર્શન કરાવ્યું છે. (ભક્તના મંગળ માટે આવિર્ભૂત થનારા કૃપાળુ) તે ભગવાનને નિરંતર નમસ્કાર કરીએ (છીએ.) નિરીશ્વરવાદી, નરકગામી મનુષ્યો જે (આ) સ્વરૂપનો અનાદર કરે છે. ॥ ૪ ॥

હે ભુવનમંગળ, **'तद्-वै'** તે નક્કી જ આ સ્વરૂપ છે કે જે **'ते'** આપના દ્વારા **'नः'** અમને ઉપાસકોને ધ્યાનમાં દર્શાવવામાં આવ્યું છે. તે સ્વરૂપ ઉપાસકોના મંગળ માટે જ છે. ખરેખર, નિર્ગુણ ઉપાસનાના માર્ગે એકાગ્ર કરેલા ચિત્તવાળા અમારે માટે સગુણબ્રહ્મનાં દર્શન યોગ્ય નથી, તેવો ભાવ છે. આથી આપને **'नमः-अनुविधेम'** વારંવાર નમસ્કાર કરીએ (છીએ). તો પછી કેટલાક લોકો મારો આદર કેમ નથી કરતા, તે માટે કહે છે— **'यः अनादृतः इति।' 'असत्-प्रसङ्गैः'** કુતર્ક કરનારા એવા નિરીશ્વર સાંખ્યવાદીઓ અને મીમાંસકો દ્વારા આ સ્વરૂપનો અનાદર કરવામાં આવે છે. ॥ ૪ ॥

પરંતુ આદરપૂર્વક આપને ભજનારાઓ કૃતાર્થ થાય છે, તેમ કહે છે— **'ये तु इति।'**

**ये तु त्वदीयचरणाम्बुजकोशगन्धं***
**जिघ्रन्ति कर्णविवरैः श्रुतिवातनीतम्।**
**भक्त्या गृहीतचरणः परया च तेषां**
**नापैषि नाथ हृदयाम्बुरुहात्स्वपुंसाम्॥ ५**

श्रुतिर्वेदः स एव वातस्तेन नीतं प्रापितम्। नापैषि नापयासि। ये त्वत्कथाश्रवणमत्यादरेण कुर्वन्ति तेषां हृदि नित्यं प्रकाशसे इत्यर्थः॥ ५॥

***बा.प्र.**—'चेति' चकारो यथा ते तव चरणाम्बुजं न त्यजन्ति तथा त्वमपि तेषां हृदयं न त्यजसीति दृष्टान्तसूचनार्थः।

ततः किमत आह—**तावदिति।**

**तावद्भयं द्रविणगेहसुहृन्निमित्तं**
**शोकः स्पृहा परिभवो विपुलश्च लोभः।**
**तावन्ममेत्यसदवग्रह आर्तिमूलं**
**यावन्न तेऽङ्घ्रिमभयं प्रवृणीत लोकः॥ ६**

द्रविणादौ विद्यमाने भयं, गते शोकः, पुनश्च स्पृहा, ततः परिभवः, तथापि विपुलो लोभस्तृष्णा पुनः कथंचित्प्राप्ते ममेत्यसदाग्रहः। आर्तिमूलं भयशोकादेः कारणम्। न प्रवृणीत नाश्रयेत्। त्वत्पादाश्रयणमात्रेण भयादिनिवृत्तिः किं पुनस्त्वत्प्रकाशे सतीति भावः॥ ६॥

ये निष्कामा अपि सन्तस्त्वां नाद्रियन्ते ते नरकभाज इत्युक्तं, ये तु त्वत्कथाश्रवणादि-विमुखाः सन्तः काम्यकर्मपरास्तेऽतिमन्दा इत्याह।

હે નાથ, વેદરૂપી વાયુ દ્વારા પ્રાપ્ત થયેલી, આપના ચરણકમળરૂપ કળીની સુગંધ જે મનુષ્યો પોતાના કર્ણપુટ વડે ગ્રહણ કરે છે તે નિજજનોના હૃદયકમળમાંથી, પરાભક્તિથી જેમના ચરણપદ્મ બંધાઈ જાય છે તેવા આપ દૂર જતા જ નથી. ॥ ૫ ॥

**'श्रुतिः'** વેદ, તે જ વાયુ– વેદરૂપી વાયુ, તેના દ્વારા પ્રાપ્ત થયેલી સુગંધને — **'न-अपैषि'** આપ દૂર જતા નથી. જેઓ આપની કથા અતિ આદરપૂર્વક શ્રવણ કરે છે, તેમના હૃદયમાં સદાયને માટે પ્રકાશો છો, એમ અર્થ છે. ॥ ૫ ॥

જેમ તે ભક્તો આપના ચરણકમળને ક્યારેય છોડતા નથી, તેમ આપ પણ તેમના હૃદયને ક્યારેય છોડીને જતા નથી, એમ **'च'** કાર દૃષ્ટાન્તનું સૂચન કરે છે.

શ્રીહરિ હૃદયમાં નિત્ય પ્રકાશે (પછી શું થાય છે તે હવે) કહે છે — **'तावत् इति।'**

જ્યાં સુધી મનુષ્ય આપના અભયરૂપ ચરણારવિંદનું વરણ (આશ્રય) કરતો નથી, ત્યાં સુધી તેને ધન, ઘર અને સ્વજનોને કારણે ભય, શોક, લાલસા, દૈન્ય તથા પુષ્કળ લોભ થાય છે, અને ત્યાં સુધી જ દુઃખના મૂળરૂપ 'મારું' એવો (મિથ્યા) દુરાગ્રહ રહે છે. ॥ ૬॥

ધન વગેરે હોય છે ત્યારે ભય, અને જાય છે ત્યારે શોક થાય છે, પછી એ લાલસા અને એ પછી દૈન્ય આવે છે. તેમ છતાં વિપુલ લોભ અને તૃષ્ણા થાય છે. વળી, કોઈક રીતે 'મારું' એવો મિથ્યા આગ્રહ થાય છે. **'आर्तिमूलम्'** દુઃખના મૂળરૂપ ભય, શોક વગેરેનું કારણ– **'न प्रवृणीत'** વરણ ન કરે, આશ્રય ન કરે (ત્યાં સુધી). આપના ચરણનો આશ્રય સ્વીકારવા માત્રથી જ ભય વગેરેની નિવૃત્તિ થાય છે, તો આપનો પ્રકાશ થતાં તો પૂછવું જ શું? ॥ ૬॥

જેઓ નિષ્કામ હોવા છતાં પણ આપનો આદર નથી કરતા તેઓ નરકભાગી છે, એમ કહીને હવે કહે છે કે જેઓ આપનાં કથાશ્રવણાદિથી વિમુખ થઈ કામ્યકર્મોમાં રત હોય છે, તેઓ અત્યન્ત મંદબુદ્ધિવાળા છે.

**दैवेन ते हतधियो भवतः प्रसङ्गात्**
**सर्वाशुभोपशमनाद्विमुखेन्द्रिया ये।**
**कुर्वन्ति कामसुखलेशलवाय दीना**
**लोभाभिभूतमनसोऽकुशलानि शश्वत्॥ ७**

दैवेन ते हतधियो नष्टमतयः। प्रसङ्गाच्छ्रवणकीर्तनादिरूपात्सर्वदुःखनिवर्तकाद्विमुखानीन्द्रियाणि येषाम्। अकुशलान्यक्षेमकराणि॥ ७॥

अकुशलत्वमेव दर्शयति।

**क्षुत्तृट्त्रिधातुभिरिमा मुहुरर्द्यमानाः**
**शीतोष्णवातवर्षैरितरेतराच्च ।**
**कामाग्निनाऽच्युतरुषा च सुदुर्भरेण**
**संपश्यतो मन उरुक्रम सीदते मे॥ ८**

क्षुच्च तृट् च त्रिधातवश्च वातपित्तश्लेष्माणस्तैः। इमाः प्रजाः सुदुर्भरेण दुःसहेन कामाग्निनाऽच्युतया रुषाऽविच्छिन्नक्रोधेन च पीड्यमानाः संपश्यतो मे मनः सीदति (**वंशीधरी—**अहो कथमेषां निस्तारो भवेदिति।)॥ ८॥

नन्वेवंभूतायाः संसृतेरपरमार्थत्वात्किमर्थं विषादः क्रियते तत्राह—**यावदिति।**

**यावत्पृथक्त्वमिदमात्मन इन्द्रियार्थ-**
**मायाबलं भगवतो जन ईश पश्येत्।**
**तावन्न संसृतिरसौ प्रतिसंक्रमेत**
**व्यर्थापि दुःखनिवहं वहती क्रियार्था॥ ९**

आत्मन इदं पृथक्त्वं देहादिभावम्। भगवतस्तवेन्द्रियार्थरूपा या माया तया बलमाधिक्यं यस्य तत्। न प्रतिसंक्रमेत नोपरमेत। दुःखसमूहं प्रापयन्ती। क्रियाणामर्थः फलं यस्याम्। पृथक्त्वमिदमिति पाठे इदं देहादि त्वदिति त्वत्तः पृथक् पश्येद्यावत्तावद् व्यर्थापि नोपरमेत॥ ९॥

સર્વ પ્રકારનાં અમંગળોનો નાશ કરનારા આપના શ્રવણકીર્તનાદિ પ્રસંગોથી જેમની ઇન્દ્રિયો વિમુખ છે તેમજ અલ્પાતિઅલ્પ વિષયભોગ માટે લોભથી પરવશ મનવાળા કંગાળજનો કે જેઓ નિરંતર દુષ્કર્મો કરે છે, તેઓ દુર્દૈવથી હણાયેલી બુદ્ધિવાળા છે. ॥ ૭ ॥

દુર્દૈવથી તેઓ '**हतधियः**' હણાયેલી બુદ્ધિવાળા છે. '**प्रसङ्गात्**' સર્વ દુઃખોનો નાશ કરનારા શ્રવણ-કીર્તન વગેરે પ્રસંગોથી જેમની ઇન્દ્રિયો વિમુખ છે– '**अकुशलानि**' ચોરી, વ્યભિચાર વગેરે દુષ્કર્મોને ॥ ૭ ॥

અમંગળનો જ ઉલ્લેખ કરે છે.

હે ઉરુક્રમ, ક્ષુધા, તૃષા, (વાત-પિત્ત-કફ) ત્રણ ધાતુઓ, ઠંડી, ગરમી, વાયુ અને વર્ષા, એક બીજાથી (થતો ક્લેશ), દુઃસહ કામાગ્નિ, અવિચ્છિન્ન ક્રોધ–(આ સર્વ)થી વારંવાર પીડાતી આ પ્રજાને જોઈને મારું મન ખિન્ન થાય છે. ॥ ૮ ॥

ક્ષુધા, તૃષા તથા વાત, પિત્ત, કફ– ત્રણ ધાતુઓ દ્વારા — '**सुदुर्भरेण**' દુઃસહ કામાગ્નિથી તેમ જ '**अच्युतया रुषा**' અવિચ્છિન્ન ક્રોધથી પીડાતી આ પ્રજાઓને જોઈને મારું મન ખેદ પામે છે (કે અરેરે, આ બધાનો છુટકારો કેવી રીતે થશે?) ॥ ૮॥

શંકા કરવામાં આવી છે કે આવી સંસાર-પરંપરા અવાસ્તવિક હોવાથી શા માટે વિષાદ કરાય છે? તે માટે કહે છે — '**यावत् इति**'।

હે ઈશ, જ્યાં સુધી જીવને ઇન્દ્રિયોના વિષયરૂપી, આપની માયાના બળવાળો આ દેહાદિભાવ છે, ત્યાં સુધી વ્યર્થ હોવા છતાં દુઃખના સમૂહને આપતો, ક્રિયાના ફળવાળો આ સંસાર અટકતો નથી.॥ ૯ ॥

જીવનો આ '**पृथक्त्वम्**' દેહાદિભાવ (આત્માથી ભિન્નપણું), '**भगवतः**' ભગવાનની (આપની) ઇન્દ્રિયોના વિષયરૂપી જે માયા છે, તેનાથી જેના બળનું આધિક્ય છે તેવો દેહાદિભાવ '**न प्रतिसंक्रमेत**' અટકે નહીં. દુઃખના સમૂહને પ્રાપ્ત કરાવનારી ક્રિયાઓનું '**अर्थः**' ફળ જેમાં છે (તેવી સંસારપરંપરા). '**पृथक्-त्वत्-इदम्**' પાઠમાં આ દેહ વગેરેને '**त्वत्**' આપનાથી ભિન્ન જુએ ત્યાં સુધી વ્યર્થ હોવા છતાં સંસાર વિરામ પામે નહીં. ॥ ૯ ॥

भवत्वेवमविवेकिनां, विवेकिनस्तु मुक्ता एवेति किं तेषां भक्त्या कृत्यमत आह।

**अह्न्यापृतार्तकरणा निशि निःशयाना**
**नानामनोरथधिया क्षणभग्ननिद्राः।**
**दैवाहतार्थरचना ऋषयोऽपि देव**
**युष्मत्प्रसङ्गविमुखा इह संसरन्ति॥ १०**

अह्नि आपृतानि व्यापृतानि च तान्यार्तानि क्लिष्टानि करणानीन्द्रियाणि येषां रात्रौ विषयसुख-लवोऽपि नास्ति, यतो निशि निःशयानाः स्वप्न-दर्शनेन च क्षणे क्षणे भग्ननिद्रा दैवेनाहताः सर्वतः प्रतिहता अर्थरचना अर्थोद्यमा येषाम्॥१०॥

તદેવમભક્તાનાં સંસારાનિવૃત્તિમુક્ત્વા ભક્તાનાં

तदेवमभक्तानां संसारानिवृत्तिमुक्त्वा भक्तानां तन्निवृत्तिमाह—**त्वमिति।**

**त्वं भावयोगपरिभावितहृत्सरोज**
**आस्से श्रुतेक्षितपथो ननु नाथ पुंसाम्।**
**यद्यद्धिया त उरुगाय विभावयन्ति**
**तत्तद्वपुः प्रणयसे *सदनुग्रहाय॥ ११**

भक्तियोगेन शोधिते हृत्सरोजे आस्से तिष्ठसि। श्रुतेन श्रवणेनेक्षितः पन्था यस्य। किंच श्रवणं विनापि त्वद्भक्ता मनसा यद्यत्तव वपू रूपं स्वेच्छया ध्यायन्ति तत्तत्प्रणयसे प्रकटयसि। सतां भक्तानामनुग्रहाय॥ ११॥

દેહમાં આત્મબુદ્ધિ કરનારા અવિવેકીજનોનું સંસારચક્ર ચાલ્યા કરે છે, પરંતુ વિવેકીજનો તો મુક્ત જ છે, તો શું તેમણે ભગવદ્‌ભજન કરવું જોઈએ? તે માટે કહે છે.

દિવસે વ્યાપારથી થાકેલી ઇન્દ્રિયોવાળા, રાત્રે સૂતા હોય ત્યારે અનેક પ્રકારના સંકલ્પોવાળી મતિને કારણે ક્ષણે ક્ષણે ખંડિત નિદ્રાવાળા તેમ જ દૈવયોગે ભાંગી જતી અર્થવ્યવસ્થાવાળા ઋષિઓ પણ, હે દેવ, આપના કથા-પ્રસંગથી વિમુખ રહે તો તેઓ પણ આ સંસારમાં ભટકે છે. ॥૧૦॥

દિવસે '**आपृतानि**' વ્યાપાર વગેરે, તેનાથી '**आर्तानि**' થાકી ગયેલી '**करणानि**' ઇન્દ્રિયો છે જેમની– રાત્રે જેમને અલ્પ વિષયસુખ પણ નથી મળતું કારણ કે રાત્રે સૂતેલાઓને સ્વપ્ના આવવાથી ક્ષણે ક્ષણે નિદ્રાભંગ થાય છે. વળી, '**दैवेन-आहताः**' દૈવયોગે ચોતરફથી ભાંગી પડેલી '**अर्थ-रचना**' પૈસા કમાવવા માટે જેમની પ્રવૃત્તિઓ છે. ॥૧૦॥

આ પ્રમાણે અભક્તો સંસારમાંથી નિવૃત્ત નથી થતા, એમ કહીને ભક્તો તેમાંથી કેવી રીતે નિવૃત્ત થાય છે તે કહે છે— '**त्वम् इति।**'

હે નાથ, શ્રવણભક્તિથી દેખાતા માર્ગવાળા આપ પ્રેમલક્ષણા ભક્તિથી પરિશુદ્ધ થયેલા હૃદયકમળમાં વિરાજો છો. હે વેદો દ્વારા અનંતરૂપે ગવાયેલા (ઉરુગાય), તે ભક્તજનો સ્વમતિ અનુસાર આપનાં જે જે સ્વરૂપોનું ધ્યાન કરે છે, તે સર્વ સ્વરૂપો આપ ભક્તો ઉપર કૃપા કરવા માટે નિશ્ચિત પ્રકટ કરો છો. ॥૧૧॥

ભક્તિયોગ દ્વારા શુદ્ધ થયેલા હૃદયકમળમાં '**आस्से**' આપ વિરાજો છો. '**श्रुतेन**' શ્રવણ દ્વારા જેનો માર્ગ જાણી શકાય છે. (વૈદિકવિચાર) શ્રવણ કર્યા વિના પણ આપના ભક્તો મનથી જે જે '**वपुः**' રૂપ પોતાની ઇચ્છાનુસાર કલ્પે છે તે તે સ્વરૂપ આપ ભક્તો ઉપર અનુગ્રહ કરવા માટે '**प्रणयसे**' પ્રકટ કરો છો. ('**सत्**') **सताम्** ભક્તો ઉપર અનુગ્રહ કરવા માટે ॥૧૧॥

**दीपिनी—**सदनुग्रहायेति सत्सु अनुग्रह एव तव प्राकट्यस्य प्रयोजनमसुरनिग्रहादिकं त्वानुषङ्गिकमिति व्यञ्जितम्।

भक्तानां च निष्कामानां त्वमतिसुलभो नेतरेषामित्याह—**नेति।**

**नातिप्रसीदति तथोपचितोपचारै-**
**राराधितः सुरगणैर्हृदि बद्धकामैः।**
**यत्सर्वभूतदययाऽसदलभ्ययैको**
**नाना जनेष्ववहितः सुहृदन्तरात्मा॥ १२**

उपचितैरूर्जितैरुपचारैः पुष्पोपहारादिभिः। यद्यथा असतामभक्तानामलभ्यया सर्वभूतदयया। प्रसादे हेतुः—एक इत्यादि॥ १२॥

યતઃ सकामानां भवान्नातिप्रसीदत्यतः कामप्राप्तिः क्रियाणामुत्तमं फलं न भवति, किंतु त्वत्प्रीणनमेव। (दीपिनी—खण्डलड्डुकादिभिः बालस्येव प्रलोभनार्थमेव) कामसंयोगस्त्ववान्तरफलेन प्ररोचनार्थमित्याह—**पुंसामिति।**

**पुंसामतो विविधकर्मभिरध्वराद्यै-**
**र्दानेन चोग्रतपसा व्रतचर्यया च।**
**आराधनं भगवतस्तव सत्क्रियार्थो**
***धर्मोऽर्पितः कर्हिचिद्ध्रियते न यत्र॥ १३**

भगवतस्तवाराधनमेव संश्चासौ क्रियार्थश्च श्रेष्ठं क्रियाफलम्। श्रेष्ठत्वे हेतुः—यत्र त्वय्यर्पितो धर्मो न कदाचिद्ध्रियते न नश्यति, कामार्थस्तु धर्मः कामं दत्त्वा नश्यतीत्यर्थः॥ १३॥

સજ્જનો ઉપર અનુગ્રહ એ જ આપના પ્રાકટ્યનું પ્રયોજન છે. દૈત્યોનું દમન કરવું ઇત્યાદિ પ્રયોજનો તો ગૌણ છે, એમ અભિવ્યક્ત થાય છે.

નિષ્કામ ભક્તોને આપ અતિસુલભ છો, બીજાઓ (સ્વાર્થપરાયણ સકામ ભક્તો)ને નહીં, તેમ કહે છે— **'न इति।'**

અભક્તોને અલભ્ય એવી સર્વ પ્રાણી ઉપર દયા (કરવા)થી (ભગવાન) જેટલા પ્રસન્ન થાય છે, તેટલા હૃદયમાં કામનાઓ ધારણ કરનારા દેવગણો દ્વારા પુષ્કળ સામગ્રીઓથી આરાધિત થયેલા તે પ્રસન્ન નથી થતા કારણ કે એક જ ભગવાન જુદાં જુદાં પ્રાણીઓમાં સુહૃદ અને અંતરાત્મારૂપે રહેલા છે.॥ ૧૨ ॥

**'उपचितैः'** પુષ્કળ સામગ્રીઓ — પુષ્પ, ભેટ વગેરેથી **'यद्'** (એટલા પ્રસન્ન નથી થતા) જેટલા **'असताम्'** અભક્તોને દુર્લભ એવી સર્વ ભૂતો ઉપરની દયાથી (પ્રસન્ન થાય છે), પ્રસન્ન થવા માટેનું કારણ આપે છે– એક જ ભગવાન (અનેક રૂપે તેમના પરમ હિતકારી સુહૃદ અને અન્તરાત્માસ્વરૂપે મનુષ્યોમાં રહેલા છે.) ॥ ૧૨ ॥

સકામ ભક્તો ઉપર આપ અત્યન્ત પ્રસન્ન નથી થતા માટે ઇચ્છિત ફળની પ્રાપ્તિ એ ક્રિયાઓનું ઉત્તમ ફળ નથી, પરંતુ આપની પ્રસન્નતા એ જ ક્રિયાઓનું ઉત્તમ ફળ છે. કામનાઓ સાથેનો સંબંધ તો ગૌણફળ દ્વારા પ્રલોભન આપવા માટે છે. (ખાંડની લાડુડી વગેરે દ્વારા બાળકને પ્રલોભન આપીએ તેમ!) તે માટે કહે છે — **'पुंसाम् इति।'**

યજ્ઞ, દાન, ઉગ્ર તપ, વ્રતાદિ અનેક પ્રકારનાં કર્મો દ્વારા ભગવાનનું આરાધન કરવું એ જ મનુષ્યોની (સર્વ) ક્રિયાઓનું શ્રેષ્ઠ ફળ છે કારણ કે આપને અર્પણ કરેલો ધર્મ જ્યાં કોઈ પણ કાળે નાશ પામતો નથી. ॥ ૧૩ ॥

**'भगवतः'** આપ ભગવાનનું આરાધન એ જ **'क्रियार्थः'** ક્રિયાઓનું શ્રેષ્ઠ ફળ છે. શ્રેષ્ઠ ફળ કેમ છે તે માટે કારણ આપે છે — **'यत्र'** જ્યાં આપને અર્પણ કરેલો ધર્મ ક્યારેય **'न ह्रियते'** નાશ પામતો નથી, પરંતુ કામનાપૂર્તિ માટે આચરેલો ધર્મ કામના પૂર્ણ કરીને નાશ પામે છે, એમ અર્થ છે. ॥ ૧૩ ॥

**वंशीधरी—**

'यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत्।
यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम्॥'
इति भगवता शिक्षितम्।
अतस्त्वामेव वयं नता इत्याह।

**शश्वत्स्वरूपमहसैव निपीतभेद-**
**मोहाय बोधधिषणाय नमः परस्मै।**
**विश्वोद्भवस्थितिलयेषु निमित्तलीला-**
**रासाय ते नम इदं चकृमेश्वराय॥ १४**

शश्वत्सर्वदा स्वरूपचैतन्येनैव निरस्तभेद-भ्रमाय। पुनश्च बोध एव धिषणा विद्याशक्तिर्यस्य। यद्वा धिषणमाश्रयः। अत एव परस्मै। अत्र हेतुः—विश्वोद्भवादिनिमित्तं या माया तस्या लीला विलासस्तया रासः क्रीडा यस्य। ते तुभ्यमिदं नमः नमनं चकृम कृतवन्तो वयम्॥ १४॥

नामग्रहणमात्रतः कैवल्यप्रदत्वेनैश्वर्यं व्यञ्जयन्नमस्करोति—**यस्येति**।

**यस्यावतारगुणकर्मविडम्बनानि**
**नामानि येऽसुविगमे विवशा गृणन्ति।**
**ते नैकजन्मशमलं सहसैव हित्वा**
**संयान्त्यपावृतमृतं तमजं प्रपद्ये॥ १५**

अवतारादीनां विडम्बनमनुकरणमस्ति येषु। तत्रावतारविडम्बनानि देवकीनन्दन इत्यादीनि। गुणविडम्बनानि सर्वज्ञो भक्तवत्सल इत्यादीनि। कर्मविडम्बनानि गोवर्धनोद्धरणः कंसारातिरि-

"હે કૌન્તેય, તું જે કરે છે, જે ખાય છે, જે હોમ કરે છે, જે દાન કરે છે, જે તપ કરે છે, તે સર્વ મને અર્પણ કર." (ગીતા ૯/૨૭)

એમ ભગવાન દ્વારા શીખવવામાં આવ્યું છે.

આથી આપને જ અમે નમસ્કાર કરીએ છીએ, એમ કહે છે.

જેમનો ભેદરૂપ મોહ સર્વદા સ્વરૂપના પ્રકાશથી દૂર થયો છે, જ્ઞાન એ જ જેમની વિદ્યાશક્તિ છે, (અથવા) જે જ્ઞાનના અધિષ્ઠાન સ્વરૂપ છે, તે પરમપુરુષને અમે નમસ્કાર કરીએ છીએ. જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયમાં નિમિત્તરૂપ માયાના વિલાસ સાથે જેમની ક્રીડા છે તેવા આપ પરમ ઈશ્વરને અમારા આ નમસ્કાર હો. ॥ ૧૪ ॥

'**शश्वत्**' સદાય પોતાના સ્વરૂપના ચૈતન્યથી જ જેમણે ભેદરૂપ ભ્રમને દૂર કર્યો છે. વળી, જેમની જ્ઞાનશક્તિ જ '**धिषणा**' વિદ્યાશક્તિ છે. અથવા જ્ઞાનના અધિષ્ઠાનરૂપ પરમપુરુષને નમસ્કાર કરીએ છીએ. આ માટે કારણ આપે છે– વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ અને લયના નિમિત્તરૂપ જે માયા છે, તેનો '**लीला**' વિલાસ — તેની સાથે જેમની '**रासः**' ક્રીડા છે તેવા '**ते**' તમને આ '**नमः**' નમન અમે કરીએ છીએ. ॥ ૧૪ ॥

નામ લેવા માત્રથી જ મુક્તિ આપનાર હોવાથી ઐશ્વર્ય પ્રકટ કરતાં નમસ્કાર કરે છે— '**यस्य इति**।'

જેમનાં અવતાર, ગુણો અને કર્મોનું સૂચન કરનારાં નામો જે મનુષ્યો પ્રાણવિયોગ સમયે, વિવશતાપૂર્વક પણ ઉચ્ચારે છે, તેઓ અનેક જન્મનાં પાપોને તત્કાળ છોડીને (માયાદિ) આવરણ રહિત બ્રહ્મને પ્રાપ્ત કરે છે, તે અજન્મા ભગવાનને શરણે હું આવ્યો છું.॥ ૧૫ ॥

અવતારો વગેરેનું '**विडम्बनम्**' અનુકરણ છે જેમાં તેમાં અવતાર સૂચવનારાં નામો દેવકીનન્દન (યશોદાનંદન, રામ, કૃષ્ણ, નારાયણ, દાશરથિ) વગેરે છે; ગુણ સૂચવનારાં નામો સર્વજ્ઞ, ભક્તવત્સલ (દીનબંધુ, દયાળુ, જનાર્દન, દામોદર) વગેરે છે; કર્મ સૂચવનારાં

त्यादीनि। असुविगमेऽपि विवशा अपि गृणन्त्युच्चारयन्ति केवलम्। शमलं पापम्। अपावृतं निरस्तावरणम्। ऋतं ब्रह्म प्राप्नुवन्ति॥ १५॥

तत्र गुणावतारकर्माणि दर्शयन्प्रणमति।

**यो वा अहं च गिरिशश्च विभुः स्वयं च**
**स्थित्युद्भवप्रलयहेतव आत्ममूलम्।**
**भित्त्वा त्रिपाद्ववृध एक उरुप्ररोह-**
**स्तस्मै नमो भगवते भुवनद्रुमाय॥ १६**

यो वै एकस्त्रिपात् त्रयो ब्रह्मादयः पादाः स्कन्धा यस्य। प्रत्येकं च उरवः प्ररोहाः शाखोपशाखा मरीच्यादिमन्वादिरूपा यस्य तथाभूतः सन्ववृधे तस्मै भुवनाकाराय द्रुमाय नमः। किं कृत्वा ववृधे। आत्मा स्वयमेव मूलमधिष्ठानं यस्य तत्प्रधानं भित्त्वा गुणत्रयरूपेण विभज्य। त्रिपात्त्वमेवाह। अहं ब्रह्मा, गिरिशश्च, स्वयं विभुर्विष्णुश्चेति स्थित्युद्भवप्रलयहेतवो ये वयम्। त्रिपाद्भूत्वा यो ववृधे इत्यर्थः॥ १६॥

एवं गुणावतारकर्मविडम्बनमुक्त्वा तस्यैव तत्कालाख्यं रूपं तत्कर्म च दर्शयन्प्रणमति—**लोक इति** द्वाभ्याम्।

નામો ગોવર્ધનોદ્ધરણ, કંસારાતિ (સેતુકારી, ગોવિંદ, ગિરિધર, મધુસૂદન) વગેરે છે. પ્રાણપ્રયાણ સમયે પણ, વિવશ હોવા છતાં પણ **'गृणन्ति'** કેવળ ઉચ્ચારણ જ કરે છે. **'शमलम्'** પાપને (છોડીને) **'अप-आवृतम्'** આવરણરહિત **'ऋतम्'** બ્રહ્મને પ્રાપ્ત કરે છે. ॥૧૫॥

હવે ત્રણ ગુણોના અવતારરૂપ બ્રહ્મા વગેરેનાં કર્મો દર્શાવતાં પ્રણામ કરે છે.

આપ જે ભગવાન એક સ્વયં પોતે જ જેના અધિષ્ઠાનરૂપ છો તે પ્રકૃતિને (ત્રણ ગુણો સ્વરૂપે) વિભક્ત કરી, જગતની ઉત્પત્તિ, સ્થિતિ, લયના કારણરૂપ હું (બ્રહ્મા), શંકર તથા વિષ્ણુ — એ ત્રણ પાદ (શાખાઓ)વાળા તેમ જ (મરીચિ, મનુ વગેરે) અનેક ઉપશાખાઓવાળા (વિશ્વવૃક્ષરૂપે) વૃદ્ધિ પામ્યા છો, તે ભુવનવૃક્ષરૂપ આપ ભગવાનને હું નમસ્કાર કરું છું. ॥ ૧૬ ॥

જે એક જ ભગવાન **'त्रिपात्'** બ્રહ્મા, વિષ્ણુ, મહેશ– એ ત્રણ **'पादाः'** (થડ) શાખાઓ જેને છે તથા જે પ્રત્યેક શાખાને અનેક **'प्ररोहाः'** મરીચિ વગેરે, મનુ વગેરેરૂપે શાખા-ઉપશાખાઓ છે તેવા સ્વરૂપવાળા બની વૃદ્ધિ પામ્યા છે, તે ભુવનસ્વરૂપ વૃક્ષને નમસ્કાર કરું છું. ભગવાન શું કરીને વૃદ્ધિ પામ્યા છે? **'आत्मा'** પોતે જ **'मूलम्'** જેનું અધિષ્ઠાન છે તે પ્રકૃતિને ત્રણ ગુણો સ્વરૂપે વિભક્ત કરીને– ત્રણ શાખાઓરૂપ સ્વરૂપનું વર્ણન કરે છે– **'अहम्'** હું બ્રહ્મા તથા શંકર તથા **'विभुः'** વિષ્ણુ અમે ત્રણ જેઓ જગતની સ્થિતિ, ઉત્પત્તિ અને પ્રલયના કારણરૂપ છીએ. (આ) ત્રણ શાખાઓ બનીને જે ભગવાન વૃદ્ધિ પામ્યા છે (તે ભુવનવૃક્ષરૂપ ભગવાનને નમસ્કાર હો). ॥ ૧૬ ॥

આ પ્રમાણે ગુણ અવતારો અને કર્મોનું અનુકરણ કહીને, તે કાળ નામના ભગવાનનું જ રૂપ તથા તેનું કર્મ દર્શાવતાં પ્રણામ કરે છે— **'लोकः इति।'** થી બે શ્લોકો દ્વારા.

**लोको विकर्मनिरतः कुशले प्रमत्तः**
**कर्मण्ययं त्वदुदिते भवदर्चने स्वे।**
**यस्तावदस्य बलवानिह जीविताशां**
**सद्यश्छिनत्त्यनिमिषाय नमोऽस्तु तस्मै॥ १७**

વિકર્મનિરતો વિરુદ્ધકર્મનિષ્ઠઃ કુશલે હિતે સ્વે આત્મીયે ત્વદુદિતે ત્વયૈવ સાક્ષાદુક્તે ભવદર્ચનરૂપે કર્મણિ। ઉક્તં હિ ગીતાસુ—

विकर्मनिरतो विरुद्धकर्मनिष्ठः कुशले हिते स्वे आत्मीये त्वदुदिते त्वयैव साक्षादुक्ते भवदर्चनरूपे कर्मणि। उक्तं हि गीतासु—

'यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत्।
यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम्॥'

इति।

तस्मिन्प्रमत्तोऽदत्तचित्तो यावद्वर्तते तावदस्य लोकस्य। अनिमिषाय कालाय॥ १७॥

**यस्माद्बिभेम्यहमपि द्विपरार्धधिष्ण्य-**
**मध्यासितः सकललोकनमस्कृतं यत्।**
**तेपे तपो बहुसवोऽवरुरुत्समान-**
**स्तस्मै नमो भगवतेऽधिमखाय तुभ्यम्॥ १८**

आस्तां तावल्लोकस्य कथा, यस्मात् कालाख्यात् त्वत्तो यद् द्विपरार्धावस्थायि धिष्ण्यं स्थानं तदारूढोऽपि बिभेमि, भीतश्च संस्त्वामेवाव-रुरुत्समानः प्राप्तुमिच्छंस्तपस्तप्तवान्। कथंभूतः। बहुसवः बहवः सवा यागाः संवत्सरा वा यस्य। बहून्यागान्कृत्वापि बहून्संवत्सरान्वा तपस्तप्तवा-नित्यर्थः। अधिमखाय मखाधिष्ठात्रे ॥ १८॥

इदानीं तत्तत्कालभाविलीलावतारकर्माणि दर्शयन्नाह।

આ લોક વિરુદ્ધકર્મ (ભક્તિરહિત કર્મ)માં રચ્યોપચ્યો રહે છે અને આપે કહેલા, પોતાને હિતકારી એવા આપની સેવાના કાર્યમાં પ્રમાદી બને છે. તેટલામાં તો જે બળવાન કાળ આ લોકની (આ મનુષ્યની) જીવવાની આશાનો શીઘ્ર નાશ કરી નાખે છે, તે કાળરૂપ ભગવાનને નમસ્કાર હો. ॥ ૧૭ ॥

**'विकर्मनिरतः'** વિરુદ્ધ કર્મમાં નિરંતર રહેનાર, **'कुशले'** હિતમાં, **'स्वे'** પોતાના આત્મીય પ્રત્યે– **'त्वत्-उदिते'** સાક્ષાત્ આપના દ્વારા જ કહેવામાં આવેલા આપની સેવારૂપ કાર્યમાં– ખરેખર, ગીતામાં કહ્યું છે કે—

"હે કૌન્તેય, તું જે કરે છે, જે ખાય છે, જે હોમે છે, જે દાન કરે છે, જે તપ કરે છે, તે સર્વ મને અર્પણ કર." (ગીતા ૯/૨૭)

તેમાં **'प्रमत्तः'** બેધ્યાન રહી જ્યાં સુધી વિરુદ્ધકર્મ કરે છે ત્યાં સુધીમાં તો **'अस्य'** આ લોકની — **'अनिमिषाय'** કાળરૂપ ભગવાનને ॥ ૧૭ ॥

બે પરાર્ધ વર્ષ સુધી રહેનારો તેમ જ સર્વલોક દ્વારા નમસ્કાર કરાયેલા સ્થાન ઉપર બેઠેલો હું પણ જેનાથી ભય પામું છું અને જેમને પ્રાપ્ત કરવા ઈચ્છતા મેં ઘણા યજ્ઞો કરી તપ આચર્યું છે, તેવા યજ્ઞના અધિષ્ઠાતા ભગવાન આપને નમસ્કાર કરું છું. ॥ ૧૮ ॥

લોકની કથાને બાજુએ રાખો. **'यस्मात्'** કાળ કહેવાતા જે આપથી– બે પરાર્ધવર્ષ સુધી રહેનારું જે **'धिष्ण्यम्'** સ્થાન છે, તેની ઉપર બેઠેલો હોવા છતાં પણ હું ભય પામું છું તેમજ ભયભીત બનેલો હું આપને જ **'अवरुरुत्समानः'** પ્રાપ્ત કરવા ઈચ્છતો, તપ આચરતો હતો. કેવો હું? **'बहुसवः'** ઘણા યજ્ઞો કે વર્ષો જેને છે; ઘણા યજ્ઞો કરીને પણ અથવા ઘણાં વર્ષો તપશ્ચર્યા કરી, એમ અર્થ છે. **'अधिमखाय'** યજ્ઞના અધિષ્ઠાતા ભગવાનને (નમસ્કાર). ॥ ૧૮ ॥

હવે તે તે કાળમાં થનારાં લીલારૂપ અવતારનાં કર્મો દર્શાવતાં કહે છે.

**तिर्यङ्‌मनुष्यविबुधादिषु जीवयोनि-**
**ष्वात्मेच्छयाऽऽत्मकृतसेतुपरीप्सया यः।**
**रेमे निरस्तरतिरप्यवरुद्धदेह-**
**स्तस्मै नमो भगवते पुरुषोत्तमाय॥ १९**

तिर्यगादिषु जीवयोनिषु स्वेच्छया स्वीकृतमूर्तिः सन् स्वकृतधर्ममर्यादापालनेच्छया रेमे। वस्तुतः स्वानन्दानुभवेनैव निरस्तविषयसुखोऽपि योऽत एव पुरुषोत्तमः तत्तदुपाधिधर्मासंस्पर्शात्। तदुक्तं गीतासु—

'यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः।
अतोस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः॥
इति॥'॥ १९॥

इदानीं दृश्यमानामेव मूर्तिं प्रणमति—**योऽविद्ययेति** द्वाभ्याम्।

**योऽविद्ययाऽनुपहतोऽपि दशार्धवृत्त्या**
**निद्रामुवाह जठरीकृतलोकयात्रः।**
**अन्तर्जलेऽहिकशिपुस्पर्शानुकूलां**
**भीमोर्मिमालिनि जनस्य सुखं विवृण्वन्॥ २०**

दशार्धाः *पञ्च वृत्तयो यस्यास्तयाऽविद्यया निद्राहेतुभूतयाऽनभिभूतोऽपि योगनिद्रामुवाह तस्मै ते नम इत्युत्तरेणान्वयः। जठरीकृता उदरे प्रविलापिता लोकयात्रा लोकस्थितिर्येन। अहिरेव कशिपुः शय्या तस्याः स्पर्शोऽनुकूलो यस्यास्तां निद्राम्। भीमानामूर्मीणां माला विद्यन्ते यस्मिन्नन्तर्जले निद्राणस्याविवेकिनो जनस्य निद्रासुखमीदृगिति विवृण्वन् प्रदर्शयन्, उपहसन्नित्यर्थः।

વિષયસુખની ઇચ્છા ન હોવા છતાં પોતે રચેલી ધર્મમર્યાદાનું પાલન કરવાની ઇચ્છાથી પશુ-પક્ષી, મનુષ્ય અને દેવ વગેરે જીવયોનિઓમાં સ્વેચ્છાએ શરીર ધારણ કરીને જે આપ રમણ કર્યું હતું, તે આપ પુરુષોત્તમ ભગવાનને હું નમસ્કાર કરું છું.॥ ૧૯ ॥

પશુ-પંખી વગેરે જીવયોનિઓમાં સ્વેચ્છાએ શરીર સ્વીકારીને, પોતે રચેલી ધર્મમર્યાદાનું પાલન કરવાની ઇચ્છાથી ક્રીડા કરી વસ્તુતઃ સ્વરૂપાનંદના અનુભવથી જ વિષયસુખની ઇચ્છા ન હોવા છતાં, તે તે યોનિના ઉપાધિધર્મ (વિશેષતા)થી લેપાતા ન હોવાથી જ જે પુરુષોત્તમ છે. ગીતામાં તે જ કહે છે– ''હું ક્ષરથી અતીત છું અને અક્ષરથી પણ ઉત્તમ છું, તેથી લોકમાં અને વેદમાં પુરુષોત્તમ તરીકે પ્રસિદ્ધ છું.'' (ગીતા ૧૫/૧૮)॥ ૧૯ ॥

હવે જે મૂર્તિનાં દર્શન થઈ રહ્યાં છે, તેને જ બે શ્લોકો દ્વારા પ્રણામ કરે છે– **'यः अविद्यया इति।'**

પાંચ વૃત્તિઓવાળી અવિદ્યાના સંબંધથી રહિત હોવા છતાં પણ સમગ્ર વિશ્વનો પોતાના ઉદરમાં લય કરી, પ્રચંડ તરંગમાળાઓવાળા (પ્રલયકાલીન) સમુદ્રજળની અંદર (પૂર્વકલ્પની કર્મપરંપરાથી શ્રમિત થયેલા) જીવોને વિશ્રામ આપતા આપે શેષનાગરૂપી શય્યાનો સ્પર્શ જેમાં અનુકૂળ છે તેવી યોગનિદ્રાને ધારણ કરી (તેવા આપને નમસ્કાર). ॥ ૨૦ ॥

**'दशार्धाः'** દશની અર્ધી અર્થાત્ પાંચ વૃત્તિઓ જેની છે તે નિદ્રાના કારણરૂપ અવિદ્યાથી અભિભૂત થતા નથી છતાં પણ નિદ્રાને ધારણ કરી તેવા આપને નમસ્કાર — એમ આ પછીના શ્લોક(૨૧) સાથે સંબંધ છે. (**'जठरीकृतलोकयात्रः'**) **जठरीकृता** ઉદરમાં ધારણ કર્યાં છે **लोकयात्रा** લોકસ્થાનો જેમણે – શેષનાગ એ જ **'कशिपुः'** શય્યા છે, તેનો સ્પર્શ જેને અનુકૂળ છે તેવી નિદ્રાને — પ્રચંડ તરંગોની માળા છે જેમાં તે જળની અંદર (શ્રીનારાયણ પોઢે છે!) નિદ્રાધીન અવિવેકી મનુષ્યનું નિદ્રાસુખ આવું હોય છે, તેમ દર્શાવતા ઉપહાસ કરતા હોય તેમ! એમ અર્થ છે.

अत एवान्तर्जलादिविशेषणानि। यद्वा पूर्वकल्पे श्रान्तस्य जनस्य विश्रामसुखं विवृण्वन् स्फारयन्। तदा तु परोपकाराय स्वयं दुःसहमपि दुःखं सोढव्यमिति द्योतनार्थं विशेषणानि॥ २०॥

* अविद्याऽस्मितारागद्वेषाभिनिवेशरूपाः (पा. यो. २।३) तमो मोह महामोह तामिस्रान्धतामिस्राख्या वा।

**सुबोधिनी—**'पञ्चवृत्त्येति वक्तव्ये दर्शार्द्धवृत्त्येति वचनं विद्याविद्ययोः समभागार्थम्। यथा विद्यया अनुपकृतोऽपि जागर्ति, एवमविद्यया अनुपहतोऽपि निद्रामुवाहेति विद्याविद्याकार्यं भगवति नास्ति, किन्तु तत्सदृशी लीला वर्तत इति ज्ञापनार्थम्।'

**बा.प्र.—**

'वैराग्यं सांख्यं योगं च तपो भक्तिश्च केशवे।
पञ्चपर्वेति विद्येयं यया विद्वान् हरिं विशेत्॥'

**वंशीधरी—**उपहसन्नित्यर्थः। अहो क्षणिकसुखार्थमयं लोको वृथैव शय्यादिसम्पादने क्लिश्यति 'सत्यां क्षितौ किं कशिपोः प्रयासैः' (श्रीमद्भा. २।२।४) इत्युक्तन्यायेनाहं यावत्कल्पमपि सर्वलोकभयंकरसर्पशय्यायां जलमध्ये तथापि प्रलये शयिष्ये तदपीत्थं न सामग्रीसंपादने प्रयत इत्युपहसन्निति भावः।

**यन्नाभिपद्मभवनादहमासमीड्य**
**लोकत्रयोपकरणो यदनुग्रहेण।**
**तस्मै नमस्त उदरस्थभवाय योग-**
**निद्रावसानविकसन्नलिनेक्षणाय ॥ २१**

આ માટે જ, જળની અંદર (વિષધર સર્પ ઉપર શયન, તે પણ પ્રલયમાં, તેમાં પણ ભયંકર મોજાંથી ભરપૂર મહાસાગરના જળમાં.....) આવાં વિશેષણો આપ્યાં છે. અથવા પૂર્વકલ્પમાં શ્રમિત થયેલા જીવને વિશ્રામસુખ '**વિવૃણ્વન્**' આપતા– તે માટે પરોપકારાર્થે પોતે અસહ્ય દુઃખ પણ સહન કરવું જોઈએ, એમ પ્રકટ કરવા માટે વિશેષણો આપ્યાં છે. ॥ ૨૦ ॥

અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ, અભિનિવેશ અથવા તમસ્, મોહ, મહામોહ, તામિસ્રા, અન્ધતામિસ્રા કહેવાતી (પંચપર્વા અવિદ્યા)

પાંચવૃત્તિઓવાળી અવિદ્યા એમ કહેવું જોઈએ પરંતુ દશની અડધી વૃત્તિઓવાળી અવિદ્યા એમ કહ્યું છે તે વિદ્યા અને અવિદ્યા બન્નેનો સમાન ભાગ છે એમ જણાવવા માટે છે. જેમ ભગવાન વિદ્યાના સહારા વિના જાગે છે, એ જ રીતે અવિદ્યાના અંતરાય વિના પોઢે છે. ભગવાનનું જાગરણ અને શયન વિદ્યા-અવિદ્યાનાં કાર્ય નથી પરંતુ લીલાસ્વરૂપ છે, એમ જણાવવા આમ કહ્યું છે.

વૈરાગ્ય, સાંખ્ય, યોગ, તપ અને કેશવ ભગવાનમાં ભક્તિ– એમ પાંચ પર્વવાળી આ વિદ્યા છે, જેના દ્વારા વિદ્વાન મનુષ્ય શ્રીહરિને પામે છે.

અહો! ક્ષણિક સુખને ખાતર શય્યાદિના સંપાદન માટે આ લોક નકામો જ ક્લેશ કરે છે. 'સૂવા માટે ધરતી છે તો પછી શય્યા માટેના પ્રયાસનું શું પ્રયોજન છે?' એમ કહેલા ન્યાયાનુસાર 'કલ્પપર્યન્ત હું સર્વ લોક માટે ભયંકર એવા (વિષધર)નાગ ઉપર અને તે પણ પ્રલયકારી જળમાં જ શયન કરીશ, પરંતુ આવી શય્યાદિની સામગ્રી સંપાદન કરવાનો પ્રયત્ન નહીં કરું.' એમ ઉપહાસ કરતા ભગવાન, એવો ભાવ છે.

હે સ્તુતિ કરવા યોગ્ય (ભગવાન), જેમના નાભિકમળરૂપ ભવનમાંથી હું ઉત્પન્ન થયો છું તથા જેમની કૃપાથી ત્રણ લોકની સામગ્રીવાળો છું અથવા જેમની કૃપાથી ત્રિલોકીની રચનારૂપ ઉપકારમાં પ્રવૃત્ત થયો છું તથા જેમના ઉદરમાં સંસારપ્રપંચ રહેલો છે તેમ જ યોગનિદ્રા પૂરી થવાથી સહેજ ખીલેલા કમળની પાંખડી જેવાં નેત્રો છે તે આપને નમસ્કાર. ॥ ૨૧ ॥

किंच यस्य नाभिपद्ममेव भवनं तस्मात्। लोकत्रयमुपकरणं यस्य। यद्वा लोकत्रयस्य सृष्ट्यादिद्वारेणोपकरोतीति तथा तादृशोऽहं यदनुग्रहेणाऽऽसम्। उदरे स्थितो भवः संसारप्रपञ्चो यस्य। योगनिद्रावसाने किंचिद्विकसन्नलि- नवदीक्षणं यस्य॥ २१ ॥

એવં स्तुत्वा प्रार्थयते—**सोऽयमिति** चतुर्भिः।

**सोऽयं समस्तजगतां सुहृदेक आत्मा**
**सत्त्वेन यन्मृडयते भगवान्भगेन।**
**तेनैव मे दृशमनुस्पृशताद्यथाहं**
**स्त्रक्ष्यामि पूर्ववदिदं प्रणतप्रियोऽसौ** *॥ २२

यद्येन सत्त्वेन ज्ञानेन भगेनैश्वर्येण च मृडयते सुखयति विश्वम्। दृशं प्रज्ञामनुस्पृशताद्योजयतु, यथाऽहं स्त्रष्टुं क्षमो भविष्यामि। यतः प्रणतप्रियो- ऽसावहं च प्रणतो न चान्यः प्रार्थनीयोऽस्ति। यतो भगवान्। स एव समस्तजगतां सुहृद्यतोऽसावेकोऽनुस्यूत आत्माऽन्तर्यामी॥ २२ ॥

***वीर**—'प्रार्थनाया नैष्फल्यशङ्कां वारयति असौ समस्तसुहृत्सर्वान्तर्यामी भगवान् प्रणतेषु प्रियः निरतिशयप्रीतियुक्तः। 'प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः॥' इति गीतत्वात् प्रणतप्रियत्वात् प्रणतार्थितार्थपरिदानदीक्षित इत्यभिप्रायः।'

વળી, જેમનું નાભિકમળ એ જ ભવન છે તેમાંથી (હું ઉત્પન્ન થયો), ત્રણેય લોક જેમની સામગ્રી છે, અથવા ત્રણેય લોકની રચના વગેરે દ્વારા મને જેમણે ઉપકૃત કર્યો છે તેવો હું જેમના અનુગ્રહથી ઉત્પન્ન થયો છું, જેમના ઉદરમાં '**भवः**' સંસારપ્રપંચ રહેલો છે. યોગ્યનિદ્રાના અંતે સહેજ ખીલેલા કમળ જેવું જેમનું નેત્રકમળ છે (તેમને નમસ્કાર). ॥ ૨૧ ॥

આ પ્રમાણે સ્તુતિ કરીને ચાર શ્લોકો દ્વારા પ્રાર્થના કરે છે— '**सः अयम् इति।**'

તે આ ભગવાન સમસ્ત જગતના સુહૃદ, સર્વમાં એક જ રૂપે વ્યાપેલા અન્તર્યામી છે. તેઓ જે જ્ઞાન તથા ઐશ્વર્યથી જગતને સુખ આપે છે, તે જ જ્ઞાન તથા ઐશ્વર્ય વડે મારી પ્રજ્ઞાને પ્રેરણા કરો કે જેથી હું પૂર્વની પેઠે આ જગતને સર્જી શકું (કારણ કે) જેમને પ્રણામ કરનાર પ્રિય છે, તેવા એ પ્રભુ છે. ॥ ૨૨ ॥

'**यत्सत्त्वेन**' જે જ્ઞાન દ્વારા તથા '**भगेन**' ઐશ્વર્ય દ્વારા વિશ્વને '**मृडयते**' સુખ આપે છે તે જ જ્ઞાન અને ઐશ્વર્ય વડે '**दृशम्**' બુદ્ધિને '**अनुस्पृशतात्**' યુક્ત કરો, કે જેથી હું સર્જન કરવા માટે સમર્થ બનીશ. કારણ કે જેમને પ્રણામ કરનાર પ્રિય છે તેવા તે છે અને હું પ્રણત છું. અન્ય કાંઈ પ્રાર્થના કરવા યોગ્ય નથી, કારણ કે તે ભગવાન છે, તે જ સમસ્ત જગતનો પાલક છે, આથી તે એક જ સર્વમાં પરોવાયેલો છે, '**आत्मा**' અંતર્યામી છે. ॥ ૨૨॥

પ્રાર્થનાની નિષ્ફળતા માટેની શંકાને નિવારે છે. આ સમસ્ત પ્રાણીમાત્રના સુહૃદ, અંતર્યામી ભગવાન પ્રણત જનો ઉપર પ્રીતિ કરનારા છે, તેનાથી વધીને પ્રેમ કરનારો બીજો નથી. 'કેમ કે જ્ઞાનીને હું અત્યન્ત પ્રિય છું અને તે મને ખૂબ જ પ્રિય છે.' (ગીતા ૭/૧૭) એમ કહ્યું હોવાથી તે પ્રણતપ્રિય છે અને તેથી પ્રણામ કરનારે પ્રાર્થેલી અભિલાષાનું દાન કરવાના વ્રતવાળા છે.

**एष प्रपन्नवरदो रमयाऽऽत्मशक्त्या**
**यद्यत्करिष्यति गृहीतगुणावतारः।**
**तस्मिन्स्वविक्रममिदं सृजतोऽपि चेतो**
**युञ्जीत कर्मशमलं च यथा विजह्याम्॥ २३**

आत्मशक्त्या रमया सह यद्यत्कर्म करिष्यति। स्वविक्रमं स्वस्य विष्णोरेव विक्रमः प्रभावो यस्मिंस्तदिदं विश्वं तदाज्ञया सृजतोऽपि मे चेतः स एव युञ्जीत प्रवर्तयतु। कर्मासक्तिं तत्कृतं शमलं च वैषम्यादिपापं यथा विजह्यां त्यक्ष्यामि॥ २३॥

**नाभिह्लदादिह सतोऽम्भसि यस्य पुंसो**
**विज्ञानशक्तिरहमासमनन्तशक्तेः।**
**रूपं विचित्रमिदमस्य विवृण्वतो मे**
***मा रीरिषीष्ट निगमस्य गिरां विसर्गः॥ २४**

अम्भसि सतो यस्य नाभिह्रदादिहासम्। विज्ञाने शक्तिर्यस्य महत्तत्त्वात्मकस्य चित्तस्य तदभिमानी अस्य रूपमिदं विस्तारयतो मे निगमस्यावयवभूतानां गिरां विसर्ग उच्चारणं मा रीरिषीष्ट। हलान्तं ब्रह्मवर्चसमिति न्यायेन मा लुप्यतामित्यर्थः॥ २४॥

***दीपिनी**—'मा रीरिषीष्टेति।' 'रिष् हिंसायामित्यस्य यङ्लुगन्तलुङि कर्मकर्तरि छान्दसं रूपम्।'

**सोऽसावदभ्रकरुणो भगवान्विवृद्ध-**
**प्रेमस्मितेन नयनाम्बुरुहं विजृम्भन्।**
**उत्थाय विश्वविजयाय च नो विषादं**
**माध्व्या गिराऽपनयतात्पुरुषः पुराणः॥ २५**

શરણાગતને અભીષ્ટ આપનાર આ ભગવાન પોતાની શક્તિ રમાદેવી સાથે ગુણાવતાર ધારણ કરી જે જે કર્મ કરશે તે તે કર્મમાં પોતાના પ્રભાવરૂપ આ જગતને (તેમની આજ્ઞાથી હું) સર્જતો હોવા છતાં મારું ચિત્ત એવી રીતે પ્રવૃત્ત કરો કે જેથી હું કર્મની આસક્તિ અને વૈષમ્યાદિ પાપનો ત્યાગ કરું. ॥ ૨૩ ॥

આત્મશક્તિ રમાદેવી સાથે જે જે કર્મ કરશે **'स्वविक्रमम्'** પોતાનો– વિષ્ણુનો જ **'विक्रमः'** પ્રભાવ જેમાં છે તે આ વિશ્વને તેમની આજ્ઞાથી સર્જતા હોવા છતાં મારું ચિત્ત તે ભગવાન જ **'युञ्जीत'** પ્રવૃત્ત કરો. (કે જેથી) કર્મની આસક્તિ, તેનાથી થતું **'शमलम्'** વૈષમ્યાદિ પાપ જે રીતે **'विजह्याम्'** હું દૂર કરું.॥ ૨૩ ॥

અહીં જળમાં રહેલા જે અનન્તશક્તિ પરમપુરુષના નાભિસરોવરમાંથી તેમની જ વિજ્ઞાનશક્તિરૂપ હું પ્રાદુર્ભાવ પામ્યો, (તે ભગવાનના) તેમના જ સ્વરૂપભૂત આ વિચિત્ર જગતનો વિસ્તાર કરતા એવા મારું વેદવાણીનું ઉચ્ચારણ લુપ્ત ન થાઓ. ॥ ૨૪ ॥

જળમાં રહેલા જેના નાભિસરોવરમાંથી હું અહીં ઉત્પન્ન થયો. જેની વિજ્ઞાનરૂપ શક્તિ છે તેવા મહત્તત્ત્વરૂપ ચિત્તનો અભિમાની એવો હું આ જગતના આ રૂપને વિસ્તારતા મારું, વેદરાશિના અવયવરૂપ (વંશીધરી– ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ તથા અથર્વવેદના વિશેષરૂપે થતા સર્ગ, અધ્યાપન વગેરેની) વાણીનું **'विसर्गः'** ઉચ્ચારણ નષ્ટ ન થાઓ. 'બ્રાહ્મણનું તેજ હળ ધારણ કરતાંની સાથે જ નષ્ટ થાય છે.' એ ન્યાય અનુસાર (સર્જનનાં વિવિધ કાર્યોમાં આસક્ત થયેલા એવા મારા) વેદજ્ઞાનની મને વિસ્મૃતિ ન થાઓ, એમ અર્થ છે.॥ ૨૪ ॥

**'रिष्'** હિંસા કરવી, નષ્ટ થવું– આ ધાતુનું જેમાં પૌનઃપુન્યાર્થના ય નો લોપ અંતમાં થાય છે તેવું, **लुङ्** અદ્યતન ભૂ. કા. નું કર્મણિ વૈદિકરૂપ છે.

તે આ અપાર કરુણામય પુરાણપુરુષ ભગવાન વધી ગયેલા પ્રેમયુક્ત મંદહાસ્યથી પોતાના નયનકમળને વિકસાવતા (શેષશય્યા ઉપરથી) ઊઠીને, વિશ્વના ઉદ્ભવ માટે સુમધુર વાણીથી અમારો વિષાદ દૂર કરો. ॥ ૨૫ ॥

विवृद्धप्रेम्णा स्मितेन विजृम्भयन्। विश्वस्य विजयायोद्भवाय। चकारादस्मदनुग्रहाय चोत्थाय ॥ २५ ॥

વધી ગયેલા પ્રેમયુક્ત સ્મિતથી (નયનકમળને) વિકસાવતા, વિશ્વની **'विजयाय'** ઉત્પત્તિ માટે **'च'** કાર દ્વારા– તથા અમારા ઉપર અનુગ્રહ કરવા માટે ઊભા થઈને ॥ ૨૫ ॥

मैत्रेय उवाच

**स्वसंभवं निशाम्यैवं तपोविद्यासमाधिभिः।**
**यावन्मनोवचः स्तुत्वा विरराम स खिन्नवत्॥ २६**

**મૈત્રેયમુનિ બોલ્યા** – આ પ્રમાણે તપ, વિદ્યા અને સમાધિ દ્વારા પોતાના ઉત્પત્તિસ્થાન શ્રીભગવાનનાં દર્શન કરીને મન અને વાણીની જ્યાં સુધી પહોંચ હતી એ અનુસાર સ્તુતિ કરીને તે બ્રહ્માજી શ્રમિત થયેલા મનુષ્યની જેમ વિરમ્યા. ॥ ૨૬ ॥

स्वस्य संभवो यस्मात्तम्। तपः शारीरम्, विद्या उपासना, समाधिरैकाग्र्यम्, तैर्निशाम्य दृष्ट्वा यथाशक्ति स्तुत्वा श्रान्तवद्विरराम॥ २६ ॥

પોતાની ઉત્પત્તિ જેમાંથી થઈ હતી તે ભગવાનને– **'तपः'** શારીરિક તપ, **'विद्या'** ઉપાસના, **'समाधिः'** ચિત્તની એકાગ્રતા– તેમના દ્વારા **'निशाम्य'** જોઈને, પોતાની શક્તિ અનુસાર સ્તુતિ કરીને શ્રમિત થયેલા મનુષ્યની જેમ વિરમ્યા. ॥ ૨૬ ॥

**अथाभिप्रेतमन्वीक्ष्य ब्रह्मणो मधुसूदनः।**
**विषण्णचेतसं तेन कल्पव्यतिकराम्भसा॥ २७**

**लोकसंस्थानविज्ञान आत्मनः परिखिद्यतः।**
**तमाहागाधया वाचा कश्मलं शमयन्निव॥ २८**

ત્યારબાદ બ્રહ્માજીનો અભિપ્રાય જાણીને, ગંભીર વાણીથી જાણે મોહને દૂર કરતા હોય તેમ શ્રીમધુસૂદનભગવાન તે યુગાન્તકારી જળરાશિથી વિષાદયુક્ત ચિત્તવાળા અને પોતાને સૃષ્ટિરચનાનું જ્ઞાન થાય તે માટે ખૂબ જ ખેદ પામતા એવા તે (બ્રહ્માજી)ને કહેવા લાગ્યા. ॥ ૨૭ ॥ ૨૮ ॥

आत्मनो लोकसंस्थानविज्ञाने परिखिद्यतो ब्रह्मणोऽभिप्रेतमालक्ष्य तमाहेति द्वयोरन्वयः। तेन प्रलयोदकेन विषण्णचेतसम्॥ २७॥

પોતાને સૃષ્ટિરચનાનું જ્ઞાન થાય તે માટે ખૂબ જ ખેદ પામતા બ્રહ્માજીના અભિપ્રાયને જાણીને, તે બ્રહ્માજીને કહ્યું, એમ બે શ્લોકોનો સંબંધ છે. **'तेन'** તે પ્રલયકારી જળથી વિષાદ પામેલા ચિત્તવાળા બ્રહ્માજીને ॥ ૨૭ ॥

कश्मलं मोहम्। इवेति समस्तमोहाशमनं दर्शयति॥ २८ ॥

**'कश्मलम्'** મોહને **'इव'** દૂર કરતા હોય તેમ– એમ કહીને સમસ્ત મોહનું શમન નથી થયું તેમ દર્શાવે છે. ॥ ૨૮ ॥

श्रीभगवानुवाच

**मा वेदगर्भ गास्तन्द्रीं सर्ग उद्यममावह।**
**तन्मयापादितं ह्यग्रे यन्मां प्रार्थयते भवान्॥ २९**

**શ્રીભગવાન બોલ્યા** – વેદોનો સંચાર કરનાર હે બ્રહ્માજી, (સૃષ્ટિરચના માટેના અસામર્થ્યને કારણે થયેલા વિષાદને લીધે) તમે શિથિલ ન બનો અને સૃષ્ટિનિર્માણનો ઉદ્યમ કરો કારણ કે આપ મને જે માટે પ્રાર્થના કરો છો તે મેં પહેલેથી જ કરેલું છે.॥ ૨૯॥

हे वेदगर्भ, तन्द्रीं विषादकृतमालस्यं मा गाः। तेनैव मे दृशमनुस्पृशतादित्यादि यत्प्रार्थयते तदग्रे पूर्वमेव सम्पादितम्॥ २९॥

तर्हि कथमहं न जानामीत्यत आह— **भूय** इति।

**भूयस्त्वं तप आतिष्ठ विद्यां चैव मदाश्रयाम्।**
**ताभ्यामन्तर्हृदि ब्रह्मँल्लोकान्द्रक्ष्यस्यपावृतान्॥ ३०**

॥ ३० ॥

**तत आत्मनि लोके च भक्तियुक्तः समाहितः।**
**द्रष्टासि मां ततं ब्रह्मन्मयि लोकांस्त्वमात्मनः॥ ३१**

भक्तियुक्तः समाहितश्च सन्नात्मनि स्वस्मिन् लोके च मां ततं व्याप्य स्थितं द्रष्टासि द्रक्ष्यसि। आत्मनो जीवांश्च॥ ३१॥

सर्वत्र मद्दर्शने मोहो निवर्तत इत्याह— **यदा त्विति।**

**यदा तु सर्वभूतेषु दारुष्वग्निमिव स्थितम्।**
**प्रतिचक्षीत मां लोको जह्यात्तर्ह्येव कश्मलम्॥ ३२**

प्रतिचक्षीत पश्येत्॥ ३२॥

तदा च मिथ्याज्ञाननिवृत्तौ मुच्यत इत्याह—**यदेति।**

**यदा रहितमात्मानं भूतेन्द्रियगुणाशयैः।**
**स्वरूपेण मयोपेतं पश्यन्स्वाराज्यमृच्छति॥ ३३**

भूतादिभिर्विरहितमात्मानं जीवं शुद्धत्वंपदार्थं स्वरूपेण स्वस्यात्मभूतेन मया तत्पदार्थेनो–पेतमेकीभूतं पश्यन्भवति तदा स्वाराज्यं मोक्षं प्राप्नोति॥ ३३॥

હે વેદગર્ભ, **'तन्द्रीम्'** વિષાદને કારણે આળસને ન વરો. ''મારી બુદ્ધિને પ્રેરણા કરો'' (શ્લોક-૨૨) વગેરે જે પ્રાર્થ્યું છે, તે **'अग्रे'** પહેલેથી જ કર્યું છે.॥ ૨૯ ॥

તો પછી (સૃષ્ટિરચના વિષે) હું કેમ કાંઈ જાણતો નથી, તે માટે કહે છે— **'भूयः इति।'**

હે બ્રહ્મન્, આપ ફરીથી તપશ્ચર્યા કરો તથા મારા આશ્રયવાળી વિદ્યાને જ પ્રાપ્ત કરો. તે બન્ને (તપ અને વિદ્યા) દ્વારા અંતઃકરણમાં પ્રકટ થયેલા સર્વલોકને નિહાળશો. ॥ ૩૦ ॥ ૩૦ ॥

હે બ્રહ્મન્, ત્યાર બાદ ભક્તિયુક્ત અને સાવધાન થઈ તમે પોતાનામાં અને લોકમાં મને વ્યાપેલો જોશો તથા મારામાં લોકોને અને જીવોને જોશો. ॥ ૩૧ ॥

ભક્તિવાળા તથા સાવધાન થઈ **'आत्मनि'** પોતાનામાં અને લોકમાં મને **'ततम्'** વ્યાપી રહેલો **'द्रष्टासि'** જોશો. **'आत्मनः'** જીવોને ॥ ૩૧ ॥

સર્વત્ર મારું દર્શન મોહ દૂર કરે છે, તેમ કહે છે— **'यदा तु इति।'**

જ્યારે મનુષ્ય કાષ્ઠમાં વ્યાપેલા અગ્નિ જેમ સર્વ પ્રાણીઓમાં મને જ રહેલો જુએ, ત્યારે જ (અજ્ઞાનરૂપ) મોહને ત્યજે. ॥ ૩૨ ॥

**'प्रतिचक्षीत'** જુએ ॥ ૩૨ ॥

અને ત્યારે મિથ્યા જ્ઞાનની નિવૃત્તિ થતાં જ (જીવ) મુક્ત થાય છે તેમ કહે છે– **'यदा इति।'**

જ્યારે જીવ પોતાને જ્યારે પાંચ ભૂતો, ઈન્દ્રિયો, ઈન્દ્રિયોના વિષયો તથા અંતઃકરણ– એ સર્વથી રહિત અને મારાથી અભિન્ન જુએ છે, ત્યારે મોક્ષ પામે છે. ॥ ૩૩ ॥

શુદ્ધ ત્વંપદાર્થરૂપ જીવ પોતાને જ્યારે પંચમહાભૂત વગેરેથી રહિત અને **'स्वरूपेण'** તત્પદાર્થવાળા પોતાના મૂળ આત્મસ્વરૂપને મારી સાથે એકરૂપ જોતો થાય ત્યારે **'स्वाराज्यम्'** મોક્ષ પામે છે. ॥ ૩૩ ॥

**नानाकर्मवितानेन प्रजा बह्वीः सिसृक्षतः ।**
**नात्मावसीदत्यस्मिंस्ते वर्षीयान्मदनुग्रहः ॥ ३४**

यतो वर्षीयान् वृद्धतरः । अत्यधिकोऽस्तीत्यर्थः ॥ ३४ ॥

अनुग्रहमेवाह—**ऋषिमिति** चतुर्भिः ।

**ऋषिमाद्यं न बध्नाति पापीयांस्त्वां रजोगुणः ।**
**यन्मनो मयि निर्बद्धं प्रजाः संसृजतोऽपि ते ॥ ३५**

यत् यतस्ते मनो मयि निर्बद्धम् ॥ ३५ ॥

**ज्ञातोऽहं भवता त्वद्य दुर्विज्ञेयोऽपि देहिनाम् ।**
**यन्मां त्वं मन्यसेऽयुक्तं भूतेन्द्रियगुणात्मभिः ॥ ३६**

यद्यस्माद्भूतैरिन्द्रियैर्गुणैः सत्त्वादिभिरात्मनाऽहंकारेण चायुक्तं मन्यसे ॥ ३६ ॥

**तुभ्यं मद्विचिकित्सायामात्मा मे दर्शितोऽबहिः ।**
**नालेन सलिले मूलं पुष्करस्य विचिन्वतः ॥ ३७**

तुभ्यं तव नालेन मार्गेण पुष्करस्य मूलमधिष्ठानं सलिले विचिन्वतो मयि विचिकित्सायां भवितव्यमस्याश्रयेण, न च दृश्यते ततोऽस्ति नास्ति इति संदेहे सत्यात्मा स्वरूपं मे मया अबहिरन्तर्हृदि दर्शितः ॥ ३७ ॥

**यच्चकर्थाङ्ग मत्स्तोत्रं मत्कथाभ्युदयाङ्कितम् ।**
**यद्वा तपसि ते निष्ठा स एष मदनुग्रहः ॥ ३८**

અનેક કર્મોના વિસ્તારથી અનેક પ્રકારની પ્રજાઓ સર્જવાની ઈચ્છા હોવા છતાં તમારું ચિત્ત (અનેક સ્થળે આસક્ત હશે તો પણ) આ કાર્યમાં મોહ પામશે નહીં કારણ કે એ મારો અતિમહાન અનુગ્રહ છે.॥ ૩૪ ॥

કારણ કે '**वर्षीयान्**' મહાન, અતિઅધિક અનુગ્રહ છે, એમ અર્થ છે. ॥ ૩૪ ॥

શ્રીભગવાનના અનુગ્રહને જ ચાર શ્લોક દ્વારા જણાવે છે — '**ऋषिम् इति।**'

અત્યન્ત પાપી એવો રજોગુણ તમને આદ્યઋષિને બાંધતો નથી કારણ કે પ્રજાઓને સર્જવા છતાં તમારું મન મારામાં જ લાગેલું છે. ॥ ૩૫ ॥

'**यत्**' કારણ કે તમારું મન મારામાં લાગેલું છે. ॥ ૩૫ ॥

દેહધારીઓને માટે દુર્વિજ્ઞેય (જાણવો અત્યન્ત અઘરો) છું, તો પણ આજે તમારા દ્વારા હું જાણી શકાયો છું કારણ કે પાંચ ભૂતો, ઈન્દ્રિયો, સત્ત્વાદિ ગુણો તથા અહંકારથી હું જુદો છું, એમ તમે માનો છો. ॥ ૩૬ ॥

'**यत्**' કારણ કે પંચમહાભૂતો અને ઈન્દ્રિયો વડે, '**गुणैः**' સત્ત્વાદિ ગુણો દ્વારા '**आत्मना**' અહંકાર વડે હું અયુક્ત છું તેમ તમે જાણો છો. ॥ ૩૬ ॥

મારા સ્વરૂપને જાણવાની ઈચ્છા થતાં કમળની નાળ દ્વારા જળમાં કમળના મૂળને શોધી રહેલા તમને મેં હૃદયની અંદર મારા સ્વરૂપનું દર્શન કરાવ્યું. ॥ ૩૭ ॥

'**तुभ्यम्**' તમને– કમળની નાળના માર્ગ દ્વારા કમળના '**मूलम्**' અધિષ્ઠાન– આશ્રયસ્થાનને જળમાં શોધી રહેલા (તમને); મારા સ્વરૂપને જાણવાની ઈચ્છા થતાં, 'આ કમળનો આધાર હશે? દેખાતો નથી, તો હશે કે નહીં હોય!' એમ સંશય થયો, ત્યારે '**आत्मा**' મેં મારું સ્વરૂપ બહાર નહીં, '**अबहिः**' હૃદયની અંદર દર્શાવ્યું. ॥ ૩૭ ॥

હે પ્રિય, તમે જે મારી કથાઓના વૈભવથી યુક્ત સ્તુતિ કરી છે, તેમ જ તપમાં તમારી જે નિષ્ઠા છે, તે આ મારો અનુગ્રહ છે. ॥ ૩૮ ॥

अङ्ग हे ब्रह्मन्। चकर्थ कृतवानसि। मत्कथैवाभ्युदयस्तेनाङ्कितम्। स एष बन्धाभावो मयि मनोनिर्बन्धो मज्ज्ञानं मद्रूपस्य हृदि दर्शनं मत्स्तुतिस्तपोनिष्ठा चेति यद्येष सर्वोऽपि मदनुग्रहः ॥ ३८ ॥

'**अङ्ग**' હે પ્રિય બ્રહ્મા, '**चकर्थ**' કરી છે. મારી કથા એ જ અભ્યુદય, તેનાથી અંકિત થયેલું, '**सः एषः**' તે આ બંધનનો અભાવ મારામાં મનનું બંધાઈ જવું, મેં તમને જાણ્યા છે તેવું જ્ઞાન, મારા રૂપનાં હૃદયમાં દર્શન, મારી સ્તુતિ અને તપમાં નિષ્ઠા– આ સર્વ જે છે, તે મારો અનુગ્રહ છે. ॥ ૩૮ ॥

**प्रीतोऽहमस्तु भद्रं ते लोकानां विजयेच्छया।**
**यदस्तौषीर्गुणमयं निर्गुणं * माऽनुवर्णयन्॥ ३९**

હું તમારા પર પ્રસન્ન છું. તમારું કલ્યાણ થાઓ કારણ કે હું સગુણ પ્રતીત થતો હોવા છતાં તમે સકળ લોકોને સર્જવાની ઈચ્છાથી મને નિર્ગુણ તરીકે વર્ણવતાં મારી સ્તુતિ કરી છે. ॥ ૩૯ ॥

गुणमयत्वेन प्रतीयमानमपि निर्गुणमेवानुवर्णयन्॥ ३९ ॥

સગુણરૂપે પ્રતીત થતો હોવા છતાં પણ નિર્ગુણ તરીકે વર્ણવતાં ॥ ૩૯ ॥

***दीपिनी**—'निर्गुणमिति।' 'निर्गुणमेव अप्राकृतस्वरूपभूतगुणप्रचुरमेव।'

પ્રાકૃત ગુણથી રહિત એવા અપ્રાકૃત સ્વરૂપવાળા ગુણોની પ્રચુરતા એટલે જ નૈર્ગુણ્ય.

तव प्रीत इति किं वक्तव्यमित्याह—**य इति।**

આપ પ્રસન્ન થાઓ પછી શું કહેવાનું હોય તેમ કહે છે — '**यः इति।**'

**य एतेन पुमान्नित्यं स्तुत्वा स्तोत्रेण मां भजेत्।**
**तस्याशु संप्रसीदेयं सर्वकामवरेश्वरः॥ ४०**

॥ ४० ॥

જે મનુષ્ય નિત્ય આ સ્તોત્ર દ્વારા મારી સ્તુતિ કરીને મને ભજે તેના ઉપર, સર્વ ઈચ્છિત વરદાનને આપવા સમર્થ એવો હું સત્વરે પ્રસન્ન થાઉં. ॥ ૪૦ ॥ ૪૦ ॥

न च मत्प्रीतेरप्यधिकं किंचिदस्तीत्याह।

મારી પ્રસન્નતાથી અધિક કાંઈ પણ નથી, એમ કહે છે.

**पूर्तेन तपसा यज्ञैर्दानैर्योगसमाधिना।**
**राद्धं निःश्रेयसं पुंसां मत्प्रीतिस्तत्त्वविन्मतम्॥ ४१**

તત્ત્વવેત્તાઓનો મત છે કે પૂર્ત કર્મ, તપ, યજ્ઞ, દાન, યોગ તથા સમાધિ દ્વારા સિદ્ધ થનારું જે પરમકલ્યાણમય ફળ છે, તે મારી પ્રસન્નતા જ છે.॥ ૪૧ ॥

पूर्तादिभिः राद्धं सिद्धं यन्निःश्रेयसं फलं तन्मत्प्रीतिरेवेति तत्त्वविदां मतम्॥ ४१ ॥

પૂર્ત (વાવ, કૂવા, તળાવ ખોદાવવાં, દેવમંદિરો બંધાવવાં) વગેરે દ્વારા '**राद्धम्**' સિદ્ધ થનારું જે પરમકલ્યાણમયફળ છે, તે મારી પ્રસન્નતા જ છે, તેવો તત્ત્વવેત્તાઓનો મત છે. ॥ ૪૧ ॥

अत्र हेतुमाह—**अहमिति।**

અહીં કારણ કહે છે — '**अहम् इति।**'

**अहमात्मात्मनां धातः प्रेष्ठः सन्प्रेयसामपि *।**
**अतो मयि रतिं कुर्याद्देहादिर्यत्कृते प्रियः॥ ४२**

હે વિધાતા, જેને માટે દેહ વગેરે પ્રિય છે, તેવો હું આત્માઓનો પણ આત્મા છું, અતિ પ્રિય વસ્તુઓ કરતાં પણ સૌથી વધુ પ્રિય છું, તેથી મારી ઉપર જ પ્રીતિ કરવી જોઈએ. ॥ ૪૨॥

आत्मनामहंकारोपाधीनां जीवानामात्मा। अतः प्रेयसामतिप्रियाणामपि मध्ये प्रेष्ठः प्रियतमः सन् निरवद्यः। यत्कृते यदर्थम्॥ ४२॥

*आत्मनस्तु कामाय सर्वं प्रियं भवति।

अतस्त्वं कृतार्थ एव तथापि मत्प्रियार्थं सृष्टिं कुर्वित्याह—**सर्वेति।**

**सर्ववेदमयेनेदमात्मनात्मात्मयोनिना ।**
**प्रजाः सृज यथापूर्वं याश्च मय्यनुशेरते॥ ४३**

आत्मा त्वमिदं त्रैलोक्यं या मय्यनुशेरते ताः प्रजाश्च सृज। केन। आत्मनैवान्यनिरपेक्षेण। तत्र ज्ञापकापेक्षाभावमाह—सर्ववेदमयेनेति।

आत्मा अहं योनिः कारणं यस्येति ज्ञानक्रिया-शक्त्यतिशयं सूचयति। यथापूर्वमिति तवात्रा-भ्यासोऽप्यस्तीत्युक्तम्। मय्यनुशेरत इति स्थितानामभिव्यक्तिमात्रमेव कर्तव्यमित्यना-यासत्वमुक्तम्॥ ४३॥

**मैत्रेय उवाच**

**तस्मा एवं जगत्स्त्रष्ट्रे प्रधानपुरुषेश्वरः।**
**व्यज्येदं स्वेन रूपेण कञ्जनाभस्तिरोदधे॥ ४४**

इदं सृज्यं व्यज्य प्रकाश्य पद्मनाभः श्रीनारायणरूपेण तिरोदधेऽदृश्योऽभवत्॥ ४४॥

**'आत्मनाम्'** અહંકારરૂપી ઉપાધિવાળા જીવોનો હું આત્મા આથી **'प्रेयसाम्'** અતિપ્રિય વસ્તુઓમાં પણ **'प्रेष्ठः'** સૌથી પ્રિય હોઈ નિષ્પાપ છું– **'यत्कृते'** જેને માટે ॥ ૪૨॥

"પોતાના જ સુખને માટે સર્વ પ્રિય હોય છે." (બૃહદા.ઉપ.૪/૫/૬)

(તમે મારામાં પ્રેમ ધરાવો છો) તેથી તમે કૃતાર્થ જ છો, છતાં પણ મારું પ્રિય કરવા માટે તમે સર્જન કરો તેમ કહે છે— **'सर्व इति।'**

સર્વનો આત્મા એવો હું જેનું કારણ છું એવા સર્વવેદમય તમારા પોતાના જ વડે તમે આ (ત્રૈલોક્ય)ને તથા જે પ્રજાઓ મારામાં સુષુપ્ત રહેલી છે તેને પૂર્વવત્ ઉત્પન્ન કરો. ॥ ૪૩ ॥

**'आत्मा'** તમે **'इदम्'** આ ત્રિલોકીને તથા જે મારામાં સૂતેલી છે તે પ્રજાઓને સર્જો. કોના વડે? તમારા પોતાના જ દ્વારા, અન્યની અપેક્ષા રાખ્યા વિના જ. તે માટે અર્થાત્ સૃષ્ટિસર્જન માટે જ્ઞાન આપનારની અપેક્ષાના અભાવ માટે કહે છે કે સર્વવેદસ્વરૂપ એવા તમારા દ્વારા જ સર્જન કરો.

**'आत्मा'** હું, **'योनिः'** કારણ છું જેનું — એમ કહીને જ્ઞાનશક્તિ અને ક્રિયાશક્તિની અતિશયતા સૂચવે છે. પૂર્વવત્ સર્જન કરો એમ કહીને, આ માટે તમને અભ્યાસ પણ છે તેમ કહેવામાં આવ્યું છે. **'मयि-अनुशेरते'** મારામાં લીન છે એમ કહીને, અંદર રહેલાની અભિવ્યક્તિ જ માત્ર કરવાની છે– એમ સૃષ્ટિસર્જન માટેના પ્રયત્ન વગર અર્થાત્ સૃષ્ટિસર્જનની સહજતાનો નિર્દેશ છે. ॥ ૪૩॥

**મૈત્રેયમુનિ બોલ્યા** – પ્રકૃતિ-પુરુષના સ્વામી પદ્મનાભ ભગવાન, તે જગતસ્રષ્ટાને આ સૃષ્ટિ સંબંધી જણાવીને પોતાના (શ્રીનારાયણ) સ્વરૂપથી અદૃશ્ય થયા. ॥ ૪૪ ॥

**'इदम्'** આ સૃષ્ટિ સંબંધી **'व्यज्य'** જણાવીને કમલનાભ ભગવાન શ્રીનારાયણ સ્વરૂપથી **'तिरोदधे'** અદૃશ્ય થયા. ॥ ૪૪ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां तृतीयस्कन्धे नवमोऽध्यायः॥ ९॥

इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां नवमोऽध्यायः॥ ९॥

*****

# अथ दशमोऽध्यायः

## દસ પ્રકારની સૃષ્ટિનું વર્ણન

दशमे कालसंप्रश्न प्रतिवक्तुं तदुद्भवः।
प्राकृतादिविभागेन सर्गस्तु दशधोच्यते॥ १

દશમા અધ્યાયમાં (વિદુરજીએ) કાળ વિષે પૂછેલા પ્રશ્નોના ઉત્તર કહેવા માટે, પ્રાકૃત વગેરે વિભાગથી દશ પ્રકારે કાળના નિમિત્તે ઉત્પન્ન થયેલી સૃષ્ટિ કહેવામાં આવે છે. ॥૧॥

विदुर उवाच

**अन्तर्हिते भगवति ब्रह्मा लोकपितामहः।**
**प्रजाः ससर्ज कतिधा दैहिकीर्मानसीर्विभुः॥ १ ॥ १ ॥**

**વિદુરજી બોલ્યા** – ભગવાન અન્તર્ધાન થતાં (સંપૂર્ણ) લોકોના પિતામહ સમર્થ બ્રહ્માજીએ કેટલા પ્રકારની શારીરિક અને માનસિક પ્રજાઓ સર્જી? ॥૧ ॥૧ ॥

**ये च मे भगवन्पृष्टास्त्वय्यर्था बहुवित्तम।**
**तान्वदस्वानुपूर्व्येण छिन्धि नः सर्वसंशयान्॥ २**

હે બહુશ્રુત જનોમાં શ્રેષ્ઠ ભગવાન (મૈત્રેયજી), મેં આપને જે વિષયો પૂછ્યા છે તે ક્રમશઃ કહો અને અમારા સર્વ સંશયોને દૂર કરો. ॥૨॥

मे मया। वदस्व वद। भासयस्वेति वा॥ २॥

**'मे'** મારા દ્વારા– **'वदस्व'** કહો અથવા (ઉત્તરરૂપે) પ્રકાશ પાડો. ॥૨ ॥

सूत उवाच

**एवं संचोदितस्तेन क्षत्त्रा कौषारवो मुनिः।**
**प्रीतः प्रत्याह तान्प्रश्नान् हृदिस्थानथ भार्गव॥ ३**

**સૂતજી બોલ્યા** – હે ભાર્ગવ (શૌનકજી), તે વિદુરજી દ્વારા પ્રાર્થના કરાયેલા મૈત્રેય મુનિ હૃદયમાં રહેલા તે પ્રશ્નોને પ્રસન્નતાપૂર્વક કહેવા લાગ્યા.॥ ૩ ॥

संचोदितः प्रार्थितः। हृदिस्थानेवाह न तु ते प्रश्नास्तेन विस्मृता इत्यर्थः॥ ३॥

**'संचोदितः'** પ્રાર્થના કરાયેલા મૈત્રેયમુનિ હૃદયમાં રહેલા પ્રશ્નો જ જણાવે છે. તેમના દ્વારા વિસરી જવામાં આવ્યા ન હતા, એમ અર્થ છે. ॥૩॥

मैत्रेय उवाच

**विरिञ्चोऽपि तथा चक्रे दिव्यं वर्षशतं तपः।**
**आत्मन्यात्मानमावेश्य यदाह भगवानजः॥ ४**

**મૈત્રેયમુનિ બોલ્યા** – અજન્મા ભગવાન નારાયણે જે પ્રમાણે કહ્યું તે પ્રમાણે બ્રહ્માજીએ પણ પરમાત્મા શ્રીનારાયણમાં મન સ્થાપી દેવોનાં સો વર્ષ પર્યન્ત તપ કર્યું. ॥૪ ॥

आत्मनि श्रीनारायणे आत्मानं मन आवेश्य॥ ४॥

**'आत्मनि'** પરમાત્મા શ્રીનારાયણમાં **'आत्मानम्'** મન પરોવીને ॥૪ ॥

**तद्विलोक्याब्जसंभूतो वायुना यदधिष्ठितः।**
**पद्ममम्भश्च तत्कालकृतवीर्येण कम्पितम्॥ ५**

કમળમાંથી જન્મેલા બ્રહ્માજી જે કમળ પર પોતે બેઠા હતા, તે કમળને અને જળને, પ્રલયકાળે કરેલા બળવાન વાયુથી કાંપતા જોઈને ॥૫ ॥

**तपसा ह्येधमानेन विद्यया चात्मसंस्थया।**
**विवृद्धविज्ञानबलो न्यपाद्वायुं सहाम्भसा॥ ६**

વૃદ્ધિ પામેલા તપથી અને હૃદયસ્થિત ઉપાસનાથી વધેલા વિજ્ઞાનબળવાળા થઈ જળની સાથે વાયુ પી ગયા. ॥૬॥

अब्जसंभूतो ब्रह्मा यदधिष्ठाय स्थितः, कर्तरि क्तः। तत्पद्ममम्भश्च विलोक्य। कथंभूतं पद्ममम्भश्च। तेन प्रलयकालेन कृतं वीर्यं यस्य तेन वायुना कम्पितं न्यपादित्युत्तरेणान्वयः ॥ ५ ॥

विवृद्धं विज्ञानं बलं च यस्य। न्यपात् सर्वं पीतवान् ॥ ६ ॥

**तद्विलोक्य वियद्व्यापि पुष्करं यदधिष्ठितम्।**
**अनेन लोकान्प्रागलीनान् कल्पितास्मीत्यचिन्तयत् ॥ ७**

पुष्करं पद्मम्। प्रागलीनान् त्रीँल्लोकान् कल्पितास्मि स्त्रक्ष्यामि ॥ ७ ॥

**पद्मकोशं तदाविश्य भगवत्कर्मचोदितः।**
**एकं व्यभाङ्क्षीदुरुधा त्रिधा भाव्यं द्विसप्तधा ॥ ८**

भगवता स्वयं करणीये कर्मणि चोदितो नियुक्तः संस्तदा पद्मकोशं प्रविश्य तमेकमेव त्रिधा लोकरूपेण व्यभाङ्क्षीद्विबभाज। एकेन कमलमुकुलेन कथं लोकत्रयसृष्टिरित्यसंभावनां वारयितुं तस्य विशालतामाह। द्विसप्तधा चतुर्दश–लोकरूपेण। उरुधा ततोऽपि बहुप्रकारेण। भाव्यं भावयितुं योग्यम्। अतो न तेन त्रिलोकीकरणं चित्रमित्यर्थः ॥ ८ ॥

त्रिलोकीरूपेणैव विभागे हेतुमाह।

'**अब्जसंभूतः**' કમળમાંથી જન્મેલા બ્રહ્માજીએ પોતે જ્યાં '**अधिष्ठाय**' બેઠા હતા, કર્તાના અર્થમાં ભૂતકાળનો '**त**' પ્રત્યય લાગેલો છે. તે પદ્મને અને જળને જોઈને– કમળ અને જળ કેવાં હતાં? તે પ્રલયકાળ દ્વારા જેને બળવાન કરવામાં આવ્યો છે તે વાયુ દ્વારા કંપી ઊઠેલાં (કમળ અને જળ) પી ગયાં, તેમ પછીના શ્લોક (૬) સાથે સંબંધ છે. ॥ ૫ ॥

વધેલાં છે સૃષ્ટિ વિષયક જ્ઞાન અને તે માટેની ક્રિયાશક્તિ જેમનાં તે બ્રહ્માજી '**न्यपात्**' બધું પી ગયા. ॥ ૬ ॥

પોતે જેના પર બેઠા હતા તે (વ્યોમવત્ મહાન પરિમાણવાળા) આકાશવ્યાપી કમળને જોઈને તેમણે વિચાર કર્યો, 'આ કમળ વડે જ હું પૂર્વે લય પામેલા (ત્રણે) લોકોને સર્જીશ.' ॥ ૭ ॥

'**पुष्करम्**' કમળને (જોઈને) પૂર્વે લય પામેલા ત્રણેય લોકને હું '**कल्पितास्मि**' સર્જીશ.॥ ૭ ॥

ભગવાને સૃષ્ટિકર્મમાં જેમને પ્રેરણા કરી હતી તે બ્રહ્માજીએ તે સમયે કમળની કળીમાં પ્રવેશ કરીને તે એક જ કમળના ત્રણ લોકરૂપે વિભાગ કર્યા. (તે કમળ એટલું વિશાળ હતું કે) તે ચૌદ ભુવનોરૂપે અથવા અનેક ભુવનોરૂપે વિભાગ કરવા યોગ્ય હતું. ॥ ૮ ॥

સ્વયં ભગવાન દ્વારા કરવા યોગ્ય કર્મમાં '**चोदितः**' નિયુક્ત થઈ, તે વખતે બ્રહ્માજીએ કમળની કળીમાં પ્રવેશીને તે એક કમળના જ ત્રણ લોકરૂપે '**व्यभाङ्क्षीत्**' વિભાગ કર્યા. એક જ કમળની કળી દ્વારા કેવી રીતે ત્રણ લોકની સૃષ્ટિ થઈ શકે તેવી અસંભાવનાનું નિવારણ કરવા માટે તેની વિશાળતાનું વર્ણન કરે છે. '**द्विसप्तधा**' ચૌદ લોકરૂપે '**उरुधा**' તેનાથી પણ અનેક પ્રકારે '**भाव्यम्**' (વિભાજિત) થવા યોગ્ય કમળને, આથી તે કમળ દ્વારા ત્રિલોકીકરણ થાય તેમાં આશ્ચર્ય નથી, એમ અર્થ છે. ॥ ૮॥

ત્રણ લોકરૂપે જ વિભાગ કરવાનું કારણ જણાવે છે.

**एतावाञ्जीवलोकस्य संस्थाभेदः समाहृतः।**
**धर्मस्य ह्यनिमित्तस्य विपाकः परमेष्ठ्यसौ॥ ९**

एतावांस्त्रिलोकीरूपो जीवलोकस्य जीवानां भोगस्थानस्य प्रत्यहं सृज्यस्य संस्थाभेदो रचना-विशेष उक्तः। ननु परमेष्ठिनोऽपि जीवत्वा-विशेषाद् ब्रह्मलोकस्यापि किमिति प्रत्यहं सृष्टिर्न भवति तत्राह। हि यस्मादनिमित्तस्य निष्कामस्य धर्मस्य विपाकः फलरूपोऽसौ। उपलक्षण-मेतत्सत्यलोकस्य महःप्रभृतिलोकानां तद्वासिनां च। त्रैलोक्यस्य काम्यकर्मफलत्वात्प्रतिकल्प-मुत्पत्तिविनाशौ भवतः। महःप्रभृतीनामुपासना-समुचितनिष्कामधर्मफलत्वाद्द्विपरार्धपर्यन्तं न नाशः। तत्रस्थानां च ततः परं प्रायेण मुक्तिरिति भावः॥ ९॥

જીવોના ભોગસ્થાનની વિશિષ્ટ રચના (શાસ્ત્રોમાં) આટલી જ વર્ણવી છે. એ બ્રહ્મલોક નિષ્કામ ધર્મના ફળરૂપ જ છે. ॥૯॥

ત્રિલોકીરૂપ **'जीवलोकस्य'** જીવલોકના ભોગ-સ્થાનરૂપે પ્રતિદિન (પ્રત્યેક કલ્પમાં) સર્જાતા ભોગસ્થાનની **'संस्थाभेदः'** વિશિષ્ટ રચના **'एतावान्'** આટલી કહેવામાં આવી છે. શંકા કરવામાં આવી છે કે બ્રહ્માજી પણ જીવરૂપે વિશિષ્ટ ન હોવાથી બ્રહ્મલોકની પણ પ્રતિદિન (પ્રત્યેક કલ્પમાં) સૃષ્ટિ કેમ નથી થતી, તે માટે કહે છે. **'हि'** જે કારણે **'अनिमित्तस्य'** આ બ્રહ્મલોક નિષ્કામ ધર્મના **'विपाकः'** ફળરૂપ છે તેથી. (નિષ્કામ ધર્મના ફળરૂપ પ્રાપ્તિ થવી) એ સત્યલોક (બ્રહ્મલોક)નું ઉપલક્ષણ છે. મહર્લોક, જનલોક અને તપોલોકનું તેમ જ તેમાં નિવાસ કરતા જીવોનું પણ (આ ઉપલક્ષણ સૂચિત થાય છે.) ત્રણેય લોક કામ્યકર્મના ફળરૂપ હોવાથી પ્રત્યેક કલ્પમાં તેમની ઉત્પત્તિ અને વિનાશ થાય છે. મહર્લોક વગેરે ઉપાસના માટે સમુચિત નિષ્કામધર્મના ફળરૂપ હોવાથી દ્વિપરાર્ધ પર્યન્ત તેમનો નાશ નથી થતો. ત્યાં વસનારાઓની પણ બે પરાર્ધકાળ વીત્યા પછી ઘણું કરીને મુક્તિ થાય છે, તેવો ભાવ છે. ॥૯॥

कालभेदेन लोकसृष्टिभेदं श्रुत्वा तमेव कालं जिज्ञासुः पृच्छति।

કાળના ભેદ અનુસાર લોકસૃષ્ટિનો ભેદ સાંભળીને તે કાળને જ જાણવાની ઈચ્છાવાળા (વિદુરજી) પૂછે છે.

**विदुर उवाच**

**यदात्थ बहुरूपस्य हरेरद्भुतकर्मणः।**
**कालाख्यं लक्षणं ब्रह्मन् यथा वर्णय नः प्रभो॥ १०**

**વિદુરજી બોલ્યા** – હે બ્રહ્મન્, આપે અદ્‌ભુત-કર્મા, વિશ્વરૂપ શ્રીહરિની કાળ નામની શક્તિનું જે સ્વરૂપ કહ્યું હતું, તેનું હે પ્રભુ, અમને યથાવત્ વર્ણન કરો. ॥૧૦॥

यत्कालाख्यं लक्षणं स्वरूपमात्थ अब्रवीः। कथं कालः कल्पते, किं वा तस्य सूक्ष्मं स्थूलं च रूपमिति यथावद्वर्णयेत्यर्थः॥ १०॥

જે કાળ નામનું **'लक्षणम्'** સ્વરૂપ **'आत्थ'** આપે કહ્યું હતું; તે કાળ કેવી રીતે માપી શકાય? કાળ તેનું સ્થૂળ અને સૂક્ષ્મ સ્વરૂપ શું છે, તેનું યથાવત્ વર્ણન કરો, એમ અર્થ છે. ॥૧૦॥

मैत्रेय उवाच

**गुणव्यतिकराकारो निर्विशेषोऽप्रतिष्ठितः।**
**पुरुषस्तदुपादानमात्मानं लीलयाऽसृजत्॥ ११**

**મૈત્રેયમુનિ બોલ્યા** – સત્ત્વાદિગુણોના મહત્તત્ત્વાદિ પરિણામ વડે જુદા જુદા આકારવાળો (દેખાતો હોવા છતાં પોતે) નિરાકાર તેમ જ આદિ તથા અંતરહિત એવો કાળ છે; તે કાળને નિમિત્ત બનાવીને પુરુષ–ભગવાન લીલા વડે પોતાને જગતસ્વરૂપે ઉત્પન્ન કરે છે. ॥ ૧૧ ॥

तत्र सामान्यतः कालस्य स्वरूपमत्रोच्यते उत्तराध्याये तु विशेषतः।

હવે કાળનું સામાન્ય સ્વરૂપ આ અધ્યાયમાં કહેવામાં આવ્યું છે. આ પછીના અધ્યાયમાં વિશેષરૂપે (કહેવાશે.)

गुणानां व्यतिकरो महदादिपरिणामस्तेनै-वाक्रियते यः स काल इति शेषः।

સત્ત્વાદિ ગુણોનું **'व्यतिकरः'** મહત્તત્ત્વ વગેરે પરિણામ થાય છે, તેનાથી જ જે જુદા જુદા આકારોરૂપે દેખાય છે તે કાળ છે, એટલું શેષ છે (તે ઉમેરવું).

वक्ष्यते चैकादशे—
'गुण व्यतिकरः कालः स्वभावः सूत्रमेव च॥'
इति।

વળી, અગિયારમા સ્કન્ધમાં કહેવાશેઃ ''ગુણોમાં ક્ષોભ ઉત્પન્ન કરનાર ઈશ્વર જ કાળ છે અને સૂત્ર અથવા મહત્તત્ત્વ જ સ્વભાવ છે.'' (શ્રીમદ્ ભા.૧૧/૨૨/૧૩)

स्वतस्तु निर्विशेषः।

કાળ પોતે તો નિરાકાર જ છે.

अप्रतिष्ठितः क्वाप्यपर्यवसितः।

**'अप्रतिष्ठितः'** ક્યાંય પણ જેની સમાપ્તિ નથી તેવો કાળ.

आद्यन्तशून्य इत्यर्थः।

કાળ આદિ અને અંત વગરનો છે, એમ અર્થ છે.

एतदेव दर्शयितुमीश्वरः। सृष्ट्यादि तेन निमित्तभूतेन करोतीत्याह—**पुरुष इति**।

આ જ (કાળ આદિ અને અંત વગરનો છે તે) દર્શાવવા માટે (જ) ઈશ્વર તે કાળને નિમિત્ત બનાવીને સૃષ્ટિ વગેરે કરે છે, એમ કહે છે — **'पुरुषः इति।'**

उपादीयते निमित्ततया स्वीक्रियते इत्युपादानम्।

નિમિત્તરૂપે જેનું ગ્રહણ કરવામાં આવે તે ઉપાદાન.

स काल उपादानं निमित्तं यस्मिंस्तमात्मानमेव विश्वरूपेणासृजत्। स्वव्यतिरेकेण सृज्यस्या-भावात्। एतच्च वस्तुकथनमात्रम्। कालेन निमित्तेन चासृजदित्येतावदेव विवक्षितम्॥ ११॥

તે કાળ **'उपादानम्'** નિમિત્ત(કારણ) છે. જે ઈશ્વરમાં તેને પોતાને જ વિશ્વરૂપે સર્જ્યો કારણ કે ભગવાન વગરનું કાંઈ પણ સર્જન કરવા યોગ્ય છે જ નહીં. પોતે વિશ્વરૂપે પરિણમ્યા તે વિશ્વ પોતાના કાર્યરૂપ હોવાથી અભિન્ન છે, ભગવાન જ છે, તે સિદ્ધાન્ત જણાવવા માટે કહે છે. કાળના નિમિત્તથી સર્જન કર્યું એટલું જ કહેવાનો ઉદ્દેશ છે. ॥ ૧૧ ॥

स्वव्यतिरिक्तसृज्याभावं दर्शयन् कालस्य सृष्टिनिमित्ततां दर्शयति—**विश्वमिति**।

ઈશ્વર ન હોય તેવું કંઈ સર્જવા યોગ્ય છે જ નહીં, તે દર્શાવતા, કાળને સૃષ્ટિના કારણરૂપ દર્શાવે છે — **'विश्वम् इति।'**

**विश्वं वै ब्रह्मतन्मात्रं संस्थितं विष्णुमायया।**
***ईश्वरेण परिच्छिन्नं कालेनाव्यक्तमूर्तिना॥ १२**

विष्णुमायया संस्थितं संहृतं ब्रह्मतन्मात्रं सद्विश्वम्। ईश्वरेण कर्त्रा कालेन निमित्तेन परिच्छिन्नं पृथक् प्रकाशितम्। अव्यक्ता मूर्तिः स्वरूपं यस्येति स्वतो निर्विशेषता दर्शिता॥ १२॥

વિશ્વની તન્માત્રા બ્રહ્મ જ છે. ભગવાન વિષ્ણુની માયાથી તેનો ઉપસંહાર થાય છે. અવ્યક્ત સ્વરૂપવાળા કાળરૂપ નિમિત્ત દ્વારા ઈશ્વરે વિશ્વને સીમિત અર્થાત્ ઈશ્વરથી પૃથક્રૂપે પ્રકટ કર્યું છે. ॥૧૨॥

ભગવાન વિષ્ણુની માયા વડે **'संस्थितम्'** ઉપસંહાર પામેલું વિશ્વ **'ब्रह्मतन्मात्रम्'** બ્રહ્મરૂપ (ભગવાનની અંદર રહેલું) છે. (અર્થાત્ કાર્ય પોતાના અવિર્ભાવ પૂર્વે સૂક્ષ્મકારણરૂપે જે સ્વરૂપે રહે તે તન્માત્રા (**'सत्'**) છે. દા.ત. ઘડાની તન્માત્રા માટી છે. જેમ પંચમહાભૂતોની શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ તન્માત્રાઓ છે તેમ.) **'ईश्वरेण'** ઉત્પત્તિ કરનારા ઈશ્વરે કાળરૂપ નિમિત્તથી **'परिच्छिन्नम्'** સીમિત કર્યું છે અર્થાત્ જુદા રૂપે પ્રકટ કર્યું છે. અવ્યક્ત છે **'मूर्तिः'** સ્વરૂપ જેનું– એમ કહીને પોતાનું નિરાકાર સ્વરૂપ દર્શાવ્યું છે. ॥૧૨॥

***वीर.**—'ईश्वरेणेति' 'एतस्याक्षरस्य प्रशासने गार्गि मुहूर्तान्यर्धमासा मासा ऋतवः संवत्सरा विधृतास्तिष्ठन्ति।'

''હે ગાર્ગિ, આ અક્ષરના જ પ્રશાસનમાં મુહૂર્ત, પક્ષ, માસ, ઋતુ, સંવત્સર વિશેષરૂપે ધારણ કરાયેલાં સ્થિત છે.'' (બૃહદા.ઉપ.૩/૮/૯)

अप्रतिष्ठितत्वं दर्शयितुं तत्कार्यविश्वप्रवाह-स्याप्रतिष्ठामाह।

કાળ આદિ-અંતશૂન્ય છે તે દર્શાવવા માટે તેના કાર્યરૂપ વિશ્વપ્રવાહના આદિ તથા અંતશૂન્યતાને જણાવે છે.

**यथेदानीं तथाऽग्रे च पश्चादप्येतदीदृशम्।**
**सर्गो नवविधस्तस्य प्राकृतो वैकृतस्तु यः॥ १३**

વળી, આ જગત જેવું હમણાં છે તેવું જ પહેલાં પણ હતું અને પછી પણ હશે. આ જગતની સૃષ્ટિ નવ પ્રકારની છે અને જે પ્રાકૃત-વૈકૃત સૃષ્ટિ છે (તે દશમી છે). ॥૧૩॥

यथेदानीमस्ति तथाऽग्रे पूर्वमप्यासीत्पश्चादपि भविष्यति।

આ વિશ્વ જેવું હમણાં છે તેવું **'अग्रे'** પૂર્વે પણ હતું અને પછી પણ હશે.

एवं सामान्यतः कालं निरूप्य विशेषतो निरूपयिष्यंस्तन्निमित्तस्य सर्गस्य पूर्वोक्तानेव भेदाननुवदति—सर्ग इति। यस्तु प्राकृतो वैकृतश्च स दशमः॥ १३॥

આમ, કાળને સામાન્યરૂપે કહી, વિશેષરૂપે નિરૂપણ કરવા માટે તે કાળની નિમિત્તરૂપ સૃષ્ટિના પૂર્વોક્ત ભેદોને જણાવે છે– **'सर्गः इति।'** જે પ્રાકૃત અને વૈકૃત સૃષ્ટિ છે, તે દસમી છે. ॥૧૩॥

तन्निमित्तमेव त्रिविधं प्रलयमाह।

તે કાળના નિમિત્તથી જ ત્રણ પ્રકારે થતા પ્રલય વિષે જણાવે છે.

**कालद्रव्यगुणैरस्य त्रिविधः प्रतिसंक्रमः।**
**आद्यस्तु महतः सर्गो गुणवैषम्यमात्मनः॥ १४**

આ વિશ્વનો પ્રલય કાળ, દ્રવ્ય અને ગુણો દ્વારા ત્રણ પ્રકારે થાય છે. (હવે દસ પ્રકારની સૃષ્ટિનું વર્ણન કરે છે.) પરમાત્મા શ્રીહરિ(ના સાન્નિધ્ય)થી ગુણોની વિષમતા થતાં, તેનાથી પ્રથમ મહત્તત્ત્વની સૃષ્ટિ થઈ. ॥ ૧૪ ॥

कालेनैव केवलेन नित्यः प्रलयः। द्रव्येण संकर्षणाग्न्यादिना नैमित्तिकः। गुणैः स्वस्वकार्यं ग्रसद्भिः प्राकृतिकः।

માત્ર કાળ દ્વારા જ થતો પ્રલય નિત્ય પ્રલય છે. સંકર્ષણ ભગવાનના (મુખમાંથી) અગ્નિ વગેરે દ્રવ્યથી થતો પ્રલય નૈમિત્તિક છે. પોતપોતાના કાર્યને ગળી જતા ગુણો દ્વારા થતો પ્રલય પ્રાકૃતિક છે.

तानेव सर्गान्प्रपञ्चयति—आद्य इत्यादिना यावदध्यायसमाप्ति। महतो लक्षणमात्मनो हरेः सकाशाद्गुणानां वैषम्यमिति॥ १४॥

તે (દસ પ્રકારની) સૃષ્ટિને **'आद्यः'** વગેરેથી અધ્યાય સમાપ્ત થાય ત્યાં સુધી વિસ્તારપૂર્વક સમજાવે છે. **'आत्मनः'** પરમાત્મા શ્રીહરિમાંથી ગુણોની વિષમતા થતાં, મહત્તત્ત્વના લક્ષણવાળી સૃષ્ટિ થઈ. ॥૧૪॥

**द्वितीयस्त्वहमो यत्र द्रव्यज्ञानक्रियोदयः।**
**भूतसर्गस्तृतीयस्तु तन्मात्रो द्रव्यशक्तिमान्॥ १५**

વળી, બીજી સૃષ્ટિ અહંકારની છે, જેમાં દ્રવ્ય, જ્ઞાન અને ક્રિયાની ઉત્પત્તિ થાય છે. ત્રીજી તો તન્માત્રાઓરૂપ દ્રવ્યની શક્તિવાળી મહાભૂતોની સૃષ્ટિ છે. ॥ ૧૫ ॥

अहमोऽहंकारस्य। तस्य लक्षणम्—यत्रेति। द्रव्यादयो वक्ष्यमाणास्त्रयः सर्गाः तन्मात्रो भूतसर्गः, भूतसूक्ष्मसर्ग इत्यर्थः। द्रव्यशक्तिमान् महाभूतोत्पादकः ॥ १५॥

**'अहमः'** અહંકારની, તે અહંકારનું લક્ષણ– **'यत्र इति'** દ્રવ્ય, જ્ઞાન અને ક્રિયા – એ ત્રણેયની સૃષ્ટિ કે જેનું વર્ણન હવે કરવામાં આવશે. **'तन्मात्रः'** તેમનાં મહાભૂતોની માત્રા, સૂક્ષ્માવસ્થા, ભૂતસૂક્ષ્મસૃષ્ટિ એમ અર્થ છે. (શબ્દાદિ તન્માત્રાની સૃષ્ટિ થઈ.) પંચમહાભૂતોને ઉત્પન્ન કરનારી, દ્રવ્ય શક્તિવાળી સૃષ્ટિ ॥૧૫॥

**चतुर्थ ऐन्द्रियः सर्गो यस्तु ज्ञानक्रियात्मकः।**
**वैकारिको देवसर्गः पञ्चमो यन्मयं मनः॥ १६**

ચોથી ઈન્દ્રિયોની સૃષ્ટિ છે, જે જ્ઞાનરૂપ અને ક્રિયારૂપ છે. પાંચમી દેવસૃષ્ટિ વૈકારિક (સાત્ત્વિક) છે, જે મનોમય છે. ॥ ૧૬ ॥

ज्ञानकर्मेन्द्रियात्मकश्चतुर्थः। पञ्चमो वैकारिकः इन्द्रियाधिष्ठातारो देवा मनश्च॥ १६॥

ચોથી સૃષ્ટિ જ્ઞાનેન્દ્રિય તથા કર્મેન્દ્રિયરૂપ છે. (જે તૈજસ અંહકારના કાર્યરૂપ છે.) પાંચમો વૈકારિક સર્ગ છે. (જે સાત્ત્વિક અંહકારના કાર્યરૂપ છે.) તેમાં ઈન્દ્રિયોના અધિષ્ઠાતા દેવો તથા મન છે. ॥ ૧૬ ॥

**षष्ठस्तु तमसः सर्गो यस्त्वबुद्धिकृतः प्रभो।**
**षडिमे प्राकृताः सर्गा वैकृतानपि मे शृणु॥ १७**

હે પ્રભુ (વિદુર), (પંચપર્વા અવિદ્યાની) છઠ્ઠી તામસી સૃષ્ટિ છે, જે સૃષ્ટિ આવરણ તથા વિક્ષેપ કરનારી અવિદ્યાની છે. આ છ પ્રાકૃત સૃષ્ટિઓ છે; વૈકૃત સૃષ્ટિઓને પણ મારી પાસેથી સાંભળો.॥ ૧૭ ॥

षष्ठस्तु तमसः पञ्चपर्वाऽविद्यायाः। अबुद्धिर्जीवानामावरणं विक्षेपश्च तां करोतीत्यबुद्धिकृत्तस्य। मे मत्तः शृणु॥ १७॥

છઠ્ઠી તામસી સૃષ્ટિ પાંચ વિભાગવાળી અવિદ્યાની છે. જીવોને માટે આવરણ તથા વિક્ષેપ ઉત્પન્ન કરનાર, તેવી **'अबुद्धिः'** અબુદ્ધિ કે અજ્ઞાનને ઉત્પન્ન કરનાર જ તમસ્ છે. તેની સૃષ્ટિ **'मे'** મારી પાસેથી સાંભળો.॥ ૧૭ ॥

अनुद्वेगेन श्रोतव्यतामाह।

(શ્રીહરિની લીલા વર્ણવવા યોગ્ય છે; પ્રાકૃત-વૈકૃતસર્ગ કહ્યો તે સાંભળવાથી શું ફળ મળે તેવી શંકા કરવામાં આવે તો તે માટે) ઉદ્વેગરહિત થઈને શ્રવણ કરવાની યોગ્યતા જણાવે છે.

**रजोभाजो भगवतो लीलेयं हरिमेधसः।**
**सप्तमो मुख्यसर्गस्तु षड्विधस्तस्थुषां च यः॥ १८**

જેના વિષયવાળી મેધા સંસારને હરિ લે છે, તે બ્રહ્મસ્વરૂપ ભગવાનની આ લીલા છે. સ્થાવરોની જે મુખ્ય સૃષ્ટિ છે, તે સાતમી છે. ॥ ૧૮ ॥

यद्विषया मेधा संसारं हरति तस्य हरेर्लीला। यद्वा इयमिति तमआदिसर्गरूपा। रजोभाज इति ब्रह्मरूपस्येत्यर्थः। अस्मिन्पक्षे अबुद्धिकृत इति प्रथमान्तम्। अनवधानकृत इत्यर्थः। मुखमिव प्रथमं कृतो मुख्यसर्गः। तस्थुषां स्थावराणाम्॥ १८॥

જેના વિષયવાળી બુદ્ધિ સંસારને હરી લે છે તે શ્રીહરિની જ (આ) લીલા છે, અથવા તમ વગેરે સૃષ્ટિરૂપ આ લીલા છે. **'रजोभाजः इति।'** રજોગુણને ભોગવનાર બ્રહ્મસ્વરૂપ ભગવાનની (આ લીલા છે), એમ અર્થ છે. આ પક્ષમાં અવિદ્યાને ઉત્પન્ન કરનારી સૃષ્ટિ **'अबुद्धिकृतः'** એમ પ્રથમા વિભક્તિના અંતવાળી છે. **'अबुद्धिकृतः तमसः'** (અજ્ઞાનને ઉત્પન્ન કરનારા તમસ્‌ની સૃષ્ટિ), બેધ્યાનપણે કરેલી, એમ અર્થ છે. મુખની જેમ પ્રથમ કરેલી સૃષ્ટિ તે મુખ્યસર્ગ – **'तस्थुषाम्'** સ્થાવરોની ॥ ૧૮ ॥

षड्विधत्वमेवाह।

છ પ્રકારનાં સ્થાવરોને જણાવે છે.

**वनस्पत्योषधिलता त्वक्सारा वीरुधो द्रुमाः।**
**उत्स्रोतसस्तमःप्राया अन्तःस्पर्शा विशेषिणः॥ १९**

વનસ્પતિ, ઔષધિ, લતા, છાલમાં જ બળવાળા ત્વક્સાર, વીરુધ અને વૃક્ષો– આ છ સ્થાવરો આહારની ઉપર તરફની ગતિવાળાં, અવ્યક્ત ચૈતન્યવાળાં, અંદરથી સ્પર્શનો અનુભવ કરનારાં તથા (ફળ, પુષ્પ, વૃદ્ધિ, હ્રાસ વગેરે) અનેક ભેદવાળાં હોય છે. ॥ ૧૯ ॥

–ये पुष्पं विना फलन्ति ते वनस्पतयः।

જે પુષ્પ વિના ફળે છે તે વનસ્પતિ (અશ્વત્થ વગેરે).

–ओषधयः फलपाकान्ताः।

જે ફળ પાક્યા પછી નાશ પામે છે તે ઔષધિ (ડાંગર વગેરે).

–लता आरोहणापेक्षाः।

જેને ચડવા માટે અન્યના આધારની અપેક્ષા છે તે લતા (નાગવલ્લી).

–त्वक्सारा वेण्वादयः।

જેની છાલમાં જ સાર હોય તે ત્વક્સાર (વાંસ વગેરે).

–लता एव काठिन्येनारोहणानपेक्षा वीरुधः।

વીરુધ એ લતા જ છે, પરંતુ કઠણ હોવાથી અન્યના આધારની અપેક્ષા વિનાની હોય છે. (કુષ્માંડા, સોમલતા).

–ये पुष्पैः फलन्ति ते द्रुमाः।

જે પુષ્પ વડે ફળે છે તે વૃક્ષો (આંબો વગેરે).

तेषां साधारणं लक्षणमाह। ऊर्ध्वं स्रोतः आहारसंचारो येषाम्। तमःप्राया अव्यक्तचैतन्याः। अन्तःस्पर्शाः स्पर्शमेव जानन्ति नान्यत्। तदप्यन्तरेव न बहिः। विशेषिणोऽव्यवस्थितपरिणामाद्यनेक-भेदवन्तः॥ १९॥

તે સર્વનું સામાન્ય– સર્વગત લક્ષણ કહે છે. જેમના આહારની ગતિ ઉપર તરફ છે. **'तमःप्रायाः'** અસ્પષ્ટ ચૈતન્યવાળાં, **'अन्तःस्पर्शाः'** સ્પર્શને જ જાણે છે, અન્ય કંઈ નહીં અને તે પણ અંદરથી જ સ્પર્શને જાણે છે, બહારથી નહીં. **'विशेषिणः'** અવ્યવસ્થિત પરિણામવાળાં અર્થાત્ ફળ, ફૂલ, વૃદ્ધિ, હ્રાસ જેવા અનેક જુદા જુદા પ્રકારવાળાં ॥ ૧૯ ॥

***वंशीधरी—** भारते वृक्षाणामपि सर्वज्ञानमस्तीति 'तस्मात्पश्यन्ति पादपाः' स्वामीचरणैस्तु अव्यक्त-चैतन्या इति व्याख्यातम्।

મહાભારતમાં કહેવામાં આવ્યું છે કે વૃક્ષોને સર્વ જ્ઞાન હોય છે. 'તેથી વૃક્ષો જુએ છે.' આથી જ સ્વામીચરણોએ અવ્યક્ત ચૈતન્યવાળાં, એમ વ્યાખ્યા કરી છે.

तिर्यक्स्रोतसां सर्गमाह—**तिरश्चामिति।**

જેમના આહારની ગતિ ત્રાંસી છે તે જાતિનાં પશુ-પંખીઓની સૃષ્ટિને **'तिरश्चाम् इति।'** થી કહે છે.

**तिरश्चामष्टमः सर्गः सोऽष्टाविंशद्विधो मतः।**
**अविदो भूरितमसो घ्राणज्ञा हृद्यवेदिनः॥ २०**

તિર્યક્ યોનિ (પશુપક્ષી)ની આઠમી સૃષ્ટિ છે, તે અઠ્ઠાવીસ પ્રકારની માનેલી છે. તેઓ અજ્ઞાની, અતિતમોગુણવાળાં, સૂંઘવાથી જ્ઞાન મેળવનારાં અને હૃદયમાં સ્મૃતિ વિનાનાં છે. ॥ ૨૦ ॥

स चाष्टाविंशतिभेदः। तिरश्चां लक्षणम्। अविदः श्वस्तनादिज्ञानशून्याः। भूरितमसः आहारादिज्ञानमात्रनिष्ठाः। घ्राणेनैवेष्टमर्थं जानन्ति। हृदि अवेदिनो दीर्घानुसंधानशून्याः। तथा च श्रुतिः—'अथेतरेषां पशूनामशनापिपासे एवाभिविज्ञानं न विज्ञातं वदन्ति न विज्ञातं पश्यन्ति न विदुः श्वस्तनं न लोकालोकौ' इति॥ २०॥

તે અઠ્ઠાવીસ પ્રકારની છે. પશુ પંખીની યોનિનું લક્ષણ (જણાવે છે). **'अविदः'** અજ્ઞાની, ગઈકાલ-આજ-આવતીકાલ વગેરેની સમજ વગરનાં **'भूरितमसः'** અધિક તમોગુણવાળાં, આહાર (નિદ્રા, ભય, મૈથુન)નું જ જ્ઞાન ધરાવનારાં, સૂંઘવા માત્રથી જ ઈષ્ટ વસ્તુને જાણનારાં, **'हृदि-अवेदिनः'** હૃદયમાં દૂર-દર્શિતા કે વિચારશક્તિ વગરનાં. તે અનુસાર શ્રુતિ છે—

પછી મનુષ્યથી ઈતર પશુઓમાં માત્ર ભૂખ-તરસનું જ જ્ઞાન હોય છે. આસપાસનું વિશિષ્ટ જ્ઞાન પશુઓ જાણતાં નથી અને કહી શકતાં નથી. વિશેષ રીતે જાણેલા પદાર્થને તેઓ (ધારે ત્યારે) જોઈ શકે નહીં. આવતીકાલને લગતું અને આ લોક કે પરલોકને લગતું જ્ઞાન તેઓ જાણતાં નથી. (ઐ.ઉપ.૩/૨/૪) ॥ ૨૦ ॥

अष्टाविंशतिभेदानेवाह।

**गौरजो महिषः कृष्णः सूकरो गवयो रुरुः।**
**द्विशफाः पशवश्चेमे अविरुष्ट्रश्च सत्तम॥ २१**

**खरोऽश्वोऽश्वतरो गौरः शरभश्चमरी तथा।**
**एते चैकशफाः क्षत्तः शृणु पञ्चनखान्पशून्॥ २२**

**श्वा सृगालो वृको व्याघ्रो मार्जारः शशशल्लकौ।**
**सिंहः कपिर्गजः कूर्मो गोधा च मकरादयः॥ २३**

**कङ्कगृध्रवटश्येनभासभल्लूकबर्हिणः ।**
**हंससारसचक्राह्वकाकोलूकादयः खगाः॥ २४**

गवादय उष्ट्रान्ता द्विशफा द्विखुरा नव॥ २१॥

खरादयः एकशफाः षट्॥ २२॥

श्वादयो गोधान्ताः पञ्चनखा द्वादश। एवमेते भूचराः सप्तविंशतिः। मकरादयो जलचराः। कङ्कादयश्च खगा अभूचरत्वेनैकीकृता गृहीताः। तदेवमष्टाविंशतिभेदा भवन्ति। तेषु कृष्णरुरुगौरा मृगविशेषाः। अन्येषामपि तिर्यक्प्राणिनां यथायथमेतेष्वेवान्तर्भावः। कङ्कादयश्च खगाः॥ २३॥ २४॥

**अर्वाक्स्त्रोतस्तु नवमः क्षत्तरेकविधो नृणाम्।**
**रजोधिकाः कर्मपरा दुःखे च सुखमानिनः॥ २५**

अध आहारसंचारो यस्य सोऽर्वाक्स्त्रोताः। ह्रस्वत्वमार्षम्। नृणां सर्गो नृणां लक्षणम्। रजोऽधिकं येषु ते॥ २५॥

અઠ્ઠાવીસ પ્રકારને જ જણાવે છે.

હે શ્રેષ્ઠ વિદુરજી, ગાય, બકરો, ભેંસ, કૃષ્ણમૃગ, ભૂંડ, નીલગાય, રુરુમૃગ, ઘેટું અને ઊંટ, આ (નવ) બે ખરીઓવાળાં પશુઓ છે. ॥ ૨૧ ॥

ગધેડો, ઘોડો, ખચ્ચર, ગૌરમૃગ, આઠ પગવાળો મૃગ અને ચમરી ગાય આ (છ) એક ખરીવાળાં પશુઓ છે. હે વિદુરજી, હવે પાંચ નખવાળાં પશુઓનાં નામ સાંભળો. ॥ ૨૨ ॥

કૂતરું, શિયાળ, વરુ, વાઘ, બિલાડું, સસલું અને શાહુડી, સિંહ, વાંદરું, હાથી, કાચબો, ઘો અને મગર વગેરે (પાંચ નખવાળાં પ્રાણીઓ છે). ॥ ૨૩ ॥

બગલો, ગીધ, વટ, બાજ, ભાસ, ભલ્લૂક, મોર, હંસ, સારસ, ચક્રવાક, કાગડો, ઘુવડ વગેરે પક્ષીઓ છે. ॥ ૨૪ ॥

ગાય વગેરેથી ઊંટ સુધીનાં '**द्विशफाः**' બે ખરીવાળાં, નવ પ્રકારનાં ॥ ૨૧ ॥

ગધેડા વગેરે એક ખરીવાળાં છ પ્રકારનાં ॥ ૨૨॥

કૂતરાથી ઘો સુધીનાં પાંચ નખવાળાં થઈને બાર પ્રકારનાં – આમ, આ સર્વ સ્થળચરો સત્તાવીસ પ્રકારનાં થયાં. મગર વગેરે જળચર પ્રાણીઓ તથા બગલા વગેરે સ્થળચર ન હોવાથી એક જ ગણી લીધાં છે. આ રીતે અઠ્ઠાવીસ પ્રકાર થાય છે. તેમનામાં કૃષ્ણ, રુરુ અને ગૌર વિશેષ પ્રકારનાં હરણ છે. બીજાં પશુ-પંખીનાં પણ યોગ્યતા પ્રમાણે અંદર બનેલા પ્રકાર છે. બગલા વગેરે પક્ષીઓ છે. ॥ ૨૩ ॥ ૨૪॥

હે વિદુરજી, જેમના આહારની ગતિ નીચે જાય છે, તે મનુષ્યોની એક પ્રકારની નવમી સૃષ્ટિ છે. તેઓ અધિક રજોગુણવાળા, કર્મ કરવામાં તત્પર રહેનારા અને દુઃખમાં સુખ માનનારા હોય છે. ॥ ૨૫ ॥

જેના આહારની ગતિ નીચે જાય છે તે '**अर्वाक्स्त्रोताः**' છે. અહીં '**अर्वाक्स्त्रोतः**' હ્રસ્વ છે એ આર્ષ પ્રયોગ છે. મનુષ્યોની સૃષ્ટિ– મનુષ્યોનું લક્ષણ જણાવે છે. જેમનામાં અધિક રજોગુણ છે મનુષ્યો ॥ ૨૫ ॥

**वैकृतास्त्रय एवैते देवसर्गश्च सत्तम।**
**वैकारिकस्तु यः प्रोक्तः कौमारस्तूभयात्मकः॥ २६**

एते त्रयो वैकृता एव न कौमारवदुभयात्मकाः। देवसर्गश्च वैकृत इत्यनुषङ्गः। वैकारिकस्तु देवसर्गः प्राकृतेषु पूर्वमेव प्रोक्तः। अयं तु ततो न्यूनत्वाद्वैकृतो देवसर्गत्वात्तदन्तर्भूतश्च। सनत्कुमारादीनां सर्गस्तु प्राकृतो वैकृतश्च देवत्वेन मनुष्यत्वेन च सृज्य इत्यर्थः॥ २६॥

હે શ્રેષ્ઠ (વિદુરજી), આ (સ્થાવર, તિર્યક્ અને મનુષ્ય) ત્રણ સૃષ્ટિ અને દેવોની સૃષ્ટિ પણ વૈકૃત જ કહેવાય છે. (ઇન્દ્રિયોના અધિષ્ઠાતા દેવોની) જે વૈકારિક સૃષ્ટિ છે, તે (પ્રાકૃત સૃષ્ટિઓમાં) કહેવાઈ ગઈ. (સનકાદિ કુમારોની) કૌમારસૃષ્ટિ છે તે તો પ્રાકૃત અને વૈકૃત, એમ ઉભયાત્મક છે. ॥ ૨૬ ॥

(સ્થાવર, તિર્યક્ અને મનુષ્ય) આ ત્રણ વૈકૃત સૃષ્ટિઓ છે, કૌમાર સૃષ્ટિની જેમ ઉભયાત્મક નથી. દેવોની સૃષ્ટિ પણ વૈકૃત છે, એમ સંબંધ છે. ઇન્દ્રિયોના અધિષ્ઠાતા દેવોની સૃષ્ટિ વૈકારિક છે તે તો પ્રાકૃત સૃષ્ટિઓમાં પૂર્વે જ કહેવામાં આવ્યું. પરંતુ આ તેનાથી ન્યૂન હોવાથી વૈકૃત છે તેમ જ દેવસૃષ્ટિ હોવાથી તેની અંતર્ગત છે. સનત્કુમારો વગેરેની સૃષ્ટિ તો પ્રાકૃત અને વૈકૃત છે, દેવરૂપે અને મનુષ્યરૂપે સર્જન કરવા યોગ્ય હોવાથી ઉભયાત્મક છે, એમ અર્થ છે. ॥ ૨૬ ॥

**देवसर्गश्चाष्टविधो विबुधाः पितरोऽसुराः।**
**गन्धर्वाप्सरसः सिद्धा यक्षरक्षांसि चारणाः॥ २७**
**भूतप्रेतपिशाचाश्च विद्याध्राः किन्नरादयः।**
**दशैते विदुराख्याताः सर्गास्ते विश्वसृक्कृताः॥ २८**

वैकृतश्च देवसर्गोऽष्टविधः। तत्र विबुधादयस्त्रयो भेदाः। गन्धर्वाप्सरस एकः। यक्षरक्षांसि एकः॥ २७॥

भूतप्रेतपिशाचा एकः। सिद्धचारणविद्याधरा एकः। किन्नरादय एकः। आदिशब्दात्किंपुरुषाश्व-मुखादयः। एतद्विंशेऽध्याये स्पष्टं भविष्यति॥ २८॥

દેવતા, પિતૃઓ, અસુરો, ગન્ધર્વો, અપ્સરાઓ, સિદ્ધો, યક્ષો, રાક્ષસો, ચારણો, ભૂત, પ્રેત, પિશાચો, વિદ્યાધરો, કિન્નરો વગેરે દેવસર્ગ આઠ પ્રકારનો છે. હે વિદુરજી, આ પ્રમાણે વિશ્વસૃષ્ટા શ્રીબ્રહ્માજીની રચેલી દશ પ્રકારની સૃષ્ટિ તમને કહી. ॥ ૨૭॥૨૮॥

વળી, વૈકૃત દેવસૃષ્ટિ આઠ પ્રકારની છે. તેમાં દેવો, પિતૃઓ અને અસુરો– એમ ત્રણ પ્રકારની, (૩) એક ગન્ધર્વો અને અપ્સરાઓની (૪), એક યક્ષો તથા રાક્ષસોની (૫), ॥ ૨૭॥

એક ભૂત અને પિશાચોની (૬), એક સિદ્ધ, ચારણ અને વિદ્યાધરોની (૭) એક કિન્નરો વગેરેની (૮), વગેરે શબ્દથી કિમ્પુરુષો (૯), અને અશ્વમુખ (૧૦) વગેરે સમજવા, આ વીસમા અધ્યાયમાં સ્પષ્ટ થશે.॥ ૨૮ ॥

**अतः परं प्रवक्ष्यामि वंशान्मन्वन्तराणि च।**
**एवं रजःप्लुतः स्त्रष्टा कल्पादिष्वात्मभूर्हरिः।**
**सृजत्यमोघसंकल्प आत्मैवात्मानमात्मना॥ २९**

॥ २९ ॥

હવે પછી હું વંશો તથા મન્વન્તરો કહીશ. આ પ્રમાણે કલ્પોના પ્રારંભમાં પોતાનામાંથી પ્રકટ થયેલા, સત્યસંકલ્પ શ્રીહરિ રજોગુણથી વ્યાપ્ત થઈને સૃષ્ટિકર્તા બ્રહ્મા થઈ પોતે જ પોતાનાથી પોતાને સર્જે છે. ॥ ૨૯ ॥ ૨૯ ॥

*(ननु तर्हि प्रथमं सृष्टिः प्रलयो वा, तत्राह—**गुणेति।**

गुणव्यत्यय एतस्मिन्मायावित्वादधीशितुः।
न पौर्वापर्यमिच्छन्ति नद्यां भ्राम्यद्भ्रमेरिव॥ १

गुणव्यत्यये सर्गे भ्राम्यन्भ्रमणशीलो भ्रमिरविशेषाद्भ्राम्यद्भ्रमिस्तस्य नद्यां भ्रमतो यथा नादिर्नान्तस्तथा सृष्टिसंहारयोरित्यर्थः॥ १ ॥ ३० ॥

શંકા કરવામાં આવી છે કે પહેલાં સૃષ્ટિ કે પહેલાં પ્રલય, તે માટે કહે છે— **'गुण इति।'**

વિશ્વના અધીશ્વરની આશ્ચર્યકારક શક્તિ હોવાથી આ સૃષ્ટિમાં સર્જન અને સંહાર નદીમાં ભમતી ઘૂમરીઓની જેમ (અકળ હોવાથી, વિવેકી જનો તે વિષેનો નિર્ણય કરવાનું) ઈચ્છતા નથી. ॥ ૧ ॥

**'गुणव्यत्यये'** સૃષ્ટિમાં **'भ्राम्यन्'** ભમતી ઘૂમરીઓ– આમતેમ ભમતી ઘૂમરીઓ, તેમનો, નદીમાં ભમતાં જેમ આદિ અને અંત હોતો નથી તેમ સર્જન અને સંહાર, એ બંનેમાં (પ્રથમ શું), એમ અર્થ છે. ॥ ૧ ॥ ૩૦॥

संसारस्यानादित्वमेकरूपत्वं चाह— **देवासुरादय इति।**

देवासुरादयः क्षत्तः कल्पेऽस्मिन्ये च कीर्तिताः।
त एव नामरूपाभ्यामासन्मन्वन्तरान्तरे॥ २

त एवेति। तन्नामानस्तद्रूपाश्चेत्यर्थः॥ २ ॥)

સંસારનું અનાદિપણું અને એકરૂપત્વ કહે છે— **'देव-असुर-आदयः इति।'**

હે વિદુરજી, જે દેવો તથા અસુરો વગેરે આ કલ્પમાં વર્ણવ્યા છે, તેઓ જ તે નામે તથા તે રૂપે બીજા મન્વન્તરોમાં હતા. ॥ ૨ ॥

તેઓ જ તે નામે તથા તે રૂપે હતા.॥ ૨ ॥ ૩૧ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां तृतीयस्कन्धे दशमोऽध्यायः॥ १० ॥

इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां दशमोऽध्यायः॥ १० ॥

*****

# अथैकादशोऽध्यायः

## મન્વન્તરાદિ કાળવિભાગનું વર્ણન

तत एकादशे कालः परमाण्वादिलक्षणैः।
युगमन्वन्तरादिभ्यः कल्पमानादि वर्ण्यते॥ १

(સૃષ્ટિના વર્ણન) પછી પરમાણુ વગેરે લક્ષણોથી તેમજ યુગ, મન્વન્તરાદિ દ્વારા કલ્પનું માપ વગેરે અગિયારમા અધ્યાયમાં વર્ણવવામાં આવે છે. ॥૧॥

तदेवं सामान्यतः कालस्योपलक्षणभूतं गुणव्यतिकरं दशविधं निरूप्येदानीं तस्यैव विशेषं निरूपयितुं तत्परिच्छेद्यं वस्तु लक्षयति द्वाभ्याम्।

આ પ્રમાણે કાળના લક્ષણરૂપ ગુણોનો ક્ષોભ દસ પ્રકારે સામાન્ય રીતે નિરૂપીને હવે તેનું જ વિશેષ રીતે નિરૂપણ કરવા માટે તે કાળથી જ સીમિત કરવા યોગ્ય વસ્તુને બે શ્લોકો દ્વારા સૂચવે છે.

* શ્લોક-૧,૨ અહીં અધિક છે. કોઈક ઠેકાણે તેમની ટીકા મળે છે. પૂ.સ્વામીચરણોએ આ બંને શ્લોકોને દશમા અધ્યાયના શ્લોક ૩૦,૩૧ તરીકે ગણ્યા છે.

मैत्रेय उवाच

**चरमः सद्विशेषाणामनेकोऽसंयुतः सदा।**
**परमाणुः स विज्ञेयो नृणामैक्यभ्रमो यतः॥ १**

**મૈત્રેય મુનિ બોલ્યા** – (પૃથ્વી વગેરે) કાર્યવર્ગનો જે અંતિમ સૂક્ષ્મતમ અંશ છે કે જેના આનાથી વિશેષ વિભાગો થઈ શકતા નથી, જે કાર્યરૂપને પામ્યો નથી અને અન્ય પરમાણુઓ સાથે સંયોગ પણ નથી થયો, તેને પરમાણુ કહે છે. જે પરમાણુઓના પરસ્પર મળવાથી મનુષ્યોને (તેમના સમુદાયરૂપ) એક અવયવીનો ભ્રમ થાય છે. ॥ ૧ ॥

सतः कार्यस्य विशेषाणामंशानां यश्चरमोऽन्त्यो यस्यांशो नास्ति। अनेकः कार्यावस्थामप्राप्तः। असंयुतः समुदायावस्थां चाप्राप्तः।

**'सतः'** કાર્યના (સ્થૂળ-સૂક્ષ્મ વગેરે) વિશેષ અંશોનો જે **'चरमः'** અંતિમ અંશ છે કે જેના વિભાગ થઈ શકતા નથી. (તેને પરમાણુ કહેવાય.) **'अनेकः'** કાર્યાવસ્થાને પામ્યો નથી તે અને **'असंयुतः'** (અન્ય પરમાણુઓ સાથે) સંયોગની અવસ્થાને પ્રાપ્ત નથી થયો તે (પરમાણુ).

अत एव सदा कार्यसमुदायावस्थयोरपगमेऽप्यस्ति स परमाणुर्विज्ञेयः। किं तत्र प्रमाणमत आह। यतो येभ्यः समुदितेभ्यो नृणां व्यवहर्तॄणामैक्यभ्रमोऽवयविबुद्धिः। तथा च पञ्चमेऽवयविनिराकरणे वक्ष्यति, येषां समूहेन कृतो विशेष इति। कार्यानुपपत्त्या कल्प्यत इति भावः॥ १॥

આથી જ કાર્યાવસ્થા અને સમુદાયાવસ્થા ન હોય ત્યારે પણ જે સદાય હોય છે તેને પરમાણુ જાણવો. તે માટે શું પ્રમાણ છે તે હવે કહે છે. **'यतः'** જેમના પરસ્પર મળવાથી વ્યવહાર કરતા મનુષ્યોને **'ऐक्यभ्रमः'** તેમના સમુદાયરૂપ એક અવયવીના જ્ઞાનરૂપ ભ્રમ થાય છે. પાંચમા સ્કન્ધમાં અવયવિનિરાકરણમાં તે જ કહેશે, જેમના સમૂહ વડે જ તે વિશિષ્ટ રૂપ ધારણ કરે છે. (પરમાણુને માન્યા વગર) કાર્યના દ્વિ-અણુ, ત્રસરેણુ વગેરે શક્ય ન હોવાથી પરમાણુનું અનુમાન કરવામાં આવે છે, તેવો ભાવ છે. ॥૧॥

सूक्ष्ममुक्त्वा स्थूलमाह—**सत एवेति।**

પદાર્થનું સૂક્ષ્મ સ્વરૂપ કહીને સ્થૂળ સ્વરૂપ જણાવે છે — **'सतः एव इति।'**

**सत एव पदार्थस्य स्वरूपावस्थितस्य यत्।**
**कैवल्यं परममहानविशेषो निरन्तरः॥ २**

પોતાના સામાન્ય સ્વરૂપમાં રહેલાં હોય ત્યારે (પરમાણુ જેમનો સૂક્ષ્મતમ અંશ છે તે) પૃથ્વી વગેરે કાર્યોની એકતા (તેમના સમગ્રરૂપ)નું માપ 'પરમમહાન' છે, કે જે (પદાર્થમાત્રના એકીકરણને કારણે 'આ અમુક પદાર્થ છે.' તેવી વિવક્ષા ન હોવાથી) અવિશેષ અને (અન્ય વિલક્ષણ પ્રપંચના અભાવને કારણે ભેદની વિવક્ષા ન હોવાથી) નિરન્તર કહેવાય છે. ॥ ૨ ॥

यस्य चरमोंऽशः परमाणुस्तस्यैव सतः कार्यमात्रस्य स्वरूपावस्थितस्य परिणामान्तरमप्राप्तस्य यत्कैवल्यमैक्यं स परममहान्। पुंस्त्वं तु परमाणुप्रतियोगित्वात्। ननु नानाविशेषवान् परस्परं भिन्नश्च सर्वः पदार्थः। कथमैक्यं तस्य तत्राह। अविशेषो विशेषविवक्षारहितो निरन्तरो भेदविवक्षारहितश्च सर्वोऽपि प्रपञ्चः परममहानित्यर्थः ॥ २ ॥

જેનો અંતિમ અંશ પરમાણુ છે તેનો જ, **'सतः'** કાર્ય માત્રનો પોતાના સ્વરૂપમાં રહેલો, અવસ્થાભેદને પ્રાપ્ત ન થયેલો જે **'कैवल्यम्'** કાર્યોની એકતારૂપ (સમગ્રરૂપ) પદાર્થ છે તે પરમમહાન છે. પરમાણુનો વિરોધી હોવાથી **'महान्'** શબ્દ **'महत्'**નું પુંલિંગ એ.વ. છે. શંકા કરવામાં આવી છે કે સર્વ પદાર્થો અનેકરૂપે વિશેષતાવાળા છે તેમજ એકબીજાથી જુદા છે, તો તેમનું ઐક્ય કેવી રીતે હોઈ શકે? તે માટે કહે છે કે **'अविशेषः'** અર્થાત્ પદાર્થમાત્રના એકીકરણને કારણે 'આ અમુક વસ્તુ છે.' તેવી વિવક્ષા નથી તથા **'निरन्तरः'** અન્ય વિલક્ષણ પ્રપંચના અભાવને કારણે ભેદની વિવક્ષા નથી અર્થાત્ સર્વ કાર્યપ્રપંચ પરમમહાન છે, એમ અર્થ છે. ॥ ૨ ॥

**एवं कालोऽप्यनुमितः सौक्ष्म्ये स्थौल्ये च सत्तम।**
**संस्थानभुक्त्या भगवानव्यक्तो व्यक्तभुग्विभुः ॥ ३**

હે સાધુશ્રેષ્ઠ (વિદુરજી), (વસ્તુના સૂક્ષ્મતમ અને મહત્તમ) સ્વરૂપના વિચાર પ્રમાણે (પરમાણુ વગેરે અવસ્થામાં) કાળની વ્યાપ્તિ પરથી વ્યક્ત પદાર્થોને ભોગવનાર, ઉત્પત્તિ વગેરેમાં નિપુણ, શ્રીહરિની શક્તિરૂપ, અવ્યક્તસ્વરૂપ ભગવાન કાળની પણ સૂક્ષ્મતા તથા સ્થૂળતાનું અનુમાન કરવામાં આવે છે. ॥ ૩ ॥

यथा सूक्ष्मस्थूलश्चायं पदार्थः। एवं कालोऽप्यनुमितः। चकारान्मध्यमावस्था गृह्यते। संस्थानं परमाण्वाद्यवस्थानस्य भुक्तिर्व्याप्तिस्तया भगवानिति हरेः शक्तिः स्वतोऽव्यक्तो व्यक्तं भुङ्क्ते व्याप्नोति परिच्छिनत्तीति तथा। विभुरुत्पत्त्यादिषु दक्षः ॥ ३ ॥

જેમ આ પદાર્થ સૂક્ષ્મ અને સ્થૂળ હોય છે, એ પ્રમાણે કાળનું પણ (નાના-મોટા માપ સાથે) અનુમાન કરવામાં આવે છે. **'च'** કાર દ્વારા સૂક્ષ્મ અને સ્થૂળની અંતરાલ એવી મધ્યમ અવસ્થા લેવામાં આવી છે. **'संस्थानम्'** પરમાણુ વગેરે અવસ્થામાં **'भुक्तिः'** કાળની વ્યાપ્તિ તે વ્યાપી જવાની શક્તિને લીધે કાળને **'भगवानिति'** ભગવાન કહે છે. ભગવાન શ્રીહરિની શક્તિરૂપ આ વ્યાપ્તિ પોતે અવ્યક્ત હોઈ વ્યક્ત પદાર્થને ભોગવે છે, પદાર્થ માત્રને વ્યાપી જાય છે અર્થાત્ સમય મર્યાદામાં બાંધે છે. **'विभुः'** ઉત્પત્તિ વગેરેમાં કુશળ ॥ ૩॥

एतदेव प्रपञ्चयति—**स इत्यादिना।**

આ (કાળનાં સૂક્ષ્મત્વ અને સ્થૂળત્વને) જ વિસ્તારપૂર્વક સમજાવે છે— **'सः इत्यादि।'** દ્વારા.

**स कालः परमाणुर्वै यो भुङ्क्ते परमाणुताम्।**
**ततोऽविशेषभुग्यस्तु स कालः परमो महान्॥ ४**

જે કાળ પરમાણુની અવસ્થામાં વ્યાપ્ત હોય છે, તે પરમાણુકાળ કહેવાય છે તથા જે (સૃષ્ટિથી માંડી પ્રલયપર્યન્ત) ભેદ વગર સકળ અવસ્થાઓને ભોગવે છે, તે પરમ મહાન કાળ છે. ॥ ૪ ॥

सतः प्रपञ्चस्य परमाणुतां परमाण्ववस्थां यो भुङ्क्ते स कालः परमाणुः। तस्यैवाविशेषं साकल्यं यो भुङ्क्ते स परममहान्। अयमर्थः— ग्रहर्क्षताराचक्रस्थ इत्यादिना यत्सूर्यपर्यटनं वक्ष्यते, तत्र सूर्यो यावता परमाणुदेशमतिक्रामति तावान्कालः परमाणुः, यावता च द्वादश राश्यात्मकं सर्वं भुवनकोशमतिक्रामति स परममहान् संवत्सरात्मकः कालः, तस्यैवावृत्त्या युगमन्वन्तरादिक्रमेण द्विपरार्धान्तत्वमिति। तथा च पञ्चमे सूर्यगत्यैव कालादिविभागं वक्ष्यति॥ ४॥

કાર્યપ્રપંચની **'परमाणुताम्'** પરમાણુ અવસ્થાને જે વ્યાપી જાય છે, તે પરમાણુકાળ કહેવાય છે. તે જ કાળને **'अविशेषम्'** (ભેદ વગર) સમગ્રપણે જે ભોગવે છે, તે પરમ મહાનકાળ કહેવાય છે. આ પ્રમાણે અર્થ છે– 'ગ્રહ, નક્ષત્ર, તારામંડળમાં ગતિ કરનારા સૂર્યનારાયણ' (શ્લોક-૧૩) વગેરે દ્વારા જે સૂર્યપર્યટન વિષે કહેશે, તેમાં સૂર્ય જેટલા કાળમાં એક પરમાણુ-પ્રદેશને ઓળંગે તેટલો કાળ પરમાણુકાળ કહેવાય છે તથા જેટલા કાળમાં બાર રાશિરૂપ સમગ્ર ભુવનમંડળને ઓળંગે તેને પરમમહાન સંવત્સરાત્મક કાળ કહેવાય છે. તેની જ આવૃત્તિ દ્વારા યુગ, મન્વન્તર વગેરે ક્રમપૂર્વક દ્વિપરાર્ધના અંત સુધી થાય છે. તે જ પ્રમાણે પાંચમા સ્કન્ધમાં સૂર્યની ગતિ દ્વારા જ કાળ વગેરે વિભાગનું વર્ણન કરશે. ॥ ૪ ॥

इदानीं द्व्यणुकादिलक्षणपूर्वकं मध्यमकालावस्थां कथयति।

હવે પરમાણુ વગેરેના લક્ષણ દ્વારા કાળની મધ્યમ અવસ્થાને જણાવે છે.

**अणुर्द्वौ परमाणू स्यात्त्रसरेणुस्त्रयः स्मृतः।**
**जालार्करश्म्यवगतः खमेवानुपतन्नगात्॥ ५**

બે પરમાણુઓ મળીને એક અણુ થાય. ત્રણ અણુઓ મળીને એક ત્રસરેણુ થાય. જાળિયામાંથી આવતાં સૂર્યકિરણોમાં દેખાતો ત્રસરેણુ આકાશ તરફ જ ઊડતો ગતિ કરે છે. ॥ ૫ ॥

द्वौ परमाणू अणुः स्यात्। त्रयोऽणवस्त्रसरेणुः। स तु प्रत्यक्ष इत्याह—जालार्केति। गवाक्षप्रविष्टेष्वर्करश्मिष्ववगतः। कोऽसौ। योऽतिलघुत्वेन खमेवानुपतन्नगाद्गतः। पाठान्तरे खमेवानुपतन्नवगतो न तु गां पृथ्वीम्॥ ५॥

બે પરમાણુઓ ભેગા થઈ અણુ થાય. ત્રણ અણુઓ એટલે એક ત્રસરેણુ. તે જ પ્રત્યક્ષ દેખાય છે, તેમ કહે છે — **'जालार्कः इति।'** ઝરૂખામાં પ્રવેશેલાં સૂર્યકિરણોમાં દેખાય છે. તે શું છે? જે અત્યંત સૂક્ષ્મ હોવાથી આકાશ તરફ જ **'अगात्'** જાય છે. **'अनुपतन्न गाम्'** પાઠાન્તરમાં આકાશ તરફ જ ઊડતો જાય છે, પણ પૃથ્વી પર પડતો નથી (એમ અર્થ થાય છે). ॥ ૫ ॥

**वंशीधरी**—त्रसरेणोः प्रत्यक्षत्वोक्त्याणुपरमाण्वोर-प्रत्यक्षत्वं स्वत एवायातं प्राकृतमनुष्याणां योगिनां तु तावपि प्रत्यक्षाविति ज्ञेयम्। तथा च—

'जालान्तरगते भानौ यत्सूक्ष्मं दृश्यते रजः।
तस्य षष्ठस्तु यो भागः परमाणुः स उच्यते॥'

सामान्य मनुष्य त्रसरेणु प्रत्यक्ष जोई शके छे, एम कहेवाथी अणु अने परमाणु नथी जोई शकाता, एम फलित थाय छे परंतु योगीजनो माटे अणु अने परमाणु पण प्रत्यक्ष छे, एम जाणवुं. तेम ज,

ઝરૂખામાંથી અંદર આવતા સૂર્યપ્રકાશમાં જે સૂક્ષ્મ રજ દેખાય છે, તેનો જે છઠ્ઠો ભાગ છે તે પરમાણુ કહેવાય છે.

**त्रसरेणुत्रिकं भुङ्क्ते यः कालः स त्रुटिः स्मृतः।**
**शतभागस्तु वेधः स्यात्तैस्त्रिभिस्तु लवः स्मृतः॥ ६**

જે કાળ ત્રણ ત્રસરેણુ ભોગવે તેને ત્રુટિ કહેવાય છે. તે ત્રુટિકાળ વેધનો એકસોમો ભાગ છે, તેમ જ ત્રણ વેધને લવ કહે છે. ॥ ૬॥

शतं भागाः त्रुटिरूपा यस्मिन्स वेधस्तैर्वेधैः ॥ ६ ॥

ત્રુટિરૂપ સો ભાગ જેમાં છે તે વેધ છે. '**तैः**' તે ત્રણ વેધથી (લવ થાય છે.) ॥ ૬॥

**निमेषस्त्रिलवो ज्ञेय आम्नातस्ते त्रयः क्षणः।**
**क्षणान्पञ्च विदुः काष्ठां लघु ता दश पञ्च च॥ ७**

ત્રણ લવનો એક નિમેષ જાણવો. તે ત્રણ નિમેષ એટલે એક ક્ષણ. પાંચ ક્ષણની એક કાષ્ઠા અને પંદર કાષ્ઠા એટલે એક લઘુ. ॥ ૭ ॥

ते निमेषास्त्रयः क्षण इत्याम्नातः। काष्ठाः पञ्चदश एकं लघु॥ ७॥

તે ત્રણ નિમેષોને એક ક્ષણ કહે છે. પંદર કાષ્ઠા એટલે એક લઘુ. ॥ ૭ ॥

**लघूनि वै सामाम्नाता दश पञ्च च नाडिका।**
**ते द्वे मुहूर्तः प्रहरः षड्यामः सप्त वा नृणाम्॥ ८**

પંદર લઘુ એક નાડી અથવા ઘડી કહેવાય છે. બે ઘડીનું એક મુહૂર્ત તથા છ કે સાત ઘડીનો મનુષ્યોનો એક પ્રહર છે. ॥ ૮ ॥

नाडिकाः षट् सप्त वा प्रहरः। स एव यामो दिनस्य रात्रेश्च चतुर्थो भागः। ह्रासे षट् वृद्धौ सप्त। सन्ध्यांशमुहूर्तद्वयं विनेति ज्ञातव्यम्। तत्राप्यनियमार्थो वाशब्दः। प्रत्यहं तद्भेदानां गणयितुमशक्यत्वात्॥ ८॥

છ કે સાત ઘડીનો એક પ્રહર થાય છે. તે જ પ્રહર દિવસ અને રાતનો ચોથો ભાગ છે. રાત્રિ કે દિવસ ઘટે ત્યારે પ્રહર છ ઘડીનો અને વધે ત્યારે પ્રહર સાત ઘડીનો થાય છે. સંધિકાળનાં બે મુહૂર્ત છે, પ્રાતઃકાળનું અને સંધ્યાકાળનું, એ બન્ને વિના પ્રહરની ગણતરી કરી છે તેમ સમજવું. તેમાં પણ અનિયમિતતા હોવાથી '**वा**' શબ્દ છે, કારણ કે પ્રતિદિન તેમનો ફેરફાર ગણવા માટે અશક્ય છે. ॥ ૮॥

नाडिकाया उन्मानमाह।

એક નાડીકાળનું માપ જણાવે છે.

**द्वादशार्धपलोन्मानं चतुर्भिश्चतुरङ्गुलैः।**
**स्वर्णमाषैः कृतच्छिद्रं यावत्प्रस्थजलप्लुतम्॥ ९**

છ પલના માપનું બનાવેલું, ચાર માષા સોનાની ચાર આંગળ લાંબી શલાકાથી છિદ્ર કરેલું પાત્ર જેટલા સમયમાં એક પ્રસ્થ પાણી ભરાતા ડૂબે (તેટલા સમયને નાડી કે ઘડી કહે છે).॥ ૯ ॥

(૬ પલ=૨૪ તોલા, ૧ માષા=૫ ગુંજા, ૧ પ્રસ્થ=૧ શેર)

उन्मीयतेऽनेनेत्युन्मानम्, पात्रं षट्पलताम्रविरचितम्। पञ्चगुञ्जो माषस्तैश्चतुर्भिश्चतुरङ्गुलायामशलाकारूपेण रचितैः कृतमूलच्छिद्रं तेन छिद्रेण यावत्प्रस्थपरिमितं जलं प्रविशति तेन च प्लुतं निमग्नं भवति तावान्कालो नाडिका।

अत्र पलच्छिद्रयोराधिक्ये शीघ्रं निमज्जेदल्पत्वे च विलम्बेनेति पलशलाकयोर्नियमः ॥ ९ ॥

**दीपिनी**—रजतादिशलाकया तु च्छिद्रवृद्धिः स्यादिति स्वर्णनियमोऽपि कृतः।

**यामाश्चत्वारश्चत्वारो मर्त्यानामहनी उभे।**
**पक्षः पञ्चदशाहानि शुक्लः कृष्णश्च मानद॥ १०**

अहनी अहोरात्रम्॥ १०॥

**तयोः समुच्चयो मासः पितॄणां तदहर्निशम्।**
**द्वौ तावृतुः षडयनं दक्षिणं चोत्तरं दिवि॥ ११**

**अयने चाहनी प्राहुर्वत्सरो द्वादश स्मृतः।**
***संवत्सरशतं नृणां परमायुर्निरूपितम्॥ १२**

षण्मासा अयनम्। दिवीत्यस्योत्तरेणान्वयः ॥ ११ ॥

दिवीति देवानामहोरात्रे प्राहुः। द्वादश मासाः ॥ १२ ॥

આના (જેના) દ્વારા માપી શકાય તે ઉન્માન. તેવું છ પલ તાંબામાંથી બનાવેલું માપવાનું પાત્ર. પાંચ ગુંજા એટલે એક માષા. શલાકાના રૂપમાં પરિવર્તિત થયેલા ચાર માષા સુવર્ણ (અર્થાત્ વીસ ગુંજા કે ચણોઠીભાર)થી પાત્રના તળિયે કરેલું છિદ્ર. (અર્થાત્ વીસ ચણોઠીભાર સુવર્ણની ચાર આંગળ માપની બનાવેલી શલાકાથી પાત્રના તળિયે કરેલું છિદ્ર.) તે છિદ્ર દ્વારા જેટલા સમયમાં એક પ્રસ્થ જેટલું જળ પાત્રમાં પ્રવેશે અને તેનાથી ભરાતા ડૂબી જાય, તેટલા સમયને એક ઘડી કહે છે.

અહીં પલ અને છિદ્ર એ બંનેની અધિકતા હોય તો પાત્ર જલદી ડૂબે અને એ બન્ને ઓછાં હોય તો પાત્ર મોડેથી ડૂબે, (આમ ન થાય તે) માટે પલ અર્થાત્ વજન અને શલાકાનો નિયમ છે. ॥ ૯ ॥

ચાંદી વગેરેની શલાકાથી મોટું છિદ્ર થાય છે, તેથી સુવર્ણશલાકાનો નિયમ પણ કરવામાં આવ્યો છે.

મનુષ્યોનાં દિવસ અને રાત્રિ, બન્ને ચાર ચાર પ્રહરોનાં છે. હે માનદાયી વિદુરજી, પંદર દિવસોનું એક (પક્ષ) પખવાડિયું છે; શુક્લપક્ષ અને કૃષ્ણપક્ષ ॥ ૧૦ ॥

**'अहनी'** દિવસ અને રાત્રિ ॥ ૧૦ ॥

તે બન્ને પક્ષો મળીને એક માસ થાય. એક માસ પિતૃઓનાં દિવસ અને રાત છે. બે મહિનાની એક ઋતુ થાય છે, છ મહિનાનું દક્ષિણાયન તથા છ મહિનાનું ઉત્તરાયણ થાય છે. સ્વર્ગમાં ॥ ૧૧ ॥

બે અયનને (દેવોનાં) રાત્રિ અને દિવસ કહે છે. બાર મહિનાનું વર્ષ કહેવાયું છે. મનુષ્યનું લાંબામાં લાંબુ આયુષ્ય સો વર્ષનું કહ્યું છે. ॥ ૧૨॥

છ માસનું અયન હોય છે. **'दिवि'** સ્વર્ગમાં– આ શબ્દનો પછીના શ્લોક-૧૨ સાથે સંબંધ છે. ॥ ૧૧ ॥

**'दिवि इति'** સ્વર્ગમાં (બે અયનને) દેવોના દિવસ અને રાત કહે છે. બાર મહિના એટલે વર્ષ.॥ ૧૨ ॥

*__वंशीधरी__—संवत्सरशतम् इति। 'शतायुर्वै पुरुषः' वस्तुतस्त्वायुतोऽल्पाधिक्यं पापपुण्यापेक्षमेव पापेन क्षीयते पुण्येन वर्द्धते च।

'મનુષ્ય સો વર્ષના આયુષ્યવાળો છે.' (તૈત્તિ.ઉપ. ૧/૫/૭/૧૪) આવો (સામાન્ય નિયમ છે), પરંતુ વસ્તુતઃ પુણ્યથી આયુષ્ય વધે છે તેમ જ પાપથી તેનો ક્ષય થાય છે.

अनेन क्रमेणासौ सूर्यो नित्यमायुः क्षपयतीत्याह।

(કાળના) આ ક્રમથી તે સૂર્ય નિત્ય આયુષ્યનો નાશ કરે છે, એમ કહે છે.

**ग्रहर्क्षताराचक्रस्थः परमाण्वादिना जगत्।**
**संवत्सरावसानेन पर्येत्यनिमिषो विभुः॥ १३**

ગ્રહ, નક્ષત્ર, તારાઓના ચક્રમાં રહેલા કાલાત્મા ભગવાન સૂર્ય એક વર્ષ પૂરું થાય ત્યાં સુધીમાં પરમાણુ વગેરેથી આરંભી (બાર રાશિઓરૂપ સમગ્ર) જગતમાં પરિક્રમા કરે છે. ॥ ૧૩ ॥

ग्रहाश्चन्द्रादयः, ऋक्षाण्यश्विन्यादीनि, तारा अन्यानि नक्षत्राणि, तदुपलक्षितं यत्कालचक्रं तत्र स्थितोऽनिमिषः कालात्मा विभुरीश्वरः सूर्यो जगद्द्वादशराश्यात्मकं भुवनकोशं पर्येति पर्यटति॥ १३॥

**'ग्रहाः'** ચન્દ્ર વગેરે ગ્રહો, **'ऋक्षाणि'** અશ્વિની વગેરે નક્ષત્રો, **'तारा'** અન્ય નક્ષત્રો (ધ્રુવ વગેરે). તે ઉપલક્ષણવાળું જે કાળચક્ર છે, ત્યાં રહેલા **'अनिमिषः'** કાલાત્મા, **'विभुः'** ઈશ્વર, સૂર્ય **'जगत्'** દ્વાદશ રાશિઓરૂપ ભુવનમંડળનું **'पर्येति'** પરિક્રમણ કરે છે. ॥ ૧૩ ॥

**संवत्सरः परिवत्सर इडावत्सर एव च।**
**अनुवत्सरो वत्सरश्च विदुरैवं प्रभाष्यते॥ १४**

હે વિદુરજી! સંવત્સર, પરિવત્સર તથા ઈડાવત્સર, અનુવત્સર અને વત્સર, એમ વર્ષને કહે છે. ॥ ૧૪ ॥

संवत्सरादिभेदश्च सौरबार्हस्पत्यसावनचान्द्र-नाक्षत्रमासभेदेन द्रष्टव्यः। केचित्पुनरेवमाहुः। यदा शुक्लपक्षप्रतिपदि संक्रान्तिर्भवति सौर-चान्द्रमासयोर्युगपदुपक्रमो भवति स संवत्सरः। ततः सौरमानेन वर्षे षट् दिनानि वर्धन्ते चान्द्रमानेन वर्षे षट् दिनानि ह्रसन्तीति द्वादशदिनव्यवधानादु-भयोरग्रपश्चाद्भावो भवति। एवं व्यवधानतारतम्येन पञ्चवर्षाणि गच्छन्ति। तन्मध्ये द्वौ मलमासौ भवतः। पुनः षष्ठः संवत्सरो भवति॥ १४॥

સંવત્સર વગેરેના પ્રકારોને સૌર, બાર્હસ્પત્ય, સાવન, ચાન્દ્ર અને નાક્ષત્ર માસના ભેદપૂર્વક સમજવા જોઈએ. કેટલાક વળી એમ કહે છે કે જ્યારે શુક્લ પક્ષની પ્રતિપદાએ સંક્રાન્તિ થાય ત્યારે સૌર અને ચાન્દ્ર માસનો આરંભ એક જ સાથે થાય છે, તે સંવત્સર છે. ત્યાર બાદ સૌર વર્ષની ગણતરી અનુસાર વર્ષે છ દિવસો વધે છે અને ચાન્દ્ર વર્ષની ગણતરી અનુસાર વર્ષે છ દિવસો ઘટે છે. આમ, વચમાં બાર દિવસના અંતર(ગાળા)ને કારણે (વર્ષ પૂરું થતાં, ચાન્દ્રવર્ષ છ દિવસ) આગળ (અને સૌરવર્ષ છ દિવસ) પાછળ થાય છે. આમ, અંતરની ગણતરી પ્રમાણે, (પ્રતિવર્ષે ૧૨ દિવસનો ગાળો પડવાથી) પાંચ વર્ષ પસાર થાય તે દરમ્યાન (૬૦ દિવસના) બે મલમાસ થાય છે અને ફરીથી સંવત્સર થાય છે. ॥ ૧૪ ॥

**वंशीधरी—**यस्मिन्वर्षे सौरचान्द्रयोर्मासोस्समकाले प्रवृत्तिस्म वर्षः। संवत्सरस्तदग्रिमः परिवत्सर इडावत्सरस्तदग्रिमोऽनुवत्सरस्तदग्रिमो वत्सर इति। ततः पुनरित्थमेव संवत्सरादिप्रवृत्तिरिति ज्ञेयम्।

એવંભૂતઃ कालात्मा नित्यमप्रमत्तैः पूजनीय इत्याह—**य इति**।

**यः सृज्यशक्तिमुरुधोच्छ्वसयन्स्वशक्त्या**
**पुंसोऽभ्रमाय दिवि धावति भूतभेदः।**
**कालाख्यया गुणमयं क्रतुभिर्वितन्वं-**
**स्तस्मै बलिं हरत वत्सरपञ्चकाय॥ १५**

જે વર્ષે સૌર અને ચાંદ્ર માસનો એક જ સમયે આરંભ થાય તે સંવત્સર, તે પછીનું *પરિવત્સર, ત્યાર બાદ ઈડાવત્સર, તે પછી અનુવત્સર અને તે પછી વત્સર આવે છે. ત્યાર બાદ ફરીથી આ જ પ્રમાણે સંવત્સર વગેરેનો આરંભ સમજવો.

આ પ્રમાણે કાળસ્વરૂપ સૂર્યનારાયણ નિત્ય સાવધાનીપૂર્વક પૂજવાને યોગ્ય છે તેમ કહે છે— **'यः इति।'**

પોતાની કાળ નામની શક્તિથી બીજ વગેરે પદાર્થોની અંકુર ઉત્પન્ન કરવાની શક્તિને અનેક પ્રકારે કાર્યમાં પ્રવૃત્ત કરતા, યજ્ઞો વડે ગુણોવાળા (સ્વર્ગાદિ) ફળનો વિસ્તાર કરતા, પંચમહાભૂતોના અંગરૂપ તેજસ્વરૂપ જે સૂર્યનારાયણ (આયુષ્ય વગેરેના ક્ષય દ્વારા) મનુષ્યોનો મોહ દૂર કરવા માટે અંતરિક્ષમાં વિચરી રહ્યા છે, તે પાંચ પ્રકારના વર્ષના પ્રવર્તકને ઉપહાર અર્પણ કરો (પૂજા કરો). ॥ ૧૫ ॥

**वंशीधरी–** *બૃહસ્પતિની ગતિ અનુસાર ૬૦ પરિવત્સરોનાં મુનિવરો દ્વારા અપાયેલાં નામ.

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | પ્રભવ | ૧૩ | પ્રમાથી | ૨૫ | ખર | ૩૭ | શોભન | ૪૯ | રાક્ષસ |
| ૨ | વિભવ | ૧૪ | વિક્રમ | ૨૬ | નંદન | ૩૮ | ક્રોધ | ૫૦ | અનલ |
| ૩ | શુક્લ | ૧૫ | વૃષ | ૨૭ | વિજય | ૩૯ | વિશ્વાવસુ | ૫૧ | પિંગલ |
| ૪ | પ્રમોદ | ૧૬ | ચિત્રભાનુ | ૨૮ | જય | ૪૦ | પરાભવ | ૫૨ | કાલયુક્ત |
| ૫ | પ્રજાપતિ | ૧૭ | સુભાનુ | ૨૯ | મન્મથ | ૪૧ | પ્લવંગક | ૫૩ | સિદ્ધાર્થ |
| ૬ | અંગિરસ્ | ૧૮ | તારણ | ૩૦ | દુર્મુખ | ૪૨ | કીલક | ૫૪ | રૌદ્રક |
| ૭ | શ્રીમુખ | ૧૯ | પાર્થિવ | ૩૧ | હેમલંબ | ૪૩ | સૌમ્ય | ૫૫ | દુર્મતિ |
| ૮ | ભાવ | ૨૦ | વ્યય | ૩૨ | વિલંબ | ૪૪ | સાધારણ | ૪૬ | દુન્દુભિ |
| ૯ | યુવા(યુવન્) | ૨૧ | સર્વજિત્ | ૩૩ | વિકારિક | ૪૫ | વિરોધકૃત્ | ૫૭ | રુધિરોદ્ગારિન્ |
| ૧૦ | ધાતા | ૨૨ | સર્વધારી | ૩૪ | શર્વરી | ૪૬ | પરિધાવી | ૫૮ | રક્તદક્ |
| ૧૧ | ઈશ્વર | ૨૩ | વિરોધ | ૩૫ | પ્લવ | ૪૭ | પ્રમાદી | ૫૯ | ક્રોધન |
| ૧૨ | બહુધાન્ય | ૨૪ | વિકૃત | ૩૬ | શુભકૃત્ | ૪૮ | આનંદ | ૬૦ | ક્ષયકૃત્ |

सृज्यं कार्यमङ्कुरादि तद्विषयां बीजादीनां शक्तिं कालरूपया स्वशक्त्या बहुधोच्छ्वसयन् कार्याभिमुखीकुर्वन् दिव्यन्तरिक्षे धावति। कोऽसौ। भूतभेदो महाभूतविशेषस्तेजोमण्डलरूपी सूर्यः। किमर्थं धावति। पुरुषस्याभ्रमाय भ्रमो मोहस्तन्निवृत्तये। आयुरादिव्ययेन विषयासक्तिं निवर्तयन्नित्यर्थः। सकामानां तु गुणमयं स्वर्गादिफलं क्रतुभिर्विस्तारयन्। तस्मै संवत्सरपञ्चकप्रवर्तकाय पूजां कुरुत॥ १५॥

**'सृज्यम्'** કાર્ય, અંકુર વગેરે, તે ઉત્પન્ન કરવાની બીજ વગેરે પદાર્થોની શક્તિને કાળરૂપ પોતાની શક્તિથી અનેક પ્રકારે **'उच्छ्वसयन्'** કાર્યમાં પ્રવૃત્ત કરતા **'दिवि'** અંતરિક્ષમાં દોડે છે (વિચરણ કરે છે). એ કોણ છે? **'भूतभेदः'** પંચમહાભૂતના અંગરૂપ તેજોમંડળસ્વરૂપ એ સૂર્યનારાયણ છે. એ શા માટે વિચરણ કરે છે? મનુષ્યના **'अभ्रमाय'** **'भ्रमः'** એટલે મોહ, તેની નિવૃત્તિ અર્થે, આયુષ્ય વગેરેના ક્ષય દ્વારા વિષયો તરફની આસક્તિને દૂર કરતા, એમ અર્થ છે. સકામ મનુષ્યોને માટે **'गुणमयम्'** ગુણોવાળા સ્વર્ગ વગેરે ફળને યજ્ઞો દ્વારા વિસ્તારતા, પાંચ પ્રકારના વર્ષને પ્રવર્તાવનારા તે સૂર્યનારાયણની પૂજા કરો. ॥ ૧૫ ॥

**बा.प्र.**—एवं सर्वथोपकारिणः पूजाभावे कृतघ्नता स्यादिति भावः।

આ રીતે સર્વ પ્રકારે ઉપકાર કરનારની પૂજા કરવામાં નહીં આવે તો કૃતઘ્નતા થશે.

**विदुर उवाच**

***पितृदेवमनुष्याणामायुः परमिदं स्मृतम्।**
**परेषां गतिमाचक्ष्व ये स्युः कल्पाद्बहिर्विदः॥ १६**

**વિદુરજી બોલ્યા** – પિતૃઓ, દેવો તથા મનુષ્યોનું આ (સો વર્ષનું) વધુમાં વધુ આયુષ્યનું માપ કહેલું છે. બીજા જે જ્ઞાનીઓ ત્રૈલોક્યની બહાર હોય છે, તેમનાં આયુષ્યનું માપ કહો. ॥ ૧૬ ॥

इदं स्वस्वमानेन वर्षशतं गणितमायुर्मानम्। प्रत्यहं कल्प्यते सृज्यते इति कल्पस्त्रैलोक्यं तस्माद्बाह्यतः। विदो ज्ञानिनः॥ १६॥

પોતપોતાની ગણતરી પ્રમાણે સો વર્ષ ગણવામાં આવેલા આ આયુષ્યનું માપ (કહો). પ્રતિદિન **'कल्प्यते'** સર્જવામાં આવે તે કલ્પ અર્થાત્ ત્રણ લોક, તેની બહાર– **'विदः'** જ્ઞાનીઓ ॥ ૧૬ ॥

**भगवान्वेद कालस्य गतिं भगवतो ननु।**
**विश्वं विचक्षते धीरा योगराद्धेन चक्षुषा॥ १७**

આપ ભગવાન કાળની ગતિને ખરેખર જાણો છો કારણ કે ધીર પુરુષો યોગસિદ્ધ જ્ઞાનદષ્ટિથી સમગ્ર જગતને જુએ છે. ॥ ૧૭ ॥

योगराद्धेन योगसिद्धेन॥ १७॥

**'योगराद्धेन'** યોગથી મેળવેલી (જ્ઞાનદષ્ટિ) વડે ॥ ૧૭ ॥

* ત્રેતાયુગનાં ૩૦૦૦ વર્ષો તથા સન્ધ્યા અને સન્ધ્યાંશનાં ત્રણસો અને ત્રણસો એમ ૬૦૦ વર્ષ મળીને (૩૬૦૦) થાય. દ્વાપરયુગનાં બે હજાર વર્ષો તથા સન્ધ્યા અને સન્ધ્યાંશનાં બસો તથા બસો મળીને ચારસો (એટલે ૨૪૦૦) વર્ષ થાય અને કલિયુગનાં હજાર વર્ષો તથા સન્ધ્યા અને સન્ધ્યાંશનાં એકસો અને એકસો એમ બસો થઈને (૧૨૦૦) વર્ષ– આમ ૪૮૦૦+૩૬૦૦+૨૪૦૦+૧૨૦૦=૧૨૦૦૦ દેવોનાં વર્ષ થયાં.) (દેવોનાં ૧૨૦૦૦ વર્ષો=મનુષ્યોનાં ૪૩,૨૦,૦૦૦ વર્ષો)

***बा.प्र.**—तत्र कैमुत्यन्यायं दर्शयति—धीरा विषयेभ्यः परावर्तितेन्द्रिया योगनिष्ठाः योगसिद्धेन चक्षुषा अलौकिकसामर्थ्येन विश्वं सर्वमप्यतीन्द्रियं वस्तु विचक्षते, किं पुनर्भवान् पश्यतीति वक्तव्यम्।

**मैत्रेय उवाच**

**कृतं त्रेता द्वापरं च कलिश्चेति चतुर्युगम्।**
**द्विव्यैर्द्वादशभिर्वर्षैः सावधानं निरूपितम्॥ १८**

द्वादशभिर्वर्षसहस्रैरित्युत्तरश्लोकसामर्थ्याज्ज्ञातव्यम्। अवधीयत इत्यवधानं सन्ध्या चांशश्च तत्सहितम्॥ १८॥

**चत्वारि त्रीणि द्वे चैकं कृतादिषु यथाक्रमम्।**
**संख्यातानि सहस्राणि द्विगुणानि शतानि च॥ १९**

कृतयुगे चत्वारि सहस्राणि संन्ध्या सन्ध्यांशयोश्चत्वारिचत्वारीत्यष्टौ शतानि च। एवं त्रेतादिष्वपि योज्यम्॥ १९॥

**सन्ध्यांशयोरन्तरेण यः कालः शतसंख्ययोः।**
**तमेवाहुर्युगं तज्ज्ञा यत्र धर्मो विधीयते॥ २०**

युगस्यादौ सन्ध्या अन्तेंऽशः सन्ध्यांशः। उक्तानि शतानि संख्या ययोस्तयोरन्तरेण मध्ये युगम्। तस्य विशेषमाह—यत्रेति। गवालम्भादिधर्मविशेषो* यत्र विधीयते इत्यर्थः। साधारणधर्मस्तु सन्ध्यांशयोरप्यस्त्येव॥ २०॥

**वंशीधरी— ***'धर्मविशेषः इति।' यत्र येषु युगेषु ध्यानयज्ञपरिचर्याकीर्त्तनात्मको धर्मविशेषः।

તે માટે કૈમુત્યન્યાય દર્શાવે છે. ધીર પુરુષો વિષયોમાંથી પાછી ફરેલી ઈન્દ્રિયોવાળા, યોગનિષ્ઠ હોય છે. યોગસિદ્ધ ચક્ષુઓ દ્વારા અલૌકિક સામર્થ્ય વડે સમગ્ર વિશ્વને અને ઈન્દ્રિયાતીત વસ્તુને પણ તેઓ જુએ છે, તો પછી આપ સરખા મુનીશ્વર (જ્ઞાનદૃષ્ટિથી જગતને) જુએ તેમાં શું કહેવા જેવું છે?

**મૈત્રેયમુનિ બોલ્યા** – કૃત, ત્રેતા, દ્વાપર અને કલિ, એમ ચાર યુગો સન્ધ્યા તથા સન્ધ્યાના અંશની સાથે દેવોનાં બાર હજાર વર્ષના કહેલા છે. ॥ ૧૮ ॥

આ પછીના શ્લોક(૧૯)ના અર્થજ્ઞાનથી (દેવોનાં) બારહજાર વર્ષોનો અર્થ જાણવો જોઈએ. અવધિ (મર્યાદા) બાંધે તે અવધાન, **'स+अवधानम्'** યુગની સન્ધ્યા તથા તેનો અંશ, તે સહિત ॥ ૧૮ ॥

સત્ય, ત્રેતા, દ્વાપર અને કલિયુગમાં અનુક્રમે ચાર, ત્રણ, બે અને એક હજાર દેવોનાં વર્ષો તથા (તે જ પ્રમાણે અનુક્રમે તે તે યુગની સન્ધ્યા તથા સન્ધ્યાંશનાં તે તે) હજારથી બમણાં સો વર્ષો કહેલાં છે. ॥ ૧૯ ॥

સત્યયુગમાં ચાર હજાર વર્ષો તથા સન્ધ્યા અને સન્ધ્યાંશના ચારસો અને ચારસો એમ આઠસો (મળીને ૪૮૦૦) વર્ષ થાય. આ જ પ્રમાણે ત્રેતા વગેરેમાં પણ થાય. ॥ ૧૯ ॥

કાળરહસ્યજ્ઞ મનુષ્યો સો સંખ્યાવાળા સન્ધ્યા અને સન્ધ્યાંશની મધ્યનો જે કાળ છે, કે તેને જ યુગ કહે છે, જ્યાં વિશિષ્ટ ધર્મનું વિધાન થાય છે. ॥ ૨૦ ॥

યુગની પૂર્વે સન્ધ્યા અને અંતે સંધ્યાંશ; તે બંનેની કહેવામાં આવેલી સો સો ની જે સંખ્યા છે, તે બન્નેની **'अन्तरेण'** મધ્યમાં યુગ હોય છે. તે યુગનો અસાધારણ ધર્મ **'यत्र इति।'**થી કહે છે. ગાયોનો સ્પર્શ કરીને (દાન) કરવું વગેરે વિશિષ્ટ ધર્મોનું જ્યાં વિધાન કરવામાં આવે છે, એમ અર્થ છે. સન્ધ્યા અને સન્ધ્યાંશના કાળમાં શ્રવણ-કીર્તનાદિ સામાન્ય ધર્મ તો હોય છે જ. ॥ ૨૦ ॥

જે જે યુગોમાં ધ્યાન, યજ્ઞ, સેવા અને કીર્તનરૂપ વિશિષ્ટ ધર્મ હોય (તેનું વિધાન કરવામાં આવે છે.)

'कृते यद्ध्यायतो विष्णुं त्रेतायां यजतो मखैः।
द्वापरे परिचर्य्यायां कलौ तद्धरिकीर्तनात्॥'

'इत्युक्तन्यायेन साधारणधर्मस्तु गुणकृतः। किञ्च यस्य युगस्य यो धर्मः स एव तत्सन्ध्यांश-योरप्यस्त्येवेत्यपि ज्ञेयम्।'

**धर्मश्चतुष्पान्मनुजान्कृते समनुवर्तते।**
**स एवान्येष्वधर्मेण व्येति पादेन वर्धता॥ २१**

*चतुष्पात् सम्पूर्णः। त्रेतादिषु पादेन पादेन व्येति ह्रसति। पादेन पादेन वर्धमानेनाधर्मेण हेतुना।

एतच्च स्वरूपकथनमात्रं वैराग्यार्थं न तु धर्मसंकोचनार्थम्॥ २१॥

**वंशीधरी—** *'चतुष्पात् इति।'
तपः शौचं दया सत्यमिति पादाः प्रकीर्तिताः।

**त्रिलोक्या युगसाहस्त्रं बहिराब्रह्मणो दिनम्।**
**तावत्येव निशा तात यन्निमीलति विश्वसृक्॥ २२**

त्रिलोक्या बहिर्महर्लोकप्रभृति ब्रह्मलोक-मभिव्याप्य चतुर्युगसहस्त्रमेकं दिनम्। यत् यस्यां विश्वसृक् ब्रह्मा निमीलति स्वपिति*॥ २२॥

***सुबोधिनी—**निमीलति इति। निद्राभावान्नि-मीलनमेव तस्य। निमीलनमेव योगनिद्रा।

**दीपिनी—**ततोऽवतीर्य विश्वात्मा देहमाविश्य चक्रिणः। अवाप वैष्णवीं निद्रामेकीभूयाथ विष्णुनेति कूर्मोक्तेः।

''સત્યયુગમાં ભગવાન વિષ્ણુના ધ્યાનથી જે પ્રાપ્ત થાય છે, ત્રેતાયુગમાં જે યજ્ઞ કરવાથી પ્રાપ્ત થાય છે, દ્વાપરમાં જે સેવાથી પ્રાપ્ત થાય છે, તે કળિયુગમાં શ્રીહરિના કીર્તનથી પ્રાપ્ત થાય છે.''

એ પ્રમાણે કહેલા ન્યાય અનુસાર સાધારણ ધર્મ તો ગુણ પ્રમાણે કરવામાં આવેલો છે. વળી, જે યુગનો જે ધર્મ છે, તે જ તે યુગની સન્ધ્યા અને સન્ધ્યાંશનો પણ છે જ, તે પણ જાણવું.

સત્યયુગના મનુષ્યોમાં ચાર ચરણવાળો ધર્મ રહે છે. બીજા યુગોમાં એ જ ધર્મ, વધતા અધર્મને કારણે, એક એક ચરણથી ક્ષીણ થતો જાય છે. ॥ ૨૧ ॥

**'चतुष्पात्'** ચાર ચરણવાળો અર્થાત્ સમ્પૂર્ણ ત્રેતા વગેરે યુગોમાં એક એક ચરણથી **'व्येति'** ક્ષીણ પામે છે; ચોથા ભાગથી એક એક ચરણથી વધતા અધર્મને કારણે.

આ ધર્મના ક્ષય વગેરે સ્વરૂપનું કથન વૈરાગ્ય માટે છે, નહીં કે ધર્મ ઘટાડવા માટે. ॥ ૨૧ ॥

તપ, શૌચ, દયા અને સત્ય– એ પ્રમાણે (શ્રીમદ્ ભા.૧/૧૭/૨૪) ચાર ચરણ કહેલાં છે.

હે તાત, ત્રણ લોકની બહાર બ્રહ્મલોકપર્યન્ત એક હજાર ચતુર્યુગીનો એક દિવસ અને તેટલી જ રાત્રિ હોય છે, જેમાં વિશ્વના સર્જનહાર (નેત્રો) મીંચે છે. ॥ ૨૨ ॥

ત્રિલોકીની બહાર મહર્લોક વગેરેમાં બ્રહ્મલોક પર્યન્ત સહસ્રચતુર્યુગીનો એક દિવસ હોય છે. **'यत्'** જે રાત્રિમાં **'विश्वसृक्'** વિશ્વસ્રષ્ટા બ્રહ્માજી **'निमीलति'** નેત્રો મીંચે છે, શયન કરે છે. ॥ ૨૨॥

(બ્રહ્માજી કે ભગવાનમાં) નિદ્રાનો અભાવ હોવાથી તેમનું નિમીલન કહ્યું છે. (પ્રાણીઓ રાત્રે ઊંઘે છે, ભગવાન કેવળ નેત્રોને મીંચે છે, નિદ્રા નથી લેતા) તેથી તેમનું નેત્રનિમીલન યોગનિદ્રા મનાય છે.

કૂર્મપુરાણમાં કહ્યું છે કે, ત્યાર બાદ વિશ્વાત્માએ ચક્રધારીના દેહમાં પ્રવેશી, ભગવાન વિષ્ણુ સાથે એકરૂપ થઈ વૈષ્ણવીનિદ્રાને પ્રાપ્ત કરી.

तत्र दिनस्थितिमाह निशावसान इत्यादिसार्धैश्चतुर्भिः ।

**निशावसान आरब्धो लोककल्पोऽनुवर्तते ।**
**यावद्दिनं भगवतो मनून्भुञ्जंश्चतुर्दश ॥ २३**

चतुर्दशमनून्भुञ्जन्पालयन् । व्याप्नुवन्नित्यर्थः ॥ २३ ॥

**स्वं स्वं कालं मनुर्भुङ्क्ते साधिकां ह्येकसप्ततिम् ।**
**मन्वन्तरेषु मनवस्तद्वंश्या ऋषयः सुराः ।**
**भवन्ति चैव युगपत्सुरेशाश्चानु ये च तान् ॥ २४**

किंचिदधिकां युगानामेकसप्ततिम् । मनुवंश्याः पृथ्वीपालकाः क्रमेण भवन्ति । सप्तर्षिप्रभृतयस्तु युगपत्समकालेन भवन्ति । सुरेशा इन्द्राः ।ताननुवर्तन्ते ये गन्धर्वादयस्तेऽपि ॥ २४ ॥

**एष दैनंदिनः सर्गो ब्राह्मस्त्रैलोक्यवर्तनः ।**
**तिर्यङ्नृपितृदेवानां संभवो यत्र कर्मभिः ॥ २५**

त्रैलोक्यं वर्तयतीति तथा ॥ २५ ॥

**मन्वन्तरेषु भगवान्बिभ्रत्सत्त्वं स्वमूर्तिभिः ।**
**मन्वादिभिरिदं विश्वमवत्युदितपौरुषः ॥ २६**

स्वमूर्तिभिर्मन्वन्तरावतारैर्मन्वादिभिर्द्वारभूतैराविष्कृतपुरुषकारः सन्विश्वं रक्षति ॥ २६ ॥

रात्रिगतां स्थितिमाह पञ्चभिः ।

**तमोमात्रामुपादाय प्रतिसंरुद्धविक्रमः ।**
**कालेनानुगताशेष आस्ते तूष्णीं दिनात्यये ॥ २७**

બ્રહ્માજીના દિવસની વ્યવસ્થાને જણાવે છે. '**निशावसाने इति।**' વગેરે દ્વારા સાડા ચાર શ્લોક વડે કહે છે.

રાત્રિના અંતે આરંભેલી લોકરચના જ્યાં સુધી ભગવાનનો દિવસ રહે ત્યાં સુધીમાં ચૌદ મનુઓને વ્યાપીને ચાલે છે. ॥ ૨૩ ॥

ચૌદ મનુઓનું '**भुञ्जन्**' પાલન કરતા, વ્યાપીને ચાલે છે, એમ અર્થ છે. ॥ ૨૩ ॥

એક મનુ ઈકોતેર ચતુર્યુગીથી અધિક એવા પોતપોતાના કાળને ભોગવે છે. મન્વન્તરોમાં મનુઓ, તેમના વંશજો, ઋષિઓ, દેવો અને ઈન્દ્રો તથા તેઓને જે અનુસરનારા છે તેઓ એકી સાથે ઉત્પન્ન થાય છે. ॥ ૨૪ ॥

ઈકોતેર ચતુર્યુગીથી કંઈક અધિક સમય પર્યન્ત મનુના વંશજો ક્રમપૂર્વક પૃથ્વીના રાજાઓ બને છે. સપ્તર્ષિ વગેરે તો '**युगपत्**' એક જ સમયે થાય છે. '**सुरेशाः**' ઈન્દ્રો – તેમને અનુસરનારા જે ગન્ધર્વો વગેરે છે, તેઓ પણ (એક સાથે ઉત્પન્ન થાય છે). ॥ ૨૪॥

બ્રહ્માજીની આ પ્રતિદિનની સૃષ્ટિ છે જેમાં ત્રણેય લોક સર્જાય છે તથા પશુ-પક્ષી, મનુષ્યો, પિતૃઓ અને દેવોની કર્માનુસાર ઉત્પત્તિ થાય છે. ॥ ૨૫ ॥

તે અનુસાર ત્રણેય લોકની રચના થાય છે.॥ ૨૫ ॥

મન્વન્તરોમાં ભગવાન સત્ત્વગુણ ધારણ કરીને મનુ વગેરે પોતાના અવતારો દ્વારા પરાક્રમ પ્રકટ કરી આ જગતનું રક્ષણ કરે છે. ॥ ૨૬ ॥

'**स्वमूर्तिभिः**' મન્વન્તરોમાં મનુ વગેરે દ્વારભૂત બનેલા પોતાના અવતારોથી પરાક્રમ પ્રકટ કરી વિશ્વનું રક્ષણ કરે છે. ॥ ૨૬ ॥

રાત્રિ શરૂ થતાંની સ્થિતિને પાંચ શ્લોકો દ્વારા કહે છે.

(ભૂર્ભુવઃ સ્વર્લોકરૂપ) પરાક્રમ જેમણે સમેટી લીધું છે તેમજ ત્રૈલોક્યમાં રહેલા જીવવૃન્દ વગેરે જેમનામાં લય પામ્યા છે તેવા ભગવાન દિનાન્ત પ્રલયે તમોગુણના લેશનો આશ્રય કરી શાંત થઈ જાય છે. ॥ ૨૭॥

तमसो मात्रां लेशम्। प्रतिसंरुद्धः प्रत्याहृतो विक्रमो येन। अनुगतमनुप्रविष्टमशेषं यस्मिन् ॥ २७ ॥

तदेव स्पष्टयति—**तमेवेति।**

**तमेवान्वपिधीयन्ते लोका भूरादयस्त्रयः।**
**निशायामनुवृत्तायां निर्मुक्तशशिभास्करम्॥ २८**

अन्वपिधीयन्त इति कर्मकर्तरिप्रयोगः। तिरोहिता भवन्तीत्यर्थः। कथम्। निर्मुक्तो रहितः शशी भास्करश्च यथा भवति तथा॥ २८ ॥

**त्रिलोक्यां दह्यमानायां शक्त्या संकर्षणाग्निना।**
**यान्त्यूष्मणा महर्लोकाज्जनं भृग्वादयोऽर्दिताः॥ २९**

भगवच्छक्तिरूपो यः संकर्षणमुखाग्निस्तेनोष्मणाऽर्दिताः सन्तो जनलोकं यान्ति॥ २९ ॥

**तावत्त्रिभुवनं सद्यः कल्पान्तैधितसिन्धवः।**
**प्लावयन्त्युत्कटाटोपचण्डवातेरितोर्मयः॥ ३०**

कल्पान्तेनैधिताः सिन्धवः समुद्राः। उत्कट आटोपः क्षोभो येषां ते च ते चंडवातैरीरितोर्मयश्च ॥ ३० ॥

**अन्तः स तस्मिन् सलिल आस्तेऽनन्तासनो हरिः।**
**योगनिद्रानिमीलाक्षः स्तूयमानो जनालयैः॥ ३१**

जनलोक आलयो येषां महर्लोकगतानामन्येषां च तैः॥ ३१ ॥

वैराग्यार्थमाह।

તમોગુણનો '**मात्राम्**' લેશ, '**प्रतिसंरुद्धः**' સંકેલી લીધું છે પરાક્રમ જેમણે '**अनुगतम्**' લય પામ્યો છે ત્રૈલોક્યસ્થિત જીવવૃંદ જેમનામાં॥ ૨૭ ॥

તેને (રાત્રિના લક્ષણવાળા પ્રલયના સ્વરૂપને તે) જ સ્પષ્ટ કરે છે— '**तम् एव इति।**'

રાત્રિ શરૂ થતાં ભૂ: વગેરે ત્રણેય લોક તે (ભગવાન)માં જ તિરોહિત થાય છે. તે સમયે ચન્દ્ર અને સૂર્ય પણ હોતા નથી. ॥ ૨૮॥

'**अनु+अपि+धीयन्ते इति।**' '**अन्वपिधीयन्ते लोकाः**' અહીં '**लोकाः**' એ કર્મ જ કર્તા બને છે. ત્રણેય લોક તિરોહિત થાય છે, એમ અર્થ છે. કેવી રીતે? '**निर्मुक्तः**' રહિત, ચંદ્ર તથા સૂર્યરહિત જેમ હોય તેમ ॥ ૨૮॥

ભગવાનની શક્તિરૂપ સંકર્ષણના મુખના અગ્નિ વડે જ્યારે ત્રણે લોક બળવા લાગે છે, ત્યારે ભૃગુ આદિ ઋષિઓ (તેના) તાપથી પીડાઈ મહર્લોકમાંથી જનલોકમાં જાય છે. ॥ ૨૯ ॥

ભગવાનની શક્તિરૂપ જે સંકર્ષણના મુખનો અગ્નિ છે, તેના તાપથી દુ:ખી થઈ જનલોકમાં જાય છે. ॥ ૨૯॥

તેટલામાં કલ્પના અંતને કારણે વૃદ્ધિ પામેલા સમુદ્રો, અત્યન્ત ખળભળાટ તેમ જ પ્રચંડ વાયુથી ઉત્પન્ન થયેલાં મોજાંવાળા થઈ તરત જ ત્રણેય લોકને ડુબાડી દે છે. ॥ ૩૦ ॥

કલ્પના અંતને કારણે વધેલા '**सिन्धवः**' સમુદ્રો, અત્યન્ત '**आटोपः**' ખળભળાટ છે જેમનો તેવા તથા પ્રચંડ વાયુથી વૃદ્ધિ પામેલા તરંગોવાળા (સમુદ્રો) ॥ ૩૦॥

તે જળની અંદર જનલોકનિવાસીઓ દ્વારા સ્તુતિ કરાતા અનંતાસન (શેષશાયી) શ્રીહરિ યોગનિદ્રાથી મીંચેલા નેત્રવાળા હોય છે. ॥ ૩૧ ॥

જનલોકમાં જેમનો નિવાસ છે તેઓ તથા મહર્લોકમાંથી ગયેલા તથા સદાય ત્યાં રહેનારા અન્ય નિવાસીઓ, તેમના દ્વારા ॥ ૩૧ ॥

વૈરાગ્ય થાય તે માટે કહે છે.

**एवंविधैरहोरात्रैः कालगत्योपलक्षितैः ।**
***अपक्षितमिवास्यापि परमायुर्वयः शतम् ॥ ३२**

एवंविधैरहोरात्रैर्वर्षशतं सर्वेषां प्राणिनामायुषः परमधिकमस्य ब्रह्मणो यदायुस्तदप्यपक्षितमिव क्षीणमिवेति लोकोक्तिः । गतप्रायमित्यर्थः ॥ ३२ ॥

કાળની ગતિથી દેખાતા આવા પ્રકારનાં દિવસ-રાત વડે મોટામાં મોટું સો વર્ષનું આયુષ્ય પણ આમને (બ્રહ્માજીને) ક્ષીણ થતું હોય તેમ લાગે છે. ॥ ૩૨ ॥

આ પ્રમાણે (કાળની પરમાણુ વગેરે ગતિથી જણાયેલાં સૌથી મોટાં) દિવસ-રાત વડે સો વર્ષ, સર્વ પ્રાણીઓનાં આયુષ્ય કરતાં **'परम्'** અધિક આ બ્રહ્માજીનું જે આયુષ્ય છે, તે પણ **'अपक्षितम्'** જાણે ક્ષીણ થતું હોય તેમ, એવી લોકોક્તિ છે. આયુષ્ય લગભગ વીત્યું હોય તેમ, એમ અર્થ છે. ॥ ૩૨ ॥

***वंशीधरी—**'अहो सर्वाधिकद्विपरार्धायुषो ब्रह्मणोऽपि यदि कालभयं' 'यस्माद्बिभेम्यहमपि द्विपरार्धधिष्ण्ये' इत्युक्तेस्तदा का वार्ताऽल्पायुषः पुंसोऽतो हरिभक्तिवैराग्यादौ यतितव्यमवश्यमिति भावः ।

આશ્ચર્યની વાત છે કે સર્વથી અધિક દ્વિપરાર્ધ આયુષ્યવાળા બ્રહ્માજીને પણ જો કાળનો ભય હોય, ''હું પોતે બે પરાર્ધ વર્ષ સુધી રહેનારા સ્થાનમાં હોવા છતાં પણ જેનાથી ભય પામું છું.'' (શ્રીમદ્ ભા.૩/૯/૧૮) એમ બ્રહ્માજી દ્વારા કહેવામાં આવ્યું છે તો અલ્પાયુષ્યવાળા મનુષ્યની તો શી વાત કરવી? આથી શ્રીહરિની ભક્તિ અને વૈરાગ્ય વગેરે માટે અવશ્ય યત્ન કરવો જોઈએ તેવો ભાવ છે.

तदेवाह। यदिति।

તે જ (અર્થાત્ અર્ધ ભાગ વીતી ગયો તે વાતને) કહે છે— **'यद् इति।'**

**यदर्धमायुषस्तस्य परार्धमभिधीयते ।**
**पूर्वः परार्धोऽपक्रान्तो ह्यपरोऽद्य प्रवर्तते ॥ ३३**

॥ ३३ ॥

તેમના આયુષ્યનો જે અર્ધ ભાગ છે તે પરાર્ધ કહેવાય છે. તેમાંથી પહેલો ભાગ વીતી ગયો, અત્યારે બીજો પરાર્ધ ચાલે છે. ॥ ૩૩ ॥ ૩૩ ॥

**पूर्वस्यादौ परार्धस्य ब्राह्मो नाम महानभूत् ।**
**कल्पो यत्राभवद्ब्रह्मा शब्दब्रह्मेति यं विदुः ॥ ३४**

બ્રહ્માજીના આયુષ્યના પૂર્વ પરાર્ધના આદિમાં બ્રાહ્મ નામનો મહાન કલ્પ હતો, જેમાં બ્રહ્મા ઉત્પન્ન થયા હતા. તેથી જ તેમને શબ્દબ્રહ્મ કહેવાય છે. ॥ ૩૪ ॥

पूर्वस्य परार्धस्यादाविति त्रिभिर्वस्तु-कथनमात्रम् ॥ ३४ ॥

પૂર્વ પરાર્ધના આદિમાં (બ્રાહ્મ કલ્પ હતો). એ પ્રમાણે ત્રણ શ્લોકો દ્વારા માત્ર કલ્પનું કથન કરવામાં આવ્યું છે. ॥ ૩૪ ॥

पाद्मत्वे हेतुः । यदिति ।

પાદ્મકલ્પ હોવા માટેનું કારણ **'यत् इति।'**

**तस्यैव चान्ते कल्पोऽभूद्यं पाद्ममभिचक्षते ।**
**यद्धरेर्नाभिसरस आसील्लोकसरोरुहम् ॥ ३५**

॥ ३५ ॥

અને તે જ બ્રહ્માના પૂર્વ પરાર્ધના અંતે જે કલ્પ હતો, તે પાદ્મ કલ્પ કહેવાય છે, કારણ કે શ્રીહરિના નાભિસરોવરમાંથી ત્રિભુવનાત્મક પદ્મ થયું હતું. ॥ ૩૫ ॥ ૩૫ ॥

**अयं तु कथितः कल्पो द्वितीयस्यापि भारत।**
**वाराह इति विख्यातो यत्रासीत्सूकरो हरिः ॥ ३६**

અયં તુ દ્વિતીયસ્યાદૌ કથિતઃ ॥ ૩૬ ॥

हे ભારત, જેમાં શ્રીહરિ વરાહરૂપે થયા હતા અને તેથી જ જે વારાહ કલ્પ નામથી પ્રસિદ્ધ છે, તે (બ્રહ્માજીના આયુષ્યના) બીજા પરાર્ધના આરંભમાં થયો છે. ॥ ૩૬ ॥

અયં તુ દ્વિતીયસ્યાદૌ કથિતઃ ॥ ३६ ॥

આ કલ્પ તો બીજા પરાર્ધના આરંભમાં (વારાહ કલ્પ નામથી) પ્રસિદ્ધ છે. ॥ ૩૬ ॥

तदेवं कालेन निमित्तेन सृज्यानामायुः- परिमाणमुक्त्वा कालपरिच्छेदरहितं तत्त्वमाह— **कालोऽयमिति** पञ्चभिः।

આ પ્રમાણે તે (સૂક્ષ્મ અને સ્થૂળ કાળ કહીને, આત્યન્તિક સ્થૂળ, પરમ મહાન, દ્વિપરાર્ધ કહેવાતા) કાળના નિમિત્તથી સર્જન કરવાને યોગ્ય પ્રાણીઓના આયુષ્યનું પરિમાણ કહીને કાળની સીમાથી રહિત તત્ત્વને પાંચ શ્લોકો દ્વારા જણાવે છે— **'कालः अयम् इति।'**

**कालोऽयं द्विपरार्धाख्यो निमेष उपचर्यते।**
**अव्याकृतस्यानन्तस्य अनादेर्जगदात्मनः ॥ ३७**

આ દ્વિપરાર્ધ નામનો કાળ એ તો કાર્યોપાધિથી શૂન્ય અને તેથી જ અનાદિ, અનંત એવા જગત્કારણ શ્રીપરમાત્માનો માત્ર એક નિમેષકાળ માનવામાં આવે છે. ॥ ૩૭ ॥

उपचर्यते केवलं न त्वनेनापि क्रमेणायुर्गणनं तस्येत्याह। अव्याकृतस्य कार्योपाधिशून्यस्य अत एवानन्तस्यानादेश्च जगदात्मनो जगत्कारणस्य ॥ ३७ ॥

**'उपचर्यते'** (ઉપચાર માત્રથી કહેવાય છે)– આના દ્વારા તેમની ક્રમપૂર્વકની આયુષ્યની ગણતરી નથી કરી. **'अव्याकृतस्य'** કાર્યની ઉપાધિથી રહિત અને આથી જ અનંતનો અને અનાદિનો, **'जगदात्मनः'** જગત્કારણનો ॥ ૩૭ ॥

तत्परिच्छेदे कालस्यासामर्थ्यादित्याह।

તે પરમાત્માને સીમિત કરવા (વશ કરવા) માટે કાળનું સામર્થ્ય ન હોવાથી કહે છે.

**कालोऽयं परमाण्वादिर्द्विपरार्धान्त ईश्वरः।**
**नैवेशितुं प्रभुर्भूम्न ईश्वरो धाममानिनाम्॥ ३८**

પરમાણુ વગેરેથી આરંભી દ્વિપરાર્ધ સુધીનો આ મહાસમર્થ એવો કાળ પરિપૂર્ણ શ્રીહરિ ઉપર પોતાની સત્તા ચલાવવા સમર્થ નથી પરંતુ દેહાભિમાની જીવોનો આ કાળ ઈશ્વર છે. ॥ ૩૮ ॥

कालोऽयमीश्वरः समर्थोऽपि भूम्नः परिपूर्णस्येशितुं नैव प्रभुः समर्थः। यतो धाममानिनां देहगेहाभिमानिनामेवेश्वरः ॥ ३८ ॥

આ કાળ **'ईश्वरः'** સમર્થ હોવા છતાં **'भूम्नः'** પરિપૂર્ણ એવા શ્રીહરિ ઉપર સત્તા ચલાવવા માટે **'न-एव प्रभुः'** સમર્થ નથી જ, પરંતુ આ કાળ **'धाममानिनाम्'** શરીર, ઘર વગેરેનું અભિમાન કરનારા જીવોનો જ ઈશ્વર છે. ॥ ૩૮ ॥

'भूम्न' इत्युक्तं तत्प्रपञ्चयन्नाह।

'**भूम्नः**' એમ કહ્યું તે વિસ્તારપૂર્વક સમજાવતા કહે છે.

**विकारैः सहितो युक्तैर्विशेषादिभिरावृतः।**
**आण्डकोशो बहिरयं पञ्चाशत्कोटिविस्तृतः॥ ३९**
**दशोत्तराधिकैर्यत्र प्रविष्टः परमाणुवत्।**
**लक्ष्यतेऽन्तर्गताश्चान्ये कोटिशो ह्यण्डराशयः॥ ४०**

અષ્ટ પ્રકૃતિ અને ભેગા મળેલા સોળ વિકારો સાથેનો, (અંદરથી) પચાસ કરોડ યોજન વિસ્તારવાળો અને બહારના ભાગમાં પોતાનાથી ઉત્તરોત્તર દસ દસ ગણાં મોટાં (પૃથ્વી વગેરે સાત પડો)થી વીંટળાયેલો આ બ્રહ્માંડકોશ જેમાં પ્રવેશીને પરમાણુ જેવો દેખાય છે અને બીજા કરોડો બ્રહ્માંડના સમૂહો પણ પરમાણુ જેવા દેખાય છે, ॥ ૩૯ ॥ ૪૦ ॥

**तदाहुरक्षरं ब्रह्म सर्वकारणकारणम्।**
**विष्णोर्धाम परं साक्षात्पुरुषस्य महात्मनः॥ ४१**

તેને અક્ષરબ્રહ્મ કહે છે. સર્વ કારણોનું તે કારણ છે. મહાત્મા પરમ પુરુષ વિષ્ણુનું સાક્ષાત્ પરમ ધામ છે. ॥ ૪૧ ॥

विकारैः षोडशभिर्युक्तैरष्टप्रकृतिसंयुतैः सहितस्तदारब्ध इत्यर्थः।

'**विकारैः**' પંચ મહાભૂતો અને અગિયાર ઇન્દ્રિયોરૂપ સોળ વિકાર સહિત, પ્રકૃતિ, મહત્તત્ત્વ, અહંકાર, પાંચ તન્માત્રાઓ– એમ અષ્ટપ્રકૃતિ ચોવીસ તત્ત્વોથી બનેલો– એમ અર્થ છે.

अयमाण्डकोशो यत्र प्रविष्टः परमाणुवल्लक्ष्यते इत्युत्तरेणान्वयः।

कीदृशः।

अन्तः पञ्चाशत्कोटियोजनविस्तृतः, बहिश्च विशेषादिभिः पृथिव्यादिभिः सप्तभिरावृतः॥ ३९॥

આ અંડકોશ, જેમાં પ્રવેશીને પરમાણુ જેવો દેખાય છે– એમ આ પછીના શ્લોક(૪૦) સાથે સંબંધ છે.

કેવો અંડકોશ?

અંદર પચાસ કરોડ યોજન વિસ્તારવાળો અને બહાર '**विशेषादिभिः**' પૃથ્વી વગેરે સાત પડોથી વીંટળાયેલો અંડકોશ ॥ ૩૯ ॥

कीदृशैः।

आण्डकोशप्रमाणाद्दशगुणमुत्तरोत्तरोऽधिको येषु तैः। न केवलमयमेक एव अपि त्वन्येऽपि लक्ष्यन्ते॥ ४०॥

કેવાં વિશેષાદિ વડે વીંટળાયેલો?

અંડકોશના પ્રમાણથી ઉત્તરોત્તર દસ ગણાં મોટાં જે આવરણો છે તેમનાં વડે. કેવળ આ એક જ અંડકોશ નથી, પરંતુ બીજા પણ (કરોડો) બ્રહ્માંડસમૂહો દેખાય છે. ॥ ૪૦ ॥

सर्वेषां कारणानां कारणम्। धाम स्वरूपम्॥ ४१॥

સર્વ કારણોનું કારણ છે. '**धाम**' સ્વરૂપ ॥ ૪૧॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां तृतीयस्कन्धे एकादशोऽध्यायः॥ ११॥

इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां एकादशोऽध्यायः॥ ११॥

*****

# अथ द्वादशोऽध्यायः

## સૃષ્ટિ વિસ્તાર

द्वादशे तु कुमारादिमनःसर्गाऽसमेधनात्।
कायद्वैधेन यौनस्तु मनुसर्गोऽनुवर्ण्यते॥ १

**मैत्रेय उवाच**

**इति ते वर्णितः क्षत्तः कालाख्यः परमात्मनः।**
**महिमा वेदगर्भोऽथ यथाऽस्राक्षीन्निबोध मे॥ १ ॥ १ ॥**

**ससर्जाग्रेऽन्धतामिस्रमथ तामिस्रमादिकृत्।**
**महामोहं च मोहं च तमश्चाज्ञानवृत्तयः॥ २**

अग्र इति। ब्रह्मा स्वसृष्टौ प्रथममविद्यावृत्तीः ससर्ज।

तत्र तमो नाम स्वरूपाप्रकाशः। मोहो देहाद्यहंबुद्धिः। महामोहो भोगेच्छा। तामिस्रं तत्प्रतिघाते क्रोधः।

अन्धतामिस्रं तन्नाशेऽहमेव मृतोऽस्मीति बुद्धिः।

तदेवोक्तं वैष्णवे—

तमोऽविवेको मोहः स्यादंतःकरणविभ्रमः।
महामोहस्तु विज्ञेयो ग्राम्यभोगसुखैषणा॥
मरणं ह्यंधतामिस्रं तामिस्रः क्रोध उच्यते।
अविद्या पञ्चपर्वैषा प्रादुर्भूता महात्मनः॥
इति।

पातञ्जलेऽप्येत एवोक्ताः—अविद्यास्मिता-रागद्वेषाभिनिवेशाः पञ्च क्लेशाः इति।

બારમા અધ્યાયમાં કૌમારાદિ માનસી સૃષ્ટિની વૃદ્ધિ ન થવાથી બ્રહ્માજીના શરીરના બે ભાગ થવાથી યોનિમાંથી ઉત્પન્ન થયેલી મનુસૃષ્ટિ વર્ણવવામાં આવે છે. ॥ ૧ ॥

**મૈત્રેયમુનિ બોલ્યા** – હે વિદુરજી, આ રીતે પરમાત્માનો કાળ નામનો મહિમા તમને વર્ણવ્યો. હવે વેદગર્ભ બ્રહ્માજીએ જે રીતે સૃષ્ટિ રચી, તેનું મારી પાસેથી શ્રવણ કરો. ॥ ૧ ॥ ૧ ॥

આદિકર્તા બ્રહ્માજીએ સૌ પ્રથમ અન્ધતામિસ્રને, પછી તામિસ્રને, મહામોહને, મોહને અને તમસ્‌ને– આવી અજ્ઞાનની વૃત્તિઓને (જે બ્રાહ્મકલ્પમાં હતી,) સર્જી. ॥ ૨ ॥

**'अग्रे इति।'** બ્રહ્માજીએ પોતાની સૃષ્ટિમાં સૌ પ્રથમ અવિદ્યાની વૃત્તિઓને સર્જી.

તેમાં **'तमस्'** એટલે સ્વરૂપનો અપ્રકાશ, **'मोहः'** એટલે દેહ વગેરેમાં અહંબુદ્ધિ. **'महामोहः'** એટલે વિષયભોગની ઇચ્છા, **'तामिस्रम्'** એટલે વિષયભોગમાં અવરોધ આવતાં ક્રોધ થવો તે,

**'अन्धतामिस्रम्'** એટલે તે વિષયભોગનાં સાધનોનો નાશ થતાં હું મરી ગયો, એવી બુદ્ધિ થવી તે.

વિષ્ણુતંત્રમાં તે જ કહેવામાં આવ્યું છે—

તમસ્ એટલે અવિવેક. મોહ અંતઃકરણમાં ભ્રાન્તિ જન્માવે છે. મહામોહ એટલે વિષયભોગના સુખની એષણા જાણવી. ખરેખર, અંધતામિસ્ર એટલે (વિષયસુખ પ્રાપ્ત ન થતાં) મરણ (થયું હોય તેવી લાગણી) અને તામિસ્ર ક્રોધને કહે છે. આ પંચપર્વા અવિદ્યા મહાત્મા બ્રહ્માજીમાંથી ઉત્પન્ન થઈ છે.

ભગવાન પંતજલિએ પણ આ જ કહ્યું છે. અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ– આ પાંચ ક્લેશો છે. (પા.યો. ૨/૩)

श्रीविष्णुस्वामिप्रोक्ता वा अज्ञानविपर्यास-भेदभयशोकाः।

तदुक्तम् 'स्वादृगुत्थविपर्यास' इत्यादि॥ २॥

**दृष्ट्वा पापीयसीं सृष्टिं नात्मानं बह्वमन्यत।**
**भगवद्ध्यानपूतेन मनसाऽन्यां ततोऽसृजत्॥ ३**

न बह्वमन्यत नाभ्यनन्दत्॥ ३॥

**सनकं च सनन्दं च सनातनमथात्मभूः।**
**सनत्कुमारं च मुनीन्निष्क्रियानूर्ध्वरेतसः॥ ४**

यद्यपि प्रतिकल्पं सनकादिसृष्टिर्नास्ति तथापि ब्राह्मसर्गत्वादिहोच्यते। वस्तुतस्तु मुख्यसर्गादय एव प्रतिकल्पं भवन्ति सनकादयस्तु ब्राह्मकल्पसृष्टा एवानुवर्तन्ते॥ ४॥

**तान् बभाषे स्वभूः पुत्रान् प्रजाः सृजत पुत्रकाः।**
**तन्नैच्छन्मोक्षधर्माणो वासुदेवपरायणाः॥ ५**

स्वभूर्ब्रह्मा॥ ५॥

**सोऽवध्यातः सुतैरेवं प्रत्याख्यातानुशासनैः।**
**क्रोधं दुर्विषहं जातं नियन्तुमुपचक्रमे॥ ६**

अवध्यातोऽवज्ञातः। प्रत्याख्यातमनङ्गीकृतमनुशासनं यैः॥ ६॥

**धिया निगृह्यमाणोऽपि भ्रुवोर्मध्यात्प्रजापतेः।**
***सद्योऽजायत तन्मन्युः कुमारो नीललोहितः॥ ७**

स चासौ मन्युश्च तन्मन्युः॥ ७॥

***वंशीधरी—**
'सद्योजातं प्रपश्यामि शंकरं नीललोहितम्।' इति।

અથવા શ્રીવિષ્ણુ સ્વામી દ્વારા અજ્ઞાન, વિપર્યાસ, ભેદ, ભય અને શોક કહેવાયા છે.

તે કહેવામાં આવ્યું છે, ''પોતાના અજ્ઞાનમાંથી ઉત્પન્ન થતી વિપરીતતા'' વગેરે ॥ ૨ ॥

અતિશય પાપમયી સૃષ્ટિ જોઈને બ્રહ્માજીનું મન પ્રસન્ન ન થયું. ત્યાર બાદ ભગવાનના ધ્યાનથી પવિત્ર થયેલા મન દ્વારા બીજી સૃષ્ટિ ઉત્પન્ન કરી. ॥ ૩ ॥

**'न बहु-अमन्यत'** પ્રસન્ન થયા નહીં. ॥ ૩ ॥

હવે બ્રહ્માજીએ ઊર્ધ્વરેતા અર્થાત્ નૈષ્ઠિક બ્રહ્મચારીઓ એવા નિવૃત્તિપરાયણ સનક, સનંદન, સનાતન, સનત્કુમાર મુનિઓને (પ્રકટ કર્યા). ॥ ૪ ॥

જો કે પ્રત્યેક કલ્પમાં સનકાદિ મુનિઓનું સર્જન થતું નથી છતાં પણ બ્રાહ્મકલ્પ હોવાથી અહીં સનકાદિ(ની ઉત્પત્તિ)નું વર્ણન છે. ખરી રીતે પ્રત્યેક કલ્પમાં મુખ્ય સૃષ્ટિનું સર્જન થાય છે પરંતુ બ્રાહ્મકલ્પમાં સર્જાયેલા સનકાદિ મુનિઓ જ પ્રત્યેક કલ્પમાં અનુગમન કરે છે. ॥ ૪ ॥

તે પુત્રોને સ્વયંભૂ બ્રહ્માજીએ કહ્યું, ''હે પુત્રો, તમે પ્રજા ઉત્પન્ન કરો.'' મોક્ષધર્મવાળા અને વાસુદેવપરાયણ એવું તેમણે ઈચ્છ્યું નહીં. ॥ ૫ ॥

**'स्वभूः'** સ્વયંભૂ બ્રહ્માજી ॥ ૫ ॥

પોતાની આજ્ઞાનો સ્વીકાર ન કરનાર પુત્રો દ્વારા અનાદર પામેલા તે બ્રહ્માજી ઉત્પન્ન થયેલા અસહ્ય ક્રોધને રોકવા માટે પ્રયત્ન કરવા લાગ્યા. ॥ ૬ ॥

**अवध्यातः** અનાદર પામેલા, **प्रत्याख्यातम्** અસ્વીકાર થયો છે આજ્ઞાનો જેમના દ્વારા ॥ ૬ ॥

બુદ્ધિપૂર્વક રોકવામાં આવેલો છતાં તે ક્રોધ બ્રહ્માજીની બે ભૃકુટિની મધ્યમાંથી નીલલોહિત કુમારરૂપે તત્કાળ ઉત્પન્ન થયો. ॥ ૭ ॥

અને તે આ ક્રોધ **'तत्-मन्युः'** ॥ ૭ ॥

''તરત જ જન્મેલા નીલલોહિત વર્ણના ભગવાન શંકરને હું જોઉં છું.''

सद्यो नियमनात्पूर्वक्षणमेव क्रोधसमये भ्रूकुटी नीलशिरा नेत्रं च लोहितं स्यादित्यतो नीललोहित इति 'कारणगुणाः कार्ये समवयन्ति' इति न्यायात्।

क्रोधना નિયમનની પૂર્વ ક્ષણે જ ક્રોધના સમયે ભૃકુટિ નીલરંગની શિરાવાળી થઈ તેમ જ નેત્ર રક્તવર્ણાં થયાં, આથી નીલલોહિતકુમાર થયા. કારણના ગુણો કાર્યમાં જોડાય છે, એ ન્યાય અનુસાર (નીલલોહિત રંગ થયો).

**सुबोधिनी**—क्रोधस्याऽऽरक्तो वर्णः भगवतो नीलः उभयमेकीभूतं नीललोहितं भवति।

ક્રોધનો વર્ણ સંપૂર્ણ લાલ છે, ભગવાનનો નીલવર્ણ છે, બન્ને એકરૂપ થઈ નીલલોહિત બન્યા.

**स वै रुरोद देवानां पूर्वजो भगवान् भवः।**
**नामानि कुरु मे धातः स्थानानि च जगद्गुरो॥ ८॥ ८॥**

દેવોના પૂર્વજ તે ભગવાન ભવ રડવા જ લાગ્યા (અને બોલ્યા), હે વિધાતા, હે જગદ્ગુરુ, મારાં નામ અને ઠામ આપ કરો. ॥ ૮ ॥ ૮ ॥

**इति तस्य वचः पाद्मो भगवान् परिपालयन्।**
**अभ्यधाद् भद्रया वाचा मा रोदीस्तत्करोमि ते॥ ९॥ ९॥**

(શ્રીહરિના નાભિપદ્મમાંથી જન્મેલા) બ્રહ્માજી આ પ્રમાણે તે રુદ્રનું વચન પાળતા, મંગળ વાણીથી બોલ્યાઃ ''તું રડીશ નહીં, હું તારાં તે (નામ અને સ્થાનની) રચના કરું છું.'' ॥ ૯ ॥ ૯ ॥

**यदरोदीः सुरश्रेष्ठ सोद्वेग इव बालकः।**
**ततस्त्वामभिधास्यन्ति नाम्ना रुद्र इति प्रजाः॥ १०॥ १०॥**

હે દેવશ્રેષ્ઠ! તું ઉદ્વેગ પામેલા બાળકની જેમ જે રડી પડ્યો, તેથી પ્રજાઓ તને 'રુદ્ર' નામથી બોલાવશે. ॥ ૧૦ ॥ ૧૦ ॥

**हृदिन्द्रियाण्यसुर्व्योम वायुरग्निर्जलं मही।**
**सूर्यश्चन्द्रस्तपश्चैव स्थानान्यग्रे कृतानि मे॥ ११**

હૃદય, ઇન્દ્રિયો, પ્રાણ, આકાશ, વાયુ, અગ્નિ, જળ, પૃથ્વી, સૂર્ય, ચન્દ્ર અને તપ એ (અગિયાર) નિવાસસ્થાનો મેં પ્રથમથી જ રચ્યાં છે. ॥ ૧૧ ॥

अग्रे पूर्वमेव मे मया कृतानि॥ ११॥

**'अग्रे'** પ્રથમથી જ **'मे'** મારા દ્વારા રચવામાં આવ્યાં છે. ॥ ૧૧ ॥

**मन्युर्मनुर्महेशानो महान् शिव ऋतुध्वजः।**
**उग्ररेता भवः कालो वामदेवो धृतव्रतः॥ १२॥ १२॥**

મન્યુ, મનુ, મહેશાન, મહાન, શિવ, ઋતુધ્વજ, ઉગ્રરેતા, ભવ, કાળ, વામદેવ, ધૃતવ્રત – એમ (અગિયાર તારાં નામ થશે). ॥ ૧૨ ॥૧૨ ॥

**धीर्वृत्तिरुशनोमा च नियुत्सर्पिरिलाम्बिका।**
**इरावती सुधा दीक्षा रुद्राण्यो रुद्र ते स्त्रियः॥ १३॥ १३॥**

હે રુદ્ર! ધી, વૃત્તિ, ઉશના, ઉમા, નિયુત્, સર્પિ, ઈલા, અમ્બિકા, ઈરાવતી, સુધા, દીક્ષા– (આ અગિયાર) રુદ્રાણીઓ તારી પત્નીઓની થશે. ॥ ૧૩ ॥૧૩ ॥

**गृहाणैतानि नामानि स्थानानि च सयोषणः।**
**एभिः सृज प्रजा बह्वीः प्रजानामसि यत्पतिः॥ १४**

આ નામો તથા સ્થાનો તું તારી પત્નીઓ સાથે ગ્રહણ કર અને એમનાં દ્વારા અનેક પ્રજાઓને ઉત્પન્ન કર કારણ કે તું પ્રજાઓનો પતિ છે. ॥ ૧૪ ॥

सयोषणः सस्त्रीकः। एभिः स्थानैर्नामभिश्च युक्तः प्रजाः सृज॥ १४॥

**'सयोषणः'** સ્ત્રીઓ સાથે– આ સ્થાનો અને નામો સાથે યુક્ત થઈ પ્રજાનું સર્જન કર. ॥ ૧૪ ॥

**इत्यादिष्टः स गुरुणा भगवान्नीललोहितः ।**
**सत्त्वाकृतिस्वभावेन ससर्जात्मसमाः प्रजाः ॥ १५**

सत्त्वं बलम्, आकृतिर्नीललोहितता, स्वभावस्तीव्रता तेन ॥ १५ ॥

ગુરુ બ્રહ્મદેવ દ્વારા આ પ્રમાણે આદેશ પામેલા નીલલોહિત ભગવાન રુદ્રે પોતાનાં બળ, આકૃતિ તથા સ્વભાવ વડે પોતાના જેવી પ્રજા ઉત્પન્ન કરી.॥ ૧૫ ॥

**'सत्त्वम्'** બળ, **'आकृतिः'** ભૂખરો વર્ણ, **'स्वभावः'** ઉગ્રસ્વભાવ, તેના વડે ॥ ૧૫ ॥

**रुद्राणां रुद्रसृष्टानां समन्ताद् ग्रसतां जगत् ।**
**निशाम्यासंख्यशो यूथान् प्रजापतिरशङ्कत ॥ १६**

रुद्राणां यूथानि दृष्ट्वाऽशंकत तत्राशङ्कां प्राप्तः ॥ १६ ॥

રુદ્રે સર્જેલાં, જગતને ચારે બાજુથી ગળી જતાં, રુદ્રોનાં અસંખ્ય જૂથોને જોઈને પ્રજાપતિ બ્રહ્માજી શંકા કરવા લાગ્યા. ॥ ૧૬ ॥

રુદ્રોનાં જૂથોને જોઈને ત્યાં (બ્રહ્માજી) **'अशङ्कत'** શંકા કરવા લાગ્યા. ॥ ૧૬ ॥

**अलं प्रजाभिः सृष्टाभिरीदृशीभिः सुरोत्तम ।**
**मया सह दहन्तीभिर्दिशश्चक्षुर्भिरुल्बणैः ॥ १७**

॥ १७ ॥

હે દેવશ્રેષ્ઠ, આવી પ્રજાઓ તો પોતાની ઉગ્રદષ્ટિથી (સમગ્ર) દિશાઓને મારી સાથે બાળી નાખે છે, માટે આવી પ્રજાઓથી હવે બસ (કરો). ॥ ૧૭ ॥૧૭ ॥

**तप आतिष्ठ भद्रं ते सर्वभूतसुखावहम् ।**
**तपसैव यथापूर्वं स्रष्टा विश्वमिदं भवान् ॥ १८**

स्रष्टा स्रक्ष्यति ॥ १८ ॥

સર્વ પ્રાણીઓને સુખકર એવું તપ તમે આદરો. તમારું કલ્યાણ થાઓ. તપથી જ પૂર્વના જેવું આ વિશ્વ તમે સર્જશો. ॥ ૧૮ ॥

**'स्रष्टा'** સર્જન કરશો ॥ ૧૮ ॥

**तपसैव परं ज्योतिर्भगवन्तमधोक्षजम् ।**
**सर्वभूतगुहावासमञ्जसा विन्दते पुमान् ॥ १९**

॥ १९ ॥

તપથી જ પુરુષ પ્રાણીમાત્રની હૃદયગુહામાં વસનારા પરમ જ્યોતિરૂપ અને ઈન્દ્રિયાતીત ભગવાનને અનાયાસે પામે છે. ॥ ૧૯ ॥ ૧૯ ॥

**मैत्रेय उवाच**

**एवमात्मभुवाऽऽदिष्टः परिक्रम्य गिरांपतिम् ।**
**बाढमित्यमुमामन्त्र्य विवेश तपसे वनम्* ॥ २०**

॥ २० ॥

**મૈત્રેયમુનિ બોલ્યા** – બ્રહ્માજી દ્વારા આજ્ઞા કરવામાં આવેલા રુદ્રદેવ "ભલે, (જેવી આજ્ઞા)" એમ આ ભગવાનને કહીને વાણીના પતિ બ્રહ્માજીની પરિક્રમા કરીને વનમાં ગયા. ॥ ૨૦ ॥ ૨૦ ॥

***वंशीधरी**—'वनम् अत्र जलं ज्ञेयम् । वृक्षसमूहस्य तदानीमसंभवात् ।'

વન એટલે જળ સમજવું કારણ કે તે સમયે વૃક્ષસમૂહનો સંભવ ન હતો.

**अथाभिध्यायतः सर्गं दश पुत्राः प्रजज्ञिरे ।**
**भगवच्छक्तियुक्तस्य लोकसन्तानहेतवः ॥ २१**

॥ २१ ॥

ત્યાર બાદ સૃષ્ટિરચનાનું ધ્યાન કરતાં, ભગવાનની શક્તિવાળા બ્રહ્માજીના, સૃષ્ટિસર્જનમાં કારણભૂત એવા દસ પુત્રો ઉત્પન્ન થયા. ॥ ૨૧ ॥ ૨૧ ॥

**मरीचिरत्र्यङ्गिरसौ पुलस्त्यः पुलहः क्रतुः ।**
**भृगुर्वसिष्ठो दक्षश्च दशमस्तत्र नारदः ॥ २२**

॥ २२ ॥

મરીચિ, અત્રિ, અંગિરા, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, ભૃગુ, વસિષ્ઠ, દક્ષ અને તેમનામાં દસમા નારદ થયા. ॥ ૨૨ ॥ ૨૨ ॥

**उत्सङ्गान्नारदो जज्ञे दक्षोऽङ्गुष्ठात्स्वयम्भुवः।**
**प्राणाद्वसिष्ठः सञ्जातो भृगुस्त्वचि करात्क्रतुः॥ २३ ॥ २३ ॥**

સ્વયમ્ભૂ બ્રહ્માજીના ખોળામાંથી નારદજી થયા અંગૂઠામાંથી દક્ષ, પ્રાણમાંથી વસિષ્ઠ, ત્વચામાંથી ભૃગુ, કરમાંથી ક્રતુ થયા. ॥ ૨૩ ॥૨૩ ॥

**पुलहो नाभितो जज्ञे पुलस्त्यः कर्णयोर्ऋषिः।**
**अङ्गिरा मुखतोऽक्ष्णोऽत्रिर्मरीचिर्मनसोऽभवत्॥ २४ ॥ २४ ॥**

નાભિમાંથી પુલહ, બે કર્ણમાંથી પુલસ્ત્ય ઋષિ, મુખમાંથી અંગિરા, આંખમાંથી અત્રિ, મનમાંથી મરીચિ થયા. ॥ ૨૪ ॥ ૨૪ ॥

**धर्मः स्तनाद्दक्षिणतो यत्र नारायणः स्वयम्।**
**अधर्मः पृष्ठतो यस्मान्मृत्युर्लोकभयङ्करः॥ २५ ॥ २५ ॥**

(બ્રહ્માજીના) દક્ષિણ સ્તનમાંથી ધર્મ ઉત્પન્ન થયો જ્યાં સ્વયં નારાયણ રહે છે. અધર્મ તેમની પીઠમાંથી ઉત્પન્ન થયો કે જેનાથી પ્રાણીમાત્રનું ભયંકર મૃત્યુ થાય છે. ॥ ૨૫ ॥ ૨૫ ॥

**हृदि कामो भ्रुवः क्रोधो लोभश्चाधरदच्छदात्।**
**आस्याद्वाक् सिन्धवो मेढ्रान्निर्ऋतिः पायोरघाश्रयः॥ २६**

બ્રહ્માજીના હૃદયમાંથી કામ, ભ્રૂકુટિમાંથી ક્રોધ, હોઠમાંથી લોભ, મુખમાંથી વાણી, લિંગમાંથી સમુદ્રો અને ગુદામાંથી પાપોના આશ્રયરૂપ નિર્ઋતિ રાક્ષસ ઉત્પન્ન થયો. ॥ ૨૬ ॥

अधरदच्छदादधरोष्ठात्॥ २६ ॥

**અધરદચ્છદાત્**' નીચેના અધરમાંથી ॥ ૨૬ ॥

**छायायाः कर्दमो जज्ञे देवहूत्या पतिः प्रभुः।**
**मनसो देहतश्चेदं जज्ञे विश्वकृतो जगत्॥ २७ ॥ २७ ॥**

વિશ્વકર્તા બ્રહ્માજીની છાયામાંથી દેવહૂતિના પતિ પ્રભુ કર્દમ ઉત્પન્ન થયા, મન અને શરીરમાંથી આ જગત ઉત્પન્ન થયું. ॥ ૨૭ ॥ ૨૭ ॥

देहान्तरेण कृतं सर्गं वक्तुं तद्देहत्यागे कारणमाह—**वाचमित्यादिना**।

અન્ય દેહ દ્વારા કરેલી સૃષ્ટિને કહેવા માટે તે દેહત્યાગ માટેનું કારણ જણાવે છે– **'वाचम्'** વગેરે દ્વારા જણાવે છે–

**वाचं दुहितरं तन्वीं स्वयंभूर्हरतीं मनः।**
**अकामां चकमे क्षत्तः सकाम इति नः श्रुतम्॥ २८ ॥ २८ ॥**

હે વિદુરજી, સ્વયંભૂ બ્રહ્માજીએ કામનાવાળા થઈને મનનું હરણ કરતી કોમલાંગી તેમ જ કામનારહિત પુત્રી સરસ્વતીની ઈચ્છા કરી હતી, એમ અમે સાંભળ્યું છે. ॥ ૨૮ ॥ ૨૮ ॥

**तमधर्मे कृतमतिं विलोक्य पितरं सुताः।**
**मरीचिमुख्या मुनयो विश्रम्भात्प्रत्यबोधयन्॥ २९ ॥ २९ ॥**

અધર્મમાં કરેલી બુદ્ધિવાળા તે પિતાજીને જોઈને મરીચિ વગેરે મનનશીલ પુત્રો વિશ્વાસપૂર્વક કહેવા લાગ્યા. ॥ ૨૯ ॥ ૨૯ ॥

**नैतत्पूर्वैः कृतं त्वद्ये न करिष्यन्ति चापरे।**
**यत्त्वं दुहितरं गच्छेरनिगृह्याङ्गजं प्रभुः॥ ३०**

હે સમર્થ (બ્રહ્માજી), જે આપ કામને વશ ન કરીને પુત્રી પાછળ જાઓ છો, તે આ લોકમાં પૂર્વજો દ્વારા કરવામાં આવ્યું નથી, અને બીજા પણ આવું કરશે નહીં. ॥ ૩૦ ॥

त्वत् त्वत्तो ये पूर्वे ब्रह्मादयोऽन्ये वा तैरेतन्न कृतम्। अपरे त्वत्तोऽर्वाचीनास्तेऽपि न करिष्यन्ति। अङ्गजं कामम्॥ ३०॥

**तेजीयसामपि ह्येतन्न सुश्लोक्यं जगद्गुरो।**
**यद्वृत्तमनुतिष्ठन्वै लोकः क्षेमाय कल्पते॥ ३१**

तेजीयसामतितेजस्विनामपि सुश्लोक्यं सत्कीर्तिदं न भवति। येषां तेजीयसां वृत्तम्॥ ३१॥

**तस्मै नमो भगवते य इदं स्वेन रोचिषा।**
**आत्मस्थं व्यञ्जयामास स धर्मं पातुमर्हति॥ ३२**

॥ ३२॥

**स इत्थं गृणतः पुत्रान्पुरो दृष्ट्वा प्रजापतीन्।**
**प्रजापतिपतिस्तन्वं तत्याज व्रीडितस्तदा॥ ३३**

तन्वं तनुम्॥ ३३॥

**तां दिशो जगृहुर्घोरां नीहारं यद्विदुस्तमः।**
**कदाचिद्ध्यायतः स्त्रष्टुर्वेदा आसंश्चतुर्मुखात्।**
**कथं स्त्रक्ष्याम्यहं लोकान्समवेतान्यथापुरा॥ ३४**

कथं स्त्रक्ष्यामीत्यभिध्यायतः स्त्रष्टुर्ब्रह्मण-श्चतुःसंख्यायुक्तान्मुखात्। समवेतान्सुसङ्गतान्। यथापुरा प्राक्कल्पे॥ ३४॥

**चातुर्होत्रं कर्मतन्त्रमुपवेदनयैः सह।**
**धर्मस्य पादाश्चत्वारस्तथैवाश्रमवृत्तयः॥ ३५**

‘**त्वत्**’ આપની પહેલા ‘**ये**’ જે બ્રહ્મા વગેરે અથવા અન્ય થયા, તેમના દ્વારા આવું કરવામાં આવ્યું નથી. ‘**अपरे**’ તમારાથી પછીના છે, તેઓ પણ આવું કરશે નહીં. ‘**अङ्गजम्**’ કામને ॥ ૩૦ ॥

હે જગદ્ગુરુ, જેમના આચરણને અનુસરતો સમાજ ખરેખર કલ્યાણ પામવા યોગ્ય બને છે, તેવા તેજસ્વી પુરુષોને પણ આ (આચરણ) સત્કીર્તિ આપનાર બનતું નથી. ॥ ૩૧ ॥

‘**तेजीयसाम्**’ તેજસ્વી પુરુષોને માટે પણ ‘**सुश्लोक्यम्**’ સત્કીર્તિ આપનાર બનતું નથી– જે તેજસ્વીઓના આચરણને ॥ ૩૧ ॥

જેમણે આત્માની અંદર રહેલા આ જગતને પોતાના તેજથી પ્રકટ કર્યું છે, તે ભગવાનને અમે નમસ્કાર કરીએ છીએ. તે ભગવાન અમારા ધર્મનું રક્ષણ કરવા માટે યોગ્ય છે. ॥ ૩૨ ॥૩૨ ॥

આ પ્રમાણે પોતાની આગળ કહી રહેલા પ્રજાપતિપુત્રોને જોઈને તે પ્રજાપતિઓના પતિ બ્રહ્માજીએ તે સમયે લજ્જિત થઈ તે શરીરનો ત્યાગ કર્યો (અર્થાત એ ભાવનાનો ત્યાગ કર્યો). ॥ ૩૩ ॥

‘**तन्वम्**’ શરીરને ॥ ૩૩ ॥

તે ઘોર શરીરને દિશાઓએ ગ્રહણ કર્યું, જેને ધુમ્મસ અથવા અંધારું કહે છે. ‘પૂર્વ કલ્પની જેમ એકઠા કરેલા લોકોને હું કેવી રીતે રચીશ’– એમ કોઈ એક વખત ધ્યાન કરતા સર્જનહાર બ્રહ્માજીનાં ચાર મુખમાંથી વેદો પ્રકટ થયા. ॥ ૩૪ ॥

કેવી રીતે સર્જીશ– એમ ધ્યાન કરતા ‘**स्त्रष्टुः**’ સર્જનહાર બ્રહ્માજીના ચાર સંખ્યાવાળા મુખમાંથી– ‘**यथापुरा**’ પહેલાંની જેમ પૂર્વ કલ્પમાં ‘**समवेतान्**’ સારી રીતે એકઠા કરેલા લોકોને ॥ ૩૪ ॥

(હોતા, ઉદ્ગાતા, અધ્વર્યુ તથા બ્રહ્મા, એમ) ચાર ઋત્વિજોનાં કર્મ, યજ્ઞોનો વિસ્તાર, ઉપવેદો સાથે ન્યાયશાસ્ત્રો, ધર્મનાં ચાર ચરણો, (ચાર) આશ્રમો, (ચારે) આશ્રમોની આજીવિકાઓ પણ (ઉત્પન્ન થયાં). ॥ ૩૫ ॥

चातुर्होत्रं होत्रादीनां चतुर्णां कर्म। कर्मतन्त्रं यज्ञविस्तारः। उपवेदैर्न्यायैश्च सह। आश्रमास्तद्–वृत्तयश्चासन्॥ ३५॥

**'चातुर्होत्रम्'** હોતા વગેરે (ઉદ્‌ગાતા, અધ્વર્યુ તથા બ્રહ્મા) ચાર ઋત્વિજોનાં કર્મ, **'कर्मतन्त्रम्'** યજ્ઞોનો વિસ્તાર, **'उपवेदाः'** ઉપવેદો– ન્યાયશાસ્ત્રો સહિત (આયુર્વેદ, ધનુર્વેદ, ગાન્ધર્વ, સ્થાપત્યને ઉપવેદો કહે છે). (ઉપોદ્‌ઘાત ગ્રન્થો એટલે કે સૂત્રાદિના પ્રારંભિક ગ્રંથો, તર્ક, સાંખ્ય, પાતંજલ વગેરેના મતોનાં વિધાયક સૂત્રો અર્થાત્ ન્યાયશાસ્ત્રો સહિત), આશ્રમો તથા તેમની આજીવિકાઓ પણ ઉત્પન્ન થઈ. ॥ ૩૫ ॥

**विदुर उवाच**

**स वै विश्वसृजामीशो वेदादीन्मुखतोऽसृजत्।**
**यद्यद् येनासृजद् देवस्तन्मे ब्रूहि तपोधन॥ ३६**

**વિદુરજી બોલ્યા** – તપ એ જ જેનું ધન છે એવા (તપોધન) હે (મૈત્રેયમુનિ), વિશ્વ રચનારા ઈશે વેદ વગેરેને મુખમાંથી સર્જ્યા (તે કહ્યું). તે દેવે જે જે વેદને જે જે મુખમાંથી ઉત્પન્ન કર્યા, તે મને કહો.॥ ૩૬ ॥

मुखतो मुखेभ्यः॥ ३६॥

**'मुखतः'** મુખોમાંથી ॥ ૩૬ ॥

चातुर्होत्रसृष्टिक्रममाह।

ચાર ઋત્વિજોની સૃષ્ટિના ક્રમને કહે છે.

**मैत्रेय उवाच**

**ऋग्यजुःसामाथर्वाख्यान् वेदान्पूर्वादिभिर्मुखैः।**
**शस्त्रमिज्यां स्तुतिस्तोमं प्रायश्चित्तं व्यधात्क्रमात्॥ ३७**

**મૈત્રેયમુનિ બોલ્યા** – પૂર્વાદિના ક્રમે (ચાર મુખમાંથી) અનુક્રમે ઋક્, યજુ, સામ, અથર્વ નામના વેદોને તથા શસ્ત્ર, યજ્ઞ, સ્તુતિ, સ્તોમ અને પ્રાયશ્ચિત્તનાં શાસ્ત્રોને પ્રકટ કર્યાં. (અર્થાત્ પૂર્વમાંથી ઋક્, દક્ષિણમાંથી યજુ; પશ્ચિમમાંથી સામ અને ઉત્તરમાંથી અથર્વવેદને પ્રકટ કર્યા.) ॥ ૩૭ ॥

शस्त्रमप्रगीतमन्त्रस्तोत्रं होतुः कर्म। इज्यामध्वर्योः कर्म। स्तुतिस्तोमं स्तुतिः संगीतं, स्तोमं तदर्थमृक्समुदायं 'त्रिवृत् स्तोमो भवति' इत्यादिविहितमुद्गातृप्रयोज्यम्। प्रायश्चित्तं ब्राह्मम् ॥ ३७॥

**'शस्त्रम्'** સ્વરાનુપૂર્વીરહિત અર્થાત્ અપ્રગીતમંત્રો વડે સ્તુતિ કરવારૂપ હોતાનું કર્મ છે. **'इज्याम्'** ઈજ્યા કર્મ અધ્વર્યુનું છે. (દેવતાને ઉદ્દેશીને દ્રવ્યત્યાગરૂપ આ કર્મ છે.) **'स्तुतिस्तोमम्'** સ્વરાનુપૂર્વીસહિત મન્ત્રો વડે સ્તુતિરૂપ ઉદ્‌ગાતાનું કર્મ છે. **'स्तोमम्'** તે સ્તુતિ માટેનો ઋચાઓનો સમૂહ. 'ઋચાને ત્રણ વખત ગાવામાં આવે છે.' **'प्रायश्चित्तम्'** પ્રાયશ્ચિત્ત બ્રહ્માનું કર્મ છે.॥ ૩૭ ॥

उपवेदक्रममाह—**आयुर्वेदमिति।**

ઉપવેદોનો ક્રમ જણાવે છે– **'आयुर्वेदम् इति।'**

**आयुर्वेदं धनुर्वेदं गान्धर्वं वेदमात्मनः।**
**स्थापत्यं चासृजद्वेदं क्रमात्पूर्वादिभिर्मुखैः॥ ३८**

આયુર્વેદ, ધનુર્વેદ, ગાંધર્વવેદ તથા વિશ્વકર્માના સ્થાપત્યવેદ– શિલ્પશાસ્ત્રને પણ બ્રહ્માજીએ પોતાના પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ તથા ઉત્તર મુખથી અનુક્રમે ઉત્પન્ન કર્યા. ॥ ૩૮ ॥

आत्मनो मुखैः। स्थापत्यं विश्वकर्मशास्त्रम् ॥ ३८ ॥

**इतिहासपुराणानि पञ्चमं वेदमीश्वरः।**
**सर्वेभ्य एव वक्त्रेभ्यः ससृजे सर्वदर्शनः॥ ३९**

॥ ३९ ॥

कर्मतन्त्रक्रममाह—**षोडश्युक्थाविति।**

**षोडश्युक्थौ पूर्ववक्त्रात्पुरीष्यग्निष्टुतावथ।**
**आप्तोर्यामातिरात्रौ च वाजपेयं सगोसवम्॥ ४०**

पुरीषी चयनम्। अग्निष्टुदग्निष्टोमः॥ ४० ॥

***विद्या दानं तपः सत्यं धर्मस्येति पदानि च।**
**आश्रमांश्च यथासंख्यमसृजत्सह वृत्तिभिः॥ ४१**

विद्येति शौचम्।
'क्षेत्रज्ञस्येश्वरज्ञानाद्विशुद्धिः परमा मता।'
इति स्मृतेः। दानमिति दया।
'भूताभयप्रदानस्य कलां नार्हन्ति षोडशीम्।'
इति वचनात्। एवं च
'तपः शौचं दया सत्यमिति पादाः कृते कृताः।'
'इति प्रथमस्कन्धोक्तेरविरोधः॥ ४१ ॥'

ब्रह्मचर्याद्याश्रमेष्वेकैकस्य चातुर्विध्यमाह।

**सावित्रं प्राजापत्यं च ब्राह्मं चाथ बृहत्तथा।**
**वार्ता संचयशालीनशिलोञ्छ इति वै गृहे॥ ४२**

પોતાના મુખ દ્વારા (ઉત્પન્ન કર્યા), **'स्थापत्यम्'** વિશ્વકર્માના સ્થાપત્યવેદને (શિલ્પશાસ્ત્રને) ॥ ૩૮ ॥

ઈતિહાસ તથા પુરાણોરૂપી પાંચમો વેદ સર્વદ્રષ્ટા સમર્થ બ્રહ્માજીએ પોતાનાં સર્વ મુખોથી ઉત્પન્ન કર્યો. ॥ ૩૯ ॥ ૩૯ ॥

કર્મતન્ત્રને અનુક્રમે કહે છે— **'षोडषी–उक्थौ–इति।'**

ષોડશી અને ઉક્થ પૂર્વ મુખમાંથી, ત્યાર બાદ પુરીષી અને અગ્નિષ્ટુત (દક્ષિણ મુખમાંથી), આપ્તોર્યામ અને અતિરાત્ર (પશ્ચિમ મુખમાંથી) તથા ગોસવ સાથે વાજપેયને (ઉત્તર મુખમાંથી) પ્રકટ કર્યાં. ॥ ૪૦ ॥

**'पुरीषी'** અગ્નિનું ચયન (જેમાં પ્રધાન હોય તેવો યજ્ઞવિશેષ) **'अग्निष्टुत्'** અગ્નિષ્ટોમ ॥ ૪૦ ॥

*વિદ્યા, દાન, તપ અને સત્ય – એ પ્રમાણેના ધર્મનાં ચરણોને અને આજીવિકાઓ સહિત આશ્રમોને પૂર્વાદિના ક્રમ પ્રમાણે સર્જ્યાં. ॥ ૪૧ ॥

વિદ્યા એટલે પવિત્રતા ''ઈશ્વરના જ્ઞાનથી જીવની પરમ શુદ્ધિ થાય છે.'' (યાજ્ઞવલ્ક્યસ્મૃતિ ૩/૧/૩૪) એમ સ્મૃતિ વચન છે. દાન એટલે દયા. ''પ્રાણીને આપેલા અભયદાનના પુણ્યના સોળમા ભાગને પણ યોગ્ય એવો કોઈ ધર્મ નથી.'' એમ વચન હોવાથી. પ્રથમ સ્કંધમાં (શ્રીમદ્ ભા.૧/૧૭/૨૪ માં) કહેવામાં આવ્યું છે તેમ તપ, શૌચ, દયા અને સત્ય– આ (ચાર) ચરણો સત્યયુગમાં હોય છે, તે ઉક્તિનો વિરોધ થતો નથી. ॥ ૪૧ ॥

બ્રહ્મચર્ય વગેરે આશ્રમોમાં પ્રત્યેક આશ્રમના ચાર પ્રકારો કહે છે.

સાવિત્ર, પ્રાજાપત્ય, બ્રાહ્મ અને બૃહત્ (ચાર પ્રકારના બ્રહ્મચારીઓની) વૃત્તિ છે. તથા વાર્તા, સંચય, શાલીન અને શિલોંછ, એ ગૃહસ્થની આજીવિકા છે. ॥ ૪૨ ॥

* પૂર્વ મુખમાંથી વિદ્યા, દક્ષિણ મુખથી દાન, પશ્ચિમ મુખથી તપ અને ઉત્તર મુખથી સત્ય–તથા પૂર્વ મુખથી બ્રહ્મચર્યાશ્રમ, દક્ષિણ મુખથી ગૃહસ્થાશ્રમ, પશ્ચિમ મુખથી વાનપ્રસ્થાશ્રમ અને ઉત્તર મુખથી સંન્યસ્તાશ્રમ પ્રકટ કર્યાં.

सावित्रं ब्रह्मचर्यं, उपनयनादारभ्य गायत्रीमधीयानस्य त्रिरात्रम्। प्राजापत्यं व्रतान्याचरतः संवत्सरम्। ब्राह्मं वेदग्रहणान्तम्। बृहन्नैष्ठिकम्।

**'सावित्रम्'** સાવિત્ર બ્રહ્મચર્ય ઉપનયનસંસ્કાર થાય તે દિવસથી આંરભીને ગાયત્રીના ઉપદેશની ત્રણ રાત્રિ સુધી હોય છે. **'प्राजापत्यम्'** વ્રતોનું આચરણ કરતાં એક વર્ષ સુધીના બ્રહ્મચર્યપાલનને પ્રાજાપત્ય કહે છે. **'ब्राह्मम्'** વેદાભ્યાસપર્યન્ત બ્રહ્મચર્યને બ્રાહ્મ કહે છે. **'बृहत्'** નૈષ્ઠિક બ્રહ્મચર્ય અર્થાત્ જન્મથી માંડી આજીવન બ્રહ્મચર્યપાલન એટલે બૃહદ્ અથવા નૈષ્ઠિક બ્રહ્મચર્ય.

वार्ता अनिषिद्धकृष्यादिवृत्तिः। संचयो याजनादिवृत्तिः। शालीनमयाचितवृत्तिः। शिलोञ्छः पतितकणिशकणवृत्तिः। एकवचनमार्षम्। इत्येता गृहे वृत्तय इति। यद्वा शिलोञ्छ इति द्वन्द्वैक्ये सप्तमी।

(હવે ગૃહસ્થાશ્રમની ચાર પ્રકારની આજીવિકા જણાવે છે.) **'वार्ता'** કૃષિ વગેરે (ખેતી, વ્યાપાર, ગોપાલન, વ્યાજવટા)થી થતી અનિષિદ્ધ આજીવિકા– **'संचयः'** યાજન, (અધ્યાપન)વગેરેથી થતી આજીવિકા– **'शालीनम्'** અયાચકવૃત્તિથી જીવવું તે– **'शिलोञ्छः'** વેરાયેલા અનાજના કણ (એક એક કરી હાથથી ભેગા કરવા)થી ચાલતી આજીવિકા– **'शिलोञ्छः'** (આની પૂર્વે સમાસમાં બે શબ્દો છે. આથી સમાસ ત્રણ શબ્દોવાળો હોવાથી બ.વ.માં હોવો જોઈએ પરંતુ) સમાસ એ.વ. માં આપેલો છે, તે આર્ષ છે. ગૃહસ્થાશ્રમમાં આ આજીવિકા છે અથવા **'शिलोञ्छः इति।'** શિલોંછ સમાસાન્ત શબ્દને પ્રથમાને બદલે સપ્તમીમાં લઈ શકાય. **'संचयशालीनशिलोञ्छे'** અને સમાહાર દ્વન્દ્વસમાસ કરીને એ.વ.માં સમજી શકાય. આ રીતે સપ્તમી લઈ શકાય.

एवं वृत्तिभेदे सति गृहे स्थिता भवन्तीत्यर्थः॥ ४२॥

આમ, આજીવિકામાં ભેદ થાય છે ત્યારે તેઓ ઘરમાં રહેલા ગૃહસ્થો છે, એમ અર્થ છે. ॥ ૪૨ ॥

**वैखानसा वालखिल्यौदुम्बराः फेनपा वने।**
**न्यासे कुटीचकः पूर्वं बह्वोदो हंसनिष्क्रियौ॥ ४३**

વાનપ્રસ્થમાં વૈખાનસો, વાલખિલ્ય, ઔદુમ્બર અને ફેનપા તથા સંન્યાસમાં પ્રથમ કુટીચક, બહ્વોદ, હંસ અને નિષ્ક્રિય (એમ ચાર વૃત્તિઓ છે).॥ ૪૩ ॥

वने स्थिताश्चत्वारः। तत्र वैखानसा अकृष्ट–पच्यवृत्तयः। वालखिल्या नवेऽन्ने लब्धे पूर्व–संचितान्नत्यागिनः। औदुम्बराः प्रातरुत्थाय यां दिशं प्रथमं पश्यन्ति तत आहृतैः फलादिभिर्जीवन्तः। फेनपाः स्वयं पतितैः फलादिभिर्जीवन्तः।

વનમાં રહેનારા વાનપ્રસ્થો ચાર પ્રકારના છે. તેમાં **'वैखानसाः'** વૈખાનસો ખેડયા વિનાના, પકવેલા ધાન્ય ઉપર આજીવિકા ચલાવનારા હોય છે. **'वालखिल्याः'** વાલખિલ્યો નવું અન્ન પ્રાપ્ત થતાં પહેલાં સંગ્રહ કરેલા અન્નનો ત્યાગ કરનારા હોય છે. **'औदुम्बराः'** ઔદુમ્બરો પ્રાતઃકાળે ઊઠીને જે દિશાને પ્રથમ જુએ છે, તે દિશામાંથી આણેલાં ફળો વગેરેથી જીવન ચલાવે છે. **'फेनपाः'** ફેનપો પોતાની મેળે પડેલાં ફળ વગેરેથી જીવન ગુજારે છે.

कुटीचकः स्वाश्रमकर्मप्रधानः। बह्वोदः कर्मोपसर्जनीकृत्य ज्ञानप्रधानः। हंसो ज्ञानाभ्यास-निष्ठः, निष्क्रियः प्राप्ततत्त्वः॥

(હવે સંન્યાસીઓની આજીવિકા વિષે કહે છે.)

**'कुटीचकः'** કુટીચક સંન્યાસી પોતાના આશ્રમનાં કર્મોને જ પ્રાધાન્ય આપે છે. **'बह्वोदः'** બહ્વોદ સન્યાસી કર્મને ગૌણ કરીને જ્ઞાનને મુખ્ય માને છે. **'हंसः'** હંસ સંન્યાસી જ્ઞાનાભ્યાસમાં નિષ્ઠ હોય છે. **'निष्क्रियः'** નિષ્ક્રિય અથવા પરમહંસ સંન્યાસી તત્ત્વનો સાક્ષાત્કાર પામેલો હોય છે.

एते च सर्वे यथोत्तरं श्रेष्ठाः॥ ४३॥

આ સર્વ ઉત્તરોત્તર શ્રેષ્ઠ છે. ॥ ૪૩ ॥

न्यायादीनां पूर्वादिक्रमेणोत्पत्तिमाह—**आन्वीक्षिकीति।**

ન્યાય વગેરેના પૂર્વાદિ ક્રમ પ્રમાણે ઉત્પત્તિ જણાવે છે— **'आन्वीक्षिकी इति।'**

**आन्वीक्षिकी त्रयी वार्ता दण्डनीतिस्तथैव च।**
**एवं *व्याहृतयश्चासन्प्रणवो ह्यस्य दह्रतः॥ ४४**

આ બ્રહ્મદેવના મુખમાંથી આન્વીક્ષિકી, ત્રયી, વાર્તા અને દંડનીતિ ઉત્પન્ન થયાં તથા વ્યાહૃતિઓ પણ પ્રકટ થઈ. તેમના હૃદયાકાશમાંથી ઓમ્‌કાર પ્રકટ થયો.॥ ૪૪ ॥

आन्वीक्षिक्याद्या मोक्षधर्मकामार्थविद्याः।

આન્વીક્ષિકી વગેરે મોક્ષ, ધર્મ, કામ તથા અર્થવિદ્યાના પ્રયોજનવાળી છે. (અર્થાત્ બ્રહ્મદેવના પૂર્વ મુખમાંથી મોક્ષવિદ્યા, દક્ષિણ મુખમાંથી ધર્મવિદ્યા, પશ્ચિમ મુખમાંથી કામવિદ્યા અને ઉત્તર મુખમાંથી અર્થવિદ્યા ઉત્પન્ન થઈ.)

*व्यस्तास्तिस्रः। समस्ता चतुर्थी। यथाह आश्वलायनः—'एवं व्याहृतयः प्रोक्ता व्यस्ताः समस्ताः' इति। यद् वा मह इति चतुर्थी। तथा च श्रुतिः—

**ॐ भूः ॐ भुवः ॐ स्वः** એમ છૂટી પાડીને જુદી બોલવાથી ત્રણ વ્યાહૃતિઓ અને **ॐ भूर्भुवः स्वः** એમ સાથે બોલવાથી ચાર વ્યાહૃતિઓ છે; જેમ આશ્વલાયન મુનિ કહે છે– 'આ પ્રમાણે વ્યાહૃતિઓ જુદી અને સાથે બોલવામાં આવે છે.' અથવા **'महः'** એ ચોથી વ્યાહૃતિ છે. તે અનુસાર શ્રુતિ છે—

'भूर्भुवःसुवरिति वा एतास्तिस्रो व्याहृतयः। तासामुह स्मैतां चतुर्थीं माहाचमस्यः प्रवेदयते मह इति' इति।

**भूर्भुवः सुवः इति—** આ ત્રણ વ્યાહૃતિઓ છે. તેમાંથી ચોથી વ્યાહૃતિ **महः** છે તેમ મહાચમસ ઋષિના પુત્ર માહાચમસ્ય ઉપદેશ કરે છે. (અર્થાત્ બ્રહ્મદેવના પૂર્વમૂખમાંથી **भूः**, દક્ષિણમાંથી **भुवः**, પશ્ચિમમાંથી **स्वः** અને ઉત્તરમાંથી **महः** એમ ચાર વ્યાહૃતિઓ પ્રકટ થઈ.)

दह्रतो हृदयाकाशात्॥ ४४॥

**'दह्रतः'** હૃદયાકાશમાંથી ॥ ૪૪ ॥

**सुबोधिनी—**

'ॐकारश्चाऽथशब्दश्च द्वावेतौ ब्रह्मणः पुरा।
कण्ठं भित्त्वा विनिर्यातौ तेन माङ्गलिकावुभौ।'

'ઓમ્‌કાર' અને 'અથ' આ બે શબ્દો (સૃષ્ટિની) પૂર્વે બ્રહ્માજીના કંઠને ભેદીને પ્રકટ થયા છે, તેથી (તે) બન્ને માંગલિક છે.

**तस्योष्णिगासील्लोमभ्यो गायत्री च त्वचो विभोः।**
**त्रिष्टुम्मांसात्स्नुतोऽनुष्टुब्जगत्यस्थ्नः प्रजापतेः॥ ४५**

स्नुतः स्नायुतः। 'अनुष्टुप् स्नावान्' इति श्रुतेः॥ ४५॥

પ્રજાપતિ બ્રહ્માનાં રૂંવાડાંમાંથી ઉષ્ણિક્, ત્વચામાંથી ગાયત્રી, માંસમાંથી ત્રિષ્ટુપ, સ્નાયુમાંથી અનુષ્ટુપ, અસ્થિમાંથી જગતી છંદ ઉત્પન્ન થયા. ॥ ૪૫ ॥

સ્નાયુ અથાત્ સર્વાંગને આચ્છાદન કરતી નાડીમાંથી અનુષ્ટુપ છંદ થયો. શ્રુતિનું વાક્ય છે કે 'અનુષ્ટુપ છંદ સ્નાયુજન્ય છે.' ॥ ૪૫ ॥

महाकल्पे ब्रह्मा शब्दब्रह्मरूपोऽभवदित्युक्तं तदेव दर्शयन्वर्णानामुत्पत्तिमाह—स्पर्श इति सार्धेन।

મહાકલ્પમાં બ્રહ્માજી શબ્દબ્રહ્મરૂપ થયા, (એમ કહ્યું છે.) તે જ દર્શાવતાં, વર્ણોની ઉત્પત્તિ દોઢ શ્લોકથી કહે છે— **'स्पर्शः इति।'** (શ્રીમદ્ ભા.૩/૧૧/૩૪)

**मज्जायाः पङ्क्तिरुत्पन्ना बृहती प्राणतोऽभवत्।**
**स्पर्शस्तस्याभवज्जीवः स्वरो देह उदाहृतः॥ ४६**

स्पर्शः कादिवर्गपञ्चकम्। स्वरोऽकारादिः॥ ४६॥

મજ્જામાંથી પંક્તિ છંદ, પ્રાણમાંથી બૃહતી છંદ (ઉત્પન્ન થયો.) બ્રહ્માજીના જીવરૂપ સ્પર્શ– અક્ષરો (**क** થી **म** સુધીના) છે. સ્વરો (**अ** વગેરે) તેમનો દેહ કહેવાય છે. ॥ ૪૬ ॥

(કુલ ૨૫+૧૩+૪+ ૪=૪૬) અક્ષરો થયા)॥ ૪૬ ॥

**ऊष्माणमिन्द्रियाण्याहुरन्तस्था बलमात्मनः।**
**स्वराः सप्त विहारेण भवन्ति स्म प्रजापतेः॥ ४७**

ऊष्माणं शषसहचतुष्कम्। अन्तस्था यरलवाः। सप्त स्वराः षड्जादयः। विहारेण क्रीडया॥ ४७॥

ઉષ્માક્ષરો શ ષ સ હ તેમની ઈન્દ્રિયો કહેવાય છે, ય ર લ વ અંતઃસ્થાક્ષરો તેમનું બળ કહેવાય છે. સાત સ્વરો પ્રજાપતિ બ્રહ્માજીની ક્રીડામાંથી થયા. ॥ ૪૭ ॥

**'ऊष्माणम्'** શ ષ સ હ–નું ચોકઠું ઉષ્માક્ષરો છે. ય ર લ વ અન્તઃસ્થાક્ષરો છે. સાત સ્વરો (ષડ્જ, ઋષભ, ગાંધાર, મધ્યમ, પંચમ, ધૈવત, નિષાદ) છે, તે બ્રહ્માજીના વિહારમાંથી થયા છે.॥ ૪૭ ॥

अत एव शब्दतनुत्वाद्ब्रह्मणः परमेश्वरो नित्यं प्रकाशत इत्याह।

આથી બ્રહ્માજીનો શબ્દદેહ હોવાથી તેમને સદાય પરમેશ્વરનો પ્રકાશ થાય છે, એમ કહે છે.

---

**'ક'** થી **'પ'** સુધી પાંચ વર્ગોના **૨૫** સ્પર્શ-અક્ષરો (વ્યંજનો)

ક ખ ગ ઘ ઙ
ચ છ જ ઝ ઞ
ટ ઠ ડ ઢ ણ
ત થ દ ધ ન
પ ફ બ ભ મ

**અ'** કાર વગેરે **૧૩** (સ્વરો)

અ આ ઇ ઈ
ઉ ઊ ઋ ૠ ∟ૢ
એ ઐ ઓ ઔ

ઉષ્માક્ષરો શ ષ સ હ
અંતઃસ્થાક્ષરો ય ર લ વ

**शब्दब्रह्मात्मनस्तस्य व्यक्ताव्यक्तात्मनः परः।**
**ब्रह्मावभाति विततो नानाशक्त्युपबृंहितः॥ ४८**

બ્રહ્મદેવ શબ્દબ્રહ્મસ્વરૂપ છે. વ્યક્ત એવી વૈખરીવાણી અને અવ્યક્ત એવા ૐકારના આત્મા છે. અનેક પ્રકારની શક્તિઓથી વૃદ્ધિ પામેલ, વ્યાપક પરિપૂર્ણ પરબ્રહ્મનો બ્રહ્માજીને નિત્ય સાક્ષાત્કાર થાય છે. ॥ ૪૮ ॥

व्यक्ता वैखरी* अव्यक्तः प्रणवस्तदात्मनस्तस्य ब्रह्मणः परः परमेश्वरोऽवभाति। कीदृशः। ब्रह्म परिपूर्णः तत्राव्यक्तात्मनो ब्रह्मरूपो विततोऽवभाति व्यक्तात्मनो नानाशक्त्युपबृंहित इन्द्रादिरूपोऽवभाति॥ ४८॥

**'વ્યક્તા'** વૈખરીવાણી, **'અવ્યક્તઃ'** પ્રણવ (જે નાદસ્વરૂપ છે). તેમના આત્મા એવા તે બ્રહ્માજીને **'પરઃ'** પરમેશ્વરનો સાક્ષાત્કાર થાય છે. કેવા પરમેશ્વર? **'બ્રહ્મ'** પરિપૂર્ણ– તેમાં અવ્યક્તસ્વરૂપે બ્રહ્મરૂપ, વ્યાપકનો સાક્ષાત્કાર થાય છે અને વ્યક્તસ્વરૂપે અનેક પ્રકારની શક્તિઓથી વૃદ્ધિ પામેલ, ઈન્દ્રાદિરૂપે પ્રકાશ થાય છે.॥ ૪૮ ॥

*चत्वारि वाक् परिमिता पदानि
तानि विदुर्ब्राह्मणा ये मनीषिणः।
गुहा त्रीणि निहिता नेङ्गयन्ति
तुरीयं वाचो मनुष्या वदन्ति॥

(પરા, પશ્યંતી, મધ્યમા અને વૈખરી– એમ) ચાર પદોમાં વાણી પરિમિત થઈ છે. તે ચાર પદોને જે વિશુદ્ધ બુદ્ધિવાળા બ્રાહ્મણો છે, તેઓ જાણે છે. (પરા, પશ્યંતી અને મધ્યમા– આ) ત્રણ પદો હૃદયગુહામાં હલ્યા વિના સ્થિર રહેલાં છે. વાણીનું ચોથું પદ મનુષ્યો બોલે છે– (ઋ. ૧/૧૬૪/૪૫.)

**ततोऽपरामुपादाय स सर्गाय मनो दधे।**
**ऋषीणां भूरिवीर्याणामपि सर्गमविस्तृतम्॥ ४९**

ત્યાર પછી બીજા દેહને ધારણ કરીને તે બ્રહ્માજીએ સૃષ્ટિ રચવા માટે વિચાર કર્યો. પુષ્કળ પરાક્રમવાળા ઋષિઓના પણ વિસ્તાર વગરની સૃષ્ટિને ॥ ૪૯ ॥

या पूर्वं विसृष्टा सती नीहारं तमोऽभवत्। ततोऽपरामनिषिद्धकामासक्तां तनुम्। शब्दब्रह्मतनुस्तु सदाऽस्त्येव तन्वन्तरग्रहणे कारणमाह— ऋषीणामित्यादिना॥ ४९॥

જે પૂર્વે છોડી દીધું હતું તે શરીર ત્યારે ઝાકળ અને અંધકારરૂપ થયું હતું. ત્યાર બાદ બીજું શરીર, નિષેધ કરવામાં ન આવ્યો હોય તેવી કામાસક્તિવાળું શરીર, શબ્દબ્રહ્મરૂપ દેહ તો સદાયને માટે છે જ. **'ऋषीणाम्'** વગેરે દ્વારા બીજું શરીર ગ્રહણ કરવા માટેનું કારણ જણાવે છે. ॥ ૪૯ ॥

चिन्तामेवाह—**अहो इति।**

બ્રહ્માજીની ચિન્તાને જ કહે છે— **'अहो इति।'**

**ज्ञात्वा तद्वृद्धये भूयश्चिन्तयामास कौरव।**
**अहो अद्भुतमेतन्मे व्यापृतस्यापि नित्यदा॥ ५०**

(પુષ્કળ પરાક્રમવાળા ઋષિઓના પણ વિસ્તાર વગરની સૃષ્ટિને) જાણીને, હે વિદુરજી, તે સૃષ્ટિની વૃદ્ધિ માટે બ્રહ્માજી ફરીથી વિચારવા લાગ્યા. અહો! આ કેવું વિચિત્ર છે કે સદાય સૃષ્ટિરચના માટે ઉદ્યોગવાળો હોવા છતાં, ॥ ૫૦ ॥

**न ह्येधन्ते प्रजा नूनं दैवमत्र विघातकम्।**
**एवं युक्तकृतस्तस्य दैवं चावेक्षतस्तदा॥ ५१**

(સદા ઉદ્યોગવાળો હોવા છતાં મારી) પ્રજાની વૃદ્ધિ થતી જ નથી! આમાં અવશ્ય દૈવ વિઘ્ન કરતું લાગે છે. એ પ્રમાણે યોગ્ય રીતે કાર્ય કરતા અને ઈશ્વરકૃપાની પ્રતીક્ષા કરતા, તે સમયે ॥ ૫૧ ॥

व्यापृतस्य व्यापारं कुर्वाणस्य ॥ ५० ॥

युक्तकृतो यथोचितं कुर्वतः ॥ ५१ ॥

***कस्य रूपमभूद् द्वेधा यत्कायमभिचक्षते।**
**ताभ्यां रूपविभागाभ्यां मिथुनं समपद्यत ॥ ५२**

अत एव कस्य ब्रह्मणो रूपं द्विधा भूतमित्याश्चर्यात्कायमद्याप्यभिचक्षते ॥ ५२ ॥

**यस्तु तत्र पुमान्सोऽभून्मनुः स्वायंभुवः स्वराट्।**
**स्त्री याऽऽसीच्छतरूपाख्या महिष्यस्य महात्मनः ॥ ५३**

या स्त्री सा अस्य महिष्यासीत् ॥ ५३ ॥

**तदा मिथुनधर्मेण प्रजा ह्येधांबभूविरे।**
**स चापि शतरूपायां पञ्चापत्यान्यजीजनत् ॥ ५४ ॥**
॥ ५४ ॥

एधांबभूविरे वृद्धिं प्राप्ताः। तदेवाह— **स चापीति।**

**प्रियव्रतोत्तानपादौ तिस्त्रः कन्याश्च भारत।**
**आकूतिर्देवहूतिश्च प्रसूतिरिति सत्तम ॥ ५५**
॥ ५५ ॥

**आकूतिं रुचये प्रादात्कर्दमाय तु मध्यमाम्।**
**दक्षायाऽदात्प्रसूतिं च यत आपूरितं जगत् ॥ ५६**

यतो यासां सन्ततिभिः ॥ ५६ ॥

**'व्यापृतस्य'** ઉદ્યોગ કરનારની ॥ ૫૦ ॥

**'युक्तकृतः'** યોગ્ય રીતે કાર્ય કરનારનું ॥ ૫૧ ॥

બ્રહ્માજીનું સ્વરૂપ બે વિભાગવાળું થયું, જેને કાયા કહેવામાં આવે છે. તે રૂપના થયેલા બે વિભાગોમાંથી સ્ત્રી અને પુરુષનું યુગલ થયું. ॥ ૫૨ ॥

આથી જ **'कस्य'** બ્રહ્માજીનું રૂપ બે વિભાગવાળું થયું એ આશ્ચર્યથી (શરીરને) હજી પણ લોકો કાયા કહે છે. ॥ ૫૨॥

તેમાં જે પુરુષ હતા તે ચક્રવર્તી સ્વાયંભુવ મનુ થયા અને જે સ્ત્રી હતાં તે શતરૂપા નામનાં મહારાણી થયાં. ॥ ૫૩ ॥

જે સ્ત્રી હતાં તે આમનાં મહારાણી થયાં. ॥ ૫૩ ॥

ત્યાર પછી મિથુનધર્મથી પ્રજાની વૃદ્ધિ થવા લાગી. તે સ્વાયમ્ભુવ મનુએ પણ શતરૂપામાં પાંચ સંતાનોને જન્મ આપ્યો. ॥ ૫૪ ॥૫૪ ॥

**'एधांबभूविरे'** વૃદ્ધિ થવા લાગી. તે જ કહે છે— **'स-च-अपि इति।'**

હે ભારત, હે શ્રેષ્ઠ (વિદુરજી), પ્રિયવ્રત અને ઉત્તાનપાદ (એ બે પુત્રો) તથા આકૂતિ, દેવહૂતિ અને પ્રસૂતિ એમ ત્રણ કન્યાઓ થઈ. ॥ ૫૫ ॥૫૫ ॥

(તે મનુ રાજાએ) રુચિ ઋષિને આકૂતિ, કર્દમ મુનિને તો વચલી (દેવહૂતિ) અને દક્ષ પ્રજાપતિને પ્રસૂતિ આપી, જેમનાં (સંતાનો)થી જગત ભરાઈ ગયું. ॥ ૫૬ ॥

**'यतः'** જેમનાં સંતાનોથી ॥ ૫૬ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां तृतीयस्कन्धे द्वादशोऽध्यायः ॥ १२ ॥

इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां द्वादशोऽध्यायः ॥ १२ ॥



* **कस्य इदं कायम्-कः**=બ્રહ્મા, **'कस्य'**=બ્રહ્માનું, **'कः'** – **'कायम्'** તદ્ધિત શબ્દ છે.

# अथ त्रयोदशोऽध्यायः

## વરાહાવતાર

त्रयोदशे सिसृक्षायां मनोराकस्मिकाप्लुताम्।
धरामुद्धर्तुमुद्भूतात्क्रोडाद्दैत्यानुसूदनम् ॥ १

श्रीशुक उवाच

**निशम्य वाचं वदतो मुनेः पुण्यतमां नृप।**
**भूयः पप्रच्छ कौरव्यो वासुदेवकथादृतः॥ १**

॥ १ ॥

विदुर उवाच

**स वै स्वायंभुवः सम्राट् प्रियः पुत्रः स्वयंभुवः।**
**प्रतिलभ्य प्रियां पत्नीं किं चकार ततो मुने॥ २**

स्वयंभुवः पुत्रस्तद्देहांशत्वात्॥ २॥

**चरितं तस्य राजर्षेरादिराजस्य सत्तम।**
**ब्रूहि मे श्रद्दधानाय विष्वक्सेनाश्रयो ह्यसौ॥ ३**

*विष्वक्सेनो हरिरेवाश्रयो यस्य सः॥ ३॥

***वंशीधरी**—विष्वक् चतुर्दशभुवनेषु सेना भक्तलक्षणा यस्येति तथा।

अतस्तस्य चरितं श्रोतव्यमित्याह।

**श्रुतस्य पुंसां सुचिरश्रमस्य**
**नन्वञ्जसा सूरिभिरीडितोऽर्थः।**
**यत्तद्गुणानुश्रवणं मुकुन्द-**
**पादारविन्दं हृदयेषु येषाम्॥ ४**

सुचिरं श्रमो यस्मिंस्तस्य, पुंसां श्रुतस्याञ्जसा मुख्यत्वेनायमेवार्थ ईडितः स्तुतो ननु। मुकुन्द-पादारविन्दं येषां हृदयेष्वस्ति तेषां भागवतानां गुणानुश्रवणमिति यत्॥ ४॥

**वंशीधरी**—ननु निश्चयेन विष्णुभक्तजनकथाश्रवणं विना विदुषामपि विद्या निष्फलेति भावः।

તેરમા અધ્યાયમાં સ્વાયંભુવ મનુને સૃષ્ટિ સર્જવાની ઈચ્છા થઈ ત્યારે અકસ્માત જળમાં ડૂબેલી પૃથ્વીનો ઉદ્ધાર કરવા ઉત્પન્ન થયેલા આદિવરાહનારાયણથી હિરણ્યાક્ષ દૈત્યનો વધ થયો (તે કથા કહેવાશે). ॥ ૧ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – હે રાજા પરીક્ષિત, (આ પ્રમાણે) કથા કહેતા મુનિની અત્યંત પવિત્ર વાણીને સાંભળીને શ્રીવાસુદેવ ભગવાનની કથામાં આદરવાળા વિદુરજી ફરીથી પૂછવા લાગ્યા. ॥ ૧ ॥૧ ॥

**વિદુરજી બોલ્યા** – હે મૈત્રેયમુનિ, સ્વયમ્ભૂ બ્રહ્માના પ્રિય પુત્ર એવા તે ચક્રવર્તી સ્વાયમ્ભુવ મનુએ પ્રિય પત્ની શતરૂપાને મેળવીને પછી શું કર્યું? ॥ ૨ ॥

સ્વયમ્ભૂ બ્રહ્માજીના પુત્ર કારણ કે તેમના દેહનો અંશ હતા. ॥ ૨ ॥

હે શ્રેષ્ઠ મુનિ, આદિરાજ રાજર્ષિ મનુરાજાનું ચરિત્ર શ્રદ્ધાળુ એવા મને આપ કહો, કારણ કે આ રાજા શ્રીવિષ્વક્સેન ભગવાનના આશ્રયવાળા છે.॥ ૩ ॥

વિષ્વક્સેન શ્રીહરિ એ જ જેનો આશ્રય છે તે મનુરાજા. ॥ ૩ ॥

*સર્વતઃ ચૌદ ભુવનમાં ભક્તના લક્ષણવાળી સેના જેની છે તેવા વિષ્વક્સેન શ્રીહરિ.

આથી તેમનું ચરિત્ર સાંભળવા યોગ્ય છે, એમ કહે છે.

ખરેખર, મનુષ્યોના દીર્ઘ સમયના પરિશ્રમવાળા શાસ્ત્રશ્રવણનું મુખ્ય પ્રયોજન કવિઓ દ્વારા એ જ વખાણવામાં આવ્યું છે કે જેમનાં હૃદયોમાં મુકુન્દ ભગવાનનું ચરણકમળ વિરાજતું હોય, તેમના ગુણોનું શ્રવણ કર્યા કરવું. ॥ ૪ ॥

મનુષ્યોના દીર્ઘસમયનો પરિશ્રમ જેમાં છે તે શાસ્ત્રશ્રવણનું **'अञ्जसा'** મુખ્યત્વે આ જ પ્રયોજન **'ईडितः'** વખાણવામાં આવ્યું છે, કે જેમનાં હૃદયોમાં શ્રીમુકુન્દનું ચરણકમળ છે તેવા ભક્તોના ગુણોનું વારંવાર શ્રવણ કરવું. ॥ ૪ ॥

શ્રીવિષ્ણુ ભગવાનના ભક્તજનોની કથાના શ્રવણ વિના વિદ્વાનોની વિદ્યા પણ નિષ્ફળ છે, એ નિશ્ચિત છે.

श्रीशुक उवाच

**इति ब्रुवाणं विदुरं विनीतं**
**सहस्त्रशीर्ष्णश्चरणोपधानम् ।**
**प्रहृष्टरोमा भगवत्कथायां**
**प्रणीयमानो मुनिरभ्यचष्ट ॥ ५**

सहस्त्रशीर्षा श्रीकृष्णस्तच्चरणावुपधीयेते यस्मिन्, श्रीकृष्णः प्रीत्या यस्योत्सङ्गे चरणौ प्रसारयतीत्यर्थः। तमभ्यचष्ट अभ्यभाषत। मुनिर्मैत्रेयः। प्रणीयमानस्तेन प्रवर्त्यमानः ॥ ५ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – આમ કહેતા, સહસ્ર મસ્તકવાળા ભગવાનની ચરણપીઠિકારૂપ વિનીત વિદુરજીને, (તે પ્રશ્ન દ્વારા) ભગવત્કથામાં પ્રેરાતા મૈત્રેયમુનિ રોમાંચિત થઈ કહેવા લાગ્યા.॥ ૫ ॥

'**सहस्त्रशीर्षा**' હજાર મસ્તકવાળા શ્રીકૃષ્ણ, તેમનાં ચરણ જેમાં ધારણ કરવામાં આવે તે ઉત્સંગ, શ્રીકૃષ્ણ પ્રીતિપૂર્વક જેમના ઉત્સંગમાં બન્ને ચરણોને પ્રસારે છે, એમ અર્થ છે. તેવા વિદુરજીને '**अभ्यचष्ट**' કહેવા લાગ્યા. '**मुनिः**' મુનિ મૈત્રેયજી '**प्रणीयमानः**' તે પ્રશ્ન દ્વારા કથામાં પ્રેરાતા ॥ ૫ ॥

मैत्रेय उवाच

**यदा स्वभार्यया साकं जातः स्वायम्भुवो मनुः ।**
**प्राञ्जलिः प्रणतश्चेदं वेदगर्भमभाषत ॥ ६**

वेदगर्भं ब्रह्माणम् ॥ ६ ॥

**મૈત્રેયમુનિ બોલ્યા** – સ્વાયમ્ભુવ મનુરાજા જયારે પોતાની પત્ની સાથે ઉત્પન્ન થયા, ત્યારે બે હાથ જોડી બ્રહ્માજીને પ્રણામ કરતા આ પ્રમાણે કહેવા લાગ્યા.॥ ૬ ॥

'**वेदगर्भम्**' વેદ જેમના ગર્ભમાં છે તેવા બ્રહ્માજીને ॥ ૬ ॥

**त्वमेकः सर्वभूतानां जन्मकृद्वृत्तिदः पिता ।**
**अथापि नः प्रजानां ते शुश्रूषा केन वा भवेत् ॥ ७**

त्वमेवैकः पिता सर्वेषाम्। यतो जन्मकृद्- वृत्तिदः पोषकश्च त्वमेव। अतस्तव यद्यप्यन्यापेक्षा नास्त्यथाप्यस्माकं ते शुश्रूषा केन कर्मणा भवेत् तद्विधेहीत्युत्तरेणान्वयः ॥ ७ ॥

કેવળ આપ જ સર્વ પ્રાણીઓના જન્મદાતા અને પોષણ કરનાર પિતા છો, આથી અમારા– પ્રજાઓના કયા કર્મ દ્વારા આપની સેવા થાય? ॥ ૭ ॥

કેવળ આપ જ સર્વ પ્રાણીઓના પિતા છો, કારણ કે આપ જન્મદાતા છો, '**वृत्तिदः**' પોષણ કરનારા પણ આપ જ છો. આથી આપને જો કે અન્ય અપેક્ષા નથી, છતાં પણ આપની સેવા કયા કર્મ દ્વારા થાય, (તે જણાવો) એમ પછીના શ્લોક (૮) સાથે સંબંધ છે.॥ ૭ ॥

**तद्विधेहि नमस्तुभ्यं कर्मस्वीड्यात्मशक्तिषु ।**
**यत्कृत्वेह यशो विष्वगमुत्र च भवेद्गतिः * ॥ ८**

हे ईड्य, आत्मशक्तिष्वस्मच्छक्येषु कर्मसु मध्ये केन कर्मणा भवेत् तद्विधेहि इदं कर्तव्यमिति कथय। यत्कृत्वा यस्मिन्कृते सति। विष्वक् सर्वतः अमुत्र परलोके ॥ ८ ॥

*__दीपिनी__—गतिः श्रीभगवत्प्राप्तिः।

હે સ્તુતિ યોગ્ય, આપને નમસ્કાર. અમારી કર્મ કરવાની શક્તિ હોય તેવાં કર્મોમાં આજ્ઞા આપો કે જે કરીને આ લોકમાં સર્વત્ર યશ અને પરલોકમાં સદ્ગતિ થાય. ॥ ૮ ॥

હે સ્તુતિ કરવા યોગ્ય, '**आत्मशक्तिषु**' અમારાથી શક્ય હોય તેવાં કર્મોમાં કયા કર્મથી સેવા થાય, તે કહો. આ કરવા યોગ્ય છે, તેમ કહો. '**यत्कृत्वा**' જે કરીને તે થાય ત્યારે '**विष्वक्**' સર્વત્ર,'**अमुत्र**' પરલોકમાં॥ ૮ ॥

ગતિ એટલે શ્રીભગવાનની પ્રાપ્તિ.

**ब्रह्मोवाच**

**प्रीतस्तुभ्यमहं तात स्वस्ति स्ताद्वां क्षितीश्वर।**
**यन्निर्व्यलीकेन हृदा शाधि मेत्यात्मनाऽर्पितम्॥ ९**

वां युवाभ्यां स्वस्ति भद्रं स्तात् भूयात्। यद्यतो मा मां शाध्यनुशिक्षयेत्यात्मना स्वयमेवार्पितं निवेदितमतः प्रीतोऽस्मि॥ ९॥

**બ્રહ્માજી બોલ્યા** – હે તાત, હે ક્ષિતીશ્વર, ‘મને આજ્ઞા આપો.’ એમ તમે જે નિષ્કપટ હૃદયથી આત્માની સાથે સમર્પણ કર્યું છે, તેથી હું (તમારા ઉપર) પ્રસન્ન થયો છું. તમારું કલ્યાણ થાઓ! ॥૯॥

‘**वाम्**’ તમારા બંનેનું ‘**स्वस्ति**’ કલ્યાણ ‘**स्तात्**’ થાઓ. ‘**यत्**’ કારણ કે ‘**मा**’ મને ‘**शाधि**’ આજ્ઞા આપો– એમ ‘**आत्मना**’ સ્વયં, પોતાની જાતે જ ‘**अर्पितम्**’ નિવેદન કર્યું છે, આથી હું પ્રસન્ન થયો છું. ॥૯॥

**एतावत्यात्मजैर्वीर कार्या ह्यपचितिर्गुरौ।**
**शक्त्याऽप्रमत्तैर्गृह्येत सादरं गतमत्सरैः॥ १०**

‘अपचितिः’ पूजा। गृह्येत आज्ञेति शेषः। सनकादयो न कुर्वन्ति वयं किमिति करिष्याम इत्येवंभूतो गतो मत्सरो येभ्यः॥ १०॥

હે વીર (મનુ), પુત્રો દ્વારા ગુરુજનો પ્રત્યે આટલી જ સેવા કરવા યોગ્ય છે કે સાવધાન રહી, મત્સર વિનાના બની, આદરપૂર્વક શક્તિ પ્રમાણે (આજ્ઞા) પાલન કરે. ॥૧૦॥

‘**अपचितिः**’ પૂજા, (આજ્ઞા)પાલન કરે– આજ્ઞા શેષ છે (તે ઉમેરવું). સનકાદિ કુમારો આજ્ઞાપાલન નથી કરતા તો અમે શા માટે કરીએ? એ પ્રકારનો માત્સર્યભાવ જેમનામાં નથી. ॥૧૦॥

**स त्वमस्यामपत्यानि सदृशान्यात्मनो गुणैः।**
**उत्पाद्य शास धर्मेण गां यज्ञैः पुरुषं यज॥ ११**

गां शास शाधि। पालयेत्यर्थः। पुरुषं हरिम्॥ ११॥

તે (મનુ એવા) તમે આ (શતરૂપા)માં ગુણોથી તમારા જેવાં સંતાનોને ઉત્પન્ન કરીને પૃથ્વીનું ધર્મથી પાલન કરો અને યજ્ઞો દ્વારા પુરુષનું યજન કરો. ॥૧૧॥

પૃથ્વીનું ‘**शास**’ શાસન કરો, પાલન કરો – એમ અર્થ છે. ‘**पुरुषम्**’ શ્રીહરિને ॥૧૧॥

**परं शुश्रूषणं मह्यं स्यात्प्रजारक्षया नृप।**
**भगवांस्ते प्रजाभर्तुर्हृषीकेशो नु तुष्यति॥ १२**

प्रजापालकस्य ते तुष्टो भविष्यति॥ १२॥

હે રાજા, પ્રજાનું રક્ષણ કરવાથી તમે મારી ઉત્તમ સેવા કરી ગણાશે. વળી, ભગવાન હૃષીકેશ પ્રજાનું પાલન કરનાર એવા તમારા ઉપર પ્રસન્ન થશે. ॥૧૨॥

પ્રજાનું પાલન કરનાર એવા તમારી ઉપર પ્રસન્ન થશે. ॥૧૨॥

उदासीनस्य भगवतोऽतोषे मे को दोषस्तत्राह—**येषामिति।**

(કહેવામાં આવે કે ભગવાન તો ઉદાસીન છે, તો) ઉદાસીન એવા ભગવાનની અપ્રસન્નતામાં મારો શો દોષ? તે માટે ઉત્તર આપે છે — ‘**येषाम् इति।**’

**येषां न तुष्टो भगवान्यज्ञलिङ्गो* जनार्दनः।**
**तेषां श्रमो ह्यपार्थाय यदात्मा नादृतः स्वयम्॥ १३**

યજ્ઞપુરુષ ભગવાન જનાર્દન જેમના ઉપર પ્રસન્ન ન થયા, તેમનો શ્રમ વ્યર્થ છે કારણ કે તેમણે પોતે જ પોતાના આત્માનો આદર કર્યો નથી. ॥૧૩॥

यज्ञलिङ्गो यज्ञमूर्तिः। अपगतोऽर्थो यस्मात्। केवलं श्रमायैवेत्यर्थः। यद्यस्मादात्मैव स्वयं नादृतः। तस्मिन्नतुष्टे स्वार्थस्यैवासिद्धेः सर्वात्मत्वाच्च तस्य॥ १३॥

**'यज्ञलिङ्गः'** યજ્ઞમૂર્તિ ભગવાન જનાર્દન – ચાલ્યો ગયો છે અર્થ જેમાંથી, કેવળ શ્રમ ખાતર જ (કર્મ કર્યું છે), એમ અર્થ છે. **'यत्'** કારણ કે પોતાના આત્માનો પોતે જ અનાદર કર્યો છે. તે જનાર્દન ભગવાન પ્રસન્ન ન થાય ત્યારે પોતાનો જ અર્થ સિદ્ધ થતો નથી કારણ કે તેઓ સર્વના આત્મા છે. ॥૧૩॥

***वंशीधरी**—यज्ञैर्यजनैरर्चनश्रवणकीर्त्तनाद्यैरेव—
लिंग्यते ज्ञायत इति परमात्मानादरे
स्वस्यैवानादृतत्वात्।
'यद्यज्जनो भगवते विदधीत मानं
तच्चात्मने प्रतिमुखस्य यथा मुखश्रीः॥'
इत्युक्तेः।

યજ્ઞો અર્થાત્ અર્ચન, શ્રવણ, કીર્તનરૂપ યજ્ઞો દ્વારા જ જાણી શકાય તે યજ્ઞલિંગ ભગવાન. એટલે પરમાત્માના અનાદરમાં પોતાનો જ અનાદર થતો હોવાથી કહેવામાં આવ્યું છે, 'મનુષ્ય ભગવાન પ્રત્યે જે માન, પૂજા વગેરે કરે છે, તે કરનારને જ પ્રાપ્ત થાય છે. જેમ મુખ ઉપર (તિલકાદિની) શોભા મુખના પ્રતિબિંબને પ્રાપ્ત થાય છે. તેમ!' (શ્રીમદ્ ભા.૭/૯/૧૧) એમ કહેવામાં આવ્યું છે.

मनुरुवाच

**आदेशेऽहं भगवतो वर्तेयामीवसूदन।**
**स्थानं त्विहानुजानीहि प्रजानां मम च प्रभो॥ १४**

**મનુ બોલ્યા** – હે પાપવિનાશક, હું આપની આજ્ઞાનુસાર વર્તીશ, પરંતુ હે પ્રભુ, પ્રજાઓ માટે તેમજ મારે માટે આ પૃથ્વી પર (અહીં રહો) એમ સ્થાન માટે આજ્ઞા આપો. ॥૧૪॥

वर्तेय वर्तिष्ये। अमीवसूदन पापनाशन। अनुजानीह्यत्र स्थातव्यमित्यनुज्ञां देहि॥ १४॥

**'वर्तेय'** વર્તીશ– **'अमीवसूदन'** પાપનો નાશ કરનાર– **'अनुजानीहि'** આ સ્થળે રહો (એમ સ્થાન માટે) આજ્ઞા આપો. ॥૧૪॥

महीति चेदत आह।

જો રહેવાનું સ્થાન પૃથ્વી હોય તો તે માટે કહે છે.

**यदोकः सर्वसत्त्वानां मही मग्ना महाम्भसि।**
**अस्या उद्धरणे यत्नो देव देव्या विधीयताम्॥ १५**

સર્વ પ્રાણીઓનું જે રહેઠાણ પૃથ્વી છે, તે પ્રલયના જળમાં ડૂબેલી છે. હે દેવ! આ પૃથ્વીદેવીના ઉદ્ધારમાં આપ પ્રયત્ન કરો. ॥૧૫॥

यदोकः स्थानं सा मही। हे देव, अस्या देव्याः॥ १५॥

જે **'ओकः'** રહેઠાણ છે તે પૃથ્વી છે. હે દેવ, આ પૃથ્વીદેવીના ॥૧૫॥

मैत्रेय उवाच

**परमेष्ठी त्वपां मध्ये तथा सन्नामवेक्ष्य गाम्।**
**कथमेनां समुन्नेष्य इति दध्यौ धिया चिरम्॥ १६**

**મૈત્રેયમુનિ બોલ્યા** – બ્રહ્માજી પણ જળની મધ્યમાં તે રીતે ડૂબેલી (પૃથ્વી)ને નિહાળીને એ પૃથ્વીને કેવી રીતે ઉપર લાવીશ, એમ બુદ્ધિપૂર્વક ચિરકાળ સુધી ધ્યાન કરવા લાગ્યા. ॥૧૬॥

पूर्वं पाने कृतेऽपि पुनरकाण्ड एवोद्भूतानामपां मध्ये सन्नामवसन्नां निमग्नाम्। समुन्नेष्ये उद्धरिष्यामि॥ १६॥

પૂર્વે જળનું પાન કરવામાં આવ્યું હોવા છતાં પુનઃ એકાએક જ ઉત્પન્ન થયેલા જળમાં **'सन्नाम्'** ડૂબેલી પૃથ્વીને, **'समुन्नेष्ये'** (કેવી રીતે) ઉપર લાવીશ? ॥૧૬॥

चिन्तामेवाह।

**सृजतो मे क्षितिर्वार्भिः प्लाव्यमाना रसां गता।**
**अथात्र किमनुष्ठेयमस्माभिः सर्गयोजितैः।**
**यस्याहं हृदयादासं स ईशो विदधातु मे॥ १७**

सृजतः सतः। वार्भिरद्भिः। रसां रसातलम्। ईश्वरेण सर्गे नियुक्तैः मेऽनुष्ठेयं स एव विदधातु सम्पादयतु॥ १७॥

બ્રહ્માજીની ચિન્તાને જણાવે છે.

હું સૃષ્ટિરચના કરતો હતો ત્યારે પાણીથી ડુબાડવામાં આવેલી પૃથ્વી છેક રસાતળમાં ગઈ હતી; તો સૃષ્ટિનિર્માણ કરવા નીમેલા અમારે આ વિષયમાં હવે શું કરવું? જેમના હૃદયમાંથી હું ઉત્પન્ન થયો છું, તે પરમેશ્વર જ આ કાર્ય સંપન્ન કરો. ॥ ૧૭ ॥

જ્યારે સર્જન કરતો હતો ત્યારે **'वार्भिः'** પાણી દ્વારા **'रसाम्'** રસાતળમાં, પરમેશ્વર દ્વારા સૃષ્ટિનિર્માણ કરવા નીમેલા મારે કરવા યોગ્ય કાર્ય તે પરમેશ્વર જ **'विदधातु'** સંપન્ન કરો. ॥ ૧૭ ॥

**इत्यभिध्यायतो नासाविवरात्सहसाऽनघ।**
**वराहतोको निरगादङ्गुष्ठपरिमाणकः॥ १८**

वराहतोकः सूक्ष्मो वराहः॥ १८॥

હે નિષ્પાપ (વિદુરજી), એ પ્રમાણે વિચાર કરતા બ્રહ્માજીના નાકના છિદ્રમાંથી અંગૂઠાના માપવાળા શ્રીબાળવરાહ ભગવાન એકાએક પ્રકટ થયા.॥ ૧૮ ॥

**'वराहतोकः'** અત્યન્ત નાના શ્રીબાળવરાહ ભગવાન ॥ ૧૮ ॥

**तस्याभिपश्यतः खस्थः क्षणेन किल भारत।**
**गजमात्रः प्रववृधे तदद्भुतमभून्महत्॥ १९**

खस्थ आकाशे स्थितः सन्॥ १९॥

હે ભારત (વિદુર), તેમના દેખતાં જ આકાશમાં રહેલા તે ક્ષણમાત્રમાં જ હાથી જેટલા વધ્યા. ખરેખર, તે ઘણું જ અદ્‌ભુત થયું. ॥ ૧૯ ॥

**'खस्थः'** આકાશમાં રહેલા ॥ ૧૯ ॥

**मरीचिप्रमुखैर्विप्रैः कुमारैर्मनुना सह।**
**दृष्ट्वा तत्सौकरं रूपं तर्कयामास चित्रधा॥ २०**

चित्रधा अनेकधा॥ २०॥

મનુ સહિત મરીચિ વગેરે ઋષિઓ તથા સનકાદિ કુમારોએ શ્રીવરાહરૂપને નિહાળીને અનેક પ્રકારના તર્ક કર્યા. ॥ ૨૦ ॥

**'चित्रधा'** અનેક પ્રકારના ॥ ૨૦ ॥

**किमेतत्सौकरव्याजं सत्त्वं दिव्यमवस्थितम्।**
**अहो बताश्चर्यमिदं नासाया मे विनिःसृतम्॥ २१**

॥ २१ ॥

વરાહના આકારમાં રહેલ આ દિવ્ય પ્રાણી શું હશે? અહો! આશ્ચર્યની વાત છે કે આ મારી નાસિકામાંથી નીકળ્યું છે! ॥ ૨૧ ॥ ૨૧॥

**दृष्टोऽङ्गुष्ठशिरोमात्रः क्षणाद्गण्डशिलासमः।**
**अपिस्विद्भगवानेष* यज्ञो मे खेदयन्मनः॥ २२**

पूर्वमङ्गुष्ठाग्रप्रमाणो दृष्टः। गण्डशिला स्थूलपाषाणस्तत्समः। यज्ञो विष्णुः। निजरूपतिरोधानेन मे मनः खेदयन्॥ २२॥

પ્રથમ અંગૂઠાના ટેરવા જેટલા જોયા. ક્ષણવારમાં તો સ્થૂળ પાષાણ(પર્વતના શિખર)સમા થયા. મારા મનને ખેદ પમાડતા આ ભગવાન યજ્ઞનારાયણ છે કે શું? ॥ ૨૨॥

પહેલા અગૂંઠાના ટેરવા જેટલા જોયા. **'गण्डशिला'** સ્થૂળ પાષાણ જેવા (થયા) – **'यज्ञः'** યજ્ઞરૂપ વિષ્ણુ પોતાનું રૂપ છુપાવવાથી મારા મનને ખેદ પમાડતા ॥ ૨૨॥

*वीर.—'यज्ञो वै विष्णुः' इति श्रुतेः।

**इति मीमांसतस्तस्य ब्रह्मणः सह सूनुभिः।**
**भगवान्यज्ञपुरुषो जगर्जागेन्द्रसन्निभः॥ २३**

इति मीमांसमानस्य सतः। जगर्जागर्जत्। गिरीन्द्रतुल्यः॥ २३॥

गर्जनप्रयोजनमाह—**ब्रह्माणमिति।**

**ब्रह्माणं हर्षयामास हरिस्तांश्च द्विजोत्तमान्।**
**स्वगर्जितेन ककुभः प्रतिस्वनयता विभुः॥ २४**

॥ २४॥

**निशम्य ते घर्घरितं स्वखेद-**
**क्षयिष्णु मायामयसूकरस्य।**
**जनस्तपःसत्यनिवासिनस्ते**
**त्रिभिः पवित्रैर्मुनयोऽगृणन्स्म॥ २५**

घर्घरितं तज्जात्यनुकरणध्वनिम्। अनिश्चयेन यः स्वखेदस्तस्य क्षयिष्णु क्षपयिष्णु नाशकम्। ते इति पुनरुक्तिः प्रसिद्धिख्यापनार्था। त्रिभिः पवित्रैर्ऋग्यजुःसाममन्त्रैरगृणन्नस्तुवन्॥ २५॥

**तेषां सतां वेदवितानमूर्ति-**
**र्ब्रह्मावधार्यात्मगुणानुवादम्।**
**विनद्य भूयो विबुधोदयाय**
**गजेन्द्रलीलो जलमाविवेश॥ २६**

वेदैर्वितन्यते स्तूयते मूर्तिर्यस्य सः। अत एवात्मनो गुणाननुवदति तथा तत्तेषां ब्रह्म उच्चारितं वेदमवधार्य ज्ञात्वा॥ २६॥

'યજ્ઞ ખરેખર વિષ્ણુસ્વરૂપ છે,' એવી શ્રુતિ છે. (તૈત્તિ.સં. ૧/૭/૪, ૨/૫/૫)

એ પ્રમાણે પુત્રો સહિત તે બ્રહ્માજી વિચાર કરતા હતા, ત્યાં જ પર્વતરાજ જેવા યજ્ઞપુરુષ વરાહ ભગવાને ગર્જના કરી. ॥ ૨૩ ॥

આ પ્રમાણે વિચાર કરતા હતા, ત્યારે **'जगर्ज'** ગર્જના કરી. પર્વતરાજ જેવા શ્રીવરાહ ભગવાન॥ ૨૩ ॥

ગર્જના કરવાનું પ્રયોજન કહે છે— **'ब्रह्माणम् इति।'**

સામર્થ્યશાળી શ્રીહરિએ દિશાઓમાં પડઘા પાડતી પોતાની ગર્જનાથી બ્રહ્માજીને તેમ જ તે ઉત્તમ દ્વિજોને હર્ષ ઉત્પન્ન કર્યો. ॥ ૨૪ ॥૨૪ ॥

જનલોક, તપલોક અને સત્યલોકના નિવાસી તે મુનિવરો માયામય વરાહ ભગવાનના, પોતાના ખેદનો ક્ષય કરનાર ઘર્ઘરાટને સાંભળીને ત્રણ પવિત્ર વેદો (ના મંત્રો) દ્વારા સ્તુતિ કરવા લાગ્યા. ॥ ૨૫ ॥

**'घर्घरितम्'** તે વરાહજાતિનું અનુકરણ કરતો ધ્વનિ, ભૂમિના ઉદ્ધારની ચિંતાથી થતો મુનિઓનો જે ખેદ છે, તેનો **'क्षयिष्णु'** નાશ કરનાર (ઘર્ઘરાટને), શ્લોકમાં **'ते'** શબ્દની પુનરુક્તિ છે તે જનાદિલોકના મુનિઓની પ્રસિદ્ધિ જણાવવા માટે છે. **'त्रिभिः पवित्रैः'** ત્રણ પવિત્ર વેદો ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદના મન્ત્રો દ્વારા **'अगृणन्'** સ્તુતિ કરવા લાગ્યા.॥ ૨૫ ॥

જેમની મૂર્તિની વેદો પણ સ્તુતિ કરે છે એવા તે વરાહમૂર્તિ ભગવાન, પોતાના ગુણાનુવાદને તે સત્પુરુષોનાં વેદવચનો જાણીને, દેવોના ઉદય માટે ફરી મોટી ગર્જના કરીને, ગજેન્દ્ર જેવી લીલા કરતા જળમાં પ્રવેશ્યા. ॥ ૨૬ ॥

**'वेदैः वितन्यते'** વેદો દ્વારા સ્તુતિ થાય છે જેમની મૂર્તિની તે વરાહ ભગવાન. આથી જ પોતાના ગુણોનું વર્ણન કરે છે તેવાં તેમનાં **'ब्रह्म'** વેદરૂપ વચનોને વેદવાણી **'अवधार्य'** જાણીને ॥ ૨૬ ॥

कथंभूतः सन्नाविवेशेत्यपेक्षायामाह द्वाभ्याम्।

**उत्क्षिप्तवालः खचरः कठोरः**
**सटा विधुन्वन्खररोमशत्वक्।**
**खुराहताभ्रः सितदंष्ट्र ईक्षा-**
**ज्योतिर्बभासे भगवान्महीध्रः॥ २७**

उच्चैः क्षिप्तो वालः पुच्छं येन। खचर आकाशचारी। कठोरः कठिनः। सटाः स्कन्ध-वालान्। खराणि तीक्ष्णानि रोमाणि यस्याः सा त्वग्यस्य। खुरैराहतान्यभ्राणि येन। सितदंष्ट्रो-ऽतिशुक्लदंष्ट्रः। ईक्षा निरीक्षणमेव ज्योतिरालोको यस्य। तदा प्रकाशान्तराभावात्। बभासेऽशोभत। महीध्रः पृथिव्या उद्धर्ता॥ २७॥

**घ्राणेन पृथ्व्याः पदवीं विजिघ्रन्**
**क्रोडापदेशः स्वयमध्वराङ्गः।**
**करालदंष्ट्रोऽप्यकरालदृग्भ्या-**
**मुद्वीक्ष्य विप्रान्गृणतोऽविशत्कम्॥ २८**

क्रोडापदेशो वराहच्छद्मा। अतः स्वयमध्वराङ्गोऽपि पशुरिव घ्राणेन विजिघ्रन्। गृणतः स्तोतृन्विप्रानुद्वीक्ष्योर्ध्वं वीक्ष्य कं जलमाविशत्॥ २८॥

तदानींतनसमुद्रध्वनिमुत्प्रेक्षते।

**स वज्रकूटाङ्गनिपातवेग-**
**विशीर्णकुक्षिः स्तनयन्नुदन्वान्।**
**उत्सृष्टदीर्घोर्मिभुजैरिवार्त-**
**श्चुक्रोश यज्ञेश्वर पाहि मेति॥ २९**

શ્રીવરાહ નારાયણ કેવા પ્રકારના બનીને પ્રવેશ્યા, એવી અપેક્ષા માટે બે શ્લોકો દ્વારા કહે છે.

ઊંચા પૂંછડાવાળા, આકાશમાં ગતિ કરતા, કઠોર શરીરવાળા, ખાંધ પરની કેશવાળીને ધુણાવતા, કઠોર રૂવાંડાંયુક્ત ચામડીવાળા, ખરીઓથી વાદળાં વિખેરતા, ધોળી દાઢવાળા, દૃષ્ટિરૂપ પ્રકાશવાળા, પૃથ્વીનો ઉદ્ધાર કરનાર વરાહ ભગવાન શોભતા હતા. ॥ ૨૭ ॥

ઊંચે ફેંકાયું છે **'वालः'** પૂંછડું જેમનું, **'खचरः'** આકાશમાં વિચરણ કરનારા, **'कठोरः'** કઠોર શરીરવાળા, **'सटाः'** કેશવાળી, **'खराणि'** તીક્ષ્ણ રૂવાંડાં છે જેમાં તેવી ત્વચા છે જેમની, ખરીઓથી વિખેર્યાં છે વાદળો જેમણે, **'सित-दंष्ट्रः'** અતિ શ્વેત દાઢવાળા, **'ईक्षा'** જેમની દૃષ્ટિ એ જ **'ज्योतिः'** પ્રકાશ છે કારણ કે તે સમયે અન્ય પ્રકાશનો અભાવ હતો. **'बभासे'** શોભતા હતા, **'महीध्रः'** પૃથ્વીનો ઉદ્ધાર કરનાર ॥ ૨૭ ॥

પોતે યજ્ઞરૂપી અંગોવાળા હોવા છતાં વરાહના સ્વાંગમાં હોઈ (પશુની જેમ) પૃથ્વીના માર્ગને નાસિકા વડે સૂંઘતા, ભયાનક દાઢવાળા હોવા છતાં પણ સ્તુતિ કરતા બ્રાહ્મણો તરફ સૌમ્ય દૃષ્ટિથી ઊંચે જોઈને તેમણે જળમાં પ્રવેશ કર્યો. ॥ ૨૮ ॥

**'क्रोडापदेशः'** વરાહના વેશવાળા હોવાથી પોતે યજ્ઞરૂપ અંગોવાળા હોવા છતાં પણ પશુની જેમ નાસિકા વડે સૂંઘતા, **'गृणतः'** સ્તુતિ કરતા બ્રાહ્મણો તરફ **'उत्-वीक्ष्य'** ઊંચે જોઈને તે **'कम्'** જળમાં પ્રવેશ્યા.॥ ૨૮ ॥

તે સમયે થયેલા સમુદ્રના ધ્વનિને ઉત્પ્રેક્ષાથી કહે છે.

વજ્રમય પર્વત જેવા અંગવાળા તે ભગવાનના જળમાં પડવાના વેગથી ચિરાઈ ગયેલી કૂખવાળો મહાસાગર પીડા પામ્યો હોય તેમ ઘુઘવાટા કરતો મોટા તરંગોરૂપી ભુજાઓ પ્રસારી ''હે યજ્ઞેશ્વર, મારું રક્ષણ કરો.'' એમ પોકાર કરવા લાગ્યો. ॥ ૨૯ ॥

स उदन्वान्समुद्र आर्त इव स्तनयन् शब्दं कुर्वन् भो यज्ञेश्वर मा मां पाहि माम् अव इत्येवं चुक्रोश। आर्तसादृश्यमाह। उत्सृष्टाः प्रसारिता दीर्घा ऊर्मय एव भुजास्तैर्विशिष्टः। आर्तत्वे हेतुः—वज्रकूटो वज्रमयः पर्वतस्तद्वदङ्गं यद्भगवतस्तस्य निपातवेगेन विशीर्णा कुक्षिर्यस्य ॥ २९ ॥

તે **'उदन्वान्'** સમુદ્ર પીડિતની જેમ **'स्तनयन्'** ઘુઘવાટા કરતો, 'હે યજ્ઞેશ્વર **'मा'** મારું **'पाहि'** રક્ષણ કરો', એ પ્રમાણે પોકાર કરવા લાગ્યો. પીડાનું સરખાપણું જણાવે છે. **'उत्सृष्टाः'** પ્રસાર્યા છે દીર્ઘ તરંગો એ જ ભુજાઓ, તેનાથી વિશિષ્ટ (હાથવાળો) બનેલો સમુદ્ર, સમુદ્રની પીડાનું કારણ જણાવે છે– **'वज्रकूटः'** વજ્રમય પર્વત, તેના જેવું ભગવાનનું જે અંગ છે, તેના પડવાના વેગથી ચિરાઈ ગઈ છે કૂખ જેની (તેવો સમુદ્ર) ॥ ૨૯ ॥

**खुरैः क्षुरप्रैर्दरयंस्तदाप**
**उत्पारपारं त्रिपरू रसायाम्।**
**ददर्श गां तत्र सुषुप्सुरग्रे**
**यां जीवधानीं स्वयमभ्यधत्त ॥ ३०**

લાંબા અગ્રભાગવાળાં બાણો જેવી ખરીઓ વડે અપાર જળનો અંત આવે તેમ તેને વિદારી નાખતા, ત્રણ પર્વોવાળા યજ્ઞમૂર્તિ વરાહ ભગવાને ત્યાં રસાતળમાં સર્વ જીવોની આશ્રયભૂતા પૃથ્વીને જોઈ કે જેને પ્રલયસમયે શયન કરવા ઈચ્છતા શ્રીહરિએ સ્વયં (પોતાના ઉદરમાં) ધારણ કરી હતી. ॥ ૩૦ ॥

तदा रसायां रसातले गां पृथ्वीं ददर्श। कः। त्रिपरुः त्रीणि परूंषि सवनात्मकानि पर्वाणि यस्य। यज्ञमूर्तिरित्यर्थः। किं कुर्वन्। क्षुरप्रा आयताग्राः शरास्तत्सदृशैः खुरैरपो दरयन्। कथम्। उत्पारपारं उत्पाराणां पारशून्यानामप्यपां पारमवसानं यथा भवति तथा विदारयन्। कथंभूतः। अग्रे प्रलयसमये तत्र तास्वप्सु सुषुप्सुः शिशयिषुः सन् जीवा धीयन्ते यस्यां सर्वजीवाधारभूतां यां स्वयमभ्यधत्त आभिमुख्येन दधार। जठरे धृतवानित्यर्थः। अनेन तदुद्धरणेऽनायासं द्योतयति॥ ३०॥

(સમુદ્ર પ્રાર્થના કરતો હતો) ત્યારે **'रसायाम्'** રસાતળમાં **'गाम्'** પૃથ્વીને જોઈ. કોણે? **'त्रिपरुः'** ત્રણ **'परूंषि'** યજ્ઞાત્મક અંગો (સવનો) છે જેમનાં અર્થાત્ યજ્ઞમૂર્તિ વરાહભગવાન. શું કરતાં? **'क्षुरप्राः'** આગળનો ભાગ લાંબો છે તેવાં બાણો, તેના જેવી (તીક્ષ્ણ) ખરીઓથી જળને વિદારતા, કેવી રીતે? **'उत्पारपारम्'** જેનો પાર નથી તેવા અપાર જળનો પણ **'पारम्'** અંત આવી જાય તેમ વિદારતા, કેવા ભગવાન? **'अग्रे'** પ્રલયકાળે **'तत्र'** તે જળમાં **'सुषुप्सुः'** શયન કરવા ઈચ્છતા હોઈ (શ્રીહરિએ) જેનામાં જીવો ધારણ કરવામાં આવે છે તેવી સર્વ જીવોની આધારભૂત જે પૃથ્વીને સ્વયં પોતે જ **'अभ्यधत्त'** સામે ચાલીને ધારણ કરી હતી, ઉદરમાં ધારણ કરી હતી, એમ અર્થ છે. આ દ્વારા પૃથ્વીના ઉદ્ધાર માટે શ્રીવરાહ નારાયણને પ્રયાસની આવશ્યકતા નથી, તે સ્પષ્ટ કરે છે. ॥ ૩૦ ॥

**स्वदंष्ट्रयोद्धृत्य महीं निमग्नां**
**स उत्थितः संरुरुचे रसायाः।**
**तत्रापि दैत्यं गदयाऽऽपतन्तं**
**सुनाभसंदीपिततीव्रमन्युः ॥ ३१**

**जघान रुन्धानमसह्यविक्रमं**
**सलीलयेभं मृगराडिवाम्भसि।**
**तद्रक्तपङ्काङ्कितगण्डतुण्डो**
**यथा गजेन्द्रो जगतीं विभिन्दन्॥ ३२**

ડૂબી ગયેલી પૃથ્વીને પોતાની દાઢથી ઉઠાવીને રસાતળમાંથી બહાર આવતા તે વરાહ ભગવાન અત્યન્ત શોભતા હતા. તેવામાં તો જળમાં અસહ્ય પરાક્રમવાળા (અને માર્ગને) રોકતા તેમજ (હાથમાં) ગદા સાથે ધસી આવતા આદિદૈત્ય હિરણ્યાક્ષને સુદર્શન ચક્ર જેવા પ્રજ્વલિત તીવ્ર રોષવાળા ભગવાને, મૃગરાજ(સિંહ) લીલાથી હાથીને મારે તેમ મારી નાખ્યો. ગજેન્દ્ર (પહાડની ગેરુવાળી) ભૂમિને દંતશૂળથી ચીરતાં રક્ત ગંડસ્થળ અને મુખવાળો થાય તેમ વરાહભગવાન પણ તે દૈત્યના રુધિરરૂપ કાદવથી ખરડાયેલાં ગંડસ્થળ અને મુખવાળા થયા હતાં. ॥ ૩૧॥ ૩૨ ॥

रसायाः सकाशादुत्थितः संरुरुचे सम्यग-शोभत। तत्राप्यम्भसि गदामुद्यम्यागच्छन्तं रुन्धानं प्रतिघ्नन्तं न सह्यः सहनानर्हो विक्रमो यस्य तं दैत्यं सुनाभं चक्रं तद्वत्संदीपितस्तीव्रो मन्युर्यस्य। यद्वा मयि विद्यमाने किमिति परिभवं सहस इति सुनाभेन संदीपितस्तीव्रमन्युः स भगवान्सिंहो गजमिव लीलया जघानेत्युत्तरेणान्वयः॥ ३१ ॥

રસાતળમાંથી બહાર આવતા **'संरुरुचे'** અત્યંત શોભતા હતા. **'तत्र-अपि'** ત્યાં જળમાં પણ ગદા ઉગામીને ધસી આવતા દૈત્યને, **'रुन्धानम्'** (માર્ગને) રોકતા દૈત્યને, સહી ન શકાય તેવું અસહ્ય પરાક્રમ જેનું છે તે દૈત્યને– સુદર્શનચક્ર, તેના જેવો પ્રજ્વલિત તીવ્ર રોષ છે જેનો, અથવા મારા હોવા છતાં બળનો પરાજય કેવી રીતે થાય, એમ પ્રજ્વલિત તીવ્ર રોષવાળા તે ભગવાને સુદર્શનચક્ર વડે, સિંહ લીલાથી (રમતમાં) હાથીને મારે તેમ મારી નાખ્યો, એમ આ પછીના શ્લોક સાથે સંબંધ છે. ॥ ૩૧ ॥

गजेन्द्रो *जगतीं क्रीडया विदारयन् गैरिकया यथा अरुणगण्डतुण्डो भवति तथा तस्य रक्तमेव पङ्कस्तेनाङ्कितौ गण्डौ तुण्डं च यस्य सः॥ ३२॥

પૃથ્વીને ક્રીડાથી (દંતશૂળો વડે) ચીરતો ગજેન્દ્ર ગેરુને કારણે જેમ રક્ત ગંડસ્થળો અને મુખવાળો થાય છે તેમ! તેનું રક્ત એ જ કાદવ, તેનાથી ખરડાયેલાં બન્ને ગંડસ્થળ અને મુખ જેમનાં છે તે વરાહ નારાયણ ॥ ૩૨ ॥

**वंशीधरी—** *'जगतीम्' तत्रत्यां पृथिवीम्।

જગતી એટલે ત્યાંની ભૂમિને

**तमालनीलं सितदन्तकोट्या**
**क्ष्मामुत्क्षिपन्तं गजलीलयाऽङ्ग।**
**प्रज्ञाय बद्धाञ्जलयोऽनुवाकै-**
**र्विरिञ्चिमुख्या उपतस्थुरीशम्॥ ३३**

હે પ્રિય વિદુરજી, શ્વેતદાંતના અગ્ર ભાગ ઉપર પૃથ્વીને હાથીની જેમ ક્રીડાથી ધારણ કરતા તમાલશ્યામ ઈશ શ્રીવરાહ નારાયણને ઓળખીને બ્રહ્માજી જેમાં મુખ્ય છે તે સર્વ (ઋષિઓ) બે હાથ જોડી વૈદિક સૂક્તોથી તેમની સ્તુતિ કરવા લાગ્યા. ॥ ૩૩ ॥

प्रज्ञायालक्ष्य। अनुवाको वैदिकं सूक्तं तत्सदृशैर्वाक्यैस्तुष्टुवुः ॥ ३३ ॥

**'प्रज्ञाय'** ઓળખીને, **'अनुवाकः'** વૈદિક સૂક્ત, તેના જેવાં વાક્યોથી સ્તુતિ કરવા લાગ્યા.॥ ૩૩ ॥

ऋषय ऊचुः

**जितं जितं तेऽजित यज्ञभावन**
**त्रयीं तनुं स्वां परिधुन्वते नमः।**
**यद्रोमगर्तेषु निलिल्युरध्वरा-**
**स्तस्मै नमः कारणसूकराय ते॥ ३४**

**ઋષિઓ બોલ્યા** – હે અજિત, આપનો જય હો! જય હો! હે યજ્ઞ વડે સાક્ષાત્કાર કરવા યોગ્ય ભગવાન, પોતાના વેદમય શરીરને ધુણાવતા આપને અમે નમસ્કાર કરીએ છીએ. જેમનાં રૂંવાડાંનાં છિદ્રોમાં (સર્વ) યજ્ઞો સમાયેલા છે તેવા (પૃથ્વીના ઉદ્ધારરૂપ) કારણ માટે વરાહ બનેલા આપને નમસ્કાર હો. ॥ ૩૪ ॥

भो अजित ते त्वया जितं जितमिति संभ्रमे वीप्सा। यज्ञैर्भाव्यते आक्रियत इति तथा। त्रयीं वेदमयीम्। निलिल्युर्लीनप्रायाः। कारणं पृथिव्युद्धरणं तेन सूकराय॥ ३४॥

હે અજિત, **'ते'** આપનો જય હો! જય હો! એમ આદરમાં પુનરુક્તિ છે. યજ્ઞ દ્વારા પ્રકટ થાય તેવા ભગવાન **'त्रयीम्'** વેદમય (શરીર)ને– **'निलिल्युः'** (સર્વ યજ્ઞો) ઘણા ભાગે સમાવિષ્ટ થયેલા છે– **'कारणम्'** પૃથ્વીના ઉદ્ધારરૂપ કારણ, તે માટે વરાહસ્વરૂપ બનેલાને ॥ ૩૪ ॥

यज्ञात्मतां प्रपञ्चयन्तः स्तुवन्ति— **रूपमित्यादिचतुर्भिः।**

યજ્ઞાત્મક સ્વરૂપને વિસ્તારપૂર્વક સમજાવતા ચાર શ્લોકો વડે સ્તુતિ કરે છે — **'रूपम् इति।'** વગેરે

**रूपं तवैतन्ननु दुष्कृतात्मनां**
**दुर्दर्शनं देव यदध्वरात्मकम्।**
**छन्दांसि यस्य त्वचि बर्हिरोम-**
**स्वाज्यं दृशि त्वङ्घ्रिषु चातुर्होत्रम्॥ ३५**

હે દેવ, આપનું આ જે યજ્ઞાત્મક સ્વરૂપ છે, તેની ત્વચામાં (ગાયત્રી વગેરે) છંદો, રૂંવાડાંમાં દર્ભો, નેત્રોમાં ઘી અને ચરણોમાં (હોતા, ઉદ્‌ગાતા, અધ્વર્યુ તથા બ્રહ્મા) ચાર ઋત્વિજોનાં ચાર કર્મો રહેલાં છે. તેનું દર્શન પાપી અંતઃકરણવાળા પુરુષોને ખરેખર દુર્લભ છે. ॥ ૩૫ ॥

छन्दांसि गायत्र्यादीनि। यज्ञाङ्गभूतच्छन्द-आद्यनुवादेन भगवदवयवता विधीयते। बर्हिः शब्दे दीर्घाभाव आर्षः। दृशि चक्षुषि। चातुर्होत्रं होत्रादिकर्मचतुष्टयम्॥ ३५॥

**'छन्दांसि'** ગાયત્રી વગેરે છંદો, યજ્ઞના અંગરૂપ છંદ વગેરેના પુનઃકથન દ્વારા ભગવાનના અવયવોનું વિધાન કરે છે. (**'बर्ही'** ને બદલે) **'बर्हिः'** શબ્દમાં દીર્ઘનો અભાવ છે તે આર્ષ છે. **'दृशि'** નેત્રોમાં– **'चातुर्होत्रम्'** હોતા વગેરે ચાર ઋત્વિજોનાં ચાર કર્મો ॥ ૩૫ ॥

*स्रुक् तुण्ड आसीत्स्रुव ईश नासयो-
रिडोदरे चमसाः कर्णरन्ध्रे।
प्राशित्रमास्ये ग्रसने ग्रहास्तु ते
यच्चर्वणं ते भगवन्नग्निहोत्रम्॥ ३६

હે ઈશ, આપના મુખમાં સ્રુક્ (નામે ઘી હોમવાનું યજ્ઞપાત્ર છે). બે નાસિકાનાં છિદ્રોમાં સ્રુવ, ઉદરમાં ઇડા (નામનું યજ્ઞશેષ ભક્ષણ કરવાનું પાત્ર), કાનનાં છિદ્રોમાં ચમસ (નામનાં સોમરસ ભરવાનાં પાત્રો), મુખમાં પ્રાશિત્ર (નામનું બ્રહ્માનો ભાગ મૂકવાનું પાત્ર), મુખની અંદર રહેલા છિદ્રમાં ગ્રહ (નામે સોમરસપાત્ર) છે. હે ભગવાન, જે આપની ચાવવાની ક્રિયા છે, તે અગ્નિહોત્ર છે. ॥ ૩૬ ॥

स्रुक् जुहूस्तुण्डे मुखाग्रे। स्रुवो नासिकयोः। इडा भक्षणपात्री। चमसा ग्रहाश्च सोमपात्राणि। प्राशित्रं ब्रह्मभागपात्रम्। ग्रस्यतेऽनेनेति ग्रसनं मुखान्तर्वर्तिच्छिद्रम्। चर्वणं भक्षणम्॥ ३६ ॥

**'स्रुक्'** જુહૂ નામનું પાત્ર, **'तुण्डे'** મુખના અગ્રભાગમાં, બન્ને નાસિકાનાં છિદ્રોમાં સ્રુવ નામનું પાત્ર છે. **'इडा'** ભક્ષણ કરવાનું પાત્ર છે. **'चमसाः'** અને **'ग्रहाः'** ગ્રહ સોમરસ ભરવાનાં પાત્રો છે. **'प्राशित्रम्'** પ્રાશિત્ર બ્રહ્માનો ભાગ મૂકવાનું પાત્ર છે. જેના દ્વારા ગળવામાં આવે છે તે **'ग्रसनम्'** મુખની અંદર રહેલું, ગળી જવાનું છિદ્ર– **'चर्वणम्'** ભક્ષણ ॥ ૩૬ ॥

---

*** આ શ્લોકમાં નીચેનાં છ યજ્ઞપાત્રો વિષે જણાવ્યું છે.**

૧. **સ્રુક્** – સ્રુક્ અગ્નિ દેવતાની જીભના સ્થાને છે. તેની લંબાઈ ૨૪ આંગળ, ઊંચાઈ ૪ આંગળ, ઊંડાઈ ૨ આંગળની હોય છે. હંસની મુખાકૃતિવાળું, યજ્ઞકુંડમાં ઘીની ધારા કરવામાં વપરાતું આ પાત્ર પલાશનું બને છે. (જુહૂ)

૨. **સ્રુવ** – સોમ હોમવાનું પાત્ર છે. લંબાઈ ૨૪ આંગળ, મુખનો ભાગ કડછી આકારનો હોય છે. ખદિર વૃક્ષનો સ્રુવ બને છે, નાસિકાનાં ગોળ છિદ્રો જેવો હોય છે.

૩. **ઈડા** – ઈડા પાત્રની લંબાઈ ૨૪ આંગળ, તેને પકડવાના દંડની લંબાઈ ૩ આંગળ, ઊંડાઈ ૩ આંગળ, પહોળાઈ ૬ આંગળ અને ઊંચાઈ ૪ આંગળ. હોમ કરતાં વધેલા દ્રવ્યને ઈડા પાત્રમાં રાખવામાં આવે છે.

૪. **ચમસ** – તેની લંબાઈ ૧૨ આંગળ, પકડવાના દંડની લંબાઈ ૨ આંગળ, ૮ આંગળનું ચોરસ પાત્ર પણ હોય છે. યશ કાનથી પિવાય છે, તેથી ચમસનો કાનમાં નિવેશ છે.

૫. **પ્રાશિત્ર** – બ્રહ્મપાત્ર છે. મુખની અંદરના છિદ્રમાં રહેલ છે, કારણ કે બ્રહ્માનો ભાગ દાંતનો સ્પર્શ કર્યા વિના ગળવાનો છે. આ પાત્રની લંબાઈ ૬ આંગળ, ઊંચાઈ ૪ આંગળ અને મુખની ઊંડાઈ ૨ આંગળ હોય છે. ગાયના કાન કે હંસના મુખ જેવો આકાર હોય છે.

૬. **ગ્રહ** – ગ્રહપાત્રો ઈન્દ્ર, વાયુ વગેરે દેવતાઓનાં છે. એનો આકાર ઊભા ખાંડણિયા જેવો હોય છે; ૧૨ કે ૧૬ આંગળ લંબાઈ, ૩ આંગળ ઊંચાઈ હોય છે. સોમવલ્લીનાં પાન વગેરે ખાંડવામાં આવે છે.

**– શ્રીકૃષ્ણશંકર શાસ્ત્રી**

**दीक्षाऽनुजन्मोपसदः शिरोधरं**
**त्वं प्रायणीयोदयनीयदंष्ट्रः।**
**जिह्वा प्रवर्ग्यस्तव शीर्षकं क्रतोः**
***सभ्यावसथ्यं चितयोऽसवो हि ते॥ ३७**

आपनुं वारंवार प्रकट थवुं ते दीक्षणीय ईष्टि छे, उपसद (नामनी त्रण ईष्टिओ) आपनी ग्रीवा छे, आप प्रायणीय अने उदयनीय ईष्टिरूप दाढवाळा छो, प्रवर्ग्यकर्म (गरुडयाग) यज्ञरूप एवा आपनी (वराहनी) जिह्‌वा छे, (होम वगरनो) सभ्य अग्नि तथा आवसथ्य नामनो (उपासनाग्नि) आपनुं मस्तक छे अने ईष्टकाचयन ए पांच प्राणो छे. ॥ ३७ ॥

दीक्षा दीक्षणीयेष्टिः। अनुजन्म वारंवारमभिव्यक्तिः। उपसदस्तिस्त्र इष्टयः। शिरोधरं ग्रीवा। प्रायणीया दीक्षाऽनन्तरेष्टिः, उदयनीया समाप्तीष्टिः, ते एव दंष्ट्रे यस्य। प्रवर्ग्यो महावीरः प्रत्युपसदं पूर्वं क्रियते। सभ्यो होमरहितोऽग्निः आवसथ्यमौपासनाग्निः तयोर्द्वन्द्वैक्यम्। तत्तव क्रतुरूपस्य शीर्षं शिरः। चितय इष्टकाचयनानिपञ्चासवः प्राणाः॥ ३७॥

'**दीक्षा**' दीक्षणीय ईष्टि — '**अनुजन्म**' वारंवार अवतार लेवा ते. '**उपसदः**' उपसद नामनी त्रण ईष्टिओ, '**शिरोधरम्**' मस्तकने धारण करनार डोक, '**प्रायणीया**' दीक्षणीय ईष्टि पछीनी ईष्टि (उपसद ईष्टिना आरंभमां सोम लाव्या पहेलांनी ईष्टि) अने '**उदयनीया**' समाप्तिमां थती ईष्टि छे (सोम पछीनी ईष्टि) ते बे ज जेनी बन्ने दाढो छे. '**प्रवर्ग्यः**' महावीर अथवा गरुडयाग, प्रत्येक उपसद ईष्टिमां प्रथम करवामां आवे छे. '**सभ्यः**' होमरहित अग्नि '**आवसथ्यम्**' उपासना अग्नि, ते बन्नेनुं ऐक्य ते आप यज्ञस्वरूपनुं '**शीर्षम्**' मस्तक छे. '**चितयः**' ईष्टकाचयन पांच '**असवः**' प्राणो छे. ॥ ३७ ॥

**सोमस्तु रेतः सवनान्यवस्थितिः**
**संस्थाविभेदास्तव देव धातवः।**
**सत्राणि सर्वाणि शरीरसन्धि-**
**स्त्वं सर्वयज्ञक्रतुरिष्टिबन्धनः॥ ३८**

हे देव, सोम (औषधि) आपनुं वीर्य छे. (प्रातःसवन, मध्याह्नसवन अने सायंसवन– आ त्रण) सवनो आपनी त्रण अवस्थाओ (बाल्य, यौवन, वृद्धावस्था) छे, यज्ञविभागो (अग्निटोम, अत्यग्निष्टोम, उक्थ, षोडशी, वाजपेय, अतिरात्र तथा आप्तोर्याम) आपनी (त्वचा, मांस वगेरे शरीरनी सात) धातुओ छे, सर्व सत्रो (अनेक यज्ञना समूहरूप द्वादशाह वगेरे सत्रो) आपना शरीरना सांधा छे, यजनक्रिया ए ज जेना शरीरनुं बंधारण छे एवा आप सोमरहित यज्ञोरूप अने सोमसहित क्रतुओरूप छो. ॥ ३८ ॥

* समाहार द्वंद्व समासने कारणे ऐक्य छे. 'सभ्यः च आवसथ्यः च सभ्यावसथ्यौ' एम द्वि.व. थाय परंतु अहीं समाहार द्वन्द्व समास होवाथी एकवचनमां समास छे.

प्रात:सवनादीन्यवस्थितिरासनं बाल्याद्यवस्था वा। अग्निष्टोमोऽत्यग्निष्टोम उक्थ: षोडशी वाजपेयोऽतिरात्र आप्तोर्याम इति सप्तसंस्था-दिभेदास्त्वङ्मांसादिसप्तधातव:। सत्राणि द्वाद-शाहादीनि बहुयागसङ्घातरूपाणि। असोमा यज्ञा:, ससोमा: क्रतव:, तद्रूपस्त्वम्। इष्टिर्यजनमनुष्ठानं तदेव बन्धनं यस्य स:॥ ३८॥

પ્રાતઃસવન વગેરે '**अवस्थिति:**' આપનું અવસ્થાન–સ્થિતિ છે, અથવા તો આપની બાલ્યાદિ અવસ્થાઓ છે. અગ્નિષ્ટોમ, અત્યગ્નિષ્ટોમ, ઉક્થ, ષોડશી, વાજપેય, અતિરાત્ર, આપ્તોર્યામ– આ યજ્ઞવિભાગો આપની ત્વચા, માંસ વગેરે સાત ધાતુઓ છે. '**सत्राणि**' દ્વાદશાહ વગેરે સત્રો કે જે અનેક યજ્ઞોના સમૂહરૂપ છે. '**यज्ञा:**' સોમરહિત યજ્ઞો, '**क्रतव:**' સોમસહિત ક્રતુઓ, તે રૂપ આપ છો. '**इष्टि:**' યજનક્રિયા એ જ જેનું બંધન છે તેવા તે વરાહનારાયણ ॥ ૩૮ ॥

पूर्वोक्तमेव सपरिकरं कीर्तयन्त: प्रणमन्ति— **नमो नम इति।**

પૂર્વે જણાવેલા સમુચ્ચય સહિત કીર્તન કરતા પ્રણામ કરે છે — '**नमो नम: इति।**'

**नमो नमस्तेऽखिलमन्त्रदेवता-**
**द्रव्याय सर्वक्रतवे क्रियात्मने।**
**वैराग्यभक्त्यात्मजयानुभावित-**
**ज्ञानाय विद्यागुरवे नमो नम:॥ ३९**

સર્વ મંત્રરૂપ, સર્વ દેવતારૂપ, સર્વદ્રવ્યરૂપ, સર્વ ક્રતુરૂપ, સર્વ ક્રિયાસ્વરૂપ આપને વારંવાર નમન હો. વૈરાગ્ય, ભક્તિ અને અન્તઃકરણની સ્થિરતા વડે સાક્ષાત્કાર કરેલા જ્ઞાનસ્વરૂપ અને સર્વ વિદ્યાઓના ગુરુ આપને વારંવાર નમસ્કાર હો. ॥ ૩૯ ॥

अखिलमन्त्रादिरूपाय। क्रियात्मने सामान्य-व्यापाररूपाय। किंच वैराग्ययुक्तकर्मसाध्या सत्त्वशुद्धिस्ततो भक्तिस्तत आत्मजयश्चित्तस्थैर्यं तेनानुभावितं साक्षात्कृतं यज्ज्ञानं तस्मै। एवंभूतज्ञानप्रदाय गुरवे च॥ ३९॥

સર્વમન્ત્ર વગેરે સ્વરૂપને (નમસ્કાર), '**क्रियात्मने**' સર્વ સામાન્ય ક્રિયાસ્વરૂપને (નમસ્કાર), વળી વૈરાગ્યયુક્ત કર્મોથી સિદ્ધ થતી ચિત્તશુદ્ધિ, તેનાથી ભક્તિ, તેનાથી '**आत्मजय:**' ચિત્તની સ્થિરતા, તેનાથી '**अनुभावितम्**' સાક્ષાત્કાર કરેલું જે જ્ઞાન, તે જ્ઞાનસ્વરૂપને (નમસ્કાર). આ પ્રમાણેનું જ્ઞાન આપનાર ગુરુને પણ (નમસ્કાર). ॥ ૩૯ ॥

**वंशीधरी**—वैराग्यं दृष्टादृष्टकर्मफलस्पृहाराहित्यम् तद्युक्ता या भक्तिस्तयैवात्मनो मनसो जयस्तेनानुभावितं ज्ञानं स्वविषयकं येन तस्मै। अत एव विद्यागुरवे 'ददामि बुद्धियोगं तं येन मामुपयांति ते॥' इति त्वदुक्तेस्त्वत्प्रापकं ज्ञानं त्वमेव दातुमर्हसीति भाव:।

નિયત થયેલાં દૃષ્ટફળ તથા શુભાશુભ કર્મોનાં ભવિષ્યમાં આવનારાં અદૃષ્ટફળની સ્પૃહા ન હોય તેનું નામ વૈરાગ્ય. તે સાથેની જે ભક્તિ છે તેના દ્વારા '**आत्मन:**' મનનો જય, તેના દ્વારા સ્વવિષયક જ્ઞાનનો સાક્ષાત્કાર જેણે કર્યો છે તેવા જ્ઞાનસ્વરૂપને નમસ્કાર. આથી જ "હું એવો બુદ્ધિયોગ આપું છું કે જેથી તે મને પામે છે," (ગીતા ૧૦/૧૦). એવું આપનું કથન હોવાથી વિદ્યાગુરુ એવા આપને (નમસ્કાર). આપને પ્રાપ્ત કરાવનારું જ્ઞાન આપ જ આપવાને યોગ્ય છો, એવો ભાવ છે.

**दंष्ट्राग्रकोट्या भगवंस्त्वया धृता**
**विराजते भूधर भूः सभूधरा।**
**यथा वनान्निःसरतो दता धृता**
**मतङ्गजेन्द्रस्य सपत्रपद्मिनी॥ ४०**

हे भूधर। सभूधरा सपर्वता। वनादुदकान्निर्गच्छतो गजेन्द्रस्य। दता दन्तेन॥ ४०॥

त्वया धृता भूर्विराजत इत्युक्तम्, इदानीं भूमण्डलेन त्वद्रूपं विराजत इत्याहुः—**त्रयीति।**

**त्रयीमयं रूपमिदं च सौकरं**
**भूमण्डलेनाथ दता धृतेन ते।**
**चकास्ति शृङ्गोढघनेन भूयसा**
**कुलाचलेन्द्रस्य यथैव विभ्रमः॥ ४१**

अथेत्यर्थान्तरे। ते इदं रूपं दन्तेन धृतं यद्भूमण्डलं तेन चकास्ति शोभते। शृङ्गेणोढो धृतो यो घनस्तेन। भूयसाऽतिमहता विभ्रमो विलासः॥ ४१॥

**संस्थापयैनां जगतां सतस्थुषां**
**लोकाय पत्नीमसि मातरं पिता।**
**विधेम चास्यै नमसा सह त्वया**
**यस्यां स्वतेजोऽग्निमिवारणावधाः॥ ४२**

लोकाय वासस्थानार्थम्। ते पत्नीम्। जगतां मातरम्। यतस्त्वं पितासि। एवं सति तत्र स्थिताः सन्तस्त्वया पित्रा सहास्यै मात्रे नमसा विधेम नमनं करिष्यामः, नमस्कारेण परिचरेमेति वा। स्वतेजोधारणशक्तिं याज्ञिका मन्त्रतोऽग्निमरणाविवाधाः निहितवानसि॥ ४२॥

હે ભગવાન, હે ભૂધર, આપે દાઢના અગ્રભાગની ટોચ પર ધારણ કરેલી પર્વતો સહિત આ પૃથ્વી, જળમાંથી નીકળતા મદોન્મત્ત હાથીના દાંત વડે ધારણ કરાયેલી પાંદડાઓ સહિત કમલિની શોભે તેમ શોભે છે.॥ ૪૦ ॥

હે પૃથ્વીને ધારણ કરનાર, **'सभूधरा'** પર્વતો સહિત, **'वनात्'** જળમાંથી બહાર નીકળતા હાથીના **'दता'** દાંત વડે ॥ ૪૦ ॥

આપના ધારણ કરવાથી ભૂદેવી શોભે છે એમ કહ્યું : હવે ભૂમંડળ દ્વારા આપનું રૂપ શોભે છે, એમ કહે છે— **'त्रयी इति।'**

આપનું આ ત્રણ વેદમય વરાહસ્વરૂપ દાંત વડે ધારણ કરેલા ભૂમંડળ વડે એવું શોભે છે કે જાણે શિખર ઉપર ધારણ કરેલા વિપુલ મેઘમંડળ વડે શ્રેષ્ઠ કુલાચલ પર્વતની અતિશય શોભા હોય! ॥ ૪૧ ॥

**'अथ'** શબ્દ બીજો અર્થ સૂચવે છે. આપનું આ રૂપ દાંત વડે ધારણ કરેલું જે ભૂમંડળ છે, તેના વડે **'चकास्ति'** શોભે છે. શિખર વડે **'ऊढः'** ધારણ કરેલ જે મેઘમંડળ છે, તેના વડે– **'भूयसा'** અતિશય **'विभ्रमः'** શોભા ॥ ૪૧ ॥

સ્થાવરસહિત જંગમ જગતના વસવાના સ્થાન માટે સર્વની માતા અને આપની પત્ની આ ભૂદેવીનું સારી રીતે સ્થાપન કરો કારણ કે આપ પિતા છો. અરણિકાષ્ઠમાં અગ્નિદેવનું સ્થાપન (યાજ્ઞિકો દ્વારા) કરવામાં આવે તેમ, જેમાં આપે પોતાના તેજરૂપ ધારણાશક્તિ સ્થાપેલી છે તેવાં આ પૃથ્વીમાતાને આપની સાથે, અમે નમન કરીશું. ॥ ૪૨ ॥

**'लोकाय'** વસવાના સ્થાન માટે– આપનાં પત્ની અને જગતનાં માતા કારણ કે આપ પિતા છો. આ પ્રમાણે (ભૂદેવીની સ્થાપના) થતાં, ત્યાં રહેલા અમે **'त्वया'** આપ પિતાની સાથે આ માતાને **'नमसा विधेम'** નમન કરીશું અથવા નમસ્કાર સાથે પરિચર્યા–સેવા કરીશું. **'स्वतेजः'** પોતાના તેજરૂપ ધારણાશકિતને, યાજ્ઞિકો મન્ત્ર દ્વારા અગ્નિને અરણિકાષ્ઠમાં જેમ સ્થાપે તેમ **'अधाः'** આપે સ્થાપેલી છે. ॥ ૪૨ ॥

इदं च त्वयाऽतिदुष्करं कृतमित्याहुः—**क इति।**

**कः श्रद्दधीतान्यतमस्तव प्रभो**
**रसां गताया भुव उद्विबर्हणम्।**
**न विस्मयोऽसौ त्वयि विश्वविस्मये**
**यो माययेदं ससृजेऽतिविस्मयम्॥ ४३**

हे प्रभो, तव त्वया कृतं भुव उद्विबर्हणमुद्धरणं त्वदन्यः कः श्रद्दधीत स्पृहयेत्। अध्यवस्येदित्यर्थः। त्वयि पुनरसौ विस्मयो न भवति। यतो विश्वे सर्वे विस्मया यस्मिन्। कुतः। यो भवान्। अतिविस्मयमत्यद्भुतमिदं विश्वम् क्रियाविशेषणं वा। ससृजे सृष्टवान्॥ ४३॥

विस्मयं दर्शयन्तः प्रार्थयन्ते—**विधुन्वतेति द्वाभ्याम्।**

**विधुन्वता वेदमयं निजं वपु-**
**र्जनस्तपःसत्यनिवासिनो वयम्।**
**सटाशिखोद्धूतशिवाम्बुबिन्दुभि-**
**र्विमृज्यमाना भृशमीश पाविताः॥ ४४**

**स वै बत भ्रष्टमतिस्तवैषते**
**यः कर्मणां पारमपारकर्मणः।**
**यद्योगमायागुणयोगमोहितं**
**विश्वं समस्तं भगवन् विधेहि शम्॥ ४५**

सटानां शिखाभिरग्रैरुद्धूता उच्छलिता ये शिवा अम्बुबिन्दवस्तैः सिच्यमाना वयं पवित्रीकृताः॥ ४४॥

આ તો આપે અતિદુષ્કર કૃત્ય કર્યું છે, તેમ કહે છે— '**कः इति।**'

હે પ્રભુ, રસાતળમાં ગયેલી પૃથ્વીનો ઉદ્ધાર કરવાનું આપના સિવાય બીજું કોણ ઇચ્છે? પરંતુ જેમનામાં સર્વ આશ્ચર્યો સમાય છે તેવા આપ વિષે આ આશ્ચર્ય નથી કારણ કે આપે જ અતિ આશ્ચર્યજનક આ જગત ઉત્પન્ન કર્યું છે. ॥ ૪૩ ॥

હે પ્રભુ, '**तव**' આપે કરેલું પૃથ્વીના '**उद्-विबर्हणम्**' ઉદ્ધારનું કાર્ય આપના સિવાય અન્ય કોણ '**श्रद्दधीत**' કરવાનું ઇચ્છે, અન્ય કોણ સંકલ્પ કરે, એમ અર્થ છે. પરંતુ આપને માટે આ આશ્ચર્ય નથી કારણ કે '**विश्वे**' બધાં આશ્ચર્યો જેમનામાં છે! '**विश्वविस्मयः**' કેમ? કારણ કે '**यः**' જે આપે અત્યન્ત અદ્ભુત આ વિશ્વનું સર્જન કર્યું છે અથવા '**अतिविस्मयम्**' પદને '**इदम्**' (જગત) શબ્દના વિશેષણ તરીકે લેવાને બદલે ક્રિયાવિશેષણ તરીકે પણ લઈ શકાય, અર્થાત્ આશ્ચર્યજનક રીતે (જેણે) '**ससृजे**' સર્જન કર્યું છે. ॥ ૪૩ ॥

આશ્ચર્ય દર્શાવતાં પ્રાર્થના કરે છે— '**विधुन्वता इति।**' બે શ્લોકો દ્વારા.

હે ઈશ, પોતાના વેદમય શરીરને ધુણાવતા આપની કેશવાળીની શિખામાંથી ઊછળતાં કલ્યાણકારી જળનાં બિંદુઓથી પ્રક્ષાલન કરાતા, જનલોક, તપોલોક અને સત્યલોકમાં વસનારા અમને અત્યન્ત પવિત્ર કરવામાં આવ્યા છે. ॥ ૪૪ ॥

અરે, અપાર કર્મોવાળા આપનાં કર્મોનો પાર જે કોઈ પામવા ઇચ્છે છે તે ખરેખર ભ્રષ્ટ બુદ્ધિવાળો છે કારણ કે સમસ્ત વિશ્વ યોગમાયાના ગુણોના સંબંધથી મોહિત થયેલું છે, માટે હે ભગવાન, આપ સમસ્ત વિશ્વનું કલ્યાણ કરો. ॥ ૪૫ ॥

કેશવાળીના '**शिखाभिः**' અગ્ર ભાગમાંથી '**उद्धूताः**' ઊછળતાં જે કલ્યાણકારી જળબિંદુઓ છે, તેમનાથી ભીંજાતા અમને પવિત્ર કરવામાં આવ્યા છે. ॥ ૪૪ ॥

तव अपारकर्मणः कर्मणां पारं य एषते अवलोकयति ज्ञातुमिच्छतीत्यर्थः। यस्य तव योगमायया यो गुणैः सह योगस्तेन मोहितम्। अतो विश्वस्य शं मंगलं विधेहि। यथा त्वामचिन्त्यानंत-शक्तिं ज्ञात्वा भजेत्तथाऽनुगृहाणेत्यर्थः॥ ४५॥

**वंशीधरी**—मोहितमिति।

ज्ञानिनामपि चेतांसि देवी भगवती हि सा।
बलादाकृष्य मोहाय महामाया प्रयच्छति॥

**मैत्रेय उवाच**

**इत्युपस्थीयमानस्तैर्मुनिभिर्ब्रह्मवादिभिः।**
**सलिले स्वखुराक्रान्त उपाधत्ताविताऽवनिम्॥ ४६**

उपस्थीयमानः स्तूयमानः। स्वखुराक्रान्त इति जलेऽपि धारणशक्त्याधानं दर्शयति। अविता रक्षकः॥ ४६॥

**स इत्थं भगवानुर्वीं विष्वक्सेनः प्रजापतिः।**
**रसाया लीलयोन्नीतामप्सु न्यस्य ययौ हरिः॥ ४७**

॥ ४७॥

**य एवमेतां *हरिमेधसो हरेः**
**कथां सुभद्रां कथनीयमायिनः।**
**शृण्वीत भक्त्या श्रवयेत वोशतीं**
**जनार्दनोऽस्याशु हृदि प्रसीदति॥ ४८**

कथनीयानि मायीनि मायावंति चरित्राणि यस्य। श्रवयेत श्रावयेत ह्रस्वत्वमार्षम्। उशतीं कमनीयाम्। हृदि प्रसीदति स्वमनसि संतुष्य-तीत्यर्थः॥ ४८॥

**विजय.**— *हरिमेधसः संसारसंहारिबुद्धेः।

आशिषो यद्यपि सुलभास्तथापि न प्रार्थनीया इत्याह।

અપાર કર્મોવાળા આપનાં કર્મોનો પાર જે '**एषते**' પામવા ઇચ્છે છે, એમ અર્થ છે. '**यस्य**' જે આપની યોગમાયાથી ગુણો સાથે જે સંબંધ છે, તેનાથી (વિશ્વ) મોહિત થયેલું છે, આથી વિશ્વનું '**शम्**' મંગળ કરો, કે જેથી આપને અચિન્ત્ય અને અનંતશક્તિરૂપ સમજીને ભજે તે રીતે અનુગૃહીત કરો, એમ અર્થ છે.॥ ૪૫ ॥

તે મહામાયા દેવી ભગવતી જ્ઞાનીઓના ચિત્તને પણ બળપૂર્વક ખેંચીને મોહને પ્રદાન કરે છે. (દુર્ગાસપ્તશતી અ.૧/૫૫)

**મૈત્રેયમુનિ બોલ્યા** – આમ, તે બ્રહ્મવાદી મુનિઓ દ્વારા સ્તુતિ કરાતા સર્વરક્ષક વરાહનારાયણે પોતાની ખરીઓથી સ્તંભિત થયેલા જળ ઉપર પૃથ્વીને સ્થાપી. ॥ ૪૬ ॥

'**उपस्थीयमानः**' સ્તુતિ કરાતા વરાહનારાયણ, પોતાની ખરીઓથી સ્તંભિત, એ કથન જળ ઉપર પણ ભગવાન દ્વારા કરાયેલું ધારણશક્તિનું સ્થાપન દર્શાવે છે. '**अविता**' રક્ષક ॥ ૪૬ ॥

આ પ્રમાણે પ્રજાપાલનશીલ, વિષ્વક્સેન એવા તે શ્રીહરિ લીલામાત્રમાં રસાતળમાંથી ઉપર આણેલી પૃથ્વીને જળ ઉપર સ્થાપીને (સ્વધામ) પધાર્યા. ॥ ૪૭ ॥ ૪૭ ॥

જે કોઈ આ પ્રમાણે લોકોનાં દુઃખ હરવાના સંકલ્પની મતિવાળા અને કીર્તન કરવા યોગ્ય માયાવાળાં ચરિત્રોથી યુકત શ્રીહરિની આ કમનીય કથા ભક્તિપૂર્વક શ્રવણ કરે કે શ્રવણ કરાવે, એના હૃદયમાં રહેલા જનાર્દન શ્રીહરિ સત્વરે પ્રસન્ન થાય છે.॥ ૪૮ ॥

કીર્તન કરવા યોગ્ય માયાવાળાં ચરિત્રો છે જેનાં, શ્લોકમાં '**श्रवयेत**' ને બદલે '**श्रावयेत**' જોઈએ. **श्र** નું હ્રસ્વત્વ આર્ષ છે. '**उशतीम्**' મનોહર કથાને– '**हृदि प्रसीदति**' પોતાના મનમાં (નિજ ચરિત્રશ્રવણાદિથી) પ્રસન્ન થાય છે, એમ અર્થ છે. ॥ ૪૮ ॥

સંસારનો નાશ કરવાની બુદ્ધિવાળા (શ્રીહરિ)ની.

કામનાપૂર્તિ સુલભ હોવા છતાં તે પ્રાર્થના કરવા યોગ્ય નથી, તેમ કહે છે.

**तस्मिन् प्रसन्ने सकलाशिषां प्रभौ**
**किं दुर्लभं ताभिरलं लवात्मभिः।**
**अनन्यदृष्ट्या भजतां गुहाशयः**
**स्वयं विधत्ते स्वगतिं परः पराम्॥ ४९**

સમસ્ત આશિષોના સ્વામી તે શ્રીહરિ પ્રસન્ન થાય ત્યારે શું દુર્લભ છે? તે તુચ્છ કામનાઓથી શું લાભ થવાનો છે? અનન્ય દૃષ્ટિએ ભજન કરનારને હૃદયગુહામાં રહેલા પરમાત્મા પોતાની મેળે જ પોતાનું સર્વોત્કૃષ્ટ પદ આપે છે. ॥ ૪૯ ॥

**को नाम लोके पुरुषार्थसारवित्**
**पुराकथानां भगवत्कथासुधाम्।**
**आपीय कर्णाञ्जलिभिर्भवापहा-**
**महो विरज्येत विना नरेतरम्॥ ५०**

અહો! આ સંસારમાં (ચારેય) પુરુષાર્થોના સારને જાણનારો, પશુઓ સિવાય એવો કયો પુરુષ હશે, કે જે ભવબંધન કાપનારી, ભગવાનની પુરાતન કથાઓની સુધાને કાનરૂપી અંજલિથી એક વાર પીધા પછી તેનાથી વિરમે? ॥ ૫૦ ॥

ताभिराशीर्भिरलम्। लवात्मभिस्तुच्छाभिः। न च तदा भजनस्य वैफल्यं शंकनीयमित्याह। भगवद्भजनव्यतिरेकेण फलान्तरदृष्टिं विना भजतां स्वपदप्राप्तिं स्वयमेव विधत्ते। गुहाशयत्वादहैतुकीं भक्तिं जानन्॥ ४९ ॥

**'लवात्मभिः'** તુચ્છ એવી તે કામનાઓથી (હવે) બસ. અને ત્યારે ભજન નિષ્ફળ જશે, એવી શંકા કરવા યોગ્ય નથી, એમ કહે છે. ભગવદ્ભજન સિવાય અન્ય ફળની દૃષ્ટિ રાખ્યા વિના ભજનારાઓને પ્રભુ પોતાના પદની પ્રાપ્તિ પોતે જ કરાવે છે. હૃદયગુહામાં રહેતા હોવાથી નિષ્કામ ભક્તિને જાણતા એવા ભગવાન॥ ૪૯ ॥

अतः को नाम पुराकथानां पूर्ववृत्तानां मध्ये। कथंचिदापीय विरज्येत विरमेत्। नरेतरं पशुं विना॥ ५० ॥

આથી કોણ વળી **'पुराकथानाम्'** પુરાતન કથાઓમાંની કથાનું કોઈક રીતે પણ રસપાન કરીને **'विरज्येत'** તેનાથી અટકી જાય? **'नरेतरम्'** પશુ સિવાય બીજો કયો મનુષ્ય (કથાથી વિરમે?) ॥ ૫૦ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां तृतीयस्कन्धे त्रयोदशोऽध्यायः॥ १३ ॥
इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां त्रयोदशोऽध्यायः॥ १३ ॥

*****

# अथ चतुर्दशोऽध्यायः

## દિતિ દ્વારા ગર્ભધારણ

चतुर्दशे निदानं तु तद्वधे वक्तुमुच्यते।
संध्यायां कश्यपाद्गर्भसंभवः कामतो दितेः॥ १

ચૌદમા અધ્યાયમાં તે હિરણ્યાક્ષના વધ માટે સનકાદિના શાપનું કારણ કહેવા માટે સંધ્યાકાળે દિતિની કામવાસનાને લીધે કશ્યપ ઋષિથી ગર્ભ ઉત્પન્ન થયો તે કહેવામાં આવે છે. ॥૧॥

**श्रीशुक उवाच**

**निशम्य कौषारविणोपवर्णितां**
**हरेः कथां कारणसूकरात्मनः।**
**पुनः स पप्रच्छ तमुद्यताञ्जलि-**
**र्न चातितृप्तो विदुरो धृतव्रतः॥ १**
॥ १ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – પૃથ્વીના ઉદ્ધારને કારણે વરાહરૂપ થયેલા શ્રીહરિની મૈત્રેયમુનિએ વર્ણવેલી કથા સાંભળીને જે અતિતૃપ્ત નથી થયા, તે વ્રતધારી વિદુરજીએ ફરી બે હાથ જોડી મૈત્રેયજીને પૂછ્યું. ॥ ૧ ॥

विदुर उवाच

**तेनैव तु मुनिश्रेष्ठ हरिणा यज्ञमूर्तिना।**
**आदिदैत्यो हिरण्याक्षो हत इत्यनुशुश्रुम॥ २**

तेनैव येन भूमिरुद्धृता। अनुशुश्रुम त्वन्मुखात्॥ २॥

**तस्य चोद्धरतः क्षोणीं स्वदंष्ट्राग्रेण लीलया।**
**दैत्यराजस्य च ब्रह्मन् कस्माद्धेतोरभून्मृधः॥ ३**

मृधो युद्धम्॥ ३॥

मैत्रेय उवाच

**साधु वीर त्वया पृष्टमवतारकथां हरेः।**
**यत्त्वं पृच्छसि मर्त्यानां मृत्युपाशविशातनीम्॥ ४**

साधुत्वे हेतुः—यद्यस्मात्त्वं हरेरवतारकथां पृच्छसीति। मृत्योः पाशं विशातयति मोचयतीति तथा॥ ४॥

तदेव (मृत्युपाशविशातनत्वम्) दर्शयति।

**ययोत्तानपदः पुत्रो मुनिना गीतयाऽर्भकः।**
**मृत्योः कृत्वैव मूर्ध्न्यङ्घ्रिमारुरोह हरेः पदम्॥ ५**

यया कथया उत्तानपदः पुत्रो ध्रुवः। मुनिना नारदेन। अर्भक एव। यदा ध्रुवाय सुनन्दा–दिभिर्विमानमानीतं तदाऽस्य देहत्यागोऽपेक्षितः स्यादिति मत्वा मृत्यावासन्नेऽपि देहं न तत्याज किंतु सोपान इव तस्य मूर्ध्नि पदं दत्त्वा विमानमारुह्य विष्णुपदमारूढः। वक्ष्यति हि

'परीत्याभ्यर्च्य धिष्ण्याग्र्यपार्षदावभिवन्द्य च।
इयेष तदधिष्ठातुं बिभ्रद्रूपं हिरण्मयम्॥'
इति॥ ५॥

**વિદુરજી બોલ્યા** – હે મુનિશ્રેષ્ઠ, તે જ યજ્ઞમૂર્તિ શ્રીહરિ દ્વારા આદિદૈત્ય હિરણ્યાક્ષનો વધ કરવામાં આવ્યો હતો, એ અમે સાંભળ્યું. ॥ ૨॥

**'तेन-एव'** તે જ વરાહભગવાન, કે જેમના દ્વારા ભૂમિ ઉપર લાવવામાં આવી હતી – આપના મુખેથી અમે સાંભળ્યું. ॥ ૨ ॥

હે બ્રહ્મન્, પોતાની દાઢના અગ્રભાગથી પૃથ્વીને લીલાપૂર્વક ઉપર લઈ આવતા તે ભગવાનનો અને દૈત્યરાજ હિરણ્યાક્ષનો કયા કારણથી સંગ્રામ થયો? ॥ ૩ ॥

**'मृधः'** યુદ્ધ ॥ ૩ ॥

**મૈત્રેયજી બોલ્યા** – હે વીર (વિદુરજી), આપના દ્વારા ઉત્તમ (પ્રશ્ન) પૂછાયો છે કારણ કે આપ મનુષ્યોને મૃત્યુના પાશમાંથી છોડાવનારી શ્રીહરિની અવતારકથાને પૂછી રહ્યા છો. ॥ ૪ ॥

પ્રશ્ન ઉત્તમ હોવા માટેનું કારણ કહે છે – **'यत्'** કારણ કે તમે શ્રીહરિના અવતારની કથાને પૂછી રહ્યા છો, આથી ઉત્તમ પ્રશ્ન છે. મૃત્યુના પાશમાંથી છોડાવે તેવી આ કથા છે. ॥ ૪ ॥

તે (મૃત્યુના પાશમાંથી મુક્તિ) જ દર્શાવે છે.

નારદમુનિ દ્વારા ગવાયેલી શ્રીહરિની જે કથા વડે ઉત્તાનપાદનો પુત્ર બાળક ધ્રુવ મૃત્યુના મસ્તક ઉપર પગ મૂકી શ્રીહરિનું પદ પામ્યો હતો. ॥ ૫ ॥

જે કથા વડે ઉત્તાનપાદનો પુત્ર ધ્રુવ. શ્રીનારદમુનિ દ્વારા– બાળક જ એવો ધ્રુવ– જ્યારે ધ્રુવને માટે સુનન્દ વગેરે દ્વારા વિમાન લાવવામાં આવ્યું, ત્યારે આ ધ્રુવનો દેહત્યાગ અપેક્ષિત હોય એમ જાણીને મૃત્યુ સમીપ હોવા છતાં તેણે દેહત્યાગ ન કર્યો પરંતુ પગથિયાની જેમ તેના મસ્તક ઉપર પગ દઈને વિમાન પર ચઢીને વિષ્ણુપદ પર આરૂઢ થયો. આગળ કહેશે જ કે,

''શ્રેષ્ઠ વિમાનની પૂજા અને પ્રદક્ષિણા કરી તથા બંને પાર્ષદોને પ્રણામ કરીને સુવર્ણ સમાન તેજસ્વી રૂપને ધારણ કરતા ધ્રુવે તે વિમાનમાં બેસવાની ઈચ્છા કરી.'' (શ્રીમદ્ ભા.૪/૧૨/૨૯) ॥ ૫ ॥

तयोः संग्रामे हेतुं वक्तुमितिहासं प्रस्तौति—**अथेति।**

**अथात्रापीतिहासोऽयं श्रुतो मे वर्णितः पुरा।**
**ब्रह्मणा देवदेवेन देवानामनुपृच्छताम्॥ ६**

अनुपृच्छतां देवानां ब्रह्मणा वर्णित इतिहासो मया श्रुतः॥ ६॥

देवप्रश्नप्रस्तावाय प्रथमं हिरण्याक्षहिरण्य–कशिपूत्पत्तिप्रसङ्गमाह—**दिति**रित्यादिना यावद–ध्यायपरिसमाप्ति।

**दितिर्दाक्षायणी क्षत्तर्मारीचं कश्यपं पतिम्।**
**अपत्यकामा चकमे सन्ध्यायां हृच्छयार्दिता॥ ७**

मरीचेः पुत्रं कश्यपम्। हृच्छयः कामस्तेनार्दिता। अतः सन्ध्यायामेव कामितवती॥ ७॥

**इष्ट्वाऽग्निजिह्वं पयसा पुरुषं यजुषां पतिम्।**
**निम्लोचत्यर्क आसीनमग्न्यगारे समाहितम्॥ ८**

तदप्यग्निहोत्रशालायाम्। तत्रापि समाहितम्। अग्निर्जिह्वा यस्य। यजुषां यज्ञानां पतिं पुरुषं श्रीविष्णुम्॥ ८॥

दितिरुवाच

**एष मां त्वत्कृते विद्वन् काम आत्तशरासनः।**
**दुनोति दीनां विक्रम्य रम्भामिव मतङ्गजः॥ ९**

दुनोति पीडयति। विक्रम्य शौर्यमाविर्भाव्य। रम्भां कदलीम्॥ ९॥

તે બન્ને (વરાહ-હિરણ્યાક્ષ)ના સંગ્રામ માટેનું કારણ કહેવા માટે ઈતિહાસ પ્રસ્તુત કરે છે— **'अथ इति।'**

હવે આ વિષયમાં (વરાહ-હિરણ્યાક્ષયુદ્ધ-સંબંધી) પૂર્વે દેવો જ્યારે પૂછતા હતા, ત્યારે દેવાધિદેવ બ્રહ્માજી દ્વારા વર્ણવવામાં આવેલો ઈતિહાસ મેં સાંભળેલો છે. ॥ ૬ ॥

દેવો જ્યારે પૂછતા હતા ત્યારે બ્રહ્માજી દ્વારા વર્ણવવામાં આવેલો ઈતિહાસ મેં શ્રવણ કર્યો હતો.॥ ૬ ॥

દેવોના પ્રશ્નની પ્રસ્તાવના માટે પ્રથમ હિરણ્યાક્ષ–હિરણ્યકશિપુની ઉત્પત્તિનો પ્રસંગ કહે છે — **'दिति।'** વગેરેથી માંડીને અધ્યાયની પરિસમાપ્તિ સુધી.

હે વિદુરજી, દક્ષની પુત્રી દિતિએ સન્ધ્યાકાળે કામપીડિત થઈ સંતાનની ઈચ્છાથી મરીચિપુત્ર એવા પોતાના પતિ કશ્યપ ઋષિની (કામભોગ માટે) ઈચ્છા કરી. ॥ ૭ ॥

મરીચિના પુત્ર કશ્યપને– **'हृत्-शयः'** હૃદયમાં શયન કરે છે તે કામ, તેના વડે પીડિત થયેલી, આથી સંધ્યાકાળે જ કામના કરી. ॥ ૭ ॥

સૂર્ય અસ્ત પામતો હતો ત્યારે અગ્નિરૂપી જિહ્વાવાળા યજ્ઞપતિ શ્રીવિષ્ણુ ભગવાનનું દૂધથી પૂજન કરી સમાધિ અવસ્થામાં અગ્નિહોત્રશાળામાં બેઠેલા (કશ્યપ ઋષિની દિતિએ કામના કરી). ॥ ૮ ॥

(સૂર્ય અસ્તાચલમાં હતો તો પણ) તેમાં પણ ઋષિ અગ્નિહોત્રશાળામાં, તેમાં પણ સમાધિસ્થ હતા–અગ્નિ જેની જિહ્વા છે તેમનું, **'यजुषाम्'** યજ્ઞપતિ પરમપુરુષ શ્રી વિષ્ણુભગવાનનું (પૂજન કરીને) ॥ ૮ ॥

**દિતિએ કહ્યું** – હે વિદ્વાન, જેમ મદોન્મત્ત હાથી કેળના ઝાડને દુઃખ દે, તેમ આ ધનુષધારી કામદેવ પરાક્રમ પ્રકટ કરી, તમને લક્ષ બનાવીને એવા મને દીનને દુઃખ દે છે. ॥ ૯ ॥

**'दुनोति'** પીડા આપે છે, **'विक्रम्य'** શૌર્ય પ્રકટ કરીને, **'रम्भाम्'** કેળને ॥ ૯ ॥

**सुबोधिनी**—'त्वत्कृत इति।' 'त्वदर्थं मां बाधते। त्वां बाधितुमसमर्थस्त्वद्बाधार्थं मां बाधत इत्यर्थः।'

आपने કારણે મને સતાવે છે. આપ (તેજસ્વી)ને ત્રાસ આપવાને અસમર્થ હોવાથી આપને સતાવવા માટે મને સતાવે છે, એમ અર્થ છે.

**तद् भवान् दह्यमानायां सपत्नीनां समृद्धिभिः।**
**प्रजावतीनां भद्रं ते मय्यायुङ्क्तामनुग्रहम्॥ १०**

માટે પુત્રોવાળી શોક્યોની સમૃદ્ધિથી બળતી એવી મારા પર આપ સર્વ રીતે મિલન કરવારૂપ અનુગ્રહ કરો. આપનું કલ્યાણ થાઓ. ॥ ૧૦ ॥

आयुङ्क्तां सर्वतो युनक्तु सम्यक्करोतु॥ १०॥

'**आयुङ्क्ताम्**' સર્વ રીતે મિલન કરો– સમ્યક્ ક્રિયા કરો. ॥ ૧૦ ॥

**भर्तर्याप्तोरुमानानां लोकानाविशते यशः।**
**पतिर्भवद्विधो यासां प्रजया ननु जायते॥ ११**

પતિ તરફથી બહુમાન પ્રાપ્ત કરનારી જે સ્ત્રીઓમાં આપના જેવો પતિ પુત્રરૂપે જન્મે છે, તેમનો યશ (સમગ્ર) લોકોમાં ફેલાય છે. ॥ ૧૧ ॥

भर्तरि प्राप्तबहुमानानां स्त्रीणां यशो लोकानाविशते व्याप्नोति। प्रजया पुत्ररूपेण। 'तज्जाया जाया भवति यदस्यां जायते पुनः।' इति श्रुतेः॥ ११॥

પતિ તરફથી બહુમાન પ્રાપ્ત કરનારી સ્ત્રીઓનો યશ (સમગ્ર) લોકોમાં '**आविशते**' ફેલાય છે, '**प्रजया**' પુત્રરૂપે, 'જાયા ત્યારે જ જાયા બને છે કે જ્યારે પતિ એનામાં પુનઃ (પુત્રરૂપે) જન્મ પામે છે.' કારણ કે એમ શ્રુતિ છે. ॥ ૧૧ ॥

**पुरा पिता नो भगवान्दक्षो दुहितृवत्सलः।**
**कं वृणीत वरं वत्सा इत्यपृच्छत नः पृथक्॥ १२**

દુહિતૃવત્સલ અને સમર્થ એવા અમારા પિતા દક્ષે અમને પહેલાં જ અલગ અલગ (મળીને) પૂછ્યું હતું કે ''હે દીકરીઓ, તમે કયા વરને વરશો?''॥ ૧૨ ॥

नोऽस्माकं पिता नोऽस्मान्पृथगपृच्छत्। अयं भावः—त्रयोदशानामप्यस्माकं त्वयि भावसाम्ये वैषम्याचरणं तवानुचितमिति॥ १२॥

'**नः**' અમારા પિતાએ '**नः**' અમને અલગ અલગ (મળીને) પૂછ્યું હતું. આ પ્રમાણેનો ભાવ છે– અમને તેર બહેનોને તમારા પ્રત્યે સમભાવ છે, તમારું (અમારા પ્રત્યેનું) વિષમ આચરણ અનુચિત છે. ॥ ૧૨ ॥

**स विदित्वाऽऽत्मजानां नो भावं सन्तानभावनः।**
**त्रयोदशाददात्तासां यास्ते शीलमनुव्रताः॥ १३**

॥ १३॥

સન્તાનોનું પાલન કરનારા અમારા પિતા તે દક્ષપ્રજાપતિએ પુત્રીઓના અભિપ્રાયને જાણી તેમાંની અમને તેરને તમને આપી કે જે અમે તમારા શીલને અનુસરનારી છીએ. ॥ ૧૩ ॥ ૧૩ ॥

**अथ मे कुरु कल्याण कामं कञ्जविलोचन।**
**आर्तोपसर्पणं भूमन्न मोघं हि महीयसि॥ १४**

હે કલ્યાણમય, હે કમલનયન, હવે આપ મારી કામના (પૂર્ણ) કરો! હે ભૂમન્, મહાપુરુષ પ્રત્યે કરેલું આર્તજનોનું નિવેદન નિષ્ફળ થતું જ નથી. ॥ ૧૪ ॥

मोघं न भवति हि। महीयसि त्वादृशे महत्तमे॥ १४॥

ખરેખર, નિષ્ફળ થતું નથી. '**महीयसि**' આપ સરખા શ્રેષ્ઠ મહાપુરુષ પ્રત્યે ॥ ૧૪ ॥

**इति तां वीर मारीचः कृपणां बहुभाषिणीम्।**
**प्रत्याहानुनयन् वाचा प्रवृद्धानङ्गकश्मलाम्॥ १५**

હે વીર (વિદુરજી), એ પ્રમાણે બહુ બોલતી અને દયાપાત્ર તેમ જ વધી ગયેલ કામની મોહરૂપી પીડાવાળી તે (દિતિ)ને વાણીથી સમજાવતા મરીચિપુત્ર કશ્યપમુનિ તેને કહેવા લાગ્યા. ॥ ૧૫ ॥

प्रवृद्धानङ्गेन कश्मलं मोहो यस्यास्ताम्॥ १५॥

ખૂબ જ વધી ગયેલા કામ વડે **'कश्मलम्'** મોહ થયો છે જેને તે દિતિને ॥ ૧૫ ॥

सन्ध्याकालवञ्चनाय भार्याप्रशंसा—**एष इति** पञ्चभिः।

સન્ધ્યાકાળને પસાર થવા દેવા માટે ભાર્યાની પ્રશંસા કરે છે— **'एषः इति।'** પાંચ શ્લોકો દ્વારા.

**एष तेऽहं विधास्यामि प्रियं भीरु यदिच्छसि।**
**तस्याः कामं न कः कुर्यात्सिद्धिस्त्रैवर्गिकी यतः॥ १६**

હે ભીરુ, આ હું તમે જે ઈચ્છો છો તે તમારું પ્રિય કરીશ. જે પત્ની પાસેથી ત્રણ પ્રકારના પુરુષાર્થો સિદ્ધ થાય છે, તેની ઈચ્છાની પૂર્તિ કોણ ન કરે?॥ ૧૬ ॥

यतो यस्याः सकाशात्॥ १६॥

**'यतः'** જે પત્ની પાસેથી ॥ ૧૬ ॥

**सर्वाश्रमानुपादाय स्वाश्रमेण कलत्रवान्।**
**व्यसनार्णवमत्येति जलयानैर्यथार्णवम्॥ १७**

જેમ નૌકાઓ વડે (મનુષ્ય) સમુદ્ર તરી જાય છે (અને બીજાઓને પણ તારે છે), તેમ પત્નીવાળો (ગૃહસ્થાશ્રમી મનુષ્ય બ્રહ્મચર્ય વગેરે) સર્વ આશ્રમોને પોતાના ગૃહસ્થાશ્રમ દ્વારા પોષીને દુઃખરૂપી સમુદ્રને તરી જાય છે. ॥ ૧૭ ॥

सर्वाश्रमानुपादायेति। तानप्यन्नादिदानेन कृच्छ्रतस्तारयन्स्वयं तरतीत्यर्थः॥ १७॥

સર્વ આશ્રમોને આશ્રય આપીને અર્થાત્ તે આશ્રમોને પણ અન્ન વગેરેના દાન વડે દુઃખમાંથી તારીને પોતે તરી જાય છે, એમ અર્થ છે. ॥ ૧૭ ॥

**यामाहुरात्मनो ह्यर्धं श्रेयस्कामस्य मानिनि।**
**यस्यां स्वधुरमध्यस्य पुमांश्चरति विज्वरः॥ १८**

હે માનિનિ, વિદ્વાનો જેને કલ્યાણ ઈચ્છતા પુરુષનું અર્ધાંગ કહે છે, જેના ઉપર પોતાની ધૂંસરી મૂકી પુરુષ નિશ્ચિંત ફરે છે. ॥ ૧૮ ॥

**यामाश्रित्येन्द्रियारातीन्दुर्जयानितराश्रमैः।**
**वयं जयेम हेलाभिर्दस्यून्दुर्गपतिर्यथा॥ १९**

જેમ દુર્ગપતિ (કિલ્લાનો આશ્રય લઈને) શત્રુઓને જીતે છે તેમ અમે જે સ્ત્રીનો આશ્રય લઈને બીજા આશ્રમોથી દુર્જય ઇન્દ્રિયરૂપી શત્રુઓને રમતમાં જીતી લઈએ (છીએ). ॥ ૧૯ ॥

आत्मनो देहस्यार्धं। कर्मसु द्वयोः सहाधिकारात्। यच्छब्दानां तां त्वामिति तृतीय-श्लोकेन सम्बन्धः। स्वधुरं दृष्टादृष्टकर्मभारम्। विज्वरो निश्चिन्तः॥ १८॥

પોતાના દેહનો અર્ધો ભાગ કારણ કે કર્મમાં બન્નેનો સજોડે અધિકાર છે. **'यत्'** શબ્દનાં રૂપો **('याम्' 'यस्याम्')**નો સંબંધ આનાથી ત્રીજા શ્લોક(૨૦)ના **'ताम्' 'त्वाम्'** શબ્દ સાથે છે. **'स्वधुरम्'** પોતાની ધૂંસરી એટલે કે દૃષ્ટ કર્મભાર તથા અદૃષ્ટ કર્મભારને— **'विज्वरः'** નિશ્ચિન્ત ॥ ૧૮ ॥

हेलाभिर्लीलाभिः। जयेमेति। सभार्यस्येन्द्रियाणि प्रायेणेतस्ततो न सर्पन्तीति भावः॥ १९॥

**न वयं प्रभवस्तां त्वामनुकर्तुं गृहेश्वरि।**
**अप्यायुषा वा कार्त्स्न्येन ये चान्ये गुणगृध्नवः॥ २०**

तामनेकोपकारकर्त्रीं त्वां कार्त्स्न्येनानुकर्तुं प्रत्युपकारैस्त्वत्सदृशा भवितुं न प्रभवो समर्थाः। ये चान्ये गुणगृध्नवो गुणप्रियास्तेऽपि न समर्थाः। सम्पूर्णेनाप्यायुषा। वाशब्दाज्जन्मांतरैरपि न प्रभव इत्युक्तम्॥ २०॥

**अथापि काममेतं ते प्रजात्यै करवाण्यलम्।**
**यथा मां नातिवोचन्ति मुहूर्तं प्रतिपालय॥ २१**

यद्यपि त्वदनुकरणमशक्यम्। प्रजात्यै पुत्रोत्पत्त्यै। नातिवोचन्ति न निन्दन्ति। प्रतिपालय प्रतीक्षस्व॥ २१॥

स्वनिन्दामगणयन्तीं भीषयन् श्रीरुद्रमनुवर्णयति—**एषेति** सप्तभिः।

**एषा घोरतमा वेला घोराणां घोरदर्शना।**
**चरन्ति यस्यां भूतानि भूतेशानुचराणि ह॥ २२**

घोराणामेषा वेला। स्वयं च घोरदर्शना॥ २२॥

**एतस्यां साध्वि सन्ध्यायां भगवान् भूतभावनः।**
**परीतो भूतपर्षद्भिर्वृषेणाटति भूतराट्॥ २३**

भूतपर्षद्भिर्भूतगणैः॥ २३॥

**'हेलाभिः'** રમત વડે જીતી લઈએ (છીએ) એટલે કે કલત્રવાન પુરુષની ઈન્દ્રિયો ઘણું કરીને જ્યાં ત્યાં ભટકતી નથી, તેવો ભાવ છે. ॥ ૧૯ ॥

હે ગૃહસ્વામિની, અમે અથવા જે બીજા ગુણગ્રાહી પુરુષો છે તેઓ (આવા ઉપકાર કરનારી) તને આખા આયખા દ્વારા પણ સંપૂર્ણપણે બદલો વાળી આપવા સમર્થ નથી. ॥ ૨૦ ॥

અનેક ઉપકારો કરનારી તને સંપૂર્ણપણે **'अनुकर्तुम्'** સામો ઉપકાર કરી તારા સમાન બનવા **'न प्रभवः'** સમર્થ નથી. જે બીજા **'गुणगृध्नवः'** ગુણગ્રાહી પુરુષો છે, તેઓ પણ સમર્થ નથી. સંપૂર્ણ આયુષ્ય દ્વારા– **'वा'** શબ્દથી બીજા જન્મો દ્વારા પણ બદલો ચૂકવવા સમર્થ નથી, તેમ કહેવામાં આવ્યું છે.॥ ૨૦ ॥

છતાં પણ પુત્રોત્પત્તિ માટે તારી આ કામનાને હું પૂર્ણ કરીશ, પરંતુ જે રીતે મારી નિંદા ન થાય તે રીતે (કામનાપૂર્તિ માટે) બે ઘડી પ્રતીક્ષા કર. ॥ ૨૧ ॥

જો કે તારો બદલો ચૂકવવો અશક્ય છે, છતાં પણ **'प्रजात्यै'** પુત્રોત્પત્તિ માટે– **'न-अतिवोचन्ति'** નિન્દા ન કરે, **'प्रतिपालय'** પ્રતીક્ષા કર. ॥ ૨૧ ॥

પોતાની નિંદાની અવગણના કરતી દિતિને ભય પમાડતા કશ્યપ મુનિ શ્રીરુદ્રનું વર્ણન કરે છે— **'एषा इति।'** સાત શ્લોકો દ્વારા.

આ અતિશય ભયંકર સમય છે, ભયંકર પ્રાણીઓનો આ સમય છે અને ભયાનક દેખાતો સમય છે, કે જે સમયે ભૂતનાથ મહાદેવના અનુચરો અવશ્ય વિચરે છે. ॥ ૨૨ ॥

આ સમય ભયંકર છે તેમ જ આ સમય પોતે પણ ભયંકર દેખાવવાળો છે. ॥ ૨૨ ॥

હે સાધ્વી, આ સન્ધ્યાસમયે પ્રાણીમાત્રનું રક્ષણ કરનાર, ભૂતગણો દ્વારા વીંટળાયેલા ભગવાન ભૂતનાથ શંકર નંદી પર બેસીને વિચરે છે. ॥ ૨૩ ॥

**'भूतपर्षद्भिः'** ભૂતગણો દ્વારા ॥ ૨૩ ॥

तर्हि तत्सम्मुखत्वमात्रं वर्जनीयमिति चेत्तत्राह।

**श्मशानचक्रानिलधूलिधूम्र-**
**विकीर्णविद्योतजटाकलापः ।**
**भस्मावगुण्ठामलरुक्मदेहो**
**देवस्त्रिभिः पश्यति देवरस्ते॥ २४**

श्मशाने यश्चक्रानिलो वातमंडली तस्मिन् या धूलिस्तया धूम्रो विकीर्णो विक्षिप्तो विद्योतो द्युतिमान् जटाकलापो यस्य। भस्मनाऽवगुण्ठः प्रावृतोऽमलो रुक्मवद्देहो यस्य स देवस्त्रिभिः सोमार्काग्निनेत्रैः पश्यतीत्यस्योत्तरश्लोकत्रयेऽप्यनुषंगः। एकस्य जामातरः परस्परं भ्रातरो व्यवह्रियन्ते। अतो मम भ्राता असौ तव देवर इति लज्जार्थमुक्तम्॥ २४॥

ननु तथापि महत्त्वेनादरणीयस्य स्वजनस्य च तव स सर्वं क्षमेतैव तत्राह।

**न यस्य लोके स्वजनः परो वा**
**नात्यादृतो नोत कश्चिद्विगर्ह्यः।**
**वयं व्रतैर्यच्चरणापविद्धा-**
**माशास्महेऽजां बत भुक्तभोगाम्॥ २५**

यस्य स्वजनादिर्नास्ति समत्वादीश्वरस्य। ऐश्वर्यमेवाह। येन चरणेनापविद्धां निर्माल्यवद्दूरतस्त्यक्तां तेन भुक्तभोगामजां मायां तन्मयीं विभूतिं महाप्रसाद इत्याशास्महे। व्रतैस्तमाराध्य ॥ २५॥

તો પછી માત્ર તેમની સન્મુખ જ જો અનુચિત આચાર ટાળવા યોગ્ય હોય, તો તે માટે કહે છે.

શ્મશાનના વંટોળિયાના પવનથી ઊડેલી ધૂળથી ભૂખરા બનેલા અને વીખરાયેલા, ચળકતા જટાજૂટવાળા તથા ભસ્મથી આવૃત થયેલા ઉજ્જ્વળ સુવર્ણ જેવા દેહવાળા તારા દિયર મહાદેવજી ત્રણ નેત્રો દ્વારા જોઈ રહ્યા છે. ॥ ૨૪ ॥

શ્મશાનમાં જે '**चक्रानिलः**' વંટોળિયો હોય છે, તેમાં જે ધૂળ હોય છે તેનાથી '**धूम्रः**' ભૂખરો, વીખરાયેલો, '**विद्योतः**' ચળકતો જટાકલાપ છે જેમનો, ભસ્મ વડે '**अवगुण्ठः**' ઢંકાઈ ગયો છે સુવર્ણ જેવો ઉજ્જ્વળ દેહ જેમનો તે મહાદેવજી '**त्रिभिः**' ચન્દ્ર, સૂર્ય, અગ્નિરૂપ નેત્રો વડે જુએ છે. એ પ્રમાણે '**पश्यति**' પદનો આ પછીના ત્રણ શ્લોક સાથે પણ સંબંધ છે. એક વ્યક્તિના જમાઈઓ પરસ્પર સાઢુ ભાઈઓ તરીકે વ્યવહાર રાખે છે, એ રીતે (અમે બન્ને દક્ષના જમાઈઓ હોવાથી) મારો ભાઈ એ તારો દિયર થાય, તેમ તેમની મર્યાદા રાખવા માટે કહેવામાં આવ્યું છે. ॥ ૨૪ ॥

શંકા કરવામાં આવી છે કે (ભગવાન શંકર જુએ) તો પણ અત્યન્ત આદરણીય અને સ્વજન એવા આપનું તેઓ બધું ક્ષમા કરે જ, તે માટે ઉત્તર આપે છે.

આ જગતમાં જેમને નથી સ્વજન કે નથી પરજન, જેમને નથી કોઈ આદરપાત્ર કે નથી કોઈ નિંદાપાત્ર! આપણે તો વ્રતાચરણ દ્વારા તેમણે ભોગવેલી અને ચરણ વડે (દૂરથી) ત્યજાયેલી માયાને (ધનાદિસંપત્તિને એમના મહાપ્રસાદ તરીકે) મેળવવાની આશા રાખીએ છીએ. ॥ ૨૫ ॥

જેમને સ્વજન વગેરે નથી કારણ કે તેઓ ઈશ્વર હોવાથી તેમનામાં સમત્વ છે. વળી (તેમના) ઐશ્વર્યને જ જણાવે છે. જેમના ચરણ વડે નિર્માલ્યની જેમ દૂરથી જ '**अपविद्धाम्**' ત્યજાયેલી તેમ જ તેમના વડે ભોગવાયેલી '**अजाम्**' માયાને, તે માયામયી ધનસંપત્તિને તેમના મહાપ્રસાદ તરીકે, વ્રતોના આચરણ દ્વારા તેમની આરાધના કરીને મેળવવાની આશા રાખીએ છીએ. ॥ ૨૫ ॥

अनिषिद्धसुखत्यागादसौ पिशाच इत्युपहासो न कार्य इत्याह द्वाभ्याम्।

જે સુખનો નિષેધ કરવામાં નથી આવ્યો તેના ત્યાગને કારણે આ પિશાચ છે (તથા દિગમ્બર સ્વરૂપે સદાય સ્ત્રી સાથે યુગલરૂપ બનીને ઊભા રહે છે, તે સર્વ સચ્ચરિત્ર હું જાણું છું!– એમ દિતિ કહે તો તે માટે) આ રીતે ઉપહાસ ન કર, તેમ બે શ્લોકો દ્વારા કહે છે.

**यस्यानवद्याचरितं मनीषिणो**
**गृणन्त्यविद्यापटलं बिभित्सवः।**
**निरस्तसाम्यातिशयोऽपि यत्स्वयं**
**पिशाचचर्यामचरद्गतिः सताम्॥ २६**

અવિદ્યાના પડળનો નાશ કરવા ઈચ્છતા બુદ્ધિમાન મનુષ્યો જેમનાં નિર્દોષ ચરિત્રોની સ્તુતિ કરે છે તથા જેમના સમાન કે મહાન કોઈ નથી એવા જે પોતે સજ્જનોની ગતિરૂપ છે, તેઓ પિશાચ જેવું આચરણ કરે છે! ॥ ૨૬ ॥

यस्यानवद्यं विषयासक्तिशून्यमाचरितम्। बिभित्सवो भेत्तुमिच्छवः॥ २६॥

જેમનું **'अनवद्यम्'** વિષયાસક્તિ વગરનું નિર્દોષ ચરિત્ર છે– **'बिभित्सवः'** ભેદી નાખવા ઈચ્છતા (બુદ્ધિમાન) મનુષ્યો ॥ ૨૬ ॥

**हसन्ति यस्याचरितं हि दुर्भगाः**
**स्वात्मन् रतस्याविदुषः समीहितम्।**
**यैर्वस्त्रमाल्याभरणानुलेपनैः**
**श्वभोजनं स्वात्मतयोपलालितम्॥ २७**

જે (વિષયી) જનો દ્વારા કૂતરાના ભોજનરૂપ શરીરને જ પોતાનો આત્મા માનીને વસ્ત્ર, માળા, અલંકાર, વિલેપન (વગેરેથી) લાડ લડાવવામાં આવ્યાં છે, તેઓ ખરેખર દુર્ભાગી છે. પોતાના આત્મામાં રમણ કરનારા જેમના (શંકર ભગવાનના) લોકશિક્ષારૂપ ચરિત્રને ખરેખર, અજ્ઞાનીઓ જ હસે છે. ॥ ૨૭ ॥

समीहितमभिप्रेतं लोकशिक्षारूपम्। अविदुषोऽविद्वांसः। यद्वा न विद्वानन्यो यस्मादिति तस्य। सर्वज्ञस्येत्यर्थः। दुर्भगानेवाह— यैरिति। श्वभोजनं शुनां भोज्यं शरीरम्। स्वात्मतयाऽयमेवात्मेति बुद्ध्या॥ २७॥

**'समीहितम्'** જગતને ઉપદેશ આપવા જેવા અભિલષિત ચરિત્રને, **'अविदुषः'** **'( अविद्वांसः )'** અજ્ઞાનીઓ, અથવા જેમનાથી અન્ય કોઈ વિદ્વાન નથી તેવા સર્વજ્ઞ મહાદેવજીના, એમ અર્થ છે. દુર્ભાગી મનુષ્યોને જ વર્ણવે છે – **'यैः इति।'** **'श्वभोजनम्'** કૂતરા વડે ભોજન કરવા લાયક શરીરને પોતાના **'आत्मतया'** આત્મા તરીકે, આ શરીર જ આત્મા છે તેવી બુદ્ધિથી ॥ ૨૭ ॥

अहो अतर्क्यं तस्याचरणमित्याह।

અહો! તે મહાદેવજીનું આચરણ અતર્ક્ય છે, એમ કહે છે.

**ब्रह्मादयो यत्कृतसेतुपाला**
**यत्कारणं विश्वमिदं च माया।**
**आज्ञाकरी तस्य पिशाचचर्या**
**अहो विभूम्नश्चरितं विडम्बनम्॥ २८**

અહો! બ્રહ્મા વગેરે દેવો જેમણે રચેલી મર્યાદાઓનું પાલન કરનારા છે, આ વિશ્વના જે કારણરૂપ છે તથા માયા જેમની આજ્ઞામાં રહે છે, તે જગદ્વ્યાપક સમર્થ પરમેશ્વર ભૂમાના પિશાચ જેવા આચરણનું અનુકરણ અતર્ક્ય છે. ॥ ૨૮ ॥

ब्रह्मादयो येन कृतान्सेतून्स्वस्वाधिकारान् पालयन्ति। यः कारणं यस्य। येन कृतमिदं विश्वम्। माया च यस्याज्ञाकरी। विभूम्नः परमेश्वरस्य विडम्बनमतर्क्यमित्यर्थः ॥ २८ ॥

બ્રહ્માજી વગેરે જેમના દ્વારા રચવામાં આવેલા **'सेतून्'** પોતપોતાના અધિકારોનું પાલન કરે છે.

જેમના દ્વારા આ વિશ્વ રચાયું છે અને માયા જેમને અધીન છે. **'विभूम्नः'** પરમેશ્વરની **'विडम्बनम्'** લીલા અતર્ક્ય છે, એમ અર્થ છે. ॥ ૨૮ ॥

**वंशीधरी**—अत एवोक्तं गन्धर्वराजेनापि—

'अतर्क्यैश्वर्ये त्वय्यनवसरदुःस्थो हतधियः'

આથી જ ગન્ધર્વરાજ પુષ્પદંતે પણ કહ્યું છે, ''તર્કથી પર ઐશ્વર્યવાળા આપના સંબંધમાં તે અસ્થાને હોવા છતાં દુષ્ટબુદ્ધિવાળાઓને (આવા કુતર્ક, જગતને મોહમાં નાખવા માટે વાચાળ બનાવે છે.)'' (શિવમહિમ્નઃ સ્તોત્ર-૫)

**वंशीधरी**—ब्रह्मादयो मन्वादिरूपेण यत्कृतान्सेतून्। सायं स्त्रीसंगभोजनस्वापत्यागादिरूपा मर्यादाः पालयन्ति।

'चत्वारीमानि कर्माणि सन्ध्यायां परिवर्जयेत्।
आहारं मैथुनं निद्रां स्वाध्यायञ्च चतुर्थकम्॥'
इति स्मृतेः।

બ્રહ્માજી વગેરે મનુ આદિસ્વરૂપે જેમણે રચેલી મર્યાદાઓનું પાલન કરે છે. સાયંકાળે સ્ત્રીસંગ, ભોજન, શયનના ત્યાગરૂપ મર્યાદાઓનું પાલન કરે છે. ''આ ચાર કર્મો સન્ધ્યાકાળે ત્યજવાં – આહાર, મૈથુન, નિદ્રા અને સ્વાધ્યાય.'' એમ સ્મૃતિ છે.

**मैत्रेय उवाच**

**सैवं संविदिते भर्त्रा मन्मथोन्मथितेन्द्रिया।**
**जग्राह वासो ब्रह्मर्षेर्वृषलीव गतत्रपा॥ २९**

**મૈત્રેયમુનિ બોલ્યા** – આ પ્રમાણે પતિદેવ કશ્યપ ઋષિ દ્વારા સમજાવવામાં આવ્યું, ત્યારે જેની ઈન્દ્રિયો કામદેવ વડે વ્યાકુળ થઈ હતી તેવી તે દિતિએ લજ્જા ત્યજી, વેશ્યાની જેમ બ્રહ્મર્ષિ કશ્યપનું વસ્ત્ર પકડ્યું.॥ ૨૯॥

भर्त्रा निरूपकेणैवं संविदिते ज्ञापितेऽपि सति। वृषलीव वेश्येव॥ २९ ॥

આમ, પતિના દ્વારા **'संविदिते'** (મર્યાદાતત્ત્વ) જણાવવામાં આવ્યું હોવા છતાં **'वृषली-इव'** વેશ્યાની જેમ ॥ ૨૯ ॥

**स विदित्वाऽथ भार्यायास्तं निर्बन्धं विकर्मणि।**
**नत्वा दिष्टाय रहसि तयाऽथोपविवेश ह॥ ३०**

ત્યાર બાદ નિષિદ્ધ કર્મમાં પત્નીના તે દુરાગ્રહને જાણીને દૈવરૂપ ઈશ્વરને પ્રણામ કરી, તે કશ્યપ મુનિ તેની સાથે એકાન્તમાં ખરેખર બેઠા. ॥ ૩૦ ॥

विकर्मणि निषिद्धे कर्मणि। दिष्टाय दैवरूपायेश्वराय। उपविवेशेति मैथुनं लक्ष्यते॥ ३० ॥

**'विकर्मणि'** નિષિદ્ધ કર્મમાં, **'दिष्टाय'** દૈવરૂપ ઈશ્વરને, **'उपविवेश'** એમ કરીને સમાગમ કર્યો, એમ કહેવા માંગે છે. ॥ ૩૦ ॥

**सुबोधिनी**—हेत्याश्चर्यम्। महतो विकर्मणि प्रवृत्तिः।

**'ह'** આશ્ચર્ય પ્રકટ કરે છે, કે મહાન પુરુષની નિષિદ્ધ કર્મમાં પ્રવૃત્તિ (હોઈ શકે)!

**अथोपस्पृश्य सलिलं प्राणानायम्य वाग्यतः।**
**ध्यायञ्जजाप विरजं ब्रह्म ज्योतिः सनातनम्॥ ३१**

પછી જળથી સ્નાન કરી, પ્રાણાયામ કરી, મૌન થઈ (તે મુનિ) શુદ્ધ જ્યોતિ પરમાત્માનું ધ્યાન કરતા સનાતન બ્રહ્મગાયત્રીનો જપ કરવા લાગ્યા. ॥ ૩૧ ॥

उपस्पृश्य स्नात्वा भर्गशब्दवाच्यं विरजं ज्योतिर्ध्यायन् सनातनं ब्रह्म गायत्रीं प्रणवं वा जजाप॥ ३१ ॥

**वंशीधरी**—एतेनाकालमैथुने स्नात्वा तत्प्रायश्चित्तरूपेण गायत्रीजपो विधेयः कार्यः शैघ्र्ये तु प्रणवजपो वा कार्य इत्युक्तम्।

'अनुक्ते त्वष्टसाहस्रं सहस्रं वा जपेद् ऋचम्।'

इति स्मृतेः।

**दितिस्तु व्रीडिता तेन कर्मावद्येन भारत।**
**उपसङ्गम्य विप्रर्षिमधोमुख्यभ्यभाषत॥ ३२**

कर्मावद्येन कर्मदोषेण॥ ३२ ॥

**दितिरुवाच**

**मा मे गर्भमिमं ब्रह्मन् भूतानामृषभोऽवधीत्।**
**रुद्रः पतिर्हि भूतानां यस्याकरवमंहसम्॥ ३३**

माऽवधीन्मा हन्त्वित्यर्थः। वधशङ्काबीजमाह—रुद्र इति। यस्य रुद्रस्य अंहसमंहोऽपराधमकरवं कृतवत्यस्मि॥ ३३ ॥

**नमो रुद्राय महते देवायोग्राय मीढुषे।**
**शिवाय न्यस्तदण्डाय धृतदण्डाय मन्यवे॥ ३४**

रुत् दुःखं तद्द्रावयतीति रुद्रस्तस्मै। उग्रायानतिलंघ्याय मीढुषे सकामेषु फलसेचनकर्त्रे। निष्कामेषु शिवाय। वस्तुतो न्यस्तदण्डाय। दुष्टेषु धृतदण्डाय संहारे मन्यवे॥ ३४॥

**'उपस्पृश्य'** સ્નાન કરીને **'भर्ग'** શબ્દનો અર્થ દર્શાવતી (સૂર્યથી અભિન્ન–વં.)શુદ્ધ જ્યોતિ પરમાત્માનું ધ્યાન કરતા **'सनातनं ब्रह्म'** ગાયત્રી અથવા પ્રણવમંત્ર (ૐકાર)નો જપ કરવા લાગ્યા. ॥ ૩૧ ॥

આ રીતે અકાળ મૈથુન પછી સ્નાન કરી, તેના પ્રાયશ્ચિત્તરૂપે ગાયત્રીજપ કરવો જોઈએ, શીઘ્રતાથી કરવા માટે પ્રણવમંત્રનો જપ કરવો જોઈએ, એમ કહે છે. 'ઉચ્ચાર કર્યા વિના મનમાં (ઉપાંશુ) આઠ હજાર પ્રણવમંત્ર અથવા હજાર ગાયત્રીમંત્રની ઋચાનો જપ કરવો (જોઈએ).' કારણ કે એમ સ્મૃતિવચન છે.

હે ભારત (વિદુર), તે નિંદિત કર્મથી લજ્જિત થયેલી દિતિ કશ્યપની પાસે જઈને નીચું મુખ રાખી કહેવા લાગી. ॥ ૩૨ ॥

**'कर्म-अवद्येन'** નિંદિત કર્મથી, તેનો દોષ લાગવાથી ॥ ૩૨ ॥

**દિતિ બોલી** – હે બ્રહ્મન્, જેમનો મેં અપરાધ કર્યો છે અને જે સર્વ ભૂતોમાં શ્રેષ્ઠ છે, તે પ્રાણીમાત્રના પતિ ભગવાન શંકર મારા આ ગર્ભનો નાશ ન કરો. ॥ ૩૩ ॥

**'मा-( अ )वधीत्'** નાશ ન કરો, એમ અર્થ છે. ગર્ભના વધની શંકા માટેનું કારણ જણાવે છે– **'रुद्र इति।'** જે રુદ્રનો **'अंहसम्'** અપરાધ **'अकरवम्'** મેં કર્યો છે. ॥ ૩૩ ॥

શ્રીરુદ્રને, ઉદારને, દેવને, ઉગ્રને, કામનાઓની વર્ષા કરનારને, કલ્યાણમયને, દંડનો ત્યાગ કરનારને, દંડને ધારણ કરનારને, ક્રોધસ્વરૂપને નમસ્કાર હો.॥ ૩૪ ॥

**'रुत्'** દુઃખ, તેને દૂર કરે તે રુદ્ર, તેમને નમસ્કાર હો. **'उग्राय'** અતિક્રમણ કરવા અયોગ્ય એવાને, **'मीढुषे'** સકામ ભક્તોને ફળની વર્ષા કરનારને તેમ જ નિષ્કામ ભક્તોને કલ્યાણદાયી એવા મહાદેવને (નમસ્કાર), વાસ્તવમાં દંડને ત્યજી દેનારને, છતાં પણ દુષ્ટો પ્રતિ દંડ ધારણ કરનારને (નમસ્કાર), જગતના સંહારસમયે ક્રોધમૂર્તિ ધારણ કરનારને નમસ્કાર હો. ॥ ૩૪ ॥

**स नः प्रसीदतां भामो भगवानुर्वनुग्रहः ।**
**व्याधस्याप्यनुकम्प्यानां स्त्रीणां देवः सतीपतिः ॥ ३५**

भामो भगिनीभर्ता, उरुरनुग्रहो यस्य। व्याधस्य निर्दयस्यापि। सतीपतिरित्यनेन स्त्रीणां स्वभावं स्वयमपि वेत्तीति सूचयति॥ ३५ ॥

પારધી જેવા નિર્દયને પણ દયા આવે છે. સ્ત્રીઓ તો મહાન અનુગ્રહ કરનારા મારા બનેવી સતીપતિ ભગવાન શંકર મારા પર કૃપા કરો! ॥ ૩૫ ॥

**'भामः'** બહેનના પતિ બનેવી, જેમનો મહાન અનુગ્રહ છે તેવા, પારધી જેવા નિર્દયને પણ (સ્ત્રીને જોઈને દયા આવે છે). **'सतीपतिः'** એ દ્વારા સ્ત્રીઓનો સ્વભાવ મહાદેવજી પોતે પણ જાણે છે એમ સૂચવે છે. ॥ ૩૫ ॥

**मैत्रेय उवाच**

**स्वसर्गस्याशिषं लोक्यामाशासानां प्रवेपतीम्।**
**निवृत्तसन्ध्यानियमो भार्यामाह प्रजापतिः ॥ ३६**

स्वसर्गस्य स्वसन्तानस्याशिषं शुभं। लोक्यां लोकद्वयार्हाम्। सन्ध्यायां यो नियमः स निवृत्तो यस्य॥ ३६ ॥

**મૈત્રેયમુનિ બોલ્યા** – પોતાના સંતાનનું બન્ને લોકને યોગ્ય કલ્યાણ ઈચ્છતી અને અત્યન્ત ધ્રૂજતી ભાર્યા દિતિને પ્રજાપતિ કશ્યપ સંધ્યાવંદનના નિયમથી નિવૃત્ત થઈ કહેવા લાગ્યા. ॥ ૩૬ ॥

**'स्वसर्गस्य'** પોતાના સન્તાનનું **'आशिषम्'** કલ્યાણ– **'लोक्याम्'** બન્ને લોકને યોગ્ય– સંધ્યાકાળે જે નિયમ હોય છે તે નિયમ સંપન્ન થયો છે જેનો ॥ ૩૬ ॥

**कश्यप उवाच**

**अप्रायत्यादात्मनस्ते दोषान्मौहूर्तिकादुत ।**
**मन्निदेशातिचारेण देवानां चातिहेलनात्॥ ३७**

**भविष्यतस्तवाभद्रावभद्रे जाठराधमौ ।**
**लोकान्सपालांस्त्रींश्चण्डि मुहुराक्रन्दयिष्यतः ॥ ३८**

**प्राणिनां हन्यमानानां दीनानामकृतागसाम्।**
**स्त्रीणां निगृह्यमाणानां कोपितेषु महात्मसु॥ ३९**

**तदा विश्वेश्वरः क्रुद्धो भगवाँल्लोकभावनः ।**
**हनिष्यत्यवतीर्यासौ यथाद्रीन् शतपर्वधृक्॥ ४०**

ते आत्मनश्चित्तस्याप्रायत्यादशुचित्वात्। मौहूर्तिकात् सन्ध्यारूपात्। उत अपि मम निदेशस्याज्ञाया अतिचारेणातिक्रमेण। देवानां रुद्रानुचराणाम्॥ ३७॥

**કશ્યપ ઋષિ બોલ્યા** – હે અમંગળ સ્ત્રી, તારું ચિત્ત અપવિત્ર હોવાથી, વળી, સન્ધ્યાસમયરૂપી દોષથી, મારી આજ્ઞા ન પાળવાથી અને રુદ્રના અનુચરોની મહાન અવહેલના કરવાથી, ॥ ૩૭ ॥

હે ઉગ્ર સ્ત્રી, તારા ઉદરમાંના બે પુત્રો અધમ અને અમંગળ થશે! તેમ જ લોકપાલો સહિત ત્રણેય લોકોને વારંવાર આક્રન્દ કરાવશે. ॥ ૩૮ ॥

જ્યારે નિરપરાધી, દીન પ્રાણીઓ હણાતાં હશે, સ્ત્રીઓનું અપહરણ થશે અને તેથી જ્યારે મહાપુરુષોને ક્રોધ ઉત્પન્ન કરાવાશે, ॥ ૩૯ ॥

ત્યારે લોકોનું રક્ષણ કરનારા આ ભગવાન વિશ્વેશ્વર ક્રોધાયમાન થઈ, અવતાર લઈ, સેંકડો પર્વવાળા વજ્રને ધારણ કરનાર ઈન્દ્રે પર્વતોનો નાશ કર્યો તેમ (બન્ને પુત્રોનો) નાશ કરશે. ॥ ૪૦ ॥

તારા **'आत्मनः'** ચિત્તની **'अप्रायत्याद्'** અપવિત્રતાને કારણે, **'मौहूर्तिकात्'** સન્ધ્યાસમયરૂપ દોષથી, **'उत'** વળી, મારી **'निदेशस्य'** આજ્ઞાના **'अतिचारेण'** ઉલ્લંઘનથી, **'देवानाम्'** રુદ્રના અનુચરોની (અવહેલનાથી) ॥ ૩૭ ॥

एतैश्चतुर्भिर्हेतुभिर्जाठराधमौ पुत्रापसदौ। भविष्यत इत्यन्वयः। हे चण्डि कोपने॥ ३८॥

हन्यमानानां सताम्॥ ३९॥

शतपर्वधृक् वज्रधर इन्द्रः॥ ४०॥

दितिरुवाच

**वधं भगवता साक्षात्सुनाभोदारबाहुना।**
**आशासे पुत्रयोर्मह्यं मा क्रुद्धाद् ब्राह्मणाद्विभो॥ ४१**

सुनाभेनोदारो बाहुर्यस्य। मह्यं मम कोपितेष्वित्युक्तत्वाच्छंकितचित्ता सती प्रार्थयते—ब्राह्मणान्मा भूदिति॥ ४१॥

**वंशीधरी—**

'ब्रह्मकोपहतानां च न गतिर्विद्यते क्वचित्।'
इत्युक्तेः।

यद्वा ब्राह्मणाद्रुद्रात्। तदुक्तं पराशरपुराणे—
'पितामहस्तु वैश्यश्च क्षत्रियः परमो हरिः।
ब्राह्मणो भगवान् रुद्रः सर्वेषामुत्तमोत्तमः॥'
इति।

**न ब्रह्मदण्डदग्धस्य न भूतभयदस्य च।**
**नारकाश्चानुगृह्णन्ति यां यां योनिमसौ गतः॥ ४२**

नारका अपि तथा यां यां योनिमसौ गतो भवति तत्रस्थाश्च नानुगृह्णन्ति कृपां न कुर्वन्ति॥ ४२॥

कश्यप उवाच

**कृतशोकानुतापेन सद्यः प्रत्यवमर्शनात्।**
**भगवत्युरुमानाच्च भवे मय्यपि चादरात्॥ ४३**

આ ચાર કારણોને લીધે **'जाठराधमौ'** તારા ઉદરમાં બે નીચ પુત્રો થશે, એમ સંબંધ છે. હે ચંડી, એમ સંબોધન કોપાયમાન થયેલી દિતિ માટે છે. ॥ ૩૮ ॥

જ્યારે સજ્જનો હણાતા હશે ॥ ૩૯ ॥

**'शतपर्वधृक्'** સેંકડો પર્વવાળા વજ્રને ધારણ કરનાર ઈન્દ્ર ॥ ૪૦ ॥

**દિતિ બોલી** – હે વિભુ, સુદર્શનચક્રથી શોભતા બાહુવાળા સાક્ષાત્ ભગવાન દ્વારા મારા બન્ને પુત્રોનો વધ થાય તેમ હું ઈચ્છું છું. પરંતુ ક્રોધ પામેલા બ્રાહ્મણ દ્વારા વધ ન થાઓ! ॥ ૪૧ ॥

સુદર્શનચક્ર વડે સુંદર છે બાહુ જેના, **'मह्यम्'** મારા, **'कोपितेषु'** (શ્લોક ૩૯) એમ કહ્યું તેથી શંકાયુક્ત ચિત્તવાળી દિતિ પ્રાર્થના કરે છે કે બ્રાહ્મણ દ્વારા વધ ન થાઓ! ॥ ૪૧ ॥

'બ્રાહ્મણના કોપથી હણાયેલાની ગતિ ક્યારેય થતી નથી એમ કહ્યું છે.'

અથવા **'ब्राह्मणात्'** બ્રાહ્મણ દ્વારા અર્થાત્ રુદ્ર દ્વારા– પરાશરપુરાણમાં તે કહેવામાં આવ્યું છે. ''પિતામહ બ્રહ્મા તો વૈશ્ય છે. પરમેશ્વર શ્રીહરિ ક્ષત્રિય છે. ભગવાન રુદ્ર બ્રાહ્મણ સર્વમાં ઉત્તમોત્તમ છે.''

બ્રાહ્મણના શાપરૂપ દંડથી દગ્ધ થયેલો અને પ્રાણીઓને ભય આપનાર એવો આ જીવ જે જે યોનિમાં જાય છે, ત્યાં ત્યાં તેના પર નારકી જીવો પણ કૃપા કરતા નથી. ॥ ૪૨ ॥

જે જે યોનિમાં આ જીવ જાય છે, ત્યાં રહેલા જીવો પણ **'न-अनुगृह्णन्ति'** કૃપા કરતા નથી. ॥ ૪૨ ॥

**કશ્યપ ઋષિ બોલ્યા** – (અપરાધને કારણે) કરેલા શોકથી થયેલા પશ્ચાત્તાપ વડે તથા તરત જ યોગ્યાયોગ્યના વિચારને કારણે, ભગવાન શંકર પ્રતિ તને ઘણો આદર હોવાથી અને મારામાં પણ તને આદર હોવાથી ॥ ૪૩ ॥

कृतो योऽपराधस्तेन शोकस्ततोऽनुतापस्तेन। प्रत्यवमर्शनाद्युक्तायुक्तविचारात्। भगवति हरौ। भवे श्रीरुद्रे। एतैः पञ्चभिः कारणैः ॥ ४३ ॥

જે અપરાધ કર્યો તેને કારણે કરેલો શોક – તેનાથી પશ્ચાત્તાપ, તેનાથી **'प्रति-अवमर्शनात्'** યોગ્યાયોગ્યના વિચારને કારણે **'भगवति'** ભગવાન હર પ્રતિ **'भवे'** ભગવાન ભવ શ્રીરુદ્ર પ્રતિ (ઘણો આદર હોવાથી), આ પાંચ કારણોને લીધે ॥ ૪૩ ॥

**पुत्रस्यैव तु पुत्राणां भवितैकः सतां मतः।**
**गास्यन्ति यद्यशः शुद्धं भगवद्यशसा समम्॥ ४४**

તારા પુત્રના જ પુત્રોમાંથી એક પુત્ર સન્તોનો સમ્માનિત પુત્ર થશે, જેના શુદ્ધ યશને ભગવાનના યશની સાથે લોકો ગાશે અથવા ભગવાનના યશની જેમ ગાશે. ॥ ૪૪ ॥

पुत्रस्य हिरण्यकशिपोः पुत्राणां मध्ये एकः सतां मतो भविष्यति। तमेव वर्णयति—गास्यन्ति इति सार्धैः पंचभिः। समं सह सदृशं वा॥ ४४॥

**'पुत्रस्य'** પુત્ર હિરણ્યકશિપુના પુત્રોમાંનો એક પુત્ર સન્તોનો સમ્માનિત થશે. તે પુત્રનું જ વર્ણન કરે છે— **'गास्यन्ति इति।'** સાડા પાંચ શ્લોકો દ્વારા– ભગવાનના યશની **'समम्'** સાથે અથવા ભગવાનના યશની જેમ (ગાશે). ॥ ૪૪ ॥

**'सतां मतः इति।'**

प्रह्लादनारदपराशरपुंडरीक–
व्यासाम्बरीषशुकशौनकभीष्मदाल्भ्यान्।
रुक्मांगदार्जुनवसिष्ठविभीषणादीन्
पुण्यानिमान्परमभागवतान्स्मरामि ॥

મહાન પુરુષોના સમ્માનપાત્ર—

પ્રહ્લાદ, નારદ, પરાશર, પુંડરીક, વ્યાસ, અંબરીષ, શુક, શૌનક, ભીષ્મ, દાલ્ભ્ય, રુક્માંગદ, અર્જુન, વસિષ્ઠ, વિભીષણ વગેરે આ પુણ્યશાળી પરમ ભાગવત જનોનું હું સ્મરણ કરું છું. (પાંડવગીતા-૧)

**योगैर्हेमेव दुर्वर्णं भावयिष्यन्ति साधवः।**
**निर्वैरादिभिरात्मानं यच्छीलमनुवर्तितुम्॥ ४५**

જેના ચરિત્રને અનુસરવા માટે સત્પુરુષો (અગ્નિના) યોગથી સોનાને શુદ્ધ કરવામાં આવે તેમ પોતાના આત્માને નિર્વૈરભાવ વગેરે ઉપાયોથી શુદ્ધ કરશે. ॥ ૪૫ ॥

हीनवर्णं हेम यथा योगैर्दाहादिभिरुपायैः शोध्यते तथा यस्य शीलं स्वभावमनुवर्तितुमनुगन्तुं प्राप्तुं निर्वैरादिभिर्योगैरात्मानं भावयिष्यन्ति शोधयिष्यन्ति॥ ४५ ॥

હીનવર્ણવાળું સુવર્ણ જેવી રીતે **'योगैः'** અગ્નિ વગેરેના યોગરૂપ ઉપાયો દ્વારા શુદ્ધ કરવામાં આવે છે, તેવી રીતે જેના **'शीलम्'** સ્વભાવને **'अनुवर्तितुम्'** અનુસરવા માટે નિર્વૈરભાવ વગેરે ઉપાયોથી (સત્પુરુષો) પોતાના આત્માને **'भावयिष्यन्ति'** શુદ્ધ કરશે.॥ ૪૫ ॥

**यत्प्रसादादिदं विश्वं प्रसीदति यदात्मकम्।**
**स स्वदृग्भगवान्यस्य तोष्यतेऽनन्यया दृशा॥ ४६**

જે ભગવદ્રૂપ છે એવું આ વિશ્વ જેમની કૃપાથી પ્રસન્ન થાય છે, તે આત્મસાક્ષી ભગવાન જેની (તારા પૌત્રની) ('એક ભગવાન જ સત્ય છે.' એવી) અનન્યદૃષ્ટિથી પ્રસન્ન થશે. ॥ ૪૬ ॥

विश्वप्रसादे हेतुर्यदात्मकम्। स्वदृगात्मसाक्षी। यस्यानन्यया भगवानेव सत्य इत्येवंभूतया दृशा तोष्यते तोषं प्राप्स्यते॥ ४६॥

તે વિશ્વની પ્રસન્નતાનું કારણ **'यद्-आत्मकम्'** વિશ્વ જેમનું સ્વરૂપ છે. (વિશ્વ ભગવાનનું સ્વરૂપ હોવાથી વિશ્વપતિની પ્રસન્નતામાં વિશ્વની પ્રસન્નતા સિદ્ધ થાય છે.) **'स्वदृक्'** આત્મસાક્ષી– ભગવાન જ સત્ય છે એવી જેની અનન્ય દૃષ્ટિથી ભગવાન **'तोष्यते'** પ્રસન્ન થશે. ॥ ૪૬ ॥

तत्र हेतुः—**स वा इति।**

તે (ભગવાનની પ્રસન્નતા) માટેનું કારણ આપે છે— **'सः वै इति।'**

**स वै महाभागवतो महात्मा**
**महानुभावो महतां महिष्ठः।**
**प्रवृद्धभक्त्या ह्यनुभाविताशये**
**निवेश्य वैकुण्ठमिमं विहास्यति॥ ४७**

તે ખરેખર, મહાન ભગવદ્‌ભક્ત, મહાત્મા, મહાપ્રભાવશાળી, મહાન પુરુષોમાં પણ અતિમહાન બનીને, અત્યન્ત વધી ગયેલી ભક્તિ દ્વારા શુદ્ધ થયેલા અન્તઃકરણમાં શ્રીવૈકુંઠ ભગવાનને પધરાવી દેહાભિમાનનો ત્યાગ કરશે. ॥ ૪૭ ॥

महात्माऽपरिच्छिन्नदृष्टिः महानुभावो महाप्रभावः। महतामपि मध्ये महिष्ठोऽतिशयेन महान्। प्रवृद्धया भक्त्याऽनुभाविते शोधिते चित्ते वैकुण्ठं हरिं निवेश्य देहाद्यभिमानं त्यक्ष्यति॥ ४७॥

**'महात्मा'** અભેદ દૃષ્ટિવાળા, સર્વત્ર શ્રીહરિનાં દર્શન કરનારા **'महानुभावः'** અત્યન્ત પ્રભાવશાળી, મહાન પુરુષોમાં પણ અતિશય મહાન, અત્યન્ત વધી ગયેલી ભક્તિ દ્વારા **'अनुभाविते'** શુદ્ધ થયેલા ચિત્તમાં **'वैकुण्ठम्'** વૈકુંઠ ભગવાન શ્રીહરિને પધરાવી દેહ વગેરેના અભિમાનનો ત્યાગ કરશે. ॥ ૪૭ ॥

**सुबोधिनी—**तस्य महानुभावत्वमग्न्यादिभिर्दाहाद्य-भावात्।

અગ્નિ આદિથી બળી જવું વગેરેનો અભાવ હોવાથી પ્રહ્‌લાદજીને મહાનુભાવ કહ્યા છે.

महाभागवतत्वमाह—**अलम्पट इति।**

પ્રહ્‌લાદજીના મહાન ભગવદ્‌ભક્તત્વને જ જણાવે છે— **'अलम्पटः इति।'**

**अलम्पटः शीलधरो गुणाकरो**
**हृष्टः परर्द्ध्या व्यथितो दुःखितेषु।**
**अभूतशत्रुर्जगतः शोकहर्ता**
**नैदाघिकं तापमिवोडुराजः॥ ४८**

વિષયાસક્તિથી વિરક્ત, સુંદર સ્વભાવવાળો, ગુણોનો ભંડાર, બીજાની સમૃદ્ધિથી હર્ષ પામનારો, અન્યના દુઃખે દુઃખી થનારો, અજાતશત્રુ અને નક્ષત્રપતિ ચન્દ્ર જેમ ગ્રીષ્મઋતુના તાપને હરી લે છે તેમ જગતનો શોક હરનારો થશે. ॥ ૪૮ ॥

शीलधरः सुस्वभावः। गुणानां धैर्यादीनामाकरो जन्मभूमिः। परेषां समृद्ध्या हृष्टः। परेषु दुःखितेषु सत्सु। न भूतो जातः शत्रुर्यस्य। निदाघे भवं तापं चन्द्रो यथा हरत्येवं जगतः शोकहर्ता भविष्यति॥ ४८॥

**'शीलधरः'** સુંદર સ્વભાવવાળો, ધૈર્ય વગેરે ગુણોનો ભંડાર, અન્યની સમૃદ્ધિથી પ્રસન્ન થનારો, બીજા જ્યારે દુઃખી હોય ત્યારે (દુઃખી થનારો), જેનો શત્રુ થયો નથી તેવો, **'(नैदाघिकम्)'** ગ્રીષ્મઋતુમાં થાય તે (નિદાઘ) તાપ– ચન્દ્ર જેમ તાપ હરે છે તેમ જગતનો શોક હરનારો થશે. ॥ ૪૮ ॥

अपरिच्छिन्नदृष्टित्वमाह—**अंतरिति।**

અપરિચ્છિન્ન દૃષ્ટિને જ જણાવે છે—**'अन्तः इति।'**

**अन्तर्बहिश्चामलमब्जनेत्रं**
**स्वपूरुषेच्छानुगृहीतरूपम् ।**
**पौत्रस्तवश्रीललनाललामं**
**द्रष्टा स्फुरत्कुण्डलमण्डिताननम्॥ ४९**

તારો પૌત્ર અંદર અને બહાર (સર્વત્ર વિરાજમાન), પોતાના ભક્તોની ઈચ્છાનુસાર મંગળ વિગ્રહ ગ્રહણ કરનાર, લક્ષ્મીરૂપ લલનાના અલંકારરૂપ ઝળહળતાં કુંડળોથી શોભતા મુખવાળા, પરમપવિત્ર કમળનયન શ્રીહરિનાં દર્શન કરશે! ॥ ૪૯ ॥

स्वपुरुषाणामिच्छया पुनः पुनर्गृहीतानि रूपाणि येन। श्रीरेव ललना सुन्दरी तस्या ललामं मण्डनम्। द्रष्टा द्रक्ष्यति॥ ४९॥

પોતાના ભક્તોની ઈચ્છાથી જેણે વારંવાર રૂપો ધારણ કર્યાં છે, શ્રી એ જ **'ललना'** સુન્દરી, તેના **'ललामम्'** અલંકારરૂપ (શ્રીહરિનાં), **'द्रष्टा'** દર્શન કરશે. ॥ ૪૯ ॥

**वंशीधरी—**'अन्तर्बहिः इति।' अन्तरन्तःकरणे ध्यानेन। बहिर्नेत्राभ्यां साक्षात्। पौत्रः प्रह्लादः।

તારા પૌત્ર પ્રહ્લાદને **'अन्तः'** અન્તઃકરણમાં ધ્યાન દ્વારા અને **'बहिः'** બહાર નેત્રો દ્વારા સાક્ષાત્ (દર્શન થશે).

**मैत्रेय उवाच**

**श्रुत्वा भागवतं पौत्रममोदत दितिर्भृशम्।**
**पुत्रयोश्च वधं कृष्णाद्विदित्वाऽऽसीन्महामनाः॥ ५०**

**મૈત્રેયમુનિ બોલ્યા** – પોતાનો પૌત્ર (મહાન) ભગવદ્ભક્ત થશે એ સાંભળીને દિતિદેવી અત્યન્ત પ્રસન્ન થયાં અને બન્ને પુત્રોનો વધ શ્રીકૃષ્ણભગવાન દ્વારા થશે એ જાણીને તેઓ અત્યન્ત ઉત્સાહિત મનવાળાં થયાં. ॥ ૫૦ ॥

महामनाः सोत्साहचित्ता। हरिणा सह युद्धेन मरणे पुत्रयोः कीर्तिः सद्गतिश्च भवेदिति॥ ५०॥

**'महामनाः'** ઉત્સાહસહિત (પ્રસન્ન) મનવાળાં, શ્રીહરિ સાથે યુદ્ધ થવાથી મરણ થાય તેમાં બંને પુત્રોની (આ લોકમાં) કીર્તિ થશે અને (પરલોકમાં) સદ્ગતિ થશે. ॥ ૫૦ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां तृतीयस्कन्धे चतुर्दशोऽध्यायः॥ १४॥

इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां चतुर्दशोध्यायः॥ १४॥

*****

# अथ पञ्चदशोऽध्यायः

## જય-વિજયને સનકાદિકનો શાપ

हतप्रभैः सुरैः पृष्टः प्राह पञ्चदशे विधिः।
तद्बीजं विप्रशापादि वैकुण्ठे विष्णुभृत्ययोः॥ १

હતપ્રભ થયેલા દેવો દ્વારા જેમને પૂછવામાં આવ્યું તે બ્રહ્માજી, તેમના હતપ્રભ થવા માટેના કારણ એવા વિષ્ણુ ભગવાનના બન્ને સેવકોને વૈકુંઠમાં થયેલો વિપ્રશાપ વગેરે પંદરમા અધ્યાયમાં કહે છે. ॥ ૧ ॥

तदेवं देवानां ब्रह्मणश्च संवादप्रस्ताव-मुक्त्वेदानीं तं संवादं वक्तुमाह।

આ પ્રમાણે દેવો અને બ્રહ્માજીના સંવાદની પ્રસ્તાવના જણાવીને હવે તે સંવાદ જણાવવા માટે કહે છે.

मैत्रेय उवाच

**प्राजापत्यं तु तत्तेजः परतेजोहनं दितिः।**
**दधार वर्षाणि शतं शङ्कमाना सुरार्दनात्॥ १**

प्राजापत्यं काश्यपं तेजो वीर्यं परेषां तेजो हन्तीति तथा। आर्षः। स्वपुत्राभ्यां करिष्यते यत्सुराणामर्दनं पीडनं तस्माच्छङ्कमाना॥ १॥

**लोके तेन हतालोके लोकपाला हतौजसः।**
**न्यवेदयन् विश्वसृजे ध्वान्तव्यतिकरं दिशाम्॥ २**

तेन गर्भतेजसा हतालोके। निरस्त–सूर्यादिप्रकाशे। हतौजसो हतप्रभावाः। ध्वान्तेन व्यतिकरं सङ्करम्॥ २॥

देवा ऊचुः

**तम एतद्विभो वेत्थ संविग्ना यद्वयं भृशम्।**
**न ह्यव्यक्तं भगवतः कालेनास्पृष्टवर्त्मनः॥ ३**

वेत्थ जानासि किं विचारयसि। यद्यतो वयं संविग्ना भीताः। अव्यक्तमज्ञातम्। न स्पृष्टं वर्त्म ज्ञानप्रचारो यस्य॥ ३॥

ब्रह्माणं परमेश्वरत्वेन स्तुवन्तः प्रार्थयन्ते— **देवदेवेति** सप्तभिः।

**देवदेव जगद्धातर्लोकनाथशिखामणे।**
**परेषामपरेषां त्वं भूतानामसि भाववित्॥ ४**

लोकनाथानां शिखामणे। भावविदभिप्राय–ज्ञोऽसि। केनाभिप्रायेण दितेर्गर्भो वर्धत इति जानासीत्यर्थः॥ ४॥

**મૈત્રેયમુનિ બોલ્યા** – (પોતાના પુત્રો દ્વારા) દેવોને પીડા થશે તેવી શંકા કરતી દિતિએ, પ્રજાપતિ બ્રહ્માજીના પુત્ર કશ્યપ ઋષિના, અન્ય તેજને હણનારા તે વીર્ય (ગર્ભ)ને સો વર્ષ સુધી (ઉદરમાં) ધારણ કર્યું. ॥ ૧ ॥

**'प्राजापत्यम्'** પ્રજાપતિના પુત્ર કશ્યપ ઋષિનું **'तेजः'** વીર્ય બીજાના તેજને હણી લે તેવું છે. અહીં **'परतेजोघ्नम्'**ને બદલે **'परतेजोहनम्'** છે તે આર્ષ પ્રયોગ છે. પોતાના પુત્રો દ્વારા દેવતાઓને જે પીડા કરાશે તેનાથી આશંકિત દિતિ ॥ ૧ ॥

જ્યારે લોકમાં તે ગર્ભના તેજથી પ્રકાશ નષ્ટ થયો, ત્યારે નિસ્તેજ બનેલા લોકપાલો દિશાઓના અન્ધકારથી થયેલી અવ્યવસ્થાને વિશ્વસ્રષ્ટા બ્રહ્માજીને જણાવવા લાગ્યા. ॥ ૨ ॥

**'तेन'** તે ગર્ભના તેજથી **'हतालोके'** લોકમાં પ્રકાશ નષ્ટ થયો ત્યારે, સૂર્ય વગેરે પ્રકાશરહિત બન્યા ત્યારે **'हत-ओजसः'** નિસ્તેજ બનેલા (લોકપાલો) અન્ધકારથી **'व्यतिकरम्'** (થયેલી) અવ્યવસ્થાને॥ ૨॥

**દેવો બોલ્યા** – હે વિભુ, જેનાથી અમે અત્યન્ત ભયભીત થઈ રહ્યા છીએ એ અંધકારને આપ જાણો છો કારણ કે કાળ દ્વારા જેમના માર્ગને સ્પર્શી શકાતું નથી તેવા ભગવાનને કંઈ જ અજાણ્યું હોતું નથી!॥ ૩ ॥

**'वेत्थ'** આપ જાણો છો. જેનાથી અમે **'संविग्नाः'** ભય પામ્યા છીએ, તે આપ વિચારો છો ને? **'अव्यक्तम्'** અજાણ્યું – સ્પર્શી ન શકાય તેવો જ્ઞાનશક્તિરૂપ માર્ગ છે જેમનો ॥ ૩ ॥

બ્રહ્માજીની પરમેશ્વરરૂપે સ્તુતિ કરતા (દેવો) સાત શ્લોકથી પ્રાર્થના કરે છે— **'देवदेव इति।'**

હે દેવોના દેવ, હે જગદ્ધાતા, હે લોકપાલોના શિરોમણિ, આપ ઉત્તમ અને અધમ (સર્વ) પ્રાણીઓના અભિપ્રાયને જાણો છો. ॥ ૪ ॥

હે લોકપાલોના શિરોમણિ, **'भाववित्'** અભિપ્રાયના જ્ઞાતા, કયા અભિપ્રાયથી દિતિનો ગર્ભ વધે છે તે આપ જાણો છો, એમ અર્થ છે. ॥ ૪ ॥

**नमो विज्ञानवीर्याय माययेदमुपेयुषे*।**
**गृहीतगुणभेदाय नमस्तेऽव्यक्तयोनये॥ ५**

विज्ञानं वीर्यं बलं यस्य। इदं ब्रह्मदेहमुपेयुषे प्राप्तवते। गृहीतो गुणभेदो रजोगुणो येन। व्यक्तस्य प्रपञ्चस्य योनये कारणाय। न व्यक्ता केनापि प्रमाणेन विज्ञाता योनिर्यस्येति वा॥ ५॥

**वंशीधरी**—यद्वाऽव्यक्तस्य प्रधानस्य योनये कारणाय प्रवर्त्तकाय वा। यद्वाऽव्यक्तो विष्णुर्योनिः कारणं यस्य तस्मै। यद्वा व्यक्तो लोके प्रसिद्धः कञ्जो योनिर्यस्य तस्मै।

सकामतया प्रतिक्षणं दुःखमनुभवन्तो निष्कामभक्तान् स्तुवन्त आहुर्द्वाभ्याम्।

**ये त्वाऽनन्येन भावेन भावयन्त्यात्मभावनम्।**
**आत्मनि **प्रोतभुवनं परं सदसदात्मकम्॥ ६**

**तेषां सुपक्वयोगानां जितश्वासेन्द्रियात्मनाम्।**
**लब्धयुष्मत्प्रसादानां न कुतश्चित्पराभवः॥ ७**

ये त्वा त्वामनन्येन निष्कामेन भावेन भक्त्या ध्यायन्ति। आत्मनो जीवान्भावयन्तीति तथा। स्वस्मिन्प्रोतानि ग्रथितानि भुवनानि येन। चेतना–चेतनप्रपञ्चकारणमित्यर्थः। तत्र हेतुःसदसदात्मकं कार्यकारणरूपं वस्तुतस्ताभ्यां परम्॥ ६॥

વિજ્ઞાનરૂપ વીર્યવાળાને નમસ્કાર હો. માયાથી આ શરીર ધારણ કરનારા, રજોગુણ ગ્રહણ કરનારા અને સંસારના કારણરૂપ આપને નમસ્કાર હો. ॥ ૫ ॥

વિજ્ઞાનરૂપ **'वीर्यम्'** બળ જેનું છે, **'इदम्'** આ બ્રહ્માજીનું શરીર ***'उपेयुषे'** પ્રાપ્ત કરનારને, ગ્રહણ કર્યો છે જેણે **'गुणभेदः'** રજોગુણ, **'व्यक्तस्य'** સંસારપ્રપંચના **'योनये'** કારણરૂપ (એવા આપને), અથવા (**'अव्यक्तयोनये'** પાઠમાં) કોઈ પણ પ્રમાણો દ્વારા જાણી ન શકાય જેમનું કારણ તેવા અવ્યક્તયોનિરૂપ (આપને નમસ્કાર હો). ॥ ૫ ॥

અથવા **'अव्यक्तस्य'** પ્રકૃતિના **'योनये'** કારણરૂપને અથવા પ્રકૃતિના પ્રવર્તાવનારને (નમસ્કાર) અથવા **'अव्यक्तः'** વિષ્ણુ ભગવાન જેનું કારણ છે તેમને (નમસ્કાર) અથવા **'व्यक्तः'** લોકમાં પ્રસિદ્ધ એવું પદ્મ જેનું જન્મસ્થાન છે તેમને (નમસ્કાર).

સકામભક્તિથી પ્રતિક્ષણે દુઃખ અનુભવનારા નિષ્કામભક્તોની પ્રશંસા કરતા બે શ્લોકો દ્વારા કહે છે.

(સર્વ) જીવોને ઉત્પન્નકરનાર, (સમસ્ત) ભુવનોને પોતાનામાં પરોવી રાખનાર, કાર્ય–કારણરૂપ (હોવા છતાં તે બન્નેથી) પર એવા આપનું જેઓ અનન્ય ભક્તિભાવથી ધ્યાન કરે છે, ॥ ૬ ॥

તેવા પરિપક્વયોગવાળા, પ્રાણ-ઇન્દ્રિય-અંતઃકરણ ઉપર વિજય પામેલા આપના કૃપાપાત્ર (નિષ્કામ-ભક્તોનો) કોઈથી પરાજય થતો નથી. ॥ ૭ ॥

જેઓ **'त्वा'** આપનું અનન્ય ભક્તિભાવથી ધ્યાન કરે છે. **'आत्मनः'** જીવાત્માઓને ઉત્પન્ન કરે છે તેવા, પોતાનામાં **'प्रोतानि'** પરોવ્યાં છે ભુવનો જેમણે, એટલે ચેતન, અચેતન સંસાર-પ્રપંચના કારણરૂપ, એમ અર્થ છે. તે માટે કારણ આપે છે– **'सद्–असद्–आत्मकम्'** કાર્ય-કારણરૂપ હોવા છતાં વસ્તુતઃ તેનાથી પર (એવા આપને) ॥ ૬ ॥

---

** **'उपेयुषे इति।'** $\sqrt{}$**उप+इ** પ્રાપ્ત કરવું, તેનું પરોક્ષ ભૂતકૃદન્ત **'उपेयिवस्'** પ્રાપ્ત કરનાર, તેનું ચતુર્થી એ.વ. **'उपेयुषे'** પ્રાપ્ત કરનારને (નમસ્કાર)

** $\sqrt{}$**वे** વણવું, તેનું ભૂ.કૃ. **ऊत** વણેલું, **आ+ऊत=ओत, प्र+ऊत=प्रोत**

जितः श्वास इन्द्रियाण्यात्मा मनश्च यैः। अतः सुपक्वयोगाः। अत एव प्राप्तो युष्मत्प्रसादो यैस्तेषाम्॥ ७॥

**वंशीधरी**—'यथाग्नेः क्षुद्रा विस्फुलिंगा व्युच्चरन्ति' तथैवास्मादात्मनः सर्वं चराचरं भवति।

अन्ये तु नित्यं कर्मक्लेशिन इत्याहुः—**यस्येति।**

**यस्य वाचा प्रजाः सर्वा गावस्तन्त्येव यन्त्रिताः।**
**हरन्ति बलिमायत्तास्तस्मै मुख्याय ते नमः॥ ८**

तन्त्या दामन्या आयत्ता अधीनाः। मुख्याय नियन्त्रे प्राणरूपायेति वा। तथा च श्रुतिः—'तस्य वाक्तन्तिर्नामानि दामानि' इत्यादिः॥ ८॥

**स त्वं विधत्स्व शं भूमंस्तमसा लुप्तकर्मणाम्।**
**अदभ्रदयया दृष्ट्या आपन्नानर्हसीक्षितुम्॥ ९**

तमसा अहोरात्रविभागाभावेन लुप्तानि कर्माणि येषाम्। आपन्नानापद्गतानस्मान्॥ ९॥

**बा.प्र**—कृपादृष्टिमात्रेणैवास्मदापन्निवृत्तिपूर्वकसुखसम्पादने तव सामर्थ्यमस्तीति सूचयन्तः सम्बोधयन्ति—**भूमन्निति।**

आपत्कारणमाहुः।

**एष देव दितेर्गर्भ ओजः काश्यपमर्पितम्।**
**दिशस्तिमिरयन् सर्वा वर्धतेऽग्निरिवैधसि॥ १०**

જીતી લીધા છે જેમણે શ્વાસ, ઈન્દ્રિયો, '**आत्मा**' મન– આથી જ પરિપક્વ યોગવાળા અને આથી જ જેમણે આપની કૃપા પ્રાપ્ત કરી છે તેવા નિષ્કામભક્તોનો ॥ ૭॥

'જેમ અગ્નિમાંથી નાના તણખા બહાર નીકળે છે' તેમ જ આ આત્મામાંથી સર્વ ચરાચર બને છે. (બૃહદ્.ઉપ.૨/૧/૨૦)

(આપનાથી વિમુખ એવા) અન્ય મનુષ્યો તો નિત્ય કર્મરૂપ ક્લેશવાળા છે, એમ કહે છે— '**यस्य इति।**'

દોરડાથી બાંધેલા બળદોની જેમ જેમની વેદરૂપી વાણીથી બંધાયેલી સર્વ પ્રજાઓ અધીન રહી બલિ સમર્પણ કરે છે તે નિયન્તા (પ્રાણસ્વરૂપ) આપને નમસ્કાર હો. ॥ ૮ ॥

'**तन्त्या**' દોરડાથી '**आयत्ताः**' બંધાયેલા, '**मुख्याय**' નિયન્તાને અથવા પ્રાણસ્વરૂપને, તે અનુસાર શ્રુતિ છે– તેની વાણીરૂપી દોરડી એટલે નામરૂપી દોરડાં વગેરે ॥ ૮ ॥

હે ભૂમન્, અંધકારથી જેમનાં કર્મોનો નાશ થયો છે તેવા અમારું આપ કલ્યાણ કરો. આપદ્ગ્રસ્ત (એવા અમારી) ઉપર પૂર્ણ દયાદષ્ટિથી જોવા આપ યોગ્ય છો. ॥ ૯ ॥

અંધકારને લીધે દિવસ અને રાતના વિભાગ ન હોવાથી જેમનાં કર્મો લુપ્ત થયાં છે – '**आपन्नान्**' આપદ્ગ્રસ્ત એવા અમને ॥ ૯ ॥

આપની કૃપાદષ્ટિ માત્રથી જ અમારી આપત્તિ દૂર કરીને સુખ સમ્પાદન કરવા માટે આપનું સામર્થ્ય છે તેમ સૂચવતા સમ્બોધન કરે છે– હે મહાન!

(દેવો) આપત્તિનું કારણ જણાવે છે.

હે દેવ, (દિતિમાં) સ્થાપેલ કશ્યપ મુનિના વીર્યરૂપ, દિતિનો આ ગર્ભ દિશાઓને અંધકારમય બનાવતો, કાષ્ઠમાં મૂકેલા અગ્નિની જેમ વધી રહ્યો છે. ॥ ૧૦ ॥

एष गर्भः तस्य विशेषणम्। अर्पितं निक्षिप्तं काश्यपमोजो वीर्यम्। दिशस्तिमिरयंस्तमोव्याप्ताः कुर्वन्॥ १०॥

**'एषः'** 'આ' ગર્ભનું વિશેષણ છે. **'अर्पितम्'** સ્થાપેલું કશ્યપ મુનિનું **'ओजः'** વીર્ય– દિશાઓને **'तिमिरयन्'** અંધકારમય બનાવતો॥ ૧૦ ॥

**मैत्रेय उवाच**

**स प्रहस्य महाबाहो भगवान् शब्दगोचरः।**
**प्रत्याचष्टात्मभूर्देवान् प्रीणन् रुचिरया गिरा॥ ११**

**મૈત્રેયમુનિ બોલ્યા** – હે મહાબાહુ (વિદુરજી), દેવોનાં વિનંતી કરતાં વચનોના વિષયરૂપ બનેલા તે સ્વયમ્ભૂ બ્રહ્માજી દેવોને રુચિકર વાણીથી પ્રસન્ન કરતા હસીને કહેવા લાગ્યા. ॥ ૧૧ ॥

दितेः कुचेष्टितं ज्ञात्वा प्रहस्य देवानां ये शब्दा विज्ञप्तिवाक्यानि तेषां गोचरो विषयभूतः प्रत्यभाषत॥ ११॥

દિતિનું દુરાચરણ જાણીને, હસીને– દેવોનાં જે **'शब्दाः'** વિનંતિ કરતાં વચનો છે તેમના **'गोचरः'** વિષયરૂપ બનેલા બ્રહ્માજી કહેવા લાગ્યા. ॥ ૧૧ ॥

**ब्रह्मोवाच**

**मानसा मे सुता युष्मत्पूर्वजाः सनकादयः।**
**चेरुर्विहायसा लोकाँल्लोकेषु विगतस्पृहाः॥ १२**

**બ્રહ્માજી બોલ્યા** – (હે દેવો), તમારી પૂર્વે જન્મેલા મારા માનસપુત્રો સનકાદિ કુમારો સર્વ લોકોમાં નિઃસ્પૃહ (થઈ) આકાશમાર્ગે લોકોમાં (**लोकानां कृतार्थीकरणाय**– લોકોને કૃતાર્થ કરવા માટે–દીપિની) વિચરતા હતા. ॥ ૧૨ ॥

युष्मत्सकाशात्पूर्वं जाताः॥ १२॥

તમારા કરતાં પહેલાં જન્મેલા સનકાદિકુમારો॥ ૧૨ ॥

**त एकदा भगवतो वैकुण्ठस्यामलात्मनः।**
**ययुर्वैकुण्ठनिलयं सर्वलोकनमस्कृतम्॥ १३**

એક દિવસ તે કુમારો શુદ્ધ સત્ત્વમયસ્વરૂપવાળા ભગવાન વૈકુંઠના સર્વ લોકથી વંદન કરાતા એવા વૈકુંઠધામમાં ગયા. ॥ ૧૩ ॥

वैकुण्ठस्य विष्णोः वैकुण्ठाख्यं लोकं ययुः॥ १३॥

**'वैकुण्ठस्य'** ભગવાન વિષ્ણુના વૈકુંઠ નામના લોકમાં ગયા. ॥ ૧૩ ॥

तं वर्णयति—**वसन्तीत्यादि** द्वादशभिः।

તે વૈકુંઠનું વર્ણન કરે છે– **'वसन्ति इति।'** વગેરેથી બાર શ્લોકો દ્વારા.

**वसन्ति यत्र पुरुषाः सर्वे वैकुण्ठमूर्तयः।**
**येऽनिमित्तनिमित्तेन धर्मेणाराधयन् हरिम्॥ १४**

અનિમિત્ત (વિષ્ણુ) જ જેમાં નિમિત્ત છે (કારણરૂપ ફળ છે) તેવા (નિષ્કામ) ધર્મથી જેઓ શ્રીહરિની આરાધના કરે છે, તેવા વૈકુંઠ ભગવાનના સ્વરૂપવાળા પુરુષો જ્યાં વસે છે. ॥ ૧૪ ॥

वैकुण्ठस्य हरेरिव मूर्तिर्येषां ते। निमित्तं फलं न निमित्तं प्रवर्तकं यस्मिन्। निष्कामेन धर्मेणेत्यर्थः। आराधयन्नाराधितवन्तः॥ १४॥

**'वैकुण्ठस्य'** શ્રીહરિના જેવું સ્વરૂપ છે જેમનું તેઓ, **'निमित्तम्'** જેમાં ફળ પ્રવૃત્તિ કરાવનાર ન હોય તેવા, પ્રયોજનના અભાવવાળા નિષ્કામધર્મથી **'आराधयन्'** આરાધના કરે છે, એમ અર્થ છે. ॥ ૧૪ ॥

**यत्र चाद्यः पुमानास्ते भगवान् शब्दगोचरः।**
**सत्त्वं विष्टभ्य विरजं स्वानां नो मृडयन्वृषः॥ १५**

यत्रेति। शब्दगोचरो वेदान्तैकवेद्यः विरजं सत्त्वमूर्तिं विष्टभ्य धृत्वा। वृषो धर्ममूर्तिः। स्वानां स्वान्॥ १५॥

तत्रत्यं वनं विशिनष्टि— **यत्रेति चतुर्भिः।**

**यत्र नैःश्रेयसं नाम वनं कामदुघैर्द्रुमैः।**
**सर्वर्तुश्रीभिर्विभ्राजत्कैवल्यमिव मूर्तिमत्॥ १६**

सर्वेष्वप्यृतुषु श्रीः पुष्पादिसंपद्येषां तैः॥ १६॥

**सुबोधिनी—**'नैःश्रेयसम् इति।' नितरां श्रेयोरूपम्। 'आत्मलाभान्न परं विद्यते' इति श्रुतेः। तस्मादत्र वने प्रविष्ट आनन्दमयो भवति, ब्रह्मानन्दं च प्राप्नोति॥ १६॥

**वैमानिकाः सललनाश्चरितानि यत्र**
**गायन्ति लोकशमलक्षपणानि भर्तुः।**
**अन्तर्जलेऽनुविकसन्मधुमाधवीनां**
**गन्धेन खण्डितधियोऽप्यनिलं क्षिपन्तः॥ १७**

चरितानि चरित्राणि। भर्तुः प्रभोः। अनुविकसन्त्यो मधु मकरन्दस्तद्युक्ता माधव्यो वासन्त्यो लताः। यद्वा अनुविकसन्मधवः प्रसरन्मकरन्दा माधव्यो मधुकालीनाः सुमनसस्तासां गन्धेन खण्डिता विघ्निता धीर्येषां तेऽपि तद्गन्धप्रापकमनिलं क्षिपन्तस्तिरस्कुर्वन्तो गायन्ति। अनेन भगवत्पार्षदानां निरतिशयविषयसुखेऽपि भगवद्भजनानन्दासक्तिर्दर्शिता॥ १७॥

જે વૈકુંઠધામમાં કેવળ વેદાન્તથી જાણવા યોગ્ય એવા ધર્મમૂર્તિ આદ્યપુરુષ ભગવાન શ્રીહરિ શુદ્ધ સત્ત્વગુણ ધારણ કરી, પોતાના ભક્તો એવા અમને આનન્દ પ્રદાન કરતા વિરાજે છે. ॥ ૧૫ ॥

**'शब्दगोचरः'** એક માત્ર વેદાન્તથી જાણવા યોગ્ય, **'विरजम्'** રજોગુણથી રહિત, શુદ્ધ સત્ત્વગુણ **'विष्टभ्य'** ધારણ કરીને, **'वृषः'** ધર્મસ્વરૂપ, **'स्वानाम्'** પોતાના (ભક્તો)ને ॥ ૧૫ ॥

ત્યાં રહેલા વનને વિશેષણપૂર્વક ચાર શ્લોકો દ્વારા કહે છે— **'यत्र इति'**

જ્યાં નૈઃશ્રેયસ નામનું, સર્વ ઋતુઓની પુષ્પાદિ સમ્પત્તિવાળાં તથા કામનાઓને પૂર્ણ કરનારાં વૃક્ષોથી શોભતું મૂર્તિમન્ત મોક્ષ જેવું વન છે. ॥ ૧૬ ॥

સર્વ ઋતુઓમાં **'श्रीः'** પુષ્પ વગેરે સંપત્તિ જેમની છે તેવાં વૃક્ષોથી ॥ ૧૬ ॥

સંપૂર્ણપણે કલ્યાણરૂપ એવું (વૈકુંઠનું) વન. 'આત્મલાભથી શ્રેષ્ઠ અન્ય કોઈ લાભ નથી.' એમ શ્રુતિ હોવાથી અહીં વનમાં જે પ્રવેશે તે આનન્દસ્વરૂપ બને છે, બ્રહ્માનન્દ પણ પ્રાપ્ત કરે છે.

જળની અંદર ખીલતી મકરન્દયુક્ત માધવી (લતાઓ)ની સુગંધથી (આકૃષ્ટ થવાથી) વિઘ્ન પામેલી બુદ્ધિવાળા હોવા છતાં (તે સુગંધને ખેંચી લાવનાર) વાયુનો અનાદર કરતા વિમાનવિહારીઓ જ્યાં લલનાઓ સહિત લોકોનાં પાપોનો ક્ષય કરનારાં ભગવાનનાં ચરિત્રો ગાય છે. ॥ ૧૭ ॥

**'चरितानि'** ચરિત્રો, **'भर्तुः'** પ્રભુનાં, ખીલતી **'मधु'** મકરન્દ, તેનાથી યુક્ત માધવી-વાસન્તી-જૂઈની વેલ, અથવા **'अनुविकसन्मधवः'** ફેલાતી પરાગરજવાળા **'माधव्यः'** વસન્તકાળનાં પુષ્પો– તેમની સુગંધથી **'खण्डिता'** વિઘ્ન પામેલી બુદ્ધિ જેમની હોવા છતાં તેઓ તે સુંગધ પ્રાપ્ત કરાવનાર વાયુનો **'क्षिपन्तम्'** તિરસ્કાર કરતા (ભગવલ્લીલા) ગાય છે. આ દ્વારા દર્શાવવામાં આવ્યું છે કે વૈકુંઠમાં ભગવાનના પાર્ષદોની, ઉત્તમ વિષયસુખો હોવા છતાં પણ ભજનાનન્દમાં આસક્તિ છે. ॥ ૧૭ ॥

**वंशीधरी—**'अनिलं क्षिपन्तः इति।' अरे माधवी-पुष्पामोदतुन्दिलसुमन्दशीतानिल भक्तलीलामाधुर्येषु निमज्जिता अस्माकं धियो वृत्तीः कथमाक्रष्टुं यतसे। किं त्वं तेभ्योप्यात्मानं मधुरं मन्यसे। धिक् त्वां मूढेति निन्दन्तस्तेन कैवल्यमिव मूर्तिमदिति पूर्वोक्तेस्तद्वनस्य पुष्पादीनां ब्रह्मानन्दरूपत्वेऽ-प्याक्षेपाद्ब्रह्मानन्दादपि भजनानन्दोऽत्यधिक इति द्योतितम्।

**पारावतान्यभृतसारसचक्रवाक-**
**दात्यूहहंसशुकतित्तिरिबर्हिणां यः।**
**कोलाहलो विरमतेऽचिरमात्रमुच्चै-**
**र्भृङ्गाधिपे हरिकथामिव गायमाने॥ १८**

अन्यभृताः कोकिलाः। दात्यूहश्चातकः। अचिरमात्रं क्षणमात्रं विरमति। अनेन तत्रत्यपक्षिणामपि हरिकथाश्रवणादिपरमानन्दो दर्शितः॥ १८॥

**मन्दारकुन्दकुरबोत्पलचम्पकार्ण-**
**पुन्नागनागबकुलाम्बुजपारिजाताः ।**
**गन्धेऽर्चिते तुलसिकाभरणेन तस्या**
**यस्मिंस्तपः सुमनसो बहु मानयन्ति॥ १९**

मन्दारपारिजातौ सुरतरुविशेषौ, कुरबस्तिलक-वृक्षः, उत्पलं रात्रिविकासि, अम्बुजं दिनविकासि, नागो नागकेसरः, एताः सुमनसः पुष्पजातयः

'હે માધવી પુષ્પની સુવાસથી પરિપુષ્ટ થયેલ સુમન્દ શીતળ સમીર, ભક્તો સાથેની લીલામાધુરીમાં ગરકાવ થઈ ગયેલી અમારી બુદ્ધિવૃત્તિઓને તું શા માટે આકર્ષવાનો પ્રયત્ન કરે છે? શું તું તારી જાતને તે લીલામાધુરી કરતાં પણ અધિક મધુર માને છે? અરે મૂઢ, તને ધિક્કાર છે!' (વિમાનવિહારીઓ) એ પ્રમાણે નિન્દા કરતા હોવાથી પૂર્વોક્ત 'મૂર્તિમાન મોક્ષ' જેવાં તે વનનાં પુષ્પ વગેરે બ્રહ્માનન્દસ્વરૂપ હોવા છતાં દોષારોપણને કારણે બ્રહ્માનન્દ કરતાં પણ ભજનાનન્દ અતિઅધિક છે, એમ દર્શાવ્યું છે.

જ્યારે ભ્રમરરાજ ઉચ્ચ સ્વરે (ગુંજારવ કરતા) જાણે શ્રીહરિની કથાનું ગાન કરે છે, ત્યારે પારેવાં, કોકિલાઓ, સારસ, ચક્રવાક, ચાતક, હંસ, પોપટ, તેતર અને મયૂરનો જે કોલાહલ હોય છે, તે અલ્પ સમય માટે શમી જાય છે. ॥ ૧૮ ॥

**'अन्यभृताः'** અન્ય દ્વારા પોષાયેલી કોકિલાઓ, **'दात्यूहः'** ચાતક, **'अचिरमात्रम्'** થોડીવાર માટે વિરમી જાય છે. આ દ્વારા દર્શાવ્યું છે કે વૈકુંઠમાં રહેલાં પક્ષીઓને પણ શ્રીહરિકથાશ્રવણ વગેરેમાં પરમાનંદ મળે છે. ॥ ૧૮ ॥

જે વનમાં તુલસીના આભૂષણવાળા શ્રીહરિએ તુલસીની સુગંધની પ્રશંસા કરી ત્યારે મન્દાર, કુન્દ, તિલક, ઉત્પલ, ચંપો, કરેણ, સુકરેણ, નાગકેસર, બકુલ, અમ્બુજ, પારિજાત એમ અનેક પ્રકારનાં પુષ્પો (પોતે સુગન્ધિત હોવા છતાં) શ્રીતુલસીજીના તપની ખૂબ જ પ્રશંસા કરવા લાગ્યાં. ॥ ૧૯ ॥

મન્દાર અને પારિજાત– બન્ને વિશેષ પ્રકારનાં કલ્પવૃક્ષો છે. **'कुरबः'** તિલકનું વૃક્ષ, ઉત્પલ નામનું કમળ રાત્રિ સમયે વિકસિત થાય છે, અમ્બુજ નામનું કમળ દિવસે વિકસિત થાય છે, **'नागः'** નાગકેસર, આ સર્વે પ્રકારનાં **'सुमनसः'** પુષ્પો પોતે સુગન્ધિત હોવા

सुगन्धा अपि तुलसिकाभरणेन श्रीहरिणा तुलस्या गन्धेऽर्चिते सति यस्मिन्वने तस्यास्तपो बहु मानयन्ति। अनेन तत्रत्या गुणग्राहिण एव न मत्सरिण इत्युक्तम्। एवंभूतं वनं यत्र तद्वैकुण्ठं ययुरिति पूर्वेणान्वयः॥ १९॥

**वंशीधरी—**वैकुण्ठे शोभार्थं पक्षिणो वृक्षादयश्च भगवदिच्छाकल्पिता एव न कर्मवशतः।

पुनर्वैकुण्ठमेव विशिनष्टि।

**यत्संकुलं हरिपदानतिमात्रदृष्टै-**
**वैदूर्यमारकतहेममयैर्विमानैः ।**
**येषां बृहत्कटितटाः स्मितशोभिमुख्यः**
**कृष्णात्मनां न रज आदधुरुत्स्मयाद्यैः॥ २०**

यत्संकुलं व्याप्तं भवति। कैः। हरिपदयोराननतिः प्रणामस्तावन्मात्रेण दृष्टैर्भक्तानां विमानैर्न कर्मादिप्राप्यैर्वैदूर्यमारकतैर्हेममयैश्च विमानैः। बृहन्ति कटितटानि यासाम्। स्मितशोभीनि मुखानि यासां ता अपि। कृष्णे आत्मा येषाम्। रजः काममुत्स्मयाद्यैः परिहासादिभिर्न आदधुर्न जनयामासुः॥ २०॥

**वंशीधरी—**यत्र भजनानन्दयुक्तेषु ब्रह्मानन्दोऽपि न प्रभवति किं पुनर्विषयानन्द इत्याह।

છતાં તુલસીના આભૂષણવાળા શ્રીહરિ દ્વારા તુલસીની ગન્ધની પ્રશંસા કરવામાં આવી, ત્યારે જે વનમાં તે તુલસીના તપની અત્યન્ત પ્રશંસા કરવા લાગ્યાં. આ દ્વારા ત્યાં રહેનારાઓ ગુણગ્રાહી જ છે, ઈર્ષ્યાળુ નથી તેમ કહેવામાં આવ્યું છે. આવું વન જ્યાં છે તે વૈકુંઠમાં સનકાદિ કુમારો ગયા, એમ પૂર્વ સાથે સંબંધ છે.॥ ૧૯ ॥

વૈકુંઠમાં ભગવાન શ્રીહરિની ઈચ્છાથી નિર્માણ કરેલાં પક્ષીઓ અને વૃક્ષો વગેરે શોભા માટે છે, કર્મવશાત્ નથી.

પુનઃ વૈકુંઠને જ વિશેષણપૂર્વક કહે છે.

શ્રીહરિનાં ચરણકમળોની વન્દના કરવા માત્રથી જ જોઈ શકાય તેવાં વૈદૂર્યમણિ, મરકતમણિ અને સુવર્ણનાં વિમાનોથી જે વૈકુંઠધામ ભરપૂર છે. જે વિમાનોમાં રહેલી વિશાળ કટિપ્રદેશવાળી, સ્મિતથી શોભતા મુખવાળી (સુન્દરીઓ) પરિહાસ વગેરે દ્વારા, જેમનું મન શ્રીકૃષ્ણમાં જ છે તેવા ભગવદ્ભક્તોનાં મનમાં કામવિકાર ઉત્પન્ન કરતી નથી. ॥ ૨૦ ॥

જે (વૈકુંઠધામ) સંકુલ ભરપૂર છે. શેનાથી? શ્રીહરિનાં ચરણકમળને **'आनतिः'** પ્રણામ (કરવાથી), તેટલા માત્રથી જ જોઈ શકાય તેવાં વિમાનોથી, કે જે વિમાનો કર્મફળ વગેરેથી પ્રાપ્ત કરી શકાય તેવાં નથી (પરંતુ કેવળ ભક્તિપૂર્ણ પ્રણામ દ્વારા પ્રાપ્ય છે). વૈદૂર્ય, મરકત અને સુવર્ણનાં વિમાનોથી– જેમનાં વિશાળ કટિપ્રદેશ છે, જેમનાં સ્મિતથી શોભતાં મુખ છે તે (સુન્દરીઓ) પણ– શ્રીકૃષ્ણમાં જેમનું મન છે તેવા (ભગવદ્ભક્તોનાં મનમાં) **'रजः'** કામવિકાર **'उत्-स्मय-आद्यैः'** પરિહાસ વગેરે દ્વારા **'न-आदधुः'** ઉત્પન્ન કરતી નથી. ॥ ૨૦ ॥

જ્યાં ભજનાનન્દમાં તલ્લીન થઈ ગયેલા ભક્તજનોમાં બ્રહ્માનન્દનું પણ કંઈ ઉપજતું ન હોય, તો પછી વિષયાનન્દની શી વિસાત? એમ કહે છે.

**श्री रूपिणी *क्वणयती चरणारविन्दं**
**लीलाम्बुजेन हरिसद्मनि मुक्तदोषा।**
**सँल्लक्ष्यते स्फटिककुड्य उपेतहेम्नि**
**सम्मार्जतीव यदनुग्रहणेऽन्ययत्नः॥ २१**

श्रीर्लक्ष्मीः रूपिणी मनोहरमूर्तिधारिणी सती श्रीहरेः सद्मनि सम्मार्जनं कुर्वतीव यस्मिन् लोके सँल्लक्ष्यते। चरणारविन्दं क्वणयती नूपुरेण शब्दयन्ती। मुक्तो दोषश्चाञ्चल्यं यया। यद्वा मुक्तेन दोषा प्रसारितेन बाहुना। कीदृशे सद्मनि। स्फटिकमयानि कुड्यानि यस्मिन्। मध्ये मध्ये च शोभार्थमुपेतं संयुक्तं हेम यस्मिन्। यस्या अनुग्रहणे श्रीरनुग्रहं करोत्वित्यतदर्थमन्येषां ब्रह्मादीनां यत्नः सा। अयं भावः—

यद्यपि तत्र रजो नास्त्येव तथापि स्वर्णपट्टिकावच्छिन्नभित्तिभागेषु बहुधा प्रतिबिम्बिता सती लीलाम्बुजं भ्रामयन्ती विनयभक्तिभ्यां तथा लक्ष्यत इति॥ २१॥

**वापीषु विद्रुमतटास्वमलामृताप्सु**
**प्रेष्यान्विता निजवने तुलसीभिरीशम्।**
**अभ्यर्चती स्वलकमुन्नसमीक्ष्य वक्त्र-**
**मुच्छेषितं भगवतेत्यमताङ्ग यच्छ्रीः॥ २२**

જેમનો કૃપાપ્રસાદ પ્રાપ્ત કરવા અન્ય બ્રહ્માદિદેવો પ્રયત્ન કરે છે, જેમના દ્વારા (ચંચળતારૂપી) દોષ છોડી દેવામાં આવ્યો છે, જેઓ મનોહર સ્વરૂપવાળાં છે તે લક્ષ્મીજી ચરણકમળનાં (ઝાંઝરોનો) ઝણકાર* કરતાં સુવર્ણજડિત સ્ફટિકની દીવાલોવાળા મહેલમાં લીલાકમળથી જાણે સમ્માર્જન (બુહારી) કરતાં હોય તેવાં દેખાય છે! ॥ ૨૧ ॥

'**श्रीः**' લક્ષ્મીદેવી '**रूपिणी**' મનોહર સ્વરૂપવાળાં, શ્રીહરિના મહેલમાં બુહારી કરતાં હોય તેમ જે વૈકુંઠમાં દેખાય છે. ચરણકમળોને '**क्वणयती**' નૂપુર વડે ઝણકાવતાં– છોડી દેવામાં આવ્યો છે '**दोषः**' ચંચળતારૂપી દોષ જેમના દ્વારા અથવા (**मुक्तेन दोषा**) પ્રસારેલા હાથ વડે (સમ્માર્જન કરે છે), કેવા મહેલમાં? જેમાં સ્ફટિકની દીવાલો છે, વચ્ચે વચ્ચે શોભા માટે '**उपेतम्**' જેમાં સુવર્ણ જડ્યું છે – જેમના '**अनुग्रहणे**' અનુગ્રહ માટે '**अन्ययत्नः**' બ્રહ્માજી વગેરે અન્ય દેવો પ્રયત્ન કરે છે તેવાં શ્રીલક્ષ્મીદેવી. આ પ્રમાણે ભાવ છે—

ત્યાં વૈકુંઠમાં જો કે રજ નથી છતાં પણ સુવર્ણની પટ્ટીઓથી પૃથક્ કરેલી (સ્ફટિકની) ભીંતોના વિભાગોમાં અનેક રૂપે પ્રતિબિંબિત થતાં, લીલાકમળને (શ્રીહસ્તમાં) વિનય અને ભક્તિપૂર્વક ફેરવતાં, (સમ્માર્જન) કરતાં હોય તેમ દેખાય છે! ॥ ૨૧ ॥

હે દેવો, જે વૈકુંઠમાં નિજવનમાં પરિચારિકા સાથે વિદ્રુમમણિના તટવાળી, અમૃતતુલ્ય નિર્મળ જળવાળી વાવોમાં તુલસીદળો દ્વારા શ્રીભગવાનને અર્ચન કરતાં શ્રીલક્ષ્મીદેવી સુંદર કેશવાળા અને ઉન્નત નાસિકાવાળા પોતાના શ્રીમુખને નિહાળીને શ્રીભગવાન દ્વારા ચુંબિત થયું હોય તેમ માનતાં હતાં. ॥ ૨૨ ॥

***क्वणयती**—ઝણકાર કરતાં પદ્મકરા ભગવતીશ્રીનાં ચરણસરોજનાં નૂપુરનો ધ્વનિ વૈકુંઠમાં સદાય સંભળાય છે. એ છે ભગવત્પરાયણા ભગવતીશ્રીની સેવાશીલતાનું સાતત્ય. પ્રભુની પ્રત્યેક સેવા સ્વયં કરતાં હોવાથી આખો દિવસ એમનાં ચરણકમળ ગતિમાન રહેવાથી ઝાંઝરનો ધ્વનિ અખંડ સંભળાયા કરે છે. વિશ્વમાં 'ચલા' કહેવાતાં શ્રીરમાદેવી વૈકુંઠનાથની સેવામાં 'અચલા' છે ! — **શ્રી કૃષ્ણશંકર શાસ્ત્રીજી.**

अङ्ग हे देवाः, यद्यस्मिँल्लोके श्रीरेवं अमत अमंस्त मेने। किं कुर्वती। विद्रुममयानि तटानि यासाम्। अमला अमृततुल्या आपो यासां तासु वापीषु निजवने लक्ष्मीवने परिचारिकाभिरन्विता तुलसीभिः श्रीविष्णुं पूजयन्ती। तदोदके प्रतिबिम्बितं शोभनालकयुक्तमुत्कृष्टनासिकायुक्तं च स्ववक्त्रं वीक्ष्य भगवता उच्छेषितं चुम्बितमित्यमन्यत। अनेन लक्ष्म्या अपि सौभाग्यसुखं भगवद् अनुग्रहेणैवेति द्योतितम्॥ २२॥

**वंशीधरी—**'उच्छेषितम्' भगवत्कृतचुम्बनप्रभावादिदं मदीयं सौन्दर्यमित्यमन्यतेति वार्थः।

'पतिरेव हि नारीणां दैवतं परमं मतम्।'

पुनः कथंभूतं तत्।

**यन्न व्रजन्त्यघभिदो रचनानुवादा-**
**च्छृण्वन्ति येऽन्यविषयाः कुकथा मतिघ्नीः।**
**यास्तु श्रुता हतभगैर्नृभिरात्तसारा-**
**स्तांस्तान् क्षिपन्त्यशरणेषु तमःसु हन्त॥ २३**

यद्वैकुण्ठं न व्रजन्ति। के। ये कुकथाः शृण्वन्ति। कास्ताः। अघं भिनत्तीत्यघभित् तस्य हरेः रचना सृष्ट्यादिलीला तस्या अनुवादादन्य-विषया अर्थकामादिवार्ता मतिभ्रंशिकाः। तेषामव्रजने हेतुः—यास्तु हतभाग्यैर्नरैः श्रुताः सत्यस्तांस्तान् श्रोतृनशरणेषु निराश्रयेषु तमःसु नरकेषु क्षिपन्ति। हन्त खेदे। कथम्भूताः। आत्तः सारः श्रोतृणां पुण्यं याभिस्ताः॥ २३॥

'**अङ्ग**' હે દેવો, '**यत्**' જે વૈકુંઠલોકમાં ભગવતીશ્રી '**अमत**' (આ પ્રમાણે) માનતાં હતાં. શું કરતાં? વિદ્રુમમય કાંઠાઓ છે જેમનાં, '**अमला**' અમૃતતુલ્ય નિર્મળ જળ છે જેમનું તે વાવોમાં, '**निजवने**' લક્ષ્મીવનમાં પરિચારિકાઓ સાથે તુલસીદળો દ્વારા શ્રીવિષ્ણુ ભગવાનને પૂજતાં– તે જળમાં પ્રતિબિમ્બિત થતું, સુંદર કેશવાળું, તેમ જ ઉન્નત નાસિકાવાળું પોતાનું શ્રીમુખ જોઈને ભગવાન દ્વારા '**उच्छेषितम्**' ચુંબિત થયું હોય તેમ માનતાં હતાં. આ દ્વારા લક્ષ્મીદેવીના સૌભાગ્યનું સુખ પણ ભગવાનના અનુગ્રહથી જ છે તેમ દર્શાવ્યું છે. ॥ ૨૨ ॥

શ્રીભગવાને કરેલા ચુંબનના પ્રભાવથી આ મારું સૌન્દર્ય છે, એમ માનતાં હતાં– તેવો પણ અર્થ છે. 'પતિદેવ જ નારીઓના પરમ દેવ માનવામાં આવ્યા છે.'

વળી, કેવું છે તે વૈકુંઠ?

જે મનુષ્યો પાપોનો નાશ કરનારા ભગવાન શ્રીહરિની સૃષ્ટિલીલાકથાઓનો પરિત્યાગ કરીને, અન્ય વિષયોવાળી તેમ જ બુદ્ધિનો નાશ કરનારી કુકથાઓ સાંભળે છે તેઓ જ્યાં (વૈકુંઠલોકમાં) જતા નથી કેમ કે કરુણતા તો એ છે, કે હતભાગી મનુષ્યો દ્વારા જે કુથલીઓ સાંભળવામાં આવી હોય છે તે કુથલીઓ, તેમના પુણ્યરૂપ સારને હરી લઈ, જ્યાં કોઈનો આશ્રય નથી તેવાં નરકોમાં તેમને નાખે છે! ॥ ૨૩ ॥

'**यत्**' જે વૈકુંઠલોકમાં (કેટલાક મનુષ્યો) જતા નથી. કોણ જતા નથી? જે મનુષ્યો કુકથા સાંભળે છે. કઈ છે તે કુકથાઓ? પાપનું ખંડન કરે તે પાપહર– તે શ્રીહરિની '**रचना**' સૃષ્ટિ વગેરે લીલાઓ – તેનું કીર્તન છોડીને '**अन्यविषयाः**' અન્ય વિષયોવાળી, અર્થ અને કામ વગેરેની, બુદ્ધિ ભ્રષ્ટ કરનારી કુથલીઓ. તે કુથલી સાંભળનારાઓનું (વૈકુંઠમાં) ન જવાનું કારણ આપે છે – જે કુથલીઓ હતભાગી મનુષ્યો દ્વારા સાંભળવામાં આવી હોય છે તે કુથલીઓ, તે તે સાંભળનારાઓને '**अशरणेषु**' જ્યાં કોઈનો આશ્રય નથી તેવાં '**तमःसु**' નરકોમાં નાખે છે. '**हन्त**' ખેદની વાત છે. કેવી છે આ કુથલીઓ? સાંભળનારાઓના પુણ્યરૂપ સારને જેમના દ્વારા હરી લેવામાં આવે છે તેવી ॥ ૨૩ ॥

प्रसङ्गात्तान् शोचन्ति।

**येऽभ्यर्थितामपि च नो नृगतिं प्रपन्ना**
**ज्ञानं च तत्त्वविषयं सहधर्म यत्र।**
**नाराधनं भगवतो वितरन्त्यमुष्य**
**सम्मोहिता विततया बत मायया ते॥ २४**

नोऽस्माभिर्ब्रह्मादिभिरप्यभ्यर्थितां नृगतिं मनुष्यजातिं प्रपन्नाः प्राप्ताः सन्तोऽपि हरेराराधनं न कुर्वन्ति। कीदृशीं नृगतिम्। यत्र यस्यां धर्मसहितं तत्त्वज्ञानं भवति। तदुभयसाधकत्वात्तस्याः। तेऽमुष्य भगवतो विस्तृतया मायया ननु सम्मोहिताः। बतेति खेदे। यदि वैवं सम्बन्धः।

केवलं त एव न व्रजन्ति, किन्तु ये भगवदाराधनं न कुर्वन्ति तेऽपि तेषां मायामोहितत्वादिति॥ २४॥

**दीपिनी—**

'सर्वासामपि सिद्धीनां मूलं तच्चरणार्चनम्॥'

इत्युक्तेः।

पुनः कथम्भूतम्।

**यच्च व्रजन्त्यनिमिषामृषभानुवृत्त्या**
**दूरेयमा ह्युपरि नः स्पृहणीयशीलाः।**
**भर्तुर्मिथः सुयशसः कथनानुराग-**
**वैक्लव्यबाष्पकलया पुलकीकृताङ्गाः॥ २५**

પ્રસંગોપાત્ત (ભગવાનથી વિમુખ) એવા તે મનુષ્યોને માટે શોક કરે છે.

આપણે દેવો પણ જેની અભ્યર્થના કરીએ છીએ તેવી અને જેમાં ધર્મસહિત તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થાય છે તેવી મનુષ્યયોનિને પ્રાપ્ત કરીને પણ આ ભગવાનની આરાધના જેઓ કરતા નથી તેઓ, ખેદની વાત છે કે આ ભગવાનની વિસ્તાર પામેલી માયાથી સમ્મોહિત થયા છે. ॥ ૨૪ ॥

**'नः'** આપણે બ્રહ્માદિ દેવો પણ જેની અભ્યર્થના કરીએ છીએ તેવી **'नृगतिम्'** મનુષ્યયોનિને **'प्रपन्नाः'** પ્રાપ્ત થઈને પણ શ્રીહરિની આરાધના કરતા નથી. કેવી મનુષ્યયોનિને? **'यत्र'** જેમાં ધર્મસહિત તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થાય છે– આ બન્ને સિદ્ધ કરી શકાય તેવી મનુષ્યયોનિને– તેઓ આ ભગવાનની વિસ્તાર પામેલી માયાથી ખરેખર સમ્મોહિત થયા છે. **'बत'** એ ખેદની વાત છે. અથવા નીચે પ્રમાણે અર્થ છે.

કેવળ તેઓ (કુકથા સાંભળનારાઓ) જ વૈકુંઠમાં નથી જતા પરંતુ જેઓ ભગવાનની આરાધના નથી કરતા તેઓ પણ તેમની માયાથી મોહિત થવાને કારણે (વૈકુંઠમાં જતા નથી). ॥ ૨૪ ॥

સર્વ સિદ્ધિઓનું મૂળ તે શ્રીહરિના ચરણારવિંદનું અર્ચન છે, (શ્રીમદ્ ભા.૧૦/૮૧/૧૯)માં એમ કહેવામાં આવ્યું છે.

વળી, કેવો છે તે વૈકુંઠલોક?

દેવોના સ્વામી શ્રીહરિનું નિરન્તર ચિન્તન કરવાથી યમરાજ જેમનાથી દૂર રહે છે તેવા, પરસ્પર ભગવાનના સુયશની કથાઓથી અનુરાગ થવાથી વ્યાકુળતાને કારણે હર્ષાશ્રુ આવવાથી રોમાંચિત અંગવાળા બનેલા, વળી જેમનું ચારિત્ર્ય આપણે માટે પણ સ્પૃહા કરવા યોગ્ય છે તેવા (પરમભાગવત) આપણાથી ઉપર જે વૈકુંઠલોક છે, ત્યાં જાય છે. ॥ ૨૫ ॥

यच्च नः उपरि स्थितं व्रजन्ति। के। अनिमिषां देवानामृषभः श्रेष्ठो हरिस्तस्यानुवृत्त्या दूरे यमो येषाम्। यद्वा दूरीकृतयमनियमाः। पाठान्तरे दूरीकृताहंकारा इत्यर्थः। स्पृहणीयं करुणादि शीलं येषाम्। किञ्च भर्तुर्हरेर्यत्सुयशस्तस्य मिथः कथने योऽनुरागस्तेन वैक्लव्यं वैवश्यं तेन बाष्पकला तया सह पुलकीकृतमङ्गं येषाम्। यद्वा नः उपरीति व्रजतां विशेषणम्। निरहंकारत्वाद-स्मत्तोऽपि येऽधिकास्ते यद्व्रजन्तीत्यर्थः॥ २५॥

અને જે આપણી ઉપર રહેલો છે, ત્યાં કોણ જાય છે? '**अनिमिषाम्**' દેવોના '**ऋषभः**' શ્રેષ્ઠ, સ્વામી એવા શ્રીહરિ. તેમના નિરન્તર ચિન્તનથી યમરાજ જેમનાથી દૂર રહે છે. અથવા શ્રીહરિના નિરન્તર ચિન્તનથી યમ, નિયમ વગેરે અન્ય સાધનો જેમનાં છૂટી ગયાં છે– '**दूरेयमाः**' ને બદલે '**दूरेऽहमो**' પાઠાન્તરમાં– (શ્રીહરિના નિરન્તર ચિન્તનથી) જેમનો અહંકાર દૂર થઈ ગયો છે, એમ અર્થ છે. સ્પૃહા કરવા યોગ્ય કરુણા વગેરે ચારિત્ર્ય છે જેમનું. વળી, સ્વામી શ્રીહરિનો જે સુયશ છે તેનું પરસ્પર ગાન કરવાથી જે અનુરાગ થાય છે, તેનાથી '**वैक्लव्यम्**' વ્યાકુળતા, તેને કારણે હર્ષાશ્રુ, તે સાથે રોમાંચિત થયાં છે અંગો જેમનાં, તેઓ– અથવા અમારાથી પણ ઊંચે '**उपरि**' એમ જનારાઓનું વિશેષણ છે. અંહકાર નિવૃત્ત થયો હોવાથી જેઓ અમારાથી પણ અધિક છે, તેઓ જે વૈકુંઠમાં જાય છે, એમ અર્થ છે. ॥ ૨૫ ॥

**तद्विश्वगुर्वधिकृतं भुवनैकवन्द्यं**
**दिव्यं विचित्रविबुधाग्र्यविमानशोचिः।**
**आपुः परां मुदमपूर्वमुपेत्य योग-**
**मायाबलेन मुनयस्तदथो विकुण्ठम्॥ २६**

(જ્યારે ભગવાનની ઇચ્છા થઈ) ત્યારે સનકાદિ મુનિઓ જગદ્‌ગુરુ શ્રીહરિ દ્વારા અધિષ્ઠિત, વિશ્વમાં એક માત્ર વંદન કરવા યોગ્ય, શ્રેષ્ઠ દેવોનાં જાતજાતનાં વિમાનોની કાન્તિવાળા, અલૌકિક અપૂર્વ એવા વૈકુંઠલોકને યોગમાયાના બળ વડે પ્રાપ્ત થયા પછી અત્યન્ત હર્ષ પામ્યા. ॥ ૨૬ ॥

तत्तदा तदपूर्वं विकुण्ठमथो अनन्तरमुपेत्य मुनयः परामुत्कृष्टां मुदमापुः। अपूर्वत्वे हेतवः— विश्वगुरुणा हरिणाऽधिकृतमधिष्ठितम्। भुवनानामेकमेव वंद्यम्। दिव्यमलौकिकम्। विचित्राणि विबुधाग्र्याणां विमानानि तेषां शोचिर्दीप्तिर्यस्मिन्।

'**तत्**' ત્યારે (**यदा भगवत इच्छा जाता**-જ્યારે ભગવાનની ઇચ્છા થઈ–વં.) તે અપૂર્વ ('**अदृष्टपूर्वम्**' પૂર્વે ન જોયેલા–વં.) વૈકુંઠને '**अथो**' પછી પ્રાપ્ત થઈને સનકાદિ મુનિઓ '**पराम्**' અત્યન્ત હર્ષ પામ્યા. વૈકુંઠધામની અપૂર્વતા માટે કારણો આપે છે – જગદ્‌ગુરુ શ્રીહરિ દ્વારા '**अधिकृतम्**' અધિષ્ઠિત એવા વૈકુંઠને, સર્વ ભુવનોમાં એક માત્ર વંદન કરવાને યોગ્ય એવા વૈકુંઠને, '**दिव्यम्**' અલૌકિક એવા વૈકુંઠને, શ્રેષ્ઠ દેવોનાં જાતજાતનાં વિમાનો, તેમની '**शोचिः**' દીપ્તિ છે જે વૈકુંઠમાં.

योगमायाबलेनेति अष्टाङ्गयोगप्रभावेणोपेत्य। परमेश्वरे तु योगमायेति चिच्छक्तिविलास इति द्रष्टव्यम्॥ २६॥

'**योगमायाबलेन इति।**' અષ્ટાંગયોગના પ્રભાવથી વૈકુંઠને પ્રાપ્ત થયા, પરંતુ પરમેશ્વર વિષે તો યોગમાયા ચિત્-શક્તિના વિલાસરૂપ છે, એમ સમજવું જોઈએ.॥ ૨૬ ॥

**तस्मिन्नतीत्य मुनयः षडसज्जमानाः**
**कक्षाः समानवयसावथ सप्तमायाम्।**
**देवावचक्षत गृहीतगदौ परार्घ्य-**
**केयूरकुण्डलकिरीटविटङ्कवेषौ ॥ २७**

तस्मिन्वैकुण्ठे षट् कक्षाः प्राकारद्वाराणि असज्जमानाः भगवद्दर्शनोत्कण्ठ्या तत्तदद्भुतदर्शन आसक्तिमकुर्वाणाः। द्वारपालौ देवावपश्यन्। समानं वयो ययोः। गृहीते गदे याभ्याम्। परार्घ्यैः केयूरादिभिर्विटङ्कः सुन्दरो वेषो ययोः ॥ २७ ॥

સનકાદિ મુનિઓએ તે વૈકુંઠમાં આસક્ત થયા વિના છ દ્વાર ઓળંગીને સાતમા દ્વાર પર સમાન વયના, (હસ્તમાં) ગદા ધારણ કરેલા, અમૂલ્ય બાજુબંધ, કુંડળ અને મુકુટ વડે મનોહર વેષવાળા બે દેવોને જોયા. ॥ ૨૭ ॥

તે વૈકુંઠમાં છ '**कक्षाः**' કિલ્લાનાં દ્વારોમાં આસક્ત થયા વિના ભગવાનનાં દર્શનની ઉત્કંઠાથી તે સર્વ અદ્ભુત દર્શનમાં આસક્ત થયા વિના '**देवौ**' બે દેવોને– દ્વારપાળોને જોયા. જેમની ઉંમર સરખી હતી, જેમણે બે ગદાઓ ધારણ કરી હતી, અમૂલ્ય બાજુબંધ વગેરે દ્વારા જેમનો '**विटङ्कः**' સુન્દર વેષ હતો.॥ ૨૭ ॥

तावेव वर्णयति।

તે બન્ને(પાર્ષદો જય-વિજય)નું જ વર્ણન કરે છે.

**मत्तद्विरेफवनमालिकया निवीतौ**
**विन्यस्तयाऽसितचतुष्टयबाहुमध्ये ।**
**वक्त्रं भ्रुवा कुटिलया स्फुटनिर्गमाभ्यां**
**रक्तेक्षणेन च मनाग्रभसं दधानौ॥ २८**

मत्ता द्विरेफा यस्यां तया वनमालया निवीतौ कण्ठलम्बिन्या अलङ्कृतौ। असिता नीलाश्चतुष्टये चतुःसङ्ख्याका बाहवस्तेषां मध्ये विन्यस्तया। वक्त्रं च मनाग्रभसं किञ्चित्क्षुब्धं दधानौ। स्फुटावुत्फुल्लौ निर्गमौ श्वासमार्गौ नासापुटे ताभ्याम्॥ २८ ॥

ચાર શ્યામવર્ણી ભુજાઓની વચ્ચે પહેરેલી તેમ જ કંઠમાં લટકતી, મત્ત મધુકરો દ્વારા (ગુંજાયમાન થતી) વનમાળાથી વીંટાયેલા, વક્ર ભ્રૂકુટિથી ફૂલી ગયેલાં નાસિકારન્ધ્ર અને અરુણ નયનો વડે સહેજ ક્રોધિત મુખને ધારણ કરતા (બે પાર્ષદોને જોયા.) ॥ ૨૮ ॥

તે બન્ને(પાર્ષદો જય-વિજય)નું જ વર્ણન કરે છે. મત્ત મધુકરો છે જેમાં તે '**निवीतौ**' કંઠમાં લટકતી વનમાળા વડે વીંટળાયેલા બન્ને પાર્ષદો, '**असिता**' શ્યામવર્ણા '**चतुष्टयम्**' ચાર બાહુઓ – તેમની વચ્ચે પહેરવામાં આવેલી વનમાળા વડે– અને '**मनाक्-रभसम्**' સહેજ ક્ષુબ્ધ મુખને ધારણ કરતાં, '**स्फुटौ**' ફૂલેલાં, '**निर्गमौ**' શ્વાસ લેવાના માર્ગરૂપ તે બે નાસિકારન્ધ્રો વડે ॥ ૨૮ ॥

**द्वार्येतयोर्निविविशुर्मिषतोरपृष्ट्वा**
**पूर्वा यथा पुरटवज्रकपाटिकायाः।**
**सर्वत्र तेऽविषमया मुनयः स्वदृष्ट्या**
**ये सञ्चरन्त्यविहता विगताभिशङ्काः॥ २९**

જેઓ પોતાની સમદષ્ટિને લીધે નિઃશંક થઈ સર્વત્ર અસ્ખલિત વિચરતા હતા તે મુનિઓ પહેલાંનાં જે સુવર્ણ અને વજ્રમય બારણાંવાળાં (છ) દ્વારોમાં પ્રવેશ્યા હતા, તેમ (સાતમા) દ્વારમાં પણ આ બન્ને દેવોના દેખતાં પૂછ્યા વિના જ પ્રવેશવા લાગ્યા. ॥ ૨૯ ॥

एतयोर्मिषतोः पश्यतोस्तावनादृत्यापृष्ट्वैव याः पूर्वाः षट्द्वारः। पुरटालंकृतवज्रमय्यः कपाटिका यासु ता यथा विविशुस्तथा सप्तमायामपि द्वारि ते निविविशुः। अप्रश्ने हेतुः—सर्वत्र ये अविहता अनिवारिताः सञ्चरन्ति। निःशङ्कत्वे हेतुः—अविषमया स्वदृष्ट्येति॥ २९॥

આ બન્ને(દેવો)ના **'मिषतोः'** દેખતાં તે બન્નેનો અનાદર કરી પૂછ્યા વિના જ, પહેલાનાં જે છ દ્વારો હતાં, સુવર્ણથી અલંકૃત કરેલાં વજ્રમય બારણાં છે જેમાં તેમાં જે રીતે પ્રવેશ્યા હતા, તે રીતે સાતમા દ્વારમાં પણ તેઓ પ્રવેશ્યા. તે મુનિઓ પૂછ્યા વિના જ પ્રવેશ્યા તે માટે કારણ આપે છે– જેઓ સર્વત્ર **'अविहताः'** રોક-ટોક વિના વિચરે છે. નિઃશંકપણે પ્રવેશ્યા તે માટે કારણ આપે છે– પોતાની સમદૃષ્ટિને કારણે (તેઓ નિઃશંક થઈ વિચરે છે). ॥ ૨૯ ॥

**तान् वीक्ष्य वातरशनांश्चतुरः कुमारान्**
**वृद्धान्दशार्धवयसो विदितात्मतत्त्वान्।**
**वेत्रेण चास्खलयतामतदर्हणांस्तौ**
**तेजो विहस्य भगवत्प्रतिकूलशीलौ॥ ३०**

ભગવાન કરતાં ઊલટા સ્વભાવવાળા તે બન્ને (દેવો)એ વાયુરૂપ વસ્ત્રોવાળા અર્થાત્ દિગમ્બર, વૃદ્ધ છતાં પાંચ વર્ષના (દેખાતા), આત્મતત્ત્વને જાણનારા ચાર કુમારોને જોઈને અટકાવવા યોગ્ય ન હોવા છતાં તેમના પ્રભાવની હાંસી કરીને, છડી વડે તેઓને (ભગવાનના અંતઃપુરમાં જતા) અટકાવ્યા. ॥ ૩૦ ॥

वातरशनान्नग्नान्वृद्धानपि पञ्चवर्षबालकवत् प्रतीयमानान्। चकारादाज्ञया च। अस्खलयतां निवारितवन्तौ। न तत् स्खलनमर्हन्तीति तथा तान्। अहो अत्रापि धार्ष्ट्यमित्येवं तेषां तेजो विहस्य। भगवतो ब्रह्मण्यदेवस्य प्रतिकूलं शीलं ययोः॥ ३०॥

**'वातरशनान्'** વાયુરૂપ વસ્ત્રોવાળા અર્થાત્ નગ્ન, વૃદ્ધ છતાં પાંચ વર્ષના બાળક જેવા દેખાતા, **'च'** કાર વડે આજ્ઞા દ્વારા પણ **'अस्खलयताम्'** અટકાવ્યા. અટકાવવાને યોગ્ય નહીં તેવા તે મુનિઓને – 'અરે, અહીં પણ આવી ઉદ્ધતાઈ!' એમ તેમના પ્રભાવનો ઉપહાસ કરીને – બ્રાહ્મણોના હિતકર્તા દેવ એવા ભગવાન કરતાં ઊલટો સ્વભાવ છે જે બન્નેનો॥ ૩૦ ॥

हरेर्द्वारपालपतिभ्यां देवेषु पश्यत्सु वार्यमाणास्ते मुनयः 'को वाम्' इत्यादिश्लोकत्रयीमूचुः।

શ્રીહરિના દ્વારપાળોના નાયકો દ્વારા દેવોના દેખતાં અટકાવાતા તે મુનિઓ 'તમે બન્ને કોણ છો?' વગેરે ત્રણ શ્લોક કહે છે.

**ताभ्यां मिषत्स्वनिमिषेषु निषिध्यमानाः**
**स्वर्हत्तमा ह्यपि हरेः प्रतिहारपाभ्याम्।**
**ऊचुः सुहृत्तमदिदृक्षितभङ्ग ईष-**
**त्कामानुजेन सहसा त उपप्लुताक्षाः॥ ३१**

શ્રીહરિના તે બન્ને દ્વારપાળો દ્વારા (સનકાદિ ઋષિઓ) અત્યન્ત પૂજ્ય હોવા છતાં દેવોના દેખતાં અટકાવવામાં આવતા, પરમસખા એવા શ્રીહરિનાં દર્શનની ઈચ્છાનો ભંગ થતાં, થોડાક ક્રોધથી એકાએક વ્યાકુળ નેત્રોવાળા થઈ તે કુમારો બોલ્યા. ॥ ૩૧ ॥

सुहृत्तमः श्रीहरिस्तस्य दिदृक्षितं दर्शनेच्छा तस्य भङ्गे सति कामस्यानुजः क्रोधस्तेन सहसा-ऽकस्मादेवोपप्लुतानि क्षुभितान्यक्षीणि येषां ते। सुष्ठु पूज्यतमा अपीति निषेधानर्हत्वे क्रोधानर्हत्वे वा हेतुः ॥ ३१ ॥

**'सुहृत्तमः'** પરમમિત્ર એવા શ્રીહરિ, તેમના **'दिदृक्षितम्'** દર્શનની ઇચ્છા– તેનો ભંગ થતાં કામના નાના ભાઈ ક્રોધ– તેના વડે **'सहसा'** અચાનક જ **'उपप्लुतानि'** વ્યાકુળ, ક્ષુભિત થયાં છે નેત્રો જેમનાં તે મુનિઓ– અત્યન્ત પૂજ્યતમ હોવા છતાં પણ, નિષેધ કરવાને યોગ્ય ન હતા અથવા ક્રોધ કરવાને યોગ્ય ન હતા– એમ કારણ આપે છે. ॥ ૩૧ ॥

मुनय ऊचुः

**को वामिहैत्य भगवत्परिचर्ययोच्चै-**
**स्तद्धर्मिणां निवसतां विषमः स्वभावः।**
**तस्मिन्प्रशान्तपुरुषे गतविग्रहे वां**
**को वाऽऽत्मवत्कुहकयोः परिशङ्कनीयः॥ ३२**

**મુનિઓ બોલ્યા** – મહાન ભગવત્સેવા દ્વારા આ ધામમાં આવીને નિવાસ કરતા, તે ભગવાન જેવા સ્વભાવવાળા લોકોની વચ્ચે તમારા બંનેનો આવો વિષમ સ્વભાવ કેમ છે? તે પ્રશાન્ત, વિગ્રહરહિત પુરુષોત્તમ છે ત્યારે બંને કપટી એવા તમારે પોતાના જેવો શંકા કરવા યોગ્ય કોણ છે?

उच्चैर्महत्या भगवत्परिचर्यया एत्य प्राप्य इह वैकुण्ठे निवसतां तद्धर्मिणां भगवद्धर्मिणां समदर्शिनां मध्ये वा युवयोरेव कोऽयं विषमः स्वभावः। कैश्चित्प्रवेष्टव्यं कैश्चिन्नेत्येवंभूतः। ननु स्वामिनो रक्षार्थं द्वारपालयोरेष स्वभावो गुण एवेति चेदत आहुः—तस्मिन्निति।

**'उच्चैः'** મહાન ભગવત્સેવા દ્વારા **'एत्य'** આ વૈકુંઠધામ પ્રાપ્ત કરીને નિવાસ કરતા **'तत्-धर्मिणाम्'** તે ભગવાન જેવા સ્વભાવવાળા સમદર્શી મનુષ્યોમાં અથવા તમારા બન્નેમાંથી જ કોણ આવા વિષમ સ્વભાવવાળો છે? અમુક વ્યક્તિઓ પ્રવેશવાને યોગ્ય અને અમુક નહીં, એવા પ્રકારની વિષમતાવાળો સ્વભાવ– શંકા કરવામાં આવી છે કે સ્વામીની રક્ષા માટે દ્વારપાળોનો આવો સ્વભાવ ગુણ જ છે, એમ જો કોઈ કહે તો તે માટે ઉત્તર આપે છે — **'तस्मिन् इति।'**

कुहकयोः कपटयोः। आत्मवत्स्वदृष्टान्तेन। यथा आवां कपटौ तथाऽन्योऽपि कश्चित्कपटः प्रवेक्ष्यतीति।

**'कुहकयोः'** કપટીઓને, પોતાના દૃષ્ટાંત દ્વારા (બીજા પણ તેમના) પોતાના જેવા જ લાગે છે! જેમ અમે બન્ને કપટીઓ (ઘૂસી ગયા છીએ) તેમ બીજો પણ કોઈ કપટી ઘૂસી જશે.

अयं भावः—न ह्यत्र भगवद्भक्तं विना कश्चिदागच्छति। न चेश्वरे प्रशान्तत्वादविद्यमान-विरोधे भयशङ्का। अतो युवां केवलं धूर्तावेवेति ॥ ३२ ॥

ભાવ આ પ્રમાણે છે – ખરેખર તો આ ધામમાં ભગવાનના ભક્ત સિવાય કોઈ આવતું નથી. વળી, ભગવાન તો પ્રશાંતસ્વરૂપ છે અને વિરોધરહિત છે તેથી ભયની શંકા નથી. આથી તમે બન્ને જ ધૂતારા જેવા છો. ॥ ૩૨ ॥

भयशङ्काबीजं च भेदः स च कस्याप्य-स्मिन्नास्तीत्याहुः—**न हीति।**

અને આમાં કોઈને પણ તે ભય માટેની શંકાનું કારણ અને ભેદ નથી, તેમ કહે છે — **'न हि इति।'**

**न ह्यन्तरं भगवतीह समस्तकुक्षा-**
**वात्मानमात्मनि नभो नभसीव धीराः।**
**पश्यन्ति यत्र युवयोः सुरलिङ्गिनोः किं**
**व्युत्पादितं ह्युदरभेदि भयं यतोऽस्य॥ ३३**

समस्तं विश्वं कुक्षौ यस्य यत्र यदेह भगवति धीरा विद्वांस आत्मनोऽन्तरं भेदं न पश्यन्ति किन्त्वस्मिन् परमात्मन्यात्मानमन्तर्भूतं पश्यन्ति महाकाशे घटाकाशमिव तदा यथान्यस्य राजादेरुदरभेद्युदरभेदयुक्तं भयं भवति तथास्य श्रीहरेस्तादृग्भयं यतो येन कारणेन सुरवेष-धारिणोर्युवयोर्विशेषेणोत्पादितं तत्किम्, न किञ्चिदित्यर्थः॥ ३३॥

**सुबोधिनी**—तस्य समस्तकुक्षित्वं श्रुत्यनुभवसिद्धम्। तत्र श्रुतिः—'आत्मैवेदं सर्वम्।'

**तद्वामसुष्य परमस्य विकुण्ठभर्तुः**
**कर्तुं प्रकृष्टमिह धीमहि मन्दधीभ्याम्।**
**लोकानितो व्रजतमन्तरभावदृष्ट्या**
**पापीयसस्त्रय इमे रिपवोऽस्य यत्र॥ ३४**

तत्तस्मादमुष्य वैकुण्ठनाथस्य भृत्याभ्यां युवाभ्यां प्रकृष्टं भद्रमेव कर्तुमिहास्मिन्नपराधे यद्युक्तं तद्धीमहि चिन्तयेम। तदेवाहुः। अन्तरस्य भेदस्य भावः सत्ता तद्दर्शनेन इतो वैकुण्ठ-लोकाद्व्रजतम्। यत्र येषु लोकेषु अस्य पापीयसोऽन्तरभावद्रष्टुरिमे 'कामः क्रोधस्तथा लोभः' इति गीतोक्तास्त्रयो रिपवो भवन्ति। इतो वैकुण्ठात्पापीयसो लोकानिति वा॥ ३४॥

જ્યારે વિદ્વજ્જનો સમસ્ત વિશ્વને ઉદરમાં ધારણ કરનાર આ પરમાત્મામાં, મહાકાશમાં ઘટાકાશની જેમ આત્માને અંદર રહેલો જુએ છે, ત્યારે દેવોનો વેશ ધારણ કરનારા તમે બન્ને એ જે કારણે આ ભગવાન શ્રીહરિના દેહમાં ભેદ કરનારા ભયને ઉપજાવ્યો, તે કારણ કયું છે? ॥ ૩૩ ॥

સમસ્ત વિશ્વ જેના ઉદરમાં છે તેવા આ ભગવાનમાં **'यत्र'** જ્યારે **'धीराः'** વિદ્વજ્જનો આત્મામાં **'अन्तरम्'** ભેદ નથી જોતા, પરંતુ આ પરમાત્મામાં આત્માને રહેલો જુએ છે; મહાકાશમાં ઘટાકાશની જેમ, ત્યારે જેમ બીજાને રાજા વગેરેથી ભય હોય તેમ **'उदरभेदि'** દેહમાં ભેદ કરનારો ભય થાય છે તેવો **'अस्य'** આ ભગવાન શ્રીહરિનો તે રીતનો ભય **'यतः'** જે કારણે, દેવોનો વેશ ધારણ કરનારા તમે બન્નેએ વિશેષરૂપે ઉપજાવી કાઢ્યો છે, તેનું શું કારણ છે? તેનું કોઈ કારણ નથી, એમ અર્થ છે. ॥ ૩૩ ॥

તે શ્રીહરિનું સમગ્ર વિશ્વને કુક્ષિગત કરતું સ્વરૂપ શ્રુતિના અનુભવથી સિદ્ધ છે. તે અનુસાર શ્રુતિ છે— 'આ સર્વ જગત આત્મા જ છે.' (છાં.ઉપ.૭/૨૫/૨)

તેથી આ પરમેશ્વર વૈકુંઠનાથના મંદબુદ્ધિવાળા (સેવકો) એવા તમારું કલ્યાણ કરવા માટે આ વિષયમાં (યોગ્ય છે તે ) અમે વિચારીએ છીએ. ભેદભાવવાળી દૃષ્ટિને કારણે તમે બન્ને આ વૈકુંઠલોકમાંથી અન્ય પાપીલોકમાં ચાલ્યા જાઓ, જ્યાં આ ભેદદ્રષ્ટાના (કામ, ક્રોધ અને લોભ) ત્રણ શત્રુઓ હોય છે.॥ ૩૪ ॥

**'तत्'** તેથી આ વૈકુંઠનાથના સેવકો એવા તમારું **'प्रकृष्टम्'** કલ્યાણ જ કરવા માટે **'इह'** આ અપરાધ માટે જે યોગ્ય છે તે **'धीमहि'** અમે વિચારીએ છીએ. તે જ જણાવે છે–**'अन्तरस्य'** ભેદની **'भावः'** સત્તા હોવાથી, તેવી દૃષ્ટિને કારણે **'इतः'** આ વૈકુંઠલોકમાંથી ચાલ્યા જાઓ. **'यत्र'** જે લોકમાં આ પાપીલોકના, ભેદભાવવાળા દ્રષ્ટાના 'આ કામ, ક્રોધ અને લોભ' (ગીતા ૧૬/૨૧) એ પ્રમાણે શ્રીમદ્ ભગવદ્ગીતામાં જણાવેલા ત્રણ શત્રુઓ છે. અથવા **'इतः'** અહીં વૈકુંઠલોકમાંથી પાપમય લોકમાં ચાલ્યા જાઓ. ॥ ૩૪ ॥

**तेषामितीरितमुभाववधार्य घोरं**
**तं ब्रह्मदण्डमनिवारणमस्त्रपूगैः।**
**सद्यो हरेरनुचरावुरु बिभ्यतस्तत्-**
**पादग्रहावपततामतिकातरेण ॥ ३५**

આ પ્રમાણે તે સનકાદિમુનિઓના ભયંકર વચનને સાંભળીને, અને તેને અસ્ત્રના સમૂહોથી પણ ન નિવારી શકાય તેવો બ્રહ્મશાપ જાણીને, આવા (ક્રોધયુક્ત તપસ્વી) મુનિઓથી તે બન્ને (દ્વારપાળો) કરતાં પણ અધિક ભય પામતા એવા શ્રીહરિના અનુચરો અત્યન્ત ભયપૂર્વક તેમનાં ચરણ પકડતા (દંડવત્) પડ્યા. ॥ ૩૫ ॥

इति तेषामीरितं भाषणं घोरमवधार्य, तं च ब्रह्मदण्डं ब्रह्मशापमवधार्य, तं चास्त्रसमूहैरप्य-निवार्यमवधार्य। हरेरनुचरावतिकातर्येण भयेन तत्पादग्रहणं कुर्वन्तौ सन्तौ दण्डवदपतताम्। कथंभूतस्य हरेः। एवंभूतेभ्यो मुनिभ्यस्ताभ्यामप्युरु अधिकं बिभ्यतो भयं भावयतः ॥ ३५ ॥

આ પ્રમાણે તે સનકાદિ મુનિઓના **'ईरितम्'** વચનને– ભયંકર વચનને સાંભળીને તથા તે **'ब्रह्मदण्डम्'** બ્રહ્મશાપને સાંભળીને, અસ્ત્રના સમૂહોથી પણ ન નિવારી શકાય તેવા બ્રહ્મશાપને સાંભળીને શ્રીહરિના બન્ને અનુચરો અત્યન્ત **'कातर्येण'** ભયથી તેમનાં ચરણ ગ્રહણ કરતા, દંડની જેમ (તેમનાં ચરણોમાં) પડ્યા. કેવા શ્રીહરિના? આવા (ક્રોધયુક્ત તપસ્વી) મુનિઓથી તે બન્ને (દ્વારપાળો) કરતાં પણ **'उरु'** અધિક **'बिभ्यतः'** ભય પામતા એવા શ્રીહરિના ॥ ૩૫ ॥

अहो अपराद्धमस्माभिरित्यनुतप्यमानान् प्रत्यूचतुः।

અહો! અમારાથી વૃથા શાપ અપાઈ ગયો એમ પશ્ચાત્તાપ કરતા સનકાદિ મુનિઓ પ્રતિ (બન્ને દ્વારપાળો) બોલ્યા.

**भूयादघोनि भगवद्भिरकारि दण्डो**
**यो नौ हरेत सुरहेलनमप्यशेषम्।**
**मा वोऽनुतापकलया भगवत्स्मृतिघ्नो**
**मोहो भवेदिह तु नौ व्रजतोरधोऽधः ॥ ३६**

દેવતાઓની આજ્ઞાના સદંતર અનાદર (કરવારૂપ પાપ)ને દૂર કરે એવો જે દંડ આપ ભગવાનો દ્વારા અમ પાપીઓ વિષે કરવામાં આવ્યો છે, તે અમને બન્નેને ભલે થાઓ પરંતુ (અમે આ બન્નેને વૃથા શાપ આપ્યો એવા આપના હૃદયમાં) થયેલા થોડા અનુતાપને કારણે નીચને નીચ યોનિઓમાં ગતિ કરનારા અમને બન્નેને ભગવત્સ્મૃતિનો નાશ કરનારો મોહ ન થાઓ. ॥ ૩૬ ॥

अघोन्यघवति य उचितो दण्डः स एव भगवद्भिरकारि। नात्र भवतामपराधः कश्चित्। अतोऽसौ नौ आवयोर्भूयात्। योऽशेषमपि सुरहेलनमीश्वराज्ञातिक्रमरूपं पापं हरेत्, किन्तु

**'अघोनि'** પાપી વિષે જે યોગ્ય દંડ છે તે જ ભગવાનો દ્વારા કરવામાં આવ્યો છે. એમાં આપનો કોઈ અપરાધ નથી. આથી એ દંડ **'नौ'** અમને ભલે થાઓ! જે દંડ સંપૂર્ણપણે **'सुरहेलनम्'** દેવતાઓની આજ્ઞાના અતિક્રમણરૂપ પાપને હરશે પરંતુ **'वः'** આપની કૃપાના

युष्माकं यः कृपानिमित्तोऽनुतापस्तस्य लेशेन नौ अधोऽधो मूढयोनीर्व्रजतोरपि भगवत्स्मृति-प्रतिघातको मोहो मा भवेत्, किन्तु मोहोऽपि स्मृतिमेव प्रवहतादिति प्रार्थना॥ ३६॥

**एवं तदैव भगवानरविन्दनाभः**
**स्वानां विबुध्य सदतिक्रममार्यहृद्यः।**
**तस्मिन्ययौ परमहंसमहामुनीना-**
**मन्वेषणीयचरणौ चलयन्सहश्रीः॥ ३७**

एवं स्वानां महत्स्वतिक्रममपराधं तत्क्षणमेव विबुध्य तस्मिन्यत्र ते रुद्धास्तं देशं ययौ। आर्याणां हृद्यो मनोज्ञः। चरणौ चलयन्निति। अयं भावः—मच्चरणदर्शनप्रतिघातजं क्रोधं तौ दर्शयन् शमयिष्यामीति त्वराव्याजेन पद्भ्यामेव ययौ। श्रीसाहित्यं च निष्कामानपि विभूतिभिः पूरयित्वा क्षमापयितुम्॥ ३७॥

तत्र तैर्दृष्टं देवमनुवर्णयति पञ्चभिः।

**तं त्वागतं प्रतिहृतौपयिकं स्वपुम्भि-**
**स्तेऽचक्षताक्षविषयं स्वसमाधिभाग्यम्।**
**हंसश्रियोर्व्यजनयोः शिववायुलोल-**
**च्छुभ्रातपत्रशशिकेसरसीकराम्बुम् ॥ ३८**

નિમિત્તરૂપ જે પશ્ચાત્તાપ છે, તેના અંશને કારણે '**अधः अधः**' નીચે મૂઢ યોનિઓમાં ગતિ કરનારા હોવા છતાં અમને બન્નેને ભગવાનની સ્મૃતિનો નાશ કરનારો મોહ ન થાઓ. પરંતુ મોહ પણ ભગવત્સ્મરણપ્રવણ જ બને તેવી પ્રાર્થના ॥ ૩૬ ॥

એ પ્રમાણે પોતાના સેવકોએ કરેલા મહાનપુરુષોના અપરાધને તે જ ક્ષણે જાણીને આર્યજનોના અતિપ્રિય ભગવાન કમલનાભ, પરમહંસ તેમ જ મહામુનિઓને અન્વેષણ કરવા યોગ્ય ચરણોને ચલાવતા લક્ષ્મીદેવી સહિત ત્યાં પધાર્યા. ॥ ૩૭ ॥

આ પ્રમાણે પોતાના સેવકોએ કરેલા મહાનપુરુષો પ્રત્યેના '**अतिक्रमम्**' અપરાધને તે જ ક્ષણે જાણીને '**तस्मिन्**' તે સ્થાનમાં કે જ્યાં તે સનકાદિ મુનિઓને રોકવામાં આવ્યા હતા તે સ્થળે ગયા. '**आर्यहृद्यः**' આર્યજનોના અતિપ્રિય ભગવાન બન્ને ચરણોને ચલાવતા, આ પ્રમાણે ભાવ છે– મારા ચરણનાં દર્શન અટકાવવાના કારણે જન્મેલા ક્રોધને તે બન્ને ચરણોનાં દર્શન કરાવી શાંત કરીશ – એમ વિચારીને ઉતાવળના બહાને ચાલતા જ ગયા તથા નિષ્કામજનોને પણ સમૃદ્ધિથી પૂર્ણ કરી ક્ષમા અપાવવા માટે શ્રીલક્ષ્મીજી સહિત પધાર્યા. ॥ ૩૭ ॥

તે સમયે તે સનત્કુમારો દ્વારા નિહાળવામાં આવેલા દેવને પાંચ શ્લોકો દ્વારા વર્ણવે છે.

પોતાના ભૃત્યજનો દ્વારા (છત્ર, ચામર, પાદુકા વગેરે) ઉપયોગી પદાર્થો જેમને લાવી આપવામાં આવ્યા છે, પોતાની (મુનિઓની) સમાધિના ભાગ્યરૂપ, રાજહંસ જેવી શોભાવાળાં બન્ને ચામરોના અનુકૂળ વાયુથી ડોલતા શ્વેત છત્રરૂપ ચન્દ્રનાં કિરણો જેવાં મોતીરૂપ જળબિન્દુઓ જેમની ઉપર ઝરી રહ્યાં છે તેવા, તેમનાં (સનકાદિ મુનિઓનાં) નેત્રના વિષયરૂપ, તે આવેલા ભગવાનને નિહાળ્યા. ॥ ૩૮ ॥

तं त्वागतं तेऽचक्षत अपश्यन्। आपञ्चमादिदमेव क्रियापदम्। स्वपुम्भिः शीघ्रं प्रतिहृतमानीतमौपयिकं गमनोचितं छत्रपादुकादि यस्य। कथंभूतम्। स्वसमाधिना भाग्यं भजनीयं फलं यद्ब्रह्म तदेवाक्षविषयम्। हंसवच्छ्रीर्ययोस्तयोरुभयतश्चलतोर्व्यजनयोर्यः शिवोऽनुकूलो वायुस्तेन लोलन्तश्चलन्तः शुभ्रातपत्रशशिकेसराः शुभ्रं यदातपत्रं तदेव शशिसादृश्याच्छशी तस्य केसरा मुक्ताहारविलंबास्तेभ्यो गलंति सीकरांबूनि यस्मिंस्तम्। सीकरोऽम्बुकणः ॥ ३८ ॥

તે પધારેલા ભગવાનને તે મુનિઓએ **'अचक्षत'** નિહાળ્યા. પાંચમા (શ્લોક ૩૮–૪૨) સુધી 'નિહાળ્યા' એ જ ક્રિયાપદ છે. પોતાના ભક્તો દ્વારા શીઘ્ર લાવી આપવામાં આવ્યા છે **'औपयिकम्'** (ભગવાન બહાર પધારે ત્યારે તે) સમયને યોગ્ય છત્ર, પાદુકા વગેરે યોગ્ય પદાર્થો જેમને, કેવા ભગવાનને જોયા? પોતાની સમાધિના ભાગ્યરૂપ, ભજન કરવા યોગ્ય ફળરૂપ જે બ્રહ્મ છે તે જ, નેત્રના વિષયરૂપ એવા ભગવાનને જોયા. હંસ જેવી શોભા છે જે બન્નેની તેવા બન્ને બાજુ વીંઝાતા વીંઝણાઓનો જે **'शिवः'** અનુકૂળ વાયુ છે તેના વડે **'लोलन्तः'** ડોલતું **'शुभ्र-आतपत्रशशि-केसराः'** જે શ્વેત છત્ર છે તે જ ચન્દ્ર જેવું હોવાથી ચન્દ્ર છે, તેનાં કિરણો મોતીના હારની ઝાલરો છે. તેમાંથી ઝરી રહ્યાં છે (મોતીરૂપ) જળબિંદુઓ જેમની ઉપર, તેવા ભગવાનને જોયા. **'सीकरः'** જળબિંદુ॥ ૩૮ ॥

**कृत्स्नप्रसादसुमुखं स्पृहणीयधाम**
**स्नेहावलोककलया हृदि संस्पृशन्तम्।**
**श्यामे पृथावुरसि शोभितया श्रिया स्व-**
**श्चूडामणिं सुभगयन्तमिवात्मधिष्ण्यम्॥ ३९**

સર્વની ઉપર કૃપા કરવા માટે પ્રસન્ન મુખવાળા, સ્પૃહા કરવા યોગ્ય ગુણોના સ્થાનરૂપ, પ્રેમપૂર્ણ અવલોકનના કૌશલ્યથી હૃદયને સ્પર્શી જતા શ્યામવર્ણના વિશાળ વક્ષઃસ્થળમાં શોભતાં શ્રીદેવી સાથે, સ્વર્ગાદિ લોકના મુકુટમણિની જેમ રહેલા નિજ વૈકુંઠધામને શોભાવતા ભગવાનને (નિહાળ્યા.) ॥ ૩૯ ॥

कृत्स्नस्य द्वारपालमुनिवृन्दस्य प्रसादे सुमुखम्। स्पृहणीयानां गुणानां धाम स्थानम्। स्नेहावलोककलया सप्रेमकटाक्षेण हृदि संस्पृशन्तं सुखयन्तम्। त्रैलोक्यविवक्षापक्षे सत्यलोकपर्यन्तः स्वर्गस्तस्य चूडामणिवत्स्थितं स्वधिष्ण्यं वैकुण्ठं सुभगयन्तं शोभयन्तम्॥ ३९ ॥

**'कृत्स्नस्य'** સર્વ દ્વારપાળો તેમજ મુનિવૃન્દની ઉપર કૃપા કરવા માટે પ્રસન્ન મુખવાળા, સ્પૃહા કરવા યોગ્ય ગુણોના **'धाम'** સ્થાનરૂપ, **'स्नेह-अवलोक-कलया'** પ્રેમસહિત નેત્રકટાક્ષ વડે હૃદયને **'संस्पृशन्तम्'** સ્પર્શી જતા– સુખ આપતા, ત્રિલોકની વિવક્ષાના પક્ષે સત્યલોકપર્યન્તનું સ્વર્ગ, તેના મુકુટમણિની જેમ રહેલા **'स्वधिष्ण्यम्'** નિજ વૈકુંઠધામને **'सुभगयन्तम्'** શોભાવતા ભગવાનને (નિહાળ્યા). ॥ ૩૯ ॥

**वंशीधरी—**'हृदि संस्पृशन्तमहो भक्तवात्सल्यमिति।'

અહો! ભક્ત માટેનું ભગવાનનું આવું વાત્સલ્ય! એમ હૃદયને સ્પર્શી જતા ભગવાનને (નિહાળ્યા).

**वंशीधरी—**'शोभितया श्रिया' वामस्तनोर्ध्वे स्वर्णरेखारूपत्वेन स्थितया।

ભગવાનના વામ સ્તનના ઉપરના ભાગમાં સુર્વણરેખારૂપે શોભી રહેલાં શ્રીદેવી સાથે (ભગવાનને નિહાળ્યા).

**पीतांशुके पृथुनितम्बिनि विस्फुरन्त्या**
**काञ्च्याऽलिभिर्विरुतया वनमालया च।**
**वल्गुप्रकोष्ठवलयं विनतासुतांसे**
**विन्यस्तहस्तमितरेण धुनानमब्जम्॥ ४०**

પૃથુર્નિતમ્બ આશ્રયત્વેન વિદ્યતે યસ્ય તસ્મિન્પીતાંશુકે। અલિભિર્નાદિતયા વનમાલયા ચ યુક્તમ્। સુભગયન્તમિતિ પૂર્વેણૈવ વા સમ્બન્ધઃ। વલ્ગુષુ પ્રકોષ્ઠેષુ વલયાનિ યસ્ય। ગરુડસ્ય સ્કન્ધે વિન્યસ્ત એકો હસ્તો યેન। ઇતરેણાન્યેનાબ્જં લીલાકમલં ધુનાનં ભ્રામયન્તમ્। વિન્યસ્યેતિ પાઠે ચ વલ્ગ્વિત્યાદિ હસ્તસ્ય વિશેષણમ્॥ ૪૦॥

**वंशीधरी—**

'तुलसीकुन्दमन्दारकरवीरसरोरुहैः ।
पञ्चभी रचिता माला वनमाला प्रकीर्त्तिता॥'
इति गोपालभूषणे।

**विद्युत्क्षिपन्मकरकुण्डलमण्डनार्ह-**
**गण्डस्थलोन्नसमुखं मणिमत्किरीटम्।**
**दोर्दण्डषण्डविवरे हरता परार्घ्य-**
**हारेण कन्धरगतेन च कौस्तुभेन॥ ४१**
॥ ४१ ॥

स्वकान्त्या विद्युतः क्षिपती ये मकराकारे कुण्डले तयोर्मण्डनस्यार्हे गण्डस्थले यस्मिंस्तच्च तदुन्नसं च मुखं यस्य। मणियुक्तं किरीटं यस्य। दोर्दण्डानां षण्डं समूहस्तस्य विवरे मध्ये स्थितेन हरता मनोहरेण विहरतेति वा परार्घ्य उत्कृष्टस्तेन हारेण। कन्धरायां स्थितेन॥ ४१॥

વિશાળ નિતમ્બ ઉપર રહેલા પીતામ્બર ઉપર ઝળહળતા કંદોરાથી તેમ જ ભમરાઓથી ગુંજિત વનમાળાથી શોભતા, પોતાના સુંદર કાંડા ઉપર કંકણને ધારણ કરેલા શ્રીહસ્તને વિનતાપુત્ર શ્રીગરુડજીના ખભા ઉપર પધરાવતા તેમ જ અન્ય શ્રીહસ્તથી લીલાકમળને ઘુમાવતા ભગવાનને (નિહાળ્યા). ॥ ૪૦ ॥

વિશાળ નિતમ્બના આશ્રયે જેમનું રેશમી પીતામ્બર રહેલું છે તે પીતામ્બર ઉપર, ભમરાઓથી ગુંજિત વનમાળાથી યુક્ત એવા ભગવાનને, અથવા પૂર્વના શ્લોક (૩૯)ના 'શોભતા' શબ્દ સાથે સંબંધ જોડવામાં આવે તો, વનમાળાથી શોભતા ભગવાનને– સુંદર કાંડાંઓ ઉપર કંકણો જેમનાં છે, શ્રીગરુડજીના ખભા ઉપર જેમણે એક શ્રીહસ્ત પધરાવ્યો છે તથા **'इतरेण'** બીજા શ્રીહસ્ત વડે **'अब्जम्'** લીલાકમળને **'धुनानम्'** ઘુમાવતા ભગવાનને– **'विन्यस्य'** પાઠમાં **'वल्गु'** વગેરે શ્રીહસ્તનું વિશેષણ છે. ॥ ૪૦ ॥

તુલસી, મોગરો, મંદાર, કરેણ અને કમળ– એમ પાંચ વડે બનાવેલી માળા વનમાળા કહેવાય છે.

વીજળીની કાન્તિને શરમાવતાં મકરાકૃતિ કુંડળોની શોભાને યોગ્ય ગાલ તેમ જ ઉન્નત નાસિકાયુક્ત મુખવાળા, મણિજડિત મુકુટવાળા, (ચાર) ભુજદંડના સમૂહની મધ્યે રહેલા મનોહર ઉત્કૃષ્ટ હાર વડે શોભાયમાન તથા કંઠમાં રહેલા કૌસ્તુભમણિથી યુક્ત ભગવાનને (નિહાળ્યા). ॥ ૪૧ ॥

પોતાની કાન્તિથી વીજળીનો તિરસ્કાર કરતાં જે બે મકરાકૃતિ કુંડળો છે તેમની શોભાને યોગ્ય બન્ને ગંડસ્થળો છે જેમાં તેવું તથા ઉન્નત નાસિકાવાળું મુખ છે જેમનું, મણિજડિત મુકુટ છે જેમનો, ભુજદંડોનો **'षण्डम्'** સમૂહ– તેની **'विवरे'** મધ્યમાં રહેલા **'हरता'** મનનું હરણ કરતા અથવા લટકતા **'परार्घ्य'** ઉત્કૃષ્ટ એવા તે હારથી (શોભતા), ગ્રીવામાં રહેલા (કૌસ્તુભમણિથી શોભતા) ॥ ૪૧ ॥

**अत्रोपसृष्टमिति चोत्स्मितमिन्दिरायाः**
**स्वानां धिया विरचितं बहुसौष्ठवाढ्यम्।**
**मह्यं भवस्य भवतां च भजन्तमङ्गं**
**नेमुर्निरीक्ष्य नवितृप्तदृशो मुदा कैः॥ ४२**

(સર્વસૌન્દર્યનિધિ) એવાં લક્ષ્મીજીનો ગર્વ આ (ભગવત્સૌન્દર્ય)માં છૂટી ગયો છે એમ પોતાના ભક્તોની બુદ્ધિથી કલ્પવામાં આવેલા અતિશય સૌન્દર્યસમ્પન્ન શ્રીઅંગને મારે માટે (બ્રહ્મા માટે), શ્રીશંકર ભગવાન માટે તથા આપ મુનિજનો માટે પ્રકટ કરતા ભગવાનને નિરખીને અતૃપ્ત નયનોવાળા મુનિકુમારો આનંદપૂર્વક મસ્તકોથી નમી પડ્યા. ॥ ૪૨ ॥

किं बहुना। इन्दिराया उत्स्मितमहमेव सर्वसौन्दर्यनिधिरित्यहंकरणमत्र भगवत्सौन्दर्ये उपसृष्टमस्तंगतमिति स्वानां भक्तानां धिया विरचितम्। भृत्यैः स्वमनस्येवं वितर्कितमित्यर्थः। कुतः। बहुसौष्ठवेन सौन्दर्येणाढ्यं युक्तम्। किंच मह्यं मम भवस्येश्वरस्य भवतां च कृतेऽङ्गं भजन्तं मूर्तिं प्रकटयन्तमचक्षत। निरीक्ष्य च कैः शिरोभिर्मुदा नेमुर्नमश्चक्रुः। न विशेषेण तृप्ता दृशो नेत्राणि येषां ते॥ ४२॥

વધુ કહેવાથી શું? હું જ સર્વ સૌન્દર્યનો ખજાનો છું, એવો શ્રીઇન્દિરાદેવીનો ગર્વ અહીં ભગવાનના સૌન્દર્યમાં **'उपसृष्टम्'** છૂટી ગયો છે – તેવા પોતાના ભક્તોની બુદ્ધિથી કલ્પવામાં આવેલા સેવકો દ્વારા પોતાના મનમાં જ વિચારવામાં આવેલા (શ્રીઅંગને)– એમ અર્થ છે. કયા કારણથી? **'बहुसौष्ठवेन'** ભગવાન અતિશય સૌન્દર્યસમ્પન્ન હોવાથી. વળી, **'मह्यम्'** મારે માટે (બ્રહ્મા માટે), **'भवस्य'** શ્રીશંકર માટે તથા આપ મુનિજનો માટે **'अङ्गं भजन्तम्'** શ્રીઅંગને પ્રકટ કરતા ભગવાનને નિહાળ્યા અને નિરખીને **'कैः'** મસ્તકો દ્વારા આનંદથી **'नेमुः'** નમી પડ્યા. જેમનાં **'दृशः'** નેત્રો અતૃપ્ત છે તેવા સનકાદિ મુનિઓ ॥ ૪૨ ॥

**क्रम.**—'स्वानां धिया विरचितम्' 'तदीयानां धिया वितर्कितम्' 'भक्तिरेवैनं नयति भक्तिरेवैनं दर्शयति' इत्यादि श्रुतेः।

'यद्यद्धिया त उरुगाय विभावयन्ति
तत्तद्वपुः प्रणयसे सदनुग्रहाय॥'

પોતાના ભક્તોની બુદ્ધિથી વિચારેલું (શ્રીઅંગ); ભક્તિ જ આ ભગવાનને લાવે છે અને ભક્તિ જ આમનો સાક્ષાત્કાર કરાવે છે, વગેરે શ્રુતિનું વચન છે.

શાસ્ત્રોમાં અનંત સ્વરૂપે ગવાયેલા હે ભગવાન, ભક્તો પોતાની બુદ્ધિ વડે આપનાં જે જે સ્વરૂપોનું ધ્યાન કરે છે તે તે સ્વરૂપોને આપ ભક્તો પર કૃપા કરવા માટે પ્રકટ કરો છો. (શ્રીમદ્ ભા.૩/૯/૧૧)

स्वरूपानन्दादपि तेषां भजनानन्दाधिक्यमाह।

સ્વરૂપાનન્દ કરતાં પણ તેમના ભજનાનન્દની અધિકતાને જણાવે છે.

**तस्यारविन्दनयनस्य पदारविन्द-**
**किञ्जल्कमिश्रतुलसीमकरन्दवायुः।**
**अन्तर्गतः स्वविवरेण चकार तेषां**
**संक्षोभमक्षरजुषामपि चित्ततन्वोः॥ ४३**

તે અરવિન્દનેત્ર વૈકુંઠનાથના ચરણકમળના કેસર સાથે મિશ્ર થયેલ તુલસીના મકરન્દવાળો વાયુ તે બ્રહ્માનંદનું સેવન કરનારાઓની પોતાની નાસિકાના છિદ્ર દ્વારા શરીરમાં પ્રવેશતો, તેમનાં ચિત્તમાં (અતિ હર્ષ) અને શરીરમાં (રોમાંચરૂપ) ખળભળાટ મચાવી ગયો. ॥ ૪૩ ॥

तस्य पदारविन्दयोः किञ्जल्कैः केसरैर्मिश्रा या तुलसी तस्या मकरन्देन युक्तो वायुः स्वविवरेण नासाछिद्रेण। अक्षरजुषां ब्रह्मानन्दसेविनामपि। संक्षोभं चित्तेऽतिहर्षं तनौ रोमांचम्॥ ४३॥

તે અરવિન્દનયન ભગવાનના ચરણકમળના '**किञ्जल्कैः**' કેસરથી મિશ્ર થયેલાં જે તુલસીજી છે, તેમના મકરન્દથી યુક્ત એવો વાયુ '**स्वविवरेण**' પોતાની નાસિકાના છિદ્ર દ્વારા '**अक्षरजुषाम्**' બ્રહ્માનંદનું સેવન કરનારાઓને પણ સંક્ષોભ કરાવી ગયો– ચિત્તમાં અતિ હર્ષ અને શરીરમાં રોમાંચ ॥ ૪૩ ॥

हर्षकारितं सम्भ्रममाह द्वाभ्याम्।

હર્ષ કરાવનારા વિસ્મયને બે શ્લોકો દ્વારા કહે છે.

**ते वा अमुष्य वदनासितपद्मकोश-**
**मुद्वीक्ष्य सुन्दरतराधरकुन्दहासम्।**
**लब्धाशिषः पुनरवेक्ष्य तदीयमंघ्रि-**
**द्वन्द्वं नखारुणमणिश्रयणं निदध्युः॥ ४४**

તે સનકાદિ મુનિઓ ખરેખર, અતિસુંદર અધરોષ્ઠ ઉપર મોગરા જેવા સ્મિતવાળા આ ભગવાનના શ્યામ કમળની કળી જેવા વદનને નિહાળી, મનોરથો પ્રાપ્ત કરી તે ભગવાનના નખરૂપ લાલ મણિના આશ્રયવાળા ચરણયુગલનું નીચા નમીને પુનઃ ધ્યાન કરવા લાગ્યા. ॥ ૪૪ ॥

ते वै किलामुष्य वदनमेवासितपद्मस्य कोशोऽन्तर्भागस्तम्। असितपद्मकोशमित्यभूतोपमा। सुन्दरतरे अरुणे अधरोष्ठे कुन्दवद्धासो यस्मिंस्तम्। उत् ऊर्ध्वं वीक्ष्य लब्धमनोरथाः सन्तो नखा एवारुणमणयस्तेषां श्रयणमाश्रयभूतमङ्घ्रिद्वन्द्वं पुनरवेक्ष्याऽधोदृष्ट्या वीक्ष्य पुनःपुनरेवं निरीक्ष्य युगपत्सर्वाङ्गलावण्यग्रहणाशक्तेः पश्चान्निदध्यु-र्ध्यातवन्तः॥ ४४॥

તે સનકાદિ મુનિઓ '**वै**' ખરેખર, આ ભગવાનનું વદન જ શ્યામ કમળની '**कोशः**' (કળીનો) અંદરનો ભાગ, તેને– '**असितपद्मकोशम्**' શ્યામ કમળની કળીને– એ અભૂતોપમા છે. અતિસુન્દર એવા બન્ને અરુણ અધરોષ્ઠ ઉપર મોગરા જેવું હાસ્ય છે જેમાં તેવા વદનને, '**उत्**' ઉપર દૃષ્ટિ કરી, મનોરથો જેમણે પ્રાપ્ત કર્યા છે તેવા, નખો એ જ લાલ મણિઓ – તેમના '**श्रयणम्**' આશ્રયરૂપ ચરણકમળને '**पुनः अवेक्ष्य**' પુનઃ નીચી દૃષ્ટિ કરી, ફરી ફરીને નિહાળી, એકસાથે સર્વ અંગોનું લાવણ્ય ગ્રહણ કરવાની અશક્તિને કારણે પછી '**निदध्युः**' ધ્યાન કરવા લાગ્યા. ॥ ૪૪ ॥

**पुंसां गतिं मृगयतामिह योगमार्गै-**
**र्ध्यानास्पदं बहुमतं नयनाभिरामम्।**
**पौंस्नं वपुर्दर्शयानमनन्यसिद्धै-**
**रौत्पत्तिकैः समगृणन् युतमष्टभोगैः॥ ४५**

આ લોકમાં યોગમાર્ગો દ્વારા મોક્ષગતિ શોધનારા મનુષ્યોના ધ્યાનના વિષયરૂપ, અતિશય આદરપાત્ર, નેત્રોને આનંદ આપનાર, બીજાઓને માટે અસાધારણ એવાં નિત્ય અષ્ટ ઐશ્વર્યોથી યુક્ત પુરુષાકાર શ્રીવિગ્રહને દર્શાવતા ભગવાનની (સનકાદિ મુનિઓ) સ્તુતિ કરવા લાગ્યા. ॥ ૪૫ ॥

योगमार्गैर्गतिं मृगयतां पुंसां ध्यानस्य विषयभूतम्। बहुमतमत्यादरास्पदम्, बहूनां तत्त्वदृशां संमतमिति वा। पौंस्नं पौरुषं वपुर्दर्शयन्तम्। अन्येष्वसिद्धैरसाधारणैरौत्पत्तिकैर्नित्यैरणिमाद्यष्टैश्वर्यैर्युतम्। समगृणन् सम्यगस्तुवन्॥ ४५॥

યોગમાર્ગો દ્વારા મોક્ષગતિ શોધનારા મનુષ્યોના ધ્યાનના વિષયરૂપ, **'बहुमतम्'** અતિશય આદરપાત્ર અથવા અનેક તત્ત્વવેત્તાઓના સમ્માનપાત્ર, **'पौंस्नम्'** પુરુષાકાર શ્રીવિગ્રહને દર્શાવતા, બીજાઓ માટે **'असिद्धैः'** અસાધારણ એવાં **'औत्पत्तिकैः'** નિત્ય (સ્વભાવસિદ્ધ) અષ્ટ ઐશ્વર્યોથી યુક્ત એવા ભગવાનની (સનકાદિ મુનિઓ) સુંદર રીતે સ્તુતિ કરવા લાગ્યા. ॥ ૪૫ ॥

**वंशीधरी—**'अष्टभोगैरिति।' शब्दस्पर्शरूपरसगन्धकृपाकर्मैश्वर्यैर्भोगैर्नानाविधभक्तैर्भक्त्या युज्यमानत्वादास्वाद्यमानत्वाद्भोगैः। तत्र शब्दादीनि सौस्वर्यसौकुमार्यसौन्दर्यमाधुर्यसौरभ्यवात्सल्यलीलाशब्दवाच्यानि। सप्त माधुर्याणि भक्तानां प्रेमाकारषडिन्द्रियभोग्यानि अष्टमं भगशब्दवाच्यैश्वर्य्यषट्कं भक्तैर्मुमुक्षुभिर्मुक्तैश्च यथाशक्ति स्वाद्यत इति ज्ञेयं स्वामिचरणास्त्वणिमाद्यष्टैश्वर्यैरित्याहुः॥ ४५॥

શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, કૃપા, કર્મ તથા ઐશ્વર્ય– એમ (આઠ પ્રકારના) ભોગો વડે યુક્ત– અનેક પ્રકારના ભક્તો દ્વારા ભક્તિપૂર્વક આસ્વાદિત થતા હોવાથી (આઠ) ભોગોવાળા ભગવાન કહ્યા છે. તેમાં, સૌસ્વર્ય એ શબ્દનો, સૌકુમાર્ય એ સ્પર્શનો, સૌન્દર્ય એ રૂપનો, માધુર્ય એ રસનો, સૌરભ્ય એ ગંધનો, વાત્સલ્ય એ કૃપાનો અને લીલા એ કર્મનો કહેવા યોગ્ય શબ્દ છે. સાત માધુર્યો ભક્તોની પ્રેમસ્વરૂપ છ ઇન્દ્રિયો દ્વારા ભોગ્ય છે. આઠમો ભગશબ્દવાચ્ય ઐશ્વર્યનો ભોગ અર્થાત્ ષડૈશ્વર્ય (ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન, વૈરાગ્ય) ભક્તો, મુમુક્ષુઓ અને મુક્તજીવો દ્વારા યથાશક્તિ આસ્વાદિત થાય છે, તેમ જાણવું, પરંતુ શ્રીધરસ્વામી (અણિમા, લઘિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, મહિમા, ઈશિત્વં, વશિત્વં તથા કામાવસાયિત્વ– એમ) અષ્ટ ઐશ્વર્યોથી યુક્ત (ભગવાનને) જણાવે છે.

नित्यं ब्रह्मरूपेण प्रकाशसे, न तच्चित्रम्। इदानीं तु परममङ्गलविशुद्धसत्त्वश्रीमूर्त्या प्रत्यक्षोऽसि। अहो भाग्यमस्माकमित्याहुः।

સદૈવ બ્રહ્મરૂપે પ્રકાશિત થાઓ છો તેમાં આશ્ચર્ય નથી, પરંતુ અત્યારે પરમમંગળ વિશુદ્ધસત્ત્વની શોભામયી મૂર્તિરૂપે પ્રત્યક્ષ થયા છો! અમારું અહોભાગ્ય છે, એમ કહે છે.

कुमारा ऊचुः

**योऽन्तर्हितो हृदि गतोऽपि दुरात्मनां त्वं**
**सोऽद्यैव नो नयनमूलमनन्त राद्धः।**
**यर्ह्येव कर्णविवरेण गुहां गतो नः**
**पित्रानुवर्णितरहा भवदुद्भवेन॥ ४६**

**સનત્કુમારો બોલ્યા** – હે અનન્ત, જે આપ (સર્વના) હૃદયમાં વિરાજતા હોવા છતાં પણ દુષ્ટજનોથી અદૃશ્ય છો, તે આપ અમારા નેત્રના વિષયરૂપે આજે જ પ્રાપ્ત થયા છો. આપનાથી ઉદ્ભવેલા અમારા પિતા દ્વારા જે સમયે જેમના રહસ્યનો ઉપદેશ કરવામાં આવ્યો હતો, તેવા આપ તે જ સમયે અમારા કર્ણદ્વારથી અમારી બુદ્ધિરૂપી ગુહામાં પધાર્યા છો. ॥ ૪૬ ॥

हे अनन्त, यस्त्वं हृद्‌गतोऽपि दुरात्म-नामन्तर्हितो न स्फुरसि स नोऽस्माकमन्तर्हितो न भवसि। नयनमूलं त्वद्यैव राद्धः प्राप्तोऽसि। अन्तर्धानाभावे हेतुः—भवतः सकाशादुद्भवो यस्य तेनास्मत्पित्रा यर्हि यदैवानुवर्णितरहा उपदिष्ट-रहस्यस्तदैव नः कर्णमार्गेण गुहां बुद्धिं गतः प्राप्तोऽसीति॥ ४६ ॥

હે અનન્ત, જે આપ (પ્રત્યેકના) હૃદયમાં વિરાજતા હોવા છતાં પણ દુષ્ટજનોને માટે **'अन्तर्हितः'** અદશ્ય છો, તે આપ **'नः'** અમારે માટે અદશ્ય નથી. પરંતુ નેત્રોના વિષયરૂપે આજે જ **'राद्धः'** પ્રાપ્ત થયા છો. ભગવાન સનકાદિ ઋષિઓ માટે અન્તર્હિત નથી, તે માટેનું કારણ આપે છે – આપનાથી જેની ઉત્પત્તિ છે તે અમારા પિતા દ્વારા **'यर्हि'** જ્યારે **'अनुवर्णित-रहाः'** જેમના રહસ્યનો એકાંતમાં ઉપદેશ કરવામાં આવ્યો હતો તેવા આપ ત્યારે જ અમારા કર્ણમાર્ગેથી **'गुहाम्'** બુદ્ધિરૂપી ગુહામાં પધાર્યા છો. ॥ ૪૬ ॥

ननु पित्रोपदिष्टं भवतामन्यादृशमदृश्यमात्म-तत्त्वमहं त्वन्य एव स्यां दृश्यत्वात्। नैवम्। अस्मत्प्रत्यभिज्ञया भेदनिरासादित्याहुः—**तमिति।**

શંકા કરે છે કે પિતા બ્રહ્મા દ્વારા વર્ણવાયેલું, આપને દેખાતું સ્વરૂપ અન્ય છે કારણ કે આ રૂપ તો દેખાય છે અને આત્મતત્ત્વ તો અદશ્ય છે! તે શંકાને દૂર કરતાં કહે છે કે એમ નથી. આપના સ્વરૂપની ઓળખાણથી ભેદદૃષ્ટિ દૂર થવાને કારણે (આપના પરમઆત્મતત્ત્વને) અમે **'प्रत्यभिजानीमः'** અભિન્નતયા જાણીએ છીએ, એમ કહે છે— **'तम् इति।'**

**तं त्वा विदाम भगवन्परमात्मतत्त्वं**
**सत्त्वेन संप्रति रतिं रचयन्तमेषाम्।**
**यत्तेऽनुतापविदितैर्दृढभक्तियोगै-**
**रुद्ग्रन्थयो हृदि विदुर्मुनयो विरागाः॥ ४७**

હે ભગવાન્, (અમારા પિતા દ્વારા વર્ણવવામાં આવેલ) તે પરમ-આત્મતત્ત્વ આપ જ છો, એવા આપને અમે જાણીએ છીએ. વિશુદ્ધસત્ત્વમૂર્તિ દ્વારા આ ભક્તોને પ્રતિક્ષણે શુદ્ધ પ્રીતિ ઉપજાવતા આપના જે સ્વરૂપનો, આપની કૃપાથી જાણેલા (શ્રવણાદિ) દૃઢભક્તિયોગ દ્વારા અભિમાનરૂપી ગ્રન્થિથી રહિત થયેલા (અને આથી જ) રાગ-દ્વેષાદિથી મુક્ત થયેલા મુનિઓ હૃદયમાં સાક્ષાત્કાર કરે છે. ॥ ૪૭ ॥

हे भगवन्, आत्मतत्त्वमेव परं तं त्वां विदाम विद्मः प्रत्यभिजानीमः। ननु निरुपाधेरात्मतत्त्वस्य कथमीदृशमैश्वर्यं स्यादत आहुः। सत्त्वेन विशुद्ध-सत्त्वमूर्त्या। एषां भक्तानाम्। सम्यक् प्रतिक्षणं संप्रति रतिः प्रीतिस्तां रचयन्तम्। आत्मतत्त्वमेवाहुः।

હે ભગવાન્, તે પરમતત્ત્વ આપ જ છો, એમ અમે જાણીએ છીએ. હવે શંકા કરે છે કે આત્મતત્ત્વ નિરુપાધિક હોવાથી આવું ઐશ્વર્ય કેવી રીતે હોય, એ માટે કહે છે – **'सत्त्वेन'** વિશુદ્ધ સત્ત્વમૂર્તિ દ્વારા આ ભક્તોને **'संप्रति'** પ્રતિક્ષણે શુદ્ધ **'रतिः'** પ્રીતિ ઉપજાવતા આપના સ્વરૂપને– આત્મતત્ત્વને જ જણાવે છે — આપની

तेऽनुतापः कृपा तेन विदितैर्ज्ञातैर्दृढैर्भक्तियोगैः श्रवणादिभिर्मुनयो हृदि यद्विदुः। कीदृशाः। उद्ग्रन्थयो निरहंमाना अत एव विगतरागाः॥ ४७॥

स्वयमपि भक्तिं प्रार्थयितुं भक्तानां सुखातिशयमाहुः।

**नात्यन्तिकं विगणयन्त्यपि ते प्रसादं**
**किन्त्वन्यदर्पितभयं भ्रुव उन्नयैस्ते।**
**येऽङ्ग त्वदंघ्रिशरणा भवतः कथायाः**
**कीर्तन्यतीर्थयशसः कुशला रसज्ञाः॥ ४८**

आत्यन्तिकं मोक्षाख्यमपि तव प्रसादं ते न गणयन्ति नाद्रियन्ते। किंतु किमुतान्यदिन्द्रादिपदम्। ते भ्रुव उन्नयैरुज्जृम्भैरर्पितं निहितं भयं यस्मिंस्तत्। ते के। अङ्ग हे भगवन्। ये भवतः कथाया रसज्ञाः। कथंभूतस्य। रमणीयत्वेन पावनत्वेन च कीर्तन्यं कीर्तनार्हं तीर्थं पवित्रं च यशो यस्य ॥४८॥

इदानीं स्वीयापराधं द्योतयन्तो भक्तिं प्रार्थयन्ते—**काममिति।**

**कामं भवः स्ववृजिनैर्निरयेषु नः स्ता-**
**च्चेतोऽलिवद्यदि नु ते पदयो रमेत।**
**वाचश्च नस्तुलसिवद्यदि तेऽङ्घ्रिशोभाः**
**पूर्येत ते गुणगणैर्यदि कर्णरन्ध्रः॥ ४९**

**'अनुतापः'** કૃપા, તેના વડે જાણેલા શ્રવણાદિ દૃઢ ભક્તિયોગ દ્વારા મુનિઓ હૃદયમાં જેનો સાક્ષાત્કાર કરે છે. કેવા મુનિઓ? **'उद्-ग्रन्थयः'** નિરભિમાની અને આથી જ રાગ-દ્વેષાદિથી મુક્ત એવા મુનિઓ ॥ ૪૭ ॥

પોતે પણ ભક્તિ માટેની પ્રાર્થના કરતાં ભક્તોના અતિશય સુખને જણાવે છે.

હે ભગવાન, જેઓ આપના ચરણનું શરણ લેનારા છે, તેઓ કીર્તનીય અને પવિત્ર યશવાળા એવા આપની કથાના કુશળ રસજ્ઞો છે. તેઓ મોક્ષરૂપ પ્રસાદનો પણ આદર નથી કરતા, તો પછી આપની ભ્રૂકુટિના વિલાસથી જેમાં ભય રહેલો છે, તેવા બીજા (ઈન્દ્રાદિ) પદનો ક્યાંથી આદર કરે? ॥ ૪૮ ॥

**'आत्यन्तिकम्'** મોક્ષ નામના આપના પ્રસાદનો પણ તેઓ **'न गणयन्ति'** આદર નથી કરતા, તો પછી **'अन्यत्'** બીજા ઈન્દ્રાદિપદને તો ક્યાંથી ગણકારે? આપની ભ્રૂકુટિના વિલાસમાત્રથી **'अर्पितम्'** જેમાં ભય રહેલો છે તેવું તે પદ. તેવા (મોક્ષનો અનાદર કરનારા) કોણ છે? **'अङ्ग'** હે ભગવાન, જેઓ આપની કથાના રસને જાણે છે. કેવા ભગવાનની? રમણીય અને પાવન હોવાથી **'कीर्तन्यम्'** કીર્તન કરવા યોગ્ય અને **'तीर्थम्'** પવિત્ર યશ છે જેમનો તેવા ભગવાનની ॥ ૪૮ ॥

હવે પોતાનો અપરાધ જણાવતા સનત્કુમારો ભક્તિ પ્રાપ્ત કરવા માટે પ્રાર્થે છે— **'कामम् इति।'**

જો અમારું ચિત્ત આપનાં ચરણકમળમાં ભમરાની જેમ રમણ કરે, જો અમારી વાણી શ્રીતુલસીજીની જેમ આપના ચરણસરોજના સંબંધથી શોભે, જો અમારા કર્ણનું છિદ્ર આપના ગુણગણોથી ભરપૂર રહે, તો અમારાં પાપોને કારણે અમારો જન્મ ભલે નરકોમાં થાઓ! ॥ ૪૯ ॥

हे भगवन्नितः पूर्वमस्माकं वृजिनं नाभवत्। इदानीं सर्वाण्यपि जातानि। यतस्त्वद्भक्तौ शप्तौ। अतस्तैः स्ववृजिनैर्निरयेषु कामं नोऽस्माकं भवो जन्म स्तात्स्यात्। नु वितर्के। यदि तु नश्चेतस्ते पदयो रमेत अलिर्यथा कण्टकैराविध्यमानोऽपि पुष्पेषु रमते तद्वद्विघ्नानविगणय्य यदि रमेत। अङ्घ्रिभ्यां शोभा यासाम्। यथा च तुलसी गुणनैरपेक्ष्येण त्वदङ्घ्रिसम्बन्धेनैव शोभते तथा यदि नो वाचः शोभेरन्। यदि च ते गुणगणैरापूर्येत। कर्णरन्ध्र इत्यल्पस्य पूरणमेव याचकरीत्या प्रार्थयन्ते। अयं तु गूढोऽभिप्रायः। कर्णरन्ध्रस्याकाशत्वाद्-गुणगणानां चामूर्तत्वान्न कदाचित्पूरणम्। अतो नित्यमेव श्रवणं फलिष्यतीति॥ ४९ ॥

હે ભગવાન, આનાથી પૂર્વે અમારું પાપ ન હતું પણ હવે સર્વ પાપ થયું છે કારણ કે આપના બન્ને ભક્તો (અમારા દ્વારા) શાપિત થયા છે. આથી અમારાં તે પાપો વડે ભલે **'नः'** અમારો **'भवः'** જન્મ નરકમાં **'स्तात्'** થાઓ. **'नु'** વિતર્ક દર્શાવે છે. જો અમારું ચિત્ત આપના ચરણકમળમાં રમણ કરે, જેવી રીતે ભમરો કાંટાઓથી વીંધાતો હોવા છતાં પણ પુષ્પોમાં રમણ કરે છે, તેવી રીતે વિઘ્નોને ગણકાર્યા વિના જો રમણ કરે, બન્ને ચરણોથી જેમની શોભા છે તેવાં તુલસીજીના ગુણોની અપેક્ષા વિના આપના ચરણના સંબંધથી જ જેવી રીતે તેઓ શોભે છે તેવી રીતે જો અમારી વાણી શોભે અને જો અમારું કર્ણનું છિદ્ર આપના ગુણોના સમૂહથી ભરપૂર રહે આટલું અલ્પ જ છિદ્ર ભરાય તેવી યાચનાની રીતે પ્રાર્થના કરે છે, એમાં ગહન અર્થ સમાયેલો છે. કર્ણનું છિદ્ર પોતે જ આકાશ હોવાથી અને ગુણોનો સમૂહ અમૂર્ત હોવાથી તે કદાપિ પૂરાય નહીં! આથી નિત્ય ભગવદ્‌ગુણગણશ્રવણ ફલિત થયા જ કરશે! ॥ ૪૯ ॥

अद्य वयं कृतार्थाः स्मेत्याहुः।

આજે અમે કૃતાર્થ થયા, એમ કહે છે.

**प्रादुश्चकर्थ यदिदं पुरुहूत रूपं**
**तेनेश निर्वृतिमवापुरलं दृशो नः।**
**तस्मा इदं भगवते नम इद्विधेम**
**योऽनात्मनां दुरुदयो भगवान्प्रतीतः॥ ५०**

હે વિપુલ કીર્તિવાળા (ભગવાન), આ સ્વરૂપ આપે અમારી સમક્ષ પ્રકટ કર્યું છે તેથી અમારાં નેત્રો પરમ આનંદ પામ્યાં છે. અજિતેન્દ્રિય જનોને માટે અપ્રકટ એવા તે ભગવાન પ્રત્યક્ષ થયા છે. તેમને અમે (**मूर्द्धसु धृतान् अञ्जलीन् दर्शयन्ति**– મસ્તક ઉપર બંને હાથની અંજલિ વડે નમસ્કાર દર્શાવતા કહે છે– વં.) આ નમસ્કાર કરીએ છીએ. ॥ ૫૦ ॥

हे पुरुहूत विपुलकीर्ते, यदिदं प्रादुश्चकर्थ प्रकटितवानसि। दृशो नेत्राणि। अनात्मनामजितेन्द्रियाणां दुरुदयोऽप्रकटोऽपि इत् इत्थं यः प्रतीतोऽसि। तस्मै तुभ्यमिदं नमो विधेम॥ ५० ॥

**'हे पुरुहूत'** હે વિપુલ કીર્તિવાળા (ભગવાન), આ જે સ્વરૂપ **'प्रादुश्चकर्थ'** પ્રકટ કર્યું છે– **'दृशः'** નેત્રો, **'अनात्मनाम्'** અજિતેન્દ્રિય જનોને– **'दुर्-उदयः'** અપ્રકટ હોવા છતાં પણ **'इत्'** આવી રીતે જે પ્રત્યક્ષ થયા છે તેવા **'तस्मै'** તેમને અમે આ નમસ્કાર કરીએ છીએ. ॥ ૫૦ ॥

**वंशीधरी**—अत्र समस्तात्मारामचूडामणीनां लब्धनिरन्तरब्रह्मानुभवानां श्रुतावपि 'तस्मै मृदितकषायाय तमसः पारं दर्शयति भगवान्सनत्कुमार' इत्यादिना प्रसिद्धानां भक्तावीदृशप्रार्थनलिङ्गेनैव ब्रह्मानन्दादपि भजनानन्दस्याधिक्येऽवगते भगवन्नाम-रूपगुणपरिच्छदभक्तधाम्नां चिद्घनकारत्वं स्वत एव लब्धं तथाभूतत्वं विना भक्तेरसिद्धेः 'मुक्तानामपि भक्तिर्हि नित्यानन्दस्वरूपिणी' इति भारततात्पर्ये प्रमाणिता श्रुतिश्च तथा।

નિરન્તર બ્રહ્મનો અનુભવ પ્રાપ્ત કરનારા શ્રેષ્ઠ આત્મારામ મુનિઓની પણ (ભક્તિ માટે પ્રાર્થના છે.) શ્રુતિમાં પણ 'ભગવાન સનત્કુમાર મૃદિતકષાય (જેમના રાગ-દ્વેષ નષ્ટ થયા છે તેવા નારદજી)ને અંધકારની (પેલે) પાર દર્શાવે છે.' (છાં.ઉપ.૭/૨૬/૨) વગેરે દ્વારા પ્રસિદ્ધ જનોની ભક્તિવિષયક આવી પ્રાર્થનાના પ્રમાણ વડે જ બ્રહ્માનંદ કરતાં ભજનાનંદની અધિકતા જ્યારે જણાય છે, ત્યારે સ્વતઃ જ પ્રાપ્ત થયેલાં, તેવા સ્વરૂપવાળા ભગવાનનાં નામ, રૂપ, ગુણ, વેશ અને ભક્તોના ધામના ચૈતન્યઘનઆકારત્વ વિના ભક્તિ સિદ્ધ થતી નથી. 'મુક્તજનો માટે પણ ખરેખર, ભક્તિ નિત્ય આનંદ સ્વરૂપવાળી છે.' એમ મહાભારતના તાત્પર્યના વિષયમાં પ્રમાણિત થયેલી શ્રુતિ પણ છે.

'आप्रायणात्तत्रापि हि दृष्टम्' इत्यत्र माध्वभाष्यप्रमाणिता सौपर्णश्रुतिः 'सर्वदैनमुपासीत यावन्मुक्तिर्मुक्ता ह्येनमुपासते' इति।

તથા 'મૃત્યુપર્યન્ત ભક્તિ કરવી જોઈએ કારણ કે ત્યાં (શ્રુતિ-સ્મૃતિમાં) પણ તેમ જોવા મળે છે.' (બ્ર.સૂ. ૪/૧/૮/૧૨) આ અનુસાર અહીં માધ્વભાષ્ય પ્રમાણિત સૌપર્ણ શ્રુતિ છે. 'જ્યાં સુધી મુક્તિ થાય ત્યાં સુધી સર્વદા એની જ ઉપાસના કરવી જોઈએ. મુક્ત જીવો પણ ખરેખર, એની જ ઉપાસના કરે છે.'

**वि.चक्र.**—'पुरुहूतेति।' पुरु यथा स्यात् पुरुभिर्बहुभिर्भक्तैराहूत हे नारायण! हे विष्णो! हे गोविन्द! कृपया दर्शनं देहि इत्याहूतः तेन स्वभक्ताह्वानोत्थकृपापरवशेनैव भवता स्वरूपमा-विष्कुर्वता वयमपि कृतार्थीकृता इति भावः।

અનેક ભક્તો દ્વારા 'હે નારાયણ, હે વિષ્ણુ, હે ગોવિન્દ, કૃપા કરીને દર્શન આપો.' એમ બોલાવવામાં આવેલા પોતાના ભક્તોના આહ્વાનથી ઉત્પન્ન થયેલી કૃપાપરવશતાને લીધે જ સ્વરૂપને પ્રકટ કરતા આપના દ્વારા અમે પણ કૃતાર્થ કરાયા છીએ, એવો ભાવ છે.

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां तृतीयस्कन्धे पञ्चदशोऽध्यायः॥ १५॥

इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां पञ्चदशोध्यायः॥ १५॥

*****

# अथ षोडशोऽध्यायः
## જય-વિજયનું વૈકુંઠથી પતન

हरिणा सान्त्विततैर्विप्रैरनुतप्तैस्तु षोडशे।
तयोरसुरभावेऽपि कृतोऽनुग्रह ईर्यते॥ १

શ્રીહરિ દ્વારા સાન્ત્વન પામેલા, પશ્ચાત્તાપ કરતા વિપ્ર સનત્કુમારો દ્વારા તે બન્ને (જય-વિજય) ઉપર અસુરભાવ(પ્રાપ્ત થવાના શાપ)માં પણ કરવામાં આવેલો અનુગ્રહ સોળમા અધ્યાયમાં કહેવામાં આવે છે.॥ ૧ ॥

ब्रह्मोवाच

**इति तद्गृणतां तेषां मुनीनां योगधर्मिणाम्।**
**प्रतिनन्द्य जगादेदं विकुण्ठनिलयो विभुः॥ १**

इति गृणतां तेषां तद्वाक्यं प्रतिनन्द्येदं जगाद एतावित्येकादशभिः॥ १॥

**બ્રહ્માજી બોલ્યા** – આમ, સ્તુતિ કરતા તે (ભક્તિ) યોગરૂપ ધર્મવાળા મુનિઓ(નાં વચનો)ની પ્રશંસા કરીને વૈકુંઠવાસી વિભુએ આ પ્રમાણે કહ્યું. ॥ ૧ ॥

આમ, સ્તુતિ કરતા તે મુનિઓનાં વચનોની પ્રશંસા કરીને (શ્રીહરિ) અગિયાર શ્લોકો દ્વારા આ પ્રમાણે બોલ્યા– **'एतौ इति।'** ॥ ૧ ॥

श्रीभगवानुवाच

**एतौ तौ पार्षदौ मह्यं जयो विजय एव च।**
**कदर्थीकृत्य मां यद्वो बह्वक्रातामतिक्रमम्॥ २**

यद्यस्मान्मां कदर्थीकृत्य तुच्छीकृत्य बहु यथा भवति तथा अतिक्रमं वः कृतवन्तौ॥ २॥

**શ્રીભગવાન બોલ્યા** – તે (પ્રસિદ્ધ) જય અને વિજય (નામના) મારા આ બે પાર્ષદોએ મને અવગણીને જે કારણે આપનો ભારે અનાદર કર્યો છે, ॥ ૨ ॥

**'यत्'** જે કારણે મને **'कदर्थीकृत्य'** અવગણીને જે રીતે ભારે અનાદર થાય તે રીતે આ બન્નેએ આપનો અપરાધ કર્યો છે. ॥ ૨ ॥

**दीपिनी—**'अक्राताम्' इत्यार्षम्।

**'अक्राताम्'** એ આર્ષ પ્રયોગ છે. અહીં **कृ** ધાતુનું અદ્યતન ભૂ.કા. પ્ર.પુ.દ્વિ.વ. **'अकार्ष्टाम्'** થાય.

**यस्त्वेतयोर्धृतो दण्डो भवद्भिर्मामनुव्रतैः।**
**स एवानुमतोऽस्माभिर्मुनयो देवहेलनात्॥ ३**

તેથી મારા ભક્તો એવા આપના દ્વારા આ બન્નેને જે દંડ કરવામાં આવ્યો છે તે દંડ હે મુનિઓ, દેવોની અવહેલનાને કારણે અમારા દ્વારા પણ અભિમત (માન્ય) છે. ॥ ૩ ॥

तस्मात्स एव दण्डोऽङ्गीकृतः॥ ३॥

હि यस्माद्ब्रह्म ब्राह्मणा एव मे परमं दैवं दैवतं तत्तस्मादद्य वः प्रसादयामि। तव कोऽपराध इति चेत्तत्राह—**तद्धीति।**

તેથી તે જ દંડ અંગીકાર કરવામાં આવે છે.॥ ૩ ॥

**'हि'** કારણ કે **'ब्रह्म'** બ્રાહ્મણો જ મારા પરમ **'दैवम्'** દેવતા છે **'तत्'** તેથી આજે હું આપની ક્ષમા માગું છું. જો (કોઈ પૂછે કે હે ભગવાન! એમાં) આપનો શો અપરાધ? તો તે માટે કહે છે — **'तत्-हि-इति।'**

**तद्वः प्रसादयाम्यद्य ब्रह्म दैवं परं हि मे।**
**तद्धीत्यात्मकृतं मन्ये यत्स्वपुम्भिरसत्कृताः॥ ४**

તેથી હું આજે આપની ક્ષમા માગું છું કારણ કે બ્રાહ્મણો મારા પરમ દેવતા છે. મારા સેવકોએ જે અનાદર કર્યો છે, તે મેં જ કર્યો છે, એમ હું માનું છું. ॥ ૪ ॥

मदीयैः पुम्भिरसत्कृतास्तिरस्कृता इति यत्तदात्मकृतमेव मन्ये ॥ ४ ॥

**वंशीधरी—**

नन्वस्य ब्राह्मणा राजन्कृष्णस्य जगदात्मनः।
पुनन्तः पादरजसा त्रिलोकीं दैवतं महत्॥
इति युधिष्ठिरं प्रति नारदोक्तेः।

किंच ममैवैताभ्यामनिष्टं कृतमित्याह।

**यन्नामानि च गृह्णाति लोको भृत्ये कृतागसि।**
**सोऽसाधुवादस्तत्कीर्तिं हन्ति त्वचमिवामयः॥ ५**

यस्य स्वामिनो नामानि तस्य कीर्तिम्। आमयोऽत्र श्वेतकुष्ठम्॥ ५॥

**यस्यामृतामलयशःश्रवणावगाहः**
**सद्यः पुनाति जगदाश्वपचाद्विकुण्ठः।**
**सोऽहं भवद्भ्य उपलब्धसुतीर्थकीर्ति-**
**श्छिन्द्यां स्वबाहुमपि वः प्रतिकूलवृत्तिम्॥ ६**

यस्य मेऽमृतरूपेऽमले यशसि श्रवणेनावगाहः प्रवेशः श्वपचमभिव्याप्य जगत्सद्यस्तत्क्षणमेव पुनाति सोऽहं विकुण्ठो भवद्भ्यो हेतुभूतेभ्य उपलब्धा प्राप्ता सुशोभना तीर्थभूता कीर्तिर्येन सः। स्वबाहुस्थानीयं लोकेश्वरमपि हन्यां, काऽन्यस्य कथेत्यर्थः। स्वगुणानुवर्णनं तु ब्राह्मणोत्कर्षार्थमेव ॥ ६ ॥

**यत्सेवया चरणपद्मपवित्ररेणुं**
**सद्यः क्षताखिलमलं प्रतिलब्धशीलम्।**
**न श्रीर्विरक्तमपि मां विजहाति यस्याः**
**प्रेक्षालवार्थ इतरे नियमान्वहन्ति॥ ७**

મારા સેવકો દ્વારા **'असत्कृताः'** જેઓ તિરસ્કૃત થયા તેઓ મારા દ્વારા જ તિરસ્કૃત થયા છે, એમ હું માનું છું. ॥ ૪ ॥

"જગતના આત્મા આ શ્રીકૃષ્ણ ભગવાનના મહાન દેવતા બ્રાહ્મણો છે. ખરેખર, બ્રાહ્મણો (પોતાની) ચરણરજથી ત્રણેય લોકને પવિત્ર કરે છે." એમ યુધિષ્ઠિર પ્રત્યે નારદજીની ઉક્તિ છે.

વળી, આ બન્ને દ્વારા મારું પણ અનિષ્ટ કરવામાં આવ્યું છે, એમ કહે છે.

વળી, સેવક અપરાધ કરે ત્યારે લોકો જેના સ્વામીનું જે નામ લે છે તે અપકીર્તિ, કોઢનો રોગ ચામડીનો નાશ કરે તેમ, તેના સ્વામીની કીર્તિને હણે છે. ॥ ૫ ॥

જેના સ્વામીનું નામ લે છે તેની કીર્તિને– અહીં **'आमयः'** એટલે કોઢ ॥ ૫ ॥

જેના અમૃતમય અમલ યશમાં શ્રવણ દ્વારા કરાયેલો પ્રવેશ ચાંડાળ સુધીના (સમગ્ર) જગતને તત્કાળ પવિત્ર કરે છે, તેવો આપના થકી શ્રેષ્ઠ તીર્થરૂપ કીર્તિને પ્રાપ્ત થયેલો તે હું વૈકુંઠ (ભગવાન) આપનાથી પ્રતિકૂળ વર્તનારા મારા બાહુને પણ છેદી નાખું. ॥ ૬ ॥

**'यस्य'** (જેના) મારા અમૃતરૂપ અમલ યશમાં શ્રવણ દ્વારા કરાયેલો **'अवगाहः'** પ્રવેશ, ચાંડાળ સુધીના જગતને **'सद्यः'** તે જ ક્ષણે પવિત્ર કરે છે, તે હું વિકુંઠ (ભગવાન)– આપને કારણે જ શ્રેષ્ઠ તીર્થરૂપ કીર્તિ **'उपलब्धा'** પ્રાપ્ત થઈ છે જેને તે હું પોતાના બાહુના સ્થાનરૂપ લોકપાલને પણ હણી નાખું, તો બીજાની તો વાત જ શી? એમ અર્થ છે. બ્રાહ્મણોના ઉત્કર્ષ માટે જ ભગવાને પોતાના ગુણોનું વર્ણન કર્યું છે. ॥ ૬ ॥

જે વિપ્રોની સેવાથી ચરણકમળમાં પવિત્ર રજવાળો હોવાથી સમસ્ત લોકના મળનો તરત જ નાશ કરનાર તથા સદાચારને પ્રાપ્ત કરનાર એવા મને વિરક્ત હોવા છતાં લક્ષ્મીદેવી ત્યજતાં નથી, કે જે(લક્ષ્મી)ની કૃપાદૃષ્ટિની ઝલક માટે અન્ય બ્રહ્માદિ દેવો નિયમો (અને વ્રતો) ધારણ કરે છે. ॥ ૭ ॥

चरणपद्मयोः स्थितः पवित्रो रेणुर्यस्य। अत एव क्षतो निरस्तोऽखिलस्य लोकस्य मलो येन। यद्वा चरणपद्माल्लग्नः पवित्रो रेणुर्यस्मिन्निति, क्षतोऽखिलो मलो यस्येति च विग्रहः। प्रतिलब्धं प्राप्तं शीलं येन। येषां सेवया एते गुणा मम, अत एव श्रीर्मां न विजहाति प्रेक्षालवार्थेऽवलोकनलेशार्थम्। इतरे ब्रह्मादयः। तेषां वः प्रतिकूलवृत्तिं छिन्द्यामिति पूर्वेणैव सम्बन्धः॥ ७॥

जेना चरणकमळमां पवित्र रज रहेली छे, आथी ज '**क्षतः**' नाश थयो छे समस्त लोकनो मळ जेनाथी अथवा चरणकमळमां लागेली पवित्र रज छे जेमां तेथी जेनो समस्त मळ दूर थयो छे, एम (समासनो) विग्रह छे. जे (विप्रसेवा)थी '**प्रतिलब्धम्**' प्राप्त थयो छे सदाचार– जेमनी सेवाथी मारा आ गुणो होवाथी लक्ष्मीजी मने छोडतां नथी. जेमनी '**प्रेक्षा-लव-अर्थम्**' कृपादष्टिनी झलक माटे '**इतरे**' बीजा ब्रह्मा वगेरे देवो– आपनाथी प्रतिकूळ वर्तनारा एवा तेमने छेदी नाखुं, एम पूर्वना श्लोक (६) साथे संबंध छे.॥ ७ ॥

**सुबोधिनी—**

'कीर्तिर्लक्ष्मीस्तथा भोगस्त्रयं विप्रप्रसादतः।'

कीर्ति, लक्ष्मी अने भोग – ए त्रणे विप्रनी कृपाथी (मळे छे).

किंच ब्राह्मणो ममैव श्रेष्ठं मुखम्, अतो युष्मदवज्ञया मन्मुखतिरस्कार एव कृत इत्याह—**नाहमिति।**

वळी, ब्राह्मणो ज मारुं श्रेष्ठ मुख छे, आथी आपनी अवज्ञाथी मारा मुखनो ज तिरस्कार कर्यो छे, एम कहे छे — '**न अहम् इति।**'

**नाहं तथाऽद्मि यजमानहविर्विताने**
**श्च्योतद्घृतप्लुतमदन्हुतभुङ्मुखेन ।**
**यद्ब्राह्मणस्य मुखतश्चरतोऽनुघासं**
**तुष्टस्य मय्यवहितैर्निजकर्मपाकैः॥ ८**

यज्ञमां यजमानना (चरु, पुरोडाश वगेरे) हविषने अग्निरूप मुखथी हुं (जमतो होवा छतां) तेवो नथी जमतो के जेवो कोळिये कोळिये नीतरता घीथी तरबोळ भोजन करता, मारा प्रत्ये अर्पण करायेलां कर्मफळोथी संतुष्ट रहेनार ब्राह्मणना मुखथी जमुं छुं. ॥ ८ ॥

विताने यज्ञे यजमानस्य हविश्चरुपुरोडाशादि हुतभुगग्निस्तेन मुखेन अदन्नश्नन्नपि तथा नाद्मि नाश्नामि। यद्यथा श्च्योतता क्षरता घृतेन प्लुतं विलोडितं पायसादि प्रतिग्रासं रसास्वादपूर्वकं चरतो भुञ्जानस्य ज्ञानिनो ब्राह्मणस्य मुखतोऽश्नामि। मयि समर्पितैः कर्मफलैस्तुष्टस्य निष्कामस्येत्यर्थः ॥ ८॥

'**विताने**' यज्ञमां, यजमानना '**हविः**' चरु, पुरोडाश वगेरेने '**हुतभुक्**' अग्नि– ते अग्निना मुखथी '**अदन्**' जमतो होवा छतां हुं तेवो '**न-अद्मि**' जमतो नथी, के '**यत्**' जेवो '**श्च्योतता**' नीतरता घीथी '**प्लुतं**' तरबोळ पायस वगेरे प्रत्येक कोळिये रसास्वादपूर्वक '**चरतः**' भोजन करता, ज्ञानी ब्राह्मणना मुखथी जमुं छुं. मारा प्रत्ये अर्पण करायेलां कर्मफळोथी '**तुष्टस्य**' संतुष्ट रहेनार निष्काम ब्राह्मणना, एम अर्थ छे.॥ ८ ॥

**येषां बिभर्म्यहमखण्डविकुण्ठयोग-**
**मायाविभूतिरमलाङ्घ्रिरजः किरीटैः।**
**विप्रांस्तु को न विषहेत यदर्हणाम्भः**
**सद्यः पुनाति सहचन्द्रललामलोकान्॥ ९**

अनंत अने अकुंठित एवी योगमायानी विभूतिवाळो तथा जेनुं चरणोदक महादेव चन्द्रशेखर सहित (सर्व) लोकने तत्काळ पावन करे छे (एवो परमपावन परमेश्वर होवा छतां) जेमनी पवित्र चरणरजने हुं मुकुटो वडे धारण करुं छुं, (तेओ अपराध करे तो पण) ते विप्रोने तो कोण सहन न करे? ॥ ९ ॥

किंच येषाममलमङ्घ्रिरजोऽहं किरीटैर्बिभर्मि तान् विप्रानपकुर्वतोऽपि कोऽन्यो न विषहेत। कथंभूतोऽहम्। अखण्डाऽनवच्छिन्ना विकुण्ठाऽप्रतिहता च योगमायाविलासभूता विभूतिर्यस्य सः। तथा यस्य ममार्हणाम्भः पादोदकं चन्द्रललामेनेश्वरेण सहितान्लोकान् सद्यः पुनाति। एवं परमेश्वरः परमपावनोऽपि सन्नहं बिभर्मीति॥ ९॥

વળી, જે બ્રાહ્મણોની પવિત્ર ચરણરજને હું મુકુટો દ્વારા ધારણ કરું છું, તે બ્રાહ્મણો અપરાધ કરે તો પણ તેમને કોણ સહન ન કરે? કેવો હું? **'अखण्डा'** અમર્યાદિત (સ્થળની સીમાથી પર) અસીમ, **'विकुण्ठा'** (કાળની સીમાથી પર) કુંઠિત ન થનારી, યોગમાયાના વિલાસરૂપ વિભૂતિ જેની છે તે હું, તેમ જ **'यस्य'** જેનું– મારું **'अर्हण-अम्भः'** ચરણોદક **'चन्द्रललामेन'** મહાદેવ ચન્દ્રશેખર સહિત લોકોને તત્કાળ પવિત્ર કરે છે. આવો હું પરમેશ્વર પરમપાવન હોવા છતાં પણ (જેમની ચરણરજ) ધારણ કરું છું. ॥ ૯ ॥

**वंशीधरी**—'किरीटैरिति।' बहुत्वं सर्वावताररूपग्रहणार्थम्।

'મુકુટો' બહુવચન છે કારણ કે સર્વ અવતારનાં રૂપોમાં મેં મુકુટો ગ્રહણ કર્યા છે. (અનેક અવતારોમાં મુકુટો ધારણ કરું છું, એમ કહેવા માંગે છે.)

**ये मे तनूर्द्विजवरान्दुहतीर्मदीया**
**भूतान्यलब्धशरणानि च भेदबुद्ध्या।**
**द्रक्ष्यन्त्यघक्षतदृशो ह्यहिमन्यवस्तान्**
**गृध्रा रुषा मम कुषन्त्यधिदण्डनेतुः॥ १०**

જેઓ મારા શરીરરૂપ ઉત્તમ બ્રાહ્મણોને, દૂધ આપનારી ગાયોને તથા નિરાધાર પ્રાણીઓને મારાથી ભિન્ન સ્વરૂપે જોશે, તેવા પાપથી નષ્ટ થયેલી દૃષ્ટિવાળા મનુષ્યોને, મારા નિયુક્ત કરેલા, દંડ દેનારા યમરાજના ગીધ જેવા આકારવાળા તેમ જ સર્પ જેવા ક્રોધી (યમદૂતો) ક્રોધથી કોચી નાખશે. ॥ ૧૦ ॥

किंच मे तनूरधिष्ठानानि। कास्ताः। द्विजवरान् दुहतीर्दोग्ध्रीः, गा इत्यर्थः। दुहितुरिति पाठेऽपि गा एव। विष्णुरूपात्सूर्यादुत्पन्नत्वात्। 'सूर्यसुताश्च गावः' इति वचनात्। अलब्धशरणानि रक्षकहीनानि भेदबुद्ध्या मदधिष्ठानं न भवन्तीति पृथग्दृष्ट्या ये द्रक्ष्यन्ति। अघेन क्षता नष्टा दृष्टिर्येषां तान्। मदीयोऽधिकृतो दण्डनेता यो यमस्तस्य गृध्राकारा ये दूताः। अहिवन्मन्युर्येषाम्। रुषा क्रोधेन कुषन्ति चञ्चुभिश्छिन्दन्ति॥ १०॥

વળી, મારાં શરીરરૂપ અધિષ્ઠાનો છે. તે કયાં કયાં છે? શ્રેષ્ઠ બ્રાહ્મણોને, **'दुहतीः'** દૂધ આપનારી ગાયોને– એમ અર્થ છે. **'दुहती'** ને બદલે **'दुहितुः'** એમ પાઠ હોય તો પણ ગાયોને– એમ જ અર્થ થાય કારણ કે વિષ્ણુરૂપ સૂર્યમાંથી ઉત્પન્ન થવાને કારણે ગાયો ભગવાનની દીકરીઓ થઈ. ''ગાયો સૂર્યપુત્રીઓ છે.'' એમ (પરાશરસ્મૃતિમાં) વચન હોવાથી– **'अलब्धशरणानि'** આશ્રય વિનાનાં પ્રાણીઓને **'भेदबुद्ध्या'** મારાથી ભિન્ન છે એવી દૃષ્ટિથી, મારાં અધિષ્ઠાન નથી એમ ભિન્ન દૃષ્ટિથી જેઓ જોશે, પાપથી **'क्षता'** નષ્ટ થઈ છે દૃષ્ટિ જેમની તેમને– મારા **'अधिकृतः'** નિયુક્ત કરેલા દંડ દેનારા જે યમરાજ છે, તેમના ગીધ જેવા આકારવાળા જે દૂતો છે, જેમનો ક્રોધ સર્પ જેવો છે, તેઓ **'रुषा'** ક્રોધથી **'कुषन्ति'** ચાંચો વડે કોચી નાખશે. ॥ ૧૦ ॥

**वंशीधरी**—

'आदित्यं ये प्रपश्यन्ति मां पश्यन्ति न संशयः।'
इति भविष्येऽर्जुनं प्रति श्रीकृष्णोक्तेः।
एवंभूतास्तु मां वशीकुर्वन्तीत्याह।

**ये ब्राह्मणान्मयि धिया क्षिपतोऽर्चयन्त-**
**स्तुष्यद्धृदः स्मितसुधोक्षितपद्मवक्त्राः।**
**वाण्यानुरागकलयात्मजवद्गृणन्तः**
**सम्बोधयन्त्यहमिवाहमुपाहृतस्तैः ॥ ११**

ये क्षिपतः परुषं भाषमाणानपि ब्राह्मणान्सम्बोधयन्ति। मयि या धीस्तया वासुदेवदृष्ट्याऽर्चयन्तः सन्तः तुष्यद्धृदः प्रीयमाणचित्ताः। स्मितमेव सुधा तयोक्षितं सिक्तं पद्मतुल्यं वक्त्रं येषाम्। अनुरागकलया प्रेमशोभया वाचा गृणन्तः स्तुवन्तः। यथा कुपितमात्मजं स्निग्धः पिता सत्पुत्रो वा पितरम्। अहमिव भृगुं युष्मान्वा। तैरहमुपाहृतो वशीकृतः॥ ११॥

તત્તસ્માન્મેઽવસાયમભિપ્રાયમલક્ષમાણાવજાનન્તૌ

'જેઓ સૂર્યનારાયણનાં દર્શન કરે છે તેઓ મારાં જ દર્શન કરે છે, તેમાં સંશય નથી.'– એમ ભવિષ્યપુરાણમાં અર્જુન પ્રતિ ભગવાન શ્રીકૃષ્ણની ઉક્તિ છે.

ખરેખર, આવા મનુષ્યો મને વશ કરી લે છે, તેમ કહે છે

જે મનુષ્યો કર્કશવાણી બોલતા બ્રાહ્મણોનું પણ 'આ ભગવાન છે.' તેવી દૃષ્ટિથી મારામાં રાખેલી બુદ્ધિથી પ્રસન્ન ચિત્તે પૂજન કરે છે, (પ્રેમાળ પિતા) પ્રેમથી શોભતી વાણીથી રીસાયેલા પુત્રને મનાવે તેમ તથા હું જેમ આપને સંબોધી રહ્યો છું તેમ બ્રાહ્મણોને સંબોધે છે, તેવા મનુષ્યો મને વશ કરી લે છે. ॥ ૧૧ ॥

'**क्षिपतः**' તિરસ્કાર કરતા, કર્કશ વાણી બોલતા બ્રાહ્મણોને પણ (હે દયાસિંધુ, હે સ્વામી, વગેરે કોમળ વાણીથી પ્રસન્ન કરતા – વં.) સંબોધન કરે છે. મારામાં જે ભાવના કરવામાં આવે તે – 'આ ભગવાન છે.' તે વાસુદેવ દૃષ્ટિથી પૂજન કરતા હોઈ '**तुष्यद्-हृदः**' પ્રસન્ન ચિત્તવાળા થઈને – સ્મિત એ જ સુધા, તેનાથી સિંચિત કમળ સમાન મુખ છે જેમનું – '**अनुरागकलया**' પ્રેમથી શોભતી વાણીથી '**गृणन्तः**' સ્તુતિ કરતા – જેમ ગુસ્સે થયેલા પુત્રને પ્રેમાળ પિતા મનાવે અથવા સત્પુત્ર પિતાને પ્રસન્ન કરે તેમ; જેમ હું ભૃગુઋષિને અથવા આપને સંબોધું છું તેમ, તેવા મનુષ્યો દ્વારા '**अहम्**'-**उपाहृतः**' હું વશ કરાયો છું. ॥૧૧॥

तत्तस्मान्मेऽवसायमभिप्रायमलक्षमाणावजानन्तौ युष्मदपराधोचितां गतिं सद्यः प्राप्य मत्समीपं इतां प्राप्नुताम्। तदिति स मेऽनुग्रहः। तमेवाह।

'**तत्**' તેથી મારો '**अवसायम्**' અભિપ્રાય '**अलक्षमाणौ**' ન જાણતા આ બે (દ્વારપાળો) આપના અપરાધને અનુરૂપ ફળ શીઘ્ર પ્રાપ્ત કરીને મારી પાસે '**इताम्**' આવો. '**तत् इति**' મારા ઉપર (આપનો) તે અનુગ્રહ છે તે જ જણાવે છે.

**तन्मे स्वभर्तुरवसायमलक्षमाणौ**
**युष्मद्व्यतिक्रमगतिं प्रतिपद्य सद्यः।**
**भूयो ममान्तिकमितां तदनुग्रहो मे**
**यत्कल्पतामचिरतो भृतयोर्विवासः॥ १२**

તેથી પોતાના સ્વામીનો (મારો) અભિપ્રાય ન જાણતા આ બે દ્વારપાળો, આપના કરેલા અનાદરનું ફળ પામીને અવિલંબે ફરી મારી પાસે આવો– મારા ઉપર આપનો તે અનુગ્રહ હો! જેને લીધે આ બન્ને સેવકોનો નિર્વાસનકાળ થોડા સમયમાં પૂરો થાય.॥ ૧૨ ॥

यत् भृतयोर्विवासोऽचिरतः शीघ्रं कल्पतां सम्पद्यतां समाप्यतामिति॥ १२॥

**वंशीधरी**—भृतयोर्भृत्ययोः।

**ब्रह्मोवाच**

**अथ तस्योशतीं देवीमृषिकुल्यां सरस्वतीम्।**
**नास्वाद्य मन्युदष्टानां तेषामात्माप्यतृप्यत॥ १३**

उशतीं कमनीयां प्रियां देवीं द्योतमानामृषिकुल्यां ऋषयो मन्त्रास्तत्प्रवाहरूपाम्, ऋषिकुलयोग्यामिति वा। सरस्वतीं वाचमास्वाद्य तन्माधुर्यमनुभूय सर्पप्रायेण मन्युना दष्टनामपि। क्रोधविषयव्याप्तानां हि मनो रसानुभवाभावात् प्रियभाषणमपि न सहते, तेषां त्वात्मा मनो नातृप्यत अलमिति नामन्यत॥ १३॥

**सतीं व्यादाय शृण्वन्तो लघ्वीं गुर्वर्थगह्वराम्।**
**विगाह्यागाधगम्भीरां न विदुस्तच्चिकीर्षितम्॥ १४**

सतीं श्रेष्ठाम्। व्यादाय प्रसार्य। कर्णं दत्त्वेत्यर्थः। लघ्वीं मिताक्षराम्। गुरुभिरर्थैर्गह्वरां दुष्प्रवेशाम्। अगाधामभिप्रायतः। गम्भीरामर्थतः। विगाह्य विचार्यापि किमस्मानभिनन्दति निन्दति वाऽस्मत्कृतं दण्डं वा सङ्कोचयतीति न विदुः॥ १४॥

**ते योगमाययारब्धपारमेष्ठ्यमहोदयम्।**
**प्रोचुः प्राञ्जलयो विप्राः प्रहृष्टाः क्षुभितत्वचः॥ १५**

જેથી સેવકોનો નિર્વાસનકાળ **'अचिरतः'** શીઘ્ર **'कल्पताम्'** સમ્પન્ન થાય– સમાપ્ત થાય ॥ ૧૨ ॥

**'भृतयोः'** અર્થાત્ **भृत्ययोः**

**બ્રહ્માજી બોલ્યા** – ત્યાર બાદ મંત્રોના પ્રવાહરૂપ અથવા ઋષિકુળને છાજે તેવી તેમની (ભગવાનની) કમનીય અને પ્રકાશમાન સરસ્વતીના માધુર્યને અનુભવીને પણ ક્રોધરૂપ સર્પ વડે ડસાયેલા તે ઋષિકુમારોનું મન તૃપ્ત થયું નહીં. ॥ ૧૩ ॥

**'उशतीम्'** કમનીય, પ્રિય **'देवीम्'** પ્રકાશમાન; **'ऋषिकुल्याम्'** – **ऋषयः** મન્ત્રો, તેમના પ્રવાહરૂપ વાણીને અથવા ઋષિકુળને યોગ્ય એવી **'सरस्वतीम्'** વાણીને, **'आस्वाद्य'** તેના માધુર્યને અનુભવીને (પણ) સર્પ જેવા ક્રોધ વડે ડસાયેલા – ક્રોધરૂપી વિષયથી વ્યાપ્ત થયેલાઓનું મન ખરેખર, રસાનુભવના અભાવને કારણે મધુર વાણી પણ સહન કરતું નથી. તેમનું **'आत्मा'** મન **'न-अतृप्यत'** તૃપ્ત થયું નહીં ॥ ૧૩ ॥

શ્રેષ્ઠ વાણીને કાન દઈને સાંભળતા ઋષિ સનત્કુમારો મિતાક્ષરી, વિપુલ અર્થો વડે ગહન, અગાધ અભિપ્રાયવાળી તેમ જ અર્થગંભીર વાણીને વિચારીને, તે ભગવાનના કરવા ઈચ્છેલને જાણી શક્યા નહીં. ॥ ૧૪ ॥

**'सतीम्'** શ્રેષ્ઠ વાણીને **'व्यादाय'** કાન માંડીને (સાંભળતા) – એમ અર્થ છે. **'लघ्वीम्'** મિતાક્ષરી વાણીને, **'गुरुभिः'** વિપુલ અર્થો વડે ગહન, સમજવી મુશ્કેલ, અગાધ અભિપ્રાયને કારણે દુર્બોધ આશયવાળી, અર્થગંભીર **'विगाह्य'** વિચાર્યા છતાં પણ, શું અમારું અભિનન્દન કરે છે કે નિન્દા કરે છે, કે પછી અમારી કરેલી શિક્ષાને ઘટાડવા માંગે છે, તે સમજી શક્યા નહીં. ॥ ૧૪ ॥

પ્રસન્ન થયેલા તેમ જ રોમાંચિત થયેલી ત્વચાવાળા તે વિપ્રકુમારો, યોગમાયાના પ્રભાવથી પોતાના પરમ ઐશ્વર્યના પરમ ઉત્કર્ષને પ્રકટ કરનારા ભગવાનને બે હાથ જોડી કહેવા લાગ્યા. ॥ ૧૫ ॥

ततश्चाभिनन्दतीति ज्ञात्वा ते प्रहृष्टाः सन्तः प्रोचुः। क्षुभिता रोमाञ्चिता त्वक् येषाम्। कूपितेति पाठे सञ्जातरोमकूपोक्त्या रोमाञ्चितत्वमेवोक्तम्। आरब्ध आविष्कृतः पारमेष्ठ्यस्य परमैश्वर्यस्य महोदयः परमोत्कर्षो येन तम्। अधिराजत्वमाविष्कृत्य राजशिक्षार्थं ब्राह्मणान्मानयतीति ज्ञात्वेत्यर्थः॥ १५॥

ત્યાર બાદ, ભગવાન તો અભિનન્દન આપે છે– એમ જાણી તેઓ પ્રસન્ન થયા અને બોલ્યા. **'क्षुभिता'** પુલકિત થઈ છે ત્વચા જેમની– ક્ષુભિતને બદલે **'कूपित'** પાઠમાં (રોમકૂપનાં દ્વાર ખુલી ગયાં એમ કહેવામાં) રોમાંચિતતા જ જણાવેલી છે. **'आरब्धः'** પ્રકટ કર્યો છે **'पारमेष्ठ्यस्य'** પરમ ઐશ્વર્યનો **'महोदयः'** પરમ ઉત્કર્ષ જેમણે, તે ભગવાનને, બ્રાહ્મણનું પરમશાસકત્વ પ્રકટ કરી શાસકનો દંડ નક્કી કરવા માટે ભગવાન બ્રાહ્મણોને માન આપે છે, તેમ જાણીને, એમ અર્થ છે. ॥૧૫॥

**वंशीधरी**—'सर्वोत्कृष्टे पारमेष्ठ्यं साम्राज्ये ब्रह्मणः पदे।' इति निरुक्तिः।

સર્વોત્કૃષ્ટ સામ્રાજ્યમાં બ્રાહ્મણના ચરણમાં પરમ ઐશ્વર્ય હોય છે.

**ऋषय ऊचुः**

**न वयं भगवन्विद्मस्तव देव चिकीर्षितम्।**
**कृतो मेऽनुग्रहश्चेति यदध्यक्षः प्रभाषसे॥ १६**

**(સનકાદિ) ઋષિઓ બોલ્યા** – હે ભગવાન, આપ સર્વના ઈશ્વર થઈને '(હે સનત્કુમારો,) આપે મારી ઉપર અનુગ્રહ કર્યો છે.' એમ જે કહી રહ્યા છો, તેથી હે દેવ, આપે કરવા ઈચ્છેલને અમે સમજી શકતા નથી. ॥૧૬॥

अध्यक्षः सर्वेश्वरः सन् 'तद्धीत्यात्मकृतं मन्ये' इत्युक्त्या मयाऽपराधः कृत इति, 'तथा तदनुग्रहो मे' इत्यादिवचनेन ममानुग्रहश्चेति यत्प्रभाषसे तेन तव यच्चिकीर्षितं तन्न विद्मः॥ १६॥

**'अध्यक्षः'** સર્વના ઈશ્વર થઈને 'તે અપરાધ મેં જ કર્યો છે, એમ હું માનું છું.' (શ્લોક-૪) 'તેવો મારા ઉપર આપનો અનુગ્રહ હો.' (શ્લોક-૧૨) વગેરે વચન દ્વારા– '(હે સનત્કુમારો,) મારી ઉપર (આપે) અનુગ્રહ કર્યો.' એમ જે આપ બોલો છો, તેનાથી આપે જે કરવા ઈચ્છેલું છે, તે અમે જાણી શકતા નથી. ॥૧૬॥

**ब्रह्मण्यस्य परं दैवं ब्राह्मणाः किल ते प्रभो।**
**विप्राणां देवदेवानां भगवानात्मदैवतम्॥ १७**

હે પ્રભો, બ્રાહ્મણોનું હિત કરનાર એવા આપને માટે બ્રાહ્મણો શ્રેષ્ઠ દેવો છે, (તે આપે લોકશિક્ષાર્થે કહ્યું, પરંતુ) ખરી રીતે દેવોના દેવ એવા બ્રાહ્મણોના આપ ભગવાન, આત્મા અને ઈષ્ટદેવ છો. ॥૧૭॥

किलेति लोकशिक्षार्थं सूचितम्। परमार्थमाहुः—विप्राणामिति। देवदेवानां देवपूज्यानामपि भगवांस्त्वमात्मा च दैवतं च ॥१७॥

**'किल'** એમ લોકશિક્ષાર્થે કહ્યું તે સૂચિત કરેલા પરમ અર્થને જણાવે છે– **'विप्राणाम् इति।' 'देवदेवानाम्'** દેવોના પણ પૂજ્ય, આપ ભગવાન આત્મા છો અને ઈષ્ટદેવ પણ છો. ॥૧૭॥

लोकशिक्षार्थताप्रपञ्चः—**त्वत्त इत्यष्टभिः।**

લોકશિક્ષાનું આઠ શ્લોકોથી વાસ્તવિક વિવરણ કરે છે— **'त्वत्तः इति।'**

**त्वत्तः सनातनो धर्मो रक्ष्यते तनुभिस्तव।**
**धर्मस्य परमो गुह्यो निर्विकारो भवान्मतः॥ १८**

આપનાથી જ સનાતનધર્મ ઉત્પન્ન થાય છે અને આપના અવતારોથી ધર્મ રક્ષાય છે. આપ જ ધર્મના પરમ રહસ્યમય અને નિર્વિકાર ફળરૂપ માનવામાં આવ્યા છે. ॥ ૧૮ ॥

धर्मस्त्वत्तः एव भवति रक्ष्यते च त्वदवतारैः। परमः फलरूपोऽत एव गुह्यो गोप्यः। न च स्वर्गादिफलवद्विकारी भवान् किन्तु निर्विकारो मतः। अत एवंभूतस्य तवेदं लोकशिक्षामात्रमिति भावः॥ १८॥

આપનાથી જ સનાતનધર્મ ઉત્પન્ન થાય છે અને આપના અવતારોથી ધર્મ રક્ષાય છે. આપ પરમ ફળરૂપ છો આથી જ **'गुह्यः'** રહસ્યમય છો, સ્વર્ગ વગેરે ફળની જેમ વિકારવાળા ફળરૂપ નહીં, પરંતુ આપ નિર્વિકાર ફળરૂપ માનવામાં આવ્યા છો. આમ હોવાથી આપનાં આ વાક્યો માત્ર લોકશિક્ષાર્થે જ છે, તેવો ભાવ છે.॥ ૧૮ ॥

**सुबोधिनी**—त्वमेव नः सनातनो धर्मः, यज्ञरूपत्वात्, ब्रह्मरूपत्वाच्च। 'यज्ञेन यज्ञमयजन्त देवाः' 'अयं तु परमो धर्मो यद्योगेनात्मदर्शनम्।' इति। त्वयैव तनुभिरवतारैः स्वधर्मो रक्ष्यते 'यदा यदा हि धर्मस्य' इति वाक्यात्।

આપ જ અમારો સનાતન ધર્મ છો કારણ કે આપ યજ્ઞરૂપ છો તથા બ્રહ્મરૂપ છો. 'દેવોએ યજ્ઞથી યજ્ઞ(રૂપ વિષ્ણુ)નું યજન કર્યું.' (તૈત્તિ.આ.૩/૧૨/૧૮) 'પરંતુ આ પરમ ધર્મ છે કે યોગથી આત્મદર્શન કરવું.' (યા.સ્મૃ.૧/૮) આપના જ અવતારોથી સ્વધર્મ રક્ષાય છે કારણ કે 'હે ભારત, જ્યારે જ્યારે ધર્મની હાનિ અને અધર્મની અભિવૃદ્ધિ થાય છે, ત્યારે હું મારી જાતનું સર્જન કરું છું.' (ગીતા ૪/૭) એ વાક્યથી (અવતારો દ્વારા ધર્મરક્ષા થવાનું પ્રમાણ મળે છે.)

विपरीतं चेदमित्याहुः—**तरन्तीति।**

'મારા ઉપર આપનો તે અનુગ્રહ હો!' (શ્લોક-૧૨) આ તો વિપરીત જ છે, એમ કહે છે—**'तरन्ति इति।'**

**तरन्ति ह्यञ्जसा मृत्युं निवृत्ता यदनुग्रहात्।**
**योगिनः स भवान् किंस्विदनुगृह्येत यत्परैः॥ १९**

જેમના અનુગ્રહથી જ વિરક્ત યોગીઓ અનાયાસે મૃત્યુને તરી જાય છે, તે આપ શું અન્ય દ્વારા અનુગૃહીત થાઓ ખરા? ॥ ૧૯ ॥

यस्यानुग्रहादेव निवृत्ता विरक्ता योगिनश्च सन्तो मृत्युं तरन्ति स भवान्परैरनुगृह्येतेति किंस्वित्। न किंचिदित्यर्थः॥ १९॥

જેમના અનુગ્રહથી જ **'निवृत्ताः'** નિવૃત્તિપરાયણ, વિરક્ત **'योगिनः'** યોગીઓ, સંતો અનાયાસે મૃત્યુને તરી જાય છે, તેવા આપ શું અન્ય દ્વારા અનુગૃહીત થાઓ ખરા? કોઈથી ન થાઓ, એમ અર્થ છે. ॥ ૧૯ ॥

यच्चोक्तं 'यत्सेवया चरणपद्मपवित्ररेणुं सद्यः क्षताखिलमलं प्रतिलब्धशीलम्।' इत्यादि, तदत्यन्तमसम्भावितमित्याहुर्द्वाभ्याम्।

અને જે કહેવામાં આવ્યું કે 'જે વિપ્રોની સેવાથી ચરણકમળની પવિત્રરજવાળા, સમસ્ત મળનો તરત જ નાશ કરનારા, સદાચારને પ્રાપ્ત કરનારા એવા મને લક્ષ્મીજી ત્યજતાં નથી.' ઈત્યાદિ (શ્લો-૭), તે અત્યન્ત અયોગ્ય છે, એમ બે શ્લોકો દ્વારા કહે છે.

**यं वै विभूतिरुपयात्यनुवेलमन्यै-**
**रर्थार्थिभिः स्वशिरसा धृतपादरेणुः।**
**धन्यार्पिताङ्घ्रितुलसीनवदामधाम्नो**
**लोकं मधुव्रतपतेरिव कामयाना॥ २०**

यं वै विभूतिर्लक्ष्मीरनुवेलमवसरेऽवसरे उपयाति सेवते। धृतः पादरेणुर्यस्याः। धन्यैः सुकृतिभिरर्पितमङ्घ्रौ यत्तुलस्या नवं दाम माला तद्धाम स्थानं यस्य तस्य। मधुव्रतपतेर्भ्रमरमुख्यस्य लोकं स्थानमङ्घ्रिं कामयमानेव॥ २०॥

ધનની ઇચ્છા કરનારા અન્ય જનો જેમની ચરણરજ પોતાનાં મસ્તક ઉપર ધારણ કરે છે તેવાં શ્રીલક્ષ્મીજી, પુણ્યશાળી જનો દ્વારા (શ્રીહરિનાં) ચરણકમળમાં સમર્પવામાં આવેલી કોમળ તુલસીની માળાઓ જેનું સ્થાન છે તેવા ભ્રમરરાજના નિવાસસ્થાનરૂપ ચરણકમળની ચાહના કરતાં હોય તેમ ખરેખર, નિરંતર જેમની (આપની) સેવા કરે છે. ॥ ૨૦ ॥

**'यम्'** (આપની) જેમની, **'विभूतिः'** લક્ષ્મીજી **'अनुवेलम्'** પ્રત્યેક અવસરે **'उपयाति'** સેવા કરે છે. જેમની (લક્ષ્મીજીની) ચરણરજ ધારણ કરે છે. **'धन्यैः'** પુણ્યશાળી જનો દ્વારા ચરણકમળમાં જે નવતુલસીની માળાઓ અર્પણ કરવામાં આવી છે તે **'धाम'** સ્થાન જેનું છે તેના, **'मधुव्रतपतेः'** ભ્રમરરાજના **'लोकम्'** નિવાસસ્થાનરૂપ ચરણકમળની ચાહના કરતાં હોય તેમ ॥ ૨૦ ॥

**यस्तां विविक्तचरितैरनुवर्तमानां**
**नात्याद्रियत्परमभागवतप्रसङ्गः ।**
**स त्वं द्विजानुपथपुण्यरजः पुनीतः**
**श्रीवत्सलक्ष्म किमगा भगभाजनस्त्वम्॥ २१**

विविक्तचरितैर्विशुद्धैः परिचरणैरनुवर्तमानां सेवमानामपि यो नात्याद्रियत् नातीवादृतवान्, स एवंभूतस्त्वम्। अयं भावः—इत्थं नामातिलम्पट-तया लक्ष्मीस्त्वां सेवते। कथम्। एवं हि सा मेने। अयं हि सारग्राही मधुव्रतश्चञ्चलश्च स चाङ्घ्रिगतायां तुलस्यां सपरिवारो निश्चलः सन् रमते अतोऽङ्घ्रिलावण्यमत्यधिकं स्यात्ततोऽहं

પવિત્ર આચરણોથી સેવા કરતાં (હોવા છતાં) જે ભગવાન તે લક્ષ્મીજીનો અત્યંત આદર નથી કરતા (કારણ કે) ઉત્તમ ભક્તો પ્રતિ વિશેષ પ્રેમવાળા છે. એવા સેવવાયોગ્ય ગુણોના આશ્રયરૂપ આપ ભગવાનને (બ્રાહ્મણોની પાછળ પાછળ ચાલતાં) માર્ગમાં લાગેલી (ભૂદેવોનાં ચરણની) પવિત્ર રજ અને શ્રીવત્સચિહ્ન (કે જે બન્નેને આપે ભૂષણરૂપે) સ્વીકાર્યાં છે, તે શું આપને પવિત્ર કરી શકે? ॥ ૨૧ ॥

**'विविक्तचरितैः'** પવિત્ર આચરણોથી **'अनुवर्त-मानाम्'** સેવા કરતાં હોવા છતાં લક્ષ્મીજીનો જે ભગવાન **'न-अति-आद्रियत्'** અત્યંત આદર નથી કરતા. તે આવા આપને, ભાવ આ પ્રમાણે છે– 'આ રીતે અત્યંત લાલાયિત થઈને લક્ષ્મીજી આપની સેવા કરે છે. શા માટે? કારણ કે તેઓ આમ માને છે– આ સારગ્રાહી અને ચંચળ એવો ભમરો પણ ચરણમાં રહેલાં તુલસીજી સાથે પરિવાર સહિત નિશ્ચળ થઈને રમણ કરે છે, આથી ચરણનું લાવણ્ય અતિ અધિક થાય છે. તેથી હું

वक्षसि स्थितापि योगिजनादिबहुसेवकसंघर्षम-ङ्गीकृत्यापि तुलस्या सह सापत्न्येनापि चरणौ सेविष्यामीति तदेवमत्यौत्सुक्येनानुवर्तमानामपि तां त्वं नातीवाद्रियसे। यतः परमभागवतेष्वेव प्रकृष्टसङ्गवान्। स एवं परमसौभाग्यनिधिस्त्वम्। अतो ब्राह्मणप्रसादान्मां श्रीर्न विजहातीत्यलभ्यला-भत्वेन निर्देशो न समञ्जस इति। किंच स्वत एव त्वं भगभाजनो भजनीयानां गुणानामाश्रयः परमशुद्धश्च तं त्वां द्विजानामनुपथं पथि पथि लग्नं यत्पुण्यं रजस्तथा श्रीवत्सलक्ष्म च किं पुनीतः पवित्रीकुरुतः। किं किमर्थं च ते उभे अगाः प्राप्तो भूषणत्वेन स्वीकृतवानसि। अतो 'यत्सेवया चरणपद्मपवित्ररेणुम्' 'इत्यादिवचनं लोकसङ्ग्रहमात्रमित्यर्थः॥ २१॥

વક્ષ:સ્થળમાં રહેલી હોવા છતાં પણ યોગીજનો વગેરે અનેક સેવકોની ભીડ સહન કરીને પણ તુલસી સાથે શોક્યભાવ સાથે પણ ચરણોની સેવા કરીશ.' આમ અતિ ઉત્સુકતાથી સેવા કરતાં તે લક્ષ્મીજીને પણ આપ અત્યંત આદર નથી આપતા કારણ કે ઉત્તમ ભક્તજનો પ્રતિ આપ વિશેષ પ્રેમવાળા છો. તે આપ આવા પરમ સૌભાગ્યનો ભંડાર છો. આથી 'ભૂદેવોની કૃપાથી શ્રીદેવી મારો ત્યાગ કરતાં નથી.' (શ્લોક-૭) એમ અલભ્ય લાભરૂપે કરેલો નિર્દેશ ઉચિત નથી. વળી, આપ પોતે જ '**भगभाजनः**' સેવવા યોગ્ય ગુણોનો આશ્રય તેમ જ પરમ શુદ્ધ છો. તેવા આપને '**अनुपथम्**' (બ્રાહ્મણની પાછળ જતાં) માર્ગમાં લાગેલી જે પવિત્ર રજ છે તે તથા શ્રીવત્સચિહ્ન શું '**पुनीतः**' પવિત્ર કરે? તે બન્નેને આપે '**किम्**' શા માટે ભૂષણરૂપે '**अगाः**' સ્વીકાર્યાં છે? (તે બન્નેનું ગૌરવ વધારવા માટે જ સ્વીકાર્યાં છે.) આથી 'જે વિપ્રોની સેવાથી ચરણકમળમાં પવિત્રરેણુવાળા મને....' (શ્લોક-૭) વગેરે વચન લોકશિક્ષા માટે જ છે, એમ અર્થ છે. ॥ ૨૧ ॥

धर्ममूर्तेश्च तवेदमुचितमेवेत्याहुः—**धर्मस्येति त्रिभिः।**

ધર્મમૂર્તિ એવા આપને માટે આ (લોક-સંગ્રહ) ઉચિત જ છે, એમ ત્રણ શ્લોકો દ્વારા કહે છે—'**धर्मस्य इति।**

**धर्मस्य ते भगवतस्त्रियुग त्रिभिः स्वैः**
**पद्भिश्चराचरमिदं द्विजदेवतार्थम्।**
**नूनं भृतं तदभिघाति रजस्तमश्च**
**सत्त्वेन नो वरदया तनुवा निरस्य॥ २२**

હે ત્રણ યુગમાં અવતાર ધારણ કરનાર ભગવાન, આપની વરદાયિની સત્ત્વગુણી મૂર્તિથી (તપ, દયા અને પવિત્રતા) તે ત્રણ ચરણોનો નાશ કરનારા અમારા રજોગુણ અને તમોગુણને દૂર કરીને, ધર્મસ્વરૂપ એવા પોતાના એ ત્રણેય અસાધારણ ચરણો વડે બ્રાહ્મણો તથા દેવોને કાજે આ સ્થાવર અને જંગમ જગતનું પાલન કરવામાં આવે છે. ॥ ૨૨ ॥

त्रिष्वेव युगेष्वाविर्भवतीति त्रियुगः। यद्वा त्रीणि युगानि युगलानि त्रियुगाः षड्गुणा भगशब्दवाच्याः सन्त्यस्येति त्रियुगः। हे त्रियुग, धर्मरूपस्य तव त्रिभिः पद्भिः स्वैरसाधारणैस्तपः-

ત્રણ યુગોમાં જ અવતાર ધારણ કરે છે તે ત્રિયુગ. અથવા ત્રણ '**युगानि**' યુગલો (૧ જ્ઞાન-વૈરાગ્ય, ૨ યશ-શ્રી ૩ ઐશ્વર્ય-વીર્ય) ત્રણ જોડીવાળા, આ ભગવાનના 'ભગ' નામના છ ગુણો છે. ષડ્ગુણસમ્પન્ન હે ત્રિયુગ, ધર્મરૂપ એવા આપનાં '**स्वैः**' પોતાનાં તપ,

शौचदयाभिः। सत्यस्य धर्मविप्लवेऽपि कलावनुवर्तमानत्वात्त्रिभिरित्युक्तम्। भृतं पालितम्। किं कृत्वा। नोऽस्माकं वरदया सत्त्वेन तनुवा तन्वा सत्त्वमूर्त्या तदभिघाति तेषां पादानामभिघातकं रजश्च तमश्च निरस्य निराकृत्य। द्विजानां देवतानां च प्रयोजनाय नूनं भृतम्। यद्वा हिलोपे रूपं निरस्येति। अस्माकं तन्निवर्तयेत्यर्थः॥ २२॥

શૌચ અને દયા– એ ત્રણ અસાધારણ ચરણો વડે– કલિયુગમાં ધર્મની હાનિ થાય ત્યારે પણ સત્ય સર્વદા વર્તમાન હોવાથી ત્રણ ચરણો વડે, એમ કહ્યું છે. **'भृतम्'** પાલન કરવામાં આવે છે. શું કરીને? **'नः'** અમારા – આપની વરદાયિની **'सत्त्वेन तनुवा'** સત્ત્વગુણી મૂર્તિ વડે **'तद्–अभिघाति'** તે ત્રણ ચરણોનો નાશ કરનારા રજોગુણ અને તમોગુણને **'निरस्य'** દૂર કરીને – ખરેખર, બ્રાહ્મણો અને દેવોને માટે (ચર અને અચર જગતનું) પાલન કરવામાં આવે છે. અથવા **'निस्+ अस्'** (ગણ-૪) પરસ્મૈ.નું **'हि'** પ્રત્યય વગરનું આજ્ઞાર્થનું, બીજા પુ.એ.વ.નું રૂપ **'निःअस्य=निरस्य'** અમારા તે (રજસ્-તમસ્‌ને) તમે દૂર કરો, એમ અર્થ છે. ॥ ૨૨ ॥

**न त्वं द्विजोत्तमकुलं यदि हात्मगोपं**
**गोप्ता वृषः स्वर्हणेन ससूनृतेन।**
**तर्ह्येव नङ्क्ष्यति शिवस्तव देव पन्था**
**लोकोऽग्रहीष्यदृषभस्य हि तत्प्रमाणम्॥ २३**

હે દેવ, શ્રેષ્ઠ એવા આપ જો આપના દ્વારા રક્ષણ કરવા યોગ્ય ઉત્તમ બ્રાહ્મણકુળનું સુંદર પૂજન અને સુમધુર વચનો દ્વારા રક્ષણ નહીં કરો તો સ્પષ્ટ છે કે આપનો શ્રેયસમ્પાદક વેદમાર્ગ તે જ ક્ષણે નષ્ટ થશે કારણ કે લોકો સર્વશ્રેષ્ઠ એવા આપના જ આચરણને પ્રમાણ તરીકે સ્વીકારશે. ॥ ૨૩ ॥

आत्मगोपं त्वयैव रक्षणीयं द्विजोत्तमानां कुलम्। यदि ह स्फुटं त्वं न गोप्ता न रक्षिता। तृन्प्रत्ययान्तत्वान्न षष्ठीप्रयोगः*। वृषः श्रेष्ठः। हे देव, पन्था वेदमार्गो नङ्क्ष्यति नाशं यास्यति। ऋषभस्य श्रेष्ठस्य। हि यस्मात्तदनर्हणमसूनृतं चाग्रहीष्यत्। तदुक्तं गीतासु,

**'आत्मगोपम्'** આપના દ્વારા જ રક્ષણ કરવા યોગ્ય ઉત્તમ બ્રાહ્મણકુળના જો આપ **'न गोप्ता'** રક્ષક નહીં બનો તો, **तृ** પ્રત્યય અંતે લાગતો હોવાથી છઠ્ઠી વિભક્તિનો પ્રયોગ નથી. **'वृषः'** શ્રેષ્ઠ (એવા આપ), હે દેવ. **'पन्थाः'** વેદમાર્ગ **'नङ्क्ष्यति'** નાશ પામશે. **'ऋषभस्य'** સર્વશ્રેષ્ઠનું– **'हि'** કારણ કે પૂજા ન કરવી, મધુર વાણી ન બોલવી તે પ્રકારનું આચરણ જ લોકો ગ્રહણ કરશે. ગીતામાં તે જ કહ્યું છે,

* અહીં $\sqrt{}$**गुप्** ધાતુનું **तृ** પ્રત્યયવાળું કૃદન્ત ગોપ્તૃ (ગોપ્તા) છે અને કૃદન્તના યોગમાં કર્મની કે કર્તાની ષષ્ઠી પણ થઈ શકે. (પા.સૂ. ૨/૩/૬૫) એ રીતે **'कुलम्'** ને બદલે **'कुलस्य गोप्ता'** થાય પરંતુ અહીં ષષ્ઠી વિભક્તિ ગ્રહણ કરી નથી.

'यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः।
स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते॥'
इति॥ २३॥
नश्यत्विति चेत्तत्राहुः।

"ઉત્તમ પુરુષ જે જે આચરણ કરે છે તે તે અન્ય સાધારણ મનુષ્ય આચરે છે. જેને તે પ્રમાણ બનાવે છે તેને લોક અનુસરે છે." (ગીતા ૩/૨૧)

જો કહેવામાં આવે કે, ભલે તે વેદમાર્ગનો નાશ થાય! તો તે માટે તેઓ કહે છે.

**तत्तेऽनभीष्टमिव सत्त्वनिधेर्विधित्सोः**
**क्षेमं जनाय निजशक्तिभिरुद्धृतारेः।**
**नैतावता त्र्यधिपतेर्बत विश्वभर्तु-**
**स्तेजः क्षतं त्ववनतस्य स ते विनोदः॥ २४**

(વેદમાર્ગનો નાશ થાય) તે આપને અભીષ્ટ નથી જ. સત્ત્વગુણના ભંડાર, લોકનું કલ્યાણ કરવા ઈચ્છનારા પોતાની શક્તિઓ દ્વારા શત્રુનો નાશ કરનારા, ત્રણેય લોકના અધિપતિ, વિશ્વના પાલનકર્તા, આપનું (બ્રહ્મકુળને નમન યોગ્ય જ છે.) બ્રહ્મકુળને નમન કરનારનો પ્રભાવ આટલાથી ક્ષીણ થતો નથી કારણ કે તે (નમન વગેરે) સાચે જ આપની લીલા છે. ॥ ૨૪ ॥

तद्वेदमार्गनाशनम्। इवेति लोकोक्तिः। सत्त्वनिधित्वाज्जनाय क्षेमं शं विधातुमिच्छोरत एव निजशक्तिभी राजादिभिरुत्पाटितधर्मप्रति-पक्षस्य। अतस्तव ब्रह्मकुलेऽवनतिर्युक्तैव। ननु महतोऽन्येष्ववनतिस्तेजोहानिकरी। तत्राहुः। एतावता तु धर्मत्राणप्रयोजनेनावनतस्य नमनं कृतवतस्तव तेजः प्रभावो न क्षतं न क्षीणम्। यतः स नमनादिस्ते विनोदः॥ २४॥

વેદમાર્ગનો નાશ થાય તે આપને અભીષ્ટ નથી જ. '**इव इति।**' ('**इव**' શબ્દ ઉપમાન માટે નથી પણ નિશ્ચિતતા દર્શાવવા માટે છે. – વં.) આપ સત્ત્વગુણના ભંડાર હોવાથી લોકોનું '**क्षेमम्**' કલ્યાણ કરવા ઈચ્છતા અને આથી જ રાજા વગેરે '**निजशक्तिभिः**' પોતાની શક્તિઓ દ્વારા ધર્મના શત્રુનો નાશ કરનાર એવા આપનું, બ્રહ્મકુળ વિષેનું નમન યુક્ત જ છે. શંકા કરવામાં આવી છે કે મહાન મનુષ્યનું અન્યજનો વિષે કરવામાં આવેલું નમન તેજોવધ કરનારું છે. તે માટે ઉત્તર આપે છે કે ધર્મની રક્ષા કરવાના પ્રયોજનથી '**अवनतस्य**' નમન કરનારનો '**तेजः**' પ્રભાવ આટલાથી '**न क्षतम्**' ક્ષીણ થતો નથી, કારણ કે તે નમન વગેરે આપની લીલા છે. ॥ ૨૪ ॥

शापाग्रहं परित्यज्य विज्ञापयन्ति।

શાપ માટેનો આગ્રહ છોડીને (સનત્કુમારો ભગવાનને) વિનંતી કરે છે.

**यं वाऽनयोर्दममधीश भवान्विधत्ते**
**वृत्तिं नु वा तदनुमन्महि निर्व्यलीकम्।**
**अस्मासु वा य उचितो ध्रियतां स दण्डो**
**येऽनागसौ वयमयुङ्क्ष्महि किल्बिषेण॥ २५**

હે અધીશ, આ બન્ને (જય-વિજય)ને આપ જે દંડ કરો, અથવા (આ જ લોકમાં) નિવાસ આપો, તેને અમે શુદ્ધ હૃદયથી અનુમતિ આપીએ છીએ. અમારે માટે પણ જે ઉચિત દંડ હોય તે કરો કારણ કે અમે આ નિરપરાધીઓને શાપ આપ્યો છે. ॥ ૨૫ ॥

यं वाऽन्यं दण्डं विधास्यति भवान्, वृत्तिं नु अधिकजीविकां वा तत्सर्वमनुमन्यामहे। ये वयं निरपराधावेतौ किल्बिषेण शापेनायुङ्क्ष्महि योजितवन्तः ॥ २५ ॥

જે કોઈ બીજો દંડ આપ કરો અથવા **'वृत्तिम्' ( वर्तनम् )** (પૂર્વવત્ આ જ લોકમાં) અધિક સમય સુધીનું જીવન – તે સર્વને અમે અનુમતિ આપીએ છીએ. **'ये'** જે અમે આ બન્ને નિરપરાધીઓને **'किल्बिषेण'** શાપ સાથે **'अयुङ्क्ष्महि'** જોડી દીધા છે. ॥ ૨૫ ॥

मत्कारितत्वाच्छापस्य युष्माकं नापराध इत्याश्वासयन्नाह।

મારો આપેલો શાપ હોવાથી આપનો અપરાધ નથી, તેમ આશ્વાસન આપતા કહે છે.

**श्रीभगवानुवाच**

**एतौ सुरेतरगतिं प्रतिपद्य सद्यः**
**संरम्भसंभृतसमाध्यनुबद्धयोगौ ।**
**भूयः सकाशमुपयास्यत आशु यो वः**
**शापो* मयैव निमितस्तदवैत विप्राः ॥ २६**

**શ્રીભગવાન બોલ્યા** – હે વિપ્રકુમારો, આ બંને અસુરયોનિને તરત જ પ્રાપ્ત કરી, ક્રોધાવેશથી ખૂબ જ વૃદ્ધિ પામેલી એકાગ્રતાથી દૃઢ કરેલા યોગયુક્ત થઈને ફરીથી અવિલંબે મારી પાસે આવશે. જે આપનો આપેલો શાપ છે તે મારા દ્વારા જ નિર્મિત થયો છે, તે આપ જાણો. ॥ ૨૬ ॥

एतौ सद्य एवासुरयोनिं प्राप्य भूयोऽप्याशु मत्समीपमागमिष्यतः। संरम्भेण क्रोधावेशेन सम्भृतः संवृद्धो यः समाधिरेकाग्रता तेनानुबद्धो दृढीकृतो योगो ययोः। हे विप्राः, यो वः शापो युष्मत्कृतः शापस्तदिति स मयैव निमितो निर्मित इत्यवैत जानीत ॥ २६ ॥

આ બન્ને તરત જ અસુરયોનિને પ્રાપ્ત કરીને પુનઃ અવિલંબે મારી પાસે પાછા આવી જશે. **'संरम्भेण'** ક્રોધાવેશથી **'सम्भृतः'** ખૂબ જ વૃદ્ધિ પામેલી જે **'समाधिः'** એકાગ્રતા છે તેનાથી **'अनुबद्धः'** દૃઢ કરેલો યોગ જે બંનેનો છે. હે વિપ્રો, જે **'वः शापः'** આપનો આપેલો શાપ છે, તે મારા દ્વારા જ **'निमितः'** નિર્મિત થયો છે તેમ તમે **'अवैत'** જાણો. ॥ ૨૬ ॥

***वंशीधरी—**'मयैवेति।' 'मद्भक्तानां विनोदाय करोमि विविधाः क्रियाः।'
'भक्तिभावं समाश्रित्य सप्तभिर्जन्मभिस्त्विह।
वैरभावे त्रिभिः स्थानं जन्मभिरिदमाप्स्यथः ॥'

મારા ભક્તોના વિનોદ માટે હું વિવિધ લીલાઓ કરું છું.

સાત જન્મો સુધી ભક્તિભાવનો સારી રીતે આશ્રય કરીને આ સ્થાન પ્રાપ્ત કરશો, વેરભાવે ત્રણ જન્મે આ સ્થાન પ્રાપ્ત કરશો.

**ब्रह्मोवाच**

**अथ ते मुनयो दृष्ट्वा नयनानन्दभाजनम्।**
**वैकुण्ठं तदधिष्ठानं विकुण्ठं च स्वयम्प्रभम्॥ २७**

**भगवन्तं परिक्रम्य प्रणिपत्यानुमान्य च।**
**प्रतिजग्मुः प्रमुदिताः शंसन्तो वैष्णवीं श्रियम्॥ २८**

**બ્રહ્માજી બોલ્યા** – પછી નેત્રોને આનંદ આપનાર એવા સ્વયંપ્રકાશ ભગવાન વિષ્ણુ અને તેમના સ્થાન વૈકુંઠનાં દર્શન કરી, ભગવાનને પ્રણામ તથા પ્રદક્ષિણા કરી, જવાની અનુમતિ લઈને, આનંદ પામેલા તે સનકાદિ મુનિઓ વૈષ્ણવી શ્રીની પ્રશંસા કરતા પાછા ગયા. ॥ ૨૭ ॥ ૨૮ ॥

नेत्रोत्सवजनकं विकुण्ठं हरिं तन्निवासं च वैकुण्ठं लोकम्। स्वयम्प्रकाशं प्रकाशान्तरानपेक्षम्। सत्त्वपरिणामत्वात्॥ २७॥

અનુમાન્યાનુજ્ઞાપ્ય। परिक्रम्य प्रदक्षिणीकृत्य। वैष्णवीं श्रियं वैकुण्ठे वर्णिताम्॥ २८॥

**भगवाननुगावाह यातं मा भैष्टमस्तु शम्।**
**ब्रह्मतेजः समर्थोऽपि हन्तुं नेच्छे मतं तु मे॥ २९**

ममैव तु मतं सम्मतम्। इदमत्र तत्त्वम्— यद्यपि सनकादीनां क्रोधो न सम्भवति, न च भगवत्पार्षदयोर्ब्राह्मणप्रातिकूल्यम्, न च भगवतः स्वभक्तोपेक्षा, न च वैकुण्ठगतानां पुनर्जन्म, तथापि भगवतः सिसृक्षादिवत्कदाचिद्युयुत्सा समजनि तदाऽन्येषामल्पबलत्वात्स्वपार्षदानां तुल्यबलत्वेऽपि प्रातिपक्ष्यानुपपत्तेरेतावेव ब्राह्मणनिवारणे प्रवर्त्य तेषु च क्रोधमुद्दीप्य तच्छापव्याजेन प्रतिपक्षौ विधाय युद्धकौतुकं सम्पादनीयमिति भगवतैव व्यवसितं, अतः सर्वं सङ्गच्छते। तदिदमुक्तं शापो मयैव निमित इति, मा भैष्टमिति, अस्तु शमिति, हन्तुं नेच्छे मतं तु मे इत्यादि च॥ २९॥

**बा. प्र.**—तदुक्तं शिवपुराणे—
'लक्ष्म्याः पत्युः समुत्पन्ना योद्धुमिच्छा मुनीश्वराः।
एकस्मिन् दिवसे विष्णुर्विचारतत्परोऽभवत्॥
केन युद्धं प्रकर्तव्यं मया चैव विचार्य च।
जयश्च विजयश्चैव कुमारैः शापितौ तदा॥'
इति।

નેત્રોને આનંદ આપનાર **'विकुण्ठम्'** શ્રીહરિ તથા તેમનું સ્થાન વૈકુંઠલોક– તે બન્નેને, **'स्वयम्प्रकाशम्'** અન્ય પ્રકાશની અપેક્ષા ન હોય તેવા શ્રીહરિને, વિશુદ્ધ સત્ત્વના વિલાસને કારણે (જેમને અન્ય પ્રકાશની અપેક્ષા નથી). ॥ ૨૭ ॥

**'अनुमान्य'** અનુમતિ લઈ **'परिक्रम्य'** પ્રદક્ષિણા કરીને વૈકુંઠમાં વર્ણવેલી વૈષ્ણવી શ્રીની ॥ ૨૮ ॥

ભગવાને બન્ને અનુચરો (જય-વિજય)ને કહ્યું કે તમે જાઓ, તમને ભય ન હો, કલ્યાણ થાઓ. સમર્થ હું હોવા છતાં બ્રહ્મતેજને નિવારવા નથી ઈચ્છતો. (તેમનો નિશ્ચય) મને સમ્મત છે.॥ ૨૯ ॥

મને પણ એ જ **'मतम्'** સમ્મત છે. અહીં તત્ત્વ (ભાવ) આ પ્રમાણે છે— જો કે સનકાદિ મુનિઓને ક્રોધ થવાનો સમ્ભવ નથી અને ભગવાનના પાર્ષદોમાં બ્રાહ્મણો પ્રત્યે વિરોધ નથી, ભગવાન પણ પોતાના ભક્તની ઉપેક્ષા કરતા નથી કે નથી હોતો વૈકુંઠવાસીઓનો પુનર્જન્મ, તેમ છતાં પણ ભગવાનને જેમ સર્જન કરવાની ઈચ્છા થઈ હતી, તેમ ક્યારેક યુદ્ધ કરવાની ઈચ્છા થઈ. તે માટે અન્ય અલ્પબળવાળા કરતાં પોતાના પાર્ષદો સમાન બળવાળા હોવા છતાં તેમનામાં શત્રુતા સમ્ભવે જ નહીં, આથી જ આ બન્નેને બ્રાહ્મણના અપમાનમાં પ્રવૃત્ત કરાવી, તે બ્રાહ્મણોમાં ક્રોધ ઉદ્દીપ્ત કરાવી, તેમના શાપના બહાને બન્ને પાર્ષદોને શત્રુઓ બનાવીને યુદ્ધલીલા સમ્પાદન કરવા યોગ્ય છે, આમ ભગવાન દ્વારા જ નિર્ધારિત હતું, આથી સર્વ સુસંગત છે. તેથી જ કહેવામાં આવ્યું કે શાપ મારા દ્વારા જ નિર્મિત થયો હતો, તમને ભય ન હો, શાંતિ હો. બ્રહ્મતેજ નિવારવા હું ઈચ્છતો નથી, તેમનો નિશ્ચય મને સંમત છે, વગેરે. ॥ ૨૯ ॥

આ જ વાત શિવપુરાણમાં કહેવામાં આવી છે.

હે મુનીશ્વરો, એક દિવસ શ્રીલક્ષ્મીપતિ ભગવાન વિષ્ણુને યુદ્ધ કરવાની ઈચ્છા થઈ. તેઓ વિચારમાં પડી ગયા કે મારે યુદ્ધ કરવું કોની સાથે? પછી વિચાર કરીને તેમણે (પોતાના પાર્ષદો) જય-વિજયને તે વખતે સનકાદિ કુમારો દ્વારા શાપ અપાવ્યો.

**एतत्पुरैव निर्दिष्टं रमया क्रुद्धया यदा।**
**पुराऽपवारिता द्वारि विशन्ती मय्युपारते॥ ३०**

यदा मयि उपारते योगनिद्रां गतवति सति द्वारि विशन्ती युवाभ्यां पुराऽपवारिता तदा क्रुद्धया रमया एतद्यद्ब्राह्मणैरिदानीमुक्तं तत्पुरैव निर्दिष्टम्॥ ३०॥

**मयि संरम्भयोगेन निस्तीर्य ब्रह्महेलनम्।**
**प्रत्येष्यतं निकाशं मे कालेनाल्पीयसा पुनः॥ ३१**

प्रत्येष्यतं प्रत्येष्यथः। निकाशं समीपम् ॥ ३१॥

**द्वास्थावादिश्य भगवान्विमान*श्रेणिभूषणम्।**
**सर्वातिशयया लक्ष्म्या जुष्टं स्वं धिष्ण्यमाविशत्॥ ३२**

॥ ३२॥

* विमानान्यत्र प्रासादाः।

**तौ तु गीर्वाणऋषभौ दुस्तराद्धरिलोकतः।**
**हतश्रियौ ब्रह्मशापादभूतां विगतस्मयौ॥ ३३**

दुस्तराद्ब्रह्मशापात् हरिलोकतः पतन्ताविति शेषः। हरिलोकत एव हतश्रियावभूतामिति वा। विगतस्मयौ नष्टगर्वौ च॥ ३३॥

**तदा विकुण्ठधिषणात्तयोर्निपतमानयोः।**
**हाहाकारो महानासीद्विमानाग्र्येषु पुत्रकाः॥ ३४**

विकुण्ठस्य धिषणात्स्थानात्। पुत्रका हे देवाः॥ ३४॥

**तावेव ह्यधुना प्राप्तौ पार्षदप्रवरौ हरेः।**
**दितेर्जठरनिर्विष्टं काश्यपं तेज उल्बणम्॥ ३५**

પૂર્વે જ્યારે હું યોગનિદ્રામાં હતો ત્યારે દ્વારમાં પ્રવેશ કરતાં (લક્ષ્મીજીને) અટકાવવામાં આવેલાં (અને તેથી) ક્રોધિત થયેલાં લક્ષ્મીજી દ્વારા પહેલેથી જ આ શાપનો નિર્દેશ કરવામાં આવ્યો હતો. ॥ ૩૦ ॥

જ્યારે હું **'उपारते'** યોગનિદ્રામાં હતો ત્યારે દ્વારમાં પ્રવેશ કરતાં લક્ષ્મીજીને તમારા બન્ને દ્વારા પૂર્વે અટકાવવામાં આવ્યાં હતાં, ત્યારે ક્રોધે ભરાયેલાં રમાદેવી દ્વારા **'एतत्'** આ જે અત્યારે બ્રાહ્મણો દ્વારા કહેવામાં આવ્યું છે, તે પહેલેથી જ કહેવાયેલું હતું. ॥ ૩૦ ॥

મારામાં વેરભાવ વડે બ્રાહ્મણોના તિરસ્કાર (રૂપી પાપ)ને તરી જઈને અલ્પકાળમાં મારી પાસે પાછા આવશો.॥ ૩૧ ॥

**'प्रत्येष्यतम्'** પાછા આવશો– **'निकाशम्'** પાસે ॥ ૩૧ ॥

બન્ને દ્વારપાળોને આજ્ઞા કરીને ભગવાન વિમાનોની પંક્તિઓથી શોભતા અને સર્વશ્રેષ્ઠ શોભાથી યુક્ત પોતાના સ્થાનમાં પધાર્યા. ॥ ૩૨ ॥ ૩૨ ॥

અહીં વિમાનો એટલે મહેલો.

તે બન્ને શ્રેષ્ઠ દેવો (જય-વિજય) દુસ્તર એવા બ્રહ્મશાપને લીધે શ્રીહરિના લોકમાંથી નિસ્તેજ અને ગર્વરહિત થઈને (પડ્યા). ॥ ૩૩ ॥

દુસ્તર એવા બ્રહ્મશાપને કારણે શ્રીહરિના લોકમાંથી પડતા (જય-વિજય) – એટલું શેષ છે. અથવા શ્રીહરિના લોકમાં જ નિસ્તેજ અને **'विगतस्मयौ'** ગર્વરહિત થયા. ॥ ૩૩ ॥

હે દેવો, તે બન્ને જ્યારે વૈકુંઠલોકમાંથી પડ્યા, ત્યારે શ્રેષ્ઠ વિમાનોમાં મોટો હાહાકાર થયો.॥ ૩૪ ॥

વૈકુંઠના **'धिषणात्'** ધામમાંથી **'पुत्रकाः'** હે દેવો ॥ ૩૪ ॥

શ્રીહરિના તે બે શ્રેષ્ઠ પાર્ષદો જ ખરેખર, અત્યારે દિતિના ઉદરમાં પ્રવેશેલ, કશ્યપ ઋષિના ઉગ્ર તેજને પ્રાપ્ત થયેલ છે. ॥ ૩૫ ॥

काश्यपं तेजो वीर्यं प्राप्तौ ॥ ३५ ॥

કશ્યપ ઋષિના **'तेजः'** વીર્યને તે બે પ્રાપ્ત થયા છે. ॥ ૩૫ ॥

**तयोरसुरयोरद्य तेजसा यमयोर्हि वः।**
**आक्षिप्तं तेज एतर्हि भगवांस्तद्विधित्सति ॥ ३६**

તે બન્ને જોડકા અસુરોના તેજથી તમારું તેજ ક્ષીણ થયું છે કારણ કે હાલમાં ભગવાન જ તેમ કરવા ઈચ્છે છે. ॥ ૩૬ ॥

सहैव गर्भे प्रविष्टौ यमौ तयोस्तेजसा वस्तेज आक्षिप्तं तिरस्कृतम्। न चात्र प्रतिविधिः शक्यः। यत एतर्हीदानीं भगवानेव तदेवं विधातु-मिच्छति ॥ ३६ ॥

તેઓ બન્ને સાથે જ જોડકારૂપે ગર્ભમાં પ્રવેશ્યા છે. તે બન્નેનાં તેજથી તમારું તેજ **'आक्षिप्तम्'** ક્ષીણ થયું છે. વળી, અહીં પ્રતિકાર કરવો શક્ય નથી કારણ કે **'एतर्हि'** હાલમાં ભગવાન જ તેમ કરવા ઈચ્છે છે. ॥ ૩૬ ॥

तथापि कोऽप्युपायो विचार्यतामिति चेत्तत्राह—**विश्वस्येति।**

જો એમ કહેવામાં આવે કે તે છતાં પણ કોઈક ઉપાય વિચારો, તો તે માટે કહે છે— **'विश्वस्य इति।'**

**विश्वस्य यः स्थितिलयोद्भवहेतुराद्यो**
**योगेश्वरैरपि दुरत्यययोगमायः।**
**क्षेमं विधास्यति स नो भगवांस्त्र्यधीश-**
**स्तत्रास्मदीयविमृशेन कियानिहार्थः ॥ ३७**

જે ભગવાન જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયના કારણ હોવાથી આદ્ય છે, જેમની યોગમાયાને યોગેશ્વરો પણ દુઃખથી ઓળંગી શકે છે અને ત્રણે ગુણોના જે અધીશ્વર છે, તે ભગવાન આપણું કલ્યાણ કરશે. આમાં આપણા વિચારથી કેટલો અર્થ સરવાનો છે? ॥ ૩૭ ॥

त्रयाणां गुणानामीशः स एव सत्त्वोत्कर्षकाले नः क्षेमं विधास्यति। विमृशेन विमर्शनेन ॥ ३७ ॥

ત્રણેય ગુણોના અધીશ્વર છે તે જ સત્ત્વગુણના ઉત્કર્ષ સમયે આપણું રક્ષણ કરશે. **'विमृशेन'** વિચારથી.॥ ૩૭ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां तृतीयस्कन्धे षोडशोऽध्यायः ॥ १६ ॥
इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां षोडशोऽध्यायः ॥ १६ ॥



# अथ सप्तदशोऽध्यायः

## હિરણ્યકશિપુ અને હિરણ્યાક્ષનો જન્મ તથા હિરણ્યાક્ષનો દિગ્વિજય

ततः सप्तदशे जन्म तयोर्लोकभयङ्करम्।
हिरण्याक्षप्रभावश्च वर्ण्यते दिग्जयेऽद्भुतः ॥ १

તે બન્ને (જય અને વિજય)નો (હિરણ્યાક્ષ અને હિરણ્યકશિપુરૂપે) લોક માટે ભયંકર એવો જન્મ તથા હિરણ્યાક્ષનો દિગ્વિજયમાં અદ્ભુત પ્રભાવ હવે પછી સત્તરમા અધ્યાયમાં વર્ણવવામાં આવે છે. ॥ ૧ ॥

मैत्रेय उवाच

**निशम्यात्मभुवा गीतं कारणं शङ्कयोज्झिताः।**
**ततः सर्वे न्यवर्तन्त त्रिदिवाय दिवौकसः ॥ १**

**મૈત્રેયમુનિ બોલ્યા** – (હે વિદુરજી), બ્રહ્માજી દ્વારા કહેવામાં આવેલું કારણ સાંભળીને શંકારહિત થયેલા સર્વ સ્વર્ગનિવાસી દેવો ત્યાંથી સ્વર્ગ તરફ પાછા વળ્યા. ॥ ૧ ॥

क्षेमं विधास्यतीति ब्रह्मवचनानन्तरं शङ्कया त्यक्ताः ॥ १ ॥

‘(ભગવાન આપણું) કલ્યાણ કરશે.’—(શ્રીમદ્ ભા.૩/૧૬/૩૭) એમ બ્રહ્માજીનું વચન સાંભળીને પછી શંકારહિત થયેલા (દેવો) ॥ ૧ ॥

**दीपिनी**—ततः मेरुस्थब्रह्मसदनात्।

ત્યાંથી અર્થાત્ મેરુ પર્વત પર રહેલા બ્રહ્મસદનમાંથી,

**दितिस्तु भर्तुरादेशादपत्यपरिशङ्किनी।**
**पूर्णे वर्षशते साध्वी पुत्रौ प्रसुषुवे यमौ॥ २**

પતિ કશ્યપ ઋષિના આદેશથી સંતાનની બાબતમાં શંકા ધરાવતી સાધ્વી દિતિએ સો વર્ષ પૂર્ણ થતાં બે જોડકા પુત્રોને જન્મ આપ્યો. ॥ ૨॥

भर्तुरादेशात् ‘लोकान्सपालांस्त्रींश्चण्डि मुहुराक्रन्दयिष्यतः॥’ इति वाक्यात्। स्वापत्याभ्यां परिशङ्किनी देवोपद्रवं शङ्कमाना॥ २ ॥

પતિ કશ્યપ ઋષિના આદેશથી, ‘હે ચંડી, લોકપાલો-સહિત ત્રણેય લોકને (તારા ઉદરમાંના પુત્રો) વારંવાર રડાવશે.’ (શ્રીમદ્ ભા.૩/૧૪/૩૮) એ વાક્ય અનુસાર પોતાના પુત્રો તરફથી દેવતાઓને ઉપદ્રવ થશે તેવી ‘**परिशङ्किनी**’ શંકા કરતી ॥ ૨ ॥

**उत्पाता बहवस्तत्र निपेतुर्जायमानयोः।**
**दिवि भुव्यन्तरिक्षे च लोकस्योरुभयावहाः॥ ३**

તેઓ બન્ને જન્મ્યા ત્યારે સ્વર્ગ, પૃથ્વી અને અન્તરિક્ષમાં લોકોને પુષ્કળ ભયભીત બનાવનારા અનેક ઉત્પાતો ઉત્પન્ન થયા. ॥ ૩ ॥

तत्र तदा निपेतुरुद्बभूवुः। उरु भयमासमन्ताद्वहन्तीति॥ ३ ॥

‘**तत्र**’ ત્યારે ‘**निपेतुः**’ ઉત્પન્ન થયા. મહાન ભય ચોતરફ ફેલાવે તેવા ॥ ૩ ॥

**सहाचला भुवश्चेलुर्दिशः सर्वा प्रजज्वलुः।**
**सोल्काश्चाशनयः पेतुः केतवश्चार्तिहेतवः॥ ४**

પર્વતો સહિત પૃથ્વીના પ્રદેશો કંપવા લાગ્યા, સર્વ દિશાઓ સળગવા લાગી. અંગારાઓ સાથે વજપાત થવા લાગ્યો તથા પીડાકારી ધૂમકેતુઓ (ઊગવા લાગ્યા). ॥ ૪ ॥

अचलैः सहिता भुवः प्रदेशाः। केतवश्चोदयं चक्रुरिति शेषः॥ ४॥

પર્વતો સહિત પૃથ્વીના પ્રદેશો – ધૂમકેતુઓ ઊગવા લાગ્યા, એટલું બાકી છે (તે ઉમેરવું). ॥ ૪ ॥

**ववौ वायुः सुदुःस्पर्शः फूत्कारानीरयन्मुहुः।**
**उन्मूलयन्नगपतीन्वात्यानीको रजोध्वजः॥ ५**

વંટોળિયારૂપી સેનાવાળો, ધૂળરૂપી ધજાવાળો અને અત્યન્ત કઠોર સ્પર્શવાળો વાયુ તોતિંગ વૃક્ષોને ઉખાડી નાખતો અને વારંવાર સૂસવાટા કરતો વાવા લાગ્યો. ॥ ૫ ॥

फूत्कारानिति तीव्रवायुशब्दानुकरणम्। नगपतीन् महावृक्षान्। वात्या एवानीकं यस्य। रज एव ध्वजो यस्य॥ ५ ॥

સૂસવાટા કરતો – એ રીતે કઠોર વાયુના અવાજ જેવો અવાજ ‘**नगपतीन्**’ તોતિંગ વૃક્ષોને – વંટોળિયો એ જ જેની સેના છે અને ધૂળ એ જ જેની ધજા છે તેવો (કઠોર વાયુ) ॥ ૫ ॥

**उद्धसत्तडिदम्भोदघटया नष्टभागणे।**
**व्योम्नि प्रविष्टतमसा न स्म व्यादृश्यते पदम्॥ ६**

આકાશમાં અટ્ટહાસ્ય કરતી વીજળીઓવાળા મેઘમંડળથી સૂર્ય વગેરે તેજોરાશિ નષ્ટ થતાં, પ્રવેશેલા અંધકારને કારણે સ્થળ સહેજ પણ દેખાતું ન હતું.॥ ૬ ॥

उच्चैर्हसन्त्य इव तडितो येषु तेषामम्बुदानां घटया समूहेन नष्टो भागणः सूर्यादिप्रभासमूहो यस्मिन्। पदं स्थानं न व्यादृश्यते स्म ईषदपि नादृश्यत ॥ ६ ॥

મોટેથી જાણે હસતી હોય તેવી વીજળીઓ છે જેમાં તે વાદળોના **'घटया'** સમૂહથી નાશ થયા છે **'भागणः'** સૂર્ય વગેરે તેજોરાશિ જે આકાશમાં, **'पदम्'** સ્થળ **'न व्यादृश्यते'** સહેજ પણ દેખાતું ન હતું. ॥ ૬ ॥

**चुक्रोश विमना वार्धिरुदूर्मिः क्षुभितोदरः।**
**सोदपानाश्च सरितश्चुक्षुभुः शुष्कपङ्कजाः॥ ७**

ઉત્તુંગ તરંગોવાળો, ખળભળી ઊઠેલા પેટાળવાળો ઉદાસ સમુદ્ર આક્રોશ કરવા લાગ્યો. સુકાઈ ગયેલાં કમળોવાળી સરિતાઓ સરોવરો સહિત ખળભળી ઊઠી. ॥ ૭ ॥

वार्धिः समुद्रो विमना इव। उद्गता ऊर्मयो यस्मात्। क्षुभिता उदरस्था मकरादयो यस्मिन्। उदपानैर्वापीकूपादिभिः सहिताः। शुष्काणि पङ्कजानि यासु॥ ७॥

**'वार्धिः'** સમુદ્ર ઉદાસ હોય તેમ– ઊંચે ગયાં છે મોજાંઓ જેમાંથી, પેટાળમાં રહેલાં મગર વગેરે જળચર પ્રાણીઓ છે જેમાં, **'उदपानैः'** વાવ, કૂવા વગેરે સહિત જેમાં કમળો સુકાઈ ગયાં છે. ॥ ૭ ॥

**मुहुः परिधयोऽभूवन् सराह्वोः शशिसूर्ययोः।**
**निर्घाता रथनिर्ह्रादा विवरेभ्यः प्रजज्ञिरे॥ ८**

રાહુગ્રસ્ત ચન્દ્ર અને સૂર્યમાં વારંવાર કુંડાળાં થવા લાગ્યાં, વાદળરહિત ગડગડાટ અને (પર્વતની) ગુફાઓમાંથી રથ જેવા ધ્વનિઓ થવા લાગ્યા. ॥ ૮ ॥

परिधयः परिवेषाः। सराह्वो राहुग्रस्तयोः। निर्घाता निरभ्रगर्जितानि। रथनिर्ह्रादतुल्या ध्वनयः। विवरेभ्यो गिरिगुहाभ्यः॥ ८॥

**'परिधयः'** મંડલાકાર પરિધિઓ **'सराह्वोः'** રાહુએ ગ્રસી લીધેલા (સૂર્ય-ચન્દ્ર), **'निर्घाताः'** વાદળરહિત ગડગડાટ– રથના અવાજ જેવા ધ્વનિ, **'विवरेभ्यः'** ગિરિકંદરાઓમાંથી ॥ ૮ ॥

**अन्तर्ग्रामेषु मुखतो वमन्त्यो वह्निमुल्बणम्।**
**सृगालोलूकटङ्कारैः प्रणेदुरशिवं शिवाः॥ ९**

ગામોની અંદર શિયાળ અને ઘુવડના અવાજો સાથે મુખમાંથી ભયંકર અગ્નિ ઓકતી શિયાળવીઓ અમંગળ અવાજ કરવા લાગી. ॥ ૯ ॥

सृगालानामुलूकानां च टङ्कारैर्ध्वनिभिः सह। शिवाः सृगाल्यः॥ ९॥

શિયાળો અને ઘુવડોના **'टङ्कारैः'** શબ્દ સાથે **'शिवाः'** શિયાળવીઓ ॥ ૯ ॥

**सङ्गीतवद्रोदनवदुन्नमय्य शिरोधराम्।**
**व्यमुञ्चन्विविधा वाचो ग्रामसिंहास्ततस्ततः॥ १०**

કૂતરાં ઊંચી ડોક કરીને જાણે ગાતાં હોય અને રડતાં હોય તેમ જ્યાં ત્યાં અનેક રીતે ભસવા લાગ્યાં. ॥ ૧૦ ॥

ग्रामसिंहाः श्वानः॥ १०॥

**'ग्रामसिंहाः'** કૂતરાં ॥ ૧૦ ॥

**खराश्च कर्कशैः क्षत्तः खुरैर्घ्नन्तो धरातलम्।**
**खार्काररभसा मत्ताः पर्यधावन्वरूथशः॥ ११**

હે વિદુરજી, કઠોર ખરીઓથી પૃથ્વીને ખોતરતાં, ભૂંકવાના અવાજના ગભરાટથી ઉન્મત્ત બનેલાં ગધેડાંનાં ટોળાં ચારે બાજુ દોડવા લાગ્યાં. ॥ ૧૧ ॥

कर्कशैस्तीक्ष्णैः। हे क्षत्तः। खार्कारो गर्दभजातिशब्दस्तस्मिन् रभसः सम्भ्रमो येषाम्। वरूथशः सङ्घशः॥ ११॥

**रुदन्तो रासभत्रस्ता नीडादुदपतन्खगाः।**
**घोषेऽरण्ये च पशवः शकृन्मूत्रमकुर्वत॥ १२**

रासभशब्दात्त्रस्ताः सर्वतः क्रोशन्तः॥ १२॥

**गावोऽत्रसन्नसृग्दोहास्तोयदाः पूयवर्षिणः।**
**व्यरुदन्देवलिङ्गानि द्रुमाः पेतुर्विनाऽनिलम्॥ १३**

गावोऽत्रसन् त्रस्ताः। असृग्दोहाश्च बभूवुः। देवलिङ्गानि व्यरुदन्, प्रतिमानामश्रुस्राव आसीदित्यर्थः॥ १३॥

**ग्रहान्पुण्यतमानन्ये भगणांश्चापि दीपिताः।**
**अतिचेरुर्वक्रगत्या युयुधुश्च परस्परम्॥ १४**

पुण्यतमान् गुरुबुधादीन्भगणान्। बहूनि नक्षत्राणि चान्ये क्रूरग्रहा मङ्गलादयोऽतिचेरुरतिक्रम्य जग्मुर्वक्रगत्या प्रत्यावृत्य युयुधुश्च॥ १४॥

**दृष्ट्वाऽन्यांश्च महोत्पातानतत्तत्त्वविदः प्रजाः।**
**ब्रह्मपुत्रानृते भीता मेनिरे विश्वसम्प्लवम्॥ १५**

ब्रह्मपुत्रानृते विना, तेषां स्वशापादिज्ञानात्॥ १५॥

**तावादिदैत्यौ सहसा व्यज्यमानात्मपौरुषौ।**
**ववृधातेऽश्मसारेण कायेनाद्रिपती इव॥ १६**

**'कर्कशैः'** કઠોર ખરીઓથી– હે વિદુરજી **'खार्कारः'** ગધેડાંની જાતિનો અવાજ – તેમાં ભૂંકવાના અવાજના ગભરાટથી ઉન્માદ જેમનામાં છે – **'वरूथशः'** ટોળે ટોળાં ॥ ૧૧ ॥

ગધેડાંના અવાજથી ત્રાસીને રડતાં પક્ષીઓ માળામાંથી ઊડવા લાગ્યાં અને નેસડા તથા જંગલમાં પશુઓ મળમૂત્ર કરવા લાગ્યાં. ॥ ૧૨ ॥

ગધેડાંના અવાજથી ત્રાસી ગયેલાં સર્વ પશુ-પંખીઓ ચારે બાજુ આક્રોશ કરવા લાગ્યાં ॥ ૧૨ ॥

ત્રાસ પામેલી ગાયો રુધિર દૂઝવા લાગી, જળ દેનારા મેઘ પરુ વરસાવવા લાગ્યા, દેવપ્રતિમાઓ રુદન કરવા લાગી, વાયુ વિના પણ વૃક્ષો પડવા લાગ્યાં. ॥ ૧૩ ॥

ગાયો **'अत्रसन्'** ત્રાસ પામી ગઈ અને રક્ત દૂઝતી બની. દેવપ્રતિમાઓને **'व्यरुदन्'** અશ્રુસ્રાવ થવા લાગ્યો, એમ અર્થ છે. ॥ ૧૩ ॥

દેદીપ્યમાન થયેલા (મંગળ વગેરે) અન્ય ક્રૂર ગ્રહો અત્યન્ત પવિત્ર ગ્રહો-નક્ષત્રોને અતિક્રમીને વક્રગતિથી પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા. ॥ ૧૪ ॥

અતિ પવિત્ર ગુરુ, બુધ વગેરે ગ્રહોને, નક્ષત્રોને બીજાં અનેક નક્ષત્રો તથા મંગળ વગેરે ક્રૂરગ્રહો **'अतिचेरुः'** ઓળંગવા લાગ્યાં **'वक्रगत्या'** અને અવળાં ફરીને યુદ્ધ કરવા લાગ્યાં. ॥ ૧૪ ॥

અને બીજા મહાન ઉત્પાતોને જોઈને બ્રહ્માજીના પુત્રો સનકાદિકુમારો સિવાય તેનું રહસ્ય ન જાણનારી પ્રજાઓ ભયભીત બનીને વિશ્વનો પ્રલય માનવા લાગી. ॥ ૧૫ ॥

તે ઉત્પાતોના કારણરૂપ પોતાના શાપ વગેરેના જ્ઞાનને કારણે બ્રહ્માજીના પુત્રો સનત્કુમારો **'ऋते'** સિવાય ॥ ૧૫ ॥

પોતાના પ્રકટ થતા પરાક્રમવાળા તે બન્ને આદિદૈત્યો અચાનક બે પર્વતરાજની જેમ પથ્થર જેવા (દૃઢ) દેહથી વધવા લાગ્યા. ॥ ૧૬ ॥

व्यज्यमानमात्मपौरुषं पूर्वसिद्धं स्वपौरुषं ययोः ॥ १६ ॥

**दिविस्पृशौ हेमकिरीटकोटिभि-**
**र्निरुद्धकाष्ठौ स्फुरदङ्गदाभुजौ।**
**गां कम्पयन्तौ चरणैः पदे पदे**
**कट्या सुकाञ्च्याऽर्कमतीत्य तस्थतुः ॥ १७**

निरुद्धा व्याप्ताः काष्ठा दिशो याभ्याम्। स्फुरन्त्यङ्गदानि येषु ते भुजा ययोः। अङ्गदेति टाबन्तत्वमार्षम्। शोभना काञ्ची यस्यां तया कट्या॥ १७॥

**प्रजापतिर्नाम तयोरकार्षीद्-**
**यः प्राक्स्वदेहाद्यमयोरजायत ।**
**तं वै हिरण्यकशिपुं विदुः प्रजा**
**यं तं हिरण्याक्षमसूत साग्रतः॥ १८**

यमयोर्मध्ये यः स्वदेहात्प्रथममजायत तं यथा हिरण्यकशिपुं विदुः। सा दितिः प्रथमं यमसूत तं हिरण्याक्षं यथा विदुस्तथा नाम कृतवानित्यर्थः। अयं भावः—

यदा हि गर्भाधानसमये योनिपुष्पं विशद्वीर्यं द्विधा विभक्तं आदिपश्चाद्भावेन प्रविशति तदा यमौ भवतस्तयोश्च पितृतः प्रवेशक्रमविपर्ययेण मातृतः प्रसूतिः।

'यदा विशेद्द्विधा भूतं बीजं पुष्पं परिक्षरत्।
द्वौ तदा भवतो गर्भौ सूतिर्वेशविपर्ययात्॥'

इति पिण्डसिद्धिस्मरणात्।

अतः स्वदेहात्पूर्वं यो जातस्तस्य हिरण्य-कशिपुरिति दितिः प्रथमं यमसूत तस्य हिरण्याक्ष इति नाम कृतवानिति॥ १८॥

પ્રકટ થતું પોતાનું **'पौरुषम्'** પૂર્વસિદ્ધ પૌરુષ છે જે બન્નેનું ॥ ૧૬ ॥

સુવર્ણમુકુટના અગ્રભાગથી સ્વર્ગને સ્પર્શતા, (વિશાળ દેહથી) દિશાઓને ભરી દેતા, ચળકતા બાજુબંધયુક્ત ભુજાવાળા, ચરણો વડે ડગલે ડગલે પૃથ્વીને કમ્પાવતા, સુંદર કંદોરાવાળી કેડથી સૂર્યને ઓળંગીને (આ બે દૈત્યો) ઊભા હતા. ॥ ૧૭ ॥

**'निरुद्धा'** ભરાઈ ગઈ છે, **'काष्ठा'** દિશાઓ જે બે વડે, ચળકતા બાજુબંધ જેમાં છે તેવી ભુજાઓ છે જે બન્નેની, **'अङ्गदा इति।' अङ्गद** ને બદલે **अङ्गदा**– અર્થાત્ **अ** ને બદલે સ્ત્રીલિંગ પ્રત્યય **आ** એ આર્ષપ્રયોગ છે. સુંદર કંદોરો છે જેનો તે કેડથી ॥ ૧૭ ॥

પ્રજાપતિ કશ્યપે તે બન્નેનાં નામ પાડ્યાં. તે બેમાંથી પોતાના દેહમાંથી જે પ્રથમ ઉત્પન્ન થયો તેને જ પ્રજાજનોએ હિરણ્યકશિપુ નામે જાણ્યો અને જેને તે દિતિએ પહેલાં જન્મ આપ્યો, તેને હિરણ્યાક્ષ નામે જાણ્યો. ॥ ૧૮ ॥

જોડકામાંથી જે પોતાના (પિતા કશ્યપઋષિના) દેહમાંથી પ્રથમ ઉત્પન્ન થયો તેને હિરણ્યકશિપુ તરીકે જાણ્યો. **'सा'** તે દિતિએ જેને પ્રથમ જન્મ આપ્યો તેને હિરણ્યાક્ષ તરીકે જાણ્યો. એ પ્રમાણે નામ પાડ્યાં, એમ અર્થ છે. કહેવાનો ભાવ આ પ્રમાણે છે—

ગર્ભાધાનસમયે જ્યારે યોનિપુષ્પમાં પ્રવેશેલું વીર્ય બે ભાગમાં છૂટું પડી (એક ભાગરૂપે) આગળ અને (બીજા ભાગરૂપે) પાછળથી પ્રવેશ કરે છે, ત્યારે જોડકું જન્મે છે. તે બન્નેમાં પિતા દ્વારા પ્રવેશ કરાવવાના ક્રમથી ઊલટા ક્રમે માતા દ્વારા પ્રસૂતિ થાય છે. 'પુષ્પમાં સરકતું બીજ જ્યારે બે ભાગરૂપ બને છે, ત્યારે બે ગર્ભ બને છે અને પ્રવેશથી ઊલટા ક્રમે જન્મે છે.' એમ 'પિંડસિદ્ધિ' ગ્રન્થના સ્મરણથી (કહે છે).

આથી પોતાના દેહમાંથી પૂર્વે જે ઉત્પન્ન થયો તેનું નામ હિરણ્યકશિપુ અને દિતિએ જેને પ્રથમ જન્મ આપ્યો તેનું નામ હિરણ્યાક્ષ પાડ્યું. ॥ ૧૮ ॥

**वंशीधरी**—स्वस्मात्प्राग्जातं ज्येष्ठं दितेः प्राग्जातं कनिष्ठं नामाक्षरतारतम्येन बोधितवानिति भावः।

પોતાનામાંથી પ્રથમ જન્મેલો જ્યેષ્ઠ અને દિતિમાંથી પ્રથમ જન્મેલો કનિષ્ઠ– એમ નામોના અક્ષર (૬ અને ૪) વત્તા-ઓછાપણાથી નામનો બોધ કરાવ્યો.

**दीपिनी**—यथा सङ्कुचितवीथ्यां प्रथमं प्रविष्टस्य रथादेः पश्चान्निःसृतिः पश्चात्प्रविष्टस्य तु प्रथमं निःसृतिस्तद्वदिति।

જેમ સાંકડી ગલીમાં પ્રથમ પ્રવેશેલો રથ પછી બહાર નીકળે છે પરંતુ પછી પ્રવેશેલો રથ પહેલાં બહાર નીકળે છે તેમ.

**चक्रे हिरण्यकशिपुर्दोर्भ्यां ब्रह्मवरेण च।**
**वशे सपालाँल्लोकांस्त्रीनकुतोमृत्युरुद्धतः॥ १९**

બ્રહ્માજીના વરદાનથી કોઈનાથી પણ મૃત્યુ ન પામતા અને (પોતાના) બાહુબળથી ઉદ્ધત એવા હિરણ્યકશિપુએ લોકપાલો સહિત ત્રણેય લોકને વશ કર્યા. ॥ ૧૯ ॥

दोर्भ्यामुद्धतो ब्रह्मवरेणाकुतोमृत्युः॥ १९॥

બાહુબળથી ઉદ્ધત અને બ્રહ્માજીના વરદાનથી કોઈનાથી પણ મૃત્યુ ન પામે તેવો હિરણ્યકશિપુ.॥ ૧૯ ॥

**हिरण्याक्षोऽनुजस्तस्य प्रियः प्रीतिकृदन्वहम्।**
**गदापाणिर्दिवं यातो युयुत्सुर्मृगयन् रणम्॥ २०**

તે (હિરણ્યકશિપુ)નો પ્રિય તેમ જ પ્રીતિસંપાદન કરનારો નાનો ભાઈ હિરણ્યાક્ષ યુદ્ધની ઈચ્છાવાળો અને પ્રતિદિન રણસંગ્રામને શોધતો તે (એક વાર) હાથમાં ગદા લઈને સ્વર્ગમાં ગયો. ॥ ૨૦ ॥

रणं युद्धम्॥ २०॥

**'रणम्'** યુદ્ધને ॥ ૨૦ ॥

**तं वीक्ष्य दुःसहजवं रणत्काञ्चननूपुरम्।**
**वैजयन्त्या स्त्रजा जुष्टमंसन्यस्तमहागदम्॥ २१**

અસહ્ય વેગવાળા, રણકતા સુવર્ણના ઝાંઝરવાળા, વૈજયન્તીમાળાવાળા, ખભા ઉપર મોટી ગદા રાખેલા, ॥ ૨૧ ॥

**मनोवीर्यवरोत्सिक्तमसृण्यमकुतोभयम्।**
**भीता निलिल्यिरे देवास्तार्क्ष्यत्रस्ता इवाहयः॥ २२**

શૌર્ય, બળ અને વરદાન વડે ગર્વિષ્ઠ બનેલા તેમ જ નિરંકુશ અને નિર્ભય એવા તે હિરણ્યાક્ષને જોઈને ગરુડથી ત્રાસ પામેલા સર્પોની જેમ ભયભીત થયેલા દેવો છુપાઈ ગયા.॥ ૨૨ ॥

दुःसहो जवो वेगो यस्य। रणन्तौ काञ्चनमयौ नूपुरौ यस्य। अंसे न्यस्ता महती गदा येन॥ २१॥

દુઃખથી સહન થઈ શકે તેવો વેગ છે જેનો, રણકી રહ્યાં છે સુવર્ણમય નૂપુરો જેનાં, ખભા પર મૂકી છે મોટી ગદા જેણે ॥ ૨૧ ॥

मनसा शौर्येण वीर्येण बलेन वरेण चोत्सिक्तं गर्वितम्। असृण्यं निरङ्कुशम्। निलिल्यिरे लीना बभूवुः॥ २२॥

**'मनसा'** શૌર્યથી, **'वीर्येण'** બળથી અને વરદાન વડે **'उत्सिक्तम्'** ગર્વિષ્ઠ એવા હિરણ્યાક્ષને **'असृण्यम्'** નિરંકુશને– **'निलिल्यिरे'** છુપાઈ ગયા. ॥ ૨૨ ॥

**स वै तिरोहितान्दृष्ट्वा महसा स्वेन दैत्यराट्।**
**सेन्द्रान्देवगणान्क्षीबानपश्यन्व्यनदद्भृशम्॥ २३**

ઈન્દ્રસહિત દેવગણોને પોતાના તેજથી છુપાઈ ગયેલા જાણીને તે દૈત્યરાજ ગર્વિષ્ઠ દેવોને ન જોતાં અત્યન્ત ગર્જના કરવા લાગ્યો. ॥ ૨૩ ॥

स्वेन महसा तेजसा तिरोहितान्स दृष्ट्वा ज्ञात्वा क्षीबान्मत्तानपश्यन्सन्। 'क्लीबान्' इति पाठे पौरुषहीनान्॥ २३॥

પોતાના '**महसा**' તેજથી દેવગણોને છુપાઈ ગયેલા '**दृष्ट्वा**' જાણીને '**क्षीबान्**' ગર્વિષ્ઠ દેવોને ન જોતો તે, '**क्षीबान्**'ને બદલે '**क्लीबान्**' પાઠમાં પૌરુષહીન દેવોને, એમ અર્થ છે. ॥ ૨૩ ॥

**ततो निवृत्तः क्रीडिष्यन् गम्भीरं भीमनिःस्वनम्।**
**विजगाहे महासत्त्वो वार्धिं मत्त इव द्विपः॥ २४**

॥ २४॥

ત્યાંથી પાછા ફરી મહાબળવાન (હિરણ્યાક્ષે) ક્રીડા કરવા માટે અગાધ અને ભયંકર શબ્દ કરતા મહાસાગરમાં મદોન્મત્ત હાથીની જેમ ડૂબકી મારી. ॥ ૨૪ ॥ ૨૪॥

**तस्मिन्प्रविष्टे वरुणस्य सैनिका**
**यादोगणाः सन्नधियः ससाध्वसाः।**
**अहन्यमाना अपि तस्य वर्चसा**
**प्रधर्षिता दूरतरं प्रदुद्रुवुः॥ २५**

તે સમુદ્રમાં પ્રવેશ્યો ત્યારે વરુણદેવના સૈનિક જળચરજીવો વ્યગ્ર બુદ્ધિવાળા અને અત્યંત ભયભીત થઈ હિરણ્યાક્ષના તેજથી અભિભૂત થઈને પ્રહાર ન કરાતા હોવાં છતાં પણ ઘણે દૂર નાસી ગયા. ॥ ૨૫ ॥

सन्ना अवसन्ना धीर्येषाम्। वर्चसा तेजसा प्रधर्षिता अभिभूताः संतः॥ २५॥

'**सन्ना**' ત્રસ્ત છે બુદ્ધિ જેમની– '**वर्चसा**' તેજથી '**प्रधर्षिताः**' અભિભૂત થયેલા હોઈ ॥ ૨૫ ॥

**स वर्षपूगानुदधौ महाबल-**
**श्चरन्महोर्मीन् श्वसनेरितान्मुहुः।**
**मौर्व्याऽभिजघ्ने गदया विभावरी-**
**मासेदिवांस्तात पुरीं प्रचेतसः॥ २६**

હે તાત (વિદુરજી), ઘણાં વર્ષો સુધી સાગરમાં વિચરતા તે મહાબળવાન હિરણ્યાક્ષે કાળા લોખંડની ગદા વડે પોતાના શ્વાસોચ્છ્‌વાસથી સર્જેલાં મોટાં મોજાંને વારંવાર કાપી નાખ્યાં. ત્યાર પછી વરુણદેવની વિભાવરી નામની નગરીમાં તે પહોંચ્યો.॥ ૨૬ ॥

महोर्मीनभिजघ्ने। मौर्व्या मारयतीति मौर्वं कार्ष्णायसं तन्मय्या। यद्वा मूर्वा नाम तृणविशेषः, तन्मयरज्ज्वा दृढनिबद्धयेत्यर्थः। विभावरीसंज्ञां आसेदिवान् प्राप्तः॥ २६॥

મોટાં મોજાંઓને કાપી નાખ્યાં. '**मौर्व्या**' મારે છે તે મૌર્વ– કાળું લોખંડ– તેની બનેલી અથવા મૂર્વા એટલે વિશિષ્ટ પ્રકારનું ઘાસ, તે ઘાસના દોરડાથી મજબૂત રીતે બંધાયેલી ગદા વડે – એમ અર્થ છે. વિભાવરી નામની નગરીમાં '**आसेदिवान्**' પહોંચ્યો. ॥ ૨૬ ॥

**तत्रोपलभ्यासुरलोकपालकं**
**यादोगणानामृषभं प्रचेतसम्।**
**स्मयन्प्रलब्धुं प्रणिपत्य नीचव-**
**ज्जगाद मे देह्यधिराज संयुगम्॥ २७**

ત્યાં અસુરોના પાતાળલોકના પાલક, જળચર પ્રાણીઓના અધિપતિ વરુણદેવ પાસે જઈ ઉપહાસ કરવા માટે પ્રણામ કરીને નીચ મનુષ્યની જેમ હસતાં હસતાં કહેવા લાગ્યો કે હે મહારાજ, મને યુદ્ધ આપો. ॥ ૨૭ ॥

असुराणां लोकः पातालं तत्पालकम्। प्रलब्धुमुपहसितुं प्रणिपत्य॥ २७॥

**त्वं लोकपालोऽधिपतिर्बृहच्छ्रवा**
**वीर्यापहो दुर्मदवीरमानिनाम्।**
**विजित्य लोकेऽखिलदैत्यदानवान्**
**यद्राजसूयेन पुराऽयजत्प्रभो॥ २८**

यद्यस्माद्राजसूये भवानयजत्॥ २८॥

**स एवमुत्सिक्तमदेन विद्विषा**
**दृढं प्रलब्धो भगवानपांपतिः।**
**रोषं समुत्थं शमयन्स्वया धिया**
**व्यवोचदङ्गोपशमं गता वयम्॥ २९**

उपशमं युद्धादिकौतुकादुपरमम्॥ २९॥

**पश्यामि नान्यं पुरुषात्पुरातनाद्**
**यः संयुगे त्वां रणमार्गकोविदम्।**
**आराधयिष्यत्यसुरर्षभेहि तं**
**मनस्विनो यं गृणते भवादृशाः॥ ३०**

युद्धमार्गनिपुणं त्वां यस्तोषयिष्यति तमिहि गच्छ। गृणते स्तुवन्ति॥ ३०॥

**तं वीरमारादभिपद्य विस्मयः**
**शयिष्यसे वीरशये श्वभिर्वृतः।**
**यस्त्वद्विधानामसतां प्रशान्तये**
**रूपाणि धत्ते सदनुग्रहेच्छया॥ ३१**

आराच्छीघ्रम्। विस्मयो नष्टगर्वः। वीरशये रणाङ्गणे। रूपाणि वराहाद्यवतारान्॥ ३१॥

અસુરોનો પાતાળલોક – તેના પાલકને, **'प्रलब्धुम्'** ઉપહાસ કરવા માટે પ્રણામ કરીને ॥ ૨૭ ॥

તમે લોકપાલ છો, (જળચર જીવોના) અધિપતિ છો, મહાયશસ્વી છો, પોતાને વીર માનનારા ઉદ્ધત પુરુષોના પરાક્રમનો નાશ કરનારા છો કારણ કે હે પ્રભો, પૂર્વે આપે જગતના સર્વ દૈત્યો તથા દાનવોને જીતીને રાજસૂયયજ્ઞથી યજન કર્યું હતું. ॥ ૨૮ ॥

**'यद्'** કારણ કે રાજસૂયયજ્ઞમાં આપે યજન કર્યું હતું. ॥ ૨૮ ॥

આ પ્રમાણે અત્યન્ત મદોન્મત્ત શત્રુથી ખૂબ જ અપમાનિત થયેલા વરુણદેવ ઉત્પન્ન થયેલા ક્રોધને પોતાની વિવેકબુદ્ધિથી શાંત કરતા બોલ્યા 'હે ભાઈ, (યુદ્ધ વગેરેથી) અમે વિરામ પામ્યા છીએ.' ॥ ૨૯ ॥

**'उपशमम्'** યુદ્ધ વગેરેની કામનાથી અમે વિરામ પામ્યા છીએ. ॥ ૨૯ ॥

હે અસુરશ્રેષ્ઠ, પુરાણપુરુષ ભગવાન વિના બીજો કોઈ હું જોતો નથી, કે જે યુદ્ધમાર્ગમાં નિપુણ એવા તને સંતોષી શકે; તારા જેવા વીર પુરુષો યુદ્ધમાં જેમની પ્રશંસા કરે છે એવા (ભગવાન) પાસે તું જા. ॥ ૩૦ ॥

યુદ્ધમાર્ગમાં નિપુણ એવા તને જે સંતોષી શકે તેની પાસે તું **'इहि'** જા. **'गृणते'** પ્રશંસા કરે છે.॥ ૩૦ ॥

તે વીર ભગવાનની પાસે જતાં જ તું શીઘ્ર ગર્વરહિત થઈશ. કૂતરાંથી વીંટળાઈને રણશય્યામાં પોઢી જઈશ, જે ભગવાન તારા જેવા દુષ્ટોનો વિનાશ કરવા અને સત્પુરુષો ઉપર કૃપા કરવાની ઈચ્છાથી અવતારો ધારણ કરે છે. ॥ ૩૧ ॥

**'आरात्'** શીઘ્ર, **'विस्मयः'** ગર્વરહિત, **'वीरशये'** રણશય્યામાં, **'रूपाणि'** વરાહ વગેરે અવતારોને ॥ ૩૧ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां तृतीयस्कन्धे सप्तदशोऽध्यायः॥ १७॥

इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां सप्तदशोऽध्यायः॥ १७॥

*****

# अथाष्टादशोऽध्यायः

## હિરણ્યાક્ષ સાથે વરાહભગવાનનું યુદ્ધ

अष्टादशे हिरण्याक्षधरोद्धर्तृवराहयोः।
निर्विशेषं महायुद्धं देवक्षोभि निरूप्यते॥ १

પૃથ્વીનો ઉદ્ધાર કરનાર શ્રીવરાહનારાયણ અને હિરણ્યાક્ષ વચ્ચે અનુપમ અને દેવોને ક્ષોભ પમાડનારું મહાયુદ્ધ થયું, તેનું અઢારમા અધ્યાયમાં નિરૂપણ કરવામાં આવે છે. ॥ ૧ ॥

**दीपिनी**—निर्विशेषं जयादिविशेषरहितम्।

જય(જીત) વગેરે વિશેષતાથી રહિત અર્થાત્ બન્ને પક્ષે સમાન (એવું મહાયુદ્ધ થયું).

**मैत्रेय उवाच**

**तदेवमाकर्ण्य जलेशभाषितं**
**महामनास्तद्विगणय्य दुर्मदः।**
**हरेर्विदित्वा गतिमङ्ग नारदाद्**
**रसातलं निर्विविशे त्वरान्वितः॥ १**

**મૈત્રેયમુનિ બોલ્યા** – હે પ્રિય (વિદુરજી), ત્યારે જલાધિનાથ વરુણદેવનું આ પ્રમાણેનું વચન સાંભળી તેની અવગણના કરીને ઉત્સાહિત ચિત્તવાળો અને દુષ્ટમદવાળો હિરણ્યાક્ષ નારદજી પાસેથી શ્રીહરિનું સ્થાન જાણીને ત્વરાયુક્ત થઈ રસાતળમાં પ્રવેશ્યો. ॥ ૧ ॥

प्रतियोद्धारं श्रुत्वा महामनाः शयिष्यस इति यदुक्तं तद्विगणय्यागणयित्वा। यतो दुर्मदः॥ १॥

પ્રતિસ્પર્ધીની (ગતિ) સાંભળીને ઉત્સાહિત ચિત્તવાળો હિરણ્યાક્ષ ('તું રણશય્યામાં પોઢીશ.' એમ) જે કહેવામાં આવ્યું હતું તેની **'विगणय्य'** અવગણના કરીને (પાતાળમાં પ્રવેશ્યો) કારણ કે દુષ્ટમદવાળો હતો. ॥ ૧ ॥

**ददर्श तत्राभिजितं धराधरं**
**प्रोन्नीयमानावनिमग्रदंष्ट्रया।**
**मुष्णन्तमक्ष्णा स्वरुचोऽरुणश्रिया**
**जहास चाहो वनगोचरो मृगः॥ २**

ત્યાં વિશ્વવિજયી, ધરાને ધારણ કરનાર, દાઢના અગ્રભાગ વડે પૃથ્વીને ઉપર લઈ જતા, રક્તવર્ણી શોભાવાળા નેત્રથી (હિરણ્યાક્ષની) પોતાની કાન્તિને હરતા શ્રીહરિનાં દર્શન થયાં અને (તેમને જોઈને) તેણે ઉપહાસ કર્યો કે, અહો! આ તો જળમાં વિચરનાર વરાહ છે! ॥ ૨ ॥

अभितो जयतीत्यभिजित्तं श्रीहरिम्। प्रकर्षेणोर्ध्वं नीयमानाऽवनिर्येन। अग्रदंष्ट्रया दंष्ट्राग्रेण स्वरुचो हिरण्याक्षतेजांस्यरुणश्रिया युक्तं यत्तेनाक्ष्णा नेत्रेण मुष्णन्तं तिरस्कुर्वन्तम्। अहो चित्रं वनगोचरो मृगो वारिचरो वराहः॥ २॥

સર્વ તરફથી જય પ્રાપ્ત કરે છે તે અભિજિત એવા તે શ્રીહરિને– સામર્થ્યપૂર્વક ઉપર લઈ જવાઈ રહી છે પૃથ્વી જેના દ્વારા, **'अग्रदंष्ट्रया'** દાઢના અગ્રભાગ વડે, **'स्वरुचः'** પોતાના અર્થાત્ હિરણ્યાક્ષના તેજને, રક્તવર્ણી શોભાવાળા જે **'अक्ष्णा'** નેત્ર છે તેનાથી **'मुष्णन्तम्'** હરતા– અહો! આશ્ચર્ય છે– **'वनगोचरो मृगः'** જળમાં વિચરનાર વરાહ ॥ ૨ ॥

**बा.प्र.**—एवं हिरण्याक्षेण निन्दार्थं प्रयुक्ताऽपि भारती वस्तुतो भगवन्तं स्तौत्येव। तथा हि—वनं जलम्। वनगोचरो जलशयनः श्रीनारायणः स एव श्रेयोर्थिभिर्मृग्यते इति मृगः स दृष्ट इत्यहो भाग्यमित्यर्थः।

આ પ્રમાણે હિરણ્યાક્ષ દ્વારા નિંદા માટે પ્રયુક્ત કરવામાં આવેલી વાણી ખરેખર તો ભગવાનનું સ્તવન જ કરે છે. તે અનુસાર વન એટલે જળ, વનગોચર એટલે જળશાયી શ્રીનારાયણ, તે જ કલ્યાણકામીઓ દ્વારા શોધાઈ રહ્યા છે, તેમનાં જ દર્શન થયાં તે અહોભાગ્ય છે, એમ અર્થ છે.

**आहैनमेह्यज्ञ महीं विमुञ्च नो**
**रसौकसां विश्वसृजेयमर्पिता।**
**न स्वस्ति यास्यस्यनया ममेक्षतः**
**सुराधमासादितसूकराकृते ॥ ३**

હે અજ્ઞ, વિશ્વના સર્જનહાર બ્રહ્માએ પાતાળવાસી એવા અમને આ પૃથ્વી અર્પણ કરી છે. તું અહીં આવ, આ પૃથ્વીને મૂકી દે. વરાહનો આકાર સ્વીકારનાર હે સુરાધમ, મારા દેખતાં તું આ પૃથ્વીની સાથે સુખપૂર્વક નહીં જઈ શકે. ॥ ૩ ॥

एह्यागच्छ। रसौकसां पातालवासिनां नोऽस्माकं समर्पिता। अन्यथा पातालावतरणमस्या न घटत इति भावः। हिरण्याक्षेणाधिक्षेपार्थं प्रयुक्तापि भारती वस्तुतो भगवन्तं स्तौति। तथा हि। वनगोचरो जले शयानः श्रीनारायणः स एव योगिभिर्मृग्यते, दुष्टान्वा हन्तुं मृगयत इति मृगः। अज्ञ नास्ति ज्ञो यस्मात् सर्वज्ञेत्यर्थः। सुरा अधमा यस्मात् हे सुरोत्तम। ममेक्षमाणस्यापि सतो मामनादृत्यापि त्वमनया सह वर्तमानो नोऽस्मदीयं स्वस्ति समस्तं मङ्गलं राज्यं यास्यसि प्राप्स्यसि नात्र सन्देहः। तथाप्यस्मत्कृपया विमुञ्चेत्यर्थः। आसादिता लीलया स्वीकृता सूकराकृतिर्येन॥ ३ ॥

**'एहि'** તું અહીં આવ. **'रस-ओकसाम्'** પાતાળવાસી એવા **'नः'** અમને અર્પણ કરેલી છે. નહીં તો આ પૃથ્વીનું પાતાળમાં અવતરણ સંભવે નહીં, એમ અર્થ છે. હિરણ્યાક્ષ દ્વારા અપમાન કરવા માટે પ્રયુક્ત થયેલી વાણી પણ વસ્તુતઃ ભગવાનની સ્તુતિ કરે છે. સ્તુતિપરક અર્થ પ્રમાણે– **'वनगोचरः'** જળમાં શયન કરનાર શ્રીનારાયણ, તે જ યોગિજનો દ્વારા શોધાય છે અથવા તે જ દુષ્ટોને મારવા માટે શોધે છે. **'अज्ञ'** હે અજ્ઞ, જેનાથી (વધુ) જ્ઞાની કોઈ નથી તેવા હે સર્વજ્ઞ, એમ અર્થ છે. દેવો જેનાથી અધમ છે તેવા હે સુરોત્તમ, હું જોતો હોવા છતાં પણ મારો અનાદર કરીને પણ તમે આ પૃથ્વીની સાથે **'नः'** અમારું **'स्वस्ति'** સમસ્ત મંગળ રાજ્ય **'यास्यसि'** પ્રાપ્ત કરશો તેમાં સન્દેહ નથી, છતાં પણ અમારા ઉપર કૃપા કરી પૃથ્વી અહીં મૂકો, એમ અર્થ છે. લીલાથી **'आसादिता'** સ્વીકારી છે વરાહમૂર્તિ જેણે ॥ ૩ ॥

**त्वं नः सपत्नैरभवाय किं भृतो**
**यो मायया हन्त्यसुरान्परोक्षजित्।**
**त्वां योगमायाबलमल्पपौरुषं**
**संस्थाप्य मूढ प्रमृजे सुहृच्छुचः॥ ४**

જે આપ માયાથી અસુરોને હણો છો અને સંતાઈને વિજય પ્રાપ્ત કરો છો તે આપનું, અમારા વિનાશ માટે શત્રુઓ દ્વારા શું પોષણ થયેલું છે! હે મૂઢ, યોગમાયાના બળવાળા અને અલ્પ તાકાતવાળા તમારો નાશ કરી હું મિત્રોના શોકને દૂર કરીશ.॥ ૪ ॥

अभवाय नाशाय भृतः पुष्टः। वस्तुतस्तु मोक्षाय भृतो धृत आश्रित इत्यर्थः। यो भवान्परोक्षेण चौर्येण जयतीति तथा। वस्तुतस्तु दूरत एव स्थित्वा जयतीति। संस्थाप्य हत्वा। वस्तुतस्तु योगमायारूपमचिन्त्यं बलं यस्य। अल्पं पौरुषं यस्मात्। तं त्वां सम्यक् स्थापयित्वा। भक्त्या हृदि स्थिरीकृत्येत्यर्थः।

हे मूढप्र, मूढान्प्राति आप्याययतीति तथा। प्रा पूर्ताविति धातुः। सुहृदां शुचः संसारदुःखानि मृजे नाशयामि। यतस्त्वं स्मर्तुर्बान्धवानपि मोचयसीति भावः॥ ४॥

**वंशीधरी**—अक्षाणीन्द्रियाणि जयतीत्यक्षजिदत एव पर इन्द्रियानाकृष्ट इत्यर्थः।

**त्वयि संस्थिते गदयाऽशीर्णशीर्ष-**
**ण्यस्मद्भुजच्युतया ये च तुभ्यम्।**
**बलिं हरन्त्यृषयो ये च देवाः**
**स्वयं सर्वे न भविष्यन्त्यमूलाः॥ ५**

अस्मद्भुजच्युतयापि गदया अशीर्णं शीर्षं यस्य तथाभूते त्वयि सुखं स्थिते सति ये तुभ्यमधुना बलिं हरन्ति नवीना भक्ताः ये च पूर्वे भक्ता ऋषयो देवाश्च ते सर्वे स्वयमेवोद्यमं विनैवामूला न भविष्यन्ति किन्तु दृढमूला एव भविष्यन्तीत्यर्थः॥ ५॥

**स तुद्यमानोऽरिदुरुक्ततोमरै-**
**र्दंष्ट्राग्रगां गामुपलक्ष्य भीताम्।**
**तोदं मृषन्निरगादम्बुमध्याद्**
**ग्राहाहतः सकरेणुर्यथेभः॥ ६**

**'अभवाय'** નાશ માટે **'भृतः'** પોષવામાં આવ્યા છો. વાસ્તવિક (સ્તુતિપરક અર્થ પ્રમાણે) **'अभवाय'** મોક્ષ માટે **'भृतः'** આશ્રયરૂપ કરવામાં આવ્યા છો, એમ અર્થ છે. જે આપ **'परोक्षेण'** સંતાઈને જય પામો છો, તે આપ વસ્તુતઃ દૂર રહીને જ જય પામો છો. **'संस्थाप्य'** (તમારો) નાશ કરીને, પરંતુ વાસ્તવિક અર્થ એમ છે કે જેમનું યોગમાયારૂપ અચિન્ત્ય બળ છે અને જેમનાથી સર્વનું પરાક્રમ અલ્પ છે તેવા આપને હૃદયમાં સારી રીતે સ્થાપીને, ભક્તિપૂર્વક હૃદયમાં સ્થિર કરીને– **'प्रा'** ધાતુ પૂર્તિ– વૃદ્ધિના અર્થમાં છે.

હે **'मूढप्र'**, હે ભક્તિવિવશ જનોની વૃદ્ધિ કરે તેવા (ભગવાન)! (હું આપને મારા હૃદયમાં સ્થાપીને) મિત્રોના શોકરૂપ સંસારના દુઃખોનો **'मृजे'** નાશ કરી રહ્યો છું કારણ કે આપ સ્મરણ કરનારના સંબંધીઓને પણ મુક્ત કરો છો, તેવો ભાવ છે. ॥ ૪ ॥

ઇન્દ્રિયોને જીતી લેનાર તે અક્ષજિત્ આથી જ શ્રેષ્ઠ. ઇન્દ્રિયો વડે આકર્ષિત ન થનાર, એમ અર્થ છે.

મારા હાથમાંથી છૂટેલી ગદા વડે ભાંગેલા મસ્તકવાળા તમે નાશ પામશો, ત્યારે જે ઋષિઓ અને દેવો આપને ઉપહાર અર્પણ કરે છે તે સર્વે મૂળરહિત થઈ ટકી શકશે નહીં. ॥ ૫ ॥

અમારા હાથમાંથી છૂટેલી હોવા છતાં પણ ગદા વડે ભાંગ્યું નથી મસ્તક જેનું તેવા આપ જ્યારે સ્વસ્થ હશો, ત્યારે હાલમાં જે નવા ભક્તો આપને ઉપહાર અર્પણ કરે છે તેઓ તથા જે પ્રાચીન ભક્તો, ઋષિઓ તથા દેવો છે, તે સર્વે **'स्वयम् एव'** પોતાની મેળે જ મૂળરહિત નહીં થાય પરંતુ દૃઢમૂળવાળા જ થશે, એમ અર્થ છે. ॥ ૫ ॥

શત્રુ હિરણ્યાક્ષનાં દુર્વચનોરૂપી બાણોથી વ્યથિત થતા તે વરાહ ભગવાન દાઢ ઉપર રહેલી પૃથ્વીને ભયભીત થયેલી જોઈને પીડાને સહન કરતા, જેમ મગરથી પીડાયેલો હાથી હાથણી સાથે નીકળે તેમ જળમાંથી બહાર નીકળ્યા. ॥ ૬ ॥

स हरिररेर्दुरुक्तान्येव तोमराः शस्त्रविशेषास्तैस्तुद्यमानो व्यथ्यमानो दंष्ट्राग्रगतां पृथ्वीं भीतामालक्ष्य तोदं दुरुक्तव्यथां मृषन्सहमान एव निर्गतः। करेणुर्हस्तिनी। वस्तुतस्त्वरिदुरुक्ततोमरैर्निमित्तभूतैस्तुद्यमानः। यथाश्रुतार्थग्राहिणां ब्रह्मादीनां व्यथां दृष्ट्वानुकम्पया पीड्यमान इत्यर्थः। तोदं मृषन्नित्यस्याप्ययमेवार्थः॥ ६॥

તે શ્રીહરિ – શત્રુનાં દુષ્ટ વચનો એ જ બાણો, વિશેષ પ્રકારનાં શસ્ત્રો, તેમનાથી **'तुद्यमानः'** ઘવાતા– દાઢના ટેરવા પર રહેલી પૃથ્વીને ભયભીત થયેલી જોઈને **'तोदम्'** દુષ્ટ વચનોની પીડા **'मृषन्'** સહન કરતા જ બહાર નીકળ્યા. **'करेणुः'** હાથણી– વસ્તુતઃ તો શત્રુનાં દુષ્ટ વચનોરૂપી તોમર (શસ્ત્ર) દ્વારા વ્યથિત થતા શ્રીહરિ, સાંભળ્યા પ્રમાણે અર્થ ગ્રહણ કરનારા (ગૂઢાર્થ ન જાણતા) બ્રહ્માજી વગેરેની વ્યથા જોઈને અનુકમ્પાથી પીડાતા શ્રીહરિ, એમ અર્થ છે. **'तोदं मृषन्'** (આ હિરણ્યાક્ષનો નાશ જ થવાનો છે, આથી) પીડા સહન કરતા, એમ આનો પણ આ જ અર્થ છે.॥ ६ ॥

**तं निःसरन्तं सलिलादनुद्रुतो**
**हिरण्यकेशो द्विरदं यथा झषः।**
**करालदंष्ट्रोऽशनिनिःस्वनोऽब्रवीद्**
**गतह्रियां किं त्वसतां विगर्हितम्॥ ७**

સુવર્ણ જેવા પીળા કેશવાળો અને વિકરાળ દાઢોવાળો દૈત્ય, મગરમચ્છ જેમ હાથીની પાછળ દોડે તેમ જળમાંથી નીકળતા તે ભગવાનની પાછળ દોડ્યો અને વજ્ર જેવી ગર્જના કરતો બોલ્યોઃ 'નિર્લજ્જ નીચ પુરુષોને શું નિંદ્ય છે?' ॥ ७ ॥

सलिलान्निर्गच्छन्तमनुगतः सन्। हिरण्यवत् कपिशाः केशा यस्य दैत्यस्य। झषो मकरः। करालास्तुङ्गा दंष्ट्रा यस्य। अशनिवन्निःस्वनो यस्य। निर्लज्जानामसतां किं विगर्हितमस्ति। निन्दाभयाभावात्पलायनमपि नायुक्तमित्यर्थः। वस्तुतस्तु गतह्रियः प्राप्तह्रियः। न सन्तो येभ्यस्तेषां कृपालूनां किं विगर्हितम्। न किञ्चित्। अतः कृपालुत्वाद्दंष्ट्राश्रितभूरक्षणार्थं किञ्चित्पलायनमपि न निन्दितमित्यर्थः। यद्वा लोकोपकाराय भुवमुद्धरतोऽनुद्रवणमनुचितं मन्वानो दैत्य आत्मानमेवाधिक्षिपति। गतह्रियां स्वार्थैकपराणां असतामस्माकं किं विगर्हितगणनाऽस्ति, अपितु नास्त्येव। धिगस्मानित्यब्रवीदित्यर्थः॥ ७॥

જળમાંથી બહાર નીકળતા વરાહભગવાનની પાછળ દોડ્યો. સુવર્ણ જેવા પીળા કેશ છે જે દૈત્યના, **'झषः'** મગરમચ્છ, **'करालाः'** વિકરાળ દાઢો છે જેની, વજ્ર જેવો અવાજ છે જેનો– નિર્લજ્જ નીચ પુરુષોને શું નિંદ્ય છે? નિંદાનો ભય ન હોવાથી રણભૂમિમાંથી ભાગી જવું પણ તેમને અયોગ્ય લાગતું નથી, એમ અર્થ છે. વસ્તુતઃ (સ્તુતિપરક અર્થ પ્રમાણે) **'गतह्रियः'** પ્રાપ્ત થઈ છે લજ્જા જેને, જેમના કરતાં બીજા કોઈ સત્પુરુષો નથી તેવા કૃપાળુને શું નિન્દિત છે? કંઈ જ નહીં. આથી, ભગવાન દયાળુ હોવાથી દાઢ ઉપર રહેલી પૃથ્વીના રક્ષણ માટે થોડું ભાગવું પડે તો પણ તે નિંદ્ય નથી, એમ અર્થ છે. અથવા લોકો ઉપર ઉપકાર કરવા માટે પૃથ્વીનો ઉદ્ધાર કરતા ભગવાનની પાછળ દોડવું અનુચિત છે તેમ માનતો દૈત્ય પોતાને જ ધિક્કારે છે. નિર્લજ્જ અને માત્ર સ્વાર્થપરાયણ દુર્જનો એવા અમને શું નિંદ્ય છે ? કંઈ જ નહીં. અમને ધિક્કાર છે, એમ દૈત્ય બોલ્યો– એમ અર્થ છે. ॥ ७ ॥

**स गामुदस्तात्सलिलस्य गोचरे**
**विन्यस्य तस्यामदधात्स्वसत्त्वम्।**
**अभिष्टुतो विश्वसृजा प्रसूनै-**
**रापूर्यमाणो विबुधैः पश्यतोऽरेः॥ ८**

स भगवान् विश्वसृजाभिष्टुतो विबुधैश्च प्रसूनैरापूर्यमाणः। पाठान्तरे विश्वसृजां प्रसूनै-र्विबुधैरभिष्टुत इति। सलिलस्योदस्तादुपरि व्यवहारगोचरे देशे गां पृथ्वीं विन्यस्य तस्यां स्वसत्त्वमाधारशक्तिं निहितवान्। अरेस्तस्य पश्यत एव॥ ८॥

**परानुषक्तं तपनीयोपकल्पं**
**महागदं काञ्चनचित्रदंशम्।**
**मर्माण्यभीक्ष्णं प्रतुदन्तं दुरुक्तैः**
**प्रचण्डमन्युः प्रहसंस्तं बभाषे॥ ९**

परा पराक् पृष्ठतोऽनुषक्तं लग्नम्। तपनीयोपकल्पं सुवर्णाभरणम्। काञ्चनमयश्चित्रो दंशः कवचं यस्य तं दैत्यम्। प्रचण्डमन्युत्व-मधिक्षेपादिकं चानुकरणमात्रं दैत्यवाक्यभीतानां देवानां भयनिवृत्तये। वस्तुतः तेन तथाऽनुक्तत्वेन कोपादिहेत्वभावात्॥ ९॥

श्रीभगवानुवाच

**सत्यं वयं भो वनगोचरा मृगा**
**युष्मद्विधान्मृगये ग्रामसिंहान्।**
**न मृत्युपाशैः प्रतिमुक्तस्य वीरा**
**विकत्थनं तव गृह्णन्त्यभद्र॥ १०**

ग्रामसिंहान् शुनः। प्रतिमुक्तस्य बद्धस्य। विकत्थनं श्लाघाम्॥ १०॥

વિશ્વના સર્જનહાર બ્રહ્માજી દ્વારા અનેક પ્રકારે સ્તુતિ કરાતા અને દેવો દ્વારા પુષ્પોથી છવાતા તે વરાહનારાયણે જળની ઉપર વ્યવહારયોગ્ય સ્થાનમાં પૃથ્વીને સ્થાપીને શત્રુના દેખતાં જ તેમાં પોતાની આધારશક્તિ મૂકી. ॥ ૮ ॥

તે વરાહનારાયણ વિશ્વના સર્જનહાર બ્રહ્માજી દ્વારા અનેક પ્રકારે સ્તુતિ કરાતા હતા અને દેવો દ્વારા પુષ્પોથી છવાતા હતા. પાઠાન્તરમાં, ‘**विश्वसृजां प्रसूनैः**’ મરીચિ વગેરે પ્રજાપતિઓની પુષ્પતુલ્ય દેવસંતતિ દ્વારા સ્તુતિ કરાતા– એમ અર્થ છે. જળની ‘**उदस्तात्**’ ઉપર વ્યવહારયોગ્ય સ્થાનમાં ‘**गाम्**’ પૃથ્વી સ્થાપી, તેમાં ‘**स्वसत्त्वम्**’ પોતાની આધારશક્તિ મૂકી, તે શત્રુના દેખતાં જ ॥ ૮ ॥

પ્રચંડકોપવાળા ભગવાને પાછળ પડેલા, સુવર્ણના અલંકારવાળા, મોટી ગદાવાળા, સુવર્ણમય અદ્ભુત કવચવાળા અને દુષ્ટવચનોથી મર્મસ્થાનોને વારંવાર પીડતા તે દૈત્યને અટ્ટહાસ્ય કરતા કહ્યું, ॥ ૯ ॥

‘**परा**’ પાછળ ‘**अनुषक्तम्**’ પડેલાને, ‘**तपनीय-उपकल्पम्**’ સુવર્ણના અલંકારવાળાને, સુવર્ણમય અદ્ભુત ‘**दंशः**’ કવચ જેનું છે તે દૈત્યને – ભગવાનનો પ્રચંડ કોપ, તિરસ્કાર વગેરે માત્ર લીલા કરવા માટે જ છે, દૈત્યનાં વચનોથી ભય પામેલા દેવોના ભયની નિવૃત્તિ માટે છે. ખરેખર તો તે દૈત્ય દ્વારા તેવી વાણી તિરસ્કારપૂર્વક કહેવાઈ ન હતી, કારણ કે ભગવાન માટે તેના પ્રત્યે કોપ વગેરે કારણોનો અભાવ હતો. ॥ ૯ ॥

**શ્રીભગવાન બોલ્યા** – હે અભદ્ર, અમે ખરેખર વનમાં વિચરનાર મૃગો છીએ અને તારા જેવા કૂતરાઓને શોધીએ છીએ. મૃત્યુપાશથી બંધાયેલા એવા તારી આત્મશ્લાઘાને વીરપુરુષો ગણકારતા નથી. ॥ ૧૦ ॥

‘**ग्रामसिंहान्**’ કૂતરાઓને; ‘**प्रतिमुक्तस्य**’ બંધાયેલાની ‘**विकत्थनम्**’ બડાશને ॥ ૧૦ ॥

**सुबोधिनी**—वीरा हि वाक्यं न गृह्णन्ति, किन्तु कृतिमेव। तत्राऽपि विकत्थनं न गृह्णन्ति।

વીર પુરુષો વાક્કલહમાં નથી ઊતરતા, તેમને માટે ક્રિયા જ કેવળ ઉત્તર હોય છે, તેમાં પણ આત્મશ્લાઘા તો નથી જ ગણકારતા.

**एते वयं न्यासहरा रसौकसां**
**गतह्रियो गदया द्रावितास्ते।**
**तिष्ठामहेऽथापि कथंचिदाजौ**
**स्थेयं क्व यामो बलिनोत्पाद्य वैरम्॥ ११**

આ અમે રસાતળવાસીઓની થાપણરૂપ પૃથ્વીને હરી જનારા, નિર્લજ્જ અને તારી ગદાથી નસાડી મૂકેલા છીએ, છતાં પણ યુદ્ધમાં (અમારે) માંડ-માંડ ઊભા રહેવું પડશે કારણ કે બળવાન સાથે વેર ઊભું કરીને જઈએ પણ ક્યાં? ॥ ૧૧ ॥

न्यासहरा निक्षेपहराः। द्राविताः पलायनं कारिताः। अथाप्यसमर्था अपि तिष्ठामः। तत्किम्। यतः स्थेयं स्थातव्यमेवास्माभिः। तत्किमित्यत आह। क्व यामः। गन्तव्यदेशाभावात्॥ ११॥

**'न्यासहराः'** થાપણને હરી લેનારા, **'द्राविताः'** નસાડી મૂકેલા, અસમર્થ હોવા છતાં પણ (તારી સામે) ઊભા છીએ. શા માટે? કારણ કે **'स्थेयम्'** અમારે ઊભા જ રહેવું જોઈએ, તો કેમ? તે માટે કહે છે કે જવા યોગ્ય સ્થાનના અભાવને કારણે જઈએ પણ ક્યાં? ॥ ૧૧ ॥

**दीपिनी**—'वयमिति।' नानावतारदृष्ट्या बहुवचनम्।

બહુવચનથી સૂચવ્યું છે કે અનેક અવતારોમાં અમારી આ રીત છે.

**सुबोधिनी**—एते वयं न्यासहराः स्वरूपप्रदर्शनेन चौरत्वं निराकृत्य प्रभुत्वं स्थापितम्, न तु चौरत्व-स्यैवानुवादः। अनेन यज्ञोऽहमित्याप्युक्तम्।

સ્વરૂપપ્રદર્શન દ્વારા ચોરત્વ દૂર કરીને પ્રભુત્વ સ્થાપ્યું છે, ચોરત્વનું અનુસરણ નથી જ. આ દ્વારા હું યજ્ઞાવતાર છું, એમ કહે છે. (પૃથ્વી યજ્ઞ માટે છે અને તેને યજ્ઞકાર્ય માટે લઈ જઈએ છીએ.)

**त्वं पद्रथानां किल यूथपाधिपो**
**घटस्व नोऽस्वस्तय आश्वनूहः।**
**संस्थाप्य चास्मान्प्रमृजाश्रु स्वकानां**
**यः स्वां प्रतिज्ञां नातिपिपर्त्यसभ्यः॥ १२**

તું પગરૂપી રથવાળા સૈનિકોના નાયકોમાં મુખ્ય છે. અમારા પરાજય માટે તર્ક-વિતર્ક કર્યા વિના તું અવિલંબે યુદ્ધ કર અને અમને મારીને પોતાના સંબંધીઓનાં શોકાશ્રુ લૂછી નાખ, કારણ કે જે પ્રતિજ્ઞા પાળતો નથી તે અસભ્ય છે. ॥ ૧૨ ॥

पद्रथानां पदातीनां ये यूथपास्तेषामधिपः। मुख्य इत्यर्थः। अस्वस्तये पराभवार्थमाशु घटस्व यतस्व। अनूहो निर्वितर्कः। यो नातिपिपर्ति न पूरयति पालयति वा असावसभ्यः सभायामनर्हः ॥ १२॥

**'पद्-रथानाम्'** પાયદળના સમૂહના નાયકોના અધિપતિ અર્થાત્ તું રાજા છે, મુખ્ય છે, એમ અર્થ છે. **'अस्वस्तये'** અકલ્યાણ માટે, અમારા પરાજય માટે અવિલંબે **'घटस्व'** પ્રયત્ન કર. **'अनूहः'** તર્ક-વિતર્ક કર્યા વિના– **'न-अतिपिपर्ति'** જે (પોતાની પ્રતિજ્ઞાને) સારી રીતે સંપૂર્ણ નથી કરતો, પાળતો નથી એ **'असभ्यः'** સભાને યોગ્ય નથી. ॥ ૧૨ ॥

**मैत्रेय उवाच**

**सोऽधिक्षिप्तो भगवता प्रलब्धश्च रुषा भृशम्।**
**आजहारोल्बणं क्रोधं क्रीड्यमानोऽहिराडिव॥ १३**

सोऽधिक्षिप्तः सत्यं वयमिति श्लोकेन। रुषा प्रलब्ध उपहसितश्च एते वयमिति द्वाभ्याम्। क्रीडां कार्यमाणोऽहिराट् महासर्प इव॥ १३॥

**सृजन्नमर्षितः श्वासान्मन्युप्रचलितेन्द्रियः।**
**आसाद्य तरसा दैत्यो गदयाऽभ्यहनद्धरिम्॥ १४**

मन्युना प्रचलितानि क्षुभितानीन्द्रियाणि यस्य॥ १४॥

**भगवांस्तु गदावेगं विसृष्टं रिपुणोरसि।**
**अवञ्चयत्तिरश्चीनो योगारूढ इवान्तकम्॥ १५**

अन्तकं मृत्युम्॥ १५॥

**वंशीधरी**—तिरश्चीनः तिर्यक् सन् अवञ्चयत् तत्साम्मुख्यमत्यजत्। यथा कालमासन्नं वीक्ष्य योगी प्राणायामसमाधिना वञ्चयति तद्वदित्यर्थः।

**पुनर्गदां स्वामादाय भ्रामयन्तमभीक्ष्णशः।**
**अभ्यधावद्धरिः क्रुद्धः संरम्भाद्दष्टदच्छदम्॥ १६**

॥ १६॥

**ततश्च गदयाऽरातिं दक्षिणस्यां भ्रुवि प्रभुः।**
**आजघ्ने स तु तां सौम्य गदया कोविदोऽहनत्॥ १७**

सौम्य विदुर, तां गदामप्राप्तामेवाहनत्॥ १७॥

**एवं गदाभ्यां गुर्वीभ्यां हर्यक्षो हरिरेव च।**
**जिगीषया सुसंरब्धावन्योन्यमभिजघ्नतुः॥ १८**

**મૈત્રેયમુનિ બોલ્યા** – શ્રીવરાહ ભગવાન દ્વારા તિરસ્કાર કરાયેલા અને ભારે ક્રોધપૂર્વક ઉપહાસ કરાયેલા તે દૈત્યે રમાડવામાં આવતા સર્પરાજની જેમ ઉગ્ર ક્રોધને ધારણ કર્યો. ॥ ૧૩ ॥

તિરસ્કૃત એવો તે દૈત્ય, સાચે જ અમે..... શ્લોક (૧૦) દ્વારા – તથા ક્રોધથી '**प्रलब्धः**' ઉપહાસ કરાયેલા આ અમે.... શ્લોક (૧૧, ૧૨) એમ બે શ્લોક દ્વારા રમત રમાડવામાં આવતા '**अहिराट्**' મોટા સાપની જેમ ॥ ૧૩ ॥

(ભગવાનનાં વાક્યોને) સહન ન કરનાર અને ક્રોધથી ક્ષુબ્ધ થઈ ગયેલી ઈન્દ્રિયોવાળા દૈત્યે શ્વાસોચ્છ્વાસ છોડતા વેગપૂર્વક સમીપ આવીને શ્રીહરિ ઉપર ગદાથી પ્રહાર કર્યો. ॥ ૧૪ ॥

ક્રોધથી '**प्रचलितानि**' ક્ષુબ્ધ થઈ છે ઈન્દ્રિયો જેની ॥ ૧૪ ॥

પરંતુ યોગારૂઢ મનુષ્ય જેમ મૃત્યુને ચુકાવી દે તેમ ભગવાને શત્રુ દ્વારા છાતી ઉપર ફેંકવામાં આવેલી ગદાના વેગને ત્રાંસા થઈને ચુકાવી દીધો. ॥ ૧૫ ॥

'**अन्तकम्**' મૃત્યુને ॥ ૧૫ ॥

આડા થઈને ચુકાવ્યું. તેની સમ્મુખ રહેવાનું છોડી દીધું. જેવી રીતે મૃત્યુને નજીક આવેલું જોઈ યોગી પ્રાણાયામ, સમાધિ દ્વારા તેને ચુકાવી દે તેવી રીતે, એમ અર્થ છે. (મૃત્યુને જીતી લે તેમ)

એટલે તે દૈત્ય ફરી પોતાની ગદા લઈ વારંવાર ભમાવવા લાગ્યો, ત્યારે ક્રોધે ભરાયેલા શ્રીહરિ ક્રોધથી હોઠ પીસી તેની સામે દોડ્યાં. ॥ ૧૬ ॥

અને ત્યાર પછી પ્રભુએ શત્રુની જમણી ભ્રુકુટિ ઉપર પ્રહાર કર્યો પરંતુ હે સૌમ્ય (વિદુરજી), તે કુશળ દૈત્યે પોતાની ગદા વડે તે ગદાને મારી. ॥ ૧૭ ॥

'**सौम्य**' હે વિદુરજી, તે ગદાને પોતાની પાસે આવતાં પહેલાં જ મારી દીધી. ॥ ૧૭ ॥

આ પ્રમાણે હિરણ્યાક્ષ અને શ્રીહરિ અત્યન્ત ક્રોધાવેશમાં આવી જઈ વિજયની વાંછાથી ભારે ગદાઓથી એકબીજા ઉપર પ્રહાર કરવા લાગ્યા.॥ ૧૮ ॥

हर्यक्षो हिरण्याक्षः ॥ १८ ॥

**दीपिनी**—हरितनेत्र इति हर्यक्षो।

**सुबोधिनी**—'हर्यक्ष इति।' हरिरेवाऽक्षिणी यस्य वर्तत इति समानत्वाय हर्यक्षपदप्रयोगः। उभयत्र हरिपदप्रयोगोऽवधाय। जयार्थमेव यत्नो न वधार्थमिति जिगीषयेत्युक्तम्।

**तयोः स्पृधोस्तिग्मगदाहताङ्गयोः**
**क्षतास्रवघ्राणविवृद्धमन्य्वोः ।**
**विचित्रमार्गांश्चरतोर्जिगीषया**
**व्यभादिलायामिव शुष्मिणोर्मृधः ॥ १९**

स्पृधोः स्पर्धमानयोः। तिग्माभ्यां गदाभ्यां आहतान्यङ्गानि ययोः। क्षतादास्रवतीति क्षतास्रवं रुधिरं तस्य घ्राणमवघ्राणं तेन विवृद्धो मन्युर्ययोः। विचित्रान्मार्गान् गदायुद्धभ्रमणभेदान्। इला गौस्तस्यां निमित्तभूतायां शुष्मिणोः मत्तयोर्वृषभयोः। प्रस्तुतेऽपि इला पृथ्वी तदर्थम्। वृषभौ हि खलु बहूनि दिनानि सङ्ग्रथितोत्तुङ्गशृङ्गसङ्घर्ष-विदीर्णाङ्गगलद्रुधिरौ परस्परोपमर्दव्यग्रोग्रसंरम्भौ चमत्कारितगजयूथपौ युध्यमानौ तिष्ठत इति प्रसिद्धम् ॥ १९ ॥

**सुबोधिनी**—व्यभात् शोभते स्म।

**सुबोधिनी**—गदाया विचित्रमार्गांश्चरतोरिति युद्ध-लीलायां रसाभिनिवेश उक्तः।

**दैत्यस्य यज्ञावयवस्य माया-**
**गृहीतवाराहतनोर्महात्मनः ।**
**कौरव्य मह्यां द्विषतोर्विमर्दनं**
**दिदृक्षुरागादृषिभिर्वृतः स्वराट् ॥ २०**

**'हर्यक्षः'** હિરણ્યાક્ષ ॥ ૧૮ ॥

લીલી આંખોવાળો હિરણ્યાક્ષ.

શ્રીહરિ જેની આંખમાં છે તે હર્યક્ષ. બન્નેની શક્તિ સમાન હોવાથી હર્યક્ષ પદનો પ્રયોગ કર્યો છે. બન્નેનાં નામમાં 'હરિ' પદનો પ્રયોગ છે, તે વિચારીને, તે પ્રયોગ વધ માટે ન સમજવો જોઈએ પણ વિજય પ્રાપ્ત કરવાની ઈચ્છા માટે છે, એમ કહેવાયું છે.

પરસ્પર સ્પર્ધા કરતા, પ્રચંડ ગદાના પ્રહારોથી ઘવાયેલા અંગોવાળા, ઘામાંથી ઝરતા રક્તની ગંધથી અત્યન્ત વધેલા ક્રોધવાળા, જીતવાની ઈચ્છાથી ગદાયુદ્ધની જુદી જુદી યુક્તિઓને અજમાવતા તે બન્નેનું પૃથ્વી માટેનું ગદાયુદ્ધ ગાય માટે લડતા બે આખલાઓના જેવું શોભતું હતું. ॥ ૧૯ ॥

**'स्पृधोः'** સ્પર્ધા કરતા, પ્રચંડ ગદા(ના પ્રહારો)થી ઘવાયાં છે અંગો જે બન્નેનાં, ક્ષત અર્થાત્ ઘામાંથી ઝરે તે રક્ત, તેની **'घ्राण'** ગંધ– તેનાથી અત્યન્ત વધી ગયો છે ક્રોધ જે બન્નેનો; **'विचित्रमार्गान्'** ગદાયુદ્ધમાં ઘૂમવાની જુદી જુદી યુક્તિઓ – **'इला'** એટલે ગાય, તેના કારણે **'शुष्मिणोः'** ઉન્મત્ત બનેલા આખલાઓની– પ્રસ્તુત શ્લોકમાં પણ **'इला'** એટલે પૃથ્વી માટે (લડતા)– ખરેખર, આખલાઓ અનેક દિવસો સુધી તેમનાં ઊંચાં ઊંચાં શિંગડાંઓને એકબીજામાં સખત ગૂંચવીને લડતા હોવાથી શરીરે લોહીલુહાણ થઈ, એકબીજા સાથે દંગલ મચાવી, વ્યગ્ર તેમજ ભયંકર ક્રોધિત થઈ ગજરાજોનું અનુકરણ કરતા આખડતા રહે છે, તે પ્રસિદ્ધ છે.॥ ૧૯ ॥

**व्यभात्**–(યુદ્ધ) શોભતું હતું

ગદાથી અદ્ભુત યુક્તિઓ અજમાવતા – એમ કહીને યુદ્ધલીલામાં વીરરસનો આવેશ કહેવામાં આવ્યો છે.

હે કુરુકુલોત્પન્ન વિદુર, દૈત્યનું અને માયાથી વરાહસ્વરૂપ સ્વીકારનારા પરમ ઉદાર, યજ્ઞરૂપ અવયવોવાળા ભગવાનનું, પૃથ્વી માટે શત્રુ બનેલા તે બંનેનું (આવું) યુદ્ધ જોવાની ઈચ્છાવાળા ઋષિઓથી વીંટળાયેલા બ્રહ્માજી (ત્યાં) પધાર્યા. ॥ ૨૦ ॥

यज्ञा एवावयवा यस्य तस्य च मह्यां महीनिमित्तं द्विषतोः। एवंविधं विमर्दनं युद्धं दिदृक्षुः स्वराट् ब्रह्मा तत्रागात्॥ २०॥

**आसन्नशौण्डीरमपेतसाध्वसं**
**कृतप्रतीकारमहार्यविक्रमम्।**
**विलक्ष्य दैत्यं भगवान्सहस्रणी-**
**र्जगाद नारायणमादिसूकरम्॥ २१**

आगत्य च नारायणमाह। किं कृत्वा। दैत्यं विलक्ष्य। कथम्भूतम्। आसन्नं प्राप्तं शौण्डीरं शौर्यं मदो वा येन। अपेतं साध्वसं यस्मात्। कृतः प्रतीकारो येन। अहार्योऽप्रतीकार्यो विक्रमो यस्य। सहस्रणीः सहस्राणामृषिसहस्राणां नेता॥ २१॥

**बा.प्र.—**'सहस्रणीरिति।' सहस्रशब्दोऽनन्तवाची। सर्वनियन्तेत्यर्थः। तत्र सामर्थ्यमाह भगवानिति, ऐश्वर्यादियुक्तः॥

**ब्रह्मोवाच**

**एष ते देव देवानामङ्घ्रिमूलमुपेयुषाम्।**
**विप्राणां सौरभेयीणां भूतानामप्यनागसाम्॥ २२**

**आगस्कृद्भयकृद्दुष्कृदस्मद्राद्धवरोऽसुरः।**
**अन्वेषन्नप्रतिरथो लोकानटति कण्टकः॥ २३**

हे देव, तेऽङ्घ्रिमूलं प्राप्तानां देवादीनाम्। एषोऽसुरः॥ २२॥

आगस्कृद् वृथैवापराधारोपकः। तत्परिहाराय प्रवृत्तौ भयकृत्। भीतं ज्ञात्वा दुष्कृदर्थप्राणादिहर्ता। अस्मत्तो राद्धो लब्धो वरो येन। अन्वेषन् प्रतिरथमवलोकयन्। अप्रतिरथः प्रतिपक्षशून्यः ॥ २३॥

યજ્ઞો જ જેના અવયવો છે તેવા શ્રીયજ્ઞમૂર્તિ ભગવાનનું તથા દૈત્યનું **'मह्याम्'** પૃથ્વી નિમિત્તે શત્રુ બનેલા તે બંનેનું આવું **'विमर्दनम्'** યુદ્ધ જોવાની ઈચ્છાથી **'स्वराट्'** બ્રહ્માજી ત્યાં પધાર્યા. ॥ ૨૦ ॥

હજારો ઋષિઓના પ્રવર્તક એવા બ્રહ્માજીએ શૌર્યને પ્રાપ્ત થયેલા, નિર્ભય બનેલા, વેરનો બદલો લેતા અને દુર્નિવાર્ય પરાક્રમવાળા દૈત્યને જોઈને ભગવાન આદિવરાહનારાયણને કહ્યું. ॥ ૨૧ ॥

બ્રહ્માજી આવીને શ્રીનારાયણ ભગવાનને કહે છે. શું કરીને? દૈત્યને જોઈને. કેવા દૈત્યને જોઈને? **'आसन्नम्'** પ્રાપ્ત થયું છે શૌર્ય અથવા મદ જેને, દૂર થયો છે ભય જેમાંથી, લેવાઈ રહ્યો છે વેરનો બદલો જેના દ્વારા, **'अहार्यः'** અનિવાર્ય પરાક્રમ છે જેનું– **'सहस्रणीः'** હજારો ઋષિઓના પ્રવર્તક ॥ ૨૧ ॥

સહસ્ર શબ્દ અનંતનો વાચક છે અર્થાત્ બ્રહ્માજી સર્વનિયન્તા છે, તે માટેનું સામર્થ્ય 'ભગવાન' શબ્દથી જણાવે છે કે જે ઐશ્વર્યાદિ (વીર્ય, યશ, શ્રી, જ્ઞાન, વૈરાગ્ય)થી યુક્ત છે.

**બ્રહ્માજી બોલ્યા** – હે દેવ, આ અસુર આપના ચરણકમળને શરણે આવેલા દેવોનો, બ્રાહ્મણોનો, ગાયોનો તથા નિરપરાધી પ્રાણીઓનો પણ અપરાધ કરનાર, ભય ઉપજાવનાર અને દુષ્ટ કર્મો કરનાર છે. અમારી પાસેથી વરદાન પ્રાપ્ત કરનાર આ અસુર (અજોડ) લડવૈયો હોવાથી પોતાના સમાન યોદ્ધાને શોધતો સર્વ લોકોમાં કંટકરૂપે ભમે છે. ॥ ૨૨॥૨૩॥

હે દેવ, આપના ચરણમૂળને શરણે આવેલા દેવો વગેરેનો **'एषः'** આ અસુર ॥ ૨૨॥

**'आगस्कृत्'** (નિર્દોષ ઉપર) ખોટું જ દોષારોપણ કરનાર, તેના નિવારણ માટે પ્રવૃત્ત થવામાં ભય ઉપજાવનાર, ભયભીત જાણીને **'दुष्कृत्'** દુષ્ટ કર્મો કરનાર– સમ્પત્તિ, પ્રાણ વગેરે છીનવી લેનાર– અમારી પાસેથી **'राद्धः'** પ્રાપ્ત કર્યું છે વરદાન જેણે– **'अन्वेषन्'** પ્રતિસ્પર્ધીને શોધતો, **'अप्रतिरथः'** બરાબરી કરે તેવા શત્રુથી રહિત ॥ ૨૩ ॥

**मैनं मायाविनं दृप्तं निरङ्कुशमसत्तमम्।**
**आक्रीड बालवद्देव यदाशीविषमुत्थितम्॥ २४**

यद्यस्मादेवंभूतोऽयं तस्मादेनं माक्रीड माक्रीडय। हे देव, यथोत्थितं क्षुभितमाशीविषं सर्पं बालः पुच्छाकर्षणादिना क्रीडयति तद्वत्॥ २४॥

**कृष्णजी शास्त्री**—आशिषि विषमिति आशीविषः।

**न यावदेष वर्धेत स्वां वेलां प्राप्य दारुणः।**
**स्वां देव मायामास्थाय तावज्जह्यघमच्युत॥ २५**

स्वामासुरीम्। हे देव, स्वां मायाम्। अघं पापरूपम्॥ २५॥

वेलामेवाह—**एषेति।**

**एषा घोरतमा सन्ध्या लोकच्छम्बट्करी प्रभो।**
**उपसर्पति सर्वात्मन् सुराणां जयमावह॥ २६**

लोकानां छम्बट्करी विनाशकरी। छम्बडित्यव्ययं विनाशे वर्तते॥ २६॥

**सुबोधिनी**—'छम्बट्' शब्दो वैदिको नाशवाचको रिक्तपर्यायः, 'तेनैकाष्टकान् छम्बट्कुर्वन्ति' इति श्रुतेः। अत एव सन्ध्याऽपि लोकनाशिका, दैत्योऽपि। उभयोर्मिलने महाननर्थो भविष्यतीति ततः पूर्वमेव दैत्यो मारणीय इत्यर्थः।

**बा.प्र.**—'सर्वात्मन्निति।' प्रभो हे स्वामिन् सर्वात्मनस्तव यद्यप्यविदितं किञ्चिन्नास्ति तथापि स्वव्याकुलत्वेन विज्ञापयामीति द्योतयन् सम्बोधयति।

હે દેવ! માયાવી, ગર્વિષ્ઠ, અંકુશરહિત અને અત્યન્ત દુષ્ટ આ અસુરને જેમ કોઈ બાળક કોપેલા સર્પને રમાડે તેમ આપ રમાડશો નહીં. ॥ ૨૪ ॥

**'यद्'** કારણ કે આ અસુર આવો છે, તેથી એને **'मा-आक्रीड'** રમાડશો નહીં. હે દેવ, જેમ **'उत्थितम्'** કોપેલા **'आशीविषम्'** સર્પને બાળક પૂંછડી ખેંચવા વગેરે દ્વારા રમાડે છે તેમ ॥ ૨૪ ॥

દાઢમાં ઝેર રાખે તે આશીવિષ

હે દેવ, હે અચ્યુત, આ ભયંકર દૈત્ય પોતાની આસુરી વેળાને પામીને વધી જાય, તે પહેલાં જ તમે પોતાની માયાનો આશ્રય કરી આ પાપરૂપ દૈત્યનો નાશ કરો. ॥ ૨૫ ॥

**'स्वाम्** પોતાની આસુરી (સન્ધ્યાકાળની) વેળાને, હે દેવ, પોતાની માયાનો– **'अघम्'** પાપરૂપ દૈત્યને॥ ૨૫ ॥

સન્ધ્યાવેળાને જણાવે છે– **'एषा इति।'**

હે પ્રભુ, લોકોનો વિનાશ કરનારી અતિ ભયંકર એવી આ સન્ધ્યાકાળની વેળા થવા આવી છે, હે સર્વાત્મા, આપ દેવોને વિજય અપાવો. ॥ ૨૬ ॥

લોકોનો **'छम्बट्करी'** વિનાશ કરનારી **'छम्बट्'** શબ્દ અવ્યય છે અને વિનાશના અર્થમાં પ્રયોજાય છે. ॥ ૨૬ ॥

છમ્બટ્ શબ્દ વૈદિક છે, નાશવાચક છે. **'रिक्त'** ખાલી, શૂન્ય, ઉજડેલાનો પર્યાય છે. તેનાથી એક-અષ્ટકોનો નાશ કરે છે. એમ શ્રુતિ છે. (તૈત્તિ.સં.૨/૫/૫/૩)

આથી જ, સંધ્યા પણ સર્વ લોકની નાશકારિણી છે અને દૈત્ય પણ તેવો જ છે. બન્ને ભેગાં થતાં મહાન અનર્થ થશે, તેથી તેની પહેલાં જ દૈત્ય મારવા યોગ્ય છે, એમ અર્થ છે.

હે સ્વામી, સર્વાત્મા એવા આપનાથી જો કે અજાણ્યું હોય તેવું કંઈ જ નથી, છતાં પણ મારી વ્યાકુળતાને કારણે હું વિનંતી કરું છું એમ દર્શાવતાં સંબોધન કરે છે– હે સર્વાત્મા!

**अधुनैषोऽभिजिन्नाम योगो मौहूर्तिको ह्यगात्।**
**शिवाय नस्त्वं सुहृदामाशु निस्तर दुस्तरम्॥ २७**

હમણાં જ આ અભિજિત નામના મુહૂર્તનો યોગ જવાની તૈયારીમાં છે. આપના ભક્તો એવા અમારું કલ્યાણ કરવા માટે આપ શીઘ્ર દુર્જય દૈત્યનો નાશ કરો. ॥ ૨૭ ॥

अभिजिन्मध्याह्नः। स एव मौहूर्तिको योगः सन्। मुहूर्तः शुभदः कालः अगाद्गतप्रायः। अतो यावन्मुहूर्तशेषोऽस्ति तावदेव सुदुस्तरमेनं निस्तर जहि॥ २७॥

**'અભિજિત્'** મધ્યાહ્ન– એ જ મધ્યાહ્નના મુહૂર્તરૂપ યોગ છે. **'મુહૂર્તઃ'** શુભ ફળ આપનારો કાળ **'અગાત્'** લગભગ પસાર થઈ ગયો છે. આથી જ્યાં સુધી મુહૂર્ત બાકી છે ત્યાં સુધીમાં આ ખૂબ જ દુસ્તર, દુર્જય દૈત્યનો **'નિસ્તર'** નાશ કરો. ॥ ૨૭ ॥

**दिष्ट्या त्वां विहितं मृत्युमयमासादितः स्वयम्।**
**विक्रम्यैनं मृधे हत्वा लोकानाधेहि शर्मणि॥ २८**

સારું થયું કે આ દૈત્ય નિશ્ચિત સમયે પોતાની જાતે જ મૃત્યુરૂપ એવા આપને પ્રાપ્ત થયો છે! યુદ્ધમાં પરાક્રમ કરીને આને હણીને લોકોને સુખી કરો.॥ ૨૮ ॥

त्वां मृत्युं त्वयैव शापानुग्रहकाले विहितं निर्मितम्। आसादितः प्राप्तः। शर्मणि सुखे आधेहि स्थापय॥ २८॥

મૃત્યુરૂપ એવા આપને, આપના દ્વારા જ શાપરૂપી અનુગ્રહકાળે **'विहितम्'** નિશ્ચિત સમયે **'आसादितः'** પ્રાપ્ત થયો છે. **'शर्मणि'** સુખ-શાન્તિમાં **'आधेहि'** સ્થાપો.॥ ૨૮ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां तृतीयस्कन्धे अष्टादशोऽध्यायः॥ १८॥
इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां अष्टादशोऽध्यायः॥ १८॥



# अथैकोनविंशोऽध्यायः

## હિરણ્યાક્ષવધ

ऊनविंशे विरिञ्च्यादिप्रार्थितेन महामृधे।
वराहेण हिरण्याक्षवधः श्लाघ्योऽनुवर्ण्यते॥ १

ઓગણીસમા અધ્યાયમાં બ્રહ્માજી વગેરે દ્વારા પ્રાર્થના કરાયેલા શ્રી વરાહનારાયણ વડે મહાયુદ્ધમાં હિરણ્યાક્ષનો પ્રશંસનીય વધ વર્ણવવામાં આવે છે. ॥ ૧ ॥

**मैत्रेय उवाच**

**अवधार्य विरिञ्चस्य निर्व्यलीकामृतं वचः।**
**प्रहस्य प्रेमगर्भेण तदपाङ्गेन सोऽग्रहीत्॥ १**

**મૈત્રેયમુનિ બોલ્યા** – બ્રહ્માજીનું કપટરહિત, અમૃતમય વચન સાંભળી, હસીને પ્રેમયુક્ત નેત્રકટાક્ષ દ્વારા તેમણે (વરાહનારાયણે) તેનો સ્વીકાર કર્યો.॥ ૧ ॥

निर्व्यलीकं च तदमृतं च। पाठान्तरे निष्कपटाभिप्रायं च तदृतं च। ('निर्व्यलीकत्रृतं वचः' इत्येवंरूपे।) कालात्मनोऽपि मम मुहूर्तबलमुपदिशतीति प्रहस्यापाङ्गालोकनेन स्वीकृतवान्॥ १॥

તે વચન નિષ્કપટ અને અમૃતમય પણ હતું. પાઠાન્તરમાં, નિષ્કપટ અને સત્ય પણ હતું. કાળસ્વરૂપ મને પણ બ્રહ્માજી મુહૂર્તબળનો ઉપદેશ કરે છે, એમ હસીને કટાક્ષયુક્ત નજર વડે સ્વીકાર કર્યો. ॥ ૧ ॥

**वंशीधरी**—निर्व्यलीकं तु 'अस्मद्राद्धवरोऽसुरः' इत्युक्तेः। 'अमृतं न यावदेष वर्द्धेत' इत्यादि प्रेममय-

બ્રહ્માજીનું વચન નિષ્કપટ હતું કારણ કે બ્રહ્માજી બોલ્યા કે 'અમારા દ્વારા જ અસુરે વરદાન પ્રાપ્ત કર્યું છે.' (શ્રીમદ્ ભા.૩/૧૮/૨૩) વળી, તે 'અમૃતમય હતું. જ્યાં સુધી

त्वादमृततुल्यं वचस्तु भगवताप्यादरेणास्वादितं तदिति अहो प्रेम्णः सर्वविस्मारकतासामर्थ्यं यत्कालात्मनो मुहूर्त्तबलमुपदिशतीति। तद्वचः प्रेमगर्भेण प्रीतियुक्तेन रात्रावेवैनं हनिष्यामीति ज्ञापयामासेत्यर्थः।

**ततः सपत्नं मुखतश्चरन्तमकुतोभयम्।**
**जघानोत्पत्य गदया हनावसुरमक्षजः॥ २**

मुखतः अभिमुखे। हनौ कपोलस्याधोभागे। अक्षजो ब्रह्मणो घ्राणेन्द्रियादाविर्भूतः॥ २॥

**सा हता तेन गदया विहता भगवत्करात्।**
**विघूर्णिताऽपतद्रेजे तदद्भुतमिवाभवत्॥ ३**

सा स्वगदया तेन हता ततो विहता विच्युता सती विघूर्णिता भूत्वाऽपतद्रेजे च। तद्भगवत्करात्पतनम्। यद्वा तत्पदस्यावृत्त्या रेज इत्यनेनापि सम्बन्धः तद्दैत्यपौरुषं रेज इति॥ ३॥

**स तदा लब्धतीर्थोऽपि न बबाधे निरायुधम्।**
**मानयन्स मृधे धर्मं विष्वक्सेनं प्रकोपयन्॥ ४**

लब्धतीर्थो लब्धावसरः स च न बबाधे न प्राहरत्। स मानयन्बभूवेति वाक्यभेदात्स इत्यस्यापौनरुक्त्यम् (स न बबाधे। स धर्मं मानयन् बभूव।)॥ ४॥

**गदायामपविद्धायां हाहाकारे विनिर्गते।**
**मानयामास तद्धर्मं सुनाभं चाऽस्मरद्विभुः॥ ५**
॥ ५॥

આ દૈત્ય વધી ન જાય,' (શ્રીમદ્ ભા.૩/૧૮/૨૫) વગેરે પ્રેમપૂર્ણ વચનો હોવાથી અમૃતતુલ્ય હતાં. ભગવાન દ્વારા પણ તે આદરપૂર્વક આસ્વાદિત થયાં હતાં. અહો! પ્રેમનું સામર્થ્ય સર્વકાંઈ વિસરાવી દેનારું છે! કે જે કાળસ્વરૂપ ભગવાનને મુહૂર્તબળનો ઉપદેશ કરે છે! પ્રીતિપૂર્વક કટાક્ષયુક્ત નજર વડે જણાવ્યું કે 'રાત્રે જ એને હણીશ,' એમ અર્થ છે.

પછી બ્રહ્માજીની નાસિકામાંથી ઉત્પન્ન થયેલા વરાહનારાયણે પોતાની સામે નિર્ભય થઈ ઘૂમતા શત્રુ અસુર હિરણ્યાક્ષને ઊછળીને હડપચી પર ગદા મારી. ॥ ૨ ॥

**'मुखतः'** પોતાની સામે **'हनौ'** લમણાની નીચેના ભાગમાં, હડપચી અથવા જડબામાં; **'अक्षजः'** બ્રહ્માજીની ઘ્રાણેન્દ્રિયમાંથી ઉત્પન્ન થયેલા શ્રીવરાહ નારાયણ ॥ ૨ ॥

(ભગવાને ફેંકેલી તે ગદા) તે હિરણ્યાક્ષ દ્વારા તેની પોતાની ગદા સાથે ટકરાવાથી ભગવાનના કરકમળમાંથી છૂટી જવાથી ઘૂમરી લેતી (પૃથ્વી પર) પડી અને શોભવા લાગી, તે જાણે આશ્ચર્યકારક બન્યું! ॥ ૩ ॥

તે પોતાની ગદા સાથે તે હિરણ્યાક્ષ દ્વારા– ભગવાનના કરકમળમાંથી **'विहता'** છૂટી જવાથી ઘૂમરી લેતી પડી અને શોભવા લાગી. **'तद्'** તે ભગવાનના કરકમળમાંથી પડી, તે અદ્ભુત બન્યું, અથવા **तत्** પદની આવૃત્તિ વડે **'रेजे'** આ રીતે પણ સંબંધ છે. તે દૈત્યનું પરાક્રમ શોભી ઊઠ્યું. ॥ ૩ ॥

(ભગવાનના હાથમાંથી ગદા પડી) ત્યારે તે દૈત્યને તક મળવા છતાં વિષ્વક્સેન ભગવાનને કોપાવતા તેણે આયુધરહિત ભગવાન ઉપર પ્રહાર કર્યો નહીં (કારણ કે) યુદ્ધમાં તે ધર્મને માન આપતો હતો.॥ ૪ ॥

**'लब्धतीर्थः'** પ્રાપ્ત થઈ છે તક જેને તે હિરણ્યાક્ષે **'न बबाधे'** પ્રહાર ન કર્યો. તે યુદ્ધધર્મને માન આપતો હતો. **'सः'** શબ્દની પુનરુક્તિ કહી શકાય નહીં કારણ કે બે વાક્યો જુદાં છે. ॥ ૪ ॥

(ભગવાનના હાથમાંથી) ગદા પડી ગઈ ત્યારે હાહાકાર મચી ગયો. વરાહવિભુએ (નિરાયુધ ઉપર પ્રહાર ન કરવારૂપ) તે ધર્મની પ્રશંસા કરી અને સુદર્શન ચક્રનું પણ સ્મરણ કર્યું. ॥ ૫ ॥ ૫ ॥

**वीर.**—सुनाभं चक्रमस्मरच्च स्मरणेन स्वहस्तगतमकरोदित्यर्थः।

**दीपिनी**—चकारेण गदामपि पूर्वं सस्मारेति गम्यते।

**तं व्यग्रचक्रं दितिपुत्राधमेन**
**स्वपार्षदमुख्येन विषज्जमानम्।**
**चित्रा वाचोऽतद्विदां खेचराणां**
**तत्रास्मासन्स्वस्ति तेऽमुं जहीति॥ ६**

व्यग्रं ससंभ्रमं चक्रं यस्य। विषज्जमानं विशेषेण सङ्गं प्राप्नुवन्तं प्रति। अतद्विदां तत्प्रभावमजानताम्। आ समन्तादासन् स्म॥ ६॥

**क्रम.**—बहिर्दितिपुत्राधमेन अन्तस्तु स्वपार्षदमुख्येनेत्यर्थः।

**स तं निशाम्यात्तरथाङ्गमग्रतो**
**व्यवस्थितं पद्मपलाशलोचनम्।**
**विलोक्य चामर्षपरिप्लुतेन्द्रियो**
**रुषा स्वदन्तच्छदमादशच्छ्वसन्॥ ७**

स दैत्यस्तमात्तचक्रं निशाम्य दृष्ट्वाऽग्रतो व्यवस्थितं च विलोक्यामर्षेण क्रोधेन परिप्लुतानि क्षुभितानीन्द्रियाणि यस्य सः। आदशत् दष्टवान्॥ ७॥

**करालदंष्ट्रश्चक्षुर्भ्यां सञ्चक्षाणो दहन्निव।**
**अभिप्लुत्य स्वगदया हतोऽसीत्याहनद्धरिम्॥ ८**

चक्षुर्भ्यां दहन्निव सञ्चक्षाणः पश्यन्। इवेति वस्तुतः क्रोधाभावमाह। हतोऽसि ज्ञातोऽसीति वास्तवोऽर्थः॥ ८॥

**पदा सव्येन तां साधो भगवान्यज्ञसूकरः।**
**लीलया मिषतः शत्रोः प्राहरद्वातरंहसम्॥ ९**

ભગવાને સુદર્શન ચક્રનું સ્મરણ કર્યું, સ્મરણ દ્વારા પોતાને હસ્તગત કર્યું, એમ અર્થ છે.

**'च'** કાર દ્વારા ગદાનું પણ પહેલાં સ્મરણ કર્યું એમ કહે છે. (અર્થાત્ ગદા અને ચક્ર બન્ને ભગવાનના હાથમાં આવ્યાં.)

જેમનું ચક્ર વ્યાકુળ હતું તેવા તથા પોતાના મુખ્ય પાર્ષદ અધમ દિતિપુત્ર સાથે યુદ્ધ કરતા ભગવાનને ઉદ્દેશીને, તેમના પ્રભાવને ન જાણતાં આકાશચારી દેવોની જાતજાતની વાતો ત્યાં થવા લાગી કે તમે આ દૈત્યનો વધ કરો. આપનું કલ્યાણ થાઓ. ॥ ૬ ॥

**'व्यग्रम्'** વ્યાકુળ છે ચક્ર જેમનું– **'विषज्जमानम्'** વિશેષરૂપે સંગ પ્રાપ્ત કરનાર પ્રત્યે (અર્થાત્ યુદ્ધ કરતા ભગવાન પ્રત્યે), **'अतद्विदाम्'** તે ભગવાનના પ્રભાવને નહીં જાણનારા દેવોની ચારે બાજુએ (વાતો) થવા લાગી.॥ ૬ ॥

બહારથી અધમ દિતિપુત્ર સાથે (યુદ્ધ કરતા) પરંતુ અંદરથી પોતાના મુખ્ય પાર્ષદ સાથે, એમ અર્થ છે.

તે સુદર્શન ચક્ર ધારણ કરેલા, કમળપત્ર સમાન નેત્રવાળા ભગવાનને આગળ ઊભેલા જોઈને ક્રોધથી ક્ષુબ્ધ ઈન્દ્રિયોવાળો તે દૈત્ય ફૂંફાડા મારતો પોતાના હોઠ પીસવા લાગ્યો. ॥ ૭ ॥

તે સુદર્શન ચક્ર ધારણ કરેલા ભગવાનને **'निशाम्य'** આગળ ઊભેલા જોઈને **'अमर्षेण'** ક્રોધથી **'परिप्लुतानि'** ક્ષુબ્ધ થઈ છે ઈન્દ્રિયો તેવો તે **'आदशत्'** કરડવા લાગ્યો.॥ ૭ ॥

જાણે બાળતો હોય તેમ બે નેત્રોથી નિહાળતા, ભયાનક દાઢવાળા હિરણ્યાક્ષે સામે ધસીને, હવે તું મર્યો સમજ, એમ કહ્યું અને પોતાની ગદા વડે શ્રીહરિ ઉપર પ્રહાર કર્યો. ॥ ૮ ॥

નેત્રોથી જાણે બાળતો હોય તેમ **'सञ्चक्षाणः'** જોતો– **'इव'** જાણે– એમ કહીને વસ્તુતઃ ક્રોધના અભાવને જણાવે છે. **'हतः असि'** આપ ઓળખાઈ ગયા છો, એવો વાસ્તવિક અર્થ છે. ॥ ૮ ॥

હે સાધુ (વિદુરજી), યજ્ઞસ્વરૂપ ભગવાન વરાહનારાયણે વાયુ સમાન વેગવાળી તે ગદાને શત્રુ હિરણ્યાક્ષના દેખતાં ડાબા પગથી રમતમાં લાત મારી. ॥ ૯ ॥

वातरंहसं वायुवेगाम्॥ ९॥

**आह चायुधमाधत्स्व घटस्व त्वं जिगीषसि।**
**इत्युक्तः स तदा भूयस्ताडयन्व्यनदद्भृशम्॥ १०**

घटस्वोद्यमं कुरु। यतस्त्वं जेतुमिच्छसि ॥ १०॥

**तां स आपततीं वीक्ष्य भगवान्समवस्थितः।**
**जग्राह लीलया प्राप्तां गरुत्मानिव पन्नगीम्॥ ११**
॥ ११॥

**स्वपौरुषे प्रतिहते हतमानो महासुरः।**
**नैच्छद्गदां दीयमानां हरिणा विगतप्रभः॥ १२**

हतो मानो गर्वो यस्य॥ १२॥

**जग्राह त्रिशिखं शूलं ज्वलज्ज्वलनलोलुपम्।**
**यज्ञाय धृतरूपाय विप्रायाभिचरन्यथा॥ १३**

ज्वलन् यो ज्वलनस्तद्वल्लोलुपं ग्रसनव्यग्रम्। यज्ञाय विष्णुमालक्ष्य। अकार्यकरत्वे दृष्टान्तः- विप्रमुद्दिश्याभिचारं कुर्वन्यथा॥ १३॥

**तदोजसा दैत्यमहाभटार्पितं**
**चकासदन्तः ख उदीर्णदीधिति।**
**चक्रेण चिच्छेद निशातनेमिना**
***हरिर्यथा तार्क्ष्यपतत्रमुज्झितम् ॥ १४**

अन्तः खे आकाशमध्ये चकासत्प्रकाशमानम्। उदीर्णोत्कटा दीधितिर्दीप्तिर्यस्य। निशातनेमिना शितधारेण। हरिरिन्द्रो यथा तार्क्ष्यस्य पतत्रमुज्झितं

**'वातरंहसम्'** વાયુ સમાન વેગવાળી ગદાને ॥ ૯ ॥

અને કહે છે કે 'હથિયાર લે, તું મને જીતવા ઈચ્છે છે! તો તે માટે ઉદ્યમ કર.' એ પ્રમાણે પડકારાયેલો તે હિરણ્યાક્ષ (ગદાથી) પુનઃ પ્રહાર કરતો ખૂબ ગર્જના કરવા લાગ્યો. ॥ ૧૦ ॥

**'घटस्व'** ઉદ્યમ કર, કારણ કે તું જીતવા ઈચ્છે છે! ॥ ૧૦ ॥

તે ગદાને સામે આવતી જોઈને સ્થિર ઊભેલા વરાહ ભગવાને ગરુડજી નાગણને પકડી લે તેમ આવેલી તે ગદાને અનાયાસે પકડી લીધી.॥ ૧૧ ॥ ૧૧ ॥

પોતાનો પુરુષાર્થ નાશ પામતાં તે ગર્વરહિત, નિસ્તેજ, મહાન અસુરે શ્રીહરિ દ્વારા આપવામાં આવેલી ગદાને લેવાની ઈચ્છા કરી નહીં. ॥ ૧૨ ॥

દૂર થયો છે **'मानः'** ગર્વ જેનો ॥ ૧૨ ॥

વિપ્રને મારવા માટે મારણ પ્રયોગ કરતો હોય તેમ હિરણ્યાક્ષે વરાહ સ્વરૂપને ધારણ કરનારા યજ્ઞભગવાનના નાશ માટે બળબળતા અગ્નિની જેમ બાળી નાખવા આતુર એવું ત્રણ શિખાઓવાળું ત્રિશૂળ ઊઠાવ્યું.॥ ૧૩ ॥

જે બળબળતો અગ્નિ છે તેની જેમ બાળી નાખવા માટે લોલુપ, ગળી જવા માટે વ્યગ્ર એવા ત્રિશૂળને, યજ્ઞ નારાયણ વિષ્ણુને લક્ષ્યમાં રાખીને– અનુચિત કાર્ય કરવા માટેનું દૃષ્ટાન્ત આપે છે – બ્રાહ્મણને ઉદ્દેશીને મારી નાખવા માટે આરંભેલો મંત્રપ્રયોગ અર્થાત્ અભિચાર કરતો હોય તેમ ॥ ૧૩ ॥

મહાન દૈત્ય યોદ્ધાએ આકાશમાં બળપૂર્વક ફેંકેલા, ઉત્કટ કાન્તિવાળા, ઝળહળતા તે ત્રિશૂળને, ગરુડજીએ ત્યજી દીધેલા પીછાને ઈન્દ્રે જેમ કાપી નાખ્યું હતું તેમ, ભગવાન શ્રીહરિએ તીક્ષ્ણ ધારવાળા ચક્ર વડે કાપી નાખ્યું. ॥ ૧૪ ॥

**'अन्तः खे'** આકાશના મધ્યમાં **'चकासत्'** ઝળહળતા પીછાને **'उदीर्णा'** ઉત્કટ **'दीधितिः'** કાન્તિ છે જેની તેને; **'निशातनेमिना'** તીક્ષ્ણ ધારવાળા (ચક્ર વડે) **'हरिः'** ઈન્દ્રે જેમ ગરુડજીના ત્યજેલા પીછાને

चिच्छेद। देवान्विनिर्जित्य अमृतकलशं नयता गरुडेनेन्द्रप्रयुक्तवज्रस्यामोघस्य मानं दातुं पिच्छमेकं त्यक्तं तद्यथेन्द्रश्चिच्छेद छिन्नं च तद्यथा खे प्रचकाशे तद्वत्प्रकाशमानमित्यभिसन्धिः ॥ १४ ॥

* हरिपदस्योभयत्र संबन्धः। एकत्र महावराहः, अपरत्र इन्द्रः।

**वृक्णे स्वशूले बहुधाऽरिणा हरेः**
**प्रत्येत्य विस्तीर्णमुरो विभूतिमत्।**
**प्रवृद्धरोषः स कठोरमुष्टिना**
**नदन्प्रहृत्यान्तरधीयतासुरः ॥ १५**

अराः सन्त्यस्येत्यरि चक्रं तेन बहुधा वृक्णे छिन्ने सति प्रत्येत्याभिमुखमागत्य हरेरुरो वक्षः प्रहृत्य ॥ १५ ॥

**तेनेत्थमाहतः क्षत्तर्भगवानादिसूकरः।**
**नाकम्पत मनाक् क्वापि स्त्रजा हत इव द्विपः ॥ १६**

मनागीषदपि। क्वाप्यंशे ॥ १६ ॥

**अथोरुधासृजन्मायां योगमायेश्वरे हरौ।**
**यां विलोक्य प्रजास्त्रस्ता मेनिरेऽस्योपसंयमम् ॥ १७**

अस्य जगतः। उपसंयमं प्रलयम् ॥ १७ ॥

**प्रववुर्वायवश्चण्डास्तमः पांसवमैरयन्।**
**दिग्भ्यो निपेतुर्ग्रावाणः क्षेपणैः प्रहिता इव ॥ १८**

पांसुकृतं तमश्च प्रेरितवन्तः क्षेपणैर्यन्त्रैः ॥ १८ ॥

કાપી નાખ્યું. દેવોને જીતી લઈને અમૃતકળશ લઈ જતા ગરુડજી દ્વારા ઈન્દ્રે પ્રયુક્ત કરેલા અમોઘ વજ્રને માન આપવા માટે એક પીછું ત્યજી દેવામાં આવ્યું હતું. તેને જેમ ઈન્દ્રે **'चिच्छेद'** કાપી નાખ્યું ત્યારે તે જેમ આકાશમાં પ્રકાશતું હતું, તેની જેમ (હિરણ્યાક્ષે ફેંકેલું ત્રિશૂળ) પ્રકાશતું હતું, એમ અનુસંધાન છે.॥ ૧૪ ॥

'હરિ' પદનો બન્ને સાથે સંબંધ છે, એકમાં શ્રીમહાવરાહ અને બીજામાં ઈન્દ્ર.

શ્રીહરિના સુદર્શનચક્ર દ્વારા જ્યારે પોતાનું ત્રિશૂળ અનેક પ્રકારે કપાઈ ગયું, ત્યારે અત્યન્ત વધી ગયેલા રોષવાળો તે અસુર શ્રીહરિની સામે આવી, શ્રીલક્ષ્મીજીના નિવાસરૂપ વિશાળ વક્ષઃસ્થળ ઉપર કઠોર મુક્કાથી પ્રહાર કરીને ગર્જના કરતો અદશ્ય થઈ ગયો. ॥ ૧૫ ॥

જેને (ફરતા) આરાઓ છે તે અરિ, સુદર્શન ચક્ર, તેના દ્વારા ત્રિશૂળ અનેક પ્રકારે **'वृक्णे'** કપાઈ ગયું ત્યારે **'प्रति-एत्य'** શ્રીહરિની સામે આવીને શ્રીહરિના **'उरः'** વક્ષઃસ્થળ ઉપર પ્રહાર કરીને ॥ ૧૫ ॥

હે વિદુરજી, તે હિરણ્યાક્ષ દ્વારા આ રીતે પ્રહાર પામેલા ભગવાન આદિવરાહ પુષ્પમાળાથી પ્રહાર પામેલા હાથીની જેમ જરા પણ ડગ્યા નહીં. ॥ ૧૬ ॥

**'मनाक्'** સહેજ પણ ડગ્યા નહીં ॥ ૧૬ ॥

ત્યાર પછી યોગમાયાના અધીશ્વર એવા શ્રીહરિ ઉપર (તે દૈત્યે) અનેક પ્રકારે માયા રચી, જેને જોઈને ત્રાસ પામેલી પ્રજાઓ આ જગતનો પ્રલય માનવા લાગી. ॥ ૧૭ ॥

**'अस्य'** આ જગતનો **'उपसंयमम्'** પ્રલય ॥ ૧૭ ॥

પ્રચંડ પવનો ફૂંકાવા લાગ્યા અને ધૂળને કારણે અંધકાર ફેલાઈ ગયો અને ગોફણયંત્રોથી ફેંકાતા હોય તેમ દિશાઓમાંથી પથ્થરો પડવા લાગ્યા.॥ ૧૮ ॥

ધૂળને કારણે અન્ધકાર ફેલાઈ ગયો; **'क्षेपणैः'** ગોફણયંત્રોથી ॥ ૧૮ ॥

**द्यौर्नष्टभगणाभ्रौघैः सविद्युत्स्तनयित्नुभिः ।**
**वर्षद्भिः पूयकेशासृग्विण्मूत्रास्थीनि चासकृत्॥ १९**

नष्टो भगणो नक्षत्रसमूहो यस्याम्। अनेन दैत्यबलातिरेकाद् ब्रह्मदत्तमुहूर्तातिक्रमो गम्यते। अह्नि नक्षत्राणामसम्भवात्॥ १९॥

વીજળીઓના કડાકાઓ સાથે પરુ, વાળ, લોહી, વિષ્ઠા, મૂત્ર તથા હાડકાંને વારંવાર વરસાવતાં વાદળોના સમૂહથી નષ્ટ થયેલા નક્ષત્રગણોવાળું આકાશ થઈ ગયું. ॥ ૧૯ ॥

નષ્ટ થયો છે નક્ષત્રોનો સમૂહ છે જેમાં – આ દ્વારા દૈત્યના બળના અતિરેકને કારણે બ્રહ્માજીએ આપેલા મુહૂર્તનો અતિક્રમ સમજવો કારણ કે દિવસે નક્ષત્ર દેખાવાં અસંભવ છે. ॥ ૧૯ ॥

**गिरयः प्रत्यदृश्यन्त नानायुधमुचोऽनघ।**
**दिग्वाससो यातुधान्यः शूलिन्यो मुक्तमूर्धजाः॥ २०**

नानायुधानि मुञ्चन्तीति तथा यातुधान्यश्च प्रत्यदृश्यन्त॥ २०॥

હે નિષ્પાપ વિદુરજી, જુદાં જુદાં પ્રકારનાં આયુધોને છોડનારા પર્વતો તથા ત્રિશૂળવાળી અને છૂટા વાળવાળી રાક્ષસીઓ દિગમ્બર સ્વરૂપમાં દેખાવા લાગી. ॥ ૨૦ ॥

જુદાં જુદાં પ્રકારનાં આયુધોને છોડે તેવા (પર્વતો) તથા રાક્ષસીઓ દેખાવા લાગી. ॥ ૨૦ ॥

**बहुभिर्यक्षरक्षोभिः पत्त्यश्वरथकुञ्जरैः।**
**आततायिभिरुत्सृष्टा हिंस्रा वाचोऽतिवैशसाः॥ २१**

हिंस्राश्छिन्धिभिन्धीत्येवम्भूता अतिवैशसा अत्युग्रा वाच उत्सृष्य इत्यत्रैव वाक्यसमाप्तिः॥ २१॥

પાયદળ, ઘોડા, રથ અને હાથીઓ સાથે અસંખ્ય શસ્ત્રોને ધારણ કરનારા યક્ષો અને રાક્ષસો (મારો, કાપો એવી) મહાભયંકર વાણી બોલવા લાગ્યા. ॥ ૨૧ ॥

‘**हिंस्राः**’ મારો, કાપો– એવી ‘**अतिवैशसाः**’ અતિ ભયંકર વાણી ‘**उत्सृष्टा**’ બોલતા હતા– એમ અહીં જ વાક્ય સંપૂર્ણ થાય છે. ॥ ૨૧ ॥

**प्रादुष्कृतानां मायानामासुरीणां विनाशयत्।**
**सुदर्शनास्त्रं भगवान् प्रायुङ्क्त दयितं त्रिपात्॥ २२**

प्रादुष्कृतानामिति प्रकटिता माया विनाशयत्। ‘विनाशनम्’ इति पाठे यथाश्रुतैव षष्ठी। त्रीणि सवनानि पादा यस्य। यज्ञमूर्तिरित्यर्थः। ‘त्रयो अस्य पादाः’ इति श्रुतेः॥ २२॥

યજ્ઞમૂર્તિ ભગવાને પ્રકટ થયેલી આસુરી-માયાઓનો વિનાશ કરતાં પોતાનું પ્રિય એવું સુદર્શનચક્ર છોડ્યું. ॥ ૨૨ ॥

‘**प्रादुष्कृतानाम् इति**’ પ્રકટ થયેલી માયાનો નાશ કરતા, ‘**विनाशनम्**’ પાઠમાં શ્રવણ કર્યા પ્રમાણે જ કર્મણિ છઠ્ઠી વિભક્તિ છે. ત્રણ ‘**सवनानि**’ ચરણ છે જેમને, યજ્ઞમૂર્તિ, એમ અર્થ છે, કારણ કે શ્રુતિવચન છે કે ‘આ યજ્ઞ ભગવાનનાં ત્રણ ચરણ છે.’ (શુ.ય.૧૭/૯૧, ઋ. ૪/૫૮/૩)

**तदा दितेः समभवत्सहसा हृदि वेपथुः।**
**स्मरन्त्या भर्तुरादेशं स्तनाच्चासृक् प्रसुस्रुवे॥ २३**

તે વખતે પતિના આદેશને યાદ કરતી દિતિના હૃદયમાં અચાનક કંપારી છૂટી અને સ્તનમાંથી રુધિર વહેવા લાગ્યું. ॥ ૨૩ ॥

भर्तुरादेशं त्वत्पुत्रौ भगवान्हनिष्यतीत्येवम्भूतम्॥ २३॥

**विनष्टासु स्वमायासु भूयश्चाव्रज्य केशवम्।**
**रुषोपगूहमानोऽमुं ददृशेऽवस्थितं बहिः॥ २४**

उपगूहमानो बाह्वोरन्तर्निधाय सङ्कट्टयन्॥ २४॥

**तं मुष्टिभिर्विनिघ्नन्तं वज्रसारैरधोक्षजः।**
**करेण कर्णमूलेऽहन्यथा त्वाष्ट्रं मरुत्पतिः॥ २५**

अहन् जघान। त्वाष्ट्रं वृत्रम्। मरुत्पतिरिन्द्रः॥ २५॥

**स आहतो विश्वजिता ह्यवज्ञया**
**परिभ्रमद्गात्र उदस्तलोचनः ।**
**विशीर्णबाह्वङ्घ्रिशिरोरुहोऽपतद्**
**यथा नगेन्द्रो लुलितो नभस्वता॥ २६**

परितो भ्रमद्गात्रं शरीरं यस्य। उदस्ते बहिर्निर्गते लोचने यस्य। विशीर्णा बाह्वादयो यस्य। नगेन्द्रो महाद्रुमः। लुलित उन्मूलितः। नभस्वता वायुना॥ २६॥

**क्षितौ शयानं तमकुण्ठवर्चसं**
**करालदंष्ट्रं परिदष्टदच्छदम् ।**
**अजादयो वीक्ष्य शशंसुरागता**
**अहो इमां कोऽनुलभेत संस्थितिम्॥ २७**

संस्थितिं मृत्युम्॥ २७॥

**वंशीधरी—**इमां भगवद्धस्तताडनजाम्। भगवदनुग्रहं विना न कोऽपि लभत इत्यर्थः।

**'भर्तुः-आदेशम्'** સ્વામી કશ્યપઋષિના 'તારા પુત્રોને ભગવાન હણશે.' – (શ્રીમદ્ ભા.૩/૧૪/૪૦) એવા આદેશને ॥ ૨૩ ॥

પોતાની માયાઓ નાશ પામતાં તે દૈત્યે ફરીથી ભગવાન કેશવ પાસે આવીને એમને રોષપૂર્વક બાથમાં લઈને ભીંસાતા (હોવા છતાં ભગવાનને તેની ભુજાઓની) બહાર રહેલા જોયા.॥ ૨૪ ॥

**'उपगूहमानः'** બન્ને બાહુઓની વચ્ચે લઈને ભીંસાતા ॥ ૨૪ ॥

વજ્ર જેવી કઠોર મુઠ્ઠીઓથી પ્રહાર કરતા તે (દૈત્ય હિરણ્યાક્ષ)ને ઈન્દ્રિયાતીત એવા (વરાહનારાયણે) જેમ ઈન્દ્રે વૃત્રાસુરને માર્યો તેમ કાનના મૂળમાં હાથથી પ્રહાર કર્યો (મૂઠી મારી). ॥ ૨૫ ॥

**'अहन्'** મારી, **'त्वाष्ट्रम्'** ત્વષ્ટાના પુત્ર વૃત્રાસુરને, **'मरुत्पतिः'** દેવોના સ્વામી ઈન્દ્ર ॥ ૨૫ ॥

વિશ્વજિત ભગવાન દ્વારા અનાયાસે જ પ્રહાર કરાયેલો તે દૈત્ય ચોમેર ભમતા શરીરવાળો, બહાર નીકળી ગયેલ આંખોવાળો, છિન્ન-ભિન્ન થઈ ગયેલા હાથ, પગ અને મસ્તકના વાળવાળો થઈ વાયુથી ઉખાડેલા મહાન વૃક્ષની જેમ પડ્યો. ॥ ૨૬ ॥

ચોમેર ભમતું **'गात्रम्'** શરીર છે જેનું, **'उदस्ते'** બહાર નીકળી ગઈ છે બન્ને આંખો જેની, છિન્નભિન્ન થઈ ગયા છે બાહુ વગેરે જેના – **'नगेन्द्रः'** તોતિંગ વૃક્ષ, **'लुलितः'** ઉખાડેલ (વૃક્ષ જેવો) – **'नभस्वता'** વાયુ વડે ॥ ૨૬ ॥

(યુદ્ધ સમયે) આવેલા બ્રહ્માદિ દેવો ધરાશાયી બનેલા, અખંડ તેજવાળા, વિકરાળ દાઢવાળા, પૂરા દબાવેલા હોઠવાળા તે હિરણ્યાક્ષને જોઈ પ્રશંસા કરવા લાગ્યા કે અહો! આવા મૃત્યુને કોણ પામે? ॥ ૨૭ ॥

**'संस्थितिम्'** મૃત્યુને ॥ ૨૭ ॥

ભગવાનના કરકમળના પ્રહારથી થયેલું આવું મૃત્યુ ભગવાનના અનુગ્રહ વિના કોઈ પણ પામે નહીં, એમ અર્થ છે.

**यं योगिनो योगसमाधिना रहो**
**ध्यायन्ति लिङ्गादसतो मुमुक्षया।**
**तस्यैष दैत्यऋषभः पदा हतो**
**मुखं प्रपश्यंस्तनुमुत्ससर्ज ह॥ २८**

असत आरोपिताल्लिङ्गाल्लिङ्गशरीरान् मोक्तुमिच्छया। वराहस्य पूर्वपादयोरेव करत्वात् करेणाहन्निति पदा हत इति चाविरुद्धम्॥ २८॥

**एतौ तौ पार्षदावस्य शापाद्यातावसद्गतिम्।**
**पुनः कतिपयैः स्थानं प्रपत्स्येते ह जन्मभिः॥ २९**

॥ २९॥

देवा ऊचुः

**नमो नमस्तेऽखिलयज्ञतन्तवे**
**स्थितौ गृहीतामलसत्त्वमूर्तये ।**
**दिष्ट्या हतोऽयं जगतामरुन्तुद-**
**स्त्वत्पादभक्त्या वयमीश निर्वृताः॥ ३०**

अखिलयज्ञानां तन्तवे विस्ताराय कारणायेति वा। अरुन्तुदो मर्मभेत्ता॥ ३०॥

मैत्रेय उवाच

**एवं हिरण्याक्षमसह्यविक्रमं**
**स सादयित्वा हरिरादिसूकरः ।**
**जगाम लोकं स्वमखण्डितोत्सवं**
**समीडितः पुष्करविष्टरादिभिः॥ ३१**

सादयित्वा हत्वेत्यर्थः। पुष्करविष्टरादिभि-र्ब्रह्मादिभिः संस्तुतः॥ ३१॥

મૃત્યુગ્રસ્ત મનુષ્ય તો નિસ્તેજ થઈ જાય છે, પરંતુ આ તો ભગવાન દ્વારા મૃત્યુ પામ્યો છે તેથી તેજોમય છે. (ભગવાનનાં દર્શન, સ્મરણ, કીર્તન કરતાં શરીર ત્યજે તેનું અખંડ તેજ હોય.)

અહો! આરોપિત કરવામાં આવેલા સૂક્ષ્મશરીરમાંથી મુક્ત થવાની ઈચ્છાથી યોગીજનો યોગમાર્ગથી મેળવેલી સમાધિ દ્વારા જે ભગવાનનું એકાન્તમાં ધ્યાન કરે છે, તે ભગવાનના ચરણથી હણાયેલા આ ઉત્તમ દૈત્યે તેમના મુખારવિંદને નિહાળતાં શરીર છોડ્યું. ॥ ૨૮ ॥

**'असतः'** આરોપિત કરવામાં આવેલા **'लिङ्गात्'** સૂક્ષ્મશરીરમાંથી મુક્ત થવાની ઈચ્છાથી, શ્રીવરાહ-નારાયણનાં આગળનાં બે ચરણો જ શ્રીહસ્ત હોવાથી, **'करेण अहन्'** શ્રીહસ્તથી હણાયો એટલે ચરણથી હણાયો, એ વિરોધ નથી. ॥ ૨૮ ॥

આ બન્ને દૈત્યો આ ભગવાનના પાર્ષદો છે. (સનત્કુમારોના) શાપને કારણે અસદ્ગતિને પામ્યા છે, પરંતુ કેટલાક જન્મો લઈ ફરી પાછા (વૈકુંઠલોકના દ્વારપાળના) સ્થાનને અવશ્ય પામશે. ॥ ૨૯ ॥ ૨૯ ॥

**દેવો બોલ્યા** – સંપૂર્ણ યજ્ઞોનો વિસ્તાર કરનારા તેમ જ પાલન કરવા માટે શુદ્ધ સત્ત્વમૂર્તિ ધારણ કરનારા આપને નમસ્કાર હો, નમસ્કાર હો, ત્રણેય લોકોનાં મર્મસ્થાનોને પીડનાર આ દૈત્ય હણાયો તે ઘણું સારું થયું. હે ઈશ, આપના ચરણકમળની ભક્તિથી અમે શાન્તિ પામ્યા છીએ. ॥ ૩૦ ॥

સમ્પૂર્ણ યજ્ઞોના **'तन्तवे'** વિસ્તાર કરનારને અથવા યજ્ઞોના કારણરૂપ એવા આપને (નમસ્કાર હો.) **'अरुन्तुदः'** મર્મસ્થાનોને પીડનાર ॥ ૩૦ ॥

**મૈત્રેયમુનિ બોલ્યા** – આ પ્રમાણે અસહ્ય પરાક્રમવાળા હિરણ્યાક્ષનો નાશ કરી બ્રહ્માદિ દેવો વડે સુંદર સ્તુતિ કરાયેલા શ્રીઆદિવરાહનારાયણ અખંડ ઉત્સવવાળા પોતાના લોકમાં પધાર્યા. ॥ ૩૧ ॥

**'सादयित्वा'** હણીને, એમ અર્થ છે. **'पुष्करविष्टरादिभिः'** કમળ જેનું આસન છે તેવા બ્રહ્માજી વગેરે દ્વારા સારી રીતે સ્તુતિ કરાયેલા (શ્રીવરાહનારાયણ) ॥ ૩૧ ॥

**मया यथाऽनूक्तमवादि ते हरेः**
**कृतावतारस्य सुमित्र चेष्टितम्।**
**यथा हिरण्याक्ष उदारविक्रमो**
**महामृधे क्रीडनवन्निराकृतः॥ ३२**

यथाऽनूक्तं गुरूक्तिमनतिक्रम्य मयाऽवादि तव कथितम्। हे सुमित्र। यथा येन प्रकारेण॥ ३२॥

**वंशीधरी**—'सुमित्रेति।' सुष्ठु श्रीकृष्णो मित्रं यस्य स सुमित्र विदुर।

हे सुमित्र (વિદુરજી), ઉત્તમ પરાક્રમવાળા હિરણ્યાક્ષ દૈત્યનો મહાયુદ્ધમાં જેમણે રમકડાની જેમ નાશ કર્યો તે વરાહ અવતાર લેનારા શ્રીહરિનું ચરિત્ર જે પ્રમાણે (ગુરુદેવ દ્વારા) કહેવામાં આવ્યું હતું તે પ્રમાણે મેં તને કહ્યું. ॥ ૩૨ ॥

**'यथा अनु-उक्तम्'** જે પ્રમાણે ગુરુદેવે કહ્યું છે તે જ પ્રમાણે, તેનું અતિક્રમણ કર્યા વિના મારા દ્વારા **'अवादि'** તને કહેવામાં આવ્યું છે. હે સુમિત્ર, **'यथा'** જે પ્રકારે.॥ ૩૨ ॥

સુંદર શ્રીકૃષ્ણ મિત્ર છે જેના, તેવા હે સુમિત્ર વિદુરજી

**सूत उवाच**

**इति कौषारवाख्यातामाश्रुत्य भगवत्कथाम्।**
**क्षत्तानन्दं परं लेभे महाभागवतो द्विज॥ ३३**

हे द्विज शौनक॥ ३३॥

**સૂતજી બોલ્યા** – હે દ્વિજ (શૌનક), એ પ્રમાણે મૈત્રેય મહર્ષિએ કહેલી ભગવાનની કથાને સાંભળીને મહાન ભગવદ્ભક્ત વિદુરજી પરમ આનંદને પામ્યા. ॥ ૩૩ ॥

હે દ્વિજ શૌનક ॥ ૩૩ ॥

**अन्येषां पुण्यश्लोकानामुद्दामयशसां सताम्।**
**उपश्रुत्य भवेन्मोदः श्रीवत्साङ्कस्य किं पुनः॥ ३४**

कथामुपश्रुत्य॥ ३४॥

**वंशीधरी**—पुण्यश्लोकानां नलयुधिष्ठिरादीनां—
'पुण्यश्लोको नलो राजा पुण्यश्लोको युधिष्ठिरः।
पुण्यश्लोका च वैदेही पुण्यश्लोको जनार्दनः॥
पुण्यश्लोकः शान्तनवः पुण्यश्लोको बलिस्मृतः।
पुण्यश्लोको व्यासदेवः पुण्यश्लोका सनादयः॥'
इत्युक्तेः।

भक्तिमात्रेण पशूनामपि सुलभोऽन्यथा देवानामपि दुर्लभ इति तत्कथाश्रवणे कस्यानन्दो न स्यादित्याह—**य इति** द्वाभ्याम्।

પવિત્ર કીર્તિવાળા અને મહાન યશવાળા અન્ય મહાન પુરુષોનાં ચરિત્રો સાંભળી આનંદ થાય છે, તો પછી શ્રીવત્સલાંછન શ્રીહરિના ચરિત્ર માટે કહેવું જ શું? ॥ ૩૪ ॥

કથાને સાંભળીને ॥ ૩૪ ॥

નળ, યુધિષ્ઠિર વગેરે પવિત્ર કીર્તિવાળા જનોનાં (નામો) 'નળરાજા પવિત્ર કીર્તિવાળા છે, યુધિષ્ઠિર, સીતા અને પરદુઃખભંજન (જર્નાદન) શ્રીકૃષ્ણ પવિત્ર કીર્તિવાળા છે તથા શાંતનુનંદન ભીષ્મ, બલિરાજા, મહર્ષિ વેદવ્યાસ અને સનત્કુમારો પવિત્ર કીર્તિવાળા છે.' એમ કહેવામાં આવ્યું છે.

માત્ર ભક્તિથી પશુઓને પણ સુલભ, નહીં તો દેવોને પણ દુર્લભ એવા તે શ્રીહરિની કથાના શ્રવણમાં કોને આનંદ ન થાય તેમ બે શ્લોકો દ્વારા કહે છે— **'यः इति।'**

**यो गजेन्द्रं झषग्रस्तं ध्यायन्तं चरणाम्बुजम्।**
**क्रोशन्तीनां करेणूनां कृच्छ्रतोऽमोचयद्द्रुतम्॥ ३५**

જે ભગવાને, મગર વડે ગ્રસ્ત થયેલા અને શ્રીહરિના ચરણકમળનું ધ્યાન ધરતા ગજેન્દ્રને હાથણીઓ આક્રન્દ કરતી હતી ત્યારે, સંકટમાંથી તરત જ છોડાવ્યો. ॥ ૩૫ ॥

**तं सुखाराध्यमृजुभिरनन्यशरणैर्नृभिः।**
**कृतज्ञः को न सेवेत दुराराध्यमसाधुभिः॥ ३६**

झषो ग्राहः। क्रोशन्तीनां सतीनामिति कृपालुत्वमुक्तम्। सङ्कटादमोचयत्॥ ३५ ॥ ३६ ॥

**यो वै हिरण्याक्षवधं महाद्भुतं**
**विक्रीडितं कारणसूकरात्मनः।**
**शृणोति गायत्यनुमोदतेऽञ्जसा**
**विमुच्यते ब्रह्मवधादपि द्विजाः॥ ३७**

कारणेन पृथिव्युद्धरणादिना सूकररूपस्य हरेः॥ ३७॥

**एतन्महापुण्यमलं पवित्रं**
**धन्यं यशस्यं पदमायुराशिषाम्।**
**प्राणेन्द्रियाणां युधि शौर्यवर्धनं**
**नारायणोऽन्ते गतिरङ्ग शृण्वताम्॥ ३८**

एतद्धरेर्विक्रीडितं शृण्वतामन्ते श्रीनारायणो गतिर्भवति। महापुण्यं स्वर्गादिप्रदम्। अलं पवित्रमतिशयेन शोधकम्। धन्यं धनावहम्। यशस्यं कीर्तिकरम्। आयुषश्चाशिषां च पदं स्थानं परित्राणं वा प्राणानामिन्द्रियाणां च पदम्। अङ्ग हे विदुर॥ ३८॥

સરળ હૃદયવાળા, અનન્ય શરણાગત મનુષ્યો દ્વારા સુખપૂર્વક સેવવા યોગ્ય અને દુર્જનો દ્વારા દુરારાધ્ય એવા તે ભગવાનને કયો કૃતજ્ઞ મનુષ્ય ન સેવે? ॥ ૩૬॥

**'झषः'** મગર– (હાથણીઓ) આક્રન્દ કરી રહી હતી ત્યારે– એમ કહીને ભગવાનની કૃપાળુતા જણાવી છે– સંકટમાંથી મુક્ત કર્યો. ॥ ૩૫ ॥ ૩૬॥

હે બ્રાહ્મણો, જે મનુષ્ય પૃથ્વીના ઉદ્ધાર માટે વરાહ અવતાર લેનારા શ્રીભગવાનનું આ હિરણ્યાક્ષવધ નામનું મહા અદ્‌ભુત, દિવ્ય પરાક્રમ સાંભળે, ગાન કરે કે અનુમોદન આપે છે, તે મનુષ્ય બ્રહ્મહત્યાના પાપથી પણ અનાયાસે છૂટી જાય છે. ॥ ૩૭ ॥

પૃથ્વીના ઉદ્ધાર વગેરે કારણ માટે વરાહ અવતાર લેનારા ભગવાન શ્રીહરિનું ॥ ૩૭ ॥

હે પ્રિય (વિદુરજી), સ્વર્ગાદિ લોકને આપનારું, અતિશય પવિત્ર, ધન તથા યશ આપનારું, આયુષ્ય અને સર્વ આશીર્વાદોનું સ્થાન, પ્રાણ તથા ઈન્દ્રિયોની રક્ષા કરનારું, યુદ્ધમાં શૌર્ય વધારનારું આ ચરિત્ર જેઓ સાંભળે છે, તેઓ અંતે શ્રીનારાયણ ભગવાનને પામે છે. ॥ ૩૮ ॥

શ્રીહરિની આ લીલાનું શ્રવણ કરનાર અંતે શ્રીનારાયણ ભગવાનને પામે છે. **'महापुण्यम्'** મહાનપુણ્યવાળું, સ્વર્ગાદિ લોકને આપનારું, **'अलं पवित्रम्'** અતિશય શુદ્ધ કરનારું, **'धन्यम्'** ધન આપનારું, **'यशस्यम्'** કીર્તિ આપનારું, આયુષ્ય તથા સર્વ આશીર્વાદોનું **'पदम्'** સ્થાન અથવા રક્ષા કરનારું તેમજ પ્રાણ અને ઈન્દ્રિયોની રક્ષા કરનારું, **'अङ्ग'** હે પ્રિય વિદુરજી ॥ ૩૮ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां तृतीयस्कन्धे नाम एकोनविंशोऽध्यायः॥ १९॥

इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कन्धे श्रीधरस्वामिविरचितायां श्रीभावार्थदीपिकायां टीकायां एकोनविंशोऽध्यायः॥ १९॥

*****

# अथ विंशोऽध्यायः

## બ્રહ્માજીએ રચેલી અનેકવિધ સૃષ્ટિનું વર્ણન

विंशे वराहजन्मादिव्यवधानादथादितः।
सर्गोऽनुस्मार्यते वक्तुमन्वयं प्रस्तुतं मनोः॥ १

વીસમા અધ્યાયમાં શ્રીવરાહનારાયણના જન્મ (તથા તેમના ચરિત્ર) વગેરેનો અંતરાય આવ્યો હોવાથી પ્રથમથી માંડીને મનુનો વંશ કહેવા માટે સર્ગનું સ્મરણ કરાવે છે. ॥ ૧ ॥

**शौनक उवाच**

**महीं प्रतिष्ठामध्यस्य सौते स्वायम्भुवो मनुः।**
**कान्यन्वतिष्ठद्द्वाराणि मार्गायावरजन्मनाम्॥ १**

**શૌનકઋષિ બોલ્યા** – હે સૂતજી, પૃથ્વીરૂપ આધાર પ્રાપ્ત કરીને સ્વાયમ્ભુવ મનુએ પછી જન્મ લેનારાં અર્વાચીન પ્રાણીઓના નિર્ગમ ( બહાર કાઢવા) માટે કયાં દ્વારો કર્યાં? ॥ ૧ ॥

प्रतिष्ठां स्थानम्। अध्यस्य प्राप्य। सौते सूतस्य रोमहर्षणस्य पुत्र। अवरमर्वाचीनं जन्म येषां तेषां ईश्वरे लीनानां मार्गाय निर्गमाय कानि द्वाराणि कृतवान्। अर्वाचीनान्प्राणिनः कैरुपायैः सृष्टवानित्यर्थः॥ १॥

**'प्रतिष्ठाम्'** આધાર **'अध्यस्य'** પ્રાપ્ત કરીને– **'सौते'** સૂતજી રોમહર્ષણના હે પુત્ર, **'अवरम्'** જેમનો જન્મ પછી છે તેવાં, ઈશ્વરમાં લીન થયેલાં પ્રાણીઓના **'मार्गाय'** નિર્ગમ (બહાર કાઢવા) માટે કયાં દ્વારો કર્યાં? અર્વાચીન પ્રાણીઓનું કયા ઉપાયોથી સર્જન કર્યું, એમ અર્થ છે. ॥ ૧ ॥

विदुरमैत्रेयसंवादेनैवैतज्ज्ञास्यत इति तमेव संवादं प्रष्टुमाह—क्षत्तेति पञ्चभिः।

આ સૃષ્ટિપ્રકરણ વિદુરજી અને મૈત્રેયજીના સંવાદ વડે જ જાણી શકાશે. આથી તે જ સંવાદ પૂછવા માટે પાંચ શ્લોકો દ્વારા કહે છે— **'क्षत्ता इति।'**

**क्षत्ता महाभागवतः कृष्णस्यैकान्तिकः सुहृत्।**
**यस्तत्याजाग्रजं कृष्णे सापत्यमघवानिति॥ २**

વિદુરજી જિતેન્દ્રિય મહાન ભગવદ્ભક્ત અને શ્રીકૃષ્ણના અનન્ય સુહૃદ હતા, જેમણે શ્રીકૃષ્ણમાં દોષદૃષ્ટિવાળા હોવાને કારણે મોટાભાઈ ધૃતરાષ્ટ્રનો તેમના પુત્રો સહિત ત્યાગ કર્યો. ॥ ૨ ॥

श्रीकृष्णसुहृत्त्वे हेतुः—य इति। दुर्योधनादिभिरपत्यैः सहितमग्रजं धृतराष्ट्रमघवान्कृतापराध इति हेतोः श्रीकृष्णोक्तमंत्रानादराद्यस्तत्याज॥ २॥

શ્રીકૃષ્ણના સુહૃદ હોવા માટેનું કારણ– **'यः इति।'** દુર્યોધન વગેરે પુત્રો સહિત **'अग्रजम्'** જ્યેષ્ઠ બંધુ ધૃતરાષ્ટ્રનો– **'अघवान्'** અપરાધી હોવાને કારણે – શ્રીકૃષ્ણે આપેલી સલાહનો અનાદર કરવાથી જેમણે ત્યાગ કર્યો. ॥ ૨॥

**वीर.**—महाभागवतः निरतिशयभगवद्भक्तियुक्तः अत एव कृष्णस्य भगवतः ऐकान्तिकः असाधारणः सुहृन्निरतिशयप्रीतिविषयः अत्र 'प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः।' इति भगवदुक्तरीत्या भगवानपि तस्य सुहृदिति बोद्धव्यं सुहृत्त्वमेव स्पष्टयति।

અત્યંત ભગવદ્ભક્તિયુક્ત એટલે મહાભાગવત. આથી જ શ્રીકૃષ્ણના અનન્ય, અસાધારણ સુહૃદ, અત્યંત પ્રીતિપાત્ર– અહીં, 'જ્ઞાનીને હું અત્યન્ત પ્રિય છું અને તે જ્ઞાની મને (અત્યન્ત) પ્રિય છે.' (ગીતા ૭/૧૭) એમ ભગવાને કહ્યું તે પ્રમાણે ભગવાન પણ તેના સુહૃદ છે તેમ જાણવું. આ રીતે સુહૃદપણાને જ સ્પષ્ટ કરે છે.

**विजय.**—'क्षत संचूर्णन' इति धातोः संसारगिरिसंचूर्णनात्क्षत्ता।

**सुबोधिनी**—क्षत्ता महाभागवत इति क्षत्ता ह्यसिधाराव्रतकर्ता, पुराणान्तरे राजसूये युधिष्ठिरं प्रति भगवता तद्व्रतमुपदिष्टम्—

'स्वयं पुष्टश्च तरुणः सकामः सन्निधौ स्त्रियाः।
नित्यं स्थितोऽपि मनसा विकारं यो न गच्छति॥ १
स्त्रियः सर्वाङ्गसंहृद्याः सर्वाभरणभूषिताः।
अप्राप्तकामास्तं प्राप्य साभिलाषा अपि स्वयम्॥ २
स्वकीयासु तथाऽन्यासु स्वभार्यास्वपि कुत्रचित्।
पञ्चाग्निमध्यवत् तिष्ठेदसिधाराव्रतं तु तत्॥ ३'

**सुबोधिनी**—'सुहृदिति।' सुष्ठु हृदयं यस्य, अन्येऽपि दोषास्तत्र न सन्तीति।

**बा.प्र.**—'सुहृदिति।' निर्मलान्तःकरणः परमविवेकीत्यर्थः॥

**द्वैपायनादनवरो महित्वे तस्य देहजः।**
**सर्वात्मना श्रितः कृष्णं तत्परांश्चाप्यनुव्रतः॥ ३**

अनवरोऽन्यूनः। महित्वे महिम्नि॥ ३॥

**बा.प्र.**—महित्वे ज्ञानवैराग्यभक्त्यादिभिर्महिम्नि द्वैपायनाद्वेदव्यासात् अनवरः अन्यूनः।

**किमन्वपृच्छन्मैत्रेयं विरजास्तीर्थसेवया।**
**उपगम्य कुशावर्त आसीनं तत्त्ववित्तमम्॥ ४**

कुशावर्ते गङ्गाद्वारे॥ ४॥

क्षत धातु ચૂર્ણ કરવાના અર્થમાં છે. સંસારરૂપી પર્વતનો ચૂરો કરનારા હોવાથી ક્ષત્તા – જિતેન્દ્રિય છે.

જિતેન્દ્રિય એટલે અસિધારાવ્રતનું પાલન કરનાર. અન્ય પુરાણમાં રાજસૂય યજ્ઞ વખતે ભગવાન દ્વારા યુધિષ્ઠિરને તે વ્રતનો ઉપદેશ કરવામાં આવ્યો હતો—

પુરુષ જાતે તરુણ, પરિપુષ્ટ, સવીર્ય અને સુંદર હોય, અત્યન્ત મનોહર તથા સર્વ શૃંગારથી સજેલી સ્ત્રીઓનો નિત્ય નિકટનો સહવાસ હોય, વળી જેમની કામનાઓ પૂર્ણ નથી થઈ તેવી સ્ત્રીઓ તે પુરુષને પ્રાપ્ત કરીને તેને માટે સાભિલાષ હોય, અન્ય સ્ત્રીઓ કે પોતાની ભાર્યામાં પણ તે ક્યારેય મનથી વિકાર પામતો ન હોય અને પંચાગ્નિની વચમાં રહીને તપ કરતો હોય તેમ (અવિચળ) રહેતો હોય તે અસિધારાવ્રતી છે.

સુહૃદ એટલે જેનું હૃદય સુંદર છે તે. ત્યાં કોઈ પણ અન્ય દોષો નથી.

સુહૃદ એટલે નિર્મળ અન્તકરણવાળા, પરમ વિવેકી, એમ અર્થ છે.

તે વ્યાસજીના દેહમાંથી જન્મેલા (તેમના પુત્ર) વિદુરજી મહત્ત્વમાં વેદવ્યાસજી કરતાં ઊણા ન હતા તથા સર્વાત્મભાવથી શ્રીકૃષ્ણ ભગવાનનો આશ્રય કરીને રહેલા હતા તેમ જ ભગવત્પરાયણ ભક્તોને અનુસરનારા હતા. ॥ ૩ ॥

**'अनवरः'** ઊતરતા ન હોય તેવા **'महित्वे'** મહત્ત્વમાં ॥ ૩ ॥

જ્ઞાન, વૈરાગ્ય, ભક્તિ વગેરેથી પણ મહત્ત્વમાં વિદુરજી દ્વૈપાયન વેદવ્યાસ કરતાં ઊતરતા ન હતા.

તીર્થસેવનથી વિશુદ્ધ થયેલા વિદુરજી કુશાવર્તદેશમાં (હરિદ્વારમાં) બિરાજેલા સર્વશ્રેષ્ઠ તત્ત્વજ્ઞાની મૈત્રેયમુનિ પાસે જઈ શું પૂછતા હતા? ॥ ૪ ॥

**'कुशावर्ते'** ગંગાદ્વારમાં (હરિદ્વારમાં)॥ ૪ ॥

यत्किमपि पृच्छतु किं तवेति चेत्तत्राह—**तयोरिति।**

(પોતે જ આક્ષેપ કરીને સમાધાન કરે છે કે) જે કાંઈ પણ પૂછે તેનાથી તમારે શું? એમ જો કોઈ કહે તો તે માટે જણાવે છે— **'तयोः इति।'**

**तयोः संवदतोः सूत प्रवृत्ता ह्यमलाः कथाः।**
**आपो गाङ्गा इवाघघ्नीर्हरेः पादाम्बुजाश्रयाः॥ ५**

હે સૂતજી, તે બન્ને (મહાપુરુષો) ગુણાનુવાદન કરતા હતા ત્યારે ગંગાજીના જળ જેવી અમલ અને પાપનો નાશ કરનારી, શ્રીહરિના ચરણામ્બુજના આશ્રયવાળી કથાઓ થઈ હતી. ॥ ५ ॥

अघघ्नीरघघ्न्यो नूनं कथाः प्रवृत्ताः॥ ५॥

**'अघघ्नीः'** દીર્ઘ ઈકારાન્ત સ્ત્રી. પ્ર.બ.વ. **अघघ्न्यः** (રૂપ થાય.)– પાપ હરનારી કથાઓ જ ખરેખર થઈ હતી. ॥ ५ ॥

**ता नः कीर्तय भद्रं ते कीर्तन्योदारकर्मणः।**
**रसज्ञः को नु तृप्येत हरिलीलामृतं पिबन्॥ ६**

કીર્તન કરવા યોગ્ય ઉદાર કર્મોવાળા શ્રીહરિની કથાઓ અમને વર્ણવો. (હે સૂતજી,) આપનું કલ્યાણ થાઓ! શ્રીહરિકથામૃતનું પાન કરનાર કયો રસજ્ઞ મનુષ્ય તેનાથી તૃપ્ત થાય? ॥ ६ ॥

कीर्तन्यानि कीर्तनार्हाण्युदाराणि कर्माणि यस्य हरेः॥ ६॥

**'कीर्तन्यानि'** કીર્તન કરવા યોગ્ય ઉદાર કર્મો જે શ્રીહરિનાં છે. ॥ ६ ॥

**बा.प्र.—**'भद्रं ते'—तत्र भगवत्कथायाः परमपुरुषार्थहेतुतया तदुचितदेयाभावाद् ब्राह्मणत्वाच्चाशीरेव दीयते इति भद्रं ते इत्यनेन सूचितम्।

**'भद्रं ते'** અહીં ભગવત્કથા પરમપુરુષાર્થના કારણરૂપ હોવાથી તેને ઉચિત અર્પણ કરવા યોગ્ય વસ્તુનો અભાવ હોવાથી અને (શૌનકાદિ ઋષિઓ) બ્રાહ્મણ હોવાને કારણે આશીર્વાદ જ આપે છે કે (હે સૂતજી,) આપનું કલ્યાણ થાઓ! એમ આ દ્વારા સૂચિત થાય છે.

ननु बह्व्यः कथा भवद्भिः श्रुता एव किं पुनस्तच्छ्रवणेन तत्राह—रसज्ञ इति। रसशब्देन श्रवणसुखं तस्य परमपुरुषार्थहेतुत्वं च तदभिज्ञः हरिलीलामृतं पिबन् हरिलीलाः शृण्वन् को नु तृप्येत? यथाऽमृतस्य स्वादविशेषं गुणांश्च जानंस्तत्पिबन्न तृप्यते तथा हरिलीलाश्रवणसुखमनुभवन् लीलाश्चान्तःकरणे स्थापयन् कस्तृप्येतेत्यमृतं पिबन्नित्यनेन सूचितम्।

હવે શંકા કરે છે કે આપે તો અનેક કથાઓનું શ્રવણ કર્યું છે જ, તો ફરીથી તેના શ્રવણથી શું પ્રયોજન છે? તે માટે ઉત્તર આપે છે— **'रसज्ञः इति।'** રસ શબ્દ વડે શ્રવણસુખ તથા તેના પરમપુરુષાર્થનું કારણ જાણનારો એવો કોણ શ્રીહરિલીલામૃતનું પાન કરતાં અને શ્રીહરિની લીલાનું શ્રવણ કરતાં ખરેખર તૃપ્ત થાય? જેમ અમૃતના વિશેષ સ્વાદને તથા ગુણોને જાણતો અને એનું પાન કરતો મનુષ્ય તૃપ્ત થતો નથી, તેમ શ્રીહરિની લીલાના શ્રવણસુખને અનુભવતો તથા અંતઃકરણમાં શ્રીહરિની લીલાની સ્થાપના કરતો કોણ તૃપ્ત થાય? એમ **'अमृतं पिबन्'** એ દ્વારા સૂચિત થાય છે.

**एवमुग्रश्रवाः पृष्ट ऋषिभिर्नैमिषायनैः।**
**भगवत्यर्पिताध्यात्मस्तानाह श्रूयतामिति॥ ७**

एवमिति व्यासवाक्यम्। उग्रश्रवा रोमहर्षणपुत्रः। नैमिषमयनमाश्रयो येषाम्। अर्पितमध्यात्मं मनो येन ॥७॥

सूत उवाच

**हरेर्धृतक्रोडतनोः स्वमायया**
**निशम्य गोरुद्धरणं रसातलात्।**
**लीलां हिरण्याक्षमवज्ञया हतं**
**सञ्जातहर्षो मुनिमाह भारतः॥ ८**

गोरुद्धरणं लीलां हिरण्याक्षं चावज्ञया हतं निशम्य। भारतो विदुरः॥८॥

विदुर उवाच

**प्रजापतिपतिः सृष्ट्वा प्रजासर्गे प्रजापतीन्।**
**किमारभत मे ब्रह्मन् प्रब्रूह्यव्यक्तमार्गवित्॥ ९**

यस्मात्त्वमव्यक्तमार्गवित्। ब्रह्मणो वा विशेषणम्॥ ९॥

**ये मरीच्यादयो विप्रा यस्तु स्वायम्भुवो मनुः।**
**ते वै ब्रह्मण आदेशात्कथमेतदभावयन्॥ १०**

एतज्जगत्। अभावयन्नुत्पादयामासुः॥ १०॥

**सद्वितीयाः किमसृजन् स्वतन्त्रा उत कर्मसु।**
**आहोस्वित्संहताः सर्व इदं स्म समकल्पयन्॥ ११**

सद्वितीयाः सभार्याः। स्वतन्त्रा भार्यानपेक्षाः कर्मसु प्रजासर्गादिषु। संहताः परस्परापेक्षाः। इदं जगत्॥ ११॥

નૈમિષારણ્યનિવાસી શૌનકાદિ ઋષિઓ દ્વારા આ પ્રમાણે પૂછવામાં આવ્યું, ત્યારે ભગવાનમાં જ જેમણે મન સ્થાપ્યું હતું એવા સૂતમહર્ષિ ઉગ્રશ્રવા તે ઋષિઓને 'આપ શ્રવણ કરો,' એમ કહીને બોલ્યા.॥ ૭ ॥

**'एवम् इति।'** પ્રસ્તુત નિરૂપણ વ્યાસજીના વાક્યરૂપ છે. **'उग्रश्रवाः'** ઉગ્રશ્રવા રોમહર્ષણના પુત્ર હતા. નૈમિષારણ્ય **'अयनम्'** જેમનું નિવાસસ્થાન છે. (ભગવાનમાં) સ્થાપ્યું છે **'अध्यात्मम्'** મન જેમણે॥ ૭ ॥

**સૂતજી બોલ્યા** – પોતાની માયાથી વરાહનું શરીર ધારણ કરનારા શ્રીહરિની રસાતળમાંથી પૃથ્વીનો ઉદ્ધાર કરવારૂપ લીલાને તથા રમતમાં હિરણ્યાક્ષને હણાયેલો સાંભળીને હર્ષ પામેલા ભરતવંશી શ્રીવિદુરજીએ મૈત્રેયમુનિને કહ્યું : ॥ ૮ ॥

પૃથ્વીના ઉદ્ધારની લીલાને તથા હિરણ્યાક્ષને (ધ્યાન આપ્યા વગર) રમતમાં હણ્યો – તે સાંભળીને, **'भारत'** ભરતવંશી શ્રીવિદુરજી ॥ ૮ ॥

**વિદુરજી બોલ્યા** – હે બ્રહ્મન્ મૈત્રેયમુનિ, પ્રજાપતિઓના પતિ બ્રહ્માજીએ પ્રજાઓની સૃષ્ટિ માટે પ્રજાપતિઓને ઉત્પન્ન કરીને શું આરંભ્યું તે મને કહો (કારણ કે) આપ પરોક્ષ વિષયના જ્ઞાતા છો. ॥ ૯ ॥

કારણ કે આપ અગોચર વસ્તુના જ્ઞાતા છો અથવા **'अव्यक्तमार्गवित्'** બ્રહ્મા, એમ બ્રહ્માજીનું વિશેષણ છે. ॥ ૯ ॥

જે મરીચિ વગેરે વિપ્રો હતા તેમ જ જે સ્વાયમ્ભુવ મનુ હતા, તેઓએ બ્રહ્માજીની આજ્ઞાથી આ જગત કેવી રીતે ઉત્પન્ન કર્યું? ॥ ૧૦ ॥

**'एतत्'** આ જગત **'अभावयन्'** ઉત્પન્ન કર્યું॥ ૧૦ ॥

પ્રજાસૃષ્ટિ વગેરે કાર્યોમાં તેમણે પત્નીઓ સહિત સૃષ્ટિ રચી કે સ્વતન્ત્ર રીતે રચી કે સર્વેએ ભેગા મળી આ જગત રચ્યું? ॥ ૧૧ ॥

**'सद्वितीयाः'** પત્નીઓ સહિત **'स्वतन्त्राः'** પત્નીની અપેક્ષા વગર સ્વતન્ત્ર રીતે **'कर्मसु'** પ્રજાસૃષ્ટિ વગેરે કાર્યોમાં, **'संहताः'** એકબીજાની અપેક્ષા રાખીને **'इदम्'** આ જગત ॥ ૧૧ ॥

ब्रह्मा किमारभतेति प्रश्नस्य यक्षादीन्सृष्टवा- नित्युत्तरं वक्तुं पूर्वोक्तां सृष्टिमनुस्मारयति— **दैवेनेति** सप्तभिः।

બ્રહ્માજીએ શું આરંભ્યું? (શ્લોક-૯) એ પ્રશ્નનો- યક્ષ વગેરેનું સર્જન કર્યું – એવો ઉત્તર આપવા માટે પૂર્વોક્ત સૃષ્ટિનું સાત શ્લોકો દ્વારા પુનઃ સ્મરણ કરાવે છે— **'दैवेन इति।'**

**मैत्रेय उवाच**

**दैवेन दुर्वितर्क्येण परेणानिमिषेण च।**
**जातक्षोभाद्भगवतो महानासीद् गुणत्रयात्॥ १२**

**મૈત્રેયમુનિ બોલ્યા** – અત્યન્ત કઠિનતાથી કળી શકાય તેવા પ્રારબ્ધથી, પ્રકૃતિના અધિષ્ઠાતા પુરુષથી તથા કાળથી ક્ષોભ પામેલા ત્રણ ગુણોમાંથી મહત્તત્ત્વ થયું. ॥ ૧૨ ॥

मन्वादिप्रश्नानां तूत्तराध्यायमारभ्योत्तरं भविष्यति। दुर्वितर्क्येण दैवेन जीवादृष्टेन, परेण प्रकृत्यधिष्ठात्रा महापुरुषेणानिमिषेण कालेन च हेतुना भगवतो निर्विकाराज्जातक्षोभं यद्गुणत्रयं प्रधानं तस्मान्महानासीत्। तदुक्तं तन्त्रे—

'विष्णोस्तु त्रीणि रूपाणि पुरुषाख्यान्यथो विदुः।
प्रथमं महतः स्रष्टृ द्वितीयं त्वण्डसंस्थितम्।
तृतीयं सर्वभूतस्थं तानि ज्ञात्वा विमुच्यते॥'
इति॥ १२॥

મનુ વગેરે પ્રશ્નોનો ઉત્તર પછીના અધ્યાયથી માંડીને કહેશે. **'दुर्वितर्क्येण'** અત્યન્ત કઠિનતાથી કળી શકાય તેવા **'दैवेन'** જીવોના પ્રારબ્ધથી, **'परेण'** પ્રકૃતિના નિયંતા મહાપુરુષથી તથા **'अनिमिषेण'** કાળથી– (આ ત્રણ) કારણથી નિર્વિકાર ભગવાન(ના સાન્નિધ્ય)ને કારણે ક્ષોભ પામેલી જે ત્રિગુણમય પ્રકૃતિ છે તેમાંથી મહત્તત્ત્વ થયું. તંત્રશાસ્ત્રમાં કહેવામાં આવ્યું છેઃ

'વિષ્ણુ ભગવાનનાં પુરુષ નામનાં ત્રણ સ્વરૂપો (વિદ્વાનો) જાણે છે. તેમાં પહેલું મહત્તત્ત્વને સર્જનારું, બીજું બ્રહ્માંડરૂપે રહેલું અને ત્રીજું સર્વ પ્રાણીઓમાં રહેલું છે. તે ત્રણેય સ્વરૂપો જાણીને મનુષ્ય મુક્ત થાય છે.' ॥ ૧૨ ॥

**रजःप्रधानान्महतस्त्रिलिङ्गो दैवचोदितात्।**
**जातः ससर्ज भूतादिर्वियदादीनि पञ्चशः॥ १३**

દૈવે પ્રેરેલા રજોગુણપ્રધાન મહત્તત્ત્વમાંથી ત્રિગુણાત્મક અહંકાર થયો. તે અહંકારે આકાશાદિ (પાંચ) તત્ત્વોને પાંચ પાંચ રીતે ઉત્પન્ન કર્યાં. ॥ ૧૩ ॥

महतो जातो भूतादिरहंकारस्त्रिलिङ्गस्त्रिगुणः। रजःप्रधानादिति स्वतः सत्त्वप्रधानस्यापि मह- तोऽहंकारोत्पत्तिकाले कार्यानुरूपं रजःप्रधानत्वं भवतीति भावः। पञ्चशः तन्मात्राणि महाभूतानि ज्ञानेन्द्रियाणि कर्मेन्द्रियाणि तत्तद्देवताश्चेति पञ्च पञ्च ससर्जेत्यर्थः॥ १३॥

મહત્તત્ત્વમાંથી થયો **'भूतादिः'** અહંકાર, **'त्रि- लिङ्गः'** ત્રણ ગુણોવાળો (અહંકાર). **'रजःप्रधानात् इति।'** મહત્તત્ત્વ સ્વતઃ સત્ત્વગુણપ્રધાન હોવા છતાં અહંકારને ઉત્પન્ન કરવાના સમયે પોતાના કાર્યને અનુસરી રજોગુણપ્રધાન થાય છે તેવો ભાવ છે. **'पञ्चशः'** પાંચ તન્માત્રાઓ, પાંચ મહાભૂતો, પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો તથા તે તે ઇન્દ્રિયોના દેવતાઓ – એમ પાંચ પાંચ ઉત્પન્ન કર્યાં એમ અર્થ છે. ॥ ૧૩ ॥

**तानि चैकैकशः स्त्रष्टुमसमर्थानि भौतिकम्।**
**संहत्य दैवयोगेन हैममण्डमवासृजन्॥ १४**

भौतिकं हैममण्डमेकैकशः प्रत्येकं स्त्रष्टुमसमर्थानि सन्ति संहत्य ससृजुः॥ १४॥

**सोऽशयिष्टाब्धिसलिले आण्डकोशो निरात्मकः।**
**साग्रं वै वर्षसाहस्त्रमन्ववात्सीत्तमीश्वरः॥ १५**

अन्ववात्सीदधिष्ठितवान्॥ १५॥

**तस्य नाभेरभूत्पद्मं सहस्त्रार्कोरुदीधिति।**
**सर्वजीवनिकायौको यत्र स्वयमभूत्स्वराट्॥ १६**

सहस्त्रार्काणामिवोरुर्दीधितिर्यस्य तत्। सर्वजीवनिकायानामोकः स्थानं पद्मम्। स्वराट् ब्रह्मा॥ १६॥

**सोऽनुविष्टो भगवता यः शेते सलिलाशये।**
**लोकसंस्थां यथापूर्वं निर्ममे संस्थया स्वया॥ १७**

यः सलिलाशये गर्भोदकस्यान्तः शेते तेन भगवताऽनुविष्टोऽधिष्ठितः सन्। स स्वराट्। स्वया संस्थया नामरूपादिक्रमेण॥ १७॥

**ससर्ज छाययाऽविद्यां पञ्चपर्वाणमग्रतः।**
**तामिस्त्रमन्धतामिस्त्रं तमो मोहो महातमः॥ १८**

छाया प्रभाप्रतियोगिनी तया। अबुद्ध्येत्यर्थः। 'यस्त्वबुद्धिकृतः प्रभो' इत्युक्तत्वात्। महातम

તે સર્વે એક એકથી અલગ રહી બ્રહ્માંડ સર્જવા માટે અસમર્થ હતાં, તેથી તેઓએ ભગવાનની શક્તિથી પરસ્પર મળીને પંચભૂતાત્મક સુવર્ણમય બ્રહ્માંડ ઉત્પન્ન કર્યું. ॥ ૧૪ ॥

'**भौतिकम्**' પંચભૂતાત્મક સુવર્ણમય અંડને '**एक-एकशः**' એક એકથી અલગ રહી સર્જન કરવા માટે અસમર્થ હતા, તેથી તેમણે મળીને સર્જન કર્યું. ॥ ૧૪ ॥

આત્મા વિનાનો તે અંડકોશ સમુદ્રના જળમાં એક હજારથી પણ વધુ વર્ષ રહ્યો પછી તેમાં ભગવાને પ્રવેશ કર્યો. ॥ ૧૫ ॥

'**अन्ववात्सीत्**' (**अनु-अवात्सीत्**) પછી પ્રવેશ કર્યો, અધિષ્ઠાતા થયા.॥ ૧૫ ॥

તેમની નાભિમાંથી હજારો સૂર્યોના જેવી અતિશય કાંતિવાળું અને સર્વ જીવસમુદાયના નિવાસરૂપ પદ્મ થયું જેમાં બ્રહ્માજી સ્વયં આવિર્ભાવ પામ્યા. ॥ ૧૬ ॥

હજારો સૂર્યોના જેવી અતિશય કાન્તિ છે જેની તેવું પદ્મ, સર્વ જીવ-સમુદાયના '**ओकः**' નિવાસસ્થાનરૂપ પદ્મ '**स्वराट्**' બ્રહ્માજી ॥ ૧૬ ॥

જે ગર્ભરૂપી જળમાં શયન કરે છે તે શ્રીનારાયણ-ભગવાન સાથે પ્રવેશેલા તે બ્રહ્માજીએ પૂર્વ કલ્પની જેમ નામરૂપાદિક્રમથી સૃષ્ટિનું નિર્માણ કર્યું. ॥ ૧૭ ॥

જે '**सलिल-आशये**' ગર્ભરૂપી જળમાં શયન કરે છે તે ભગવાનની સાથે '**अनुविष्टः**' પ્રવેશેલા, અધિષ્ઠિત થયેલા '**सः**' તે સ્વરાટ્ બ્રહ્માજીએ '**स्वया संस्थया**' નામરૂપાદિ ક્રમથી સૃષ્ટિનું નિર્માણ કર્યું. ॥ ૧૭ ॥

સૌ પ્રથમ છાયાથી (અજ્ઞાનમાંથી) બ્રહ્માજીએ તામિસ્ર, અંધતામિસ્ર, તમસ્, મોહ અને મહામોહ– એમ પાંચ ભેદવાળી અવિદ્યા સર્જી. ॥ ૧૮ ॥

છાયા એટલે પ્રભાની વિરોધી, તેનાથી, અજ્ઞાનમાંથી, એમ અર્થ છે. 'હે પ્રભુ (વિદુર), જે અવિદ્યા અજ્ઞાન (આવરણ અને વિક્ષેપ) કરનારી છે.' (શ્રીમદ્ ભા. ૩/૧૦/૧૭) એમ કહેવામાં આવ્યું છે. '**महातमः**' એટલે મહામોહ. માત્ર સ્વરૂપના નિર્દેશની વિવક્ષા છે. તેથી '**मोहः**' એમ

इति महामोहः। स्वरूपनिर्देशमात्रविवक्षया मोह इति प्रथमाप्रयोगः ॥ १८ ॥

પ્રથમા વિભક્તિમાં પ્રયોગ કરવામાં આવ્યો છે. (**સસર્જ** ના કર્મ તરીકે **तामिस्रं, अन्धतामिस्रं, तमः, महातमः** આ શબ્દો દ્વિ. એ.વ.માં છે, માત્ર મોહ શબ્દ પ્રથમા વિભક્તિમાં છે, તે આર્ષપ્રયોગ છે. ॥ ૧૮ ॥

तदेवं प्रथमोक्तां साधारणां सृष्टिमनूद्य केनचिद्विशेषेणासाधारणां सृष्टिमाह—**विससर्जे-त्यादिना** यावत्समाप्ति।

આ પ્રમાણે પહેલાં કહેલી સાધારણ સૃષ્ટિને જણાવી કંઈક વિશેષ અસાધારણ સૃષ્ટિનું વર્ણન કરે છે, **'વિસસર્જ'** વગેરે દ્વારા અધ્યાયની સમાપ્તિ સુધી.

**विससर्जात्मनः *कायं नाभिनन्दंस्तमोमयम्।**
**जगृहुर्यक्षरक्षांसि रात्रिं क्षुत्तृट्समुद्भवाम्॥ १९**

પોતાના તમોગુણ ભરેલા દેહને બ્રહ્માજીએ આદર ન આપ્યો અને તેનો ત્યાગ કર્યો. ત્યારે રાત્રિરૂપ થયેલા તે શરીરને યક્ષો અને રાક્ષસોએ સ્વીકાર્યું, જેમાંથી ક્ષુધા અને તૃષા ઉત્પન્ન થયાં. ॥ ૧૯ ॥

तद्विसृष्टं कायं रात्रिरूपं तत एव जातानि यक्षरक्षांसि जगृहुः। क्षुत्तृषोः समुद्भवो यस्यां ताम्। अत्र च 'याऽस्य सा तनूरासीत् तामपाहत सा तमिस्राभवत्' इत्यादिश्रुतिरनुसन्धेया॥ १९ ॥

તે રાત્રિરૂપ શરીરનો ત્યાગ કર્યો અને તેમાંથી જ ઉત્પન્ન થયેલા યક્ષે અને રાક્ષસોએ તેને ગ્રહણ કર્યું, જેમાંથી ક્ષુધા અને તૃષા ઉત્પન્ન થયાં અને અહીં જે આમનું તે શરીર હતું તે શરીરને તેમણે (બ્રહ્માજીએ) છોડી દીધું અને તે શરીર તમિસ્રા (રાત્રિરૂપ) બની ગયું, વગેરે શ્રુતિનું અહીં અનુસંધાન કરવું જોઈએ. ॥ ૧૯ ॥

*कायं तन्मनोभावम्।

શરીર એટલે તે મનોભાવ.

**वंशीधरी—**नाभिनन्दन् हन्त हन्त सृष्ट्यारम्भे तमसैवावृतोऽभूवमिति विनिन्द्य तत्याजेत्यर्थः। तत एव तमस एव तदानीमेव जातानि। अत्र च तमस्तनुत्यागे तस्या रात्रिरूपत्वे च प्रमाणरूपा श्रुतिः 'अस्य ब्रह्मणः सा तनूस्तामसी तनूर्यासीत्तां तनूमपाहत अजहात्सा तमिस्रा तामसी रात्रिरभवद्' इति श्रुतिपदार्थः। अत्र च द्विपरार्द्धायुषो ब्रह्मणः कायत्यागो नाम भावत्याग एव विवक्षितः। ततश्च मनसि क्रोधादिस्तामसो भाव आविर्बभूव तस्माद्य-क्षरक्षांसि बभूवुः। स च तामसो भावो रात्रिरभूत्तां च यक्षरक्षांस्येव जगृहुरित्येतावानेवार्थः सृष्ट्यर्थं योगबलेन पृथक्पृथक्कायग्रहणवत्त्वे द्विपरार्द्धायुष्ट्वं तस्य न व्याहन्येत। विषयभोगार्थमपीन्द्रादिदेवानां नानारूपग्रहणत्यागदर्शनादित्यपि केचिदाहुः।

(તમોગુણમય દેહનો) બ્રહ્માજીએ આદર કર્યો નહીં— 'અરેરે, સૃષ્ટિના આરંભમાં હું તમોગુણથી જ છવાઈ ગયો!' એમ નિંદા કરીને ત્યાગ કર્યો, એમ અર્થ છે. તે અંધકારમાંથી જ, તે જ વખતે (યક્ષ-રાક્ષસો) જન્મ્યા. વળી, અહીં તમોગુણમય શરીરત્યાગ વિષે તેના રાત્રિરૂપ માટે પણ પ્રમાણરૂપ શ્રુતિ છેઃ 'આ બ્રહ્માજીનું તે શરીર, જે તામસી હતું તેને છોડી દીધું, જે શરીર અંધારી રાત્રિ બની ગયું.' એમ શ્રુતિનાં પદોનો અર્થ છે. વળી અહીં દ્વિપરાર્ધ આયુષ્યવાળા બ્રહ્માજીનો શરીરત્યાગ એટલે ભાવત્યાગ જ કહેવા માંગે છે. તમોગુણથી મનમાં ક્રોધાદિ તામસીભાવ ઉત્પન્ન થયો અને તેમાંથી યક્ષ-રાક્ષસો થયા. તે તામસી ભાવ રાત્રિ બન્યો તથા તેને જ યક્ષો અને રાક્ષસોએ સ્વીકાર્યો, એટલો જ અર્થ છે. સૃષ્ટિ માટે યોગબળથી જુદાં જુદાં શરીર ગ્રહણ કરવાથી બ્રહ્માજીનું દ્વિપરાર્ધ આયુષ્યત્વ નષ્ટ નથી થતું. વિષયભોગ માટે પણ ઈન્દ્રાદિ દેવો અનેક રૂપો ગ્રહણ અને ત્યાગ કરતા દેખાય છે, તેમ કેટલાક કહે છે.

**क्षुत्तृड्भ्यामुपसृष्टास्ते तं जग्धुमभिदुद्रुवुः।**
**मा रक्षतैनं जक्षध्वमित्यूचुः क्षुत्तृडर्दिताः॥ २०**

क्षुधा अने तृषाथी पीडायेला तेओ (यक्षो तथा राक्षसो) तेमने (ब्रह्माजीने) खाई जवा दोड्या अने कहेवा लाग्या– 'आनुं रक्षण न करो, आने खाई जाओ, (कारण के) अमे भूख अने तरसथी व्याकुळ छीए.' ॥ २० ॥

उपसृष्टा अभिभूताः। जग्धुमत्तुं भक्षयितुम्। यतो वयं क्षुत्तृड्भ्यामर्दिता अत एनं पितेति कृपया मा रक्षतेत्येके। अन्ये तु जक्षध्वं भक्षयतेति ब्रुवन्तः। जक्ष भक्षहसनयोरिति धातुः॥ २०॥

**'उपसृष्टाः'** आक्रान्त थयेला, परवश बनेला, **'जग्धुम्'** खाई जवा माटे (दोड्या) कारण के अमे भूख-तरसथी व्याकुळ छीए माटे 'पिता छे, एवी दया करीने आनुं रक्षण न करो,' एम केटलाके कह्युं अने बीजाओए कह्युं, **'जक्षध्वम्'** 'आने खाई जाओ.' **'जक्ष भक्षहसनयोः इति।' जक्ष** धातु भक्षण करवाना अने हसवाना अर्थमां छे. ॥ २०॥

**सुबोधिनी—**ननु कथं पितरमेवमूचुरित्याशङ्क्याह— क्षुत्तृडर्दिता इति। न हि पीडितः किञ्चिज्जानाति धर्माधर्मम् ।

पिताने आ प्रमाणे केवी रीते कह्युं तेवी शंकाथी कहे छे के तेओ भूख-तरसथी पीडायेला हता. खरेखर, पीडित मनुष्य धर्म-अधर्म कंई जाणतो नथी.

**देवस्तानाह संविग्नो मा मां जक्षत रक्षत।**
**अहो मे यक्षरक्षांसि प्रजा यूयं बभूविथ॥ २१**

भयभीत थयेला देव ब्रह्माजी तेमने कहेवा लाग्या– 'मने खाई न जाओ. मारी रक्षा करो. हे यक्षो अने राक्षसो, तमे मारां संतानो थयां छो.' ॥ २१ ॥

देवो ब्रह्मा संविग्नो भीतः सन्मां मा जक्षत मा भक्षयत, किन्तु रक्षत। अहो हे यक्षरक्षांसि, यूयं मे प्रजाः सुता बभूविथ जाताः स्थ। एवमुग्रस्वभावा यक्षराक्षसा जाता इत्यर्थः।* तत्र ये जक्षध्वमित्यूचुस्ते यक्षाः, ये तु मा रक्षतेति ते राक्षसा इति ज्ञेयम्। एतच्च तिर्यगादितामससर्गस्याप्युपलक्षणम्॥ २१॥

**'देवः'** ब्रह्माजी **'संविग्नः'** भयभीत थई, 'मने **'मा जक्षत'** खाई न जाओ, परंतु मारी रक्षा करो, अहो! हे यक्षो अने राक्षसो, तमे मारां **'प्रजाः'** संतानो **'बभूविथ'** थयां छो.' आ प्रमाणे यक्ष अने राक्षसो उग्रस्वभाववाळा थया, एम अर्थ छे. तेमां जेमणे खाई जाओ एम कह्युं ते यक्षो अने जेमणे आनी रक्षा न करो एम कह्युं ते राक्षसो थया, तेम जाणवुं. वळी, आ पशु-पंखी वगेरे तामसी सृष्टिनो पण संकेत करे छे. ॥ २१ ॥

***वंशीधरी—**इत्यर्थ इति। एवं कारणानुरूपत्वा- त्कार्यस्येति भावः।'

आ प्रमाणे कारणने अनुरूप कार्य छे तेवो भाव छे. (तमोगुणमय शरीरमांथी उत्पन्न थयेला होवाने कारणे यक्षो अने राक्षसो उग्र स्वभाववाळा थया.)

**देवताः प्रभया या या दीव्यन्प्रमुखतोऽसृजत्।**
**ते अहार्षुर्देवयन्तो विसृष्टां तां प्रभामहः॥ २२**

प्रभारूप शरीरथी प्रकाशमान ब्रह्माजीए जे जे कांतिमान सात्त्विकी प्रजा हती, ते मुख्यत्वे उत्पन्न करी. ते देवो कहेवाया. ब्रह्माजी द्वारा त्यजी देवामां आवेला ते प्रभारूप शरीरने, जे दिवसरूप थयुं हतुं तेने क्रीडा करता देवोए हरी लीधुं. ॥ २२ ॥

प्रभया दीव्यन् द्योतमानो या या देवता द्युतिमत्यः सात्त्विक्यस्तास्ताः प्रमुखतः प्राधान्येनासृजत्। ते देवाः। देवता इति स्त्रीत्वेन निर्दिष्यनामप्यर्थमात्रविवक्षया त इति पुंस्त्वेन प्रतिनिर्देशः। एवं यक्षरक्षांसीत्यत्रापि ज्ञेयम्। तेन विसृष्टां त्यक्तां प्रभामहः दिवसरूपां सतीं देवयन्तः क्रीडयन्तोऽहार्षुर्जगृहुः ॥ २२ ॥

પ્રભારૂપ સત્ત્વમય શરીરથી **'दीव्यन्'** પ્રકાશમાન બ્રહ્માજીએ જે જે **'देवताः'** કાન્તિમાન સાત્ત્વિકી પ્રજા હતી, તે તે **'प्रमुखतः'** મુખ્યત્વે ઉત્પન્ન કરી. **'ते'** તેઓ દેવો કહેવાયા. **'देवताः'** એમ સ્ત્રીલિંગમાં નિર્દેશ થયો છે, પરંતુ માત્ર અર્થની વિવક્ષાથી પુંલ્લિંગમાં નિર્દેશ છે. **'ते'** પદથી પુંલ્લિંગ પ્રતિ નિર્દેશ છે. આ પ્રમાણે **'यक्षरक्षांसि'** એમ નપું.માં નિર્દેશ હોવા છતાં પુંલ્લિંગ વિવક્ષિત છે તેમ જાણવું. તે બ્રહ્માજી દ્વારા **'विसृष्टाम्'** ત્યજી દેવામાં આવેલા પ્રભારૂપ (શરીરને) **'अहः'** દિવસરૂપ થયું હોઈ તેને **'देवयन्तः'** ક્રીડા કરતા દેવોએ **'अहार्षुः'** સ્વીકાર્યું. ॥ ૨૨ ॥

**देवोऽदेवान् जघनतः सृजति स्मातिलोलुपान्।**
**त एनं लोलुपतया मैथुनायाभिपेदिरे॥ २३**

દેવ બ્રહ્માજીએ જઘનમાંથી અત્યન્ત સ્ત્રીલંપટ અદેવોને (અસુરોને) ઉત્પન્ન કર્યા. તેઓ લોલુપતાથી મૈથુન માટે બ્રહ્માજી તરફ ધસ્યા. ॥ ૨૩ ॥

अदेवानिति च्छेदः। 'स जघनादसुरानसृजत' इति श्रुतेः। अतिलोलुपान् स्त्रीलम्पटान्। अभिपेदिरे प्राप्ताः॥ २३॥

**'अदेवान्'** એમ પદચ્છેદ કરવો. 'તેણે જઘનમાંથી અસુરોને ઉત્પન્ન કર્યા.' એમ શ્રુતિવચન છે. **'अति-लोलुपान्'** અતિલોલુપ સ્ત્રીલમ્પટ અસુરોને – **'अभिपेदिरे'** ધસ્યા ॥ ૨૩ ॥

**ततो हसन्स भगवानसुरैर्निरपत्रपैः।**
**अन्वीयमानस्तरसा क्रुद्धो भीतः परापतत्॥ २४**

ત્યાર પછી જેમની પાછળ અસુરો પડ્યા હતા તેવા, હસતા ભગવાન બ્રહ્માજી નિર્લજ્જ અસુરોથી ભય પામી, ક્રોધિત થઈ ઝડપથી દૂર ભાગ્યા. ॥ ૨૪ ॥

परापतदपलायत॥ २४॥

**'परापतत्'** દૂર ભાગ્યા ॥ ૨૪ ॥

**स उपव्रज्य वरदं प्रपन्नार्तिहरं हरिम्।**
**अनुग्रहाय भक्तानामनुरूपात्मदर्शनम्॥ २५**

તે બ્રહ્માજીએ વરદાન આપનારા, શરણાગતની પીડાને દૂર કરનારા, ભક્તો ઉપર અનુગ્રહ કરવા માટે ભક્તોની ઈચ્છાનુસાર સ્વરૂપનું દર્શન દેનારા શ્રીહરિને શરણે જઈને (પ્રાર્થના કરી). ॥ ૨૫ ॥

भक्तेच्छानुरूपमात्मानं दर्शयतीति तथा तमुपव्रज्य॥ २५॥

ભક્તોની ઈચ્છાનુસાર સ્વરૂપનું દર્શન દે તેવા તે શ્રીહરિને શરણે જઈને ॥ ૨૫ ॥

**पाहि मां परमात्मंस्ते प्रेषणेनासृजं प्रजाः।**
**ता इमा यभितुं पापा उपाक्रामन्ति मां प्रभो॥ २६**

હે પરમાત્મા, મારું રક્ષણ કરો. હે પ્રભુ, આપની આજ્ઞાથી મેં પ્રજાઓ સર્જી છે. તે આ પાપી પ્રજાઓ મૈથુનથી ભ્રષ્ટ કરવા માટે મારી પાસે આવી રહી છે. ॥ ૨૬ ॥

यभितुं मैथुनेन धर्षयितुम्॥ २६॥

**त्वमेकः किल लोकानां क्लिष्टानां क्लेशनाशनः।**
**त्वमेकः क्लेशदस्तेषामनासन्नपदां तव॥ २७**

लोकानां जनानाम्। तव अनासन्नावनाश्रितौ पादौ यैस्तेषाम्॥ २७॥

**सोऽवधार्यास्य कार्पण्यं विविक्ताध्यात्मदर्शनः।**
**विमुञ्चात्मतनुं घोरामित्युक्तो विमुमोच ह॥ २८**

विविक्तमसन्दिग्धमध्यात्मदर्शनं परचित्तज्ञानं यस्य हरेः। घोरां कामकश्मलां स्वतनुं विमुञ्चेति उक्तवानिति शेषः। इत्युक्तश्च ब्रह्मा तां तनुं विमुमोच। सर्वत्र तनुत्यागो नाम तत्तन्मनो-भावत्यागो विवक्षितः। ग्रहणं च तत्तद्भावापत्तिरिति द्रष्टव्यम्॥ २८॥

'साऽहोरात्रयोः सन्धिरभवत्' इति श्रुतेः। सा तेन विसृष्टा तनुः सायन्तनी सन्ध्या बभूव। सा च कामोद्रेकवेला। असुराश्च राजसत्वात्स्त्री-लम्पटाः। अतस्तां सन्ध्यामेव स्त्रियं कल्पयित्वा ते सम्मोहं प्राप्ता इत्याह—**तामिति** त्रिभिः।

**तां क्वणच्चरणाम्भोजां मदविह्वललोचनाम्।**
**काञ्चीकलापविलसद्दुकूलच्छन्नरोधसम्॥ २९**

**अन्योन्यश्लेषयोत्तुङ्गनिरन्तरपयोधराम् ।**
**सुनासां सुद्विजां स्निग्धहासलीलावलोकनाम्॥ ३०**

**'यभितुम्'** મૈથુનથી ભ્રષ્ટ કરવા માટે ॥ ૨૬ ॥

ખરેખર, આપ એક જ દુઃખીઓનાં દુઃખનો નાશ કરનારા છો અને આપ એક જ આપનાં ચરણોનો આશ્રય ન કરનારાઓને દુઃખ દેનારા છો. ॥ ૨૭ ॥

**'लोकानाम्'** જનોનાં, **'अनासन्नौ'** આપનાં બન્ને ચરણોનો આશ્રય કર્યો નથી જેમણે તેમને ॥ ૨૭ ॥

અન્યના ચિત્તને નિઃસન્દેહપણે જાણનારા ભગવાને આ બ્રહ્માજીનું દૈન્ય જોઈ કહ્યું, 'તમે આ ઘોર શરીરને ત્યજી દો.' આ પ્રમાણે કહેવામાં આવેલા બ્રહ્માજીએ તેનો ત્યાગ જ કર્યો. ॥ ૨૮ ॥

**'विविक्तम्'** નિઃસન્દેહપણે **'अध्यात्मदर्शनम्'** અન્યના ચિત્તનું જ્ઞાન છે જે શ્રીહરિને– **'घोराम्'** કામરૂપી મોહયુક્ત પોતાના શરીરનો ત્યાગ કરો, એમ કહ્યું, એટલું બાકી છે. આ પ્રમાણે કહેવામાં આવેલા બ્રહ્માજીએ તે શરીર છોડ્યું. સર્વ સ્થળે, શરીર છોડ્યું એટલે તે તે મનોભાવનો ત્યાગ વિવક્ષિત છે તેમ જ તે શરીરનું ગ્રહણ એટલે તે તે મનોભાવનું ગ્રહણ સમજવું. ॥ ૨૮ ॥

'તે સંધ્યા દિવસ અને રાતના સન્ધિકાળરૂપ બની.' એમ શ્રુતિ છે. તે બ્રહ્માજી દ્વારા ત્યજાયેલી તે કાયા સાયંકાળની સન્ધ્યા થઈ અને તે કામની પ્રબળતાનો સમય છે. અસુરો પણ રજોગુણવાળા હોવાથી સ્ત્રીલમ્પટ છે, તેથી તે સન્ધ્યાને જ સ્ત્રી કલ્પીને તેઓ સમ્મોહિત થયા, એમ ત્રણ શ્લોકોથી કહે છે— **'ताम् इति।'**

ઝંકાર કરતા ચરણકમળવાળી, મદથી વિહ્‌વળ નેત્રવાળી, કંદોરાની સેરોથી શોભતી રેશમી સાડીથી કટિપ્રદેશનું આવરણ કરતી, ॥ ૨૯ ॥

પરસ્પર સંઘર્ષને કારણે ઉત્તુંગ અને મધ્યમાં અન્તર વગરનાં વક્ષઃસ્થળવાળી, સુંદર નાસિકાવાળી, મનોહર દન્તાવલિવાળી, સ્નેહપૂર્ણ હાસ્ય અને લીલાપૂર્વકનું અવલોકન કરતી, ॥ ૩૦ ॥

**गूहन्तीं व्रीडयात्मानं नीलालकवरूथिनीम्।**
**उपलभ्यासुरा धर्म सर्वे संमुमुहुः स्त्रियम्॥ ३१**

સાડીના પાલવથી પોતાને લજ્જાપૂર્વક છુપાવતી, નીલવર્ણી અલકાવલિવાળી સુકુમારીને નિહાળીને હે ધર્માવતાર વિદુરજી, સર્વે અસુરો અત્યન્ત મોહિત થઈ ગયા. ॥ ૩૧ ॥

नूपुराभ्यां क्वणती चरणाम्भोजे यस्याः। मदेन विह्वले लोचने यस्याः। काञ्चीकलापेन विलसद्दुकूलं तेन छन्नं रोधः कटितटं यस्यास्ताम्॥ २९॥

બન્ને નૂપુરો વડે ઝંકાર કરતાં ચરણકમળ છે જેનાં, મદથી વિહ્વળ છે બન્ને નેત્રો જેનાં કંદોરાની સેરોથી શોભતી સાડી, તેનાથી આચ્છાદિત થયો છે **'रोधः'** કટિપ્રદેશ જેનો તેને ॥ ૨૯ ॥

अन्योन्यं श्लेषयोपमर्देन हेतुनोत्तुङ्गौ निरन्तरौ पयोधरौ यस्याः। सुद्विजां सुदतीम्। स्निग्धो हासो लीलावलोकनं च यस्याः॥ ३०॥

પરસ્પર **'श्लेषया'** સંઘર્ષને કારણે ઉત્તુંગ અને નિરન્તર સ્તનો છે જેનાં, **'सुद्विजाम्'** સુંદર દાંતવાળી, સ્નેહાળ હાસ્ય અને લીલાપૂર્વકનું અવલોકન છે જેનું ॥ ૩૦ ॥

गूहन्तीं वस्त्राञ्चलेनावृण्वानाम्। नीलानाम-लकानां वरूथः स्तोमो विद्यते यस्याः। हे धर्म विदुर, तां स्त्रियमुपलभ्य मत्वा॥ ३१॥

**'गूहन्तीम्'** સાડીના પાલવથી (પોતાને) ઢાંકતાં, નીલવર્ણી લટનો **'वरूथः'** ચોટલો છે જેનો, હે **'धर्म'** ધર્મરૂપ વિદુરજી, તે સ્ત્રીને **'उपलभ्य'** જોઈને ॥ ૩૧ ॥

सम्मूढानां विभावनाक्रममाह—**अहो इति।**

સમ્મોહિત થયેલાઓની વિશિષ્ટ ભાવનાઓના ક્રમને કહે છે— **'अहो इति।'**

**अहो रूपमहो धैर्यमहो अस्या नवं वयः।**
**मध्ये कामयमानानामकामेव विसर्पति॥ ३२**

॥ ३२॥

અહો! આનું રૂપ, અહો! આનું ધૈર્ય, અહો! આની ઊગતી યુવાની! એની કામના કરનારાઓની મધ્યમાં એને કામના જ ન હોય તેમ વિચરે છે! ॥ ૩૨ ॥ ૩૨ ॥

**वितर्कयन्तो बहुधा तां सन्ध्यां प्रमदाकृतिम्।**
**अभिसम्भाव्य विश्रम्भात्पर्यपृच्छन्कुमेधसः॥ ३३**

સ્ત્રીની આકૃતિવાળી તે સન્ધ્યા વિષે વિવિધ પ્રકારના તર્ક-વિતર્ક કરતા તે કુબુદ્ધિવાળા અસુરો તેનો સત્કાર કરી તેને પ્રેમપૂર્વક પૂછવા લાગ્યા.॥ ૩૩ ॥

अभिसम्भाव्य सत्कृत्य। विश्रम्भात्प्रणयात्। कुबुद्धयस्ते तां पप्रच्छुः॥ ३३॥

**'अभिसम्भाव्य'** સત્કાર કરીને **'विश्रम्भात्'** પ્રેમપૂર્વક, તે કુબુદ્ધિવાળા અસુરો તે સન્ધ્યાને પૂછવા લાગ્યા. ॥ ૩૩ ॥

**सुबोधिनी**—कुमेधस इति देवतात्वाज्ञानात्, न हि देवता भोग्या भवति। दृश्यैव सा, न तु स्पृश्येत्यर्थः।

સન્ધ્યાના દેવત્વનું અસુરોને જ્ઞાન ન હોવાથી તેમને કુબુદ્ધિવાળા કહ્યા છે. ખરેખર, દેવતા ભોગ કરવાને યોગ્ય નથી. તે સન્ધ્યા દર્શનીય છે, પરંતુ સ્પર્શને યોગ્ય નથી, એમ અર્થ છે.

**कासीति** त्रिभिः।

**'का-असि इति।'** ત્રણ શ્લોકો વડે (પૂછે છે.)

**कासि कस्यासि रम्भोरु को वार्थस्तेऽत्र भामिनि।**
**रूपद्रविणपण्येन दुर्भगान्नो विबाधसे॥ ३४**

कासि जात्या। कस्य वा कन्या। हे भामिनि कोपने, रूपमेव द्रविणमनर्घ्यं वस्तु तदेव पण्यं क्रयार्हं तेन तदसमर्पणेन नो विबाधसे॥ ३४॥

**या वा काचित्त्वमबले दिष्ट्या सन्दर्शनं तव।**
**उत्सुनोषीक्षमाणानां कन्दुकक्रीडया मनः॥ ३५**

किं जातिकुलादिप्रश्नेन या वा काचिद्भव। दिष्ट्येदं तावद्भद्रं जातं यत्तव दर्शनम्। किन्तु केवलं नो मन उत्सुनोषि विमथ्नासि॥ ३५॥

**वंशीधरी**—अबल इति। विपरीतलक्षणया प्रबल इत्यर्थः।

क्षुभितचित्तानां वाक्यं—**नैकत्रेति।**

**नैकत्र ते जयति शालिनि पादपद्मं**
**घ्नन्त्या मुहुः करतलेन पतत्पतङ्गम्।**
**मध्यं विषीदति बृहत्स्तनभारभीतं**
**शान्तेव दृष्टिरमला सुशिखासमूहः॥ ३६**

हे शालिनि श्लाघ्ये। एकत्र न जयति न स्थिरीभवति। यद्वा नैकत्रानेकगतिविलासेषु जयति सर्वोत्कर्षेण वर्तते। पतत्पतङ्गमुच्छलन्तं कन्दुकम्। बृहतोः स्तनयोर्भाराद्भीतं तव कृशं मध्यं विषीदति श्राम्यति। शान्ता मन्थरेव प्रसरति। सुशिखासमूहः शोभनः केशकलापस्ते। पाठान्तरे

હે સુંદરી, તમે કોણ છો? કોનાં પુત્રી છો? હે ભામિની, અહીં આવવાનું તમારું શું પ્રયોજન છે? રૂપરૂપી ખરીદવા યોગ્ય અમૂલ્ય દ્રવ્ય હોવાથી દુર્ભાગી એવા અમને તું તરસાવે છે. ॥ ૩૪ ॥

તમે કઈ જાતિનાં છો? તથા કોનાં પુત્રી છો ? હે કોપ કરનારાં (ભામિની), રૂપ એ જ અમૂલ્ય દ્રવ્યરૂપ ખરીદવા યોગ્ય વસ્તુ છે, તે જ **'पण्यम्'** વેચવા યોગ્ય, સોદો કરવા યોગ્ય છે. તે અમૂલ્ય રૂપના મૂલ્યને ન સમર્પી શકવાથી અમને દુઃખી કરો છો! ॥ ૩૪ ॥

હે અબળા, તમે ગમે તે હો, પણ સદ્‌ભાગ્યે અમને તમારાં દર્શન થયાં છે. દડાની રમતથી તમે પ્રેક્ષકોના મનને મથી નાખો છો. ॥ ૩૫ ॥

જાતિ, કુળ વગેરે પ્રશ્નથી શું પ્રયોજન? તમે જે હો તે ભલે હો. **'दिष्ट्या'** આ એટલું સારું થયું કે તમારાં દર્શન તો થયાં. પરન્તુ કેવળ અમારું મન **'उत्सुनोषि'** તમે મથી નાખો છો. ॥ ૩૫ ॥

વિપરીત લક્ષણાથી અબળાને પ્રકૃષ્ટ બળવાળી કહે છે, એમ અર્થ છે.

ઉત્તેજના પામેલા ચિત્તવાળા દૈત્યોનું વાકય છે—**'न एकत्र इति।'**

હે શોભના, હથેળી વડે પડતા અને ઊછળતા દડાને વારંવાર મારવાથી તમારું ચરણપદ્મ એક સ્થળે સ્થિર રહેતું નથી. વિપુલ સ્તનભારથી ત્રસ્ત એવો તમારો કટિપ્રદેશ શ્રમિત થાય છે, નિર્મળ દૃષ્ટિ ઘેરાતી હોય તેમ પ્રસરે છે અને તમારો કેશકલાપ અતિસુંદર લાગે છે. ॥ ૩૬ ॥

**'हे शालिनि'** હે સ્તુતિ કરવા યોગ્ય સુંદરી, (તમારું ચરણપદ્મ) એક સ્થળે **'न जयति'** સ્થિર રહેતું નથી અથવા **'न एकत्र'** અનેક પદવિન્યાસમાં સર્વ રીતે શોભે છે. **'पतत्-पतङ्गम्'** પડતા અને ઊછળતા દડાને– બન્ને સ્થૂળ સ્તનોના ભારથી ત્રસ્ત થયેલો તમારો કૃશ કટિપ્રદેશ **'विषीदति'** શ્રમિત થાય છે. તમારી દૃષ્ટિ **'शान्ता'** ઘેરાતી હોય તેમ પ્રસરે છે. **'सुशिखासमूहः'** તમારો કેશકલાપ

सुशिखाः शोभनान्केशानवकीर्यमाणान्समूह बधानेति। अत्र चास्तं गच्छन्सूर्य एव पतत्पतङ्गः, मेघविच्छेदो मध्यविषादः तारकारूपा दृष्टिः, तम एव केशा इत्याद्यूह्यम्॥ ३६॥

સુંદર લાગે છે. પાઠાન્તરમાં, **'સુશિખાઃ સમૂહઃ'** સુંદર છૂટા કેશને બાંધો. વળી, અહીં આથમતો સૂર્ય એ જ **'પતત્-પતઙ્ગઃ'** છે. વાદળો એકમેકમાં વિભાજિત થાય તે મધ્યવિષાદ, તારલાઓરૂપી દૃષ્ટિ, અંધકાર એ જ કેશ વગેરે કહેવામાં આવ્યું છે. ॥ ૩૬ ॥

**इति सायन्तनीं सन्ध्यामसुराः प्रमदायतीम्।**
**प्रलोभयन्तीं जगृहुर्मत्वा मूढधियः स्त्रियम्॥ ३७**

મદભરી રમણી જેવું આચરણ કરતી અને લોભાવતી એવી સાયંકાળની સન્ધ્યાને મૂઢ મતિવાળા અસુરોએ સ્ત્રી માનીને ગ્રહણ કરી. ॥ ૩૭ ॥

प्रमदेवाचरन्तीं स्त्रियं मत्वा जगृहुः ॥ ३७॥

પ્રમદા જેવું આચરણ કરતી સન્ધ્યાને સ્ત્રી માનીને ગ્રહણ કરી. ॥ ૩૭ ॥

**प्रहस्य भावगम्भीरं जिघ्रन्त्यात्मानमात्मना।**
**कान्त्या ससर्ज भगवान्गन्धर्वाप्सरसां गणान्॥ ३८**

ભગવાન બ્રહ્માજીએ ભાવગમ્ભીર હાસ્ય કરીને પોતાના સૌંદર્યનું પોતે જ આસ્વાદન કરતી પોતાની કાન્તિમાંથી ગંધર્વો તથા અપ્સરાઓના ગણોને ઉત્પન્ન કર્યા. ॥ ૩૮ ॥

प्रहस्यात्मानमात्मना जिघ्रन्त्या। कान्त्या सौन्दर्येण। प्रहसनमात्मावघ्राणं च सौन्दर्यानुभावचातुर्यविकारः ॥ ३८॥

(ભગવાન બ્રહ્માજીએ) હસીને પોતાને પોતાના વડે આસ્વાદન કરતા **'कान्त्या'** સૌન્દર્યથી– **'प्रहसनम्'** સૌન્દર્યજન્ય ગર્વ, પ્રબળ મનોયોગપૂર્વક પોતે અભિવ્યક્ત થાય તેવું હાસ્ય **'अवघ्राणम्'** સૌન્દર્યવિષયક ચાતુર્યનું સૂચન કરતો વિકાર ॥ ૩૮ ॥

**विससर्ज तनुं तां वै ज्योत्स्नां कान्तिमतीं प्रियाम्।**
**त एव चाददुः प्रीत्या विश्वावसुपुरोगमाः ॥ ३९**

તે ચન્દ્રિકાસ્વરૂપ તેજસ્વી પ્રિય શરીરનો પણ (બ્રહ્માજીએ) ત્યાગ કર્યો અને વિશ્વાવસુ જેમાં મુખ્ય છે, તેઓએ જ તેનો પ્રીતિપૂર્વક સ્વીકાર કર્યો. ॥ ૩૯ ॥

ज्योत्स्नां चन्द्रिकारूपाम्। त एव गन्धर्वादिगणाः। विश्वावसुः पुरोगमो मुख्यो येषु ॥ ३९॥

**'ज्योत्स्नाम्'** ચન્દ્રિકાસ્વરૂપને, તે ગન્ધર્વાદિગણોએ જ– જેમાં વિશ્વાવસુ મુખ્ય છે. ॥ ૩૯ ॥

**सृष्ट्वा भूतपिशाचांश्च भगवानात्मतन्द्रिणा।**
**दिग्वाससो मुक्तकेशान्वीक्ष्य चामीलयद्दृशौ॥ ४०**

પછી ભગવાન બ્રહ્માજીએ પોતાની આળસમાંથી ભૂતો તથા પિશાચો ઉત્પન્ન કરીને તેઓને દિગમ્બર અને છૂટા કેશવાળા જોઈ બન્ને નેત્રો મીંચી દીધાં.॥ ૪૦ ॥

आत्मनस्तन्द्रिणा आलस्येन। तांश्च मुक्तकेशान्वीक्ष्य नेत्रे निमीलितवान्॥ ४०॥

પોતાની **'तन्द्रिणा'** આળસમાંથી – અને તેમને છૂટા કેશવાળા જોઈને નેત્રો મીંચી દીધાં. ॥ ૪૦ ॥

**जगृहुस्तद्विसृष्टां तां जृम्भणाख्यां तनुं प्रभोः।**
**निद्रामिन्द्रियविक्लेदो यया भूतेषु दृश्यते।**
**येनोच्छिष्टान्धर्षयन्ति तमुन्मादं प्रचक्षते॥ ४१**

પ્રભુ બ્રહ્માજીના ત્યજી દીધેલા જૃંભણ નામના તે શરીરનો ભૂતપિશાચોએ સ્વીકાર કર્યો. જેનાથી પ્રાણીઓમાં ઇન્દ્રિયોની શિથિલતા દેખાય છે, તેને નિદ્રા કહેવાય છે. જે ઇન્દ્રિયોની શિથિલતાને કારણે મલિન અવસ્થાવાળાં પ્રાણીઓને ભૂતસમૂહ આક્રાન્ત કરે છે, તેને ઉન્માદ કહે છે. ॥ ૪૧ ॥

इन्द्रियाणां विक्लेदः स्रावो यया तां निद्रां प्रचक्षते। येनेन्द्रियविक्लेदेन हेतुनोच्छिष्टांश्च सतो धर्षयन्ति भ्रान्तान्कुर्वन्ति तं भूतादिगणमुन्मादं प्रचक्षते। तन्द्राजृम्भिकानिद्रोन्मादहेतुत्वेन भूतादीनां तनूनां च चातुर्विध्यमुक्तम्॥ ४१ ॥

ઇન્દ્રિયોની **'विक्लेदः'** શિથિલતા જેનાથી થાય છે તેને નિદ્રા કહે છે. **'येन'** જે ઇન્દ્રિયોની શિથિલતાને કારણે અશુદ્ધ અવસ્થાવાળાઓને **'धर्षयन्ति'** ગાંડા કરી મૂકે છે, તે ભૂતપ્રેતાદિગણોથી (આક્રાન્ત થયેલા જનો) ઉન્મત્ત કહેવાય છે. તન્દ્રા, જૃંભણ, નિદ્રા અને ઉન્માદ કારણરૂપ હોવાથી ભૂત વગેરેનાં ચાર પ્રકારનાં શરીર કહેવાય છે. ॥ ૪૧ ॥

**ऊर्जस्वन्तं मन्यमान आत्मानं भगवानजः।**
**साध्यान्गणान्पितृगणान्परोक्षेणासृजत्प्रभुः॥ ४२**

ऊर्जस्वन्तं बलवन्तम्। परोक्षेणादृश्य-रूपेण॥ ४२ ॥

પોતાને શક્તિસમ્પન્ન માનનાર, અજન્મા અને સમર્થ ભગવાન બ્રહ્માજીએ અદૃશ્યરૂપે સાધ્યદેવો તથા પિતૃઓના સમૂહને ઉત્પન્ન કર્યા. ॥ ૪૨ ॥

**'ऊर्जस्वन्तम्'** શક્તિસમ્પન્ન, **'परोक्षेण'** અદૃશ્યરૂપે ॥ ૪૨ ॥

**त आत्मसर्गं तं कायं पितरः प्रतिपेदिरे।**
**साध्येभ्यश्च पितृभ्यश्च कवयो यद्वितन्वते॥ ४३**

आत्मनः सर्गो यस्मात्तम्। यद् येन कार्येण सम्प्रदानत्वनिमित्तेन। कवयः कर्मकोविदाः। साध्येभ्यः पितृभ्यश्च स्वपितृरूपेभ्यः। वितन्वते श्राद्धादिना हव्यं कव्यं च ददति॥ ४३ ॥

પોતાને ઉત્પન્ન કરનારી, બ્રહ્મદેવની તે કાયાને તે પિતૃદેવોએ ગ્રહણ કરી, જે કાયાને ઉદ્દેશીને વિદ્વાનો સાધ્યો તથા પિતૃઓને હવ્ય અને કવ્ય આપે છે.॥ ૪૩ ॥

જેનાથી પોતાની ઉત્પત્તિ થઈ હતી તે કાયાને; **'यद्'** સમ્પ્રદાન માટેના નિમિત્તરૂપ કાર્ય માટે જે કાયાને ઉદ્દેશીને **'कवयः'** કર્મમાર્ગના નિષ્ણાત કવિજનો સાધ્યોને તથા પિતૃઓને પોતાના પિતૃઓરૂપે **'वितन्वते'** શ્રાદ્ધ વગેરે દ્વારા હવ્ય અને કવ્ય આપે છે. ॥ ૪૩ ॥

**सिद्धान्विद्याधरांश्चैव तिरोधानेन सोऽसृजत्।**
**तेभ्योऽददात्तमात्मानमन्तर्धानाख्यमद्भुतम्॥ ४४**

तिरोधानेन दृश्यत्वे सत्यप्यन्तर्धान-शक्त्या॥ ४४ ॥

તે બ્રહ્માજીએ અદૃશ્ય થવાની શક્તિથી સિદ્ધો તથા વિદ્યાધરોને પણ ઉત્પન્ન કર્યા અને તે અન્તર્ધાન નામનું અદ્ભુત શરીર તેઓને આપી દીધું. ॥ ૪૪ ॥

**'तिरोधानेन'** દૃશ્યરૂપ હોવા છતાં પણ અદૃશ્ય થવાની શક્તિથી ॥ ૪૪ ॥

**सकिन्नरान्किम्पुरुषान् प्रत्यात्म्येनासृजत्प्रभुः।**
**मानयन्नात्मनात्मानमात्माभासं विलोकयन्॥ ४५**

प्रत्यात्म्येन प्रतिबिम्बेन। आत्माभासं प्रतिबिम्बमात्मनात्मनो मानः प्रतिबिम्बदर्शिनः सुन्दरस्य शिरःकम्पादिचेष्टा। अत एव तत्सृष्टानां मिथः सम्माननेन नित्यं मिथुनीभावः॥ ४५ ॥

પ્રભુ (બ્રહ્માજી)એ પોતાનું પ્રતિબિંબ જોઈ પોતાને સુંદર માનીને તે પ્રતિબિંબ વડે કિન્નરો સહિત કિમ્પુરુષો ઉત્પન્ન કર્યા. ॥ ૪૫ ॥

**'प्रत्यात्म्येन'** પ્રતિબિંબ વડે, **'आत्मा-आभासम्'** પોતાના પ્રતિબિંબને (જોઈ) **'आत्मना'** પોતાને સુંદર માની, પ્રતિબિંબ જોનાર સુન્દર વ્યક્તિની જેમ મસ્તક હલાવવું વગેરે ચેષ્ટા જોઈને, આથી જ તેમાંથી સર્જાયેલાઓના પરસ્પર સમ્માનથી તેમનામાં નિત્ય યુગલરૂપનો ભાવ છે.॥ ૪૫ ॥

**ते तु तज्जगृहू रूपं त्यक्तं यत्परमेष्ठिना।**
**मिथूनीभूय गायन्तस्तमेवोषसि कर्मभिः॥ ४६**

तेओએ સ્ત્રી-પુરુષનાં યુગલરૂપે બ્રાહ્મમુહૂર્તમાં તે બ્રહ્માજીનાં પરાક્રમોના વર્ણનથી, પરમેષ્ઠી બ્રહ્માજી દ્વારા જે સ્વરૂપને ત્યજી દેવામાં આવ્યું હતું, તે જ સ્વરૂપ ગ્રહણ કર્યું. ॥ ૪૬ ॥

तत् प्रतिबिम्बरूपम्। कर्मभिस्तत्पराक्रमानुवर्णनैः॥ ४६॥

**'तत्'** તે પ્રતિબિમ્બરૂપને, **'कर्मभिः'** તે બ્રહ્માજીનાં પરાક્રમોના વર્ણનથી ॥ ૪૬ ॥

**देहेन वै भोगवता शयानो बहुचिन्तया।**
**सर्गेऽनुपचिते क्रोधादुत्ससर्ज ह तद्वपुः॥ ४७**

સૃષ્ટિની વૃદ્ધિ ન થતાં, અત્યન્ત ચિન્તાથી, ફેલાયેલા હાથ-પગ વગેરે અવયવોવાળા શરીરે સૂઈ જઈ, (બ્રહ્માજીએ) ક્રોધથી તે દેહને ખરેખર છોડી દીધો. ॥ ૪૭ ॥

भोग आभोगो विस्तारः पादादिप्रसरणं तद्वता देहेन। अनुपचिते वृद्धिमप्राप्ते। तत् भोगक्रोधादियुक्तम्॥ ४७॥

**'भोगः'** એટલે વિસ્તાર, હાથ-પગ વગેરેનું ફેલાવવું, તેવા શરીરે, **'अनुपचिते'** (સૃષ્ટિની) વૃદ્ધિ ન થતાં, **'तत्'** તે ભોગ, ક્રોધ વગેરેથી યુક્ત એવા શરીરને॥ ૪૭ ॥

**येऽहीयन्तामुतः केशा अहयस्तेऽङ्ग जज्ञिरे।**
**सर्पाः प्रसर्पतः क्रूरा नागा भोगोरुकन्धराः॥ ४८**

હે પ્રિય વિદુરજી, બ્રહ્માજીના આ દેહમાંથી જે કેશો ખરી પડ્યા, તેઓ સર્પો થયા. હલન-ચલન કરતા શરીરમાંથી સર્પો તેમ જ ફણા અને મોટી ગરદનવાળા ક્રૂર નાગો ઉત્પન્ન થયા. ॥ ૪૮ ॥

अमुतोऽमुष्माद्देहाद्ये केशा अहीयन्त प्रच्युतास्तेऽहयो जाताः। प्रसर्पतः पादाद्याकुञ्चनैः प्रचलतोऽमुष्मात्सर्पाः। अत एव अगा न भवन्तीति नागाः। अतिवेगवन्त इत्यर्थः। भोगवतो जातत्वाद्भोगेन फणेनोरुर्विस्तीर्णा कन्धरा येषाम्। सर्वे चैते तत्क्रोधयोगात्क्रूराः। तेषामवान्तरजातिभेदः सर्पसिद्धान्ते प्रसिद्धः॥ ४८॥

**'अमुतः'** આ શરીરમાંથી જે વાળ **'अहीयन्त'** ખરી પડ્યા, તે સર્પ થયા. **'प्रसर्पतः'** પગ વગેરે અવયવો લાંબા-ટૂંકા થવાથી **'प्रचलतः'** હલન-ચલન કરતા આ શરીરમાંથી સર્પો થયા. આથી જ ગતિ ન કરનારા ન બને તે નાગો– અત્યન્ત વેગવાળા નાગો થયા, એમ અર્થ છે. ફેલાયેલા અવયવોવાળા શરીરમાંથી ઉત્પન્ન થયેલા હોવાથી **'भोगेन'** ફણાને કારણે વિશાળ ડોક જેમની છે. તેમ જ આ સર્વ તે ક્રોધપૂર્વક શરીરત્યાગમાંથી જન્મ્યા હોવાથી ક્રૂર છે. સર્પની જાતિના પેટાવિભાગો 'સર્પસિદ્ધાન્ત' નામના ગ્રન્થમાં પ્રસિદ્ધ છે. ॥ ૪૮ ॥

**स आत्मानं मन्यमानः कृतकृत्यमिवात्मभूः।**
**तदा मनून्ससर्जान्ते मनसा लोकभावनान्॥ ४९**

ભગવાનમાંથી પ્રકટ થયેલા તે બ્રહ્માજી પોતાની જાતને કૃતાર્થ માનતા થયા, ત્યારે અન્તમાં લોકોને આનંદ આપનારા મનુઓને મનથી ઉત્પન્ન કર્યા.॥ ૪૯ ॥

यदा मन्यमानोऽभूत्तदा मनून्ससर्ज॥ ४९॥

જ્યારે કૃતાર્થતા અનુભવતા થયા ત્યારે મનુઓ સર્જ્યા ॥ ૪૯ ॥

**तेभ्यः सोऽत्यसृजत्स्वीयं पुरं पुरुषमात्मवान्।**
**तान्दृष्ट्वा ये पुरा सृष्टाः प्रशशंसुः प्रजापतिम्॥ ५०**

तेभ्यः स्वीयं पुरुषं पुरुषाकारं पुरं देहमत्यसृजद्ददौ। तान्मनून्॥ ५०॥

**अहो एतज्जगत्स्त्रष्टः सुकृतं बत ते कृतम्।**
**प्रतिष्ठिताः क्रिया यस्मिन्साकमन्नमदाम हे॥ ५१**

ते त्वया यत्कृतं तत्सुकृतम्। सुकृतत्व–माहुः। यस्मिन् मनुसर्गे। क्रिया अग्निहोत्राद्याः। अतोऽस्मिन्सर्वे वयं साकं सहान्नं हविर्भागाद्यदाम भक्षयाम। हे ब्रह्मन्॥ ५१॥

कायसृष्टिमुक्त्वा ऋषीणां सृष्टिमाह— **तपसेति।**

**तपसा विद्यया युक्तो योगेन सुसमाधिना।**
**ऋषीनृषिर्हृषीकेशः ससर्जाभिमताः प्रजाः॥ ५२**

विद्या उपासना। योगोऽत्रासनादिः। सुसमाधिर्वैराग्यैश्वर्यादियुक्तः समाधिः तेन च युक्तः। हृषीकेशः स्ववशेन्द्रियः सन्। ऋषिर्ब्रह्मा ऋषीन्प्रजाः ससर्ज॥ ५२॥

**तेभ्यश्चैकैकशः स्वस्य देहस्यांशमदादजः।**
**यत्तत्समाधियोगर्द्धितपोविद्याविरक्तिमत्॥ ५३**

સર્વના આશ્રયરૂપ તે બ્રહ્માજીએ તે મનુઓને પોતાનું પુરુષાકાર શરીર અર્પણ કર્યું. તે મનુઓને જોઈને, તેઓની પહેલાં જે (દેવો વગેરે) ઉત્પન્ન થયા હતા, તેઓએ પ્રજાપતિ બ્રહ્માજીની પ્રશંસા કરી. ॥ ૫૦ ॥

તેઓને પોતાનું ‘**पुरुषम्**’ પુરુષાકાર ‘**पुरम्**’ શરીર ‘**अति-असृजत्**’ આપ્યું. ‘**तान्**’ તે મનુઓને ॥ ૫૦ ॥

અહો! હે જગતના સ્રષ્ટા, આનંદની વાત છે કે આપે આ શ્રેષ્ઠ કાર્ય કર્યું છે. હે બ્રહ્મદેવ, જે મનુઓની સૃષ્ટિમાં અગ્નિહોત્રાદિ સર્વક્રિયાઓ પ્રતિષ્ઠિત છે, આથી (આ સૃષ્ટિમાં) અમે બધા સાથે અમારા હવિના ભાગ વગેરે અન્નનું ભોજન કરીશું. ॥ ૫૧ ॥

‘**ते**’ આપના દ્વારા જે કરવામાં આવેલું છે, તે શ્રેષ્ઠ કાર્ય છે. કાર્યનું શ્રેષ્ઠત્વ જણાવે છે. ‘**यस्मिन्**’ જે મનુઓની સૃષ્ટિમાં ‘**क्रियाः**’ અગ્નિહોત્ર વગેરે સમસ્ત ક્રિયાઓ રહેલી છે, તેથી આ સૃષ્ટિમાં અમે બધા ‘**साकम्**’ સાથે ‘**अन्नम्**’ હવિના ભાગ વગેરે અન્નનું ભોજન કરીશું. ‘**हे**’ હે બ્રહ્મદેવ ॥ ૫૧ ॥

શરીરની સૃષ્ટિ જણાવીને ઋષિઓની સૃષ્ટિને વર્ણવે છે — ‘**तपसा इति।**’

તપથી, વિદ્યા(ઉપાસના)થી, આસન વગેરે યોગથી, વૈરાગ્ય અને ઐશ્વર્યાદિયુક્ત ઉત્તમ સમાધિથી યુક્ત એવા ઋષિસ્વરૂપ બ્રહ્માજીએ પોતાની ઇન્દ્રિયોને વશ કરીને પોતાને પ્રિય એવા ઋષિઓને ઉત્પન્ન કર્યા. ॥ ૫૨ ॥

‘**विद्या**’ ઉપાસના – ‘**योगः**’ અહીં યોગ એટલે આસન વગેરે, ‘**सुसमाधिः**’ વૈરાગ્ય અને ઐશ્વર્ય વગેરેથી યુક્ત એવી સમાધિ અને તેનાથી યુક્ત એવા બ્રહ્માજી – ‘**हृषीक-ईशः**’ જિતેન્દ્રિય થઈ ‘**ऋषिः**’ ઋષિસ્વરૂપ બ્રહ્માજીએ ‘**ऋषीन्**’ ઋષિઓની પ્રજાઓને સર્જી ॥ ૫૨॥

અજન્મા બ્રહ્માજીએ પોતાના દેહનો એક એક અંશ જે સમાધિ, યોગ, ઋદ્ધિ, તપ, વિદ્યા અને વૈરાગ્યથી યુક્ત છે, તે અંશ તેઓને આપ્યો. ॥ ૫૩ ॥

किं तद्देहं यस्यांशमदादित्यत आह—यदिति। समाधिश्च योगश्च ऋद्धिश्च ऐश्वर्यं तपश्च विद्या च विरक्तिश्च विद्यन्ते यस्मिंस्तत्॥ ५३॥

કેવો છે તે દેહ જેનો અંશ આપ્યો, તે હવે જણાવે છે — **'यत् इति।'** સમાધિ તથા યોગ તથા **'ऋद्धिश्च'** ઐશ્વર્ય તેમ જ તપ તથા વિદ્યા અને વૈરાગ્ય પણ રહેલાં છે જેમાં તેવા દેહનો અંશ ॥ ૫૩ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां तृतीयस्कन्धे विंशोऽध्यायः॥ २०॥
इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां विंशोऽध्यायः॥ २०॥

*****

# अथैकविंशोऽध्यायः

## કર્દમજીની તપસ્યા અને ભગવાનનું વરદાન

एकविंशे तपोविद्यातोषितेन तु विष्णुना।
कर्दमस्य मनोः पुत्र्या विवाहघटनोच्यते॥ १

તપ અને ઉપાસનાથી પ્રસન્ન થયેલા ભગવાન વિષ્ણુ દ્વારા મનુની પુત્રી દેવહૂતિ સાથે કર્દમ ઋષિના વિવાહની રચના એકવીસમા અધ્યાયમાં કહેવામાં આવી છે. ॥ ૧ ॥

विदुर उवाच

**स्वायम्भुवस्य च मनोर्वंशः परमसम्मतः।**
**कथ्यतां भगवन्यत्र मैथुनेनैधिरे प्रजाः॥ १**

एधिरे एधांचक्रिरे॥ १॥

**વિદુરજી બોલ્યા** – હે ભગવાન (મૈત્રેયમુનિ), સ્વાયમ્ભુવ મનુનો અતિ શ્રેષ્ઠ વંશ વર્ણવો, જેમાં દામ્પત્યધર્મથી પ્રજાઓની વૃદ્ધિ થઈ હતી. ॥ ૧ ॥

**'एधिरे'** વૃદ્ધિ થઈ હતી. ॥ ૧ ॥

**प्रियव्रतोत्तानपादौ सुतौ स्वायम्भुवस्य वै।**
**यथा धर्मं जुगुपतुः सप्तद्वीपवतीं महीम्॥ २**

धर्मं महीं च यथा जुगुपतुः ररक्षतुस्तन्मे वदेति तृतीयेनान्वयः॥ २॥

સ્વાયમ્ભુવ મનુના પ્રિયવ્રત અને ઉત્તાનપાદ નામના બન્ને પુત્રો સાત દ્વીપવાળી પૃથ્વીનું તથા ધર્મનું જે રીતે રક્ષણ કરતા હતા (તે મને કહો). ॥ ૨ ॥

ધર્મનું અને પૃથ્વીનું જે રીતે **'जुगुपतुः'** રક્ષણ કરતા હતા, તે મને કહો– એમ આનાથી ત્રીજા શ્લોક(૪) સાથે સંબંધ છે. ॥ ૨ ॥

**तस्य वै दुहिता ब्रह्मन् देवहूतीति विश्रुता।**
**पत्नी प्रजापतेरुक्ता कर्दमस्य त्वयानघ॥ ३**

तस्य मनोः॥ ३॥

હે નિષ્પાપ બ્રહ્મન્, તે સ્વાયમ્ભુવ મનુની પુત્રી, દેવહૂતિના નામથી જ વિખ્યાત છે. આપે તેને કર્દમ પ્રજાપતિની પત્ની કહ્યાં છે. ॥ ૩ ॥

**'तस्य'** તે મનુની ॥ ૩ ॥

**सुबोधिनी**—देवानां हूतिर्यस्या इति सर्वदेवमयी, सर्वदेवाधिष्ठिता वा। सन्तर्पणार्थं वा देवानामाह्वानम्।

દેવોને જેનું નિમંત્રણ છે આથી સર્વદેવમય અથવા સર્વ દેવો જેનામાં વસે છે એવાં દેવહૂતિજી અથવા સન્તૃપ્તિ માટે કરવામાં આવેલું દેવોનું નિમંત્રણ.

**तस्यां स वै महायोगी युक्तायां योगलक्षणैः।**
**ससर्ज कतिधा वीर्यं तन्मे शुश्रूषवे वद॥ ४**

તે મહાન યોગી કર્દમઋષિએ યમ-નિયમ વગેરે યોગનાં લક્ષણોવાળાં દેવહૂતિમાં કેટલાં સન્તાન ઉત્પન્ન કર્યાં હતાં, તે સાંભળવા ઇચ્છનાર એવા મને કહો.॥ ૪ ॥

योगलक्षणैर्यमादिभिर्युक्तायाम्। कतिधा वीर्यं ससर्ज। कति पुत्रानुत्पादयामासेत्यर्थः ॥ ४ ॥

**'योगलक्षणैः'** (યમ-નિયમ-આસન-પ્રાણાયામ-પ્રત્યાહાર-ધારણા-ધ્યાન-સમાધિ)યોગનાં લક્ષણોવાળાં– **'कतिधा वीर्यं ससर्ज'** કેટલાં સન્તાન ઉત્પન્ન કર્યાં હતાં, એમ અર્થ છે. ॥ ૪ ॥

**रुचिर्यो भगवान्ब्रह्मन् दक्षो वा ब्रह्मणः सुतः।**
**यथा ससर्ज भूतानि लब्ध्वा भार्यां च मानवीम्॥ ५**

હે બ્રહ્મન્, બ્રહ્માજીના પુત્ર ભગવાન રુચિ ઋષિએ તેમ જ દક્ષપ્રજાપતિએ મનુરાજકુમારી (અનુક્રમે આકૂતિ અને પ્રસૂતિ)ને ભાર્યા તરીકે પ્રાપ્ત કરીને જે પ્રમાણે સંતાનો ઉત્પન્ન કર્યાં, તે પણ કહો. ॥ ૫ ॥

मानवीं मनोः कन्यामाकूतिं च प्रसूतिं च भार्यां लब्ध्वा यथा भूतानि ससर्ज तच्च वदेति चकारस्यार्थः ॥ ५ ॥

**'मानवीम्'** સ્વાયમ્ભુવ મનુ મહારાજની કન્યા આકૂતિ તેમ જ પ્રસૂતિને પણ પત્ની તરીકે મેળવીને જે પ્રમાણે સંતાનો ઉત્પન્ન કર્યાં, તે પણ કહો, એમ 'ચ' કારનો અર્થ છે. ॥ ૫ ॥

**मैत्रेय उवाच**

**प्रजाः सृजेति भगवान् कर्दमो ब्रह्मणोदितः।**
**सरस्वत्यां तपस्तेपे सहस्राणां समा दश॥ ६**

**મૈત્રેયમુનિ બોલ્યા** – 'પ્રજાને ઉત્પન્ન કરો.' એમ બ્રહ્માજી દ્વારા કહેવામાં આવેલા ભગવાન કર્દમે સરસ્વતીને તીરે દસહજાર વર્ષ સુધી તપ કર્યું. ॥ ૬ ॥

सहस्राणां समा दश। दशसहस्राणि संवत्सरानित्यर्थः ॥ ६ ॥

**'सहस्राणां समा दश'** દસ હજાર વર્ષ, એમ અર્થ છે. ॥ ૬ ॥

**ततः समाधियुक्तेन क्रियायोगेन कर्दमः।**
**सम्प्रपेदे हरिं भक्त्या प्रपन्नवरदाशुषम्॥ ७**

તે તપમાં એકાગ્રચિત્તે પ્રેમપૂર્વક પૂજન દ્વારા કર્દમઋષિએ શરણાગતને વરદાન આપનાર શ્રીહરિની આરાધના કરી. ॥ ૭ ॥

ततस्तस्मिंस्तपसि। क्रियायोगेन पूजाप्रकारेण। सम्प्रपेदे सिषेवे। प्रपन्नेभ्यो भक्तेभ्यो वरदातारम् ॥ ७ ॥

**'ततः'** તે તપમાં **'क्रियायोगेन'** પૂજનપ્રકાર દ્વારા **'सम्प्रपेदे'** આરાધના કરી. **'प्रपन्नेभ्यः'** શરણાગત ભક્તોને વરદાન આપનારાની ॥ ૭ ॥

**तावत्प्रसन्नो भगवान्पुष्कराक्षः कृते युगे।**
**दर्शयामास तं क्षत्तः शाब्दं ब्रह्म दधद्वपुः ॥ ८**

તે તપશ્ચર્યાને અંતે કૃતયુગમાં હે વિદુરજી, પ્રસન્ન થયેલા કમળનયન ભગવાન શ્રીહરિએ કેવળ વેદથી જ જાણવા યોગ્ય બ્રહ્મમય સ્વરૂપ ધારણ કરતાં તે કર્દમ ઋષિને દર્શન આપ્યાં. ॥ ૮ ॥

शब्दैकवेद्यं यद्ब्रह्म तन्मयं वपुर्दधत्तं प्रत्यात्मानं दर्शयामास ॥ ८ ॥

કેવળ વેદથી જ જાણવા યોગ્ય જે બ્રહ્મ છે, તેવું સચ્ચિદાનંદમય સ્વરૂપ ધારણ કરતા ભગવાને તે કર્દમ ઋષિને પોતાનાં દર્શન આપ્યાં. ॥ ૮ ॥

**वंशीधरी**—तन्मयं चिद्घनं न तु मायिकभौतिकमिति।

**वीर.**—शाब्दं पञ्चोपनिषन्मात्रवेद्यं ब्रह्म सौगन्ध्य-सौकुमार्य्यलावण्ययौवनाद्यनन्तकल्याणगुणाकारं वपुर्दिव्यमङ्गलविग्रहं दधद्बिभ्रत् कर्दमं प्रति दर्शयामास।

(અહીં) તન્મય એટલે ચૈતન્યઘનસ્વરૂપ, માયાયુક્ત ભૌતિક સ્વરૂપ નહીં.

**'શાબ્દમ્'** માત્ર પાંચ ઉપનિષદોથી જાણવાને યોગ્ય, સુગંધિતતા-સુકુમારતા-લાવણ્ય-યૌવન વગેરે અનંત કલ્યાણમય ગુણરૂપ, દિવ્ય-મંગળ શ્રીવિગ્રહસ્વરૂપ ધારણ કરતા ભગવાને (પોતાનાં) દર્શન કર્દમ ઋષિને કરાવ્યાં.

**स तं विरजमर्काभं सितपद्मोत्पलस्रजम्।**
**स्निग्धनीलालकव्रातवक्त्राब्जं विरजोऽम्बरम्॥ ९**

વિશુદ્ધ સત્ત્વમય, સૂર્ય સમાન તેજોમય, શ્વેત પદ્મ અને શ્વેત ઉત્પલની માળાવાળા, સુંવાળી શ્યામ અલકાવલિઓથી યુક્ત મુખકમળવાળા, શ્વેત વસ્ત્રને ધારણ કરતા, ॥ ૯ ॥

**किरीटिनं कुण्डलिनं शङ्खचक्रगदाधरम्।**
**श्वेतोत्पलक्रीडनकं मनःस्पर्शस्मितेक्षणम्॥ १०**

મુકુટ અને કુંડળવાળા, શંખ-ચક્ર-ગદા અને ક્રીડા માટે પદ્મને ધારણ કરતા, મનમાં આનંદ ઉત્પન્ન કરતી સ્મિતયુક્ત દૃષ્ટિવાળા, ॥ ૧૦ ॥

**विन्यस्तचरणाम्भोजमंसदेशे गरुत्मतः।**
**दृष्ट्वा खेऽवस्थितं वक्षःश्रियं कौस्तुभकन्धरम्॥ ११**

ગરુડજીના ખભા ઉપર ચરણકમળ પધરાવીને આકાશમાં રહેલા, વક્ષઃસ્થળમાં લક્ષ્મીજીને ધારણ કરેલા, કંઠમાં કૌસ્તુભમણિના ભૂષણવાળા ॥ ૧૧ ॥

**जातहर्षोऽपतन्मूर्ध्ना क्षितौ लब्धमनोरथः।**
**गीर्भिस्त्वभ्यगृणात्प्रीतिस्वभावात्मा कृताञ्जलिः॥ १२**

તે ભગવાનનાં દર્શન કરીને આનંદવિભોર થયેલા, સફળ મનોરથવાળા કર્દમ ઋષિએ ભૂમિ ઉપર મસ્તકથી દંડવત્ પ્રણામ કર્યા અને પ્રીતિરૂપી સ્વાભાવિક મનોધર્મવાળા તે બે હાથ જોડીને વાણીથી સ્તુતિ કરવા લાગ્યા. ॥ ૧૨ ॥

स कर्दमस्तं खेऽवस्थितं दृष्ट्वा मूर्ध्ना क्षितावपतत्। गीर्भिश्चाभ्यगृणादिति चतुर्णामन्वयः। पद्मोत्पले दिनरात्रिविकासे। सितानां पद्मानामुत्पलानां च स्रक् यस्य तम्। स्निग्धा नीलाश्च येऽलकास्तेषां व्रातो वक्त्राब्जे यस्य॥ ९॥

તે કર્દમ ઋષિએ આકાશમાં રહેલા તે ભગવાનનાં દર્શન કરી, પૃથ્વી ઉપર મસ્તકથી દંડવત્ પ્રણામ કર્યા અને વાણીથી સ્તુતિ કરવા લાગ્યા, એમ ચાર શ્લોકોનો સંબંધ છે. **'पद्मोत्पले'** દિવસે ખીલનારું પદ્મ અને રાત્રે ખીલનારું ઉત્પલ– શ્વેત પદ્મ અને શ્વેત ઉત્પલની માળા જેમની છે તે ભગવાનને, સુંવાળી અને શ્યામવર્ણી જે લટો, તેમનો સમૂહ જેમના મુખકમળમાં છે॥ ૯॥

श्वेतोत्पलं क्रीडनकं यस्य। मनःस्पर्शं मनस्यानन्दजनकं स्मितमीक्षणं च यस्य तम्॥ १०॥

શ્વેત ઉત્પલ જેનું રમકડું છે, **'मनःस्पर्शम्'** મનમાં આનંદ ઉત્પન્ન કરતી સ્મિતયુક્ત દૃષ્ટિ છે જેમની તે ભગવાનને ॥ ૧૦ ॥

वक्षसि श्रीर्यस्य। कौस्तुभः कन्धरायां यस्य॥ ११॥

જેમના વક્ષઃસ્થળમાં લક્ષ્મીજી છે, જેમની ડોકમાં કૌસ્તુભમણિ છે ॥ ૧૧ ॥

प्रीतिरेव स्वभावः स्वतःसिद्धो धर्मो यस्य तथाविध आत्मा मनो यस्य॥ १२॥

**दीपिनी**—गरुत्मत इति कर्दमसृष्टेः पूर्वं विनताया जन्माभावाद्गरुडस्य नित्यसिद्धत्वं व्यञ्जितम् इति।

**वंशीधरी**—'विरजम्' विगतं रजो भक्तानां यैः कर्मभिस्तानि विरजानि अदन्तत्वमार्षम्।

**सुबोधिनी**—सृष्ट्यर्थं पुरुषार्थार्थं चतुर्दशविधो हरिः।

१. '**विरजम्**' रजोगुणो रागः कालुष्यं च नाऽस्तीत्यर्थः।

२. '**अर्काभम्**' अज्ञानान्धकारजडत्वव्यावृत्त्यर्थमाह— अर्काभमिति। अर्को हि देवतामण्डलं नारायणश्च। अर्कस्येवाभा यस्य।

३. '**सितपद्मोत्पलस्त्रजम्**' अहोरात्रविकासयुक्तगुणसमूहवान् भगवानुक्तः।

४. '**स्निग्धनीलालकव्रात**' अनेन भक्तिः सर्वसुखसहिता तस्मिन् प्रकाशिता।

५. '**विरजोऽम्बरम्**' शुक्लमम्बरं यस्य, शुद्धा एव वेदभागास्तेन गृहीता इति। अनेन पूर्णा ज्ञानशक्तिरुक्ता।

६. '**किरीटिनम्**' वेदान्ते परमं वेद्यं प्रमेयबलमीरितम्।

७. '**कुण्डलिनम्**' साङ्ख्ययोगौ प्रमाणं च तत्त्वानां कार्यतो बलम्।

८. '**शङ्खचक्रगदाधरम्**' त्रिविधान्यपि तत्त्वानि प्रोक्तानि त्रिभिरायुधैः।

પ્રીતિ જ '**स्वभावः**' સ્વાભાવિક ધર્મ છે જેનો તેવું '**आत्मा**' મન છે જેમનું ॥ ૧૨ ॥

કર્દમજીના સર્જન પહેલાં (ગરુડજીની માતા) વિનતાનો જન્મ ન થયો હોવાથી ગરુડજી નિત્યસિદ્ધ છે તેમ અભિવ્યક્ત થાય છે.

જેમની લીલાઓ વડે ભક્તોની અશુદ્ધિઓ દૂર થાય છે તેવા ભગવાનને– '**विरजस्**' ને બદલે '**विरजम्**' છે, તે આર્ષ પ્રયોગ છે

દસ પ્રકારની સૃષ્ટિ અને ચાર પ્રકારના પુરુષાર્થના આશયથી ચૌદ પ્રકારના (વિશેષણયુક્ત) શ્રીહરિ–

'**विरजम्**' ભગવાનના સ્વરૂપમાં આસક્તિ અને મલિનતા નથી, એમ અર્થ છે.

'**अर्क-आभम्**' અજ્ઞાનરૂપી અન્ધકારની જડતા દૂર કરવા માટે કહે છે– સૂર્ય સમાન તેજસ્વી. અર્ક એટલે આકાશમાં દેખાતો આધિભૌતિક સૂર્ય નહીં, પણ દેવતાઓના સમૂહરૂપ નારાયણ, જેની કાન્તિ સૂર્ય જેવી છે.

'**सित-पद्म-उत्पलस्त्रजम्**' રાત-દિવસ વિકાસ પામનારા ગુણોના સમૂહવાળા ભગવાન કહેવાયા છે.

'**स्निग्ध-नील-अलक-व्रात**' આ દ્વારા સૂચવવામાં આવ્યું છે કે ભગવાનનો નીલ કેશસમૂહ સર્વસુખસહિત ભક્તિ દેનારા છે.

'**विरजः-अम्बरम्**' શ્વેત અમ્બર છે જેનું, તેમના દ્વારા વેદના શુદ્ધ વિભાગ ગ્રહણ કરાયેલા છે. આ શ્વેત–અમ્બરથી જ્ઞાનશક્તિનું વર્ણન કરવામાં આવ્યું છે.

'**किरीटिनम्**' વેદાન્તમાં વર્ણવેલું, પ્રમેયબળરૂપ શ્રેષ્ઠ જ્ઞાન એટલે મુકુટ.

'**कुण्डलिनम्**' બે કુંડળોથી સાંખ્ય અને યોગતત્ત્વના પ્રમાણબળનું સૂચન છે.

'**शंख-चक्र-गदाधरम्**' શંખ શબ્દથી જળતત્ત્વ, ચક્રથી તેજતત્ત્વ અને ગદાથી ભૂમિતત્ત્વ– એમ ત્રણ તત્ત્વોનો નિર્દેશ કર્યો છે.

९. **'श्वेतोत्पलक्रीडनकम्'** क्रीडनकमिति वचनात् भ्रामणं लक्ष्यते। कमले च भ्रामिते जगदेव भ्रामितं स्यात्, उत्पले त्वज्ञानम्। अतो लीलाऽप्यज्ञाननाशिकैवेत्युक्तम्।

१०. **'मनःस्पर्शस्मितेक्षणम्'** मनः स्पृशति मनोहरं यत् स्मितम्, तत्सहितमीक्षणं यस्य।

११. **'विन्यस्तचरणाम्भोजम्'** धर्मे हि मृत्युः श्रमात्मको मृत्युरूपश्च निमित्तभूतश्च कालो बाधको भवतीति तन्निराकरणार्थम्, गरुत्मति काले चरणकमलं भक्तिमार्गं च विन्यस्य स्थितः।

१२. **'खेऽवस्थितम्'** आकस्मिकोऽर्थस्तस्य निरूपितः।

१३. **'वक्षःश्रियम्'** वक्षसि श्रीर्यस्य, कामो यथेच्छं निरूपितः।

१४. **'कौस्तुभकन्धरम्'** जीवाः सर्वे स्वोपरि यथासुखं नयनार्थं स्थापिता इति सर्वविधा मुक्तिरुक्ता।

**ऋषिरुवाच**

**जुष्टं बताद्याखिलसत्त्वराशेः**
**सांसिध्यमक्ष्णोस्तव दर्शनान्नः।**
**यद्दर्शनं जन्मभिरीड्य सद्भि-**
**राशासते योगिनो रूढयोगाः॥ १३**

त्वामृते परमानन्दं धिगन्यवरकामुकम्।
अथापि कृपणं मानुगृहाण वरदानतः॥ १॥

**'श्वेत-उत्पल-क्रीडनकम्'** શ્વેત ઉત્પલ ભગવાનનું રમકડું છે – એ વચનથી ભગવાનના શ્રીહસ્તમાં રમકડું ભમતું હોય છે, તેમ જણાય છે. કમળની સાથે ક્રીડા કરે એટલે ભગવાન ક્રીડાભાંડ બ્રહ્માંડને જ પોતાના હાથમાં ભમતું રાખે છે. ઉત્પલ શબ્દથી અજ્ઞાન સૂચિત થાય છે, આથી લીલા પણ અજ્ઞાનનો નાશ કરનારી જ છે, તેમ કહે છે.

**'मनःस्पर्श-स्मित-ईक्षणम्'** મનને હરી લેતું સ્મિત જે છે, તે સહિતની દૃષ્ટિ છે જેની (અર્થાત્ ભક્તોનું ચંચળ મન ભગવાનની સ્મિતસુધાના પાનથી સ્થિર થઈ જાય છે.)

**'विन्यस्त-चरण-अम्भोजम्'** શ્રમરૂપ મૃત્યુ અને મૃત્યુના નિમિત્તરૂપ કાળ, ધર્મમાં બાધક નીવડે; તેના નિરાકરણ માટે ગરુડજીરૂપી કાળ ઉપર ભક્તિમાર્ગરૂપ ચરણકમળ પધરાવી બિરાજેલા શ્રીહરિ.

**'खे-अवस्थितम्'** આકાશમાં રહેલા અર્થાત્ ભક્તોના અર્થોને સિદ્ધ કરવા માટે ગમે ત્યારે તત્પર એવા ભગવાન નિરૂપિત થયા છે.

**'वक्षःश्रियम्'** વક્ષઃસ્થળમાં લક્ષ્મીજીને ધારણ કરતા, આ વિશેષણથી ભક્તોની કામનાને પૂર્ણ કરનારા ભગવાનનું નિરૂપણ થયું છે.

**'कौस्तुभ-कन्धरम्'** સર્વ જીવોને પોતાના ઉપરના ભાગમાં સુખપૂર્વક લઈ જવા માટે સ્થાપ્યા છે, એમ એ રીતે સર્વ પ્રકારે મુક્તિદાતા ભગવાનનું નિરૂપણ કરવામાં આવ્યું છે.

**કર્દમઋષિ બોલ્યા** – હે સ્તુતિ કરવા યોગ્ય ભગવાન, આનંદની વાત છે કે સમગ્ર પ્રાણીઓના નિવાસરૂપ આપનાં આજે દર્શન થવાથી અમારાં નેત્રોની સફળતા પ્રાપ્ત થઈ છે કારણ કે ઉત્તરોત્તર ઉત્કૃષ્ટ અનેક જન્મોથી સિદ્ધ થયેલ યોગવાળા યોગીઓ પણ આપનાં દર્શનની આશા સેવે છે.॥ ૧૩॥

પરમાનન્દસ્વરૂપ એવા આપ સિવાયના અન્ય વરદાનની કામના કરનારને ધિક્કાર છે! આમ છતાં પણ દીન એવા મને આપ વરદાનથી અનુગૃહીત કરો.॥ ૧॥

बतेति हर्षे। हे ईड्य, नोऽस्माभिः समग्रसत्त्वनिधेस्तव दर्शनादद्याक्ष्णोः सांसिध्यं साफल्यं जुष्टं सेवितम्। त्वद्दर्शनमेव महाफलमित्युपपादयति। यस्य तव दर्शनं सद्भिरुत्तरोत्तरमापादितप्रकर्षैर्जन्मभी रूढो विरूढो योगो यैस्तेऽपि॥ १३॥

सकामभक्तान्विगर्हयन्नाह—**य इति।**

**ये मायया ते हतमेधसस्त्वत्-**
**पादारविन्दं भवसिन्धुपोतम्।**
**उपासते कामलवाय तेषां**
**रासीश कामान्निरयेऽपि ये स्युः॥ १४**

हे ईश, ये निरयेऽपि स्युस्तेषां कामानां लवाय ये त्वन्मायया नष्टबुद्धयस्त एवोपासते। त्वं तु तेषां तान्कामानपि रासि ददासि॥ १४॥

**वंशीधरी**—हे ईश सर्वसम्पादनसमर्थ, हन्त हन्त एवं कृपासमुद्रमपि त्वां सकामतया भजन्त्यहो लोकानां मौढ्यमित्याह।

'काचमूल्येन विक्रीतो हन्त चिन्तामणिर्मया।'

**सुबोधिनी**—बालो हि मायया मोहितो बहुसुवर्णं दत्त्वा भक्षमुष्टिं गृह्णाति, तद्वदिति।

**बा.प्र.**—त्वच्चरणोपासनं सकामानामपि न विफलम्, तेषां सकामानामपि तत्कामितान् कामान् ददास्येव।........ कथं परमेश्वरस्य भजनं विफलं स्यादिति भावः।

**'बत'** એમ આનંદથી કહે છે. હે સ્તુતિ કરવા યોગ્ય (ભગવાન), **'नः'** અમારા દ્વારા, સમગ્ર પ્રાણીઓના નિવાસરૂપ એવા આપનાં દર્શનથી આજે નેત્રોની **'सांसिध्यम्'** સફળતા **'जुष्टम्'** પ્રાપ્ત થઈ છે. આપનાં દર્શન એ જ મહાફળ છે તેમ સિદ્ધ કરે છે. જે આપનાં દર્શનની ઉત્તરોત્તર ઉત્કૃષ્ટ અનેક જન્મોથી **'रूढः'** સિદ્ધ થયેલા યોગવાળા જે **'सद्भिः'** યોગીઓ છે, તેમના દ્વારા પણ (કામના કરવામાં આવે છે). ॥૧૩॥

સકામ ભક્તોની નિંદા કરતાં કહે છે— **'ये इति।'**

હે ઈશ, નરકમાં પણ જે મળે છે તેવા કામભોગોના અલ્પ ટુકડા માટે સંસારસમુદ્રમાં નાવરૂપ આપનાં ચરણકમળને માયાથી નાશ પામેલી બુદ્ધિવાળા જે મનુષ્યો ભજે છે, તેમને પણ આપ કામભોગો આપો છો.॥ ૧૪॥

હે ઈશ, જે સુખો નરકમાં પણ મળે છે તે કામભોગોના અલ્પ ટુકડા માટે આપની માયાથી નાશ પામેલી બુદ્ધિવાળા જે મનુષ્યો આપને ભજે છે, તેમને પણ આપ તે કામભોગો **'रासि'** આપો છો.॥૧૪॥

સર્વકાંઈ આપી શકવાને સમર્થ એવા હે ઈશ, અત્યંત ખેદની વાત છે કે આવા કૃપાસાગર આપને (લોકો) કામનાઓની ઈચ્છાથી ભજે છે! અરે રે, લોકોની આવી મૂર્ખતા! એમ કહે છે.

અરેરે, સર્વ કામનાઓ પૂર્ણ કરે તેવો ચિન્તામણિ મેં કાચના મૂલ્યે વેચ્યો! (શાકુન્તલ ૧/૧૨, મેઘદૂત ૧૦૪)

ખરેખર, બાળક કપટથી ઠગાઈને ખૂબ જ સોનું આપીને મુઠ્ઠીભર અન્ન લે તેમ (જીવ જગદીશ પાસે જગતની ક્ષુદ્ર, નશ્વર વસ્તુઓ માંગીને પ્રભુઆરાધનાનો પરિશ્રમ વ્યર્થ કરે છે.)

આપની ચરણસેવા સકામ ભક્તો માટે પણ નિષ્ફળ નથી જતી. તેમને પણ તેમના ઈચ્છિત ભોગોનું આપ દાન કરો જ છો. પરમેશ્વરની આરાધના નિષ્ફળ કેવી રીતે જાય? એવો ભાવ છે.

यः सकामान्निन्दामि सोऽहमपि तादृश एवेत्याह—**तथेति।**

**तथा स चाहं परिवोढुकामः**
**समानशीलां गृहमेधधेनुम्।**
**उपेयिवान्मूलमशेषमूलं**
**दुराशयः कामदुघाङ्घ्रिपस्य॥ १५**

गृहमेधो गृहाश्रमस्तत्र धेनुं त्रिवर्गदोग्ध्रीं भार्यां परिवोढुकामः परिणेतुमिच्छन्कामदुघाङ्घ्रिपस्य कल्पद्रुमस्य तव मूलमङ्घ्रिमुपेयिवानुपगतोऽस्मि। ननु कामाद्यर्थमन्यत्किमप्युपास्यताम्, न। यतोऽशेषस्य पुरुषार्थस्य मूलमेतदेव॥ १५॥

સકામ ભક્તોની જે હું નિન્દા કરું છું, તે હું પણ તેવો જ છું, તેમ કહે છે — **'तथा इति।'**

અને તે હું તેવો જ છું. સમાન સ્વભાવવાળી તેમ જ ગૃહસ્થાશ્રમમાં કામધેનુ ગાય સમાન સ્ત્રીને પરણવા ઈચ્છતો દુષ્ટ અન્તઃકરણવાળો હું સમસ્ત પુરુષાર્થોના મૂળરૂપ, કલ્પવૃક્ષ સમાન આપના ચરણને શરણે આવ્યો છું.॥ ૧૫॥

**'गृहमेधः'** ગૃહસ્થાશ્રમ, તેમાં **'धेनुम्'** ધર્મ, અર્થ, કામરૂપ ત્રણ પુરુષાર્થોને આપનારી કામધેનુરૂપ ભાર્યાને **'परिवोढुकामः'** પરણવા ઈચ્છતો, **'कामदुघाङ्घ्रिपस्य'** કામપૂરક કલ્પવૃક્ષનાં **'मूलम्'** મૂળરૂપ આપનાં ચરણોને **'उपेयिवान्'** શરણે આવ્યો છું. જો કોઈ એમ કહે કે કામાદિ પુરુષાર્થ માટે અન્ય કોઈની પણ આરાધના કરો, તો તે માટે ઉત્તર આપે છે કે ના, સમસ્ત પુરુષાર્થોનું મૂળ આપનાં ચરણો જ છે. ॥૧૫॥

ननु तर्हि मुक्त्यर्थमेव किं न भजसि, अनधिकारादित्याह—

જો કોઈ કહે કે તો પછી મુક્તિ માટે તમે શા માટે ભજન નથી કરતા? તેના ઉત્તરમાં કહે છે કે મુક્તિમાં મારો અધિકાર નથી.

**प्रजापतेस्ते वचसाधीश तन्त्या**
**लोकः किलायं कामहतोऽनुबद्धः।**
**अहं च लोकानुगतो वहामि**
**बलिं च शुक्लाऽनिमिषाय तुभ्यम्॥ १६**

હે અધીશ, કામથી હણાયેલા આ લોકો પ્રજાઓના પતિ એવા આપની વેદવાણીરૂપ દોરડીથી બંધાયેલા છે. હે શુદ્ધધર્મમૂર્તિ, લોકોને અનુસરનારો હું પણ કાળસ્વરૂપ આપ પરમાત્માને બલિ આપવા ઈચ્છું છું. (અને ત્રણ ઋણમાંથી મુક્ત થવા ઈચ્છું છું.)॥ ૧૬॥

हे अधीश, यस्त्वं प्रजापतिस्तस्य तव वचसा तन्त्याऽयं कामहतो लोकः पशुवद्बद्धः हे शुक्ल शुद्धधर्ममूर्ते, अहं च किल लोकानुगतः। अतस्तुभ्यं बलिं वहामि कर्ममयीं त्वदाज्ञामनुवर्ते। अनिमिषाय कालात्मने। तदर्थं भार्यां चेच्छामीति चकारस्यार्थः। न केवलं लोकानुगतो बलिं वहामि किन्तु ऋणत्रयापाकरणार्थमिति किलेत्युक्तम्॥ १६॥

હે અધીશ, જે આપ પ્રજાપતિ છો તે આપની વાણીરૂપી દોરડીથી આ કામપીડિત લોકો પશુની જેમ બંધાયેલા છે. **'हे शुक्ल'** હે વિશુદ્ધ ધર્મસ્વરૂપ ભગવાન, હું પણ લોકોને અનુસરનારો છું. આથી **'बलिं वहामि'** કર્મરૂપ આપની આજ્ઞાનું અનુસરણ કરું છું. **'अनिमिषाय'** કાળસ્વરૂપ એવા આપને (પ્રસન્ન કરવા ઈચ્છું છું.) અને તે માટે ભાર્યા ઈચ્છું છું, એમ 'ચ' કારનો અર્થ છે. લોકોને અનુસરનારો હું માત્ર બલિ આપવા જ ઈચ્છું છું એમ નહીં, પરંતુ ત્રણ પ્રકારના ઋણમાંથી પણ મુક્ત થવા ઈચ્છું છું, એમ **'किल'** શબ્દથી કહે છે.॥ ૧૬॥

**बा.प्र.**—जायमानो वै ब्राह्मणस्त्रिभिर्ऋणवान् जायते। अनिमिषायेत्यनेन कालात्मकात्त्वत्तो भीतः कर्म करोमीत्युक्तम्। एतत्तु भयं त्वद्भक्तानां नास्तीत्याह द्वाभ्याम्।

**लोकांश्च लोकानुगतान्पशूंश्च**
**हित्वा श्रितास्ते चरणातपत्रम्।**
**परस्परं त्वद्गुणवादसीधु-**
**पीयूषनिर्यापितदेहधर्माः ॥ १७**

लोकान्कामाभिभूतांस्ताननुसृतान्पशूंश्च। विवेके सत्यपि पुनः कर्मजडान्मादृशान्हित्वाऽनादृत्य ये तव चरणरूपमातपत्रं श्रिताः तानेवाह। त्वद्गुणानां वादः कथा तदेव सीधु मदिरा संसारविस्मारकत्वात्। पीयूषं रुचिकरत्वात्। तेन निर्यापिता विलापिता देहधर्माः क्षुत्पिपासादयो यैः एषामित्युत्तरेणान्वयः ॥ १७ ॥

**न तेऽजराक्षभ्रमिरायुरेषां**
**त्रयोदशारं त्रिशतं षष्टिपर्व ।**
**षण्नेम्यनन्तच्छदि यत्त्रिणाभि**
**करालस्त्रोतो जगदाच्छिद्य धावत् ॥ १८**

तव यत्त्रिणाभि कालचक्रं तज्जगदाच्छिद्याकृष्य धावदपि एषां त्वद्भक्तानामायुराच्छिद्य धावन्न भवति। कथम्भूतम्। अजरं ब्रह्म तस्मिन्नक्षरूपे भ्रमिर्भ्रमणम्। भ्रमदिति वक्तव्येऽतिभ्रमणशील-

બ્રાહ્મણ જન્મે છે ત્યારથી જ દેવ-મનુષ્ય-પિતૃઋણ સાથે લઈને જન્મે છે. '**अनिमिषाय**' આ દ્વારા કાળસ્વરૂપ આપનાથી ભયભીત હું કર્મ કરું છું, તેમ જણાવ્યું પરંતુ આવો ભય આપના ભક્તોને નથી હોતો, તેમ બે શ્લોકોથી કહે છે—

(કામવાસનાઓ વડે પરાજિત થયેલા) લોકોનો તથા તેમને અનુસરનારા (મારા જેવા) પશુઓનો અનાદર કરીને આપનાં ચરણરૂપી છત્રનો આશ્રય કરનારાઓ પરસ્પર આપના ગુણાનુવાદરૂપી માદક સુધાપાનથી ક્ષુધા-તૃષાદિ દેહધર્મો પણ ભૂલી જાય છે. ॥ ૧૭ ॥

'**लोकान्**' કામથી પરાજિત થયેલા લોકોનો તથા તેમને અનુસરનારા પશુઓનો, વિવેક હોવા છતાં પણ વળી મારા જેવા કર્મજડ પશુઓનો '**हित्वा**' અનાદર કરીને જેઓ આપનાં ચરણરૂપી છત્રનો આશ્રય કરનારાં છે, તેમને માટે કહે છે. આપના ગુણોની '**वादः**' કથા એ જ '**सीधु**' માદક આસવ— સંસારનું વિસ્મરણ કરાવનાર હોવાથી અને રુચિકર હોવાથી અમૃત— તેના પાનથી '**निर्यापिता**' ભુલાઈ ગયા છે '**देहधर्माः**' ક્ષુધા-પિપાસા વગેરે દેહધર્મો જેમના દ્વારા એ ભક્તોનો, આ પછીના શ્લોક (૧૮) સાથે સમ્બન્ધ છે. ॥ ૧૭ ॥

(નાશ ન પામે તેવી) અક્ષય બ્રહ્મરૂપ ધરી ઉપર ભ્રમણ કરતું, (અધિકમાસ સહિત) તેર આરાઓવાળું, ત્રણસો સાઈઠ રાત-દિવસરૂપ સાંધાઓવાળું, ત્રણ ચાતુર્માસરૂપી નાભિવાળું અને તીવ્ર વેગવાળું આપનું કાળચક્ર (આપનાં ચરણરૂપી છત્રનો આશ્રય કરનારા) આ ભક્તોનું આયુષ્ય હરીને નથી દોડતું. ॥ ૧૮ ॥

આપનું જે ત્રણ નાભિવાળું કાળચક્ર છે તે જગતને ખેંચીને દોડતું હોવા છતાં આપના આ ભક્તોના આયુષ્યને હરીને નથી દોડતું. કેવું ચક્ર? '**अजरम्**' અક્ષય બ્રહ્મ, તેની ઉપર ધરીરૂપે '**भ्रमिः**' **भ्रमत्** ભ્રમણ કરતું, એમ કહેવામાં, ફરતું ચક્ર અતિભ્રમણશીલ

त्वादुपचारेण भ्रमिरित्यभेदनिर्देशः। अधिकमासेन सह त्रयोदश मासा अरा यस्य। त्रिशतं षष्टिश्चाहोरात्राः पर्वाणि यस्य। शतशब्दे विभक्तेरलुगार्षः। षड् ऋतवो नेमयो यस्य। अनन्ताः क्षणलवादयच्छदाः पत्राणि पत्राकारा धाराः सन्ति यस्य। त्रीणि चातुर्मास्यानि नाभय आधारभूतानि वलयानि यस्य। करालस्त्रोतस्तीव्रवेगम्। एतैर्विशेषणैरेव संवत्सरात्मकं चक्रमुक्तमिति द्रष्टव्यम्॥ १८॥

ननु निरुपाधिमुदासीनं मां किं याचसे तथापि मायया विश्वसृष्ट्यादिकर्तृत्वात्त्वमेव याच्य इत्याह—

**एकः स्वयं सञ्जगतः सिसृक्षया-**
**द्वितीययात्मन्नधियोगमायया ।**
**सृजस्यदः पासि पुनर्ग्रसिष्यसे**
**यथोर्णनाभिर्भगवन्स्वशक्तिभिः ॥ १९**

स्वयमेक एव सन्नप्यात्मन्यधिकृतया योगमायया हेतुभूतया याः स्वीकृताः शक्तयः सत्त्वाद्यास्ताभिः। अदो विश्वम्। स्वव्यतिरिक्त-साधनानपेक्षत्वे दृष्टान्तः—यथेति॥ १९॥

**वंशीधरी**—अतस्त्वद्भिन्नदेवतांतराभावात्सकामेनापि मया त्वमेव सेव्यस इति भावः।

यद्यपि मायिकत्वाद्भक्तेभ्यो विषयसुखं दातुं नेच्छसि तथाप्यस्मदभिप्रायानुसारेण तत्सम्पादयेत्याह—**नैतदिति**।

હોવાથી લક્ષણાથી (ધર્મ અને ધર્મીનો) અભેદ ગણીને નિર્દેશ કર્યો છે. અધિકમાસ સહિત તેર મહિનાઓ જેના આરાઓ છે, **'त्रिशतम्'** ત્રણસો સાઈઠ દિવસ-રાત જેના સાંધાઓ છે. શતશબ્દ ઉપર (અનુસ્વાર હોવાથી) સમાસમાં વિભક્તિનો લોપ થવો જોઈએ તે થયો નથી, તે આર્ષ છે. છ ઋતુઓ જેની પરિધિ છે, ક્ષણ-લવ વગેરે **'छदाः'** (પત્રો) અનંત પત્રાકાર ધારાઓ છે જેના, ત્રણ ચાતુર્માસ જેનાં **'नाभयः'** આધારભૂત વલયો છે, **'करालस्त्रोतः'** તીવ્ર વેગ છે જેનો, આ વિશેષણો દ્વારા સંવત્સરાત્મક ચક્રનો ઉલ્લેખ જાણવો.॥ १८॥

જો એમ કહેવામાં આવે કે નિષ્કપટ, ઉદાસીન એવા મારી પાસેથી કેમ યાચના કરો છો? તે માટે કહે છે—

હે ભગવાન, આપ એક જ છો છતાં જગતને સર્જવાની ઈચ્છાથી પોતાનાથી અભિન્ન તેમ જ પોતાનામાંથી જ પ્રકટ કરેલી માયાની સત્ત્વાદિ શક્તિઓ વડે કરોળિયો જેમ (પોતાની અંદરથી જાળું ઉત્પન્ન કરે છે, વિસ્તારે છે અને પોતે જ ગળી જાય છે) તેમ આ વિશ્વનું સર્જન કરો છો, પાલન કરો છો તથા તેને ગ્રસી પણ જશો.॥ १९॥

આમ, હોવા છતાં પણ આપ માયાથી વિશ્વનું સર્જન વગેરે કરનારા હોવાથી આપ જ યાચના કરવા યોગ્ય છો. આપ એક જ છો, છતાં પોતાનામાંથી પ્રકટ કરેલી કારણરૂપ યોગમાયાની જે સત્ત્વાદિ શક્તિઓ છે, તેના વડે આ વિશ્વને (સર્જો છો, રક્ષો છો, ગ્રસો છો). પોતાના સિવાય અન્ય સાધનની અપેક્ષા ન હોવાનું દૃષ્ટાન્ત આપે છે— **'यथा इति।'**॥ १९॥

આથી આપનાથી ભિન્ન એવા અન્ય દેવતાનો અભાવ હોવાથી સકામભાવે પણ હું આપનું જ ભજન કરું છું, તેવો ભાવ છે.

જો કે વિષયસુખ માયામય હોવાથી ભક્તોને આપવા આપ ઈચ્છતા ન હોવા છતાં પણ અમારા અભિપ્રાય અનુસાર આપ અમને તેનું દાન કરો, તેમ કહે છે — **'न एतत् इति।'**

**नैतद्बताधीश पदं तवेप्सितं**
**यन्मायया नस्तनुषे भूतसूक्ष्मम्।**
**अनुग्रहायास्त्वपि यर्हि मायया**
**लसत्तुलस्या भगवान्विलक्षितः॥ २०**

हे अधीश, नोऽस्माकं भजतां भूतसूक्ष्मरूपं पदं शब्दादिविषयसुखं मायया तनुषे विस्तारयसीति यदेतत्तव यद्यपीप्सितं न भवति तथाप्यस्मदनुग्रहायास्तु। ऋणत्रयापाकरणानन्तरमेवापवर्गाय भवत्वित्यर्थः। यर्हि यतो मायया परिच्छिन्न इव लसन्त्या तुलस्या युक्तस्त्वं विलक्षितोऽसि। एवम्भूतस्य तव दर्शनं यतो भुक्तिमुक्तिप्रदमित्यर्थः॥ २०॥

**तं त्वाऽनुभूत्योपरतक्रियार्थं**
**स्वमाययावर्तितलोकतन्त्रम्।**
**नमाम्यभीक्ष्णं नमनीयपाद-**
**सरोजमल्पीयसि कामवर्षम्॥ २१**

तं त्वा त्वां भुक्तिमुक्तिप्रदं नमामि। मुक्तिदत्वे हेतुः—अनुभूत्या ज्ञानेनोपरतः क्रियार्थः कर्मफलभोगो यस्मिन्। भोगदत्वे हेतुः—स्वमायया आवर्तितं लोकतन्त्रं विश्वोपकरणं येन। अतः सकामैर्निष्कामैश्च नमनीयं पादसरोजं यस्य तम्। तत्राल्पीयसि सकामे पुंसि भजने वा कामान् वर्षतीति तथा तम्॥ २१॥

હે અધીશ, આપ અમને જે શબ્દાદિ વિષયસુખો માયાથી આપો છો તે આપની ઈચ્છાથી નથી આપતા છતાં પણ અમારી ઉપર અનુગ્રહ કરવા માટે તે અમને પ્રાપ્ત થાઓ! કારણ કે માયાથી (પરિચ્છિન્ન થયા હો તેમ) શોભાયમાન તુલસીથી યુક્ત એવા આપ ભગવાન દૃષ્ટિગોચર થયા છો!॥ ૨૦॥

હે અધીશ, '**नः**' અમને– ભક્તોને જે '**भूतसूक्ष्मरूपं पदम्**' શબ્દાદિ વિષયસુખો માયાથી '**तनुषे**' આપો છો, એ જો કે (આપનું ઈચ્છિત પ્રાપ્તવ્ય નથી.) આપ ઈચ્છતા નથી, છતાં પણ અમારી ઉપર અનુગ્રહ કરવા માટે તે અમને પ્રાપ્ત થાઓ. ત્રણ ઋણ ચૂકવ્યા પછી જ મોક્ષ થાય તે માટે તેમ થાઓ, એમ અર્થ છે. '**यर्हि**' કારણ કે માયાથી પરિચ્છિન્ન થયા હો તેમ, શોભાયમાન તુલસીથી યુક્ત એવા આપ ભગવાન અમને દૃષ્ટિગોચર થયા છો, તેથી આપનાં આવાં દર્શન ભોગ અને મોક્ષનું પ્રદાન કરનારાં છે, એમ અર્થ છે.॥ ૨૦॥

આપ વિષેના જ્ઞાનથી સર્વ કર્મોનો ફળભોગ વિરામ પામેલો છે. પોતાની માયા વડે વિશ્વના તંત્રને આપ ચલાવી રહ્યા છો એવા આપનાં નમન કરવા યોગ્ય ચરણકમળને હું વારંવાર નમન કરું છું. વળી, સકામ ભક્તો ઉપર પણ આપ કામનાઓની વર્ષા કરો છો!॥ ૨૧॥

તે ભોગ અને મોક્ષ આપનારા '**त्वा**' આપને હું નમન કરું છું. મુક્તિ આપનારા છો તે માટેનું કારણ– '**अनुभूत्या**' જ્ઞાનથી વિરામ પામ્યો છે '**क्रियार्थः**' (જીવના) કર્મનો ફળભોગ, જે પરમાત્માને કારણે. ભોગ આપનારા છો તે માટેનું કારણ — પોતાની માયાથી ચાલે છે '**लोकतन्त्रम्**' વિશ્વની વ્યવસ્થા જેમના વડે. આથી સકામ અને નિષ્કામ ભક્તો વડે જેમનાં ચરણકમળ નમન કરવાને યોગ્ય છે તે ભગવાનને, વળી, '**अल्पीयसि**' સકામ મનુષ્ય વિષે અથવા સકામ ભક્તિ વિષે કામનાઓની વર્ષા કરે છે તેવા તે ભગવાનને (હું વારંવાર નમન કરું છું.)॥ ૨૧॥

ऋषिरुवाच

इत्यव्यलीकं प्रणुतोऽब्जनाभ-
स्तमाबभाषे वचसाऽमृतेन।
सुपर्णपक्षोपरि रोचमानः
प्रेमस्मितोद्वीक्षणविभ्रमद्भ्रूः ॥ २२

अमृतेन सुखकरेण। प्रेमस्मिताभ्यामीक्षणेन विभ्रमन्ती भ्रूर्यस्य॥ २२॥

श्रीभगवानुवाच

विदित्वा तव चैत्त्यं मे पुरैव समयोजि तत्।
यदर्थमात्मनियमैस्त्वयैवाहं समर्चितः॥ २३

चैत्त्यं हार्दं भावम्। मे मया समयोजि संघटितम्। यदर्थमेवाहं समर्चितस्तत्॥ २३॥

**सुबोधिनी—**स्वसिद्धान्तं कामनायाः पूरणं द्विविधं तथा।

तव च त्वत्पितुश्चैव मदाज्ञा न्यास एव च।
एवं कृते त्वहं तुष्टः पुत्रस्ते भविता शुभः॥

भक्तस्य हृदये कामस्तदैव स्याद्यदा पुरा।
भगवान् पूरकं कुर्यात्सिद्ध एव हि साधनम्॥

अतो हि सर्वमार्गाणां भगवन्मार्ग उत्तमः।
सफलान्येव सर्वाणि साधनान्यत्र सर्वदा॥

न वै जातु मृषैव स्यात्प्रजाध्यक्ष मदर्हणम्।
भवद्विधेष्वतितरां मयि संगृभितात्मनाम्॥ २४

मयि सङ्गृभितः *सङ्गृहीत एकाग्रीकृत आत्मा चित्तं यैस्तेषां यन्मदर्हणम्। त्वादृशेष्वतितरां सर्वथा मृषा निष्फलं न स्यात्॥ २४॥

**મૈત્રેયમુનિ બોલ્યા** – આ પ્રમાણે (કર્દમઋષિ દ્વારા)’ સ્તુતિ કરાયેલા, શ્રીગરુડજીની પાંખ ઉપર શોભતા, પ્રેમયુક્ત સ્મિતભરી દૃષ્ટિથી વિચલિત થતી ભ્રમરવાળા પદ્મનાભ ભગવાન અમીભર્યાં વચનોથી તે નિષ્કપટ કર્દમઋષિને કહેવા લાગ્યા. ॥ ૨૨ ॥

**‘अमृतेन’** અમૃતથી ભરેલાં, સુખ આપનારાં વચનોથી, પ્રેમયુક્ત સ્મિતભરી દૃષ્ટિથી વિચલિત થતી ભ્રમર છે જેની ॥ ૨૨ ॥

**શ્રીભગવાન બોલ્યા** – તમારા ચિત્તનો ભાવ જાણીને, જે કારણે આત્મસંયમથી તમારા દ્વારા મારું પૂજન કરવામાં આવ્યું છે તે માટે મેં પહેલેથી જ યોજના કરી રાખી છે. ॥ ૨૩ ॥

**‘चैत्त्यम्’** ચિત્તનો ભાવ, હાર્દ **‘मे’** મારા દ્વારા **‘समयोजि’** યોજના થયેલી છે, જે કારણે મારું પૂજન કરવામાં આવ્યું છે તેથી ॥૨૩॥

શાસ્ત્રનો સિદ્ધાન્ત અને કામનાઓની પૂર્તિ બન્ને પૂર્ણ થાય તે રીતે

તમારી અને તમારા પિતાની– બન્નેની સૃષ્ટિસર્જનની ઈચ્છાની પૂર્તિ તથા સંન્યાસ લેવાની મારી આજ્ઞા– એ પ્રમાણે કરવા માટે પ્રસન્ન થયેલો હું તમારો મંગળ કરનારો પુત્ર બનીશ.

ભક્તના હૃદયમાં જ્યારે કામના થાય ત્યારે, પહેલેથી જ ભગવાન તે પૂરી કરે છે કારણ કે ભક્તિમાર્ગમાં સાધન સફળ જ બને છે.

આથી ખરેખર, સર્વમાર્ગોમાં ભગવાનનો માર્ગ ઉત્તમ છે. અહીં સદાય સાધનો સફળ જ બને છે.

હે પ્રજાધ્યક્ષ, મારું અર્ચન કદી પણ નિષ્ફળ જતું જ નથી. મારામાં મન એકાગ્ર કરનારા તમારા જેવા (ભક્તો) પ્રત્યે તો જરા પણ નિષ્ફળ જતું નથી.॥ ૨૪ ॥

મારામાં **‘संगृभितः’** એકાગ્ર કરવામાં આવ્યું છે **‘आत्मा’** ચિત્ત જેમના દ્વારા તેમનું જે મને કરેલું અર્ચન છે, તમારા જેવા ભક્તો વિષે **‘अतितराम्’** સર્વથા **‘मृषा’** નિષ્ફળ થતું નથી. ॥ ૨૪ ॥

*वंशीधरी—सङ्गृभित इत्यत्र 'हृग्रहोः' इति हस्य भकारो ह्रस्वत्वं चार्षम्।

**प्रजापतिसुतः सम्राणमनुर्विख्यातमङ्गलः।**
**ब्रह्मावर्तं योऽधिवसञ्शास्ति सप्तार्णवां महीम्॥ २५**

विख्यातं मङ्गलमभ्युदयः सदाचारादिलक्षणं यस्य॥ २५॥

**सुबोधिनी**—प्रथमं मनोरुत्कर्षमाह—प्रजापतेः ब्रह्मणः सुतः, अनेनोत्तमो वंशो निरूपितः। सम्राडिति राजा, सम्पत्तिरुक्ता। मनुरिति धर्मः। विख्यातमङ्गल इति कीर्तिः। विख्यातं मङ्गलं सदाचारो यस्य। देशस्वधर्मावाह—ब्रह्मावर्ते देशे अभितो वसन् सप्तार्णवामेव पृथिवीं शास्ति।
'सरस्वतीदृषद्वत्योर्देवनद्योर्यदन्तरम् ।
तद्देवनिर्मितं देशं ब्रह्मावर्तं प्रचक्षते॥' इति।

**स चेह विप्र राजर्षिर्महिष्या शतरूपया।**
**आयास्यति दिदृक्षुस्त्वां परश्वो धर्मकोविदः॥ २६**

हे विप्र, महिष्या सह॥ २६॥

**आत्मजामसितापाङ्गीं वयः शीलगुणान्विताम्।**
**मृगयन्तीं पतिं दास्यत्यनुरूपाय ते प्रभो॥ २७**
॥ २७॥

**समाहितं ते हृदयं यत्रेमान् परिवत्सरान्।**
**सा त्वां ब्रह्मन् नृपवधूः काममाशु भजिष्यति॥ २८**

यत्र यस्यां भार्यायाम्। समाहितमभिसन्धानेन स्थितम्। नृपवधू राजकन्या॥ २८॥

**या त आत्मभूतं वीर्यं नवधा प्रसविष्यति।**
**वीर्ये त्वदीये ऋषय आधास्यन्त्यञ्जसात्मनः॥ २९**

**'संगृभितः'** અહીં **હ** નો **ભ** કાર તથા તેનું હ્રસ્વત્વ તે આર્ષ છે.

બ્રહ્માજીના પુત્ર સમ્રાટ મનુરાજા, જેમનું મંગળ કર્મ જગતમાં પ્રસિદ્ધ છે, જે બ્રહ્માવર્તમાં રહી સાત સાગરવાળી પૃથ્વીનું શાસન કરે છે. ॥ ૨૫ ॥

**'વિખ્યાતં મઙ્ગલમ્'** અભ્યુદય, સદાચાર વગેરે લક્ષણ જેનું પ્રસિદ્ધ છે. ॥ ૨૫ ॥

પ્રથમ મનુનો ઉત્કર્ષ જણાવે છે– બ્રહ્માજીના પુત્ર– આ દ્વારા ઉત્તમ વંશનું નિરૂપણ કર્યું. સમ્રાટ કહીને સમ્પત્તિ કહી. મનુ કહીને ધર્મ જણાવ્યો. વિખ્યાતમંગળ કહીને કીર્તિ કહી તથા મંગળ કર્મરૂપ સદાચરણ કહ્યું. દેશ અને સ્વધર્મ કહે છે– બ્રહ્માવર્તમાં રહી સપ્તદ્વીપવતી પૃથ્વીનું શાસન કરે છે.

'સરસ્વતી અને દૃષદ્વતી એ બે દેવનદીઓની વચ્ચેના દેવોએ રચેલા તે પ્રદેશને બ્રહ્માવર્ત કહે છે.'

હે વિપ્ર, તે ધર્મપ્રવીણ રાજર્ષિ મનુ મહારાણી શતરૂપા સાથે તમને મળવા માટે પરમ દિવસે અહીં આવશે. ॥ ૨૬ ॥

હે વિપ્ર, મહારાણી સાથે ॥ ૨૬ ॥

હે સમર્થ ઋષિ, શ્યામ લોચનવાળી, રૂપાદિ ગુણ, યૌવન અને શીલવાળી તેમ જ પતિને શોધતી તેમની આત્મજાને સુયોગ્ય એવા તમને (રાજર્ષિ મનુ) અર્પણ કરશે. ॥ ૨૭ ॥ ૨૭ ॥

હે બ્રહ્મન્, આટલાં વર્ષોથી તમારું મન જેવી ભાર્યામાં અનુરક્ત છે, તેવી રાજકુમારી તમારી કામના અનુસાર શીઘ્ર તમારી સેવા કરશે. ॥ ૨૮ ॥

**'યત્ર'** જેવી ભાર્યામાં **'સમાહિતમ્'** પરોવાઈ રહ્યું છે; **'નૃપવધૂઃ'** રાજકુમારી ॥ ૨૮ ॥

જે રાજકન્યા પોતાના વિષે ધારણ કરેલા તમારા વીર્યનો નવ પ્રકારે પ્રસવ કરશે, તેમ જ મરીચિ વગેરે ઋષિઓ તમારા નવ કન્યાસ્વરૂપ વીર્યમાં લૌકિક રીતે આત્મસમાન પુત્રોને ઉત્પન્ન કરશે. ॥ ૨૯ ॥

ते वीर्यमात्मनि भृतं धृतं या प्रसविष्यति सा भजिष्यति। वीर्ये वीर्यप्रसूतासु कन्यासु। अञ्जसा आत्मने पुत्रानाधास्यन्ति॥ २९॥

**वंशीधरी**—'आत्मा वै पुत्रनामासि' इति श्रुतेः।

**त्वं च सम्यगनुष्ठाय निदेशं म उशत्तमः।**
**मयि तीर्थीकृताशेषक्रियार्थो मां प्रपत्स्यसे॥ ३०**

निदेशमाज्ञाम्। उशत्तमः शुद्धसत्त्वः। तीर्थं पात्रं, तेन दानं लक्ष्यते। मयि समर्पितसर्वकर्मफल इत्यर्थः॥ ३०॥

**कृत्वा दयां च जीवेषु दत्त्वा चाभयमात्मवान्।**
**मय्यात्मानं सह जगद्द्रक्ष्यस्यात्मनि चापि माम्॥ ३१**

गार्हस्थ्येन दयां कृत्वा संन्यासेनाभयं दत्त्वा मय्यात्मानं जगच्च सहैकीभूतं द्रक्ष्यसि॥ ३१॥

**वंशीधरी**—मय्यधिष्ठानतत्त्वे परमेश्वरे सर्वं जगदात्मसहितमस्तीति यच्छास्त्रदृष्ट्या सांप्रतं जानासि तदेव तदा साक्षादेव द्रक्ष्यसि। प्रथममादिपुरुषं कारणार्णवशायिनं सहस्रशीर्षादिस्वरूपं मां द्रक्ष्यसि। ततश्च तस्यैव मम रोमकूपेषु अनन्तकोटिब्रह्माण्डान्यात्मसहितानि साक्षाद् द्रक्ष्यसीत्यर्थः।

तथात्मनि स्वस्मिन्नन्तर्यामिणं मां सन्तमधुना जानास्येव तदा तु 'केचित्स्वदेहान्तर्हृदयावकाशे प्रादेशमात्रं पुरुषं वसन्तम्' इति द्वितीयस्कन्धोक्तं

પોતાનામાં **'भृतम्'** ધારણ કરેલા તમારા વીર્યનો જે રાજકન્યા પ્રસવ કરશે, તે સેવા કરશે; **'वीर्ये'** વીર્યમાંથી જન્મેલી કન્યાઓમાં લૌકિક રીતે **'आत्मने'** આત્મસ્વરૂપ પુત્રોને ઉત્પન્ન કરશે. ॥ ૨૯ ॥

ખરેખર, આત્મા પુત્રના નામવાળો છે. (કૌષીતકિ ઉપ.૨/૧૧)

અને મારી આજ્ઞાનું સારી રીતે પાલન કરીને, શુદ્ધચિત્તવાળા થઈને, મારા વિષે સમસ્ત કર્મોનાં ફળ સમર્પિત કરી ચૂકેલા એવા તમે મને પામશો. (અને દેવહૂતિ પણ મને પામશે.) ॥ ૩૦ ॥

**'निदेशम्'** આજ્ઞાને– **'उशत्तमः'** શુદ્ધચિત્તવાળા, તીર્થ શબ્દથી પાત્ર કહેવામાં આવ્યું છે, તેથી દાન લક્ષિત થાય છે. મારા વિષે સમસ્ત કર્મોનાં ફળ સમર્પિત કરી ચૂકેલા તમે, એમ અર્થ છે. ॥ ૩૦ ॥

જીવો ઉપર દયા કરીને તેમ જ અભયદાન આપીને, બ્રહ્મસ્થિતિસમ્પન્ન એવા તમે મારામાં આત્મસ્વરૂપ પોતાને તથા જગતને એકરૂપ થયેલું જોશો તથા આત્મસ્વરૂપ પોતાનામાં મને તથા સર્વ જગતને રહેલું જોશો. ॥ ૩૧ ॥

ગૃહસ્થરૂપે દયા કરીને, સંન્યાસ દ્વારા અભય આપીને મારામાં આત્મસ્વરૂપ પોતાને તથા જગતને **'सह'** એકરૂપ થયેલું જોશો. ॥ ૩૧ ॥

**'मयि'** અધિષ્ઠાનતત્ત્વ પરમેશ્વર એવા મારામાં પોતાના સહિત સંપૂર્ણ જગત રહેલું છે એમ જે શાસ્ત્રદષ્ટિથી અત્યારે જાણો છો, તે જ તે સમયે સાક્ષાત્ જોશો. પ્રથમ કારણ જળરાશિશાયી સહસ્ર મસ્તક વગેરે સ્વરૂપવાળા આદિપુરુષ એવા મને જોશો અને ત્યાર બાદ તેના જ– અર્થાત્ મારા રોમ રોમમાં અનન્તકોટિબ્રહ્માંડોને તમારા આત્મા સહિત સાક્ષાત્ જોશો, એમ અર્થ છે.

તે જ પ્રમાણે **'आत्मनि'** પોતાનામાં રહેલા અન્તર્યામી એવા મને અત્યારે જાણો જ છો. તે વખતે તો, 'કેટલાક મનુષ્યો પોતાના દેહની અંદર હૃદયાકાશમાં રહેલા પ્રાદેશપ્રમાણ પુરુષને.........'

तृतीयपुरुषं क्षीरोदनाथं मामेव साक्षाद्द्रक्ष्यसीति सृज्यासृज्यं सर्वं वस्तु त्वामहं दर्शयिष्यामीति फलितार्थः।

(શ્રીમદ્ ભા.૨/૨/૮) એમ બીજા સ્કન્ધમાં કહેલા તૃતીયપુરુષ ક્ષીરસાગરના સ્વામી એવા મને જ (મૂળપુરુષ, વિરાટપુરુષ અને અધિપુરુષને–પુ.સૂ.) સાક્ષાત્ જોશો. આ રીતે સર્જન થવા યોગ્ય અને સર્જન ન થવા યોગ્ય – સર્વ કાંઈ હું તમને દર્શાવીશ, એમ અર્થ ફલિત થાય છે.

यद्वा। मयि पुत्ररूपे श्रीयशोदेव जगदात्मानं द्रक्ष्यसि तथात्मनि चापि मां श्रीगोपीव—

‘तं काचिन्नेत्ररन्ध्रेण हृदिकृत्य निमील्य च।
पुलकांग्युपगुह्यास्ते योगीवानन्दसम्प्लुता॥’
इत्युक्तरीत्या द्रक्ष्यसीति।

અથવા તમારા પુત્રરૂપે મારામાં શ્રીયશોદાજીની જેમ જગતરૂપ આત્માને જોશો તથા પોતાના આત્મામાં પણ મને શ્રીગોપીજનોની જેમ ‘કોઈ ગોપી નેત્રરૂપી છિદ્ર દ્વારા ભગવાનને હૃદયમાં સ્થાપીને, નેત્રો બંધ કરી, આલિંગન કરી, રોમાંચિત થઈને યોગીની જેમ આનન્દમગ્ન બની.’ (શ્રીમદ્ ભા.૧૦/૩૨/૮) આમ કહેવામાં આવેલી રીતે જોશો.

**सहाहं स्वांशकलया त्वद्वीर्येण महामुने।**
**तव क्षेत्रे देवहूत्यां प्रणेष्ये तत्त्वसंहिताम्॥ ३२**

હે મહામુનિ, હું મારી અંશકલારૂપે તમારા વીર્ય દ્વારા તમારી પત્ની દેવહૂતિમાં અવતરીને સાંખ્યશાસ્ત્રની રચના કરીશ. ॥ ૩૨ ॥

त्वद्वीर्येण सह देवहूत्यामवतीर्येति शेषः॥ ३२॥

તમારા વીર્ય સાથે દેવહૂતિમાં અવતરીને– એટલું શેષ છે, તે ઉમેરવું. ॥ ૩૨ ॥

**विजय.**—स्वांशकलया शुक्ररक्तसम्बन्धरहितया सच्चिदानन्दलक्षणया।

સ્વ-અંશકલા અર્થાત્ શુક્ર અને રક્તના સમ્બન્ધ-રહિત સત્-ચિત્-આનંદ લક્ષણ વડે (અવતરીને)

**मैत्रेय उवाच**

**एवं तमनुभाष्याथ भगवान्प्रत्यगक्षजः।**
**जगाम बिन्दुसरसः सरस्वत्या परिश्रितात्॥ ३३**

**મૈત્રેયમુનિ બોલ્યા** – એ પ્રમાણે તે કર્દમઋષિને કહીને પછી અન્તર્મુખ થયેલી ઈન્દ્રિયોવાળા જનોમાં પ્રકટ થનારા ભગવાન સરસ્વતી નદીથી ઘેરાયેલા બિન્દુસરોવર ઉપરથી પધારી ગયા. ॥ ૩૩ ॥

प्रत्यग्भूतेष्वक्षेषु जायते आविर्भवतीति प्रत्यगक्षजः। सरस्वत्या नद्या परिश्रितात्परिवेष्टितात्॥ ३३॥

અન્તર્મુખ થયેલી ઈન્દ્રિયોવાળા જનો વિષે **‘जायते’** પ્રકટ થાય છે તે **‘प्रत्यक्-अक्षजः’** ભગવાન– સરસ્વતી નદીથી– **‘परिश्रितात्’** ઘેરાયેલા બિન્દુસર ઉપરથી ॥ ૩૩ ॥

**दीपिनी**—प्रत्यग्भूतेषु निरुद्धेषु अन्तर्भूतेष्वित्यर्थः।

અન્તર્મુખ એવા જિતેન્દ્રિય જનોમાં (પ્રકટ થનાર), એમ અર્થ છે.

**सुबोधिनी**—यदैवाऽयमन्तर्मुखो भविष्यति, तदैव भगवदाविर्भाव इत्यर्थः।

જ્યારે આ મનુષ્ય અન્તર્મુખ થશે, ત્યારે જ ભગવાનનો આવિર્ભાવ થશે, એમ અર્થ છે.

**निरीक्षतस्तस्य ययावशेष-**
**सिद्धेश्वराभिष्टुतसिद्धमार्गः ।**
**आकर्णयन्पत्ररथेन्द्रपक्षै-**
**रुच्चारितं स्तोममुदीर्णसाम ॥ ३४**

अशेषैस्तपोमन्त्रादिसिद्धेश्वरैरभिष्टुतः सिद्ध-मार्गो वैकुण्ठमार्गो यस्य। यद्वा अशेषसिद्धेश्वराभि-ष्टुतश्चासौ सिद्धैर्मृग्यत इति सिद्धमार्गश्च स ययौ। पत्ररथेन्द्रो गरुडस्तस्य पक्षैरुदीर्णमभिव्यक्तं साम आकर्णयन्, 'बृहद्रथन्तरे पक्षौ' इति श्रुतेः। उच्चारितं स्तोमं च सामाधारभूतानामृचां समुदायं शृण्वन्। 'स्तोम आत्मा' इति श्रुतेः। समासपाठे उच्चारितः स्तोमः स्तोत्रीयसमुदायो यस्य साम्न इति ॥ ३४ ॥

**अथ सम्प्रस्थिते शुक्ले कर्दमो भगवानृषिः।**
**आस्ते स्म बिन्दुसरसि तं कालं प्रतिपालयन्॥ ३५**

तं कालं परश्व इत्युक्तं प्रतीक्षमाणः ॥ ३५ ॥

**मनुः स्यन्दनमास्थाय शातकौम्भपरिच्छदम्।**
**आरोप्य स्वां दुहितरं सभार्यः पर्यटन्महीम्॥ ३६**

**तस्मिन्सुधन्वन्नहनि भगवान्यत्समादिशत्।**
**उपायादाश्रमपदं मुनेः शान्तव्रतस्य तत्॥ ३७**

शातकौम्भाः सौवर्णाः परिकरा यस्मिंस्तं रथमास्थाय दुहितरं चारोप्य वरान्वेषणार्थं पर्यटन्॥ ३६ ॥

સમસ્ત (તપ-મંત્ર વગેરે જેમણે સિદ્ધ કર્યાં છે તેવા) સિદ્ધેશ્વરો વડે સ્તુતિ કરાયેલા વૈકુંઠમાર્ગવાળા ભગવાન પક્ષીરાજ ગરુડજીની પાંખો વડે અભિવ્યક્ત થતી સ્તુતિઓ તથા ઉચ્ચારાતા મંત્રસમૂહને સાંભળતાં તે કર્દમ ઋષિના દેખતાં જ પધારી ગયા. ॥ ૩૪ ॥

સમસ્ત તપ-મંત્ર વગેરે જેમણે સિદ્ધ કર્યાં છે તેવા સિદ્ધેશ્વરો વડે સ્તુતિ કરાતો **'सिद्धमार्गः'** વૈકુંઠમાર્ગ છે જેમનો અથવા સમસ્ત સિદ્ધેશ્વરો વડે સ્તુતિ કરાતા તેમ જ સિદ્ધજનો વડે શોધવામાં આવતા, સિદ્ધમાર્ગવાળા તે ભગવાન પધારી ગયા. **'पत्ररथ-इन्द्रः'** પક્ષીરાજ ગરુડજી, તેમની પાંખો વડે **'उदीर्णम्'** અભિવ્યક્ત થતા સામવેદને સાંભળતા, બૃહત્ અને રથન્તર – એ નામના બે સામમંત્રો ગરુડજીની પાંખો છે. (શુ.ય.મા.સં.૧૨/૪) તથા ઉચ્ચારાતી સ્તુતિઓ, સામના આધારરૂપ ઋચાઓના સમૂહને સાંભળતા, 'સ્તોમ એ ગરુડનો આત્મા છે.' (શુ.ય.મા.સં.૧૨/૪) **'उच्चारितस्तोमः'** એમ સમાસ પાઠમાં, ઉચ્ચારાઈ રહ્યો છે **'स्तोमः'** સ્તોત્રસમુદાય જે સામવેદનો, એમ અર્થ છે. ॥ ૩૪ ॥

આમ, શુક્લનારાયણ શ્રીહરિ પધાર્યા ત્યારે તે (મંગળ) સમયની રાહ જોતા ભગવાન કર્દમઋષિ બિન્દુ સરોવર ઉપર રહ્યા. ॥ ૩૫ ॥

'પરમદિવસે' એમ કહેવામાં આવેલા તે કાળની પ્રતીક્ષા કરતા કર્દમઋષિ ॥ ૩૫ ॥

હે ઉત્તમ ધનુર્ધર (વિદુર), સુવર્ણના સાજવાળા રથમાં બિરાજીને મનુરાજા પોતાની દીકરીને રથમાં બેસાડી, ભાર્યા શતરૂપા સહિત પૃથ્વી ઉપર વિચરતા, ભગવાને જે દિવસ કહ્યો હતો તે જ દિવસે, શાન્ત સ્વભાવવાળા કર્દમમુનિના આશ્રમના સ્થાન ઉપર આવ્યા. ॥ ૩૬ ॥ ૩૭ ॥

**'शातकौम्भाः'** સુવર્ણનો સાજ જેમાં છે તે રથમાં બેસીને અને દીકરીને લઈને વરની શોધ કરવા માટે વિચરતા ॥ ૩૬ ॥

हे सुधन्वन्विदुर। यदहः ॥ ३७ ॥

**'हे सुधन्वन्'** હે ઉત્તમ ધનુર્ધર વિદુર, જે દિવસે ॥ ૩૭ ॥

तत्प्रवेशमात्रेण परमानन्दं प्राप्त इति दर्शयितुमाश्रमं वर्णयति—**यस्मिन्नित्यादिभिः** सप्तभिः श्लोकैः।

ત્યાં પ્રવેશ માત્રથી જ પરમાનંદ પ્રાપ્ત થાય છે; તે દર્શાવવા માટે સાત શ્લોકો દ્વારા આશ્રમને વર્ણવે છે — **'यस्मिन्'** વગેરે.

**यस्मिन्भगवतो नेत्रान्न्यपतन्नश्रुबिन्दवः।**
**कृपया सम्परीतस्य प्रपन्नेऽर्पितया भृशम्॥ ३८**

શરણાગત કર્દમઋષિ પ્રત્યે ધરાવેલી અત્યન્ત કૃપાથી તરબોળ બનેલા ભગવાનનાં નેત્રોમાંથી જ્યાં અશ્રુબિંદુઓ સરી પડયાં હતાં. ॥ ૩૮ ॥

प्रपन्ने कर्दमे ॥ ३८ ॥

**'प्रपन्ने'** શરણાગત કર્દમઋષિ પ્રત્યે ॥ ૩૮ ॥

**तद्वै बिन्दुसरो नाम सरस्वत्या परिप्लुतम्।**
**पुण्यं शिवामृतजलं महर्षिगणसेवितम्॥ ३९**

સરસ્વતીના જળથી ભરાયેલું તે જ સ્થાન પવિત્ર, કલ્યાણકારી, અમૃતમય જળવાળું અને મહર્ષિગણો વડે સેવાયેલું બિન્દુ સરોવર કહેવાય છે. ॥ ૩૯ ॥

शिवमारोग्यममृतवत्स्वादु जलं यस्मिन् ॥ ३९ ॥

**'शिवम्'** આરોગ્યપ્રદ, અમૃત જેવું સ્વાદિષ્ટ જળ છે જેમાં ॥ ૩૯ ॥

**पुण्यद्रुमलताजालैः कूजत्पुण्यमृगद्विजैः।**
**सर्वर्तुफलपुष्पाढ्यं वनराजिश्रियान्वितम्॥ ४०**

કૂજન કરતાં પવિત્ર મૃગ અને પક્ષીઓવાળાં પવિત્ર વૃક્ષો અને લતાઓના સમૂહવાળું, સર્વ ઋતુનાં ફૂલો અને ફળોથી લચેલી વનરાજિની શોભાથી યુક્ત, (બિંદુ સરોવર) ॥ ૪૦ ॥

कूजन्तः पुण्या मृगा द्विजाश्च येषु तैः पुण्यद्रुमलतानां जालैः समूहैर्युक्तम्॥ ४० ॥

કૂજન કરતાં પવિત્ર મૃગ અને પક્ષીઓ જેમાં છે તેવાં પવિત્ર વૃક્ષો અને લતાઓના **'जालैः'** સમૂહથી યુક્ત ॥ ૪૦ ॥

**मत्तद्विजगणैर्घुष्टं मत्तभ्रमरविभ्रमम्।**
**मत्तबर्हिनटाटोपमाह्वयन्मत्तकोकिलम् ॥ ४१**

મદભર્યાં પક્ષીઓથી ગાજતું, મદોન્મત્ત ભમરાઓના વિનોદવાળું, મદમત્ત મયૂરોરૂપી નટોના નૃત્યવિલાસવાળું અને એકબીજાને બોલાવતી કોકિલાઓવાળું, ॥ ૪૧ ॥

घुष्टं नादितम्। मत्तभ्रमराणां विभ्रमो विनोदो यस्मिन्। मत्ता बर्हिण एव नटास्तेषामाटोपो नृत्यसम्भ्रमो यस्मिन्। आह्वयन्तो मिथो मत्ताः कोकिला यस्मिन्॥ ४१ ॥

**'घुष्टम्'** ગાજતું, મદમત્ત ભમરાઓનો **'विभ्रमः'** વિનોદ છે જેમાં, મદમત્ત મયૂરો જ નટો છે, તેમનો નૃત્યવિલાસ છે જેમાં, એકબીજાને બોલાવતી મદમત્ત કોકિલાઓ છે જેમાં ॥ ૪૧ ॥

**कदम्बचम्पकाशोककरञ्जबकुलासनैः।**
**कुन्दमन्दारकुटजैश्चूतपोतैरलंकृतम् ॥ ४२**

કદમ્બ, ચમ્પો, આસોપાલવ, કણજી, બોરસલી, અસન, મોગરો, મન્દાર, કુટજ વગેરે વૃક્ષોથી અને નાના નાના આંબાઓથી શોભતું હતું. ॥ ૪૨ ॥

**कारण्डवैः प्लवैर्हंसैः कुररैर्जलकुक्कुटैः।**
**सारसैश्चक्रवाकैश्च चकोरैर्वल्गुकूजितम्॥ ४३**

**तथैव हरिणैः क्रोडैः श्वाविद्गवयकुञ्जरैः।**
**गोपुच्छैर्हरिभिर्मर्कैर्नकुलैर्नाभिभिर्वृतम् ॥ ४४**

कदम्बादिभिर्वृक्षैरलङ्कृतम्॥ ४२॥

कारण्डवादिभिः पक्षिभिर्वल्गु यथा तथा कूजितम्॥ ४३॥

हरिणादिभिर्वृतम्। तत्र क्रोडः सूकरः। श्वाविच्छल्लकः। मर्को मर्कटः। तद्विशेषो गोपुच्छः। हरिर्वानरः सिंहो वा। नाभिः कस्तूरीमृगः॥ ४४॥

**प्रविश्य तत्तीर्थवरमादिराजः सहात्मजः।**
**ददर्श मुनिमासीनं तस्मिन् हुतहुताशनम्॥ ४५**

**विद्योतमानं वपुषा तपस्युग्रयुजा चिरम्।**
**नातिक्षामं भगवतः स्निग्धापाङ्गावलोकनात्।**
**तद्व्याहृतामृतकलापीयूषश्रवणेन च॥ ४६**

**प्रांशुं पद्मपलाशाक्षं जटिलं चीरवाससम्।**
**उपसंसृत्य मलिनं यथार्हणमसंस्कृतम्॥ ४७**

हुतो हुताशनो ब्रह्मचारियोग्यो येन॥ ४५॥

उग्रा युक् योगो यस्य तेन वपुषा विद्योत–मानम्। तस्य भगवतो व्याहृतं भाषणमेवामृतकला अमृतमयस्य चन्द्रस्य कला तन्मयं पीयूषं तस्य श्रवणेन च नातिक्षामं तपसा कृशं सन्तमप्यकृशम् ॥ ४६॥

બતકો, જળકાગો, હંસો, ટિટોડીઓ, જળકૂકડીઓ, સારસ, ચક્રવાક અને ચકોર પક્ષીઓ (ના મધુર કલરવ)થી સુંદર શબ્દ કરતું હતું. ॥ ૪૩ ॥

તે જ પ્રમાણે હરણો, ભૂંડો, શાહુડીઓ, નીલગાયો, હાથીઓ, લંગૂરો (ગાયના પૂંછડા ધરાવતાં વાંદરાંઓ), સિંહો, માંકડાંઓ, નોળિયાઓ તથા કસ્તૂરીમૃગોથી ભરપૂર હતું. ॥ ૪૪ ॥

કદમ્બ વગેરે વૃક્ષોથી શોભતું હતું. ॥ ૪૨ ॥

બતક વગેરે પક્ષીઓ દ્વારા જેમ મધુર હોય તેમ ગુંજતું હતું. ॥ ૪૩ ॥

હરણો વગેરેથી ભરપૂર હતું. તેમાં '**क्रोडः**' વરાહ, '**श्वाविद्**' શાહુડી, '**मर्कः**' માંકડું, તેમાં ગોપુચ્છ જેવી વિશેષતાવાળો લંગૂર, '**हरिः**' વાંદરો અથવા સિંહ, '**नाभिः**' કસ્તૂરીમૃગ ॥ ૪૪ ॥

તે શ્રેષ્ઠ તીર્થરૂપ આશ્રમમાં પુત્રીની સાથે પ્રવેશ કરીને આદિરાજ મનુએ અગ્નિદેવતાને આહુતિ આપીને બેઠેલા, દીર્ઘકાળ પર્યન્ત તપમાં ઉગ્ર યોગ વડે યુક્ત દેહથી શોભતા, ભગવાનની સ્નેહાળ, કટાક્ષભરી દૃષ્ટિથી તેમ જ તેમના વચનરૂપ ચન્દ્રકળાના પીયૂષપાનથી અતિ કૃશ નહીં તેવા, ઊંચા કદવાળા, કમળની પાંખડી જેવા નેત્રવાળા, જટાધારી, વલ્કલધારી, શુદ્ધ કર્યા વગરના મહામૂલા રત્નની જેમ મલિન દેખાતા કર્દમઋષિની સમીપમાં જઈ દર્શન કર્યાં. ॥ ૪૫ ॥ ૪૬ ॥ ૪૭ ॥

બ્રહ્મચારીને યોગ્ય એવી, અગ્નિદેવતાને આહુતિ આપી છે જેમણે ॥ ૪૫ ॥

ઉગ્ર '**युक्**' યોગ છે જેમનો, તે યોગયુક્ત દેહથી શોભતા ઋષિને, તે ભગવાનનું '**व्याहृतम्**' વચન એ જ '**अमृतकला**' અમૃતરૂપ ચન્દ્રની કળા, તેનું અમૃત, અને તેના શ્રવણથી અતિદુર્બળ નહીં તેવા ઋષિને – તપથી દુર્બળ થયા હોવા છતાં પણ દુર્બળ નહીં ॥ ૪૬ ॥

प्रांशुमुन्नतम्। उपसंसृत्य समीपं गत्वा मलिनं ददर्शेति पूर्वैव क्रिया। अर्ह्यतेऽनेनेत्यर्हणं महारत्नं तदसंस्कृतमनिर्णिक्तं यथा मलिनं दृश्यते तद्वत्॥ ४७॥

**'प्रांशुम्'** ઊંચા કદવાળા ઋષિને **'उपसंसृत्य'** સમીપમાં જઈને અસ્વચ્છ જોયા. પૂર્વે દર્શાવેલી ક્રિયા 'જોયા' એ જ ક્રિયાપદ અહીં જોડવાનું છે. જેના દ્વારા મૂલ્ય થાય તે **'अर्हणम्'** મહામૂલું રત્ન, **'असंस्कृतम्'** શુદ્ધ ન કર્યું હોય ત્યારે જેમ મલિન દેખાય છે, તેની જેમ (મલિન દેખાતા ઋષિને જોયા.) ॥ ૪૭ ॥

**अथोटजमुपायातं नृदेवं प्रणतं पुरः।**
**सपर्यया पर्यगृह्णात्प्रतिनन्द्यानुरूपया॥ ४८**

ત્યાર બાદ પર્ણકુટીની પાસે આવેલા, પોતાની આગળ (ચરણ પાસે) પ્રણામ કરતા નરદેવ મનુને (આશીર્વાદ વડે) અભિનંદન આપી ઉચિત પૂજાથી સત્કાર કર્યો. ॥ ૪૮ ॥

उटजं पर्णशालां प्राप्तं पुरः पादसमीपे प्रणतमाशीर्भिरभिनन्द्य सपर्यया पूजया प्रत्यगृह्णात्सत्कृतवान्॥ ४८॥

**'उटजम्'** પર્ણકુટી પાસે આવેલા ચરણ સમીપે પ્રણામ કરતા રાજાને આશીર્વાદ વડે અભિનન્દન આપીને **'सपर्यया'** પૂજાથી **'परि-अगृह्णात्'** સત્કાર કર્યો. ॥ ૪૮ ॥

**गृहीतार्हणमासीनं संयतं प्रीणयन्मुनिः।**
**स्मरन् भगवदादेशमित्याह श्लक्ष्णया गिरा॥ ४९**

॥ ४९॥

સ્વાગતનો સ્વીકાર કરી સ્વસ્થ ચિત્તે બેઠેલા રાજાને ભગવાનની આજ્ઞાનું સ્મરણ કરતા કર્દમઋષિ મધુર વાણી વડે પ્રસન્ન કરતા કહેવા લાગ્યા. ॥ ૪૯ ॥

**नूनं चंक्रमणं देव सतां संरक्षणाय ते।**
**वधाय चासतां यस्त्वं हरेः शक्तिर्हि पालिनी॥ ५०**

દેવ, આપનું પર્યટન સત્પુરુષોના સંરક્ષણ માટે અને દુષ્ટોના નાશ માટે હોય છે કારણ કે આપ શ્રીહરિની પાલન કરનારી શક્તિ છો. ॥ ૫૦ ॥

चंक्रमणं पर्यटनम्। हि यस्मात्॥ ५०॥

**'चंक्रमणम्'** પર્યટન **'हि'** કારણ કે ॥ ૫૦ ॥

मनुस्थं विष्णुं प्रणमति—**य** इति।

રાજામનુરૂપે રહેલા વિષ્ણુભગવાનને પ્રણામ કરે છે.

**योऽर्केन्द्वग्नीन्द्रवायूनां यमधर्मप्रचेतसाम्।**
**रूपाणि स्थान आधत्से तस्मै शुक्लाय ते नमः॥ ५१**

જે સૂર્ય, ચન્દ્ર, અગ્નિ, ઈન્દ્ર, વાયુ, યમ, ધર્મ, વરુણનાં સ્વરૂપોને પ્રસંગાનુસાર સ્વીકારે છે તેવા આપ શુક્લ નારાયણને નમસ્કાર હો. ॥ ૫૧ ॥

स्थाने तत्तत्कार्यावसरे शुक्लाय विष्णवे॥ ५१॥

**'स्थाने'** તે તે કાર્યના અવસરે પ્રસંગાનુસાર- **'शुक्लाय'** વિષ્ણુને ॥ ૫૧ ॥

**वंशीधरी**—तत्र प्रतापेन त्वमर्कः, यशसाऽऽ-ह्लादकत्वेन च चन्द्रः, अधृष्यत्वेनाग्निः, ऐश्वर्यवत्त्वेन कामप्रवर्षकत्वेन चेन्द्रः, सर्वप्रवेशवत्त्वेन वायुः,

આપના પ્રતાપથી આપ સૂર્યરૂપ છો, યશથી અને આનંદ આપનારા હોવાથી ચન્દ્રરૂપ છો, આપના પ્રતિ ધસી ન શકાય તેવા હોવાથી અગ્નિનું સ્વરૂપ ધારણ કરો છો, ઐશ્વર્યથી અને કામનાઓની વર્ષા કરનારા હોવાથી

दुष्टनिग्रहत्वेन यमः, शिष्टपालकत्वेन धर्मः, गाम्भीर्येण गुप्तवित्तत्वेन च प्रचेताः। अत एव तस्मै मदभीष्टदेवाय त्वद्रूपेण पुनरपि ममोटजगताय शुक्लाय शुद्धसत्त्वाय तुभ्यं नमः।

ઈન્દ્ર છો, સર્વ સ્થળે જઈ શકનારા હોવાથી વાયુરૂપ છો, દુષ્ટોનું દમન કરનારા હોવાથી યમરૂપ છો, શિષ્ટાચારના પાલક તરીકે ધર્મરૂપ છો, ગામ્ભીર્યથી અને ગુપ્તધનથી વરુણરૂપ છો. આથી જ મારા અભીષ્ટ એવા તે દેવતાને, વળી આપના સ્વરૂપે મારી કુટીમાં પધારેલા શુદ્ધ સત્ત્વરૂપ એવા આપને નમસ્કાર.

**सिद्धान्त**—'राजर्षीणामहं मनुः' इति श्रीमुखवचनात्।

'રાજર્ષિઓમાં હું મનુ છું.' (શ્રીમદ્ભા. ૧૧/૧૬/૧૪) એ પ્રમાણે ભગવાનના શ્રીમુખની વાણી છે.

**सुबोधिनी**—ननु लोकपालकैरेव पालने सिद्धे किं मन्वादिभिरित्याशङ्क्य, परिपालिकां शक्तिं निरूपयन् तथाकर्तारं भगवन्तं नमस्यति—योऽर्केति। यः अर्कादीनां लोकपालानां रूपाणि आधत्ते ते शुक्लाय नम इति।

શંકા કરવામાં આવી છે કે લોકપાલો વડે જ પાલન સિદ્ધ થાય છે ત્યારે મનુ વગેરેનું શું પ્રયોજન છે? તે માટે ભગવાનની પરિપાલિકા શક્તિનું નિરૂપણ કરતાં તે પ્રમાણે કરનાર ભગવાનને નમસ્કાર કરે છે—**'यः अर्कः इति।'** (આઠ) લોકપાલોનાં રૂપો જે ધારણ કરે છે, તે શુક્લનારાયણને નમસ્કાર.

**न यदेति** पञ्चानामयमर्थः—

**'न यदा'** એ પાંચનો આ અર્થ છે.

**न यदा रथमास्थाय जैत्रं मणिगणार्पितम्।**
**विस्फूर्जच्चण्डकोदण्डो रथेन त्रासयन्नघान्॥ ५२**
**स्वसैन्यचरणक्षुण्णं वेपयन्मण्डलं भुवः।**
**विकर्षन्बृहतीं सेनां पर्यटस्यंशुमानिव॥ ५३**
**तदैव सेतवः सर्वे वर्णाश्रमनिबन्धनाः।**
**भगवद्रचिता राजन् भिद्येरन्बत दस्युभिः॥ ५४**
**अधर्मश्च समेधेत लोलुपैर्व्यङ्कुशैर्नृभिः।**
**शयाने त्वयि लोकोऽयं दस्युग्रस्तो विनंक्ष्यति॥ ५५**

જો મણિમંડિત, જયનશીલ રથ ઉપર બેસીને ટંકાર કરતા પ્રચંડ ધનુષ્યવાળા આપ, રથથી (પ્રયાણ કરતા રથની ગર્જના વડે) પાપીઓને ત્રાસ આપતા, પોતાના સૈન્યના ચાલવાથી તેના પગ વડે ખોદાતા ભૂમંડળને કંપાવતા, વિશાળ સેનાને સાથે લઈ સૂર્ય સમાન ન વિચરો, તો તે જ સમયે વર્ણો તથા આશ્રમોની ભગવાને બાંધેલી સર્વ મર્યાદાઓ, હે રાજા, લૂંટારાઓ વડે ચોક્કસ નાશ પામે. આપ અસાવધાન રહો તો લોભી અને નિરંકુશ મનુષ્યો દ્વારા અધર્મ વધી પડે અને લૂંટારાઓનો ગ્રાસ બનેલો આ લોક નાશ પામે. ॥ ૫૨॥ ૫૩ ॥ ૫૪ ॥ ૫૫ ॥

यद्यपि धर्मरक्षार्थं सर्वतः पर्यटतस्तव प्रसङ्गादप्यागमनं सम्भवति तथापि विशेषकार्यं चेदस्ति तत्कथ्यतामिति। जैत्रं जयप्रदं मणिगणा अर्पिता यस्मिंस्तं रथमारुह्य त्वं यदा भुवो मण्डलं न पर्यटसि तदा सेतवो भिद्येरन्निति त्रयाणामन्वयः। विस्फूर्जन्नादं कुर्वच्चण्डं कोदण्डं धनुर्यस्य॥ ५२॥

જો કે ધર્મની રક્ષા માટે ચોમેર ભ્રમણ કરતા આપનું પ્રસંગોપાત્ત આગમન સમ્ભવી શકે, તેમ છતાં જો વિશિષ્ટ પ્રયોજન હોય તો તે કહો. **'जैत्रम्'** જય અપાવનાર, મણિસમૂહ જડાયા છે જેમાં તેવા રથ ઉપર બેસીને આપ ભૂમંડળ ઉપર ન વિચરો, તો મર્યાદાઓ નાશ પામે– એમ ત્રણ શ્લોકો (૫૨, ૫૩, ૫૪) નો સંબંધ છે. **'विस्फूर्जत्'** ટંકાર કરતું પ્રચંડ **'कोदण्डम्'** ધનુષ્ય છે જેમનું ॥ ૫૨ ॥

स्वसैन्यस्य चरणैः क्षुण्णं सङ्घट्टितम्॥ ५३॥

पोताना सैन्यना चालवाथी **'क्षुण्णम्'** खोदाता भूमंडळने ॥ ५३ ॥

वर्णाश्रमाणां निबन्धनं यैः। बत अहो॥ ५४॥

वर्णो अने आश्रमोनी व्यवस्था जेमना वडे छे; **'बत'** अहो ॥ ५४ ॥

निरंकुशैर्नृभिर्निमित्तभूतैः। शयाने निश्चिन्ते ॥ ५५॥

निमित्त थयेला निरंकुश माणसो द्वारा **'शयाने'** (आप) असावधान बनो त्यारे ॥ ५५ ॥

**अथापि पृच्छे त्वां वीर यदर्थं त्वमिहागतः।**
**तद्वयं निर्व्यलीकेन प्रतिपद्यामहे हृदा॥ ५६**

छतां पण हे वीरपुरुष, जे हेतुथी आप आश्रममां पधार्या छो, ते हुं आपने पूछुं छुं. अमे हृदयपूर्वक तेनो सहर्ष स्वीकार करीशुं. ॥ ५६ ॥

निर्व्यलीकेन सहर्षेण। प्रतिपद्यामहे स्वीकुर्महे॥ ५६॥

**'निर्व्यलीकेन'** हर्षपूर्वक, **'प्रतिपद्यामहे'** स्वीकार करीशुं. ॥ ५६ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां तृतीयस्कन्धे एकविंशोऽध्यायः॥ २१॥

इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां एकविंशोऽध्यायः॥ २१॥

*****

# अथ द्वाविंशोऽध्यायः

## देवहूति साथे कर्दम प्रजापतिनो विवाह

द्वाविंशे कर्दमायादाद्यथादिष्टं हि विष्णुना।
मनुर्दुहितरं देवहूतिमित्युपवर्ण्यते॥ १

भगवान विष्णु द्वारा आदेश आपवामां आव्यो हतो ते अनुसार मनुराजाए मुनिराज कर्दमने दीकरी देवहूति अर्पण करी, ते (कथा) बावीसमा (अध्याय)मां वर्णववामां आवे छे. ॥ १ ॥

**मैत्रेय उवाच**

**एवमाविष्कृताशेषगुणकर्मोदयो मुनिम्।**
**सव्रीड इव तं सम्राडुपारतमुवाच ह॥ १**

**मैत्रेयमुनि बोल्या** – आ प्रमाणे जेमनां समग्र गुणो अने कर्मोनी श्रेष्ठता प्रकट करवामां आवी हती, तेवा सम्राट मनु संकोच पाम्या होय तेम ते निवृत्तिपरायण मुनिने कहेवा लाग्या. ॥ १ ॥

एवमाविष्कृतोऽभिष्टुतोऽशेषाणां गुणानां कर्मणां चोदय उत्कर्षो यस्य स सम्राण्मनुः। सव्रीड इव स्वकीर्तिश्रवणात्, प्रत्याख्यानशङ्कया वा तं मुनिमुवाच। उपारतं निवृत्तिनिरतम्॥ १॥

आ प्रमाणे **'आविष्कृतः'** प्रकट करवामां आवी हती अर्थात् प्रशंसा करवामां आवी हती जेमनां समस्त गुणो अने कर्मोनी **'उदयः'** श्रेष्ठता, ते सम्राट मनु पोतानी कीर्तिना श्रवणने कारणे संकोच पाम्या होय तेम अथवा (कन्या स्वीकारवानी) ना पाडशे तेवी शंकाथी संकोच पाम्या होय तेम ते **'उपारतम्'** निवृत्तिपरायण मुनिने कहेवा लाग्या. ॥ १ ॥

मदीया कन्या त्वया परिणेयेति विज्ञापयिष्यन् युष्मदस्मत्सम्बन्धस्तावदीश्वरेण पूर्वमेव घटित इत्याह—**ब्रह्मेति** सार्धाभ्याम्।

**मनुरुवाच**

**ब्रह्मासृजत्स्वमुखतो युष्मानात्मपरीप्सया।**
**छन्दोमयस्तपोविद्यायोगयुक्तानलम्पटान्॥ २**

आत्मनः परीप्सया पर्याप्तुमिच्छया। छन्दोमयस्यात्मनः पर्याप्तिः पालनं वेदप्रवर्तनं तस्येच्छया। युष्मान्ब्राह्मणान्॥ २॥

**सि.प्र.**—वेदरक्षणेनैव क्षत्रियरक्षणमपि सिद्धम्। वेदाभावे क्षत्रियाणामपि प्रजापालनयज्ञाद्यनुष्ठानासम्भवान्नाशप्रसङ्गात्।

**तत्त्राणायासृजच्चास्मान्दोःसहस्रात्सहस्रपात्।**
**हृदयं तस्य हि ब्रह्म क्षत्रमङ्गं प्रचक्षते॥ ३**

तत्त्राणाय ब्राह्मणपालनाय। ब्रह्म ब्राह्मणजातिः। क्षत्रं क्षत्रियजातिः॥ ३॥

**वंशीधरी**—अत एव महाभारतेऽपि शान्तिपर्वणि

'ब्रह्म वर्द्धयति क्षत्त्रं क्षत्त्रतो ब्रह्म वर्द्धते।
यत्रादृष्टं भयं ब्रह्म प्रजानां शमयत्युत।
दृष्टं च राजा बाहुभ्यां यद्राज्यं सुखमेधते॥'
इति।

**अतो ह्यन्योन्यमात्मानं ब्रह्म क्षत्रं च रक्षतः।**
**रक्षति स्माव्ययो देवः स यः सदसदात्मकः॥ ४**

एवं स देव एव रक्षति स्म। कोऽसौ। यः सदसदात्मकः सर्वात्मकः। तथाप्यव्ययो निर्विकारः॥ ४॥

મારી કન્યા આપને પરણવા માટે યોગ્ય છે તેમ વિનંતિ કરનારા મનુરાજા 'આપનો અને અમારો સમ્બન્ધ ઈશ્વર દ્વારા પહેલેથી જ થયેલો છે,' તેમ દોઢ શ્લોક દ્વારા કહે છે— **'ब्रह्म इति।'**

**રાજામનુ બોલ્યા** – વેદમૂર્તિ બ્રહ્માજીએ વેદની રક્ષા માટે તપસ્વી, વિદ્વાન અને યોગયુક્ત તેમ જ વિષયોમાં અનાસક્ત એવા આપને પોતાના મુખમાંથી ઉત્પન્ન કર્યા છે. ॥ ૨ ॥

વેદોની **'परि+ईप्सया'** રક્ષા કરવાની ઈચ્છાથી, **'छन्दोमयस्य'** વેદની પૂર્તિ, પાલન, પ્રવૃત્તિ તેની ઈચ્છાથી થાય છે. **'युष्मान्'** આપને– બ્રાહ્મણોને ॥ ૨ ॥

વેદના રક્ષણથી જ ક્ષત્રિયોનું રક્ષણ પણ સધાય છે, કારણ કે વેદ ન હોય તો ક્ષત્રિયોને પણ પ્રજાપાલન, યજ્ઞ વગેરેનું અનુષ્ઠાન ન થઈ શકવાથી નાશનો પ્રસંગ ઊભો થાય.

હજાર ચરણોવાળા પરમાત્માએ પોતાના હજાર હાથમાંથી અમને ક્ષત્રિયોને તમારું બ્રાહ્મણોનું રક્ષણ કરવા ઉત્પન્ન કર્યા છે. આથી બ્રાહ્મણો તે પરમાત્માનું હૃદય અને ક્ષત્રિયો ભગવાનનું શરીર કહેવાય છે.॥ ૩ ॥

**'तत्–त्राणाय'** તે બ્રાહ્મણોનું રક્ષણ કરવા માટે; **'ब्रह्म'** બ્રાહ્મણજાતિ, **'क्षत्रम्'** ક્ષત્રિયજાતિ ॥ ૩ ॥

આથી જ મહાભારતના શાન્તિપર્વમાં પણ છે,

બ્રાહ્મણ ક્ષત્રિયની વૃદ્ધિ કરે છે, ક્ષત્રિયથી બ્રાહ્મણ વૃદ્ધિ પામે છે. જેમ કે, પ્રજાના અદૃષ્ટ ભયને બ્રાહ્મણ દૂર કરે છે અને દૃષ્ટ ભયને રાજા બાહુબળથી દૂર કરે છે, જેથી પ્રજા સુખ પામે છે.

આથી જ બ્રહ્મદેવતા અને ક્ષત્રદેવતા એકબીજાનું રક્ષણ કરે છે. જે સર્વસ્વરૂપ, નિર્વિકાર પરમાત્મા છે, તે બ્રાહ્મણ અને ક્ષત્રિયની રક્ષા કરે છે. ॥ ૪ ॥

આ રીતે તે પરમાત્મા જ રક્ષા કરે છે. કોણ છે એ પરમાત્મા? જે **'सद्–असद्–आत्मकः'** સર્વસ્વરૂપ છે, છતાં પણ **'अव्ययः'** નિર્વિકાર છે. ॥ ૪ ॥

तं विज्ञापयितुमेव तद्दर्शनादिकमभिनन्दति— **तवेति** त्रिभिः।

**तव सन्दर्शनादेव च्छिन्ना मे सर्वसंशयाः।**
**यत्स्वयं भगवान्प्रीत्या धर्ममाह रिरक्षिषोः॥ ५ ॥ ५ ॥**

તેમને વિનંતિ કરવા માટે જ તેમનાં દર્શન વગેરેની ત્રણ શ્લોકોથી પ્રશંસા કરે છે— **'तव इति।'**

આપનાં દર્શનથી જ મારા સર્વ સંશયો નાશ પામ્યા છે, કારણ કે ભગવાનરૂપ આપે જાતે જ (પ્રજાનું) રક્ષણ કરનારનો ધર્મ પ્રીતિપૂર્વક જણાવ્યો છે.॥ ૫ ॥ ૫ ॥

**दिष्ट्या मे भगवान्दृष्टो दुर्दर्शो योऽकृतात्मनाम्।**
**दिष्ट्या पादरजः स्पृष्टं शीर्ष्णा मे भवतः शिवम्॥ ६**

અજિતેન્દ્રિય મનુષ્યોને માટે જે ભગવાનનાં દર્શન દુર્લભ છે તેવા આપનાં દર્શન મને થયાં, એ મારું અહોભાગ્ય છે. વળી, આપની પવિત્ર ચરણરજનો મેં મારા મસ્તકથી સ્પર્શ કર્યો, એ પણ મારું અહોભાગ્ય છે. ॥ ૬ ॥

अकृतात्मनामवशीकृतचित्तानाम्॥ ६ ॥

**'अकृतात्मनाम्'** જેમનું ચિત્ત વશમાં નથી તેવા મનુષ્યોને ॥ ૬ ॥

**दिष्ट्या त्वयानुशिष्टोऽहं कृतश्चानुग्रहो महान्।**
**अपावृतैः कर्णरन्ध्रैर्जुष्टा दिष्ट्योशतीर्गिरः॥ ७**

મારું મહદ્‌ભાગ્ય છે કે આપના દ્વારા હું ધર્મોપદેશ પામ્યો છું. (મારી ઉપર) મહાન અનુગ્રહ કરવામાં આવ્યો છે. સદ્‌ભાગ્યે આપની કમનીય વાણી મેં કાન ખોલીને (એકાગ્રતાથી) સાંભળી.॥ ૭ ॥

अनुग्रहोऽनुशासनादिरूप एव। उशतीरुशत्यः ॥ ७ ॥

ધર્મોપદેશ એ જ અનુગ્રહ— **'उशतीः'** (**उशत्यः** પ્ર.બ.વ. રૂપ થાય.) મનોહર વાણી ॥ ૭ ॥

विज्ञापयति—**स भवानिति** सप्तभिः।

સાત શ્લોકો દ્વારા વિનંતી કરે છે— **'सः भवान् इति।'**

**स भवान्दुहितृस्नेहपरिक्लिष्टात्मनो मम।**
**श्रोतुमर्हसि दीनस्य श्रावितं कृपया मुने॥ ८**

હે મુનિ, પુત્રી પરના પ્રેમથી પીડાતા અંતઃકરણવાળા એવા મારી દીનની વિનંતી (પ્રસિદ્ધ અને પવિત્ર) એવા તે આપ (કૃપાસિન્ધુ) કૃપાપૂર્વક શ્રવણ કરવાને યોગ્ય છો. ॥ ૮ ॥

दुहितुः स्नेहेन परिक्लिष्ट आत्मा यस्य। श्रावितं विज्ञापनम्॥ ८ ॥

પુત્રીના સ્નેહથી પીડાતું અંતઃકરણ જેનું છે, **'श्रावितम्'** નિવેદન ॥ ૮ ॥

**प्रियव्रतोत्तानपदोः स्वसेयं दुहिता मम।**
**अन्विच्छति पतिं युक्तं वयःशीलगुणादिभिः॥ ९**

પ્રિયવ્રત અને ઉત્તાનપાદની બહેન આ મારી દીકરી (દેવહૂતિ) વય, શીલ, ગુણ વગેરેથી અનુરૂપ એવા પતિને શોધી રહી છે. ॥ ૯ ॥

प्रियव्रतोत्तानपदोः स्वसेति पुत्रिकाकरणशङ्का निरस्ता। मम सुतेति क्षत्रकन्या तव योग्येति दर्शितम्॥ ९ ॥

પ્રિયવ્રત અને ઉત્તાનપાદની બહેન– એમ કહીને પુત્રિકાધર્મની શંકા દૂર કરવામાં આવી. મારી પુત્રી– એમ કહીને ક્ષત્રિયની કન્યા તમારે માટે યોગ્ય છે, તેમ દર્શાવવામાં આવ્યું. ॥ ૯ ॥

**बा.प्र.**—तत्र वयः कामसाधकं, शीलं धर्मसाधकं, गुणोऽर्थसाधकः। आदिपदेन भक्तिज्ञानादि मोक्ष-साधकम्, एवं पुरुषार्थचतुष्टयसाधनसम्पन्नमित्युक्तम्।

અહીં કામ પુરુષાર્થ સાધનાર વય દર્શાવી, ધર્મ પુરુષાર્થ સાધનાર શીલ દર્શાવ્યું, અર્થ પુરુષાર્થ સાધનાર ગુણ દર્શાવ્યો; વગેરે શબ્દ દ્વારા ભક્તિ, જ્ઞાન વગેરે મોક્ષ સાધનારાં દર્શાવ્યાં. આમ ચારેય પુરુષાર્થના સાધનની સમ્પન્નતા કહેવામાં આવી છે.

**यदा तु भवतः शीलश्रुतरूपवयोगुणान्।**
**अशृणोन्नारदादेषा त्वय्यासीत्कृतनिश्चया॥ १०**

एषा देवहूतिः॥ १०॥

જ્યારથી આ દેવહૂતિએ નારદમુનિ પાસેથી આપશ્રીનાં શીલ, જ્ઞાન, રૂપ, વય તથા ગુણો સાંભળ્યા છે ત્યારથી આપને માટે જ આ કૃતનિશ્ચયી બની છે. ॥ ૧૦ ॥

**'एषा'** આ દેવહૂતિ ॥ ૧૦ ॥

**तत्प्रतीच्छ द्विजाग्र्येमां श्रद्धयोपहृतां मया।**
**सर्वात्मनाऽनुरूपां ते गृहमेधिषु कर्मसु॥ ११**

प्रतीच्छ स्वीकुरु॥ ११॥

તો હે વિપ્રવર્ય, મેં શ્રદ્ધાપૂર્વક સમર્પેલી તેમ જ ગૃહસ્થાશ્રમનાં કાર્યોમાં સર્વ પ્રકારે અનુરૂપ એવી આ કન્યાને આપ સ્વીકારો. ॥ ૧૧ ॥

**'प्रतीच्छ'** સ્વીકારો ॥ ૧૧ ॥

**उद्यतस्य हि कामस्य प्रतिवादो न शस्यते।**
**अपि निर्मुक्तसङ्गस्य कामरक्तस्य किं पुनः॥ १२**

उद्यतस्य स्वतःप्राप्तस्य विषयस्य। प्रतिवादः प्रत्याख्यानम्॥ १२॥

સંગનો ત્યાગ કરેલ મનુષ્યે પણ પોતાની મેળે મળેલા ઇચ્છિત પદાર્થનો અનાદર કરવો ઉચિત નથી, તો પછી સકામ વૃત્તિવાળાએ તો તેનો નિષેધ કરાય જ કેમ? ॥ ૧૨ ॥

**'उद्यतस्य'** પોતાની મેળે આવી મળેલા વિષયનો **'प्रतिवादः'** નિષેધ ॥૧૨॥

**य उद्यतमनादृत्य कीनाशमभियाचते।**
**क्षीयते तद्यशः स्फीतं मानश्चावज्ञया हतः॥ १३**

कीनाशं कृपणम्। अवज्ञया परापमानेन॥ १३॥

જે મનુષ્ય સ્વયંપ્રાપ્ત થયેલા વિષયનો અસ્વીકાર કરી તેને કૃપણ પાસે માંગે છે, તેનો વિપુલ યશ નાશ પામે છે અને અવજ્ઞાથી સ્વમાન ઘવાય છે. ॥ ૧૩ ॥

**'कीनाशम्'** કૃપણની પાસે– **'अवज्ञया'** બીજાના અપમાનથી ॥ ૧૩ ॥

**अहं त्वाऽशृणवं विद्वन् विवाहार्थं समुद्यतम्।**
**अतस्त्वमुपकुर्वाणः प्रत्तां प्रतिगृहाण मे॥ १४**

यस्य सावधि ब्रह्मचर्यं स उपकुर्वाणः। मे प्रत्तां मया दत्ताम्॥ १४॥

હે વિદ્વાન ઋષિ, વિવાહ કરવા તૈયાર થયેલા એવા આપના વિષે મેં સાંભળ્યું છે. તેથી ઉપકુર્વાણ બ્રહ્મચારી એવા આપ હવે મારી અર્પેલી કન્યાને સ્વીકારો. ॥ ૧૪ ॥

જેનું બ્રહ્મચર્ય અમુક સીમા સુધી હોય છે, તેને ઉપકુર્વાણ બ્રહ્મચારી કહેવામાં આવે છે. **'मे प्रत्ताम्'** મારી આપેલી કન્યાને ॥ ૧૪ ॥

**वीर.**—उपकुर्वाणः नैष्ठिकेतरब्रह्मचारी सावधिकब्रह्मचर्यवान्।

**विजय.**—उपकुर्वाणो विवाहकामः

'वेदानधीत्य यो वर्णी विवाहार्थं गुरोः कुलात्।
कृतानुज्ञो निवर्तेत उपकुर्वाण उच्यते।'

નૈષ્ઠિક બ્રહ્મચર્યથી અન્ય, અવધિ સહિત બ્રહ્મચર્યનું પાલન કરનાર ઉપકુર્વાણ બ્રહ્મચારી છે.

ઉપકુર્વાણ એટલે વિવાહની કામનાવાળો. 'વેદોનું અધ્યયન કરીને જે બ્રહ્મચારી ગુરુકુળમાંથી વિવાહ માટે આજ્ઞા લઈને પાછો આવે છે, તેને ઉપકુર્વાણ બ્રહ્મચારી કહેવામાં આવે છે.'

**ऋषिरुवाच**

**बाढमुद्वोढुकामोऽहमप्रत्ता च तवात्मजा।**
**आवयोरनुरूपोऽसावाद्यो वैवाहिको विधिः॥ १५**

**કર્દમઋષિ બોલ્યા** – સત્ય છે કે હું વિવાહની કામના ધરાવું છું તથા આપની કન્યા પણ (કોઈને વચનથી) અપાઈ નથી, તો અમારા બંનેનો પરસ્પરને અનુરૂપ આ પ્રથમ વિવાહવિધિ ભલે થાઓ. ॥ ૧૫ ॥

अप्रत्ता चेति मय्येव कृतनिश्चयत्वात्कस्मैचित्प्रतिश्रुता च न भवतीत्यर्थः। आद्यः प्रथमः, ततः पूर्वं विवाहाभावात्। मुख्य इति वा॥ १५॥

**'अप्रत्ता च इति।'** મારા માટે જ કૃતનિશ્ચયી હોવાથી અન્ય કોઈને વચનથી આપેલી નથી, એમ અર્થ છે. **'आद्यः'** પ્રથમ વિવાહ, તેની પૂર્વે વિવાહ ન થયો હોવાથી આદ્ય વિવાહ કહ્યો છે અથવા મુખ્ય બ્રાહ્મ વિધિવાળો વિવાહ ॥ ૧૫ ॥

**विजय.**—आद्यो ब्राह्मः 'शक्त्या कन्यामलङ्कृत्याहूय यत्र प्रदीयते स ब्राह्म' इति स्मार्तः।

આદ્ય એટલે બ્રાહ્મ. (બ્રાહ્મ, દૈવ, આર્ષ, પ્રાજાપત્ય, આસુર, ગાન્ધર્વ, રાક્ષસ અને પૈશાચ– એમ આઠ પ્રકારનાં લગ્નો વર્ણવ્યાં છે. તેમાં પ્રથમ વિધિને શ્રેષ્ઠ માનવામાં આવી છે.) શક્તિ અનુસાર કન્યાને અલંકૃત કરીને, (શ્રુતશીલકુળસમ્પન્ન) બ્રાહ્મણને નિમંત્રિત કરી, જેમાં કન્યાદાન કરવામાં આવે, તેને બ્રાહ્મ લગ્ન કહે છે, તેવું સ્મૃતિનું વચન છે. (મનુસ્મૃતિ અ-૩)

'पतिशुश्रूषणे यत्ता विषयासक्तिनिस्पृहा।
धर्मार्थकामहेतुर्या त्वप्रमत्तेति तां विदुः।'

પતિસેવામાં તત્પર, વિષયાસક્તિની સ્પૃહા વગરની તેમ જ ધર્મ, અર્થ અને કામ જેનો હેતુ છે તેને અપ્રમત્તા સાવધાન જાણવી.

**कामः स भूयान्नरदेव तेऽस्याः**
**पुत्र्याः समाम्नायविधौ प्रतीतः।**
**क एव ते तनयां नाद्रियेत**
**स्वयैव कान्त्या क्षिपतीमिव श्रियम्॥ १६**

હે નરદેવ, આપની આ પુત્રીનો વિવાહ વેદવિધિમાં પ્રસિદ્ધ હોય તે રીતે થાય. પોતાની દેહકાન્તિથી આભૂષણોની શોભાનો જાણે તિરસ્કાર કરતી હોય તેવી આપની પુત્રીનો કોણ અનાદર કરે? ॥ ૧૬ ॥

भूयाद्भवेत्। प्रतीतः 'गृभ्णामि ते सौभगत्वाय हस्तं मया पत्या' इत्यादिमन्त्रप्रसिद्धः। स्वयाङ्गकान्त्यैव। श्रियं भूषणादिशोभाम्॥ १६॥

**'भूयात्'** થાય– **'प्रतीतः'** શાસ્ત્રપ્રસિદ્ધ, ''સૌભાગ્ય માટે તારા હાથને હું ગ્રહણ કરું છું. મારી સાથે તું વૃદ્ધ થાય ત્યાં સુધી રહીશ.'' વગેરે મંત્ર પ્રસિદ્ધ છે. પોતાની દેહકાન્તિથી જ **'श्रियम्'** આભૂષણોની શોભાને ॥ ૧૬ ॥

**यां हर्म्यपृष्ठे क्वणदङ्घ्रिशोभां**
**विक्रीडतीं कन्दुकविह्वलाक्षीम्।**
**विश्वावसुर्न्यपतत्स्वाद्विमाना-**
**द्विलोक्य सम्मोहविमूढचेताः॥ १७**

यां विलोक्य न्यपतत्। सम्मोहेन विमूढं व्याकुलं चेतो यस्य। क्वणद्भ्यामङ्घ्रिभ्यां शोभा यस्याः॥ १७॥

**सुबोधिनी**—अप्सरसां सान्निध्येऽपि शोभया गृहीतचित्तः उपरि गच्छन् विमानात् तस्याः पुरतः पतित इति नारदादिवाक्यैर्ज्ञायते।

રાજમહેલની અગાશીમાં નૂપુરના ઝણકારથી શોભતાં ચરણવાળી, ઊછળતા દડાને (પકડવા) માટે વિહ્‌વળ નેત્રોવાળી, (સખીઓ સાથે) ખેલતી જે દેવહૂતિને નિહાળીને અતિમોહથી વ્યાકુળ ચિત્તવાળો બનેલો વિશ્વાવસુ ગન્ધર્વ પોતાના વિમાન પરથી ગબડી પડ્યો હતો, ॥ ૧૭ ॥

જેને જોઈને ગબડી પડ્યો હતો. અતિમોહથી **'विमूढम्'** વ્યાકુળ થયું છે ચિત્ત જેનું, ઝણકાર કરતાં નૂપુરવાળાં ચરણોથી જેમની શોભા છે તેવાં દેવહૂતિને ॥ ૧૭ ॥

અપ્સરાઓના સાન્નિધ્યમાં હોવા છતાં પણ દેવહૂતિજીની શોભાથી આકર્ષાયેલા ચિત્તવાળો, ઉપર ગતિ કરતો વિશ્વાવસુ વિમાનમાંથી તેમની (દેવહૂતિની) આગળ પડી ગયો, એમ નારદજી વગેરેનાં વચનો ઉપરથી જાણવામાં આવ્યું છે.

**तां प्रार्थयन्तीं ललनाललाम-**
**मसेवितश्रीचरणैरदृष्टाम् ।**
**वत्सां मनोरुच्चपदः स्वसारं**
**को नानुमन्येत बुधोऽभियाताम्॥ १८**

तां ललनानां ललामं भूषणभूताम्। असेवितौ श्रियश्चरणौ यैस्तैरदृष्टां द्रष्टुमप्ययोग्याम्। उच्चपद उत्तानपादस्य। अभियातां स्वयं प्राप्ताम्॥ १८॥

સૌન્દર્યવતી લલનાઓમાં ભૂષણરૂપ, ભગવતીશ્રીનાં ચરણોની ઉપાસના જેમણે કરી નથી તેવાઓ માટે તો જોવી પણ અશક્ય એવી મનુરાજાની પ્રેમાળ પુત્રી અને ઉત્તાનપાદની ભગિની, સામે ચાલીને આવેલી અને વરવાની પ્રાર્થના કરતી તે દેવહૂતિને કયો બુદ્ધિમાન મનુષ્ય ન સ્વીકારે? ॥ ૧૮ ॥

સુંદર સ્ત્રીઓમાં **'ललामम्'** ભૂષણરૂપ એવી તે દેવહૂતિદેવીને, ભગવતીશ્રીનાં ચરણોની ઉપાસના જેમણે નથી કરી તેવાઓ માટે તો **'अदृष्टाम्'** જોવા યોગ્ય પણ નહીં, **'उच्चपदः'** ઉત્તાનપાદની (ભગિની), **'अभियाताम्'** પોતાની મેળે આવી મળેલીને ॥ ૧૮ ॥

भजिष्ये स्वीकरिष्ये। 'यावदपत्योत्पत्तिस्ताव-द्गार्हस्थ्यं ततः परं संन्यासः' इति भाषाबन्धः समयः। तमेवाह।

**'भजिष्ये'** સ્વીકારીશ. 'જ્યાં સુધી સંતાનોત્પત્તિ થશે ત્યાં સુધી ગૃહસ્થધર્મ સ્વીકારીશ, ત્યાર પછી સંન્યાસ'– તેવી સમજુતિ કે શપથ છે. તે શપથને જ કહે છે.

**अतो भजिष्ये समयेन साध्वीं**
**यावत्तेजो बिभृयादात्मनो मे।**
**अतो धर्मान्पारमहंस्यमुख्यान्**
**शुक्लप्रोक्तान्बहु मन्येऽविहिंस्रान्॥ १९**

જ્યાં સુધી મારા આત્માનું તેજ તે ધારણ કરશે, ત્યાં સુધી (સંસાર-વ્યવહાર માટે) સાધ્વી દેવહૂતિને હું સ્વીકારીશ. ત્યાર પછી શુક્લનારાયણ ભગવાન વિષ્ણુએ કહેલા શમપ્રધાન એવા પરમહંસોના ધર્મોને જ મહત્ત્વ આપીશ. ॥ ૧૯ ॥

यावदात्मनो मम तेजो गर्भं बिभृयात्। यद्वा ममात्मनो देहाच्च्युतं तेजो वीर्यं बिभृयादिति। अतः परं पारमहंस्यं ज्ञानं तस्मिन्मुख्यान् शुक्लेन विष्णुना साक्षात्प्रकर्षेणोक्तानविहिंस्रान्हिंसारहितान् शमादीन् बहु यथाभवत्येवमनुष्ठेयान्मन्ये॥ १९॥

**वि.चक्र.**—पारमहंस्यान् ज्ञानादपि मुख्यान् निष्परिग्रहभक्तिरूपान्।

ननु तव पितुः प्रजापतेराज्ञा सृष्टावेव न संन्यासे तत्राह—**यत इति।**

**यतोऽभवद्विश्वमिदं विचित्रं**
**संस्थास्यते यत्र च वाव तिष्ठते।**
**प्रजापतीनां पतिरेष मह्यं**
**परं प्रमाणं भगवाननन्तः॥ २०**

संस्थास्यते च लयं यास्यति। वावेति एवार्थे। ऋणत्रयापाकरणानन्तरं संन्यास एव मादृशानां भगवतोक्त इत्यर्थः॥ २०॥

**मैत्रेय उवाच**

**स उग्रधन्वन्नियदेवाबभाष**
**आसीच्च तूष्णीमरविन्दनाभम्।**
**धियोपगृह्णन्स्मितशोभितेन**
**मुखेन चेतो लुलुभे देवहूत्याः॥ २१**

हे उग्रधन्वन्विदुर। लुलुभे मुनेर्मुखेन प्रलोभ्यते स्म। यद्वा मुखेन प्रलोभितवान्॥ २१॥

**सोऽनु ज्ञात्वा व्यवसितं महिष्या दुहितुः स्फुटम्।**
**तस्मै गुणगणाढ्याय ददौ तुल्यां प्रहर्षितः॥ २२**

જ્યાં સુધી મારા આત્માના **'તેજઃ'** તેજરૂપ ગર્ભને સાધ્વી દેવહૂતિ ધારણ કરે ત્યાં સુધી અથવા મારા શરીરમાંથી વિભક્ત થયેલું તેજ તે ધારણ કરે ત્યાં સુધી– ત્યારબાદ **'शुक्लेन'** શુક્લનારાયણ ભગવાન વિષ્ણુ દ્વારા સાક્ષાત્ વિસ્તારપૂર્વક કહેવાયેલા પરમહંસોના ધર્મો, જેમાં જ્ઞાન મુખ્ય છે તેવા અહિંસક– શમપ્રધાન ધર્મો, જે રીતે ખૂબ થાય તે રીતે મારા દ્વારા અનુષ્ઠાન કરવા યોગ્ય છે, તેમ હું માનું છું. ॥ ૧૯ ॥

પરમહંસોના ધર્મોનું અર્થાત્ જ્ઞાનથી પણ મુખ્ય એવા પરિગ્રહરહિત ભક્તિરૂપ ધર્મોનું અનુષ્ઠાન કરીશ.

શંકા કરવામાં આવી છે કે બ્રહ્માજીની આજ્ઞા તો સૃષ્ટિ કરવાની જ હતી, નહીં કે સંન્યાસ, તે માટે કહે છે — **'यतः इति।'**

જે ભગવાનથી આ વિચિત્ર વિશ્વની ઉત્પત્તિ થઈ છે, જેમાં લય થાય છે તથા જેમનામાં જ આ વિશ્વ રહેલું છે, તે પ્રજાપતિઓના પતિ ભગવાન અનન્ત જ મારે માટે પરમ પ્રમાણ છે. ॥ ૨૦ ॥

**'संस्थास्यते'** લય પામે છે. **'वाव इति'** તેમના આધારે જ રહેલું છે – એમ **'एव'** ના અર્થમાં **'वाव'** છે. ત્રણ ઋણમાંથી મુક્ત થયા પછી મારા જેવાઓને માટે સંન્યાસની આજ્ઞા ભગવાન દ્વારા કરાઈ છે, એમ અર્થ છે. ॥ ૨૦ ॥

**મૈત્રેયમુનિ બોલ્યા** – હે પ્રચંડ ધનુષ્યવાળા (વિદુરજી), તે મુનિરાજ કર્દમ આટલું જ વદીને વિરમ્યા અને શ્રીપદ્મનાભ પ્રભુને બુદ્ધિથી (હૃદયમાં) ધારણ કરતાં મૌન બન્યા. (મુનિરાજના) સ્મિતશોભિત મુખથી દેવહૂતિનું ચિત્ત આકર્ષાયું. ॥ ૨૧ ॥

હે પ્રચંડ ધનુષ્યવાળા વિદુરજી, **'लुलुभे'** મુનિરાજના મુખથી દેવહૂતિજી આકર્ષાયાં અથવા દેવહૂતિના સ્મિતશોભિત મુખથી કર્દમઋષિ આકર્ષિત થયા. ॥ ૨૧ ॥

તે મહારાજ મનુએ મહારાણીનો તેમ જ દીકરીનો સ્પષ્ટ નિર્ણય જાણીને પછી ગુણોના સમૂહથી સમૃદ્ધ એવા તે કર્દમઋષિને તેમને યોગ્ય કન્યા અત્યન્ત હર્ષિત થઈ સમર્પિત કરી. ॥ ૨૨ ॥

स मनुः। अन्वनन्तरम्। महिष्याश्च व्यवसितं निश्चयं ज्ञात्वा॥ २२॥

'**सः**' તે મહારાજ મનુ '**अनु**' ત્યાર બાદ (દીકરીનો) અને મહારાણીનો પણ '**व्यवसितम्**' નિર્ણય જાણીને ॥ ૨૨ ॥

**शतरूपा महाराज्ञी पारिबर्हान्महाधनान्।**
**दम्पत्योः पर्यदात्प्रीत्या भूषावासः परिच्छदान्॥ २३**

મહારાણી શતરૂપાએ નવદમ્પતીને મહામૂલી પહેરામણી– આભૂષણ, વસ્ત્રો, ઘરવખરી પ્રેમપૂર્વક આપી. ॥ ૨૩ ॥

पारिबर्हान्विवाहकाले प्रदेयान्। भूषाः भूषणानि वासांसि परिच्छदान्गृहोपकरणानि च॥ २३॥

'**पारिबर्हान्**' વિવાહસમયે આપવા યોગ્ય પહેરામણી વગેરેને '**भूषाः**' આભૂષણોને '**परिच्छदान्**' ઘરવખરીને ॥ ૨૩ ॥

**प्रत्तां दुहितरं सम्राट् सदृक्षाय गतव्यथः।**
**उपगुह्य च बाहुभ्यामौत्कण्ठ्योन्मथिताशयः॥ २४**

સુયોગ્ય વરને (દીકરી આપીને) નિશ્ચિંત થયેલા ચક્રવર્તી રાજા મનુ દીધેલી દીકરીને બન્ને બાહુથી ભેટીને અતિ પ્રેમથી વ્યાકુળ ચિત્તવાળા થઈ ગયા. ॥ ૨૪ ॥

प्रत्तां दत्ताम्। सदृक्षाय सदृशाय। गता व्यथा चिन्ता यस्य। औत्कण्ठ्येनोन्मथितः क्षुभित आशयो यस्य॥ २४॥

'**प्रत्ताम्**' આપેલી દીકરીને '**सदृक्षाय**' સુયોગ્ય વરને– દૂર થઈ છે '**व्यथा**' ચિન્તા જેમની– અતિપ્રેમથી '**उन्मथितः**' વ્યાકુળ બન્યું છે ચિત્ત જેમનું ॥ ૨૪ ॥

**अशक्नुवंस्तद्विरहं मुञ्चन्बाष्पकलां मुहुः।**
**आसिञ्चदम्ब वत्सेति नेत्रोदैर्दुहितुः शिखाः॥ २५**

તે દેવહૂતિના વિરહને સહી ન શકતા, વારંવાર અશ્રુબિન્દુ વહાવતા, હે બેટા, હે દીકરી, એમ બોલતા, નયનજળથી દીકરીના કેશકલાપને ભીંજવતા, ॥ ૨૫ ॥

तस्या विरहं सोढुं हे अम्ब हे वत्से इति ब्रुवन्। सन्धिरार्षः। शिखाः केशानासिञ्चत् ॥ २५॥

તે દેવહૂતિનો વિરહ સહન કરવા માટે હે પુત્રી, હે બેટા! એમ બોલતા '**वत्से–इति**' ની સંધિ આર્ષ છે. '**शिखाः**' પુત્રીના કેશને સિંચતા ॥ ૨૫ ॥

**आमन्त्र्य तं मुनिवरमनुज्ञातः सहानुगः।**
**प्रतस्थे रथमारुह्य सभार्यः स्वपुरं नृपः॥ २६**

॥ २६॥

તે મુનિરાજની આજ્ઞા લઈ, અનુમોદન પામીને, ભાર્યાસહિત રથમાં બિરાજીને સેવકો સાથે રાજાએ પોતાના નગર તરફ પ્રસ્થાન કર્યું. ॥ ૨૬ ॥ ૨૬ ॥

**उभयोर्ऋषिकुल्यायाः सरस्वत्याः सुरोधसोः।**
**ऋषीणामुपशान्तानां पश्यन्नाश्रमसम्पदः॥ २७**

(માર્ગમાં) ઋષિકુળનું હિત કરનારી સરસ્વતી નદીના બન્ને બાજુના સુંદર કિનારાઓ ઉપર વસેલા શાન્ત સ્વભાવવાળા ઋષિઓના આશ્રમોની સમ્પત્તિ જોતા (રાજા જતા હતા.) ॥ ૨૭ ॥

ऋषिकुलहितायाः उभयोः सुरोधसोः शोभनतटयोः॥ २७॥

ઋષિકુળનું હિત કરનારી સરસ્વતી નદીના બંને બાજુના '**सुरोधसोः**' સુંદર કિનારાઓ ઉપર વસેલા ॥ ૨૭ ॥

**वंशीधरी**—आश्रमसम्पदोऽग्निहोत्रादिसाधनस्रुक्स्रुवादिलक्षणा वेदध्वनिलक्षणा वा। 'ऋचो यजूंषि सामानि सा हि श्रीरमृता सताम्' इत्यादिश्रुतेः।

સ્રુક્, સ્રુવા વગેરે જેવાં, અગ્નિમાં હવન કરવાનાં યજ્ઞીય સાધનોરૂપ આશ્રમની સમ્પત્તિને અથવા વેદોચ્ચારણના ધ્વનિના લક્ષણરૂપ સમ્પત્તિને– 'ઋગ્વેદ, યુજર્વેદ, સામવેદ એ જ સત્પુરુષોની અમૃતમયી શ્રી છે.' વગેરે શ્રુતિ છે.

**विजय.**—उपशान्तानामतिशयितभगवन्निष्ठानाम्।

અતિશય ભગવન્નિષ્ઠાવાળા એટલે શાન્ત મનોવૃત્તિવાળા– તેવા ઋષિઓના

**तमायान्तमभिप्रेत्य ब्रह्मावर्तात्प्रजाः पतिम्।**
**गीतसंस्तुतिवादित्रैः प्रत्युदीयुः प्रहर्षिताः॥ २८**

તે રાજાને આવી રહેલા જાણીને અત્યન્ત હર્ષિત થયેલી પ્રજાઓ ગીત, સ્તુતિ અને વાદ્યોની સાથે તેમનું સામૈયું કરવા બ્રહ્માવર્ત દેશમાંથી ગઈ. ॥ ૨૮ ॥

अभिप्रेत्य ज्ञात्वा ब्रह्मावर्ताद्देशात्प्रजाः पतिं प्रत्युज्जग्मुः॥ २८॥

**'अभिप्रेत्य'** જાણીને, બ્રહ્માવર્ત દેશમાંથી પ્રજાઓ રાજાને વધાવવા ગઈ. ॥ ૨૮ ॥

कोऽसौ ब्रह्मावर्त इत्यपेक्षायामाह—यत्र **बर्हिष्मती नाम पुरीति**।

આ બ્રહ્માવર્ત કયું, એવી અપેક્ષા માટે કહે છે— જ્યાં બર્હિષ્મતી નામની નગરી છે.

**बर्हिष्मती नाम पुरी सर्वसम्पत्समन्विता।**
**न्यपतन्यत्र रोमाणि यज्ञस्याङ्गं विधुन्वतः॥ २९**

જ્યાં બર્હિષ્મતી નામની સર્વ સમ્પત્તિઓથી ભરેલી નગરી છે, જેમાં પોતાના શ્રીઅંગને ધુણાવતા યજ્ઞમૂર્તિ શ્રીવરાહનારાયણનાં રોમ ખર્યાં હતાં. ॥ ૨૯ ॥

साऽपि कुत्र। यत्र यज्ञस्य यज्ञवराहस्य रोमाणि न्यपतन्निति। यत्रेति सर्वत्र सम्बध्यते॥ २९॥

પરંતુ તે નગરી ક્યાં છે? જ્યાં **'यज्ञस्य'** યજ્ઞનારાયણ વરાહનાં રોમ ખર્યાં હતાં. **'यत्र'** જ્યાં શબ્દ સર્વત્ર (બન્ને સ્થળે) જોડાય છે. ॥ ૨૯ ॥

**विजय.**—जलार्द्रमङ्गं विधुन्वतो यज्ञवराहस्याङ्गाद्रोमाणि ज्ञानानन्दलक्षणानि यत्र बर्हिष्मत्यां न्यपतन् सहस्रशोऽवतारा अभिव्यक्ता अभूवन्नित्यर्थः।

જળથી આર્દ્ર થયેલા શ્રીઅંગને કંપાવતા વરાહનારાયણના શ્રીઅંગમાંથી જ્ઞાન અને આનંદના લક્ષણરૂપ રોમ, જે બર્હિષ્મતીમાં ખર્યાં, ત્યાં દર્ભરૂપે હજારો અવતારો અભિવ્યક્ત થયા, એમ અર્થ છે.

**सुबोधिनी**—तद्धि देवानामासनम्, तद्यत्र, तत्रैव हि देवाः। यत्र पुनस्तत् स्वाभाविकम्, तत्राऽऽवाहनापेक्षाऽपि नाऽस्ति।

ખરેખર, તે **'बर्हिष्'** દર્ભ દેવોનું આસન છે. જ્યાં તે આસન છે ત્યાં જ દેવો છે. વળી, જ્યાં દેવોનો કુદરતી વાસ છે ત્યાં તેમનું આવાહન કરવાની અપેક્ષા પણ હોય નહીં.

बर्हिष्मतीनामनिरुक्तिं ब्रुवन्प्रसङ्गाद्देशस्य श्रैष्ठ्यमाह द्वाभ्याम्।

**बर्हिष्मती'** નામની વ્યુત્પત્તિ કહેતાં, તે સમ્બન્ધી સ્થાનની શ્રેષ્ઠતા બે શ્લોકો વડે કહે છે.

**कुशाः काशास्त एवासन् शश्वद्धरितवर्चसः।**
**ऋषयो यैः पराभाव्य यज्ञघ्नान्यज्ञमीजिरे॥ ३०**

(શ્રીવરાહ ભગવાનનાં) તે જ રોમ સદાય લીલા રંગનાં રહેનારાં કુશ અને કાશ થયાં, જે કુશ-કાશથી ઋષિઓએ યજ્ઞવિધ્વંસકોને પરાજિત કરી યજ્ઞનારાયણ વિષ્ણુભગવાનનું પૂજન કર્યું હતું. ॥ ૩૦ ॥

कुशाः काशाश्चासन्। शश्वन्नित्यं हरितं वर्चो वर्णो येषाम्। यज्ञघ्नान् राक्षसादीन्। पराभवं नीत्वा यज्ञं विष्णुम्॥ ३०॥

(યજ્ઞનારાયણ વરાહનાં રોમ) કુશ અને કાશ થયાં. **'શશ્વત્'** સદાય હરિત છે **'વર્ચઃ'** વર્ણ જેમનો, **'યજ્ઞઘ્નાન્'** યજ્ઞનો નાશ કરનારા રાક્ષસો વગેરેને પરાજિત કરીને **'યજ્ઞમ્'** યજ્ઞરૂપ વિષ્ણુને (પૂજ્યા હતા.) ॥ ૩૦ ॥

**कुशकाशमयं बर्हिरास्तीर्य भगवान्मनुः।**
**अयजद्यज्ञपुरुषं लब्धा स्थानं यतो भुवम्॥ ३१**

ભગવાન મનુએ જ્યાં ભૂમિરૂપ સ્થાન પ્રાપ્ત કર્યું હતું, ત્યાં કુશ અને કાશ દર્ભોને પાથરીને અથવા ભગવાન પાસેથી પૃથ્વી મેળવી તે યજ્ઞપુરુષ પરમાત્માનું પૂજન કર્યું હતું. ॥ ૩૧ ॥

यज्ञपुरुषं विष्णुं यत इति यत्रायजत्। भुवं स्थानम्। लब्धेति तृन्प्रत्ययान्तम्। लब्धवान्सन्नित्यर्थः। यतो लब्धवांस्तं यज्ञपुरुषमिति वा। एतेन स्वर्गादपि भूमिः श्रेष्ठा, तत्रापि तत्स्थानं श्रेष्ठमित्युक्तं भवति॥ ३१॥

**'યજ્ઞપુરુષમ્'** યજ્ઞપુરુષ વિષ્ણુને પૂજ્યા હતા. **'યતઃ ઇતિ'** જ્યાં પૂજન કર્યું હતું. **'ભુવમ્'** ભૂમિના સ્થાનને– અહીં **लभ्+धृ = लब्धृ,** એમ તૃ પ્રત્યયવાળું રૂપ છે (મેળવ્યું) એમ અર્થ છે. અથવા જે ભગવાનની પાસેથી પ્રાપ્ત કર્યું હતું, તે યજ્ઞપુરુષને પૂજ્યા હતા. આને કારણે ભૂમિ સ્વર્ગ કરતાં પણ શ્રેષ્ઠ છે અને તેમાં પણ તે સ્થાન શ્રેષ્ઠ છે, તેમ કહેવા માંગે છે. ॥ ૩૧ ॥

**वंशीधरी**—स्वर्गादपि भूमिः श्रेष्ठेति खट्वाङ्गोपाख्याने स्फुटतरं स्वर्गाद् भूतलागमनेनावसीयते। तत्रापि भूमितलेऽपि तत्स्थानं भारतान्तर्गतार्यावर्त्तमध्यवर्त्ति ब्रह्मावर्त्तमित्यर्थः॥ ३१॥

સ્વર્ગથી પણ ભૂમિ શ્રેષ્ઠ છે તેમ ખટ્વાંગ રાજાની આખ્યાયિકામાં સ્વર્ગમાંથી પૃથ્વી ઉપર આગમન દ્વારા વધુ સ્પષ્ટ નિશ્ચિત થાય છે. વળી, તે ભૂતળ ઉપર પણ તે સ્થાન ભારતમાં આવેલા આર્યાવર્તની મધ્યમાં બ્રહ્માવર્ત છે, એમ અર્થ છે. (યમુનાજી અને કુરુક્ષેત્રની વચ્ચે આવેલો પ્રદેશ બ્રહ્માવર્ત કહેવાય છે.)

प्रस्तुतमाह।

ઉપસ્થિત વિષયને જણાવે છે.

**बर्हिष्मतीं नाम विभुर्यां निर्विश्य समावसत्।**
**तस्यां प्रविष्टो भवनं तापत्रयविनाशनम्॥ ३२**

બર્હિષ્મતી નામની જે નગરી છે, જેમાં સમર્થ મનુ મહારાજ વસ્યા હતા. તેમાં પ્રવેશ કરીને તેમણે ત્રણેય પ્રકારના તાપનો નાશ કરનારા રાજમહેલમાં પ્રવેશ કર્યો. ॥ ૩૨ ॥

यां बर्हिष्मतीं नाम पुरीं समावसत्। पूर्वं यस्यामुषितस्तस्यां निर्विश्य भवनं प्रविष्टः सन् भोगान् बुभुज इत्यन्वयः॥ ३२॥

જે બર્હિષ્મતી નામની નગરીમાં વસતા હતા. પહેલાં જેમાં નિવાસ કર્યો હતો તેમાં પ્રવેશ કરીને રાજમહેલમાં પ્રવેશીને ભોગો ભોગવ્યા, એમ સમ્બન્ધ છે. ॥ ૩૨ ॥

**सभार्यः सप्रजः कामान्बुभुजेऽन्याविरोधतः।**
**सङ्गीयमानसत्कीर्तिः सस्त्रीभिः सुरगायकैः।**
**प्रत्यूषेष्वनुबद्धेन हृदा शृण्वन् हरेः कथाः॥ ३३**

અપ્સરાઓ સહિત દેવગાયક ગન્ધર્વો દ્વારા જેમની નિર્મળ કીર્તિ સુંદર રીતે ગાવામાં આવતી હતી તેવા મહારાજ મનુ પત્ની તથા પ્રજા સહિત પ્રતિદિન પ્રાતઃકાળે એકાગ્ર હૃદયથી શ્રીહરિની કથાઓને સાંભળતા, ધર્મ, અર્થ તથા મોક્ષને અનુકૂળ રીતે કામભોગો ભોગવવા લાગ્યા.॥ ૩૩ ॥

अन्येषां धर्मादीनामविरोधेन। प्रत्यूषेषु उषःसु सङ्गीयमाना सत्कीर्तिर्यस्य, तथापि स्वयं हरेरेव कथाः शृण्वन्भोगान्बुभुजे॥ ३३॥

**वंशीधरी**—अविरोधेन यथा कामभोगैर्धर्मार्थमोक्षा न नश्येयुस्तथा बुभुज इत्यर्थः।

**निष्णातं योगमायासु मुनिं स्वायम्भुवं मनुम्।**
**यदाभ्रंशयितुं भोगा न शेकुर्भगवत्परम्॥ ३४**

योगमायासु ऐच्छिकभोगरचनासु। यद्यतः आभ्रंशयितुं आ ईषदपि भ्रंशयितुमभिभवितुम् ॥ ३४॥

**अयातयामास्तस्यासन्यामाः स्वान्तरयापनाः।**
**शृण्वतो ध्यायतो विष्णोः कुर्वतो ब्रुवतः कथाः॥ ३५**

अतो यातो यामो यस्य पक्वस्यान्नस्य तद्गतसारं भवति, अतोऽन्यदपि गतसारं यातयाम-मुच्यते। अयातयामा अगतसारा आसन्। स्वान्तरं तदीयं मन्वन्तरं यापयन्ति गमयन्ति ते यामाः कालावयवाः। कुर्वतः स्ववाक्यैरुपनिबध्नतः ॥ ३५॥

**स एवं स्वान्तरं निन्ये युगानामेकसप्ततिम्।**
**वासुदेवप्रसङ्गेन परिभूतगतित्रयः॥ ३६**

परिभूतं गतित्रयं जाग्रदादि सात्त्विकादि वा येन॥ ३६॥

ધર્મ વગેરે અન્ય પુરુષાર્થોનો વિરોધ ન થાય તેમ, પ્રતિદિન **'प्रत्यूषेषु'** પ્રાતઃકાળે સુંદર રીતે ગવાઈ રહી છે સત્કીર્તિ જેની, છતાં પણ પોતે શ્રીહરિની જ કથાઓને સાંભળતાં મહારાજ મનુએ ભોગોને ભોગવ્યા. ॥ ૩૩ ॥

કામભોગો વડે ધર્મ, અર્થ, મોક્ષનો વિરોધ જે રીતે ન થાય, અર્થાત્ ધર્મ, અર્થ, મોક્ષ જે રીતે નાશ ન પામે, તે રીતે ભોગોને ભોગવ્યા.

ઈચ્છાનુસાર ભોગોની રચના કરવામાં નિષ્ણાત એવા સ્વાયમ્ભુવ મનુ રાજાને સંસારના ભોગો જરા પણ ભ્રષ્ટ કરી શક્યા નહીં, કારણ કે તેઓ મનનશીલ અને ભગવત્પરાયણ હતા. ॥ ૩૪ ॥

**'योगमायासु'** ઈચ્છાનુસાર ભોગોની રચના કરવામાં નિપુણ **'यत्'** કારણ કે **'आभ्रंशयितुम्'** **'आ'** સ્હેજ પણ **'भ्रंशयितुम्'** પરાભવ પમાડવા શક્તિમાન થયા નહીં. ॥ ૩૪ ॥

ભગવાન વિષ્ણુની કથાઓને સાંભળતાં, વિચારતાં, રચતાં અને કથા કરતાં તે સમ્રાટના (પોતાના) મન્વન્તર કાળના પ્રહરો નિઃસાર ગયા નહીં.॥ ૩૫ ॥

આ પ્રમાણે જે અન્ન પરિપક્વ થયા પછી એક પ્રહર સુધી રહે તે નિઃસાર બને છે. આથી, બીજું જે કાંઈ સાર વગરનું હોય તે **'यातयामम्'** કહેવાય છે. **'अयातयामाः'** સાર ગયો નથી એવા તેમના પ્રહરો હતા. **'स्व-अन्तरम्'** પોતાનો મન્વન્તરકાળ **'यापयन्ति'** પસાર કરે તે પ્રહરો, કાળના અવયવો– **'कुर्वतः'** પોતાના શબ્દોથી (ભગવત્કથાઓની) નવી રચના કરતા ॥ ૩૫ ॥

આ પ્રમાણે તે મહારાજ મનુએ ઈકોતેર યુગનો પોતાનો મન્વન્તર કાળ ભગવાન વાસુદેવની કથાઓમાં વિતાવ્યો, જેથી તેમણે ત્રણેય ગતિઓનો પરાજય કર્યો હતો. ॥ ૩૬ ॥

પરાજિત કરવામાં આવી છે **'गतित्रयम्'** જાગ્રત્– સ્વપ્ન– સુષુપ્તિરૂપ અથવા સત્ત્વ-રજસ્-તમસ્રૂપ ત્રણ ગતિઓ જેમના દ્વારા ॥ ૩૬ ॥

**शारीरा मानसा दिव्या वैयासे ये च मानुषाः।**
**भौतिकाश्च कथं क्लेशा बाधन्ते हरिसंश्रयम्॥ ३७**

हे વિદુરજી, શ્રીહરિના શરણાગતને શારીરિક, માનસિક, દૈવિક, મનુષ્યકૃત અને આધિભૌતિક ક્લેશો કેમ પીડી શકે? ॥ ૩૭ ॥

दिव्यास्त्वान्तरिक्षाः। मानुषाः शत्रुप्रभवाः। भौतिकाः शीतोष्णादिप्रभवाः।वैयासे हे विदुर॥ ३७॥

**'दिव्याः'** અન્તરિક્ષમાંથી થતા ક્લેશો (વીજળી, વૃષ્ટિ વગેરે), **'मानुषाः'** શત્રુને કારણે થતા ક્લેશો, **'भौतिकाः'** ઠંડી-ગરમીને કારણે થતા ક્લેશો (ભૂકમ્પ, પ્રાણીઉપદ્રવ વગેરે)– **'वैयासे'** હે વ્યાસનંદન! ॥ ૩૭ ॥

तस्य ज्ञानातिशयमाह—**य इति।**

તે મહારાજ મનુના અતિશય જ્ઞાનને જણાવે છે— **'यः इति।'**

**यः पृष्टो मुनिभिः प्राह धर्मान्नानाविधान् शुभान्।**
**नृणां वर्णाश्रमाणां च सर्वभूतहितः सदा॥ ३८**

સર્વ પ્રાણીઓનું સદા હિત કરનારા જે મહારાજ મનુએ મુનિઓના પૂછવાથી મનુષ્યોના તથા વર્ણો અને આશ્રમોના અનેક પ્રકારના મંગળમય ધર્મો કહ્યા છે. ॥ ૩૮ ॥

नृणां साधारणधर्मान्॥ ३८॥

**वंशीधरी**—स यच्च स्मृतिं चकार तदप्यधिकारानुसारेण भक्तौ तान् प्रवेशयितुमेव।

મનુષ્યોના સામાન્ય ધર્મોને ॥ ૩૮ ॥

તે મનુમહારાજે જે મનુસ્મૃતિ રચી તે પણ અધિકાર અનુસાર, ભક્તિમાં મનુષ્યોને પ્રવેશ કરાવવા માટે જ રચી છે.

**एतत्त आदिराजस्य मनोश्चरितमद्भुतम्।**
**वर्णितं वर्णनीयस्य तदपत्योदयं शृणु॥ ३९**

વર્ણન કરવા યોગ્ય આદિરાજ શ્રીસ્વાયમ્ભુવ મનુનું આ અલૌકિક આખ્યાન આપને કહ્યું, હવે તેમની પુત્રી દેવહૂતિના પ્રભાવનું શ્રવણ કરો. ॥ ૩૯ ॥

तस्य यदपत्यं देवहूतिस्तस्योदयं प्रभावम् ॥ ३९॥

તેમની જે પુત્રી દેવહૂતિ છે તેના **'उदयम्'** પ્રભાવને સાંભળો. ॥ ૩૯ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां तृतीयस्कन्धे द्वाविंशोऽध्यायः॥ २२॥
इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां द्वाविंशोध्यायः॥ २२॥

❋❋❋❋❋

# अथ त्रयोविंशोऽध्यायः

## કર્દમ અને દેવહૂતિનો વિવાહ

त्रयोविंशे ततो योगनिर्मिते सर्वसम्पदि।
विमाने कामगे चित्रा तयो रतिरुदीर्यते॥ १

ત્યારબાદ ત્રેવીસમા અધ્યાયમાં યોગથી નિર્માણ કરાયેલા, સર્વ સમ્પત્તિવાળા, ઈચ્છાનુસાર ગતિ કરનારા વિમાનમાં તે બન્નેની (કર્દમઋષિ અને દેવહૂતિજીની) અદ્‌ભુત રતિક્રીડા વર્ણવવામાં આવે છે. ॥ ૧ ॥

मैत्रेय उवाच

**पितृभ्यां प्रस्थिते साध्वी पतिमिङ्गितकोविदा।**
**नित्यं पर्यचरत्प्रीत्या भवानीव भवं प्रभुम्॥ १**

प्रस्थिते गमने कृते सति॥ १॥

**सुबोधिनी**—सेवा सैव, या भर्तू रोचते। रुचिश्च महान् न वदतीति, तदिङ्गितैर्ज्ञातव्येति। तज्ज्ञानं च पातिव्रत्यादेव जातमित्याह— इङ्गितकोविदेति। इङ्गिते कोविदा पण्डिता। दीर्घकालादरनैरन्तर्यसेवा फलदा भवतीति तदाह—नित्यं प्रीत्येति। नित्यमिति दीर्घनैरन्तर्ये। प्रीतिरादरः स्नेहश्च सेव्यवश्यत्वहेतुः। निष्कामकामनायामावश्यकत्वे च दृष्टान्तः। भवानीव भवमिति। विवाहात् पूर्वं प्रभुत्वेनैव पार्वत्या सेवितः। केवलं मनसा पतिरिति जानाति, पूर्वसंस्काराच्च। तद्वदियमपि सम्बन्धरहिता काम्यालङ्कारादिकामना-रहिता चावश्यकत्वेनैव सेवां कृतवतीत्यर्थः॥ १॥

**મૈત્રેયમુનિ બોલ્યા** – માતા-પિતાએ પ્રસ્થાન કર્યું ત્યારે ચિત્તવિજ્ઞાનચતુરા (અન્યના મનની વાત જાણી લેવામાં નિપુણ) સાધ્વી દેવહૂતિ, ભવાની (પાર્વતી) શંકરની સેવા કરે તેમ નિરન્તર પ્રેમપૂર્વક (પતિદેવની) પરિચર્યા કરવા લાગ્યાં. ॥ ૧ ॥

**'प्रस्थिते'** પ્રસ્થાન કર્યું ત્યારે ॥ ૧ ॥

સેવા એ જ કે જે પતિને ગમે. મહાન મનુષ્યો પોતાની ઇચ્છા જણાવતા નથી. તેમની ઇચ્છા તેમના ઈશારાથી જાણવાની હોય છે. પતિવ્રતાધર્મથી જ તેનું જ્ઞાન થાય છે, તેમ કહે છે. ચિત્તના અભિપ્રાયને જાણવામાં નિપુણ. દીર્ઘકાળ પર્યન્ત, આદરપૂર્વક, નિરન્તરપણે કરેલી સેવા ફળદાયી બને છે, તે કહે છે. **'नित्य'** શબ્દ દીર્ઘકાળ પર્યંતના નિરન્તરપણાને દર્શાવે છે. **'प्रीत्या'** પદ આદર અને સ્નેહ સેવ્યને વશ કરવાના કારણરૂપ છે, તેમ બતાવે છે. નિષ્કામ પ્રેમમાં કર્તવ્યરૂપ દૃષ્ટાંત છે. ભવાની જેમ ભવ પ્રભુની સેવા કરે છે તેમ. લગ્ન પૂર્વે પાર્વતીજી શંકરની પ્રભુરૂપે જ સેવા કરતાં હતાં. પૂર્વના સંસ્કારને કારણે કેવળ મનમાં જ જાણતાં હતાં કે પોતાના પતિ છે. તે જ રીતે આ દેવહૂતિ પણ દેહસંબંધ વગર, ઇચ્છિત અલંકાર વગેરેની કામના વિના જ માત્ર કર્તવ્યની ભાવનાથી જ સેવા કરતાં હતાં, એમ અર્થ છે.

**विश्रम्भेणात्मशौचेन गौरवेण दमेन च।**
**शुश्रूषया सौहृदेन वाचा मधुरया च भो॥ २**
॥ २॥

**सुबोधिनी**—मधुरा च वाणी पूर्वोक्तसर्वगुणेषु प्राणभूता।

હે વિદુરજી! વિશ્વાસ, અન્તઃકરણની પવિત્રતા, આદરભાવ, ઇન્દ્રિયનિગ્રહ, સેવા, સ્નેહ તેમ જ મધુરવાણીથી ॥ ૨॥ ૨ ॥

પૂર્વે જણાવેલા સર્વ (છ) ગુણોમાં મધુર વાણી (સર્વસદ્‌ગુણોના) પ્રાણરૂપ છે. (એના વિના સમસ્ત ગુણો વ્યર્થ છે.)

**विसृज्य कामं दम्भं च द्वेषं लोभमघं मदम्।**
**अप्रमत्तोद्यता नित्यं तेजीयांसमतोषयत्॥ ३**

અને કામ, કપટ, દ્વેષ, લોભ, નિષિદ્ધાચાર તથા અભિમાનનો ત્યાગ કરીને સદા સાવધાન અને તત્પર રહીને દેવહૂતિએ અતિ તેજસ્વી એવા કર્દમઋષિને પ્રસન્ન કર્યા. ॥ ૩ ॥

दम्भं कपटम्। अघं निषिद्धाचरणम्। तेजीयांसमतितेजस्विनम्॥ ३॥

**स वै देवर्षिवर्यस्तां मानवीं समनुव्रताम्।**
**दैवाद्गरीयसः पत्युराशासानां महाशिषः॥ ४**

**कालेन भूयसा क्षामां कर्शितां व्रतचर्यया।**
**प्रेमगद्गदया वाचा पीडितः कृपयाऽब्रवीत्॥ ५**

दैवाद्गरीयसो दैवादपि गुरुतरात्। दैवमप्यन्यथा कर्तुं समर्थादित्यर्थः॥ ४॥

व्रतचर्यया कर्शितां तत्रापि भूयसा कालेनातिक्षामामित्यर्थः॥ ५॥

कर्दम उवाच

**तुष्टोऽहमद्य तव मानवि मानदायाः**
**शुश्रूषया परमया परया च भक्त्या।**
**यो देहिनामयमतीव सुहृत्स्वदेहो**
**नावेक्षितः समुचितः क्षपितुं मदर्थे॥ ६**

सुहृत्प्रियः। मदर्थे क्षपयितुं नावेक्षितो न गणितः। समुचितः श्लाघ्योऽपि मत्सेवासक्त्योपेक्षित इत्यर्थः॥ ६॥

**ये मे स्वधर्मनिरतस्य तपःसमाधि-**
**विद्यात्मयोगविजिता भगवत्प्रसादाः।**
**तानेव ते मदनुसेवनयाऽवरुद्धान्**
**दृष्टिं प्रपश्य वितराम्यभयानशोकान्॥ ७**

**'दम्भम्'** કપટને– **'अघम्'** શાસ્ત્રમાં નિષેધ કરવામાં આવેલા આચરણને– **'तेजीयांसम्'** અતિ તેજસ્વી એવા કર્દમઋષિને ॥ ૩ ॥

ખરેખર, દેવર્ષિઓમાં શ્રેષ્ઠ એવા તે કર્દમઋષિ પોતાને અનુસરીને ચાલનારી, દૈવ કરતાં પણ શ્રેષ્ઠ એવા પતિ પાસેથી (ભગવાનની માતા બનવાની) મહાન કામનાની આશા સેવતી તેમ જ ચિરકાળપર્યંત વ્રતાચરણ કરવાથી શરીરે કૃશ અને દુર્બળ બનેલી તે મનુરાજકુમારીને (જોઈને) દુઃખી થઈ પ્રેમથી ગળગળી બનેલી વાણીથી (કૃપાપૂર્વક) કહેવા લાગ્યા.॥ ૪॥૫ ॥

**'दैवात्-गरीयसः'** દૈવ કરતાં પણ વધુ મહાન, દૈવને પણ ફેરવી નાખવા સમર્થ એવા પતિ પાસેથી, એમ અર્થ છે. ॥ ૪ ॥

વ્રતાચરણથી સુકાઈ ગયેલા શરીરવાળી અને તેમાં પણ દીર્ઘકાળપર્યન્તના વ્રતાચરણથી દુર્બળ બનેલી દેવહૂતિને ॥ ૫ ॥

**કર્દમઋષિ બોલ્યા** – હે મનુનંદિની, સન્માન આપનાર એવી તારી શ્રેષ્ઠ સેવા અને ઉત્કૃષ્ટ ભક્તિથી આજે હું પ્રસન્ન થયો છું. શરીરધારીઓનો અત્યન્ત પ્રિય અને પ્રશંસનીય એવો પોતાનો જે દેહ છે, તે મારે ખાતર ક્ષીણ કરી દેવામાં તમે કંઈ જ ગણકાર્યું નથી. ॥ ૬ ॥

**'सुहृत्'** પ્રિય એવો દેહ મારે ખાતર ખપાવી દેવા માટે **'न-अवेक्षितः'** તેં (કંઈ જ) વિચાર કર્યો નથી, ગણકાર્યું નથી. **'समुचितः'** પ્રશંસનીય હોવા છતાં ઉત્તમ દેહ, મારી સેવાની ઉત્સુકતાથી ઉપેક્ષિત કર્યો, એમ અર્થ છે. ॥ ૬ ॥

સ્વધર્મપરાયણ એવા મારા તપ, સમાધિ તથા ઉપાસનામાં ચિત્તની એકાગ્રતાથી પ્રાપ્ત થયેલા ભગવાનના પ્રસાદરૂપ જે (દિવ્ય ભોગો) છે, તે મારા પ્રત્યેની અનન્ય સેવાને કારણે તારા દ્વારા પણ વશ કરવામાં આવેલા છે. હું તને (દિવ્ય) દૃષ્ટિ આપું છું. ભય અને શોકથી પર એવા દિવ્ય ભોગોને તું (તેનાથી) નિહાળ. ॥ ૭ ॥

तपश्च समाधिश्च विद्या च उपासना तासु च आत्मयोगश्चितैकाग्र्यं तेन विजिताः प्राप्ता भगवत्प्रसादा दिव्यभोगास्तानेव तेऽवरुद्धांस्त्वयाऽपि वशीकृतान्प्रपश्य। ते दिव्यां दृष्टिं वितरामि। यया दृष्ट्या द्रक्ष्यसि॥७॥

તપ, સમાધિ, વિદ્યા તથા ઉપાસના, તેમાં '**आत्मयोगः**' ચિત્તની એકાગ્રતા, તેનાથી '**विजिताः**' પ્રાપ્ત થયેલા જે '**भगवत्प्रसादाः**' ભગવાનના પ્રસાદરૂપ દિવ્યભોગો છે, તે તારા દ્વારા પણ '**अवरुद्धान्**' વશ કરવામાં આવ્યા છે, તે જ ભોગોને તું જો. હું તને દિવ્ય દૃષ્ટિ આપું છું. જેનાથી તું જોઈશ. ॥૭॥

**अन्ये पुनर्भगवतो भ्रुव उद्विजृम्भ-**
**विभ्रंशितार्थरचनाः किमुरुक्रमस्य।**
**सिद्धासि भुङ्क्ष्व विभवान्निजधर्मदोहान्-**
**दिव्यान्नरैर्दुरधिगान्नृपविक्रियाभिः ॥८**

ત્રિવિક્રમ ભગવાનની ભ્રૂકુટિના વિલાસમાત્રથી નાશ પામનારા અન્ય ભોગો માટે શું કહેવું? (હે દેવી,) તમે કૃતાર્થ થયાં છો. પોતાના પતિવ્રતાધર્મથી પ્રાપ્ત થયેલા તેમ જ (અમે રાજા છીએ, અમને સર્વ કાંઈ સુલભ છે, એવા અભિમાનવાળી) રાજમદરૂપ વિકૃતિઓ વડે મનુષ્યોથી ન મેળવી શકાય તેવા દિવ્ય વૈભવોને તમે ભોગવો. ॥૮॥

अन्ये पुनर्भोगाः किं। न किमपि। अतितुच्छा इत्यर्थः। तत्र हेतुः—भगवत उरुक्रमस्य या भ्रूस्तस्या उद्विजृम्भो वक्रीभावस्तेन विभ्रंशिता अर्थरचना मनोरथा येषु। निजधर्मेण पातिव्रत्येन दुह्यन्त इति तथा तान्। दुरधिगान् दुष्प्रापान्। नृपा वयमिति या विक्रियास्तत्तद्भोगविकृतयस्ताभिः ॥८॥

વળી, અન્ય ભોગો શું છે? કંઈ જ નથી, (આ દિવ્ય ભોગો આગળ અન્ય ભોગો) અતિશય તુચ્છ છે, એમ અર્થ છે. તે માટે કારણ આપે છે – ભગવાન ઉરુક્રમની જે ભ્રૂકુટિ છે તેનો '**उद्-विजृम्भः**' વિલાસ– તેનાથી નાશ પામનારા '**अर्थ-रचना**' મનોરથો જેમાં છે. '**निजधर्मेण**' પોતાના પતિવ્રતાધર્મથી પ્રાપ્ત થયેલા છે તેવા તે '**दुरधिगान्**' દુર્લભ ભોગોને 'અમે રાજા છીએ.' એવી જે '**विक्रियाः**' વિકૃતિઓ છે, તે તે ભોગની વિકૃતિઓ, તે રાજમદરૂપ વિકૃતિઓથી ॥૮॥

**सुबोधिनी**—'विभवान्' विगतो भवो जन्म येभ्यः। विषयत्वेऽपि मोक्षसाधकान् नाऽप्येते धर्मफलरूपाः, अन्यथा कृतो धर्मः क्षीयेत।

જેમનાથી '**भवः**' જન્મ ટળે છે તેવા ભોગોને (ભોગવો). વિષયરૂપ હોવા છતાં પણ અલૌકિક ભોગો મોક્ષસાધક તો નથી, પરંતુ ધર્મરૂપી ફળ સિદ્ધ કરનારા છે. અન્ય રીતે કરાયેલા ભોગો સ્વધર્મનો ક્ષય કરે છે.

**एवं ब्रुवाणमबलाखिलयोगमाया-**
**विद्याविचक्षणमवेक्ष्य गताधिरासीत्।**
**संप्रश्रयप्रणयविह्वलया गिरेषद्-**
**व्रीडावलोकविलसद्धसिताननाह ॥९**

સમગ્ર યોગમાયા તથા તેની જુદી જુદી ઉપાસનાઓમાં નિપુણ એવા પતિદેવને આ પ્રમાણે બોલતા જોઈ નિશ્ચિંત થયેલાં અને સ્હેજ લજ્જાયુક્ત દૃષ્ટિથી ખીલી ઊઠેલા સ્મિતમય વદનવાળાં અબળા દેવહૂતિજી વિનય તથા પ્રણયથી ગળગળી વાણી વડે કહેવા લાગ્યાં. ॥૯॥

अखिला योगमायाश्च विद्याश्च तत्तदुपासनास्तासु विचक्षणं निपुणमेवं ब्रुवाणं पतिमवेक्ष्य गताधिर्निश्चिन्ता जाता। सम्प्रश्रयो विनयः प्रणयः प्रेम ताभ्यां विह्वला गद्‌गदा तया गिरा ईषद्व्रीडासहितो योऽवलोकस्तेन विलसद्विकसितं हसितं जातहासं चाननं यस्याः सा। आह जगाद॥ ९॥

समग्र **'योगमायाः'** અષ્ટાંગયોગપ્રભાવ તથા **'विद्याः'** તે તે ઉપાસનાઓ – તે સર્વમાં **'विचक्षणम्'** નિપુણ એવા પતિદેવને એ પ્રમાણે બોલતા જોઈને દેવહૂતિજી **'गताधिः'** નિશ્ચિન્ત થયાં. **'सम्प्रश्रयः'** વિનય અને **'प्रणयः'** પ્રેમ – તેનાથી **'विह्वला'** વિહ્‌વળ, તેવી ગળગળી વાણીથી સ્હેજ લજ્જાસહિત જે દૃષ્ટિ છે તેનાથી **'विलसत्'** ખીલી ઊઠેલા **'हसितम्'** હાસ્યવાળું વદન છે જેમનું તે દેવહૂતિજી **'आह'** કહેવા લાગ્યાં.॥ ૯ ॥

**सुबोधिनी**—विचक्ष्य विचारेण सत्यं वदतीति विचक्षणः।

વિચારપૂર્વક સત્ય બોલે છે તે વિચક્ષણ છે.

**देवहूतिरुवाच**

**राद्धं बत द्विजवृषैतदमोघयोग-**
**मायाधिपे त्वयि विभो तदवैमि भर्तः।**
**यस्तेऽभ्यधायि समयः सकृदङ्गसङ्गो**
**भूयाद्‌गरीयसि गुणः प्रसवः सतीनाम्॥ १०**

**દેવહૂતિજી બોલ્યાં** – હે દ્વિજવર્ય, હે વિભુ, આનંદની વાત છે કે અમોઘ યોગમાયા ઉપર આધિપત્ય ધરાવનારા આપનામાં આ સર્વ સિદ્ધ જ છે, તે હું જાણું છું. હે સ્વામી, આપે જે પ્રતિજ્ઞા કરી હતી તે અનુસાર એક વખત અંગસંગ થાઓ! (કારણ કે) શ્રેષ્ઠ પતિને કારણે થતી સન્તાનોત્પત્તિ સતીઓને માટે મહાન લાભ છે. ॥ ૧૦ ॥

बतेति हर्षे। द्विजवृष द्विजश्रेष्ठ हे भर्तः त्वय्येतत्सर्वं राद्धं सिद्धमेव। तदहमवैमि जानामि। किन्तु यस्ते त्वया समयोऽभिहितः स तावद्भूयात्। सकृदिति गर्भसम्भवमात्रपर्यन्त इत्यर्थः। यस्माद्‌गरीयसि श्रेष्ठे भर्तरि हेतुभूते स्त्रीणां प्रसवो गुणो महान् लाभः।

**'बत'** હર્ષમાં કહે છે. **'द्विजवृष'** દ્વિજશ્રેષ્ઠ એવા હે પતિદેવ, આપનામાં આ સર્વ સામર્થ્ય **'राद्धम्'** સિદ્ધ જ છે. તે હું **'अवैमि'** જાણું છું. પરંતુ **'ते'** આપના દ્વારા પ્રતિજ્ઞા કરવામાં આવી હતી તે પ્રમાણે થાઓ ! **'सकृद् इति।'** એક વાર અર્થાત્ ગર્ભાધાન થાય ત્યાં સુધી, એમ અર્થ છે કારણ કે **'गरीयसि'** શ્રેષ્ઠ પતિને કારણે થતી સન્તાનોત્પત્તિ સતીઓને માટે **'गुणः'** મહાન લાભ છે.

समासपाठे गरीयसि पत्यौ सति सतीनां यतो गुणप्रसवो गुणविस्तारो भवति। अतः पुत्रोत्पत्त्या मम गुणविस्तारे जाते पश्चात्त्वदुक्तं सर्वं भवत्विति भावः॥ १०॥

**'गुणप्रसवः'** એમ સમાસપાઠમાં, શ્રેષ્ઠ પતિ હોય ત્યારે તે કારણે સતીઓના **'गुणप्रसवः'** ગુણોનો વિસ્તાર થાય છે. આથી પુત્રોત્પત્તિથી મારા ગુણો વિસ્તાર પામતાં, આપનું કહેલું બધું જ પછી થાઓ, એવો ભાવ છે. ॥ ૧૦ ॥

**तत्रेतिकृत्यमुपशिक्ष यथोपदेशं**
**येनैष मे कर्शितोऽतिरिरंसयात्मा।**
**सिध्येत ते कृतमनोभवधर्षिताया**
**दीनस्तदीश भवनं सदृशं विचक्ष्व॥ ११**

(યોગબળથી સર્વ કાંઈ કરવા માટે સમર્થ એવા) હે ઈશ, તે વિષયમાં, કામશાસ્ત્રમાં દર્શાવ્યા પ્રમાણેના સાધનકલાપનું સંપાદન કરો, જેથી આપે ઉત્પન્ન કરેલા કામથી અભિભૂત એવી મારી રમણ કરવાની ઈચ્છાને કારણે કૃશ અને દીન બનેલો આ દેહ રમણ કરવા માટે સમર્થ બને. તેને અનુરૂપ ભવન માટે વિચાર કરો. ॥ ૧૧ ॥

अङ्गसङ्गार्थं च प्रथममितिकर्तव्यतां सम्पादयेत्याह। हे ईश, तत्राङ्गसङ्गे इतिकृत्यं साधनं यथोपदेशं कामशास्त्रानुसारेणोपशिक्ष सञ्जानीहि। उपकल्पयेत्यर्थः। येन साधनेनाभ्यङ्गभोजनपानादिनातीव रन्तुमिच्छया कर्शितो दीनश्च ममैष आत्मा देहः सिध्येत रतिसमर्थो भवेत्। कथम्भूतायाः। ते त्वयैव कृतः क्षोभितो यो मनोभवस्तेन धर्षितायाः। तत्ततोऽनुरूपं भवनं विचक्ष्व वितर्कय। विचारयेति यावत्॥ ११ ॥

અંગસંગ માટે પણ પહેલાં શું કરવું જોઈએ તેનું સંપાદન કરો, તેમ કહે છે. હે ઈશ, **'तत्र'** અંગસંગ વિષયક **'इतिकृत्यम्'** સાધનસામગ્રી **'यथा-उपदेशम्'** કામશાસ્ત્ર અનુસાર **'उपशिक्ष'** તૈયાર કરો, વિચારી લેવા કૃપા કરો, એમ અર્થ છે. જે **'साधनेन'** અભ્યંગ, ભોજન, પાન વગેરે સાધન દ્વારા રમણ કરવાની ખૂબ જ ઈચ્છા હોવાથી કૃશ અને દીન બનેલો મારો આ **'आत्मा'** દેહ **'सिध्येत'** રતિક્રીડા માટે સમર્થ થાય. કેવી ઈચ્છાને કારણે? **'ते'** આપના દ્વારા જ ઉત્પન્ન કરવામાં આવેલો જે કામ છે, તેનાથી પરાભવ પામેલી એવી મારી ઈચ્છાને કારણે– **'तत्'** તેને અનુરૂપ ભવન માટે **'विचक्ष्व'** વિચાર કરો. ॥ ૧૧ ॥

**मैत्रेय उवाच**

**प्रियायाः प्रियमन्विच्छन्कर्दमो योगमास्थितः।**
**विमानं कामगं क्षत्तस्तर्ह्येवाविरचीकरत्॥ १२**

**મૈત્રેયમુનિ બોલ્યા** – હે વિદુરજી, પ્રિયા દેવહૂતિનું પ્રિય કરવા ઈચ્છતા કર્દમઋષિએ યોગમાયાનો આશ્રય કરીને તે જ ક્ષણે ઈચ્છાનુસાર ગતિ કરનારા વિમાનને પ્રકટ કર્યું. ॥ ૧૨ ॥

तर्हि तत्क्षणमेव आविरचीकरदाविर्भावयाम्बभूव॥ १२॥

**'तर्हि'** તે જ ક્ષણે **'आविरचीकरत्'** પ્રકટ કર્યું. ॥ ૧૨ ॥

तदेव विशिनष्टि—**सर्वकामदुघमिति** नवभिः।

તે વિમાનને જ નવ શ્લોકો દ્વારા વિશેષણપૂર્વક કહે છે— **'सर्वकामदुघम् इति।'**

**सर्वकामदुघं दिव्यं सर्वरत्नसमन्वितम्।**
**सर्वर्द्ध्युपचयोदर्कं मणिस्तम्भैरुपस्कृतम्॥ १३**

સર્વ પ્રકારની કામનાઓને પૂર્ણ કરનાર, અલૌકિક, સર્વ પ્રકારનાં રત્નોથી ભરેલા, સર્વ સમ્પત્તિઓની ઉત્તરોત્તર વૃદ્ધિરૂપ પરિણામવાળા, મણિઓના સ્તંભોથી શોભતા, ॥ ૧૩ ॥

**दिव्योपकरणोपेतं सर्वकालसुखावहम्।**
**पट्टिकाभिः पताकाभिर्विचित्राभिरलङ्कृतम्॥ १४**

દિવ્ય સામગ્રીથી સમ્પન્ન, સર્વકાળ સુખ આપનારા, રંગબેરંગી ધજાઓ અને પતાકાઓથી સુશોભિત, ॥ ૧૪ ॥

**स्रग्भिर्विचित्रमाल्याभिर्मञ्जुसिञ्जत्षडङ्घ्रिभिः।**
**दुकूलक्षौमकौशेयैर्नानावस्त्रैर्विराजितम्॥ १५**

મધુર ગુંજારવ કરતા મધુકરોવાળી અનેક પ્રકારની પુષ્પમાળાઓવાળા, દુકૂલ, ક્ષૌમ અને કૌશેય જેવાં અનેક પ્રકારનાં રેશમી વસ્ત્રોથી શોભતા, ॥ ૧૫ ॥

सर्वैश्च रत्नादिभिः समन्वितम्। सर्वर्द्धीनां सर्वसम्पदां य उपचयस्तस्योदर्क उत्तरोत्तराभिवृद्धिर्यस्मिन्। उपस्कृतं शोभितम्॥ १३॥

સર્વ પ્રકારનાં રત્નોથી ભરેલા, **'ऋद्धीनाम्'** સર્વપ્રકારની સમ્પત્તિઓનો જે સમૂહ છે તેના **'उदर्कः'** ઉત્તરોત્તર અભ્યુદયરૂપ પરિણામ છે જેમાં **'उपस्कृतम्'** શોભતા,॥ ૧૩ ॥

उपकरणं परिकरः। पट्टिका अल्पविस्तारपट्ट–वस्त्रविशेषाः, पताका विस्तृतास्ताभिः ॥ १४॥

विचित्राणि माल्यानि पुष्पाणि यासु। मञ्जु यथा भवत्येवं सिञ्जन्तः कूजन्तः षडङ्घ्रयो यासु ताभिः स्रग्भिः ॥ १५॥

**सुबोधिनी**—दुकूलक्षौमकौशेयाः पट्टाम्बरविशेषाः, कीटजाः, तृणजाः वल्कलजाश्च।

**उपर्युपरि विन्यस्तनिलयेषु पृथक् पृथक्।**
**क्षिप्तैः कशिपुभिः कान्तं पर्यङ्कव्यजनासनैः ॥ १६**

**तत्र तत्र विनिक्षिप्तनानाशिल्पोपशोभितम्।**
**महामरकतस्थल्या जुष्टं विद्रुमवेदिभिः ॥ १७**

**द्वास्सु विद्रुमदेहल्या भातं वज्रकपाटवत्।**
**शिखरेष्विन्द्रनीलेषु हेमकुम्भैरधिश्रितम् ॥ १८**

उपर्युपरि विरचितगृहेषु। कशिपुभिः शय्याभिः कान्तं कमनीयम्। पर्यङ्कादिभिश्च कान्तम् ॥ १६ ॥ १७ ॥

द्वास्सु द्वारेषु विद्रुमनिर्मिता देहली उदुम्बरस्तया भातं शोभितम्। वज्रखचितकपाटयुक्तम्। इन्द्र–नीलमयेषु शिखरेषु प्रासादाग्रभागेषु ॥ १८ ॥

**चक्षुष्मत्पद्मरागाग्र्यैर्वज्रभित्तिषु निर्मितैः।**
**जुष्टं विचित्रवैतानैर्महार्हैर्हेमतोरणैः ॥ १९**

**हंसपारावतव्रातैस्तत्र तत्र निकूजितम्।**
**कृत्रिमान्मन्यमानैः स्वानधिरुह्याधिरुह्य च ॥ २०**

**'उपकरणम्'** સામગ્રી, **'पट्टिका'** અલ્પ વિસ્તારવાળી, વિશેષ પ્રકારના વસ્ત્રવાળી પટ્ટીઓ તથા વિશાળ ધજાઓ– તેનાથી શોભતા, ॥ ૧૪ ॥

અનેક પ્રકારની પુષ્પમાળાઓ છે જેમાં, જે રીતે મધુર લાગે તે રીતે **'सिञ्जन्तः'** ગુંજારવ કરતા મધુકરો જે પુષ્પમાળાઓમાં છે, ॥ ૧૫ ॥

દુકૂલ એટલે કોશેટામાંથી બનેલું, ક્ષૌમ એટલે ઘાસમાંથી બનેલું તથા કૌશેય એટલે વલ્કલ (ઝાડની છાલમાંથી બનેલું) વસ્ત્ર.

ઉપરાઉપરી રચેલા માળના ખંડોમાં અલગ અલગ પાથરેલી શય્યાઓ, પલંગો, પંખા અને આસનોથી અત્યન્ત સુંદર, ॥ ૧૬ ॥

ત્યાં દરેક ખંડમાં ગોઠવેલાં વિવિધ પ્રકારનાં ચિત્રોથી શોભતા, મહામૂલ્ય મરકત મણિઓથી જડેલી ભૂમિવાળા, પરવાળાંઓની બેઠકો વડે રચાયેલા, ॥ ૧૭ ॥

દ્વારોમાં વિદ્રુમમણિઓના ઉંબરાઓથી શોભતા, હીરાજડિત કમાડોવાળાં ઇન્દ્રનીલમણિનાં શિખરો ઉપર સ્થાપેલા સુવર્ણકળશોવાળા, ॥ ૧૮ ॥

ઉપર ઉપર રચેલા માળના ખંડોમાં, **'कशिपुभिः'** શય્યાઓથી **'कान्तम्'** સુંદર એવા (વિમાનને), પલંગ વગેરેથી પણ શોભતા (વિમાનને), ॥ ૧૬॥૧૭ ॥

**'द्वास्सु'** દ્વારોમાં વિદ્રુમમણિ (પરવાળાંઓ)થી બનેલો **'देहली'** ઉંબરો– તેનાથી **'भातम्'** શોભતા (વિમાનને), પ્રાસાદના ઉપરના ભાગમાં ઇન્દ્રનીલમણિમય શિખરો ઉપર ॥ ૧૮ ॥

હીરાની દીવાલોમાં જડેલાં શ્રેષ્ઠ દીપ્તિમાન માણેકથી યુક્ત, અથવા હીરાની દીવાલોમાં જડેલાં શ્રેષ્ઠ માણેકને કારણે નેત્રવાળા, રંગબેરંગી ચંદરવાઓથી મઢેલા, અતિ મૂલ્યવાન સુવર્ણનાં તોરણોથી શોભતા, જ્યાં ત્યાં (શોભા માટે મૂકેલાં) બનાવટી હંસ અને પારેવાંને પોતાના જેવાં સાચાં માનીને તેમની ઉપર ચઢી ચઢીને હંસ અને પારેવાંનાં વૃન્દો વડે કૂજન કરાતા, ॥ ૧૯ ॥ ૨૦ ॥

**विहारस्थानविश्रामसंवेशप्राङ्गणाजिरैः।**
**यथोपजोषं रचितैर्विस्मापनमिवात्मनः॥ २१**

चक्षुष्मन्त इव ये पद्मरागाग्र्यास्तैः। यद्वा चक्षुष्मदिव। कैः। पद्मरागाग्र्यैः। विचित्रैर्वैतानैर्वितानसमूहैः॥ १९॥

कृत्रिमानपि हंसादीन्स्वान्सजातीयान्मन्यमानैस्तत्र तत्राधिरुह्याधिरुह्य निकूजितम्॥ २०॥

विहारस्थानं क्रीडाप्रदेशः, विश्रामः शयनगृहम्, संवेश उपभोगस्थानम्, प्राङ्गणं गृहाद्बहिः, अजिरं प्राकाराद्बहिः, यथोपजोषं यथासुखमात्मनः स्वस्य मायाविनोऽपि विस्मयजनकमिव॥ २१॥

**ईदृग्गृहं तत्पश्यन्तीं नातिप्रीतेन चेतसा।**
**सर्वभूताशयाऽभिज्ञः प्रावोचत्कर्दमः स्वयम्॥ २२**

नातिप्रीतेन मलिनदेहत्वात्परिचारिकाभावाच्च॥ २२॥

**निमज्ज्यास्मिन्ह्रदे भीरु विमानमिदमारुह।**
**इदं शुक्लकृतं तीर्थमाशिषां यापकं नृणाम्॥ २३**

अस्मिन्ह्रदे बिन्दुसरसि। आरुहाधिरोह। शुक्लेन विष्णुना कृतमानन्दबिन्दुनिपातनेन। यापकम् प्रापकम्॥ २३॥

**सा तद्भर्तुः समादाय वचः कुवलयेक्षणा।**
**सरजं बिभ्रती वासो वेणीभूतांश्च मूर्धजान्॥ २४**

**अङ्गं च मलपङ्केन सञ्छन्नं शबलस्तनम्।**
**आविवेश सरस्वत्याः सरः शिवजलाशयम्॥ २५**

સુખ થાય તેમ ક્રીડાંગણ, શયનગૃહ, ભોજનગૃહ, આંગણાં, ઘરની બહારના ચોક વગેરેથી યુક્ત, કર્દમ ઋષિને પોતાને પણ આશ્ચર્યજનક એવા (વિમાનને)॥ ૨૧ ॥

**'चक्षुष्मन्तः'** જે શ્રેષ્ઠ દીપ્તિમાન પદ્મરાગમણિઓ છે તેનાથી યુક્ત વિમાનને અથવા નેત્રોવાળું હોય તેવું, શેનાથી? શ્રેષ્ઠ માણેકથી; **'विचित्रैः वैतानैः'** રંગબેરંગી ચંદરવાઓના સમૂહથી ॥ ૧૯ ॥

કૃત્રિમ હોવા છતાં હંસ વગેરે પક્ષીઓને પોતાના સજાતીયો માની, તેમની ઉપર ચઢી ચઢીને જ્યાં ત્યાં હંસ વગેરે પક્ષીઓ દ્વારા કૂજન કરાતા (વિમાનને)॥ ૨૦ ॥

**'विहारस्थानम्'** ક્રીડાંગણ, **'विश्रामः'** શયનગૃહ, **'संवेशः'** ભોજનગૃહ, **'प्राङ्गणम्'** ઘરની બહારનું આંગણું, **'अजिरम्'** ઘરની બહારનું ચોગાન અથવા ચોક; **'यथा-उपजोषम्'** સુખ થાય તેમ– **'आत्मनः'** પોતાને પણ **'मायाविनः'** વિસ્મય પમાડે તેવા (વિમાનને) ॥ ૨૧ ॥

આવા તે વિમાનગૃહને અતિ પ્રસન્નતા વિનાના મનથી જોઈ રહેલાં દેવહૂતિજીને, પ્રાણીમાત્રના અભિપ્રાયને જાણનાર કર્દમઋષિ જાતે જ કહેવા લાગ્યા. ॥ ૨૨ ॥

અતિ પ્રસન્ન ન હોય તેવા મનથી કારણ કે તેમનું શરીર મલિન હતું તેમ જ સેવા કરનારી પરિચારિકાઓ પણ ન હતી. ॥ ૨૨ ॥

હે ભીરુ, આ બિન્દુ સરોવરમાં સ્નાન કરી આ વિમાન ઉપર આરોહણ કરો. શુક્લ નારાયણ ભગવાન વિષ્ણુએ કરેલું આ તીર્થ મનુષ્યોને કામનાઓ પ્રાપ્ત કરાવનારું છે. ॥ ૨૩ ॥

આ **'ह्रदे'** બિન્દુસરોવરમાં– **'आरुह'** આરોહણ કરો. **'शुक्लेन'** ભગવાન વિષ્ણુ દ્વારા હર્ષાશ્રુ પાડવાથી બનાવેલું; **'यापकम्'** પ્રાપ્ત કરાવનારું ॥ ૨૩ ॥

મલિન વસ્ત્રને અને લટો પડી ગયેલા કેશને તેમ જ મેલના થરથી ઢંકાયેલા, નિસ્તેજ સ્તનવાળા દેહને ધારણ કરતાં તે કમળલોચના દેવહૂતિજીએ સ્વામીના તે વચનને સ્વીકારીને સરસ્વતીનું પવિત્ર જળ જેમાં રહેલું છે તેવા સરોવરમાં પ્રવેશ કર્યો. ॥ ૨૪ ॥ ૨૫ ॥

समादायाहृत्य। सरजं मलिनम्। वेणीभूतान् जटिलान्॥ २४॥

शबलौ विवर्णौ स्तनौ यस्मिंस्तत्। सरस्वत्याः शिवानि जलान्याशेरते यस्मिन्, शिवा जलाशया जलचरा यस्मिन्निति वा॥ २५॥

सा तत्र निमग्ना सती विस्मयं ददर्श। तमाह—**सान्तः सरसीति** दशभिः।

**सान्तःसरसि वेश्मस्थाः शतानि दश कन्यकाः।**
**सर्वाः किशोरवयसो ददर्शोत्पलगन्धयः॥ २६**

उत्पलगन्धयः कमलागन्धीः॥ २६॥

**तां दृष्ट्वा सहसोत्थाय प्रोचुः प्राञ्जलयः स्त्रियः।**
**वयं कर्मकरीस्तुभ्यं शाधि नः करवाम किम्॥ २७**

**स्नानेन तां महार्हेण स्नापयित्वा मनस्विनीम्।**
**दुकूले निर्मले नूत्ने ददुरस्यै च मानदाः॥ २८**

तुभ्यं तव कर्मकरीः परिचारिका वयमस्माना-ज्ञापयेति स्त्रियः प्रोचुः॥ २७॥

ततश्च स्नानेन स्नानयोग्यतैलादिना॥ २८॥

**भूषणानि परार्ध्यानि वरीयांसि द्युमन्ति च।**
**अन्नं सर्वगुणोपेतं पानं चैवामृतासवम्॥ २९**

परार्ध्यान्युत्कृष्टानि। वरीयांसि तत्प्रियाणि द्युमन्ति दीप्तिमन्ति च। पानं पेयम्। अमृतं स्वादु। आसवं मादकम्॥ २९॥

**'समादाय'** સ્વીકારીને; **'सरजम्'** રજવાળા, મલિન (વસ્ત્રને); **'वेणीभूतान्'** (ગૂંચવાઈ જવાને કારણે) લટો પડી ગયેલા (કેશોને) ॥ ૨૪ ॥

**'शबलौ'** ફીકા સ્તનો છે જેમાં તેવા અંગને, સરસ્વતીનું પવિત્ર જળ છે જેમાં અથવા પવિત્ર **'जलाशयाः'** જળચરો જેમાં છે ॥ ૨૫ ॥

તે દેવહૂતિજી ત્યાં જળમાં સ્નાન કરતાં હતાં, ત્યારે તેમણે (એક) આશ્ચર્ય જોયું. તેને દસ શ્લોકો દ્વારા કહે છે — **'सा-अन्तः सरसि इति।'**

સરોવરની અંદર મહેલમાં રહેલી, કિશોરવયની, લાલકમળ જેવી સુગંધવાળી એક હજાર કન્યાઓને તે દેવહૂતિજીએ જોઈ. ॥ ૨૬ ॥

**'उत्पलगन्धयः'** લાલ કમળ જેવી સુંગધવાળી કન્યાઓને ॥ ૨૬ ॥

તે દેવહૂતિજીને જોઈને બધી કિશોરીઓ એકદમ ઊભી થઈને બન્ને હાથ જોડીને કહેવા લાગી કે અમે આપની દાસીઓ છીએ; અમને આજ્ઞા કરો, અમે શું કરીએ? ॥ ૨૭ ॥

માન આપનારી કિશોરીઓએ તે મનસ્વિની દેવહૂતિને સ્નાનને યોગ્ય અતિ મૂલ્યવાન અભ્યંગાદિથી સ્નાન કરાવી, તેમને બે નવાં, શ્વેત, રેશમી વસ્ત્રો અર્પણ કર્યાં. ॥ ૨૮ ॥

**'तुभ्यम्'** તમારી **'कर्मकरीः'** દાસીઓ છીએ. અમને આજ્ઞા આપો, એમ કિશોરીઓએ કહ્યું. ॥ ૨૭ ॥

અને ત્યાર બાદ સ્નાનને યોગ્ય તેલ વગેરે દ્વારા ॥ ૨૮ ॥

મહામૂલાં, મનગમતાં અને ઝળહળતાં ભૂષણો તેમ જ સર્વ ગુણોથી યુક્ત એવું ભોજન તથા અમૃત જેવું સ્વાદિષ્ટ અને માદક પીણું પણ (તેમને આપ્યું). ॥ ૨૯ ॥

**'परार्ध्यानि'** ઉત્કૃષ્ટ, **'वरीयांसि'** તે દેવહૂતિને પ્રિય એવાં **'द्युमन्ति'** ઝળહળતાં આભૂષણો– **'पानम्'** પીણું, **'अमृतम्'** સ્વાદિષ્ટ– **'आसवम्'** માદક ॥ ૨૯ ॥

आदर्शे स्वमात्मानं ददर्शेति शेषः। आत्मानं विशिनष्टि चतुर्भिः।

**अथादर्शे स्वमात्मानं स्रग्विणं विरजाम्बरम्।**
**विरजं कृतस्वस्त्ययनं कन्याभिर्बहुमानितम्॥ ३०**

कृतं स्वस्त्ययनं मङ्गलं यस्य। पुंस्त्वमात्मशब्दसामानाधिकरण्यात्॥ ३०॥

विरजमित्यस्य प्रपञ्चः।

**स्नातं कृतशिरःस्नानं सर्वाभरणभूषितम्।**
**निष्कग्रीवं वलयिनं कूजत्काञ्चननूपुरम्॥ ३१**

**श्रोण्योरध्यस्तया काञ्च्या काञ्चन्या बहुरत्नया।**
**हारेण च महार्हेण रुचकेन च भूषितम्॥ ३२**

**सुदता सुभ्रुवा श्लक्ष्णस्निग्धापाङ्गेन चक्षुषा।**
**पद्मकोशस्पृधा नीलैरलकैश्च लसन्मुखम्॥ ३३**

स्नातमुद्वर्त्य क्षालितम्। कृतं शिरःस्नानमभ्यङ्गो येन। भूषितत्वमेवाह। निष्कं पदकं ग्रीवायां यस्य॥ ३१॥

बहूनि रत्नानि यस्यां तया। रुचकेन मङ्गल–द्रव्येण कुङ्कुमादिना। तदुक्तं विश्वप्रकाशे 'रुचकं मङ्गलद्रव्ये ग्रीवाभरणदन्तयोः' इति॥ ३२॥

દર્પણમાં પોતાના દેહને જોયો, એટલું બાકી છે. દેહને ચાર શ્લોકો દ્વારા વિશેષણપૂર્વક કહે છે—

ત્યાર બાદ દર્પણમાં માળા ધારણ કરેલો, શ્વેત વસ્ત્રવાળો, નિર્મળ તથા મંગળ કરવામાં આવેલો તથા કન્યાઓ દ્વારા સન્માનિત એવો પોતાનો દેહ (જોયો). ॥ ૩૦ ॥

**'कृतं स्वस्ति-अयनम्'** કરવામાં આવ્યું છે મંગળ જેનું, અહીં **'स्रग्विणम्'** વગેરે વિશેષણો પુંલ્લિંગમાં છે કારણ કે તે વિશેષણના શબ્દો આત્મા શબ્દની સમાન વિભક્તિવાળા છે. ॥ ૩૦ ॥

**'विरजम्'** શબ્દને વિસ્તારપૂર્વક સમજાવે છે.

(સુગંધિત પદાર્થોથી) સ્નાન અને (અભ્યંગાદિથી) શિરઃસ્નાન કરાવેલા, સર્વ અલંકારોથી સુશોભિત, કંઠમાં સુવર્ણનું પદક ધારણ કરેલા, (કરમાં) કંકણવાળા, (ચરણમાં) ઝણકતા સોનાના નૂપુરવાળા, ॥ ૩૧ ॥

બન્ને શ્રોણિ (કટિપ્રદેશ) ઉપર ધારણ કરેલી, અનેક રત્નોવાળી સુવર્ણ મેખલાવાળા, મહામૂલા હાર તથા કુંકુમાદિ મંગળદ્રવ્યોથી સુશોભિત, ॥ ૩૨ ॥

સુંદર દંતપંક્તિથી, ભ્રૂકુટિથી, કમળની કળી સાથે સ્પર્ધા કરતા મનોહર, સ્નેહાળ, કટાક્ષયુક્ત નેત્રથી, શ્યામ અલકાવલિઓથી શોભતા મુખવાળા (દેહને જોયો). ॥ ૩૩ ॥

**'स्नातम्'** સુગંધિત પદાર્થો ચોળીને સ્નાન તેમ જ **'शिरःस्नानम्'** શિરસ્નાન, અભ્યંગ કરાવવામાં આવ્યું છે જેનાથી, શૃંગારનું વર્ણન કરે છે – **'निष्कम्'** સુવર્ણપદક છે કંઠમાં જેના ॥ ૩૧ ॥

અનેક રત્નો છે જેમાં તેવા કંદોરાથી, **'रुचकेन'** કુંકુમાદિ મંગળ દ્રવ્યોથી (સુશોભિત દેહને)– વિશ્વપ્રકાશમાં તે જ કહેવામાં આવ્યું છે, **'रुचक'** શબ્દ મંગળદ્રવ્યના, ડોકનાં આભૂષણ અને દાંત માટે પ્રયોજાય છે. ॥ ૩૨ ॥

सुदता सुभ्रुवा चक्षुषेति च जातावेकवचनानि। एतैर्लसच्छोभमानं मुखं यस्य। कथम्भूतेन चक्षुषा। श्लक्ष्णो मनोहरः स्निग्धोऽपाङ्गो नेत्रप्रान्तो यस्य। पद्मकोशेन स्पर्धत इति पद्मकोशस्पृत्तेन॥ ३३॥

સુંદર દાંતથી, મનોહર ભ્રૂકુટિથી અને નેત્રથી– આ શબ્દો સમૂહના અર્થમાં એકવચન છે. આ સર્વથી **'लसत्'** શોભતું મુખ છે જે દેહનું. કેવા નેત્રથી? **'श्लक्ष्णः'** મનોહર અને સ્નેહાળ **'अपाङ्गः'** નેત્રકટાક્ષ છે જેનો, કમળની કળી સાથે સ્પર્ધા કરતી **'पद्मकोशस्पृध्'** તેવી આંખથી (શોભતા દેહને) ॥ ૩૩ ॥

**यदा सस्मार ऋषभमृषीणां दयितं पतिम्।**
**तत्र चास्ते सह स्त्रीभिर्यत्रास्ते स प्रजापतिः॥ ३४**

જ્યારે ઋષિશ્રેષ્ઠ પ્રિય પતિદેવનું સ્મરણ કર્યું ત્યારે જ્યાં તે પ્રજાપતિ (બિરાજતા) હતા, ત્યાં (સર્વ) કિશોરીઓ સાથે પોતે હતાં. ॥ ૩૪ ॥

दृष्ट्वा च यदा पतिं सस्मार तदा यत्रासौ तत्रैव स्वयमप्यास्ते॥ ३४॥

(પોતાના દેહને આવો સૌન્દર્યવાન) જોઈને જ્યારે પતિને યાદ કર્યા, ત્યારે જ્યાં આ પતિદેવ હતા, ત્યાં જ પોતે પણ હતાં. ॥ ૩૪ ॥

**भर्तुः पुरस्तादात्मानं स्त्रीसहस्त्रवृतं तदा।**
**निशाम्य तद्योगगतिं संशयं प्रत्यपद्यत॥ ३५**

સ્વામીના સાન્નિધ્યમાં એક હજાર કિશોરીઓ સાથે પોતાને જોઈને તેમ જ મુનિના યોગપ્રભાવને જોઈને (તેઓ) આશ્ચર્ય પામ્યાં. ॥ ૩૫ ॥

आत्मानं निशाम्य दृष्ट्वा। तां च तस्य योगगतिं योगप्रभावं दृष्ट्वा। संशयं किमिदमिति विस्मयम्॥ ३५॥

પોતાને **'निशाम्य'** જોઈને અને તે મુનિના **'योगगतिम्'** યોગના પ્રભાવને જોઈને, 'આ શું' એમ આશ્ચર્ય પામ્યાં. ॥ ૩૫ ॥

**स तां कृतमलस्नानां विभ्राजन्तीमपूर्ववत्।**
**आत्मनो बिभ्रतीं रूपं संवीतरुचिरस्तनीम्॥ ३६**

**विद्याधरीसहस्त्रेण सेव्यमानां सुवाससम्।**
**जातभावो विमानं तदारोहयदमित्रहन्॥ ३७**

સ્નાન કરી નિર્મળ બનેલાં, અપૂર્વ રીતે ઝળકી રહેલાં, (વિવાહ પૂર્વેના) પોતાના રૂપને પુનઃ ધારણ કરતાં, વસ્ત્રથી ઢંકાયેલા મનોહર વક્ષઃસ્થળવાળાં, હજાર વિદ્યાધરીઓથી સેવાતાં, સુંદર વસ્ત્રોવાળાં દેવહૂતિને હે શત્રુવિજયી વિદુરજી, જેમને પ્રેમ ઉત્પન્ન થયો છે, તે મુનિએ વિમાનમાં બેસાડ્યાં. ॥ ૩૬॥ ૩૭ ॥

स मुनिर्विवाहात्प्राग्यदात्मनो रूपं तदेव पुनर्बिभ्रतीम्। संवीतौ प्रावृतौ रुचिरौ स्तनौ यस्याः। पाठान्तरे तु रूपविशेषम्॥

તે મુનિએ વિવાહ પૂર્વે જે પોતાનું રૂપ હતું તેને જ પુનઃ ધારણ કરતાં દેવહૂતિને (જોયાં) **'संवीतौ'** ઢંકાયા છે બન્ને મનોહર સ્તનો જેમનાં– **'संवीतरुचिरस्तनम्'** પાઠાન્તરમાં, આવૃત્ત થયેલા મનોહર વક્ષઃસ્થળવાળા રૂપને (ધારણ કરતાં દેવહૂતિને)– એમ રૂપનું વિશેષણ છે. ॥ ૩૬ ॥

शोभने वाससी यस्याः। जातो भावः प्रेम यस्य। हे अमित्रहन् जितकाम॥ ३७॥

સુંદર વસ્ત્રો છે જેમનાં, ઉત્પન્ન થયો છે. **'भावः'** પ્રેમ જેમને, **'हे अमित्रहन्'** હે કામવિજયી વિદુરજી!॥ ૩૭ ॥

**तस्मिन्नलुप्तमहिमा प्रिययानुरक्तो**
**विद्याधरीभिरुपचीर्णवपुर्विमाने ।**
**बभ्राज उत्कचकुमुद्गणवानपीच्य-**
**स्ताराभिरावृत इवोडुपतिर्नभःस्थः ॥ ३८**

तस्मिन्विमाने मुनिर्बभ्राजे। न लुप्तो महिमा स्वातन्त्र्यं यस्य। उपचीर्णं शुश्रूषितं वपुर्यस्य। विकसितकुमुद्गणवानपीच्योऽतिसुन्दरः। पूर्णचन्द्र इव मुनिः, नभ इव विमानम्, तारा इव ताः स्त्रियः, कुमुदानीव तासां नेत्राणीति ज्ञेयम्॥ ३८॥

**तेनाष्टलोकपविहारकुलाचलेन्द्र-**
**द्रोणीष्वनङ्गसखमारुतसौभगासु ।**
**सिद्धैर्नुतो द्युधुनिपातशिवस्वनासु**
**रेमे चिरं धनदवल्ललनावरूथी॥ ३९**

तेन विमानेन। अष्टलोकपालानां विहारो यस्मिन्कुलाचलेन्द्रे मेरौ तस्य द्रोणीषु दरीषु। अनङ्गस्य सखा यो मारुतः शीतसुगन्धमन्दानिलस्तेन सौभगं सौन्दर्यं यासु। सिद्धैर्नुतः स्तुतः सन्। द्युधुनिर्गंगा तस्याः पातेन शिवः स्वनो यासु तासु रेमे। ललनावरूथी स्त्रीरत्नसमूहवान्॥ ३९॥

**वैश्रम्भके सुरसने नन्दने पुष्पभद्रके।**
**मानसे चैत्ररथ्ये च स रेमे रामया रतः॥ ४०**

वैश्रम्भकादिषु देवोद्यानेषु। मानसे च सरसि। रतः प्रीतः सन्॥ ४०॥

અખંડ મહિમાવાળા, પ્રિયા દેવહૂતિમાં અનુરાગવાળા, વિદ્યાધરીઓ દ્વારા સેવાતા શરીરવાળા, વિકસેલાં કુમુદના સમૂહથી યુક્ત, અતિશય સુંદર, તારાઓથી વીંટાયેલા હોય તેમ આકાશમાં રહેલા પૂર્ણચન્દ્ર જેવા કર્દમઋષિ તે વિમાનમાં શોભતા હતા. ॥ ૩૮ ॥

તે વિમાનમાં મુનિ શોભતા હતા. નાશ નથી પામ્યું '**મહિમા**' સ્વાતન્ત્ર્ય જેમનું, '**उपचीर्णम्**' સેવા કરાતું શ્રીઅંગ છે જેમનું, ખીલેલાં રાત્રિવિકાસી કુમુદના સમૂહવાળા, '**अपीच्यः**' અતિસુંદર, પૂર્ણચન્દ્ર જેવા કર્દમઋષિ– આકાશ જેવું વિમાન, તારા જેવી તે સ્ત્રીઓ, કુમુદ જેવાં તે સ્ત્રીઓનાં નેત્રો જાણવાં. ॥ ૩૮ ॥

લાવણ્યમયી સ્ત્રીઓના સમૂહમાં વસતા, સિદ્ધગણથી સ્તુતિ કરાતા મુનિવર્ય કર્દમે કામદેવના મિત્ર મારુતથી સુખકર બનેલી, દેવનદી ગંગાજીના (સ્વર્ગમાંથી) પડવાના મંગળમય ધ્વનિઓથી ગુંજતી, તેમ જ અષ્ટ લોકપાલોએ વિહાર માટે બનાવેલી મેરુપર્વતની ગુફાઓમાં કુબેરની જેમ ચિરકાળપર્યન્ત તે વિમાન દ્વારા વિહાર કર્યો. ॥ ૩૯ ॥

'**तेन**' તે વિમાન દ્વારા– અષ્ટલોકપાલોનો વિહાર જે '**कुलाचलेन्द्रे**' મેરુપર્વતમાં છે, તેની '**द्रोणीषु**' ગુફાઓમાં– કામદેવના મિત્ર જે '**मारुतः**' શીતળ, સુગંધિત, મન્દ પવન છે તેનાથી '**सौभगम्**' સૌન્દર્ય છે જે ગુફાઓમાં– સિદ્ધો વડે '**नुतः**' સ્તુતિ કરાતા મુનિવર્ય કર્દમ– '**द्युधुनिः**' આકાશગંગા, તેના પડવાથી મંગળમય ધ્વનિ થાય છે જે ગુફાઓમાં, તેમાં વિહાર કર્યો. '**ललनावरूथी**' સુંદર સ્ત્રીઓના સમૂહમાં વસતા॥ ૩૯ ॥

વૈશ્રમ્ભક, સુરસન, નન્દન, પુષ્પભદ્રક તથા ચૈત્રરથ્ય નામના દેવોનાં ઉદ્યોનોમાં તેમ જ માનસ સરોવરમાં તે કર્દમઋષિએ પ્રિયા દેવહૂતિ સાથે પ્રસન્ન થઈ રમણ કર્યું. ॥ ૪૦ ॥

વૈશ્રમ્ભક વગેરે દેવોનાં ઉદ્યોનોમાં તથા માનસ સરોવરમાં '**रतः**' પ્રસન્ન થઈ ॥ ૪૦ ॥

**भ्राजिष्णुना विमानेन कामगेन महीयसा।**
**वैमानिकानत्यशेत चरन्लोकान्यथाऽनिलः॥ ४१**

પ્રકાશમાન, ઈચ્છાનુસાર ગતિ કરનાર અને અત્યંત વિશાળ વિમાનથી વાયુની જેમ સર્વ લોકોમાં વિચરતા (મુનિવર્ય) અન્ય વિમાનવિહારી દેવોને ઓળંગી જતા હતા. ॥ ૪૧ ॥

अत्यशेतातिक्रम्य स्थितः॥ ४१॥

'**अत्यशेत**' ઓળંગી જતા હતા ॥ ૪૧ ॥

**किं दुरापादनं तेषां पुंसामुद्दामचेतसाम्।**
**यैराश्रितस्तीर्थपदश्चरणो व्यसनात्ययः॥ ४२**

સમસ્ત તીર્થોના આશ્રયરૂપ તથા સંસારદુઃખને દૂર કરનારા ભગવાનના ચરણનો આશ્રય જેમણે સ્વીકાર્યો છે, તેવા ધીર મનુષ્યોને માટે શું અપ્રાપ્ય છે? ॥ ૪૨ ॥

उद्दामचेतसां धीराणाम्। व्यसनं संसारस्तस्यात्ययो यस्मात्॥ ४२॥

'**उद्दामचेतसाम्**' ધીર મનુષ્યોને માટે– '**व्यसनम्**' સંસારરૂપી દુઃખ, તેનો નાશ છે જેનાથી ॥ ૪૨ ॥

**प्रेक्षयित्वा भुवो गोलं पत्न्यै यावान्स्वसंस्थया।**
**बह्वाश्चर्यं महायोगी स्वाश्रमाय न्यवर्तत॥ ४३**

દેવહૂતિને અનેક પ્રકારના આશ્ચર્યવાળો પૃથ્વીનો ગોળો, તેના દ્વીપો, ખંડો, તેની રચના અનુસાર બતાવીને મહાયોગી કર્દમ પોતાના આશ્રમ તરફ પાછા ફર્યા. ॥ ૪૩ ॥

प्रेक्षयित्वा दर्शयित्वा। गोलं मण्डलम्। स्वसंस्थया द्वीपवर्षादिरचनया यावांस्तावन्तम्। बहून्याश्चर्याणि यस्मिंस्तम्॥ ४३॥

'**प्रेक्षयित्वा**' દર્શાવીને '**गोलम्**' મંડળ, ગોળો '**स्वसंस्थया**' પૃથ્વીના દ્વીપો, ખંડો વગેરે રચના અનુસાર જેટલા છે તેટલા દર્શાવીને– અનેક પ્રકારનાં આશ્ચર્યો છે જેમાં તેને ॥ ૪૩ ॥

**विभज्य नवधात्मानं मानवीं सुरतोत्सुकाम्।**
**रामां निरमयन् रेमे वर्षपूगान्मुहूर्तवत्॥ ४४**

પોતાને નવ વિભાગમાં વહેંચીને રમણ માટે ઉત્સુકતા ધરાવતાં પત્ની મનુરાજકુમારીને રમણ કરાવતા એક મુહૂર્ત જેવાં અનેક વર્ષો સુધી રમણ કર્યું. ॥ ૪૪ ॥

नवधा विभज्य नवप्रभेदमात्मानं कृत्वा ॥ ४४॥

'**नवधा विभज्य**' પોતાને નવ ભાગમાં વહેંચીને પોતાના સ્વરૂપના નવ વિભાગ કરીને ॥ ૪૪ ॥

**तस्मिन्विमान उत्कृष्टां शय्यां रतिकरीं श्रिता।**
**न चाबुध्यत तं कालं पत्याऽपीच्येन सङ्गता॥ ४५**

॥ ४५॥

તે વિમાનમાં રતિજનક શ્રેષ્ઠ શય્યામાં બિરાજતાં (રાજકુમારીએ) સર્વાંગસુંદર પતિ સાથે વસતાં વીતી ગયેલા વિપુલ સમયને જાણ્યો નહીં. ॥ ૪૫ ॥ ૪૫ ॥

**एवं योगानुभावेन दम्पत्यो रममाणयोः।**
**शतं व्यतीयुः शरदः कामलालसयोर्मनाक्॥ ४६**

આમ, યોગના પ્રભાવથી ક્રીડા કરતાં તે કામની લાલસાવાળા દમ્પતીનાં સો વર્ષો જાણે અલ્પકાળની જેમ વીતી ગયાં. ॥ ૪૬ ॥

शरदः संवत्सराः। मनागीषदिव व्यतीयुः ॥ ४६ ॥

**'शरदः'** વર્ષો **'मनाक्'** અલ્પકાળની જેમ વીતી ગયાં. ॥ ४६ ॥

**तस्यामाधत्त रेतस्तां भावयन्नात्मनात्मवित्।**
**नोधा विधाय रूपं स्वं सर्वसङ्कल्पविद्विभुः ॥ ४७**

સર્વના સંકલ્પોને જાણનારા, આત્મજ્ઞાની સમર્થ મુનિરાજ કર્દમે પોતાના સ્વરૂપને નવ પ્રકારે વિભક્ત કરીને તેમનું (દેવહૂતિજીનું) (અર્ધાંગના સ્વરૂપે) મનથી ચિંતન કરતાં તેમનામાં વીર્યનું આધાન કર્યું. ॥ ४७ ॥

आत्मना स्वदेहार्धरूपेणातिप्रीत्या भावयन्। तथा सति सदपत्यं भवेदिति। नोधा नवधा। सर्वसङ्कल्पविदिति। तस्या बह्वपत्य-सङ्कल्पं जानन्नित्यर्थः। विभुस्तथा कर्तुं समर्थश्च। आत्मविदिति च तस्यामनासक्तत्वात्स्त्रियो जाता इति भावः। 'पुमान्पुंसोऽधिके शुक्रे स्त्री भवत्यधिके स्त्रियाः' इति स्मृतेः ॥ ४७ ॥

**'आत्मना'** અર્ધાંગનાસ્વરૂપે અતિ પ્રેમપૂર્વક ચિંતન કરતાં, તેમ થાય તો સુપ્રજા થાય. **'नोधा'** નવ પ્રકારે. કર્દમઋષિ સર્વના સંકલ્પ જાણનારા છે, તેથી દેવહૂતિજીનો અનેક સંતાનો માટેનો સંકલ્પ તેઓ જાણી ગયા હતા, એમ અર્થ છે. **'विभुः'** અને તે પ્રમાણે કરવા માટે સમર્થ પણ હતા. વળી તેઓ આત્મવેત્તા છે; તે દેવહૂતિમાં અનાસક્ત હોવાથી કન્યાઓ જન્મી હતી, તેવો ભાવ છે. 'પુરુષનું વીર્ય અધિક હોય તો પુત્ર થાય છે અને સ્ત્રીરજ અધિક હોય તો પુત્રી થાય છે.' એ પ્રમાણે સ્મૃતિનું વચન છે. ॥ ४७ ॥

**अतः सा सुषुवे सद्यो देवहूतिः स्त्रियः प्रजाः।**
**सर्वास्ताश्चारुसर्वाङ्ग्यो लोहितोत्पलगन्धयः ॥ ४८**

તે દેવહૂતિએ ત્યાર પછી એક જ દિવસે કન્યા સંતતિને જન્મ આપ્યો. તે સર્વ કન્યાઓ સર્વાંગસુંદર અને લાલ કમળ જેવી સુગન્ધવાળી હતી. ॥ ४८ ॥

अतोऽनन्तरमेव। सद्य एकस्मिन्नेवाहनि। चारूणि सर्वाण्यङ्गानि यासाम्॥ ४८ ॥

**'अतः'** ત્યાર પછી **'सद्यः'** એક જ દિવસે– સુંદર છે સર્વ અંગો જેમનાં ॥ ४८ ॥

**पतिं सा प्रव्रजिष्यन्तं तदाऽऽलक्ष्योशती सती।**
**स्मयमाना विक्लवेन हृदयेन विदूयता ॥ ४९**

(કન્યાઓનો જન્મ થયો) ત્યારે પતિદેવ સંન્યાસદીક્ષા લેશે, એમ વિચારીને અત્યન્ત સુંદર સતી દેવહૂતિજી (અંદરથી) વ્યાકુળ અને સંતપ્ત હૃદયવાળાં હોવા છતાં (બહારથી) સ્મિત કરતાં, ॥ ४९ ॥

प्रव्रजिष्यन्तमालक्ष्य वितर्क्य स्मयमाना बहिः, अन्तस्तु विक्लवेन व्याकुलेन विदूयता सन्तप्यमानेन हृदा उवाचेत्युत्तरेणान्वयः ॥ ४९ ॥

(પતિદેવ હવે) સંન્યાસદીક્ષા લેશે– એમ **'आलक्ष्य'** વિચારીને બહારથી સ્મિત કરતાં, પરંતુ અંદરથી **'विक्लवेन'** વ્યાકુળ અને **'विदूयता'** સંતપ્ત થતા હૃદયથી કહેવા લાગ્યાં, એમ પછીના શ્લોક (૫૦) સાથે સંબંધ છે.॥ ४९ ॥

**लिखन्त्यधोमुखी भूमिं पदा नखमणिश्रिया।**
**उवाच ललितां वाचं निरुध्याश्रुकलां शनैः ॥ ५०**

નખરૂપી મણિની શોભાવાળા પગથી ભૂમિને ખોતરતાં, અશ્રુબિન્દુઓને રોકીને નીચા મુખે ધીમે ધીમે લલિત વાણી વદ્યાં. ॥ ૫૦ ॥

नखा एव मणयस्तैः श्रीः शोभा यस्य तेन पदा भुवं लिखन्तीति दुरन्तचिन्तालक्षणम् ॥ ५० ॥

નખો એ જ મણિઓ, તેમનાથી '**श्रीः**' શોભા છે જેની તે ચરણ વડે ધરણીને ખોતરતાં– એ અપાર ચિન્તાનું લક્ષણ છે. ॥ ૫૦ ॥

देवहूतिरुवाच

**सर्वं तद्भगवान्मह्यमुपोवाह प्रतिश्रुतम्।**
**अथापि मे प्रपन्नाया अभयं दातुमर्हसि॥ ५१**

**દેવહૂતિ બોલ્યાં** – આપ ભગવાને મને જે વચન આપ્યું હતું તે સમ્પન્ન કર્યું, છતાં શરણે આવેલી મને આપ અભયદાન કરવા યોગ્ય છો. ॥ ૫૧ ॥

उपोवाह सम्पादितवान्। अभयमिति भाविनो दैन्यात् संसाराच्च यद्भयं तन्निवर्तयेत्यर्थः ॥ ५१ ॥

'**उप-उवाह**' (વચન) સમ્પન્ન કર્યું છે '**अभयम् इति।**' ભવિષ્યમાં થનારા (પુત્રીઓના સ્વયંવરરૂપ અન્વેષણના) દૈન્યથી તથા સંસારથી જે ભય થાય છે તે દૂર કરો, એમ અર્થ છે. ॥ ૫૧ ॥

तत्र दैन्यं निवेदयति।

ત્યારે દૈન્યનું નિવેદન કરે છે.

**ब्रह्मन्दुहितृभिस्तुभ्यं विमृग्याः पतयः समाः।**
**कश्चित्स्यान्मे विशोकाय त्वयि प्रव्रजिते वनम्॥ ५२**

હે બ્રહ્મન્, આપની દીકરીઓએ પોતાને યોગ્ય પતિની શોધ કરવી પડશે. આપ વનમાં પ્રયાણ કરો ત્યારે મારો શોક દૂર કરવા કોઈ જોઈશે. ॥ ૫૨ ॥

तुभ्यं तव दुहितृभिः स्वयमेवात्मनः समा योग्याः पतयो विमृग्या इति दैन्यं प्राप्तम्। संसारभयमुररीकृत्याह—कश्चिदिति। विशोकाय ज्ञानोपदेशाय। स्त्रीभिर्ऋणानपाकरणात्कंचित्कालं त्वदवस्थानेन ब्रह्मवित्पुत्रः कश्चित्किं स्यादित्यर्थः ॥ ५२ ॥

'**तुभ्यम्**' આપની દીકરીઓએ જાતે જ પોતાની '**समाः**' યોગ્યતા પ્રમાણે પતિઓ શોધવા પડશે, એવું દૈન્ય પ્રાપ્ત થયું છે. સંસારભયને સ્વીકારીને કહે છે– '**कश्चित् इति।**' '**विशोकाय**' જ્ઞાનોપદેશ માટે– સ્ત્રીઓ દ્વારા ઋણમુક્ત થવા માટે થોડોક સમય આપના અહીં રહેવાથી કોઈ બ્રહ્મજ્ઞાની પુત્ર થશે, એમ અર્થ છે. ॥ ૫૨ ॥

**वंशीधरी**—शोकोऽज्ञानलक्षणः संसारस्तस्य तरणं ज्ञानेनैव 'तरति शोकमात्मवित्' इति श्रुतेः।

અજ્ઞાનરૂપી લક્ષણવાળો શોકરૂપી સંસાર, તેને તરવો તે. આત્મજ્ઞાની જ્ઞાનથી જ શોકને તરી જાય છે, એમ શ્રુતિવચન છે. (છાં.ઉપ.૭/૧/૩)

विषयान्भुङ्क्ष्व किं ब्रह्मविद्ययेति चेत्तत्राह।

વિષયોને ભોગવો, બ્રહ્મવિદ્યાથી શું પ્રયોજન છે, એમ જો કોઈ કહે તો તે માટે ઉત્તર આપે છે.

**एतावताऽलं कालेन व्यतिक्रान्तेन मे प्रभो।**
**इन्द्रियार्थप्रसङ्गेन परित्यक्तपरात्मनः॥ ५३**

હે પ્રભુ, ઈન્દ્રિયોના વિષયોના સંગને કારણે ત્યજી દેવામાં આવ્યા છે પરમાત્મા જેના વડે તેવા મારા વીતેલા આટલા સમયથી હવે બસ. ॥ ૫૩ ॥

एतावताऽलं पूर्यताम्। परित्यक्तः पर आत्मा यया तस्या मम॥ ५३ ॥

આટલાથી '**अलम्**' ઘણું થયું. ત્યજી દેવામાં આવ્યા છે પરમાત્મા જેના વડે તેવા મારા ॥ ૫૩ ॥

स्वकृतमनुशोचन्त्याह—**इन्द्रियार्थेष्विति** चतुर्भिः।

પોતે કર્યું છે તેને માટે શોક કરતાં ચાર શ્લોકો દ્વારા કહે છે– '**इन्द्रियार्थेषु इति।**'

**इन्द्रियार्थेषु सज्जन्त्या प्रसङ्गस्त्वयि मे कृतः।**
**अजानन्त्या परं भावं तथाऽप्यस्त्वभयाय मे॥ ५४**

(આપ બ્રહ્મવેત્તા છો, એવું આપનું) પરમ સત્ય સ્વરૂપ ન જાણતાં, કેવળ ઈન્દ્રિયોના વિષયોમાં આસક્ત રહી મેં આપનો પ્રસંગ કર્યો છે, છતાં પણ તે મને અભય આપનારો થાઓ. ॥ ૫૪ ॥

मे मया। परं भावं त्वं ब्रह्मविदिति॥ ५४॥

**'मे'** મારા દ્વારા– **'परं भावम्'** આપ બ્રહ્મવેત્તા છો એવા આપના સ્વરૂપને ॥ ૫૪ ॥

प्रसङ्गः कथमभयायास्तु तत्राह—**सङ्गः इति।**

મુનિવર્ય સાથે કરેલો પ્રકૃષ્ટ સંગ અભય માટે કેવી રીતે થાય, તે માટે કહે છે– **'सङ्गः इति।'**

**सङ्गो यः संसृतेर्हेतुरसत्सु विहितोऽधिया।**
**स एव साधुषु कृतो निःसङ्गत्वाय कल्पते॥ ५५**

દુષ્ટ મનુષ્ય સાથે જે સંગ અજાણતાં પણ કરવામાં આવે છે, તે સંસારનું કારણ બને છે. સાધુ પુરુષો સાથે કરેલો તે જ સંગ સંસાર દૂર કરનારો બને છે. ॥ ૫૫ ॥

अधियाऽज्ञानेन॥ ५५॥

**'अधिया'** અજ્ઞાનથી ॥ ૫૫ ॥

**वंशीधरी**—अज्ञानेन सत्सङ्गान्मद्भव्यं भविष्यत्यत एषां सङ्गो विधेय इति ज्ञानं विनापि *घुणाक्षरन्यायेनाकस्माज्जातोऽपि सत्सङ्गो मोक्षपर्यवसायी भवतीत्याशयः।

**'अज्ञानेन'** સત્સંગથી મારું ભલું થશે માટે હવે આમનો સત્સંગ કરવો જોઈએ, એવા જ્ઞાન વિના પણ *ઘુણાક્ષરન્યાયથી અકસ્માત થયેલો સત્સંગ પણ મોક્ષ આપનાર થઈ પડે છે.

**नेह यत्कर्म धर्माय न विरागाय कल्पते।**
**न तीर्थपदसेवायै जीवन्नपि मृतो हि सः॥ ५६**

આ લોકમાં જેનું કર્મ ધર્મ માટે નથી, વૈરાગ્ય માટે નથી, તીર્થપદ ભગવાન શ્રીહરિની સેવા માટે નથી, તે જીવતો છતાં પણ મરેલો જ છે. ॥ ૫૬ ॥

स्वभावतः प्रवृत्तं यस्य कर्म धर्मार्थं न कल्पते धर्माभिमुखं न भवेत् तत्रापि निष्कामधर्मद्वारा विरागाय न कल्पते। तद्द्वारा च तीर्थपदस्य हरेः सेवार्थं न पर्यवस्येदित्यर्थः॥ ५६॥

(દેહ-ઈન્દ્રિય વગેરેથી થતું) જેનું સ્વાભાવિક કર્મ ધર્મ માટે નથી, ધર્માભિમુખ નથી હોતું, તેમાં પણ નિષ્કામ ધર્મ દ્વારા વૈરાગ્ય માટે નથી હોતું અને તે વૈરાગ્ય દ્વારા તીર્થપદ ભગવાનની સેવાને કાજે નથી પરિણમતું (તેનું જીવન વ્યર્થ છે), એમ અર્થ છે.॥ ૫૬ ॥

**साहं भगवतो नूनं वञ्चिता मायया दृढम्।**
**यत्त्वां विमुक्तिदं प्राप्य न मुमुक्षेय बन्धनात्॥ ५७**

ખરેખર, હું પણ ભગવાનની માયાથી અત્યન્ત છેતરાઈ છું, કેમ કે મોક્ષ આપનાર આપને પામીને પણ સંસારબંધનથી છૂટવાની મેં ઈચ્છા કરી નહીં. ॥ ૫૭ ॥

न मुमुक्षेय मोक्तुमिच्छां न कृतवत्यस्मि॥ ५७॥

**'न मुमुक्षेय'** સંસારબંધનથી છૂટવાની મેં ઈચ્છા કરી નહીં. ॥ ૫૭ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां तृतीयस्कन्धे त्रयोविंशोऽध्यायः॥ २३॥

इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां त्रयोविंशोऽध्यायः॥ २३॥



---

* **घुणाक्षरन्यायः**—લાકડામાં કીડાઓ દ્વારા અક્ષરોની આકૃતિ સાથે મળતો આકાર પોતાની જાતે જ બની જાય છે. કોઈ કાર્ય અનાયાસ કે અકસ્માત થઈ જાય છે, ત્યારે આ ન્યાયનો પ્રયોગ કરવામાં આવે છે.

# अथ चतुर्विंशोऽध्यायः

## શ્રીકપિલ ભગવાનનો જન્મ

चतुर्विंशे ततो जन्म कपिलस्याह तत्पितुः।
प्रव्रज्यां तमनुज्ञाप्य ऋणत्रयविमोक्षतः॥ १

મૈત્रेय उवाच

**निर्वेदवादिनीमेवं मनोर्दुहितरं मुनिः।**
**दयालुः शालिनीमाह शुक्लाभिव्याहृतं स्मरन्॥ १**

शालिनीं श्लाघ्याम्। शुक्लेनाभिव्याहृतं 'सहाहं स्वांशकलया' इत्यादि॥ १॥

ऋषिरुवाच

**मा खिदो राजपुत्रीत्थमात्मानं प्रत्यनिन्दिते।**
**भगवांस्तेऽक्षरो गर्भमदूरात्सम्प्रपत्स्यते॥ २**

इत्थं मा खिदः खेदं माकार्षीः आत्मानं प्रति अहं भाग्यहीनेति। अदूराच्छीघ्रम्॥ २॥

**वंशीधरी—**अक्षरः पितृवीर्येण मातृयोनौ क्षरणहीनः प्राकृतदेहहीनः।

**धृतव्रतासि भद्रं ते दमेन नियमेन च।**
**तपोद्रविणदानैश्च श्रद्धया चेश्वरं भज॥ ३**

दमेनेन्द्रियसंयमेन। नियमेन स्वधर्मेण। तपांसि द्रविणदानानि च तैः॥ ३॥

ત્યારપછી ચોવીસમા અધ્યાયમાં કપિલ ભગવાનનો જન્મ વર્ણવે છે તથા ત્રણ ઋણમાંથી મુક્ત થયા હોવાથી તેમની (કપિલ ભગવાનની) આજ્ઞા લઈને (વનમાં જતા) તેમના પિતા કર્દમઋષિના સંન્યાસનું વર્ણન કરે છે. ॥ ૧ ॥

**મૈત્રેયમુનિ બોલ્યા** – આ પ્રમાણે વૈરાગ્યયુક્ત વાણી વદતી, વિનીત મનુરાજપુત્રીને શુક્લનારાયણ શ્રીહરિનાં વચનોનું સ્મરણ કરતા દયાળુ મુનિરાજ કહેવા લાગ્યા. ॥ ૧ ॥

**'शालिनीम्'** પ્રશંસનીય મનુપુત્રીને, શુક્લનારાયણ શ્રીહરિ દ્વારા કહવામાં આવેલું, 'હું મારી અંશકળારૂપે તમારા વીર્યથી તમારી પત્ની દેવહૂતિમાં અવતરીશ.' (શ્રીમદ્ ભા.૩/૨૧/૩૨) વગેરે ॥ ૧ ॥

**કર્દમઋષિ બોલ્યા** – હે રાજકુમારી, તમે આ પ્રમાણે પોતાના વિષે ખેદ ન કરો! હે અનિન્દિતા, થોડા જ સમયમાં અવિનાશી ભગવાન તમારા પુત્ર તરીકે પધારશે. ॥ ૨ ॥

આ પ્રમાણે **'मा खिदः'** ખેદ ન કરો, હું ભાગ્યહીન છું એમ પોતાના વિષે (ખેદ ન કરો); **'अदूरात्'** શીઘ્ર ॥ ૨ ॥

પિતાના વીર્ય દ્વારા માતાની યોનિમાં (પિતાના વીર્ય)ક્ષરણથી જન્મ ન લેનારા, પ્રાકૃતદેહ વગરના એટલે અક્ષર પરમાત્મા.

(તમે અનેક પ્રકારનાં વ્રતોનું અનુષ્ઠાન કર્યું છે, આ જન્મમાં અને જન્માન્તરોમાં પણ, તેથી) તમે વ્રતધારી છો, તમારું કલ્યાણ થાઓ! સંયમ, નિયમ, તપ, દ્રવ્ય અને દાનથી તમે શ્રદ્ધાપૂર્વક ઈશ્વરની સેવા કરો. ॥ ૩ ॥

**'दमेन'** ઇન્દ્રિયોના સંયમથી, **'नियमेन'** સ્વધર્મથી, **'तपांसि'** અનેક પ્રકારનાં તપ, દ્રવ્ય, દાન– તે સર્વથી (ભજો). ॥ ૩ ॥

**स त्वयाराधितः शुक्लो वितन्वन्मामकं यशः।**
**छेत्ता ते हृदयग्रन्थिमौदर्यो ब्रह्मभावनः॥ ४**

हृदयग्रन्थिं चिज्जडात्मकमहंकारलक्षणं बन्धं छेत्ता छेत्स्यति। औदर्यः पुत्रः सन्। ब्रह्म भावयत्युपदिशतीति तथा॥ ४॥

**मैत्रेय उवाच**

**देवहूत्यपि सन्देशं गौरवेण प्रजापतेः।**
**सम्यक् श्रद्धाय पुरुषं कूटस्थमभजद्गुरुम्॥ ५**

श्रद्धाय विश्वस्य॥ ५॥

**तस्यां बहुतिथे काले भगवान्मधुसूदनः।**
**कार्दमं वीर्यमापन्नो जज्ञेऽग्निरिव दारुणि॥ ६**

बहुतिथे बहुतरे कालेऽतिक्रान्ते सति। कार्दमं कर्दमसम्बन्धि॥ ६॥

**वंशीधरी**—वीर्यमापन्नोऽपाकुर्वन्प्रादुर्भूतः। यथाग्निः काष्ठे स्थित एव मथनेन प्रादुर्भूतः काष्ठमपनयति तद्वत्। न हि वीर्येण तद्देहो जातस्तस्य चिद्घनत्वात्। तदुक्तं वैष्णवसिद्धान्ते—

'नावतारेष्वपि हरेर्देहः शुक्रादिसम्भवः।
तथापि शुक्रसंस्थः सन्मातृदेहं प्रविश्य च॥
विलाप्य शुक्रं तत्रैव केवलज्ञानरूपतः।
उदेति भगवान्विष्णुः काले लोकं विडम्बयन्॥'

इति। तथा च पूर्वमन्तर्यामिरूपेण स्थित एव पुत्ररूपेण दारुणि स्थित एवाग्निर्यथा प्रादुर्भवति तथा प्रादुर्बभूवेति भावः।

**अवादयंस्तदा व्योम्नि वादित्राणि घनाघनाः।**
**गायन्ति तं स्म गन्धर्वा नृत्यन्त्यप्सरसो मुदा॥ ७**

તમારા વડે આરાધના કરવામાં આવેલા ભગવાન શુક્લનારાયણ તમારા પુત્ર થઈ, મારા યશનો વિસ્તાર કરતા, તમને બ્રહ્મનો ઉપદેશ આપનારા થઈ તમારી હૃદયગ્રન્થિને છેદશે. ॥ ૪ ॥

'**हृदयग्रन्थिम्**' ચેતન અને જડરૂપ અંહકારના લક્ષણવાળી હૃદયની બંધનરૂપ ગાંઠને '**छेत्ता**' કાપશે. '**औदर्यः**' ઉદરમાંથી થયેલો પુત્ર થઈ, '**ब्रह्म भावयति**' બ્રહ્મનો ઉપદેશ કરે તેવો ॥ ૪ ॥

**મૈત્રેયમુનિ બોલ્યા** – દેવહૂતિએ પણ પ્રજાપતિ કર્દમઋષિના ઉપદેશને માન આપીને સારી રીતે શ્રદ્ધાપૂર્વક ધારણ કરી નિર્વિકાર, જગદ્ગુરુ ભગવાન પુરુષોત્તમની આરાધના કરી. ॥ ૫ ॥

'**श्रद्धाय**' વિશ્વાસ રાખીને ॥ ૫ ॥

ઘણો સમય વીત્યો ત્યારે કર્દમઋષિના ભક્તિ-પ્રભાવને પ્રાપ્ત થઈ ભગવાન મધુસૂદન કાષ્ઠમાં અગ્નિની જેમ તે દેવહૂતિમાં પ્રકટ થયા. ॥ ૬ ॥

'**बहुतिथे**' ઘણો સમય વીતી ગયો ત્યારે– '**कार्दमम्**' કર્દમઋષિ સમ્બંધી ॥ ૬ ॥

વીર્યને દૂર કરીને પ્રકટ્યા. જેમ કાષ્ઠમાં રહેલો અગ્નિ મંથનથી પ્રકટ થાય છે અને કાષ્ઠને દૂર કરે છે તેમ. તેમનો દેહ વીર્યથી ઉત્પન્ન થતો જ નથી કારણ કે તેમનું સ્વરૂપ ચૈતન્યમય છે. વૈષ્ણવસિદ્ધાન્ત ગ્રન્થમાં કહ્યું છે કે —

'સર્વ અવતારોમાં શ્રીહરિનો દેહ શુક્ર વગેરેમાંથી નથી થયો, છતાં પણ શુક્રનો આશ્રય કરી, માતૃદેહમાં પ્રવેશી, શુક્રને ત્યાં જ વિલીન કરી કેવળ સમયાનુસાર લોકોનું અનુકરણ કરતા ભગવાન વિષ્ણુ પ્રકટ થાય છે.' તે પ્રમાણે પૂર્વે અન્તર્યામીરૂપે રહેલા ભગવાન જ લાકડામાં રહેલો અગ્નિ જેમ પ્રકટ થાય તેમ પુત્રરૂપે પ્રકટ થયા, તેવો ભાવ છે.

તે સમયે આકાશમાં દેવતાઓ વાદિત્રો વગાડવા લાગ્યા, વરસતા મેઘો ગર્જનાઓ કરવા લાગ્યા, ગંધર્વો તેમના વિષે ગીતો ગાવા લાગ્યા, અપ્સરાઓ આનંદથી નાચવા લાગી. ॥ ૭ ॥

घनाघना इत्येकं पदम्। वर्षन्तो मेघाः। गायन्ति स्म नृत्यन्ति स्म॥ ७॥

**पेतुः सुमनसो दिव्याः खेचरैरपवर्जिताः।**
**प्रसेदुश्च दिशः सर्वा अम्भांसि च मनांसि च॥ ८**

अपवर्जिता मुक्ताः॥ ८॥

**तत्कर्दमाश्रमपदं सरस्वत्या परिश्रितम्।**
**स्वयम्भूः साकमृषिभिर्मरीच्यादिभिरभ्ययात्॥ ९**

परिश्रितं परिवेष्टितम्॥ ९॥

आगत्य किं कृतवांस्तदाह—**भगवन्तमिति** द्वाभ्याम्।

**भगवन्तं परं ब्रह्म सत्त्वेनांशेन शत्रुहन्।**
**तत्त्वसंख्यानविज्ञप्त्यै जातं विद्वानजः स्वराट्॥ १०**

**सभाजयन् विशुद्धेन चेतसा तच्चिकीर्षितम्।**
**प्रहृष्यमाणैरसुभिः कर्दमं चेदमभ्यधात्॥ ११**

तत्त्वानां संख्यानं यस्मिंस्तस्य सांख्यस्य विज्ञप्त्यै विशेषेण ज्ञापनाय भगवन्तं जातं विद्वानजो ब्रह्मा स्वराट् स्वतःसिद्धज्ञानः॥ १०॥

तस्य चिकीर्षितं सभाजयन् पूजयन् प्रहृष्यमाणैरसुभिरिन्द्रियैरुपलक्षितः कर्दमं चेदमभ्य-धादिति द्वयोरन्वयः। चकाराद्देवहूतिं च॥ ११॥

**बा.प्र.**—प्रहृष्यमाणैः आनन्दाश्रुरोमाञ्चितगद्गदा-दिविकारयुक्तैः असुभिश्चक्षुरादीन्द्रियैः उपलक्षितः। तत्र—त्वयेति पञ्चभिः कर्दमं प्रत्याह।

**'घनाघनाः'** એક જ પદ છે. વરસતા મેઘો— (ગંધર્વો) ગાવા લાગ્યા અને (અપ્સરાઓ) નાચવા લાગી. ॥ ૭ ॥

દેવો દ્વારા અર્પણ કરાયેલાં અલૌકિક કુસુમોની વૃષ્ટિ થવા લાગી. સર્વ દિશાઓ પ્રસન્ન થઈ, સર્વ જળ નિર્મળ થયાં અને સર્વનાં મન પ્રસન્ન થયાં.॥ ૮ ॥

**'अपवर्जिताः'** અર્પણ કરાયેલાં ॥ ૮ ॥

સરસ્વતી નદીથી ઘેરાયેલા, કર્દમઋષિના તે આશ્રમસ્થાનમાં મરીચિ વગેરે મુનિવર્યો સાથે સ્વયમ્ભૂ બ્રહ્માજી પધાર્યા. ॥ ૯ ॥

**'परिश्रितम्'** (સરસ્વતી નદીથી) ઘેરાયેલા (આશ્રમમાં) ॥ ૯ ॥

બ્રહ્માજીએ આવીને શું કર્યું, તે બે શ્લોકો દ્વારા કહે છે— **'भगवन्तम् इति।'**

હે શત્રુમર્દન વિદુરજી, સાંખ્યશાસ્ત્રનો ઉપદેશ કરવા માટે પોતાના સત્ત્વના અંશથી પ્રકટ થયેલા પરબ્રહ્મ ભગવાનને જાણતા તથા તેમણે કરવા ઇચ્છેલાને વિશુદ્ધ ચિત્તથી આદર આપતા, સ્વતઃસિદ્ધ જ્ઞાનવાળા સ્વયમ્ભૂ બ્રહ્માજી પ્રસન્નતાપૂર્ણ ઇન્દ્રિયોથી કર્દમઋષિને તથા (દેવહૂતિજીને) આ પ્રમાણે કહેવા લાગ્યા.॥ ૧૦॥ ૧૧ ॥

તત્ત્વોની ગણના છે જેમાં તે સાંખ્યશાસ્ત્રનો **'विज्ञप्त्यै'** વિશેષરૂપે ઉપદેશ કરવા માટે પ્રકટ થયેલા ભગવાનને; **'स्वराट्'** સ્વતઃસિદ્ધ જ્ઞાનવાળા **'अजः'** બ્રહ્માજી ॥ ૧૦ ॥

તેમના (ભગવાનના) કરવા ઇચ્છેલાને **'सभाजयन्'** આદર આપતા, હર્ષ પામતી **'असुभिः'** ઇન્દ્રિયોવાળા દેખાતા બ્રહ્માજી કર્દમઋષિને આ પ્રમાણે કહેવા લાગ્યા, એમ બે શ્લોકોનો સમ્બન્ધ છે. ચકારથી દેવહૂતિને પણ (કહેવા લાગ્યા.) ॥ ૧૧ ॥

હર્ષાશ્રુ, રોમાંચ, ગળગળા થવું વગેરે વિકારયુક્ત ચક્ષુ વગેરે હર્ષ પામેલી ઇન્દ્રિયોથી લક્ષિત થતા બ્રહ્માજી પાંચ શ્લોકો દ્વારા કર્દમજીને કહે છે— **'त्वया इति।'**

**ब्रह्मोवाच**

**त्वया मेऽपचितिस्तात कल्पिता निर्व्यलीकतः।**
**यन्मे सञ्जगृहे वाक्यं भवान्मानद मानयन्॥ १२**

अपचितिः पूजा कृता। यत् यस्मात्। निर्व्यलीकतो निष्कपटं सम्यग्गृहीतवान्॥ १२॥

**सुबोधिनी**—'त्वया इति।' जाता मम बहवः पुत्राः, त्वयैव मे परमपचितिः प्रत्युपकारलक्षणपूजा कृता।

**एतावत्येव शुश्रूषा कार्या पितरि पुत्रकैः।**
**बाढमित्यनुमन्येत गौरवेण गुरोर्वचः॥ १३**

अनुमन्येतेति यदेतावत्येव॥ १३॥

**इमा दुहितरः सभ्य तव वत्स सुमध्यमाः।**
**सर्वमेतं प्रभावैः स्वैर्बृंहयिष्यन्त्यनेकधा॥ १४**

अनेकधा प्रभावैर्वंशैर्बृंहयिष्यन्ति वर्धयिष्यन्ति ॥ १४॥

**अतस्त्वमृषिमुख्येभ्यो यथाशीलं यथारुचि।**
**आत्मजाः परिदेह्यद्य विस्तृणीहि यशो भुवि॥ १५**

ऋषिमुख्येभ्यो मरीच्यादिभ्यः॥ १५॥

पुत्रस्तु साक्षादीश्वर इत्याह—**वेदाहमिति।**

**वेदाहमाद्यं पुरुषमवतीर्णं स्वमायया।**
**भूतानां शेवधिं देहं बिभ्राणं कपिलं मुने॥ १६**

शेवधिं निधिं सर्वाभीष्टदम्॥ १६॥

देवहूतिं प्रत्याह त्रिभिः।

**બ્રહ્માજી બોલ્યા** – હે પુત્ર, તમે નિષ્કપટ ભાવથી મારી પૂજા કરી છે, કારણ કે હે માન આપનારા મુનિ, મારા વાક્યને માન આપતા તમે તેનો સુસ્વીકાર કર્યો છે. ॥ ૧૨ ॥

'**अपचितिः**' પૂજા કરી છે; '**यत्**' કારણ કે '**निर्व्यलीकतः**' નિષ્કપટ ભાવથી સારી રીતે સ્વીકાર કર્યો છે. ॥ ૧૨ ॥

મારા ઘણા પુત્રો થયા (ઊર્ધ્વરેતા સનત્કુમારો વગેરે), પરંતુ તમારા દ્વારા જ મારી મહાન સેવા, ઉપકારનો બદલો વાળવારૂપ લક્ષણવાળી પૂજા કરવામાં આવી છે.

પુત્રો દ્વારા પિતા પ્રત્યે એટલી સેવા તો થવી જ જોઈએ કે ગુરુરૂપ પિતાના વચનને 'ભલે' (જેવી આજ્ઞા) એમ કહીને આદરપૂર્વક (ગુરુભાવથી) એને સ્વીકારે. ॥ ૧૩ ॥

(પિતાના વચનને) જે સ્વીકારે એટલી જ (સેવા)॥ ૧૩ ॥

હે સજ્જન, હે વત્સ, આ તારી મનોહર કટિવાળી કન્યાઓ પોતાના પ્રભાવરૂપ વંશથી આ સમગ્ર સૃષ્ટિને અનેક રીતે વધારશે. ॥ ૧૪ ॥

'**प्रभावैः**' પ્રભાવરૂપ વંશથી અનેક રીતે '**बृंहयिष्यन्ति**' વધારશે. ॥ ૧૪ ॥

આથી હવે તમે મરીચિ વગેરે મુખ્ય ઋષિઓને સ્વભાવ પ્રમાણે અને રુચિ પ્રમાણે પુત્રીઓ પ્રદાન કરો અને તમારા યશને પૃથ્વી ઉપર પ્રસરાવો. ॥ ૧૫ ॥

મરીચિ વગેરે મુખ્ય ઋષિઓને ॥ ૧૫ ॥

પુત્ર તો સાક્ષાત્ ઈશ્વર છે તેમ કહે છે— '**वेद-अहम् इति।**'

હે મુનિ, પોતાની માયાથી સર્વાભીષ્ટપ્રદ નિધિરૂપ શ્રીવિગ્રહને ધારણ કરીને અવતરેલા આદ્ય પરમપુરુષ કપિલમુનિને હું જાણું છું. ॥ ૧૬ ॥

'**शेवधिम्**' સર્વ દ્વારા પ્રાપ્ત કરવા ઈચ્છેલ વસ્તુને આપનાર નિધિને ॥ ૧૬ ॥

દેવહૂતિ પ્રત્યે ત્રણ શ્લોકો વડે કહે છે.

**ज्ञानविज्ञानयोगेन कर्मणामुद्धरञ्जटाः।**
**हिरण्यकेशः पद्माक्षः पद्ममुद्रापदाम्बुजः॥ १७**

ज्ञानं शास्त्रोक्तं विज्ञानमपरोक्षं च ते एव योग उपायस्तेन कर्मणां जटा मूलानि वासना उद्धरन्नुत्पाटयिष्यन्। पद्ममुद्रायुक्तं पदाम्बुजं यस्य॥ १७॥

(હે રાજકુમારી!) સુવર્ણ સમાન કેશવાળા, કમળ સમાન નેત્રવાળા, કમલાંકિત ચરણકમળવાળા ભગવાન કપિલ જ્ઞાન અને વિજ્ઞાનના ઉપાયથી કર્મની વાસનાનાં મૂળને ઉખાડી નાખશે. ॥ ૧૭ ॥

'**ज्ञानम्**' શાસ્ત્રમાં જે કહ્યું છે તે તથા '**विज्ञानम्**' જેનો અપરોક્ષ અનુભવ થયો છે તે, આ બન્ને જ '**योगः**' ઉપાય– તેનાથી કર્મની '**जटाः**' વાસનાના મૂળને '**उद्धरन्**' ઉખાડી નાખશે. કમળના ચિહ્નથી યુક્ત છે ચરણામ્બુજ જેમનું ॥ ૧૭ ॥

**एष मानवि ते गर्भं प्रविष्टः कैटभार्दनः।**
**अविद्यासंशयग्रन्थिं छित्त्वा गां विचरिष्यति॥ १८**

हे मानवि, अविद्या स्वरूपाज्ञानं संशया मिथ्याज्ञानानि तन्मयं तव हृदयग्रंथिम्॥ १८॥

હે મનુરાજકુમારી, તમારા (બુદ્ધિરૂપી) ગર્ભમાં પ્રવેશેલા (કૈટભાસુરને મારનારા) આ ભગવાન તમારી અવિદ્યાને (સ્વરૂપાજ્ઞાનને) તથા સંશયરૂપી ગાંઠને કાપી પૃથ્વી ઉપર વિચરશે. ॥ ૧૮ ॥

હે મનુરાજાનાં પુત્રી, '**अविद्या**' સ્વરૂપના અજ્ઞાનરૂપ તથા '**संशयाः**' મિથ્યાજ્ઞાનરૂપ તમારી હૃદયગ્રન્થિને ॥ ૧૮ ॥

**वंशीधरी**—कपिल इत्याख्याश्रवणाद्धुताशावतारनिरीश्वरसाङ्ख्यकर्त्तायमिति मा संशयिष्ठा इत्याह—कैटभार्दनः कैटभाख्यदैत्यहन्ता विष्णुरेवायं न तु स इत्यर्थः।

'કપિલ' નામ સાંભળતાં જ, આ તો અગ્નિના અવતારરૂપ નિરીશ્વરસાંખ્યના કર્તા છે તેવો સંશય કરશો નહીં, તેમ કહે છે— '**कैटभ-अर्दनः**' કૈટભ નામના દૈત્યને હણનારા આ વિષ્ણુ ભગવાન જ છે, નહીં કે નિરીશ્વરવાદી સાંખ્યકર્તા, એમ અર્થ છે.

**अयं सिद्धगणाधीशः साङ्ख्याचार्यैः सुसम्मतः।**
**लोके कपिल इत्याख्यां गन्ता ते कीर्तिवर्धनः॥ १९**

सुसम्मतः सुपूजितः सन्। गन्ता प्राप्स्यति॥ १९॥

સિદ્ધગણોના આ અધીશ્વર સાંખ્યશાસ્ત્રના આચાર્યો દ્વારા સારી રીતે પૂજાઈ, લોકમાં 'કપિલ' નામ પ્રાપ્ત કરશે, તેમ જ તમારી કીર્તિ વધારનારા થશે. ॥ ૧૯ ॥

'**सुसम्मतः**' સારી રીતે પૂજાઈ, '**गन्ता**' પ્રાપ્ત કરશે. ॥ ૧૯ ॥

**मैत्रेय उवाच**

**तावाश्वास्य जगत्स्रष्टा कुमारैः सहनारदः।**
**हंसो हंसेन यानेन त्रिधाम परमं ययौ॥ २०**

**મૈત્રેયમુનિ બોલ્યા** – તે બન્નેને (દેવહૂતિજી તેમ જ કર્દમઋષિને) આશ્વાસન આપી, જગતના સર્જનહાર, પરમહંસ બ્રહ્માજી, સનકાદિ કુમારો તથા નારદજી સાથે હંસરૂપી વિમાનથી શ્રેષ્ઠ એવા સત્યલોકમાં સિધાવ્યા. ॥ ૨૦ ॥

कुमारैः सहेति शेषः । सहनारदो नारदसहितश्च । मरीच्यादीन्विवाहार्थमवस्थाप्य नैष्ठिकैरेतैः पञ्चभिः सहितो हंसो ब्रह्मा ययौ। त्रिधाम तृतीयं धाम स्वर्गस्तस्य परां काष्ठाम् सत्यलोकम्॥ २०॥

**सि.प्र.**—हंसः हेयोपादेयवित्।

**गते शतधृतौ क्षत्तः कर्दमस्तेन चोदितः।**
**यथोदितं स्वदुहितॄः प्रादाद्विश्वसृजां ततः॥ २१**

शतधृतौ ब्रह्मणि॥ २१॥

**मरीचये कलां प्रादादनसूयामथात्रये।**
**श्रद्धामङ्गिरसेऽयच्छत्पुलस्त्याय हविर्भुवम्॥ २२**

॥ २२॥

**पुलहाय गतिं युक्तां क्रतवे च क्रियां सतीम्।**
**ख्यातिं च भृगवेऽयच्छद्वसिष्ठायाप्यरुन्धतीम्॥ २३**

**अथर्वणेऽददाच्छान्तिं यया यज्ञो वितन्यते।**
**विप्रर्षभान्कृतोद्वाहान्सदारान्समलालयत्॥ २४**

युक्तां योग्याम्। अयच्छत् अदात्॥ २३॥

वितन्यते समृद्धः क्रियते। शान्त्यधिष्ठात्रीं देवतामित्यर्थः। समलालयत्सन्तोषितवान्॥ २४॥

**ततस्त ऋषयः क्षत्तः कृतदारा निमन्त्र्य तम्।**
**प्रातिष्ठन्नन्दिमापन्नाः स्वं स्वमाश्रममण्डलम्॥ २५**

निमन्त्र्य पृष्ट्वा। नन्दिं हर्षं प्राप्ताः सन्तः॥ २५॥

સનકાદિ કુમારો સાથે– એટલું બાકી છે (તે ઉમેરવું). '**सहनारदः**' નારદજીની સાથે જ (ગયા). મરીચિ વગેરે ઋષિઓને વિવાહ માટે રોકીને– (ચાર સનકાદિ કુમારો તથા નારદજી) આ પાંચ નૈષ્ઠિક બ્રહ્મચારીઓની સાથે '**हंसः**' બ્રહ્માજી ગયા. '**त्रिधाम**' ત્રીજું ધામ અર્થાત્ સ્વર્ગ, તેની '**परां काष्ठाम्**' ચરમસીમા એવા સત્યલોકમાં ॥ ૨૦ ॥

ત્યાગવા યોગ્ય અને પ્રાપ્ત કરવા યોગ્યને જાણનાર એટલે હંસ.

હે વિદુરજી, બ્રહ્માજી ગયા ત્યારે તેમણે પ્રેરેલા કર્દમઋષિએ બ્રહ્માજીની આજ્ઞા અનુસાર પોતાની દીકરીઓને પ્રજાપતિઓને પરણાવી. ॥ ૨૧ ॥

'**शतधृतौ**' શતધૃતિ (બ્રહ્માજી ગયા ત્યારે) ॥ ૨૧ ॥

ત્યાર પછી મરીચિઋષિને કલા આપી, અત્રિ-ઋષિને અનસૂયા, અંગિરાઋષિને શ્રદ્ધા, પુલસ્ત્યમુનિને હવિર્ભૂ આપી. ॥ ૨૨ ॥૨૨ ॥

પુલહમુનિને યોગ્ય ગતિ નામની કન્યા આપી, ક્રતુમુનિને પરમ સાધ્વી ક્રિયા નામની કન્યા આપી. ભૃગુઋષિને ખ્યાતિ, વસિષ્ઠમુનિને અરુંધતી, ॥ ૨૩ ॥

અને અથર્વાઋષિને શાન્તિ (નામની કન્યા) આપી કે જેનાથી યજ્ઞનો વિસ્તાર થાય છે. વિવાહ કરેલા વિપ્રર્ષિઓને (કર્દમજીએ) પત્નીઓ સહિત સારી રીતે સંતુષ્ટ કર્યા. ॥ ૨૪ ॥

'**युक्ताम्**' યોગ્ય કન્યાને '**अयच्छत्**' આપી ॥ ૨૩ ॥

'**वितन्यते**' સમૃદ્ધ કરવામાં આવે છે. '**शान्तिं**' શાન્તિની અધિષ્ઠાત્રી દેવતાને, એમ અર્થ છે. '**समलालयत्**' સંતુષ્ટ કર્યા. ॥ ૨૪ ॥

હે વિદુરજી, વિવાહ પછી પત્ની પ્રાપ્ત કરેલા તે ઋષિઓ તે કર્દમમુનિની અનુજ્ઞા લઈને આનંદ પામી પોતપોતાના આશ્રમસ્થાનમાં પધારી ગયા. ॥ ૨૫ ॥

'**निमन्त्र्य**' આજ્ઞા લઈને '**नन्दिम्**' આનન્દને પ્રાપ્ત થઈ ॥ ૨૫ ॥

**स चावतीर्णं त्रियुगमाज्ञाय विबुधर्षभम्।**
**विविक्त उपसङ्गम्य प्रणम्य समभाषत॥ २६**

स च मुनिः। त्रियुगं विष्णुम्। विविक्ते रहसि॥ २६॥

**वीर.**—'त्रियुगम्' त्रीणि युगानि ज्ञानशक्त्यादि-गुणयुग्मानि यस्य तं भगवन्तम्।

તે કર્દમઋષિ પ્રકટ થયેલા દેવાધિદેવ, ત્રિયુગી (નારાયણ ભગવાન વિષ્ણુ)ને ઓળખીને એકાન્તમાં તેમની પાસે જઈ, પ્રણામ કરીને કહેવા લાગ્યા.॥ ૨૬ ॥

**'सः'** તે કર્દમઋષિ– **'त्रियुगम्'** વિષ્ણુને– **'विविक्ते'** એકાન્તમાં ॥ ૨૬ ॥

ત્રણ યુગો છે જેમના તે ત્રિયુગ. (સત્ય, ત્રેતા અને દ્વાપરમાં અવતાર લે છે, કળિયુગમાં ગુપ્ત રહે છે માટે ત્રિયુગ સંજ્ઞા છે.) વળી, ઐશ્વર્ય-વીર્ય, યશ-શ્રી અને જ્ઞાન-વૈરાગ્ય, એમ ત્રણ યુગ્મો છે જેમનાં તે (ત્રિયુગી નારાયણ) ભગવાન વિષ્ણુને (નમસ્કાર).

**अहो पापच्यमानानां निरये स्वैरमङ्गलैः।**
**कालेन भूयसा नूनं प्रसीदन्तीह देवताः॥ २७**

पापच्यमानानां भृशं दह्यमानानाम्। निरये संसारे। स्वीयैरमङ्गलैः पापैः॥ २७॥

कुतः सर्वा देवताः प्रसन्ना इति ज्ञातमलभ्यलाभादित्याह द्वाभ्याम्।

અહો! પોતાનાં પાપોથી સંસારમાં ખૂબ જ પીડાતા મનુષ્યો ઉપર સાચે જ, આ લોકમાં દેવતાઓ ઘણા સમય પછી પ્રસન્ન થાય છે. ॥ ૨૭ ॥

**'पापच्यमानानाम्'** ખૂબ જ કષ્ટ પામતા મનુષ્યો ઉપર **'निरये'** સંસારમાં પોતાનાં **'अमङ्गलैः'** પાપકર્મોથી ॥ ૨૭ ॥ (**पच्** ધાતુ પૌનઃપુન્યાર્થ વ.કૃ. પું.ષષ્ઠી બ.વ)

સર્વ દેવતાઓ પ્રસન્ન છે તે કેવી રીતે જાણ્યું? તે માટે કહે છે કે અલભ્ય લાભ થયો હોવાથી તેમ જાણ્યું, તે બે શ્લોકોથી જણાવે છે.

**बहुजन्मविपक्केन सम्यग्योगसमाधिना।**
**द्रष्टुं यतन्ते यतयः शून्यागारेषु यत्पदम्॥ २८**

बहुषु जन्मसु विपक्केन सुसिद्धेन। सम्यग्योगो भक्तियोगस्तस्मिन्समाधिरैकाग्र्यं तेन। शून्यागारेषु विविक्तस्थानेषु। यस्य तव पदम्॥ २८॥

સંન્યાસીઓ અનેક જન્મો વડે પરિપક્વ થયેલા ભક્તિયોગમાં ચિત્તની એકાગ્રતાથી એકાન્ત સ્થાનોમાં (કામવાસનાશૂન્ય અંતઃકરણમાં) આપના જે સ્વરૂપનાં દર્શન કરવા યત્ન કરે છે, ॥ ૨૮ ॥

અનેક જન્મોમાં **'विपक्केन'** સારી રીતે સિદ્ધ થયેલો **'सम्यक्योगः'** ભક્તિયોગ, તેમાં **'समाधिः'** ચિત્તની એકાગ્રતા, તેનાથી – **'शून्य-आगारेषु'** એકાન્ત સ્થાનોમાં (કામવાસનાશૂન્ય અંતઃકરણમાં) **'यस्य'** આપના જે સ્વરૂપનાં (દર્શન) ॥ ૨૮ ॥

**स एव भगवानद्य हेलनं नगणय्य नः।**
**गृहेषु जातो ग्राम्याणां यः स्वानां पक्षपोषणः॥ २९**

તે જ ભગવાન (અમારા દ્વારા થતી) અવગણનાને મનમાં ન લાવતાં (અમારા જેવા) સંસારીઓનાં ઘરોમાં આજે પ્રકટ થયા છે, કારણ કે આપ ભક્તોના પક્ષને પુષ્ટ કરનારા છો. ॥ ૨૯ ॥

हेलनमवज्ञां लाघवं नगणय्यागणयित्वा। उचितमेव तवैतदित्याह। यस्त्वं स्वानां भक्तानां पक्षं पुष्णासीति तथा सः॥ २९॥

एतत्प्रपञ्चयति द्वाभ्याम्।

**स्वीयं वाक्यमृतं कर्तुमवतीर्णोऽसि मे गृहे।**
**चिकीर्षुर्भगवान् ज्ञानं भक्तानां मानवर्धनः॥ ३०**

**तान्येव तेऽभिरूपाणि रूपाणि भगवंस्तव।**
**यानि यानि च रोचन्ते स्वजनानामरूपिणः॥ ३१**

स्वयमेवावतीर्णोऽसि स्ववाक्यं 'तव पुत्रो भविष्यामी' ति यत्तत्सत्यं कर्तुम्। ज्ञानं ज्ञानसाधनं साङ्ख्यं च चिकीर्षुः सन्॥ ३०॥

यानि तवालौकिकानि चतुर्भुजादिरूपाणि तान्येव तेऽभिरूपाणि योग्यानि। यानि च स्वजनानां रोचन्ते मनुष्यसरूपाणि तान्यपि ते रोचन्त इत्यर्थः। अरूपिणः प्राकृतरूपरहितस्य॥ ३१॥

**त्वां सूरिभिस्तत्त्वबुभुत्सयाऽद्धा**
**सदाऽभिवादार्हणपादपीठम्।**
**ऐश्वर्यवैराग्ययशोऽवबोध-**
**वीर्यश्रियां पूर्त्तमहं प्रपद्ये॥ ३२**

अभिवादार्हं पादपीठं यस्य। ऐश्वर्यादिभिः पूर्त्तं पूर्णम्॥ ३२॥

**वंशीधरी**—ऐश्वर्यादीनां षण्णां भगशब्दवाच्यानां चिन्मयगुणानां पूर्त्तं महातडागं तेन भक्तानामभि-वादनार्चनपरिचर्यादिविषयीभूतं षडैश्वर्यपूर्णं स्वरूप-मेवाप्राकृतं तव रूपमिति द्योतितम्।

**'हेलनम्'** અવજ્ઞા, અવગણના **'न-गणय्य'** મનમાં ન લાવીને– આપને માટે તે ઉચિત જ છે, તેમ કહે છે; કારણ કે જે આપ **'स्वानाम्'** પોતાના ભક્તોના પક્ષને પુષ્ટ કરો છો તેવા તે ભગવાન છો. ॥ ૨૯ ॥

(ભગવાન અવતર્યા છે) એ વાતને બે શ્લોકો વડે વિસ્તારપૂર્વક સમજાવે છે.

પોતાના વાક્યને સત્ય કરવા માટે ભક્તોના માનને વધારનારા ભગવાન (જ્ઞાનના સાધનરૂપ) સાંખ્યશાસ્ત્રની રચના કરવાની ઈચ્છાથી મારા ગૃહે અવતર્યા છો. ॥ ૩૦ ॥

હે ભગવાન, પ્રાકૃત સ્વરૂપથી રહિત એવાં આપનાં જે (અલૌકિક ચતુર્ભુજાદિ) રૂપો છે, તે જ આપને યોગ્ય છે તથા (મનુષ્ય જેવાં) જે જે રૂપો આપના ભક્તોને પ્રિય છે, તે આપને પણ પ્રિય છે, એમ અર્થ છે. ॥ ૩૧ ॥

'તમારો પુત્ર બનીશ.' એ પોતાનું જે વચન છે, તે સત્ય કરવા માટે આપ પોતાની જાતે જ અવતર્યા છો. **'ज्ञानम्'** જ્ઞાનના સાધનરૂપ સાંખ્યશાસ્ત્રની રચના કરવાની ઈચ્છાથી પણ (મારા ગૃહે અવતર્યા છો.)॥ ૩૦ ॥

આપનાં જે અલૌકિક ચતુર્ભુજ વગેરે રૂપો છે, તે જ આપને **'अभिरूपाणि'** યોગ્ય છે તથા મનુષ્ય જેવાં જે જે રૂપો આપના ભક્તોને પ્રિય છે, તે આપને પણ પ્રિય છે, એમ અર્થ છે. **'अरूपिणः'** પ્રાકૃતરૂપરહિત એવાં આપનાં રૂપો ॥ ૩૧ ॥

તત્ત્વને જાણવાની ઈચ્છાથી વિદ્વજ્જનો વડે નિરન્તર વંદનીય ચરણપીઠ ધરાવતા તથા ઐશ્વર્ય, વૈરાગ્ય, યશ, જ્ઞાન, વીર્ય અને શ્રી (નામનાં છ ઐશ્વર્ય)થી પૂર્ણ એવા આપને શરણે હું આવ્યો છું. ॥ ૩૨ ॥

વંદન કરવા યોગ્ય ચરણપીઠ છે જેમની; ઐશ્વર્ય વગેરેથી **'पूर्त्तम्'** પૂર્ણ એવા આપને ॥ ૩૨ ॥

'ભગ' શબ્દથી વાચ્ય ઐશ્વર્યાદિ છ ચિન્મયગુણોનું મહાન સરોવર, તે દ્વારા ભક્તોનાં વંદન, અર્ચન અને સેવા વગેરેના વિષયરૂપ બનેલું, છ ઐશ્વર્યોવાળું અપ્રાકૃત સ્વરૂપ જ આપનું રૂપ છે, એમ કહેવામાં આવ્યું છે.

ऐश्वर्यादिकं विवृण्वन्नाह।

**परं प्रधानं पुरुषं महान्तं**
**कालं कविं त्रिवृतं लोकपालम्।**
**आत्मानुभूत्यानुगतप्रपञ्चं**
**स्वच्छन्दशक्तिं कपिलं प्रपद्ये॥ ३३**

परं परमेश्वरम्। तत्र हेतुः—स्वच्छन्दाः स्वाधीनाः शक्तयो यस्य। ता एवाह। प्रधानं प्रकृतिरूपं पुरुषं तदधिष्ठातारं महान्तं महत्तत्त्वरूपं कालं तेषां क्षोभकं त्रिवृतमहङ्काररूपं लोकात्मकं तत्पालात्मकं च।

तदेवं मायया प्रधानादिरूपतामुक्त्वा चिच्छक्त्या निष्प्रपञ्चतामाह। आत्मानुभूत्या चिच्छक्त्याऽनुगतः स्वस्मिन् लीनः प्रपञ्चो यस्य तम्। कविं सर्वज्ञम्। प्रधानाद्याविर्भावलय-साक्षिणमित्यर्थः॥ ३३॥

**वंशीधरी**—'इत्यर्थ इति।' वस्तुतः सर्पाविर्भाव-तिरोभावाधिष्ठानरज्जुवत्प्रपञ्चास्पृष्टमित्याशयः।

**विजय**—स्वेच्छानुसारिजगत्सृष्ट्यादिशक्तियुक्तं कं ब्रह्माणं पिं पिनाकिनं रुद्रं च लालयति इति कपिलः तम्।

संन्यासानुज्ञां प्रार्थयते।

**आस्माभिपृच्छेऽद्य पतिं प्रजानां**
**त्वयाऽवतीर्णार्ण उताप्तकामः।**
**परिव्रजत्पदवीमास्थितोऽहं**
**चरिष्ये त्वां हृदि युञ्जन्विशोकः॥ ३४**

ઐશ્વર્ય વગેરેનું વિવરણ કરતાં કહે છે

પરમેશ્વર, પ્રકૃતિરૂપ, પ્રકૃતિના અધિષ્ઠાતા પુરુષ, મહત્તત્ત્વરૂપ, મહત્તત્ત્વોને ક્ષોભ પમાડનાર કાળસ્વરૂપ, સર્વજ્ઞ, અહંકારસ્વરૂપ, લોકરૂપ અને લોકપાલરૂપ, પોતાની ચૈતન્યશક્તિથી પોતાનામાં લીન થયેલા પ્રપંચવાળા તથા સ્વાધીન શક્તિવાળા કપિલ ભગવાનને શરણે હું આવ્યો છું. ॥ ૩૩ ॥

**'परम्'** પરમેશ્વરને, તે (પરમેશ્વર હોવા)નું કારણ– **'स्वच्छन्दाः'** સ્વાધીન શક્તિઓ છે જેની, તે શક્તિઓને જ જણાવે છે. **'प्रधानम्'** પ્રકૃતિરૂપને, **'पुरुषम्'** પ્રકૃતિના અધિષ્ઠાતા પુરુષને, **'महान्तम्'** મહત્તત્ત્વરૂપને, **'कालम्'** તે મહત્તત્ત્વોને ક્ષોભ પમાડનાર કાળને, **'त्रिवृतम्'** અંહકારરૂપને, લોકરૂપને અને લોકપાલરૂપને, તે પ્રમાણે માયા વડે પ્રધાન વગેરેરૂપ કહીને ચૈતન્યશક્તિથી નિષ્પ્રંપચતાને વર્ણવે છે તથા **'आत्मानुभूत्या'** ચૈતન્યશક્તિથી **'अनुगतः'** પોતાનામાં લીન થયો છે પ્રપંચ જેનો તેમને, **'कविम्'** સર્વજ્ઞને, પ્રધાન વગેરેના આવિર્ભાવ અને તિરોભાવના સાક્ષીને (શરણે હું આવ્યો છું,) એમ અર્થ છે. ॥૩૩॥

ખરેખર તો સર્પના આવિર્ભાવ અને તિરોભાવના અધિષ્ઠાનરૂપ દોરડાની જેમ પ્રપંચથી અસ્પર્શ્ય એવા ભગવાનને (શરણે હું આવ્યો છું), એમ આશય છે.

સ્વેચ્છા અનુસાર જગતની સૃષ્ટિ વગેરે (સ્થિતિ, પાલન કરવાની) શક્તિથી યુક્ત **'कम्'** બ્રહ્માનું તથા **'पिम्'** પિનાકિન્ (પિનાક ધનુષ્યને ધારણ કરનાર) રુદ્રનું લાલન કરે છે, તે કપિલ ભગવાનને (શરણે)

સંન્યાસ લેવાની અનુજ્ઞા માટે પ્રાર્થના કરે છે.

(પુત્રરૂપે અવતરેલા) આપના દ્વારા (ત્રણેય પ્રકારનાં) ઋણોમાંથી મુક્ત અને પરિપૂર્ણ કામનાઓવાળો હું, સંન્યાસમાર્ગનો આશ્રય કરી, શોકમુક્ત થઈ, હૃદયમાં આપનું સ્મરણ કરતો વિચરીશ, (તે માટે) પ્રજાઓના પતિ એવા આપની હું હવે અનુજ્ઞા માગું છું. ॥ ૩૪ ॥

आस्माभिपृच्छे यत्किञ्चिदभिपृच्छामीत्यर्थः। त्वया पुत्ररूपेणावतीर्णानि निवृत्तानि ऋणानि दैवादिरूपाणि यस्य स आप्तकामश्चाहं परिव्रजतां संन्यासिनां पदवीं मार्गमाश्रितः संस्त्वां युञ्जन् स्मरन्विचरिष्यामि॥ ३४॥

अहं तावज्ज्ञानोपदेशायैव त्वद्गृहेऽवतीर्णः अतस्तव गृहे वसतोऽपि मुक्तिः सुलभैव। यद्यवश्यं गन्तव्यमेवेत्याग्रहस्तथापि मामेवानुस्मरन् गच्छेत्याशयेनाह—**मयेति** षड्भिः।

**'आ+स्म+अभिपृच्छे'** **(स्म+अभि+आपृच्छे)** અનુજ્ઞા માગું છું. કોઈક વસ્તુ વિષે– પુત્રરૂપે અવતરેલા આપના દ્વારા દેવ વગેરે ઋણ નિવૃત્ત થયાં છે જેનાં, તેમ જ પરિપૂર્ણ થઈ છે કામનાઓ જેની તેવો હું **'परिव्रजताम्'** સંન્યાસીઓના **'पदवीम्'** માર્ગનો આશ્રય કરીને, આપનું **'युञ्जन्'** ધ્યાન કરતો વિચરીશ. ॥ ૩૪ ॥

તમને જ્ઞાનનો ઉપદેશ કરવા માટે જ હું તમારા ઘરમાં અવતીર્ણ થયો છું. આથી તમે ઘરમાં નિવાસ કરો તો પણ મુક્તિ સુલભ જ છે. જો અવશ્ય જવું જ જોઈએ તેવો આગ્રહ હોય તો પણ મારું જ સ્મરણ કરતા જાઓ, તેવા આશયથી કહે છે— **'मया इति'** છ શ્લોકો દ્વારા.

**श्रीभगवानुवाच**

**मया प्रोक्तं हि लोकस्य प्रमाणं सत्यलौकिके।**
**अथाजनि मया तुभ्यं यदवोचमृतं मुने॥ ३५**

**શ્રીભગવાન બોલ્યા** – હે મુનિ, વૈદિક અને લૌકિક કાર્યમાં મારા દ્વારા જે કહેવામાં આવ્યું છે, તે (મારું કથન જ) લોકો માટે પ્રમાણ છે. અને ('તમારો પુત્ર થઈશ.' એમ) મેં તમને જે કહ્યું હતું, તે સત્ય થાય તેમ મેં જન્મ સ્વીકાર્યો છે. ॥ ૩૫ ॥

सत्यलौकिके वैदिके लौकिके च कृत्ये। स्वोक्तस्य प्रामाण्यमभिदर्शयति। यद्यस्मात्तुभ्यं तव पुत्रो भविष्यामीत्यवोचम् अथ अत एव तदृतं सत्यं यथा भवति तथा मयाऽजनि जन्म स्वीकृतम्॥ ३५॥

**'सत्यलौकिके'** વૈદિક અને લૌકિક કાર્યમાં પોતાના વચનનું પ્રમાણ દર્શાવે છે. **'यद्'** કારણ કે **'तुभ्यम्'** તમારો **(तव)** પુત્ર થઈશ એમ કહ્યું હતું, **'अथ'** આથી જ તે **'ऋतम्'** સત્ય જે રીતે થાય તે રીતે મેં **'अजनि'** જન્મ સ્વીકાર્યો છે. ॥ ૩૫ ॥

**एतन्मे जन्म लोकेऽस्मिन्मुमुक्षूणां दुराशयात्।**
**प्रसङ्ख्यानाय तत्त्वानां सम्मतायात्मदर्शने॥ ३६**

લિંગદેહ(રૂપ બંધન)માંથી મુક્ત થવાની ઈચ્છા રાખનારાઓને આત્મદર્શન માટે માન્ય એવા તત્ત્વોની ગણના કરવા માટે (અર્થાત્ સાંખ્યશાસ્ત્રની રચના કરવા માટે) આ લોકમાં મારો આ જન્મ છે.॥ ૩૬ ॥

दुराशयाल्लिङ्गान्मुमुक्षूणां मुनीनामात्मदर्शने सम्मताय तत्त्वानां प्रसङ्ख्यानाय विद्धीत्युत्तर-स्यानुषङ्गः॥ ३६॥

**'दुराशयात्'** લિંગશરીરમાંથી મુક્ત થવાની ઈચ્છાવાળા મુનિજનોને આત્મદર્શનમાં માન્ય એવા તત્ત્વોની ગણના કરવા માટે (મારો આ જન્મ છે), તેમ તમે જાણો– એમ પછીના શ્લોક (૩૭) સાથે અન્વય છે. ॥ ૩૬ ॥

नन्वयमात्मज्ञानमार्गः पूर्वसिद्ध एव नेदानीमपूर्ववत् प्रवर्तनीयस्तत्राह—**एष इति**।

શંકા કરવામાં આવી છે કે આ આત્મજ્ઞાનનો માર્ગ પૂર્વે સિદ્ધ થયેલો જ છે. અત્યારે પહેલાં ન હોય તેમ પ્રવર્તાવાને યોગ્ય છે? તે માટે કહે છે — **'एषः इति।'**

**एष आत्मपथोऽव्यक्तो नष्टः कालेन भूयसा।**
**तं प्रवर्तयितुं देहमिमं विद्धि मया भृतम्॥ ३७**

अव्यक्तः सूक्ष्मः॥ ३७॥

**गच्छ कामं मयापृष्टो मयि संन्यस्तकर्मणा।**
**जित्वा सुदुर्जयं मृत्युममृतत्वाय मां भज॥ ३८**

कामं यथेच्छम्। आपृष्टोऽनुज्ञातः। यद्वा यथा त्वं गन्तुं मां पृष्टवांस्तथात्रावस्थातुं मयापि त्वमापृष्ट इत्यर्थः। मयि संन्यस्तेन समर्पितेन कर्मणा—

'अविद्यया मृत्युं तीर्त्वा विद्ययामृतमश्नुते।'

इति श्रुतेः॥ ३८॥

**मामात्मानं स्वयंज्योतिः सर्वभूतगुहाशयम्।**
**आत्मन्येवात्मना वीक्ष्य विशोकोऽभयमृच्छसि॥ ३९**

ततश्च मां परमं परमात्मानमात्मनि स्वस्मिन्नात्मना अन्वीक्षमाणोऽभयं मोक्षं प्राप्स्यसि ॥ ३९॥

**वंशीधरी**—ततश्चामृतार्थं मद्भजनात्। 'केचित्स्वदेहान्तर्हृदयावकाशे प्रादेशमात्रं पुरुषं वसन्तम्' इत्याद्युक्तप्रकारं मां परमात्मानमन्तर्यामिणं त्वदिष्टदेवं शुक्लं वीक्ष्य बुद्ध्वा विशोको विगताज्ञानः।

**मात्रे आध्यात्मिकीं विद्यां शमनीं सर्वकर्मणाम्।**
**वितरिष्ये यया चासौ भयं चातितरिष्यति॥ ४०**

દીર્ઘ સમયથી નષ્ટ થયેલો આ આત્મદર્શનનો સૂક્ષ્મ માર્ગ છે. તેને પ્રવૃત્ત કરવા માટે મારા દ્વારા આ દેહ ધારણ કરવામાં આવ્યો છે, એમ તમે જાણો. ॥ ૩૭ ॥

**'अव्यक्तः'** સૂક્ષ્મ ॥ ૩૭ ॥

મારી અનુજ્ઞા પામેલા તમે યથેચ્છ વિચરો. મારામાં સમર્પિત કરેલા કર્મથી અતિ દુર્જય એવા મૃત્યુને જીતીને, અમૃતત્વ પ્રાપ્ત કરવા માટે મારું ભજન કરો. ॥ ૩૮ ॥

**'कामम्'** ઈચ્છાનુસાર **'आपृष्टः'** અનુજ્ઞા પામેલા અથવા, જેમ જવા માટે તમે મને પૂછ્યું હતું તેમ અહીં રહેવા માટે પણ મારા દ્વારા તમે અનુજ્ઞા પામ્યા છો, એમ અર્થ છે. મારામાં **'संन्यस्तेन'** સમર્પિત કરેલા કર્મથી 'અવિદ્યા (નિષ્કામકર્મ)થી મૃત્યુને તરી જઈને વિદ્યા (જ્ઞાન)થી અમૃતને પ્રાપ્ત કરે છે.' (ઈશા.૧૧) ॥ ૩૮ ॥

પ્રાણીમાત્રના અન્તઃકરણમાં રહેલા સ્વયંપ્રકાશ, પરમાત્મસ્વરૂપ એવા મને આત્માથી (તમે પોતે) આત્મામાં (તમારા પોતાના સ્વરૂપમાં) દર્શન કરી શોકમુક્ત થશો અને મોક્ષપદને પામશો. ॥ ૩૯ ॥

અને ત્યાર બાદ **'परमम्'** પરમાત્મસ્વરૂપ એવા મને આત્મામાં પોતાના આત્માથી નિહાળતાં **'अभयम्'** મોક્ષને પ્રાપ્ત કરશો. ॥ ૩૯ ॥

અને ત્યાર પછી મારા ભજનથી પરમાનન્દ પ્રાપ્ત કરવા માટે 'પોતાના દેહની અંદર રહેલા હૃદયાવકાશમાં પ્રાદેશમાત્ર પરિમાણવાળા વસતા પરમપુરુષને કેટલાક યોગીઓ ધારણાથી સ્મરે છે.' (શ્રીમદ્ ભા.૨/૨/૮) એમ કહેલા પ્રકારે મને પરમાત્માને– અન્તર્યામીને તમારા ઈષ્ટદેવ શુક્લનારાયણરૂપે જાણીને **'विशोकः'** દૂર થયું છે અજ્ઞાન જેનું, તેવા તમે થશો.

માતા દેવહૂતિને સર્વ કર્મોનો નાશ કરનારી આધ્યાત્મિક વિદ્યાનો હું ઉપદેશ કરીશ, જેનાથી તે (સંસારના) ભયને સર્વથા તરી જશે અને પરમાનંદ પ્રાપ્ત કરશે. ॥ ૪૦ ॥

मात्रे देवहूत्यै। शमनीमुन्मूलनीम्। भयमतिशयेन तरिष्यति। परमानन्दं प्राप्स्यतीति चकारार्थः ॥ ४० ॥

**सुबोधिनी**—अतितरणं पुनः सङ्घातप्रत्यापत्त्यभावः।

**मैत्रेय उवाच**

**एवं समुदितस्तेन कपिलेन प्रजापतिः।**
**दक्षिणीकृत्य तं प्रीतो वनमेव जगाम ह ॥ ४१**

समुदितः सम्यगुक्तः सन्। तं प्रदक्षिणीकृत्य ॥ ४१ ॥

**व्रतं स आस्थितो मौनमात्मैकशरणो मुनिः।**
**निःसङ्गो व्यचरत्क्षोणीमनग्निरनिकेतनः ॥ ४२**

मुनीनामिदं मौनम्। व्रतमहिंसालक्षणम् ॥ ४२ ॥

**मनो ब्रह्मणि युञ्जानो यत्तत्सदसतः परम्।**
**गुणावभासे विगुण एकभक्त्यानुभाविते ॥ ४३**

सदसतः परं यत्तस्मिन् ब्रह्मणि। गुणावभासके निर्गुणे। एकभक्त्याव्यभिचारिण्या भक्त्यानुभाविते ऽपरोक्षीकृते ॥ ४३ ॥

**वंशीधरी**—यद्वा यत्सदसतो भद्राभद्राद्वस्तुनः परं तस्मादतीतं तन्मनो ब्रह्मणि युञ्जानः। कीदृशे। गुणानां सौन्दर्यमाधुर्यैश्वर्यादिरूपाणामवभासो यत्र यस्मिन्। विगुणे विगते प्राकृतगुणे। अनुभाविते नेत्रादिसर्वेन्द्रियगोचरतां प्रापिते ॥

**सुबोधिनी**—तत्र मनसः स्थापने उपायमाह— एकभक्त्यानुभावित इति। अनन्यया भक्त्या प्रेम्णैव तत्र मनः स्थिरं भवति। भक्त्या च तत्रानुभावो जनित इति।

**'मात्रे'** માતા દેવહૂતિને, **'शमनीम्'** (કર્મોનાં) મૂળને ઉખેડી નાખનારી વિદ્યાને;– ભયને સર્વથા તરી જશે અને 'પરમાનંદ પ્રાપ્ત કરશે.' એમ 'ચકાર' નો અર્થ છે.॥ ૪૦ ॥

સર્વથા તરી જવું એટલે ફરીથી દેહ-ઈન્દ્રિય વગેરેનો સંઘાત પ્રાપ્ત ન થવો તે.

**મૈત્રેયમુનિ બોલ્યા** – અહો! તે ભગવાન કપિલ દ્વારા સ્નેહપૂર્વક વિનવવામાં આવેલા કર્દમ પ્રજાપતિ તેમની પ્રદક્ષિણા કરી, પ્રસન્ન થઈ વન તરફ જ ગયા. ॥ ૪૧ ॥

**'समुदितः'** સ્નેહપૂર્વક કહેવામાં આવેલા કર્દમઋષિ, તેમની પ્રદક્ષિણા કરીને ॥ ૪૧ ॥

કેવળ આત્માનું શરણ લેનારા તે મુનિ મુનિઓના અહિંસાવ્રતને ધારણ કરી, નિઃસંગ થઈ, અગ્નિ તથા આશ્રમ વિનાના થઈ પૃથ્વી ઉપર વિચરવા લાગ્યા. ॥ ૪૨ ॥

મુનિઓના **'मौनम्'** (તદ્ધિત) **'व्रतम्'** અહિંસાના લક્ષણવાળા વ્રતને ॥ ૪૨ ॥

જે સત્ અને અસત્થી પર છે, ગુણોના પ્રકાશક છતાં નિર્ગુણ છે તેમ જ અનન્ય ભક્તિથી અનુભવાય છે, તે બ્રહ્મમાં મનને જોડતા ॥ ૪૩ ॥

સત્ અને અસત્ (કાર્ય અને કારણ) થી જે પર છે તે બ્રહ્મમાં, **'एकभक्त्या'** અવ્યભિચારિણી અર્થાત્ અનન્ય ભક્તિથી **'अनुभाविते'** અપરોક્ષ અર્થાત્ અનુભવનો વિષય બનેલા બ્રહ્મમાં ॥ ૪૩ ॥

જે મન ભદ્ર અને અભદ્ર વસ્તુથી પર છે તેવા મનને બ્રહ્મમાં જોડતા, કેવા બ્રહ્મમાં? સૌન્દર્ય, માધુર્ય, ઐશ્વર્ય વગેરેરૂપી ગુણોનો પ્રકાશ છે જેમાં તેમ જ જેમાં પ્રાકૃતગુણો નથી તેવા બ્રહ્મમાં, જે નેત્ર વગેરે સર્વ ઈન્દ્રિયોના વિષયરૂપ પ્રાપ્ત થયું છે તેવા બ્રહ્મમાં

તે બ્રહ્મમાં મનને સ્થિર કરવાનો ઉપાય કહે છે– અનન્ય ભક્તિથી, પ્રેમથી જ તેમાં મન સ્થિર થાય છે. પરંતુ તે બ્રહ્મ વિષેનો અનુભાવ ભક્તિ વડે જ ઉત્પન્ન થાય છે.

**निरहंकृतिर्निर्ममश्च निर्द्वन्द्वः समदृक् स्वदृक्।**
**प्रत्यक् प्रशान्तधीर्धीरः प्रशान्तोर्मिरिवोदधिः ॥ ४४**

અહંતા અને મમતાથી પર, દ્વન્દ્વોથી પર, સમદ્રષ્ટા, આત્મદર્શી, અન્તર્દષ્ટિવાળા, અત્યન્ત શાન્ત બુદ્ધિવાળા ધીર મુનિ પ્રશાન્ત તરંગોવાળા સાગર સમા બન્યા. ॥ ૪૪ ॥

अतो देहादिष्वहंकारादिरहितः। अत एव निर्द्वन्द्वः शीतोष्णाद्यनाकुलः। समदृग्भेदाग्राहकः किन्तु स्वदृक् स्वमेव पश्यन्। प्रत्यक् प्रवणा शान्ता विक्षेपरहिता धीर्यस्य॥ ४४॥

(બ્રહ્મસાક્ષાત્કારના પરિણામે) દેહ વગેરે વિષે અહંકારાદિ વગરના બન્યા. આથી જ '**निर्द्वन्द्वः**' શીત-ઉષ્ણ (રાગ-દ્વેષ) વગેરેથી અવ્યાકુળ, '**समदृक्**' ભેદબુદ્ધિ છોડી દેનારા છતાં '**स्वदृक्**' (સર્વમાં) કેવળ આત્મભાવથી જોવાવાળા, '**प्रत्यक्**' અન્તર્મુખી અને શાન્ત અર્થાત્ વિક્ષેપરહિત બુદ્ધિ છે જેમની ॥ ૪૪ ॥

**वीर.**—समदृक्

'विद्याविनयसम्पन्ने ब्राह्मणे गवि हस्तिनि।
शुनि चैव श्वपाके च समदृक् पण्डितो मतः *'॥

इत्याद्युक्तरीत्या समदर्शनः स्वदृक् प्रकृति-विलक्षणब्रह्मात्मकस्वात्मदर्शी प्रत्यक् प्रशान्तधीः प्रत्यगात्मनि ब्रह्मात्मके जीवात्मनि प्रशान्ता धीर्यस्य सः ब्रह्मात्मकस्वात्मानुभवतः निस्तरङ्गितोदधिरिव स्वयमप्यशनायापिपासाशोकमोहजरामृत्व्याख्योर्मि-षट्करहितः।

સમદ્રષ્ટા એટલે 'જ્ઞાનીઓ વિદ્યા-વિનયવાળા બ્રાહ્મણમાં તથા ગાયમાં, હાથીમાં, કૂતરામાં અને ચાંડાળમાં સમદષ્ટિવાળા હોય છે.' એમ કહેલી રીતે સમાનદષ્ટિવાળા હોય છે. સ્વદક્ એટલે પોતાના આત્માને પ્રકૃતિથી ભિન્ન એવા બ્રહ્મસ્વરૂપે જોનાર. '**प्रत्यक् प्रशान्तधीः**' એટલે અન્તરાત્મારૂપ, બ્રહ્માત્મસ્વરૂપ જીવાત્મામાં જેમની પ્રજ્ઞા પ્રશાન્ત થઈ છે એવા પોતાના બ્રહ્મસ્વરૂપ આત્માનુભવથી તરંગરહિત સાગરની જેમ સ્વયમ્ પોતે પણ ક્ષુધા, પિપાસા (પ્રાણધર્મો), શોક, મોહ (મનના ધર્મો), વૃદ્ધત્વ અને મૃત્યુ (શરીરના ધર્મો)– એ છ ઊર્મિઓથી રહિત.

तदेवंविधकल्पितोपाधिनिवृत्तिमुक्त्वा परमेश्वर-पदप्राप्तिमाह—**वासुदेव** इति त्रिभिः।

આ પ્રકારની તે કલ્પિત ઉપાધિની નિવૃત્તિ કહીને પરમેશ્વરના પદની પ્રાપ્તિને ત્રણ શ્લોકો દ્વારા જણાવે છે— '**वासुदेवे इति।**'

**वासुदेवे भगवति सर्वज्ञे प्रत्यगात्मनि।**
**परेण भक्तिभावेन लब्धात्मा मुक्तबन्धनः ॥ ४५**

અન્તરાત્મારૂપ સર્વજ્ઞ ભગવાન વાસુદેવમાં તેમનું ચિત્ત શ્રેષ્ઠ ભક્તિભાવથી આત્મસ્વરૂપ બન્યું હોય તેમ અનુભવ્યું. તેથી તેઓ સર્વ બંધનોથી મુક્ત થયા હતા. ॥ ૪૫ ॥

प्रतीचो जीवस्यात्मनि लब्ध आत्मा चित्तं येन, यतो मुक्तं बन्धनमज्ञानं यस्य॥ ४५॥

'**प्रतीचः**' જીવના સ્વરૂપમાં (અંતરાત્મામાં) પરમાત્મસ્વરૂપે અનુભવાયું છે. '**आत्मा**' ચિત્ત જેનાથી તે, જે કારણથી મુક્ત થયું છે અજ્ઞાનરૂપી બંધન જેમનું (તેવા તે કર્દમઋષિ) ॥ ૪૫ ॥

* '**समदृक् पण्डितो मतः**' ને બદલે '**पण्डिताः समदर्शिनः**' એવો પ્રચલિત પાઠ છે. (ગીતા ૫/૧૮)

**वंशीधरी**—ब्रह्मज्ञानेन प्राकृताहंकारादिलयानन्तरमाविर्भूतान् प्रेमानन्दात्मकशुद्धसत्त्वमयांल्लब्धवानित्यर्थः।

ननु त एव प्रत्यावर्त्ततां किं वा पूर्ववदमी अपि बन्धहेतवो भवन्तु नेत्याह—मुक्तबन्धनः। *'अनावृत्तिः शब्दादि'ति न्यायात्।

लब्धात्मतामेवाह—**आत्मानमिति।**

**आत्मानं सर्वभूतेषु भगवन्तमवस्थितम्।**
**अपश्यत्सर्वभूतानि भगवत्यपि चात्मनि॥ ४६ ॥ ४६ ॥**

**सुबोधिनी**—जगत आधाराधेयभूतं स्वात्मरूपं भगवन्तं साक्षात्कृतवानित्यर्थः।

**इच्छाद्वेषविहीनेन सर्वत्र समचेतसा।**
**भगवद्भक्तियुक्तेन प्राप्ता भागवती गतिः॥ ४७**

तदेवं तेन भागवती गतिः प्राप्ता। पाठान्तरे स एव तां गतिं प्राप्त इति॥ ४७॥

**वंशीधरी**—अत्र भगवद्भक्तियोगेनेत्येव विशेष्यमिति। एवमेवोक्तं श्रीभगवदुपनिषत्सु। 'बुद्ध्या विशुद्धया.... विशते तदनन्तरम्॥'(गीता १८।५१, ५२, ५३, ५४, ५५)

બ્રહ્મજ્ઞાન દ્વારા પ્રાકૃત અહંકાર વગેરેના વિલય પછી પ્રકટ થયેલા પ્રેમાનંદરૂપ શુદ્ધસત્ત્વમય અહંકારાદિનો (આત્મસ્વરૂપે) અનુભવ કર્યો, એમ અર્થ છે. શંકા કરે છે કે પ્રાકૃત અહંકારાદિ પુનઃ આવે તો શું પહેલાંની જેમ આ સર્વ બંધનમાં કારણરૂપ બને? તે માટે કહે છે કે ના. આત્મસ્વરૂપ બન્યા હોવાને કારણે જ તેઓ બંધનમુક્ત થયા હતા. 'એક વાર બંધનથી મુક્તિ થયા પછી પુનઃ તે બંધનની આવૃત્તિ થતી નથી, એમ શ્રુતિના શબ્દો કહે છે.' (બ્ર.સૂ. ૪/૪/૨૨) એ ન્યાયથી આત્મભાવને અનુભવવાની સ્થિતિને વર્ણવે છે — **'आत्मानम् इति'**.

પોતાના આત્મારૂપ ભગવાનને સર્વ પ્રાણીઓમાં રહેલા જોયા અને ભગવદ્રૂપ પોતાના આત્મામાં સર્વ પ્રાણીઓને જોયાં. ॥ ૪૬ ॥૪૬ ॥

જગતના આધાર અને આધેયરૂપ પોતાના આત્મારૂપ ભગવાનનો મુનિએ સાક્ષાત્કાર કર્યો, એમ અર્થ છે.

ઈચ્છા અને દ્વેષ વિનાના, સર્વમાં સમદષ્ટિવાળા, ભગવાનની ભક્તિવાળા મહર્ષિ કર્દમ ભગવાનની ગતિને પામ્યા. ॥ ૪૭ ॥

આ પ્રમાણે તેમના દ્વારા ભગવાનની ગતિ પ્રાપ્ત કરવામાં આવી. પાઠાન્તરમાં, તે કર્દમઋષિ જ તે ગતિને પામ્યા. ॥ ૪૭ ॥

અહીં ભગવાનની ભક્તિના યોગથી– એમ જ વિશેષ્ય (નામ) છે. (**'इच्छा...... सम...** એ વિશેષણો છે.) ઉપનિષદ્રૂપ ગીતામાં કહ્યું છે કે 'વિશુદ્ધબુદ્ધિ વગેરે દ્વારા જાણીને તરત જ મારા સ્વરૂપમાં મળી જાય છે.'

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां तृतीयस्कन्धे चतुर्विंशोऽध्यायः॥ २४॥
इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां चतुर्विंशोऽध्यायः॥ २४॥

*****

* (**'तेषां न पुनरावृत्तिः'** (બૃહદા.ઉપ.૬/૨/૧૫) તે મુક્ત પુરુષોની પુનરાવૃત્તિ થતી નથી. **'इमं मानवमावर्तं न आवर्तन्ते न आवर्तन्ते।'** (છાં.ઉપ.૪/૧૫/૫) દેવમાર્ગે મુક્તિ પામનારા મનુષ્યો આ માનવસંસારમાં કદી પાછા ફરતા નથી. **'सः..... ब्रह्मलोकमभिसम्पद्यते न च पुनरावर्तते न च पुनरावर्तते।'** (છાં.ઉપ.૮/૧૫/૧) તે.... બ્રહ્મલોકને પ્રાપ્ત કરે છે અને પુનઃ સંસારમાંઆવતોનથી **'तयोर्ध्वमायन्नमृतत्वमेति।'** (છાં.ઉપ.૮/૬/૬) (કઠ.ઉપ.૨/૩/૧૬)' તે. સુષુમ્ણા નાડી દ્વારા ઊર્ધ્વગતિ પામતો જીવાત્મા મુક્તિને પામે છે.)

# अथ पञ्चविंशोऽध्यायः

## દેવહૂતિ માતાનો પ્રશ્ન તથા કપિલ ભગવાન દ્વારા ભક્તિયોગના મહિમાનું વર્ણન

पञ्चविंशे जनन्या तु पृष्टो बन्धविमोचनम्।
आदावाह परं भक्तिलक्षणं कपिलः सुतः॥ १

પચ્ચીસમા અધ્યાયમાં જનની દેવહૂતિ દ્વારા પૂછવામાં આવેલા પુત્ર કપિલ બંધનમાંથી છોડાવનારી પરાભક્તિનું લક્ષણ પ્રથમ કહે છે. ॥ ૧ ॥

कपिलेनार्पिता मात्रे गूढभावनियन्त्रिता।
योगमाणिक्यमञ्जूषा स्फुटमुद्घाट्यतेऽधुना॥ २

માતા દેવહૂતિને કપિલ ભગવાન દ્વારા આપવામાં આવેલી રહસ્યયુક્ત પરિભાષાવાળી, ભક્તિરૂપી અષ્ટાંગ-યોગનાં રત્નોની પેટી હવે સ્પષ્ટ રીતે દર્શાવવામાં આવે છે. ॥ ૨ ॥

उक्तानुवादपूर्वकं कापिलं योगं पृच्छति—**कपिल इति** त्रिभिः।

કહેવામાં આવેલને જ પુનઃ કહેવા દ્વારા ભગવાન કપિલને (માતાજી) યોગ વિષે પૂછે છે— **'कपिलः इति।'** ત્રણ શ્લોકો દ્વારા

**शौनक उवाच**

**कपिलस्तत्त्वसङ्ख्याता भगवानात्ममायया।**
**जातः स्वयमजः साक्षादात्मप्रज्ञप्तये नृणाम्॥ १**

**શૌનકમુનિ બોલ્યા** – તત્ત્વોની ગણના કરનાર ભગવાન કપિલ પોતે અજન્મા હોવા છતાં મનુષ્યોને આત્મજ્ઞાન પ્રાપ્ત કરાવવા માટે પોતાની માયાશક્તિથી સ્વયં પ્રકટ થયા. ॥ ૧ ॥

तत्त्वानां सङ्ख्याता गणकः, साङ्ख्यप्रवर्तक इत्यर्थः। अत एव स्वयं जातः। आत्मप्रज्ञप्तये आत्मतत्त्वज्ञापनाय॥ १ ॥

તત્ત્વોની **'सङ्ख्याता'** ગણના કરનાર, સાંખ્યશાસ્ત્રના પ્રવર્તક, એમ અર્થ છે. આથી જ પોતે સ્વયં પ્રકટ થનાર **'आत्मप्रज्ञप्तये'** આત્મજ્ઞાન પ્રાપ્ત કરાવવા માટે ॥ ૧ ॥

**वंशीधरी**—आत्ममाययाऽतर्क्ययोगमायाशक्त्या जातः प्रादुर्भावित इति। 'जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्त्वतः।' इति भगवदुक्तेस्तज्जन्मनो मायिक-त्वस्य व्याख्यातुमशक्यत्वात्। सन्दर्भस्तु स्वयमजोऽपि आत्मनः स्वस्य भक्तविषया या माया कृपा तया साक्षाज्जातः प्रकटो बभूवेत्याह।

પોતાની યોગમાયાની અતર્ક્ય શક્તિથી હું પ્રાદુર્ભાવ પામ્યો છું. 'મારાં જન્મ અને કર્મ અલૌકિક છે, એ પ્રમાણે જે પુરુષ તત્ત્વથી જાણે છે......' (ગીતા.૪/૯) એમ ભગવાને કહ્યું હોવાથી તેમના જન્મની માયિકતાની વ્યાખ્યા કરવી અશક્ય છે. સંદર્ભ પણ છે : પોતે સ્વયં અજન્મા હોવા છતાં પણ ભક્તને માટે જે કૃપારૂપી માયા છે, તેના વડે સાક્ષાત્ પ્રકટ થયા છે, તેમ કહે છે.

**न ह्यस्य वर्ष्मणः पुंसां वरिम्णः सर्वयोगिनाम्।**
**विश्रुतौ श्रुतदेवस्य भूरि तृप्यन्ति मेऽसवः॥ २**

પુરુષોમાં ઉત્તમ, સર્વ યોગીઓમાં વરિષ્ઠ તથા શ્રવણ દ્વારા (હૃદયમાં) પ્રકાશિત થતા આ ભગવાનની પુષ્કળ કીર્તિ સાંભળવા છતાં મારી ઇન્દ્રિયો પરિતૃપ્ત થતી નથી. ॥ ૨॥

पुंसां मध्ये वर्ष्मणो वृद्धस्योत्तमस्येत्यर्थः। सर्वयोगिनां मध्ये वरिम्णः,वरस्य भावो वरिमा, भवितृप्रधानोऽयं निर्देशः। वरिष्ठस्येत्यर्थः। यद्वा वरीयस्त्वादित्यर्थः। विश्रुतौ कीर्तौ। असव इन्द्रियाणि भूर्यलं न तृप्यन्ति। श्रुतेन श्रवणेन दीव्यति द्योतत इति तथा तस्य। यद्वा भूरि बहुशः श्रुतो देवो येन तस्यापि मेऽसव इति सम्बन्धः॥ २॥

પુરુષોમાં **'वर्ष्मणः'** જ્ઞાનવૃદ્ધ, પૂર્ણ વિકસિત, ઉત્તમ એવા કપિલ ભગવાનની, સર્વ યોગીઓમાં, **'वरिम्णः'**; વર (શ્રેષ્ઠ)નો ભાવ એટલે **'वरिमन्'** (નું ષષ્ઠી એ.વ. **वरिम्णः**) કપિલ ભગવાનથી શ્રેષ્ઠ કોઈ થવાનું પણ નથી એવો નિર્દેશ છે, અર્થાત્ વરિષ્ઠ, એમ અર્થ છે. અથવા સર્વ યોગીઓમાં પણ અધિક શ્રેષ્ઠ હોવાથી– એમ અર્થ છે. **'विश्रुतौ'** કીર્તિ (સાંભળતાં) **'असवः'** ઈન્દ્રિયો **'भूरि'** અતિ તૃપ્ત નથી થતી. **'श्रुतदेवस्य'** **'श्रुतेन'** શ્રવણ વડે **'दीव्यति'** પ્રકાશે છે તેવા ભગવાનની અથવા જેના દ્વારા **'भूरि'** અનેક રીતે શ્રવણ કરવામાં આવ્યું છે તેવા મારી (શૌનકજીની) ઈન્દ્રિયો હજી પરિતૃપ્ત થતી નથી, એમ સંબંધ છે. ॥ ૨ ॥

**यद्यद्विधत्ते भगवान्स्वच्छन्दात्ममायया।**
**तानि मे श्रद्दधानस्य कीर्तन्यान्यनुकीर्तय॥ ३**

પોતાના ભક્તોની ઈચ્છાનુસાર પોતાની માયા વડે ભગવાન દેહ ધારણ કરે છે અને જે જે કર્મ કરે છે તે તે કર્મોમાં કીર્તન કરવા યોગ્ય (ચરિત્રો) મને શ્રદ્ધાવાનને આપ સંભળાવો. ॥ ૩ ॥

स्वानां पुंसां छन्देनेच्छया आत्मा देहो यस्य सः। यद्यत्कर्म विधत्ते तानि कर्माणि कीर्तनार्हाण्यनुकीर्तय॥ ३॥

પોતાના ભક્તોની **'छन्देन'** ઈચ્છાથી **'आत्मा'** દેહ છે જેમનો તે ભગવાન, જે જે કર્મો કરે છે તે તે કીર્તન કરવા યોગ્ય કર્મો કહી સંભળાવો. ॥ ૩ ॥

**सूत उवाच**

**द्वैपायनसखस्त्वेवं मैत्रेयो भगवांस्तथा।**
**प्राहेदं विदुरं प्रीत आन्वीक्षिक्यां प्रचोदितः॥ ४**

**સૂતજી બોલ્યા** – (હે શૌનક ઋષિ, તમે જેમ મને પૂછો છો) તે જ પ્રકારે મહર્ષિ વ્યાસજીના સખા ભગવાન મૈત્રેય મહર્ષિને પણ આત્મવિદ્યા વિષે પૂછવામાં આવ્યું હતું તેથી તેઓએ પ્રસન્ન થઈ વિદુરને આ (પ્રમાણે) કહ્યું હતું. ॥ ૪ ॥

यथा त्वं मां प्रचोदयस्येवं प्रचोदितः सन्। तथा तत्प्रश्नानुसारेण। आन्वीक्षिक्यामात्मविद्यायाम्॥ ४॥

જેમ તમે મને પ્રેરો છો એ જ પ્રમાણે ભગવાન મૈત્રેય પણ પ્રેરાયા હતા. **'तथा'** તે પ્રશ્ન અનુસાર **'आन्वीक्षिक्याम्'** આત્મવિદ્યા વિષે ॥ ૪ ॥

**मैत्रेय उवाच**

**पितरि प्रस्थितेऽरण्यं मातुः प्रियचिकीर्षया।**
**तस्मिन्बिन्दुसरेऽवात्सीद्भगवान्कपिलः किल॥ ५**

**મૈત્રેયમુનિ બોલ્યા** – પિતાજી વનમાં પધાર્યા ત્યારે માતાજીનું પ્રિય કરવાની ઈચ્છાથી શ્રીકપિલ ભગવાને બિન્દુ સરોવરને તીરે જ નિવાસ કર્યો.॥ ૫ ॥

बिन्दुसरे बिन्दुसरसि॥ ५॥

**'बिन्दुसरे'** બિન્દુ સરોવરમાં ॥ ૫ ॥

**तमासीनमकर्माणं तत्त्वमार्गाग्रदर्शनम्।**
**स्वसुतं देवहूत्याह धातुः संस्मरती वचः॥ ६**

तत्त्वमार्गस्याग्रं पारं दर्शयतीति तथा तम्। 'एष मानवि ते गर्भं प्रविष्टः कैटभार्दनः।' इत्यादि धातुर्वचः॥ ६॥

બ્રહ્માજીનાં વચનનું સ્મરણ કરતાં માતા દેવહૂતિ, કર્મમાર્ગથી નિવૃત્ત થયેલા, તત્ત્વજ્ઞાનના માર્ગના સિદ્ધાન્તને દર્શાવનારા તથા (સચ્ચિદાનંદસ્વરૂપે) બિરાજમાન થયેલા પોતાના તે પુત્રને કહેવા લાગ્યાં. ॥ ૬ ॥

તત્ત્વજ્ઞાનના માર્ગના **'अग्रम्'** પારને, સિદ્ધાન્તને દર્શાવે છે તેવા કપિલ ભગવાનને– 'હે મનુરાજકુમારી, તમારા ગર્ભમાં પ્રવેશેલા કૈટભારિ ભગવાન' (શ્રીમદ્ ભા.૩/૨૪/૧૮) વગેરે બ્રહ્માજીનાં વચનને ॥ ૬ ॥

देवहूतिरुवाच

**निर्विण्णा नितरां भूमन्नसदिन्द्रियतर्षणात्।**
**येन सम्भाव्यमानेन प्रपन्नाऽन्धं तमः प्रभो॥ ७**

असतामिन्द्रियाणां तर्षणाद्विषयाभिलाषान्निर्विण्णा श्रान्तास्मि। येन सम्भाव्यमानेन पूर्यमाणेन॥ ७॥

**દેવહૂતિજી બોલ્યાં** – હે પ્રભુ, હે સર્વવ્યાપક, હે સર્વશક્તિમાન, દુષ્ટ ઈન્દ્રિયો(ની વૃત્તિઓ)ની લાલસાઓથી અત્યન્ત કંટાળી ગયેલી હું, જે ઈન્દ્રિયોની અભિલાષાઓ પૂર્ણ કરવાથી ઘોર અંધકારમાં પ્રવેશી છું. ॥ ૭ ॥

**'असतामिन्द्रियाणाम्'** દુષ્ટ ઈન્દ્રિયોના **'तर्षणात्'** વિષયાભિલાષથી **'निर्विण्णा'** કંટાળી ગયેલી; **'सम्भाव्यमानेन'** જેને પૂર્ણ કર્યા કરવાથી ॥ ૭ ॥

**तस्य त्वं तमसोऽन्धस्य दुष्पारस्याद्य पारगम्।**
***सच्चक्षुर्जन्मनामन्ते लब्धं मे त्वदनुग्रहात्॥ ८**

पारं गमयतीति पारगं त्वमेव श्रेष्ठं चक्षुर्मे मया लब्धम्। त्वदनुग्रहाज्जन्मनामन्ते भाव्ये सति॥ ८॥

અત્યન્ત દુઃખથી તરી શકાય તેવા ઘોર અંધકારને (પેલે) પાર લઈ જનારા શ્રેષ્ઠ ચક્ષુરૂપ આપને અનેક જન્મોના અંતે આપના જ અનુગ્રહથી આજે મેં પ્રાપ્ત કર્યા છે. ॥ ૮ ॥

પાર લઈ જાય તે **'पारगम्'** શ્રેષ્ઠ ચક્ષુ એવા આપને **'मे'** મેં પ્રાપ્ત કર્યા છે. આપના અનુગ્રહથી અનેક જન્મોના અંતે ॥ ૮ ॥

****क्रम.**—सच्चक्षुर्न साधारणं किन्त्वनन्यापेक्षं सर्वप्रकाशकत्वात् सूर्य इव।

સૂર્યની જેમ સર્વના પ્રકાશક હોવાથી અન્ય પ્રકાશની અપેક્ષા વગરના અસાધારણ ઉત્તમ ચક્ષુરૂપ કપિલ ભગવાન.

तत्प्रपञ्चयति।

તે વિસ્તારથી સમજાવે છે

**य आद्यो भगवान्पुंसामीश्वरो वै भवान्किल।**
**लोकस्य तमसान्धस्य चक्षुः सूर्य इवोदितः॥ ९**

स भगवान् भवांश्चक्षुरूप उदितः सूर्यो यथा॥ ९॥

જે જગતના કારણરૂપ છે તેમ જ સર્વ જીવાત્માઓના સ્વામી છે, તે આપ ભગવાન ખરેખર, અંધકારથી અંધ બનેલા લોકના નેત્રસ્વરૂપ(પ્રકાશક) સૂર્યની જેમ ઉદિત થયા છો. ॥ ૯ ॥

તે ભગવાન આપ ચક્ષુસ્વરૂપ સૂર્યની જેમ ઉદય પામ્યા છો. ॥ ૯ ॥

**सि.प्र.**—बाह्यतमो निर्नाशकः सूर्य इव आन्तरीयतमोघ्नः चक्षूरूपो भवानुदितः।

બાહ્ય અંધકારનો નાશ કરનાર સૂર્યની જેમ તથા આંતરિક અંધકારનો નાશ કરનાર ચક્ષુની જેમ આપ ઉદય પામ્યા છો.

**सुबोधिनी**—आत्मानं प्रति चक्षुष्ट्वम्, सर्वान् प्रति सूर्यत्वमिति वा।

પોતાના માટે ચક્ષુરૂપે અથવા સર્વને માટે સૂર્યરૂપે (આપ ઉદિત થયા છો.)

**अथ मे देव सम्मोहमपाक्रष्टुं त्वमर्हसि।**
**योऽवग्रहोऽहंममेतीत्येतस्मिन्योजितस्त्वया॥ १०**

માટે હે દેવ, 'હું અને મારું' એવો જે દુરાગ્રહ આપના દ્વારા યોજાયો છે, તે મારા સમ્મોહને હવે દૂર કરવા માટે આપ જ યોગ્ય છો. ॥૧૦॥

अपाक्रष्टुमपनेतुम्। कोऽसौ सम्मोहस्तमाह। एतस्मिन्देहादौ त्वयैव योजितो योऽहंममेत्यवग्रह आग्रहः। द्वितीय इति शब्दस्तत्कार्यरागादि-ग्रहणार्थः ॥ १० ॥

**'अपाक्रष्टुम्'** દૂર કરવા માટે– એ મહામોહ કયો છે, તેને વર્ણવે છે. આ દેહ વગેરે ઉપર આપના દ્વારા જ યોજાયેલો જે 'હું અને મારું' એવો **'अवग्रहः'** દુરાગ્રહ છે. બીજી વખત વાપરવામાં આવેલો **'इति'** શબ્દ અહંતા અને મમતાના કાર્યરૂપ રાગાદિનું ગ્રહણ કરવા માટે છે. ॥૧૦॥

**वीर.**—त्वत्सङ्कल्पादेव उत्पन्नो मोहस्त्वयैव निवर्त्यः। यो बन्धकः स एव मोचक इति न्यायादिति भावः।

આપના સંકલ્પથી જ ઉત્પન્ન થયેલો મોહ આપનાથી જ દૂર થશે. જે બંધન કરનારો છે તે જ છોડાવનારો છે એ ન્યાય અનુસાર, એમ ભાવ છે.

**तं त्वा गताऽहं शरणं शरण्यं**
**स्वभृत्यसंसारतरोः कुठारम्।**
**जिज्ञासयाऽहं प्रकृतेः पूरुषस्य**
**नमामि सद्धर्मविदां वरिष्ठम्॥ ११**

શરણાગતનું રક્ષણ કરનારા તથા નિજ ભક્તોના સંસારરૂપી વૃક્ષને છેદનારા (કુહાડારૂપ) આપને શરણે પ્રકૃતિ અને પુરુષના સ્વરૂપને જાણવાની ઈચ્છાથી હું આવી છું. સંતોના ધર્મોને જાણનારાઓમાં શ્રેષ્ઠ એવા આપને હું નમન કરું છું. ॥૧૧॥

प्रकृतेः पुरुषस्य च जिज्ञासया त्वामहं शरणं गता सती नमामीत्यन्वयः। कुठारं छेत्तारम् ॥ ११ ॥

પ્રકૃતિ અને પુરુષના સ્વરૂપને જાણવાની ઈચ્છાથી હું આપને શરણે આવી છું. હું આપને પ્રણામ કરું છું, એમ સંબંધ છે. **'कुठारम्'** કાપનાર કુહાડાને ॥૧૧॥

**सुबोधिनी**—नमामीति। प्रकृतेः पुरुषस्य च ज्ञानेच्छया गुरुत्वेन त्वां नमामि। मातुरपि नमस्कार उपाधिभेदात् न दोषाय। यथा देहस्तत उत्पन्नः, पुष्टो वा, तथा ज्ञानं, गतिर्वा यस्मादुत्पद्यते, स सेवकः, पुत्रोऽन्यो वा नमस्करणीय एव भिन्नोपाधित्वादिति।

પ્રકૃતિ અને પુરુષના સ્વરૂપને જાણવાની ઈચ્છાથી ગુરુરૂપે આપને પ્રણામ કરું છું. માતા હોવા છતાં પણ નમસ્કાર (શિષ્યત્વ અને ગુરુત્વની) ઉપાધિના ભેદને કારણે છે, તે દોષ નથી. જેમ માતાથી દેહ ઉત્પન્ન થાય છે તથા પુષ્ટ થાય છે, તેમ જ્ઞાન અને મોક્ષ જેનાથી ઉત્પન્ન થાય છે તે સેવક, પુત્ર કે અન્ય કોઈ નમસ્કારને યોગ્ય જ છે કારણ કે ઉપાધિમાં ભેદ છે.

ब्रह्मधर्माः शमादयः, तान् ये बिभ्रति, न तु केवलं कदाचित् कुर्वन्ति; येषु शमादयो नियता इत्यर्थः। तेषां श्रेष्ठः। त एव गुरवो भवितुमर्हन्ति, किं पुनस्तेषां गुरुः।

शम વગેરે જે ધર્મો બ્રહ્મના છે તેમને જેઓ ધારણ કરે છે, અમુક સમય માટે જ નહીં, પરંતુ જેમનામાં શમાદિ નિશ્ચિત રીતે સદૈવ રહે છે, એમ અર્થ છે. તેમનામાં જેઓ શ્રેષ્ઠ છે. તેઓ જ ગુરુઓ બનવા માટે યોગ્ય છે. તો પછી તેમના પણ ગુરુની તો વાત શી ?

**मैत्रेय उवाच**

**इति स्वमातुर्निरवद्यमीप्सितं**
**निशम्य पुंसामपवर्गवर्धनम्।**
**धियाऽभिनन्द्यात्मवतां सतां गति-**
**र्बभाष ईषत्स्मितशोभिताननः॥ १२**

**મૈત્રેયમુનિ બોલ્યા** – આ પ્રમાણે પોતાની માતાની નિર્દોષ તેમ જ મનુષ્યોની મોક્ષમાર્ગમાં અનુરાગ ઉત્પન્ન કરનારી અભીપ્સિત વસ્તુને સાંભળીને આત્મવેત્તા સત્પુરુષોની ગતિરૂપ, મંદ હાસ્ય વડે શોભતા મુખવાળા ભગવાન બુદ્ધિથી અભિનંદન આપી કહેવા લાગ્યા.॥ ૧૧ ॥

अपवर्गवर्धनं मोक्षे रतिजनकम्। ईषत्स्मितेन शोभितमाननं यस्य॥ १२॥

**'अपवर्गवर्धनम्'** મોક્ષમાર્ગમાં પ્રીતિ ઉત્પન્ન કરે તેવી (અભીપ્સાને) – સહેજ સ્મિતથી શોભે છે મુખ જેમનું ॥ ૧૨ ॥

**श्रीभगवानुवाच**

**योग आध्यात्मिकः पुंसां मतो निःश्रेयसाय मे।**
**अत्यन्तोपरतिर्यत्र दुःखस्य च सुखस्य च॥ १३**

**શ્રીભગવાન બોલ્યા** – જેમાં દુઃખની અને સુખની સર્વથા નિવૃત્તિ થાય છે તે અધ્યાત્મયોગ મનુષ્યના મોક્ષ માટે છે, તેમ હું માનું છું. ॥ ૧૩ ॥

आध्यात्मिक आत्मनिष्ठः। यत्र यस्मिन्॥ १३॥

**'आध्यात्मिकः'** આત્મનિષ્ઠ– **'यत्र'** જેમાં ॥ ૧૩ ॥

**वीर.**—आध्यात्मिकः प्रकृतिविविक्तात्मयाथात्म्य-ज्ञानरूपो योगः।

પ્રકૃતિથી ભિન્ન, આત્માના યથાર્થસ્વરૂપના જ્ઞાનરૂપ આધ્યાત્મિક યોગ.

**तमिमं ते प्रवक्ष्यामि यमवोचं पुराऽनघे।**
**ऋषीणां श्रोतुकामानां योगं सर्वाङ्गनैपुणम्॥ १४**

હે નિષ્પાપ (માતા), જે આધ્યાત્મિક યોગ શ્રવણ કરવાની ઇચ્છા ધરાવતા ઋષિઓને મેં પૂર્વે કહ્યો હતો, તે જ (શમ-દમાદિ) સર્વાંગોની પૂર્ણતાવાળો આ યોગ તમને કહીશ. ॥ ૧૪ ॥

॥ १४॥

**वंशीधरी**—ऋषीणामृषीन्नारदादीन्।

નારદજી વગેરે ઋષિઓને

**बा.प्र.**—सर्वैरङ्गैः शमदमादिभिर्नैपुणं यथा भवति तथा....।

શમ, દમ વગેરે સર્વ અંગોથી સંપૂર્ણ જે રીતે હોય તે રીતે.

**सुबोधिनी**—योगान्तरेभ्यो व्यावृत्त्य तमेव तेऽभिधास्यामीत्याह—तमिममिति। अस्याऽनादित्वमाह—यमवोचमिति। अनघे इति निष्पापानामेवाऽयं फलतीति ज्ञापयितुम्। ऋषीणामेवाऽत्र विश्वासो भवतीति ऋषिग्रहणम्। श्रोतुकामानामिति। तेषामप्यपेक्षितम्। उरुभिरङ्गैर्निपुणता यत्र, तदैव स्थिरो भवति।

બીજા યોગોથી જુદો પાડીને તે આધ્યાત્મિક યોગ જ તમને કહીશ, તેમ જણાવે છે. આ યોગનું અનાદિપણું કહે છે કે જે યોગ મેં પૂર્વે કહ્યો હતો. **'अनघे'** શબ્દ આ યોગ નિષ્પાપજનોને જ ફળીભૂત થાય છે, તેમ જણાવવા માટે છે. ઋષિઓને જ આ યોગ કહ્યો છે કારણ કે આ યોગમાં ઋષિઓને જ વિશ્વાસ પડે તેમ છે. ઉત્કટ શ્રવણેચ્છા પણ અપેક્ષિત છે. અનેક અંગોની નિપુણતા જેનામાં હોય તેનામાં જ આ યોગ સ્થિર થાય છે.

तत्र सर्वाङ्गनैपुण्यं चित्तसंयमाधीनमिति दर्शयन्नाह—**चेत इति।**

**चेतः खल्वस्य बन्धाय मुक्तये चात्मनो मतम्।**
**गुणेषु सक्तं बन्धाय रतं वा पुंसि मुक्तये॥ १५**

अस्यात्मनो जीवस्य गुणेषु विषयेषु। पुंसि परमेश्वरे। वाशब्दस्तुशब्दार्थे॥ १५॥

**वंशीधरी—**परमेश्वररतेः कारणं भक्तिरेव न ज्ञानं नापि योगो मोचकत्वेन केवला भक्तिरेव समुचितेति ज्ञेयम्।

यथा च चित्तसंयमे पुरुषार्थसिद्धिस्त-द्दर्शयति—**अहमिति त्रिभिः।**

**अहंममाभिमानोत्थैः कामलोभादिभिर्मलैः।**
**वीतं यदा मनः शुद्धमदुःखमसुखं समम्॥ १६**

**तदा पुरुष आत्मानं केवलं प्रकृतेः परम्।**
**निरन्तरं स्वयंज्योतिरणिमानमखण्डितम्॥ १७**
**ज्ञानवैराग्ययुक्तेन भक्तियुक्तेन चात्मना।**
**परिपश्यत्युदासीनं प्रकृतिं च हतौजसम्॥ १८**

मलैर्वीतं विरहितं यदा शुद्धं मनो भवति। मनःशुद्धेर्ज्ञापकमाह—अदुःखमिति॥ १६॥

निरन्तरं निर्भेदम्। अणिमानं सूक्ष्मम्। अखण्डितमपरिच्छिन्नम्॥ १७॥

हतौजसं क्षीणबलाम्॥ १८॥

मनःशुद्धौ च भक्तिरेवान्तरङ्गसाधन-मित्याह—**नेति।**

તેમાં યોગનાં અંગોની સર્વ પ્રકારની નિપુણતા ચિત્તના સંયમને અધીન છે, એમ દર્શાવતાં કહે છે—**'चेतः इति।'**

વાસ્તવમાં આ જીવના બંધન માટે અને મોક્ષ માટે ચિત્તને જ (કારણ) માનવામાં આવ્યું છે. મન વિષયોમાં આસક્ત થાય તો બંધનકર્તા છે, પરંતુ પરમેશ્વરમાં આસક્ત થાય તો મુક્તિ આપનારું છે. ॥ ૧૫ ॥

આ **'आत्मनः'** જીવનું **'गुणेषु'** વિષયોમાં; **'पुंसि'** પરમેશ્વરમાં– શ્લોકમાં **'वा'** શબ્દનો અર્થ **'तु'** (પરંતુ) છે. ॥ ૧૫ ॥

પરમેશ્વરમાં પ્રીતિનું કારણ ભક્તિ જ છે, જ્ઞાન અને યોગ પણ મુક્તિ આપનારાં ન હોવાથી કેવળ ભક્તિ જ ઉચિત છે, તેમ જાણવું.

જે રીતે ચિત્તના સંયમથી પુરુષાર્થ સિદ્ધ થાય તે ત્રણ શ્લોકો દ્વારા દર્શાવે છે— **'अहम् इति।'**

જ્યારે મન 'હું-મારું' એવા અભિમાનથી ઉત્પન્ન થયેલા કામ-લોભ વગેરે મળોથી રહિત થઈ શુદ્ધ થાય છે તથા સુખ-દુઃખથી રહિત થઈ સમદૃષ્ટિવાળું થાય છે, ॥ ૧૬ ॥

ત્યારે મનુષ્ય જ્ઞાન-વૈરાગ્ય-ભક્તિયુક્ત મનથી પોતાના આત્માનો કેવળ પ્રકૃતિથી પર, ભેદરહિત (શુદ્ધસ્વરૂપ), સ્વયંપ્રકાશ, અત્યન્ત સૂક્ષ્મ, અખંડ, ઉદાસીનસ્વરૂપે સાક્ષાત્કાર કરે છે અને પ્રકૃતિને બળરહિત જુએ છે. ॥ ૧૭ ॥ ૧૮ ॥

**'मलैः वीतम्'** મળથી રહિત મન જ્યારે શુદ્ધ થાય છે, મનની શુદ્ધિનું જ્ઞાપન કરાવનારનું વર્ણન કરે છે — **'अदुःखम् इति।'** ॥ ૧૬ ॥

**'निरन्तरम्'** (સજાતીય, વિજાતીય, સ્વગત) ભેદરહિત, **'अणिमानम्'** અતિસૂક્ષ્મ, **'अखण्डितम्'** અખંડ, મર્યાદારહિત ॥ ૧૭ ॥

**'हत-औजसम्'** બળરહિત (પ્રકૃતિ)ને ॥ ૧૮ ॥

મનની શુદ્ધિ માટે ભક્તિ જ અંતરંગ સાધન છે, તેમ કહે છે — **'न इति।'**

**न युज्यमानया भक्त्या भगवत्यखिलात्मनि।**
**सदृशोऽस्ति शिवः पन्था योगिनां ब्रह्मसिद्धये॥ १९**
॥ १९ ॥

અસ્ય सर्वस्यापि सत्सङ्गो मूलमित्याह—**प्रसङ्गमिति।**

**प्रसङ्गमजरं पाशमात्मनः कवयो विदुः।**
**स एव साधुषु कृतो मोक्षद्वारमपावृतम्॥ २०**

अपावृतं निरावरणम्॥ २०॥

**वंशीधरी—**अस्य भक्तिज्ञानादेः प्रपञ्चस्य प्रसङ्गं प्रकृष्टसङ्गम् अत्यन्तासक्तिमिति यावत्। स्त्रीपुत्रादिषु कृतमिति शेषः। आत्मनो जीवस्य अजरं विमोक्तुमशक्यम्। तदुक्तं गारुडे—

'लोहदारुमयैः पाशैः पुमान्बद्धो विमुच्यते।
पुत्रदारमयैः पाशैः पुमान्बद्धो न मुच्यते॥'
इति।

साधूनां लक्षणमाह—**तितिक्षव** इति चतुर्भिः।

**तितिक्षवः कारुणिकाः सुहृदः सर्वदेहिनाम्।**
**अजातशत्रवः शान्ताः साधवः साधुभूषणाः॥ २१**

साधवः शास्त्रानुवर्तिनः। साधु सुशीलं तदेव भूषणं येषाम्॥ २१॥

**मय्यनन्येन भावेन भक्तिं कुर्वन्ति ये दृढाम्।**
**मत्कृते त्यक्तकर्माणस्त्यक्तस्वजनबान्धवाः॥ २२**
॥ २२॥

યોગીજનો માટે બ્રહ્મપ્રાપ્તિના સાધન તરીકે સર્વના આત્મા એવા ભગવાનમાં કરવામાં આવતી ભક્તિ જેવો (બીજો કોઈ) કલ્યાણકારી માર્ગ નથી. ॥ ૧૯ ॥ ૧૯ ॥

આ ભક્તિ, જ્ઞાન વગેરે સર્વનું મૂળ સત્સંગ છે, તેમ કહે છે— '**प्रसङ्गमिति**'।

વિદ્વાનો જાણે છે કે આસક્તિ એ આત્માનો કદી તૂટે નહીં તેવો પાશ છે. તે જ આસક્તિ સત્પુરુષો ઉપર કરવામાં આવે તો મોક્ષનાં દ્વાર ખુલ્લાં જ છે. ॥ ૨૦ ॥

'**अपावृतम्**' આવરણરહિત ॥ ૨૦ ॥

આ ભક્તિ, જ્ઞાન (મનઃશુદ્ધિ, વૈરાગ્ય) વગેરેના વિસ્તારનું (મૂળ) પ્રકૃષ્ટ સંગ છે. સ્ત્રી-પુત્ર વગેરેમાં કરવામાં આવી હોય તે અત્યંત આસક્તિ છે, એટલું બાકી છે (તે ઉમેરવું). જીવને માટે આસક્તિમાંથી છૂટવું અશક્ય છે. ગરુડપુરાણમાં તે જ કહેવાયું છે—

'લોઢા અને લાકડાના પાશથી બંધાયેલો મનુષ્ય છૂટી જાય છે, પરંતુ પુત્ર-પત્નીરૂપ પાશથી બંધાયેલો મનુષ્ય છૂટતો નથી.'

સત્પુરુષોનાં લક્ષણ ચાર શ્લોકો દ્વારા જણાવે છે— '**तितिक्षवः इति।**'

સાધુજનો શાસ્ત્રોને અનુસરનારા હોય છે. તેઓ સહનશીલ, દયાળુ, સર્વ પ્રાણીઓના મિત્ર, અજાતશત્રુ, શાન્ત તથા ઉત્તમ ચારિત્ર્યરૂપી અલંકારવાળા હોય છે. ॥ ૨૧ ॥

'**साधवः**' એટલે શાસ્ત્રોનું અનુસરણ કરનારા. સાધુ એટલે સચ્ચરિત્ર, સૌશીલ્ય એ જ જેનું ભૂષણ છે તે. ॥ ૨૧ ॥

જેઓ મારામાં અનન્ય ભાવથી દૃઢ ભક્તિ કરે છે, મારે માટે સર્વ કર્મોનો ત્યાગ કરે છે, મારે ખાતર સ્વજનો અને બાંધવોનો પણ ત્યાગ કરે છે, ॥ ૨૨ ॥ ૨૨ ॥

**मदाश्रयाः कथा मृष्टाः शृण्वन्ति कथयन्ति च।**
**तपन्ति विविधास्तापा नैतान्मद्गतचेतसः॥ २३**

કેવળ મારો જ આશ્રય કરે છે, મારી ઉજ્જવળ કથાઓનું શ્રવણ કરે છે અને વર્ણન કરે છે, મારામાં પરોવાયેલા ચિત્તવાળા આ ભક્તોને આથી જ અનેક પ્રકારના તાપો કદી પીડતા નથી. ॥ ૨૩ ॥

**त एते साधवः साध्वि सर्वसङ्गविवर्जिताः।**
**सङ्गस्तेष्वथ ते प्रार्थ्यः सङ्गदोषहरा हि ते॥ २४**

હે સાધ્વી માતા, આ સાધુપુરુષો સર્વ પ્રકારના સંગથી પર છે. આથી, તેમનો સંગ જ તમારા માટે ઇચ્છનીય છે કારણ કે તે સાધુજનો વિષયસંગના દોષોને દૂર કરનારા છે. ॥ ૨૪ ॥

एतान् उक्तलक्षणान्भक्तान्। तापा आध्यात्मिकादयो न तपन्ति न व्यथयन्ति। कुतः। मद्गतं चेतो येषां तान्॥ २३॥

**'एतान्'** જણાવેલાં લક્ષણોવાળા આ ભક્તોને **'तापाः'** આધ્યાત્મિક વગેરે તાપો વ્યથિત કરતા નથી. શા માટે? (કારણ કે) મારામાં પરોવાયેલાં છે ચિત્ત જેમનાં (તેવા તેઓ છે તેથી) તે ભક્તોને ॥ ૨૩ ॥

ये तापैर्नाभिभूयन्ते ते साधव इत्यर्थः॥ २४॥

જેઓ અનેક પ્રકારના તાપોથી અભિભૂત નથી થતા તે જ સાધુપુરુષો છે, એમ અર્થ છે.॥ ૨૪ ॥

सत्सङ्गस्य भक्त्यङ्गतामुपपादयति— **सतामिति।**

સત્સંગ એ ભક્તિનું અંગ છે, તેમ સિદ્ધ કરે છે— **'सताम् इति।'**

**सतां प्रसंगान्मम वीर्यसंविदो**
**भवन्ति हृत्कर्णरसायनाः कथाः।**
**तज्जोषणादाश्वपवर्गवर्त्मनि**
**श्रद्धा रतिर्भक्तिरनुक्रमिष्यति॥ २५**

સત્પુરુષોના સતત સમાગમથી મારાં પરાક્રમોનું યથાર્થ જ્ઞાન કરાવનારી, હૃદય અને કાનને રસાયણરૂપ કથાઓ થાય છે. તે કથાઓનું સેવન કરવાથી અવિલંબે મોક્ષમાર્ગમાં શ્રદ્ધા, રતિ અને ભક્તિ ક્રમશઃ વિકસે છે. ॥ ૨૫ ॥

वीर्यस्य सम्यग्विद्वेदनं यासु ता वीर्यसंविदः। हृत्कर्णयो रसायनाः सुखदाः। तासां जोषणात्सेवनादपवर्गोऽविद्यानिवृत्तिर्वर्त्म यस्मिंस्तस्मिन्हरौ। प्रथमं श्रद्धा ततो रतिस्ततो भक्तिरनुक्रमिष्यति क्रमेण भविष्यतीत्यर्थः॥ २५॥

પરાક્રમોનું યથાર્થ **'विद्'** જ્ઞાન જેમનામાં છે તેવી કથાઓ, **'वीर्यसंविदः'** યશનું જ્ઞાન કરાવનારી કથાઓ, હૃદય અને કાનને **'रसायनाः'** સુખ આપનારી કથાઓ– તેમના **'जोषणात्'** સેવનથી **'अपवर्गः'** મોક્ષ અર્થાત્ અવિદ્યાની નિવૃત્તિ એ જ જેમની પ્રાપ્તિનો માર્ગ છે તે શ્રીહરિમાં પ્રથમ શ્રદ્ધા, ત્યાર પછી પ્રીતિ અને ત્યાર પછી ભક્તિ **'अनुक्रमिष्यति'** અનુક્રમે પ્રકટ થશે.॥ ૨૫ ॥

**सुबोधिनी—**सतां प्रसङ्गादिति। सतां सम्बन्धी यः प्रकृष्टः सङ्गः, तस्माद्धेतोर्मम वीर्यज्ञापिकाः कथा भवन्ति। तासां प्रीतिपूर्वकसेवया क्रमेण श्रद्धा, रतिः, भक्तिश्च भवति। भक्त्या च वैराग्यम्।

સંતોનો જે પુષ્કળ સંગ થાય છે તેને કારણે મારાં પરાક્રમોનું જ્ઞાન કરાવનારી કથા થાય છે. તેમના પ્રીતિપૂર્વકના સેવનથી અનુક્રમે શ્રદ્ધા, પ્રીતિ તથા ભક્તિ ઉત્પન્ન થાય છે. ભક્તિથી વૈરાગ્ય, ત્યાર પછી અખંડ

ततोऽपि निरन्तरं स्मृतिः। ततो योगप्रवृत्तिः। एवं परित्यागज्ञानवैराग्य योगभक्तिभिर्विद्याङ्गभूताभि-र्भगवत्स्वरूपप्राप्तिरिति ससाधनं फलम्।

ततः किमत आह—**भक्त्येति।**

**भक्त्या पुमान्जातविराग ऐन्द्रियाद्**
**दृष्टश्रुतान्मद्रचनानुचिन्तया ।**
**चित्तस्य यत्तो ग्रहणे योगयुक्तो**
**यतिष्यते ऋजुभिर्योगमार्गैः॥ २६**

मम रचना या सृष्ट्यादिलीला तस्या अनुचिन्तया या भक्तिस्तया ऐन्द्रियात्सुखाज्जात-विरागः सन्। दृष्टश्रुतादैहिकामुष्मिकात्। ततो यत्त उद्युक्तः सन् चित्तस्य ग्रहणे यतिष्यते। ऋजुभिर्भक्तिप्रधानत्वादनायासैः॥ २६॥

**असेवयाऽयं प्रकृतेर्गुणानां**
**ज्ञानेन वैराग्यविजृम्भितेन।**
**योगेन मय्यर्पितया च भक्त्या**
**मां प्रत्यगात्मानमिहावरुन्धे॥ २७**

तदेवं प्रकृतेर्गुणानामसेवया ज्ञानादिभिश्चायं जीव इहैव देहे मामेवावरुन्धे प्राप्नोति॥ २७॥

**वंशीधरी—**ज्ञानमाह। गुणानां विषयाणां हेयत्वविचारेण वैराग्येणैहिकामुष्मिकभोगजिहासया विजृम्भितेन वर्द्धितेन योगेन मयि मनोनिधानलक्षणेन मां प्रत्यगात्मानं तत्पदार्थमवरुन्धे त्वंपदार्थतादात्म्येन प्राप्नोति।

ભગવત્સ્મૃતિ, ત્યારબાદ ભગવાનમાં જોડાવાની પ્રવૃત્તિ થાય છે. આ પ્રમાણે પરિત્યાગ, જ્ઞાન, વૈરાગ્ય, યોગયુક્ત ભક્તિ કે જે વિદ્યાનાં અંગભૂત છે તેમનાથી ભગવત્સ્વરૂપની પ્રાપ્તિ થાય છે, એ સાધનસહિતનું ફળ છે.

ભક્તિ ઉત્પન્ન થયા પછી શું, તે હવે કહે છે— **'भक्त्या इति।'**

મારી કૃતિરૂપ લીલાઓનું ચિંતન કરવાથી ઉત્પન્ન થયેલી ભક્તિ વડે આ લોકનાં તથા પરલોકનાં સર્વ વિષયસુખો ઉપર જેને વૈરાગ્ય થાય છે, તે મનુષ્ય ત્યાર બાદ સાવધાન થઈ યોગનું આચરણ કરતો ભક્તિપ્રધાન એવા સરળ યોગમાર્ગો દ્વારા ચિત્તનો નિગ્રહ કરવા પ્રયત્ન કરશે. ॥ ૨૬ ॥

મારી કૃતિરૂપ જે સૃષ્ટિ વગેરે લીલાઓ છે, તેના વારંવાર ચિન્તનથી જે ભક્તિ ઉત્પન્ન થાય છે તેનાથી, ઈન્દ્રિયસુખોમાંથી વૈરાગ્ય પામે છે. **'दृष्टश्रुतात्'** આ સૃષ્ટિનાં સુખો દૃષ્ટસુખો છે તથા સ્વર્ગાદિ– પારલૌકિક સુખો શ્રુતસુખો છે, તેનાથી વૈરાગ્ય થાય છે. ત્યાર પછી તે **'यत्तः'** સાવધાન થઈ ચિત્તનો નિગ્રહ કરવા પ્રયત્ન કરશે. **'ऋजुभिः'** ભક્તિપ્રધાન હોવાથી અનાયાસે સરળ યોગમાર્ગો દ્વારા ॥ ૨૬ ॥

પ્રકૃતિના ગુણોનું સેવન ન કરવાથી, વૈરાગ્યથી વિકાસ પામેલા જ્ઞાનથી, યોગથી અને મને સમર્પિત કરેલી ભક્તિથી આ (ભક્ત) આ જ શરીરમાં અન્તરાત્મારૂપ મારો સાક્ષાત્કાર કરે છે. ॥ ૨૭ ॥

આ પ્રમાણે પ્રકૃતિના ગુણોનું સેવન ન કરવાથી તથા જ્ઞાન વગેરેથી **'अयम्'** આ ભક્ત આ જ શરીરમાં મને જ **'अवरुन्धे'** પ્રાપ્ત કરે છે. ॥ ૨૭ ॥

જ્ઞાનને વર્ણવે છે– વિષયો ત્યાગવા યોગ્ય છે એ વિચારથી વૈરાગ્ય દ્વારા આ લોક અને પરલોકના ભોગોને ત્યાગવાની ઈચ્છાથી, વધી ગયેલા યોગ દ્વારા, મારામાં મનને સ્થાપવાના લક્ષણ દ્વારા ત્વંપદાર્થના તાદાત્મ્યથી તત્પદાર્થરૂપ **( तत्त्वमसि )** અન્તરાત્મા એવા મને આ ભક્ત પ્રાપ્ત કરે છે.

देवहूतिरुवाच

**काचित्त्वय्युचिता भक्तिः कीदृशी मम गोचरा।**
**यया पदं ते निर्वाणमञ्जसाऽन्वाश्नवा अहम्॥ २८**

काचिदिति। कास्विदित्यर्थः। उचिता योग्या। तत्रापि मम स्त्रियाः कीदृशी गोचरा योग्या। निर्वाणं मोक्षात्मकं तव पदं स्वरूपमन्वाश्नवै अनन्तरमेव सर्वात्मना प्राप्स्यामि। अञ्जसा त्विति पाठे अहं त्विति सम्बन्धः॥ २८॥

**यो योगो भगवद्बाणो निर्वाणात्मंस्त्वयोदितः।**
**कीदृशः कति चाङ्गानि यतस्तत्त्वावबोधनम्॥ २९**

भगवद्बाणो यो भगवन्तं लक्षीकरोतीत्यर्थः। यतो यस्माद्योगात्॥ २९॥

**वीर**—हे निर्वाणात्मन्! निरतिशयानन्दरूप! भगवद्बाणः लक्ष्यरूपे भगवति बाणरूपेण प्रयुक्तो योगस्त्वयोदित उक्तः।

**तदेतन्मे विजानीहि यथाहं मन्दधीर्हरे।**
**सुखं बुध्येय दुर्बोधं योषा भवदनुग्रहात्॥ ३०**

विजानीहि विशेषेण ज्ञापय। सुखमनायासेन ॥ ३०॥

**सुबोधिनी**—हरेः सुखं स्वरूपं सर्वैरेव दुर्बोधम्, भवदनुग्रहाद् बुद्ध्येय नापि वचनमात्रेण बुद्ध्यते, किन्त्वनुग्रहादेवेति तथोक्तम्॥

मैत्रेय उवाच

**विदित्वार्थं कपिलो मातुरित्थं**
**जातस्नेहो यत्र तन्वाभिजातः।**
**तत्त्वाम्नायं यत्प्रवदन्ति साङ्ख्यं**
**प्रोवाच वै भक्तिवितानयोगम्॥ ३१**

**દેવહૂતિજી બોલ્યાં** – આપના વિષે કયા પ્રકારની ભક્તિ ઉચિત છે? મારે માટે કેવી ભક્તિ યોગ્ય છે? કે જે ભક્તિથી આપનું મોક્ષરૂપી પદ હું અનાયાસે પામી શકું? ॥ ૨૮ ॥

**'काचित् इति'** કયા પ્રકારની, એમ અર્થ છે. **'उचिता'** યોગ્ય ભક્તિ, તેમાં પણ મારા જેવી સ્ત્રીને માટે કેવી ભક્તિ **'गोचरा'** યોગ્ય છે ? **'निर्वाणम्'** મોક્ષાત્મક એવું આપનું **'पदम्'** સ્વરૂપ **'अन्वाश्नवै'** (ભક્તિ કર્યા) પછી જ હું સર્વાત્મભાવે પ્રાપ્ત કરી શકીશ. **'अञ्जसा त्वाश्नवा'** પાઠમાં 'તો હું અનાયાસે પ્રાપ્ત કરું.' એમ સંબંધ છે. ॥ ૨૮ ॥

હે નિર્વાણસ્વરૂપ ભગવાન, ભગવાનને પ્રાપ્ત કરાવનાર બાણરૂપ જે યોગ આપે કહ્યો, વળી જે યોગથી તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થાય છે, તે યોગ કેવા પ્રકારનો છે અને તેનાં અંગો કેટલાં છે? ॥ ૨૯ ॥

**'भगवद्-बाणः'** ભગવાનરૂપ લક્ષ્યને પ્રાપ્ત કરાવનારું બાણ, એમ અર્થ છે. **'यतः'** જે યોગથી॥ ૨૯ ॥

(જેનાથી વધુ કોઈ આનંદ નથી તેવા) હે નિરતિશય આનંદરૂપ, લક્ષ્યરૂપ ભગવાનમાં બાણરૂપે પ્રયોજાયેલો યોગ આપના દ્વારા કહેવામાં આવ્યો છે.

હે હરિ, હું મંદમતિ અબળા આપના અનુગ્રહથી આ દુર્બોધ (ભક્તિરૂપ યોગનું લક્ષણ) જે રીતે સરળતાથી જાણી શકું, તે રીતે આપ મને સમજાવો. ॥ ૩૦ ॥

**'विजानीहि'** વિશેષરૂપે જણાવો– **'सुखम्'** અનાયાસે॥ ૩૦ ॥

શ્રીહરિનું સુખરૂપ સ્વરૂપ સર્વને માટે દુર્બોધ છે, આપના અનુગ્રહથી જાણી શકાય પણ વચનમાત્રથી ન જાણી શકાય, પરંતુ માત્ર અનુગ્રહથી જ જાણી શકાય, તેથી તેમ કહેવામાં આવ્યું છે.

**મૈત્રેયમુનિ બોલ્યા** – માતાના આવા અભિપ્રાયને જાણીને શ્રીકપિલ ભગવાન જે જનનીમાં શરીર ધારણ કરી પ્રકટ થયા હતા, તેમાં સ્નેહ થતાં, જેમાં તત્ત્વોની ગણના કરવામાં આવી છે તથા જેને સાંખ્યશાસ્ત્ર કહે છે તેનો, ભક્તિનો વિસ્તાર અને યોગનો ઉપદેશ કરવા લાગ્યા. ॥ ૩૧ ॥

इत्थं मातुरर्थं प्रयोजनं विदित्वा। जातस्नेहत्वे हेतुः—यत्र यस्यां तन्वा देहेनाविर्भूतः। तत्त्वान्याम्नायन्तेऽनुक्रम्यन्ते यस्मिन्। किं तत्। यत्साङ्ख्यं प्रवदन्ति तत्प्रोवाच भक्तिवितानं वितानं च योगं च॥ ३१॥

*वीर.—'भक्तिवितानयोगं भक्तिविस्तररूपं योगमुवाच। ज्ञानयोगस्य भक्तियोगाङ्गत्वादेकीकृत्योक्तम्।'

'काचित्त्वय्युचिता भक्तिः' इति पृष्टामुत्तमां भक्तिं लक्षयति।

श्रीभगवानुवाच

**देवानां गुणलिङ्गानामानुश्रविककर्मणाम्।**
**सत्त्व एवैकमनसो वृत्तिः स्वाभाविकी तु या॥ ३२**
**अनिमित्ता भागवती भक्तिः सिद्धेर्गरीयसी।**
**जरयत्याशु या कोशं निगीर्णमनलो यथा॥ ३३**

ગુણા વિષયા લિઙ્ગ્યન્તે જ્ઞાયન્તે યૈસ્તેષાં

गुणा विषया लिङ्ग्यन्ते ज्ञायन्ते यैस्तेषां देवानां द्योतनात्मकानामिन्द्रियाणां तदधिष्ठातॄणां वा सत्त्वे सत्त्वमूर्तौ हरावेव या वृत्तिः सा भक्तिः सिद्धेर्मुक्तेरपि गरीयसीत्युत्तरेणान्वयः। कथम्भूता। अनिमित्ता निष्कामा। स्वाभाविक्ययत्नसिद्धा। तेषामेवंविधवृत्तौ हेतुमाह।

गुरोरुच्चारणमनुश्रूयत इत्यनुश्रवो वेदस्तद्विहितमानुश्रविकं तदेव कर्म येषाम्। अत एवैकमेकरूपमविकृतं मनो यस्य पुंसः शुद्धसत्त्वस्येत्यर्थः॥ ३२॥

આ પ્રમાણે માતાના '**अर्थम्**' પ્રયોજનને જાણીને– સ્નેહ થવા માટેનું કારણ કહે છે– '**यत्र**' જે જનનીમાં, જે '**तन्वा**' શ્રીઅંગથી પ્રકટ થયા. તત્ત્વોની '**आम्नायन्ते**' ગણતરી છે જેમાં, તે કયું શાસ્ત્ર છે? જેને સાંખ્યશાસ્ત્ર કહે છે તેનો તથા '**भक्तिवितानम्**' ભક્તિનો વિસ્તાર તેમ જ યોગનો ઉપદેશ કરવા લાગ્યા. ॥ ૩૧ ॥

ભકિતના વિસ્તારરૂપ યોગને કહ્યો. જ્ઞાનયોગ ભક્તિયોગનું અંગ હોવાથી તેમને એક કરીને કહ્યા.

'આપના વિષે કયા પ્રકારની ભક્તિ ઉચિત છે' એમ– (શ્લોક-૨૮માં) પૂછવામાં આવેલી ઉત્તમ ભક્તિને દર્શાવે છે.

**શ્રી(કપિલ) ભગવાન બોલ્યા** – એકરૂપ (વિકાર-રહિત શુદ્ધ) મનવાળા મનુષ્યની વિષયોનું જ્ઞાન કરાવનારી તથા વેદોક્ત કર્મોમાં જ લાગેલી ઈન્દ્રિયોની અથવા ઈન્દ્રિયોના અધિષ્ઠાતા દેવતાઓની સત્ત્વમૂર્તિ શ્રીહરિમાં જે સ્વાભાવિક વૃત્તિ છે, તે નિષ્કામ ભાગવતી ભક્તિ છે. તે ભક્તિ મુક્તિ કરતાં પણ મહાન છે, જેમ જઠરાગ્નિ ભોજનને જીર્ણ કરે છે તેમ જે ભક્તિ લિંગશરીરનો અવિલંબે નાશ કરે છે. ॥ ૩૨॥૩૩ ॥

'**गुणाः**' વિષયો '**लिङ्ग्यन्ते**' જાણી શકાય છે જેમના દ્વારા તેવી '**देवानाम्**' ઈન્દ્રિયોની અથવા તે ઈન્દ્રિયોના અધિષ્ઠાતા દેવતાઓની '**सत्त्वे**' સત્ત્વમૂર્તિ શ્રીહરિમાં જ જે (સહજ) વૃત્તિ છે, તે ભક્તિ છે. તે ભક્તિ '**सिद्धेः**' મુક્તિ કરતાં પણ મહાન છે એમ પછીના શ્લોક(૩૩) સાથે અન્વય છે. કેવી ભક્તિ? '**अनिमित्ता**' નિષ્કામ ભક્તિ; '**स्वाभाविकी**' પ્રયત્ન કર્યા વિના સફળ થનારી સહજ ભક્તિ. તે ઈન્દ્રિયોની આ પ્રકારની વૃત્તિ માટે કારણ કહે છે.

શ્રીગુરુના ઉચ્ચારણને અનુસરીને બોલતા શિષ્યોની જે વાણી સંભળાય તે વેદ. '**आनुश्रविकम्**' વેદમાં કહેલું છે તે જ કર્મ છે જેમનું, આથી જ '**एकम्**' એકરૂપ, અવિકૃત મન છે જે શુદ્ધ મનવાળા મનુષ્યનું, એમ અર્થ છે. ॥૩૨॥

मुक्तिश्च प्रासङ्गिकी भवत्येवेत्याह।

મુક્તિ પ્રસંગ (સત્સંગ)ને કારણે થાય છે, તેમ કહે છે.

या भक्तिः कोशं लिङ्गशरीरं जरयति क्षपयति। स्वप्रयत्नं विनैव सिद्धौ दृष्टान्तः—निगीर्णं भुक्तमन्नमनलो जाठरो यथा जरयतीति॥ ३३॥

જે ભક્તિ **'कोशम्'** લિંગશરીરનો **'जरयति'** નાશ કરે છે. પોતાના પ્રયત્ન વિના જ કાર્ય સિદ્ધ થવા માટેનું દૃષ્ટાન્ત આપે છે— **'निगीर्णम्'** ખાધેલું અન્ન જેવી રીતે **'अनलः'** જઠરાગ્નિ જીર્ણ કરે છે, એ રીતે (ભક્તિ સૂક્ષ્મદેહનો નાશ કરે છે) ॥ ૩૩ ॥

**बा.प्र.—**सा च वृत्तिर्यथाऽम्बरीषेन्द्रियाणां नवमस्कन्धे उक्ता—

''स वै मनः कृष्णपदारविन्दयो-
र्वचांसि वैकुण्ठगुणानुवर्णने।
करौ हरेर्मन्दिरमार्जनादिषु
श्रुतिं चकाराच्युतसत्कथोदये॥
मुकुन्दलिङ्गालयदर्शने दृशौ
तद्भृत्यगात्रस्पर्शेऽङ्गसङ्गमम्।
घ्राणं च तत्पादसरोजसौरभे
श्रीमत्तुलस्या रसनां तदर्पिते॥
पादौ हरेः क्षेत्रपदानुसर्पणे
शिरो हृषीकेशपदाभिवन्दने।
कामं च दास्ये न तु कामकाम्यया
यथोत्तमश्लोकजनाश्रया रतिः॥'

વળી, નવમા સ્કન્ધમાં રાજા અમ્બરીષની તે વૃત્તિ વર્ણવવામાં આવી છે,

'તે રાજાએ ભગવાન શ્રીકૃષ્ણનાં ચરણકમળમાં મનનો, વૈકુંઠ ભગવાનના ગુણોનું વર્ણન કરવામાં વાણીનો, શ્રીહરિનાં મંદિરની બુહારી કરવામાં બન્ને હાથનો, અચ્યુત ભગવાનની ઉત્તમ કથાઓ સાંભળવામાં કાનનો, મંદિરમાં મુકુંદ ભગવાનની મૂર્તિનાં દર્શન કરવામાં નેત્રોનો, ભગવદ્ભક્તોના ચરણસ્પર્શ કરવામાં શરીરનો, ભગવાનનાં ચરણકમળની સૌરભવાળી શોભાયમાન તુલસીની સુગંધ લેવામાં નાસિકાનો, ભગવાનને સમર્પિત કરેલા નૈવેદ્યનો પ્રસાદ લેવામાં જીભનો, શ્રીહરિનાં યાત્રાધામોમાં જવા માટે બન્ને પગનો, હૃષીકેશ ભગવાનનાં ચરણોમાં પ્રણામ કરવામાં મસ્તકનો તેમ જ (પુષ્પમાળા, ચંદન વગેરે) સેવા કરવા માટે ઈચ્છાનો ઉપયોગ કર્યો હતો, પરંતુ વિષયભોગની ઈચ્છા માટે નહીં. ભગવદ્ભક્તોની પોતાના પર જેમ પ્રીતિ થાય, તેમ તે વર્તતા હતા.' (શ્રીમદ્ ભા.૯/૪/૧૮,૧૯,૨૦)

न च पायूपस्थयोः कथमुपयोग इति शंक्यम्,
'उत्सर्गान्मलमूत्रादेश्चित्तस्वास्थ्यं यतो भवेत्।
अतः पायुरुपस्थश्च तदाराधनसाधनम्॥'
इति विष्णुरहस्योक्तरीत्या तयोरपि तत्रोपयोगसम्भवात्।

શંકા કરવામાં આવી છે કે પાયુ અને ઉપસ્થ કેવી રીતે ઉપયોગી છે?

'જે મળમૂત્રના ઉત્સર્ગથી મનની સ્વસ્થતા થાય છે, તેથી તે બન્ને પણ ભગવાનની આરાધનાનાં સાધન છે.'— એમ વિષ્ણુરહસ્ય ગ્રન્થમાં કહ્યા પ્રમાણે તે બન્નેનો ઉપયોગ પણ હોવાથી (પાયુ અને ઉપસ્થ ઉપયોગી છે).

**सि.प्र.**—भक्तिः सिद्धेर्मुक्तेरपि गरीयसी। अयमर्थः। मुक्तौ भगवान् न कस्यचित्सारथिर्भवति। न च 'उवाह कृष्णो भगवान् श्रीदामानं पराजितः।' इत्येवं केनचित्पराजितो भवति न च दामभिः श्रीयशोदयेव केनापि बद्धो भवति। अतो मुक्तेर्गरीयसीति सिद्धान्तोक्तिः।

**सुबोधिनी**—यद्यपि सिद्धावपि कोशजीर्णता वर्तते, तथापि आशु जरयति। अनायासार्थं दृष्टान्तः—निगीर्णमनलो यथेति। न हि भुक्तकवलस्य परिपाकार्थमौदर्यादग्नेरन्यत्साधनं विधीयते, औषधादिकमप्यग्निमेव बोधयति। एतया मे पदं प्राप्यत इति भावः।

**वंशीधरी**—निगीर्णं भुक्तमन्नादिकमनलो जाठरो यथा जरयतीति स हि जाठरानलो देहपुष्ट्यान्यथानुपपत्तेर्भुक्तस्यान्नादेरसारांशमेव जरयति न तु सारांशं प्राणेन्द्रियादीनि सप्तधातूंश्च पुष्यति। येनैवौज:सहोबलवान्देहो भवति तथैव भक्तिर्मायिकानेव शब्दादींस्तत्करणकर्त्रादींश्चासारांशानेव जरयति न तु सारांशान्भगवत्सम्बन्धिनः शब्दादीनप्राकृतांस्तदिन्द्रियादींश्च जरयति "चक्षुषश्चक्षुरुत श्रोत्रस्य श्रोत्रम्" इत्यादिश्रुतेः। यैरेव भक्तानां देहः सिद्धो भवति अत एव मायिकोऽसारांश एव लिङ्गकोशदेहेन्द्रियादिशब्दैः शास्त्रेषूच्यते यथा 'देहेन्द्रियासुहीनानां वैकुण्ठपुरवासिनाम्।' इत्यादि।

મુક્તિ કરતાં ભક્તિ મહાન છે. તેનો અર્થ એ છે કે મુક્તિમાં ભગવાન કોઈના સારથિ બનતા નથી કે નથી કોઈનાથી પરાજિત થતા. 'પરાજિત થયેલા ભગવાને શ્રીદામાને ઊંચક્યો.'(શ્રીમદ્ભા.૧૦/૧૮/૨૪) શ્રીયશોદાજીની જેમ ભગવાન કોઈનાથી પણ દોરડા વડે બંધાતા નથી. આથી મુક્તિ કરતાં ભક્તિ શ્રેષ્ઠ છે, એવો સિદ્ધાન્ત કહેવાયો છે.

જોકે મુક્તિમાં પણ લિંગશરીરનો નાશ થાય છે, છતાં પણ ભક્તિ લિંગશરીરનો શીઘ્ર નાશ કરે છે, અનાયાસે નાશ કરે છે; તે માટે દૃષ્ટાન્ત આપે છે– ખરેખર, ભોજન કરેલા કોળિયાને પરિપક્વ કરવા માટે જઠરાગ્નિ સિવાય અન્ય કોઈ સાધન નથી. ઔષધ વગેરે પણ અગ્નિને જ જાગૃત કરે છે. આ ભક્તિ વડે જ મારું સ્વરૂપ પ્રાપ્ત થાય છે, તેવો ભાવ છે.

ખાધેલા અન્ન વગેરેને જઠરાગ્નિ જેવી રીતે નષ્ટ કરે છે– અર્થાત્ તે જઠરાગ્નિ દેહ માટે પોષક હોય તે સિવાયના પચ્યા વગરના ખાધેલા અન્નના સારહીન ભાગનો જ નાશ કરે છે, પરંતુ પ્રાણ-ઈન્દ્રિયો તથા સાત ધાતુઓ (રસ, રક્ત, માંસ, મેદ, અસ્થિ, મજ્જા અને શુક્ર)ને પોષે છે તે સારાંશનો નાશ નથી કરતો, જેનાથી ઈન્દ્રિય-મન-શરીરની શક્તિવાળો દેહ બને છે. તેવી જ રીતે ભક્તિ શબ્દાદિ વિષયો, તે વિષયોની ઈન્દ્રિયો અને તેના અભિમાની દેવતાઓનો સારહીન અંશ જ નષ્ટ કરે છે, પરંતુ ભગવાનના સંબંધવાળા અપ્રાકૃત શબ્દાદિ વિષયો તથા તેમની ઈન્દ્રિયોનો નાશ નથી કરતી. 'ચક્ષુના પણ ચક્ષુ અને શ્રોત્રના પણ શ્રોત્ર' (બૃહદા.ઉપ.૪/૪/૧૮) વગેરે શ્રુતિ હોવાથી જેમનાથી જ ભક્તોનો દેહ સિદ્ધ થાય છે. આથી જ માયિક અસારાંશ જ લિંગ, કોશ, દેહ, ઈન્દ્રિય વગેરે શબ્દો દ્વારા શાસ્ત્રોમાં કહેવાય છે, જેમ કે વૈકુંઠમાં વસનારાઓ શરીર, ઈન્દ્રિયો તથા પ્રાણથી રહિત હોય છે. (શ્રીમદ્ ભા.૭/૧/૩૪) અર્થાત્ સત્ત્વગુણમય હોય છે વગેરે.

यथा च पुरुषप्रयत्नं विनैव जाठरोऽग्नि-र्भुक्तान्नादिकं जरयति येन प्रकारेण जरयति तं प्रकारं च पुरुषो न जानात्येवं मोक्षार्थं किमप्ययतमानं श्रवणकीर्त्तनादिकञ्च नित्यं कुर्वाणं तन्माधुर्य्या-स्वादवन्तं भक्तजनं भक्तिः संसारान्मोचयति।

भक्तस्तु केन प्रकारेण कदा मे मुक्तिर्भविष्यतीति नानुसंधत्ते तद्वक्ष्यति—''त्वत्पादपोतेन महत्कृतेन कुर्वन्ति गोवत्सपदं भवाब्धिम्॥'' इति। पथि गच्छतः पुंसो गोष्पदलङ्घनानुसन्धानं यथा न भवति तथेति भक्तानां त्रिभूमिकब्रह्मज्ञानाभावेऽपि,

'नायमात्मा प्रवचनेन लभ्यो
न मेधया न बहुना श्रुतेन।
यमेवैष वृणुते तेन लभ्य-
स्तस्यैष आत्मा विवृणुते तनुं स्वाम्॥'

इति श्रुतेर्भगवत्कारुण्याद्भक्त्या तद्रूपगुण-लीलैश्वर्यमाधुर्यानुभवरूपाज्ज्ञानादेव मोक्षः।

किञ्च भुक्तमन्नादिकं जाठरानलो भोजनक्षणत एव जरयितुं प्रवृत्तोऽपि त्रिचतुर्यामानन्तरमेव सम्यक्तया जरयति यथा तथा भजनक्षणत एव शोकमोहाद्यात्मकं संसारं नाशयितुं प्रवृत्ताऽपि भक्तिः किञ्चित्कालविलम्बेनैव सम्यक्तया नाशयतीत्यतो भजनदशायां शोकमोहाद्यनपगमेऽपि भक्तेषु संसारोऽयमिति न प्रत्येतव्यमिति ज्ञेयं, तदेवं गुरूपदिष्टमन्त्रवती भक्तिशास्त्रोक्तविधानु-सारिण्यन्याभिलषितशून्या ज्ञानकर्मादिरहिता भगवति श्रोत्रादीन्द्रियाणां वृत्तिर्भक्तिः।

તથા જેવી રીતે મનુષ્યના પ્રયત્ન વિના જ જઠરાગ્નિ ખાધેલા અન્ન વગેરેને જીર્ણ કરે છે – જે પ્રકારે જીર્ણ કરે છે, તે પણ મનુષ્યને ખબર જ નથી હોતી, એ જ રીતે મોક્ષ માટે કોઈ પણ પ્રયત્ન કર્યા વિના શ્રવણ-કીર્તન વગેરે નિત્ય કરનારને, તેના માધુર્યને માણનારા ભક્તને ભક્તિ સંસારમાંથી મુક્ત કરે છે.

ભક્ત પણ મારી મુક્તિ કેવી રીતે થશે અને ક્યારે થશે તે લક્ષમાં લેતો નથી. તે કહેશે– 'મહાપુરુષો દ્વારા સેવ્ય એવી આપની ચરણરૂપી નૌકા(ના આશ્રય) દ્વારા (વિવેકીજનો) સંસારરૂપી સાગરને ગાયના વાછરડાના પગલા જેટલો બનાવી દે છે.' (શ્રીમદ્ ભા.૧૦/૨/૩૦) રસ્તે જનારા મનુષ્યને ગાયનું પગલું ક્યારે ઓળંગાઈ ગયું તેનો ખ્યાલ નથી રહેતો, તેમ ભક્તોમાં ત્રિભૂમિક બ્રહ્મજ્ઞાન ન હોય છતાં પણ 'આ આત્મા વેદ-શાસ્ત્રના પ્રવચનથી પ્રાપ્ત થવાને યોગ્ય નથી કે (ગ્રન્થાર્થ-ધારણશક્તિરૂપ) મેધાથી કે અધિક શ્રવણથી પણ પ્રાપ્ત થતો નથી, પરંતુ આ સાધક જે પરમાત્માનું વરણ કરે છે અથવા જે પરમાત્મા આ સાધકનું વરણ કરે છે, તે આત્માથી જ આ આત્મતત્ત્વ લભ્ય છે. તેની સમક્ષ આ આત્મા પોતાના સ્વરૂપને પ્રકાશિત કરે છે.' (કઠ.ઉપ. ૧/૨/૨૩, મું.૩/૨/૩) આવી શ્રુતિ હોવાથી ભગવાનની કરુણારૂપ ભક્તિથી તે ભગવાનનું રૂપ, ગુણ, લીલા, ઐશ્વર્ય, માધુર્યના અનુભવરૂપ જ્ઞાનથી જ મોક્ષ થાય છે.

વળી, ખાધેલા અન્ન વગેરેને જઠરાગ્નિ ભોજનની ક્ષણથી જ પચાવવા માટે પ્રવૃત્ત થયો હોવા છતાં ત્રણ-ચાર પ્રહર પછી જ સંપૂર્ણપણે જેમ પચાવે છે, તેમ ભજનની ક્ષણથી જ શોક-મોહરૂપ સંસારનો નાશ કરવા માટે પ્રવૃત્ત થયેલી ભક્તિ થોડા સમયના વિલમ્બ પછી જ શોક-મોહનો સંપૂર્ણપણે નાશ કરે છે. આથી ભજનદશામાં શોક-મોહાદિનો નાશ ન થાય તો પણ ભક્તોમાં 'આ સંસાર છે, એમ માનવું જોઈએ નહીં.' એ જાણવા યોગ્ય છે. એ પ્રમાણે શ્રીગુરુજીએ ઉપદેશેલા મંત્રવાળી, શાસ્ત્રોક્ત પદ્ધતિને અનુસરનારી, અભિલાષા વિનાની, જ્ઞાન-કર્મરહિત એવી શ્રોત્રાદિ ઈન્દ્રિયોની ભગવાનમાં વૃત્તિ એટલે ભક્તિ.

भक्तेर्गरिष्ठत्वमेवोपपादयति—**नैकात्मतामिति** पञ्चभिः।

**नैकात्मतां मे स्पृहयन्ति केचिन्-**
**मत्पादसेवाभिरता मदीहाः।**
**येऽन्योन्यतो भागवताः प्रसज्य**
**सभाजयन्ते मम पौरुषाणि॥ ३४**

एकात्मतां सायुज्यमोक्षम्। मदर्थमीहा क्रिया येषाम्। प्रसज्ज्यासक्तिं कृत्वा। पौरुषाणि वीर्याणि॥ ३४॥

**विजय—**मया दीयमानामप्यैकात्म्यतां मुक्तिं न स्पृहयन्ति नेच्छन्ति यदि भक्तिसन्तुष्टो हरिः किमपि ददाति तदपि तदाज्ञात्वेनैव गृह्णन्ति न भक्तिफलत्वेन......।

**सुबोधिनी—**ते भक्ता यावज्जीवन्ति च तावत्फलरूपां भक्तिं कुर्वन्तीत्यर्थः। फलरूपता तदैव भवति, यदा भजनाद्रसोऽभिव्यक्तो भवति बहुधा। तस्या अभिव्यक्तेर्निदर्शनम्, भगवत एकात्मतां सायुज्यरूपं फलं न स्पृहयन्ति। प्रार्थना दूरे। ते भक्तेषु विरलाः प्रसङ्गात् निरूप्यन्ते।

केचिदिति दुर्लभाः। तेषां कायवाङ्मनोवृत्तिः स्वभावत एव भगवति भवतीत्याह—मत्पादेत्यादिना। मम पादसेवायामेव अभिरतिर्मनोवृत्तिर्येषाम्। सर्वतो गत्वा भगवत्कार्यं कर्तव्यमिति। पद्भ्यां सेवेत्यर्थः। इयं मनोवृत्तिर्निरूपिता। कायिकीमाह—मदीहा इति। मत्सम्बन्धिन्येव ईहा चेष्टा येषाम्। तेषां वाचनिकीमाह—अन्योन्यत इति। सर्वे भागवता एकरूपा भगवदीयाः प्रसज्ज्यासक्तिं कृत्वा, मम भगवतः पौरुषाणि सभाजयन्ते।...'

ભક્તિની ગરિષ્ઠતાને જ પાંચ શ્લોકો દ્વારા સિદ્ધ કરે છે— **'न एकात्मताम् इति।'**

મારા ચરણની સેવામાં આનંદ પામનારા અને મારે ખાતર સર્વ કાર્યો કરનારા જે કેટલાક ભગવદીયો મારી સાયુજ્ય મુક્તિને પણ નથી ઇચ્છતા, તેઓ તો મારામાં આસક્ત થઈને પરસ્પર મારાં પરાક્રમોની પ્રશંસા કરે છે. ॥ ૩૪ ॥

**'एकात्मताम्'** સાયુજ્ય મુક્તિને– મારે માટે **'ईहाः'** કર્મો છે જેમનાં **'प्रसज्ज्य'** આસક્ત થઈને– **'पौरुषाणि'** પરાક્રમો ॥ ૩૪ ॥

હું આપું તો પણ મારા ભક્તો સાયુજ્ય મુક્તિની સ્પૃહા રાખતા નથી, જો ભક્તિથી પ્રસન્ન થયેલા શ્રીહરિ મુક્તિ કદાચ આપે તો પણ તેમની આજ્ઞાપૂર્વક જ સ્વીકાર કરે છે, ભક્તિના ફળરૂપે નહીં.

તે ભક્તો જ્યાં સુધી જીવે છે ત્યાં સુધી ફળરૂપ ભક્તિ કરે છે, એમ અર્થ છે. ઘણું કરીને ભક્તિની ફળરૂપતા ત્યારે જ થાય છે કે જ્યારે ભજનમાંથી રસ અભિવ્યક્ત થાય છે. તેમની અભિવ્યક્તિનું પ્રમાણ– ભગવાનમાં એકરૂપતા– સાયુજ્યરૂપ ફળની તેઓ સ્પૃહા પણ કરતા નથી. તેને માંગવાની વાત તો બાજુએ રહી. ભક્તોમાં નિરાળા એવા તેઓનું નિરૂપણ કરવામાં આવ્યું છે.

**'केचित्'** અવ્યયથી કોઈ વિરલા જ આવા દુર્લભ ભક્તો હોય છે, તેમ કહે છે. તેમનાં દેહ, વાણી અને મનનો ભગવાનમાં જ સહજ વિનિયોગ હોય છે તેમ 'મારા ચરણની.....' વગેરેથી કહે છે. મારા ચરણની સેવામાં જ જેમની મનોવૃત્તિ છે, પ્રભુના કાર્ય માટે જ તેઓ સર્વત્ર વિચરે છે, એ પગથી થતી સેવાનો અર્થ છે. આ મનની વૃત્તિનું નિરૂપણ કર્યું. હવે કાયાનો વિનિયોગ કહે છે– જેમની પ્રત્યેક ક્રિયા મારે માટે જ હોય છે. તેમની વાણીનો વિનિયોગ 'પરસ્પર મારાં પરાક્રમોની પ્રશંસા કરે છે,' એમ કહીને દર્શાવે છે. સર્વ એકસ્વરૂપ એવા ભગવદીયો મારામાં આસક્ત થઈને પરસ્પર મારી-ભગવાનનાં પરાક્રમોની પ્રશંસા કરે છે.

**पश्यन्ति ते मे रुचिराण्यम्ब सन्तः**
**प्रसन्नवक्त्रारुणलोचनानि ।**
**रूपाणि दिव्यानि वरप्रदानि**
**साकं वाचं स्पृहणीयां वदन्ति॥ ३५**

प्रसन्नानि वक्त्राण्यरुणानि लोचनानि च येषु तैर्मद्रूपैः साकं सह। नित्यं परमेश्वरानुभवसुखं भक्तावधिकमिति भावः॥ ३५॥

**वंशीधरी**—पश्यन्तीत्युपलक्षणं गृणन्ति जिघ्रन्ति स्वादयन्तीत्यादेरपि। रूपाणीत्युपलक्षणं शब्द-स्पर्शरसगन्धादीनां च। दिव्यान्यप्राकृतानि वरप्रदानि अभीष्टसेवाप्रदानि।

आत्मानन्दस्त्ववश्यम्भावीत्याह—**तैरिति।**

**तैर्दर्शनीयावयवैरुदार-**
**विलासहासेक्षितवामसूक्तैः ।**
**हृतात्मनो हृतप्राणांश्च भक्ति-**
**रनिच्छतो मे गतिमण्वीं प्रयुङ्क्ते॥ ३६**

दर्शनीया मनोहरा अवयवा मुखनेत्रादयो येषु तैः। हृत आत्मा चित्तं येषाम्। हृता आकृष्टाः प्राणाश्चेन्द्रियाणि येषां तान्भजतोऽनिच्छत इच्छाहीनानप्यण्वीं गतिं मुक्तिं प्रयुंक्ते प्रापयति। कैः साधनैर्हृतात्मनः। उदारैर्विलासादिभिः। तत्र विलासो लीला, वामं मनोहरं सूक्तं मधुरभाषणम् ॥ ३६॥

હે મા, તે ભક્તજનો મારાં પ્રસન્ન મુખારવિંદ અને અરુણ નયનથી યુક્ત એવાં પરમસુંદર, દિવ્ય, વરદાયક સ્વરૂપોને નિહાળે છે અને તેવાં મારાં રૂપો સાથે ઉત્કટ પ્રેમનો ઝંખનાપૂર્વક (હૃદયંગમ) વાર્તાલાપ કરે છે. ॥ ૩૫ ॥

પ્રસન્ન મુખો તથા લાલિમાભર્યાં નેત્રો જેમાં છે તેવાં મારાં રૂપો **'साकम्'** સાથે– ભક્તિમાં સદાય પરમેશ્વરના અનુભવનું અધિક સુખ હોય છે, એવો ભાવ છે. ॥ ૩૫ ॥

**'पश्यन्ति'** એમ કહીને તે ભક્તો મારાં દિવ્ય સ્વરૂપોનું કીર્તન કરે છે, મારી દિવ્ય સૌરભનો અનુભવ કરે છે, મારા દિવ્ય રસનું આસ્વાદન કરે છે વગેરેનો પણ સંકેત કરવામાં આવ્યો છે. **'रूपाणि'** એમ કહીને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ વગેરે પણ ધ્વનિત થાય છે. **'दिव्यानि'** મારાં અપ્રાકૃત વરદાયક, ઈચ્છિત સેવા પ્રદાન કરનારાં સ્વરૂપોને (નિહાળે છે).

આત્માનંદ તો અવશ્ય પ્રાપ્ત થવાનો જ છે, તેમ કહે છે— **'तैः इति।'**

અતિમનોહર મુખ, નેત્ર વગેરે શ્રીઅંગવાળાં, લીલાયુક્ત મંદહાસ્યભર્યાં અવલોકનવાળાં, માધુર્યપૂર્ણ વાણીવાળાં તે સ્વરૂપોથી જેમનું ચિત્ત આકૃષ્ટ થયું છે તથા પ્રાણ પરવશ બન્યા છે તેવા ભક્તો ઈચ્છતા નથી તો પણ ભક્તિદેવી તેમને મારી ગતિ-મોક્ષપદ પ્રાપ્ત કરાવે છે. ॥ ૩૬ ॥

**'दर्शनीयाः'** મનોહર છે મુખ, નેત્ર વગેરે અવયવો જેમાં તેવાં સ્વરૂપોથી; આકર્ષાયેલું **'आत्मा'** ચિત્ત છે જેમનું, **'हृताः'** આકર્ષાયા છે પ્રાણ તથા ઈન્દ્રિયો જેમની તેવા, ભજન કરનારાઓ **'अनिच्छतः'** ઈચ્છા ન હોય છતાં પણ **'अण्वीं गतिम्'** સૂક્ષ્મ ગતિને અર્થાત્ મોક્ષપદને **'प्रयुङ्क्ते'** પ્રાપ્ત કરે છે. કયાં કારણો વડે આકૃષ્ટ ચિત્તવાળા છે? ઉદાર લીલા વગેરેથી આકૃષ્ટ ચિત્તવાળા છે. અહીં **'विलास'** નો અર્થ લીલા છે. **'वामम्'** મનોહર **'सूक्तम्'** મધુર વાણી ॥ ૩૬ ॥

**वंशीधरी**—दर्शनीया अतिमनोहरा ये अवयवा: श्रीकृष्णरामाद्यंगानि तै: उदारा भक्ताभीष्टप्रदातारो विलासादयो येषु तैर्हृतमन:प्राणत्वादनिच्छतोऽपि भक्तान् भक्तिरण्वीं गतिं प्रयुङ्क्ते 'भो भक्ता:, ब्रह्मैक्यरूपां मुक्तिं गृह्णीत' इति प्रयोगमात्रं करोति न तु दातुमवकाशं लभते। भगवतो लीलाविला-सहासावलोकमधुरभाषणैस्तेषामात्मनां चोरितत्वेन सम्प्रदानाभावादिति भाव:।

ભગવાન શ્રીકૃષ્ણ, શ્રીરામ વગેરેનાં અતિમનોહર અવયવોવાળાં સ્વરૂપોથી, જેમાં ભક્તનું ઈપ્સિત પ્રદાન કરનારી લીલા વગેરે છે તેનાથી મન, પ્રાણ વગેરે આકર્ષાયાં હોવાથી, ઇચ્છા ન હોય તો પણ ભક્તિદેવી ભક્તોને સૂક્ષ્મ ગતિ પ્રાપ્ત કરાવે છે કે 'હે ભક્તો, બ્રહ્મરૂપ મુક્તિ ગ્રહણ કરો.' એમ વાણીનો પ્રયોગ માત્ર જ કરે છે, પરંતુ મુક્તિ આપવાનો અવકાશ જ મળતો નથી. ભગવાનના લીલાવિલાસ, હાસાવલોક અને મધુરભાષણથી તે ભક્તોનું મન ચોરાઈ જતું હોવાથી આપવાનું હોતું નથી.

**सुबोधिनी**—तैरिति। तै: पूर्वोक्तरूपैरनुभवसमय एवानन्दजनकै:। दर्शनीया अवयवा येषाम्। उदारो विलास: हासपूर्वकमीक्षितम्, वामं मनोहरं सूक्तं वाक्यं च येषाम्। तैर्हृतान्त:करणानां वशीकृतेन्द्रियाणां च सा पूर्वोक्ता भक्ति:, तामनिच्छतोऽत्राप्यण्वीं गतिं सायुज्यं प्रापयति। भक्तस्य चतुर्विधपुरुषार्थसिद्ध्यर्थं चतूरूपत्वं च साध्यते।

तत्र दर्शनीया अवयवा: कामपूरका:, उदारो विलासोऽर्थजनक:, हासपूर्वकमीक्षितं धर्मजन-कम्, वामसूक्तानि मोक्षजनकानि।

कामो हि विषयसौन्दर्येण अन्त:शक्त्या च सिद्ध्यति, अतो दर्शनीयेति विशेषणं बहिरलौ-किकसौन्दर्यार्थम्।

विलासो ह्यर्थस्य नानाप्रकारत्वाय। उदारत्वं तस्य सर्वोपकारकत्वाय। भगवतो हि लीला सर्वेषां सर्वपुरुषार्थदायिनीति भगवत्त्वम्।

અનુભવના સમયે જ આનંદજનક એવાં તે પૂર્વોક્ત સ્વરૂપોથી (ભક્તોનું ચિત્ત આકૃષ્ટ થાય છે). જે સ્વરૂપોનાં શ્રીઅંગો અતિમનોહર છે તથા જે સ્વરૂપોનાં અનંત લીલા, સ્મિતયુક્ત દૃષ્ટિ તથા હૃદયંગમ વચનો છે, તે સ્વરૂપોથી પરવશ બની ગયેલી ઇન્દ્રિયોવાળા ભક્તજનોની તે પૂર્વોક્ત ભક્તિ, તે ભક્તોની ઇચ્છા ન હોય છતાં પણ સાયુજ્યને પ્રાપ્ત કરાવે છે. ભક્તના ચાર પ્રકારના પુરુષાર્થની સિદ્ધિ માટે ચાર રૂપો પ્રદર્શિત કરે છે.

(૧) તેમાં અતિ મનોહર શ્રીઅંગો કામ પુરુષાર્થ પૂર્ણ કરે છે. (૨) ઉદાર વિલાસરૂપ અનંત લીલાઓથી અર્થ પુરુષાર્થ સિદ્ધ થાય છે. (૩) હાસ્યભર્યું ઈક્ષણ ધર્મ પુરુષાર્થ ઉત્પન્ન કરે છે. (૪) મધુર ભાષણ મોક્ષજનક છે.

શ્રીભગવાનવિષયક અતિશય સૌન્દર્યથી અને અંદરની શક્તિથી જ કામ પુરુષાર્થ સિદ્ધ થાય છે આથી દર્શનીય વિશેષણ બાહ્ય અલૌકિક સૌન્દર્ય માટે છે.

શ્રીભગવાનના ઉદાર વિલાસ માટે અર્થાત્ અનેક પ્રકારના હાવભાવ, હલન-ચલન, ગમનાદિ માટે ભક્તોનો અર્થ પુરુષાર્થ છે. ભગવાનની લીલા સર્વોપકાર માટે છે (તેથી તે ભક્તોનું ધન છે). ભગવલ્લીલા જ સર્વના સર્વપુરુષાર્થો આપનારી છે, એ જ તેની ભગવત્તા છે.

हासो देहादावध्यासजनकः, अन्यथा निरन्तरं धर्मो न सिद्ध्येत्। हासपूर्वकं च ज्ञानं धर्मजनकमेव। सूक्तं हितकारि, अविद्यानाशकम्। वामं परमानन्ददायकमिति।

શ્રીભગવાનનું હાસ્ય દેહ વગેરેમાં અધ્યાસ ઉત્પન્ન કરે છે, નહીં તો ધર્મ નિરંતરપણે સિદ્ધ ન થાય. હાસ્યપૂર્વકનું ઈક્ષણ (ભક્તને હું સેવક છું, **'दासोऽहम्'** તેવું જ્ઞાન કરાવતું હોવાથી તે) ધર્મ પુરુષાર્થ ઉત્પન્ન કરે છે. શ્રીભગવાનની મધુરવાણી હિતકારી અને અવિદ્યાનાશક છે, મધુર છે (તેથી) પરમાનન્દ (મોક્ષ) આપનારી છે.

सूक्ष्मा हि गतिरेकरूपानन्दस्वरूपा, रूपाणि चाऽनन्तानन्दरूपाणि, अत एवाऽनिच्छा अत एवाऽन्तःकरणेन्द्रियाणां च तैराकर्षणम्, सर्वेन्द्रियसुखरूपत्वात्।

સૂક્ષ્મ ગતિ એક પ્રકારના આનંદસ્વરૂપ છે, જ્યારે ભગવાનનાં સ્વરૂપો તો અનંત આનંદરૂપ છે. આથી જ સૂક્ષ્મગતિરૂપ સાયુજ્ય માટે ભક્તોની અનિચ્છા હોય છે અને આથી જ ભક્તોનાં મન અને પ્રાણ તે સ્વરૂપોથી આકૃષ્ટ થયેલાં હોય છે કારણ કે આ સ્વરૂપો તો સર્વ ઈન્દ્રિયોને આનંદ આપનારાં છે.

स भगवान् स्वगृहं गच्छन् तानपि नयति। ते तु इन्द्रियाणि मनश्च नयन्ति। भक्तिस्तु फलावश्यम्भाविनी कालादीनामगम्यमतिसूक्ष्ममेव भगवदात्मकं फलं प्रयच्छति।

તે ભગવાન સ્વગૃહે પધારે છે ત્યારે તે સ્વરૂપોને સાથે લઈ જાય છે, વળી તે સ્વરૂપો ભક્તોનાં મન અને ઈન્દ્રિયો હરી જાય છે. અવશ્યપણે ફળનું દાન કરનારાં શ્રીભક્તિદેવી કાળ વગેરેથી અગમ્ય અને અતિસૂક્ષ્મ એવા ભગવાનનાં સ્વરૂપરૂપી ફળનું પ્રદાન કરે છે.

विभूत्यादिकं च तत्राधिकमित्याह।

તેમાં (શ્રીભક્તિદેવીએ આપેલી મુક્તિમાં) અધિક ભોગસમ્પત્તિ વગેરે છે, તેમ કહે છે.

**अथो विभूतिं मम मायाविनस्ता-**
**मैश्वर्यमष्टाङ्गमनुप्रवृत्तम् ।**
**श्रियं भागवतीं वास्पृहयन्ति भद्रां**
**परस्य मे तेऽश्नुवते तु लोके॥ ३७**

(અવિદ્યા દૂર થયા) પછી, માયાવી એવા મારી તે સત્યલોક વગેરેમાં રહેલી ભોગસમ્પત્તિને, ભક્તિની પાછળ આવેલા અણિમાદિ અષ્ટાંગ ઐશ્વર્યને, ભગવત્સમ્બંધી, કલ્યાણકારી સમ્પત્તિને જોકે (તેઓ) ઈચ્છતા નથી, તો પણ વૈકુંઠલોકમાં અવશ્ય પામે છે. ॥ ૩૭ ॥

अथो अविद्यानिवृत्त्यनन्तरं विभूतिं सत्यलोकादिगतां भोगसम्पत्तिमणिमाद्यष्टांग-मैश्वर्यमनुप्रवृत्तं भक्तिमनु स्वत एव प्राप्तमपि भागवतीं च श्रियं वैकुण्ठस्थां सम्पत्तिमस्पृहयन्ति। ते यद्यपि न स्पृहयन्तीत्यर्थः। तथापि लोके वैकुण्ठे अश्नुवते तु प्राप्नुवन्त्येव॥ ३७॥

**'अथो'** અવિદ્યાની નિવૃત્તિ થયા પછી **'विभूतिम्'** સત્યલોક વગેરેમાં રહેલી ભોગસમ્પત્તિને **'अनुप्रवृत्तम्'** ભક્તિની પાછળ પોતાની મેળે આવેલા અણિમાદિ અષ્ટાંગ ઐશ્વર્યને તેમ જ ભગવત્સમ્બંધી તથા વૈકુંઠમાં રહેલી સમ્પત્તિને પણ તે ભક્તો ઈચ્છતા નથી. તેઓ ઈચ્છતા ન હોવા છતાં પણ **'लोके'** વૈકુંઠલોકમાં **'अश्नुवते'** ખરેખર પ્રાપ્ત કરે છે જ. ॥ ૩૭ ॥

**दीपिनी—**भक्तौ मुक्तेरधिकं यद्यपि सत्यलोकादिभोग्यसम्पत्तिस्तत्रत्यानामतितुच्छा तथापि सा तदधीनैवेति विवक्षितम्।

નન્વેવં तर्हि लोकत्वाविशेषात्स्वर्गादिवद्भोक्तृभोग्यानां कदाचिद्विनाशः स्यात्तत्राह।

**न कर्हिचिन्मत्पराः शान्तरूपे**
**नङ्क्ष्यन्ति नो मेऽनिमिषो लेढि हेतिः।**
**येषामहं प्रिय आत्मा सुतश्च**
**सखा गुरुः सुहृदो दैवमिष्टम्॥ ३८**

हे शान्तरूपे। यद्वा शान्तं शुद्धसत्त्वं तद्रूपे वैकुण्ठे मत्पराः कदाचिदपि न नङ्क्ष्यन्ति भोग्यहीना न भवन्ति। अनिमिषो मे हेतिर्मदीयं कालचक्रं च नो लेढि तान्न ग्रसति। तत्र हेतुः—येषामिति। सुत इव स्नेहविषयः, सखेव विश्वासास्पदम्, गुरुरिवोपदेष्टा, सुहृदिव हितकारी, इष्टं दैवमिव पूज्यः। एवं सर्वभावेन मां ये भजन्ति तान्मदीयं कालचक्रं न ग्रसतीत्यर्थः॥ ३८॥

**वंशीधरी—**अप्राप्तज्ञानत्वात्तस्याः शान्तस्वरूपत्वामन्त्रणं न सञ्जाघटीति चेत्तत्राह—यद्वेति। मत्परा वैकुण्ठस्थाः तत्र कालचक्राग्रासे प्रियो लक्ष्म्यादीनामिव, आत्मा सनकादीनामिव, सुतो भवदादीनामिव, सखा श्रीदामादीनामिव, गुरुः प्रद्युम्नादीनामिव, सुहृद एक एव नानाप्रकारः पाण्डवानामिव,

મુક્તિથી અધિક એવી ભક્તિમાં, સત્યલોક વગેરેમાં રહેલી ભોગસમ્પત્તિ ત્યાં વૈકુંઠલોકમાં રહેલાઓને માટે અતિતુચ્છ છે, છતાં પણ તે ભોગસમ્પત્તિ તે ભક્તિને અધીન જ છે, એમ કહેવા ઈચ્છે છે.

શંકા કરવામાં આવી છે કે આ પ્રમાણે વૈકુંઠલોક અન્ય લોકો કરતાં વિશિષ્ટ ન હોવાથી (પુણ્ય ક્ષીણ થતાં) સ્વર્ગાદિલોકમાં બને છે તેમ ભોક્તા અને ભોગોનો ક્યારેક વિનાશ થાય (અને ભૂતળ પર પાછા ફરવું પડે), તે માટે ઉત્તર આપે છે.

હે શાન્તસ્વરૂપ માતા, જેમનો હું જ પ્રિય, આત્મા, પુત્ર, મિત્ર, ગુરુ, સુહૃદ તથા ઈષ્ટદેવ છું તેવા મારા આશ્રયમાં રહેનારા ભક્તજનો (શાન્તિમય વૈકુંઠધામમાં) કદી પણ (આ દિવ્ય ભોગોથી) વંચિત થતા નથી તેમ જ મારું કાળચક્ર તેમને ગળી શકતું નથી. ॥ ૩૮ ॥

હે શાન્તસ્વરૂપ માતા, અથવા (સપ્તમ્યન્ત) શુદ્ધસત્ત્વધામ વૈકુંઠમાં– મને જ પરાયણ એવા મારા ભક્તો કદી પણ **'न नङ्क्ष्यन्ति'** ભોગોથી વંચિત થતા નથી. **'अनिमिषः मे हेतिः'** મારું કાળચક્ર તે ભક્તોને **'नो लेढि'** ગ્રસી જતું નથી. તે માટે કારણ આપે છે– **'येषाम् इति।'** જેમને માટે હું પુત્રવત્ પ્રેમભાજન છું, મિત્રવત્ વિશ્વાસપાત્ર છું, ગુરુવત્ ઉપદેશક છું, બંધુની જેમ હિતેચ્છુ છું, ઈષ્ટદેવની જેમ પૂજ્ય છું. આમ, જેઓ મને સર્વ ભાવથી ભજે છે તેમને મારું કાળચક્ર ગ્રસતું નથી, એમ અર્થ છે. ॥ ૩૮ ॥

(હજી) દેવહૂતિમાતાને જ્ઞાન થયું નથી, તેથી શાન્તસ્વરૂપ માતા– એવું સંબોધન જો ન ઘટે તો તે માટે **'यद् वा'** કહીને બીજો અર્થ આપે છે. શાંતસ્વરૂપ વૈકુંઠધામમાં મારો આશ્રય કરનારા, વૈકુંઠમાં રહેનારા, ત્યાં કાળચક્રનો ગ્રાસ ન થનારા ભક્તોને માટે લક્ષ્મીજી વગેરેનો જેવો પ્રિય છું, સનકાદિ વગેરેનો જેવો આત્મા છું, આપ વગેરેનો જેવો પુત્ર છું, શ્રીદામા વગેરેનો જેવો સખા છું, પ્રદ્યુમ્ન વગેરેનો જેવો વડીલ છું, પાંડવોનો જેવો અનેક રીતે એક માત્ર મિત્ર છું,

दैवमिष्टमुद्धवादीनामिव, अतस्तन्वाभिजाते मयि सुतस्नेहरूपैव भक्तिस्तवोचितेति च दर्शितम्। अन्तिमनिष्ठा च तस्यास्तथा ''ज्ञाततत्त्वाऽप्यभून्नष्टे वत्से गौरिव वत्सला॥'' इति। येषां मां विना न कश्चिदपरः प्रेमभाजनमस्तीत्यर्थः। तथा चोक्तं नारायणव्यूहस्तवे,

'पतिपुत्रसुहृद्भ्रातृमित्रवत्पितृवद्धरिम् ।
ये ध्यायन्ति सदोद्युक्तास्तेभ्योऽपीह नमो नमः॥'

इति 'यमेवैष वृणुते तेन लभ्यः' इत्यादिश्रुतेः।

ઉદ્ધવજી વગેરેનો જેવો ઈષ્ટદેવ છું, તેવો હું છું, આથી આપનાં શ્રીઅંગમાંથી ઉત્પન્ન થનારા મારામાં પુત્રસ્નેહરૂપી ભક્તિ જ તમારે માટે ઉચિત છે, એમ દર્શાવ્યું છે. તેમ જ તે માતાજીની અંતિમ અવસ્થા પણ તેવી છે. 'વાછરડું નષ્ટ થતાં પ્રેમાળ ગાયની જેમ દેવહૂતિજી તત્ત્વને જાણવા છતાં પણ પુત્રવિરહથી આતુર બન્યાં.' (શ્રીમદ્ ભા. ૩/૩૩/૨૧) જેમનું મારા વિના બીજું કોઈ પ્રેમને પાત્ર નથી, એમ અર્થ છે. નારાયણવ્યૂહસ્તવમાં તે જ કહેવામાં આવ્યું છે. 'જે ભક્તજનો જ પતિ, પુત્ર, બંધુ, ભાઈ, મિત્ર, પિતાની જેમ સદાય તત્પર થઈ શ્રીહરિનું જ ધ્યાન કરે છે, તેમને પણ નમસ્કાર હો, નમસ્કાર હો.' વળી, 'જે પરમતત્ત્વનું વરણ કરે છે તેને જ તે પ્રાપ્ત થાય છે.' (કઠ.ઉપ.૧/૨/૨૩) વગેરે શ્રુતિવચન છે.

यं प्रियत्वेन पितृत्वेन भ्रातृत्वेन सखित्वेन पितृपुत्रादित्वेन वा वृणुते इति श्रुतिपदार्थः। इत्यर्थ इति। ''न स पुनरावर्त्तत'' इति श्रुतेः। ''मामुपैत्य तु कौन्तेय पुनर्जन्म न विद्यते॥'' इति गीतोक्तेश्चेति भावः। सुहृद इति। बहुत्वं सौहार्दस्य नानाभेदापेक्षम्। इदं रागानुगायाः स्वाभाविक्या भक्तेरुदाहरणम्।

જે(શ્રીહરિ)ને પ્રિયરૂપે, પિતૃરૂપે, ભ્રાતૃરૂપે, મિત્રરૂપે અથવા પિતૃપુત્ર વગેરેરૂપે વરણ કરે છે, એમ શ્રુતિપદાર્થ છે., 'તે પુનઃ પાછો ફરતો નથી.' (ના.પ્ર.૯/૨૨) એમ શ્રુતિ છે. તેથી 'હે કૌન્તેય, મને પ્રાપ્ત કરીને જ પુનર્જન્મ થતો નથી.' એમ ગીતા(૮/૧૬) માં પણ કહ્યું હોવાથી આવો ભાવ છે. મૈત્રી અનેક પ્રકારની હોય તો તેવી મૈત્રી જુદા જુદા ભેદની અપેક્ષા રાખે છે. આ મૈત્રીવૈવિધ્ય રાગને અનુસરતી સ્વાભાવિક ભક્તિનું ઉદાહરણ છે.

**सुबोधिनी**—कालस्य यत्र विषयस्तत्र प्रवर्तते। तस्याऽष्टौ विषयाः विषयाः, देहः, पुत्राः, मित्राणि, गुरवः, सम्बन्धिनः, इष्टदेवता, कामश्चेति। तस्मिन् लोके न एते सन्ति, किन्त्वेतेषां कार्यमहमेव करोमि। अत एव तेषामहमेवाऽष्टविधः। न हि कालो मां विषयीकरोति। तेषां मदन्यः कोऽपि नास्ति देहादिः। प्रियो हि विषयो भवति। वैकुण्ठस्तु मद्रूप इति तत्राहमेव विषयः। सारूप्यस्य च प्राप्तत्वात्

કાળનો જ્યાં વિષય છે ત્યાં કાળચક્ર પ્રવર્તે છે. તે કાળના આઠ વિષયો છે– શબ્દાદિ વિષયો, શરીર, પુત્રો, મિત્રો, ગુરુઓ, સંબંધીઓ, ઈષ્ટદેવ અને કામ. તે વૈકુંઠલોકમાં આ બધા નથી હોતા, પરંતુ તેમનું કાર્ય હું જ કરું છું. આથી જ તે ભક્તો માટે હું આઠ પ્રકારનો છું. ખરેખર, કાળ મને વિષય બનાવી શકતો નથી. (અર્થાત્ કાળ મારો હ્રાસ કરી શકતો નથી.) તે ભક્તો માટે મારા સિવાય અન્ય કોઈ દેહ વગેરે હોતાં નથી. પ્રિયત્વ વિષયોમાં હોય છે. વૈકુંઠ મારું જ રૂપ છે, તેથી ત્યાં હું જ **વિષયરૂપ** છું. સારૂપ્યની પ્રાપ્તિ થઈ હોવાથી

देहोऽप्यहमेव। देहेन विषयेषु भुज्यमानेषु प्रकृतिः सूयत इति सुता भवन्ति। तत्र विषयभोगेनाप्यहमेव भवामि, पुत्रस्नेहस्तत्रत्यैर्मय्येव क्रियते। तत्र बाह्योऽपि सखा अहमेव, तत्रत्यानां पुरुषाणां मद्रूपत्वात्। एते चत्वार ऐहिकाः। पारलौकिकाश्चत्वारः। तत्र गुरुरुपदेष्टा वैकुण्ठे त्वहमेव। गुरोरुपदेशानन्तरं ये तत्र हितार्थं यतन्ते, ते बान्धवाः सुहृदः, सुहृत्कार्यं तु तत्रत्यैरेव क्रियत इति। दैवं देवता, पूज्यः फलदाने स प्रयोजकः। फलं चेष्टम्। अतस्तेषां नाशाभाव उचित एव।

**દેહ** પણ હું જ છું. દેહ વડે વિષયભોગ થતાં પ્રકૃતિ પ્રસવ પામે છે અને પુત્રો થાય છે. તેમાં વિષયભોગથી પણ હું જ હોઉં છું. તેમ જ ત્યાં રહેલા મનુષ્યો દ્વારા **પુત્રસ્નેહ** પણ મારામાં જ કરવામાં આવે છે. ત્યાં બાહ્ય **સખા** પણ હું જ છું કારણ કે ત્યાં રહેલા પાર્ષદો મારા જ રૂપવાળા છે. આ ચાર (વિષય, દેહ, પુત્ર, સખા) આ લોકના છે. પારલૌકિક પદાર્થ પણ ચાર છે. વૈકુંઠમાં ઉપદેશ આપનાર ગુરુ પણ હું જ છું. ઉપદેશ પછી જેઓ ત્યાં હિત માટે પ્રયત્ન કરે છે તે બાંધવો **સુહૃદરૂપ** છે. ત્યાં રહેલાઓ વડે જ સુહૃત્કાર્ય કરવામાં આવે છે. દૈવમ્ એટલે **દેવતા,** પૂજ્ય. ફળના દાનમાં પણ તે જ હેતુ બને છે અને એ **ઈષ્ટદેવ** જ ઇચ્છિત ફળસ્વરૂપ છે, આથી તેમનો હ્રાસ થઈ શકે નહીં એ ઉચિત જ છે.

एवंभूतां तु मुक्तिमेकान्तभक्तेभ्यो ददामीत्याह— **इममिति** द्वाभ्याम्।

પરંતુ આવી મુક્તિ હું મારા અનન્યભક્તોને આપું છું, એમ બે શ્લોકો વડે કહે છે— **'इमम् इति।'**

**इमं लोकं तथैवामुमात्मानमुभयायिनम्।**
**आत्मानमनु ये चेह ये रायः पशवो गृहाः॥ ३९**

**विसृज्य सर्वानन्यांश्च मामेवं विश्वतोमुखम्।**
**भजन्त्यनन्यया भक्त्या तान्मृत्योरतिपारये॥ ४०**

આ લોકને, પરલોકને, ઉભયલોકગામી લિંગદેહયુક્ત જીવાત્માને અને જીવાત્માની પાછળ આ લોકમાં રહેલા જે પુત્ર, પત્ની વગેરે છે તેમને, જે ધન, પશુ, ઘરબાર વગેરે છે તેમને તથા અન્ય સર્વ પદાર્થોને ત્યજીને સર્વ સ્વરૂપવાળા મને જ જેઓ અનન્યભક્તિથી ભજે છે તેઓને હું મૃત્યુરૂપ સંસારથી તારું છું.॥ ૩૯ ॥ ૪૦॥

उभयायिनं लोकद्वयगामिनमात्मानं सोपाधिकमात्मानमनु ये पुत्रकलत्रादयो ये च पश्वादयः। रायः धनानि॥ ३९॥

**'उभयायिनम्'** બન્ને લોકમાં જનારને, **'आत्मानम्'** ઉપાધિસહિત આત્માને અર્થાત્ (**'आत्मा देहादि-चतुर्विधः'—सु., 'देहेन्द्रियप्राणान्तःकरणाध्यासभेद-भिन्नः'** — અધ્યાસને કારણે આત્મા દેહાદિના ચાર સ્વરૂપવાળો બને છે— દેહસ્વરૂપ, ઇન્દ્રિયસ્વરૂપ, પ્રાણસ્વરૂપ અને અન્તઃકરણસ્વરૂપ.) **'आत्मानम्-अनु-ये'** શરીરાદિની ઉપાધિવાળા આત્માની પાછળ રહેલાં જે પુત્ર, પત્ની તથા પશુ વગેરે છે— **'रायः'** ધન ॥ ૩૯ ॥

अन्यांश्च परिग्रहान्। मृत्योः संसारादतिपार-येऽतितारयामि॥ ४०॥

તથા અન્ય સર્વ પદાર્થોને— **'मृत्योः'** મૃત્યુરૂપ સંસારથી **'अतिपारये'** તારું છું. ॥ ૪૦ ॥

**सुबोधिनी—**विश्वतोमुखमिति। अहं हि सर्वात्मा, मदर्थे यावत् त्यजन्ति तेषामर्थे तावद्रूपं भवामीति।
**वीर—**इमं लोकममुं लोकं परलोकं च विसृज्य उभावपि लोकौ हेयाविति निश्चित्येत्यर्थः। उभौ लोकौ यात्यनेनेत्युभयायिनमात्मानं उभयलौकिक-धर्मसाधनं देहमित्यर्थः।

अभक्तानां तु कथञ्चिदपि न मोक्ष इत्याह—**नेति।**

**नान्यत्र मद्भगवतः प्रधानपुरुषेश्वरात्।**
**आत्मनः सर्वभूतानां भयं तीव्रं* निवर्तते॥ ४१**

मद्भगवतोऽन्यत्र भगवतो मत्तो विना। सर्वभूतानामात्मनः। भगवदादिविशेषणत्रयेण सामर्थ्यं निरपेक्षत्वं हितकारित्वं चोक्तम्॥ ४१ ॥

*__वीर.__—तीव्रं दुःसहं भयं गर्भजन्मजरामरणादि-सांसारिकभयम्।

**सुबोधिनी—**मार्गान्तरेणाऽप्येतत् भविष्यतीत्याशङ्क्य निराकरोति—**नान्यत्रेति।**

'भक्त्यैव तुष्टिमभ्येति विष्णुर्नाऽन्येन केनचित्।
स एव मुक्तिदाता च भक्तिस्तत्रैव कारणम्॥'

**वंशीधरी—**भक्तिं विना तु नैव निस्तार इत्याह—नेति। मत्तो विना मद्भक्तिं विना भक्तिविषयीभूत-स्यानन्तस्वरूपत्वेऽपि विशेषणत्रयेण पूर्वपूर्वमुख्यानि सेव्यस्वरूपाणि कानिचित्सूचयति। भगवान्प्रथमतः पूर्णः श्रीकृष्ण एव ततः श्रीरामः प्रधानपुरुषेश्वरः परव्योमनाथः तत आत्मा प्रकृत्यन्तर्यामी समष्ट्यन्त-र्यामी व्यष्ट्यन्तर्यामी चेति पुरुषत्रयं पुरुषावतारा मत्स्यकूर्मादयोऽपि ज्ञेयाः।

ऐश्वर्यं स्फुटयति—**मद्भयादिति।**

હું જ સર્વાત્મા છું. મારે ખાતર ભક્તો જેટલો ત્યાગ કરે છે, તેમને માટે હું તેટલાં રૂપ ધારણ કરું છું.

આ લોક તેમ જ પરલોકને છોડીને– એમ કહીને એ બન્ને લોક ત્યાજ્ય છે એમ નિશ્ચિત કરીને– એમ અર્થ છે. બન્ને લોકમાં જનાર આત્માને અર્થાત્ બન્ને લોકના ધર્મના સાધનરૂપ દેહને, એમ અર્થ છે.

અભક્તોનો તો ક્યારેય પણ મોક્ષ નથી, એમ કહે છે– **'न इति।'**

પ્રકૃતિ અને પુરુષના ઈશ્વર, સર્વ પ્રાણીઓના આત્મા એવા મારા વિના– ભગવાન વિના અન્ય કોઈથી તીવ્ર ભય ટળી શકતો નથી. ॥ ૪૧ ॥

**'मद्-भगवतः-अन्यत्र'** મારા વિના– ભગવાન વિના– 'ભગવાન' વિશેષણથી સામર્થ્ય, 'પ્રકૃતિ અને પુરુષના ઈશ્વર' વિશેષણથી નિરપેક્ષતા તેમ જ 'સર્વ પ્રાણીઓના આત્મા' વિશેષણથી હિતકારિતાનો નિર્દેશ કરવામાં આવ્યો છે. ॥ ૪૧ ॥

ગર્ભ, જન્મ, જરા, મરણ વગેરે સાંસારિક દુ:સહ ભય એટલે તીવ્ર ભય.

અન્ય માર્ગથી પણ આ મોક્ષ થશે એવી શંકાનું નિવારણ કરે છે. 'ભક્તિથી જ ભગવાન વિષ્ણુ પ્રસન્ન થાય છે, અન્ય કોઈનાથી નહીં, એ ભગવાન જ મુક્તિ આપનારા છે અને ભક્તિ જ ત્યાં કારણ છે.'

ભક્તિ વિના છૂટકારો છે જ નહીં, એમ કહે છે. મારા વિના, મારી ભક્તિ વિના ભક્તિના વિષયરૂપ ભગવાનનાં અનંત સ્વરૂપો હોવા છતાં કેટલાંક પૂર્વ-પૂર્વનાં મુખ્ય, સેવાયોગ્ય સ્વરૂપો ત્રણ વિશેષણ વડે સૂચવે છે. પ્રથમ ભગવાન પૂર્ણ પુરુષોત્તમ શ્રીકૃષ્ણ જ, ત્યાર બાદ બીજા શ્રીરામ, પ્રધાનપુરુષેશ્વર– પરવ્યોમનાથ, ત્યાર બાદ ત્રીજા પ્રકૃતિ, સમષ્ટિ અને વ્યષ્ટિના અંતર્યામી, એમ ત્રણ પુરુષ અવતારો તથા મત્સ્ય, કૂર્મ વગેરે અન્ય અવતારો પણ સમજવા.

ભગવાનના ઐશ્વર્યને સ્પષ્ટ રીતે કહે છે– **'मत् भयात् इति।'**

**मद्भयाद्वाति वातोऽयं सूर्यस्तपति मद्भयात्।**
**वर्षतीन्द्रो दहत्यग्निर्मृत्युश्चरति मद्भयात्॥ ४२**

श्रुतिश्च 'भीषाऽस्माद्वातः पवते भीषोदेति सूर्यः। भीषाऽस्मादग्निश्चेन्द्रश्च मृत्युर्धावति पञ्चमः' इति॥ ४२॥

मद्भजनादेव मोक्ष इत्यत्र सदाचारं प्रमाणयति—**ज्ञानेति।**

**ज्ञानवैराग्ययुक्तेन भक्तियोगेन योगिनः।**
**क्षेमाय पादमूलं मे प्रविशन्त्यकुतोभयम्॥ ४३**
॥ ४३ ॥

**सुबोधिनी**—पादमूलं पादपीठमक्षरम्।

**बा.प्र.**—अत एव योगिनो मोक्षोपायाभिज्ञाः ज्ञानं मन्माहात्म्यज्ञानवैराग्यं विषयवैतृष्ण्यं ताभ्यां युक्तेन भक्तियोगेन स्नेहातिशयेन क्षेमाय परमानन्दरूपमोक्ष-लाभाय मे ममाकुतोभयं सर्वभयरहितं सर्वभयनिवर्त्तकं च पादमूलं प्रविशन्ति भजनीयतया आश्रयन्ते इत्यर्थः।

उपसंहरति—**एतावानिति।**

**एतावानेव लोकेऽस्मिन्पुंसां निःश्रेयसोदयः।**
**तीव्रेण भक्तियोगेन मनो मय्यर्पितं स्थिरम्॥ ४४**

मय्यर्पितं सन्मनः स्थिरं भवतीति यदेता-वानेव॥ ४४॥

**सुबोधिनी**—.....केनाऽपि प्रकारेण भगवति स्थिरं मनः परमपुरुषार्थसाधकमिति योगसिद्धान्तः।

આ પવન મારા ભયથી વાય છે, સૂર્ય મારા ભયથી તપે છે, મારા ભયથી જ ઈન્દ્ર વૃષ્ટિ કરે છે, અગ્નિ દાહ કરે છે અને મૃત્યુ પણ મારા ભયથી જ વિચરે છે. ॥ ૪૨ ॥

તે અનુસાર શ્રુતિ છે– 'આ પરમેશ્વરના ભયથી પવન વાય છે, સૂર્ય ઊગે છે, અગ્નિ (બળે છે), ઈન્દ્ર (વૃષ્ટિ કરે છે) તથા પાંચમું મૃત્યુ દોડે છે.' (તૈત્તિ.ઉપ.૨/૮/૧) ॥ ૪૨ ॥

મારા ભજનથી જ મોક્ષ છે, એમ અહીં સદાચારને પ્રમાણિત કરે છે– **'ज्ञान इति।'**

યોગીજનો મોક્ષ મેળવવા માટે જ્ઞાન અને વૈરાગ્યથી યુક્ત ભક્તિયોગ વડે સર્વ પ્રકારના ભયરહિત એવા મારા ચરણમૂળનો આશ્રય કરે છે. ॥ ૪૩ ॥ ૪૩ ॥

શ્રીહરિનું ચરણમૂળ એટલે અક્ષરબ્રહ્મરૂપ ચરણપીઠિકા.

આથી જ મોક્ષનો ઉપાય જાણનારા યોગીજનો મારા માહાત્મ્યજ્ઞાન અને તૃષ્ણારહિત વૈરાગ્યથી યુક્ત ભક્તિયોગથી (અતિશય સ્નેહથી) પરમાનંદસ્વરૂપ–મોક્ષલાભ માટે મારા સર્વભયરહિત અને સર્વ ભયને દૂર કરનારા ચરણમૂળનો સેવા કરવા યોગ્ય પ્રકારે આશ્રય કરે છે, એમ અર્થ છે.

ઉપસંહાર કરે છે– **'एतावान् इति।'**

આ સંસારમાં મનુષ્યોના પરમકલ્યાણનો ઉદય એટલો જ છે કે તીવ્ર ભક્તિયોગ દ્વારા તેમનું મન મારામાં સમર્પિત થઈ મારામાં સ્થિર થાય.॥ ૪૪ ॥

મન મારામાં સમર્પિત થઈને મન મારામાં સ્થિર થાય– એટલો જ (પરમ ભાગ્યોદય છે).॥ ૪૪ ॥

કોઈ પણ રીતે ભગવાનમાં સ્થિર થયેલું મન પરમ પુરુષાર્થ સાધનારું છે, એવો યોગનો સિદ્ધાન્ત છે.

तत्र भक्तिरेव स्थिरीकरणहेतुरिति स्वसिद्धान्तानुसारेणाऽपि भक्तिर्निरूपिता। भागवताऽनुसारेणाऽपि। तस्माद्भक्तिः सर्ववादिसम्मतेति सैव कर्तव्येति सिद्धम्।

**दीपिनी**—तीव्रेण ज्ञानकर्म्माद्यपेक्षाराहित्याद् दृढेन शुद्धेनेत्यर्थः।

ભગવાનમાં મન સ્થિર કરવા માટે ભક્તિ જ કારણરૂપ છે, એમ પોતાના સિદ્ધાન્ત અનુસાર પણ ભક્તિનું જ નિરૂપણ કરવામાં આવ્યું છે. ભાગવત અનુસાર પણ ભક્તિ જ સમ્મત છે તેથી ભક્તિ સર્વ વિદ્વાનોને સમ્મત છે, તે ભક્તિ જ કરવી જોઈએ, એમ સિદ્ધ થાય છે.

જ્ઞાન, કર્મ વગેરેની અપેક્ષા વગરના દૃઢ, શુદ્ધ ભક્તિયોગ વડે એટલે તીવ્ર ભક્તિયોગ વડે, એમ અર્થ છે.

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां तृतीयस्कन्धे पञ्चविंशोऽध्यायः ॥ २५ ॥

इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां पञ्चविंशोऽध्यायः ॥ २५ ॥

❋❋❋❋

# अथ षड्विंशोऽध्यायः

## મહદાદિ જુદાં જુદાં તત્ત્વોની ઉત્પત્તિનું વર્ણન

षड्विंशे पुंप्रकृत्योस्तु विवेकायोपवर्ण्यते।
साङ्ख्येन सर्वभावानां जन्मलक्षणभेदतः॥ १

છવ્વીસમા અધ્યાયમાં પુરુષ અને પ્રકૃતિના વિવેક માટે સાંખ્યશાસ્ત્રમાં જણાવ્યા અનુસાર સર્વ તત્ત્વોનાં સ્વરૂપના પ્રકાર અનુસાર તેમની ઉત્પત્તિનું વર્ણન કરવામાં આવે છે. ॥ ૧ ॥

धात्रा पुत्राय यत्प्रोक्तं क्षत्त्रे मित्रासुतेन यत्।
मात्रे साङ्ख्यं तदध्यात्मं प्राधान्येनाह तत्त्ववित्॥ २

બ્રહ્માજી દ્વારા પુત્ર નારદજીને તથા મૈત્રેયજી દ્વારા વિદુરજીને જે કહેવામાં આવ્યું, તે આત્મજ્ઞાનની પ્રધાનતાવાળું સાંખ્યશાસ્ત્ર તત્ત્વવેત્તા કપિલ ભગવાન માતા દેવહૂતિને કહે છે. ॥ ૨ ॥

'तत्त्वाम्नायं यत्प्रवदन्ति साङ्ख्यम्' इत्यत्र साङ्ख्यं भक्तिर्योगश्चेति त्रयमुपक्षिप्तम्। तत्र भक्तिमुक्त्वेदानीं साङ्ख्यमाह—**अथेति**।

'જેમાં તત્ત્વોની ગણના કરવામાં આવી છે તથા જેને સાંખ્યશાસ્ત્ર કહે છે.' (શ્રીમદ્ ભા.૩/૨૫/૩૧) એમ અહીં સાંખ્ય, ભક્તિ અને યોગ– એ ત્રણ કહ્યાં છે. ત્યાં (પચ્ચીસમા અધ્યાયમાં) ભક્તિનું નિરૂપણ કરીને હવે સાંખ્ય કહે છે– **'अथ इति।'**

**श्रीभगवानुवाच**

**अथ ते सम्प्रवक्ष्यामि तत्त्वानां लक्षणं पृथक्।**
**यद्विदित्वा विमुच्येत पुरुषः प्राकृतैर्गुणैः॥ १**
**॥ १ ॥**

**શ્રી(કપિલ) ભગવાન બોલ્યા** – હવે હું તમને તત્ત્વોનાં ભિન્ન ભિન્ન લક્ષણ સ્પષ્ટ પ્રકારે કહીશ કે જે જાણીને જીવ પ્રકૃતિના ગુણોથી મુક્ત થાય (છે). ॥ ૧॥ ૧॥

ननु मुक्तिरात्मज्ञानादेव, न तु तत्त्वलक्षणज्ञानात्। 'तमेव विदित्वाऽतिमृत्युमेति' इति श्रुतेरत आह—**ज्ञानमिति**।

શંકા કરવામાં આવી છે કે મુક્તિ આત્મજ્ઞાનથી જ થાય છે, નહીં કે તત્ત્વોનું સ્વરૂપ જાણવાથી. 'તે આત્માને જ જાણીને મુનષ્ય મૃત્યુને અતિક્રમી શકે છે.' (શુ.ય.૩૧/૧૮, શ્વેતા.૩/૮ અને ૬/૧૫) એમ શ્રુતિ હોવાથી કહે છે– **'ज्ञानम् इति।'**

**ज्ञानं निःश्रेयसार्थाय पुरुषस्यात्मदर्शनम्।**
**यदाहुर्वर्णये तत्ते हृदयग्रन्थिभेदनम्॥ २**

आत्मदर्शनरूपं ज्ञानमत एव हृदयग्रन्थि-भेदनमहंकारनिवर्तकं निःश्रेयसप्रयोजनाय यदाहुस्तत्ते वर्णयामि। तत्त्वलक्षणज्ञानादेव विविक्तात्मज्ञानं भवतीति भावः॥ २॥

तत्र पुरुषं लक्षयति—**अनादिरिति।**

**अनादिरात्मा पुरुषो निर्गुणः प्रकृतेः परः।**
**प्रत्यग्धामा स्वयंज्योतिर्विश्वं येन समन्वितम्॥ ३**

आत्मैव पुरुषः। कोऽसावात्मा। प्रत्यक्प्रति-लोमं धाम स्फूर्तिर्यस्य। क्षणिकपक्षं व्यावर्तयति—अनादिरिति। संसारित्वपक्षं व्यावर्तयति—प्रकृतेः परः। अन्योऽसङ्गः। ज्ञानादिगुणत्वं वारयति—निर्गुणः। मीमांसकाद्यभिमतज्ञानविषयत्वं वारयति—स्वयंज्योतिः। अनेनैव प्रभाकराभिमतं ज्ञानाधारत्वेन स्फुरणमपि निरस्तम्। स्वयंज्योतिष्ट्वे

મનુષ્યના પરમ કલ્યાણ માટે આત્મદર્શનરૂપ જ્ઞાનને તથા હૃદયની અહંકારરૂપ ગ્રન્થિને કાપનારા જે જ્ઞાનને (શાસ્ત્રો) જણાવે છે, તે જ્ઞાન હું તમને વર્ણવું છું. ॥ ૨ ॥

આત્મદર્શનરૂપ જ્ઞાન હોવાથી '**हृदयग्रन्थिभेदनम्**' હૃદયની અહંકારરૂપ ગ્રન્થિને દૂર કરનારા અને પરમકલ્યાણના પ્રયોજન માટે જે જ્ઞાનને (શાસ્ત્રો) જણાવે છે, તે જ્ઞાન તમને વર્ણવું છું. તત્ત્વના લક્ષણરૂપ જ્ઞાનથી જ સર્વથી પૃથક્ એવા આત્માનું જ્ઞાન થાય છે, તેવો ભાવ છે. ॥ ૨ ॥

તત્ત્વોમાં પ્રથમ, પુરુષનું લક્ષણ કહે છે— '**अनादिः इति।**'

જેનાથી વ્યાપ્ત થઈને વિશ્વ પ્રકાશિત થાય છે તે આત્મા જ પુરુષ છે, અનાદિ છે, નિર્ગુણ છે, પ્રકૃતિથી પર છે, અન્તઃકરણમાં સ્ફુરી રહેલો અને સ્વયંપ્રકાશ છે. ॥ ૩ ॥

આત્મા જ પુરુષ છે. કોણ છે આ આત્મા? '**प्रत्यक्**' અન્ય પદાર્થના સ્ફુરણની અપેક્ષાથી પ્રતિલોમ— ઊલટી દિશામાં અન્તર્મુખ કરેલા ચિત્તમાં જેનું સ્ફુરણ થાય છે તે. (સ્ફૂર્તિ થાય તે પદાર્થોને વિજ્ઞાનવાદી બૌદ્ધ ક્ષણિક માને છે. તે પ્રમાણે આ આત્મા પણ તેવો છે? તે શંકા માટે) ક્ષણિકપક્ષને દૂર કરે છે – '**अनादिः इति।**' આત્મા અનાદિ છે, સનાતન છે. (આવો તો જીવ હોય છે, એમ જો કોઈ કહે તો તે માટે) આત્માનું સંસારિત્વ પણ નકારે છે – '**प्रकृतेः परः**' પ્રકૃતિથી પર છે, વિલક્ષણ છે. જીવથી અન્ય (પરમાત્મા) અસંગ છે. જ્ઞાન વગેરે ગુણોથી યુક્ત હોવાની સ્થિતિને વારે છે. '**निर्गुणः**' કહીને નકારે છે. મીમાંસકાદિને અભિપ્રેત જ્ઞાનનો વિષય આત્મા બને એ વસ્તુને વારે છે. (જૈમિનિના સિદ્ધાન્ત પ્રમાણે આત્મા જ્ઞાનનો વિષય બને છે આથી) '**स्वयंज्योतिः**' કહીને તેનું નિવારણ કરે છે. આ દ્વારા જ જ્ઞાનના આધાર તરીકે આત્માનું સ્ફુરણ થાય છે,

हेतुः—विश्वं येन समन्वितम्, प्रकाशत इति शेषः। एतैरेव हेतुभिः पुरुषस्य प्रकृतेः—परत्वमपि सिद्धम्॥ ३॥

अत्रावरणविक्षेपशक्तिभेदेन प्रकृतिर्द्विविधा, तत्रावरणशक्त्या सैव जीवोपाधिरविद्या, विक्षेपशक्त्या सैव माया पारमेश्वरी। पुरुषश्च जीवेश्वररूपेण द्विविधः, तत्र यः प्रकृत्यविवेकेन संसरति स जीवः, यस्तु प्रकृतिं वशीकृत्य विश्वसृष्ट्यादि करोति स ईश्वरः। तत्र प्रकृत्यविवेकेन जीवस्य संसारप्रकारमाह—**स एष इति** पञ्चभिः।

**स एष प्रकृतिं सूक्ष्मां दैवीं गुणमयीं विभुः।**
**यदृच्छयैवोपगतामभ्यपद्यत लीलया॥ ४**

सूक्ष्मामव्यक्तां दैवीं देवस्य विष्णोः शक्तिं लीलयोपगतां यदृच्छयैवाभ्यपद्यतेत्यन्वयः॥ ४॥

तस्या लीलामाह—**गुणैरिति**।

**गुणैर्विचित्राः सृजतीं सरूपाः प्रकृतिं प्रजाः।**
**विलोक्य मुमुहे सद्यः स इह ज्ञानगूहया॥ ५**

ज्ञानं गूहयत्यावृणोतीति ज्ञानगूहा तया। तथा च श्रुतिः—

'अजामेकां लोहितशुक्लकृष्णां
बह्वीं प्रजां जनयन्तीं सरूपाम्।
अजो ह्येको जुषमाणोऽनुशेते
जहात्येनां भुक्तभोगामजोऽन्यः॥'

इति। मुमुहे आत्मानं विस्मृतवान्॥ ५॥

તેવા પ્રભાકરના મતનું ખંડન થાય છે. આત્મા સ્વયંપ્રકાશ છે તેનું પ્રમાણ આપે છે કે જે આત્માથી વિશ્વ વ્યાપ્ત છે, સંકળાયેલું છે, (આથી જ) પ્રકાશિત થાય છે, એટલું બાકી છે (તે ઉમેરવું). આ કારણોથી જ પુરુષ પ્રકૃતિથી પર છે, એમ પણ સિદ્ધ થાય છે. ॥ ૩ ॥

અહીં (સેશ્વર સાંખ્ય મતાનુસાર) પ્રકૃતિ બે પ્રકારની છે– એક આવરણશક્તિ અને બીજી વિક્ષેપશક્તિ. તેમાં આવરણશક્તિથી તે જ જીવની ઉપાધિરૂપ અવિદ્યા તથા વિક્ષેપશક્તિથી એ જ પરમેશ્વરની માયા (જાણવી). પુરુષ પણ બે પ્રકારનો છે – એક જીવ અને બીજો ઈશ્વર. તેમાં જે પ્રકૃતિને અધીન થઈ સંસારને પામે છે તે જીવ છે પરંતુ જે પ્રકૃતિને વશ કરીને વિશ્વનું સર્જન વગેરે કરે છે તે ઈશ્વર છે. તેમાં પ્રકૃતિના અવિવેકથી જીવને કેવા પ્રકારનો સંસાર પ્રાપ્ત થાય છે, તે પાંચ શ્લોકો વડે કહે છે — **'સઃ એષઃ' इति**

તે આ સર્વવ્યાપક પુરુષે અવ્યક્ત, સત્ત્વાદિ ગુણોવાળી, લીલાથી પોતાની સમીપ આવેલી, ભગવાનની શક્તિરૂપ પ્રકૃતિને સ્વેચ્છાએ જ સ્વીકારી. ॥ ૪ ॥

**'सूक्ष्माम्'** અવ્યક્ત સ્વરૂપવાળી પ્રકૃતિને, **'दैवीम्'** ભગવાન વિષ્ણુની શક્તિરૂપ પ્રકૃતિને, લીલાથી **'उपगताम्'** પોતાની સમીપ આવેલી પ્રકૃતિને ભગવાન જ ઈચ્છાથી અંગીકાર કરે છે, એમ અન્વય છે. ॥ ૪ ॥

તે પ્રકૃતિની લીલાનું વર્ણન કરે છે — **'गुणैः इति।'**

સત્ત્વાદિ ગુણો દ્વારા તેમને અનુરૂપ જાત જાતની પ્રજાઓ સર્જતી પ્રકૃતિને જોઈને તે પુરુષ તેની જ્ઞાનને આચ્છાદિત કરનારી આવરણશક્તિથી પોતાના સ્વરૂપજ્ઞાનને વીસરી ગયો. ॥ ૫ ॥

જ્ઞાનને **'गूहयति'** આચ્છાદિત કરે તે જ્ઞાનગૂહા, તેનાથી, તેવી જ શ્રુતિ છે. 'પોતાને અનુરૂપ ઘણી પ્રજા ઉત્પન્ન કરનારી લોહિત, શુક્લ અને કૃષ્ણવર્ણા એક અજા (બકરીરૂપી પ્રકૃતિ)ને એક જ અજ (બકરારૂપ જીવ) સેવન કરતાં ભોગવે છે અને બીજો અજ તે ભુક્તભોગાનો ત્યાગ કરે છે.' (શ્વેતા.૪/૫) **'मुमुहे'** પોતાનું સ્વરૂપજ્ઞાન ભૂલી ગયો. ॥ ૫ ॥

**दीपिनी**—तदुक्तं गीतासु—

'अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यन्ति जन्तवः॥'

गीताજીમાં તે કહેવાયું છે—

'માયા વડે જ્ઞાન ઢંકાયેલું છે, તેને કારણે સર્વ જીવો મોહ પામે છે.' (ગીતા ૫/૧૫)

**एवं पराभिध्यानेन कर्तृत्वं प्रकृतेः पुमान्।**
**कर्मसु क्रियमाणेषु गुणैरात्मनि मन्यते॥ ६**

આ પ્રમાણે પ્રકૃતિના અધ્યાસથી પ્રકૃતિના ગુણો દ્વારા કરાતાં કર્મોમાં પુરુષ પોતાનું કર્તૃત્વ માને છે.॥ ૬ ॥

पराभिध्यानं प्रकृत्यध्यासस्तेन। प्रकृतेर्गुणैः कर्मसु क्रियमाणेषु कर्तृत्वमात्मनि मन्यते॥ ६॥

**'परा-अभिध्यानम्'** પોતાનાથી ભિન્ન એવી પ્રકૃતિનું સતત ધ્યાન, પ્રકૃતિનો અધ્યાસ– તેના વડે, પ્રકૃતિના ગુણો દ્વારા કરાતાં કર્મોમાં (પુરુષ) પોતાનું કર્તૃત્વ માને છે. ॥ ૬ ॥

**वंशीधरी**—परायाः प्रकृतेरभिध्यानं स्वरूपत्वेन मननम्। एवं

'नृत्यतो गायतः पश्यन्यथैवानुकरोति तान्।'

इति रीत्या सा च प्रकृतिर्देह एव कार्यकारण-योरभेदोपचारात् देह एवाहमिति मननेन कर्मसु रूपादिग्रहणेषु एतदर्थः श्रीगीतास्वप्युक्तः—

'प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः।
अहङ्कारविमूढात्मा कर्ताहमिति मन्यते॥'

इति।

પોતાનાથી ભિન્ન એવી પ્રકૃતિને પોતાના સ્વરૂપે માનવું એટલે પરાભિધ્યાન. આ પ્રમાણે–

'જેમ કોઈ નાચતા અને ગાતા મનુષ્યોને જોતો મનુષ્ય તેમનું અનુકરણ કરે છે.' (શ્રીમદ્ ભા.૧૧/૨૨/૫૨)

એ રીતે તે પ્રકૃતિ એ જ દેહ, કર્મ અને કારણની અભેદલક્ષણાથી દેહ એ હું જ છું તેવા ધ્યાનથી રૂપાદિના ગ્રહણ વગેરે કાર્યમાં (પોતાનું કર્તૃત્વ માને છે). આ જ ભાવ શ્રીગીતાજીમાં પણ કહ્યો છે—

''અહંકારથી મૂઢ બુદ્ધિવાળો પુરુષ સર્વ પ્રકારે પ્રકૃતિના ગુણો વડે જ કરાતાં કર્મોને 'હું કરનારો છું' એમ માને છે.'' (ગીતા ૩/૨૭)

**तदस्य संसृतिर्बन्धः पारतन्त्र्यं च तत्कृतम्।**
**भवत्यकर्तुरीशस्य साक्षिणो निर्वृतात्मनः॥ ७**

અકર્તા, ઈશ્વર, સાક્ષી અને આનંદસ્વરૂપ આ પુરુષનું તે (કર્તાપણાનું અભિમાન) જ સંસાર છે. બંધન અને પરતન્ત્રતા પણ તેથી જ (પ્રકૃતિ સાથેના પુરુષના અવિવેકને કારણે જ) થાય છે. ॥ ૭ ॥

तदिति कर्तृत्वमननमेव। अस्य पुरुषस्य। साक्षिमात्रत्वादकर्तुरेव सतः कर्मभिर्बन्धः। ईशस्यापरतन्त्रस्यैव कर्मबन्धकृतं भोगे पारतन्त्र्यं निर्वृतात्मनः सुखात्मकस्यैव संसृतिर्जन्ममृत्युप्रवाहः प्रकृत्यविवेककृतमेतत्सर्वं भवतीत्यर्थः॥ ७॥

**'तत्'** તે કર્તાપણાનું ભાન જ; **'अस्य'** આ પુરુષનું– સાક્ષીમાત્ર હોવાથી અકર્તા હોવા છતાં આ પુરુષને કર્મો વડે બંધન થયું. **'ईशस्य'** સ્વતંત્ર એવા ઈશ્વરને જ કર્મના બંધનથી કરવામાં આવેલા ભોગમાં પરતંત્રતા આવે છે. **'निर्वृतात्मनः'** સુખસ્વરૂપ એવા આ પુરુષને જ સંસારરૂપ જન્મ-મરણનો પ્રવાહ પ્રાપ્ત થાય છે. (પુરુષથી) પ્રકૃતિના અવિવેકને કારણે જ આ સર્વ (કર્તૃત્વ, ભોક્તૃત્વ, જન્મમરણાદિ) થાય છે, એમ અર્થ છે. ॥ ૭ ॥

**सुबोधिनी—**आत्मनि कर्तृत्वाभिमान एव संसारमूलमित्याह—तदस्येति। तत् कर्तृत्वमेवाऽस्य जीवस्य संसृतिः संसरणम्।..... अकर्तुः संसारः, ईशस्य बन्धः, साक्षिणः पारतन्त्र्यम्, निर्वृतात्मनस्त्रितयम्। चकारादुक्तं दुःखित्वं वा।

પોતાનામાં કર્તાપણાનું અભિમાન જ સંસારનું મૂળ છે, એમ કહે છે– **'तत्-अस्य-इति।'** તે કર્તાપણું જ આ જીવના સંસારનો પ્રવાહ છે. પુરુષ અકર્તા હોવા છતાં તેને સંસાર થયો, ઈશ્વર હોવા છતાં તેને બંધન થયું, સાક્ષી હોવા છતાં પરતંત્રતા થઈ અને સુખસ્વરૂપ હોવા છતાં સંસાર, બંધન અને પરતંત્રતા– ત્રણેય થયાં અથવા **'च'** અવ્યયથી આનંદાત્મક હોવા છતાં દુઃખિત્વ પ્રાપ્ત થયું.

**वंशीधरी—**प्रकृत्यविवेककृत एव संसारः 'सत्त्वपुरुषान्यताख्यातिर्मोक्षः' इति पतञ्जलिना सूत्रिततत्वात्तद्विवेके सति संसारो न भवतीति भावः।

પ્રકૃતિના અવિવેકને કારણે જ સંસાર છે. 'સત્ત્વ (પ્રકૃતિ) અને પુરુષના ભેદનું જ્ઞાન એટલે મોક્ષ.' (પા.યો.સૂ. ૩/૪૯) એમ મહર્ષિ પતંજલિ દ્વારા સૂત્રિત કરવામાં આવ્યું હોવાથી તેવો વિવેક હોય ત્યારે સંસાર હોતો નથી, એવો ભાવ છે.

ननु चैतन्यसामानाधिकरण्येनैव कर्तृत्वादिप्रतीतेः स्वस्यैव तदङ्गीक्रियतां, नेत्याह।

શંકા કરવામાં આવી છે કે કર્તૃત્વ, ભોક્તૃત્વ વગેરેમાં આત્મધર્મરૂપ ચૈતન્યનું સામાનાધિકરણ્ય (સમાન વિભક્તિ) હોવાથી કર્તૃત્વાદિનું જ્ઞાન થાય છે તેથી જીવનું પોતાનું જ કર્તૃત્વ છે એમ સ્વીકાર ભલે થતો, તે માટે કહે છે કે ના, તેમ નથી.

**कार्यकारणकर्तृत्वे कारणं प्रकृतिं विदुः।**
**भोक्तृत्वे सुखदुःखानां पुरुषं प्रकृतेः परम्॥ ८**

કાર્યરૂપ શરીર, કરણરૂપ ઈન્દ્રિય તથા કર્તારૂપ ઈન્દ્રિયોના અધિષ્ઠાતા દેવતાઓમાં (પુરુષ પોતાપણાનો આરોપ કરે છે તેમાં) પ્રકૃતિ કારણરૂપ છે તેમ જ સુખ-દુઃખાદિના ભોક્તાપણામાં પ્રકૃતિથી પર એવો પુરુષ જ કારણરૂપ છે તેમ (વિદ્વાનો) કહે છે. ॥ ૮ ॥

कार्यं शरीरम्, कारणमिन्द्रियम्, कर्ता देवतावर्गः, तद्भावापत्तौ पुरुषस्य प्रकृतिं कारणं विदुः। कूटस्थस्य स्वतो विकाराभावात्प्रकृतिपरिणामभूतदेहाद्यहङ्कारकृतमेव कर्तृत्वादिकमित्यर्थः। 'भोक्तृत्वे तु पुरुषं कारणं विदुः' इत्यस्यायं भावः—यद्यप्यहङ्कारगतमेव कर्तृत्वादिकं भोक्तृत्वं च, तथापि विकारस्य जडावसानत्वा-

**'कार्यम्'** શરીર, **'कारणम्'** ઈન્દ્રિય, **'कर्ता'** ઈન્દ્રિયાધિષ્ઠાતૃદેવતાવર્ગ– તે શરીર વગેરેના ભાવને પ્રાપ્ત થયેલા પુરુષનું (અધ્યાસનું) કારણ પ્રકૃતિ છે, એમ વિદ્વાનો કહે છે. નિર્વિકાર પુરુષને વિકારનો અભાવ હોવાથી કર્તૃત્વ વગેરે પ્રકૃતિના પરિણામરૂપ દેહાદિ અહંકારને કારણે જ છે, એમ અર્થ છે. પરંતુ ભોક્તૃત્વમાં પુરુષ કારણરૂપ છે, તેમ વિદ્વાનો કહે છે. આનો ભાવ આ પ્રમાણે છે– જો કે કર્તૃત્વ, ભોક્તૃત્વ વગેરે અહંકારને કારણે જ છે, છતાં પણ કર્તૃત્વના

दुपाधिप्राधान्यं भोगस्य चिदवसानत्वादुपहित-प्राधान्यमिति ॥ ८ ॥

तदेवं संसारिणं पुरुषं तद्धेतुं प्रकृतिं च ज्ञात्वेदानीं जगत्कारणमीश्वरं तत्प्रकृतिं च पृच्छति—**प्रकृतेरिति।**

देवहूतिरुवाच

**प्रकृतेः पुरुषस्यापि लक्षणं पुरुषोत्तम।**
**ब्रूहि कारणयोरस्य सदसच्च यदात्मकम्॥ ९**

अस्य विश्वस्य। सदसच्च स्थूलं च कार्यं यदात्मकं तयोः प्रकृतिपुरुषयोः ॥ ९ ॥

तत्र प्रकृतिं लक्षयति।

श्रीभगवानुवाच

**यत्तत्त्रिगुणमव्यक्तं नित्यं सदसदात्मकम्।**
**प्रधानं प्रकृतिं प्राहुरविशेषं विशेषवत्॥ १०**

यत्प्रधानं तदेव प्रकृतिं प्राहुः। किं तत्प्रधानम्, स्वतोऽविशेषं, विशेषवद्विशेषाणामाश्रयः। तर्हि किं ब्रह्म, न, त्रिगुणम्। किं महत्तत्त्वादि, न, अव्यक्तमकार्यम्। किं कालादि, न, सदस-दात्मकं कार्यकारणरूपम्। किं जीवः प्रकृतिः, न, नित्यम्॥ १० ॥

अन्येषां तत्त्वानां लक्षणं वक्तुं तानि गणयति—**पञ्चभिरित्यादि।**

નિમિત્તરૂપ વિકારોની તો અંતે પ્રકૃતિમાં જ સમાપ્તિ થતી હોવાથી કર્તૃત્વમાં પ્રકૃતિનું પ્રાધાન્ય છે તથા ભોગવેલાં સુખ-દુઃખાદિનું અનુસંધાન ચૈતન્યરૂપ આત્મામાં પર્યવસાન પામે છે, તેથી ભોક્તૃત્વમાં ઉપાધિવિશિષ્ટ ચિદાત્મા પુરુષનું પ્રાધાન્ય છે. ॥ ૮ ॥

આ પ્રમાણે સંસારી જીવનું તથા તે જીવને સંસાર થવાના કારણરૂપ પ્રકૃતિનું સ્વરૂપ જાણીને હવે જગતના કારણરૂપ ઈશ્વર તથા તે ઈશ્વરની, જગતની ઉપાદાન-શક્તિરૂપ પ્રકૃતિ વિષે પૂછે છે — **'प्रकृतेः इति।'**

**દેવહૂતિમાતા બોલ્યાં** – હે પુરુષોત્તમ, આ વિશ્વનાં કારણરૂપ પ્રકૃતિ અને પુરુષનું લક્ષણ કહો કે જેમનાથી સ્થૂળ અને સૂક્ષ્મ કાર્ય વ્યાપી રહેલું છે. ॥ ૯॥

**'अस्य'** આ વિશ્વનાં **'सत्-असत्-च'** સ્થૂળ તથા સૂક્ષ્મ કાર્યરૂપ જેમના સ્વરૂપે છે, તે બન્ને – પુરુષ અને પ્રકૃતિનું લક્ષણ (કહો). ॥ ૯ ॥

તે (પ્રકૃતિ અને પુરુષ બન્ને)માં પ્રકૃતિનાં લક્ષણ કહે છે.

**શ્રીભગવાન બોલ્યા** – જે ત્રિગુણાત્મક, અવ્યક્ત, નિત્ય, કાર્ય-કારણરૂપ અને સ્વયં નિર્વિશેષ હોવા છતાં સંપૂર્ણ વિશેષ ધર્મોનો આશ્રય છે, તે પ્રધાનને પ્રકૃતિ કહે છે. ॥ ૧૦ ॥

જે પ્રધાન છે તેને જ (વિદ્વાનો) પ્રકૃતિ કહે છે. કેવું છે તે પ્રધાન? સ્વયં નિર્વિશેષ છે, **'विशेषवत्'** વિશેષધર્મોનો આશ્રય છે. તો પછી શું તે બ્રહ્મ છે? ના, તે ત્રિગુણાત્મક છે. તો શું તે મહત્તત્ત્વાદિરૂપ છે? ના, તે પ્રધાન તો અવ્યક્ત છે, કાર્યરૂપ નથી. તો શું તે કાળ વગેરેનું સ્વરૂપ છે? ના, **'सत्-असत्-आत्मकम्'** પ્રધાનરૂપ પ્રકૃતિ કાર્યકારણરૂપ છે. શું તે પ્રકૃતિ જીવ છે? ના, તે જીવ નિત્ય છે માટે જીવરૂપ પણ નથી. ॥ ૧૦ ॥

પ્રકૃતિ સિવાયનાં બીજાં તત્ત્વોનાં લક્ષણ કહેવા માટે તેમની ગણતરી કરે છે— **'पञ्चभिः इत्यादि।'**

**पञ्चभिः पञ्चभिर्ब्रह्म चतुर्भिर्दशभिस्तथा।**
**एतच्चतुर्विंशतिकं गणं प्राधानिकं विदुः॥ ११**

सङ्ख्याभेदेनैतच्चतुर्विंशतिकं एतानि चतुर्विंशतिर्यस्मिन् गणे तं गणं प्राधानिकं प्रधानकार्यात्मकं ब्रह्म विदुः॥ ११॥

एतद्विवृणोति—**महाभूतानीति** त्रिभिः।

**महाभूतानि पञ्चैव भूरापोऽग्निर्मरुन्नभः।**
**तन्मात्राणि च तावन्ति गन्धादीनि मतानि मे॥ १२**

तावन्ति पञ्चैव॥ १२॥

**इन्द्रियाणि दश श्रोत्रं त्वग्दृग्रसननासिकाः।**
**वाक्करौ चरणौ मेढ्रं पायुर्दशम उच्यते॥ १३**

॥ १३॥

**मनोबुद्धिरहङ्कारश्चित्तमित्यन्तरात्मकम्।**
**चतुर्धा लक्ष्यते भेदो वृत्त्या लक्षणरूपया॥ १४**

अन्तरात्मकमन्तःकरणम्। लक्षणरूपया व्यवच्छेदिकया॥ १४॥

**वंशीधरी**—व्यवच्छेदिकया—

'बुद्धिरध्यवसानाय संशयं कुरुते मनः।
अभिमानो ह्यहङ्कारश्चित्तं स्मरणकारणम्॥'

इत्येवं व्यवच्छेदकर्त्र्या वृत्त्या।

**एतावानेव सङ्ख्यातो ब्रह्मणः सगुणस्य ह।**
**सन्निवेशो मया प्रोक्तो यः कालः पञ्चविंशकः॥ १५**

यावान्मया प्रोक्त एतावानेव सङ्ख्यातो गणितस्तत्त्वज्ञैः। काले तु मतद्वयमाह। यः कालः स पञ्चविंशकः। अल्पार्थे कप्रत्ययः। प्रकृतेरेवा-वस्थाविशेष इत्यर्थः॥ १५॥

પંચમહાભૂતોથી, પંચતન્માત્રાઓથી, ચાર અન્તઃકરણોથી તથા દસ ઇન્દ્રિયોથી બનેલા આ ચોવીસ તત્ત્વોના સમૂહને પ્રકૃતિના કાર્યરૂપ બ્રહ્માત્મક સ્વરૂપે (ઉપાસના કરવા યોગ્ય) જાણે છે. ॥ ૧૧ ॥

સંખ્યાના ભેદથી ચોવીસ પ્રકારના વિભાગવાળા, આ ચોવીસતત્ત્વો જે સમૂહમાં છે તે સમૂહને **'प्राधानिकम्'** પ્રકૃતિના કાર્યરૂપ રહેલા બ્રહ્મ તરીકે જાણે છે. ॥ ૧૧ ॥

આ ગણતરી ત્રણ શ્લોકો દ્વારા દર્શાવે છે— **'महाभूतानि इति।'**

ભૂમિ, જળ, અગ્નિ, વાયુ અને આકાશ– એમ મહાભૂતો પાંચ જ છે તથા ગન્ધ, રસ, રૂપ, સ્પર્શ અને શબ્દ– એમ તન્માત્રાઓ પણ તેટલી જ (પાંચ) મેં માનેલી છે. ॥ ૧૨ ॥

**'तावन्ति'** તેટલી જ અર્થાત્ પાંચ જ ॥ ૧૨ ॥

ઇન્દ્રિયો દસ છે. શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જિહ્વા, નાસિકા, વાણી, બે હાથ, બે પગ, લિંગ અને દસમી ગુદા કહેવાય છે. ॥ ૧૩ ॥૧૩ ॥

મન, બુદ્ધિ, અહંકાર, ચિત્ત– એમ ચાર પ્રકારનું અન્તઃકરણ છે. તેમનો ભેદ લક્ષણરૂપ ક્રિયાથી સમજાય છે. ॥ ૧૪ ॥

**'अन्तः-आत्मकम्'** અન્તઃકરણ– **'लक्षणरूपया'** જુદી પાડતી ચાર પ્રકારની લક્ષણરૂપ વૃત્તિઓથી કે ક્રિયાઓથી ॥ ૧૪ ॥

નિશ્ચય કરવા માટે બુદ્ધિ છે, મન સંશય કરે છે, અહંકાર અભિમાનનું અને ચિત્ત સ્મરણનું કારણ છે. આમ આ પ્રમાણે જુદી પાડતી વૃત્તિથી (ભેદ સમજાય છે).

સગુણ બ્રહ્મનો સમૂહ આટલી જ સંખ્યાનો મેં કહ્યો છે. જે કાળ છે તે પચ્ચીસમું તત્ત્વ છે. ॥ ૧૫ ॥

જેટલો મારા દ્વારા કહેવામાં આવ્યો છે એટલી જ સંખ્યાનો તત્ત્વજ્ઞાનીઓ દ્વારા ગણવામાં આવ્યો છે. કાળ વિષે તો બે મત કહે છે. જે કાળ છે તે પચ્ચીસમું તત્ત્વ છે. અલ્પના અર્થમાં **'क'** પ્રત્યય છે. કાળ એ પ્રકૃતિની જ વિશિષ્ટ અવસ્થા છે, એમ અર્થ છે. ॥ ૧૫ ॥

**प्रभावं पौरुषं प्राहुः कालमेके यतो भयम्।**
**अहंकारविमूढस्य कर्तुः प्रकृतिमीयुषः॥ १६**

एके तु पौरुषं पुरुषस्येश्वरस्य प्रभावं विक्रमं कालमाहुः। तमेव कालं द्वेधा लक्षयति, यतो भयं भवति। कस्य। प्रकृतिमीयुषः प्राप्तस्य। अत एव देहेऽहङ्कारेण विमूढस्य कर्तुर्जीवस्य। अनेन संहारकत्वेन लक्षितः॥ १६॥

સૃષ્ટિહેતુત્વેન लक्षयति—**प्रकृतेरिति।**

**प्रकृतेर्गुणसाम्यस्य निर्विशेषस्य मानवि।**
**चेष्टा यतः स भगवान्काल इत्युपलक्षितः॥ १७**
॥ १७॥

कोऽसौ भगवांस्तमाह—**अन्तरिति।**

**अन्तः पुरुषरूपेण कालरूपेण यो बहिः।**
**समन्वेत्येष सत्त्वानां भगवानात्ममायया॥ १८**

अन्तः सर्वप्राणिनां यः पुरुषरूपेण नियन्तृत्वेन समन्वेति सम्यक् तद्विकाररहित एवानुस्यूतो वर्तते बहिश्च कालरूपेण एष भगवान्। यद्वा यः पुरुष इति प्रसिद्धः कालः स पञ्चविंशः। एके तु पुरुषस्य प्रभावं कालमाहुः। प्रभावस्यैव लक्षणं यत इति। पुरुषस्यैव कालत्वे हेतुः—प्रकृतेरिति। उभयथा विवक्षायां हेतुः—अन्तरिति। शेषं समानम्। तदेवं प्रकृतेश्चतुर्विंशतिभेदाः। जीवेश्वरयोश्चैक्यविवक्षातः पञ्चविंशतितत्त्वानि भवन्ति। तयोर्भेदविवक्षया च षड्विंशतिर्भवन्ति॥ १८॥

અહંકારથી મૂઢ થયેલા તેમ જ પ્રકૃતિનો ધર્મ પામેલા જીવને જેનાથી ભય લાગે છે, તે પરમેશ્વરના પ્રભાવને કેટલાક કાળ કહે છે. ॥ ૧૬ ॥

કેટલાકના મત અનુસાર '**पौरुषम्**' પરમેશ્વરના '**प्रभावम्**' પ્રભાવને, પરાક્રમને કાળ કહે છે. તે જ કાળને બે રીતે સમજાવે છે જેનાથી ભય થાય છે. કોને? પ્રકૃતિનો ધર્મ '**ईयुषः**' પ્રાપ્ત કરેલાને, આથી જ દેહમાં અહંકારથી વિમૂઢ થયેલા '**कर्तुः**' જીવને– આ દ્વારા કાળને સંહારકરૂપે દર્શાવે છે. ॥ ૧૬ ॥

સૃષ્ટિના કારણરૂપ કાળનું લક્ષણ કહે છે— '**प्रकृतेः इति।**'

હે માનવી (મનુપુત્રી), ગુણોની સામ્યાવસ્થાવાળી અને નામરૂપાદિ ભેદ વિનાની પ્રકૃતિને જેનાથી ચેષ્ટા થાય છે, તે ભગવાન કાળ તરીકે ઓળખાય છે. ॥ ૧૭ ॥૧૭ ॥

કોણ છે આ ભગવાન? તેમને વર્ણવે છે— '**अन्तः इति।**'

જે ભગવાન પોતાની માયાથી સર્વ પ્રાણીઓની અંદર પુરુષરૂપે (અન્તર્યામીરૂપે) તથા બહાર કાળરૂપે વિકારરહિત થઈને વ્યાપે છે, તે આ કાળ ભગવાન છે. ॥ ૧૮ ॥

સર્વ પ્રાણીઓની અંદર જે '**पुरुषरूपेण**' નિયન્તારૂપે '**सम्-अन्वेति**' વિકારરહિત જ સારી રીતે વ્યાપીને રહે છે તથા બહાર કાળરૂપે આ ભગવાન વ્યાપે છે; અથવા જે પુરુષ છે, એટલે પ્રસિદ્ધ કાળસ્વરૂપ છે તે પચ્ચીસમો છે. કેટલાક કહે છે કે પરમેશ્વરના પ્રભાવને જ કાળ કહે છે. પ્રભાવનું જ લક્ષણ જેનાથી છે. પુરુષનું જ કાળ હોવાનું કારણ કહે છે– '**प्रकृतेः इति**' (નિયંતારૂપે અને કાળરૂપે) એમ બે રીતે કહેવાનું કારણ– '**अन्तः इति।**' બાકીનું સમાન છે. આ પ્રમાણે પ્રકૃતિના ચોવીસ પ્રકાર છે. જીવ અને ઈશ્વરનું ઐક્ય કહેવાની ઈચ્છાથી પચ્ચીસ તત્ત્વો થાય તથા તે બન્નેનો ભેદ કહેવાની ઈચ્છાથી છવ્વીસ તત્ત્વો થાય. (એક જ તત્ત્વ પુરુષ પણ છે અને કાળ પણ છે. તે પ્રમાણે પચ્ચીસ તત્ત્વો થાય, કાળને પુરુષનો પ્રભાવ ગણીએ તો પણ તત્ત્વોની સંખ્યા પચ્ચીસ જ રહે છે.) ॥ ૧૮ ॥

इदानीं तत्त्वानामुत्पत्तिपूर्वकं लक्षणान्याह— **दैवादित्यादिना।**

**दैवात्क्षुभितधर्मिण्यां स्वस्यां योनौ परः पुमान्।**
**आधत्त वीर्यं साऽसूत महत्तत्त्वं हिरणमयम्॥ १९**

एतान्यसंहत्येत्यतः प्राक्तनेन ग्रन्थेन। तत्र चित्तस्योत्पत्तिपूर्वकं लक्षणमाह चतुर्भिः। दैवाज्जीवादृष्टात्क्षुभिता धर्मा गुणा यस्याः। योनावभिव्यक्तिस्थाने प्रकृतौ। वीर्यं चिच्छक्तिम्। सा प्रकृतिर्महत्तत्त्वमसूत। महतः स्वरूपमाह— हिरणमयं प्रकाशबहुलम्॥ १९॥

**विश्वमात्मगतं व्यञ्जन्कूटस्थो जगदंकुरः।**
**स्वतेजसाऽपिबत्तीव्रमात्मप्रस्वापनं तमः॥ २०**

विश्वमहङ्कारादिप्रपञ्चम्। आत्मगतं स्वस्मिन् सूक्ष्मरूपेण स्थितं व्यञ्जन्प्रकटयन् महांस्तीव्रं प्रलयकालीनं तमोऽपिबत्। कूटस्थो लयविक्षेप-शून्यः। कथम्भूतं तमः। आत्मानं प्रस्वापयति प्रच्छादयतीति तथा। यत्पूर्वं प्रलयसमये महान्तं प्रकृतौ विलापयामासेत्यर्थः ॥ २०॥

**सुबोधिनी—**स हि महान् सर्वजगत्प्रसवहेतुः, विश्वाधारत्वं तस्य लक्षणम्। ब्रह्माण्डस्याऽप्यंशतो भवतीति कूटस्थ इत्युक्तम्। प्रकृतिव्युदासार्थम्— जगदङ्कुर इति। यथा वृक्षस्य प्रथमावस्था अङ्कुरः, तथा जगतः। स हि विश्वमात्मगतं व्यनक्ति। तत् किं कुर्वन्नित्याकाङ्क्षायामाह—स्वतेजसा आत्म-

હવે તત્ત્વોની ઉત્પત્તિ પ્રમાણે લક્ષણો કહે છે— **'दैवात् इत्यादिना।'**

જીવના અદૃષ્ટથી જેના ગુણો ક્ષોભ પામ્યા તેવી પોતાની અભિવ્યક્તિના સ્થાનરૂપ પ્રકૃતિમાં પરમ પુરુષે ચિત્‌શક્તિનું આધાન કર્યું, જેથી તે પ્રકૃતિએ સુવર્ણમય એવું અત્યન્ત પ્રકાશિત મહત્તત્ત્વ ઉત્પન્ન કર્યું. ॥ ૧૯ ॥

જ્યારે આ મહદાદિ તત્ત્વો ભેગાં થયા વિના રહ્યાં હતાં ત્યારે (શ્લોક ૫૦) એમ પછીના ગ્રંથ વડે કહે છે, તેમાં ચિત્તની ઉત્પત્તિ સાથે ચાર શ્લોકો વડે તેનું લક્ષણ કહે છે. **'दैवात्'** જીવના અદૃષ્ટથી ક્ષોભ પામ્યા છે **'धर्माः'** ગુણો જેના, **'योनौ'** પોતાની અભિવ્યક્તિના સ્થાનરૂપ યોનિમાં– પ્રકૃતિમાં, **'वीर्यम्'** ચૈતન્યશક્તિનું (આધાન કર્યું). **'सा'** તે પ્રકૃતિએ મહત્‌તત્ત્વને જન્મ આપ્યો. મહત્‌નું સ્વરૂપ કહે છે– **'हिरणमयम्'** અત્યન્ત પ્રકાશવાળા, સુવર્ણમય મહત્‌તત્ત્વને ॥ ૧૯ ॥

પોતાનામાં રહેલા વિશ્વને પ્રકટ કરવા માટે જગતના અંકુર એવા નિર્વિકાર મહત્તત્ત્વે પોતાનો લય કરાવનાર તીવ્ર અંધકારનું પોતાના તેજથી પાન કર્યું. ॥ ૨૦ ॥

**'विश्वम्'** અંહકાર વગેરે પ્રપંચરૂપ વિશ્વને, **'आत्मगतम्'** પોતાનામાં સૂક્ષ્મરૂપે રહેલા (જગતને) **'व्यञ्जन्'** પ્રકટ કરવા માટે મહત્તત્ત્વે પ્રલયકાળના તીવ્ર અંધકારનું પાન કર્યું. **'कूटस्थः'** લય-વિક્ષેપ વગરનું– કેવો અંધકાર? પોતાનો લય કરાવે, સ્વરૂપનું આચ્છાદન કરાવે, તેવો અંધકાર, કે જે અંધકારે મહત્તત્ત્વને પૂર્વે પ્રલયસમયે પ્રકૃતિમાં વિલીન કર્યું હતું, એમ અર્થ છે. ॥ ૨૦ ॥

આ જ મહત્તત્ત્વ સંપૂર્ણ વિશ્વની ઉત્પત્તિનું કારણ છે. બ્રહ્માંડના આધાર હોવું એ તેનું લક્ષણ છે. બ્રહ્માંડ પણ તેના અંશથી થાય છે, તેથી તેને કૂટસ્થ કહે છે. પ્રકૃતિથી ભિન્ન કરવા માટે કહે છે– જેમ વૃક્ષની પ્રથમ અવસ્થા અંકુર છે, તેમ જગતની પ્રથમ અવસ્થા મહત્તત્ત્વ છે, તે જ પોતાનામાં રહેલા વિશ્વને વ્યક્ત કરે છે. તે કેવી રીતે કરે છે તેવી અપેક્ષા માટે કહે છે–

प्रस्वापनं तमः पिबन्निति। येन तमसा पूर्वं महत्तत्त्वं प्रस्वापितं लयं प्रापितमासीत्, तन्मूलभूतं तमः महत्तत्त्वेन पीयते, अन्यथा जगत् केनापि प्रकारेण नाऽभिव्यक्तं स्यात्। अस्य महत्तत्त्वस्य माहात्म्य-त्रयमुक्तम्—जगत्प्रकाशकत्वेन, जगज्जनकत्वेन, अतिसमर्थतमोनाशकत्वेन च। त्रीण्यप्येतानि लक्षणानि कारणगुणत्रयसूचकानि सात्त्विकराजसतामसानि क्रमेणैव।

प्रसङ्गाच्चतुर्व्यूहोपासनामाह—**यत्तदिति**।

**यत्तत्सत्त्वगुणं स्वच्छं शान्तं भगवतः पदम्।**
**यदाहुर्वासुदेवाख्यं चित्तं तन्महदात्मकम्॥ २१**

सर्वागमप्रसिद्धत्वमाह। स्वच्छं विशदम्। शान्तं रागादिरहितम्। भगवतः पदमुपलब्धिस्थानम्। अत एव वासुदेवाख्यं यदाहुः। अयमर्थः- अधिभूतरूपेण तस्यैव महानिति संज्ञा, अध्यात्मरूपेण चित्तमिति, उपास्यरूपेण वासुदेव इति, अधिष्ठाता तु तस्य क्षेत्रज्ञः।

एवमहङ्कारे सङ्कर्षण उपास्यः, रुद्रोऽधिष्ठाता, मनस्यनिरुद्ध उपास्यः, चन्द्रोऽधिष्ठाता, बुद्धौ प्रद्युम्न उपास्यः, ब्रह्माधिष्ठातेति ज्ञातव्यम्॥ २१॥

**विजय.—**

महत्तत्त्वगतो योऽसौ वासुदेवाभिधो हरिः।
स चित्तजनकः प्रोक्तः प्राणिनां हि पृथक् पृथक्॥

इति वचनात् न चित्तस्य वासुदेवादन्यो जनकोऽस्तीति ज्ञायते।

**स्वच्छत्वमविकारित्वं शान्तत्वमिति चेतसः।**
**वृत्तिभिर्लक्षणं प्रोक्तं यथाऽपां प्रकृतिः परा॥ २२**

પોતાના તેજથી, પોતાનો લય કરાવનારા અંધકારનું પાન કરીને જે અંધકારથી પૂર્વે મહત્તત્ત્વ લયને પ્રાપ્ત થયું હતું, તે મૂળભૂત અંધકાર મહત્તત્ત્વ દ્વારા પાન કરવામાં આવ્યો, નહીં તો જગત કોઈ પણ રીતે અભિવ્યક્ત થયું ન હોત. આ મહત્તત્ત્વનાં ત્રણ માહાત્મ્ય કહેવાયાં છે– જગતના પ્રકાશકરૂપે, જગતના સર્જકરૂપે તથા અત્યંત ગાઢ અંધકારનો નાશ કરનારરૂપે હોવાથી આ ત્રણેય લક્ષણો કારણરૂપ એવા સત્ત્વ, રજસ્ અને તમસ્, એમ ત્રણ ગુણોનું સૂચન કરે છે.

પ્રસંગોપાત્ત ચતુર્વ્યૂહની ઉપાસના કહે છે— **'यत्-तत् इति।'**

જે સત્ત્વગુણમય, સ્વચ્છ, શાન્ત, ભગવાનની પ્રાપ્તિનું સ્થાન તથા જેને વાસુદેવ નામે કહે છે, તે ચિત્ત મહત્તત્ત્વનું સ્વરૂપ છે. ॥ ૨૧ ॥

(જે અને તે– એમ કહીને) સર્વ શાસ્ત્રોમાં પ્રસિદ્ધ છે, એમ કહે છે. **'स्वच्छम्'** સ્વચ્છ, વિશદ, સ્પષ્ટ; **'शान्तम्'** રાગ-દ્વેષ વગેરેથી રહિત; ભગવાનની **'पदम्'** પ્રાપ્તિનું સ્થાન, આથી જ જે વાસુદેવ નામથી કહેવાય છે. નીચે પ્રમાણે અર્થ છે– અધિભૂતસ્વરૂપે ઇન્દ્રિયોના ગોલકના અધિષ્ઠાનરૂપે તે ચિત્તને જ મહત્તત્ત્વ કહે છે. અધ્યાત્મસ્વરૂપે ઇન્દ્રિયસ્વરૂપે ચિત્ત કહે છે. ઉપાસ્યરૂપે વાસુદેવ કહે છે. તે ચિત્તના અધિષ્ઠાતા ક્ષેત્રજ્ઞ છે.

આ જ પ્રમાણે અહંકારમાં સંકર્ષણ ઉપાસ્ય છે અને રુદ્ર અધિષ્ઠાતા છે. મનમાં અનિરુદ્ધ ઉપાસ્ય છે અને ચન્દ્ર અધિષ્ઠાતા છે તથા બુદ્ધિમાં પ્રદ્યુમ્ન ઉપાસ્ય છે અને બ્રહ્મા અધિષ્ઠાતા છે, તેમ જાણવા યોગ્ય છે. ॥ ૨૧ ॥

'મહત્તત્ત્વમાં રહેલા આ વાસુદેવ નામના જે શ્રીહરિ છે, તે જુદાં જુદાં પ્રાણીઓનાં ચિત્તને ઉત્પન્ન કરનારા કહેવાય છે.' એ વચન પ્રમાણે વાસુદેવ ભગવાન સિવાય અન્ય કોઈ ચિત્તના સર્જક નથી, એમ જ્ઞાન થાય છે.

જેવી રીતે જળની મૂળ અવસ્થા (સ્વચ્છ, વિકારરહિત અને શાન્ત) હોય છે, તેમ સ્વચ્છત્વ, અવિકારિત્વ અને શાન્તત્વ– એ પ્રમાણે ચિત્તના સ્વાભાવિક ધર્મો વડે તેનું સ્વરૂપ કહેવામાં આવ્યું છે. ॥ ૨૨ ॥

स्वच्छत्वं भगवद्बिम्बग्राहित्वम्। अविकारित्वं लयविक्षेपराहित्यम्। अपां प्रकृतिः फेनतरङ्गादिरहितावस्था। परा भूसंसर्गात्प्राक्तनी सा यथा मधुरा स्वच्छा शान्ता च तद्वदित्यर्थः॥ २२॥

अहङ्कारस्योत्पत्तिपूर्वकं लक्षणमाह—**महत्तत्त्वादिति** चतुर्भिः।

**महत्तत्वाद्विकुर्वाणाद्भगवद्वीर्यसम्भवात्।**
**क्रियाशक्तिरहङ्कारस्त्रिविधः समपद्यत॥ २३**

क्रियासु शक्तिर्यस्य स क्रियाशक्तिः॥ २३॥

**दीपिनी**—क्रियासु मनआद्युत्पादनरूपासु।

**वंशीधरी**—क्रियाशक्तिरित्युपलक्षणं ज्ञानशक्तिद्रव्यशक्त्योः।

त्रैविध्यमाह—**वैकारिक** इति।

**वैकारिकस्तैजसश्च तामसश्च यतो भवः।**
**मनसश्चेन्द्रियाणां च भूतानां महतामपि॥ २४**

तस्य कार्यमाह। यतो यस्मान्मनआदीनां भव उत्पत्तिः॥ २४॥

**वीर.**—यतः त्रिविधाहङ्कारान्मनसः इन्द्रियाणां ज्ञानकर्मोभयेन्द्रियाणां महतां भूतानामाकाशादीनामपि-शब्दाच्छब्दादितन्मात्राणां च भव उत्पत्तिः मनआदीनां कारणमित्यर्थः।

तस्मिन्नुपास्यव्यूहमाह—**सहस्रशिरसमिति**।

**'स्वच्छत्वम्'** ભગવાનના બિમ્બને ગ્રહણ કરવાપણું, **'अविकारित्वम्'** લય અને વિક્ષેપથી રહિતપણું, **'अपां प्रकृतिः'** જળની ફીણ, તરંગ વગેરે વિનાની અવસ્થા, **'परा'** ભૂમિના સંસર્ગ પહેલાંની જળની જે અવસ્થા હોય, જેમ મધુર, સ્વચ્છ અને શાન્ત જળની અવસ્થા હોય, તેમ ચિત્તની અવસ્થા સ્વચ્છ, અવિકારી અને શાન્ત હોય છે.॥ ૨૨ ॥

અહંકારની ઉત્પત્તિસહિત તેનું સ્વરૂપ ચાર શ્લોકોથી સમજાવે છે— **'महत्-तत्त्वात् इति।'**

ભગવાનની ચૈતન્યશક્તિમાંથી ઉત્પન્ન થયેલા મહત્તત્ત્વ વિકાર પામતાં, તેમાંથી ક્રિયાશક્તિવાળો ત્રણ પ્રકારનો (સાત્ત્વિક, રાજસ અને તામસ) અહંકાર ઉત્પન્ન થયો. ॥ ૨૩ ॥

ક્રિયાઓમાં જેની શક્તિ છે તે ક્રિયાશક્તિ ॥ ૨૩ ॥

મન વગેરે ઉત્પન્ન કરવાની ક્રિયાઓમાં (જેની શક્તિ છે તે ક્રિયાશક્તિ).

ક્રિયાશક્તિ એ જ્ઞાનશક્તિ અને દ્રવ્યશક્તિનું ઉપલક્ષણ છે.

ત્રણ પ્રકારના અહંકારનું વર્ણન કરે છે— **'वैकारिकः इति।'**

વૈકારિક, તૈજસ અને તામસ અહંકાર ઉત્પન્ન થયો, જેમાંથી મનની, ઇન્દ્રિયોની, પંચમહાભૂતોની તથા તન્માત્રાઓની પણ ઉત્પત્તિ થઈ. ॥ ૨૪ ॥

તેનું કાર્ય કહે છે. **'यतः'** જે અંહકારમાંથી મન વગેરેની **'भवः'** ઉત્પત્તિ થઈ. ॥ ૨૪ ॥

જે ત્રણ પ્રકારના અહંકારમાંથી મનની, ઇન્દ્રિયોની–જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયોની, આકાશ, વાયુ, અગ્નિ, જળ, પૃથ્વી– પંચમહાભૂતોની અને **'अपि'** શબ્દથી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ– તન્માત્રાઓની પણ ઉત્પત્તિ થાય છે, જે અહંકાર મન વગેરેનું કારણ છે, એમ અર્થ છે.

તે અહંકારમાં ઉપાસના કરવા યોગ્ય મૂર્તિનો પ્રકાર કહે છે — **'सहस्रशिरसम् इति।'**

**सहस्त्रशिरसं साक्षाद्यमनन्तं प्रचक्षते।**
**सङ्कर्षणाख्यं पुरुषं भूतेन्द्रियमनोमयम्॥ २५**
॥ २५ ॥

**बा.प्र.**—यमहङ्कारं सहस्त्रशिरसं सहस्त्रफणं अनन्तमनादिनिधनं सङ्कर्षणाख्यं भूतादीनां कारणभूतं पुरुषं प्रचक्षते वदन्तीत्यन्वयः।

लक्षणमाह—**कर्तृत्वमिति।**

**कर्तृत्वं करणत्वं च कार्यत्वं चेति लक्षणम्।**
**शान्तघोरविमूढत्वमिति वा स्यादहंकृतेः॥ २६**

कर्तृत्वं देवतादिरूपेण। करणत्वमिन्द्रियरूपेण। कार्यत्वं भूतरूपेण। शान्तत्वादिकं तु तत्तत्–कारणगुणत्रयरूपेण॥ २६॥

मनस उत्पत्तिपूर्वकं लक्षणमाह—**वैकारिकादिति** द्वाभ्याम्।

**वैकारिकाद्विकुर्वाणान्मनस्तत्त्वमजायत ।**
**यत्सङ्कल्पविकल्पाभ्यां वर्तते कामसम्भवः॥ २७**

**यद्विदुर्ह्यनिरुद्धाख्यं हृषीकाणामधीश्वरम्।**
**शारदेन्दीवरश्यामं संराध्यं योगिभिः शनैः॥ २८**

सङ्कल्पश्चिन्तनम्, विकल्पो विशेषचिन्तनम्। यस्य मनसः सङ्कल्पविकल्पाभ्यां कामसम्भवो वर्तत इति कामरूपा वृत्तिर्लक्षणत्वेनोक्ता, न तु प्रद्युम्नव्यूहोत्पत्तिः, तस्य सङ्कल्पादिकार्यत्वाभावात्, उपास्यव्यूहस्य चानिरुद्धस्योक्तेः ॥ २७॥

शारदं शरत्कालीनमिन्दीवरं नीलोत्पलं तदिव श्यामम्। यच्छनैः संराध्यं वशीकर्तुं योग्यम्, दुर्ग्रहत्वात्॥ २८॥

પંચમહાભૂતો, ઈન્દ્રિયો(ના દેવતાઓ) તથા મન– આ સર્વતત્ત્વમય અહંકારને હજાર મસ્તકોવાળા, આદિ અને અંતરહિત સાક્ષાત્ સંકર્ષણ નામના પુરુષ તરીકે કહેવામાં આવે છે. ॥ ૨૫ ॥૨૫ ॥

જે સહસ્ર ફણાઓવાળા આદિ અને અન્તરહિત-અનન્ત– ભૂતાદિના કારણરૂપ અહંકારને સંકર્ષણ નામના પુરુષ તરીકે કહે છે, એમ અન્વય છે.

અહંકારનું લક્ષણ કહે છે– **'कर्तृत्वम् इति।'**

(ઈન્દ્રિયોના દેવતારૂપે) કર્તાપણું, (ઈન્દ્રિયોરૂપે) કરણપણું, (પંચમહાભૂતોરૂપે) કાર્યપણું અથવા (સત્ત્વાદિ ગુણો જેમના કારણરૂપે છે, તેવા) શાન્તત્વ, ઘોરત્વ અને વિમૂઢત્વ– અહંકારનું લક્ષણ છે. ॥ ૨૬ ॥

ઈન્દ્રિયોના દેવતા વગેરેરૂપે કર્તૃત્વ, ઈન્દ્રિયરૂપે કરણત્વ તથા પંચમહાભૂતોરૂપે કાર્યત્વ છે. શાન્તત્વનું કારણ સાત્ત્વિક ગુણ છે, ઘોરત્વનું કારણ રાજસ ગુણ છે તથા મૂઢત્વનું કારણ તામસ ગુણ છે. ॥ ૨૬ ॥

મનની ઉત્પત્તિસહિત તેનું લક્ષણ બે શ્લોકોથી કહે છે– **'वैकारिकात् इति।'**

વિકાર પામેલા સાત્ત્વિક અહંકારમાંથી મન નામનું તત્ત્વ ઉત્પન્ન થયું, જે મનના સંકલ્પ-વિકલ્પથી કામનાઓ ઉત્પન્ન થાય છે. ॥ ૨૭ ॥

જે મનને ઈન્દ્રિયોના અધીશ્વર, શરદઋતુના નીલકમળ જેવા શ્યામ તથા યોગીઓ દ્વારા ધીમે ધીમે વશ કરવા યોગ્ય 'અનિરુદ્ધ' નામથી કહે છે. ॥ ૨૮ ॥

**'सङ्कल्पः'** ચિન્તન, **'विकल्पः'** વિશેષચિન્તન– જે મનમાં સંકલ્પ-વિકલ્પથી કામની ઉત્પત્તિ થાય છે, તે કામરૂપ વૃત્તિ લક્ષણરૂપે કહેવામાં આવી છે. પ્રદ્યુમ્ન વ્યૂહની ઉત્પત્તિ નથી કહેવામાં આવી કારણ કે તેમાં સંકલ્પાદિ કાર્યનો અભાવ છે તેથી ઉપાસનાયોગ્ય અનિરુદ્ધવ્યૂહ કહેવામાં આવ્યો છે. ॥ ૨૭ ॥

**'शारदम्'** શરદઋતુના **'इन्दीवरम्'** નીલકમળ જેવા શ્યામ, જે ધીમે ધીમે **'संराध्यम्'** વશ કરવા યોગ્ય છે, કારણ કે તે વશ કરવા કઠિન છે. ॥ ૨૮ ॥

बुद्धेरुत्पत्तिपूर्वकं लक्षणमाह—**तैजसादिति** द्वाभ्याम्।

**तैजसात्तु विकुर्वाणाद्बुद्धितत्त्वमभूत्सति।**
**द्रव्यस्फुरणविज्ञानमिन्द्रियाणामनुग्रहः ॥ २९**

हे सति। द्रव्यस्फुरणरूपं विज्ञानमिति चित्तव्यावृत्त्यर्थमुक्तम्। इन्द्रियाणामनुग्रह इति सविकल्पज्ञाने। हृषीकाणामधीश्वरमिति यदुक्तं तत्तु निर्विकल्पज्ञाने॥ २९॥

**दीपिनी**—'सविकल्पकज्ञाने' नामजातिगुणक्रिया-लक्षणचतुर्विधविशेषणावगाहिनि ज्ञाने इन्द्रियाणामनुग्रहो वृत्तितः कार्यद्वारा बुद्धेर्लक्षणं भवति। निर्विकल्पके ज्ञाने नामजात्यादियोजनाशून्ये निष्प्रकारके ज्ञाने मनसोऽनुग्रह इति न लक्षणसाङ्कर्य्यमित्यर्थः।

**वंशीधरी**—बुद्ध्या विनेन्द्रियाणि न प्रवर्तितुं शक्नुवन्तीत्यर्थः। यद्यपि चित्ताहङ्कारमनांस्यपी-न्द्रियानुग्राहकाणि, तथापि बुद्ध्या तदनुग्रहविशेषो ज्ञेयः। तथा हिशब्दं श‍ृणोमीत्यत्र प्रथमं चित्तेन चेतनामात्रं निधीयते, बुद्ध्या शब्दोऽयमिति स्फूर्त्तिः, मनसा शब्दे जिघृक्षाऽहङ्कारेण तत्र स्वाभिमानार्पण-मिति भेदः।

**संशयोऽथ विपर्यासो निश्चयः स्मृतिरेव च।**
**स्वाप इत्युच्यते बुद्धेर्लक्षणं वृत्तितः पृथक्॥ ३०**

બુદ્ધિની ઉત્પત્તિ સહિત લક્ષણ બે શ્લોકો દ્વારા કહે છે— **'तैजसात् इति।'**

હે સતી, વિકાર પામતા રાજસ અહંકારમાંથી બુદ્ધિતત્ત્વ ઉત્પન્ન થયું. વસ્તુનું સ્ફુરણરૂપ વિજ્ઞાન (પદાર્થોના પ્રકાશરૂપ વિજ્ઞાન) તથા (ઘટ-પટાદિ સવિકલ્પજ્ઞાન પ્રાપ્ત કરવામાં) ઇન્દ્રિયોની અનુગ્રાહકતા, (આ બન્ને બુદ્ધિનાં લક્ષણ છે.) ॥ ૨૯ ॥

હે સતી માતા દેવહૂતિ, વસ્તુનું સ્ફુરણરૂપ વિજ્ઞાન ચિત્તથી અલગ પાડવા માટે કહે છે. (ચિત્તમાં પદાર્થનું સ્ફુરણ થતું નથી.) (ઘટ-પટ વગેરે) સવિકલ્પ જ્ઞાનમાં ઇન્દ્રિયોની અનુગ્રાહકતા (આ બન્ને બુદ્ધિનાં લક્ષણ છે). ઇન્દ્રિયોના અધિષ્ઠાતા, એમ જે કહેવામાં આવ્યું છે, તે તો નિર્વિકલ્પ જ્ઞાન માટે છે. ॥ ૨૯ ॥

નામ, જાતિ, ગુણ અને ક્રિયારૂપ ચાર પ્રકારનાં વિશિષ્ટ લક્ષણની સમજ આપતા સવિકલ્પ જ્ઞાનમાં બુદ્ધિ ઇન્દ્રિયોને મદદ કરે છે; એ રીતે કાર્ય દ્વારા બુદ્ધિનું લક્ષણ થાય છે. નિર્વિકલ્પ જ્ઞાનમાં નામ, જાતિ વગેરેની યોજના વિના કોઈ પણ પ્રકારના ન હોય તેવા જ્ઞાનમાં મન સહાય કરે છે. આમ, (બન્નેનાં) લક્ષણોનું સમ્મિશ્રણ નથી, એમ અર્થ છે.

બુદ્ધિ વિના ઇન્દ્રિય સક્રિય થવા માટે સમર્થ નથી, એમ અર્થ છે. જો કે ચિત્ત, અહંકાર અને મન પણ ઇન્દ્રિયોના સહાયકો છે, છતાં પણ બુદ્ધિની સહાય ઇન્દ્રિયોને વિશેષતઃ હોય છે, તેમ સમજવું. તે જ અનુસાર 'હું શબ્દ સાંભળું છું', એમ અહીં પ્રથમ ચિત્તથી માત્ર ચેતનાની સ્થાપના થાય છે. બુદ્ધિથી 'આ અવાજ થાય છે' એમ જ્ઞાન થાય છે. મનથી શબ્દને ગ્રહણ કરવાની ઇચ્છા થાય છે અને અહંકારથી 'હું શબ્દ સાંભળું છું' તેમાં અભિમાનનું અર્પણ થાય છે— આ પ્રમાણે ભેદ છે.

વળી સંશય, વિપર્યાસ (મિથ્યા જ્ઞાન), નિશ્ચય, સ્મૃતિ અને નિદ્રા— એમ જુદી જુદી વૃત્તિઓથી બુદ્ધિનું લક્ષણ કહેવાય છે. ॥ ૩૦ ॥

द्रव्यस्फुरणस्यैव प्रपञ्चः संशयादिः। विपर्यासो मिथ्याज्ञानम्। निश्चयः प्रमाणज्ञानम्। स्वापो निद्रा। 'प्रमाणविपर्ययविकल्पनिद्रास्मृतयः' इति पातञ्जलोक्तेः ॥ ३० ॥

इन्द्रियाणामुत्पत्तिमाह।

**तैजसानीन्द्रियाण्येव क्रियाज्ञानविभागशः।**
**प्राणस्य हि क्रियाशक्तिर्बुद्धेर्विज्ञानशक्तिता ॥ ३१**

तैजसानि तैजसाहङ्काराज्जातानि। ज्ञानेन्द्रियाणां वैकारिकत्वशङ्का निवृत्त्यर्थमेवकारः। द्विविधान्यपीन्द्रियाणि तैजसान्येवेत्यन्वयः। तत्र हेतुः— प्राणस्येति। हि यस्मात्प्राणस्य क्रियाशक्तिर्बुद्धेश्च विज्ञानशक्तिता। अतः प्राणस्य तैजसत्वात्त्क्रियाशक्तिमतामिन्द्रियाणां तैजसत्वम्। तथा बुद्धेस्तैजसत्वात्तदीयज्ञानशक्तिमतामपीन्द्रियाणां तैजसत्वमित्यर्थः ॥ ३१ ॥

*__दीपिनी__—वैकारिकत्वशङ्केति। यद्यपि साङ्ख्यनये ज्ञानेन्द्रियाणां वैकारिकत्वमेव तथापि सविकल्पकज्ञानत्वेन रजःप्रचुरत्वात् तैजसत्वमेवेति भगवतो मतमित्यर्थः।

तन्मात्रोत्पत्तिपूर्वकमाकाशादिमहाभूतोत्पत्तिं तल्लक्षणं चाह—**तामसादिति** पञ्चदशभिः।

**तामसाच्च विकुर्वाणाद्भगवद्वीर्यचोदितात्।**
**शब्दमात्रमभूत्तस्मान्नभः श्रोत्रं तु शब्दगम् ॥ ३२**

વસ્તુના સ્ફુરણરૂપ વિજ્ઞાનનો જ સંશય વગેરે વિસ્તાર છે. '**विपर्यासः**' મિથ્યાજ્ઞાન, '**निश्चयः**' પ્રમાણ જ્ઞાન, '**स्वापः**' નિદ્રા, 'પ્રમાણ (સત્યજ્ઞાન), મિથ્યાજ્ઞાન, વિકલ્પ, નિદ્રા, સ્મૃતિ' (એ પાંચ પ્રકારની વૃત્તિઓ છે.) એમ પાતંજલ યોગદર્શનમાં કહ્યું છે. (પા.યો.૧/૬.)॥ ૩૦ ॥

ઇન્દ્રિયોની ઉત્પત્તિ વિષે કહે છે.

કર્મેન્દ્રિયો અને જ્ઞાનેન્દ્રિયો – એમ બે પ્રકારની ઇન્દ્રિયો રાજસ અહંકારમાંથી જ ઉત્પન્ન થયેલી છે તેથી તૈજસ છે, કારણ કે પ્રાણની ક્રિયાશક્તિ છે અને બુદ્ધિની વિજ્ઞાનશક્તિ છે. ॥ ૩૧ ॥

'**तैजसानि**' રાજસ અહંકારમાંથી ઉત્પન્ન થયેલી છે. (જ્ઞાનેન્દ્રિયો સાત્ત્વિક અહંકારમાંથી ઉત્પન્ન થયેલી નથી, પરંતુ રાજસ અહંકારમાંથી જ ઉત્પન્ન થયેલી છે.) જ્ઞાનેન્દ્રિયો સાત્ત્વિકઅહંકારરૂપ હોવાની શંકાનું નિવારણ કરવા માટે '**एव**' કાર છે. બેય પ્રકારની ઇન્દ્રિયો તૈજસ જ છે, એમ સંબંધ જોડવો. તે માટે કારણ આપે છે– '**प्राणस्य इति।**' '**हि**' કારણ કે પ્રાણની ક્રિયાશક્તિ છે અને બુદ્ધિની વિજ્ઞાનશક્તિ છે. આથી પ્રાણ રાજસ હોવાથી તેની ક્રિયાશક્તિવાળી ઇન્દ્રિયો પણ રાજસ જ છે તેમ જ બુદ્ધિ પણ રાજસ હોવાથી તેની જ્ઞાનશક્તિવાળી ઇન્દ્રિયો પણ રાજસ જ છે, એમ અર્થ છે. ॥ ૩૧ ॥

જ્ઞાનેન્દ્રિયો સાત્ત્વિક હોવાની શંકા માટે કહે છે– જો કે સાંખ્યશાસ્ત્રમાં જ્ઞાનેન્દ્રિયો સાત્ત્વિક હોવા છતાં પણ સવિકલ્પજ્ઞાનવાળી હોવાથી તેમાં રજસ્‌નું પ્રાચુર્ય છે તેથી તે રાજસ છે, એમ કપિલ ભગવાનનો મત છે, એમ અર્થ છે.

તન્માત્રાઓની ઉત્પત્તિસહિત આકાશાદિ પંચમહાભૂતોની ઉત્પત્તિ તથા તેનું લક્ષણ પંદર શ્લોકો વડે કહે છે — '**तामसात् इति।**'

આ જ પ્રમાણે ભગવાનના વીર્યથી પ્રેરણા પામેલો તામસ અહંકાર વિકાર પામતાં તેમાંથી શબ્દતન્માત્રાની ઉત્પત્તિ થઈ. તેમાંથી આકાશ તથા શબ્દને ગ્રહણ કરનારી શ્રોત્રેન્દ્રિય ઉત્પન્ન થઈ. ॥ ૩૨ ॥

श्रोत्रं तु शब्दगमित्यादिभिर्विषयोत्पत्त्यनन्तरं तत्सम्बन्धमात्रं कथ्यते न तूत्पत्तिः। प्रागेवोत्पन्नत्वात्। शब्दं गच्छति प्राप्नोतीति शब्दगम् ॥ ३२ ॥

શ્રોત્રેન્દ્રિય તો શબ્દનું જ્ઞાન કરાવનારી છે વગેરે દ્વારા વિષયોની ઉત્પત્તિ પછી તેનો (શબ્દાદિ વિષયોનો અને શ્રોત્રાદિ ઈન્દ્રિયોનો) સમ્બન્ધ જ કહે છે પણ ઉત્પત્તિ નથી કહી કારણ કે ઉત્પત્તિ તો પહેલાં જ થયેલી છે. શબ્દને ગ્રહણ કરે તે '**शब्दगम्**' છે. ॥ ૩૨ ॥

शब्दस्य लक्षणमाह।

**अर्थाश्रयत्वं शब्दस्य द्रष्टुर्लिङ्गत्वमेव च।**
**तन्मात्रत्वं च नभसो लक्षणं कवयो विदुः॥ ३३**

શબ્દનું લક્ષણ કહે છે.

અર્થના પ્રકાશક થવું, (દીવાલની પાછળ રહેલા) દ્રષ્ટાનું જ્ઞાન કરાવવું તથા આકાશનું સૂક્ષ્મસ્વરૂપ હોવું, એ શબ્દનું લક્ષણ છે, એમ કવિઓ કહે છે. ॥ ૩૩ ॥

अर्थाश्रयत्वमर्थवाचकत्वम्। द्रष्टुर्लिङ्गत्वं कुड्यान्तरितस्य वक्तुर्ज्ञापकत्वम्। तदुक्तम्— 'लिङ्गं यद्द्रष्टृदृश्ययो' रिति। नभसस्तन्मात्रत्वं सूक्ष्मत्वं शब्दस्य लक्षणमित्यन्वयः॥ ३३॥

'**अर्थ-आश्रयत्वम्**' અર્થનો આધાર હોવાપણું, અર્થનો પ્રકાશ કરવો, '**द्रष्टुः लिङ्गत्वम्**' ભીંતની પાછળ રહેલા વક્તાને જણાવનાર હોવું; તે જ કહેવામાં આવ્યું છે– 'દ્રષ્ટા અને દૃશ્યનું જ્ઞાન કરાવનાર' (શ્રીમદ્ ભા.૨/૫/૨૫). આકાશનું '**तन्मात्रत्वम्**' સૂક્ષ્મત્વ એ શબ્દનું લક્ષણ છે, એમ અન્વય છે. ॥ ૩૩ ॥

नभसो लक्षणमाह—**भूतानामिति**।

**भूतानां छिद्रदातृत्वं बहिरन्तरमेव च।**
**प्राणेन्द्रियात्मधिष्ण्यत्वं नभसो वृत्तिलक्षणम्॥ ३४**

આકાશનું લક્ષણ કહે છે— '**भूतानाम् इति।**'

પ્રાણીઓને અવકાશ આપનાર, બહાર અને અંદર એવા વ્યવહારના સ્થાનરૂપ તથા પ્રાણ, ઈન્દ્રિય, મનના આશ્રયરૂપ થવું, એમ આકાશનું કાર્યરૂપ લક્ષણ છે. ॥ ૩૪ ॥

छिद्रदातृत्वमवकाशदातृत्वम्। बहिरन्तर्व्यवहारास्पदत्वम्। आत्मा मनः। प्राणादीनां धिष्ण्यत्वमाश्रयत्वं नाड्यादिच्छिद्ररूपेण। वृत्तिः कार्यमेव लक्षणं वृत्तिलक्षणम्। एवमुत्तरत्राप्येकेन श्लोकेन तन्मात्रमहाभूतयोरुत्पत्तिः। द्वितीयेन तन्मात्रलक्षणम्। तृतीयेन महाभूतलक्षणमित्यनुसन्धेयम्॥ ३४॥

'**छिद्रदातृत्वम्**' અવકાશ આપનાર, બહાર અને અંદર વ્યવહારના સ્થાનરૂપ, '**आत्मा**' મન, પ્રાણ વગેરેના '**धिष्ण्यत्वम्**' આશ્રયરૂપ નાડી વગેરેનાં છિદ્રરૂપે, '**वृत्तिः**' કાર્ય એ જ લક્ષણ, વૃત્તિરૂપ લક્ષણ, આ પ્રમાણે પછી પણ એક શ્લોક વડે તન્માત્રા અને મહાભૂતોની ઉત્પત્તિ કહી છે. બીજા શ્લોક વડે તન્માત્રાનું લક્ષણ કહે છે. ત્રીજા શ્લોકથી મહાભૂતોનું લક્ષણ કહે છે, એમ અનુસંધાન કરવા યોગ્ય છે. ॥ ૩૪ ॥

**नभसः शब्दतन्मात्रात्कालगत्या विकुर्वतः।**
**स्पर्शोऽभवत्ततो वायुस्त्वक् स्पर्शस्य च सङ्ग्रहः॥ ३५**

કાળની ગતિથી વિકાર પામતા શબ્દતન્માત્રાવાળા આકાશમાંથી સ્પર્શ તન્માત્રા ઉત્પન્ન થઈ તથા તેમાંથી વાયુ ઉત્પન્ન થયો. ત્વચા-ઈન્દ્રિય સ્પર્શ ગ્રહણ કરનારી છે. ॥ ૩૫ ॥

का सा त्वक्। स्पर्शस्य सङ्ग्रहः सम्यग्ग्रहणं यया। पुंस्त्वं नियतलिङ्गत्वात्। यद्वा स्पर्शस्य सङ्ग्रहस्ततो भवतीति शेषः। शब्दतन्मात्रादि-त्यादितन्मात्राणामुत्तरोत्तरान्वयार्थमुक्तम्॥ ३५ ॥

स्पर्शलक्षणमाह—**मृदुत्वमिति।**

**मृदुत्वं कठिनत्वं च शैत्यमुष्णत्वमेव च।**
**एतत्स्पर्शस्य स्पर्शत्वं तन्मात्रत्वं नभस्वतः॥ ३६**

स्पर्शत्वं स्वरूपलक्षणमित्यर्थः। नभस्वतो वायोस्तन्मात्रत्वं च॥ ३६ ॥

**चालनं व्यूहनं प्राप्तिर्नेतृत्वं द्रव्यशब्दयोः।**
**सर्वेन्द्रियाणामात्मत्वं वायोः कर्माभिलक्षणम्॥ ३७**

चालनं वृक्षशाखादेः। व्यूहनं मेलनं तृणादेः। प्राप्तिः संयोगो द्रव्यस्य गन्धवतो घ्राणं प्रति। तथा शैत्यादिमतः स्पर्शनं प्रति। शब्दस्य श्रोत्रं प्रति नेतृत्वम्। सर्वेन्द्रियाणामात्मत्वमुपोद्बलकत्वम्। कर्मणा कार्येणाभिलक्षणम्। भावे ल्युट्। कर्मैवाभिलक्षणमिति विग्रहे तु करणे॥ ३७॥

**वायोश्च स्पर्शतन्मात्राद्रूपं दैवेरितादभूत्।**
**समुत्थितं ततस्तेजश्चक्षू रूपोपलम्भनम्॥ ३८**

॥ ३८ ॥

તે ત્વચા શું છે? જે ત્વચા વડે સ્પર્શનું '**सङ्ग्रहः**' સુયોગ્ય ગ્રહણ થાય છે. ('**सङ्ग्रहः**' શબ્દ ત્વચાનું વિશેષણ હોવાથી તેનું સ્ત્રીલિંગ વિવક્ષિત છે, પરંતુ) '**सङ्ग्रहः**' શબ્દ પુલ્લિંગમાં છે, કારણ કે તે સ્વતંત્ર પ્રયોગમાં પુંસ્ત્વ ધરાવે છે. અથવા સ્પર્શનું સમ્યક્ ગ્રહણ તે ત્વચાથી થાય છે, એટલું શેષ છે. શબ્દતન્માત્રા વગેરેથી તન્માત્રાઓનો ઉત્તરોત્તર સંબંધ કહેવામાં આવ્યો છે.॥ ૩૫ ॥

સ્પર્શનું લક્ષણ કહે છે — '**मृदुत्वम् इति।**'

કોમળતા, કઠિનતા, શીતળતા અને ઉષ્ણતા— એ સ્પર્શનું સ્વરૂપલક્ષણ તથા સ્પર્શ એ વાયુની તન્માત્રા છે. ॥ ૩૬ ॥

'**स्पर्शत्वम्**' સ્પર્શપણું એટલે સ્પર્શનું સ્વરૂપ-લક્ષણ, એમ અર્થ છે. '**नभस्वतः**' વાયુનું સૂક્ષ્મ રૂપ અર્થાત્ તન્માત્રા ॥ ૩૬ ॥

હલાવવું, એકઠું કરવું, સંયોગ કરાવવો, દ્રવ્ય અને શબ્દને લઈ જવાં, સર્વ ઇન્દ્રિયોને સંજીવન કરવી — એ વાયુનું વૃત્તિરૂપ લક્ષણ છે. ॥ ૩૭ ॥

વૃક્ષની શાખા વગેરેને હલાવવી, '**व्यूहनम्**' તૃણ વગેરેને એકઠાં કરવાં, '**प्राप्तिः**' ગંધવાળા દ્રવ્યનો ઘ્રાણેન્દ્રિય સાથે સંયોગ કરાવવો તેમ જ શીતળતા વગેરેથી યુક્ત પદાર્થને સ્પર્શેન્દ્રિય પાસે લાવવો, શબ્દને શ્રોત્રેન્દ્રિય પાસે લાવવો, સર્વ ઇન્દ્રિયોને '**आत्मत्वम्**' સંજીવકત્વ આપવું. કાર્ય દ્વારા અહીં લક્ષણ આપેલ છે. (**लक्ष्+अन-ल्युट्** પ્રત્યય) અહીં '**ल्युट्**' (**अन**) પ્રત્યય ભાવવાચક નામના અર્થમાં છે. '**कर्माभिलक्षणम्**' આ સમાસનો વિગ્રહ **कर्म एव अभिलक्षणम् इति**— એ પ્રમાણે થશે. આવા વિગ્રહમાં **ल्युट्** પ્રત્યય (**अन**) કરણના અર્થમાં છે. (ભાવવાચકના અર્થમાં નથી.)

દૈવે પ્રેરેલા એવા સ્પર્શતન્માત્રાવાળા વાયુમાંથી રૂપતન્માત્રા ઉત્પન્ન થઈ. તે રૂપથી તેજ થયું અને ચક્ષુ ઇન્દ્રિય તે રૂપને ગ્રહણ કરનારી થઈ. ॥ ૩૮॥ ૩૮॥

**द्रव्याकृतित्वं गुणता व्यक्तिसंस्थात्वमेव च।**
**तेजस्त्वं तेजसः साध्वि रूपमात्रस्य वृत्तयः॥ ३९**

हे સાધ્વી, દ્રવ્યને આકાર આપવો, દ્રવ્યમાં અમુખ્યત્વે (ગુણસ્વરૂપે) પ્રતીત થવું તથા દ્રવ્યના આકાર પ્રમાણે પરિણામ પામવું– આ તેજનાં લક્ષણો છે; તથા તેજસ્‌પણું એ તેજનું અસાધારણ લક્ષણ છે. રૂપતન્માત્રાનાં આ કાર્યો છે. ॥ ૩૯ ॥

द्रव्याकृतित्वं द्रव्यस्याकारसमर्पकत्वम्। गुणता द्रव्योपसर्जनतया प्रतीतिः। शब्दस्य तु स्वातन्त्र्येणैव प्रतीतिः। अप्रत्यक्षद्रव्यस्य स्पर्शादेरपि स्वातन्त्र्येणैव प्रतीतिः रूपस्य तु नैवमिति तस्यायं विशेष उक्तः। व्यक्तिसंस्थात्वं व्यक्तेर्द्रव्यस्य या संस्था सन्निवेशः सैव संस्था यस्य तत्परिणामतया प्रतीतिरित्यर्थः। तेजसस्तेजस्त्वमसाधारणत्वम्॥ ३९ ॥

**'द्रव्य-आकृतित्वम्'** દ્રવ્યને આકાર આપનારા હોવું, **'गुणता'** દ્રવ્યમાં અમુખ્યપણે, ગૌણરૂપે, અંગરૂપે પ્રતીત થવું. પરંતુ શબ્દની પ્રતીતિ દ્રવ્યના આધાર વગર સ્વતંત્ર રીતે થાય છે. (છતાં શબ્દને પણ આકાશનો આધાર તો હોય છે જ, પરંતુ રંગ કે આકાર, દ્રવ્યના આધાર વગર સ્વતંત્ર રીતે જણાતા નથી). અપ્રત્યક્ષ દ્રવ્ય (વાયુ)ના સ્પર્શ વગેરેનું સ્વતંત્ર રીતે જ્ઞાન થાય છે, પરંતુ રૂપનું જ્ઞાન તેના આશ્રયરૂપ દ્રવ્યના પ્રત્યક્ષ જ્ઞાન વિના થતું નથી, તેની આ વિશેષતા કહી છે. **'व्यक्तिसंस्थात्वम्'** વ્યક્તિનો એટલે કે દ્રવ્યનો જે **'संस्था'** આકાર છે, તે જ પ્રમાણે તે આકારના પરિણામરૂપે (રૂપાન્તરસ્વરૂપે) પ્રતીતિ થાય છે, એમ અર્થ છે. **'तेजसः तेजस्त्वम्'** તેજસ્‌પણું એ તેજનું અસાધારણ લક્ષણ છે. ॥ ૩૯ ॥

**द्योतनं पचनं पानमदनं हिममर्दनम्।**
**तेजसो वृत्तयस्त्वेताः शोषणं क्षुत्तृडेव च॥ ४०**

પ્રકાશવું, પકવવું, ભૂખ-તરસ લાગવી અને તેને કારણે ખાવું-પીવું, ઠંડીને દૂર કરવી, સૂકવવું– આ બધી તેજની વૃત્તિઓ છે. ॥ ૪૦ ॥

द्योतनं प्रकाशनं, पचनं तण्डुलादेः। क्षुत्तृडशना पिपासा च तद्द्वारेण पानमदनं च॥ ४० ॥

**'द्योतनम्'** પ્રકાશવું, **'पचनम्'** ચોખા વગેરેને પકવવા, **'क्षुत्-तृड्'** ભૂખ-તરસ લાગવી તથા તેને કારણે પીવું અને ખાવું ॥ ૪૦ ॥

**रूपमात्राद्विकुर्वाणात्तेजसो दैवचोदितात्।**
**रसमात्रमभूत्तस्मादम्भो जिह्वा रसग्रहः॥ ४१**

દૈવે પ્રેરેલા એવા રૂપતન્માત્રાવાળા તેજમાંથી વિકાર થતાં રસતન્માત્રા ઉત્પન્ન થઈ. તેમાંથી જળ ઉત્પન્ન થયું તથા જિહ્‌વા રસને ગ્રહણ કરનારી થઈ. ॥ ૪૧॥

जिह्वा रसनेन्द्रियम्। रसो गृह्यतेऽनयेति रसग्रहः। यद्वा रसग्रहस्ततो भवतीति शेषः॥ ४१ ॥

**'जिह्वा'** રસનેન્દ્રિય, આ જિહ્‌વા વડે રસનું ગ્રહણ થાય છે એટલે તે **'रसग्रहः'** છે અથવા રસનું ગ્રહણ તેનાથી થાય છે, એટલું શેષ છે. ॥ ૪૧ ॥

**कषायो मधुरस्तिक्तः कट्वम्ल इति नैकधा।**
**भौतिकानां विकारेण रस एको विभिद्यते॥ ४२**

कषायादिषु लवणोऽपि द्रष्टव्यः। भौतिकानां संसर्गिद्रव्याणाम्। य एको मधुर एव सन्नेव-मनेकधा भिद्यते स रस इत्यर्थः *॥ ४२॥

*__वंशीधरी__—इत्यर्थ इति। जलस्य केवलं मधुररसवत्त्वेपि संसर्गिद्रव्यस्वभावादन्येऽपि तत्र रसाः सम्भवन्तीति भावः।

**क्लेदनं पिण्डनं तृप्तिः प्राणनाप्यायनोन्दनम्।**
**तापापनोदो भूयस्त्वमम्भसो वृत्तयस्त्विमाः॥ ४३**

क्लेदनमार्द्रीकरणम्। पिण्डनं मृदादेः पिण्डीकरणम्। तृप्तिस्तृप्तिदातृत्वम्। प्राणनं जीवनम् 'आपोमयः प्राणः' इति स्मृतेः, आप्यायनं तृड्वैक्लव्यनिवर्तनम्, उन्दनं मृदूकरणम्। ओन्दनमिति पाठेऽपि स एवार्थः। भूयस्त्वं कूपादावुद्धृतस्यापि पुनः पुनरुद्भवः॥ ४३॥

**रसमात्राद्विकुर्वाणादम्भसो दैवचोदितात्।**
**गन्धमात्रमभूत्तस्मात्पृथ्वी घ्राणस्तु गन्धगः॥ ४४**

गन्धगो गन्धं प्राप्नोति॥ ४४॥

**करम्भपूतिसौरभ्यशान्तोग्राम्लादिभिः पृथक्।**
**द्रव्यावयववैषम्याद्गन्ध एको विभिद्यते॥ ४५**

करम्भो मिश्रगन्धः यथा व्यञ्जनादीनां हिङ्ग्वादिसंस्कारेण, पूतिर्दुर्गन्धः, सौरभ्यं कर्पूरादेः, शान्तः शतपत्रादेः, उग्रो लशुनादेः, अम्लस्तिन्तिण्यादेः। संसर्गिणां द्रव्यावयवानां वैषम्याद्य एवं विभिद्यते स गन्ध इत्यर्थः॥ ४५॥

એક (મધુર) રસ જ ભૌતિક પદાર્થોના સંસર્ગથી તૂરો, મધુર, કડવો, તીખો, ખાટો (અને ખારો) એમ અનેક પ્રકારે ભેદ પામે છે. ॥ ४२ ॥

તૂરા વગેરે રસમાં લવણ રસ પણ સમજવો. '**भौतिकानाम्**' ભૌતિક પદાર્થોના સંસર્ગવાળા દ્રવ્યોને લીધે જે એક મધુર જ હોઈ અનેક રીતે ભેદ પામે છે તે (જ) રસ છે, એમ અર્થ છે. ॥ ४२ ॥

જળ કેવળ મધુર રસવાળું હોવા છતાં તેના સંસર્ગમાં આવેલા દ્રવ્યના સ્વભાવને કારણે તેમાં બીજા રસો બને છે, તેવો ભાવ છે.

ભીંજવવું, પિંડો બનાવવો, તૃપ્તિ આપવી, જિવાડવું, તૃષાની વ્યાકુળતા દૂર કરવી, (કોઈ પણ વસ્તુને) મૃદુ કરવી, તાપ-સંતાપ દૂર કરવો, ભરપૂર થવું– આ વૃત્તિઓ જળની છે. ॥ ४૩ ॥

'**क्लेदनम्**' ભીનું કરવું, '**पिण्डनम्**' માટી વગેરેનો ગોળો બનાવવો, '**तृप्तिः**' તૃપ્ત કરવું, '**प्राणनम्**' જિવાડવું; 'પ્રાણ જળમય છે,' એમ સ્મૃતિ છે. '**आप्यायनम्**' તૃષાની વ્યાકુળતા દૂર કરવી. '**उन्दनम्**' કોઈ પણ (વસ્તુને) મૃદુ કરવી, '**ओन्दनम्**' પાઠમાં પણ એ જ અર્થ છે. '**भूयस्त्वम्**' કૂવા વગેરેમાંથી પાણી ખેંચી લીધા પછી પણ ફરી ફરીને પાણી ઉત્પન્ન થયા કરે તેમ ભરપૂર થવું ॥ ४૩ ॥

દૈવે પ્રેરેલા એવા વિકાર પામેલા રસતન્માત્રાવાળા જળમાંથી ગંધતન્માત્રા ઉત્પન્ન થઈ. તેમાંથી પૃથ્વી ઉત્પન્ન થઈ. ઘ્રાણેન્દ્રિય તો ગંધને ગ્રહણ કરે છે.॥ ४४ ॥

'**गन्धगः**' ગન્ધને ગ્રહણ કરે છે. ॥ ४४ ॥

એક જ પ્રકારની ગંધ દ્રવ્યના અવયવોના ભેદથી મિશ્રગંધ, દુર્ગંધ, સુગંધ, શાન્તગંધ, ઉગ્રગંધ, ખાટી ગંધ વગેરેથી જુદા જુદા ભેદ પામે છે. ॥ ४૫ ॥

'**करम्भः**' મિશ્ર ગંધ, જેમ વાનગીઓની હિંગ વગેરેના વઘાર દ્વારા ગંધ આવે છે, '**पूतिः**' દુર્ગંધ, '**सौरभ्यम्**' કર્પૂર વગેરેની સૌરભ, '**शान्तः**' કમળ વગેરેની શાન્ત સુગંધ, '**उग्रः**' લસણ વગેરેની ઉગ્ર ગંધ, '**अम्लः**' આમલી વગેરેની ખાટી ગંધ, સંસર્ગ પામેલા દ્રવ્યના અવયવોની વિષમતાથી જે આ પ્રમાણે ભેદ પામે છે તે ગંધ છે, એમ અર્થ છે. ॥ ४૫ ॥

**भावनं ब्रह्मणः स्थानं धारणं सद्विशेषणम्।**
**सर्वसत्त्वगुणोद्भेदः पृथिवीवृत्तिलक्षणम्॥ ४६**

પરબ્રહ્મને પ્રતિમા વગેરેરૂપે સાકાર કરવા, (જળ વગેરેથી વિલક્ષણપણે બીજાનો આધાર લીધા વિના જ) સ્થિતિ કરવી, જળ (તથા સમસ્ત જગતને) ધારણ કરવું, આકાશ વગેરે તત્ત્વોના ભેદને અલગ દર્શાવવા, સર્વ પ્રાણીઓને તથા તેમના ગુણોને પ્રકટ કરવા, (આ સર્વ) પૃથ્વીના કાર્યરૂપ લક્ષણ છે. ॥ ૪૬ ॥

ब्रह्मणो भावनं प्रतिमादिरूपेण साकारतापादनम्। स्थानं जलादिविलक्षणतयाश्रयान्तरनैरपेक्ष्येण स्थितिः। धारणं जलाद्याधारत्वम्। सतामाकाशादीनां विशेषणमवच्छेदकत्वम्। सर्वेषां सत्त्वानां प्राणिनां तद्गुणानां च पुंस्त्वादीनामुद्भेदः परिणामविशेषैः प्रकटीकरणम्॥ ४६ ॥

**'ब्रह्मणः भावनम्'** પરબ્રહ્મને પ્રતિમા વગેરેરૂપે સાકાર કરવા. **'स्थानम्'** જળ વગેરેથી વિલક્ષણરૂપે અન્યના આશ્રયની અપેક્ષા વિના જ સ્થિતિ હોવી, **'धारणम्'** જળ વગેરેને આધાર આપવો, **'सताम्'** આકાશ વગેરે તત્ત્વોના ભેદને **'विशेषणम्'** અલગ દર્શાવવો, સર્વ **'सत्त्वानाम्'** પ્રાણીઓને તથા તેમના ગુણોને પુરુષપણું–સ્ત્રીપણું વગેરે **'उद्भेदः'** વિશિષ્ટ પરિણામરૂપે પ્રકટ કરવા. ॥ ૪૬ ॥

**विजय—**

'शरीरं पार्थिवं ज्ञेयमिन्द्रियाण्यौदकानि तु।
तैजसः कोष्टगोवह्निश्छिद्रमाकाशसम्भवम्॥
प्राणा वायुमयाः सर्वे प्रत्येकं पञ्चधा पुनः।'

इति वचनात् पृथिव्याः प्राधान्यादितरेषामल्पत्वाद्युक्तमुक्तं पृथिव्याः वृत्तिलक्षणम्।

'શરીરને પાર્થિવ જાણવું તથા ઈન્દ્રિયોને જળમય જાણવી, શરીરમાં રહેલા અગ્નિને તેજ અને છિદ્રોને આકાશમાંથી ઉત્પન્ન થયેલાં તેમ જ સર્વ પ્રાણોને વાયુમય જાણવા.' એ વચનથી પૃથ્વીની પ્રધાનતાને કારણે અન્ય પદાર્થોની અલ્પતા હોવાથી પૃથ્વીનું કાર્યરૂપ લક્ષણ યોગ્ય જ કહેવાયું છે.

श्रोत्रादीनां शब्दादिग्राहकत्वमुक्तं तेषां च लक्षणं तदेवेत्याह पञ्चभिः श्लोकार्धैः।

શ્રોત્રેન્દ્રિય વગેરેની શબ્દાદિની ગ્રાહકતા કહીને તેમનું તે જ લક્ષણ અઢી શ્લોકોથી કહે છે.

**नभोगुणविशेषोऽर्थो यस्य तच्छ्रोत्रमुच्यते।**
**वायोर्गुणविशेषोऽर्थो यस्य तत्स्पर्शनं विदुः॥ ४७**

**तेजोगुणविशेषोऽर्थो यस्य तच्चक्षुरुच्यते।**
**अम्भोगुणविशेषोऽर्थो यस्य तद्रसनं विदुः।**
**भूमेर्गुणविशेषोऽर्थो यस्य स घ्राण उच्यते॥ ४८**

આકાશનો વિશેષ ગુણ શબ્દ જેનો વિષય છે તે શ્રોત્રેન્દ્રિય કહેવાય છે. વાયુનો વિશેષ ગુણ સ્પર્શ જેનો વિષય છે તે સ્પર્શેન્દ્રિય કહેવાય છે. તેજનો વિશેષ ગુણ રૂપ જેનો વિષય છે તે ચક્ષુ ઈન્દ્રિય કહેવાય છે. જળનો વિશેષ ગુણ રસ જેનો વિષય છે, તે રસનેન્દ્રિય કહેવાય છે. ભૂમિનો વિશેષ ગુણ ગંધ જેનો વિષય છે તે ઘ્રાણેન્દ્રિય કહેવાય છે. ॥ ૪૭ ॥ ૪૮ ॥

नभसो गुणविशेषः शब्दो यस्यार्थो विषयः ॥ ४७ ॥ ४८ ॥

આકાશનો વિશેષ ગુણ શબ્દ જેનો **'अर्थः'** વિષય છે (તે શ્રોત્રેન્દ્રિય કહેવાય છે.) ॥ ૪૭ ॥ ૪૮ ॥

गुणविशेषशब्दव्यावर्त्यं दर्शयति—**परस्येति।**

**परस्य दृश्यते धर्मो ह्यपरस्मिन्समन्वयात्।**
**अतो विशेषो भावानां भूमावेवोपलक्ष्यते॥ ४९**

परस्य कारणस्य धर्मः शब्दादिरपरस्मिन्कार्ये वाय्वादौ कारणान्वयात् दृश्यते। अतो भावानामाकाशादीनां विशेषो गुणः सर्वोऽपि शब्दादिर्भूमावेवोपलभ्यते। चतुर्णां तत्रान्वयात्। जलादिषु यथान्वयमेव न सर्वः। आकाशे त्वन्यान्वयाभावादेक एव॥ ४९॥

એવં कारणोत्पत्तिमुक्त्वा कार्योत्पत्तिमाह सार्धैस्त्रिभिः।

**एतान्यसंहत्य यदा महदादीनि सप्त वै।**
**कालकर्मगुणोपेतो जगदादिरुपाविशत्॥ ५०**

**ततस्तेनानुविद्धेभ्यो युक्तेभ्योऽण्डमचेतनम्।**
**उत्थितं पुरुषो यस्मादुदतिष्ठदसौ विराट्॥ ५१**

एतान्यसंहत्यामिलित्वा यदा स्थितानि तदा जगदादिरीश्वरः प्राविशत्। सप्तेति च प्राधान्याभिप्रायेणोक्तम्। प्रवेशस्तु सर्वेष्वपि विवक्षित एव॥ ५०॥

अनुविद्धेभ्यः क्षुभितेभ्यः। यस्मादण्डादसौ विराट् पुरुष उदतिष्ठत्॥ ५१॥

વિશેષ ગુણ શબ્દને જુદો પાડીને દર્શાવે છે— **'परस्य इति।'**

ખરેખર, કાર્યમાં કારણનો ધર્મ અનુગત થતો હોવાથી (વાયુ વગેરે કાર્યતત્ત્વોમાં આકાશ વગેરે કારણતત્ત્વો હોવાથી) તેમના ધર્મો પણ અનુગત થતા જણાય છે; તેથી પંચમહાભૂતોના વિશેષ ગુણો ભૂમિમાં જ દેખાય છે. ॥ ૪૯ ॥

**'परस्य'** કારણનો શબ્દ વગેરે ધર્મ **'अपरस्मिन्'** વાયુ વગેરે કાર્યમાં અનુગત થતો હોવાથી દેખાય છે. આથી **'भावानाम्'** આકાશ વગેરે મહાભૂતોના શબ્દાદિ સર્વ વિશેષ ગુણો ભૂમિમાં જ દેખાય છે કારણ કે ત્યાં (શબ્દ, સ્પર્શ, રૂપ, રસ– એમ) ચાર ગુણો અનુગત થાય છે. (પૃથ્વીના પોતાના ગંધ ગુણ સાથે કુલ પાંચ ગુણો થયા.) તે પ્રમાણે જળ વગેરેમાં બધા જ ગુણો નથી ઊતરી આવ્યા. (જળમાં શબ્દ, સ્પર્શ, રૂપ ઉપરાંત પોતાનો વિશેષ ગુણ રસ છે.) આકાશમાં તો અન્ય કારણનો અભાવ હોવાથી એક માત્ર શબ્દ ગુણ જ છે. ॥ ૪૯ ॥

આ પ્રમાણે કારણની ઉત્પત્તિ કહીને કાર્યની ઉત્પત્તિ સાડાત્રણ શ્લોકો વડે કહે છે.

જ્યારે આ મહદાદિ સાત તત્ત્વો ભેગાં થયા વિના રહ્યાં હતાં, ત્યારે જગતના આદિ ઈશ્વરે કાળ, કર્મ (અદૃષ્ટ) તથા સત્ત્વાદિ ગુણો સાથે તેઓમાં પ્રવેશ કર્યો. ત્યાર બાદ તેમનાથી ક્ષોભ પામેલાં અને ભેગાં થયેલાં તત્ત્વોમાંથી અચેતન બ્રહ્માંડ ઉત્પન્ન થયું, જેમાંથી આ વિરાટ પુરુષ પ્રકટ થયા. ॥ ૫૦ ॥ ૫૧ ॥

જ્યારે આ (મહત્તત્ત્વ, અહંકાર અને પંચમહાભૂત) **'असंहत्य'** ભેગાં થયા વિના રહ્યાં હતાં ત્યારે **'जगत्–आदिः'** જગતના આદિ ઈશ્વરે પ્રવેશ કર્યો. પ્રાધાન્યના અભિપ્રાયથી સાત તત્ત્વો કહ્યાં છે. સર્વ તત્ત્વોમાં પ્રવેશ કર્યો, એમ જ કહેવા માંગે છે. ॥ ૫૦ ॥

**'अनुविद्धेभ्यः'** ક્ષોભ પામેલાં તત્ત્વોમાંથી કે જે બ્રહ્માંડમાંથી આ વિરાટપુરુષ ઊઠ્યા. ॥ ૫૧ ॥

**एतदण्डं विशेषाख्यं क्रमवृद्धैर्दशोत्तरैः।**
**तोयादिभिः परिवृतं प्रधानेनावृतैर्बहिः।**
**यत्र लोकवितानोऽयं रूपं भगवतो हरेः॥ ५२**

ઉત્તરોત્તર દસ દસ ગણા વિસ્તારવાળા અનુક્રમે જળ વગેરે (બ્રહ્માંડથી દસ ગણું જળ, જળથી દસ ગણો અગ્નિ, અગ્નિથી દસ ગણો વાયુ, વાયુથી દસ ગણું આકાશ, આકાશથી દસ ગણો અહંકાર, અહંકારથી દસ ગણું મહત્તત્ત્વ) તેનાથી વીંટાયેલું તેમ જ બહાર પ્રધાનથી ઢંકાયેલું વિશેષ નામનું આ બ્રહ્માંડ છે, જેની અંદરનો આ ચૌદ લોકનો વિસ્તાર ભગવાન શ્રીહરિનું સ્વરૂપ છે. ॥ ૫૨ ॥

भगवतो रूपमिति पुरुषाभेदाभिप्रायेण॥ ५२॥

પરમ પુરુષ સાથેના અભેદના અભિપ્રાયથી જ ભગવાનનું રૂપ, એમ કહ્યું છે.॥ ૫૨॥

तस्मिन्नध्यात्मादिविभागमाह—**हिरण्मयादिति** नवभिः।

તે બ્રહ્માંડમાં અધ્યાત્મ વગેરે વિભાગ નવ શ્લોકોથી જણાવે છે — **'हिरण्मयात् इति'**

**हिरण्मयादण्डकोशादुत्थाय सलिलेशयात्।**
**तमाविश्य महादेवो बहुधा निर्बिभेद खम्॥ ५३**

જળમાં રહેલા સુવર્ણમય અંડમાંથી ઊભા થઈ મહાદેવ શ્રીહરિએ તે બ્રહ્માંડના અધિષ્ઠાતા થઈ તેમાં અનેક પ્રકારનાં છિદ્રો કર્યાં. ॥ ૫૩ ॥

उत्थायौदासीन्यं विहाय तमाविश्याधिष्ठाय। महांश्चासौ देवश्च। खं छिद्रम्॥ ५३॥

**'उत्थाय'** ઉદાસીનતા છોડીને; તે બ્રહ્માંડનું અધિષ્ઠાન કરીને – આ શ્રીહરિ મહાન છે અને દેવ પણ છે. **'खम्'** છિદ્ર ॥ ૫૩ ॥

**सुबोधिनी**—भगवदुत्थानेऽपि कोशस्य नाशाभावार्थं हिरण्मयत्वमुक्तम्।

ભગવાન અંડમાંથી ઊઠ્યા હોવા છતાં પણ દેહનો નાશ ન થયો, માટે અંડકોશને સુવર્ણમય કહ્યો છે.

**निरभिद्यतास्य प्रथमं मुखं वाणी ततोऽभवत्।**
**वाण्या वह्निरथो नासे प्राणोतो घ्राण एतयोः॥ ५४**

સૌ પ્રથમ આ વિરાટને મુખ પ્રકટ થયું, તેમાં વાણીએ પ્રવેશ કર્યો, વાણી સાથે અગ્નિએ પ્રવેશ કર્યો. ત્યાર બાદ નાસિકાનાં બે છિદ્રો થયાં; પ્રાણ તેમના સંબંધમાં આવ્યો. નાસિકાના આ બે છિદ્રોમાં ઘ્રાણેન્દ્રિયે પ્રવેશ કર્યો. ॥ ૫૪ ॥

**घ्राणाद्वायुरभिद्येतामक्षिणी चक्षुरेतयोः।**
**तस्मात्सूर्यो न्यभिद्येतां कर्णौ श्रोत्रं ततो दिशः॥ ५५**

ઘ્રાણેન્દ્રિયમાંથી વાયુ પ્રકટ થયો. ત્યાર બાદ બે નેત્રસ્થાન પ્રકટ થયાં. આ બન્ને નેત્રસ્થાનોમાં ચક્ષુ ઇન્દ્રિયે પ્રવેશ કર્યો. તેમાંથી સૂર્ય પ્રકટ થયો. તે પછી આ વિરાટપુરુષને બે કર્ણનાં છિદ્રો થયાં, તેમાં કર્ણેન્દ્રિયે પ્રવેશ કર્યો. તેમાંથી દિશાઓ પ્રકટ થઈ. ॥ ૫૫ ॥

वाण्या सह वह्निरभवत्प्राविशत्। नासे निरभिद्येताम्। प्राणोतः प्राणेन ऊतः स्यूतः सन् घ्राण एतयोर्नासिकयोरभवदित्यनुषङ्गः॥ ५४॥

વાણી સાથે અગ્નિએ **'अभवत्'** પ્રવેશ કર્યો. નાસિકાનાં બે છિદ્રો પ્રકટ થયાં. **'प्राणोतः'** પ્રાણ સાથે સંબંધમાં આવીને **'एतयोः'** આ બન્ને નાસિકાનાં છિદ્રોમાં ઘ્રાણેન્દ્રિયે પ્રવેશ કર્યો, એમ સંબંધ છે. ॥ ૫૪ ॥

घ्राणादनन्तरं वायुश्च। प्राणोत इति विशेषणं सर्वेन्द्रियेष्वपि द्रष्टव्यम्। न्यभिद्येतामन्व–भिद्येतामिति पाठद्वयेऽप्येक एवार्थः। ततो दिशः प्राविशन्॥ ५५॥

**निर्बिभेद विराजस्त्वग्रोमश्मश्र्वादयस्ततः।**
**तत ओषधयश्चासन् शिश्नं निर्बिभिदे ततः॥ ५६**

**रेतस्तस्मादाप आसन्निरभिद्यत वै गुदम्।**
**गुदादपानोऽपानाच्च मृत्युर्लोकभयङ्करः॥ ५७**

**हस्तौ च निरभिद्येतां बलं ताभ्यां ततः स्वराट्।**
**पादौ च निरभिद्येतां गतिस्ताभ्यां ततो हरिः॥ ५८**

आदिशब्देन केशाः॥ ५६॥ ५७॥

स्वराडिन्द्रः। हरिर्विष्णुः॥ ५८॥

**क्रम.**—हरिस्तदावेशावतारो देवताविशेषः।

**नाड्योऽस्य निरभिद्यन्त ताभ्यो लोहितमाभृतम्।**
**नद्यस्ततः समभवन्नुदरं निरभिद्यत॥ ५९**

**क्षुत्पिपासे ततः स्यातां समुद्रस्त्वेतयोरभूत्।**
**अथास्य हृदयं भिन्नं हृदयान्मन उत्थितम्॥ ६०**

**मनसश्चन्द्रमा जातो बुद्धिर्बुद्धेर्गिरां पतिः।**
**अहङ्कारस्ततो रुद्रश्चित्तं चैत्यस्ततोऽभवत्॥ ६१**

आभृतं जातम्॥ ५९॥ ६०॥

પછી ઘ્રાણેન્દ્રિયમાંથી વાયુ પ્રકટ થયો. 'પ્રાણના સંબંધમાં આવીને'– એ વિશેષણ સર્વ ઈન્દ્રિયોમાં પણ સમજવું. **'न्यभिद्येताम्'** અથવા **'अन्वभिद्येताम्'** એ બંને પાઠમાં એક જ અર્થ થાય છે. તેમાંથી (કર્ણેન્દ્રિયમાંથી) દિશાઓ પ્રકટ થઈ. ॥ ૫૫ ॥

ત્યાર બાદ વિરાટની ત્વચા પ્રકટ થઈ, તેમાં રોમ, દાઢી-મૂછ વગેરે થયાં, તેમાંથી ઔષધિઓ થઈ. પછી તેમને લિંગ પ્રકટ થયું, તેમાંથી વીર્ય થયું અને તેમાંથી જળ પ્રકટ થયું. વળી, ગુદાનું દ્વાર થયું અને ગુદામાંથી અપાનવાયુ પ્રકટ થયો. લોકને ભયભીત કરનાર મૃત્યુ અપાનમાંથી થયું. ॥ ૫૬ ॥ ૫૭ ॥

પછી બે હાથ પ્રકટ થયા. તે બન્ને હાથમાંથી બળ પ્રકટ થયું, તેમાંથી સ્વરાટ્ (ઈન્દ્ર) પ્રકટ થયા. ત્યાર બાદ બે ચરણ ઉત્પન્ન થયાં, તેમાંથી ગતિ ઉત્પન્ન થઈ તથા તેમાંથી વિષ્ણુ દેવતા પ્રકટ થયા. ॥ ૫૮ ॥

**'आदि'** શબ્દથી કેશ ગણી લેવા. ॥ ૫૬॥ ૫૭ ॥

**'स्वराड्'** ઈન્દ્ર, **'हरिः'** વિષ્ણુ ॥ ૫૮ ॥

હરિ પ્રકટ થયા અર્થાત્ શ્રીહરિના આવેશ–અવતારરૂપ વિશેષ દેવતા પ્રકટ થયા.

આ વિરાટની નાડીઓ પ્રકટ થઈ. તે નાડીઓમાંથી રુધિર ઉત્પન્ન થયું, તેમાંથી નદીઓ પ્રકટ થઈ. ઉદર પ્રકટ થયું. ॥ ૫૯ ॥

તેમાં ક્ષુધા અને તૃષા થયાં. આ બન્નેમાંથી સમુદ્ર પ્રકટ થયો. ત્યાર પછી વિરાટનું હૃદય પ્રકટ થયું. હૃદયમાંથી મન ઉત્પન્ન થયું. ॥ ૬૦ ॥

મનમાં ચન્દ્રમા પ્રકટ થયા. પછી બુદ્ધિ પ્રકટ થઈ. (હૃદયસ્થાનમાંથી બુદ્ધિ ઉત્પન્ન થઈ.) બુદ્ધિમાં વાક્પતિ બ્રહ્માજીએ પ્રવેશ કર્યો. પછી અંહકાર થયો. (હૃદયસ્થાનમાંથી) રુદ્ર પ્રકટ થયા. ત્યાર બાદ હૃદયમાંથી ચિત્ત થયું, તેમાં ક્ષેત્રજ્ઞ પ્રકટ થયા. ॥ ૬૧ ॥

**'आभृतम्'** ઉત્પન્ન થયું ॥ ૫૯ ॥ ૬૦ ॥

बुद्ध्यादिषु हृदयमेवाधिष्ठानम्। गिरां पतिर्ब्रह्मा। चैत्यः क्षेत्रज्ञः॥ ६१॥

મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર– એ ચાર અન્તઃકરણનું નિવાસસ્થાન હૃદય જ છે. **'गिरां पतिः'** વાણીના પતિ બ્રહ્માજી, **'चैत्यः'** ચિત્તના અભિમાની દેવતા ક્ષેત્રજ્ઞ ॥ ૬૧ ॥

अन्वयव्यतिरेकाभ्यां क्षेत्रज्ञं विवेक्तुं सर्वेषां पुनः प्रवेशमाह—**एत इति** नवभिः।

અન્વય અને વ્યતિરેકથી ક્ષેત્રજ્ઞને જુદા પાડવા માટે સર્વ દેવોનો નવ શ્લોકો વડે પુનઃ પ્રવેશ કહે છે— **'एते इति।'**

**एते ह्यभ्युत्थिता देवा नैवास्योत्थापनेऽशकन्।**
**पुनराविविशुः खानि तमुत्थापयितुं क्रमात्॥ ६२**
॥ ६२ ॥

આ ઊભા થયેલા દેવો આ વિરાટને ઉઠાડવા સમર્થ થઈ શક્યા નહીં એટલે તે વિરાટને ઉઠાડવા માટે ઇન્દ્રિયોનાં છિદ્રોમાં તેઓએ પુનઃ પ્રવેશ કર્યો. ॥ ૬૨॥ ૬૨ ॥

**दीपिनी**—अन्वयव्यतिरेकाभ्यामन्तर्यामिक्षेत्रज्ञप्रवेश-सत्त्वे ब्रह्माण्डोत्थानसत्त्वमन्वयस्तत्प्रवेशाभावे तदुत्थानाभावो व्यतिरेकः।

અન્તર્યામી ક્ષેત્રજ્ઞનો પ્રવેશ હોય ત્યારે બ્રહ્માંડનું ઉત્થાન થાય તે અન્વય તથા તેમના પ્રવેશના અભાવમાં બ્રહ્માંડના ઉત્થાનનો અભાવ તે વ્યતિરેક.

**वह्निर्वाचा मुखं भेजे नोदतिष्ठत्तदा विराट्।**
**घ्राणेन नासिके वायुर्नोदतिष्ठत्तदा विराट्॥ ६३**
॥ ६३ ॥

અગ્નિએ વાણી સાથે મુખમાં પ્રવેશ કર્યો છતાં વિરાટ ઊઠ્યા નહીં. વાયુએ ઘ્રાણેન્દ્રિય સાથે બે નાસિકાનાં છિદ્રોમાં પ્રવેશ કર્યો પણ વિરાટ જાગ્યા નહીં. ॥ ૬૩ ॥ ૬૩॥

**अक्षिणी चक्षुषादित्यो नोदतिष्ठत्तदा विराट्।**
**श्रोत्रेण कर्णौ च दिशो नोदतिष्ठत्तदा विराट्॥ ६४**
॥ ६४ ॥

સૂર્યે ચક્ષુ-ઇન્દ્રિય સાથે નેત્રસ્થાનમાં પ્રવેશ કર્યો, છતાં વિરાટ ઊઠ્યા નહીં. દિશાઓએ શ્રોત્રેન્દ્રિય સાથે બે કાનમાં પ્રવેશ કર્યો છતાં વિરાટ જાગ્યા નહીં. ॥ ૬૪ ॥ ૬૪ ॥

**त्वचं रोमभिरोषध्यो नोदतिष्ठत्तदा विराट्।**
**रेतसा शिश्नमापस्तु नोदतिष्ठत्तदा विराट्॥ ६५**
॥ ६५ ॥

ઔષધિઓએ રૂંવાડાં વગેરે સાથે ત્વચાસ્થાનમાં પ્રવેશ કર્યો પણ વિરાટ ઊઠ્યા નહીં. જળે વીર્ય સાથે લિંગસ્થાનમાં પ્રવેશ કર્યો, ત્યારે પણ વિરાટ જાગ્યા નહીં. ॥ ૬૫ ॥ ૬૫ ॥

**गुदं मृत्युरपानेन नोदतिष्ठत्तदा विराट्।**
**हस्ताविन्द्रो बलेनैव नोदतिष्ठत्तदा विराट्॥ ६६**
॥ ६६ ॥

મૃત્યુએ અપાન સાથે ગુદાસ્થાનમાં પ્રવેશ કર્યો તો પણ વિરાટ ઊઠ્યા નહીં. ઇન્દ્રે બળ સાથે હાથમાં પ્રવેશ કર્યો, ત્યારે પણ વિરાટ જાગ્યા નહીં. ॥ ૬૬ ॥ ૬૬ ॥

**विष्णुर्गत्यैव चरणौ नोदतिष्ठत्तदा विराट्।**
**नाडीर्नद्यो लोहितेन नोदतिष्ठत्तदा विराट्॥ ६७**
॥ ६७ ॥

વિષ્ણુએ ગતિ સાથે પગમાં પ્રવેશ કર્યો, ત્યારે પણ વિરાટ ઊઠ્યા નહીં. નદીઓએ રુધિર સાથે નાડીઓમાં પ્રવેશ કર્યો, ત્યારે પણ વિરાટ જાગ્યા નહીં. ॥ ૬૭ ॥ ૬૭ ॥

**क्षुत्तृड्भ्यामुदरं सिन्धुर्नोदतिष्ठत्तदा विराट्।**
**हृदयं मनसा चन्द्रो नोदतिष्ठत्तदा विराट्॥ ६८**
॥ ६८ ॥

**बुद्ध्या ब्रह्मापि हृदयं नोदतिष्ठत्तदा विराट्।**
**रुद्रोऽभिमत्या हृदयं नोदतिष्ठत्तदा विराट्॥ ६९**
॥ ६९ ॥

**चित्तेन हृदयं चैत्यः क्षेत्रज्ञः प्राविशद्यदा।**
**विराट् तदैव पुरुषः सलिलादुदतिष्ठत॥ ७०**
॥ ७० ॥

विराड्देहस्य व्यष्टिदेहं दृष्यन्तत्वेन दर्शयन्सांख्यानुकथनस्य प्रयोजनमाह—**यथेति** द्वाभ्याम्।

**यथा प्रसुप्तं पुरुषं प्राणेन्द्रियमनोधियः।**
**प्रभवन्ति विना येन नोत्थापयितुमोजसा॥ ७१**
॥ ७१ ॥

**तमस्मिन्प्रत्यगात्मानं धिया योगप्रवृत्तया।**
**भक्त्या विरक्त्या ज्ञानेन विविच्यात्मनि चिन्तयेत्॥ ७२**

प्रथमं परमेश्वरे भक्तिस्ततोऽन्यत्र विरक्तिस्ततो योगप्रवृत्ता धीः एकाग्रं चित्तं ततो यज्ज्ञानं तेन प्रत्यगात्मानं क्षेत्रज्ञमस्मिन्नात्मनि कार्यकारणसङ्घाते विविच्य चिन्तयेत्॥ ७२॥
**वंशीधरी—**
'क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत।' इति।

ક્ષુધા અને તૃષા સાથે સમુદ્રે ઉદરમાં પ્રવેશ કર્યો, ત્યારે પણ વિરાટ ઊઠ્યા નહીં. ચન્દ્રમાએ મન સાથે હૃદયમાં પ્રવેશ કર્યો, ત્યારે પણ વિરાટ ઊઠ્યા નહીં. ॥ ૬૮ ॥ ૬૮ ॥

બ્રહ્માજીએ પણ બુદ્ધિ સાથે હૃદયમાં પ્રવેશ કર્યો, છતાં પણ વિરાટ જાગ્યા નહીં. રુદ્રે અહંકાર સાથે હૃદયમાં પ્રવેશ કર્યો, ત્યારે પણ વિરાટ ઊઠ્યા નહીં. ॥ ૬૯ ॥ ૬૯ ॥

(શ્રીવાસુદેવરૂપે ચિત્તમાં ઉપાસવા યોગ્ય) ક્ષેત્રજ્ઞે જ્યારે ચિત્તની સાથે હૃદયમાં પ્રવેશ કર્યો, ત્યારે જ વિરાટપુરુષ જળમાંથી ઊઠ્યા. ॥ ૭૦ ॥ ૭૦ ॥

વિરાટદેહને વ્યષ્ટિદેહના દૃષ્ટાન્ત વડે દર્શાવીને સાંખ્યમતના કથનનું પ્રયોજન બે શ્લોકો દ્વારા કહે છે—**'यथा इति।'**

જેમ સૂતેલા મનુષ્યને પ્રાણ, ઈન્દ્રિયો, મન, બુદ્ધિ પોતાના પ્રભાવથી જેના વિના ઉઠાડવા સમર્થ થતાં નથી, ॥ ૭૧ ॥ ૭૧ ॥

તેમ એ વિરાટપુરુષને પણ જેના વિના ઉઠાડવાનું સામર્થ્ય કોઈનામાં નથી, તે અન્તરાત્મસ્વરૂપ ક્ષેત્રજ્ઞને ભક્તિ, વૈરાગ્ય તથા એકાગ્ર ચિત્તવાળી બુદ્ધિથી ઉત્પન્ન થયેલા જ્ઞાન દ્વારા (શરીરથી) જુદો (કેવળ પરમાત્મસ્વરૂપ) જાણીને આ દેહની અંદર તેનું ચિંતન કરવું. ॥ ૭૨ ॥

પ્રથમ પરમેશ્વરમાં ભક્તિ હોવી. તે ભક્તિ દ્વારા બીજે બધે વૈરાગ્ય થવો, તે વૈરાગ્યથી **'योगप्रवृत्ता धीः'** એકાગ્ર ચિત્ત કરવું. તેનાથી જે જ્ઞાન થાય તેનાથી **'प्रत्यक्-आत्मानम्'** અન્તરાત્મા ક્ષેત્રજ્ઞને કાર્ય-કારણના સંઘાતરૂપ શરીરથી જુદો કરીને આ **'आत्मनि'** દેહની અંદર તેનું ચિંતન કરવું. ॥ ૭૨ ॥

'હે ભારત, સર્વ શરીરોમાં ક્ષેત્રજ્ઞ (આત્મા) પણ મને જ જાણ.' (ગીતા ૧૩/૨) એમ ગીતામાં કહ્યું છે.

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां तृतीयस्कन्धे षड्विंशोऽध्यायः॥ २६॥

इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां षड्विंशोऽध्यायः॥ २६॥



# अथ सप्तविंशोऽध्यायः

## પ્રકૃતિ-પુરુષના વિવેકથી મોક્ષપ્રાપ્તિનું વર્ણન

सप्तविंशे ततः सम्यग्बहुसाधनयोगतः।
पुंप्रकृत्योर्विवेकेन मोक्षरीतिर्निरूप्यते॥ १

(વિરાટ્ અન્તર્યામીરૂપે પરમાત્માનું વિવેચન કર્યા) પછી અનેક સાધનરૂપ સમ્યક્ યોગથી પુરુષ અને પ્રકૃતિના વિવેક વડે સત્યાવીસમા અધ્યાયમાં મોક્ષપ્રાપ્તિની પદ્ધતિનું નિરૂપણ કરવામાં આવે છે. ॥ ૧ ॥

विवेकज्ञानेन मोक्षमुपपादयितुं शुद्धस्यैव पुरुषस्य प्रकृत्यविवेकतः पूर्वोक्तं* संसार-मनुस्मारयति—**प्रकृतिस्थोऽपीति** त्रिभिः।

વિવેકજ્ઞાનથી મોક્ષ સિદ્ધ થાય છે, તે માટે શુદ્ધ સ્વરૂપવાળા પુરુષનો પ્રકૃતિના અવિવેકને કારણે જ પૂર્વોક્ત સંસાર છે, તે એ ત્રણ શ્લોકોથી સ્મરણ કરાવે છે — **'प्रकृतिस्थः अपि इति।'**

**श्रीभगवानुवाच**

**प्रकृतिस्थोऽपि पुरुषो नाज्यते प्राकृतैर्गुणैः।**
**अविकारादकर्तृत्वान्निर्गुणत्वाज्जलार्कवत्॥ १**

**શ્રી(કપિલ) ભગવાન બોલ્યા** – જેમ જળમાં પ્રતિબિંબિત થયેલો સૂર્ય (જળની આર્દ્રતા, શીતળતા વગેરે ગુણોથી) લેપાતો નથી, તેમ પુરુષ (જીવાત્મા) પ્રકૃતિ (ના કાર્યરૂપ શરીર)માં રહેલો હોવા છતાં પોતે અવિકારી, અકર્તા, નિર્ગુણ હોવાથી પ્રકૃતિના સત્ત્વાદિ ગુણોથી લેપાતો નથી. ॥ ૧ ॥

देहस्थोऽपि नाज्यते न लिप्यते। गुणैस्तत्कृतैः सुखदुःखादिभिः। निर्गुणत्वादकर्तृत्वं ततोऽविकारित्वं तस्मात्॥ १॥

(પ્રકૃતિના કાર્યરૂપ દેવ, મનુષ્યાદિ) શરીરમાં (જીવાત્મા) રહેલો હોવા છતાં **'न अज्यते'** લેપાતો નથી. પ્રકૃતિના સત્ત્વાદિ ગુણો વડે તેમના દ્વારા ઉત્પન્ન થનારાં સુખ-દુઃખ કે પુણ્ય-પાપ વડે લેપાતો નથી કારણ કે તે પોતે ખરી રીતે નિર્ગુણ છે, તેથી તેનામાં અકર્તાપણું છે, તેને કારણે અવિકારીપણું છે અને તેથી જ લિપ્ત થતો નથી.॥ ૧ ॥

**वीर.**— *एवं जगत्सृष्ट्यादिव्यापारकथनेन भजनीयस्य भगवत ऐश्वर्यमावेद्य तत्प्राप्त्युपायभूत-भक्तियोगाङ्गात्मयाथात्म्यज्ञानयोगमुपपादयिषुरतीन्द्रियमात्मस्वरूपं कथमनुसन्धातुं शक्यमित्याशङ्कां वारयितुं तस्य प्रत्यगात्मनो जागराद्यवस्थासु विशदतरावभासं कथयिष्यन् तस्यैतस्यात्मनः प्रकृतिसंसर्गकृतमेव जागराद्यवस्थारूपसांसारिक-प्रवृत्तिषु कर्तृत्वं तदायत्तसुखदुःखभोक्तृत्वञ्च न स्वरूपप्रयुक्तमिति पूर्वोक्तमनुवदति।

આમ, જગતની ઉત્પત્તિ વગેરે પ્રક્રિયાના કથન દ્વારા ભજનીય એવા ભગવાનના ઐશ્વર્યનું નિવેદન કરી તેમની પ્રાપ્તિના ઉપાયરૂપ ભક્તિયોગના અંગભૂત યથાર્થ આત્મજ્ઞાનરૂપ યોગ સિદ્ધ કરવાની ઈચ્છાવાળા કપિલ ભગવાન ઈન્દ્રિયાતીત એવા આત્માના સ્વરૂપનું અનુસંધાન કેવી રીતે સંભવે– તેવી શંકાનું નિવારણ કરવા માટે તે અન્તરાત્માનો જાગૃત વગેરે અવસ્થામાં સુસ્પષ્ટ સાક્ષાત્કાર હવે પછી કહેશે. આ આત્માનાં પ્રકૃતિના સંસર્ગથી જ થયેલાં જાગૃતાદિ અવસ્થારૂપ સાંસારિક પ્રવૃત્તિમાં કર્તૃત્વ, તેનાથી પ્રાપ્ત થયેલાં સુખ-દુઃખ તથા ભોક્તૃત્વ, આત્માનાં સ્વરૂપભૂત નથી – એમ પૂર્વોક્ત પુનઃ જણાવે છે.

**वि.चक्र.**—जलार्कवत् जलस्थः सूर्य्यमण्डलकिरण इव न वस्तुतो जलधर्म्माक्रान्तः यदा हि पवननिबन्धनो जलस्याकम्पः स्यात् तदा तदनुगतस्य जलार्कस्यापि कम्पः स्यात्। यदुक्तं—

'ज्योतिर्यथैवोदकपार्थिवेष्वदः
समीरवेगानुगतं विभाव्यते॥' इति।

अत एव मनसः सम्यक् शुद्धौ सत्यां त्वंपदार्थोऽपि शुद्ध्यतीति। 'मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः।' इति शास्त्रम्।

**सुबोधिनी**—भावस्य हि विकारा भवन्ति। यो हि भवनमनुभवति, स तु न केनाऽपि प्रकारेण भवतीति विकाराभावः।

**सु.प्र.**—भवनानुभवितृत्वेनानादित्वं समर्थितम्।

જળમાં રહેલાં સૂર્યમંડળનાં કિરણો જેમ વસ્તુતઃ જળના ધર્મોથી આક્રાન્ત નથી થતાં, પરંતુ પવનને લીધે જ્યારે જળનું કંપન થાય, ત્યારે તેમાં રહેલો તે સૂર્ય પણ કંપે છે. જેમ કહેવાયું છે—

'જળ અને પૃથ્વી પર રહેલો પ્રકાશ આ પવનના વેગને અનુસરતો દેખાય છે.'

આથી જ મન સારી રીતે શુદ્ધ હોય તો ત્વંપદાર્થ પણ શુદ્ધ થાય છે. 'મન જ મનુષ્યોનાં બંધન અને મોક્ષનું કારણ છે.' (બ્રહ્મ.ઉપ.૧/૨) એમ શાસ્ત્રવચન છે.

ઉત્પન્ન થાય છે તેના વિકાર થાય છે પરંતુ જે ઉત્પન્ન થવાનું અનુભવે છે એ તો કોઈ પણ રીતે ઉત્પન્ન થતો નથી, એટલે વિકારનો અભાવ છે.

ઉત્પન્ન થવાનું અનુભવનાર રૂપે જે પુરુષ છે, તે કદી ઉત્પન્ન થતો નથી તેથી તેના અનાદિત્વનું સમર્થન કરવામાં આવ્યું છે.

**स एष यर्हि प्रकृतेर्गुणेष्वभिविषज्जते।**
**अहंक्रियाविमूढात्मा कर्ताऽस्मीत्यभिमन्यते॥ २ ॥ २ ॥**

જ્યારે તે આત્મા પ્રકૃતિના ગુણોમાં આસક્ત થાય છે, ત્યારે અહંકારથી વિમૂઢ બનેલા અંતઃકરણવાળો થઈ, હું કર્તા છું, એમ અભિમાન કરે છે. ॥ ૨ ॥ ૨ ॥

**दीपिनी**—स एष शुद्धः प्रकृतेर्गुणेषु कर्तृत्व-सुखदुःखादिषु अहमेव देह इत्यहङ्कारेण विमूढ-स्सन्नभिविषज्जते धर्म्यध्यासं प्राप्नोति तदा कर्त्तास्मीति अभिमन्यते धर्माध्यासं प्राप्नोतीत्यर्थः।

તે આ શુદ્ધ જીવાત્મા પ્રકૃતિના ગુણોમાં (તેનાથી ઉત્પન્ન થયેલાં) સુખ-દુઃખ અને કર્તૃત્વમાં, હું જ શરીર છું – એવા અહંકારથી વિમૂઢ થઈ આસક્ત થાય છે. ધર્મીનો અધ્યાસ પ્રાપ્ત કરે છે ત્યારે 'હું કર્તા છું.' એમ અભિમાન કરે છે અર્થાત્ ધર્મનો પણ અધ્યાસ પ્રાપ્ત કરે છે, એમ અર્થ છે.

**तेन संसारपदवीमवशोऽभ्येत्यनिर्वृतः।**
**प्रासङ्गिकैः कर्मदोषैः सदसन्मिश्रयोनिषु॥ ३**

તેનાથી (કર્તૃત્વાભિમાનથી) પરાધીન અને અશાન્ત થઈ (જીવાત્મા) પ્રકૃતિના સંગથી કરેલા શુભાશુભ કર્મરૂપ દોષોને લીધે સારી, નરસી અને મિશ્ર યોનિઓમાં જન્મ-મરણના પ્રવાહનો માર્ગ પામે છે. ॥ ૩ ॥

अनिर्वृतः सन्। प्रासङ्गिकैः प्रकृतिसङ्गकृतैः। सदसन्मिश्रयोनिषु देवतिर्यङ्नरादिषु संसारपदवीं प्राप्नोति॥ ३॥

અશાન્ત થઈને **'प्रासङ्गिकैः'** પ્રકૃતિના સંગથી કરેલા **'सद्-असद्-मिश्र-योनिषु'** સારી, નરસી અને મિશ્રયોનિઓમાં દેવ, પશુ-પક્ષી અને મનુષ્યની યોનિઓમાં (જન્મ લઈ) સંસારમાં ભટકે છે. ॥ ૩ ॥

ननु तर्ह्यवास्तवत्वात्संसृतेः किं तन्निवृत्ति-प्रयासेन तत्राह—**अर्थे हीति।**

**अर्थे ह्यविद्यमानेऽपि संसृतिर्न निवर्तते।**
**ध्यायतो विषयानस्य स्वप्नेऽनर्थागमो यथा॥ ४ ॥ ४ ॥**

**विजय**—आभिमानिकसंसारानिवृत्तौ किं निमित्त-मित्याशङ्क्य विषयाभिध्यानमित्याह। अर्थे हीति। स्वतः चित्सुखरूपस्यास्य जीवस्यार्थे सुखी दुःखी अहमित्यादिव्यवहारे अविद्यमाने सत्तारहितेऽपि संसृतिर्न निवर्तते। ध्यायतो विषयान् इति हेतुगर्भ-विशेषणम्। 'ध्यायतो विषयान्पुंसः सङ्गस्तेषूपजायते।' इत्यादि प्रसिद्धिं हिशब्द आपादयति। विषयध्यान-संस्कारपरम्पराया बीजाङ्कुरन्यायेनान्योऽन्यकारण-त्वस्यानादित्वेन भगवत्प्रसादमन्तरेणानुच्छेदादित्यर्थः।

**सुबोधिनी**—नन्वयं संसारः किं सत्यो मिथ्या वा। आद्ये अनिर्मोक्षः, द्वितीये साधनवैयर्थ्य-मित्याशङ्क्याऽऽह—अर्थे इति। यद्यप्यत्र संसारे संसरणरूपोऽर्थो नाऽस्ति। देवतिर्यङ्मनुष्ययोनिषु देह एवोत्पद्यते, देहे च आत्मनो न कोऽपि सम्बन्धः। असङ्गत्वादात्मनः संयोगो नाऽस्ति। सुतरां समवायः, स्वरूपसम्बन्धोऽपि नास्ति॥ उभयोरेकत्र निरूपणाभावात्, महाराजसेवकयोरिव।

શંકા કરવામાં આવી છે કે જો સંસાર અવાસ્તવિક છે, મિથ્યા છે, તો પછી તેને દૂર કરવાના પ્રયત્નથી શું પ્રયોજન છે, તે માટે કહે છે— **'अर्थे हि इति।'**

સ્વપ્નમાં (ભય, શોક, માથું કપાવું વગેરે) દેખાતા અનર્થ (સત્તા ન હોવા છતાં જાગૃત થયા વિના) જેવી રીતે નિવૃત્ત થતા નથી, તેવી રીતે પદાર્થો વાસ્તવમાં ન હોવા છતાં પણ વિષયોનું ચિંતન કરતા રહેવાને કારણે આ જીવાત્માનો (જન્મ-મરણરૂપ) સંસાર દૂર થતો નથી. ॥ ૪ ॥ ૪ ॥

કર્તૃત્વાભિમાનથી થતો સંસાર નિવૃત્ત ન થવા માટે શું કારણ છે, તેવી શંકા કરીને કહે છે. વિષયાભિધ્યાન– વિષયોનું ચિંતન કરવાથી ચૈતન્યરૂપ, આનંદરૂપ એવા આ જીવાત્માના 'હું સુખી છું, દુઃખી છું' એવા વ્યવહારની સત્તા ન હોવા છતાં પણ તેનો જન્મ-મરણરૂપ સંસાર દૂર થતો નથી. વિષયોનું ચિંતન કરતો રહેનારો– એ હેતુગર્ભ વિશેષણ છે. 'વિષયોનું ચિંતન કરનાર પુરુષની તે વિષયોમાં આસક્તિ થાય છે.' (ગીતા ૨/૬૨) વગેરે વાકયોની નિષ્પન્નતા **'हि'** શબ્દ પ્રકાશિત કરે છે. વિષયચિંતનના સંસ્કારની પરમ્પરામાં બીજાંકુરન્યાય વડે એકબીજાના કારણરૂપ હોવાનું અનાદિ હોવાથી ભગવાનની કૃપા વિના સંસારનો ઉચ્છેદ થતો નથી.

પ્રશ્ન કરવામાં આવ્યો છે કે શું આ સંસાર સત્ય છે કે મિથ્યા છે? સંસાર સત્ય હોય તો મુક્તિ છે જ નહીં; એ મિથ્યા હોય તો સાધન કરવાં નિરર્થક છે, એવી શંકા કરીને આ શ્લોક કહે છે. જો કે આ સંસારમાં (જન્મ-મરણરૂપ) સંસરણરૂપી પદાર્થ છે નહીં. દેવ, પશુ-પક્ષી, મનુષ્યની યોનિઓમાં શરીર જ ઉત્પન્ન થાય છે, પરંતુ શરીરને આત્મા સાથે કોઈ પણ સમ્બંધ નથી. આત્મા અસંગ હોવાથી આત્માનો શરીર સાથે સંયોગસંબંધ પણ નથી. આત્મા અને શરીર વચ્ચે સમવાય સંબંધ તો દૂર રહ્યો, તે બન્ને વચ્ચે સ્વરૂપ– સંબંધ પણ નથી કારણ કે બન્નેનું એકસાથે નિરૂપણ પણ થાય તેમ નથી, સ્વામી અને સેવકની જેમ! પરંતુ આત્મા અને શરીરનો સંબંધ

किन्त्वाध्यासिकः। स तु मोहादित्यलीकः। अतः संसारोऽलीकभूत एव, तथापि न निवर्तते। यो हि मिथ्याभूतः सन् बाधते, स कथं निवर्तते, अन्यथा बाधनमेव न स्यात्। नन्वेतादृशस्य बाधने किं बीजम्? तत्राऽऽह—ध्यायतो विषयानस्येति। अस्य संसारस्य ये विषयाः, तान् भोग्यत्वेन ध्यायतः। विषयभोगवासनायां सत्यामविद्यमानोऽपि संसारो बाधत इत्यर्थः। असतोऽपि बाधकत्वे दृष्टान्तः—यथा स्वप्ने अनर्थागमः। स्वप्नस्तु मायिक इति सिद्धान्तः। यद्यपि तत्र ताडनं मिथ्याभूतं। तथापि जागरणात्पूर्वं न निवर्तत एव। अतः संसारनिवृत्त्यर्थं यत्नः कर्तव्य इति सिद्धम्।

आध्यासिक– અધ્યાસને લગતો છે, મોહનો સંબંધ છે અને તેથી જુઠો છે. આથી સંસાર પણ મિથ્યારૂપ જ છે, છતાં પણ નિવૃત્ત થતો નથી. ખરેખર, જે મિથ્યારૂપ હોવા છતાં પીડા કરે છે, તે કેવી રીતે દૂર થાય? બીજી રીતે વિચારતાં મિથ્યા સંસારથી પીડા ન થવી જોઈએ. શંકા થાય કે આવી પીડાનું મૂળ કારણ શું? તે માટે કહે છે કે આ સંસારના જે વિષયો છે, તેમનું ભોગ્યરૂપે સતત ચિંતન કરતાં વિષયોને ભોગવવાની વાસના હોય, ત્યારે વાસ્તવમાં જે નથી તે સંસાર પણ પીડા કરે છે, એમ અર્થ છે. મિથ્યા હોવા છતાં પણ પીડા કરાવનારરૂપ હોવાનું દૃષ્ટાન્ત આપે છે – સ્વપ્નમાં જેમ અનર્થ પ્રાપ્ત થાય છે. સ્વપ્ન તો ખોટું હોય છે તેવો સિદ્ધાન્ત છે. જો કે તેમાં મારવું મિથ્યા હોય છે, છતાં પણ જાગ્યા પહેલાં તે દૂર થતું નથી જ. આથી સંસારને દૂર કરવા પ્રયત્ન કરવો જોઈએ, એમ સિદ્ધ થાય છે.

यतो विषयध्यानमनर्थहेतुः, अतो मनो नियन्तव्यमित्याह—**अत एवेति।**

વિષયોનું ચિંતન જે કારણે અનર્થના કારણરૂપ છે, તે કારણે મનનું નિયંત્રણ કરવું જોઈએ, એમ કહે છે— **'अतः एव इति।'**

**अत एव शनैश्चित्तं प्रसक्तमसतां पथि।**
**भक्तियोगेन तीव्रेण विरक्त्या च नयेद्वशम्॥ ५**

માટે જ દુષ્ટ ઇન્દ્રિયોના વિષયરૂપ માર્ગમાં અત્યન્ત આસક્ત થયેલા ચિત્તને દૃઢ ભક્તિયોગથી અને તીવ્ર વૈરાગ્યથી ધીમે ધીમે વશ કરવું. ॥ ૫ ॥

असतामिन्द्रियाणां पथि विषयमार्गे। तीव्रेण दृढेन। विरक्त्या च तीव्रया॥ ५॥

દુષ્ટ ઇન્દ્રિયોના **'पथि'** વિષયરૂપ માર્ગમાં, **'तीव्रेण'** દૃઢ ભક્તિયોગથી તથા તીવ્ર વૈરાગ્યથી ॥ ૫ ॥

**सुबोधिनी—**तत्र स्वप्नदृष्टान्तेनैव बोधस्तस्य निवर्तक इत्यवसीयते। स बोधः कथं भवतीत्याकाङ्क्षायामन्तर्मुखे चित्ते भवतीति वेदान्निश्चितम्, 'कश्चिद्धीरः प्रत्यगात्मानमैक्षदावृत्तचक्षुरमृतत्वमिच्छन्॥' इति श्रुतेः। संसारनिवृत्तं चित्तमात्मगामि भवतीति निश्चितम्। तदसन्मार्गे प्रवृत्तं न निवर्तत एव। नापि निवर्तयितुं शक्यते, असतां बहुत्वात्, बलिष्ठत्वाच्च।

અહીં સ્વપ્નના દૃષ્ટાન્ત દ્વારા 'જાગૃત થવું' એ જ તેની નિવૃત્તિ કરનાર છે, એમ નિશ્ચય કરવામાં આવે છે. તો જાગૃત કેવી રીતે થવાય તેવી આકાંક્ષા માટે વેદોનો નિશ્ચય છે કે અંતર્મુખ ચિત્તમાં જાગૃતિ થાય છે. 'જેણે અમરત્વની ઇચ્છા કરતાં પોતાની ઇન્દ્રિયોને અંતર્મુખી કરીને રોકી લીધી છે, એવો કોઈક વિવેકી મનુષ્ય જ અન્તરાત્માને જુએ છે.' (કઠ.ઉપ.૨/૧/૧) એમ શ્રુતિવચન છે. સંસારથી પાછું વળેલું ચિત્ત આત્મગામી બને છે, એમ નિશ્ચિત થયું. તે ચિત્ત દુષ્ટમાર્ગે પ્રવૃત્ત થાય તો પાછું ન જ વળે. તેને પાછું વાળવું પણ શક્ય નથી, કારણ કે અનર્થો અનેક છે

तत्रापि प्रकर्षेणासक्तम्। तथाप्येतादृशमपि निवर्तनीयमित्यादौ तस्य वशीकरणे हेतुमाह—अत एवेति। यतोऽनिवृत्तमनर्थहेतुः, अत एव बहुकालमासक्तत्वाच्छीघ्रमनिवृत्तावपि शनैर्निवर्तनीयम्, यथा असन्तः परिपन्थिनो न भवन्ति, यथा वा चित्तमासक्तिं त्यजति। तत्र द्वयं हेतुः—भक्तियोगो विरक्तिश्चेति। भगवति स्नेहः, विषयेषु रागाभावश्च। पूर्वस्माद्वैपरीत्यम्। उभाभ्यां चित्तं वशे भवेत्।

તથા અત્યન્ત બળવાન છે. વળી, આસક્તિ પણ દૃઢ હોય છે. આમ હોવા છતાં પણ તેવા ચિત્તને પણ પાછું વાળવું જોઈએ. તે માટે પ્રારંભમાં ચિત્તને વશ કરવાનો ઉપાય આ શ્લોકથી કહે છે— **'अतः एव इति।'** જે કારણે ચિત્ત સંસારમાંથી નિવૃત્ત નથી થતું, તે અનર્થનું કારણ છે. આથી જ ઘણો સમય આસક્ત રહેલું હોવાથી ચિત્ત શીઘ્ર પાછું ન ફરે તો પણ ધીમે ધીમે પાછું વાળવું જોઈએ. જે રીતે વિષયો શત્રુ ન બને તે રીતે અથવા જે રીતે ચિત્ત આસક્તિનો ત્યાગ કરે તેમ પ્રયત્ન કરવો. તે માટે બે ઉપાયો છે– ભક્તિયોગ અને વિરક્તિ; ભગવાનમાં પ્રીતિ અને વિષયોમાં પ્રીતિનો અભાવ. પહેલાં કરતાં વિપરીત. બન્ને ઉપાયોથી ચિત્ત વશ થાય.

**विजय**—मनसि विजिते सर्वं विजितं स्यादिति कृत्वा मनोविजयप्रकारं वक्ति।

મન ઉપર વિજય મેળવવામાં આવે ત્યારે સર્વ ઉપર વિજય મળે છે, એમ નિશ્ચિત કરીને મનોવિજયનો ઉપાય જણાવે છે.

भक्तिविरक्त्योस्तीव्रत्वे कारणानि वर्णयन् ज्ञानेन मोक्षप्रकारमाह षड्भिः।

ભક્તિ અને વૈરાગ્ય તીવ્ર હોવાનાં કારણો વર્ણવીને જ્ઞાન દ્વારા મોક્ષ પ્રાપ્ત કરવાની રીત છ શ્લોકો દ્વારા કહે છે.

**यमादिभिर्योगपथैरभ्यसन् श्रद्धयान्वितः।**
**मयि भावेन सत्येन मत्कथाश्रवणेन च॥ ६**

શ્રદ્ધાસમ્પન્ન બનીને યમ-નિયમાદિ યોગમાર્ગોથી (ચિત્તને વારંવાર એકાગ્ર કરતાં, સર્વમાં રહેલા પરમાત્માને પ્રાપ્ત કરવાનો) અભ્યાસ કરવો. મારામાં પ્રેમ રાખવાથી, નિષ્કપટતાથી અને મારી કથાના શ્રવણથી, ॥ ૬ ॥

यमादिभिर्योगमार्गैश्चित्तमभ्यसन् पुनः पुनरेकाग्रीकुर्वन्नात्मानमुपलभ्य सर्वानुस्यूतमद्वयं परमात्मानं प्रतिपद्यत इति षष्ठेनान्वयः। सत्येन निष्कपटेन। भावेन प्रेम्णा॥ ६॥

યમાદિ યોગમાર્ગોથી ચિત્તને **'अभ्यसन्'** વારંવાર એકાગ્ર કરતાં આત્માની પ્રાપ્તિ કરી, સર્વમાં રહેલા અદ્વિતીય પરમાત્માને પ્રાપ્ત કરે છે, એમ આનાથી છઠ્ઠા શ્લોક(૧૧) સાથે સંબંધ જોડવો. **'सत्येन'** નિષ્કપટતાથી, **'भावेन'** પ્રેમથી ॥ ૬ ॥

**सुबोधिनी**—यमादिसाधनैरात्मानं चेज्जानाति, तदा भगवति स्नेहः। पश्चाद्भगवति चित्तस्थैर्यम्। तदा विषयध्यानाभावात् संसारो निवर्तते।....

યમાદિ સાધનો વડે જો આત્માને જાણે તો ત્યારે જ ભગવાનમાં પ્રીતિ થાય છે. ત્યાર પછી ભગવાનમાં ચિત્ત સ્થિર થાય છે અને ત્યારે વિષયચિંતનના અભાવને કારણે સંસાર નિવૃત્ત થાય છે.

**बा. प्र.—**आदिपदेन (यमादि)नियमासनप्राणायामप्रत्याहारधारणाध्यानसमाधीनां योगाङ्गानां ग्रहणम्। एतच्च साधनजातं श्रद्धया उत्साहेन कार्यम्। अश्रद्धया कृतस्य निष्फलकत्वादित्याह—श्रद्धयाऽन्वित इति। मयि भगवति सत्येन निष्कपटेन फलाभिसन्धिरहितेन भावेन प्रेम्णा। मत्कथाश्रवणेन। चकारात् कीर्तनस्मरणसेवनार्चनवन्दनदास्यसख्यनिवेदनानां ग्रहणम्।

**'आदि'** પ્રથમ **(यमादि)** પદથી યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિના અષ્ટાંગયોગને ગ્રહણ કર્યો છે. આ સાધન-સમૂહથી (જન્મેલી શ્રદ્ધાથી) ઉત્સાહપૂર્વક અભ્યાસ કરવો. અશ્રદ્ધાપૂર્વક કરેલું નિષ્ફળ હોવાથી કહે છે કે શ્રદ્ધાયુક્ત થઈને, મારામાં– ભગવાનમાં– સત્યથી અર્થાત્ નિષ્કપટતાથી અર્થાત્ ફળનું અનુસન્ધાન કર્યા વિના, (પ્રેમપૂર્વક) મારામાં સ્નેહ રાખવાથી, મારી કથાનું શ્રવણ કરવાથી, **'च'** કાર વડે (શ્રવણ ઉપરાન્ત) કીર્તન, સ્મરણ, સેવન, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય, આત્મનિવેદન (નવધા ભક્તિ)ને ગ્રહણ કરી છે.

**सर्वभूतसमत्वेन निर्वैरेणाप्रसङ्गतः।**
**ब्रह्मचर्येण मौनेन स्वधर्मेण बलीयसा॥ ७**

સર્વ પ્રાણીઓ પર સમભાવ રાખવાથી, કોઈની સાથે વેર ન કરવાથી, સંગરહિત થવાથી, બ્રહ્મચર્યથી, મૌન રાખવાથી, દઢતાપૂર્વકના (ઈશ્વરાર્પિત) સ્વધર્માચરણથી, ॥ ૭ ॥

**यदृच्छयोपलब्धेन सन्तुष्टो मितभुङ्मुनिः।**
**विविक्तशरणः शान्तो मैत्रः करुण आत्मवान्॥ ८**

સ્વાભાવિક રીતે પ્રાપ્ત થયેલા પદાર્થ વડે સન્તોષ પામનાર, મિતાહારી, એકાન્તવાસી, શાન્ત, પ્રત્યેકનો મિત્ર, કરુણાવાન, જિતેન્દ્રિય (થયેલો), ॥ ૮ ॥

**सानुबन्धे च देहेऽस्मिन्नकुर्वन्नसदाग्रहम्।**
**ज्ञानेन दृष्टतत्त्वेन प्रकृतेः पुरुषस्य च॥ ९**

સંતાન, સ્વજનના સંબંધવાળા આ દેહમાં અહંતા-મમતાને ન રાખતાં, પ્રકૃતિના અને પુરુષના થયેલા તત્ત્વદર્શનવાળા જ્ઞાનથી ॥ ૯ ॥

**निवृत्तबुद्ध्यवस्थानो दूरीभूतान्यदर्शनः।**
**उपलभ्यात्मनात्मानं चक्षुषेवार्कमात्मदृक्॥ १०**

બુદ્ધિની અવસ્થાઓ જેની નિવૃત્ત થયેલ છે, આત્મા સિવાય અન્ય કોઈ પદાર્થ જેને દેખાતો નથી, તે પુરુષ જેમ નેત્રમાં રહેલા સૂર્ય દ્વારા આકાશમાં રહેલા સૂર્યને જુએ છે, તેમ શુદ્ધ અન્તઃકરણ દ્વારા શુદ્ધ આત્માને જુએ છે. ॥ ૧૦ ॥

अप्रसङ्गतः सङ्गत्यागेन। बलीयसा ईश्वरेऽर्पितेन॥ ७॥

विविक्तशरण एकान्तवासी॥ ८॥

असदाग्रहम् अहंममताम्। प्रकृतेः पुरुषस्य च दृष्टं तत्त्वं येन तेन ज्ञानेन॥ ९॥

निवृत्तानि बुद्ध्यवस्थानानि जाग्रदादीनि यस्य सः। अत एव दूरीभूतमन्यदर्शनं यस्य। आत्मनाऽहङ्कारावच्छिन्नेनात्मानं शुद्धमुपलभ्य।

**'अप्रसङ्गतः'** સંગરહિત થવાથી, દઢતાપૂર્વકના ઈશ્વરાર્પિત આચરણથી, ॥ ૭ ॥

**'विविक्तशरणः'** એકાન્તસેવી ॥ ૮ ॥

**'असत्-आग्रहम्'** અહંતા-મમતાને, પ્રકૃતિના અને પુરુષના થયેલા તત્ત્વદર્શનવાળા જ્ઞાનથી ॥ ૯ ॥

નિવૃત્ત થઈ છે બુદ્ધિની જાગ્રત્-સ્વપ્ન-સુષુપ્તિ અવસ્થાઓ જેની તે અને આથી જ આત્મા સિવાય અન્ય કોઈ પદાર્થ જેને દેખાતો નથી. અહંકારથી મર્યાદિત બનેલા આત્મા વડે શુદ્ધ આત્માને જોઈને પદાર્થના

एकस्यैवावच्छेदानवच्छेदाभ्यां करणकर्मत्वे दृष्टान्तमाह। चक्षुषा चक्षुरवच्छिन्नेनार्केण गगनस्थमर्कमिव। एवमात्मदृक् शुद्धमात्मानं पश्यन्॥ १०॥

મર્યાદિત અને અમર્યાદિત એવાં બે સ્વરૂપો વડે એક કરણ બને અને બીજું કર્મ બને એ સ્થિતિ બતાવવા દૃષ્ટાન્ત કહે છે. પુરુષ **'चक्षुषा'** નેત્રથી મર્યાદિત થયેલા સૂર્ય દ્વારા (કરણ) આકાશમાં રહેલા સૂર્યને (કર્મ) જેમ જુએ છે, તેમ શુદ્ધ આત્માને જોતો ॥ ૧૦ ॥

**मुक्तलिङ्गं सदाभासमसति प्रतिपद्यते।**
**सतो बन्धुमसच्चक्षुः सर्वानुस्यूतमद्वयम्॥ ११**

દેહાદિ સંપૂર્ણ ઉપાધિઓથી પૃથક્, અહંકાર વગેરે મિથ્યા વસ્તુઓમાં સત્યરૂપે પ્રતીત થનાર, જગત્કારણભૂત પ્રકૃતિના અધિષ્ઠાન, મહદાદિ કાર્યના પ્રકાશક, કાર્ય-કારણરૂપ સંપૂર્ણ પદાર્થોમાં વ્યાપ્ત, પરિપૂર્ણ બ્રહ્મને પ્રાપ્ત કરે છે. ॥ ૧૧ ॥

मुक्तलिङ्गं निरुपाधिकमसति मिथ्याभूतेऽहङ्कारे सदाभासं सद्रूपेणाभासमानं ब्रह्म प्राप्नोति।

**'मुक्तलिङ्गम्'** નિરુપાધિક, લિંગદેહ વગેરે સર્વ ઉપાધિઓથી મુક્ત (**'जीवन्मुक्तैर्लिङ्ग्यते ज्ञायते इति।'**-(વિ. ચક્ર) જીવન્મુક્ત મુનિજનો દ્વારા જે જાણી શકાય છે તે બ્રહ્મને), **'असति'** અહંકાર વગેરે મિથ્યા વસ્તુઓમાં **'सद्-आभासम्'** સત્યરૂપે ભાસનાર બ્રહ્મને પ્રાપ્ત કરે છે.

शुद्धजीवस्वरूपाद्विशेषमाह। सतः कारणस्य प्रधानस्य बन्धुमधिष्ठानम्। असतः कार्यस्य चक्षुरिव प्रकाशकम्। सर्वेषु कार्यकारणेष्वनुस्यूतम्। अद्वयं परिपूर्णम्॥ ११॥

જીવના શુદ્ધ સ્વરૂપ દ્વારા વિશેષ જણાવે છે. **( सतो बन्धुम् ) 'सतः'** જગત્કારણરૂપ પ્રકૃતિના **'बन्धुम्'** અધિષ્ઠાન એવા બ્રહ્મને; (**'असच्चक्षुः'** શબ્દ સમજાવે છે–) **'असतः'** મહદાદિ અસત્કાર્યના ચક્ષુ જેવા અર્થાત્ પ્રકાશક એવા બ્રહ્મને; **'सर्वानुस्यूतम्'** કાર્ય-કારણ સંપૂર્ણ પદાર્થોમાં વ્યાપ્ત એવા બ્રહ્મને; **'अद्वयम्'** પરિપૂર્ણ બ્રહ્મને ॥ ૧૧ ॥

'सतो बन्धुं असति निरविन्दन्।'

'વ્યક્ત સૃષ્ટિના કારણરૂપે અવ્યક્ત બ્રહ્મનું નિરૂપણ કરતા....' (ઋ.૧૦/૧૨૯/૪, નાસદીય સૂક્ત)

अहङ्कारोपहितेन शुद्धब्रह्मप्रतिपत्तिं सदृष्टान्तमाह—**यथेति।**

અહંકારથી ઉપાધિ દ્વારા શુદ્ધ બ્રહ્મના પ્રત્યક્ષ જ્ઞાનને દૃષ્ટાંતસહિત કહે છે— **'यथा इति।'**

**यथा जलस्थ आभासः स्थलस्थेनावदृश्यते।**
**स्वाभासेन तथा सूर्यो जलस्थेन दिवि स्थितः॥ १२**

જળમાં રહેલું સૂર્યનું પ્રતિબિંબ જેમ પ્રથમ સ્થળ (ભીંત) ઉપર પડેલા પ્રતિબિંબથી દેખાય છે અને પછી જેમ જળમાં રહેલા પ્રતિબિંબ વડે આકાશમાં રહેલો સૂર્ય દેખાય છે, ॥ ૧૨ ॥

**एवं त्रिवृदहङ्कारो भूतेन्द्रियमनोमयैः।**
**स्वाभासैर्लक्षितोऽनेन सदाभासेन सत्यदृक्॥ १३**

એમ મહાભૂતો, ઇન્દ્રિયો અને મનમાં પડેલાં આત્માના પ્રતિબિંબો વડે ત્રિગુણાત્મક અહંકાર જણાય છે અને આ અહંકાર વડે પરમાર્થજ્ઞાનસ્વરૂપ આત્માનું જ્ઞાન થાય છે. ॥ ૧૩ ॥

जले स्थित आभासः सूर्यप्रतिबिम्बो यदा गृहान्तर्वर्तिभित्तौ स्फुरति तदा गृहकोणस्थितैः पुरुषैर्भित्त्यादौ स्थले स्थितेन स्वाभासेन सूर्यप्रतिबिम्बेन यथा प्रथमं जलस्थ आभासोऽवदृश्यते लक्ष्यते, गगनस्थस्य गृहमध्ये प्रतिबिम्बायोगात्। चार्थे तथाशब्दः। यथा चेत्यर्थः। यथा च जलस्थेन दिवि स्थितः सूर्यो लक्ष्यते॥ १२॥

જળમાં રહેલ **'आभास'** સૂર્યનું પ્રતિબિંબ જેમ ઘરની અંદરની ભીંત ઉપર પડે છે અને ઘરના ખૂણામાં રહેલા મનુષ્યોને ભીંત ઉપર રહેલા **'स्व-आभासेन'** સૂર્યના પ્રતિબિંબ દ્વારા જેમ પ્રથમ જળમાં પડેલું પ્રતિબિંબ **'अवदृश्यते'** દેખાય છે, કારણ કે આકાશમાં રહેલા સૂર્યનું પ્રતિબિંબ સીધું ઘરની ભીંત ઉપર પડતું નથી. **'तथा'** નો અર્થ અને છે. (**यथा** સાથે **तथा** લેવાનું નથી.) **'यथा च'** અને જેમ જળમાં રહેલા પ્રતિબિંબ વડે આકાશમાં રહેલો સૂર્ય દેખાય છે. ॥ ૧૨ ॥

एवं भूतेन्द्रियमनोमयैः देहेन्द्रियमनोभिरवच्छिन्नैः स्वाभासैरात्मप्रतिबिम्बैस्त्रिवृत्त्रिगुणोऽहङ्कारः सतो ब्रह्मण आभासो यस्मिंस्तेन रूपेण लक्षितः। अहङ्कारस्थाभासं विना विषयाभासानुत्पत्तेः। अनेन चाहङ्कारेण सदाभासवता सत्यदृक् परमार्थज्ञप्तिरूप आत्मा लक्षित इत्यर्थः॥ १३॥

એ જ પ્રમાણે **'भूत-इन्द्रिय-मनोमयैः'** દેહ, ઇન્દ્રિય અને મનમાં પડેલાં **'स्व-आभासैः'** આત્માનાં પ્રતિબિંબ વડે **'त्रिवृत्'** ત્રિગુણાત્મક અહંકાર જણાય છે, કે જેમાં બ્રહ્મનો આભાસ તે અહંકારરૂપે દેખાય છે, કારણ કે અહંકારમાં રહેલા પ્રતિબિંબ વિના વિષયો દેખાતા નથી. અને આ અહંકારની ઉપાધિથી યુક્ત ચૈતન્ય વડે જ પરમાર્થજ્ઞાનસ્વરૂપ **'सत्यदृक्'** આત્મા દેખાય છે, એમ અર્થ છે. ॥ ૧૩ ॥

**वंशीधरी**—न हि चैतन्यप्रकाशं विना जडैः किञ्चित्कर्तुं शक्यते इति भावः।

ખરેખર, ચૈતન્યના પ્રકાશ વિના જડ પદાર્થો કાંઈ પણ કરી શકતા નથી, તેવો ભાવ છે.

इदानीं सुषुप्तिसाक्षित्वेन शुद्धात्मप्रतिपत्तिमनुभवतो दर्शयति त्रिभिः।

હવે સુષુપ્તિ અવસ્થાના સાક્ષીરૂપે શુદ્ધ આત્માના જ્ઞાનનો અનુભવ કરનાર ત્રણ શ્લોકો વડે (મુનિ)ને દર્શાવે છે—

**भूतसूक्ष्मेन्द्रियमनोबुद्ध्यादिष्विह निद्रया।**
**लीनेष्वसति यस्तत्र विनिद्रो निरहङ्क्रियः॥ १४**

(સુષુપ્તિ અવસ્થામાં) પંચમહાભૂતો, તન્માત્રાઓ, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરે અવ્યાકૃતમાં(અવ્યક્તમાં) અહીં નિદ્રાથી લીન થાય છે, ત્યારે ત્યાં જે નિદ્રારહિત અને અહંકારરહિત છે (તે આત્માને જીવાત્મા પ્રાપ્ત કરે છે.) ॥ ૧૪ ॥

भूतादिष्वसत्यसत्तुल्येऽव्याकृते निद्रया लीनेषु सत्सु यस्तत्र तदा विनिद्रो निरहङ्क्रियस्तमात्मानं प्रतिपद्यत इति तृतीयेनान्वयः॥ १४॥

જ્યારે પાંચ મહાભૂતો, પાંચ તન્માત્રાઓ, દસ ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરે **'असति'** અસત્ તુલ્ય અવ્યાકૃતમાં નિદ્રાથી લીન થાય છે, ત્યારે ત્યાં જે નિદ્રારહિત, અહંકારરહિત હોય છે તે આત્માને જીવાત્મા પ્રાપ્ત કરે છે, એમ આનાથી ત્રીજા શ્લોક(૧૬) સાથે સંબંધ છે. ॥ ૧૪ ॥

ननु यदि तदा विनिद्रोऽसावस्ति तर्हि जाग्रत्स्वप्नयोरिव स्फुटः किं नावभासते तत्राह।

**मन्यमानस्तदात्मानमनष्टो नष्टवन्मृषा।**
**नष्टेऽहङ्करणे द्रष्टा नष्टवित्त इवातुरः ॥ १५**

पूर्वं स द्रष्टाऽतो द्रष्टृत्वेन सविकल्पतया स्फुटं प्रतीतः। सुषुप्तौ तु भूतादेरहङ्कारविषयस्य लीनत्वात्तद्विषयेऽहङ्कारे नष्टे सति स्वयमनष्टोऽपि मृषैवात्मानं नष्टवन्मन्यमानो यः। अन्यस्य नाशेऽन्यस्य नष्टतुल्यत्वे दृष्टान्तः—नष्टवित्तो यथा आतुरो विवशः, नष्टवद्भवतीत्यर्थः ॥ १५ ॥

ननु सुषुप्तौ न किञ्चिदनुभूयते, मैवम्, 'सुखमहमस्वाप्सं न किञ्चिदवेदिषम्' इति विशेषज्ञानं विना केवलस्यात्मनः प्रतिसन्धाना-दित्याह—**एवमिति।**

**एवं प्रत्यवमृश्यासावात्मानं प्रतिपद्यते।**
**साहंकारस्य द्रव्यस्य योऽवस्थानमनुग्रहः ॥ १६**

ननु प्रतिसन्धाने साहङ्कारस्य प्रतीतेः कथं निरहङ्क्रियत्वं तत्राह। साहङ्कारस्य द्रव्यस्य कार्यकारणसङ्घातस्यानुग्रहः प्रकाशकः अवस्थानं च। द्रव्यविशेषणतयाऽहङ्कारस्यापि दृश्यत्वाच्च तद्द्रष्टात्मा तद्व्यतिरिक्तः। तमात्मानमित्यन्वयः ॥ १६ ॥

શંકા કરવામાં આવી છે કે અંહકારની ઉપાધિવાળો આ જીવાત્મા સુષુપ્તિમાં નિદ્રારહિત હોય છે, તો પછી જાગ્રત્ અને સ્વપ્નાવસ્થાની જેમ સ્પષ્ટરૂપે કેમ પોતે પોતાને ભાસતો નથી, તે માટે ઉત્તર આપે છે.

અહંકારનો નાશ થાય છે ત્યારે નષ્ટ થયેલા ધનવાળો મનુષ્ય પોતાને પણ નષ્ટવત્ માનતો અત્યંત દુઃખી થાય છે, તેમ દ્રષ્ટા નાશ પામ્યો ન હોવા છતાં પોતાને મિથ્યા નાશ પામેલો માને છે. ॥ ૧૫ ॥

પૂર્વે અર્થાત્ જાગ્રત્ અને સ્વપ્નાવસ્થામાં તે જીવ દ્રષ્ટા છે, આથી દ્રષ્ટા તરીકે વિશેષજ્ઞાનથી વિશિષ્ટ રીતે સ્પષ્ટરૂપે ભાસે છે. પરંતુ સુષુપ્તિમાં અહંકારના વિષયરૂપ ભૂતસૂક્ષ્મ, ઈન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરેનો લય થયો હોવાથી તે વિષયનો અહંકાર નષ્ટ થાય છે. ત્યારે પોતે નાશ પામ્યો ન હોવા છતાં પણ પોતાને જે ખોટી રીતે નષ્ટવત્ માને છે. એકનો નાશ થતાં બીજું નષ્ટવત્ થઈ જાય તે માટેનું દૃષ્ટાન્ત આપે છે– નષ્ટ થયેલા ધનવાળો મનુષ્ય જેમ '**आतुरः**' વિવશ થઈ પોતે પણ નષ્ટવત્ બની જાય છે, એમ અર્થ છે. ॥ ૧૫ ॥

શંકા કરે છે કે સુષુપ્તિમાં શું કાંઈ અનુભવ નથી થતો? તે માટે ઉત્તર આપે છે કે એવું નથી. 'હું સુખેથી સૂઈ ગયો, મને કંઈ ખબર પડી નહીં.' એવું જે જ્ઞાન વિશેષ વગરનું (ઈન્દ્રિયજન્ય ન હોય તેવું) છે, તેવા જ્ઞાન વગર તે જ્ઞાન કેવળ આત્માના પ્રકાશને કારણે છે, તેમ કહે છે– '**एवम् इति।**'

આ પ્રમાણે મનન કરી આ (મુનિ) આત્માનો અનુભવ કરે છે, કે જે આત્મા (કાર્યકારણના સંઘાતરૂપ) શરીરનો પ્રકાશક છે તથા અધિષ્ઠાન છે. ॥ ૧૬ ॥

હવે શંકા કરે છે કે આત્માના સ્ફુરણમાં અહંકારસહિતની પ્રતીતિ હોવાથી અહંકારરહિતતા કેવી રીતે હોય, તે માટે કહે છે. '**स-अहङ्कारस्य द्रव्यस्य**' કાર્યકારણના (શરીર-ઈન્દ્રિયોના) સંઘાતરૂપ દેહનો આત્મા '**अनुग्रहः**' પ્રકાશકરૂપ અને અધિષ્ઠાનરૂપ છે. દ્રવ્યના વિશેષણરૂપે અહંકાર દૃશ્ય હોવાથી તે અહંકારનો દ્રષ્ટા આત્મા તેનાથી પૃથક્ છે, તે આત્માનો સાક્ષાત્કાર કરે છે, એમ સંબંધ છે. ॥ ૧૬ ॥

भक्तिविरक्तिभ्यां सत्यपि विवेके प्रकृतिपुरुषयोः परस्परत्यागाभावात्कथं मुक्तिरिति पृच्छति—**पुरुषमिति** चतुर्भिः।

देवहूतिरुवाच

**पुरुषं प्रकृतिर्ब्रह्मन्न विमुञ्चति कर्हिचित्।**
**अन्योन्यापाश्रयत्वाच्च नित्यत्वादनयोः प्रभो॥ १७**

पुरुषव्यतिरेकेण प्रकृतेः स्वरूपलाभाभावात्प्रकृतिव्यतिरेकेण पुरुषस्याभिव्यक्त्यभावादित्यन्योन्यापाश्रयत्वान्नित्यत्वाच्च पुरुषं प्रकृतिः कदाचिन्न मुञ्चतीत्यर्थः॥ १७॥

व्यतिरेकाभावमात्रे दृष्टान्तः—

**यथा गन्धस्य भूमेश्च न भावो व्यतिरेकतः।**
**अपां रसस्य च यथा तथा बुद्धेः परस्य च॥ १८**

यथा व्यतिरेकतो भावः सत्ता नास्ति। गन्धस्य कदाचिदपक्षयदर्शनाद्दृष्टान्तान्तरम् अपामिति। बुद्धेः प्रकृतेः। परस्य पुरुषस्य च॥ १८॥

ततः किमत आह—**अकर्तुरिति**।

**अकर्तुः कर्मबन्धोऽयं पुरुषस्य यदाश्रयः।**
**गुणेषु सत्सु प्रकृतेः कैवल्यं तेष्वतः कथम्॥ १९**

ये गुणा आश्रयो यस्य सः। तेषु प्रकृतेर्गुणेषु सत्सु पुरुषस्य कैवल्यं कथम् ॥ १९॥

अत एव क्वचिन्निवृत्तप्रायस्यापि संसारभयस्य पुनरुद्भवो दृश्यत इत्याह—**क्वचिदिति**।

પુરુષ અને પ્રકૃતિ, એ બન્નેમાં પરસ્પરના ત્યાગનો અભાવ હોય તો વિવેક હોય ત્યારે પણ ભક્તિ અને વૈરાગ્યથી મુક્તિ કેવી રીતે થાય, એમ માતાજી ચાર શ્લોકો દ્વારા પૂછે છે— **'पुरुषम् इति।'**

**દેવહૂતિજી બોલ્યાં** – હે બ્રહ્મન્, પ્રકૃતિ પુરુષને કોઈ પણ કાળે છોડતી નથી, કારણ કે હે પ્રભુ, એ બન્નેને એકબીજાનો આશ્રય છે અને બન્ને નિત્ય છે. ॥ ૧૭ ॥

પુરુષ વિના પ્રકૃતિના સ્વરૂપની પ્રાપ્તિ થતી નથી અને પ્રકૃતિ વિના પુરુષ પ્રકટ થતો નથી તેથી બન્નેને એકબીજાનો આશ્રય હોવાથી તેમ જ બંને નિત્ય હોવાથી પ્રકૃતિ પુરુષને ક્યારેય છોડતી નથી, એમ અર્થ છે. ॥ ૧૭ ॥

ગુણ અને ગુણીની ભિન્ન સ્થિતિ ન સંભવવા માટેનું દૃષ્ટાન્ત આપે છે—

જેમ ગંધની અને પૃથ્વીની એકબીજાથી ભિન્ન સ્થિતિ નથી સંભવતી, વળી જેમ જળ અને રસની ભિન્ન સ્થિતિ નથી સંભવતી તેમ પ્રકૃતિ અને પુરુષની ભિન્ન સ્થિતિ નથી સંભવતી. ॥ ૧૮ ॥

જેમ ભૂમિની અને ગંધ ગુણની પૃથક્પણે **'भावः'** સત્તા હોતી નથી. કદાચ ગંધ નાશ પામેલી જણાય તો બીજું દૃષ્ટાન્ત આપે છે– **'अपाम् इति।'** **'बुद्धेः'** પ્રકૃતિની અને **'परस्य'** પુરુષની ॥ ૧૮ ॥

(પ્રકૃતિ અને પુરુષ – બન્નેને એકબીજાનો નિત્ય આશ્રય હોવાથી) હવે પછી શું થાય તે કહે છે— **'अकर्तुः इति'**।

અકર્તા એવા પુરુષનું કર્મથી થતું આ બંધન જે (સત્ત્વાદિગુણો)ના આધારવાળું છે, પ્રકૃતિના તે ગુણોની હાજરી હોય ત્યારે તેનો (પુરુષનો) મોક્ષ કેવી રીતે થાય? ॥ ૧૯॥

જે ગુણો જે બંધનનો આશ્રય છે તે બંધન–પ્રકૃતિના તે ગુણો હોય ત્યારે પુરુષનો **'कैवल्यम्'** મોક્ષ કેવી રીતે થાય? ॥ ૧૯ ॥

આથી જ કોઈક સમયે ઘણે ભાગે નિવૃત્ત થઈ ગયો હોવા છતાં પણ સંસારના ભયની ફરીથી ઉત્પત્તિ દેખાય છે, એમ કહે છે— **'क्वचित् इति।'**

**क्वचित् तत्त्वावमर्शेन निवृत्तं भयमुल्बणम्।**
**अनिवृत्तनिमित्तत्वात्पुनः प्रत्यवतिष्ठते॥ २०**
**॥ २०॥**

श्रीभगवानुवाच

**अनिमित्तनिमित्तेन स्वधर्मेणामलात्मना।**
**तीव्रया मयि भक्त्या च श्रुतसम्भृतया चिरम्॥ २१**

**ज्ञानेन दृष्टतत्त्वेन वैराग्येण बलीयसा।**
**तपोयुक्तेन योगेन तीव्रेणात्मसमाधिना॥ २२**

**प्रकृतिः पुरुषस्येह दह्यमाना त्वहर्निशम्।**
**तिरोभवित्री शनकैरग्नेर्योनिरिवारणिः॥ २३**

न हि प्रकृतिसम्बन्धमात्रं बन्धहेतुः किन्तु गुणबुद्ध्या तदासक्तिस्तन्निवृत्तौ सत्यां मोक्षो घटते। क्वचिदुद्भवस्तु साधनवैकल्यादित्यभिप्रेत्य साधनातिशयं कथयन्परिहरति त्रिभिः। निमित्तं फलम्। तन्न निमित्तं प्रवर्तकं यस्मिंस्तेन निष्कामेन धर्मेण। अमलात्मना निर्मलेन मनसा। श्रुतेन कथाश्रवणेन सम्भृतया पुष्टया॥ २१॥ २२॥

दह्यमानाऽभिभूयमाना तिरोहिता भवति ॥ २३॥

एवं च सति पुनरुद्भवो नास्तीत्याह।

**भुक्तभोगा परित्यक्ता दृष्टदोषा च नित्यशः।**
**नेश्वरस्याशुभं धत्ते स्वे महिम्नि स्थितस्य च॥ २४**

કોઈ સમયે તત્ત્વજ્ઞાનથી (સંસારનો) અસહ્ય ભય નિવૃત્ત થયો હોય તો પણ (પ્રકૃતિના ગુણોરૂપ કારણ) નિમિત્ત દૂર ન થયું હોવાથી સંસારનો ભય ફરી પાછો આવી પડે છે. ॥ ૨૦ ॥ ૨૦ ॥

**શ્રી(કપિલ) ભગવાન કહે છે–** નિષ્કામભાવથી કરેલા સ્વધર્મના આચરણથી, નિર્મળ મનથી, દીર્ઘકાળપર્યન્તના કથાશ્રવણથી પુષ્ટ થયેલી મારા વિષેની તીવ્ર ભક્તિથી, ॥ ૨૧ ॥

તત્ત્વોનો સાક્ષાત્કાર કરાવનાર જ્ઞાનથી, અતિશય બળવાન વૈરાગ્યથી, તપના સંયોગવાળા યોગથી, તીવ્ર આત્મસમાધિથી ॥ ૨૨ ॥

અહીં રાત-દિવસ બળી રહેલી પુરુષની પ્રકૃતિ અગ્નિને ઉત્પન્ન કરનાર અરણિકાષ્ઠ જેમ અગ્નિથી બળે છે તેમ ધીરે ધીરે તિરોધાન પામે છે. ॥ ૨૩ ॥

ખરેખર, માત્ર પ્રકૃતિ સાથેનો સંબંધ જ બંધનનું કારણ નથી પરંતુ સત્ત્વાદિ ગુણની બુદ્ધિથી પ્રકૃતિના કાર્યરૂપ દેહ-ગેહ વગેરેમાં આસક્તિ થાય છે તે આસક્તિ દૂર થાય ત્યારે મોક્ષ થાય છે. કોઈક સમયે સાધનના દોષને કારણે (સંસારભય) ઉત્પન્ન થાય તેમ સ્વીકારીને શ્રેષ્ઠ સાધનોને વર્ણવીને, ત્રણ શ્લોકો વડે તેને (સંસારભયના પ્રસંગને) દૂર કરે છે. **'निमित्तम्'** ફળ – જેમાં ફળ કાર્યનો આરંભ કરાવનારું નથી તે નિષ્કામ ધર્મથી; **'अमल–आत्मना'** નિર્મળ મનથી; **'श्रुतेन'** કથા-શ્રવણથી **'सम्भृतया'** પુષ્ટ થયેલી ભક્તિથી ॥ ૨૧॥ ૨૨ ॥

**'दह्यमाना'** પરાભવ પામતી (પ્રકૃતિ) તિરોધાન પામે છે. ॥ ૨૩ ॥

આમ, (સાધનો દ્વારા પ્રકૃતિ તિરોહિત થાય છે ત્યારે) તે ફરીથી ઉદ્ભવ પામતી નથી, એમ કહે છે.

ભોગો ભોગવેલી, (પછી) ત્યજી દીધેલી તથા નિરંતર જેમાં દોષો જોવામાં આવેલ છે એવી તે પ્રકૃતિ, સ્વતન્ત્ર અને પોતાના મહિમામાં રહેલા અર્થાત્ પરમાનંદને પ્રાપ્ત કરેલા પુરુષનું અશુભ કરતી નથી. ॥ ૨૪ ॥

भुक्तो भोगो यस्याः। नित्यशः सदा दृष्टो दोषो यस्याः। अत एव परित्यक्ता सतीश्वरस्यापरतन्त्रस्य स्वे महिम्नि स्थितस्य स्वानन्दं प्राप्तस्य॥ २४॥

જેના ભોગો ભોગવાઈ ગયા છે, (**'भोगः संसारानुभवः'-वं.** જેને સંસારનો અનુભવ થઈ ગયો છે. **'भुक्तो भोगो नरकादि दुःखं यस्याः सा' -बा.प्र.** નરક વગેરે દુ:ખોનો ભોગ જેનો ભોગવાયો છે.) જેનામાં **'नित्यशः'** સદાય દોષદર્શન કરવામાં આવ્યું છે, આથી જ ત્યજી દીધેલી પ્રકૃતિ હોવાથી **'ईश्वरस्य'** અપરતંત્ર, વશ રાખવાને સમર્થ તેમ જ **'स्वे महिम्नि स्थितस्य'** પોતાના મહિમામાં રહેલા અર્થાત્ પોતાના સ્વરૂપનો આનંદ પ્રાપ્ત કરેલા ઈશ્વરનું, સ્વતંત્ર પુરુષનું (અશુભ કરી શકતી નથી). ॥ ૨૪ ॥

अविवेकावस्थायामनर्थहेतुरपि विवेकानन्तरं न भवतीति सदृष्टान्तमाह—**यथेति** द्वाभ्याम्।

અવિવેકવાળી દશામાં અનર્થનું કારણ હોવા છતાં પણ (પ્રકૃતિ) વિવેક થયા પછી અનર્થના કારણરૂપ નથી બનતી, તે દૃષ્ટાન્ત આપીને બે શ્લોકો વડે કહે છે— **'यथा इति।'**

**यथा ह्यप्रतिबुद्धस्य प्रस्वापो बह्वनर्थभृत्।**
**स एव प्रतिबुद्धस्य न वै मोहाय कल्पते॥ २५**

ખરેખર, જેમ ન જાગેલા મનુષ્યને (પોતાનું મસ્તક કપાઈ ગયું, સિંહ પોતાને ખાઈ ગયો વગેરે) સ્વપ્ન અતિશય અનર્થ કરનાર બને છે, પરંતુ તે જ સ્વપ્ન જાગૃત થયેલા મનુષ્યને (સંસ્કારવશ યાદ આવવા છતાં પણ) મોહ પેદા કરી જ શકતું નથી, ॥ ૨૫ ॥

**एवं विदिततत्त्वस्य प्रकृतिर्मयि मानसम्।**
**युञ्जतो नापकुरुत आत्मारामस्य कर्हिचित्॥ २६**

તે જ પ્રમાણે તત્ત્વને જાણનાર, મારામાં મન લગાડનાર આત્મારામ મુનિને પ્રકૃતિ ક્યારેય પણ ક્લેશ આપતી નથી. ॥ ૨૬ ॥

प्रस्वापः स्वप्नः बह्वनर्थान्बिभर्ति पुष्णाति। प्रतिबुद्धस्य संस्कारवशेन स्फुरन्नपि॥ २५ ॥ २६ ॥

**'प्रस्वापः'** સ્વપ્ન અનેક અનર્થને **'बिभर्ति'** પોષે છે. જાગેલા મનુષ્યને સંસ્કાર (સ્વપ્નની છાપ) પડી જવાથી તેનું સ્મરણ થવા છતાં પણ (જેમ સ્વપ્ન મોહ કરાવી શકતું નથી તેમ) ॥ ૨૫ ॥ ૨૬ ॥

उपसंहरति—**यदैवमिति** त्रिभिः।

ત્રણ શ્લોકોથી ઉપસંહાર કરે છે— **'यदा-एवम्-इति।'**

**यदैवमध्यात्मरतः कालेन बहुजन्मना।**
**सर्वत्र जातवैराग्य आब्रह्मभुवनान्मुनिः॥ २७**

આ રીતે જ્યારે અનેક જન્મોવાળા દીર્ઘકાળપર્યન્ત કેવળ સ્વરૂપમાં જ રમણ કરનાર, બ્રહ્મલોકપર્યન્તના સર્વ પદાર્થો ઉપર વૈરાગ્ય ઉત્પન્ન થયો છે જેને તેવો મુનિ ॥ ૨૭ ॥

बहूनि जन्मानि यस्मिन्काले॥ २७॥

જે કાળમાં અનેક જન્મો થઈ ગયા છે (તેવા દીર્ઘકાળપર્યન્ત) ॥ ૨૭ ॥

**सुबोधिनी**—'अध्यात्मरतः इति।' अध्यात्मे आत्मज्ञाने रतिरुत्पद्यते। ज्ञानं तु बहुधा जायते, प्रमाणवस्तुपरतन्त्रत्वात् ज्ञानस्य। रतिस्तु कदाचिदेव जायते, तस्याः कालनियमाभावात्।

**मद्भक्तः प्रतिबुद्धार्थो मत्प्रसादेन भूयसा।**
**निःश्रेयसं स्वसंस्थानं कैवल्याख्यं मदाश्रयम्॥ २८**

**प्राप्नोतीहाञ्जसा धीरः स्वदृशा छिन्नसंशयः।**
**यद्गत्वा न निवर्तेत योगी लिङ्गाद्विनिर्गमे॥ २९**

प्रतिबुद्धार्थो विदितात्मतत्त्वः। कैवल्याख्यं स्वसंस्थानं देहादिव्यतिरिक्तं स्वरूपं मदाश्रयं निःश्रेयसं निरतिशयानन्दम्॥ २८॥

स्वदृशा आत्मज्ञानेन छिन्नाः संशया मिथ्याज्ञानानि यस्य लिङ्गाद्विनिर्गमे लिङ्गशरीरनाशे सतीत्यर्थः॥ २९॥

**दीपिनी**—अहमेवाश्रयो यस्य तन्मदाश्रयम्। तदुक्तं श्रीगीतासु "ब्रह्मणो हि प्रतिष्ठाहम्" इति। श्रीमत्स्यदेवेन च "मदीयं महिमानञ्च परब्रह्मेति शब्दितम्।" इत्यादि।

**वंशीधरी**—'न स पुनरावर्तते' इति श्रुतेः।'अलिङ्गत्वादसम्भवः' इत्युक्तेः।

**यदा न योगोपचितासु चेतो**
**मायासु सिद्धस्य विषज्जतेऽङ्ग।**
**अनन्यहेतुष्वथ मे गतिः स्याद्**
**आत्यन्तिकी यत्र न मृत्युहासः॥ ३०**

આત્મજ્ઞાન માટે પ્રીતિ ઉત્પન્ન થાય છે. જ્ઞાન તો ઘણું કરીને થાય છે કારણ કે જ્ઞાન પ્રમાણરૂપ વસ્તુને અધીન હોય છે, પરંતુ પ્રીતિ તો ક્યારેક જ થાય છે કારણ કે તે પ્રીતિ ઉત્પન્ન થવા માટે કાળનો કોઈ નિયમ હોતો નથી.

મારો ભક્ત, આત્મતત્ત્વનો જ્ઞાતા (મુનિ) મારા અતિશય અનુગ્રહથી પરમ આનંદરૂપ, કૈવલ્ય નામના, મારા આશ્રયવાળા, મારા સ્વરૂપભૂત (કૈવલ્ય) ધામને આ જ જન્મમાં સરળતાથી પ્રાપ્ત કરે છે. આત્મજ્ઞાનથી જેનો મિથ્યાજ્ઞાનરૂપ સંશય નાશ પામ્યો છે તે ધૈર્યસમ્પન્ન યોગી લિંગદેહનો નાશ પામતાં, જ્યાં ગયા પછી પાછો ફરતો નથી. ॥ ૨૮ ॥ ૨૯ ॥

**'प्रतिबुद्धार्थः'** આત્મતત્ત્વનો જ્ઞાતા, કૈવલ્ય નામના **'स्वसंस्थानम्'** પોતાના કૈવલ્યધામને, દેહાદિથી પૃથક્ સ્વરૂપવાળા, **'मद्-आश्रयम्'** મારા આશ્રયવાળા **'निःश्रेयसम्'** જેનાથી વધારે આનંદ નથી તેવા પરમઆનંદરૂપ ધામને ॥ ૨૮ ॥

**'स्वदृशा'** આત્મજ્ઞાનથી કપાઈ ગયા છે સંશયો જેના, દૂર થયું છે મિથ્યા જ્ઞાન જેનું, **'लिङ्गात्-विनिर्गमे'** લિંગ-શરીરનો નાશ થાય છે ત્યારે, એમ અર્થ છે. ॥ ૨૯ ॥

હું જ જેનો આશ્રય છું તે મારા આશ્રયવાળા ધામને, શ્રીગીતાજીમાં તે કહ્યું છે, 'પરબ્રહ્મનું (સાચું) મૂર્ત સ્વરૂપ હું (જ છું.)' (ગીતા ૧૪/૨૭) શ્રીમત્સ્યદેવ દ્વારા પણ કહેવાયું છે કે 'મારા મહિમાને જ પરબ્રહ્મ કહેવામાં આવે છે.' (શ્રીમદ્ ભા.૮/૨૪/૩૮)

તે પાછો ફરતો નથી (બૃહદા.ઉપ.૪/૨/૨૨) એવી શ્રુતિ છે. લિંગશરીરનો અભાવ થાય ત્યારે જન્મ સંભવતો નથી.

હે મા, જ્યારે (આ) સિદ્ધ થયેલા મુનિનું ચિત્ત, યોગને કારણે વધેલી અને યોગ સિવાયના અન્ય કોઈ પણ પ્રકારે પ્રાપ્ત ન થનારી અણિમાદિ અષ્ટસિદ્ધિઓરૂપી માયાઓમાં આસક્ત થતું નથી, ત્યારે તે મુનિને અંતિમ-પરમઉત્કૃષ્ટગતિ પ્રાપ્ત થાય છે, જ્યાં મૃત્યુનો ગર્વ રહેતો નથી. ॥ ૩૦ ॥

तदा त्वणिमादिसिद्धयोऽन्तरायरूपा भवन्ति। तासु योगेनोपचितासु समृद्धासु न योगादन्यो हेतुर्यासां तासु यदा सिद्धस्य चेतो न विषज्जते। अङ्ग हे मातः (अम्ब इति पाठः), अथ तदाऽन्तमतिक्रान्तोऽत्यन्तो योऽहं तत्सम्बन्धिनी। यत्र यस्यां गतौ मृत्योर्हासो न भवति। विषक्तौ तु सिद्धोऽपि मया वशीकृत इति मृत्योर्हासो गर्वो भवतीत्यर्थः॥ ३०॥

(જ્યારે અણિમાદિ સિદ્ધિઓમાં મુનિનું મન આસક્ત થાય છે) ત્યારે ખરેખર, અણિમાદિ સિદ્ધિઓ અન્તરાયરૂપ બની જાય છે. યોગથી **'उपचितासु'** વધી ગયેલી તે સિદ્ધિઓમાં, યોગ સિવાયના અન્ય કોઈપણ કારણે પ્રાપ્ત ન થનારી સિદ્ધિઓ જે છે, તેમાં જ્યારે સિદ્ધજનનું ચિત્ત આસક્ત નથી થતું. **'अङ्ग'** હે પ્રિય મા, (**'अम्ब'** એવો પાઠ પણ મળે છે.) **'अथ'** ત્યારે અંતને પણ ઓળંગી જનાર તે **'अत्यन्तः'** કે જે હું છું, તેના સંબંધવાળી આત્યન્તિકી ગતિ, **'यत्र'** જે ગતિમાં મૃત્યુનો ગર્વ રહેતો નથી. પરંતુ (સિદ્ધિઓમાં) મુનિ આસક્ત થઈ જાય તો સિદ્ધને પણ મેં વશ કર્યો! એવો ગર્વ મૃત્યુને થાય છે, એમ અર્થ છે. ॥ ૩૦ ॥

**सुबोधिनी**—अन्तिमजन्मनि योगिनो विघ्नाः सम्भवन्ति, 'श्रेयांसि बहुविघ्नानि' इति स्मृतेः। तैर्विघ्नैश्चेन्नाऽभिभूयते, तदा कालमतिक्रम्य तत्र गच्छतीत्याह—यदेति।

यद्यपि भगवतो बहुविधा गतिर्भवति सगुणाऽपि, तथापीयमात्यन्तिकी। यत्र च फले मृत्योर्गर्वो न भवति। मृत्युर्हि सर्वप्रकारेण फलसाधनप्रमेयप्रमाणैर्भ्रामयित्वा स्ववशे नयति। तस्य यदि सर्वोऽपि प्रयासो व्यर्थो भवति। तदा गर्वो गच्छति तत्र यदा मृत्योर्हासो गर्वो नाऽस्तीति। अत एवाऽत्र श्रमो न कर्तव्यः।

અંતિમ જન્મમાં યોગીને વિઘ્નો નડે છે. 'શ્રેયમાર્ગમાં અનેક વિઘ્નો હોય છે.' એમ સ્મૃતિ હોવાથી કહે છે. તે વિઘ્નો વડે જો યોગી પરાભવ ન પામે તો કાળનું અતિક્રમણ કરીને ત્યાં જાય છે, એમ શ્લોકમાં કહે છે.

જો કે ભાગવતી ગતિ અનેક પ્રકારે થાય છે. ગતિ સગુણ પણ હોય છે છતાં પણ આ આત્યંતિકી ગતિ છે, જ્યાં પરિણામે મૃત્યુનો ગર્વ રહેતો નથી. ખરેખર, મૃત્યુ ફળ, સાધન, પ્રમેય અને પ્રમાણ વડે ચકરાવે ચડાવીને (સાધકને) પોતાના વશમાં લઈ લે છે. તે મૃત્યુના સર્વ પ્રયાસો જો (જ્યારે) વ્યર્થ બને, ત્યારે તેનો ગર્વ ગળી જાય છે. આથી જ સિદ્ધિઓને માટે શ્રમ કરવો નહીં.

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां तृतीयस्कन्धे सप्तविंशोऽध्यायः॥ २७॥

इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां सप्तविंशोऽध्यायः॥ २७॥



# अथाष्टाविंशोऽध्यायः

## અષ્ટાંગયોગની વિધિ

अष्टाविंशे ततोऽष्टाङ्गयोगेन ध्यानशोभिना।
सर्वोपाधिविनिर्मुक्तं स्वरूपज्ञानमीर्यते॥ १

(સિદ્ધિઓના અસ્વીકાર) પછી સગુણ વિગ્રહના ચિંતન દ્વારા શોભાયમાન શીલવાળા અષ્ટાંગયોગ દ્વારા અહંકાર વગેરે સર્વ ઉપાધિરહિત સ્વરૂપજ્ઞાનને વર્ણવવામાં આવે છે. ॥ ૧ ॥

भक्तिं संक्षेपतः प्रोच्य साङ्ख्यमाख्याय विस्तृतम्।
अथाह वैष्णवं योगमष्टाङ्गं कपिलो हरिः॥ २

श्रीभगवानुवाच

**योगस्य लक्षणं वक्ष्ये सबीजस्य नृपात्मजे।**
**मनो येनैव विधिना प्रसन्नं याति सत्पथम्॥ १**

सबीजस्य सालम्बनस्य। प्रसन्नं सत्। सत्पथं ब्रह्ममार्गम्॥ १॥

**वंशीधरी**—आलम्बनं ध्यानविषयः स च विष्णुरेव तस्यैव सर्वबीजत्वात्

'बीजं विष्णुर्हि जगतः शाखास्सर्वा हि देवताः'

इति श्रीतीर्थोक्तेः।

नृपात्मजायास्तव सालम्बनयोग एवाधिकारो निरालम्बनस्य स्त्रीबुद्ध्यवस्थितेरसम्भवात् 'स्त्रीत्वान्मातुस्तिरोदधे' इति प्रह्लादोक्तेः *'योषाऽहं मन्दधीर्हरे' इति देवहूत्युक्तेश्चेति सम्बुद्ध्यभिप्रायः। विधिना प्रकारेण तत्प्रकारकं लक्षणं सतो ब्रह्मणः पन्था प्राप्तिमार्गस्तम्। (*'यथाहं मन्दधीर्हरे')

'ॐ तत्सदिति निर्देशो ब्रह्मणस्त्रिविधः स्मृतः।'

इति श्रीगीतोक्तेः।

तत्र यमनियमानाह त्रिभिरक्षरद्वयाधिकैः।

**स्वधर्माचरणं शक्त्या विधर्माच्च निवर्तनम्।**
**दैवाल्लब्धेन सन्तोष आत्मविच्चरणार्चनम्॥ २**

ભક્તિને સંક્ષેપમાં વર્ણવીને, વિસ્તૃત સાંખ્યનું નિરૂપણ કરી હવે ભગવાન શ્રીહરિરૂપ કપિલ વિષ્ણુધ્યાનમય અષ્ટાંગયોગ કહે છે. ॥ ૨ ॥

**શ્રીભગવાન બોલ્યા** – હે રાજપુત્રી, બીજ સાથેના યોગનું સ્વરૂપ હું તમને કહીશ, જે યોગના આચરણથી જ મન પ્રસન્ન થઈને સન્માર્ગે જાય છે. ॥ ૧ ॥

**'સબીજસ્ય'** બીજ સહિતના, ધ્યાનના વિષયના આલંબનવાળા યોગને– પ્રસન્ન થઈને **'સત્પથમ્'** વેદના માર્ગે, ભગવાનના માર્ગે ॥ ૧ ॥

ધ્યાનનો વિષય તો તે વિષ્ણુ જ છે કારણ કે તે જ સર્વનું બીજ છે.

'ભગવાન વિષ્ણુ જ જગતનું બીજ છે તેમ જ સર્વ દેવો શાખાઓ છે.' એમ શ્રીતીર્થે કહ્યું છે.

રાજકન્યા એવાં તમારો ધ્યેયસ્વરૂપના આલંબનવાળા યોગમાં જ અધિકાર છે કારણ કે નિરાલંબન નિર્બીજ યોગ સ્ત્રીની બુદ્ધિ વડે ધારણ કરવો અસંભવ છે. 'સ્ત્રી હોવાથી (નારદજીએ આપેલું જ્ઞાન) મારી માતાને સ્મરણમાં ન રહ્યું.'– (શ્રીમદ્ ભા.૭/૭/૧૬) એમ પ્રહ્લાદજીએ કહ્યું છે. તેમ જ 'હે હરિ, હું મંદબુદ્ધિવાળી સ્ત્રી' (શ્રીમદ્ ભા.૩/૨૫/૩૦) એમ દેવહૂતિજીએ કહ્યું હોવાથી, 'રાજપુત્રી' સંબોધન આ અભિપ્રાયને કારણે છે. જે પ્રકારે ભગવત્પ્રાપ્તિનો માર્ગ બને છે, તેવા યોગના લક્ષણને,

'ૐ તે પરબ્રહ્મ સત્ છે એ પ્રમાણે પરમાત્માનાં નામોનો ત્રણ પ્રકારે નિર્દેશ કરેલો છે.'(ગીતા.૧૭/૨૩)

તે વિષયમાં ત્રણ શ્લોકો અને બે અક્ષર વધારે (અર્થાત્ શ્લોક ૨, ૩, ૪ અને બે અક્ષર વધારે **'મૌનમ્'**) થી યમ અને નિયમો કહે છે.

(૧) શક્તિ અનુસાર પોતાના ધર્મનું પાલન કરવું, (૨) વિરુદ્ધ ધર્મ અને પરધર્મથી નિવૃત્ત થવું, (૩) દૈવેચ્છાથી મળેલ વસ્તુથી સંતોષ રાખવો, (૪) આત્મવેત્તાનાં ચરણ સેવવાં, ॥ ૨ ॥

**ग्राम्यधर्मनिवृत्तिश्च मोक्षधर्मरतिस्तथा।**
**मितमेध्यादनं शश्वद्विविक्तक्षेमसेवनम्॥ ३**

(૫) લૌકિક ધર્મો (અર્થાત્ ધર્મ-અર્થ-કામ, એ ત્રિવર્ગને લગતા સુખકર ધર્મો)થી દૂર રહેવું, (૬) મોક્ષધર્મમાં અનુરાગ કરવો, (૭) નિરંતર મિતાહારી થવું અને પવિત્ર ભોજન કરવું, (૮) એકાંત અને (નિર્ભય) બાધારહિત સ્થાનમાં રહેવું, ॥ ૩ ॥

**अहिंसा सत्यमस्तेयं यावदर्थपरिग्रहः।**
**ब्रह्मचर्यं तपः शौचं स्वाध्यायः पुरुषार्चनम्॥ ४**

(૯) અહિંસા પાળવી, (૧૦) સત્ય બોલવું, (૧૧) ચોરી ન કરવી, (૧૨) જરૂર જેટલા પદાર્થો રાખવા, (૧૩) બ્રહ્મચર્ય પાળવું, (૧૪) તપ કરવું, (૧૫) પવિત્રતા જાળવવી, (૧૬) વેદશાસ્ત્રોનું અધ્યયન કરવું, (૧૭) ભગવાનની સેવા કરવી, ॥ ૪ ॥

**मौनं सदासनजयस्थैर्यं प्राणजयः शनैः।**
**प्रत्याहारश्चेन्द्रियाणां विषयान्मनसा हृदि॥ ५**

(૧૮) મૌનવ્રત રાખવું, (૧૯) આસનસિદ્ધિ દ્વારા સ્થિરતા કેળવવી, (૨૦) ધીમે ધીમે પ્રાણવાયુને જીતવો, (૨૧) મન દ્વારા ઈન્દ્રિયોને વિષયોમાંથી પાછી વાળી હૃદયમાં સ્થાપવી, ॥ ૫ ॥

**स्वधिष्ण्यानामेकदेशे मनसा प्राणधारणम्।**
**वैकुण्ठलीलाभिध्यानं समाधानं तथात्मनः॥ ६**

(૨૨) ધારણા અર્થાત્ મૂલાધાર વગેરે પ્રાણવાયુનાં સ્થાનો પૈકી કોઈ એકમાં મન સાથે પ્રાણવાયુને ધારણ કરવો, (૨૩) શ્રીવૈકુંઠનાથ ભગવાનની લીલાઓનું ધ્યાન કરવું, (૨૪) મનને આત્માકાર કરવું, ॥ ૬ ॥

**एतैरन्यैश्च पथिभिर्मनो दुष्टमसत्पथम्।**
**बुद्ध्या युञ्जीत शनकैर्जितप्राणो ह्यतन्द्रितः॥ ७**

(૨૫) આ ઉપાયો તથા અન્ય (વ્રત-દાન વગેરે) ઉપાયો દ્વારા નીચ માર્ગે જનારા દુષ્ટ મનને વિષયત્યાગની બુદ્ધિથી સાવધાનીપૂર્વક પ્રાણજય કરી ભગવાનમાં જોડવું. ॥ ૭ ॥

शक्त्या स्वधर्माचरणम्॥ २॥

ग्राम्यस्त्रैवर्गिको धर्मस्तस्मान्निवृत्तिः। मितं च तन्मेध्यं शुद्धं च तस्यादनम्। तत्र मितं नाम
'द्वौ भागौ पूरयेदन्नैस्तोयेनैकं प्रपूरयेत्।
मारुतस्य प्रचारार्थं चतुर्थमवशेषयेत्॥'
इति स्मृतिप्रसिद्धम्। विविक्तं विजनं क्षेमं निर्बाधं तस्य स्थानस्य सेवनम्॥ ३॥

यावतार्थः प्रयोजनं तावन्मात्रस्य परिग्रहः॥ ४॥

आसनादीन्यंगान्याह त्रिभिः। सत आसनस्य जयेन स्थैर्यम्॥ ५॥

શક્તિ અનુસાર પોતાના ધર્મનું આચરણ કરવું.॥ ૨ ॥

**'ग्राम्यः'** લૌકિક સુખકર અર્થાત્ ધર્મ-અર્થ-કામ એ ત્રિવર્ગને લગતા ધર્મો– તેનાથી નિવૃત્ત થવું. થોડું અને તે પણ **'मेध्यम्'** પવિત્ર– તેનું ભોજન કરવું. તેમાં મિતાહાર એટલે 'બે ભાગ અન્નથી અને એક ભાગ જળથી ભરવો જોઈએ તેમ જ વાયુની ગતિ માટે ચોથો ભાગ ખાલી રાખવો જોઈએ', એમ સ્મૃતિમાં પ્રસિદ્ધ છે. **'विविक्तम्'** એકાન્ત, **'क्षेमम्'** નિર્ભય બાધારહિત– તેવા સ્થાનનું સેવન ॥ ૩ ॥

જેટલા પદાર્થની જરૂર છે તેટલું જ રાખવું. ॥ ૪ ॥

આસન વગેરેનાં અંગો ત્રણ શ્લોકોથી કહે છે. આસન ઉપર વિજય પ્રાપ્ત થતાં સ્થિરતા કેળવવી.॥ ૫ ॥

स्वधिष्ण्यानां प्राणस्थानानां मूलाधारादीनां मध्ये एकस्मिन्देशे मनसा सह प्राणस्य धारणं धारणा। आत्मनो मनसः समाधानमात्माकारता ॥ ६ ॥

अन्यैश्च व्रतदानादिभिः। पथिभिरुपायैः ॥ ७ ॥

आसनादीनि प्रपञ्चयति—**शुचाविति** यावत्समाप्ति।

**शुचौ देशे प्रतिष्ठाप्य विजितासन आसनम्।**
**तस्मिन्स्वस्ति समासीन ऋजुकायः समभ्यसेत्॥ ८**

आसनं कुशाजिनचैलोत्तरं प्रतिष्ठाप्य, स्वस्तिकासनेन यथासुखमिति वा। समभ्यसेत् प्राणमिति शेषः।

'ऊरू जङ्घान्तराधाय पादाग्रे जानुमध्यगे।
योगिनो यदवस्थानं स्वस्तिकं तद्विदुर्बुधाः॥'
इति ॥ ८ ॥

**प्राणस्य शोधयेन्मार्गं पूरकुम्भकरेचकैः।**
**प्रतिकूलेन वा चित्तं यथा स्थिरमचञ्चलम्॥ ९**

बाह्यवायोरन्तःप्रवेशनं पूरकः, प्रवेशितस्य धारणं कुम्भकः, धृतस्य बहिर्निःसारणं रेचकः, प्रतिकूलेन वा रेचककुम्भकपूरकैः। यद्वा इडयाऽऽपूर्य पिङ्गलया रेचनम्, पिङ्गलयाऽऽपूर्य इडया रेचनमित्येवं प्रतिकूलेन। वाशब्दश्चार्थे। स्थिरं सत्पुनरपि चञ्चलं यथा न भवति तथा शोधयेत्॥ ९ ॥

**मनोऽचिरात्स्याद्विरजं जितश्वासस्य योगिनः।**
**वाय्वग्निभ्यां यथा लोहं ध्मातं त्यजति वै मलम्॥ १०**

'**स्वधिष्ण्यानाम्**' મૂલાધાર વગેરે પ્રાણવાયુનાં સ્થાનોમાંથી કોઈ એકમાં મન સાથે પ્રાણવાયુને ધારણ કરવો, આત્માની મન સાથે '**સમ-આધાનમ્**' આત્માકારતા સ્થાપવી. ॥ ૬ ॥

'**अन्यैश्च**' વ્રત, દાન વગેરે અન્ય '**पथिभिः**' ઉપાયોથી ॥ ૭ ॥

આસન વગેરેને સમાપ્તિપર્યન્ત વિસ્તારપૂર્વક સમજાવે છે— '**शुचौ इति।**'

આસનસિદ્ધિ પછી યોગીએ પવિત્ર સ્થાનમાં આસન સ્થાપી, તેના પર દેહયષ્ટિને સીધી રાખીને, સ્વસ્તિકાસનથી બેસીને (પ્રાણાયામનો) અભ્યાસ કરવો. ॥ ૮ ॥

'**आसनम्**' દર્ભાસનની ઉપર મૃગચર્મ અને તેની ઉપર રેશમી વસ્ત્રનું આસન બિછાવી સ્વસ્તિકાસન દ્વારા અથવા સુખાસન દ્વારા પ્રાણાયામનો અભ્યાસ કરવો, એટલું બાકી છે તે ઉમેરવું.

'ઊરુભાગને બીજા પગની પિંડી પર મૂકીને તથા પગનો પંજો ઢીંચણની વચ્ચે મૂકીને યોગીઓ જે આસન પર બેસે છે, તેને જ્ઞાનીઓ સ્વસ્તિકાસન કહે છે.'॥ ૮ ॥

પૂરક, કુંભક, રેચકથી અને ઊલટા ક્રમથી જે રીતે ચિત્ત ચંચળતા ત્યજે અને સ્થિર બને તે રીતે પ્રાણના માર્ગને શુદ્ધ કરવો. ॥ ૯ ॥

બહારના વાયુનો શરીરની અંદર પ્રવેશ એટલે પૂરક, પ્રવેશ કરેલા વાયુને અંદર રોકી રાખવો એટલે કુંભક, ધારણ કરેલા વાયુને બહાર કાઢવો એટલે રેચક અને તેનાથી ઊલટું, રેચક, કુંભક અને પૂરક વડે અથવા ઈડાથી પૂરેલો પ્રાણ પિંગલાથી બહાર કાઢવો અને પિંગલાથી પૂરેલો પ્રાણ ઈડાથી બહાર કાઢવો, એમ ઊલટા ક્રમથી– શ્લોકમાં '**वा**' શબ્દ 'અને' ના અર્થમાં છે. મન સ્થિર થઈ ફરી પાછું જે રીતે ચંચળ ન બને તે રીતે શુદ્ધ કરવું. ॥ ૯ ॥

જેમ વાયુ અને અગ્નિથી તપાવેલું સોનું મેલ તજે છે, તેમ ખરેખર, પ્રાણ ઉપર વિજય મેળવનાર યોગીનું મન વિના વિલંબે નિર્મળ થાય છે. ॥ ૧૦ ॥

ध्मातं सन्तप्तमित्यर्थः। लोहं सुवर्णं यथा मलं त्यजति तथा मनो विरजं स्यात्। ततश्चञ्चलं न स्यादिति भावः॥ १०॥

प्राणायामादीनां समाधौ द्वारकार्याण्याह— **प्राणायामैरिति।**

**प्राणायामैर्दहेद्दोषान् धारणाभिश्च किल्बिषान्।**
**प्रत्याहारेण संसर्गान् ध्यानेनानीश्वरान्गुणान्॥ ११**

दोषान् वातश्लेष्मादीन्। संसर्गान् विषयसंसर्गान्। अनीश्वरान् रागादीन्। वायुना सह मनसः स्थिरीकरणं धारणा, स्थिरस्य वृत्तिसंततिः ध्यानम्, वृत्तिनिरोधः समाधिरिति भेदः॥ ११॥

**वंशीधरी—**वृत्तिसन्ततिः प्रत्ययैकतानता। तथा च पातञ्जलसूत्राणि। (१) 'देशबन्धश्चित्तस्य धारणा' (२)'तत्र प्रत्ययैकतानता ध्यानम्।' (३) 'तदेवार्थमात्रनिर्भासं स्वरूपशून्यमिव समाधिः।'

**दीपिनी—**वृत्तिनिरोधः ध्यातृध्येयविभागाभावेन शुद्धब्रह्मरूपता।

**सि.प्र.—**भगवद्ध्यानानन्दसम्प्लवे निमग्नत्वं समाधिः।

**बा.प्र.—**सन्ततेर्विजातीयप्रत्ययान्तराव्यवहितत्वं समाधिः।

**यदा मनः स्वं विरजं योगेन सुसमाहितम्।**
**काष्ठां भगवतो ध्यायेत्स्वनासाग्रावलोकनः॥ १२**

**'ध्मातम्'** તપાવેલું, એમ અર્થ છે. **'લોહમ્'** સોનું જેમ મેલ તજે છે તેમ મન શુદ્ધ થાય છે. ફરી પાછું ચંચળ થતું નથી, તેવો ભાવ છે. ॥૧૦॥

સમાધિમાં દ્વારરૂપ પ્રાણાયામ વગેરેનાં કાર્યોને જણાવે છે — **'प्राणायामैः इति।'**

પ્રાણાયામો દ્વારા દોષોને બાળવા, ધારણા દ્વારા પાપોને બાળવાં, પ્રત્યાહાર વડે વિષયોના સંસર્ગનો નાશ કરવો તથા ધ્યાનથી રાગાદિ અનીશ્વર ગુણોનો વિનાશ કરવો. ॥૧૧॥

**'दोषान्'** વાયુ, કફ (પિત્ત) વગેરેને, **'संसर्गान्'** વિષયોના સંસર્ગને, **'अनीश्वरान्'** રાગાદિ અનીશ્વર ગુણોને, વાયુ સાથે મનને સ્થિર કરવું એટલે ધારણા. સ્થિર થયેલા મનનો એકધારો વૃત્તિપ્રવાહ એટલે ધ્યાન, ચિત્તવૃત્તિઓ ભગવત્સ્વરૂપમાં મળી જાય એટલે સમાધિ– એમ ભેદ છે. ॥૧૧॥

ધ્યાન એટલે ચિત્તવૃત્તિઓનું ભગવાનના શ્રીવિગ્રહમાં કેન્દ્રીકરણ. તે જ અનુસાર પાતંજલસૂત્રો છે. (૧) ચિત્તનું એકસ્થાન ઉપર કેન્દ્રિત થવું એટલે ધારણા. (પા.યો.સૂ. ૩/૧) (૨) ત્યાં (ભગવાનના શ્રીવિગ્રહમાં) વૃત્તિનો એકધારો પ્રવાહ અર્થાત્ જ્ઞાનની એકતાનતા, એકધારા પ્રવાહરૂપે વહ્યા કરવું એટલે ધ્યાન. (પા.યો.સૂ.૩/૨) (૩) માત્ર તે ધ્યેય પદાર્થની જ પ્રતીતિ થવી અને ચિત્તનું સ્વરૂપશૂન્યવત્ થઈ જવું તે સમાધિ.(પા.યો.સૂ.૩/૩)

ધ્યાતા અને ધ્યેય એકાકાર થઈ જવાથી શુદ્ધ બ્રહ્મરૂપતા એટલે વૃત્તિનિરોધરૂપ સમાધિ.

ભગવાનના શ્રીવિગ્રહના ધ્યાનના આનંદના પૂરમાં ડૂબી જવું એટલે સમાધિ.

અન્ય વિજાતીય વૃત્તિપ્રવાહનું સતત અવ્યવધાન એટલે સમાધિ.

જ્યારે પોતાનું મન શુદ્ધ થાય અને યોગમાર્ગથી યોગ્ય રીતે સ્થિર થાય, ત્યારે પોતાની નાસિકાના અગ્ર ભાગ ઉપર દૃષ્ટિ રાખી ભગવાનની મૂર્તિનું ધ્યાન કરવું. ॥૧૨॥

सुसमाहितं स्थिरं जातम्। काष्ठां कलाम्। मूर्तिमित्यर्थः। स्वनासाग्रेऽवलोकनं यस्य। एतच्च लयविक्षेपयोः परिहाराय॥ १२॥

**'सુસમાહિતમ્'** સ્થિર થાય, **'કાષ્ઠામ્'** કલાનું, ભગવાનની મૂર્તિનું, એમ અર્થ છે. પોતાની નાસિકાના અગ્રભાગ ઉપર જેની દૃષ્ટિ છે, અને આ લય તથા વિક્ષેપને દૂર કરવા માટે છે. ॥ ૧૨ ॥

**सुबोधिनी**—स्वनासाग्रे निरीक्षणं यस्य तादृशो भूत्वा ध्यायेत्। अन्यथा दृष्टिश्चञ्चला मनसो व्यासङ्गमुत्पादयेत्, मीलिता निद्राम्।

ध्येयं हरिमाह सप्तभिः।

સ્વનાસાગ્રે જેની દૃષ્ટિ છે તેવા બનીને ધ્યાન કરવું, નહીં તો ચંચળ દૃષ્ટિ મનમાં વિશિષ્ટ આસક્તિને ઉત્પન્ન કરે, બંધ દૃષ્ટિ નિદ્રા ઉત્પન્ન કરે.

ધ્યાન કરવા યોગ્ય શ્રીહરિનું સાત શ્લોકોથી વર્ણન કરે છે.

**प्रसन्नवदनाम्भोजं पद्मगर्भारुणेक्षणम्।**
**नीलोत्पलदलश्यामं शंखचक्रगदाधरम्॥ १३**

પ્રસન્ન મુખકમળવાળા, કમળના મધ્યભાગ જેવા અરુણ નેત્રોવાળા, નીલકમળની પાંખડી જેવા શ્યામવર્ણવાળા શંખ-ચક્ર-ગદા ધારણ કરનારા, ॥ ૧૩ ॥

**लसत्पङ्कजकिञ्जल्कपीतकौशेयवाससम्।**
**श्रीवत्सवक्षसं भ्राजत्कौस्तुभामुक्तकन्धरम्॥ १४**

શોભાયમાન કમળના કેસર જેવા પીળા, રેશમી પીતામ્બરવાળા, વક્ષઃસ્થળમાં શ્રીવત્સચિહ્નને ધારણ કરનારા, કંઠમાં દેદીપ્યમાન કૌસ્તુભમણિ ધારણ કરનારા, ॥ ૧૪ ॥

**मत्तद्विरेफकलया परीतं वनमालया।**
**परार्ध्यहारवलयकिरीटाङ्गदनूपुरम् ॥ १५**

મદભર્યા મધુકરોના ગુંજારવવાળી વનમાળાને ધારણ કરનારા, અમૂલ્ય હાર, કંકણ, કિરીટ, બાજુબંધ અને નૂપુરને ધારણ કરનારા, ॥ ૧૫ ॥

**काञ्चीगुणोल्लसच्छ्रोणिं हृदयाम्भोजविष्टरम्।**
**दर्शनीयतमं शान्तं मनोनयनवर्धनम्॥ १६**

કટિમેખલાથી અત્યન્ત શોભતા નિતંબવાળા, (ભક્તોના) હૃદયકમળના આસન ઉપર વિરાજતા, અતિશય સુંદર, શાંત, ભક્તોના મન અને નયનને આનંદ ઉપજાવનારા, ॥ ૧૬ ॥

**अपीच्यदर्शनं शश्वत्सर्वलोकनमस्कृतम्।**
**सन्तं वयसि कैशोरे भृत्यानुग्रहकातरम्॥ १७**

સર્વદા અતિશય સુંદર દર્શનવાળા, સર્વ લોકથી નિરંતર વંદન કરાયેલા, (સદૈવ) કિશોરવયમાં રહેલા, નિજજન ઉપર કૃપા કરવા માટે ઉત્કંઠિત, ॥ ૧૭ ॥

**कीर्तन्यतीर्थयशसं पुण्यश्लोकयशस्करम्।**
**ध्यायेद्देवं समग्राङ्गं यावन्न च्यवते मनः॥ १८**

નિરન્તર કીર્તનીય તીર્થમય યશવાળા, પુણ્યશ્લોક ભક્તોનો યશ ફેલાવનારા શ્રીકૃષ્ણદેવનાં સર્વાંગનું જ્યાં સુધી મન ચલિત ન થાય ત્યાં સુધી ધ્યાન કરવું.॥ ૧૮ ॥

**स्थितं व्रजन्तमासीनं शयानं वा गुहाशयम्।**
**प्रेक्षणीयेहितं ध्यायेच्छुद्धभावेन चेतसा॥ १९**

દર્શનીય લીલાવાળા ભગવાનના ઊભેલા, વિચરતા, બેઠેલા, પોઢેલા કે હૃદયગુહામાં રહેલા સ્વરૂપનું શુદ્ધ, સ્નેહયુક્ત ચિત્તથી ધ્યાન કરવું. ॥ ૧૯ ॥

प्रसन्नं वदनाम्भोजं यस्य तं ध्यायेदिति षष्ठेनान्वयः। पद्मगर्भवदरुणे ईक्षणे नेत्रे यस्य। नीलोत्पलदलवच्छ्यामम्॥ १३॥

लसत्पङ्कजस्य किञ्जल्कवत् पीते कौशेये वाससी यस्य। श्रीवत्सो लाञ्छनं वक्षसि यस्य। भ्राजत्कौस्तुभेनामुक्ता संश्लिष्य कन्धरा यस्य॥ १४॥

मत्तद्विरेफाणां कलो मधुरो ध्वनिर्यस्यां तया। परीतं व्याप्तम्। परार्घ्यान्यमूल्यानि हारादीनि यस्य॥ १५॥

काञ्चीगुणेनोल्लसन्ती श्रोणी यस्य। भक्तानां हृदयाम्भोजमेव विष्टरमासनं यस्य। भक्तानां मनोनयनानि वर्धयति हर्षयतीति तथा॥ १६॥

अपीच्यमतिसुन्दरं भक्तविषयं दर्शनं यस्य। कैशोरे तारुण्ये वयसि सन्तं स्थितम्। भृत्यानामनुग्रहे कातरं व्यग्रम्॥ १७॥

कीर्तन्यं कीर्तनार्हं तीर्थं यशो यस्य। पुण्यश्लोका बलिप्रमुखास्तेषां यशस्करम्। समग्राण्यङ्गानि यस्मिन्। न च्यवते नापयाति न पर्येति वा॥ १८॥

प्रेक्षणीयमीहितं लीला यस्य॥ १९॥

**सुबोधिनी**—अवस्थासु विकल्पमाह स्थितमिति। स्थितमुत्थितं वा ध्यायेत्, व्रजन्तं वा, आसीनमुपविष्टम्, शयानं वा। चतुर्विधोऽपि गुहाशय एव, स्वहृदय एव। सर्वतो विलोकनार्थमुत्थितः, कार्यकरणार्थं चलति,

જેનું વદનકમળ પ્રસન્ન છે તેવા શ્રીહરિનું ‘ધ્યાન (ભક્ત) કરે’ એમ છઠ્ઠા શ્લોક (૧૮) સાથે સંબંધ છે. કમળના મધ્ય ભાગ જેવાં રક્ત નેત્રો છે જેમનાં, શ્યામકમળની પાંખડી જેવા શ્યામસુંદર શ્રીહરિનું (ધ્યાન કરે). ॥ ૧૩ ॥

સુશોભિત કમળના કેસર જેવાં બે પીળાં રેશમી વસ્ત્રો છે જેમનાં, શ્રીવત્સચિહ્ન વક્ષઃસ્થળ પર છે જેમનાં, દેદીપ્યમાન કૌસ્તુભમણિથી **‘आमुक्ता’** સુસજ્જિત છે ગ્રીવા જેમની, ॥ ૧૪ ॥

મત્ત મધુકરોનો **‘कलः’** મધુર ધ્વનિ છે જેમાં, તે વનમાળાથી **‘परीतम्’** વીંટાયેલા, **‘पराघ्यानि’** અમૂલ્ય હાર વગેરે છે જેમના, ॥ ૧૫ ॥

કટિમેખલાની સેરથી અત્યન્ત શોભતા બન્ને નિતંબો છે જેમના, ભક્તોનું હૃદયકમળ એ જ **‘विष्टरम्’** આસન છે જેમનું, ભક્તોનાં મન અને નયનોને **‘वर्धयति’** આનન્દ આપે છે તેવા, ॥ ૧૬ ॥

**‘अपीच्यम्’** અતિ સુંદર, ભક્તના (નેત્રના) વિષયરૂપ દર્શન છે જેમનું, **‘कैशोरे’** પંદર વર્ષની તરુણ વયમાં રહેલા, દાસ ઉપર અનુગ્રહ કરવા માટે **‘कातरम्’** વ્યગ્ર, ઉત્કંઠિત એવા શ્રીહરિનું ॥ ૧૭ ॥

**‘कीर्तन्यम्’** કીર્તન કરવા યોગ્ય **‘तीर्थम्’** યશ છે જેમનો, બલિરાજા જેમનામાં મુખ્ય છે તેવા પુણ્યશ્લોક ભક્તોનો યશ ફેલાવનારા, સર્વાંગસુંદર સમગ્ર અંગોવાળા શ્રીકૃષ્ણદેવનું, **‘न च्यवते’** ચલિત ન થાય, દૂર ન ચાલ્યું જાય (ત્યાં સુધી ધ્યાન કરવું.) ॥ ૧૮ ॥

દર્શનીય **‘ईहितम्’** લીલા છે જેમની ॥ ૧૯ ॥

જુદી જુદી અવસ્થાઓમાં રહેલા ભગવાનની કલ્પના વિષે કહે છે. ભગવાનના **‘स्थितम्’** ઊભેલા સ્વરૂપનું ધ્યાન કરવું. વિચરતા, વિરાજેલા કે પોઢેલા સ્વરૂપનું ધ્યાન કરવું. ચારેય પ્રકારનું ધ્યાન પોતાની હૃદયકુંજમાં જ કરવું. ચારે તરફ નિહાળવા માટે શ્રીઠાકોરજી ઊભેલા છે. (શ્રીનાથજી, શ્રીદ્વારિકાધીશ, શ્રીબદરીનાથ, શ્રીરણછોડરાય, શ્રીજગન્નાથજી વગેરે ઊભાં સ્વરૂપો ભક્તની પ્રતીક્ષા કરતાં જણાય છે.) કાર્ય સમ્પન્ન કરવા કોઈ કારણસર પ્રભુ વિચરે છે. (દ્રૌપદીજી, શબરીજી, સુતીક્ષ્ણજી, શ્રુતદેવજી વગેરે ભક્તોનાં કાર્ય કરવા અને દર્શન દેવા શ્રીહરિનું વિચરણ હોય છે.)

पूजां गृह्णन्नुपविशति, कृतकार्यश्च शेते। किञ्च प्रेक्षणीयेहितो भगवान् ध्येयः प्रेक्षणीयमीहितं यस्य। चेष्टाऽपि भगवानिव प्रेक्षणीया। तेन भगवतः क्रीडा, बालैर्गोभिर्गोपालैर्गोपिकाभिरन्यैश्च नानाविधाः क्रीडाः अपि ध्येया इत्युक्तम्।

ભગવદીયની સેવાનો અંગીકાર કરવા ભગવાન વિરાજે છે. (શ્રીયશોદોત્સંગલાલિતસ્વરૂપે બાલમુકુન્દ ભગવાન વિરાજેલા હોય છે. કાર્ય સમ્પન્ન કરીને ભગવાન પોઢે છે. (પારણામાં શ્રીબાલકૃષ્ણ, શેષશાયી નારાયણ વગેરે પોઢેલાં સ્વરૂપો છે.) વળી, જેમની લીલા પણ પ્રેક્ષણીય છે. ભગવાનની જેમ ભગવાનની લીલા પણ દર્શનીય છે. બાળકો સાથે, ગાયો સાથે, ગોપ બાળકો સાથે, ગોપિકાઓ સાથે, અન્યો સાથે પણ અનેક પ્રકારની લીલા ધ્યાન કરવા યોગ્ય છે, એમ કહ્યું છે.

तत्र क्रीडासु तत्तद्रागेण स्वकामादिनाऽपि ध्यानं सम्भवतीति तन्निवृत्त्यर्थमाह—शुद्धभावेन चेतसेति। शुद्धो भावो यस्य चेतसः सर्वकामनादिदोषरहितेन। एषा हि धारणा निरूपिता।

તે ક્રીડામાં તે તે ક્રીડા માટેના રાગથી પોતાની કામના વગેરેથી પણ ધ્યાન સંભવે છે એટલે તેને દૂર કરવા માટે કહે છે કે શુદ્ધભાવવાળા ચિત્તથી ધ્યાન કરવું. જે ચિત્તમાં શુદ્ધ ભાવ છે તેવા ચિત્તથી, સર્વ કામના વગેરે દોષોથી રહિત ચિત્ત વડે ધ્યાન કરવું. આ જ ધારણાનું નિરૂપણ છે.

तदेवं समग्रध्यानमुक्त्वैकैकावयवध्यानमाह।

આ પ્રમાણે ભગવાનના સમગ્ર સ્વરૂપનું ધ્યાન કરી એક એક શ્રીઅંગના ધ્યાનને જણાવે છે.

**तस्मिँल्लब्धपदं चित्तं सर्वावयवसंस्थितम्।**
**विलक्ष्यैकत्र संयुज्यादङ्गे भगवतो मुनिः॥ २०**

સર્વ અવયવોમાં રહેલા ચિત્તને તે ભગવાનમાં સ્થિર થયેલું જાણીને મુનિએ ભગવાનના એક એક અંગમાં તેને સારી રીતે જોડવું. ॥ ૨૦ ॥

तस्मिन् लब्धं पदं स्थितिर्येन तच्चित्तं विलक्ष्य विशेषेण लक्षीकृत्य। एकत्रैकैकस्मिन्नङ्ग इत्यर्थः॥ २०॥

તે ભગવાનમાં **'लब्धं पदम्'** સ્થિર થયું છે જે ચિત્ત, તેવા ચિત્તને **'विलक्ष्य'** વિશેષરૂપે જાણીને **'एकत्र'** એક એક અંગમાં જોડવું, એમ અર્થ છે.॥ ૨૦ ॥

**सुबोधिनी**—एकैकावयवस्य रसं ज्ञातुं ध्यानं निरूपयति।

શ્રીહરિના એક એક અંગનું રસમાધુર્ય પામવા માટે ધ્યાનનું નિરૂપણ કરે છે.

**सु.प्र.**—भक्तौ तु भगवानेव फलभूत इति समग्र एव ध्येयः, इह तु चित्तशोधनोपायभूतः कालात्मक इति तथात्वज्ञापनाय तथेत्यर्थः।

ભક્તિમાં તો ભગવાન જ ફળરૂપ છે, એટલે ભગવાનના સમગ્ર સ્વરૂપનું જ ધ્યાન કરવું જોઈએ, પરંતુ અહીં ચિત્તશુદ્ધિના ઉપાયરૂપ કાલાત્મક સ્વરૂપ, સંવત્સરાત્મક સ્વરૂપનું (૧૩ માસના ૧) વર્ષ તરીકેના રૂપનું નિરૂપણ કર્યું છે.

तदेव पादादिक्रमेणाह त्रयोदशभिः।

ચરણ વગેરેના ક્રમાનુસાર તેર શ્લોકો વડે તે ધ્યાનનું જ વર્ણન કરે છે.

**संचिन्तयेद्भगवतश्चरणारविन्दं**
**वज्राङ्कुशध्वजसरोरुहलाञ्छनाढ्यम्।**
**उत्तुङ्गरक्तविलसन्नखचक्रवाल-**
**ज्योत्स्नाभिराहतमहद्धृदयान्धकारम्॥ २१**

વજ્ર, અંકુશ, ધ્વજ અને કમળના ચિહ્નથી યુક્ત, ઊપસેલા, રક્તવર્ણા, વિલસતા નખચંદ્રમંડળની ચંદ્રિકાથી ધ્યાન કરનારાઓના હૃદયના અંધકારનો નાશ કરતા ભગવાનના ચરણારવિંદનું ધ્યાન કરવું. ॥ ૨૧ ॥

सम्यक् चिन्तयेत्। पादतले रेखात्मकानि वज्रादीनि लाञ्छनानि तैः आढ्यं युक्तम्। उत्तुङ्गाश्च रक्ताश्च विलसन्तो नखास्तेषां चक्रवालं मण्डलं तस्य ज्योत्स्नाभिराहतो महतां ध्यातॄणां हृदयान्धकारो येन। एतच्च सर्वमुपादेयविशेषणं ध्येयत्वेनैवोच्यते ॥ २१ ॥

**'सम्यक्'** સારી રીતે, સતત, સાદર, સાવધાનીપૂર્વક ધ્યાન કરવું. ચરણના તળિયામાં વજ્ર વગેરે રેખાત્મક ચિહ્નો છે, તેનાથી **'आढ्यम्'** યુક્ત એવા ચરણારવિંદને ચિંતવવાં. વચ્ચેથી ઊપસેલા તેમ જ લાલિમાયુક્ત તથા દેદીપ્યમાન નખો– તેમનું **'चक्रवालम्'** મંડળ, સમૂહ– તેની **'ज्योत्स्नाभिः'** કાન્તિઓથી નષ્ટ થયો છે **'महताम्'** ધ્યાન કરનારા મહાપુરુષોના હૃદયનો અંધકાર જેના વડે. વળી, આ વજ્ર, અંકુશ વગેરે સ્વીકારવા યોગ્ય ચરણારવિંદના વિશેષણને ધ્યાન કરવા યોગ્ય કહેવામાં આવે છે. ॥ ૨૧ ॥

**वंशीधरी—**दक्षिणचरणतलध्यानं तस्यैव कल्पतरुमूले तिष्ठतस्त्रिभङ्गललितस्य कृष्णस्य भक्तैर्दृश्यत्वात्। दक्षिणचरणस्य कनिष्ठातलेऽङ्कुशं ध्यायेदङ्कुशतले वज्रमनामिकातले सरोरुहं सरोरुहतले ध्वजमेवम-ङ्गुष्ठतले यवचक्रादिकं ज्ञेयम्। अन्धकारोऽत्र पापम्।

કલ્પવૃક્ષની નીચે ઊભેલા એવા તે ત્રિભંગલલિત શ્રીકૃષ્ણના દક્ષિણ ચરણારવિંદનું ધ્યાન છે કારણ કે (દંડવત્ કરતી વખતે ભગવાનના વામ ચરણની આગળ રહેલા દક્ષિણ ચરણતલનાં) દર્શન ભક્તોને થતાં હોય છે. દક્ષિણ ચરણની કનિષ્ઠા– ટચલી આંગળી નીચે અંકુશનું ધ્યાન કરવું. અંકુશની નીચે વજ્રનું ધ્યાન કરવું. અનામિકા નીચે કમળનું અને કમળની નીચે ધ્વજનું ધ્યાન કરવું. એ જ પ્રમાણે અંગૂઠાની નીચે જવ, ચક્ર વગેરે જાણવાં. અહીં અંધકાર એટલે પાપ.

**सुबोधिनी—**भगवतश्चरणारविन्दं सम्यक् चिन्तयेत्। सम्यक्त्वं दीर्घकालादेरनैरन्तर्यम्, माहात्म्यज्ञानपूर्वकत्वं च। चरणो भक्तिप्रतिपादकः, अरविन्दं सर्वताप-नाशकम्। वज्राङ्कुशध्वजसरोरुहलाञ्छनाढ्यम्। चिह्नचतुष्टयेनाढ्यं सम्पन्नम्। भक्तानां पापपर्वतपक्ष-च्छेदनार्थं वज्रः, भक्तानां मनोगजवशीकरणार्थम-ङ्कुशम्, अत्र स्थितानां सर्वभयनाशनज्ञापनार्थं ध्वजः, सुखसेवार्थं चाम्बुजम्। एतानि लाञ्छनानि चिह्नानि चतुर्विधपुरुषार्थज्ञापकानि। एतादृशान्यनन्तानि चिह्नानि सन्तीति आढ्यतां ज्ञापयति। अनेन भजनीया गुणा

ભગવાનના ચરણારવિંદનું યથોચિત ધ્યાન કરવું. સમ્યક્ ધ્યાન એટલે દીર્ઘકાળપર્યન્ત, આદરપૂર્વક, સતત અને માહાત્મ્યજ્ઞાનપૂર્વક કરવામાં આવેલું ધ્યાન. ચરણ ભક્તિનું પ્રતિપાદન કરનાર છે તથા અરવિંદ સર્વ દુઃખોનો નાશ કરનાર છે. વજ્ર, અંકુશ, ધ્વજ, કમળ– એમ ચાર ચિહ્નોથી સમ્પન્ન એવા ચરણારવિંદનું ધ્યાન કરવું. ભક્તોના પાપરૂપી પર્વતની પાંખો કાપવા માટે વજ્ર, ભક્તોના મનરૂપી હાથીને વશ કરવા માટે અંકુશ, ચરણારવિંદની સમીપે રહેલા ભક્તોના સર્વ ભયના નાશને જણાવવા માટે ધ્વજ તથા ભગવાન સુખપૂર્વક સેવી શકાય તે માટે કમળ છે. આ ચાર ચિહ્નો ચાર પ્રકારના પુરુષાર્થનું પણ જ્ઞાન કરાવે છે. આવાં અનન્ત ચિહ્નો છે, એમ **'आढ्यम्'** શબ્દ જણાવે છે. આ દ્વારા ફળદાતા એવા ભગવાનના ભજનીય ગુણો કહ્યા

उक्ताः फलदातारः। दोषनिवर्त्तकानाह—उत्तुङ्गेति। उत्तुङ्गानि रक्तानि यानि विलसन्ति नखानि, तेषां चक्रवालं मण्डलम्, तस्य ज्योत्स्नाभिराहतो महतां हृदयान्धकारो येन। बहिःस्थितेन प्रकाशेन नाऽन्तः-स्थितोऽन्धकारोऽपगच्छति। महतां चाहङ्काराधिक्यम्, तत्रत्यश्चान्धकारः अवश्यं दूरीकर्तव्यः। स च नैकेन चन्द्रमसा भवति, सौरश्च प्रकाशस्तापजनकः, तेन दशनखात्मकाश्चन्द्रा दशावस्थासु सर्वदोष-निवारकाः। उत्तुङ्गा ऊर्ध्वतुङ्गाः, अतितुङ्गेऽप्यहङ्कारे विद्यमानमज्ञानं नाशयन्ति। रक्तास्तदर्थमेवोद्यन्तः, उद्यन्तश्चारक्ता भवन्ति। विलासयुक्तत्वात् नियतम-प्यावरणं दूरीकुर्वन्ति यथा कामिन्यावरणं कामुकः स एव विलासः। चन्द्रा भवन्ति, परं नखाः, न विद्यते खमाकाशं येषाम्। एक एव चन्द्र आकाशे भासते, एते तु नाऽऽकाशसम्बन्धिनः। एतेषां चक्रमायुधबालममृतपोषकम्, न तु केवलमन्धकारमेव नाशयति। वममृतमलं यत्रेति वा कलङ्करहितम्। ज्योत्स्नाभिरिति बहुवचनं नानाविधान्धकारनिवृत्त्यर्थम्, अनेन स्वत आनन्दरूपता, अज्ञाननिवृत्त्या च आनन्ददायकत्वं निरूपितम्।

**यच्छौचनिःसृतसरित्प्रवरोदकेन**
**तीर्थेन मूर्ध्न्यधिकृतेन शिवः शिवोऽभूत्।**
**ध्यातुर्मनःशमलशैलनिसृष्टवज्रं**
**ध्यायेच्चिरं भगवतश्चरणारविन्दम्॥ २२**

છે. દોષો દૂર કરનારા નખમંડળનું વર્ણન કરે છે. ઊપસેલા, રક્તવર્ણા જે દેદીપ્યમાન નખ છે, તેમનું મંડળ. તેની ચંદ્રિકાથી નાશ થયો છે મહાપુરુષોના હૃદયનો અંધકાર તેવું નખમંડળ. બહાર રહેલા પ્રકાશથી અંદરનો અંધકાર દૂર થાય નહીં. વળી, મહાપુરુષોમાં અધિક અહંકાર હોય છે. ત્યાં રહેલો અંધકાર અવશ્ય દૂર કરવો જોઈએ. તે એક ચંદ્રથી દૂર ન થાય. સૂર્યનો પ્રકાશ તો તાપ આપનારો છે તેથી દશ નખરૂપી ચંદ્રો પોતાની દશ અવસ્થાઓમાં સર્વ દોષ દૂર કરે છે. ઊપસેલા નખ, અતિઉત્તુંગ એવા અહંકારમાં રહેલા અજ્ઞાનનો નાશ કરે છે. (નખો) રક્ત છે કારણ કે અંધકાર દૂર કરવા માટે ઉદ્યત થયેલા છે અને જે ઉદ્યત થાય છે તે રક્ત બને છે. (નખો) વિલાસયુક્ત હોવાથી નિશ્ચિત એવા તે આવરણને પણ દૂર કરે છે, જેમ કામિનીનું આવરણ કામુક દૂર કરે તેમ, એ જ વિલાસ છે. ચરણારવિંદના નખો ચંદ્ર છે, પણ એ ચંદ્ર **'न खं'** અર્થાત્ જે ચંદ્રોની પાસે આકાશ નથી તેવા છે. આકાશમાં એક જ ચંદ્ર દેખાય છે, પરંતુ આ દસ નખચંદ્રોને આકાશ સાથે સંબંધ નથી. આ નખચંદ્રોનું ચક્ર એ નાનું આયુધ છે કે જે અમૃતથી પોષણ કરનારું છે, નખચંદ્રો અંધકારનો તો નાશ કરે જ છે, સાથે સાથે તેમનામાં પૂર્ણ **'वम्'** અમૃત છે અથવા કલંકરહિત છે. **'ज्योत्स्नाभिः'** એમ બ.વ. અનેક પ્રકારના અંધકારને દૂર કરવા માટે છે. આ દ્વારા સ્વતઃ આનંદરૂપ છે. અજ્ઞાનની નિવૃત્તિ દ્વારા આનંદદાયકતાનું નિરૂપણ કર્યું છે.

જે (ચરણકમળો)નું પ્રક્ષાલન કરવાથી પ્રકટ થયેલાં સરિતાશ્રેષ્ઠ શ્રીગંગાજીના સંસારને તારનારા તેમ જ મસ્તક ઉપર ધારણ કરેલા (તીર્થ)જળથી ભગવાન શંકર પણ અતિશય કલ્યાણરૂપ બન્યા તથા જે (ચરણકમળ) ધ્યાન કરનાર ભક્તના મનમાં રહેલા પાપરૂપી પર્વત પર ફેંકેલા વજ્ર સમાન છે, ભગવાનના તે ચરણકમળનું ચિરકાળપર્યન્ત ધ્યાન કરવું જોઈએ. ॥ ૨૨ ॥

किंच यस्य शौचेन क्षालनेन निःसृतायाः सरित्प्रवराया गङ्गाया उदकेन तीर्थेन संसारतारकेण मूर्ध्न्यधिकृतेन धृतेन शिवोऽपि शिवोऽभूत्, अत्यधिकं सुखं प्रापेत्यर्थः। ध्यातुर्मनसि यः शमलशैलः पापपर्वतस्तस्मिन्निसृष्टं क्षिप्तं वज्रमिव यत्। यद्वा शमलशैले निसृष्टं स्वलाञ्छनरूपं वज्रं येन तत्॥ २२॥

**वंशीधरी**—एवमेव यच्चरणारविन्दं ध्यातुर्भक्तस्य मनोहस्तिनः स्ववर्त्मन्यानेतुमङ्कुशं धत्ते मनःसरसीमलं कर्तुं कमलं, मनसे सर्वोत्कर्षसाम्राज्यं दातुं ध्वजं, सर्वोत्कृष्टयशो दातुं यवं, त्रिविधतापोपशमनाय छत्रं, सर्वतो रक्षणार्थं चक्रादिकमपि धत्त इत्यपि ज्ञेयम्।

**जानुद्वयं जलजलोचनया जनन्या**
**लक्ष्म्याऽखिलस्य सुरवन्दितया विधातुः।**
**ऊर्वोर्निधाय करपल्लवरोचिषा यत्-**
**संलालितं हृदि विभोरभवस्य कुर्यात्॥ २३**

विभोर्जानुद्वयं तत्पर्यन्तं जङ्घाद्वयमखिलस्य विधातुर्ब्रह्मणो जनन्या लक्ष्म्या संलालितं स्पर्श-चातुर्येण संसेवितम्। संसारित्वमिव प्रतीतं वारयति— अभवस्येति। हृदि कुर्याद् ध्यायेत्॥ २३॥

**सुबोधिनी**—जानुद्वयस्य माहात्म्यं सर्वजगत्फ-लरूपाया ब्रह्मानन्दरूपायाश्च सेवकत्वेन। यथा वा सुवर्णे मरकतमणिर्योजितः स्वरूपतोऽपि सुन्दरो भवति। जानुद्वयस्योर्वोर्निरूपणात् शयानो

વળી, જેનું **'शौचेन'** પ્રક્ષાલન કરવાથી નીકળેલી શ્રેષ્ઠ નદી ગંગાજીના, સંસારને તારનારા તથા મસ્તક ઉપર ધારણ કરેલા જળથી ભગવાન શંકર પણ **'शिवः अभूत्'** અતિશય મંગળરૂપ થયા, એમ અર્થ છે. ધ્યાન કરનારના મનમાં જે **'शमलशैलः'** પાપરૂપી પર્વત છે તેના ઉપર **'निसृष्टम्'** ફેંકેલા વજ્ર જેવું જે છે અથવા પાપરૂપી પર્વત પર પોતાનું ચિહ્નરૂપ વજ્ર ફેકાયું છે જેમાંથી, તે ચરણકમળનું ધ્યાન કરવું. ॥ ૨૨ ॥

આ પ્રમાણે જ જે ચરણારવિંદ ધ્યાન કરનાર ભક્તના મનરૂપી હાથીને પોતાના માર્ગ ઉપર લાવવા માટે અંકુશ ધારણ કરે છે. મનરૂપી સરોવરને શોભાવવા માટે જે ચરણ કમળને ધારણ કરે છે, મનને સર્વોત્કર્ષરૂપી સામ્રાજ્યનું દાન કરવા માટે ધ્વજ ધારણ કરે છે, સર્વોત્કૃષ્ટ યશ આપવા માટે જવને ધારણ કરે છે, ત્રિવિધ તાપને શાન્ત કરવા માટે છત્રને ધારણ કરે છે, સર્વ રીતે રક્ષણ કરવા માટે ચક્ર વગેરે પણ ધારણ કરે છે, એમ સમજવું.

સંસારને દૂર કરનાર વિભુના બન્ને ગોઠણ (જાનુદ્વય)ને કમળનયના, અખિલ વિશ્વના સર્જનહાર બ્રહ્માજીનાં જનની, દેવવન્દ્ય (ભગવતી) લક્ષ્મીજી દ્વારા ઉત્સંગ(ઊરુપ્રદેશ)માં પધરાવીને, કરકમળોની પ્રભાથી જે જાનુદ્વયનું સુંદર રીતે સેવન કરાય છે, તેનું ધ્યાન કરવું. ॥ ૨૩ ॥

વિભુના જંઘા (પિંડી) પર્યન્તના ગોઠણનું (ધ્યાન કરવું.) અખિલ વિશ્વના **'विधातुः'** સર્જનહાર બ્રહ્માજીનાં જનની લક્ષ્મીજી દ્વારા **'संलालितम्'** સ્પર્શચાતુર્યપૂર્વક સુંદર રીતે લાલન કરાતા જાનુદ્વયનું– **'अभवस्य इति।'** અજન્મા વિભુના જાનુદ્વયની **'हृदि कुर्यात्'** હૃદયમાં ધારણા કરવી. ભગવાન સંસારી હોય તેવી પ્રતીતિને અજન્મા વિભુના જાનુદ્વય – એમ કહીને દૂર કરે છે. ॥ ૨૩ ॥

અખિલ વિશ્વનાં ફળરૂપા તથા બ્રહ્માનંદરૂપા લક્ષ્મીદેવી શ્રીહરિના સેવકરૂપે હોવાથી જાનુદ્વયનું માહાત્મ્ય અહીં દર્શાવ્યું છે અથવા સુવર્ણ (જેવા લક્ષ્મીદેવીના ઉત્સંગ)માં જડાયેલા નીલમણિ (જેવા શ્યામસુંદર શ્રીહરિ)નું સ્વરૂપ અતિસુંદર લાગે છે. બન્ને ગોઠણ લક્ષ્મીજીના

भगवान् लक्ष्यते, शय्यागता च लक्ष्मीः। अनेन तस्यामनुग्रहोऽपि सूचितः। अतस्तज्जनितश्रमस्तयैव दूरीकर्तव्यः। जलजलोचनयेति कमलनयनया तद्रससौन्दर्यनिरूपणायोक्तम्। दोषाभावाय तथात्व-प्रयोजनाय चाऽऽह—अखिलस्य जनन्येति। अन्यथा जगत्सृष्टिर्न स्यात्।

साथळ उपर रहेला छे एवा वर्णनथी, पोढेला भगवान अने शय्यामां बेठेलां लक्ष्मीजी जणाय छे. आ द्वारा लक्ष्मीजी उपर भगवाननो अनुग्रह पण सूचित थाय छे. आथी तेनाथी (अनुग्रहथी) थयेलो श्रम (लक्ष्मीजी द्वारा) दूर करवा योग्य छे. **'जलजलोचनया'** कमळनयना लक्ष्मीजी द्वारा– ते रस अने सौन्दर्यना निरूपण माटे कह्युं छे. (अहीं मधुरभावनुं वर्णन होवाथी, भक्तना मनमां जो दोष आवे तो ते) दोष दूर करवा माटे अने तेवा थवाना प्रयोजन माटे कहे छे– अखिल विश्वनां जननी, नहीं तो, जगतनुं सर्जन न थाय.

'मम योनिर्महद्ब्रह्म तस्मिन् गर्भं दधाम्यहम्।
सम्भवः सर्वभूतानां ततो भवति भारत॥'
इति भगवद्वाक्यात्।

'हे भारत, महामाया मारुं गर्भाधाननुं स्थान छे अने तेमां हुं (चेतनरूप) बीजनुं स्थापन करुं छुं, तेथी सर्व प्राणीओनी उत्पत्ति थाय छे.' (गीता १४/३) एम श्रीभगवाननुं वाक्य छे.

लक्ष्म्येति सा ज्ञानशक्तिरित्यपि सूचितम्, लक्षधातुनिष्पन्नत्वात्। अनेन मातापित्रोर्ध्यानं निरूपितम्। तस्या ध्यानं योगिनो न कर्तव्यमिति शङ्कायामाह—सुरवन्दितयेति। सर्वदेवैर्वन्दिता सा परमा देवता, अतो ध्येया देवता, ध्यानाभाव इष्टसिद्धिर्न स्यादिति।

लक्ष्मी शब्दथी ते ज्ञानशक्ति छे, एम पण सूचन थाय छे, कारण के **'लक्ष्'** (ज्ञात थवुं) धातुनो प्रयोग छे. आ द्वारा माता-पितानुं (लक्ष्मी-विष्णुनुं) ध्यान निरूपेलुं छे. स्त्रीनुं ध्यान योगीओए न करवुं जोईए, एवी शंका माटे कहे छे के सर्व देवोथी वंदित एवां भगवती लक्ष्मी परम देवता छे, आथी ज ध्यान करवा योग्य छे. ध्यान कर्या विना ईच्छित सिद्धि न थाय.

ऊर्वोरुभयोर्निधानं लक्ष्म्याः कृतकृत्यताभाव-नार्थम्, स्नेहाधिक्यैक्यभावनार्थं च। निधायेति भगवच्छयनं लक्ष्यते, भगवदपेक्षाभावो वा। करपल्लवा अङ्गुलयः, तेषां रोचिर्दीप्तिः, लीलया शनैः स्थापनम्, अन्यथा भगवज्जान्वपेक्षया ऊरुकर-पल्लवयोः कठिनत्वात् पीडा स्यात्। यथा शीतलस्पर्शेन तापो गच्छति, तथा हस्तानन्द-स्याऽन्तःप्रवेशेनैव श्रमो गच्छतीत्यर्थः।

लक्ष्मीजीनां बन्ने ऊरुओमां भगवानना जानुद्वयनुं लालन लक्ष्मीजीनी कृतकृत्यतानी भावना माटे छे तथा अतिशय स्नेह अने ऐक्यनी भावना माटे पण छे. लक्ष्मीजीए बन्ने जानु उत्संगमां पधराव्या छे तेथी भगवान श्रीहरि पोढी गया छे तेम जणाय छे अथवा भगवानने सेवानी अपेक्षा नथी. **'करपल्लवाः'** एटले आंगळीओ, तेमनी दीप्ति (ते आंगळीओथी जानुद्वय) लीलापूर्वक धीमेथी पधराव्या छे, नहीं तो भगवानना जानु करतां साथळ अने हाथनी आंगळीओ कठिन होवाथी पीडा थाय. जेम शीतळ स्पर्शथी ताप दूर थाय छे तेम श्रीहस्तना आनंदना अन्तःप्रवेशथी ज श्रम दूर थाय छे, एम अर्थ छे.

यत् प्रसिद्धं जानुद्वयम्, एतद्धृदये भाव्यमिति, न तु बहिःस्थितं मनसा स्मर्तव्यम्। नन्वल्पे हृदये कथमेषा भावना भविष्यतीत्याशङ्क्याऽऽह— विभोरिति। स हि समर्थो ध्यातो हृदयं पुष्कलं कर्तुं समर्थः।

ननु संसार एव निरूपणात् किमेतादृशेन ध्यानेनेत्याशङ्क्याह—अभवस्येति। न विद्यते भवः संसारो यस्मात्। यो हि भगवद्धर्मः सजातीयः, स तस्याऽऽधिदैविक इति तन्नाशसमर्थो भवति। यथा तस्याऽरणेरेव तत्रोत्पन्नोऽग्निर्दाहको भवति, न ह्यन्यो विजातीयं दहति। अत एव पुराविदां वचनम्—

'स्तेयं हरेर्हरति यन्नवनीतचौर्यम्।'

इति।

**ऊरू सुपर्णभुजयोरधिशोभमाना-**
**वोजोनिधी अतसिकाकुसुमावभासौ।**
**व्यालम्बिपीतवरवाससि वर्तमान-**
**काञ्चीकलापपरिरम्भिनितम्बबिम्बम् ॥ २४**

सुपर्णस्य भुजयोः स्कन्धयोरधि उपरि। ओजसो बलस्य निधी आधारौ। अतसिकायाः कुसुमवत्कान्त्याऽवभासमानौ। व्यालम्बि आगुल्फं लम्बमानं यत्पीताम्बरं वासस्तस्मिन् वर्तमानो यः काञ्चीकलापस्तेन परिरम्भः संश्लेषो विद्यते यस्य तद्विभोर्नितम्बबिम्बं च हृदि कुर्यादिति पूर्वेणैवान्वयः॥ २४॥

**वंशीधरी—**व्रजन्तं ध्यायेदित्युक्तमतः पृथुध्रुवादिभ्यो वरं दातुं गच्छतो गरुडारूढस्य हरेरूरुद्वयं हृदि कुर्यादिति।

જે શોભાયમાન જાનુદ્વય છે, તેમની હૃદયમાં કલ્પના કરવાની છે, પરંતુ બહિર્મુખ મનથી સ્મરણ કરવાનું નથી. હવે અલ્પ હૃદયમાં આવી ભાવના કેવી રીતે થશે, એવી આશંકા માટે કહે છે– **'विभोः इति।'** એ તો સર્વસમર્થ છે. ધ્યાન કરનારના હૃદયને વિશાળ કરવા માટે સમર્થ છે.

શંકા કરવામાં આવી છે કે સંસારનું જ વર્ણન હોવાથી આવા ધ્યાનનું શું પ્રયોજન છે? તે માટે કહે છે કે **'अभवस्य इति।'** જેનાથી સંસાર દૂર થઈ જાય છે. ભગવાનનો જે ધર્મ સજાતીય છે તે તેનું આધિદૈવિક સ્વરૂપ છે, એટલે તેનો નાશ કરવાને સમર્થ છે. જેમ અરણિમાંથી ઉત્પન્ન થયેલો અગ્નિ તે અરણિને જ બાળે છે તેમ. ખરેખર, બીજા વિજાતીયને નથી બાળતો. આથી જ પુરાવિદોનું વચન છે કે

'શ્રીહરિની જે નવનીતચોરીની લીલા છે, તે જ ચોરીને હરી લે છે.'

શ્રીગરુડજીના સ્કન્ધ ઉપર શોભતા (અપરિમિત) બળના નિધિ તથા અતસિકાકુસુમ જેવી શ્યામલ કાન્તિથી પ્રકાશતા ભગવાનના બે સાથળોનું તેમ જ (ઘૂંટી સુધી) લટકતા પીતવર્ણા ઉત્તમ અંબર ઉપર રહેલી કંદોરાની સેરોને લાગીને રહેલા નિતમ્બબિમ્બનું ધ્યાન કરવું. ॥ ૨૪ ॥

સુપર્ણની (ગરુડની) **'भुजयोः'** ભુજાઓરૂપ, બે સ્કન્ધ **'अधि'** ઉપર, **'ओजसः'** બળના આધારરૂપ બે ખભા, અળસીના કુસુમ જેવી કાન્તિથી પ્રકાશતા બે સાથળોને– **'व्यालम्बि'** ઘૂંટી સુધી લટકતું જે પીતામ્બર વસ્ત્ર છે, તેની ઉપર રહેલી કંદોરાની સેરો– તેનાથી **'परिरम्भः'** આલિંગન થાય છે જેને, તે વિભુના નિતમ્બબિમ્બને પણ હૃદયમાં સ્થાપી ધ્યાન કરવું, એમ પૂર્વના શ્લોક (૨૩) સાથે સમ્બન્ધ છે. ॥ ૨૪ ॥

વિચરતા શ્રીહરિનું ધ્યાન કરવું, એમ કહ્યું એટલે પૃથુરાજા, ધ્રુવજી વગેરેને વરદાન આપવા માટે જઈ રહેલા ગરુડારૂઢ શ્રીહરિના બન્ને ઊરુઓને હૃદયમાં સ્થાપવા.

**नाभिह्रदं भुवनकोशगुहोदरस्थं**
**यत्रात्मयोनिधिषणाखिललोकपद्मम्।**
**व्यूढं हरिन्मणिवृषस्तनयोरमुष्य**
**ध्यायेद्द्वयं विशदहारमयूखगौरम्॥ २५**

અમુષ્ય हरेर्नाभिह्रदं ध्यायेत्। कथम्भूतम्। भुवनानां कोशस्य समूहस्य गुहाधिष्ठानं यदुदरं तत्र स्थितम्। यत्र नाभिह्रदे आत्मयोनेर्ब्रह्मणो धिषणं धिष्ण्यमखिललोकात्मकं पद्मं व्यूढं उत्थितम्। तथा हरिन्मणिवृषौ मरकतमणिश्रेष्ठाविव यौ स्तनौ तयोर्द्वयं ध्यायेत्। विशदहाराणां मयूखैर्गौरं श्वेतम्॥ २५॥

**वंशीधरी—**हरिन्मणिवर्णो वृषो धर्मो यत्र तथाभूत-योः स्तनयोरिति 'धर्मः स्तनाद्दक्षिणतः' इत्युक्तेस्तस्य दक्षिणस्तनस्य धर्मकारणत्वात्। श्वेतामिति दक्षिण-स्तनोपरि दक्षिणावर्त्तश्वेतश्रीवत्सरेखामपि हरिकीर्तिमिव ध्यायेदिति सूचितम्।

**दीपिनी—**मयूखै रश्मिभिः श्यामस्यापि श्वेतत्वं चाकचिक्येनाभिरूप्यात्।

**सुबोधिनी—**ह्रदत्वेनाऽतिगम्भीरत्वम्, सर्वजीवाना-माधारत्वं च, तस्मिन्नेव ध्याते भौतिको जीवभावो गच्छतीति। भुवनात्मको यः कमलकोशः तस्य गुहा गुप्तस्थानं तादृशं भगवदुदरम्। उदरे हि जगत्तिष्ठति। कोशस्थितश्च न जलादिभिरुपहन्यते, तथा भगवदुदरे स्थिता प्राणिनो न सङ्घातैरुपहन्यन्ते। एतावता तुन्दिलो भगवानिति ज्ञापितम्, तादृशस्यैवोदरमध्ये नाभिर्भवति।

સમગ્ર ભુવનસમૂહના અધિષ્ઠાનરૂપ ઉદરમાં રહેલા નાભિસરોવરનું ધ્યાન કરવું જોઈએ કે જ્યાં બ્રહ્માજીના આધારભૂત અખિલ લોકાત્મક પદ્મ પ્રકટ થયું છે. તેમ જ આ શ્રીહરિના, ઉજ્જવળ મુક્તાહારની કિરણાવલિથી ગૌરવર્ણા જણાતા શ્રેષ્ઠ મરકતમણિ જેવાં બે સ્તનોનું ધ્યાન કરવું જોઈએ. ॥ ૨૫ ॥

શ્રીહરિના નાભિસરોવરનું ધ્યાન કરવું જોઈએ, કેવું નાભિસરોવર? ચૌદ ભુવનોના '**कोशस्य**' સમૂહના '**गुहा**' અધિષ્ઠાનરૂપ જે ઉદર છે ત્યાં રહેલા જે નાભિહ્રદમાં '**आत्मयोनेः**' બ્રહ્માજીના '**धिषणम्**' આધારભૂત સર્વલોકમય કમળ '**व्यूढम्**' પ્રકટ થયું છે. તેમ જ '**हरित्-मणिवृषौ**' શ્રેષ્ઠ મરકતમણિ જેવાં જે બંને સ્તનો છે, તેમનું ધ્યાન કરવું જોઈએ. ઉજ્જવળ મુક્તાહારની કિરણાવલીથી '**गौरम्**' ગૌરવર્ણા જણાતા ॥ ૨૫ ॥

જ્યાં મરકતમણિ જેવા વર્ણવાળો ધર્મ છે, બન્ને સ્તનો પણ તેવાં જ છે. 'ધર્મ દક્ષિણ સ્તનમાંથી પ્રકટ થયો.' (શ્રીમદ્ ભા.૩/૧૨/૨૫) એમ કહ્યું છે તેથી તે ભગવાનનો દક્ષિણ સ્તન ધર્મનું કારણ છે. (શ્યામસુંદર શ્રીહરિનો સ્તનપ્રદેશ ગૌરવર્ણો કેમ જણાય છે, તે કહે છે– '**श्वेताम् इति।**') દક્ષિણ સ્તન ઉપર દક્ષિણાવર્તી શ્વેત શ્રીવત્સરેખાનું પણ શ્રીહરિની કીર્તિ હોય તેમ ધ્યાન કરવું, એમ સૂચવે છે.

કિરણાવલિથી શ્યામસ્વરૂપ પણ ચળકાટને અનુરૂપ થવાથી ગૌરવર્ણું બન્યું છે.

નાભિહ્રદ સરોવર હોવાથી અત્યન્ત ઊંડું છે, વળી સર્વ જીવોના આધારરૂપ પણ છે. તેમાં ધ્યાન કરવાથી ભૌતિક જીવભાવ દૂર થાય છે. જે ભુવનાત્મક કમળની કળી છે તેના '**गुहा**' ગુપ્તસ્થાનરૂપ ભગવાનનું ઉદર છે. તેમાં જ જગત રહેલું છે. કમળકોશમાં રહેલો પદાર્થ જેમ જળ વગેરેથી પીડા નથી પામતો તેમ ભગવાનના ઉદરમાં રહેલાં પ્રાણીઓ દેહાદિ સંઘાતથી પીડિત થતાં નથી. ભગવાનનું ઉદર આવું વિરાટ છે તેમ જ્ઞાન કરાવે છે. આવા ઉદરની મધ્યમાં નાભિ હોય છે.

नाभेर्माहात्म्यमाह—यत्रेति आत्मयोनेर्ब्रह्मणः तस्य या धिषणा बुद्धिः, आध्यात्मिकं रूपम्, तदेव अखिललोकात्मकं पद्मम्। नाभौ ब्रह्मा, बुद्धिः, पद्मं चैत्याधिदैविकादयस्त्रयोऽपि नाभौ निरूपिताः।

નાભિનું માહાત્મ્ય કહે છે– જ્યાં (આધિદૈવિક) બ્રહ્માજી છે, તેમની જે બુદ્ધિ છે તે આધ્યાત્મિક રૂપ છે તથા અખિલ લોકાત્મક પદ્મ (આધિભૌતિક) છે. આમ, નાભિમાં બ્રહ્માજી, તેમની બુદ્ધિ અને પદ્મ– ત્રણેય આધિદૈવિકાદિનું નિરૂપણ છે.

**वक्षोऽधिवासमृषभस्य महाविभूतेः**
**पुंसां मनोनयननिर्वृतिमादधानम्।**
**कण्ठं च कौस्तुभमणेरधिभूषणार्थं**
**कुर्यान्मनस्यखिललोकनमस्कृतस्य॥ २६**

મહાવિભૂતિ મહાલક્ષ્મીના નિવાસસ્થાનરૂપ તથા મનુષ્યોનાં મન અને નયનને પરમાનંદ દેનારા, શ્રીપુરુષોત્તમ ભગવાનના વક્ષઃસ્થળનું મનમાં ધ્યાન કરવું જોઈએ તથા સર્વ લોક વડે વંદન કરાયેલા તેમ જ મનુષ્યોના મન અને નયનને આનંદ આપનાર સ્વયં કૌસ્તુભમણિને જ અલંકૃત કરનાર શ્રીકંઠનું ધ્યાન કરવું જોઈએ. ॥ २६ ॥

ऋषभस्य श्रेष्ठस्य महाविभूतेर्महालक्ष्म्या अधिवासं स्थानं वक्षः कण्ठं च मनसि कुर्यात्। कथम्भूतं कण्ठम्। कौस्तुभमणिर्यो भूषणार्थं धृतस्तस्याधिकं भूषणमर्थः प्रयोजनं यस्य। कौस्तुभमणिमेव स्वयमलङ्कुर्वन्तमित्यर्थः। पुंसां स्मर्तॄणां द्रष्टॄणां च मनोनयनानां निर्वृतिमाद-धानमित्युभयोर्विशेषणम्॥ २६ ॥

**'ऋषभस्य'** શ્રેષ્ઠ એવા પુરુષોત્તમ ભગવાનના– **'महाविभूतेः'** મહાલક્ષ્મીના **'अधिवासम्'** નિવાસસ્થાન એવા **'वक्षः'** વક્ષઃસ્થળનું અને કંઠનું ધ્યાન કરવું. કેવા કંઠનું ધ્યાન કરવું? જે કૌસ્તુભમણિ ભૂષણ માટે ધારણ કરવામાં આવ્યો છે તે કૌસ્તુભમણિને અધિક શોભા આપવાનું જેનું પ્રયોજન છે તેવા કંઠનું અર્થાત્ સ્વયં કૌસ્તુભમણિને જ અલંકૃત કરનાર શ્રીકંઠનું ધ્યાન કરવું. સ્મરણ કરનારા અને દર્શન કરનારા મનુષ્યોનાં મન અને નયનને આનંદ આપનાર એવા વક્ષઃસ્થળનું અને મન અને નયનને આનંદ આપનાર શ્રીકંઠનું – એમ બન્નેનું વિશેષણ છે. ॥ २६ ॥

**सुबोधिनी—**वक्षो हि स्वरूपतः कार्यतश्च सर्वोत्तमम्, तत्र स्वरूपमृषभस्य श्रेष्ठस्येति। श्रेष्ठता हि हृदय-धर्माद्भवति, यादृशमन्तर्हृदयं तादृशमेव गोलकं भवति। भगवतस्त्वानन्दमयस्य नैवंविधोऽपि भेदो विद्यते। अतो यावन्तो भगवद्गुणाः पुरुषोत्तम-त्वज्ञापकाः, ते सर्वे वक्षसीति ऋषभसम्बन्धेनैव स्वरूपमाहात्म्यमुक्तम्। कार्यतो माहात्म्यं द्विविधम्— ऐहिकं स्त्रीधनाध्यात्मकम्, पारलौकिकं परमा-नन्दहेतुत्वम्। तत् क्रमादाह। विभूतेर्लक्ष्म्याः सर्वैहिक-

વક્ષઃસ્થળ સ્વરૂપથી તેમ જ કાર્યથી પણ સર્વશ્રેષ્ઠ છે. તેમાં સ્વરૂપશ્રેષ્ઠતા સમજાવે છે. હૃદયના ધર્મથી જ શ્રેષ્ઠ થવાય છે. જેવું આંતરિક હૃદય છે તેવું જ વક્ષઃસ્થળનું ગોલક છે. ભગવાન આનંદમય હોવાથી આવો ભેદ પણ હોતો નથી. આથી ભગવાનના પુરુષોત્તમ સ્વરૂપનું જ્ઞાન કરાવનારા જેટલા ગુણો છે તે સર્વ વક્ષઃસ્થળમાં છે – એ પ્રમાણે ભગવાનની શ્રેષ્ઠતા સંબંધી સ્વરૂપનું માહાત્મ્ય કહ્યું. કાર્યરૂપે બે પ્રકારનું માહાત્મ્ય છે. સ્ત્રી, ધન વગેરે ઐહિક અને પરમાનંદના કારણરૂપ પારલૌકિક માહાત્મ્ય; તેને ક્રમપૂર્વક કહે છે.

पुरुषार्थरूपायाः निवासस्थानमिति। कामादिकृत-दोषवशात् तथात्वं वारयति—पुंसामिति।..... कण्ठं च ध्यायेदित्याह—कण्ठमिति। कण्ठो हि द्विविधः—बाह्य आभरणाधारभूतः, आन्तरः सर्ववेदोद्गमहेतु-र्जगद्गुरुः। आभरणानि चातिप्रियाणि कण्ठे धार्यन्ते, भगवतस्तु मुक्तभक्तापेक्षया नाऽन्यः प्रिय इति तेषां तत्त्वरूपस्य कौस्तुभमणेरधिकभूषणमर्थो यस्य। मणिना हि न कण्ठो भूष्यते, किन्तु कण्ठेन मणिः। सुवर्णादिकं तस्यापि भूषणं भवति तद्व्या-वृत्त्यर्थमधिकं भूषणमित्युक्तम्। चकारात् स्कन्ध-द्वयमपि। अखिललोकनमस्कृतस्येति वेदोद्गमहेतु-रखिलगुरुर्भगवान्निरूपितः।

સર્વ ઐહિક પુરુષાર્થરૂપા મહાલક્ષ્મીના નિવાસસ્થાનરૂપ વક્ષ:સ્થળ છે. કામ વગેરે દોષો નથી, તેમ કહે છે. મનુષ્યોનાં મન અને નયનને પરમાનંદ દેનારું વક્ષ:સ્થળ છે. વળી, શ્રીકંઠનું ધ્યાન કરવું, એમ કહે છે. કંઠ બે પ્રકારનો છે. કૌસ્તુભમણિ વગેરે આભરણોના આધારરૂપ બહારનો કંઠ તથા સર્વ વેદોને પ્રકટ કરતો જગદ્ગુરુ કંઠ. અતિપ્રિય આભૂષણો ભગવાન કંઠમાં ધારણ કરે છે. ભગવાનને તો મુક્ત અને ભક્તની અપેક્ષાએ બીજા કોઈ પ્રિય નથી, એટલે તેમના તત્ત્વરૂપે બનેલા કૌસ્તુભમણિને વધુ અલંકૃત કરવાનું પ્રયોજન છે જેનું. કૌસ્તુભમણિથી કંઠ નહીં, પરંતુ કંઠથી કૌસ્તુભમણિ ભૂષિત થાય છે. સુવર્ણ વગેરે પણ તે કૌસ્તુભમણિને શોભાવે છે, તેનો નિરાસ કરવા માટે કહે છે કે અધિક શોભા વધારનાર શ્રીકંઠ. **'च'** અવ્યયથી બન્ને સ્કંધનું પણ ધ્યાન કરવાનું કહે છે. સર્વ લોક વડે વંદન કરાયેલા ભગવાન– એમ વેદોને પ્રકટ કરવાના કારણરૂપ સર્વના ગુરુરૂપ ભગવાનનું નિરૂપણ કરવામાં આવ્યું છે.

**बाहूंश्च मन्दरगिरेः परिवर्तनेन**
**निर्णिक्तबाहुवलयानधिलोकपालान्।**
**सञ्चिन्तयेद्दशशतारमसह्यतेजः**
**शङ्खं च तत्करसरोरुहराजहंसम्॥ २७**

મંદરાચલના પરિવર્તનથી (સમુદ્રમંથન સમયે જેના પર ધારણ કરેલાં કંકણ અને) કેયૂર ઉજ્જ્વળ થયાં છે તથા જેમાં સર્વલોકપાલોનો વાસ છે તેવા ભગવાનના બાહુઓનું ધ્યાન કરવું. અસહ્ય તેજવાળા અને હજાર આરાઓવાળા સુદર્શનચક્રનું તેમ જ શ્રીહરિના કરકમળમાં રહેલા રાજહંસ સમા શંખનું ધ્યાન કરવું. ॥ ૨૭ ॥

निर्णिक्तान्युज्ज्वलीकृतानि बाहुवलयान्य-ङ्गदानि येषु। अधिश्रिता लोकपाला येषु। दशशतारं चक्रम्। न सह्यं तेजो यस्य। करसरोरुहे राजहंसमिव॥ २७॥

**'निर्णिक्तानि'** ઉજ્જ્વળ કરવામાં આવેલાં (કંકણ તથા) કેયૂર જે બાહુઓમાં છે તથા સર્વ લોકપાલોનો વાસ જે બાહુઓમાં છે તે બાહુઓનું ધ્યાન કરવું. **'दश-शत-अरम्'** હજાર આરાઓવાળા ચક્રનું ધ્યાન કરવું કે જેનું તેજ અસહ્ય છે. કરકમળમાં રહેલા રાજહંસ જેવા શંખનું ધ્યાન કરવું. ॥ ૨૭ ॥

**वंशीधरी—**समुद्रं मथतो हरेर्बाहूंश्चिन्तयेत्।

સમુદ્રમંથન કરતા શ્રીહરિના બાહુઓનું ધ્યાન કરવું.

**सुबोधिनी**—बाहूँश्च ध्यायेत्। चकारात् बाहुस्थिता देवाः। बाहवो ह्यमृतमथने व्यापृताः देवेभ्योऽमृतं पायितवन्तः। वलयास्तत्र वेष्ठनरूपा पुरुषार्थाः। .....दशशतारं चक्रम्, कालचक्रं निर्दिष्टम्।....शङ्खं च ध्यायेत्। चकारात् सर्ववेदांश्च तद्गतान्।.....तस्य भगवतः करसरोरुहे राजहंसरूपम्। स हि क्षीरनीरविवेककर्ता भगवत्प्रीतिबोधकश्च।

**कौमोदकीं भगवतो दयितां स्मरेत**
**दिग्धामरातिभटशोणितकर्दमेन ।**
**मालां मधुव्रतवरूथगिरोपघुष्टां**
**चैत्यस्य तत्त्वममलं मणिमस्य कण्ठे॥ २८**

अरातयो ये भटा योद्धारस्तेषां शोणितमेव कर्दमस्तेन दिग्धां लिप्ताम्। अस्य कण्ठे मालां मणिं च स्मरेत्। मधुव्रतानां वरूथस्य गिरा उपघुष्टां नादिताम्। चैत्यस्य जीवस्य तत्त्वम्। तदुक्तं वैष्णवे—
'आत्मानमस्य जगतो निर्लेपमगुणामलम्।
बिभर्ति कौस्तुभमणिं स्वरूपं भगवान्हरिः।'
इति॥ २८॥

**सुबोधिनी**—मधुव्रताः मनोहरनियमयुक्ताः, मध्वेव व्रतं यस्येति, वेदा अपि भगवत्प्रतिपादनमेव कुर्वन्तीति। तेषां समूहः, स एव वेदः। तेषां गीर्धर्मज्ञानरूपा, तया उपघुष्टा भगवत्कीर्तिर्भवति, यद्धर्मादिभिर्न भवति तत्कीर्त्या भवतीति।....चैत्यस्य चित्ताधिष्ठातुर्जीवस्य तत्त्वं यत्, सङ्घाते अप्रविष्टं निजं रूपम्, स एव कौस्तुभमणिः।

**भृत्यानुकम्पितधियेह गृहीतमूर्तेः**
**सञ्चिन्तयेद्भगवतो वदनारविन्दम्।**
**यद्विस्फुरन्मकरकुण्डलवल्गितेन**
**विद्योतितामलकपोलमुदारनासम् ॥ २९**

શ્રીહરિના બાહુઓનું ધ્યાન કરવું. 'ચ' કારથી બાહુઓમાં રહેતા દેવો સમજવા. અમૃતમંથન કરતા બાહુઓએ જ દેવોને અમૃતપાન કરાવ્યું. તેમાં કંકણો એટલે ચાર પુરુષાર્થો, ભગવાનના ચક્રથી કાળચક્રનો નિર્દેશ છે. શંખનું અને ચકાર વડે શંખમાં રહેલા સર્વ વેદોનું પણ ધ્યાન કરવું. ભગવાનના કરકમળમાં રહેલો રાજહંસરૂપ શંખ છે, તે જ નીર-ક્ષીરનો વિવેક કરનારો છે તથા તે ભગવાનની પ્રીતિનો પણ બોધ કરાવે છે.

શત્રુઓના યોદ્ધાઓના રુધિરના કાદવથી ખરડાયેલી ભગવાનની અત્યન્ત પ્રિય કૌમોદકી ગદાનું સ્મરણ કરવું જોઈએ. મધુકરોના વૃંદનાં ગુંજનથી ગુંજતી વનમાળાનું તેમ જ આ શ્રીહરિના કંઠમાં રહેલા જીવના તત્ત્વસ્વરૂપ નિર્મળ કૌસ્તુભમણિનું ધ્યાન કરવું જોઈએ. ॥ ૨૮ ॥

શત્રુઓના જે '**भटाः**' યોદ્ધાઓ છે, તેમનું રુધિર એ જ કાદવ– તેનાથી '**दिग्धाम्**' લેપાયેલી ગદાનું– આ શ્રીહરિના કંઠમાં માળા અને મણિ છે તેમનું ધ્યાન કરવું જોઈએ. મધુકરોના સમૂહની વાણીથી '**उपघुष्टाम्**' ગૂંજતી માળાનું– '**चैत्यस्य**' જીવના તત્ત્વરૂપ મણિનું– વૈષ્ણવતંત્રમાં તે જ કહ્યું છે– 'ભગવાન શ્રીહરિ આ જગતના આત્મસ્વરૂપ, નિર્લેપ, નિર્ગુણ, નિર્મળ કૌસ્તુભમણિને ધારણ કરે છે.' ॥ ૨૮ ॥

મનોહર નિયમવાળા એટલે મધુવ્રતા. (વેદગાન, સામગાન, ભગવદ્ગુણગાન મધુત્વ છે.) મધુ જ જેનું વ્રત છે તે. વેદો પણ ભગવાનનું પ્રતિપાદન જ કરે છે. તે ભગવાનના યશોગાનનો સમૂહ એ જ વેદ. વેદવાણી ધર્મ-જ્ઞાનરૂપ છે. તેના વડે ગવાયેલી ભગવત્કીર્તિ કહેવાય છે. જે ધર્મ વગેરેથી નથી થતું તે કીર્તિથી થાય છે.....ચિત્તના અધિષ્ઠાતા જીવનું તત્ત્વ કે જેનું નિજ સ્વરૂપ દેહાદિ સંઘાતમાં અપ્રવિષ્ટ છે તે ચૈત્ય એટલે જ કૌસ્તુભમણિ.

ભક્તો ઉપર અનુકમ્પા કરવાની બુદ્ધિથી આ પૃથ્વી ઉપર અવતાર લેનારા ભગવાનના વદનારવિંદનું સપ્રેમ ચિંતન કરવું, કે જે જાજ્વલ્યમાન મકરાકૃતિ કુંડળોનાં પ્રચલનથી પ્રકાશમાન થતાં બે અમલ કપોલ તથા ઉન્નત નાસિકાવાળું છે. ॥ ૨૯ ॥

**यच्छ्रीनिकेतमलिभिः परिसेव्यमानं**
**भूत्या स्वया कुटिलकुन्तलवृन्दजुष्टम्।**
**मीनद्वयाश्रयमधिक्षिपदब्जनेत्रं**
**ध्यायेन्मनोमयमतन्द्रित उल्लसद्भ्रु॥ ३०**

भृत्येष्वनुकम्पिता कृतानुकम्पा या धीस्तया गृहीता मूर्तिर्येन तस्य। विस्फुरती ये मकरकुण्डले तयोर्वल्गितेन प्रचलनेन विद्योतितावमलौ कपोलौ यस्मिंस्तत्। उदारा उन्नता नासा यस्मिंस्तत्॥ २९॥

यच्च स्वया भूत्या शोभयाऽलिभिः परिसेव्यमानं मीनद्वयाश्रयं च श्रीनिकेतनं पद्ममधिक्षिपद्वर्तते तद्ध्यायेत्। तत्र कुन्तलैरलीनामधिक्षेपः। नेत्रद्वयेन मीनद्वयस्येति द्रष्टव्यम्। अब्जे इव नेत्रे यस्मिन्नित्युपमानान्तरम्। उल्लसन्त्यौ भ्रुवौ यस्मिन्। मनोमयं मनस्याविर्भवत्॥ ३०॥

**वंशीधरी—**यदिति मकरकुण्डलयोर्वल्गनं खलु पार्श्वद्वयस्थपार्षदसंचालितचामरहेतुकेन मारुतेन वयस्यगणनर्मोक्तिहेतुकेन शिरःकम्पेन वा सहचरीगणनृत्यगीतवाद्यतालतानवाद्यास्वादनसाधुत्वख्यापनहेतुकया ग्रीवाभंग्या ज्ञेयम्। अमलेति। कपोलयोर्मसृणमणिदर्पणायमानत्वं तयोश्चलन्मकरकुण्डलद्वयप्रतिबिम्बेन नटन्तौ नयनखञ्जनौ नृत्योपाध्यायौ भूत्वा स्वतलस्थलमायातं मकरचतुष्टयं नर्त्तयत इवेत्युत्प्रेक्षा गम्या।

પોતાની શોભાથી લક્ષ્મીજીના નિવાસરૂપ કમળનો તિરસ્કાર કરતું, વાંકડિયા કેશકલાપવાળું તથા મીનાકૃતિ બે નેત્રકમળથી યુક્ત એવું જે મુખારવિંદ ભ્રમરોથી સેવાતા તેમ જ બે મત્સ્યોના આશ્રયરૂપ કમળનો તિરસ્કાર કરે છે, તે વિલાસમય ભ્રૂકુટિવાળા તથા મનમાં આવિર્ભાવ પામતા વદનારવિંદનું એકાગ્રચિત્તે ધ્યાન કરવું. ॥ ૩૦ ॥

દાસ ઉપર **'अनुकम्पिता'** કરુણા કરવાની જે ભાવના છે તેનાથી અવતાર ધારણ કરવામાં આવ્યો છે જેના વડે તે ભગવાનના મુખારવિંદનું ધ્યાન કરવું. દેદીપ્યમાન જે બે મકરાકૃતિ કુંડળો છે, તેમના **'वल्गितेन'** હલવાથી પ્રકાશમાન થતાં બે ઉજ્જવળ કપોલ છે જેમાં તે (મુખારવિંદ) તથા **'उदारा'** ઉન્નત નાસિકા છે જેમાં તે (મુખારવિંદ) ॥ ૨૯ ॥

વળી, જે મુખારવિંદ પોતાની **'भूत्या'** શોભાથી, ભ્રમરો વડે સેવતા તેમજ બે મત્સ્યોના આશ્રયરૂપ તથા લક્ષ્મીજીના નિવાસસ્થાનરૂપ પદ્મનો તિરસ્કાર કરે છે, તેનું ધ્યાન કરવું. તેમાં કેશકલાપ વડે ભ્રમરોનું અપમાન અને બન્ને નેત્રોથી બે મત્સ્યોનું અપમાન સમજવું. કમળ જેવાં બે નેત્રો છે જેમાં એ બીજું ઉપમાન છે. બે સુંદર ભ્રૂકુટિઓ છે જેમાં– **'मनोमयम्'** મનમાં આવિર્ભાવ પામતા (વદનારવિંદને) ॥ ૩૦ ॥

મકરાકૃતિ કુંડળોનું જે હલનચલન છે તે ખરેખર તો બન્ને પડખે રહેલા પાર્ષદોએ વીંઝેલા વીંઝણાને કારણે વાતા વાયરાથી છે અથવા મિત્રમંડળના હાસ્યવિનોદને કારણે મસ્તકના કમ્પનને કારણે છે અથવા સહચરીઓના સમૂહનાં નૃત્ય, ગીત, વાદ્યને માણીને તેની સુંદરતા જણાવવા માટે ગ્રીવા નમાવવાથી કુંડળોનું પ્રચલન થાય છે તેમ જાણવું. **'अमल इति।'** બન્ને ગાલ કોમળ મણિરૂપ દર્પણ થતાં, તે બન્ને હલતાં મકરાકૃતિ કુંડળોનાં પ્રતિબિંબથી, નૃત્ય કરતાં નયનખંજનો નૃત્યના અધ્યાપક બનીને, પોતાના તલસ્થળમાં આવેલા ચાર મગરોને જાણે નૃત્ય કરાવતાં હોય તેમ, એને ઉત્પ્રેક્ષા અલંકાર સમજવો.

**सुबोधिनी**—अतः परं वदनारविन्दं ध्यायेदित्याह—भृत्येति। तदेव वदनारविन्दं ध्येयम्, यत्सर्वजनीनम्, तदैव च सर्वजनीनं भवति, यदि भूमाववतरति; अवतारश्च तदैव भवेत्, यदि भृत्यानां दुःखं भवति। तदाह—भृत्यानामनुकम्पितधिया गृहीता मूर्तिर्येन। अवतीर्णस्याऽन्यथा शङ्काव्युदासायाऽऽह—भगवत इति।

दृष्टिमात्रेणैव तापापनोदनादरविन्दत्वम्। तन्मुखारविन्दमनुवर्णयति सार्द्धेन—यद्विस्फुरदिति। यन्मुखारविन्दं विशेषेण स्फुरती मकराकृते कुण्डले ताभ्यां मण्डितेन गण्डयुगलेन, वल्गितेनेति पाठे मकरकुण्डलयोर्यद्वल्गितम्, चालनेनोत्पन्नं तेजः तेन विद्योतिते अमलकपोले यत्र।

उदारा नासा यत्र। यत्पुनर्मुखारविन्दमलिभिः परिषेव्यमाणम्, स्वयैव भूत्या असाधारणकान्त्या च परिषेव्यमाणम्। कुटिलानां कुन्तलानां वृन्दैर्जुष्टम्। मीनद्वयस्य श्रियमधिक्षिपत् दूरीकुर्वत् अब्जसदृशं नेत्रद्वयं यत्र। मनोमयम्, सर्वेषामेव मनांसि तत्र निरन्तरं वर्तन्त इति मनःप्रचुरम्। अतन्द्रितं सावधानतया उल्लसन्त्यौ भ्रुवौ यत्र।

एवं नव विशेषणानि मुखे निरूपितानि नवरसजननाय, सर्वेषां च वशीकरणाय। नवविधा भक्तिश्च निरूप्यते। मुखं ह्यानन्दरूपस्य भगवतो भक्तिरसात्मकं फलं भवति, विषयश्चरणौ, आश्रयो जीवः। नवरसा अपि मुखे अभिव्यक्ताः।

આ પછી વદનારવિંદનું ધ્યાન કરવું, એમ કહે છે. ભગવાનનું તે જ વદનારવિંદ ધ્યાન કરવા યોગ્ય છે કે જે સર્વસુલભ છે અને શ્રીહરિ જો પૃથ્વી ઉપર અવતાર લે, તો જ તે સર્વસુલભ થાય. વળી અવતાર ત્યારે જ થાય કે જ્યારે ભક્તજનો ઉપર દુ:ખ તૂટી પડે. તે જ કહે છે – ભક્તો ઉપર અનુકમ્પા કરવાની બુદ્ધિથી જેમણે અવતાર ધારણ કર્યો છે. અવતાર લેનાર અન્ય કોઈ નથી તેવી શંકા દૂર કરવા માટે કહે છે. 'ભગવાનના' (વદનકમળનું ધ્યાન કરવું.)

ભગવાન શ્રીહરિ દષ્ટિમાત્રથી જ તાપ દૂર કરનારા હોવાથી ભગવાનનું મુખારવિંદ અરવિંદરૂપ છે. તે મુખારવિંદને દોઢ શ્લોકથી વર્ણવે છે. (૧) જે મુખારવિંદ વિશેષરૂપે પ્રકાશતાં બે મકરાકૃતિ કુંડળો અને તે કુંડળોથી શોભતા કપોલયુગ્મથી યુક્ત છે. **'मण्डितेन'** ને બદલે **'वल्गितेन'** પાઠમાં બન્ને મકરાકૃતિ કુંડળોનું જે પ્રચલન છે, તેનાથી ઉત્પન્ન થતું તેજ, તેનાથી પ્રકાશિત થતા ઉજ્જ્વળ કપોલ છે જેમાં (તેવું મુખકમળ).

(૨) જેમાં ઉન્નત નાસિકા છે. (૩) વળી,જે મુખારવિંદ ભમરાઓ વડે સેવાય છે. (૪) પોતાની જ ભૂતિ – અસાધારણ કાન્તિથી પણ જે મુખારવિંદ સેવાય છે. (૫) વાંકડી અલકાવલિથી જે યુક્ત છે. (૬) બે મત્સ્યોની શોભાને ઉતારી પાડતાં, કમળ સરખાં નેત્રો છે જેમાં. (૭) સર્વ ભક્તોનાં મનનું રહેઠાણ સદાય શ્રીહરિનાં મુખારવિંદમાં જ છે તેવું મનપ્રચુર, મનોમય મુખારવિંદ છે. (૮) અપ્રમત્ત, વિલાસયુક્ત બે ભ્રૂકુટિઓ છે જેમાં તે મુખકમળનું ધ્યાન કરવું. (૯) (નવમું વિશેષણ **'श्रीनिकेतम्'** લક્ષ્મીજીના નિવાસરૂપ મુખારવિંદ– તેનો ઉલ્લેખ આગળ કરે છે.)

આમ, (નવધા ભક્તિના) નવ રસોની ઉત્પત્તિ કરવા માટે અને સર્વ ભક્તજનોને વશ કરવા માટે મુખારવિંદ માટે નવ વિશેષણો પ્રયોજ્યાં છે. નવધા ભક્તિનું નિરૂપણ પણ કરવામાં આવ્યું છે. આનંદરૂપ ભગવાન શ્રીહરિનું મુખ ભક્તિનું રસરૂપ ફળ છે, ભગવાનનાં ચરણયુગલ ભક્તનું લક્ષ્ય છે તેમ જ ભક્ત તે ચરણોને મેળવનાર છે. ભક્તિરસનો આશ્રય જીવ છે. ભગવાનના શ્રીમુખમાં નવ રસ પણ અભિવ્યક્ત થાય છે.

कपोलौ च भक्तिरसानुभवे भक्तानां समाजस्थानमेव भवति, तत्र क्रियापरा ज्ञानपराश्च भक्ता उल्लसन्ति। साङ्ख्ययोगौ मकरकुण्डले। शाब्दं प्रमाणं श्रोत्रम्, अनुभवरूपं चक्षुः शाब्दे प्रमाणे। साङ्ख्ययोगयोः योऽनुभावः, तद्वल्गितम्। तेन विद्योतितत्वं क्रियाज्ञानशक्त्याऽऽविर्भावः। उत्तमभक्तानां परस्परं श्रोतॄणां समाजत्वादमलत्वम्। अनेन श्रवणपरिकरो महान् निरूपितः।

ભક્તિરસના અનુભવમાં ભગવાનના કપોલ ભક્તોની પરિષદ્‌ના સ્થાનરૂપ છે, ત્યાં ક્રિયાપરાયણ અને જ્ઞાનપરાયણ ભક્તોનો વિલાસ છે. બન્ને મકરકુંડળોમાં સાંખ્ય અને યોગશાસ્ત્ર છે. કર્ણ શબ્દથી થતું જ્ઞાન કરાવે છે અને શબ્દપ્રમાણ દ્રષ્ટાના નેત્રના અનુભવરૂપ છે. (અર્થાત્ દ્રષ્ટાએ નેત્રથી જે જોયું તે શબ્દથી કહ્યું.) સાંખ્ય અને યોગશાસ્ત્રોનો જે પ્રભાવ છે, તે મકરકુંડલોનું પ્રચલન છે અને તેનાથી ઉત્પન્ન થતું તેજ એટલે ક્રિયાશક્તિ અને જ્ઞાનશક્તિનો આવિર્ભાવ. શ્રેષ્ઠ ભક્તો અને શ્રોતાઓનું પરસ્પર મિલન, એ જ અમલતા-ઉજ્જ્વળતા છે. આ દ્વારા **શ્રવણપરિકર** (સામગ્રી)ને મહાન ગણવામાં આવ્યો છે.

उदारे नासे कीर्तनम्, कीर्तनस्य सर्वपुरुषार्थ-दातृत्वादुदारत्वम्, मुखे हि नासिकैव प्रधानम्, जगति सौन्दर्यदानात् भगवन्नासिकाया उदारत्वम्, भगवत्स्थित्यैव सर्वेषां सर्वपुरुषार्थसिद्धिः। स्थितिप्रतिपादिकाया नासिकाया उदारत्वम्।

ભગવાનની ઉન્નત, મનોહર નાસિકા કીર્તનભક્તિ છે. સર્વ પુરુષાર્થ સિદ્ધ કરનારી હોવાથી **કીર્તનભક્તિ**નું ઔદાર્ય છે. મુખમાં નાસિકા જ પ્રધાન છે. જગતમાં સૌન્દર્યનું દાન કરવાને કારણે ભગવાનની નાસિકા ઉદાર કહેવાય છે. ભગવાનની નાસિકા દર્શન કરનારની ભગવાનમાં સ્થિતિ કરાવીને જ સર્વ પુરુષાર્થ સિદ્ધ કરાવે છે. ભગવાનમાં સ્થિતિ કરાવવી એ જ નાસિકાનું ઔદાર્ય છે.

श्रीनिकेतमिति। लक्ष्म्या स्थितिः स्मृतिरूपा, भक्तौ श्रीः स्मृतिरेव।

ભગવાનનું મુખકમળ લક્ષ્મીજીનું ધામ છે. ભગવાનના શ્રીમુખમાં લક્ષ્મીજીનું સ્થાન એ સ્મરણરૂપા ભક્તિ છે. ભક્તિમાં ભગવતીશ્રી **સ્મરણભક્તિ** જ છે.

अलीनां परितः सेवनम्, प्रकारान्तरेण भक्तानां पादसेवनम्।

ચારે તરફ ભ્રમણ કરી સેવા કરી રહેલા ભમરાઓની સેવા એ જ ભક્તોની **પાદસેવનભક્તિ** છે.

स्वया भूत्या सेवनं चाऽर्चनं स्पष्टमेव।

પોતાની વિભૂતિથી કરાતું સેવન અને અર્ચન એ **અર્ચનભક્તિ** છે, તે સ્પષ્ટ જ છે.

कुटिला वक्रा कुन्तला वन्दनात्मका भवन्ति। वन्दने हि पुरुषः कुटिलाकृतिर्भवति, अन्यथा भगवति कुटिलानां स्थितिर्न स्यात्। कुं पृथिवीं तरन्तीति। यथा जले तरन्तो यादृग्रूपा भवन्ति, तथैव पृथिव्यां नमन्तः। वृन्दं शतादिसङ्ख्यावृत्तिः, तेनाऽपि जुष्टमिति रसनमनं प्रतिपादितम्।

વાંકડિયા કેશ **વંદનભક્તિ** છે. વંદન કરતી વખતે જ વાંકા થઈ પ્રણામ કરવામાં આવે છે. નહીં તો ભગવાનમાં વક્રતાને સ્થાન જ ન હોય ! '**कुम्**' એટલે પૃથ્વી. પૃથ્વી ઉપર તરે છે. ( **कुम्+तर=कुन्तर=कुन्तल** )' જેમ જળમાં તરતી વખતે જેવા થવાય છે, તેમ પૃથ્વી ઉપર નમન કરતાં થવાય છે. વૃન્દ શબ્દથી સો-સોની સંખ્યામાં નમસ્કારનું આવર્તન કહે છે. તેવા હજારો નમસ્કારની સેવાથી પણ રસનમનનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે.

दास्यं प्रत्यक्षं परोक्षमन्तर्बहिश्च, अन्तर्मलदूरीकरणरूपम्, बहिः सौन्दर्यरूपं च। मीना जलस्थमलनाशकाः, तच्च मलं बाह्याभ्यान्तरभेदेन भवतीति मीनद्वयं शोधकद्वयं पापाविद्यानाशक–रूपम्। दास्यं तूभयसामर्थ्यमपि क्षिपद्भवति। आकृतौ वर्णना तु स्पष्टैव, रसार्थं परिभ्रामणे तथैव प्रतीतिः। बहिः शोभार्थमब्जमित्याह। नेत्रद्वयं सर्वानुभवहेतुः, अथैव दास्यमिति।

**દાસ્યભક્તિ** પ્રત્યક્ષમાં કરવાની અને પરોક્ષમાં પણ કરવાની. અંદરથી અને બહારથી– અંદરનો મેલ દૂર કરવાનો અને બહારથી પણ સુંદર થવાનું. મત્સ્યો જળમાં રહેલો અને જળની ઉપરનો મેલ પણ દૂર કરે છે, તેમ શુદ્ધ કરનારાં બે મત્સ્યો પાપ અને અવિદ્યાનો નાશ કરનારાં છે. દાસ્યભક્તિના પાપ અને અવિદ્યા નાશ કરવાના બન્ને સામર્થ્યનો અધિક્ષેપ થાય છે અર્થાત્ દાસ્ય ભક્તિમાં પાપનાશકતા અને અવિદ્યાનાશકતા બન્ને સામર્થ્ય છે, પરંતુ આ નેત્રોએ તેમને તિરસ્કૃત કર્યાં છે. આકૃતિ અનુસાર તો આનું વર્ણન સ્પષ્ટ જ છે અને રસનું દાન કરવા માટે નેત્રોનાં પરિભ્રમણમાં તેવી જ પ્રતીતિ થાય છે. બાહ્ય સૌન્દર્ય માટે નેત્રને કમળની ઉપમા આપી છે. બન્ને નેત્રો સર્વના અનુભવનું કારણ છે, દાસ્યભક્તિ પણ સર્વના અનુભવનું કારણ છે.

मध्ये पुनर्ध्यानकथनं सप्तानां स्वाधीनानां भिन्नतया ज्ञापनार्थम्। मनोमयं सख्यम्, न हीश्वरेण वस्तुतः सख्यं भवति।

**'अब्जनेत्रं ध्यायेत्'** એમ પુનઃ ધ્યાનનું કથન, જે સાત સ્વાધીન ભક્તિઓ છે તેનાથી અલગ છે, તેમ દર્શાવવા માટે છે. મનોમય મુખારવિંદ **સખ્યભક્તિને** દર્શાવે છે. ભગવાનના મુખમાં ભક્તોનું નિવાસસ્થાન સખ્યભક્તિનું પ્રતીક છે, પરંતુ વસ્તુતઃ ભગવાનની સાથે સખ્ય હોઈ શકે નહીં.

भ्रुवोरुल्लास आत्मसमर्पणं भवति। फलमुखं चैतल्लक्षणम्, 'तद्भ्रूविजृम्भः परमेष्ठिधिष्ण्यम्' इति, आत्मस्थाने ब्रह्मा निवेशित इति 'ये यथा मां प्रपद्यन्ते' इति वाक्यात् आत्मसमर्पणमुक्तं तत्फलनिरूपणेन।

ભ્રૂકુટિનો વિલાસ એ **આત્મસમર્પણભક્તિ** છે. ફળરૂપ મુખનું આ લક્ષણ છે. તે વિરાટની 'ભ્રૂકુટિનો વિલાસ એ પરમેષ્ઠી બ્રહ્માજીનું સત્યલોકનું સ્થાન છે.' (શ્રીમદ્ ભા.૨/૧/૩૦) આત્મસ્થાનમાં બ્રહ્માજીને રાખ્યા છે કારણ કે ભગવાને ગીતાજીમાં કહ્યું છે, 'જે મનુષ્યો મને જેવી રીતે ભજે છે તેમને હું તે જ રીતે ભજું છું.' (ગીતા ૪/૧૧) આ વાક્યના ફળનિરૂપણ દ્વારા આત્મસમર્પણ કહ્યું છે.

**तस्यावलोकमधिकं कृपयातिघोर–**
**तापत्रयोपशमनाय निसृष्टमक्ष्णोः।**
**स्निग्धस्मितानुगुणितं विपुलप्रसादं**
**ध्यायेच्चिरं विपुलभावनया गुहायाम्॥ ३१**

તે ભગવાનના અતિશય કૃપાપૂર્ણ અમીદષ્ટિનું (ઈક્ષણનું) વિશાળ ભાવનાપૂર્વક હૃદયરૂપી ગુહામાં ચિરકાળપર્યન્ત ધ્યાન કરવું. અતિ ભયંકર એવા ત્રિવિધ તાપને શાંત કરવા માટે નેત્રોમાંથી અતિશય કૃપાથી જે અમીદષ્ટિ પ્રકટ થાય છે તથા જે સ્નેહપૂર્ણ સ્મિતથી ભરેલી છે. ॥ ૩૧ ॥

कृपयाऽधिकमत्यर्थम्। अक्षिभ्यां निसृष्टं प्रयुक्तम्। स्निग्धस्मितेनानुगुणितं संयुक्तम्। विपुलः प्रसादो यस्मिन्। गुहायां हृदि॥ ३१ ॥

**'कृपया-अधिकम्'** અતિશય કૃપાથી, બંને નેત્રોમાંથી **'निसृष्टम्'** ફેંકાયેલી, પ્રયોજાયેલી નજરનું સ્નેહપૂર્ણ સ્મિતથી યુક્ત, **'अनुगुणितम्'** અતિશય કૃપા છે જેમાં તેવા અવલોકનનું, **'गुहायाम्'** હૃદયરૂપી ગુહામાં ॥ ૩૧ ॥

**हासं हरेरवनताखिललोकतीव्र-**
**शोकाश्रुसागरविशोषणमत्युदारम् ।**
**सम्मोहनाय रचितं निजमाययाऽस्य**
**भ्रूमण्डलं मुनिकृते मकरध्वजस्य॥ ३२**

નમસ્કાર કરતા સમગ્ર લોકના તીવ્ર શોકના અશ્રુસાગરને સૂકવી દેનારા, શ્રીહરિના મંદહાસ્યનું તેમ જ મુનિવરોના હિતને કાજે (મુનિવરોને મોહ ઉપજાવવા તૈયાર થયેલા) કામદેવને જ સમ્મોહિત કરવા પોતાની માયાથી મોહ ઉપજાવવા રહેલી અત્યન્ત ઉદાર એવી ભગવાન શ્રીહરિની ભ્રૂકુટિનું (ધ્યાન કરવું). ॥ ૩૨ ॥

अवनता येऽखिललोकास्तेषां तीव्रशोकेन यान्यश्रूणि तेषां सागरं विशोषयतीति तथा तं हरेर्हासम्। अस्यात्युदारं भ्रूमण्डलं च ध्यायेत्। कथम्भूतम्। निजमायया मकरध्वजस्यापि सम्मोहनाय रचितम्। मुनिकृते मुनीनामुपकाराय। मुनीनां सम्मोहने प्रवृत्तं काममेव सम्मोहयितु-मित्यर्थः ॥ ३२ ॥

નમસ્કાર કરતા જે સમસ્ત લોકો છે તેમનાં તીવ્ર શોકવાળાં જે અશ્રુઓ છે તેમનો સાગર સૂકવી નાખે તેવું તે શ્રીહરિનું મંદહાસ્ય, તેમ જ આ શ્રીહરિની અત્યન્ત ઉદાર ભ્રૂકુટિનું પણ ધ્યાન કરવું. કેવી ભ્રૂકુટિ? પોતાની માયાથી (મકરના ધ્વજવાળા) કામદેવને પણ સમ્મોહિત કરવા માટે ચડાવેલી ભ્રૂકુટિ. **'मुनिकृते'** મુનિજનો ઉપર ઉપકાર કરવા માટે, મુનિઓને મોહ ઉપજાવવા માટે પ્રવૃત્ત થયેલા કામદેવને જ સમ્મોહિત કરવા માટે, એમ અર્થ છે. ॥૩૨॥

**वंशीधरी—**लोका भक्तास्तेषां दास्यसख्यादिभाववतां तद्विरहोत्थत्वात्तीव्रो यः शोकाश्रुसागरस्तं विशेषेण शोषयतीति। अत्युदारं शोकसागरादुद्धृत्यानन्दसागरे निमज्जनं ददानमित्यर्थः। यद्वा। सांसारिकतीव्र-दुःखशोकाश्रुसागरशोषणत्वेन हासस्य संसारातीत-प्रेमानन्दाश्रुसागरवर्द्धनत्वं ध्वन्यते तेन चन्द्रत्वेऽप्यद्भुतत्वं प्रसिद्धं चन्द्रो हि क्षीरोदं वर्द्धयतीति।

દાસ્ય, સખ્ય વગેરે ભાવવાળા ભક્તોના વિરહથી ઉત્પન્ન થયેલા તીવ્ર શોકના અશ્રુસાગરને વિશેષરૂપે જે સૂકવી દે છે. શોકસમુદ્રમાંથી ઉપાડી આનંદસાગરમાં ડુબાડી દે છે, એમ અર્થ છે. અથવા સાંસરિક, તીવ્ર દુઃખ અને શોકના અશ્રુસાગરના શોષણરૂપ હોવાથી, સંસારાતીત (ભગવત્)પ્રેમના આનંદના અશ્રુસાગરની વૃદ્ધિ કરનાર રૂપે ભગવાનનું સ્મિત ધ્વનિત થાય છે. તે અનુસાર ચન્દ્રરૂપે પણ ભગવાનનું હાસ્ય અદ્ભુત છે કારણ કે પ્રસિદ્ધ ચન્દ્ર ક્ષીરસાગરની વૃદ્ધિ કરે છે.

**ध्यानायनं प्रहसितं बहुलाधरोष्ठ-**
**भासारुणायिततनुद्विजकुन्दपंक्ति ।**
**ध्यायेत्स्वदेहकुहरेऽवसितस्य विष्णो-**
**र्भक्त्यार्द्रयार्पितमना न पृथग्दिदृक्षेत्॥ ३३**

પોતાના હૃદયાકાશમાં જેમનું જ્ઞાન થાય છે તે ભગવાન વિષ્ણુના મુક્તહાસ્યનું ધ્યાન કરવું. ધ્યાનના સ્થાનરૂપ (હોવાથી અનાયાસે ધ્યાન ધરી શકાતા), અધરોષ્ઠની અત્યધિક અરુણ કાન્તિથી રક્તવર્ણા બનેલા, નાના મોગરાની કળી જેવા દાંતની પંક્તિવાળા સ્ફુટહાસ્યનું પ્રેમરસથી આર્દ્ર બનેલી ભક્તિથી સમર્પિત મનવાળા થઈ ધ્યાન કરવું જોઈએ અને ભગવાન સિવાય અન્ય કાંઈ જોવાની કામના ન કરવી જોઈએ. ॥ ૩૩ ॥

मन्दहासध्यानमुक्त्वा स्फुटहासध्यानमाह। विष्णोः प्रहसितमुच्चैर्हसितं ध्यायेत्। कीदृशम्। ध्यानायनमतिसुन्दरतया प्रयत्नं विनैव ध्यानस्य विषयभूतम्। सौन्दर्यमेवाह। बहुलयाऽधिकयाऽधरोष्ठस्य भासा कान्त्यारुणीभूतास्तनवः सूक्ष्मा द्विजा एव कुन्दमुकुलानि तेषां पंक्तिः स्फुरति यस्मिंस्तत्। देहकुहरे हृदयाकाशेऽवसितस्य ज्ञातस्य। प्रेमरसेनार्द्रया भक्त्या तस्मिन्नेवार्पितमनाः सन् पृथक् तद्व्यतिरिक्तं द्रष्टुं नेच्छेत्। न चित्तं विचालयेदित्यर्थः ॥ ३३ ॥

મન્દ સ્મિતનું ધ્યાન કરીને મુક્તહાસ્યનું ધ્યાન કરવાનું કહે છે. ભગવાન વિષ્ણુના **'प्रहसितम्'** મુક્ત હાસ્યનું ધ્યાન કરવું જોઈએ. કેવું છે શ્રીહરિનું હાસ્ય? **'ध्यान-अयनम्'** ધ્યાનના સ્થાનરૂપ, અતિસુંદર હોવાથી અનાયાસે જ ધ્યાનના વિષયરૂપ, ભગવાનના હાસ્યનું સૌન્દર્ય વર્ણવે છે. **'बहुलया'** અધરોષ્ઠની અત્યધિક **'भासा'** અરુણ કાન્તિથી રક્તવર્ણી બનાવતી સૂક્ષ્મ દંતાવલિ એ જ કુન્દપુષ્પોની કળીઓની હારમાળા જેમાં શોભે છે, તેવું છે ભગવાનનું મુક્ત મધુર હાસ્ય! **'देहकुहरे'** હૃદયરૂપી આકાશમાં **'अवसितस्य'** જેમનું જ્ઞાન થાય છે તેવા વિષ્ણુ ભગવાનના હાસ્યનું પ્રેમરસથી આર્દ્ર બનેલી ભક્તિથી તે ભગવાનમાં જ સમર્પિત મનવાળા થઈ ધ્યાન કરવું. **'पृथक्'** તે ભગવાન સિવાય બીજું કાંઈ જોવાની ઈચ્છા કરવી જોઈએ નહીં, ચિત્તને વિચલિત થવા દેવું નહીં. ॥ ૩૩ ॥

**वंशीधरी—**पुरुषार्थसारादन्यस्याधिकवस्तुनोऽसम्भवाद्भक्तानामेतदास्वादानन्दमोह एव समाधिरिति भावः। एवं नवाङ्गभक्तेस्तृतीयमङ्गमेतद्भगवदवताररूपगुणलीलामाधुरीधुरीणमपि ध्यानमप्यङ्ग्योगप्रसङ्गे यदुक्तं तत्खलु योगमहागह्वराद्योगिनोऽपि भक्तिरससुधार्णवे मज्जयितुमेव दृश्यते च—

સર્વ પુરુષાર્થના સારરૂપ હોવાથી તેમ જ તેનાથી બીજું કાંઈ પણ અધિક હોવું અસંભવ હોવાથી ભક્તોને મન આ ભગવલ્લીલાના આસ્વાદના આનંદનો મોહ એ જ સમાધિ છે, તેવો ભાવ છે. આ પ્રમાણે નવ અંગોવાળી ભક્તિનું ત્રીજું અંગ– સ્મરણભક્તિ– એ ભગવદવતારનાં રૂપ, ગુણ અને લીલાના માધુર્યને કારણે શ્રેષ્ઠ ધ્યાન હોવા છતાં પણ ભગવાનનાં શ્રીઅંગોનું ધ્યાન કરવાના પ્રસંગે જે કહ્યું, તે ધ્યાન ખરેખર અત્યંત ગહનયોગમાંથી યોગીઓને પણ ભક્તિરસના સુધાર્ણવમાં ડુબાડવા માટે જ જણાય છે.

'परिनिष्ठितोऽपि नैर्गुण्ये उत्तमश्लोकलीलया।
गृहीतचेता राजर्षे आख्यानं यदधीतवान्॥'
इति।

'अद्वैतवीथीपथिकैरुपास्याः
स्वानन्दसिंहासनलब्धदीक्षाः।
हठेन केनापि वयं शठेन
दासीकृता गोपवधूविटेन॥' इति।

तत्तदुक्तिभिर्महायोगिनोऽपि वैयासकि-बिल्वमङ्गलादयो महदनुग्रहवशाद्भक्तिरस एव निमज्जंत एवेति।

समाधिमाह—**एवमिति** द्वाभ्याम्।

**एवं हरौ भगवति प्रतिलब्धभावो**
**भक्त्या द्रवद्धृदय उत्पुलकः प्रमोदात्।**
**औत्कण्ठ्यबाष्पकलया मुहुरर्द्यमान-**
**स्तच्चापि चित्तबडिशं शनकैर्वियुङ्क्ते॥ ३४**

निर्बीजः सबीजश्चेति द्विविधो योगः। तत्र निर्बीजयोगे—

'यतो यतो निश्चरति मनश्चञ्चलमस्थिरम्।
ततस्ततो नियम्यैतदात्मन्येव वशं नयेत्॥'

इति गीताद्युक्तमार्गेण क्रियमाणोऽपि दुष्करः समाधिः। सबीजे तु सुकरः। तत्र हि परमानन्दमूर्तौ हरौ ध्यायमानेऽयत्नत एव चित्तोपरमो भवति। तदुक्तम् 'हृतात्मनो हृतप्राणांश्च भक्तिरनिच्छतो मे गतिमण्वीं प्रयुङ्क्ते॥' इति। अतः स एवोपक्षिप्तो योगस्य लक्षणं वक्ष्ये सबीजस्येति। तदेवायत्नसिद्धत्वं दर्शयति।

'હે રાજર્ષિ, નિર્ગુણસ્વરૂપ પરમાત્મામાં મારી પૂર્ણ નિષ્ઠા હોવા છતાં હું ઉત્તમશ્લોક શ્રીહરિની મધુર લીલાઓથી જકડાઈ ગયેલા ચિત્તવાળો બન્યો અને તેથી મેં આ પુરાણનું અધ્યયન કર્યું.' (શ્રીમદ્ ભા.૨/૧/૯)

'અદ્વૈતપંથના પથિકો દ્વારા ઉપાસનાયોગ્ય અને નિજાનંદરૂપી સિંહાસન ઉપર દીક્ષા પામેલા અમે, ગોપાંગનાઓને ધૂતી જનારા કોઈ એક ધૂતારા વડે બળપૂર્વક તેના ગુલામ બનાવાયા છીએ.'

આ પ્રમાણે શ્રીશુકદેવજી અને બિલ્વમંગલજી જેવા મહાયોગીઓ પણ મહાન અનુગ્રહવશાત્ ભક્તિરસમાં જ ડૂબી જ જાય છે.

સમાધિ વિષે બે શ્લોકોથી કહે છે — **'एवम् इति।'**

આ પ્રમાણે ભગવાન શ્રીહરિમાં પ્રેમભાવ પ્રાપ્ત કરેલો, ભક્તિથી પીગળેલા હૃદયવાળો, અતિ હર્ષથી રોમાંચિત થયેલો, અતિ ઉત્કંઠાથી વહેતી અશ્રુધારાથી વારંવાર આનંદસાગરમાં ડૂબી જતો ભક્ત, માછલી પકડવાના આંકડા જેવા તે ચિત્તને પણ ધીમે ધીમે (મનથી ધારેલી ભગવાનની મૂર્તિરૂપી ધ્યેય વસ્તુમાંથી) છોડાવે છે. ॥ ૩૪ ॥

સમાધિયોગ બે પ્રકારના છે. નિર્બીજ અને સબીજ. તેમાં નિર્બીજ સમાધિયોગ પ્રમાણે—

'આ ચંચળ અને અસ્થિર એવું મન જ્યાં જ્યાંથી વિચરણ કરે, ત્યાં ત્યાંથી તેને પાછું વાળી આત્મામાં જ વશ કરવું.' (ગીતા ૬/૨૬) એમ ગીતામાં કહેલા માર્ગ અનુસાર કરવા છતાં પણ નિર્બીજ સમાધિયોગ દુષ્કર છે, પરંતુ સબીજ સમાધિયોગ સરળ છે. તેમાં ખરેખર, પરમાનંદમૂર્તિ શ્રીહરિનું ધ્યાન કરતાં ચિત્ત અનાયાસે જ શાંત થાય છે, તે જ કહ્યું છે – 'ભગવાનનાં દિવ્ય સ્વરૂપોથી આકૃષ્ટ ચિત્તવાળા અને પરવશ પ્રાણવાળા ભક્તોને તેઓ ન ઇચ્છે તો પણ ભક્તિદેવી મારી સૂક્ષ્મ ગતિને (મોક્ષને) પ્રાપ્ત કરાવે છે.' (શ્રીમદ્ ભા. ૩/૨૫/૩૬) આથી (સબીજ સમાધિયોગ સરળ હોવાથી) આરંભાયેલા તે સબીજયોગનાં લક્ષણ હું કહીશ. તે સબીજયોગ અનાયાસે જ સિદ્ધ થાય છે, તે દર્શાવે છે.

एवं ध्यानमार्गेण हरौ प्रतिलब्धो भावः प्रेमा येन, तथा भक्त्या द्रवद्धृदयं यस्य, प्रमोदादुद्गतानि पुलकानि यस्य। औत्कण्ठ्य-प्रवृत्ताश्रुकलया च मुहुरर्द्यमान आनन्दसम्प्लवे निमज्जमानो दुर्ग्रहस्य भगवतो ग्रहणे बडिशं मत्स्यवेधनमिवोपायभूतं चित्तमपि ध्येयाद्वियुङ्क्ते। तद्धारणे शिथिलप्रयत्नो भवतीत्यर्थः ॥ ३४॥

આ પ્રમાણે ધ્યાનમાર્ગથી શ્રીહરિમાં જેણે પ્રેમભાવ પ્રાપ્ત કર્યો છે તથા ભક્તિથી જેનું હૃદય પીગળી ગયું છે, તેમ જ અત્યન્ત આનંદથી જેનાં રૂંવાડાં ઊભાં થઈ ગયાં છે તેવો, અતિ ઉત્કંઠાથી વહેવા માંડેલી અશ્રુધારાથી વારંવાર આનંદસાગરમાં ડૂબી જતો, અતિ કષ્ટથી ગ્રહણ કરી શકાય તેવા ભગવાનને ગ્રહણ કરતો તે ભક્ત, **'बडिशम्'** માછલી વીંધવાના ઉપાયરૂપ આંકડા જેવા ચિત્તને પણ ધ્યેય વસ્તુમાંથી છોડાવે છે, અર્થાત્ શ્રીભગવદ્‌વિગ્રહની ધારણામાં, તેના પ્રયત્નને શિથિલ કરે છે, એમ અર્થ છે. ॥ ૩૪ ॥

**सुबोधिनी**—एवं पूर्णा भगवति नवविधा भक्तिः सिद्धा ध्यानेन। तस्यां सिद्धायां मोक्षः फलमावश्यकमिति तदुत्पादकध्यायमानस्य भगवद्रूपस्य निवृत्तिमाह—एवं हराविति।

सर्वदुःखनिवर्तके, सर्वपुरुषार्थदायके भगवति प्रतिलब्ध एवं पूर्वोक्तो भावो येन। भक्तेरवान्तरकार्यमाह—द्रवद्धृदय इति। यथा तापेन हिमघृतादिकं द्रवति, तथा भक्त्या हृदयम्। तस्य द्रवणे देहे वैक्लव्यं भवति, आनन्दप्रतिबन्धकस्य हृदयस्य द्रुतत्वात्। प्रमोदे जाते उत्पुलको भवति। तदा भगवति प्रेमाधिक्यात् कण्ठनिरोधोऽपि भवति। तत औत्कण्ठ्ये या बाष्पकला उत्पद्यते, तया मुहुरर्द्यमानः सकलायां भक्तौ सिद्धायाम्, तच्चापि चित्तस्य बडिशं वशीकरणहेतुर्भगवद्रूपं मनःकल्पितमिति शनकैः वियुङ्क्ते त्याजयति।

આમ, ધ્યાન દ્વારા ભગવાનમાં નવધા ભક્તિ પૂર્ણરૂપે સિદ્ધ થાય છે. તે સિદ્ધ થતાં મોક્ષરૂપી ફળ અવશ્યપણે પ્રાપ્ત થાય છે. એટલે તેને પ્રાપ્ત કરાવનારું, ધ્યાન કરાતું ભગવાનનું સ્વરૂપ છૂટી જાય છે, તેમ કહે છે— **'एवं हरौ इति।'**

સર્વ દુઃખ દૂર કરનાર, સર્વ પુરુષાર્થનું દાન કરનાર ભગવાનમાં આમ પૂર્વે જણાવેલો ભાવ જેણે પ્રાપ્ત કર્યો છે, (તે વડે) ભક્તિનું મધ્યવર્તી કાર્ય જણાવે છે. જેવી રીતે તાપથી બરફ, ઘી વગેરે ઓગળે છે તેવી રીતે ભક્તિથી ભક્તનું હૃદય પીગળે છે. તે પીગળતાં શરીરમાં વિહ્‌વળતા થાય છે કારણ કે આનંદનો અવરોધ કરનારું હૃદય પીગળવા લાગે છે. પ્રમોદ ઉત્પન્ન થતાં રોમાંચ થાય છે, ત્યારે ભગવાનમાં પ્રેમની અધિકતાથી કંઠ ગદ્ ગદ્ પણ થઈ જાય છે. ત્યાર પછી ઉત્કંઠાથી જે અશ્રુની પરંપરા સર્જાય છે, તેનાથી વારંવાર સંતપ્ત બની જતો ભક્ત, સકળ ભક્તિ સિદ્ધ થતાં, ચિત્તને વશ કરવામાં કારણભૂત એવા (મત્સ્યગ્રહણના સાધનરૂપ) આંકડા જેવું, મનથી કલ્પેલું ભગવત્સ્વરૂપ પણ ધીમે ધીમે (ચિત્ત પાસેથી) છોડાવે છે.

**मुक्ताश्रयं यर्हि निर्विषयं विरक्तं**
**निर्वाणमृच्छति मनः सहसा यथाऽर्चिः।**
**आत्मानमत्र पुरुषोऽव्यवधानमेक-**
**मन्वीक्षते प्रतिनिवृत्तगुणप्रवाहः ॥ ३५**

જ્યારે વિષયરહિત થયેલું મન આધાર ત્યજી દેનારું થાય છે અને (શબ્દાદિ વિષયોથી) વિરક્ત થાય છે, ત્યારે (તેલ અને દિવેટનો નાશ થતાં) દીપશિખાની જેમ લય પામે છે. આ અવસ્થામાં યોગી ધ્યાતા અને ધ્યેયના વિભાગથી રહિત એક અખંડ આત્માનો અનાયાસે સાક્ષાત્કાર કરે છે કારણ કે તેની દેહાદિ ઉપાધિ દૂર થયેલી હોય છે. ॥ ૩૫ ॥

यर्हि यदैवं निर्विषयं भवत्यत एव मुक्ताश्रयं च। ध्येयसम्बन्धं विना ध्यातर्यवस्थानासम्भवात्। न च पूर्ववच्छब्दादिर्विषयः स्यात्। यतस्तत्र विरक्तं परमानन्दानुभवेन। अतो निर्वाणं लयमृच्छति। वृत्तिरूपतां परित्यज्य ब्रह्माकारेण परिणमत इत्यर्थः। यथा अर्चिर्ज्वालाश्रयविषयापगमे महाभूतज्योतीरूपेण परिणमते। अत्रास्यां दशायामव्यवधानं ध्यातृध्येयविभागशून्यमेकमखण्डमात्मानमनुगतमीक्षते। अत्र हेतुः—प्रतिनिवृत्तोऽपगतो गुणप्रवाहो देहाद्युपाधिर्यस्य॥ ३५॥

**'यर्हि'** જ્યારે આ પ્રમાણે મન વિષયરહિત થાય છે અને આથી ત્યારે જ ભગવત્સ્વરૂપમાં લીધેલા આલંબનથી મુક્ત થાય છે. ધ્યેય વસ્તુના સંબંધ વિના ધ્યાન કરનારમાં તેની સ્થિતિ હોવી અસંભવ હોવાથી અને પૂર્વની જેમ શબ્દાદિ વિષયો પણ ન હોવાથી, પરમાનંદના અનુભવથી (ભગવદનુભૂતિ થવાથી) મન વિરક્ત થયું હોય છે. આથી **'निर्वाणम्'** (પોતાના જ કારણમાં) મન લય પામે છે. અર્થાત્ વૃત્તિરૂપતા છોડીને બ્રહ્માકારરૂપે પરિણમે છે. જેમ દીપશિખા પોતાના આશ્રય અને વિષય(રૂપ તેલ અને દિવેટ)નો નાશ થતાં મહાભૂત તેજસ્ તત્ત્વમાં વિલીન થાય છે (તેમ). અહીં આ દશામાં **'अव्यवधानम्'** ધ્યાતા અને ધ્યેયના વિભાગથી રહિત એક અખંડ અનુગત આત્માનો સાક્ષાત્કાર કરે છે. અહીં કારણ આપે છે– **'प्रतिनिवृत्तः'** દૂર થઈ છે **'गुणप्रवाहः'** દેહાદિરૂપ ઉપાધિ જેની (તેથી તે સાક્ષાત્કાર કરે છે.) ॥ ૩૫ ॥

न च सुप्तोत्थित इव पुनः संसरतीत्याह।

સૂતેલો મનુષ્ય જાગે છે ત્યારે તેને સંસાર પ્રાપ્ત થાય છે તેમ આ અવસ્થા પ્રાપ્ત કરેલા મનુષ્યને સંસાર પ્રાપ્ત થતો નથી, તેમ કહે છે.

**सोऽप्येतया चरमया मनसो निवृत्त्या**
**तस्मिन्महिम्न्यवसितः सुखदुःखबाह्ये।**
**हेतुत्वमप्यसति कर्तरि दुःखयोर्यत्-**
**स्वात्मन्विधत्त उपलब्धपरात्मकाष्ठः॥ ३६**

તે યોગી પણ મનની આ અંતિમ નિવૃત્તિ વડે સુખ અને દુઃખથી સર્વથા પર એવા તે બ્રહ્મરૂપ મહિમામાં સ્થિર થાય છે અને સુખદુઃખના કારણને જે પોતાના આત્મામાં જોતો હતો તેને જ અવિદ્યા દૂર થતાં કર્તારૂપ અહંકારમાં જુએ છે કારણ કે તેને આત્મતત્ત્વનો સાક્ષાત્કાર થયેલો હોય છે. ॥ ૩૬ ॥

सोऽपि स एव पुरुषस्तस्मिन्महिम्नि ब्रह्मरूपेऽवसितोऽवसानं निष्ठां प्राप्तः। कया। मनसो निवृत्त्या चरमयाऽविद्यारहितयेति सुषुप्ताद्विशेषः। तत्र ह्यविद्याऽस्ति, न त्विदानीम्। अत्र हेतुः—एतया योगाभ्यासकृतयेत्यर्थः। नन्वेवमपि

**'सः अपि'** તે જ મનુષ્ય **'तस्मिन्महिम्नि'** તે બ્રહ્મરૂપ મહિમામાં **'अवसितः'** સ્થિર થાય છે. કઈ નિષ્ઠાથી? મનની અંતિમ નિવૃત્તિ (અર્થાત્ મુક્તિ) અને સુષુપ્તિમાં ભેદ હોય છે. તે સુષુપ્તિમાં અવિદ્યા જ છે, પરંતુ હવે (મુક્તાવસ્થામાં) તે નથી. તે માટે કારણ આપે છે – યોગાભ્યાસને કારણે પ્રાપ્ત થયેલી આ છેલ્લી નિવૃત્તિ એટલે અવિદ્યારહિત સ્થિતિ તેના કારણરૂપ છે, એમ અર્થ છે. શંકા કરવામાં આવી છે કે જો આ

सुखदुःखयोरात्मधर्मत्वे कुतो ब्रह्मैक्यं तत्राह— दुःखयोः सुखदुःखयोर्हेतुत्वं भोक्तृत्वं च यत्पूर्वमासीत्तदप्यसत्यविद्याकृते कर्तर्यहङ्कारे विधत्ते। तन्निष्ठमेव पश्यतीत्यर्थः। यत उपलब्धपरात्मकाष्ठोऽपरोक्षीकृतात्मतत्त्वः ॥ ३६ ॥

અવિદ્યા નિવૃત્ત થઈ હોય તો સુખદુઃખને આત્મધર્મરૂપ ગણવાથી બ્રહ્મ સાથે ઐક્ય કેવી રીતે થાય. તેનું નિવારણ કરતાં કહે છે – **'दुःखयोः'** સુખ અને દુઃખના કારણને અને ભોક્તૃત્વને પૂર્વે જે પોતાનામાં જોતો હતો તેને જ અવિદ્યા દૂર થતાં કર્તારૂપ અંહકારમાં જુએ છે, તેમને અહંકારમાં જ સ્થિત રહેલા જુએ છે, એમ અર્થ છે કારણ કે **'उपलब्ध-पर-आत्म-काष्ठः'** આત્માની ઉત્તમ સ્થિતિ પ્રાપ્ત કરે છે અર્થાત્ યોગીને આત્મસાક્ષાત્કાર થયેલો હોય છે. ॥ ૩૬ ॥

तस्य जीवन्मुक्तिमाह—**देहं चेति** द्वाभ्याम्।

તે આત્મરત જ્ઞાનીની જીવન્મુક્ત અવસ્થાનું વર્ણન બે શ્લોકો વડે કરે છે — **'देहं च इति।'**

**देहं च तं न चरमः स्थितमुत्थितं वा**
**सिद्धो विपश्यति यतोऽध्यगमत्स्वरूपम्।**
**दैवादुपेतमथ दैववशादपेतं**
**वासो यथा परिकृतं मदिरामदान्धः ॥ ३७**

જેમ મદિરાના મદથી ભાન ભૂલેલો મનુષ્ય વસ્ત્રો (કેડ પર) પહેરેલાં છે કે ખસી ગયાં છે તે નથી જાણતો તેમ (અવિદ્યારહિત) ચરમ અવસ્થા પ્રાપ્ત કરેલો (જીવન્મુક્ત ભગવદ્ભક્ત) સિદ્ધયોગી પ્રારબ્ધકર્મને લીધે બેઠેલા કે ઊભા થયેલા, ત્યાં જ રહેલા કે દૈવથી સ્થાનાન્તરમાં ગયેલા પોતાના શરીરને જાણતો નથી કારણ કે તે સિદ્ધપુરુષે પોતાનું સ્વરૂપજ્ઞાન પ્રાપ્ત કરેલું છે. ॥ ૩૭ ॥

चरम उक्तलक्षणः सिद्धो देहमपि न विपश्यति, कुतः सुखदुःखे। आसनादुत्थितमुत्थाय तत्रैव स्थितं तत्स्थानादपेतं ततो दैववशात्पुनरप्युपेतं वा न विपश्यति। यतः स्वरूपं प्राप्तः। यतो देहात् स्वरूपमध्यगमत्तं देहमिति वा।

**'चरमः'** કહેલાં લક્ષણવાળા, અંતિમ ભૂમિકા પ્રાપ્ત કરેલા સિદ્ધ યોગીને દેહનું પણ ભાન નથી હોતું, તો સુખદુઃખનું ભાન ક્યાંથી હોય? આસન પરથી ઊભા થયેલા, ઊઠીને ત્યાં જ બેઠેલા, અન્ય સ્થાને ગયેલા કે ત્યાંથી પ્રારબ્ધવશાત્ ફરી પાછા ત્યાં જ આવેલા દેહનું પણ તેને ભાન હોતું નથી કારણ કે તેણે પોતાનું સ્વરૂપજ્ઞાન પ્રાપ્ત કર્યું છે અથવા જે દેહથી ભિન્ન પોતાના સ્વરૂપને પ્રાપ્ત કરેલ છે તે દેહને નથી જોતો.

सतोऽप्यननुसन्धाने दृष्टान्तः—वासः परिकृतं कटितटे परिवेष्टितं स्थितं गतं वा मदिरामदेनान्धो यथा न पश्यति॥ ३७॥

અસ્તિત્વ હોવા છતાં ન દેખાય તે માટેનું દૃષ્ટાન્ત આપે છે– વસ્ત્ર **'परिकृतम्'** કેડ ઉપર **'परिवेष्टितम्'** પહેરેલું છે કે ખસી ગયું છે તે જેવી રીતે મદિરાના મદથી અંધ થયેલો જાણતો નથી (તેમ આત્મજ્ઞાની જીવન્મુક્તને દેહની દશાનું ભાન હોતું નથી). ॥ ૩૭ ॥

ननु तर्हि देहस्य कथं प्रवृत्तिनिवृत्ती जीवनं वा तत्राह—**देहोऽपीति।**

**देहोऽपि दैववशगः खलु कर्म यावत्-**
**स्वारम्भकं प्रतिसमीक्षत एव सासुः।**
**तं सप्रपञ्चमधिरूढसमाधियोगः**
**स्वाप्नं पुनर्न भजते प्रतिबुद्धवस्तुः॥ ३८**

દૈવં પૂર્વસંસ્કારઃ, તદ્વશેન ગચ્છન્યાવત્સ્વારમ્ભકં કર્માસ્તિ તાવત્પ્રતિસમીક્ષતે જીવત્યેવ। સાસુઃ સેન્દ્રિયઃ।

ननु तर्हि तस्मिन्पुनः सङ्गः स्यात्तत्राह। तं देहं स्वाप्नदेहादितुल्यं सप्रपञ्चं पुत्रादिसहितं पुनर्न भजतेऽहंममेति नाभिमन्यते। अधिरूढः प्राप्तः समाधिपर्यन्तो योगो येन। अत एव प्रतिबुद्धं वस्त्वात्मतत्त्वं येन सः॥ ३८॥

**बा.प्र.—**'तस्य तावदेव चिरं यावन्न विमोक्ष्येऽथ सम्पत्स्ये' इति श्रुत्युक्तः प्रारब्धावसानावधिविलम्बो द्योत्यते।

प्रतिबोधप्रकारमाह षड्भिः—**यथेति।**

**यथा पुत्राच्च वित्ताच्च पृथङ्मर्त्यः प्रतीयते।**
**अप्यात्मत्वेनाभिमताद्देहादेः पुरुषस्तथा॥ ३९**

પ્રશ્ન કરવામાં આવ્યો છે કે (જો જીવન્મુક્તને દેહની દશાનું ભાન ન હોય તો) દેહના કરવા યોગ્ય અને ન કરવા યોગ્ય કર્મો અથવા જીવન કેવી રીતે નભે? તે માટે ઉત્તર આપે છે— **'देहः अपि इति।'**

પૂર્વના સંસ્કારને અધીન એવો તેનો દેહ પણ જ્યાં સુધી પોતાનું આરંભક કર્મ (શેષ) હોય ત્યાં સુધી જ ઇન્દ્રિયો સહિત જીવે છે. સમાધિપર્યન્તનો યોગ પ્રાપ્ત કરનાર અને તેનાથી આત્મસાક્ષાત્કાર કરનાર (આ જીવન્મુક્ત યોગી) સ્વપ્નમાં પ્રતીત થનારા પુત્રાદિ સહિત શરીરાદિની જેમ તે દેહનો ફરીથી આદર કરતો નથી, તેના પર અહંતા-મમતા રાખતો નથી. ॥ ૩૮ ॥

**'दैवम्'** પૂર્વના સંસ્કાર, તેને વશ થઈ જતો દેહ જ્યાં સુધી પોતાનું આરંભક કર્મ હોય છે ત્યાં સુધી **'प्रति-समीक्षते'** જીવે જ છે. **'स+असुः'** ઇન્દ્રિયો સહિત.

પુનઃ આક્ષેપ કરે છે કે તો પછી તે તેમાં ફરી આસક્ત થઈ જાય. તેને માટે કહે છે કે સ્વપ્નમાં પ્રતીત થનારા શરીરાદિની જેમ, પુત્રાદિ પ્રપંચસહિત તે દેહનો તે યોગી **'पुनः न भजते'** ફરીથી આદર કરતો નથી. તેમાં અહંતા-મમતા રાખતો નથી. **'अधिरूढः'** પ્રાપ્ત કર્યો છે સમાધિપર્યન્તનો યોગ જેણે અને આથી જ સાક્ષાત્કાર કર્યો છે **'वस्तु'** આત્મતત્ત્વનો જેણે તે. ॥ ૩૮ ॥

'એ તત્ત્વજ્ઞાની પુરુષને વિદેહ કૈવલ્ય પ્રાપ્ત કરવામાં જ્યાં સુધી એનું શરીર છૂટ્યું નથી ત્યાં સુધીની જ વાર છે. શરીર છૂટ્યા પછી એ સત્ય બ્રહ્મને પ્રાપ્ત કરી લે છે.' (છાં.ઉપ.૬/૧૪/૨) આમ, શ્રુતિવચન હોવાથી પ્રારબ્ધ પૂરું થાય ત્યાં સુધીનો વિલમ્બ દર્શાવવામાં આવ્યો છે.

વિવેકનો પ્રકાર છ શ્લોકોથી કહે છે— **'यथा इति।'**

આત્મા તરીકે માનેલા એવા પુત્રથી અને વિત્તથી જેમ મરણધર્મી પિતા વગેરે જુદા જણાય છે, તેમ આત્મા તરીકે માનેલા દેહાદિથી દેહ વગેરેનો દ્રષ્ટા પણ જુદો જ છે. ॥ ૩૯ ॥

अतिस्नेहवशादात्मत्वेनाभिमतादपि पुत्रादेः। मर्त्यः पित्रादिः। पुरुषो देहादेर्द्रष्टा॥ ३९॥

અતિ સ્નેહને લીધે પોતાના માનેલા હોવા છતાં પુત્ર વગેરેથી **'मर्त्यः'** મરણશીલ પિતા વગેરે પૃથક્ છે. **'पुरुष :'** જીવ, શરીર વગેરેનો દ્રષ્ટા ॥ ૩૯ ॥

**सुबोधिनी**—पुत्रवित्तयोर्लोके आत्मबुद्धिः, शास्त्रतश्च। आन्तरो देहः पुत्रः, बाह्याः प्राणा वित्तम्। तत्र यथा पुत्राद्वित्तादपि, स्वयं म्रियत इति तस्मात् पृथक्। नन्वत्र भेदः स्वतः सिद्धः किमत्र साध्यत इत्याशङ्क्याऽऽह अप्यात्मत्वेनाऽभिमतादिति। येषां तु नात्मत्वेनाभिमतिः तान् प्रति न साधयामः, ये पुनरात्मत्वेनैव मन्यन्ते, तेषामपि देहात्ते भिन्ना इत्यर्थः। एवमेव देहादेर्देहेन्द्रियप्राणान्तःकरणात् पुरुषो भिन्नः।

સંસારમાં અને શાસ્ત્રાનુસાર પણ પુત્ર અને વિત્તને આત્મા તરીકે માન્યા છે. પુત્ર આંતરિક દેહ છે અને વિત્ત બહાર રહેનાર પ્રાણ છે. પુત્ર અને વિત્તના રહેવા છતાં પણ મરણધર્મી મનુષ્ય પોતે (તેમને મૂકી) ચાલ્યો જાય છે, તેથી તે તેનાથી ભિન્ન છે. શંકા કરવામાં આવી છે કે અહીં ભિન્નતા તો સ્વયંસિદ્ધ જ છે, તો અહીં પૂરવાર શું કરવાનું છે? આવી આશંકા કરીને ઉત્તર આપે છે કે પુત્ર અને વિત્તને આત્મા તરીકે ગણ્યાં હોવા છતાં પણ તે તો પૃથક્ જ છે. પરંતુ જેમણે પુત્ર અને વિત્તને આત્મા તરીકે નથી માન્યાં, તેમના માટે આ સિદ્ધ કરવાનું નથી. વળી, જેઓ આત્મા તરીકે પુત્ર-વિત્તને માને છે, તેમના પણ દેહથી તેઓ ભિન્ન જ છે, એમ અર્થ છે. આ રીતે જ દેહ, ઈન્દ્રિય, પ્રાણ અને અન્તઃકરણથી આત્મા પૃથક્ છે.

पृथगवस्थानाभावेऽपि भेदं सदृष्टान्तमाह।

ભિન્ન સ્થિતિનો અભાવ હોવા છતાં પણ ભેદ હોવાની બાબતને દૃષ્ટાન્ત સહિત કહે છે.

**यथोल्मुकाद्विस्फुलिङ्गाद्धूमाद्वापि स्वसम्भवात्।**
**अप्यात्मत्वेनाभिमताद्यथाग्निः पृथगुल्मुकात्॥ ४०**

**भूतेन्द्रियान्तःकरणात्प्रधानाज्जीवसंज्ञितात्।**
**आत्मा तथा पृथग्द्रष्टा भगवान्ब्रह्मसंज्ञितः॥ ४१**

બળતું લાકડું, તણખો કે ધૂમાડો પોતાનામાંથી (અગ્નિમાંથી) જ ઉત્પન્ન થયેલાં અને અગ્નિરૂપ મનાયેલાં હોવા છતાં પણ બળતા લાકડા વગેરેથી અગ્નિ જેમ જુદો છે તેમ પંચમહાભૂતોથી, ઈન્દ્રિયોથી, અન્તઃકરણથી તેમ જ લિંગદેહ તરીકે ઓળખાતા પ્રધાનથી આત્મા જુદો છે અને જીવ સંજ્ઞાવાળા દ્રષ્ટાથી બ્રહ્મ સંજ્ઞાવાળા ભગવાન જુદા છે. (અર્થાત્ દેહાદિથી જીવાત્મા અને જીવાત્માથી પરમાત્મા જુદા છે.) ॥ ૪૦ ॥ ૪૧ ॥

यथोल्मुकादिदानीं ज्वलतः काष्ठात्। स्वसम्भवात् अग्नेः सम्भूतात्। आत्मत्वेनाग्नेः स्वरूपत्वेनाभिमतादपि। अत्यन्ताविवेकिनो हि धूमेऽप्यग्न्यभिमानोऽस्ति। उल्मुकात्पूर्वसिद्धादपि तद्दाहकः प्रकाशकश्चाग्निः पृथगेव॥ ४०॥

જેવી રીતે **'उल्मुकात् स्वसम्भवात्'** અગ્નિમાંથી ઉત્પન્ન થયેલા (બળતા લાકડા)થી અગ્નિરૂપ મનાયેલા **'आत्मत्वेन'** હોવા છતાં– અત્યન્ત અવિવેકીઓ ધૂમાડામાં પણ અગ્નિ જ માને છે, તે બળતું લાકડું દાહક અને પ્રકાશક છે છતાં પણ પૂર્વે સિદ્ધ થયું તેમ બળતા લાકડા કરતાં અગ્નિ જુદો જ છે. ॥ ૪૦ ॥

भूतादेर्द्रष्टा तेभ्यः पृथक् तस्मादपि जीवसंज्ञिताद्ब्रह्मसंज्ञितः पृथक्। तथा प्रधानादपि तत्प्रवर्तको भगवान्पृथगित्यर्थः ॥ ४१ ॥

પંચમહાભૂતો વગેરેથી દ્રષ્ટા ભિન્ન છે, તે જીવ સંજ્ઞાવાળા દ્રષ્ટાથી બ્રહ્મસંજ્ઞાવાળા ભગવાન ભિન્ન છે. તેવી જ રીતે પ્રકૃતિ કરતાં તેના પ્રવર્તક ભગવાન પૃથક્ છે, એમ અર્થ છે. ॥ ૪૧ ॥

उपाधितो विवेकमुक्त्वा तस्यैक्यमाह— **सर्वभूतेष्विति।**

ઉપાધિનો ભેદ કહીને તેનું ઐક્ય જણાવે છે— **'सर्वभूतेषु इति।'**

**सर्वभूतेषु चात्मानं सर्वभूतानि चात्मनि।**
**ईक्षेतानन्यभावेन भूतेष्विव तदात्मताम्॥ ४२**

સર્વ પ્રાણીઓમાં આત્માને અને આત્મામાં સર્વ પ્રાણીઓને અનન્ય ભાવથી જોવાં તેમ જ પંચમહાભૂતોમાં પણ તે આત્માપણું જોવું. ॥ ૪૨ ॥

भूतेषु चतुर्विधेषु। तदात्मतां महाभूतात्मताम्॥ ४२ ॥

**'भूतेषु'** ઉદ્‌ભિજ્જ વગેરે ચાર પ્રકારનાં પ્રાણીઓમાં અર્થાત્ સર્વ પ્રાણીઓમાં **'तद्-आत्मताम्'** તે આત્માપણું પંચમહાભૂતોમાં જોવું. ॥ ૪૨ ॥

धर्मभेदस्याप्यौपाधिकतां सदृष्टान्तमाह।

ગુણધર્મોની વિભિન્નતારૂપ ઉપાધિ વિષે દૃષ્ટાન્ત સહિત કહે છે.

**स्वयोनिषु यथा ज्योतिरेकं नाना प्रतीयते।**
**योनीनां गुणवैषम्यात्तथात्मा प्रकृतौ स्थितः॥ ४३**

જેમ એક અગ્નિ પોતાને પ્રકટ થવાનાં સ્થાનોમાં સ્થાનોના ગુણના ભેદને કારણે ભિન્ન ભિન્ન દેખાય છે તેમ દેહમાં રહેલો આત્મા શરીરોના જુદા જુદા ગુણોને લીધે અનેક સ્વરૂપે જણાય છે. ॥ ૪૩ ॥

स्वयोनिषु काष्ठेषु। ज्योतिरग्निः। गुणवैषम्याद्दीर्घह्रस्वादिभेदात्। प्रकृतौ देहे॥ ४३ ॥

**'स्वयोनिषु'** પોતાને પ્રકટ થવાના આશ્રયસ્થાનરૂપ કાષ્ઠમાં **'ज्योतिः'** અગ્નિ **'गुणवैषम्यात्'** ગુણની વિભિન્નતાને કારણે – મોટું, નાનું વગેરે ભેદને કારણે **'प्रकृतौ'** દેહમાં (આત્મા જુદો જુદો ભાસે છે.) ॥ ૪૩ ॥

**तस्मादिमां स्वां प्रकृतिं दैवीं सदसदात्मिकाम्।**
**दुर्विभाव्यां पराभाव्य स्वरूपेणावतिष्ठते॥ ४४**

આથી (ભગવાનનો ભક્ત) આ સત્ અને અસત્ કાર્ય અને કારણાત્મિકા (જીવના બંધનના કારણરૂપ) દુર્જ્ઞેય તથા ભગવાનની શક્તિરૂપ દૈવી પ્રકૃતિને (તે ભગવાનની જ કૃપાથી) જીતીને આત્મસ્વરૂપે સ્થિર થાય છે. ॥ ૪૪ ॥

स्वां स्वांशस्य जीवस्य बन्धहेतुं दैवीं देवस्य विष्णोः शक्तिं पराभाव्य तत्प्रसादेनैव जित्वा स्वरूपेण ब्रह्मत्वेनावतिष्ठते॥ ४४॥

**'स्वाम्'** પોતાના અંશરૂપ જીવના બંધનના કારણરૂપ, **'दैवीम्'** ભગવાન વિષ્ણુની શક્તિને **'पराभाव्य'** તેમની કૃપાથી જ જીતીને **'स्वरूपेण'** બ્રહ્મરૂપે સ્થિર થાય છે. ॥ ૪૪ ॥

**वंशीधरी—**

'दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया।
मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते।'

इति श्रीगीतोक्तेर्भगवद्भक्त्यैव जित्वा स्वरूपेणानावृतचैतन्यरूपेण।

''કારણ કે મારી આ અલૌકિક ત્રિગુણમયી માયા તરવી મુશ્કેલ છે, (પરંતુ) જે મનુષ્યો મને જ નિરન્તર ભજે છે, તેઓ આ માયાને તરી જાય છે.''

એમ શ્રીગીતાજી(૭/૧૪)માં કહ્યું હોવાથી ભગવાનની ભક્તિથી જ પ્રકૃતિને જીતીને ભક્ત ચૈતન્યસ્વરૂપને પ્રાપ્ત થાય છે.

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां तृतीयस्कन्धे अष्टाविंशोऽध्यायः ॥ २८ ॥

इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां अष्टाविंशोऽध्यायः ॥ २८ ॥

❋❋❋❋❋

# अथैकोनत्रिंशोऽध्यायः

## ભક્તિનો મર્મ અને કાળનો મહિમા

एकोनत्रिंशके भक्तियोगस्तु बहुधोच्यते।
कालस्य च बलं घोरा संसृतिश्च विरक्तये॥ १

ઓગણત્રીસમા અધ્યાયમાં વૈરાગ્ય ઉત્પન્ન થાય તે માટે (સગુણ, નિર્ગુણ અને તેના અવાન્તર પ્રકારો સહિત) અનેક પ્રકારનો ભક્તિયોગ, કાળનું બળ તથા ભયંકર સંસારનું વર્ણન કરવામાં આવશે. ॥ ૧ ॥

उक्तानुवादपूर्वकं भक्तिमार्गभेदान्पृच्छति द्वाभ्याम्।

પૂર્વે જણાવ્યું છે તે જ પુનઃ કહીને ભક્તિમાર્ગના પ્રકારો વિષે દેવહૂતિમાતા બે શ્લોકો દ્વારા પૂછે છે.

देवहूतिरुवाच

**लक्षणं महदादीनां प्रकृतेः पुरुषस्य च।**
**स्वरूपं लक्ष्यतेऽमीषां येन तत्पारमार्थिकम्॥ १**

**यथा साङ्ख्येषु कथितं यन्मूलं तत्प्रचक्षते।**
**भक्तियोगस्य मे मार्गं ब्रूहि विस्तरशः प्रभो॥ २**

**દેવહૂતિજી બોલ્યાં** – હે પ્રભુ, આ મહત્તત્ત્વાદિનું, પ્રકૃતિનું અને પુરુષનું લક્ષણ જે રીતે સાંખ્યશાસ્ત્રમાં કહ્યું છે અને જે લક્ષણ વડે એકબીજાથી પૃથક્ એવું તેમનું સત્યસ્વરૂપ જણાય છે તે અને ભક્તિયોગ એ જ જેનું પ્રયોજન છે તે (સર્વ) આપે કહ્યું. (હવે) તે ભક્તિયોગનો માર્ગ આપ મને વિસ્તારપૂર્વક કહો. ॥ ૧ ॥ ૨ ॥

लक्षणं महदादीनां यथा साङ्ख्येषु तथा कथितम्। येन लक्षणेन। तत्पारमार्थिकं परस्परविभक्तमित्यर्थः। यो भक्तियोगो मूलं प्रयोजनं यस्य तद्यन्मूलम्। तत्कथितम्। तस्य भक्तियोगस्य मार्गं प्रकारं विस्तरतो मे ब्रूहि॥ १॥ २॥

મહત્તત્ત્વાદિનાં લક્ષણ જે રીતે સાંખ્યશાસ્ત્રમાં કહ્યાં છે, તે અનુસાર આપે કહ્યાં. જે લક્ષણ વડે તેમનું **'पारमार्थिकम्'** એકબીજાથી અલગ સત્યસ્વરૂપ (જણાય તે આપે કહ્યું), એમ અર્થ છે. **'यन्मूलम्'** જે ભક્તિયોગ **'मूलम्'** પ્રયોજન છે (જેનું), તે આપે જણાવ્યું તે ભક્તિયોગનો **'मार्गम्'** પ્રકાર વિસ્તારપૂર્વક મને કહો. ॥ ૧ ॥ ૨ ॥

**सुबोधिनी**—यद्यपि भक्त्या वैराग्यं भवतीति पूर्वं सूचितम्, तथापि कीदृशी भक्तिः वैराग्यं जनयतीति भक्तिभेदानपि पृच्छति।

**विरागो येन पुरुषो भगवन्सर्वतो भवेत्।**
**आचक्ष्व जीवलोकस्य विविधा मम संसृतीः॥ ३**

येन संसृतीनामाख्यानेन विगतरागो भवेत्॥ ३॥

**सुबोधिनी**—भगवन्निति सम्बोधनं वैराग्यस्याऽपि भगवद्गुणत्वेन भक्तिसाध्यत्वेऽपि न दोष इति ख्यापनार्थम्।.....भक्तिर्हि अलौकिकप्रकारेण वैराग्यहेतुः। लौकिकप्रकारेण वैराग्यहेतुं पृच्छति।

**कालस्येश्वररूपस्य परेषां च परस्य ते।**
**स्वरूपं बत कुर्वन्ति यद्धेतोः कुशलं जनाः॥ ४**

ईश्वररूपस्य महाप्रभावस्य ते त्वदात्मकस्य। यद्धेतोर्यद्भयात्कुशलं पुण्यं कुर्वन्ति॥ ४॥

**वंशीधरी**—'कालोस्मि लोकक्षयकृत्प्रवृद्धः' इति गीतोक्तेः।

**सुबोधिनी**—कालश्च वैराग्यहेतुरिति तस्य स्वरूपं कथयेत्याह—कालस्येति। ईश्वरस्य रूपमिव रूपं यस्य। ऐश्वर्यांशो भगवता काले स्थापितः, अतः कालस्य स्वरूपं ज्ञातव्यम्। किञ्च परेषां ब्रह्मादीनामपि परो नियन्ता। किञ्च, बतेति हर्षे, सर्वे जनाः कालहेतोः कुशलं कुर्वन्ति। कालाद्भयाभावे कोऽपि कुशलं न कुर्यात्।

ભક્તિથી વૈરાગ્ય જન્મે છે તેમ પૂર્વે સૂચવ્યું હોવા છતાં પણ કેવી ભક્તિ વૈરાગ્યને જન્મ આપે છે, તે માટે ભક્તિના પ્રકારો વિષે પણ માતાજી પૂછે છે.

હે ભગવાન, જીવલોકનાં જન્મ-મરણરૂપ અનેક પ્રકારની ગતિઓ મને કહો કે જેનાથી મનુષ્ય સર્વ વસ્તુઓથી રાગરહિત થાય. ॥ ૩ ॥

જે જન્મમરણરૂપ સંસારના આખ્યાનથી મનુષ્ય વૈરાગ્યવાન થાય. ॥ ૩ ॥

ષડ્ગુણસમ્પન્ન ભગવાળા ભગવાનનો વૈરાગ્ય પણ ગુણ હોવાથી **'भगवन्'** સંબોધન છે. વળી, વૈરાગ્યને ભક્તિના સાધ્યરૂપે ગણવામાં પણ દોષ નથી, એમ કહેવા માટે પણ આવું સંબોધન છે. અલૌકિક રીતે તો ભક્તિ વૈરાગ્યજનિકા છે જ, લૌકિક રીતે પણ હવે વૈરાગ્યનું કારણ પૂછે છે.

બ્રહ્માદિ દેવોનું શાસન કરનાર તેમ જ આપના જ સ્વરૂપ એવા મહાપ્રભાવશાળી કાળનું સ્વરૂપ કે જેને કારણે મનુષ્યો પુણ્યકર્મનું આચરણ કરે છે (તે આપ મને કહો). ॥ ૪ ॥

**'ईश्वररूपस्य'** ઈશ્વરરૂપ મહાપ્રભાવશાળી કાળના (સ્વરૂપને કહો), **'ते'** આપના જ સ્વરૂપનું, **'यद्-हेतोः'** જેને કારણે **'कुशलम्'** પુણ્યકર્મ કરે છે. ॥ ૪ ॥

'લોકોનો નાશ કરનારો હું મહાકાળ છું (અને આ લોકોનો સંહાર કરવા) પ્રવૃદ્ધ થયેલો છું.' એમ શ્રીગીતાજીમાં કહ્યું છે. (ગીતા. ૧૧/૩૨)

કાળ પણ વૈરાગ્યજનક છે તેથી તેનું સ્વરૂપ કહો, તેમ કહે છે— **'कालस्य इति।'** ઈશ્વરના રૂપ જેવું જેનું રૂપ છે. ભગવાને કાળદેવતામાં ઐશ્વર્યનો અંશ સ્થાપ્યો છે, આથી કાળનું સ્વરૂપ જાણવું જોઈએ. વળી, **'परेषाम्'** બ્રહ્માદિનો પણ **'परः'** નિયન્તા એવો કાળ— વળી, **'बत'** હર્ષસૂચક અવ્યય છે. સર્વ મનુષ્યો કાળને કારણે પુણ્ય આચરે છે. કાળદેવતાનો ભય ન હોય તો કોઈ પુણ્ય કાર્ય કરે નહીં.

**बा.प्र.—**अहो भाग्यं यत्त्वत्प्राप्तिर्जातेति हर्षं द्योतयति—बतेति।

**लोकस्य मिथ्याभिमतेरचक्षुष-**
**श्चिरं प्रसुप्तस्य तमस्यनाश्रये।**
**श्रान्तस्य कर्मस्वनुविद्धया धिया**
**त्वमाविरासीः किल योगभास्करः॥ ५**

अचक्षुषोऽज्ञस्य। अतो मिथ्याभूते देहादावभिमतिरहङ्कारो यस्य। अतः कर्मसु अनुविद्धया आसक्तया धिया श्रान्तस्य। अत एवानाश्रयेऽपारे तमसि संसारे चिरं प्रसुप्तस्य लोकस्य प्रबोधाय त्वं योगप्रकाशको भास्करः किलाविर्भूतोऽसि॥ ५॥

**मैत्रेय उवाच**

**इति मातुर्वचः श्लक्ष्णं प्रतिनन्द्य महामुनिः।**
**आबभाषे कुरुश्रेष्ठ प्रीतस्तां करुणार्दितः॥ ६**

श्लक्ष्णं सुन्दरम्॥ ६॥

**श्रीभगवानुवाच**

**भक्तियोगो बहुविधो मार्गैर्भामिनि भाव्यते।**
**स्वभावगुणमार्गेण पुंसां भावो विभिद्यते॥ ७**

मार्गैः प्रकारविशेषैः। तानेवाह। स्वभावभूता ये गुणास्तेषां मार्गेण वृत्तिभेदेन। भावोऽभिप्रायः। फलसंकल्पभेदाद्भक्तिभेद इत्यर्थः॥ ७॥

**अभिसन्धाय यो हिंसां दम्भं मात्सर्यमेव वा।**
**संरम्भी भिन्नदृग्भावं मयि कुर्यात् स तामसः॥ ८**

અહોભાગ્ય છે કે આપ મને પ્રાપ્ત થયા છો, એમ **'बत'** શબ્દથી દેવહૂતિજી હર્ષ પ્રકટ કરે છે.

અજ્ઞાની હોવાથી દેહાદિ ઉપર અહંકાર રાખનાર, તેથી જ કર્મમાં આસક્ત બુદ્ધિને કારણે અત્યન્ત શ્રમિત થવાથી અપાર અંધકારરૂપ સંસારમાં ચિરકાળથી નિદ્રાવશ થયેલ લોકોને (જાગૃત કરવા) આપ ખરેખર, (ભક્તિ અને જ્ઞાન)યોગનો પ્રકાશ કરનાર સૂર્યરૂપે આવિર્ભાવ પામ્યા છો. ॥ ૫ ॥

**'अचक्षुषः'** અજ્ઞાનીને– આથી મિથ્યારૂપ દેહાદિમાં **'अभिमतिः'** અભિમાન છે જેને, આથી કર્મમાં **'अनुविद्धया'** આસક્ત, રચીપચી રહેલી બુદ્ધિને કારણે શ્રમિત થવાથી જ, **'अनाश्रये'** અપાર અંધકારરૂપ સંસારમાં ચિરકાળથી સૂતેલા લોકને જગાડવા માટે આપ ખરેખર, યોગનો પ્રકાશ કરનાર સૂર્યરૂપે પ્રકટ થયા છો. ॥ ૫ ॥

**મૈત્રેયમુનિ બોલ્યા** – હે કુરુશ્રેષ્ઠ (વિદુરજી), આ પ્રમાણે માતા દેવહૂતિના સુંદર વચનનો સત્કાર કરી પ્રસન્ન થયેલા, કરુણાર્દ્ર થયેલા મહામુનિ શ્રીકપિલ ભગવાન તેમને કહેવા લાગ્યા. ॥ ૬ ॥

**'श्लक्ष्णम्'** સુંદર (વચન)ને ॥ ૬ ॥

**શ્રી(કપિલ) ભગવાન બોલ્યા** – હે ભામિની, અનેક માર્ગોને લીધે ભક્તિયોગ અનેક પ્રકારનો થાય છે. મનુષ્યોના સ્વભાવરૂપ (જુદા જુદા સત્ત્વાદિ) ગુણોની જુદી જુદી વૃત્તિઓથી મનુષ્યોનો અભિપ્રાય જુદા જુદા પ્રકારનો હોય છે. ॥ ૭ ॥

**'मार्गैः'** જુદા જુદા પ્રકારોને કારણે– તે પ્રકારોને જણાવે છે. મનુષ્યોના સ્વભાવરૂપ જે ગુણો છે, તે ગુણોની **'मार्गेण'** જુદી જુદી વૃત્તિઓથી મનુષ્યોનો અભિપ્રાય ફળસંકલ્પના ભેદથી ભક્તિમાં પણ ભેદવાળો હોય છે, એમ અર્થ છે. ॥ ૭ ॥

હિંસા, દંભ કે ઈર્ષ્યાને જ લક્ષ્ય બનાવીને જે ક્રોધી અને ભેદદૃષ્ટિવાળો મારી ભક્તિ કરે છે, તે તામસ ભક્ત છે. ॥ ૮ ॥

अभिसन्धाय सङ्कल्प्य। संरम्भी क्रोधी। भिन्नदृक् भेददर्शी। यो भावं भक्तिं कुर्यात्स त्रिविधोऽपि तामसः ॥ ८ ॥

**विषयानभिसन्धाय यश ऐश्वर्यमेव वा।**
**अर्चादावर्चयेद्यो मां पृथग्भावः स राजसः ॥ ९**

पृथग्भावो भेददर्शी ॥ ९ ॥

**कर्मनिर्हारमुद्दिश्य परस्मिन्वा तदर्पणम्।**
**यजेद्यष्टव्यमिति वा पृथग्भावः स सात्त्विकः ॥ १०**

कर्मनिर्हारं पापक्षयम्। परस्मिन्परमेश्वरे। तदर्पणं कर्मार्पणम्, भगवत्प्रीतिमुद्दिश्येत्यर्थः। यष्टव्यमिति, विधिसिद्धिमुद्दिश्येत्यर्थः। भेद-दर्शित्वमर्चादावर्चनं च त्रिष्वपि समानम्।

तदेवं तामसादिभक्तिषु त्रयस्त्रयो भेदाः। तासु यथोत्तरं श्रैष्ठ्यम्। एवं च श्रवणकीर्तनादयो नवापि प्रत्येकं नव नव भेदाः। तदेवं सगुणा भक्तिरेकाशीतिभेदा भवति ॥ १० ॥

निर्गुणा तु भक्तिरेकविधैव, तामाह— **मद्गुणश्रुतिमात्रेणेति** द्वाभ्याम्।

**मद्गुणश्रुतिमात्रेण मयि सर्वगुहाशये।**
**मनोगतिरविच्छिन्ना तथा गङ्गाम्भसोऽम्बुधौ ॥ ११**

**लक्षणं भक्तियोगस्य निर्गुणस्य ह्युदाहृतम्।**
**अहैतुक्यव्यवहिता या भक्तिः पुरुषोत्तमे ॥ १२**

‘**अभिसन्धाय**’ સંકલ્પ રાખીને, ‘**संरम्भी**’ ક્રોધી, ‘**भिन्नदृक्**’ ભેદદષ્ટિવાળો, જે ‘**भावम्**’ ભક્તિ કરે છે, તે ત્રણેય પ્રકારની ભક્તિ કરનારો તામસ ભક્ત છે.॥ ૮ ॥

વિષયો, યશ અને ઐશ્વર્યનો જ સંકલ્પ કરીને ભેદદષ્ટિપૂર્વક પ્રતિમા વગરેમાં મને જ આરાધે છે, તે રાજસ ભક્ત છે. ॥ ૯ ॥

‘**पृथक्-भावः**’ ભેદદષ્ટિવાળો ॥ ૯ ॥

જે ભક્ત પાપનો નાશ કરવા માટે કે ભગવાનમાં તે કર્મનું સમર્પણ કરવા માટે કે મારે યજ્ઞ કરવો જોઈએ એમ માની ભેદદષ્ટિ રાખી પૂજન કરે છે તે સાત્ત્વિક છે. ॥ ૧૦ ॥

‘**कर्मनिर्हारम्**’ પાપનો ક્ષય (કરવાના ઉદ્દેશ્યથી), ‘**परस्मिन्**’ પરમેશ્વરમાં, ‘**तद्-अर्पणम्**’ તે કર્મનું સમર્પણ ભગવાનની પ્રીતિના ઉદ્દેશ્યથી કરે, ‘**यष्टव्यम् इति।**’ નિત્યકર્મ કરવું જોઈએ, પોતપોતાના આશ્રમના કર્મ અનુસાર, કર્તવ્યની ભાવનાથી કરવું જોઈએ– એમ અર્થ છે. ભેદદષ્ટિથી મારી મૂર્તિ વગરેમાં પૂજન કરવું– એ ત્રણેય પ્રકારની ભક્તિમાં સરખું છે.

તે જ રીતે તામસ વગેરે ભક્તિમાં (અધમ, મધ્યમ અને ઉત્તમ) એમ ત્રણ-ત્રણ પ્રકાર છે. તેમાં ઉત્તરોત્તર શ્રેષ્ઠતા ગણવામાં આવી છે. આમ શ્રવણ, કીર્તન વગેરે નવે અંગમાં પ્રત્યેકના નવ-નવ ભેદ થયા. તે મુજબ સગુણ ભક્તિના એક્યાશી પ્રકાર છે. ॥ ૧૦ ॥

નિર્ગુણ ભક્તિ તો એક જ પ્રકારની છે, તેને બે શ્લોકો વડે વર્ણવે છે— ‘**मद्गुणश्रुतिमात्रेण इति।**’

મારા ગુણોના શ્રવણમાત્રથી, સર્વની હૃદયગુહામાં વિરાજતા એવા મારામાં, શ્રીગંગાજીના જળની મહાસાગરમાં જેમ અવિરત ગતિ થાય છે, તેવી અખંડ મનોગતિ નિર્ગુણ ભક્તિયોગનું લક્ષણ કહ્યું છે, જે ભક્તિ શ્રીપુરુષોત્તમ ભગવાન પ્રત્યે કોઈ પણ ફળના સંકલ્પ વિનાની (અકારણ) અને ભેદદર્શનથી રહિત હોય છે. ॥ ૧૧ ॥ ૧૨ ॥

मद्गुणश्रुतिमात्रेण मयि पुरुषोत्तमे मनो-गतिरिति या भक्तिः सा निर्गुणस्य भक्तियोगस्य लक्षणमित्यन्वयः। अविच्छिन्ना सन्तता॥ ११ ॥

લક્ષણં સ્વરૂપમ્। અહૈતુકી ફલાનુસન્ધાન-
लक्षणं स्वरूपम्। अहैतुकी फलानुसन्धान-शून्या। अव्यवहिता भेददर्शनरहिता च॥ १२ ॥

भक्तानां निष्कामतां कैमुत्यन्यायेनाह।

**सालोक्यसार्ष्टिसामीप्यसारूप्यैकत्वमप्युत।**
**दीयमानं न गृह्णन्ति विना मत्सेवनं जनाः॥ १३**

सालोक्यं मया सहैकस्मिन् लोके वासम्, सार्ष्टिं समानैश्वर्यम्, सामीप्यं निकटवर्तित्वम्, सारूप्यं समानरूपताम्, एकत्वं सायुज्यम्। उत अपि दीयमानमपि न गृह्णन्ति, कुतस्तत्कामनेत्यर्थः ॥ १३ ॥

**वंशीधरी—**आत्यन्तिकभक्तानां भक्तिरेवापेक्षिता
'सत्याशिषो हि भगवंस्तवपादपद्म-
माशीस्तथाऽनुभजतः पुरुषार्थमूर्तेः।'
इति ध्रुवोक्तेरिति भावः।

किमिति तर्हि भजन्ते भक्तेरेव परमफलत्वादित्याह—**स एवेति।**

**स एव भक्तियोगाख्य आत्यन्तिक उदाहृतः।**
**येनातिव्रज्य त्रिगुणं मद्भावायोपपद्यते॥ १४**

મારા ગુણોના શ્રવણ માત્રથી **'मयि'** મારામાં, શ્રીપુરુષોત્તમ ભગવાનમાં મનોગતિ થાય તેવી જે ભક્તિ છે, તે નિર્ગુણ ભક્તિયોગનું લક્ષણ છે, એમ અન્વય છે. **'अविच्छिन्ना'** અખંડ, સતત ॥ ૧૧ ॥

**'लक्षणम्'** સ્વરૂપ, **'अहैतुकी'** અકારણ, ફળના સંકલ્પ વિનાની, **'अव्यवहिता'** ભેદદર્શનથી રહિત ॥ ૧૨ ॥

ભક્તોની નિષ્કામતાને કૈમુત્યન્યાયથી કહે છે.

સાલોક્ય, સાર્ષ્ટિ, સામીપ્ય, સારૂપ્ય તથા સાયુજ્ય આપવામાં આવે તોપણ મારા ભક્તજનો મારી સેવા વિના કાંઈ પણ સ્વીકારતા નથી. ॥ ૧૩ ॥

**'सालोक्यम्'** મારી સાથે એક જ લોકમાં નિવાસ, **'सार्ष्टिम्'** મારા જેવું ઐશ્વર્ય, **'सामीप्यम्'** મારી સમીપમાં જ વાસ, **'सारूप्यम्'** મારા જેવું રૂપ, **'एकत्वम्'** સાયુજ્ય, મારામાં એકરૂપતા આપવામાં આવે, **'उत'** છતાં પણ સ્વીકારતા નથી, તો તેની કામના તો કરે જ ક્યાંથી? એમ અર્થ છે. ॥ ૧૩ ॥

આત્યંતિક ભક્તોને તો ભક્તિ જ અપેક્ષિત છે. '(સર્વ પુરુષાર્થરૂપ) હે ભગવાન, આવા નિષ્કામભાવે ભજન કરનારને આપનું સર્વ પુરુષાર્થરૂપ ચરણકમળ જ (રાજ્યાદિ) સર્વ કામનાઓ કરતાં પણ સત્ય કામનારૂપ છે.' (શ્રીમદ્ ભા.૪/૯/૧૭) એમ ધ્રુવજીએ કહ્યું છે, તેવો ભાવ છે

જો કોઈપણ પ્રકારની મુક્તિ જોઈતી ન હોય, તો શા માટે લોકો ભક્તિ કરે છે? તે માટે ઉત્તર આપે છે કે ભક્તિ જ પરમફળરૂપ હોવાથી લોકો ભક્તિ કરે છે. તે કહે છે— **'सः एव इति।'**

(ભગવત્સેવા માટે મુક્તિનો તિરસ્કાર કરનારો) તે જ ચરમ કાષ્ઠાએ પહોંચેલો ભક્તિયોગ કહેવાય છે, કે જેનાથી ત્રણ ગુણોના કાર્યરૂપ આ સંસારને ઓળંગીને જીવ બ્રહ્મભાવ પ્રાપ્ત કરવા માટે યોગ્ય બને છે. ॥ ૧૪ ॥

ननु त्रैगुण्यं हित्वा ब्रह्मप्राप्तिः परमफलं प्रसिद्धम्। सत्यम्। तत्तु भक्तावानुषङ्गिकमित्याह। येन भक्तियोगेन। मद्भावाय ब्रह्मत्वाय॥ १४॥

આક્ષેપ કરવામાં આવ્યો છે કે સત્ત્વાદિ ગુણોનું અતિક્રમણ કરીને બ્રહ્મપ્રાપ્તિ એ જ પરમફળ છે તે પ્રસિદ્ધ છે, (તો પછી ભક્તિને જ કેમ પરમફળ માની શકાય? તે માટે ઉત્તર આપે છે કે) એ સત્ય છે, પરંતુ બ્રહ્મપ્રાપ્તિ તો ભક્તિમાં ગૌણ છે. **'येन'** જે ભક્તિયોગથી **'मद्भावाय'** બ્રહ્મભાવ પ્રાપ્ત કરવા માટે જીવ યોગ્ય બને છે. ॥ ૧૪ ॥

एवंभूताया भक्तेः साधनान्याह पञ्चभिः।

આ પ્રકારની ભક્તિનાં સાધનો પાંચ શ્લોકોથી કહે છે—

**निषेवितेनानिमित्तेन स्वधर्मेण महीयसा।**
**क्रियायोगेन शस्तेन नातिहिंस्रेण नित्यशः॥ १५**

નિત્ય-નૈમિત્તિક એવા પોતાના ધર્મના કોઈ પણ કારણ વિના, શ્રદ્ધાદિથી યુક્ત થઈ તેના યોગ્ય અનુષ્ઠાન દ્વારા, કોઈ પણ પ્રકારની હિંસાથી મુક્ત, નિષ્કામ એવા પ્રશસ્ત ક્રિયાયોગથી (શુદ્ધ થયેલા અંતઃકરણવાળો પુરુષ મને પ્રાપ્ત કરે છે.) ॥ ૧૫ ॥

निषेवितेन सम्यगनुष्ठितेन। अनिमित्तेन स्वधर्मेण नित्यनैमित्तिकेन। महीयसा श्रद्धादि-युक्तेन। क्रियायोगेन पञ्चरात्राद्युक्तपूजाप्रकारेण। शस्तेन निष्कामेन॥ १५॥

**'निषेवितेन'** સુયોગ્ય અનુષ્ઠાન દ્વારા, **'अनिमित्तेन'** નિત્ય-નૈમિત્તિક એવા નિષ્કામ સ્વધર્મ-પાલનથી, **'महीयसा'** શ્રદ્ધા વગેરેથી યુક્ત થઈ, **'क्रियायोगेन'** પંચરાત્ર વગેરેમાં કહેલ પૂજાની પદ્ધતિપૂર્વકના ક્રિયાયોગથી, **'शस्तेन'** પ્રશંસા પામેલા નિષ્કામ ક્રિયાયોગથી ॥ ૧૫ ॥

**मद्धिष्ण्यदर्शनस्पर्शपूजास्तुत्यभिवन्दनैः।**
**भूतेषु मद्भावनया सत्त्वेनासंगमेन च॥ १६**

(મારાં ધામોનાં) મારી પ્રતિમા વગેરેનાં દર્શન, ચરણસ્પર્શ, અર્ચના, સ્તવન અને અભિવન્દનથી, પ્રાણીઓમાં મારી ભાવના કરવાથી તથા ધૈર્ય અને વૈરાગ્યથી (શુદ્ધચિત્ત થઈ મને પામે છે). ॥ ૧૬ ॥

मद्धिष्ण्यं मत्प्रतिमादि तस्य दर्शनादिभिः। सत्त्वेन धैर्येण। असङ्गमेन वैराग्येण॥ १६॥

**'मद्-धिष्ण्यम्'** મારી પ્રતિમા વગેરે– તેનાં દર્શનાદિથી, **'सत्त्वेन'** ધૈર્યથી, **'असङ्गमेन'** વૈરાગ્યથી ॥ ૧૬ ॥

**महतां बहुमानेन दीनानामनुकम्पया।**
**मैत्र्या चैवात्मतुल्येषु यमेन नियमेन च॥ १७**

॥ १७॥

શ્રેષ્ઠ મનુષ્યોનું ખૂબ સન્માન કરવાથી, દીનજનો ઉપર દયા કરવાથી, પોતાના સમાન મનુષ્ય સાથે મિત્રતા રાખવાથી, યમ અને નિયમના પાલનથી, ॥ ૧૭ ॥ ૧૭ ॥

**आध्यात्मिकानुश्रवणान्नामसङ्कीर्तनाच्च मे।**
**आर्जवेनार्यसङ्गेन निरहङ्क्रियया तथा॥ १८**

આધ્યાત્મિક શાસ્ત્રોનું શ્રવણ કરવાથી, ભગવાનનાં નામ-ગુણ-લીલાનાં સંકીર્તનથી, સરળતાથી, શ્રેષ્ઠ મનુષ્યોના સંગથી તેમ જ અહંકારના ત્યાગથી, ॥ ૧૮ ॥

**मद्धर्मणो गुणैरेतैः परिसंशुद्ध आशयः।**
**पुरुषस्याञ्जसाऽभ्येति श्रुतमात्रगुणं हि माम्॥ १९**

આ સર્વ ગુણો દ્વારા ભગવદ્‌ધર્મ આચરનાર પુરુષનું શુદ્ધ થયેલું ચિત્ત મારા ગુણોનું શ્રવણ કરતાં જ અનાયાસે મને પામે છે. ॥ ૧૯ ॥

आर्जवेनाकौटिल्येन॥ १८॥

**'आर्जवेन'** સરળતાથી ॥ ૧૮ ॥

मद्धर्मणो भगवद्धर्मानुष्ठातुः पुरुषस्याशयश्चित्तम्॥ १९॥

**'मद्धर्मणः'** ભગવદ્-ધર્મો આચરનાર મનુષ્યનું **'आशयः'** ચિત્ત ॥ ૧૯ ॥

**क्रम.**—मद्गुणश्रुतिमात्रेणेत्याद्युक्तलक्षणां ध्रुवानुस्मृतिं प्राप्नोतीत्यर्थः।

મારા ગુણોના શ્રવણમાત્રથી – વગેરે એ પ્રમાણે કહેવાયેલાં લક્ષણોવાળી અવિચળ સતત સ્મૃતિને (સાધક) પ્રાપ્ત કરે છે, એમ અર્થ છે.

प्रयत्नं विनैव प्राप्तौ दृष्टान्तः—

પ્રયત્ન વિના જ પ્રાપ્તિ થવા માટેનું દૃષ્ટાંત—

**यथा वातरथो घ्राणमावृङ्क्ते गन्ध आशयात्।**
**एवं योगरतं चेत आत्मानमविकारि यत्॥ २०**

જેમ વાયુરૂપી રથવાળી ગંધ પોતાના આશ્રયસ્થાન (પુષ્પ વગેરે)માંથી ઘ્રાણેન્દ્રિય તરફ જ ઢળે છે, તેમ ભક્તિયોગમાં તત્પર તથા રાગ-દ્વેષાદિ વિકારોથી શૂન્ય એવું જે ચિત્ત છે, તે પરમાત્માને પામે છે.॥ ૨૦ ॥

वातो रथः प्रापको यस्य गन्धस्य। आशयात्स्थानात्। आवृङ्क्ते आत्मसात्करोति। अविकारि समं यच्चेतः॥ २०॥

વાયુ એ જ રથ, જે ગંધને પ્રાપ્ત કરાવે છે; **'आशयात्'** આશ્રયસ્થાનમાંથી **'आवृङ्क्ते'** આત્મસાત્ કરે છે– પ્રાપ્ત કરે છે. **'अविकारि'** વિકારરહિત, જે સમ ચિત્ત છે તે ॥ ૨૦ ॥

**सुबोधिनी**—निरन्तरं सेव्यमानो योग एक एव सर्वसाधकः। तत्र शुद्धिरपि नापेक्ष्यत इति दृष्टान्तेन तथात्वमाह।

નિરન્તરપણે સેવવામાં આવતો એક ભક્તિયોગ જ સર્વ વસ્તુને સાધનારો છે. તેમાં તો શુદ્ધિની પણ અપેક્ષા નથી, તે જ દૃષ્ટાન્ત દ્વારા કહે છે.

चित्तशुद्धिश्च सर्वभूतात्मदृष्ट्यैव भवतीति वक्तुं केवलप्रतिमादिनिष्ठां निन्दन्नाह— **अहमिति** सप्तभिः।

સર્વ પ્રાણીઓમાં આત્મદૃષ્ટિથી જ ચિત્તશુદ્ધિ થાય છે, એમ કહેવા માટે માત્ર દેવની મૂર્તિ વગેરેમાં જ રાખવામાં આવેલી નિષ્ઠાની સાત શ્લોકો દ્વારા નિંદા કરતાં કહે છે— **'अहम् इति।'**

**अहं सर्वेषु भूतेषु भूतात्माऽवस्थितः सदा।**
**तमवज्ञाय मां मर्त्यः कुरुतेऽर्चाविडम्बनम्॥ २१**

સર્વ પ્રાણીઓમાં સર્વદા રહેલો, પ્રાણીમાત્રનો હું આત્મા છું. તેવા મારી અવજ્ઞા કરીને મરણશીલ માનવ પૂજાનું નાટક કરે છે. ॥ ૨૧ ॥

अर्चैव विडम्बनमनुकरणम्। अर्चायां पूजाविडम्बनमिति वा। अवज्ञोपेक्षाद्वेषनिन्दाः क्रमेण चतुर्भिर्निषिध्यन्ते॥ २१॥

**'अर्चा एव विडम्बनम्'** પૂજા એ જ નાટક, અથવા પૂજામાં માત્ર નકલ કરવી. અવજ્ઞા, ઉપેક્ષા, દ્વેષ અને નિન્દાનો અનુક્રમે ચાર શ્લોકો વડે નિષેધ કરે છે.॥ ૨૧ ॥

**दीपिनी**—अत्र चित्तशुद्ध्यर्थमेव सर्वत्रान्तर्यामिदृष्ट्योपासनं विधीयते न तु प्रतिमापूजनं निन्द्यते। 'अनिन्द्ये निन्दा निन्दयितुं न प्रवर्तते किन्तु विधेयं स्तोतुम्' इति न्यायात् टीकायामुक्ता अवज्ञादिनिषेधास्तु तदुपासनाङ्गमेवेति ज्ञेयम्।

અહીં ચિત્તશુદ્ધિ માટે જ સર્વત્ર અન્તર્યામીની દૃષ્ટિથી ઉપાસનાનું વિધાન કર્યું છે, પરંતુ પ્રતિમાપૂજનની નિંદા નથી કરી. 'નિંદા કરવા યોગ્ય ન હોય તેવી અનિંદ્ય વ્યક્તિની નિંદા કરવા માટે સાક્ષાત્ નિંદા પણ પ્રવૃત્ત થતી નથી, પરંતુ કરવા યોગ્ય વસ્તુની પ્રશંસા કરવા માટે પ્રવૃત્ત થાય છે.' એ ન્યાયે ટીકામાં જણાવેલ અવજ્ઞા વગેરેનો નિષેધ ઉપાસનાના અંગરૂપ જ છે, તેમ જાણવું.

**यो मां सर्वेषु भूतेषु सन्तमात्मानमीश्वरम्।**
**हित्वार्चां भजते मौढ्याद्भस्मन्येव जुहोति सः॥ २२**

સર્વ પ્રાણીઓમાં રહેલા આત્મા અને ઈશ્વર એવા મારી ઉપેક્ષા કરીને જે મૂઢતાથી કેવળ મૂર્તિને ભજે છે, તે (અગ્નિમાં નહીં પણ) ભસ્મમાં જ હોમ કરી રહ્યો છે. ॥ ૨૨ ॥

हित्वा उपेक्ष्य॥ २२॥

**'हित्वा'** ઉપેક્ષા કરીને ॥ ૨૨ ॥

**द्विषतः परकाये मां मानिनो भिन्नदर्शिनः।**
**भूतेषु बद्धवैरस्य न मनः शान्तिमृच्छति॥ २३**
॥ २३॥

અન્યના દેહમાં રહેલા મારો દ્વેષ કરનાર, અભિમાની, ભેદભાવ રાખનાર અને પ્રાણીઓમાં વેર રાખનારનું મન શાન્તિ પ્રાપ્ત કરી શકતું નથી. ॥ ૨૩ ॥ ૨૩ ॥

**अहमुच्चावचैर्द्रव्यैः क्रिययोत्पन्नयाऽनघे।**
**नैव तुष्येऽर्चितोऽर्चायां भूतग्रामावमानिनः॥ २४**

હે નિષ્પાપ માતા, પ્રાણીઓના સમૂહનો તિરસ્કાર કરનારની નાના મોટા પ્રકારની સામગ્રીથી ઉત્પન્ન થયેલી ક્રિયાથી પ્રતિમામાં પૂજાયેલ હું ક્યારેય સંતુષ્ટ થતો નથી. ॥ ૨૪ ॥

द्रव्यैरुत्पन्नया क्रियया। भूतग्रामावमानिनस्तन्निन्दकस्य॥ २४॥

સામગ્રીથી ઉત્પન્ન થયેલી ક્રિયાથી– **'भूतग्राम-अवमानिनः'** પ્રાણીઓના સમૂહની નિન્દા કરનારની ॥ ૨૪ ॥

तर्हि किमर्चादावर्चनमनर्थकमेव, नेत्याह—**अर्चादाविति**।

તો પછી શું પ્રતિમા વગેરેમાં કરેલું અર્ચન નિરર્થક જ છે? તે માટે ઉત્તર આપે છે કે ના, તેમ નથી– **'अर्चादौ इति।'**

**अर्चादावर्चयेत्तावदीश्वरं मां स्वकर्मकृत्।**
**यावन्न वेद स्वहृदि सर्वभूतेष्ववस्थितम्॥ २५**

પોતાના હૃદયમાં અને સર્વ પ્રાણીઓમાં રહેલા મને પરમેશ્વરને જ્યાં સુધી અનુભવે નહીં ત્યાં સુધી સ્વધર્મનિષ્ઠ રહી મનુષ્ય પ્રતિમા વગેરેમાં અર્ચન કરે. ॥ ૨૫ ॥

सर्वभूतेष्ववस्थितं मां स्वहृदि यावन्न वेद। स्वकर्मकृत्कर्माविरोधेन यथावकाशम्। अनेन कर्मनिष्ठाया अपि स एवावधिरित्युक्तं भवति॥ २५॥

સર્વ પ્રાણીઓમાં રહેલા અને પોતાના હૃદયમાં રહેલા મને જ્યાં સુધી ન જાણે– **'स्वकर्मकृत्'** પોત-પોતાના વર્ણાશ્રમના આચાર પ્રમાણે યથાવકાશ પોતાનાં કર્મને– ધર્મને કરનારો (પોતાનાં કર્તવ્યકર્મની સાથે વિરોધ ન આવે તે રીતે અવકાશ પ્રમાણે અર્ચન કરનારો). આ દ્વારા કર્મનિષ્ઠાની પણ તેટલી જ (જ્યાં સુધી આત્માનુભાવ ન થાય ત્યાં સુધી કર્મો કરવાની) અવધિ કહેવામાં આવી છે. ॥ ૨૫ ॥

**क्रम.—**
'प्रतिष्ठिताच्चर्वा न त्याज्या यावज्जीवं समर्च्चयेत्।
वरं प्राणपरित्यागः शिरसो वापि कर्त्तनम्॥'
इति श्रीहयशीर्षपञ्चरात्रविरोधात्।

''પ્રાણપ્રતિષ્ઠા કરેલી મૂર્તિનો જીવનપર્યન્ત ત્યાગ ન કરતાં તેનું સુંદર રીતે અર્ચન કરવું જોઈએ. પૂજાના ત્યાગ કરતાં તો પ્રાણત્યાગ અથવા શિરચ્છેદ સારો.'' કારણ કે શ્રીહયશીર્ષપંચરાત્રમાં મૂર્તિત્યાગની સામે વિરોધ કરવામાં આવ્યો છે.

**आत्मनश्च परस्यापि यः करोत्यन्तरोदरम्।**
**तस्य भिन्नदृशो मृत्युर्विदधे भयमुल्बणम्॥ २६**

જે મનુષ્ય પોતાનામાં અને અન્યમાં (માત્ર શરીરની જ ભિન્નતાને કારણે) અલ્પ પ્રમાણમાં પણ ભેદ જુએ છે, તેને માટે મૃત્યુરૂપ હું અતિ ભયંકર છું. ॥ ૨૬ ॥

अन्तरा अन्तरं भेदम्। उत् अपि। अरमल्पम्। अल्पमपि भेदं यः पश्यतीत्यर्थः। यद्वा अन्तरा मध्ये। उदरं शरीरम्। मृत्युरहं तस्य भयं विदधे करोमि॥ २६॥

**( करोति-अन्तरा-उत्-अरम् ) 'अन्तरा'** અંતર, ભેદ, **'उत्'** પણ, **'अरम्'** અલ્પ પ્રમાણમાં, થોડો પણ ભેદ જે જુએ છે, એમ અર્થ છે. અથવા **'अन्तरा'** વચ્ચે, મધ્યમાં **'उदरम्'** શરીરને, મૃત્યુરૂપ હું તેને માટે **'भयम्'** ભય **'विदधे'** કરું છું. ॥ ૨૬ ॥

**वंशीधरी—**'मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति॥' इति श्रुतेरिति भावः।

જે મનુષ્ય આ તત્ત્વમાં નાનાત્વ જુએ છે, તે મૃત્યુથી મૃત્યુને પ્રાપ્ત થાય છે, અર્થાત્ વારંવાર જન્મે છે અને મરે છે. (કઠ.ઉપ.૨/૧/૧૦, બૃહદા.૪/૪/૧૯)

**दीपिनी—**स्वकर्मानुष्ठानपूर्वकमर्च्चनं कुर्वतोऽपि न भूतदयां विना सिद्धिरित्याह। भयं संसारम्।

પોતાનાં કર્મો અનુસાર અનુષ્ઠાનપૂર્વક અર્ચના કરવા છતાં પણ પ્રાણીમાત્ર ઉપર દયા કર્યા વિના સફળતા મળતી નથી. સંસાર એટલે ભય. (ભેદદષ્ટિવાળાનો સંસાર કદી દૂર થતો નથી.)

**अथ मां सर्वभूतेषु भूतात्मानं कृतालयम्।**
**अर्हयेद्दानमानाभ्यां मैत्र्याऽभिन्नेन चक्षुषा॥ २७**

આથી સર્વ પ્રાણીઓમાં નિવાસ કરી રહેલા અન્તર્યામી એવા મારું અભિન્ન દૃષ્ટિથી દાન, માન અને મૈત્રીથી પૂજન કરવું જોઈએ. ॥ ૨૭ ॥

अथ अतः सर्वभूतेषु कृतालयं कृतावासम्। तत्र हेतुः—भूतानामात्मानमन्तर्यामिणम्। अभिन्नेन चक्षुषा समदर्शनेन॥ २७॥

**'अथ'** આથી સર્વ પ્રાણીઓમાં **'कृत-आलयम्'** નિવાસ કરી રહેલાને, તે માટે કારણ આપે છે— **'भूतानां-आत्मानम्'** સર્વ પ્રાણીઓના અન્તર્યામીને અભિન્ન દૃષ્ટિથી, સમદર્શનથી ॥ ૨૭ ॥

तत्रापि यथोत्तरं मानाद्यतिशयः कर्तव्य इति वक्तुं तारतम्यमाह—**जीवा इति** सार्धैः षड्भिः।

**जीवाः श्रेष्ठा ह्यजीवानां ततः प्राणभृतः शुभे।**
**ततः सचित्ताः प्रवरास्ततश्चेन्द्रियवृत्तयः॥ २८**

अजीवानामचेतनेभ्यः। ततस्तेष्वपि प्राणभृतः प्राणवृत्तिमन्तः। सचित्ता ज्ञानवन्तः। इन्द्रियाणां वृत्तयो येषु। इन्द्रियवृत्तयो वृक्षाणामपि सूक्ष्माः सन्त्येव। तथा हि महाभारते मोक्षधर्मेषु स्मर्यते 'तस्मात्पश्यन्ति पादपाः।' 'तस्माज्जिघ्रन्ति पादपाः' इत्यादि। प्रसिद्धा तु स्पर्शनेन्द्रियवृत्तिरेव॥ २८॥

**तत्रापि स्पर्शवेदिभ्यः प्रवरा रसवेदिनः।**
**तेभ्यो गन्धविदः श्रेष्ठास्ततः शब्दविदो वराः॥ २९**

अतस्तेभ्यः स्पर्शवेदिभ्यो रसवेदिनो मत्स्यादयः श्रेष्ठाः। गन्धविदो भ्रमरादयः। शब्दविदः सर्पादयः॥ २९॥

**रूपभेदविदस्तत्र ततश्चोभयतोदतः।**
**तेषां बहुपदाः श्रेष्ठाश्चतुष्पादस्ततो द्विपात्॥ ३०**

**ततो वर्णाश्च चत्वारस्तेषां ब्राह्मण उत्तमः।**
**ब्राह्मणेष्वपि वेदज्ञो ह्यर्थज्ञोऽभ्यधिकस्ततः॥ ३१**

તે સર્વ પ્રાણીઓમાં પણ જેમ ઉત્તમતા વધુ તેમ વધુ માન આપવું, એમ કહેવા માટે સાડા છ શ્લોકો દ્વારા સાપેક્ષ તુલના કરે છે – **'जीवाः इति।'**

હે પવિત્ર (માતાજી)! ખરેખર, અચેતન કરતાં ચેતન જીવો શ્રેષ્ઠ છે. તે ચેતન જીવો કરતાં શ્વાસ લેનારા જીવો શ્રેષ્ઠ છે. તે પ્રાણધારીઓમાં પણ જ્ઞાનવાળા જીવો શ્રેષ્ઠ છે. તે જ્ઞાનવાળાઓમાં પણ ઇન્દ્રિયવૃત્તિવાળા શ્રેષ્ઠ છે. ॥ ૨૮ ॥

**'अजीवानाम्'** અચેતન કરતાં, **'ततः'** તેમનામાં પણ **'प्राणभृतः'** પ્રાણ ધારણ કરનારાઓ, **'सचित्ताः'** જ્ઞાનવાળા– જેમનામાં ઇન્દ્રિયોની ક્રિયા છે. વૃક્ષોમાં પણ ઇન્દ્રિયોની વૃત્તિઓ અતિ સૂક્ષ્મરૂપે હોય છે. સ્મૃતિગ્રન્થ મહાભારતના મોક્ષપર્વમાં પણ તે જ કહે છે, 'તેથી વૃક્ષો જુએ છે.' 'તેથી વૃક્ષો સૂંઘે છે.' સ્પર્શેન્દ્રિયની ક્રિયા તો પ્રસિદ્ધ જ છે. ॥ ૨૮ ॥

તેમાં (ઇન્દ્રિયોની ક્રિયાવાળા જીવોમાં) પણ સ્પર્શજ્ઞાનવાળા કરતાં રસજ્ઞાન ધરાવનારા શ્રેષ્ઠ છે. તેમના કરતાં ગંધજ્ઞાનવાળા શ્રેષ્ઠ છે. તેમના કરતાં પણ શબ્દજ્ઞાનવાળા શ્રેષ્ઠ છે. ॥ ૨૯ ॥

આથી **'तेभ्यः'** તે ઇન્દ્રિયવૃત્તિ ધરાવનારાઓમાં સ્પર્શજ્ઞાનવાળા કરતાં રસજ્ઞાનવાળાં માછલાં વગેરે શ્રેષ્ઠ છે. ગંધજ્ઞાનવાળા ભ્રમર વગેરે છે. શબ્દજ્ઞાનવાળા સર્પ વગેરે છે. ॥ ૨૯ ॥

તેમાં (શબ્દજ્ઞાનવાળાઓમાં) રૂપના ભેદ જાણનારા શ્રેષ્ઠ છે. તેમના કરતાં બન્ને બાજુ દંતપંક્તિઓવાળા શ્રેષ્ઠ છે. તેમનામાં ઘણા પગવાળા શ્રેષ્ઠ છે. તેમનામાં પણ ચાર પગવાળા શ્રેષ્ઠ છે અને ચાર પગવાળા કરતાં બે પગવાળા (મનુષ્યો) શ્રેષ્ઠ છે. ॥ ૩૦ ॥

બે પગવાળામાં ચાર વર્ણો ઉત્તમ છે. ચાર વર્ણોમાં બ્રાહ્મણ ઉત્તમ છે. બ્રાહ્મણોમાં પણ વેદ જાણનારા ઉત્તમ છે. વેદવેત્તાઓમાં પણ અર્થવેત્તા શ્રેષ્ઠ છે.॥ ૩૧ ॥

**अर्थज्ञात्संशयच्छेत्ता ततः श्रेयान्स्वकर्मकृत्।**
**मुक्तसङ्गस्ततो भूयानदोग्धा धर्ममात्मनः॥ ३२**

**तस्मान्मय्यर्पिताशेषक्रियार्थात्मा निरन्तरः।**
**मय्यर्पितात्मनः पुंसो मयि संन्यस्तकर्मणः।**
**न पश्यामि परं भूतमकर्तुः समदर्शनात्॥ ३३**

रूपभेदविदः काकादयः। उभयतो दन्ताः येषाम्। अपादेभ्यो बहुपादास्तेभ्यश्चतुष्पादा इत्यर्थः। ततो द्विपान्मनुष्यः॥ ३०॥

ततस्तेषु वर्णाः॥ ३१॥

संशयच्छेत्ता मीमांसकः। ततोऽपि केवलात्स्वकर्मकृत्। मुक्तसङ्गस्य लक्षणमात्मनो धर्ममदोग्धा निष्काम इत्यर्थः॥ ३२॥

अर्पिता अशेषाः क्रिया अर्थास्तत्फलान्यात्मा देहश्च येन अत एव निरन्तरोऽव्यवहितः। अकर्तुः कर्तृत्वाभिमानशून्यात्॥ ३३॥

**मनसैतानि भूतानि प्रणमेद् बहु मानयन्।**
**ईश्वरो जीवकलया प्रविष्टो भगवानिति॥ ३४**

जीवानां कलया परिकलनेन अन्तर्यामितया प्रविष्ट इति दृष्ट्येत्यर्थः॥ ३४॥

અર્થવેત્તા કરતાં વેદ સંબંધી સંશય દૂર કરનાર શ્રેષ્ઠ છે. સંશયછેદક કરતાં માત્ર પોતાનાં નિત્યકર્મો કરનાર શ્રેષ્ઠ છે. કર્મનિષ્ઠ કરતાં સર્વ સંગનો ત્યાગ કરનાર, પોતાના ધર્મને ન દોહનાર અર્થાત્ નિષ્કામ કર્મ કરનાર શ્રેષ્ઠ છે. ॥ ૩૨ ॥

તેના કરતાં પણ સમસ્ત કર્મોના ફળનું અને શરીરનું પણ મને સમર્પણ કરનાર, મારી પ્રાપ્તિમાં સતત સમર્પિત થયેલા, મારામાં ચિત્તનું સમર્પણ કરનાર, મારામાં (સમસ્ત) કર્મોનું સમર્પણ કરનાર તેમ જ કર્તાપણાના અભિમાનથી રહિત એવા સમદૃષ્ટિવાળા પુરુષથી ઉત્તમ હું કોઈને જોતો નથી. ॥ ૩૩ ॥

રૂપના ભેદ જાણનારા કાગડા વગેરે – જેમને બન્ને બાજુ દાંત છે – પગ વગરના કરતાં ઘણા પગવાળા અને તેમના કરતાં ચાર પગવાળા (શ્રેષ્ઠ છે), એમ અર્થ છે. તેમનાથી બે પગવાળા અર્થાત્ મનુષ્ય શ્રેષ્ઠ છે. ॥ ૩૦ ॥

‘**ततः**’ તેમાં પણ ચાર વર્ણો શ્રેષ્ઠ છે. ॥ ૩૧ ॥

‘**संशयच्छेत्ता**’ વેદ સંબંધી સંશય દૂર કરનાર મીમાંસક, તેના કરતાં પણ કેવળ પોતાનું નિત્યકર્મ કરનાર શ્રેષ્ઠ છે. મુક્તસંગ અર્થાત્ સર્વ સંગથી મુક્તનું લક્ષણ છે, પોતાના ધર્મનું દોહન ન કરે તે અર્થાત્ તે નિષ્કામ છે. ॥ ૩૨ ॥

પોતાનાં સમસ્ત કર્મો, ‘**अर्थाः**’ તેનાં ફળ, ‘**आत्मा**’ શરીર પણ જેણે સમર્પિત કરી દીધું છે, આથી જ ‘**निरन्तरः**’ મારી પ્રાપ્તિમાં સતત સમર્પિત થયેલો, ‘**अकर्तुः**’ કર્તાપણાના અભિમાનથી રહિત એવા મનુષ્યથી ॥ ૩૩ ॥

ભગવાન એટલે ઈશ્વર પોતાના જીવરૂપ અંશથી આ પ્રાણીઓમાં પ્રવેશેલો છે, એમ સમજીને આ પ્રાણીઓને મનથી પ્રણામ કરવા અને ખૂબ માન આપવું. ॥ ૩૪ ॥

જીવોને અંશરૂપ સમજીને અન્તર્યામી તરીકે (ભગવાન) પ્રવેશેલા છે એવી દૃષ્ટિથી, એમ અર્થ છે. ॥ ૩૪ ॥

उक्तं भक्तियोगं पूर्वोक्तेनाष्टाङ्गयोगेन सहोपसंहरति—**भक्तियोगश्चेति**।

**भक्तियोगश्च योगश्च मया मानव्युदीरितः।**
**ययोरेकतरेणैव पुरुषः पुरुषं व्रजेत्॥ ३५**

हे मानवि। पुरुषं परमेश्वरम्॥ ३५॥

**सि.प्र.—**भक्तियोगः श्रवणध्यानादिरूपो नानाविधः। योगः चिदचिद्ब्रह्मविवेकरूपः ज्ञानयोगः मया उदीरितः। तयोरेकतरेण पुरुषो जीवः पुरुषं परमेश्वरं व्रजेत्—

'ज्ञानयोगश्च मन्निष्ठो नैर्गुण्यो भक्तिलक्षणः।
द्वयोरप्येक एवार्थो भगवच्छब्दलक्षणः॥'

इति वक्ष्यमाणाच्च। अयमर्थः। ज्ञानं विना भक्त्यसम्भवाद्भक्त्युत्पादकतया ज्ञानस्यैव प्राधान्यविवक्षया किञ्च ज्ञानस्यैव ध्रुवास्मृतिरूपभक्त्याकारतया तेनैव व्रजेदित्यर्थः। ज्ञानस्य साधनत्वेन भक्त्युपयोगित्वविवक्षया भक्त्यैव व्रजेत्।

'स एव भक्तियोगाख्य आत्यन्तिक उदाहृतः।
येनातिव्रज्य त्रिगुणं मद्भावायोपपद्यते॥'

इत्युक्तत्वादिति।

यदन्यत्पृष्टं जीवस्य संसृतीः कालस्य स्वरूपं चाचक्ष्वेति तदाह—**एतदिति** सार्धेन।

**एतद्भगवतो रूपं ब्रह्मणः परमात्मनः।**
**परं प्रधानं पुरुषं दैवं कर्मविचेष्टितम्॥ ३६**

एतत्सर्वनियन्तृ यद्भगवतो रूपम्। कीदृशम्। प्रधानपुरुषात्मकं परं तद्व्यतिरिक्तं च एतदेव दैवमित्यभिधीयते। कीदृशम्। कर्मणो विचेष्टितं नानासंसृतिलक्षणं यस्मात्तत्। दैवप्रेरितकर्मकृताः संसृतयो विचित्रा इत्यर्थः॥ ३६॥

કહેવામાં આવેલા ભક્તિયોગનો પૂર્વે કહેલા અષ્ટાંગયોગ સહિત ઉપસંહાર કરે છે — '**भक्तियोगश्च इति।**'

હે મનુરાજકુમારી, ભક્તિયોગ તથા અષ્ટાંગયોગ મેં આપને કહ્યા, જે બન્નેમાંથી કોઈ એકનો આશ્રય કરવાથી મનુષ્ય પરમેશ્વરને પામે છે. ॥ ૩૫ ॥

હે મનુપુત્રી, '**पुरुषम्**' પરમેશ્વરને ॥ ૩૫ ॥

ભક્તિયોગ શ્રવણ, ધ્યાન વગેરે અનેક પ્રકારનો છે. ચેતન અને અચેતન બ્રહ્મના વિવેકસ્વરૂપ જ્ઞાનયોગ મેં કહ્યો. તે બન્નેમાંથી એકના આચરણથી જીવ પરમાત્માને પામે છે.

'મારામાં નિષ્ઠા રાખનારી નિર્ગુણ ભક્તિનું લક્ષણ કે જ્ઞાનયોગનું લક્ષણ–બન્નેનો ભગવાન શબ્દના લક્ષણવાળો એક જ અર્થ છે.' (શ્રીમદ્ભા.૩/૩૨/૩૨) એમ કહેવામાં આવશે. તેનો અર્થ આ પ્રમાણે છે– જ્ઞાન વિના ભક્તિ અસંભવિત હોવાથી ભક્તિ ઉત્પન્ન કરનાર તરીકે જ્ઞાનનું જ પ્રાધાન્ય કહેવાની ઈચ્છાથી તેમ જ જ્ઞાન જ અચળ ભગવત્સ્મૃતિરૂપે પરિણમતું હોવાથી તે જ્ઞાનથી જ મનુષ્ય પરમેશ્વરને પામે છે.

'આ ભક્તિ નામનો યોગ જ પરમ પુરુષાર્થ કહેવાયો છે. તેનાથી ત્રણેય ગુણોને અતિક્રમીને મનુષ્ય મારા પ્રેમરૂપ અપ્રાકૃતસ્વરૂપને પ્રાપ્ત કરે છે.' કારણ કે એમ કહેવાયું છે. (શ્રીમદ્ભા.૩/૨૯/૧૪)

બીજું જે પૂછ્યું હતું કે જીવનો સંસાર (શ્લોક-૩) અને કાળનું સ્વરૂપ (શ્લોક-૪) પણ કહો, તે દોઢ શ્લોક વડે કહે છે — '**एतत् इति।**'

આ જ ભગવાન, બ્રહ્મ, પરમાત્માનું સ્વરૂપ છે. પ્રકૃતિરૂપ, પુરુષ(જીવ)રૂપ અને તે બન્નેથી પર (જુદું) રૂપ છે, જેને દૈવ કહે છે. જે દૈવને કારણે કર્મથી ચેષ્ટાઓ (જુદા જુદા સંસાર) થાય છે. ॥ ૩૬ ॥

આ સર્વનું નિયમન કરનારું જે ભગવાનનું રૂપ છે, કેવું રૂપ છે? '**परम्**' પ્રકૃતિ-પુરુષાત્મક, અને તેનાથી ભિન્ન સ્વરૂપ અપ્રાકૃત સ્વરૂપ છે, એ જ દૈવ કહેવાય છે. કેવું દૈવ? કર્મની ચેષ્ટારૂપ અનેક પ્રકારના સંસારરૂપ લક્ષણ જેમાં છે તે દૈવ અર્થાત્ દૈવથી પ્રેરણા પામેલા કર્મને કારણે અનેક પ્રકારની સંસારરૂપી ચેષ્ટાઓ થાય છે. ॥ ૩૬ ॥

**रूपभेदास्पदं दिव्यं काल इत्यभिधीयते।**
**भूतानां महदादीनां यतो भिन्नदृशां भयम्॥ ३७**

एतदेव भगवतो रूपं काल इति चाभिधीयते। कीदृशम्। रूपभेदस्य वस्तूनामन्यथात्वस्यास्पद-माश्रयः कारणम्। उक्तं हि 'कालाद्गुणव्यतिकरः' इति। वक्ष्यते च 'गुणव्यतिकरः कालः' इति। दिव्यमद्भुतप्रभावम्। तदेवाह—भूतानामिति यावत्समाप्ति। महदादीनां तत्तदभिमानिनां जीवानाम्॥ ३७॥

**सुबोधिनी**—श्रुतौ हि प्रकारद्वयेन निरूपणम्—आत्मत्वेन ब्रह्मत्वेन च। ''आत्मैवेदं सर्वम् ब्रह्मेदं सर्वम्'' इति। बृंहणत्वं व्याप्तिं चापेक्ष्य पदद्वयं प्रवृत्तम्।

उभयोः स्वरूपमानन्दः, तथापि सप्रकार आत्मा, निष्प्रकारं ब्रह्म आत्मनोऽपि ब्रह्मत्व-विधानात् ''अयमात्मा ब्रह्मविज्ञानमयः'' इति। विचारे ब्रह्मैव प्रतिज्ञातम् ''अथातो ब्रह्मजिज्ञासा'' इति।

જુદા જુદા રૂપનું આશ્રયસ્થાન એવું ભગવત્સ્વરૂપ અદ્ભુત પ્રભાવવાળું છે. તે જ સ્વરૂપ કાળ કહેવાય છે, જેનાથી મહત્તત્ત્વાદિના અભિમાની ભેદદર્શી જીવોને ભય થાય છે. ॥ ૩૭ ॥

ભગવાનના આ જ રૂપને કાળ પણ કહે છે. કેવો કાળ? પ્રકૃતિના મહત્તત્ત્વાદિના રૂપમાં તથા જગતના પદાર્થોમાં ફેરફાર થવામાં કારણભૂત (અર્થાત્ રૂપભેદના આશ્રયરૂપ) કાળસ્વરૂપ. ખરેખર, કહ્યું છે તેમ 'કાળને કારણે ગુણોમાં ક્ષોભ થયો.' (શ્રીમદ્ ભા.૨/૫/૨૨) વળી, આગળ કહેશે– 'ગુણોનો ક્ષોભ કરનારો કાળ.' (શ્રીમદ્ ભા.૧૧/૨૨/૧૩) **'दिव्यम्'** અદ્ભુત પ્રભાવવાળો, અધ્યાયના અંત સુધી તે જ કહે છે. મહત્તત્ત્વાદિના તે તે અભિમાનવાળા જીવોને (કાળનો ભય થાય છે.) ॥ ૩૭ ॥

શ્રુતિમાં જગતનું નિરૂપણ બે પ્રકારે કરવામાં આવ્યું છે– આત્મરૂપે અને બ્રહ્મરૂપે. 'આ સર્વ આત્મા જ છે.' (છાં.ઉપ.૭/૨૫/૨) 'આ સર્વ બ્રહ્મ જ છે.' (બૃહ.ઉપ.૨/૫/૧) સર્વનું પોષણ કરનાર હોવાથી તેને બ્રહ્મ અને સર્વત્ર વ્યાપક હોવાથી તેને આત્મા કહ્યો છે. આ દર્શાવવા માટે બ્રહ્મ અને આત્મા – એમ એ બન્ને પદો છે. જો કે બ્રહ્મ અને આત્મા – એ બન્નેનું સ્વરૂપ તો આનંદ જ છે છતાં પણ આત્મા સપ્રકાર છે તથા બ્રહ્મ નિષ્પ્રકાર છે. (બૃહદા.માં અંતર્યામી બ્રાહ્મણમાં **'यस्य पृथिवी शरीरम्'** થી લઈને **'यस्यात्मा शरीरम्'** સુધીના મંત્રોથી શરીરો પ્રકારરૂપે સિદ્ધ થવાથી આત્મા સપ્રકાર છે તથા **'एकमेवाऽद्वितीयम्'** (છાં.ઉપ. ૬/૨/૧) શ્રુતિથી બ્રહ્મ નિષ્પ્રકાર છે.) **'अयमात्मा ब्रह्मविज्ञानमयः'** એ શ્રુતિ વડે આત્માને બ્રહ્મ જણાવ્યો છે. વિચારમાં તો બ્રહ્મવિચારની જ પ્રતિજ્ઞા કરી છે, આત્મવિચારની નહીં. જેમ કે, 'હવે પછી બ્રહ્મજિજ્ઞાસા (કરવી જોઈએ).' (બ્ર.સૂ.૧/૧/૧)

जगत उभयरूपत्वमाह—ब्रह्मणः परमात्मन इति। मतत्रयं वा सङ्गृहीतम् 'ब्रह्मेति परमात्मेति भगवानिति शब्द्यते' इति। लोके ऐश्वर्यादिधर्मान् पुरस्कृत्य भगवत्त्वमाहुः। वैलक्षण्यं पुरस्कृत्यात्मत्वम्, सद्रूपतां पुरस्कृत्य ब्रह्मत्वमिति।

**सि.प्र.**—एतत्सर्वं भगवतो रूपम्। सर्वस्य तन्मूलत्वात् ''सर्वं खल्विदं ब्रह्म तज्जलान्'' इत्यादिश्रुतय आहुः।

भयहेतुत्वमाह—**य इति।**

**योऽन्तः प्रविश्य भूतानि भूतैरत्त्यखिलाश्रयः।**
**स विष्णवाख्योऽधियज्ञोऽसौ कालः कलयतां प्रभुः॥ ३८**

भूतैरेव भूतान्यत्ति संहरति। अधियज्ञो यज्ञफलदाता। कलयतां वशीकुर्वताम्॥ ३८॥

**सुबोधिनी**—यो भगवान् स कालः। स को भगवानित्याकांक्षायाम्—यस्त्वधियज्ञः यज्ञाधिष्ठात्री देवता विष्णुः 'यज्ञो वै विष्णुः' इति श्रुतेः एकस्यैव काल इति संज्ञा विष्णुरिति च। तत्र विष्णुसंज्ञा कथमित्याकांक्षायां व्याप्तिं निरूपयन् अन्तःप्रवेशं निरूपयति—यो भूतैः सहान्तः प्रविश्य अखिलाश्रयो जातः। अन्तर्व्याप्तिः प्रवेशात्, बहिर्व्याप्तिराश्रयत्वात्। कालत्वमाह—कलयतां प्रभुरिति। यस्तु कलयत्याकलयति, जानाति, भक्षयति वा, क्रियया, ज्ञानेन वा यो व्याप्नोति, स कालः। कलयन्तीति कलयन्तः, तेषां कलयतां ब्रह्मादीनामपि नियन्ता। अतः काल इत्यर्थः।

જગતનાં બન્ને રૂપ છે, આથી બ્રહ્મ અને પરમાત્મા–એ બંને પદ છે અથવા બ્રહ્મ, પરમાત્મા અને ભગવાન–એ ત્રણ મતોનો અહીં સંગ્રહ કર્યો છે. 'કોઈ તેને બ્રહ્મ, પરમાત્મા કે ભગવાનના નામથી બોલાવે છે.' (શ્રીમદ્ ભા.૧/૨/૧૧) લોકમાં ઐશ્વર્યાદિ ધર્મોને મુખ્ય માનીને તેનામાં ભગવત્ત્વ કહ્યું છે તથા વિલક્ષણતાને મુખ્ય માનીને આત્મત્વ કહ્યું છે તેમ જ સદ્રૂપતાને મુખ્ય માનીને બ્રહ્મત્વ કહ્યું છે.

આ સર્વ ભગવાનનું રૂપ છે, કારણ કે સમગ્રનું મૂળ તે ભગવાન છે. 'આ સમસ્ત જગત બ્રહ્મ જ છે. તે બ્રહ્મમાંથી જ ઉત્પન્ન થનારું, બ્રહ્મમાં જ લીન થનારું અને બ્રહ્મમાં જ ચેષ્ટા કરનારું છે.'–(છાં.ઉપ.૩/૧૪/૧) એમ શ્રુતિઓ કહે છે.

ભય માટેનું કારણ કહે છે — **'યઃ ઇતિ।'**

જે અંદર પ્રવેશ કરી પ્રાણીઓ દ્વારા જ પ્રાણીઓને ખાઈ જાય છે, તે જ આ કાળ (વિશ્વને) વશ કરનારા (બ્રહ્માદિ દેવો)ના પણ પ્રભુ, યજ્ઞના અધિપતિ, અખિલ બ્રહ્માંડના આશ્રયરૂપ 'વિષ્ણુ' નામવાળા ભગવાન છે. ॥ ૩૮ ॥

પ્રાણીઓ દ્વારા જ પ્રાણીઓનું ભક્ષણ કરે છે. **'અધિયજ્ઞઃ'** યજ્ઞના અધિપતિ અર્થાત્ યજ્ઞનું ફળ આપનારા, **'કલયતામ્'** (જગતને) વશ કરનારાઓના પ્રભુ ॥ ૩૮ ॥

જે ભગવાન (પૂર્વ શ્લોકમાં વર્ણવ્યા) છે, તે કાળ છે. તે કયા ભગવાન છે, એવી જિજ્ઞાસા માટે આ શ્લોકથી ઉત્તર આપે છે કે જે યજ્ઞના અધિષ્ઠાતા વિષ્ણુ છે તે જ કાળ છે. શ્રુતિમાં 'યજ્ઞ જ વિષ્ણુ છે.' (શત.બ્રા.૧/૧/૨/૧૩) એમ કહ્યું છે. એક જ દેવનું નામ 'કાળ' અને 'વિષ્ણુ' છે. અહીં વિષ્ણુ નામ કેમ છે તેવી અપેક્ષાથી તેની વ્યાપ્તિનું નિરૂપણ કરવા માટે અંતઃપ્રવેશનું નિરૂપણ કરે છે – જે મહાભૂતો સાથે અંદર પ્રવેશ કરીને સર્વનો આધાર બને છે તે વિષ્ણુ છે. પ્રવેશ દ્વારા અન્તર્વ્યાપ્તિ અને સર્વાધારરૂપ હોવાથી બાહ્યવ્યાપ્તિ છે. કાળરૂપતાનું વર્ણન કરે છે. જે ગણના કરે છે, જાણે છે અથવા ભક્ષણ કરે છે. ક્રિયાથી કે જ્ઞાનથી જે વ્યાપે છે, તે કાળ છે. નિયમન કરનારાઓ બ્રહ્માજી વગેરેના પણ નિયામક છે, માટે કાળ છે, એમ અર્થ છે.

**न चास्य कश्चिद्दयितो न द्वेष्यो न च बान्धवः।**
**आविशत्यप्रमत्तोऽसौ प्रमत्तं जनमन्तकृत्॥ ३९**
॥ ३९ ॥

**सुबोधिनी**—आविशति भक्षणार्थं तं प्रविशति, व्याघ्र इव।

**यद्भयाद्वाति वातोऽयं सूर्यस्तपति यद्भयात्।**
**यद्भयाद्वर्षते देवो भगणो भाति यद्भयात्॥ ४०**
॥ ४० ॥

**यद्वनस्पतयो भीता लताश्चौषधिभिः सह।**
**स्वे स्वे कालेऽभिगृह्णन्ति पुष्पाणि च फलानि च॥ ४१**

यत् यस्माद्भीताः ॥ ४१ ॥

**स्त्रवन्ति सरितो भीता नोत्सर्पत्युदधिर्यतः।**
**अग्निरिन्धे सगिरिभिर्भूर्न मज्जति यद्भयात्॥ ४२**

**नभो ददाति श्वसतां पदं यन्नियमाददः।**
**लोकं स्वदेहं तनुते महान्सप्तभिरावृतम्॥ ४३**

यतो भीताः सरितः स्त्रवन्ति। इन्धे दीप्यते सहगिरिभिर्भूः ॥ ४२ ॥

अदो नभो यन्नियमाद् यस्याज्ञया। महान्महत्तत्त्वमंकुरात्मकं स्वदेहं लोकत्वेन तनुते विस्तारयति ॥ ४३ ॥

**सुबोधिनी**—यस्य कालस्य नियमान्नभ आकाशम्, पदं स्वर्गादिलोकानां स्थानम्, अदस्तत् प्रसिद्धं दधाति, आकाशोऽपि धारको जातोऽस्तीत्यर्थः। श्रुतावाकाशादिसृष्टिरिति आकाशो निरूपितः, पुराणादौ महदादिरिति सोऽप्युच्यते।

આ કાળ ભગવાનનો ન કોઈ પ્રિય, ન કોઈ શત્રુ કે ન કોઈ બંધુ છે. નાશ કરનાર આ ભગવાન સાવધાન રહી પ્રમાદી મનુષ્યમાં પ્રવેશ કરે છે. ॥ ૩૯ ॥ ૩૯ ॥

ભક્ષણ કરવા માટે વાઘની જેમ (સાવધ રહીને) તે પ્રમાદી મનુષ્યમાં પ્રવેશે છે.

જેના ભયથી આ વાયુ વાય છે, જેના ભયથી સૂર્ય તપે છે, જેના ભયથી દેવ વૃષ્ટિ કરે છે, જેના ભયથી નક્ષત્રગણ પ્રકાશે છે, ॥ ૪૦ ॥ ૪૦ ॥

જેનાથી ભય પામેલ વનસ્પતિઓ તથા લતાઓ ઔષધિઓ સાથે પોતપોતાના સમય અનુસાર ફૂલો અને ફળો ધારણ કરે છે. ॥ ૪૧ ॥

**'यत्'** જેનાથી ભય પામેલ ॥ ૪૧ ॥

જેનાથી ભય પામેલી સરિતાઓ વહ્યા કરે છે, જેના ભયથી મહાસાગર માઝા મૂકતો નથી, અગ્નિ પ્રજ્વલિત રહે છે, જેના ભયથી પર્વતો સાથે પૃથ્વી ડૂબતી નથી, ॥ ૪૨ ॥

જેની આજ્ઞાથી તે આકાશ પ્રાણીઓને અવકાશ આપે છે તથા સાત તત્ત્વો (પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, અહંકાર તથા પ્રકૃતિ)થી વીંટાયેલું મહત્તત્ત્વ પોતાના દેહને બ્રહ્માંડરૂપે વિસ્તારે છે. ॥ ૪૩ ॥

જેનાથી ભય પામેલી સરિતાઓ વહ્યા કરે છે, **'इन्धे'** પ્રજ્વલિત રહે છે– પર્વતોસહિત પૃથ્વી ॥ ૪૨॥

તે આકાશ **'यत्-नियमात्'** જેની આજ્ઞાથી– જગતના અંકુરરૂપ **'महान्'** મહત્તત્ત્વ પોતાના દેહને **'लोकत्वेन'** બ્રહ્માંડરૂપે **'तनुते'** વિસ્તારે છે. ॥ ૪૩ ॥

જે કાળની આજ્ઞાથી આકાશ (પ્રાણીઓના) પ્રસિદ્ધ સ્થાન સ્વર્ગ વગેરેને ધારણ કરે છે. (થાંભલા વગરનું) આકાશ પણ ધારણ કરનારું બને છે, એમ અર્થ છે. શ્રુતિમાં આકાશથી આરંભાતી સૃષ્ટિનું વર્ણન છે, એટલે આકાશ કહ્યું તથા પુરાણ વગેરેમાં મહત્તત્ત્વની સૃષ્ટિ વર્ણવેલી છે, તેથી તે પણ કહ્યું.

**वि.चक्र.**—गिरिभिः सह भूर्बहुपापात्मकपुरुष-भारेणापि न मज्जति किन्तु कष्टेनापि धैर्य्यमेव धत्ते। अतिकष्टे तु द्वापरान्ते तया गोरूपिण्या ब्रह्मणे स्वभारज्ञापनमिति भावः।

પર્વતોસહિત પૃથ્વી અતિપાપી મનુષ્યોના ભારથી પણ ડૂબી જતી નથી, પરંતુ કષ્ટથી પણ ધૈર્ય જ ધારણ કરે છે. દ્વાપરયુગના અંતે જ્યારે અતિકષ્ટ થાય છે, ત્યારે ગાયરૂપે બ્રહ્માજીને તે પોતાના ભારને જણાવે છે, એમ અર્થ છે.

**गुणाभिमानिनो देवाः सर्गादिष्वस्य यद्भयात्।**
**वर्तन्तेऽनुयुगं येषां वश एतच्चराचरम्॥ ४४**

જેના ભયથી સત્ત્વાદિ ગુણોના નિયંતા બ્રહ્માજી વગેરે દેવો કે જેમને આ ચરાચર જગત અધીન છે, તેઓ પ્રત્યેક યુગમાં આ વિશ્વનાં ઉત્પત્તિ, સ્થિતિ અને સંહાર કરે છે, ॥ ૪૪ ॥

**सोऽनन्तोऽन्तकरः कालोऽनादिरादिकृदव्ययः।**
**जनं जनेन जनयन्मारयन्मृत्युनान्तकम्॥ ४५**

તે કાળ સ્વયં અંતરહિત હોઈ સર્વનો અંત કરનાર છે, સ્વયં અનાદિ હોઈ સર્વનો આરંભ કરનાર છે, સ્વયં અવિનાશી હોઈ જનથી જનને (પિતા વગેરેથી પુત્રને) ઉત્પન્ન કરતો, સર્વનો અંત કરનાર અંતક એવા યમરાજને પણ મૃત્યુથી મારતો બિરાજે છે.॥ ૪૫ ॥

गुणाभिमानिनो गुणनियन्तारो देवाः ब्रह्मादयोऽस्य विश्वस्य सर्गादिषु प्रवर्तन्ते। अनुयुगं वारंवारमित्यर्थः ॥ ४४ ॥

**'गुण-अभिमानिनः'** સત્ત્વાદિ ગુણોના નિયંતા બ્રહ્માજી વગેરે દેવો **'अस्य'** આ વિશ્વના સર્ગ વગેરેમાં પ્રવૃત્ત થાય છે. **'अनुयुगम्'** પ્રત્યેક યુગમાં વારંવાર, એમ અર્થ છે. ॥ ૪૪ ॥

जनेन पित्रादिना जनं पुत्रादिं जनयन्नादि-कृत्। मृत्युनाऽन्तकमपि मारयन्नन्तकरः स्वयं त्वनादिरनन्तोऽव्ययश्च ॥ ४५ ॥

**'जनेन'** પિતા વગેરે દ્વારા **'जनम्'** પુત્ર વગેરેને ઉત્પન્ન કરતો **'आदिकृत्'** સર્વનો આરંભ કરનારો— મૃત્યુ દ્વારા સર્વનો અંત કરનાર મૃત્યુદેવને પણ મારતો – અન્ત કરનારો પોતે તો અનાદિ, અનન્ત અને અવિનાશી છે. ॥ ૪૫ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां तृतीयस्कन्धे एकोनत्रिंशोऽध्यायः ॥ २९ ॥
इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां एकोनत्रिंशोऽध्यायः ॥ २९ ॥



# अथ त्रिंशोऽध्यायः

## દેહ અને ગૃહમાં આસક્ત મનુષ્યોની અધોગતિનું વર્ણન

त्रिंशे तु कायकान्तादिलालनाकुलचेतसाम्।
कामिनां तामसी पापादधोगतिरुदीर्यते॥ १

ત્રીસમા અધ્યાયમાં શરીર, સ્ત્રી વગેરેને લાડ લડાવવા માટે વ્યાકુળ ચિત્તવાળા કામીઓની પાપને કારણે થતી તામસી અધોગતિ વર્ણવવામાં આવે છે. ॥ ૧ ॥

कालप्रभाववर्णनपूर्वकं वैराग्याय विचित्रकर्मकृतां संसृतिमध्यायत्रयेण प्रपञ्चयति।

**कपिल उवाच**

**तस्यैतस्य जनो नूनं नायं वेदोरुविक्रमम्।**
**काल्यमानोऽपि बलिनो वायोरिव घनावलिः॥ १**

तस्यैतस्य बलिनः कालस्य। बलिनेति वा पाठः। काल्यमानो विचाल्यमानोऽपि। वायोर्विक्रमं यथा मेघपङ्क्तिर्न वेद॥ १॥

विक्रममेवाह।

**यं यमर्थमुपादत्ते दुःखेन सुखहेतवे।**
**तं तं धुनोति भगवान् पुमाञ्शोचति यत्कृते॥ २**

यं यमर्थं दुःखेन प्रयासेनोपादत्ते आपादयति तं तमर्थं भगवान्कालो धुनोति विनाशयति। यत्कृते यन्निमित्तम्॥ २॥

**यदध्रुवस्य देहस्य सानुबन्धस्य दुर्मतिः।**
**ध्रुवाणि मन्यते मोहाद्गृहक्षेत्रवसूनि च॥ ३**

शोके हेतुः—यत् यस्मात् सानुबन्धस्य कलत्रादिसहितस्य देहस्य सम्बन्धीनि गृहादीनि। वसु द्रव्यम्। अनुक्तसमुच्चयार्थश्चकारः॥ ३॥

दुर्मतित्वं दर्शयन् दुःखं प्रपञ्चयति—**जन्तुरिति** चतुर्दशभिः।

**जन्तुर्वै भव एतस्मिन्यां यां योनिमनुव्रजेत्।**
**तस्यां तस्यां स लभते निर्वृतिं न विरज्यते॥ ४**

॥ ४॥

કાળના પ્રભાવના વર્ણન દ્વારા વૈરાગ્ય ઉત્પન્ન થાય તે માટે અનેક પ્રકારનાં કર્મો કરનારના સંસારનું ત્રણ અધ્યાય વડે વિસ્તારપૂર્વક વર્ણન કરે છે.

**શ્રીકપિલ ભગવાન બોલ્યા** – (વાયુથી જ) વિચલિત થતાં વાદળો જેમ બલિષ્ઠ વાયુનાં મહાન પરાક્રમોને જાણતાં નથી, તેમ કાળ વડે જ પ્રેરાતો હોવા છતાં મનુષ્ય ખરેખર, તે આવા મહાબળવાન કાળના મહાપરાક્રમને જાણતો નથી. ॥ ૧ ॥

તે આ બળવાન કાળના– '**बलिना**' એવો પાઠ પણ છે. (બળવાન કાળથી પ્રેરાતો મનુષ્ય, એમ અર્થ થાય છે.) '**काल्यमानः**' ચલાયમાન થતો હોવા છતાં પણ મનુષ્ય કાળનું પરાક્રમ જાણતો નથી, જેમ મેઘપંક્તિ વાયુનું પરાક્રમ જાણતી નથી તેમ! ॥ ૧ ॥

(કાળનું) પરાક્રમ કહે છે.

સુખ મેળવવા માટે મનુષ્ય જે જે પદાર્થને મહાદુઃખથી મેળવે છે, તે તે પદાર્થનો ભગવાન કાળ નાશ કરે છે, જેને માટે મનુષ્ય શોક કરે છે. ॥ ૨ ॥

જે જે પદાર્થને '**दुःखेन**' પ્રયાસપૂર્વક '**उपादत्ते**' મેળવે છે, તે તે પદાર્થનો ભગવાન કાળ '**धुनोति**' નાશ કરે છે. '**यत्कृते**' જેને માટે ॥ ૨ ॥

દુર્મતિવાળો મનુષ્ય પત્ની, પુત્ર વગેરે દેહની સાથે જોડાયેલાં નશ્વર દેહનાં સંબંધવાળાં ઘર, જમીન, દ્રવ્ય (તથા કીર્તિ)ને નિત્ય માને છે (તે દુઃખનું કારણ છે). ॥ ૩ ॥

શોક માટેનું કારણ – '**यत्**' કારણ કે '**स-अनुबन्धस्य**' પત્ની વગેરે સહિત દેહનાં સંબંધવાળાં ગૃહ વગેરે '**वसु**' ધન, કહેવામાં ન આવ્યું હોય તેનો સમાવેશ કરવા માટે 'ચ' કાર છે. ॥ ૩ ॥

મનુષ્યનું દુર્બુદ્ધિપણું દર્શાવતાં દુઃખને ચૌદ શ્લોકો વડે વિસ્તારપૂર્વક સમજાવે છે — '**जन्तुः इति।**'

ખરેખર, આ સંસારમાં પ્રાણી જે જે યોનિમાં જાય છે તે તે યોનિમાં તે સુખ મેળવે છે, તેથી તે વિરક્ત થતો નથી. ॥ ૪ ॥ ૪ ॥

**नरकस्थोऽपि देहं वै न पुमांस्त्यक्तुमिच्छति।**
**नारक्यां निर्वृतौ सत्यां देवमायाविमोहितः॥ ५**

नारक्यां नरकाहारादिभिर्जातायाम्॥ ५॥

**आत्मजायासुतागारपशुद्रविणबन्धुषु ।**
**निरूढमूलहृदय आत्मानं बहुमन्यते॥ ६**

निरूढमूलं प्रसृतमनोरथं हृदयं यस्य। बहुमन्यते कृतार्थोऽहमिति श्लाघते॥ ६॥

**सन्दह्यमानसर्वाङ्ग एषामुद्वहनाधिना।**
**करोत्यविरतं मूढो दुरितानि दुराशयः॥ ७**

उद्वहनाधिना पोषणचिन्तया॥ ७॥

दुराशयत्वमाह।

**आक्षिप्तात्मेन्द्रियः स्त्रीणामसतीनां च मायया।**
**रहोरचितयालापैः शिशूनां कलभाषिणाम्॥ ८**

**गृहेषु कूटधर्मेषु दुःखतन्त्रेष्वतन्द्रितः।**
**कुर्वन्दुःखप्रतीकारं सुखवन्मन्यते गृही॥ ९**

आक्षिप्त आत्मा इन्द्रियाणि च यस्य। कया। असतीनां पुंश्चलीनामपि रहसि रचितया सम्भोगादिरूपया। मधुरभाषिणां शिशूनामालापैश्च। सुखवन्मन्यत इत्युत्तरेणान्वयः॥ ८॥

कूटाः वित्तशाठ्यादिबहुला धर्मा येषु दुःखप्रधानेषु॥ ९॥

**अर्थैरापादितैर्गुर्व्या हिंसयेतस्ततश्च तान्।**
**पुष्णाति येषां पोषेण शेषभुग्यात्यधः स्वयम्॥ १०**

નરકમાં રહેવા છતાં પરમેશ્વરની માયાથી મોહિત થયેલો જીવ નારકીય સુખ મળતાં (નારકીય) શરીરને પણ છોડવા ઈચ્છતો નથી. ॥ ૫ ॥

**'नारक्याम्'** નરકમાં મળતા આહાર વગેરેથી મળતા સુખને ॥ ૫ ॥

શરીર, સ્ત્રી, પુત્ર, ઘર, પશુ, ધન તથા બાંધવો ઉપર અત્યન્ત આસક્ત થયેલા હૃદયવાળો મનુષ્ય પોતાને કૃતાર્થ માને છે. ॥ ૬ ॥

**'निरूढमूलम्'** દૃઢ થયેલા મૂળવાળું, ખૂબ જ વધી ગયેલા મનોરથોવાળું હૃદય છે જેનું– **'बहुमन्यते'** હું કૃતાર્થ છું– એમ ગર્વ કરે છે. ॥ ૬ ॥

આમના (દેહ, કુટુંબ વગેરેના) પોષણની ચિન્તાથી સર્વાંગે બળતો, દુષ્ટ અંતઃકરણવાળો મૂઢ મનુષ્ય નિરંતર પાપકર્મો કર્યા કરે છે. ॥ ૭ ॥

**'उद्-वहन-आधिना'** પોષણની ચિન્તાથી ॥ ૭ ॥

મનુષ્યના દુષ્ટ અંતઃકરણને વર્ણવે છે.

અસદ્ આચરણવાળી સ્ત્રીઓની એકાન્તમાં રચેલી કપટલીલાથી તેમ જ કાલું કાલું બોલતાં બાળકોની મધુર વાણીથી આકર્ષાયેલાં મન અને ઈન્દ્રિયોવાળો ગૃહસ્થ કપટ કર્મોવાળાં અને દુઃખપ્રધાન ઘરોમાં સાવધાનીપૂર્વક દુઃખનો સામનો કરતો, તેને સુખ જેવું માને છે. ॥ ૮॥ ૯॥

ફસાઈ ગયાં છે મન અને ઈન્દ્રિયો જેનાં. કોનાથી? **'असतीनाम्'** કુટિલ સ્ત્રીઓની એકાંતમાં રચેલી સંભોગ વગેરેવાળી કપટલીલાથી તથા મધુર વાણીવાળાં બાળકોનાં કાલાં કાલાં વચનોથી– સુખ જેવું માને છે, એમ પછીના શ્લોક(૯) સાથે સંબંધ છે. ॥ ૮ ॥

**'कूटाः'** ધન માટે કપટ કરવું વગેરે જેમાં પ્રચુર છે તેવા ધર્મો જેમાં છે તેવાં દુઃખપ્રધાન ઘરોમાં ॥ ૯ ॥

જ્યાં ત્યાંથી ભારે હિંસાપૂર્વક મેળવેલા દ્રવ્યથી તે સ્ત્રી-પુત્રાદિને પોષે છે, કે જેમના પોષણથી બાકી રહેલા ભોગને ભોગવતો પોતે અધઃપતન પામે છે. ॥ ૧૦ ॥

येषां पोषणेनाधो याति तान्पुष्णाति। शेषभुगिति भोगोऽपि तस्य दुर्लभ इत्यर्थः ॥ १० ॥

**वार्तायां लुप्यमानायामारब्धायां पुनः पुनः ।**
**लोभाभिभूतो निःसत्त्वः परार्थे कुरुते स्पृहाम् ॥ ११**

वार्तायां जीविकायाम्। निःसत्त्वोऽशक्तः। परार्थे परस्वे ॥ ११ ॥

**कुटुम्बभरणाकल्पो मन्दभाग्यो वृथोद्यमः ।**
**श्रिया विहीनः कृपणो ध्यायन् श्वसिति मूढधीः ॥ १२**

अकल्पोऽसमर्थः ॥ १२ ॥

**एवं स्वभरणाकल्पं तत्कलत्रादयस्तथा ।**
**नाद्रियन्ते यथा पूर्वं कीनाशा इव गोजरम् ॥ १३**

पूर्वं यथाद्रियन्ते तथादरं न कुर्वन्ति। कीनाशाः कृपणाः कृषीवलाः। गोजरं वृद्धं बलीवर्दम् ॥ १३ ॥

**तत्राप्यजातनिर्वेदो भ्रियमाणः स्वयंभृतैः ।**
**जरयोपात्तवैरूप्यो मरणाभिमुखो गृहे ॥ १४**

**आस्तेऽवमत्योपन्यस्तं गृहपाल इवाहरन् ।**
**आमयाव्यप्रदीप्ताग्निरल्पाहारोऽल्पचेष्टितः ॥ १५**

भ्रियमाणः पुष्यमाणः ॥ १४ ॥

अवमत्याऽवज्ञयोपन्यस्तं समीपे प्रक्षिप्तम्। गृहपालः श्वा। आहरन् भुञ्जानः। आमयावी रोगी ॥ १५ ॥

જેમના પોષણથી અધોગતિ થાય છે તેમનું જ પોષણ કરે છે. **'शेषभुक्'** એટલે બાકી વધેલું ભોગવનાર એવા તેને માટે ભોગ પણ દુર્લભ છે, એમ અર્થ છે. ॥ ૧૦ ॥

વારંવાર આરંભેલી આજીવિકા તૂટી પડતાં લોભવશ બનેલો, નિસ્તેજ મનુષ્ય પરધનની પ્રાપ્તિ માટે સ્પૃહા રાખે છે. ॥ ૧૧ ॥

**'वार्तायाम्'** આજીવિકા જતાં; **'निःसत्त्वः'** સત્ત્વહીન, નિસ્તેજ, **'पर-अर्थे'** બીજાના ધન માટે ॥ ૧૧ ॥

કુટુમ્બનું ભરણપોષણ કરવામાં અસમર્થ, અલ્પભાગી, વ્યર્થ ઉદ્યમવાળો, ધન વિનાનો, મૂઢમતિ મનુષ્ય લાચાર બની, ચિંતા કરતો નિસાસા નાખે છે. ॥ ૧૨ ॥

**'अकल्पः'** અસમર્થ ॥ ૧૨ ॥

આ પ્રમાણે પોતાનું ભરણ-પોષણ કરવામાં અસમર્થ બનેલા મનુષ્યને તેનાં સ્ત્રી-પુત્રાદિ, દુષ્ટ ખેડૂતો જેમ ઘરડા બળદને નથી સંભાળતા તેમ પહેલાંની જેમ આદર નથી આપતાં. ॥ ૧૩ ॥

પહેલાં જેમ આદર આપતા હતા તેમ આદર નથી આપતા. **'कीनाशाः'** દુષ્ટ ખેડૂતો, **'गोजरम्'** વૃદ્ધ બળદને ॥ ૧૩ ॥

આવી વિષમ સ્થિતિમાં પણ વૈરાગ્ય ન પામેલો, પોતાનાં પોષેલાં કુટુંબીજનોથી પોષાતો, વૃદ્ધાવસ્થાથી કુરૂપ બનેલો, અનાદરથી તેની પાસે નાખેલા ટુકડાને કૂતરો ખાય તેમ ખાઈ લેતો, રોગી, મંદ જઠરાગ્નિવાળો, અલ્પ આહારવાળો, અલ્પ શારીરિક ક્રિયાઓ કરનાર, મરણોન્મુખ બનેલો તે ઘરમાં પડી રહે છે. ॥ ૧૪ ॥ ૧૫ ॥

**'भ्रियमाणः'** પોષણ પામતો ॥ ૧૪ ॥

**'अवमत्या'** અવજ્ઞાપૂર્વક **'उपन्यस्तम्'** તેની પાસે ફેંકાયેલા ટુકડાને, **'गृहपालः'** ઘરમાં પળાતો કૂતરો– **'आहरन्'** ખાઈ લેતો– **'आमयावी'** રોગી ॥ ૧૫ ॥

**वायुनोत्क्रमतोत्तारः कफसंरुद्धनाडिकः।**
**कासश्वासकृतायासः कण्ठे घुरघुरायते॥ १६**

**शयानः परिशोचद्भिः परिवीतः स्वबन्धुभिः।**
**वाच्यमानोऽपि न ब्रूते कालपाशवशं गतः॥ १७**

उत्तारो बहिर्निर्गतनेत्रः। कफेन संरुद्धाः नाड्यो मार्गभूता यस्य। कासश्वासाभ्यां कृत आयासो यस्य। घुरघुर इति शब्दं करोति॥ १६॥

परिवीतः परिवेष्टितः। वाच्यमानो बन्धो तातेत्याहूयमानः॥ १७॥

**एवं कुटुम्बभरणे व्यापृतात्माऽजितेन्द्रियः।**
**म्रियते रुदतां स्वानामुरुवेदनयाऽस्तधीः॥ १८**

अस्तधीर्नष्टमतिः॥ १८॥

**सुबोधिनी**—अन्यकृतभगवन्नामश्रवणाभावार्थं स्वानां रुदतां सताम्, स्वमपि स्मरणरहितः।

मृतस्य पुण्यपापाभ्यां द्वे गती, तत्र पापगति-माह—**यमदूतावित्यादि** यावत्समाप्ति।

**यमदूतौ तदा प्राप्तौ भीमौ सरभसेक्षणौ।**
**स दृष्ट्वा त्रस्तहृदयः शकृन्मूत्रं विमुञ्चति॥ १९**

सरभसं सक्रोधमीक्षणं ययोस्तौ दृष्ट्वा॥ १९॥

**यातनादेह आवृत्य पाशैर्बद्ध्वा गले बलात्।**
**नयतो दीर्घमध्वानं दण्ड्यं राजभटा यथा॥ २०**

ઊંચે જતા વાયુથી ફાટી ગયેલા ડોળાવાળો, કફથી રુંધાઈ ગયેલી નાડીઓવાળો, ઉધરસ અને શ્વાસથી શ્રમિત થયેલો, કંઠમાં ઘુર ઘુર અવાજ કરતો, મરણપથારીએ પડેલો, શોક કરતા બંધુઓથી વીંટળાયેલો, કાળના પાશને વશ થયેલો (તે મનુષ્ય) બોલાવ્યા છતાં બોલી શકતો નથી. ॥ ૧૬ ॥ ૧૭ ॥

**'उत्तारः'** બહાર ઉપસી ગયેલા ડોળાવાળો, કફથી રુંધાઈ ગઈ છે માર્ગરૂપ નાડીઓ જેની– ઉધરસ અને શ્વાસ લેવામાં પણ જેને પ્રયત્ન કરવો પડે છે – ઘુર ઘુર અવાજ કરે છે. ॥ ૧૬ ॥

**'परिवीतः'** વીંટાયેલો– 'હે ભાઈ, હે પિતા' એમ **'वाच्यमानः'** બોલાવાતો ॥ ૧૭ ॥

આ પ્રમાણે કુટુંબના ભરણ-પોષણમાં ચોંટેલા ચિત્તવાળો, ઈન્દ્રિયો ઉપર વિજય ન મેળવનારો, ઘણી વેદનાને કારણે નાશ પામેલી બુદ્ધિવાળો માનવ રડતા સ્વજનોની વચ્ચે મરણ પામે છે. ॥ ૧૮ ॥

**'अस्तधीः'** નાશ પામેલી બુદ્ધિવાળો ॥ ૧૮ ॥

જ્યારે પોતાના સ્વજનો રડતા હોય છે, ત્યારે અન્ય દ્વારા કરવામાં આવેલા ભગવાનના નામનું શ્રવણ પણ થઈ શકતું ન હોવાથી પોતે પણ ભગવાનના સ્મરણ વિનાનો જ રહે છે.

મૃતાત્માની પુણ્યગતિ અને પાપગતિ– એમ બે ગતિઓ થાય છે, તેમાં અધ્યાય સમાપ્ત થાય ત્યાં સુધી પાપગતિનું વર્ણન કરે છે — **'यमदूतौ इति।'** વગેરે

તે સમયે આવેલા, ક્રોધપૂર્વક જોતા બે ભયંકર યમદૂતોને જોઈને કંપી ઊઠેલા હૃદયવાળો તે જીવ મળમૂત્ર છોડે છે. ॥ ૧૯ ॥

**'स-रभसम्'** ક્રોધસહિત નજર છે જેમની તે બન્નેને જોઈને ॥ ૧૯ ॥

(આ દેહ છૂટ્યા પછી મળેલા) યાતનાદેહમાં (જીવને) પૂરી દઈને જેમ અપરાધીને રાજાના સૈનિકો લઈ જાય છે, તેમ તેને તેના ગળામાં બળાત્કારથી પાશો વડે બાંધીને (યમસદનના) દીર્ઘ પંથે લઈ જાય છે. ॥ ૨૦ ॥

आवृत्य निरुध्य॥ २०॥

**वंशीधरी—**नरकदु:खभोगयोग्यो देहो यातनादेह:।

'पापानां दु:खभोगाय देहा यातनसंज्ञका:।
अनन्ता: सन्ति धर्मस्य नगरे यैश्च पापिन:॥
नीयन्ते यमदूतैश्च यमसद्मनि नित्यश:।
छिन्ना दग्धा: पुनस्ते हि प्ररोहन्ति यथायथम्॥'

इति पुराणान्तरोक्ते:।

**तयोर्निर्भिन्नहृदयस्तर्जनैर्जातवेपथु: ।**
**पथि श्वभिर्भक्ष्यमाण आर्तोऽघं स्वमनुस्मरन्॥ २१**

**क्षुत्तृट्परीतोऽर्कदवानलानिलै:**
**सन्तप्यमान: पथि तप्तवालुके।**
**कृच्छ्रेण पृष्ठे कशया च ताडित-**
**श्चलत्यशक्तोऽपि निराश्रमोदके॥ २२**

तयोस्तर्जनैर्निर्भिन्नं हृदयं यस्य। आर्त: संश्चलतीति द्वितीयेनान्वय:॥ २१॥

क्षुत्तृड्भ्यां परीतो व्याप्त:। तप्ता वालुका यस्मिन्। निर्गत आश्रमो विश्रामस्थानमुदकं च यस्मिन्॥ २२॥

**तत्र तत्र पतन् श्रान्तो मूर्च्छित: पुनरुत्थित:।**
**पथा पापीयसा नीतस्तमसा यमसादनम्॥ २३**

यमसादनं नीतो भवति॥ २३॥

तत्रैव विशेषमाह—

**योजनानां सहस्राणि नवतिं नव चाध्वन:।**
**त्रिभिर्मुहूर्तैर्द्वाभ्यां वा नीत: प्राप्नोति यातना:॥ २४**

अध्वन: सम्बन्धिनां योजनानां नवतिं नव च सहस्राणि पापाधिक्ये द्वाभ्यां वा नीत: सन्॥ २४॥

**'आवृत्य'** પૂરી દઈને, બાંધીને ॥ ૨૦ ॥

નરકનાં દુ:ખ ભોગવવાને યોગ્ય એવો દેહ એટલે યાતનાદેહ.

'ધર્મરાજના નગરમાં પાપોના દુ:ખભોગ માટે જે યમદૂતો દ્વારા પાપીઓના યાતના નામના દેહો હંમેશાં યમસદનમાં લાવવામાં આવે છે. કપાઈ ગયેલા, બળી ગયેલા તે યાતનાદેહો ફરી પાછા યથોચિત વધી જાય છે.' કારણ કે આવું અન્ય પુરાણમાં કહેલું છે.

તે બે યમદૂતોના તિરસ્કારથી ભાંગી પડેલા હૃદયવાળો, કાંપી ઊઠેલો, માર્ગમાં કૂતરાંઓ દ્વારા ફાડી ખવાતો, પોતાનાં પાપોનું સ્મરણ કરતો, ભૂખ અને તરસથી ઘેરાયેલો, સૂર્ય, દાવાનળ અને પવનથી અત્યન્ત પીડાતો અને પીઠ ઉપર ચાબૂકથી પ્રહાર કરાતો તે વિશ્રામ અને જળ વિનાના, ધગધગતી રેતીવાળા માર્ગ ઉપર અશક્ત હોવા છતાં અતિકષ્ટપૂર્વક ચાલે છે. ॥ ૨૧ ॥ ૨૨॥

તે બન્નેના તિરસ્કારથી ચિરાઈ ગયું છે હૃદય જેનું– દુ:ખી થઈને ચાલે છે– એમ પછીના શ્લોક(૨૨) સાથે સંબંધ છે. ॥ ૨૧ ॥

ક્ષુધા અને તૃષાથી વ્યાપેલો, તપી ગયેલી રેતી છે જેમાં તથા વિરામ કરવા માટે નથી સ્થાન અને જળ જે માર્ગમાં ॥ ૨૨ ॥

જ્યાં ત્યાં પડી જતા, થાકેલા, મૂર્ચ્છા પામતા, વળી પાછા ઊભા થતા તેને, અતિ કષ્ટભર્યા અંધારા માર્ગ દ્વારા યમસદનમાં લાવવામાં આવે છે. ॥ ૨૩ ॥

યમસદનમાં લાવવામાં આવે છે. ॥ ૨૩ ॥

તે માર્ગ વિષે જ વધુ કહે છે.

નવ્વાણુ હજાર યોજનના માર્ગને બે કે ત્રણ મુહૂર્તમાં જ (ચલાવીને) લઈ જવાતો જીવાત્મા (તીવ્ર) યાતનાઓ ભોગવે છે. ॥ ૨૪ ॥

નવ્વાણુહજાર યોજનના માર્ગને અધિક પાપ કર્યાં હોય તો બે જ મુહૂર્તમાં અથવા (થોડાં પાપ કર્યાં હોય તો) ત્રણ મુહૂર્તમાં (ચલાવીને) લઈ જવાય છે. ॥ ૨૪ ॥

**विजय**—तदुक्तम्—

'त्रिभिर्मुहूर्तैर्द्वाभ्यां वा दिनैर्दशभिरेव वा।
पक्षान्मासेन वा याति यमलोकमितो मृतः॥'

યમલોકમાં પહોંચે છે.' — તે જ કહેવાયું છે—

'બે કે ત્રણ મુહૂર્તમાં અથવા દસ દિવસમાં કે પખવાડિયામાં અથવા મહિનામાં મૃતાત્મા અહીંથી યમલોકમાં પહોંચે છે.'

यातनाः संक्षेपतो दर्शयति चतुर्भिः।

ચાર શ્લોકો વડે સંક્ષેપમાં યાતનાઓ દર્શાવે છે.

**आदीपनं स्वगात्राणां वेष्टयित्वोल्मुकादिभिः।
आत्ममांसादनं क्वापि स्वकृत्तं परतोऽपि वा॥ २५**

સળગતાં લાકડાં વગેરેથી વીંટીને પોતાના શરીરને સળગાવવું, કોઈ વખત પોતે કાપેલું કે બીજાઓએ કાપેલું પોતાનું માંસ ખાવું, ॥ ૨૫ ॥

**जीवतश्चान्त्राभ्युद्धारः श्वगृध्रैर्यमसादने।
सर्पवृश्चिकदंशाद्यैर्दशद्भिश्चात्मवैशसम्॥ २६**

યમસદનમાં કૂતરાં અને ગીધડાં દ્વારા જીવતા દેહમાંથી આંતરડાં બહાર ખેંચાવાં, ડંખ મારતા સર્પ, વૃશ્ચિક તથા મચ્છરો વગેરેથી શરીરને પીડા પહોંચાડવી, ॥ ૨૬ ॥

**कृन्तनं चावयवशो गजादिभ्यो भिदापनम्।
पातनं गिरिशृंगेभ्यो रोधनं चाम्बुगर्तयोः॥ २७**

દરેક અવયવના ટુકડે ટુકડા કરવા, હાથી વગેરે પાસે શરીર ચિરાવવું, પર્વતનાં શિખરો પરથી (શરીર) પાડવું, જળમાં કે ખાડામાં ગોંધી રાખવું, ॥ ૨૭ ॥

**यास्तामिस्रान्धतामिस्रा रौरवाद्याश्च यातनाः।
भुङ्क्ते नरो वा नारी वा मिथः सङ्गेन निर्मिताः॥ २८**

આવી તામિસ્ર, અંધતામિસ્ર અને રૌરવ વગેરે જે નરકયાતનાઓ (પુરુષ અને સ્ત્રીના) પરસ્પરના (પાપ) પ્રસંગથી નક્કી કરવામાં આવી છે, તે પુરુષ હોય કે સ્ત્રી, તેને ભોગવે છે. ॥ ૨૮ ॥

आदीपनं प्रज्वलनं प्राप्नोति। स्वेन कृत्तमन्येन वा कृत्तं छिन्नं यत्स्वस्य मांसं तस्य भक्षणमित्यर्थः ॥ २५ ॥

आत्मनो वैशसं पीडाम्॥ २६॥

भिदापनं भेदप्रापणम्॥ २७॥ २८॥

न चैतदसम्भावितमत्रापि दृश्यमानत्वा-दित्याह—**अत्रैवेति।**

**'आदीपनम्'** બળવાનું (ફળ) મળે છે. પોતે કાપેલું કે બીજાએ કાપેલું જે પોતાનું માંસ છે તેનું ભક્ષણ, એમ અર્થ છે. ॥ ૨૫ ॥

**'आत्मनः'** શરીરને **'वैशसम्'** પીડા ॥ ૨૬ ॥

**'भिदापनम्'** ચિરાવવું ॥ ૨૭ ॥ ૨૮॥

અહીં પણ પ્રત્યક્ષ દેખાતી હોવાથી આ (યાતનાનું પ્રદર્શન) અસંભવિત નથી, તેમ કહે છે— **'अत्र एव इति।'**

**अत्रैव नरकः स्वर्ग इति मातः प्रचक्षते।
या यातना वै नारक्यस्ता इहाप्युपलक्षिताः॥ २९**

॥ २९ ॥

હે માતાજી, આ લોકમાં જ સ્વર્ગ અને નરક છે એમ (વિદ્વાનો) કહે છે. જે નરકની યાતનાઓ છે તે અહીં પણ દેખાય જ છે. ॥ ૨૯ ॥ ૨૯ ॥

**एवं कुटुम्बं बिभ्राण उदरम्भर एव वा।
विसृज्येहोभयं प्रेत्य भुङ्क्ते तत्फलमीदृशम्॥ ३०**

આ પ્રમાણે કુટુંબનું પોષણ કરનારો અને પેટ જ ભરનારો કુટુંબ અને ઉદર (દેહ)– બન્નેને અહીં જ ત્યજીને, મરણ પામી (છેવટે) આવું ફળ ભોગવે છે. ॥ ૩૦ ॥

उभयं कुटुम्बं स्वं देहं च॥ ३०॥

**'उभयम्'** કુટુંબને તથા પોતાના દેહને બન્નેને ॥ ૩૦ ॥

पापार्जितं धनं भुञ्जते बहवः, कर्तैव नरकं यातीत्याह—**एक इति।**

પાપથી પ્રાપ્ત કરેલું ધન ઘણા લોકો ભોગવે છે, પરંતુ નરકમાં પાપ કરનાર એકલો જ જાય છે, એમ કહે છે— **'एकः इति।'**

**एकः प्रपद्यते ध्वान्तं हित्वेदं स्वकलेवरम्।**
**कुशलेतरपाथेयो भूतद्रोहेण यद् भृतम्॥ ३१**

પ્રાણીઓનો દ્રોહ કરીને પોતે જે શરીર પોષ્યું હોય છે તે આ પોતાના શરીરને (આ લોકમાં જ) ત્યજીને, પાપનું ભાતું લઈ જીવ એકલો જ અંધકારને (નરકને) પ્રાપ્ત થાય છે. ॥ ૩૧ ॥

भूतद्रोहेण यद् भृतं तत्स्थूलं स्वकलेवरमिहैव हित्वा। कुशलादितरत् पापं तदेव पाथेयं भोग्यं यस्य॥ ३१॥

પ્રાણીઓનો દ્રોહ કરીને જેને પોષ્યું તે પોતાનું સ્થૂળ કલેવર અહીં જ છોડીને કુશળથી– કલ્યાણથી અન્ય અર્થાત્ પાપ, તે જ ભાતું જેને ભોગવવા યોગ્ય છે ॥ ૩૧ ॥

ननु पापमपि विहाय गच्छतु तत्राह—**दैवेनेति।**

શંકા કરે છે કે (શરીર વગેરેની જેમ) પાપને પણ અહીં મૂકી જાઓ ને! તે માટે ઉત્તર આપે છે— **'दैवेन इति।'**

**दैवेनासादितं तस्य शमलं निरये पुमान्।**
**भुंक्ते कुटुम्बपोषस्य हृतवित्त इवातुरः॥ ३२**

(અન્યનો દ્રોહ કરીને અધર્મથી) કુટુંબને પોષનાર મનુષ્ય, ભગવાનની ઈચ્છાથી પ્રાપ્ત થયેલા તેના પોતાના પાપના ફળને લૂંટાઈ ગયેલા ધનવાળા દુઃખી મનુષ્યની જેમ નરકમાં ભોગવે છે. ॥ ૩૨ ॥

तस्य कुटुम्बपोषणस्य शमलं पापं दैवेनेश्वरेण प्रापितं भुंक्ते॥ ३२॥

**'दैवेन'** ઈશ્વર દ્વારા પ્રાપ્ત થયેલું, તે કુટુંબપોષણના **'शमलम्'** પાપનું ફળ ભોગવે છે. ॥ ૩૨ ॥

ननु कुटुम्बपोषणं विहितमेव तत्राह—**केवलेनेति।**

શંકા કરવામાં આવી છે કે કુટુંબનું પોષણ કરવું, એ શાસ્ત્રોક્ત જ છે ને? તે માટે ઉત્તર આપે છે— **'केवलेन इति।'**

**केवलेन ह्यधर्मेण कुटुम्बभरणोत्सुकः।**
**याति जीवोऽन्धतामिस्त्रं चरमं तमसः पदम्॥ ३३**

કેવળ અધર્મથી જ કુટુંબનું પોષણ કરવા માટે તત્પર એવો જીવ અંધતામિસ્ર નરકના અંતિમ સ્થાનમાં જાય છે. ॥ ૩૩ ॥

तमसो नरकस्य चरमं पदं स्थानम्॥ ३३॥

**'तमसः'** અંધકારભર્યા નરકના અંતિમ સ્થાનમાં ॥ ૩૩ ॥

पुनर्मनुष्यशरीरप्राप्तिप्रकारमाह।

ફરીથી મનુષ્યશરીર ક્યારે પ્રાપ્ત થાય તેનો પ્રકાર કહે છે—

**अधस्तान्नरलोकस्य यावतीर्यातनादयः।**
**क्रमशः समनुक्रम्य पुनरत्राव्रजेच्छुचिः॥ ३४**

મનુષ્યદેહની પ્રાપ્તિની પહેલાં (કૂતરાં-ભૂંડ વગેરે યોનિઓની પ્રાપ્તિરૂપ) જેટલી યાતનાઓ વગેરે છે, તે સર્વે અનુક્રમે એક પછી એક પ્રાપ્ત કરી, (તે ભોગવવાથી) શુદ્ધ થઈ ફરીથી આ મનુષ્યશરીરને પ્રાપ્ત થાય છે. ॥ ૩૪ ॥

नरलोकस्य मनुष्यदेहस्य प्राप्तेरधस्तादर्वाग्यावत्यो यातनाः। आदिशब्देन श्वसूकरादियोनयश्च यास्ताः सर्वाः क्रमेण सम्प्राप्य भोगेन क्षीणपापः शुचिः सन्नत्र पुनर्नरत्वं प्राप्नोतीत्यर्थः॥ ३४॥

**'नरलोकस्य'** મનુષ્યદેહની પ્રાપ્તિની **'अधस्तात्'** પહેલાં જેટલી યાતના વગેરે છે, **'आदि'** શબ્દથી શ્વાન, ભૂંડ વગેરે જે યોનિઓ છે, તે સર્વે એક પછી એક પ્રાપ્ત કરી, તેને ભોગવીને જેનાં પાપ નાશ પામ્યાં છે તે જીવ શુદ્ધ થઈ ફરીથી **'अत्र'** અહીં મનુષ્યયોનિને પ્રાપ્ત કરે છે, એમ અર્થ છે. ॥ ૩૪ ॥

**वंशीधरी—**'इत्यर्थ इति।'

'चतुरशीतिसाहस्त्रं भुक्त्वा मानुष्यमाप्नुयात्।'

इत्युक्तेरिति भावः। सहस्त्राणां समूहः साहस्त्रं लक्षमित्यर्थः।

'ચોર્યાશીલાખ યોનિઓ ભોગવીને મનુષ્યત્વને પ્રાપ્ત થાય છે.' એમ કહ્યું હોવાથી **'इत्यर्थः'** નો આ ભાવ છે. સહસ્રનો સમૂહ એટલે સાહસ્ર અર્થાત્ લક્ષ.

**सुबोधिनी—**तत्र कल्पान्तं स्थित्वा पुनरायातीत्याह—अधस्तादिति। नरलोकस्याऽधस्तात् यावतीर्यातनाः, ताः सर्वा एव क्रमेण, ऊर्ध्वमुखः सन्, अनुभूय, न तु सर्वाः सकृत्, किन्तु समनुक्रम्य। एकं नरकमारभ्य, तत् सम्यक् भुक्त्वा, पुनर्नरकान्तरं भोक्तुमारभत इत्यर्थः। पुनरत्रैव लोके शुद्धो भूत्वा आव्रजेदित्यर्थः।

ત્યાં નરકમાં એક કલ્પ પર્યન્ત રહીને ફરી પાછો આવે છે, એમ કહે છે. મનુષ્યલોકની નીચે નરકમાં જેટલી યાતનાઓ છે તે બધી જ ક્રમપૂર્વક ઊર્ધ્વમુખ થઈ, તેનો અનુભવ કરીને, બધી યાતનાઓ એક સાથે નહીં, પણ ક્રમાનુસાર ભોગવે છે. એક નરકથી આરંભ કરીને, તેને બરાબર ભોગવીને ફરીથી બીજા નરકની યાતનાઓ ભોગવવાનું શરૂ કરે છે, એમ અર્થ છે. વળી પાછો શુદ્ધ થઈને આ જ લોકમાં આવે છે, એમ અર્થ છે.

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां तृतीयस्कन्धे त्रिंशोऽध्यायः॥ ३०॥

इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां त्रिंशोऽध्यायः॥ ३०॥

*****

# अथैकत्रिंशोऽध्यायः

## મનુષ્યયોનિને પ્રાપ્ત થયેલ જીવની ગતિનું વર્ણન

एकत्रिंशे विमिश्रैस्तु पुण्यपापैरिहान्तरा।
मनुष्ययोनिसम्प्राप्तिर्वर्ण्यते राजसी गतिः॥ १

એકત્રીસમા અધ્યાયમાં પુણ્ય અને પાપ મિશ્ર થવાથી અહીં (ભારતદેશમાં) મનુષ્યદેહની પ્રાપ્તિરૂપ રાજસી ગતિનું વર્ણન કરવામાં આવે છે. ॥ ૧ ॥

पुनरत्राव्रजेदित्युक्तं तदेव विशेषतो दर्शयति।

(ત્રીસમા અધ્યાયના છેલ્લા શ્લોકમાં) 'ફરી પાછો મનુષ્યયોનિને પ્રાપ્ત થાય છે.' એમ કહ્યું, તે જ વિશેષરૂપે દર્શાવે છે.

श्रीभगवानुवाच

**कर्मणा दैवनेत्रेण जन्तुर्देहोपपत्तये।**
**स्त्रियाः प्रविष्ट उदरं पुंसो रेतःकणाश्रयः॥ १**

**कललं त्वेकरात्रेण पञ्चरात्रेण बुद्बुदम्।**
**दशाहेन तु कर्कन्धूः पेश्यण्डं वा ततः परम्॥ २**

कर्मणा पूर्वकृतेन। दैवमीश्वरस्तदेव नेत्रं नेतृ प्रवर्तकं यस्य। प्रविष्टो भवति॥ १॥

कललं शुक्रशोणितमिश्रितं भवति। बुद्बुदं वर्तुलाकारम्। कर्कन्धूर्बदरीफलं तदाकारं कठिनम्। पेशी मांसपिण्डाकारम्। अण्डं वा योन्यन्तरे॥ २॥

**मासेन तु शिरो द्वाभ्यां बाह्वङ्घ्र्याद्यङ्गविग्रहः।**
**नखलोमास्थिचर्माणि लिङ्गच्छिद्रोद्भवस्त्रिभिः॥ ३**

बाह्वङ्घ्र्यादीनामङ्गानां विग्रहो विभागः। लिङ्गं च छिद्राणि च तेषामुद्भवः॥ ३॥

**चतुर्भिर्धातवः सप्त पञ्चभिः क्षुत्तृडुद्भवः।**
**षड्भिर्जरायुणा वीतः कुक्षौ भ्राम्यति दक्षिणे॥ ४**

**मातुर्जग्धान्नपानाद्यैरेधद्धातुरसम्मते।**
**शेते विण्मूत्रयोर्गर्ते स जन्तुर्जन्तुसम्भवे॥ ५**

जरायुणा गर्भवेष्टनेन वीतः प्रावृतः॥ ४॥

**શ્રીકપિલ ભગવાન બોલ્યા** – ઈશ્વરની પ્રેરણાથી પોતાનાં પૂર્વકર્મો અનુસાર દેહ પ્રાપ્ત કરવા માટે જીવ પુરુષના વીર્યકણનો આશ્રય કરી સ્ત્રીના ઉદરમાં પ્રવેશ કરે છે. ॥ ૧ ॥

એક રાત્રિમાં તે કલલ બને છે, પાંચ રાત્રિમાં પરપોટો બને છે, દસ દિવસમાં તો તે બોર જેટલું અને ત્યારબાદ માંસની પેશી અથવા ઈંડા જેવા આકારનું બને છે. ॥ ૨ ॥

પૂર્વે કરેલાં કર્મો પ્રમાણે **'दैवम्'** ઈશ્વર, એ જ જેના પ્રેરક છે, પ્રવૃત્ત કરાવનારા છે, તે જીવ પ્રવેશ કરે છે. ॥ ૧ ॥

**'कललम्'** વીર્ય અને રજ મળીને કલલ બને છે– **'बुद्बुदम्'** વર્તુળાકાર પરપોટો– **'कर्कन्धूः'** બોર જેવા આકારનું કઠણ બીજ– **'पेशी'** પિંડાકાર માંસ અથવા મનુષ્યેતર યોનિમાં અંડાકાર બને છે. ॥ ૨ ॥

એક મહિને મસ્તક, બે મહિને હાથ, પગ વગેરે શરીરના વિભાગો બને છે, ત્રણ મહિનામાં નખ, રૂંવાડાં, અસ્થિ, ત્વચા, લિંગ તથા (નવ) છિદ્રો પણ તે શરીરનાં ઉત્પન્ન થાય છે. ॥ ૩ ॥

હાથ, પગ વગેરે શરીરના **'विग्रहः'** વિભાગ બને છે. લિંગ તથા છિદ્રો પણ તે શરીરનાં ઉત્પન્ન થાય છે. ॥ ૩ ॥

ચાર માસમાં શરીરની સાત ધાતુઓ બને છે, પાંચ માસમાં ક્ષુધા અને તૃષાની ઉત્પત્તિ થાય છે, છ મહિને ઓરથી વીંટાઈને તે માતાની જમણી કૂખમાં ફરકે છે. ॥ ૪ ॥

માતાનાં ખાધેલાં અન્ન-પાન વગેરેથી વધતી ધાતુઓવાળો તે જીવ, જીવડાંઓના ઉત્પત્તિસ્થાન એવા અત્યંત જઘન્ય મળ-મૂત્રના ખાડામાં સૂઈ રહે છે. ॥ ૫ ॥

ઓરથી ગર્ભ વીંટાઈ જાય છે તેથી **'वीतः'** વીંટાયેલો ॥ ૪ ॥

मातुर्जग्धेन भक्षितेनान्नेन पानाद्यैश्चैधमाना धातवो यस्य। जन्तूनां सम्भवो यस्मिंस्तस्मिन्नसम्मते गर्ते शेते। तथा च मार्कण्डेयपुराणे—

‘नाडी चाप्यायनी नाम नाभ्यां तस्य निबद्ध्यते।
स्त्रीणां तथान्त्रसुषिरे सा निबद्धोपजायते॥
क्रमन्ते भुक्तपीतानि स्त्रीणां गर्भोदरे तथा।
तैराप्यायितदेहोऽसौ जन्तुर्वृद्धिमुपैति वै॥’
—इति॥ ५॥

मातानां ખાધેલાં અન્ન-પાન વગેરેથી વધતી ધાતુઓ છે જેની, જેમાં જીવડાં ઉત્પન્ન થાય છે તેવા જઘન્ય ખાડામાં સૂઈ રહે છે. માર્કંડેય પુરાણમાં તે પ્રમાણે છેઃ

‘આપ્યાયની (જીવન દેનારી) નાડી તેને નાભિ સાથે બાંધે છે તેમ જ સ્ત્રીનાં આંતરડાંનાં છિદ્રોવાળા પોલાણમાં બંધાયેલું રહે છે. વળી, સ્ત્રીનાં અન્નપાનાદિથી ગર્ભમાં મોટું થાય છે, તે સર્વથી પોષાતા દેહવાળો આ જીવ ખરેખર વૃદ્ધિ પામે છે.’

**कृमिभिः क्षतसर्वाङ्गः सौकुमार्यात्प्रतिक्षणम्।**
**मूर्च्छामाप्नोत्युरुक्लेशस्तत्रत्यैः क्षुधितैर्मुहुः॥ ६**

(ગર્ભમાં રહેલું શરીર) અતિ કોમળ હોવાથી, ત્યાં રહેલા ભૂખ્યા કીડા વડે પ્રતિક્ષણે કોચાયેલાં સર્વ અંગોવાળો, વારંવાર અતિ કષ્ટ પામતો તે (જીવ) મૂર્ચ્છા પામે છે. ॥ ૬ ॥

तत्रत्यैः कृमिभिः खादद्भिः। सौकुमार्यात् कोमलत्वेन क्षतानि सर्वाङ्गाणि यस्य॥ ६॥

ત્યાં રહેલાં, કોચી ખાતાં કીટાણુઓ વડે, ‘**सौकुमार्यात्**’ અત્યંત કોમળ હોવાથી કોચાયેલાં સર્વ અંગો છે જેનાં ॥ ૬ ॥

**कटुतीक्ष्णोष्णलवणरूक्षाम्लादिभिरुल्बणैः।**
**मातृभुक्तैरुपस्पृष्टः सर्वाङ्गोत्थितवेदनः॥ ७**

માતાએ ખાધેલા કડવા, તીખા, ગરમ, ખારા, લૂખા, ખાટા વગેરે ઉગ્ર આહારથી સ્પર્શ પામતો, આખા શરીરે ઊઠતી પીડા પામતો, ॥ ૭ ॥

उल्बणैर्दुःसहैः। सर्वेष्वङ्गेषूत्थिता वेदना यस्य। आस्ते इत्युत्तरेणान्वयः॥ ७॥

‘**उल्बणैः**’ દુઃખથી સહન થાય તેવા (આહાર)થી, આખા શરીરે ઊઠી છે પીડા જેને– ‘પડ્યો રહે છે’ એમ પછીના શ્લોક(૮) સાથે સંબંધ છે. ॥ ૭ ॥

**उल्बेन संवृतस्तस्मिन्नन्त्रैश्च बहिरावृतः।**
**आस्ते कृत्वा शिरः कुक्षौ भुग्नपृष्ठशिरोधरः॥ ८**

તે (ગર્ભ)માં ઓરથી વીંટળાયેલો અને બહાર (માતાનાં) આંતરડાંથી ઘેરાયેલો, વાંકી વળેલી પીઠ અને ડોકવાળો તે કૂખમાં મસ્તક રાખી પડ્યો રહે છે. ॥ ૮ ॥

उल्बेन जरायुणा। भुग्नं कुटिलीभूतं पृष्ठं शिरोधरा ग्रीवा च यस्य॥ ८॥

‘**उल्बेन**’ ઓરથી; ‘**भुग्नम्**’ વાંકી વળી ગઈ છે પીઠ તથા ‘**शिरोधरा**’ ડોક જેની ॥ ૮ ॥

**अकल्पः स्वाङ्गचेष्टायां शकुन्त इव पञ्जरे।**
**तत्र लब्धस्मृतिर्दैवात्कर्म जन्मशतोद्भवम्।**
**स्मरन्दीर्घमनुच्छ्वासं शर्म किं नाम विन्दते॥ ९**

પાંજરામાં પુરાયેલા પક્ષીની જેમ પોતાનાં અંગોના હલનચલનમાં અસમર્થ, પૂર્વકર્મવશાત્ (અથવા ભગવદ્ ઈચ્છાથી) જેને સ્મૃતિ પ્રાપ્ત થાય છે તેવો તે પોતાના સેંકડો જન્મોનાં કર્મનું સ્મરણ કરતો, દીર્ઘ નિઃશ્વાસ લેતો ખરેખર શું સુખ પામે છે? ॥ ૯ ॥

दैवात्पूर्वकर्मवशात्। लब्धा स्मृतिर्येन सः। दीर्घं दुरन्तमनुच्छ्वासं यथा भवति तथा तत्र स्थितः सन्॥ ९॥

**वंशीधरी**—नन्वतीव बीभत्सितस्थलस्थस्य सावधानाभावात्कथं जन्मशतज्ञानं बहिर्निर्गतस्य प्रयतमानस्याप्येकजन्मज्ञानमपि कथं नोदेतीत्याशङ्कायामाह—

गर्भे यदस्य विज्ञानं तन्माहात्म्यं स्थलस्य हि।
गर्भाशये भवेज्ज्ञानं वाराणस्यां विमुक्तिवत्।
तस्माच्च्युतोऽज्ञतामेति मागधो दुर्गतिं यथा॥

इति शिष्टगीतात्।

**'દૈવાત્'** પૂર્વે કરેલાં કર્મોને કારણે થઈ છે સ્મૃતિ જેને તેવો તે; **'દીર્ઘમ્'** દીર્ઘ નિઃશ્વાસ જે રીતે લેવાય તેમ ત્યાં રહીને ॥૯॥

અત્યંત ઘૃણાજનક સ્થાનમાં રહેલાને સાવધાન ન હોવાથી સો જન્મોનું જ્ઞાન કેવી રીતે થાય? અને બહાર આવેલાને પ્રયત્ન કરવા છતાં પણ એક જન્મનું જ્ઞાન પણ કેમ ઉત્પન્ન થતું નથી, એવી શંકા માટે ઉત્તર આપે છે—

'ગર્ભમાં આ જીવને જે વિશેષ જ્ઞાન થાય છે, તે ખરેખર સ્થળનું જ માહાત્મ્ય છે. વારાણસીમાં (મરનારની) મુક્તિ થાય તેમ ગર્ભાશયમાં જ્ઞાન થાય છે. તેમાંથી છૂટો પડે એટલે જેમ મગધદેશમાં (મરનારની) દુર્ગતિ થાય તેમ અજ્ઞાનને પામે છે.' – એમ શિષ્ટગીતામાં કહ્યું છે.

**आरभ्य सप्तमान्मासाल्लब्धबोधोऽपि वेपितः।**
**नैकत्रास्ते सूतिवातैर्विष्ठाभूरिव सोदरः॥ १०**

સાતમા માસથી આરંભી, જ્ઞાન પ્રાપ્ત કરેલો તે જીવ (જ્ઞાન હોવા) છતાં પ્રસૂતિના પવનોથી અતિશય ધ્રૂજતા, વિષ્ઠામાંથી ઉત્પન્ન થનાર કીડાની જેમ એક જ ઉદરમાં રહેલો એક સ્થળે રહી શકતો નથી.॥ ૧૦ ॥

**नाथमान ऋषिर्भीतः सप्तवध्रिः कृताञ्जलिः।**
**स्तुवीत तं विक्लवया वाचा येनोदरेऽर्पितः॥ ११**

સાત ધાતુઓનાં બંધનવાળો, યાચના કરતો કે પીડાતો, શરીર તથા આત્માના સ્વરૂપને જાણનારો ઋષિ ભયભીત થઈ બન્ને હાથની અંજલિ જોડી, જે ભગવાને ઉદરમાં મૂક્યો છે તે ભગવાનની ગદ્ગદ્ વાણીથી સ્તુતિ કરે છે. ॥ ૧૧ ॥

सूतिहेतुभिर्वातैर्वेपितः। सोदरः समानोदरजन्मा विष्ठाभूः कृमिरिवेति॥ १०॥

પ્રસૂતિ માટેના વાયુઓથી ધ્રૂજતા, **'સોદરઃ'** એક જ ઉદરમાં જન્મેલા, **'વિષ્ઠાભૂઃ'** વિષ્ઠામાંથી જન્મેલા કીડાની જેમ ॥૧૦॥

नाथमानो याचमान उपतप्यमान इति वा ऋषिर्देहात्मदर्शी। भीतः पुनर्गर्भवासात्। सप्त वध्रयो बन्धनभूता धातवो यस्य सः। विक्लवया व्याकुलया॥ ११॥

**'નાથમાનઃ'** યાચના કરતો અથવા પીડાતો, **'ઋષિઃ'** દેહ અને આત્માના સ્વરૂપને જાણનાર, પુનઃ ગર્ભવાસથી ભયભીત, **'સપ્ત વધ્રયઃ'** બંધનરૂપ સાત ધાતુઓ છે જેની તે, **'વિક્લવયા'** વ્યાકુળતાથી ॥ ૧૧ ॥

**क्रम.**—नाथमान इति तात्पर्यं यथा सकृद्भजनेनैव सर्वमप्यायुः सफलमित्युदाहृतमेव श्रीशौनकवाक्येन

યાચના કરતો જીવ– એનો આશય છે કે, એક જ વાર ભજન કરવાથી આખુંય આયખું સફળ થાય છે. એ પ્રમાણે શ્રી શૌનકજીના વાક્યથી પણ ઉદાહરણ આપવામાં આવ્યું છે.

'आयुर्हरति वै पुंसामुद्यन्नस्तं च यन्नसौ।
तस्यर्ते यत्क्षणो नीत उत्तमश्लोकवार्तया॥'

इत्यादिग्रन्थेन। एवं भक्त्याभासेनाप्यजामिलादौ पापघ्नत्वं दृश्यते। तथा सर्वकर्मादिध्वंसपूर्वकपरमगतिप्राप्तौ स्वल्पायासेनैव भक्तेः कारणत्वं श्रूयते।

लघुभागवते—

'वर्त्तमानञ्च यत्पापं यद्गतं यद्भविष्यति।
तत्सर्वं निर्द्दहत्याशु गोविन्दनामकीर्तनात्॥'

इति। तथैव च तत्र यथा कथञ्चिद्भक्तिसम्बन्धस्य कारणत्वं दृश्यते।

ब्रह्मवैवर्ते—

'स समाराधितो देवैर्मुक्तिकृत् स्याद्यथा तथा।
अनिच्छयापि हुतभुक् सम्पृक्तो दहति द्विज॥
दीक्षामात्रेण कृष्णस्य नरा मोक्षं लभन्ति वै।
किं पुनर्ये सदा भक्त्या पूजयन्त्यच्युतं नराः॥'

बृहन्नारदीये—

'अकामादपि ये विष्णुं सकृत् पूजां प्रकुर्वते।
न तेषां भवबन्धस्तु कदाचिदपि जायते॥'

पाद्मे—

'सम्पर्काद्यदि वा मोहाद्यस्तु पूजयते हरिम्।
सर्वपापविनिर्मुक्तः प्रयाति परमं पदम्॥'

इतिहाससमुच्चये श्रीनारदपुण्डरीकसंवादे—

'ये नृशंसा दुराचाराः पापाचाररताः सदा।
तेऽपि यान्ति परं धाम नारायणपराश्रयाः॥
लिप्यन्ते न च पापेन वैष्णवा वीतकल्मषाः।
पुनन्ति सकलाँल्लोकान् सहस्रांशुरिवोदितः॥'

'મનુષ્યની જે ક્ષણ હરિકથામાં જાય છે, તે વિના બાકીના આયુષ્યને હંમેશાં ઉદય તથા અસ્ત પામતો આ (સૂર્ય) હરી લે છે.' (શ્રીમદ્ ભા.૨/૩/૧૭) વગેરે. આમ ભક્તિના આભાસથી પણ અજામિલ વગેરેમાં પાપનો નાશ દેખાય છે. તેમ જ થોડાક પ્રયત્નથી જ સર્વકર્મ વગેરેના નાશસહિત પરમગતિની પ્રાપ્તિમાં ભક્તિ જ કારણભૂત છે, તેમ શ્રવણ કરવામાં આવ્યું છે.

લઘુભાગવતમાં—

'જે પાપ અત્યારે થઈ રહ્યું છે, જે થઈ ગયું છે અને જે થવાનું છે, તે સર્વ શ્રીગોવિન્દપ્રભુના નામ સંકીર્તનથી શીઘ્ર બળી જાય છે.' આ પ્રમાણે ત્યાં પણ કોઈ પણ રીતે ભક્તિ સાથેનો સંબંધ કારણરૂપ જણાય છે.

બ્રહ્મવૈવર્ત પુરાણમાં—

'હે દ્વિજ, દેવો વડે સારી રીતે આરાધિત થયેલા તે શ્રીહરિ મુક્તિ કરનાર છે, જેમ અગ્નિ સાથે અનિચ્છાએ જોડાયેલી કોઈપણ વસ્તુ બળી જાય છે તેમ. શ્રીકૃષ્ણની દીક્ષા માત્રથી જ મનુષ્યો નિશ્ચિંતપણે મોક્ષ પ્રાપ્ત કરે છે, તો સદાય ભક્તિપૂર્વક અચ્યુત ભગવાનને પૂજનારા મનુષ્યોનું તો કહેવું જ શું?'

બૃહન્નારદીય પુરાણમાં કહ્યું છે— 'જે મનુષ્યો એકવાર પણ નિષ્કામભાવે વિષ્ણુભગવાનની પૂજા કરે, તેમને ક્યારેય પણ સંસારનું બંધન થતું નથી.'

પદ્મપુરાણમાં—

'સમ્પર્કથી કે મોહથી પણ જે શ્રીહરિની પૂજા કરે છે, તે સર્વ પાપથી છૂટી જઈને પરમપદને પામે છે.'

ઈતિહાસસમુચ્ચયમાં શ્રીનારદજી અને પુંડરીકના સંવાદમાં—

'જે મનુષ્યો હિંસા, દુરાચાર અને પાપાચારમાં સદાય રત છે, તેઓ પણ શ્રીનારાયણના આશ્રયવાળા થઈ શ્રેષ્ઠધામમાં જાય છે. પવિત્ર થયેલા તે વૈષ્ણવો પાપથી દૂષિત પણ થતા નથી અને સર્વલોકને ઉદિત થતા સૂર્યની જેમ પવિત્ર કરે છે.'

अत एव—

'सकृदेव प्रपन्नो यस्तवास्मीति च याचते।
अभयं सर्वदा तस्मै ददाम्येतद्व्रतं मम॥'

इति च श्रीरामायणे श्रीरामचन्द्रवचनम्।

'सकृदेव प्रपन्नो यस्तवास्तीति च याचते।
अभयं सर्वभूताय ददाम्येतद्व्रतं हरेः॥'

इति गारुडवचनम्।

'जीवितं विष्णुभक्तस्य वरं पञ्चदिनानि वै।
न तु कल्पसहस्राणि भक्तिहीनस्य केशवे॥'

इति विष्णुधर्मोत्तरवचनम्।

वस्तुतस्तु कश्चिदेव जीवो भाग्यवान् स्तौति स च निस्तरत्यपि। न तु सर्वस्यापि भगवज्ज्ञानं भवति तथा चेति नैरुक्तमते च त्रिविधा जीवा लभ्यन्ते। एके पूर्वपूर्वजन्ममात्रं स्मरन्ति। एके साङ्ख्ययोगादिकमभ्यस्यन्ति एके तु परमपुरुषमिति।

**बा.प्र.**—ऋषिरिति आत्मपरमात्मगुणस्वरूपज्ञ इत्यर्थः।
**सुबोधिनी**—ऋषिरित्यलौकिकज्ञानस्य वृत्तत्वान्मन्त्रदर्शी।

**जन्तुरुवाच**

**तस्योपसन्नमवितुं जगदिच्छयात्त-**
**नानातनोर्भुवि चलच्चरणारविन्दम्।**
**सोऽहं व्रजामि शरणं ह्यकुतोभयं मे**
**येनेदृशी गतिरदर्श्यसतोऽनुरूपा ॥ १२**

उपसन्नं जगद्रक्षितुं स्वेच्छया गृहीतनानामूर्तेर्भगवतश्चरणारविन्दमकुतोभयं सोऽहं शरणं व्रजामि। भुवि चलदिति श्रीकृष्णावताराभिप्रायेण। असतो मेऽनुरूपा योग्या येनेदृशी गर्भवासलक्षणा गतिर्दर्शिता तस्य॥ १२॥

આથી જ 'એકવાર પણ શરણાગત થઈ જે યાચના કરે છે કે પ્રભુ, હું તમારો છું, તેને હું સર્વ રીતે અભયદાન આપું છું. એ મારું વ્રત છે.'

એમ રામાયણમાં શ્રીરામચન્દ્ર ભગવાનનું વચન છે.

'એકવાર પણ શરણાગત થઈને જ યાચના કરે કે હું તમારો છું, તે સર્વ પ્રાણીઓને હું અભય આપું છું, એવું શ્રીહરિનું વ્રત છે.'

આ પ્રમાણે ગરુડપુરાણનું વચન છે.

'વિષ્ણુ ભગવાનના ભક્તનું પાંચ દિવસનું જીવન, ખરેખર, કેશવ ભગવાનમાં ભક્તિ વગરના મનુષ્યના હજાર કલ્પના જીવન કરતાં શ્રેષ્ઠ છે.' એમ વિષ્ણુધર્મોત્તર પુરાણનું વચન છે.

ખરેખર તો કોઈક ભાગ્યવાન જીવ જ ગર્ભમાં સ્તુતિ કરે છે અને તરી જાય છે પણ ખરો. બધાને કાંઈ ગર્ભમાં ભગવાનનું જ્ઞાન થતું નથી. વળી, નૈરુક્તના મત પ્રમાણે જીવો ત્રણ પ્રકારના હોય છે– કેટલાક જીવોને માત્ર પૂર્વ પૂર્વ જન્મનું સ્મરણ થાય છે. કેટલાક સાંખ્યયોગ વગેરેનો અભ્યાસ કરે છે તો કેટલાક પરમેશ્વરનું ભજન કરે છે.

ઋષિ એટલે આત્મા અને પરમાત્માના ગુણ અને સ્વરૂપને જાણનાર એમ અર્થ છે.

ઋષિ એટલે અલૌકિક જ્ઞાન થયેલું હોવાથી મંત્રદ્રષ્ટા.

**જીવ બોલ્યો** – શરણે આવેલા જગતની રક્ષા કરવા માટે પોતાની ઈચ્છાથી અનેક (શરીરો) અવતારો ધારણ કરનાર તે શ્રીકૃષ્ણ પરમાત્માના સર્વતઃ નિર્ભય તથા ભૂતળ ઉપર વિચરનાર ચરણકમળને શરણે તે હું (જીવ) જાઉં છું, કે જે ભગવાને મને દુષ્ટને અનુરૂપ આવી (ગર્ભવાસરૂપી) ગતિ દર્શાવી. ॥ ૧૨ ॥

શરણે આવેલા જગતની રક્ષા કરવા માટે સ્વેચ્છાથી અનેક અવતારો ધારણ કરનાર ભગવાનના સર્વ પ્રકારે નિર્ભય એવા ચરણારવિન્દને શરણે તે હું જાઉં છું. ભૂતળ ઉપર વિચરતા ચરણારવિંદ– એમ શ્રીકૃષ્ણાવતારના અભિપ્રાયથી કહે છે. દુષ્ટ એવા મને **'अनुरूपा'** ઉચિત ગતિ, **'ईदृशी'** આવી ગર્ભવાસના લક્ષણરૂપ ગતિ દર્શાવી, તે ભગવાનના ॥ ૧૨ ॥

**विजय**—अकुतोभयम् न कुतो भयमिति 'अभयं प्रतिष्ठां विन्दते।'

ननु कोऽसौ यं शरणं व्रजसि, को वा तव तस्य च विशेषो येन सेव्यसेवकत्वमित्यपेक्षाया-माह—

**यस्त्वत्र बद्ध इव कर्मभिरावृतात्मा**
**भूतेन्द्रियाशयमयीमवलम्ब्य मायाम्।**
**आस्ते विशुद्धमविकारमखण्डबोध-**
**मातप्यमानहृदयेऽवसितं नमामि॥ १३**

अत्र मातुर्देहे भूतेन्द्रियाशयमयीं देहाकार-परिणतां मायामवलम्ब्याश्रित्य कर्मभिरावृतस्वरूप इव बद्ध इव च य आस्ते सोऽहम्। यस्त्वत्रैवास्ते तं नमामि। कथम्भूतमित्यपेक्षायां तुशब्दोक्तं विशेषं दर्शयति। आतप्यमाने हृदयेऽवसितं प्रतीतमेवमप्यविकारम्। कुतः। विशुद्धं निरुपाधिकम्। तत्कुतः। अखण्डो बोधो यस्य तम्॥ १३॥

ननु त्वमपि वस्तुतः शुद्ध एव 'असङ्गो ह्ययं पुरुषः' इत्यादिश्रुतेः। तत्कथं युवयोरयं विशेषस्तत्राह—

ક્યાંયથી ભય ન લાગે તેવી સ્થિતિ તે અકુતોભય. (અહીં શ્રુતિનું પ્રમાણ છે કે) 'મનુષ્ય અભય એવી સ્થિરતાને પામે છે.'

શંકા કરે છે કે એ કોણ છે જેને શરણે તું જાય છે? અથવા તારો અને તેનો કયો વિશેષ સંબંધ છે કે જેનાથી સેવ્ય અને સેવકભાવ છે, એવી અપેક્ષા માટે ઉત્તર આપે છે—

કર્મો વડે ઢંકાયેલા સ્વરૂપવાળા તથા અહીં માતાના દેહમાં દેહ, ઈન્દ્રિયો અને અન્તઃકરણરૂપ માયાનો આશ્રય કરીને બદ્ધ હોય તેમ જે રહે છે (તે હું છું), પરંતુ એમાં જ (જીવભોગ્ય દેહમાં નિયન્તારૂપે) રહેલા, સંતપ્તમાન હૃદયમાં વસેલા (જણાતા) હોવા છતાં પણ અત્યંત પવિત્ર, વિકારશૂન્ય અને અખંડ જ્ઞાનમય પરમાત્માને હું નમસ્કાર કરું છું. ॥ ૧૩ ॥

**'अत्र'** અહીં માતાના દેહમાં શરીર, ઈન્દ્રિયો અને અંતઃકરણરૂપ, દેહના આકારમાં પરિણમતી માયાનો **'अवलम्ब्य'** આશ્રય કરીને, કર્મો વડે ઢંકાયેલા સ્વરૂપવાળો, જાણે કે બદ્ધ હોય તેમ જે રહે છે, તે હું છું. પરંતુ જે એમાં જ રહે છે તેને હું નમન કરું છું. (તે અહીં રહેનારો) કેવો છે તેવી અપેક્ષા માટે કહેલા **'तु'** શબ્દથી વિશેષ કહે છે. સંતપ્તમાન હૃદયમાં વસેલા જણાતા હોવા છતાં પણ અવિકારી એવા પરમાત્માને– તે પરમાત્મા કેવી રીતે અવિકારી છે? કારણ કે વિશુદ્ધ અર્થાત્ નિરુપાધિક છે. તે કેવી રીતે? અખંડ જ્ઞાન છે જેમનું તેમને (નમસ્કાર હો).

શંકા કરે છે કે ખરી રીતે તો તું પણ શુદ્ધ જ છે કારણ કે 'ખરેખર, આ આત્મા અસંગ છે.' (બૃહદા.ઉપ. ૪/૩/૧૫) વગેરે શ્રુતિ છે. તો પછી તમારા બંનેમાં આ પરમપુરુષ વિશેષ કેવી રીતે છે, તે કહે છે—

**यः पञ्चभूतरचिते रहितः शरीरे**
**च्छन्नोऽयथेन्द्रियगुणार्थचिदात्मकोऽहम्।**
**तेनाविकुण्ठमहिमानमृषिं तमेनं**
**वन्दे परं प्रकृतिपूरुषयोः पुमांसम्॥ १४**

य: पञ्चभिर्भूतै रचिते शरीरे अयथा मिथ्यैव छन्नो न वस्तुतः। यतस्तेन शरीरेण रहितोऽसङ्गोऽतोऽयथैवेन्द्रियगुणार्थचिदात्मकः इन्द्रियाणि च गुणाश्च अर्थाश्च चिदाभासश्च तदात्मकः सोऽहं तं वन्दे। कथम्भूतम्। तेन शरीरेणाविकुण्ठो महिमा यस्य तम्। अवगुण्ठेति पाठेऽवसन्नं गुण्ठनमावरणं यस्य स महिमा यस्येत्यर्थः। तत्र हेतुः—प्रकृतिपुरुषयोः परं नियन्तारम्। कुतः। ऋषिं सर्वज्ञं विद्याशक्तिमित्यर्थः। विद्याऽविद्याकृतो विशेष इति भावः॥ १४॥

**वंशीधरी—**'विद्याशक्त्या त्रिकालज्ञा ऋषयः परिकीर्तिताः।' 'योऽविद्यया युक्स तु नित्यबद्धो विद्यामयो यः स तु नित्यमुक्तः।'

**दीपिनी—**'अनात्मन्यात्मबुद्धिर्या साविद्येति च कथ्यत।' इति विष्णुपुराणोक्तं।

ननु ज्ञानेनायं बन्धो निवर्तिष्यते किं परमेश्वरवन्दनेन तत्राह—

**यन्मायायोरुगुणकर्मनिबन्धनेऽस्मिन्-**
**सांसारिके पथि चरंस्तदभिश्रमेण।**
**नष्टस्मृतिः पुनरयं प्रवृणीत लोकं**
**युक्त्या कया महदनुग्रहमन्तरेण॥ १५**

પંચમહાભૂતો વડે રચાયેલા શરીરમાં મિથ્યા જ આચ્છાદિત થયેલો તેમ જ ઇન્દ્રિયો, સત્ત્વાદિ ગુણો, ઇન્દ્રિયોના વિષયો તથા ચિદાભાસરૂપ જે છે, તે હું (શરીરમાં રહેવા છતાં) શરીર વડે નાશ ન પામેલા મહિમાવાળા, પ્રકૃતિ અને પુરુષના નિયંતા અને ઋષિ (વિદ્યારૂપ શક્તિવાળા સર્વજ્ઞ) એવા પુરુષસ્વરૂપ પરમાત્માને પ્રણામ કરું છું. ॥ ૧૪ ॥

પાંચ ભૂતો વડે રચાયેલા શરીરમાં જે હું '**अयथा**' મિથ્યા જ આચ્છાદિત થયો છું, વાસ્તવમાં હું ઢંકાયેલો નથી કારણ કે '**तेन**' તે શરીરથી રહિત એવો હું અસંગ છું, આથી મિથ્યા જ્ઞાનથી જ '**इन्द्रिय-गुण-अर्थ-चिदात्मकः**' ઇન્દ્રિયો, સત્ત્વાદિગુણો, ઇન્દ્રિયોના વિષયો તથા ચિદાભાસરૂપ એવો તે હું આપને વંદન કરું છું. કેવા આપને? '**तेन**' તે શરીરથી જેમનો મહિમા નાશ નથી પામ્યો તેમને— '**अवगुण्ठ**' પાઠમાં, નાશ પામ્યું છે '**गुण्ठनम्**' આવરણ જેનું તેવો મહિમા જેમનો છે તેમને, એમ અર્થ છે. તે માટે કારણ આપે છે— પ્રકૃતિ અને પુરુષના '**परम्**' નિયામક એવા પરમેશ્વરને, શા માટે? '**ऋषिम्**' ઋષિને, સર્વજ્ઞને, વિદ્યારૂપ શક્તિવાળાને, એમ અર્થ છે. વિદ્યા (પરમાત્મામાં) અને અવિદ્યા (જીવમાં) હોવાને લીધે ન્યૂનાધિકતા (ભેદ) લાગે છે, તેવો ભાવ છે. ॥ ૧૪ ॥

ઋષિઓ વિદ્યાશક્તિથી ત્રિકાળજ્ઞાની કહેવાય છે. જે અવિદ્યાથી યુક્ત છે તે તો નિત્યબદ્ધ છે, પરંતુ જે વિદ્યામય છે તે નિત્યમુક્ત છે.

'અનાત્મ પદાર્થમાં જે આત્મબુદ્ધિ છે તે અવિદ્યા છે એમ કહેવાય છે.' એમ વિષ્ણુપુરાણમાં કહેવાયું છે.

શંકા કરે છે કે આ બંધન જ્ઞાનથી દૂર થશે, પરમેશ્વરને વંદન કરવાથી શું થવાનું છે? તે માટે ઉત્તર આપે છે—

જે ભગવાનની માયાથી નાશ પામેલા સ્વરૂપજ્ઞાનવાળો, અનેક પ્રકારના સત્ત્વાદિ ગુણોને કારણે થતાં કર્મોરૂપી બંધનવાળા આ સાંસારિક માર્ગમાં તે સંસારથી જ પ્રાપ્ત થયેલા ક્લેશને કારણે ભટકતો આ જીવ તે મહાન ઈશ્વરના અનુગ્રહ વિના બીજી કઈ યુક્તિથી પોતાના સ્વરૂપને પ્રાપ્ત કરે? ॥ ૧૫ ॥

यस्य मायया नष्टस्मृतिः सन् संसारसम्बन्धिनि पथि तदभिश्रमेण तत्कृतेन क्लेशेन चरन्नयं जीवो महतस्तस्यैवेश्वरस्यानुग्रहं विना पुनः कया युक्त्या लोकं निजस्वरूपं प्रवृणीत सम्भजेत। अभिश्रमहेतुत्वेन पन्थानं विशिनष्टि उरूणि गुणनिमित्तानि कर्माणि नितरां बन्धनानि यस्मिन्। ईश्वरस्य प्रसादं विना ज्ञानाभावात्स एव सेव्य इत्यर्थः॥ १५॥

**वंशीधरी—**

'वासुदेवे भगवति भक्तियोगः प्रयोजितः।
जनयत्याशु वैराग्यं ज्ञानं यत्तदहैतुकम्॥'

इत्युक्तेः। मत्तो ज्ञानं हि जीवानाम् इति गीतोक्तेश्च।

ईश्वर एव ज्ञानद इत्युपपादयन्नाह—

**ज्ञानं यदेतददधात्कतमः स देव-**
**स्त्रैकालिकं स्थिरचरेष्वनुवर्तितांशः।**
**तं जीवकर्मपदवीमनुवर्तमाना-**
**स्तापत्रयोपशमनाय वयं भजेम॥ १६**

यदेतत्त्रिकालविषयं ज्ञानं तत्तं विना कतमो मय्यदधान्न कोऽपि। किन्तु स देव ईश्वर एव। नन्वन्यः प्रकृष्टो जीवो दधातु, नेत्याह। जीवरूपां कर्मपदवीमनुवर्तमाना वयमिति तद्व्यतिरेकेण न कोऽपि समर्थ इत्यर्थः। अन्यस्यात्रासम्भवमुक्त्वा तस्य सम्भवमाह। स्थिरेषु चरेषु चान्तर्यामिरूपोऽनुवर्तितोंऽशो येन तं भजेम॥ १६॥

જેની માયાથી નાશ પામેલા સ્વરૂપજ્ઞાનવાળો થઈ, સંસારના માર્ગ ઉપર **'तत्-अभिश्रमेण'** તે સંસારથી જ પ્રાપ્ત થયેલા ક્લેશથી ભટકતો આ જીવ તે મહાન ઈશ્વરના અનુગ્રહ વિના વળી કઈ યુક્તિથી **'लोकम्'** પોતાના સ્વરૂપને **'प्रवृणीत'** પ્રાપ્ત કરે? સંસારનાં કષ્ટોના કારણરૂપ હોવાથી સંસારના માર્ગને વિશેષણ આપી સમજાવે છે. અનેક પ્રકારના સત્ત્વાદિ ગુણોને કારણે થતાં અત્યધિક બંધનો છે જેમાં તેવા માર્ગ ઉપર ઈશ્વરની કૃપા વિના (બીજી કઈ યુક્તિથી સ્વરૂપપ્રાપ્તિ કરે?) જ્ઞાનના અભાવને કારણે તે ઈશ્વર જ સેવા કરવા યોગ્ય છે, એમ અર્થ છે. ॥ ૧૫ ॥

'ભગવાન વાસુદેવમાં સમ્પન્ન થયેલો ભક્તિયોગ શીઘ્રતાથી વૈરાગ્ય અને જે નિષ્કામ જ્ઞાન છે, તે ઉત્પન્ન કરે છે.' (શ્રીમદ્ ભા.૧/૨/૭) એમ કહેવાયું છે. ગીતાજી (અ.૧૫/૧૫)માં પણ કહ્યું છે કે ખરેખર, જીવોને મારાથી જ જ્ઞાન થાય છે.

ઈશ્વર જ જ્ઞાનદાતા છે એમ સિદ્ધ કરતાં કહે છે—

(મારામાં) આ ત્રણેય કાળનું જ્ઞાન છે તે કયા દેવે આપ્યું છે? સ્થાવર-જંગમ સર્વ જગતમાં અંશને વ્યાપ્ત કરનારા (અન્તર્યામીરૂપ) તે પરમેશ્વરે જ મને જ્ઞાન આપ્યું છે. જીવરૂપે કર્મની ગતિને અનુસરનારા અમે, ત્રણેય તાપની શાન્તિ માટે તે પરમાત્માને ભજીએ (છીએ.) ॥ ૧૬ ॥

જે આ ત્રણ કાળ વિષેનું જ્ઞાન છે તે, તેના વિના મારામાં કોણ સ્થાપે? તે માટે કહે છે કે કોઈ પણ નહીં, પરંતુ તે **'देवः'** ઈશ્વર જ આમ કરી શકે. શંકા કરે છે કે બીજો કોઈ શ્રેષ્ઠ જીવ જ્ઞાન આપે પણ ખરો. તો તે માટે કહે છે કે ના. અમે જીવરૂપ કર્મગતિને અનુસરનારા છીએ, એટલે તેના સિવાય કોઈ પણ આમ કરવાને સમર્થ નથી, એમ અર્થ છે. અહીં 'બીજું કોઈ જ્ઞાન આપે એ અસંભવિત છે.' એમ કહીને તે પરમેશ્વરની જ્ઞાન આપવાની સંભાવનાને જણાવે છે. સ્થાવર-જંગમ જગતમાં અન્તર્યામીરૂપે અર્થાત્ વ્યાપ્ત થનારો અંશ જેના દ્વારા છે, તે પરમાત્માને અમે ભજીએ (છીએ). ॥ ૧૬ ॥

**वंशीधरी—**'अहं ज्ञानप्रदो गुरुः' इत्युक्तेर्गुरावपि स्थित्वा ज्ञानदाताहमेवेति भावः।

'જ્ઞાન આપનાર ગુરુ પણ હું જ છું.' એમ કહેવાયું હોવાથી ગુરુમાં પણ હું જ જ્ઞાનદાતારૂપે રહેલો છું, એવો ભાવ છે.

स्वदुःखं विज्ञापयन्नाह—**देहीति।**

પોતાના દુઃખનું નિવેદન કરતાં કહે છે— **'देही इति।'**

**देह्यन्यदेहविवरे जठराग्निनाऽसृग्-**
**विण्मूत्रकूपपतितो भृशतप्तदेहः।**
**इच्छन्नितो विवसितुं गणयन्स्वमासान्**
**निर्वास्यते कृपणधीर्भगवन्कदा नु॥ १७**

હે ભગવાન, અન્યના (માતાના)દેહની, ઉદરરૂપી ગુહામાં રુધિર, મળ, મૂત્રના ખાડામાં પડેલો, જઠરાગ્નિથી અત્યન્ત સન્તપ્ત દેહવાળો, અહીંથી બહાર નીકળવા ઇચ્છતો, પોતાના મહિનાઓને ગણતો દીન બુદ્ધિવાળો દેહી ક્યારે બહાર કઢાશે? ॥ ૧૭ ॥

अन्यदेहविवरे मातुरुदरकुहरे योऽसृग्विण्मूत्रकूपस्तस्मिन्पतितस्तत्र जठराग्निना भृशं तप्तो देहो यस्य। अत एव कृपणधीरितो विवराद्विवसितुं निर्गन्तुमिच्छन्स्वमासान्गणयन्नसौ कदा नु अहो बहिर्निर्वास्यते॥ १७॥

**'अन्यदेहविवरे'** બીજાના– માતાના દેહના– ઉદરના પોલાણમાં જે રુધિર, વિષ્ઠા, મૂત્રનો ખાડો છે, તેમાં પડેલો, ત્યાં રહેલા જઠરાગ્નિથી ખૂબ જ તપી ગયો છે દેહ જેનો– આથી જ **'कृपणधीः'** દીન બુદ્ધિવાળો આ ખાડામાંથી **'विवसितुम्'** બહાર નીકળવા ઇચ્છતો, પોતાના મહિના ગણતો આ જીવ, અહો! ક્યારે બહાર કઢાશે? ॥ ૧૭ ॥

तत्कृतमुपकारं स्मरन्नाह—

તેમના કરેલા ઉપકારનું સ્મરણ કરતાં કહે છે—

**येनेदृशीं गतिमसौ दशमास्य ईश**
**संग्राहितः पुरुदयेन भवादृशेन।**
**स्वेनैव तुष्यतु कृतेन स दीननाथः**
**को नाम तत्प्रति विनाऽञ्जलिमस्य कुर्यात्॥ १८**

હે ઈશ, આપના જેવા (નિરુપમ અને) અત્યંત દયાળુ ભગવાન દ્વારા આ દસ મહિનાનો જીવ આવા જ્ઞાનનો પાત્ર બન્યો છે, તે દીનાનાથ આપે કરેલા ઉપકારથી જ પ્રસન્ન થાઓ! તે કરેલા ઉપકાર માટે એવો કોણ છે જે અંજલિ જોડવા સિવાય બીજું કાંઈ કરી શકે? ॥ ૧૮ ॥

येनेदृशीं गतिं ज्ञानम्। भवादृशेनेति निरुपमेनेत्यर्थः। स्वकृतेनैव स्वयं तुष्यतु। अञ्जलिमात्रं विना तत्कृतोपकारे प्रत्युपकारं कः कुर्यादित्यर्थः॥ १८॥

જેનાથી આવું **'गतिम्'** જ્ઞાન થયું છે; **'भवादृशेन'** આપના જેવા નિરુપમ ભગવાન દ્વારા, એમ અર્થ છે. આપે કરેલા ઉપકારથી જ આપ પ્રસન્ન થાઓ! અંજલિ જોડવા સિવાય તેમના કરેલા ઉપકાર માટે પ્રત્યુપકાર કોણ કરી શકે, એમ અર્થ છે. ॥ ૧૮ ॥

ईदृशीं गतिमित्यनेन जात्यन्तरविलक्षणं ज्ञानं प्रापितवानित्युक्तं तदेव वैलक्षण्यमाह— **पश्यतीति।**

આવું જ્ઞાન– એમ કહીને એ દ્વારા બીજી પશુ-પંખી વગેરે જાતિઓથી વિલક્ષણ જ્ઞાન પ્રાપ્ત કરેલો – એમ કહ્યું છે અને તે જ વિલક્ષણતાને જણાવે છે — **'पश्यति इति'।**

**पश्यत्ययं धिषणया ननु सप्तवध्रिः**
**शारीरके दमशरीर्यपरः स्वदेहे।**
**यत्सृष्टयाऽऽसं तमहं पुरुषं पुराणं**
**पश्ये बहिर्हृदि च चैत्यमिव प्रतीतम्॥ १९**

अयमपरः पश्वादिः सप्तवध्रिर्जीवः स्वदेहे शारीरके शरीरभवे सुखदुःखे केवलं ननु पश्यति। अहं पुनर्यत्सृष्टया धिषणया यद्दत्तेन विवेकज्ञानेन दमशरीरी। दम इत्युपलक्षणम्। शमदमादियुक्तशरीरवान् आसमभवं तमेव च पुराणमनादिं पुरुषं पूर्णं बहिश्च हृदि च पश्ये पश्यामीत्यन्वयः। कथम्। अपरोऽक्षतया प्रतीतं चैत्यमिव। अहङ्कारास्पदं भोक्तारमिवेत्यर्थः॥ १९॥

विवेकाज्ञानकृतं संसारोद्वेगमनुवदन्मोक्षमार्ग-मेवाध्यवस्यति। सोऽहमिति द्वाभ्याम्।

**सोऽहं वसन्नपि विभो बहुदुःखवासं**
**गर्भान्न निर्जिगमिषे बहिरन्धकूपे।**
**यत्रोपयातमुपसर्पति देवमाया**
**मिथ्यामतिर्यदनु संसृतिचक्रमेतत्॥ २०**

हे विभो, बहुदुःखवासं यथा भवति तथा गर्भे वसन्नपि गर्भाद्बहिर्न निर्गन्तुमिच्छामि। तत्र हेतुः—अन्धकूपप्राये यत्र बहिरुपयातं गतं प्राणिनं देवस्य तव मायोपसर्पति व्याप्नोति। यदनु यां मायामनु मिथ्यामतिर्देहेऽहम्बुद्धिः संसृतिचक्रं च कलत्रपुत्रादिसम्बन्धादुपसर्पति॥ २०॥

સાત ધાતુઓરૂપી આવરણવાળો આ જીવ પોતાના શરીરમાં થનારાં સુખ-દુઃખને જ જાણે છે પરંતુ હું તો જે ભગવાનના આપેલા વિવેકજ્ઞાનથી શમ-દમાદિયુક્ત શરીરવાળો થઈ જીવની જેમ (ભોક્તા બન્યા હોય તેવા) અપરોક્ષરૂપે પ્રતીત થતા તે પૂર્ણ પુરાણપુરુષને બહાર તથા હૃદયમાં નિહાળું છું. ॥ ૧૯ ॥

આ બીજા પશુ વગેરે સાત ધાતુઓનાં આવરણવાળા જીવો પોતાના દેહમાં **'शारीरके'** શરીરમાં ઉત્પન્ન થતાં સુખ-દુઃખને જ જાણે છે. પરંતુ હું **'यत्सृष्टया धिषणया'** જે ભગવાનના આપેલા વિવેકજ્ઞાનથી **'दमशरीरी'** દમ એ ઉપલક્ષણ (ન કહેલી વસ્તુને ધ્વનિત કરનાર સાંકેતિક શબ્દ) છે. શમ, દમ વગેરેથી યુક્ત શરીરવાળો **'आसम्'** થયો, તે જ **'पुराणम्'** અનાદિને **'पुरुषम्'** પૂર્ણ પુરુષને બહાર તથા હૃદયમાં **'पश्ये'** જોઉં છું, એમ અન્વય છે. કેવી રીતે? જીવની જેમ પ્રત્યક્ષ રીતે પ્રતીત થતા, અહંકારના આશ્રયરૂપ ભોક્તાની જેમ પ્રતીત થતા પુરાણ પુરુષને, એમ અર્થ છે. ॥ ૧૯ ॥

(દેહ અને આત્માના પૃથક્ત્વરૂપ) વિવેકના અજ્ઞાનને કારણે થયેલા સંસારના ઉદ્વેગને જણાવી મોક્ષમાર્ગનો જ બે શ્લોકો વડે નિશ્ચય કરે છે. **'सः अहम् इति'**

હે વિભુ, અતિ કષ્ટથી રહેવાય તેમ અહીં રહેતો તે હું ગર્ભમાંથી અંધારા સંસારકૂપમાં જવા નથી ઈચ્છતો, કારણ કે જ્યાં જતાંની સાથે જ ઈશ્વરની—આપની માયા ઘેરી વળે છે અને તે દેવમાયાની પાછળ દેહમાં અહંબુદ્ધિરૂપ મિથ્યા મતિ અને જેના પછી આ સંસારચક્ર પ્રાપ્ત થાય છે. ॥ ૨૦ ॥

હે વિભુ, અતિ કષ્ટપૂર્ણ નિવાસ જે રીતે હોય તે રીતે ગર્ભમાં રહેવા છતાં ગર્ભમાંથી બહાર નીકળવા હું ઈચ્છતો નથી. તે માટે કારણ આપે છે – અંધારા કૂવા જેવા સંસારમાં, જ્યાં બહાર **'उपयातम्'** ગયેલા પ્રાણીને દેવની – આપની માયા **'उपसर्पति'** વ્યાપી જાય છે. **'यद्-अनु'** જે દેવમાયાની પાછળ **'मिथ्यामतिः'** દેહમાં અહંબુદ્ધિ તથા સ્ત્રી-પુત્રાદિના સંબંધને કારણે આ સંસારચક્ર ચાલુ થાય છે. ॥ ૨૦ ॥

**वीर.**—देवस्य भगवतः सम्बन्धिनी माया 'दैवी ह्येषा गुणमयी' इत्युक्तविधा देहात्माभिमानस्वतन्त्रात्माभिमानकारिणी माया उपसर्पति।

ભગવાનના સંબંધવાળી માયા 'કારણ કે મારી આ અલૌકિક ત્રિગુણમયી માયા તરવી મુશ્કેલ છે...' (ગીતા.૭/૧૪) એમ જણાવ્યા અનુસાર, દેહ એ જ આત્મા છે એમ માનવાને કારણે આત્મા પોતે સ્વતંત્ર છે, એમ અભિમાન કરાવનારી માયા જીવને વ્યાપી જાય છે.

**तस्मादहं विगतविक्लव उद्धरिष्य**
**आत्मानमाशु तमसः सुहृदात्मनैव।**
**भूयो यथा व्यसनमेतदनेकरन्ध्रं**
**मा मे भविष्यदुपसादितविष्णुपादः॥ २१**

માટે શ્રીવિષ્ણુ ભગવાનનાં ચરણકમળનો આશ્રય લઈને આ અનેક ગર્ભમાં વાસ કરવાનું દુઃખ જે રીતે મને ફરીથી ન થાય તે રીતે, વ્યાકુળતાથી મુક્ત થઈને, પોતાની સારથિરૂપ બુદ્ધિથી અંધકારરૂપ સંસારમાંથી મારો પોતાનો હું ઉદ્ધાર કરીશ. ॥ ૨૧ ॥

तस्मादत्रैव स्थितोऽपि विगतविक्लवोऽव्याकुलः सन् सुहृदा आत्मना सारथिरूपया बुद्ध्यैवात्मानं तमसः संसारादुद्धरिष्यामि। अनेकरन्ध्रं नानागर्भवासरूपमेतद्व्यसनं दुःखं यथा मे मा भविष्यत् न भविष्यति तथा। कात्र तव साधनसामग्री तत्राह। उपसादितौ हृदयं प्रापितौ विष्णोः पादौ येन मया सः॥ २१॥

માટે અહીં જ રહેવા છતાં પણ **'विगतविक्लवः'** વ્યાકુળતાથી મુક્ત થઈને, **'सुहृदा' ( आत्मना )** પોતાની સારથિરૂપ બુદ્ધિથી જ મારો પોતાનો **'तमसः'** અંધકારરૂપ સંસારમાંથી ઉદ્ધાર કરીશ. **'अनेकरन्ध्रम्'** અનેક ગર્ભમાં વાસ કરવારૂપ આ **'व्यसनम्'** દુઃખ જે રીતે મને ન **भविष्यत्'** થાય તે રીતે. અહીં તે માટે તારી સાધનસામગ્રી કઈ છે, એવા પ્રશ્નના ઉત્તર માટે કહે છે કે **'उपसादितौ'** હૃદયમાં ધારણ કરવામાં આવ્યાં છે શ્રીવિષ્ણુ ભગવાનનાં ચરણકમળ જે મારા દ્વારા તે ॥ ૨૧ ॥

**दीपिनी**—विष्णुशब्देनात्र श्रीकृष्ण एव वाच्यः। 'विक्रीडितं व्रजवधूभिरिदञ्च विष्णोः' इत्यत्र 'तत्रांशेनावतीर्णस्य विष्णोर्वीर्य्याणि शंस नः॥' इत्यादौ च सर्वावतारावतारिव्यापकत्वेन तस्यैव प्रसिद्धेः।

'વિષ્ણુ' શબ્દથી અહીં શ્રીકૃષ્ણ જ કહેવા યોગ્ય છે. 'વ્રજવાસી સ્ત્રીઓ સાથે ભગવાન વિષ્ણુની આ ક્રીડા..' (શ્રીમદ્ ભા.૧૦/૩૩/૪૦) અહીં પણ 'તે યદુવંશમાં (પોતાના) અંશરૂપે (બલરામજી સાથે) અવતરેલા વિષ્ણુ ભગવાનનાં પરાક્રમો અમને કહો.' (શ્રીમદ્ ભા.૧૦/૧/૨) વગેરેમાં પણ સર્વ અવતારો ધારણ કરનારાઓમાં વ્યાપકરૂપે રહેલા અવતારી હોવાથી તે જ વિખ્યાત છે.

**कपिल उवाच**

**एवं कृतमतिर्गर्भे दशमास्यः स्तुवन्नृषिः।**
**सद्यः क्षिपत्यवाचीनं प्रसूत्यै सूतिमारुतः॥ २२**

**શ્રીકપિલ ભગવાન બોલ્યા** – દસમાસની વયનો, સ્તુતિ કરતો જીવ આ પ્રમાણે નિશ્ચિત મતિવાળો થયો, તે ક્ષણે જ પ્રસૂતિ કરાવનારો વાયુ પ્રસવ માટે જીવને નીચે તરફ ધકેલે છે. ॥ ૨૨ ॥

दशमासाः परिच्छेदका यस्येति प्रसूति-पूर्वक्षणोपलक्षणम्। ऋषिर्जीवः। सद्यस्तत्क्षणमेव। अवाचीनमवाङ्मुखम्। सूतिहेतुर्मारुतः। क्षिपति नुदति॥ २२॥

દસ માસ જેની મર્યાદા છે, એમ પ્રસૂતિની પૂર્વક્ષણોનો સંકેત કરે છે. '**ऋषिः**' જીવ; '**सद्यः**' તે ક્ષણે જ; '**अवाचीनम्**' નીચે તરફ, પ્રસવનો કારણરૂપ વાયુ '**क्षिपति**' ધકેલે છે ॥ ૨૨ ॥

**तेनावसृष्टः सहसा कृत्वाऽवाक्शिर आतुरः।**
**विनिष्क्रामति कृच्छ्रेण निरुच्छ्वासो हतस्मृतिः॥ २३**

એ પ્રસૂતિના વાયુથી એકદમ નીચે ધકેલાયેલો, નીચે તરફ મસ્તકવાળો, પીડા પામતો, શ્વાસપણ ન લઈ શકતો, શ્રીહરિના સ્મરણથી રહિત બનેલો તે બહાર આવે છે. ॥ ૨૩ ॥

अवसृष्टोऽधः क्षिप्तः सन्॥ २३॥

'**अवसृष्टः**' નીચે તરફ ધકેલાયેલો ॥ ૨૩ ॥

**वंशीधरी**—तेन सूतिमारुतेन अवाक् अध आतुर इक्षुपीडनयन्त्रनिक्षिप्तवत्पीडितः हता नष्टा स्मृतिः 'मृतश्चाहं पुनर्जातः' इत्यादिपूर्वपूर्वजन्मानुसन्धान-लक्षणा यस्य स तथा। तथा च पादप्राथम्येन जन्म तु कस्यचिदेव स्याच्छिरः प्राथम्येन जन्म तु प्रायो भवतीत्युक्तं स्यात्।

તે પ્રસૂતિના વાયુથી નીચે (ધકેલાયેલો), શેરડીનો રસ કાઢવાના યંત્રમાં નાખ્યો હોય તેવો દુઃખી, 'મૃત્યુ પામેલો એવો હું ફરી જન્મ્યો' વગેરે પૂર્વપૂર્વજન્મના અનુસંધાનવાળી સ્મૃતિ જેની નષ્ટ થઈ છે તેવો તે. વળી, પહેલાં પગ નીકળે તેમ કોઈકનો જ જન્મ થાય છે; પરંતુ પ્રથમ શિર નીકળે તેમ ઘણે ભાગે જન્મ થાય છે, તેમ પણ કહેવાયું છે.

**पतितो भुव्यसृङ्मूत्रे विष्ठाभूरिव चेष्टते।**
**रोरूयति गते ज्ञाने विपरीतां गतिं गतः॥ २४**

રુધિર અને મૂત્રમાં ભૂમિ ઉપર પડેલો તે વિષ્ઠામાં ઉત્પન્ન થયેલા કીડાની જેમ આળોટે છે, ગર્ભમાં થયેલું જ્ઞાન તિરોહિત થતાં, વિપરીત દશાને પામેલો તે જીવ રુદન કરે છે. ॥ ૨૪ ॥

रोरूयति रोरूयते॥ २४॥

'**रोरूयति**' પુનઃ પુનઃ રુદન કરે છે. ॥ ૨૪ ॥

**वंशीधरी**—विण्मूत्रे विष्ठाभूः कृमिरिव ज्ञानेऽनेक-जन्मगतसुखदुःखादिविषये पूर्वपूर्वमहादुःखे विस्मृते सति साम्प्रतिकक्षुद्रदुःखेनैव दुःखी भवतीति भावः। विपरीतामज्ञत्वलक्षणां भक्तजीवस्यापि वस्तुस्वा-भाव्यादाबाल्यं प्रायो ज्ञानमावृतं तिष्ठति। ततः किञ्चिन्मात्रं सत्सङ्गोद्बुद्धपूर्वसंस्कारस्य भक्त्या भगवत्प्राप्तिरिति ज्ञेयम्॥

મળમૂત્રમાં વિષ્ઠાના કીડાની જેમ – અનેક જન્મોનાં પ્રાપ્ત સુખ-દુઃખાદિવિષયક, પૂર્વ પૂર્વનું મહાદુઃખ વિસ્મૃત થતાં તે વખતના અલ્પ દુઃખથી પણ દુઃખી થાય છે, તેવો ભાવ છે. જીવ ભક્ત હોવા છતાં અજ્ઞાનના લક્ષણવાળી વિપરીત ગતિને પામેલા એવા તેનું બાલ્યાવસ્થાપર્યન્ત વસ્તુના સ્વભાવને કારણે જ્ઞાન ઢંકાયેલું રહે છે. ત્યાર પછી થોડા પણ સત્સંગથી જાગી ઊઠ્યા છે પૂર્વના સંસ્કારો જેના તે જીવની ભક્તિથી ભગવત્પ્રાપ્તિ થાય છે, તેમ જાણવું.

**परच्छन्दं न विदुषा पुष्यमाणो जनेन सः।**
**अनभिप्रेतमापन्नः प्रत्याख्यातुमनीश्वरः॥ २५**

અન્યની (શિશુની) ઈચ્છાને ન સમજનાર મનુષ્યથી પોષણ પામતો તે બાળક અણગમતી વસ્તુને પ્રાપ્ત કરે છે અને ના પાડવા માટે અસમર્થ હોય છે. ॥ ૨૫ ॥

परस्य छन्दमभिप्रायमविदुषा। अनभिप्रेतं स्तन्यार्थं रोदने उदरव्यथां प्रकल्प्य निम्बरसपा– नमुदरव्यथया रोदने स्तनपानमित्यादि॥ २५॥

બીજાના અભિપ્રાયને ન જાણનાર, '**अनभिप्रेतम्**' ધાવણ માટે રડતો હોય ત્યારે પેટમાં દુઃખતું હશે તેમ માનીને કડવો રસ પીવડાવે અને પેટમાં દુઃખવાથી રડતો હોય ત્યારે સ્તનપાન કરાવે વગેરે. ॥ ૨૫ ॥

**शायितोऽशुचिपर्यङ्के जन्तुस्वेदजदूषिते।**
**नेशः कण्डूयनेऽङ्गानामासनोत्थानचेष्टने॥ २६**

જંતુઓના સ્વેદથી ઉત્પન્ન થયેલાં જંતુઓ વગેરેથી દૂષિત થયેલા અપવિત્ર ખાટલામાં સુવાડેલો તે પોતાનાં અંગોને ખણવામાં, બેસવા-ઊઠવામાં, પડખું બદલવામાં (પણ) અસમર્થ હોય છે. ॥ ૨૬ ॥

आसनोत्थानचेष्टने चानीशः सन् रोरूयतीत्यनुषङ्गः॥ २६॥

બેસવા, ઊઠવા તથા પડખું બદલવામાં પણ અસમર્થ હોઈ રડે છે, તેમ સંબંધ છે. ॥ ૨૬ ॥

**तुदन्त्यामत्वचं दंशा मशका मत्कुणादयः।**
**रुदन्तं विगतज्ञानं कृमयः कृमिकं यथा॥ २७**

જેમ મોટા કીડા નાના કીડાને કરડે છે તેમ ડાંસ, મચ્છર, માંકડ વગેરે સુકોમળ ત્વચાવાળા, રુદન કરતા, નષ્ટ થયેલા જ્ઞાનવાળા તે બાળકને કરડે છે. ॥ ૨૭ ॥

आमा कोमला त्वग्यस्य तम्। विगतं गर्भे जातं ज्ञानं यस्य॥ २७॥

'**आमा**' કોમળ છે ત્વચા જેની તેને – જેનું ગર્ભજ્ઞાન નષ્ટ થયું છે. ॥ ૨૭ ॥

शैशवं पञ्चवर्षाणि। ततः पौगण्डं यौवनादर्वाक्। तत्र चाध्ययनादि दुःखम्। यौवने दुःखमाह सार्धैस्त्रिभिः।

શૈશવ એટલે પાંચ વર્ષ સુધીનો કાળ, શૈશવ પછી અને યુવાની પહેલાં પૌગંડ. તેમાં અધ્યયન વગેરે દુઃખ હોય છે. યૌવનનું દુઃખ સાડા ત્રણ શ્લોકથી કહે છે.

**इत्येवं शैशवं भुक्त्वा दुःखं पौगण्डमेव च।**
**अलब्धाभीप्सितोऽज्ञानादिद्धमन्युः शुचार्पितः॥ २८**

આ પ્રમાણે બાલ્યાવસ્થા તેમ જ પૌગંડ અવસ્થાના દુઃખને ભોગવીને, પ્રાપ્ત કરવા ઈચ્છેલ વસ્તુઓ ન મળવાથી, અબોધ અવસ્થાને કારણે ભભૂકી ઊઠેલા ક્રોધવાળો તે શોકાતુર બને છે. ॥ ૨૮ ॥

अलब्धाभीप्सितत्वेन शुचार्पितो व्याप्तः। अज्ञानादिद्धो दीप्तो मन्युर्यस्य सः॥ २८॥

પ્રાપ્ત કરવા ઈચ્છેલ વસ્તુ ન મળવાથી શોકાતુર બનેલો, અજ્ઞાનને કારણે '**इद्धः**' ભભૂકી ઊઠ્યો છે ક્રોધ જેનો તે ॥ ૨૮ ॥

**सहदेहेन मानेन वर्धमानेन मन्युना।**
**करोति विग्रहं कामी कामिष्वन्ताय चात्मनः॥ २९**

શરીરની સાથે જ વધતા અભિમાન અને ક્રોધથી કામી મનુષ્ય પોતાના નાશ માટે અન્ય કામીઓ સાથે વેર બાંધે છે. ॥ ૨૯ ॥

देहेन सहैव वर्धमानेनाभिमानेन मन्युना च विग्रहं विरोधं करोति। आत्मनोऽन्ताय नाशाय॥ २९॥

દેહની સાથે જ વધતા અભિમાન અને ક્રોધથી '**विग्रहम्**' વેર બાંધે છે, પોતાના '**अन्ताय**' નાશ માટે ॥ ૨૯ ॥

अज्ञानं प्रपञ्चयति।

અજ્ઞાનનું સ્વરૂપ સમજાવે છે.

**भूतैः पञ्चभिरारब्धे देहे देह्यबुधोऽसकृत्।**
**अहंममेत्यसद्ग्राहः करोति कुमतिर्मतिम्॥ ३०**

पंचमहाभूतोथी बनेला देहमां कुबुद्धिवाळो, मिथ्या आग्रह राखनार, अबुध एवो देही 'हुं अने मारुं' एवी बुद्धि वारंवार करे छे. ॥ ३० ॥

भूतैरारब्धे देहे। असदाग्रहोऽहंममेति मतिं करोति॥ ३०॥

પંચમહાભૂતોથી બનેલા દેહમાં મિથ્યા આગ્રહવાળો તે 'હું અને મારું' એવી બુદ્ધિ કરે છે. ॥ ૩૦ ॥

**तदर्थं कुरुते कर्म यद्बद्धो याति संसृतिम्।**
**योऽनुयाति ददत्क्लेशमविद्याकर्मबन्धनः॥ ३१**

અવિદ્યા અને કર્મના બંધનવાળો, (જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ વગેરે) ક્લેશ ફરી ફરીને આપતો જે દેહ (જીવની) પાછળ પાછળ આવ્યા કરે છે, તે દેહ માટે (જીવ) કર્મ કરે છે, જે કર્મથી બંધાઈ (તે જીવ) પાછો સંસારને પામે છે. ॥ ૩૧ ॥

तदर्थं देहार्थम्। यद्येन कर्मणा बद्धः। यो देहः अनुयाति पुनः पुनरायात्यनुवर्तत इति वा। कुतः। अविद्याकर्मभ्यां बध्यत इति तथा॥ ३१॥

**'तदर्थम्'** તે દેહ માટે– **'यद्'** જે કર્મથી બંધાયેલો જે દેહ છે, તે **'अनुयाति'** ફરી ફરીને આવે છે અથવા પાછળ પાછળ આવે છે. કેવી રીતે? અવિદ્યા અને કર્મથી સંબંધ થવાને કારણે ॥ ૩૧ ॥

**यद्यसद्भिः पथि पुनः शिश्नोदरकृतोद्यमैः।**
**आस्थितो रमते जन्तुस्तमो विशति पूर्ववत्॥ ३२**

સન્માર્ગે ચાલવા છતાં પણ જો જીવ વિષયસુખ અને ઉદરપૂર્તિ માટે જ ઉદ્યમ કરનારા દુષ્ટ મનુષ્યો સાથે રહીને તેમના માર્ગમાં રમણ કરે તો પહેલાંની જેમ ફરીથી નરકમાં જાય છે. ॥ ૩૨ ॥

यद्यसद्भिरास्थितोऽधिष्ठितः संस्तेषां पथि रमते। पथि सन्मार्गे आस्थितोऽपि यद्यसद्भिः सह रमत इति वा तर्हि यातनादेह आवृत्येत्यादि– पूर्वोक्तप्रकारेण तमो नरकं प्रविशति॥ ३२॥

**दीपिनी—**

'यदि सद्भिः पथि पुनः कृष्णसेवापरायणैः।
आस्थितो रमते जन्तुः कृष्णं प्राप्नोति पूर्ववत्॥'
इति तत्प्रतियोगिवाक्यं गम्यम्।

असत्सङ्गं निन्दति—**सत्यमिति** त्रिभिः।

જો દુષ્ટ મનુષ્યો સાથે **'आस्थितः'** રહીને તેમના માર્ગમાં રમણ કરે, **'पथि'** સન્માર્ગે ચાલવા છતાં પણ જો દુષ્ટો સાથે રમણ કરે તો ફરીથી યાતનાદેહ પામી પૂર્વોક્ત પ્રકારે **'तमः'** નરકમાં જાય છે. ॥ ૩૨ ॥

વળી, જો સન્માર્ગે કૃષ્ણસેવાપરાયણ મનુષ્યો સાથે રહીને રમણ કરે તો જીવ પૂર્વની જેમ કૃષ્ણને પ્રાપ્ત કરે છે– એ તેનું વિરોધી વચન હૃદયંગમ કરવા જેવું છે.

દુષ્ટસંગની ત્રણ શ્લોકથી નિંદા કરે છે— **'सत्यम् इति'**

**सत्यं शौचं दया मौनं बुद्धिः श्रीर्ह्रीर्यशः क्षमा।**
**शमो दमो भगश्चेति यत्सङ्गाद्याति संक्षयम्॥ ३३**

જેમના સંગથી સત્ય, પવિત્રતા, દયા, મૌન, પરમપુરુષાર્થ માટેની બુદ્ધિ, ધનધાન્યરૂપી લક્ષ્મી, લજ્જા, કીર્તિ, ક્ષમા, શમ, દમ અને ઉન્નતિ નાશ પામે છે. ॥ ૩૩ ॥

बुद्धिः परमपुरुषार्थविषया। श्रीर्धनधान्यलक्षणा। ह्रीर्लज्जा। यशः कीर्तिः। क्षमा सहिष्णुत्वम्। शमो बाह्येन्द्रियनिग्रहः। दमो मनोनिग्रहः। भग उन्नतिः। यत्सङ्गात् येषामसतां सङ्गात्॥ ३३॥

**'बुद्धिः'** પરમપુરુષાર્થ વિષયક બુદ્ધિ, **'श्रीः'** ધનધાન્યરૂપી લક્ષ્મી, **'ह्रीः'** લજ્જા, **'यशः'** કીર્તિ **'क्षमा'** સહિષ્ણુતા, **'शमः'** બાહ્ય ઈન્દ્રિયોના નિગ્રહરૂપ શમ, **'दमः'** મનોનિગ્રહરૂપ દમ, **'भगः'** ઉન્નતિ, **'यत्सङ्गात्'** જે દુષ્ટોના સંગથી ॥ ૩૩ ॥

**तेष्वशान्तेषु मूढेषु खण्डितात्मस्वसाधुषु।**
**सङ्गं न कुर्याच्छोच्येषु योषित्क्रीडामृगेषु च॥ ३४**

મનની શાન્તિ વિનાના, મૂઢ, દેહને આત્મા માનનારા, અસદાચારી, શોક કરવા યોગ્ય તથા સ્ત્રીઓનાં રમકડાં બનેલા (દુર્જનો)નો સંગ કરવો નહીં. ॥ ૩૪ ॥

खण्डितात्मसु देहात्मबुद्धिषु। योषितां क्रीडामृगवदधीनेषु॥ ३४॥

**'खण्डित-आत्मसु'** દેહને આત્મા માનનારાઓનો, સ્ત્રીઓનાં રમકડાંની જેમ અધીન થયેલાઓનો ॥ ૩૪ ॥

**न तथाऽस्य भवेन्मोहो बन्धश्चान्यप्रसङ्गतः।**
**योषित्सङ्गाद्यथा पुंसो यथा तत्सङ्गिसङ्गतः॥ ३५**

સ્ત્રીના સંગથી તથા સ્ત્રીલંપટના સંગથી મનુષ્યને જેવો મોહ અને બંધન થાય છે, તેવો મોહ અને બંધન બીજાના સંગથી થતાં નથી. ॥ ૩૫ ॥

यथा च योषित्सङ्गिनां सङ्गतो बन्धस्तथाऽन्यप्रसङ्गतो न भवेत्॥ ३५॥

વળી, સ્ત્રીલંપટના સંગથી જેવું બંધન થાય છે, તેવું બીજાના સંગથી થતું નથી. ॥ ૩૫ ॥

योषित्सङ्गस्यानर्थहेतुतां प्रपञ्चयति— **प्रजापतिरिति** सप्तभिः।

સ્ત્રીસંગ અનર્થના કારણરૂપ છે, તે સાત શ્લોકો દ્વારા સમજાવે છે— **'प्रजापतिः इति'**

**प्रजापतिः स्वां दुहितरं दृष्ट्वा तद्रूपधर्षितः।**
**रोहिद्भूतां सोऽन्वधावदृक्षरूपी हतत्रपः॥ ३६**

પ્રજાપતિ પોતાની પુત્રીને નિહાળીને તેના સ્વરૂપથી મોહિત થઈ, મૃગીરૂપ થયેલી પુત્રી પાછળ મૃગનું (મૃગશીર્ષ નક્ષત્રનું) રૂપ લઈ લજ્જાશૂન્ય બની દોડ્યા હતા. ॥ ૩૬ ॥

रोहिद्भूतां मृगीरूपां सतीमृक्षरूपी मृगाकारः सन्। हतत्रपो निर्लज्जः॥ ३६॥

**'रोहिद्भूताम्'** મૃગીરૂપ થયેલી પુત્રીની– **'ऋक्षरूपी'** મૃગનું રૂપ લઈ– **'हतत्रपः'** લજ્જાશૂન્ય ॥ ૩૬ ॥

**तत्सृष्टसृष्टसृष्टेषु को न्वखण्डितधीः पुमान्।**
**ऋषिं नारायणमृते योषिन्मय्येह मायया॥ ३७**

તે બ્રહ્માજીએ સર્જેલા મરીચિ વગેરે ઋષિઓ, તે મરીચિ વગેરેએ રચેલા કશ્યપાદિ ઋષિઓ, તે કશ્યપાદિ ઋષિઓએ વળી ઉત્પન્ન કરેલા દેવ, મનુષ્યાદિ (આ જગતનાં) પ્રાણીઓમાં ભગવાન શ્રીનારાયણ ઋષિને છોડીને, સ્ત્રીરૂપી માયાથી મોહિત થયેલા મનવાળો ન થયો હોય તેવો કયો પુરુષ આ સૃષ્ટિમાં હશે? ॥ ૩૭ ॥

**बलं मे पश्य मायायाः स्त्रीमय्या जयिनो दिशाम्।**
**या करोति पदाक्रान्तान्भ्रूविजृम्भेण केवलम्॥ ३८**

મારી સ્ત્રીરૂપી માયાનું બળ તો જુઓ, કે જે દિગ્વિજયી વીરોને પણ કેવળ પોતાની ભ્રુકુટિના વિલાસમાત્રથી પગ નીચે કચડી નાખે છે. ॥ ૩૮ ॥

तेन ब्रह्मणा सृष्टा मरीच्यादयस्तैः सृष्टाः कश्यपादयस्तैरपि सृष्टा देवमनुष्यादयस्तेषु को नु पुमानखण्डितधीरनाकृष्टमनाः ॥ ३७ ॥

दिशां जयिनः शूरानपि ॥ ३८ ॥

**सङ्गं न कुर्यात्प्रमदासु जातु**
**योगस्य पारं परमारुरुक्षुः ।**
**मत्सेवया प्रतिलब्धात्मलाभो**
**वदन्ति या निरयद्वारमस्य ॥ ३९**

प्रतिलब्ध आत्मरूपो लाभो येन। अस्य मुमुक्षोर्याः प्रमदा निरयद्वारं वदन्ति योगिनः ॥ ३९ ॥

**योपयाति शनैर्माया योषिद्देवविनिर्मिता ।**
**तामीक्षेतात्मनो मृत्युं तृणैः कूपमिवावृतम् ॥ ४०**

शनैः शुश्रूषादिमिषेणोपयाति या योषिद्रूपा माया तां मृत्युं प्रतिकूलामीक्षेत ॥ ४० ॥

**वंशीधरी**—या च पुरुषं विरक्तं ज्ञात्वा स्वीयनिष्कामतां व्यञ्जयन्ती शुश्रूषादिमिषेणोपयाति साप्यनर्थकारिणीत्याह—येति तृणाच्छादितकूपस्य 'मयि जनः पततु' इति भावनाभावात्। कस्यचित् पार्श्वेऽप्यनागमनादप्यनर्थकारित्वात्सर्वत्रोदासीना वा, भक्तिज्ञानवैराग्यादिमती वा उन्मादादपचेतना वा, निद्राणा वा, स्त्री सर्वथैव दूरे परित्याज्येति व्यञ्जितम्।

मुमुक्षुं स्त्रियं प्रत्येतदेवाह—**यां मन्यते** इति द्वाभ्याम् ।

**'तेन'** તે બ્રહ્માજી દ્વારા સર્જાયેલા મરીચિ વગેરે, તે મરીચિ વગેરે દ્વારા સર્જાયેલા કશ્યપાદિ ઋષિઓ, તે કશ્યપાદિ ઋષિઓ દ્વારા પણ સર્જાયેલા દેવો, મનુષ્યો વગેરે પ્રાણીઓમાં ખરેખર, કયો પુરુષ **'अखण्ड-धीः'** ન આકર્ષાયેલા મનવાળો ॥ ૩૭ ॥

દિગ્વિજયી શૂરવીરોને પણ ॥ ૩૮ ॥

યોગનો પાર પામવા ઈચ્છનારે સ્ત્રીઓનો સંગ કોઈ પણ સ્થિતિમાં કરવો જોઈએ નહીં કારણ કે મારી સેવાથી જેણે આત્મલાભ પ્રાપ્ત કર્યો છે, તેવા આ મુમુક્ષુને માટે જે સ્ત્રીઓને નરકનું દ્વાર કહે છે. ॥ ૩૯ ॥

પ્રાપ્ત કર્યો છે આત્મરૂપ લાભ જેણે એવા આ મુમુક્ષુને માટે જે સ્ત્રીઓને યોગીઓ નરકનું દ્વાર કહે છે. ॥ ૩૯ ॥

દેવે રચેલી માયાસ્વરૂપ સ્ત્રી, જે (સેવાને નિમિત્તે) ધીરે ધીરે સમીપમાં આવે છે, તેને ઘાસથી ઢંકાયેલા કૂવાની જેમ મૃત્યુરૂપ જોવી જોઈએ.॥ ૪૦ ॥

**'शनैः'** ધીરે ધીરે સેવા વગેરેના બહાને જે સમીપ આવે છે તે સ્ત્રીરૂપી માયા – તેને મૃત્યુરૂપ અનર્થકારી જોવી જોઈએ. ॥ ૪૦ ॥

જે સ્ત્રી પુરુષને વિરક્ત જાણીને પોતાની નિષ્કામતા પ્રકટ કરતી, સેવા વગેરેના બહાને સમીપ આવે છે, તે પણ અનર્થકારિણી છે, તેમ કહે છે કારણ કે ઘાસથી ઢંકાયેલા કૂવાને એવી ભાવના નથી હોતી કે મારામાં માણસ પડે. કોઈ વખત અન્યની પાસે ન જતી હોય તો પણ તે અનર્થકારિણી હોવાથી, સર્વત્ર ઉદાસીન કે ભક્તિ, જ્ઞાન, વૈરાગ્યવાળી કે ઉન્માદને કારણે નિશ્ચેતન બનેલી હોય કે સૂતી હોય, સ્ત્રી સર્વ રીતે દૂરથી જ ત્યાગવા યોગ્ય છે, તેમ વ્યક્ત કરે છે.

મુમુક્ષુ સ્ત્રીઓને પણ એ જ વાત બે શ્લોકો વડે કહે છે— **'यां मन्यते इति।'**

**यां मन्यते पतिं मोहान्मन्मायामृषभायतीम्।**
**स्त्रीत्वं स्त्रीसङ्गतः प्राप्तो वित्तापत्यगृहप्रदम्॥ ४१**

**तामात्मनो विजानीयात्पत्यपत्यगृहात्मकम्।**
**दैवोपसादितं मृत्युं मृगयोर्गायनं यथा॥ ४२**

ऋषभायतीं पुरुषवदाचरन्तीं यां मम मायां वित्तादिप्रदं पतिं मन्यते तदा तां पुरुषरूपां मायां मृत्युं विद्यादित्युत्तरेणान्वयः। यतः पूर्वजन्मनि स्वयं पुमान्स्त्रीसङ्गतोऽन्तकाले स्त्रीध्यानेन स्त्रीत्वं प्राप्तो जीवः॥ ४१॥

तां पत्यादिरूपं मृत्युं विजानीयात्। मृगयो- र्लुब्धकस्य गायनमनुकूलत्वेन प्रतीयमानमपि यथा मृगस्य मृत्युः॥ ४२॥

तदेवं जीवस्य संसृतिः प्रपञ्चिता तत्र च तस्य कर्मवशेन लोकाल्लोकान्तरगमनं जन्ममरणं चोक्तम्। तत्रैवं शङ्क्यते—ननु व्यापकस्य कथं लोकाल्लोकान्तरगमनम्, नित्यस्य च कथं जन्ममरणे, भोगेन कर्मक्षये च सति जन्ममरणं च नेष्यते, तत्कुतः पुनरपि तस्य कर्मसम्भव इति, तत्र लोकान्तरगमनं कर्म च सम्भवती- त्याह—**देहेनेति।**

**देहेन जीवभूतेन लोकाल्लोकमनुव्रजन्।**
**भुञ्जान एव कर्माणि करोत्यविरतं पुमान्॥ ४३**

जीवस्योपाधितया भूतेन जातेन लिङ्गदेहेन लोकान्तरमनुव्रजन्। अविरतं कर्माणि करोतीति कर्मणामसमाप्तिरुक्ता॥ ४३॥

(પૂર્વજન્મમાં) સ્ત્રીસંગને લીધે સ્ત્રીત્વ પામેલો જીવ, પુરુષની જેમ આચરણ કરતી તથા ધન, સંતાન, ઘર વગેરે આપતી મારી જે માયાને મોહથી પતિ તરીકે માને છે તે પુરુષરૂપ માયાને, શિકારીનું ગાયન જેમ હરણ માટે દૈવે મોકલેલા મૃત્યુરૂપ છે, તેમ પતિ, પુત્ર, ઘરરૂપે દૈવે જ મોકલેલા પોતાના મૃત્યુરૂપ જાણવી. ॥ ૪૧ ॥ ૪૨ ॥

**'ऋषभायतीम्'** પુરુષની જેમ આચરણ કરતી તથા ધન વગેરે આપનારી જે મારી માયા છે તેને પતિ માને છે, ત્યારે તે માયાને પતિ વગેરેરૂપે મૃત્યુરૂપ જાણવી, એમ પછીના શ્લોક (૪૨) સાથે સંબંધ છે કારણ કે પૂર્વમાં પોતે પુરુષ હોઈ સ્ત્રીસંગને કારણે સ્ત્રીના ધ્યાનથી સ્ત્રીત્વ પામેલો જીવ હતો. ॥ ૪૧ ॥

તે માયાને પતિ વગેરેરૂપે મૃત્યુરૂપ જાણવી. **'मृगयोः'** શિકારીનું ગાયન અનુકૂળ દેખાતું હોવા છતાં પણ જેમ હરણના મૃત્યુરૂપ છે, (તેમ માયાને પતિ, પુત્ર, ઘર વગેરેરૂપ મૃત્યુરૂપ જાણવી.) ॥ ૪૨ ॥

આ પ્રમાણે જીવનો સંસાર સમજાવ્યો તથા તેમાં તે જીવ કર્મને વશ થવાથી **'लोकात् लोकम्'** એક સ્થૂળ દેહમાંથી બીજા સ્થૂળ દેહમાં ગમન અથવા જન્મ-મરણ પણ કહ્યાં. તેમાં આ રીતે શંકા કરે છે– વ્યાપક આત્માનું એક લોકમાંથી બીજા લોકમાં ગમન કેવી રીતે થાય? તથા નિત્ય વસ્તુને જન્મ-મરણ કેવાં? ભોગથી કર્મક્ષય થતાં જન્મમરણ પામવાં તે ઈષ્ટ નથી. તો પછી ફરીથી તેનાં કર્મોનો ઉદય કેવી રીતે થાય છે, તે કહે છે– **'देहेन इति।'**

જીવની ઉપાધિરૂપે રહેલા લિંગશરીર વડે મનુષ્ય એક સ્થૂળ દેહમાંથી બીજા સ્થૂળ દેહમાં જાય છે અને ત્યાં પોતાનાં કર્મોનો ભોગ કરતાં જ સતત કર્મો કર્યા કરે છે. ॥ ૪૩ ॥

જીવની ઉપાધિરૂપ રહેલા લિંગદેહ વડે જીવ બીજા સ્થૂળ દેહમાં જાય છે, સતત કર્મો કર્યા કરે છે – એમ કર્મો ક્યારેય સમાપ્ત થતાં જ નથી, તેમ કહેવાયું છે. ॥ ૪૩ ॥

**दीपिनी**—यथा व्यापकस्याकाशस्यान्यत्र गत्यसम्भवेऽपि घट गतौ घटावच्छिन्नस्याकाशस्यापि गतिः प्रतीयते तथा लिङ्गशरीरावच्छिन्नतया लोकान्तरगमनं सङ्घटते अविरतमित्युक्त्या तद्देहप्रारब्धनाशेऽपि देहान्तरारम्भकाणां कर्मणां सत्त्वात्कर्मसम्भव एवेति।

जन्ममरणसम्भवमाह।

**जीवो ह्यस्यानुगो देहो भूतेन्द्रियमनोमयः।**
**तन्निरोधोऽस्य मरणमाविर्भावस्तु सम्भवः॥ ४४**

जीवो जीवोपाधिलिङ्गदेहोऽस्यात्मनोऽनुगोऽनुवर्ती। भूतेन्द्रियमनोमयः स्थूलभूतादिविकारो देहो भोगायतनं तयोर्निरोधः कार्यायोग्यता तदस्य जीवस्य मरणमुच्यते। आविर्भावस्तु सम्भवो जन्मोच्यते॥ ४४॥

एतदेव दष्टान्तेन स्पष्टयति।

**द्रव्योपलब्धिस्थानस्य द्रव्येक्षाऽयोग्यता यदा।**
**( तत्पञ्चत्वमहंमानादुत्पत्तिर्द्रव्यदर्शनम् ॥ ४५**

**यथाक्ष्णोर्द्रव्यावयवदर्शनायोग्यता यदा।)**
**तदैव चक्षुषो द्रष्टुर्द्रष्टृत्वायोग्यताऽनयोः॥ ४६**

જેમ વ્યાપક એવા આકાશની બીજે ક્યાંય ગતિ હોવી સંભવિત નથી, છતાં પણ ઘટમાં રહેલા, ઘટથી મર્યાદિત થતા આકાશની ગતિ દેખાય છે, તેમ લિંગશરીરમાં મર્યાદિત થઈને જીવ અન્ય સ્થૂળદેહમાં જાય છે. 'અવિરત' એમ કહીને તે દેહના પ્રારબ્ધનો નાશ થાય છે, ત્યારે પણ અન્ય દેહનાં આરંભક કર્મો હોવાથી કર્મોનો ઉદય થાય છે જ.

જન્મ અને મરણ થાય છે, તે કહે છે.

જીવની ઉપાધિરૂપ લિંગદેહ આ જીવની પાછળ જ આવે છે, તે લિંગદેહ અને પંચમહાભૂતો, ઇન્દ્રિયો તથા મન વગેરે વિકારોવાળું સ્થૂળ શરીર– એ બન્નેની કાર્ય કરવાની યોગ્યતા પ્રકટે એટલે જન્મ કહેવાય છે. ॥ ૪૪ ॥

**'जीवः'** જીવની ઉપાધિરૂપ સૂક્ષ્મશરીર **'अस्य'** આ જીવની **'अनुगः'** પાછળ જ આવે છે. **'भूत-इन्द्रिय-मनोमयः'** સ્થૂળ પંચમહાભૂતો (ઇન્દ્રિયો અને મનના) કાર્યરૂપ સ્થૂળ શરીર તેનું ભોગાધિષ્ઠાન છે. તે બન્ને શરીરોની **'निरोधः'** કાર્ય કરવાની અયોગ્યતા એટલે આ જીવનું મરણ કહેવાય છે. બન્નેની કાર્ય કરવાની યોગ્યતા પ્રકટે એટલે જન્મ કહેવાય છે.॥ ૪૪ ॥

આ જન્મમરણને જ દૃષ્ટાન્ત વડે સ્પષ્ટ કરે છે.

જ્યારે (પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ વગેરે) દ્રવ્યોનો વ્યવહાર કરાવનાર સ્થૂળ શરીરની તે તે દ્રવ્યદર્શનમાં અયોગ્યતા થાય, ત્યારે (સ્થૂળ શરીર પરનું અભિમાન દૂર થાય છે ત્યારે) દેહનું મરણ કહેવાય છે અને 'આ શરીર જ હું છું.' એવા અભિમાનથી સ્થૂળ શરીરની ઉત્પત્તિ કહેવાય છે.॥ ૪૫ ॥

જ્યારે ચક્ષુ ઇન્દ્રિયને રહેવાના સ્થાનરૂપ બંને ગોલકોની દ્રવ્યના અવયવોને જોવાની યોગ્યતા ચાલી જાય છે, ત્યારે ચક્ષુ ઇન્દ્રિય અને દ્રષ્ટા આ બન્નેની યોગ્યતા રહેતી નથી. ॥ ૪૬ ॥

द्रव्योपलब्धिस्थानस्य नेत्रगोलकादेर्द्रव्येक्षायां रूपादिदर्शने काचकामलादिदोषेण यदाऽयोग्यता भवति तदैव चक्षुष इन्द्रियस्याप्ययोग्यता। अनयोः स्थानचक्षुषोर्यदाऽयोग्यता तदैव द्रष्टुर्जीवस्य द्रष्टृत्वायोग्यता। एवं स्थूलदेहवैकल्ये लिङ्गस्य वैकल्यं तदेव जीवस्य मरणं न स्वत इत्यर्थः। क्वचिदेकः श्लोकोऽधिकः पठ्यते। तत्रायमर्थः— द्रव्योपलब्धिस्थानस्य स्थूलशरीरस्य द्रव्येक्षायां यदाऽयोग्यता तत्पञ्चत्वं मरणम्। अहंमानादि- दमेवाहमित्यभिमानेन द्रव्यस्य स्थूलशरीरस्य दर्शनमुत्पत्तिः। अक्ष्णोर्गोलकयोर्द्रव्यावयवस्य रूपादेर्दर्शनेऽयोग्यता। शेषं समानम्॥ ४५ ॥ ४६ ॥

દ્રવ્યોનો વ્યવહાર કરાવનાર ભોગસ્થાનની— નેત્રગોલક વગેરેની **'द्रव्यईक्षायाम्'** રૂપ વગેરે જોવાના નેત્રરોગ (છારી, મોતિયો, કમળો વગેરે) દોષને કારણે જ્યારે અયોગ્યતા થાય ત્યારે જ ચક્ષુ ઈન્દ્રિયની પણ અયોગ્યતા થાય છે. ગોલક અને ચક્ષુ ઈન્દ્રિય એ બન્નેની જ્યારે અયોગ્યતા થાય છે, ત્યારે જ **'द्रष्टुः'** દ્રષ્ટાની— જીવની પણ પદાર્થદર્શનમાં અયોગ્યતા થાય છે. આ જ પ્રમાણે સ્થૂળદેહ અયોગ્ય થાય છે ત્યારે જ સૂક્ષ્મદેહ અયોગ્ય થાય છે, એટલે હકીકતમાં જીવનું મરણ થયું કહેવાય. જીવ સ્વતઃ મરણ પામતો નથી. કેટલાક પાઠમાં એક શ્લોક વધારે વાંચવામાં આવે છે, તેનો અર્થ આ પ્રમાણે છે – દ્રવ્યોનો વ્યવહાર કરાવનાર સ્થૂળ શરીરની દ્રવ્યદર્શનમાં જ્યારે અયોગ્યતા થાય છે, ત્યારે **'पञ्चत्वम्'** મરણ કહેવાય છે. **'अहंमानात्'** 'આ શરીર જ હું છું.' એવા અભિમાનથી **'द्रव्यस्य'** સ્થૂળ શરીરની **'दर्शनम्'** ઉત્પત્તિ કહેવાય છે. **'अक्ष्णोः'** બન્ને નેત્રગોલકોની **'द्रव्य-अवयवस्य'** દ્રવ્યના અવયવો, રૂપ વગેરેને જોવાની અયોગ્યતા થાય છે (ત્યારે ચક્ષુ ઈન્દ્રિય અને દ્રષ્ટા— આ બન્નેની પદાર્થદર્શનની યોગ્યતા રહેતી નથી.) બાકીનું સમાન છે. ॥ ४५ ॥ ४६ ॥

**वंशीधरी**—जीवस्याजरामरणत्वात् 'न म्रियते म्रियमाणे शरीरे' इत्यादि श्रुतेरिति भावः।

જીવ અજર અને અમર હોવાથી 'શરીર જ્યારે મરણ પામે છે ત્યારે તે મરતો નથી.' વગેરે શ્રુતિનું વચન છે.

**तस्मान्न कार्यः सन्त्रासो न कार्पण्यं न सम्भ्रमः।**
**बुद्ध्वा जीवगतिं धीरो मुक्तसङ्गश्चरेदिह॥ ४७**

માટે ધીર પુરુષે (મૃત્યુથી) ત્રાસ ન પામવો, (જીવવા માટે) દીનતા ન કરવી અને (જીવવાનો પ્રયત્ન કરવામાં) વ્યાકુળ ન થવું, પરંતુ જીવની ગતિ જાણી આ સંસારમાં નિઃસંગભાવે વિચરવું. ॥ ४७ ॥

यस्मान्न वस्तुतो जीवस्य जन्ममरणादि तस्मान्मरणात्सन्त्रासो न कार्यो जीवने च न कार्पण्यं दैन्यं कार्यम्। सम्भ्रमश्च जीवनप्रयत्ने॥ ४७॥

કારણ કે વાસ્તવમાં જીવનાં જન્મ-મરણ વગેરે નથી; તેથી મરણથી ત્રાસ ન પામવો, જીવનમાં લાચારી ન રાખવી, **'कार्पण्यम्'** દૈન્ય ન કરવું તથા જીવવા માટેના પ્રયત્નમાં વ્યાકુળ ન થવું. ॥ ४७ ॥

ननु सर्वथा मुक्तसङ्गत्वे कथं जीवितमत आह।

શંકા કરે છે કે સર્વ રીતે મુક્તસંગપણે કેવી રીતે જીવવું, તે માટે ઉત્તર આપે છે—

**सम्यग्दर्शनया बुद्ध्या योगवैराग्ययुक्तया।**
**मायाविरचिते लोके चरेन्न्यस्य कलेवरम्॥ ४८**

सम्यक् पश्यति विचारयतीति सम्यग्दर्शना तया बुद्ध्या मायाविरचिते लोके कलेवरं न्यस्य निक्षिप्य। तस्मिन्नासक्तिं त्यक्त्वा विचरेदित्यर्थः ॥ ४८ ॥

સમ્યગ્દર્શનવાળી તથા યોગ અને વૈરાગ્યયુક્ત બુદ્ધિ વડે માયારચિત સંસારમાં શરીર ઉપરની આસક્તિ છોડી વિચરવું જોઈએ. ॥ ૪૮ ॥

યોગ્ય દર્શનવાળી, ઉચિત વિચાર કરનારી સમ્યક્-બુદ્ધિથી માયારચિત આ સંસારમાં **'कलेवरं न्यस्य'** દેહને છોડીને અર્થાત્ તે દેહમાં આસક્તિ છોડી વિચરવું જોઈએ. ॥ ૪૮ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां तृतीयस्कन्धे एकत्रिंशोऽध्यायः ॥ ३१ ॥

इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां एकत्रिंशोऽध्यायः ॥ ३१ ॥



# अथ द्वात्रिंशोऽध्यायः

## ધૂમમાર્ગ અને અર્ચિરાદિમાર્ગથી જનારાઓની ગતિનું તથા ભક્તિયોગની ઉત્કૃષ્ટતાનું વર્ણન

द्वात्रिंशे सात्त्विकैर्धर्मैरूर्ध्वं गतिरुदीर्यते।
तत्त्वज्ञानविहीनस्य ततश्च पुनरागतिः ॥ १

तदेवं पापकर्मणो गतिरुक्ता, इदानीं काम्यकर्मणो गतिमाह—**अथेति** चतुर्भिः।

બત્રીસમા અધ્યાયમાં સાત્ત્વિક ધર્મો વડે ઊર્ધ્વ ગતિ અને તત્ત્વજ્ઞાનરહિત મનુષ્યનું (ઊર્ધ્વગતિ પામ્યા પછી પણ) સંસારમાં પુનરાગમન કહેવામાં આવે છે. ॥ ૧ ॥

આ પ્રમાણે પાપ કરનારની ગતિ કહી, હવે કામ્યકર્મો કરનારની ગતિ ચાર શ્લોકોથી કહે છે— **'अथ इति।'**

**कपिल उवाच**

**अथ यो गृहमेधीयान्धर्मानेवावसन्गृहे।**
**काममर्थं च धर्मान्स्वान्दोग्धि भूयः पिपर्ति तान्॥ १**

**શ્રીકપિલ ભગવાન બોલ્યા** – હવે જે મનુષ્ય ઘરમાં જ રહીને ગૃહસ્થાશ્રમના ધર્મોને આચરતો, કામ અને અર્થનું તથા પોતાના ધર્મોનું દોહન કરે છે, તેમ જ ફરીથી તેમનું જ અનુષ્ઠાન કરે છે, ॥ ૧ ॥

यो गृह एवावसन्स्वान्धर्मान्दोग्धि। दोह्यमाह। काममर्थं च तान्दुग्धान्धर्मान्भूयः पिपर्ति पूरयत्यनुतिष्ठति ॥ १ ॥

જે મનુષ્ય ઘરમાં જ રહીને પોતાના ધર્મોનું દોહન કરે છે. દોહવાને યોગ્ય વસ્તુ જણાવે છે– કામ અને અર્થનું દોહન કરે છે અને તે દોહન કરેલા ધર્મોને પુનઃ **'पिपर्ति'** પૂર્ણ કરે છે, તેમનું અનુષ્ઠાન કરે છે. ॥ ૧ ॥

**बा.प्र.**—यथा गाश्चारयित्वा दुग्धं दोग्धि पुनरपि दुग्धप्रत्याशया ताश्चारयति। तथा कामादिप्रत्याशया कर्माणि कृत्वा तत्फलानि भुक्त्वा पुनस्तदाशया कर्माणि करोतीत्यर्थः। तत्र कामो भोगः, अर्थो धनादि।

જેમ (કોઈ) ગાયોને ચારીને દૂધ દોહે છે. વળી પાછી દૂધની આશાથી તેમને ચરાવે છે તેમ કામ વગેરેની આશાથી કર્મો કરીને તેનાં ફળ ભોગવીને ફરીથી તે ફળની આશાથી કર્મો કરે છે, એમ અર્થ છે. અહીં (આ શ્લોકમાં) કામ એટલે ભોગ અને અર્થ એટલે ધન વગેરે.

**स चापि भगवद्धर्मात्काममूढः पराङ्मुखः।**
**यजते क्रतुभिर्देवान्पितृंश्च श्रद्धयान्वितः॥ २**

सोऽपि भगवदाराधनरूपाद्धर्मात्पराङ्मुखः सन्प्राकृतानपि देवान् पितृंश्च यजते॥ २॥

ततः किं तत्राह।

**तच्छ्रद्धयाक्रान्तमतिः पितृदेवव्रतः पुमान्।**
**गत्वा चान्द्रमसं लोकं सोमपाः पुनरेष्यति॥ ३**

तेषां श्रद्धयाक्रान्ता व्याप्ता मतिर्यस्य। पित्रर्थं देवार्थं च व्रतं नियमो यस्य। सोमपाः, तत्र सोमं पीत्वेत्यर्थः॥ ३॥

**यदा चाहीन्द्रशय्यायां शेतेऽनन्तासनो हरिः।**
**तदा लोका लयं यान्ति त एते गृहमेधिनाम्॥ ४**

लोके तिष्ठत्यपि पुण्यक्षयात्पात-मुक्त्वा लोकानामपि लयमाह। यदा चाहरहः प्रलये॥ ४॥

**वंशीधरी**—त एते भूरादयस्त्रयः। 'अन्तस्त्रि-लोक्यास्त्वपरो गृहमेधोऽबृहद्व्रतः' इत्युक्तेः।

भगवद्धर्मनिष्ठानां तत्प्राप्तिमेव गतिमाह त्रिभिः।

**ये स्वधर्मान्न दुह्यन्ति धीराः कामार्थहेतवे।**
**निःसङ्गा न्यस्तकर्माणः प्रशान्ताः शुद्धचेतसः॥ ५**

કામનાઓથી મૂઢ બનેલો તે મનુષ્ય પણ ભગવદ્ધર્મોથી વિમુખ બની યજ્ઞો દ્વારા દેવોને અને પિતૃઓને શ્રદ્ધાપૂર્વક પૂજે છે. ॥ ૨ ॥

તે મનુષ્ય પણ ભગવાનની આરાધનારૂપ ધર્મોથી વિમુખ બની દેવાદિ પ્રાકૃત હોવા છતાં દેવોને અને પિતૃઓને પૂજે છે. ॥ ૨ ॥

ત્યારબાદ શું? તે કહે છે.

તે (પિતૃઓ અને દેવો) પરની શ્રદ્ધાથી વ્યાપ્ત થયેલી બુદ્ધિવાળો, પિતૃઓ અને દેવોનાં વ્રતોને આચરનારો મનુષ્ય ચંદ્રલોકમાં સોમરસનું પાન કરીને (આ મનુષ્યલોકમાં) પાછો આવે છે. ॥ ૩ ॥

તેમની શ્રદ્ધાથી **'आक्रान्ता'** વ્યાપ્ત થયેલી બુદ્ધિ છે જેની, પિતૃઓ અને દેવતાઓ માટે કર્યાં છે વ્રતો અને નિયમો જેણે– **'सोमपाः'** ત્યાં ચન્દ્રલોકમાં સોમરસનું પાન કરીને, એમ અર્થ છે. ॥ ૩ ॥

જ્યારે નાગરાજની શેષશય્યામાં અનન્તના આસન ઉપર ભગવાન શ્રીહરિ પોઢે છે, ત્યારે ગૃહસ્થાશ્રમીઓએ (પુણ્યથી) મેળવેલા તે આ (ભૂઃ, ભુવઃ, સ્વઃ, ચન્દ્ર વગેરે) લોકો ક્ષય પામે છે. ॥ ૪ ॥

લોક ટકી રહે છે ત્યારે પણ પુણ્યનો ક્ષય થવાથી પાછો સંસારમાં પડે છે, એમ કહી લોકોનો પણ ક્ષય થાય છે, તેમ કહે છે. **'यदा च'** અને જ્યારે દૈનંદિન પ્રલય થાય છે ત્યારે, અર્થાત્ બ્રહ્માજીનો દિવસ પૂરો થતાં પ્રલય થાય છે તે સમયે ॥ ૪ ॥

તે આ ભૂઃ, ભુવઃ, સ્વઃ ત્રણ લોક છે. ''બ્રહ્મચર્યાદિ બૃહદ્વ્રતવાળા પુરુષો ત્રિલોકીની બહાર હોય છે, જ્યારે બીજો અબૃહદ્-લઘુવ્રતવાળો ગૃહસ્થ ત્રણ લોકની અંદર જ રહે છે,'' એમ કહેવામાં આવ્યું છે.

ભગવદ્ધર્મમાં નિષ્ઠ રહેનારાઓને ભગવાનની પ્રાપ્તિ એ જ ફળ છે, એમ ત્રણ શ્લોકોથી કહે છે.

જે ધીર પુરુષો કામ અને અર્થ માટે પોતાના ધર્મનું દોહન નથી કરતા તેવા અનાસક્ત, પોતાનાં કર્મો ઈશ્વરને સમર્પણ કરનારા, અત્યંત શાન્ત, શુદ્ધ ચિત્તવાળા, ॥ ૫ ॥

**निवृत्तिधर्मनिरता निर्ममा निरहङ्कृताः।**
**स्वधर्माख्येन सत्त्वेन परिशुद्धेन चेतसा॥ ६**

**सूर्यद्वारेण ते यान्ति पुरुषं विश्वतोमुखम्।**
**परावरेशं प्रकृतिमस्योत्पत्त्यन्तभावनम्॥ ७**

ये तु कामार्थप्रयोजनाय स्वधर्मान्न दुह्यन्ति न दुहन्ति। निःसङ्गा अनासक्ताः। न्यस्तानीश्वरे समर्पितानि कर्माणि यैः॥ ५॥ ६॥

विश्वतोमुखं परिपूर्णं पुरुषं यान्ति। तथा च श्रुतिः—

'सूर्यद्वारेण ते विरजाः प्रयान्ति
यत्रामृतः पुरुषो स ह्यव्ययात्मा॥'

इति। प्रकृतिमुपादानकारणम्। उत्पत्त्यन्तभावनं निमित्तकारणम्॥ ७॥

परमेश्वरदृष्ट्या हिरण्यगर्भोपासकानामपि क्रमेण तत्प्राप्तिमाह—**द्विपरार्धावसान** इति त्रिभिः।

**द्विपरार्धावसाने यः प्रलयो ब्रह्मणस्तु ते।**
**तावदध्यासते लोकं परस्य परचिन्तकाः॥ ८**

परस्य हिरण्यगर्भस्य। परचिन्तकाः परमेश्वरदृष्ट्या हिरण्यगर्भोपासकाः॥ ८॥

**क्ष्माम्भोनलानिलवियन्मनइन्द्रियार्थ-**
**भूतादिभिः परिवृतं प्रतिसञ्जिहीर्षुः।**
**अव्याकृतं विशति यर्हि गुणत्रयात्मा**
**कालं पराख्यमनुभूय परः स्वयम्भूः॥ ९**

નિવૃત્તિધર્મમાં તત્પર રહેનારા, મમતા વિનાના, અહંકારરહિત જનો સ્વધર્માચરણરૂપ સત્ત્વગુણથી અત્યંત શુદ્ધ થયેલા મનથી ॥ ૬ ॥

પરિપૂર્ણ પરમ પુરુષ, નાનામોટા સર્વના ઈશ્વર, આ જગતના ઉપાદાનકારણરૂપ તથા આ જગતની ઉત્પત્તિ અને નાશના નિમિત્તકારણરૂપ પરમેશ્વરને સૂર્યદ્વાર વડે પામે છે. ॥ ૭ ॥

જેઓ કામ અને અર્થના હેતુથી પોતાના ધર્મોનું **'न दुह्यन्ति'** દોહન નથી કરતા તેવા **'निःसङ्गाः'** અનાસક્ત જનો– **'न्यस्तानि'** ઈશ્વર પ્રત્યે સમર્પિત કરાયાં છે કર્મો જેમના દ્વારા ॥ ૫॥૬ ॥

**'विश्वतोमुखम्'** પરિપૂર્ણ પરમ પુરુષને પામે છે. તે અનુસાર જ શ્રુતિ છે–

'રજોગુણરહિત થયેલા તે નિષ્પાપજનો સૂર્ય દ્વાર વડે (ઉત્તરાયણમાર્ગે) જાય છે, જ્યાં અમૃતરૂપ અવિનાશી પરમાત્મા છે.' (મુંડક.૧/૨/૧૧)

**'प्रकृतिम्'** સમવાયી અથવા ઉપાદાનકારણરૂપ તથા જગતની ઉત્પત્તિ તથા નાશના નિમિત્તકારણરૂપ પરમેશ્વરને ॥ ૭ ॥

પરમેશ્વરની દૃષ્ટિથી બ્રહ્માજીની ઉપાસના કરનારાઓને પણ ક્રમાનુસાર તે ભગવાનની પ્રાપ્તિ થાય છે, તેમ ત્રણ શ્લોકો દ્વારા કહે છે — **'द्विपरार्ध-अवसाने'**

(બ્રહ્માજીને પરમેશ્વર માનીને ઉપાસના કરનારા) પરતત્ત્વના ચિંતકો બ્રહ્માજીના બે પરાર્ધના આયુષ્યને અંતે જે પ્રલય થાય છે, ત્યાં સુધી તેઓ બ્રહ્મલોકમાં રહે છે. ॥ ૮ ॥

**'परस्य'** બ્રહ્માજીના (આયુષ્યને અંતે)– **'परचिन्तकाः'** પરમેશ્વર માનીને બ્રહ્માજીની ઉપાસના કરનારા પરતત્ત્વના ચિન્તકો ॥ ૮ ॥

સર્વ દેવતાઓમાં શ્રેષ્ઠ, સ્વયંભૂ બ્રહ્માજી પોતાનું દ્વિપરાર્ધ આયુષ્ય ભોગવીને પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, આકાશ, મન, ઇન્દ્રિયો, શબ્દાદિ વિષયો તથા અહંકાર વગેરેથી વીંટાયેલા બ્રહ્માંડનો સંહાર કરવાની ઇચ્છાવાળા થઈ, ત્રિગુણાત્મિકા પ્રકૃતિ સાથે તાદાત્મ્ય પામી જ્યારે પરમેશ્વરમાં લય પામે છે, ॥ ૯ ॥

**एवं परेत्य भगवन्तमनुप्रविष्टा**
**ये योगिनो जितमरुन्मनसो विरागाः।**
**तेनैव साकममृतं पुरुषं पुराणं**
**ब्रह्म प्रधानमुपयान्त्यगताभिमानाः॥ १०**

ત્યારે ભગવાન બ્રહ્મામાં પ્રવેશેલા, પ્રાણ અને મનને જીતનારા જે વિરક્ત યોગીજનો છે, તેઓ બ્રહ્મલોકમાં દેહત્યાગ કરી તે બ્રહ્માજીની સાથે જ પરમાનંદસ્વરૂપ પુરાણપુરુષ પરબ્રહ્મને પામે છે. દેહાભિમાન ગયું ન હોવાથી (તેની પહેલાં તેઓ પરબ્રહ્મને પામી શકતા નથી.) ॥ ૧૦ ॥

क्ष्मादीनि पञ्चमहाभूतानि मनश्चेन्द्रियाणि चार्थाश्च शब्दादयो भूतादिश्चाहङ्कारः एवमादिभिः परिवृतं युक्तं ब्रह्माण्डं प्रतिसंहर्तुमिच्छुः सन्। अव्याकृतमीश्वरम्। पराख्यं द्विपरार्धलक्षणं कालम्॥ ९॥

પૃથ્વી વગેરે પંચમહાભૂતો, મન, ઇન્દ્રિયો, ઇન્દ્રિયોના શબ્દાદિ વિષયો તથા '**भूतादिः**' અહંકાર– એમ આ સર્વથી '**परिवृतम्**' યુક્ત બ્રહ્માંડનો સંહાર કરવાની ઇચ્છાવાળા થઈ '**अव्याकृतम्**' ઈશ્વરમાં, '**पर-आख्यम्**' દ્વિપરાર્ધ લક્ષણવાળો 'પર' સંજ્ઞાવાળો કાળ ॥ ૯ ॥

परेत्य दूरं गत्वा भगवन्तं हिरण्यगर्भमनुप्रविष्टा ये योगिनोऽमृतं परमानन्दरूपं प्रधानमुत्कृष्टं ब्रह्म तेनैव सहोपयान्ति, न तु पूर्वम्। यत–स्तदाऽगताभिमानाः। तथा च स्मृतिः—

'**परेत्य**' દૂર જઈને (**वंशीधरी-'ब्रह्मलोके देहं त्यक्त्वा'**— બ્રહ્મલોકમાં દેહનો ત્યાગ કરીને), '**भगवन्तम्**' ભગવાન હિરણ્યગર્ભમાં અર્થાત્ બ્રહ્માજીમાં પ્રવેશેલા જે યોગીઓ છે તેઓ '**अमृतम्**' પરમાનન્દસ્વરૂપને, '**प्रधानम्**' ઉત્કૃષ્ટ પરબ્રહ્મને, તે બ્રહ્માજીની સાથે જ પામે છે, પરંતુ તે પહેલાં પામી શકતા નથી કારણ કે ત્યાં સુધી તે યોગીઓનું દેહાભિમાન ગયું હોતું નથી. તે જ અનુસાર સ્મૃતિ છે—

'ब्रह्मणा सह ते सर्वे सम्प्राप्ते प्रतिसञ्चरे।
परस्यान्ते कृतात्मानः प्रविशन्ति परं पदम्॥'
इति॥ १०॥

'બ્રહ્માજીના આયુષ્યને અંતે જ્યારે પ્રલય થાય છે, ત્યારે તે સર્વ યોગીજનો બ્રહ્માજીની સાથે જ પરમપદને પામે છે.' ॥ ૧૦ ॥

**अथ तं सर्वभूतानां हृत्पद्मेषु कृतालयम्।**
**श्रुतानुभावं शरणं व्रज भावेन भामिनि॥ ११**

માટે હે માતાજી, સર્વે પ્રાણીઓનાં હૃદયકમળમાં નિવાસ કરી (વિરાજતા) તેમ જ આપે શ્રવણ કરેલા મહિમાવાળા તે ભગવાનને શરણે ભાવપૂર્વક જાઓ. ॥ ૧૧ ॥

भगवदुपासकास्तु साक्षादेव तं प्राप्नुवन्ति न तु क्रमेण, अतस्त्वं साक्षात्तमेव भजेत्याह। अथ तस्मात्। भावेन प्रेम्णा॥ ११॥

ભગવાનના ઉપાસકો જ સાક્ષાત્ ભગવાનને પામે છે, પણ ક્રમથી નહીં. આથી તમે સાક્ષાત્ તેમનું જ ભજન કરો, તેમ કહે છે. '**अथ**' આથી '**भावेन**' પ્રેમથી ॥ ૧૧ ॥

**वि.चक्र.—**यस्माद्भक्तिं विना न केऽपि निस्तर–न्त्यतस्त्वं तमेव भगवन्तं शरणं व्रज हे भाविनि। मयि परमेश्वरे पुत्रभाववतीति त्वयि भक्त्युपदेशः पिष्टपेषरूप एवेति भावः।

કારણ કે ભક્તિ વિના કોઈનો પણ ઉદ્ધાર નથી આથી તમે તે જ ભગવાનને શરણે જાઓ! હે ભાવિની, મારામાં– પરમેશ્વરમાં પુત્રભાવવાળાં એવાં તમને ભક્તિનો ઉપદેશ કરવો એ પિસાયેલાને ફરી પીસવા જેવું (નિરર્થક) જ છે, એવો ભાવ છે.

एवं तावद्भगवद्भक्तानां निरन्तरमेव तत्प्राप्तिर्भगवदभेदेन हिरण्यगर्भोपासकानां तु क्रमेणेत्युक्तम्। भेदेनोपासने तु ब्रह्मादयोऽप्यावर्तन्ते किमुतान्य इत्याह—**आद्य** इति चतुर्भिः।

**आद्यः स्थिरचराणां यो वेदगर्भः सहर्षिभिः।**
**योगेश्वरैः कुमाराद्यैः सिद्धैर्योगप्रवर्तकैः॥ १२**

**भेददृष्ट्याऽभिमानेन निःसङ्गेनापि कर्मणा।**
**कर्तृत्वात्सगुणं ब्रह्म पुरुषं पुरुषर्षभम्॥ १३**

**स संसृत्य पुनः काले कालेनेश्वरमूर्तिना।**
**जाते गुणव्यतिकरे यथापूर्वं प्रजायते॥ १४**

यो वेदगर्भः सोऽपि गुणव्यतिकरे जाते यथापूर्वं ब्रह्मपदाधिकृतः सन् प्रजायते इति तृतीयेनान्वयः। न केवलं स एवैकः किन्तु ऋषिभिर्मरीच्यादिभिर्योगेश्वरादिभिश्च सह॥ १२॥

जन्मनि हेतुद्वयम्। भेददृष्ट्याऽभिमानेन कर्तृत्वादिति च। यथापूर्वत्वे हेतुः—निःसङ्गेन निष्कामेन कर्मणेति॥ १३॥

किं कृत्वाऽत्र प्रजायते। प्रथमं पारमेष्ठ्यमैश्वर्यं निषेव्य, पश्चात्प्रलये सगुणं गुणाधिष्ठातारं प्रथमावताररूपं पुरुषं संसृत्य प्राप्य, तेऽपि ऋषिप्रमुखाः स्वकर्मनिर्मितमैश्वर्यं निषेव्य पुरुषं च संसृत्य यथापूर्वं स्वस्वाधिकारेण पुनराया-न्तीत्यन्वयः॥ १४॥

આમ, વસ્તુતઃ ભગવાનના ભક્તો કોઈ અંતર વગર ભજન કરવાથી જ તેમને પામે છે. ભગવાનથી અભેદ માનીને હિરણ્યગર્ભ વગેરેની ઉપાસના કરનારાઓ તો ક્રમે ક્રમે ભગવાનને પામે છે, એમ કહ્યું. ભેદદષ્ટિપૂર્વક ઉપાસના કરવાથી તો બ્રહ્માજી વગેરેને પણ પાછા આવવું પડે છે, તો બીજાની તો વાત જ શી? એમ ચાર શ્લોકોથી કહે છે— **'आद्यः इति।'**

સ્થાવર-જંગમ સર્વ પ્રાણીઓના આદ્ય જે બ્રહ્માજી અનાસક્ત થઈ કર્મ કરતા હોવા છતાં ભેદદષ્ટિથી અને કર્તાપણાના અભિમાનને કારણે સૃષ્ટિ પછી પ્રલયમાં પરમપુરુષ પુરુષોત્તમરૂપ સગુણ બ્રહ્મને પ્રાપ્ત કરીને પણ ફરી સૃષ્ટિકાળે ભગવાનની મૂર્તિરૂપ કાળ દ્વારા ગુણોમાં જ્યારે ક્ષોભ થાય છે, ત્યારે તે બ્રહ્માજી પૂર્વની જેમ મરીચિ વગેરે ઋષિઓ, સનત્કુમારાદિ યોગેશ્વરો અને અન્ય યોગપ્રવર્તક સિદ્ધેશ્વરો સહિત (બ્રહ્મારૂપે) ઉત્પન્ન થાય છે. ॥ ૧૨ ॥ ૧૩ ॥ ૧૪ ॥

જે **'वेदगर्भः'** છે, જેમની અંદર વેદ પ્રકટ થયેલ છે તે પણ ગુણોમાં ક્ષોભ થતાં પૂર્વની જેમ બ્રહ્મપદને અધિકૃત થઈ ઉત્પન્ન થાય છે– એમ ત્રીજા શ્લોક(૧૪) સાથે અન્વય છે. કેવળ તે એક બ્રહ્માજી જ નહીં, પરંતુ મરીચિ વગેરે ઋષિઓ, યોગેશ્વરો વગેરે સહિત (તેમને પુનરાગમન કરવું પડે છે.) ॥ ૧૨ ॥

ફરી જન્મ લેવા માટે બે કારણ આપે છે– ભેદદષ્ટિથી અને કર્તાપણાના અભિમાનને કારણે પૂર્વની જેમ ઉત્પન્ન થવાનું કારણ આપે છે— **'निःसङ्गेन'** નિષ્કામ ભાવે કર્મ કરવાથી ॥ ૧૩ ॥

(બ્રહ્માજી) શું કરીને અહીં ઉત્પન્ન થાય છે? આગલા કલ્પના પરમેષ્ઠિપદના ઐશ્વર્યનો ઉપભોગ કરીને, પ્રલયમાં **'सगुणम्'** ગુણના અધિષ્ઠાતા 'પુરુષ'રૂપે પ્રથમ અવતાર એવા પુરુષોત્તમને **'संसृत्य'** પ્રાપ્ત કરીને તે પ્રમુખ ઋષિઓ પણ સ્વકર્માનુસાર નિર્માણ થયેલા ઐશ્વર્યનું સેવન કરીને પરમપુરુષને પામી પૂર્વની જેમ પોતપોતાના અધિકાર પ્રમાણે ફરીથી આવે છે, એમ સંબંધ છે. ॥ ૧૪ ॥

**ऐश्वर्यं पारमेष्ठ्यं च तेऽपि धर्मविनिर्मितम्।**
**निषेव्य पुनरायान्ति गुणव्यतिकरे सति॥ १५**

॥ १५ ॥

તે (પૂર્વોક્ત ઋષિગણ) પણ સ્વધર્મના ફળરૂપ સમ્પાદિત કરેલું ઐશ્વર્ય અને પારમેષ્ઠ્ય સુખપૂર્વક ભોગવીને, ગુણોમાં ક્ષોભ થતાં પુનઃ (આ લોકમાં) આવે છે. ॥ ૧૫ ॥

यदा ब्रह्मोपासकानामपि भेददर्शनाभिमानाभ्यामेवमावृत्तिस्तदा काम्यकर्मिणां किं वक्तव्यमिति तान्निन्दन्नाह षड्भिः।

જ્યારે બ્રહ્મના ઉપાસકોને પણ ભેદદર્શન અને અભિમાનને કારણે જ પાછા આવવું પડે છે, ત્યારે કામ્યકર્મો કરનારાઓનું શું કહેવું? એમ તેમની નિન્દા કરતાં છ શ્લોકો વડે કહે છે.

**ये त्विहासक्तमनसः कर्मसु श्रद्धयान्विताः।**
**कुर्वन्त्यप्रतिषिद्धानि नित्यान्यपि च कृत्स्नशः॥ १६**

પરંતુ જેઓ આ સંસારમાં, કર્મોમાં આસક્ત મનવાળા અને કર્મોમાં શ્રદ્ધાવાળા છે, તેમ જ શાસ્ત્રમાં નિષેધ ન કરવામાં આવ્યો હોય તેવાં કામ્યકર્મો અને નિત્યકર્મો સંપૂર્ણપણે કરે છે, ॥ ૧૬ ॥

ये त्विह कर्मस्वासक्तमनसः सन्तोऽप्रतिषिद्धानि काम्यानि नित्यानि च कर्माणि कृत्स्नानि कुर्वन्ति तेऽर्यम्णो दक्षिणेन पथा धूममार्गेण पितृलोकं व्रजन्तीति पञ्चमेनान्वयः। मध्ये तन्निन्दा॥ १६॥

પરંતુ જેઓ આ સંસારમાં, કર્મોમાં આસક્ત મનવાળા થઈ, શાસ્ત્રમાં નિષેધ ન કરવામાં આવ્યો હોય તેવાં કામ્યકર્મો અને નિત્યકર્મો સંપૂર્ણપણે કરે છે, તેઓ અર્યમા (સૂર્ય)ના દક્ષિણ માર્ગથી ધૂમમાર્ગે પિતૃલોકમાં જાય છે, એમ આનાથી પાંચમા શ્લોક(૨૦) સાથે સંબંધ છે. વચ્ચેના શ્લોકોમાં તેમની નિંદા કરવામાં આવી છે. ॥ ૧૬ ॥

**रजसा कुण्ठमनसः कामात्मानोऽजितेन्द्रियाः।**
**पितॄन्यजन्त्यनुदिनं गृहेष्वभिरताशयाः॥ १७**

॥ १७ ॥

રજોગુણથી કુંઠિત મનવાળા, કામનાઓને અધીન મનવાળા, ઈન્દ્રિયોના ગુલામ, ઘરમાં જ આસક્ત મનવાળા તેઓ રાત-દિવસ પિતૃઓનું જ યજન કરે છે. ॥ ૧૭ ॥ ૧૭ ॥

**त्रैवर्गिकास्ते पुरुषा विमुखा हरिमेधसः।**
**कथायां कथनीयोरुविक्रमस्य मधुद्विषः॥ १८**

ધર્મ-અર્થ-કામને જ પુરુષાર્થ માનનારા તે પુરુષો સંસારનું હરણ કરનારી બુદ્ધિવાળા, મધુદૈત્યનો દ્વેષ કરનારા અને વર્ણવવા યોગ્ય મહાન પરાક્રમોવાળા ભગવાન શ્રીહરિની કથાથી વિમુખ રહે છે. ॥ ૧૮ ॥

**नूनं दैवेन विहता ये चाच्युतकथासुधाम्।**
**हित्वा शृण्वन्त्यसद्गाथाः पुरीषमिव विड्भुजः॥ १९**

જે મનુષ્યો શ્રીઅચ્યુત ભગવાનની કથારૂપ સુધા છોડીને, વિષ્ઠા ખાનાર જેમ વિષ્ઠા તરફ દોડે તેમ દુષ્ટોની કુકથાઓ જ સાંભળે છે, તેઓ ચોક્કસ દૈવથી જ નાશ પામ્યા છે. ॥ ૧૯ ॥

**दक्षिणेन पथाऽर्यम्णः पितृलोकं व्रजन्ति ते।**
**प्रजामनु प्रजायन्ते श्मशानान्तक्रियाकृतः ॥ २०**

શ્મશાનપર્યન્તની (શાસ્ત્રોક્ત) ક્રિયાઓ કરનારા તેઓ (મૃત્યુ પછી) અર્યમા (સૂર્ય)ના દક્ષિણ માર્ગેથી પિતૃલોકમાં જાય છે અને પછી પોતાના પુત્રો વગેરેમાં ફરી જન્મ લે છે. ॥ ૨૦ ॥

**ततस्ते क्षीणसुकृताः पुनर्लोकमिमं सति।**
**पतन्ति विवशा देवैः सद्यो विभ्रंशितोदयाः ॥ २१**

હે પ્રતિવ્રતા, (પિતૃલોક પામ્યા) પછી પુણ્ય ક્ષીણ થયેલા, દેવો દ્વારા તાત્કાલિક વૈભવભ્રષ્ટ કરવામાં આવેલા તે પરવશ બનેલા જીવો ફરીથી આ લોકમાં પડે છે. ॥ ૨૧ ॥

हरति संसारं मेधा यस्य। कथनीया उरवो विक्रमा यस्य तस्य मधुद्विषः कथायां विमुखाः सन्तो ये त्रैवर्गिकाः। ये चाच्युतस्य कथासुधां हित्वाऽसतां गाथाः शृण्वन्ति ते नूनं दैवेन विहता इत्यन्वयः॥ १८॥ १९॥

સંસારનું હરણ કરનારી મેધા છે જેમની, વર્ણન કરવા યોગ્ય મહાન પરાક્રમો છે જેમનાં તેમની, મધુદૈત્યનો દ્વેષ કરનાર શ્રીહરિની કથા પ્રત્યે વિમુખ થઈ જેઓ ધર્મ-અર્થ-કામરૂપ ત્રિવર્ગને જ માનનારા છે તથા જેઓ શ્રીઅચ્યુત ભગવાનની કથારૂપી સુધા છોડીને દુષ્ટોની ગાથા સાંભળે છે, તેઓ નક્કી દેવ વડે જ હણાયેલા છે, એમ સંબંધ છે. ॥ ૧૮ ॥ ૧૯ ॥

पितृलोकात् पुनः प्रजामनु स्वपुत्रादिषु प्रजायन्ते। गर्भाधानादारभ्य श्मशानान्ताः क्रियाः कृतवन्तः। यथोक्तकारिण इत्यर्थः॥ २०॥

પિતૃલોકમાંથી ફરી **'प्रजाम्-अनु'** પોતાના પુત્ર વગેરેમાં જ ઉત્પન્ન થાય છે. ગર્ભાધાન સંસ્કારથી આરંભીને સ્મશાન પર્યન્તની શાસ્ત્રોક્ત ક્રિયાઓ જેમણે કરી છે. જેમ શાસ્ત્રમાં કહ્યું હોય તેમ કરનાર, એમ અર્થ છે. ॥ ૨૦ ॥

कथं प्रजायन्ते तदाह। ततस्ते पुनरिमं लोकं प्रति पतन्ति। विभ्रंशित उदयो भोगसाधनं येषाम्॥ २१॥

તેઓ કેવી રીતે ઉત્પન્ન થાય છે, તે કહે છે– (પિતૃલોકમાં ગયા) પછી તેઓ ફરીથી આ લોકમાં પડે છે. નાશ કરવામાં આવ્યો છે **'उदयः'** વૈભવ જેમનો॥ ૨૧ ॥

**वंशीधरी**—ननु,

'श्राद्धकृत्सत्यवादी च गृहस्थोऽपि विमुच्यते।'

इति याज्ञवल्क्यादिभिः पितृयजनस्यापि मुक्तिहेतुत्वकथनात्कथमत्र त्रैवर्गिकेषु पितृयाजिनो गणनेति चेत्सत्यं तच्च हर्यर्पितान्नादिना पितृयाजनपरम्, तदनर्पितान्नादिना पितृयाजिनस्तु निंद्या एव। त्रैवर्गिकत्वमपि तेषामशोभनमेव।

શંકા કરવામાં આવી છે કે 'શ્રાદ્ધ કરનાર સત્યવાદી ગૃહસ્થ પણ મુક્તિ પામે છે.' એમ યાજ્ઞવલ્ક્યસ્મૃતિ વગેરે દ્વારા પિતૃયાગ કરનારની મુક્તિ માટે પણ કહેવાયું હોવાથી અહીં ત્રિવર્ગપરાયણ મનુષ્યોમાં પિતૃયજ્ઞ કરનારાઓની ગણના શા માટે કરવામાં આવી છે? જો આ કથન સત્ય હોય તો તે શ્રીહરિને અર્પણ કરેલા અન્ન વગેરે દ્વારા પિતૃયાગપરાયણ થાય છે. શ્રીહરિને અસમર્પિત તે અન્નાદિથી પિતૃયજ્ઞ કરનારાઓ તો નિંદાને પાત્ર જ છે. ધર્મ-અર્થ-કામપરાયણતા પણ તેમને માટે શોભાસ્પદ નથી.

तथा च श्रुतिः—

'विष्णुनाशितमश्नन्ति पितरो देवताश्च।'

इति।

किञ्च—

'विष्णोर्निवेदितान्नेन यष्टव्यं देवतान्तरम्।
पितृभ्यश्चापि तद्देयं तदानन्त्याय कल्पते॥'

इति।

पुराणाच्च।

विपक्षे—

'पितृशेषं तु यो दद्याद्धरये परमात्मने।
रेतोदाः पितरस्तस्य भवन्ति क्लेशभागिनः॥'

इति पुराणान्तरे दोषश्रवणाच्च इत्यभिप्रेत्यैवोक्तं 'विमुक्तिदा येऽनभिसन्धितेषु' इति मार्कण्डेये। रुचिनाऽनभिसन्धितेष्वन्तःकरणशुद्धिद्वारा ज्ञानोपयोगित्वात् पितृपूजनतत्परेषु पितरो मोक्षदा अन्यथा कामदा इत्यर्थः।

**वंशीधरी—**भोगसाधनं पुण्यं—

'क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति'

इति गीतोक्तेः।

**सुबोधिनी—**दक्षिणमार्गा बहवः सन्ति, तद्व्यावृत्त्यर्थमाह—अर्यम्ण इति। अर्यमाऽत्र यमः, मुख्ययमस्य स्वाधिकारप्रच्युतौ स यमो भवतीति पूर्वमुक्तत्वात् 'अबिभ्रदर्यमा दण्डम्' इति वाक्यात्। अनेन मुख्ययमश्चेत्तिष्ठेत्तदा तेषां सापि गतिर्न भवेदिति सूचितम्। तस्य वैष्णवत्वात्, तद्वक्ष्यति षष्ठे।

તે અનુસાર જ શ્રુતિ છે. 'વિષ્ણુ ભગવાનનું આરોગેલું પિતૃઓ અને દેવતાઓ આરોગે છે.'

વળી, 'વિષ્ણુ ભગવાનને નિવેદન કરવામાં આવેલા અન્ન દ્વારા અન્ય દેવતાઓનું યજન કરવું જોઈએ. તે પિતૃઓને આપવામાં આવે તો તે અનંત બની જાય છે, મોક્ષ આપે છે.' એમ પુરાણમાં કહ્યું છે.

ઊલટું–

'પરંતુ પિતૃયજ્ઞમાં અવશિષ્ટ રહેલું દ્રવ્ય પરમાત્મા શ્રીહરિને જે આપે છે, તેના ક્લેશભાગી બનેલા પિતૃઓ ગર્ભમાં જન્મ લેનારા થાય છે.'

એમ અન્ય પુરાણમાં દોષ કહેલો હોવાથી એ અભિપ્રાયથી કહ્યું છે કે નિષ્કામ કર્મ કરનારાઓ માટે એમના જે પિતૃઓ હોય તે મોક્ષ આપનારા બને છે– એમ માર્કંડેયપુરાણમાં છે. રુચિ (નામના પ્રજાપતિ) દ્વારા કહેવામાં આવ્યું છે કે નિષ્કામ કર્મોના વિષયમાં પ્રીતિવાળા મનુષ્યોને તે કર્મ જ્ઞાનપ્રાપ્તિમાં ઉપયોગી હોવાથી એ રીતે પિતૃપૂજન કરવામાં તત્પર જનોને પિતૃઓ મોક્ષ આપનારા બને છે, અન્યથા કામનાઓ પૂર્ણ કરનારા બને છે, એમ અર્થ છે.

ભોગ સાધન એટલે પુણ્ય. 'પુણ્ય ક્ષીણ થતાં મૃત્યુલોકને પામે છે.'– (ગીતા.૯/૨૧) એમ ગીતાજીમાં કહ્યું છે.

દક્ષિણ માર્ગો અનેક પ્રકારના છે. આ દક્ષિણમાર્ગને જુદો પાડવા માટે કહે છે– **'अर्यम्णः इति।'** અહીં અર્યમા એટલે યમ. કોઈ વખત મુખ્ય યમરાજ (ધર્મરાજ)ને પોતાના અધિકારથી (થોડા સમય માટે) દૂર કરવામાં આવે છે, ત્યારે તે અર્યમા પૂર્વે કહ્યા પ્રમાણે યમ બને છે. પિતૃઓના રાજા 'અર્યમા પાપીઓને ઘટતો દંડ કરે છે.'– (શ્રીમદ્ ભા.૧/૧૩/૧૫) એ વાક્ય ઉપરથી આમ કહી શકાય છે. આ દ્વારા એમ સૂચવવામાં આવ્યું છે કે જો મુખ્ય ધર્મરાજ હોત તો તે પાપીઓની આવી ગતિ ન થાત કારણ કે ધર્મરાજ વૈષ્ણવ છે, તે આગળ છઠ્ઠા સ્કંધમાં કહેશે.

येन मार्गेण यमो गच्छति क्रूरात्मा, स भयानको मार्गः, परं नाधोगतिरूपः, किन्तु तल्लोकात्मकः। यत्राग्निष्वात्तादयः पितरस्तिष्ठन्ति, तेन पथा ते पितृलोकं व्रजन्ति। अनेन मार्गक्लेशः तत्र नीत्यभावश्च सूचितः।

પુનરાવૃત્તિમાહ—પ્રજામનુ પ્રજાયન્ત इति। प्रजा स्वस्यान्तःकोशः, तस्य स्वयमन्तःकोशा भवन्ति, पुत्रगृहे पुत्रा भवन्तीत्यर्थः।

ननु श्राद्धादिना मोक्षो भवतीति श्रूयते सुदरिद्रोपाख्याने, तत्कथमुच्यते पितृलोकादागतस्य जन्मेत्याशङ्क्य, तेषां पुत्रगृहे जन्मैव मोक्ष इति श्रुत्यर्थं वक्तुं 'प्रजामनु प्रजायन्त' इति श्रौतं पदमुक्तम्। 'प्रजामनु प्रजायन्ते तदु ते मर्त्यामृतम्' इति श्रुतेः। तत्रापि नाल्पस्य तत्, किन्तु श्मशानान्ता निषेकाद्या वैदिक्यः क्रियाः कृता येषु ते श्मशानान्तक्रियाकृतः।

જે માર્ગે ક્રૂરાત્મા યમ (અર્યમા) જાય છે તે ભયાનક માર્ગ છે, પણ તે અધોગતિરૂપ માર્ગ નથી, તે પિતૃલોકમય માર્ગ છે. જ્યાં '**अग्निष्वात्त**' વગેરે પિતૃઓ રહે છે. તે માર્ગે તેઓ પિતૃલોકમાં જાય છે. આ દ્વારા માર્ગક્લેશ તથા ત્યાં નીતિનો અભાવ પણ સૂચિત થાય છે.

પૃથ્વીલોક ઉપર પાછા ફરે છે તે વાત કહે છે—પ્રજાને ત્યાં પ્રજા થઈને જન્મ લે છે. પ્રજા એટલે પોતાનો આંતરિક કોશ, તે કોશનો સ્વયં પોતે આંતરિક કોશ બને છે, અર્થાત્ પુત્રને ત્યાં પુત્રરૂપે જન્મે છે.

શંકા કરે છે કે સુદરિદ્ર ઉપાખ્યાનમાં શ્રવણ કર્યું કે શ્રાદ્ધ વગેરે કરવાથી મોક્ષ થાય છે, તો પછી પિતૃલોકમાંથી આવેલાનો જન્મ થાય છે, તેમ શા માટે કહેવામાં આવે છે? તે માટે ઉત્તર આપે છે કે તેમના પુત્રના ઘરમાં જન્મ એ જ મોક્ષ છે. આવો શ્રુતિ અનુસારનો ભાવાર્થ કહેવા માટે '**प्रजामनु प्रजायन्ते**' એવું શ્રૌતપદ કહેવાયું છે. 'પ્રજાને ત્યાં પ્રજારૂપે જન્મે છે, તે મૃત્યુલોકનું અમૃત છે.' એમ શ્રુતિ છે. તેમાં પણ અલ્પવિધિનું પાલન કરનારના જન્મ વગેરે થતા નથી પરંતુ ગર્ભાધાનથી માંડીને મૃત્યુ પર્યન્ત જેમની વૈદિક ક્રિયાઓ થઈ હોય છે, તેઓ જ પોતાના પુત્રના વંશમાં જન્મ ગ્રહણ કરે છે.

**तस्मात्त्वं सर्वभावेन भजस्व परमेष्ठिनम्।**
**तद्गुणाश्रयया भक्त्या भजनीयपदाम्बुजम्॥ २२**

માટે સેવાયોગ્ય ચરણકમળવાળા પરમાત્માને તેમના ગુણોના આશ્રયવાળી ભક્તિથી તમે અતિ પ્રેમપૂર્વક ભજો. ॥ ૨૨ ॥

परमेष्ठिनं परमेश्वरम्। सर्वभावेनातिप्रीत्या। तस्य गुणानाश्रयते या भक्तिस्तया॥ २२॥

'**परमेष्ठिनम्**' પરમેશ્વરને '**सर्वभावेन**' અતિશય પ્રેમથી, તે ભગવાનના ગુણોનો આશ્રય જે ભક્તિને છે તેના વડે ॥ ૨૨ ॥

भजने च ज्ञानवैराग्ये स्वत एव भवत इत्याह—**वासुदेवे** इति।

તથા ભક્તિમાં જ્ઞાન અને વૈરાગ્ય સ્વતઃ જ થાય છે, તેમ કહે છે — '**वासुदेवे इति।**'

**वासुदेवे भगवति भक्तियोगः प्रयोजितः।**
**जनयत्याशु वैराग्यं ज्ञानं यद्ब्रह्मदर्शनम्॥ २३**

॥ २३॥

(કારણ કે) વાસુદેવ ભગવાનમાં પ્રયોજાયેલો ભક્તિયોગ અવિલંબે વૈરાગ્ય ઉત્પન્ન કરે છે તેમ જ જેમાં બ્રહ્મનું દર્શન છે તેવું જ્ઞાન પણ ઉત્પન્ન કરે છે. ॥ ૨૩ ॥ ૨૩ ॥

**सुबोधिनी**—तस्य मोक्षपर्यवसायित्वं स्वमार्गानुसारेणाऽऽह—वासुदेव इत्यष्टभिः।

'ज्ञानवैराग्यजननं परीक्षा ज्ञानसम्भवे।
ततश्च निरहङ्कारो ज्ञानमेव हरिः परः॥
वैराग्यस्यापि माहात्म्यं युक्तिस्तज्जननेऽपि च।
तदर्थं च जगज्जातं वैराग्ये सर्वनिश्चयः॥'

પોતાના માર્ગ અનુસાર મોક્ષમાં પૂર્ણતા કરનાર ભક્તિનું વર્ણન આઠ શ્લોકોથી કરે છે– **'वासुदेवे इति'** ભક્તિથી આઠ વસ્તુ થાય છે (તે કારિકા દ્વારા કહે છે). (१) જ્ઞાન-વૈરાગ્યની ઉત્પત્તિ, (२) જ્ઞાનની ઉત્પત્તિ માટેની પરીક્ષા, (३) અહંકારરાહિત્ય, (४) જ્ઞાન એ જ પરબ્રહ્મ, (५) વૈરાગ્યનું માહાત્મ્ય, (६) વૈરાગ્ય થાય તે માટેની યુક્તિ, (७) તે માટે જ આ જગતની ઉત્પત્તિ, (८) વૈરાગ્યમાં જ સર્વ કાંઈ છે તેવો નિશ્ચય.

तत्र प्रथमं भक्तेर्मोक्षसाधकत्वं ज्ञानवैराग्यजननद्वारेति भक्त्या ज्ञानवैराग्योत्पत्तिमाह—वासुदेव इति। वासुदेवे भगवतीति हृदये आविर्भूते भगवति प्रत्यक्षतया भक्तियोगः फलसाधक इत्युक्तम्।

તેમાં પ્રથમ જ્ઞાન અને વૈરાગ્ય ભક્તિથી ઉત્પન્ન થાય પછી જ તે ભક્તિથી મોક્ષ થાય છે. ભક્તિથી જ્ઞાન અને વૈરાગ્ય કેવી રીતે ઉત્પન્ન થાય છે તે કહે છે – જ્યારે ભગવાન વાસુદેવ હૃદયમાં આવિર્ભૂત થાય છે, ત્યારે ભક્તિયોગ પ્રત્યક્ષરૂપે ફળસાધક બને છે, તેમ કહે છે.

प्रथमतः स्वसामर्थ्यादेवाऽऽशु वैराग्यं ज्ञानं च जनयति ज्ञानं प्रतीकविषयमपि भवतीति विशिनष्टि—यज्ज्ञानं ब्रह्म दर्शयतीति, ब्रह्मदर्शनरूपं वा। यस्मिन् जाते ब्रह्माऽऽविर्भवति। तद्देवतारूपं ज्ञानम्। मननादिना वा साधने सम्पन्ने साक्षात्कार इति।

સર્વપ્રથમ ભક્તિ પોતાના સામર્થ્યથી જ જ્ઞાન અને વૈરાગ્ય શીઘ્ર ઉત્પન્ન કરે છે. પ્રતીકવિષયક જ્ઞાન પણ છે, તેથી જ્ઞાનને **'ब्रह्मदर्शनम्'** એવું વિશેષણ આપ્યું છે, અર્થાત્ જે જ્ઞાન બ્રહ્મનું દર્શન કરાવે અથવા જે જ્ઞાન બ્રહ્મદર્શનરૂપ હોય છે. જે જ્ઞાન થતાં બ્રહ્મ આવિર્ભૂત થાય છે તે જ્ઞાન બ્રહ્મદેવતારૂપ હોય છે. મનન વગેરે સાધન સમ્પન્ન થતાં પણ સાક્ષાત્કાર થાય છે.

तदेवोपपादयति।

તે જ (જ્ઞાન-વૈરાગ્યનું ભક્તિજન્યત્વ) સિદ્ધ કરે છે.

**यदाऽस्य चित्तमर्थेषु समेष्विन्द्रियवृत्तिभिः।**
**न विगृह्णाति वैषम्यं प्रियमप्रियमित्युत॥ २४**

જ્યારે આ ભક્તનું ચિત્ત ઈન્દ્રિયોની વૃત્તિઓ દ્વારા સમાન એવા સર્વ પદાર્થોમાં રહેલી પ્રિય-અપ્રિયરૂપ વિષમતા ગ્રહણ કરતું નથી, ॥ २४ ॥

**स तदैवात्मनात्मानं निःसङ्गं समदर्शनम्।**
**हेयोपादेयरहितमारूढं पदमीक्षते॥ २५**

ત્યારે તે પોતાના આત્માથી જ, સર્વ સંગથી રહિત, (સર્વત્ર) સમદર્શનરૂપ ત્યજવા કે ગ્રહણ કરવા યોગ્ય કાંઈ નથી તેવા નિશ્ચયને પામેલા પોતાના આત્માને જુએ છે. ॥ २५ ॥

यदास्य भक्तस्य चित्तं भगवद्गुणानुरागेण तस्मिन्नेव निश्चलं सदिन्द्रियवृत्तिभिर्वैषम्यमर्थेषु न विगृह्णाति॥ २४॥

જ્યારે આ ભક્તનું ચિત્ત ભગવાનના ગુણોમાં અનુરાગ થવાથી તેમાં જ નિશ્ચળ બને છે, ઈન્દ્રિયોની વૃત્તિઓ દ્વારા પદાર્થોમાં રહેલી વિષમતાને ગ્રહણ કરતું નથી. ॥ २४ ॥

तदैवात्मनात्मानं स्वप्रकाशमीक्षते। कथम्भूतम्। समं—च तद्दर्शनं च। तत्कुतः। निःसङ्गम्। सङ्गाद्धि वैषम्यं भवति। निःसङ्गत्वे हेतुः—हेयोपादेयरहितम्। तत्कुतः। पदं व्यवसितमारूढम्। परमानन्दोऽहमिति निश्चयं प्राप्तमित्यर्थः॥ २५॥

त्यारे જ પોતાના સ્વપ્રકાશરૂપ આત્માને જુએ છે. કેવા આત્માને? સર્વત્ર સમાન તથા સમ-દર્શનરૂપ આત્માને. તે કેવી રીતે? સર્વ સંગથી રહિત તે નિઃસંગ આત્માને (જુએ છે). સંગથી જ વૈષમ્ય થાય છે. નિઃસંગપણા માટેનું કારણ— ત્યજવા કે ગ્રહણ કરવા યોગ્ય કાંઈ નથી તેવા વિભાગ વગરના આત્માને (જુએ છે). તે કેમ? 'હું પરમાનંદસ્વરૂપ છું.' તેવા **'पदम्'** નિશ્ચયને પામેલો છે તેથી, એમ અર્થ છે. ॥ ૨૫ ॥

समेष्वर्थेष्वित्युक्तं तदेव साम्यं दर्शयति।

સમાન એવા સર્વ પદાર્થોમાં (શ્લોક-૨૫) એમ જે કહ્યું, તે જ સમાનતા દર્શાવે છે.

**ज्ञानमात्रं परं ब्रह्म परमात्मेश्वरः पुमान्।**
**दृश्यादिभिः पृथग्भावैर्भगवानेक ईयते॥ २६**

માત્ર જ્ઞાનસ્વરૂપ પરબ્રહ્મ, પરમાત્મા, ઈશ્વર, પુરુષ એવા એક ભગવાન જ દ્રષ્ટા, દૃશ્ય તથા ઈન્દ્રિયોરૂપે વિવિધ ભાસે છે. ॥ ૨૬ ॥

ज्ञानमात्रमेव परब्रह्मादिशब्दैः प्रसिद्धम्। दृश्यादिभिर्दृश्यद्रष्टृकरणरूपेण पृथक् प्रतीयते। ज्ञानमात्रत्वेन समेष्वित्यर्थः॥ २६॥

માત્ર જ્ઞાનસ્વરૂપ ભગવાન પરબ્રહ્મ વગેરે શબ્દોથી પ્રસિદ્ધ છે. **'दृश्यादिभिः'** દૃશ્ય, દ્રષ્ટા, ઈન્દ્રિયો વગેરેરૂપે ભિન્ન ભિન્ન ભાસે છે. માત્ર જ્ઞાનસ્વરૂપે સર્વ સમાન પદાર્થોમાં છે, એમ અર્થ છે. ॥ ૨૬ ॥

**वि.चक्र.**—अत्र ब्रह्मणो निराकारत्वाददृश्यं स्वरूपं परमात्मनोऽपि निराकारत्वाददृश्यम्।

'केचित् स्वदेहान्तर्हृदयावकाशे
प्रादेशमात्रं पुरुषं वसन्तम्।
चतुर्भुजं कञ्जरथाङ्गशङ्ख-
गदाधरं धारणया स्मरन्ति॥'

इत्यादिना 'सहस्त्रशीर्षा पुरुषः' इत्यादिश्रुत्या च केषाञ्चिन्मते साकारत्वाद्, दृश्यं भगवतस्तु ब्रह्मत्वात् परमात्मत्वाच्चादृश्यं भगवदवतारकाले दृश्यमन्यदा दृश्यादृश्यञ्च। यदुक्तं विष्णुपुराणे प्रथमेंऽशे—

'प्राकृतं ब्रह्मरूपस्य विष्णोः स्थानमनुत्तमम्।
तत्राव्यक्तस्वरूपोऽसौ व्यक्तरूपो जगत्पतिः।
विष्णुर्ब्रह्म स्वरूपेण स्वयमेव व्यवस्थितः॥'

અહીં બ્રહ્મ નિરાકાર હોવાથી અદૃશ્ય સ્વરૂપ છે. પરમાત્મા પણ નિરાકાર હોવાથી અદૃશ્ય છે.

'કેટલાક મનુષ્યો પોતાના દેહમાં રહેલા હૃદયાકાશમાં શંખ, ચક્ર, ગદા અને પદ્મ ધારણ કરનારા ચતુર્ભુજ, પ્રાદેશમાત્ર પરિમાણવાળા પુરુષનું ધારણાથી સ્મરણ કરે છે.' (શ્રીમદ્ ભા.૨/૨/૮)

વગેરે દ્વારા તથા 'સહસ્ર મસ્તકવાળા વિરાટ પુરુષ' (ઋ-૧૦/૯૦/૧) (શુ.ય.મા.સં.૩૧/૧) વગેરે શ્રુતિ દ્વારા કેટલાકના મતે ભગવાન સાકાર હોવાથી દૃશ્ય છે અને ભગવાન જ બ્રહ્મ તેમ જ પરમાત્મા હોવાથી અદૃશ્ય છે; અવતારકાળમાં દૃશ્ય છે અથવા અન્ય સમયે દૃશ્ય અને અદૃશ્ય છે. વિષ્ણુપુરાણના પ્રથમ અંશમાં કહ્યું છે તેમ—

'બ્રહ્મરૂપ વિષ્ણુનું પ્રાકૃત સ્થાન અત્યુત્તમ છે, ત્યાં અવ્યક્તસ્વરૂપે આ બ્રહ્મ છે અને વ્યક્તરૂપે જગતના પતિ વિષ્ણુ છે. સ્વયં વિષ્ણુ ભગવાન જ બ્રહ્મરૂપે રહેલા છે.'

**वीर.**—कथं विश्वस्य ब्रह्मात्मकत्वमित्याह। ज्ञानमात्रमिति। ज्ञानमात्रं न क्वापि जडमित्यर्थः। परब्रह्मपरमात्मादिशब्दवाच्यः ज्ञानमात्रस्वरूपः परमपुरुषो भगवानेक एव दृश्यादिभिः पृथिव्यादिभिः पृथग्भावैः परस्परविलक्षणधर्मैरीयते प्रतीयते भगवानेक एव पृथिव्यादिपञ्चभूतसम्भूतात्मकदेवादिरूपभेदेन प्रतीयते। अतः सर्वं जगद्भगवदात्मकमित्यर्थः।

વિશ્વ બ્રહ્મસ્વરૂપ કેવી રીતે છે, તે કહે છે. કેવળ જ્ઞાનસ્વરૂપ છે અર્થાત્ તે ક્યાંય પણ જડ નથી, એમ અર્થ છે. પરબ્રહ્મ, પરમાત્મા વગેરે શબ્દોથી ઓળખાતા કેવળ જ્ઞાનસ્વરૂપ પરમપુરુષ ભગવાન જ પૃથ્વી વગેરે વિલક્ષણ ધર્મોવાળાં દશ્યાદિ ભિન્ન રૂપો વડે પ્રતીત થાય છે. એક જ ભગવાન પૃથ્વી વગેરે પંચભૂતોરૂપ પરમ વિભૂતિસ્વરૂપ દેવાદિના રૂપ અને ભેદથી ભાસે છે, આથી સમગ્ર જગત ભગવદ્રૂપ છે, એમ અર્થ છે.

ननु ज्ञानमात्रमात्मनः स्वरूपत्वान्नित्य- प्राप्तमेवेति किमनेकसाधनसाध्येन योगेन प्राप्यते तदाह—**एतावानिति**।

શંકા કરવામાં આવી છે કે આત્મા એક માત્ર જ્ઞાનસ્વરૂપ હોવાથી જ્ઞાન તો નિત્યપ્રાપ્ત જ છે, તો પછી અનેક સાધનોથી સાધવા યોગ્ય યોગ દ્વારા તે શા માટે પ્રાપ્ત કરવામાં આવે છે? તે માટે ઉત્તર આપે છે—**'एतावान् इति।'**

**एतावानेव योगेन समग्रेणेह योगिनः।**
**युज्यतेऽभिमतो ह्यर्थो यदसङ्गस्तु कृत्स्नशः॥ २७**

યોગીને સમગ્ર યોગથી પ્રિય એવું ફળ આટલું જ છે કે સંપૂર્ણ રીતે આ સંસારમાં આસક્તિનો જે અભાવ થઈ જાય તે. ॥ ૨૭ ॥

युज्यते प्राप्यते। प्रपञ्चसङ्गव्युदास एव योगफलमित्यर्थः॥ २७॥

**'युज्यते'** પ્રાપ્ત થાય છે. સંસારપ્રપંચમાં આસક્તિનો ત્યાગ એ જ યોગનું ફળ છે, એમ અર્થ છે. ॥ ૨૭ ॥ (ચિન્માત્રસ્વરૂપે જ પદાર્થને જોવામાં આવે ત્યારે જ સમદર્શન થાય છે.)

**दीपिनी**—नित्यसिद्धस्यापि स्वरूपस्याज्ञानेन मेघैः सूर्यवदाच्छन्नत्वात् प्रपञ्चसङ्गव्युदास एव योगफलमिति भावः।

જેમ વાદળો દ્વારા સૂર્ય ઢંકાઈ જાય તેમ આત્મસ્વરૂપ નિત્યસિદ્ધ જ છે, પરંતુ તે સ્વરૂપના અજ્ઞાનથી ઢંકાયેલું છે. સંસારપ્રપંચમાં આસક્તિનો ત્યાગ એ જ યોગનું ફળ છે, એવો ભાવ છે.

**सि.प्र.**—संसारनिवृत्तिः परमेश्वरप्राप्तिश्च सर्वसा- धनप्रयोजनमित्यर्थः।

સંસાર દૂર થાય અને પરમેશ્વર પ્રાપ્ત થાય એ સર્વ સાધનોનું પ્રયોજન છે, એમ અર્થ છે.

**बा.प्र.**—

'यदा सर्वे प्रमुच्यन्ते कामा येऽस्य हृदि श्रिताः।
अथ मर्त्योऽमृतो भवत्यत्र ब्रह्म समश्नुते॥'

'જ્યારે આ સાધકના હૃદયમાં રહેલી જે કામનાઓ છે તે સર્વે છૂટી જાય છે, ત્યારે (આત્મસાક્ષાત્કારની પૂર્વે પોતાને) મરણશીલ માનનાર પુરુષ અમર થઈ જાય છે તથા આ વર્તમાન શરીરથી બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે.' (કઠ.ઉપ.૨/૩/૧૪)

**सुबोधिनी**—सर्वेषां शास्त्राणां वैराग्यमेव फलमिति प्रमाणनिर्णयमाह। सम्पूर्णेनापि योगेन। योगशास्त्रे सर्वेषामेव ज्ञानभक्तिकर्मादीनां योगशब्दवाच्यतैव। अतो योगिनः सर्वैरेवोपायैरयमेवार्थो युज्यते। यद्यदा सर्वतश्चेदसङ्गो भवति। तुशब्दः पक्षान्तरं व्यावर्तयति। ये वैराग्यं नाभिमन्यन्ते, वैराग्याभावे ज्ञानमेव न भवेत्। जातं वा न किञ्चित् कार्यं कुर्यात्, दोषस्यानिवृत्तत्वात्। सर्वथा निवृत्ते दोषे स्वप्रकाशरूप आत्मा आविर्भविष्यतीति कोऽपि न तत्र प्रयासः कर्तव्यः। अतः सर्वशास्त्राणां फलं वैराग्यम्।

સર્વ શાસ્ત્રોનું ફળ વૈરાગ્ય જ છે, એમ કહીને પ્રમાણનિર્ણય કહે છે. સંપૂર્ણ યોગથી પણ વૈરાગ્ય થાય છે. યોગશાસ્ત્રમાં જ્ઞાન-ભક્તિ-કર્મ વગેરે સર્વેને યોગ શબ્દથી જ કહે છે. આથી યોગીઓ માટે સર્વ ઉપાયો વડે આ જ અર્થ યોગ્ય છે કે જ્યારે સર્વ રીતે સંગરહિત થવાય. આમાં બીજો પક્ષ નથી, તે **'तु'** શબ્દથી કહે છે. જેઓ વૈરાગ્યમાં નથી માનતા તેમને વૈરાગ્ય વિના જ્ઞાન થતું નથી. ક્વચિત્ જ્ઞાન થઈ જાય તો પણ તેનાથી કોઈ કાર્ય નથી થઈ શકતું કારણ કે દોષો નિવૃત્ત થયા હોતા નથી. દોષ સંપૂર્ણપણે નિવૃત્ત થતાં સ્વપ્રકાશરૂપ આત્માનો આવિર્ભાવ થશે, તેમાં કોઈ પ્રકારનો પ્રયાસ કરવા યોગ્ય નથી. આથી સર્વ શાસ્ત્રોનું ફળ વૈરાગ્ય છે.

ननु कथं प्रत्यक्षादिप्रतीतः प्रपञ्चो व्युदसितुं शक्यते प्रतीतेर्भ्रान्तित्वादित्याह—**ज्ञानमिति।**

હવે શંકા કરે છે કે પ્રત્યક્ષ વગેરેથી પ્રતીત થતા જગતપ્રપંચનો અસ્વીકાર કરવાનું કેવી રીતે શક્ય બને? કારણ કે પ્રપંચની પ્રતીતિ થાય છે, તો તે માટે ઉત્તર આપે છે કે આ પ્રતીતિ ભ્રાન્તિરૂપ હોવાથી (તે પ્રપંચનું સાચું જ્ઞાન થાય તો તેના પ્રત્યે ઉદાસીનતા આવે)—**'ज्ञानम् इति।'**

**ज्ञानमेकं पराचीनैरिन्द्रियैर्ब्रह्म निर्गुणम्।**
**अवभात्यर्थरूपेण भ्रान्त्या शब्दादिधर्मिणा॥ २८**

જ્ઞાનસ્વરૂપ, નિર્ગુણ, એક જ બ્રહ્મ બહિર્મુખ ઇન્દ્રિયો દ્વારા ભ્રાન્તિ થવાથી શબ્દાદિ ધર્મોવાળા (અનેક) પદાર્થરૂપે ભાસે છે. ॥ ૨૮ ॥

पराचीनैः पराङ्मुखैः। शब्दादिधर्मो यस्य तेनार्थरूपेण ज्ञानरूपं निर्गुणं ब्रह्मैवावभाति। न त्वर्थः पृथगस्तीत्यर्थः॥ २८॥

**'पराचीनैः'** બહિર્મુખ ઇન્દ્રિયો દ્વારા શબ્દાદિ ધર્મો છે જેમના તેવા પદાર્થોરૂપે જ્ઞાનસ્વરૂપ, નિર્ગુણ બ્રહ્મ જ ભાસે છે, પદાર્થો બ્રહ્મથી જુદા નથી, એમ અર્થ છે.॥ ૨૮ ॥

**वि.चक्र.**—अत्र पराङ्मुखैरितीन्द्रियाणां विशेषणादपराङ्मुखैरबहिर्मुखैर्भगवदुन्मुखैरिन्द्रियैस्तु मधुरशब्दवतीयं भगवन्मुरली श्यामसुन्दरोऽयं भगवद्देह इत्यादि चिद्वस्तुनिष्ठो ज्ञानभेदो न व्यवच्छिद्यते, तस्य ब्रह्मत्वादेवेत्याहुर्भागवताः।

અહીં ઇન્દ્રિયોના બહિર્મુખ વિશેષણથી ભગવદુન્મુખ અબહિર્મુખ ઇન્દ્રિયો દ્વારા ભગવાનની મધુર નાદવાળી આ બંસી, ભગવાનનો આ શ્યામસુંદર દેહ વગેરે ચૈતન્યમય પદાર્થમાં રહેલો જ્ઞાનનો ભેદ જુદો નથી થતો અર્થાત્ આવો ભેદ સ્વીકાર્ય છે કારણ કે તે સર્વ બ્રહ્મસ્વરૂપ જ છે, એમ ભાગવતો કહે છે.

**विजय**—इदानीं मत्स्याद्यवताररूपं ब्रह्माप्यप्राकृतदेहत्वेन मुमुक्षुणा ज्ञातव्यमन्यथा दर्शनेऽन्धं तम एवेत्याशयेनाह। ज्ञानमेकमिति। एकं सर्वोत्तमं स्वगतभेदवर्जितं वा ज्ञानं सच्चिदानन्दलक्षणं ब्रह्म बहुत्वसङ्ख्याविशेषविषयपूर्णं मत्स्यादिरूपं निर्गुणं प्रकृतिगुणनिर्मितदेहरहितं परब्रह्मशब्दादिधर्मिणां शब्दस्पर्शादिविषयधर्मवतामज्ञानां पराचीनैर्बहिर्विषयेषु प्रवृत्तैश्चक्षुरादीन्द्रियैरर्थरूपेण भौतिकशरीरेण भ्रान्त्या मिथ्याज्ञानेनावभाति ''पूर्णमदः पूर्णमिदम्'' इति श्रुतेः, तस्मात्तथा प्रतिभानवानन्धं तमो यातीति शेषः इत्यर्थः। तदुक्तम्।

'मत्स्यकूर्मादिरूपं च विष्णोर्ज्ञानैकमात्रकम्।
तन्मन्यते भौतिकं तु ये गच्छन्त्यधरं तमः॥'
इति।

अर्थरूपत्वमेवोदाहृत्य दर्शयति—**यथेति।**

**यथा महानहंरूपस्त्रिवृत्पञ्चविधः स्वराट्।**
**एकादशविधस्तस्य वपुरण्डं जगद्यतः॥ २९**

अहंरूपोऽहङ्कारः। स च त्रिवृत् त्रिगुणात्मकः। पुनश्च भूतरूपेण पञ्चविधः, इन्द्रियरूपेणैकादशविधश्च। स्वराड्जीवरूपः। तस्य जीवस्य वपुरण्डं जगच्च। यतो येभ्यो महदादिभ्यः। तथाऽवभाति॥ २९॥

હવે મત્સ્ય વગેરે અવતારરૂપ બ્રહ્મ પણ અપ્રાકૃતદેહવાળું હોવાથી મુમુક્ષુઓને તે જાણવા યોગ્ય છે. અન્યથા જોવાથી ઘોર અંધકાર જ છે એ આશયથી કહે છે. '**ज्ञानम् एकम् इति**' એક જ, સર્વોત્તમ જ્ઞાનરૂપ અથવા સ્વગતભેદરહિત જ્ઞાનસ્વરૂપ સચ્ચિદાનંદ લક્ષણવાળા, અનેક સંખ્યા તથા ભેદયુક્ત વિષયોથી પૂર્ણ એવા મત્સ્ય વગેરે નિર્ગુણ એટલે કે અપ્રાકૃત ગુણોથી રચાયેલા દેહરૂપ અવતારોને શબ્દ, સ્પર્શ વગેરે વિષયોના ધર્મવાળા અજ્ઞાનીઓ બહારના વિષયોમાં પ્રવૃત્ત થયેલી ચક્ષુ વગેરે ઇન્દ્રિયો દ્વારા ભૌતિક શરીરરૂપે ભ્રાન્તિથી અથવા મિથ્યાજ્ઞાનથી જુએ છે. 'તે પૂર્ણ છે, આ પૂર્ણ છે.' (શ.પ.બ્રા.૧૪/૮/૧/૧) એમ શ્રુતિ છે; માટે તેવા ઊલટા જ્ઞાનવાળો ઘોર અંધકારમાં જાય છે, એટલું બાકી છે (તે ઉમેરવું), એમ અર્થ છે. તે જ કહેવાયું છે :

'મત્સ્ય, કૂર્મ વગેરે રૂપો ભગવાન વિષ્ણુનું જ એકમાત્ર જ્ઞાનસ્વરૂપ છે. પરંતુ જેઓ તેને ભૌતિક માને છે, તેઓ ઘોર અંધકારમાં જાય છે.

પદાર્થરૂપ જગતનું જ ઉદાહરણ આપીને દર્શાવે છે— **यथा इति।**

જેમ (એક જ પરબ્રહ્મ મહત્તત્ત્વ બન્યા,) મહત્તત્ત્વ અહંકારરૂપ બન્યું, અહંકાર (વૈકારિક, રાજસ, તામસ—એમ) ત્રણ પ્રકારનો થયો, વળી મહાભૂતોરૂપે પાંચ પ્રકારનો અને ઇન્દ્રિયોરૂપે અગિયાર પ્રકારનો થયો, જેમાંથી સ્વરાટ્-સ્વયંપ્રકાશ-સમષ્ટિ જીવસ્વરૂપ પુરુષના વિરાટ વાયુરૂપ બ્રહ્માંડ અને જગત બન્યાં (તેમ એક જ જ્ઞાન અનેકરૂપે ભાસે છે). ॥ ૨૯ ॥

**अहंरूपः** અહંકાર અને તે '**त्रिवृत्**' ત્રણ પ્રકારનો, વળી મહાભૂતોરૂપે પાંચ પ્રકારનો થયો, ઇન્દ્રિયોરૂપે અગિયાર પ્રકારનો, '**स्वराड्**' સ્વયંપ્રકાશ જીવસ્વરૂપ (પુરુષાવતાર) તે (સમષ્ટિ) જીવનો દેહ એટલે બ્રહ્માંડ અને જગત '**यतः**' જે મહત્તત્ત્વાદિમાંથી થયાં, તેમ (એક જ જ્ઞાન અનેકરૂપે) ભાસે છે. ॥ ૨૯ ॥

ननु तर्हि जनः किमित्येवं न प्रत्येति तत्राह।

**एतद्वै श्रद्धया भक्त्या योगाभ्यासेन नित्यशः।**
**समाहितात्मा निःसङ्गो विरक्त्या परिपश्यति॥ ३०**

एतद्ब्रह्म॥ ३०॥

उक्तमेवार्थं सुखप्रतिपत्त्यर्थं संक्षेपेणानुवदति—**इतीति।**

**इत्येतत्कथितं गुर्वि ज्ञानं तद्ब्रह्मदर्शनम्।**
**येनानुबुध्यते तत्त्वं प्रकृतेः पुरुषस्य च॥ ३१**

हे गुर्वि पूज्ये॥ ३१॥

**सुबोधिनी—**हे गुर्वि एतावदुपदेशेऽपि नाऽहं गुरुः, किन्तु त्वमेव गुरुः। आज्ञया परं निरूपितमिति। इतीति समाप्त्यर्थे। एतत्सर्वं ज्ञानमेव निरूपितम्। अनेन ब्रह्माविर्भावो भवतीति ब्रह्माविर्भावः फलमुक्तम्। यद्यपि देवहूत्या पृष्टम्, 'जिज्ञासयाऽहं प्रकृतेः पूरुषस्य' इति। तदप्यनेनैव भवतीत्याह—येनावबुध्यत इति। एवं सप्तविधं ज्ञानशास्त्रम्, भक्तिशास्त्रं चापरम्, तस्य च बहुविधा भेदा उक्ताः।

अनेन च ज्ञानयोगेन भगवानेव प्राप्यो यथा भक्तियोगेनेत्याह।

**ज्ञानयोगश्च मन्निष्ठो नैर्गुण्यो भक्तिलक्षणः।**
**द्वयोरप्येक एवार्थो भगवच्छब्दलक्षणः॥ ३२**

પ્રશ્ન કરે છે કે તો પછી મનુષ્યો કેમ આમ નથી કરતા? તે માટે ઉત્તર આપે છે—

આ પરં બ્રહ્મને નિત્ય શ્રદ્ધા, ભક્તિ, યોગાભ્યાસ તથા વૈરાગ્યથી એકાગ્ર થયેલા મનવાળો નિઃસંગ મનુષ્ય જ સર્વત્ર જોઈ શકે છે. ॥ ૩૦॥

આ પરં બ્રહ્મને ॥ ૩૦ ॥

ઉપર જણાવેલી વાત સરળતાથી સમજાય તે માટે સંક્ષેપમાં ફરી કહે છે— **'इति इति ।'**

હે પૂજ્ય મા, આ પ્રમાણે તે બ્રહ્મનો સાક્ષાત્કાર કરાવનારું જ્ઞાન મેં તમને કહ્યું, કે જેથી પ્રકૃતિ અને પુરુષનું યથાર્થ સ્વરૂપ જણાય છે. ॥ ૩૧ ॥

**'हे गुर्वि'** પૂજ્ય માતા ॥ ૩૧ ॥

હે ગુરુરૂપ માતા, આટલો ઉપદેશ આપ્યા પછી પણ હું ગુરુ નથી, પરંતુ આપ જ ગુરુ છો. આજ્ઞા અનુસાર પરમતત્ત્વનું નિરૂપણ કર્યું. **'इति'** એમ કહી સમાપ્તિ કરે છે. આ સર્વ જ્ઞાનનું નિરૂપણ કર્યું. આનાથી બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે. આમ, બ્રહ્મસાક્ષાત્કાર ફળ છે તેમ કહ્યું. જોકે દેવહૂતિમાતાએ પૂછ્યું હતું, 'પ્રકૃતિ અને પુરુષના સ્વરૂપની જિજ્ઞાસાથી હું (આપને શરણે આવી છું.)' (શ્રીમદ્ ભા.૩/૨૫/૧૧) તે પ્રકૃતિ અને પુરુષનું યથાર્થ સ્વરૂપ પણ આ દ્વારા જ જ્ઞાત થાય છે તેમ કહે છે— **'येनावबुध्यते इति'** આમ સાત પ્રકારનું ૧. શ્રદ્ધા, ૨. ભક્તિ, ૩. નિત્ય યોગાભ્યાસ, ૪. એકાગ્રચિત્ત, ૫. અસંગપણું, ૬. વૈરાગ્ય, ૭. સર્વત્ર બ્રહ્મજ્ઞાન એ જ્ઞાનશાસ્ત્ર છે. ભક્તિશાસ્ત્ર બીજું છે અને તેના અનેક પ્રકારો કહ્યા.

અને આ જ્ઞાનયોગ દ્વારા ભગવાન જ પ્રાપ્ત કરવા યોગ્ય છે, જેમ ભક્તિયોગ દ્વારા તે પ્રાપ્ત કરવા યોગ્ય છે, તેમ કહે છે.

નિર્ગુણ બ્રહ્મવિષયક જ્ઞાનયોગ અને મારામાં યોજેલો ભક્તિયોગ, એ બંનેનું ફળ એક જ છે— ભગવત્સ્વરૂપનું જ્ઞાન. ॥ ૩૨ ॥

नैर्गुण्यो ज्ञानयोगश्च मन्निष्ठो भक्तिलक्षणश्च यो योगस्तयोर्द्वयोरप्येक एवार्थः प्रयोजनम्। कोऽसौ। भगवच्छब्दो लक्षणं ज्ञापको यस्य। तदुक्तं गीतासु—'ते प्राप्नुवन्ति मामेव सर्वभूतहिते रताः ॥' इति॥ ३२ ॥

નિર્ગુણ જ્ઞાનયોગ અને મારામાં યોજેલો ભક્તિના લક્ષણવાળો જે યોગ છે, તે બંનેનું એક જ **'अर्थः'** પ્રયોજન છે. કયું છે એ પ્રયોજન? 'ભગવત્' શબ્દ એ જ છે જ્ઞાપક (લક્ષણ) જેનું તેવો અર્થ અર્થાત્ પ્રયોજન (ભગવત્પ્રાપ્તિ). શ્રીમદ્ ભગવદ્ગીતામાં એ જ કહ્યું છે– 'પ્રાણીમાત્રનું હિત કરવામાં તત્પર એવા તેઓ (જ્ઞાનીઓ તથા ભક્તયોગીઓ) મને જ પામે છે.' (ગીતા ૧૨/૪) ॥ ૩૨ ॥

**वंशीधरी**—मन्निष्ठ इति। ममैव ब्रह्मत्वादिति भावः। अत्र प्रमाणमाह—तदुक्तमिति। 'ब्रह्मणो हि प्रतिष्ठाहम्' इत्यनुक्तमप्यत्रानुसन्धेयम्।

મારા આશ્રયવાળો ભક્તિયોગ – એમ કહ્યું તેમાં હું જ બ્રહ્મસ્વરૂપ હોવાથી મારામાં યોજેલો ભક્તિયોગ– એવો ભાવ છે. અહીં ગીતાનું પ્રમાણ આપે છે, 'ખરેખર હું (સગુણ)બ્રહ્મની પ્રતિષ્ઠા છું.' એમ અહીં ન કહ્યું હોવા છતાં સમજવું. (ગીતા ૧૪/૨૭)

**यथेन्द्रियैः पृथग्द्वारैरर्थो बहुगुणाश्रयः।**
**एको नानेयते तद्वद्भगवान् शास्त्रवर्त्मभिः ॥ ३३**

જેમ જુદા જુદા માર્ગવાળી ઇન્દ્રિયોથી અનેક ગુણના આશ્રયવાળો એક પદાર્થ અનેક પ્રકારનો દેખાય છે, તેમ શાસ્ત્રના (જુદા જુદા) માર્ગોથી એક જ ભગવાન (જુદા જુદા) સ્વરૂપે દેખાય છે. ॥ ૩૩ ॥

ननु ज्ञानयोगस्यात्मलाभः फलं शास्त्रेणाव-गम्यते भक्तियोगस्य तु भजनीयेश्वरप्राप्तिः कुतस्तयोरेकार्थत्वमित्याशङ्क्य दृष्टान्तेनोप-पादयति। यथा बहूनां रूपरसादीनां गुणानामाश्रयो गुडक्षीरादिरेक एवार्थो मार्गभेदप्रवृत्तैरिन्द्रियैर्नाना प्रतीयते। चक्षुषा शुक्ल इति, रसनेन मधुर इति, स्पर्शनेन शीत इत्यादि तथा भगवानेक एव तत्तद्रूपेणावगम्यते॥ ३३ ॥

હવે જ્ઞાનયોગનું ફળ આત્મપ્રાપ્તિ છે એમ શાસ્ત્રથી જણાય છે, પરંતુ ભક્તિયોગનું ફળ તો આરાધ્ય ઈષ્ટની પ્રાપ્તિ છે, તો પછી તે બંનેનું ફળ એક કેવી રીતે હોઈ શકે, તેવી આશંકા કરીને, દૃષ્ટાન્ત દ્વારા એ વાત સિદ્ધ કરે છે. જેવી રીતે રૂપ, રસ વગેરે (અનેક) ગુણોનો આશ્રયભૂત– ગોળ, ખીર વગેરે– (ગમે તે) એક જ પદાર્થ અનેક પ્રકારના માર્ગોમાં પ્રવૃત્ત થતી ઇન્દ્રિયો દ્વારા અનેક પ્રકારનો લાગે છે. આંખોથી તે સફેદ દેખાય છે, જિહ્વાથી મધુર તથા સ્પર્શથી શીતળ લાગે છે વગેરે, તેવી જ રીતે એક જ ભગવાન જુદા જુદા સ્વરૂપે દેખાય છે. ॥ ૩૩ ॥

**बा.प्र.**—.....एकोऽपि भगवान् शास्त्रवर्त्मभिः नाना प्रतीयते। ज्ञानमार्गे निर्गुण इति भाक्त्यादिमार्गे सगुण इति।

શાસ્ત્રમાર્ગानेव प्रपञ्चयति—**क्रिययेति** त्रिभिः।

એક જ ભગવાન છે, છતાં પણ શાસ્ત્રના માર્ગો દ્વારા અનેક પ્રકારના ભાસે છે. જ્ઞાનમાર્ગમાં નિર્ગુણ અને ભક્તિમાર્ગમાં સગુણ પ્રતીત થાય છે.

શાસ્ત્રમાં (જણાવેલા જુદા જુદા) માર્ગોને વિસ્તારપૂર્વક ત્રણ શ્લોકોથી કહે છે– **'क्रियया इति।'**

**क्रियया क्रतुभिर्दानैस्तपःस्वाध्यायमर्शनैः।**
**आत्मेन्द्रियजयेनापि संन्यासेन च कर्मणाम्॥ ३४**

**योगेन विविधाङ्गेन भक्तियोगेन चैव हि।**
**धर्मेणोभयचिह्नेन यः प्रवृत्तिनिवृत्तिमान्॥ ३५**

**आत्मतत्त्वावबोधेन वैराग्येण दृढेन च।**
**ईयते भगवानेभिः सगुणो निर्गुणः स्वदृक्॥ ३६**

क्रियया पूर्तरूपया। क्रतुभिर्यागैः। मर्शनं मीमांसा। आत्मेन्द्रियजयो निषिद्धवर्जनम्॥ ३४॥

उभयचिह्नेन सकामनिष्कामलक्षणेन। तमेवाह—**य इति**। सकामधर्मप्राप्यं स्वर्गाद्यपि भगवत एव सगुणं स्वरूपमिति भावः॥ ३५॥

एभिर्वर्त्मभिः। स्वदृक् स्वप्रकाशः॥ ३६॥

तदेवं ज्ञानयोगमुपसंहृत्य तस्य च भक्तियोगेन समानार्थत्वमुक्त्वा भक्तियोगाद्युपसंहरति—**प्रावोचमिति** द्वाभ्याम्।

**प्रावोचं भक्तियोगस्य स्वरूपं ते चतुर्विधम्।**
**कालस्य चाव्यक्तगतेर्योऽन्तर्धावति जन्तुषु॥ ३७**

**जीवस्य संसृतीर्बह्वीरविद्याकर्मनिर्मिताः।**
**यास्वङ्ग प्रविशन्नात्मा न वेद गतिमात्मनः॥ ३८**

(વાવ-કૂવા-ધર્મશાળા વગેરે બંધાવવારૂપ) પૂર્તકર્મોથી, યજ્ઞોથી, દાનથી, તપથી અર્થાત્ વેદાધ્યયન તથા તેના અર્થના વિચારથી, મન તથા ઇન્દ્રિયોના વિજયથી તથા કર્મોના સંન્યાસથી પણ, ॥ ૩૪ ॥

અનેક અંગવાળા યોગથી અને ભક્તિયોગથી તથા પ્રવૃત્તિવાળો અને નિવૃત્તિવાળો જે ધર્મ છે, તે સકામ અને નિષ્કામ – એ બંને લક્ષણવાળા ધર્મથી, ॥ ૩૫ ॥

આત્મતત્ત્વના જ્ઞાનથી તેમ જ દૃઢ વૈરાગ્યથી– આ બધાં સાધનોથી સ્વયંપ્રકાશ સગુણ અને નિર્ગુણ પરમાત્માને પામી શકાય છે. ॥ ૩૬ ॥

**'क्रियया'** પૂર્ત (વાવ, કૂવા, દવાખાનું વગેરે બંધાવવારૂપ) ક્રિયાથી, **'क्रतुभिः'** યજ્ઞોથી, **'मर्शनम्'** વેદોના અર્થોનો પરામર્શ, **'आत्मेन्द्रियजयः'** નિષેધ કરવામાં આવેલી વસ્તુ કે કાર્ય ન કરવાથી મન અને ઇન્દ્રિયો ઉપર વિજય મેળવવો, ॥ ૩૪ ॥

સકામ અને નિષ્કામ બંને લક્ષણવાળા ધર્મથી – તે ધર્મને જ કહે છે — **'यः इति'** સકામધર્મથી પ્રાપ્ત કરવા યોગ્ય સ્વર્ગ વગેરે પણ ભગવાનનું જ સગુણ સ્વરૂપ છે, એવો ભાવ છે. ॥ ૩૫ ॥

આ સર્વે માર્ગો દ્વારા **'स्वदृक्'** સ્વયંપ્રકાશ પરમાત્મા પ્રાપ્ત કરી શકાય છે. ॥ ૩૬ ॥

આ પ્રમાણે જ્ઞાનયોગનો ઉપસંહાર કરીને અને તેની ભક્તિયોગ સાથે સમાન ફળરૂપતા કહીને ભક્તિયોગ વગેરેનો બે શ્લોકોથી ઉપસંહાર કરે છે— **'प्र-अवोचम् इति।'**

(સાત્ત્વિક, રાજસ, તામસ અને નિર્ગુણ– એમ) ચાર પ્રકારના ભક્તિયોગનું સ્વરૂપ તથા સમજી ન શકાય તેવી ગતિવાળા કાળનું સ્વરૂપ આપને મેં કહ્યું કે જે કાળ પ્રાણીઓમાં ઉત્પત્તિ તથા વિનાશ કરે છે. ॥ ૩૭ ॥

હે પ્રિય માતા, અવિદ્યા દ્વારા થતા કર્મથી નિર્માણ થતા અનેક જન્મો જીવને લેવા પડે છે કે જેમાં પ્રવેશ કરતો જીવ પોતાનું સ્વરૂપ જાણતો નથી.॥ ૩૮ ॥

चतुर्विधं त्रिगुणनिर्गुणभेदेन। अन्तर्धावति उत्पत्तिनिधनादि करोति॥ ३७॥

**'चतुर्विधम्'** સાત્ત્વિક, રાજસ, તામસ તથા નિર્ગુણ, એમ ચાર પ્રકારે **'अन्तःधावति'** પ્રાણીઓની અંદર ઉત્પત્તિ અને વિનાશાદિ (કરતો) ઘૂમે છે. ॥ ૩૭ ॥

अङ्ग हे मातः॥ ३८॥

**'अङ्ग'** હે પ્રિય માતા ॥ ૩૮ ॥

दुःखजन्मप्रवृत्तिदोषमिथ्याज्ञानानाम् उत्तरोत्तरापाये तदनन्तरापायाद् अपवर्गः।

દુઃખ, જન્મ, પ્રવૃત્તિ (કર્મ), રાગ-દ્વેષરૂપી દોષ અને સ્વરૂપના અજ્ઞાનનો ઉત્તરોત્તર (પ્રથમ મિથ્યાજ્ઞાન, પછી દોષ, પછી કર્મ, પછી જન્મ, અને સૌથી છેલ્લે દુઃખ)નો નાશ થાય ત્યારે મોક્ષપ્રાપ્તિ થાય. (ન્યા.સૂ. ૧/૧/૨)

उपदेशेऽनधिकारिणो दर्शयति—**नैतदिति** द्वाभ्याम्।

આ ઉપદેશના અનધિકારીઓ બે શ્લોકોથી દર્શાવે છે— **'न-एतत् इति।'**

**नैतत्खलायोपदिशेन्नाविनीताय कर्हिचित्।**
**न स्तब्धाय न भिन्नाय नैव धर्मध्वजाय च॥ ३९**

આ ઉપદેશ અન્યને ઉદ્વેગ કરાવનારને, ઉદ્ધતને, ગર્વિષ્ઠને, દુરાચારીને અને દંભીને ક્યારેય ન આપવો. ॥ ૩૯ ॥

**न लोलुपायोपदिशेन्न गृहारूढचेतसे।**
**नाभक्ताय च मे जातु न मद्भक्तद्विषामपि॥ ४०**

લોભીને, ગૃહાસક્ત ચિત્તવાળાને, અભક્તને તેમ જ મારા ભક્તોનો દ્વેષ કરનારાઓને પણ આનો ઉપદેશ કરવો નહીં. ॥ ૪૦ ॥

खलाय परोद्वेजकाय। भिन्नाय दुराचाराय। धर्मध्वजाय दाम्भिकाय॥ ३९॥ ४०॥

**'खलाय'** બીજાને ઉદ્વેગ કરાવનાર દુષ્ટને, **'भिन्नाय'** દુરાચારીને, **'धर्मध्वजाय'** દંભીને ॥ ૩૯ ॥ ૪૦ ॥

अधिकारिण आह—**श्रद्दधानायेति** द्वाभ्याम्।

(આ ઉપદેશના) અધિકારીઓનું બે શ્લોકોથી વર્ણન કરે છે— **'श्रद्दधानाय इति।'**

**श्रद्दधानाय भक्ताय विनीतायाऽनसूयवे।**
**भूतेषु कृतमैत्राय शुश्रूषाभिरताय च॥ ४१**

॥ ४१ ॥

શ્રદ્ધાસમ્પન્નને, ભક્તને, વિનયીને, ઈર્ષ્યાથી પર હોય તેને, પ્રાણીમાત્ર સાથે સ્નેહ કરનારને, સેવામાં સતત અનુરાગવાળાને, ॥ ૪૧॥ ૪૧॥

**बहिर्जातविरागाय शान्तचित्ताय दीयताम्।**
**निर्मत्सराय शुचये यस्याहं प्रेयसां प्रियः॥ ४२**

॥ ४२ ॥

બાહ્ય વિષયોમાં વૈરાગ્ય થયો હોય તેને, શાન્ત ચિત્તવાળાને, કોઈનો દ્રોહ ન કરનારને, પવિત્રને તથા અત્યંત પ્રિય વસ્તુ કરતાં પણ હું જેને પ્રિય હોઉં તેને (આ ઉપદેશ) આપવો. ॥ ૪૨ ॥ ૪૨ ॥

**वंशीधरी**—शुश्रूषाभिरतो गुरुसेवायामनलसः। निर्मत्सरः सर्वशुभाकाङ्क्षी। शुचिर्बहिरन्तःपवित्रः।

સેવામાં સતત અનુરાગવાળો અર્થાત્ ગુરુસેવામાં આળસરહિત, નિર્મત્સર એટલે સર્વનું શુભ ઇચ્છનાર, **'शुचिः'** એટલે બહારથી અને અંદરથી પવિત્ર.

एतच्छ्रवणकीर्तनपरस्यापि मत्पदप्राप्तिरेव फलमित्याह—**य इति।**

આ ઉપદેશનું શ્રવણ કરનાર અને કીર્તન કરનારને પણ મારા પદની પ્રાપ્તિરૂપ ફળ જ મળે છે, તેમ કહે છે— **'यः इति।'**

**य इदं शृणुयादम्ब श्रद्धया पुरुषः सकृत्।**
**यो वाऽभिधत्ते मच्चित्तः स ह्येति पदवीं च मे॥ ४३**

अप्यर्थे चकारः। सोऽपि मत्पदवीमेति।

हि निश्चितम्॥ ४३॥

**वि.चक्र.—**एतदनुष्ठातॄणां भाग्यं किं वक्तव्यमे-तच्छ्रवणकीर्तनमात्रकृतो भाग्यं शृण्वित्याह।

**सुबोधिनी—**स्वदृगित्यात्मदर्शी, अबहिर्मुख उक्तः। बहिर्मुखस्य वक्ष्यमाणं फलं न भवतीति वक्तापि चेन्मच्चित्तः भगवत्प्रीत्यर्थमेव न धनाद्यर्थं कथयति, युक्तं ह्युभयोर्मत्पदवीगमनम्। चकारात् कामितं च प्राप्नोतीति।

મા, જે મનુષ્ય આ ઉપદેશને શ્રદ્ધાપૂર્વક મારામાં મન રાખીને એકવાર પણ શ્રવણ કરે અથવા શ્રવણ કરાવે, કે કહે તે પણ મારા સ્થાનને અવશ્ય પામે છે.॥ ૪૩ ॥

**'च'** કાર પણના અર્થમાં છે, તે પણ મારા પદને પામે છે.

**'हि'** અવશ્યપણે ॥ ૪૩ ॥

આ ઉપદેશનું અનુષ્ઠાન કરનારના ભાગ્યનું તો કહેવું જ શું? માત્ર શ્રવણ કરનાર અને કીર્તન કરનારના ભાગ્યને સાંભળો, એમ કહે છે.

**'स्वदृक्'** એટલે આત્મદર્શન કરનાર, અબહિર્મુખ કહેવાયો છે. બહિર્મુખ મનુષ્યને જણાવેલું ફળ નથી મળતું. વક્તા પણ જો મારા ચિત્તવાળો થઈ, ભગવત્પ્રીતિ માટે જ કહે, ધન વગેરે માટે નહીં, તો શ્રોતા અને વક્તા બન્ને મારા સ્થાનને પામે છે. 'ચ' કાર વડે ઈચ્છિત ફળ પણ પ્રાપ્ત કરે છે.

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां तृतीयस्कन्धे द्वात्रिंशोऽध्यायः॥ ३२॥
इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां द्वात्रिंशोऽध्यायः॥ ३२॥



# अथ त्रयस्त्रिंशोऽध्यायः

## દેવહૂતિને તત્ત્વજ્ઞાન અને મોક્ષપદની પ્રાપ્તિ

त्रयस्त्रिंशे तु तस्यैव कपिलस्योपदेशतः।
ज्ञानभावेन तन्मातुर्जीवन्मुक्तिरुदीर्यते॥ १

**मैत्रेय उवाच**

**एवं निशम्य कपिलस्य वचो जनित्री**
**सा कर्दमस्य दयिता किल देवहूतिः।**
**विस्रस्तमोहपटला तमभिप्रणम्य**
**तुष्टाव तत्त्वविषयाङ्कितसिद्धिभूमिम्॥ १**

विस्रस्तं मोहरूपं पटलमावरणं यस्याः सा। तत्त्वान्येव विषयस्तेनाङ्किता सिद्धिः साङ्ख्य-ज्ञानं तस्य भूमिं क्षेत्रं प्रवर्तकम्॥ १॥

તેત્રીસમા અધ્યાયમાં તે કપિલ ભગવાનના ઉપદેશથી જ જ્ઞાન થવાથી તેમની માતા દેવહૂતિની જીવન્મુક્તિ કહેવામાં આવે છે. ॥ ૧ ॥

**મૈત્રેયમુનિ બોલ્યા** – આ પ્રમાણે કપિલ ભગવાનનું વચન સાંભળી તે કપિલ ભગવાનનાં જનની એવાં કર્દમઋષિનાં પત્ની દેવહૂતિજીના મોહનો પડદો સરી પડ્યો અને તત્ત્વપ્રતિપાદક સાંખ્યશાસ્ત્રના પ્રવર્તક તે કપિલ ભગવાનને પ્રણામ કરી તેમની સ્તુતિ કરવા લાગ્યાં. ॥ ૧ ॥

સરી ગયું છે મોહરૂપ **'पटलम्'** આવરણ જેમનું તે– તત્ત્વો જ વિષયો છે જેના, તેનાથી પ્રતિપાદિત થયેલું, તેના લક્ષણવાળું સાંખ્યજ્ઞાન, તેની **'भूमिम्'** આધારભૂમિને, તેના પ્રવર્તકને ॥ ૧ ॥

देवहूतिरुवाच

**अथाप्यजोऽन्तः सलिले शयानं**
**भूतेन्द्रियार्थात्ममयं वपुस्ते।**
**गुणप्रवाहं सदशेषबीजं**
**दध्यौ स्वयं यज्जठराब्जजातः॥ २**

अथेति वाक्यान्तरे। अजोऽपि तव वपुः केवलं दध्यौ, न तु दृष्टवान्। स च स्वयं साक्षाद्यस्य तव जठराब्जाज्जातः स भवानेव विश्वस्य सर्गादि विधत्ते, न तु तव सर्गादिकर्ता कश्चिदस्ति। स एवंभूतस्त्वं मे मया कथं जठरेण धृत इति त्रयाणामन्वयः। कथम्भूतं वपुः। सत् व्यक्तम्। तत्र हेतुः—अन्तः सलिले शयानम्। कीदृशम्। भूतानीन्द्रियाणि च अर्थाश्च शब्दादय आत्मा च मन एतन्मयमेतैर्व्याप्तमित्यर्थः। कुतः। गुणानां प्रवाहो यस्मिंस्तत्। कुतः। अशेषस्य कार्यकारणस्य बीजं कारणम्॥ २॥

**स एव विश्वस्य भवान्विधत्ते**
**गुणप्रवाहेण विभक्तवीर्यः।**
**सर्गाद्यनीहोऽवितथाभिसन्धि-**
**रात्मेश्वरोऽतर्क्यसहस्रशक्तिः ॥ ३**

कथम्भूतो भवान् सर्गादि विधत्ते। गुणप्रवाह-रूपेण विभक्तं वीर्यं शक्तिर्येन सः। शक्तिद्वारेण विधत्ते न साक्षादित्यर्थः। यतोऽनीहो निष्क्रियः। तर्हि कथं शक्तिद्वारेणापि सर्गादि विधत्ते तत्राह। अवितथाभिसन्धिः सत्यसङ्कल्पः। किमर्थं विधत्ते।

**દેવહૂતિજી બોલ્યાં** – સાક્ષાત્ આપના જઠર-કમળમાંથી પ્રકટ થયેલા અજન્મા બ્રહ્માજીએ પણ (તે સમયે, પ્રલયકાલીન) જળમાં પોઢેલા, પંચમહાભૂતો, ઈન્દ્રિયો, વિષયો અને મનના બનેલા, ગુણોના પ્રવાહવાળા તેમ જ સમગ્ર કાર્ય-કારણના બીજ એવા આપના વ્યક્ત શ્રીવિગ્રહનું (કેવળ) ધ્યાન જ કર્યું હતું. (પરંતુ દર્શન કર્યાં ન હતાં.) ॥ ૨ ॥

‘**अथ**’ શબ્દ અન્ય પ્રસંગના નિર્દેશ માટે છે. અજન્મા બ્રહ્માજીએ પણ કેવળ આપના શ્રીવિગ્રહનું ધ્યાન કર્યું હતું, પરંતુ દર્શન કર્યાં ન હતાં અને તે બ્રહ્માજી તો ‘**स्वयं**’ સાક્ષાત્ ‘**यस्य**’ જેમના – આપના જઠરકમળમાંથી પ્રકટ્યા હતા, તેવા આપ જ વિશ્વની ઉત્પત્તિ વગેરે કરો છો, પરંતુ આપને ઉત્પન્ન કરનાર કોઈ નથી. તે આવા આપને ‘**मे**’ મેં ઉદરમાં કેવી રીતે ધારણ કર્યા, એમ ત્રણ પદ્યોનો સંબંધ છે. કેવા દેહને? ‘**सत्**’ વ્યક્ત, પ્રકટ દેહને. તે માટે કારણ આપે છે– જળમાં પોઢેલા દેહને; પંચમહાભૂતો, ઈન્દ્રિયો તથા શબ્દાદિ વિષયો, આત્મા અને મન– એ સર્વથી ‘**मयम्**’ વ્યાપ્ત એવા દેહને–કેમ? જેમાં ગુણોનો પ્રવાહ છે તેને. કેમ? સમગ્ર કાર્ય-કારણરૂપ વિશ્વના બીજરૂપ (હોવાથી) ॥ ૨ ॥

તે જ આપ નિષ્ક્રિય અને સત્યસંકલ્પ છો તેમ જ અતર્ક્ય, અનંતશક્તિસમ્પન્ન છો તથા સંપૂર્ણ જીવોના ઈશ્વર છો. ગુણોના પ્રવાહરૂપે પોતાની શક્તિનો વિભાગ કરી આ વિશ્વનું સર્જન વગેરે કરો છો. ॥ ૩ ॥

કેવા સ્વભાવવાળા આપ ઉત્પત્તિ વગેરે કરો છો? ગુણોના પ્રવાહરૂપે વિભાજિત કરી છે ‘**वीर्यम्**’ શક્તિ જેમણે તે શક્તિ દ્વારા આપ સર્ગાદિ કરો છો, સાક્ષાત્ નથી કરતા, એમ અર્થ છે કારણ કે ‘**अनीहः**’ નિષ્ક્રિય છો, તો પછી શા માટે શક્તિ દ્વારા પણ સર્ગાદિ કરો છો? તે માટે ઉત્તર આપે છે – ‘**अवितथ-अभिसन्धिः**’ સત્યસંકલ્પવાળા છો. શા માટે સર્ગાદિ કરો છો?

आत्मनां जीवानामीश्वरः। जीवानां भोगार्थमित्यर्थः। ननु कथं विचित्रान्भोगानेक एव विदध्यात्तत्राह। अतर्क्याः सहस्रमपरिमिताः शक्तयो यस्य॥ ३॥

**आत्मनाम्** જીવોના ઈશ્વર. જીવોના ભોગ માટે (તેમના અદૃષ્ટ અનુસાર સર્ગાદિ કરો છો), એમ અર્થ છે. શંકા કરે છે કે એક જ ઈશ્વર અનેક પ્રકારના ભોગોને કેવી રીતે કરે છે? તે માટે ઉત્તર આપે છે કે અતર્ક્ય **'सहस्रम्'** અમાપ, અનંત શક્તિઓ છે જેમની (તેવા ઈશ્વર છે). ॥ ૩ ॥

**स त्वं भृतो मे जठरेण नाथ**
**कथं नु यस्योदर एतदासीत्।**
**विश्वं युगान्ते वटपत्र एकः**
**शेते स्म मायाशिशुरङ्घ्रिपानः॥ ४**

હે નાથ, પ્રલયકાળે જેમના ઉદરમાં આ વિશ્વ હતું તેવા આપને મેં મારા ઉદરમાં કેવી રીતે ધારણ કર્યા? (પછી પોતે જ તેનો ઉત્તર આપે છે કે આ અસમ્ભવિત નથી કારણ કે પ્રલયકાળે જેના ઉદરમાં આ વિશ્વ હતું તેવા આપ) માયાથી ચરણનો અંગૂઠો ચૂસનાર શિશુ બનીને વટપત્ર ઉપર એકલા પોઢી જાઓ છો. ॥ ૪ ॥

किञ्च प्रलये यस्योदरे एतद्विश्वमासीत्स त्वं मया जठरेण कथं धृतः। ननु शिशौ मयि किमेतदुच्यते तत्राह—वटपत्र इति। अङ्घ्रिं पादाङ्गुष्ठं पिबतीत्यङ्घ्रिपानः। इदमपि शिशुत्वं तद्वदेव मायेति भावः॥ ४॥

વળી, પ્રલયકાળે જેમના ઉદરમાં **'एतद्'** આ વિશ્વ (સમાઈ ગયું) હતું તેવા આપને મારા ઉદર વડે કેવી રીતે ધારણ કરાયા? શંકા કરે છે કે (જો ભગવાન કહે કે) મને બાળકને કેમ આમ કહો છો? તે માટે ઉત્તર આપે છે– **'वटपत्र इति।'** **'अङ्घ्रिम्'** ચરણનો અંગૂઠો ચૂસે છે. **'अङ्घ्रिपानः'** આ શિશુત્વ પણ તેની જેમ (મારા ઉદરમાં સમાવાની જેમ) માયાથી જ છે! તેવો ભાવ છે. ॥ ૪ ॥

**वंशीधरी—**लालनाभ्यासिनः सांसारिका अपि मां ध्यातुं शक्नुवन्त्विति कृपामयबालमूर्तिरित्याशयः। मद्भक्ताः सर्वमेव सुखं त्यक्त्वा मच्चरणमाधुर्य एव सदा निमज्जन्ति तदेतन्मयाप्यास्वाद्यानुभवनीयमिति बुद्ध्यैवाङ्घ्रिपाने प्रवृत्तिरिति भावः।

બાળકને લાડ કરવા ટેવાયેલા સંસારીઓ પણ મારું ધ્યાન કરવા માટે સમર્થ બને, એમ વિચારીને ભગવાન કૃપાપૂર્ણ બાલમૂર્તિ બન્યા, એવો આશય છે. સર્વ સુખ છોડીને મારા ભક્તો મારા ચરણની માધુરીમાં જ સદાય નિમગ્ન રહે છે, તો આ ચરણમાધુર્ય આસ્વાદન યોગ્ય છે, એમ બુદ્ધિથી વિચારીને ભગવાન ચરણકમળના અંગૂઠાનું પાન કરવામાં પ્રવૃત્ત થયા છે, તેવો ભાવ છે.

**दीपिनी—**यथा वटे शिशुत्वं मध्यमपरिमाणकमपि ब्रह्माण्डव्यापित्वादचिन्त्यशक्तिविलास एव तथेदं मत्सम्बन्धिशिशुत्वमप्यचिन्त्यशक्तिविलास एव, मध्यमाकारत्वेऽपि विभुत्वादिति भावार्थः।

જેમ વટપત્રમાં પોઢેલું બાળસ્વરૂપ મધ્યમકદનું હોવા છતાં પણ બ્રહ્માંડવ્યાપી હોવાથી ભગવાનની અચિન્ત્ય શક્તિનો વિલાસ જ છે તેમ મારામાં રહેલું બાળસ્વરૂપ પણ અચિન્ત્ય શક્તિનો જ વિલાસ છે કારણ કે મધ્યમકદ હોવા છતાં પણ વિભુત્વ છે, એવો ભાવાર્થ છે.

**त्वं देहतन्त्रः प्रशमाय पाप्मनां**
**निदेशभाजां च विभो विभूतये।**
**यथावतारास्तव सूकरादय-**
**स्तथाऽयमप्यात्मपथोपलब्धये ॥ ५**

अथवा न त्वं मयाऽपत्यान्तरमिव जठरे भृतः, किन्तु वराहाद्यवतारवदिच्छयैवाविर्भूतोऽसीत्याह। त्वं देहतन्त्रो देहपरिकरः स्वीकृतमूर्तिरसि। पाप्मनां दुष्ट्यनाम्। निदेशभाजामाज्ञानुवर्तिनां विभूतये समृद्धये। आत्मपथोपलब्धये ज्ञानमार्गप्रदर्शनाय ॥ ५ ॥

अतस्त्वद्दर्शनादहं कृतार्थास्मीति कैमुत्यन्यायेनाह।

**यन्नामधेयश्रवणानुकीर्तनाद्-**
**यत्प्रह्वणाद्यत्स्मरणादपि क्वचित्।**
**श्वादोऽपि सद्यः सवनाय कल्पते**
**कुतः पुनस्ते भगवन्नु दर्शनात्॥ ६**

यन्नामधेयस्य श्रवणमनुकीर्तनं च तस्मात्। क्वचित् कदाचिदपि। श्वानमत्तीति श्वादः श्वपचः सोऽपि सवनाय सोमयागाय कल्पते योग्यो भवति। अनेन पूज्यत्वं लक्ष्यते॥ ६ ॥

**वंशीधरी—**

'श्वादो गङ्गाम्बु संसेव्य मासान्ते संस्कृतो भवेत्' इत्याद्युक्तेः।

'सकृदुच्चरितं येन हरिरित्यक्षरद्वयम्।
बद्धः परिकरस्तेन मोक्षाय गमनं प्रति॥'

इतिवद्योग्यतायां लब्धारम्भो भवतीत्यर्थः। तदुत्तरजन्मन्येव द्विजत्वं प्राप्य तदाद्यधिकारी स्यादिति भावः।

હે વિભુ, પાપીઓનો નાશ કરવા માટે તથા આજ્ઞાનું પાલન કરનારાઓના કલ્યાણ માટે આપ દેહને સ્વીકારો છો. વરાહ વગેરે જેમ આપના અવતારો છે તેમ આ અવતાર પણ જ્ઞાનમાર્ગ દર્શાવવા માટે થયેલ છે. ॥ ५ ॥

અથવા અન્ય બાળકની જેમ મેં આપને ઉદરમાં ધારણ નથી કર્યા, પરંતુ વરાહ વગેરે અવતારની જેમ આપ સ્વેચ્છાથી જ પ્રકટ થયા છો. '**पाप्मनाम्**' દુષ્ટોના (નાશ માટે તથા) '**निदेशभाजाम्**' આજ્ઞાનું પાલન કરનારાઓના '**विभूतये**' કલ્યાણ માટે '**आत्मपथ-उपलब्धये**' જ્ઞાનમાર્ગનો ઉપદેશ કરવા માટે ॥ ५ ॥

આથી આપનાં દર્શનથી હું કૃતાર્થ થઈ છું, એમ કૈમુત્ય ન્યાયથી કહે છે.

હે ભગવાન, જેમના નામનું શ્રવણ કરવાથી, શ્રવણ કરીને પછી કીર્તન કરવાથી તથા જેમને પ્રણામ કરવાથી અને જેમનું સ્મરણ કરવાથી પણ ક્યારેક ચાંડાળ પણ તે જ ક્ષણે સોમયાગ કરનારાની સમાન આદરને પાત્ર બને છે, તો પછી આપનાં દર્શનથી (મનુષ્ય કૃતાર્થ થાય) તેમાં તો કહેવું જ શું? ॥ ६ ॥

જે ભગવાનના નામનું '**क्वचित्**' ક્યારેક પણ શ્રવણ અને કીર્તન કરવાથી, શ્વાનનું ભક્ષણ કરે તે શ્વાદ અર્થાત્ ચાંડાળ, તે પણ '**सवनाय**' સોમયાગ માટે '**कल्पते**' યોગ્ય બને છે. આ દ્વારા તે આદરને પાત્ર બને છે, તેમ કહેવા માંગે છે. ॥ ६ ॥

'શ્વાનભક્ષી મનુષ્ય ગંગાજળનું સેવન કરીને મહિનાને અંતે શુદ્ધ થાય છે.' એમ કહ્યું છે.

'એકવાર પણ 'હરિ' એમ બે અક્ષર ઉચ્ચારવામાં આવે તો તેનાથી મોક્ષમાર્ગે જવાની તૈયારી થવા લાગે છે.'

આ પ્રમાણે યોગ્યતા પ્રાપ્ત થવાની શરૂઆત થાય છે, એમ અર્થ છે. તેના આવતા જન્મમાં દ્વિજત્વ પામી તે તેનો અધિકારી થાય છે, એવો ભાવ છે.

**अहो बत श्वपचोऽतो गरीयान्**
**यज्जिह्वाग्रे वर्तते नाम तुभ्यम्।**
**तेपुस्तपस्ते जुहुवुः सस्नुरार्या**
**ब्रह्मानूचुर्नाम गृणन्ति ये ते॥ ७**

તદુપપાદયતિ। અહો બતેત્યાશ્ચર્યે। યસ્ય જિહ્વાગ્રે તવ નામ વર્તતે સ શ્વપચોઽપ્યતોઽસ્માદેવ હેતોર્ગરીયાન્। યદ્યસ્માદ્વર્તતે અત ઇતિ વા। કુત ઇત્યત આહ। ત એવ તપસ્તેપુઃ કૃતવન્તઃ। જુહુવુર્હોમં કૃતવન્તઃ। સસ્નુઃ તીર્થેષુ સ્નાતાઃ। આર્યાસ્ત એવ સદાચારાઃ। બ્રહ્મ વેદમનૂચુરધીતવન્તઃ। ત્વન્નામકીર્તને તપઆદ્યન્તર્ભૂતમતસ્તે પુણ્યતમા ઇત્યર્થઃ। યદ્વા જન્માન્તરે તૈસ્તપોહોમાદિ સર્વં કૃતમિતિ ત્વન્નામકીર્તનમહાભાગ્યોદયાદવગમ્યત ઇત્યર્થઃ ॥ ૭ ॥

**वंशीधरी**—सर्वसुकृतफलदायित्वान्नाम्नोऽधिकसुकृतस्याभावात्तस्मिन्नुच्चारिते सर्वं सुकृतं कृतं स्यादिति भावः। यद्वेति। जन्मान्तरपुण्यं विना नामोच्चारणे प्रवृत्तिर्न भवतीति भावः।

**तं त्वामहं ब्रह्म परं पुमांसं**
**प्रत्यक्स्त्रोतस्यात्मनि संविभाव्यम्।**
**स्वतेजसा ध्वस्तगुणप्रवाहं**
**वन्दे विष्णुं कपिलं वेदगर्भम्॥ ८**

प्रत्यक्स्त्रोतसि प्रत्याहृते आत्मनि मनसि संविभाव्यं संचिन्त्यम्। वेदा गर्भे यस्य सः॥ ८॥

અરે! આશ્ચર્યની વાત છે કે આ જ કારણથી ચાંડાળ પણ શ્રેષ્ઠ છે, કે જેની જિહ્વા ઉપર આપનું નામ વસે છે! તેમણે જ તપ આચર્યું છે, તેમણે જ યજ્ઞો કર્યા છે, તીર્થસ્નાન કર્યું છે, સદાચાર પાળ્યા છે અને વેદાધ્યયન કર્યું છે, જેમણે આપનું નામ લીધું છે. ॥ ૭ ॥

(ભગવાનના નામોચ્ચારણથી ચાંડાળત્વ દૂર થાય છે) તે સિદ્ધ કરે છે. **'अहो बत'** આશ્ચર્ય વ્યક્ત કરે છે. જેની જિહ્વા ઉપર આપનું નામ વસે છે, તે ચાંડાળ પણ **'अतः'** આ જ કારણથી શ્રેષ્ઠ છે અથવા **'यद्'** કારણ કે તેની જિહ્વા ઉપર આપનું નામ વસે છે માટે શ્રેષ્ઠ છે. તે કેવી રીતે? તે હવે કહે છે. તેમણે જ **'तेपुः'** તપ કર્યું છે, **'जुहुवुः'** હોમ કર્યો છે, **'सस्नुः'** તીર્થોમાં સ્નાન કર્યું છે, **'आर्याः'** તેઓ જ સદાચારી છે, **'ब्रह्म'** વેદનું અધ્યયન તેમણે જ કર્યું છે. આપના નામસંકીર્તનમાં તપ વગેરેનો સમાવેશ થઈ જાય છે, આથી તેઓ જ સૌથી વધુ પુણ્યશાળી છે (કે જેમની જિહ્વા ઉપર આપનું નામ વસે છે), એમ અર્થ છે. અથવા બીજા જન્મમાં તપ, હોમ વગેરે સર્વ સત્કાર્યો તેમણે જ કર્યાં છે, એટલે મહાન ભાગ્યોદય થવાથી આપનું નામસંકીર્તન થાય છે, એમ અર્થ છે. ॥ ૭ ॥

નામસંકીર્તન સર્વ સુકૃતનું ફળ આપનારું હોવાથી તેમ જ નામોચ્ચારણથી વધીને બીજું સુકૃત ન હોવાથી નામોચ્ચારણમાં સર્વ સુકૃત સમ્પન્ન થઈ જાય છે, એવો ભાવ છે. અથવા જન્મ-જન્માન્તરના પુણ્ય વિના નામોચ્ચારણમાં પ્રવૃત્તિ થતી નથી, તેવો ભાવ છે.

તે આપ પરબ્રહ્મ, પરમપુરુષ, (વિષયોમાંથી પાછા ખેંચેલા) અન્તર્મુખ કરેલા પ્રવાહવાળા મનમાં ચિંતન કરવા યોગ્ય, પોતાના તેજથી ગુણોના પ્રવાહનો નાશ કરનાર, વેદને હૃદયમાં રાખનાર, સર્વવ્યાપક ભગવાન કપિલને હું વંદન કરું છું. ॥ ૮ ॥

**'प्रत्यक्स्त्रोतसि' 'आत्मनि'** અન્તર્મુખ થયેલા પ્રવાહવાળા મનમાં **'संविभाव्यम्'** ચિંતન કરવા યોગ્ય—વેદો છે જેમના હૃદયમાં તે ॥ ૮ ॥

**मैत्रेय उवाच**

**ईडितो भगवानेवं कपिलाख्यः परः पुमान्।**
**वाचाऽविक्लवयेत्याह मातरं मातृवत्सलः॥ ९**

अविक्लवया गम्भीरया वाचा॥ ९॥

**કપિલ ઉવાચ**

**मार्गेणानेन मातस्ते सुसेव्येनोदितेन मे।**
**आस्थितेन परां काष्ठामचिरादवरोत्स्यसि॥ १०**

ते तव सुसेव्येन सुखसेव्येन। मे मयोदितेन। आस्थितेनानुष्ठितेन। परां काष्ठां जीवन्मुक्तिमवरोत्स्यसि प्राप्स्यसि॥ १०॥

**श्रद्धत्स्वैतन्मतं मह्यं जुष्टं यद्ब्रह्मवादिभिः।**
**येन मामभवं याया मृत्युमृच्छन्त्यतद्विदः॥ ११**

यायाः यास्यसि। अतद्विदो मन्मतमविद्वांसः॥ ११॥

**विजय**—मृत्युं नित्यमरणरूपमन्धं तमः।

**मैत्रेय उवाच**

**इति प्रदर्श्य भगवान्सतीं तामात्मनो गतिम्।**
**स्वमात्रा ब्रह्मवादिन्या कपिलोऽनुमतो ययौ॥ १२**

अनुमतोऽनुज्ञातः॥ १२॥

**सा चापि तनयोक्तेन योगादेशेन योगयुक्।**
**तस्मिन्नाश्रम आपीडे सरस्वत्याः समाहिता॥ १३**

सरस्वत्या आपीडे पुष्पमुकुटतुल्ये। सरस्वत्येति पाठे मुकुटेनेव संवेष्टिते। बिन्दुसरसि समाहिता बभूव॥ १३॥

**મૈત્રેયમુનિ બોલ્યા** – (હે વિદુરજી,) આ પ્રમાણે સ્તુતિ કરાયેલા, માતૃવત્સલ, પરમ પુરુષ, કપિલ નામના ભગવાન ગંભીર વાણીથી માતાને કહેવા લાગ્યા. ॥ ૯ ॥

**'अविक्लवया'** ગંભીર વાણીથી ॥ ૯ ॥

**કપિલ ભગવાન બોલ્યા** – હે માતા, આપનાથી સુખપૂર્વક સેવી શકાય તેવા આ મારા કહેલા આ માર્ગ પ્રમાણે અનુષ્ઠાન કરવાથી આપ અલ્પ સમયમાં જીવન્મુક્તિ પ્રાપ્ત કરશો. ॥ ૧૦ ॥

**'ते'** તમારે **'सुखसेव्येन'** સુગમતાથી સેવન કરવા યોગ્ય, **'मे'** મારા વડે કહેલા માર્ગ પ્રમાણે **'आस्थितेन'** અનુષ્ઠાન કરવાથી **'परां काष्ठाम्'** જીવન્મુક્તિને **'अवरोत्स्यसि'** પ્રાપ્ત કરશો. ॥ ૧૦ ॥

મારા આ મતમાં તમે શ્રદ્ધા રાખજો કે જે મત બ્રહ્મવાદીઓ દ્વારા સેવવામાં આવ્યો છે તથા જેના દ્વારા તમે મને અજન્માને પામશો. આ મતને ન જાણનારા મૃત્યુને પામે છે. ॥ ૧૧ ॥

**'यायाः'** પામશો; **'अतद्-विदः'** તે મતને ન જાણનારા ॥ ૧૧ ॥

મૃત્યુ એટલે નિત્ય (થતો જન્મ)મરણરૂપ ઘોર અંધકાર.

**મૈત્રેયમુનિ બોલ્યા** – આ પ્રમાણે તે સતી દેવહૂતિજીને આત્માની શ્રેષ્ઠ ગતિનું જ્ઞાન કરાવી, પોતાની બ્રહ્મવાદિની માતા દ્વારા અનુમતિ પ્રાપ્ત કરેલા ભગવાન કપિલ ત્યાંથી ચાલ્યા ગયા. ॥ ૧૨ ॥

**'अनुमतः'** અનુમતિ પ્રાપ્ત કરેલા ભગવાન કપિલ ॥ ૧૨ ॥

અને તે માતા દેવહૂતિ પણ પુત્રે કહેલા યોગના ઉપદેશ અનુસાર સરસ્વતીજીના પુષ્પમુકુટ સમાન તે (બિન્દુસરોવર ઉપરના) આશ્રમમાં યોગનિષ્ઠ થઈ એકાગ્રચિત્તવાળાં થયાં.॥ ૧૩ ॥

**'सरस्वत्याः'** સરસ્વતીજીના પુષ્પમુકુટ જેવા તે આશ્રમમાં– **'सरस्वत्या'** પાઠમાં, સરસ્વતીરૂપી મુકુટથી જાણે વીંટાયો હોય તેવા આશ્રમમાં, બિંદુસરોવર ઉપર સાવધાન ચિત્તવાળાં થયાં. ॥ ૧૩ ॥

कथम्भूता सती समाहिता तदाह।

**अभीक्ष्णावगाहकपिशान् जटिलान्कुटिलालकान्।**
**आत्मानं चोग्रतपसा बिभ्रती चीरिणं कृशम्॥ १४**

अभीक्ष्णं त्रिषवणमवगाहः स्नानं तेन कपिशान्पिशङ्गान्स्वत एव कुटिलानलकान् केशांस्तथात्मानं देहं चीरधारिणं कृशं च बिभ्रती सती॥ १४॥

**प्रजापतेः कर्दमस्य तपोयोगविजृम्भितम्।**
**स्वगार्हस्थ्यमनौपम्यं प्रार्थ्यं वैमानिकैरपि॥ १५**

प्रजापतेः कर्दमस्य तपोयोगाभ्यां विजृम्भित-मतिशयितं स्वगार्हस्थ्यं हित्वा पुत्रभूतेश्वर-विरहातुरा सती वदनं किञ्चिदनिर्वाच्यं शोकव्याकुलं चकारेति षष्ठेनान्वयः॥ १५॥

**पयःफेननिभाः शय्या दान्ता रुक्मपरिच्छदाः।**
**आसनानि च हैमानि सुस्पर्शास्तरणानि च॥ १६**

यत्र गार्हस्थ्ये। क्षीरफेननिभा मृदुशुभ्राः शय्या आस्तरणान्याभान्ति दन्तघटिता मञ्चकाश्च। स्वर्णमयाः परिकराः। आसनानि पीठादीनि। सुस्पर्शान्यास्तरणानि येषु॥ १६॥

**स्वच्छस्फटिककुड्येषु महामारकतेषु च।**
**रत्नप्रदीपा आभान्ति ललना रत्नसंयुताः॥ १७**

॥ १७॥

**सुबोधिनी**—स्त्रीरहिता गृहा अपि न शोभन्त इति ललनाः।

કેવા એકાગ્રચિત્તવાળાં થયાં, તે કહે છે.

વારંવાર સ્નાન કરવાથી ભૂખરા બનેલા, ગૂંચાયેલા, વાંકડિયા વાળને તેમ જ ઉગ્ર તપથી કૃશ થઈ ગયેલી, ચીંથરાં ધારણ કરેલી કાયાને ધારણ કરતાં હતાં॥ ૧૪ ॥

**'अभीक्ष्णम्'** ત્રિકાળ સ્નાન, તેનાથી **'कपिशान्'** ભૂખરા તથા પોતાની મેળે જ ગૂંચવાઈ જતી લટોવાળા કેશને તથા ચીંથરાં ધારણ કરેલી કૃશ કાયાને ધારણ કરતાં ॥ ૧૪ ॥

પ્રજાપતિ કર્દમઋષિનાં તપ અને યોગથી શ્રેષ્ઠ અને દેવતાઓને પણ પ્રાર્થના કરવા યોગ્ય એવા પોતાના અનુપમ ગૃહસ્થાશ્રમને, ॥ ૧૫ ॥

પ્રજાપતિ કર્દમઋષિનાં તપ અને યોગથી **'विजृम्भितम्'** વૃદ્ધિ પામેલા પોતાના ગૃહસ્થાશ્રમને છોડીને પુત્રરૂપ બનેલા ઈશ્વરના વિરહથી પીડાયેલાં સતી દેવહૂતિએ પોતાનું વદનકમળ કંઈક અવર્ણનીય શોકથી વ્યાકુળ બનાવ્યું, એમ આનાથી છટ્ઠા શ્લોક(૨૦) સાથે સંબંધ છે. ॥ ૧૫ ॥

(કે જેમાં) દૂધનાં ફીણ જેવી કોમળ અને ઉજ્જ્વળ શય્યાઓ, હાથીદાંતના પલંગો, સુવર્ણનાં પાત્રો તથા સુવર્ણનાં આસનો તેમ જ સુખકર સ્પર્શવાળાં પાથરણાં હતાં. ॥ ૧૬ ॥

જે ગૃહસ્થાશ્રમમાં દૂધનાં ફીણ જેવી કોમળ અને ઉજ્જ્વળ શય્યાઓ, સુંદર પાથરણાં, હાથીદાંતના છત્રપલંગો, સુવર્ણનાં પાત્રો છે. **'आसनानि'** બાજોઠો (બેઠકો), સુખકર સ્પર્શવાળાં પાથરણાં છે જેમાં ॥ ૧૬ ॥

અમૂલ્ય મરકતમણિઓ જેમાં મઢેલા છે તેવી નિર્મળ સ્ફટિકમણિની ભીંતોમાં રત્નના પ્રદીપો શોભે છે તેમજ રત્નનાં અલંકારવાળી લલનાઓ શોભે છે. ॥ ૧૭ ॥ ૧૭ ॥

સ્ત્રી વિનાનું ઘર પણ શોભતું નથી. આવી લલનાઓ છે એમ કહે છે.

**गृहोद्यानं कुसुमितै रम्यं बह्वमरद्रुमैः।**
**कूजद्विहङ्गमिथुनं गायन्मत्तमधुव्रतम्॥ १८**

ગૃહોદ્યાન ખીલેલાં પુષ્કળ પુષ્પોવાળાં અનેક દિવ્ય તરુવરોથી શોભતો હતો. તેમાં મધુર કૂજન કરતાં પક્ષીયુગલો હતાં, ગુંજન કરતા મદોન્મત્ત ભ્રમરો હતા. ॥ १८ ॥

**यत्र प्रविष्टमात्मानं विबुधानुचरा जगुः।**
**वाप्यामुत्पलगन्धिन्यां कर्दमेनोपलालितम्॥ १९**

જે ઉદ્યાનમાં પ્રવેશેલાં તેમ જ ઉત્પલની સુવાસથી મહેંકતી વાવમાં મહર્ષિ કર્દમ દ્વારા લાડ લડાવાયેલાં પોતાનું (દેવહૂતિજીનું) દેવોના અનુચરો ગુણગાન કરતા હતા. ॥ १९ ॥

**हित्वा तदीप्सिततममप्याखण्डलयोषिताम्।**
**किञ्चिच्चकार वदनं पुत्रविश्लेषणातुरा॥ २०**

ઈન્દ્રની અર્ધાંગનાઓ પણ જેની લાલસા કરે તેવા ગૃહોદ્યાનને ત્યાગીને (જેઓ જરા પણ શોકાકુળ થયાં ન હતાં તેવાં,) પુત્રના વિરહથી વ્યાકુળ બનેલાં દેવહૂતિજીએ મુખ ઉદાસ બનાવ્યું. ॥ २० ॥

बहुभिरमरद्रुमैः रम्यम्॥ १८॥

અનેક દેવતરુઓથી રમ્ય ઉદ્યાન ॥ १८ ॥

यत्रोद्याने प्रविष्टमात्मानं देवहूतिम्॥ १९॥

જે ઉદ્યાનમાં પ્રવેશેલાં **'आत्मानम्'** પોતાને–દેવહૂતિજીને ॥ १९ ॥

आखण्डल इन्द्रस्तस्य या योषितस्तासामपीप्सिततमं प्राप्तुमिष्टतमं तद्धित्वा तत्राभिमानं त्यक्त्वा॥ २०॥

**'आखण्डलः'** ઈન્દ્ર, તેની સ્ત્રીઓ, તેમને પણ **'ईप्सिततमम्'** પ્રાપ્ત કરવા અત્યન્ત સ્પૃહણીય એવા ગૃહોદ્યાનને **'तद्–हित्वा'** તેના પરની અભિમતિનો ત્યાગ કરીને ॥ २० ॥

सुहृद्वियोगस्य दुःसहतामाह—**वनमिति।**

પ્રિયજનના વિયોગની દુઃસહતા વિષે કહે છે— **'वनम् इति।'**

**वनं प्रव्रजिते पत्यावपत्यविरहातुरा।**
**ज्ञाततत्त्वाऽप्यभून्नष्टे वत्से गौरिव वत्सला॥ २१**

પતિદેવ કર્દમ સંન્યાસદીક્ષા લઈ વનમાં સિધાવ્યા (અને પુત્ર પણ ચાલ્યો ગયો) ત્યારે પુત્રવિયોગથી પીડાયેલાં દેવહૂતિજી તત્ત્વને જાણનારાં હોવા છતાં વાછરડું ખોવાઈ જતાં વ્યથિત બનેલી વત્સલ ગાયની જેમ વ્યથિત બન્યાં. ॥ २१ ॥

नष्टे वत्से वत्सला गौरिवाभूत्॥ २१॥

વાછરડું ખોવાઈ જતાં વાત્સલ્યમયી ગાય (વ્યાકુળ થઈ જાય) તેમ વ્યાકુળ બન્યાં. ॥ २१ ॥

विरहकृतध्यानफलमाह।

વિરહને કારણે કરાયેલા ધ્યાનનું ફળ કહે છે—

**तमेव ध्यायती देवमपत्यं कपिलं हरिम्।**
**बभूवाचिरतो वत्स निस्पृहा तादृशे गृहे॥ २२**

હે પ્રિય વિદુરજી, તે જ દેવસ્વરૂપ પુત્ર સાક્ષાત્ શ્રીહરિરૂપ શ્રીકપિલનું ધ્યાન કરતાં, તેવા (ઐશ્વર્યપૂર્ણ) ભવનમાં શીઘ્ર સ્પૃહારહિત બન્યાં. ॥ २२ ॥

निस्पृहा निर्वासना। वत्स विदुर॥ २२॥

**'निस्पृहा'** વાસનારહિત, **'वत्स'** હે પ્રિય વિદુરજી ॥ २२ ॥

**ध्यायती भगवद्रूपं यदाह ध्यानगोचरम्।**
**सुतः प्रसन्नवदनं समस्तव्यस्तचिन्तया॥ २३**

ततः स्वसुतः कपिलो यदाह तद्भगवतो रूपं ध्यायती तदात्मानं च विश्वतोमुखं सर्वगतं ध्यायती ब्रह्मण्यवस्थितमतिर्बभूवेति पूर्वस्यैवानुषङ्गः। केन ध्यायती। विशुद्धेनात्मना मनसा॥ २३॥

विशुद्धौ कारणान्याह—

**भक्तिप्रवाहयोगेन वैराग्येण बलीयसा।**
**युक्तानुष्ठानजातेन ज्ञानेन ब्रह्महेतुना॥ २४**

**विशुद्धेन तदात्मानमात्मना विश्वतोमुखम्।**
**स्वानुभूत्या तिरोभूतमायागुणविशेषणम्॥ २५**

भक्तिप्रवाहरूपेण योगेन वैराग्येण च युक्तानुष्ठानेन जातं यज्ज्ञानं तेन च। युक्तानुष्ठानं च गीतासूक्तम्—

'युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु।
युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा॥'

इति। ब्रह्महेतुना ब्रह्मत्वापादकेन॥ २४॥

विश्वतोमुखत्वे हेतुः—स्वानुभूत्या स्वरूपप्रकाशेन तिरोभूतम्। मायागुणैर्विशेषणं परिच्छेदो यस्य॥ २५॥

कथम्भूते ब्रह्मणि। आत्मनां जीवानां संश्रये भगवति। तस्या जीवन्मुक्तिमाह सार्धैस्त्रिभिः।

ધ્યાનમાં પ્રકટ થતું જે ભગવદ્રૂપ પુત્રે વર્ણવ્યું હતું તેવા પ્રસન્ન વદનવાળા ભગવત્સ્વરૂપનું સંપૂર્ણરૂપે અને અવયવશઃ એકે એક અંગના ચિંતનપૂર્વક ધ્યાન કરવા લાગ્યાં. ॥ ૨૩ ॥

ત્યારબાદ પોતાના પુત્ર ભગવાન કપિલે જે કહ્યું હતું તે, ભગવાનના રૂપનું ધ્યાન કરતાં તેમ જ પોતાના આત્માનું પણ સર્વરૂપે ધ્યાન કરતાં દેવહૂતિજી બ્રહ્મમાં સ્થિર થયેલી બુદ્ધિવાળાં બન્યાં, એમ પૂર્વના શ્લોક(૨૨) સાથે સંબંધ છે. કેવી રીતે ધ્યાન કરતાં દેવહૂતિજી? વિશુદ્ધ **'आत्मना'** મન વડે ॥ ૨૩ ॥

ચિત્તશુદ્ધિ માટેનાં કારણો કહે છે—

ભક્તિના પ્રવાહરૂપ યોગથી, તીવ્ર વૈરાગ્યથી, યોગ્ય અનુષ્ઠાન દ્વારા જન્મેલા એવા બ્રહ્મપ્રાપ્તિ કરાવનાર જ્ઞાનથી અત્યન્ત શુદ્ધ થયેલા મન વડે સ્વસ્વરૂપનો પ્રકાશ થવાથી માયાના ગુણોની મર્યાદા જેમાંથી તિરોહિત થાય છે, તેવા સર્વવ્યાપક આત્માનું તે ધ્યાન કરવા લાગ્યાં. ॥ ૨૪ ॥ ૨૫ ॥

ભક્તિના પ્રવાહરૂપ યોગથી, વૈરાગ્યથી તથા ઉચિત અનુષ્ઠાન દ્વારા ઉત્પન્ન થયેલ જ્ઞાન અને તેનાથી (શુદ્ધ થયેલા મન વડે), ગીતામાં પણ યોગ્ય અનુષ્ઠાન માટે કહ્યું છે—

"યોગ્ય આહાર-વિહારવાળાને (તથા) કર્મોમાં યોગ્ય ચેષ્ટાવાળાને અને યોગ્ય પ્રમાણમાં ઊંઘનાર તથા જાગનારને (જ) દુઃખોનો નાશ કરનારો યોગ સિદ્ધ થાય છે." (ગીતા.૬/૧૭) **'ब्रह्महेतुना'** બ્રહ્મત્વ પ્રાપ્ત કરાવનાર જ્ઞાનથી ॥ ૨૪ ॥

સર્વવ્યાપકતાનું જ્ઞાન થવા માટેનું કારણ આપે છે— **'स्व-अनुभूत्या'** પોતાના સ્વરૂપના પ્રકાશથી તિરોહિત થઈ છે માયાના ગુણોથી થતી **'विशेषणम्'** મર્યાદા જેની ॥ ૨૫ ॥

કેવા પરબ્રહ્મમાં દેવહૂતિમાતાની બુદ્ધિ સ્થિર થઈ? (**'आत्मसंश्रये'**) **आत्मनाम्** જીવોના આશ્રયરૂપ ભગવાન પરબ્રહ્મમાં. તેમની જીવન્મુક્તિને સાડા ત્રણ શ્લોકો વડે કહે છે.

**ब्रह्मण्यवस्थितमतिर्भगवत्यात्मसंश्रये ।**
**निवृत्तजीवापत्तित्वात्क्षीणक्लेशाप्तनिर्वृतिः ॥ २६**

જીવોના આશ્રયરૂપ ભગવાન એવા પરબ્રહ્મમાં સ્થિર થયેલી મતિવાળાં, જીવભાવ દૂર થઈ ગયો હોવાથી ક્લેશરહિત અને આનંદયુક્ત થયેલાં,॥ ૨૬ ॥

**नित्यारूढसमाधित्वात्परावृत्तगुणभ्रमा ।**
**न सस्मार तदात्मानं स्वप्ने दृष्टमिवोत्थितः ॥ २७**

સદા સમાધિમાં આરૂઢ હોવાથી જેમની ગુણોરૂપ કારણવાળી દેહાદિની ભ્રાન્તિ દૂર થઈ ગઈ છે તેવાં દેવહૂતિમાતાને, સ્વપ્નમાંથી ઊઠેલાને સ્વપ્નમાં જોયેલા દેહનું સ્મરણ નથી રહેતું તેમ દેહનું સ્મરણ રહ્યું નહીં. ॥ ૨૭ ॥

तदा च निवृत्ता जीवापत्तिर्जीवभावो यस्यास्तस्या भावस्तत्त्वं तस्मात्। विगतक्लेशा प्राप्तनिर्वृतिश्च सत्यात्मानं देहं न सस्मारेत्युत्तरेणान्वयः ॥ २६ ॥

અને ત્યારે દૂર થયો છે **'जीवापत्तिः'** જીવભાવ જેનો તેવાં તે દેવહૂતિજી, તેમની એવી તે સ્થિતિથી ક્લેશ દૂર થયો હોવાથી અને આનંદ પ્રાપ્ત થયો હોવાથી **'आत्मानम्'** દેહનું સ્મરણ રહ્યું નહીં, એમ પછીના શ્લોક (૨૭) સાથે સંબંધ છે. ॥ ૨૬ ॥

ननु तथापि गुणानां विद्यमानत्वात्कथमस्मरणं तत्राह। नित्यारूढो लब्धप्रतिष्ठः समाधिर्यस्यास्तस्या भावस्तत्त्वं तस्मात्। परावृत्तः शान्तो गुणनिमित्तो भ्रमो यस्याः सा॥ २७॥

શંકા કરે છે કે આમ હોવા છતાં પણ ત્રણે ગુણો વિદ્યમાન હોવાથી દેહભાન કેવી રીતે ભૂલે? તે માટે ઉત્તર આપે છે કે **'नित्य-आरूढः'** પ્રાપ્ત થઈ છે સમાધિનિષ્ઠા જેને એવાં દેવહૂતિજી; તેમની તેવી સ્થિતિને કારણે, **'परावृत्तः'** દૂર થઈ છે ગુણોરૂપ કારણવાળી દેહાદિની ભ્રાન્તિ જેમને તે ॥ ૨૭ ॥

**तद्देहः परतः पोषोऽप्यकृशश्चाध्यसम्भवात्।**
**बभौ मलैरवच्छन्नः सधूम इव पावकः ॥ २८**

તેમનો દેહ બીજાથી પોષાતો હતો. માનસિક પીડા ન હોવાને લીધે તે દેહ દુર્બળ બન્યો ન હતો તેમ જ મેલથી ઢંકાયેલો હોવા છતાં ધૂમાડાથી ઢંકાયેલા અગ્નિ જેવો શોભતો હતો. ॥ ૨૮ ॥

परतः पराभिरेव कर्दमसृष्टविद्याधरीभिः पोषः पोषणं यस्य। आधिर्मनोग्लानिस्तदसम्भ-वादकृशः मलैरवच्छन्नोऽपि बभौ॥ २८॥

**'परतः'** બીજાઓ દ્વારા જ, મહર્ષિ કર્દમે (યોગવિદ્યાના પ્રભાવથી) સર્જેલી વિદ્યાધરીઓ દ્વારા **'पोषः'** પોષણ થતું હતું જેનું, **'आधिः'** મનની ગ્લાનિ, માનસિક પીડા– તે ન હોવાથી કૃશ બન્યો ન હતો, મેલથી ઢંકાયેલો હોવા છતાં પણ તેમનો દેહ શોભતો હતો. ॥ ૨૮ ॥

**सुबोधिनी**—ननु देहास्मरणे कथं देहस्तिष्ठेदिति शङ्कां परिहरन् तस्य देहस्यान्तर्ज्ञानप्रकाशेन प्रकाश-मानत्वमाह । चकारात् कान्तिनाशाभावश्च।

શંકા કરે છે કે દેહભાન ભુલાઈ ગયું હોય તો કેવી રીતે દેહ ટકે? તે શંકાને દૂર કરતાં કહે છે કે દેહના અંતર્જ્ઞાનના પ્રકાશથી તેઓ પ્રકાશરૂપ થયાં છે. **'च'** કારથી દેહની કાન્તિનો પણ નાશ થયો ન હતો, તેમ કહે છે.

**स्वाङ्गं तपोयोगमयं मुक्तकेशं गताम्बरम्।**
**दैवगुप्तं न बुबुधे वासुदेवप्रविष्टधीः॥ २९**

**एवं सा कपिलोक्तेन मार्गेणाचिरतः परम्।**
**आत्मानं ब्रह्मनिर्वाणं भगवन्तमवाप ह॥ ३०**

**तद्वीरासीत्पुण्यतमं क्षेत्रं त्रैलोक्यविश्रुतम्।**
**नाम्ना सिद्धपदं यत्र सा संसिद्धिमुपेयुषी॥ ३१**

**तस्यास्तद्योगविधुतमार्त्यं मर्त्यमभूत्सरित्।**
**स्त्रोतसां प्रवरा सौम्य सिद्धिदा सिद्धसेविता॥ ३२**

दैवगुप्तमारब्धकर्मपालितम्॥ २९॥

**क्रम.**—'दैवगुप्तम्' दैवेन श्रीवासुदेवेनैव गुप्तम्। 'किमजितोऽवति नोपसन्नान्' इति न्यायेन।

निर्वाणं नित्यमुक्तम्॥ ३०॥

हे वीर विदुर, उपेयुषी प्राप्ता॥ ३१॥

हे सौम्य, तस्यास्तन्मर्त्यं शरीरं सरिदभूत्। कथम्भूतम्। योगेन विधुता विलीना मार्त्या दैहिका धातुमला यस्य॥ ३२॥

कपिलोऽपि ययावित्युक्तं तदेव प्रपञ्चयति—**कपिलोऽपीति** त्रिभिः।

**कपिलोऽपि महायोगी भगवान्पितुराश्रमात्।**
**मातरं समनुज्ञाप्य प्रागुदीचीं दिशं ययौ॥ ३३**

**सिद्धचारणगन्धर्वैर्मुनिभिश्चाप्सरोगणैः।**
**स्तूयमानः समुद्रेण दत्तार्हणनिकेतनः॥ ३४**

ભગવાન વાસુદેવમાં પરોવાયેલી બુદ્ધિવાળાં દેવહૂતિજી તપ, યોગ અને પ્રારબ્ધકર્મથી પોષાતા પોતાના શરીરને છૂટા કેશવાળું કે વસ્ત્રરહિત થયેલું પણ જાણતાં ન હતાં. ॥ ૨૯ ॥

અહો! આ પ્રમાણે ભગવાન કપિલે કહેલા માર્ગથી માતા દેવહૂતિ અલ્પ સમયમાં જ નિત્યમુક્ત ભગવાન પરબ્રહ્મ પરમાત્માને પામ્યાં. ॥ ૩૦ ॥

હે વીર વિદુરજી, જ્યાં તે દેવહૂતિજી ઉત્તમ સિદ્ધિને પામ્યાં, તે અતિશય પવિત્ર ક્ષેત્ર 'સિદ્ધસ્થળ'ના નામથી ત્રણે લોકમાં જાણીતું થયું. ॥ ૩૧ ॥

હે સાધુશીલ વિદુરજી, યોગસાધન દ્વારા દૈહિક મળરહિત થયેલો તે દેવહૂતિમાતાનો દેહ સરિતાઓમાં શ્રેષ્ઠ, સિદ્ધોથી સેવાયેલી તેમ જ સિદ્ધિ આપનારી સરિતારૂપ બન્યો. ॥ ૩૨ ॥

**'दैवगुप्तम्'** પ્રારબ્ધકર્મથી પોષાતા દેહને ॥ ૨૯ ॥

ભગવાન શ્રીવાસુદેવ દ્વારા જ રક્ષાયેલા દેહને, 'શું અજિત ભગવાન શરણે આવેલાનું રક્ષણ કરે નહીં ?' એ ન્યાય અનુસાર.

**'निर्वाणम्'** નિત્યમુક્ત પરબ્રહ્મને ॥ ૩૦ ॥

**'हे वीर'** હે વીર વિદુરજી, **'उपेयुषी'** પ્રાપ્ત થયાં ॥ ૩૧ ॥

હે સૌમ્ય, તે દેવહૂતિ માતાનું તે **'मर्त्यम्'** શરીર સરિતા બન્યું. કેવું શરીર? યોગસાધનથી **'विधुता'** લય પામ્યા છે **'मार्त्याः'** દૈહિક ધાતુના મળ જેના ॥ ૩૨ ॥

ભગવાન કપિલ પણ ગયા, એમ જે કહ્યું તે જ ત્રણ શ્લોક દ્વારા વિસ્તારપૂર્વક સમજાવે છે— **'कपिलः-अपि-इति।'**

મહાન યોગી કપિલ ભગવાન પણ માતાજીની અનુમતિ મેળવીને પિતાજીના આશ્રમમાંથી ઈશાન દિશામાં ગયા. ॥ ૩૩ ॥

સિદ્ધો, ચારણો, ગન્ધર્વો, મુનિઓ તથા અપ્સરાઓના સમૂહો તેમની સ્તુતિ કરતા હતા તેમ જ સમુદ્રે તેમનો અર્ઘ્યથી સત્કાર કરી તેમને નિવાસસ્થાન આપ્યું હતું. ॥ ૩૪ ॥

**आस्ते योगं समास्थाय सांख्याचार्यैरभिष्टुतः।**
**त्रयाणामपि लोकानामुपशान्त्यै समाहितः॥ ३५**

समनुज्ञाप्याऽनुज्ञां सम्प्रार्थ्य॥ ३३॥

दत्तमर्हणमर्घ्यं निकेतनं च यस्मै॥ ३४॥

उपशान्त्यर्थं समाहित आस्ते॥ ३५॥

प्रकरणार्थमुपसंहरति—**एतदिति।**

**एतन्निगदितं तात यत्पृष्टोऽहं तवानघ।**
**कपिलस्य च संवादो देवहूत्याश्च पावनः॥ ३६**

तव त्वया॥ ३६॥

एतच्छ्रवणकीर्तनफलमाह—**य इति।**

**य इदमनुशृणोति योऽभिधत्ते**
**कपिलमुनेर्मतमात्मयोगगुह्यम्।**
**भगवति कृतधीः सुपर्णकेता-**
**वुपलभते भगवत्पदारविन्दम्॥ ३७**

सुपर्णकेतौ गुरुडध्वजे। उपलभते प्राप्नोति॥ ३७॥

**वंशीधरी—**

यो मात्रे कापिलं रूपं धृत्वा ज्ञानमदात्प्रभुः।
स सदा संसृतेः पातु यशोदानन्दनो हरिः॥

સાંખ્યશાસ્ત્રના આચાર્યો દ્વારા સ્તુતિ કરાયેલા, યોગનું સારી રીતે આચરણ કરતા કપિલ ભગવાન ત્રણે લોકની શાન્તિ માટે સમાધિ અવસ્થામાં રહેતા હતા. ॥ ૩૫ ॥

‘**समनुज्ञाप्य**’ અનુજ્ઞા માટે પ્રાર્થના કરીને ॥ ૩૩ ॥

‘**अर्हणम्**’ અર્ઘ્ય તથા નિવાસસ્થાન આપ્યાં છે જેમને ॥ ૩૪ ॥

પૂર્ણશાન્તિ માટે એકાગ્રચિત્તવાળા બની રહે છે. ॥ ૩૫ ॥

પ્રકરણના અર્થનો ઉપસંહાર કરે છે— ‘**एतत्-इति।**’

હે તાત, હે નિષ્પાપ વિદુરજી, આપના દ્વારા મને જે પૂછવામાં આવ્યું તે મેં કહ્યું અને દેવહૂતિજી અને કપિલ ભગવાનનો પવિત્ર સંવાદ પણ કહ્યો. ॥ ૩૬ ॥

‘**तव**’ આપના દ્વારા ॥ ૩૬ ॥

આ ભગવચ્ચરિત્રના શ્રવણ અને કીર્તનનું ફળ કહે છે— ‘**यः इति।**’

જે મનુષ્ય ભગવાન ગરુડધ્વજમાં બુદ્ધિ સ્થાપી, ગુહ્ય આત્મયોગરૂપ ભગવાન કપિલનો આ મત સાંભળે તથા અન્યને સંભળાવે છે, તે ભગવાનના ચરણારવિન્દને પામે છે. ॥ ૩૭ ॥

‘**सुपर्णकेतौ**’ ગરુડધ્વજ ભગવાનમાં, ‘**उपलभते**’ પામે છે. ॥ ૩૭ ॥

કપિલનારાયણનું રૂપ ધારણ કરીને જે પ્રભુએ માતાને જ્ઞાન પ્રદાન કર્યું, તે યશોદાનંદન શ્રીહરિ સદાય સંસારથી રક્ષા કરો.

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां तृतीयस्कन्धे त्रयस्त्रिंशोऽध्यायः॥ ३३॥

इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कन्धे श्रीधरस्वामिविरचितायां
भावार्थदीपिकायां टीकायां त्रयस्त्रिंशोऽध्यायः॥ ३३॥

❋❋❋❋❋

**॥ तृतीयस्कन्धः समाप्तः॥**

**॥ श्रीकृष्णार्पणमस्तु॥**